# વૈદ્યક-વિજ્ઞાન-ચક્ર.

## હોમિયૉપૅથિક અને બાયૉકૅમિક ચિકિત્સા સહિત.

## ગ્રંથ ૨ જો.

---

# ENCYCLOPÆDIA OF MEDICINE.

## WITH HOMŒOPATHIC AND BIOCHEMIC TREATMENT.

## VOLUME II.


કર્તા.

સ્વ૦ ડૉ. જમનાદાસ પ્રેમચંદ નાણાવટી.,

એલ. એમ. એન્ડ એસ.,

રીલીફરોડ—અમદાવાદ.


---


પ્રસિદ્ધ કર્તા

બાલાભાઈ જમનાદાસ નાણાવટી બી. એ.,

રીલીફરોડ—અમદાવાદ.


---

Similia Similibus Curantur—विषस्य विषमौषधम्.

तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते ।

स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥

चरकसंहिता.

*That alone is the right medicine, which can remove disease; he alone is the true physician who can restore health.* **Charak Sanhita.**

---


આવૃત્તિ ૧ લી. પ્રત ૧૨૦૦.

વિક્રમ સંવત ૧૯૭૩. ઇસ્વી સન ૧૯૧૭.




---


કિંમત રૂ. ૭-૦-૦.

Registered under Sec. 18 of Act XXV of 1867.

અમદાવાદ:

ધી 'ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં' શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું

પાંચકુવા—ચાર રસ્તા.

# પ્રસ્તાવના.

શરૂઆતમાં વૈદ્યક-વિજ્ઞાન-ચક્રનું પુસ્તક એકજ ગ્રંથમાં બહાર પાડવાનો વિચાર હતો, પરંતુ પુસ્તકનું કદ ધારવા કરતાં વધારે મોટું થઈ જવાથી તેના બે જુદા ગ્રંથ કરવાની અણધારી જરૂર પડી છે. પહેલા ગ્રંથમાં ૧ થી ૭ ભાગનો અને બીજા ગ્રંથમાં ૮ થી ૧૭ ભાગનો સમાવેશ નીચે પ્રમાણે કર્યો છે.

**ભાગ ૮ મો:**—તેમાં સ્ત્રીઓનું આરોગ્ય જાળવવાની સૂચનાઓ, તેમના ખાસ વ્યાધિઓ, તેની ચિકિત્સા અનુસંગી ઉપાય, ગર્ભાધાન અને પ્રસુતિનાં કેટલાંક દર્દો વિગેરે બાબતો આપી છે.

**ભાગ ૯ મો:**—તેમાં કેવા કેવા સંયોગોથી બાળક નિરોગી રહી શકે તે, તથા બાળકોના રોગો, અને તેની ચિકિત્સા વિગેરે બાબતો આવે છે.

**ભાગ ૧૦ મો:**—તેમાં સ્નાયુ અને અસ્થિના વ્યાધિઓ, તથા અકસ્માતથી થતા હાથપગના દર્દોનું વર્ણન અને ઉપાય બતાવ્યા છે.

**ભાગ ૧૧ મો:**—તેમાં પ્રસૂતિશાસ્ત્ર, આધુનિક સઘળા સુધારા વધારા સાથે આપ્યું છે, અને હોમિયૉપૅથિ તે વિષયમાં કેટલી મદદ કરી શકે છે, તે બતાવ્યું છે. વળી કેવા કેવા સંયોગોમાં શસ્ત્રક્રિયાની જરૂર પડે છે, તે પણ સમજાવ્યું છે.

**ભાગ ૧૨ મો:**—તેમાં શસ્ત્રવિદ્યાનો વિષય, મહાન શસ્ત્રોપચાર કરવા પડે તેવાં દર્દો અને ઉપચારનાં નામ, સ્વલ્પોપચારની લોકોપયોગી બાબતો વગેરે આપ્યું છે.

**ભાગ ૧૩ મો:**—તેમાં હોમિયૉપૅથિનું ઔષધિગુણશાસ્ત્ર આપ્યું છે, જેમાં ૧૪૦ ઉપયોગી દવાના ગુણદોષનું વર્ણન આપીને આપણા શરીરના જુદા જુદા ભાગ ઉપર તે કેવી અસર કરે છે તે સમજાવ્યું છે. હરકોઈ વ્યાધિ માટે હોમિયૉપૅથિની દવા નક્કી કરતી વખતે તેના ગુણદોષ આ ભાગમાંથી વાંચી જવાથી ઘણો લાભ થશે. તે દવાઓને અંગ્રેજી મૂળાક્ષરના ક્રમ પ્રમાણે ગોઠવી છે.

**ભાગ ૧૪ મો:**—તેમાં જીવનરસાયણચિકિત્સા આપી છે, અને કેટલાક મુખ્ય વ્યાધિઓમાં તેમાંની કઈ કઈ દવાઓ કેવા સંયોગોમાં ઉપયોગી થાય છે તે સમજાવ્યું છે. તે વ્યાધિઓનો ક્રમ ગુજરાતી મૂળાક્ષર પ્રમાણે રાખ્યો છે.

**ભાગ ૧૫ મો:**—તેમાં જીવન રસાયણની બાર દવાઓનું ઔષધિગુણશાસ્ત્ર આપ્યું છે. તે ઉપરાંત ડૉક્ટર ઑલ્ટ્ઝના ક્ષારની હકીકત પણ આપી છે. તેમનો ક્રમ પણ ગુજરાતી મૂળાક્ષર પ્રમાણે રાખ્યો છે.

**ભાગ ૧૬ મો:**—તેમાં જુદાં જુદાં વિષ, તેમની ઝેરી અસર અને ગેર ઉપયોગ, તથા તેના પ્રતિકાર બતાવ્યા છે.

**ભાગ ૧૭ મો:**—તેમાં આ પુસ્તક તૈયાર થયું તે દર્મ્યાન જે નવા વ્યાધિઓ, અને વૈદ્યકને ઉપયોગી વિષયો જાહેરમાં આવ્યા છે, તેનું ટુંક વર્ણન આપ્યું છે.

દિન પ્રતિદિન જેમ અજ્ઞાન દુર થતું જાય છે, તેમ સૌને સમજાય છે કે આરોગ્ય એ કેવળ દૈવાધીન વાત નથી, પરંતુ મનુષ્યના જ્ઞાન, કેળવણી, રીતભાત, આગ્રહ, પ્રયત્ન, અને સાધન ઉપર તેનો ઘણો આધાર છે. વળી શારીરિક સુખ એ બીજાં બધાં સુખોના કરતાં વધારે મોટું સુખ છે, કેમકે તે વિના બીજા સુખો મેળવી શકાતાં નથી, અને તેમનો અનુભવ પણ થઇ શકતો નથી. જ્યાંસુધી કોઇ મનુષ્ય ઊંચા પ્રકારનું શારીરિક સુખ–આરોગ્ય અને બળ–મેળવી શકે નહિ, ત્યાંસુધી તેના બીજા પ્રયત્નો નકામા છે. તે ઉપરથી એ સ્પષ્ટ રીતે સમજાય તેવી બાબત છે કે હરેક મનુષ્ય જાતિના જીવન માટે શારીરિક સુખ મેળવવાનાં, અને સાચવી રાખવાનાં જ્ઞાન, તથા સાધનો દુનિયાના લગભગ બીજા બધા જ્ઞાન, અને સાધનોના કરતાં વધારે ઇષ્ટ, વધારે ઉપયોગી, વધારે કિંમતી, અને વધારે કાળજી રાખવા યોગ્ય હોય છે. તેવા જ્ઞાન અને સાધનનો પ્રચાર કરવાનો તથા તેનો બરાબર લાભ લેવાનો શુભ પ્રયત્ન સૌ કોઇએ વધારે અને વધારે આગ્રહપુર:સર કરવો જોઇએ. કેટલાક જ્ઞાન અને સાધન વડે વ્યાધિને ઉત્પન્ન થતા અટકાવી શકાય છે, અને કેટલાક જ્ઞાન અને સાધનવડે તેમનો શરૂઆતમાંથીજ નાશ કરી શકાય છે. તેવા બન્ને પ્રકારના જ્ઞાનનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે, અને તેથી એવી આશા રાખવામાં આવી છે કે આ પુસ્તકના ઉપયોગથી માત્ર ડાકટરોને અને વૈદ્યોનેજ નહિ, પરંતુ લોકોને પણ ઘણો લાભ થશે. સ્ત્રીઓના અને બાળકોના વ્યાધિ સંબંધી પ્રકરણો આ બીજા ગ્રંથમાં આપ્યાં છે, અને તેમને ઉપયોગી ઘણી બાબતો તેમાં સમજાવી છે. સ્ત્રીઓ અને બાળાઓ તે બાબતો વાંચીને પોતાનું શરીર વધારે આરોગ્ય અને વધારે બળવાન કરવા પ્રયત્ન કરશે, તો પછી બાળકો સ્વાભાવિક રીતેજ નિરોગી થશે એમાં કાંઈ સંદેહ નથી. બાળકોના આરોગ્ય અર્થે પણ થોડીક બાબતો આપી છે, તેનો અભ્યાસ અને ઉપયોગ માતાઓ કરે અને તે રીતે ઉછરતા બાળકોના આરોગ્યમાં ઘણો સારો સુધારો થાય એવી લેખકની પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

'सर्वे जनाः सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः'

જમનાદાસ પ્રેમચંદ નાણાવટી.



# વૈદ્યક વિજ્ઞાનચક્ર-ગ્રંથ બીજો.

## અનુક્રમણિકા.

## ભાગ ૯ મો.

## ભાગ ૧૦ મો.

# વૈદ્યકવિજ્ઞાનચક્ર ગ્રંથ બીજો.

## ભાગ ૮ મો.

---

## સ્ત્રીઓના ખાસ વ્યાધિઓ.

**Gynecology——ગાયનેકૉલૉજી**

**Diseases of women—ડીઝીઝીસ ઑફ વિમેન**

### સ્ત્રીઓ, અને તેમનું આરોગ્ય.

(Females, and their health &c.)

"The best social interests of the race are in the keeping of faithful mothers Their education both of the intellect and the heart should be of the highest order."

Dr. W. M. Capp.

"We cannot overdo the matter of discreetly rearing our girls. They are to be the wives and mothers of the next generation, and on them rests the matter of the prosperity of the nation. The world has to be largely influenced by their abilities and strength, and it rests with the educators of to-day to prepare them for the great work that is before them.'

Marguerite Lindley.

**ભાવાર્થ:**—માતાઓ નિમકહલાલ હોય, તોજ મનુષ્ય જાતિના કોઇપણ સમાજનું હિત સારામાં સારી રીતે જળવાય છે, તેમની સમજશકિતને સારી રીતે કેળવવી જોઇએ, એટલુંજ નહિ પણ તેમના હ્રદયના ભાવો ઉચ્ચ સંસ્કારોથી ઘડાવા જોઇએ.

ડા. ડબલ્યુ એમ કૅપ.

આપણી બાળાઓને ઉછેરવામાં જેટલી કાળજી અને ડહાપણ વપરાય તેટલું ઓછું છે. તેઓ આવતા જમાનાની ગૃહિણીઓ અને માતાઓ થવાની છે, અને તેમની ઉપર પ્રજાની ઉન્નતિનો આધાર છે, તેઓની શકિત અને કૌવતથી દુનિયાને ઘણી અસર થવાની છે, અને જે મહાન કાર્ય તેમની આગળ છે, તે માટે તેમને તૈયાર કરવાનો આધાર આજના કેળવણી આપનારાઓની ઉપર છે.

માર્ગેરાઇટ લીન્ડલી.

આપણા દેશની સ્ત્રીઓ પોતાનું શરીર કેવી રીતે સાજું સારૂં રાખી શકે તે સંબંધી કેટલીક જાણવાજેવી બાબતો અમે અત્રે આપી છે. સ્ત્રીઓ તે વાંચીને સમજી શકે, અને પોતાની હાલત સુધારે એવી આશાએ અમે આ વિષયની ભાષા પણ વધારે સાદી રાખી છે. આપણા દેશમાં સ્ત્રીઓ પોતાનું શરીર કેવી રીતે નિરોગી રહે તે સંબંધી જોઇએ તેવી સારી અને પુરતી કેળવણી નાનપણથી લેતી નથી, તેથી બીજા દેશોની સ્ત્રીઓના જેટલી તેઓ નિરોગી, મજબુત, અને સુખી રહેતી નથી. જો સ્ત્રીઓનાં શરીર પ્રથમ સુધરે, તો તેમનાં બાળ બચ્ચાંના શરીર પણ બળવાન અને નિરોગી થઈ શકે. સ્ત્રી પોતાના નિરોગી શરીર, ચંચળતા અને આનંદી સ્વભાવથી પોતાના ઘરને આનંદમય અને સુખપ્રદ બનાવે છે, તથા પોતાના સગા સંબંધીમાં ઉત્સાહ પ્રેરે છે. જો તે માંદલી, અશકત, કે નબળા અને ચીઢીઆ સ્વભાવવાળી હોય તો પોતાના ઘરને શોકમય અને દુઃખપ્રદ બનાવે છે, તથા તેના પતિ અને બાળ બચ્ચાંઓના સારા ઉત્સાહનો તેણી વખતો વખત ભંગ કરે છે. જ્યાં સુધી સ્ત્રીઓની હાલત સુધરે નહિ, ત્યાં સુધી આપણું અને આપણી પ્રજાનું જીવન લેશ માત્ર સુધરે નહિ.

એ કારણથી સ્ત્રીઓ પોતાનું શરીર નિરોગી રાખતાં, પોતાનો સ્વભાવ આનંદી અને ઉત્સાહ પ્રેરક બનાવતાં, પોતાના શરીરને બરાબર કસરત આપીને તથા ઘરનું કામકાજ કરીને મજબુત રાખતાં, પોતાના મનને પવિત્ર રાખીને ખોટા વેગને દબાવતાં, જરૂર પડે તે વખતે હોંશીઆરી અને ચાલાકી વાપરતાં, પોતાના બાળબચ્ચા મજબુત અને નિરોગી જન્મે તેવી રીતે રહેતાં, પોતાના બાળબચ્ચા તરફ પોતાની કેટલી

જવાબદારી છે તે સમજતાં, તથા જન્મેલા બાળકોને કેવી રીતે મજબુત બાંધાવાળા કરવાં તે શીખે તેવી કેળવણીની ઘણી જરૂર છે. જો એવી કેળવણી છોકરીઓને અને સ્ત્રીઓને નિશાળોમાં, ઘેર અગર બીજી કોઈ સંસ્થાઓમાં મળી શકે, તો ઘણા કુટુંબના દુઃખો ઓછાં થાય, તેમના ફરજંદોના બાંધા બળવાન થાય, તે ફરજંદો એકંદર રીતે એક પ્રજા તરીકેના તેમના હકો બરાબર બજાવવાને શકિતવાન થાય, દેશ વધારે ઉદ્યમી અને આબાદ થાય, અને રસ્તે ચાલતા દરેક સ્ત્રી પુરૂષના ચ્હેરા ઉપર અત્યાર કરતાં વધારે સારી તન્દુરસ્તી અને નૂર જોવામાં આવે.

ઉછરતી બાળાઓના શરીરની અને મનની હાલતમાં સુધારો કરવામાટે દરેક ઘરના વડીલ સ્ત્રીપુરૂષે તેમની અવસ્થા, તેમના અધિકાર, તેમનાં કર્તવ્યો, તેમની ધર્મ તરફની વૃત્તિ, તેમના વહેમ, તેમના ખોટા શોખ, તેમની સખીઓના વર્તન અને તેમની વાતચિત ઉપર ખરા અંતઃકરણથી ધ્યાન આપવું જોઇએ અને દરેક પ્રસંગે તેમને ખરો માર્ગ બતાવવો જોઈએ. ઘર આગળ પણ એવી સારી કેળવણી આપવી જોઇએ કે તે બાળાઓ ઉત્તમ માતાઓ નીવડે. ઘણી બાળાઓ નાનપણમાં પોતાનો દેખાવ સુધારવાનો અને તેમ કરીને માણસોની પાસે વખણાવાનો શોખ કુદ્રતી રીતે ધરાવતી હોય છે. પોતાનો બહારનો દેખાવ સુધારવો એ વાત ખચિત સારી છે. પણ તે ખરી તન્દુરસ્તીથી અને નિર્મળ મનથી સુધારવો જોઇએ, પરંતુ અંદર મલીન અને માંદા રહીને ઉપરથી કપડાં લતાં કે ઘરેણાંથી દેખાવ સુધારવો જોઇએ નહિ. બહારનો દેખાવ સુધરેલો જોઇને આપણા કોઈ વખાણ કરે, તેનાં કરતાં આપણું નિરોગી શરીર સ્વચ્છ પણ સાદાં કપડાં, નિર્મળ મન, અને શુદ્ધ, ઉંચા તથા ધર્મપરાયણ વિચારો જોઇને કોઈનું હૃદય ઉંડેથી ખુશી થાય, તો તે હજાર દરજ્જે વધારે સારૂં છે, એવું પવિત્ર જ્ઞાન બાળાઓના અંતઃકરણમાં સચોટ ઉતારવું જોઇએ. નિરોગી શરીર, અને નિર્મળ હૃદયોની જેટલી કિંમત છે, તેટલી કિંમત માંદલા પણ ભપકાદાર શરીરની, ચંચળ દેખાતી બુદ્ધિની તથા મલીન અને સંતાઈ રહેલા હૃદયોની નથી, સ્વચ્છતા અને સાદાઈની જેટલી કિંમત છે તેટલી ભપકાની અને ફેશનની કિંમત નથી. બાળાઓને તેમની નાની અવસ્થામાંથી જો તન્દુરસ્તી જાળવતાં, પવિત્ર અંતઃકરણ રાખતાં, તથા ખોટા ભપકાથી દૂર રહેતાં શીખવવામાં આવે નહિ, તો કેટલાંક દર્દો તેમને મોટી ઉમ્મરે લાગુ પડવાનો ઘણો સંભવ રહે છે, અને તે લાગુ પડવાથી પછી જોઇએ તેવી સારી રીતે મટાડી શકાતા નથી. બાળાઓ પોતાની આસપાસ જેવા માણસોને જુએ છે, તેવું પોતાનું વર્તન કરે છે, માટે ઘરના વડીલોએ પોતે ખોટા મોજશોખ, નકામી ફેશન કે ભપકો દૂર કરીને ધર્મિષ્ટ પવિત્ર અને દૃઢ વર્તનનો સારો દાખલો બેસારવો જોઇએ, તથા તન્દુરસ્તી જાળવવાની ખાતર પોતે કેવા કેવા નિયમો પાળે છે, તે તેમને સમજાવવું જોઇએ છોકરાઓમાં સ્વાર્થ છે માટે તેમને હુશિયાર બનાવવાની જરૂર છે, તેથી તેની કેળવણી તરફ ધ્યાન આપવું, અને છોકરીઓને ફાવે તેવી રીતે કેળવણી મળવા દેવી એ હકીકત કેટલાક કુટુંબોમાં જોવાથી અમને ઘણો ખેદ થયો છે, પણ આશા રાખીએ છીએ કે હવે લોકો બાળાઓને ઉછેરવામાં પણ પુરતી કાળજી રાખશે. આપણે જે ખર્ચ ઘર આગળ અને દવાખાનાઓમાં દર્દીઓની સારવાર અને દવા માટે કરીએ છીએ, તેનો અર્ધો ખર્ચ પણ જો બાળાઓને પોતે નિરોગી રહેતાં, અને મોટી થાય ત્યારે બચ્ચાઓને નિરોગી રાખતાં શિખવવામાં કરીએ તો માત્ર સ્ત્રીઓજ નહિ, પણ આપણી આખી પ્રજા અત્યારના કરતાં થોડે ખરચે પણ ઘણી વધારે સુખી થાય.

આપણા દેશમાં સ્ત્રીઓમાં દરદો કેવાં કેવાં કારણોથી ઉત્પન્ન થાય છે, તેનો અભ્યાસ કરવાથી અમને એવો અનુભવ થયો છે કે તેના નજીકનાં વૈદ્યક કારણો દૂર કરવાની જેટલી જરૂર છે, તેનાં કરતાં તેના ગૃહ સંસારના કારણો દૂર કરવાની વધારે જરૂર છે, અને તેમ થાય, તોજ તેમનાં દર્દો ફતેહમંદ રીતે દુર કરી શકાય છે.

## તેમના મગજની નબળાઇ એ તેમના દર્દનું એક કારણ.

સ્ત્રી જાત જન્મથીજ પોચા સ્વભાવની હોય છે, એ સર્વદા લક્ષમાં રાખવાનું છે, અને તેથી તેમનાં દર્દોનું વલણ **માનસિક ઉપદ્રવ** તરફ વિશેષ રહ્યા કરે છે. સારીરીતે કેળવાએલી સ્ત્રીઓ ઘણું કરીને ઓછા પોચા સ્વભાવની હોય છે. હિંદુઓની ઉંચ કોમમાં અને પારસીની કોમમાં કેટલીક સ્ત્રીઓનો સ્વભાવ બહુજ

પોચો હોય છે; આવી સ્ત્રીઓને મનોવિકાર ઘણી વખત થાય છે, એટલુંજ નહિ પરંતુ તેમને દવા આપવાની સાથે તેમના મનને આશા, ઉમેદ, ઉત્સાહ, ભય, વગેરેમાંથી જેની જરૂર લાગે તે, શબ્દોવડે, તેમનામાં ઉત્પન્ન કરવાથી વ્યાધિ જલદી દૂર થઈ શકે છે. એ શિવાય એવા કેટલાક દર્દીઓને દવાઓ વધારે સૂક્ષ્મ માત્રામાં આપવાની જરૂર પડે છે, ને કેટલાકને વધારે ઉંચા અંશની જરૂર પડે છે. જો આવા દર્દીઓ પોતાનો સ્વભાવ ધીમે ધીમે ધર્મપરાયણ કરે, પોતાની વૃત્તિઓને કાબુમાં લાવે, અથવા આ સંસારનો વૈભવ ઘડીકમાં નાશ પામે તેવો છે, અને તે માત્ર મનુષ્યના પ્રયત્નને આધીન નથી, પરંતુ પ્રારબ્ધાધીન છે, એમ સમજીને પોતાને મળતા સુખ ને વૈભવથી સંતોષ માને, અને ખોટા વ્હેમ, ભય, ચિંતા વગેરેને દૂર કરે, તો રોગ જલદી મટવા લાગે છે.

દરેક મનુષ્યે અને ખાસ કરીને સ્ત્રીએ આ વાત સારી રીતે લક્ષમાં રાખવી કે, આપણને કુદરતે એવું મનોબળ એટલે એક જાતની એવી માની શકિત આપી છે, કે તે વડે જો આપણે દૃઢ વિચાર કરીએ તો, ઘણા ખરા રોગોને મટાડી શકીએ છીએ. જે નિર્માલ્ય ને એદી જેવાં હોય છે, તેઓ પોતાની મેળે રોગને વિચાર કરી કરીને વધારે છે. ઉત્સાહી અને આનંદી હોય છે, તેઓ રોગને જલદી મટાડી શકે છે.

જે સ્ત્રીઓને ઘરનું કામકાજ અથવા બીજું કાંઇ કામ આખો દિવસ પહોંચ્યા કરે છે, તેઓને નવરા બેસીને જીવ બાળવાનો કે ખોટા સાચા તર્ક કરવાનો વખત મળતો નથી, અને તેથી તેવી સ્ત્રીઓને માનસિક વ્યાધિઓ ઓછી થતી જણાય છે. નવરા બેસી રહેવાથી ઘણાખરા રોગો થવા પામે છે; માટે ગૃહસ્થની સ્ત્રીઓએ પણ પોતાનો સમય વ્યર્થ બેસી રહેવામાં ગાળવો નહિ. શીવણકામ, ભરતકામ કે એવું કાંઇ કામ નવરાશની વેળાએ લઈને બેસવું, ને એકાંત સેવવાને બદલે બે ચાર બૈરાંની સાથે ગમ્મતમાં વખત કાઢવો.

સ્ત્રીઓની સાધારણ અવસ્થાનો બીજી રીતે વિચાર કરીએ તો (૧) કેટલીક કુંવારી, (૨) કેટલીક પરણેલી ને (૩) કેટલીક વિધવા હોય છે. **તેમાં પ્રથમ કુંવારી સંબંધી વિચાર કરીએ.**



## કુમારિકાની અવસ્થા, તેના વ્યાધિયો, ઉપાયો ઈત્યાદિ.

નાની છોકરીઓનાં દર્દો નાના છોકરાઓના કરતાં બહુ જુદાં હોતાં નથી. છોકરીઓ જરા મોટી ઉમ્મરની થાય, એટલે તે જરા જરા સમજવા લાગે છે, કે તેનું કાર્ય આ દુનિયામાં છોકરાઓના કરતાં કાંઇક જુદા પ્રકારનું છે, અને જેમ જેમ તેની ઉમ્મર વધતી જાય છે, અને તેના વિચારો પરિપકવ થઇને સંસાર તરફ વધતા જાય છે, તેમ તેમ તેનામાં યુવાવસ્થા પ્રાપ્ત થાય છે, અને તે લગ્નને લાયક થતી જાય છે. આ સમયે તેના માબાપની મોટી ફરજ એ છે કે, છોકરીઓને સંસારની અને **લગ્નવ્યવહારની ખબરો જેમ બને તેમ મોડી પડવા દેવી,** અને લગ્ન પછીનાં કર્તવ્ય સંબંધી વિચારો તેના મનમાં જેમ બને તેમ ઓછા આવે એમ કરવું. જેઓને યુવાવસ્થા મોડી પ્રાપ્ત થાય છે. તેઓને વૃદ્ધાવસ્થા પણ મોડી પ્રાપ્ત થાય છે. જે લોકો જુવાનીના વિચારો ને વૈભવના વિચારો કરી કરીને યુવાવસ્થા વહેલી લાવે છે અથવા યુવાવસ્થા થયા પહેલાં થઇ છે એમ ખોટું માનીને સુખ ભોગવવા લાગે છે તેઓ વૃદ્ધાવસ્થાને વહેલી માગી લે છે. એટલુંજ નહિ પણ જે શરીર, તેમ કર્યું ન હોત તો મજબુત ને રોગોની સામે ટક્કર લઇ શકે તેવું થાત, તે શરીરને કાયમને માટે નબળું પાડી દે છે, અને પછી વારંવાર વિચિત્ર રોગોથી પીડાવું પડે છે. છોકરીઓને આખો દિવસ ઘરના કામકાજમાં રોકી રાખવી, કેટલોક વખત ભાષા, ગણિત વગેરે વિષયોનું જ્ઞાન આપવું, અને તેના માબાપે તેના દેખતાં પોતાના ઉપભોગની વાતો લેશપણ કરવી નહિ, એટલુંજ નહિ પણ તેના લગ્ન-વેવીશાળની વાતો પણ કરવી નહિ. છોકરીઓની સોબત સંબંધી પણ બહુ કાળજી રાખવાની છે; કેમકે ઘણું કરીને તેમની સહીઅરોથીજ તેમના લગ્ન સંબંધી વિચારોને પોષણ મળે છે. શોખીન ને વિષયલુબ્ધ માબાપ પોતાની જાતને નુકશાન કરે છે, એટલુંજ નહિ પણ તેમની પ્રજા પણ તેવુંજ શીખે છે, અને એથી તેના વંશને અથવા આખી દુનિયાને કેટલુંક નુકશાન પહોંચાડે છે, એમ કહીએ તો ખોટું નથી. વિરકત ને ધર્મપરાયણ કુટુંબોમાં પ્રજાને આવું શિક્ષણ થોડું મળે છે. નાના ગામડા કરતાં મોટાં

શહેરોમાં યુવાવસ્થા ને વૃદ્ધાવસ્થા વહેલી આવે છે; તેનું કારણ પણ મોટા શહેરોમાં થતી શૉખીન સહીઅરોની સોબત અને ઉત્તરોત્તર સુખનાં નવીન સાધનોનું અવલોકન હોય છે. એવાં સુખનો કે સુખનાં સાધનોનો ગામડામાં ખ્યાલ પણ તેઓને ભાગ્યેજ આવે છે. કુંવારી અવસ્થામાં હાલમાં જે કેળવણી મળે છે, તેમાં શાળામાં પણ છોકરીઓનું લક્ષ લગ્ન અને સાંસારિક સુખ તરફ જેમ બને તેમ ઓછું ખેંચવું જોઇએ, અને શરીર કેળવવું જોઇએ.

આપણા દેશમાં છોકરીઓની બાલ્યાવસ્થા પૂરી થવા આવી કયારે કહેવાય અને તેમનાં લગ્ન કયારે કરવાં જોઇએ એ સવાલ ઘણીવાર ચર્ચાય છે. આશરે ચૌદથી સોળ વર્ષ એ તેમનો સાધારણ લગ્નકાળ ગણી શકાય; **લગ્ન બહુ નુકશાનકર્તા નથી, પરંતુ તેમનું શરીર લાયક થવા પહેલાં લગ્નની ફરજો તેમના પર નાખવાથી તેમની તન્દુરસ્તીને હરકત પહોંચે છે**; માટે ખરૂં લક્ષ તો તે બાબતે આપવાનું છે. લગ્ન થયા પછી યુવાવસ્થા જલદી આવે છે એ ખરૂં છે, ને તે માટે બાર તેર વર્ષ પછી લગ્ન થાય, તો તે વધારે સારૂં છે.

એથી ઉલટું કેટલીક જ્ઞાતિમાં ઉમ્મર થઇ ગયા છતાં લગ્ન થતાં નથી, અને ખરેખર તેવી સ્થિતિમાં પણ મનના રોગો વિશેષ થાય છે. આનું કારણ માત્ર લગ્નની ગેરહાજરી નથી, પણ લગ્નનાં સુખો મેળવવાની યોગ્ય અવસ્થાએ થતી કુદરતી મનોવૃત્તિ, અને તે મનોવૃત્તિનો ભંગ છે. જે જ્ઞાતિમાં આવા બનાવ બનતા હોય, તે જ્ઞાતિમાં શૉખ-સાંસારિક સુખનાં સાધનો મેળવવાની તૃષ્ણા ઓછી થાય, અને સઘળી મનોવૃત્તિને કાબુમાં રાખતાં આવડે એવી કેળવણીનો પ્રચાર થાય, તો માનસિક ઉપાધી ઓછી થાય.

કુંવારી અવસ્થામાં યોગ્ય નિયમ પ્રમાણે નહિ વર્તવાથી માત્ર માનસિક રોગ થાય છે એટલુંજ નહિ, પણ શારીરિક રોગ-અંડાશય, ગર્ભાશય અને તેની આસપાસના સઘળા અવયવોમાં વ્યાધિ થતા જોવામાં આવે છે.

કેટલાક તત્વવેત્તા એવો મત જણાવે છે કે, **"જો લોકો લગ્નનો અર્થ માત્ર ઉપભોગને અર્થે થતો જડ શરીરનો સંબંધ ન ગણતાં, આત્માનો આત્મા સાથે થતો સંબંધ પ્રાધાન્ય ગણે, અને શારીરિક સંબંધ ગૌણ સમજે, તો હાલનાં લગ્ન ને લગ્નની ગેરહાજરીથી થતાં દુઃખો ઓછાં થાય."**

## સ્ત્રીઓ અને ભણતર.

સ્ત્રીઓને કેળવણી લેવાનો વખત પણ કુંવારી અવસ્થા જ છે અને તેઓને કેળવણી કેવી આપવી જોઇએ તે ઘણો મોટો વિષય છે; પણ એટલું તો ખરૂં છે કે તેમના મનની શક્તિઓ ભાષાજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, ગણિત ઇત્યાદિથી બહુ ખીલવવાની જરૂર નથી, અગર જો કે એવા જ્ઞાનની તેમને જરૂર છે, પરંતુ તેમાં તેમણે આખો દિવસ મગ્ન રહેવું જોઇએ નહિ. છોકરીઓનો અભ્યાસ પરણે ત્યાં સુધી હમેશાં ત્રણ ચાર કલાકથી વધારે વખત ચાલવો જોઇએ નહિ, અને પરણ્યા પછી પણ ત્રણ કલાક જ બસ છે. તેમના મગજને આરામની બહુ જરૂર રહે છે. જે સ્ત્રીઓ નિશાળના અભ્યાસમાં બહુ આગળ વધે છે, તેમાંની ઘણી સાંસારિક કામકાજ માટે યોગ્ય રહેતી નથી, તેમની પ્રજા નિર્બળ થાય છે. જે મગજ અભ્યાસ ગ્રહણ કરે છે, તેજ મગજ શરીરની ખીલવણી, વૃદ્ધિ ને મજબુતી કરી શકે છે, ને જો તેને માત્ર અભ્યાસમાં રોકવામાં આવે, તો શરીરની ખીલવણી, વૃદ્ધિ ને મજબુતી ઓછી થાય છે, એ હકીકત યાદ રાખવા જેવી છે.

ફીલાડેલ્ફીઆના ડા. **મીશેલ** લખે છે કે: "હાલમાં અમેરીકાની સ્ત્રીઓ, સ્પષ્ટ કહીએ તો, સ્ત્રી તરીકે તેની ફરજો માટે શરીરે નલાયક હોય છે, અને સઘળા સુધરેલા દેશોમાં, જે મહાન કાર્યો પુરૂષોની મગજ-શક્તિ ઉપર બોજારૂપ થઈ પડે છે, તે કાર્યો કરવાને સૌથી ઓછી લાયક હોય છે. કુદરત તેણીની પાસેથી પત્ની તરીકે અને માતા તરીકે જેટલી શક્તિ ને લાયકાતની આશા રાખે, તેટલી તેણીનામાં હોતી નથી."

બૉસ્ટનના ડા. **ક્લાર્ક** પણ લખે છે કેઃ-"આપણી નિશાળોમાં જેઓ અભિમાની અને સમજુ છોકરીઓ હોય છે, જેઓમાં ઉમદા સ્ત્રીઓના ગુણો હોય છે, તેઓ માંદી રહે છે; જેઓ રમતીઆળ કે આળસુ હોય છે, તેઓ માંદી રહેતી નથી અને આ પ્રમાણે **આપણી અત્યારની કેળવણીથી સૌથી વધારે લાયકનો નાશ થાય છે**. જ્યારે તેઓને લગ્નનો ને પ્રસૂતીનો સમય આવે છે, ત્યારે જેમ પવનના તોફાનમાં દાણાનો છોડવો વાંકો વળીને

ભાગી જાય છે, ને ફરીને તેમાં દાણા થતા નથી, તેવી જ હાલત સ્ત્રીની પણ થાય છે, અને તે ફરીને ફળ આપી શકતી નથી. આવી કેળવણી તે છોકરીઓને માટે કે તેની ઔલાદને માટે સારી નથી." આ ઉપરથી આપણે પણ ધડો લેવાનો છે.

પરણેલી સ્ત્રીઓ અથવા આશરે તેર ચૌદ વર્ષની ઉમ્મરની સ્ત્રીઓમાં એક જાતનો **પાંડુરોગ** થવા પામે છે અને ક્ષયવાળા તથા વાઇ જેવા ભેજાના દર્દવાળા માબાપના છોકરાંને જો ક્ષય, કંઠમાળ કે વાઇ થવાને માટે બીજા ઉત્તેજક કારણો મળી આવે તો આ સમયે દેખાવ આપે છે. આવી બીમારી આ સમયે ઉત્પન્ન ન થાય તેટલા માટે તેને યોગ્ય કસરત, રમતગમત, ખુલ્લી હવા ને પ્રકાશ ઇત્યાદિની બહુ જરૂર છે. જે સ્ત્રીઓ કુંવારી રહે તેમને પણ આટલી ઉમરે કોઇ કોઇ વાર પાંડુ રોગ થઈ આવે છે. આ દર્દમાં ચામડી ઘણું કરીને ફીક્કી થઈ જાય છે; તો પણ કોઈવાર લીલા રંગની લાગે છે. એ સમય એવો છે કે, તે વખતે સ્ત્રીની યુવાવસ્થાની શરૂઆત હોય છે અને તેણી તન કે મનની અતિશય મહેનત ખમી શકતી નથી; તે પણ આ હકીકત લક્ષમાં રાખ્યા વિના જે છોકરીઓ ચૌદમા અને પંદરમા વર્ષમાં નિશાળનો અભ્યાસ જારી રાખે છે તેઓનાં શરીર બહુ નબળાં થઇ જાય છે, અનેક રોગો નીપજે છે, અને તેમનાં અંગો સંપુર્ણ રીતે ખીલી શકતાં નથી. વળી પરણેલી સ્ત્રીઓ ચૌદેક વર્ષની થાય છે, ત્યારે તેમનાં અંગો પરિપકવ થયાં છે કે નહિ તેની બરાબર દરકાર રાખ્યા વિના કેટલીકવાર સાસરીઆમાં પત્નીના ધર્મ બજાવવાને મોકલવામાં આવે છે; અંગો બરાબર ખીલવણી પામ્યા પહેલાં સ્ત્રી પુરૂષનો વ્યવહાર શરૂ કરવાથી પક્ષાઘાત, ઘેલછા, ક્ષય, હીસ્ટીરીઆ વગેરે વ્યાધિ થાય છે.

## કુદરતના કાયદાના ભંગથી ભોગવવી પડતી શિક્ષા.

સ્ત્રી પુરૂષના વ્યવહાર પહેલાં અંગો ધીમે ધીમે કુદરતી નિયમ પ્રમાણે ખીલે છે, અને રજોદર્શન આવે છે, ત્યારે અંગો મજબુત ને તન્દુરસ્ત રહે છે. પણ વ્યવહાર શરૂ થયા પછી બળાત્કારે અંગ ખીલવણી પામે છે, તે ખીલવણી અગર જો કે ઉતાવળથી થાય છે, તો પણ તેમાં મજબુતી ને તન્દુરસ્તી હોતી નથી. ક્વચિત્ અંગની ખિલવણી હોતી નથી, ત્યારે પણ તેનાં મૂર્ખ સગાંવહાલાં તેણીને તેણીના પત્ની તરીકેના ધર્મ સમજાવે છે, અને તેથી તેણીનું લક્ષ અસ્વાભાવિક રીતે ઉતાવળથી સ્ત્રી પુરૂષના વ્યવહાર તરફ ખેંચાય છે, એટલે અંગની ખીલવણી પણ વધારે ઉતાવળથી થાય છે. ઉપર કહ્યું તેમ આવી ઉતાવળથી થયેલી ખીલવણીમાં જરા પણ મજબુતી ને તન્દુરસ્તી હોતી નથી અને તેથી નાની ઉમ્મરે યુવાન થઇ યુવાવસ્થામાંજ ઘરડી થઇ જાય છે. અગર ક્ષય, પાંડુ કે એવા કોઈ મોટા રોગનો ભોગ થઈ પડે છે. યુવાવસ્થા પ્રાપ્ત થયા છતાં, જેઓ પરણતી નથી તેમની તન્દુરસ્તી સારી રહેતી નથી. અંગોની ખીલવણી થયા પછી, પણ સ્ત્રીઓએ અને ખરી રીતે તેમના પતિઓએ એ સમજવાનું છે કે તેમની યુવાવસ્થા એ કાંઇ બેદરકારી, અને અતિશયતામાં ગાળવાની જીંદગી નથી. કુદરત પોતાના નિયમનો ભંગ કદી સહન કરતી નથી, કદી પક્ષપાત કરતી નથી, કે અપવાદ રાખતી નથી.

લગ્ન વખતે સ્ત્રી તથા પુરૂષનું અરસપરસ સંબંધ ધરાવતી ઉમ્મરનું પ્રમાણ કેટલું હોવું જોઈએ એ સવાલ ઘણી અગત્યતાનો છે; અને તે વિષય ઘણો ચર્ચાઈ ગયેલો છે. જો પુરૂષની ઉમ્મર સત્તર કે અઢાર વર્ષની હોય, તો સ્ત્રીની ઉમ્મર તેર કે ચૌદ વર્ષની હોવી જોઇએ; ત્રણ ચાર વર્ષનો ફેર બસ છે, તેથી વધારે ફેર હોય, તો પરિણામ સંતોષકારક આવતું નથી.

લગ્ન થયા પછી લગ્નનો ઉદ્દેશ સુધરેલી પ્રજામાં હાલમાં શારીરિક ઉપભોગજ માનવામાં આવે છે, અને શારીરિક ઉપભોગ ગમે તેટલો ભોગવ્યા છતાં કેમ વધારે વર્ષો સુધી ચલાવી શકાય, તે માટે ઘણા માણસો પ્રયત્ન કર્યા કરે છે; શરીરની ખુબસુરતી ને યુવાવસ્થા ટકાવી રાખવા માટે પ્રજોત્પત્તિ ન થાય, એવો પ્રયત્ન પણ કેટલીક સ્ત્રીઓ કરે છે, અથવા કેટલાક પુરૂષો સ્ત્રીઓ પાસે તે કરાવે છે. આવા પ્રયત્નો તન્દુરસ્તીને કોઇ પણ રીતે ફાયદો કરતા નથી; એથી ઉલટું એમ કરવા જતાં સ્ત્રીઓને ભયંકર રોગો લાગુ પડે છે, અને કેટલીક સ્ત્રીઓ તે પ્રયત્નથી વાંઝણી થઈ જાય છે. પછી મોટી ઉમ્મરે જ્યારે સ્વભાવ કાંઈક બદલાય છે, ત્યારે પ્રજાની ઇચ્છા થાય છે, એટલે વાંઝણી મટવાનો ઉપાય શોધે છે, અને ફાંફાં મારતાં કોઈ વખત દુઃખી થાય છે.

## પરણેલી સ્ત્રીઓ માટે શરીર સાચવવાના નિયમો.

પરણેલી સ્ત્રીઓએ રજોદર્શન, ગર્ભાધાન ને પ્રસૂતિ એ ત્રણ સમયે શરીરને સારી રીતે સાચવવાનું છે.

### રજોદર્શન સમયે પાળવાના નિયમો.

હિંદુઓની ઉંચી કોમમાં સ્ત્રી રજસ્વળા થાય, ત્યારે તેણીને સ્પર્શ કરવાનો ધાર્મિક બાધ ગણ્યો છે, તે તન્દુરસ્તી જાળવવાને માટે બહુ ઉપયોગી છે; તેણી તેટલો વખત માંદી છે એમ ગણવું જોઇએ. પણ ઉપર લખેલ ધાર્મિક બાધ કેટલીક વાર અણસમજુ સગાંઓને લીધે વધારે હાનિકારક થાય છે. બિચારી સ્ત્રીને તે વખતે પૂરતું પાથરવાનું કે ઓઢવાનું કે પૂરતો આરામ પણ મળતો નથી. એથી તેણીને બહુ સહન કરવું પડે છે, ને પેડુમાં દુખાવો વગેરે દર્દ થઇ આવે છે.

રજોદર્શન વખતે માંદા માણસના જેવી માવજત થવી જોઇએ; કેમકે તે વખતે શરીર નબળું પડે છે, અને જો શરદી વગેરે કારણથી રકતસ્રાવ જોઇએ તેવો થતો નથી, તો મોટા વ્યાધિઓ થઇ આવે છે.

(૧) રજોદર્શન દરમ્યાન સ્ત્રીએ પુરૂષનો સંગ કરવો નહિ.

(૨) આરામ જેમ બને તેમ વધારે લેવો; પણ નવરા હોવાથી જીવ બાળવો નહિ. અને નવરાશ ને એકાંત ન લાગે માટે હાસ્યજનક વાર્તાઓ વાંચવી, પણ દિલ ઉશ્કેરાય એવી વાંચવી નહિ.

(૩) અંગને શરદી લાગવા દેવી નહિ. ગરમ કપડાની જરૂર પડે તો રાખવાં. પત્થર પર કે ચુનાની છો ઉપર ફરવું નહિ કે બેસવું નહિ; પાણીમાં બેસવું નહિ; તેમજ પાણીમાં કે વરસાદમાં બહુ ફરવું નહિ. બપોરના સખત તડકામાં બહાર નીકળવું નહિ. રજોદર્શન હોય ત્યાં સુધી ઠંડે પાણીએ ન્હાવું નહિ, તેમજ બહુ ગરમ પાણીએ પણ ન્હાવું નહિ. કેટલીક સ્ત્રી રજોદર્શન થાય કે તરત ઠંડે પાણીએ ન્હાય છે, આથી જેમનાં રક્તાશય મજબુત હોય છે, તેમને હરકત આવતી નથી, પણ જેમનાં રક્તાશય નબળાં હોય છે તેમને તેથી નુકશાન થાય છે.

(૪) સ્ત્રીને ભય, ધાસ્તી, ચિંતા, ઈત્યાદિથી મુક્ત રહેવા દેવી. એકદમ ત્રાસ કે ભય થવાથી તેના ગર્ભાશયને ધક્કો પહોંચી જાય છે, ને રજોદર્શન મંદ પડી જાય છે. ક્રોધ, મોહ ઇત્યાદિથી પણ એવીજ અસર થાય છે અને તેટલાજ માટે સંસારના વ્યવહારથી તેણીને સઘળી રીતે અલગ ગણવી જોઇએ.

(૫) રજોદર્શનનો સ્રાવ વાદળીના કકડામાં એકઠો થવા દેવો અથવા સાફ કપડામાં થવા દેવો, પરંતુ ગંદા કપડાના ડુચા વાપરવા નહિ. એક વખત રજો દર્શન થયા પછી આશરે અઠ્ઠાવીશ દિવસે ફરીને રજો દર્શન થાય છે, જે દરમ્યાન અંડાશયનું એક બીજ દિન-પ્રતિદિન વૃદ્ધિ પામતું જાય છે, અને પછી ફાલોપીઅન ટયુબમાં થઈને ગર્ભાશયમાં આવે છે, ને ત્યાં કાં તો રહી જાય છે, અને કાં તો રકતસ્રાવ સાથે બહાર નીકળી જાય છે. કોઈ કોઈ સ્ત્રીને રજોદર્શન આથી મોડું આવે છે, તેનું કારણ સ્ત્રીના બીજને પરિપકવ થવામાં જોઈતો લાંબો વખત હોય છે. સ્હેજસાજ વહેલો મોડો અટકાવ આવે, તે માટે ઉપાયની જરૂર નથી. પ્રસૂતી પછી રજોદર્શન કોઇને ત્રણ મહિને થાય છે, તો કોઈને સાત આઠ મહિને થાય છે, ને કોઇને તેથી પણ વહેલું મોડું થાય છે; એ દરેક સ્ત્રીની પ્રકૃતિ ઉપર આધાર છે; અને તેમાં કુદરતને મદદ કરવાની બહુ જરૂર નથી. પૌષ્ટિક ખોરાક ને જોઇતી કસરત એ બસ છે.

### ગર્ભાધાન.

જ્યારે ગર્ભાધાન થાય છે ત્યારે સ્ત્રીના શરીરને જાળવાની વધારે જરૂર છે અને અગર જો કે ગર્ભ જાળવવામાં કુદરત પોતાની સઘળી શક્તિ વાપરતી હોય એમ લાગે છે; તોપણ જાણી જોઇને શરીરને કે મનને ધક્કો પહોંચે એવું કાર્ય કરવામાં ડહાપણને બદલે મુર્ખાઇ રહેલી છે. આ સમયે પણ સ્ત્રીની વિવિધ પ્રકૃતિઓનું ભાન થાય છે. કેટલીક સ્ત્રીઓને શરીરનો ને મનનો શ્રમ ઘણો વેઠતાં છતાં, કાંઈ અડચણ આવતી નથી, ને કેટલીક સ્ત્રીઓ સ્હેજ શ્રમ વધારે લે તો હાની થઇ આવે છે. એથી સઘળી સ્ત્રીઓ માટે એક સરખો કશો નિયમ કહી શકાતો નથી. દરેક સ્ત્રી થોડા વખતમાં સમજી શકે છે કે પોતાને કેવો ખોરાક, કેવી કસરત ને કેવું વર્તન માફક આવે છે, ને તે પ્રમાણે તેને વર્તવા દેવામાં આવે તો ભાગ્યેજ માઠું પરિણામ આવે છે. એ ખરૂં છે કે એ સમયે તેણીને આરામ ને નિદ્રાની વધારે જરૂર છે. તેની ચંચળતા ઓછી થાય છે. વખતે મનોવૃત્તિઓ બહુ શાંત થઈ અને વખતે તે બહુ તીવ્ર થાય છે;

તથા તેનાં સગાંવહાલાંઓએ તેની મનોવૃત્તિઓ જ્યાં સુધી અનર્થકર્તા નહોય, ત્યાંસુધી તેને છૂટ આપવી ઘટે છે. આ વખતે તેના મગજ ઉપર બાહ્ય બનાવોની છાપ બહુ ઉંડી બેસે છે, અને તેની અસર કેટલેક દરજ્જે તેના સંતાન ઉપર પણ થાય છે. **સારૂં ને તન્દુરસ્ત બાળક અવતરે એટલા માટે પણ સ્ત્રીની આ વખતે સારી માવજતની જરૂર** છે. આરામ ને મનોવૃત્તિની યોગ્ય છૂટ સાથે આનંદ ને રમતગમતની પણ જરૂર છે. કલેશ ને કંકાસ કરનાર તથા કરાવનાર-બન્નેને હાનિ કરે છે, **તે** માત્ર સગર્ભા સ્ત્રીનેજ નહિ પણ તેના ગર્ભને પણ નુકશાન કરે છે,ને તેથી બાળક આનંદી સ્વભાવનું થવાને બદલે ચીડીઉં ને પોચા સ્વભાવનું થાયછે.

તે વખતના ખોરાક સંબંધી એ જરૂરનું છે કે **તે** જેમ બને તેમ સાદો પૌષ્ટિક ને ઉત્તેજક ગુણો રહિત હોવો જોઇએ. ગરમ મસાલા, દારૂ, કાફી, ચાહ વગેરે ન લેવા જોઇએ; ખરેખર ઘણી સ્ત્રીઓ આવા પદાર્થો છૂટથી વાપરે છે, પણ તેમની પ્રજાનો બાંધો જન્મતી વખતે મજબુત હોતો નથી, સગર્ભા સ્ત્રીએ એક વખતે પુષ્કળ ખોરાક લેવાને બદલે ત્રણ ચાર વખતે થઇને પૂરતો ખોરાક લેવો. દુધનો ખોરાક વધારે સારો છે.

ગર્ભાધાનના પાંચમા મહિનાથી પૂરા દિવસો સુધી સ્ત્રીએ એક ગરમ કબજો આખા પેડુને ઢાંકી શકે તેવો પહેરી રાખવો જોઇએ. બધાં કપડાં જેમ બને તેમ ખુલતાં હોવાં જોઇએ. જે સ્ત્રીઓના પગ ઠંડા રહેતા હોય, તેમણે પગે મોજાં પહેરી રાખવાં.

નહાવાનું પાણી બહુ ગરમ કે બહુ ઠંડું સારૂં નથી. શરીરના જેટલુંજ ગરમ પાણી નહાવામાં વાપરવું; ને બને તેટલી શરીરની સ્વચ્છતા રાખવી.

કેટલીક સ્ત્રીઓને પ્રસૂતિ થયા પછી છ માસની અંદર બીજો ગર્ભ રહે છે, અને એ પ્રમાણે ત્રણ ચાર કે વધારે વખત પણ ગર્ભાધાન રહે છે. એક વખત પ્રસૂતિ થયા પછી ગર્ભ કયારે રહી શકે તેનો ચોકસ નિયમ નથી. ગર્ભાધાન અને પ્રસૂતિ એ બન્નેથી ઘણી સ્ત્રીઓનાં શરીર નિર્બળ, વ્યાધિગ્રસ્ત અથવા વ્યાધિને લાયક થઈ જાય છે. ગર્ભાધાનથી શિરાઓ ઉપર વધારે બોજો આવે છે, અને તેથી રક્તાશયને વધારે શ્રમ પડે છે, એટલે કેટલીક સ્ત્રીઓના રક્તાશય નાં ગર્ભાધાનને લીધે દર્દ ઉત્પન્ન થાય છે. જો સ્ત્રીને પરણવા પહેલાં રક્તાશયનું કાંઈ દર્દ હોય, તો પરણેલી જીંદગી તેણીને જોખમકારક થઇ પડે છે. પણ તેથી લગ્નનો દોષ ગણવાનો નથી, કેમકે હિંદુ ધર્મ પ્રમાણે **લગ્નથી એમ સમજવાનું નથી કે પુરૂષે પોતાની સ્ત્રી સાથે વિષયવ્યવહાર કરવોજ જોઈએ;** સ્ત્રીનું શરીર યોગ્ય છે કે નહિ એ સવાલ લગ્ન પહેલાં ને પછી સર્વદા વિચારવાનો રહે છે, અને **જો તે સવાલ લગ્ન પહેલાં વિચારવામાં આવે તો ઘણું સારૂં છે;** અલબત જેમ સ્ત્રીના શરીરનો વિચાર કરવાની જરૂર છે, તેમજ પુરૂષના શરીરનો પણ વિચાર કરવાનો છે.

પ્રસવ પછી સ્ત્રીએ પતિ સાથે વ્યવહાર ઓછામાં ઓછા ત્રણ માસ સુધી કરવો નહિ; કેમકે તેથી બાળકને તેમજ માતાને નુકશાન થાય છે. પ્રસવ પછી સ્ત્રીએ બાળકને કેટલી મુદત સુધી ધવરાવવું એ સવાલ પણ બહુ અગત્યનો છે. સાધારણ રીતે જો રજોદર્શન પ્રસવથી છ કે સાતમે મહિને થાય, તો સ્ત્રીના દુધમાં વિશેષ ફેરફાર થતો નથી; પણ જો તે પછી બાળકની તન્દુરતી બગડતી ચાલે તો તેને ધવરાવવું નહિ. જેમ રજોદર્શન મોડું આવે છે, તેમ જન્મેલા બાળકની તન્દુરસ્તી સારી રહે છે. પ્રસવ પછી જો સ્ત્રીઓની મનોવૃત્તિ વિષય તરફ ઓછી જાય, તો તેમના દુધમાં બગાડ ઓછો થાય છે, પણ જેમની મનોવૃત્તિ જલદી ઉશ્કેરાય છે, અથવા જેમનાં સગાં વહાલાં તેમની મનોવૃત્તિ વહેલી ઉશ્કેરે છે, તેઓના દુધમાં બગાડ વહેલો થાય છે અને તેથી બાળકને હાનિ પહોંચે છે.

## વિધવાઓ.

વિધવા સ્ત્રીઓ જો યુવાવસ્થામાં હોય તો ગર્ભાધાન આદિથી તેમના શરીરને કશી હરકત થવાનો સંભવ નથી; તેમ છતાં શરીર બગડવાનું કારણ તેમની અનીતિ, તેમના શોક, ક્રોધ, ચિંતા આદિ મનોવિકાર, શોક ઉત્પન્ન કરાવે એવી વાતચીતો, માત્ર શરીરનાં જડ સુખોની મમતા, પોતાના ખરા ધર્મના અજ્ઞાનને લીધે ઉપવાસ આદિ વ્રતોનું અતિશય પાલન, શરીર ઉપર આવતા કંટાળાથી થતી તન્દુરસ્તીની બેદરકારી, કમાવાની ફરજથી થતાં દુઃખ ઇત્યાદિ મુખ્ય હોય છે અને એ કારણો એવાં છે કે જો કોઇ વિધવા શુદ્ધ અંતઃકરણથી ઇચ્છે, તો તે સહેલાઇથી દૂર કરી શકે. કવચિત્ વિધવા સ્ત્રી પોતાના

ગુહ્યાવયવોની કુદરતી શક્તિ દૂર કરવા અથવા વૃત્તિ શાન્ત કરવા અયોગ્ય ઉપાયો લે છે; તેથી ગર્ભાશય આદિ ભાગ રોગગ્રસ્ત થઈ જાય છે. કેટલીક સ્ત્રીઓ દેહદમનની ખાતર આહાર વિહારમાં અને બીજી રીતે કષ્ટ ભોગવે છે, પણ તેથી અંતે દેહમાં રોગ વધે છે. ને પોતાના દુઃખમાં વધારો કરે છે એટલુંજ નહિ, પણ સગાં સંબંધીને પણ બોજારૂપ થઇ પડે છે. પોતાના શરીરને હાનિ થાય એવું કર્તવ્ય કોઇ પણ મનુષ્ય કરે, તો તે કુદરતની નજરે ગુન્હેગાર છે, અને કુદરતી રીતે તેને સજા થયા વિના રહેતી નથી. જે સ્ત્રીઓમાં અંગબળ વધારે હોય, તેમણે પૈસો પ્રાપ્ત કરવા માટે અગર શીખવાની ખાતર શીવણ ભરત કે એવું કાંઈ કામ કરવું; જેઓની પાસે દ્રવ્ય હોય, તેમણે વિધવાઓના ધર્મ જાણવાને તથા બીજી સ્ત્રી-ઓને સમજાવવા પ્રયાસો કરવા, અને બીજી વિધવા સ્ત્રીઓનાં દુઃખો કમી થઇ શકે તેવા ઉપાયો યોજવા; જરૂર લાગે, તો ખોરાક બહુજ હલકો લેવો અથવા થોડો લેવો, પરંતુ શરીર બહુ નબળું પડે, એમ કરવું નહિ. વિધવા વિવાહ કરવો કે નહિ, તે સવાલ વૈદ્યક દૃષ્ટિથી જોતાં કાંઇ અગત્યનો નથી, અને તેથી અત્રે તે લેશ માત્ર લખ્યું નથી. એકંદર રીતે વિધવા-ઓના ઘણાખરા વ્યાધિઓ તેમની મનોવૃત્તિથી ની-પજેલા હોય છે ને તેથી કાંઈ ખાસ ઉપાયો બતા-વવાની જરૂર નથી; તેઓ પોતાની વૃત્તિઓને એવી રીતે કાબુમાં રાખે કે તેથી દેહને હાનિ ન થાય તો બસ છે; નવરાશ, એકાંત, ખરાબ સોબત, ગરમ મસાલાદાર કે મિષ્ટ પદાર્થો એ સઘળાં મનોવૃત્તિને ઉત્તેજન આપનાર છે, માટે તેથી જેમ બને તેમ દૂર રહેવું અને ઉદ્યોગ, સારી સ્ત્રીઓનો સમાગમ, ધર્મની કે વિવિધ વિદ્યા હુનર સંબંધી બાબતોનું મનન. ગણિત શાસ્ત્રના દાખલા, સાદો ખોરાક, મિષ્ટ ભોજ-નનો ત્યાગ, વૈરાગ્ય, "સંસારની જડ વસ્તુઓનો પ્રેમ ને મમતા સદા અસંતોષ આપનાર છે અને આત્માનો આત્મા સાથેનો સંબંધ સમજવાથી સદા સંતોષ મેળવી શકાય છે," એવો ખ્યાલ અથવા એવા મનનું સમાધાન કરનાર હરકોઈ એક તર્કને વળગી રહેવું, એ પોતાની મનોવૃત્તિને શાન્ત અને નિયમિત કરે છે, અને સદ્‌ગુણી વિધવાને ઉપયોગી થઈ પડે છે. પોતાનો સ્વભાવ જેવો કરવો હોય, તેવો થઈ શકે છે, માટે પોચો સ્વભાવ થવા દેવો નહિ; મનને મજબુત કરવું, ને વિધવા થવું એ બહુ દુઃખની વાત છે," એવો મનાઇ બેઠેલો વિચાર કાઢી નાખવો. સમજુ સ્ત્રી તેને "અવસ્થાનો ફેરફાર" માત્ર ગણે છે, અને આનંદમાં ધર્મ બજાવતી પોતાનો કાળ કાઢે છે. પોચા હૃદયવાળી વિધવાઓના તનમનની દેખરેખ રાખવાની ફરજ તેમનાં સગાંવહાલાંની છે; જ્યાં સગાંવહાલાં ન હોય, ત્યાં જ્ઞાતિ તરફથી તેમની તન્દુરસ્તી માટે ગોઠવણ થવી જોઇએ, વળી તેવી સ્ત્રીઓએ ધીમે ધીમે મનને મજબુત કરવાની ટેવ પાડવી જોઇએ.

### ઉપસંહાર.

છેવટ સ્ત્રીઓની તન્દુરસ્તીની બાબતમાં એ કહેવાની જરૂર રહે છે કે, આપણા દેશમાં સ્ત્રીઓની તન્દુરસ્તીનો આધાર ઘણે ભાગે તેમનાં સગાંવહાલાં ઉપર રહે છે; જ્યાં તેણીને એક નોકર તરીકે પોતાના દેહની દરકાર કર્યા વિના કામ કરવું પડે છે, ત્યાં વ્યાધિ અટકાવવાની આશા નથી; પણ જેમ જેમ લોકો સમજતા જાય છે, તેમ તેમ સ્ત્રીઓને તેમના શરીરની તન્દુરસ્તી જાળવવાને હક મળતો જાય છે, એ જરા સંતોષની વાત છે.

આપણા દેશમાં કેટલીક જગ્યાએ સ્ત્રીઓને વર-સાદ તથા તડકા તાપનું દુઃખ સહન કરવું પડે એવા રિવાજો છે, તે કેટલેક અંશે દૂર થવાની જરૂર છે. જોડા ને છત્રી એ તેમનાથી સાધારણ રીતે વપ-રાતાં નથી, પણ જરૂર પડે ત્યારે વાપરવાં જોઇએ, ઉનાળામાં તડકાથી ને ચોમાસામાં શરદીથી તેમને બહુ હેરાન થવું પડે છે, પુરૂષ કરતાં તેઓ ટાઢ તડકો થોડું ખમી શકે છે, તો પણ તેઓ રિ-વાજને વળગી રહે છે, તેથી હાનિ થાય છે. ઉંચી એડીના ને ચપડોચપડ થતા જોડાથી કાંઈ ફાયદો નથી. અંધારામાં ગોંધાઇ રહેવાનો, કોઇના મરણ પાછળ અતિશય રોકકળ કરવાનો, ધર્મને નામે હદ ઉપરાંત ઉપવાસાદિ વ્રતો કરવાનો, અવયવોની શક્તિ ઉપરાંત વજનદાર ઘરેણાં પહેરવાનો, વ્યાધિ છતાં શ-રમને લીધે તે તરફ બેદરકાર રહેવાનો, દવા સંબંધી સલાહ ભણેલ સ્ત્રીડાકટરો કે પુરૂષ ડાકટરની નહિ લેતાં માત્ર અજ્ઞાની સૂયાણીઓની તેમજ ઉંટ વૈદ્યો, હકીમો, બાળવૈદ્યો અને ખોટાં પાટીયાં મારી બેસનારા ઠગારાઓની તથા સુવાવડના દાકટરનો ડૅાળ ઘાલી પડીઓ વેચનારાની સલાહ લેવાનો રિવાજ અને એવા અનેક માઠા રિવાજો જે આપણામાં છે તે ધીમે

ધીમે છોડતા જવા જોઇએ ને શરીરની સુખાકારી જળવાય, નીતિ સચવાય, પ્રજા સારી થાય, તથા સંસાર આનંદમય થાય, એવા રિવાજો ગ્રહણ કરવા જોઇએ.

## સ્ત્રી પુરૂષનો સમાગમ.

( Sexual Intercourse. )

સ્ત્રીએ પુરૂષ સાથે સમાગમ કેટલી ઉમરે શરૂ કરવો જોઇએ, તે માટે કુદરતેજ મોટો નિયમ બતાવ્યો છે. રજોદર્શન એ સ્ત્રીના અવયવોની પકવતાની એક નિશાની છે, અને તેથી રજોદર્શન થયા પછી તેમના વ્યવહારને શરૂ કરવામાં અડચણ નથી, પણ તે સાથે સ્ત્રી તથા પુરૂષે પોતાની તન્દુરસ્તી અને શરીરના બાંધાને લક્ષ બહાર રાખવાનાં નથી. કોઇવાર સ્ત્રીના અવયવો ને આખું શરીર બરાબર ખીલ્યાં છતાં સ્ત્રીનું શરીર નબળું હોય, અવયવો બહાર વૃદ્ધિ પામ્યા ન હોય, અને ઉંચાઈ વધી શકી હોય, આવા અપવાદો હોય, તે તરફ ધ્યાન રાખીને તેમણે પોતાનું વર્તન ચલાવવું. નબળા બાંધાની સ્ત્રીઓએ અવશ્ય મનને કબજે રાખીને પુરૂષ સાથેનો સમાગમ મોડો શરૂ કરવો.

વ્યવહાર શરૂ થયા પછી કેટલાંક સ્ત્રી પુરૂષો બુદ્ધિહીન અને ઉન્મત્ત પશુઓની માફક-(અરે તે પણ નિયમ પાળે છે)-તેથી પણ ખરાબ રીતે કાંઇ પણ નિયમ વિના, તેનો ઉપભોગ કરે છે, તેથી એવું નુકશાન થાય છે, અગર જો કે તેથી તરતજ તેમના શરીરને ધક્કો જણાતો નથી, તો પણ થોડા દિવસમાં શરીરની અમૂલ્ય રગો–મજ્જાતંત્ર–કે જે એકવાર હદ ઉપરાંત વપરાઇને નાશ પામે તો ફરીથી નવાં તેવાંજ મજબુત કોઈ પણ ઉપાયે થતાં નથી, અને જેની મજબુતી ઉપર આખા દેહની મજબુતી ને તન્દુરસ્તીનો આધાર છે, તે અમૂલ્ય રગો, તે અમૂલ્ય તંતુઓ વપરાઈ ને નાશ પામવા માંડે છે, તેની જગ્યાએ નવા તંતુઓ હજી બરાબર પરિપકવ થયા હોતા નથી, ત્યાં ફરીથી તે પણ વપરાવા લાગે છે, અને એ રીતે મજ્જાતંત્રનો ઘણો ભાગ ચૈતન્યહીન, અપકવ, તથા અપુષ્ટ રહે છે, એથી શરીરમાં સુસ્તી નબળાઇ, ફેર આવવા, માથાનો દુખાવો, ઉદાસીનતા, ચીડાઉ સ્વભાવ, કામકાજ તરફ અપ્રીતિ, જીર્ણજવર, શરદી, સળેખમ, ફેફસાના વ્યાધિ, પક્ષાઘાત, લકવો, ઘેલછા, હિસ્ટીરીયા, આંખની નબળાઈ વગેરે અનેક રોગ થઈ આવે છે. યુવાન સ્ત્રી પુરૂષો પહેલેથી સમજીને ચાલતાં નથી, અને બેદરકારી બતાવે છે, તેના પરિણામમાં જ્યારે વ્યાધ લાગુ પડે છે, ત્યારે તેઓને ઘણું ખર્ચ કરતાં અને મનને ઘણું કબજામાં રાખવા છતાં પણ નિયમિત રહેનારા સમજુ માણસોના જેવું સુખ પ્રાપ્ત થતું નથી. આ બાબતમાં જાણે ઈશ્વર દરેક સ્ત્રી પુરૂષને વિષય ભોગવવાની શક્તિ આખી જીંદગી માટે માપીને આપતો હોય એવું જણાય છે, જેને લીધે જો તે જલદી વાપરવામાં આવે છે તો તે જલદી ખુટી જાય છે, ને નિયમિત રીતે વાપરવામાં આવે છે, તો લાંબા વખત સુધી ચાલે છે. એટલે કે જેઓ અતિશય વિષય ભોગવે છે તેઓ વહેલા પોતાની શક્તિ ગુમાવી બેસે છે, ને નપુંસક થાય છે, અને જેઓ તેને નિયમસર ભોગવે છે, તેઓ ઘણી ઉમ્મર થયા છતાં સશક્ત રહે છે અને પ્રજોત્પત્તિ કરી શકે છે. આ બાબતમાં દુનિયાના વિદ્વાન ડાકટરોએ ઘણી ઘણી શોધ કરીને નક્કી કર્યું છે કે **અઠવાડીઆમાં એક કરતાં વધારે વખત સશક્ત અને તન્દુરસ્ત સ્ત્રી પુરૂષનો પરસ્પર વ્યવહાર થાય, તો તે નુકશાનકારક નીવડે છે, અને તેથી બન્નેના શરીરને અવશ્ય હાનિ પહોંચે છે.** સખત મહેનત કરનારા, નબળા શરીરના અથવા કાંઈ બીમારીવાળા શખ્સોને આથી વધારે સખ્ત નિયમની જરૂર છે. કોઇને આ નિયમ દેખીતો ગેરવ્યાજબી ભાસે, તો તેમની ભૂલ છે; તેમણે યાદ રાખવું કે કોઇવાર આપણે થોડીએક તન્દુરસ્તી બગડે તે તરફ પૂરતું લક્ષ આપતા નથી, તેથી કદાચ આપણને એ નિયમ ખોટો લાગે, પણ જ્યારે તે ભૂલ વારંવાર કરવામાં આવે છે, ત્યારે માઠું પરિણામ જણાયા વિના રહેતું નથી. વળી યાદ રાખવું જોઇએ કે નબળાઈ આવે, તો સારા ખોરાકથી કે દવાથી પાછી તન્દુરસ્તી મેળવશું એવો તર્ક થતો હોય, તો તે પણ ભૂલ છે. આજ સુધીમાં ડાકટરોનો એવો અનુભવ છે કે એકવાર ગુમાવેલી શક્તિ પાછળથી સંપૂર્ણ રીતે એટલે સૌએ સૌ ટકા કોઈપણ દવાથી કે ખોરાકથી પાછી મેળવી શકાતી નથી, અને જો મેળવી શકાતી હોય, તો મનુષ્ય અમર થઇ જાય. સમાગમ થયા પછી બીજે દિવસે અજીર્ણ, સળેખમ, માથાનો દુખાવો, પગનીકૂર્ચાનો દુખાવો, કલતર, કેડનું ફાટવું, જીભ સુકાવી, ફેર આવવા, નેત્રનું

કમજોરપણું, અભ્યાસ ને કામકાજ તરફ અપ્રીતિ, દસ્તની કબજીઅત, પેડુનો દુખાવો કે એવાં એવાં કોઇ લક્ષણો; અર્થાત્ કૃત્રીમ સુખી ચહેરો અને મન ઇત્યાદિ જણાય છે, ત્યારે તેને સમાગમ સિવાય બીજા કારણોથી થતાં માનવામાં આવે છે, પણ તે વાસ્તવિક નથી; તેવે વખતે સમાગમ એ મુખ્ય લાયક કરનાર કારણ હોય છે, અને તેથી બીજાં કારણો ફાવી જાય છે. કોઇ કોઇ વખત સખત ચેપી રોગો, અથવા તો ચેપ વિના ઉત્પન્ન થનારા મહાન ભયંકર રોગો પણ સ્ત્રીપુરૂષના સમાગમ પછી સજડરીતે લાગુ પડતા જોવામાં આવે છે; વળી આવા પ્રસંગોમાં સ્ત્રીપુરૂષને સમાગમ પછી, તરતજ કાંઈ જાણવા જેવી નબળાઈ ન આવી હોય, તો પણ અંદરથી ખરેખર નબળું પડી ગયેલું શરીરનું આખું યંત્ર વ્યાધિને શરણ થઈ જાય છે, અને જે ક્ષણિક સુખ ભોગવ્યું હોય છે, તે માટે લાંબા વખત સુધી દુઃખ ભોગવવું પડે છે અર્થાત્ આવક કરતાં જાવક વધવાથી આખરે પેઢી ડુબે છે.

કેટલીક વખત તરૂણ સ્ત્રી પુરૂષો ઇશ્કના સુખની ખાતર અને સ્તંભન માટે દારૂ, ભાંગ, કોકેઈન કે એવા કોઇ કેફી પદાર્થોનો નિશો કરે છે, અને પછી જાણે તેઓ પોતે કાંઈ અલૌકિક સુખ પ્રાપ્ત કરતા હોય, એમ તેમને લાગે છે. આ પ્રમાણે કેફની સાથે સમાગમ થવાથી શરીરને એટલી હાનિ થાય છે, અને આખર તેમના દેહની ખુવારી થાય છે; નિશો પણ નુકશાનકારક છે તે ઘણા ખરા સમજતા નથી. થોડાક વર્ષમાં તેમને ભયંકર રોગો લાગુ પડે છે, અને અચાનક મૃત્યુને શરણ થાય છે. યુવાવસ્થામાં કેફ અને વિષયની અનિયમિતતાથી ઘણા લોકોને અમુક અમુક બાબતની ઘેલછા–monomania પણ થઇ આવે છે, તેમાં કોઈ કોઇને આત્મહત્યા, દેશત્યાગ, ઇત્યાદિ ઝનુની વૃત્તિ પણ થાય છે. પાછલી જીંદગીમાં જેઓ વિવિધ ગુટિકાઓ, યાકુતીઓ, માઝુમ, જવારીશો, ઇત્યાદિ કે જેમાં પણ કેફજ હોય છે, તેનું સેવન કરે છે, અને તેના ઉત્તેજન વડે વિષયનું સુખ ભોગવે છે; તેઓને ઘણીવાર રાતમાં કે સવારમાં ઉઠતી વખતે લકવો લાગુ પડે છે, વાચે રહી જાય છે, બપોરના તડકામાં જવાથી માથે લોહી ચઢી આવે છે; અગર થોડા દિવસ વિષયનું સુખ ભોગવ્યા પછી વિશેષ નપુંસકત્વ આવતું જાય છે અને તે માટે યાકુતીનો ઉપયોગ વધતો જાય છે. ધીમે ધીમે સ્ત્રી પુરૂષ યાકુતીનાં તદ્દન બંધાણી થાય છે, અને છેવટે પૈસાનો ભોગ આપી ગમે તેટલી યાકુતીથી પણ નપુંસકત્વ દૂર થતું નથી, તેમજ નવા વ્યાધિયો શરૂ થવા લાગે છે. આથી અમારી એવી સલાહ છે કે તરૂણ સ્ત્રી પુરૂષોને પોતાની શક્તિમાં વધારો કરવા માટે તન્દુરસ્ત ગાયના તાજા દુધ સમાન દુનિયામાં કોઇ પણ વસ્તુ નથી, વળી મલાઇ, બદામ, પીસ્તાં, અખરોટ, લીલો મેવો વિગેરેનો, સમાગમ પછી ઉપયોગ કરવો, માત્ર પાણી પીને સુવું તેથી તન્દુરસ્તી સચવાતી નથી અને તેને બદલે બીજી કોઇ વસ્તુનો આગ્રહ રાખવો, એ મૂર્ખાઈ ભરેલું છે.

વળી પ્રજોત્પત્તિના ઉચ્ચ આશયથી કુદરતે સ્ત્રી તથા પુરૂષમાં અરસ્પરસ પ્રેમ થવાની લાગણી મુકેલી છે, અને સમાગમના સુખની મોહજાળ પાથરી છે; પણ તે સાથે તેણે એવી યોજના રાખી છે કે, પ્રજોત્પત્તિનો આશય છોડી દઇને જેઓ માત્ર સમાગમનાજ સુખનો યત્ન કરે, તેઓને વહેલા કે મોડી અવશ્ય શિક્ષા ભોગવવી પડે. પુરૂષો કુદરતી રીતસર વર્ત્યા વિના તે સુખ ભોગવવાની કુટેવો પાડે, તો તેઓના શરીરને વધારે ધક્કો લાગે છે, અને તેજ રીતે સ્ત્રીઓ પણ જો કુદરતી નિયમથી ઉલટી રીતે પોતાની સમાગમની ઇચ્છા પરિપૂર્ણ કરવા પ્રયત્ન કરે, તો તેમને પણ ભયંકર રોગ થઈ આવે છે. અજાણી બાળાઓ માત્ર ઉત્કંઠાને લીધે અગર ખરાબ સોબતને લીધે એવી કુટેવો તરફ ન દોરાય, તેટલા માટે એવી હકીકતો અમે સ્પષ્ટ સમજાવી નથી; પણ માત્ર એટલીજ સૂચના આપી છે કે કોઈ પણ જાતની ખરાબ ટેવ પાડવી એ શરીરને બહુ નુકશાનકર્તા છે.

બન્ને પક્ષને ઉત્તમ ફળપ્રદ તો એ છે કે રજોદર્શનનો કાળ વીત્યા બાદ ત્રણ દિવસ સુધી અમોઘ ઋતુદાન આપવું, કે જેથી પ્રજોત્પત્તિ નિરોગી, દીર્ઘાયુષી અને પુરૂષ વર્ગની થશે. અને બીજે મહીને ઋતુ દેખાય ત્યાં સુધી પુરૂષે અને સ્ત્રીએ(શુક્ર–મની–ધાત–Semen) બચાવી–અસ્ખલિત રહેવું, અને રૂધિરાભિસરણમાં જવા દેવું, કે જેથી તન મન બહુ હલકું ચંચળ તથા ખુશાલીમાં રહેશે, અને તેથી ઘડપણ જલદી નહિ આવતાં દીર્ઘાયુષ્ય તથા તન્દુરસ્ત અવસ્થાથી તન મન ધન અને ધર્મનું ઉત્તમ સુખ ભોગવી માતપિતા કૃતકૃત્ય થશે.

## સગામાં અંદર અંદર લગ્ન કરવાથી થતાં નુકશાન.

એકજ કુટુંબનાં સગાંઓમાં અંદર અંદર લગ્ન થવાં જોઇએ નહિ, કેમકે જે જે કુદરતી ખોટો એકજ કુટુંબમાં હોય છે, તેમાં તેથી વધારો થયા કરે છે. જો દૂરનાં સગાંઓમાં સંબંધ જોડાય, તો એવી ખોટો ધીમે ધીમે નાબુદ થતી આવે છે. જો કુટુંબમાં સ્ત્રી પુરૂષનો બહુ નજીકમાં એટલે કે કાકા કાકાના છોકરાંઓમાં સંબંધ જોડાય, તો તેનાં બાળકોમાં ક્ષય બહુ પ્રબળ રૂપમાં લાગુ પડે છે, અગર તો તેમને કાંઈ બીજા વિચિત્ર રોગ લાગુ પડે છે. બીજા સગપણ કરતાં કાકા કાકાનાં છોકરાંમાં લગ્ન થાય, તો તે ઘણુંજ હાનિકારક નીવડે છે. તેવીજ રીતે મામા ફૂઇનાં છોકરાં અને બેહેનોનું પણ લગ્ન થવું જોઇએ નહિ. આવાં લગ્ન માત્ર નવી થતી પ્રજાને હાનિકારક છે, એટલુંજ નહિ, પણ પરણનાર સ્ત્રી તથા પુરૂષના શરીરને પ્રથમ નુકશાનકારક છે.

## કેવા પતિ સાથે કેવી બાળાએ પરણવું ?

આપણા ઉત્તમ હિંદુ-ધર્મમાં પતિ પત્નિના સંબંધને એક ધાર્મિક-ક્રિયા ગણેલી છે, એટલુંજ નહિ પણ તન્દુરસ્ત પતિની સાથેજ કન્યાનું લગ્ન થવું જોઇએ એમ સ્પષ્ટ દર્શાવેલ છે. વૈદ્યક-નિયમ પ્રમાણે પણ સ્ત્રી અને પ્રજાના સુખને અર્થે તન્દુરસ્ત પતિ પત્ની વચ્ચેજ લગ્ન થવાની જરૂર છે. પતિ પત્નીની તન્દુરસ્તી સંબંધી ડાકટરી સરસ અભિપ્રાય મેળવ્યા વિના, અગર જોઇએ તેટલી ખાત્રી કર્યા વિના લગ્ન કરવાથી પતિ તથા પત્ની બન્નેને દુઃખી થવું પડે છે, અને તેમની પ્રજા પણ જન્મે ત્યારથીજ દુઃખી થાય છે. આપણી નવી ઉછરતી પ્રજા અને આવતો જમાનો આરોગ્ય થાય, તે માટે લગ્ન થવા પહેલાં પતિ પત્નીનાં સગાં વહાલાંઓએ તેમના શરીર સંબંધી-તેમનાં રક્તાશય સારાં છે કે નહિ, ક્ષય કંઠમાળ કે દમનો વ્યાધિ છે કે નહિ, પરણેલી જીંદગી માટે તેમનાં મજ્જાતંત્ર જોઇએ તેટલાં સબળ છે કે નહિ, લગ્નની ફરજોનો ધક્કો તેમનો બાંધો ખમી શકશે કે નહિ, તેમને ઘેલાપણું, ઉપદંશ, પરમીઓ, સારણ ગાંઠ, અર્બુદ, સાઇકોસીસ, ટયુબરક્યુલોસીસ, કે એવા કોઈ હઠીલા રોગ થયા છે કે નહિ ઈત્યાદિની તમામ તપાસ બરાબર રીતે જાતે-અરસપરસ કરવી, અગર કોઇ પ્રમાણિક ડાકટર પાસે કરાવવી જોઇએ. સદ્‌ભાગ્યે આપણા દેશમાં સ્ત્રી પુરૂષની પરણવાની લાયકાત સંબંધી સવાલ પહેલાં ભાગ્યેજ ઉત્પન્ન થતો, પણ છેલ્લા થોડાંએક વર્ષોથી એ સવાલની અગત્યતા વધી પડી છે. એવા કેસો બને છે કે લગ્નની ક્રિયા પૂરી થાય કે તરત અથવા તે પછી થોડીક વારેજ સ્ત્રી કે પુરૂષ કાંઇ રક્તાશયના ગુપ્ત રહેલા વ્યાધિથી એકાએક મરણ પામે છે; એવે વખતે પાછળ જીવનારની સ્થિતિ બહુ દુઃખી ને દયાજનક થઈ પડે છે; કેટલાંક લગ્નોમાં સ્ત્રી કે પુરૂષના બાંધાની નબળાઇને લીધે લગ્નના હક્કો (કે જેને ખરી રીતે ધર્મ એ નામ આપવું જોઈએ તે ) અદા થઈ શકતા નથી, અને તેથી કુકર્મ વધે છે, કેટલાકને લગ્ન પછી સખ્ત ચેપી રોગ અરસપરસ લાગુ પડે છે, અને તેથી નિર્દોષ હોય છે, તેને પણ સહન કરવું પડે છે; તેના પરિણામે પ્રજોત્પત્તિ થતી નથી, અગર થાય તો તે વ્યાધિગ્રસ્ત રહે છે અને થોડા વર્ષમાં દેવલોક પામે છે. લગ્ન થવા પહેલાં સ્ત્રી પુરૂષની તન્દુરસ્તી, સ્વભાવ, રીતભાત, સદ્‌ગુણ તરફ લક્ષ વધારે આપવું એ ચાલતા જમાના માટે જરૂરનું છે, કેમકે હાલમાં ઘણીવાર લગ્ન એટલે સ્ત્રી પુરૂષોની અરસ્પરસ શરીર સંબંધી અમુક ફરજો બજાવવા માટે એક બીજાનો સંબંધ એવો સ્થૂળ અર્થ સમજવામાં આવે છે; આત્માએ આત્માની ઉન્નતિ અર્થે મદદ કરવાના આશયથી જોડાએલો સંબંધ એ સૂક્ષ્મ અર્થ કવચિતજ સમજવામાં આવે છે, અને કોઈ સમજે તો પણ ઘણીવાર એવી ઉન્નતિ તરફ સ્ત્રી પુરૂષ બન્નેનું વલણ હોતું નથી. આ ઉપરથી એમ સમજવું કે માત્ર પુરૂષના બાંધા ને તન્દુરસ્તી પ્રત્યે ધ્યાન આપવાની જરૂર છે; પરંતુ સ્ત્રીનો બાંધો-તેના અવયવોની સ્થિતિ, તેના મજ્જાતંત્રની હાલત વગેરે તરફ લક્ષ આપવું જોઇએ. જમાના પ્રમાણે કોઈ કોઈ એવા નબળા બાંધાની છોકરીઓ થાય છે કે તેનાં લગ્ન કરવાં કે નહિ એ વ્યાજબી રીતે સવાલ થઇ આવે છે; કેમકે તેવી સ્ત્રીઓ પોતાનું બળ લગ્ન પછી માત્ર ચાર પાંચ વર્ષ મહામુસીબતે ટકાવી શકે છે, ને તે પછી તેની તબીઅત છેક લથડતી ચાલ્યા કરે છે, જેથી તેને તથા તેનાં સગાંઓને કંટાળો આવી જાય છે, અને લગ્ન ન થયાં હોત, તો સારૂં એવો અભિપ્રાય થઇ આવે છે; એ વખતે આત્માનો સંબંધ સમજીને સંતોષ રાખવો અગર લગ્ન અટકાવવું એ બેમાંથી એક રસ્તો રહે છે.

વળી લગ્ન વખતે દરેકના શરીરનો બાંધો ને તન્દુરસ્તી જોવા ઉપરાંત વર કન્યાના શરીરનો બાંધો એક બીજાને માટે યોગ્ય છે કે કેમ તે પણ ઘણી અગત્યની બાબત છે. માત્ર એકલી ઉમ્મરજ ધ્યાનમાં લેવાની નથી. જો પુરૂષ ઘણો બળવાન ને કદાવર હોય, અને કન્યા નબળી અને નીચા કદની હોય, તો સ્ત્રી શકિતહીન થતી જાય છે, અને તેને ભારે રોગ થઇ આવે છે, એથી ઉલટું સ્ત્રી બળવાન ને કદાવર હોય, ને પુરૂષ નબળો હોય અને શરીરની દરકાર રાખે નહિ, તો તે વધારે નબળો પડતો જાય છે.

વિવાહ કરવામાં માત્ર ગૌર વર્ણ, ખુબસુરત ચ્હેરો કુળ કે દ્રવ્ય તરફ જોવાનું નથી; પરંતુ વૈદ્યક-નિયમ પ્રમાણે બરાબર તનમનની કેળવણી એટલે કે કસરતી શરીર, અભ્યાસથી અને શિક્ષણથી મજબુત થયેલું તથા સંસ્કાર પામેલું મગજ, ને તે સાથે તનમનની આરોગ્યતા, એટલે કે રોગથી મુકત શરીર અને મન તથા સ્ત્રી પુરૂષની ઉમ્મરમાં આશરે ચાર પાંચ વર્ષનો ફેર એ અતિશય આવશ્યક્તાવાળું છે. વળી એ સાથે એ પણ કહેવું જોઇએ કે બને ત્યાં સુધી લગ્નનો ધર્મ યથાર્થ રીતે બજાવવાની શરૂઆત પહેલાં સ્ત્રી પુરૂષે પોતાના અવયવોનું ઇંદ્રિયવિજ્ઞાન ( physiology ) તથા તેમની શક્તિ જાળવી રાખવાના નિયમો ( sexual hygiene ) બરાબર શીખી લેવા જોઈએ, એટલુંજ નહિ પણ ઉપદંશ અને પરમીઆના વ્યાધિ જે હાલ અતિશય ફેલાયા છે, તે વિષે સવિસ્તર હકીકત વાંચીને જ્ઞાન મેળવવું જોઈએ.

આપણા દેશમાં ઘણીવાર કજોડાંથી લોકોમાં કુકર્મ અને કુસંપ જોવામાં આવે છે, માટે બને ત્યાં સુધી યોગ્ય જોડું કરવાને દરેક પક્ષે આગ્રહ રાખવો. કેટલાક દેશોમાં લોકો એટલા બધા સમજુ ને આગ્રહી હોય છે, કે જો કોઈ વખત ઘણા નાના કદનું જોડું મળી ગયું, તો તેઓ બન્ને પોતામાંથી નાના બાંધાની પ્રજા થશે, એ ધાસ્તીથી પ્રજોત્પતિ થવા દેતા નથી, અગર પ્રજા થાય, તો તેને કદાવર કરવા તનમનથી મહેનત કરે છે. વળી વ્યાધિગ્રસ્ત જોડું હોય તો તે પણ એમ કરે છે.

આવા વિચારોને લક્ષમાં રાખીને સંખ્યાબંધ લગ્નો થશે તો આપણી આર્ય-પ્રજા જે હાલમાં બળહીન, રોગી, અલ્પાયુષી, ધનહીન અને મગજની નબળાઈવાળી થઈ ગઈ છે, તેજ પ્રજા આજથી ૧૦૦ વર્ષે એવી અસલ આર્ય-પ્રજા થશે કે તેનાં મીઠાં ફળ સર્વ રીતે મળશે, અને પાછી એક વખત દુનીઆની સર્વે પ્રજાઓમાં પહેલે નંબરે પ્રથમ ગણાતી હતી તેમ ગણાશે.

## પ્રક્ષાલન.

દરેક સ્ત્રીએ પુરૂષની સાથે સમાગમ કર્યા પછી, પોતાના અવયવો સાફ કરવાની જરૂર છે. આ ક્રિયા સાધારણ રીતે ઘણાખરા લોકોના જાણવામાં હોય છે, પરંતુ તેને માટે ઘણીવાર જોઈએ તેવી કાળજી રાખવામાં આવતી નથી, અને તેથી ઘણી ખરાબી થાય છે.

પ્રજોત્પત્તિ થવા ઇચ્છા રાખનાર સ્ત્રીપુરૂષે સમાગમ પછી તરતજ પ્રક્ષાલનની ઉતાવળ કરવી નહિ, કારણ કે પ્રક્ષાલનથી વીર્યના સજીવ પરમાણુઓ એકદમ નાશ પામે છે, અને ગર્ભ ધારણ થઈ શકતો નથી.

સ્નાનના પ્રયોગોમાં "સીટ્ઝબાથ" નામનો પ્રયોગ બતાવ્યો છે તે પ્રમાણે, અગર "ડુશ" ના વિષયમાં તેનો ઉપયોગ બતાવ્યો છે તે પ્રમાણે, અગર બન્ને રીતે એકી વખતે પ્રક્ષાલન કરાય છે. સીટ્ઝબાથ અથવા કટિસ્નાન બાહ્ય ભાગને માટે વધારે ઉપયોગી છે, અને ડુશ અંદરના ભાગને માટે વધારે ઉપયોગી છે. સીટ્ઝબાથ દર્મ્યાન ટબમાં બેસીને વાદળી વડે બધો બાહ્ય ભાગ સારી રીતે લુછીને સાફ કરવો; અને પછી ડુશ વડે અંદરનો ભાગ પાંચેક મીનીટ સુધી ધોવો. સીટ્ઝબાથ મળી શકે નહિ, તો "ડુશ" ને માટે અવશ્ય ગોઠવણ રાખવી. આ ડુશમાં વાપરવાના પાણીની અંદર પાણીના ૧૦૦૦ ભાગે ૬ ભાગ સાધારણ ખાવાનું મીઠું ભેળવવાથી વધારે લાભ છે. સમાગમ ન થતો હોય, તોપણ બે ત્રણ દિવસે આ પ્રમાણે પોતાના અંદરના અવયવો સાફ કરવાની જરૂર છે. વળી રજોદર્શન પૂર્ણ થયા પછી તદ્દન સાદું પાણી ડુશમાં ભરીને એક વખત વાપર્યું હોય, તો અંદરથી રૂધિર વગેરે મળ દૂર થાય છે, અને પછી સમાગમ થાય, તો કશો રોગ થવાની ધાસ્તી રહેતી નથી. આ સાથે એ કહેવું જોઈએ કે ટબ કે ડુશ (ગમે તેની) અંદર જે પાણી વાપરવામાં આવે તે ઘણું ઠંડું કે ઘણું ગરમ હોય તો તેથી નુકશાન થઈ બેસે છે; માત્ર ઠંડું

કે ગરમ કશું ન જણાય એવું કોકરવરણું (Luktworm, Tepid ) પાણી વાપરવું; જો અંદર ઘણો ચેપ લાગેલો હોય, અગર તો પ્રદરની અસર હોય કે ધાત જતી હોય, તો બોરીક ઍસીડ ( શેર પાણીમાં ૬ થી ૧૦ ગ્રેઇન્સ ) ફટકડી ( શેર પાણીમાં ૪ થી ૮ ગ્રેઇન્સ ) કે પોટાસ્યમ પરમેન્ગેનીઝ (શેર પાણીમાં આશરે ૫ થી ૧૦ ગ્રેઇન્સ) નાંખીને વાપરવું. માત્ર અવયવોને સાફ કરવાના હેતુ ઉપરાંત તેમને મજબુત કરવા માટે પણ સ્ત્રીએ હમેશાં એક વખત સીટ્ઝબાથમાં રોજ દશેક મીનીટ બેસીને નહાવાની જરૂર છે; તે માટે શરૂઆતમાં પાણી જરા ગરમ વાપરવું અને પછી સહન થઈ શકે, તેટલું ઠંડું વાપરવું. કેટલાક દિવસો સુધી એ પ્રમાણે કર્યા પછી જ્યારે આખું શરીર અને ગુહ્યાવયવો મજબુત થયેલાં લાગે, ત્યારે સવારમાં બિછાનામાંથી ઉઠીને તરતજ એ પ્રમાણે સીટ્ઝબાથમાં બેસીને નાહવાની ટેવ પાડવી; પણ જો રાતમાં સીટ્ઝબાથ અગર ડુશ લીધો હોય, તો સવારમાં ફરીથી એ પ્રમાણે કરવું નહિ. દરેક કુટમ્બમાં બની શકે તો સ્નાન કરવાની ઓરડીમાં ડુશ લટકાવી રાખવું અને સ્નાન વખતે ઉપયોગ પહેલાં સ્વચ્છ કરી વાપરવું એ સ્વચ્છ થવાની ઉત્તમ રીત છે; જેથી પોતાના શીળવંત પતિને કોઈ પણ રીતનો **જનનેંદ્રિયના** રોગ થવાનો સંભવ રહેતો નથી; અને સંસારનું ઉત્તમ સુખ પ્રાપ્ત કરે છે. કારણ કે શુદ્ધ પરમીઆના ચેપ વિના પણ સ્ત્રીઓના ગુહ્યાવયવની મલીનતા અને દુષ્ટ ધાતુ વિકારથી પણ તેના પતિને પરમીઆને મળતી બીમારી થઇ આવવાનો સંભવ છે. તેમજ તેની મલીનતાને લીધે સ્ત્રીને પણ ગુહ્યાવયવોમાંથી ધાત જવાનો રોગ, ખુજલી, દુખાવો, કળતર, વગેરે થઈ આવે છે.

---

## સ્ત્રીઓના ગુહ્યાવયવની પરીક્ષા.

### Examination of the Female Organs of Generation.

ઍકઝામીનેશન ઑફ ધ ફીમેઇલ ઑર્ગન્સ ઑફ જનરેશન.

**સ્ત્રીઓના ગુહ્યાવયવની પરીક્ષા** મુખ્ય બે હેતુથી કરવાની જરૂર પડે છે, એક તો જ્યારે તેણીના ઉપર કાંઇ બળાત્કાર ગુજારવામાં આવ્યાની તેણી ફરિયાદ કરતી હોય ત્યારે તેણીના શરીર ઉપરનાં ચિન્હોની સાથે ગુહ્યાવયવપર થયેલ અસર જાણવાનો હેતુ અને બીજો તેણીને શું વ્યાધિ થયો અગર તેણીના અવયવમાં શું ખામી છે તે નક્કી કરવાનો હેતુ. આ બેમાં પ્રથમ હેતુ આ પુસ્તકમાં કાંઈ કામનો નથી, તેથી સ્ત્રીઓના વ્યાધિ, અને તેમના અવયવમાં રહેતી ખામીઓ નક્કી કરવાનાજ હેતુથી આ પરીક્ષા કરવાની રીત આપી છે.

પરીક્ષા કરવાની રીત જાણવા પહેલાં સ્ત્રીઓના અવયવની રચના ને બંધારણ કેવાં હોય છે તે જાણવું જોઇએ, માટે પ્રથમ તે વિષય શારીરકજ્ઞાનના ૨૫૦ મા પૃષ્ટથી વાંચીને પૂરતું જ્ઞાન મેળવવું.

પરીક્ષા સાધારણ રીતે ત્રણ પ્રકારે થઇ શકે છે. (૧) દષ્ટિથી (૨) તર્જનીથી અને (૩) દર્શકયંત્ર તથા બીજાં યંત્રાવડે.

જ્યારે બાહ્યાવયવોમાં કાંઇ રોગ થયો હોય છે, ત્યારે માત્ર દષ્ટિથી જોઈનેજ પરીક્ષા થઇ શકે છે. કોઈવાર બાહ્યાવયવોને જોતી વખતે તેના ઓષ્ટને એક બાજુએ રાખવા માટે, તથા તેની જાડાઇ ને કઠિનતા જોવા માટે આંગળીથી સ્પર્શ પણ કરવો પડે છે. બાહ્યાવયવોની પરીક્ષા માટે સ્ત્રીને અમુકજ સ્થિતિમાં સુવારવાની જરૂર નથી. તેની ગમે તે સ્થિતિમાં એક સરખીજ પરીક્ષા થઈ શકે છે. સાધારણ રીતે સ્ત્રીઓને ડાબી બાજુએ સુવારવાની છે ને તે સારી છે. આ પ્રકારની પરીક્ષાથી બાહ્યાવયવોની ખામી, ત્વચા રોગ, વરમ, ક્ષત, અર્બુદ, ગડ, યોનિની આમળ, શરીરનું સુકાવું ઇત્યાદિ રોગ ઓળખી શકાય છે.

તર્જનીથી ગર્ભાશયની પરીક્ષા થઇ શકે છે, તે સાથે યોનિ–માર્ગની ખામી, વરમ, ઉષ્ણુતા, અર્બુદ, ક્ષત, ગડ, ગ્રંથિ વગેરે જે હોય તેને ઓળખી શકાય છે, આ પરીક્ષા કરવા માટે સ્ત્રીને ડાબે પડખે સુવારવી, પછી વૈદ્યે તેની પાછળ પીઠ તરફ ઉભા રહી પોતાના જમણા હાથની પહેલી બે આંગળીઓને તેલ લગાડી આસ્તેથી યોનિમાર્ગમાં દાખલ કરવી; આ વખતે જો યોનિદ્વાર આગળ કાંઇ પડ જેવું આડું આવેલ લાગે તો બહુ સાવચેતી રાખવી ને જોર કરવું નહિ; જો માત્ર એકજ આંગળી જઇ

**શકે તો, એકજ આંગળી જવા દેવી; આ પડ બીજું કાંઈ નહિ પણ યોનિપટલ હોયછે. કુમારી સ્ત્રીઓમાં ઘણીવાર તે પડ અવિચ્છિન્ન હોય છે. જો યોનિપટલ એક આંગળી દાખલ કરવા જતાં પણ તુટી જશે એમ લાગતું હોય તો ગુદાદ્વારમાં તર્જની દાખલ કરીને ગર્ભાશયની તથા યોનિ-માર્ગની પરીક્ષા કરવી. ગર્ભાશયનાં કેટલાંક દર્દોનો નિર્ણય આ પ્રમાણે ગુદાદ્વારેથી કરેલી પરીક્ષાવડે વધારે સારો થઇ શકે છે.**

સાધારણ સુતેલી સ્થિતિમાં તર્જની યોનિમાં આખી દાખલ થાય છે એટલે તે કમળને અડકે છે; જો સ્ત્રી ઉભી હોય, તો કમળ જરા નીચું હોય છે. યોનિ-માર્ગની લંબાઇ અવયવોના વર્ણનમાં આપી છે, તે કરતાં ઓછી હોય, તો **ગર્ભાશય ભ્રંશ** (prolapsus) થયો છે, એમ અનુમાન થાય છે. **ગર્ભાધાનના પ્રથમ ત્રણ મહિનામાં** પણ તે નીચે હોય છે, ને તે પછી તે ઉંચું ચડે છે. **ગર્ભાશયનું પશ્ચાત્ પતન કે પશ્ચાત્ નમન** થયું હોય ત્યારે, અને **ગર્ભાશયની વૃદ્ધિ** થઇ હોય, કે **ગર્ભાશયમાં કાંઇ ગ્રંથી** થઇ હોય, **અંડાશયમાં કાંઇ ગ્રંથિ** થઈ હોય, **મૂત્રાશય વિસ્તૃત** થયો હોય અગર સ્ત્રીને ઉધરસ બહુ આવતી હોય, કે દસ્ત ઉતારતાં કરાંઝવું પડતું હોય, ત્યારે ગર્ભાશય નીચે હોય છે.

કેટલીકવાર ગર્ભાશય બહુ ઉંચો ચડી ગયો હોય છે, ને તે વખતે આંગળીને કમળનો સ્પર્શ એકદમ થઈ શકતો નથી. **ગર્ભાધાનના ત્રણ મહિના થઇ ગયા** હોય ત્યારે બીજા કોઇ કારણથી ગર્ભાશય અતિશય મોટો થઈ ગયો હોય, ત્યારે અને અંડાશયમાં મોટી ગ્રંથિ થઇ હોય, ત્યારે ગર્ભાશય ઘણો ઉંચો હોય છે કે તેથી તર્જની સહેલાઈથી કમળને અડકી શકતી નથી.

સ્વાભાવિક સ્થિતિમાં ગર્ભાશય ચોતરફ આંગળીથી ખસેડી શકાય છે. વળી તેને દાબતાં તે ઉંચો ચડે છે; પણ જ્યારે કેટલાંક દર્દ થાય છે, ત્યારે **તેને ખસેડી શકાતો નથી. ગર્ભાશયમાં અર્બુદ** થયું હોય, તો ગર્ભાશય યોનિ-માર્ગની સાથે સજડ ચોંટયો હોય છે, અને કમળનો ભાગ હાલતો નથી. કોઇવાર ગર્ભાશયમાં અંડાશયમાં મોટી ગ્રંથિ હોય, તોપણ ગર્ભાશય હાલતો નથી. જ્યારે ગર્ભાશયનો ભ્રંશ થયો હોય છે, ત્યારે તેને ઘણો હલાવી શકાય છે.

**આટલું જોયા પછી કમળની શું સ્થિતિ છે, તે** જોવી. સ્વાભાવિક રીતે કમળ કેવી સ્થિતિમાં હોય છે, તેનું જ્ઞાન ને અનુભવ હોય તો પરીક્ષા સહેલાઈથી થાય છે. કમળની સ્થિતિ જોવા માટે ઉપર પ્રમાણે સ્ત્રીને ડાબે પડખે સુવારવી; કોઇવાર તેણીને ઉભી રાખીને પણ પરીક્ષા કરવામાં આવે, તોપણ ખોટું નથી.

કોઇવાર જો કમળનું છિદ્ર છેક પૂરાઇ ગયું હોય (occluded) તો આંગળીને તે બિલકુલ જણાતું નથી; આવો બનાવ ગર્ભાધાન પછી પણ કયારેક બને છે, ને તેજ જગ્યાએ પ્રસવ માટે નવું છિદ્ર કરવું પડે છે. કોઇવાર યોનિ-માર્ગની દીવાલો સામસામી ચોંટી જાય છે, ને તેથી આંગળી આગળ જઇ શકતી નથી.

કમળનો સ્પર્શ થાય, એટલે તેના ઓષ્ટ કઠણ છે કે પોચા છે, તે જોવું. ગર્ભાધાનને લીધે તેના ઓષ્ટ વધારે પોચા લાગે છે અને જો આ પરીક્ષા બરાબર આવડતી હોય તો ગર્ભાધાનનો નિર્ણય જલદી થઈ શકે છે. ગર્ભાધાનને બીજે મહિનેથી આ ચિન્હ શરૂ થાય છે, ને ચોથે મહિને તે ઘણું સ્પષ્ટ જણાય છે. ગભાશય જો કાંઇ મસાને લીધે, જલંદરને લીધે, કે છોડને લીધે મોટો થાય, તો પણ કમળ-હોઠ જરા નરમ હોય છે. જ્યારે અંદર અર્બુદ હોય છે, ત્યારે હોઠ નરમ પણ ખડબચડા હોય છે. જ્યારે વરમને લીધે કમળ પોચું લાગે છે, ત્યારે સ્પર્શ કરતાં તે દુખે છે.

કમળ બહુ કઠણ લાગતું હોય તો બધી વખત અંદર રોગ હોતો નથી, તો પણ અર્બુદ, ગ્રંથી કે એવો કોઇ રોગ હોવાનો સંભવ છે; તેના ખરા નિર્ણય માટે બીજાં ચિન્હોની જરૂર છે.

કેટલીકવાર કમળના ઓષ્ટની અંદર કઠણ ને ઝીણી ગાંઠો હોય એવું લાગે છે તે કાંઈ રોગ હોતો નથી. ગર્ભાધાન વખતે તે ઘણીવાર જોવામાં આવે છે.

**કમળનું છિદ્રઃ**—કુમારી સ્ત્રીઓમાં કમળનું છિદ્ર એટલું તો નાનું હોય છે કે માત્ર સ્પર્શ કરવાથીજ તેને ઓળખી શકાય છે, જ્યારે તેમાં ગર્ભ રહે છે, ત્યારે તે છિદ્ર મોટું થાય છે, અને ગર્ભને પાંચમે

મહિને તેમાં આંગળીનું ટેરવું જરા દાખલ થઈ શકે છે. જો અંદર ગર્ભ હોય તો કમળના ઓષ્ટ વળી ગયેલા પોચા હોય છે. પણ જો અંદર કાંઈ **રેસામય ગ્રંથિ** હોય, તો ઓષ્ટ છુટા પણ કઠણ હોય છે, આથી આંગળીનું ટેરવું અંદર જઈ શકે છે ખરૂં, પણ ગર્ભાધાનની સ્થિતિ જેવા તે પોચા હોતા નથી. અંદર **મસા** હોય છે, ત્યારે પણ તેવુંજ બને છે.

**પ્રસવ** થયા પછી કેટલાક દિવસ સુધી કમળનું મુખ ઉઘાડું લાગે છે, ને તે ધીમે ધીમે બીડાતું જાય છે.

જ્યારે ગર્ભાશયનો **દીર્ઘ વરમ** થયો હોય, તે-માંથી **ધાત** જતી હોય, કે **અર્બુદ** થયું હોય, ત્યારે પણ કમળનું મુખ વધારે ઉઘાડું હોય છે; **અર્બુદ**થી કમળની સપાટી અનિયમિત ને ખડબચડી થઇ જાય છે.

જો કમળનું કદ-છિદ્ર ઘણુંજ નાનું લાગતું હોય, તો બધી વખત ચિંતાનું કારણ હોતું નથી; પણ તે સાથે વંધ્યત્વ, ન્યૂનાર્તવ વગેરે ઉપાધિ જણાતી હોય, તો બીજી રીતો વડે પરીક્ષા કરવાની જરૂર પડે છે.

**યોનિ-માર્ગમાં રહેતા ગર્ભાશયના ભાગની લંબાઇઃ**—સ્વાભાવિક રીતે ગર્ભાશયની ગ્રી-વાનો કેટલોક ભાગ યોનિ-માર્ગમાં રહેલો હોય છે.

આ ભાગ **ગર્ભાધાનને** લીધે ધીમે ધીમે કમી થવા લાગે છે. એથી કમળ પહેલાં જેમ યોનિમાં આગળ પડતું લાગતું હોય છે, તેમ પછી લાગતું નથી. જે સ્ત્રીઓને એક બે વખત ગર્ભાધાન થઈ ગયું હોય છે, તેમનો ગર્ભાશયનો ભાગ યોનિમાં સાધારણ રીતે ઓછોજ હોય છે. ગર્ભાધાન સિવાય **અંડાશયની ગ્રંથિ, ગર્ભાશયમાં થતા મસા, ગ્રંથિ ને જલંદરને** લીધે પણ તે ભાગ ઓછો થઈ જાય છે, પણ જો ગર્ભ ગર્ભાશયની બહાર બંધાતો હોય, તો ગર્ભાશયનો આ ભાગ ઓછો થતો નથી.

### યંત્રોવડે થતી પરીક્ષા.

પરીક્ષા કરવાનાં મુખ્ય બે યંત્રો છેઃ-(૧) ગર્ભાશય શલાકા ( the sound-સાઉન્ડ ) અને (૨) દર્શકયંત્ર (the speculum-સ્પૅકયુલમ.)

ગર્ભાશય શલાકા તે વળી શકે તેવી ધાતુની એક પાતળી સળી હોય છે; તેને એક છેડે જરા દડી જેવું હોય છે, ને બીજે છેડો લોઢાના હાથામાં ખોસેલ હોય છે ને વચમાંથી જરા વળેલ હોય છે. આ હથિઆર **તર્જનીથી પરીક્ષા કર્યા પહેલા કદી વાપરવું નહિ, કેમકે સ્ત્રી સગર્ભા હોય, તો તેથી તેણીને નુકશાન થાય છે** અને કોઈ વખત ગર્ભ જ્યારે સ્ત્રી એક બે માસથી છેટે બેઠી ન હોય ત્યારે કમળના હોઠ જો પોચા લાગે તો કદી પણ આ શલાકા અંદર દાખલ કરવી નહિ; અને પોચા ન લાગતા હોય, તોપણ બનતાં સુધી તે વા-પરવી નહિ. વળી સ્ત્રી સગર્ભા હોય છતાં કેટલીકવાર તેમને ઋતુસ્રાવની માફક લોહી જાય છે; આથી તેણી સગર્ભા નહિ હોય, એમ ધારીને શલાકા દાખલ કરવી નહિ.

**શલાકા વાપરવાની રીતઃ**—બિછાનાની કોર ઉપર સ્ત્રીની બસ્તી રહે તેવી રીતે તેને ડાબે પડખે સુવારવી, ને જમણા હાથની પહેલી આંગળીથી ગર્ભા-શયના કમળનો સ્પર્શ કરવો. શલાકાને જરા ગરમ કરીને તેલ લગાડવું ને પછી ડાબે હાથે પકડીને જ-મણા હાથની આંગળીના આધારે તેના દડીવાળા છેડાને કમળના મુખ સુધી લઈ જવો, અને પછી આસ્તેથી તે છેડાને કમળના મુખમાં દાખલ કરવો. કમળના મુખમાં શલાકા પ્રવેશ કરે તે પછી બિલ-કુલ બળાત્કાર કરવો નહિ, પણ ધીમે ધીમે તેને અંદર વધારે જવા દેવી; ગર્ભાશયની અંદરનો રસ્તો પહેલાં જરા સીધો બસ્તીના વ્યાસ પ્રમાણે હોય છે, પણ આગળ જતાં તે નાભિ તરફ જરા વળે છે, અને શલાકા પણ તેજ પ્રમાણે વળેલી હોય છે. સાધારણ કદના ગર્ભાશયમાં શલાકા કમળથી ઇંચ જેટલી ઊંડી ગઈ લાગે, ત્યારે પછી જોર જેમ બને તેમ થોડું વાપરવું; કેમકે જો ગર્ભાશયના મથાળાનું માંસ બ-ગડી ગયું હોય છે, તો તેમાં તે વળી ચાલી જાય છે, ને ખબર પડતી નથી.

જો શલાકાને અંદર જતાં કાંઇ હરકત નડે છે એમ લાગે તો વખતે શલાકા ગર્ભાશયના વળાંક પ્રમાણે વળેલી હોતી નથી; જો એમ હોય તો શલા-કાને બહાર કાઢીને જોઇએ તેવી રીતે વાળવી, ને પછી ગર્ભાશયમાં દાખલ કરવી.

આ. ૨૧૩. ગર્ભાશય શલાકા.



Uterine sound (Galabin).

આ. ૨૧૪
સ્પૅકયુલમ.



Glass or Porcelain Vaginal Speculum. (Phulmann).

આ. ૨૧૫, યોનિદર્શક યંત્ર.



Two-bladed Vaginal Speculum, inserted in the vagina, &c. C. G. Puhlmann.

આ. ૨૧૬.
બે હાથે ગર્ભાશયની પરીક્ષા કરવાની રીત.



Bimanual Examination of the Uterus. After Marion Sims.

જો કમળમાંજ શલાકા દાખલ થતી ન હોય તો કમળનું છિદ્ર કેવું ને કેવડું છે, તે નક્કી કરવું; અને તે માટે શલાકા દાખલ કરવા પહેલાં દર્શકયંત્રથી કમળનો ભાગ જોવો.

કેટલીકવાર જન્મથીજ કમળનું છિદ્ર હોતું નથી ને કોઇવાર તે પાછળથી બંધ થઇ ગયું હોય છે.

કોઈવાર ગર્ભાશયની ગ્રીવામાં આશરે એક ઈંચ જેટલી શલાકા ગયા પછી તે આગળ જઇ શકતી નથી; આનું કારણ ગ્રીવાની અંદર રહેલ મુખ itenrnal os ) નો સંકોચ હોય છે; જે સ્ત્રીઓને કાંઈ બાળબચ્ચાં થયાં હોતાં નથી, તેમના ગર્ભાશયમાં શલાકા દાખલ કરતી વખતે આવી મુસ્કેલી નડે છે. આવી અડચણ, શલાકાને થોડીવાર ત્યાંજ પકડી રાખવા પછી આપોઆપ ઓછી થવા લાગે છે, ને શલાકા આગળ ચાલે છે.

વખતે શલાકાનો દડીવાળો છેડો ગર્ભાશયની ગ્રીવાની અંદરના નાના ખાડામાં ભરાઇ જાય છે, ને આગળ ચાલી શકતો નથી, આમ થાય ત્યારે શલાકાને જરા પાછી ખેંચવી ને ફરીથી આગળ ચલાવવી; તેમ છતાં ખાડામાં ભરાઇ જાય તો બધી બહાર કાઢીને તેનો છેડો જરૂર હોય તે પ્રમાણે વાળવો; ને ફરીથી શલાકા દાખલ કરવી.

ગર્ભાશયની ગ્રીવામાં બરાબર પસાર થયા પછી પણ કોઇવાર શલાકા આગળ ચાલતી નથી. આ વખતે ગર્ભાશયનું પશ્ચાત્ નમન કે અગ્રનમન થયું હોય

છે, જો પશ્ચાત્ નમન હોય, તો યોનિ–માર્ગની પછવાડે ગ્રંથિ જેવું લાગે છે, ને શલાકાનો વળેલો ભાગ આગળ આવે તેમ દાખલ કરવાથી, તે જલદી અંદર જવા લાગે છે, જો અગ્રનમન હોય તો શલાકાના ભાગને જરા વધારે વાળવો પડે છે ને, પછી વળેલો પછવાડે ચાલે છે.

જ્યારે શલાકા અંદર જતી ન હોય, ત્યારે દર્શક યંત્ર વાપરવું, અને કમળના આગળના હોઠને પકડીને ખેંચવો એટલે અંદરનો પોકળ રસ્તો વાંકો રહેવાને બદલે સીધો થશે.

શલાકાથી પરીક્ષા કરતી વખતે ગર્ભાશયની લંબાઇ કોઇવાર વધારે ને કોઈવાર કમી માલુમ પડે છે, કમળની બહાર જ્યારે ક્ષત પડે છે, ત્યારે સપાટી વાદળી કે લાલ રંગની લાગે છે, અને તેમાં દાણા દાણા જેવું દેખાય છે. તથા સ્પર્શ કરતાં પણ તેમ લાગે છે. આ સાથે ઘણું કરીને ગર્ભાશયની ગ્રીવા વૃદ્ધિ પામી હોય છે; અગર ગર્ભાશયનું અધઃપતન થયું હોય છે.

કમળ ઉપર ચાંદી થઇ હોય તો બીજી જગ્યાએ ચાંદી જેવો દેખાવ હોય છે, તેવોજ તે સ્થળે હોય છે. તેમાંથી ઘણીવાર લોહી નીકળે છે; પણ ચાંદી ક્યારેકજ ઉપર થતી જોવામાં આવે છે.

## ગર્ભાશયની વિશેષ લંબાઇ.

ગર્ભાશયની પોકળ જગ્યા સાધારણ રીતે ૨½ ઈંચ લાંબી હોય છે, કોઈવાર તેથી ½ ઇંચ કમી હોય છે, આ લંબાઈમાં **પ્રસવને લીધે** વધારો થાય છે. પ્રસવ થયાની તે એક મોટી નિશાની છે; **ગર્ભાશયના માંસની વૃદ્ધિ** ( hypertrophy ) થવાથી પણ શલાકા વધારે આઘી જાય છે, ને ગર્ભાશયની લંબાઈ વિશેષ લાગે છે. ગર્ભાશયનું **અધઃપતન** થયું લાગતું હોય, ત્યારે ઘણીવાર ગર્ભાશયની પોકળ જગ્યાની લંબાઈ વધારે જણાય છે: આનું ખરૂં કારણ **ગર્ભાશયની ગ્રીવાની વૃદ્ધિ** હોય છે; શલાકા કમળથી ચાર સાડાચાર ઇંચ ઉંડી જાય છે. તે છેક સાત ઈંચ જેટલી ઉંડી ગયાના પણ દાખલા છે. **અંડાશયમાં ને ગર્ભાશયમાં રેસામય ગ્રંથિઓ** થવાથી પણ ઘણીવાર ગર્ભાશયની પોકળ જગ્યાની લંબાઇ વિશેષ થાય છે, તોપણ બધી વખત આવો ફેરફાર થતો નથી. જ્યારે ગર્ભાશયમાં ગ્રંથિ ઘણા વખતથી હોય છે, ત્યારે તેના ભારને લીધે કેટલીકવાર ગર્ભાશયની દીવાલો ચોંટી જાય છે, ને ગર્ભાશય શલાકા જોઇએ તેટલી આઘી જઈ શકતી નથી.

વળી જ્યારે ગર્ભાશયમાં રેસામય **મસો** થયો હોય છે, ત્યારે પણ તેની લંબાઈ વધારે હોય છે, કેટલીકવાર મસો આડો આવવાથી શલાકા અંદર ખસતી નથી, પણ તેને જરા પાછી ખેંચીને એક બાજુ તરફ લેવાથી જલદી જવા લાગે છે; બે ત્રણ વાર જુદી જુદી બાજુએથી શલાકા નાંખવાથી મસાનું સ્થળ ને કદ નક્કી થઇ શકે છે.

કોઈવાર ગર્ભાશયના મથાળા આગળ અર્બુદ થયું હોય, તો તેથી પણ ગર્ભાશયની લંબાઈ વધારે થાય છે.

કવચિત્ એવું બને છે કે શલાકા **ફેલોપીઅન** નળીમાં ચાલી જાય છે. જો તે નળી બરાબર મજબુતીથી બંધ રહેલી ન હોય તો આવું બનવાનો સંભવ છે.

શલાકાથી પરીક્ષા કરતી વખતે પેડુ ઉપર હાથ રાખવો ને ગર્ભાશયની સ્થિતિ જોવી, એટલે વધારે ભરોંસો રાખવા લાયક ખબર મળી શકશે.

## ગર્ભાશયની ઓછી લંબાઇ.

**જન્મથીજ** કોઈ સ્ત્રીનો ગર્ભાશય નાનો હોય છે, અગર બરાબર પરિપકવ ( developed ) થયો હોતો નથી.

સ્ત્રીના બાહ્યાવયવો બરાબર પરિપકવ હોવા છતાં કોઇવાર ગર્ભાશય પરિપુર્ણ રીતે પકવ હોતો નથી.

વળી ગ્રંથિના દબાણથી જ્યારે **ગર્ભાશયની દીવાલો ચોંટી** જાય છે. ત્યારે પણ તેની લંબાઈ ઓછી લાગે છે. **વૃદ્ધાવસ્થામાં** ગર્ભાશયની ગ્રીવાની અંદરનું મુખ ઘણીવાર છેક બીડાઈ જાય છે, અને શલાકા તેથી ઉંડી જઈ શકતી નથી.

કોઇવાર ગર્ભાશયનો **થોડોએક ભાગ ઉથલી** ( inverted ) ગયો **હોય** છે, ને તેથી શલાકા ઘણી થોડી ઉંડી જઈ શકે છે; આવું થયું હોય, ત્યારે કમળનો સ્પર્શ કરતાં તેના મુખ આગળજ કાંઇ ગ્રંથિ જેવું જણાય છે; અને શલાકાને ફરી ફરીને ચોતરફથી અંદર નાખવા છતાં તેટલીને તેટલીજ ઉંડી જાય છે. કોઈવાર પ્રસવ પછી ગર્ભાશય ઘણો ક્ષીણ ને શુષ્ક થઈ જાય છે. તે વખતે પણ તેની ઉંડાઈ થોડી થઈ ગઇ હોય છે, આગળ કહ્યું છે કે

ગર્ભાશય વળી જવાથી શલાકા આઘી પેસી શકતી નથી તે હકીકત ધ્યાનમાં રાખીને તેથી ગર્ભાશયની લંબાઇ ઓછી થયેલી છે એમ સમજવું નહિ.

શલાકા દાખલ કરીને પરીક્ષા કરતી વખતે વધારે સારી ખબર મળે તે માટે કેટલીકવાર ગુદાદ્વારમાં આંગળી નાંખીને ગર્ભાશયનો સ્પર્શ કરવાની જરૂર પડે છે; ને આ પ્રમાણે બન્ને સ્થળેથી થતી પરીક્ષા ઘણું કરીને સંતોષકાક નીવડે છે; ગુદાદ્વારમાં આંગળી નાંખવાથી જેમ ગર્ભાશયની પછવાડેના ભાગની માહીતી મળે છે, તેમ તે વખતે પેડુ ઉપર હાથ રાખવાથી ગર્ભાશયની આગળની માહીતી મળે છે. ૨. શલાકા દાખલ કર્યા વિના પણ એક આંગળી યેનિમાર્ગમાં નાંખીને કમળને દાબી રાખવાથી અને તેજ વખતે પેડુ ઉપર નાભિની નીચે બીજા હાથવડે દબાણ કરવાથી ગર્ભાશયની જાડાઈ જાણી શકાય છે.

---

## ઉત્પત્તિ અવયવના વ્યાધિઓ.

### સ્ત્રીના અંડનો વરમ.

(Ovaritis-ઓવેરાઈટીઝ.)

**પ્રકારઃ—તીક્ષ્ણ ને દીર્ઘ.**

**તીક્ષ્ણ વરમનાં કારણઃ**—રજોદર્શન વખતે વિષયભોગ ભોગવવાથી, શરદી લાગવાથી, ભેજમાં બેસવાથી, ઋતુસ્રાવ એકદમ બંધ થવાથી, ગર્ભાશયના વરમની સાથે આ અંગમાં પણ અસર થવાથી, અગર બસ્તીમાં કોઈ સ્થળે વરમ કે ગડ હોય તેની અસરથી કોઇવાર સ્ત્રી-અંડનો વરમ થાય છે. પ્રસૂતિ પછી ગર્ભાશયમાં અને સ્ત્રિઅંડમાં કેટલીકવાર સાથે વરમ થતો જોવામાં આવે છે. અંડમાં રસોળી થઈ હોય તો પછી વરમ થવાનો ને પાકવાનો સંભવ રહે છે. આ સિવાય સ્ત્રી-અંડને કાંઈ સખત વાગવાથી ઈજા થવાથી કે એળીઆ જેવી ગરમ દવાઓ વાપરવાથી પણ તીક્ષ્ણ વરમ થઈ આવે છે.

**દીર્ઘ વરમ ને તેનાં કારણોઃ**—સ્ત્રી-અંડનો દીર્ઘ વરમ એ ઘણોજ ઉપયોગી વિષય છે. અતિશય વિષયભોગ, નાની ઉમ્મરમાં થતો વિષયભોગ, વિષયભોગને અર્થે નાની ઉમ્મરમાં અયોગ્ય હથિયારથી કરેલી હસ્તક્રિયા, રજોદર્શન જલદી થાય, તે માટે નાનપણમાં કરવામાં આવતા મૂર્ખાઇભરેલા ઉપચારો, ગર્ભાશયના વિવિધ વ્યાધિઓ, ઈત્યાદિથી દીર્ઘ વરમ થાય છે. કોઇ વાર સ્ત્રીને પ્રમેહ થવાથી અંડાશયમાં જરા હલકો વરમ થાય છે, ને દુખાવો જણાય છે.

**ચિન્હ-લક્ષણઃ**—તીક્ષ્ણ વરમનાં ચિન્હો રતાશ, પીડા, દુખાવો, ને ઉષ્ણતા એ મુખ્ય છે, તે સાથે થોડોએક તાવ આવે છે, પણ તીક્ષ્ણ વરમ બહુ થોડીવાર જોવામાં આવે છે. દીર્ઘ વરમમાં પણ સ્ત્રિઅંડના ભાગમાં દુખાવો રહ્યા કરે છે, અને આંગળી વડે પરીક્ષા કરવાથી પણ અંડના ભાગમાં સ્પર્શ થતાં તે બહુ દુખે છે, અંડાશયની વૃદ્ધિ ને ધટ્ટતા થયેલી જણાય છે. આ દર્દવાળી સ્ત્રિ ઉભી રહે, ત્યારે પણ પેડુમાં દુખવા માંડે છે, દસ્ત ઉતારતાં તેમજ પવન છોડતાં પણ દુખાવો થાય છે. અંડાશયના તીક્ષ્ણ વરમમાં દુખાવા સાથે દાહ જણાય છે, અને ટટાર ઉભા રહેવાથી દુખાવો વધે છે.

તીક્ષ્ણ વરમમાં શરૂઆતમાં કેટલીકવાર મદનોન્માદ ( Nymphomania-નિંફોમેનિયા ) થાય છે; પણ જ્યારે વરમ બરાબર જોર પકડે છે, ત્યારે વિષય તરફ બિલકુલ વૃત્તિ જતી નથી. તીક્ષ્ણ વરમમાંથી અંડાશય કોઇવાર પાકે છે.

દીર્ઘ વરમ થવાથી અંડાશય આસપાસના માંસમાં ચૅાટી જાય છે, અને કેટલીકવાર સ્ત્રિને વંધ્યત્વ પ્રાપ્ત થાય છે, કોઈવાર અંડાશયમાં આથી રસોળી થઇ આવે છે. અંડાશયના વરમ સાથે કેટલીકવાર હિસ્ટીરીઆ જોવામાં આવે છે.

**પરીક્ષાઃ**—સ્ત્રીના અંડાશયની પરીક્ષા કરવા માટે ગુદાદ્વારમાં તેલવાળી આંગળી કરીને નાખવાની જરૂર પડે છે, કેમકે તેમ કરવાથી આંગળી ગર્ભાશયની પડખે જઇને અંડાશયનો સ્પર્શ કરી શકે છે. વરમ થયાથી અંડાશય સુજેલ, વૃદ્ધિ પામેલ અને દુખતો લાગે છે.

## ચિકિત્સા.

**ઍકોનાઇટ[3]:**— શરદી લાગી હોય, તાવ જેવાં ચિન્હો થયાં હોય કે ભય-ધાસ્તી ને ચિંતા જેવાં કારણથી વરમ થયો હોય, તો આ દવાની જરૂર છે.

**એપીસ[3]:**—અંડાશયમાં કીડી ચટકા ભરતી હોય, એવું દર્દ થતું હોય, ઉધરસ આવતી હોયઃ જમણી બાજુનો અંડાશય વિસ્તૃત થયો હોય ઈત્યાદિ સમયે આ દવા આપવી.

**આર્સેનિકમ**[1]:—દાહ લાગતો હોય, તૃષા સાથે બેચેની જણાતી હોય, ને પગને હલાવ હલાવ કરવાથી ઠીક લાગતું હોય, તો આ દવા અપાય છે.

**બૅલાડોના**[3]:—દીર્ઘ વરમ હોય, ઋતુસ્રાવ વખતે પેડુમાં બહુ ભાર લાગતો હોય, જમણી બાજુના અંડાશયમાં દર્દ હોય, ને તે સાથે વખતે ફેફસાનું કાંઇ દર્દ હોય, તો આ દવા ઉપયોગી છે.

**બ્રાયોનિઆ**[3]:—અંડાશય ઉપર સ્પર્શ જરા પણ સહન થતો ન હોય, ઉંડો શ્વાસ લેવાથી અંડાશયમાં સૌયના ગોદા માર્યા જેવું દર્દ થતું હોય, કે હાલવા ચાલવાથી દર્દ વધતું હોય, તો આ દવા આપવી.

**કૅન્થારીસ**[3]:—દાહ ને સ્પર્શની અસહ્યતા બહુ હોય, પેશાબ ઉતરતી વખતે દર્દ થતું હોય, અથવા પેશાબ ન ઉતરતો હોય કે રક્ત મિશ્રિત છતાં થોડો ઉતરતો હોય, તો આ દવાની જરૂર પડે છે.

**ચાઇના**[1x]:—અતિશય વિષયભોગથી વરમ થયો હોય, કે રક્તસ્રાવ બહુ થવાથી નબળાઇની સાથે વરમ થયો હોય, તો આ દવા કામ લાગે છે.

**ઇગ્નેશીઆ**[3]:—કાંઇ મનોવિકાર હોય, હિસ્ટીરીઆ જણાતો હોય, દર્દી સ્ત્રી નિસાસા નાખતી હોય, અને ઉદાસ ને સુસ્ત થઇને પડી રહેતી હોય તો આ દવા આપવી.

**પ્લેટીના**:[3]—મદનોન્માદ જણાતો હોય, અંડાશયમાં દાહ લાગતો હોય, ને સતત રહેવાને બદલે વખતો વખત થઈ આવતો હોય, કપાળમાં કીડી ચટકા ભરતી હોય એમ લાગતું હોય, કે હીસ્ટીરીઆની અસર જણાતી હોય તો આ દવાની આવશ્યકતા હોય છે.

**હૅમામૅલીસ**:[3]—અંડાશયમાં સોજો થયો હોય ને દુખાવો લાગતો હોય, સ્પર્શ ખમાતો હોય, ઋતુસ્રાવથી તે વરમ વધતો હોય, અથવા ઋતુસ્રાવ બહુ થતો હોય, સ્ત્રી સગર્ભા હોય, અથવા પરમીઆની અસર હોય, તો આ દવા આપવી.

**પલ્સેટીલા**[3]:—રજોદર્શન ઓછું થતું હોય, અથવા મોડું થતું હોય, ને તે સાથે આવો વરમ ને દુખાવો રહેતો હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**ઍફાઇટસ**[1x]:—દીર્ઘ વરમ રહેતો હોય ને તે સાથે રજોદર્શન મોડું થતું હોય કે ઓછું થતું હોય ને તેથી પ્રજોત્પત્તિ થઈ શકતી ન હોય, તો આ દવાથી આરામ થાય છે. દીર્ઘ વરમથી અંડાશય કઠણ થઇ ગયો હોય છે, તે પણ આથી સુધરે છે. ઍરમ પણ આવે વખતે અપાય છે.

**હીપારસલ્ફયુરીસ**[6]:—જ્યારે અંડાશય પાકે એમ લાગતું હોય, ત્યારે આ દવા આપવી; પરૂ બહુ આવવા લાગે તો **સીલીશ્યા** આપવું. અશકિત માટે ચાઇના કે ફૉસ્ફરીક ઍસીડ શરૂ કરવું.

**લેચીસીસ**[6]:—પરૂ બંધ થયા પછી ગર્ભાશયમાં વેણ આવ્યા જેવું દર્દ લાગતું હોય, કમળ ઉઘાડું લાગતું હોય, ને ડાબી બાજુના અંડાશયમાં દુખતું હોય, તો આ દવાનો ખપ પડે છે.

**પેલેડીઅમ**[6]:—દાબતાં દુખાવો વધારે થતો હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**અનુસંગી ઉપાય**:—સ્ત્રીને સંપૂર્ણ આરામ આપવો. દસ્ત સાફ લાવવો અને સાફ ન આવ્યો હોય, તો પિચકારી મારવી. સ્ત્રીને ગરમ પાણીમાં બેસારવી અગર ગરમ પાણીની પિચકારી યોનિમાર્ગમાં પણ મારવી; અંડાશયના કોઈ ભાગ ઉપર શસ્ત્રોપચારની જરૂર હોય, તો કાબેલ ડાકટરની સલાહ પ્રમાણે વર્તવું. બહારથી પેડુ ઉપર ગરમપાણીના શેકથી ઠીક લાગે તો શેક કરવો. બૅલાડોના ઍકસ્ટ્રાકટ કે અફીણ ચોપડવું ઘટે તો ચોપડવું.

---

## અંડાશયનો દુખાવો.

( Ovarian Neuralgia—ઓવેરીઅન ન્યુરાલજીઆ. )

અંડાશયમાં જ્યારે દુખાવો લાગે, ત્યારે ઘણીવાર તે વરમને લીધે હોય છે, તો પણ કોઇવાર માત્ર જ્ઞાનતંતુના દોષથી તેમાં દુખાવો થતો જોવામાં આવે છે. વરમની સાથે રતાશ, ઉષ્ણતા અને સોજો હોય છે, પણ જ્ઞાનતંતુના દોષ સાથે એમાંનું કશું હોતું નથી. જ્ઞાનતંતુના બગાડથી થતો દુખાવો એકદમ ઉપડે છે, એકદમ બંધ થાય છે; વળી તે ફરી ફરીને અમુક મુદતે થયા કરે છે.

### ચિકિત્સા.

**કૉલોસીન્થીસ**[3]:—જો દુખાવો આંકડી આવ્યા જેવો હોય, અથવા પેટમાં પણ તે સાથે દુખતું હોય, તો આ દવા બબ્બે કલાકે આપવી, અંડાશયના ઉપલા પડના દુખાવાને આ દવા ખાસ કરીને મટાડે છે.

**નાની**[6]:—જો અંડાશયમાં ગોટલા ચડયા જેવું સખત દર્દ થતું હોય, તો આ દવા બે બે કલાકે દેવી.

**લીલીઅમ ટીગ્રીનમ**[30];—જો ડાબી બાજુના અંડાશયમાં દર્દ હોય, સાથળ સુધી દુખાવો જણાતો હોય, ગર્ભાશય ભારે લાગતો હોય, અગર વિષય તરફ વૃત્તિ બહુ જતી હોય, તો આ દવા ઉપરની દવા પ્રમાણે અપાય છે.

**પેલેડીઅમ**:—દાબવાથી દુખતું હોય તો આ દવા ચાર ચાર કલાકે દેવાથી ઠીક થાય છે.

**હેમામલીસ**[3]:—જ્યારે અંડાશયની અંદરના ભાગમાં દુખાવો હોય, ત્યારે આ દવા આપવાથી તે મટી જાય છે; જો કાંઇક વરમની અસર હોય, તો આ દવા વધારે ઉપયોગી છે.

**ઝીન્કસોવેલેરીઅન**[3]:—જે સ્ત્રીને હિસ્ટીરીઆ થતું હોય, અગર વખતો વખત અંડાશયમાં દુખાવો થઇ આવતો હોય તેને આ દવા એક બે માસ સુધી આપવાથી હિસ્ટીરીઆને ફાયદો થાય છે, તેમજ દુખાવો થતો પણ બંધ થાય છે.

**અનુસંગી ઉપાયઃ**—સ્ત્રીને હિસ્ટીરીઆનું દર્દ હોય, તો તેનો ઇલાજ કરવો. અંડાશય તરફ ઓછું લક્ષ આપવાનું કહેવું, અને સમજાવવું કે એ કાંઈ મોટો રોગ નથી. પેડુ ઉપર શેક કરવો, અગર યોનિમાર્ગમાં ગરમ પાણીની પિચકારી મારવી. થોડા એક દિવસો સુધી પુરૂષની સાથે સમાગમ કરવો નહિ શરીર અશક્ત હોય, તો સારો પૌષ્ટિક ખોરાક લેવો. કૉડલીવર ઑઈલ કે માલ્ટાઇન જે પચે તે લેવું. આરામની જરૂર હોય, તો થોડા દિવસ આરામ લેવો.

## અંડાશયનું જલંદર, કઠોદર.

( Ovarian Dropsy–એવેરીઅન ડ્રૉપ્સી ).

અંડાશયનું જલંદર થાય છે, ત્યારે તેમાં પ્રવાહી ઘણીવાર છુટું ફેલાયેલ હોતું નથી, પરંતુ નાની મોટી એક અગર વધારે રસોળીઓમાં સમાએલું હોય છે. અંદરનો પ્રવાહી કેટલીકવાર સ્વચ્છ પાણી જેવો હોય છે, કેટલીકવાર ચીકણો કે કેટલીકવાર તાંતો ચાલે તેવો હોય છે, કોઇવાર બેત્રણ રસોળીઓ હોય છે, તે દરેકમાં જુદી જુદી જાતનો રસ ભરાણો હોય છે. ઘણીવાર એકાદ રસોળીમાંથી પરૂ પણ નીકળે છે.

આ. ૨૧૭
આવેરીઅન ડ્રૉપ્સી. ( કઠોદર. )



Ovarian Tumour ( Howlett ).

**કારણઃ**—કેટલીક સ્ત્રીઓની પ્રકૃતિજ એવી હોય છે કે તેમને જલંદર અને રસોળીનાં દર્દ જલદી થાય છે; આથી તેવી સ્ત્રીઓને પ્રસવ વખતે કાંઇ ઇજા થવાથી, પડી જવાથી, કાંઇ વાગવાથી, ધાસ્તીથી, અતિ શ્રમથી, શરદી લાગવાથી, કે અતિશય હવસ ( Excitment ) થી જલંદર થઈ આવે છે. રૂતુસ્રાવ એકાએક શરદીથી બંધ થવાથી પણ કેટલીકવાર જલંદર થાય છે, તો પણ હજી તેનાં કારણો બરાબર ચોકસ થયાં નથી.

**સાથે થતા રોગોઃ**—આ સાથે કેટલીકવાર અંડાશયમાં અર્બુદ પણ થાય છે, અને તે વખતે વ્યાધિ ઘણો ગહન લાગે છે. કોઇવાર આખા શરીરે સોજા ચડયા હોય છે, વખતે છાતીનું જલંદર પણ સાથે હોય છે ને કોઇવાર પેટનું જલંદર થઇ આવે છે

આ. ૨૧૮.
જલંદર સાથનું કઠોદર.



Ascitic Tumour ( Hewlett ).

**નિર્ણય:**—અંદર તપાસ કરતાં ગર્ભાશયના મથાળા ( fundus ) થી જલંદરની રસોળી જુદી લાગે છે, એટલે **સ્ત્રી સગર્ભા નથી** એમ નિર્ણય થાય છે. તેવીજ રીતે ફેલોપીયન ટયુબ્સમાં જલંદર છે કે અંડાશયમાં છે તેનો નિર્ણય પણ યોનિમાર્ગમાંથી અગર ગુહ્યદ્વારમાંથી પરીક્ષા કરવા થકી થઇ શકે છે. **ગર્ભાશય વક્ર** થાય છે ( retroversion ) ત્યારે ગર્ભાશયના આગળના ભાગમાં પેડુ ઉપર **એકદમ ગાંઠ થઇ આવી હોય** એમ લાગે છે, પણ જ્યારે કઠોદર થાય છે, ત્યારે એકદમ તેવી ગાંઠ દેખાતી નથી, પણ ધીમે ધીમે પેડુનો ભાગ વધે છે. કોઇવાર કઠોદર એટલું બધું થાય છે કે આખું પેટ મોટું થયું હોય તેમ લાગે છે, અને સ્ત્રીને પાંચ ૭ મહિનાનો ગર્ભ હશે એમ શંકા થાય છે, શ્રવણનળીથી જો બચ્ચાના રક્તાશયના ધ્વનિ સંભળાય નહિ તો આ શંકા ઘણીવાર ખોટી પડે છે. વળી કઠોદરમાં કેટલીકવાર પેટની એક તરફનો ભાગ મોટો થઈ આગળ વધે છે, અને યોનિમાર્ગથી તથા ગુહ્યદ્વારથી તપાસ કરતાં ગર્ભાશયનું કદ મોટું થયેલું જણાતું નથી; તો પણ કયારેક **કઠોદરવાળી બાઇ પણ સગર્ભા હોય છે**, અને બચ્ચાના રક્તાશયના ધ્વનિ સ્પષ્ટતાથી સંભળાતા નથી, ત્યારે એકંદર શરીર ઉપર જણાતી નિશાનીઓથી નિર્ણય કરવો પડે છે, અને કોઇ પણ ઉપાય લેવા પહેલાં માઠું પરિણામ ન આવે તેની કાળજી રાખવી પડે છે. પેટનું જલંદર થાય છે, ત્યારે હાથે પગે સોજો ચડે છે ને પેટ એક સરખું ગોળ ફુલે છે, પણ અંડાશયનું જલંદર થાય છે, ત્યારે પેડુનો ભાગ આગળ વધે છે, તે ઘણીવાર પેટથી જુદો પડે છે. ને દર્દી સુઇ જાય છે તો પણ તે ભાગ ઉંચો રહે છે. ઘણું કરીને હાથે પગે સોજા ચડતા નથી ને પેટનો વધારો નીચેથી વધતો વધતો આવે છે.

## ચિકિત્સા.

**એપીસ[3]:**—જલંદર મટાડવામાં આ દવા બહુ ઉપયોગી છે. ૭ ૭ કલાકે એક માત્રા એ પ્રમાણે ઘણા દિવસ સુધી આ દવા લેવાની જરૂર છે. પાંચ ૭ મહિના સુધી તો અવશ્ય દવા લેવીજ જોઇએ.

**આયોડીન[3]:**—એટલું આયોડીન અથવા **કાલી આયોડેટમ[1]** ૭ ૭ કલાકે આપવાથી કેટલીકવાર ફાયદો થાય છે,

**કાલીબ્રોમેટમ[3]:**—આ દવાથી કેટલાકને ફાયદો થયો છે, ને તેથી તેનાં લક્ષણો જોઇને આ દવા અજમાવવા જેવી છે.

**અનુસંગી ઉપાય:**—જલંદર મટાડવા માટે કેટલીકવાર શસ્ત્રક્રિયા કરવાની જરૂર છે. શસ્ત્રક્રિયા કરવાથી ફાયદો થશે એમ જણાય, તો પણ પાછળથી **એપીસ કે કાલીબ્રોમેટમ** આપવું એટલે ફરીને જલંદર થાય નહિ. આ દર્દમાં જે દવા લેવામાં આવે, તે ઓછામાં ઓછી પાંચ સાત મહિના સુધી લેવી જોઇએ. તે વિના કાંઇ ફાયદો થવાની આશા રાખી શકાય નહિ.

---

## ફેલોપિયન ટયુબ્સના શ્લેષ્મ પડનો વરમ.

( Salpingitis-સૅલ્પીનજાઇટીસ. )

ગર્ભાશયનો વરમ થવાથી પ્રસવ વખતે થતા વરમથી અગર પ્રમેહના દુષ્ટ વરમથી કેટલીકવાર ફેલોપીયન ટયુબ્સના શ્લેષ્મપડમાં પણ વરમ થઇ આવે છે. આ વરમ કવચિતજ એકલો જોવામાં આવે છે. તેનાં લક્ષણોમાં વરમનાં ચિન્હો હોય છે.

## ચિકિત્સા.

**આર્સેનિકમ[3]:**—આ દવા નબળા શરીરના માણસોને આપવાથી ફાયદો થાય છે; જેને વારંવાર એવો વરમ થઈ આવતો હોય તેને આ દવાની જરૂર છે.

**કૉલૉસિન્થ[3]:**—વરમ થોડો હોય, ને તે સાથે દુખાવો લાગતો હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**મર્ક્યુરીઅસ કરોઝીવસ**[૬]:—વરમ મટાડવાને માટે આ દવા સારી છે. જ્યારે વરમ હોય, ત્યારે ત્રણ ત્રણ કલાકે આપવાથી આરામ થાય છે. જ્યારે વરમમાંથી પડ પાકશે એમ લાગતું હોય, ત્યારે આ દવા શરૂઆતમાં આપવી.

**હેપાર સલ્ફ્યુરીસ**[૭]:—પાકતી વખતે જલદી પરૂ થાય, તે માટે આ દવા આપવી, ને પછી **સીલીસ્યા** આપવું એટલે પરૂ બંધ થવા લાગશે.

**અનુસંગી ઉપાયઃ**—દર્દીને આરામ આપવો, દસ્ત સાફ લાવવો, ગરમ પાણીથી યોનિમાર્ગમાં સારી રીતે પિચકારીઓ મારવી, બહારથી શેક કરવાથી ઠીક લાગે, તો શેક કરવો, કોઈવાર શસ્ત્રોપચારની જરૂર પડે તો કરવો.

---

## અતિ આર્ત્તવ-લોહીવા.

### ( Menorrhagia-મેનૉહેજીઆ.)

જ્યારે રજોદર્શનની સાથે ઘણો રક્તસ્રાવ થાય ત્યારે અતિ આર્ત્તવ થયો કહેવાય છે. ગર્ભાશયમાંથી બીજાં કારણોને લીધે માત્ર રક્તસ્રાવ થાય તેનો અત્રે સમાવેશ કર્યો નથી, કોઇ વાર સ્ત્રીઓ દૂર બેસે ત્યારે બહુ લોહી વહે છે, તે રોગ આ સમજવો.

**પ્રકારઃ**-(૧) કેવળ સ્વતંત્ર અતિ આર્ત્તવ, (૨) ઉત્પત્તિના અવયવના વ્યાધિથી થતો અતિ આર્ત્તવ, (૩) શારીરિક વ્યાધિથી થતો અતિ આર્ત્તવ.

**કારણઃ**-પહેલા પ્રકારનો અતિ આર્ત્તવ થવાનું કારણ નબળાઇ, ચિંતા, ક્રોધાદિ મનોવિકાર, ઘણું ખાઇ પીને બેસી રહેવાની ટેવ, કાંઇ રક્તદોષ, અતિશય વિષયભોગ, અતિ શ્રમ, કે કાંઇ વારસામાં ઉતરેલ શારીરિક બિગાડ હોય છે. બાળકને બહુ ધવરાવવાથી પણ અતિઆર્ત્તવ થાય છે.

બીજા પ્રકારનો અતિઆર્ત્તવ ગર્ભાશયના બિગાડથી, ગર્ભાશયમાં કોઈ કારણથી લોહીનો જમાવ થતો હોય તેથી, કમળ ઉપર ક્ષત પડયું હોય તેથી, અર્બુદને લીધે, ગર્ભાશયની અંદર વરમ થવાથી, પ્રસવ પછી બાળકની ઑર વગેરે ગર્ભાશયમાં રહી જવાથી, ગર્ભાશય વળી જવાથી, ગર્ભાશયમાં કાંઈ ગ્રંથી કે મસા થવાથી, કે પ્રસવ પછી ગર્ભાશય બરાબર સંકુચિત નહિ થવાથી થાય છે.

ત્રીજા પ્રકારનો અતિ આર્ત્તવ. ટાઢીઓ તાવ, લાલ તાવ, રતવા, ટાઇફસ, કૉલેરા, ફેફસાનો તીક્ષ્ણ વરમ, રક્તાશયના વ્યાધિ, કલેજાના વ્યાધિ ને ગુરદાના વ્યાધિમાં થતો જોવામાં આવે છે. સખત રોગ થઇ આવ્યો હોય ત્યારે કોઈવાર એટલો બધો રક્તસ્રાવ થાય છે કે દર્દી વખતે તેથી મરણ પામે છે.

**લક્ષણઃ**-પહેલા પ્રકારમાં રક્ત વિશેષ પણ સ્વાભાવિક જાતનું હોય છે, ને કોઇવાર તેમાં જામેલ ગાંઠા જણાય છે. બીજા પ્રકારમાં લોહી થોડા થોડા દિવસે અને પુષ્કળ નીકળે છે. તેમાં કેટલીકવાર મડદાલ ત્વચાના કે માંસના કડકા જતા જોવામાં આવે છે. કોઇ કોઇવાર તે રક્ત ઘણું જ ગંધાય છે. વખતે તે લોહી લાલ હોય છે ને વખતે કાળું લોહી જવાથી શરીર ફિક્કું પડે છે, ખાવાની રૂચિ થતી નથી, શ્વાસ ચડે છે, કોઈવાર પગે સોજા ચડે છે, મન બેચેન રહે છે, છાતીમાં થડકારો થાય છે, અને અશક્તિ ઘણી વધી જાય છે, રક્તસ્રાવ કોઇ વાર બહુ દિવસ સુધી બંધ પડતો નથી ને કોઇવાર રજોદર્શન બહુ વહેલું આવ્યા કરે છે.

**સાધારણ અતિઆર્ત્તવ અને ગર્ભપાત વખતે થતા આર્ત્તવનો તફાવતઃ**-કોઇ વાર જ્યારે સ્ત્રી બે ત્રણ માસ સુધી છેટે બેસતી નથી, અને પછી એકદમ લોહીનો શ્રાવ શરૂ થાય છે, ત્યારે ગર્ભપાત થવાનો હશે, કે માત્ર અતિઆર્ત્તવ હશે તેનો નિર્ણય કરવાની જરૂર પડે છે. જ્યારે ગર્ભપાત થવાનો હોય, ત્યારે શરૂઆતમાં વાંસામાં, સાથળમાં તથા કેડમાં ભાર લાગે છે, અને કેટલીક વાર ટાઢ વાય છે, ઉલટી થાય છે, લોહી નીકળવા માંડે છે, પેટમાં પ્રસૂતિ સમયના જેવો દુખાવો યાને વેંણ શરૂ થાય છે. લોહીનો પ્રવાહ નિરંતર એકસરખો ચાલતો નથી, પણ રહી રહીને ચાલે છે, તે સાથે પેટનો દુખાવો પણ રહી રહીને જોર પકડે છે, વળી ઘણું લોહી વહી જાય છે, તો પણ દુખાવો તેવો ને તેવો જ રહે છે, પણ ઓછો થતો નથી એ ગર્ભપાતનું મુખ્ય લક્ષણ છે. આ સિવાય ખરી ખાત્રી જ્યારે અંદરથી ગર્ભ નીકળે છે, ત્યારે થાય છે. આથી સાધારણ રીતે માનવામાં આવે છે તે કરતાં વધારે ગર્ભપાત પહેલા બે મહિનામાં થાય છે. આ વખતે નીકળતા લોહીની પરીક્ષા કરવાથી, જ્યારે સ્ત્રીઅંડમાં પકવ થયેલ બીજ (ovum) ને સૂક્ષ્મદર્શક યંત્રવડે જોવામાં આવે છે, ત્યારે જ ખાત્રી થઇ શકે છે, અને તે માટે યોનિમાર્ગમાં વાદળીના કડકા વખતો વખત મુકીને તે કડકા જેમ જેમ લો-

લોહીથી ભરાઇ જાય તેમ તેમ તેને યંત્રવડે તપાસવા પડે છે. વળી ગર્ભપાત થાય છે કે કેમ તેની પરીક્ષા માટે ગર્ભાશયને આંગળી વતી યોનિમાર્ગદ્વારા તેમજ ગુદાદ્વારા તપાસવાની જરૂર પડે છે; કેમકે તેથી તેની હીલચાલ બરાબર જાણી શકાય છે.

ગર્ભપાત થવાનો હોય, ત્યારે ઘણીવાર રક્તશ્રાવ પહેલો શરૂ થાય છે, ને પછી વેણુ આવવા માંડે છે; વળી કમળનું મોઢું પણ વિસ્તૃત થયેલું હોય છે; પીડિત આર્ત્તવમાં પીડા પહેલી શરૂ થાય છે અને કમળનું મુખ ઘણે ભાગે બીડાએલ રહે છે.

કોઇવાર જ્યારે સ્ત્રી આશરે પીસ્તાળીશ વર્ષની થાય છે, ત્યારે રજોદર્શન કેટલાક માસ સુધી વિના કારણે બંધ પડે છે, અને પછી એકદમ ઘણો ઋતુશ્રાવ થાય છે એટલે ગર્ભપાતની શંકા થાય છે. આ વખતે પણ ગર્ભ છે કે નહિ તેનો નિર્ણય કરવો પડે છે. હોમીઓપૅથી અને બાયોકૅમીસ્ટ્રીની દવા આ વખતે એવી રીતે આપી શકાય છે કે જેથી ગર્ભ હોય તો પણ હરકત આવે નહિ.

## ચિકિત્સા.

**ઍલોઝ**[3x]:—આ દવામાં એળીઓ હોય છે. દેશી વૈદામાં અને ઍલૉપૅથીમાં આ દવા ઋતુસ્રાવ લાવવા માટે અપાય છે, એ ઉપરાંત રેચ તરીકે બાળકોને પણ અપાય છે. હોમીઓપૅથીમાં તેના એવા ગુણને લીધે ઋતુસ્રાવ બહુ થતો હોય, તો કમી કરવા તથા ઝાડો મટાડવા માટે ચાર ચાર કલાકે અપાય છે. રજોદર્શન બહુ વહેલું થતું હોય, સ્રાવ ઘણો થતો હોય, બહુ દિવસ સુધી ચાલતો હોય, તે સાથે ગર્ભાશય ભારે લાગતો હોય, ગર્ભાશય નીચે ઉતરી આવ્યો હોય, દસ્તની હાજત થયા કરતી હોય, અથવા અર્શની અસર જણાતી હોય એ સઘળાં આ દવા સૂચવનારાં લક્ષણો છે.

**ફૅરમ મૅટાલીકમ**[6]:—સાધારણ રીતે રજોદર્શન વખતે લોહી વધારે જતું હોય, અને સ્ત્રીનું શરીર ફિક્કું રહેતું હોય તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**હૅમામૅલીસ**[3]:—કાળું લોહી પુષ્કળ જતું હોય, અને તે સાથે અંડાશયમાં વરમ કે દુખાવો હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

**ક્રોકસ સૅટાઇવસ**[3]:—કાળો અથવા ચીકણો રક્તસ્રાવ થતો હોય, તેમાં જામી ગયેલા ગાંઠા કે કડકા નીકળતા હોય, તો આ દવાની જરૂર છે. અતિઆર્ત્તવના ઘણાક કેસોમાં આ દવાજ બસ થાય છે.

**કૅમોમીલા**[6]:—સ્રાવ કાળો ને ગાંઠા ગાંઠાવાળો થતો હોય, તેનું કારણ કાંઇ મનની અસ્વસ્થતા હોય, ને સ્ત્રીનો સ્વભાવ બહુ રીસાળ-ક્રોધી હોય તો આ દવાથી ઠીક થાય છે.

**સીકેલી**[1]:—જ્યારે લોહી કાળું પણ ગાંઠા વિનાનું પ્રવાહિ જતું હોય, ને સ્ત્રીનો બાંધો નબળો હોય, ત્યારે આ દવા ચાર ચાર કલાકે આપવી.

**ઇપીકાકયુઆના**[3]:—જો સ્રાવ લાલ થતો હોય, લોહી પુષ્કળ જતું હોય, અને તે સાથે ઉલટી થતી હોય કે ન થતી હોય, તો આ દવાથી આરામ થાય છે.

**સૅબીના**[3]:—લોહી લાલચોળ જતું હોય, અને તે થોડી થોડી વારે પુષ્કળ જતું હોય. ને સ્ત્રી ઉભી હોય અથવા ચાલતી હોય, ત્યારે લોહી ઓછું જતું હોય, તો આ દવાથી ફાયદો થાય છે. તે સાથે કાંઇ વરમનાં ચિન્હ હોય તો તે પણ આથી મટે છે.

**બૅલાડોના**[3]:—લોહી લાલ ને ચળકતું હોય, માથું તપી આવ્યું હોય ને દુખતું હોય, સ્રાવ ઉન્હો લાગતો હોય, ચ્હેરો લાલ થઇ આવતો હોય, અથવા રજોદર્શનના સમય વિના રક્તસ્રાવ થતો હોય તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**ફાઇકસ રીલીજીઓસા**[1x]:—લાલ લોહી ઘણું જતું હોય, અને પેડુમાં ભાર લાગતો હોય, તો આ દવાની જરૂર છે.

**કૅલ્કેરીઆ કાર્બ**[6]:—યુવાવસ્થાની શરૂઆત હોય, પાચનશક્તિ નબળી હોય, ચ્હેરો ફિક્કો રહેતો હોય, પણ ચરબી વિશેષ લાગતી હોય, હાથપગ ઠંડા રહેતા હોય, કે કંઠમાળની કાંઇ અસર હોય, તો તેવી સ્ત્રીઓને આ દવા ચાર ચાર કલાકે લાંબા વખત સુધી આપવી.

**બોરાક્સ**[6]:—આ દવામાં ટંકણખાર છે. શુદ્ધ ટંકણખાર એ ત્રણ ગ્રેઈન્સની માત્રામાં આપવાથી ગર્ભાશયને ઉશ્કેરે છે, અને સગર્ભા સ્ત્રીને કેટલીકવાર નુકશાનકર્તા થઈ પડે છે. રજોદર્શન બહુ વહેલું થતું હોય, અને બહુ લોહી જતું હોય, તે સાથે પેટમાં દુખાવો ને મૉળ રહેતાં હોય, તો આ દવા ચાર ચાર કલાકે અપાય છે.

**નાઇટ્રીક ઍસીડ**[1]:—ગર્ભપાત થયા પછી રક્તસ્રાવ બહુ થતો હોય. તે સાથે પીડા થતી હોય,

સ્ત્રીની ઉમર ૪૦કે ૪૫ વર્ષની થઈ હોય ને ઋતુકાળ પૂરો થવા આવ્યો હોય, પેડુમાં ભાર લાગતો હોય, સાથળમાં ને વાંસામાં દર્દ થતું હોય, પેશાબ ગંધાતો હોય, મધ્યરાત પછી બેચેની થતી હોય, ઇત્યાદિ લક્ષણો આ દવાને સૂચવે છે. અતિ આર્ત્તવની સાથે ધાત પણ જતી હોય તો આ દવાની જરૂર છે.

**આર્સેનિકમ**[3]:—સ્ત્રી અશક્ત થઇ ગઇ હોય, રક્તસ્રાવ બહુ લાંબા વખતથી થોડો થોડો રહ્યા કરતો હોય, અગર અતિ આર્ત્તવનું દર્દ રજોદર્શન વખતે થતું હોય, પણ કેટલાક મહિનાથી તેમાં કાંઇ સુધારો થતો ન હોય, વખતો વખત પાતળી પણ દાહક ધાત જતી હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**કૅલ્કેરીઆ કાર્બ**:—શરીરને પૂરતું પોષણ મળતું ન હોય, ત્યારે આખો મહિનો આ દવા આપવી એથી અતિ આર્ત્તવ થશે નહિ.

**ઍમ્બ્રા**[3]:--રજોદર્શનના સમય વિના પણ સહેજસાજ કારણોને લીધે યોનિમાર્ગમાંથી લોહી આવતું હોય, તો આ દવાથી તે બંધ થાય છે, ને લાંબો વખત આપવાથી તેવી નાજુકાઈ દૂર થાય છે.

**યુસ્ટીલૅગો**[3]:—લોહી અતિશય જતું હોય, અને રજોદર્શન પહેલાં તથા પછી ઋતુસ્રાવથી બીજા પ્રકારનું લોહી જતું હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**અનુસંગી ઉપાયઃ**—રજોદર્શન પહેલાના તમામ વખતમાં સ્ત્રીએ જેવું વર્તન ચલાવ્યું હોય, જે જે આહાર વિહાર કર્યો હોય, તે તે સઘળાની અસર રજોદર્શન ઉપર થાય છે. અતિ અલ્પ આહાર કે વિશેષ આહાર, ગરમ મસાલાદાર પદાર્થો, કાફી, દારૂ ઇત્યાદિના સેવનથી કેટલીક સ્ત્રીઓને અતિ આર્ત્તવ થાય છે; તેમણે તેવું આહારપાન છોડી દેવું, ચિંતા, ક્રોધ, શોક, ભય, ઇત્યાદિ અથવા ઉપર આપેલાં બીજાં કારણોમાંથી જે કારણ લાગતું હોય તે અવશ્ય દૂર કરવું. હવાફેરથી કેટલીકવાર ફાયદો થાય છે. આર્ત્તવ બહુ જતો હોય, ત્યારે વાદળીના અગર શોષક રૂના કડકા યોનિમાર્ગમાં મુકી રાખવા. સ્ત્રીને આરામની ઘણીજ જરૂર છે, અને આરામથી સ્રાવ પણ કમતી થાય છે, માટે અતિઆર્ત્તવ થતો હોય, તો સ્ત્રીએ બનતાં સુધી સુઈજ રહેવું. બરફના કડકા યોનિમાં મુકવાથી પણ રક્તસ્રાવ કેટલેક દરજ્જે ઓછો થાય છે. રક્તસ્રાવ અતિશય હોય તો ઉપર લખેલ દવામાંથી જે યોગ્ય હોય તે કલાકે કલાકે આપવી, અને પછી આખા મહિના સુધી આઠ આઠ કલાકે આપવી. અતિ આર્ત્તવ થવાનું જો કોઇ કારણ અવયવની ખામી કે બિગાડ હોય, તો તે દૂર કરવું. કોઇ રીતે પ્રવાહ બંધ ન થાય, તો યોનિમાર્ગ એકવાર ધોઈ નાખવો, અને પછી એક રૂનો ડુચો ફુલાવેલી ફટકડીમાં બોળીને ઠેઠ ગર્ભાશયના મુખ આગળ મુકવો, અને પછી બીજા કોરા ડુચા ઉપરા ઉપર ઠેઠ યોનિના મુખ સુધી મુકયા કરવા. આના કરતાં પ્રથમ રૂના કકડા દોરાવતી સીવી લઇને પછી અંદર મુકયા હોય, તો બહાર કાઢવામાં બહુ સરળતા આવે છે. એટલું યાદ રાખવું કે તે ડુચાનો કોઇ ભાગ આગળ મૂત્રદ્વારને અડકે નહિ, કેમકે તેથી પેશાબની અસર અંદર જવા પામે છે. બારથી ચોવીસ કલાક પછી તે ડુચા બહાર કાઢી લેવા. જો રક્તસ્રાવ બંધ થયો ન હોય, તો કાર્બોલિક લોશનથી યોનિમાર્ગ ધોઇ નાખવો, અને ફરીને તે પ્રમાણે ડુચા ભરવા. છેવટ લોહીમાં મીઠાનું પ્રવાહિ દાખલ કરવાનો ઉપાય અજમાવી જોવો.

---

## ન્યૂનાર્ત્તવ, અનિયમિત રજોદર્શન.

( Amenorrhoea-ઍમેનોરહિયા ).

જ્યારે રજોદર્શન જે પ્રમાણે સ્વાભાવિક રીતે થવું જોઇએ તે પ્રમાણે થાય નહિ ત્યારે અનિયમિત રજોદર્શન કહેવાય છે.

**પ્રકારઃ**-(૧) રજોદર્શનનો અનારંભ, (૨) નષ્ટાર્ત્તવ, (૩) અકાળ રજોદર્શન.

**કારણઃ**—રજોદર્શન યોગ્ય ઉંમર થાય તોપણ જ્યારે આર્ત્તવ આવે નહિ ત્યારે રજોદર્શનનો અનારંભ કહેવાય છે, અને તે થવાનું કારણ ઉત્પત્તિ અવયવની અપક્વતા, ગેરહાજરી, યોનિપટલ (hymen) થી થતી હરકત, યોનિમાર્ગનું પડ ચોંટી જવાથી થતો સંકોચ, અગર કમળમાં છિદ્રની ગેરહાજરી હોય છે, કોઈવાર અંડાશયો હોતા નથી, અને હોય છે, તો તેઓ આર્ત્તવ લાવવાને યોગ્ય હોતા નથી; તેઓ કાંઈ જુદીજ ક્રિયા ચલાવે છે, અને કેટલીક સ્ત્રીઓ સંબંધે એવું જાણવામાં આવ્યું છે કે કોઈ વખત પણ તેઓને રજોદર્શન થયું નહોતું, તોપણ તેમને પ્રજોત્પત્તિ થતી. આથી જ્યાં સુધી કાંઈ બીજી હરકત કે રોગ થતો જોવામાં આવે

નહિ, ત્યાં સુધી ઔષધોપચારની જરૂર હોતી નથી. કેટલાક કુટુંબમાં છોડીઓને આર્ત્તવ મોડો આવે છે, તેમ કેટલાકમાં વહેલો આવે છે. ગૃહ-કેળવણી, સોબત, કસરત, ઇત્યાદિથી સ્ત્રીઓના અવયવની પકવતાને અસર થાય છે. કોઈવાર કંઠમાળ, ક્ષય, કાંઈ માનસિક વ્યાધિ, કે નબળાઇથી રજોદર્શનનો આરંભ મોડો થાય છે. જે છોડીઓના શરીર ઉપર જલદી માંસ ચડતું ન હોય, નબળી ને ફિક્કી રહેતી હોય, અગર જેઓ શરીરે રૂષ્ટપુષ્ટ હોય, પણ બરાબર અંગ કસરત લીધા વિના ખાઈ પીને સુઈ રહેતી હોય તેમને રજોદર્શનનો આરંભ બરાબર વખતે થતો નથી. દર મહિને તેઓને જરા ટાઢ વાય છે, કમ્મરમાં દુખાવો જણાય છે, પેડુ ભારે લાગે છે, બેચેની જણાય છે અને જાંઘમાં દુખાવો થાય છે, તોપણ ઋતુસ્રાવ થતો નથી. આવી નિશાનીઓ હોય, ત્યારે ઔષધોપચારની જરૂર પડે છે, આવી છોડીઓને કેટલીકવાર હીસ્ટીરીઆ, પાંડુરોગ વગેરે થઈ આવે છે.

જ્યારે નષ્ટાર્ત્તવ થાય છે, ત્યારે કાં તો એકદમ આર્ત્તવ બંધ થાય છે, અને કાં તો ધીમે ધીમે ઓછો આવતો જાય છે. તેનું કારણ શરદી, ભેજ, એકાએક મગજને લાગેલ ધક્કો કે તગસ, ભય, ધાસ્તી, ચિંતા, કાંઇ જખમ, માર, ઇત્યાદિ હોય છે. શરીરની નબળાઈ, દીર્ઘ વ્યાધિઓ, અતિશય અભ્યાસ, હલકો ખોરાક, પ્રદર, ક્ષય, ઝાડાનો બહુ દિવસનો રોગ, ગર્ભાશયની ગ્રંથિ, અંડાશયનો કે ગર્ભાશયનો દીર્ઘ વરમ ઇત્યાદિથી આર્ત્તવ ધીમે ધીમે ઓછો થતો જાય છે. કેટલીકવાર સખ્ત વ્યાધિ થઇ ગયા પછી પણ આર્ત્તવ ધીમે ધીમે બંધ થયો જોવામાં આવે છે, કવચિત્ દેશ ફેર થવાથી આર્ત્તવમાં આવો ફેરફાર થાય છે.

અકાલ રજોદર્શનમાં આર્ત્તવ સર્વ રીતે અનિયમિત રહે છે. કોઇવાર દોઢ મહિનો થઈ જાય છે, તોપણ આર્ત્તવ આવતો નથી, અને કોઇવાર વીશ પચીસ દિવસ થાય, ત્યારે આર્ત્તવ આવે છે. કોઇવાર તે જરા આવીને થોડીવારમાં બંધ પડે છે, ને કોઇવાર તે ઘણોજ આવે છે, અગર પાંચ છ દિવસ સુધી ચાલે છે. નષ્ટાર્ત્તવના જેવાંજ આનાં કારણો હોય છે. ઘણીવાર આવા અનિયમિત આર્ત્તવ પછી નષ્ટાર્ત્તવ થાય છે; તો પણ કેટલીકવાર યુવાન છોકરીઓને એક વખત રજોદર્શન થયા પછી કેટલાક માસ સુધી અનિયમિત રીતે આર્ત્તવ આવે છે અને તેનું કારણ નબળાઈ, અયોગ્ય ખોરાક, કમીજાસ્તી કસરત, ઇત્યાદિ હોય છે.

## આર્ત્તવવિકારથી થતાં પરિણામો.

જો આર્ત્તવ કમી આવતો હોય અગર અનિયમિત વખતે આવતો હોય તો સ્ત્રીને કેટલીકવાર હિસ્ટીરીઆ થાય છે, મનની બેચેની રહ્યા કરે છે, ને કોઇવાર મગજના, ફેફસાના કે અન્નાશયના રોગ થાય છે, કોઇને ઉલટી થવાનો રોગ થાય છે, જો આર્ત્તવનો આરંભ મોડો થાય તો તેથી કયારેકજ હિસ્ટીરીઆનો રોગ થાય છે, ને ઘણીવાર તેવી સ્ત્રીઓનું શરીર મોટી ઉમ્મર સુધી સારૂં ને મજબુત જોવામાં આવે છે, તેઓ મોટી વયની થાય છે, તોપણ પ્રજોત્પત્તિને લાયક રહે છે, અને તેમનું આયુષ્ય પણ દીર્ઘ હોય છે. આથી જણાશે કે જેમ આર્ત્તવ નાની ઉમ્મરમાં આવે છે, તેમ સ્ત્રીઓનું શરીર ખરાબ થાય છે ને આયુષ્ય ઓછું થાય છે. તેમની પ્રજા પણ નબળી ને અલ્પ આયુષ્યવાળી થાય છે. જો આર્ત્તવ એકાએક નષ્ટ થાય તો તાવ આવે છે, માથું દુખે છે, ઉલટી થાય છે, અગર ફેફસામાં, ગર્ભાશયમાં કે અંડાશયમાં એકાએક વરમ થઇ આવે છે. જેઓનાં મગજ નબળાં હોય છે, તેમને ભેજાનો વરમ થઇ આવે છે. આવાં સખત ચિન્હ ન થાય તો અંગમાં કોઇ સ્થળે દુખાવો થાય છે, અગર લોહી નાક જેવા બીજે કોઈ દ્વારેથી રસ્તો કરીને નીકળે છે. જ્યારે લોહીનું જોર ઘણું હોય, અને તેને કાંઇ યોગ્ય દ્વાર મળે નહિ, ત્યારે દર્દીને મૂર્છા આવે છે, દૃષ્ટિનો નાશ થાય છે, મગજ ઉપર લોહી ચડી જાય છે, અને દર્દી વખતે શરીરે રહી જાય છે, અર્થાત્ તેને લકવો થાય છે. મોંઢામાંથી, ફેફસામાંથી, નાકમાંથી કે કાંઇ જખમ થયો હોય તેમાંથી પણ આને લીધે લોહી નીકળતું જોવામાં આવે છે.

જ્યારે ઋતુસ્રાવ બંધ થવાથી કોઇ બીજે રસ્તેથી લોહી વહેવા માંડે છે, ત્યારે **નષ્ટાર્ત્તવકૃત રક્તસ્રાવ** ( vicarious menstruation—વાઇકેરીઅસ મેન્સ્ટ્રુએશન ) કહેવાય છે, અને તે યોગ્ય ઉપચારથી બંધ પાડી શકાય છે.

## ચિકિત્સા.

જ્યારે ઉમ્મર થયા છતાં આર્ત્તવનો આરંભ થાય નહિ, ત્યારે દવાની જરૂર નથી. શરીર નબળું હોય, તો તે માટે ઉપાય યોજવા.

**પલ્સેટીલા**[3]:—જો યુવાવસ્થાની શરૂઆતમાં વખતોવખત માથાનો દુખાવો થતો હોય, તે સાથે ટાઢ વાતી હોય, શરીર ફિક્કું પડી જતું હોય, પણ રજોદર્શનનો આરંભ થતો ન હોય, અથવા થયા પછી પણ આર્ત્તવ ઓછો આવતો હોય, અગર મોડો આવતો હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી. શાંત અને પોચા સ્વભાવની સ્ત્રીઓને આ દવા વધારે લાગુ પડે છે. રજોદર્શનને નિયમિત કરનારી આ મુખ્ય દવા છે.

**સાઇકલેમન**[6]થી[30]:—જો આર્ત્તવ આવતો ન હોય, સ્ત્રી ઉદાસ ને ખિન્ન હોય, માથું દુખતું હોય, ફેર આવતા હોય, અને તેથી આંખે બરાબર દેખી શકાતું ન હોય, તો આ દવા આઠ આઠ કલાકે આપવી.

**એકોનાઇટ**[3]:—શરદી લાગવાથી આર્ત્તવ બંધ પડી ગયો હોય, તો આ દવા બે બે કલાકે બે ત્રણ વખત આપવી ને પછી પલ્સેટીલા શરૂ કરવું.

**સલ્ફર**[3]થી[30]:—જો બીજો ઋતુસ્રાવ થવાનો નિયમિત વખત થઇ ગયો હોય, પરંતુ સ્રાવ જરા પણ થતો ન હોવ, ને માથું દુખવા આવ્યું હોય, હાથ પગ ઠંડા થઇ ગયા હોય, શરીરમાં થોડી થોડીવારે ગરમાવો આવી જતો હોય તથા આશરે અગ્યાર વાગ્યે જીવ ઉંડો ઉતરી જવા માંડતો હોય ને દસ્ત કબજ રહેતો હોય તો આ દવા આઠ આઠ કલાકે આપવાથી સ્રાવ શરૂ થાય છે; પરંતુ જો ગર્ભાધાન હોય, તો ગર્ભને કશી હરકત થતી નથી. ખાસ ચિન્હો વિના પાંચ છ માત્રાથી વધારે આપવાની જરૂર નથી.

**ગ્રેફાઇટ્સ**[6]:—જો ઋતુસ્રાવ મોડો થતો હોય, અને તે થવા પહેલાં યોનિદ્વાર આગળ ચળ આવતી હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**સીપીઆ**[6]:—લાંબા વખતથી આર્ત્તવ ઓછો આવતો હોય, ધાત જતી હોય, અજીર્ણ રહેતું હોય, ત્વચા રોગ થઇ આવતા હોય, શરદી ખમી શકાતી ન હોય, ને જીવ ઉદાસ રહેતો હોય, તો આ દવાથી આર્ત્તવ નિયમિત થાય છે.

**આર્સેનિકમ**[3]:—જો સ્ત્રીનું શરીર અશક્ત ને નબળું રહેતું હોય, તૃષા ને દાહનાં ચિન્હ જણાતાં હોય, પાતળી ધાત જતી હોય, કે પાંડુ રોગ થયો હોય, તો આ દવા છ છ કલાકે બે ચાર અઠવાડીઆં સુધી આપવી. આ દવાને બદલે જરૂર લાગે તો **ફેરમ મેટાલીકમ**[3] આપવું.

**ફૉસ્ફરીક ઍસીડ**[3]:—જો અતિ અભ્યાસથી કે વિષયભોગથી ધાત જતી હોય; પણ માત્ર આર્ત્તવ મોડો અગર ઓછો આવતો હોય, તો આ દવા કેટલાક દિવસો સુધી ચલાવવી.

એ સિવાય **આર્નિકા**[3] ( શારીરિક અતિશય મહેનતને માટે ), **ઇગ્નેશ્યા**[3] ( હિસ્ટીરીઆવાળા સ્વભાવ માટે ), **ચાઇના**[3] ( કાંઇ બીજા રોગથી થયેલી નબળાઈ માટે ), **કેલ્કેરીઆકાર્બ**[6] ( સ્ક્રૉફ્યુલાની અસર અજીર્ણ વિકાર તથા નબળાઈ માટે) ઈત્યાદિમાંથી જેની જરૂર લાગે તે અપાય છે.

**હૅમામૅલીસ**[1]:—જો આર્ત્તવ નષ્ટ થવાથી શરીરના હરકોઇ બીજા ભાગમાંથી લોહી પડતું હોય, તો આ દવા બે બે કલાકે આપવી, એટલે તે બંધ થશે, જરૂર પડે તો આ દવા પા પા કલાકે પણ અપાય છે.

**બ્રાયોનિયા**[1]:—જો આર્ત્તવ બંધ થવાથી નસકોરી ફુટે, તો આ દવા કલાકે કલાકે શરૂઆતમાં ને પછી બે બે કલાકે આપવી.

**અનુસંગી ઉપાય:**—હરેક રીતે દર્દીનું શરીર સુધારવાનો પ્રયત્ન કરવો. સારો ખોરાક આપવો. ચિંતા અભ્યાસ કલેશ વગેરે ઓછાં કરવાં. કૉડલીવર ઑઇલ પાવું. યોગ્ય અંગ કસરત કરાવવી. આનંદ ને રમતગમત સાથે હવા ફેરની જરૂર લાગે તો તેમ કરવું. આ દર્દમાં બધી વખત જ્યારે સ્ત્રીને અટકાવ આવ્યો હોય, ત્યારેજ દવા દેવાની જરૂર નથી, પણ આખો મહિનો અથવા બે ત્રણ મહિના સુધી દવા ચલાવવાની જરૂર છે. એમ કરવાથી દરવખત નિયમિત રજોદર્શન થાય છે. બે બે ત્રણ ત્રણ દિવસે ગરમ પાણીમાં દશ પંદર મીનીટ બેસવાનો મહાવરો રાખવો.

---

## પીડિતાર્ત્તવ.

( Dysmenorrhoea—ડીઝમૅનોરહિયા. )

જ્યારે વખતોવખત રજોદર્શન સમયે પેડુમાં દુખાવો થઇને ઋતુસ્રાવ થાય, ત્યારે પીડિતાર્ત્તવનો

રોગ કહેવાય છે. આ સાથે લોહી કેટલીકવાર બહુ વહે છે, પણ ઘણું કરીને જોઇએ તે કરતાં ઓછું નીકળે છે. ઘણીવાર જ્યારે લોહીનો પ્રવાહ વધે છે, ત્યારે દુખાવો ઓછો થાય છે.

**પ્રકાર**:—(૧) જ્ઞાનતંતુના દોષથી થતો પીડિતાર્ત્તવ. (૨) લોહીના જમાવથી થતો પીડિતાર્ત્તવ, (૩) વરમથી થતો પીડિતાર્ત્તવ, (૪) પડના વ્યાધિથી થતો પીડિતાર્ત્તવ, (૫) પ્રતિબંધને લીધે થતો પીડિતાર્ત્તવ.

**કારણ વગેરે**:—જ્ઞાનતંતુનો દોષ પોચા સ્વભાવની સ્ત્રીઓમાં જોવામાં આવે છે, અને તે દુખાવો રહી રહીને થાય છે. તેવી સ્ત્રીઓને માથાના દુખાવાનો, દાંતના દુખાવાનો કે એવા બીજા દુખાવા ( neuralgia ) નો રોગ પણ ઘણી વાર હોય છે. ખાઇ પીને બેસી રહેવાથી જેનું શરીર વધી ગયું હોય તેવી સ્ત્રીઓને તેમજ જે છેક ફીક્કી ને દુબળી થઇ ગઇ હોય, તેવી સ્ત્રીઓને પણ આ પ્રકારનો પીડિતાર્ત્તવ થાય છે. કોઇ વાર વાંઝ રહી ગયેલ સ્ત્રીને પણ આવી જાતનો પીડિતાર્ત્તવ થાય છે, અને અતિશય વિષય ભોગથી પણ આમ થવાનો સંભવ છે.

બીજા પ્રકારનો પીડિતાર્ત્તવ લોહીઆળ ને માતેલ પ્રકૃતિવાળી સ્ત્રીઓને થાય છે. શરદી લાગવાથો કે કાંઈ ચિંતા-અફસોસ એકાએક થઇ આવવાથી, અગર ગર્ભાશય પોતાને સ્થળેથી આસપાસ કયાંઇ ખસી ગયો હોય તેથી, ગર્ભાશયમાં વરમ થવાને બદલે માત્ર લોહીનો જમાવ થાય છે, અને તેને લીધે આર્ત્તવ સમયે પીડા થાય છે.

ત્રીજા પ્રકારનો પીડિતાર્ત્તવ ગર્ભાશયના અગર તેના ઉપાંગના વરમને લીધે થાય છે; અને એ વરમનાં જે કારણો હોય છે, તે આનાં કારણો થઇ પડે છે.

ચોથા પ્રકારનો વ્યાધિ થાય છે, ત્યારે સાથે સાથે જ્ઞાનતંતુનો બિગાડ હોય છે, અગર ગર્ભાશય વગેરે સ્થળે લોહીનો જમાવ હોય છે, અને ગર્ભાશયની અંદર રહેલ શ્લેષ્મ-પડ શ્રાવની સાથે કટકે કટકે અગર આખું નીકળી જાય છે. તે પડ ઘણીવાર જાડું બગડી ગયેલું હોય છે, કેટલીક સ્ત્રીઓનું બંધારણજ એવું હોય છે કે તેમને વખતો વખત આ પ્રમાણે પડની ખોળી નીકળી જાય છે. આવા દાખલા ઘણા જોવામાં આવે છે.

પાંચમા પ્રકારમાં લોહીને વહેવાના રસ્તામાં કંઇક હરકત નડતી હોય છે, અને તેથી દુખાવો થાય છે. ગર્ભાશય કે તેનું કમળ સંકુચિત થઈ ગયું હોય છે, અને તેથી પ્રવાહને વહેવામાં અડચણ આવે છે. કમળના મુખ ઉપર કાંઇ ચાંદી જેવો રોગ થયો હોય અને કયારટીક લગાડયું હોય, ત્યારે તે ઘણું સંકોચાઇ જાય છે, અને પછી રજોદર્શન વખતે દુખાવો થાય છે. કોઇવાર કમળની અંદર કાંઇ ગ્રંથિ, મસો, જાડું પડ કે બીજા કોઇ પદાર્થના ગાંઠા જામી જાય છે, ત્યારે પણ દુખાવો થાય છે. ગર્ભાશય આગળ પાછળ કે પડખે વળી ગયું હોય, ત્યારે તેનો માર્ગ સંકુચિત થાય છે ને તેથી પણ આ પ્રકારનો પીડિતાર્ત્તવ થાય છે.

**ચિન્હ-લક્ષણ**:—જ્ઞાનતંતુના બિગાડથી દર્દ રહી રહીને ચસકાની માફક થાય છે, ગર્ભાશયમાં ચૂંક આવે છે, યોનિ-માર્ગમાં અને આસપાસના અવયવમાં પણ દર્દ જણાય છે, કેટલીકવાર આ દર્દ અતિ સખત લાગે છે; પણ બાર કે ચોવીસ કલાક પછી જ્યારે પ્રવાહ બરાબર ચાલે છે, ત્યારે દર્દ હળવું પડે છે, તો પણ કેટલીકવાર બે ત્રણ દિવસ સુધી દર્દ દૂર થતું નથી. આ સાથે પરીક્ષા કરવાથી વરમનાં કે લોહીના જમાવનાં કશાં ચિન્હો જોવામાં આવતાં નથી.

જ્યારે લોહીના જમાવથી પીડા થાય છે, ત્યારે રજોદર્શન શરૂ થયા પહેલાં અને પછી પણ દુખાવો હોય છે, તે સાથે વાંસો ફાટે છે; હાથ પગ દુખે છે, શરીરમાં થાક હોય એમ લાગે છે, આંખે પ્રકાશ ખમાતો નથી, અવાજ કે ગડબડાટ સહન થઇ શકતો નથી, ચ્હેરો લાલ અને જરા ફુલેલ લાગે છે. ત્વચા ગરમ થાય છે, નાડી ભરેલી અને ઉતાવળી-ઘણીવાર ૧૦૦ ઉપર ચાલે છે. જેમ જેમ શ્રાવ વહેતો જાય છે, તેમ તેમ આ દુખાવો ને ચિન્હો હળવાં પડે છે.

વરમને લીધે દુખાવો થાય છે, તે ઘણું કરીને તીક્ષ્ણ હોતો નથી; પણ મંદ ને એક સરખો રહ્યા કરે છે. રજોદર્શન પહેલાં એક બે દિવસ આગળથી દુખાવો જણાય છે, પછી તેમાં કાંઈ ફેરફાર થતો નથી, અને કોઈ વાર તો રજોદર્શન બંધ થયા પછી બે ત્રણ દિવસ સુધી તેવો ને તેવો દુખાવો રહે છે. વળી વરમને લીધે કોઇવાર રજોદર્શનના સમય વિના પણ દુખાવો થાય છે અને તેથી વરમ હશે એમ સ્હેજે અનુમાન થઇ શકે છે. વળી લોહીના જમાવથી તેમજ વરમથી ગર્ભાશય મોટું થાય છે, અને ઘણી

વાર સ્પર્શ કરતાં દુખે છે. જ્યારે પડના વ્યાધિથી પીડા ઘણી થાય છે, અને કેટલીકવાર આખું પડ નીકળી જતું જોવામાં આવે છે, ત્યારે ગર્ભનો કાંઇ ભાગ નીકળતો હશે એવી શંકા થાય છે. કોઇ વાર પડ નીકળતું નથી, અને જ્યારે આર્ત્તવ આવતાં વિલંબ થાય છે, ત્યારે સ્ત્રી સગર્ભા હોય એમ લાગે છે, ને પછી ઋતુસ્રાવ થાય છે એટલે ગર્ભપાતની ફરીયાદ કરવા માંડે છે, પણ માત્ર પડ બહાર નીકળે છે, એટલે બધી ચિંતા દૂર થાય છે. આ પડ એ ગર્ભાશયનું શ્લેષ્મ-પડ હોય છે, અને કોઇ કારણથી તે જાડું ને નિરૂપયોગી થઇ ગયું હોય છે.

જ્યારે પ્રવાહને કાંઇ પ્રતિબંધ થયો હોય છે, ત્યારે દર્દ પ્રસવ વખતે થતી વેણના જેવું હોય છે, કેમકે ગર્ભાશય અંદરથી રક્તને બહાર કાઢવા પ્રયત્ન કરે છે; અને જેમ જેમ પ્રવાહ બહાર નીકળતો જાય છે, તેમ તેમ દર્દ હળવું પડતું જાય છે. વળી જો અંદર કોઈ પદાર્થના ગાંઠા જામ્યા હોય છે, તો તે પ્રવાહની સાથે બહાર નીકળતા જોવામાં આવે છે.

## ચિકિત્સા.

**કૅલ્કૅરફાઇલમ**[૧×]:—જ્યારે થોડી થોડીવારે સણકા મારતું સખત દર્દ પેડુમાં થતું હોય, ત્યારે આ દવા કલાકે કલાકે અથવા દર્દના જોરના પ્રમાણમાં વહેલી મોડી આપવી. આખો મહિનો ૩ × વાળી દવા આપવી ને સ્રાવ વખતે ૧ × વાળી આપવી એથી ઉત્તમ ફાયદો જણાય છે.

**કૅકટસ**[૩]:—દુઃખ અસહ્ય હોવાથી સ્ત્રી રડતી હોય, અને શરીરની સુસ્તી સાથે બેચેની બહુ હોય, ત્યારે આ દવા બે બે કલાકે આપવાથી ઠીક થાય છે.

**કૅમોમીલા**[૬]:—સ્ત્રીને જે તેવાતની અસર બહુ થતી હોય, ને તેના ભય ચિંતા કે ક્રોધથી આર્ત્તવને નુકશાન થતું હોય, તો આ દવા કલાકે કલાકે આપવી.

**ઍકોનાઇટ**[૩૦]:—સ્ત્રી લોહિયાળ પ્રકૃતિની ને મજબૂત બાંધાની હોય, પેડુમાં દુખાવો થતો હોય, તે સાથે વખતે જ્વરાદિ ચિન્હ હોય, તો આ દવા કલાકે કલાકે આપવી. જો ગર્ભાશયમાં વરમ હોય તો ઍકોનાઇટ[૩]ની જરૂર પડે છે.

**જેલ્સીમીઅમ**[૩]:—જ્યારે માથું દુખવા આવતું હોય, તે સાથે સાધારણ પીડિતાર્ત્તવ રહેતો હોય, આખું શરીર થાકી ગયા જેવું નરમ થઇ ગયું હોય, ચંચળતા બહુ ઘટી ગઇ હોય, અથવા જ્ઞાનતંતુના દોષથી પેડુમાં સણકા કે ચુંક આવતી હોય, ત્યારે આ દવા ગરમ પાણીમાં કલાકે કલાકે અપાય છે.

**પલ્સેટીલા**[૩]:—જ્યારે પ્રવાહ ઓછો પણ કાળો ને જામી ગયેલ ગઠ્ઠાવાળો નીકળતો હોય, ને તે સાથે પેડુમાં દર્દ થયા કરતું હોય, તો આ દવા કલાકે કલાકે આપવાથી સ્રાવ બરાબર ચાલશે એટલે દુખાવો દૂર થશે.

**સીપીઆ**[૬]:—આર્ત્તવ લાંબા વખતથી ઓછો આવ્યા કરતો હોય, વખતે બાત જતી હોય, આર્ત્તવ સમયે પેડુમાં દુખાવો થઇ આવતો હોય, ત્વચારોગ થતા હોય, ને જીવ ઉદાસ રહેતો હોય, તો આ દવા કલાકે કલાકે આપવી ને રજોદર્શન પછી આખો મહિનો હમેશાં એક માત્રા આપવી, એટલે રજોદર્શન નિયમિત રીતે પીડા થયા વિના આવશે.

**સીકેલી**[૩]—આર્ત્તવ થોડો અથવા ગઠ્ઠાવાળો આવતો હોય, તેનો રંગ કાળો હોય, અને જાણે કોઇ અંદરથી જોર કરીને સ્રાવને બહાર કાઢતું હોય એવું દબાણ લાગતું હોય, તો આ દવા આપવી.

**સીમીસીફ્યુગા**[૩]:—જો દર્દીને સંધીવાની કશી અસર હોય, હિસ્ટીરીઆ થતું હોય, શરદી લાગવાથી માથાનો દુખાવો ને પેડુનો દુખાવો થઇ આવ્યો હોય, અથવા ઋતુસ્રાવ થવા પહેલાં માથું દુખવા આવતું હોય, હાથપગમાં ત્રોડ અથવા કળતર જેવું દર્દ થતું હોય, તો આ દવા બે બે કલાકે આપવી.

**ઝેન્થૉકસીલમ**[૩]:—જ્યારે દુબળી ને નાજુક સ્ત્રીને ઋતુસ્રાવ વખત પહેલાં અને વિશેષ આવતો હોય, ને તે સાથે બહુ દુખાવો થતો હોય, તો આ દવા કલાકે કલાકે આપવાથી ઠીક થાય છે.

**બોરાકસ**[૬]:—(Borax) જો જાંઘમાં દુખાવો થતો હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**બોરાકસ પાઉડર**:—જો પીડિતાર્ત્તવમાં અંદરથી પડના કટકા નીકળતા હોય, તો આ દવાના પાંચ પાંચ ગ્રેઈન્સ દિવસમાં ત્રણ વખત આપવા.

**બૅલાડોના**[૩]:—અંડાશયનો વ્યાધિ વરમની જાતનો થયો હોય, સ્રાવ ગંધાતો નીકળતો હોય અને તે સાથે ધાત જતી હોય, તો આ દવા આપવાથી તે મટે છે ને દુખાવો કમી થાય છે.

**કૉકયુલસ**[૩]:—આર્ત્તવની સાથે ચુંક આવતી હોય, ફેર આવતા હોય, ચ્હેરો લાલ વા ગરમ થઈ આવતો હોય, ને વાયુના ઓડકાર આવતા હોય,

ત્યારે આ દવાથી ફાયદો થાય છે.

**વાઇબર્નમ ઑપ્યુલસ**[1×]:—આ દવા સ્રાવ વખતે તેમજ અગાઉથી આપવાથી પીડા બંધ થાય છે. રહી રહીને ચૂંક આવતી હોય, તો આની વધારે જરૂર છે. હાલમાં આ દવા લગભગ ક્લોરોફાઇલમના જેટલીજ કિંમતી ગણાય છે.

**અનુસંગી ઉપાયઃ**—સ્ત્રીની તબીઅત સુધારવાનો ઇલાજ કરવો, પુષ્ટિકારક દવા આપવી, શરદીમાં તથા ભેજમાં રહેવું નહિ, નબળી તબીઅત વાળાએ પગે મોજાં પહેરી રાખવાં, કાફી, ચાહ, દારૂ, ગરમ મસાલા વગેરે બંધ કરવાં, વિષય બહુ ભોગવવો નહિ, જોઇએ તેટલી અંગકસરત કરવી, અને નબળાએ આરામ લેવો.

---

## ગર્ભાશયનો દીર્ઘ વરમ.

( Chronic Metritis—ક્રૉનિક મેટ્રાઇટીસ. )

ગર્ભાશયનો તીક્ષ્ણ વરમ પ્રસવ પછીજ ને તે પણ ક્વચિતજ થાય છે, તેથી અત્રે વધારે લખ્યું નથી. આ વ્યાધિ કુંવારી તેમજ છોકરાં થયા વિનાની સ્ત્રીઓને થતો નથી, પણ જેઓને એક કરતાં વધારે છોકરાં અવતર્યાં હોય, અગર કસુવાવડ થઈ હોય તેઓને થતો જોવામાં આવે છે.

**લાયક કરનારાં—કારણઃ**—લાંબા વખત સુધી લીધેલ તનની કે મનની મહેનત, નબળાઇ, પ્રસવ પછી જોઇતી માવજતની ખામી, ને પ્રસવ પછી થયેલ અંતરાવરણનો વરમ છે. **ઉત્પન્ન કરનાર કારણ**—ગર્ભપાત, ગર્ભાશયના પડનો તીક્ષ્ણ વરમ, અગર પ્રસવ એ સર્વેમાંની કોઇ એ કારણો મળવાથી દીર્ઘ વરમ થાય છે. અતિશય વિષયભોગ એ પણ ઘણીવાર કારણભૂત હોય છે.

**ચિન્હ—લક્ષણઃ**—આ રોગને લીધે ઘણી જાતનાં ચિન્હો—લક્ષણો જોવામાં આવે છે. જો માત્ર કમળના ભાગમાંજ દીર્ઘ વરમ હોય તો વાંસામાં અને જાંઘમાં દુખાવો થાય છે, મૂત્રાશય ઉપર તથા મળાશય ઉપર દબાણ થાય છે, રજોદર્શન અનિયમિત આવે છે, હાલવા ચાલવામાં મુશ્કેલી પડે છે મન અફસોસમાં રહે છે, પુરૂષ સાથે સમાગમ કરતાં કમળ દુખે છે, અજીર્ણ, માથાનો દુખાવો અને સુસ્તી જણાય છે, ગર્ભાશયના અંતરપડમાં વરમ થવાથી પ્રદર ચાલે છે, અગર શ્લેષ્મ—પડ ધીમે ધીમે સડીને નાશ પામવા માંડે છે. જો આખા ગર્ભાશયનો દીર્ઘ વરમ હોય, તો આખી બસ્તીમાં ભાર અને દુખાવો રહે છે, અને હાલવા ચાલવાથી તે બહુ વધે છે; મળદ્વારથી પવન છોડતાં તેમજ પુરૂષ સાથે સમાગમ કરતાં આખા ગર્ભાશયમાં દર્દ લાગે છે, આર્ત્તવ વખતે પેડુમાં પીડા થાય છે, તેમજ સ્તનમાં પણ દુખાવો લાગે છે, સ્તનની ડીંટડી કાળી પડી જાય છે, મોળ આવ્યા કરે છે, ખાવું ભાવતું નથી, કોઇ વાર ઉલટી થાય છે, ઘણી બેચેની લાગે છે, દસ્ત ઉતારતાં દર્દ થાય છે, ગર્ભાશયનું કદ અને વજન વધી જાય છે, આથી તે નીચે ઉતરે છે, કમળનું મોઢું ઘણીવાર એટલું બધું ખુલ્લું હોય છે કે ટચલી આંગળીનું ટેરવું અંદર જઈ શકે છે, પણ તેમ કરતાં કમળ દુખે છે, અને મળદ્વારમાં આંગળી નાંખીને પરીક્ષા કરવાથી પણ ગર્ભાશયનો ભાગ મોટો થયેલો ને દુખાતો લાગે છે.

આ પ્રમાણે ગર્ભાશયને દાબી જોતાં કયારેક એટલું બધું દર્દ થાય છે, કે તેથી સ્ત્રીને મૂર્છા આવી જાય છે. ઘણી વાર ગર્ભાશય એક બાજુએ વળી ગયું હોય છે ક્વચિત્ કમળ એટલું મોટું થઈ ગયું હોય છે કે પેડુમાં કાંઇ મોટી ગાંઠ થઈ હોય એમ લાગે છે, તેથી દસ્તની કમજીઅત થાય છે, અને દર્દથી ચાલી શકાતું નથી.

જ્યારે દીર્ઘ વરમ હોય ત્યારે વખતે અર્બુદ હોવાની શંકા થાય છે; પણ અર્બુદને લીધે આખા શરીરને જેટલી માઠી અસર થાય છે, તેટલી માઠી અસર આથી થતી નથી; વળી આ રોગથી આર્ત્તવ કમી આવે છે, પણ કયારેકજ જાસ્તી આવે છે, ને અર્બુદથી ઘણો રકતસ્રાવ થાય છે, તથા કેટલીકવાર રજોદર્શનના સમય વિના પણ ગર્ભાશયમાંથી લોહી વહે છે. એ શિવાય આ રોગથી કમળ મોટું; પણ પોચું થાય છે, ને અર્બુદ જે ઘણીવાર કઠણ ( Scirrhus—સીર્હસ ) હોય છે, તેથી કમળ ફૂચાંના જેવું કઠણ લાગે છે.

### ચિકિત્સા.

**સેબીના**[3]:—જ્યારે દીર્ઘ વરમ થોડો હોય, ત્યારે આ દવા ત્રણ ત્રણ કલાકે આપવાથી ફાયદો થાય છે. જે વરમમાં ગર્ભાશયનું મુખ લાલચોળ હોય, તે વરમમાં આ દવાની જરૂર છે. વરમથી રકતસ્રાવ થતો હોય, તો તે પણ આ દવાથી મટે છે.

**બૅલાડોના**[૩]:—જ્યારે પેડુમાં ભાર લાગતો હોય, અને ગર્ભાશય નીચે ખેંચાય છે એમ લાગતું હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે.

**લીલીઅમ ટીગ્રીનમ**:[૩]:—જ્યારે સ્ત્રી ઉદાસ ને બેચેન રહેતી હોય, અથવા ચીડાઇ જતી હોય, પેડુમાં દુખાવો લાગતો હોય, ને સ્હેજસાજ કારણુથી ઝાડો થઇ આવતો હોય, તો આ દવાની જરૂર છે.

**સીપીઆ**[૩]:—જો ગર્ભાશયની શિરાઓમાં લોહી ભરાઇ રહેતું હોય, ગર્ભાશયનું મુખ લાલને બદલે વાદળી રંગનું દેખાતું હોય, ઋતુસ્રાવ ઓછો આવતો હોય, ઘણીવાર ધાત જતી હોય, ત્વચા રોગ કોઇ કોઇ વાર થઈ આવતા હોય, શરદી ખમી શકાતી ન હોય, મન ઉદાસ રહેતું હોય, સ્હેજસાજ કામ કરવાથી થાક લાગી જતો હોય, ત્યારે આ દવાથી સારો ફાયદો થાય છે.

**મ્યુરેક્સ પર્પ્યુરીઆ**[૩]:—જ્યારે ઋતુસ્રાવ ઘણો થતો હોય, અને તે સાથે દીર્ઘ વરમ હોય, તો આ દવા આપવાની જરૂર છે.

**મેગ્નીસીઆ મ્યુરીઆટીકા**[૬]:—જ્યારે યકૃત બરાબર કામ કરતું ન હોય, ને તેથી ગર્ભાશયનું દર્દ થયું હોય, અથવા હિસ્ટીરીઆની અસર હોય, ત્યારે આ દવા[૩] આપવી.

**કૉલીન્સોનીઆ**[૧×]:—જ્યારે મળાશયના કાંઇ દોષને લીધે આ દર્દ થયું હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**અનુસંગી ઉપાય**:—યોનિમાર્ગને ગરમ પાણીથી ધોવો, તે પાણીમાં બને તો બોરીક ઍસીડ નાખવું, ખોરાક નિયમિત રીતે આપવો, દસ્ત કબજ રહે નહિ તેવી ગોઠવણ કરવી, દર્દીને આરામ આપવો, બિછાનામાંથી ઉઠવા દેવી નહિ. વિષયથી દૂર રહેવું, ગર્ભાશયનો બીજો જે વ્યાધિ જણાય તે દૂર કરવો, ઋતુસ્રાવ પહેલાં દુખાવો થતો હોય, તો સ્ત્રીને ગરમ પાણીના પીપમાં બેસારવી. અને ગ્લીસરીન ને ટંકણખાર ૪ ને ૧ ના પ્રમાણમાં મેળવીને તેમાં રૂ બોળીને યોનિમાર્ગમાં મુકી રાખવું. તેજ રીતે કાર્બોલિક એસીડ ને ગ્લીસરીન સમભાગે મેળવીને તેમાં રૂ બોળીને તે પણ જરૂર લાગે તો યોનિમાર્ગમાં મુકાય છે. આ સિવાય ધાત જતી હોય, તો તેનો પણ ઉપાય સાથે સાથે કરવો. ( તે માટે તે વ્યાધિની નીચે જુઓ. )

---

## ગર્ભાશયનો દુખાવો.

( Neuralgia of the Uterus—ન્યુરાલજીઆ ઑફ ધ યુટરસ ).

ગર્ભાશયનો દુખાવો ઘણી જાતનો થાય છે; રજોદર્શન વખતે થાય તેને પીડિતાર્ત્તવ કહે છે, તે સિવાય તેના વરમને લીધે પણ તેમાં દુખાવો થાય છે, તે તેના વરમના વિષયો જોવાથી માલૂમ પડશે. આ સ્થળે ગર્ભાશયની અંદર તેના માંસમાં કાંઇ વ્યાધિ ( Organic disease ) વિના માત્ર જ્ઞાનતંતુના દોષથી થતો દુખાવો (ન્યુરાલજીઆ) સમજવો.

**કારણ**:—શરીરની અતિશય મહેનત, અતિસંભોગ, પીડિતાર્ત્તવ ઇત્યાદિથી ગર્ભાશયમાં આવો દુખાવો હર વખત થાય છે. તે સિવાય જેઓ પોચા સ્વભાવનાં હોય છે, ને જેને બધી વાતની અસર જલદી અને બહુ થઇ આવે છે, તેવાને સ્હેજસાજ પરિશ્રમથી પણ ગર્ભાશયમાં દુખાવો થાય છે. સ્ત્રીઓથી સાધારણ રીતે થઇ શકે તેવાં કાર્યોને બદલે બીજાં મોટાં કર્યો તેમની પાસે કરાવવાથી પણ તેમનાં ગર્ભાશય આ રોગને પાત્ર થાય છે, રૂતુસ્રાવ થતો હોય, ત્યારે મહેનત લેવાથી, બહુ ચાલવાથી, કે બોજો ઉપાડવાથી ગર્ભાશયમાં દુખાવો થવાનું દર્દ થાય છે. વળી ગર્ભાશય વળી જવાથી પણ તેમાં આ દુખાવો વખતો વખત ઉપડે છે.

**ચિન્હ**:—કમળના ભાગમાં કેટલીકવાર દુખાવો હોય છે, ત્યારે તેને સ્પર્શ કરતાં પણ તે દુખે છે; પરંતુ તે ઉપર રતાશ કે સોજો કાંઇ હોતું નથી, તેથી વરમ નથી એમ ખાત્રી થાય છે. આ સાથે કેડમાં અને જાંઘમાં પણ દુખાવો હોય છે. આ દર્દમાં કમળની પરીક્ષા દર્શકયંત્ર વડે કરતાં તેમાં કોઇ પણ જાતનો ફેરફાર થયો હોતો નથી. વળી દુખાવો એકજ સ્થળે જણાતો નથી, પણ પેડુમાં જુદે જુદે સ્થળે દેખાય છે. ઘણીવાર દર્દ સણકા મારતું અગર સૉય ભોંકયાના જેવું હોય છે, અને પેટમાં પણ જણાય છે. કોઈવાર પગોમાં પણ દર્દ થતું હોય એમ લાગે છે; યોનિમાર્ગમાં, અને મૂત્રમાર્ગમાં પણ કેટલીકવાર દાહના જેવી બળતર ( Burning )

લાગે છે. આ બળતર કોઇવાર અગ્નિથી પણ વધારે જણાય છે. આ સાથે નબળાઈ, સુસ્તિ, પેડુમાં ભાર, ઇત્યાદિ લક્ષણો હોય છે. ચાલવાથી, ઉધરસથી, ઉલટીથી, અને એવા હરેક પ્રયત્નથી પેડુમાં દુખાવો વધારે લાગે છે.

આ રોગમાં શ્વેત પ્રદર ઘણી વખત જતું જોવામાં આવે છે, અને શ્વેત પ્રદરને લીધે ઋતુસ્રાવ બંધ થઈ જાય છે અગર ઋતુસ્રાવના સમય દર્મ્યાન લોહીને બદલે શ્વેત રસનો પ્રવાહ ચાલે છે.

આ પ્રકારનો દુખાવો ઘણીવાર એકાએક થઇ આવે છે, અને એકાએક મટી જાય છે, દુખાવાના લીધે સ્ત્રી કોઇવાર પથારીમાં આળોટે છે, અને રાડો પાડે છે.

જ્ઞાનતંતુના દોષથી થતો દુખાવો ફરીફરીને થયા વિના રહેતો નથી, ને કોઇવાર તો ચોવીસ કલાકમાં બે ત્રણવાર ફરીફરીને થઇ આવે છે. કેટલીક સ્ત્રીઓને અમુક મુદતેજ આવો દુખાવો ઉપડે છે, કોઇ વખતે પણ એ દુખાવો બાર કલાકથી વધારે વખત સુધી સતત રહેતો જોવામાં આવ્યો નથી.

## ચિકિત્સા.

**સીમીસીફ્યુજા**[3]:—સંધીવાની અસરથી ગર્ભાશયમાં દુખાવો થતો હોય, બેચેની રહેતી હોય, ઉંઘ આવતી ન હોય ઇત્યાદિ લક્ષણો આ દવાને સૂચવે છે. આ દવા લાંબા વખત સુધી જુદા જુદા અંશોમાં આપવાથી સારો ફાયદો થાય છે.

**કૉલૉફાઇલમ**[3]:—વેણના જેવું ખોટું દર્દ થતું હોય, અથવા આંકડી આવ્યા જેવું દર્દ લાગતું હોય તો આ દવા કલાકે કલાકે આપવી.

**જેલ્સીમીઅમ**[3]:—આ દવા જ્ઞાનતંતુને તથા સ્નાયુના તંતુઓને અસર કરે છે. થાક ને સુસ્તી દૂર કરે છે ને જ્ઞાનતંતુના દોષથી થતો દુખાવો મટાડે છે.

**બૅલાડોના**[3]—યુવાન સ્ત્રીને થોડા વખતથી આવું દર્દ હોય, ને સ્પર્શ ખમી શકાતો ન હોય, તો આ દવા બે બે કલાકે આપવી.

**આર્સેનિકમ**[6]:—શરીરમાં હરેક ઠેકાણે જુદી જુદી વખતે જ્ઞાનતંતુના દોષથી દુખાવો ઉપડતો હોય, શરીર નબળું હોય, મૅલેરીઆની અસર હોય, શરદી ખમી શકાતી ન હોય, આરામ લેવાથી ઠીક થતું હોય, પણ શ્રમ પડવાથી દર્દ વધતું હોય, દર્દ દાહ મળતું હોય અગર અમુક મુદતે ફરીફરીને થતું હોય તો આ દવાથી થોડા દિવસ ચલાવવાથી દુખાવો સદાને માટે દૂર થાય છે.

**પ્લૅટીના**[6]:—હાથ પગ ઠંડા રહેતા હોય, ત્વચા બ્હેર મારી ગયા જેવી લાગતી હોય, ને સાથે કોઇવાર બીજા ગુહ્યાવયવો ઉશ્કેરાઇ આવતા હોય, તો આ દવાથી દુખાવો મટે છે.

**અનુસંગી ઉપાયઃ**—દર્દીની તબીઅતમાં સુધારો કરવો. પુષ્ટિકારક ખોરાક આપવો. હીસ્ટીરીઆની અસર હોય, તો દૂર કરવી. ફિકર-ચિંતા ઓછી કરવી. ગર્ભાશય તરફ લક્ષ ઓછું આપવું. થોડાક દિવસ આરામની જરૂર હોય, તો આરામ આપવો. હવા ફેર બની શકે તો કરવો. દરીઆના પાણીથી નહાવું. પુરૂષના સમાગમથી દૂર રહેવું. ખુલ્લી હવામાં આનંદભેર હરવું ફરવું, વીજળી લગાડી જોવી. પેટ ઉપર શેક કરવો. અને છેવટ બૅલાડોના કે (અફીણ બહારથી) લગાડવું.

---

## ગર્ભાશયના શ્લેષ્મપડનો વરમ.

( Endometritis–ઍન્ડોમેટ્રાઇટીઝ ).

ગર્ભાશયની અંદરના ભાગમાં શ્લેષ્મપડ હોય છે, તેનો વરમ કેટલીકવાર થતો જોવામાં આવે છે, ને તે સાથે પ્રદર હોય છે.

**પ્રદરના પ્રકારઃ**—તીક્ષ્ણ ને દીર્ઘ હોય છે.

**તીક્ષ્ણવરમનાં કારણઃ**—ગર્ભાશયની અંદરના ભાગમાં કાંઈ વાગવાથી, ઈજા થવાથી, કાંઇ દાહક પદાર્થ જવાથી, યોનિમાર્ગનો વરમ થયો હોય તેની અસરથી, ઋતુસ્રાવ વખતે પેડુને શરદી લાગવાથી, અતિશય સંભોગથી કે એવાં કેટલાંક કારણોથી તીક્ષ્ણ વરમ થઈ આવે છે.

**દીર્ઘ વરમને લાયક કરનારાં કારણોઃ**—કંઠમાળ કે ક્ષયના વિષથી બગડેલ શરીરનો બાંધો, નબળી નાજુક તબીયત, ચિંતા, અફસોસ, અયોગ્ય ખોરાક ઇત્યાદિથી શરીર વરમને લાયક થઇ જાય છે. **ઉત્પન્ન કરનારાં કારણોઃ**—અતિશય સંભોગ, સંભોગ પછી વાપરવામાં આવતું ઠંડુ પાણી, કેમકે તે વખતે ઠંડા પાણીથી નબળી સ્ત્રીઓના ગર્ભાશયને શરદી લાગી જાય છે, સંભોગ પછી પાણી સિવાય બીજા પદાર્થોનો ઉપયોગ, ને ગર્ભપાત કે પ્રસવથી ગર્ભાશયમાં

દીર્ઘ વરમ થાય છે. તીક્ષ્ણવરમમાંથી ઘણી વાર દીર્ઘ વરમ થાય છે.

**ચિન્હ-લક્ષણ:**--તીક્ષ્ણવરમ થઈ આવે છે, ત્યારે પહેલાં નબળાઇ લાગે છે. માથું દુખે છે, તાવ ભરાય છે, ટાઢ વાય છે, અને પેડુમાં દુખાવો થઇ આવે છે. આ દુખાવો કોઇવાર પેડુની આજુબાજુના ભાગમાં પણ લાગે છે. દસ્ત ઉતારતાં મળાશયમાં દુખે છે અને તે પ્રમાણે કોઇવાર પેશાબ કરતાં પણ દુખે છે; આ શ્લેષ્મ-પડના વરમમાંથી કોઇવાર યોનિમાર્ગમાં વરમ થઈ આવે છે: ને કોઇવાર કમળમાં વરમ થઈ આવે છે. કોઇવાર યોનિમાં કે કમળમાં પ્રથમ વરમ થાય છે, ને પછી તેની અસર ગર્ભાશયના શ્લેષ્મપડને થાય છે. થોડા દિવસ આ ચિન્હો રહ્યા પછી પ્રદર શરૂ થાય છે; શરૂઆતમાં પ્રદરનો પ્રવાહી પાતળો અને રક્ત મિશ્રિત હોય છે, પણ થોડીવારમાં તે જાડો, પીળો અગર લીલો, ચીકણો ને કોઇવાર પરૂવાળો થાય છે. આ વખતે જો પ્રવાહી શણના લુગડાને અડકે, તો શણનું લુગડું અક્કડ થઇ જાય છે, તથા તેની ઉપર ડાઘ પડી રહે છે. આ પછી પ્રદરમાં જતી ધાત વખારે સફેદ, દુધ જેવી અને ચીકણા શ્લેષ્મ મિશ્રિત થાય છે. જ્યારે આવી ધાત વહેવા માંડે છે, ત્યારે તીક્ષ્ણ વરમ હળવો પડી ગયો હોય છે. તીક્ષ્ણવરમ જેમ વધારે સખત હોય છે, તેમ ધાત વધારે ઘટ્ટ અને કાળાશ પડતી નીકળે છે. આવી ધાત કાં તો પછી લાંબા વખત સુધી નીકળ્યા કરે છે, ને કાં તો બંધ થઇ જાય છે; કોઇવાર રજોદર્શન સમયે ફરીથી ધાત વહેવા માંડે છે, કોઇવાર સંભોગ પછી ધાત પાછી શરૂ થાય છે, ને કોઈવાર કાંઇ ચિંતા, ભય, અતિ આહાર ઇત્યાદિ કારણને લીધે ધાત ફરીથી વહેવા માંડે છે.

આ સિવાય તીક્ષ્ણ વરમની શરૂઆતમાં યોનિ-ઉપર ને અંદર ચળ આવે છે, વિષયની ઇચ્છા કોઈવાર પ્રબળ થાય છે, ને વખતોવખત પેશાબની હાજત થાય છે.

દીર્ઘ વરમ તીક્ષ્ણ વરમ પછી થાય છે; પણ કેટલીકવાર એકાએક થતો પણ જોવામાં આવે છે. દીર્ઘ વરમથી ધાત જવા માંડે છે, તે કોઇવાર બીજાં કાંઈ ચિન્હ વિના જવા માંડે છે અગર તે પહેલાં કે તે સાથે કેડમાં ને જાંઘમાં ભાર ને દુખાવો લાગે છે. આર્ત્તવ અનિયમિત રીતે આવે છે. દર્દીનો સ્વભાવ ચીડીઓ ને બેચેન થઇ જાય છે. વખતે તેને હિસ્ટીરીઆ પણ થાય છે. ધાત જવાથી સ્ત્રીને નબળાઈ વધતી જાય છે, આર્ત્તવ વખતે બંધ થઇ જાય છે, અને તેને બદલે તે દિવસોમાં ધાત જાય છે. આ વખતે ગર્ભાશયમાં અથવા કમળની અંદર કોઇ કોઇ વાર ક્ષત પડયાં હોય છે.

## ચિકિત્સા.

**આર્સેનિકમ**[3]:—જ્યારે શ્લેષ્મ-પડનો વરમ થવાથી ધાત જતી હોય, અને વખતો વખત અતિ આર્ત્તવ થતો હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે; તેથી ક્ષત હોય તે પણ મટે છે. તેથી દાહ, તૃષા ને નબળાઇ એ ત્રણ મુખ્ય ચિન્હો છે.

**બૅલાડોના**[3]:—કમળમાં દીર્ઘ વરમ રહ્યા કરતો હોય, તે સાથે તે ભારે લાગતું હોય, અને સ્પર્શ ખમી શકાતો ન હોય, તો આ દવા આઠ આઠ કલાકે કેટલાક દિવસ સુધી આપ્યા કરવી.

**મર્ક્યુરીઅસ સોલ્યુબીલીસ**[4]:—જો ક્ષત પડયાં હોય, તો આ દવા આપવી, જો ક્ષત વધારે ઉંડાં હોય અને કમળનો કાંઇ ભાગ કઠણ થઇ ગયો હોય, તો **મર્ક્યુરીઅસ કોરોઝીવસ**[3]ની જરૂર છે.

**નાઇટ્રીક ઍસીડ**[3]:—જો કમળમાં ક્ષત પડયાં હોય, અગર ઉપદંશની કાંઇ અસર હોય, તો આ દવા આપવાથી ઠીક થાય છે.

**અનુસંગી ઉપાય:**—ગ્લીસરીનમાં વાદળી કે રૂનો કકડો બોળીને કમળમાં મુકવો; પણ બનતાં સુધી ફટકડી કે એવી કોઇ દવા પિચકારી વડે યોનિમાર્ગમાં દાખલ કરવી નહિ. જો વરમ બહુ હલકો હોય તો તેથી વખતે ફાયદો થાય છે, પણ ઘણીવાર એવું બને છે કે એવા ઉપચારથી વરમ મટાડવાથી શરીરમાં બીજા અવયવોમાં કાંઇ નવું દર્દ પેદા થાય છે. જો ક્ષત રૂઝાતાં ન હોય, તો ટીંકચર કેલેન્ડયુલાનો એક ભાગ તે પાણીના આઠ ભાગ સાથે મેળવીને તેની પિચકારી યોનિમાર્ગમાં મારવી; અગર કમળનું મુખ પહોળું હોય, તો કમળને અડે એમ સ્ત્રીઓની બુંદા નાળચાવાળી પિચકારી વડે એ દવા કમળની અંદરના ભાગમાં નાખવી. સ્ત્રીને પરમીઓ કે ઉપદંશ થયો હોય, તો તેનો યોગ્ય ઇલાજ કરવો. અંદરનો ભાગ કાર્બોલિક ઍસીડના સોલ્યુશનથી ધોઈને સાફ રાખવો. દર્દીની શક્તિના પ્રમાણમાં તેને આરામ આપવો. શરીરની તન્દુરસ્તી એકંદર રીતે સુધારવા

માટે માલ્ટાઇન, કાડલીવર ઑઈલ, દૂધ વગેરે પૌષ્ટિક ખોરાક આપવો.

---

## પ્રદર-ધાત વહેવી-લ્યુકોરહિંયા.

( Leucorrhoea-Whites-વ્હાઇટ્સ ).

સાધારણ રીતે યોનિ-માર્ગમાં શ્લેષ્મ-પડ અને તેની નીચે રહેલી રસ-પેશીઓની કુદરતી ક્રિયાને લીધે થોડો ઘણો રસ કાયમ ઉત્પન્ન થયા કરે છે, તેથી યોનિ-માર્ગમાં જોઈએ તેટલી ભીનાશ રહે છે. સંભોગ વખતે, પ્રસવ વખતે, અને એવી કેટલીક ક્રિયાઓ વખતે આ રસમાં વૃદ્ધિ થાય છે. કમળની અંદર પણ ઘણી એક નાની નાની રસપેશીઓ હોય છે, તે પુષ્કળ રસ પેદા કરી શકે છે. આ સિવાય ગર્ભાશયની અંદર જે પડ હોય છે તે પણ રસોત્પાદક હોય છે.

યોનિમાર્ગમાં ઉત્પન્ન થતો રસ અમ્લ (Acid) હોય છે. નીકળતી વખત સ્વચ્છ પાણી જેવો હોય છે, તેમાં ત્વચાના પડનાં રજકણો ભળેલાં હોય છે, ને હવા લાગ્યા પછી તે જરા દુધ જેવો થતો જાય છે. યોનિમુખની આગળજ જે રસ ઉત્પન્ન થાય છે તે ઉગ્ર અને જરા અમોનીયાની ગંધને મળતી ગંધવાળો હોય છે.

કમળમાંથી નીકળતો રસ અમ્લ હોતો નથી; પરંતુ અમ્લવિરુદ્ધ ( Alkaline ) હોય છે. જ્યારે ગર્ભાશયની અંદરના શ્લેષ્મ-પડમાંથી રસ ઉત્પન્ન થઈને ધાત તરીકે વહે છે, ત્યારે ખરી રીતે પારદર્શક અને નાકમાંથી નીકળતા પાણી જેવા શ્લેષ્મને મળતો હોય છે, પણ જ્યારે તે યોનિમાર્ગમાં રસની સાથે ભળે છે, ત્યારે તેમાંથી સફેદ સાબુના પાણી જેવી ધાત થાય છે.

જ્યાં સુધી ગર્ભાશયના અંદરનું શ્લેષ્મ-પડ તન્દુરસ્ત હાલતમાં હોય છે, ત્યાં સુધી આ રસ થોડો પેદા થાય છે, પણ જ્યારે ગર્ભાશયની અંદરનો પોલો ભાગ ( cavity ) વધે છે, ત્યારે શ્લેષ્મ-પડ મોટું થાય છે, અને તેથી વધારે રસ ઉત્પન્ન થાય છે, જે ધાતના રૂપે વહેવા માંડે છે.

પ્રદર થવાનું કારણ શું છે, અને પ્રદરની ધાત કયા ભાગમાંથી નીકળે છે તે જાણ્યા પછી ઉપચાર સરલતાથી થઇ શકે છે, અને તે જાણવા માટે ધાતનાં જુદાં જુદાં રૂપ ધ્યાનમાં લેવાં જોઇએ છીએ.

ધાત (૧) **પાણી જેવી,** (૨) **શ્લેષ્મવાળી,** (૩) **પરૂજેવી,** અગર (૪) **પરૂ વાળી** હોય છે. કેટલીકવાર ધાતમાં લોહીના જેવો લાલ પ્રવાહી જાય છે ત્યારે **રક્તપ્રદર** થયું કહેવાય છે. કોઈવાર ધાત ઘણી **ગંધાતી** હોય છે: પ્રમેહ ને ચાંદીના રોગથી પણ ખાસ પ્રકારની ધાત જાય છે.

પાણી જેવી ધાત યોનિમાર્ગમાંથી નીકળતી હોય છે; સગર્ભા સ્ત્રીઓને કેટલીકવાર કાંઇ ચોક્કસ કારણ વિના આવી ધાત જાય છે, અને કોઇવાર ગર્ભપાત થયા પહેલાં એવી ધાત વહેવા માંડે છે, ને પેઢુમાં વેણુને મળતો દુખાવો શરૂ થાય છે, આ સિવાય ગર્ભાશયમાં છોડ ( Mole ) હોવાથી પણ પાણી જેવી ધાત જાય છે, વળી યોનિમાર્ગમાં ત્વચાનું અર્બુદ (Epithelioma) હોય તોપણ પાણી જેવી ધાત જાય છે. આ દર્દ હોય છે ત્યારે ધાતમાં કોઇવાર લોહી પણ હોય છે ને ધાત ઘણી જાય છે. ગર્ભાશયમાં મસા જેવી નાની ગ્રંથી ( Polypus ) થવાથી પણ કેટલીકવાર નિતરી ધાત વહે છે, પ્રસવ પછી પણ કોઇ રીતે આવી ધાત જાય છે.

પાણી જેવી ધાત સિવાયની બીજી બધી ધાતો અપારદર્શક અને જુદા જુદા રંગની હોય છે. ઘણી સ્ત્રીઓને ધાત એવા પ્રકારની જતી હોય છે, કે તે અમુક એક પ્રકારની હોતી નથી, પણ એક બે પ્રકારનું મિશ્રણ થયું હોય છે, આથી કરીને કેટલીકવાર તે યોનિમાર્ગમાંથી આવે છે કે ગર્ભાશયમાંથી આવે છે, એટલોજ નિર્ણય થઇ શકે છે. જો ધાત અમ્લ હોય, તેમાં ફોદા લાગતા હોય, અને ત્વચાનાં રજકણો ભળેલાં હોય તો તે ઘણું કરીને યોનિમાર્ગમાંથી ઉત્પન્ન થઇ હોય છે. જો ધાત સાબુના પાણી જેવી, અગર નાકના સેડા જેવી ચીકણી ને ચળકતી હોય, તો તે કમળમાં ઉત્પન્ન થઇ હોય છે.

જો કમળમાંથી ધાત નીકળતી હોય, તેમાં યોનિમાર્ગની ધાત ભળે, તો ધાત પરૂના જેવી ( puriform ) લાગે છે. આમ છતાં કેટલીકવાર ધાત કયાંથી નીકળે છે તેનો નિર્ણય માત્ર ધાત જોવાથી થઈ શકતો નથી, જેથી બીજી રીતે પરીક્ષા કરવાની જરૂર પડે છે.

પરૂવાળી ધાત જે ઉપર લખેલ ધાત કરતાં જુદી જાતની છે કે તે કેટલીકવાર થોડા વખત સુધી

નીકળીને બંધ પડે છે, અને ફરીથી વહેલામોડી નીકળવા માંડે છે. વળી કેટલીકવાર એવી ધાત સતત લાંબા વખત સુધી નીકળ્યાજ કરે છે. જ્યારે ધાત સતત નીકળ્યા કરે છે, ત્યારે તે યોનિમાર્ગના શ્લેષ્મપડમાંથી, કમળમાંથી, અંદરના કોઇ ક્ષત કે અર્બુદમાંથી, ગર્ભપાત થયા પછી ગર્ભાશયમાં કાંઇ ઑર કે બીજાં પડ ભરાઈ રહ્યાં હોય તે સડતાં હોય તેથી; અને ઘણીવાર પ્રમેહથી નીકળતી હોય છે. જ્યારે ધાત થોડા થોડા વખતને અંતરે નીકળતી હોય છે, ત્યારે ગર્ભાશયની અંદરના પોકળ ભાગમાં કાંઈ બિગાડ હોય છે, અગર યોનિમાર્ગની આમળ કાંઇ ગડ થયું હોય છે, અને તેનું મુખ યોનિમાર્ગમાં ઉઘડ્યું હોય છે. આવો જાતની પરૂવાળી ધાત તો પણ ઘણે ભાગે ગર્ભાશયમાંથીજ નીકળતી હોય છે. કેટલીકવાર જ્યારે ગર્ભાશય વળી ગયું હોય છે, ત્યારે પરૂ અંદર ભરાઇ ગયું હોય છે, પણ જ્યારે તેમાંથી પરૂ નીકળવાનો પ્રસંગ આવે છે, ત્યારે એકદમ ઘણું પરૂ નીકળે છે. કેટલીકવાર ગર્ભાશયની અંદર કાંઈ ગ્રંથી હોય છે, તે પાકે છે, તો તેથી પરૂ વહે છે; એવી હકીકત આધેડ સ્ત્રીઓની બાબતમાં ઘણીવાર બને છે. જે સ્ત્રીઓ દૂર બેસતી હોય તેવી સ્ત્રીઓને પીડિતાર્ત્તવ થાય છે, જાંઘમાં દુખે છે, ઉલટી થાય છે-ઇત્યાદિ ચિન્હો થયા પછી પરૂ વહે છે, એટલે તે ચિન્હો હળવાં પડે છે. જે સ્ત્રીઓને બે ચાર બાળક અવતર્યાં હોય છે, તેને પરૂ કોઇ કોઈ વાર જતું જોવામાં આવે છે, ને તે સાથે ગર્ભાશય વળી ગયું હોય છે. પરૂ જવાનું કારણ કોઇ વાર બસ્તિમાં થયેલું ગડ હોય છે, આવું ગડ પ્રસવ પછી થાય છે.

**રક્તપ્રદરઃ**—જે સ્ત્રીઓને ઋતુસ્રાવમાં ઘણું લોહી જતું હોય છે, તેવી સ્ત્રીઓને જ્યારે ઋતુસ્રાવ ઓછો આવે છે, ત્યારે રક્તપ્રદર થાય છે, એટલે કે ધાત લાલ લોહીના રંગની જાય છે, ને તેમાં લોહીનો થોડાએક ભાગ હોય છે. જ્યારે કમળની અંદર રહેલ સૂક્ષ્મવાળ જેવી નળીઓ (Villi) ફુલી જાય છે. અને તેની ઉપર નાનાં નાનાં ક્ષત પડયાં હોય છે, ત્યારે થોડુંએક લોહી નીકળે છે. વળી ગર્ભાશયની અંદર કાંઇ ગ્રંથી કે એવા નુકશાનકારક તંતુઓનો ઉદ્ભવ ( Morbid growth ) થયો હોય, કમળના મુખ ઉપર દુષ્ટ ચાંદી કે ક્ષત થયું હોય, ત્યારે રક્તપ્રદર થાય છે. ગર્ભાશયમાં મસા જેવી ગ્રંથી થવાથી શ્વેતપ્રદર, રક્તપ્રદર અને રક્તસ્રાવ ત્રણે કેટલીકવાર વારાફરતી થતાં જોવામાં આવે છે, જે જે કારણોથી રક્તસ્રાવ થવાનો સંભવ છે, તે સઘળાં કારણોથી રક્તપ્રદર થવાનો સંભવ રહે છે.

જ્યારે ધાત ગંધાતી હોય છે, ત્યારે અર્બુદ હોવાનો સંભવ છે. અર્બુદ ગર્ભાશયની અંદર હોય છે, અને ધાતની ગંધ અમુક એક ખાસ જાતની હોય છે, તોપણ કેટલીકવાર અર્બુદ છતાં, પણ ધાત ગંધ મારતી નથી; વળી જ્યારે ગર્ભાશયમાંથી અગર યોનિમાર્ગમાંથી લોહી નીકળતું હોય અગર માત્ર ધાત નીકળતી હોય, ત્યારે જો તે ભાગને ધોઇને સાફ ન રાખ્યા હોય, તો તેમાંથી ગંધ આવવાનો સંભવ છે, માટે ધાત ગંધાય છે કે કેમ તે નિશ્ચય કરવા માટે પ્રથમ તે ભાગને ધોઇને સાફ કરવા ને પછી જો ધાત ગંધાય તો તે ગંધાતી હશે એમ અનુમાન કરવું. ગર્ભાશયની અંદર જો ગર્ભનો કાંઇ ભાગ સડતો હોય છે, તોપણ ધાત ગંધાતી હોય છે. પ્રસવ પછી સુવાવડમાં ઘણીવાર ગંધાતી ધાત ઉપર લખેલ કારણને લીધે નીકળતી હોય છે. ગર્ભાશય વળી જવાથી જો ધાત બરાબર નીકળી શકતી ન હોય, તો ગર્ભાશયમાં ભરાઈ રહેવાથી તે ગંધાય છે. યોનિમાર્ગમાંથી નીકળતી ધાત કેટલીકવાર વિના કારણે ગંધાતી લાગે છે, પણ એનું કારણ ઘણું કરીને ગર્ભાશયની વક્રતા ( Flexion ) હોય છે.

યોનિમાર્ગમાંથી નીકળતી ધાત યોનિમુખને અને બહારની ત્વચાને અડવાથી કેટલીકવાર ચામડી લાલ થઈ આવે છે, અને ચળ આવે છે. કમળ ઉપર ક્ષત પડ્યું હોય, અને તેમાંથી ધાત નીકળતી હોય તો તેથી પણ બહારની ચામડી ઉપર ચળ આવે છે.

પ્રમેહ ને ચાંદીના રોગમાં પણ ધાત જાય છે, તે વખતે ચાંદી છે કે પ્રમેહ તે નિર્ણય કરવાની તથા ધાત ખરેખર તેવા ચેપી રોગથી જાય છે કે કેમ તે નિર્ણય કરવાની જરૂર પડે છે. ચાંદીનો રોગ હોય છે, ત્યારે સ્ત્રીને ગર્ભપાત થયા હોય છે, બાળક મુએલ અવતર્યું હોય છે, ગળા આગળ, ત્વચા ઉપર કે હાડકાંમાં ઉપદંશનાં ચિન્હો જ[illegible] છે, અને ઉપદંશની દવાઓ આપવાથી પ્રદર ઓછું થાય છે, વળી તે સ્ત્રીની જાંઘમાં ગાંઠો મોટી અને કઠણ થયેલી હોય છે, પણ પાકતી નથી. યોનિમુખ આગળ કોઇ વાર મસા ( Condylomata ) હોય છે; ચાંદીનાં ક્ષત ઘણું કરીને યોનિના અંદરના નાના હોઠ ઉપર અને

શ્લેષ્મ-પડ ઉપર હોય છે, તેનો રંગ ત્રાંબાના જેવો હોય છે, કોઇક વાર કમળ ઉપર પણ ચાંદીને લીધે ક્ષત પડે છે. પ્રમેહને લીધે ધાત પરૂવાળી જાય છે; પણ પ્રમેહની શરૂઆતમાં યોનિમાર્ગમાં વરમ થાય છે, અને તેની અસર મૂત્ર-માર્ગમાં થઇ હોય છે. પેશાબ કરતી વખતે વરમને લીધે મૂત્ર-માર્ગમાં બળતર ને પીડા થાય છે, અને ઘણીવાર મૂત્રમાર્ગમાંથી પણ ધાત જાય છે. પેશાબ ઉતર્યા પછી કેટલીકવાર લોહી પડે છે. જો આ ચિન્હોમાંથી કોઇ એક પૂછી જોતાં અગર તપાસ કરતાં માલૂમ પડે તો પ્રમેહનો નિશ્ચય થઈ શકે છે, ને કેટલીકવાર આ નિશ્ચય બરાબર થઈ શકતો નથી; તોપણ તેથી ઔષધોપચાર કરીને વ્યાધિ મટાડવામાં કશી અડચણ આવતી નથી.

**લાયક કરનારાં કારણોઃ**--( ૧ ) ગરમદેશ, ભેજ અને શરદીવાળી હવા, ખાઇપીને કાંઇ કસરત વિના બેસી રહેવાની ટેવ, નબળાઇ, નાની વયમાં થતી પ્રજાની ઉત્પત્તિ, બાળલગ્ન, કંઠમાળ કે ક્ષય થાય તેવો શરીરનો નબળો બાંધો, બચ્ચાંને લાંબી મુદત સુધી ધવડાવવું, ઋતુસ્રાવ સંબંધી અનિયમિતતા ને રક્તાશયના તથા ફેફસાના વ્યાધિઓ એ સર્વેથી સ્ત્રીઓ પ્રદરને લાયક થાય છે.

( ૧ ) **ઉત્પન્ન કરનારાં કારણોઃ**—ગર્ભાશયનું વળી જવું, ગર્ભાશયમાં થતી ગ્રંથિ, મસા, અર્બુદ, ગર્ભાશયનું નીચે ઉતરવું, અતિશય સંભોગ, સંભોગ અર્થે થતી હસ્તક્રિયા, પરમીઆનો ને ચાંદીનો રોગ ઇત્યાદિથી પ્રદરનો રોગ થાય છે.

ગર્ભાશયની અંદરના પડનો વરમ થવાથી પ્રદર થાય છે; તે વિષય જોવાથી વધારે ખુલાસો મળશે.

## ચિકિત્સા.

**પલ્સેટીલા**[૩]:—ધાત ચીકણી ને શ્લેષ્મરસવાળી જતી હોય, શ્લેષ્મપડમાં દીર્ઘવરમ રહેતો હોય, અને તે સાથે રજોદર્શન અનિયમિત થતું હોય, તો આ દવા છ છ કલાકે આપવી; આ દવા લગભગ એક અકસીર દવા જેવું કામ કરે છે.

**બોરાક્સ**[૩]:—સ્વચ્છ પણ પુષ્કળ ધાત જતી હોય, તેમાં આલ્બ્યુમીન હોય, અને તે બહુ ઉષ્ણ લાગતી હોય, ત્યારે આ દવા આઠ આઠ કલાકે આપવાથી ફાયદો થાય છે. યોનિમાર્ગમાંથી નીકળતી ધાત માટે આ દવા ઉત્તમ છે.

**સેપીઆ**[૬]:—લીલાશપડતા રંગવાળી ચીકણી ધાત જતી હોય, અથવા પાતળી, ગંધાતી ને પુષ્કળ ધાત જતી હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**સેબીના**[૩]—જો જાડી ને દાહક ધાત જતી હોય તો આ દવા ચાર ચાર કલાકે આપવાથી ફાયદો થાય છે. ગર્ભપાત થયા પછી ધાત જતી હોય, તો આ દવાથી બંધ પડે છે.

**ક્રિઆસોટ**[૩]:—પીળી, ગંધાતી, દાહક ને ચળ ઉત્પન્ન કરે એવી ધાત જતી હોય, તો આ દવા ચાર ચાર કલાકે લેવાથી આરામ થાય છે.

**એલ્યુમીના**[૬]:—ઘણા લાંબા વખતથી પુષ્કળ ધાત જતી હોય ને યોનિમાર્ગમાં ચળ આવતી હોય તો આ દવા ઉપર પ્રમાણે આપવી.

**હાઇડ્રાસ્ટીસ**[૩]:—પીળી ને ચીકણી ધાત જતી હોય, જીવ ઉંડો ઉતરી જતો હોય, ને જીભ ઉપર છારી વળેલી રહેતી હોય, તો આ દવાની જરૂર પડેછે.

**કાર્બો વેજીટેબીલીસ**[૩×]:—હાથપગ ઠંડા રહેતા હોય, લીલાશપડતી પીળી ધાત જતી હોય, સવારમાં તબીઅત વધારે નરમ રહેતી હોય, તો આ દવા કામની છે.

**બોવિસ્ટા**[૩]:—ઈંડાની સફેદી જેવી ધાત જતી હોય, કપડા ઉપર લીલા ડાઘ પડે એવી ધાત જતી હોય, અથવા જાડી ચીકણી ને ઘટ્ટ ધાત જતી હોય, તો આ દવા આઠ આઠ કલાકે અપાય છે.

**સીઆનોથસ**[૧]:—જ્યારે પેટમાં બરલ થઇ હોય મૅલેરીઆના તાવ જેવા કે એકાંતરીઓ, તરીઓ ઈત્યાદિમાંથી હરકોઇ આવી ગયેલ હોય, અથવા કવીનાઇન જેવી ગરમ દવા બહુ લેવાથી ધાત જતી હોય, તો આ દવા ચાર ચાર કલાકે લેવાથી ઠીક થાય છે.

**મેગ્નીસીઅમ મ્યુરીઆટીકમ**[૩]:—સ્ત્રીને હિસ્ટીરીઆનું દર્દ હોય, અથવા પેટમાં એવો દુખાવો થતો હોય કે તે સાથળમાં પણ ફેલાતો હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**કેલ્કેરીઆ કાર્બ**[૩]:—જો ધાત સફેદ દુધ જેવી ને પુષ્કળ જતી હોય, અજીર્ણ-વિકાર રહેતો હોય, શરીર ઉપર ચરબી હોય, પણ લોહી ઓછું હોય ને સ્નાયુઓને બરાબર પોષણ મળતું ન હોય, તો આ દવાથી ઠીક થાય છે. તથા સ્ક્રૉફ્યુલાની અસર તેનાથી દૂર થાય છે.

**કૅન્થારીસ**[3]:—જ્યારે કુંવારી છોકરીઓને ધાત જતી હોય, અને તેના કારણની તપાસ થઇ શકે તેમ ન હોય, ત્યારે આ દવા આપવાથી ઘણું કરીને ધાત બંધ થઈ જાય છે. જો પેટમાં કૃમિ હશે એમ લાગે તો **સોના**[3] આપવું.

**હેલોનીન**[3x]:—આ દવાથી ગર્ભાશયને પુષ્ટિ મળે છે, ને તેમાંથી અશક્તિને લીધે નીકળતી ધાત બંધ થાય છે, કેડનો દુખાવો, અતિઆર્ત્તવ, ગર્ભાશયનું પતન કે નમન, પેડુમાં ભાર લાગવો, ઇત્યાદિ ચિન્હો આ દવાને સૂચવે છે.

**અનુસંગી ઉપાયઃ**—પ્રથમ જરા ગરમ પાણીની પિચકારી મારીને પછી સાધારણ ઠંડા પાણીની પિચકારી હમેશાં યોનિદ્વારમાં મારવાનો મહાવરો પાડવો અને સ્વચ્છતા જાળવવી. હાઇડ્રાસ્ટીસ કેલેન્ડલા કે બોરીક ઍસીડ તે પાણીમાં જરૂર લાગે તો થોડુંક નાખવું, વ્યાધિનું કારણ શોધી તેનો ઉપાય કરવો, એકંદર તન્દુરસ્તી સુધારવી અને ફિકર-ચિંતા ઓછી કરવી.

---

## ગર્ભાશયનું સ્થળાંતર થવું-ખસી જવું.

Displacements of the Uterus

ડીસ્પલેસમેન્ટસ ઑફ ધી યુટરસ.

જ્યારે ગર્ભાશય પોતાના સ્થળેથી ખસી જાય છે, ત્યારે ગર્ભાશયનું સ્થળાંતર થયું કહેવાય છે. ગર્ભાશય આજુબાજુના અવયવો—અંતરાવરણ, આંતરડાં, મૂત્રાશય, યોનિમાર્ગ, અંડાશય ઇત્યાદિની વચમાં કાંઇપણ ખાસ આધાર વિના રહે છે, ને પોતાની સ્થિતિ તે અવયવોની મદદથી તથા કેટલેક દરજ્જે પોતાના પિંડમાં રહેલા સ્નાયુની મદદથી જાળવી રાખે છે. જ્યારે આસપાસ અવયવની મદદથી તે પોતાની સ્થિતિ જાળવી શકતું નથી, ત્યારે તે એકાદ બાજુ તરફ આખું ને આખું ટટાર રહીને પડે છે, અગર સુઇ જાય છે; આવા ફેરફારને **પતન** (Falling or Version) કહે છે, પણ જ્યારે ઘણું કરીને પોતાનાજ સ્નાયુની નબળાઇને લીધે પોતે ટટાર રહેવાને બદલે કમળની ગ્રીવા પાસેથી એક બાજુએ વળી જાય છે, ત્યારે તે ગર્ભાશયનું **નમન** (Flexion) કહેવાય છે.

**પ્રકારઃ**—જ્યારે ગર્ભાશય યોનિમાર્ગમાં નીચું ઉતરી આવે છે ત્યારે **ગર્ભાશયનું અધઃપતન** (Prolapsus) થયું કહેવાય છે; આવા અધઃપતન સાથે કોઇવાર આગળ પડતો કમળનો ભાગ ડોકમાંથી એક બાજુએ વળી જાય છે અને બાકીનો ભાગ યોનિમાર્ગમાં સીધો ભરાઈ રહે છે. કયારેક ગર્ભાશય એટલું બધું નીચે ઉતરે છે, કે તે આમળની માફક બહાર આવેલું દેખાય છે. જ્યારે ગર્ભાશય વચમાંથી વાળ્યા વિના પાછળ મળાશય ઉપર પડે છે, અગર સુઈ જાય છે ત્યારે **પશ્ચાત્ પતન** ( Retroversion ) કહેવાય છે. આમ માત્ર પતન થવાને બદલે જ્યારે સાથે સાથે કમળની ડોકમાંથી ગર્ભાશય વળી જાય છે ત્યારે **પશ્ચાત્ નમન** (Retroflexion) કહેવાય છે. આજ પ્રમાણે આગળ થાય છે, ત્યારે **અગ્રપતન ને અગ્રનમન** ( Anteversion and anteflexion ) કહેવાય છે. પડખેની કોઈ બાજુએ થાય છે, ત્યારે **પાર્શ્વ પતન ને પાર્શ્વ નમન** ( Lateroversion and lateroflexion ) કહેવાય છે. એ બધામાં અધઃપતન તથા પશ્ચાત્ નમન વિશેષ થતું જોવામાં આવે છે.

ક્વચિત્ પ્રસવ પછી એવું બને છે કે ગર્ભાશયનો અંદરનો ભાગ કોટની બાંયની માફક બહાર નીકળી આવે છે. ( Inversion ) તે વખતે દર્દી બહુ બહુ દુખી થાય છે.

## ચિકિત્સા.

આ વિષય દેખીતી રીતે એવો લાગે છે કે તેમાં ખાવાની દવાઓથી ફાયદો થાય નહિ, પરંતુ એમ માનવું ભૂલ ભરલું છે. સ્થળાંતર થવાનું કારણ ગર્ભાશયના સ્નાયુઓની નબળાઇ વગેરે હોય છે, અને યોગ્ય આરામ સાથે તે સ્નાયુઓને પુષ્ટિ મળે તેવી દવાઓ આપવામાં આવે, અથવા ગર્ભાશયનો વરમ કે અંદર લોહીનો જમાવ હોય, તે મટાડવા માટે દવા આપવામાં આવે, તો ગર્ભાશય આપોઆપ પોતાનું ખરૂં સ્થાનક ગ્રહણ કરે છે. આ પ્રમાણે જ્યાં સુધી ગર્ભાશયના વરમમાં, તેના જમાવમાં કે શક્તિમાં સુધારો થાય નહિ, ત્યાં સુધી માત્ર બાહ્યોપચારથી કશો ફાયદો થઈ શકે નહિ, ને થાય તો તે લાંબો વખત ચાલે નહિ.

સ્થળાંતર કેવી કેવી રીતે થાય છે, તે ઉપર જણાવ્યું છે, અને તેના ઉપાય દરેકની નીચે આપ્યા છે. દર્દીના ઉપાયોની સાથે "પેસારી" નામના રબ્બરના ટેકા જે ગર્ભાશયને પોતાની યોગ્ય સ્થિતિમાં રાખે છે, તે વાપરવામાં આવે, તો તેથી કાંઇ ફાયદો

થાય છે, પણ તે કરતાં આરામ અને પીવાની દવાની વધારે જરૂર છે. આ દર્દવાળી સ્ત્રીએ જેમ બને તેમ હરફર ઓછી કરવી જોઇએ. નીચે અધઃપતનના વિષયમાં આપેલ દવાઓથી બીજી જાતના સ્થળાંતરો પણ મટે છે.

---

## ગર્ભાશયનું અધઃપતન.

( Prolapsus Uteri—પ્રોલૅપ્સસ યુટરાઈ ).

યોનિમાર્ગમાં આંગળી નાખીને પરીક્ષા કરવાથી ગર્ભાશય નીચે આવેલું લાગે છે, એટલે તેનું અધઃપતન થયું છે એમ જાણી શકાય છે.

આ. ૨૧૯.

ગર્ભાશયનું અધઃપતન.



Prolapsus of the Uterus and Vagina.

( C. G. Puhlmann. M. D. )

**કારણઃ**—પેટનું અંતરાવરણ ઢીલું થઇ જવાથી, ગર્ભાશય ઉપર કાંઇ બહુ ભાર કે દબાણ લગાડવાથી, ઝાડા જેવા દર્દથી પેટ નબળું પડયું હોય તેવે વખતે શક્તિ ઉપરાંત જોર કરવાથી, ગર્ભાશય નીચું ઉતરે છે, ગર્ભાશયનું વજન કોઇ કારણથી વધી જવાથી, યોનિમાર્ગ અતિ સંભોગ કે એવા કોઇ કારણથી શિથિલ થઇ જવાથી પણ ગર્ભાશય નીચું આવી જાય છે. આ રોગ જે સ્ત્રીને બે ત્રણ પ્રસવ કે ગર્ભપાત થયા હોય તેવીને થવા વધારે સંભવ છે. મોટી ઉમ્મરની સ્ત્રીઓને આ રોગ વિશેષ થતો જોવામાં આવે છે.

**ચિન્હઃ**—કેડ દુખે છે, પેડુમાં ભાર લાગે છે. યોનિમાર્ગમાંથી કાંઇક સરકી પડશે એમ લાગ્યા કરે છે, ચાલ્યા પછી કે કાંઇ મહેનત કર્યા પછી કેડમાં અને પેડુમાં વધારે દર્દ જણાય છે, પણ સુઇ રહેવાથી દર્દ કમી થાય છે, વખતો વખત પેશાબ કરવા જવું પડે છે, ને કોઇવાર પેશાબ બંધ થઇ જાય છે, યોનિમાર્ગમાં આંગળીવડે પરીક્ષા કરવાથી ગર્ભાશય નીચે આવેલું જણાય છે. ઘણીવાર આ પ્રમાણે ગર્ભાશય નીચે આવવાથી ધાત જાય છે.

### ચિકિત્સા.

આ દવાઓ પશ્ચાત્પતન, અગ્રપતન વગેરેમાં પણ ફાયદો કરે છે.

**કોનાયમઃ**[૨]—સ્ત્રીની ઉમ્મર મોટી હોય, તેણીને પક્ષાઘાત, અર્બુદ કે સ્કૉફ્યુલાની કાંઈ અસર હોય, અને ગર્ભાશય નીચે આવી ગયું હોય, ત્યારે આ દવા એકલી અગર બીજી દવાની સાથે અપાય છે. કમળ કઠણ થઇ ગયું હોય, ક્ષત પડયાં હોય, ને ધાત જતી હોય, ત્યારે પણ આજ દવાની જરૂર છે.

**પ્લૅટીના**[૩]:—મન નબળું હોય, ઉદાસીનતા રહેતી હોય, ધાત જતી હોય, અને ઋતુસ્રાવ ઘણો થતો હોય, ઇત્યાદિ સમયે આ દવાની જરૂર છે. આની સાથે કોનાયમની જરૂર લાગે તો કેટલાક દિવસો સુધી વારાફરતી ચલાવવું.

**હેલોનીઆસ**[૩]:—આ દવા ગર્ભાશયના સ્નાયુને મજબુત કરવામાં વખણાય છે, અને તેથી પ્લેટીનાની જગ્યાએ ઘણીવાર વપરાય છે.

આ દવા ગર્ભાશયના લગભગ બધી જાતના સ્થળાંતરોમાં બહુ ઉપયોગી છે, ને તેનો શક્તિ આપવાનો ગુણ સિદ્ધ થયેલો છે.

**આર્નિકા**[૩]:—જો બહુ વખત સુધી ગાડીનો ઢઢળાટ ખમવાથી, કાંઇ વાગવાથી કે એવા કારણથી ગર્ભાશય સ્થળાંતર થયું હોય, તો આ દવા આઠ આઠ કલાકે આપવી. ગર્ભાશય છોલાયું હોય એમ લાગતું હોય, અને તેથી સ્ત્રી ટટાર ચાલી શકતી ન હોય, તો આ દવાની જરૂર છે.

**ઑરમ**[૩]:—સ્ત્રી આત્મહત્યા કરવા તત્પર થતી હોય, હાથપગ ઠંડા રહેતા હોય, સ્વભાવ ઉદાસી જેવો થઇ ગયો હોય, અસ્થિના કાંઇ રોગ થતા હોય, પેડુમાં ભાર લાગતો હોય, અને આગળના ભાગમાં કાંઈ ખેંચાતું હોય એમ લાગતું હોય, તો આ દવા આપવી.

**બૅલાડોના**[૩×]:—સવારમાં પેડુમાં એટલો બધો ભાર લાગતો હોય કે જાણે અંદરથી બધું બહાર

નીકળી પડશે, યોનિમાર્ગમાં ઉષ્ણતા ને શુષ્કતા લાગતી હોય, પેડુમાં દુખાવો રહેતો હોય, તથા દસ્ત ને પેશાબ બંધ રહેતાં હોય, ત્યારે આ દવા હમેશાં બે વખત એ પ્રમાણે લાંબા વખત સુધી આપવી.

**ફેરમ ફૉસ્ફોરીઆ કાર્બ**[3]:—ફિક્કા ચ્હેરાની પણ કફી પ્રકૃતિવાળી સ્ત્રીઓને આ દવા માફક આવે છે. જ્યારે જરાપણ શરદી ખમી શકાતી ન હોય, પગ બધો વખત ઠંડા રહેતા હોય, દાદર ચડતાં ફેર આવતા હોય, શ્વાસ ચડી જતો હોય તથા તેને લીધે વિશ્રામ લેવો પડતો હોય, વખતો વખત અતિઆર્ત્તવ થતો હોય, અને યોનિમાર્ગમાં દુખાવો રહ્યા કરતો હોય, એ સઘળાં ચિન્હો આ દવાને સૂચવે છે.

**ચાઇના**[1]:—બહુ ધાત જવાથી કે લોહી જવાથી ગર્ભાશય નબળો પડી ગયો હોય, હજી પણ ધાત જતી હોય, કાનમાં ભણભણાટ સંભળાતો હોય, અતિઆર્ત્તવ થતો હોય, ગર્ભાશયમાંથી વારંવાર લોહી નીકળતું હોય, પેટ વાયુથી ફૂલેલું લાગતું હોય, પણ ઓડકાર આવવાથી પેટ બેસી જતું ન હોય, ત્યારે આ દવાથી આરામ થાય છે ને શક્તિ આવે છે.

**સ્ટૅનમ**:—ડા. **હ્યુજીસ** આ દવાની ભલામણ કરે છે. સ્ત્રીનો સ્વભાવ ચીડીઓ હોય, માથાના દુખાવાનું દર્દ બહુ દિવસથી હોય, રજોદર્શન પહેલાં સ્ત્રી ઉદાસ રહેતી હોય, માથાનો દુખાવો ધીમે ધીમે વધતો હોય, તથા મટતાં બહુ વાર લાગતી હોય, તાણીને વાતો કરતાં કે ગાતાં શ્વાસ ખુટી જતો હોય, અને તેથી તેવું કામકાજ તે કરી શકતી ન હોય, ત્યારે આ દવાથી ફાયદો થાય છે.

**નક્સવૉમિકા**[3]:—કાંઇક વજનદાર ચીજ ઉપાડવા જતાં ગર્ભાશય સ્થળાંતર થઈ ગયેલ હોય, પેટમાંથી જાણે બધું પેડુમાં જઇને દબાણ કરતું હોય એમ લાગતું હોય, દસ્ત કબજ રહેતો હોય, અજીર્ણ જણાતું હોય, ઘી દુધ જેવો ઉંચો ખોરાક પચી શકતો ન હોય, અડધી રાત પછી ઉંઘ ઉડી જતી હોય, વખતોવખત પેશાબ કરવા જવું પડતું હોય, પેશાબ કરતી વખતે બળતર થતી હોય, વખતે ખાલી ઉધરસ આવતી હોય; ઇત્યાદિ ચિન્હો હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

**પૅટ્રોલીઅમ**[3]:—ઝાડાના દર્દમાંથી ગર્ભાશય પતનનું દર્દ થયું હોય, તો આ દવાની જરૂર છે.

આ સિવાય **સીપીઆ**[3], **સલ્ફર**[3], **ફૂક્સીકાર્બ**[3] (પ્રસવ પછી), **ઍકોનાઇટ**[1] વગેરે (જ્વરાદિ ચિન્હો માટે) પણ જરૂર પડે, ત્યારે અપાય છે. વળી હાલમાં **ફૅકસીનસ અમેરીકેનસ** નામની નવી દવા નીકળી છે, તેના મધરટીંક્ચરનાં એકથી પાંચ ટીંપાં આઠ આઠ કલાકે દેવાથી અધ:પતનમાં ફાયદો જણાય છે.

**અનુસંગી ઉપાયઃ—સ્મીથ, હૉજ અને ટૅામસના** બનાવેલા પેસરી નામના રબ્બરની ઘોડીરૂપી સંચા ગર્ભાશયને પોતાની સ્થિતિમાં રાખવાને માટે તૈયાર વેચાય છે, તેમાંથી જે યોગ્ય લાગે તે વાપરવો અને સ્ત્રીની શક્તિ વધવાનો ઈલાજ કરવો.

**પેસરી (પેહરવાનો સંચો) વાપરવાના નિયમો**:—(૧) જ્યારે યોનિમાર્ગમાં વરમ હોય અગર અંદરનાં પડો ચૉંટી ગયાં હોય, ત્યારે પેસરી વાપરવી નહિ. (૨) યોનિમાર્ગના કદ ને લંબાઇના પ્રમાણમાં બંધ બેસે તેવડીજ પેસરી વાપરવી. (૩) પેસરી દાખલ થયા પછી પેસરી અને યોનિમાર્ગની દીવાલો વચ્ચે સ્ત્રીની આંગળી ફરી શકે છે કે કેમ તેની તપાસ કરાવવી, જેથી દીવાલ ઉપર બહુ જોર ન પડે. (૪) પેસરી દાખલ થયા પછી સ્ત્રીને હાલવા ચાલવાનું કહેવું. જો ચાલતાં કદી દર્દ ન જણાય, અને કાંઈ સુધારો જણાય, તો તે બરાબર બેઠી છે એમ સમજવું. (૫) દરેક દર્દીએ પોતે તે કેમ દાખલ કરાય છે, અને બહાર કાઢી શકાય છે, તે શીખવું. જેથી અગવડતા લાગે કે તરત તેને બહાર કાઢી લેવી. (૬) જો પ્રદર જણાય, તો પેસરીને હમેશાં ધોવી અને યોનિમાર્ગમાં બોરીક ઍસીડ ને ગ્લીસરીન મેળવીને સારી રીતે લગાડયા પછી, નરમ પેસરી પહેરવી, અગર થોડા દિવસ બંધ રાખવી.

---

## ગર્ભાશયનું પશ્ચાત્પતન.

(Retroversion–રીટ્રોવર્શન.)

જ્યારે પશ્ચાત્પતન થાય છે, ત્યારે કમળનું મોંઢું મૂત્રાશય તરફ ફર્યું હોય છે, અને ગર્ભાશય મળાશયની ઉપર પડયો હોય છે.

**કારણ**:–ગર્ભાશયમાં જ્યારે ગર્ભ હોય છે, અગર બીજા કોઇ કારણથી ગર્ભાશયની વૃદ્ધિ થઇ હોય છે, ત્યારે તે આગળ કે પાછળ આડો પડે છે. પહેલાં મૂત્રાશયને જ્યારે પડખેથી દબાણ થાય છે,

ત્યારે મૂત્રાશયના મથાળાનો ભાગ ઉંચો ચડે છે, એટલે ગર્ભાશય જે સ્વાભાવિક રીતે જરા તેના ઉપર પડેલો હોય છે તે ટટાર સ્થિતિ ધારણ કરે છે, અને પછી મૂત્રાશય પહોળો થવાથી, અગર કાંઇ મહેનત કરવાથી કે ઉધરસ ખાવાથી, ગર્ભાશયને ધક્કો લાગે છે એટલે તે પાછળ સુઈ જાય છે. આ સિવાય પ્રસવ પછી પેડુ ઉપર જે પાટો બાંધવામાં આવે છે, તેને લીધે કેટલીકવાર ગર્ભાશયનું પશ્ચાત્પતન થાય છે. કોઇવાર પડી જવાથી, પગ ધ્રસકાવાથી કે પેડુ ઉપર કાંઈ વાગવાથી ગર્ભાશય આ પ્રમાણે ફરી ગયેલ જણાય છે.

**ચિન્હઃ**—પેશાબ કરતી વખતે, અને દસ્ત ઉતારતી વખતે પેડુમાં દર્દ થાય છે. દસ્તની હાજત વારંવાર થાય છે, પણ દસ્ત બરાબર ઉતરતો નથી. જ્યારે પેશાબ પણ ઉતરી શકતો નથી, ત્યારે દર્દી બહુ દુખી થાય છે, અને દસ્ત મળાશયમાં ભરાઇ રહે છે, એથી ગર્ભાશય પોતાની મેળે ટટાર સ્થિતિ મેળવી શકતો નથી, કેમકે તેની ઉપર મળનું દબાણ રહે છે. કમ્મરમાં અમુક એક જગ્યાએ દર્દ થયા કરે છે, અને જો દર્દી–સ્ત્રી વધારે વખત સુધી ઉભી રહે અગર ચાલે તો પેડુમાં દુખાવો થઈ આવે છે. જો પડી જવાથી કે વાગવાથી ગર્ભાશય પાછળ ફરી જાય તો, પેડુમાં એકદમ ઘણોજ સખત દુખાવો ઉપડે છે. ઝાડો ને પેશાબ બંધ થઇ જાય છે, મોંઢા ઉપર પરસેવો આવી જાય છે, ને નાડી નબળી પણ ઉતાવળી ને ધ્રુજતી ચાલે છે.

કમળનું મુખ પોતાને યોગ્ય સ્થળે હોતું નથી, પણ આગળ મૂત્રાશય તરફ ઉચું ગયું હોય છે અને આંગળીને પછવાડે મળાશય તરફ ફેરવતાં ગર્ભાશયનો પડેલો ભાગ સ્પર્શથી જાણી શકાય છે. મળાશયદ્વારા પરીક્ષા કરવાથી ગર્ભાશયના માથાનો સ્પર્શ થાય છે.

## ચિકિત્સા.

ગર્ભાશય પાછળની બાજુએથી નીચે પડી ગયો હોય, ત્યારે તેને પોતાની અસલ સ્થિતિએ લાવવા માટે "યુટરાઈન એલીવેટર" નામનું યંત્ર વાપરવાની જરૂર છે. તે યંત્રને એક હાથો હોય છે, અને તેની સાથે સાત ઇંચ લાંબો ને વચમાંથી જરા વળેલો એક લોઢાનો સરીઓ હોય છે; તે સરીઆને છેડે એક નાની હાથીદાંતની દડી હોય છે.

પશ્ચાત્ પતન થયું છે એમ ખાત્રી થાય, તો તરત સ્ત્રીને ખાટલા ઉપર કોર તરફ ઉંધી ઘુંટણને કોણીના આધારે સુવાડવી, જેથી પેડુના અવયવોને પૃથ્વીનું ગુરૂત્વાકર્ષણ લાગે. પછી ઉપાય કરનાર શખ્સે તેના પગ તરફ બેસીને ઉપર લખેલ યંત્રની દડીને તથા સરીઆને તાજું તેલ લગાડવું. જો સરીઓ બહુ ટાઢો હોય તો તેપર કપડું ઘસીને જરા ગરમ કરવો; પછી તે દડીવાળો ભાગ સ્ત્રીના મળદ્વારમાં આસ્તેથી દાખલ કરવો અને ઘણીજ કાળજી ને ધીરજથી તે હથિયારને આગળ ચલાવતા જવું. જ્યારે વળેલ ભાગ મળદ્વાર આગળ આવે ત્યારે હળવેથી હાથાને જરા ઉંચો કરવો ને પછી વળી ધીમે ધીમે આગળ ચલાવવું, એમ કરતાં તે દડી ગર્ભાશયના ભાગને અડશે, અને ધીમે ધીમે તેને ઉંચો કરીને યોગ્ય સ્થળે મુકશે. જો પશ્ચાત્પતન થોડાક વખતથીજ થયું હોય, તો આ ક્રિયાથી તે થોડી વારમાં ઠેકાણે આવે છે, પરંતુ જો લાંબી મુદતથી હોય, તો કોઇવાર તે દડી ગર્ભાશયની પાસેથી લપસીને આગળ ચાલી જાય છે, પણ ગર્ભાશય ખસતો નથી. આમ થાય તો તેજ ક્રિયા ફરી ફરીને બે ચાર વખત કરવાની જરૂર પડે છે; પણ તેથી મળાશયમાં ઘર્ષણ બહુ ન થાય એ ધ્યાનમાં રાખવાનું છે.

એ ક્રિયા થઇ રહ્યા પછી સ્ત્રીને થોડીકવાર ઉંધી સુઇ રહેવા દેવી, પ્રથમ પડખાભર અને પછી ચત્તી સુવા દેવી; પણ જેમ બને તેમ ચત્તાં થોડું સુવાય તો વધારે સારૂં. ઓછામાં ઓછા બે દિવસ સુધી તો તેણીને બેઠી પણ થવા દેવી નહિ, ને પેશાબ દસ્ત પણ સુતાં સુતાંજ કરવાં; ખોરાક સાદો ને પ્રવાહી લેવો; ને પાછળથી થોડાક દિવસ સુધી કશી જાતની સખત મહેનત લેવી નહિ. એ સાથે અધઃપતનના વિષયમાં આપેલ દવામાંથી જે યોગ્ય લાગે તે દવા આપવી.

**અનુસંગી ઉપાયઃ**—સ્ત્રીની શારીરિક શક્તિ વધારવાનો ઇલાજ કરવો. પહેલાં જરૂર જેટલો આરામ આપ્યા પછી હળવે હળવે કસરતથી સ્ત્રીનું શરીર મજબુત કરવું. પુરૂષનો સમાગમ એકાદ માસ પર્યંત તદ્દન બંધ રાખવો. દસ્ત હમેશાં સાફ આવે તેમ કરવું. બહુ કડણ ખોરાક ખાવો નહિ. શરીરમાં બીજો જે વ્યાધિ હોય, તેનો ઇલાજ કર્યા પહેલાં આ

અગવડતા મટવાનો સંભવ ઓછો છે, માટે તેનો પ્રથમ ઇલાજ કરવો.

## ગર્ભાશયનું પશ્ચાત્ નમન.

(Retroflexion-રીટ્રોફ્લૅક્શન.)

જ્યારે પશ્ચાત્ નમન થાય છે, ત્યારે કમળનું મુખ પોતાની મૂળ સ્થિતિમાંજ રહે છે, અને ગર્ભાશય પાછળ મળાશયની નીચે નમી જાય છે.

આ. ૨૨૦.

ગર્ભાશયનું પશ્ચાત્ નમન.




Retroflexion of the Uterus.

*a*. Uterus. *b*. Angle of flexion. *c*. Dilated os uteri externum. *d*. Rectum. *e*. Perinæum. *f*. Bladder. *g*. Vagina. *h*. Posterior vaginal wall.

(C. G. Phulmann.)

કારણઃ-સગર્ભા સ્થિતિ, પ્રસવ, ગર્ભાશય વૃદ્ધિ, ગર્ભાશયની અંદરના પડનો વરમ, પેડુમાં કે ગર્ભાશયમાં થયેલી ગ્રંથિ વગેરે કારણોથી તે અવયવ નમી જાય છે. પોતાના સ્નાયુઓની નબળાઇથી ગર્ભાશય વળી જાય છે. જ્યારે ગર્ભાશયના સ્નાયુઓ નબળા હોય ત્યારે મૂત્ર કે મળને રોકી રાખવાથી તે અવયવ નમી જાય છે.

ચિન્હઃ-મળાશય ઉપર દબાણ થવાથી દસ્ત ઉતારવામાં હરકત નડે છે, ગર્ભાશયમાં સણકા (Neuralgia) આવે છે, ને કોઈકોઇવાર તેમાં આંકડી (colic) આવવા માંડે છે, રજોદર્શન વખતે દર્દ થાય છે, અને સ્ત્રી ગર્ભ ધારણને પાત્ર થતી નથી, યોનિમાર્ગમાંથી તેમજ મળદ્વારમાંથી આંગળી વડે પરીક્ષા કરવાથી ગર્ભાશયની સ્થિતિ જાણી શકાય છે. ગર્ભાશયમાં ગ્રંથિ હોવાથી તથા અંડાશયની વૃદ્ધિથી પણ કેટલીક વાર આવાંજ ચિન્હો થાય છે ત્યારે પરીક્ષા વડે નિર્ણય કરવાની જરૂર પડે છે.

## ગર્ભાશયનું અગ્રપતન ને અગ્રનમન.

Anteversion and anteflexion

એન્ટીવર્શન ઍન્ડ એન્ટીફ્લેકશન.

જ્યારે ગર્ભાશય આગળની બાજુએ મૂત્રાશય ઉપર સુઈ જાય છે, ત્યારે તેનું અગ્રપતન થવું કહેવાય છે; અને જ્યારે આ સ્થિતિમાં તે કમળની ગ્રીવા આગળથી વળેલું હોય છે, ત્યારે તેનું અગ્ર નમન થયું કહેવાય છે.

આ. ૨૨૧.

ગર્ભાશયનું અગ્રપતન.




Anteversion of the Uterus.

*a*. Uterine cavity. *b*. Os uteri internum. *c*. Bladder, compressed. *d*. Orifice of Vagina.

(C. G. Puhlmann.)

આ. ૨૨૨.

ગર્ભાશયનું અગ્રનમન.




( Anteflexion. Guernsey ).

કારણઃ—વખતો વખત પ્રસવ થવાથી, ખાઇ પીને બેસી રહેવાની, તથા બહુ મૉજ શૉખ કરવાની ટેવથી, પેટ ઉપર અયોગ્ય રીતે પટ્ટા પહેરવાથી, ગર્ભાશય આ પ્રમાણે ફરી જવાને લાયક થાય છે, એકદમ બહુ જોર કરવાથી, પેડુ ઉપર કાંઇક દબાણ થવાથી, પેટમાં કાંઇ ગ્રંથિ થવાથી, ઘણા દિવસથી દસ્ત કબજ રહેવાથી, પગ ધ્રસકાવાથી કે પડી જવાથી કોઇવાર ગર્ભાશય આગળ પડી જાય છે. અગર વળી જાય છે. બહુ ચાલવાથી પણ કેટલીકવાર ગર્ભાશયનું અગ્રપતન થાય છે.

ચિન્હઃ—મૂત્રાશય ઉપર દબાણ થવાથી પેશાબ કેટલીકવાર ટપકી જાય છે, અગર વખતોવખત પેશાબની હાજત થાય છે. કેડમાં ને જાંઘમાં દુખાવો લાગે છે, આ સાથે કેટલીકવાર દર્દીને મૉળ આવે છે, અને ઉલટી થાય છે ઋતુસ્રાવ પીડા થઇને આવે છે, કેટલીકવાર આર્ત્તવ અનિયમિત રીતે આવે છે, ધાત જાય છે, દર્દીનો સ્વભાવ ચીડીઓ થાય છે, સ્ત્રી ગર્ભધારણને લાયક રહેતી નથી, અને કોઈ વાર ગર્ભધારણ કરે છે, તો પણ ગર્ભપાત થવાનો સંભવ રહે છે.

## ચિકિત્સા.

સ્ત્રીને શાંત રીતે કેટલાક દિવસ સુધી ચત્તી સુવારી રાખવી, એટલે ગર્ભાશય પોતાની સ્થિતિએ આવી જશે. જો ગર્ભાશય મૂત્રાશયની ઉપર થઇને બહુ આગળ આવી ગયેલ હોય તો કેટલીક ક્રિયા કરવાની જરૂર છે, અને તે દરેક કેસમાં જુદી હોય છે, એવી ક્રિયા કરવાની જરૂર કવચિતજ પડે છે. ગર્ભાશયપતનના વિષયમાં આવેલ દવામાંથી જે યોગ્ય લાગે તે દવા લેવી.

અનુસંગી ઉપાયઃ—ઉપરના વ્યાધિપ્રમાણે છે.

## ગર્ભાશયનું પાર્શ્વપતન ને પાર્શ્વનમન.

(Lateroversion & latero-flexion.)

ગર્ભાશય જ્યારે ડાબી કે જમણી એકાદ બાજુએ પડી જાય છે અગર નમી જાય છે, ત્યારે તેનું પાર્શ્વપતન, કે પાર્શ્વનમન થયું કહેવાય છે. આવો ફેરફાર કવચિતજ જોવામાં આવે છે, અને થાય છે, તોપણ તેનાં ચિન્હો બહુ જાણવા જેવાં હોતાં નથી.

### ચિકિત્સા.

જે બાજુએ ગર્ભાશયનું પતન કે નમન થયું હોય, તેની સામેની બાજુએ સ્ત્રીએ સુઈ રહેવું, અને બને તેટલો આરામ લેવો. હરફર કરવી નહિ. ગર્ભાશયપતનના વિષયમાં આપેલ દવાઓમાંથી જે યોગ્ય લાગે તે દવા લેવી.

**અનુસંગી ઉપાયઃ**—ઉપરના વ્યાધિ પ્રમાણે છે.

---

## ગર્ભાશયના વિપર્યાસના વિપરીત સ્થિતિ,

( Inversion of the womb—ઈન્વર્શન ઑફ ધ વુમ્બ. )

જ્યારે ગર્ભાશયની અંદરનો ભાગ ડગલાની બાંહ્યની માફક કમળથી બહાર નીકળી આવે છે, ત્યારે ગર્ભાશયની વિપરીત સ્થિતિ થઈ કહેવાય છે. કોઈવાર અંદરનો થોડો ભાગ બહાર નીકળી આવે છે, અને કોઇવાર જાણે મોજાને ઉંધું કર્યું હોય તેમ ગર્ભાશયની અંદરનો તમામ ભાગ કમળના મુખમાંથી બહાર આવે છે.

**કારણઃ**—પ્રસવ દર્મ્યાન, અગર પ્રસવ પછી આવી બિના બનતી જોવામાં આવે છે. કેટલીકવાર ગર્ભાશયમાં કાંઇ ગ્રંથી કે મસો હોય છે, તેને લીધે પણ અંદરનો ભાગ કમળની બહાર નીકળી આવે છે.

**ચિન્હ-લક્ષણઃ**—જ્યારે પ્રસવ પછી ગર્ભાશયની અંદરનો ભાગ બહાર નીકળી પડે છે, ત્યારે શરૂઆતમાં છેક યોનિની બહાર કેટલીકવાર ગર્ભાશયનો ભાગ જોવામાં આવે છે, અને પછી ધીમે ધીમે તે અંદર જતો જાય છે, તોપણ યોનિમાર્ગની ઘણી જગ્યા તે રોકે છે, તેને લીધે અંદરથી રક્તસ્રાવ થાય છે, અને પેડુના અવયવોને જાણે કે કોઈ ખેંચતું હોય તેવું દર્દ લાગ્યા કરે છે, દર્દીને અશક્તિ ઘણી થઈ જાય છે, તેનું મગજ નબળું પડી જાય છે, શ્વાસ ચડે છે, હાલવા ચાલવાની શક્તિ રહેતી નથી, અને ઘણીવાર પગે સોજા ચડે છે. કોઇવાર આવાં સખ્ત ચિન્હ થવાને બદલે ગર્ભાશયનો કેટલોક ભાગ ઘણાં વર્ષ સુધી બહાર નીકળેલો રહે છે.

જ્યારે કાંઈ ભાગ બહાર નીકળ્યો હોય છે, ત્યારે યોનિમાં આંગળી દાખલ કરતાં એક ગ્રંથિ જેવું કાંઇક કમળને ઠેકાણે લાગે છે, અને કમળનું મુખ જણાતું નથી; તેથી કોઇવાર યોનિમાર્ગનો ઘણો ભાગ ને કોઇવાર થોડો ભાગ રોકાયો હોય છે. જ્યારે આવો ફેરફાર થોડા વખતથી થયો હોય છે, ત્યારે તે ગ્રંથિ જેવું માંસ પોચું અને સુંવાળું હોય છે; તેમાં કયાંઈ છિદ્ર હોતું નથી; જ્યારે વધારે વખત વીતી ગયો હોય છે, ત્યારે તે કઠણ હોય છે, અને દાબવાથી આઘું ખસતું નથી. આ વખતે તે ગર્ભાશયનો અંદરથી બહાર આવેલ ભાગ છે કે કાંઈ ગ્રંથિ છે, તે નિર્ણય કરવાની જરૂર પડે છે.

ગ્રંથીથી તેમજ આવા ફેરફારથી રક્તસ્રાવ, ધાત જવી વગેરે એક સરખાં ચિન્હો થાય છે; પણ જ્યારે ગુદામાં આંગળી નાંખીને તથા મૂત્રાશયમાં સળી (Sound) નાંખીને એકજ વખતે પરીક્ષા કરવામાં આવે છે, ત્યારેજ ખાત્રી થઈ શકે છે, કે સાધારણ રીતે જે ઠેકાણે ગર્ભાશય હોય છે તે ઠેકાણે તે નથી અને તે યોનિમાર્ગમાં ઉતરેલ છે. જ્યારે ગર્ભાશયની ગ્રંથિ બહાર આવી હોય છે, ત્યારે તો ગર્ભાશય પોતાના સ્વાભાવિક સ્થળે ઘણું કરીને હોય છે, અને કોઇવાર તે આગળ કે પાછળ પડી ગયો હોય છે, પણ તેની ગેરહાજરી જોવામાં આવતી નથી. આથી જ્યારે ગર્ભાશયનો બધો ભાગ અંદરથી બહાર આવ્યો હોય છે, ત્યારે સહેલાઈથી નિર્ણય થઈ શકે છે. જ્યારે ગર્ભાશયનો થોડો ભાગ નીકળ્યો હોય છે ત્યારે જો ગર્ભાશયની અંદર તેની સળી દાખલ કરવામાં આવે તો તે થોડે દૂર સુધીજ જઇ શકે છે; કેમકે અંદરનો ભાગ નાનો થયો હોય છે. જ્યારે ગ્રંથિ બહાર આવી હોય છે, ત્યારે સળી વધારે દૂર સુધી પસાર કરી શકાય છે; કેમકે ગ્રંથિથી ગર્ભાશયની અંદરનો માર્ગ નાનો થતો નથી, તો પણ ખરેખરો નિર્ણય અનુભવ વિના થઈ શકતો નથી. ગ્રંથિમાં જેટલો દુખાવો હોય છે તેના કરતાં જ્યારે ગર્ભાશયની વિપરીત સ્થિતિ થાય છે, ત્યારે વધારે દુખાવો થાય છે.

### ચિકિત્સા.

ગર્ભાશયને ધીમે ધીમે પોતાની અસલ સ્થિતિમાં લાવવો, અને તે માટે હાથનો તથા બીજાં હથિયારનો ઉપયોગ કરવો પડે તો કરવો, પરંતુ જેમ બને તેમ તેને થોડો છેડવામાં આવે તો સારૂં. જરૂર પડે તો કાબેલ સુયાણીની કે ડાકટરની સલાહ લેવી. જે સ્થિતિમાં સુવું અનુકૂળ થાય, તે સ્થિતિમાં

સુઈ રહેવું. દર્દીની શક્તિ વધારવાને તથા તે વડે ગર્ભાશયને મજબુત કરવાને ગર્ભાશયપતનના વિષયમાં આપેલ દવાઓમાંથી જે યોગ્ય લાગે તે દવા આપવી.

---

## ગર્ભાશયના તંતુની ગ્રંથિ.

### Fibroid tumors of the uterus.

### ફાઇબ્રૉઇડ ટ્યુમર્સ.

ગર્ભાશયના મથાળા આગળ અગર કમળ ઉપર કોઇ પણ જગ્યાએ આવી ગ્રંથિ થાય છે; તેમાં ગર્ભાશયના સ્નાયુના તંતુઓ તથા સંયોજક તંતુઓ વૃદ્ધિ પામેલ હોય છે, અને તેથી એક ગોળ છુટી ગ્રંથિ થવાને બદલે જરા લાંબો ને કઠણ માંસનો લોચો અંદર જામે છે; આવા લોચામાં વળી ફેરફાર થતા પણ જોવામાં આવે છે. કોઈવાર તેનું ચરબીમય, કોઇવાર કૂર્ચામય, અને કોઈવાર અસ્થિમય રૂપાંતર થતું જણાય છે. કેટલીકવાર તે પાકે છે, ને તેમાંથી પરૂ વહે છે, કેટલીકવાર તે પોતાની મેળે શોષાઇને દૂર થઇ જાય છે.

**કારણઃ**—ગર્ભાશયની અંદર ગ્રંથિ થવાનાં કારણો હજી જાણવામાં આવ્યાં નથી. કેટલાક કુટુંબમાં અને મનુષ્યની કેટલીક જાતોમાં તે વિશેષ થતી જોવામાં આવે છે. જેઓના શરીરમાં કંઠમાળ, ક્ષય, ઉપદંશ, કે એવા કોઈ વ્યાધિનું વિષ હોય છે તેવી સ્ત્રીઓને ગર્ભ, પ્રસવ કે ઋતુસ્રાવના કાંઇ દોષથી ગ્રંથિ થઇ આવવાનો ઘણો સંભવ રહે છે.

**ચિન્હઃ**—ગ્રંથિને લીધે ઘણાં જુદાં જુદાં ચિન્હો થાય છે. કોઇવાર ગર્ભાશય સ્થળાંતર થાય છે, ધાત જાય છે, દસ્ત ઉતારતાં મુશ્કેલી લાગે છે, પેડુના ભાગમાં આવેલ અંતરાવરણનો વરમ થાય છે, અતિ ઋતુસ્રાવ થાય છે, ગર્ભાશયમાંથી અયોગ્ય વખતે લોહી વહેવા માંડે છે, પેડુમાં દુખાવો રહે છે, કેટલીકવાર આર્ત્તવ વખતે ઘણી પીડા જણાય છે, જાંઘમાં દર્દ થાય છે, ને કોઇવાર પેશાબ ઉતરી શકતો નથી. જુદી જુદી રીતે પરીક્ષા કરી જોવાથી ગ્રંથિ છે કે કેમ તેનો નિર્ણય થઇ શકે છે. અંદર ગ્રંથિ હોવાથી સ્ત્રી ગર્ભ ધારણ કરી શકતી નથી, અને ઘણીવાર તેને ગર્ભપાત થાય છે. આવી ગ્રંથિ કોઇવાર છેક વટાણા જેવડી હોય છે, અને કોઇવાર એવડી મોટી હોય છે કે તેથી સ્ત્રી સગર્ભા હશે એમ લાગે છે; કેટલીકવાર અધમણ ને મણની ગ્રંથિયો પણ જોવામાં આવી છે, જ્યારે ગ્રંથિ બહુ મોટી હોય છે, ત્યારે કોઇવાર સાથળ ઉપર ને પેડુની ચામડી ઉપર સોજા ચડે છે, ને કોઇવાર જલંદર થાય છે. કેટલીકવાર ગ્રંથિ હોય છે, ત્યારે સ્ત્રીઓને છોડ હોવાની પણ શંકા થાય છે.

## ચિકિત્સા.

**ફેરીઆયોડેટાઃ**—આ દવા લેવાથી લોહી બંધ થાય છે ને દર્દીની શક્તિ સારી રીતે વધે છે. તે દવાના દશ ગ્રેઇન્સ સવારેર પાણીમાં મેળવીને જમ્યા પછી એક ચમચીપૂર આપ્યા કરવું, એથી થોડા દિવસમાં આરામ થવા લાગશે. તેને બદલે **કાલીઆયોડેટમ** પણ કેટલીકવાર વપરાય છે.

**થાઇરૉઇડીન**[1×]:—આ દવાનો એકેક ગ્રેઇન દિવસમાં બે વખત આપવાથી ગ્રંથી ગળવા લાગે છે.

**સીકેલી**[1]:—ગર્ભાશયની ગ્રંથી મટાડવા માટે આ દવા લાંબા વખત સુધી ચાર ચાર કલાકે આપવી.

જો ગ્રંથિમાંથી લોહી નીકળતું હોય, તો **ફાઇકસરીલીજીઓસા**[3×]અથવા **હાઇડ્રાસ્ટીનીન મ્યુરીઆટીકમ**[2×]ના બે ગ્રેઈન્સ ચાર ચાર કલાકે આપવાથી તે બંધ થાય છે.

**અનુસંગી ઉપાયઃ**—આ વ્યાધિમાં પ્રદર ને રક્તસ્રાવ થાય, ત્યારે તેમને ધીમે ધીમે બંધ પાડવાના ઇલાજ કરવા. શરીર નિર્બળ થઇ જાય, ત્યારે શક્તિ રહે તેવો ખોરાક આપવો, સ્ત્રીને બનતાં સુધી સુવારી રાખવી. ફિકર–ચિંતા કરાવવી નહિ, દસ્ત સાફ આવે તેમ કરવું, ગ્રંથી નાની હોય, તો પેસારીનો ટેકો આપી રાખવો. વીજળીક પ્રયોગથી કેટલીકવાર ફાયદો થાય છે, માટે તે અજમાવી જોવા. કેટલાક ડાકટરો જરૂર પડે, તો શસ્ત્રક્રિયાથી તેવી ગ્રંથી કાપી કાઢે છે, કોઇવાર ગર્ભાશયની રક્તવાહિનીને બહુજ ગ્રાહી પદાર્થો લગાડવાથી ગ્રંથી વધતી બંધ થાય છે. રક્તવાહિની બાંધી પણ શકાય છે. દર્દી ઘણીવાર એવો અશક્ત હોય છે, કે કાંઈ પણ શસ્ત્રક્રિયા થઇ શકતી નથી, એવે વખતે શરીરની શક્તિ જાળવી રાખવી.

---

## ગર્ભાશયમાં થતા મસા.

( Polypi of the Uterus-પોલીપાઈ ઑફ ધ યુટરસ. )

મસા ગર્ભાશયના શ્લેષ્મપડની નીચે થાય છે; તે પણ બીજી ગ્રંથિની માફક નાના મોટા થાય છે; તો પણ બાળકના મસ્તક કરતાં વધારે મોટા જોવામાં આવતા નથી; તેને સ્પર્શ કરવાથી તે દુખતા નથી, પણ તેમાંથી સ્હેજ લોહી નીકળી આવે છે. ગર્ભાશયની સાથે તે એક કે વધારે મૂળથી ચૉંટી રહે છે, અને કેટલીકવાર તેની બાજુએ ગર્ભાશયનું માંસ પણ તેને ચૉંટે છે. કેટલાક મસા કઠણ હોય છે ને કેટલાક પોચા હોય છે; પણ તેમની આ બે મુખ્ય નિશાની છે:--

(૧) તેઓ શ્લેષ્મપડવાળી જગ્યામાં જ્યાં ખાડો હોય છે, અગર તો કાંઇ દ્વાર હોય છે, ત્યાં ઉત્પન્ન થાય છે.

(૨) અને તેઓ એક કે વધારે મૂળથી અંગને ચૉંટી રહે છે, તથા તેથી તેને ઘણીવાર હલાવી શકાય છે.

**કારણઃ**—ગ્રંથિની માફક આનાં કારણો પણ બરાબર ચોકસ નથી. તો પણ વખતોવખત ગર્ભાશયના શ્લેષ્મપડનો વરમ થવાથી, પ્રમેહ થવાથી કે અર્બુદને લીધે મસા થવાનો સંભવ રહે છે.

**ચિન્હઃ**—જો મસા કમળના મોંઢા આગળ હોય તો ત્યાં ક્ષત પડે છે, અને સ્પર્શ પરીક્ષા કરતાં આંગળીને તે અડે છે, કોઇવાર કમળની અંદર મસા હોય છે, તો પણ કમળના હોઠ ઉપર ચાંદાં પડે છે, મસાને લીધે વારંવાર રક્તસ્રાવ અનિયમિત વખતે અને અનિયમિત પ્રમાણમાં-કોઇવાર ઝાઝો ને કોઈવાર થોડો થાય છે, નાનો મસો હોય તે જેટલી હરકત કરે છે, તેટલી હરકત ઘણીવાર મોટો મસો કરતો નથી; નાના મસાથી લોહી પણ વધારે જાય છે, વળી મસાને લીધે ઘાત પણ જાય છે, તે ઘણું કરીને શ્લેષ્મવાળી ચીકણી અગર શ્લેષ્મ ને પરૂ મિશ્રિત હોય છે. દર્દીનો ચહેરો લેવાઈ ગયો હોય છે, તેને ખાવાની રૂચિ ઓછી થઇ જાય છે, અને અર્બુદથી શરીર ઉપર જેવી અસર થાય છે, તેવી અસર મસાથી શરીર ઉપર થાય છે. માત્ર અર્બુદના જેવી પીડા તેમાં હોતી નથી.

## ચિકિત્સા.

**થ્યુજા૩૦:**—આ દવા ૭ ૭ કલાકે બે ત્રણ મહિના સુધી આપવાથી ફાયદો થાય છે. તે સિવાય **નાઈટ્રીકઍસીડ૬** પણ એવીજ રીતે અપાય છે. **કોનાયમથી** કોઈવાર સારૂં થાય છે.

**ફૉસ્ફરસ૩:**—મસાને લીધે વારંવાર લોહી નીકળતું હોય તો આ દવા આપવી.

**કૅલ્કેરીઆકાર્બ:**--દર્દી અશક્ત હોય, ફીક્કી રહેતી હોય, ને કફી પ્રકૃતિ હોય, તો આ દવાની જરૂર છે. તેથી પાચનક્રિયા પણ સારી થાય છે. **સોરીનમ૩૦** ની જરૂર હોય તો આપવું.

**અનુસંગી ઉપાયઃ**—લોહી બંધ કરવાને માટે યોગ્ય દવા લેવી. ગરમ પદાર્થોનું સેવન કરવું નહિ. કોઈ વિદ્વાન ડાકટરની સલાહ લેવી. બનતાં સુધી મસા કપાવવા નહિ, પણ જો ચાલે તેમ ન હોય તો કોઇ સારા ડાકટરની દેખરેખ નીચે તે કપાવવા. દસ્ત સાફ આવે તેવી ગોઠવણ રાખવી અને દર્દીની શક્તિ જાળવી રાખવાની ગોઠવણ કરવી.

---

## ગર્ભાશયનું અર્બુદ.

( Cancer of the Uterus-કૅન્સર ઑફ ધ યુટરસ. )

અર્બુદનો દુષ્ટ વ્યાધિ કેટલીકવાર ગર્ભાશયમાં થતો જોવામાં આવે છે. અર્બુદના પ્રકારનું વર્ણન અર્બુદના વિષયમાં આપેલ છે, તેમાંથી કઠણ **અર્બુદ, નરમ અર્બુદ** અને **ત્વચાનું અર્બુદ** એ ત્રણ પ્રકારનાં ગર્ભાશયમાં થતાં જણાય છે.

કઠણ અર્બુદ બે સ્થિતિ ધારણ કરે છે. એક ક્ષત વિનાની અને બીજી ક્ષતવાળી; અને તે પ્રકારનું અર્બુદ વિશેષ થતું જોવામાં આવે છે.

**પ્રાથમિક કારણઃ**--અર્બુદ થવાને લાયક પ્રકૃતિ વારસામાં ઉતરતી જણાય છે; કેટલાંક કુટુંબોમાં તે બહુ જુજ હોય છે; લોહીની અંદર અમુક પ્રકારનું વિષ દાખલ થયા પછી, બે ત્રણ પેઢીએ તે વિષ પોતાનું સ્વરૂપ અને બળ ફેરવી નાખે છે, એમ કેટલાક હાલના ડાકટરોની માન્યતા છે, આથી જે વિષારી પદાર્થ અર્બુદનું કારણ મનાય છે, અને જે વારસામાં પણ ઉતરે છે, તે પદાર્થને ક્ષયના વિષારી પદાર્થ સાથે ગાઢો સંબંધ મનાય છે, અને એવું ઘણી

આ. ૨૨૩.
ગર્ભાશયની ગ્રીવાનું અર્બુદ.



Epithelioma of the Cervix uteri.
( C. G. Puhlmann ).

વાર બને છે કે એકજ કુટુંબમાં જો કોઇને ક્ષયનો વ્યાધિ થાય છે, તો તે કુટુંબમાં બીજા કોઇને અર્બુદનો વ્યાધિ થાય છે. **દ્વિતીયઃ**—અતિશય સંભોગ અને વિષય પ્રવૃત્તિ એ અર્બુદને ઉત્પન્ન કરનાર મોટું કારણ છે. તે સિવાય ધાત જવાથી, અનિયમિત ઋતુસ્રાવ આવવાથી, ચિંતા—અફસોસ વગેરે મનોવિકારથી, ને નબળાઇથી અર્બુદને ઉત્તેજન મળે છે, અને કોઇવાર પ્રાથમિક કારણ સાથે મળવાથી જલદી અર્બુદ ઉત્પન્ન થાય છે. આ રોગ ઘણે ભાગે આશરે ચાળીશ વર્ષ પછી થતો જોવામાં આવે છે.

કેટલાક ડાકટરો એમ માને છે કે જે દૂષિત પ્રકૃતિ ( dyscrasia ) થી ઉત્તરતા દેશોમાં ક્ષય થાય છે, તેજ દૂષિત પ્રકૃતિથી દક્ષિણના દેશોમાં અર્બુદ થાય છે.

**ચિન્હ—લક્ષણઃ**—અર્બુદનો વ્યાધિ દુષ્ટ કહેવાય છે, કેમકે ઘણીવાર તેમાંથી માઠું પરિણામ નીપજે છે, અને તેટલા માટે તેનાં ચિન્હો ઉપર શરૂઆતથી બહુ લક્ષ આપવાની જરૂર છે; પણ આ દર્દથી શરૂઆતમાં કાંઇ સખત ચિન્હો થતાં નથી અને તેથી દર્દીઓ પોતે પણ તે તરફ ધ્યાન આપતા નથી. આ દર્દ ગર્ભાશયના કમળમાં વિશેષે કરીને થાય છે, તેને લીધે કમળ સુજી આવે છે, તે ઘણું કઠણ થઇ જાય છે, ને તેનું સ્પર્શજ્ઞાન બહુ ઓછું થાય છે; કમળ બીજા કારણોથી પણ સુજી આવે છે, ને કઠણ પણ થાય છે. પરંતુ અર્બુદ ઘણું કરીને ૩૫ કે ૪૦ વર્ષ પછી એટલે જ્યારે સ્ત્રીને રજોદર્શનનો સમય પૂરો થવા આવે છે, ત્યારે થાય છે, અને તે પહેલાં પ્રસવથી થયેલ કાંઈ સોજો હોતો નથી, એ બે નિશાનીથી અર્બુદને ઓળખવામાં કાંઈ સરલતા મળે છે. વળી કેટલીકવાર જે સ્ત્રીઓનો ઋતુકાળ ( menstrual life ) પૂરો થયો હોતો નથી, તેવી સ્ત્રીઓને પણ અર્બુદ થાય છે, અને જલદીથી વધે છે.

અર્બુદમાં પહેલ વહેલાં ધાત જવા માંડે છે. ઋતુસ્રાવ અનિયમિત વખતે આવે છે, ઘણીવાર લોહી અતિશય વહે છે. પેડુમાં ભાર અને દુખાવો લાગે છે. જાંઘમાં મંદ દુખાવો લાગ્યા કરે છે; પછી પેડુમાં થોડી થોડી વારે સણકા આવતા હોય તેવું દર્દ ઉપડે છે, તે સાથે અંદર થોડો ઘણો દાહ કે બળતર લાગે છે, પેશાબ ઉતરે છે, ત્યારે પીડા થાય છે, યોનિ ઉપર ચળ આવે છે, અને તે પણ જરા લાલ થઈ સુજી આવે છે, અજીર્ણ રહે છે, મોંઢે મોળ આવે છે, છાતીમાં બળે છે, અગર કોઇવાર ભૂખ બહુ લાગે છે, તેથી દર્દી બહુ ખાય છે, ને પછી માંદી પડે છે. આ રોગની દર્મ્યાન પેશાબ ઘણીવાર બંધ થઇ જાય છે, અને સળી વાપરીને પેશાબ ઉતારવો પડે છે, ધાત સાધારણ રીતે ધોળી કે પીળાશ પડતી જાય છે, પણ જ્યારે યોનિમાર્ગ ને

કમળ, સંભોગ જેવા કોઈ કારણથી ઉશ્કેરાય છે, ત્યારે તે લાલ ને રક્તમિશ્રિત જવા માંડે છે. ઋતુસ્રાવ વખતે પણ કેટલીકવાર ચસકા આવે છે. આવાં ચિન્હો સાથેજ કમળ સુજીને કઠણ થવા લાગે છે, અગર કેટલાક મહિના સુધી કમળની સ્થિતિમાં કાંઇ ફેરફાર જણાતો નથી; અર્બુદની ગ્રંથિ થાય છે, ત્યારે કમળ ગાંઠા જેવું કઠણ થાય છે, અને દાબવાથી દુખે છે, તથા લાલ થયું હોય છે. ગ્રંથિઓ ઘણું કરીને એક કરતાં વધારે હોય છે, અને મળાશયદ્વારા તપાસ કરતાં આંગળીથી તેને જાણી શકાય છે. ગ્રંથિઓ હમેશાં આસપાસના માંસમાં ચોંટેલી રહે છે, અને તેનાથી છુટી જણાતી નથી.

જ્યારે અર્બુદની ગ્રંથિમાં ક્ષત પડે છે, ત્યારે લક્ષણો વધારે સ્પષ્ટ થાય છે. આ વખતે જે ધાત જાય છે, તે ઘણી ગંધાતી હોય છે; વળી લોહી ઘણીવાર જાય છે, ને કાળા લોહીના ગાંઠા પણ નીકળે છે. જો સ્ત્રી છેટે બેસે છે, તો તે વખતે પુષ્કળ લોહી વહે છે. કોઇ સ્ત્રીને દુર્ગંધ વિનાની પુષ્કળ પાણી જેવી ધાત જાય છે. અર્બુદમાં ક્ષત થયા પછી દુખાવો ઘણો વધે છે, પેડુમાં, જાંઘમાં અને કેડમાં જાણે કોઇ ખેંચતું હોય તેવું દર્દ થાય છે, અને કમળમાં કોઇ સૉય ભોંકતું હોય એમ લાગે છે.

આ દર્દથી સ્ત્રીનું શરીર લેવાતું જાય છે, તેનો ચ્હેરો ફિક્કો થઇ જાય છે, પીડાને લીધે તેણીને ઉંઘ આવતી નથી, દરરોજ થોડો થોડો તાવ આવે છે, અને દર્દીની શક્તિ છેક કમી થઇ જાય છે, કેમકે આ કાંઇ ગર્ભાશયનો સ્થાનિક રોગ નથી, પણ આખા શરીરમાં પેઠેલો એક દુષ્ટ રોગ છે, કે જેણે બીજા સ્થાનકને બદલે ગર્ભાશયને પકડયો છે, પણ તે હર કોઈ અવયવને પકડવા સમર્થ છે.

કોઈવાર આ રોગ પાંચ કે છ મહિના ચાલે છે, અને કોઈવાર પાંચ કે છ વર્ષ સુધી રહે છે. આગળ જતાં એને લીધે ઘણી સખત ઝાડાની કબજીઅત, અગર ઝાડાનું દર્દ થાય છે. શરીર ઉપરથી રૂધિર ને માંસ સુકાઈ જાય છે, ને છેક હાડકાં દેખાય છે, તેથી સ્ત્રીનો આકાર ઘણો બેડોળ લાગે છે; કોઈવાર સોજા ચડી આવે છે, અને તેને ગંધાતો ઝાડો થાય છે, ને તેમાંથી બેભાન થઇને દર્દી મરણ પામે છે, આ દર્દ ચેપી હોય એમ હજી જાણવામાં આવ્યું નથી.

**નરમ અર્બુદ:**—નરમ અર્બુદ ગર્ભાશયમાં અગર તેની આસપાસના હર કોઈ અવયવમાં થાય છે, તે ઘણી ઉતાવળથી વધે છે, તેને લીધે ભેજાના જેવા રંગની ને પોચી ગ્રંથી થાય છે, તેમાં ક્ષત પડે છે, ત્યારે ક્ષત ઉપર લાલ રંગના નવા અંકુરો જણાય છે, અને તેમાંથી લોહી નીકળે છે. આને લીધે પણ ગંધાતી ધાત નીકળે છે.

**ત્વચાનું અર્બુદ:**—આવું અર્બુદ કમળના મોંઢા ઉપર થતું જોવામાં આવે છે, તેને લીધે તે સ્થળે ચોતરફ ખાડાખડીઆ અને દાણાવાળા માંસની વૃદ્ધિ થાય છે, તથા કમળનું મુખ વચમાં ઉંડું રહે છે. આ નવું માંસ વાદળી જેવું પોચું હોય છે, અને તેને દાબવાથી અંદરથી લોહી નીકળે છે. કોઇકોઇવાર આ માંસ એટલું બધું વધ્યું હોય છે કે તેથી આખો યોનિમાર્ગ રોકાઇ રહ્યો હોય છે. કેટલીકવાર તે માંસના જુદા જુદા ભાગ હોય છે, અને કમળના મુખને ફરતાં બધા વીંટાઇ રહે છે; આ અર્બુદને તેની ખાડાખડીઆવાળી સપાટીને લીધે કોલીફ્લાવરની ઉપમા આપવામાં આવે છે. કેટલીવાર યોનિમાર્ગમાં કમળની પાસે આવું અર્બુદ થાય છે. ત્વચાના અર્બુદને લીધે પાતળી પાણી જેવી ધાત જાય છે, અને આગળ જતાં તે ધાત ગંધાતી નીકળે છે.

## ચિકિત્સા.

**આર્સેનિકમઆયોડેટમ૩×:**—જ્યારે કમળમાં કઠણ અર્બુદની કે ત્વચાના અર્બુદની શરૂઆત થઇ હોય, ત્યારે આ દવાના બે ગ્રેઈન્સ દિવસમાં ત્રણ વખત જમ્યા પછી આપવા. ક્ષત પડયા પછી આ દવાથી ફાયદો થવાનો સંભવ ઓછો છે, માટે આ દવા જેમ બને તેમ વહેલી આપવી જોઈએ. જો સ્ત્રીઓની પાચનક્રિયા મંદ હોય, વખતો વખત ઝાડા થઇ આવતા હોય, દાહક ત્વચા-રોગ થતા હોય, શરીર છેક દુબળું ને સ્વભાવ ચિંતાતુર રહેતો હોય તેમને આ દવાની જરૂર છે. જો શરીર અર્બુદને લાયક હોય ને ઉપર લખેલાં ચિન્હો મળતાં આવતાં હોય, તો આ દવાનું સેવન કરવાથી અર્બુદ થતું અટકે છે.

**હાઇડ્રાસ્ટીસ૧:**—હરેક પ્રકારના અર્બુદના દર્દમાં આ દવા સારી રીતે વખણાય છે. દસ્તની કબજીઅત રહેતી હોય, અન્નની રૂચિ થતી ન હોય, મન ખિન્ન રહેતું હોય, ત્વચાનો રંગ પીળાસ પડતો કે ફિક્કો લાગતો હોય, અને ચ્હેરો વૃદ્ધ-સ્ત્રીના જેવો થઈ ગયો હોય, એ સઘળાં લક્ષણો આ દવાને સૂચવે છે.

આ દવા આપવાથી અર્બુદ થતું અટકે છે, અને થવા લાગ્યું હોય, તો આગળ વધતું બંધ થાય છે, આ દવાનું સેવન ઓછામાં ઓછા બે માસ સુધી કર્યા પહેલાં ફાયદો થયો કે નહિ એ વિષે કાંઇ જાણી શકાતું નથી.

**ફાઇટોલૅક્કા[1]**:—જે સ્ત્રીઓને જલદી ચરબી વધતી હોય, રૂધિરાભિસરણ મંદ હોય, સ્વભાવ આળસુ હોય, જેના શરીરના હરકોઈ પિંડની વૃદ્ધિ સ્હેજસાજ કારણથી થઈ આવતી હોય, તે સ્ત્રીઓ આ દવાના સેવનથી અર્બુદને લાયક પ્રકૃતિ દૂર કરી શકે છે.

**ફૉસ્ફરસ[30]**:—જો અર્બુદમાંથી લોહી વહેતું હોય, તો આ દવા ૭ ૭ કલાકે લાંબા વખત સુધી લેવાથી લોહી વહેતું બંધ થાય છે. આને બદલે **થ્યુજા[30]** પણ અપાય છે.

**ગ્રુપ્રે[30]**:—જો અર્બુદમાં ક્ષત પડયાં હોય, અને ગંધાતી રસી નીકળતી હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**થ્યુજા[30]**:—જ્યારે ત્વચાનું અર્બુદ હોય, ત્યારે આ દવાની જરૂર છે. ડાકટરો નરમ અર્બુદમાં પણ વાપરવાની ભલામણ કરે છે.

**એપ્ટીસીઆ[1x]**:—અર્બુદના ક્ષતમાંથી ગંધાતી ધાત જતી હોય, તો આ દવા ત્રણ ત્રણ કલાકે આપવાથી આરામ થાય છે.

**સેન્ગ્વીનેરીઆ[1x]**:—જ્યારે અર્બુદમાં ક્ષત હોય ને તેમાંથી વારંવાર લોહી નીકળતું હોય, ત્યારે આ દવા બે બે કલાકે આપવાથી ઠીક થાય છે.

**આર્સેનિકમ[3x]**—જ્યારે હાઇડ્રાસ્ટીસ જેવી દવાથી કાંઈ ફાયદો જણાય નહિ, ને લક્ષણો જોતાં આ દવાની જરૂર લાગે ત્યારે આ દવા બે ત્રણ મહિના સુધી ચલાવવી.

**યુફૉર્બીઆ[6]**:—જો અર્બુદથી બહુ પીડા થતી હોય, તો આ દવા બે બે કલાકે આપવી.

**અનુસંગી ઉપાયઃ**—દવા લેવાની સાથે કેટલીક દવાઓ બહારથી લગાડાય પણ છે. કમળ ઉપર ત્વચાનું અર્બુદ હોય, તો થ્યુજાના મધરટીંકચરના દશ ટીપાં એક ઔંસ પાણીમાં નાંખીને પીંછી વડે લગાડવાં. હાઇડ્રાસ્ટીસના મધરટીંકચર સાથે સરખે ભાગે ગ્લીસરીન મેળવીને તે પણ સવાર સાંજ ત્વચાના અર્બુદ ઉપર લગાડવાથી ઠીક થાય છે. વળી હાઈડ્રાસ્ટીસના મધર ટીંકચરનો અડધો ડ્રામ ત્રણ ઔંસ પાણીમાં મેળવી તે પાણીની પિચકારી કેટલાક દિવસ સુધી છેક કમળ આગળ મારવાથી પણ ફાયદો થાય છે.

એપ્ટીસીઆના મધરટીંકચરનાં પાંચ ટીપાં બે આઉંસ પાણીમાં નાખીને પિચકારી મારવાથી ગંધાતી રસી બંધ થાય છે. તેને બદલે કાર્બોલિક ઍસીડનાં પાંચ ટીપાં એક આઉંસ પાણીમાં મેળવીને તેની પણ પિચકારી મરાય છે. હાઈડ્રાસ્ટીસના મધરટીંકચરનાં દશ ટીપાં એક આઉંસ વેસેલાઇન સાથે મેળવવાથી તેનો મલમ થાય છે, તે મલમ કમળ ઉપર લગાડાય છે. જો કમળનું કઠણ અર્બુદ હોય, તો તે મલમ લીન્ટના કડકા સાથે કમળના મુખમાં એકાદ મહિના સુધી હમેશાં મુકવો. જો અર્બુદનું દર્દ લાંબા વખતથી હોય, તો ડાકટરની સલાહ લેવાની જરૂર છે; જો કાંઈ શસ્ત્રક્રિયાથી ફાયદો થાય તેમ લાગતું હોય, તો તે કરાવવી.

---

## ગર્ભાશયમાંથી થતો રકતસ્રાવ.

( Metrorrhagia–મૅટ્રોરહેજીઆ. )

કેટલીકવાર રજોદર્શનનો વખત ન હોય, ત્યારે ગર્ભાશયમાંથી લોહી નીકળે છે, ત્યારે તે એક ખાસ રોગ ગણાય છે, ને તેનો અત્રે સમાવેશ કરેલ છે.

**કારણઃ**—કેટલીક સ્ત્રીઓનો બાંધો એવો હોય છે, કે તેમને સહેજસાજ કારણથી રકતસ્રાવ થાય છે; તેવી સ્ત્રીઓને કાંઇ ગુહ્યાવયવમાં વાગવાથી, પોતે પડી જવાથી, પેડુ ઉપર કાંઈ માર પડવાથી, ને વખતે માત્ર તેનું મન અને તન ઘણું ઉશ્કેરાઈ જવાથી પણ રકતસ્રાવ થાય છે. કંઠમાળ કે ક્ષયથી લોહી પાતળું ને નબળું પડી જવાથી પણ જલદી રકતસ્રાવ થાય છે. રકર્વિના રકતવિકારમાં મીઠું નાખેલ ખોરાક વધારે લેવાથી લોહી પાતળું પડી ગયું હોય તેથી અને તેજ રીતે ખારો (potash) નાખેલ પદાર્થ બહુ દિવસ સુધી લેવાથી પણ લોહી પાતળું પડે છે. આથી ઉલટું લોહીઆળ પ્રકૃતિવાળી સ્ત્રીઓને પણ ઘણી વાર નજીવા કારણથી રકતસ્રાવ થઇ આવે છે.

ગર્ભાશયમાં મસા કે અર્બુદ થવાથી પણ રકતસ્રાવ થાય છે, કોઈવાર ગર્ભાશય અંદરની ધમનિ તુટી જવાથી, અગર પ્રસવ પછી અંદર ઑર રહી

જવાથી પણ લોહી વહેવા માંડે છે. જે સ્ત્રીઓનો ઋતુકાળ સંપૂર્ણ થવા આવ્યો હોય, તેવી સ્ત્રીઓને ધાત જાય છે, તે સાથે કેટલીકવાર અનિયમિત વખતે લોહી પણ જાય છે.

**લક્ષણ**:—રક્તસ્રાવથી નબળાઇ વધતી જાય છે. કોઇવાર ફેર આવે છે ને ઉલટી થાય છે. કોઇ સ્ત્રીને ઘણું લોહી જાય છે, તોપણ શરીરમાં શક્તિ રહે છે, અને કોઇ સ્ત્રીને થોડું લોહી જાય છે, તો પણ શરીરને ઘણો ધક્કો પહોંચે છે, સ્ત્રીઓને લોહીની વધારે ખોટ પડે તોપણ પુરૂષ કરતાં ઓછી હરકત આવે છે, જ્યારે શરીરમાં લોહીનું જોર થવાથી રક્તસ્રાવ થાય છે, ત્યારે રાતું લોહી જાય છે, ને જ્યારે ઉત્પત્યવયવની આસપાસના તંતુઓ નબળા પડવાથી લોહી જાય છે, ત્યારે લોહી કાળું જાય છે.

## ચિકિત્સા.

**ઇપીકાકયુઆના**[૩]:—જ્યારે રક્તસ્રાવ એકદમ થઇ આવ્યો હોય, લાલ લોહી નીકળતું હોય, ને બીજાં કાંઈ ખાસ ચિન્હો ન હોય, ત્યારે આ દવા આપવાથી લોહી બંધ થઈ જાય છે. સ્રાવના પ્રમાણમાં દવાઓ દશ દશ મીનીટેથી બે બે કલાકે અપાય છે.

**સેબીના**[૩]:—જ્યારે સ્ત્રી લોહીઆળ પ્રકૃતિની હોય, સ્રાવ લાલ થતો હોય, અને ગર્ભાશય તરફ લોહીનું જોર હોય, ત્યારે આ દવા આપવાથી ફાયદો થાય છે. ગર્ભપાત કે પ્રસવ પછી રક્તસ્રાવ થાય તો તે પણ આ દવાથી બંધ થાય છે.

**સીકેલી**[૩]:—જ્યારે સ્રાવ સાથે દબાણના જેવું દર્દ થતું હોય, ત્યારે આ દવાની જરૂર છે. લોહી કાળું જતું હોય, શરીર નબળું હોય, નાડ ઉતાવળી ચાલતી હોય, પ્રવાહ વખતે વેણ આવવા જેવું દર્દ થતું હોય, ને શરીર ચંડુ પડી જતું હોય, ઈત્યાદિ લક્ષણોમાં આ દવા આપવાની જરૂર છે.

**ક્રીઆસોટ**[૩]:—ગંધાતો સ્રાવ હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**હૅમામૅલીસ**[૧]:—કાંઇ પણ દર્દ થયા વિના કાળું લોહી ધીમે ધીમે વહ્યા કરતું હોય, ત્યારે આ દવા આપવી.

**નક્સવૉમિકા**[૩]:—વારંવાર દસ્તની હાજત થતી હોય પણ દસ્ત કબજ રહેતો હોય, ઉંઘ બરાબર આવતી ન હોય, ઋતુકાળ પૂરો થઈ રહેવા આવ્યો હોય, અને તે પહેલાં આવો રક્તસ્રાવ થતો હોય, અથવા પ્રસવ પછી રક્તસ્રાવ થતો હોય, અને સ્ત્રી દારૂ કાફી વગેરે ઉષ્ણ પદાર્થોનું સેવન કરતી હોય, તો આ દવા આપવી જોઈએ.

**ફૉસ્ફરસ**[૩]:—ઘણી મુસ્કેલીથી પ્રસવ થયો હોય તે પછી ઋતુસ્રાવના સમય વિના, અથવા સ્ત્રી સગર્ભા હોય, ત્યારે રક્તસ્રાવ થાય, તો આ દવા બે બે કલાકે આપવી.

**કોકેઇન**:—આ દવા હળાહળ ઝેર છે ને બહુ સાવચેતીથી વાપરવું જોઇએ. તે એક ગ્રેઇનનો બારમો ભાગ ($\frac{1}{12}$) આશરે પોણોશેર પાણીમાં મેળવવો, અને પછી તેમાંથી ૩૦ ટીપાં જેટલું પાણી શરૂઆતમાં દશ દશ મીનીટે આપવું અને પછી ધીમે ધીમે અંતર વધારતા જવો, એથી લોહી થોડીવારમાં બંધ થવા લાગે છે.

**આર્સેનિકમ**[૩]:—જે સ્ત્રીનું શરીર સુસ્ત ને નબળું રહેતું હોય, દાહ સાથે પીડાવાળાં દર્દો થતાં હોય, અને તૃષા વધારે લાગતી હોય, તેને આ દવા લાંબા વખત સુધી આપવાથી રક્તસ્રાવની આદત દૂર થાય છે.

**નાઇટ્રીકઍસીડ**[૧]:—ગર્ભપાત પછી લાંબા વખત સુધી રક્તસ્રાવ બંધ થતો ન હોય, ગર્ભાશયના શ્લેષ્મપડ ઉપર ક્ષત હોય, ચાંદીની અસર હોય, કે કાંઈ ઇજા થઈ હોય તેથી ઘણો વખત થયા છતાં લોહી બંધ થતું ન હોય તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

એ સિવાય ફૅરમ, **પ્લમ્બમ, હાયોસીયમ, થ્યુજા, હાઇડ્રાસ્ટીસ** ઇત્યાદિમાંથી જે યોગ્ય લાગે તે અપાય છે.

**અનુસંગી ઉપાય**:—અતિ આર્ત્તવના વિષયમાં લખ્યા પ્રમાણે ઈલાજ કરવા. ફટકડીના પાણીની પિચકારી મારવી. ટાનીન ને ગ્લીસરીન મેળવીને તેમાં લુગડું બોળીને અંદર મુકવું, અથવા ટાનીન ને ગુલાબજળની મેળવણી કરીને તેની યોનિમાર્ગમાં ઉંડી પિચકારી મારવી. ગર્ભાશયની ઉપર મળાશય તરફથી તેમજ આગળથી દબાણ કરવાથી પણ રક્તસ્રાવ બંધ પડે છે. કોઇવાર કમળના મુખને પાંચ દશ મીનીટ ચીપીઆથી કે એવા કોઇ હથિયારથી દાબી રાખવાથી પણ લોહી બંધ થાય છે.

---

## મકકલ; પેડુમાં રકતસ્રાવ.

( Pelvic Hematocele–પેલ્વીક હીમાટોસીલ. )

ગર્ભાશયની ઉપર પેટનું અંતરાવરણ આવેલું છે, તેના બે પડની અંદર અગર ગર્ભાશયની ઉપર કોઇવાર રક્તસ્રાવ થાય છે.

**કારણઃ**—ગર્ભાશયને કાંઈ વાગવાથી, અતિશય સંભોગથી, અયોગ્ય ઉંમરના પુરૂષ સાથે સંભોગ થવાથી, ઋતુસ્રાવ વખતે સંભોગ કરવાથી, અગર પેડુને આંચકો લાગે તેવી રીતે કાંઇ મેહેનત કરવાથી, ને એવાં બીજાં કારણોથી પેડુમાં રક્તસ્રાવ થાય છે. કોઇવાર અંડાશયમાં લોહી ભરાઈ રહ્યું હોય છે, ત્યાં કાંઈ વાગવાથી લોહીની ગાંઠ તુટે છે, અને અંતરાવરણની બખોલ ( cavity ) માં લોહી પ્રસરે છે. કોઇવાર રજોદર્શનને લીધે નીકળતું લોહી ગર્ભાશયમાં આવીને બહાર પડવાને બદલે અંતરાવરણની બખોલમાંજ રેડાય છે. પ્રસવ વખતે પેડુમાં કાંઈ હથિયાર વાગવાથી કે જોર કરવાથી પણ વખતે આવો રક્તસ્રાવ થાય છે. અંડાશયમાંથી અંડ પરિપકવ થયા પછી જો ગર્ભાશયમાં આવે નહિ, તો કોઇવાર ગર્ભાશયની બહાર ગર્ભ બંધાય છે, અને જો તે ગર્ભની થેલી ફુટે છે, તો અંતરાવરણના પડોની વચ્ચે રક્તસ્રાવ થાય છે. પેડુમાં મોટી ધમનીમાં ગ્રંથિ ( aneurism ) થઇ હોય છે, તે તુટવાથી પણ કોઇવાર રક્તસ્રાવ થાય છે. શરીર રક્તસ્રાવને લાયક થયું હોય, ત્યારે તાવ, શીળી, અર્શ ઈત્યાદિથી પણ રક્તસ્રાવ થવાનો સંભવ છે.

**ચિન્હઃ**—રક્તસ્રાવ થયા પછી ઘણીવાર પોતાની મેળેજ લોહી અંદર શોષાઇ જાય છે; પણ કેટલીકવાર તેની ગાંઠ બંધાય છે તે પેડુમાં થોડી ઘણી સ્પષ્ટ રીતે જણાય છે; સ્રાવ ઘણો થવા લાગે છે, ત્યારે પેડુમાં દુખે છે, વખતે ટાઢ વાય છે, હાથપગ થંડા થાય છે, નાડ નબળી પડી જાય છે, ને તે ઉલટી થાય છે. કોઇવાર થોડું લોહી નીકળે છે, ત્યારે માત્ર પેડુમાં ભાર લાગે છે. મળાશયમાંથી તપાસ કરતાં આંગળીને લોહીની ગાંઠ અડશે. જ્યારે આ ગાંઠનું શોષણ થતું નથી ત્યારે તેમાં ક્ષત પડીને મળદ્વારેથી લોહી બહાર પડે છે. કોઈવાર તે પાકવા માંડે છે, અને રક્તસ્રાવ બહુ થવાથી કોઇવાર સ્ત્રી મરણ પામે છે.

### ચિકિત્સા.

**હૅમામૅલીસ**[1]:–ઘણું કરીને ગમે તે કારણથી રક્તસ્રાવ થતો હોય, તોપણ તે આ દવાથી બંધ થાય છે.

**ઍકોનાઇટ**[1]:–જો પેડુ તરફ લોહીનું જોર હોય, ટાઢ વાતી હોય, કે કાંઇ વરમનાં ચિન્હ લાગતાં હોય તો આ દવા શરૂ કરવી.

**બૅલાડોના**:—યોનિમાં દાહ ને શુષ્કતા હોય, ચ્હેરો લાલ થઇ આવ્યો હોય કે પેડુમાં દર્દ સાથે રક્તસ્રાવ હોય તો આ દવાની જરૂર છે.

**આર્નિકા**[3×]:–રક્તસ્રાવ ઓછો થઇ ગયો હોય, પણ પેડુમાં ભાર લાગતો હોય તો લોહીને ફેલાવી દેવા માટે એક બે વાર દવા આપવી ને તે પછી **સલ્ફર**[6] ની બે ત્રણ માત્રા આપવી.

**અનુસંગી ઉપાયઃ**–પેડુ ઉપર થંડા પાણીમાં કપડું બોળીને મુકી રાખવું, અથવા હાથથી પેડુનો ભાગ પાંચ દશ મીનીટ મજબુત રીતે દાબી રાખવો અને બરફ મળેતો પેડુ ઉપર મુકવો.

---

## પેડુનો અંતર વરમ ને ગડ.

Pelvic Cellulitis & abscess.

પૅલ્વીક સેલ્યુલાઈટીઝ.

પેડુમાં ગર્ભાશયની ફરતાં જે બંધનો હોય છે, તેમાં કેટલીકવાર વરમ થઇ આવે છે, અને તે પાકે છે.

**કારણઃ**—ગર્ભાશયના બંધનને બહારથી કાંઇ ક્ષોભક ( irritant ) પદાર્થ અડવાથી, અગર બહાર પડતા કે અંદર રહેલ ઉત્પત્યવયવ ઉપર કાંઇ શસ્ત્રક્રિયા કરવાથી પેડુમાં ઉંડા વરમ થાય છે. પ્રસવ પછી, કે ગર્ભપાત પછી આવો વરમ થતો જોવામાં આવે છે, ગરમીના દર્દથી પણ કોઈવાર થાય છે. કયારેક અતિ સંભોગ કે વિપરીત સંભોગથી પણ વરમ થવાનો સંભવ છે.

**ચિન્હ–લક્ષણઃ**—પેડુમાં રસ જામીને તેનું ઢેફું બંધાય છે, ત્યાર પછી ઘણું કરીને દર્દીનું લક્ષ તે તરફ ખેંચાય છે, તોપણ કેટલીકવાર શરૂઆતનાં ચિન્હો પણ ધ્યાન ખેંચે તેવાં હોય છે. તેને ટાઢ વાય છે, પેડુમાં થોડો ઘણો દુખાવો જણાય છે, જરા તાવ આવે છે, કેડ દુખે છે, નબળાઇ ને બેચેની લાગે છે, નાડ ઉતાવળી ચાલે છે, ને એકંદર વરમનાં ચિન્હો જણાય છે. જ્યારે પેટની અંદરનું ઢેફું મોટું થાય છે, ત્યારે મળમૂત્રનો ત્યાગ કરતાં

દર્દ થાય છે, કેટલીકવાર દર્દી-સ્ત્રીને ઝાડો થઈ આવે છે. આવું ટેકું પેડુમાં એક અગર બન્ને બાજુએ જામે છે, તે સ્પષ્ટ રીતે આગળ તરી આવે છે; તે ઘણું કઠણ હોય છે, પણ જ્યારે તે પાકવા માંડે છે, ત્યારે નરમ પડે છે. આ દર્દને લીધે સ્ત્રીની જાંઘમાં ને સાથળમાં પણ કેટલીકવાર દુખાવો ( neuralgia ) થાય છે, તેથી તે સાથળને લાંબી કરતી નથી. પેડુ ઉપર દાબવાથી દુખે છે. જ્યારે તે ગડ પાકે છે, ત્યારે લપકારા થાય છે ને મળદ્વાર યોનિમાર્ગ કે મૂત્રમાર્ગવાટે પરૂ વહે છે, ક્યારેક જાંઘમાં કે પડખામાં પણ તે ફૂટે છે, પેટમાં ફુટે તો ધાસ્તીનું કારણ મળે છે. જેમ ગર્ભાશયના બંધનોમાં વરમ થાય છે, તેમ કેટલીકવાર ગર્ભાશય ઉપર આવેલ અંતરાવરણનો પણ વરમ ( perimetritis ) થાય છે, અને તેથી પણ આને મળતાંજ ચિન્હો થાય છે. યોનિમાર્ગમાં આંગળી નાખીને પરીક્ષા કરવાથી સોજો, દુખાવો અને સોજાની કઠિનતા જાણી શકાય છે.

## ચિકિત્સા.

**ઍપીસ**[1]:—જો પ્રસવ સંબંધી કશા કારણ વિના વરમ થઇ આવ્યો હોય, તો આ દવા બસ થાય છે. વરમના જોરના પ્રમાણમાં તે દશ દશ મીનીટથી શરૂ કરી બે બે કલાકે લેવી.

**રસ ટૉક્સ**[3×]:—જો પ્રસવ પછી વરમ થયો હોય તો આ દવા ઉપર પ્રમાણે આપવી. ( વધારે માટે જુવો પ્રસૂતીજ્વર. )

**વીરેટ્રમ વીરાડી**[3]:—જો તાવ સખત ભરાઇ આવે તો આ દવા આપવી.

**હેપાર સલ્ફ્યુરીસ**[3×]:—જો વરમ થયા પછી બંધનો પાકવા લાગતાં હોય તો આ દવા લેવી, અને પાકીને પરૂ થાય એટલે **સીલીશ્યા** શરૂ કરવું, જેથી પરૂ બંધ થવા લાગશે.

**પૅલેડીયમ**[30]:—બંધનોનો મંદ વરમ મટાડવા માટે આ દવા વપરાય છે. ઉપરની હરકોઇ દવા લીધા પછી આ દવાનું સેવન બે અઠવાડીઆં કરવાથી પેડુનો વરમ છેક મટી જાય છે. એ સિવાય ઍકોનાઇટ[1×], બૅલાડોના[1×], આર્સેનિકમ[3×], કે કૅન્થારીસ[2×] પણ પીવા અપાય છે.

**અનુસંગી ઉપાય**—શસ્ત્રવૈદ્યની પાસે ઑપરેશન કરાવવું પડે તોજ કરાવવું. તે સિવાય પેડુની આસપાસ શેક કરવો. ગરમ પાણીમાં બોળેલું કપડું કે વાટ્ટી યોનિમાર્ગમાં મુકવી. વખતોવખત કાર્બોલિક લોસનથી અંદરનો ભાગ સાફ કરવો ઇત્યાદિ ઉપચાર કરવા.

---

## યોનિમાર્ગનો વરમ.

( Vaginitis—વૅજીનાઇટીઝ ).

શરીરનો મોટો દુશ્મન વરમ યોનિમાર્ગને પણ છોડતો નથી.

**પ્રકારઃ**—તીક્ષ્ણ ને દીર્ઘ.

**કારણઃ**—રતવા, ફુટી નીકળતા તાવ, ખરજવું, જળપિટિકા કે એવા ત્વચા-રોગ યોનિમુખ ઉપર કે અંદર પણ થાય છે, અને તેથી યોનિમુખ ને માર્ગ બન્નેનો વરમ સાથે થાય છે, યોનિમુખના વરમ સિવાય યોનિમાર્ગનો વરમ ક્વચિતજ જુદો જોવામાં આવે છે. પરમીઆના રોગથી, બહુ ગરમ પદાર્થ ખાવાથી, કે યોનિમાર્ગમાં વાપરવાથી, અતિ સંભોગ કે વિપરીત સંભોગથી, કે અંદર કાંઈ વાગવાથી યોનિમાર્ગનો વરમ થઇ આવે છે. અંદરથી ધાત કે લોહી જતું હોય, ત્યારે સ્વચ્છતા નહિ રાખવાથી પણ કેટલીકવાર વરમ થાય છે.

**ચિન્હઃ**—તીક્ષ્ણ વરમ પરમીઆથી પણ કોઇકવાર થાય છે, અને થોડા વખત પછી તે દીર્ઘરૂપ ધારણ કરે છે. યોનિની અંદર દાહ લાગે છે, તે સાથે કોઇને પોતાની ઈંદ્રી બહુ જાગૃત થઇ હોય એમ લાગે છે, પણ થોડીવાર પછી અંદર પીડા લાગવા માંડે છે, સ્પર્શ સહન થઇ શકતો નથી, ઉનવા જણાય છે, તેના મુખ ઉપર ચળ આવે છે, વખતે ઝીણી ઝીણી ફોડલીઓ થાય છે. રતવા હોય તો ત્વચા સુજી આવે છે, કેડ ને જાંઘ દુખે છે, અંદરનો ભાગ જોતાં લાલ, સુકો ને ગરમ લાગે છે, પણ થોડીવારમાં તેમાંથી ગરમ ધાત વહેવા માંડે છે, આ ધાત કેટલીકવાર આઠ દશ દિવસમાં બંધ થાય છે ને કોઈવાર બહુ લાંબા વખત સુધી ચાલે છે. એ વખતે સ્ત્રીઓ માત્ર ધાત જવાનું દર્દ થયું છે એમ સમજે છે, અને મૂળ વરમના સ્વરૂપને ભૂલી જાય છે.

## ચિકિત્સા.

**ઍકોનાઇટ**[1]:—વરમની શરૂઆત હોય, ત્યારે

આ દવા પંદર પંદર મીનીટે આપવી, કે જેથી શરદીની અસર પણ દૂર થાય છે.

**કૅન્થારીસ**[૩]:—ઉપર લખેલી દવા આપ્યા પછી આ દવાની જરૂર છે. દાહ અને દુખાવો એ આ દવાનાં મુખ્ય લક્ષણો છે.

**સીપીઆ**[૩]:—ઉપર આપેલી બન્ને અથવા એમાંથી એક દવા આપવામાં આવ્યા પછી આ દવા આપવી. એથી ધાત પણ બંધ થઇ જાય છે. દીર્ઘ વરમમાં પણ ગુણકારી છે.

**મર્ક્યુરીઅસ**[૬]:—રાત્રે ધાત વધારે જતી હોય, ચળ આવતી હોય, ધાત જ્યાં ચોંટે ત્યાંની ચામડી બળતી હોય અને વખતે ધાતમાં પરૂ જતું હોય ઈત્યાદિ લક્ષણો આ દવાને સૂચવે છે.

**પલ્સેટીલા**[૩x]:—પાતળી ને દાહયુક્ત ધાત જતી હોય, અથવા રજોદર્શન પછી જાડી દુધ જેવી ધાત જતી હોય, ને પેટમાં દુખતું હોય તો આ દવાની જરૂર છે.

**ગ્રેફાઇટ્સ**[૬]:—પુષ્કળ ધાત જતી હોય, ને સુસ્તી ઘણી હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

આ સિવાય **આર્સેનિકમ, ચાઇના, ઈગ્નેશ્યા, સેબીના, સલ્ફર** ઈત્યાદિમાંથી એકાદ દર્દીની પ્રકૃતિ ને લક્ષણો જોઇને આપવાથી ધાત બંધ થાય છે.

( પ્રદરનો વિષય જુદો આપ્યો છે, તે આ સાથે વાંચવાથી વધારે ખુલાસો થશે. )

**અનુસંગી ઉપાયઃ**—જો ઉપદંશ, પ્રમેહ કે એવું કોઇ કારણ હોય, તો તે દૂર કરવું. ટંકણખાર પાણીમાં જેટલો ભળે, તેટલો નાખીને તે વડે વારંવાર યોનિમાર્ગને ધોવો, અંદરનો ભાગ બહુ ગંધાતો હોય, તો પોટાશ્યમ પરમેન્ગનેટ ૧ ભાગ ને પાણી ૩૦૦ ભાગ એ પ્રમાણે મેળવીને તેની પિચકારી મારવી. અંદર કાંઇ ખરાબ ચેપ હોય, તો સીલ્વર નાઇટ્રેટના પાણીની પિચકારી મારવી, ને તેનું સેંકડે ૩ થી ૫ ટકા વાળું પ્રવાહી વાપરવું. આ પછી અંદર વેસેલાઇન સારી રીતે ચોપડવું અથવા લીન્ટનું કપડું વેસેલાઇન ચોપડીને અંદર મુકવું. જ્યારે દીર્ઘ વરમ હોય, ત્યારે ફટકડીના પાણીની કે ટાનીનના પાણીની પિચકારી જેમ જરૂર પડે તેમ મારવી, ગ્લીસરીનમાં લીન્ટ બોળીને અંદર મુકવું અને પુરૂષ સાથે કેટલાક દિવસો સુધી સમાગમ કરવો નહિ.

## યોનિઅર્શ-સ્પર્શાસહ્ય યોનિ.

( Vaginismus-વૅજીનીસ્મસ. )

યોનિના મુખ આગળના જ્ઞાનતંતુઓ કેટલીકવાર એટલા બધા કોમળ ને પીડાદર્શક થઇ જાય છે કે તેથી યોનિમુખ સંકુચિત થાય છે, અને તેને સ્પર્શ કરવાનો પ્રયત્ન કરવાથી તે ખીલવાને બદલે વધારે ને વધારે સંકુચિત થાય છે. આવો સંકોચ છતાં પણ જો આંગળી, કે કોઇ અવયવ કે કાંઇ પાતળી સળી અંદર દાખલ કરવા માંડી હોય તો તેમાં ઘણું દર્દ થવા માંડે છે, અને સ્ત્રી સહન કરી શકતી નથી, એથી એ પ્રયાસ કેટલીકવાર છોડી દેવો પડે છે. આથી તે સ્ત્રીને કાંઇ બીજો અંદરનો રોગ થયો હોય તેની પરીક્ષા આંગળીથી કે હથિયારથી કરવી હોય તો તે થઇ શકતી નથી. કોઇ સ્ત્રીને યોનિ લાંબા વખત સુધી સ્પર્શાસહ્ય રહે છે, તેથી પ્રજોત્પત્તિ થઈ શકતી નથી.

**કારણઃ**—આમ થવાનું કારણ કેટલીકવાર ફક્ત મનની લાગણીજ હોય છે, મનનું વલણ કોઇવાર એવું હોય છે કે તે વખત તેનો સ્પર્શ પીડાકારક થતો નથી, ને કોઈવાર એવું હોય છે કે તે વખતે તેનો સ્પર્શ વિના કારણે પણ અપ્રિય અને અસહ્ય થઇ પડે છે. જે સ્ત્રીઓનું મન પોચું હોય છે, અગર હિસ્ટીરીઆના દર્દવાળું હોય છે, તેવી સ્ત્રીઓને આ ઉપાધિ માત્ર મનોવેગને લીધેજ થાય છે. તે સિવાય યોનિ ઉપર કે અંદર વરમ, કાંઇ ત્વચારોગ, અર્બુદ, ક્ષત, જખમ કે એવું કાંઈ થયું હોય તેને લીધે તેનો સ્પર્શ દુઃખકારક થઈ પડે છે, ને તેથી યોનિમુખ સ્પર્શ થવાની બીકે સંકોચાય છે. કોઇવાર મૂત્રાશય કે મળાશયમાં કાંઇ દર્દ હોવાને લીધે પણ યોનિનો સ્પર્શ અસહ્ય થઇ પડે છે. યોનિનો વરમ કરનારાં કારણો વાંચવાથી આનાં વધારે કારણો જાણી શકાશે.

**ચિન્હઃ**—આ દર્દમાં સ્થાનિક ચિન્હોજ હોય છે. અંદર કોઇ પણ વસ્તુ દાખલ કરવાનો પ્રયત્ન કરતાં જ તેમાં દુખાવો જણાય છે, અને યોનિમુખ સખત રીતે સંકોચાએલ જણાય છે. કોઈવાર વરમ ને ત્વચારોગનાં ચિન્હો જણાય છે, ત્વચા લાલ ને ગરમ લાગે છે, કોઇવાર તે ઉપર ઝીણી ઝીણી ફોડલીઓ જણાય છે. હિસ્ટીરીઆવાળી સ્ત્રીને યોનિનો સંકોચ થયો હોય તે છતાં અંદર કાંઇ હથિયાર કે આંગળી

દાખલ કરવાનો પ્રયત્ન કરવા જતાં કેટલીકવાર સખત હિસ્ટીરીઆ થઇ આવે છે. કોઇવાર સ્ત્રીની કમ્મર દુખે છે, ને હાલવા ચાલવાથી દર્દ થાય છે.

કોઇવાર યોનિની અંદર આંગળી કે કાંઈ હથિયાર દાખલ કર્યા પછી યોનિમુખ બહુ સંકુચિત થઈ જાય છે. કોઇવાર સ્ત્રીનો પુરૂષ સાથે સમાગમ થતો હોય, ત્યારે પણ એવું બને છે.

**અનુસંગી ઉપાયઃ**—જે સ્ત્રીનું મન બહુ પોચું હોય, અગર તે હિસ્ટીરીઆવાળી હોય તો બળાત્કારે અંદર કાંઇપણ દાખલ કરવું નહિ. કેટલાકની એમ સલાહ હોય છે કે પાતળી અને જાડી સળીઓ ('Hagars' Dilators–હાઈલેટર્સ ) એક પછી એક અંદર ક્રમવાર દાખલ કરવી, પણ તેમ કરવાની કાંઈ જરૂર નથી. ઘણુ વખત પહેલાં આવો સંકોચ દૂર કરવા માટે તીક્ષ્ણ ચપ્પુથી શસ્ત્રક્રિયા કરવામાં આવતી, પણ તેવું ઘાતકીપણું હવે કરવામાં આવતું નથી. સ્ત્રીને હિમત આપીને જે પ્રયોજન હોય તે બરાબર સમજાવવું એથી ઘણીવાર આ કારણ દૂર થાય છે, અને યોનિમુખ ઢીલું પડે છે. જો અંદર વરમ હોય તો તે પહેલાં દૂર કરવો, અને પછી જે શસ્ત્ર દાખલ કરવું હોય તે દાખલ કરવું; તેવીજ રીતે જે ત્વચારોગ કે બીજાં દર્દો અંદર હોય તેને મટાડવાનો પ્રયત્ન કરવો. આવી સ્ત્રીએ પોતાના ગુહ્યાવયવને જેમ બને તેમ આરામ આપવો, પણ ઉશ્કેરવો નહિ. હમેશાં પા અડધી કલાક ગરમ પાણીમાં બેસવું, તથા અંગ કસરત કરવી, ચાહ, કાફી, દારૂ, અને ગરમ મસાલા બિલકુલ ખાવા નહિ, તેમજ વિષય સંબંધી વિચારો જેમ બને તેમ ઓછા કરવા.

કોઇવાર યોનિમાર્ગની અંદર શસ્ત્રક્રિયા તત્કાળ કરવાની જરૂર હોય છે, ત્યારે યોનિનું મુખ આવી રીતે સંકુચિત થઈ ગયું હોય, અને પૂરી પરીક્ષા પણ થઇ શકતી ન હોય તો દવા સુંઘાડીને સ્ત્રીને બેભાન કરવાની જરૂર પડે છે.

## ચિકિત્સા.

**ઇગ્નેશયા**[1]:—જે સ્ત્રીને હિસ્ટીરીઆની અસર હોય, પેટમાં ખાડો પડયો હોય એમ લાગતું હોય, ને તે જમવાથી લાગણી દૂર થઇ શકતી ન હોય, સ્ત્રી પોતાની હાલતનો સતત વિચાર કર્યા કરતી હોય, અફસોસીમાં પડી રહેલી હોય કે વારંવાર સ્વભાવ બદલાતો હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**મર્ક્યુરીઅસ**[6]:—યોનિમાર્ગ આજો લાગતો હોય, સ્પર્શ ખમી શકાતો ન હોય, અને કાંઇ પણ ચીજ તેની સાથે ઘસાવાથી જલદી સોજો થઇ આવતો હોય તો આ દવા આપવી.

**પ્લૅટીના**[3]:—સ્વભાવ ઘડીકમાં બહુજ ચીડીઓ થતો હોય, ઘડીકમાં અતિશય ઉશ્કેરાઇ જતો હોય, ઘડીકમાં બહુજ કામાતુર થતો હોય, ને યોનિ ઉપર સ્પર્શની લાગણી બહુ તીવ્ર હોય, તો આ દવા આપવાથી ફાયદો થાય છે.

**નકસવૅામિકા**[6]:—જે સ્ત્રી બહુ મસાલાદાર ખોરાક લેતી હોય, દારૂ આદિ માદક પદાર્થોનું સેવન કરતી હોય, કે દસ્તની કબજીઅત રહેતી હોય, તેમને આ દવા આપવાથી ધીમે ધીમે સંકોચ થવાનું દર્દ મટે છે.

**બૅલાડોના**[3]:—જે સ્ત્રીઓમાં લોહી ને ચરબી વધારે હોય, સંકોચ એકદમ થઈ આવતો હોય, એકદમ મટી જતો હોય, ને યોનિમાર્ગમાં દાહ ને શુષ્કતા લાગતાં હોય, તેમને આ દવા આપવી.

**પ્લમ્બમ**[6]:—જે માત્ર જ્ઞાનતંતુથી એક જાતનો સ્નાયુના આકર્ષણવાળો સંકોચ થતો હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવાથી મટે છે. **સીલીશ્યા**[6] થી પણ ઘણીવાર ફાયદો થાય છે.

**અનુસંગી ઉપાયઃ**—પુરૂષ સાથે સમાગમ જેમ બને તેમ ઓછો કરવો. ગરમ વસ્તુઓનો ત્યાગ કરવો. મગજનું કામ, અભ્યાસ વગેરે બને તેટલું ઓછું કરવું. રમત ગમત ને નિર્દોષ આનંદમાં વખત ગાળવો, તથા પોતાના દર્દ તરફ જેમ બને તેમ થોડું લક્ષ આપવું.

---

## યોનિભ્રંશ.

( Prolapsus Vaginæ–પ્રૉલૅપ્સસ વૅજીની. )

જ્યારે યોનિમાર્ગની દીવાલો નબળી પડી જાય છે, ત્યારે તેનો કેટલોક ભાગ ટટાર ને સંકુચિત રહેવાને બદલે ઢીલો ને બેવડો થઇને આમળની માફક મુખની બહાર નીચે નીકળી આવે છે.

કોઈવાર યોનિમાર્ગ બધો બેવડો થઇને બહાર નીકળી આવે છે, ત્યારે યોનિમાર્ગનો સંપૂર્ણ ભ્રંશ કહેવાય છે.

કોઈવાર માત્ર યોનિમાર્ગનો આગળનો ભાગ અને કોઇવાર માત્ર પાછળનો ભાગ ઉતરી આવે છે.

**લાયક કરનારાં કારણો:**—વખતોવખત થતો પ્રસવ કે ગર્ભપાત, માના શરીર કરતાં વધારે કદાવર બચ્ચાનો પ્રસવ, પ્રસવ વખતે બચ્ચાને ફેરવવા માટે અગર બહાર કાઢવા માટે બહારથી કરવા પડેલા ઉપચારો, અતિ સંભોગ કે પ્રદરના રોગથી ગુહ્યાવયવોની નબળાઇ ઇત્યાદિથી સ્ત્રી આ દર્દને લાયક થાય છે.

**ઉત્પન્ન કરનારાં કારણો:**—અસ્વાભાવિક પ્રસવ, પેડુ ઉપર થતું દબાણ, ગર્ભાશયની વૃદ્ધિ, અગર તેની ગ્રંથિ, પગ પ્રસકાવો, પડી જવું, વાંકા વળીને કરાંજવું કે બળ કરવું ઇત્યાદિથી યોનિમાર્ગનો ભ્રંશ થાય છે.

**ચિન્હ–લક્ષણ:**—યોનિમાર્ગની દીવાલો મુખની બહાર નીકળેલી જણાય છે, અને તેની વચમાં આંગળી નાંખવાથી ગર્ભાશય પણ નીચે આવેલું જણાય છે, આંગળી કમળના મુખને અડે છે, એથી ગર્ભાશય પતન થયું છે કે યોનિભ્રંશ છે, તેની ખાત્રી થઇ શકે છે. કોઇવાર ગર્ભાશય પણ મુખની બહાર આવી જાય છે, પણ કમળના મુખની ઉપર જે સ્પષ્ટ ને સાંકડો ચીરો હોય છે, તેવો ચીરો યોનિભ્રંશમાં જોવામાં આવતો નથી. જ્યારે માત્ર આગળની દીવાલ નીચે ઉતરે છે, ત્યારે મૂત્રાશયની હરકતો જણાય છે, પેશાબ કરવા વખતોવખત જવું પડે છે, અને તે ઉતરતી વખતે દર્દ થાય છે. પેડુમાં ભાર ને દુખાવો જણાય છે. યોનિમુખની અંદર આંગળી નાખવાથી આગળ મૂત્રાશયની બાજુએ પોચી ગાંઠ હોય એમ લાગે છે, અને તેની ઉપર કમળ ને તેનું મુખ જણાય છે.

પેશાબ જ્યારે મૂત્રાશયમાં વધારે ભરાઇ રહે છે, ત્યારે સળી નાંખીને પેશાબ ઉતારવો પડે છે, અને પેશાબ બધો ઉતરી રહે છે, ત્યારે યોનિમાં ઉપર બતાવેલી પોચી ગાંઠ સ્પર્શ કરી જોતાં નાની થઈ હોય એમ લાગે છે, અને જ્યારે ફરીથી પેશાબ ભરાય છે ત્યારે તે ગાંઠ મોટી થઇ લાગે છે.

જ્યારે પાછલી દીવાલો નબળી પડીને વળી જાય છે, ત્યારે મળાશયની હરકતો થઇ આવે છે; થોડી થોડીવારે દસ્તની હાજત થાય છે, પણ દસ્ત ઉતારતાં પીડા થાય છે, અને તેથી દસ્ત બરાબર સાફ આવતો નથી. દસ્ત કબજ રહેવાથી ગુદા તરફ ગ્રંથી મોટી થતી અને દસ્ત ઉતર્યા પછી તે ગ્રંથી નાની થતી જણાય છે.

યોનીભ્રંશ થવાથી તેનું શ્લેષ્મપડ જ્યાં ત્યાં ઘસાય છે, એથી તેનો દીર્ઘ વરમ રહ્યા કરે છે, ધાત વહ્યા કરે છે, ને સ્ત્રીનું શરીર લેવાતું જાય છે.

કોઇવાર યોનિની દીવાલનો ભ્રંશ થયા પછી તેનો **ફાંસો** ( Strangulation ) થતો જોવામાં આવે છે, ત્યારે અતિશય દુખાવો થાય છે, સખત વરમ થઇ આવે છે, અને દબાણમાં આવેલા ભાગમાંથી લોહી પાછું જઇ શકતું નથી.

## ચિકિત્સા.

**સ્ટેનમ[૬]:**—આ દવાનું સેવન કરવાથી આમળ નીકળતી બંધ થાય છે. એની સાથે સલ્ફર[૩] વારા ફરતી આપવાથી પણ કેટલીકવાર ફાયદો થાય છે.

**આર્નિકા[૩]:**—જ્યારે બહુ ચાલવાથી કે એવો કાંઈ શ્રમ લેવાથી આમળ નીકળી આવી હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**અનુસંગી ઉપાય:**—ઝાડો ને પેશાબ ઉતારતી વખતે થોડી મહેનત પડે એવા ઇલાજ યોજવા. જરૂર પડે તો પિચકારી મારીને ઝાડો ઉતારવો. પુરૂષ સાથે સમાગમ કરવો નહિ; અને આમળ નીકળતી બંધ થાય, ત્યાર પછી પણ સમાગમ બહુ નિયમિત રાખવો; એકંદર શરીર સુધારવું. પૌષ્ટિક ખોરાક ને આરામની ખાસ જરૂર છે. ટંકણખાર ને ગ્લીસરીનમાં લીન્ટ બોળીને યોનિમાર્ગમાં મુકવું. ફટકડીના પાણીની પિચકારી મારવી, આમળ બહુ બહાર આવવા લાગે, તો તેને અંદર મુકીને પછી કચ્છ પહેરી રાખવો.

સ્ત્રીને સુવારી રાખવી, કશી મહેનત લેવા દેવી નહિ, સારો પુષ્ટિકારક ખોરાક આપવો, પેશાબ ને ઝાડો કબજ ન રહે તેવા ઈલાજો લેવા. આમળવાળા ભાગને પોતાની યોગ્ય જગ્યાએ સ્વચ્છ હાથ વડે ગોઠવી દેવો, પછી કચ્છ કે લંગોટ પહેરી રાખવી; અને સ્ત્રીએ કેટલાક દિવસો સુધી ચત્તા સુઇ રહેવું.

## યોનિમુખનો વરમ.

( Vulvitis—વલવાઇટીઝ. )

વરમનો રોગ સર્વ સ્થળે થાય તેવો છે, અને તેથી યોનિમુખ ઉપર જ્યારે વરમ થાય, ત્યારે તેમાં કાંઇ નવાઇ જેવું નથી, કેમકે તે બહુ કોમળ હોય છે ને તેને ક્ષોભ થવાનાં કારણો સહેજે મળી આવે.

**પ્રકારઃ—તીક્ષ્ણ ને દીર્ઘ.**

**કારણઃ**—યોનિમુખ ઉપર કાંઈ વાગવાથી, કઠણ પદાર્થ સાથે બહુ ઘસાવાથી, કાંઇ ખડબચડી ચીજ સાથે છોલાવાથી, ચાલતાં કાંઇ વસ્ત્ર કે પટ્ટો યોનિમુખ સાથે ઘસાતો હોય તેથી, અતિશય સંભોગથી, કે વિપરીત સંભોગથી, હસ્તક્રિયાની કુટેવથી, પરમીઆના ચેપથી, ચાંદીના ચેપથી, ખરજવું, અર્બુદ, જળપિટિકા, લુખસ કે એવો કોઇ ત્વચારોગ યોનિમુખ ઉપર થવાથી, કે કાંઇ ગરમ વસ્તુ જેવી કે, એળીઓ, શુંઠ, તજ, તીખાં, લવિંગ વગેરે યોનિમુખ ઉપર લગાવવાથી વરમ થઇ આવે છે, કોઈવાર તેની ઉપર રતવા પણ થાય છે. કેટલીક કોમળ સ્ત્રીઓને માત્ર બહુ ચાલવાથી યોનિમુખનો વરમ થઈ આવે છે.

**ચિન્હઃ**—તીક્ષ્ણ વરમ શરૂ થાય છે, ત્યારે યોનિના ઓટ ને બીજા ભાગોમાં દાહ લાગે છે, યોનિલિંગ (Clitoris) વખતે જાગૃત થાય છે, ને સ્ત્રીનું મન વિષય તરફ દોરાય છે; પણ જેમ વરમ જોર પકડતો જાય છે; તેમ આ દાહ ને વિષય તરફનું વલણ બદલાતું જાય છે, તે ભાગ બહો લાલ થઈ આવે છે, સુકો પડી જાય છે, ગરમ થાય છે, અને થોડીવારમાં તેમાં દર્દ થવા માંડે છે. દાહ મટાડવા માટે જો સ્ત્રી તે ભાગને ઘસે છે, તો દર્દ વહેલું શરૂ થાય છે, વરમને ઉત્તેજન મળે છે, યોનિના હોઠ વગેરે સુજી જાય છે, વખતે તે ભાગ કાળો પડી જાય છે, પછી ચાલવાથી પણ દર્દ થાય છે, સ્પર્શ પણ સહન થઇ શકતો નથી, જરા તાવ આવી જાય છે, પેશાબ કરતાં ને દસ્ત ઉતારતાં પણ પીડા જણાય છે ને કેટલીકવાર યોનિની અંદરથી ધાત આવવા માંડે છે. પણ ઘણીવાર યોનિના હોઠની વચ્ચેથી પરૂ જેવી અગર શ્લેષ્મ ને પરૂ મિશ્રિત ધાત નીકળે છે. કોઈવાર યોનિમુખના વરમને લીધે આખા યોનિમાર્ગમાં પણ વરમ થઇ આવે છે, ને કોઇવાર ગડ થાય છે.

જ્યારે વરમ દીર્ઘ રૂપે થાય છે, ત્યારે ઘણું કરીને સાથે યોનિમાર્ગનો પણ વરમ હોય છે, પાતળી પાણી જેવી ધાત જાય છે, અને અંદરની કે બહારની ત્વચા સ્પર્શ કે ઘર્ષણ ખમી શકતી નથી; કોઇવાર યોનિમુખનો વરમ થયા પછી તે ભાગ સડે છે.

કેટલીકવાર એવી જાતનો દીર્ઘ વરમ થાય છે કે તેને લીધે યોનિના ઓષ્ટની ત્વચા તથા થોડી સાથળની ત્વચા પણ લાલ થાય છે, અને તે ઉપર બહુ ચળ આવ્યા કરે છે, ચાલવાથી તેમાં દર્દ થાય છે, અને ચળ વધારે આવે છે, એને યોનિમુખનું ખરજવું (Eczema) પણ કહેવામાં આવે છે. કોઈવાર દીર્ઘ વરમ એવું રૂપ ધારણ કરે છે, કે તેને લીધે ત્વચા જાડી ને સ્નિગ્ધ થાય છે, ને તેની ઉપરના વાળ ખરી પડે છે.

કોઇવાર યોનિમુખની ઉપર ઝીણી ઝીણી ફોલ્લીઓ થાય છે, તે દુખે છે, તથા બળે છે, અને થોડા વખત પછી તે ફુટે છે, ત્યારે તેમાંથી થોડું એક પરૂ નીકળે છે, યોનિમુખ આખું લાલ થઇને સુજી આવે છે, અને કોઇ કોઈ ઠેકાણે ક્ષત પડે છે. કેટલીક સગર્ભા સ્ત્રીઓને ઉનાળામાં આવી ફોડલીઓ થતી જોવામાં આવે છે, અને તે સાથે વખતે યોનિની સ્પર્શાસહ્યતા પણ થાય છે.

---

## નાની છોકરીઓને જતી ધાત.

( Infantile Leucorhœa ).

નાની છોડીઓને કોઇવાર યોનિમુખનો વરમ થતો જોવામાં આવે છે, ને તેથી તેમને ધાત જાયછે.

**કારણઃ**—(૧) તે છોડીઓનું શરીર કંઠમાળના કે ક્ષયના વિષથી બગડેલું હોય છે, (૨) કોઇવાર તેમના પેટમાં કૃમિ થયા હોય છે, (૩) નહાતી વખતે તે ભાગ બરાબર સાફ કરવામાં આવતો નથી, અને તેમાં મેલ કે કાંઇ ગંદી વસ્તુ ભરાઇ રહે છે. (૪) નહાતી વખતે તેને કોઇ બહુ સખત (Irritative) સાબુથી ધોવામાં આવે છે, અગર જાસ્તી ઘસવામાં આવે છે, (૫) દાંત આવતા હોય છે, (૬) વખતે પરમીઆનો ચેપ હરકોઇ રીતે ત્યાં લાગી ગયો હોય છે, (૭) કે શરીરમાં રહેલ શ્લેષ્મપડ ઉપર બીજી કોઈ જગ્યાએ ડીપ્થેરીઆની અસર થઇ હોય છે, અને (૮) યોનિમુખ ઉપર કાંઇ વાગ્યું હોય અગર કોઇએ

બળાત્કાર કર્યો હોય, તેથી નાની ઉમરની છોડીઓના યોનિમુખ ઉપર વરમ થાય છે, અને ધાત જાય છે. જરા મોટી ઉમ્મરની છોડીઓ હોય, ત્યારેજ પરમીઆ કે બળાત્કાર જેવાં કારણોનો સંભવ રહે છે.

કૃમિથી જ્યારે ધાત જાય છે, ત્યારે છોડીને બહુ ચળ આવે છે, અને શરીર નબળું પડે છે.

## ચિકિત્સા.

**આર્સેનિકમ**[6]:–બીજી દવાઓ કરતાં યોનિમુખના વરમમાં આ દવા વધારે વિશ્વાસપાત્ર છે; પણ જો આખા યોનિમાર્ગના વરમની સાથે આવો વરમ થઇ આવ્યો હોય, તો તે વિષયમાં લખ્યા પ્રમાણે ઉપાય કરવો. કેટલીકવાર યોનિના મુખ ઉપર ખરજવા જેવું કાંઇ દર્દ થયું હોય છે, ત્યારે તેનો યોગ્ય ઇલાજ કરવાની જરૂર છે. **થ્યુજા**[3×]થી પણ કેટલીકવાર ઠીક થાય છે. ચળ બહુ આવતી હોય, તો **આર્સેનિકમ, એપીસ, મર્ક્યુરીઅસ, સલ્ફર** ઇત્યાદિમાંથી યોગ્ય લાગે તે આપવું.

**અનુસંગી ઉપાય**:–સ્વચ્છ ને જરા ગરમ પાણીમાં પંદર મીનીટ સ્ત્રીએ કમ્મર પર્યંત બેસવું, અને પછી યોનિમુખની ઉપર ચોખાનો બારીક લોટ ભભરાવવો. ચળ બહુ આવતી હોય, તો હમેશાં એક કે બેવાર ગરમ પાણીમાં બેસીને કાર્બોલીક સાબુથી તે ભાગ સારી રીતે ધોવો.

---

## યોનિઓષ્ટનું ગડ ને ગુમડું.

( Abscess of the Labia–ઍબસેસ ઑફ ધ લેબીઆ. )

આ ગડ ખરી રીતે ઓષ્ટનું હોતું નથી, પરંતુ ઓષ્ટના પડખે અંદરની બાજુ તરફ એક નાનો પિંડ ( Duvernoy's gland ) હોય છે, તેમાં થાય છે. તેમાં પહેલાં વરમ થાય છે, અને પછી ગડ થાય છે.

કોઇવાર પ્રસવ પછી આખા યોનિમુખનું ગડ થાય છે, ને કોઇવાર ગર્ભાધાન–સ્થિતિને લીધે, અગર બીજા કારણથી સોજા ચડયા હોય, ત્યારે તેવું ગડ થાય છે.

શરીર ઉપર જેમ હાથે પગે ગુમડાં થાય છે, તેમ યોનિના હોઠ ઉપર પણ કોઇવાર ગુમડાં થાય છે, તેને લીધે બહુ ચળ આવે છે ને દર્દ થાય છે. સ્ત્રીથી બેસી પણ શકાતું નથી, ને એક ગુમડું મટવા આવે છે, ત્યાં બીજું ગુમડું નીકળે છે.

**કારણ**:—યોનિમુખના વરમનાં જે કારણો છે તેવાંજ કારણોથી યોનિઓષ્ટનું ગડ થાય છે અને ગુમડાં થવાનાં જે કારણો છે, તેથીજ યોનિઓષ્ટ ઉપર પણ ગુમડાં થાય છે.

**ચિન્હ**:—જયારે પરૂ થવા માંડે ત્યારે તેમાં લપકારા થાય છે, તે પહેલાં વરમનાં ચિન્હો હોય છે. તે આપો આપ ફુટે છે, અગર ફોડવાની જરૂર પડે છે, અંદરથી પરૂ નીકળ્યા પછી દુખાવો હળવો પડે છે અને કોઇવાર ઝીણો ઝીણો તાવ પણ આવે છે.

## ચિકિત્સા.

**એપીસ**[3]:—આ દવા શરૂઆતમાં આપવાથી યોનિઓષ્ટનો વરમ મટે છે. જો તાવ વગેરે ચિન્હો હોય, તો ઍકોનાઈટ[1]ની જરૂર પડે છે.

**સેપીઆ**[30]:—જો વરમ મંદ હોય તો આ દવાની બે કે ત્રણ માત્રાઓ છ છ કલાકે આપવાથી ઠીક થઇ જાય છે.

**મર્ક્યુરીઅસ**[6]:—જો વરમ બહુજ તીક્ષણ હોય ને તેમાંથી ઓષ્ટ વગેરે પાકે એમ લાગતું હોય તો આ દવા આપવી.

**હેપારસલ્ફયુરીસ**[3]:—જો ગડ થઇને પાકે એમ લાગતું હોય, તો આ દવાની જરૂર છે.

**અનુસંગી ઉપાય**:—બહારથી ગરમ પાણીથી શેક કરવો. તે પાણીમાં બોરીક ઍસીડ કે કાર્બોલિક ઍસીડ ચેપ દૂર કરવા માટે નાખવું. યોનિમાર્ગમાંથી ચેપી રસી આવતી હોય, તો તેનો ઇલાજ કરવો. ગડ થઇ આવે, તો પોટીસ મુકીને ફોડવું. પછી કાર્બોલિક લોસનથી ધોઇને અંદર આયોડોફોર્મ અગર બોરીક ઍસીડ ભરવું ને રૂઝ આવવા દેવી.

---

## યોનિમુખનું અર્બુદ.

( Cancer of the Vulva. C. pudendi–કૅન્સર ઑફ ધ વલ્વા. )

યોનિમુખ ઉપર ત્રણમાંથી એક પ્રકારનું અર્બુદ થાય છે, કાં તો તે માત્ર **ત્વચાનું અર્બુદ**, કાં તો **કઠણ અર્બુદ** ને કાં તો **નરમ અર્બુદ** હોય છે. તેનાં મુખ્ય સ્થાન સ્ત્રીલિંગ અને યોનિઓષ્ટ હોય

છે. અર્બુદના વિષયમાં તેમજ યોનિમાર્ગના અર્બુદના વિષયમાં કારણો આપ્યાં છે, તેજ કારણોથી યોનિમુખ ઉપર પણ અર્બુદ થાય છે. ત્વચાનું અર્બુદ એ ત્રણેમાં વિશેષ જોવામાં આવે છે.

**ચિન્હ-લક્ષણઃ**—જ્યારે ત્વચાનું અર્બુદ થવાનું હોય ત્યારે પહેલાં યોનિના હોઠની બ્હાર પાસે એક મોટો ફોડલો (tubercle)થાય છે, તે ઘણું કરીને દુખતો નથી; પણ ચળ ઉત્પન્ન કરે છે, પછી બીજા ફોડલા થવા માંડે છે, અને આસપાસ ઘણા ફોડલા થવાથી ત્વચા બધી ખડબચડી થઈ જાય છે, તેમાં ક્ષત પડવા માંડે છે, ને લોહી પરૂ વગેરે વહે છે. કેટલીકવાર તેને લીધે પેડુમાં ને જાંઘમાં જ્યારે દર્દ થાય છે, કઠણ અર્બુદ થાય છે, ત્યારે હોઠની ત્વચા કઠણ થઈ જાય છે, તેમાં ક્ષત પડે છે, ને લોહી પરૂ વગેરે નીકળે છે. અર્બુદને લીધે કેટલીકવાર સાથળના મૂળમાં બદના જેવી ગાંઠ થાય છે. આ દર્દને ચાંદીના દર્દથી જુદું ગણવું જોઇએ. વધારે માહેતી માટે અર્બુદનો વિષય જોવો.

## ચિકિત્સા.

**કોનાયમ**[૬]:—જ્યારે સણુકા નાખતું દર્દ થતું હોય, ત્યારે આ દવા ચાર ચાર કલાકે આપવી.

**આર્સેનિકમ**[૬]:—જ્યારે દાહયુક્ત દર્દ હોય; ત્યારે આ દવાની જરૂર છે.

**થ્યુજા**[૩x]:—જો લોહી નીકળતું હોય, અગર અર્બુદ બહુ લાંબા વખતથી હોય, તો આ દવા છ છ કલાકે આપવી.

**અનુસંગી ઉપાયઃ**—હાઈડ્રાસ્ટીસ ને ગ્લીસરીન સરખે ભાગે મેળવીને બહારથી લગાડવું. પ્રોફેસર રોન્જનાં વિજળીક કિરણોથી અર્બુદ મટે છે, માટે તેનો લાભ બની શકે તો લેવો. યોનિમુખની ત્વચા બહુ કોમળ હોય છે, માટે કિરણો બહુ સૂક્ષ્મ રીતે પડવા દેવાં. એકંદર તબીયત સુધારવી ને શક્તિ જાળવી રાખવી. માલ્ટાઇન કૉડલીવર કે દુધ જે પચે તેનો ખોરાક વધારવો. દુખતી જગ્યા ઉપર ઘર્ષણ ન થાય, તે માટે તેને બહુ જાળવવી. દર્દી અશક્ત હોય, તો તેને સુવારી રાખી આરામ આપવો. અર્બુદ સહીસલામત રીતે કાપી શકાય તેમ હોય, તો કાપવું, નહિં તો દર્દીનો જીવ જોખમમાં નાખવો નહિ.

---

## મદનોન્માદ-કામાતુરતા.

### (Nymphomania—નીમ્ફોમૅનીઆ.)

જ્યારે સ્ત્રી વિષય ભોગવવાની ઇચ્છાને પોતાના કબજામાં રાખી શકતી નથી, અને શરમનો કે સગપણનો કશો વિચાર કર્યા વિના હરકોઇ પ્રકારે પોતાની કામના પૂરી પાડવાને તત્પર થાય છે, ત્યારે તેને મદનોન્માદ થયો કહેવાય છે અને ઔષધોપચારની તેમજ બીજા ઉપાયો લેવાની જરૂર પડે છે. એકંદર રીતે મનોવિકાર થાય, ત્યારે શરીરની સ્વસ્થતામાં બગાડ થયો હોય છે, અને હોમીઓપૅથીની દવાથી તથા બીજા અનુસંગી ઉપાયોથી તે દૂર થઇ શકે એમ મનોવિકારના વિષયમાં કહેલું છે. આવો ઉન્માદ જ્યારે પુરૂષને થાય, ત્યારે તે સ્થળે આપેલા ઉપાયો કરવા.

મદનોન્માદ કોઇવાર માત્ર માનસિક વિકારજ હોય છે, અને સ્ત્રીના મનમાંજ એવી ઉગ્ર ઇચ્છા થાય છે કે તેની સાથે કોઇએક પુરૂષનો સમાગમ થાય તો સારૂં, અને તેનો સમાગમ કરવા તે પ્રયત્ન કરે છે. કોઇવાર મનમાં આવો સંકલ્પ થવા પહેલાં તેના ગુહ્યાવયવો જાગૃત થઇ જાય છે, અને પછી તે જાગૃતિને લીધે તેની વિષય વિલસવાની ઇચ્છા પ્રબલ થતી જાય છે, તે એટલે સુધી કે તેણી ભાન ભૂલી જાય છે અને પહેલાં અગર જો કે પોતે ઘણી શર્માળ ને નીતિવાન હોય છે; તોપણ હવે તે એકદમ પુરૂષનો સમાગમ કરવા આતુર થઇ જાય છે, અને ઘેલી થઇને હરેક રીતે પોતાના મનની વ્યગ્રતા ને આતુરતા બતાવવા લાગે છે; આ રીતે તે અતિ કામાતુર થાય છે. જ્યારે સ્ત્રી અતિ કામાતુર થાય છે, ત્યારે કોઇ વાર તેને સખત હિસ્ટીરીઆ કે આંચકી થઈ આવે છે, ને તેમાંથી મૃત્યુ થવાનો પણ સંભવ રહે છે. કેટલીક સ્ત્રીને એવી ઘેલછા થાય છે, કે તેણી કામાતુર થતી નથી, પણ માત્ર વિષય સંબંધી વિચારો તથા અદ્‌ભુત સંકલ્પોજ તેને આવ્યા કરે છે, તે ઉન્માદ નહિ, પણ ઘેલછા હોય છે.

**કારણઃ**—માનસિક વિકાર થવાનાં એકંદર કારણો ઉન્માદના વિષયમાં આપ્યાં છે, તે જોવાથી માલુમ પડશે. તે સિવાય ખરાબ સોબત, વિષયી વાતોનું વાંચન, તેમજ મનોનિગ્રહ કરવાની ટેવની ગેરહાજરી, મોજશોખમાં જીંદગી કાઢવી એમાંજ સાર્થકતું માનવાપણું, ગૃહ-કેળવણીની ખામી, ઘણા

દિવસથી પોતાના પતિથી થયેલ વિયોગ, આળસમાં નવરાં બેઠે દિવસો ગાળવાની ટેવ ઇત્યાદિથી સ્ત્રીઓની વૃત્તિ વિષય તરફ જાય છે. જે સ્ત્રીઓને યૌવન નવું પ્રાપ્ત થતું હોય, તેવી સ્ત્રીઓનું મન વિષય તરફ જલ્દી દોરાવાનો સંભવ છે.

એ સિવાય બહુ ગરમ વસ્તુઓ, મસાલા, દારૂ, અને એવી કેફી વસ્તુઓ લેવાથી સ્ત્રીનું મન પોતાના કબજામાં રહેતું નથી, અને કાંઇક ઉશ્કેરણી મળવાથી તેણી કામાતુર થાય છે.

યોનિમુખ ઉપર જે જે કારણોથી વરમ થાય છે, તે તે કારણોથી વરમ સાથે કામાતુરતા પણ થાય છે, પણ તે કામાતુરતા અગર જો કે સખત હોય છે, તો પણ લાંબા વખત સુધી રહેતી નથી. કેટલીકવાર પેટમાં કૃમિ થવાથી અગર જાણી બુઝીને કરેલ હસ્તક્રિયાથી કામાતુરતા થાય છે.

જે સ્ત્રીઓની ત્વચા ઉપર ને કેટલીકવાર ગુહ્ય ભાગ ઉપર રતાશની સાથે મોતી જેવા નાના મોટા પુષ્કળ દાણા થઈ આવે છે, તેવી **જળપિટિકા** ( tetters ) **ના દર્દવાળી** સ્ત્રીઓને આવો મનોવિકાર એક કેવળ વ્યાધિ તરીકે થતો જોવામાં આવે છે. જળપિટિકાનો રોગ જે સાધારણ રીતે માત્ર ત્વચારોગ જેવો લાગે છે, તેને જ્ઞાનતંતુઓની સાથે ઘણો સંબંધ છે.

**લક્ષણ**:—સાધારણ કામાતુરતાનાં લક્ષણોનો અત્રે વિચાર કરવાનો નથી; તેવાં અને કેટલેક દરજ્જે અતિ કામાતુરતાનાં લક્ષણોનું વર્ણન પણ ઘણા કવિઓએ કરેલું છે; અને તે કોઈથીજ અજાણ્યાં છે. **कामातुराणां न भयं न लज्जा**. એ વાક્ય આ દર્દ થાય છે, ત્યારે સ્ત્રીઓને પણ લાગુ પડે છે, અને તેણી પુરૂષ પ્રત્યે બળાત્કાર કરવા તત્પર થાય છે. જ્યારે કેટલીક સ્ત્રીઓને આ રોગ થાય છે, ત્યારે તેઓ સાધારણ સમાગમથી શાંત થતી નથી, પણ કામાતુરતા ચાલુજ રહ્યા કરે છે. સદ્ભાગ્યે હિંદુસ્તાનની સ્ત્રીઓનાં મન હજી અતિ કોમળ અને વ્યગ્ર થતાં નથી, તો પણ સુધારો થતાં હિસ્ટીરીઆનો રોગ હવે ઘણી સ્ત્રીઓને થવા લાગ્યો છે, અને હિસ્ટીરીઆને તથા આ રોગને કેટલો સંબંધ છે તે વિદ્વાન વાચકવર્ગ સમજી શકશે. એવી કેટલીક સ્ત્રીઓનું યોનિલિંગ ( Clitoris ) વૃદ્ધિ પામેલ હોય છે.

આ વિષયનાં લક્ષણો સવિસ્તર લખવાની યોગ્યતા અને જરૂર અમને જણાતી નથી, કારણ કે હિસ્ટીરીઆવાળી સ્ત્રીઓનું વલણ ઘણીવાર જુદા જુદા દર્દોનાં લક્ષણોનું અનુકરણ કરવા તરફ જાય છે, અને વળી આ દર્દવાળી સઘળી સ્ત્રીનાં લક્ષણો એક સરખાં હોતાં નથી. હિસ્ટીરીઆવાળી બાઇ બીજાં દર્દોનું અનુકરણ કરે છે, તેમ આ દર્દનું અનુકરણ કરે તો ઘણું માઠું પરિણામ આવે છે.

**અનુસંગી ઉપાય**—મનોનિગ્રહ એ સૌથી મોટા ઉપાય છે, પણ જ્યારે નાનપણથી ગૃહકેળવણી સારી હોતી નથી, અને મનને કાબુમાં રાખવાની ટેવ પાડી હોતી નથી, ત્યારે પછી મનોનિગ્રહ સહેજે થઇ શકતો નથી; તો પણ મોટી ઉમ્મરે પણ જો હમેશાં એક કલાક બે કલાક એકાગ્ર ચિત કરીને કાંઈ ભરત કામ, સીવણ-કામ, કે ઈશ્વર-ભજનમાં મનને રોકવામાં આવે તો મનોનિગ્રહની ટેવ પડે છે. જેમ બને તેમ સ્ત્રીને કામે લાગેલી રાખવી, ને નવરી રહેવા દેવી નહિ. સારો ખોરાક લેવાથી કામાતુરતા થાય છે ને હલકા ખોરાકથી થતી નથી એમ માનવું નહિ, સારો ખોરાક આપવો, પરંતુ તેના પ્રમાણમાં મનની ને તનની યોગ્ય કસરત કરાવવી. અંગની સ્વચ્છતા રખાવવી, અને જે ત્વચારોગ જણાય તેનો ઇલાજ કરવો. ખરાબ સોબત છોડાવી દેવી, પ્રદર જણાય, ચળ આવે, યોનિમુખનો વરમ થાય, તાવ આવે, રાતમાં ઉંઘ ન આવે, ઝાડો થાય, સ્ત્રીને આંચકી થાય કે હિસ્ટીરીઆ થાય તો તેનો ઇલાજ કરવો, ઋતુસ્રાવ અનિયમિત હોય તેને નિયમિત કરવા માટે પ્રયત્ન કરવો, ચંડા પાણીથી સ્નાન કરાવવું, દુખી માણસોની વાતો કરીને તેનું મન કરૂણારસથી આર્દ્ર કરવું ઇત્યાદિ તેના મનના વલણને ફેરવવાના ઇલાજો લેવા. ઋતુસ્રાવ વખતે બહુ લોહી જવાથી, અગર સ્ત્રી સગર્ભા થવાથી કે કાંઇ મોટા વ્યાધિથી સપડાયાથી સ્ત્રીનું આ દર્દ નાસી જાય છે.

## ચિકિત્સા.

આ દર્દનો ઉપાય કરવા પહેલાં સ્ત્રીને યોનિમુખ ઉપર, યોનિમાર્ગમાં કે ગર્ભાશયમાં વરમ, કે કાંઈ ત્વચારોગ છે કે નહિ, તેની પૂરી ખાત્રી કરવી અને ઇલાજ યોજવા; કારણ કે ઘણીવાર વરમ ત્વચારોગને લીધેજ આવું ચિન્હ થઇ આવે છે,

ચાટે કારણ દૂર કર્યા પહેલાં પરિણામનો નાશ સંભવે નહિ; સ્ત્રીએ વિષય તરફ ઓછું લક્ષ આપવું, અને મનોબળ વધારીને નિગ્રહ કરવો એ ઉત્તમ રસ્તો છે.

**હાયોસાયમસ**[3x]:—આ દવા પા પા કલાકે એ ત્રણ કલાક સુધી આપવાથી સ્પર્શેંદ્રિ શાંત થવા લાગશે. આ દવા વખતોવખત વાપરવાથી લાભ નથી.

**કૉફીઆ**[6]:—રાત્રે ઉંઘ ન આવતી હોય, તો આ દવા એક બેવાર લેવી.

**પ્લૅટીના**[3x]:—જ્યારે અંડાશયની જાગૃતિ કે ચંચળતાને લીધે કામાંધતા થઇ હોય, કે હિસ્ટીરીઆની અસર હોય, ત્યારે આ દવા અડધી અડધી કલાકે આપવી.

**કૉકા**[1x]:—આ દવા ચાર કલાકે સાત આઠ દિવસ સુધી આપવાથી સારો ફાયદો થાય છે.

એ સિવાય **આર્સેનિકમ, બૅલાડોના, ઇગ્નેશીઆ, મૅાસ્કસ, કૅન્થારીસ, નક્સવૉમિકા, સેબીના, ઝીન્કમ** વિગેરે દવાઓમાંથી જે યોગ્ય લાગે તે અપાય છે.

**અનુસંગી ઉપાય:**—સ્ત્રીએ પોતાનું લક્ષ સખત કામમાં રોકી રાખવું. નાનપણથી સ્ત્રીઓને મનોનિગ્રહની કેળવણી આપવી. એકાંતમાં નવરા બેસી રહેવાની ટેવ છોડી દેવી. નાટકની કે વિષય સંબંધી ચોપડીઓ વાંચવી નહિ. ગુંથણ કામ કરવામાં કે ગણિતના દાખલા ગણવામાં મનને રોકવું. સ્ત્રીઓ ધાર્મિક આચરણમાં મનોવૃત્તિ રાખે છે, તેમને આવી ઘેલછા ઓછી થતી જણાય છે. કાંઇ ત્વચારોગ હોય, કે ધાત જતી હોય, તો તેની દવા કરવી. બને ત્યાં સુધી કાંઇ પણ દવા વિના મનને કબજામાં લાવીને ભક્તિ, પરોપકાર, ઈત્યાદિ સત્કર્મો તરફ દોરવવું. લગભગ **બધા રોગો દવાના કરતાં દર્દીના મનોબળથી વધારે જલદી ને સારી રીતે મટી શકે છે;** અને સારી સોબતથી પણ તેવોજ ફાયદો થાય છે.

જો આંતરડામાં કૃમિ હોવાથી કે યોનિમાર્ગમાં પ્રદરની અસર હોવાથી એવી ધાત જતી હોય કે તેથી યોનિમાર્ગ વગેરે ભાગ દાહથી જાગૃત રહેતો હોય, તો તેનો ઇલાજ કરવો.

---

## મૂત્રમાર્ગના મુખ આગળ થતી ગ્રંથિ—મસો.

**Vascular Tumour of the Urethra.**

વૅસ્કયુલર ટયુમર્સ ઑફ ધ યુરીથ્રા.

આ ગ્રંથી મસાના જેવી પણ રંગે લાલચોળ હોય છે, અને તેનું કદ ટાંકણીના માથા જેવડું અગર તેથી મોટું છેક લીંબુ જેવડું થાય છે. તેવી ગ્રંથી ત્વચાની પાતળી પટ્ટીથી મૂત્રમાર્ગને ચોંટેલી હોય છે અને તેને અડવાથી ઘણું દર્દ થાય છે.

**કારણ:**—ઘણીવાર આનું કારણ બરાબર સમજાતું નથી. મૂત્રમાર્ગના મુખની અસ્વચ્છતાથી કે કાંઇ મંદ ને દીર્ઘ વરમથી તે થતી હશે એમ માની શકાય; તો પણ એકંદર ગ્રંથી થવાનાં જે કારણો આપ્યાં છે તે ઉપરથી કાંઇક અનુમાન થઇ શકે છે.

**ચિન્હ-લક્ષણ:**—પેશાબ કરવાની હાજત થોડી થોડી વારે થાય છે, પેશાબ ઉતરતી વખતે, ચાલતી વખતે, અને તે ભાગને કાંઈ અડવાથી પણ દર્દ થાય છે. પેશાબ થઇ રહ્યા પછી છેવટ જે થોડાંએક ટીંપાં પડે છે, તે વખતે ખાસકરીને દર્દ થાય છે, ને કેટલીકવાર તે ભાગમાં બહુ ચળ આવે છે, ચાંદીના કે પરમીઆના દર્દથી થતા આવા રોગોમાંથી આ દર્દને જુદું પારખી કાઢવાની જરૂર છે.

### ચિકિત્સા.

**થ્યુજા**[3x]થી [30]:—આ દવા લાંબા વખત સુધી ચલાવવાથી આવી ગ્રંથિ મટી શકે છે.

**યુકાલિપ્ટસ ગ્લૉબ્યુલસ**[3]:—આ દવાથી પણ કેટલીકવાર ફાયદો થાય છે.

**અનુસંગી ઉપાય:**—શસ્ત્રક્રિયાની જરૂર લાગે, તો ડાકટરની સલાહ લેવી, ને મટી શકે તેમ હોય, તો શસ્ત્રક્રિયા કરાવવી. તે પછી—

**થ્યુજા** લેવાથી ગ્રંથિ ફરીને થતી અટકે છે.

---

## વંધ્યત્વ-પ્રજા નહિ થવાનો રોગ-વાંઝીઆપણું.

( Sterility—સ્ટૅરીલીટી ).

શરૂઆતમાંજ કહેવું જોઇએ કે આ કાંઇ રોગ નથી, પણ ફક્ત બીજા રોગનું પરિણામ છે. જ્યારે કોઇને પ્રજા થતી નથી, ત્યારે તેનો દોષ માત્ર સ્ત્રી

ઉપર મુકવામાં આવે છે; પણ કેટલીકવાર એ દોષ પુરૂષને લીધે થયો હોય છે. આથી સ્ત્રીનું વંધ્યત્વ, અને પુરૂષના વીર્યની હીનતા એ બન્ને સાથે સાથે વિચારવાના વિષયો છે.

સ્ત્રીમાં વંધ્યત્વ શા શા કારણોથી, અને રોગોથી થાય છે તે આપણે પ્રથમ જોઇશું.

**કારણો**:--વીર્યને પુરૂષચિન્હમાંથી નીકળીને સ્ત્રીના ગર્ભાશયમાં દાખલ થવામાં તેમજ સ્ત્રીના પક્વ બીજ (ovum) ને અંડાશયમાંથી નીકળીને પુરૂષના આવેલા વીર્યને મળવાના રસ્તામાં કાંઇ પણ હરકત નડવાથી પ્રજોત્પત્તિ થઇ શકતી નથી. આવી હરકત ત્રણમાંથી એક રીતે ઉત્પન્ન થાય છે. (૧) **ઉત્પત્યવયવ**ની રચનામાં ખામી, તે અવયવોમાં રહેલ માર્ગનો અતિશય સંકોચ, અગર અતિશય ઢીલાપણું. (૨) **ઉત્પત્યવયવ**માંથી કુદરતી રીતે નીકળતા રસોમાં થયેલ બિગાડ (૩) કાંઇ શારીરિક વ્યાધિ અને બીજાં સાધારણ કારણો.

પહેલી જાતનાં કારણોમાં વખતે યોનિપટલ (hymen) હયાત હોય છે, અને તેથી બરાબર સમાગમ થઇ શકતો નથી. કોઇવાર યોનિમાર્ગ બહુ સંકુચિત હોય છે, તેથી સમાગમ થઇ શકતો નથી, અગર થાય છે તો વીર્ય તરત બહાર નીકળી જાય છે. ક્વચિત્ યોનિમાર્ગ બિલકુલ હોતો નથી, કે છેક નાનો હોય છે. કોઇવાર યોનીમુખ આગળ કે અંદર કાંઇ ગ્રંથિ હોય છે, યોનિલિંગ વૃદ્ધિ પામેલ હોય છે, કમળ કોઇવાર બહુ વૃદ્ધિ પામ્યું હોય છે, ગર્ભાશયમાં ગ્રંથિ કે મસા થયા હોય છે, ગર્ભાશય હરકોઇ રીતે પોતાના સ્થળેથી ફરી ગયું હોય છે, યોનિમુખ સ્પર્શાસહ્ય અને સંકુચિત થયું હોય છે, ગર્ભાશય કે અંડાશય હોતો નથી, અને હોય તો તે અપરિપક્વ હોય છે. કમળનું મુખ ઘણું નાનું કે સાંકડું હોય છે, ગર્ભાશયમાં દીર્ઘ વરમ રહેતો હોય ને તેથી ગર્ભાશયનું કદ વૃદ્ધિ પામ્યું હોય છે, યોનિમાર્ગ અસ્વાભાવિકરીતે લાંબો હોય, કમળનો દીર્ઘ વરમ થયો હોય, કમળ કાંઇ કારણથી કઠણ થઇ ગયું હોય છે, અગર ઉપર કહ્યા તેવા દોષ અંડાશયમાં હોય તો તેથી વીર્ય ગર્ભાશયમાં જવા પામતું નથી, અને જો તે જવા પામે છે, તો સ્ત્રીનું બીજ તેને મળી શકતું નથી.

પુરૂષનું વીર્ય અને સ્ત્રીનું બીજ બન્ને એકઠાં થવાં જોઈએ, એટલુંજ જરૂરનું નથી, પણ તે એકઠાં થાય, ત્યારે સજીવન એટલે ચૈતન્યવાળાં હોવાં જોઈએ. જ્યાંસુધી વીર્યને તથા સ્ત્રીના બીજને પસાર થવાના રસ્તામાં સ્વાભાવિક રસો ને ઉષ્ણતા હોય છે, ત્યાં સુધીજ તેઓ સજીવન રહે છે, પણ જ્યારે તે રસો એટલે કે યોનિમાર્ગમાં અને ગર્ભાશયમાં રહેલી સાધારણ ભીનાશ પોતાનો સ્વાભાવિક ગુણ છોડી દે છે, ત્યારે તેઓ મરણ પામે છે. યોનિમાર્ગની ધાત અમ્લ (acid) રહેવાને બદલે અતિઅમ્લ થાય, અગર થોડી રહેવાને બદલે વધારે થાય અથવા તેજ રીતે ગર્ભાશયની ધાત અમ્લ–વિરૂદ્ધ (alkaline) રહેવાને બદલે અતિ અમ્લ–વિરૂદ્ધ થાય, અગર પ્રમાણ કરતાં વધારે થાય, તો વીર્ય નાશ પામે છે, અગર તણાઈ જાય છે. આથી જણાશે કે **ધાતનો રોગ** એ પણ મોટું કારણ છે. વળી સંભોગ પછી ચંડા પાણીને યોનિમાર્ગમાં દાખલ કરવાથી પણ વીર્યનું ચૈતન્ય નાશ પામે છે; ગરમ પાણી વાપરવાથી પણ તેટલું નુકશાન થાય છે; માટે પ્રજોત્પત્તિ ઇચ્છનાર સ્ત્રીએ સંભોગ પછી તરત પોતાના અવયવોની બહાર કે અંદર કોઇપણ જાતનું પાણી અડાડવું નહિ. યોનિમાર્ગ ગર્ભાશયમાંનો રસ અતિ ચીકણો થવાથી, અગર લોહી કે પરૂ મિશ્રિત થવાથી પણ વીર્ય નાશ પામે છે, તથા તેમાંનાં સજીવન પરમાણુ આગળ જઇ શકતાં નથી.

શારીરિક વ્યાધિઓથી તથા બીજાં કેટલાંક કારણોથી ખાસ કરીને સ્ત્રીના બીજને નુકશાન થાય છે, અને તે બરાબર પક્વ નહિ હોવાથી, ગર્ભ બંધાતો નથી. નબળાઇ, રૂધીરનું ઓછાપણું અને તે બન્નેથી વિરૂદ્ધ સ્થિતિઓ, શરીરની અતિ ચંચળતા, તથા રૂધિરનું જાસ્તી હોવાપણું એ બન્નેથી ગર્ભ બંધાવામાં ખલેલ પહોંચે છે.

ડા. **માર્શલહોમ** કહે છે કે મી. સેડલરે એમ સિદ્ધ કરી બતાવ્યું છે કે શ્રીમંત લોકોની મૉજશૉખ ને ઍશઆરામની રૂઢીને લીધે પ્રજોત્પત્તિ ઓછી થાય છે. આપણે પણ જો જોઇશું તો આ સિદ્ધાંત સાચું ઠરાવનારા ઘણા દાખલા મળી આવશે.

જે સ્ત્રીઓનું શરીર ચરબીથી ફાલી જાય છે, તેઓને પણ ઘણીવાર છોકરાં થતાં નથી.

આર્ત્તવવિકાર એ કેટલીકવાર કારણભૂત હોય છે, પણ એવાએ દાખલા મળી શકે છે કે આર્ત્તવ

આવ્યાનાં કાંઈપણુ ચિન્હ વિના ગર્ભ ધારણુ થાય છે, અને ગર્ભ બંધાય છે, માટે આર્ત્તવ અનિયમિત હોય તે કાંઈ ખાસ કારણુ હોતું નથી; પણુ ઘણી વાર આર્ત્તવવિકાર ઉત્પન્ન કરનારાં જે કારણો હોય છે, તે વંધ્યત્વનાં કારણો થાય છે. પીડિતાર્ત્તવના રોગવાળી સ્ત્રીને વંધ્યત્વ થવાનો વધારે સંભવ છે.

**ચાંદી કે ઉપદંશનો રોગ** એ માતા કે પિતા એમાંથી ગમે તેનામાં હોય તો તેથી ગર્ભપાત થવાનો કે અધૂરે પડવાનો સંભવ છે, ને કેટલીકવાર તેને લીધેજ પ્રજોત્પત્તિ પણુ થતી નથી. ઘણીવાર એમ બને છે કે ગર્ભ બંધાય છે ખરો, પણુ એકાદ માસની અંદરજ તે નાશ પામીને રક્તસ્રાવ સાથે બહાર નીકળી જાય છે. **અર્બુદ** થવાથી પણુ ઘણીવાર પ્રજોત્પત્તિ થતી નથી.

એ સિવાય સ્ત્રીપુરૂષનો વખતો વખત થોડી થોડીવારને અંતરે સમાગમ થવાથી, સમાગમ પછી તુરત કપડાથી અંદરનો ભાગ લુછી નાંખવાથી, વખતો વખત વિષયસુખને અર્થે હસ્તક્રિયા કરવાથી, અયોગ્ય સમયે* સમાગમ કરવાથી, ને મળાશયના તથા મૂત્રાશયના દર્દથી પણુ વંધ્યત્વ પ્રાપ્ત થાય છે. આવું વંધ્યત્વ ઘણુંકરીને કાયમી હોતું નથી, પરંતુ થોડા વખત સુધીનુંજ હોય છે.

સ્ત્રીમાં વંધ્યત્વનાં કારણુ જો હોતાં નથી, તો કોઇવાર પ્રજા નહિ થવાનું કારણુ પુરૂષના વીર્યની હીનતા હોય છે. કયારેક પુરૂષ નપુંસક હોય છે, અને કોઇવાર તેના વીર્યોત્પાદક અવયવોમાંથી સ્વાભાવિક વીર્યને બદલે કાંઈ અસ્વાભાવિક રસ નીકળતો હોય છે. પુરૂષને શિશ્નનો કે વૃષણુનો કાંઇ રોગ થયો હોય તો તે રોગ રહે તેટલા વખત દર્મ્યાન તેનું વીર્ય ખરાબ થવાનો સંભવ છે, અને તેથી તે સમયે પ્રજોત્પત્તિ સાધારણુ રીતે બંધ રહે છે. અતિ સંભોગથી વીર્ય પાતળું પડી ગયું હોય અગર બહુ થોડું ઉત્પન્ન થતું હોય, ત્યારે ગર્ભ ધારણુ થવાનો સંભવ ઓછો રહે છે.

**અમુક સ્ત્રી વાંઝણી છે–તેને પ્રજોત્પત્તિ થશે કે નહિ** તેનો નિશ્ચય કરવા માટે તેની જીંદગીનો તેમજ તેના સગા વહાલાની જીંદગીનો તન્દુરસ્તી સંબંધી ઇતિહાસ જાણુવો જોઇએ, અને તે પછી તેના અવયવોની પરીક્ષા કરીને જોવું કે ઉપર બતાવેલ કારણોમાંથી કોઇપણુ તેનામાં છે કે કેમ; તે સાથે તેના ધણીનું શરીર તન્દુરસ્ત અને યોગ્ય છે કે કેમ તે પણુ તપાસવું જોઇએ.

વળી તે સ્ત્રીના પતિનું ઋતુદાન દીધા બાદ નિકળેલું વીર્ય એક સ્વચ્છ કાચની પ્યાલીમાં ઝીલી લેઇ ઢાંકી રાખી સૂક્ષ્મદર્શક યંત્રથી ખાસ પરીક્ષા માટે હુંશીઆર અને પ્રમાણિક ડાક્તરને ત્યાં મોકલી તે વીર્યમાં જીવંત બીજ (Spormatozoa) છે કે નહિ તે નક્કી કરાવવું જોઇએ.

વિલાયતમાં સંતાનને જન્મ દેતી સ્ત્રીને અમુક વખત પછી ગર્ભ પુનઃ રહે તો આ ઉપાય લેઈ ખાત્રી પૂર્વક નિશ્ચય કરે છે. આપણા દેશમાં દોરા, ચીઠી બંધાવી, મંત્રેલું પાણી પાઇ, માતા–દેવી વિગેરેની બાધા રખાવી ને નડતર વિગેરેના વિશ્વાસથી ભ્રમમાં નાંખી વખત ગુમાવી તેણીનો અવતાર બગાડે છે.

## ચિકિત્સા.

આ કાંઈ ખાસ દર્દ નથી, પણુ બીજા દર્દોનું પરિણામ છે, તેથી જે મૂળ દર્દ હોય, તેની દવા કરવાની જરૂર છે. જો સ્ત્રીના પતિમાં કાંઈ દોષ હોય, તો તેનો ઇલાજ કરવો જોઈએ, માત્ર એકના દોષથી વંધ્યત્વ થતું નથી.

સ્ત્રીને દવા આપવામાં એ ખાસ જોવાનું છે કે સ્ત્રીની પ્રકૃતિ ને શરીરનો બાંધો કઈ દવાને યોગ્ય છે; ને ઘણીવાર એવું બને છે કે જયારે કાંઈ દેખીતા દર્દ વિના, બાંધાને તથા પ્રકૃતિને માફક આવે, તેવી દવા લાંબા વખત સુધી આપવામાં આવે છે, ત્યારે સ્ત્રીનું વંધ્યત્વ દૂર થાય છે. **કૅલ્કેરીઆકાર્બ, પલ્સેટીલા, બૅલાડોના, ઇગ્નેશ્યા, આર્સેનિકમ, મર્ક્યુરીઅસ, પ્લૅટીના સેબીના, ફૅરમ, બોરાક્સ, કોનાઅમ, ફૉસ્ફરસ, નક્સવૉમિકા.** વગેરેમાંથી એકાદ જે દવા સ્ત્રીનાં એકંદર બધાં ચિન્હોને મળતી આવે તે આપવી. જો ધાત જતી હોય તો તે બંધ કરવાનો ઈલાજ કરવો. ઉત્પત્ત્યવયવનું જે કાંઇ દર્દ હોય તેનો ઉપચાર કરવો. **બોરાકસ**[3] ધાત બંધ કરીને વંધ્યત્વ મટાડવા અને **કોનાયમ** અંડાશયની ચંચળતા વધારવા માટે વખણુાય છે.

* ઋતુસ્રાવ પછીના દશ બાર દિવસમાં સ્ત્રી ગર્ભધારણુ કરવાને વધારે લાયક હોય છે, અને તેથી તેટલા દિવસને યોગ્ય સમય કહેવાય છે. આ સમયે કમળનું મુખ કાંઇક વિશેષ ખુલ્લું રહે છે.

## વાંઝીઆપણાની ખાસ ચિકિત્સા.

સ્ત્રીઓના ખાસ વ્યાધિયોના નામાંકિત ડા. **એલી-જોન્સ** ચિકિત્સક લખે છે કે ૫૦૫ દર્દીઓમાં ૩૪૩ ગર્ભાશયના નમન પતનના હોય છે અગર બધા નંબરમાં કે ગર્ભાશયના ખશી ગયેલા જોવામાં આવે છે. ત્રણ મુખ્ય રોગમાંથી આ રોગ થાય છે. જેમકે ગર્ભાશયનું બહાર પડવું, અગ્રનમન અથવા પશ્ચાતનમન આ રોગના આ ત્રણ રોગ કારણ છે માટે તેમની દવા કરવી અને કરમમાં હશે તો અગર માતાજી કરશે તો બચ્ચું થશે માટે તેના ઉપર આધાર રાખી બાધા આખડી આદિ ઉપર બેશી ન રહેવું.

જેનામાં દોષ હોય તે પરીક્ષા કરાવી સારા દાકતર પાસે દોષ દૂર કરાવવો.

પતિમાં દોષ હોય તો તેના દોષોની દવા કરાવવી અને આખરે સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારાએ પુરૂષના રેતસ ( Semen ) માં ગર્ભ રહે તેવા જંતુઓ જીવતા છે કે નહિ ( Spermatozoa ) તેની ખાત્રી કરાવવી. પછી સ્ત્રીના દોષ તરફ ધ્યાન આપવું. માત્ર પેસરીએ ( સ્ત્રીઓને પહેરવાના સંચા ) ઉપર એકલો આધાર રાખવો નહી. ૪૫ વર્ષની સ્ત્રીની ઉંમર થાય ત્યાં સુધી પુરૂષાર્થ કર્યા છતાં વાંઝીયાપણું ન જાય તો પછી તે સ્ત્રી માટે ઉદ્યમ છોડી દેવો.

કેટલીક સ્ત્રીઓમાં કુદરતી રીતે ઋતુદાન આપવાથી ગર્ભાધાન રહેતો નથી.

પશ્ચાત નમનમાં ગર્ભાધાન ન રહે તેને માટે પુરૂષ સ્ત્રીઓના સમાગમ ઉલટ પાલટ બદલીને ઋતુ દાન આપવાથી સ્ત્રી ગર્ભવંતી થવાનો સંભવ વધારેછે.

અગ્ર નમનમાં બન્ને જણા ઉભા રહીને સમાગમ કરે તો ગર્ભવંતી થતી વધારે દર્દીઓ જાણવામાં આવેલ છે.

ગર્ભાશયની ગ્રીવા સખત થઇને જાડી થાય તો ગર્ભ રહેતો નથી; કારણ કે સ્ત્રીના ગર્ભના બીજ પુરૂષબીજ સાથે મળીને પાકયા સિવાય ગર્ભાશયમાંથી છટકી જાય છે. આવા કારણથી વંઝાદોષ હોય તો તેને માટે ઑરમમ્યુરીઆટીકમનેટમ ૩× નું ચુર્ણ Double Chloride of Gold and sodium એ નામની દવાના ત્રણ ત્રણ ગ્રેઇન્સ ખાધા પછી એક કલાકે લેવાથી આરામ થાય છે. આથી તે કઠણ ગર્ભાશયની ગ્રીવા નરમ થાય છે, શક્તિ આવે છે, ક્ષુધા પ્રદિપ્ત થાય છે અને બે ત્રણ માસમાં ઘણી વખત ધારેલો ફાયદો થાય છે. અને બળકને જન્મ દેતી બીજી સ્ત્રીઓની માફક ગર્ભવંતી થવાથી પોતાના પતિનો સારો પ્યાર મેળવે છે. કઠણ ગર્ભાશયને સ્થાનિક દવા લગાડવા માટે સરખા ભાગે ઇકથીઑલ અને ગ્લીસરીન મિશ્રિત કરી રૂનું પુમડું બાર બાર કલાકે ગર્ભાશયને લગાડી મૂકવું. જે સ્ત્રીઓને ગર્ભાશયના મુખમાંથી અને યોનિદ્વારાએ બળતી ધાત નીકળતી હોય, દુખતું હોય, છોલાયું હોય અને દુખતા અટકાવમાંથી પડ નિકળતાં હોય તો દિવસમાં ત્રણ વખત ત્રણ ત્રણ ઘઉંભાર ટંકણખાર આપવો. દોરી બાંધેલ રૂનું પુમડું ગ્લીસરીનમાં બોળી બોરીક ઍસીડમાં લપેટી યોનિમાં મૂકી ગર્ભાશયના મુખમાં મુકવું અને ૨૪ કલાક પછી નવું પુમડું તેજ પ્રમાણે તૈયાર કરી મુકવું. ટંકણખારનો ઉપયોગ કર્યાથી સ્ત્રીઓને ગર્ભ રહી જાય છે અને પાછળથી સુવાવડો સહેલાઇથી–દુઃખ પામ્યા વગર થાય છે. બળતો, ગંધાતો પ્રદર યોનિમાંથી નિકળવાથી પુરૂષના બીજને મારી નાંખે છે અને તેથી સ્ત્રીને ગર્ભ રહેતો નથી અને આ દોષ યોનિમાં બાઇ કાર્બોનેટ ઑફ સોડા વીસ ગ્રેઇન્સ અને ગ્લીસરીન એક ઔંસમાં મેળવી તે મિશ્રિત પ્રવાહીમાં રૂનું પુમડું બોળી યોનિમાં મુકવાથી આ દોષ દૂર થાય છે.

આ પુમડાને દોરી બાંધી યોનિમાં ગર્ભાશય આગળ બરાબર બપોર પછી મૂકી બીજા દિવસના સવાર સુધી મૂકી રાખવું પછી તે દોરી ખેંચી તે પુમડું કાઢી નાંખવું અને પછી ઋતુદાન આપવું જેથી ઘણી વખત વંઝયા સ્ત્રી ગર્ભવંતી થાય છે. કેટલીક સ્ત્રીઓને મદનછત્રમાં અતિશય ચળ આવવાથી ગર્ભાશયની ગ્રીવામાંથી એક જાતનો પ્રવાહી નીકળે છે જેથી સ્ત્રીઓને હાથરસ કરવાનું ઘણી વખત મન થાય છે. આવી સ્ત્રીઓની યોનિની પરીક્ષા કરતાં તે ભાગમાં ચમક થઇ આવે તો તે મટાડવા પ્લૅટીના નામની દવા અકસીર છે.

આ દવાની દર બે કલાકે ત્રણ ટીકડીઓ આપવી. જે સ્ત્રીઓમાં ઋતુદાન લેવાની ઇચ્છા મંદ પડી જવાથી સંસર્ગ કરવાનું મન ન થાય અને કંટાળો આવતો હોય અગર અતિશય મજુરી કર્યાથી અગર કંટાળો આવવાથી ઇચ્છા થતી ન હોય તો ખાધા પછી ૨૦ ટીંપાં કેટલાક દિવસ સુધી સૅાપાલ્મ મેટોનો ફ્લુઇડ એક સ્ટાક આપવો. આથી શકિત આવી સમાગમ

કરવાની ઇચ્છા પ્રદિપ્ત થાય છે અને ટુંક સમયમાં ગર્ભ રહી જાય છે. જેમ જેમ ઇચ્છા વધારે તેમ તેમ ગર્ભ રહેવાનો વધારે સંભવ છે. જે સ્ત્રીઓ ગર્ભવંતી થવા ઇચ્છા રાખતી હોય તેવી સ્ત્રીઓએ અટકાવના છેલ્લા દિવસે ઋતુદાન લેવું અગર અટકાવ બંધ થયા પછી ત્રીજે પાંચમે અથવા સાતમે દિવસે પતિ સાથ સમાગમ કરવો. વળી મધુપ્રમેહ, ગર્ભાશયના મુખની ચાંદી, ફાઇબ્રોઇડ જાતની ગર્ભાશયની ગાંઠો અને ગર્ભાશયનું મોટું થવું આટલા દોષથી પણ ગર્ભ રહેતો નથી માટે તેમને લાગુ પડતી ચિકિત્સા કરવી. ડૉ. જોન્સ વળી લખે છે કે બ્લ્યાડોનાનો અર્ક લાંબા વખત સુધી ચાર વખત થઈને વીસ ટીંપાં દરરોજ આપવાથી ગર્ભાશય નરમ અને મૃદુ થતાં ગર્ભ રહે છે.

**અનુસંગી ઉપાયઃ**—સ્ત્રીની શારીરિક શક્તિ પ્રજોત્પત્તિને માટે સારી હોવી જોઇએ. જો સ્ત્રી દુર્બળ ને ફિકરમંદ રહેતી હોય, તો તેનામાં શક્તિ આવે અને આનંદ વધે તે માટે પૌષ્ટિક ખોરાક, બની શકે તેવી હલકી અંગ-કસરત, ખુશકારક હવાપાણી મકાન બાગ બગીચા આહાર વિહાર ઇત્યાદિની જરૂર છે. એથી ઊલટું બહુ લોહિયાળ પ્રકૃતિ હોય, તો હલકો ખોરાક, ઠંડા પદાર્થોનું સેવન, નિયમિત અંગ-કસરત અને શીતળતાવાળી આબહવા ઇત્યાદિની જરૂર છે. પુરૂષનો અતિશય સમાગમ પ્રજોત્પત્તિને હાનિ કરે છે. સમાગમમાં ઓછામાં ઓછા એક દિવસના અંતરથી આઠ દિવસ સુધીનો અંતર પ્રજોત્પત્તિ માટે જરૂરનો છે. એથી વધારે ટુંકો અંતર થવાથી સ્ત્રી તથા પુરૂષ બન્નેના અવયવોમાં બિગાડ થાય છે, અને જેમ જેમ મનુષ્યો વિષયને એક શારીરિક સુખના સાધન તરીકે ભોગવવામાં પોતાની શક્તિ વાપરે છે, તેમ તેમ પ્રજોત્પત્તિ ઓછી થાય છે. વિષયભોગને માત્ર અમુક નિમેલે વખતેજ કરવાની ધાર્મિક ક્રિયા ગણનારા હાલ ઘણાજ થોડા છે.

---

## સ્તનનું અર્બુદ.

( Mammary Scirrhus-મૅમરી સીર્હસ. ).

સ્ત્રીને યુવસ્થા પ્રાપ્ત થયા પછી અર્બુદનો વ્યાધિ સ્તન ઉપર પણ થાય છે, અને કઠણુ અર્બુદની જાત સ્ત્રીના બીજા કોઇ સ્થળના કરતાં સ્તન ઉપર વિશેષ થાય છે.

**પ્રકારઃ**—અગર જો કે આ અર્બુદ કઠણુ પ્રકારનું હોય છે તોપણુ તેના ત્રણુ પેટાવિભાગ કરવાની જરૂર છે; (૧) કેવળ કઠણુ અર્બુદ, (૨) રસોળી સાથેનું કઠણુ અર્બુદ; (૩) પ્રસરતું કઠણુ અર્બુદ.

**કારણઃ**-(એકંદરે અર્બુદ થવાનાં કારણો જુવો.) મોટી ઉમરે પહોંચેલ અને નબળા તથા દુબળા શરીરવાળી સ્ત્રીઓને થાય છે. સ્તન ઉપર વાગવાથી કોઇવાર અર્બુદ નીપજે છે.

**ચિન્હ-લક્ષણઃ**-કેવળ કઠણુ અર્બુદ (Scirrhus proper ) હોય તો સ્તનની ત્વચાની નીચે કઠણુ ગ્રંથિ થાય છે, તે શરૂઆતમાં હલાવવાથી છુટી હાલે છે, પણુ આગળ જતાં છાતીના સ્નાયુ ( pectoralis ) ને અને ઉપરની ત્વચાને ચોંટી જાય છે. તથા દાબતાં દબાતી નથી. તેને લીધે સ્તનમાં ખાડો પડયો લાગે છે, અને સખત ભાલો ભોંકયાના જેવું દર્દ થાય છે. આ ગાંઠ કાં તો ધીમે ધીમે શોષાઇ જાય છે, ને કાં તો તે ઉપર ક્ષત પડે છે.

જ્યારે રસોળીની સાથે અર્બુદ (Cysto-scirrhus) થાય છે, ત્યારે કઠણુ તળીઆવાળી એક ગ્રંથિ થાય છે, ને તેમાં રસોળીઓ થઇ આવે છે. કઠણુ અર્બુદનું આ એક જુદું રૂપ લાગે છે.

પ્રસરતું અર્બુદ થાય છે, ત્યારે સ્તનનો પિંડ તથા આસપાસની ત્વચા એ બન્ને સપડાય છે, અને સ્તનને તથા આસપાસની ત્વચાને જાણે કે કાંઇ લોઢાની પાટીથી સજડ કરી દીધાં હોય તેમ તે ભાગ સઘળો કઠણુ અને સજડ થઇ જાય છે; પછી ધીમે ધીમે આસપાસની વધારે ને વધારે ત્વચા તેની માફક કઠણુ અને સજડ થતી જાય છે. એમ કરતાં છાતીની સઘળી ત્વચાની એ હાલત થાય છે, અને પછવાડે વાંસાની ત્વચાનો પણુ વારો આવે છે.

હરકોઇ પ્રકારનું અર્બુદ હોય તેથી થોડું ઘણું દર્દ થયાવિના રહેતું નથી. અર્બુદને લીધે કોઇ કોઇ વાર હાથમાં પણુ દર્દ થાય છે, અને હાથ સુજી આવે છે. કેટલીકવાર અર્બુદની ગાંઠ ઘણા વખત સુધી ફુટયાવિના રહે છે, ને કેટલીકવાર તે થોડા દિવસમાં ફુટે છે. સ્તન ઉપર કાંઈ વાગવાથી કે દબાણુ થવાથી તે ઘણુંકરીને ફુટે છે. અર્બુદને લીધે સ્ત્રીનો ચ્હેરો ચિંતાતુર, અને ફિક્કો થઇ જાય છે, તેની ત્વચા જરા પીળાશ પડતી થાય છે, અને તેનું શરીર નબળું થઈ જાય છે.

અર્બુદના જેવી સ્તનમાં બીજી ગ્રંથિઓ પણ થાય છે, પણ તેથી બહુ નુકશાન થવાની ધાસ્તી નથી. આવી ગ્રંથિઓ સ્તનથી છુટી અને હાલતી જણાય છે, તેની આસપાસ તાંતણાની ઝુડી (Fibrous Capsule) હોય છે.

## ચિકિત્સા.

શસ્ત્રક્રિયાથી આ અર્બુદને મટાડે છે, પરંતુ હોમીઓપૅથી કુદરતી રીતે એવું સારૂં કામ કરે છે કે તેથી અર્બુદ વધતું અટકે છે, અને જો લાંબા વખત સુધી ચલાવવામાં આવે, તો અર્બુદ મટી પણ જાય છે, જો અર્બુદ જલદી ફેલાતું હોય, તો હોમીઓપૅથીને વળગી રહેવાની જરૂર નથી.

**હાઇડ્રાસ્ટીસ કૅનાડેન્સીસ**[3]થી [30]:—અંશની આ દવા અર્બુદ મટાડવા માટે બહુ પ્રખ્યાત છે; જો એકાદ અંશ માફક ન આવે, તો બીજા કોઇ અંશની દવા આપવા માંડવી; અને તે સાથે દુખાવો મટાડવા માટે આ દવાના મધર ટીંકચરનાં વીશ ટીંપાં સવાશેર પાણીમાં નાખીને બહારથી લગાડવાં. દવા ઓછામાં ઓછા બે માસ સુધી લેવાની જરૂર છે. જો બે મહિનામાં ફેર જણાય તો તે ચાલુ રાખવી, અને ન જણાય તો શસ્ત્રક્રિયા કરાવવી.

**આર્સેનિકમ**[6]:—દાહવાળો દુખાવો મટાડવા આ દવા અપાય છે.

**અનુસંગી ઉપાયઃ**—ક્લૉરાઇડ ઑફ ઝીન્ક લગાડીને અર્બુદને બાળવાથી કેટલીકવાર સારો ફાયદો થાય છે, પ્રોફેસર રોન્જનનાં વીજળીક કિરણોથી અર્બુદનો નાશ થાય છે, માટે તેનો ઉપયોગ કરવો. શસ્ત્રક્રિયાની જરૂર હોય, તો તેમ કરવું.

---

## ગુદાસ્થિનો દુખાવો-શૂળ.

( Coccygodynia-કૉક્સીગોડીનિયા. )

ઘણી વખત સ્ત્રીઓનું ગુદાસ્થિ દુખે છે, અને તેઓ મુંગે મોઢે સહન કરે છે; પણ તેનો ઉપાય કરતી નથી, તેમ તેનું કારણ શોધતી નથી.

**કારણઃ**—ગુદાસ્થિ દુખવાનું કારણ તે અસ્થિને થયેલી ઇજા કે કાંઇ જફા હોય છે. આ ઈજા ઘણું કરીને પ્રસવ વખતે થઇ હોય છે, કોઈવાર તે અસ્થિ ઉપર કાંઇ વાગ્યું હોય છે, અગર સ્ત્રી પડી થઇ હોય છે, તેથી ગુદાસ્થિ દુખે છે.

**ચિન્હઃ**—ગુદાસ્થિ દુખે છે, ત્યારે કેવી લાગણી થાય છે, તે ઘણી સ્ત્રીઓને માલુમ હશે. આ દુખાવો કોઇને સતત રહ્યા કરે છે, ને કોઇને બેઠા પછી ઉભા થતાં જણાય છે. કેટલીકવાર દસ્ત ઉતારતી વખતે પણ ગુદાસ્થિમાં દર્દ થાય છે. અગર તે હાડકાને કોઇ જાતનું દબાણ થાય તો પીડા થાય છે.

## ચિકિત્સા.

**આર્નિકા**[3]:—પ્રસવ વખતે આ અસ્થિને ઘણો ધક્કો પહોંચેલ હોય તેવા કારણથી જો દુખાવો થયો હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી. ગુદાસ્થિને કાંઇ વાગ્યું હોય કે ઇજા થઈ હોય, તો પણ એજ દવા ઉપયોગી છે.

**રસટૉક્સઃ**—જો સંધીવાની અસર હોય કે કાંઈ લચક લાગી હોય, તો આ દવા આપવી.

**ફૉસ્ફરસ**[3]:—જો કાંઇ ઇજા થઇ ન હોય, પરંતુ અતિશય વિષયભોગથી દુખાવો થયો હોય, તો આ દવાની જરૂર છે.

**લૅચૅસીસ**[3]:—સુતા પછી બેઠા થતાં જો દુખાવો જણાતો હોય તો આ દવાથી ફાયદો થાય છે.

**ઍન્ટીમોનીઅમ ટાર્ટરીકમ**[6]:—ગુદાસ્થિને જાણે કાંઈ મોટો બોજો લગાડયો હોય એમ લાગતું હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**સીલીશયા**[6]:—અડવાથી દુખતું હોય, તો આ દવા જરૂરની છે.

**કુલી બાઈક્રોમીઅમ**[3x]:—બેસવાથી દુખતું હોય, ને ચાલવાથી કે દાબવાથી દુખાવો ઓછો થતો હોય, તો આ દવાના બે ગ્રેઈન્સ છ છ કલાકે આપવા.

**કૉસ્ટીકમ**[6]:—ગુદાસ્થિમાં જાણે છોલાયું હોય એવું દર્દ લાગતું હોય, તો આ દવા આઠ આઠ કલાકે આપવાથી ઠીક થાય છે.

**અનુસંગી ઉપાયઃ**—આ દર્દ અંદર અસ્થિમાં માત્ર દુખાવો હોય છે, કાંઈ અસ્થિ ભાંગી ગયું હોતું નથી; માટે થોડો શેક કરવો. ટરપેન્ટાઇન, કપૂરનું તેલ ચોળવું ને થોડા દિવસ આરામ લેવો. કૉડલીવર તેલ ચોળવું, અને તો તે થોડા રોજ પીવું. પહેલાં ગરમ ને પછી થંડા પાણીમાં એમ ક્રમ પ્રમાણે ટબમાં બેસીને રોજ નહાવું. બહુ દર્દ હોય, તો ત્વચામાં મોર્ફીયાની પિચકારી મારવી ઈત્યાદિ ઉપાય કરવા.

---

## ઋતુકાળ સમાપ્ત થતી વખતે જણાતાં દર્દો.

Cessation of the menses-Change of Life Climacteric Period.

(Menopause or Critical Age).

( મીનોપૉઝ અથવા ક્રિટિકલ એજ ).

જે વયમાં સ્ત્રીઓને રજોદર્શન થાય છે, અને તેઓ પ્રજોત્પત્તિને યોગ્ય રહે છે તે વયને **ઋતુકાળ** કહે છે. સાધારણ રીતે ચૌદ વર્ષથી ચાળીશ કે પીસ્તાળીશ વર્ષ સુધીની ઉમ્મરએ સ્ત્રીઓનો રૂતુકાળ ગણી શકાય; તોપણ સ્ત્રીઓમાં આ વિષે ઘણીવાર તફાવત જોવામાં આવે છે. જે સ્ત્રીઓને નાનપણથી રજોદર્શન થયું હોય, થોડા થોડા વખતને અંતરે પાંચ છ બાળક અવતર્યાં હોય, ને પછી પોતાના શરીરની બરાબર સંભાળ રાખતી ન હોય, અગર તો તેમને નબળાઈ થાય તેવો કાંઇ દીર્ઘરોગ લાગુ પડયો હોય તે સ્ત્રીઓની શક્તિ વહેલી ખૂટી જાય છે, અને ઋતુકાળ જલદી પૂરો થઇ જવાથી અટકાવ આવતો બંધ પડે છે.

જે સ્ત્રીઓને રજોદર્શન મોડું શરૂ થાય છે,: તે પછી દરેક ઋતુસ્રાવ લગભગ નિયમિત રીતે આવ્યા કરે છે, અતિસંભોગથી કે કાંઇ ગુહ્યાવયવના દીર્ઘ વ્યાધિથી જેની શકિતનો વ્યય થઈ જતો નથી, અને કુદરતીરીતે જેનો બાંધો સારો હોય છે, તે સ્ત્રીઓને ઋતુકાળ લાંબી મુદત સુધી રહે છે,

જ્યાંસુધી ઋતુકાળ સંપૂર્ણ થવાને સ્ત્રીની ઉમ્મર અને દેખાવ યોગ્ય ન હોય ત્યાં સુધીમાં રજોદર્શન બંધ થાય તો એકદમ એવું અનુમાન કરવું નહિ કે હવે તો તે વૃદ્ધ થઇ છે એટલે ઋતુસ્રાવ નહિ થાય; પણ તેની તબીઅત સુધારવાનો પ્રયત્ન કરવો અને તેણીએ પોતાની જીંદગી કેવી રીતે પસાર કરી છે, તે ઇતિહાસ મેળવીને પછી અનુમાન કરવું કે હવે તેણીનો અંડાશય અંડને પરિપકવ કરવાને યોગ્ય રહ્યો હશે કે નહિં.

જ્યારે ઋતુકાળ પૂરો થવા આવે છે, ત્યારે કેટલીક સ્ત્રીઓને રજોદર્શનના સ્રાવ એકદમ થાય છે, અને કેટલીક સ્ત્રીઓને ઘણાં દર્દો વેઠવાં પડે છે, કમભાગ્યે આ દેશમાં ઘણી સ્ત્રીઓ આ દર્દો થવાનાં કારણ સમજતી નથી અને ઘણીવાર કશી દવા પણ કરાવતી નથી; કોઇવાર અભણ સુયાણીઓની તેઓ સલાહ લેછે, પણ તેથી તેઓનું દુઃખ ટળતું નથી. આ વખતે જે દર્દો થાય છે, તે તરફ સ્ત્રીઓએ પૂરતું ધ્યાન આપવું જોઇએ અને તેના ઇલાજ કરવા જોઇએ, કેમકે તેમ નહિ કરવાથી આગળ જતાં તેમનું જીવન તેમને કંટાળા ભરેલું થાય છે, ને વૃદ્ધાવસ્થામાં એકદમ નબળાઇ વધતી જાય છે.

જ્યારે સ્ત્રીઓનો ઋતુકાળ પૂરો થાય છે ત્યારે તેમના શરીરમાં તેઓ જાણે કે નવી જીંદગી શરૂ કરતી હોય તેવા ફેરફારો થાય છે. કેટલીક સ્ત્રીઓને જે રોગો હોય છે, તે આ વખતે મટી જાય છે અને કેટલીક સ્ત્રીઓને નવા રોગો થાય છે. આ નવા રોગોને જલદી દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ, નહિ તો તેની નવી જીંદગી એ દુઃખી જીંદગી થઈ પડે છે.

**ચિન્હ ને પરિણામઃ**--જ્યારે ઋતુકાળ કાંઈપણ માઠા પરિણામ વિના બંધ થવાનો હોય છે, ત્યારે રજોદર્શન વધારે અને વધારે અંતરે થાય છે, અને તે વખતે વહેતો રક્તપ્રવાહ પણ કમી થતો જાય છે; તોપણ જુદી જુદી સ્ત્રીઓને કેટલાંક ખાસ ચિન્હો થાય છે. જે સ્ત્રીઓનું શરીર રૂષ્ટપુષ્ટ ને લોહીઆળ હોય છે, તે સ્ત્રીઓને રક્તસંચય (congestion) થી થતી બીમારી થાય છે, તેઓના ચ્હેરા અને ભેજા ઉપર લોહીનો જોસ થાય છે, શરીરની ગરમી વધે છે, ગર્ભાશયમાંથી લોહી વધે છે, ધાત જાય છે અને વખતે ઝાડા પણ થઈ આવે છે. જે સ્ત્રીઓના શરીરમાં લોહી ઓછું હોય છે, અને શરીરનો બાંધો નબળો હોય છે, તે સ્ત્રીઓના મોં ઉપર હાડકાં ને ખાડા દેખાય છે, ગાલ બેસી જાય છે, ચામડી શ્યામવર્ણી એટલે કાળાશ પડતી લીલી થાય છે, નાડ નબળી હોય છે, ને નબળાઇનાં બીજાં ચિન્હો પણ જણાય છે. જે સ્ત્રીઓ પોચા સ્વભાવની ( nervous ) હોય છે, તેઓનો સ્વભાવ ચિંતાતુર થાય છે, તેઓની આંખ ફરતાં કાળાં કુંડાળાં પડે છે, અને તેઓ જાણે કાંઇ ભયમાં હોય તેવો તેમનો ચ્હેરો થાય છે, ચ્હેરા ઉપર પરશેવો આવે છે, અને કોઇ કોઇને તો હિસ્ટીરીઆ થાય છે.

આ વખતે કોઇ કોઈ સ્ત્રીના ઉપલા હોઠ ઉપર અને દાઢી ઉપર વાળ ઉગે છે, અને કોઇ કોઇ સ્ત્રીનું શરીર વધારે ગરમ રહેવા લાગે છે. કોઇવાર ઋતુકાળ બંધ થતો હોય તેથી નાકમાંથી, ફેફસા-

**માંથી, અર્શમાંથી કે પેશાબમાંથી લોહી** પડે **છે, વખતે ગર્ભાશયમાંથી પણ રક્તસ્રાવ થાય છે; ક્ષય,** ઝાડો, **અજીર્ણ, હિસ્ટીરીઆ, મદનોન્માદ, ગર્ભાશયનાં ક્ષત તેમજ મસા, અને ગર્ભાશય, સ્તન વગેરેમાં અર્બુદ** પણ થાય છે.

જ્યારે આમાંનું કોઇપણ ચિન્હ દેખાવા લાગે અને તેને માટે બીજું કાંઇ કારણ ન લાગતું હોય ત્યારે સ્ત્રીના શરીરમાં કુદરતી ફેરફારો થવા લાગ્યા છે અને તેની જીંદગીજ બદલાઇ ( change of life ) જવાની છે એમ અનુમાન થાય છે. આ વખતે કુદરત શરીરમાં ઘણા ફેરફારો કરે છે અને તેથી જ્યારે તેની ચંચળતા શરીરમાં સ્પષ્ટ જણાતી હોય ત્યારે જો હોમીઓપૅથીની દવાઓ આપવામાં આવે, તો કુદરતની તેને એવી તો સારી મદદ મળે છે, કે તેવી મદદ બીજી વખતે મળી શકે નહી. સ્ત્રીના અંગમાં રહેલ જે વ્યાધીઓ આ વખત સુધી મટી શકયા ન હોય તે અત્યારે થોડી મહેનતે મટી શકે છે. એથી ઉલટું જે રોગો અદ્યાપિ તે સ્ત્રી ઉપર ફાવી શકયા હોતા નથી, તે અત્યારે જલદી ફાવી શકે છે. આથી એ સિદ્ધાંતને મજબુતી મળે છે કે શરીરની અંદરના ફેરફારોની ચંચળતા જ્યારે પ્રબળ હોય છે ત્યારે તે ફેરફારોને જે તરફ ઉત્તેજન મળે છે, તે તરફ તે જોર બતાવે છે.

---

## ઋતુકાળ સંપૂર્ણ થતી વખતે અને ત્યાર પછી જણાતાં દર્દોની ચિકિત્સા.

જો લોહીનો જોસ જુદા જુદા ભાગમાં વર્તાય, તો **ગ્લૅનૉઇન, સીપીઆ, સલ્ફર કે યુસ્ટીલેગો** એમાંથી જે યોગ્ય લાગે તે આપવું.

જો ગર્ભાશયમાંથી લોહી વહે, ધાત જાય, કે ઝાડા થઇ આવે, તો **એલો, એપોસાયનમ કેન્નાબીનમ, આર્જેન્ટમ મ્યુરીઆટીકમ કૅલ્કેરીઆ-કાર્બ, ફૅરમ, યુસ્ટીલેગો,** અથવા વિન્કામાઇનોર (ત્વચારોગ સાથે હોય તો) આપવું. જો રક્તસ્રાવ વખતે ગર્ભાશયમાં ને યોનિમાર્ગમાં અંગારા મુકવા જેવો દાહ લાગે ને સ્ત્રી બહુ અશક્ત હોય, તો **આર્સેનિકમ આલ્બમ**[૩x] ત્રણ ત્રણ કલાકે આપવું.

જો સ્ત્રીઓના મોં ઉપર હાડકાં ને ખાડા દેખાય, હિસ્ટીરીઆની અસર હોય, સ્વભાવ પોચો હોય, શરીરના જુદા જુદા ભાગ ખોટા પડી જતા લાગતા હોય, દસ્ત કબજ રહેતો હોય, ગળામાં કાંઇ ગોળો ભરાઇ આવ્યા જેવું લાગતું હોય, તો **ઇગ્નેશ્યા**[૩] ૭ ૭ કલાકે આપવું.

જો સ્ત્રી બેચેન રહેતી હોય, જીવ ઉંડો ઉતરતો હોય, ઉંઘ ન આવતી હોય, ને ચ્હેરો શોકાતુર લાગતો હોય, તો **ઍકટીઆ રેસીમોસા**[૩] ચાર ચાર કલાકે આપવું.

જો ઉંઘમાંથી જાગ્યા પછી દર્દનું જોર વધારે લાગતું હોય, શરીર ઉપર કપડાનો ભાર ખમી શકાતો ન હોય, જીવ ઉદાસ રહેતો હોય, સ્વભાવ ચીડીઓ થઈ ગયો હોય, દમ ચઢતો હોય ને માથાના તાળવામાં અગન થતી હોય તો **લેચેસીસ**[૬] ૭ ૭ કલાકે આપવું.

જો ધાત જતી હોય, તે સાથે કેડમાં દુખાવો રહેતો હોય, દર્દીનું શરીર શ્યામવર્ણનું હોય, અને ત્વચા પાતળી ને નાજુક હોય, તો **સેપીઆ**[૬] ૭ ૭ કલાકે આપવું.

જો ક્ષુધા મંદ પડી ગઇ હોય, યકૃતમાં પિત્તનો જમાવ લાગતો હોય, સવારમાં ઉઠતાં મોંઢામાં પિત્તની છારી રહેતી હોય, તો **કાલીકાર્બોનેટ**[૬] ૭ ૭ કલાકે આપવું.

જો હિસ્ટીરીઆની અસર બહુ હોય, સ્વભાવ ઘણોજ ચીડીઓ હોય, જીવ બહુ ઉદાસ રહેતો હોય, ગળામાં કાંઇ ગોળો ભરાઈ આવ્યો હોય એમ લાગતું હોય, ને નિદ્રા ન આવતી હોય, તો **વેલેરીઅન**[૩] ૭ ૭ કલાકે આપવું.

આ સિવાય બીજા વ્યાધિઓને માટે તેના વ્યાધિ પ્રકરણમાં જોવું.

**અનુસંગી ઉપાયઃ**—સ્ત્રીની એકંદર તન્દુરસ્તી જાળવવાના સઘળા ઉપાય કરવા, પૌષ્ટિક ખોરાક આપવો, પગે શરદી લાગે નહિ તેમ કરવું, યોગ્ય અંગકસરત કરવી અને જરૂર પડે તો હવા ફેર કરવી.

---

## ગર્ભાધાન સમયે થતા રોગો.

( Disorders of Pregnancy–ડીઝઑર્ડર્સ ઑફ ધ પ્રૅગનન્સી. )

ગર્ભાધાનને લીધે સ્ત્રીના મજ્જાતંતુઓ ઉપર ઘણો બોજો આવી પડે છે અને તે બોજો ઉઠાવવા તેણી શક્તિવાન થાય તે માટે કુદરતી રીતે તેના મજ્જા-

તંતુઓની શક્તિ વધે છે, તોપણ મજ્જતંતુઓ જે જે સ્થળે ફેલાયલ છે, તેમાંના એકાદ સ્થળે ઘણીવાર **સમક્ષોભ*** (sympathetic irritation) થયા વિના રહેતો નથી, સમક્ષોભને લીધે ઉલટી, એચેની વગેરે ચિન્હો થાય છે.

આ સિવાય ગર્ભાશય મોટો અને વજનદાર થવાથી પેટના બીજા અવયવો ઉપર દબાણ થાય છે, અને તેને લીધે પણ કેટલાંક લક્ષણો ઉત્પન્ન થાય છે. કોઇ કોઇવાર સ્ત્રીના **રૂધિરમાં કેટલાક ફેરફાર** થયા હોય છે, અને તેથી કેટલાંક ચિન્હો પેદા થાય છે. આ ત્રણ કારણોની સાથે જ્યારે પોતાના **બાંધાની નબળાઇ, અને વારસામાં ઉતરેલા દોષો** ભળે છે, ત્યારે ગર્ભાધાન સમયે થતા લગભગ સઘળા રોગોનો ખુલાસો મળે છે. કોઈ કોઈ વખત સ્ત્રીના ઉત્પત્યવયવમાં કાંઇ **ખામી** હોય છે, તે આ વખતે પ્રદર્શિત થાય છે.

ગર્ભાધાન સમયે થતા રોગોને માટે દવા લેવી ન જોઇએ અગર તો કંઇ ઉપાય કરવો ન જોઇએ એ વ્હેમ ખોટો અને નુકશાનકારક છે. આપણી પ્રજા નબળી થવાનાં કારણોમાં આ એક મોટું કારણ છે. શરીરમાં જન્મથી ( predisposition to disease ) વ્યાધિને લાયક કરનારા દોષો રહ્યા હોય છે, તે સઘળા આ વખતે પોતાનું બળ બતાવીને ફાવી જવા પ્રયત્ન કરે છે; કુદરત સ્વાભાવિક રીતેજ વધારે જોરથી કામ કરે છે. તે વખતે જો યોગ્ય હોમીઓપૅથીની દવા આપવામાં આવે, અગર જે જે રસાયનીક ક્ષારો શરીરમાંથી ખૂટતા જણાય તે તે જલદી પૂરા પાડવામાં આવે, તો કોઇ રોગ ફાવી શકતો નથી.

જો હોમીઓપૅથીની અને બાયોકૅમીસ્ટ્રીની દવાઓ બરાબર સમજીને આપવામાં આવે તો હાલમાં ગર્ભાધાનની સ્થિતિ બચ્ચાંને તથા માને જેટલી નુકશાનકારક થઇ પડે છે તેટલી નુકશાનકારક થવાને બદલે એક સુખદાયક અને હિતકર સ્થિતિ થઇ પડે. માનો જીવ બચાવવાને કેટલીકવાર જાણી જોઇને ગર્ભપાત કરવો પડે છે, તેવું કૃત્ય પણ આ દવાઓની મદદથી અટકાવી શકાય છે; અને આ વખતે દવા લેવાથી નાનપણમાંથી લાગુ પડેલા કેટલાક દીર્ઘ રોગો એવી રીતે નાશ પામે છે કે તે ફરીથી કદી થતા નથી.

ગર્ભાધાન દર્મ્યાન જો સ્ત્રીની તબીયત સુધારવામાં આવે, તો પ્રસવ વખતે અને પછી તેને હેરાન થવું પડતું નથી, અને સુવાવડમાં થતી આંચકી, ઉન્માદ, અતિ રક્તસ્રાવ, નબળાઇ, ઇત્યાદિથી તે મુક્ત રહે છે.

ગર્ભાધાન સમયે થતા રોગોના મુખ્ય પાંચ ભાગ થઇ શકે છે. (૧) **પાચન કરનાર, રસોત્પાદક, અને મળમૂત્રનો ત્યાગ કરનાર અવયવોના રોગ.** (૨) **રૂધિર ફેરવનાર અને શ્વાસોશ્વાસ ચલાવનાર અવયવોના વ્યાધિઓ.** (૩) **ગર્ભાશય અને તેનાં ઉપાંગનાં દર્દો.** (૪) **હાથપગ જેવા હલનચલનના અવયવો તથા ગતિતંતુના રોગો.** (૫) **મગજની લાગણીઓ અને વિકાર સંબંધી ન્યૂનાધિકતા, તથા મગજના રોગો.**

## (૧) પાચનક્રિયા સંબંધી અનિયમિતતા.

કેટલીક સ્ત્રીઓને **જમવાની રૂચિ થતી નથી;** આવો ખોરાકનો અણગમો ગર્ભાધાનની શરૂઆતમાં વિશેષ થતો જોવામાં આવે છે; કોઇને કોઇ અમુક જાતનો ખોરાક ભાવતો નથી, ને કોઇને બિલકુલ અનાજ ભાવતું નથી. કોઇને ચાક, કોયલા, તીખાં, મીઠું, ભુતડો, રાખ, ધૂળ, લીંબુ વગેરે **ન ખાવા લાયક વસ્તુઓ ખાવા તરફ મન થાય છે,** અને એવા અનેક ડોળા થાય છે. કેટલીક સ્ત્રીઓ **ઘણું ખાય છે, તોપણ ધરાતી નથી.** ઘણી સ્ત્રીઓને ગર્ભાધાનની શરૂઆતથી સવારે ઉઠતાં **મૉળ આવવા માંડે છે, અને ઉલટી થાય છે;** આ મૉળ અને ઉલટી જે સ્ત્રીને થતી હોય છે, તેને ઘણું કરીને વખતો વખત તેજ રીતે થાય છે, અને તેથી ગર્ભાધાનનો તે સહેલાઇથી નિશ્ચય કરી શકે છે. કોઇને બહુ હુબકા આવે છે, ને કોઇને થોડા આવે છે. કોઇને જમ્યા પછી ઉલટી થાય છે, ને કોઇને તો પેટમાં કશું રહી શકતું નથી; તેણી કાંઇ ખાય કે પીએ એટલે તુરત ઉલટી થઇ જાય છે; આથી તેણીને તેમજ ગર્ભને પોષણ મળી શકતું નથી. કેટલીક સ્ત્રીઓ એકવાર ઉલટી કર્યા પછી જમી શકે છે અને અનાજ પેટમાં રહી શકે છે. આ ઉલટી સાથે કોઈ સ્ત્રીના **પીપડીના પ્રદેશમાં** (in the

* **સમક્ષોભઃ**-ક્ષોભના જેટલો, અગર જેવો ક્ષોભ, એક સ્થળે થયેલા ક્ષોભને લીધે બીજે સ્થળે થયેલો ક્ષોભ; ક્ષોભ એટલે ચંચળતામાં થયેલો વધારો, તે શબ્દ **ક્ષુભ્** = હલાવવું, આકુળ વ્યાકુળ કરવું ( to agitate ) એ ક્રિયાપદ પરથી થયેલ નામ છે.

epigastrium) **ઘણો દુખાવો** ઉપડે છે; ને તે દાબવાથી વધે છે. આવા દર્દવાળી સ્ત્રીઓની પ્રકૃતિ જન્મથી દૂષિત અને ક્ષય, કંઠમાળ ત્વચા રોગ ઇત્યાદિને લાયક (psoric) હોય છે.

**ઉલટીનું પરિણામઃ**—એકાદ બે વાર રોજ ઉલટી થતી હોય, તેથી પરિણામ ઘણીવાર માઠું આવતું નથી, પણ વધારે વાર ઉલટી થવાથી તેણીનું શરીર ક્ષીણ થાય છે, અને ગર્ભને પોષણ મળતું નથી. તેથી જે બાળક અવતરે છે, તે નબળું ને નિર્માલ્ય હોય છે. સ્ત્રીને કોઇવાર પેશાબમાં આલ્બ્યુમીન જવાનો રોગ થાય છે, અને કેટલાક રક્ત વિકારનું મૂળ રોપાય છે.

**ઉલટીનાં બહારનાં કારણોઃ**—કોઈ સ્ત્રી અમુક દેખાવ જુએ, અગર અમુક ખોરાકની ચીજ જુવે તો તેને ઉલટી થાય છે, કોઇને કાંઈ વાસ આવવાથી ઉલટી થાય છે, કોઇને વહાણ કે ગાડીમાં બેસવાથી ઉલટી થાય છે, ઇત્યાદિ કારણોથી ઉલટી થાય, ત્યારે પણ યોગ્ય ઇલાજ કરવો જોઇએ. આવી ઉલટી થોડો વખત રહે છે.

કેટલીકવાર ગર્ભ ધારણ થયા પછી સ્ત્રીને **પેટમાં ખટાસ** લાગે છે, અને **છાતીમાં કાંઇ બળતું હોય** એમ લાગે છે; કોઈવાર ચોથો માસ બેઠા પછી સ્ત્રીને એવી લાગણી થવા લાગે છે. કોઇને ગળામાં કાંઇ બળતું હોય એમ લાગે છે. કોઇ કોઇ સ્ત્રીને **ઘચરકાજ** આવે છે, તો કોઇને **ઓડકાર** આવે છે.

ગર્ભાધાનને લીધે આંતરડા ઉપર ઘણી વખત સ્પષ્ટ અસર થયા વિના રહેતી નથી, અને જે સ્ત્રીઓ હમેશાં ફક્ત બેસીનેજ વખત ગાળે છે, ને કાંઇ ઉદ્યમ કરતી નથી, તથા જે સ્ત્રીઓને ઝાડાની કબજીઅતનો વ્યાધિ થયો હોય છે, તે સ્ત્રીઓને આ વખતે વધારે હેરાન થવું પડે છે. ગૃહસ્થ કે ગરીબ ગમે તેવી સ્થિતિની સ્ત્રી યોગ્ય અંગકસરત વિના માત્ર મગજની મહેનત લઇને બેઠાં બેઠાં દિવસ ગાળે તો તે તન્દુરસ્તીને કેટલું નુકશાનકારક છે, તે ગર્ભાધાન અને પ્રસવ વખતે ઘણી સારી રીતે જણાઇ આવે છે. દસ્ત બરોબર વખતે અને જોઇએ તેવો પકવ થઇને ઉતરવાને બદલે ઘણીવાર **ઝાડાની કબજીઅત** થાય છે. આ અડચણ યોગ્ય કસરતથી પણ થોડી ઘણી દૂર થાય છે. કેટલીકવાર ઝાડો અપક્વને લીધે સફેદ ઉતરે છે. કેટલીક સ્ત્રીઓને આ વખતે હરસનો રોગ જણાય છે.

જેમ ઝાડો કબજ રહે છે, તેમ કોઈ કોઈવાર **ઝાડો થઇ આવે છે.** તે સાથે કાંઈ દુખાવો હોતો નથી. ક્યારેક મરડાના જેવો દુખાવો થઇને ઝાડો આવ્યા કરે છે. મળાશયમાં રહેલ શ્લેષ્મપડમાં કેટલીકવાર છિદ્ર (fissure) પડયું હોય છે, અને તેથી દસ્ત ઉતરતી વખતે ઘણું દર્દ થાય છે. હરસમાં અને આ છિદ્રમાં તફાવત હોય છે, માટે તેની ખાત્રી કરવી, અને શસ્ત્રક્રિયાથી તે રંધ્ર બંધ કરવા પ્રયત્ન કરવો નહિ; કેમકે હોમીઓપૅથીની દવાથી તે મટી શકે છે.

**પાચનક્રિયાના તથા આંતરડાના દર્દ માટે અનુસંગી ઉપાય**—જે ખોરાક સગર્ભા સ્ત્રીને સારી રીતે પચે, અને જેનાથી કાંઈ નુકશાન થાય નહિ તે ખોરાક આપવો, એ માટે તેની રૂચિ શું ખાવાની છે, તે જોવું; જે ખોરાક તેને ભાવે છે, તે ઘણું કરીને તેના પેટમાં રહે છે, ને ઉલટી થતી નથી. કેટલીકવાર અમુક ખોરાકથીજ અજીર્ણ ઓડકાર વગેરે થાય છે, તો તે ખોરાક બંધ કરવો. દવામાં પણ એવુંજ બને છે, કે અમુક દવાથી તેણીને આ વખતે સૌથી વિશેષ ફાયદો થાય છે, માટે સ્ત્રીને જે અનુકૂળ થઇ પડે તેજ દવા (individual specific) તેણીને આપવી. આંતરડાની અડચણ માટે હરવા ફરવાની ટેવ રાખવી, અને પેટને તથા પગને શર્દી લાગવા દેવી નહિ; સગર્ભા સ્ત્રીએ પત્થરની છો ઉપર બેસવું, કે ઉઘાડે પગે ફરવું નહિ, પેટ ઉપર 'ફલાટીનનું કપડું' રાખવું; બને તો ચણીઓ અને કબજો બન્ને ગરમ કપડાના કરાવીને પહેરી રાખવા. ઝાડો થઈ આવ્યો હોય તો સ્ત્રીએ બિછાનામાંજ સુઈ રહેવું, અને ઝાડો પણ સુતાં સુતાંજ કાંઇ તેને યોગ્ય ઠામમાં કાઢવો. વખતો વખત બેઠા થવાથી અશક્તિ વધારે આવે છે, ગર્ભને નુકશાન પહોંચે છે, તથા ઝાડો જલદી મટતો નથી. ઝાડો ઉતરતો ન હોય તો કદી રેચ લેવો નહિ, પણ જરૂર પડે તો પિચકારીથી ઝાડો ઉતારવો.

### થુંકનો વધારો.

ગર્ભાધાનના પહેલા બે ત્રણ મહિનામાં **થુંક વધારે નીકળે છે.** જ્યારે થુંક ઘણું વહે છે, ત્યારે તેથી નબળાઇ વધતી જાય છે, માટે ઉપાય લેવાની

જરૂર પડે છે. કોઇ કોઇ સ્ત્રીને ગર્ભાધાનની બધી મુદ્દત દર્મ્યાન થુંક વિશેષ નીકળે છે. આ થુંકને કોઇ ગ્રાહી (astringent) દવાથી એકદમ બંધ કરવું જોઇએ નહિ, પણ હોમીઓપૅથીની કે જીવન-રસાયનની દવાથી ધીમેધીમે તેને બંધ પાડવું જોઇએ. એકદમ બંધ કરવાથી કોઇવાર માથા ઉપર લોહીનું જોર અને કોઇવાર છાતીમાં મુંઝવણ થઈ આવે છે. કેટલીક સગર્ભા સ્ત્રીના **મોંઢામાંથી લોહી નીકળે છે.**

## ગર્ભાધાન સમયે થતા વ્યાધિઓની ચિકિત્સા.

**(૧) પાચન ક્રિયા સંબંધી:—**

જો **દાંત દુખવા** માંડે તો **મેગ્નીસીઅમ કાર્બ**[6] બે બે કલાકે અગર **સેપીઆ**[6] બે બે કલાકે; તે સાથે જો દાંતમાં સડો હોય, તો **ક્રીઓસોટ**[6] બે બે કલાકે આપવું.

જો **થુંક બહુ** આવે, તો **જેબોરેન્ડી**[3x] અથવા **સલ્ફર**[3] અથવા **મર્ક્યુરીઅસ સોલ્યુબીલીસ**[6] ચાર ચાર કલાકે આપવું.

જો **ચાક ખાવા** તરફ વૃત્તિ જતી હોય, તો **કૅલ્કેરીઆ કાર્બ**[6], **કોલસા ખાવા** તરફ વૃત્તિ જતી હોય, તો **કાર્બો વેજીટેબીલીસ**[6], **સુકો મેવો**, કે સુકો ખોરાક લેવા તરફ વૃત્તિ જતી હોય, તો **એલ્યુમીના**[6], [30] ચાર ચાર કલાકે આપવું.

જો **ખટાસ** થઈ આવતી હોય ને છાતીમાં દાહ લાગે તો **કૅલ્કેરીઆ કાર્બ**[6] ચાર ચાર કલાકે આપવું, જો ખટાસ વિના દાહ લાગતો હોય, તો **પલ્સેટીલા**[3] અને **કૅપ્સીકમ**[3] ત્રણ ત્રણ કે ચાર ચાર કલાકે આપવું.

જો સ્ત્રી બહુ નબળી હોય, ને તૃષા લાગતી હોય પણ પાણી પેટમાં ટકતું ન હોય તો **આર્સેનિકમ**[3x] ચાર ચાર કલાકે દેવું.

જો સવારમાં ઉઠતી વખતે **મૉળ આવે**, જીભ સફેદ અને ભીની લાગે, તો **પલ્સેટીલા**[3] બે બે કલાકે આપવું, જીભ તપખીરીઆ રંગની લાગે અને સ્ત્રી દુબળી ને કાળારંગની હોય, તો **નક્સવૉમિકા**[3] બે બે કલાકે આપવું.

જો ખોરાક લીધા પછી તરતજ **ઉબકો આવે**, તો **ઇપીકાકયુઆના**[3] અગર **નક્સવૉમિકા**[1] બે બે કલાકે આપવું.

જો માત્ર સૂગથી કે એવા કારણથી ઉલટી થતી હોય, તો **એપોમોર્ફિયા**[3] અથવા **ક્રીઓસોટ**[3] બે બે કલાકે આપવું.

જો **ઉલટી ઘણીજ સખત** હોય, સ્ત્રી મરણ તુલ્ય થઈ જતી હોય, અને બિલકુલ ખોરાક પેટમાં ટકતો ન હોય, તો **સીમ્ફોરી કાર્પસ રેસીમોસસ**[3] થી [200] જે સ્નોબેરી નામના ફળમાંથી બને છે તે બે બે કલાકે આપવાથી સારો ફાયદો થાય છે.

જો આખો **દિવસ ને રાત મૉળ** આવતી હોય, પરંતુ ઉલટી થતી ન હોય, તો **ટૅબેકમ**[3] બે બે કલાકે આપવું. જો મૉળની સાથે ઉલટી થાય, તો **પેટ્રોલ્યમ**[3] બે બે કલાકે આપવું.

જો પેટમાં **વાયુ બહુ** જણાય, તો **કૅલ્કેરીઆ ફ્લ્યુઑર**[3x]ના ચાર ગ્રેઈન્સથી છ ગ્રેઈન્સ સુધી આઠ આઠ કલાકે આપવા.

**દસ્ત કબજ** રહેતો હોય, તો **કોલીન્સોનીઅમ**[1x] થી [30] ત્રણ ત્રણ કલાકે આપવું.

**ઝાડા** થઈ આવે, અને રાતના વખતે વધારે જવું પડે તો **પલ્સેટીલા**[3], અને બેચેનીની સાથે શરીર દુબળું પડતું જાય, તો **ફૉસ્ફૉરીક ઍસીડ**[1] નાં બે ટીપાં ચાર ચાર કલાકે આપવાં.

જો **ઉધરસ** જોરથી આવે ને છાતી ભીંસાતી લાગે, તો **નક્સવૉમિકા**, માત્ર સવારમાં ઉધરસ આવે તો **બ્રાયોનીઆ**[3] અને જો ખાલી ઉધરસ આવે, અને તે સાથે પેશાપ વહી જાય, તો **કોસ્ટીકમ**[6] બે બે કલાકે આપવું.

જો **છાતીમાં થડકારો** ઉપડે તે સાથે નબળાઇ લાગે અને સ્ત્રી દારૂ જેવા કેફી કે માદક પદાર્થોનું સેવન કરતી હોય, તો **સ્પાઇજેલીઆ**[1] ચાર ચાર કલાકે આપવું. અજીર્ણથી થડકારો થઈ આવ્યો હોય, અને ઝાડો ઢીલો આવતો હોય તો **પલ્સેટીલા**[3] બે બે કલાકે આપવું.

જો સ્ત્રીના **સ્તનમાં દુખાવો** થઇ આવતો હોય, તો **કોનાયમ**[3] અગર **બ્રાયોનીઆ**[3] બે બે કલાકે આપવું.

જો પીઠમાં કે **કમ્મરમાં દુખાવો** જણાતો હોય, અને જાંઘમાં ખેંચ કર્યાની માફક દર્દ લાગતું હોય, તો **કાલ્કી કાર્બોનેટ**[6] ચાર ચાર કલાકે, અને જો કમ્મરના દુખાવાથી સ્ત્રી ચાલી શકતી ન હોય ને

લંગડાતી હોય, તો **બેલીસ**[3x] થી [30] સુધી ચાર ચાર કલાકે આપવું.

જો પેડુમાં **ખોટી ચુંક** કે વેણ આવતી હોય, તો **સીકેલી**[3] અથવા **કૉલૉફાઇલમ**[3] બે બે કલાકે આપવું.

જો **હાથે પગે ગોટલા** ચડતા હોય, તો **વીરેટ્રમ આલ્બમ**[3] અથવા **નક્સવૉમિકા**[3] બે બે કલાકે આપવું.

જો **સ્વભાવ** બહુ ચીડીઓ થયો હોય, અગર ઉદાસીનતા રહેતી હોય, તો **એકટીઆ રેસીમોસા**[3] અથવા હઠીલાઈ હોય, તો **કૅમોમીલા**[6] અથવા જાણે તાવ આવ્યો હોય તેમ લાગે ને નિદ્રા ન આવે, તો **ઍકોનાઇટ**[3] ત્રણ ત્રણ કે બે બે કલાકે આપવું.

જો યોનિમાર્ગમાં બહુ ચળ આવે, તો **ઍમ્બ્રા**[6] ચાર ચાર કલાકે આપવું.

આ સિવાય બીજા જે વ્યાધિ જણાય, તે માટે તે વ્યાધિની નીચે આપેલી દવા લેવી.

**અનુસંગી ઉપાયઃ**—દસ્ત સાફ આવે અને ગર્ભાશય ઉપર દબાણ ન થાય, તેવી ગોઠવણ રાખવી. સ્ત્રીના સ્તનને જેમ બને તેમ થોડા છેડવા. જેઓનો ગર્ભાશય બહુજ નબળો હોય, અને નજીવા કારણથી ઉશ્કેરાતો હોય, તેઓએ પુરૂષનો સમાગમ બંધ કરવો. પેશાબને રોકી રાખવો નહિ. ઉલટી થાય, તો પણ ઉલટી થયા પછી તરતજ પસંદ પડે તેવો ખોરાક લેવો. કદી ભૂખ વેઠવી નહિ. દુધનો ખોરાક વિશેષ લેવો. અશક્ત સ્ત્રીઓએ માલ્ટાઇન ને કૉડલીવર લેવું. ખોરાક એક વખતે ઘણો અને વજનદાર લેવો નહિ. ગરમ મસાલા થોડા ખાવા. દિવસમાં ચાર પાંચ વખત પુષ્ટિકારક ખોરાક લેવો. અતિ શ્રમ, કુદવું, દોડવું, ફિકર-ચિંતા, કલેશ, ઇત્યાદિ તજવાં. આરામ-ખુરસીમાં બને તેટલો વખત બેસવું. સાધારણ ખુરસી તેમને માટે બહુ યોગ્ય નથી. ખુલ્લી હવામાં હલકી કસરત કરવી. ઉલટી બહુ થાય, તો બરફના કકડા ગળાવવા અગર દુધ ને બરફ મેળવીને થોડે થોડે પીવા આપવું. કોઇ જગ્યાએથી રક્તસ્રાવ ચાલે, તો પણ પ્રથમ બરફ લગાડવો, અને પછી દવા શરૂ કરવી. જ્યારે ગર્ભના પડનું જલંદર થઇ આવે, ત્યારે કોઇ ડૉક્ટરની સલાહ લેવી અને તે પડને ફોડવું ઘટે તો ફોડવું. શરીરમાં જુદે જુદે સ્થળે દુખાવા માટે ધીમે ધીમે અંગમર્દન કરવું. કૉડલીવર તેલ જરૂર લાગે તો ચોળવું. દુખાવા ઉપર બનતાં સુધી ક્ષોભક દવા લગાડવી નહિ. ચિત્તભ્રમ થઈ આવે, તો તેને શાંત કરવું. જે કારણ મળી આવે તે દૂર કરવું અને હુશિયાર સારવાર કરનારના હાથ નીચે તેણીને મુકવી.

## (૨) પેશાબ સંબંધી હરકતો ને વ્યાધિઓ.

(The Urinary derangement)

જેમ ગર્ભ મોટો થતો જાય છે, તેમ મૂત્રાશય ઉપર દબાણ વધતું જાય છે, આથી તેમાં પેશાબ થોડો રહી શકે છે, એટલે સ્ત્રીને **વખતો વખત પેશાબની હાજત** થાય છે, કોઇવાર પેશાબનાં માત્ર **થોડાંક ટીપાંજ** પડે છે, અને તે પણ **દર્દ થઇને** પડે છે. ક્યારેક **પેશાબ બંધ** થાય છે. આ થવાનું કારણ ગર્ભાશયનું પોતાને સ્થળેથી ફરી જવાપણું હોય છે.

ગર્ભાધાનના પાછલા દિવસોમાં કેટલીકવાર **પેશાબ ટપકી જાય છે, ને આલ્બ્યુ મીન્યુરીઆ** એટલે પેશાબમાં આલ્બ્યુમેન જવાનો રોગ પણ સગર્ભા સ્ત્રીઓને તે વખતે થઇ આવે છે. કોઇવાર તે થોડા દિવસ રહીને દૂર થાય છે, અને કોઇવાર તે પ્રસવ સુધી ચાલ્યા કરે છે. આ રોગને લીધે સ્ત્રીને સોજા ચડે છે. આલ્બ્યુમીન્યુરીઆ થવાનું કારણ શિરાઓ ઉપર ગર્ભાશયનું થતું દબાણ હોય છે, પણ કેટલીકવાર માત્ર શરીરની દૂષિત પ્રકૃતિ (dyscrasia) હોય છે, અને તે પ્રકૃતિને મટાડનાર હોમીઓપેથીની દવા આપવાથી તે રોગ મટે છે. આ રોગથી સ્ત્રીને પ્રસવ વખતે બહુ દુઃખી થવું પડે છે.

આલ્બ્યુમીન્યુરીઆના દર્દ સાથે કેટલીકવાર પેશાબનું તત્વ "યુરીઆ" લોહીથી છુટું પડીને પેશાબ સાથે ઉતરવાને બદલે લોહીમાંજ ભરેલું રહે છે તેથી યુરીમીઆનો રક્તવિકાર થાય છે; આ રક્તવિકાર પહેલવહેલો ગર્ભ રહ્યો હોય ત્યારે વિશેષ થાય છે; અને તેને લીધે ગર્ભપાત થવાનો સંભવ રહે છે.

## (૩) રૂધિર સંબંધી રોગો.

Plethora, Hydrœmia, Anœmia &c.

પ્લેથોરા, હાઇડ્રીમિયા એનીમિયા.

કોઈવાર શરીરમાં લોહી જોઇએ તે કરતાં વધારે

થઇ જાય છે; ત્યારે કાનમાં ભણભણાટ થાય છે, ચ્હેરો લાલ થઇ આવે છે, શરીર આખું ગરમ થાય છે, માથું ભારે રહે છે, તથા નાડ ભરેલી અને જોરવાળી હોય છે; મૂળ લોહી ઘણું કરીને વધવાને બદલે તેમાં પાણીનો ભાગ વિશેષ થયો હોય છે, અને તેથી એવાં ચિન્હો થાય છે. કેટલીકવાર શરીરમાંથી લોહી ઘટી ગયું હોય છે, અને તેથી સ્ત્રી ઘણી અશક્ત તથા કૃશ થઈ જાય છે. આમ થવાનું કારણ અરૂચિ ને ઉલટી હોય છે. સ્ત્રીની નબળાઈ વધતી જાય છે, અને પ્રસવનો ધક્કો લાગવાથી વખતે તે એટલી બધી નંખાઇ જાય છે કે તેનો દેહ નભી શકતો નથી. નબળાઇથી કોઈ સ્ત્રીના નાકમાંથી અગર તો હરકોઈ બીજા અવયવમાંથી લોહી પડે છે.

સોજા ચડવાનું દર્દ ગર્ભ ધારણ થયા પછી માત્ર ગર્ભને લીધે અગર તો રક્તાશય, ગુરદા કે યકૃતના વ્યાધિને લીધે થઈ આવે છે. સોજા પહેલાં પગે ચડે છે, પછી તે ઉપર ચડતા જાય છે. ગર્ભના સાતમા આઠમા ને નવમા મહિનામાં સોજા વિશેષ ચડતા જણાય છે તે સાથે શિરાઓ પણ કાળી ને સ્પષ્ટ રીતે તરી આવેલી જણાય છે. કોઇ વાર સોજા બહુ ચડે છે, ત્યારે ચામડી રતવાના જેવી રાતી થઇ આવે છે. કેટલીકવાર યોનિ ઉપર સોજો ચડે છે; ત્યારે પગે ને સાથળે પણ સોજા હોય છે, તેને લીધે વખતે સ્ત્રી પડખાભર સુઇ શકતી નથી. આવી સ્થિતિમાં પ્રસવ થાય તો બહુ મુશ્કેલી વેઠવી પડે છે. પગે સોજા ચડયા પછી (Anasarca–એનાસાર્કા) કોઈ વાર આખા શરીરે સોજા–થોથર ચડે છે. ગર્ભાધાનના પાચમે કે છઠ્ઠે મહિને કોઇ કોઇ સ્ત્રીને પેટનું જલંદર થઇ આવે છે, તેને લીધે શ્વાસ પૂરો લેવાતો નથી, સ્ત્રીથી સુઇ પણ શકાતું નથી, ઉંઘ આવતી નથી, માથું દુખે છે, તૃષા લાગે છે, કશું ખાઇ શકાતું નથી, ને વારંવાર મૂર્છા આવ્યા જેવું થાય છે.

સોજા ચડયા વિના પણ પગની શિરાઓ કેટલીક વખત જાડી થઇને ફુલી આવે છે, અને દાબ્યેથી દુખે છે. આવે સમયે સ્ત્રીના રક્તાશયની સ્થિતિ જોવાની જરૂર રહે છે; જો રક્તાશય નબળું હોય તો તે મજબુત થાય એવા ઈલાજ લેવા. રક્તાશય બહુ નબળું હોય, તો પ્રસવનો ધક્કો કોઈવાર તેનાથી સહન થઇ શકતો નથી.

## (૪) શ્વાસોચ્છ્વાસ સંબંધી રોગો.

### ઉધરસ– Cough–કૉફ.

ઉધરસ કાં તો ગર્ભાધાનના પહેલા ત્રણ ચાર મહિનામાં થાય છે, અને કાં તો પાછલા મહિનામાં થાય છે. ઉધરસ, વારંવાર થોડી થોડી આવે છે, અને કોઇવાર બળખો નીકળે છે. કોઈવાર ઉધરસ સાથે સળેખમ પણ થાય છે. કોઇ સ્ત્રીને જ્ઞાનતંતુમાં બિગાડ થવાથી મોટી ઉધરસના (whooping cough) જેવી ખાંસી આવે છે. આ વખતે છાતીની પરીક્ષા કરીને નિર્ણય કરવો જોઇએ કે તે સ્ત્રીને ક્ષય લાગુ પડે છે કે કેમ? કોઇવાર ઉધરસ આવવાને બદલે બબે દિવસે સ્ત્રીને ટાઢ આવે છે, પણ તાવ ભરાતો નથી, અને તેમાંથી ક્ષય લાગુ પડી જાય છે.

### શ્વાસનો રોગ–છાતીની મુંઝવણ.

(Dyspnoea–ડીસ્પ્નીઆ.)

સગર્ભા સ્ત્રી જ્યારે શ્વાસ પૂરેપૂરો લઈ શકતી નથી, ત્યારે તેને મુંઝવણ લાગે છે, શ્વાસ બહુ ઉતાવળો ચાલે છે, તેણી હાંફતી હોય એમ લાગે છે, અને તેણીને ચેન પડતું નથી, આનું કારણ લોહીની ન્યૂનતા હોય છે. જે સ્ત્રીઓની છાતી સાંકડી, નબળી અને દમિયલના જેવી હોય છે, તેમને આ ઉપાધિ ઘણી વખત થાય છે. અને ઘણીવાર છાતીમાં થડકારો પણ થાય છે.

## (૫) ગર્ભાશય તથા તેના ઉપાંગનાં દર્દો.

### Disorders of the Uterus & its appendages.

ગર્ભ રહ્યા પછી ગર્ભાશયને દરેક પ્રકારની લાગણી વધારે થાય છે; ઘણીવાર પહેલાં ત્રણ માસ વીત્યા પછી ગર્ભાશયમાં વખતો વખત દુખાવો જણાય છે; કોઈવાર તે દુખાવો ચૂંક જેવો સખત થાય છે; કોઇ સ્ત્રીનો ગર્ભાશય એટલો તો નાજુક હોય છે, કે ગર્ભ અંદર ફરે તેથી પણ તેમાં દુખાવો લાગે છે.

ગર્ભાશયનું અધ:પતન થયા પછી પણ ગર્ભાધાન થઈ શકે છે, પણ ઘણીવાર તેથી ગર્ભપાત થવાનો સંભવ રહે છે. એ વાત એક બાજુ ઉપર રાખીએ, તોપણ ગર્ભાધાન થયા પછી પણ ગર્ભાશયની સ્થિતિ અને સ્થળ બદલાય છે. ગર્ભ સહિત ગર્ભાશય નીચો આવે છે, આગળ વળે છે કે પાછળ નમે છે, ને ગર્ભાશયના સ્થળાંતરના વિષયમાં આપેલ

દરેક જાતનો ફેરફાર થવા પામે છે. સગર્ભાવસ્થામાં ઘણી બારીકાઇ ને ચાતુર્યથી સ્ત્રીના અવયવોની પરીક્ષા કરવી જોઇએ; કેમકે તે વખતે સ્થળાંતરનો નિર્ણય કરવો એ ઘણી મુશ્કેલીનું કામ છે માટે ઉપાય કરતી વખતે પણ સાવચેતી રાખવી.

### ગર્ભાધાન સમયે જતી ધાત.

સગર્ભા સ્ત્રીઓ કે જેને પહેલાં ધાત જવાનો રોગ હોય છે, તેવી સ્ત્રીઓને આ વખતે પણ ધાત જવા લાગે છે. ધાત સંબંધી વધારે જાત જવાના વિષયમાં લખ્યું છે; પરંતુ અહિં એટલું કહેવું જોઇએ કે સગર્ભા સ્થિતિમાં જે ધાત જાય તેનું ઓષડ ન કરાય તેવો ખોટો વ્હેમ રાખીને દવા કર્યા વિના રહેવું નહિ; કેમકે તેથી તે સ્ત્રી તથા ગર્ભ બન્ને નબળાં થઇ જાય છે.

કોઇવાર ગર્ભાશયમાંથી કેવળ પાણી જેવી નીતરી ધાત જાય છે; (hydrorrhoea) પણ તેથી એમ ન ધારવું કે અંદરના પડ તુટવાથી ગર્ભની થેલીમાંથી એ રસ આવતો હશે. આવી ધાત જાય ત્યારે અંદર તપાસ કરવી ને જોવું કે પ્રસવનો વખત નજીક આવ્યો છે કે કેમ ? વેણુ અગર તો બીજાં કોઈ પ્રસવનાં ચિન્હો હોય તો તપાસ કરવી, અને પછી યોગ્ય ઇલાજ કરવો. પ્રસવના વખતવિના પણ વખતો વખત એવી ધાત જાય છે.

### ગર્ભના પડનું જલંદર.

(Dropsy of the Amnion.)

ગર્ભના પડનું જલંદર સાધારણ રીતે તીક્ષ્ણરૂપે થોડા વખતમાં થઈ આવે છે, અને તે સાથે ઘણું કરીને પેટનું જલંદર પણ હોય છે, સ્વાભાવિક રીતે ગર્ભના પડની અંદર ગર્ભના રક્ષણ અર્થે ત્રણ શેર કે ચાર શેર પ્રવાહી હોય છે, પણ જ્યારે જલંદરનો રોગ થાય છે, ત્યારે તેની અંદરથી દશ કે પંદર શેર પ્રવાહી નીકળે છે. જલંદરને લીધે જ્યારે સ્ત્રીને પાંચ કે છ માસનો ગર્ભ થાય છે, ત્યારે પણ નવ માસના જેવડો ગર્ભ અને પેટની વૃદ્ધિ લાગે છે; ગર્ભાશયનો આકાર ગોળ દડા જેવો થાય છે, પગે સોજા હોતા નથી, પેશાબ બરાબર ઉતરે છે, ગર્ભ અંદર બહુ ધીમેથી ફરકતો લાગે છે; આવા જલંદરને લીધે સ્ત્રી બરાબર શ્વાસ લઈ શકતી નથી, મુંઝાય છે, લોહીપણ જોઇએ તેવું ફરતું નથી; અને તૃષા બહુ થોડી લાગે છે.

પરિણામ:—ગર્ભને યોગ્ય પોષણ મળતું નથી; કોઇવાર બહુ પ્રવાહીને લીધે ગર્ભ તેમાં ગળતો જાય છે, અને ગર્ભપાત થઇ જાય છે.

### સગર્ભા સ્ત્રીને આવતી ચળ.

Pruritus of the Vulva–પ્રુરાઇટસ ઑફ ધ વલ્વા.

સગર્ભા સ્ત્રીને યોનિના મુખ આગળ ઘણીવાર ચળ આવે છે તેથી તે બહુ હેરાન થાય છે. કેટલીકવાર યોનિમુખ સ્વાભાવિક સ્થિતિમાં હોય છે; પણ અંદર તપાસ કરતાં કમળ લાલચોળ થયું હોય છે, અને તેની ઉપર દાણા દાણા જેવી ફોડલીઓ જણાય છે. કોઇવાર યોનિમુખમાં વરમ થયો હોય છે.

કેટલીકવાર ચળ એટલી બધી આવ્યા કરે છે કે સ્ત્રીને ઉંઘ પણ આવતી નથી, સ્ત્રી બહુ ખંજોળે છે તેથી તે બધા ભાગ ઉપર ઉઝરડા પડી રહે છે, અને પ્રસવ પછી પણ કોઈવાર તેની નિશાનીઓ જતી નથી. કોઈ કોઇને તો પ્રસવ પછીજ ચળ મટે છે.

ઉપાયઃ—ચળનો વિષય જુદો આપ્યો છે તે, જુવો.

### દુખાવો, કળતર વિગેરે.

( Pains—પૅઇન્સ. )

સગર્ભા સ્ત્રીને વખતોવખત શરીરના જુદા જુદા ભાગમાં દુખાવોજ થઈ આવે છે. કોઇ વાર પેટમાં દુખે છે, કોઈવાર કેડ દુખે છે, કોઈવાર જાંઘમાં દુખાવો લાગે છે, અને કોઇવાર હાથ પગમાં કળતર ને દુખાવો લાગે છે.

કારણ:—આવો દુખાવો થવાનાં કારણ મુખ્ય ત્રણ હોય છે. (૧) થાક; (૨) ગર્ભાશય મોટો થવાથી પેટના સ્નાયું અને જ્ઞાનતંતુને ખમવો પડતો ખેંચ. (૩) જ્ઞાનતંતુનો દોષ જે "ન્યુરાલ્જીઆ" કહેવાય છે તે. કોઇવાર ગર્ભાશયમાં કાંઈ રોગ થવાથી પેડુમાં દુખાવો થાય ત્યારે ગર્ભાશયની શું સ્થિતિ છે, તેનો તપાસ કરીને પછી યોગ્ય ઈલાજ લેવા.

ચિન્હઃ—શરીરના હરકોઈ અવયવમાં દર્દ થઇ આવે છે, તે વરમ જેવું કે લબકારા મારતું હોતું નથી, પણ મંદ હોય છે. તે તરફ દર્દીનું ધ્યાન બહુ જાય છે; કેટલીકવાર કાંઇ દુખાવો હોતો નથી, પણ

માત્ર સ્ત્રીને હાથે પગે કળતર થાય છે. કોઇવાર જાંઘમાં ભાર ને કળતર લાગે છે, વાંસો ફાટે છે, કેડ દુખે છે અને વખતે માથું દુખે છે.

કેટલીક સ્ત્રીઓને માથું દુખવાનો મરજ બે ત્રણ માસ સુધી રહે છે. તે સાથે ઉલટી અગર ઝાડાની કબજીઅત પણ હોય છે.

કોઇ કોઇ સ્ત્રીને ઉપલા દાંત કે દાઢમાં દુખાવો થાય છે. દાંતનું દર્દ થાય, ત્યારે સગર્ભા સ્ત્રીએ દાંત ખેંચાવવો નહિ; કેમકે તેમ કરવાથી કોઈ કોઇવાર ગર્ભપાત થઇ જાય છે.

### (૬) મગજના રોગો.

( Disorders of the mental faculties. )

### કોરીઆ, વાઈ ને હિસ્ટીરીઆ.

સ્ત્રી સગર્ભા થયા પહેલાં તેને હિસ્ટીરીઆનો, વાઇનો કે કોરીઆનો રોગ હોય તો તે ઘણીવાર આ વખતે મટી જાય છે; પણ કોઇવાર તેવો રોગ નથી હોતો તેને નવો થાય છે. જેઓનો સ્વભાવ બહુ પોચો હોય છે, તેઓને થવાનો સંભવ વધારે રહે છે, ને સુધરેલ દેશોમાં, તે વધારે થતો જણાય છે; કેટલીકવાર એવું પણ બને છે કે ગર્ભાધાન પહેલાં થયેલ આવો મગજનો વ્યાધિ ગર્ભાધાન પછી વધારે જોર પકડે છે. પ્રસવ પછી સ્ત્રી ઘણીવાર પોતાના મનની પૂર્વ સ્થિતિ પાછી મેળવી શકે છે.

### ચિત્તભ્રમ.

સગર્ભા થયા પછી કેટલીક સ્ત્રીઓને ચિત્તભ્રમ થાય છે, પ્રસવ થયા પછી તે ચિત્તભ્રમ મટી જાય છે, અને વળી ફરીથી તેણી જ્યારે સગર્ભા થાય છે ત્યારે વળી ચિત્તભ્રમ થઈ આવે છે. આ ચિત્તભ્રમ થવાનું કારણ જ્ઞાનતંતુ ઉપરનો સગર્ભા-સ્થિતિનો બોજો અને મૂળ જન્મથી આવેલ મગજની ખામી હોય છે, તેમાં જ્યારે કુટુંબ ઉપર પડેલું દુઃખ, પોતાના સગા વહાલાનો તિરસ્કાર ઇત્યાદિ ઉશ્કેરનારાં કારણો મળે છે, ત્યારે સ્ત્રીનું મન ઠેકાણે રહેતું નથી.

ઉપાયઃ—દીવાનાપણાના વિષયમાં આપેલ ઇલાજો જોવા અને ચિત્તભ્રમ થવાનું કારણ દૂર કરવું.

### સ્વભાવમાં થતો ફેરફાર.

સગર્ભા સ્ત્રીના સ્વભાવમાં ઘણીવાર ફેરફાર થયા વિના રહેતો નથી. કેટલીક સ્ત્રીઓ જે પહેલાં હઠીલી અને જક્કી હોય છે, તે ગર્ભ રહ્યા પછી કહ્યાગરી અને આજ્ઞાંકિત થાય છે, તેથી ઉલટું જે સ્ત્રીઓ નમ્ર અને માયાળુ હોય છે, તે આ વખતે ક્રૂર અને પ્રેમહીન થઇ જાય છે. આનંદી અને હોંશીઆર સ્ત્રીઓ કેટલીકવાર ગર્ભપાત દર્મ્યાન ચિંતાતુર ને બુદ્ધિહીન બની થાય છે. જે સ્ત્રીઓ બીજે સમયે હિમતવાન અને દઢ સંકલ્પવાળી હોય છે, તેઓ આ વખતે બીકણ થાય છે, ને તેનો સંકલ્પ ઘડીએ ઘડીએ બદલાય છે. જે ભૂલ ને ગફલત કદી પણ કરે નહિ એમ સાધારણ રીતે માની શકાય તેવી ભૂલ અને ગફલત આ વખતે કરે છે, અને તેનો દોષ તેને માથે મુકવા પહેલાં તેની સગર્ભા-સ્થિતિ એ ખાસ લક્ષમાં લેવા જેવી હકીકત છે. કેટલીક સ્ત્રીઓનો તેના સગા પ્રત્યેનો ભાવ અને સ્નેહ આ વખતે કમી અગર જાસ્તી થઇ જાય છે. ઘણી સ્ત્રીઓ હમેલ રહ્યા પછી વધારે ચીડીઆ સ્વભાવની થઇ જાય છે, અને ચીડીઆ સ્વભાવની હોય છે તે શાંત અને સરલ સ્વભાવની થઇ જાય છે. આ સઘળા ઉપરથી જણાશે કે શરીરમાં આવેલા એ ફેરફારો ઘણી ઉતાવળથી અને ઉગ્રતાથી થાય છે, એટલે હોમીઓપેથીની દવાને યોગ્ય પ્રસંગ મળે છે.

### ગર્ભાધાન સમયે થતા વ્યાધિઓની યાદિ.

ઉદાસીનતા, ભય—Melancholy, Fear, etc.

મૂર્છા-હિસ્ટીરીઆ—Fainting and Hysterical Fits.

માથાનો દુખાવો, અંધારાં-Headache, Dizziness, etc.

દંતશૂળ, ચ્હેરાનો દુખાવો-Toothache or Faceache.

હૃદયનો ધબકારો—Palpitation of the Heart.

શીરાઓનું ગંઠાઇ જવું—Varicose Veins.

પગના સોજા—Swelling of the Lower Extremities (œdema-ઈડીમા, પગના સોજા.)

કમ્મરનો દુખાવો—Pains in the Back and Loins.

નિદ્રાનાશ—Sleeplessness.

ઉલટી, ઉબકા—Morning sickness

છાતીનો દાહ, મોંમાં પાણીના કોગળા આવવા, ખટાશ. } Heartburn, Water-Brash and Acidity.
ગોટલા ચઢવા—Cramps.
ચૂંક—Colic.
મોની લાળ આવવી, યુંક આવ્યાં કરવું } Salivation ) Ptyalism.)
બંધકોષ—Constipation.
ઝાડો—Diarrhoea.
મસા-બવાસીર—Piles.
પેશાબનું નીકળી જવું—Incontinence of Urine.
પેશાબનું અટકી જવું—Retension of Urine.
સ્તનમાં દુખાવો—Pain in the Breasts.
ગુહ્યાવયવોની ચળ—Itching of the Genitals (Pruritus of the Vulva ).
ચાર મહીનામાં ગર્ભસ્રાવ—Abortion.
સાત મહીના સુધી ગર્ભપાત–Miscarriage.
સાત મહીના પછી પ્રીમૅચ્યુઅર બર્થ–Premature birth.

---

## ગર્ભપાત. કસુવાવડ-અધુરે પડવું.

### Abortion and Miscarriage

### એબૉર્શન, ઍન્ડ મીસ્કૅરેજ.

જ્યારે ગર્ભ બરાબર પરિપક્વ થયા વિના બહાર નીકળી જઇને નાશ પામે છે. ત્યારે ગર્ભપાત થયો કહેવાય છે. અધુરે પડવું એ વાકયનો અર્થ અપૂર્ણ ગર્ભનું પડવું એટલોજ થાય છે; તો પણ વિશેષે કરીને સાતથી નવ માસ સુધીમાં થતા ગર્ભપાત માટે તે વપરાય છે, ત્રણ ચાર માસની અંદર થતા **ગર્ભપાત** ને **ગર્ભસ્રાવ** કહે છે.

પહેલા બે માસની અંદર ગર્ભસ્રાવ વિશેષ થાય છે, અને એમ માનવામાં આવે છે કે જરા પકવ થયેલ ગર્ભ ઘણીવાર પહેલેજ મહીને સ્ત્રીને ખબર પડયા વિના રક્તસ્રાવ સાથે નીકળી જાય છે. કેટલીક વાંઝણી કહેવાતી સ્ત્રીઓને પણ ગર્ભ આ પ્રમાણે જરા પકવ થઇને નાશ પામતો હશે એમ અનુમાન થાય છે.

**કારણઃ**—આ કારણોમાંથી કેટલાંક શરીરમાં રહેલ હોય છે, અને કેટલાંક શરીર બહાર રહેલ હોય છે. શરીરનાં કે બહારનાં બીજાં ગમે તે કારણો હોય તો પણ શરીરની એક અમુક પ્રકારની દૂષિત સ્થિતિ કે જેને લીધે કંઠમાળ ને ક્ષયના તથા કેટલાક ત્વચાના રોગ જલદી થાય છે, તેવી દૂષિત સ્થિતિ ( Psoric condition ) એ સામાન્ય કારણ હોય છે; કેમકે કેટલીક સ્ત્રીને ગમે તેવાં સખત કારણો મળે છે, તો પણ ગર્ભપાત થતો નથી, અને કેટલીક સ્ત્રીઓને સહેજ સાજ કારણ મળવાથી ગર્ભપાત થઇ જાય છે. ગર્ભપાત થવા પહેલાં ગર્ભાશય સંકુચિત થવા માંડે છે, અને તેથી જે જે કારણો ગર્ભાશયને સંકુચિત કરે છે, તે તે કારણો ગર્ભપાત કરનારાં થઇ પડે છે.

આથી ત્રણ જુદી જુદી જાતનાં કારણો ગણવામાં આવે છે.

(૧) લાયક કરનારાં કારણો. (૨) ગર્ભાધાન પછી ગર્ભનાં દોષથી થતાં કારણો. (૩) સ્વતંત્ર કારણો.

**લાયક કરનારાં કારણોઃ**—ગર્ભ બંધાયા પહેલાં ગર્ભાશય, અને તેના ઉપયોગમાં થયેલ વરમ, સ્થળ ફેર, ક્ષત, અર્બુદ ચાંદી, ઉપદંશ, ધાતનો રોગ, કંઠમાળ, ( કોઇવાર ) ચરબીથી ફાલી જવું, વખતો વખત શરીરમાં જ્યાં ત્યાં લોહીનો જમાવ થવાની આદત, ગર્ભાશયની અતિ નાજુકાઇ ને કોમળતા (sensibility) હોય છે જેથી તેની આસપાસ કાંઇ વરમ કે દર્દ થાય તો તે તરત ઉશ્કેરાઇ આવેછે સ્ત્રીઓના સ્તનની અતિ કોમળતા ( જેથી બચ્ચું ધાવે, અગર તો સ્તનને બીજી રીતે ક્ષોભ ( Irritation ) મળે તો તરત તેની અસર ગર્ભાશય ઉપર થાય છે અને વારંવાર થયેલ ગર્ભપાત આ સઘળાથી સ્ત્રી ગર્ભપાત થવાને લાયક થાય છે.

**ગર્ભાધાન પછી ગર્ભને લીધે થતાં કારણો.** ગર્ભ રહ્યા પછી કેટલીક સ્ત્રીઓને જુદાં જુદાં ચિન્હો થાય છે, તેમાં ઉલટી, ઝાડો, તાવ, ઝાડાની કબજીઅત વગેરે હોય છે, તેને લીધે કોઇવાર ગર્ભપાત થઈ જાય છે. ગર્ભાધાન પછી કોઇવાર પેટનું કે ગર્ભાશયનું જલંદર થાય છે, ગર્ભાશયની અંદર મસા કે ગ્રંથિ થાય છે, અને ઘણીવાર ગર્ભાશયનું સ્થળ ને સ્થિતિ ફેરવાઇ ગઇ ( displacements ) હોય છે, કેટલીકવાર ઑર અધોગત ( placenta prœvia ) હોય, કેટલીકવાર સ્ત્રીનું બીજ યોગ્ય પરિપકવતા પામવાને બદલે બીજું રૂપ (blighted ova) ધારણ કરે છે, અને કોઈવાર કાંઇ કારણથી અંદર

ગર્ભનો નાશ થાય છે, ત્યારે ગર્ભ અંદર રહી શકતો નથી. ગર્ભને નાશ પામવાનું કારણ કાંઈ વિષ, રક્તસ્રાવ, અગર પોષણની ખામી હોય છે; કોઇવાર ગર્ભ ઉપર અંદરના બીજા અવયવોનું અગર બહારથી દબાણ થવાથી ગર્ભપાત થાય છે.

**સ્વતંત્ર કારણો:**—અતિશય અને અયોગ્ય તનની કે મનની મહેનત, ઘણી ઘોડા ઉપરની, ગાડાની, રેલગાડીની કે પગે ચાલીને કરેલી મુસાફરી, ખોદવાનો કે બોજો ઉપાડવાનો ઘણો શ્રમ, કાંઇ ભાર ખેંચવાનો કે સિંચવાનો પરિશ્રમ, ચાલતાં લપસી જવું, દોડવું, કુદવું, નાચવું વગેરે હોય છે.

**ગુહ્યાવયવો ઉપર થયેલ અકસ્માત:**—બળાત્કાર, શસ્ત્રક્રિયા (માર, પછાડ, જાણી જોઈને કરેલ શસ્ત્રક્રિયા, અચાનક થયેલ ઇજા, જખમ, ઈત્યાદિથી ગર્ભને નુકશાન થાય છે), સ્તનને થયેલ જખમ, શસ્ત્રક્રિયા અગર બળાત્કાર, અતિશય ઉશ્કેરણી અને ચંચળતા સાથે થયેલ સંભોગ, વિપરીત સંભોગ, વારંવાર થતો સંભોગ, હરકોઇ પ્રકારનો તીવ્ર મનોવિકાર (અતિ ક્રોધ, મોહ, ચિંતા, અફસોસ, ધાસ્તી, ખેદ વગેરે) અને કેટલાક રોગો (જેવા કે ઝાડા, મરડો, પાછળથી થએલ પરમીઆનો કે ચાંદીનો રોગ, એકાંતરો કે ટાઢીઓ તાવ, પ્લેગ જેવો ચેપી તાવ, પીળો તાવ, કૉલેરા, શીળી વગેરે)ને લીધે ગર્ભપાત થાયછે.

એ સિવાય કેટલીક વનસ્પતિઓ અને રસાયણીક ક્ષારો એવા હોય છે કે તે મોટા પ્રમાણમાં લેવામાં આવ્યેથી ગર્ભપાત થાય છે. તેમાંના કેટલાક નીચે આપેલ છે.—એળીઓ, બ્લીસ્ટર મારવાની માંખી, ટંકણખાર, કવીનાઇન, પારદ, એપીસ, સેબીના (સેવીન સીકેલી કૉર્નુટમ (અર્ગટ), કૉલૉફીલમ, તથા કેટલીક સખત ઉલટી અને રેચની દવા ખાવાથી પણ ગર્ભપાત થાય છે.

**ચિન્હ-લક્ષણ:**—કેટલીક સ્ત્રીઓને ગર્ભપાત થવા પહેલાં જરા ટાઢ વાય છે, પછી શરીર ગરમ થઇ આવે છે, ઉલટી થાય છે, તૃષા બહુ લાગે છે, બેચેની જણાય છે, છાતીમાં ધબકારો થાય છે, પેટમાં કાંઈ ચંડી વસ્તુ હોય એમ લાગે છે, હાથ પગ ટાઢા થતા જાય છે. આંખોની નીચેની ત્વચા કાળી થઇ જાય છે, અને તેનો જીવ ઉંડો ઉતરી જતો હોય એમ તેણીને લાગે છે. આવાં ચિન્હો ઘણું કરીને લાયક કરનારાં કારણોને લીધે હોય છે.

સાધારણ રીતે ગર્ભપાતમાં શરૂઆતમાં લોહી વહેવા માંડે છે તે સાથે જાંઘમાં ને પેડુમાં દુખાવો થાય છે. પહેલાં આ દુખાવો થોડો હોય છે, ને સ્ત્રીને રજોદર્શન વખતે જેવો દુખાવો થાય છે, તેને મળતો હોય છે. કોઇવાર જો લોહી વહેવા માંડે તે પહેલાં એવો દુખાવો શરૂ થાય છે, તો ગર્ભપાત થતો અટકાવી શકાય છે; પણ જ્યારે રક્તસ્રાવ શરૂ થયો હોય ત્યારે જો રક્તસ્રાવ જલદી બંધ કરવામાં આવે નહિ, તો ગર્ભપાત થતો અટકાવતાં મુશ્કેલી પડે છે.

રક્તસ્રાવની સાથે પેડુમાં ભાર લાગે છે, અને જાણે કે પેડુમાંથી કાંઇ બહાર નીકળવા પ્રયત્ન કરતું હોય તેમ સ્ત્રીને લાગે છે. રક્તસ્રાવ શરૂ થયા પછી, પણ સ્ત્રીઓને ઘણીવાર ટાઢ વાય છે, અને વેંણના જેવું દર્દ ઉપડે છે. જેમ ગર્ભ વધારે માસનો હોય છે તેમ વેંણ વધારે આવે છે. જો માસ દોઢ માસના ગર્ભનો સ્રાવ થાય તો માત્ર રજોદર્શનનું લોહી વધારે જતું હોય એમ લાગે છે.

ગર્ભનું પતન થયા પછી રક્તસ્રાવ ઘણું કરીને વિશેષ થાય છે, અને જ્યારે ચાર પાંચ મહિનાનો ગર્ભ પડયો હોય ત્યારે લોહી ઘણું જાય છે, અને સ્ત્રીની તબીયતને ધક્કો પહોંચે છે. ગર્ભનાં ઉપાંગ—ઑર ને પડ—ગર્ભાશય સાથે ગાઢા સંબંધમાં હોય છે, તે આ વખતે જલદી ત્યાંથી જુદાં પડતાં નથી, એથી વેંણ ને રક્તસ્રાવ બન્ને વધારે વખત સુધી રહે છે. ગર્ભ બહાર પડયા પછી કોઇ કોઈવાર આઠ દશ દિવસ સુધી ઑર નીકળતો નથી; કોઇવાર ઑર ગર્ભાશયની અંદર રહે છે અને સડે છે. આ સડાથી સ્ત્રીને પાઇમીયાના રક્તવિકાર થાય છે, તથા મૃત્યુ થવાનો સંભવ રહે છે; પણ આવો સડો પાંચ છ મહિના અને તે પછીના ગર્ભની ઑરમાં વધારે થાય છે, તે પહેલાં કવચિતજ થાય છે.

કોઈ વાર નાના ગર્ભનો અંદર નાશ થાય છે, ત્યારે તેનો સ્રાવ થવાને બદલે ઑર મોટી થાય છે, અને તેમાં મરણ પામેલ ગર્ભ છુપાઇ રહે છે, અગર તે ગર્ભનું કાંઇ રૂપાંતર થાય છે, અથવા તેની અસ્વાભાવિક વૃદ્ધિ થાય છે, ત્યારે છોડ થયું કહેવાય છે.

**નિર્ણય:**—અતિ આર્તવમાં અને પીડિત આર્તવમાં લોહી નીકળવાથી પીડા વગેરે ચિન્હો નરમ પડે છે, પણ ગર્ભપાત થવાનો હોય છે, ત્યારે લોહી નીક

જતું જાય છે, તેમ તેમ વેણુ વધારે જોરથી આવવા માંડે છે; અને આર્ત્તવ વિકારમાં પીડા હમેશાં સ્રાવની પહેલા થાય છે, અને ગર્ભપાતમાં કોઈકવારજ પીડા રક્તસ્રાવની પહેલાં થાય છે; આ સિવાય અંદર ગર્ભ છે કે નહિ તેની તપાસ ને ખાત્રી કરવી જોઇએ; યોનિમાર્ગની અંદર આંગળી નાંખવાથી કમળનું મુખ ઉઘાડું લાગે, અને થોડી વારે તે વધારે ખીલતું જણાય તો ગર્ભપાત થવાનો હશે એમ અનુમાન થાય છે.

કેટલીકવાર જ્યારે રક્તસ્રાવ વગેરે ચિન્હો શરૂ થાય, ત્યારે ગર્ભપાત થતો બંધ રહી શકશે કે કેમ એ સવાલ અગત્યનો થઇ પડે છે. કેટલાંક ચિન્હો ઉપરથી એમ કહી શકાય છે કે ગર્ભપાત થયા વિના રહેશે નહિ; તે ચિન્હો લક્ષમાં લેવાથી આ સવાલનું નિરાકરણ થાય છે, પણ તે વિષે જ્યાં સુધી ઉપાયો લાગુ પડી શકે તેમ હોય, ત્યાં સુધી કાંઇ ચોકસ અભિપ્રાય આપી શકાતો નથી. ડા. **રીગબી** કહે છે કે જ્યારે વેણુ અમુક વખતને અંતરે આવ્યાજ કરે, ગર્ભાશય કઠણ થઇ જાય, અને કમળનું મોંઢું ઉઘડે, ત્યારે તે ગર્ભને જોખમ ભરેલાં ચિન્હ સમજવાં; કેમકે તે એમ સૂચવે છે કે ગર્ભાશય ગર્ભને કાઢવા તૈયાર થાય છે. આ વખતે કમળનો ભાગ ગર્ભાશયના ભાગથી જુદો પડતો નથી. પણ એક થઇ ગયેલ લાગે છે. જ્યારે લોહી ગર્ભાશયના મથાળા આગળથી નીકળે છે, ત્યારે તે જગ્યાએથી ગર્ભ પડવા માંડે છે, અને તેથી લોહીનો પ્રવાહ સ્ત્રીના જાણવામાં આવે તે પહેલાં તેને દુખાવો થાય છે. આથી ઉલટું જ્યારે લોહી ગર્ભાશયના કમળ આગળ નીકળે છે, ત્યારે ગર્ભ તે સ્થળેથી છુટો પડવા માંડે છે, અને તેથી લોહીનો પ્રવાહ સ્ત્રીના જાણવામાં દુખાવાની પહેલાં આવે છે. જો કમળના મુખ આગળજ ગર્ભ છુટો પડે છે, તો થોડું લોહી નીકળીને ગર્ભપાત થતો અટકવાનો સંભવ છે, પણ જો ગર્ભાશયના મથાળા આગળથી ગર્ભ છુટો પડે, તો તે અટકવાનો સંભવ ઓછો રહે છે.

## ચિકિત્સા.

કેટલાક ઉપાય **ગર્ભપાત ન થાય તે માટે** અગાઉથી લેવાના હોય છે, અને કેટલાક **ગર્ભપાતનાં** ચિન્હો શરૂ થયા પછી લેવાના હોય છે.

**મર્ક્યુરીઅસ**[12]:—જો એમ લાગે કે સ્ત્રીને ઉપદંશની કાંઇ અસર છે, અને તેને લીધે ગર્ભ પરિપક્વ થયા વિના મરણ પામે છે, તો આ દવા આઠ આઠ કલાકે ચાર દિવસ આપવી. વળી બે દિવસ બિલકુલ ન આપવી, અને પછી બે દિવસ આપીને વળી બે દિવસ બંધ કરવી. એ પ્રમાણે આસરે પંદરેક માત્રા લાંબે લાંબે વખતે આપવી. એટલે ઉપદંશની અસર દૂર થશે.

**કૅલ્કેરીઆ કાર્બ**[6]:—જો માબાપને કંઠમાળના વ્યાધિની અસર હોય, તો આ દવા આઠ આઠ કલાકે ગર્ભાધાન દર્મ્યાન દશ દિવસ આપવી, વળી ત્રણ ચાર દિવસ બંધ કરવી ને પછી ફરીથી શરૂ કરવી એમ નવમા મહિના સુધી આપવી.

**સલ્ફર**[6]:—જો માને ત્વચારોગ હોય, અગર વારંવાર થતા હોય, તો આ દવા આઠ આઠ કલાકે સાત આઠ દિવસ આપવી, વળી સાત આઠ દિવસ બંધ કરવી, એ પ્રમાણે ત્રણ ચાર મહિના સુધી ચલાવવું, એથી ગર્ભપાત થશે નહિ.

**સીલીશ્યા**[6]:—જ્યારે માબાપનાં અસ્થિ કાચાં અથવા નબળાં હોય, અગર જે બાળક અવતરતાં હોય તેનાં અસ્થિ કાચાં હોય, અને જલદી વળી જતાં હોય, ત્યારે આ દવા ગર્ભાધાન દરમિયાન વચમાં થોડા થોડા દિવસ બંધ કરતાં જવી ને આપવી.

**ફૉસ્ફરસ**[6]:—જ્યારે ઑરનું ચરબીમય રૂપાંતર થઇ જતું હોય ને તેથી ગર્ભપાત થતો હોય, ત્યારે આ દવા આઠ આઠ કલાકે એકાદ અઠવાડીઉં આપવી. પછી ચાર દિવસ રહીને ફરીથી એક અઠવાડીઉં આપવી. વળી એકાદ અઠવાડીઉં દવા ન આપવી, ને પાછી એક અઠવાડીઉં આપવી એમ ચલાવવું. એથી માત્ર ઑરનુંજ નહિ, પણ હરકોઈ અવયવનું ચરબીમય રૂપાંતર થતું અટકશે.

**બૅસીલીનમ**[100]:—જ્યારે ક્ષયનું દર્દ માને કે બાપને હોય, ને તેથી કરીને ગર્ભ અધુરે પડતો હોય, તો આ દવાની પાંચ ગોળીઓ અઠવાડીઆમાં એક વખત આપવી.

**એપીસ**[6]:—જ્યારે સ્ત્રીને કાંઈ દેખીતા શારીરિક દોષ વિના ગર્ભપાત થવાની ટેવ પડી ગઇ હોય, અને પ્રથમ અંડાશય અયોગ્ય રીતે ઉશ્કેરાઇ ગયા પછી ગર્ભાશય ઉશ્કેરાતું હોય, અંડાશયમાં પ્રથમ દુખાવો ઉપડતો હોય અને પછી ગર્ભપાત થતો હોય, પેશાબ ઓછો ઉતરતો હોય, દસ્ત કબજ રહેતો હોય

કેટલાક વખત સુધી ધાત જતી હોય, અને પછી ગર્ભપાત થઇ જતો હોય ઇત્યાદિ લક્ષણો હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**સીમીસીફ્યુજા**[૬]:—જે સ્ત્રીઓને સંધીવાની અસર હોય, અથવા જેઓને ટાઢ વાયા કરતી હોય કે સ્તનમાં ટાંકણીઓ ઘોંચ્યા જેવું દર્દ થતું હોય, અને તે સાથે ગર્ભપાત થવાની આદત પડી ગઇ હોય, તેમને આ દવા આઠ આઠ કલાકે બે ચાર મહિના સુધી વચમાં ત્રણ ત્રણ ચાર દિવસનો અંતર રાખીને આપવી.

**સેબીના**[૩]:—ગર્ભાધાનના પહેલા ત્રણ મહિનામાં ગર્ભ પડી જતો હોય, ગર્ભપાતનાં કાંઇ ચિન્હો શરૂ થયાં હોય, તો આ દવાની જરૂર છે. જો વેંણ આવવા લાગી હોય, તો દ વેંણ આવી ગયા પછી એક માત્રા આપવી. જો રક્તસ્રાવ હોય, તો જરૂર લાગે તેટલીવાર ઉતાવળથી કે ધીમે ધીમે આ દવા આપ્યા કરવી. આ દવા આઠ આઠ કલાકે આપવાથી ગર્ભપાતની આદત પણ દૂર થાય છે.

**સીકેલી**[૩]:—જ્યારે ગર્ભપાત પાછલા પાંચ છ મહિનામાં થતો હોય, અને તેનાં ચિન્હો શરૂ થઈ ગયાં હોય, ત્યારે આ દવા કલાકે કલાકે અથવા જરૂર લાગે તે તે પ્રમાણે આપવી. વળી આ દવા આઠ આઠ કલાકે આપવાથી પાછલા મહિનાઓમાં ગર્ભપાત થવાની આદત પણ દૂર થાય છે.

**આર્નિકા**[૩]:—જ્યારે કાંઈ વાગવાથી કે અકસ્માત થવાથી ગર્ભપાતનાં ચિન્હો શરૂ થયાં હોય, ત્યારે આ દવા કલાકે કલાકે આપવી. રક્તસ્રાવ હોય તો પણ આ દવા દેવામાં હરકત નથી.

**કૅમોમીલા**[૬]—જ્યારે કાંઈ મનોવિકારને લીધે ગર્ભપાત થતો હોય, ત્યારે આ દવા અડધી અડધી કલાકે શરૂ કરવી, એથી સ્રાવ વગેરે બંધ થશે.

**ચાઇના**[૧×]:—જો ગર્ભ બહાર નીકળી ગયા વિના રહેશે નહિ, એમ લાગતું હોય, તો આ દવા કલાકે કલાકે આપવી, તેથી ગર્ભાશયને મજબૂતી મળે છે, અને ગર્ભને જલદી બહાર કાઢી શકે છે, તે સાથે રક્તસ્રાવ ઓછો થાય છે, અને જેટલો થાય છે, તેટલાનો ધક્કો તેણી સહેલાઇથી ખમી શકે છે. જ્યારે ગર્ભપાત પછી અંદર પડો નીકળ્યા વગર રહી ગયાં હોય, અને લોહી ઘણું જતું હોય, ત્યારે પણ આજ દવાની જરૂર છે.

**ઍકોનાઇટ**[૩]:—જો તાવ કે વરમનાં કાંઈ લક્ષણો હોય, તૃષા બહુ લાગતી હોય, ત્વચા કોરી રહેતી હોય, ચિંતા રહેતી હોય, અગર મરી જવાની ધાસ્તી લાગતી હોય, તો આ દવા કલાકે કલાકે આપવી. આ સિવાય ઓપીઅમ[૩] પણ કોઇવાર ચિન્હો જોઇને અપાય છે.

**અનુસંગી ઉપાય**:—રક્તસ્રાવ શરૂ થાય કે તરત સ્ત્રીને સુવાડી રાખવી, ને પેટ ઉપર થંડા પાણીનાં પોતાં મુકવાં તથા દવા શરૂ કરવી. જ્યાં સુધી વેંણ આવવા માંડી ન હોય, ત્યાં સુધી ગર્ભપાત અટકવાનો સંભવ રહે છે, પણ જ્યારે રક્તસ્રાવની સાથે વેંણ શરૂ થાય, અને કોઇ દવાની અસર જણાય નહિ, ત્યારે સ્વસ્થ રીતે બને તેટલા અનુસંગી ઉપાય કરવા, અને કુદરતને તેના કાર્યમાં મદદ કરવી. સ્ત્રીને શાંતિ અને આરામની પ્રથમ જરૂર પડે છે માટે તેને વારંવાર બોલાવવી નહિ કે બેસારવી નહિ. ખોરાકની જરૂર લાગે તો પાતળો ને હલકો ખોરાક આપવો. જો અશક્તિને લીધે વેંણ જોરથી ન આવતી હોય, તો ચાઇના[૧×] પંદર પંદર મીનીટે આપવું. ગર્ભનું પતન થયા વિના રહેશે નહિ એમ લાગે, ત્યારે ગરમ પાણીમાં વાદળી બોળીને વારંવાર યોનિ માર્ગમાં મુકવી, જેથી વેંણ જોરથી આવશે, અને ગર્ભ જલદી છૂટો પડી શકશે; તેમ છતાં ગર્ભ બહાર ન આવે, તો તેને બહાર કાઢવા માટે હાથ અથવા શસ્ત્રનો ઉપયોગ કરવો. દર્મ્યાન રક્તસ્રાવ બહુ હોય, તો તેને નિયમિત કરવો. વાદળીના કકડા દોરાથી થોડે થોડે અંતરે સીવીને તેની માળા જેવું બનાવીને તેનો એક છેડો કમળના મુખમાં ને બીજો યોનિ આગળ એમ મુકવા. જરૂર લાગે તો તેને બોરીક ઍસીડના સોલ્યુશનમાં બોળીને વાપરવા. એથી રક્તસ્રાવ ઓછો થશે, કસુવાવડ થયા પછી ગર્ભનો કાંઈ ભાગ ગર્ભાશયમાં રહી ગયો હોય, તો તે સડીને બહાર આવશે તેથી તેને વધારે છેડવો નહિ. ખોરાકમાં દુધનો ખોરાક આપવામાં કશો વાંધો નથી. કાંજી અગર એકલું દુધ ત્રણ ત્રણ કે ચાર ચાર કલાકે આપવું તથા ચિન્હોને અનુસરતી દવા પણ ચાલુ રાખવી ને શક્તિ આવવા દેવી. વારંવાર ગર્ભપાત થવાનું જે કારણ હોય, તે દૂર કરવું. ઉપદંશની અસર હોય, તો તેનો ઇલાજ કરવો. સ્ત્રીનું શરીર નિ-

બળ, વ્યાધિગ્રસ્ત કે કોઇ ખાસ પ્રકૃતિવાળું હોય, તો તેનો ઇલાજ કરવો. અતિશય નિર્બળ સ્ત્રીને ગર્ભાધાન બહુ જોખમ ભરેલું છે, માટે તેવી સ્ત્રીને એક વખત ગર્ભાપાત સહિસલામત રીતે થાય તો શરીરની શક્તિ વધારવાનો તરતજ ઇલાજ કરવો અને શરીર સુધર્યા પહેલાં પ્રજોત્પત્તિનો પ્રયાસ કરવો નહિ. કસુવાવડમાં એકંદર રીતે માવજત સુવાવડના જેવીજ કરવી.

---

## પ્રસવ પછી થતો રક્તસ્રાવ.

### Post-partum Hæmorrhage.

પોસ્ટ પાર્ટમ હૅમોરેજ.

પ્રસવ પછી ઑર નીકળ્યા પહેલાં અગર તે પછી રક્તસ્રાવ થાય છે, સ્વાભાવિક પ્રસવ પછી, ઑર ગર્ભાશયને થોડી ઘણી વળગી રહે છે, અને તેથી ત્યાં સુધી જરા પણ લોહી વહેતું નથી; પણ પ્રસવ પછી જે વેણ આવે છે, તેથી ઑર છુટી પડવા માંડે છે, અને તેનું છુટા પડવાનું કામ શરૂ થાય છે, ત્યારથી તે છેક ગર્ભાશય સંકુચિત થાય છે, ત્યાં સુધી લોહી વહે છે, કોઇ સ્ત્રીને આ સમયે ઘણું લોહી વહે છે, અને કોઇને તો બિલકુલ વહેતું નથી. સાધારણ રીતે ઑર બાળકનો પ્રસવ થયા પછી પંદર વીશ મીનીટમાં છુટી પડે છે, અને જે થોડું એક લોહી નીકળે છે, તેથી સ્ત્રીનો ગર્ભાશય હળવો થાય છે, અને પોતાનું પૂર્વરૂપ ધારણ કરે છે. પણ જેમ લોહી વધારે વખત સુધી નીકળ્યા કરે છે, તેમ બચ્ચાની માની તબીઅત વધારે બગડે છે, અને ઉપાય કરવાની જરૂર પડે છે.

**કારણ વગેરે**—કેટલીકવાર ગર્ભાશય અશકત થયો હોય છે, તેથી તે બરાબર સંકુચિત થતો નથી, એટલે ઑર જલદી બહાર પડતી નથી; કોઇવાર ગર્ભાશયમાં બરાબર વેણ ન આવતી હોય તેથી ઑર છુટી પડતી નથી; કોઇવાર ઑર ગર્ભાશય સાથે અસ્વભાવિક રીતે ચોંટી ( morbid adhesion ) હોય છે, જ્યારે ઑર નીકળ્યા પછી પણ લોહી વહ્યા કરે છે, ત્યારે તેનું કારણ ગર્ભાશયની રકતનળીઓની અશકિત અને શિથિલતા હોય છે, જેને લીધે જ્યાં સુધી ગર્ભાશય બરાબર સંકુચિત થાય નહિ, ત્યાં સુધી લોહી વહ્યા કરે છે. કોઇવાર ઑર નીકળ્યા પછી એકાએક ઘણું લોહી જવા માંડે છે, ગર્ભાશય સંકુચિત થાય છે, તે કઠણ પથરા જેવું લાગે છે, પણ થોડીવારમાં ગર્ભાશય પહોળું અને શિથિલ થાય છે ને લોહીનો પ્રવાહ અગર તો ગાંઠા નીકળવા માંડે છે.

**ચિન્હ–લક્ષણઃ**—કોઈવાર લાલ ચોળ લોહી ને ગાંઠા જાયછે, તે સાથે નબળાઈ વધતી જાય છે, દર્દી ગાફલ થવા માંડેછે, વખતે તેણીને ઉલટી થાય છે, ચક્કર આવેછે, તેણીનું શરીર થંડું પડવા માંડે છે, આંચકી આવે છે, તેણીનો જીવ ઉંડો ઉતરતો લાગે છે, અને મોંઢું સુકાઈ જાય છે, ઇત્યાદિ રક્તસ્રાવનાં ચિન્હો થાય છે.

## ચિકિત્સા.

આ વખતે બરફ અત્યંત ઉપયોગી છે. પેડુ ઉપર બરફ લગાડવો અને ગર્ભાશયના ભાગને પેડુ ઉપરની આંગળીઓ અને અંગૂઠાવડે દાબવો તથા મસળવો એટલે થોડીવારમાં ગર્ભાશય જાગૃત થશે અને ઑર વગેરે અંદર રહી ગયેલ ભાગ છુટા પડી બહાર આવશે. પેડુ ઉપર બરફ મુકી રાખવાથી ફાયદો નથી, પણ બરફના થંડા પાણીમાં કપડું બોળીને તે પેડુ ઉપર, અને યોનિમુખ ઉપર એકદમ લગાડવું; વળી તરત તે લઈ લેવું ને ફરીથી બોળીને લગાડવું એમ સાત આઠ કે વધારે વખત કરવું, એટલે ગર્ભાશય ઉશ્કેરાઇને પોતાનું કાર્ય કરવા તત્પર થશે. બરફના થંડા પાણીની ધાર ઉંચેથી પેડુ વગેરે ભાગ ઉપર કરવાથી પણ ફાયદો થાય છે. ગર્ભાશયમાં અંદર પણ બરફના થંડા પાણીની પિચકારી મરાય છે, ને તેથી પણ ઠીક થાય છે.

**સીકેલી**[૩૦]:—જે સ્ત્રીઓના પેટના સ્નાયુઓ નબળા પડી ગયા હોય, શરીરમાં શકિત થોડી હોય, અગર જેણીને ઘણાં બાળક અવતર્યાં હોય, ને તેથી ગર્ભાશય નબળો થઇ ગયો હોય, તેણીને આ દવા પાંચ પાંચ કે દશ દશ મીનીટે આપવી; એથી શક્તિ આવશે.

**પલ્સેટીલા**[૩]:—જ્યારે પ્રસવ થતાં ઘણો વખત લાગ્યો હોય, અને ગર્ભાશય શાંત પડયું રહેતું હોય, ત્યારે આ દવા દશ દશ મીનીટે આપવાથી ગર્ભાશય જાગૃત થશે.

**આર્નિકા**[૩]:—જ્યારે પ્રસવના શ્રમને લીધે ગર્ભાશય થાકી ગયું હોય, ત્યારે આ દવા દશ દશ મીનીટે આપવી.

કોઇવાર આર્સેનિકમ પણ તેની સાથે વારા ફરતી અપાય છે.

ઇગ્નેશયા[3x]:—જ્યારે શરૂઆતમાં પ્રસવની ક્રિયા બહુ ઉતાવળથી થઈ હોય, અને અધવચ એકદમ ગર્ભાશય સંકોચાતું બંધ પડી જાય, ત્યારે આ દવાની જરૂર છે. શરીરનો કોઇ ભાગ બહાર આવ્યા પછી ગર્ભાશય મંદ પડી જાય, તો આ દવા આપવી.

એ સિવાય રક્તસ્રાવ અટકાવવાને માટે ઇપીકા ક્યુઆના[3], સેબીના[3], ફૅરમ[6], ચાઇના[1]. વગેરેમાંથી જેની જરૂર જણાય તે આપવું.

અનુસંગી ઉપાયઃ—ગર્ભાશયને મસળવો, એટલે પોતાની મેળે જાગૃત થશે ને મેલ બધો બહાર આવશે. ગર્ભાશયના માથા આગળ એક હાથથી ભીંસ દઇને તેને યોનિમુખ તરફ ઉંચો દાબવો, અને બીજે હાથ યોનિમાર્ગમાં નાખીને પેડુ તરફ કમળને દાબવું; એ રીતે સામ સામા બે હાથેથી મસલતાં તે તરત જાગૃત થશે.

ઉપરની રીતથી કાંઇ ન થાય, તો આંગળીઓ વડે ગર્ભાશયમાં ભરાઇ રહેલ મેલ કાઢી નાખવો, બહારથી પેડુ ઉપર એક જાડી ગાદી મુકીને મજબુત પાટો બાંધવો, અને આશરે ૧૨૦° ડીગ્રીવાળા ગરમ પાણીની પિચકારીથી અંદરનો ભાગ ધોઇ નાખવો. રક્તપ્રવાહ હોવા છતાં ૧૨૦° ગરમીવાળું પાણી ઉપયોગી થાય છે. તેથી ઓછું ગરમ પાણી કામનું નથી. પર ક્લૉરાઇડ ઑફ આયર્ન પાણીમાં મેળવીને તેની પિચકારી મારવાથી કોઈવાર ફાયદો થાય છે. દર્દી નંખાઇ જાય ને બેશુદ્ધ થવા લાગે, તો મીઠાનું સોલ્યુસન મળાશયમાં અગર શિરાદ્વારા શરીરમાં શેર દોઢ શેર દાખલ કરી દેવું. રક્તાશયને ચાલુ રાખવા માટે સ્ટ્રીકનિયાની ત્વચામાં પિચકારી મારવી.

---

## ગર્ભાધાનમાં ને સુવાવડમાં થતી આંચકી—તાણ.

### Puerperal Convulsions.

પ્યુઅર પૅરલ કન્વલઝન્સ.

કેટલીક સ્ત્રીઓને ગર્ભાધાનના પહેલા આઠ મહિનામાં આંચકી આવેછે, તે ઘણું કરીને હિસ્ટીરીઆની હોય છે; જેઓને વાઇનો રોગ હોય છે, તેમને વાઇની આંચકી આવે છે. પણ છેલ્લા એટલે નવમા મહિનામાં જે આંચકી આવે છે, તે ઘણે ભાગે વાઇને મળતી આંચકી હોય છે. હિસ્ટીરીઆને મળતી આંચકીને માટે હિસ્ટીરીઆનો વિષય જોવો. આ સ્થળે તો **વાઇની જાતની જે આંચકી પ્રસવ પહેલાં અગર પછી થાય છે,** તે સમજવાની છે; જે સ્ત્રીઓને હાથે ને મોંઢે સોજા અગર ફેફર ચઢી હોય તેને આંચકી થવાનો વિશેષ સંભવ છે, માટે તેમણે આગળથી ઇલાજ લેવા.

કારણઃ—સગર્ભા સ્થિતિને લીધે પેટની ધમની ઉપર દબાણ થાયછે, અને તેથી તે તરફ જતું લોહી અટકાવાથી મગજ તરફ લોહીનું જોર થાય છે, વળી બરડામાં રહેલ જ્ઞાનતંતુઓ અને તેને લગતી રક્તનળીઓ ઉપર પણ ગર્ભને લીધે દબાણ થાય છે; આથી આંચકી થઇ આવે છે. તેવીજ રીતે જ્યારે મગજ ઉપર અને કરોડ-રજ્જુ ઉપર લાંબા વખત સુધી રહેલ થોડુંએક દબાણ એકદમ દૂર થાય છે, ત્યારે પણ આંચકી થાયછે. જે સ્ત્રીઓ લોહીઆળ ને પુષ્ટ હોય છે, તેમને પહેલા કારણથી આંચકી થવાનો સંભવ છે, અને જેઓ લોહી વિનાની ને દુર્બળ હોય છે તેમને બીજા કારણથી આંચકી થવાનો સંભવ છે. બન્નેમાં જ્યારે રક્તનળીઓની સ્થિતિસ્થાપકતા ઓછી થાય છે, ત્યારે આંચકી ઉત્પન્ન થાય છે. અતિશય લોહી જવાથી આંચકી થાય છે, તેનું કારણ પણ એજ છે.

જ્યારે **મગજની રક્તનળીઓ ઢીલી ને નબળી પડી હોય છે,** ત્યારે એકાએક કાંઈ **મનોવિકાર** થવાથી લોહીનું જોસ વધી જાય, અને આંચકી ઉપડે છે. વળી ગર્ભને લીધે જ્યારે શ્વાસોશ્વાસ બરાબર છૂટથી લેવાતો ન હોય, ત્યારે લોહી જોઇએ તેટલું સ્વચ્છ થતું નથી, અને તેથી આંચકી થાય છે; લોહીનું આલ્બ્યુમીન પેશાબ વાટે જતું રહેતું હોય, કે લોહીમાં મળમૂત્રનાં વિષ અગર તો એવાં બીજાં વિષ ભળતાં હોય તો તેથી અને ધાવણથી ચડતા તાવને લીધે આંચકી થાય છે.

જે સ્ત્રીઓનો બાંધો અને સ્વભાવ નાજુક ને પોચો હોય છે, જે સ્ત્રીઓને નાનપણમાં આંચકી, હીસ્ટીરીઆ કે વાઇ આવતી હોય છે, અગર જે સ્ત્રીઓને દર પ્રસવ વખતે આંચકી થતી હોય છે તેવી સ્ત્રીઓને આંચકી થતી વધારે જોવામાં આવે છે. આ દર્દવાળી સ્ત્રીને કેટલીકવાર સોજા ચડયા હોય છે, અને કેટલીકવાર તેના પેશાબમાં આલ્બ્યુમીન વધારે અને યુરીઆ ઓછો જતો હોય છે.

સૌથી મોટું અને પ્રબલ કારણ ગર્ભાશય અને તેવા બીજા અવયવોનો ક્ષોભ ( irritation ) હોયછે. કરોડ-રજ્જુમાંથી ગર્ભાશયમાં જે જ્ઞાનતંતુઓ આવેલા હોય છે, તેના ઉપર ગર્ભના મસ્તકને લીધે જો દબાણ થાય, તો પણ આંચકી થાય છે. કેટલીક સ્ત્રીઓનું મન એટલું બધું પોચું ને કોમળ હોય છે કે પેડુમાં ગર્ભ ફરકે તેને લીધે આંચકી આવે છે, કેટલીકને સ્વાભાવિક પ્રસવથી પણ આંચકી આવે છે અને કેટલીકને શસ્ત્રક્રિયાનું નામ સાંભળતાંજ આંચકી આવે છે. આવી કેટલીક સ્ત્રીઓને ઑર અંદર રહી ગઇ હોય તે બહાર કાઢવાનો સહેજસાજ પ્રયત્ન કરતાં આંચકી આવે છે. કોઇને દસ્ત કબજ રહેવાથી, રેચ લાગવાથી, મૂત્રાશયની ચંચળતાથી, અને સ્તનના ક્ષોભથી પણ આંચકી થાય છે.

ચિન્હઃ—બે પ્રકારનાં હોય છે. એક જે આગમચથી થાય છે તે, અને બીજાં આંચકી વખતે થાય છે તે, આંચકી થવા પહેલાં માથું ભારે થાય છે, કોઇવાર ફેર આવવા માંડે છે, આખું માથું અગર માથાનો થોડોએક ભાગ સખત દુખવા આવે છે, સમજશક્તિ કમ થઇ જાય છે, કાનમાં ભણભણાટ થાય છે. દૃષ્ટિ નાશ પામતી હોય એમ લાગે છે, અને પછી વિચારશક્તિ તથા સ્પર્શજ્ઞાન પણ કમી થવા માંડે છે. પ્રસવ વખતે આંચકી થવાની હોય, તો રક્તાશય ઉતાવળથી અને જોરથી ચાલવા માંડે છે, અને પછી ઉપર લખેલાં ચિન્હો થવા માંડે છે, તે સાથે ટાઢ વાય છે, મૉળ આવે છે, ઉલટી પણ થાય છે. દર્દી બેચેન થાય છે, તેનું આખું શરીર ક્ષોભ પામે છે, થોડીવારમાં શરીર ગરમ થાય છે, પણ ચામડી પરશેવાવાળી રહેવાને બદલે સુકી રહે છે, નાડ ભરેલી અને જોરમાં ચાલે છે, દર્દીનો ચ્હેરો લોહીથી ભરેલ ને લાલચોળ થાય છે, સન્નિપાતનો ચાળો થવા માંડે છે, આંખો ફાટેલી અને વિકાળ લાગે છે, અને ઘણી સ્ત્રીઓના પેડુમાં વેંણથી જુદી જાતનો દુખાવો એકદમ ઉપડે છે. જ્યારે માથામાં અને અન્નાશયમાં સખત દુખાવો જણાય, ત્યારે ઘણી ભયંકર આંચકી આવવાનો સંભવ રહે છે. જ્યારે હાથ અને ચ્હેરો સુજી આવે, ત્યારે પણ આંચકી થઇ આવે છે, અને આ સાથે જો પેશાબમાં આલ્બ્યુમીન જતો હોય, તો તેવું પરિણામ આવવાની વધારે ધાસ્તિ રહે છે.

આટલું છતાં પણ કેટલીકવાર આંચકી કાંઈ અગમચેતીનાં ચિન્હ વિના થઈ આવે છે. આ આંચકીનું જોર, અને ચેષ્ટા ઘણે દરજ્જે વાઇને મળતી આવે છે. ચ્હેરો સુજેલો, ને જરા કાળાશ પડતો થાય છે, અને આંચકીથી વિચિત્ર રીતે ખેંચાઇ જાય છે. જડબું થોડી થોડીવારે ઉઘડીને વસાઇ જાય છે, તેથી જીભને ઇજા થાય છે, મોંઢામાંથી ફીણ નીકળે છે, અને દર્દીના હાથ પગ એવા જોરથી પછડાય છે કે તેને દાબી રાખવામાં મુશ્કેલી પડે છે, શ્વાસ મોંઢાવાટે ચાલે છે, અને મોંઢું બંધ હોય છે, તેથી સુસવાટા મારતો અવાજ થાય છે, પણ પછી શ્વાસ ધીમો પડી જાય છે, નાડ પહેલાં ઉતાવળી ને કઠણ હોય છે, તે પાછળથી ઘણી નાની અને અસ્પર્શ્ય થઈ જાય છે. ઝાડો ને પેશાબ ઘણીવાર પોતાની મેળે છુટી જાય છે. આ આંચકી પાંચ મીનીટથી અડધા કલાક સુધી રહે છે, તે મટયા પછી સ્ત્રી જાણે ઉંઘતી હોય એમ પડી રહે છે, અને તેનું ભાન ઓછું થયું હોય એમ લાગે છે. કોઇવાર ભાન આવે છે, પણ નબળાઇ ને માથાનો દુખાવો રહે છે. તોપણ અડધી કલાકથી બે કલાક સુધીનો વખત ગયા પછી, ફરીને આંચકી આવે છે. કોઈવાર આંચકીમાંથી સ્ત્રી સાવધ થતી નથી, અને બેશુદ્ધ થઇને મરણ પામે છે.

જ્યારે આઠમે કે નવમે મહિને આંચકી આવે છે, ત્યારે ગર્ભમાં રહેલું બાળક મરણ પામે છે, પણ જ્યારે પ્રસવ વખતે આંચકી આવે છે ત્યારે બાળકને બચાવી શકાય છે. આ વખતે આંચકી ગર્ભાશયના હરેક સંકોચ વખતે આવે છે, એટલે કે જેવી વેંણ આવે છે કે તરત સ્ત્રી અચકાય છે. જો આંચકી થયા પહેલાં વેંણ આવતી ન હોય, તો આંચકીના જોર સાથે કમળનું મોંઢું ઉઘડવા લાગે છે, માટે એ વખતે હમેશાં કમળનું મુખ ખીલે છે કે કેમ તે તપાસ કરવાની જરૂર પડે છે. કેટલીકવાર એવું બને છે કે જ્યાં સુધી બાળકનો પ્રસવ થાય નહિ, ત્યાં સુધી આંચકી બંધ પડતી નથી, માટે પ્રસવનો સમય બરાબર નજીક આવ્યો હોય કે ન આવ્યો હોય તોપણ ગર્ભ બહાર પડવાની દહેસત રહે છે, અને તેથી ગર્ભાશયની સ્થિતિ જોવાની ઘણી આવશ્યકતા રહે છે. પરીક્ષા કરવાથી જો એમ ખાત્રી થાય કે ગર્ભ બહાર નીકળ્યા વિના રહેશે નહિ, તો પછી ગર્ભ જલદી બહાર નીકળે તે માટે ઉપાય યોજવા પડે છે, કેમકે

તેમ થવાથી આંચકી બંધ પડવાની આશા રાખી શકાય છે.

પ્રસવ વખતે અને તે પહેલાં આંચકી આવે છે તેના કરતાં પ્રસવ પછી થતી આંચકી વધારે ધાસ્તી-વાળી હોય છે, કેમકે તે વખતે દર્દી અશક્ત અને થાકી ગએલ હોય છે, તથા આંચકીથી તેની થોડી-એક શક્તિનો વ્યય થોડીવારમાં થઇ જાય છે, અને સ્ત્રી મરણ પામે છે. આ વખતે સ્ત્રીને કાં તો ઘણું લોહી વહેતું હોય છે અને કાં તો તેના મજ્જાતંતુઓ નબળા હોવાથી તેને ધક્કો ( shock ) લાગી જાય છે. પ્રસવ પછી ધાસ્તી, બીક, હર્ષ, શોક વગેરેથી પણ એકદમ આંચકી ઉપડે છે.

આંચકી થાય, ત્યારે ઔષધોપચાર સાથે કરવા જેવા ઉપાયો:-મળમૂત્રનો ત્યાગ થયો ન હોય, ને તેથી ગર્ભાશય ઉપર દબાણ થતું હોય તો તેને-મળ મૂત્ર છોડાવવાં, તે માટે કૅથીટર ને પિચકારીનો ઉપયોગ કરવો, આંચકી બંધ ન થાય તો કમળનું મોઢું ઉઘડે કે તરતજ પ્રસવ કરાવવાની તજવીજ કરવી. ઓરડાની હવા જેમ બને તેમ સ્વચ્છ રહેવા દેવી. દર્દીની આગળ પ્રકાશ થોડો રાખવો, મોટા દીવા બાળવા નહિ, સગાંસંબંધીઓએ પાસે બેસીને જરા-પણ ગરબડાટ કરવો નહી, સ્ત્રીના ગળા અને છાતી આગળ કાંઇપણ તંગ કપડું હોય તે ઢીલું કરી નાંખવું.

## ચિકિત્સા.

આંચકી થવાનું જે કારણ લાગતું હોય તે દૂર કરવાનો પ્રયત્ન કરવો.

**હાયોસાયમસ**[30]:—જો શરીરનો એકેએક સ્નાયુ ખેંચાતો હોય, તો આ દવાનાં બે ટીંપાં અડધી અડધી કલાકે આપવાં અગર જરૂર પડે તો પાપા કલાકે આપવાં.

**સીકયુટા**[30]:—આંચકી ઘણીજ સખત આવતી હોય, સ્ત્રી ટુંટીઆં વાળી દેતી હોય અને પેટની બાજુએ કમાન વળી જતી હોય, તો આ દવા પાપા કલાકે આપવી.

**હાઇડ્રોસ્યાનિકઍસીડ**[3]:—જ્યારે જડબું સજ્જડ થઇ ગયું હોય, દાંત ખીલી પડી ગઇ હોય, ત્વચા કાળી પડી ગઈ હોય, ને સ્પર્શજ્ઞાન ઓછું થઈ ગયું હોય, ત્યારે આ દવા પંદર પંદર મીનીટે આપવી; પેશાબ બંધ થવાથી આંચકી આવતી હોય, ત્યારે પણ આજ દવાની જરૂર છે.

**બૅલાડાના**[3]:—જો આંચકી બહુ ઉતાવળી વારં-વાર આવતી હોય, ચ્હેરો લાલ થઈ આવ્યો હોય કે આંચકી શાંત થતી ન હોય, તો આ દવાનું એક ટીંપું જરા પાણી સાથે જીભ ઉપર મુકવું.

**જેલ્સીમીઅમ**[30]:—પેટમાં આંકડી આવતી હોય, અંગ ધ્રૂજતું હોય અને આંચકી આવતી હોય, તો આ દવા અડધી અડધી કલાકે આપવી.

**ઍકોનાઇટ**[1]:—મગજ તરફ લોહીનું જોર હોય, ત્વચા સુકી હોય, ને નાડ ભરેલી ચાલતી હોય, તો આ દવા અડધી અડધી કલાકે આપવી.

**ઓપીઅમ**[3]:—આંચકી મટવા આવ્યા પછી, જ્યારે સ્ત્રી બેશુદ્ધ જેવી પડી રહેતી હોય, અથવા પેશાબ બંધ થવાથી સ્ત્રી બેશુદ્ધ થઇને પડી રહેતી હોય, ત્યારે આ દવાની એક કે બે માત્રા આપવી.

**આર્નિકા**[3]:—સ્ત્રી બેભાન થઇ જતી હોય, અને માથા તરફ લોહીનું જોર વધી જઇ તે ચ્હેરા ઉપર પણ જણાતું હોય, તો આ દવા આપવાથી પ્રસવ સહેલાઇથી થાય છે.

**કુપ્રમ**[3]:—જો આંચકીની સાથે ઉલટી થતી હોય, હાથ પગની આંગળીઓમાં ગોટલા ચડીને ખેંચાતી હોય અને ધતુરના જેવી આંચકી હોય, તો આ દવા આપવી.

**અનુસંગી ઉપાય**:—જો ગર્ભ ગર્ભાશયમાંજ હોય, તો સૌથી સારો રસ્તો સ્ત્રીને ક્લૉરૉફૉર્મ સુંઘા-ડીને ગર્ભને બહાર લાવવાનો છે. સાથે રક્તસ્રાવ હોય, તો મીઠાનું પ્રવાહિ શિરામાં કે મળદ્વારમાં સારી રીતે દાખલ કરવું. રક્તાશય મંદ પડવા લાગે, તો ત્વચામાં સ્ટ્રીકન્યાની પિચકારી મારવી.

**પ્રસવ વખતે આંચકી ન થાય તે માટે આગળથી લેવાના ઉપાયઃ**—સગર્ભા સ્ત્રીની બરા-બર માવજત રાખવી; તેની શક્તિ દિનપ્રતિદિન ઘટે નહિ તે માટે પુષ્ટિકારક ખોરાક આપવો. પેશાબમાં આલ્બુમીન આવે તેની પરીક્ષા કરાવવી. દુધનો ખોરાક દિવસમાં જેટલો લેવાય તેટલો લેવો. બીજો ખોરાક ઓછો કરવો. આલ્બ્યુમીન તેમ છતાં પણ આવે, તો દવા કરાવવી.

## સૂતિકાજ્વર.

( Puerperal Fever–પ્યુરપૅરલ ફીવર. )

સઘળા પ્રાણઘાતક રોગોમાં આ રોગ ઘણી ઉતાવળથી લાગુ પડે છે ને થોડીવારમાં જીંદગીનો અંત આણે છે. ખરો સૂતિકાજ્વર જે ચેપી ગણાય છે, તે ઘણો ભયંકર તાવ છે, જુદા જુદા દેશોમાં જુદે જુદે સમયે આ કાળજ્વરે એક ચેપી રોગનું રૂપ ધારણ કરેલું છે; અને ઘણી અથવા તો લગભગ સુવાવડમાં સુતેલ દરેક બાઇના પ્રાણ હર્યા છે. પણ તે બહુ નાના પ્રદેશમાં અને ટુંકી મુદતમાંજ પોતાનું જોર બતાવીને દૂર થાય છે. સુવાવડ કરવાની ઇસ્પિતાલોમાં કોઇવાર એકદમ બધી સ્ત્રીઓને આ તાવ લાગુ પડે છે, અને બે ચાર માસ પછી તે એકદમ અદૃશ્ય થઇ જાય છે, તથા કેટલાંક વર્ષો સુધી સ્ત્રીઓ નિર્ભયપણે ત્યાં સુવાવડમાં સુએ છે. તેમાં વળી કોઇવાર એકદમ તેઓ સપડાઈ જાય છે; આથી કરીને ગરીબ સ્ત્રીઓની સુવાવડ સારી રીતે થાય, તે માટે ઇસ્પિતાલો કરવી કે નહિ તે સવાલ વિચાર ભરેલો થઇ પડે છે.

ખરો સૂતિકાજ્વર એટલો બધો ચેપી છે કે જો કોઇ એક દાક્તર અગર સુયાણી આવા તાવ વાળી સ્ત્રીને પ્રસવ કરાવ્યા પછી પોતાનાં કપડાં બદલ્યા વિના બીજી સ્ત્રીને પ્રસવ કરાવવા જાય તો તે બીજી સ્ત્રીને ચેપ લાગુ પડે છે, અને એજ રીતે ત્રણ, ચાર, કે જેટલી સ્ત્રીને તે પ્રસવ કરાવવા જાય તેટલી સઘળી સ્ત્રીઓને તે ચેપ ચોંટે છે. આથી સમજાશે કે ગમે તે સુયાણીને ગમે તેવા ગંદા કે ચેપવાળા પોશાકમાં પ્રસવ કરાવવા બોલાવી આણવી એ સર્વદા સારૂં નથી. સુયાણીએ પ્રસવ માટે સુતી સ્ત્રીઓને અડે તે પહેલાં તેને ઘેર આણીને નવરાવી અને બીજાં કપડાં પહેરાવવાં. એવી અગમચેતી લેવામાં આવે, તો આ અને બીજા ચેપી રોગથી પ્રસૂતાને નુકશાન થવાની દહેશત ઓછી રહે. જે ડાકટરો કોઇ ચેપી રોગવાળા દર્દીને અગર તે કાંઇ સૂક્ષ્મ જંતુથી થતા વ્યાધિવાળા દર્દીને અડકીને સુવાવડી સ્ત્રીઓને જોવા જાય છે, તેઓના ચેપની અસર સુવાવડીને થાય છે. ડાકટરોએ પોતે આમ હોય તો જવાની ના પાડવી એજ ઉત્તમ રસ્તો છે. ટાઇફસના તાવવાળાને જોઇને ડાકટરો સુવાવડી સ્ત્રીઓને જોવા ગયા તેથી તે સુવાવડી બાઇઓને સૂતીકાજ્વર થયો એવા દાખલા બનેલા છે. આજ રીતે રતવાના ચેપથી પણ સૂતીકાજ્વર થાય છે. રતવાને અને આ રોગને કાંઇ નિકટ સબંધ લાગે છે.

કારણઃ—ચેપનું કારણ તો ઉપર આપ્યું છે, તે સિવાય સ્ત્રી જ્યારે સગર્ભા હોય તે વખતે તેને જે તાવ આવતો હોય અને છેક બંધ પડતો ન હોય તેને લીધે, અગર તેની સગર્ભા સ્થિતિમાં કાંઇ બીજો મંદવાડ થયો હોય તેના પરિણામમાં પણ સૂતિકાજ્વર શરૂ થાય છે. મડદાની પરીક્ષા કરતી વખતે જે ચેપ સૂક્ષ્મ જંતુઓ, અગર વિષારી હવા નીકળે છે, તેના સંબંધમાં આવવાથી પણ સૂતિકાજ્વર થાય છે. કેટલાક એવા દાખલા બન્યા છે કે સૂતિકાજ્વરના ચેપના સંબંધમાં આવ્યા પછી પાંચ છ મહિને કોઇ સૂયાણી કે ડાકટર બીજી સ્ત્રીઓને પ્રસવ કરાવવા ગયા તે સ્ત્રીઓને પણ તેમના શ્વાસોચ્છ્વાસમાં રહેલ ચેપ ( miasm )થી આ કાળજ્વર લાગુ પડયો. વળી સુવાવડના વખતમાં સ્વાભાવિક રીતે જે પ્રવાહ ( Lochia ) નીકળે છે, તે એકદમ બંધ થઇ જવાથી પણ સૂતિકાજ્વર થાય છે. આથી જો સુવાવડી સ્ત્રીને શરદી કે ભેજ લાગે, તો પણ આ પ્રવાહ બંધ થઇને જ્વર આવવાનો સંભવ રહે છે, અને સાધારણ રીતે પણ ભેજવાળા પ્રદેશમાં આ રોગ વિશેષ જોવામાં આવે છે. મૂત્રાશય બહુ મોટો થવાથી, અસ્વાભાવિક પ્રસવમાં બાળકનું માથું બસ્તીની અંદરના કેટલાક ભાગો સાથે વધારે દબાણું હોય તેથી, ને ગર્ભાશયનું માંસ બહુ કચરાયું હોય કે તેને ઇજા થઇ હોય તેથી પણ તાવ ચડી આવે છે. પ્રસવ પહેલાં પણ સ્ત્રીની સગર્ભા સ્થિતિની દર્મ્યાન જો કમળ ઉપર કાંઇ ક્ષત અને મંદ વરમ રહ્યો હોય તો પ્રસવ પછી ઘણીવાર તે સ્ત્રીને તાવ આવે છે ને કોઇવાર તે ક્ષત મટયું હોય છે, તોપણ સ્ત્રી તાવમાંથી મુક્ત રહી શકતી નથી.

ગર્ભાશયમાં ઑરના કકડા રહી જવાથી સડવા માંડે છે, ને તેથી પણ ગર્ભાશયમાં વરમ થાય છે, કોઇવાર તેમાંથી ગર્ભાશયને સડો લાગુ પડે છે. કોઇવાર સ્ત્રીને પ્રસવથી જ્યારે નબળાઈ ઘણી આવી જાય છે, ત્યારે કુદરતી રીતે ધક્કા ( Shock ) ના પરિણામ તરીકે તાવ આવી જાય છે.

પ્રકારઃ—જુદાં જુદાં કારણો અને ચિન્હોને લીધે ત્રણ પ્રકાર ગણવામાં આવે છે. ( ૧ ) વરમ-

થી થતો સૂતિકાજ્વર. ( ૨ ) ચેપી સૂતિકાજ્વર. (૩) અન્નાશયના દોષ સાથે થતો સૂતિકાજ્વર.

### (૧) વરમથી થતો સૂતિકાજ્વર.

### (Inflammatory Fever.)

**ચિન્હઃ**—પેટના અંતરાવરણમાં, ગર્ભાશયમાં કે તેના ઉપાંગમાં અગર તેની શિરાઓમાં વરમ થવાથી જ્યારે તાવ ચડે છે, ત્યારે પેટમાં દુખાવો ઉપડે છે, અને તેને અડવાથી પીડા થાય છે. દર્દ પેટમાં આસપાસ ફેલાય છે, દર્દને લીધે સ્ત્રી પોતાના પગ વાળેલા રાખે છે, ચત્તિ પડી રહે છે. ટાઢ થોડી થોડીવારે આવે છે, દર્દ વધતું જાય છે, અને તે સાથે શરીર વધારેને વધારે ગરમ થાય છે, પણ ત્વચા સુકી રહે છે. નાડી ૧૨૦ થી કોઈવાર ૧૬૦ સુધી પણ ચાલે છે.

જ્યારે ગર્ભાશયમાં વરમ થયો હોય છે, ત્યારે પરશેવો ઘણો જ આવ્યા કરે છે, અને તેથી કેટલાક ડાકટરો આને એક જુદી જાતનો સૂતિકાજ્વર ગણે છે; આ પરશેવાથી પેશાબ કાંઈ ઓછો ઉતરતો નથી, તેમ નાડી કાંઇ ધીમી પડતી નથી. તૃષા બહુ લાગે છે, અને કોઇવાર હાથના પોંચા ઉપર કે શરીરના બીજા ભાગ ઉપર કાળાં ચાઠાં પડે છે. આ સાથે પ્રસવ પછી થતો સ્વાભાવિક પ્રવાહ ઘણીવાર બંધ થઇ જાય છે. જો આ વરમ ત્રણ ચાર દિવસ સુધી રહે તો કોઇવાર ઝાડો થઇ આવે છે. દર્દીનો સ્વભાવ ચિંતાતુર, અને પોચો થઇ જાય છે, નાડી પાતળી, પોચી અને ઉતાવળી ચાલે છે; શ્વાસોચ્છ્વાસ ઉતાવળો ચાલે છે, એથી શ્વાસ ઉપડયો હોય એમ લાગે છે, અને આ ચિન્હ વધારે ભયંકર છે. ઘણીવાર પેટ ચડી આવે છે, કેટલીકવાર ગર્ભાશયના વરમમાંથી પેટના અંતરાવરણનો પણ વરમ થઈ આવે છે, ને તેથી આખા પેટમાં દુખાવો લાગે છે. જો પ્રસવ પછી નીકળતો સ્વાભાવિક પ્રવાહ જે "લોકીયા" કહેવાય છે, તે બંધ થઇ જતો નથી, તો તે ગંધાવા લાગે છે. ધાવણ પણ કમી આવે છે અને કોઇવાર તદ્દન બંધ પડી જાય છે.

જ્યારે પેટના અંતરાવરણમાં પહેલેથી જ વરમ થાય છે, ત્યારે શરૂઆતમાં ટાઢ વાય છે અગર સખત દુખાવો ઉપડે છે, પણ ઘણું કરીને તે બન્નેની પહેલાંજ નાડી તો ઉતાવળી ચાલવા માંડે છે. પછી ઓંકળ આવે છે, ઉલટી થાય છે, તાવ ભરાય છે, શ્વાસ ઉતાવળો ચાલે છે, માથું સખત દુખવા આવે છે, આખું પેટ આળું થઇ ગયું લાગે છે, તેથી તેની ઉપર લુગડાનો પણ ભાર ખમી શકાતો નથી. સ્ત્રી પોતાના શરીરને જરાપણ હલાવતી નથી; કેમકે તેમ કરવાથી પણ તેના દર્દમાં વધારો થાય છે. વખત જતાં પેટ ફુલીને મોટું થાય છે, અને તેમાં રસ ભરાય છે. ગર્ભાશયના વરમમાં "લોકીયા" પ્રવાહ, અને ધાવણ જેમ અનિયમિત થઇ જાય છે, તેમ આ વરમમાં પણ થાય છે. અંતરાવરણના વરમને લીધે નાડી ઘણી ઉતાવળી ચાલે છે, અને જેમ જેમ રોગથી શરીર નબળું પડતું જાય છે, તેમ તેમ નાડી પાતળી દોરા જેવી, અનિયમિત તથા રહી રહીને ( intermittent ) ચાલે છે. અંતકાળ નજીક આવે છે, ત્યારે શરીર ઠંડું પડે છે નાડી જણાતી જ નથી, જીભ ઉપર ઘણું કરીને સફેદ છારી હોય છે, કોરનો ભાગ લાલ હોય છે. અને પેશાબ થોડો પણ રંગીન ઉતરે છે.

### (૨) સૂતિકાજ્વરના રોગનો ફેલાવો.

### (Epidemic of Puerporal Fever.)

જ્યારે સૂતિકાજ્વરનો રોગ લાગુ પડે છે, ત્યારે પ્રસવ પછી બે ત્રણ દિવસે ચિન્હો શરૂ થાય છે. પેટ જરા ચડી આવે છે, તેમાં દુખાવો જણાય છે, તેને અડવાથી પીડા થાય છે. નાડી ઘણી કઠણ અને ઉતાવળી ચાલે છે. તાવ ભરાય છે, પણ બીજા તાવના જેવો તે સખત હોતો નથી. જીભ સફેદ, અને ભીની રહે છે. ધાવણ કમી થાય છે, પેટનો દુખાવો કમી થાય છે, પણ પેટ વધારે ફુલી આવે છે, શ્વાસ ઉપડે છે, નાડી બહુ ઉતાવળી ચાલવા માંડે છે, છેવટ સુધી જીભ ભીની રહે છે, મન સ્વસ્થ રહે છે, અને દર્દી ઘણું કરીને પાંચમે દિવસ મરણ પામે છે. કોઇવાર આમ થવાને બદલે શરૂઆતમાં ટાઢ આવે છે, તે કેટલીકવાર પ્રસવ પછી થોડાએક કલાકની અંદર આવે છે; આખા પેટમાં સખત દુખાવો ઉપડે છે, નાડ નબળી અને પોચી ચાલે છે. દર્દી બહુ શોકાતુર લાગે છે, તેનું કપાળ બહુ દુખે છે, ચ્હેરો બેસી જાય છે, અને તેની ઉપર પરશેવો રહ્યા કરે છે. વખતો વખત ઉલટીમાં લીલું પાણી નીકળે છે; વખતે ગંધાતો ઝાડો પણ થઈ જાય છે, પ્રવાહ ને ધાવણ બન્ને અનિયમિત થાય છે, અને સ્ત્રી બે ત્રણ દિવસમાં કોઇવાર પંદર

વીસ કલાકમાં પણ મરણ પામે છે. આ ચેપી તાવથી એકદમ દર્દીની શક્તિ ઓછી થઈ જાય છે, તથા તેણી નિરાશ અને હોસકોસ વગરની થઇને પડી રહે છે, ગર્ભાશયનું માંસ પોચું અને પાકી ગયા જેવું થાય છે, અને શરીરની ગરમી કોઇવાર ૧૦૫°–૧૦૬° જેટલી થઇ જાય છે

### (૩) અન્નાશયના દોષ સાથે થતો સૂતિકાજ્વર.

(Gastro-Enteric Puerperal Fever.)

આ જ્વર થવાનું કારણ પકવાશય તથા આંતરડાનો કાંઇ દોષ હોય છે. તેને લીધે પેટમાં ચૂંક આવે છે, વાયુ જણાય છે, ઝાડો કાળો ને દુર્ગંધવાળો હોય છે, નાડ ઉતાવળી ચાલે છે, વખતે પિત્તનું જોર હોય છે અને જીભ મેલી રહે છે.

કોઇ વાર ગર્ભાશયની શિરાઓનો વરમ (Uterine Phlebitis) થઇ આવે છે એને લીધે પેટમાં દુખાવો ઓછો હોય છે; પરંતુ નાડી બહુ ઉતાવળી ચાલે છે અને ટાઢ વાઇ પછી તાવ ભરાય છે. શિરાઓમાં વરમ થાય છે, ત્યારે સ્ત્રીને હિસ્ટીરીઆના જેવાં ચિન્હ થાય છે, અને આમ થવાનું કારણ લોહીમાં ભળેલાં પરૂનાં રજકણો હોય છે.

દરેક જાતના સૂતિકાજ્વરમાં આંખોની ફરતી કાળાશ પડતી કુંડાળીઓ પડે છે, કીકી વિસ્તૃત થાય છે, આંખનું શ્લેષ્મપડ ચળકતું અને લોહી વિનાનું થાય છે, તેથી આંખ ઘણી સફેદ લાગે છે, તથા દર્દીનો ચ્હેરો ઘણો દુઃખદર્શક અને બેસી ગયેલો જણાય છે.

## ચિકિત્સા.

**વિરેટ્રમવિરિડિ**[3]:—શરૂઆતમાં ઍકોનાઇટને બદલે આ દવાની જરૂર છે; તે દવા આપવાથી પેડુનો વરમ મટવા લાગે છે, ને પ્રવાહ નિયમિત રીતે ચાલે છે. આ દવા કલાકે કલાકે આપવી.

**નક્સવૉમિકા**[6]:—જ્યારે ગર્ભાશયનો વરમ થયો હોય છે, ત્યારે આ દવા અડધી અડધી કલાકે આપવાથી ઠીક થાય છે.

**બૅલાડોના**[3]:—જ્યારે પેટના અંતરાવરણનો વરમ થઇ આવે ત્યારે આ દવા કલાકે કલાકે આપવી.

**કૉલોસિન્થ**[3]:—જ્યારે પેટ ચડી આવ્યું હોય, ને ડમડમ બોલતું હોય, ત્યારે આ દવા અડધી અડધી કલાકે આપવાથી લાભ થાય છે.

**રસટૉક્સ**[3]:—જો પેડુના બંધનોમાં વરમ થયો હોય, પ્રસવ વખતે કાંઇ શસ્ત્રક્રિયા કે બળાત્કાર થયો હોય, અને તેથી અંદરના બધા ભાગમાં વરમ થયો હોય, તો આ દવા એકલી અગર બીજી દવા સાથે વારાફરતી કલાકે કલાકે આપવી; એથી વરમ પાક ઉપર ચડશે નહિ, ને જો પાક ઉપર ચડે તો હેપાર સલ્ફ્યુરીસ ૩ શરૂ કરવું.

**હાઇડ્રોસિયાનિક ઍસીડ**[6]:—જો ખરો ને સખત સૂતિકાજ્વર હોય, કે જેમાં સ્ત્રી એક કે બે દિવસમાંજ મરણ પામે છે, તો આ દવા બે બે કલાકે આપવી; તાવ નરમ પડે કે તરત દવા આપવાનો અંતર લંબાવવો; અને તે દવાની સાથે **રસટૉક્સ**[6] કે **લેચીચીસ**[6] વારા ફરતી આપવું. જો આ પ્રમાણે દવા બે ત્રણ વખત આપ્યા છતાં કશો ફેર લાગે નહિ તો **હાયોસાયમસ**[3] પહેલી દવાની સાથે વારા ફરતી આપવું.

**ઍકોનાઇટ**[3]:—ત્વચા સુકી હોય, તાવ સખત હોય, દર્દી બહુ બેચેન લાગે અને પેડુમાં દુખાવો હોય, તો આ દવા કલાકે કલાકે એકલી અગર વિરેટ્રમની સાથે વારા ફરતી આપવી.

**કાલી કાર્બ**[30]:—પેડુમાં એકદમ દુખાવો ઉપડી આવતો હોય, તેથી દર્દી બૂમ પાડી ઉઠતી હોય, અને બપોરે બેથી ચાર સુધી દર્દનું જોર વધતું હોય, તો આ દવા કલાકે કલાકે આપવી.

**પાયરોજેનીઅમ**[5, 6]:— આ દવા ગડના પરૂમાંથી શોધી કાઢેલી છે, અને તેથી તે પરૂ કે તેવા વિષારી પદાર્થની અસર દૂર કરવા માટે બહુ ઉપયોગી થઇ પડે છે. જ્યારે ગર્ભાશયમાં ગંદા પદાર્થોનો ચેપ લાગી ગયો હોય અને તેથી તાવ આવ્યો હોય તો આ દવાનાં પાંચ ટીંપાં ચાર ચાર કલાકે બીજી દવા સાથે વારા ફરતી અગર એકલાં અપાય છે.

**અનુસંગી ઉપાય**:—જો ગર્ભાશયમાંથી ગંધાતો પ્રવાહ નીકળતો હોય, તો મર્ક્યુરીક બાઇ ક્લૉરાઇડ (કૅલોમૅલ) નો ૧ ભાગ ૪૦૦૦ ભાગ ગરમ પાણીમાં મેળવીને અંદરનો ભાગ ધોઇ નાખવો. ગર્ભાશયમાં જે મેલ, ગાંઠા કે મડદાલ ત્વચાના કકડા પડયા રહ્યા હોય, તે તમામ બહાર કાઢી નાખવા. પેડુ ઉપર ગરમ પાણીનો શેક કરવો એથી ગર્ભાશયના કોઈ ભાગમાં વરમ હશે તે મટશે. અંદર કાંઇ ગડ થયું હોય, તો બને તો તેને છેદીને પરૂ બહાર કાઢવું; પણ

તે પરૂને અંદર શોષાવા દેવું નહિ. યોનિમાર્ગને વખતો વખત બોરીક ઍસીડ આયોડીન, લીસોલ કે કાર્બોલિક ઍસીડના સોલ્યુશનથી ધોઇ સાફ રાખવો. પોટાસ્યમ પરમેન્ગ્નેટના સોલ્યુશનથી પણ ધોવાય છે. ગર્ભાશયમાં રહેલો મડદાલ ભાગ કાઢવા માટે ક્યુરેટ નામનું હથિયાર પણ વપરાય છે. જરૂર લાગે, તો અંદર આયોડોફોર્મ ભરાય છે.

**અગમચેતીના ઉપાયઃ—** પ્રસવ પછી અને પહેલાં ગુહ્યાવયવોને ગરમ પાણીમાં મર્ક્યુરીક બાઇ ક્લૉરાઇડ નાખીને સાફ કરવા જોઇએ. વળી જે સ્ત્રી અથવા ડાક્ટર પ્રસવ કરાવવા આવે, તે પણ હરેક જાતના ચેપથી મુક્ત હોવાં જોઇએ. સ્વચ્છતા એ મુખ્ય ઉપાય છે.

---

## સૂતિકાસન્નિપાત.

(Puerperal Insanity પ્યુઅર પૅરલ ઈન્સૅનીટી.)

સૂતિકા—સન્નિપાત મુખ્યત્વે કરીને બે વખતે થતો જોવામાં આવે છે. એક તો પ્રસવ પછી તરતજ સ્ત્રી બહુ અશક્ત થઇ ગઈ હોય ત્યારે, બીજો ધાવણ આવતું હોય તે દર્મ્યાન હરકોઇ સમયે જેમ જેમ પ્રસવ પછી વધારે દિવસો જતા જાય તેમ તેમ તે થવાનો સંભવ ઓછો છે.

**લાયક કરનારાં કારણઃ—**સન્નિપાત અગર જરા ગાંડપણવાળું મગજ વારસામાં ઉતર્યું હોય છે, તેથી વખતો વખત પ્રસૂતિ થવાથી, નબળાઇ અને ક્ષીણુતાથી, પેશાબમાં આલ્બ્યુમીન જતો હોય તેથી, ગુહ્યાવયવો ઉશ્કેરાઇ ગયા હોય તેથી, વાઈ આવવાથી અગર સૂતિકાજ્વર આવવાથી સ્ત્રી સન્નિપાતને લાયક થાય છે, **ઉત્પન્ન કરનારાં કારણઃ**—પ્રસવ સ્વભાવિક રીતે થવાને બદલે ઘણી મહેનતે ને લાંબા વખત સુધી સ્ત્રી પીડાયા પછી થયો હોય, પ્રસવ કરાવતી વખતે કાંઇ શસ્ત્રથી સ્ત્રીને ઈજા થઈ હોય, રક્તસ્ત્રાવ બહુ થયો હોય, અગર તો પ્રસવ પછી સ્ત્રીને અતિ હર્ષ, ક્રોધ, ચિંતા, ભય, કે શોકનું કાંઇ કારણ મળ્યું હોય તેથી તેણીને સન્નિપાત કે ઉન્માદ થઇ આવે છે.

**પ્રકારઃ**—(૧) ઉન્માદ અને (૨) મંદ ચિત્તભ્રમ. તીક્ષ્ણ સન્નિપાત ઉન્માદને મળતો હોય છે, અને તેથી ઉન્માદ નામ તેને યોગ્ય છે. તે પ્રસવ પછી તરતજ અગર ધાવણ શરૂ થાય એટલે થઈ આવે છે. મંદ ચિત્તભ્રમમાં તોફાન કે એવો ઉન્માદ હોતો નથી, અને સ્ત્રી જ્યારે બાળકને ધવરાવવાથી નબળી પડી જાય છે, ત્યારે તેને થાય છે.

## ચિકિત્સા.

**સ્ટ્રામોન્યમ**[૩]:—જ્યારે સખ્ત ઉન્માદનાં લક્ષણો હોય, ત્યારે આ દવા કલાકે કલાકે આપવી. તોફાન, લાજ-શરમનો ત્યાગ, અને જુસ્સો દબાવવો એ આ દવાનાં મુખ્ય લક્ષણો છે.

**હાયોસાયમસ**[૩]:—જ્યારે ઉન્માદ મંદ હોય, પણ સ્ત્રી બડબડ કરતી હોય, કે એકલી એકલી લડવાડ કરતી હોય તેમ બોલતી હોય, અથવા કાંઇ ખાલી વ્હેમ લાવ્યા કરતી હોય, ત્યારે આ દવાની જરૂર છે; જો સ્ત્રીને કશું ભાન ન હોય, સગાં વહાલાંને પણ ઓળખતી ન હોય, ને લુગડાં ફેંકી દેતી હોય તો પણ આ દવાથી ઠીક થાય છે.

**કાલી કાર્બ**[૩]:—ઉન્માદના કરતાં દિલગીરી વધારે હોય, પોતે મરી જશે એમ ધાસ્તી રાખતી હોય, વાતચીત કરવામાં શબ્દોનું ભાન રહેતું ન હોય તેથી પોતાના વિચાર દર્શાવી શકતી ન હોય, પેટ ફુલી આવ્યું હોય, તૃષા લાગતી હોય, અને બેચેની રહેતી હોય ઈત્યાદિ ચિન્હો આ દવાને સૂચવે છે.

**બૅલાડોના**[૩]:—સ્ત્રી ઉઠીને નાસવા લાગતી હોય અથવા સંતાઇ જતી હોય, થોડી થોડીવારે ક્રોધ ને જુસ્સાથી બોલવા લાગતી હોય, આંખો ફાડતી હોય, રાતે ઉંઘતી ન હોય, કાંઇ ભૂત કે પિશાચ નજરે પડતાં હોય, પોતાના દુઃખનો અંત લાવવા પોતાને મારી નાખવાની બીજાને આજીજી કરતી હોય, ને બહુ અફસોસ સાથે કકળાટ કર્યા કરતી હોય તો આ દવા કલાકે કલાકે આપવી. બહુ રડયા કરતી હોય તો આની સાથે **પલ્સેટીલા**[૩] અડધી અડધી કલાકે વારાફરતી આપવું.

**ઑરમ**[૬]:—પોતાની જાતને બહુ દુખી ગણતી હોય, આતમહત્યાનાજ વિચાર કર્યા કરતી હોય, રાત કે દિવસ જરાપણ ઉંઘતી ન હોય, તો આ દવા એકલી અગર બીજી કોઇ દવા સાથે વારાફરતી કલાકે કલાકે અપાય છે. એ સિવાય **ઍકોનાઇટ** (ભય બહુ હોય તો), **સલ્ફર** (પગ થંડા હોય ને ધર્મની લવરી કર્યા કરતી હોય તો), **કૅમોમીલા**[૬] (મનોવિકારની અસર હોય તો), **કૉફીઆ**[૩] (હરખ

સન્નેપાતમાં ), કેનાબીસ ઇન્ડીકા[3] (બહુ ઉંચા કે મોટા વિચાર આવતા હોય તો ) અપાય છે. જો સ્ત્રી ઘડીકમાં બહુ હસતો હોય ને ઘડીકમાં અફસોસ કરતી હોય તો ક્રોકસ સેટાઇવા[3] ચાર ચાર કલાકે આપવું. (વધારે ખુલાસા માટે ઉન્માદ ઉદાસીનતા વગેરે જુદા વિષયો આપ્યા છે, તે જુઓ.)

**અનુસંગી ઉપાયઃ**—ઘેલછાના વિષયમાં આપેલા ઉપાયો કરવા. દર્દીની પાસે રહેનારે હરેક રીતે તેના મનોવિકારો દબાવવા; તથા તેણીને શાંત રાખવી તેણીની આસપાસ ગડબડ કે ઘોંઘાટ કરવો નહિ. ખોરાક આપ્યા કરવો. મોંઢેથી ખોરાક ન લે, તો મળદ્વારમાં પિચકારી મારવી.

## ઉન્માદનાં લક્ષણ.

( Acute Mania—ઍક્યુટ મૅનિયા.)

જુદી જુદી સ્ત્રીને થતાં લક્ષણો એક સરખાં હોતાં નથી. શરૂઆતમાં ઉંઘ ઉડી જાય છે, માથું દુખે છે. આંખ ગાંડા માણસના જેવી લાગે છે, અને સ્ત્રી ઘરની ચીજો સામે આમતેમ જોવા લાગે છે, કોઇવાર ધાવણ ઓછું થઈ જાય છે અને સ્ત્રી એકદમ ગાંડી થઇ જાય છે, અથવા તો નિદ્રાનાશ ચીડીઓ સ્વભાવ, માથાનો દુખાવો, બેચેની, યાદ શક્તિ કમી થવી, પોતાનું તથા બાળકનું પણ ભાન ન રહેવું ઈત્યાદિ લક્ષણો થોડાક દિવસ રહ્યા પછી તેણી ઉન્મત્ત થઈ જાય છે. બધાને મારી નાખીશ, પોતે મરી જઈશ એવું બોલવા માંડે છે. બચ્ચાને લઈ ને મારી નાંખવા માંડે છે, ઘરનાં દામ પછાડવા લાગે છે, પોતાનું માથું ફોડવા બેસે છે, ગાળો ને શાપ દે છે, સમ ખાવા લાગે છે, ઘર બહાર ભાગવા માંડે છે, વખતે ભુંડું બોલે છે, આત્મઘાત કરવા તત્પર થાય છે, પોતાના ધણીને બેહદ ઓળંભો દેછે, ખાતી નથી ને કોઇનો તેને વિશ્વાસ પણ આવતો નથી. સ્ત્રી પોતાનું ગાંડપણ અને ઉન્માદ હરેક રીતે બતાવે છે. તેની ચામડી ભીની રહે છે, અને શરીરની ગરમી કમતી રહ્યા કરે છે.

## મંદ ચિત્તભ્રમનાં લક્ષણો.

( Melancholia—મેલૅન્કોલીઆ. )

સ્ત્રીનું શરીર નબળું હોય છે, લોહી પણ કમી હોય છે, ધાવણથી કે રક્તસ્રાવથી તેને વધારે નબળાઈ થઈ હોય છે, ચ્હેરો ફિક્કો અને ઉદાસીનતાવાળો રહે છે, સ્ત્રી ઘણો વખત બોલ્યા ચાલ્યા વિના સુઇ રહે છે, પૂછે તેટલાનોજ જવાબ આપે છે, પણ પોતાની મેળે કાંઇ વાતચીત કરતી નથી, નાડી સાધારણ રીતે સારી ચાલે છે, અને શરીરની ગરમી સાધારણના કરતાં કમી રહે છે. કોઈવાર સ્ત્રી પોતાના ધર્મ, ને આચાર વગેરેમાં થયેલ ભંગને માટે જીવ બાળ્યા કરે છે, પોતાના કોઈ સગાનું મૃત્યુ થયું હોય તેનો શોક કરે છે, અગર એવું પોતાના કુટુંબમાં કાંઈ દુઃખ હોય તે સંભારી સંભારીને રડે છે, ને ફૂટે છે; પણ ઘણે ભાગે તો તેણી મૂઢ અને જડ થઇને પડી રહે છે. આવું ચિત્તભ્રમ લાંબા વખત સુધી ચાલવાનો તથા ઘેલછાનું દીર્ઘરૂપ ધારણ કરવાનો વધારે સંભવ રહે છે. જે સ્ત્રીઓને હિસ્ટીરીઆનું દર્દ હોય, અગર તો જેના સગામાં કાંઇ ગાંડુ ઘેલું થયું હોય તેવી સ્ત્રીઓને સુવાવડમાંથી ઘણીવાર ચિત્તભ્રમ થઇ આવે છે,

## સુવાવડમાં આવતો ટાઢીઓ તાવ.

( Puerperal Ephemera )

પ્યુઅર પૅરલ ઍફીમેરા.

આ તાવ ટાઢ વાઇને સુવાવડી સ્ત્રીને એક કે બે વખત આવે છે; પણ સુતિકાજ્વર જેવો તે પ્રાણઘાતક હોતો નથી.

**કારણઃ**—થાક, નબળાઈ, શરદી, મૅલૅરીઆવાળી હવા ઈત્યાદિથી આવો તાવ આવી જાય છે.

**ચિન્હ**—પ્રસવ પછી ચાર પાંચ દિવસે ટાઢ વાઇને તાવ આવે છે, માથું દુખે છે, વાંસો ફાટે છે, હાથપગમાં કળતર થાય છે. આંખો ફરતા ખાડા પડે છે, ધાવણ, પેશાબ અને "લોઝીયા" ના પ્રવાહ કમી થાય છે, પરશેવો આવીને સાત કે આઠ કલાકે તાવ નરમ પડીને ઉતરી જાય છે અને કોઇવાર એક બે દિવસ પછી ફરીને તેવો તાવ આવે છે. ઘણું કરીને સાદા ટાઢીઆ તાવની જાતનો આ તાવ હોય છે.

---

## સુવાવડમાં થતું પગનું દર્દ.

Phlegmasia alba Dolens,—White Leg.

ફ્લૅગમેસીઆ આલ્બા—ડોલેન્સ—વ્હાઇટલૅગ.

સુવાવડી સ્ત્રીનો એકાદ પગ, ઘણું કરીને સાથળ કેટલીકવાર સફેદ અને જાડી થઈ આવે છે, ને તે સાથે જરા તાવ આવે છે; આ સાથે બીજાં પણ

લક્ષણો હોય છે. ઘણું કરીને ડાબા પગે આ પ્રમાણે થાય છે.

**કારણઃ**—પગની શિરામાં રહેલા લોહીને રક્તાશય તરફ જતાં કાંઇ અટકાએત થવાથી આ રોગ થાય છે, એમ સામાન્ય રીતે મનાય છે; તો પણ ઘણો મતભેદ છે.

**ચિન્હઃ**—જરા ટાઢ વાઈને તાવ આવે છે, પેડુમાં દુખાવો થાય છે અને તે પગમાં પણ જણાય છે. કેટલીકવાર પગમાંથી દુખાવો પેડુ તરફ જતો લાગે છે; આખો પગ સુજી આવે છે, સ્પર્શ કરતાં ગરમ લાગે છે, ને તેમાં પીડા થાય છે, પરન્તુ ત્વચા લાલ થવાને બદલે સફેદ થાય છે. તાવ શરીરમાં ભરાઇ આવે છે, પગમાં શિરા જે સ્થળે હોય છે, તે સ્થળે દાબવાથી દર્દ વધારે થાય છે, શિરાઓ તથા આસપાસની લીમ્ફવાહિનીઓ કઠણ દોરડા જેવી થાય છે, અને કોઇવાર સફેદ ત્વચા સોંસરી લાલ લીટી જેવી દેખાય છે. પગને દાબવાથી તેમાં જલંદરના જેવો ખાડો પડતો નથી, અને તેમાં છિદ્ર પાડવાથી કોઇ જાતનો રસ બહાર નીકળતો નથી. પગને લટકતો રાખવાથી તેમાં દુખાવો વધારે થાય છે, પણ બીજી કોઇ રીતે તેને ફેરવવામાં હરકત આવતી નથી. ચોવીસ કલાકમાં અગર તેથી પણ થોડા વખતમાં પગનો સોજો એટલો બધો વધી જાય છે કે સગ હોય તેથી બમણો જાડો લાગે છે. આગળ જતાં મળમૂત્રનો ત્યાગ કરવામાં મુશ્કેલી નડે છે, અને બસ્તીના અંદરના ભાગમાં ક્ષોભ થાય છે. કોઈવાર જાંઘની અંદરની ગાંઠો સુજી આવે છે અને પાકે છે; પગમાં પણ કેટલીકવાર જુદેજુદે ઠેકાણે ગડ થઇ આવે છે. લાંબો વખત ગયા પછી પગને દાબત જરા ખાડો પડી રહે છે, અને પગની શક્તિ કમી થઇ જાય છે આ દર્દનું પરિણામ ખાસ કરીને મૃત્યુ નથી, પણ નબળાઇથી ને પગ સડવાથી માઠા પરિણામની ધાસ્તી રહે છે; પગના સડવાથી લોહીમાં પરૂ દાખલ થાય છે, ત્યારે પાઇમ્યાનો દુષ્ટ રક્તવિકાર થાય છે, તેથી ટાઢ વાય છે, ઉલટી થાય છે, હાથ, પગ, વાંસો વગેરે દુખે છે, નાડી ઉતાવળી ચાલે છે, અને સન્નિપાત થાય છે, તેમાંથી મૃત્યુ નીપજે છે.

### ચિકિત્સા.

**ઍકોનાઈટ[૩]:**—જ્યારે તાવ આવ્યો હોય, બેચેની લાગતી હોય, દુખાવો હોય, અને દર્દી ચિંતાતુર હોય, ત્યારે આ દવા કલાકે કલાકે આપવી.

**પલ્સેટીલા[૩]:**—જો ભુરી રગોમાં દુખાવો હોય, ને સ્પર્શ ખમી શકતી ન હોય, તેમજ શરીર ઉપર લુગડાં ગમતાં ન હોય, ત્યારે આ દવા કલાકે કલાકે આપવી.

**હૅમામૅલીશ[૧]:**—જો ઉપરની દવાથી કાંઇ ફાયદો ન જણાય તો આ દવા કલાકે કલાકે આપવી, અને તેથી પણ ઠીક ન લાગે, તો બીઝમથ[૧]ના ચાર ગ્રેઇન્સ ત્રણ ત્રણ કલાકે આપવા.

**અનુસંગી ઉપાયઃ**—પગને કૅાટન વુલ એટલે રૂ ને ઉનના બનાવેલ કપડામાં વીંટી રાખવો, અને બને તેટલો ભીનો રાખવો. જો યોનિમાર્ગમાંથી ગંધાતો પ્રવાહી નીકળતો હોય, તો કાર્બૉલિકઍસીડ[૧] ભાગ પાણીના ૩૦ ભાગ સાથે મેળવીને તેની પિચકારીથી અંદરનો ભાગ સાફ કરવો, ગડને ફોડવાની જરૂર પડે, તો ફોડવાં, ગડને માટે હોમીઓપેથીની જે દવાઓ આપી છે તે જરૂર પડે તેમ આપવી, શરદી લાગે નહી તે સંભાળવું, અને પાઇમ્યા શરૂ થાય, ત્યારે જોઇતો ઇલાજ કરવો.

---

## ધાવણ સંબંધી રોગો.

### Disorders of Lactation-ડીઝૉર્ડર્સ ઑફ લૅકટેશન.

જ્યારથી સ્ત્રી સગર્ભા થાય છે ત્યારથી કુદરતી રીતે સ્તનમાં દુધ થવા માટે યોગ્યતા થવા માંડે છે; અને જ્યારે બાળકની ઉમ્મર મોટી થાય છે, એટલે તેને દુધની જરૂર પડતી નથી, ત્યારે દુધ ધીમે ધીમે કમી થતું જાય છે; પણ આ સઘળા વખત દર્મ્યાન શરીરમાં થતી જુદી જુદી ચંચળતાઓને ખામીને લીધે ધાવણ અનિયમિત આવે છે, કોઇ વાર તે ઓછું આવે છે ને કોઈવાર વધારે આવે છે. કેટલીકવાર સ્તન ઉપર કાંઇક રોગ થાય છે, અને તેથી બાળકને ધરાવવી શકાતું નથી. આ સર્વે રોગોને લક્ષમાં લેવા જોઇએ છીએ. આપણા દેશમાં ધાવણની અનિયમિતતા થાય છે, તે ઉપર જરાપણ ધ્યાન આપવામાં આવતું નથી. આથી બચ્ચાં નબળાં થાય છે; તોપણ તેનાં માબાપ તેનું કારણ શોધતાં નથી કે કોઈ દવા પણ કરતાં નથી. કોઇવાર ધાવણ બગડવાથી બચ્ચું માંદું થાય છે, ત્યારે બાળકને શો રોગ થયો છે તેની ચિંતા કરે છે, પણ ધાવણ સુધારવા કોઇ પ્રયત્ન કરતું નથી.

## ૧. સ્તનના મુખ-ડીટડી ઉપર થતા ચીરા, ક્ષત, વગેરે.

( Sore Nipples-સૉર નીપલ્સ ).

કેટલીકવાર સ્તનના મુખ ઉપર ચળ આવે છે, તેમાં બળતર જણાય છે, અને તે લાલ થઇ આવે છે. વખતે તે ભાગ છોલાયો હોય એમ દુખે છે. ક્યારેક તેના ઉપર ક્ષત-ચાંદું પડે છે ને અંદરથી પરૂ નીકળે છે. કોઇવાર બાળક સ્તનને મોંઢામાં લેવા જાય છે કે તુરત અંદર સણકો આવે છે, તે ઠેઠ ખભા સુધી જાય છે. કોઇવાર બાળક ધાવે છે, ત્યારે દુધ આવ્યાને બદલે અંદરથી લોહી નીકળે છે-ઇત્યાદિ વિવિધ ચિન્હો થાય છે. આવા રોગ વિશેષે કરીને પહેલા પ્રસવ પછી થાય છે.

## ૨. ધાવણમાં થયેલો બિગાડ.

( Abnormal secretion of the milk ).

ધાવણમાં બિગાડ થાય છે, ત્યારે તે મારફતે બાળકને જે પુષ્ટિ મળવી જોઈએ તે મળતી નથી, અથવા તો બચ્ચાંને કાંઇ અજીર્ણ, તાવ, ઝાડા વગેરે બીમારી થઇ આવે છે. બીજાં કારણોથી પણ બાળકને બીમારી થાય છે, પણ ઘણીવાર ધાવણનો જે દોષ હોય છે, તે ધ્યાનમાં લેવામાં આવતો નથી. સૂક્ષ્મદર્શક યંત્રવડે પરીક્ષા કરવાથી તથા બને તો વિશિષ્ટ ગુરૂત્વ ( specific gravity ) જાણવાથી ધાવણના ગુણ દોષનું અનુમાન થઇ શકે છે.

દવા કઇ આપવી તે નક્કી કરવા માટે ધાવણની પરીક્ષા કરવાની જરૂર નથી; પરંતુ સ્ત્રીને પોતાને શું શું લક્ષણો થાય છે તે જાણવાની જરૂર છે, અને જેવાં લક્ષણ તેવી દવા આપવી જોઇએ.

બાળકની મા પોતાની તબીયત બરાબર સાચવતી ન હોય, ખોરાક જોઈએ તેવો સારો લેતી ન હોય, ઉજાગરા કરતી હોય, બાળકની સંભાળ લેવાની જવાબદારીને નહિ ગણકારીને, મૉજશૉખ, અને મુવાનીની રમત ગમતોમાં મન રાખતી હોય, અગર જોઇએ તેટલો આરામ લેવાને બદલે કાંઇ ઉદ્યમે લાગી રહેતી હોય તો, તેથી ધાવણ જોઈએ તેવું સારૂં આવતું નથી. ધાવણ ઉત્પન્ન થાય છે, તે માત્ર એક સંચો પોતાની મેળે ચાલ્યા કરે છે, તેમ સમજવાનું નથી, પણ ધાવણ થવાની ક્રિયાને બાળકની માના દરેક દરેક કૃત્યની અસર થાય છે, એટલુંજ નહિ પરંતુ તેણીના દરેક વિચાર અને સંકલ્પથી પણ તે દુધમાં ફેરફાર થાય છે. બાળક પ્રત્યે માનો જે પ્રેમ અને ભાવ હોય છે, તેની અસર ધાવણ ઉપર સૌથી વિશેષ થાય છે.

## ૩. ધાવણનું ઓછું આવવું.

(Scanty supply of the milk).

ધાવણ કોઈ સ્ત્રીને સ્વાભાવિક રીતે ઓછું આવે છે, અને કોઇ સ્ત્રીને વધારે આવે છે, દુધ ઓછું આવતું હોય; તો પણ તેથી બાળકને પૂરતી પુષ્ટિ મળતી હોય, તો તેથી કશી હરકત નથી. કોઇને પુષ્કળ દુધ આવતું હોય છે; તોપણ બાળકને તે જરાપણ પુષ્ટિ આપતું નથી. ધાવણ જ્યારે હમેશના કરતાં કમી આવે, અને તેથી બાળકને પૂરતી પુષ્ટિ મળે નહિ ત્યારે તે દર્દ ઇલાજ કરવાને યોગ્ય થાય છે. આ વખતે માત્ર આ એકજ લક્ષણ ધ્યાનમાં લેવાનું નથી; પરંતુ તે સાથે બીજાં જે જે લક્ષણો સ્ત્રીને થતાં જણાય તે સઘળાં ધ્યાનમાં લેવાં. બાળકની માને દવા આપ્યા છતાં પણ જો બાળકની તબીયત સુધરે નહિ, તો બાળકને દવા આપવી.

**ઉપાયઃ**—ધાવણ વધારે આવે તે માટે કદી પોર્ટર દારૂ કે એવી ગરમ ને કેફી દવા આપવી નહિ; પણ નીચેની હોમીઓપૅથીક અથવા તો જીવન રસાયનની દવાઓમાંથી જે યોગ્ય હોય તે આપવી.

## ૪. ધાવણ ઘણું પેદા થવું; અતિ દુગ્ધ.

Galactorrhœa & Excessive Lactation.

ગૅલૅક્ટોરીઆ.

પ્રાણીઓમાં જે પ્રેરણાશક્તિ ( instinct ) કુદરતી રીતે રહેલી છે તેને લીધે, અને બાળક પ્રત્યેના માના પ્રેમને લીધે સ્વાભાવિક રીતે દુધ પેદા થયા કરે છે, તોપણ કેટલીકવાર દુધ ઉત્પન્ન કરનાર અવયવો કાંઇ મજ્જાતંતુના દોષને લીધે અગર જન્મથી અવતરેલા તેવા વલણને લીધે દુધ વિશેષ પેદા કરે છે, અને બાળક ધાવતું ન હોય તોપણ દુધ સ્તનમાંથી થોડું થોડું નીકળ્યા કરે છે.

**પરિણામઃ**—દુધ વધારે પેદા થવાથી બાળકને થોડું નુકશાન થાય છે, પરંતુ તેની માના શરીરને હરકત પહોંચે છે, તેણી નબળી પડતી જાય છે, તેણીનું શરીર કૃશ થાય છે અને મજ્જાતંતુઓ ઘસાઇને ક્ષીણ થાય છે, તેથી મગજની પણ નબળાઇ લાગે છે.

કોઇવાર માથું દુખવાનો રોગ થાય છે, વખતે સ્ત્રી બ્હેરી થવા લાગે છે, કે આંખે પૂરૂં દેખી શકતી નથી, એમ કરતાં કરતાં તેણી તદન ગાંડી થઇ જાય છે. ગાંડપણમાં તેણી પોતાનો અગર બીજા માણુસોનો જીવ લેવા તત્પર થાય છે. કેટલીક સ્ત્રીઓ આ રોગમાંથી ગાંડી થઇને પોતાના બાળકને મારી નાખવા માંડે છે. ધાવણથી માને જ્યારે ઉંઘ આવે નહિ, શરીર અશક્ત લાગ્યા કરે, કમ્મરમાં દુખાવો થાય, હાથ પગ ચંડા રહ્યા કરે, જરાપણ શ્રમ લેવાથી છાતીમાં થડકારો થાય, શ્વાસ ચડી આવે અને ફેર ચડે, ઇત્યાદિ લક્ષણો થાય, ત્યારે ઉપાય કર્યા વિના રહેવું નહિ. કોઇવાર જો સ્ત્રી ગાંડી થતી નથી, તો તેને ક્ષય થાય છે, કે વખતે હાથે પગે સોજા ચડે છે.

## ૫. સ્તનનો વરમ.

( Mastitis-મેસ્ટાઇટીઝ. )

Gathered Breasts-Mammary abscess-મેમરીઍબ્સેસ.

બાળકને ધવરાવનારી સ્ત્રીઓને એક અગર બન્ને સ્તનમાં કેટલીકવાર વરમ થઇ આવે છે, અને વખતે સ્તન પાકે છે.

**કારણ:**—જ્યારે સ્તનમાંથી ધાવણ નીકળવું શરૂ થયું હોય, ત્યારે તે બહુ કોમળ અને નાજુક હોય છે, આ વખતે જો ચંડો પવન લાગે, તો વરમ થઇ આવે છે, કેટલીક સ્ત્રીઓની પ્રકૃતિજ એવી હોય છે તેઅના સ્તનને આવે વખતે કાંઇ વાગવાથી, કાંઈ દાહક વસ્તુનો સ્પર્શ થવાથી, અંદર ધાવણ ભરાઇ રહેવા થી ને કોઇવાર તો કાંઇપણ દેખીતા કારણ વિના વરમ થઇ આવે છે. પ્રથમ પ્રસવ પછી ઘણું કરીને આવો વરમ થાય છે.

**ચિન્હ:**—ટાઢ આવે છે, સ્તનમાં દાહ ને ગરમી લાગે છે. તીક્ષ્ણ ભાલો ભોંકયાના જેવું દર્દ થાય છે; કોઇવાર સ્તનમાં ઉંડું અને લબકારા મારતું દર્દ થાય છે, સ્તન લાલ થઇને સુજી આવે છે, અને શરીરમાં બહુ કળતર બેચેની વગેરે જણાય છે.

## ચિકિત્સા.

**ઍકોનાઇટ:**[૧]—સ્તનના વરમની શરૂઆતમાં આ દવાની એક બે માત્રા આપવાથી જ્વર, વિગેરે નરમ પડે છે.

**બ્રાયોનીઆ**[૩]:—ધાવણ બહુ ભરાઇ રહેવાથી વરમ થશે એમ લાગતું હોય તો આ દવા કલાકે કલાકે આપવી, તેથી સ્તનનો વરમ થતો અટકશે. જો અડતાલીસ કલાક સુધીમાં આ દવાથી વરમ ઓછો ન લાગે, તો ફાઇટોલેકકા[૧] બે બે કલાકે આપવું.

**ઍગનસ કૅસ્ટસ**[૩]:—જો ધાવણ બહુ ઓછું આવતું હોય, પોતે મરી જશે એમ લાગતું હોય, ને ઉદાસીનતા બહુ હોય તો આ દવા કલાકે કલાકે આપવી.

**બોરાક્સ:**—દુધ બહુ જાડું હોય, અને સ્વાદ ખરાબ હોય, તો આ દવાની જરૂર છે. દુધ બહાર નીકળ્યા પછી બચ્ચાના મોંમાં તેના ફોદા થઈ જતા હોય તોપણ આ દવાની જરૂર છે.

**કૅલ્કેરીઆકાર્બ**[૬]:—જો સ્તન દુધથી ભરેલા ગતા હોય, અને ચંડો પવન ખમી શકાતો ન હોય, તો આ દવાથી ઠીક થાય છે. કફી પ્રકૃતિવાળી સ્ત્રીને આ દવા વધારે માફક આવે છે; દુધ પાતળું ને કસવિનાતું હોય તો તે આથી સુધરે છે.

**ફૉસ્ફરસ**[૩]:—જો સ્ત્રીને ક્ષય કે કંઠમાળની અસર હોય તો ઉપલી દવાની સાથે આ દવા વારાફરતી આપવી.

**કૅાસ્ટીકમ્**[૬]:—બહુ થાક, ઉજાગરા, ચિંતા વગેરે કારણોથી દુધ તદ્દન બંધ થઈ ગયું હોય, સ્ત્રીનું શરીર દુબળું ને નાજુક હોય, અને દસ્ત કબજ રહેતો હોય, તો આ દવા બે બે કલાકે આપવી.

**ડલ્કેમારા**[૩]:—શરદી લાગવાથી દુધ બંધ થયું હોય તો આ દવા બે બે કલાકે શરૂ કરવી ને પછી ચાર ચાર કલાકે આપવી.

**પલ્સેટીલા**[૩]:—દુધનો પ્રવાહ ઓછો કરવા માટે આ દવા ચાર ચાર કલાકે આપવાની જરૂર છે.

**ચાઇના**[૧]:—બહુ ધવરાવવાથી સ્ત્રીને અશક્તિ આવી ગઈ હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**ઍસાફીટીડા**[૩]:—જો ધાવણ બહુ મોડું આવવા માંડયું હોય, તો આ દવા બેબે કલાકે આપવી.

**ચાઇના**[૩]:—બાળક બહુ લાંબા વખતથી ધાવણ મુકતું ન હોય, અને તેથી સ્ત્રીનું શરીર નિર્બળ પડતું જતું હોય તો આ દવા આપવી.

**હીપાર**[૬]—જો સ્તનના વરમમાંથી ગડ થશે, એમ લાગતું હોય, તો આ દવા ત્રણ ત્રણ કલાકે આપવી.

**સીલીશીયા**૩૦,૨૦૦.—જો ધાવણ બહુ પાતળું હોય અગર બહુ ઓછું આવતું હોય, સ્ત્રીનું શરીર બહુ નબળું હોય અગર સ્તનનું ગડ પાકી ગયું હોય, તો આ દવા બહુ કામની છે.

**બ્રાયોનિઆ**[૩]:—સ્તનમાં દુખાવો ને કઠિનતા જણાય કે તરત આ દવા દર કલાકે આપવા માંડવી.

**ફાઇટોલેક્કા**[૧]:—જો અડતાળીસ કલાક સુધી ઉપલી દવાથી ફાયદો થાય નહિ, અને સ્તન પાકવા ઉપર આવે, તો આ દવા બે બે કલાકે આપવી અને આજ દવાના મધર ટીંકચરનાં દશ ટીંપાં છ આઉંસ પાણીમાં નાંખીને સ્તન ઉપર લગાડવાં; તથા ગરમ પાણીમાં ફલાટીન કે વાદળી બોળીને તે વડે તેની ઉપર શેક કરવો.

**બૅલાડોના**[૩]:—સ્તન બહુ કઠણ થયા ન હોય, પરંતુ તેમાં એક મધ્ય સ્થળેથી તેની કિનારી સુધી લાલ લીંટા પડેલા જણાતા હોય, તો આ દવા બ્રાયોનિઆને બદલે શરૂઆતમાં કલાકે કલાકે આપવી.

**કોનાયમ**[૩]:—સ્તન ઉપર કાંઇ વાગ્યું હોય, ને અંદર સણકા આવતા હોય તો આ દવા બે બે કલાકે આપવી.

**હેપારસલ્ફ્યુરીસ**[૬]:—જો સ્તન પાકવા લાગે ને અંદર લપકારા થાય તો આ દવા ત્રણ ત્રણ કલાકે આપવી; તે સાથે કેલેન્ડયુલાલોશન લગાડીને ગરમ પાણીથી શેક કર્યા કરવો, અથવા પોટીસ મુકવી.

**સીલીશીયા**[૬]:—ફુટયા પછી આ દવા ત્રણ ત્રણ કલાકે આપવી એટલે પરૂ ઓછું થશે, ને જલદી રૂઝ આવી જશે.

**અનુસંગી ઉપાયઃ**—સ્તનનો વરમ થતો હોય, તો તે ઉપર ગરમ પાણીનો શેક કરવો. શેકના પાણીમાં શરૂઆતમાં **ફાઇટોલેકકાના** મધરટીંકચરનાં ૬ ટીંપાં દરેક છ આઉંસ મેળવવાં, અને પાછળથી જ્યારે ગડ થયું હોય તે ફુટયું હોય, ત્યારે કેલેન્ડયુલાનાં દશ ટીંપાં પાણીના એક આંઉસે મેળવવાં. ગડ આપોઆપ ફુટે નહિ, તો વખતે શસ્ત્રથી ફોડવું પડે છે કેલેન્ડયુલાનો મલમ ગડ ફુટયા પછી લગાડાય છે.

સ્તન પાકે કે તરતજ જ્યાં મોઢું થયું હોય, ત્યાં શસ્ત્રવડે છેદ મુકવો; અને પછી પોટીસ મુકવી નહિ, પણ સ્તનને અદ્ધર રાખવા માટે ઝોળી બાંધવી અગર પટ્ટો બાંધવો, અને એક આઉંસ પાણીમાં કેલેન્ડયુલાનાં દશ ટીંપાં નાખીને દિવસમાં બે વખત આખા સ્તન ઉપર તે પ્રવાહી લગાડવું.

એમ છતાં પાકે એમ લાગે, તો ગરમ પાણીમાં કપડું બોળીને તે વડે શેક કરવો. ગડ ફુટે તો કાર્બોલિક લોશનથી ધોવું, અને ગડની માફક ઇલાજ કરવા અને જેટલા ચીરા મૂકવા પડે તેટલા મૂકવા કારણકે સ્તનની બનાવટ વાદળીની માફક હોય છે. આ કામ કરવાનું કોઇ હુંશીઆર દાકતરને સોંપવું.

## સુવારોગ લાગવો.

### Causes of a Bad Getting-up after Labour.

સુવાવડમાંથી સાધારણ રીતે નાહીધોઇ ઉઠયા પછી કેટલાક વખત પછી કેટલીક તંદુરસ્ત સ્ત્રીઓને સુવારોગ લાગુ પડે છે અને બરોબર સુવારોગ લાગ્યો છે એમ કહેવામાં આવે તે પહેલાં કેટલાંક વર્ષ વીતી જાય છે.

### કારણો.

સારૂં ખાનપાન આરામાદિ લેતાં છતાં કેટલીક રીતે સાધારણ નબળાઇ જણાય છે. જેમકે ચાલવા તથા ઉભા રહેવામાં પડી નહિ જતાં અશક્તિ થાય છે, પેડામાં ખેંચાણ અને બેચેની લાગે છે, યોનિમાંથી પુષ્કળ પ્રવાહી અને પ્રદર દેખાય છે, તે કોઇવાર લોહી જેવો, શ્લેષ્મ અને પરૂ જેવો પ્રસવ થયા પછી ત્રણ ચાર અઠવાડીયાં સુધી જતો દેખાય; આ બધાં કારણોમાં મુખ્ય ગર્ભાશયનું ખશી પડવું અને નમી જવું, એ કારણો છે. કસુવાવડ અને સુવાવડમાં આરામને બદલે બહુ ઉભા રહેવાથી અગર ઘર સંસારના કામમાં જલદી લાગવાથી અગર સુવાવડ પછી ગર્ભસ્થાનનું તન્દુરસ્ત સંકોચન અને તે અસલ સ્થિતિમાં નહી આવવાથી તેમાં ખોડ રહી જાય છે જેને- ઇન્વોલ્યુશન (Involution) કહે છે અને આ ખોડને લીધે ગર્ભસ્થાનનું **નમન** અને **પતન** તથા ગર્ભસ્થાનના બીજા રોગ થવામાં આ પહેલું પગથીયું

છે. જેમકે સખત અને વિલંબિત પ્રસવ ગર્ભાશયની અને ગર્ભાશયના મુખની ચાંદી, ગર્ભાશયનું છોલાવાથી અને ઑરનો કટકો માંહી રહી જવાથી કોહીને લોહીમાં ફરી ઝેર લાગવાથી પ્રસૂતિ–જ્વર લાગુ પડે છે. વળી અતિ જુલાબ અને અફીણની દવાઓ આપવાથી તથા પ્રસવ થયા પછી થોડા દિવસ સુધી સુવાવડીને ભુખે મારવાથી પણ સુવારોગ થાય છે. તેટલાજ માટે પ્રસવ પછી ચાર પાંચ અઠવાડીયા પછી સારી રીતે ખાનપાનની અને શક્તિ માટે માવજત તથા કાળજી રાખ્યા છતાં સુવાવડી સ્ત્રીને નબળાઇ લાગે, હલનચલનમાં અશક્તિ લાગે, કમર ફાટે અને રતાશવાળું ગંધાતું પાણી જાય તો સારા વખણાતા દાક્તરની સલાહ લેવી. તેમ નહી કરવાથી આ નિષ્કાળજીને લીધે તેનાં ખરાબ પરિણામો ઉપજશે. વળી શા કારણોથી આ નુકશાન લાગ્યું છે તેને માટે ખાસ પરીક્ષા કરાવવી. આવી સ્ત્રીઓ ( સુવાવડીએ ) પતિથી અલગ રહેવું અને પેટે ઠંડા પાણીનો પાટો રાખવો કે જેથી દુઃખ કમી લાગે અને પછી પ્રસૂતિજ્વર તથા આભડછેટની ( અટકાવનું પાણી પડે તે લોકોઆની ) દવા કરાવવી. તેને માટે તે વિષયોની ચિકિત્સા વાંચી લેવી.

સારી રીતે પ્રસવ થયા પછી કેટલાક વહેમાને લીધે નકામી નકામી સ્ત્રીઓ અને તેમની ઘરડી બુઢ્ઢીઓ કેટલીકને સુવાવડનું ઝેર ન લાગે તેને માટે સુવારોગની પડીઓ એક બે રૂપીઆની વેચાતી લેઇ એક બે સાતાં સુધી પાવાનો રિવાજ છે અને જોરથી ઑર કાઢવાથી તે પડીઓ વેચનાર ગમે તેવા વગર સમજની અને ગુણ દોષ જાણ્યા વગરના વસાણાની પડીઓ બાંધી આપે છે. તેથી કેટલીકને ઝાડા, મરડો, તાવ થઈ આવે છે ને પછી નબળાઈ વધવાથી અતિ જોખમમાં આવી પડે છે માટે આવા ઉંટવૈદ્યોની પતીજથી પૈસા ખર્ચી દવા કદી કરવી નહી. આવા નામના હકીમો, ઉંટવૈદ્યો, કેટલીક વગર ભણેલ સ્ત્રીઓ, વૈદ્યો, હકીમો, વ્હોરાઓ, આદિ સુવારોગની પડીઓ વેચે છે અને તેમને આશરો આપનાર આવી અભણ બાળાઓ હોય છે માટે તેમના સુજ્ઞપતિઓએ આ સુવારોગ લાગુ પડે નહી તેની ખાસ કાળજી લેવી જોઇએ. તેમ નહી કરવાથી અતિ દુસહ્ય દુઃખ આવી પડે છે.

---

# ભાગ ૯ મો.

## ખાસ બાળરોગ ચિકિત્સા.

Diseases of the Children–ડીઝીઝીઝ ઑફ ધ ચિલ્ડ્રન. )

## નીરોગી બાળક. Healthy Child.

### ગર્ભમાં રહેલું બાળક, તેની કાળજી અને તેના હક.

Duties of Government towards the unborn child, its care and its rights.

હાલના જમાનામાં આપણી ઑલાદ દિન પ્રતિદિન કમતાકત થતી જાય છે, એટલું જ નહિ પરંતુ જન્મતાં બાળકોની સંખ્યા પણ નાની થતી જાય છે, અને જે જન્મે છે તેમનું મરણ પ્રમાણ પણ વધતું જાય છે; આનાં કારણો ઘણાં છે.

જન્મતાં બાળકોની સંખ્યા શા માટે નાની થતી જાય છે એનો આપણે પહેલો વિચાર કરીશું. આ સંખ્યા નાની થવાનાં કારણો બે છે. (૧) વંધ્યત્વ અને ( ૨ ) ગર્ભપાત.

( ૧ ) વંધ્યત્વ બે પ્રકારનું હોય છે. કૃત્રિમ અને કુદરતી.

**કૃતિમ વંધ્યત્વ**–પોતાનાજ શૉખની ખાતર આવું વંધ્યત્વ જાણી બુઝીને કરવામાં આવે છે; અને ઘણી વખત તે પાછળથી સુધરી શકતું નથી, આટલુંજ નહિ પણ ઘણી સ્ત્રીઓને આમ કરવાથી બીજાં દર્દો પણ સહન કર્યા કરવાં પડે છે. સાંસારિક નીતિનો વિચાર કરીએ તો આથી મનુષ્યના મગજની અધોગતિ કેટલી થતી જાય છે, તેનો ખ્યાલ આવ્યા વિના નહિ રહે. વૈદકવિદ્યાનો વિચાર કરીએ તોપણ એકંદર મનુષ્ય જાતની તંદુરસ્તી બગાડવાનો આ રસ્તો છે.

આપણા હિંદુસ્તાનમાં બહુ વહેલાં લગ્ન કરવામાં આવે છે, તેથી પણ ઘણી સ્ત્રીઓને નાની ઉમ્મરમાંથી ગુહ્યાવયવના વ્યાધિઓ થવા લાગે છે, અને કેટલીક વખત વંધ્યત્વ તેથીજ ઉત્પન્ન થાય છે. યુરોપ વિગેરે બીજા દેશોમાં લગ્ન ઘણી મોટી ઉમ્મરે થાય છે, અને તેથી પ્રજોત્પત્તિનો યોગ્ય કાળ ઘણીવાર વીતી ગયો હોય છે. છેક નાની ઉમ્મરમાં લગ્ન

થાય તે ઠીક નથી, અને બહુ મોટી ઉમરે લગ્ન થાય તે પણ ઠીક નથી.

કૃત્રિમ વંધ્યત્વ અને કુદરતી વંધ્યત્વમાં તફાવત પાડવો એ ઘણું મુશ્કેલ થઇ પડે છે; કેમકે ઘણુા કુદરતી વંધ્યત્વમાં આપણાજ રીવાજો, મૉજશૉખ, અને આપણીજ મુર્ખાઇ કારણભૂત હોય છે. કોઇક કોઇક કેસોમાંજ કુદરતી બક્ષીસની ગેરહાજરી હોય છે. ઘણી વખત પ્રમેહ કે ચાંદીવાળા પુરૂષો કે સ્ત્રીની દવા બરાબર ન થઈ હોય તો પ્રજોત્પત્તિ થતી નથી.

( ૨ ) ગર્ભપાત–પ્રજોત્પત્તિ કમી થવાનું બીજું કારણ ગર્ભપાત છે. ગર્ભપાત પણ ઘણા કૃત્રિમ હોય છે. થોડાક કોઇ કોઇ વ્યાધિના પરિણામે નીપજેલા હોય છે. કૃત્રિમ ગર્ભપાતનો વિચાર કરતાં એમજ જણાય છે કે જંગલી પ્રજા જેમ ગર્ભ માટે બેદરકાર રહે છે તેમ આજની સુધરેલી પ્રજા પણ ગર્ભ માટે બેદરકાર રહે છે. આજે જ્યારે જુદી જુદી વિદ્યામાં આટલી બધી કુશળતા મળી છે ત્યારે પણ ગર્ભપાતના કેસો થોડા થતા નથી, એ એમ બતાવે છે કે સુધારાવાળી વિદ્યાનો ખોટો ઉપયોગ થાય છે. સુધારાનો દોષ નથી, પણ તેનો ઉપયોગજ ખોટી રીતે થાય છે તેનો છે. વિદ્યાની કુશળતા આપણી ઉન્નતિ માટે થવી જોઇએ, નહિ કે આપણી અધોગતિ માટે, અને જ્યારે કાયદો ગર્ભપાતને અટકાવે છે ત્યારે પણ ઘણા એવા નવા નવા ઉપાયો ગર્ભપાત માટે વપરાય છે, તે ઉપરથી તે જાણી જોઇને કરેલ હતો કે કાંઈ અકસ્માતથી થયો તે ચોકસ કહી શકાતું નથી.

કુદરતી ગર્ભપાતનું કારણ બાળલગ્ન છે. બાળલગ્નથી ગર્ભાશયમાં રહેલ બીજને યોગ્ય પોષણ મળતું નથી. તેમજ ઘણીવાર ગર્ભાશય બરોબર પક્વ હોતો નથી તેથી ગર્ભપાત થઈ જાય છે; અને એક બે વખત એમ થયું એટલે ગર્ભાશય નબળો પડી જાય છે, એટલે ગર્ભપાતની ટેવ પડી જાય છે.

હવે જન્મેલાં બાળકોનું મરણ પ્રમાણ શા માટે મોટું હોય છે, અને જન્મેલાં બાળકોના બાંધા કેમ નબળા હોય છે તે વિચારીએ.

જન્મેલાં બાળકો થોડા વખતમાં મરણ પામે છે તેનું કારણ ગર્ભાશયમાં હોય છે, તે દરમ્યાન તેની માએ જે બેદરકારી રાખી હોય છે તે છે, અને જન્મેલા બાળકોના બાંધાની નબળાઇનું કારણ વંશપરંપરાથી નબળું થતું આવેલ વીર્ય ને બીજ તથા તેની માની બેદરકારી છે.

ગર્ભાધાન વખતે બચ્ચાંની માએ જે કાળજી રાખવાની છે તે વિષે જેટલું લખાય એટલું થોડું છે.

**માનસિક વર્તન**–સગર્ભા સ્ત્રીના મનની સ્થિતિ વિચારવાની ઘણી અગત્ય છે. કેટલીક વખત તો માત્ર અતિ ચિંતાને લીધે પણ ગર્ભપાત થઈ આવે છે. તેના મનના દરેક વિચારની તે ગર્ભ ઉપર કાંઈ નહિ ને કાંઇ અસર થયા કરે છે, સગર્ભા સ્ત્રીનું મન અતિ ઉત્સાહવાળું કે અતિ ચિંતાવાળું ન રહેવું જોઇએ. તેણીનું મન સાધારણ રીતે સ્વસ્થ ને શાન્ત રહેવું જોઇએ.

### કામ.

ગર્ભાધાન પછી સ્ત્રીઓ પાસે ઘણું કામ કરાવવું જોઇએ નહિં, એમ તે સ્ત્રીના સગાંઓએ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. જે સ્ત્રીઓ મીલ વગેરે ઠેકાણે કામ કરવા જતી હોય તેને પણ ઘણું કામ કરતી અટકાવવી જોઇએ.

આ વિષે જેટલું લખીએ તેટલું થોડું છે, પણ સાધારણ રીતે આટલા ઉપરથી સૌ કોઇ સમજી શકશે કે બચ્ચાની શક્તિ અને તન્દુરસ્તી જાળવવાની શી જરૂરની છે ?

વ્યવહારિક નીતિના વિચારથી જોઇશું તો દરેક સારૂં બાળક જન્મે છે તે પહેલાં તેને આટલી બાબતો અગત્યની છે.

(૧) જીવનની ઉત્પત્તિ.

(૨) વંશપરંપરામાં ઉતરતા વ્યાધિઓમાંથી મુકત હોવું.

(૩) તન્દુરસ્તી જળવાય તેવી સ્થિતિ.

(૪) કુદરતથી યોગ્ય થયેલો ખોરાક. (માનું દુધ)

(૫) તેની સંભાળ–માએ કરવાની માવજત.

હિંદુસ્તાનમાં કોઇ પણ મનુષ્યને કે પ્રાણીને ઇજા કરવી નહિ એ માટે કાયદા થાય છે, પણ જીવ ગર્ભમાં દાખલ થયો ત્યારથી અવતરે ત્યાં સુધીમાં ગર્ભપાત ન કરવો, એ સિવાય તે ગર્ભમાંનું બચ્ચું કેમ વધારે સારૂં થાય, તે માટે બહુ થોડા કાયદા છે. માત્ર મનુષ્યના જીવ બચાવવાનીજ જરૂર નથી, પરંતુ તેમના દેહ બને તેટલા સારા કરવાની જરૂર છે. આમ કરવાની બચ્ચાના માબાપની તેમજ સરકારની બન્નેની ફરજ છે.

બચ્ચાના હિતની ખાતર નીચેની ફરજો ધ્યાનમાં લેવા યોગ્ય છેઃ—

**૧. માબાપની.**

ગર્ભાધાન પહેલાં તેમજ પછી વ્યાધિરહિત રહેવું, ગરમીનો કે બીજો કોઇ વારસામાં ઉતરે તેવો વ્યાધિ થયો હોય તો બનતાં સુધી લગ્ન ન કરવાં, અને થયાં હોય તો શરીર ઘણુંજ સારૂં થાય ત્યાં સુધી સમાગમ શરૂ રાખવો નહિ.

**૨. માતાની.**

પોતાના ખાવા પીવામાં મિતાહારી થવું.
યોગ્ય કસરત કરવી.
બચ્ચાંને ધવરાવવું.

**૩. વૈદ્યની.**

ગર્ભપાત કરવામાં મદદ કરવી નહિ, તેમજ ગર્ભને નુકશાન થાય તેવી દવા આપવી નહિ. લોકોને સારી સલાહ આપી તે બચ્ચાની હાલતમાં સુધારો થાય તેમ કરવું.

**૪. રાજ્યકર્તા-સત્તાની.**

(ક) કેળવણી આપીને અગર કાયદો બાંધીને બાળલગ્ન વિગેરે ખોટા રિવાજો બંધ કરવા તથા યોગ્ય સ્ત્રી પુરૂષનાંજ લગ્ન થાય તેમ કરવું.

(ખ) સારી પ્રજા ઉત્પન્ન થાય, તે માટે લોકોને યોગ્ય સલાહ આપ્યા કરવી અને નબળી પ્રજામાંથી વધારે વંશ ચાલતો અટકાવવો.

( ગ ) સગર્ભા સ્ત્રીને ખોરાક, મહેનત વગેરે મળે છે કે કેમ તેની તપાસ રાખવી, ગરીબ સગર્ભા સ્ત્રીઓને રાજ્ય તરફથી ખોરાકી પોષાકી આપવી, તથા તેમની સુવાવડ પણ રાજ્ય તરફથી કરાવવી.

( ઘ ) સગર્ભા સ્ત્રીઓમાંથી વખતોવખત જેણી ગર્ભપાત થતો હોય અગર મંદવાડ ભોગવતી હોય તેવી સ્ત્રીઓની સારવાર માટે ઇસ્પિતાલો સ્થાપવી.

( ચ ) શહેરમાં મુવેલાં જન્મતાં બાળકોની તથા સર્વ પ્રકારના ગર્ભસ્ત્રાવ તથા અધુરે અવતર્યાંની નોંધ રાખવી.

( છ ) બાળક સજીવન અવતરે તેની નોંધ લેવી અને તે બનતાં સુધી ચોવીસ કલાકની અંદર લેવી.

( જ ) સગર્ભા સ્ત્રીઓ મીલ વગેરે કારખાનામાં કામ કરવા ન જાય, તથા પ્રસવ પછી પણ ઓછામાં ઓછા ૭ માસ સુધી કામ કરવા ન જાય તેવો બંદોબસ્ત કરવો.

માબાપની ગરીબ અને સંકટવાળી સ્થિતિને લીધે ગર્ભને ઘણી વખત માઠાં પરિણામો સહન કરવાં પડે છે એ ખરૂં છે, પણ શ્રીમંત લોકો પોતાની સ્વચ્છંદી રીતને લીધે ગર્ભને જે નુકશાન પહોંચાડે છે તે માટેની આજની સુધરેલી પ્રજાને શરમાવા જેવું છે. આ સાથે એ પણ જોવાનું છે કે ગર્ભાધાન સમયે સ્ત્રીએ કેવી રીતે પોતાનું શરીર સાચવવું જોઇએ, અને તેનાં સગાંઓએ તેણીને જાળવવામાં કેવી રીતે મદદ કરવી જોઇએ. આ બાબતથી ઘણા લોકો અજાણ્યા હોય છે. આ વિષય એવો નથી કે તે માત્ર કાબેલ ડૉકટરેજ જાણવો જોઇએ. આ વિષય તો એવો છે કે મા થવાની ઇચ્છા રાખનાર દરેક સ્ત્રીએ તે સારી રીતે જાણવો જોઇએ.

ગર્ભાધાન કાળના ત્રણ મુખ્ય ભાગો છે.

( ૧ ) ગર્ભોત્પત્તિકાળ–Germinal period.
(૨) ગર્ભાગબંધનકાળ–Embryonic period.
( ૩ ) ગર્ભ વૃદ્ધિકાળ–Fœtal period.

આ ત્રણ કાળમાં દરેક કાળની અંદર ગર્ભને અમુક અમુક વ્યાધિઓ થવાનો સંભવ છે. પહેલા કાળમાં વંશપરંપરાની વીર્ય ને બીજની જે ખામીઓ હોય છે, તેને લીધે ગર્ભમાં ખોટવાળી ઉત્પત્તિ ને ખરાબ પકવતા થાય છે. બીજા કાળમાં અંગ બંધન થતી વખતે કેટલાંક અંગો નાનાં મોટાં થાય છે, સીધાંને બદલે વાંકાં, ને વાંકાને બદલે સીધાં, આવાં વિપરિત બંધારણો થાય છે; ને ત્રીજા કાળમાં તેના શરીરમાં વ્યાધિઓ થવાનો સંભવ છે. આ વ્યાધિઓ પ્રસુતિ પછી બાળકોને જેવા વ્યાધિઓ થાય છે તેને મળતાજ હોય છે. ગર્ભાગબંધન કાળમાંથી ગર્ભવૃદ્ધિ કાળમાં ગર્ભ આવે છે ત્યારે જરા ભયાનક સ્થિતિમાંથી પસાર થવું પડે છે.

આ બધો વખત તે બાળક પોતાનો ખોરાક પોતાની માના લોહીમાંથી ને નસોમાંથી લે છે. તેની માની તન્દુરસ્તીમાં અને તેના રક્તમાં જે જે ફેરફાર થયા કરે, તેથી તે ગર્ભને અસર થયા કરે છે. આથી સમજાશે કે ગર્ભાધાન સમયે સગર્ભા સ્ત્રીની તન્દુરસ્તી જાળવવાની કેટલી જરૂર છે. જો નીચેની બાબતો બરોબર લક્ષમાં રાખવામાં આવશે તો સગર્ભા સ્ત્રીની તન્દુરસ્તી અને તેને લીધે ગર્ભની તથા બચ્ચાની તન્દુરસ્તી ઘણી સારી રહ્યા કરશે.

### ખોરાક.

**જાત–Quality**–ખોરાક જો ઘણી ઉંચી જાતનો એટલે મસાલદાર અને ભારે ખાવામાં આવે તો અજીર્ણ રહે ને તેથી અંદર બાળકને પણ યોગ્ય પોષણ મળે નહિ; માટે ઉંચા પ્રકારના ને બહુ મસાલાદાર ખોરાકની જરૂર નથી.

**પ્રમાણ–Quantity**–કેટલાક એમ માને છે કે સગર્ભા સ્ત્રીનો ખોરાક એ જણ જેટલો જોઇએ કારણ તેને પોતાનું તેમજ ગર્ભમાં રહેલા બાળકનું પોષણ કરવાનું હોય છે. એ ખરૂં છે કે ગર્ભમાં રહેલા બચ્ચાને ખોરાક જોઇએ છીએ, પણ તે બહુ થોડો જોઇએ છીએ. વળી પાચન થયેલો ખોરાક તેને જોઇએ છીએ. ખોરાકનું પ્રમાણ સગર્ભા સ્ત્રીની પાચનશક્તિના પ્રમાણમાંજ હોવું જોઇએ. જ્યારે બાળક જન્મ્યું હોય છે ને હરતું ફરતું થયું હોય છે ત્યારે પણ તેને માત્ર ( ગાયના ) પોણોશેર દુધનીજ જરૂર હોય છે, તો ગર્ભાશયમાં હોય તે વખતે કેટલું થોડું પોષણ જોઇએ તે સહજ સમજા .

અહિંઆં કહેવાની જરૂર પડે છે કે હિંદુઓમાં વ્રત કરવાનો જે રિવાજ છે, તેથી ગર્ભને ઘણી વાર સહન કરવું પડે છે. ગર્ભ રહ્યા પછી ઉપવાસ ને એકટાણાં કરવાં જોઈએ નહિ, કેમકે જ્યારે માને પોષણ મળતું નથી ત્યારે બચ્ચાને પણ મળતું નથી. ધર્મને અર્થે ઉપવાસ કરવાથી બચ્ચાને નુકશાન થાય છે. તેવીજ રીતે કોઇ સગાંસંબંધીનું મૃત્યું થયું હોય તેની દિલગીરીને લીધે પણ નહિ ખાવાથી ગર્ભને કેટલી બધી માઠી અસર થાય છે તે આગળ ઉપર જણાવી છે.

### દવાઓ.

ગર્ભાધાન સ્થિતિ વખતે જેમ બને તેમ થોડી દવા લેવી જોઈએ; કેમકે હાલમાં વપરાતી ઘણીખરી દવાઓ ( બાયોકેમીસ્ટ્રીની દવાઓ સિવાયની ) ઝેરી હોય છે, અને તેથી ગર્ભના બંધારણની સ્થિતિ બગડ્યા વિના રહેતી નથી. અજીર્ણ ને અપચા જેવી નજીવી બાબતો માટે જરૂર હોય તોજ દવા લેવી, નહિ તો નહિ. કેટલીક સ્ત્રીઓ જાણીજોઇને દવાઓ ને મસાલા નાખીને પાક બનાવે છે, ને ગર્ભવૃદ્ધિ સારી થશે એમ ધારીને ખાય છે. જો તે ઔષધોમાં માત્ર ખોરાકનાં તત્વો હોય તો બહુ નુકશાન થતું નથી, પણ જો માત્ર દવાનાં તત્વો હોય તો તે ઝેરી હોવાથી લાંબે વખતે ઉલટી ગર્ભવૃદ્ધિને બગાડે છે.

કેટલીક સ્ત્રીઓ પ્રસૂતિ સહેલાઈથી થાય એવા હેતુથી દવાઓ ખાધા કરે છે એ પણ ખોટું છે. પ્રસવ સારી રીતે થાય તે માટે કૌવત ને તન્દુરસ્તી એ બેજ વધારે જરૂરનાં છે.

દવાઓથી જરા પુષ્ટિ મળતી જણાય છે તે ખરૂં છે, પણ તેને માટે ઘણા વૈદક–જ્ઞાનની જરૂર છે. હોમિયોપૅથીક અને બાયોકેમીક દવાઓ ઘણું થોડું નુકશાન કરે છે.

### દારૂ.

સગર્ભા સ્ત્રીએ દારૂ બિલકુલ પીવો જોઇએ નહિ. દારૂનો વિષય હિંદુઓના સંબંધે લખવો પડે તેવો નથી, કેમકે તેમનામાં દારૂનો પ્રચાર થોડો છે. પારસીઓ ને અંગ્રેજોને માટે લખવું જોઇએ કે દારૂ સગર્ભા સ્ત્રીને તેમજ તેના બચ્ચાને ચોક્કસ નુકશાનકારક છે. આટલાજ વિચારથી આપણે અટકવાનું નથી; પણ દારૂની એકંદર અસર શરીરને નિર્બળ કરવાની છે તેથી સ્ત્રીઓએ તો સગર્ભા નહિ હોવા છતાં પણ દારૂની ટેવ ન રાખવી જોઇએ; કેમકે તે વ્યસનવાળી સ્ત્રીને પાછળથી ગર્ભ રહે તોપણ તેની અસર નુકશાનકારક થાય.

### વર્તન.

**શારીરિક વર્તન**—સગર્ભા સ્ત્રીએ પોતાના શરીરને આંચકા ન લાગે તેવી રીતે સંભાળીને હરવું ફરવું જોઇએ. તેણીએ યોગ્ય કસરત લેવી જોઇએ પણ પોતાનાથી ન બને તેવું કામ કરવાનો અતિ પરિશ્રમ લેવો ન જોઇએ. પોતાની જાતને પછાડવાનો કે પડી જવાનો અકસ્માત ન થાય તે ધ્યાનમાં રાખવા જેવું છે. કોઈ સગું મરી ગયું હોય તો તે પાછળ પછાડીઓ ખાવાનો જંગલી રિવાજ આપણામાં છે તે કાઢી નાખવો જોઇએ. આથી સગર્ભા સ્ત્રીને ઘણું નુકશાન થાય છે. કેટલાક એમ સમજે છે કે ગર્ભપાત થાય તોજ નુકશાન થયું કહેવાય; પણ તેમ નથી. બહારથી તે સગર્ભા સ્ત્રીને જે જે નુકશાન થાય છે, કે દુઃખ થાય છે તે સર્વેથી ગર્ભને પણ નુકશાન થાય છે. બાઇને કાંઇ દર્દ ન થયું હોય અગર પછાડ તેણે ન ખાધી હોય ને જેવું સારૂં બાળક તેને અવતરે તેવું સારૂં બાળક દર્દ કે અકસ્માત પછી નજ અવતરે એમાં કાંઇ સંદેહ નથી.

## નાનાં બાળકની સંભાળ.

( The care of the infants. )

આપણા દેશમાં બાળકોનું મરણ પ્રમાણ કાંઇક વધતું જતું જણાય છે; અને તેથી જન્મેલાં બાળકો કેવી રીતે નીરોગી થઈને ઉછરે એ સંબંધી નિયમો આપવાની જરૂર છે.

બાળકોને ઉછેરવામાં (૧) તેમના ખોરાક (૨) તેમનો પોશાક (૩) તેમને મળતાં હવા પ્રકાશ (૪) તેમના સ્વભાવ અને કેળવણી (૫) તેમની નિદ્રા, સ્નાન, શીળી કઢાવવી, અને તેમના ખાસ વ્યાધિઓ એ સર્વ ઉપર લક્ષ આપવાનું છે.

(૧) તેમાં સૌથી પ્રથમ તેમના ખોરાકની હકીકત ધ્યાનમાં લઇએ. માનું ધાવણ એ બાળકોને માટે સર્વોત્તમ ખોરાક છે; પણ જેમ જેમ સ્ત્રીઓ જમાનાને અનુસરીને બાળકને ઉછેરવાના ધર્મને પૂરતું લક્ષ આપી શકતી નથી, બીજી ફરજો તેમને શિર આવતી જાય છે, અને તેમનાં શરીર અયોગ્ય લગ્નાદિ કારણોથી નબળાં પડતાં જાય છે, તેમ તેમ પોતાના બાળકને જોઇએ તેટલું અને જોઇએ તેવું ધાવણ તેઓ આપી શકતી નથી, એટલે પછી કૃત્રિમ ખોરાકથી બાળકને ઉછેરવું પડે છે; નાની પ્રજા માતાના ધાવણથી ઉછરે નહિ અને મોટી પ્રજા ગાય કે ભેંસના દુધથી ઉછરે નહિ, તો પછી પ્રજાવર્ગમાં બળ ઓછું હોય, તેમાં કાંઇ નવાઇ નથી. માત્ર પુરૂષનોજ બાંધો સંગીન રાખવાની જરૂર નથી; બલ્કે સ્ત્રીઓનો બાંધો પણ મજબૂત ને નીરોગી રાખવાની જરૂર છે, અને એમ હોય, તોજ તેનાં બાળકો હૃષ્ટપુષ્ટ થાય. બાળક પોતાના પહેલા વર્ષમાં સૌથી વધારે વધે છે; દાખલા તરીકે જો જન્મતી વખતે તે છ કે સાત શેર વજનનું હોય, તો વર્ષ આખરે તે અઢાર શેર કે વીશ શેર જેટલું વજનમાં વધશે.

તેના વજનમાં થતો આ વધારો તેને મળતા ખોરાક ઉપર આધાર રાખે છે. જો તેને તે સમયમાં પૂરતો પુષ્ટિ આપે તેવો ખોરાક મળે નહિ, તો તેનું વજન એટલું બધું વધે નહિ. વળી પહેલા વર્ષમાંજ જે બાળકો ગુજરી જાય છે, તેમાંના ઘણાંક બાળકો અયોગ્ય ખોરાકથી થતા અન્નાશય ને આંતરડાના વ્યાધિથી મરણ પામે છે.

માના ધાવણમાં બચ્ચાંને પોષણ આપવાના સઘળાં તત્વો જોઇએ તેટલા પ્રમાણમાં હોય છે. આલ્બ્યુમીન, ચરબી, સાકર ને ક્ષાર એ સઘળાં તત્વો અંગની વૃદ્ધિ ને જીવનના આધારને માટે જરૂરનાં છે. આલ્બ્યુમીન તત્વ ઇંડાની સફેદીને મળતો હોય છે, પણ માના ધાવણમાં જે રૂપમાં તે રહે છે, તે રૂપને કેઝીન કહે છે. જો આ તત્વ બાળકને ઓછું મળતું હોય, તો તેનું શરીર પોચું, નબળું ને ફિક્કું રહે છે. એટલુંજ નહિ, પણ તેને વારંવાર માંદગી થઈ આવે છે, અને સાધારણ ચેપ કે હવાના ફેરફાર પણ તે ખમી શકતું નથી. ચરબીનું તત્વ મજ્જાતંતુને પોષણ આપે છે, અને શરીરની ગરમી જાળવી રાખે છે. દુધમાં રહેલી સાકર સાધારણ ખોરાકમાં વપરાતી સાકરના કરતાં જુદી તરેહની હોય છે; તે વડે શરીરની ગરમી એક સરખી રહ્યા કરે છે, અને શરીરમાં ચરબીનો વધારો થાય છે. ધાવણમાં રહેલા ક્ષાર કે જે જીવન રસાયણની શોધ પ્રમાણે જોતાં સર્વથા વધારે કિંમતી છે, તે અસ્થિ, સ્નાયુ, ઇત્યાદિ શરીરના ભાગોના બંધારણમાં અતિ ઉપયોગી છે. કુદરતી રીતેજ તેમાં લોહ, મૅગ્નીસીઆ, ચુનો, પોટાશ અને સોડાના ક્ષારો રહેલા છે, અને માના દુધમાં રહેલા આ ક્ષારોનું અસ્તિત્વ બતાવી આપે છે કે શરીરની તન્દુરસ્તી ને વૃદ્ધિને માટે ઉપર લખેલા ક્ષારો શરીરમાં અમુક પ્રમાણમાં કાયમ રહેવાજ જોઇએ. વળી ચુનાનો ફૉસ્ફરસ સાથેનો ક્ષાર, જેને જીવન રસાયણમાં કૅલ્કેરીઆ ફૉસ્ફૉરીકા કહે છે, તે પણ તેમાં હોય છે, અને તે અસ્થિના બંધારણમાં, અને લોહીની વૃદ્ધિમાં ઘણી મદદ કરે છે; જ્યારે ધાવણમાં કાંઈ કારણથી ક્ષારો ઓછા આવે છે, ત્યારે બાળકનાં અસ્થિ અને માંસ બહુ નાજુક રહે છે, અને આગળ જતાં ખુંધ નીકળવાનો, કમ્મરમાંથી વાંકા વળી જવાનો, હાથ પગ વળી ગયેલા રહેવાનો એવો અસ્થિની નબળાઇ સૂચવનારો હરકોઈ વ્યાધિ થઇ આવે છે. જે ખોરાકમાં ક્ષારોની ખામી હોય છે, તે ખોરાકથી કોઇ પણ પ્રાણીનું શરીર વૃદ્ધિ પામતું નથી, તેમજ તન્દુરસ્ત રહેતું નથી. આ સિવાય માના દુધમાં પાણી હોય છે, તે ઉપર લખેલા ખોરાકનાં જરૂરી તત્વોને લોહીમાં દાખલ કરવામાં ઉપયોગી થઈ પડે છે.

બાળકને માનું દુધ ખોરાક તરીકે અપાતું ક્યારે બંધ કરવું જોઇએ તે ઉપર આપેલી હકીકત કેટલેક

અંશે દર્શાવી શકે છે, તોપણ નીચે તે વધારે સ્પષ્ટતાથી બતાવ્યું છે.

**૧. જ્યારે બાળકને જોઇએ તેટલા મોટા જત્થામાં દુધ આવતું ન હોય,** ત્યારે બીજી કોઇ રીતે ખોરાક પૂરો પાડવાની જરૂર પડે છે. જ્યારે દુધ ઓછું આવે છે, ત્યારે બાળક એકદમ ભૂખને લીધે ધાવવા જાય છે, પરંતુ ધાવણ ઓછું આવવાથી તે એકદમ ધાવવું બંધ કરે છે ને રડવા લાગે છે. થોડા દિવસમાં તેનો સ્વભાવ રડકણ ને ચીડીઓ થઇ જાય છે, અને શરીર ફિકકું ને નબળું પડી જાય છે; તેનું શરીર દર મહિને જોઇએ તેટલી વૃદ્ધિ પામતું નથી, અને જલદી વ્યાધિગ્રસ્ત થઇ જાય છે.

**૨. જ્યારે દુધમાં પોષક દ્રવ્યોની ખામી હોય,** ત્યારે પણ કૃત્રિમ ખોરાક આપવો જોઇએ છે. જો દુધથી બાળકને પોષણ મળતું ન હોય, તો બાળકનું માંસ જાડું પણ પોચું રહે છે, અને અસ્થિ બંધાતાં બહુ વાર લાગે છે; વાયુ, ચુંકથી રડવાનું, ઝાડો, દસ્તની કબજીઅત ઈત્યાદિ વ્યાધિ વખતો વખત થઈ આવે છે.

**૩. જ્યારે બાળકની માતાને અપસ્માર (વાઇ), ગાંડપણ, ક્ષય, કંઠમાળ, કે એવો વારસામાં ઉતરે તેવો કોઇ રોગ હોય,** ત્યારે તેની અસર બાળકને ન થાય, તેટલા માટે માતાએ ધવરાવવાને બદલે બીજી રીતે પોષણ આપવાની ગોઠવણ કરવી જોઇએ; જો બાળક તેવી માતાને ધાવે, તો બાળકને વિષારી ખોરાકથી નુકશાન થાય છે, એટલુંજ નહિ; પણ માતાના શરીરને પણ ધવરાવવાને લીધે ધકકો પહોંચે છે.

**૪. જ્યારે માતાને કાંઇ પણ સાધારણ વ્યાધિ થયો હોય, અથવા માતાનું શરીર જન્મથી નબળું હોય, અથવા તો તેણી કાંઇ પણ દવા લેતી હોય,** તો બાળકને ધાવવા દેવું નહિ, કેમકે તેવે વખતે માતાનું ધાવણ બગડેલું હોય છે, અને તેથી બાળકને ધાવવા યોગ્ય હોતું નથી; કદાપિ બાળક ધાવે, તો તેની તન્દુરસ્તી બગાડવાનો સંભવ રહે છે.

**૫. જ્યારે માતાને દ્રવ્યોપાર્જન અર્થે અથવા પોતાના કુટુમ્બની સેવાને અર્થે મનની કે તનની મહેનત લેવી પડતી હોય, અને તેથી ધાવણ નિયમિત વખતે પેદા થઇ શકતું ન હોય, અગર બાળકને ધવરાવવાનો વખત સાચવી શકાય તેમ ન હોય,** ત્યારે બાળકને કૃત્રિમ ખોરાકથી પોષણ આપવું પડે છે.

**૬. જ્યારે બાળકના કમનશીબે માતાનું મૃત્યુ થયું હોય, અગર માતાને ઘેલછા, કે એવો કાંઇ વ્યાધિ થયો હોય, ને બાળકને ધવરાવી શકતી ન હોય,** ત્યારે માતાના ધાવણને બદલે ગાયના દુધ જેવો કોઈ બીજો ખોરાક આપવો પડે છે.

**૭. જ્યારે બાળક હજી પૂરા બાર માસનું થયું ન હોય, ત્યારે તેની માને રજોદર્શન થવા લાગ્યું હોય, અગર તો મા સગર્ભા થઇ હોય,** તો ઘણું કરીને દુધ હલકા પ્રકારનું થયા વિના રહેતું નથી, ને તેથી કરીને બાળકને દુધ વગેરે બીજા પદાર્થોથી પોષણ આપવું પડે છે.

બાળકોને માતાના ધાવણ સિવાય બીજી રીતે પોષણ આપવાની કૃત્રિમ ખોરાકની ચીજો શોધી કાઢવામાં આવી તે પહેલાં આયા (ધાવ) અથવા છોકરાંવાળી બાઇઓને ધવરાવવા માટે રાખવામાં આવતી; પણ તેવી બાઇઓ બધી વખત મળી શકતી નથી; અને કદાપિ મળે તો કૃત્રિમ ખોરાક આપવાના કરતાં તેને ધવરાવવા માટે રાખવી એ વધારે સારૂં છે; પણ કેટલીક વખત તે બાઇ પોતાના ધાવણને સારી હાલતમાં રાખવા પ્રયત્ન કરતી નથી અથવા બીજી રીતે તેની વર્તણુક પ્રતિકૂળ લાગે છે, એટલે તેમ કરવું ફાવતું નથી. હવે જ્યારે ધાવ રાખવાનો નિશ્ચય થાય ત્યારે તે ધાવમાં કેવા ગુણ હોવા જોઈએ તે વિષે વિચાર કરીએ.

---

## ધાવ પસંદ કરવાની રીત.

(Choice of a wet nurse.)

ઉપર દર્શાવેલાં કારણોને લીધે માતા પોતાના બચ્ચાને ધવરાવી શકે નહિ અગર કૃત્રિમ ખોરાક આપી બચ્ચું ઉછેરતાં બચ્ચું સુકાઇ જતું હોય તથા ઝાડો થતો હોય અને તેથી બચ્ચું બચે નહિ તેમ હોય ત્યારે પહેલા કારણને લીધે ધાવ જરૂર રાખવી અને બીજા નંબરના કારણોને લીધે તો ધાવ રાખ્યા વગર ચાલેજ નહિ. ધાવ મેળવવામાં જેટલી મુશ્કેલીઓ અને જોખમ હોય છે તે જો ન હોય અને

ધાવ મેળવ્યા પછી ગેરફાયદા થોડાજ હોય તો જરૂર ધાવ રાખવી એ સારી વાત છે.

## ધાવ રાખવામાં ગેરફાયદા ઘણા છે.

( Disadvantages of a wet nurse. )

સારા આબરૂદાર કુટુમ્બની સ્ત્રી ધાવ તરીકે કામ કરવા ખુશી હોતી નથી અને તેથી આપણને તદ્દન નિરાધાર હલકા વર્ગની અને નીચ પ્રકૃતિવાળી સ્ત્રીઓમાંથી ધાવ મળી આવે છે, અને તેમાંથીજ પસંદ કરવી પડે છે. આ પ્રમાણે મત આપી તેમના પેટ પર પાટુ મારવામાં હું સૌથી છેલ્લો રહેવા માગું છું, પણ આવી વાતની આંખ મીચામણી કરવી તે પણ નિરર્થક છે. કારણ કે આવી સ્ત્રીઓમાં કેટલીક સારી પણ હોય છે; પણ મોટે ભાગે તો તેઓ કાંઈ આબરૂદાર હોતી નથી. તેઓનો ખવાસ હલકો હોય છે, અને નીચ ગતિમાં ઉતરી તેઓમાં નામની નીતિ અને નીમ દેખાય છે, અને તેથી ઉંચ અને શુદ્ધ મનવાળી સ્ત્રી એવી કોણ હશે કે પોતાના બચ્ચાને ઉછેરવા માટે આવી સ્ત્રીને પોતાના કુટુમ્બમાં દાખલ કરવા અને પોતાની સહીઅર તરીકે રાખવા ખુશી હોય?

ધાવ તરીકે રહેવા માગતી સ્ત્રીઓની ખરી ખબર મેળવવામાં જેટલી મુસ્કેલીઓ હોય છે તે દાક્તરો જેટલી સારી રીતે જાણે છે તેટલી બીજાઓને ખબર હોતી નથી. તેણીને અગાડી કાંઈ રોગ થયો નથી અને તેણીના કુટુમ્બમાં કાંઇ રોગ નથી તે તો તેના સિવાય કોઇ બતાવી શકતું નથી. પેઢી ઉતાર રોગ તેણીના લોહીમાં છે અગર પોતાને ગરમી આદિનો નવો રોગ થયો છે તે જલદી ખાત્રીથી કહી શકાતું નથી. તેણીની સુવાવડ કયારે થઈ અને ધાવણને કેટલા મહિના થયા તે તેણીના કહેવા ઉપરથી માની શકાતું નથી. અને તેણીને જુદી પાડી શકાતી નથી. તે ધવાડી શકે તેમ છે તોપણ તેમના બોલવા પર વિશ્વાસ રાખીએ તોજ મનાય. વળી ધાવ તરીકે નોકરી લેવા આવતી સ્ત્રીઓ દાક્તર સાહેબ પાસે પાસ થવા ખાતર તપાસ કરાવા ૨૪ કલાક સુધી પોતાના બચ્ચાંને વગર ધવરાવ્યે આવે છે તે અનુભવસિદ્ધ છે અને આમ કરવાથી પરીક્ષા વખતે તેમને દુધ પુષ્કળ અને ઉભરાઈ જઈ બચ્ચું ધરાય તેથી વધારે આવે છે એમ સિદ્ધ કરવા માગે છે. પણ ખરી રીતે તો તેવી સ્ત્રીઓને ધાવણ ઘણુંજ થોડું આવતું હોય છે. આવી રીતે દુધ વધારે આવે છે એમ દેખાડી તે સ્ત્રીને ધાવ તરીકે રાખ્યા પછી તે બાળક થોડા દિવસ દુધ ધાવે છે અને ધાવ્યા પછી નિરાંતે ઉંઘે છે અને ધરાયલું લાગે છે. પણ થોડા દિવસ પછી તે બાળક ઉછરવાને બદલે કરમાતું જાય અને ગુપ્ત રીતે આપેલા અફીણને લીધે નિરાંતે ઉંઘતું જણાય છે અને આવાં તરકટ ઘણાં પકડાયાં છે.

ડૉકટર રૂથ લખે છે કે—એક વખત ધાવ તરીકે નોકરી લેવા એક સ્ત્રી આવી. તેણીએ કહ્યું કે મને ત્રણ મહિના ઉપરજ સુવાવડ ગઈ છે, પરણેલી છું, અને અગાડી બે બચ્ચાં થયાં છે. દુધ સારૂં આવતું હતું તેથી તેણીને પસંદ કરી. હવે થોડા વખત પછી તરકટ પકડાયું ત્યારે માલમ પડયું કે તે પરણેલી નહોતી, બાર મહિના થયાં બચ્ચું થયું નહોતું અને તેણીને જે બચ્ચું સોંપ્યું હતું તેને શાન્ત રાખવા સારૂ તે દવા આપતી હતી.

બીજી સ્ત્રી કે જેણીને થોડાજ વખત પર સુવાવડ ગઈ હતી તેણી કહ્યું કે ૧૦ મહિના પર સુવાવડ આવી હતી. ખરી રીતે તપાસતાં માલમ પડયું કે એક વંઠી ગયેલા સાથે બે વર્ષથી તેણે શિયળ ભંગ કર્યું હતું અને તેણીને અગાડી બે કસુવાવડો થઈ હતી.

વળી એવો દાખલો મળી આવ્યો કે એક સ્ત્રીએ અધરણી પછી ૭ વર્ષમાં ધાવ તરીકે પાંચ ઠેકાણે નોકરી કરી હતી.

ધાવ તરીકે નોકરી લેનાર સ્ત્રી પહેલવહેલીજ અનીતિમાં પડી હોય તો બચ્ચું કેમ ઉછેરવું તેનો તેણીને અનુભવ હોતો નથી તેથી બહુ ઉપયોગી થઈ પડતી નથી અને તે મોટી ખોડ કહેવાય. અને કોઇ સ્ત્રી અનીતિમાં બે ત્રણ વખત પડી હોય અને તેણીને ધાવ તરીકે નોકરી લેવી પડે તો એવો સવાલ ઉઠે છે કે તે આબરૂદાર કુટમ્બમાં રખાય કે કેમ અગર પવિત્ર નોકરોમાં રાખી શકાય કે કેમ?

વળી જો કોઇ સ્ત્રી પરણેલી છે અને તેણીને બચ્ચાં થયેલાં છે તો તે ધાવ પોતાના અજ્ઞાન અને નુકશાનકારક વ્હેમોનો સોંપેલા બચ્ચા ઉપર ઉપયોગ કરે નહિ અને તે ધાવ પોતાના ધણીના તરંગ ઉપર એક પળમાં નોકરી છોડી દે નહિ તેની માતાએ ઘણીજ સાવચેતી રાખવી જોઇએ.

વળી દરેક કુટુમ્બમાં ધાવ પોતાનું જોર અને અક્ષણ વધારે કરે છે તે વિષે મારે વધારે લખવાની

જરૂર નથી; પણ હવે કદાચ સારા ભાગ્યે ઉપર કહેલા દુર્ગુણો રહિત ધાવ મળી આવે, તોપણ માતાએ તે ધાવ પર સારી દેખરેખ રાખવી જોઇએ છે.

## કેવા ગુણવાળી ધાવ પસંદ કરવી.

**The qualities requisite in a wet nurse.**

૧. ધાવની ઉમ્મર ૨૦ થી ૩૦ વર્ષની હોવી જોઇએ અને તેણીને તે ઉંમરમાં બે બચ્ચાંથી વધારે થયાં હોય તો તે ના પસંદ કરવી. તે મોટી ઉંમરની ન જોઇએ, જેટલા મહીનાનું બચ્ચું થયું હોય તેટલાજ લગભગ મહિના ઉપર ધાવને પણ સુવાવડ થઈ હોય તેવી ધાવ રાખવી. પાંચ છ મહીનાનું બચ્ચું હોય અને ધાવને જણ્યાને બે ત્રણ મહીના થયા હોય તો તે ધાવ રાખવી નહિ, કારણ કે તે વખતનું દુધ પાતળું અને હલકું હોય છે, અને પૌષ્ટિક નહિ હોવાથી બાળક ઉછરતું નથી તેમજ શક્તિ મળતી નથી.

૨. તેણીને મિતાહારી ચંચળ અને સ્વચ્છ ટેવો હોવી જોઇએ, અને સ્વભાવ ઘણોજ સરળ, હસમુખો અને સારો જોઇએ. તેમજ ધાવતાં બચ્ચાંને અને ધણીને પણ તપાસી ખાત્રી કરવી.

૩. તેણીના શરીરની ચામડી પર કોઇ પણ જાતનો ડાઘડુઘ અગર ચાંદાં અગર ફોલ્લા ફોલ્લી હોવી જોઇએ નહિ. તેણીના દાંત અને મસોડાં તન્દુરસ્ત સારાં કઠણ હોવાં જોઇએ. તેણીની જીભ સાફ સ્વચ્છ જોઇએ અને તેણીના મ્હોંનો શ્વાસ ગંધાતો અને છાક મારતો ન હોવો જોઇએ.

૪. તેણીના શરીરનો બાંધો તન્દુરસ્ત અને મજબુત હોવો જોઇએ, અને પેઢી ઉતાર અગર પોતાને થયેલા રોગરહિત હોવી જોઇએ, અને તેમાં મુખ્યત્વે કરીને કંઠમાળ, ક્ષયરોગ, ઉપદંશ (ગરમી) અને ગુપ્ત રોગથી મુક્ત હોવી જોઇએ.

૫. તેણીનાં સ્તન કઠણ અને સખ્ત (પણ ચરબીવાળાં જોઇએ.) છતાં લચી ગયેલાં ન જોઇએ અને ગાંઠા લાગે તેવાં જોઇએ, અને સારી રીતે સ્તન ખીલેલાં જોઇએ; પણ તે બહુજ મોટાં જોઇએ અને દીંટડીઓ સારી બાહાર નીકળેલી જોઇએ (કારણ કે બચ્ચું સારી રીતે સ્તનપાન કરી શકે છે). તેમાંથી પુષ્કળ અને સારી જાતનું દુધ નિકળવું જોઇએ. જો આસમાની સફેદ રંગનું અને ગાયના દુધ કરતાં વધારે મિષ્ટ હોય તથા તેને થોડીવાર કાઢીને વાસણમાં રહેવા દીધું હોય અને તેના ઉપર પુષ્કળ સફેદ મલાઈ જામતી હોય કિંવા પાણીમાં ટપકું (બુંદ) નાખીએ તો નીચે બેશી જતું ન હોય તો તે સારૂં દુધ કહેવાય છે, બન્ને સ્તનનું દુધ ચાખવું જોઇએ; કારણ તે કોઇ વખત એક સ્તનનું ખારૂં હોય છે. વળી બન્ને સ્તન સરખાં હોવાં જોઇએ. કારણ કોઈ વખત બરોબર નહિ ખીલવાથી તે નાંનાં મોટાં હોય છે.

૬. જે બચ્ચાં વાસ્તે ધાવ રાખવી હોય તે ધાવનો સુવાવડનો વખત લગભગ બચ્ચાની માની સુવાવડના વખતને મળતો હોય તો તેવી ધાવ રાખવા વાસ્તે બહુજ સારૂં છે. કારણ કે જેમ જેમ વધારે વખતનો ફેર નીકળે છે તેમ તેમ દુધની જાત બદલાતી જાય છે અર્થાત્ તેમાં મલાઇ વધતી જાય છે.

૭. જો ધાવને રજોદર્શન (અટકાવ, પાટ બેસે, હેજ આવે, બેની મા થાય, વીટાળશી થાય, ઈત્યાદ) થાય તો તે ધાવ તરીકે નાલાયક અને ગેરઉપયોગી થાય છે. આઠ નવ મહીના પછી દુર બેસે તો તે બહુ ધ્યાનમાં લેવા જેવું નથી.

ધાવને અટકાવ દેખાય તો તેથી તેનું દુધ ગુણમાં બગડતું જાય છે અને વજનમાં ઓછું થાય છે અગર બેમાંથી એક પણ થાય છે. દરેક અટકાવે મહિને મહિને દુધ ગુણમાં સુધરે છે અને વધે છે એવો જે સ્ત્રીઓમાં વ્હેમ હોય છે તે તદન માનવા લાયક નથી.

ધાવણ વખતે ઋતુ દેખાય તો ધાવતા બચ્ચાંને ઉલટી, કાળા લીલા ઝાડા થાય છે અને રીકેટસ (Rickets-માં હાડકાં પોચાં વળેલાં અને બેડોળવાળાં હોય છે તે) નામનો રોગ થવાનો સંભવ થાય છે.

ડૉ. **ટીલબરી ફૉક્સ** પોતાના અનુભવથી લખે છે કે જે માતાઓએ અટકાવમાં પોતાનાં બચ્ચાંઓને ધવરાવ્યાં છે તે બચ્ચાંઓને ધાવણના કાળના પ્રમાણમાં રીકેટસ નામનો રોગ થાય છે.

૮. તન સાથે મનની તંદુરસ્તીવાળી ધાવ પસંદ કરવી તે વધારે સારૂં છે, અને માબાપે પોતાના બચ્ચા વાસ્તે ધાવ પસંદ કરવી તેના કરતાં હુંશીઆર દાક્તર પાસેજ પાસ કરાવવી કે જેથી તેનાં સારાં પરિણામો નિપજે.

૯. ધાવતા બચ્ચાને ચામડીપર કાંઇ ફોલ્લા

ફોલ્લીઓ થઇ હોય, નાક બંધ થઈ જતું હોય, અને તેથી તે ગુંગળાઈ જતું હોય, ચંચળાઇ ન દેખાતી હોય અને તે બચ્ચાંને પોષણ બરાબર નહિ મળવાથી સુકાયલું લાગે તો તેની માતાને ધાવ તરીકે રાખવી નહિ ને તેમાં મુખ્યત્વે કરીને તેનું માથું, ગરદન, નિતમ્બ, મ્હોં અને દાંતનાં પેઢાંની તપાસ કરીને રાખવી.

૧૦. કેટલીક પ્રજામાં એવો વ્હેમ હોય છે કે સ્ટાઉટ-પોરટર આદિ નામનો દારૂ પીધાથી દુધ વધારે આવે છે, પણ તેનાથી અવગુણ થાય છે. માટે ચાલતાં સુધી કોઇ પણ જાતનો દારૂ ધાવને આપવો નહિ. કારણ કે તેથી લોહી તપે છે, અજીર્ણ થાય છે, અમ્લપિત્ત થાય છે, ગુસ્સો તથા શિરો દુઃખ થાય છે તેથી આખરે દુધ બગડે છે અને તેવું દુધ ખાવાથી બચ્ચું રોગિષ્ટ થાય છે.

જો તે સ્ત્રી નાજુક બાંધાની હોય અને દારૂ પીવાની ટેવ પડી હોય તો તેને એક પાઇન્ટ (સવા શેર) સુધી જવનો દારૂ ધાવણની શરૂઆતમાં આપવો પડે છે, કે જેથી તેણીની જરા ભુખ ઉઘડે છે અને પાચનશક્તિ વધે છે.

ડૉ. ટેનર "ક્લૅરેટ" નામના હલકા દારૂની ભલામણ કરે છે અને પોર્ટ તથા શૅરી નામના દારૂથી ક્લૅરેટ વધારે પસંદ કરવા લાયક છે.

બધાં કરતાં તાજું દુધ આપવું વધારે ઉત્તમ છે.

## માતા અગર ધાવ તરીકે ધવરાવતી સ્ત્રીની માનસિક અને કાયિક માવજત.

The treatment of a nurse while sucking.

આના ઉપર બચ્ચાની તંદુરસ્તીનો મોટો આધાર છે, કારણ કે આ વિષય વિષે ઘણી માતાઓ અજ્ઞાન હોય છે, અને આ વિષય ચર્ચવાથી તેમણે કેમ સાવચેત રહેવું અને કેમ વર્તવું તેની માહીતી મળશેઃ-

### ( ૧ ) ધાવનું ખાનપાન.

( The Diet of a nurse. )

ઘણુંજ સાદું, પૌષ્ટિક અને હજમ થાય તેવું અને જે તેને હમેશાં ઘર આગળ ખાવાની ટેવ પડી હોય તેવું ખાનપાન જોઇએ.

તે બહુ પુષ્કળ ન હોવું જોઇએ, ખરી ભૂખ કરતાં જરા ઓછું ખાવું જોઇએ, અને નિયમસર તથા વખતસર ભોજન લેવું જોઇએ. સાદી ધાવ હમેશાં સાધારણ ખોરાક ખાતી હોય તેથી કાંઈ જરા વધારે ખાય છે. જલદીથી પચે તે કરતાં ખોરાક વધારે લેવાય તો તેથી ધાવને તાવ આવે છે, અને તેનું દુધ બગડે છે જેથી બચ્ચાને નુકશાનકર્તા થાય છે, અને વજનમાં કમી થાય છે.

બચ્ચાંઓને જઠરાગ્નિના અનેક રોગ કે જેથી તેને હરહમેશ ચીડીયાપણું, પેટનું ચઢવું, પવન ભરાવો, ઝાડા અને આખરે ઘણું કરમાઈ જવું ઈત્યાદિ થાય છે, તેનું મુખ્ય કારણ તો ખોરાકની જાત અને વજનમાં બહુજ અવિચારીપણું જ છે.

વાસ્તે પોતાને ત્યાં જેવી મહેનત, વ્યાયામ, અને સાદાઇ તથા ગરીબાઇથી તે ખાનપાનમાં રહેતી હોય તે પ્રમાણે તેણીને રાખવી. વધારે ઉમદા ચીજો ખવરાવ્યાથી અને લાડ લડાવવાથી બચ્ચું વધારે સારૂં ઉછરશે એમ માનવું તે વ્હેમ છે, અને તેથી તે વ્હેમમાં વધારે લુબ્ધ થવું નહિ; કારણ કે તેથી તે વધારે એદી થાય છે. પછી ધાવની તન્દુરસ્તી બગડવાથી બચ્ચાની તન્દુરસ્તી બગડે તેમાં શું આશ્ચર્ય છે?

### અતિ સ્વચ્છતાની ટેવો.

( Habits of the utmost cleanliness. )

ધાવને માટે ખાસ જરૂરની છે કે દરરોજ સ્નાન કરવાની ટેવથી શરીરનો બાંધો સારો થાય છે. જેનામાં રૂધિરાભિસરણ સારૂં હોય છે તેમને માટે ઠંડા અને કોકરવરણા (કુકકા) પાણીથી નહાવાનું સારૂં માલમ પડયું છે અને તેમાં પણ નિમક નાંખી નહાવાથી ગુણ વધારે થાય છે.

જ્યાં સુધી હુંશીઆરી આવે અને શરીર પર રતાશ આવે તથા કંપારી ચઢે નહિ ત્યાં સુધી ઠંડા પાણીએ નહાવું જોઈએ, અને કંપારી ચઢે તથા શરીરમાં બહેરાશ જેવું લાગે કે તરત ઠંડા પાણીએ નહાવાનું છોડી દેવું જોઇએ. ઠંડા પાણીએ નહાવાથી દુધ ઓછું થઈ જાય છે તે વાત વ્હેમવાળી છે.

### કસરત. ( Exercise. )

ધાવને માટે તંદુરસ્તી આપનાર છે. જ્યાં સુધી થાકી જવાય ત્યાં સુધી કસરત અગર અતિ કસરત કરવાથી દુધ બગડી જાય છે. થાક ન લાગે ત્યાં સુધી

ખુલ્લી હવામાં હરવા ફરવાથી આરોગ્યતામાં વધારો થાય છે, તેથી શરીરમાં શક્તિ વધે છે, જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે અને લોહીને શરીરમાં ફેરવવા માટે કસરત એક કુદરતી ઉપાય છે માટે તે ધાવણમાં વધારો કરે છે.

ધવરાવતી માતાએ તો બહાર જવા આવવાની કસરત નહિ કરવાથી તે એદી બની જાય છે માટે ધાવે તો જરૂર આળસુ ટેવોનો ત્યાગ કરવો જોઇએ, કારણ કે તેને સખ્ત કામ કરવાની ટેવ પડી હોય છે.

### નિદ્રા.–Sleep.

ધાવે પુષ્કળ નિદ્રા લેવી જોઇએ કે જેથી તે તન્દુરસ્ત રહે છે. શરીર તન્દુસ્ત કરનાર તરીકે ઉંઘ એ કુદરતી ઉપાય છે. ઉંઘ ન લેવી અગર કટકે કટકે ઉંઘવાથી શરીર બગડે છે, તેથી ભૂખ મંદ થાય છે અને સ્વભાવ તામસી થાય છે. રાત્રિએ બચ્ચું બેચેન રહેતું હોય અને કંટાળો આપતું હોય તો ધાવ પાસે આયાએ તે બચ્ચાને નિમેલા વખતે ધવરાવવા આપવું જોઇએ અને બેચેન શા કારણોથી થાય છે તે વિદ્વાન માતાએ શોધી કાઢી તે કારણો દૂર કરવાં જોઇએ.

સાંજના અગર સવારના મોડા સુવું અગર ઉઠવું નહિ. તેણીએ પોતાની બધી ટેવો કુદરતને મળતી સાદી રાખવાની ટેવ પાડવી.

### અતિ કાળ પર્યન્ત ધવરાવ્યાના ગેરફાયદા.

### The evil effects of unduly prolonging the period of suckling.

તેની ખરાબ અસર માતાને અને બાળકને બન્નેને જણાય છે માટે તે વિષયનું ખાસ વર્ણન કરવું ઉપયોગી છે.

જ્યારે માતાને અતિશય નબળાઈ લાગે, જરાક મહેનત કર્યા પછી અતિ થાક લાગે, કંટાળો આવે, મનોબળ વગર કારણે ગમગીનીમાં રહે, જરા જરામાં થાકથી અને મનના દુઃખથી રડવું આવે, રક્તાશયનો ધબકારો–થડકો થઈ આવે, નસો ફરકતી હોય, નેત્ર આગળ કાળા કાળા છાંટા દેખાય, પેટમાં વેંણુંચુંથા થતા હોય, કમરમાં દુખાવો થતો હોય, ભૂખ મરી જતી હોય, બંધકોષ થતો હોય, અને કોઈ કોઈ વખત ચકરી આવતી હોય તથા કાનમાં અવાજ આવતા હોય ત્યારે માતાએ એવું અનુમાન કરવું કે તેણીએ બહુ ધવરાવ્યું છે જે કારણોથી ઉપરનાં લક્ષણો જણાય છે. તે કારણો જો અટકાવી ન શકાય તો બીજાં લક્ષણો જેવાં કે શરીરનો ફીકાશ, શરીરની ક્ષીણતા, દૃષ્ટિનું કમિપણું અને નબળાઈ લાગે તેવો રાત્રિએ પરશેવો થવા માંડે છે.

અતિ ધાવણ આપ્યાથી ઉપલાં ચિહ્નો બે વર્ગની સ્ત્રીઓમાં દેખાય છે અને પહેલા તથા મ્હોટા વર્ગમાં આ ચિહ્નો વધારે સાધારણ છે.

આ વિષય વાંચીને માતાઓ બચ્ચાંઓને ૧૫ થી ૧૮ મહિના સુધી અગર બે વર્ષ સુધી ધવરાવી તે વર્ગમાં દાખલ થવા નહિ ચાહશે એમ હું ધારૂં છું.

વળી ગરીબ વર્ગની સ્ત્રીઓ એમ માને છે કે કુટુમ્બમાં બહુ બચ્ચાં ન થાય તેને માટે વધારે વખત સુધી સ્તનપાન કરાવવું એ ઠીક રીત છે; પણ એ આશામાં તે નિષ્ફળ થાય છે.

જે સ્ત્રીઓનો બાંધો અતિ નિર્બળ હોય છે અને બચ્ચાને એક બે અગર ત્રણ મહિના ધવરાવતાં થયા હોય ને તેટલામાં ગર્ભવંતિ થાય છે તથા ઉપરાઉપરી સુવાવડો આવે છે તેથી તે અતિ અશક્ત થઇ જાય છે. તેવી સ્ત્રીઓના દાખલા ઘણા થોડા હોય છે અને તે બીજા વર્ગમાં મુકી શકાય છે.

આ બન્ને વર્ગ માટે ઉપાય અને ઉત્તમ રસ્તો તો એજ છે કે એકદમ ધાવણ છોડાવવું. ગમે તેટલો ઉંચો પૌષ્ટિક ખોરાક અને લોહભસ્મ અથવા ક્વિનાઈન વગેરે આપો; પણ તેનાથી ધાવણ મૂકાવ્યા જેટલો ફાયદો કદી થનાર નથી. એ વાત દરેક માતાએ બાળકના ભલા માટે અને ખાસ કરીને પોતાના ભલા માટે ખાસ ધ્યાનમાં રાખવી અને તે પ્રમાણે ખસુસ વર્તવું જોઈએ.

માતા તો ઉપરનાં લક્ષણોની ભોગ થાય છે, પરન્તુ બાળક પણ તેનો ભોક્તા થઇ પડે છે, તેથી બાળક પણ કરમાતું જાય છે, તેનો ગોળ અને ભરેલો દેખાવ, તંદુરસ્ત રંગ, અને શાંત સ્વભાવ જતાં રહે છે. બાળક તદ્દન સુકાઇ જઈ ફીકકું પડી જાય છે, હાથ પગ તથા જાંઘની ચામડી યા ચરબી માંસ કમી થવાથી કરચોલીઓ પડે છે, પેટ ફુલેલું ચઢેલું દેખાય છે, આંખમાં ખાડા પડતા દેખાય છે, ઘડપણ આવતું હોય તેમ લાગે છે, સતત રૂદન કરતું અને કોઈ પણ રીતે ધરાતું નથી.

આ બધું માત્ર ભૂખમરાથી થાય છે. માતા અ-

શક્ત થઈ જાય છે, તેનું આરોગ્યતા કમી થતું જાય છે, જોઇએ તેવું અને તેટલું દુધ આવતું નથી અને જે કાંઈ થોડું દુધ આવે છે તે પાણી કરતાં કાંઇક સારૂં હોય છે. આવી સ્થિતિમાં ધવરાવવું એ માતા વાસ્તે બહુજ અસમજ અને જોખમભરેલું છે અને બાળક વાસ્તે પણ ઘાતકીપણું છે.

બાળક જો ચાર મહીનાની ઉંમરની અંદર હોય અથવા ઘણું ઘસાઈ ગયું હોય તો ધાવ એકદમ રાખવી એ બહુજ સરસ ઉપાય છે. જો બાળક ઉંમરમાં વધારે હોય તો અથવા કમ પોષણ મળવાની શરૂઆત થઇ હોય તો વિચારીને કૃત્રિમ ખોરાક આપવાથી સારો ફાયદો થશે; પણ વગર ધારેલો ભૂખમરો થવાથી બાળક ઉછરતું નથી; પરંતુ તેથી જોખમમાં આવી જઈ રોગનો ભોગ થવા પામે છે, અને રોગીષ્ટ બંધારણ હોય તો તેને પોષણ અને જોર મળે છે. તેટલા માટે દરેક માતાએ આ વિષયથી સારી રીતે વાકેફ થવું, કારણકે પાણી પહેલાં પાળ બાંધવી એ ખરૂં ડહાપણ છે.

બાળકને કેટલી મુદ્દત સુધી ધવરાવવું એ બહુ અગત્યનો સવાલ છે. માતાને રજોદર્શન થાય ત્યારથી તેના દુધમાં થોડા થોડા ફેર પડવા લાગે છે. આશરે એક વર્ષ થાય તે પછી બાળકને માતાએ ધવરાવવું જોઇએ નહિ. જે બાળકો બે ચાર વર્ષ સુધી ધાવ્યા કરે છે, તે શરીરે બહુ નબળાં થઇ જાય છે, તેમાં પણ જ્યારે માતા સગર્ભા હોય છે, ત્યારે જો બાળક ધાવે છે તો તેનું અંગ બહુજ અપક્વ રહે છે, તે લોકો તેમ ઉછરેલ બાળકને "પારધલો" લાગ્યો છે એમ કહે છે.

### ધાવણ ક્યારે છોડાવવું? (Weaning.)

સ્વાભાવિક રીતે આ વિષય પછી જરા પણ મનમાં વિચાર આવશે કે આવી સ્થિતિ હોય ત્યારે બાળકને ધાવણ ક્યારે છોડાવવું? અમુક વખતેજ ધવરાવવાનું બંધ કરવું એનો કોઇ ખાત્રી પૂર્વક કાયદો બાંધી શકાય નહિ. પણ કુદરત એ આપણો ખાત્રીવાળો અને ચોક્કસ ભોમીઓ છે.

બાળકને સાતમાથી નવમા મહીનામાં દાંત ફુટવા માંડે છે અને નવથી બાર મહીનામાં થોડા દાંત ફુટી આવે છે એથી ધાવણ હવે બંધ કરવું એની એ મજબુત નિશાની અને પુરાવો છે.

દાંત દેખાવાથી ધાવણ બંધ કરવું એટલુંજ નહિ પણ હવે તેને ખોરાક આપી શકાશે, અને તે પચાવી શકશે, એમ સિદ્ધ થાય છે; કારણ કે તે ઉંમરે તેના સ્નાયુઓ અને જઠર મજબુત થતાં જાય છે. તેટલા માટે તંદુરસ્ત બાળકો અને માતાઓ માટે તો ૯ થી ૧૨ મહીનાની ઉમરે ધીમે ધીમે ધાવણ છોડાવવું એ યોગ્ય વખત છે. અથવા તો જ્યારે ઘણા ખરા દુધીઆ દાંત ફુટી રહે ત્યાર પછીનો વખત સારો છે.

વળી ધવરાવતી લલનાઓ ૧૨ થી ૧૪ મે મહિને રજસ્વલા થાય છે અને ઓપટી આવવા પછી દુધ બગડી જાય છે એમ આપણે આગળ લખી ગયા છીયે, માટે તે વખતથી જો માતા નાજુક બાંધાની હોય, ધવરાવ્યાથી દુઃખી થતી હોય તેથી ધવરાવતી બંધ થતી હોય, તો ધાવણ છોડાવવું યોગ્ય છે; પણ જો બાળક નબળું હોવાથી દાંત મોડા ફુટતા હોય, અને સારૂં તથા પૌષ્ટિક દુધ મળવાથી અથવા તેની માતા તંદુરસ્ત હોવાથી ધવરાવી શકે તેમ હોય તો તેવા બાળકનું ધાવણ છોડાવવું નહિ. ટુંકામાં નીચેની બાબત ધ્યાનમાં રાખી ધાવણ છોડાવવું.

૧. માતા અગર બાળક ધાવણથી દુઃખી થતું હોય અર્થાત્ તેની તાકત ઓછી થતી હોય અથવા દુધ નિર્માલ્ય હોવાથી કમ પોષણ મળતું હોય તો એકદમ ધાવણ બંધ કરવું.

૨. બાળકને ૯ થી ૧૨ મહીનાની અંદર ઘણા ખરા દાંત ફુટયા હોય અને તે જાતે મજબુત બાંધાનું હોય તો ઉંમર પર ધ્યાન નહિ રાખતાં ધાવણ છોડાવી શકાશે. પણ દાંત મોડા ફુટે તો દુધ વગર બીજો ખોરાક આપી નહિ શકાય એમ દેખાય તો ધાવણ મોડું છોડાવવું એ સારૂં છે. પણ માતાની તબીઅત નહી બગડતાં દુધ વધારે આવતું હોય ત્યાં સુધી આ વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે.

૩. દાંત ફુટતા હોય અને તેથી શરીરમાં ક્ષોભ થતો હોય તે દર્મિયાન ધાવણ બંધ કરવું નહિ. તેમ કરવાથી ઝાડાનું અને આંચકી (ઉપલીયા અથવા તાણ)નું દર્દ થઈ આવે છે.

૪. જો બાળકને કંઠમાળ થવાનું સબળ કારણ હોય અથવા તો કંઠમાળ અગર ક્ષયવાળાં માબાપ

હોય તો મા અગર નિરોગી મજબુત ધાવના દુધથી ઉછરતું લાગે ત્યાં સુધી, અને મા અને ધાવ વગર દુઃખે ધવરાવી શકતી હોય ત્યાં સુધી ધાવણ ધવરાવવું.

## ધાવણ છોડાવવાની રીત.

ધાવણ એકદમ છોડાવવું નહિ. માતાના સ્તનપાન પરથી ધીરે ધીરે પૌષ્ટિક ખોરાક પર ચઢાવવું અને તે એવી રીતે કે બાળકના જઠરાગ્નિને કાંઈ લાગે નહિ તેવી રીતે, આથી કરીને માતાને પણ કોઇ દુઃખ અને અગવડ થતી નથી. માત્ર વધારે વખત ધવરાવ્યાથી હેરાનગતિ થતી હોય તો એકદમ બાળકને ધવરાવવાનું બંધ કરવું.

જ્યારે દુધીઆ દાંત ૭ અગર ૮ મે મહીને ફુટવા લાગે તે વખતે ધાવણ ઉપરાંત કાંઇ હલકો ખોરાક આપવાની શરૂઆત કરવી. ડૉ. બારટે ભલામણ કરે છે કે દુધમાં જરા એરારૂટ નાંખી પાતળી કાંજી આપવી. અગર ઘઉંનો જરા લોટ નાંખી ઉકાળી આપવું. ખોરાક ધીરે ધીરે આપવાથી દુધ ભાવતું ધીરે ધીરે બંધ પડશે અને બંધ કરવાથી માતાને કોઈ પણ ઇજા વગર ધાવણ આવતું બંધ થઇ શકશે.

ચોવીસ કલાકમાં બાળકને બે વખત હલકો થોડો ખોરાક આપવાની ટેવ પાડવી. એકદમ અને સખ્ત ખોરાક કદી આપવો નહિ. કેટલાંક વ્હેમી અને ઇંતેજાર બૈરાંઓ અને તેમાં ઘણું કરીને રાંડીરાંડો તેમાં પણ જરા ઘરડીઓમાં ખપતી રાંડીરાંડો પોતાનું ડહાપણ વાપરી બાળકોને પ્યારથી ઉછેરવા ખાતર મધ, માંખણ, ચણાનો લાડવો, મગજ વગેરેનું ચાટણ શરૂ કરે છે; પણ યોગ્ય વખત વગર તે ઝેરી અસર કરી કેટલાંક બાળકોના પ્રાણ લીધા છે અને લે છે માટે સમજ પર ધ્યાન નહિ આપે તો પ્રાણ લેશે તેમાં નવાઇ નથી. જ્યારે ખોરાકની શરૂઆત કરો ત્યારે જરા ખુલ્લી હવામાં બાળકને ફેરવવો એ ઘણું જરૂરનું છે તેથી તેનો જઠરાગ્નિ મજબૂત થાય છે ને ખોરાકના ફેરફારની અસર વગર ઇજાએ બની શકે છે.

## ધાવણ સુકવી નાખવાની રીત.

જ્યારે માતા ઘણી નાજુક હોવાના સબબથી, ડીંટડી નાની હોવાથી, અગર મજબૂત ચોળી અગર કાંચળી પહેરવાથી બહાર નહિ નીકળી હોય અથવા બાળક જન્મ્યા પછી તરત મરણ પામવાથી અથવા કોઇ ખાસ કારણથી સુકવી નાંખવાની જરૂર પડે છે, ત્યારે દુધ એકદમ સુકવી શકાતું નથી. નેટ્રમ સલ્ફ ૩ પાવરનું દિવસમાં ૭ વખત દરરોજ તેને આપવાથી દુધ સુકાઇ જાય છે. દુધ ભરાય તેમ થોડી થોડી વારે દિવસમાં ચાર ૭ વખત દુધ કાઢવાના સંચા ( Breast Pump ) થી બધું નહિ કાઢતાં થોડુ થોડુ દુધ કહાડવું. સાબુનું તેલ ( કંપાઉન્ડ સોપ ), લીનીમેન્ટ પાંચથી દશ મીનીટ સુધી ચાર પાંચ કલાકે તે તેલ સ્તન ઉપર ચોપડવું અને ધીમે ધીમે પછી બદામનું ગરમ તેલ ઘસવું. સ્તન ઘણા કઠણ થતાં દુઃખ થાય તો થોડો જુલાબ સવાર સાંજ પણ દરરોજ આપવો, કઠણ ખોરાક આપવો, થોડો ખોરાક આપવો, તરસ માટે પાણીના કોગળા કરવા, નારંગી અથવા અંગૂર ( દ્રાક્ષ ) ખાવી. આમ કરવાથી થોડા દિવસ પછી દુધ સુકાઈ જશે.

## કૃત્રિમ ખોરાક.

જ્યારે કૃત્રિમ ખોરાક આપવા વિના બીજો રસ્તો રહેતો નથી, ત્યારે કયો ખોરાક યોગ્ય છે અને કયો નહિ એ વિચારવાનું રહે છે. **જેટલી ખોરાકની વસ્તુઓ પોષક દ્રવ્યોથી ભરેલી છે, તેટલી સઘળી વસ્તુઓ બાળકને પૌષ્ટિક થઇ પડશે એમ કદી પણ ધારવું નહિ, કારણ કે બાળકને માત્ર પૌષ્ટિક દ્રવ્યોથી પોષણ મળતું નથી, પરંતુ જેટલાં પૌષ્ટિક તત્વો પચીને લોહી સાથે ભળી જાય છે, તેટલાંથીજ પોષણ મળે છે.** પોષણનો આધાર માત્ર ખોરાકમાં રહેલ પોષક દ્રવ્યો ઉપર નથી, પણ ખોરાકનાં પચેલાં દ્રવ્યો ઉપર છે. જો ખોરાક પચે તેવો ન હોય, તો પછી તે ગમે તેવો પૌષ્ટિક હોય, તોપણ નિરૂપયોગી છે. વળી પોષક દ્રવ્યો જે પ્રમાણમાં માતાના દુધમાં હોય છે તેજ પ્રમાણમાં કૃત્રિમ ખોરાકમાં હોય, તોજ તે અનુકૂળ થઇ શકે છે; અને આ પ્રમાણ ગાયનું દુધ ને પાણી એકત્ર કરવાથી સચવાઈ શકે છે.

જેમ જેમ બાળકની ઉમ્મર વધતી જાય છે, તેમ તેમ તેને ખોરાક વધારે જોઇએ છે, અને ખોરાકના પ્રમાણમાંજ તેના વજનમાં પણ વધારો થાય છે. બાળકના વજનની વૃદ્ધિ નીચેના કોષ્ટક ઉપરથી સમજી શકાશે.

| ઉમ્મર. | વજન આશરે. | વજનમાં વધારો. | રોજનો ખોરાક. |
|---|---|---|---|
| ૧ માસ. | ૮ શેર | ૧૩ ઔંસ. | ૧૩ થી ૧૫ ઔંસ. |
| ૨ ,, | ૯ શેર ૧૪ ઔંસ. | ૩૦ ,, | ૨૦ થી ૨૪ ,, |
| ૩ ,, | ૧૧ શેર ૯ ,, | ૨૭ ,, | ૨૪ થી ૩૦ ,, |
| ૪ ,, | ૧૩ શેર ૩ ,, | ૨૬ ,, | ૩૦ થી ૩૪ ,, |
| ૫ ,, | ૧૪ શેર ૮ ,, | ૨૧ ,, | ૩૪ થી ૩૬ ,, |
| ૬ ,, | ૧૫ શેર ૧૨ ,, | ૨૦ ,, | ૩૬ થી ૪૦ ,, |
| ૭ ,, | ૧૬ શેર ૧૩ ,, | ૧૭ ,, | ૪૦ થી વધારે |
| ૮ ,, | ૧૮ શેર ૪ ,, | ૨૩ ,, | ,, |
| ૯ ,, | ૧૯ શેર ૧૦ ,, | ૨૨ ,, | ,, |
| ૧૦ ,, | ૨૦ શેર ૧૪ ,, | ૨૦ ,, | ,, |
| ૧૧ ,, | ૨૧ શેર ૯ ,, | ૧૧ ,, | ,, |
| ૧૨ ,, | ૨૨ શેર | ૭ ,, | ,, |

હવે જ્યારે આ પ્રમાણે ખોરાક યોગ્ય પોષણ આપે તેવો, અને વધતા જતા પ્રમાણમાં આપવાનો છે, ત્યારે માતાના ધાવણ સિવાય બીજો કયો ખોરાક માફક આવી શકે તેનો નિર્ણય કરવાનો રહે છે. ગાયનું દુધ, ગધેડીનું દુધ, અને બકરીનું દુધ માતાના દુધને બદલે ઘણીવાર વાપરવામાં આવે છે, પરંતુ સ્વાભાવિક હાલતમાં તેમાંથી એકે માતાના દુધની બરોબરી કરી શકતું નથી; તે નીચેના કોષ્ટકપરથી જણાશે.

| ૧૦૦ ભાગમાં. | પાણી. | કેઝીન. | ચરબી. | સાકર. | ક્ષાર. |
|---|---|---|---|---|---|
| માનું દુધ. | ૮૮.૯૦ | ૩.૪૨ | ૩.૩૩ | ૪.૫૫ | ૦.૨૧ |
| ગાયનું દુધ. | ૮૭.૦૫ | ૪.૨૧ | ૩.૮૨ | ૩.૬૭ | ૦.૭૧ |
| બકરીનું દુધ. | ૮૬.૮૫ | ૩.૭૯ | ૪.૩૪ | ૩.૭૮ | ૦.૬૫ |
| ગધેડીનું દુધ. | ૮૯.૦૧ | ૩.૫૭ | ૧.૮૫ | ૪.૫૦ | ૦.૫૧ |

આ ઉપરથી એમ સમજાય છે કે બાળકને મેંદા-સ્ટાર્ચની જરા પણ જરૂર નથી, અને કદાપિ આપવામાં આવે, તોપણ તેને જરા પણ પચી શકતી નથી. સાકર, બટાટા, ભાજીપાલો, ચોખા ઇત્યાદિ વસ્તુઓમાં સ્ટાર્ચ પુષ્કળ હોય છે, અને તે મોંઢાના થુંક વડે કેટલેક દરજ્જે પાચન થઇ શકે છે. ત્રણ ચાર મહિના પહેલાં બાળકોને થુંક હોતું નથી, ને તેથી સ્ટાર્ચવાળો ખોરાક તેમને બિલકુલ માફક આવતો નથી. બજારમાં વેચાતા બાળકોના ખોરાકમાં સ્ટાર્ચ હોય છે, ને તેથી તે બાળકોને માફક આવતા નથી; આથી કરીને કોઈ પણ ખોરાક તેમને આપવામાં આવે તે પહેલાં તેમાં સ્ટાર્ચ છે કે નહિ તેની ખાત્રી કરવી જોઇએ, અને તેની નીચે પ્રમાણે પરીક્ષા થઈ શકે છે.

**મેંદા-સ્ટાર્ચની પરીક્ષા કરવાની રીતઃ**-ખોરાકને ગરમ પાણીમાં મેળવીને એકરસ કરી નાખવો, પછી તેમાં આયોડીનના સોલ્યુશન (પાણી) નાં થોડાંક ટીંપાં નાખવાં: જો આમ કરવાથી તે ખોરાકવાળો પ્રવાહિ ભુરા રંગનો અથવા કાળો થઈ જાય, તો તેમાં સ્ટાર્ચ છે, એમ સમજવું; પણ જો તે માત્ર પીળો અથવા તપખીરીઓ (brown) થઇ જાય, તો સ્ટાર્ચ નથી એમ સમજવું. જો માત્ર દુધજ આપવું હોય, તો ગાયનું દુધ બીજા દુધના કરતાં જલદી મળી શકે તેવું છે, અગર જો કે ગધેડીનું દુધ ને બકરીનું દુધ માતાના દુધને વધારે મળતું આવે છે, તોપણ તે ઉપયોગી થઇ પડે તેવાં નથી; કેમકે ગધેડીનું દુધ બધી વખત મળી શકતું નથી, અને બકરીનું દુધ ઘણીવાર બદસ્વાદ લાગે છે, ને વખતે તેમાં કાંઈ ખરાબ વાસ આવે છે; ગાયના દુધમાં પાણી ભેળવવાથી તેને ધાવણના જેવું હલકું ને પચી શકે તેવું બનાવાય છે, તોપણ તે વાપરવામાં કેટલાક દોષો રહેલા છે; દાખલા તરીકેઃ—

(૧) ગાયના દુધમાં રહેલ આલ્બ્યુમીન બચ્ચાના પેટમાં ગયા પછી દહીંની માફક જામી જાય છે, અને તેથી પચવામાં ભારે પડે છે.

(૨) ગાયનું દુધ ઘણીવાર અમ્લ હોય છે, આ અમ્લતા કાંઈ દુધ ચાખે ખટાશપર લાગે તેજ હોય છે એમ સમજવાનું નથી; તેની ખટાશની પરીક્ષા કરવા માટે વાદળી રંગના લીટમસ પેપર (અમ્લતાની રસાયણિક પરીક્ષા કરવા માટે લીટમસના કાગળો આવે છે તે ) નો કડકો તેમાં બોળવો; જો તે કાગળ લાલ રંગનો થઇ જાય, તો તેમાં અમ્લતા (acidity ) છે એમ સમજવું; આવી ખટાશવાળુ દુધ બાળકને માફક આવતું નથી; કુદરતી રીતે પણ તેની માનું ધાવણ અમલવિરૂદ્ધ ગુણ ધરાવે છે, અને તેથી ગાયનું દુધ ઘણીવાર માફક આવતું નથી. એમ છતાં જો બીજો ઉપાય ન હોય, તો તે દુધમાં ચુનાનું નિતરૂં પાણી (lime-water) નાખવું, એટલે તે અમ્લતા દૂર થશે, અને તે લાલ લીટમસ કાગળ તેમાં બોળવાથી પાછો વાદળી રંગ ધારણ કરશે. ચુનાના નિતરા પાણીને બદલે કાર્બોનેટ ઑફ પોટાસ એક ચપટી ભરીને નાખવાથી પણ તે દુધ સુધરે છે.

(૩) મોટા શહેરોમાં ગાયનું દુધ તાજું ને શુદ્ધ મળવું મુશ્કેલ થઇ પડે છે. મોટાં શહેરો બચ્ચાંઓના ઉછેરને માટે બહુ પ્રતિકૂળતાઓ ધરાવે છે, તેમાંની આ એક છે; ઘણીવાર દુધમાંથી પોષક દ્રવ્યો યંત્રો વડે કાઢી લીધાં હોય છે, ને પછી બાકી રહેલું દુધ દુકાનોમાં વેચાય છે.

(૪) ગાયના દુધમાં ઘણીવાર ભેગ કરવામાં આવે છે; જ્યારે દુધનાં ખરાં તત્વો કાઢી લીધાં હોય છે, ત્યારે તે પાતળું દેખાય છે, ને તેથી તેની ઘટ્ટતા લાવવા માટે તેમાં કેટલીક જાતના લોટનો ભેગ કરવામાં આવે છે, વળી તેને બગડી જતું અટકાવવા માટે ટંકણખાર, બોરીક ઍસીડ કે સાલીસીલીક ઍસીડ ભેળવે છે.

(૫) ગાયનું દુધ હવામાં રહેલા વિવિધ વાયુઓને તથા હવામાં ઉડતા જંતુઓને ચુસી લે છે, અને ઘણીવાર ચેપીરાગોને ફેલાવાનું કારણ થઇ પડે છે; જો બાળક માતાને ધાવતું હોય, તો આ ભયથી તે મુક્ત રહી શકે છે; સાથે સાથે એ વાત પણ ખરી છે કે માતાની તન્દુરસ્તી હમેશાં સારી અને ચેપીરોગથી મુક્ત હોતી નથી; તોપણ ગાયના દુધ કરતાં ઘણીવાર માતાનું દુધ વધારે સારી હાલતમાં હોય છે. ગાયનું દુધ તાજું ન હોય, તો તેમાં ખટાશ ઉત્પન્ન કરે તેવાં બાહારજકણો દાખલ થાય છે, ને બચ્ચાના પેટમાં ગયા પછી તે દુધ પચવાને બદલે બગડી જાય છે.

આવાં કારણોને લીધે ગાયનું દુધ સારી હાલતમાં બાળકના પેટમાં જવા પામે તે માટે કેટલાક ઉપાયો યોજવા પડે છે. સૌથી સહેલો ને પ્રાથમિક ઉપાય એ છે કે ગાયનું દુધ બને તેટલું તાજું લેવું અને પછી તેને ગરમ કરવું. જેઓથી બની શકે તેમણે બચ્ચાંઓને ઉછેરવા માટે એક ગાય રાખવી અને તેને સારો ખોરાક આપીને તેનું તાજું દુધ ગરમ કરીને જોઇએ તેટલું ઉપયોગમાં લીધા કરવું.

**દુધને ગરમ કરવાથી ત્રણ ફાયદા થાય છે.**

(૧) દુધમાં કોઇ પણ જાતના જંતુઓ હોય, અથવા તેને ખાટું કરે કે બગાડી નાખે એવા વિજાતીય પદાર્થો ભળ્યા હોય, અથવા હવાના વાયુઓ ભળ્યા હોય તો તે નાશ પામે છે.

(૨) દુધ જલદી પચી શકે છે. કેટલાક લોકો એમ માને છે કે ગરમ કરેલું દુધ જલદી પચી શકે નહિ, પણ તે માન્યતા ખોટી છે.

(૩) દુધ વધારે વખત સુધી ખાટું થયા વિના રહી શકે છે.

દુધને ગરમ કરવાની સાધારણ રીત તેને તપેલી જેવા વાસણમાં ચૂલા ઉપર મુકીને આંચ લગાડવાની છે, અને તે કાંઈ ખોટી નથી; પરંતુ દુધને જ્યારે બે ચાર દિવસ સુધી સારૂં રાખવું હોય છે, અથવા ચેપથી મુક્ત રાખવું હોય છે, ત્યારે તેને ઉકાળવા માટે એક બીજી રીત હાલ શોધવામાંઆવી છે ને તે નીચે મુજબ છે.

પ્રથમ તાજા ગાયના દુધને જોઇએ તેટલા ચોખ્ખા પાણી સાથે મિશ્ર કરવું, પછી તે મિશ્રણ જુદી જુદી શીશીઓમાં જરાક જગ્યા રાખીને માથા સુધી ભરવું, અને પછી મજબૂત બૂચ મારી દેવા; આ બૂચ એવી રીતે મારવા જોઇએ કે જેથી અંદરનું મિશ્રણ બહાર નીકળે નહિ, તેમ બહારનો પવન, પાણી કે કશો પદાર્થ અંદર જવા પામે નહિ; ત્યાર પછી તે બધી શીશીઓને એક મોટા વાસણમાં મુકવી, ને તે બધી ડુબી જાય તેટલું પાણી તેમાં ભરવું. આ મોટા વાસણની નીચે તાપ કરવાનો હોય છે, તેથી અંદરની શીશીઓ વાસણના તળીઆને અડકે નહિ તેવી કાંઈ ગોઠવણ કરવી જોઈએ. દાખલા

તરીકે કપાસની સાંઠીઓ, બરૂના કકડા, નેતરના કકડા, ઘાસ, સાફ લુગડાના કકડા કે એવું કાંઇ તળીએ મુકીને તે ઉપર શીશીઓ ગોઠવવી, પછી તે વાસણને આંચ લગાડવી; આ આંચ ધીમી હોવી જોઇએ, જેથી શીશીઓ ફાટી જાય નહિ, પણ વાસણનું પાણી ને શીશીઓમાંનું દુધ ગરમ થઈ જાય; જ્યારે કોઇ વસ્તુ ગરમ થાય છે, ત્યારે તે વધારે જગ્યા રોકે છે. એ નિયમ પ્રમાણે શીશીઓની અંદર રહેલ દુધ ગરમ થશે એટલે તે બૂચને અડકશે, ને જે થોડીક ખાલી જગ્યા રાખી હશે, તે પૂરાઇ જશે. આટલું થવા માટે વાસણને ચૂલા ઉપર અડધા કલાક સુધી રાખવું બસ છે. વાસણની અંદરનું પાણી ધીમે ધીમે ગરમ થતું જાય, તો શીશીઓ ફાટવાનો સંભવ ઓછો રહે. શીશીઓની અંદરનું દુધ ગરમ થઇ જાય અને વાસણનું પાણી ઠરી જાય એટલે શીશીઓ અંદરથી બહાર કાઢીને મુકી રાખવી; પછી જેમ જરૂર પડે તેમ એકેક શીશીનો બૂચ ઉઘાડીને અંદરનું દુધ બાળકને પીવા આપવું. આ પ્રમાણે ગરમ થયેલું દુધ કેટલાક દિવસો સુધી સારી હાલતમાં રાખી શકાય છે.

ઉપર પ્રમાણે ગાયના દુધને ગરમ કર્યા પછી પણ તે બધાં બાળકોને માફક આવતું નથી; જેઓને તે માફક આવી જાય છે, તેમને માટે બીજા ઉપાયો લેવાની જરૂર રહેતી નથી; જો ગરમ કર્યા પછી દુધ અમ્લતાવાળું રહે તો તેમાં બાઇકાર્બોનેટ ઑફ પોટાશ એક ચપટી ભરીને નાખવો. વળી દુધમાં પાણી ભેળવ્યું હોય છે, તેથી અંદરનો સાકરનો ભાગ કમી થઇ ગયો હોય છે એટલે બકરાંના દુધની સાકર (milk-sugar) તેમાં ઉમેરવી પડે છે. આ દુધની સાકર જીવન રસાયણઔષધો વેચનારની દુકાને "સૅકારમ લૅકટીસ" ના નામથી વેચાય છે; કેમકે જીવન રસાયણની બધી દવાઓની બનાવટમાં તે મુખ્યત્વે કરીને હોય છે. તે એક ડ્રામ દર પાશેર દુધમાં નાખવી એટલે દુધમાં ગળપણ આવી જશે. આટલો ફેરફાર થવાથી ગાયનું દુધ બાળકને પીવા યોગ્ય થાય છે. કયારેક બાળક બહુ નબળું હોય, તો આવી સારી રીતે તૈયાર થતું દુધ પણ પચાવી શકતું નથી ને ઝાડો કે આંકડી થઈ આવે છે; વખતે તેને ઉલટી થાય છે, ને તેમાં દુધના ગળફા નીકળે છે. આવે સમયે "મેલીન્સ ફુડ" જે તૈયાર આવે છે તે દુધ સાથે આપવાથી ઘણીવાર બચ્ચાંઓને માફક આવે છે, અને બચ્ચાનું શરીર વૃદ્ધિ પામે છે. બીજી કોઇ જાતનો ખોરાક અનુકૂળ થાય નહિ, તે વખતે તે ઉપયોગી થઈ પડે છે; માતાના દુધમાં રહેલ સઘળાં તત્વો તેથી પૂરાં પડે છે, એટલુંજ નહિ, પણ ગાયના દુધમાં જ્યારે તે ભળે છે, ત્યારે તેને લીધે ગાયનું દુધ પણ પચવાને લાયક થાય છે; અને તે મિશ્રણ માતાના દુધને લગભગ બધી રીતે મળતું આવે છે. જે સ્થળે અને જે વખતે ગાયનું દુધ પણ મળી શકતું નથી, તે સ્થળે અને તે સમયે "મેલીન્સ લેકટો ગ્લીકોઝ" આવે છે, તે બહુ ઉપયોગી થઈ પડે છે; કેમકે તેમાં દુધ ભેળવેલું હોય છે.

મેલીન્સફુડને દુધ સાથે મેળવીને તૈયાર કરવામાં આવે, તો તેમાં નીચે પ્રમાણે તત્વો જોવામાં આવે છે, તે બાળકની માતાના દુધમાં રહેલ તત્વો સાથે સરખાવતાં કેટલું મળતાપણું બતાવે છે તે જાણી શકાશે.

| પાણી. | સાકરાદિ પદાર્થ. | ચરબી. | આલ્બ્યુમીન. | ક્ષાર. |
|---|---|---|---|---|
| ૮૫·૩૪ | ૬·૯૫ | ૨·૪૫ | ૪·૪૫ | ૦·૭૨ |

મેલીન્સફુડની જરૂર પડે તો આપી શકાય તે માટે તેની બનાવવાની રીત ને પ્રમાણ નીચે આપ્યાં છેઃ-

મેલીન્સફુડ કેટલું ભેળવવું એ સૌથી પહેલો સવાલ છે. જો બાળક ત્રણ માસથી નાની ઉમ્મરનું હોય તો આશરે એક ડ્રામ યાને ૬૦ ગ્રેઇન્સથી શરૂ કરવું વધારે સારૂં છે; જો તેટલો ખોરાક દુધ સાથે આખા દિવસમાં બાળક ખુશીથી કશી પીડા કે દર્દ વિના લઈ શકે, તો પછી ધીમે ધીમે તે ફુડનો ભાગ વધારતા જવો. ત્રણ મહિનાથી ઉપરાંતને માટે આશરે ચાર ડ્રામથી શરૂ કરવું.

### ત્રણ માસથી નાની ઉમ્મરના બાળકને માટે મેલીન્સફુડ.

મેલીન્સફુડ ... ... ૧ ડ્રામ કે ૨ ડ્રામ.
પાણી-ગરમ. ... ... પાશેરને આશરે.
દુધ ગાયનું ... ... ૧ ઔંસ કે ૨ ઔંસ.

પ્રથમ મેલીન્સફુડને ગરમ પાણીમાં ગાળી નાખવું અને પછી તેમાં દુધ ગરમ કરેલું, તાજું ને ઠંડું અથવા તો શીશીમાં રાખી મુકેલું મેળવવું. જેવા

પ્રમાણુવાળું મિશ્રણ બાળકને માફક આવે તેવા પ્રમાણુવાળું મિશ્રણ આપવું અને તે માટે જરૂર લાગે તેવી શરૂઆતમાં અજમાએશ કરવી.

### ૭ માસના બાળક માટે.

મેલીન્સ ફુડ ... ... ૪ ડ્રામ કે ૬ ડ્રામ.
પાણી—ગરમ ... ... દોઢ પાશેરને આશરે.
દુધ ગાયનું ... ... ૪ ઔંસ કે ૬ ઔંસ.

જો બાળક જોરાવર હોય, તો મેલીન્સફુડ ને દુધ બંને વધારે નાંખવું, અને બાળકની ક્ષુધાની તૃપ્તિ થાય તેમ કરવું. ૭ માસની ઉમ્મરનાં કેટલાંક બાળકો ચાર ચાર ઔંસ જેટલું મેલીન્સફુડ પણ લઇ શકે છે. જ્યારે બાળકને તે ખોરાક આપવો હોય, ત્યારે તે ખૂબ હલાવીને આપવો, નહિ તો તે તળીએ પડયો રહેશે.

બચ્ચાંને કેટલી વખત તે ખોરાક આપવો તેનો કશો ચોકસ નિયમ નથી; પણ તેનો કેટલોક ખ્યાલ સાથેના કોષ્ટકપરથી આવી શકશે.

| ઉમ્મર. | ૨૪ કલાકમાં ખોરાક ઔંસ. | એક વખતનો ખોરાક ઔંસ. | દર બે ખોરાક વચ્ચે અંતર કલાક. | ૨૪ કલાકમ કિટલી વાર. | રાતમાં કેટલી વાર. |
|---|---|---|---|---|---|
| ૩ થી ૭ દિવસ સુધી. | ૧૦ થી ૧૫ | ૧ થી ૧½ | ૨ | ૧૦ | ૨ |
| ૨ થી ૩ અઠવાડીયાં સુધી. | ૧૫ થી ૩૦ | ૧½ થી ૩ | ૨ | ૧૦ | ૨ |
| ૪ થી ૫ અઠવાડીયાં સુધી. | ૨૨ થી ૩૨ | ૨½ થી ૩½ | ૨½ | ૯ | ૧ |
| ૬ થી ૩ માસ સુધી. | ૨૪ થી ૩૬ | ૩ થી ૪½ | ૨½ | ૮ | ૧ |
| ૩ માસથી ૫ માસ સુધી. | ૨૮ થી ૩૮ | ૪ થી ૫½ | ૩ | ૭ | ૧ |
| ૫ માસથી ૮ માસ સુધી. | ૩૩ થી ૪૨ | ૫½ થી ૭ | ૩ | ૬ | ૦ |
| ૯ માસથી ૧૨ માસ સુધી | ૩૭ થી ૪૫ | ૭½ થી ૯ | ૩½ | ૫ | ૦ |

આ કોષ્ટક માત્ર ખ્યાલ આવવા માટે આપેલું છે, તેને અનુસરવા કરતાં બાળકની પ્રકૃતિને, ટેવને અને પાચનશક્તિને અનુસરવાની વધારે જરૂર છે. જો મેલીન્સફુડ પચતું ન હોય તો, તેમાં દુધ ભેળવવું નહિ ને માત્ર મેલીન્સફુડ ગરમ પાણીમાં મળી જાય એટલે આપવું.

---

જ્યારે એકલા દુધ ઉપર ઉછેરવું હોય તો

## માના તંદુરસ્ત દુધની બરોબર ગાયના દુધમાંથી દુધ કરવાની રીત.

### ભાગના પ્રમાણ

| બાળકની ઉંમર. | દુધ. | પાણી. |
|---|---|---|
| એક મહીના સુધી. | ૧ | ૨ |
| એકથી ૩ મહીના સુધી. | ૧ | ૧ |
| ૩થી ૪ મહીના સુધી. | ૧ | ½ |
| ૪થી ૫ મહીના સુધી. | ૧ | ¼ |

૫—૬ મહીના પછી દુધમાં પાણી નાંખ્યા વગર દુધ એમને એમ અપાય છે, તે દૂધ નીચે પ્રમાણે તૈયાર કરાય છે. ગાયના દુધના ચાર ઔંસ (પાશેર) માં ૬૦ ઘહુંભાર મીલકસ્યુગર (બકરાંના દુધની ખાંડ,) ઉમેરવી અને પછી તેમાં દસ આનીભાર ક્રીમ (ઠંડા દુધમાંથી સંચાદ્વારાએ કાઢેલી મલાઈ) ઉમેરવી.

---

## બા[illegible] નવરાવવાની રીત.

### ( Bathing and Ablution of Infants and children).

બાળક અવતર્યા પછી થોડીકવારેજ તેને નવરાવવાની જરૂર હોય છે. બાળક આરોગ્ય હોય, અને સારી રીતે શ્વાસ લેતું હોય, કે રોઇ શકતું હોય, તો તેને નવરાવવામાં કશી હરકત નથી. શરીર ઉપર પાણી રેડીને નવરાવવાની રીત વખાણવા જેવી નથી. નાનાં બાળકો માટે તેમજ મોટાં માણસો માટે અંદર બેસીને નાહી શકાય તેવાં 'ટબ' રાખવાં જોઇએ; તે વિના કોઇપણ સ્નાન જોઇએ તેવો ફાયદો આપી શકે નહિ. જન્મેલા બાળકને નવરાવવા માટે કેવું ગરમ પાણી રાખવું એ બાબત લક્ષ આપવા જેવી છે. સાધારણ રીતે આપણા શરીરની ગરમી જેટલી ગરમી ૯૮° ફેરનહાઇટ-વાળું પાણી ઉત્તમ છે, અને તે કરતાં ઠંડું કે ગરમ પાણી પહેલ વહેલું બિલકુલ વાપરવું નહિ. શરીર ઉપરનો મેલ દૂર કરવા માટે સાબુ વાપરવો નહિ, પણ માત્ર નરમ કપડું

અગર વાદળી વાપરવી. સાબુની બહુ જરૂર જણાય, તો ગ્લીસરીન સોપ સિવાય બીજો ફાયદાકારક નથી. શરીરના મેલવાળું પાણી અગર સાબુની અસરવાળું પાણી આંખ, નાક, મોંઢું કે એવા કોઇ કોમળ ભાગમાં જવા દેવું નહિ, કેમકે તેથી સોજો થઈ આવે છે. કોઇ જગ્યાએ સફેદ ચીકણો મેલ જામી ગયો હોય, તો તેને જોરથી ઉખેડવાની તજવીજ કરવી નહિ, પણ તેને સુકાઈ જવા દેવો, એટલે થોડા દિવસ પછી તે આપોઆપ ખરી પડશે. શરીરને કોરૂં કરવા માટે ટુવાલ કે લુગડું ચામડી ઉપર ઘસવું નહિ, પણ માત્ર તેવું લુગડું દાબવું. ચામડી કોરી પડયા પછી કુમાશવાળું કપડું જરૂર પડે, તો થોડુંક ઘસવું એટલે શરીરની ગરમી જોઇએ તેવી થઈ આવશે. ઋતુ ઘણી ચંડી હોય, તો પાસે સગડી સળગતી રાખવી. પણ તપાડવાની તજવીજ ડાકટરની સલાહ વિના કરવી નહિ. સ્નાન થયા પછી બાળકને ઋતુને અનુસરતું કપડું ઓઢાડવું. જન્મેલા બાળકને ઘરેણાં કે સીવેલાં લુગડાં તુરત પહેરાવવાં નહિ.

ઉપર પ્રમાણે બાળકને પ્રથમ સ્નાન કરાવ્યા પછી દરરોજ સવારમાં એક વખત નવરાવવું; કેટલાક ડાકટરો સવાર સાંજ બે વખત નવરાવવાની ભલામણ કરે છે. જો બાળકની ચામડી સાફ રહેતી હોય, અને બાળક રાતના સારી રીતે ઉંઘતું હોય, તો તેને સાંજની નવરાવવાની જરૂર નથી. એ બાબતમાં બાળકનો બાંધો, ઋતુ, દેશ, કાળ, અને ઘરની વ્યવસ્થા ઉપર આધાર રાખવાનો છે. સાંજે નવરાવવાનું પાણી હમેશાં સ્હેજ ગરમ રાખવામાં આવે છે, જે પછી બાળકને સ્વાભાવિક રીતે ઉંઘ આવી જાય છે.

બાળક જેમ જેમ મોટું થતું જાય, અને તેનું શરીર મજબૂત થતું જાય તેમ તેમ તેને નહાવાનું પાણી સવારમાં જરા ચંડું રાખવું, અને તેવા પાણીમાં બાળકને એક બે મીનીટ રાખીને તરતજ બહાર લઇ લેવું. જો શરીરને સારી રીતે સાફ કરવાની જરૂર લાગે, તો પહેલાં શરીરની ગરમી જેટલું ગરમ પાણી રાખી તેમાં ત્રણ મીનીટ બેસારી ગ્લીસરીન સાબુથી શરીર ધોવું, અને પછી જરા ચંડા પાણીમાં બાળક ઝબોળીને તુરત બહાર કાઢવું. આવા સ્નાનથી ચામડી મજબૂત થાય છે, અને શરદીની સામે ટકાવ કરવાની ટેવ પડે છે, એટલે હવાના ફેરફારથી બાળકને વખતો વખત સળેખમ થવાની ધાસ્તી રહેતી નથી. ચંડા પાણીમાં ઝબોળ્યા પછી શરીરની ગરમી પાછી બરાબર થવા માટે કુમાશવાળા કપડા વડે ચામડી ઝડપથી ઘસવી. કુદરતી નિયમ એવો છે કે ચંડા પાણી કે પદાર્થનો સ્પર્શ થવા પછી અંગની ગરમી આપોઆપ વધે છે, અને તે નિયમ પ્રમાણે એવા સ્નાન પછી આપોઆપ શરીર જોઇએ તેવું ગરમ થઇ આવવું જોઇએ. જો બાળક બહુ નબળું હોય અથવા રોગી હોય અગર નાહ્યા પછી આંગળીઓ ફિક્કી પડી જાય, તો આવી ટેવ પાડવા જતાં નુકશાન થઇ આવે છે, માટે તેની તન્દુરસ્તી ઉપર સૌથી વધારે ધ્યાન આપવું.

સાથળ બગલ અને એવા બીજા ભાગો જ્યાં મેલ ભરાઇ રહેતો હોય, તેને પહેલાં વાદળી વડે સાફ કરવા, અને પછી કુમાશવાળા કપડા વડે કોરા કરવા. એવા ભાગોમાં જો ભેજ રહી જાય, તો ચામડી બગડી જવા માંડે છે. કપડા વડે કોરૂં કર્યા પછી પણ પરશેવાને લીધે જો ભેજ રહ્યા કરે તો 'વાયોલેટ પાઉડર' લગાડવું. જો તે ન મળી શકે તો બારીક ચોખાનો લોટ લગાડવો. જો ચામડીમાંથી દુર્ગંધ નીકળતી હોય, તો ગરમ પાણીથી તેને ધોઇને બોરીક ઍસીડ ભભરાવવું, અગર ઝીંકલોશન લગાડવું. ચાંદાં પડે તો કાલીમ્યુરની ભુકી મુકવી.

બાળક વર્ષ કે દોઢ વર્ષનું થાય, ત્યારે સવારમાં ચંડાપાણીના સ્નાનની ટેવ પાડવી; તેને માટે નાહવાનું પાણી આશરે ૮૦° થી ૭૦° સુધીનું ચંડું બસ સમજવું; અને ૬૫° થી વધારે ચંડું પાણી ડાકટરની સલાહ વિના વાપરવું નહિ. ચંડાપાણીના ટબમાં બાળકને એક કે બે મીનીટથી વધારે વખત રાખવું નહિ; નહવરાવ્યા પછી તરતજ તેને કપડાથી લપેટી લેવું અને થોડીવાર સુવારી દેવું.

**દરીઆના પાણીથી સ્નાનઃ**—બાળક નબળા બાંધાનું હોય, ચંડાપાણીનું સ્નાન સહન કરી શકાતું ન હોય, અને વખતોવખત સળેખમ થઈ આવતું હોય, તો તેને માટે દરીઆના પાણીનું સ્નાન વધારે ઉપયોગી છે. દરીઆનું પાણી ન મળી શકે, ત્યારે તેના ક્ષાર "સી સૉલ્ટસ' ના નામથી વેચાય છે, તે લઇને ન્હાવાના પાણીમાં મેળવવા; દશશેર પાણીમાં આશરે શેરથી બશેર ક્ષાર બસ થશે. ગમે તેવી સારી રીતે આવું બનાવટી પાણી તૈયાર કરવામ

આવે, તો પણ દરીઆ કિનારાનો પવન, દેખાવ અને રેતીમાં દોડવાની અને રમવાની કસરતથી જે ફાયદો થાય છે, તે ફાયદો તેની બનાવટથી થતો નથી. દરીઆમાં નહાવા જવાનો સૌથી સારો વખત સવારમાં થોડુંક જમ્યા પછી નવદશ વાગ્યાનો છે. પાંચ ૭ મીનીટથી શરૂ કરી આશરે દશ પંદર મીનીટ સુધી દરીઆના પાણીમાં સારા દેખરેખ રાખનાર માણસના હાથ નીચે બાળકને આનંદથી નહાવા દેવું, અને રમતગમત સાથે તેને તરતાં પણ શીખવવું. તરવાનું કામ માણસે શીખવું જોઇએ, અને દરીઆના પાણીમાં નાનપણમાં તે જેટલું સહેલાઇથી શીખાય છે, તેટલું સહેલાઈથી તે બીજી કોઇ અવસ્થામાં શીખી શકાતું નથી.

## બાળકોનો પોશાક.
### ( Clothing of Infants. )

બાળકોનું શરીર મોટી ઉમ્મરના આદમીની જેટલી ટાઢ કે તડકો ખમી શકતું નથી, અને તેથી તેની ચામડીની ઉપર લુગડાના ઢાંકણની જરૂર પડે છે. ત્વચા માત્ર શરીરનું એક ઢાંકણ છે, એમ નથી, પણ તેને બીજાં ઘણાં કામ કરવાનાં હોય છે; ત્વચાની અંદર ઘણાં કાણાં હોય છે, અને તે મારફતે બહારની હવાના વાયુઓ શરીરમાં ખેંચાય છે, અને અંદરના ખરાબ વાયુઓ તથા વરાળો બહાર નીકળે છે. આ ક્રિયાથી ફેફસામાં લોહી ચોકખું થાય છે, અને ગુરદા મારફતે લોહી ચોખું થાય છે, તેવીજ રીતે ચામડી મારફતે પણ લોહી ચોખું થાય છે. હવાની ગરમીથી તથા મહેનત કરવાથી ચામડીનાં છિદ્રો વધારે ચંચળ થાય છે, અને તેથી ઉલટું ઠંડી હવાથી તથા પડી રહેવાથી તે મંદ થાય છે, વળી ત્વચા ઉપર જ્ઞાનતંતુનાં બારીક જાળાં હોય છે, અને તે બહારની હવામાં થતા દરેક ફેરફારને અનુસરીને શરીરમાં નવા નવા ફેરફારો કર્યા કરે છે. આથી જ્યારે એકાએક ઠંડી લાગે છે, ત્યારે ચામડી ઉપરનું લોહી એકદમ અંદરના અવયવો તરફ ધસે છે, અને ત્યાં નિરૂપયોગી લોહીનો જમાવ કરે છે, એટલે જેને આપણે ‘ શરદી લાગી ’ કહીએ છીએ, તેવાં લક્ષણો ઉત્પન્ન કરે છે. આથી શરીરની ચામડીને એકાએક ગરમી કે ઠંડી ન લાગે એમ કરવાની સંપૂર્ણ જરૂર છે. વળી બીજી એક હકીકત ધ્યાનમાં રાખવાની એ છે કે ત્વચાના છિદ્રો જેની મદદથી ઉપર કહ્યા પ્રમાણે શરીરને સ્વચ્છ રાખવામાં આવે છે, તેને જો કપડાંવડે તદ્દન ઢાંકી દેવામાં આવે, અને બહારથી હવા પ્રકાશ તેને મળી શકે નહિ, તો પણ ઘણી ખરાબી થાય છે. ડાકટર બર્નાર્ડે કેટલાંક સસલાંને આખે શરીરે વાર્નીશ લગાડયો હતો, અને તેથી તેમની ચામડીનાં કાણાં પૂરી દીધાં હતાં તેને લીધે તેઓ થોડા વખતમાં મરી ગયાં હતાં, તેથી ઉપરની હકીકત વધારે સાબિત થાય છે. એ કારણને લીધે બાળકનો પોશાક એવો ન હોવો જોઇએ, કે જેથી ઋતુને અનુસરતા પ્રમાણમાં ચામડીને હવા પ્રકાશ મળી શકે નહિ.

બાળકોને થતાં દર્દોમાં શરદીનું દર્દ સૌથી વધારે સામાન્ય અને ભયંકર હોય છે, અને તેથી ઉનાળા કરતાં શિયાળામાં તેના પોશાક સંબંધી વધારે કાળજી રાખવાની જરૂર છે. કોઈ એમ માનતું હોય કે બાળકનું શરીર વધારે ગરમ રહેતું હોય તેથી તે વધારે શરદી ખમી શકે છે, તો તે મોટી ભૂલ છે. દુનિયાની સઘળી જાતોમાં શરદી સામે બાળક ઘણો થોડો ટકાવ કરી શકે છે અને તેને વસ્ત્ર વિનાનાં રાખીને મજબૂત બનાવવાનો પ્રયત્ન નિષ્ફળ નીવડે છે.

પોશાક કેવા ઘાટનો હોવો જોઇએ ? એકજ કપડું પહેરાવવું કે ઘણાં પહેરાવવાં ? ઈત્યાદિ સવાલો માટે ડાકટરની સલાહની જરૂર નથી. બાળકના શરીરના બધા ભાગોને એક સરખું રક્ષણ મળે એમજ કરવાનું છે. માથાને વધારે રક્ષણ મળે, અને પગને કાંઇ નહિ એ ખોટું નથી ? શોભાની ખાતર અગર ફેશનની ખાતર ઘણીવાર બાળકોને પૂરેપૂરૂં અથવા એક સરખું રક્ષણ આપવામાં આવતું નથી. લોકોએ પોતાના શરીરની સુખાકારીની ખાતર ખોટી ફેશન કે રીતરીવાજોને એકદમ છોડી દેવાં જોઇએ. નિરોગી રહેવા માટે માથાની ગરમી જાળવી રાખવા કરતાં પગની ગરમી જાળવી રાખવાની વધારે જરૂર છે. ‘ માથું ઠંડુ રાખો, અને પગ ગરમ રાખો ’ એ આજકાલની સાધારણ પણ વાજબી સલાહ છે.

કાપડની બાબતનો વિચાર કરીએ, તો ફલાટીન અથવા એવી જાતનું ઉનનું લુગડું શરીરની ગરમી જાળવી રાખવા માટે ઉત્તમ છે; પણ ઉનના કપડાથી જો ચામડી લાલ થઈ આવે, તો અંદર પાતળું રૂનું લુગડું મલમલ—પહેરાવવું, અને તે ઉપર ગરમ કપડું પહેરાવવું. જો લુગડું વખતો વખત ભીનું થતું હોય, તે

ફ્લાટીનને બદલે શણનું રાખવું, અને તેને દરરોજ ધોઇને બીજું પહેરાવવું.

## અંગકસરત.

( Physical Exercise ).

બાળકો મજબૂત બાંધાનાં, અને નિરોગી થાય, તે માટે અંગ-કસરત ઘણીજ ઉપયોગી છે, નબળો બાંધો સુધારવાને માટે અંગ-કસરત જેવું ફાયદાકારક બીજું કોઇ સાધન નથી. દરેક માબાપે પોતાના બાળકને અંગ-કસરતની રીતસર તાલીમ મળે, તે માટે ગોઠવણ કરવી જોઇએ. આપણા બાપદાદાઓ કસરતને ઘણી ચાહતા ને વખાણતા અને તેમના સમયમાં છોકરાઓ ઘણી બહાદુરીવાળી રમત ગમતો રમતા. અત્યારે પણ સુધરેલા દેશો બાળકો માટે અંગકસરતની અગત્ય કબુલ કરે છે, અને મોટી સંસ્થાઓ બાંધી તેમાં બાળકોને અંગ-કસરત કરાવે છે. ડા. મેકલેરન કહે છે કે " It is to exercise almost exclusively, that we must took, as the means of actual physical culture during the greater part of the period of growth and development ".

**અર્થઃ**—બાળકોના અંગની વૃદ્ધિ અને પરિપકવતા થતી હોય, તે ઉમ્મરના મોટા ભાગ દર્મ્યાન અંગ-કસરતનેજ આપણે ખરેખરી શારીરિક સુધારણા માટેના એક સાધન તરીકે ગણવી જોઇએ; હાલમાં માબાપો પોતાના છોકરાઓને નાનપણમાં નિશાળે મોકલીને ઝટ ઝટ ભણાવી દેવાની જેટલી ઉત્કંઠા રાખે છે; પણ તેને અંગકસરત કરાવી મજબુત બાંધાનો બનાવવાની ઉત્કંઠા રાખતા જણાતા નથી. આપણા દેશમાં કેટલાં થોડાં કુટુંબોમાં બાળકોને અંગ-કસરત કરાવવાનાં સાધનો જોવામાં આવે છે. ગુજરાતી નિશાળો, અને અંગ્રેજી નિશાળોમાં હાલમાં કસરતો માટે ગોઠવણ થવા લાગી છે, એ સંતોષકારક છે; લોકોએ તેમાં પોતાનું હિત સમજી છોકરાઓને કસરત કરવા ભલામણ કરવાની જરૂર છે. કેટલાક વિદ્યાર્થીઓનાં માબાપો નાની ઉમરમાં બાળકની ઉપર અભ્યાસનો ઘણો બોજો મુકે છે, અને તેની શારીરિક મજબુતી થવા માટે બે ત્રણ કલાકનો વખત પણ આપતા નથી. કેટલીક મ્યુનીસીપાલીટીના તાબાની વર્નાક્યુલર સ્કુલોમાં બાળકોને તેમના ગજા ઉપરાંત વધારે વખત સુધી બેસારી રાખવામાં આવે છે, અને તેમના અંગને મજબુત કરવા માટે કાંઇ પણ ગોઠવણ કરવામાં આવતી નથી; તોપણ ચાલતા જમાના પ્રમાણે તેમાં સુધારો થવાની વકી છે, અને જેમ જેમ પ્રજાવર્ગ અંગકસરતના ફાયદા સમજશે તેમ તેમ ઘણો ફાયદો થશે.

જેઓને પોતાની પ્રજા મજબૂત બાંધાની કરવાનો ખરા અંતઃકરણથી વિચાર હોય, તેઓએ પ્રથમ તો બાળક અવતરે, ત્યારે તેને જોખવું જોઇએ, અને તેની લંબાઇનું માપ લેવું જોઇએ. હાલના સુધરેલા તમામ દેશોમાં માબાપો આ પ્રમાણે કરવા લાગ્યા છે; આપણા લોકો જેવી ઉત્કંઠાથી જન્મેલા બાળકની જન્મની વેળા ઘડી લખી લે છે, તેવી ઉત્કંઠાથી તેઓ જન્મેલા બાળકની લંબાઇ, અને વજન લખી રાખે છે; આસપાસની સ્ત્રીઓમાં જેનું બાળક વધારે મોટું અને વધારે વજનદાર અવતરે, તે સ્ત્રીને માન મળે છે; વળી કેટલેક સ્થળે નિશાળોમાં દાખલ થતા વિદ્યાર્થીઓની ઉંચાઈ અને વજન પણ તે પ્રમાણે લખી રાખવામાં આવે છે.

આ સઘળાનો હેતુ એ હોય છે કે પ્રજા કેવી બળવાન હોય છે, અને પાછળથી કસરતથી તેને કેવી મજબૂત બનાવી શકાય છે, તેની લોકોને સમજ પડે, અને તેથી તેઓ જરૂર લાગે તેટલી કસરતને માટે નવી સગવડતા કરી શકે. ઉપર પ્રમાણે માપ લીધા પછી માબાપની બીજી ફરજ બાળકને કસરતનો પ્રેમી બનાવવાની છે. જે કસરત બાળક કરે તે તેણે આનંદથી પ્રેમપૂર્વક કરવી જોઇએ. માત્ર ફરજ તરીકે માસ્તરના બીજા ઉપરીના કહેવાથી જે કસરત કરવી પડે તેમાં બહુ લાભ થતો નથી, પણ કેટલીક વખત તેથી હાનિ થઇ આવે છે. જેઓ એમ સમજતા હોય કે માત્ર સારી પેઠે ખાવા પીવાથી બાળકોનાં શરીરો મજબૂત થઇ શકે છે, અને કસરતની તેમને જરૂર નથી, તો તે મોટી ભુલ છે, નાની ઉમ્મરમાં જેટલી કસરત થાય છે તેના પ્રમાણમાંજ ખોરાક પચે છે, અને તેના પ્રમાણમાંજ નવાં હાડકાં, માંસ વગેરે બંધાય છે. કસરત કરવાનું સ્થળ પુષ્કળ હવા પ્રકાશવાળું જોઇએ, અને કસરત કરવાનો વખત શરીર જે વખતે આરામ લઇને તાજું થયેલું હોય તે રાખવો જોઇએ; સાંજના શરીર થાકી ગયું હોય, ત્યારે કસરત કરવી ન જોઇએ.

અવતર્યા પછી ક્યારે અંગ-કસરત શરૂ કરવી તે સંબંધી વિદ્વાનોનો એવો અભિપ્રાય થયો છે કે તેને આશરે છથી આઠ મહિના સુધીમાં કસરત શરૂ કરવી જોઇએ. અવતર્યા પછી બેત્રણ મહિના સુધી તેને બહારનો સખત પવન લાગવા દેવો નહિ; પણ પછી તેને તેડીને થોડીવાર બહાર ખુલ્લી હવામાં ફેરવવું જોઇએ; એવા બાળકને તેવી રીતે ફેરવવું એ પણ એક જાતની કસરત છે. આશરે ૭ મહિના થાય, ત્યારે તેને બેસવાની અને ઉભા રહેવાની કસરત રમત અને આનંદની સાથે શરૂ કરવી જોઇએ; આશરે એક વર્ષની ઉમ્મર થાય, ત્યારે ચાલણ ગાડી વગેરેની મદદથી અગર મદદ વિના દરરોજ ચાલવાની અને ફરવા જવાની કસરત શરૂ કરવી. બાળકોને ચાલવા શિખવાનું કામ તેની પોતાની શક્તિ ઉપર રાખવું; તેની શક્તિ ઉપરાંત ચલાવવાનો પ્રયત્ન કરવો નહિ. જે બાળકોનું શરીર ઘણું જાડું હોય, અને પગ મજબુત ન હોય, તેઓ વહેલાં ચાલવા માંડે, તો તેમના પગ વળી ગયેલા રહે છે, અને બરાબર સીધા થતા નથી. એવાં બાળકોને થોડાક માસ સુધી ચાલવા દેવાં નહિ, સારો પૌષ્ટિક ખોરાક આપવો, અને દરિયાના ક્ષારવાળા ચંડા પાણીથી સ્નાન કરાવવું, એટલે શરીર મજબુત થશે, અને તે સાથે પગોની સ્થિતિ પણ સુધરશે. જે બાળકો સારી રીતે ચાલી શકતાં હોય, તેઓને માટે દોડવાની કસરત ઘણી સારી છે. દોડવાની સાથે આનંદ, ગમત હાસ્ય વગેરે અતિશય ઉપયોગી છે; તે વિનાની કસરત હિતકારી નથી. ડા. કાર્સવેલ કહે છે "Whatever kind of employment or mode of life necessitates or facilitates an active and ample display of the respiratory function is generally admitted as a powerful means of preventing the occurrence of tubercular phthisis. અર્થઃ-જે જે ધંધામાં, અગર જીંદગીના વ્યવહારમાં શ્વાસોચ્છ્વાસના અવયવો ચંચળતાથી અને જોરથી પૂરતા વખત સુધી કામ કરે છે, તે તે ધંધા અને વ્યવહારોને ક્ષયના રોગને અટકાવવાનાં મજબુત સાધનો તરીકે સામાન્ય રીતે ગણવામાં આવે છે.

કઈ કઇ રમતોથી કેવા કેવા ફાયદા થાય છે, કઈ રમતો આપણા બાળકોને માટે હિતકર છે, એ સવાલો અત્રે અમે પડયા મુકીએ છીએ; તોપણ એટલું તો અમે ભાર દઇને કહેવા માગીએ છીએ, કે દરેક છોકરાએ અને દરેક છોકરીએ પોતાની નાની ઉમ્મરમાં અને જુવાન ઉમ્મરમાં ૨૫ વર્ષ સુધી ઘણી સારી રીતે કસરત કરવી જોઇએ. માત્ર છોકરાઓની કસરત માટે ધ્યાન આપવામાં આવે, અને છોકરીઓનાં અંગ મજબૂત કરવા માટે કાંઇ ધ્યાન આપવામાં ન આવે, તો તેથી પ્રજાને બળવાન થવાનો કશો સંભવ રહેતો નથી; કારણ કે પુરૂષ ગમે તેવો બળવાન હોય, તો પણ જયાં સુધી તેની સ્ત્રી ગર્ભને પોષણ આપવા શક્તિવાન ન હોય ત્યાં સુધી બાળક કદી બળવાન થઈ શકતું નથી; એટલા માટે છોકરીઓને અંગ કસરત મળવાનાં સાધનો દરેક કુટુંબે રાખવાં જોઇએ; જેવી રીતે રસોડું, પાયખાનું, ખાળ, પાણીઆરૂં વગેરેને દરેક ઘરની આવશ્યક સગવડો ગણવામાં આવે છે, તેવી રીતે અંગકસરતનાં અને નહાવાં સાધનો પણ અવશ્યનાં ગણાવાં જોઇએ; અને તે વિના કોઇ ઘર સંપૂર્ણ કહેવાય નહિ. વખત જતાં કન્યાશાળાઓમાં કન્યાઓને અંગકસરત આપવાનો પ્રચાર વધારે થશે, પરંતુ તેથી દરેક કુટુંબના મુખ્ય માણસની જવાબદારી ઓછી થતી નથી.

અંગકસરત અને મનની કેળવણી કેવી રીતે આગળ વધવી જોઇએ એ ઘણો અગત્યનો સવાલ છે. કેટલાંક માબાપો પોતાના છોકરાને જેમ બને તેમ વહેલા નિશાળે મોકલીને ભણાવી દેવા વિચાર રાખે છે; પણ આઠ વર્ષ પહેલાં બાળકોના મગજને ઘણી થોડી મહેનત મળવી જોઇએ, અને તેના પ્રમાણમાં અંગકસરત ઘણી વધારે મળવી જોઇએ; આઠ વર્ષ પછીજ વિદ્યાભ્યાસનો બોજો તેના ઉપર લાગવો જોઇએ, અને તે પણ ક્રમે ક્રમે વધવો જોઇએ. બાર ચૌદ વર્ષનો છોકરો જેટલા કલાક મગજનું કામ કરે તેટલાજ કલાક સાત આઠ કલાકનો છોકરો મગજનું કામ કરે, તો જરૂર તેના શરીરની ખુવારી થાય, એટલુંજ નહિ પણ આગળ જતાં તેનો વિદ્યાભ્યાસ પડી ભાંગવા વખત આવે, અને જેણે મોડા ને ધીમો અભ્યાસ શરૂ કર્યો હોય, તે મક્કમપણે આગળ વધ્યે જાય.

---

## નિદ્રા.

### ( Sleep ).

બચ્ચાંઓને પહેલા બે ત્રણ મહિના સુધી માત્ર ધાવવું ને ઉંઘવું એ બેજ કાર્ય હોય છે, અને તેમના શરીરના બંધારણને માટે એ બે ઘણાંજ જરૂરનાં કાર્ય છે. ઉંઘ દર્મ્યાન શરીરના ઘસાએલા ભાગો નવેસર બંધાય છે, અને તેથી બાળક જેમ વધારે સ્વસ્થતાથી ઉંઘે છે, તેમ તેનો બાંધો વધારે મજબુત થાય છે. શરીરનો બાંધો બંધાવાને માટે કુદરત બાળની શક્તિને વાપરતી હોય છે, અને તે વખતે નિદ્રામાં જેટલી ખલેલ પહોંચે છે, તેટલી શરીરના બંધારણમાં ખામી રહે છે.

બીજો અગત્યનો કાયદો એ છે કે કુદરતે દરેક કાર્યમાં તેનો સમય ગોઠવેલો છે. અમુક સમયેજ સવાર થાય છે, અમુક સમયેજ રાત થાય છે, અમુક સમયેજ ઉનાળો, શિયાળો, ચોમાસું વગેરે થાય છે. એ ઉપરથી આપણે પણ આપણા કાર્યો અમુક વખતેજ કરવાં એવો નિયમ બાંધવો જોઇએ. ઘણાએક માણસો જેઓએ લાંબાં આયુષ્યો ભોગવ્યાં છે તેઓને ગુપ્ત નિયમ માત્ર દરેક કાર્ય તેના બરાબર વખતે કરવાનો હોય છે. આ નિયમ ઉંઘવાની બાબતમાં ઓછો ઉપયોગી નથી. દરેક બાળકને અમુક વખતે ઉંઘી જવાની ટેવ પાડવી જોઇએ અને એકવાર ટેવ પડી ગઇ હશે, તો તે પ્રમાણે કાયમ તે ઉંઘી શકશે. આ બાબતનો કાંઇ નિયમ જાળવ્યા વિના કેટલીક માતાઓ બાળક જ્યારે જ્યારે જાગી જઇને રડવા લાગે છે, ત્યારે ત્યારે પોતાના કામકાજને માટે તેને ધવરાવીને ઉંઘાડી દેવા પ્રયત્ન કરે છે; એથી આગળ જતાં માતાના શરીરને તેમજ બાળકના શરીરને હાનિ થાય છે; એટલા માટે ધવરાવવાનો તેમજ ઉંઘાડવાનો વખત હમેશને માટે નક્કી કરેલો રહેવો જોઇએ અને તેમાં બિલકુલ ફેરફાર કરવો જોઇએ નહિ. જૈરાં પોતાના ધાર્મિક કામોમાં જેવાં ચુસ્ત રહે છે તેવાં ચુસ્ત આ કામમાં રહેવાં જોઇએ.

પહેલાં બેત્રણ વર્ષ સુધી દરેક બાળકોને બપોરે ઉંઘવાની ટેવ પાડવી જોઇએ; તેમાં પણ ખાસ કરીને જે બાળકો ચીડીઆ સ્વભાવનાં હોય, તેને તો ચાર વર્ષ સુધી રોજ બપોરે ઉંઘવાની ટેવ ચાલુ રાખવી. જો આ પ્રમાણે તેમને પુષ્કળ ઉંઘવાની ટેવ નહિ હોય, તો તેઓ મોટી ઉમ્મરે પણ ચીડીઆ સ્વભાવનાં અને નબળા મગજનાં થઇ જશે.

બપોરની ઉંઘને માટે ૧૧થી ૧ વાગ્યા સુધીનો વખત સૌથી વધારે અનુકૂળ છે; તોપણ તેટલા વખતને ચુસ્ત રીતે વળગી રહેવાનું નથી. બાળક બહુ નબળું હોય તો ૩થી ૫ સુધી ફરીથી ઉંઘે તો ઉંઘવા દેવામાં કાંઇ હરકત નથી. જ્યારે આઠ દશ મહિનાનું ઘણું ધાવ્યું હોય, અગર જમ્યું હોય, ત્યારે તુરતજ તેને ઉંઘાડવું નહિ, પણ થોડીવાર રમાડયા પછી ઉંઘાડવું, કેમકે જ્યારે હોજરી બહુ ભરેલી હોય છે, ત્યારે ઉંઘ બરાબર સ્વસ્થપણે આવવાને બદલે સ્વપ્નાં આવવા લાગે છે, અને શરીરને જોઇએ તેવું પોષણ મળતું નથી; બે ચાર મહિનાના બાળક માટે તેવી કાળજી રાખવાની જરૂર પડતી નથી; કેમકે તેઓ એ વખતે બહુ થોડું ધાવે છે.

ઉંઘતી વખતે બાળકની પાસે કશો અવાજ, ઘોંઘાટ, અતિ પ્રકાશ, કોઇ દુર્ગંધ, કે કાંઈ ખાસ વાસ જોઇએ નહિ; કેમકે તેવા કારણથી ઉંઘ બરાબર આવતી નથી, દેખીતી રીતે બાળક ભર ઉંઘમાં લાગે, તોપણ તેના જ્ઞાનતંતુઓ તેને લીધે ચંચળ રહ્યા કરે છે, અને તેથી તેના ભેજાને જોઇએ તેટલો આરામ મળતો નથી. આ હકીકત બાળકોને માટે તેમજ દર્દીઓને માટે ઘણીજ અગત્યની છે, અને સારવાર કરનારે ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

ઉંઘ સંબંધે બીજી એક હકીકત જાણવા જેવી એ છે કે બાળકોને તન્દુરસ્ત અને મજબૂત બનાવવા માટે સાંજના વહેલા ઉંઘવાની અને સવારે વહેલા ઉઠવાની ટેવ પાડવી જોઇએ, સાંજે આશરે ૭ થી સાત વાગ્યા સુધીમાં ઉંઘવા દેવું, અને સવારે આશરે ૭ થી સાત સુધીમાં ઉઠવા દેવું. સવારે જો તે વધારે ઉંઘતું હોય, તો બનતાં સુધી જગાડવું નહિ; પણ માત્ર તેની તબીઅત તપાસી ખાત્રી કરવી કે તેને કાંઇ નવું વ્યાધિરૂપ ચિન્હ પ્રગટ થયું છે કે કેમ? જો બાળક પોતાના નિયમ પ્રમાણે ઉંઘે નહિ, તો શા કારણથી તે ઉંઘતું નથી તેની તપાસ કરવી.

**ઉંઘ નહિ આવવાનાં કારણોઃ**-કાંઇ માંદગી, અજીર્ણ, કૃમિ, દાંત આવવા, પેટમાં પવન કે ખટાસ, આસપાસ અવાજ, મચ્છર, ચાંચડ, માંકણ ઇત્યાદિનો ઉપદ્રવ, અપૂર્ણ પોષણ, જોઇએ તેવું પોષણ ન આપી શકે તેવું માતાનું ધાવણ, અતિશય ટાઢ. તડકો, ખરાબ હવા, ચીડીઓ સ્વભાવ, માતાનો ધવરાવતી વખતનો ક્રોધ, શોક કે કાંઈ આવેશ, ઈત્યાદિ કારણથી બાળક બરાબર ઉંઘી શકતું નથી.

**બાળકને ઉંઘાડવાના સ્વાભાવિક ઉપાય:-** સાદો પચે તેવો ખોરાક, નિરોગી ધાવણ, અંગને જોઇએ તેટલી કસરત, આસપાસની શાંતિ તથા હવાની સ્વચ્છતા, પૌષ્ટિક ખોરાક, અતિશય પ્રકાશની ગેરહાજરી, સાંજના ગરમ પાણીથી સ્નાન, નવા નવા દેખાવો બતાવીને મગજને અપાતી કસરત અને કેળવણી, સહન થઇ શકે તેવી હવાની ગરમી, માતાનો શાંત અને સહનશીળ સ્વભાવ, ઇત્યાદિ બાળકને ઉંઘાડવાના કુદરતી ઉપાયો છે.

ઉપર લખ્યા તેવા કુદરતી ઉપાય સિવાય બીજા ઉપાયોથી બાળકને ઉંઘાડવાનો પ્રયત્ન કરવામાં આવે, તો તેથી તુરત તો ફાયદો જણાય છે; પણ આખરે ઘણું નુકશાન થાય છે. કેટલીક અજ્ઞાન માતાઓ અફીણ અને અફીણની બનાવેલી ગોળીઓ આપીને બાળકને ઉંઘાડવાની તજવીજ કરે છે, અને તેથી બાળકનું શરીર કાયમને માટે બગાડે છે. માત્ર જે કારણથી ઉંઘ ન આવતી હોય તે કારણ દૂર કરવું, અને પચે તેવો પણ પૌષ્ટિક ખોરાક આપવો એજ ઉત્તમ ઉપાય છે. પેટમાં વાયુ કે ખટાસ હોય, તો ડીલવોટર, કૅલીફોસ કે નૅટ્રમફોસ આપવું; પરંતુ આવી બાબતમાં માબાપે એક વખત ડાકટરની સલાહ લેવી, અને પછી તે બતાવે તે પ્રમાણે વર્તન રાખવું અથવા બતાવે તે દવા આપવી એજ ઉત્તમ રસ્તો છે.

બાળકને સુવાડવાની બાબતમાં અનુભવી ડાકટરોનો મત એ છે કે એક કે દોઢ માસ સુધી બાળકને તેની માતાની સાથે રાત્રે સુવાડવું એ શિયાળાની ઋતુમાં ઠીક છે; પરંતુ બીજી ઋતુમાં તેને થોડો થોડો વખત અલગ સુવાડવું યોગ્ય છે. બે માસ પછી તેને પારણામાં અગર ખાટલામાં જુદું સુવાડવું વાજબી છે. બાળક ઉંઘતું હોય, ત્યારે તેની આસપાસની હવા જોઇએ તેટલી ગરમ રહે, અને તેને મચ્છર કરડે નહિ, તે માટે પડદા અથવા મચ્છરદાનીનો ઉપયોગ કરવો, પણ કોઈ રીતે તેને સ્વચ્છ હવા મળતી બંધ ન થાય, તે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. ઉંઘતી વખતે કપડાના ડુચા બાળકના નાજુક નાક આગળ આવીને તેનો શ્વાસ ન રૂંધે તેની પણ કાળજી રાખવાની છે. ચંડી ઋતુમાં સગડીના ધુમાડાથી કે મોંઢા ઉપર ઢાંકી દીધેલા કપડાથી બાળકો મરણ પામતાં જોવામાં આવે છે, માટે તે બન્ને તરફ માતાઓનું ધ્યાન ખેચવાનું અત્રે દુરસ્ત જણાય છે. કેટલીક માતાઓ રાતમાં એટલી બધી બેદરકાર હોય છે કે પોતાના કપડાના ડુચાથી કે પોતાનાજ અંગનો કોઇ ભાગ નડવાથી બાળકનું નાક રૂંધાઈ જાય છે, અને તે ગુંગળાઇને મરણ પામે છે, તો પણ તેણીને ખબર પડતી નથી; અને પછી સવાર પડયે તે ગાંડા માણુસની માફક રડવા કુટવા લાગે છે.

---

## તન્દુરસ્તીમાં અને માંદગીમાં બાળકની સંભાળ.

Care of infants in health and disease.

બાળકનું શરીર મોટી ઉંમરના માણુસના કરતાં વધારે કોમળ હોય છે, અને શરીરની કેટલીક શક્તિ માંસ અને હાડકાંની વૃદ્ધિ થવાના કામમાં કાયમ વપરાયા કરતી હોય છે, તેથી રોગ તેની ઉપર જલદી ફાવી શકે છે અને એથી મોટી ઉંમરના માણુસના કરતાં તેના ઉપર વધારે કાળજી રાખવાની જરૂર છે; જ્યારે બરાબર કાળજી રાખવામાં આવતી નથી, ત્યારે ઘણી જાતના રોગ થવા લાગે છે અને શરીરમાં ઘણીએક ખામીઓ એવી રહી જાય છે કે તેને પાછળથી સંપૂર્ણરીતે સુધારી શકાતી નથી.

બાળકના જીવનનો આધાર અને તેની ભવિષ્યની જીંદગીનો આધાર તેની માતા અને આસપાસનાં સગાં, જેના હાથ નીચે તે ઉછરે છે, તેઓ ઉપર રહેલો છે. બાળક આગળ જતાં મજબુત બાંધાનું થશે, કે નબળા બાંધાનું થશે, પરાક્રમી થશે કે શૌર્યહીન થશે, પોતાના કુળને અને દેશને શોભાવશે, કે લજ્જિત કરશે, માત્ર મજૂરી જેવો હલકો ધંધો કરીને પરાધીનતામાં પણ સંતોષ માનશે, કે વિજ્ઞાન શાસ્ત્રમાં પ્રવીણ થઇ સ્વતંત્ર ધંધો કરવાને મથશે, પોતાના ઉછેરનારને ભવિષ્યમાં સુખ આપશે, કે દુ:ખ આપશે, તે સઘળાનો આધાર ઘરની કેળવણી અને નિશાળની કેળવણી ઉપર છે ખરો, પણ તેથી—એ વધારે તો તે બાળકને તેની માતા વગેરે કેવી રીતે ઉછેરે છે—ખવરાવી પીવરાવીને તન્દુરસ્ત હાલતમાં કેવીરીતે મોટું કરે છે—તે ઉપર રહેલો છે.

બાળકને ઉછેરનાર માતા અને તેની આસપાસનાં માણુસો જે જે દેશમાં કેવળ અભણ હોય છે, અથવા ભણેલાં હોવા છતાં બાળકના શરીરની રચના કેવી હોય છે, અને તેને આરોગ્ય કેમ રાખવું, તે વિષેના શાસ્ત્રથી અજ્ઞાન હોય છે, અર્થાત્ શાસ્ત્ર જાણતાં છતાં બાળક ઉછેરવાના કામમાં રોકાવાને

બદલે હરકોઈ બીજા કામમાં રોકાએલાં રહે છે, તે તે દેશોમાં બાળકોનું મરણ પ્રમાણ ઘણુંજ અફસોસકારક રહ્યા કરે છે, કન્યાઓને આરોગ્ય અને શારીરશાસ્ત્રનું જ્ઞાન જેમ જેમ વધારે મળશે, તેમ તેમ સર્વે દેશોમાં બાળકોનું રક્ષણ વધારે સારી રીતે થઇ શકશે એ સ્પષ્ટ છે.

બાળકનો દેહ તેના કુટુંબની એક અમુલ્ય વસ્તુ છે, તેનાં માતા પિતાને માટે વૃદ્ધાવસ્થામાં મદદ મળવાનું ઠેકાણું છે, આખા દેશની તે કિંમતી પણ મજમુ મિલકત છે, અને આખા દેશને સુધારવાનું કે પાયમાલ કરવાનું ઠેકાણું તેજ છે. એવા કારણથી ઘણા દેશોમાં બાળકોના શરીરનું આરોગ્ય સચવાય તે માટે કાયદાઓ ઘડેલા હોય છે, અને તેનો ભંગ કરનાર ગુન્હેગારને ભારે સજા ખમવી પડે છે. કેટલાક દેશોમાં તો બાળકને ખોરાક આપવામાં થતી ગફલત એ પણ એક ગુન્હો ગણાય છે, અને ગુન્હેગારને કચેરીમાં લઇ જઇ સજા ફરમાવવામાં આવે છે. જ્યારે આપણે બરાબર કેળવણી લઇએ છીએ, અને જીવનના ઉપયોગને સમજીએ છીએ ત્યારેજ ખબર પડે છે, કે બાળક એ કાંઇ જેવી તેવી ચીજ નથી, પણ તે તો ખરેખરો આખા દેશનો પિતા છે—આખી મનુષ્ય જાતનો પિતા છે, અને તેને સર્વ રીતે બળવાન બનાવવો એ દરેક માતપિતાની સૌથી પહેલી ફરજ છે.

એવાં કારણોને લીધે બાળકને ઉછેરવામાં માત્ર તેની માતાએજ નહિ, પણ તેની આસપાસનાં સઘળાં માણુસોએ કાળજી રાખવાની જરૂર છે. તોપણુ આપણા દેશમાં વૃદ્ધ ડોશીઓ શાસ્ત્રથી અજ્ઞાન હોવા છતાં બાળકોને ઉછેરવામાં અને દવા કરવામાં ડાહી થાય છે, તે રીત પસંદ કરવા જેવી નથી. બાળકોના વ્યાધિયો સહેલાઇથી સમજી શકાય તેવા હોતા નથી, અને તેથી વિદ્વાન ડાકટરો કે જેઓએ માત્ર પુસ્તકદ્વારા જ્ઞાન મેળવ્યું હોય, પણ પ્રત્યક્ષ અનુભવ કર્યો હોય નહિ, તેઓ તે વ્યાધિઓ મટાડવામાં નિષ્ફળ થાય છે, તેવા સંજોગોમાં પણ ઘણીવાર વૃદ્ધ ડોશીઓ અથવા ખોટી નામધારી ‘નર્સો’ માથું મારે છે, અને પરિણામે બાળકનો જીવ જોખમમાં આવી પડે છે. ઘણાક દેશી-વૈદ્યો પણ શારીરવિજ્ઞાન, આરોગ્યવિજ્ઞાન, કે સૂક્ષ્મજંતુવિજ્ઞાન ઇત્યાદિ હાલના શોધાએલા શાસ્ત્રોનો કાંઇ અભ્યાસ કર્યા વિના ‘બાળ-વૈદ્ય’ થઈ બેસે છે અને આખા વર્ષની આખરે રૂ. ૧-૨ આપવાના છે તેથી ઠગાઈને તેઓના હાથમાં બાળકનો અમુલ્ય દેહ મુકવો, એ ભયભરેલું છે.આવા બાળ વૈદ્યો માત્ર જીભની મીઠાશથી ખોટો ડૉળ કરીને અજ્ઞાન માતાઓને છેતરતા જોવામાં આવે છે, તે સામે ચેતીને ચાલવાની જરૂર છે; કેમકે અનુભવથી અમને એમ માલૂમ પડ્યું છે કે વધી પડેલી માંદગીવાળાં બાળકોને જ્યારે ડાકટરો પાસે લાવવામાં આવે છે, ત્યારે વધી પડવાનું કારણ ઘણી વખત માત્ર ગેરવાજબી દવાજ હોય છે. જેવી રીતે સારી જાતની ખેતી કરવા ઇચ્છનારે જમીન, ખાતર, હવાપાણી, પ્રકાશ, બીજ ઇત્યાદિનો પ્રથમ સંપૂર્ણ અભ્યાસ કર્યા પછી ખેતી શરૂ કરવી એ વાજબી ગણાય, તેવીજ રીતે બાળકની કાળજી રાખનારે અને બાળકનું વૈદું કરનારે પ્રથમ આરોગ્ય સંબંધી છેલ્લામાં છેલ્લી શોધોવાળાં શાસ્ત્રોનો અભ્યાસ કરવો જોઇએ. દરેક માતાની તે ફરજ છે, કે બાળકના જીવનને સુધારી શકે, તેવી જાતનાં બને તેટલાં પુસ્તકો મેળવી તેમાંથી સાર ગ્રહણ કરી જૂના અને ખોટા રિવાજોને છોડી દેવા, અને માત્ર ફાયદાકારક નવા રિવાજો ગ્રહણ કરવા. રોટલો ઘડતાં લોટમાં વાક ન આવે ત્યારે પડોશણને પુછવામાં આવે છે અને આપણી ઘડીઆળ બગડી હોય તોપણ આપણે વિચારીએ છીએ કે જો ગમે તેવા લઈ ભાગુ ઘડીઆળીને તે આપીશું તો તેમાં ખરાબી થશે, માટે સારામાં સારા ઘડીઆળીને તે આપવી, અને તેમાં કાંઈ ઘાલમેલ ન થાય તેની સંભાળ રાખવામાં આવે છે ત્યારે બાળકનું જીવન એક ઘડિઆળના કરતાં તો ઘણુંજ-કરોડો કરતાં વધારે કીંમતી છે તેને માટે બૈરીઓ પોતે દાકતર બની જઇ અમુલ્ય બાળકોની દવા કરવા મંડી જઇ બાળકનું જોખમ કરે છે અને ડોશીઓની અતિ દવા ચલાવે છે એ મૂર્ખાઇ છે. તે માટે બાળકને માટે ઘણો વિદ્વાન ને અનુભવી ડાકટર શોધવો અને બાળકની બરાબર માવજત રાખવી, એની અગત્ય આ દષ્ટાંતથી સમજાયા વગર રહેશે નહિ.

બાળકની નાની ઉમરમાં કેટલાક દર્દો શરૂઆતમાં ઘણાં નજીવાં લાગે છે, અને તેથી માતા અને બીજાંઓ એમ કહે છે, કે “એક બે દિવસમાં ઠીક થઇ જશે, તેમાં કાંઈ બ્હીવાનું નથી” એ વાત ખરી છે, કે બાળકને ઘડીએ ઘડીએ નજીવી વાતમાં દવા આપ્યા કરવી જોઇએ નહિ. પણ નજીવું ‘દર્દ

કોને કહેવું, એ માતાઓ બરાબર સમજતી નથી, અને વખત જતાં જ્યારે દર્દ વધતું જાય છે, ત્યારે પોતે પસ્તાય છે, કે બાળકની સારવાર જોઇએ તેટલી વહેલી શરૂ કરી નહિ. કેટલીક વખત એવું બને છે, કે જ્યારે માતાને દર્દ નજીવું લાગતું હોય છે, ત્યારે ગાંધીઓએ તૈયાર કરેલી બાળા ગોળીઓ, સોગઠીઓ, ફાકીઓ વગેરેનો પોતે ઉપયોગ કરે છે, અને પછી કોઇ રીતે ફાયદો ન જણાય, ત્યારે ડાકટરની સલાહ લેવામાં આવે છે. માતાઓને અમારે જણાવવું જોઇએ, કે વ્યાધિ ઘણો વધ્યા પછી મટાડવો એ વિદ્વાન ડાકટરોથી પણ ઘણી વખત બની શકતું નથી.

રિપુ અને વ્યાધિને શરૂઆતમાંજ અટકાવવો તથા મટાડવો, એ વાત માણસના હાથમાં છે; પણ ઘણો વધ્યા પછી તે વાત કોઇના હાથમાં રહેતી નથી.

ખાસ ધ્યાન આપવાની જરૂર છે કે–કેટલીક વાર જ્યારે રોગના પ્રથમ હુમલાને મંદ કરીને મૂળથી કાઢવામાં આવતો નથી, ત્યારે તે થોડીવારમાં ફરીને ( relapse–ઉથલો ) થાય છે, આમ થતું અટકાવવાને માટે લાંબા વખત સુધી દવા આપવાની અને બચ્ચાનું શરીર સારા ખોરાકથી મજબૂત કરવાની જરૂર છે.

બાળકોના વ્યાધિઓ મટાડવા માટે બનતાં સુધી સારા વૈદ્ય કે ડાકટરની સલાહની જરૂર છે; કેમકે જો તેની યોગ્ય દવા કરવામાં આવે નહિ તો તેને આખી જીંદગી પર્યંત દુખી થવું પડે છે. એવા ઘણા દર્દીઓ જોવામાં આવે છે કે જેઓના માબાપે નાનપણમાં બરાબર દવા કરાવી ન હોય, અને પછી મોટી ઉમ્મરે પીડાતા હોય છે.

કેટલાક ચેપી રોગો બાળકોને વધારે લાગુ પડે છે ને તેથી તે રોગોનું જ્ઞાન તેમના માબાપે મેળવીને તે રોગવાળાં બીજાં છોકરાંઓથી તેને અલગ રાખવું જોઇએ. આંખ આવતી, શીળી, ઓરી, અછબડા, ઉટાંટિયો, વગેરે દર્દો છોકરાંને થયાં હોય તેની પાસે પોતાનાં છોકરાંને લઇ જવાં નહિ, અને જ્યારે પોતાના પડોસમાં તેવો રોગ ચાલતો હોય ત્યારે ખાળ, ગટર, સંડાસ વગેરે સ્થળે બનતી સ્વચ્છતા રાખવી ને દુર્ગંધ દૂર કરવી. કોન્ડીઝ ફ્લુઇડ વગેરેનો ઉપયોગ કરવો. કેટલીક સ્ત્રીઓ એમ સમજે છે કે એવા ચેપી રોગમાં દવા થાય નહિ, આ તેમની ભૂલ છે.

બાળકના ઘણાક વ્યાધિઓ એકદમ થઇ આવે છે, ને તેને માટે ચાંપતા ઇલાજ લેવાની જરૂર છે; કેમકે જો તેમ થતું નથી, તો પછી વ્યાધિ એકદમ આગળ વધે છે, ને ટુંક મુદતમાં સારૂં કે નરસું પરિણામ આવી જાય છે,

સ્ત્રીઓનો સ્વભાવ અને શરીર કુદરતી રીતે બાળકોને ઉછેરવાને માટે, અને માંદાઓની સારવાર કરવા માટે બનાવેલાં હોય એમ જણાય છે, અને તેથી તેમને વૈદક–જ્ઞાન જેમ બને તેમ વધારે આપવાની જરૂર હાલમાં દરેક દેશમાં જણાવા લાગી છે, અને આપણા દેશમાં પણ તેવી કેળવણી દાખલ કરવાની જરૂર છે. પુરૂષો જે અભ્યાસ અને કામ કરી શકે છે, તે કામમાં સ્ત્રીઓને રોકવાથી ઘણા દેશોમાં બાળકોની સંખ્યા કમી થવા લાગી છે, અને તેઓએ તેવી હાલત સુધારવાના પ્રયત્નો શરૂ કર્યા છે, અને આપણા દેશમાં પણ માતાઓએ પોતાનો વખત બાળકને ઉછેરવા સિવાય બીજા કામોમાં ઓછો ગાળવા અમારી સૂચના છે. ગરીબ લોકો પોતાના ગુજરાનને અર્થે બાળકોને પૂરા રક્ષણ વિના ઘર આગળ મૂકી કામે જાય છે; તેથી જેવું નુકશાન થાય છે, તેવુંજ નુકશાન શ્રીમંત કહેવાતા કુટુંબોમાં માતાઓ જાહેર સમાજમાં ભાગ લેવાને અર્થે, અથવા શારીરિક મોજમજાને અર્થે, અગર કાંઇ ખોટા રિવાજને લીધે બાળકને બીજાના હસ્તક સોંપીને બેદરકાર રહે છે, તેથી થાય છે. ઘરમાં વડીલોના દેખતાં બાળકને સંભાળવાથી માતા લાજ વગરની ગણાય, એવો કેટલેક ઠેકાણે માઠો રિવાજ હોય છે; પણ જ્યારે જરૂર હોય, ત્યારે વડીલોએ આ બાબતમાં બાળકની માતાને બાળકના હિતને અર્થે વધારે છૂટ આપવાની જરૂર છે.

આપણા દેશમાં જુદા જુદા ગામોમાં જનસમાજના ભલાને માટે આરોગ્ય વિજ્ઞાનની સલાહ આપનારી મંડળીઓ–જેને અંગ્રેજીમાં 'સેનીટરી એસોસીએશન્સ' કહે છે, તેઓ–સ્થપાઇ છે, અને તેઓ મારફતે આરોગ્યરક્ષણના નિયમો લોકોમાં ફેલાય છે તે ઘણું સંતોષ આપનારી બાબત છે. આ મંડળીઓ બાળકોના હિતને અર્થે માતાઓને યોગ્ય જ્ઞાન આપવા તજવીજ કરે, તો તેથી દેશને ઘણો ફાયદો થશે. કેળવાએલો વર્ગ અને અજ્ઞાન વર્ગ જેમ જેમ એક બીજાને વધારે મદદ કરશે,

તેમ તેમ બાળકોનું રક્ષણ વધારે કરી શકાશે. નાનાં ગામડાંઓ કે જ્યાં કેળવણી છેક થોડી ફેલાયેલી હોવાથી લોકો તદ્દન અજ્ઞાન હોય છે, ત્યાં હજામ લોકો બાળકોના વૈદ્ય થઈ પડે છે, અને ડામ અથવા કાંઇ પૂરી ધાર વગરનું અને ગરમ પાણીથી ધોઇને સાફ નહિ કરેલું એવું હથિયાર અથવા ખેતરોમાં ઉગેલા જંગલી રોપાઓ વ્યાધિઓ મટાડવાનું મહાન સાધન બનાવે છે. ગામડામાં બાળકના જીવની હાનિ કેટલી થાય છે, તે તરફ પ્રજાનું લક્ષ હજી ઘણું ઓછું છે. આથી એમ નથી સમજવાનું કે આપણા દેશમાં ઉગતી વનસ્પતિ દવાને માટે બિલકુલ ઉપયોગી નથીં; પણ તેનું ખરૂં જ્ઞાન મેળવ્યા વિના ઉપયોગ કરવો તે નકામો છે. કેટલાંક ગામડાંઓમાં અને શહેરોમાં હજી એટલી બધી અજ્ઞાનતા જોવામાં આવે છે કે બાવાઓ, સન્યાસીઓ, સાધુઓ, ફકીરો, ગોરજીઓ વગેરે વૈદાનો અને મંત્ર જંત્ર કરવાનો ધંધો ચલાવે છે. ખરી રીતે જોતાં સન્યાસીઓ, ફકીરો, ગોરજીઓ વગેરે દેશના ભલાની ખાતર વૈદ્યક–જ્ઞાનનો સારી રીતે અભ્યાસ કરીને લોકોનાં જીવન સુધારવામાં, અને "સુધરેલી રીતની સેનીટરી એસોસીએશન" માં ભાગ લે તો તે તેમનો ધર્મ છે, અને તે તેમને શોભે છે, પણ ઘણી વખત ખરી હકીકત તેવી હોતી નથી. તેવા ધર્તગુરૂઓમાંથી કોઇકજ કામ, ક્રોધ, લોભ, મોહ ઇત્યાદિથી મુક્ત હોય છે, અને તેથી તેમના વૈદાની અને મંત્ર જંત્રની સાથે ઘણીવાર બીજો સ્વાર્થ પણ તેમનામાં જોવામાં આવે છે. જો ધર્મગુરૂઓ નિઃસ્વાર્થપણે દેશની સેવા બજાવવા–લોકોનું ભલું કરવા તત્પર થાય, તો આપણાં બાળકોનો ઘણો ભાગ જે ઉંટ–વૈદ્યથી મરણ પામે છે, અગર કેવળ નિર્બળ થઇ જાય છે, તેમનો બચાવ થશે, અને દેશની પ્રજા બળવાન થવા પામશે. છેવટમાં અમે ઇચ્છશું કે 'સેનીટરી એસોસીએશનો' વધારે મોટી સંખ્યામાં ઉભી થાય, અને તેમાં માત્ર સરકારથી મંજુર રહેલી શાળામાં પાસ થયેલા અને છેલ્લામાં છેલ્લી શોધો જાણવાના શૉખીનો એકત્ર થઇ જુના વ્હેમોને દૂર કરવાને મથે, તથા નવું વિજ્ઞાન આપણા દેશની દરેક માતાને પહોંચાડે.

---

## બાળકોની શારીરિક પરીક્ષા.

### Examination of the Children.

### ઍક્ઝામીનેશન ઑફ ધ ચીલ્ડ્રન.

બાળકોની શારીરિક પરીક્ષા કરવામાં બિન અનુભવીને ઘણી મુશ્કેલી નડે છે. કારણ કે બાળક રાજી ખુશીથી તપાસવા દેતું નથી એટલુંજ નહિ પણ તેની હઠીલાઈ કોઇ વખત તપાસના કામમાં ઘણી અડચણ કરે છે. માટે અગત્યનાં લક્ષણો સહેલાઇથી જાણવાની રીત વાળી કેટલીક બાબતોમાં પુખ્ત ઉંમરના માણસના કરતાં બાળકોમાં તફાવત છે, તે સમજવાની જરૂરીઆત છે.

**દર્દીની અને તેની બીમારીની હકીકત** તેની મા પાસેથી અગર તેના બીજા સંબંધીથી જાણી લેવી. હકીકત પુછીને જાણવાના વખત દરમિઆનમાં બનતી તજવીજે બાળકને આપણી તરફ હેળવવું; હકીકત બરાબર જાણ્યા પછી તપાસનું કામ શરૂ કરવું. શારીરિક તપાસ ક્રમવાર કરવી એ બાળકની બાબતમાં અવગડ ભરેલું છે. જોકે દરેક બાબત તપાસવી જરૂરની છે; તો પણ તે બાબતોની તપાસ અનુક્રમે કરવી એ સવાલ રહેતો નથી. બાળકને તપાસતાં **નમ્રતા અને ધીરજ** રાખવાની જરૂર છે, કારણ કે જો સહજ કારણથી બાળક રોવા માંડે તો પછીથી તેની શારીરિક તપાસ થઇ શકવી મુશ્કેલ છે; પ્રથમ તો બાળકનાં કપડાં કઢાવ્યા અગાઉ કેટલીક બાબતોનો નિશ્ચય થઇ શકે છે. તેના ચહેરાની મુદ્રા, રંગ, હોઠનો રંગ, નસકોરાં શ્વાસથી ઉચાં નીચાં થાય છે કે નહિ તે, ધ્યાનમાં લઈ શકાય છે; તેમજ તેના શ્વાસોચ્છ્વાસ અને નાડીની ગતિ બાળકને દુઃખી કે નારાજ કર્યા સિવાય જોઇ શકાય છે.

**શ્વાસોચ્છ્વાસ બાળકના પેટ ઉપર જોઈ** રહેવાથી ગણી શકાય છે; કેમકે પુખ્ત ઉમરના માણસના કરતાં બાળકનું પેટ શ્વાસોચ્છ્વાસની ક્રિયામાં વધારે ઉચું નીચું થાય છે. તુરતજ જન્મેલા બાળકના એક મીનીટમાં લગભગ ૪૦, એક વરષની ઉંમર પછી ૩૦, પાંચ વરષની ઉંમર પછી ૨૫ અને પંદર વરષની ઉંમરે ૨૦ સુધી ચાલે છે. સામાન્ય ધોરણ પ્રમાણે શ્વાસોચ્છ્વાસનું પ્રમાણ નાડી સાથે ૧ ને ૩½ કે ૪ નું હોય છે, અને આ પ્રમાણમાં તફાવત ખુબ ધ્યાનમાં લેવા જોવો છે.

**નાડી જોવામાં પ્રથમ બાળકનો હાથ** તેની માના હાથમાં લેવડાવવો અને પછીથી તબીબે પોતાની આંગળીઓ નાડી ઉપર આસ્તેથી મુકી નાડી તપાસવી. જો બાળક રોવા માંડે તો નાડી તપાસવામાં ફરક પડી જાય છે. કારણકે રોવાથી નાડીના ધબકારા ૨૦ સુધી વધી જાય છે; જન્મ પછી એટલે તુરતજ જન્મેલ બાળકની નાડી ૧૩૦ સુધી એક મીનીટમાં ચાલવી જોઇએ, બીજા વર્ષમાં ૧૧૦, પાંચ વર્ષે ૧૦૦, આઠ વર્ષે ૯૦, ૧૨ વર્ષે ૮૦, અને ત્યાર પછી પુખ્ત ઉંમરે જેટલી ચાલવી જોઇએ તેટલી ઓછી થઈ જાય છે. ઉંઘમાં ૧૦–૨૦ લગી નાડી ઓછી ચાલે છે. ખરી રીતે જોતાં બાળકની નાડીનું ધોરણ બહુ અગત્યનું નથી, તેમજ જીવન-શક્તિના ધોરણ તરીકે બાળકની નાડીની ગતિ બહુ ઉપયોગી નથી; પરંતુ મોટી ઉંમરનામાં જેટલી અગત્યતા નાડીમાં છે તેટલી અગત્યતા બાળકોના **બ્રહ્મરંધ્રમાં** રહેલી છે. બાળકોની નાડી એક તો ઘણી નાની હોવાથી તેની ગતિ પૂરી સમજવી મુશ્કેલ છે; અને બીજું અનિયમિત નાડી કોઇપણ તરેહની નાદુરસ્તી સૂચક નથી; કેમકે એવી નાડી તંદુરસ્ત બાળકોમાં અને તેની નિદ્રાવસ્થામાં પણ સાધારણ રીતે કોઇ કોઈ વાર હોય છે; પરંતુ જો કાયમ ધીમી અને અનિયમિત નાડી હોય તો તે લક્ષમાં લેવા જેવું છે.

આ પ્રમાણે જોયા બાદ **બાળકનાં કપડાં કઢાવી ક્રમવાર અવલોકન, સ્પર્શ, શ્રવણ વિગેરેની પરીક્ષા કરવી.** આમાંની પહેલી બે રીતો બાળકોના સંબંધમાં વધારે મહત્વતાવાળી અને સહાયક છે. શરૂઆતમાં બાળકના આખા શરીરનું અવલોકન કરવું, અને આખું શરીર તપાસવું વધારે સારૂં છે, અને તેમ કરવામાં શરીર ઉપર કોઇ પણ તરેહનાં ચકામાં, ત્વચાની ફીક્કાશ, જડતા, ગરમી, ભીનાશ વિગેરે ધ્યાનમાં લેવાં; તેમજ છાતીની આકૃતિ, પેટનું મોટાપણું વિગેરે લક્ષમાં લેવું. ત્યાર પછી માથા ઉપર હાથ ફેરવી બ્રહ્મરંધ્ર–Fontanells–ફૉન્ટેનેલ્સ જોવાં; તે અગ્ર અને પશ્ચાત્ ફૉન્ટેનેલ છે. આગલું બ્રહ્મરંધ્ર સામાન્ય રીતે ૧૫ માસથી બે વર્ષની દરમીયાનમાં બંધ થાય છે.

**જો બ્રહ્મરંધ્ર બે વર્ષ પછી પણ ખુલ્લાં રહેલાં હોય તો** તે ઘણે ભાગે તેના અસ્થિદોષ (ricket ) ની નિશાની છે; અને જો વધારે વહેલાં બંધ થઈ ગએલ હોય તો, તે બાળકનું મગજ ઘણું નહાનું છે; અગર તો તે બાળક મૂઢમતિનું છે, એમ સૂચવે છે. બ્રહ્મરંધ્રમાં ખાડો પડેલ હોય તો તે બાળકની અશક્તિનું નિશાન છે, અને જો ઉપસી આવેલું હોય તો અંદરના ભાગમાંથી કાંઇ દબાણ છે એમ સમજાય છે. બાળક રોતી વખતે તે ભાગ ઉપડી આવે છે.

**માથાની આકૃતિ અને માથાનાં હાડકાં** તપાસવાં અને તેમાં ઝીણી ઝીણી ગાંઠો ( ઉપદંશની વિક્રિયા ) વિગેરે માલુમ પડે, અગર અસ્થિ ક્ષીણુતા (ricket) વિગેરેનાં ચિન્હો હોય તે લક્ષમાં લેવાં. આખા માથાની આકૃતિ પણ જોઇ લેવી. ક્ષીણુતામાં સહેજ ચોરસ જેવો આકાર હોય છે; અંદર પાણીનો ભરાવો હોય તો ગોળાકૃતિ હોય છે; અગર તો માથું ઘણું જ નાનું અગર ઘણું મોટું હોય તે પણ ધ્યાનમાં લેવું.

**પછીથી શરીરનાં લાંબાં હાડકાં** ( હાથનાં અને પગનાં ) તપાસવાં એ બાળકોના સંબંધમાં અગત્યની બાબત છે. સામાન્ય અને ગંભીર પ્રકારના વ્યાધિઓની અસર બાળકોમાં આ અસ્થિઓ ઉપર વધારે અસર કરે છે. આ અસ્થિના વચલા ભાગમાં ( shaft ) જોવું કે કોઇ સ્થળે જાડાપણું કે અસહ્યપણું ( tenderness ) છે કે નહિ, રક્તવિ° (રક્તવિકાર ), ઉપદંશવિક્રિયા, પરૂ સહિત અસ્થિના બાહ્યાવરણનો વર્મ, ગ્રંથી વિગેરે રોગોમાં આ લક્ષણો હોય છે. અસ્થિના છેડાઓ પણ તપાસવા; કારણ કે અસ્થિ–ક્ષીણુતા ( rickets ) માં આ છેડાઓ મોટા હોય છે, આ વ્યાધિના ચિન્હ તરીકે પાંસળીઓ તેની કુર્ચાને મળે છે તે ઠેકાણે ઝીણી મણકા જેવી ગાંઠોની હાર હોય છે, તે વધારે સહેલથી જોઇ શકાય છે. આ નિશાનીઓ કાંડામાં પણ હોય છે, અસ્થિના છેડાના વરમ વગેરે ઉપદ્રવો પણ ધ્યાનમાં લેવા; ઢીંચણની ઢાંકણી તપાસવી. (આ ઢાંકણી ખસી શકે તેવી છે, પરંતુ તેમાં અસહ્યતા નથી). જો અસહ્યતા માલમ પડે તો તે સંધીવાની ચોક્સ નિશાની છે, કરોડ ઉપર આંગળી ફેરવીને જોવું તેમાં વક્રતાની નિશાની કે ટયુબર્કલનાં ચિન્હ હોય તે ધ્યાનમાં લેવાં.

**શરીરની ગરમી** આ વખતે તપાસવી. નાના બાળકને ગરમીની સળી (thermometer) ગુદામ અગર જાંઘના કાતરામાં કે બગલમાં અનુકૂળતા પ્ર-

માણે મુકી ગરમી માપવી, મોટી ઉમરના બાળકોને મોંઢામાં સળી મુકી ગરમી માપવાનું વધારે અનુકૂળ છે. બાળકોમાં ગરમીની વધઘટ સહેજમાં વધારે તફાવત પડી જાય છે એ વાત ખ્યાલમાં રાખવી. બાળક મસ ઉશ્કેરાય તો ગરમી ઘણી વધી જાય છે.

હવે પછી **છાતી અને પેટની તપાસ** શરૂ કરવી, તેમાં પ્રથમ આગલી બાજુની બંને ભાગની એક સાથે કરવી, તેવીજ રીતે પાછલી બાજુના બન્ને ભાગની પણ તપાસ એકી વખતે કરવી. તપાસના ક્રમમાં પ્રથમ અવલોકન પરીક્ષા, પછી સ્પર્શપરીક્ષા, શ્રવણપરીક્ષા અને છેવટ ટકોરાથી પરીક્ષા એ અનુક્રમે પરીક્ષા કરવી; કારણ છેવટની પરીક્ષાની રીતથી બાળકને રડી પડવાનો વધારે સંભવ રહે છે.

**સ્પર્શપરીક્ષા**માં આપણા હાથ સ્વાભાવિક ગરમ હોવા જોઇએ. શ્રવણપરીક્ષામાં કાન મુકીને તપાસવાની રીત વધારે અનુકૂળ છે; છતાં કદી શ્રવણનળીનો ઉપયોગ કરવો હોય તો તે શ્રવણનળી લાકડાની વાપરવી. તે નળીનો નાનો છેડો ( એટલે છાતી ઉપર મુકવાનો છેડો ) ધાતુનો હોય તો સહેજ ગરમ હોવો જોઇએ. ટકોરાની પરીક્ષામાં ટકોરા થોડા જોરથી મારવા જોઇએ, બાળક ધાસ્તી ન ખાય તે માટે નહીં; પરંતુ બાળકની છાતીના ધ્વની મોટી ઉમરના માણસના કરતાં વધારે હોય છે. પેટ અને છાતીનો આગલો ભાગ આ રીતે તપાસી ગયા પછી ફેફસાના પાછલા ભાગની તપાસ શરૂ કરવી. આ પરીક્ષા કરવા સારૂ બાળકને ઊંધું સુવાડવું નહિ, કેમકે તેના શ્વાસોચ્છ્વાસ અડચણકર્ત્તા થાય છે, અને ઉદરના અંતરાવયવો ( દબાયાથી ) ઉરોદરપટલને ઉપર ધકેલે છે. તેટલા માટે બાળકને તેની માના ખભા ઉપર ઉભું લેવડાવવું. ( ખભા ઉપર બાળકનું મોં રહે તેવી રીતે ) અને પછી તેના વાંસાના ભાગને તપાસવો.

**મોંની અને ગળાની પરીક્ષા** છેલ્લી કરવી, પરંતુ આ પરીક્ષા થોડી અગત્યની નથી; બીજા ભાગોની તપાસ કરતાં આ તપાસમાં ઘણી મુશ્કેલી નડે છે, ( કેમકે બાળક આ પરીક્ષા સહેજમાં કરવા દેતું નથી ) તેટલા માટે આ પરીક્ષા સૌથી છેલ્લી કરવી.

પ્રથમ **જીભ તપાસવી.** જીભ તપાસવામાં ઘણે ભાગે બાળકને કહેવાથી જીભ પોતાની મેળે બહાર કાઢે છે, પરંતુ નાનાં બાળકો તેમ કરતાં નથી, તો તેવે પ્રસંગે બાળકની હડપચી આસ્તેથી દબાવવાથી ઘણી વખતે બાળક મોં ઉઘાડી જીભ બહાર કાઢે છે, અગર જીભ જોઇ શકાય છે. અથવા તો દુધનું ટીંપું કે ચપટી સાકર બાળકના હોઠના બહારના ભાગ ઉપર મુકવાથી તે ચાટી જવા માટે બાળક જીભ બહાર કાઢે છે અથવા સહજ હઠીલા બાળકનો નીચલો હોઠ નીચલા દાંત ઉપર આસ્તેથી દબાવવાથી હોઠ ન કચરાઇ જાય તેને માટે બાળક મોં ઉઘાડે છે, અને વધારે હઠીલા બાળકોને કોઈ વખત તેનું નાક દબાવીને મોં ઉઘડાવવું પડે છે.

આ રીતે બાળક મોં ઉઘાડે, અગર તેનું મોં ઉપર બતાવેલ યુક્તિઓમાંની એક યુક્તિથી ઉઘડાવવામાં આવે એટલે ગલોફાની અંદરના ભાગનું શ્લેષ્મપડ તપાસવું, અને જોવું કે બાળકને થુલીઓ વા, મોં આવવું, મોંમાં ચાંદાં પડવાં વિગેરેનો ઉપદ્રવ વારંવાર થાય છે, તે થયો છે કે કેમ?

પછી **દાંતની સ્થિતિ અને સંખ્યા તપાસવી** અને આંગળીથી પેઢાંઓની તપાસ કરીને જોવું કે કોઇ નવા દાંત ફુટવાની તૈયારીમાં છે કે કેમ? ત્યાર પછી ગળાની તપાસ કરવી. ગળાની તપાસ કરવા પહેલાં બાળકને રૂમાલમાં લપેટવું જેથી તે હાથ ઉંચા નીચા કરી શકે નહી, પછી તેની મા અગર તેના રાખનારના ખોળામાં બેસાડી પાછળથી તેનું માથું પકડાવી રાખવું. બાળકને એવી રીતે બેસાડવું કે તેના મોં ઉપર પૂરતો પ્રકાશ ( અજવાળું ) પડે, પછીથી બાળકનું મોં ઉઘડાવી, એક નાની જીભ દબાવવાની પટી ( tongue depresser ) થી જીભ દબાવી ગળાની તપાસ કરવી. જીભ દબાવવાની પટી કરતાં આંગળીથી જીભ દબાવવી વધારે સારી છે, કારણ કે પટીથી વખતે બાળક દહેશત ખાય છે; પરંતુ આંગળી સ્વચ્છ રાખવી અને દર એક જણની જીભ દાબ્યા પછી ધોવી. ગળાની તપાસમાં ચોરીઆ જોવા તેમજ ગળાના શ્લેષ્મપડની રતાશ, અને ખાસ કરીને તેની ઉપલી ત્વચા ઉપર કોઈ જાતનાં ધાબાં છે કે કેમ તે જોવું.

પછીથી ઘણી વખતે અંદરના ગળાનો તપાસ કરવો જરૂરનો હોય છે. આ તપાસનારે બાળકની પાછળ ઉભા રહી, ઉપર જણાવ્યા મુજબ બાળકનું મોં ખુલ્લું કરાવી એક તરફનો ગાલ અંદર દાંત વચ્ચે દબાવી રાખવો જેથી બાળક મોં બંધ કરી

શકશે નહિ, તેમજ બચકું ભરી શકશે નહિ. પછીથી તર્જની ( આંગળી ) ગળાના પાછલા ભાગમાં તાળવાની પછાડી ઉપરના ભાગમાં નાખી તપાસ કરવો કે અંદર કોઇ ગડ કે ગ્રંથિ છે કે કેમ ?

આ ફક્ત સામાન્ય પરીક્ષાની રીતો છે. સિવાય પ્રત્યેક ભાગોના તપાસની રીતો નીચે મુજબ છે.

**સામાન્ય સ્થિતિ**—વ્યાધિ લાંબા વખતનો હોય ત્યારે ખાસ બાળકનું વજન લેવું; એ એક ઘણી અગત્યની બાબત છે. બાળકના વજનમાં વખતો વખત થતો ફેરફાર બાળકના વ્યાધિનું ભાવી સૂચવવામાં અને તેની ચિકિત્સા કરવામાં એક મદદગાર લક્ષણ છે. તંદુરસ્ત બાળકનું જન્મ વખતે ૭ શેર વજન હોય છે, પાંચ મહીનાની ઉંમરે બમણું અને એક વર્ષની અંદર ત્રણગણું થાય છે અને પછી છઠ્ઠે વર્ષે એથી પણ બમણું થાય છે, તેમજ ફરીથી ચૌદ વર્ષની ઉંમરે વળી એથી બમણું થાય છે.

**માથાનું માપ** ઘણી વખત અગત્યનું છે. માથાના માપમાં બે બાજુનાં માપ લેવામાં આવે છે. એક તો એક કાનથી માથાના ઉપરથી બીજા કાન સુધી અને બીજું નાકના મુળની સપાટીમાં માથાના ફરતા ઘેરાવાના પશ્ચિમ ( occipital ) અસ્થિના બહારના ઢેકા સુધીનું. અન્નમાર્ગ અને તેના લગતા ભાગોના તપાસમાં એ યાદ રાખવું કે પુખ્ત ઉંમરના માણસના કરતાં બાળકનું યકૃત તેના પેટના પ્રમાણ કરતાં સહેજ કુદરતી રીતે મોટું હોય છે, અને બાળકોને ઘણા વ્યાધિઓમાં પ્લીહા ( બરોળ ) વારંવાર વધી જાય છે, બાળકોની બરોળની વૃદ્ધિ તપાસવાને માટે તેને જમણે પડખેથી આગલી બાજુએ ડાબી બાજુ તરફ તપાસનારે ( જમણો ) હાથ મુકી ડાબી બાજુની અગીઆરમી અને બારમી પાંસળીની વચલી જગાની સામે આંગળીનાં ટેરવાં દબાવવાં જેથી બરોળનો વધેલો ભાગ બાળક શ્વાસ લે તે વખતે સ્પષ્ટ દેખાશે.

**ઝાડાની તપાસ પણ કરવી જોઈએ.** ધાવણ ઉપર રહેતાં બાળકો અગર દુધથી ઉછરતાં બાળકોને સ્વાભાવિક રીતે દિવસમાં બેથી ત્રણ ઝાડા થાય છે, અને ઝાડો ભાંગીને એકરસ કરેલા ઇંડા જેવો હોય છે; આથી કોઇ પણ રીતનો તફાવત જણાય એટલે કે ઝાડાની સંખ્યામાં વધારો થાય, અગર તેના રંગ રૂપમાં ફરક પડતો હોય તો તે લક્ષમાં લેવું, તેમજ ઝાડામાં કૃમિ છે કે કેમ તે પણ તપાસ કરવી. રક્તાશયની શ્રવણપરીક્ષામાં એક બાબત એ ધ્યાનમાં રાખવા જેવી છે કે બાળકોના રક્તાશયના ધ્વનિ પુખ્ત ઉંમરના માણસ કરતાં પ્રમાણમાં વધારે મોટા હોય છે.

**લોહીની તપાસને** માટે જરૂર પડે તો બાળકના કાનમાંથી પૂરતું લોહીનું ટીપું નીકળતું નથી માટે એક ઉનનો દોરો બાળકની આંગળી ઉપર ( કેટલાક આંટા ) ફરતો બાંધવો, અને પછી તે આંગળીના ટેરવામાંથી લોહી લેવું. લોહીની પરીક્ષા કેમ થાય છે તે જુદે સ્થળે આપીશું.

**શ્વાસાવયવોની પરીક્ષા**:—બાળકો ઘણે ભાગે શ્વાસોચ્છ્વાસ લેવામાં છાતીના કરતાં ઉરોદર–પટલ ( Diaphragm ) ની મદદ લે છે. જેથી બાળક છાતી કરતાં પેટથી શ્વાસ લે છે. શ્વાસ લેતી વખત જો બાળકની છાતીમાં પાંસળાં વચ્ચેની જગામાં ખાડા પડતા જણાય, તો તે બરાબર ધ્યાનમાં લેવું, કેમકે શ્વાસ લેવામાં કાંઇક અટકાયત છે ( ડીપથીરીઆમાં હોય છે ), અગર તો ફેફસાંનો અમુક ભાગ કામ કરતો નથી તેની એ નિશાની છે; તેમજ ફેફસાના વરમમાં પણ તે લક્ષણ હોય છે.

પુખ્ત ઉંમરના માણસોમાં શ્વાસોચ્છ્વાસનો ક્રમ આ પ્રમાણે છે. પ્રથમ અંતર્શ્વાસ પછી બાહ્યશ્વાસ અને પછી વિરામ; પરંતુ બાળકમાં આ ક્રમ ઘણીવાર ઉલટો હોય છે એટલે કે પ્રથમ ટુંકો બાહ્યશ્વાસ પછી લાંબો અંતરશ્વાસ તથા પછી વિરામ અને આવો ફેરફાર ઘણીવાર શ્વાસાવયવોના વ્યાધિમાં કે શ્વાસાવયવો ઉપર કોઇ દબાણ હોવાથી જોવામાં આવે છે. શ્વાસોચ્છ્વાસનો વિરામ બાળકોમાં પ્રમાણ કરતાં ઘણીવાર વધારે લાંબો હોય છે. છ મહીનાની ઉમર પછી બાળકોના શ્વાસ ધ્વનિ મોટા સંભળાય છે. વાગધ્વનિ સાંભળવામાં અગવડ હોય છે. બાળક રોતું હોય તો તે વખતના ધ્વનિ સાંભળવા અગર તો સમજણું બાળક હોય તો તેનું નામ વિગેરે પુછી બોલાવવું અગર ગણત્રી કરવા કહેવું; વળી એક વાત ધ્યાનમાં રાખવી કે બાળકના એક પડખાના ધ્વનિ બીજા પડખાના ધ્વનિ કરતાં વધારે સ્પષ્ટ અને કઠોર લાગે તો તે પડખું બીજા પડખા કરતાં વધારે તંદુરસ્ત સમજવું.

**બાળકની છાતી એટલી બધી સ્થિતિસ્થા-**

પક હોય છે કે તેના ઉપર જોરથી ઠોકતાં જો કે ફેફસાં તંદુરસ્ત હોય તોપણ "ખોખરા વાસણ જેવો" અવાજ થાય છે અને આવો અવાજ ખાસ કરીને બાળક રોતું હોય તે વખત વિશેષ જણાય છે.

**મૂત્રઃ**—બાળકનો ૨૪ કલાકનો પેશાબ એકઠો કરવો એ મુશ્કેલ છે, જેથી તે કેટલો થાય છે તેનો સુમાર કાઢવો એ બની શકે તેવું નથી. બાળકના પેશાબનું વિશીષ્ટ ગુરૂત્વ પુખ્ત ઉમરનાના કરતાં વધારે હોય છે, અને બાળકના પેશાબમાં સાકર જવલેજ હોય છે, પરંતુ આલ્બ્યુમીન ઘણી વખત જતો હોય છે.

## રોગી બાળક.
( Unhealthy Child. )

### માથાના તાળવાનું સુજી જવું.
( Swellings of the Scalp. )

કેટલાક બાળકોને જન્મ્યા પછી માથા ઉપર તાળવાના હરકોઈ ભાગમાં થોડો ઘણો સોજો થઈ આવે છે. આ સોજો એક નાના ઈંડાથી નારંગીના જેવડો હોય છે. માથાની ડાબી બાજુના કરતાં તે જમણી બાજુએ વિશેષ થતો જોવામાં આવે છે. સ્પર્શ કરતાં તે પોચો લાગે છે, ને કોઇવાર તેની ફરતી કઠણ કોર જણાય છે. જો ત્વચા બહુ પાતળી હોય, તો તે સોજાવાળો ભાગ છોલાયો હોય તેમ જરા ભુરા રંગનો લાગે છે.

**કારણઃ**—આમ થવાનું કારણ પ્રસવ વખતે બાળકના માથા ઉપર લાંબા વખત સુધી થયેલ માતાના અવયવોનું દબાણ હોય છે. આ સોજામાં લોહીનો જમાવ હોય છે.

**ઉપાયઃ**—બનતાં સુધી તે સોજાને છેડવો નહિ, પણ તેમને તેમ રહેવા દેવો જેથી કુદરતી રીતેજ તે સોજો કરમાઈ જશે. જરૂર લાગે તો **કૅલ્કેરીઆ ફ્લુઓરીકા**૬× હમેશાં બે વખત એ પ્રમાણે એક બે અઠવાડીઆં સુધી આપવું, એટલે તે સોજો કરમાઇને બેસી ગયા વિના રહેશે નહિ.



### ચામડી ઉખડી જવી.
( Scaling off of the skin. )

પ્રસવ થયા પછી બીજે કે ત્રીજે દિવસે ચામડીનું ઉપલું પડ ( scarf ) અથવા ખોળ જુદે જુદે સ્થળેથી ફાટી જાય છે, પોચી પડી જાય છે, અને ઉખડી જવા લાગે છે. ત્રીજા દિવસથી પાંચમા દિવસ સુધીમાં આખા શરીરની ખોળ ઉતરવા માંડે છે. કેટલાક બાળકોની ખોળ એવી રીતે ઉતરી જાય છે કે તે કવચિતજ તેની માતું ધ્યાન ખેંચે છે; પણ કોઇ કોઈ બાળકને એટલી બધી ત્વચા ઉખડી જાય છે કે, તેની માને અને બીજા સગાંઓને તેથી ફિકર થવા લાગે છે. સાધારણ રીતે બધી ખોળ દશ બાર દિવસમાં ઉતરી રહે છે, પરંતુ કોઇવાર તે આથી વધારે દિવસો સુધી ઉતર્યા કરે છે.

**ઉપાયઃ**—આને માટે બનતાં સુધી કશા ઇલાજની જરૂર નથી. નવી ત્વચા પોતાની મેળેજ ઉગી આવે છે; તોપણ જરૂર લાગે, તો **કાલીમ્યુર**૩× કે **કાલીસલ્ફ**૩× ને જરા ગરમ પાણીમાં નાખીને તે વડે બાળકને હમેશાં બે વખત નવડાવવું એટલે ત્વચા સુધરી જશે. ત્વચા લાલ થઇ આવી હોય, તો "વાયોલેટ પાઉડર" ભભરાવવો.

### સ્તનનો સોજો.
( Swelling of the Breasts ).

બાળક છોકરો કે છોકરી ગમે તે હોય, તોપણ જ્યારે તે બે ત્રણ દિવસનું થાય છે, ત્યારે કેટલીકવાર તેના સ્તનનો ભાગ સુજી આવે છે. કોઈનું એક સ્તન સુજે છે, તો કોઇનાં બન્ને સ્તન સુજી આવે છે. અણસમજુ માતા, સગાવહાલાં, અને સુયાણી પણ આવો સોજો થવાનું કારણ સ્તનમાં ભરાઈ ગયેલું દુધ માને છે! એટલા નાના બાળકના સ્તનમાં દુધ ક્યાંથી હોય?

ઉપાયઃ—સ્તનને દાબીને અંદરનો રસ કાઢી નાખવાની ટેવ બહુ નઠારી છે; કેમકે તેથી ફાયદો થવાને બદલે ઘણીવાર સ્તન પાકે છે, ને નિરપરાધી બાળક જે શારીરિક દુઃખ શું કહેવાય તે સમજતું નથી, તેને એકદમ પાકવાના દર્દનો અનુભવ કરવો પડે છે. કોઇપણ ઉપાય વિના સ્તનનો સોજો પોતાની મેળેજ બેસી જાય છે. જો સોજામાં દર્દ થતું હોય, ને બાળક રડ્યા કરતું હોય, તો ગરમ પાણીમાં ફલાલીનનો કકડો બોળીને તે ભાગ ઉપર જરા શેક કરવો; પાતળી પોટીસ મુકવાથી પણ ઠીક થશે; પરંતુ તે ભાગ ઉપર હાથ ઘસવો નહિ, કે તે ભાગને દાબવો નહિ.

## ટુંકી જીભ.

( Tongue-tied-ટંગ ટાઈડ. )

**સઘળા** બાળકોની જીભ એક સરખી લાંબી હોતી નથી; કેટલાક બાળકોની જીભ મોંઢાના તળીઆના ભાગ સાથે જોડાયા પછી તેનો લાંબો ભાગ છુટો રહે છે, અને જ્યારે તે બાળક મોટું થાય છે, ત્યારે જીભ નાકે અડાડી શકે છે; પણ બીજા કેટલાક બાળકો જીભને એ પ્રમાણે નાકે અડાડી શકતાં નથી, ને તળીઆ સાથે ચોટયા પછી છુટો રહેલો તેમની જીભનો ભાગ ટુંકો હોય છે. આ પ્રમાણે જીભનો ભાગ થોડોએક ટુંકો હોય તો કશી અડચણ નથી, પરંતુ જ્યારે આખી જીભ મોંઢાનાં તળીઆ સાથે ચોટેલી હોય, ત્યારે બાળક ધાવી શકતું નથી, મોટું થાય, ત્યારે ખોરાક પણ બરાબર લઈ શકતું નથી, ને બોલવામાં પણ તોતળાય છે. જીભ ખરેખર ટુંકી છે કે કેમ તેની ખાત્રી જીભની નીચે આંગળી ફેરવી જોવાથી થશે.

**સલાહ:**—બરાબર ખાત્રી કર્યા પહેલાં કશો ઉપાય કરવાની ઉતાવળ કરવી નહિ; જો જીભનો છેડો થોડોએક પણ છુટો હોય, તો તે વખત જતાં લાંબો થવાનો સંભવ રહે છે, અને તેથી ઉપાય કરવાની જરૂર નથી, પરંતુ જો જરાપણ છેડો છુટો હોય નહિ, તો ડાકટરની સલાહ લેવી, પણ પોતાની મેળે કશો ઉપાય કરવા માંડવા નહિ. જીભને બળાત્કારે ખેંચીને લાંબી કરવાની કોશેશ કરવી નહિ. જીભની નીચેના સાંધામાં છેદ મુકવાની શસ્ત્રક્રિયા જોખમ ભરેલી છે, જેથી ડાકટર સિવાય બીજા કોઇએ તે કરવી નહિ; કેમકે જો જીભની નીચેની રૂધિરની નળી કપાઈ જાય છે, તો લોહી જલદી બંધ થઈ શકતું નથી, ને બચ્ચાનો જીવ જોખમમાં આવી પડે છે.

---

## નાળ કે નાભિમાંથી લોહી વહેવું.

( Bleeding of the Navel ).

જ્યારે નાળને કાપી કાઢવામાં આવે છે, ત્યારે નાભિ ઉપર એક નાનું ક્ષત પડી રહે છે, તે ક્ષત સ્વાભાવિક રીતે થોડા દિવસમાં રૂઝાઈ જાય છે, પણ કોઇ વાર તે ક્ષત જલદી રૂઝાતું નથી, ને નાભિનો ભાગ સુજી આવે છે. ક્ષત મોટું થાય છે, ને તે ચાંદામાંથી પરૂ નીકળે છે; આ પરૂ પણ પછી બંધ થઈ જાય છે, ને લોહી નીકળવા માંડે છે.

બાળકના સદ્‌ભાગ્યે આ કોઇ કોઇ વખતજ જોવામાં આવે છે; પણ જ્યારે લોહી નીકળવા માંડે છે, ત્યારે તેનો જલદી ઉપાય કરવાની જરૂર રહે છે.

**ઉપાય:**—જો ચાંદું ન હોય, ને નાભિનો ભાગ સુજી આવ્યો હોય તો **કાલીમ્યુર**3× નો ભુકો તેની ઉપર ભભરાવવો. જો અંદરથી લોહી નીકળવા માંડે, તો **ફેરમફૉસ**3× નો ભુકો વારંવાર મુકયા કરવો, અથવા **કેલેન્ડયુલા લોશન** લગાડવું; જો લોહી બંધ થાય નહિ તો જેમ બને તેમ જલદી ડાકટરની સલાહ લેવી. ફેરમફૉસની ભુકી મુકીને ઉપર રૂનું પૅલ મુકવું, તથા આંગળીઓ વડે તે ભાગને દાબી રાખવો, એટલે ઘણું કરીને લોહી બંધ થયા વિના રહેશે નહિ.

નાભિમાંથી નીકળતું રૂધિર બંધ કરવા માટે નીચેનો પ્રયોગ વખણાય છે; તે પ્રયોગ ડાકટર સિવાય બીજાએ કરવો નહીં.

નાભિના મધ્ય ભાગમાં આરપાર નાની સીધી સૉય દાખલ કરવી, અને પછી તે સૉયના બન્ને છેડાની નીચે થઇને મજબૂત રેશમી દોરો બે ચાર વખત વીંટીને તેની સખત ગાંઠ વાળવી. આમ કરવાથી નાભિનો ભાગ ગોળ દાટાના જેવો આગળ ઉપસી આવશે, ને નાભિનો તે ડુંટો ઘણો કઠણ થઇ જશે; આમ કરવાથી તેની બધી નસો બહુ દબાશે એટલે રૂધિર નીકળતું બંધ થશે; પછી તે સૉયની અણી તથા નાકું કાપી નાખવું, તથા તેની ઉપર લાખ કે મીણ ચૉટાડી દેવું અને તે બન્ને છેડાની નીચે સ્ટીકીંગ પ્લાસ્ટરની પટ્ટીઓ રાખવી, જેથી તે સાથેના છેડા પેટમાં વાગે નહિ અને જ્યારે રૂધિર બંધ થયા પછી ચાંદું રૂઝાઇ ગયાની ખાત્રી થાય એટલે તે સૉય ધીમેથી કાઢી લેવી.

---

## વાયુ-પવનથી પેટ ચડી આવવું.

( Flatulence or wind )

છોકરાઓને માનું દુધ ઘણી વાર વાયડું પડે છે, કેટલીક વાર માના દુધને બદલે ગાયના દુધથી પણ વાયુ થઈ આવે છે.

વાયુ થાય છે, ત્યારે પેટનો ભાગ જરા ઉપસી આવ્યો લાગે છે, પેટ ઉપર આંગળીથી ઠબકારી

જેવાથી ડમ ડમ અવાજ થાય છે; ને બાળક રડયા કરે છે. કેટલાક બાળકને વારંવાર વાયુ થઈ આવે છે, ને તેનું શરીર નિર્બળ રહ્યા કરે છે, આવે વખતે માતાની તબીઅત સુધારવાની જરૂર છે. ગાયનું દુધ અમ્લ હોય, તો વાયુ થઇ આવે છે. માતા અમુક વાયડો ખોરાક ખાય તો તેથી પણ બાળકને વાયુ જણાય છે.

**ઉપાય:**—બાળકને અજીર્ણ રહેતું હોય, તો ઉપરા ઉપર ખોરાક આપવો નહિ, પણ એક વખતનો ખોરાક હજમ થયા પછી બીજી વખતનો ખોરાક આપવો. દુધ અમ્લ હોય તો અમ્લ-વિરૂદ્ધ થાય એવી ગોઠવણ કરવી. માને અજીર્ણ ન થાય એમ કરવું. બાળકને શરદી કે ભેજની અસર થવા દેવી નહિ. દવાની જરૂર પડે, તો **મેગ્નીસીઅમ ફૉસ** 3x બે બે કલાકે ચપટી ચપટી મોંઢામાં મુકી દેવું.

---

## વધારીઆં.

( Strophulus–Red-gum or red-gown. )

પ્રસવ પછી ત્રીજે કે ચોથે દિવસે બાળકની ત્વચા ઉપર લાલ ફોલ્લીઓ થઈ આવે છે, કોઇવાર તે શરીરના અમુક ભાગમાંજ થાય છે ને કોઇવાર તો આખા શરીર ઉપર થઈ આવે છે, કેટલાક લોકોને એવો વ્હેમ હોય છે કે ઘરમાં શાક વઘારવાથી તેવા ફોડલા થઇ આવે છે, અને તેથી "વઘારીઆં" કહેવાય છે.

**કારણ:**—વઘારીઆં થવાનું કારણ ચોકસ નથી; કેટલીક વાર પેટમાં ખટાશ માલુમ પડે છે, તેથી તે થતાં હશે એમ માનવામાં આવે છે. કેટલાક લોકો એમ માને છે કે બાળકને ગરમ કપડાં ઓઢાડવાથી તે થઇ આવે છે, ને કેટલાક એમ માને છે કે હવાની ગરમી કે સ્ત્રીને નખાતા શેકની ગરમીથી તે થઇ આવે છે. આ રોગ સ્વેદ સંબંધી વિકાર થવાથી થાય છે.

**ઉપાય:**—બનતાં સુધી કશા ઇલાજની જરૂર નથી; કેમકે વગર દવાએ પણ તે મટી જાય છે. જો કદાપિ જરૂર લાગે તો, **નેટ્રમ ફૉસ,** 3x એક ચપટી ભરીને આશરે ચાર ડ્રામ પાણીમાં ગાળી દેવું, તેમાંથી એકેક નાની ચમચી દિવસમાં ત્રણ ચાર વખત આપવી, એટલે ઠીક થઇ જશે.

---

## બાળકોને આવતો વિષમજ્વર.

( Infantile Remittent Fever.
( ઈનિફન્ટાઈલ રીમીટન્ટ ફીવર. )

મોટી ઉમ્મરના માણસોને જેવો વિષમ જ્વર આવે છે, તેને મળતો આ તાવ છે.

**કારણ:**—આ તાવનું કારણ શરદી, ભેજ, તથા મૅલેરીઆની કે એવી કોઇ ખરાબ હવા હોય છે. આ તાવની સાથે કેટલીક વાર પેટમાં કૃમિ હોય છે. જે બાળકો કંઠમાળ થાય તેવી ખરાબ પ્રકૃતિનાં હોય છે, અગર જેની પાચનક્રિયા બગડી હોય તેમને તે જલદી થાય છે.

**ચિન્હ:**—આ તાવ બે વર્ષથી નાની ઉમ્મરનાં બાળકોને કવચિતજ આવે છે. તેનાં ચિન્હો ટાઇફોઇડ નામના તાવને ઘણાં મળતાં આવે છે, અને તેથી કેટલાક ડાકટરો તેને ટાઇફોઈડનો તાવ પણ કહે છે. શરૂઆતમાં બાળક જરા સુસ્ત થઇ જાય છે, માથું દુખે છે, રાતમાં સ્વપ્નાં આવે છે, ખાવાની રૂચિ રહેતી નથી, દસ્ત કબજ રહે છે, તાવ ધીમે ધીમે ભરાતો જાય છે, અને સવાર વખતે જરા નરમ પડે છે, પણ બપોરે તે વધારે આવે છે. શરૂઆતથી ચોથે અગર પાંચમે દિવસે શરીરની ગરમી ઘણી ( ૧૦૪ જેટલી ) હોય છે. કોઇ વાર આમ થવાને બદલે શરૂઆતથી જ એકદમ શરીરની ગરમી ઘણી થઇ આવે છે, અને તે સાથે અજીર્ણનાં ચિન્હ પણ જણાય છે. આ પ્રમાણે શરીરની ગરમી વધ્યા પછી પણ તે હંમેશાં સવારમાં જરા ઓછો થાય છે, અને બપોર વખતે વિશેષ થાય છે, એમ સત્તર કે અઢાર દિવસ સુધી રહીને પછી એ ઉતરી જાય છે, છેલ્લા દિવસોમાં તાવ વહેલો નરમ પડે છે, અને સાંજના જરા વધે છે.

જીભ ઉપર જરા પીળાશ પડતી છારી હોય છે, અને પાછળના દિવસોમાં કેટલીક વાર બાળકને ઝાડો થઇ આવે છે. કોઈ કોઈ વાર ચામડી ઉપર–ખાસ કરીને પેટ ઉપર–નાનાં ગુલાબી રંગનાં ચાઠાં પડે છે, તે દાબવાથી અદ્રશ્ય થઇ જાય છે.

પહેલું અઠવાડીઉં પુરૂં થાય છે, ત્યારે સ્પષ્ટ રીતે બરલ બહાર આવેલી જણાય છે. બાળકની નાડી પહેલા અઠવાડીઆમાં ઘણી વાર ઉતાવળી ચાલવાને બદલે ધીમે ચાલે છે, તોપણ જેમ વધારે દિવસ

થાય છે, તેમ તે ઉતાવળી ને નબળી થતી જાય છે.

રાતે તાવ વધારે હોય છે, અને તેથી તે વખતે બાળકને ઘણી વાર સન્નિપાત થાય છે. વખતે કીકી વિસ્તૃત થાય છે, બાળકના હાથ પગ ખેંચાય છે, તે પોતાના માથાને વાંસા તરફ ખેંચે છે, ઉંઘમાંથી રડવા માંડે છે, અને કેટલીક વાર તે ઉંઘતું હોય તેમ બેભાન થઇને પડયું રહે છે. તાવ છેવટ ઉતરવા આવે છે, ત્યારે ઘણો પરશેવો આવે છે ને તેથી અશક્તિ લાગે છે. કોઇવાર આ તાવ ઉથલો મારે છે, ને બાળક ફરીથી સપડાય છે.

આ તાવમાં ઉધરસ–ખાંસી, ફેફસાંનો વરમ, પાકું વગેરે ઉપદ્રવો પણ કોઈ કોઇવાર થઈ આવે છે, છથી બાર વર્ષ સુધીની ઉમ્મરનાં બાળકોમાં આ રોગ વિશેષ થાય છે, અને ઘણીવાર એકજ સ્થળનાં બધાં છોકરાંઓને તે ચેપી રોગની માફક લાગુ પડે છે. તે તાવ ઉત્પન્ન કરનાર સૂક્ષ્મ જંતુને **બેસીલસ ઑફ ટાઇફર્થ** કહે છે, અને તેનો ચેપ પાણી અગર દુધ મારફતે શરીરમાં દાખલ થઇને અન્નમાર્ગને સૌથી પહેલી અસર કરે છે એમ જાણુવામાં આવ્યું છે, પણ તે તાવ બહુ ચેપી નથી.

## ચિકિત્સા.

**જેલ્સીમીઅમ:**[૩]—બાળકોને આવતા હરેક પ્રકારના ચડ ઉતરીઆ તાવમાં આ દવા ઘણી ગુણકારી છે. જો તાવમાં અજીર્ણ, કૃમિ, ઝાડાની કબજીઅત કે એવાં બીજાં કાંઇ ચિન્હો હોય, તો તે માટે બીજી યોગ્ય દવા આની સાથે વારાફરતી આપવી.

**પલ્સેટીલા:**[૩]—ખાવાની રૂચિ થતી ન હોય, ઘી તેલવાળો ઉંચો ખોરાક લેવા પછી અજીર્ણ થયું હોય, ઉલટીમાં શ્લેષ્મ કે પિત્ત પડતું હોય, પેટ ઉપર કાળી નસો દેખાતી હોય, ઝાડો થઇ આવ્યો હોય, અગર ઉધરસ આવતી હોય, તો આ દવા ઉપલી દવાની સાથે વારાફરતી આપવી.

**ઍન્ટીમોનીઅમ ક્રુડમ:**[૬]—તાવ એકાંતરો કે તરીઓ આવતો હોય, જેટલા વાગ્યે તાવ આવ્યો હોય, તેટલાજ વાગ્યે પાછો ફરીને આવતો હોય, તે સાથે અજીર્ણ રહેતું હોય, જીભ ઉપર શ્લેષ્મની છારી રહેતી હોય, જીભ સફેદ દેખાતી હોય, દસ્ત વખતે કબજ રહેતો હોય ને વખતે ઝાડો થઇ આવતો હોય, ને વખતો વખત કૃમિ થઇ આવતાં હોય, તો આ દવા એકલી અગર બીજી દવાની સાથે વારાફરતી આપવાથી સારો ફાયદો થાય છે.

**સીના**[૩]:—તાવ લાંબા વખતથી હોય, અને જલદી દૂર થતો ન હોય, તો કૃમિ હોવાનો સંભવ છે, અને કૃમિ હોય કે ન હોય, તોપણ આ દવા જેલ્સીમીઅમની સાથે વારાફરતી આપવાથી તાવ દૂર થાય છે, તાવ ઉતર્યા પછી થોડા દિવસ ઍન્ટીમોનીઅમ આપવું.

**સ્પાઇજેલીઆ:**[૩]—જો કૃમિને લીધે રાતમાં પેશાબ છૂટી જતો હોય, તો આ દવા અપાય છે.

**અનુસંગી ઉપાય:**—મોટી ઉમ્મરના માણસને માટે જે ઉપાયો આપ્યા છે તે કરવા, માથે ઠંડા પાણીનું કપડું રાખવું, દસ્ત સાફ લાવવો, અને શક્તિ જાળવી રાખવી ઇત્યાદિ ઉપાય છે.

---

## બાળકોનાં આસ્થની નબળાઇ.

( Rickets–રીકેટ્સ. )

જ્યારે બાળકોનાં હાડકાં મજબુત હોતાં નથી ત્યારે તે જલદી ચાલતાં શીખતું નથી, અને કેટલીકવાર મોટું થાય તોપણુ તેના પગનાં હાડકાં વળી ગયેલાં રહે છે. કોઇ બાળક તો કમ્મરમાંથી ટટાર થઈ શકતું નથી.

**કારણ:**—ગર્ભાધાન સમયે ગર્ભને પૂરતું પોષણ નહિ મળવાથી, અને તેમાં પણ ખાસ અસ્થિના ક્ષારની તંગીથી બાળકનાં હાડકાં નબળાં રહે છે, અને યોગ્ય વખતે પણ મજબુત થતાં નથી. પ્રસવ પછી માનું ધાવણ ખરાબ હોય તથા તે સમય વીત્યા પછી પણ બીજી રીતે સારું પોષણ મળતું ન હોય તો અસ્થિ નબળાં રહે છે. કોઈ વાર બાળક આઠ દશ વર્ષનું થાય છે, ત્યારે અસ્થિની નબળાઇ સ્પષ્ટ રીતે જણાવા લાગે છે, ને કોઇ વાર છઠ્ઠે મહિનેથી બધાં ચિન્હ દેખાવા લાગે છે. જે સ્ત્રીઓ દુધ, ઘી બરોબર ખાતી નથી તેમની પ્રજામાં આ રોગ થતો જણાયછે. ઉપદંશથી પણ પ્રજામાં આ રોગ થાય છે.

**ચિન્હ:**—આ વ્યાધિ દાંત ઉગવાના વખતથી શરૂ થાય છે, બાળકના શરીરમાં રૂધિર થોડું હોય છે, દાંત જલદી અને સહેલાઇથી આવતાં નથી; તે વખતે ઝાડો, તાવ, બેચેની, રાતમાં ઝબકી જવું ઈત્યાદિ ચિન્હો થાય છે, અને તેને કપાળે પરશેવો ઘણો આવ્યા કરે છે.

કેટલીકવાર ઝાડો બંધ થઇ જાય છે, એટલે પેટ ચડી આવે છે. તેના સ્નાયુઓ નબળા ને પોચા હોય છે. પોંચા અને પગની ઘુંટી ઉપર જરા સોજો લાગે છે. પડખાના પાંસળા ઉપર ગાંઠો થઇ હોય એમ ( rosary ) લાગે છે અને કેટલીક વાર આ ગાંઠો મૃત્યુ-પરીક્ષા કરતાં જોઈ શકાય છે, પાંસળાંની નબળાઇને લીધે છાતી પડખેથી દબાઇને ટુંકી થાય છે, અને છાતીનું વચલું હાડકું આગળ નીકળી આવે છે. જ્યારે આવું બને છે ત્યારે છાતીનો દેખાવ પંખીની છાતી જેવો થાય છે, તે ઉપરથી તે " ચિકન બ્રેસ્ટ ( chicken-breast ) કહેવાયછે.

આ દર્દવાળાનું માથું મોટું અને સમચોરસ દેખાય છે, અને બાળકનાં બ્રહ્મરંધ્ર જલદી પુરાઇ જતાં નથી.

અસ્થિની નબળાઈથી બરડાની કરોડને પણ હરકત આવે છે. બચ્ચું વાંસામાંથી વળી જાય છે ને ટટાર બેસી કે ઉભું થઈ શકતું નથી. કેટલીક બસ્તીનો આકાર બેડોળ થાય છે. આથી જો તે દર્દી સ્ત્રી-જાત હોય તો તેને ગર્ભાધાન સમયે દુઃખી થવું પડે છે.

હાથ પગ કોઇ કોઈ વાર બેડોળ આકારના ને વળી ગયેલા જણાય છે. વ્યાધિએ જોર પકડયું હોય ત્યારે દર્દીની ચામડી બહુ કોમળ થાય છે, તે ઉપર દબાણ કે ભાર તે ખમી શકતો નથી, અને શરીર બધું કોથળા જેવું લાગે છે. કેટલી વાર તેને હેરવવા ફેરવવામાં પણ બહુ મુસ્કેલી નડે છે.

આ વ્યાધિ પ્રાણઘાતક નથી, પણ નબળાઇને લીધે ફેફસાંના અગર મજ્જાતંતુના રોગ થઇ આવે છે, ને તેમાંથી મૃત્યું થવાની ધાસ્તી રહે છે.

## ચિકિત્સા.

**ફૉસ્ફરસ**[૬]થી ૩૦:—બાળકોનાં અસ્થિ બહુ નબળાં હોય, ને તેના માબાપને ક્ષય વા કંઠમાળની અસર હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**સીલીસ્યા**[૬]થી ૩૦:—શરીર બહુ દુબળું ને નાનું હોય તથા કપાળે ને પગે પરશેવો વળ્યા કરતો હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવાથી ઠીક થાય છે.

**આર્સેનિકમ**[૩]:—દાહ, જવર, સુસ્તી વગેરે ચિન્હો મળતાં આવે ને શરીર બહુ દુબળું હોય, તો આ દવા એકલી આઠ આઠ કલાકે આપવી અથવા એક અઠવાડીઉં આ દવા આપવી, પછી બે-ચાર દિવસ દવા વિના જવા દેવા ને પછી **સીલીસ્યા** આપવું.

**બેસીલીનમ**[૩૦]થી ૨૦૦:—જો એમ ચોક્કસ રીતે જણાય કે બાળકને ક્ષય વા કંઠમાળની અસર છે, તો આ દવાનાં બેથી ચાર ટીપાં અઠવાડીઆમાં એક વખત આપવાં.

**કૅલ્કેરીઆ કાર્બ**[૩]:—અંગમાં ચરબી સારી રીતે હોય, પણ બચ્ચું ટટાર બેસી શકતું ન હોય ને અસ્થિ પોચાં લાગતાં હોય, તો આ દવાની જરૂર છે.

**બાયોકૅમીસ્ટ્રીઃ**—

**કૅલ્કેરીઆફૉસ**[૬×]:—આ દવાથી લોહી વધે છે, સ્નાયુઓ મજબૂત થાય છે, ને અસ્થિ બંધાય છે, માટે આ દવા બચ્ચાંઓને ઘણીજ ફાયદાકારક છે. કોઇવાર તેની સાથે **કૅલ્કેરીઆ ફ્લુઓર** વારાફરતી આપવાની જરૂર પડે છે.

**અનુસંગી ઉપાયઃ**—કૉડલીવર ઑઇલ પીવા આપવું, તેને બદલે માલ્ટાઇન ઠીક પડે તો તે આપવું, દુધનો ખોરાક વધારવો, ચુનાનું નિતરૂં પાણી દુધ સાથે આપવું, અને બને તેટલી કસરત કરાવવી.

---

## બાળકોના બાંધાની નબળાઈ.

( Marasmus. )

કેટલીક વાર બચ્ચાંઓનો બાંધો ઘણો જ નબળો જોવામાં આવે છે. કેટલાંક બચ્ચાં જન્મથી જ નબળાં અને અપરિપકવ બંધારણ વાળાં હોય છે અને કેટલાંક બચ્ચાં પાછળથી નબળાં પડી જાય છે.

**કારણઃ**—મુખ્ય ત્રણ કારણો છે. એક જન્મથી શરીરમાં આવેલ કાંઈ એવો રોગ કે દોષ હોવાથી ખોરાકનું પોષણ જેવું મળવું જોઇએ તેવું મળી શકે નહિ, બીજું પૂરતા અને યોગ્ય ખોરાકની તંગી અને ત્રીજું જન્મ પછી લાગુ પડેલ કાંઈ દીર્ઘ રોગ જેનાથી શરીર નબળુંજ રહ્યાં કરે; ઘણીવાર આ ત્રીજા કારણ સાથે પહેલું કારણ ભળેલ હોય છે. અગર જો કે રોગ પાછળથી મોડો દેખાય છે, તોપણ તેનું બીજ જન્મથી જ રોપાયેલ હોય છે. જે વિષયથી સ્ક્રૉફ્યુલાનું કે ઉપદંશનું દર્દ થાય છે,

તેજ વિષ જન્મથી લાગુ પડયું હોય છે, ને તેથી ગમે તેવો સારો ખોરાક મળે તોપણ બચ્ચાનું શરીર વધતું નથી.

**ચિન્હ:**—કેટલાંક બાળક અવતરે છે, ત્યારથી જ બહુ નાનાં, ને કદરૂપાં હોય છે. તેમની ચામડી પાતળી ને ચીમડાઇ ગયેલી હોય છે. કોઈનું માથું બહુ નાનું હોય છે, તો કોઇના હાથ પગ બહુ ટુંકા હોય છે. અવતર્યા પછી તેમના કદમાં કે વજનમાં વધારો થતો નથી, અને થાય તો તે ઉમ્મરના પ્રમાણમાં ઘણો થોડો થાય છે. એવાં બાળકો વહેલાં મોડાં પણ યુવાન થયા પહેલાં મરણ પામે છે, અને કેટલાંક મોટાં થવા પામે છે, તે પણ લાંબું આયુષ્ય ભોગવ્યા વિના મૃત્યુ પામે છે. તેમાંથી ઘણાંને કંઠમાળ, ક્ષય કે ઝાડાનો મરજ થઇ આવે છે, ને તેથી દેહનો અંત આવે છે. આંતરડાનો ક્ષય તેમને ઘણી વાર થતો જોવામાં આવે છે.

## ચિકિત્સા.

**આયોડીન** 3x:—જ્યારે બાંધો બહુ નાનો ને નિર્બળ હોય ત્યારે આ દવા ૭ ૭ કલાકે આપવી. **કાલીઆયોડેટમ** 3x પણ અપાય છે.

**આર્સેનિકમ** 3:— જો જ્વર, દાહ, અશક્તિ વગેરે ચિન્હો મળતાં આવે તો આ દવા ૭ ૭ કલાકે આપવી.

**પ્લમ્બ એસેટીકમ** 6:—જો સ્નાયુઓ સુકાઇને પાતળા થઈ જતા હોય, દસ્ત કબજ રહેતો હોય, પેટમાં દુખાવો રહેતો હોય ઇત્યાદિ ચિન્હો હોય તો આ દવા ૭ ૭ કલાકે આઠ દશ દિવસ આપવી; વળી બે ચાર દિવસ ન આપવી. વળી પાછી આપવી એ પ્રમાણે બે ચાર માસ સુધી દવા ચલાવવાની જરૂર છે. વખતે આને બદલે વચમાં એકાદ બે અઠવાડીઆં **આયોડીન** 3x આપવાની જરૂર લાગે તો આપવું.

**બાયોકૅમીસ્ટ્રી:**—

**નેટ્રમમ્યુર** 6x:—શરીર નબળું ને નાનું હોય, શરદી જલદી લાગતી હોય, સળેખમ, ઉધરસ, અજીર્ણ, ઝાડા વગેરે દર્દ જલદી થઈ આવતાં હોય, ચ્હેરો ફીક્કો ને બેસી ગયેલો લાગતો હોય, ત્યારે આ દવાથી ઘણો સારો ફાયદો થાય છે; તે સાથે **ફેલ્કેરીઆ ફ્લ્યુઓર,** 6x ને **ફેલ્કેરીઆફૉસ** 6x વખતો વખત ચલાવવું એટલે શરીર ઘણું સારૂં થશે.

**અનુસંગી ઉપાય:**—બચ્ચાંને દુધ તથા ચુનાનું પાણી એકત્ર કરીને ખોરાકમાં આપવું. માલ્ટાઇન કે કૉડલીવર ઑઇલ પચે તો આપવું. બની શકે તેટલી અંગ-કસરત કરાવવી. જેમ બને તેમ ખુલ્લી હવામાં તથા સૂર્યના પ્રકાશમાં બાળકને ફેરવવું.

---

## બાળઉપદંશ.

(Infantilo Syphilis.—ઇન્ફન્ટાઇલ સીફીલીસ.)

ગર્ભ માના પેટમાં રહે છે, ત્યારથી જ ઘણી વાર ઉપદંશના રોગથી તે દૂષિત હોય છે. કેટલીકવાર પ્રસવ વખતે માને ચાંદિ હોય તો તેનો ચેપ બાળકને લાગે છે અને કોઇ વાર પ્રસવ પછી બાળકને બીજી રીતે ચેપ લાગુ પડે છે. પ્રસવ વખતે જ ચાંદીનાં ચિન્હો હોય એવું બાળક કવચિત જ જીવતું અવતરે છે. પણ ઉપદંશનાં ચિન્હો પાછળથી દેખાવાનાં હોય તો બે ત્રણ મહિનામાં જ દેખાવા માંડે છે.

**ચિન્હ**—પેઢુ ઉપર અને નિતંબ ઉપર ઉપદંશની ફોલ્લીઓ નીકળે છે. કોઇ વાર મોંઢા ઉપર પણ ફોલ્લીઓ નીકળે છે, આ ફોલ્લીઓમાં ઉંડાં ક્ષત પડે છે ને તેથી ઉપર કાળા રંગનાં ભીંગડાં વળે છે, બાળકની ચામડી ચીમળાઇ ગયેલી હોય છે, તેનું શરીર નાનું ને લોહી વિનાનું હોય છે, તેને ઘણી વાર ગંધાતો ઝાડો થઇ આવે છે. કેટલાંકને યુકૃતનો, ફેફસાંનો કે અન્નાશયનો વ્યાધિ થઇ આવે છે, અને એમ કરતાં કરતાં આંચકી વગેરે ચિન્હો થઈ દર્દી મરણ પામે છે. આવાં કેટલાંક બાળકોના નાકમાંથી શ્લેષ્મ વહ્યા કરે છે, તે દાહક હોય છે, તે રડે છે ત્યારે સાદ જાડો ( hoarse ) નીકળે છે.

જો ચિન્હો મંદ હોય તો બાળકનું પાંચ સાત મહિના સુધીમાં મૃત્યુ ન થાય તો તેનાં હાડકાંમાં અને મજ્જાતંતુમાં બિગાડ થતો જણાય છે. હાડકાં વખતે વળી જાય છે, વખતે સુજી આવે છે અને એવા ઘણા રોગો થાય છે. દુધીઆ દાંત મોડા ઉગે છે, અને જલદી ખવાઇ જાય છે. આગલા દાંત નાના ને ખાડાવાળા ઉગે છે, આંખમાં કૃષ્ણમંડળનો વરમ થાય છે. અને કેટલીકવાર કાન પણ વહે છે. આ છેલ્લાં બે ચિન્હો બીજાં કારણથી પણ થાય છે,

તોપણ ઉપદંશના ચેપને લીધે તે ઘણી વાર થાય છે, આ શિવાય એમાંથી મગજના પડનો વરમ, વાઇ, પક્ષાઘાત વગેરે ઘણા રોગો થાય છે.

ઉપદંશથી દૂષિત થયેલ પ્રકૃતિવાળા દર્દીની ઉમ્મર થોડી હોય છે, ત્યારે તે વધારે મોટો લાગે છે, અને જ્યારે તેની ઉમ્મર મોટી થાય છે, ત્યારે તે નાનો લાગે છે ને તેમનાં નાક ચપટાં હોય છે.

## ચિકિત્સા.

**મકર્યુરીઅસ**[૩૦]:—આ દવા ઉપદંશને માટે અકસીર છે, ને તે બાળકોને ૩૦ અંશવાળી આપવાથી ઠીક થાય છે. દિવસમાં બે વખત આઠ આઠ કલાકે શરૂઆતમાં આપવી, ૭ સાત દિવસ પછી ચાર દિવસ ન આપવી, ને વળી પાછી હમેશાં એક વખત એક અઠવાડીઆ સુધી આપવી; તે પછી ચાર દિવસ બંધ રાખી એકાંતરે એક વખત આપવી એમ કરવાથી ઉપદંશની સઘળી અસર નાશ પામે છે.

**ક્રિઆસોટ**[૬ કે ૧૨]:—જો ત્વચારોગ બહુ હોય, તો ઉપલી દવા એકાદ અઠવાડીઉં આપ્યા પછી ત્રણ ચાર દિવસ દવા બંધ કરીને આ દવા એક બે અઠવાડીઆં ચલાવવી; પછી પાછી ઉપલી દવા શરૂ કરવી.

**નાઇટ્રીકઍસીડ**[૬ કે ૧૨]:—જો મસા નીકળતા હોય, તો આ દવા એકલી આપવી.

**ઑરમ** [૧૨ થી ૩૦]:—જો અસ્થિમાં પણ બગાડ હોય, ને ઉપદંશની અસર ઘણી લાગતી હોય, તો આ દવાની જરૂર છે. મકર્યુરીઅસની માફકજ આ દવા ચલાવવી.

**બાયોકૅમીસ્ટ્રી**:—

**કાલીમ્યુર**[૧૨]:—આ દવા બાળકને હમેશાં બે ત્રણ વખત એ પ્રમાણે ત્રણેક મહિના સુધી આપવી. બહારથી પણ આ દવા મલમમાં મેળવીને લગાડવી.

**અનુસંગી ઉપાયઃ**—બાળકને ઉપદંશ છે એમ જણાય કે તરતજ તેની અસર દૂર કરવાનો પ્રયત્ન કરવો. ઉપરની દવામાંથી જે યોગ્ય લાગે તે દવા લાંબા વખત સુધી ચલાવવી. ગુમડાં થઇને ક્ષત પડી રહે, તો તે ઉપર નાઇટ્રીક ઍસીડ [૧] જરા પાણી સાથે મેળવીને લગાડવું. અગર કાલીમ્યુર[૩×] ભભરાવવું. બનતાં સુધી મકર્યુરીઅસ [૩૦] સિવાય બીજાની જરૂર પડશે નહિ. કોઇવાર મકર્યુરીઅસ [૬] આપવાથી પણ ઠીક થાય છે.

---

## મંદવાડમાં થતી મજ્જાતંતુની નબળાઈ ને બેશુદ્ધિ.

(Hydrocephaloid Disease.-હાઇડ્રો કેફાલૅાઇડ ડીઝીઝ.)

આ રોગનું વર્ણન પહેલ વહેલું ડૉ. **માર્શલ હૉલે** આપ્યું છે, અને તે બીજા રોગના પરિણામે થતો એક રોગ છે.

**કારણ**:-ઉલટી ને ઝાડાનું દર્દ બાળકોને થાય છે, તેમાંથી કે તેવા બીજા કોઇ રોગથી શરીરમાં બહુ નબળાઈ આવી ગયા પછી આ રોગ થાય છે.

**ચિન્હ**:—તેના ચિન્હના મુખ્ય બે ભાગ છે. પહેલાં બાળકને બેચેની, તાવ, ઝાડો, વગેરે જણાય છે, ઉંઘમાં તે દાંત કચરડે છે, કેટલીક વાર તે ઉંઘમાંથી અચાનક જાગી ઉઠે છે, તેનું પેટ ચડી આવે છે, ને તેની નાડ ઉતાવળી ચાલે છે.

પછી બેભાન અવસ્થા આવતી જાય છે, તેનો ચ્હેરો ફીક્કો થઇ જાય છે, શરીર ઠંડું પડે છે, આંખો અડધી ઉઘાડી રહે છે, પણ તે સ્થિર રહેતી નથી. આંખ પાસે દીવો ધરવાથી, પણ આંખ મીંચાતી નથી, તેમજ નાની પણ થતી નથી. શ્વાસ અનિયમિત ચાલે છે, સાદ નબળો ને ખોખરો થઇ જાય છે, તથા થોડી ઉધરસ આવે છે. નાડ નબળી ને પાતળી થતી જાય છે. પહેલાં ચ્હેરાનો ભાગ ટાઢો થાય છે, ને પછી આખે શરીરે શીતળતા આવતી જાય છે. બચ્ચું તદ્દન બેશુદ્ધ થઇને મરણ પામે છે.

## ચિકિત્સા.

**ફૉસ્ફરસ**[૩] અને **ઝીન્કમ**[૩] એ બન્ને દવાઓ આ દર્દમાં વખણાય છે, તેમાં ઝીન્કમ વધારે વપરાય છે. ચાઇના કશો ફાયદો કરતું નથી.

**બાયોકૅમીસ્ટ્રી**:-મેગ્નીશ્યમફૉસ[૩×] અને કાલીફૉસ[૩×] વારાફરતી આપવું.

**અનુસંગી ઉપાય**:—તાવનું જોર હોય ત્યારે માથા ઉપર ચંડા પાણીનું પોતું મુકી રાખવું. શરીર ચંડું પડે, તો હાથે પગે ગરમ પાણીના શીશા

મુકવા. નાડ નબળી પડવા લાગે, ને પરશેવો આવવા લાગે, તો વીરેટ્રમ આલ્બમ³× થોડી થોડીવારે આપવું.

---

## માથાનું જલંદર.

( Hydrocephalus-હાઇડ્રોકેફાલસ. )

મસ્તકની અંદર કેટલીકવાર રસોની વૃદ્ધિ થવાથી માથું મોટું થાય છે, ત્યારે માથાનું જલંદર થયું કહેવાય છે. આ રોગ ઘણુંકરીને બાળકને પહેલા વર્ષમાં થાય છે.

**પ્રકાર** :—તીક્ષ્ણ ને દીર્ઘ; તીક્ષ્ણ સ્વરૂપમાં વરમ હોય છે, ને દીર્ઘમાં વરમ હોતો નથી.

**કારણ** :—તીક્ષ્ણ રૂપ થવાનું કારણ ટયુબર્કલ હોય છે, અને તે વ્યાધિ ટયુબર્કલથી થતા ભેજાના પડના વરમને મળતો આવે છે. દીર્ઘ રૂપ એટલે માથાનું ખરૂં જલંદર થવાનું કારણ એ કે જન્મથી માથામાં જાસ્તી રસો ભરાએલા હોય છે. સ્કૉફ્યુલાના રોગીને આ વિશેષ થાય છે. કોઈવાર લાલ તાવ, મોટી ઉધરસ કે ઓરીના રોગ પછી માથાનું જલંદર થતું જોવામાં આવે છે. દારૂડીઆ માબાપનાં છોકરાંઓને માથાનું જલંદર થવાનો સંભવ વધારે રહે છે. માથાને ગરમી, શરદી, કે કાંઈ ઇજા થવાથી પણ જલંદર થઇ આવે છે. ફુટી નીકળેલ ફોલ્લીઓ કે કાંઇ તેવો રોગ એકદમ પાછો શરીરમાં સમાઇ જવાથી, અગર કાનનો વરમ ફેલાવાથી કોઇ કોઈવાર આવું પરિણામ આવે છે.

**ચિન્હો** :—જો પ્રસવ વખતે જ જલંદર થાય તો વખતે આંખોના ડોળા આમ તેમ ફરે છે, જરા જરા આંચકી આવે છે, અને માથું મોટું થતું જાય છે. માથાનાં બ્રહ્મરંધ્ર ઉઘાડાં રહે છે, માથાનાં અસ્થિ દાબતાં પાતળાં ને પોચાં લાગે છે, અને ચ્હેરાના પ્રમાણમાં માથું મોટું દેખાય છે. શરીર ઘણું કરીને કૃશ થઈ જાય છે; કોઇ બાળકને ચરબી બહુ વધી જાય છે. જલંદર વધે છે, ત્યારે માથું ગરમ લાગે છે, આગલા બ્રહ્મરંધ્રમાં નાડનો ધબકારો લાગે છે, અને ભારને લીધે માથું એક બાજુએ નમેલું રહે છે. વાળ બરાબર ઉગતા નથી, તાળવા ઉપર હાથ મુકી જોવાથી પાણી હાલતું (Fluctuation) જણાય છે; બચ્ચું જ્યાં ત્યાં સુઇ જાય છે, ને બેસતું નથી. તેનું મગજ નબળું લાગે છે. જલંદર બહુ થાય તો બચ્ચાને પક્ષાઘાત થાય છે અને આંચકી થઇને મરણ પામે છે.

### ચિકિત્સા.

**સલ્ફર**³⁰ અને **કૅલ્કેરીઆ**³⁰ :—આ બન્ને દવાઓ વારા ફરતી થોડા દિવસ આપવી, વળી થોડા દિવસ બંધ કરવી—એ પ્રમાણે બે ત્રણ માસ સુધી ચલાવવાથી દીર્ઘ સ્વરૂપમાં આરામ જણાય છે.

**હીડરા હેલીક્ષ** :—જ્યારે કપાળનો ભાગ બહાર ફુલીને નીકળી આવ્યો હોય, ત્યારે આ દવાના મધરટીંકચરનું એકેક ટીપું એકેક દિવસે આપવું. એ પ્રમાણે ચાર દિવસ આપીને ત્રણ ચાર દિવસ દવા વિના જવા દેવા; વળી ફરીથી તે દવા શરૂ કરવી એ પ્રમાણે લાંબા વખત સુધી ચલાવવું.

**અનુસંગી ઉપાય** :—તીક્ષ્ણ સ્વરૂપના ઉપાય ટયુબર્કલથી થતા વરમની માફક કરવા, દીર્ઘ સ્વરૂપમાં નબળાઇ મટાડવાના ઇલાજ હાથ લેવા, ખોરાક પૌષ્ટિક આપવો, ધીમે ધીમે કસરત કરાવવી, સ્કૉફ્યુલાના ઉપાયો કરવા, કૉડલીવર પચે તો આપવું, અંગમર્દન કરવું, સુનાનું નીતરૂં પાણી ને દુધ આપવું.

---

## આંચકી-તાણ-ઉપલીયું.

(Couvulsions-કન્વલઝન્સ.)

આંચકી બચ્ચાંઓને ઘણીવાર આવે છે. ઘણા વ્યાધિઓની શરૂઆતમાં કેટલીકવાર આંચકી આવે છે, તેમ જ વળી વ્યાધિઓના અંતમાં, અને ખરી રીતે બચ્ચાના અવસાન વખતે પણ આંચકી આવે છે. લાલ તાવ કે એવો ફુટી નીકળતો તાવ આવતો હોય, ત્યારે આંચકી પહેલી થાય છે.

**પ્રકાર** :—(૧) **સ્વજન્ય આંચકી** (૨) **વિકારજન્ય આંચકી.** સ્વજન્ય આંચકી મજ્જાતંતુના દોષથી થાય છે, વિકારજન્ય આંચકી કૃમિ, અજીર્ણ, ખટાશ, ઝાડાની કબજીઅત, ટાઈફોઇડ જેવા તાવ, ફુટી નીકળતા તાવ ઇત્યાદિથી થાય છે. કેટલીકવાર આંચકીમાં દૃઢ આકર્ષ (tonic spasm) થાય છે, ને કેટલીક વાર ક્ષણિક આકર્ષ (clonic spasms) થાય છે. દૃઢ આકર્ષના કરતાં ક્ષણિક આકર્ષ વધારે થતો જોવામાં આવે છે, અને તે થોડો નુકશાનકારક છે.

**કારણ**:—બીકથી, મગજના કાંઇ રોગથી, મોટી ઉધરસથી કે એવા કોઇ કારણથી મજ્જા-તંતુને હરકત પહોંચે, ત્યારે સ્વજન્ય આંચકી થાય છે, અને કૃમિ વગેરે ઉપર લખેલ કારણથી વિકાર-જન્ય આંચકી થાય છે. કેટલીક વાર ધાવ્યા પછી તરત આંચકી થાય છે, ત્યારે ધાવણ ખરાબ ને બગડી ગયું હોય છે. કોઇવાર માથામાં વાગવાથી પણ આંચકી થાય છે.

**લક્ષણ**:—આંચકી થવા પહેલાં કોઇ કોઇ બચ્ચાને ઉલટી થાય છે, અને તે થાય ત્યારે ભેજાનો કાંઇ રોગ છે અમ સમજવું. આંચકી જેમ વધારે વખત રહે, અને જેમ શરીર વધારે ખેંચાય તેમ વધારે ધાસ્તી સમજવી. આંચકી સાથે તાવ હોય, તો તાવનું કારણ શોધવું. ફેફસાં તપાસવાં. વખતે મગજના પડનો વરમ હોય તો તાવ સાથે આંચકી હોય છે. પેટમાં કૃમિ હોય તો તેનો ઇલાજ કરવો. આંચકી એ પોતે કાંઇ રોગ નથી; માત્ર લક્ષણ છે, માટે આંચકી આવે, ત્યારે દવા શરૂ કરવાની સાથે બાળકની સારી રીતે પરીક્ષા કરવી, અને તેનું કારણ શોધી કાઢવું. કેટલીક સ્ત્રીઓનાં બાળકોને સ્હેજે આંચકી થઇ આવે છે.

## ચિકિત્સા.

**બૅલાડોના**[3]:—જો દર્દીનો ચ્હેરો લાલ ને ફુલી આવેલો લાગતો હોય, કપાળની નસો ચડી આવી હોય ને તે ધબકતી હોય, ને તે સાથે આંચકી આવતી હોય, તો આ દવા પા પા કલાકે આપવી.

**ઝી-કમ-સલ્ફ્યુરીકમ્**[3]:—ચ્હેરો ફીક્કો લાગતો હોય, લમણા બેસી ગયેલા હોય, મસ્તક ઉપર લોહીનો વેગ બિલકુલ વધેલો જણાતો ન હોય, છતાં બાળક ચીડાઈ જતું હોય, તો આ દવા પા પા કલાકે આપવી. માત્ર મગજના જ્ઞાનતંતુ ને ગતિતંતુની નબળાઇ કે એવા કાંઇ દોષથી આંચકી હોય, તો આથી વિશેષ ફાયદો થાય છે.

**સીક્યુટા**[3×]:—બાળકને કાંઇ વાગ્યું હોય અને તેથી આંચકી આવતી હોય તો આ દવા બબ્બે કલાકે આપવી.

**કૅમોમીલા**[6]:—જ્યારે દાંત આવતા હોય, અને બાળકનો સ્વભાવ ચીડીઓ થઇ ગયો હોય, તથા લીલો ને પાણી જેવો ઝાડો ઉતરતો હોય, ત્યારે આ દવા પા પા કલાકે આપવાની જરૂર છે.

**વીરેટ્મ વિરિડી**[1×]:—જો સખત તાવની સાથે આંચકી હોય, અને તે તાવ ન્યુમોન્યાની કેસ્કાર્લેટીનાની જાતનો હોય, તો આ દવા કામની છે.

**નક્સવૉમિકા**[3]:—કાચાં અથવા ન પચે તેવાં ફળ ખાવાથી અજીર્ણ થઇને આંચકી આવતી હોય, તો આ દવા ઉપયોગી થઇ પડે છે.

**ઓપીઅમ**[3×]:—જો બાળકને કાંઇ એકદમ બીક લાગી હોય અને તેથી આંચકી આવતી હોય, તો આ દવા આપવી.

**ઇથ્યુસા સાઇનેપીઅમ**[3×, 3]:—જો અજીર્ણ થયું હોય, દસ્ત બરાબર આવતો ન હોય, પેટમાં દુખતું હોય, દુધ પણ પેટમાં ટકતું ન હોય, કે પચી શકતું ન હોય, ને બાળક રડ રડ કરતું હોય, તો આ દવા પા પા કલાકે આપવી.

**કયુપ્રમ મૅટાલીકમ**[6]:—મોટી ઉધરસના રોગમાં આંચકી થઇ આવે, તો આ દવા ઉપયોગી થઇ પડે છે. આંચકી બંધ થયા પછી પણ ઉપર આપેલ દવામાંથી જે વધારે અનુકૂળ હોય તે થોડાક દિવસ સુધી ચલાવવી, એટલે આંચકી વખતો વખત થઇ આવતી અટકશે. જો બાળકને સ્કૉફ્યુલા કે એવો રક્તદોષનો કાંઇ વ્યાધિ હોય, તો તે મટાડવાનો પ્રયત્ન કરવો.

**સેન્ટોનીન**[1×]:—જો પેટમાં કૃમિ છે એવું લાગે તો આ દવા બે બે કલાકે આપવી.

**અનુસંગી ઉપાય**:—બાળકને અંધારાવાળા ઓરડામાં શાંત સુવારી રાખવું. જો માથું ગરમ હોય તો બાળકને ગરમ પાણીમાં ૧૦ મીનીટ સુધી બેસારવું, એમ છતાં માથું ગરમ મટે નહિ, તો માથા ઉપર તે વખતે ચંડા પાણીનું પોતું મુકવું અને ગરમ પાણીમાં જરા રાઇનો લોટ નાખવો. જો ચ્હેરો ફીક્કો હોય, અને માથું ચંડું હોય, તો માથે જરા પણ ચંડક લગાડવી નહિ. શેર દોઢ શેર ગરમ પાણી લઇને તેમાં રાઇનો લોટ એક ચમચો ભરીને નાખવો, ને તેને સારી રીતે હલાવવો; પછી તેમાં એક ટુવાલ બોળી કાઢવો, અને તે ટુવાલ ગરમ હોય, ત્યારે તેમાં બાળકને લપેટવું અને તે ઉપર ગરમ ધાબળી કે ફ્લાટીનનું કપડું લપેટવું. દશ પંદર મીનીટમાં બાળકની ત્વચા લાલ થઇ

આવે એટલે દુવાલ લઇ લેવો; આ પ્રમાણે કરવાથી ફાયદો લાગે તો બીજે દિવસે ફરીને તેમ કરવું; ત્વચા ઉપર ફોલ્લીઓ થઇ આવે તો વેસેલાઈન લગાડવું. જો પેટમાં અજીર્ણ હોય અગર દસ્ત કબ્જ હોય, તો ઉલટી કરાવવી અગર મળદ્વારમાં પિચકારી મારવી. ક્લૉરૉફૉર્મ સુંઘાડવાથી પણ આંચકી નરમ પડે છે. ઉપરના કોઇ ઇલાજથી ફાયદો ન જણાય, તો ક્લૉરલ હાઇડ્રાસ ૬ મહિનાના બાળકને ૪ ગ્રેઇન્સ, ૧ વર્ષનાને ૬ ગ્રેઇન્સ ને ૨ વર્ષનાને ૮ ગ્રેઈન્સ એ પ્રમાણે લઇ એક આઉંસ ગરમ દુધમાં મેળવીને મળદ્વારમાં પિચકારી મારવી એથી આંચકીમાં ઘણો ફાયદો થાય છે.

જો વાઈ આવ્યા જેવું લાગતું હોય, તો એમાઇલનાઇટ્રેટ સુંઘાડવું. માથા તરફ લોહીનું જોર અતિશય હોય તો નાઇટ્રો ગ્લીસરીનનો $\frac{1}{200}$ ભાગ પીવા આપવો. ખોરાક નિયમિત રીતે પચે તેટલોજ આપવો; બાળકને ઠીક થાય, ત્યારે સ્વચ્છ હવામાં અને સૂર્યના નમ્ર પ્રકાશમાં ફેરવવું.

---

## ટયુબર્કલથી થતો મગજના પડનો વરમ.

Tubercular Meningitis—ટયુબરક્યુલર મેનીનજાઈટીઝ.

મગજના તળીઆના ભાગમાં આવેલ પડમાં વરમ થઈ આવે છે, ત્યારે ઘણું કરીને ટયુબર્કલને લીધે હોય છે, પરંતુ કોઈ વાર માત્ર ઉપદંશ ને વિષથી હોય છે.

**કારણ**-આ વરમ થવાનું કારણ કંઠમાળ જેવા દર્દને ઉત્પન્ન કરનાર ટયુબર્કલ નામનું વિષ છે, અને તે નાશકારક પદાર્થ લોહીમાં ભળેલો હોવાથી પહેલાં હાડકામાં અને રસવાહિનીઓમાં તેની અસર જણાય છે, અને પછી ભેજાનો વારો આવે છે. બાળકના લોહીમાં તેના જન્મથીજ આ પદાર્થ કેટલીક વાર ભળેલો હોય છે, અને તેથી આ રોગ વારસામાં ઉતરતો ગણાય છે. જ્યારે આ પ્રમાણે બાળક લાયક થઇ રહેલ હોય, ત્યારે ખરાબ ખોરાક, શરદી, ભેજ ઈત્યાદિ કારણોથી આ રોગ થઈ આવતાં વાર લાગતી નથી. સ્ક્રૉફ્યુલા કે ક્ષયવાળા માબાપનાં છોકરાંને વિશેષ થાય છે.

**ચિન્હ:**—દસ્ત કબ્જ રહે છે ને કોઈ કોઈવાર શરીર ગરમ થઈ આવે છે; પછી માથાનો દુખાવો, ને ઉલટી થાય છે; નાડી વધારે ધીમી ચાલે છે તે સાથે શ્વાસ અનિયમિત ( cheyne stokes type ) ચાલે છે. બાળક ક્ષીણ થતું જાય છે, અને બેભાન થઇને પડયું રહે છે, પણ તે આંખો ઉઘાડી રાખે છે, છતાં જરા પણ હાલતી નથી. ચ્હેરો ઘડીકમાં લાલ થાય છે, અને ઘડીકમાં ફિક્કો થઈ જાય છે. પેટની ચામડી ઉપર આંગળીના નખથી લીટો કર્યો હોય, તો પહેલી લાલ લીટી પડી રહે છે, તેનું માથું વાંસાતરફ ખેંચાય છે, અને હાથ પગ તણાય છે—આંચકી થાય છે, તેથી બચ્ચું માથા અને પગ ઉપર ટેકો રાખીને કમ્મરમાંથી વળી જાય છે.

## ચિકિત્સા.

**બેસીલીનમ**[100]:—જ્યારે તાવ આવ્યા કરતો હોય, કંઠમાળ કે ક્ષયની અસર જણાતી હોય, ત્યારે આ દવાની ચાર ગોળીઓ અચ્છેર પાણીમાં ઓગાળી દેવી, અને તેમાંથી ચમચી ભરીને ચાર ચાર કલાકે આપવી.

**આયોડોફૉર્મ**[3x]:—તાવમાંથી સન્નિપાત વગેરે લક્ષણો થાય, ત્યારે આ દવા બે બે કલાકે આપવી. આ દવાનો મલમ તાળવામાં ઘસવાથી પણ કેટલીકવાર ઠીક થાય છે.

**કૅલ્કેરીઆ કાર્બ**[30]:—જ્યારે માથું ગરમ રહેતું હોય, કપાળ ઉપર પસીનો આવ્યા કરતો હોય, ને હાથ પગ ઠંડા રહેતા હોય ત્યારે આ દવા કલાકે કલાકે આપવી. ખાટી ઉલટી થતી હોય તે સાથે ઝાડો થઈ આવે, ત્યારે પણ આ દવા ઉપયોગી છે.

**બૅલાડોના**[3]:—ચ્હેરો લાલ થઇ આવ્યો હોય, ઉન્માદ જણાતો હોય, ને બચ્ચું પોતાનું માથું ઓસીકામાં ખોસી દેતું હોય, ત્યારે આ દવા કલાકે કલાકે આપવાની જરૂર છે.

**બ્રાયોનીયા**[3], ચ્હેરો લાલ હોય, લાલ ને ફિક્કો એમ અનુક્રમે બદલાતો હોય, બચ્ચાંને હલાવતાં તે રાડ પાડતું હોય, ને કપાળનો ભાગ આગળ પડતો હોય, ત્યારે આ દવા કલાકે કલાકે એકની અગર બીજાની સાથે અપાય છે.

**હેલીબોરસ**[3]:—જ્યારે છોકરૂં ઉંઘ્યા કરતું હોય એમ લાગે, ખાવાનું કાંઇ માગે નહિ, પણ જ્યારે પાણી આપવામાં આવે, ત્યારે ઘણું પાણી પીએ,

છતાં પેશાબ ઓછો ઉતરે, અને પક્ષાઘાતના જેવું લાગે ત્યારે આ દવા કલાકે કલાકે અપાય છે.

**ફૉસ્ફરસ૩:**—જ્યારે આ દર્દ ચેપી રોગની માફક અગર કાંઈ નબળાઇ આણે એવા મોટા વ્યાધિની પછી થઇ આવે, ત્યારે આ દવા બે બે કલાકે અપાય છે.

**અનુસંગી ઉપાય:**—બહારથી તાળવામાં આયોડોફૉર્મનો મલમ ઘસવો; જરૂર લાગે તો વાળ કાઢી નાખવા. બાળકને અંધારા ઓરડામાં રાખવું. ઘોડીઆમાં સુવે, ત્યારે તેના ઉપર મચ્છરદાની નાખી રાખવી. તેની આસપાસ કશો ઘોંઘાટ કરવો નહિ. તેને જેમ બને તેમ ઓછું બોલાવવું. તાવનું જોર હોય, તો કપાળ ઉપર થંડા પાણીનું પોતું મુકી રાખવું; પણ જો બાળક બહુજ અશક્ત થઈ જાય ને તેનું ચૈતન્ય મંદ પડવા લાગે, તો થંડું પાણી બિલકુલ લગાડવું નહિ. પગ ગરમ રાખવા, બાળક સશકત હોય તો તેને દશ પંદર મીનીટ ગરમ પાણીમાં કેડ સુધી બેસારવું, ને પગ ગરમ પાણીમાં રખાવવા, પછી પગ બરાબર લુછી નાખીને ગરમ કપડેથી વીંટીને તેને શાંત રીતે ઉંઘવા દેવું. બચ્ચાંને તરસ બહુ લાગે, તો બરફના કકડા ને થંડું પાણીજ આપવું. ખોરાકમાં તાજું અગર ગરમ કરેલું દુધ આપવું. ગરમ કર્યા વિનાનું ત્રણ ચાર કલાક પડી રહેલું દુધ બનતાં સુધી આપવું નહિ.

---

### બાળકને થતો લકવો-પક્ષાઘાત.

(Infantilo Paralysis–ઈન્ફન્ટાઇલ પૅરાલીસીસ.)

બાળકને પક્ષાઘાત થાય છે, ત્યારે તે કેટલીકવાર જન્મથી શરૂ થાય છે, અને કેટલીકવાર પાછળથી થાય છે.

**કારણ:**—જન્મથી લકવાનું દર્દ લાગુ પડવાનું કારણ પ્રસવ વખતે મસ્તકને અગર બરડાને થયેલી ઇજા, કે સખત દબાણ હોય છે. ઈજાથી કે દબાણથી રકતસ્રાવ થાય છે, અને રક્તસ્રાવને લીધે લકવો થાય છે. જ્યારે જન્મ થયા પછી નાની ઉમ્મરમાં લકવો થાય છે, ત્યારે તેનું કારણ ઇજા, જફા, મોટી ઉધરસ, આંચકી, કાન વેહેવાનું દર્દ, કે કોઇ વાર સખત તાવ હોય છે. આ સઘળા રોગોમાંથી કોઇ એકાદને લીધે મસ્તકમાં રક્તસ્રાવ થાય છે, અગર તો મગજ ઉપર દબાણ થાય છે, અને તેથી લકવો થઇ આવે છે. ઉપદંશથી જે બાળકોનું લોહી દૂષિત હોય છે, તેમને લકવો થવાનો સંભવ વધારે છે.

**ચિન્હ:**—જ્યારે બાળકને લકવો કોઇ વાર દાંત આવતી વખતે થાય છે, ત્યારે કોઈ વાર તેનું અડધું અંગ-ડાબું કે જમણું રહી જાય છે, કોઈ વાર આખું અંગ રહી જાય છે. પ્રસવ પછી થતાં કારણોને લીધે બાળકનું ( ડાબું કે જમણું ) અડધું અંગ રહી જાય છે, મોટી ઉમ્મરના માણસોના મગજ ઉપર લોહીનું જોર થવાથી (apoplexy) જેવાં ચિન્હો થાય છે તેવાં ચિન્હો તેની શરૂઆતમાં થાય છે. બાળકને થોડીએક આંચકી આવે છે, અને પછી બાળક બેશુદ્ધ થઇને પડયું રહે છે; તે પછી તેનું અડધું અંગ રહી ગયું હોય એમ લાગે છે. બાળક થોડીવાર બોલી શકતું નથી, તોપણ તેની વાચા પુખ્ત ઉમ્મરના માણસના કરતાં વહેલી ઉઘડે છે. અર્ધાંગ થયા પછી રહી ગયેલ અવયવો સજડ થઈ જાય છે, અને પછી અવયવો સીધા થઈ શકતા નથી, પણ વળેલા રહે છે. અર્ધાંગ વાયુ ( hemiplegia ) થાય છે, ત્યારે પગ સારો થાય છે, પણ હાથ જલદી સારો થતો નથી.

કેટલીક વાર બાળકનો માત્ર એક હાથ, પગ કે એવું કોઇ એકજ અંગ રહી જાય છે. અગર જો કે બાકીનું અંગ રહી જાય છે, તોપણ તે અંગની જ્ઞાનશક્તિ ઓછી થતી નથી. જો લકવો મટવાનો હોય તો બાળકને મહિના દિવસમાં ઠીક થવા માંડે છે, નહિતો લકવો કાયમ રહે છે. લકવાને લીધે બાળકનું અંગ વધતું નથી ને પગનો આકાર બેડોળ થાય છે.

આ દર્દવાળા બાળકના સ્નાયુઓને **ફૅરાડીકની–વિજળીથી** કશી લાગણી થતી નથી; ને સ્નાયુઓ જલદી નબળા પડી જઇને સુકાવા માંડે છે, પરંતુ ઘણા લાંબા વખત સુધી તે સ્નાયુઓને ચાલુ **ગૅલ્વેનીક વિજળીના** પ્રવાહની લાગણી થયા કરે છે. કેટલીક વાર આ દર્દમાંથી બાળકનું મૃત્યુ નીપજે છે.

આખા શરીરને લકવો થાય છે, ત્યારે તેનું કારણ જન્મથીજ અગર પ્રસવ વખતે શરૂ થાય છે. બન્ને પગ પણ રહી જાય છે. બાળકનું મગજ નબળું પડી જાય છે. તેમના સ્નાયુઓ કઠણ થઇ જાય છે, અને જ્યારે તેમના હાથ કે પગને વાળવા આપણે પ્રયત્ન કરીએ છીએ ત્યારે શીશાની નળીને જાણે આપણે

વાળતા હોઇએ તેવી મહેનત પડે છે. દર્દીનું અંગ ધ્રુજ્યા કરે છે, અને તેના સ્નાયુઓ તેના કબજામાં રહેતા નથી, તેથી તેને હાલવામાં ઘણી મુશ્કેલી પડે છે.

## ચિકિત્સા.

**સીકેલી[૩]**:—આ દર્દ થવાની શરૂઆતમાં જ્યારે હાથ પગ ઠંડા રહેવા લાગે, અને બાળક અંગ ઉપર કપડું ખમી શકે નહિ, ત્યારે આ દવા ચાર ચાર કલાકે આપવી.

**પ્લમ્બમ[૬]**:—ઉપલી દવા આપ્યા પછી જ્યારે દસ્ત બહુ કબજ થઈ જાય ત્યારે આ દવા ચાર ચાર કલાકે આપવાથી દસ્ત સાફ થઈ આવે છે, અને પક્ષાઘાતની અસર ઓછી થાય છે, જરૂર લાગે તો આ દવાની સાથે ઉપલી દવા થોડાક દિવસો સુધી ચાલુ રાખવી.

**અનુસંગી ઉપાયઃ**—હાથે તથા પગે ગરમ મોજાં પહેરાવી રાખવાં અને સવાર સાંજ બે વખત હાથ પગ ૧૧૦ ડીગ્રી ગરમ પાણીમાં પંદર મીનીટ સુધી બોળાવી રાખવા પછી લુછી નાખીને સારી પેઠે ઘસવા; તે પછી આશરે એક કલાકે હાથે તથા પગે તેલ ચોળવું તથા ચંપી કરવી. બાળક હાથ પગ હલાવી શકે, તો તેની પાસે થોડી થોડી કસરત કરાવવી, અને નહિતો સારવાર કરનારે તેના હાથ પગને ધીમે ધીમે પાંચ સાત વખત વાળવા જેથી તેને એક જાતની કસરત જેવો ગુણ થશે. વીજળીક પ્રયોગોથી પણ બચ્ચાને આરામ થાય છે.

---

## જન્મેલા બાળકની આંખ આવવી.

(Ophthalmia Neonatorum)

ઑફ્થાલમિયા નેયોનેટારમ.

પ્રસવ વખતે પરમીઆનો ચેપ જન્મેલા બાળકને આંખે લાગવાથી તેની આંખમાં સખત વરમ થઈ આવે છે, અને ઘણી વાર તેથી બાળકની આંખ તદ્દન જાય છે; ચેપ વિના આંખ દુખવા આવે તે બહુ નુકશાનકર્તા નથી.

**ચિન્હઃ**—જન્મ્યા પછી ત્રીજા દિવસથી ચિન્હો શરૂ થાય છે, આંખ લાલચોળ થઇને સૂજી આવે છે, તેમાંથી ઘણું પાણી નીકળે છે, અને થોડી વારમાં પરૂવાળા ચીપડા નીકળવા લાગે છે. આ દર્દનો એકદમ ઈલાજ કરવાની જરૂર છે. પરમીઆનો ચેપ લાગે તેમ હતું કે કેમ તેનો તપાસ કરવો.

## ચિકિત્સા.

બાળકના જન્મ પછી તુરત બાળકની આંખ સ્વચ્છ પાણીવડે ધોઇ નાંખવી, ને આંખ ઉપર શ્લેષ્મ ચોટયો હોય, તે સઘળો ધીમે ધીમે ભીના લુગડાવડે લૂછી નાંખવો. આંખ સાફ કરવા માટે વાદળી વાપરવી નહિ પરંતુ પાતળુ ને સુંવાળું કપડું વાપરવું. આંખ સાફ કરનાર શખસે પણ પાછળથી પોતાના હાથ કાર્બોલીક લોશનથી કે એવી દવાથી ચેપનાશક સાફ કરવા. આંખની અંદર શ્લેષ્મ ભરાયો હોય, તો તે પણ ધીમેથી કાઢી લેવો, અને તેમ કરવા માટે જરૂર પડે, તો બંને પોપચાં જરા ઉંચાં કરવાં. અને જ્યારે જ્યારે પરૂ કે શ્લેષ્મ આંખમાં જોવામાં આવે, ત્યારે ત્યારે હમેશાં તે જલદી ભીના કપડાવડે બહાર કાઢી લેવું. આંખો ચોંટી જતી હોય, તો આંખ ઉપર પાણીનું પોતું થોડાક વખત સુધી રહેવા દેવું, એટલે ચીપડા પલળશે ને આંખ ઉઘડી શકશે. આંખમાં દુધ કે સાબુનું પાણી જવા દેવું નહિ. માત્ર સ્વચ્છ પાણી બસ છે.

**આર્જેન્ટી નાઇટ્રસઃ**—આ દવાના બે ગ્રેઇન્સ આશરે અઢી કે ત્રણ રૂપીઆભાર પાણીમાં નાખીને તેનાં ટીપાં હમેશાં એક વખત નાખવાં. આ દવાની શીશીને ફરતો ભૂરો કે કાળો કાગળ વીંટી રાખવો, જેથી અંદર લેશમાત્ર પ્રકાશ જવા પામે નહિ. **આર્જેન્ટી નાઇટ્રસ[૩,૨૦૦]** બે બે કલાકે થોડા પાણીમાં પીવા પણ અપાય છે. ભૂરી બાટલીમાં આ દવા ભરાય છે.

---

## બાળકના મોંઢાનાં દર્દ.

( Stomatitis–સ્ટોમેટાઈટીઝ. )

બાળકના મોંઢામાં રહેલ શ્લેષ્મ–પડમાં ઘણીવાર વરમ થઈ આવે છે, અને જાત જાતનાં ચિન્હો ઉત્પન્ન થાય છે, કેમકે તેનું મોંઢું બહુ કોમળ હોય છે.

**પ્રકારઃ**—(૧) **મોંઢામાં વરમ થઇને લાળ વહેવાનું દર્દ** ( Catarrhal stomatitis ); (૨) **ફુલીઓ** ( Aphthous stomatitis ); (૩) **મોંઢામાં ચાંદાં** ( Ulcerative stomatitis ); ( ૪ ) **મોંઢાનો સડો** ( Gangrenous stomatitis ).

**(૧) મોંઢામાં વરમ સાથે લાળ વહેવી.**

**કારણઃ**—આ વરમ થવાનું કારણ મોંઢાના શ્લેષ્મ-પડને અડતી કાંઈ દાહક કે ક્ષોભક વસ્તુ હોય છે. માના સ્તનની દીંટડી અસ્વચ્છ ને મલીન હોવાથી અયોગ્ય કે ગરમ પદાર્થ ખવરાવવાથી કે દુધ કે ખાવાનો પદાર્થ ઉન્હો ઉન્હો ખવરાવવાથી આ વરમ થાય છે. સ્કૉફ્યુલાના દર્દીના જેવી જો પ્રકૃતિ હોય છે તો તેમને શ્લેષ્મપડનો વરમ જલદી થાય છે અને તેમના દાંત જલદી આવતા નથી.

**લક્ષણોઃ**—મોંઢાનું શ્લેષ્મપડ તથા અવાળુ લાલચોળ ને ગરમ થાય છે, ને પછી તે જરા સુજી આવે છે; મોંઢામાંથી લાળ વહ્યા કરે છે; બચ્ચાનું મોંઢું બધું આળું થઇ ગયું હોય છે, તેથી તે ધાવવાને કે કાંઈ ખાવાને પ્રયત્ન કરે છે, પરંતુ દુખાય છે, એટલે તે રડી પડે છે, અને ધાવતું કે ખાતું નથી. તેને જરા તાવ આવે છે, અને કશો ખોરાક લઇ શકતું નથી. તેથી તેનું શરીર લેવાઈ જાય છે. આ સાથે તેને કોઈ કોઈ વાર ઝાડો ને ઉલટી થાય છે.

## ચિકિત્સા.

**કૅપ્સીકમ[3]**:—મોંઢામાં દાહ સાથે વરમ થયો હોય ને ત્વચામાંથી રસ નીકળ્યા કરતો હોય, તો આ દવા બે બે કલાકે આપવી. **મર્ક્યુરીઅસ**[6]થી પણ લાળ બંધ થાય છે પણ જો પારદથીજ મોં આવી ગયું હોય તો **નાઇટ્રીક ઍસીડ**ની જરૂર છે.

**નેટ્રમમ્યુર[6]**:—બાયોકેમીસ્ટ્રીની આ દવાથી લાળ બંધ થઇ જાય છે, ને વરમ મંદ પડે છે; આ દવા સાથે **ફેરમફોસ**[6] વારાફરતી આપવાથી વધારે ફાયદો થાય છે.

**અનુસંગી ઉપાયઃ**—થુલીઆના વ્યાધિમાં આપ્યો છે તે પ્રમાણે.

**(૨) થુલીઓ. ( Thrush-થ્રશ. )**

મોંઢાના શ્લેષ્મ-પડમાં સૂક્ષ્મ જીવાતને લીધે સફેદ ફુગ બંધાય છે, અને તે ફેલાતી જાય છે, ત્યારે મોંઢું આવી જાય છે, અને દુખે છે.

કારણઃ—આવી રીતે મોં આવી જવાનું કારણ ઑઇડીઅમ આલ્બીકન્સ નામની ફુગ (fungus—જંતુ) છે, તેમાં સૂક્ષ્મ જીવાત હોય છે. બાળકને ખવરાવવા પીવરાવવામાં સ્વચ્છતા નહિ રાખવાથી, બીજા કોઈ રોગથી શરીર ક્ષીણ થઈ જવાથી, મોંઢામાંથી પુરૂં થુંક પેદા ન થતું હોય તેથી, અને ચેપથી આ રોગ થવાનો સંભવ છે. સ્પર્શથી તે ફેલાતું હોય એમ જણાય છે. અજીર્ણ વિકાર કેટલીક વાર તેની સાથે હોય છે.

**ચિન્હઃ**—આ ફુગ અગર જીવાતને લીધે મોંઢું આવી જાય છે, ત્યારે મોંઢામાંથી લાળ વહેવા માંડે છે, શ્લેષ્મપડનો વરમ થાય છે, અજીર્ણ હોય એમ કેટલીકવાર લાગે છે. બગડી ગયેલા દુધના લચકા જેવા સફેદ ચાંલ્લા મોંઢામાં દેખાય છે, અને તેને શ્લેષ્મપડ ઉપરથી મુશ્કેલીથી ઉખેડી શકાય છે, તે સાથે તાવ હોતો નથી, તેમ મોંઢું ગંધાતું નથી, એટલે ડીફ્થેરીઆથી તેને જુદા રોગ તરીકે ઓળખી શકાય છે. ઘણીવાર એક કુટુંબમાં ઘણાં છોકરાંને થુલીઓ થઈ આવે છે.

## ચિકિત્સા.

**બોરાક્સ[3x]**:—આ દવાનો એકેક ગ્રેન અથવા એકેક ટીપું બે બે કલાકે આપવું એટલે થુલીઓ મટવા લાગે છે.

**ઍન્ટીમોનીઅમ ટાર્ટરીકમ**[6]:—છોકરાંઓને થુલીઆનું દર્દ થયું હોય, અને દુધની ઉલટી થઇ જતી હોય, તો આ દવા બે બે કલાકે પીવા આપવી.

**મર્ક્યુરીઅસ કરોઝીવસ[6]**:—મોંઢામાંથી લાળ બહુ નીકળતી હોય, ને ઝાડો ચીકણો ઉતરતો હોય, ત્યારે આ દવા બે બે કલાકે આપવાથી આરામ થાય છે.

**આર્સેનિકમ[3]**:—બાળકનું શરીર નબળું હોય, ઝીણો ઝીણો તાવ આવતો હોય, વખતે ઝાડો થઇ આવતો હોય, નાડી બહુ પાતળી ને નબળી ચાલતી હોય, ને તે સાથે મોંઢામાં ક્ષત પડયાં હોય, તો આ દવાની જરૂર છે.

**અનુસંગી ઉપાય**—એક આઉંસ પાણીમાં ટંકણખારનો એક ગ્રેન નાખીને તે પાણીવડે બચ્ચાંનું મોઢું અંદરથી ત્રણ ત્રણ કલાકે ધોવું; અથવા પોટાશ્યમ પરમેન્ગનેટનો એક ગ્રેન એક આઉંસ પાણીમાં નાંખીને તે વડે મોઢું સાફ કરવું તેવીજ રીતે એક શેર પાણીમાં કલોરેટ ઑફ પોટાશનો એક ગ્રેઇન નાખીને તે વડે પણ મોઢું સાફ કરાય છે.

## ( ૩ ) મોંઢામાં પડતાં ચાંદાં.

બાળકના મોંઢામાં ચાંદાં પડવાનું કારણ કોઇ સ્થાનિક ચેપ જણાય છે. ઘણીવાર આ રોગ એક વખતે સંખ્યાબંધ બાળકોને થાય છે, તોપણ તેનું કોઈ ખાસ ચેપી વિષ જાણવામાં આવ્યું નથી.

**કારણઃ**—જ્યાંસુધી કોઈ અમુક ચેપી વિષ જાણવામાં આવ્યું નથી ત્યાંસુધી બાળકના મોંઢાની અસ્વચ્છતા, અને તેના શરીરની નબળાઈ એ બે આનાં કારણો માનવામાં આવે છે.

**લક્ષણઃ**—નીચલા અવાળુમાં વરમ થાય છે અને તે સુજી આવે છે, તે પછી તેની ફરતી પીળી કિનારી બંધાય છે, અવાળુમાં વરમ થયા પછી હોઠની ત્વચામાં પણ વરમ અને ચાંદાં થાય છે, ગળામાં જ્યાં પેઢાં અડે છે ત્યાં પણ ચાંદાં પડે છે, વખતે જીભની કોર ઉપર પણ એ ચાંદાની અસર થાય છે, મોંઢું ગંધાય છે, તેમાં ઘણું દર્દ થાય છે, બાળક બેચેન રહે છે, અને મોંઢાનાં બીજાં દર્દ કરતાં આ દર્દમાં વધારે તાવ આવે છે.

### ચિકિત્સા.

**મકર્યુરીઅસ કરોઝીવસ**[3]:—જ્યારે બાળકના મોંઢામાં કાંઇ ચોકસ કારણ વિના ચાંદાં પડતાં હોય, ને સહેજસાજ વરમ રહેતો હોય, ત્યારે આ દવા બે બે કલાકે આપવાથી ઠીક થાય છે.

**નાઇટ્રીક ઍસીડ**[6]:—જો પારદની દવા મોટી માત્રામાં લેવાથી બાળકનું મોંઢું આવી ગયેલું રહેતું હોય, તો આ દવા બે બે કલાકે આપવી.

**મ્યુરીઆટીક ઍસીડ**[6]:—જો ક્ષત વારંવાર થઇ આવતાં હોય. તો આ દવા ત્રણ ત્રણ કલાકે થોડાક દિવસ સુધી આપ્યા કરવી.

**બેપ્ટીસીઆ**$\phi$[3] આ દવાના મધર ટીંકચરનું એકેક ટીપું કલાકે કલાકે લેવાથી મોંઢાની ખરાબ વાસ, કાળાં પડી ગયેલાં મોંઢાનાં શ્લેષ્મ–પડ, પોચાં પેઢાં, નરમ પાણી જેવો દસ્ત વગેરે સુધરે છે.

**અનુસંગી ઉપાયઃ**—જો મોંઢામાં બહુ ચાંદાં પડયાં હોય, તો મ્યુરીએટ ઑફ હાઇડ્રાસ્ટીન નામની દવા ત્રણ આઉંસ સ્વચ્છ પાણીમાં ત્રણ ગ્રેઇન્સ મેળવીને તે મોંઢામાં જરા જરા લગાડવી. વળી ક્લૉરેટ આફ પોટાશના ૩ ગ્રેઇન્સ ૧ આઉંસ પાણીમાં મેળવીને તેના કોગળા કરવાથી પણ ફાયદો થશે. આવી તબીઅતવાળા બાળકની એકંદર તન્દુરસ્તી સુધારવી. સ્ક્રૉફ્યુલાની અસર દૂર કરવી. અને દાંતનો કાંઇ વ્યાધિ હોય તો તે મટાડવો.

---

## (૪) મોંઢાનો સડો.

કોઈ ચેપી રોગ થયા પછી, અગર લાંબો મંદવાડ ગયા પછી બાળકના મોંઢામાં કેટલીક વાર સડો થાય છે, તેથી ગાલની ત્વચા ખવાઇ જાય છે.

**કારણઃ**—ઓરી નીકળ્યા પછી, કે લાલ તાવ, વિષમ–જ્વર, કે એવો કોઈ સખ્ત તાવ કિંવા મંદવાડ થયા પછી ત્રણથી છ વર્ષ સુધીનાં બાળકોને આ દર્દ થતું જોવામાં આવે છે. સડવનારાં સૂક્ષ્મ જંતુને લીધે આ દર્દ થતું હશે, પરંતુ તેની કોઈ ચોકસ જાત હજી જાણવામાં આવી નથી. ગરીબ લોકો જે ખોરાક લે છે, અને મલીન રહે છે, તેમને આ રોગ વિશેષ થાય છે.

**ચિન્હઃ**—ગાલ ઉપર કે મોંઢાની અંદર ખુણા આગળ એક નાની ફોડલી થાય છે, તેમાં રસ ભરાય છે. આ ફોડલી ફુટે છે અને પછી ત્વચા ઉપર ક્ષત પડે છે, તેની સપાટી કઠણ હોય છે અને બહારથી હાથ લગાડવાથી પણ કાંઇક દાળના દાણા જેવું અંદર લાગે છે. આ ક્ષતમાંથી સડો શરૂ થાય છે અને તે ફેલાતો જાય છે તથા ગાલ સુજી આવે છે, તેથી ચળકતો ને લીસો દેખાય છે. દર્દીનું મોં ગંધાય છે, બેચેન રહે છે, થોડો થોડો તાવ રહ્યા કરે છે, ગાલમાં છિદ્ર પડે છે, અને તેનો કેટલોક ભાગ ખવાઇને નાશ પામે છે.

**પરિણામઃ**—મોંઢાના આવા સડામાંથી ઘણીવાર માઠું પરિણામ આવે છે. બચ્ચાને સેપ્ટીસીમીઆનો રકતવિકાર થાય છે અગર સખત ખાંસી થાય છે. બચ્ચાનો ગાલ સારો થાય, તોપણ તેના ચ્હેરાનો દેખાવ તેથી બગડે છે.

### ચિકિત્સા.

**આર્સેનિકમ**[3x]:—એકંદર શરીરની તન્દુરસ્તી સુધારવા માટે આ દવા કામની છે.

**અનુસંગી ઉપાયઃ**—બીજાં છોકરાંઓ બનતાં સુધી આવાં છોકરાંની પાસે જાય નહિ તે ધ્યાનમાં રાખવું, કેમકે આ રોગ થોડેક અંશે ચેપી છે. ખો-

રાક પુષ્ટિકારક આપવો. બાળક બહુ ક્ષીણ થઈ જાય, તો ઉત્તેજક દવાઓ આપવી. સડો થયેલો ભાગ શસ્ત્રોપચારથી કાઢી નાખવો, પછી તેની આસપાસની જગ્યા નાઇટ્રીક એસીડના પ્રવાહિથી ધોઇને સાફ કરવી, ને જે ખાડો પડે તેમાં આયોડોફૉર્મ, ઇકથીઓલ કે એરીસ્ટોલ ભરવું. આમાંની કોઇ દવા બાળકના ગળામાં ન જાય, તે ધ્યાનમાં રાખવું. અને વખતોવખત મોંઢાને પોટાસ્યમ પરમેન્ગનેટથી ધોઇને સાફ કરવું.

---

## જીભ થોથવાવી, અટકવી, તોતડું બોલવું.

( Stammering-સ્ટૅમરીંગ. )

કેટલાંક છોકરાં બોલતાં શીખે, ત્યારે તેમની જીભ થોથવાતી હોય અને છુટથી બોલી શકતાં ન હોય એમ લાગે છે.

**કારણ:**—ગતિતંતુની અનિયમિતતાથી જીભ થોથવાય છે.

**લક્ષણ:**—જીભ થોથવાય, ત્યારે હરકોઈ માણસ કેવી રીતે બોલે છે, તે સૌના જાણવામાં હોય છે. શબ્દનો તે ઉચ્ચાર કરવા ઇચ્છે છે, તેના અક્ષરોમાંથી એકાદ તેને બે ત્રણ વાર બોલવો પડે છે.

### ચિકિત્સા.

**સ્ટ્રામોન્યમ**૩ અથવા **હાયોસાયમ**૩ ૭ ૭ કલાકે આપી જોવું. જો કોરીઆની અસર હોય, તો તે વ્યાધિમાં લખેલા ઉપાય કરવા.

**બાયોકૅમીસ્ટ્રી:**-મેગ્નીસ્યમફૉસ૬×ને કાલીફૉસ૬× ક્રમવાર આપવું.

**અનુસંગી ઉપાય:**—આ ખોડ દૂર કરવા માટે હુંશિયાર શિક્ષકની જરૂર છે. જો બાળક દૃઢ મનનું થઇને જીભને સુધારવા માંડે, તો જલદી સુધરી શકે છે.

---

## દાંત આવતી વખતે થતાં દર્દો.

( Morbid Dentition-મૉરબીડ ડેન્ટીશન. )

જન્મ પછી સાધારણ રીતે સાતમે મહિનેથી દાંત આવવા માંડે છે, તે બે વર્ષે આવી રહે છે. તન્દુરસ્ત અને મજબુત બાંધાનાં બાળકને દાંત આવતી વખતે કાંઈ પણ રોગ થવો જોઈએ નહિ અને થતો પણ નથી; પણ દાંત આવવાના સમયે શરીરની ક્રિયાઓ કુદરતી રીતે જ વધારે ચંચળતાથી ચાલે છે, અને તેથી શરીરની જે નબળાઈ તથા દોષ હોય તે વધારે પ્રબળતાથી દેખાઇ આવે છે. જે બાળકો ત્વચારોગને લાયક હોય છે, તેને ત્વચારોગ થાય છે, જેઓની ધમનીઓ ને શિરાઓ નબળી હોય તેમને તેના રોગ થાય છે, જેઓની પાચનક્રિયા ખરાબ હોય, તેમને ઉલટી, ઝાડો, વગેરે થાય છે. આ વખતે કેટલાં દર્દો થાય છે, તે બરાબર ચોકસ નથી; કેમકે તે બાળકની પ્રકૃતિને જન્મથી આવતા લોહીના ને શરીરના દોષ ઉપર આધાર રાખે છે, તથા તેની ખાવા પીવાની ટેવથી તેમાં ફેરફાર થાય છે, તોપણ વિશેષે કરીને (૧) મોંઢું આવી જવું, (૨) તાવ, (૩) ઝાડો, (૪) ઉલટી, (૫) ત્વચારોગ, (૬) આંચકી, (૭) રાતમાં ઝબકી જવું અને (૮) કાનનું વહેવું એટલા ઉપદ્રવો જોવામાં આવે છે. ઝાડા ને ઉલટીના દર્દ સાથે બાળકને અજીર્ણ રહેતું હોય એમ લાગે છે. આ વખતે બાળકનું શરીર લેવાતું જાય છે, અને બીજો રોગ થોડો હોય તોપણ તેના પ્રમાણમાં તેનું શરીર વધારે દુબળું થઈ જાય છે. તેમના જ્ઞાનતંતુઓ નબળા પડે છે તેથી બહુ રડે છે અને લોકો કહે છે કે તે "ચીંગાં" થયાં છે. (આ બાબતની નીચે દવાઓ આપી છે, પણ બીજે સ્થળે વધારે સરળતાની ખાતર જે જે વિષયોને વિસ્તારથી આપ્યા છે, તે તે આ સાથે જોવા.)

**અનુસંગી ઉપાય:**—દાંત આવતી વખતે પુષ્ટિકારક ખોરાકની સૌથી પહેલી જરૂર છે. જે જે લક્ષણ જણાય તેના ઉપાય કરવા, અને તે સાથે દુધની અંદર ચુનાનું નિતરૂં પાણી મેળવીને હમેશાં આપ્યા કરવું. બાયોકૅમીસ્ટ્રીનું **કૅલ્કેરીઆફૉસ**૩× આપવાથી પણ દાંતનું બંધારણ સહેલાઇથી થાય છે. માલ્ટાઇન બહુ જ થોડું થોડું ( પચે તો ) આપવું, અગર, મેલીન્સફુડના લાકડી જેવા કકડા આવે છે, તે મોંઢામાં બચ્ચાંને ખાવા આપવા. વ્યાધિનાં ચિન્હ જણાય કે તરત ઇલાજ કરવા માંડવો. કેટલાક લોકો એમ સમજે છે કે દાંત આવતા હોય, ત્યારે ઇલાજની જરૂર નથી; પણ એ વાત તદ્દન ખોટી છે.

એમ સમજે છે કે દાંત આવતા હોય, ત્યારે ઇલાજની જરૂર નથી, પણ એ વાત તદ્દન ખોટી છે.

## ( ૧ ) મોઢું આવી જવું.

**Catarrhal Stomatitis–કટાર્હલ સ્ટોમેટાઈટીઝ.**

બાળકના મોઢામાં દાંત ફુટવાના થાય છે, ત્યારે પેઢાં અને આસપાસની ત્વચા કઠણ ને લાલ થઈને જરા સુજી આવે છે, લાળ વહે છે, બચ્ચાંનું શરીર જરા તપી આવે છે, ને તે રે રે કર્યા કરે છે; મોઢામાં કાંઇ કઠણ વસ્તુ નાંખે છે, તેને પેઢાવચ્ચે દાબે છે, અને પેઢાં દુખાય છે, એટલે ચીસ પાડીને તેને ફેંકી દેછે.

**ઉપાયઃ**--બનતાં સુધી કોઇ શસ્ત્રથી પેઢાં ફાડીને દાંત બહાર કાઢવા પ્રયત્ન કરવો નહિ. જો પેઢું અતિશય સુજી આવ્યું હોય, તેમાં બહુ દુખાવો હોય તથા એમ લાગતું હોય કે ઉપલી ત્વચાની નીચે જ-દાંત છે, તો ત્વચાને તિક્ષ્ણ શસ્ત્રથી કાપવી.

### ( ૨ ) તાવ–(Fever–ફીવર.)

દાંત આવતા હોય ત્યારે કોઈ વાર થોડો તાવ આવે છે, બાળકને પરશેવો પણ જરા જરા આવ્યા કરે છે, પણ જ્યારે તાવ આવે ત્યારે તે દાંતને લીધેજ આવે છે, એમ માનવું નહિ. તાવની સાથે જે જે ચિન્હ જણાય તે તે લક્ષમાં લેવાં ને બાળકની બરાબર પરીક્ષા કરવી. તાવનું જે કારણ લાગે તે દૂર કરવું. અજીર્ણ થવા દેવું નહિ. ઘણી વાર તાવ એકલો હોતો નથી, પણ તે સાથે ઝાડો કે કાંઈ બીજો રોગ પણ હોય છે.

### ચિકિત્સા.

તાવ સખત આવતો હોય, તો **ઍકોનાઈટ**૩×નાં ત્રણ ટીપાં નવટાંક પાણીમાં નાંખીને તેમાંથી નાની ચમચી ભરીને કલાકે કલાકે આપવું. સુસ્તી રહેતી હોય, તાવ નરમ હોય ને લાંબા વખતથી આવતો હોય તો **આર્સેનિકમ**૩ નાં બે ટીંપાં નવટાંક પાણીમાં નાંખી તેમાંથી નાની ચમચી જેટલું ચાર ચાર કે છ છ કલાકે આપવું. બાળક બહુ અશક્ત હોય ને ઝીણો તાવ રહેતો હોય તો **ચાઇના**૧ નાં ચાર ટીંપાં ઉપર પ્રમાણે પાણીમાં મેળવી દિવસમાં ત્રણ વખત આપવાં.

**બાયોકૅમીસ્ટ્રી :—ફૅરમ ફૉસ**૩× :—જો તાવ સખત હોય તો આ દવાનો એકેક ગ્રેઇન એક ચમચી ગરમ પાણીમાં કલાકે કલાકે આપવો. ચાર પાંચ કલાકે તાવ નરમ પડે નહિ, ને દવા ચાલુ રાખવી પડે તો પછી **કુલીમ્યુર કે નેટ્રમમ્યુર** પણ વારાફરતી કલાકે કલાકે આપવું. દાંત ફુટવાથીજ તાવ આવે છે એમ ખાત્રી થતી હોય તો **ફૅરમ ફૉસ**-ની સાથે **કૅલ્કેરીઆ ફૉસ** વારાફરતી આપવું.

### ( ૩ ) ઝાડો.

(Diarrhoea.–ડાએરીઆ.)

દાંત આવે છે, ત્યારે કેટલાંક બચ્ચાંને ચોવિસ કલાકમાં ચાર પાંચ વખત ઝાડો થાય છે, તે પાતળો ને સફેદ અગર લીલો હોય છે. કેટલીકવાર તેમાં ખોરાક કાચોને કાચો નીકળી જાય છે તે સાથે કયારેક તાવ આવી જાય છે, પેટમાં દુખે છે, તેથી બાળક રડયા કરે છે. ઝાડો કેટલીકવાર બહુ ગંધાય છે. કોઇ વાર તે સાથે ઉલટી પણ થાય છે.

### ચિકિત્સા.

**કૅમોમીલા**૬– દાંત આવતા હોય ત્યારે ઝાડો બંધ કરવા માટે ત્રણ ત્રણ કલાકે આપવું. જો ખોરાક કે દુધ માફક ન આવતું હોય ને તેને લીધે ઉલટી કે ઝાડો થતો હોય તો **નકસવૉમિકા**૩નાં બે ટીંપાં એક આઉંસ પાણીમાં નાંખીને તેમાંથી થોડું થોડું દિવસમાં ચાર પાંચ વખત આપવું. જો આંતરડામાંથી શ્લેષ્મ ઝાડા વાટે બહાર નીકળતો હોય, તો **લાઇકોપોડીઅમ**૩૦ નાં ચાર ટીંપાં નવટાંક પાણીમાં નાંખીને તેમાંથી થોડું થોડું દિવસમાં છ વખત આપવું. પણ એ બન્ને કરતાં **કૅલ્કેરીઆકાર્બ**૬ બબે કલાકે આપવાથી વધારે ફાયદો થશે. જો પ્રવાહી હોય તો ઉપર બીજી દવાઓ આપવાની રીત બતાવી છે, તે પ્રમાણે ત્રણ ટીંપાં આપવાં. જો ચૂર્ણ હોય તો બે બે કે ચાર ચાર કલાકે એકેક ગ્રેઇન બચ્ચાંની જીભ ઉપર મુકી દેવું એટલે તે ગળી જશે. એથી દાંત પણ જલદી ફુટશે, અને તે માટે તે દવા પંદર વીશ દિવસ સુધી ચલાવવાની જરૂર છે. **મર્ક્યુરીઅસ**૬ ની પણ કેટલીક વાર જરૂર પડે છે.

**બાયોકૅમીસ્ટ્રીઃ–કૅલ્કેરીઆ ફૉસ**૩ નો એકેક ગ્રેઇન બાળકની જીભ ઉપર ચાર ચાર કલાકે મુકવો, જેથી તે ચાટી જશે, ઝાડો મટી જશે, અને દાંત ઉગવામાં તેને મદદ થશે. લીલો ને ગંધાતો ઝાડો હોય તો **સીલીસ્યા**૬ નો અડધો ગ્રેઇન બે બે કલાકે આપવો. ઝાડો બંધ થઇ જાય તો પછી દવા એટલી

ઉતાવળથી આપવી નહિ. ( વધારે માહેતી માટે જુવો બાળકના ઝાડાના દર્દીનો વિષય. )

**અનુસંગી ઉપાયઃ**—તીક્ષ્ણ ઝાડામાં દર્દીને ચોવીસ કલાક સુધી કાંઇ પણ ખોરાક આપવો નહિ. જ્યારે ખોરાક શરૂ કરવામાં આવે, ત્યારે જવની ચાહ, સાબુચોખાની કાંજી કે એવો કાંઈક હલકો ખોરાક આપવો; ઝાડાને બંધ કરવા માટે ગરમ પાણીની મળદ્વારમાં પિચકારી મારવી એ ઘણો સારો રસ્તો છે. તે ગરમ પાણીમાં બને તો બોરાસીક ઍસીડ નાંખવું. બાળકને જરાપણ શરદી ન લાગે તે માટે યોગ્ય પોશાક પહેરાવવો. ઝાડાથી બાળકનાં કપડાં બગડે, ત્યારે તરતજ તે કપડાં કાઢી નાંખીને ઝીન્કસી કલૉરાઇડ ૧ શેર, અને પાણી બે ગ્યાલન એટલે અડધામણ જેટલું લઇને તેમાં ભેળવવું, અને પછી તે પાણીમાં તેને ધોઇ નાખવાં. જ્યારે બાળકનું શરીર ઝાડા સાથે ગરમ થઇ આવે, ત્યારે બાળકને જરા ગરમ પાણીમાં આશરે દશ મીનીટ સુધી બેસારવું. બચ્ચાને ચંડી અને સમશીતોષ્ણ હવાવાળા ઓરડામાંજ રાખવું. હવા ફેર કરાવવાની જરૂર હોય, તો અવસ્ય હવા ફેર કરાવવો.

### ( ૪ ) ઉલટી. (Vomiting—વૉમીટીંગ.)

બાળકને દાંત આવતા હોય છે, ત્યારે ધાવણની, બીજા દુધની કે ખોરાકની તેને ઉલટી થઈ જાય છે. કોઇ વાર દિવસમાં ત્રણ ચાર વખત ઉલટી થાય છે, ને કોઈ વાર માત્ર એક કે બે વખત ઉલટી થાય છે. ઉલટીથી ને ઝાડાથી બાળકને કોઈ વાર બહુ ધક્કો લાગી જાય છે ત્યારે તે **અલખાઇ** ગયો કહેવાય છે. ઉપાય કરતી વખતે માત્ર ઉલટી ઉપર લક્ષ આપવાનું નથી; પરંતુ તે સાથે બીજાં જે જે લક્ષણો હોય તે ઉપર પણ લક્ષ આપવાનું છે.

## ચિકિત્સા.

**ક્રીઓસોટ**$^{6}$ નાં ત્રણ ટીપાં આશરે ત્રણ ચાર રૂપીઆભાર પાણીમાં નાંખીને તેમાંથી થોડું થોડું દિવસમાં ત્રણ ચાર વખત આપવું એથી ઉલટી બંધ થશે. દાંત કાઢી જતા અટકશે, ને નિદ્રા સારી રીતે આવશે. દુર્બળ ને પાતળા બાંધાનાં બાળકો રોરો કરતાં હોય ને ઉંઘતાં ન હોય તેઓને આ દવા ઘણી માફક આવે છે.

**બાયોકૅમીસ્ટ્રીઃ**—કૅલકેરીઆફૉસ$^{6}$ નો એક ગ્રેઇન બાળકની જીભ ઉપર મુકવો, એથી ઉલટી બંધ પડશે. એથી ઠીક થાય નહિ તો મેગ્નીસીઆફૉસ$^{6x}$ કે કાલીમ્યુર$^{6}$ આપવું. દસ્ત કબજ હોય તો નેટ્રમમ્યુરથી દસ્ત આવશે ને ઉલટી બંધ થશે.

### ( ૫ ) ત્વચારોગ. ( સ્કીન ડીઝીઝીઝ).

દાંત આવતા હોય, ત્યારે બચ્ચાંને દાદર, ઉંદરી, ખસ, લુખસ, ઇત્યાદિ રોગ થાય છે. દાદર માથામાં થાય છે તેથી માથાના વાળમાં ચાંદાં પડે છે, ને રસી નીકળ્યા કરે છે. આ રોગ લાંબા વખત સુધી ચાલે છે, ને બચ્ચું બહુ હેરાન થાય છે.

## ચિકિત્સા.

બાળકની શક્તિ વધારવાનો પ્રયત્ન કરવો, જે જે ત્વચારોગ થાય, તે માટે ઈલાજ કરવા અને ત્વચારોગના પ્રકરણમાં આપેલ દવા લગાડવી તથા પીવા આપવી.

**સલ્ફર**$^{3}$:—સાધારણ ત્વચારોગને માટે આ દવા ઘણી ગુણકારી છે. તે દવાની નાની માત્રા દિવસમાં ત્રણ વખત આપવી. એ સિવાય જુદા જુદા ત્વચારોગ માટે જુદી જુદી દવાની જરૂર છે અને તે બચ્ચાંઓના ત્વચારોગમાં આપી છે; તોપણ કૅલકેરીઆ કાર્બ$^{3}$ દાંત ઉગવામાં મદદ કરે છે, અને સાથે સાથે ત્વચારોગ પણ મટાડી શકે છે એ ખાસ યાદ રાખવા જેવું છે, ને તેથી તે અજમાવ્યા વિના રહેવું નહિ. આ દવા શરૂઆતમાં બે ત્રણ દિવસ આપ્યા પછી સલ્ફર અપાય તો પણ ત્વચારોગ જલદી મટી જાય છે.

**બાયોકૅમીસ્ટ્રીઃ**—કાલીમ્યુર$^{3x}$ ને કૅલ્કેરીઆ ફૉસ$^{3x}$ બન્ને દવાઓ વારાફરતી બે બે કલાકે બાળક જાગતું હોય, ત્યારે આપવી. એકેક ગ્રેઈન ભુકી તેની જીભ ઉપર મુકી દેવી. દવા આપવા માટે તેને જગાડવું નહિ. આ સિવાય બીજી દવાઓ ત્વચારોગના વિષયમાં આપી છે, તે પ્રમાણે ઉપાય કરવો.

### (૬) આંચકી (Convulsions—કન્વલઝન્સ).

બાળકને આંચકી આવતી હોય, ત્યારે તેનું મૂળ કારણ શોધી કાઢવું ને માત્ર દાંતને લીધેજ આવે છે એવું માનીને ઉપાય કર્યા વિના રહેવું નહિ. આંચકીની સાથે ઘણી વાર તાવ પણ હોય છે, પણ જો સખત હોય તો એકંદર ચિન્હો—લક્ષણોનું બારીક અવલોકન કરીને નક્કી કરવું કે તાવ ને આંચકી શાથી થએલ છે. મોઢું ઉઘાડીને પેઢાંની સ્થિતિ જોવી,

તેથી દાંત આવે છે કે કેમ તે જણાશે. દાંત આવતા હોય તો દવા કરવાની જરૂર નથી એવું સમજવું નહિ.

**કૅલ્કેરીઆ કાર્બોનિકા**[૬] ક્રે ૧૨–બાળકને દાંત સહેલાઇથી આવતા નથી એમ લાગે કે તરત આ દવા શરૂ કરી હોય તો તેને આંચકી જેવા ભયંકર દર્દથી હેરાન થવું પડતું નથી, અને આંચકી થયા પછી પણ જો આ દવા આપવામાં આવે તો તેથી માઠું પરિણામ આવતું અટકે છે. જો આંચકી થોડી ને કોઈક વાર આવતી હોય તો બીજી દવાની જરૂર પડતી નથી; તોપણ આંચકી સખત આવવા લાગે, તો **બેલાડોના**[૩] નાં ત્રણ ચાર ટીંપાં ચાર ભાર પાણીમાં ભેળવીને તેમાંથી થોડું થોડું પંદર પંદર કે વીશ વીશ મીનીટે બચ્ચાંને પીવા આપવું. જો બચ્ચું ઝબકી જતું હોય, ઝાડો પાતળો લીલા રંગનો ઉતરતો હોય ને તેનું મજ્જાતંત્ર બગડ્યું હોય તો **કેમોમીલા**[૬] થી પણ ફાયદો થશે.

**બાયોકેમીસ્ટ્રી:–મેગ્નીસીઅમ ફૉસ**[૩] આપવાથી ઘણું કરીને આંચકી મટયા વિના રહેશે નહિ; જરૂર લાગે તો તે અને **કાલીફૉસ** વારા ફરતી આપવામાં જ્યારે આંચકી નરમ પડી હોય ને વારંવાર આવતી ન હોય ત્યારે **કૅલ્કેરીઆફૉસ**[૬] હમેશાં ત્રણ વખત આપવું, એટલે દાંત સહેલાઇથી ઉગવા લાગશે. (વધારાને માટે જુવો "બાળકોના વ્યાધિઓમાં આંચકી" નો વિષય.)

### (૭) રાતમાં ઝબકી જવું તથા રો રો કરવું.

### Crying of Infants–ક્રાઈંગ ઑફ ઇન્ફન્ટસ.

દાંત આવે છે, તેથી બાળક ઘણી વાર રાતમાં ઝબકી જાય છે તે તેના જ્ઞાનતંતુની નબળાઇ બતાવી આપે છે. કેટલીકવાર કૃમિના જોરથી પણ બચ્ચું રાતમાં ઝબકી જાય છે. જ્યારે દાંત આવતા હોય છે, ત્યારે મોંઢું તપાસવાથી ખબર પડે છે, અને તેથી તેને લીધેજ તે ઝબકે છે કે કેમ તે નક્કી થઇ શકે છે. કેટલાંક બચ્ચાં રાતમાં પૂરતી નિદ્રા થઇ શકતી નથી; ને સ્વપ્નમાં કાંઇ બીક લાગવાથી રડવા લાગે છે. કેટલાંક બચ્ચાં બેચેની લાગવાથી બરાબર ઉંઘતાં નથી અને રડરડ કર્યાં કરે છે.

**કૉફીઆ**[૬]; બચ્ચું રડયા કરતું હોય, બરાબર ઉંઘતું ન હોય ને રીંસાતું હોય તો આ દવા દિવસે બે ત્રણ વખત બાજી દવાની માફક થોડી થોડી આપવી. તેમ છતાં રાત્રે ઉંઘે નહિ તો **કૉફીઆ**[૩] નું એક ટીંપું એક ચમચીપૂર પાણીમાં સુતી વખતે આપવું તેથી તેને નિદ્રા આવી જશે. **સ્ટ્રામોન્યમ**[૬] આપવાથી બાળક ઝબકી જતું હોય તો તે મટે છે ને શાંતિથી ઉંઘી રહે છે. ઉપરની હરકોઇ દવા અપાતી હોય, ત્યારે કોઇ કોઇ વાર **કૅલ્કેરીઆ કાર્બ**[૬] પણ આપવું.

**બાયોકૅમીસ્ટ્રી:–કાલીફૉસ**[૩×] ને **કૅલ્કેરીઆ**[૩×] દિવસમાં વારા ફરતી બે ચાર વખત આપવું એટલે રાતમાં બચ્ચું ઉંઘી રહેશે. રાતમાં જરૂર પડે તો **કાલીફૉસ**[૩] ના એક બે ગ્રેઈન્સ બાળકની જીભ ઉપર મુકવા એટલે તે ઉંઘી જશે.

### (૮) કાન વહેવો.

### Otorrhœa–ઑટૉરીયા.

દાંત આવતી વખતે કેટલાંક બચ્ચાંને કાનનાં દર્દ થાય છે. આ વખતે કાનને તપાસ્યા વિના રહેવું નહિ; પણ કાનમાં શો રોગ થયો છે, તેનો નિશ્ચય કરવો. ઘણીવાર માત્ર કાનમાંથી જ્યારે પાણી કે પરુ વહેવા માંડે છે, ત્યારે બાળકની માનું ધ્યાન કાનના રોગ તરફ જાય છે, કેમકે કાનમાં ચસકા આવતા હોય, ત્યારે બાળક બોલીને પોતાનું દર્દ બતાવી શકતું નથી. પહેલાં તે ઘણીવાર રૂવે છે, અને તેનું કારણ જાણવામાં આવતું નથી; પણ જ્યારે કાનમાંથી કાંઈ પ્રવાહી નીકળે છે, ત્યારેજ તે કારણ સમજાય છે.

**ઉપાયઃ**—કાનનાં દર્દોનું પ્રકરણ જોવું; ને તે પ્રમાણે દવા કરવી, પણ **કૅલ્કેરીઆ કાર્બ** ને **કૅલ્કેરીઆફૉસની** બાળકોને આ સમયે જરૂર હોય છે તે ભૂલી જવું નહિ.

---

### બાળકોને થતો ઝાડો.

### ( Diarrhœa–ડાયેરીયા. ).

બાળકોને દાંત આવતી વખતે ઝાડો થાય છે, તથા તે વિના પણ ઝાડો થઈ આવે છે. ઝાડો થાય છે, ત્યારે ચોવીસ કલાકમાં પાંચ કે છ વખત દસ્ત ઉતર્યા કરે છે.

**પ્રકારઃ—તીક્ષ્ણ ને દીર્ઘ.**

### ઝાડાનું તીક્ષ્ણ દર્દ.

### ( acute attack–ઍક્યુટ ડાયેરીઆ ).

**કારણઃ**—એકદમ ઝાડો સખત થઈ આવવાનું

કારણ અજીર્ણ, ખરાબ ખોરાક, બગડી ગયેલું ધાવણ કે ઊનાળાની ગરમી હોય છે. બાળકની માને અજીર્ણ થયું હોય, અગર તો તેણીની તબીઅત બગડી હોય તો તેથી તેને ઝાડા થઈ આવે છે. માનું મન ઉદ્વેગમાં હોય અગર તો તેને કાંઈ બહુ ધાસ્તી લાગી હોય, તો તેથી બાળકને પણ ઝાડા થઈ આવે છે. ગરમીના વખતમાં તડકામાં ફરવવાથી બચ્ચાંને ઝાડા થઈ આવે છે. નબળા બાંધાના બાળકોને ઝાડા થઈ આવવાનો સંભવ ઘણો રહે છે.

**ચિન્હ**:-પેટમાં જરા ગડબડાટ લાગે છે, વાયુ વર્તાય છે અને કાચો ઝાડા ઉતર્યા કરે છે. ઘણું કરીને તે સાથે થોડોએક તાવ પણ આવ્યા કરે છે. જ્યારે બચ્ચું માત્ર ધાવણભર કે દુધભર રહેતું હોય છે, ત્યારે સફેદ ચરબીવાળો ઝાડો આવે છે, પાણી કે શ્લેષ્મ ઝાડામાં બહુ જણાતું નથી. ઝાડાનો રંગ ધીમે ધીમે લીલો આવતો જાય છે, પણ ઘણું કરીને લીલા રંગનો ઝાડો જરા મોટી ઉમ્મરનાં બાળકોને થાય છે. ઝાડાનું તીક્ષ્ણ દર્દ લાંબા વખત સુધી ચાલતું નથી, પણ જો ચાલે તો તેમાંથી તેનું શરીર બહુ લેવાઈ જાય છે, અને વખતે તેનાં હાડકાંમાં પણ નબળાઈ આવી જાય છે. જ્યારે ઝાડો થઈ આવે ત્યારે યકૃતની સ્થિતિ ઉપર હમેશાં લક્ષ આપવું. કેમકે કોઇ વાર આવા ઝાડાની સાથે યકૃતનું દર્દ પણ થતું જણાય છે.

### ઝાડાનો દીર્ઘ રોગ.

(Chronic Diarrhœa-ક્રૉનીક ડાયેરીઆ.)

**કારણઃ**—ઝાડાનો દીર્ઘ રોગ, સખત એકદમ થઇ આવેલ ઝાડો, કંઠમાળ, અસ્થિની નબળાઇ, ક્ષય, કે એવી નબળાઈ, ઓરી કે મોટી ઉધરસમાંથી થાય છે. કેટલીકવાર ક્ષય ઉત્પન્ન કરનાર ટ્યુબર્કલનું વિષ આંતરડાંમાં પેઠું હોય છે, અને તેથી તેમા નાનાં નાનાં ક્ષત પડ્યાં હોય છે. નાનાં બચ્ચાંઓને દુધ અને બીજા ખોરાક ઉપર રાખવાનો પ્રયત્ન કરવાથી અજીર્ણને લીધે ઘણી વાર તેમને ઝાડો થઇ આવે છે.

**ચિન્હઃ**—ગંધાતો પાતળો ઝાડો વખતો વખત આવે છે, તે સાથે શરીર એટલું બધું લેવાઇ જાય છે કે માત્ર અસ્થિ ને ચામડુંજ દેખાય છે. આગળ જતાં પગે સોજા ચડે છે, અને બચ્ચું મરણ પામે છે. જ્યારે આંતરડામાં ક્ષત પડે છે, ત્યારે કેટલીક વાર તેમાંથી લોહી પડે છે. મોટાં બાળકોને ઝાડાનો રોગ હોય છે, ત્યારે તેમનું પેટ ફુલી ગયેલું લાગે છે, તેથી ઘણી વાર હાથપગ દોરડી ને પેટ ગાગરડી જેવો દેખાવ થાય છે; રાતમાં તે પોતાના દાંત કચરડે છે, અને તેના પેટમાં કૃમિ હોય એમ લાગેછે.

નાનાં બચ્ચાંને ઝાડાનો રોગ વધારે વખત સુધી રહે તો તેનાં અસ્થિ નબળાં રહે છે, તે ચાલતાં શીખતું નથી, અને તેમાં વખતે તેનાં હાડકાં વળી જાય ( rickets ) છે. મોટાં બાળકને થાય તો તેને ફેફસાંનો કે આંતરડાનો ક્ષય (Tuberculosis) થવાનો સંભવ રહે છે. આંતરડાંમાં ક્ષત પડયા પછી તેનો ક્ષય થવા લાગે છે.

ઝાડાનો રંગ ઘણી વાર લીલો હોય છે, બહાર નીકળ્યા પછી તરત તે પીળો લાગે છે; પણ ધીમે ધીમે તે લીલો થતો જાય છે. કાળો ઝાડો હોય ત્યારે તેમાં લોહી જતું હોય છે. લોહી અને બીઝમથની દવાથી પણ ઝાડો કાળો આવે છે. જ્યારે ઝાડો રંગદાર ન હોય પણ ફિક્કો હોય, ત્યારે પિત્તની ખામી સમજવી. ચરબી વિશેષ હોવાથી ઝાડા સફેદ અગર ભુખરો આવે છે.

### ચિકિત્સા.

**નક્સવૉમિકા**[1]:—જો દુધ કે એવો કાંઈ ખોરાક બચ્ચાંને પચી શકયો ન હોય, ને તેથી ઝાડો થઈ આવ્યો હોય, તો આ દવા આપવી તેથી અજીર્ણની ઉલટી પણ મટશે.

**લાઈકોપોડીઅમ**[30]:—જો આંતરડાના શ્લેષ્મ-પડમાં વરમ થયો હોય, ને તેને લીધે ઝાડો થયો હોય તો આ દવાની જરૂર છે.

**મર્ક્યુર્અસ કરોઝીવસ**[3]:—જો સખત ઝાડો થઇ આવ્યો હોય ને તેમાંથી મરડો થશે એવું લાગતું હોય, ઝાડો ગંધાતો હોય, તેમાં જળસ જણાતું હોય કે લોહી પડતું હોય તો આ દવા ત્રણ ત્રણ કલાકે થોડી થોડી આપવી, ને જો કોઈ જાતનો સખત વરમ એ સાથે છે એમ લાગતું હોય તો **ઍકોનાઈટ**[3] એ દવા સાથે વારાફરતી આપવું. જ્યારે ઝાડાનો કુદરતી રંગ બદલાઈ ગયો હોય, ત્યારે આ દવાની જરૂર છે એમ સમજવું.

**પોડોફીલીન**[13]:—જ્યારે સફરાના ભાગમાં વરમ થયો હોય, પેડુમાં ને ગુદા આગળ દુખાવો હોય,

વખતે આમળ નીકળતી હોય, ને દર્દી ઝાડાથી બહુ અશક્ત થઈ ગયો હોય ત્યારે આ દવા આપવી તેથી ઝાડા મટવા લાગશે.

**મર્ક્યુરીઅસ ડલ્સીસ અથવા કૅલૉમૅલ**3:-બાળકને દાંત આવતા હોય ત્યારે અવાળુ લાલચોળ થઇ આવ્યાં હોય, ને વળી ઝાડા પણ થઈ આવ્યો હોય તો આ દવા આપવાની જરૂર પડે છે.

**રીયમ**3x:--જ્યારે ઝાડા બહુ ખારો ગંધાતો હોય, ત્યારે આ દવા આપવાથી અજીર્ણ મટે છે, ને ઝાડો નિયમિત થાય છે.

**મેગ્નીસીઅમ કાર્બ**1:--જ્યારે પેટમાં ચુંક આવીને વારંવાર ઝાડો ઉતરતો હોય, ત્યારે આ દવાથી ઝાડો ને ચુંક મટે છે.

**ફૉસ્ફૉરીક ઍસીડ**3:--જ્યારે બાળકનું શરીર દિનપ્રતિદિન નિર્બળ થતું જતું હોય, તેનાથી ટટાર બેસી શકાતું ન હોય, કે ઉભાં પણ રહેવાતું ન હોય, ક્ષય, કંઠમાળ કે અસ્થિની નબળાઇનો રોગ થઇ આવ્યો હોય, ત્યારે આ દવા આપવાથી તેનું શરીર સુધરવા લાગે છે, અંગમાં મજબૂતી આવે છે, ને ઝાડો બંધ થવા લાગેછે. આ દવાને બદલે **ફૉસ્ફરસ** પણ ચાલે છે.

**કૅલ્કેરીઆ કાર્બ**3x:--બચ્ચાંનાં અસ્થિ પોચાં ને નબળાં હોય, દુધ કે ખોરાક પચતો ન હોય, શરીરપર માંસ જણાતું ન હોય, સ્કૉફ્યુલાની કે ક્ષયની અસર જણાતી હોય, ને પેટમાં ખટાસ જણાતી હોય, ત્યારે આ દવા આપવાથી ઝાડો મટે છે. બચ્ચાંઓનાં શરીર સુધરે છે. લોહી ભરાય છે, માંસ જામે છે, અસ્થિ દઢ બંધાય છે, ને ક્ષયજેવા બૂરા રોગનો ભય રહેતો નથી. પુષ્ટી માટે આ દવા એકાદ માસ સુધી હમેશાં બે વખત એકેક ગ્રેઇન આપવાની જરૂર છે.

**આર્સેનિકમ**3:--જ્યારે ઝાડાનું દર્દ બહુ દિવસથી હોય, ઝાડો કાળો અગર પીળો પણ પાણી જેવો ઉતરતો હોય, ઝાડો ઉતર્યા પછી ગુદા આગળ દાહ લાગતો હોય અને બચ્ચાંને બહુ સુસ્તિ રહેતી હોય, ત્યારે આ દવા ગુણકારી થઇ પડે છે.

**ચાઇના**3:--જ્યારે દુધ ને બીજો ખોરાક પચ્યા વિના ઝાડામાં નીકળી જતો હોય, બાળક અશક્ત રહેતું હોય, ને વખતો વખત તાવ આવી જતો હોય, ત્યારે આ દવા આપવાથી ઝાડો પચીને ઉતરે છે, ને બાળકનું શરીર સુધરવા લાગે છે.

**કૅલ્કેરીઆ ફૉસ**:--જે બચ્ચાંઓનો બાંધો નબળો હોય, ખોરાક પચતો ન હોય, અસ્થિ પોચાં ને નબળાં હોય, ઝાડો પાતળો ને ગંધાતો પુષ્કળ ઉતરતો હોય, તેઓને આ દવાથી ઘણો સારો ફાયદો થાય છે. બચ્ચાંઓની પુષ્ટિ માટે આ સર્વોત્તમ દવા છે. જો હિંદુસ્તાનમાં જન્મતાં બાળકો પાંચ છ મહિનાનાં થયા પછી છ સાત મહિના સુધી ગાયના તાજા દોયેલા દુધ સાથે આ દવાના બે બે ગ્રેઇન્સ આપીને ઉછેરવામાં આવે તો ઘણાં કૌવતદાર થાય, અને અત્યારની નબળી પ્રજાને ઠેકાણે મજબુત બાંધાની ઉત્સાહી પ્રજા જોવાનો સમય નજીક આવે. લોહીની વૃદ્ધિ કરવામાં અને અસ્થિને મજબુત કરવામાં આના જેવી બીજી થોડી જ દવાઓ છે.

**સીલીસ્યા**6:--બાળકોનું પેટ મોટું ને કઠણ રહેતું હોય, માથા ઉપર ખાટો પસીનો વળતો હોય, ઝાડો અનિયમિત રીતે વધારે ઓછો થયા કરતો હોય, ને ગંધાતો હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**નેટ્રમ ફૉસ**3x:--ઝાડો લીલા રંગનો પણ ગંધાતો ઉતરતો હોય, પેટમાં કૃમિ હોય એમ લાગતું હોય, કે કેળાં જેવાં કાચાં ફળો ખાવાથી ઝાડો થઈ આવ્યો હોય, ત્યારે આ દવા આપવાની જરૂર છે. કેરી બહુ ખાવાથી ઝાડો થયો હોય તે પણ આ દવાથી મટે છે.

**ફૅરમફૉસ**3:--પાણી જેવો ઝાડો વારંવાર ઉતરતો હોય, તાવ આવતો હોય, તૃષા છીપતી ન હોય, કે શરદી લાગવાથી ઝાડો થઇ આવ્યો હોય તો આ દવા આપવી.

**નેટ્રમ સલ્ફ**3:--ચોમાસાની ઋતુમાં ભેજને લીધે ઝાડો થઈ આવ્યો હોય કે ઝાડો ઘણા વખતથી હોય ને વિશેષે કરીને સવારના સમયમાં પાતળા ઝાડા થતા હોય ત્યારે આ દવાની જરૂર છે.

**કાલીમ્યુર**3:--ઘી કે તેલનો પદાર્થ નહિ પચવાથી ઝાડો થઈ આવ્યો હોય, ઝાડો સ્હેજ પીળાશ પડતો અથવા માટીના રંગ જેવો ઉતરતો હોય, કે ઝાડામાં લોહી કે જળસ પડતું હોય તો આ દવા અપાય છે.

**કાલીફૉસ**3x:--ઝાડો બહુ ગંધાતો હોય અગર ચોખાના ધોણ જેવો પાતળો તથા સફેદ ઉતરતો

હોય ને બાળક બહુ બેચેન રહેતું હોય ત્યારે આ દવા આપવી.

---

## બાળકને થતું કૉલેરાના જેવું દર્દ.

(Cholera Infantum-કૉલેરા ઇનફેન્ટમ.)

બાળકને કૉલેરાના જેવીજ ઉલટી ને ઝાડો કેટલીકવાર થઈ આવે છે, અને તેથી તે "બાળકોનું કૉલેરા" એ નામથી પણ ઓળખાય છે. તે રોગ ચેપી છે, અને તેનો ચેપ દુધ અગર ધાવણ મારફતે ફેલાતો જણાય છે.

**કારણ**:-આ રોગ કયા સૂક્ષ્મ જંતુથી થાય છે તે હજી બરાબર ચોકસ નથી; પણ તે ચેપી છે, એમ તો નક્કી થયેલું છે. ઉનાળામાં મે, જુન, જુલાઇ ને આગસ્ટ એ ચાર મહિનામાં તે વધારે થાય છે. ૭ મહિનાથી બાર મહિના સુધીની વયનાં બાળકોને તે વિશેષ લાગુ પડે છે. અજીર્ણ થવાથી આ કૉલેરાને ઉત્તેજન મળે છે.

**ચિન્હ**--એકદમ ઉલટી ને ઝાડો થવા માંડે છે, તે સાથે તાવ ભરાય છે, અને બાળક સુસ્ત ને બેચેન થઈ જાય છે. તાવ કેઇ વાર શરૂઆતથીજ ૧૦૪° જેટલો આવે છે, ને કોઈવાર બધો વખત થોડોએક તાવ રહે છે. તરસ ઘણી લાગે છે; પણ મોંઢામાં જે નાંખવામાં આવે છે, તેની ઉલટી થઈ જાય છે; પાણી પણ તેના પેટમાં રહેતું નથી; અને કેટલીકવાર દવા પણ ટકતી નથી. શરૂઆતમાં ઝાડો પીળાશ પડતો, તપખીરીઆ રંગનો અગર લીલો હોય છે; અને ધીમે ધીમે તેમાં પાણીનો ભાગ વિશેષ થતો જાય છે, છેવટ ઝાડામાં માત્ર પાણીજ નીકળે છે. ચોવીસ કલાકમાં દશથી પંદર ઝાડા થાય છે.

શરીર ઘણું ક્ષીણ પડી જાય છે, તેથી બચ્ચું બોલ્યા ચાલ્યા વિના ચિંથરા જેવું થઈને પડયું રહે છે. નાડ પાતળી દોરા જેવી થઇ જાય છે, ને કેટલીકવાર મુદ્દલ જણાતી નથી. હાથ પગ છેક ઠંડા થઇ જાય છે, આંખ ઉંડી ઉતરી જાય છે. તેની ફરતી કાળી કુંડાળી પડે છે, તે અડધી ઉઘાડી રહે છે, તેનું તેજ ઉડી જાય છે, ઝાકી પ્રકાશને લીધે સંકોચ પામતી નથી, આખરે બાળક છેક બેશુદ્ધ થઇ જાય છે, અને તેમાંથી તે મરણ પામે છે. કોઇ વાર તે પહેલાં તેને આંચકી આવે છે, પેશાબ થોડો ઉતરે છે, તેમાં આલ્બ્યુમીન જાય છે, અને કોઇવાર પેશાબ બંધ થઇ જાય છે.

ઉલટી અને ઝાડો બહુ થવાથી છેવટે બાળકના પગની ત્વચા કઠણ (scleroderma-સ્કલેરોડર્મા) થઇ જાય છે. એવીજ રીતે સાથળની ને ફૂલાની ત્વચા તથા હાથની ત્વચા પણ કોઇવાર કઠણ થાય છે. આ રોગથી એમ ન સમજવું કે બાળકને સાધારણ કૉલેરા નથી થતો, આવાજ જાતનો કૉલેરા થાય છે. મોટા માણસોને કૉલેરા લાગુ પડે છે, તેમજ તે બાળકોને પણ લાગુ પડે છે. જો બાળકને ખરો કૉલેરા લાગુ પડયો હોય તો કૉલેરાના વિષયમાં આપ્યા છે તે ઉપાય લેવા.

### ચિકિત્સા.

**આઇરીસ**[૩]:-જો ઉલટી બહુ થતી હોય તો આ દવાથી તે બંધ થાય છે, તોપણ ઘણીવાર શરૂઆતમાં **એકોનાઇટ**[૧] ની જરૂર પડે છે ને તેથી જ્વર વગેરે ચિન્હો નરમ પડે છે. જો ઝાડો બંબાના પાણીની માફક જોરથી છુટતો હોય તો **ક્રોટન**[૩]નું એક ટીપું અઢીભાર પાણીમાં નાંખીને તેમાંથી થોડું થોડું પંદર પંદર મીનીટે બચ્ચાંને પાવું.

**ઇથ્યુસા સાઇનેપીઅમ**[૩]-બચ્ચું રોયા કરતું હોય, બહુ બેચેન રહેતું હોય, ખોરાક લઇ શકતું ન હોય, પેટમાં ગડુડાટ કરતો અવાજ થતો હોય, આંચકી આવતી હોય અગર આવશે એમ લાગતું હોય તો આ દવા અડધી અડધી કલાકે આપવી.

**યુફૉર્બીઆ કોરેલીના**[૩]-મોળ આવતી હોય ને સખત ઉલટી થતી હોય, પેટમાં જરા પણ પાણી કે અનાજ ટકી શકતું ન હોય, ઉલટી ચોખાના ધોણ જેવી થતી હોય ને ઝાડો પણ પાતળોજ આવતો હોય, તો આ દવા અડધી અડધી કલાકે અપાય છે.

**આર્સેનિકમ**[૩]-જ્યારે આ દર્દ દીર્ઘ સ્વરૂપ ધારણ કરે છે, ને બચ્ચું બહુ અશક્ત ને સુસ્ત થઇ જાય છે, ત્યારે આ દવાથી ઝાડો નિયમિત થાય છે ને શક્તિ આવવા લાગે છે. કેટલીકવાર **આથ** પણ એવે વખતે ફાયદો જણાય છે. જરૂર લાગે તો **ફૉસ્ફૉરીક ઍસીડ**[૩] આપવું એમ ડા. **જુસેટ** ભલામણ કરે છે.

**બાયોકેમીસ્ટ્રી:—**

**ફૅરમફૉસ**$^{3x}$—જવર આવ્યો હોય, તૃષા બહુ લાગતી હોય, ઉલટી થતી હોય ને પાતળો ઝાડો ઉતરતો હોય, ત્યારે આ દવાનો એકેક ગ્રેઈન અડધી અડધી કલાકે બચ્ચાની જીભ ઉપર મુકવો. તેથી તૃષા ઓછી લાગશે, અને ઉલટી વગેરે મંદ પડશે. એમ કરવાને બદલે તેટલી દવા જરા ગરમ પાણીમાં મેળવીને પણ અપાય છે.

**કૅલ્કેરીઆ ફૉસ**$^{3x}$:—ઝાડો ઉષ્ણ લાગતો હોય, પાતળો પાણી જેવો હોય, ગંધાતો હોય, ને મોટા પ્રમાણમાં ઉતરતો હોય ત્યારે આ દવા એકલી અગર ઉપલી દવાની સાથે વારા ફરતી આપવાથી ફાયદો થાય છે.

**નેટ્રમમ્યુર**$^{3}$:—ઝાડો પાતળો ને પાણી જેવો પારાશંક ઉતરતો હોય, ઉલટી બહુ થતી હોય, તૃષા મટતી ન હોય, બાળકની આંખોમાં પાણી આવતું હોય, ને બેચેની જણાતી હોય, ત્યારે આ દવા આપવાથી ફાયદો થાય છે.

**કાલીસલ્ફ**$^{3x}$:—આ દવા શરૂઆતમાં ફૅરમફૉસની સાથે વારાફરતી આપવાથી તાવનું જોર નરમ પડે છે, સ્વેદ આવે છે, પેટનો દુખાવો અથવા આંકડી હોય તો તે દૂર થાય છે અને પીળા તથા પાણી જેવા ઝાડાને બંધ કરે છે.

**મેગ્નીસીઅમ ફૉસ**$^{3}$:—પેટમાં આંકડી આવતી હોય, હાથ પગમાં દુખાવો થતો હોય, આંચકી આવતી હોય, ને પાતળો ઝાડો ઉતરતો હોય તો આ દવા એકલી અગર બીજી યોગ્ય દવાની સાથે વારાફરતી આપવી. અશક્તિ, બેચેની ને માનસિક રોગ અતિશય જણાય તો આની સાથે **કાલીફૉસ** વારાફરતી આપવું.

**અનુસંગી ઉપાય:**—આ વ્યાધિ કેટલીકવાર દુધમાંથી થાય છે, માટે દુધ બંધ કરવું ને જરાપણ દુધ આપવું નહિ. ખોરાક પણ જરૂર હોય, તોજ આપવો. બાળકને ગરમી ન લાગે તેવી જાતના ઓરડામાં રાખવો. શરીરે ગરમી લગાડવી, શેક કરવો, ગરમ પાણીના શીશા લગાડવા, મળ—દ્વારમાં ગરમ પાણીની પિચકારી મારવી, મીઠાના પાણીની પિચકારી જરૂર પડે તો મળદ્વારમાં ઉંડે સુધી મારવી, તૃષા બહુ લાગતી હોય તો બરફના ટકડા ચુસવા આપવા, જો ચંડા પાણીથી તૃષા ન મટે તો ગરમ પાણી આપી જોવું, મીઠાના (શેરથી વધારે) પાણીની પિચકારી મોટી શિરામાં દાખલ કરવી, અથવા બાળક બહુજ ક્ષીણ થઈ જાય ત્યારે નીચેની ક્રિયા બહુજ ધ્યાન રાખીને કરવી. સવાશેર પાણીને પહેલાં ખુબ ગરમ કરવું, પછી તેમાં મીઠું ૪૫ ગ્રેઇન્સ નાખવું, અને પછી ત્વચામાં મારવાની પિચકારીના સોયાવાળા ભાગના સાથે રબ્બરની નળી લગાડીને તે રબ્બરની નળીનો બીજો છેડો રબ્બરના દડાવાળી પિચકારીની સાથે જોડી દેવો. રબ્બરના દડાવાળી પિચકારીને પણ મકર્યુરીક લોશનથી એક વખત ધોઇને પછી ચોખ્ખા પાણીથી સાફ કરવી, જેથી કાંઇ પણ ચેપ લાગે નહિ. આ પ્રમાણે તૈયારી થયા પછી ધીમે ધીમે બાળકના પેટ, સાથળ, નિતંબ ઇત્યાદિ ભાગની ત્વચા મારફતે માંસના જાડા ભાગમાં તે પ્રવાહિની પિચકારી મારવી. જરાપણ હવા તે વખતે પિચકારી દ્વારા બચ્ચાના અંગમાં દાખલ થાય નહિ તે ધ્યાનમાં રાખવું. જો બાળકનું શરીર ચંડું પડવા લાગે તો એક વર્ષની અંદરના બાળકને બ્રાન્ડી ૧ ભાગ ને પાણી ૮ ભાગ એ પ્રમાણે મિશ્ર કરીને પાવું. બાળકને જરા ઠીક થાય, તો બે ત્રણ દિવસ સુધી શરીરે તેલનું સારી રીતે મર્દન કરવું અને બની શકે તો હવા ફેર કરાવવો જેથી શરીર પાછું મજબુત થાય.

---

## ઝાડાની કબજીઅત.

( Constipation—કૉન્સ્ટીપેશન. )

બચ્ચાંને ઘણીવાર ઝાડો કબજ થઇ જાય છે, તેનાં કારણો વિવિધ હોય છે. (હોમીઓપૅથીની) **બ્રાયોનીઆ**$^{30}$ની દવાનું એક ટીપું થોડા પાણીમાં મેળવીને એક બે વખત આપવાથી દસ્ત ઉતરે છે. (જીવન રસાયણનું) **નેટ્રમમ્યુર**$^{3x}$ એક ગ્રેઇન અડધી અડધી કલાકે આપવાથી પણ દસ્ત સાફ ઉતરે છે. રેચ કદી આપવા નહિ; કેમકે તેથી ફાયદો થવાને બદલે ઉલટી બાળકની તબીઅત બગડે છે. સાબુના પાણીની પિચકારી મારી દસ્ત કરાવવો.

**અનુસંગી ઉપાય:**—દસ્ત ઉતરવા માટે જરૂર પડે તો મળદ્વારમાં પિચકારી મારવી.

---

## બચ્ચાંઓને ચૂંક આવવી.

( Colic-કૉલીક )

બચ્ચાંઓને સહેજસાજ કારણથી ઘણીવાર પેટમાં ચૂંક આવતી હોય એમ જણાય છે. અયોગ્ય ખોરાક એ તેમને ઘણી વખત દુઃખદાયક પદાર્થ થઇ પડે છે. વાયડા પદાર્થથી તેમને વાયુ જલદી થઇ આવે છે, ને ચૂંક આવવાથી તે રડવા લાગે છે. બચ્ચું ઘણીવાર રડયા કરતું હોય છે, ત્યારે તેનું કારણ ચૂંક હોય છે, અને જો તે માત્ર એક બે માસની નાની ઉમ્મરનું હોય તો પેટ ઉપર જરા તાજું તેલ ચોળવાથી, કે જરા મધ ને ઘી ચટાડવાથી પણ તે જંપી જાય છે. સરસીયું પેટ ઉપર ચોળવાથી પણ ચૂંક મટે છે, પુષ્કળ પાણીમાં કોલન વૉટર, લવન્ડર વૉટર કે ડીલ વૉટરનાં એક બે ટીપાં નાંખીને આપવાથી પણ તેમની ચૂંક મટી જાય છે. પણ જો ઝાડાના દર્દની સાથે ચૂંક હોય તો **કોલોસિંથ**[૬]નું એક ટીપું અઢી ભાર પાણીમાં નાંખીને તેમાંથી થોડું થોડું કલાકે કલાકે આપવું. જો ગાયનું દુધ નહિ પચવાથી ચૂંક આવતી હોય, તો દુધની સાથે જરા કળી ચુનાનું નીતરૂં પાણી ( lime water ) ઉમેરીને પછી તે દુધ ઉપયોગમાં લેવું. બચ્ચાની ઉમ્મર જરા મોટી હોય તો "ચૂંક"ના વિષયમાં અન્ય સ્થળે જે ઉપાયો બતાવ્યા છે તેજ બચ્ચાંઓને માટે ઉપયોગી છે. જો દસ્ત બરાબર ઉતરતો ન હોય ને પેટમાં દુખતું હોય, તો **સીના લ્યુટીર** નું એક ટીપું અઢી ભાર પાણીમાં નાંખીને તેમાંથી થોડું થોડું પંદર પંદર મીનીટે આપવું, અથવા તે ન બને તો **નેટ્રમમ્યુર**[૩]× ને **મેગ્નીસીઅમફૉસ**[૩]× નો એકેક ગ્રેઇન અડધી અડધી કલાકે વારાફરતી બે ત્રણ વખત આપવો. બચ્ચું બહુ નાનું હોય તો આ બન્ને દવાઓ તેને ધવરાવનાર બાઇને બે બે ગ્રેઇન્સના પ્રમાણમાં કલાકે કલાકે આપવી; તેથી માને તથા બચ્ચાને દસ્ત બરાબર આવશે ને ચૂંક દૂર થશે. ચૂંક બહુ સખત હોય તો **મેગ્નીસીઅમફૉસ**[૩]× નો એક ગ્રેઇન એકલો અથવા જરા મધ સાથે બાળકને ચટાડી દેવો, ને તે પછી બીજાં ચિન્હોને અનુસરીને **નેટ્રમમ્યુર**, **કૅલ્કેરીઆફૉસ**, **કાલીફૉસ**, કે **ફૅરમફૉસ** આપવું. આ દવાઓ ઝેરી નથી ને સ્વાદે ગળી છે તેથી બચ્ચાંઓને આપવામાં ઘણીજ સુગમતા પડે છે. રડતા બાળકને માટે આના જેવી બીજી દવાઓ થોડીજ છે.

**અનુસંગી ઉપાયઃ**—બાળકના પેટ ઉપર જરા સરખા ભાગે ટરપેન્ટાઇન અને મીઠું તેલ લગાડીને શેક કરવો, અગર તેને ગરમ પાણીમાં બેસારવું, દસ્ત સાફ ન આવ્યો હોય, તો ગરમ પાણી ને એરંડીઆની પિચકારી મારવી. જો યકૃતનું કાંઇ દર્દ હોય, તો તેનો ઇલાજ કરવો.

---

## ટયુબર્કલથી થતો પેટના અંતરાવરણનો વરમ.

( Tuberculous Peritonitis. )

ટયુબરક્યુલસ પેરીટોનાઇટીઝ.

પેટના અંતરાવરણનો દીર્ઘ વરમ થાય છે, ત્યારે તે પહેલાં આંતરડામાં કાંઈ રોગ હોય છે; કોઇ વાર આવો વરમ સખ્ત ચિન્હો સાથે પણ થઇ આવે છે.

**કારણઃ**—ટયુબર્કલના ઝેરને લીધે આંતરડામાં ક્ષત પડવાથી, પેટ ઉપર કાંઈ વાગવાથી, કે પેટમાં કોઇ જાતનો વરમ થયો હોય તેથી સાથે સાથે કેટલીક વાર અંતરાવરણમાં દીર્ઘ વરમ થઇ આવે છે. બચ્ચાએ ધાવણ મુકયા પછી આ દર્દ તેને થાય છે. માંદી ગાયનું દુધ પાવાથી ટયુબર્કલનું વિષ બાળકના આંતરડામાં બિગાડ કરે છે.

**ચિન્હઃ**—જલંદરની માફક પેટ મોટું થાય છે, પેટની ચામડી જાડી થઈ લાગે છે ને દાબી જોવાથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે, પેટમાં પાણી જેવો પ્રવાહી હોતો નથી; પરંતુ સ્નિગ્ધ પદાર્થના ગાંઠા હોય એમ લાગે છે. કોઇ વાર સખત વરમ થઇ આવે તો પેટમાં દુખાવો ઉપડી આવે છે, સન્નિપાત જેવું લાગે છે અને વખતે તાવ પણ આવે છે.

### ચિકિત્સા.

**આર્સેનિકમ**[૩] અને **કૅલ્કેરીઆ**[૩] એમાંથી એક, જેનાં ચિન્હો વધારે મળતાં આવે, તે એકલું અથવા બન્ને વારાફરતી લાંબા વખત સુધી આપવાથી આવો દીર્ઘ વરમ મટે છે. **ચાઇના**[૧] થી તાવ ઉતરે છે ને બીજી રીતે પણ ફાયદો થાય છે. જો સઘળાં ચિન્હો જોતાં વ્યાજબી લાગે તો **કાર્બોવેજીટેબીલીસ**[૬] આપવું. **એસીલીનમ**[૩૦થી૨૦૦]ના બે ત્રણ ગ્રેઇન્સ અઠવાડીઆમાં એક વખત આપવા, અને તે પ્રમાણે પાંચ સાત અઠવાડીઆં સુધી દવા ચલાવવી. એ દવા આપ્યા

પછી બાકીના દિવસોમાં એકલું, **સેકારમલેકટીસ** આપવું. દીર્ઘ રોગમાં આ દવા અકસીર છે; પણ જો તે મળી શકે નહિ, ને **કૅલ્કેરીઆ** આપ્યાથી ફાયદો જણાય નહિ તો પછી થોડા દિવસ **સલ્ફર**[3] હમેશાં ત્રણ વખત આપવો. જો પેટમાં કોઇ કાપતું હોય તેવું સખત દર્દ જણાય, બચ્ચું સુસ્ત પડયું રહેતું હોય ને સન્નિપાત લાગતો હોય, તો **આયોડાફૉર્મ**[30] નું એકાદ ટીંપું અઢીભાર પાણીમાં નાંખીને તેમાંથી થોડું થોડું પંદર પંદર મીનીટે બચ્ચાંને આપ્યા કરવું.

**બાયોકેમીસ્ટ્રીઃ-કાલીમ્યુરી**[3]×:—દીર્ઘ વરમ મટાડવા માટે અને પેટને પોચું પાડવા માટે આ દવા બહુ ઉપયોગી છે, ને તે માટે તેનો એકેક ગ્રેઇન દિવસમાં ત્રણ ચાર વખત આપવો, તે સાથે જરૂર પડે તો **ફૅરમફૉસ**[3]× વારાફરથી આપવું, ફૅરમફૉસથી તાવ મંદ પડે છે, અને જો તાવ સખ્ત આવે ને બચ્ચુ અંચકાય તો **મેગ્નીસીઅમફૉસ**[3]× તેની સાથે આપવું, ને કાલીમ્યુર બંધ કરવું. જો સન્નિપાત લાગે તો **કાલીફૉસ**[3]× ને **ફૅરમફૉસ**[3]× વારા ફરતી પંદર પંદર મીનીટે એકેક ગ્રેઇન એક નાની ચમચીપૂર ગરમ પાણીમાં પીગાળીને આપવું.

**અનુસંગી ઉપાયઃ**—પેટ ઉપર શેક કરવો. દુધનો ખોરાક આપવો, તેમાં પેપોન નાખવાની જરૂર હોય, તો નાંખવું. જો પેટમાં ખોરાક ટકે નહિ તો ગુદામારફતે ખોરાકની પિચકારી મારવી. દુખાવો બહુજ હોય તો ત્વચામાં મોર્ફાઇનની અતિ સૂક્ષ્મ પ્રમાણમાં પિચકારી મારવી. ઉલટી બહુ થાય તો ગરમ પાણી કે બરફના કકડા આપવા.

---

## બચ્ચાંને થઈ આવતી શ્વાસોચ્છ્વાસની મુંઝવણ.

( Laryngismus stridulus. )

લૅરીંજીસ્મસ સ્ટ્રીડયુલસ.

બચ્ચાંને કેટલીક વાર એકદમ શ્વાસ લેતાં મુશ્કેલી નડતી હોય એમ મુંઝવણ થાય છે, અને ગળામાં ઘરડ ઘરડ અવાજ થવા માંડે છે. આ રોગ વાયુ નળીના આકર્ષથી થાય છે.

**કારણઃ**—જો બચ્ચુ બહુ નબળું હોય, અને ખાસ કરીને જેનાં અસ્થિ નબળાં વળી જાય તેવાં હોય તેને જ્ઞાનતંતુના દોષને લીધે આ રોગ થઇ આવે છે ગળાના સ્નાયુઓમાં એકદમ આકર્ષ થવાથી તે સંકોચ પામે છે. છોડી કરતાં છોકરાઓને આ દર્દ વિશેષ અને તે પણ ઘણું કરીને એક વર્ષની અંદર થાય છે. કોઇ વાર શરદી લાગવાથી કે ધાસ્તીથી પણ આવું થઇ આવે છે.

**ચિન્હઃ**—ઉપર કહ્યું તેમ બાળક સુતું હોય ત્યાં રાતમાં એકદમ તેની છાતીમાં કાંઇ મુંઝવણ થવા માંડે છે. તેનાથી શ્વાસ પૂરો લઇ શકાતો નથી. અને ગળામાં ઘરડ ઘરડ ( wheezing ) થાય છે. ઘડીક તો એમ લાગે છે કે જાણે બાળક ગુંગળાઇને મરણ પામશે, પણ થોડી વારમાં એકદમ ગળું ઉઘડે છે, ને શ્વાસ બરાબર ચાલે છે, એટલે બચ્ચું ખૂબ રડવા લાગે છે. કોઈ વાર આ મુંઝવણથી આંચકી આવે છે, ને કોઇ વાર શ્વાસ ચાલે નહિ તો બચ્ચું મરણ પામે છે, આ દર્દમાં મૃત્યુનો સંભવ થોડો છે.

### ચિકિત્સા.

**કુલોરીન**[1]× નાં બે ટીંપાં નવટાંક પાણીમાં નાંખીને તેમાંથી થોડું થોડું પંદર પંદર મીનીટે આપવું, તેથી શ્વાસ બહાર કાઢવાની મુશ્કેલી દૂર થશે

**સેમ્બ્યુકસ નાઇજર**[3]×:—નામની દવાનું એક ટીંપું ઉપર પ્રમાણે આપવાથી પણ શ્વાસ બરાબર ચાલે છે. જ્યારે બચ્ચાં રાતમાં એકદમ જાગી ઉઠે ને પરશેવો ઘણો થઇ આવે ત્યારે આ દવાની જરૂર છે. જો ઉધરસ વિના એકદમ આ દર્દ ઉપડી આવે તો **ટીંકચર મોસ્કસ** અથવા **મોસ્કસ**[3]× નાં થોડાંક ટીંપાં પાણીમાં નાખીને તે પાણી હલાવીને બચ્ચાના નાક આગળ ધરવું, એટલે શ્વાસોશ્વાસ સહેલાઇથી ચાલવા લાગશે, કસ્તુરી હોય તો સુંઘાડવી, તે ન હોય તો ઍમોન્યા સુંઘાડવું. **કુપમ મેટાલીકમ**[6] નું એક ટીંપું અઢીભાર પાણી સાથે મેળવીને તેમાંથી થોડું થોડું દશ દશ મીનીટે પીવા આપવું. આ રોગ ફરીને ન થાય, તે માટે જો બચ્ચું નબળી તબીઅતનું હોય તો **કૅલ્કેરીઆકાર્બ**[6] આઠ આઠ કલાકે કેટલાક દિવસ સુધી આપ્યા કરવું. જો આંચકી આવતી હોય તો કેટલાક દિવસ સુધી **બૅલાડોના**[6] આપ્યા કરવું.

જો કાંઇ બીકથી કે હિસ્ટીરીઆની અસરથી આવો વ્યાધિ થઇ આવ્યો હોય કે બાળકનું મગજ બહુ અવ્યવસ્થિત હોય તો **ઇગ્નેશીઆ**[3] દરરોજ

બે ત્રણ વખત આપવું. જો કોરીઓના વ્યાધિની અસર જણાતી હોય તો એગેરીકસ[3] દરરોજ બે ત્રણ વખત આપવું. આ દવાઓમાંથી જે યોગ્ય લાગે તે બે ત્રણ માસ સુધી આપવી અને તે સાથે બચ્ચાંને હમેશાં ચંડા પાણીમાં વાદળી બોળીને તે વડે નવરાવવું, અને પછી શરીર લુછીને ગરમ કપડું ઘસવું તથા ગરમ કપડાં પહેરાવવાં. એ પ્રમાણે માવજત કરવાથી આવી શ્વાસની મુંઝવણ વખતો વખત થતી અટકશે. કૅાડલીવર ઑઇલ શરીરે ચોળવું અથવા માલ્ટાઇન થોડું થોડું દુધ સાથે આપવું અથવા બાયોકૅમીસ્ટ્રીની પુષ્ટિ આપનારી દવાઓ આપવી.

**બાયોકૅમીસ્ટ્રી:—મેગ્નીસીઅમફૅાસ[3]** × નો એકેક ગ્રેઇન એક નાની ચમચી પૂર ગરમ પાણીમાં નાખીને પંદર પંદર મીનીટે આપ્યા કરવો. ત્રણ ચાર વખત આ દવા આપ્યા પછી **કાલીફૅાસ**[3]× બે વખત અડધી અડધી કલાકે આપવું. આંચકી આવે તો આ દવાઓ ચાલુ રાખવી. જે શ્વાસોશ્વાસ નિયમિત થઇ જાય તો પછી તે દવાઓની જરૂર નથી.

ફરીથી ન થાય તે માટે **કૅલ્કેરીઆફૅાસ** ને **મેગ્નીસીઅમફૅાસ** હમેશાં વારાફરતી દિવસમાં બે ચાર વખત એ પ્રમાણે એક મહિના સુધી આપવું, એટલે મજબૂત થશે ને ફરીથી એવી મુંઝવણ થશે નહિ.

**અનુસંગી ઉપાય:**—જ્યારે મુંઝવણ થઇ આવે, ત્યારે બચ્ચાને કૃત્રિમ શ્વાસોશ્વાસ ચલાવવાનો પ્રયોગ કરવો. તેને સ્વચ્છ હવા મળે તેવી જગ્યાએ લઇ જવું ને પંખાથી કે લુગડાથી પવન નાંખવો. સ્હેજ ચંડા પાણીમાં વાદળી બોળીને શરીરપર લગાડવી એથી પણ કેટલીક વાર શ્વાસોશ્વાસ નિયમિત થઈ જાય છે. ચ્હેરાઉપર ને કપાળઉપર ચંડા પાણીમાં બોળેલ લુગડાં મુકવાં અથવા તેની ઝાપટ મારવી, અથવા બચ્ચાને બેસારીને તેના મોં ઉપર પાણી છાંટવું બને તો આ વખતે તેને જરા ગરમ પાણીમાં છાતી સુધી બેસારવું.

---

## મોટી ઉધરસ,-ઉટાંટિયો-કુકડીઆ ખાંસી.

( Whooping-cough, or Pertusis. )

**વ્હુપીંગ કફ પરટસીસ.**

મોટી ઉધરસ એ બાળકનો એવો સાધારણ રોગ છે કે તેનાથી ક્વચિતજ અજાણ્યું હશે. આ એક ફેફસાનો તીક્ષ્ણ ચેપી રોગ છે, અને તેમાં ઉધરસ ઘણી સખત આવે છે. તે ચેપ નિકટ સંબંધમાં આવ્યા વિના ફેલાતો નથી; જેને તેવી ઉધરસ હોય તેની પાસે સાજું બાળક જાય, તો તેને તે ચોટવાનો સંભવ રહે છે. દર્દીના થુંકમાં તે ચેપના જંતુ રહેલા હોય છે અને શરીરમાં દાખલ થયા પછી એક કે બે અઠવાડીઆમાં તે પોતાનાં લક્ષણો ઉત્પન્ન કરે છે. એક વખત થયા પછી તેજ બાળકને આ રોગ ઘણું કરીને ફરીથી થતો નથી. તે ચેપથી કંઠનળીના શ્લેષ્મ-પડમાં વરમ થાય છે, અને કેટલીક વાર ફેફસાની નાની નાની નળીઓમાં પણ વરમ થાય છે. ઉધરસ બહુ વખત આવવાથી ભેજાની રક્તનળીઓમાં લોહી વિશેષ જાય છે અને ભેજાના રોગ ઉત્પન્ન કરે છે. એથી દશ વર્ષની અંદરનાં બાળકોને આ રોગ વિશેષ થાય છે.

**લક્ષણ:**—આ રોગની ત્રણ અવસ્થા ગણવામાં આવે છે. પહેલી અવસ્થા દશ કે પંદર દિવસ સુધી રહે છે. બીજી અવસ્થા આશરે એક માસ રહે છે, અને ત્રીજી અવસ્થા એકાદ અઠવાડીઉં રહે છે; અવસ્થાની મુદતોમાં ઘણી વાર બીજાં કારણોથી ફેરફાર થાય છે. એકંદર રીતે આ રોગ દોઢેક માસ સુધી ચાલે છે.

શરૂઆતમાં બાળકને સળેખમ થઇ આવે છે ને તેનો ઉપાય કરવામાં આવે છે, તોપણ જલદી તે બંધ થતું નથી, પણ તેમાંથી ઉધરસ થોડી થોડી આવવા માંડે છે. આ વખતે કોઇને જરા તાવ પણ આવે છે. ધીમે ધીમે ઉધરસ વધારે જોરથી આવે છે. છાતીની પરીક્ષા કરી જોવાથી માત્ર ફેફસાની નળીઓમાં જરા તાંત જેવો અવાજ સંભળાય છે; પણ ઉધરસ એકદમ અને જાણે છાતીમાં કાંઇ ભરાયું હોય તે કાઢવાને દર્દી પ્રયત્ન કરતો હોય તેવી રીતે જોરથી આવે છે, તે પછી પણ ધીમે ધીમે ઘડીક તે ખોંખો કરે છે. આ પછી દર્દી ઉંડો શ્વાસ લઇ શકે છે. પણ તે વખતે કંઠનળી સંકુચિત થયેલ હોય છે, તેથી મોટો અવાજ થાય છે, દર્દી આમ હેરાન થયા પછી થોડીવાર આરામ લે છે, એટલી વારમાં તો ફરીને તેવી ને તેવી ઉધરસ એકદમ આવે છે, અને તેથી તે જંપી શકતો નથી. આ પ્રમાણે ઉપરાઉપર

એથી છ વાર ઉધરસ આવે છે, ને છેવટે જરા બળખો નીકળે છે, અગર ઉલટી થાય છે, એટલે ઉધરસ જરા વાર બંધ રહે છે.

ઉધરસ આવે છે, ત્યારે ચ્હેરો લાલ થઇ જાય છે, આંખો પણુ રાતી થઇ જાય છે ને જરા બહાર નીકળે છે, અને દર્દી ટટાર રહી શકતો નથી. નાકમાંથી કેટલીક વાર લોહી નીકળે છે. રાત્રે ઉધરસ વધારે આવે છે. ઉધરસ ખાતી વખતે જીભ બહાર નીકળે છે, અને તેથી નીચલા દાંત સાથે છોલાવાથી જીભ ઉપર ચાંદાં પડે છે, આવી ઉધરસથી દર્દી આશરે એક માસ સુધી પીડાય છે.

જ્યારે ત્રીજી અવસ્થા તેને મંદ પડવાની આવે ત્યારે ઉધરસ અચાનકની જોરમાં આવતી અટકે છે. બળખામાં શ્લેષ્મ ને પરૂ નીકળે છે, અને સાધારણુ ખાંસીના જેવી ઉધરસ આવે છે. ક્યારેક તેને ફરીથી સળેખમ થાય છે, અને ઉધરસ વધારે આવે છે, પણુ ફરીને આ રોગ કવચિતજ ઉથલો મારે છે.

**અંતર્વર્તી વ્યાધિઓ:**–શિયાળામાં આવી ઉધરસવાળાં બાળકોને કોઇવાર **ફેફસામાં વરમ થઇ** આવે છે, અને ઉનાળામાં **ઝાડો** થઇ આવે છે. ફેફસાનો વરમ થાય, ત્યારે તાવ ભરાય છે, શ્વાસ ઉતાવળો ચાલે છે, અને ખાલી ઉધરસ વારંવાર આવ્યા કરે છે. કોઇવાર ભેજા ઉપર લોહીનું દબાણુ થવાથી બચ્ચાને **આંચકી** આવવા માંડે છે.

**પરિણામ:**—આ રોગમાંથી કેટલીક વાર ક્ષય એટલે કે ફેફસામાં ટયુબર્કુલથી થતો રોગ થઇ આવે છે.

## ચિકિત્સા.

**એકોનાઇટ**[૩]:–જ્યારે ગળામાં સળેખમના જેવી અસર જણાય ને મોટી ઉધરસની શરૂઆત હોય, ત્યારે આ દવા એકલી અથવા **ઇપીકાકયુઆના**[૨]–ની સાથે વારા ફરતી આપવી. કેટલીક વાર આ બે દવાઓ સિવાય બીજી કોઇ દવાની છેવટ સુધી જરૂર પડતી નથી.

**ડ્રૅાસેરા**[૬]:–જો ઉધરસ વારંવાર એકદમ ચડી આવતી હોય, તો આ દવાની જરૂર છે, તેથી સ્નાયુઓમાં થઇ આવતો આકર્ષ દૂર થાય છે. આ દવાનાં બે ત્રણ ટીપાં નવટાંક પાણીમાં નાંખી રાખવાં ને પછી ઉધરસ આવી કે તરત દર વખત એમાંથી થોડું પીવા આપવું. જ્યારે ઉધરસનું જોર નરમ પડે, ત્યારે આ દવા બંધ કરવી, પણુ જો ફરીને સળેખમ ને ઉધરસ થઇ આવે તો એકોનાઇટ ને ઇપીકાકયુઆના પાછું શરૂ કરવું.

**કોરેલિઅમ**[૧૨]:–જ્યારે ઉધરસનું જોર રાત્રે વધતું હોય, ત્યારે આ દવા ડ્રોસેરાની માફક રાતમાં ને દિવસે આપવાથી ફાયદો કરે છે. ડ્રોસેરાની સાથે વારાફરતી પણુ અપાય છે. આ દવા પ્રવાલમાંથી બનાવાય છે, અને દેશી ઔષધિમાં પ્રવાલભસ્મ ઉધરસ, ક્ષય ઇત્યાદિ રોગમાં અપાય છે, એ તેના ઉપયોગને અનુમાત આપે છે.

**નેપ્થેલીન**[૧x]:–જ્યારે ઉધરસ લાંબા વખત સુધી શાંત થતી ન હોય, તેને લીધે શ્વાસ પાછો અંદર લેવામાં મુશ્કેલી પડતી હોય, તથા બાળક મુંઝાઇ જતું હોય ને ગુંગળાઇ જશે એમ લાગતું હોય, ત્યારે આ દવા ઉપયોગી થઈ પડે છે, માટે દિવસમાં ત્રણુ ચાર વખત અપાય છે.

**કૅાકસ કેકટાઇ**[૩]:–જ્યારે ઉધરસ મોટી ઉમ્મરના બાળકને થઇ હોય, અથવા બળખા પુષ્કળ નીકળતા હોય, અને ઉલટીમાં શ્લેષ્મ પડતું હોય, ત્યારે આ દવા ત્રણુ ત્રણુ કલાકે આપવી.

**આર્નિકા**[૬]:–જ્યારે ઉધરસ આવવા પહેલાં બાળક રડવા લાગે, આંખો લાલ થઇ આવે, આંખમાંથી, નાકમાંથી કે મોંઢામાંથી રક્તસ્રાવ થાય, ત્યારે આ દવા થોડી થોડી બે બે કલાકે આપવી.

**કૅાસ્ટીકમ્**[૩]:–ખાલી ઉધરસ બહુ જોરથી આવતી હોય, અવાજ બહુ જાડો થતો હોય, ગળામાં દાહ લાગતો હોય અને ઉધરસ આવી ગયા પછી બચ્ચું રડતું હોય, ત્યારે આ દવા જરા જરા ચાર ચાર કલાકે આપવી.

**હાઇડ્રોસ્યાનિક ઍસીડ**[૩x]:—ઉધરસ બહુ સખત આવતી હોય, તેથી મગજને હરકત પહોંચે અથવા આંચકી આવે એમ લાગતું હોય, તો આ દવાનાં બે ટીપાં ત્રણુ ચાર રૂપીઆભાર પાણીમાં નાંખીને તેમાંથી થોડું થોડું કલાકે કલાકે આપવું.

**કુપ્રમ મૅટાલીકમ્**:[૬]–જ્યારે આંચકી આવતી હોય, ઉધરસ સખત આવતી હોય, છાતીમાં અથવા શરીરમાં બીજે કયાંય સ્નાયુઓમાં દુખાવો (cramps) જણાતો હોય ત્યારે આ દવા કલાકે કલાકે અથવા બે બે કલાકે અપાય છે.

**બલાડોના**[3]:—બચ્ચું લોહીઆળ હોય, ઉધરસથી મગજ ઉપર લોહીનું જોર થતું હોય, ને આંચકી આવતી હોય, ત્યારે આ દવાનાં બે ટીપાં ત્રણ ચાર ભાર પાણીમાં મેળવીને તેમાંથી થોડું થોડું દશ દશ મીનીટે આપવું.

**ઓપીઅમ**:[3]—આંચકીની શરૂઆત થયા પછી મગજ ઉપર કાંઈ દબાણ લાગતું હોય, દસ્ત કબજ હોય, ને બચ્ચું સુસ્ત થઇને પડ્યું રહેતું હોય, તો આ દવા થોડી થોડી કલાકે કલાકે આપ્યા કરવી.

**ઍન્ટીમોનીઅમ ટાર્ટરીકમ**[6]:—ફેફસાની બારીક નળીઓમાં વરમ થયો હોય, છાતીમાં સડડ સડડ બોલતું હોય, પરશેવો વધ્યા કરતો હોય, સુસ્તી હોય, અને ક્રોધનો આવેશ થવાથી ઉધરસ ચઢી આવતી હોય, તો આ દવા કલાકે કલાકે અપાય છે.

**હેપાર**[6]:—જરા પણ પવનનો સપાટો ખમી શકાતો ન હોય, ઉધરસ એકદમ ઉપડી આવતી હોય, ને છાતીમાં કફ બોલતો હોય ત્યારે આ દવા ઉપયોગી થાય છે.

**ફૉસ્ફરસ**[3]:—જો ફેફસામાં લોહીનો જમાવ થાય અને ન્યુમોન્યા જેવું સ્વરૂપ થાય તો આ દવાની જરૂર પડે છે. ન્યુમોન્યાની ખાત્રી થાય તો તે વિષયમાં આપ્યા પ્રમાણે ઉપચાર કરવા.

**કોકુવેહ્યુકીન**[30]:—આ દવા આ વ્યાધિના વિષમાંથીજ બનાવવામાં આવે છે, અને તેની અસર ઘણીજ અકસીર થઈ પડે છે, માટે તે અવશ્ય અજમાવવી.

**બાયોકૅમીસ્ટ્રી**:—આ રોગમાં **મેગ્નીસીઆફૉસ**[3]x એ મુખ્ય ઉપાય છે. તેનાથી એકાએક ચડી આવતી ઉધરસ બંધ પડવા લાગે છે. દર્દી વધારે વખત શાંતિ ભોગવી શકે છે, તેના મગજતંતુને પુષ્ટિ મળે છે, ને આંચકીનો ભય દૂર થાય છે. સખ્ત સ્વરૂપમાં તેમજ દીર્ઘ ને મંદ સ્વરૂપમાં પણ તે ઉપયોગી છે; પણ જો જીભ ઉપર સફેદ છારી રહેતી હોય, અથવા સફેદ જાડો ને ચીકણો કફ નીકળતો હોય, તો કાલીમ્યુર[3]x આપવું. બાળક બહુ નબળું પડી જાય, તેનો સ્વભાવ ચીડીઓ થઇ જાય, ઉંઘ આવે નહિ, ને મગજમાં કાંઇ બિગાડ લાગે તો **કાલીફૉસ**[3]x એકલું અથવા પહેલી દવાની સાથે અનુક્રમે આપવું. આ દવા એકેક કે બે બે ગ્રેઇન્સ કલાકે કલાકે અપાય છે, જો ફેફસામાં વરમ લાગે તો ફેર્મફૉસ[3]x શરૂ કરવું ને પાછળથી **કાલીમ્યુર**[3]x આપવું. ફેરમફૉસથી મગજ ઉપરના લોહીનો જોસ પણ નરમ પડશે.

**અનુસંગી ઉપાય**:—બાળકને ઉધરસ બહુ આવે તો ટરપેન્ટાઇન ચોળવું. ક્રીઓસોટની વરાળ મોંઢામાં રફતે રફતે શ્વાસમાં લેવરાવવી. શરદી લાગે નહિ, તે માટે ગરમ કપડાં પહેરાવવાં. બાળકને શરદીમાં ફેરવવું નહિ. ક્ષયકે ન્યુમોન્યાના દર્દી પાસે તેને લઇ જવું નહિ, ઉધરસ આવે, ત્યારે તેને તેડી લેવું, અને તેનો વાંસો દાબવો, ખોરાકમાં દુધ ઘી પચે તેટલું આપવું, બીજો ખોરાક કમી કરવો, બાળકને જરા ઠીક થાય અને ફેરવી શકાય તેમ હોય, તો હવા ફેર કરાવવો અને આખે શરીર હમેશાં અગર બે બે દિવસે તાજું તેલ સારી રીતે ચોળવું.

---

## વાયુનળીનો વરમ.

( Croup—ક્રુપ ).

વાયુનળીનો વરમ કેટલાંક કારણોથી થાય છે, ને તે કારણોને અનુસરીને તેના જુદા જુદા પ્રકાર ગણવામાં આવે છે.

**પ્રકાર**:—(૧) વાયુનળીનો તીક્ષ્ણ વરમ. (૨) ચેપથી થતો વાયુનળીનો વરમ યાને **ડીપ્થેરીઆ.** (ડીપ્થેરીઆનો વિષય જુદો આપ્યો છે તે જોવો.)

**કારણ**:—શરદી, ભેજ, અજીર્ણ ઈત્યાદિથી વાયુનળીમાં વરમ થાય છે.

**ચિન્હ**:—દિવસે બાળકને ઠીક હોય છે, પણ રાત્રે ઉધરસ આવે છે, તેનો સાદ ખોખરો ને જાડો થઈ જાય છે, પહેલાં તો તે ઉંઘી જાય છે, પણ મધ્ય રાત્રે તે જાગી ઉઠે છે. તેનાથી શ્વાસ લઇ શકાતો નથી, ને શ્વાસોશ્વાસ ચાલે છે તેથી સડસડ અવાજ થયા કરે છે. શ્વાસ બહાર કાઢતી વખતે ઉધરસ આવે છે. બાળક રડયા કરે છે. દશપંદર મીનીટમાં તેને ઠીક થાય છે, જો કલાક કે વધારે વાર ચાલે તો તેમાંથી તેની સ્થિતિ ભયંકર થઈ પડે છે. તેજ રાતમાં તેને ફરીથી તેમ થઇ આવે છે, અને તે પછીની બે ત્રણ રાતમાં પણ તેવુંજ થાય છે.

જો ખાલી ઉધરસ આવતી હોય, અથવા ગળખા સહિત ઉધરસ આવતી હોય, ઉધરસથી બાળક મુંઝળાઇ જશે એમ લાગતું હોય, ત્વચા

કોરી હોય, બેચેની જણાતી હોય, ને સુકી હવામાં જવાથી વરમ થઈ આવ્યો હોય તો એકોનાઇટ[3]નું એકેક ટીંપું જરા પાણી સાથે પંદર પંદર મીનીટે કે દશ દશ મીનીટે આપવું. દશ ટીંપાં અપાયા પછી દવા કલાકે કલાકે આપવી ને જરૂર ન હોય તો બંધજ કરી દેવી. જો રાતમાં બાર વાગ્યા પહેલાં વરમ થઇ આવ્યો હોય, અને ખાલી ઉધરસ આવતી હોય, તે વખતે કરવતીથી વહેરવાના જેવો અવાજ થતો હોય, તો સ્પન્જીઆ[3] ઉપર પ્રમાણે આપવું. રાતમાં બાળક ઝબકીને બેઠું થતું હોય, શ્વાસોશ્વાસની મુશ્કેલી લાગતી હોય, ઉધરસ આવવા માંડતી હોય, ઉધરસ સાથે ગળામાં સડ કરતો અવાજ નીકળતો હોય ત્યારે સેમ્બ્યુકસના ટીંકચરનું એક ટીંપું નવટાંક પાણીમાં ભેળવીને તેમાંથી જરા જરા પા પા કલાકે આપવું, અથવા સેમ્બ્યુકસ[30]નું એકેક ટીંપુ પાણી સાથે પંદર પંદર મીનીટે આપવું. જો ઉધરસ એટલી બધી આવતી હોય કે તેથી બચ્ચું ગુંગળાઇ જતું હોય, અને તેની ઉધરસ મધ્ય રાત્રે અથવા મધ્ય રાત્રિ પછી આવતી હોય, તો હેપાર[6]નું એકેક ટીંપુ દશ દશ મીનીટે આપવું. જ્યારે સ્પન્જીઆ આપવું યોગ્ય લાગતું હોય ને ગળામાં વરમ લાગતો હોય, ત્યારે આયોડીઅમ[3] નું એક ટીંપું આપવાથી પણ ઘણી વાર ફેર પડતો જણાય છે. વળી એ આપવાની સાથે તેનાં થોડાંક ટીંપાં ગરમ પાણીમાં નાંખીને તેના દમ લીધો હોય, તોપણ જલદી ઉધરસ ને શ્વાસોશ્વાસની મુંઝવણ દૂર થાય છે. જો દર્દી અસ્વચ્છ હવામાં રહેતો હોય તો આ દવાને બદલે બ્રોમીન[1x] નાં ટીંપાં ગરમ પાણીમાં નાંખીને તેનો દમ લીધો હોય તોપણ ફાયદો થાય છે. ઘણા કેસો કાલીબાઇ ક્રોમીકમ[6]થી સુધરે છે, માટે તે પણ અજમાવવું. ઉપરની હરકોઈ દવા આપતી વખતે ઍકોનાઇટ વચમાં કોઈ વખત આપવાથી જલદી ઠીક થવા લાગે છે. તીક્ષ્ણરૂપ મટયા પછી સ્પન્જીઆ કે હેપાર કેટલાક વખત સુધી આપ્યા કરવું એટલે ગળાનાં પડો તન્દુરસ્ત થઇ જશે. ઇપીકાક કયુઆના[3] ને બ્રાયોનીયા[3] વારાફરતી આપવાથી પણ ઘણી વાર ફાયદો થાય છે, અને બીજી કશી દવાની જરૂર પડતી નથી. જ્યારે કફ કે લોહીનો રસ જામી જવાથી બાળકનો શ્વાસોશ્વાસ ને રૂધિરાભિસરણ મંદ (asphyxia) પડી ગયાં હોય, ત્યારે ફૉસ્ફરસ[1]ની જરૂર પડે છે.

બાયોકેમીસ્ટ્રીઃ—ફેરમફૉસ[3x]અને કાલીમ્યુર[3x] વારાફરતી પંદર પંદર મીનીટે એકેક ગ્રેઇન જરા ગરમ પાણીની સાથે આપવાથી વરમ બેસવા લાગે છે ને કફ જામતો નથી, એટલે શ્વાસોશ્વાસ નિયમસર ચાલ્યા કરે છે. જો બાળક બહુ અસકત થઇ જાય, સુસ્તી ને બેચેની વધી પડે, ચ્હેરો લેવાઇ જાય, ને શ્યામ વર્ણ પકડે તો કાલીમ્યુરની સાથે કાલીફૉસ આપવા માંડવું. બાળકને જરા ઠીક થાય, તોપણ કાલીમ્યુર થોડાક દિવસ આપ્યા કરવું. જેથી તેને ફરીથી મુંઝવણ કે વરમ થઇ આવે નહિ. જરૂર લાગે તો મેગ્નીસીઅમફૉસ કાલીમ્યુરની સાથે વારાફરતી આપવું, એથી ઉધરસ એકાએક આવતી અટકશે.

**અનુસંગી ઉપાયઃ**—બાળકના ગળાની તથા છાતીના ઉપરના ભાગની આસપાસ ચંડા પાણીમાં રૂમાલ બોળીને તથા નીચોવીને મુકવો, અને તેની ઉપર કોરાં કપડાં વીંટી રાખવાં. જ્યારે તે રૂમાલ ગરમ થઇ જાય, ત્યારે તેને પાણીમાં બોળીને નીચોવીને ફરીથી મુકવો. બને તો એક વાસણમાં ગરમ પાણી ભરીને છાતી સુધી બાળકને તેમાં બેસારવું. શુષ્ક હવાથી ઉધરસ વધારે આવે છે, માટે બાળકના બિછાનાની આસપાસ વરાળ નીકળતાં પાણીનાં વાસણો ગોઠવવાં.

---

## ભરાઈ જવું; વરાધ–બાળકોના ફેફસાંનો તથા શ્વાસનળીનો વરમ.

( Acute Broncho-Pneumonia. )

બ્રોકો-ન્યુમોનિયા.

બાળકોને આ રોગ ઘણીવાર થઈ આવે છે; ને સાધારણ રીતે લોકો તે વખતે બાળક ભરાઈ ગયું છે એમ કહે છે. ઘણાં બાળકો દરવર્ષે આ રોગથી મરણ પામે છે. ચાર વર્ષથી નાની ઉમ્મરનાં છોકરાંને તે થવાનો સંભવ વધારે રહે છે.

**પ્રકારઃ—(૧) સ્વતંત્ર વરમ (૨) બીજા રોગથી થયેલો વરમ.**

**લાયક કરનાર કારણઃ**—કાંઇ પણ માંદગીથી શરીરમાં થયેલી નબળાઇ, જન્મથી શરીરના બાંધાની અને હાડકાની નબળાઇ અને ઉપદંશના ઝેરથી દૂષિત થયેલ રૂધિર; એથી શરીર સ્વતંત્ર વરમને લાયક થાય છે. બીજા પ્રકારનો વરમ થાય છે, તે પહેલાં બાળકને કાંઇ ફુટી નીકળતો તાવ આવતો

હોય છે, અગર ડીપ્થેરીઆ, મોટી ઉધરસ, ઈન્ફ્લ્યુએન્ઝાનું સખત સળેખમ, કે એવો કાંઇ રોગ થયો હોય છે ત્યારે થાય છે.

હાલમાં સૂક્ષ્મ જંતુ સંબંધી તપાસ કરતાં એમ માલુમ પડયું છે કે **ન્યુમોકોકસ** નામના સૂક્ષ્મ જંતુને લીધે આવો ફેફસાંનો અને શ્વાસનળિકાનો એક સાથે વરમ થઈ આવે છે. બીજા રોગમાંથી જ્યારે આ વરમ થાય છે, ત્યારે કોહવાટના **સ્ટ્રેપ્ટો કોકસ** નામના જંતુથી તેને ઉત્પન્ન કરવામાં હોય છે. ડીપ્થેરીઆની સાથે આ વરમ થાય છે, ત્યારે ડીપ્થેરીઆનાં **કલેબ્સ-લોફ્લર બેસીલસ** નામના જંતુજ તેને ઉત્પન્ન કરે છે. શીયાળામાં અને વસંત ઋતુની શરૂઆતમાં ઘણાં છોકરાં ભરાઇ જાય છે, અને કેટલીકવાર હવામાં એવો ફેરફાર થઇ જાય છે કે એક લત્તાનાં લગભગ બધાં છોકરાં એક પછી એક અગર એક સાથે ભરાઇ જાય છે.

ચિન્હઃ-સ્વતંત્ર વરમ થઇ આવે છે, ત્યારે શરૂઆતમાં ખાંસી કે સસણી થઈ હોય એમ લાગે છે; અને તે સસણી ને ઉધરસ મટી જવાને બદલે તાવ ભરાય છે, નાડ ઉતાવળી ચાલે છે, બચ્ચું હાંફે છે, અને સુસ્ત થઇને પડયું રહે છે. જ્યારે ફેફસાંનો વરમ, બરાબર થાય છે, ત્યારે તાવ રહ્યા કરે છે, ને બચ્ચું ઘણું દુબળું પડી જાય છે. તેનો રમતીઆળ સ્વભાવ બદલાઇ જાય છે, ને તેમાંથી તે સાજું થાય છે, ત્યારે પણ તેના શરીરમાં ને સ્વભાવમાં એટલો બધો ફેર પડે છે કે તેને એક વાર જોયું હોય છતાં ઓળખવું મુસ્કેલ પડે છે. તેની નાડ નબળી પણ ઉતાવળી ચાલે છે. જો ફેફસાંમાં વરમ ઘણો ફેલાય તો રક્તાશયને હરકત થવાનો સંભવ રહે છે. ઉધરસ પહેલાં સુકી આવે છે ને પછી જરા કફ સાથે આવે છે. ઘણીવાર બાળકથી બળખો કાઢી શકાતો નથી, પણ ઉધરસની સાથે છાતીમાં કફ બોલે છે.

સાધારણ રીતે શ્વાસોશ્વાસની ક્રિયામાં પહેલાં અંતર્શ્વાસ પછી બાહ્યશ્વાસ અને પછી આરામ આવે છે, પણ જ્યારે ફેફસામાં અને વાયુનળીકાઓમાં આવો વરમ થાય છે, ત્યારે અંતર્શ્વાસ પછી વિરામ આવે છે, અને તે પછી બાહ્યશ્વાસ થાય છે. વળી બાહ્યશ્વાસ પછી જરા પણ આરામ આવવાને બદલે એકદમ અંતર્શ્વાસ થાય છે. આવી ક્રિયાથી બચ્ચાનાં નાકનાં ફોડવાં પોહોળાં થાય છે, ને સુકાયાલ છે, તે સ્પષ્ટ રીતે દેખાય છે.

બીજા પ્રકારની વરાધ શરૂ થાય છે, ત્યારે પહેલાં જેટલો તાવ હોય તેમાં વધારો થાય છે, શ્વાસ ઉતાવળો ચાલે છે, ને નાડ પણ વધારે વખત ચાલે છે.

## ચિકિત્સા.

**એકોનાઇટઃ**—મોટા માણસોને ન્યુમોન્યા થઇ આવે છે ત્યારે જેમ આ દવા ઉપયોગી થઈ પડે છે તેમ બચ્ચાંઓને વરાધમાં પણ ઉપયોગી થાય છે. વરાધની શરૂઆત હોય, ફેફસામાં વરમ સખત હોય, તાવ હોય, ને બચ્ચું બેચેન હોય ત્યારે આ દવાનું અડધું ટીપું અઢીભાર પાણીમાં મેળવી તેમાંથી થોડું થોડું અડધી અડધી કલાકે ત્રણ ચાર વખત આપવું, તે અપાઈ ગયા પછી એક કલાક સુધીમાં ચિન્હો નરમ પડે નહિ તો બીજું અડધું ટીપું લઇને તે પ્રમાણે ફરીથી આપવા માંડવું. પણ તે દર્મ્યાન જો પરશેવો આવે તો તુરત દવા બંધ કરવીને પછી ઉધરસ હોય તો **ઇપીકાકયુઆના**[૩] નું એક ટીપું પાણીમાં મેળવી તેમાંથી બે બે કલાકે આપવું, એથી ઉધરસ ઓછી આવશે. જો કફ બહુ જામ્યો હોય તો **પલ્સેટીલા**[૩]નું એક ટીપું પાણીમાં મેળવી તેમાંથી થોડું થોડું બે બે કલાકે આપવું. જો ન્યુમોન્યાને મળતાં બધાં ચિન્હો થયાં હોય ને સ્પર્શાઘાત બોદો આવવાને બદલે નક્કર આવતો હોય તો **ફૉસ્ફરસ**[૩]વધારે ઉપયોગી થઇ પડે છે.

**ટાર્ટર ઇમેટીકાઃ**—જો કફ ઘણો જામ્યો હોય અને તેને લીધે શ્વાસ બરાબર લઇ શકાતો ન હોય અથવા શ્વાસ ઉપરછલો ચાલતો હોય તો આ દવાનું એક ટીપું પાણીમાં મેળવી તેમાંથી થોડું થોડું પા પા કલાકે આપવું.

**સોલેનીઆ**[૩]:--જો ફેફસાને બહુ શ્રમ પડતો હોય અથવા તેના મજ્જાતંતુઓને કાંઈ હરકત થઇ હોય અને તેથી તેના તંતુઓનો ઉપઘાત (paralysis) થયો હોય તો આ દવા આપવાથી ઠીક થાય છે.

**બેલાડોના**[૩]:--જ્યારે વરાધની સાથે બચ્ચાના મગજને કાંઇ માઠી અસર થઈ હોય, સન્નિપાત થયો હોય, આંચકી આવતી હોય, રાત્રે ઉધરસ વધારે આવતી હોય, કે ઉધરસથી ચ્હેરો લાલ થઇ આવતો હોય, ત્યારે આ દવાની જરૂર છે.

**કેલીડોનિઅમઃ**[૬] કે ૧૨:--બચ્ચું બહુ બેચેન હોય, આમ તેમ આળોટતું હોય, શરદીવાળી હવાથી

વધારો થતો હોય, યકૃતનો ને પાચનક્રિયાનો કાંઇ દોષ જણાતો હોય, ત્યારે આ દવા ઉપયોગી થઇ પડે છે. શ્વાસોશ્વાસ જ્યારે બહુ ઉતાવળા ચાલતા હોય ત્યારે આ દવાથી નિયમિત થાય છે.

**આર્સેનિકમ આયોડેટમ**$^{3x}$:—જ્યારે અશક્તિ ને સુસ્તી બહુ હોય, ફેફસાના મોટા ભાગમાં કે ગળામાં પણ વરમની અસર જણાતી હોય, ને શરદી લાગવાથી કે સળેખમ થયા પછી વરાધ થઇ આવી હોય તો આ દવા ફાયદાકારક થઇ પડે છે, આ દવા બાળકને દુધ પાયા પછી આપવી.

**ટયુબરક્યુલીનમ**$^{30}$—આ દવા ટયુબર્કલ નામના ચેપી વિષમાંથી બનાવાય છે, અને તે આ રોગમાં ઘણી વાર અકસીર નીવડે છે. જ્યારે આમ ખાત્રી થાય કે વરાધ બીજા છોકરાઓનો ચેપ લાગવાથી થઇ છે, ત્યારે આ દવાની આવશ્યકતા વધારે છે.

**બાયોકૅમીસ્ટ્રી:—**

**ફેરમફૉસ**$^{3x}$:–વરમની શરૂઆતમાં આ બે ગ્રેઇન્સ જરા ગરમ પાણીમાં પીગળાવીને તેમાંથી પા પા કલાકે થોડું થોડું આપ્યા કરવું.

કાલીમ્યુર:$^{6x}$–ઉપરની દવા આપ્યા પછી વરમ જરા મંદ પડશે એટલે આ દવા તેની સાથે વારાફરતી આપવા માંડવી.

ફેરમફૉસથી છાતીમાં થતો દુખાવો, વરમ, ઉતાવળો શ્વાસોશ્વાસ, છાતીની ભીંસ વગેરે મટી જાય છે, અને કાલીમ્યુરથી કફ છુટો પડી ઓછો થતો જાય છે.

**નેટ્રમસલ્ફ:**$^{6x}$–ચોમાસાના ભેજથી વધારો થતો હોય ને ઉધરસ સહેલાઇથી ખાઇ શકાતી ન હોય તો આ દવા આપવી.

**અનુસંગી ઉપાય:**—બચ્ચાને બિછાનામાં સુવારી રાખવું, પણ તેનું પડખું પા પા કે અડધી અડધી કલાકે ફેરવવું, કેમકે ચત્તા સુઇ રહેવાથી ફેફસામાં લોહીનો જમાવ થાય; એટલા માટે તેને ઘોડીઆમાં સુવારી રાખવું નહિ; તેમાં બચ્ચું પોતાનું પડખું ફેરવી શકતું નથી. જ્યારે બચ્ચાને ઉધરસ આવે ત્યારે તેને બેઠું કરવું, તથા તેનું માથું જરા નીચું નમાવવું,

ગરમ પાણીમાં ફલાટીનના કકડા બોળીને શેક કરવો. છાતીમાં તાજા તેલમાં કપૂર મેળવીને સારી રીતે ચોળવો. વરમ બહુ સખત હોય તો વારંવાર પોટીસ મુકવી. બાળક બહુ નિર્બળ થઇ જાય ને રક્તાશય મંદ પડવા લાગે તો ઉત્તેજક દવાઓ બ્રાન્ડી વગેરે આપવી અને ખોરાક પુષ્ટિકારક આપવો.

---

## રસપિંડાનો વરમ, બાળકોની જાંઘમાં, કાન પછવાડે અને બગલમાં થતી ગાંઠો.

Lymphadenitis and glandular swellings–લીંફએડીનાઇટીઝ.

રસવાહિનીઓ જે રસ પાછો લાવે છે, તેને શુદ્ધ કરનારા પિંડો જાંઘમાં, બગલમાં, કાન પછવાડે અને બીજે કેટલેક સ્થળે હોય છે; આ રસપિંડાનો કેટલીકવાર વરમ થઈ આવે છે.

**કારણ:**—જે બાળકોની પ્રકૃતિ સ્કૉફ્યુલાનું કે ક્ષયનું દર્દ થઇ આવે એવી ખરાબ હોય છે, તેમને આ રોગ થઇ આવે છે. છોકરાંઓને લાલ તાવ આવી ગયા પછી તેમજ કેટલાક ફુટી નીકળતા તાવ લાગુ પડયા પછી પણ આ ગાંઠો સુજી આવે છે.

**ચિન્હ:**—આ ગાંઠો સુજી આવે છે, અને તે કોઇ વાર પાકે છે, ત્યારે ક્ષત પડે છે. બાળકનું શરીર ઘણું કરીને બહુ નબળું હોય છે.

### ચિકિત્સા.

**આયોડીન:**—આ દવા **કાલીઆયોડેટમ, હાઇડ્રારજીરમ, બીન આયોડેટમ, કેલ્કેરીયમ આયોડેટમ કે બાર્યટા આયોડેટના** રૂપમાં અપાય છે. એકલું હોમીઓપૅથીક આયોડીન પણ આવે છે, પણ તેના કરતાં ઉપર આપેલ ક્ષારોમાંથી એકાદ આપવાથી વધારે ફાયદો થાય છે. તે બધામાં કાલીઆયોડેટમ[1] વધારે વપરાય છે. જરૂર પડે તો બહારથી પણ ગાંઠોને આયોડીન લગાડાય છે. જો બાળક નબળા બાંધાનું હોય તો ઉપલી દવા કેટલાક દિવસ આપ્યા પછી **કૅલ્કેરીઆ કાર્બ** આપવું. જો સ્કૉફ્યુલાની કે ક્ષયની અસર હોય તો અઠવાડિયામાં એક વખત **બેસીલીનમ**$^{100}$ આપવું.

**બાયોકૅમીસ્ટ્રી:—**

**કૅલ્કેરીઆ ફલુઑર**$^{6x}$:—ગાંઠ કઠણ હોય તો આ દવાથી તે પોચી પડીને ફેલાઇ જશે.

**ફેરમફૉસ**$^{3x}$:—જો ગાંઠો સુજીને લાલ થઇ આવે ને દુખે તો આ દવા બે ત્રણ દિવસ સુધી દરરોજ ચાર પાંચ વખત આપવી.

**કાલીમ્યુર**૬×:—જો ગાંઠો પોચી હોય કે લાલ ન થઇ હોય ને સ્કૉફ્યુલાની અસર જણાતી હોય તો આ દવા આપવાથી તે ગાંઠો ગળી જશે.

**સીલીસ્યા**૩×:—ગાંઠો પાકે એમ લાગતું હોય તો આ દવા આપવી એટલે પાકવાની હશે તો જલદી પાકી જશે.

**કૅલ્કેરીઆ સલ્ફ**૩×:—જ્યારે ગાંઠો પાકયા પછી અંદરથી પરૂ નીકળતું હોય ત્યારે પરૂ બંધ કરવા માટે આ દવાની જરૂર પડે છે.

**કૅલ્કેરીઆ ફૉસ**:૬×–બાળકનું શરીર નબળું હોય છે, અસ્થિ પોચાં હોય, અનાજ પચતું ન હોય, ગાંઠો ઘણા વખતથી સુધરતી ન હોય, કંઠમાળ થાય એમ લાગતું હોય, ત્યારે બીજી દવા સાથે વારંવાર આ દવા આપવી. એથી શરીર સુધરશે, અને ગાંઠો ફેલાઇ જશે.

ગાંઠ પોચી હોય તો **કાલીમ્યુર** ને કઠણ હોય તો **કૅલ્કેરીઆ ફ્લ્યુઑર** ને વેસેલાઇન જેવી મલમની બનાવટમાં ભેળવીને બહારથી ગાંઠ ઉપર ધીમે ધીમે ચોળવું અગર પટ્ટી મુકી રાખવી. કૉડલીવર ઑઇલ પચે તો આપવું.

---

## આંતરડાનો ક્ષય.

(Tabes Mesenterica–ટેબીઝ મેસેન્ટેરીકા.)

સર્વ સ્થળે માંસનો નાશ કરવાની શકિત ધરાવનાર પદાર્થ ટયુબર્કલ જ્યારે આંતરડાંમાં થાય છે, ત્યારે તેનો પણ ક્ષય એટલે નાશ કરે છે. ફેફસાંમાં તેજ વિકારી પદાર્થ થવાથી ક્ષયનો મહાન્ વ્યાધિ થાય છે. કંઠમાળનો રોગ પણ તેથીજ થાય છે. જ્યારે આંતરડાંમાં તે પોતાનું જોર વર્તાવે છે, ત્યારે બાળક જેટલો ખોરાક ખાય છે, તેટલો બધો નકામો જાય છે, અને તેથી તેને કશી પુષ્ટિ મળતી નથી; ને બાળક દિવસે દિવસે લેવાતું જાય છે. ટયુબર્કલ એ ઝીણા ઝીણા માંસમાં થતા દાણાનું નામ છે, પણ તે દાણામાં સડવાનો ને ફેલાવાનો ગુણ હોય છે.

**કારણ**:—આ રોગ થવાનું કારણ **બેસીલસ ઑફ કોક** નામના સૂક્ષ્મ જંતુ હોય છે, જેનાથી ટયુબર્કલ થાય છે. "મૅસેન્ટરીના પિંડામાં" આ રોગ લાગુ પડે છે.

**ચિન્હ**:—આ રોગનાં ચિન્હ દીર્ઘ ઝાડાના વિષયમાં આપ્યાં છે તેવાંજ હોય છે. જીર્ણજ્વર ને ઝાડો રહ્યા કર છે, બાળક બહુ નબળું ને દુબળું થઇ જાય છે, પોષણ નહિ મળવાથી મૃત્યુ નિપજે છે, કેટલાંક બાળકોની ક્ષુધા ઉઘડે છે, કેટલાંકની મંદ પડી જાય છે અને કેટલાકને ઉધરસ પણ થઇ આવે છે.

### ચિકિત્સા.

**આયોડીનમ**૩× એ આ રોગની મુખ્ય દવા છે. જ્યારે બાળક બહુ લેવાઇ ગયું હોય ત્યારે આ દવા તેની ઉમ્મરના પ્રમાણમાં પાણી સાથે તૈયાર કરીને ત્રણ ત્રણ કલાકે આપવી. **એસીલીનમ**૧૦૦ ના એકાદ બે ગ્રેઇન્સ અઠવાડીઆમાં એક બે વખત આપવા, એથી તે સૂક્ષ્મ જંતુનું ઝેર દૂર થશે. જો ઝાડો થઇ આવ્યો હોય તો શરૂઆતમાં **મકર્યુરીઅસ કરોઝીવસ**૬ આપવું. ઝાડો લાંબા વખતથી હોય, ઝાડો બહુ ઉતરતો ને મળદ્વારમાં દાહ લાગતો હોય તો **આર્સેનિકમ**૩ આપવું.

જો ભુખ લાગતી ન હોય, પેટમાં ખટાશ રહેતી હોય, અસ્થિ નબળાં હોય, ને સ્નાયુઓનું માંસ પોચું હોય તો **કૅલ્કેરીઆ કાર્બ**૬ દિવસમાં બે ત્રણ વખત દેવું. દસ્ત કબજ થઇ જાય તો **પ્લમ્બમ ઍસેટીકમ**૩ નો એક ગ્રેઇન આપવો આઠ કલાક પછી જરૂર પડે તો અડધો ગ્રેઇન ફરીથી દેવો એટલે દસ્ત ઉતરશે.

**બાયોકૅમીસ્ટ્રી**:—

**ફૅરમ ફૉસ**:૩×:—અન્ન પચે નહિ, ઝાડો થઇ આવ્યો હોય ને પેટમાં દુખતું હોય તો આ દવા હમેશાં ત્રણ ચાર વખત આપવી.

**કાલી ફૉસ**૬×:—ગંધાતો ઝાડો ઉતરતો હોય, બાળક સુસ્ત ને નબળું હોય ને મગજનો કાંઇ રોગ જણાતો હોય તો આ દવા આપવી.

**કાલીમ્યુર**૬×:—પીળા રંગનો ચીકણો ઝાડો ઉતરતો હોય ને ઘી પચતું ન હોય તો આ દવા આપવી. તેથી લોહી ને જળસ પણ બંધ થશે.

**કૅલ્કેરીઆ ફૉસ** ૩×—નબળાઇની અસર દૂર કરે છે, અસ્થિને મજબૂત કરે છે, વિષની સામે થવામાં બચ્ચાને ઘણી સારી મદદ કરે છે અને પાતળા ગંધાતા ઝાડા પણ બંધ કરે છે.

**સીલીસ્યા**૬×:—પેટ મોટું ને કઠણ થઇ ગયું

હોય, જ્યારે પરશેવો વળતો હોય ને ગંધાતો ઝાડો આવ્યા કરતો હોય ત્યારે આ દવાથી ફાયદો થાય છે, ને તે લાંબા વખત સુધી ચલાવવાની જરૂર છે.

**અનુસંગી ઉપાયઃ**—સારો પૌષ્ટિક ખોરાક આપવો. દુધમાં ચુનાનું પાણી ભેળવીને આપવું. ગરમ કપડાં પહેરાવી રાખવાં. હવા ફેર કરાવવો; શરીરે તેલ ચોળવું અને જેમ બને તેમ બાળકને પોષણ આપતા રહેવું.

---

## રાતમાં પેશાબ થઇ જવાનો રોગ.

(Enuresis Nocturna-ઍન્યુરોસીસ નૉકટર્ના.)

બચ્ચું બે વર્ષનું થાય છે, ત્યાર પછી કેટલીકવાર રાતમાં ઉંઘતું હોય, ત્યારે તેની મરજી વિના તેનો પેશાબ નીકળી જાય છે, અને કપડાં તથા બિછાનાં બગડે છે.

**કારણઃ**—કેટલાક બાળકોનો મૂત્રમાર્ગ જન્મથી નબળો હોય છે, અગર મૂત્રાશય સહેજ વાતમાં ઉશ્કેરાઇ જાય છે. જે બાળકોનો બાંધો કે મગજશક્તિ નબળી હોય છે અને જેને પૂરતો પૌષ્ટિક ખોરાક મળતો નથી, તેવાને આ રોગ ઘણીવાર થાય છે. પોચા સ્વભાવનાં, તેમજ ભ્રમિત ને ગાંડા મગજનાં બાળકોમાં તેનો પ્રચાર વિશેષ છે. વાઇવાળાં દર્દીઓને આ લક્ષણ સૌથી પહેલું જોવામાં આવે છે. પેશાબ બહુ અમ્લ (acid) હોવાથી; મૂત્રાશયનો વરમ થવાથી અને પથરી થવાથી પણ દર્દીના કાબુ વિના પેશાબ વહી જાય છે. કૃમિ, મસા, અને ઇંદ્રિની ઉપર કાંઇ રોગ થવાથી પણ કેટલીકવાર પેશાબ એ-અંદાજે નીકળી જાય છે. કોઇ કોઇને આ રોગની ટેવ પડી જાય છે.

**ચિન્હઃ**—રાતમાં બચ્ચું સુતું હોય છે, ત્યારે તેને સ્વપ્નું આવે છે કે પોતે પેશાબ કરે છે, અને તરતજ પેશાબ ખરેખર નીકળવા માંડે છે, તેથી બિછાનું બધું ભીનું થાય છે. કેટલીકવાર આવું કશું સ્વપ્નું આવતું નથી. પેશાબ રાતમાં થઇ જતો હોય, ત્યારે દવા શરૂ કર્યા છતાં જો કાંઇ ફેર જણાય નહિ તો મૂત્રાશય તપાસવો.

### ચિકિત્સા.

**સીના**[૩]અગર **સેન્ટોનાઇન**[૩] થી કૃમિનો નાશ થાય છે, અને જો કૃમિથીજ પેશાબનો આવો રોગ થયો હોય તો તે એથી મટી જાય છે. જો પેશાબ રંગદાર ને ગંધાતો હોય તો **બેન્ઝોઇક ઍસીડ**[૩] હમેશાં ત્રણ ચાર વખત આપવું. જે બાળક રાતમાં બહુ ઉંઘી જતું હોય, જલદી જાગતું ન હોય ને જેને રાતમાં પેશાબ વહી જતો હોય તેને **ક્રીઓસોટ**થી ફાયદો થશે. વળી તેવાં કેટલાંક બાળકોને રાત્રે સુતી વખતે **કાલીબ્રામીડમ**નો એક ગ્રેઇન આપ્યાથી પણ રાતમાં પેશાબ વહી જતો નથી. જો પહેલી ઉંઘમાંજ પેશાબ વહી જતો હોય તો **સેપીઆ**[૬] થોડું થોડું બે વખત આપવું. જો દિવસે પણ પેશાબ થોડો થોડો ટપકયા કરતો હોય તો **પલ્સેટીલા**[૩] અથવા **વરબેસ્કમ થેપ્સસ**[૩] ત્રણ ચાર વખત આપવું. આ સિવાય વેલેરીએનેટ ઑફ આમોન્યા, ને જેલ્સીમીઅમ પણ લક્ષણો જોઇને અપાય છે. મ્યુલેઇન ઑઇલ પાવાથીપણ મટે છે.

**બાયોકૅમીસ્ટ્રીઃ**—**ફૅરમ ફૉસ**[૩×]થી બાળકને પેશાબ વહી જતો અટકે છે. જો કૃમિ હોય તો **નેટ્રમફૉસ**[૩×]આપવું.

જો બચ્ચું બહુ નાની ઉમ્મરનું ને અશક્ત હોય તો **કૅલ્કેરીઆ ફૉસ**[૩×]આપવું. આ દવાએમાંથી જે યોગ્ય લાગે તે દરરોજ ત્રણ વખત એ પ્રમાણે એકાદ માસ સુધી અવસ્ય આપવી; તેથી બચ્ચાંની એકંદર તન્દુરસ્તી પણ ઘણી સુધરે છે.

**અનુસંગી ઉપાયઃ**—બાળકની એકંદર તન્દુરસ્તી તરફ ધ્યાન આપવું, તેને સારો ખોરાક આપી યોગ્ય કસરત કરાવવી, સારી રીતે નિદ્રા આવે તેમ કરવું, ખરાબ છોકરાંઓની સાથે સોબત કરે નહિ તે ધ્યાનમાં રાખવું, હમેશાં ટબમાં બેસારીને બાળકને બરાબર નવરાવવું, રાત્રે બહુ કપડાં ઓઢાડવાં નહિ. દસ્ત સાફ લાવવો. કૃમિ દૂર કરવાં. ગરમ મસાલાવાળી ચીજો ખાવા આપવી નહિ, તેમજ ગળપણ પણ ઓછું આપવું, રાત્રે વહેલાં વાળુ કરાવવું, સાંજ પછી પાણી ઓછું પાવું, ચાહ કાફી વગેરે તદ્દન બંધ કરવું અને પથરી થઇ હોય તો તેનો ઇલાજ કરાવવો.

---

## બાળકોની ઇંદ્રિનો સડો.

( Noma Pudendi–નોમા પ્યુડેન્ડી. )

જેવાં કારણોથી બાળકના મોંઢામાં સડો થાય છે, તેવાંજ કારણોથી તેને ઇંદ્રિ ઉપર પણ સડો થાય છે; બાળ ઉપદંશથી પણ કોઇ વાર ઇંદ્રિનો ભાગ

**સડે છે. ઇંદ્રિની ઉપર કાંઇ વાગવાથી કે કાંઇક રહી જવાથી કોઇ વાર તે પાકે છે.**

**એ સિવાય છોકરાઓને ઇંદ્રિ સંબંધી કાંઇ રોગ થતો જણાતો નથી. કેટલીક છોડીઓને ધાત જાય છે, તે વિષય ધાત જવાના રોગમાં આપ્યો છે, તે જોવો. છોકરાઓની ઇંદ્રિ ઉપર કાંઇ કરડવાથી કોઇ વાર ઉપલી ત્વચા પાતળી થઇને ફુલી આવે છે, તો તેને વખતે ફોડી નાંખવાની જરૂર પડે છે.**

### ચિકિત્સા.

જો ઉપદંશની અસર હોય તો **મર્ક્યુરીઅસ**[3] આપવું; જો ઉપદંશના વિષની ખાત્રી ન હોય તો તેને બદલે **આર્સેનિકમ**[3] થોડું થોડું ચાર ચાર કલાકે આપવું.

**બાયોકૅમીસ્ટ્રીઃ-કાલીમ્યુર**[3×]એ મુખ્ય દવા છે, તેથી ઇંદ્રિનો સોજો બેસી જાય છે, ને સડો રૂઝાવા લાગે છે, વળી ઉપદંશની અસર હોય તે પણ મટે છે. એ દવા ખાવા અપાય છે, તેમજ વળી વેસેલાઇન કે ધોએલા ઘીમાં મેળવીને બહારથી પણ લગાડાય છે, જો જ્વરનાં કાંઇ ચિન્હ હોય તો **ફૅરમ-ફૉસ**[3×] તેની સાથે વારા ફરતી આપવું.

**અનુસંગી ઉપાયઃ**—ઉપદંશની અસર હોય, તે દૂર કરવી, સડાવાળો ભાગ ૧૦ ટકાવાળા કાર્બોલિક સાબુથી ધોવો, ઉપદંશના ક્ષતને નાઈટ્રીક ઍસીડ-ના નમ્ર પ્રવાહિથી વારંવાર ધોઇ પછી વેસેલાઇન એકલું લગાડવું, સાધારણ સડો બોરીક ઍસીડ કે ઝીન્કસીઓકસાઇડ ને વેસેલાઇનથી દુરસ્ત થાય છે.

---

## બચ્ચાના મસ્તક ઉપર થતી લોહીની ગ્રંથી.

(Cophalhœmatoba.)

કેફાલ-હીમા-ટોબા.

બચ્ચાના માથાના એક બાજુએ પોચી લોહીની ભરેલી ગ્રંથિ તેના જન્મ પછી ત્રણ ચાર દિવસે જોવામાં આવે છે. તે માથાથી જુદી લાગતી નથી, પણ જાણે માથાનો તેટલો ભાગ પોચો અપક્વ ને જરા સુજેલો હોય તેમ લાગે છે.

**કારણઃ**—પ્રસવ વખતે મસ્તકને કાંઇ ઇજા થવાથી લોહીનો જમાવ અસ્થિના પડમાં થઈ જાય છે, ને તે ગ્રંથિ જેવો લાગે છે.

તેનાં કાંઇ બીજાં લક્ષણો જણાતાં નથી, થોડા દિવસમાં તે શોષાઈ જાય છે, ને મસ્તક સારૂં થઇ જાય છે.

### ચિકિત્સા.

**આર્નિકાના** લોશનમાં પુષ્કળ પાણી રેડીને તે લોશન માથા ઉપર રોજ જરા જરા લગાડવું; **એમ** કરવા છતાં સાત આઠ દિવસમાં કાંઇ ફેર લાગે નહિ તો **કૅલ્કેરીઆ**[1] થોડાક દિવસ સુધી ખાવા આપવું.

**બાયોકૅમીસ્ટ્રીઃ—ફૅરમફૉસ**[3×]ના ચાર પાંચ ગ્રેઇન્સ પાણીમાં નાંખીને તેમાં કપડું બોળીને માથા ઉપર એક બે વાર મુકવું, તથા **ફૅરમફૉસ**[3×] નો એકેક ગ્રેઇન સવાર સાંજ આપવો, તેથી ફાયદો થાય નહિ તો પછી **કૅલ્કેરીઆ ફ્લ્યુઓર**[6×] પંદરેક દિવસ સુધી આપવું તો ગાંઠ ફેલાઇ જશે.

**અનુસંગી ઉપાયઃ**—ગ્રંથિવાળા ભાગને બનતાં સુધી છેડવો નહિ, ઉપર લખેલ દવાઓ કરવી તથા લગાડવી, ગ્રંથિ ઉપર કાંઇ વાગે નહિ તે અવશ્ય સંભાળવું, સુવારતી વખતે તે ભાગ આગળ નરમ ને પોચો રૂનો ડુચો મુકી રાખવો અને નવરાવતી વખતે પ્રથમ જરા ગરમ ને પછી ચંડું એમ બે ચાર વખત પાણી તે જગ્યાએ ધીમે ધીમે લગાડવું એટલે તેમાં જલદી સુધારો થવા લાગશે.

---

## બાળકોના સ્તન પાકવા.

Mastitis Neonatorum-મેસ્ટાઇ-ટીઝ નીઓનેટોરમ.

સ્વાભાવિક રીતે બચ્ચું અવતર્યા પછી તરતજ તેના સ્તનમાં છાસ જેવો પ્રવાહી ભર્યો હોય છે, તે દાબીને કાઢી નાખવામાં આવે છે; અને જો તે કાઢી નાખતી વખતે તેને ખરાબ રીતે દાબવામાં આવે, તો કેટલીક વાર તેનો વરમ થાય છે ને પાકે છે.

**બ્રાયોનિઆ**[3] નું એક ટીંપું નવટાંક પાણીમાં મેળવીને તેમાંથી થોડું થોડું દિવસમાં ચાર પાંચ વખત આપવું; જો તેથી ઠીક થાય નહિ તો **ફાઇટોલેક્કા**[1] આપવું. જો પાકે તો **હેપાર**[6] થોડું થોડું આપવું. એકલું બ્રાયોનિઆ ઘણાખરા કેસોમાં બસ થઈ પડે છે.

**બાયોકૅમીસ્ટ્રીઃ-ફૅરમફૉસ**[3×] આપીને વરમ મંદ પાડવો, જરૂર પડે તો વરમ મટાડવા તેના પાણીનાં પોતાં મુકવાં, પછી જો પાકશેજ એમ

લાગે તો **કૅલ્કેરીઆસલ્ફ**[3]× અને **સીલીસ્યા**[6] આપીને મટાડવું.

કેલેન્ડયુલા લોશન લગાડવાથી સ્તન જલદી પાછા સારા થઈ જાય છે. ટીંકચર કેલેન્ડયુલાના એક ડ્રામને ત્રણ આઉંસ એટલે પાશેરથી જરા થોડા પાણીમાં મેળવવાથી કેલેન્ડયુલા લોશન થાય છે.

---

## બાળકોને થતો કમળો.

Icterus Neonatorum-ઇકટરસ નીઓનેટોરમ.

બાળકોને કમળો કેટલીક વખત થાય છે; પરંતુ લોકો તેને કમળા તરીકે ઓળખવાને બદલે તેનાં બીજાં લક્ષણો ઉપર વિશેષ ધ્યાન આપે છે.

**પ્રકારઃ**-કારણો પ્રમાણે પ્રકાર જુદા જુદા ગણી શકાય છે, પરંતુ હલકો કમળો, ને દુષ્ટ કમળો એમ મુખ્ય બે જાત છે.

**કારણઃ**-સેપ્ટીસીમ્યાનો રક્તવિકાર :નાળના વરમથી થાય છે, ત્યારે પણ કમળાનું ચિન્હ જણાય છે, કેટલીક વાર જન્મેલાં બાળકોને જુદા જુદા અવયવમાં રક્તસ્રાવ થાય છે; ને તે પછી કમળો જણાય છે. વળી ઉપદંશના વિષથી કે જન્મથી યકૃતમાં કાંઇ ખોટ હોવાથી પણ કમળો થાય છે. યકૃતમાં પિત્ત ઉત્પન્ન થયા પછી પિત્તને વહેવાની નળીમાં કાંઇ અડચણ નડવાથી પણ કમળો થાય છે. કોઈવાર ગોળ કૃમિને લીધે કમળો થાય છે. કેટલીકવાર ડયુઓડેનમનો વરમ થાય છે, ઝાડાનું દર્દ થાય છે, ને તે સાથે કમળો જણાય છે.

**ચિન્હઃ**-જન્મ્યા પછી તરતજ થોડા દિવસમાં કેટલીકવાર કમળો થઈ આવે છે; પણ તે કમળો પોતાની મેળે મટી જાય છે. કમળાનાં ચિન્હો વધારે સ્પષ્ટતાથી તેના ખાસ વિષયમાં આપ્યાં છે તે જોવાં. કેટલીકવાર ત્રણ વર્ષથી મોટાં બાળકોને કમળો થાય છે, ત્યારે માથું દુખે છે, અરૂચિ રહે છે, ઝાડો થાય છે, કેટલીકવાર દસ્ત કબજ રહે છે, તેનો રંગ ફિક્કો હોય છે, પેશાબ ઘણો રંગદાર આવે છે, અને શરૂઆતમાં જરા તાવ આવે છે. આ રોગમાં મોટા માણસોની નાડ જેમ ધીમી ચાલે છે, તેમ બાળકોની નાડ ધીમે ચાલતી નથી.

### ચિકિત્સા.

**કેમોમીલા**[3]:—જ્યારે બચ્ચાંને કમળા જેવું થઇ આવે, ત્યારે આ દવા ઉત્તમ છે; જો તેથી બરાબર ફાયદો થાય નહિ, તો પાછળથી **મર્ક્યુરીઅસ**[3] થોડાક દિવસ આપવું.

**બાયોકૅમીસ્ટ્રીઃ**--

**કાલીમ્યુર**[3]× ને **ફૅરમફૅાસ**[3]× વારાફરતી થોડું થોડું આપ્યા કરવું, એટલે કમળો જલદી મટી જશે.

**અનુસંગી ઉપાયઃ**—દસ્તને નિયમિત કરવો, બાળકને બનતાં સુધી સુવાડી રાખવું, ખોરાક માત્ર પચે તેટલોજ આપવો, તડકામાં કે શરદીમાં તેને રાખવું નહિ અને લકવામાં લખ્યા પ્રમાણે બીજા ઇલાજ કરવા.

---

## લાખું. ( Nœvus—નીવસ. )

ત્વચામાં રહેલી રક્તનળીઓ મોટી થઇ જવાથી ચામડીનો કેટલોક ભાગ વધારે લાલ અને જરા ઉપસેલ થાય છે; કોઇવાર લાલને બદલે જાંબલી રંગનો થઈ જાય છે, આથી કરીને લાલ અગર જાંબલી ચાઠાં પડી રહે છે, તેને લાખાં કહે છે. કેટલાંક લાખાની ઉપર વાળ ઉગે છે. આવાં ચાઠાં બચ્ચાંને જન્મથી હોય છે. કયારેક તે જગ્યાએ ક્ષત પડે છે. ખૂબસુરતીમાં હાનિ કરવા સિવાય લાખાથી બીજી અડચણ થતી ભાગ્યેજ જોવામાં આવે છે.

### ચિકિત્સા.

થુજા[30] આપવાથી લાખું કેટલીકવાર નાશ પામે છે. વળી તેજ દવાનું ટીંકચર સવાર સાંજ બે વખતે તે જગ્યા ઉપર લગાડાય છે. **કૅલ્કેરીઆ**[6]× **ફૅાસ્ફરસ**[6] ને **લાઇકોપોડીઅમ** એ ત્રણે અજમાવવા જેવાં છે.

**બાયોકૅમીસ્ટ્રીઃ**-**કૅલ્કેરીઆ ફ્લ્યુઓર**[3]× ત્રણ માસ જેટલા લાંબા વખત સુધી આપવાથી કેટલીકવાર ફાયદો જણાય છે, **ફૅરમફૅાસ**[3]×થી પણ કેટલાંક લાખાં લાંબે વખતે દૂર થાય છે.

---

## છોકરાંઓની ત્વચા ઘસાવાથી આળી થવી.

( Intertrigo.-ઇન્ટરટ્રાઇગો. )

જે બાળકોનું શરીર ઘણું ફુલી ગયું હોય છે, તેઓની ત્વચા, સાથળ, ડોક, બગલ વગેરે સ્થળે સામસામી ઘસાય છે, અને તેથી તેમાંથી દાહક રસી

નીકળે છે, તથા ત્વચા આળી થઈ જાય છે. મોટી ઉમ્મરની કેટલીક સ્ત્રીઓ તથા આદમીઓ જેઓ ચરબીથી ફાલી ગયાં હોય છે, તેમને પણ કોઈવાર આ પ્રમાણે ત્વચા–દોષ થઈ આવે છે. આ રસી સ્વચ્છ પાણી જેવી હોય છે, પણ તેના વડે સણનું કપડું અક્કડ થઇ જતું નથી.

**ઉપાયઃ**—એવી જગ્યાએ વેસેલાઇન લગાડવું અને એવી ત્વચા જેમ બને તેમ ઓછી ઘસાય એવો ઈલાજ લેવો; એમ ન બને તો લીન્ટના કપડાં-પર બોરીક ઓઈન્ટમેન્ટ લગાડીને તે કપડું એવા સાંધામાં મુકી દેવું, અને ચાર ચાર કલાકે બદલવું. જો ચામડી થોડી ઘસાતી હોય તો ટંકણખારનો કોરો ભુક્કો ભભરાવવો. **કાલીમ્યુરનો મલમ** લગાડવાથી ઘણો સારો ફાયદો થાય છે. કાલીમ્યુર એકલું પણ ભભરાવાય છે. (હોમીઓપેથી)ની **કૅમોમીલા**[૬]ની દવા આપવાથી પણ આવો ત્વચાદોષ દૂર થાય છે; તેમાં પીડા બહુ થતી હોય તો **મર્ક્યુરીઅસ સોલ્યુબીલીસ**[૬] આપવું. ચાલવાથી સાથળ ઘસાતાં હોય તો **ઇથ્યુસા સાઇનેપીઅમ**[૬]થી ઠીક થાય છે. જીવનરસાયણની કાલીમ્યુરની દવા ખાવા આપવાથી પણ ફાયદો થાય છે. જો તેમ છતાં તેથી ઠીક થાય નહિ તો **નેટ્રમમ્યુર**[૩×] થોડાક દિવસ સુધી આપ્યા કરવું.

---

## બાળકોને થતા ત્વચારોગ.

( The skin diseases of Children ).

બાળકોને જે ત્વચારોગ થાય છે તેમાં **માથાનું ખરજવું**, અન્ય સ્થળે થતું **ખરજવું**, **વિસ્ફોટક**, **દાદર**, **ખસ**, ઇત્યાદિ મુખ્ય છે. આ ત્વચાના રોગનું વર્ણન ને ઉપાય ત્વચારોગના પ્રકરણમાં આપેલ છે. બાળકોના મસ્તક ઉપર દાદર થાય છે, તે ઉંદરીના નામથી ઓળખાય છે.

કેટલીકવાર બાળકની ત્વચા કેટલેક સ્થળે લાલ થઇ આવે છે, ને તે ઉપર ઝીણી ઝીણી ફોડલીઓ થાય છે; તે અળાઇના જેવી હોય અને ઘણી વખત પરશેવાના નાના પિંડો હોય છે, તે મોટા થવાથી આ ફોડલીઓ દેખાય છે. અંગ્રેજીમાં તેને **સ્ટ્રોફ્યુલસ**નો રોગ કહે છે, અને તે ઉનાળાના દિવસોમાં ગરમીથી થતો હોય એમ જણાય છે. બહુ ગરમ કપડાં પહેરાવી રાખવાથી પણ તેવી અળાઇ આવે છે.

## ચિકિત્સા.

બાળકના ચ્હેરા ઉપર ખરજવું હોય, તો **વાયોલા ટ્રીકોલર**[૧] આપવાથી ઠીક થાય છે. તેને બદલે **મર્ક્યુરીઅસ કોરોઝીવસ**[૬] અને **હેપાર સલ્ફ**[૬] પણ અજમાવવાં જેવાં છે. લાંબા વખતથી ખરજવું મટતું ન હોય તો **સેપીઆ**[૬]થી કોઇવાર જલદી મટે છે. માથામાં ખરજવું થયું હોય તો **કૅલ્કેરીઆ મ્યુરીઆટીકા**[૧] અને **સલ્ફર**[૩] એ બન્નેથી મટી જાય છે. તેમાં પહેલી દવાની થોડીક માત્રાઓ આપ્યા પછી બીજી દવાની એક માત્રા આપવી. એ પ્રમાણે ગોઠવણ કરવાથી જલદી ફેર પડે છે. જો ખરજવામાં ચળ બહુ આવતી હોય તો **વાયોલા ટ્રીકોલર**[૧] બહુ સારો ફાયદો કરે છે. સેપીઆ, ને હેપાર સલ્ફ માથાના ખરજવાને પણ મટાડે છે. જો ખરજવું કોરૂં રહેતું હોય, તો **લાઇકોપોડીઅમ**[૬] થોડાક દિવસ સુધી આપવું. સ્ટ્રોફ્યુલસ થઈ આવ્યું હોય તો **કૅમોમીલા**[૬] **પલ્સેટીલા**[૩] અથવા**ઍન્ટીમોનીઅમ ક્રુડમ**[૩]થી તે મટી જાય છે.

જો બાળકને દાદર થઇ હોય, તો **સેપીઆ**[૬]ની જરૂર છે. અઠવાડીઆમાં એક વખત **બેસીલીનમ**[૩૦] ૩૦ ના બે ત્રણ ગ્રેઇન્સ આપવાથી પણ ફાયદો થાય છે.

**બાયોકૅમીસ્ટ્રીઃ**---

**કાલીમ્યુર**[૩×]:—જો ત્વચા રોગમાંથી સફેદ ચીકણો રસ નીકળતો હોય, તેને માટે આ દવા ઉત્તમ છે.

**કાલીસલ્ફ**[૩×]:-- ખરજવું મટાડવા માટે આ દવા ઘણી કામની છે. ખરજવું કોરૂં હોય ને ત્વચા ખરી જતી હોય ત્યારે પણ આ દવાજ અપાય છે.

**નેટ્રમમ્યુર**[૩]:—જો ખરજવામાંથી કે ત્વચારોગમાંથી પાતળી ને પાણી જેવી સ્વચ્છ રસી નીકળતી હોય, તે મટાડવા માટે આ દવા અપાય છે.

**કૅલ્કેરીઆ ફૉસ**[૬×]:—બાળકનું શરીર નબળું હોય ને તેની નબળાઇને લીધે ત્વચા રોગ જલદી મટી શકતો ન હોય ત્યારે આ દવા બીજી દવાની સાથે વખતોવખત આપતા રહેવી, એટલે ત્વચા રોગ જલદી મટશે.

**નેટ્રમ ફૉસ**[૩×]:—જો પેટમાં કૃમિ હોય એમ લાગતું હોય, આખે શરીરે ચળ આવતી હોય, કે ખસ થઇ હોય તો આ દવા ઉપયોગી થાય છે.

**કૅલ્કેરીઆ ફ્લ્યુઓર**[૬×]:—હાથ પગની ત્વચા

ફાટતી હોય, તો આનું સેવન કરવાથી તે ફાટતી મટે છે.

**અનુસંગી ઉપાયઃ**—સ્વચ્છ ને ક્ષાર વિનાના પાણીથી ત્વચાને હમેશાં સાફ રાખવી. શાકભાજીનો ખોરાક વિશેષ રાખવો. ખારા પાણીનો ઉપયોગ જેમ બને તેમ ઓછો કરવો. અજીર્ણ થવા દેવું નહિ; ને એકંદર તન્દુરસ્તીમાં જેમ બને તેમ સુધારો કરવો. ત્વચારોગના પ્રકરણમાં જે ઉપાયો આપ્યા છે, તેમાંથી જે યોગ્ય લાગે તે ઉપાય કરવા. કાલીસલ્ફ વગેરે મલમ સાથે લગાડાય પણ છે, તે ધ્યાનમાં રાખવું. પાણીમાં કાંઇ બિગાડ હોય, તો હવાફેર કરવો. ગંદાં ને મેલાં લુગડાં શરીરપર રહેવા દેવાં નહિ, બાળકનાં પાથરવાનાં લુગડાં હમેશાં સખ્ત તડકામાં તપવા દેવાં ને વખતોવખત ધોવાં.

---

## બચ્ચાંઓને થતો ચમક-ધનુર.

Trismus Neonatorum.-ટ્રીઝમસ નીઓનેટોરમ.

કેટલીકવાર જ્યારે નાળ કાપ્યા પછી નાભીના ભાગમાં વરમ થઇ આવે છે, ત્યારે તેમાંથી બચ્ચાંઓને ચમક થઇ આવે છે. તેનાં લક્ષણો ચમકના વ્યાધિમાં આપ્યાં છે, તેવાંજ થાય છે.

### ચિકિત્સા.

નાળ કાપ્યા પછી ચમક થઇ આવ્યો હોય તો **બૅલાડોના**[3] ઘણી સારી અસર કરે છે એમ ડા. **હ્યુજીસ** કહે છે. જો બાળકની માના ધાવણ મારફતે કાંઇ માઠી અસર થઇ હોય, અને તેને લીધે ચમક થયો હોય, તો **ઇગ્નેશીઆ**[3] આપવું. જડબું ડાબા જમણી ખેંચાયા કરતું હોય ને ધ્રુજ સાથે આંચકી આવતી હોય તો **જેલસીમીઅમ**[3] કલાકે કલાકે આપવું. અને નાભી ઉપર કેલેન્ડયુલાલોશનનું પોતું મૂકવું. નાભીના ભાગમાં વરમ થઇ આવ્યો હોય, ત્યારે **ઍકોનાઇટ**[1] આપવાથી ઘણીવાર ચમક ઉપડતો નથી.

**બાયોકૅમીસ્ટ્રિઃ**—**મેગ્નીસીઅમ ફૉસ**3x ને **કાલી ફૉસ**3x પંદર પંદર મીનીટે વારાફરતી આપવાં. જ્વર હોય તો **ફૅરમફૉસ** વચમાં વચમાં આપવું. ગરમ પાણીમાં પીગાળવાથી વધારે ફાયદો થાય છે.

**અનુસંગી ઉપાયઃ**—ધનુર ને આંચકીના પ્રકરણમાં લખેલા ઉપાયો કરવા, જખમવાળો ભાગ ધોઇને સાફ રાખવો, બને તો બચ્ચાંને ગરમ પાણીમાં ૧૦ મીનીટ રાખવું, તેની પાસે બહુ ગરબડ કરવી નહિ અને પ્રકાશ પણ બહુ ન આવે તેમ કરવું. બીજા રોગમાં બાળકને શ્વાસ ઉપડયો જણાય છે, ત્યારે ઘણીવાર આવો વરમ થાય છે.

વરાધનો રોગ સ્વતંત્ર રીતે થયો હોય, ત્યારે કેટલીક વાર તે પંદર ત્રિશ દિવસ સુધી ચાલે છે. જ્યારે મટવા માંડે છે, ત્યારે પણ વરાધ બહુ દિવસ સુધી લંબાય છે. વરાધમાંથી કેટલીકવાર મગજના પડમાં વરમ થાય છે; ને આંચકી થઇને બચ્ચું મરણ પામે છે. કોઇવાર રક્તાશય નબળું પડી જવાથી બંધ પડે છે ને તેથી મરણ નીપજે છે. જ્યારે ૧૦૪ જેટલી શરીરની ગરમી સતત રહ્યા કરે, અને દવાથી પણ ઓછી ન થાય. ત્યારે માઠાં પરિણામની ધાસ્તી રહે છે. જે બચ્ચાં અવતરે ત્યારથીજ ટ્યુબર્કલ જેવા વિષારી પદાર્થથી નબળાં ને ગંદાં રહેતાં હોય તેવાંને બચવામાં બહુ મુશ્કેલી નડે છે.

---

# ભાગ ૧૦ મો.

## સ્નાયુ ને અસ્થિના વ્યાધિઓ તથા હાથ પગનાં દર્દો.

( Discases of tho loco-motive Organs).

ડીઝીઝીઝ્ ઑફ ધ લોકો મોટીવ ઑર્ગન્સ.

### સ્નાયુનો વરમ.

( Myostitis-માયોસ્ટાઇટીઝ. )

જખમ થવાથી, કાંઇ દાહક વસ્તુનો સ્પર્શ થવાથી, શરદી લાગવાથી, ઉપદંશ કે સ્ક્રૅાફ્યુલા જેવા દર્દના ઝેરથી કે હદ ઉપરાંત વપરાવાથી સ્નાયુનો વરમ થઇ આવે છે.

**પ્રકારઃ**—તીક્ષ્ણવરમ ને દીર્ઘવરમ.

**ચિન્હ-લક્ષણઃ**—તીક્ષ્ણ વરમ થાય ત્યારે સ્નાયુ લાલ થાય છે, દુખે છે, ગરમ લાગે છે, અને થોડી વારમાં સુજી આવે છે, તે સાથે કોઇવાર જરા તાવ આવી જાય છે. દીર્ઘ વરમ થાય છે, ત્યારે સ્નાયુ કેટલીકવાર કઠણ થઇ જાય છે. કવચિત વરમ થયા પછી સ્નાયુનો ભાગ પાકે છે ને પરૂ વહે છે. ઉપદંશ ને કંઠમાળના રોગથી દીર્ઘ વરમ થવાનો સંભવ છે.

## ચિકિત્સા.

**બ્રાયોનિઆઃ**[3×]–સ્નાયુનો વરમ થયો હોય, તો આ દવા કલાકે કલાકે આપવી. જ્યારે શરદી ખમી શકાતી ન હોય, અને હરવા ફરવાથી દુખાવો વધારે લાગતો હોય, ત્યારે આ દવાની જરૂર છે. એ સિવાય **બૅલાડોના, મકર્યુરીઅસ ને હેપારસલ્ફર્યુરીસ** આપવાની પણ કોઈ વાર જરૂર પડે છે.

**કૅલીઆયોડેટમઃ**[1×]જ્યારે ઉપદંશ જેવા કારણથી દીર્ઘ વરમ થયો હોય, ત્યારે આ દવા ત્રણ ત્રણ કલાકે લાંબા વખત સુધી આપવાની જરૂર પડે છે.

**કૅલ્કેરીઆ કાર્બઃ**[6×]જ્યારે ભાર થોડો ઉપાડતાં પણ થાક ઘણો લાગે, ત્યારે આ દવા એકલી અગર ઉપરની કોઇ દવા સાથે વારા ફરતી અપાય છે.

**અનુસંગી ઉપાયઃ**—વરમવાળા ભાગને જરાપણ હલાવવો નહિ, શેક કરવો; ગરમ તેલ ધીમે ધીમે દુઃખ ન થાય, તેવી રીતે ચોળવું. વરમ થવાનું કારણ જખમ, સંધીવા કે જે હોય તેનો ઈલાજ કરવો.

---

## સ્નાયુનો દુખાવો; સ્નાયુનું વાએ રહી જવું.

( Myalgia–માયાલજીઆ. )

અતિશય મહેનતથી, કાંઈ વાગવાથી, સંધીવાથી, શરદી લાગવાથી કે એવા કોઈ કારણથી સ્નાયુઓમાં દુખાવો ઉપડે છે. સ્નાયુને ગેરવાજબી રીતે વાપરવાથી તેને ઘણો શ્રમ પડે છે, અને તેથી પણ તે દુખે છે. જ્યારે આખા શરીરને ઘણી મેહેનત પડી હોય છે, ત્યારે તાવ આવી જાય છે, બધા સ્નાયુઓ દુખે છે તેથી ઉઠવાનું કે હરવા ફરવાનું મન થતું નથી અને ખાવાની રૂચિ પણ મંદ પડી જાય છે.

વિશેષે કરીને કમ્મરના સ્નાયુઓ વધારે દુખે છે, **ને** તે વખતે **કેડનો દુખાવો** ( lumbago ) કહેવાય છે; તેમજ જ્યારે ડોકના સ્નાયુઓ રહી જાય છે. ત્યારે **ડોક રહી ગઇ**–(torticollis) **ટૉરટીકૉલીસ** કહેવાય છે. કેટલીકવાર **ખભો રહી જાય** છે તેને ( Omodynia ) ઓમોડીનીયા કહે છે.

### ચ

**આર્નિકાઃ**[3×]—જો થાકને લીધે કે કાંઈ વાગવાને લીધે છે સ્નાયુમાં દુખાવો થયો હોય; તો આ દવા ત્રણ ત્રણ કલાકે આપવી.

**ઍકોનાઇટઃ**[3]—જો તાવની કાંઇ પણ નિશાની સાથે સ્નાયુમાં દુખાવો થયો હોય, ને સ્પર્શ કરવાથી દર્દ વધે તો આ દવા બે બે કલાકે આપવી.

**બ્રાયોનિઆઃ**[×, 3×]—જો શિયાળામાં ચંડો પવન લાગવાથી સ્નાયુમાં દુખાવો થયો હોય, તો આ દવા બે બે કલાકે આપવાથી ઠીક થાય છે.

**ડલ્કેમોરા**[3]:—શરદીમાં કે ભેજમાં રહેવાથી સ્નાયુમાં દુખાવો થતો હોય, અથવા **ડોક સજ્જડ રહી** ગઇ હોય તો આ દવા બે બે કલાકે આપવી.

**જેલ્સીમીઅમ**[3×, 3]—જે કામ કરવાની ટેવ ન હોય, તે કામ કરવાથી થાક લાગ્યો હોય, ને આખા શરીરના બધા સ્નાયુઓ દુખતા હોય, તાવ આવી ગયો હોય, માથું ને વાંસો પણ દુખતો હોય, ત્યારે આ દવા બબે કલાકે આપવાથી આરામ થવા લાગે છે.

**વિરેટ્રમ વીરીડી**[3]:—આખા શરીરના સ્નાયુ નબળા પડી ગયા હોય, હાથે પગે કળતર થતું હોય, ને વાંસો ફાટતો હોય, ત્યારે આ દવા બે બે કલાકે આપવાની જરૂર છે.

**કૉસ્ટીકમ**[6]:—ખભા સજ્જડ થઈ ગયા હોય એમ લાગતું હોય, હાથ પગમાં થાક જણાતો હોય, આખું શરીર ફાટતું હોય, સવારમાં ઉઠતી વખતે એક કલાક સુધી સુસ્તી લાગતી હોય, ને શરીર ભારે જણાતું હોય, તો આ દવા બે બે કલાકે આપવી.

**સીમીસીફ્યુજા**[3]:—શરીરની ડાબી બાજુએ સ્નાયુઓમાં દુખાવો જણાતો હોય, દર્દીનો સ્વભાવ હિસ્ટીરીઆવાળો અગર બહુ પોચો હોય, સંધીવાની કાંઇ અસર હોય ને તેથી **ડોક સજડ રહી** ગઇ હોય તો આ દવા બહુ ઉપયોગી થઇ પડે છે.

**રસટૉક્સઃ**[3]–કેડ **રહી** ગઇ હોય, તો આ દવા ત્રણ ત્રણ કલાકે આપવી. શરદીને લીધે કે ભેજને લીધે કમ્મર દુખતી હોય, તો આ દવા ઉપયોગી થઈ પડે છે. કદી બહુ શ્રમ પડવાથી કેડ દુખતી હોય, તો **આર્નિકા**[3]ની જરૂર છે.

**ટાર્ટારએમેટીક**[6]:–સવારમાં ઉઠતી વખતે કેડ **દુખતી** હોય, અથવા આખો દિવસ સુસ્તી ને થાક જણાતો હોય, સંધીવાને મળતો દુખાવો હોય, અથવા જમ્યા પછી ને બેસવાથી વાંસો ફાટતો હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**નક્સવૉમિકા**[૩]:–સ્નાયુમાં રહીને રહીને વારંવાર દુખાવો થઇ આવતો હોય, અને સ્નાયુ અક્કડ થઇ જતા હોય, ત્યારે આ દવા દિવસમાં ચાર વખત આપવાથી ઠીક થાય છે.

**બૅલાડોના**[૧]× કેટલીકવાર ડોકના સ્નાયુનો આકર્ષ થવાથી ડોક રહી જાય છે, તેવે વખતે આ દવા બે બે કલાકે દેવાથી આરામ થાય છે.

**ફાઇટોલેક્કા**[૩]×:–જ્યારે ખભાના સ્નાયુઓ સંધીવાની અસરથી દુખતા હોય, ત્યારે આ દવાથી ઘણીવાર સારૂં થયા વિના રહેતું નથી. **ફૅરમફૉસ**[૩]×,[૬]× પણ એવે સમયે અજમાવવા જેવી દવા છે.

**અનુસંગી ઉપાય:**–સ્નાયુ દુખતો હોય તેનું પ્રથમ કારણ શોધી કાઢવું. સંધીવા, થાક, જખમ, માર, ઉપદંશ કે જે કશાની અસર હોય, તે દૂર કરવી. તેલ ગરમ કરીને દુખતા સ્નાયુ ઉપર લગાડવું. શેક કરવો. ટરપેન્ટાઇનની જરૂર લાગે તો તે ચોપડવું. કપાસીઆનું તેલ અને અફીણ અથવા બૅલાડોના ચોપડવું. દુખાવો અતિશય હોય, તો મોર્ફીયાની પિચકારી મારવી. દુખતા સ્નાયુને બનતાં સુધી હલાવવો નહિ, પણ આરામ આપવો.

---

## ગડ-ગુમડું.

( Abscess–ઍબ્સેસ. )

જ્યારે શરીરના કોઇ ભાગમાં પ્રથમ વરમ થઇને માંસ કે અવયવનો કોઇ ભાગ પાકવા માંડે, ત્યારે તે ગડ થયું કહેવાય છે.

**પ્રકાર**:–(૧) **તીક્ષ્ણગડ** Acute abscess ને (૨) **દીર્ઘગડ** Chronic Abscess અથવા Cold Abscess ક્રૉનિક, કૉલ્ડ ઍબસેસ.

**લાયક કરનારાં કારણ**:–શરીરની નબળાઈ અજીર્ણ, અને જ્વરાદિ રોગની પાછળથી રહેતી અશક્તિ; રક્ત દોષ, ઇત્યાદિ કારણોથી શરીર ગડ થવાને લાયક થઇ રહે છે.

**ઉત્પન્ન કરનારાં કારણ**:–માર, કચર, વિજાતીય પદાર્થ જેવાં કે કાંટો, સૉય, ધૂડ, ઇત્યાદિ વસ્તુનો પ્રવેશ હોય છે. હાડકું સડતું હોય તો તેથી પણ ગડ થઇ આવે છે; કોઇ અવયવનો કાંઇ પણ કારણથી વરમ થયો હોય તો પછી તે અવયવ પાકવા માંડે છે, ત્યારે તે અવયવનું ગડ થયું કહેવાય છે.

**ચિન્હો**:–તીક્ષ્ણ ગડ થાય, ત્યારે પ્રથમ વરમનાં ચિન્હો–ધબકતો દુખાવો, ચળકતી રતાશ, અને સોજો હોય છે. આ પછી થોડીવારે ત્વચાની રતાશ બદલાઇને શ્યામતા થતી જાય છે, દુખાવો જરા મંદ લાગે છે, ને ધબકારાને બદલે ત્વચાનું ખેંચાણ ને ભાર લાગે છે; પછી સોજા વાળી જગ્યાએ ગાંઠ જેવું માંસ સ્પષ્ટ ને જુદું દેખાવા લાગે છે; તેનો મધ્ય ભાગ કાળાશપર લાલ લાગે છે, અથવા ભુરા રંગનો લાગે છે, ત્વચા ફાટે છે, અને પરૂ વહેવા લાગે છે; પણ જ્યારે પરૂ ઉંડું થયું હોય, અને ત્વચાને ફાડીને તે બહાર આવી શકતું ન હોય, ત્યારે દુખાવો નરમ પડતો નથી, પણ ખેંચ વધારે થાય છે, તેથી દુખાવો ઉલટો વધે છે. ગડની સાથે ઘણું કરીને શરૂઆતથી ટાઢ ને તાવ રહ્યા કરે છે, પણ જ્યારે ગડ જલદી ફુટતું નથી, ત્યારે તે ટાઢ ને તાવ જરા વધારે સખત રહે છે.

જ્યારે દીર્ઘ ગડ થાય છે, ત્યારે પ્રથમ માંસનો ભાગ જરા કઠણ ને ગ્રંથિ જેવો લાગે છે, અને તે કઠણ ભાગ માંસના બીજા ભાગથી જરા જુદો ઓળખી શકાય છે; પણ વરમનાં ચિન્હો ઘણાં મંદ હોય છે, અગર બિલકુલ હોતાંજ નથી; પણ જો કોઇવાર ગડ બહુ લાંબા વખતથી હોય, અગર તેમાં વરમ થવાને માટે કાંઇ ખાસ ઉશ્કેરનારૂં કારણ મળી આવે, તો વળી દીર્ઘ ગડમાંથી તીક્ષ્ણ ગડ થાય છે, ને દુખાવો વધે છે.

**હાડકાના બગાડથી થતું ગડ**:–જો સોજાની સાથે ગડમાં લાંબા વખતથી વરમ રહ્યાજ કરતો હોય, તે ઉપર સ્પર્શ ખમી શકાતો ન હોય, વળી રાતની વખતે ગડના અમુક ભાગમાં દર્દ વધતું હોય, દુખાવો નરમ પાડવાના ઉપચારો કર્યા છતાં કાંઇ ફાયદો જણાતો ન હોય, તો હાડકાની અંદર સડો થવાથી ગડ થયું છે એમ માનવાને કારણ મળે છે.

**સ્ત્રીઓના સ્તનનું ગડ**:—કેટલીક સ્ત્રીઓને પહેલીવાર પ્રસવ થાય છે, ત્યારે સ્તનનું ગડ–સ્તનપાક થઈ આવે છે; તેનું વર્ણન જુદું આપેલું છે.

**નિર્ણય**:–ગડનો નિર્ણય અગર જો કે ઘણીવાર સહેલો છે, તોપણ કેટલીકવાર તે અતિશય મુશ્કેલ થઇ પડે છે; ખાસ કરીને જ્યારે ધમની ગડમાં થઇને પસાર થતી હોય છે, ત્યારે તે ગડ છે કે ધમનીનું વિસ્તૃતત્વ (aneurism) છે, તે નક્કી કરવાની ઘણી

જરૂર છે. જો કદાપિ આ વાતનો નિશ્ચય કર્યા વિના, અગર ખોટો નિર્ણય થવાથી ગડને કાપવામાં આવે, અને અંદરથી પરૂ નીકળવાને બદલે ધમનીનું રૂધિર નીકળવા લાગે, તો દર્દીના બુરા હાલ થાય છે, ને કેટલીવાર તો મરણ સિવાય બીજું પરિણામ આવતું નથી. હુશિયાર ડાકટરો પણ જ્યારે તેનો નિર્ણય અગાઉથી કશો કરી શકતા નથી, ત્યારે શસ્ત્રોપચાર ન કરવો એજ સલામત રસ્તો રહે છે. ડોક ને છાતી ઉપરના ગડમાં આવો વિચાર વધારે કરવાનો છે. આ નિર્ણય કરવામાં દર્દ થવાનું મૂળ કારણ જાણવાથી સરલતા મળે છે. વળી જ્યારે ગડ છે એમ ખાત્રી થાય, ત્યારે પણ જો તેમાં ધમની રહેલી હોય, તો છેદ મુકવો એ સલામતીવાળો રસ્તો નથી, કેમકે ગડની અસરથી ધમનીની દિવાલો પણ બગડી ગઇ હોય છે, તેથી તે જલદી ફુટી જાય છે, ને તેમાંથી રક્ત વહેવા લાગે છે.

## ચકિત્સા.

પાકવા પહેલાં ગડમાં દુખાવો, ગરમી ને રતાશ હોય, ત્યારે **ઍકોનાઇટ, બૅલાડોના, એપીસ,** કે **મર્ક્યુરીઅસ** એટલામાંથી જે યોગ્ય લાગે તે આપવું. જે દવા પીવાને માટે આપવામાં આવે તેજ દવાનાં પોતાં વરમ ઉપર મુકવાથી ઠીક થાય છે.

જ્યારે ગડ પાકવા લાગ્યું હોય, ત્યારે **હેપાર-સલ્ફ્યુરીકમ,**[6] **સીલીશ્યા**[6,12] **આર્સેનિકમ,** અને **ચાઇના**[1×,3] એટલી દવાઓમાંથી જે યોગ્ય લાગે તે આપવી.

જ્યારે ગડમાં પરૂ થઇ ગયું હોય, ત્યારે **કૅલ્કે-રીઆકાર્બ,**[6] **ચાઇના**[3×] **ઍસીડ ફૉસ્ફૉરીકમ**[1] **સલ્ફર** વગેરે દવામાંથી હરકોઇ માફક આવે, તેમ હોય તે આપવી. સઘળી દવાઓ 3× કે 6×ની વાપરવી.

નીચે આપેલ લક્ષણો ઉપરથી દવાની પસંદગી સહેલી થઇ પડશે.

**ઍકોનાઇટ**[1×,3]:–વરમની શરૂઆતમાં જ્વરાદિ ચિન્હો હોય તે મટાડવા માટે આ દવા આપવી.

**બૅલાડોના**[3×]:–દુખાવો બહુ સખત હોય, તૃષા લાગતી હોય, માથું બહુ દુખતું હોય, અને આખું શરીર કળતું હોય, ત્યારે આ દવા વધારે અનુકૂળ છે.

**આર્સેનિકમ**[3×]:–દાહ બહુ લાગતો હોય, આખું શરીર બહુ અશક્ત ને સુસ્ત થઇ ગયું હોય, ગડથી થયેલું ચાંદું સડતું હોય, અગર પરૂની સાથે લોહી નીકળતું હોય, તો આ દવાની જરૂર છે.

**ચાઇના**[1×]:–કોઇ લાંબા વખતના વ્યાધિમાંથી ગડ થયાં હોય, લોહી, પરૂ કે એવા રસો વહી જવાથી શરીર બહુ નિર્બળ થઇ ગયું હોય અથવા ઝાડો, પ્રદર કે એવો કોઇ રોગ થયો હોય તો આ દવાથી શરી-રની શક્તિ જળવાઇ રહે છે.

**મર્ક્યુરીઅસ**[3×,3]:––ગડમાં દુખાવો હોય, તેમાંથી પુષ્કળ જાડી રસી નીકળતી હોય, ટાઢ વાયા કરતી હોય, રાત્રે દર્દ વધતું હોય, અને હાડકાંમાં ઉપદંશ જેવા દર્દની અસરથી સડો થયેલો જણાતો હોય, ત્યારે આ દવાથી ફાયદો થાય છે.

**કૅલ્કેરીઆકાર્બ**[6]:––ગડ પાકયા પછી જલદી રૂઝાય તે માટે આ દવા આપવી જોઇએ; તેનાથી પ્રકૃતિ સુધરે છે, પાચન–ક્રિયા સારી થાય છે, ને શકિત આવે છે. જેઓને કંઠમાળની અસર હોય ને ખટાશવાળું અજીર્ણ રહેતું હોય, તેમને આ દવા વ-ધારે માફક આવે છે.

**સીલીશ્યા**[6×]:––ગડના ક્ષતમાંથી ઘણા દિવ-સથી પરૂ નીકળ્યાજ કરતું હોય, અને તે રૂઝ ઉપર આવતું ન હોય, કિંવા વારંવાર ઠેકાણે ઠેકાણે ગડ થઇ આવતાં હોય, પરૂ થતાં વાર લાગતી હોય, અને પરૂ, થયા પછી તે બહુ નીકળ્યા કરતું હોય, તથા બંધ થતું ન હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**સ્થાનિક ઇલાજ**:–જો કાંટો સોય કે એવું કાંઇ અંદર જવાથી ગડ થયું હોય, અને તે અંદર ભરાઇ રહ્યું હોય તો તે દૂર કરવું; પછી અળસીની કે થુલાની પોટીસ મુકવી. પોટીસ જેમ બને તેમ વહેલી અને જાડી મુકવી, કેમકે ઘણીવાર તેને લીધે વરમ બેસી જાય છે, અને ગડ પાકતું બંધ થાય છે. જો પરૂ થવા લાગ્યું હોય, તો પોટીસથી તે જલદી થાય છે, ને ત્વચા પાતળી પડીને ફાટી જાય છે, તેથી ઘણીવાર શસ્ત્રોપચારની જરાપણ જરૂર રહેતી નથી; પોટીસ લઇ લીધી હોય, ત્યારે ગરમ પાણીથી શેક કરવો, એટલે વળી પરૂ એથી પણ વહેલું થશે, અને દુખાવો નરમ પડવા લાગશે, જ્યારે દુખાવો નરમ પડી જાય, ત્યારે માત્ર પાણીનું પોતું મુકી રાખવું; અને તે સુ-કાય તે પહેલાં તેની ઉપર વખતોવખત બીજું પાણી રેડવું.

## ગડ ફોડવાની રીત.

જ્યારે ગડ તીક્ષ્ણ સ્વરૂપમાં હોય, ત્યારે તેને ફોડવાની જરૂર ક્યારેકજ રહે છે; પણ જો ગડ ઉંડું હોય, તે પહોળું ફેલાતું હોય, અને તેને લીધે આખા શરીરનું લોહી બગડે એમ લાગતું હોય, તો તેને કાપવું જોઇએ. જે ગડ પોતાની મેળે પાકીને ફુટેછે, તે ગડની નિશાની પાછળથી રહે છે, અને તેથી ચ્હેરા જેવા ભાગ ઉપરના ગડને વહેલું ફોડવાની જરૂર પડે છે. વળી જ્યારે ગડ કંઠનળી, છાતી, ઉદર કે એવા કોઈ ભાગની પાસે હોય અને તે ધમનીનું વિસ્તૃત્વ (Aneurysm) નથી એમ ખાત્રી થાય તથા જો તે ફુટે તો પરૂ છાતીમાં, પેટમાં કે ફેફસામાં જાય એમ ધારસ્તી લાગતી હોય, તો ગડને વહેલું ફોડવાની તજવીજ કરવી; નહિ તો **ઉતાવળ કરતાં વિલંબ** સાધારણ રીતે વધારે હિતકર છે; **વિલંબ કરતાં પણ શસ્ત્રક્રિયાનો ત્યાગ ને ઔષધોપચારનો આગ્રહ** વધારે ફાયદાકારક છે.

જ્યારે ફોડવાનો નિશ્ચય થાય, ત્યારે જે સ્થળે ત્વચા સૌથી વધારે પાતળી હોય, તે સ્થળે અને ઢળતા ભાગ તરફ શસ્ત્રનો ઉપયોગ કરવો; આ સ્થળને આપણે ગડનું મોંઢું કહીએ છીએ, અને તે સ્થળે ચામડી પાતળી હોવાથી તળેનું પરૂ બહુ સ્પષ્ટ રીતે દેખાય છે. જેવડા છેદથી સઘળું પરૂ બહાર નીકળી આવી શકે તેવડો છેદ સાધારણ રીતે મુકવો; પણ જો દર્દી અશક્ત હોય, ગડ મોટું હોય, અને પરૂ બહુ ભરાયું હોય, તો છેદ નાનો રાખવો, અને એકદમ સઘળું પરૂ કાઢવું નહિ; જ્યાં સુધી પરૂ પોતાની મેળે નીકળે, ત્યાં સુધી આસપાસનો ભાગ દાબવો નહિ; શસ્ત્રોપચાર પછી પરૂ કાઢવા માટે જો આસપાસનો ભાગ દાબવો પડે નહિ, કેમકે દર્દી શસ્ત્રથી દુખી થતા નથી, પણ દાબવાથી થાય છે. વળી છેદ પણ છિદ્રની માફક નહિ; પણ જરા લાંબો રાખવો એટલે પરૂ નીકળવામાં સુગમતા થાય. છેદ વખતે ત્વચાનાં ને માંસનાં પડો જેમ ઓછાં ઉંડાં કપાય તેમ કરવું; અને છેદ મુકવા પહેલાં શરીરના કયા સ્થાને, કયા અવયવ, કઇ કઇ ધમની શિરાઓ, રસ વાહિનીઓ, અસ્થિઓ વગેરે રસ્તામાં આવે છે, તેનો પણ સંપૂર્ણ વિચાર કરવો જોઇએ; તે દર્દીની માનસિક હાલત પણ લક્ષ બહાર રહેવા દેવી નહિ. ધમની કપાવવાની ધાસ્તી રહે તો ડૉક્ટરના વાસ ઉપર સ્કાલપેલ મૂકી કાપવું. છેદ મુકયા પછી ને પરૂ કાઢયા પછી કૅલેન્ડયુલા લોશન ( ટીંકચર કૅલેન્ડયુલા ૧ ડ્રામ ને પાણી ૩ આઉંસ)માં લીંટ અગર સાદા લુગડાને બોળીને તે ઉપર મુકવું, અને તે ઉપર, તેલવાળું રેશમી કપડું મુકી તેનાપર બારીક રૂ મૂકી પાટો બાંધવો. દિવસમાં બે ત્રણ વખત ફરી ફરીને લોશન મુકવું; લોશનને બદલે કાર્બોલિક તેલમાં લીન્ટ બોળીને મુકવાથી પણ ઠીક થાય છે. જ્યારે ગડને ધોવું હોય, ત્યારે કાર્બોલિક લોશન અગર લીસોલથી ધોવું; જો ગડ અંદરથી પહોળું હોય, તો કાર્બોલિક લોશનને પિચકારીમાં ભરીને તે વડે ગડની અંદરનો ભાગ સાફ કરવો. પિચકારીનું મોંઢું ગડના મોંમાં દાખલ કરીને પિચકારી મારવી એટલે અંદરનું પરૂ બહાર નીકળી આવશે; પણ જો કૅલેન્ડયુલા લોશન બરાબર લગાડવામાં આવે, તો આવાં બીજાં લોશનોની કવચિતજ જરૂર પડે છે; અને ઘણાંક ગડો જે કાર્બોલિક લોશન કે ઑઇલથી સુધરતાં નથી, તે માત્ર કૅલેન્ડયુલાથી સુધરે છે.

ગડમાંથી એકવાર પરૂ, નીકળ્યા પછી ફરીને પરૂ નીકળવાનો સંભવ રહે છે; અને પરૂ ઓછું થાય તથા ક્ષતનો ભાગ જલદી રૂઝાય, તે માટે ગડ ફુટયા પછી તેની ઉપર **દબાણ રાખવાની જરૂર છે.** જ્યારે ગડ નાનું હોય, ત્યારે તે ઉપર રૂ મુકીને મજબુત પાટો બાંધવાથી દબાણ થાય છે, પણ જ્યારે ગડ મોટું હોય, ત્યારે ગડ ઉપર ગૉઝનો કકડો મુકવો, અને તે ઉપર, લાંબા સ્ટીકીંગ પ્લાસ્ટરના પટ્ટા મુકવા અથવા તો પાટો બાંધવો એથી પરૂ ગૉઝમાં એકઠું થશે, અને ગડ ઉપર દબાણ રહેશે.

**ખોરાક વગેરે અનુસંગી ઉપાયઃ**—જેને ગડ થયું હોય, તેને સારો ને પૌષ્ટિક ખોરાક આપવો, કોકો, ચાહ ને કૉફી કરતાં વધારે સારો છે. માટે ચાહ ને કૉફી ઓછી કરી કોકો આપવો. દર્દી બહુ બેચેન રહેતો હોય તો તેનો જીવ આનંદમાં રહે, તેવી ગોઠવણ કરવી. દર્દીને જે જગ્યા અનુકૂળ આવે, ત્યાં હવા ફેર કરાવવાથી દીર્ઘ ગડમાં ઘણીવાર જલદી સુધારો થાય છે; પણ એ બધા કરતાં ગડ મટાડવા માટે **આરામ** બહુ જરૂરનો છે; જે અવયવમાં ગડ હોય, તે અવયવ જેમ બને તેમ થોડો હલાવવો જોઇએ. કૉડલીવર તેલ નબળા દર્દીને પચે તો આપવું. ગરમ મસાલાદાર ખોરાક તથા દારૂ બંધ કરવો. ગડવાળા

ભાગને શરદી ન લાગે, માટે ફ્લાટીનનો પટ્ટો બાંધી રાખવો.

## અસ્થિના પડનો વરમ.

( Periostitis-પૅરીઑસ્ટાઇટીઝ. )

**પ્રકાર**:—અસ્થિના પડના વરમના **તીક્ષ્ણ** ને **દીર્ઘ** એવા બે પ્રકાર છે.

**કારણ**:—જખમ-વાગવાથી ઘણું કરીને તીક્ષ્ણ વરમ થાય છે. કોઇવાર ગડ માંસમાં થયું હોય તેની અસરથી અસ્થિના પડનો વરમ થઇ આવે છે; ઉપદંશ, કંઠમાળ, પારદ જેવી ધાતુની ઔષધિઓની મોટી માત્રાઓ ઇત્યાદિથી ઘણું કરીને દીર્ઘ વરમ થાય છે. કોઇવાર શરદીથી કે સંધીવાથી અસ્થિના પડનો વરમ થાય છે.

**ચિન્હ**:—અસ્થિના પડનો વરમ સખત હોય તો તાવ આવે છે, પણ સાધારણ હોય તો તે ભાગમાં દુખે છે, અને ત્વચા નીચે ઉંડું દર્દ હોય એમ લાગે છે. કેટલીક વાર હાડકા ઉપર એક કે વધારે ગાંઠો થઈ હોય એમ જણાય છે. રાત વખતે દર્દ વિશેષ થાય છે.

### ચિકિત્સા.

**મેઝીરીઅમ**[3]:-સાધારણરીતે આ દવા અસ્થિના પડનો વરમ મટાડવા માટે દિવસમાં ચાર વખત અપાય છે. તીક્ષ્ણ વરમમાં આ સિવાય બીજી દવાની ભાગ્યેજ જરૂર રહે છે.

**ઑરમમ્યુરીઆટીકમ**[3×]:— ઉપદંશને લીધે અસ્થિના પડનો વરમ હોય તો આ દવાનાં બે ટીંપાં બે બે કલાકે આપવાં.

**ફાઇટોલેકકા**[3]:—કપાલના કે ચહેરાના અસ્થિના પડનો વરમ થયો હોય, તો આ દવા બે બે કલાકે દેવાથી ઠીક થાય છે.

**ફૉસ્ફરસ**:—અસ્થિના પડનો વરમ થતો હોય અને તે સાથે અસ્થિ વૃદ્ધિ પામતું હોય, તો આ દવા ત્રણ ત્રણ કલાકે આપવી. અસ્થિમાં સડો થાય ત્યારે પણ આ દવાનીજ જરૂર છે.

**મકર્યુરીઅસ સોલ્યુબીલીસ**[6]:—જો સંધીવાથી અસ્થિના પડનો વરમ થયો હોય તો આ દવા ચાર ચાર કલાકે આપવાથી ઠીક થાય છે.

**સીલીશ્યા**[3×]:—અસ્થિના વરમમાં બહુ ઉપયોગી છે, અને તેનાથી વરમ ઓછો થાય છે. એટલુંજ નહિ પણ અસ્થિનાં લગભગ બધાં દર્દ મટી શકે છે. વળી જરૂર લાગે તો **કુલ્કેરીઆકાર્બ, કૉસ્ટીકમ, નાઇટ્રીકુઍસીડ, સ્ટેફીસ્**ૂ **એગ્રીઆ** પણ અપાય છે.

**અનુસંગી ઉપાય**:—શેક કરવો. દુખતા ભાગને હલાવવો નહિ. દર્દ થવાનું કારણ દૂર કરવું. ઉપદંશ હોય તો તેની દવા કરવી. જખમ હોય તો તેનો ઈલાજ કરવો. ટીંકચર આયોડીન કે ઇકથીઓલ બહારથી લગાડવું. પીડા બહુ હોય તો પરૂ થયા પહેલા પણ છેદ મુકીને જરા લોહી વહેવા દેવાથી પીડા નરમ પડે છે. છેદ મુકયા પછી ગરમ પાણીમાં બોરીક ઍસીડ કે કાર્બોલિક ઍસીડ નાખીને તે પાણીથી શેક કરવો, પણ બનતાંસુધી પરૂ થયા પછી છેદ મુકવો એ વધારે સારું છે.

જો દર્દીને સ્ક્રૉફ્યુલાની અસર હોય, તો કૉડલીવર તેલ પીવા આપવું. દર્દીને તાવ આવે, ત્યારે દુધ વધારે આપીને શક્તિ જાળવી રાખવા પ્રયત્ન કરવો. સ્વસ્થતાથી ઉંઘ લાવવા માટે યોગ્ય ઉપાય કરવો.

## અસ્થિની ઉપર થતા ગાંઠા.

( Nodes-નોડ્ઝ. )

અસ્થિના પડનો વરમ થવાથી અસ્થિ ઉપર ગાંઠા થાય છે તે કેટલીક વાર કઠણ હોય છે ને કેટલીક વાર પોચા હોય છે. અસ્થિના પડના વરમનો વિષય જોવાથી કારણો જણાશે. આ ગાંઠામાં દર્દ થાય છે ને દાબવાથી દુખે છે.

### ચિકિત્સા.

**ઑરમ મ્યુરીઆટીકમ**[3×]:—જો અસ્થિનો ભાગ લાલ થઇને સુજી આવ્યો હોય, ને તેમાં દાહ યુકત દુખાવો થતો હોય, તો આ દવાનાં બે બે ટીંપાં છ છ કલાકે આપવાં.

**નકસવૉમિકા**[3×]:—કપાળ ઉપર પોચો ગાંઠો હોય તો બે બે કલાકે આપવું.

**કાલીબાઇ ક્રોમિઅમ**[3]:—જો મસ્તકના અસ્થિમાં દુખાવો થયો હોય, તો આ દવાના બે ગ્રેઇન્સ ચાર ચાર કલાકે અપાય છે.

**મેઝીરીઅમ**[3×]:—જો રાત્રે અસ્થિમાં દુખાવો થતો હોય, તો આ દવા છ છ કલાકે આપવાથી તે દુખાવો નરમ પડે છે.

**સ્ટીલીંજીઆ**[1×]—જ્યારે બીજી દવાઓથી ઠીક થાય નહિ, ત્યારે આ દવા અપાય છે.

**મકર્યુરીઅસ વાઇવસ**[3]:—જ્યારે ઉપદંશની અસર હોય, ત્યારે આ દવા જો પહેલાં કોઈવાર ન આપી હોય તો શરૂ કરવી તથા અસ્થિના પડના વરમની માફક ઇલાજ કરવા.

---

## અસ્થિનો વરમ.

( Osteitis–ઑસ્ટાઇટીઝ. )

**પ્રકાર:–તીક્ષ્ણ ને દીર્ઘ.**

કારણ:—અસ્થિના **પડનો વરમ થવાથી, કંઠમાળથી, શસ્ત્રક્રિયાથી કે જખમથી** ઘણીવાર તીક્ષ્ણ વરમ થાય છે. **ઉપદંશ, ધાતુનાં ઝેર** ઇત્યાદિથી ઘણું કરીને દીર્ઘ વરમ થાય છે. તીક્ષ્ણ વરમમાંથી પણ દીર્ઘ વરમ થાય છે. વરમ થયા પછી ઘણીવાર હાડકું સડવા માંડે છે.

**ચિન્હ–લક્ષણ:**—તીક્ષ્ણ વરમથી તાવ વિશેષ આવે છે. સોજો ને દુખાવો પણ ઘણો હોય છે. દીર્ઘ વરમમાં આ ચિન્હો ધીમાં ને ઓછાં હોય છે.

કેટલીકવાર અસ્થિનો વરમ થયા પછી તે જાડાં થઈ જાય છે અને કેટલીકવાર તેઓ વળી જાય છે. વૃદ્ધાવસ્થામાં આવું દર્દ ( osteitis deformans ) કેટલીકવાર થાય છે, ત્યારે શરીર વાંકું વળી જાય છે, માથું મોટું થઇ જાય છે, પાંસળાં અંદર પેસી જાય છે, તેથી છાતી શ્વાસોશ્વાસ વખતે પહોળી થતી નથી, ને કરોડનાં હાડકાં નાનાં થાય છે તેથી હાથ વધારે લાંબા લાગે છે ને એકંદર દેખાવ વાંદરાના જેવો બની જાય છે.

### ચિકિત્સા.

જો તીક્ષ્ણ વરમ હોય, તો તેનું કારણ શોધી કાઢવું, અને તે દૂર કરવું. જો જખમથી કે ઇજા થવાથી વરમ સખત થઇ આવ્યો હોય તો શરૂઆતમાં **ઍકોનાઇટ**[2]નું એકેક ટીપું કલાકે કલાકે આપવું; ને તે સાથે બાહ્યોપચાર કરવા.

**મકર્યુરીઅસ**[6×]:—જો દર્દીને ઉપદંશની અસર હોય, અને તેણે પારદની દવા લીધી ન હોય, તો આ દવા ત્રણ ત્રણ કલાકે આપવી; વિશેષે કરીને દીર્ઘ વરમથી આ દવા અપાય છે. આ દવામાં પારદ બહુ સૂક્ષ્મ માત્રામાં હોય છે.

**ઑરમ**[3]:—આ દવામાં સુવર્ણ હોય છે, અને અસ્થિના દર્દમાં આ દવા પારદના જેવીજ ગુણકારી છે. ઉપદંશના વ્યાધિમાં પારદની દવા કિંમતી થઇ પડે છે. આ દવાથી પારદની વિષારી અસર પણ કાંઇક ઓછી થાય છે. ઉપદંશ હોય, તો આયોડાઇડ ઑફ પોટાશ્યમથી પણ ફાયદો થાય છે.

**નાઇટ્રીક ઍસીડ**[1×]:— ઑરમ કરતાં આ દવાથી પારદની માઠી અસર જલદી દૂર થાય છે, અને તેટલા માટે આ દવા દરરોજ ત્રણ વખત એ પ્રમાણે એક બે અઠવાડીઆં આપ્યા પછી ઑરમનો ઉપયોગ કરવાથી સારો ફાયદો થાય છે.

**સ્ટેફીસેગ્રીઆ**:—જ્યારે અસ્થિમાં દર્દ બહુ થતું હોય, અને બહારનો પવન ખમી શકાતો ન હોય ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**હેકુલા**[5]:—જ્યારે અસ્થિનો વરમ થઇને તે વૃદ્ધિ પામતાં હોય, અથવા વૃદ્ધાવસ્થામાં થાય છે તેવો વરમ હોય, તો આ દવાના પાંચ ગ્રેઇન્સ આઠ આઠ કલાકે આપવા. આ સિવાય **ઍસાફીટીડા**[12] **મેઝેરીઅમ**, **ઍસીડફ્લ્યુઓર** પણ અજમાવવા જેવી છે.

**બાયોકૅમીસ્ટ્રી:—કૅલ્કેરીઆફૉસ્ફૉરિકા**[6×]:- જો દર્દીની ઉમ્મર નાની હોય ને અસ્થિ નબળાં હોય તો આ દવા આપવી.

**ફૅરમફૉસ**[3] **ને** કૅલ્કેરીઆફ્લ્યુઓર[3]:—જો વૃદ્ધાવસ્થામાં અસ્થિનો વરમ થયો હોય, અને તેથી શરીર બેડોળ થતું હોય તો આ દવા વારા ફરતી ત્રણ ત્રણ કલાકે બે ચાર માસ સુધી આપવી; વરમ ઓછો હોય, તો એકલું કૅલ્શ્યમ **ફ્લ્યુઓર** ત્રણ ત્રણ કલાકે આપવું.

**અનુસંગી ઉપાય:**—દુખાવો કમી લાગે તે માટે શેક કરવો. દુખતા ભાગ ઉપર જૅલાડોના બહારથી લગાડવું અને તેને ઓછો હલાવવો. જરૂર લાગે ત્યારે શસ્ત્રોપચાર કરવો.

---

## અસ્થિક્ષય-વ્રણ; હાડકાનો સડો.

( Caries of bone–કેરીઝ ઑફ બોન. )

હાડકામાં વરમ થયા પછી કેટલીક વાર હાડકું સડવા માંડે છે, ત્યારે અસ્થિક્ષય કે વ્રણ થયું કહે-

થાય છે; આ પ્રમાણે હાડકું સડે છે, ત્યારે તેની ઉપર ચાંદું પડે છે, ને તેમાંથી પરૂ તથા હાડકાની બારીક કરચો નીકળવા માંડે છે, હાથ પગના નાના હાડકામાં, અને મોટા હાડકાના છેડાઓમાં ( in the cancellous-issue ) વ્રણ ઘણી વખત થતાં જોવામાં આવે છે.

**કારણઃ**—અસ્થિનો વરમ, કંઠમાળ, ગરમીનો રોગ, ને કેટલીક ધાતુની ઔષધિનું અતિ સેવન એથી હાડકામાં સડો થાય છે. નબળાઇથી અને વૃદ્ધાવસ્થાથી સડાને ઉત્તેજન મળે છે.

**લક્ષણઃ**—પહેલાં એક ગુમડા જેવું ગડ થાય છે, અને તેમાં ઉંડી ને ઘણી વેદના થાય છે; ગડ ફુટે છે, ત્યારે લોહી, પરૂ, માંસ ને હાડકાની કરચો નીકળે છે. આ ગડ જલદી રૂઝાતું નથી, રસી અને હાડકાની કણીઓ નીકળ્યા કરે છે. જ્યારે હાડકાનો સડેલ ભાગ નીકળી રહે છે, ત્યારે નારાં રૂઝાય છે. જ્યારે હાડકાનો ઘણો ભાગ સડે છે, ત્યારે એક કરતાં વધારે ગડ ને નારાં થાય છે. લાંબા વખતે નારાંનો ભાગ જરા સુજી આવે છે, કઠણ થઇ જાય છે, અને કાળો પડી જાય છે, સળી (probe) થી તપાસતાં હાડકાની સપાટી ખડબચડી લાગે છે.

## ચિકિત્સા.

**ઍસીડ ફ્લ્યુઑરિક**[૬]:—આ દવા ઉપદંશજન્ય વ્રણમાં બહુ ઉપયોગી થાય છે. એક છોકરાને પાંચ છ વર્ષથી અસ્થિનું વ્રણ હતું, તે વખતો વખત ભરાતું ને ફુટતું; તેને આ દવા આપવાથી વ્રણ વહેલું ભરાઇને ફુટયું, પણ તે પછી તેને ફરીથી વ્રણ થયું નહિ; અને તે દવા વધારે વખત લેવાથી વ્રણને લીધે થયેલી અસ્થિની ખામી પણ દૂર થઇ.

**કૅલ્કેરીઆ કાર્બ**[૬]:—દર્દી અશક્ત હોય, બાંધો નબળો હોય, અજીર્ણ રહેતું હોય, એકંદર રીતે અસ્થિની નબળાઈ હોય કે સ્કૅાફ્યુલાની કાંઇ અસર હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી. ઉપલી અને આ બન્ને દવાને બદલે **કૅલ્કેરીઆ ફ્લ્યુઓર**[૬×]આપવાથી પણ ફાયદો થાય છે.

**ફૉસ્ફરસ**[૩]:—જે દર્દીઓને ક્ષયની કે ટયુબર્કુલની કાંઇ અસર હોય, તેમને આ દવા આઠ આઠ કલાકે આપવાથી ઠીક થાય છે. પરૂ નીકળતું હોય ને ઝીણો તાવ આવતો હોય ત્યારે આની જરૂર પડે છે.

**એસીલીનમ**[૩૦]:—સૂક્ષ્મ જંતુ જેવો કાંઈ વિષારી પદાર્થ શરીરમાં હોય ને તેથી અસ્થિનું વ્રણ થતું હોય, તો આ દવાની પાંચ ગોળીઓ અઠવાડીઆમાં એક વખત આપવી.

**એન્ગસ્ચ્યુરાવીરા**[૩]:—જ્યારે શરીરના મોટા હાડકામાં સડો પેઠો હોય, ત્યારે આ દવાના ત્રણ ગ્રેઇન્સથી ૭ ગ્રેઇન્સ ૭ ૭ કલાકે અપાય છે.'

**ઑરમ**[૩૦]:—જ્યારે ઉપદંશની કે પારદની માઠી અસર હોય, ત્યારે આ દવા પણ અજમાવવા જેવી છે.

**બાયોકૅમીસ્ટ્રીઃ**—સીલીસ્યા[૬] આપવાથી અસ્થિના વ્રણમાં બહુ સુધારો થાય છે.

**અનુસંગી ઉપાયઃ**—ઉપદંશ, સ્કૅાફ્યુલા કે પારદનું વિષ એ ત્રણમાંથી જે કારણ માલુમ પડે તેનો ઉપાય શરૂ કરવો. નાનું ગડ દેખાય ત્યારથીજ કાળજી રાખીને ઉપાય કરવો, જેથી આગળ દર્દ લાંબું ચાલે નહિ. સડી જતા હાડકા ઉપર સલ્ફ્યુરીક ઍસીડ ડીલ્યુટ (પાણી સાથે મેળવેલું) લગાડવું એથી સડો બીજા ભાગને લાગશે નહિ. તે મંદ પડેલા તેજાબની અસર તન્દુરસ્ત હાડકા ઉપર બિલકુલ થતી નથી, માત્ર બગડેલા હાડકાને તે પોચું પાડે છે. સડી ગયેલું જેમ બને તેમ વહેલું જુદું પાડીને બહાર કાઢી લેવું, અને બાકીના હાડકાના ભાગને જરા સખત કાર્બોલિક ઍસિડ અડાડવું, ખાડામાં આયોડોફૉર્મ ભરીને ઉપર પાટો બાંધી રાખવો. દર્દીને દુધનો ખોરાક વિશેષ આપવો અને પચે તો કૉડલીવર ઑઇલ આપવું.

---

## અસ્થિઘાત.

( Necrosis–નેક્રોસીસ. )

જ્યારે ચાંદું પડીને હાડકાનો ધીમે ધીમે નાશ થાય છે, ત્યારે અસ્થિક્ષય કહેવાય છે, પણ જ્યારે હાડકાનો ઘણો ભાગ એક સાથેજ નિર્જીવ થઇને સડવા માંડે છે, ત્યારે અસ્થિઘાત થયો કહેવાય છે.

**પ્રકારઃ**—જ્યારે હાડકાનો બહારનો સપાટીવાળો ભાગ નિર્જીવ થાય છે ત્યારે **બાહ્ય અસ્થિઘાત** કહેવાય છે, અને જ્યારે હાડકાની અંદરનો ભાગ નિર્જીવ થાય છે, ત્યારે **અંતર અસ્થિઘાત** કહેવાયછે.

**કારણઃ**—કંઠમાળ, અને ઉપદંશના ઝેરથી અસ્થિઘાત થાય છે. શીળી, ટાઈફસ, અને બીજા

સખત મંદવાડથી કેટલીક વાર અસ્થિ નિર્જીવ થઇ જાય છે. અતિશય નબળાઇ વખતે, અને વૃદ્ધાવસ્થામાં અસ્થિનું ચૈતન્ય જલદી નાશ પામે છે. હાડકાને અગર તેના જ્ઞાનતંતુઓને ઇજા થવાથી હાડકું નિર્જીવ થાય છે; ફૉસ્ફરસના કારખાનામાં કામ કરનારના હેઠલા દાંતમાં આ રોગ ઘણીવાર થાય છે.

**ચિન્હ-લક્ષણ:**—જે અવયવનું હાડકું મરી જાય છે, તે અવયવ લાલ થઇને સુજી આવે છે, તેમાં ઘણું દર્દ થવા માંડે છે, અને વરમને લીધે તાવ આવે છે, ને તે અવયવ પહેલાં કઠણ થાય છે, પણ જ્યારે અંદરનો ભાગ પાકે છે, ત્યારે તે પોચું લાગે છે. આ વરમ થવાનું કારણ સડતા હાડકાને બહાર કાઢવાનો કુદરતનો પ્રયત્ન છે, પાકીને ફુટે છે, ત્યારે એક કે બે ચાર ઠેકાણે નારાં પડે છે, તેમાંથી ગંધાતું પરૂ ને સડેલ માંસ નીકળે છે. પરૂ બહુ થાય, તો શરીરને ઘણો ધક્કો પહોચે છે, ને કોઇવાર મૃત્યુ નિપજે છે. અંતર અસ્થિઘાતનાં લક્ષણો બાહ્ય અસ્થિઘાતના કરતાં હળવાં હોય છે, કેમકે સડેલ ભાગને હાડકાની કઠણ સપાટીમાં કાણાં પડયા પછી તેમાંથી બહાર નીકળવાનું હોય છે. ગડનું છિદ્ર એક હાડકામાં પણ સ્પષ્ટ પડેલું દેખાય ત્યારે અંતર અસ્થિઘાત સમજાય છે. આ છિદ્રમાંથી ઘણા મહિના કે વર્ષ સુધી પરૂ ને હાડકાની કરચો નીકળ્યા કરે છે. બાહ્ય અસ્થિઘાત ઘણુંકરીને થોડા એક વખતમાં સારો થાય છે, કેમકે ગડના મોંઢાથી તેને જલદી રસ્તો મળે છે, ને આસપાસના સજીવન હાડકામાં અંકુર આવીને નવું હાડકું થવા લાગે છે.

## ચિકિત્સા.

**સીલીકા[૬]:**—હોમીઓપૅથીના સીલીકાને બદલે હાલમાં બાયોકૅમીસ્ટ્રીનું સીલીસ્યા વપરાય છે; અને તે બન્નેમાં કાંઈ તફાવત પડતો નથી. એ દવાથી અસ્થિના ઘણા રોગ મટી શકે છે. પરૂ નીકળતું હોય તો તે ઓછું કરે છે, અને જ્યારે પરૂ થવામાં વિલંબ થતો હોય ત્યારે તે જલદી પકવે છે. અસ્થિનો સડો થયો હોય કે અસ્થિના કકડા થઇને બહાર નીકળતા હોય, ત્યારે આ દવાથી સારો ફાયદો થાય છે.

**સીમફીટમ[૩]:**—આ દવા ત્રણ ત્રણ કલાકે એકલી અથવા સીલીસ્યાની સાથે વારા ફરતી અપાય છે; અસ્થિના ભાંગી ગયેલ ભાગનો જુદો પાડવામાં આ દવા મદદ કરે છે; અને દર્દીની તબીઅત સુધારે છે.

આ સિવાય ઍસાફીટીડા, કૅલ્કેરીઆ, ફૉસ્ફરસ, કે સલ્ફર એમાંથી જે ઉપયોગી લાગે તે અપાય છે.

શસ્ત્રક્રિયાની જરૂર છે કે કેમ? તેનો નિર્ણય હુંશિયાર સર્જન પાસે કરાવવો, અને જરૂર પડે તો મરી ગયેલ અસ્થિનો ભાગ કાઢી નાખવો. આ ઑપરેશન વખતે દર્દીની તબીઅત સહન કરી શકે તેવી હોવી જોઇએ. ઑપરેશન કરતી વખતે સારા હાડકાના કાંઈ પણ ભાગમાં શસ્ત્ર ઘોચાવું ન જોઇએ, નહિતો ફરીથી લોહી નીકળશે, અને અસ્થિનો વરમ આદિ ચિન્હો નવેસર શરૂ થઈ દર્દીને કેવળ બળહીન કરી નાખશે.

---

## રાફીથી થતો માંસ અને અસ્થિનો ક્ષય.

( Mycetoma–માઇસીટોમા. )

રાફીનું દર્દ કીડને લીધે થાય છે, પણ તેમાં અવયવનું માંસ તથા અસ્થિ સડે છે, અને નાનાં મોટાં ઘણાં નારાં પડે છે, તેથી આ સ્થળે તેનું વર્ણન આપ્યું છે. આ સડો પગમાં શરૂ થાય છે. કોઇવાર હાથ પર પણ જોવામાં આવે છે, ને કાનમાંએ થાય છે, પગમાં કાંટો વાગ્યા પછી કે બીજી ઇજા થયા પછી કોઇવાર રાફી થઇ આવે છે.

**લક્ષણ:**—પગના તળીઆ, ફણા કે એડીપર પહેલા એક ગાંઠ થઇ આવે છે, તે ગાંઠ મોટી થાય છે, અને કેટલાક દિવસ પછી ફુટે છે, તેમાંથી પરૂ અને કાળો માટી જેવો દાણાદાર પદાર્થ નીકળવા લાગે છે. આ દાણા રાઇ જેવડા હોય છે, અને કોઇવાર સફેદ રંગના પણ હોય છે. કયારેક તે રાતા હોય છે. એક છિદ્ર પડયા પછી હળવે હળવે જુદે જુદે ઠેકાણે બીજાં છિદ્રો પડે છે; આખો પગ તળે ને ઉપર સુજી આવે છે અને અંદરથી પાતળું પરૂ ને અંકુર નીકળ્યા કરે છે. પગનું માંસ અને અસ્થિ સડવા લાગે છે, અને કોઇ કોઇવાર તો પગ કાપવો પડે એટલો બધો સડયો હોય છે.

## ચિકિત્સા.

આ દર્દનો ઇલાજ શસ્ત્રક્રિયાવડેજ કરવાનો છે. હોમીઓપૅથી તેમાં થોડીજ મદદ કરી શકે છે. દર્દીની શક્તિ જાળવી રાખવા માટે કૅલ્કેરીઆ

ટીસ[3×], જ્વર જેવાં ચિન્હો માટે ફેરમફૉસ[3×], દર્દ ને નિદ્રાનાશ માટે કાલીફૉસ[3×] ઇત્યાદિ દવા પીવા આપવી.

રાખી કપાવા માટે કાબેલ શસ્ત્રવૈદ્ય પાસે જવું.

---

## હાડકાં નરમ થવાં.

(Mollities Ossium–મૉલાઇટીઝ ઑસિયમ.)

હાડકાં નરમ થવાના વ્યાધિમાં, અને જન્મથી બાળકમાં નબળાં ને પોચાં હાડકાં હોવાના દર્દમાં ઘણો તફાવત છે. હાડકાં નરમ થવાનો વ્યાધિ પુખ્ત ઉંમર થયા પછી જ થાય છે, અને હાડકાં પોચાં હોવાનો –rachitis, વ્યાધિ નાનપણમાં થાય છે, અને તે રેકાઇટીસના નામથી ઓળખાય છે. રેકાઈટીસ પગના હાડકામાંથી શરૂ થાય છે, અને તેથી હાડકાં પોચાં થાય છે, તથા વધતાં અટકે છે. રેકાઇટીસના દર્દવાળું છોકરૂં કાં તો ઠીંગણું રહે છે, અગર તેના પગ ટુંકા ને વળી ગયેલા હોય છે; કેટલીક વાર તેની બસ્તી નાની અને અપરિપકવ હોય છે. રેકાઇટીસ પગથી માથા તરફ ફેલાય છે.

હાડકાં નરમ થવાનો રોગ જેને **મૉલાઇટીઝ ઑસીઅમ** કહે છે, તે આખા શરીરમાંથી હરકોઇ અસ્થિને અનિયમિત રીતે લાગુ પડે છે, અને તેથી અસ્થિ પોચું અને નબળું થઇ જાય છે, પણ તેનું કદ બરાબર હોય છે.

### ચિકિત્સા.

**ફૉસ્ફરસ**[3]:—જો હાડકાં નરમ થવા લાગતાં હોય, તે સાથે જીર્ણજ્વર રહેતો હોય, ફેફસાનું કાંઇ દર્દ થાય એમ જણાતું હોય, શરીરના કોઇ ભાગમાંથી લોહી નીકળતું હોય, ને શરીર ધીમે ધીમે પાતળું પડતું જતું હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**કેલ્શ્યમ આયોડેટમ**[3×]:—ઉપલી દવા આ રોગ મટાડવામાં કેટલીક વાર નિરૂપયોગી નીવડે છે, તો આ દવા વધારે ભરોંસાપાત્ર છે; ને તેથી કેટલાક કેસો સારા થયા છે. કેટલાક ડાકટરો **કેલ્શ્યમ કાર્બોનીકા**[2×] અને **આયોડીન**[2×] જુદું જુદું આઠ આઠ દિવસ સુધી વારાફરતી આપે છે.

**અનુસંગી ઉપાયઃ**—પૌષ્ટિક ખોરાક આપવો. દુધ પચે તેટલું આપવું. કૉડલીવર તેલ પચે તો આપવું. દર્દીને તનમનની કસરત નિયમિતરીતે કરાવવી અને બને તો હવાફેર કરાવવો.

---

## અસ્થની વૃદ્ધિ.

(Acromegaly–ઍક્રોમેગાલી.)

હાડકું ભાંગી જવાથી જુદું પડયું હોય ત્યારે વરમ થઈ આવે છે, અને જો તેને બીજા કડકા સાથે બરાબર જોડી દેવામાં આવે નહિ, તો કેટલીક વાર તેની વૃદ્ધિ થઇ જાય છે, તે પછી બેઉ કડકા બંધ બેસતા આવતા નથી. ખાસ કરીને જ્યારે હાથ કે પગનો ભાગ કચરાવાથી હાડકું ભાંગીને બહાર આવ્યું હોય ત્યારે થોડીવારમાં સુજી જાય છે, અને જો વરમ દીર્ઘ થવામાં આવે, તો હાડકાનો થોડોક ભાગ કાયમ વધેલો રહે છે. આવા જખમ કે કચરના કારણ વિના પણ કેટલીક વાર હાથ પગનાં અસ્થિ વિચિત્ર રીતે વૃદ્ધિ પામેલાં જોવામાં આવે છે.

### ચિકિત્સા.

**થાઇરૉઇડીનઃ**—આ દવાની ટીકડીઓ તૈયાર આવે છે, તે એક કે બે ટીકડીઓ દિવસમાં ત્રણ વખત આપવી.

**હેકલા**[5]:—આ દવાનાં પાંચ ટીપાં આઠ આઠ કલાકે આપવાથી વૃદ્ધિ ઓછી થાય છે.

**કૉન્ચીઓલીનમ**[3]:—આ દવાના પાંચ ગ્રેઇન્સ આઠ આઠ કલાકે આપવાથી પણ વૃદ્ધિ બંધ થાય છે. એ સિવાય **સીલીશી** અને **સલ્ફર** આપવાથી પણ કેટલોક ફાયદો માલુમ પડયો છે.

**અનુસંગી ઉપાયઃ**—આ વ્યાધિ જ્યારે શરીરના જુદા જુદા ભાગમાં એકસાથે થાય છે, ત્યારે કેટલીકવાર અસાધ્ય થઇ પડે છે, દર્દીનો દેખાવ બેડૉળ થઇ જાય છે, અને તે સાથે માથાનો દુખાવો વગેરે કેટલાંક લક્ષણો થાય છે તે મટાડવાં મુશ્કેલ થઇ પડે છે. આ લક્ષણ પ્રમાણે બનતાં સુધી દવાઓ આપવી. અંગમર્દનથી ફાયદો થાય, તો ઉપયોગ કરવો. એકંદર રીતે અસ્થિની વૃદ્ધિ નુકશાનકર્તા ઓછી લાગે છે, પણ તે જુદે જુદે ઠેકાણે એકસાથે થાય છે, ત્યારે વિચિત્ર લક્ષણો ઉત્પન્ન કરે છે, આ દર્દમાં પૌષ્ટિક ખોરાક આપવો.

---

## કુર્ચાની ગ્રંથી.

( Enchondroma–ઍનકૉન્ડ્રોમા. )

અસ્થિની ઉપર અગર તેની સાથે સાથે કેટલીક વાર કુર્ચાની ગ્રંથિ થતી જોવામાં આવે છે. જન્મેલા બાળકના માથા ઉપર કટલીકવાર તે જોવામાં આવે છે. કેટલાક કુટુંબમાં અવતરતાં બધાં બાળકોને તે થાય છે.

## ચિકિત્સા.

**સીલીશ્યા**[૬×]:—આ દવા લાંબા વખત સુધી દિવસમાં ત્રણ-ચાર વખત આપવાથી કુર્ચાની ગ્રંથી ફેલાઇ જાય છે. અસ્થિમાં સીલીશ્યાતત્વ હોય છે, અને કુર્ચામાં હોતું નથી, એથી તેમની કઠિનતામાં ફેર પડે છે. એકલી આ દવાથી સુધારો થાય નહિ, તો થોડા દિવસ વારાફરતી **સલ્ફર**[૬] આપવું.

**બાયોકમીસ્ટ્રીની કૅલ્કેરીઆફ્લ્યુઓર**[૬]ની દવા બે ચાર અઠવાડીઆં આપવાથી પણ ઠીક થાય છે.

**અનુસંગી ઉપાયઃ**—જો ગ્રંથીથી કાંઇ અડચણ જેવું ન હોય, તો તેને છેડવી નહિ. અને જો કાંઇ હરકત આવતી હોય, તો શસ્ત્રવૈદ્ય પાસે કપાવવી.

---

## સ્નિગ્ધ આવરણનો વરમ.

( Synovitis–સાઇનોવાઇટીઝ. )

**પ્રકારઃ**—તીક્ષ્ણ ને દીર્ઘ.

**કારણઃ**—ઇજા, જખમ, સંધીવા, શરદી, ઉપદંશ, પારદ જેવી રસાયણીક દવાઓનું અતિ સેવન ઇત્યાદિથી સ્નિગ્ધપડનો વરમ થાય છે.

**લક્ષણઃ**—સાંધાનો ભાગ લાલ થઇ સુજી આવે છે, તેમાં કાંઇ પ્રવાહી ( સ્નિગ્ધરસ ) બહુ ભરેલ હોય એમ લાગે છે. દાબવાથી પ્રવાહી પ્રત્યાઘાત જણાય છે, પણ તેની ઉપર જરીએ સ્પર્શ ખમી શકાતો નથી. ઘણું દર્દ થાય છે. સાંધાવાળો ભાગ હલાવતાં તે દર્દ અતોલ થઇ પડે છે, આથી દર્દી હાથ કે પગ જેના સાંધામાં દર્દ હોય તે થોડો-એક વાળેલો અને એકજ સ્થિતિમાં રાખ્યા કરે છે. તે સાથે તીક્ષ્ણ વરમને લીધે તાવ પણ આવી જાય છે, અને કવચત સાંધો પાકે છે.

તીક્ષ્ણ વરમમાંથી કોઇવાર દીર્ઘ વરમ થાય છે, અગર તે વિના પણ થાય છે. તાવ વગેરે ચિન્હો હોતાં નથી, પણ સાંધા ઉપર સોજો હોય છે ને તેમાં થોડો ઘણો દુખાવો રહે છે, તેથી અવયવને હલાવી શકાતો નથી. દુખાવો કોઇવાર હોતો નથી પણ માત્ર સ્નિગ્ધરસ એટલો બધો એકઠો થયો હોય છે કે તેથી સોજો બહુ લાગે છે, ત્યારે **સાંધાનું જલંદર** થયું કહેવાય છે.

કંઠમાળના વિષને લીધે સ્નિગ્ધ આવરણનો દીર્ઘ વરમ થાય છે, ત્યારે સોજો સફેદ રંગનો હોય છે, અને તેથી અંગ્રેજીમાં તે રોગ "વ્હાઇટ સ્વેલીંગ" ના નામથી ઓળખાય છે. જ્યારે સફેદ સોજો થઇ આવે, ત્યારે કોઇવાર હાડકાના છેડામાં પણ વરમ થયો હોય છે. કેટલાક વાર કંઠમાળને લીધે કુર્ચામાં પણ વરમ થાય છે.

## ચિકિત્સા.

**આર્નિકા**[૩×]:—જ્યારે કાંઈ વાગવાથી, અતિશય શ્રમ લેવાથી કે એવા કોઇ કારણથી સ્નિગ્ધપડમાં વરમ થઇ આવ્યો હોય, ત્યારે આ દવા પીવા આપવી, ને તે સાથે તેના મધર ટીંકચરમાં કપડું બોળીને સોજા ઉપર મુકવું જેથી વરમ ઓછો થશે.

**ઍકોનાઇટ**[૧×]:—જ્વર વગેરે ચિન્હોને માટે આ દવા શરૂઆતથી આપવા માંડવી.

**બ્રાયોનીઆ**[૩×]:—જ્યારે સંધીવાની કાંઇ અસર હોય, ત્યારે આ દવા ઍકોનાઇટની સાથે વારાફરતી આપવાથી વધારે ફાયદો થાય છે.

**પલ્સેટીલા**[૩×]:—સ્ત્રીઓને કે નાનાં છોકરાંઓને સંધીવા વિના સ્નિગ્ધ પડનો વરમ થયો હોય, તો આ દવા ત્રણ ત્રણ કલાકે આપવી.

**એપીસ**[૩]:—જ્યારે ત્વચામાં રતાશ ને દુખાવો ઓછો હોય, પરંતુ સોજો ઘણો હોય, ત્યારે આ દવા ઉપલી બન્ને કરતાં વધારે ઉપયોગી થાય છે.

**હેપારસલ્ફ્યુરીસ**[૩]:—જો સ્નિગ્ધ પડમાંનો વરમ પાકવા લાગ્યો હોય, તો આ દવા ત્રણ ત્રણ કલાકે પીવા આપવી, અને બહારથી પણ લગાડવી.

**સીલીશ્યા**[૩]:—જો પરૂ બહાર નીકળતું હોય તો ઉપલી દવાને બદલે આ દવા પીવા આપવી, અને બહારથી પણ લગાડવી.

**કાલીઆયોડેટમ**[૧×]:—જો ઉપદંશ કે પારદની દવાનો અસરથી આવો દીર્ઘ વરમ થયો હોય, તો આ દવાની જરૂર છે.

**મર્ક્યુરીઅસ**[૬]:—જો સંધીવાને લીધે દીર્ઘ વરમ હોય, તો આ દવા ચાર ચાર કલાકે આપવી.

**સલ્ફર**[૩]:—જો ટ્યુબર્કલ કે સ્કૉફ્યુલાના દર્દને લીધે આવો દીર્ઘ વરમ થયો હોય, ને તેથી સફેદ સોજો થઇ આવ્યો હોય તો આ દવા એકલી અથવા કૅલ્કેરીઆ[૬] કે **સીલીસ્યા**[૬]ની સાથે વરાફરતી આપવી.

**સીસ્ટસ-કેનાડેન્સીસ**[૩]:—પગે, ઢીંચણ ઉપર સ્નિગ્ધ પડના વરમથી થઇ આવતો સફેદ સોજો આ દવાથી મટે છે, માટે તે ભુલવું નહિ.

**અનુસંગી ઉપાયઃ**—જે દર્દીઓ લઇ શકે તેઓએ કૉડલીવર ઑઇલ હમેશાં બે વખત જમ્યા પછી લેવું. સાંધો બિલકુલ હાલવા પામે નહિ, તેવી ગોઠવણ કરવી, તથા આરામ લેવો. દુખાવો બહુ હોય, તો શેક કરવો, જો વરમ થયાને કેટલાક દિવસો થયા હોય, તો બરફ લગાડી જોવો, જો અંદર પરૂ થયું હોય, તો એસ્પીરેટર (પરૂ કાઢવાના હથીઆર) વડે પરૂ બહાર કાઢવું અને કાર્બોલિક લોશનથી ધોવું. બહારની આસપાસની જગ્યાને આયોડીન અથવા ઇકથીઓલ લગાડવું. અંદર આયોડોફૉર્મ ભરવું પડે તો ભરવું. સડો ગંધાતો હોય, તો સડાવાળો ભાગ ઉગ્ર કાર્બોલિક ઍસીડથી જરા બાળવો.

---

## સાંધાનો દુખાવો.

**(Arthralgia—આરથ્રાલજીઆ.)**

**સાંધાની અંદર ઘણા કારણોથી દુખાવો થાય છે, પરંતુ આ સ્થળે હિસ્ટીરીઆના દર્દથી, અને જ્ઞાનતંતુના દોષથી થતો દુખાવો (neuralgia) સમજવાનો છે. સંધીવાનો અત્રે સમાવેશ થતો નથી.**

**કારણઃ**—હિસ્ટીરીઆ, જ્ઞાનતંતુનું અપૂર્ણ પોષણ, લાંબા વખત પહેલા સાંધામાં થયેલ જખમ ઇત્યાદિ કારણ હોય છે. સંધીવાને કારણ તરીકે સમજવાનો નથી.

### ચિકિત્સા.

**આર્જેન્ટમ મૅટાલીકમ**[૬]:—આ દવા ચાર ચાર કલાકે આપવી, એથી હીસ્ટીરીયા જેવા દર્દને લીધે થતો દુખાવો મટી જશે; જો એથી ફાયદો જણાય નહિ, તો ઝીન્કમ[૬] ચાર ચાર કલાકે આપવું.

**બાયોકૅમીસ્ટ્રીઃ**—મેગ્નેશીઅમફૉસ[૩×]ને કાલીફૉસ[૩×] કલાકે કલાકે વારાફરતી આપવું.

**અનુસંગી ઉપાયઃ**—ખોરાક પૌષ્ટિકકારક આપવો. કૉડલીવર તેલ પચે તો પાવું. ગરમ પાણીના ટબમાં હમેશાં પા કલાક બેસવાનો મહાવરો રાખવો તે વખતે બને તો દરિયાનું પાણી વાપરવું. ગરમ કપડાં પહેરી રાખવાં. હવાફેર કરવો. રેટરવડે ફોડીને પરૂ કાઢી લેવું, અને અંદર ઉગ્ર કાર્બોલિકઍસીડનાં બે ત્રણ ટીંપાં જરા ગ્લીસરીન સાથે મેળવીને નાંખવાં, અને ફરીથી મજબત પાટો બાંધીને અવયવ હાલે ચાલે નહી તેમ કરવું. રસપિંડ બહુ બગડી ગયો હોય, તો શસ્ત્રવૈદ્યની સલાહ લેવી, અને ઑપરેશન કરાવવું.

---

## સ્નિગ્ધ રસપિંડનો વરમ.

( Bursitis, Housemaid's knee. )

બરસાઇટીઝ, હાઉસમેઇડ્ઝ ની.

અંગૂઠામાં, ઢીંચણમાં અને કોણીમાં આવેલ સ્નિગ્ધ રસપિંડોનો કેટલીકવાર વરમ થાય છે, ત્યારે સ્નિગ્ધ આવરણના વરમ જેવાં ચિન્હ થાય છે.

**તફાવતઃ**—આવરણનો વરમ થાય છે, ત્યારે સાંધાના અસ્થિના વચલા ભાગમાં વધારે સોજો લાગે છે, ને રસપિંડોનો વરમ થાય છે, ત્યારે ઘણુંકરીને અસ્થિ ઉપર એક સરખો સોજો ઉપડી આવે છે. ઘરમાં કામ કરનારી સ્ત્રીઓને વધારે થાય છે, તેથી અંગ્રેજીમાં આ રોગને "હાઉસ મેઇડ્સ ની" કહે છે.

**કારણઃ**—પત્થર ઉપર કે છો ઉપર ઢીંચણવાળી ને ઘણીવાર રહેવાથી ઢીંચણના સ્નિગ્ધ રસ પિંડામાં વરમ થાય છે. વળી સાંધા ઉપર કાંઇ વાગવાથી, દબાણ થવાથી અગર સાંધો બહુ વપરાવાથી પણ વરમ થાય છે. જોડા ડંખવાથી અંગૂઠાના પિંડનો વરમ ( bunion ) થાય છે.

**ચિન્હ-લક્ષણઃ**—સાંધો સુજી આવે છે, તે ઉપર સ્પર્શ કે દબાણ ખમાતું નથી, તાવ આવે છે અને કોઇ વાર સાંધો પાકે છે. જ્યારે દીર્ઘ વરમ થાય છે, ત્યારે ગાંઠો બંધાઇ ગયો હોય એમ લાગે છે.

### ચિકિત્સા.

**સ્ટીકટાપલ્મોનેરીઆ**[૧]:—જ્યારે તીક્ષ્ણ વરમ થઇ આવ્યે હોય, ત્યારે આ દવા બે બે કલાકે

આપવી; અથવા આને બદલે **એપીસ**[3×] બે બે કલાકે આપવું.

**રસટૉક્સ**[3×]:—જેને "હાઉસ મેઇડઝ ની" કહે છે તે દીર્ઘ વરમ થયો હોય, તો આ દવા ત્રણ ત્રણ કલાકે પીવા આપવી, અને બહારથી પણ લગાડવી.

**કાલી અયોડેટમ**[3×]:—જો વરમ બહુ વખતથી હોય, ને તેમાં ગાંઠા થતા હોય, તો આ દવાનો એકેક ગ્રેઈન દિવસમાં ત્રણ વખત આપવો; તેને બદલે **રયુટા**[1×]થી પણ ફાયદો થાય છે.

**અનુસંગી ઉપાયઃ**—જે ભાગમાં વરમ થયો હોય, તે ભાગને બિલકુલ હલાવવો નહિ. મજબુત પાટો બાંધી રાખવો, અને બહારથી થંડા ઉપચાર કરવા.

---

## હાથના પોંચા ઉપર થતો સોજો.

( Ganglion–ગેંગ્લીઅન. )

હાથના પોંચા ઉપર પછવાડેના ભાગમાં જે સ્નાયુબંધનો છે, તેમાંથી એકાદની ઉપર લગાડવાથી નાનો એવો સોજો થાય છે; તેમાં કશું દર્દ થતું નથી, પણ નબળાઈ લાગે છે.

**કારણઃ**—આવો નાના ભાગમાં સોગઠાની જેવો સોજો થવાનું કારણ સ્નાયુબંધનનો અતિશય ઉપયોગ છે. હાથમાં જે દોરીઓ જેવાં સ્નાયુબંધનો છે, તે ઘણી ઉતાવળથી લાંબા વખત સુધી વાપરવામાં આવે છે, ત્યારે સોજો થઇ આવે છે. પીઆનો, ફીડલ, સતાર વગેરે વાજીંત્રો બજાવનારને એ વિશેષ થતો જોવામાં આવે છે. ઉતાવળથી લખનાર લહીઆને પણ કોઈવાર આ દર્દ થાય છે.

### ચિકિત્સા.

**રૂટા**[1]:–આ દવા ચાર ચાર કલાકે આપવાથી ઘણું કરીને એવો સોજો બેસી જાય છે. તે સિવાય **એગૅરીકસ**[30] અને **બૅન્ઝૅાઈક ઍસીડ**[3×] પણ ચાર ચાર કલાકે અપાય છે.

શુદ્ધ લોબાનના ફુલના પંદર ગ્રેઇન્સ, રેકટીફાઇડ સ્પીરીટ ત્રણ ડ્રામ અને ચોખ્ખું પાણી આઠ આઉંસ એકત્ર કરીને તે સવાર સાંજ હાથ ઉપર ચોળવું. એકલો લોબાનના ફુલનો ભુકો પણ ઘસાય છે.

**અનુસંગી ઉપાયઃ**–દર્દી પોતાનો હાથ બરાબર ઉઘાડી રાખે તે વખતે સોજા ઉપર ચોપડી જેવી કાંઇ વસ્તુ મારવી, અગર અંગૂઠો જોરથી દાબવો એટલે સોજો ફુટશે. એ ન ફાવે, તો નસ્તર મુકવું અને અંદરથી રસ કાઢી નાંખીને મજબુત પાટો બાંધવો જેથી હાથ એક બે દિવસ હાલેચાલે નહિ. અંદર–ત્વચામાં મારવાની પિચકારીથી કાર્બોલિક ઍસીડ પણ નખાય છે. જ્યારે સોજો ઝાઝા ભાગમાં હોય, ત્યારે શરૂઆતમાં બહાર આયોડીન ચોપડવું, અને દિવસો જતાં ફેર ન લાગે, તો પોટીસ મુકવી. પછી જરૂર પ્રમાણે છેદ મુકવા ને અંદરથી રસ કાઢવો.

---

## અકસ્માતથી થતા ઉપદ્રવો.

( Casualties–કેઝયુઅલ્ટીઝ. )

### જખમ–ઘા–વ્રણ.

( Wounds–વુન્ડઝ. )

**પ્રકાર**:–જ્યારે ચપ્પુ કે અસ્તરા જેવી ધાર વાળી ચીજથી માંસમાં કાપો પડે છે, ત્યારે **સુરેખ જખમ** ( Incised–ઇન્સાઈઝડ ) કહેવાય છે. કાંટા, બરછી, સૉય, ભાલો, બેયોનેટ ઈત્યાદિથી ઉંડો પણ સાંકડો ચીરો પડે છે, ત્યારે **સોંકેલો જખમ** (Lacerated Punctured ) લેસરેટેડ પંકચર્ડ કહેવાય છે, જ્યારે ત્વચા કે માંસ ઉખડી ગયું હોય, અને જખમ વાળા ભાગની સામસામેની બાજુ બંધ બેસતી આવે નહિ ત્યારે **અનિયમિત જખમ** કહેવાય છે; જ્યારે જખમની આસપાસનો ભાગ કચરાયો હોય, ત્યારે **છુંદાએલ જખમ** ( Contused–કન્ટયુઝડ ) કહેવાય છે. આ સિવાય ગોળીના જખમને કેટલીકવાર એક ખાસ પ્રકારનો ગણવો પડે છે, પણ ઘણીવાર તે અનિયમિત અગર છુંદાએલ પ્રકારનો થયેલો જોવામાં આવે છે,

ગોળીથી જ્યારે જખમ થાય છે, ત્યારે બે છિદ્ર પડે છે. જે છિદ્રમાંથી ગોળી દાખલ થાય છે, તે છિદ્ર ગોળ ને નાનું હોય છે, અને તે **પ્રવેશછિદ્ર** ( aperture of entrance ) કહેવાય છે. જે છિદ્રમાંથી ગોળી બહાર નીકળે છે, તે અનિયમિત, તથા ઘણીવાર મોટું હોય છે, અને તે **નિર્ગમનદ્વાર** ( aperture of exit ) કહેવાય છે. જો ગોળી શંકુ આકારની હોય તો ઘણીવારે તફાવત માલુમ

પડતો નથી. ગોળીથી થતા જખમની પડખેંનો ભાગ શ્યામળો અગર કાળો પડી જાય છે, તેમાં વરમ થઈ આવે છે, ને તે સુજી જાય છે, ઘણીવાર તેની આસપાસ ફોડલા થાય છે, અને તેમાંથી ગંધાતી રસી નીકળે છે.

હરેક પ્રકારનો જખમ જ્યારે મોટો હોય છે, ત્યારે તરતજ તમસ આવે છે, એટલે દર્દી બેભાન થઈ જાય છે; તે વખતે રક્તાશય ઘણું મંદ પણ ઉતાવળું ચાલે છે, ને દર્દીનું શરીર ચંડું પડી જાય છે.

જખમ થયા પછી ગોળી, કે એવું કાંઈ શલ્ય અંદર રહી ગયું છે કે કેમ તેની તપાસ પ્રોફેસર રોન્જને શોધેલ વીજળીક કિરણોની મદદથી ઘણી સારી રીતે થાય છે. તે શલ્ય કયે સ્થળે છે તે પણ તેનાથી જણાય છે, એટલે તેને હથિયારથી બહાર કાઢવામાં સરળતા મળે છે.

## ચિકિત્સા.

જ્યારે સુરેખ જખમ થયો હોય, ત્યારે જે શસ્ત્રક્રિયાની જરૂર લાગે તે કર્યા પછી **કૅલેન્ડયુલા** લગાડવું, એથી જખમ જલદી રૂઝાઇ જશે. તે એકલુંજ લગાડાય છે અથવા તેના એક ભાગ સાથે સાત ભાગ પાણી કે ગ્લીસરીન મેળવીને લગાડાય છે. ગોલ્ડ અને સનની બનાવટનું કૅલેન્ડયુલા ચોખ્ખું આવે છે. કૅલેન્ડયુલા જંતુનાશક નથી એ ધ્યાનમાં રાખવું ને જંતુની ધાસ્તી હોય તો જંતુનાશક દવા લગાડવી. ભોંકાએલો જખમ હોય તો પણ શસ્ત્રક્રિયા પછી કૅલેન્ડયુલા લગાડવાથી જખમ જલદી રૂઝાવા લાગે છે; જ્યારે આવો જખમ વધારે હેરાન કરતો હોય, ત્યારે **લેડમપેલસ્ટર**[૬] ( આમાં સીસું નથી ) કલાકે કલાકે પીવા આપવું, અને તેના મધર ટીંકચરના એક ડ્રામ ને એક આઉંસ પાણીમાં મેળવીને બહારથી લગાડવું.

છુંદાએલો જખમ હોય, તો **આર્નિકા**[૩] કલાકે કલાકે પીવા આપવું, અને આર્નિકાના મધર ટીંકચરના એક ડ્રામને ત્રણ આઉંસ પાણીમાં મેળવીને બહારથી લગાડવું; આગળ જતાં પીડા ઓછી થાય, ને સોજો બેસે, ત્યારે કૅલેન્ડયુલા લગાડવું. **એકોનાઈટ**[૧] જખમ સખત હોય અગર તે ઉપર શસ્ત્રક્રિયા કરવી પડી હોય, તો આ દવા બે બે કલાકે પીવા આપવી. જ્યારે જખમ અનિયમિત થયો હોય, ત્યારે કૅલેન્ડયુલા એકલું અગર **હાઇપેરીકમ**ના મધર ટીંકચરના એક ડ્રામને એક આઉંસ પાણીમાં મેળવીને લગાડવું, અને તે સાથે **હાઇપેરીકમ**[૩] કલાકે કલાકે પીવા આપવું. ડા. **ગીલક્રીસ્ટ** જણાવે છે કે આ દવા લગાડવાથી જખમ એટલો બધો સારો થવા લાગે છે કે દર્દીને અફીણ જેવી પીડાશામક દવા આપવાની જરૂર રહેતી નથી.

સાધારણ જખમ હોય તોજ ઘર આગળ ઉપચાર કરવા, પણ જો જખમ મોટો હોય તો શસ્ત્રવૈદ્યની સલાહ લેવી.

**અનુસંગી ઉપાયઃ**–ખોરાક સારો ને પૌષ્ટિક આપવો. દુધ પચે તેટલું આપવું. માલ્ટાઇન કે કૉડલીવર આપવું. કોકો, કે કૉફી આપવું. પણ ગરમ મસાલા ઓછા આપવા. નબળાઇ લાગે, ત્યારે દુધ ને બ્રાન્ડી આપવું. દસ્ત સાફ આવે તેમ કરવું. જરા પણ કબજીઅત થવા દેવી નહિ. જ્વરાદિ ચિન્હનો ઉપાય કરવો. તાવનું જોર બહુ થાય, તો માથે બરફ મુકવો. જમખનો ભાગ ઘણોજ સ્વચ્છ રાખવો. જરા પણ પરશેવાની ગંદકી કે કપડાની ગંદકી રાખવી નહિ. કાર્બોલિક લોશન, બોરીક લોશન કે મરક્યુરીઅલ લોશનથી તેને બરાબર ધોવો. કોઇ પણ ઉડતા રોગનો ચેપ લાગવા દેવો નહિ. ઘણાખરા જખમ ઉપર આલ્કોહોલ લગાડવાની કેટલાક ડાકટરો ભલામણ કરે છે. સાધારણ રીતે એડહીઝીવ પ્લાસ્ટર એટલે કે સખત ચોંટી જતું પ્લાટર આવે છે, તે બહુ ઉપયોગી છે. નાના જખમ ઉપર બોરીક પાઉડર કે આયોડોફૉર્મ કે લીસોલ કે ઍરીસ્ટોલ સારૂં કામ કરે છે.

---

## કચ્ચર થવો, મૂઢ માર પડવો; ચૉટ લાગવી.

( Contusion–કન્ટયુઝન. )

જખમ થયા વિના એકદમ પછડાવાથી, માર પડવાથી, દગાણમાં આવી જવાથી, કે કચરાવાથી ત્વચા ફાટયા વગર તેની નીચેના ભાગનો અરસ્પરસનો કુદરતી સંબંધ તુટી જાય છે, ત્યારે કચ્ચર થયો અગર ચૉટ લાગી એમ કહેવાય છે. કપાળ ઉપર પત્થર વાગવાથી ઢીમણું થાય છે, તે એક જાતનો મૂઢમાર છે, લપડાક વાગવાથી, મૂક્કી ને પાટુનો માર પડવાથી, અને લાકડીઓથી મૂઢ માર થાય છે, મૂઢમાર થવાથી ત્વચાની નીચેનો ભાગ તુટી જાય છે, ને ઘણીવાર ત્યાં અંતર રકતસ્રાવ થાય છે. લોહી

બહાર નીકળતું નથી, પણ અંદર લીલા, રાતા, કે કાળા રંગનાં ચાઠાં થઇ આવે છે. સોટીથી કે લાકડીથી સોજો ઉઠે છે. મોટી ડાંગોના મારથી અગર પછડાવાથી કેટલીકવાર હાડકાં પણ ભાંગી જાય છે, અગર ચકદાઇ જાય છે.

## ચિકિત્સા.

**આર્નિકા**[3]:—હરેક પ્રકારની ઇજા, માર, પછાડ વગેરેને માટે આ દવા ઉતમ છે. તે કલાકે કલાકે પીવા અપાય છે, તેમજ તેનું લોશન બહાર લગાડાય છે; જખમના કરતાં કચ્ચરમાં વધારે સખત લોશનની જરૂર રહે છે. બહુ કોમળ ભાગ ઉપર આ દવા બને તો લગાડવી નહિ.

**રૂટા**[3]:—જ્યારે અસ્થિ ઉપર મૂઢ માર થયો હોય ત્યારે આ દવા પીવા આપવી, તથા તેના મધર ટીંકચરનાં દશ ટીંપાં એક આઉંસ પાણીમાં મેળવીને બહારથી લગાડવાં.

**બૅલીસ**[3x]:—જ્યારે સ્ત્રીઓના સ્તન ઉપર કચ્ચર કે મૂઢ માર થયો હોય, ત્યારે આ દવા બે બે કલાકે પીવા આપવી, પણ લગાડવી નહિ.

**કોનાયમ**[3]:—બેલીસ આપ્યા પછી આ દવા ત્રણ ત્રણ કલાકે પીવા આપવી, ને જરૂર પડે તો આ દવાના મધર ટીંકચરનાં પાંચ ટીંપાં એક આઉંસ પાણીમાં નાંખી બહારથી લગાડવું. બચ્ચું ધાવતું હોય, તો આ દવા બહારથી લગાડવી નહિ, ને લગાડવી પડે તો બચ્ચાંને ધવડાવવું નહિ.

**હાઇપેરીકમ**[3]:—હાથે પગે કે એવા જ્ઞાન તંતુથી ભરપુર જગ્યાએ કાંઇ મૂઢ માર લાગ્યો હોય, તો આ દવા ત્રણ ત્રણ કલાકે આપવી, તેથી પક્ષાઘાત જેવાં ચિન્હો પણ દૂર થશે. હાઇપરીકમનું મધર ટીંકચર, સ્પીરીટ ઑફ વાઇન અને શુદ્ધ પાણી સરખે ભાગે મેળવીને બહારથી લગાડવું, કરોડ ઉપર દિવસમાં ત્રણ વખત ( પક્ષાઘાત મટાડવા ) ઘસવું, અથવા તેમાં પોતાં બોળીને હાથ પગ જેવી જગ્યાએ મુકવાં.

**અનુસંગી ઉપાય**:—જ્યાં જખમ થયો હોય, ત્યાં બને તો ત્વચાનો ભાગ પાસે પાસે લાવીને ઉપર એકટીઝીવ પ્લાસ્ટરના પટ્ટા લગાડવા. જખમી અવયવને બિલકુલ હાલવા દેવું નહિ. ખોરાક પૌષ્ટિક પણ પચે તેવો આપવો. જ્વરાદિ ચિન્હ સખત લાગે તો રસટૉક્સ, આર્સેનિકમ કે કાર્બો વેજીટેબીલીસ આપવું. બનતાં સુધી ટેભા બિલકુલ લેવા નહિ.

---

## લચક-મરડ.

( Strains—સ્ટ્રેઈન્સ. )

Sprains—સ્પ્રેઈન્સ,

જ્યારે શરીરના કોઇ સાંધાને કે સ્નાયુ-બંધનને આંચકો લાગે છે, ત્યારે તેના કેટલાક તંતુઓ તુટી જાય છે, એટલે લચક કે મરડ થયો કહેવાય છે, દોડવા જતાં કે કુદતાં જ્યારે કોઇ સ્નાયુ-બંધનને કે પડને ધાર્યા કરતાં વધારે ખેંચાવું પડે છે, ત્યારે આવું પરિણામ આવે છે.

## ચિકિત્સા.

**રસટૉક્સ**[3]:—જ્યારે સ્નાયુ-બંધનમાં દુખાવો હોય; પણ સ્નાયુમાં ન હોય, સંધીવાને મળતું દર્દ હોય, રાત્રે દુખાવો વધતો હોય, અને આરામ લેવાથી દુખાવો ઓછો થતો હોય, અગર લચકની તાત્કાળીક ઇજા દૂર થયા પછી પણ દુખાવો લાંબા વખત સુધી રહેતો હોય તો આ દવા ચાર ચાર કલાકે પીવા આપવી.

**આર્નિકા**[3]:—પહેલા ત્રણ કલાક સુધી આ દવા દર દશ દશ મીનીટે પીવા આપવી; પછી કલાકે કલાકે આપવી. આજ દવાના મધર ટીંકચરનાં દશ ટીંપાં સવાશેર ગરમ પાણીમાં નાંખીને તેમાં કપડું બોળીને લચકાઈ ગયેલ ભાગ ઉપર મુકવું ને ત્રણ ત્રણ ચાર ચાર કલાકે બદલવું; જો બને તો લચક વાળા ભાગને આશરે સવાશેર ગરમ પાણીમાં મુકી રાખવો ને તેમાં દશ બાર ટીંપાં આર્નીકાના નાખવાં.

**બેલીસ પેરીનીસ**[3]:—જો આર્નિકાથી અડતાળીસ કલાક સુધી કાંઇ ફેર પડે નહિ, તો આ દવા ત્રણ ત્રણ કલાકે પીવા આપવી; અને આ દવાના મધર ટીંકચરને ગરમ પાણીમાં નાખીને દર્દવાળો ભાગ તે પાણીમાં મુકી રાખવો. પાણી ઠરી જાય એટલે તાજું ગરમ પાણી લેવું ને તેમાં દવા નાંખવી, એ સિવાય કોઈવાર બ્રાયોનીઆ પણ અપાય છે. જો આંતરડાના કોઇ ભાગને લચક કે મરડ લાગ્યો હોય, તો નકસવૉમિકા, કે સલ્ફર આપી જોવું. જો ઉલટી થાય, તો વિરેટ્રમ અને આર્નિકા વારાફરતી આપવું.

**અનુસંગી ઉપાય**:—સંપૂર્ણ આરામ અતિ અગત્યનો છે. લચકાએલ ભાગને ગરમ પાણીમાં બોળવો, અને જ્યાં સુધી દર્દી ખમી શકે ને દુખાવો

મંદ લાગે, ત્યાં સુધી પાણીની ગરમી વધારતા જવી. પછી લચકાએલા ભાગને બને તો રબ્બરના પટ્ટા વડે બાંધી લેવો. વધારે શેકની જરૂર પડે તો તેલ લગાડીને શેક કરવો.

---

## બળવું—દાઝવું.

(Burns and Scalds–બર્ન્સ અને સ્કૅાલ્ડ્ઝ.)

**વ્યાખ્યા**—ત્વચાના સંબંધમાં બહુ ગરમ પદાર્થ જેવાં કે ખળખળતું પાણી, કડકડતું તેલ, ઘી, ધગધગતી ધાતુની ચીજ, સળગતું લાકડું કપડું કે કાગળ ઇત્યાદિ અડકવાથી અને શિયાળામાં સગડીએ તાપવાથી ત્વચા દાઝે છે. તેને દાઝવું કે બળવું કહે છે. સ્ત્રીઓ ખાસ કરી કપડાં સળગવાથી દાઝે છે.

દાઝવાના છ દરજ્જા છે.

**પહેલો દરજ્જો**—( Hyperæmia–હાઇપરઇમીયા ) જો થોડી ગરમી લાગે તો ત્વચા માત્ર લાલ થાય છે.

**બીજો દરજ્જો**—( Vesication–વેસી કેશન ) વધારે ગરમી લાગે તો ત્વચા ઉપર ઝેરેરા ને ફોલ્લા ઉપડે છે.

**ત્રીજો દરજ્જો**—( Eschars–એસ્કાર્સ ) જ્યારે ત્વચા ખરેખર બળે છે ત્યારે તે કાળી થઇ જઇને રીંગણાના ભડથા જેવી થાય છે.

**ચોથો દરજ્જો**—વધારે બળી છેક નીચે સુધી જાય છે.

**પાંચમો દરજ્જો**—જ્યારે ત્વચા ગરમીના સંબંધમાં વધારે વખત રહે છે અને સ્નાયુઓ સુધી દાઝે છે.

**છઠ્ઠો દરજ્જો**—હાડકાં, નસો બળી જાય છે તે.

**લક્ષણઃ**—જ્યારે ત્વચા કોઈ પણ ઠેકાણે દાઝે છે ત્યારે તેની અસર શરીર ઉપર થયા વગર રહેતી નથી. દાઝેલ ભાગ પર અસહ્ય અગ્નિ થાય છે તેથી દાઝનાર 'ઠંડક કરો, ઠંડક કરો' એવી ચીચીઆરી કરી મુકે છે. દાઝેલ ભાગ પેટ અને છાતીથી જેમ દૂર તેમ ભય ઓછો રહે છે. પેટ, માથું ડોક, ને છાતીની ત્વચા સહેજ પણ દાઝે તો વધારે ધાસ્તી રાખવા જેવું છે. વળી કોઇ ભાગ ઉંડે સુધી દાઝે તેના કરતાં કોઇ ભાગની મોટી સપાટી દાઝે તે વધારે નુકશાનકર્તા છે. નાનું બચ્ચું જરા પણ દાઝે તો મોટી ઉંમરનો માણસ દાઝે તે કરતાં તે વધારે જોખમમાં આવી પડે છે.

ઘણું દાઝયા પછી દર્દી ત્રણ અવસ્થામાંથી પસાર થાય છે.

**પહેલી અવસ્થા**—તેમાં બેચેન થઈ નબળો પડે છે અને શરીરની અંદરના મગજ, હોજરી, કે ફેફસા જેવા કોઇ અવયવમાં લોહીનો જમાવ થાય છે. કોઇવાર દર્દીનું શરીર ઠંડું પડવા માંડે છે, દર્દી ધ્રુજે છે ને વખતે બેભાન થઇ જાય છે. આ અવસ્થા પહેલા ચાર પાંચ દિવસ સુધી રહે છે. અગર એકાદ દિવસ રહે છે.

**બીજી અવસ્થા**—તેમાં દર્દીના કોઈ અંદરના અવયવમાં વરમ થઇ આવે છે, તાવ ચડે છે અને કોઇ વાર મગજના, છાતીના, અગર પેટના વ્યાધિથી દર્દી મરણ પામે છે. આ અવસ્થા બીજે પાંચમે કે છઠ્ઠે દિવસ શરૂ થાય છે.

**ત્રીજી અવસ્થા**—તેમાં દાઝેલ ભાગમાંથી પરૂ નીકળે છે. દર્દીની શક્તિ ઘણી કમ થઇ જાય છે. જીર્ણજ્વર રહ્યા કરે છે અગર ફેફસાના પડનો વરમ થઇ આવે છે. કોઇવાર સંગ્રહણી થાય છે ને કવચિત ચમક ઉપડે છે.

## ચિકિત્સા.

**સૂચના**—એકા એક દાઝે અને પહેરેલાં કપડાં નીકળે નહી તો દાઝેલા ધણીએ કપડાં કાઢવાની અને મદદની રાહ ન જોતાં જમીન ઉપર આળોટી જવું અને ગોદડાં અગર ધાબળો ઓઢી લેવાં, અને શરમ ન રાખતા કપડાં કાપી કાઢી નાંખવાં. આ શિખામણ તે ગભરાટમાં ભાગ્યેજ ધ્યાનમાં રખાયછે.

જ્યારે દર્દી થોડોએક દાઝયો હોય અને તેથી જરા ફોડલો ઉપડી આવ્યો હોય ત્યારે ઍકોનાઇટ[1] પીવા આપવું અને અર્ટીકા યુરેન્સφ ના ટીંકચરનો એક ભાગ પાણીના વીશ ભાગ સાથે મેળવીને બહારથી લગાડવો. જો લુગડા સાથે તે દવા લગાડી હોય તે લુગડાંને બદલવું નહિ પણ તેની ઉપર બીજી દવા રેડયા કરવી. જો ત્વચા બહુ જુજ દાઝી હોય તો હૅમામૅલીસ લોશન લગાડવું.

જો ફોડલાની ત્વચા બહુ પાતળી હોય ને અંદર પાણી જેવો રસ ભરાઈ ઝેરેરા ઉઠયા હોય તો બહારથી કૅન્થારીસφ ટીંકચર લગાડવું. તેના મધર ટીંકચરના એક ભાગને પાણીના દશ ભાગ સાથે

મેળવીને બહારથી લગાડવું તથા કૅન્થારીસ[3] એક એક કલાકે પીવા આપવું.

જો ત્વચા વિશાળ ભાગમાં દાઝી ગઇ હોય તો ત્યાં તાજું મીઠું તેલ, કોપરેલ, અગર ઑલીવ ઑઇલ અગર અળસીનું તેલ અને ચુનાનું સ્વચ્છ પાણી (પરાશ) નાંખી હલાવી મલઈ જેવું કરી ધો કપડું બોળી અને તેના પર રૂનો લેપ લગાડી તે પર પાટા બાંધી રાખવા તેથી ખરાબ હવા લાગશે નહિ અને દાઝેલા ભાગ ઉપર ઠંડક લાગશે. બીજે દિવસે પણ તેમજ સ્વચ્છ મલમપટા કરવા. તેમ ન કરો તો લીંટપર વેસેલીન લગાડી તે કટકાપર રૂ લગાડી બાંધી રાખવો, તેમ છતાં અગ્નિ લાગે તો ઠંડા પાણીનાં કપડાં ધો કપડામાં ભીંજવી તે મલમના કપડા ઉપર મુકવાં. આવીજ રીતે તેમાં બે ત્રણ ટકા જેટલાં ટંકણખાર અગર બોરાસીક ઍસીડ નાંખીને વેસેલીનના કપડાં રૂઝ આવે ત્યાં સુધી ચોવીસ ચોવીસ કલાકે ફેરવવાં. કેટલાક દર્દીઓમાં રામનું મલમ લગાડવાથી રૂઝ આવી જાય છે. અંગ્રેજીમાં આવા તેલને કૅરન–Carron oil ઑઇલ કહે છે.

આ ઉપચાર સાથે કૅન્થેરીસ[3] કલાકે કલાકે પીવા આપવાથી જલદી આરામ થાય છે. વળી કૅરન ઑઇલમાં જરા કારબૉલિક ઍસીડ એકાદ ટીપું મેળવાય છે.

જો દાઝવાથી ત્વચામાં ઉંડા ખાડા પડયા હોય ને ત્વચાનો નાશ થયો હોય તો કૅલીબાઈ ક્રોમીઅમ[3] બે બે કલાકે પીવા આપવું અને કૅલેન્ડયુલાલોશન (ટીંકચરના એક ભાગ સાથે પાણીના ચાર ભાગ) બહારથી લગાડવું આ દવા આપવાથી ડુઓડીનમ નામના આંતરડાનું ચાંદું નહિ પડે.

દાઝયા પછી રૂઝ આવવાને બદલે ચાંદાં પડીને પરૂ થવા લાગે તો **હીપાર સલ્ફયુરીકમ**[6] ચાર ચાર કલાકે આપવી.

જ્યારે **હૅમાર્મેલીસ** જેવી સાદી રક્તસ્થંભક દવાની જરૂર હોય ત્યારે હેઝેલાઈન લગાડવાથી પણ ઠીક થાય છે.

**કૅમ્ફર**[1×]:—જો દાઝવાથી દર્દીને ધક્કો (Shook) લાગી ગયો હોય ને શરીર ઠંડું પડી ગયું હોય તો આ દવા આપવી.

**ઍકોનાઇટ**[3×]:—દર્દીના શરીરમાંથી શરદી દૂર થાય તે પછી જો તાવ ચઢી આવે તો આ દવા આપવી.

**આર્સેનીકમ**[3×]:—ઍકોનાઇટની બે ત્રણ માત્રાઓ આપ્યા પછી આ દવા આપવી એથી દર્દીની શક્તિમાં સુધારો થાય છે.

**ઓપીઅમ**[3×]—આ દવા પણ પીવાને માટે જરૂર પડયે અપાય છે.

**મૉર્ફીયા**—પણ આપવી પડે તો દર્દ નરમ પડે અને નિદ્રા લાવવા માટે અપાય છે.

દર્દીને કૅન્થારીડીસ સૉલ્યુશન સ્પીરીટ ઑફ ટરપેનટાઇન કે અર્ટીકાયુરેન્સ ગમે તેના એક ડ્રામ ચાર ઔંસ ગરમ પાણીની સાથે મેળવીને તે લોશન બહારથી શરૂઆતમાં ધો કપડામાં બોળી લગાડવું.

**આર્નીકા**[3×,3]:—દાઝયા ઉપર એક એક અગર બબે કલાકે એક ચમચી પાણીમાં બબે ટીપાં પાવાથી દર્દ નરમ પડે છે.

**કાર્બોલીક ઍસીડ**:—દાઝયા પછી ઘણુંજ દુખ થતું હોય તો એક ભાગ કાર્બોલિક ઍસીડ અને ૨૦ ભાગ તેલ મેળવીને કાર્બોલીક ઍસીડ તેલ લગાડી તે ઉપર રૂ મુકી પાટો બાંધી લેવાથી તર્ત બળતરા બંધ પડે છે. તે પાટો દશ બાર કલાક સુધી રાખી મુકવો અને જરૂર પડે તો તેના ઉપર આ તેલને રૂથી લગાડવું.

પહેલા અને બીજા દરજ્જાના દાઝયામાં:—

**બાઇ કાર્બોનેટ ઑફ સોડા**—નું ઘટ્ટ પાણી બળવા ઉપર ભીનાસુકી લગાડવાથી દાઝેલો ભાગ જલદી રૂઝાઈ આવી દર્દ કમી પડે છે, ઠંડક વળે છે અને ચાંદાં પડતાં નથી.

**અર્ટીકાયુરેન્સ**φ—ના મધર ટીંકચરનો એક ભાગ અને બે ભાગ પાણી મેળવી તેમાં ધો કપડાના કડકા બોળી લગાડવાથી દાઝેલો ભાગ જલદી રૂઝાઈ જાય છે, અને બળતરાનું દુઃખ નરમ પડે છે. પેટમાં આ દવા આપવાથી તાવ ચઢતો નથી અને કદાચ આવે છે તો જલદી ઉતરી મટી જાય છે.

એક ટકાવાળું **પિક્રિક ઍસીડનું** પાણી લગાડવાથી સોડા સોલ્યુશનની માફક સારો આરામ થાય છે.

**એક ખાસ સૂચના ધ્યાનમાં રાખવી કે** દાઝેલો ભાગ થોડો હોય કે વધારે હોય ત્યારે સ્વચ્છ દવા લગાડવી અને તે ભાગ રૂથી અને ધો કપડાથી સારી રીતે ઢાંકી રાખવો કે જેથી જંતુઓ પ્રવેશ ન કરે અને તે ભાગમાં ઝેરી હવા ન લાગે પણ ગરમી લાગે. હવા લાગશે તો બળતરા નહી મટે અને જલદી રૂઝ નહી આવે.

**દાઝયાના ઝરેરા** ઉપડયા હોય તો તે કાપી કાઢવા નહિ પણ તે સોયથી કે કાતરથી ફોડી નાંખી જરા દબાવીને પાણી કાઢી નાંખી પાછી તે ઝરેરાની ચામડી ત્યાંને ત્યાંજ દબાવી દેવી અને પછી તેના ઉપર બતાવ્યા પ્રમાણે દવાઓ લગાડવી

ધો કપડું અને ચુસી લે તેવા રૂનો પાટો બાંધી લેવો અને ચાલતાં સુધી પાટો નરમ પડી ન જાય ત્યાંસુધી તે ફેરવવો નહિ અને પરૂ આવી વાસ મારે તો તે પાટો ધીરેથી જંતુનાશક પાણીથી ભીજવી હળવે રહી ઉખેડી પરૂ દૂર કરી પાછો તાજો પાટો બાંધી લેવો.

ભીંજવ્યા વગર ઉખેડશો તો રૂઝના દાણા (Granulations) ફુટી જશે, લોહી નીકળશે, રૂઝ લંબાશે અને દર્દ થયાં કરશે.

દાઝેલો ભાગ સડી જાય તો સડેલો ભાગ હળવેથી ચીમટો અને કાતરથી કાપી કાઢો તેના પર દવા લગાડવી.

ઘણા ભાગમાં દાઝયા પછી રૂઝ આવતાં વાર ઘણીજ લાગે તો તંદુરસ્ત ત્વચા બીજા માણસની લેઇને તે ભાગ પર નવી ત્વચાની કલમો (Skin-grafting-સ્કીન ગ્રેફ્ટીંગ) કરવી અને પછી તે કલમો પાટાથી બાંધી રાખવી અને તેમ કરવાથી તે કલમો ઉગશે ને નવી ત્વચા જલદી આવશે. રૂઝના દાણા રોગી અને મોટા ઉગે તો (Proud flesh) તેના ઉપર ચાંદીનો ખાર ધીરેથી લગાડવો.

દાઝેલો ભાગ હાથ પગના વળતા ભાગોપર હોય અને રૂઝના દાણા જલદી થાય નહિ તો ત્યાં પણ ત્વચાની કલમો કરવી કે જેથી ઘુંચ અને ચાઠાં નહિ પડે અને તે ભાગ ગંઠાઇ નાનો નહિ થાય. આ દાઝવાના રોગપર જેને સમજ ન પડે તેણે ખોટું માથું ન મારતાં હોંશીઆર દાકતરની સલાહ પ્રમાણે ચાલવું. હ[illegible] સુધી દાઝેલો ભાગ હોય તો તે ભાગ સરજન પાસે કપાવી નાંખવો.

---

## જળવાત, ત્વચા ફાટવી.

(Chilblain.-ચીલબ્લેઇન.)

શિયાળાની ઋતુમાં ટાઢમાં અગર ઠંડા પાણીમાં કામ કરનારને આ રોગ થાય છે, તેથી ત્વચા ફુગાઇ ગયા જેવી થાય છે અગર ફાટી જાય છે.

**કારણ:**—શરદી અગર હવાના એકાએક ફેરફાર લાગવાથી કે હાથ પગ ભીના અગર ઠંડા હોય, ત્યારે અગ્નિ આગળ રાખીને ગરમ કરવાથી, આ રોગ થાય છે. નબળા બાંધાના માણસો કે જેની ત્વચાને જલદી ક્ષોભ થતો હોય, તેઓને આવું દર્દ વિશેષ થાય છે.

**લક્ષણ:**—ત્વચાનો એક જાતનો મંદ વરમ થાય છે, તે સાથે ચળ આવે છે, દાહ લાગે છે, ચટપટી થાય છે, સોજો ચડે છે, અને કોઇવાર ક્ષત પડે છે. શરૂઆતમાં તેને લીધે ચામઠાં થાય છે, પછી ઝીણી ઝીણી ફોલ્લીઓ થાય છે, અને છેવટ તે ત્વચામાં સડો ને નવા અંકુરો (gangrenous) જોવામાં આવે છે.

**અનુસંગી ઉપાય:**-ત્વચાને વીજળી દરરોજ અગર ત્રીજે ત્રીજે દિવસે લગાડવી. પગે કે હાથે જ્યાં ત્વચા બગડતી હોય ત્યાં મોજાં પહેરી રાખવાં. શરદીમાંથી આવીને તાપ પાસે તાપવા બેસવું નહિ, તેમજ ભોંયતળીઉં પત્થરનું બાંધેલ હોય તે ઉપર બહુ ફરવું નહિ. રક્તાશયની નબળાઇથી કેટલીકવાર ત્વચા આવી થાય છે, ત્યારે યોગ્ય કસરત લેવી, પૌષ્ટિક ખોરાક ખાવો, અજીર્ણ થવા દેવું નહિ, અને ગરમ વસ્તુઓ થોડી ખાવી.

### ચિકિત્સા.

**ઍકોનાઇટ કે ઍગેરીકસ**ϕનું મધર **ટીંકચર** ત્વચા જ્યાં ફાટી હોય, ત્યાં લગાડવું. જો ત્વચાનો વરમ હોય, તો ઍકોનાઇટ અને જો ત્વચા ઉપર ચળ આવતી હોય, તો ઍગેરીકસ સારૂં છે.

**પલ્સેટીલા**૩:-જે માણસોને વખતો વખત જળવાત થઇ આવતો હોય, તે જો આ દવા લે તો તેમની ત્વચામાં સુધારો થાય છે, તેથી જળવાત થતો નથી. આ દવાને બદલે હેપાર સલ્ફયુરીસ આપવાથી પણ ઠીક થાય છે.

**અનુસંગી ઉપાય:**—સવારમાંજ પગને ઠંડા પાણીમાં સારી રીતે ધોવા, અને કોરા ટુવાલથી ઘસવા, પછી વેસેલાઇન ચોપડવું. જેઓથી બને તેમણે મોજાં પહેરી રાખવાં.

---

## દંશ-ડંખ.

(Stings-સ્ટીંગઝ.)

જુદા જુદા જંતુઓ તથા પ્રાણીઓના દંશથી મનુષ્યને જુદી જુદી ઝેરી અસર થાય છે.

**મચ્છર** (Mosquitoes) કરડે છે, ત્યારે તેનો ચટકો લાગે છે. તે ઉપર જરા ચળ આવે છે અને ખણવાથી, ત્યાં થોડી વારમાં જરા કડણુ ત્વચા અને ફોડલી થઇ આવે છે.

**માંકુડ** (Bugs) થી પણ તેવીજ અસર થાય છે. **ભમરી** કરડવાથી ફોડલી થવાને બદલે સોજો ચડી આવે છે, અને અંદર બળતરા લાગે છે.

**વીંછી** ( Scorpion ) થી ઘણીજ બળતરા ને પીડા થાય છે અને તે બળતર શરીરમાં ઉપર ચડતી જાય છે, દર્દી એકદમ બુમો પાડવા માંડે છે, અને જે સ્થળે દંશ થયો હોય તે પકડી રાખે છે. તેનો ચ્હેરો ચિંતાતુર થઈ જાય છે, તેને પરશેવો આવવા માંડે છે, બહુ વખત સુધી તેનું ઝેર રહે-વાથી પછી દર્દી ક્ષીણ પડી જાય છે, અને તેનો જીવ ઉંડો ઉતરતો હોય એમ જણાય છે; તે બે-શુદ્ધ થતો જાય છે. તેની જ્ઞાનેંદ્રિઓ શૂન્ય પડવા લાગે છે, ને ઉંઘતો હોય તેમ પડી રહે છે. બચ્ચાંને તથા વૃદ્ધ આદમીને તેની અસર વધારે થાય છે. તેની પુંછડીમાં પોલો કાંટો હોય છે. તેમાંથી ઝેરી રસ શરીરમાં દાખલ થાય છે. નાના બચ્ચાં કોઈ વખત મરણ પામે છે. કદી કદી વીંછીનું ઝેર પણ ઘણા દિવસ સુધી રહે છે.

**સર્પ** (Serpent) ના દંશથી ત્વચામાં છિદ્રો પડે છે. તે છિદ્રો સર્પના દાંતને લીધે પડયા હોય છે. તેમાં તે દાઢના સંબંધમાં રહેલી થેલીમાંથી ઝેર ઢળવાય છે, એટલે સર્પનો દંશ ભયંકર થઇ પડે છે.

આ છિદ્રો ઘણું કરીને બે બાજુના મળી ચારથી છ સુધી હોય છે.

આ. નં. ૨૨૪.
ઝેરી સર્પનું જડબુ–મસ્તક.




Head of Venomous Serpent.
(a). Nasal opening. (b). Poison fang. (c). Salivary gland. (d). Temporal muscle. (e). Poison gland.
C. G. Puhlmann.

જે સર્પ ફેણવાળા હોય છે, તે Cobra–કોબ્રા નાગ કહેવાય છે. તેનાથી થોડા કલાકમાં મરણ થાય છે. બીજી જાતના સર્પથી તરત મૃત્યુ થતું નથી, પણ ક્ષોભ (irritation થાય છે. સર્પને છંછેડયા વિના તે કવચિતજ કરડે છે, અને છંછેડયા પછી, તે ઘણીવાર પોતાનું વૈર ભૂલતો નથી; પણ છંછેડનાર તેનાથી દશબાર ગાઉ દૂર જાય તો પણ ત્યાં જઈને તે પોતાનું વૈર લે એવા દાખલા બને છે.

દંશવાળા સ્થળે કેટલીકવાર લોહીનાં ટીંપાં દેખાય છે, અને જો ફેણવાળા નાગનો દંશ થયો હોય તો તેની અસર પ્હેલી મગજ ઉપર જણાય છે. અફી-ણની માફક ઘેન ચડતું જણાય છે. શરીર ટાઢું પડે છે, પરશેવો નીકળે છે, નાડી ઘણી મંદ ને અનિ-યમિત ચાલે છે, આંખની કીકી વિસ્તૃત થાય છે, મોંઢામાં કડવાટ તીખાસ કે કશો સ્વાદ લાગતો નથી, મોંઢામાંથી કે નાકમાંથી લોહી પડે છે, બેશુદ્ધિ વધતી જાય છે અને શ્વાસ ધીમો પડીને મૃત્યુ આવે છે.

કોઈવાર ઘણી **મધમાંખીઓ**–Bees એક વખતે એકઠી થઇને માણસને કરડે છે, ને તેથી માણસનું મૃત્યુ થાય છે. જેઓ મધ પાડવાનો પ્રયત્ન કરે છે તેમને કેટલીકવાર માંખીઓ બહુ કરડી જાય છે.

કોઈ વખત ગરોડી–ગરોળી–Lizard કરડે છે. તેમાં કેટલીક ઝેરી હોય છે.

## ચિકિત્સા.

જો **મચ્છરનો દંશ** હોય, તો **લીડમ પૅલસ્ટ્રીક** દશ દશ મીનીટે પીવા આપવાથી તથા લગાડવાથી આરામ થાય છે. **મધમાખી કે ભમરીનો** ડંખ હોય, તોપણ એજ દવા ઉપયોગી છે. એ દવા ન હોય, તો ઍમોન્યા ( સૅલ–વૉલેટાઇલ, સ્મૅલીંગ–સૉલ્ટસ ) લગા-ડવું, અને કદાપી એ પણ મળી શકે નહિ, તો ડુંગ-ળીનો રસ લગાડવો. જો લીડમ જેવી દવાંથી ફાયદો જણાય નહિ, તો **ઑન્ડીલીઆ** દશ દશ મીનીટે પીવા આપવું. રાત્રે કાર્બોલીક સાબુનું પાણી ચોપડીને સુઇ રહેવાથી મચ્છર કરડતા નથી; સવારે ઉઠીને નાહી-લેવું. ઍમોન્યા કરતાં લીડમ પેલસ્ટ્રી બહુ સારો ફાયદો કરે છે.

**એપીસ** ૩૦–૨૦૦ પાંચ પાંચ મિનિટે આપ-વાથી મધમાખી અને ભમરાના ઝેરથી મૂર્છા અને ઝોબો આવ્યો હોય તો મટે છે. વાંદો કરડયો હોય

**તો લૅચેસીસ**[6] દશ દશ મિનીટે આપવાથી મટે છે. **ઘામાં** ડંખ તુટી રહ્યો હોય તો કાઢી નાંખવો.

જો **સર્પદંશ થયો** હોય, તો જ્યાં સર્પ કરડયો હોય, તેથી જરા ઉપરના ભાગમાં સખત પાટો બાંધી-લેવો, અને દર્દીને પરશેવો આવે, તે માટે વરાળનો **બાફ** ( Vapour or Turkish bath ) આપવો **અથવા** ગરમ પાણીના શિશાથી શેક કરવો ને ધાબળા બનાત વિગેરે ગરમ કપડાં ઓઢાડવાં, અને **ઍમોન્યા** તથા વીસ્કી ગરમ પાણીમાં દશ દશ મીનીટે દર્દી પી શકે તેટલાં આપવાં. જો દર્દીને મૂર્છા **આવવા** લાગે, તો મૉસ્કસ[1×] દશ દશ મીનીટે **આપવું.** અગર હાઇડ્રોસીઆનીક દશ દશ મીનીટે **પાવું.** એ બધાં કરતાં ( હોમીઓપથી ) **ઍમોન્યા**[3] **પીવા આપવાથી** ઘણી સારી અસર થાય છે, એમ **ડા. અર્સકીનબ્હાઇટ** જણાવે છે. તે લખે છે કે ચૌદ વર્ષની એક છોકરીને મોટો સર્પ કરડયો હતો, અને જ્યારે તેને જોવા ગયો, ત્યારે તેણી છેવટની અવસ્થામાં હતી; રક્તાશય બહુજ ધીમું ચાલતું હતું ને ત્રણ ત્રણ સૅકન્ડે તેણીને ઉલટી થતી હતી. તેણીને **ઍમોન્યા**[3] નાં ત્રણ ત્રણ ટીપાં પહેલી મીનીટમાં ત્રણ વખત આપ્યાં, એટલે ઉલટીનું જોર નરમ પડયું. બીજી મીનીટમાં પણ એજ પ્રમાણે દવા ચલાવી, અને ત્રીજી મીનીટે માત્ર બે વખત ત્રણ ત્રણ ટીપાં આપ્યાં એટલે ત્રીસ ત્રીસ સેકંડે એક વખત ઉલટીનું જોર થતું; અને એ પ્રમાણે દવા ચલાવવાથી પાંચમી મીનીટે ઉલટીનું જોર છેક નાબુદ થયું, ને છોડી છેવટ જતાં બચી. રૂધિરાભિસરણ અને શ્વાસોચ્છવાસ ચાલુ રહે તેમ કરવું.

સર્પદંશપર પરમેન્ગેનેટ ઑફ પોટાશનું ત્રણ ટકાવાળું પાણી લગાડવું અને તે પાણીથી તે દંશ ધોવો જેથી ઝેર ઉતરી જાય છે.

**વીંછીનો દંશ** થયો હોય તો ઍમોન્યાઙનું મધરટીંકચર અથવા સખત સોલ્યુશન મીનીટે મીનીટે બે બે ટીંપાં જોઇએ તેટલા પાણી સાથે આપવાથી તેની બળતરા ઓછી થાય છે. બાયોકૅમીસ્ટ્રીની દવા **નેટ્રમમ્સ્યૂર** વીંછીના દંશને માટે ઉત્તમ છે. [3×] અંશવાળી દવા પંદર પંદર મીનીટે પીવા આપવી, અને [6×] અંશવાળી દવા દંશને ઠેકાણે કોરી અથવા સ્હેજ પાણીની સાથે ઘસીને ત્વચામાં ઉતારવી. કોકેઇનની પિચકારી ઘણીજ હલકી મારવી. બરફ લગાડવો, **બ્લ્યુવૉટરનાં** પોતાં મુકવાં અગર તેથી ધોવું.

**કર્નલ** ડયુક ભલામણ કરે છે કે દંશની નજદીક અંતર્ત્વચામાં પાંચ ટકાવાળાં [3×] ટીંપાં મોટા માણસમાં કોકેઇનનાં ૫ થી ૧૦ ટીંપાની પિચકારી મારવી અને બચ્ચાંઓમાં ૧ થી ૫ ટીંપાંની પિચકારી મારવી. આના કરતાં **યુકેઇન** અથવા **સ્ટોવેઇન** વધારે પસંદ કરવા લાયક છે.

**અનુસંગી ઉપાયઃ**—સર્પ દંશ થાય કે તરતજ તે ભાગને હીંમતથી બને તો કાપી નાંખવો કે બાળી નાખવો. દંશની ઉપરની જગ્યાએ સખત પાટો બાંધવો, અને પોટાસ્યમ પરમેંગ્નેટ ૧ ભાગને પાણી ૧૦૦ ભાગ એ પ્રમાણે મિશ્રણ તૈયાર કરીને તેની દંશની પડખેજ ત્વચામાં પિચકારી મારવી, એથી સર્પનું ઝેર ઘણું કરીને નાશ પામશે.

વળી દંશના ઉપલા ભાગ પર સખત પાટો અગર દોરડી બાંધી તે ભાગને દબાવી લોહી કાઢી નાંખવું પછી તે દંશના ભાગ પર સળગતી મોટી બીડી ( સીગાર ) કે ધકધકતો અંગારો ચાંપવો. સ્ટ્રૉંગ ઍમોનીઆનાં ટીપાં મુકવાં અગર કૉસ્ટીક લગાડવું.

ઘેન ચડે તેટલો બટાટાનો દારૂ કે બીજો કોઈ સખત દારૂ પાવો યા સ્પીરીટ ઍમોનીઆ ઍરોમેટીકસ પાવો. ઝેર ઉતરી ગયા પછી અંતરરોગનાં લક્ષણો માટે નક્સવૉમિકા પાવું અને ઘણાકને ઝેરી સર્પોના અંશવાળી દવાઓ જેમકે **લચેસીસ**[6-12] **ક્રોટેલસ,**[6×, 12] **નાજા**[6] કે વાઇપેરા બેરૂસ આપવી.

કરડેલો ભાગ મરી જાય ( Gangrone-ગ્રેંગ્રીન થાય તો ) તો તેની દવા કરવી.

આ. નં. ૨૨૫.
ગ્રૅગ્રીન-સ્થાનિક મરણ.



Gangrene.

## અસ્થિભંગ.

( Fracture-ફ્રૅક્ચર. )

જ્યારે હાડકું ભાંગે છે, ત્યારે અસ્થિભંગ થયો કહેવાય છે.

**પ્રકાર**:—જ્યારે ત્વચા સોંસરો જખમ થયા પછી હાડકું ભાંગે છે, ત્યારે **સવ્રણ** ( સહજખમ ) **અસ્થિભંગ** કહેવાય છે, અને જ્યારે ત્વચા સોંસરો જખમ થયા વિના હાડકું ભાંગે છે, ત્યારે **નિર્વ્રણ અસ્થિભંગ** કહેવાય છે; કેટલીકવાર અસ્થિભંગ થયા પછી અસ્થિની અણીને લીધે ત્વચા ફાટે છે, ને વ્રણ પડે છે, ત્યારે અસ્થિને લીધે થયેલ વ્રણ કહેવાય છે. અસ્થિ ભાંગે છે, ત્યારે તેના કકડા બહુ અનિયમિત રીતે થાય છે; કેમકે તે બહુ બટકણું હોય છે.

**નિર્ણય**:—એકસરેઝ નામના કિરણથી ઘણો સારો નિર્ણય થાય છે. જ્યારે હાડકું ભાંગે છે, ત્યારે અવયવનો આકાર બેડોળ લાગે છે, અને અવયવને સહેલાઈથી આડુંઅવળું હલાવી શકાય છે, પણ જ્યારે હાડકું ખસી ગયું હોય છે, ત્યારે અવયવનો આકાર સાંધામાંથી બેડોળ લાગે છે, અને કુદરતી રીતે હલાવવામાં મુશ્કેલી પડે છે, એટલે કે તે અવયવ પોતાની મેળે હાલી શકતો નથી; પણ તેને હલાવવા માટે બીજા અવયવની જરૂર પડે છે. અસ્થિભંગ પછી અવયવને વિચિત્ર રીતે આડાઅવળો હલાવાય છે. પગનું હાડકું ભાંગે તો તે પકડી આગળ પાછળ તેમજ ડાબી તરફ ને જમણી તરફ હલાવાય છે. કોઈવાર પરીક્ષા કરવા માટે દર્દીને દવા સુંઘાડી બેશુદ્ધ કરવાની જરૂર પડે છે.

**લાયક કરનારાં કારણ**:—સ્ત્રી કરતાં પુરૂષને અસ્થિભંગ વધારે થાય છે; કેમકે તેની ફરજો એવી હોય છે કે તે હરવખત અકસ્માતના પંજામાં આવી જાય છે. ઉનાળા કરતાં શિયાળામાં વધારે થાય છે. યુવાવસ્થા અને નાનપણના કરતાં વૃદ્ધાવસ્થામાં હાડકાં બરડ હોવાથી જલદી ભાંગી જાય છે. નાના હાડકા કરતાં મોટાં હાડકાં અકસ્માતને પાત્ર વધારે રહે છે. અસ્થિના વ્યાધિઓ થવાથી તેમનો ભંગ જલદી થાય છે. અસ્થિ નબળાં ને પોચાં હોય, રેકાઈટીસ, મોલાઇટીસ, ઓસીઅમ, ઉપદંશ, સ્કર્વિ, નજલો, પારદની દવાનું અતિ સેવન, અર્બુદ, કંઠમાળ ઈત્યાદિથી અસ્થિ ભાંગી જાય તેવાં થયાં હોય છે.

**ભંગ કરનારાં કારણો**:—માર પડવાથી, પછાડાવાથી, કાંઈ સંચા સાથે કચરાવાથી, ભાર નીચે આવી જવાથી, કે પોતાના સ્નાયુના બળથી અસ્થિનો ભંગ થાય છે.

**ચિન્હ**:—જે અવયવમાં હાડકું ભાંગ્યું હોય તે અવયવમાં હાડકાના છેડા હલાવવાથી કટ કટ અવાજ ( crepitus ) થાય છે, આ અવાજ કેટલીકવાર હાથને પણ લાગે છે, ને કેટલીકવાર શ્રવણ-નળી મુકવાથીજ સાંભળી શકાય છે. કોઈવાર અસ્થિભંગ હોય છતાં આ અવાજ સંભળાતો નથી, ને કોઈવાર આવો અવાજ છતાં અસ્થિભંગ હોતો નથી. આ સિવાય ભાંગેલ હાડકાવાળો અવયવ થોભીને અનેક રીતે હલાવી શકાય છે; કેમકે તેનો કુદરતી સંબંધ તુટી ગયો હોય છે. જે ઠેકાણે હાડકું ભાંગ્યું હોય છે, ત્યાં સોજો થઈ આવે છે, અવયવનો આકાર બેડોળ થાય છે, અને દુખાવો રહ્યા કરે છે.

**અસ્થિનું જોડાવું**:—જ્યારે જખમ વિના અસ્થિભંગ થયો હોય, ત્યારે તો મહિના દોઢ મહિનામાં હાડકું સારૂં થઈ જાય છે; પહેલાં અસ્થિના ભાંગેલ છેડા આગળ વરમ થાય છે, ઘણો લીંફરસ ઉત્પન્ન થાય છે, અને તેને લીધે છેડા જોડાઇને મજબુત ચોંટી જાય છે. અસ્થિના જેટલા ભાગનો કુચો થયો હોય તેટલો ભાગ લીંફરસમાંથી નવો થાય છે. જો જખમની સાથે અસ્થિભંગ થયો હોય તો હાડકું જલદી સાજું થતું નથી; કેમકે જખમ થયા પછી લીંફરસ પેદા થતો નથી, પણ હાડકાના છેડા ઉપર નવા અંકુરો આવે છે, અને તેવડે ધીમે ધીમે હાડકું જોડાઇ જાય છે. આ વખત દર્મ્યાન જો હાડકાના બન્ને કડકા કાયમ હાલ્યા વિના સ્થિર રહે તોજ હાડકું બરાબર સંધાય છે, નહિંતો ઢીલા શ્વેત તંતુઓથી હાડકાં જોડાય છે, ને **ખોટો સાંધો** થાય છે. આવો ખોટો સાંધો હ્યુમરસ નામના ( ભુજાના અને ફીમર-જાંઘના અસ્થિ )-હાડકામાં વધારે થતો જોવામાં આવે છે.

## ચિકિત્સા.

અસ્થિભંગને લીધે જ્વર, મગજને ધક્કો ઈત્યાદિ ચિન્હો જણાય તે માટે **ઍકોનાઇટ, આર્નિકા, કૅમ્ફર હાઇપૅરીકમ** વગેરેમાંથી જે યોગ્ય લાગે તે દવા પીવા આપવી. કોઈવાર **ઓપીઅમ (અફીણ)** આપવાની પણ જરૂર જણાય છે.

**આયોડીન અથવા કાલીઆયોડેટમ**[3x]:-જ્યારે દર્દીને સ્કાફ્યુલાના દર્દની કાંઇ અસર હોય, ત્યારે આ દવા આપવાથી તે અસર નાશ પામે છે, ને તેથી કરીને અસ્થિનો સંયોગ જલદી થઈ શકે છે. આને બદલે કૅલ્કેરીઆ કાર્બ પણ અપાય છે, ને તેથી અસ્થિનો સંયોગ જલદી થાય છે.

**સીંફીટમ**[1]:--આ દવાના સંયોજક ગુણને લીધેજ તેનું નામ સીમ્ફીટમ પડયું છે, અને ખભાના ને જાંઘના અસ્થિ જે જલદી સંધાઈ જતાં નથી તેને સંધીવામાં પણ આ દવા મદદ કરે છે. આ દવા સિવાય અસ્થિના પડ ઉપર અસર કરે તેવી દવા રૂટા છે, તે પણ ઘણીવાર ઉપયોગી થઈ પડે છે. ભંગની સાથે કચ્ચર હોય, તો આ બન્ને દવા વારા ફરતી આપવી.

**બાયોકૅમીસ્ટ્રી**:--જીવન રસાયણની દવા **કૅલ્કેરીઆ ફૉસ્ફૉરીકા**[3x, 6x] આપવાથી અસ્થિનાં તત્વો શરીરમાં વધે છે, એટલે અસ્થિ જલદી જોડાવા લાગે છે.

**અનુસંગી ઉપાયઃ**--અસ્થિભંગમાં શસ્ત્રક્રિયા અને અસ્થિ ચઢાવવાનું કામ જેઓ જાણતા હોય, તેની અવશ્ય સલાહ લેવી. કેટલીકવાર જો અસ્થિ ચડાવનાર માણસ હુંશિયાર હોતો નથી, તો હાડકું ખોટી રીતે આડું અવળું ચડાવાય છે, ને પછી ખોડ રહી જાય છે, તેથી અવયવ બેડોળ લાગે છે. અસ્થિ ભાંગ્યાની ખબર પડે કે તરત તેને બરાબર બેસારવાની તજવીજ કરવી.

હાડકું બરોબર બેઠું છે કે સંધાયું છે તેની તપાસ કેટલા દિવસને અંતરે ઍક્સરેઝથી કરાવી ખાત્રી કરવા ચુકવું નહિ.

---

## લુ લાગવી. તડકો લાગવો.

( Sunstroke-સનસ્ટ્રોક. )

જ્યારે તડકામાં ફર્યા પછી મગજની શક્તિનો થોડીવાર ઉપઘાત ( paralysis ) થાય છે, ત્યારે લુ લાગી કહેવાય છે. ઉનાળાના વખતમાં ઘણું અગર ગરમ લુગડાં શરીરને ચપોચપ થાય તેમ પહેરીને તડકામાં ફરવાથી લુ લાગે છે. તડકો બહુ લાગવાથી ત્રણ પરિણામ આવે છે. (૧) ભેજાના પડનો તીક્ષ્ણ વરમ ( phrenitis ), ( ૨ ) એકદમ નબળાઇ ( exhaustion ) લુ તાવ. પહેલું બતાવેલું પરિણામ ક્વચિતજ જોવામાં આવે છે. જ્યારે એકદમ નબળાઈ થઈ આવે છે, ત્યારે નાડી નબળી પણ ઉતાવળી ચાલે છે, ત્વચા ઠંડી પણ ભીની રહે છે, અને દર્દી ગાફલ થતો હોય એમ જણાય છે. જો તાવ ભરાઈ આવે છે, તો દર્દીનું ભાન જતું રહે છે. તે ખાટલામાં આમ તેમ આળોટે છે, વખતે આંચકી આવે છે, તેનું અંગ રહી જાય છે, અને બોલી શકતો નથી. આવા તાવની ગરમી ૧૦૮° કે ૧૦૯° પણ થઈ જાય છે, થોડી લુ લાગે છે, ત્યારે માથું ભારે થઇ આવે છે, દર્દી ઉંઘ આવતી હોય તેમ પડયો રહે છે, શરીર જરા તપી આવે છે, તૃષા બહુ લાગે છે આંખો ઉઘાડીને તડકા સામે જોઇ શકાતું નથી, અને મુંઝવણ લાગ્યા કરે છે, તો પણ બે ચાર કલાક ઉંઘી ઉઠયા પછી ઠીક થઈ જાય છે.

**કારણઃ**—સૂર્યનાં કિરણોથી લોહી ઉકળી જાય છે, અને તે ઉપરાંત ગરમી લાગવાથી ત્વચામાં રહેલ પસીનાના પિંડો પોતાનું કામ કરતા અટકે છે, આ સાથે પરિશ્રમ લેવાથી શરીર નબળું પડે છે, અને તેમાં પણ જ્યારે ખરાબ હવા શ્વાસોશ્વાસમાં લેવાની હોય છે, ત્યારે જલદી લુ લાગે છે. તડકામાં ફર્યા વિના પણ જે ઓરડાનું છાપરૂં ઘણું નીચું હોય છે, અને તે તથા ઓરડાની હવા તપી જતી હોય, ત્યાં ઘણા વખત સુધી બેસી રહેવાથી પણ કેટલીકવાર લુ લાગે છે, દરિયાકાંઠા તરફ લુ થોડી લાગે છે, તેમજ બહુ ઉંચા પ્રદેશમાં પણ થોડી લાગે છે. રેતીવાળા અને નીચા પ્રદેશમાં લુ વિશેષ લાગે છે.

બાળકોને દાંત આવતા હોય, ત્યારે તડકામાં ફેરવવાથી જલદી લુ લાગે છે અને ઝાડા થઈ આવે છે.

દારૂ પીનારાને, ઉજાગરા કરનારને અને ખાવા પીવામાં અનિયમિત રહેનારને લુ લાગવાનો વધારે સંભવ છે.

**ચિન્હ-લક્ષણઃ**—એકાએક માથું ભારે થઈ આવે છે, બેચેની લાગે છે, અને દર્દી શીતળ સ્થળને શોધવા માંડે છે. આમ થવા પહેલાં કેટલીકવાર તૃષા લાગે છે, ત્વચા ને માથું ગરમ થઇ આવે છે, ચામડી સુકી થઇ જાય છે, ફેર આવે છે, આંખો રાતી થાય છે, થોડી થોડી વારે પેશાબની હાજત જણાય છે, બાળકોને ઝાડા થાય છે, મોટી ઉમ્મરના માણસોને ઝાડો કબજ થઇ જાય છે, તે પછી દર્દી

બેશુદ્ધ થતો જાય છે, અને ઘણીવાર થોડા વખતમાં પ્રાણ–ત્યાગ કરે છે, અગર ઘુંટાતો શ્વાસ ચાલે છે. ને કોઈવાર આંચકી આવે છે, ફેફસાંમાં લોહીનો જમાવ થઈ ગયો હોય છે, તે મરણોત્તર પરીક્ષાથી જાણી શકાય છે. લુ લાગ્યા પછી જો દર્દી સાજો થવાનો હોય તો શ્વાસોશ્વાસ મુશ્કેલી વિના ચાલવા માંડે છે, તેની મુંઝવણુ ને ગભરાટ ઓછો થાય છે, આંખની રતાશ કમી થાય છે, આંખો ઉઘાડે છે. પસીનો આવવા લાગે છે, તાવ હળવો પડે છે, અને ધીમે ધીમે હોંશિઆરી આવતી જાય છે; તો પણ કેટલીકવાર ઝાડાની કબજીઅત, માથાનો દુખાવો તાવ, ઉધરસ, નબળાઇ વિગેરે લાંબા વખત સુધી ચાલે છે. વખતે વાઇનો, લકવાનો કે દીવાનાપણાનો આજાર દર્દીને લાગુ પડી જાય છે.

**અનુસંગી ઉપાયઃ**—લુ લાગે છે, ત્યારે શરીર નબળું પડયું હોય છે તેથી કર્ત્રિમ રક્તસ્રાવ તદ્દન ગેરવાજબી છે; કોઈ દિવસ જળો પણ લગાડવામાં આવતી નથી, તેમ બીજી રીતે લોહી કાઢવામાં આવતું નથી. દર્દીનાં કપડાં તંગ હોય તે ઢીલાં કરવાં, તેને બરફ નાખેલ પાણી પાવું, માથા ઉપર પણ બરફ મુકવો, અગર ઠંડા પાણીમાં લુગડાં બોળીને થોડી થોડીવારે બદલાવવાં. તેના શરીર ઉપર પંખા વડે પવન થોડો થોડો નાખવો, પણ શરદી લાગવા દેવી નહિ, તેની ડોક અને છાતી ઉપર પણ ઠંડું પાણી લગાડવું અગર ભીનાં લુગડાં મુકવાં. તથા શીતળ ઉપચાર કરવા.

## ચિકિત્સા.

**ગ્લોનૉઇન**[3]:—કપાળની રક્તવાહિનીઓ જોરથી થડકતી હોય, માથું ફાટી જાય એવું દર્દ થતું હોય, ભાન રહેતું ન હોય, હાથ પગ ઢીલા થઇ ગયા હોય, ઝાડો ને પેશાબ આપોઆપ છૂટી ગયાં હોય, ને શરીર ધ્રૂજતું હોય ઇત્યાદિ ચિન્હો હોય તો આ દવાની જરૂર પડે છે. શરૂઆતમાં આ દવા પાંચ પાંચ મીનીટે આપવી, ને પછી તે અંતર ધીમે ધીમે વધારતાં તે છેક ચાર ચાર કલાકે એક વખત આપવી.

**ઍકોનાઇટ**[1] **થી**[30]:—દર્દી બેભાન જેવો થઇ ગયો હોય, જડની માફક પડયો રહેતો હોય, માથાની અંદરથી અસ્થિને જાણે કોઈ ભીંસ દેતું હોય એમ લાગતું હોય, બેઠા થવાથી દર્દીની હાલત બગડતી હોય, દર્દીને મરી જવાની કે એવી કાંઇ ધાસ્તી રહેતી હોય, તો આ દવા શરૂઆતમાં દશ દશ મીનીટે આપવી ને પછી તે અંતર વધારીને કલાકે કલાકે આપવી.

**જેલ્સીમીઅમ**[3]:—ચાલવાં જતાં દારૂડીઆની માફક ફેર આવતા હોય, પગ બરાબર મુકી શકાતો ન હોય, માથાને જાણે પાટાથી સજ્જડ બાંધી લીધું હોય એમ લાગતું હોય, ને લમણા બહુ દુખતા હોય, તો આ દવા પંદર પંદર મીનીટે આપવી.

**કૅકટસ**[3]:—માથા તરફ લોહીનું જોર હોય; અને ઉલટી થતી હોય, તથા તાવ આવ્યો હોય તો આ દવા દશ દશ મીનીટે આપવી. જરૂર લાગે તો એની સાથે ઍકોનાઇટ પણ વખતોવખત આપવું. આ સિવાય **બેલાડોના**[3x] કૅમ્ફર[1] **ઓપીઅમ**[3x3] **કુપ્રમ**[6] ઝીન્કમ[6] કે **હાયોસ્યામસ**[1x] માંથી જેની જરૂર લાગે તે અપાય છે.

**અનુસંગી ઉપાયઃ**—તન તથા મનને સંપૂર્ણ આરામ આપવો, ઓરડો તદ્દન અંધારાવાળો રાખવો, આસપાસ કશી ગડબડ કરવી નહિ, માથા ઉપર ઠંડું પાણી રેડયા કરવું ને પવન નાખવો, હાથે પગે ગરમ પાણીના શીશા રાખવા, ખોરાક હલકો પણ પુષ્ટિકારક આપવો, માત્ર દુધ પા પા કલાકે થોડું થોડું આપવું, પછી જરા ઠીક થાય ત્યારે ચોખા ને દુધ અથવા કાંજી આપવી, અને દસ્ત સાફ લાવવો. દસ્ત કબજ હોય તો મળદ્વારમાં પિચકારી મારીને ઉતારવો.

**લુ ન લાગે તે માટે ઉપાયઃ**—બનતાં સુધી જમીને તરત તડકામાં ચાલવું નહિ. માથા પર અવશ્ય છત્રીનું રક્ષણ રાખવું. માથાનો પોશાક વજનમાં હલકો, અને પવન અંદર આવે તેવો રાખવો, અજીર્ણ ને દસ્તની કબજીઅત થવા દેવી નહિ. રાત્રે ઉજાગરો થયો હોય, તો દિવસે નિદ્રા લીધા વિના તડકામાં ફરવું નહિ. તડકામાં જતી વખતે કાળાં ચશ્માં પહેરી રાખવાં, ખુલ્લી આંખે તડકા સામું બહુ જોવું નહિ. અંગ ઉપરનાં કપડાં એટલાં તંગ ન રાખવાં કે પવન અંદર જઇ શકે નહિ. ત્વચાને પવનની અને તેમાં રહેલા વાયુઓની જરૂર હોય છે, તે ધ્યાનમાં રાખવું. તડકામાં ગયા વિના ચાલે તેમ ન હોય, તો બહાર જતી વખતે ભારે ખોરાક લેવો નહિ. ઠીંગણા, ટુંકી ડોકવાળા ને ફુલી ગયેલા શરીરવાળાઓએ આ ઉપાય ખાસ ધ્યાનમાં રાખવાનાં છે.

## ધક્કો; તમસ; આઘાત.

(Shock-શૉક.)

જ્યારે કાંઈ જખ્મ થવાથી, કાંઈ શસ્ત્રક્રિયા કરવાથી કે માત્ર અતિ ચિંતા ક્રોધ કે ભયથી મગજ ઉપર અતિશય માઠી અસર થાય, અને તેથી માણસ ગાફેલ થઈ જાય ત્યારે તેને ધક્કો પહોંચ્યો, અગર તમસ આવી કહેવાય છે. નબળો માણસ બહુ ઉશ્કેરાઇ જાય તોપણ પાછળથી તેને આઘાત લાગી જાય છે.

**કારણ**:-મોટા જખ્મ, શરીરના કોઇ મોટા અવયવ ઉપર કરેલી વાઢકુપ, અતિ રક્તસ્રાવ, દર્દી બહુ બ્હીતો હોય કે ડરતો હોય, ત્યારે કરેલ સાધારણ વાઢકુપ, એકાએક થઈ આવેલ ભય કે ચિંતા ઇત્યાદિથી ધક્કો લાગી જાય છે. કેટલીકવાર ઘણું પરૂ નીકળવાથી તમસ આવી જાય છે. કેટલાકનાં મન એવાં પોચાં હોય છે, કાંઇ વાઢકુપ થતીજોતાં તેઓ બેભાન થવા લાગે છે. મનની નબળાઇ ને પોચાપણું એ ઘણીવાર મુખ્ય કારણ હોય છે; તનની નબળાઇમાં કે મંદવાડ પછી એકદમ મહેનત લેવાથી આઘાત પહોંચે છે.

**લક્ષણ**:—હોઠ ફિક્કા પડવા માંડે છે, ચ્હેરો સફેદ થાય છે, ત્વચા ચંડી ને ભીની થાય છે, કપાળ ઉપર પરશેવાના મોતીઓ બાઝે છે, પછી ઝાંખો શીશાના જેવો રંગ ચ્હેરા ઉપર પ્રસરે છે, હાથ પગ ચંડા પડે છે, નસકોરાં ફુલે છે, આંખના ડોળા જરા ઉંચા ચડી જાય છે, ને કેટલીકવાર પોપચાં જરા ઉઘાડાં રહે છે. નાડી ઉતાવળી અને ધ્રુજતી ચાલે છે, રક્તાશય બહુ મંદ હોય છે, અને શરીરની ગરમી ૯૬° કે ૯૭° જેટલી ઓછી થઇ જાય છે. જ્યારે આ પ્રથમ અવસ્થા પુરી થાય છે, ત્યારે બીજી અવસ્થા કેટલીકવાર શરૂ થાય છે, અગર પ્રથમ અવસ્થામાંજ દર્દી વધારે બેભાન થતો જાય છે, અને મરણ પામે છે.

બીજી અવસ્થામાં નાડ ધીમે ધીમે નિયમિત થતી જાય છે, ચ્હેરાની ફિક્કાશ ઓછી થાય છે, શરીરની ગરમી વધતી જાય છે. શ્વાસોશ્વાસ ઉંડા ચાલે છે, બેચેની વર્તાય છે, ધીમે ધીમે શરીરમાં તાવ ભરાય છે, અને આ વખતે દર્દીની ઘણી સંભાળ લેવાની જરૂર છે. કેમકે જો તાવ બહુ આવે, તૃષા ઘણી લાગે, ઉન્માદ અગર સન્નિપાત થાય, હાથ પગનો ચાળો થવા લાગે, ને દર્દીને ઉંઘ આવે નહિ તો માઠા પરિણામની ધાસ્તી રહે છે; અને હેડકી, આંચકી, તથા બેશુદ્ધિમાં દર્દી મરણ પામે છે.

આ લક્ષણો બધા દર્દીમાં એક સરખાં હોતાં નથી. પણ જુદા જુદા માણસોમાં જુદાં જુદાં લક્ષણો જોવામાં આવે છે. કોઇને સખ્ત ચિન્હો થાય છે, તો કોઇને જુજ થાય છે.

**અનુસંગી ઉપાયઃ**—દર્દીને સુવારી દેવો, ને તેનું માથું નીચું રાખ્યા કરવું; બેઠો હોય ને તમસ આવી જાય તો તરત તેને સુવારી દેવો, અગર તો તેનું માથું હરકોઈ બીજી રીતે નીચું નમાવી દેવું; તેનું શરીર થંડું પડવા લાગે તો ગરમ કપડાં ઓઢાડી દેવાં; બેભાન થવા લાગે તો ઍમોન્યા સુંઘાડવો; અને શરદી આવવા માંડે ત્યારે ગરમ પાણીની શીશીઓ તેના હાથ પગ પેટ છાતી ઇત્યાદિ સ્થળે મુકવી.

કાંઈ ભય, કે ધાસ્તી કે માઠા સમાચારથી ધક્કો લાગ્યો હોય તો તેને આશ્વાસન આપીને ખુશી કરવો; તેની હિમત કમી થઇ ગઈ હોય તો હિમત આપવી તથા વીજળી લગાડવી; કેમકે તેમ કરવાથી ફાયદો થાય છે અને રક્તસ્રાવ બહુ થતો હોય તો અટકાવવાનો પ્રયત્ન કરવો.

## ચિકિત્સા.

**કૅમ્ફર**[૬×]:—જ્યારે કાંઇ પણ જાતનો મનને કે તનને ધક્કો લાગી જવાથી શરીરની ગરમી ઓછી થઇ જાય ને હાથ પગ ચંડા પડે ત્યારે આ એક અમુલ્ય દવા છે. રૂબીનીનું કૅમ્ફર પણ અપાય છે. શરૂઆતમાં પાંચ પાંચ મીનીટે દવા આપવી ને પછી તે અંતર વધારવો.

**વિરેટ્રમ આલ્બમ**[૩×]:—જો કપાળ ઉપર ને આખા શરીરે પરશેવો આવે તો આ દવાની જરૂર છે. આ દવા પણ શરૂઆતમાં પાંચ પાંચ મીનીટે અપાય છે. રકતાશયને ઉત્તેજન આપવા માટે આ દવા બહુ સારી છે. સ્ટ્રીકન્યાની ત્વચામાં પિચકારી માર્યા જેટલો આથી ફાયદો થાય છે.

**કાર્બો વૅજીટેબીલીસ**[૩×]:—હાથ પગ ઉપર ને ચ્હેરા ઉપર શ્યામતા આવી જાય, ને નખમાં ભૂરો રંગ લાગે, તો આ દવા ઉપલી દવાઓની માફક આપવી.

**આર્સેનિકમ**[૬]:—જ્યારે શરીર અશક્ત હોય ત્યારે કાંઇ ગજા ઉપરાંત શ્રમ લીધો હોય ને તેથી

આઘાત લાગ્યો હોય, ત્યારે આ દવાની જરૂર છે: જો આઘાતથી સ્વેદ, શરદી, રક્તાશયની મંદતા ઇત્યાદિ જણાય તો પ્રથમ વિરેટ્રમ પછી કાર્બોવેજીટેબીલીસ ને પછી આર્સેનિકમ એમ ક્રમવાર આપવું જરૂર લાગે તો વિરેટ્રમની બે માત્રાઓ શરૂઆતમાં પાંચ પાંસ મીનીટે કે દશ દશ મીનીટે આપવી. આર્સેનિકમ સૌથી પાછળ અડધી અડધી કલાકે ને કલાકે કલાકે આપવું. અતિશય વિષયભોગ જેવા કારણથી આઘાત લાગી ગયો હોય, ને પક્ષઘાત જેવાં ચિન્હો લાગતાં હોય, તો શરૂઆતમાં વિરેટ્રમ આપવું ને પછી આર્સેનિકમની સાથે વારા ફરતી અથવા એકલું ફૉસ્ફરસ[૬] આપવું. પક્ષાઘાત સ્પષ્ટ જણાય તો તે વિષયમાં આપેલા ઈલાજો લેવા. મગજ બહુ ઉશ્કેરાઈ ગયું હોય, તો કોફી[૩]ની એક બે માત્રા આપવી એટલે નિદ્રા આવશે ને મગજ શાંત થશે.

**સીમીસીફ્યુજા**[૩]:—જ્યારે અતિશય ચિંતાથી ઉજાગરા કે ઉચાટથી આઘાત પહોંચ્યો હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**અનુસંગી ઉપાયઃ**—ડોક અને છાતી ઉપરનાં લુગડાં આઘાં કરવાં. દર્દીને સુવારી રાખવો, પગ ઉંચાણમાં રાખવા, દર્દીની આસપાસ ગરમ શીશા મુકવા, ઓરડાની હવા સગડીઓથી ગરમ કરવી, દર્દીને ધીરજ અને હિંમત આપવી અને હરેક રીતે તેને આનંદમાં લાવવા પ્રયત્ન કરવો. એ સાથે કોફી ઍમોન્યા, ઇથર, બ્રાન્ડી વગેરે ગરમ દવાઓ પીવાને આપવી. ત્વચામાં સ્ટ્રીક્નયા સલ્ફાસન $\frac{1}{30}$ ગ્રેઈનની પિચકારી દશ દશ કે પંદર મીનીટે એ પ્રમાણે બે કે ત્રણ વખત મારવી. જો ચંડો પરશેવો આવતો હોય, તો આટ્રોપીનન $\frac{1}{100}$ ગ્રેઈનની અથવા ઇથરના ૩૦ ટીંપાની અથવા લીકર ઍમોન્યાની અથવા એરોમેટીક સ્પીરીટ ઑફ ઍમોન્યાના ૨૦ થી ૩૦ ટીંપાંની અથવા ડીજીટેલીસ ના ૧૦ ટીપાંની પિચકારી મારવી, ઇથરની પિચકારી સ્નાયુઓમાં ઉંડી જવા દેવી" અને જરૂર લાગે તો ૫ કે ૧૦ મીનીટે ફરીથી મારવી.

**એમીલ નાઇટ્રાઇટ**—સુંઘાડવું. મીઠાના પાણીની પિચકારી હાથની મોટી શિરામાં મારવાથી પણ ઘણો ફાયદો થાય છે. આશરે એક શેરથી વધારે જેટલું મીઠાનું પાણી સતત પિચકારી ચાલુ રાખી તે મારફતે લોહી મોટી શિરામાં દાખલ કરવું પડે છે, તે પાણી લોહી સાથે ભળે છે એટલે રક્તસ્રાવ મંદ પડે છે.

## અસ્થિનું વળવું.

( Flexion of the bones ).

ફ્લેક્શન ઑફ બોન્સ.

છોકરાંઓ તથા બીજાઓ કે જેનાં હાડકાં નબળાં હોય છે, તેનાં હાડકાં કેટલીકવાર વળી જાય છે. બાળકના માથાનાં હાડકાં ઘણાં પોચાં હોય છે, અને તેમાં ભંગ થયા વિના તે વળી જાય છે.

કેટલાક દેશમાં બચ્ચું અવતરે તે વખતેજ માથાને દાબીને અમુક ઘાટનું કરવાનો રિવાજ હોય છે. તો પણ જ્યારે દર્દી જરા મોટી ઉમ્મરનો થયો હોય છે, ત્યારે દબાણ થવાથી અસ્થિ વળે છે, તેમજ જરા ભાંગે છે પણ ખરૂં. આથી જાણે કે લીલા વાંસને વાળીને ભાંગ્યો હોય તેવો દેખાવ થાય છે.

**કારણઃ**—નબળાઇ, ચુનાના ક્ષારની તંગી, અયોગ્ય ખોરાક ઇત્યાદિ લાયક કરનારાં કારણો છે. દબાણ, માર, ઇત્યાદિથી હાડકું વળી જાય છે.

**ચિન્હઃ**—અવયવ વળી ગયેલો લાગે છે; તથા તેમાં ઘણું દર્દ થાય છે. એકસરેઝનાં કિરણોથી હાડકું કેટલું વળેલું છે, ને કેટલું ભાંગેલું છે, તે નિશ્ચય થઈ શકે છે.

## મનોવિકાર.

Emotional Disturbances

ઇમોશનલ ડીસ્ટરબન્સીસ.

મનમાં જુદા જુદા વિકારો થઇ આવે છે તેને પણ (હોમીઓપૅથીની દવાથી) અંકુશમાં લાવી શકાય છે. વળી દવા સિવાય ફક્ત મનોનિગ્રહ રાખવાથી પણ વિકાર કમી થાય છે. મનોવિકાર ઉપર લોકો જોઇએ તે કરતાં ઓછું લક્ષ આપે છે અને જેમ મન દોરે તેમ દોરાવામાં પોતે ઘણીવાર કશી અડચણ સમજતા નથી, પછી જ્યારે માઠાં પરિણામ ભોગવવાં પડે છે, ત્યારેજ પોતાની ભુલ સમજાય છે. મનોવિકાર બીજા વ્યાધિઓના કરતાં કાંઇ થોડો નુકશાનકારક નથી; બલ્કે ઘણીવાર વ્યાધિઓથી

નુકશાન થતું નથી, તેથી વિશેષ નુકશાન મનોવિકાર કરે છે; અને જો મને વિકારને દબાવવાનો બરાબર પ્રયત્ન સર્વ કોઇ કરે તો દુનિયાં ઉપર અત્યારે જે દુઃખ ગણાય છે, તેમાનાં ઘણાં ઓછાં થાય.

વૈદ્યક વિદ્યાના મત પ્રમાણે વિચાર કરીએ તો મનોવિકાર એ ઉન્માદની જાતનો હલકો વ્યાધિ છે અને ઉપચારને પાત્ર છે. સાત્વિક ગુણની જેટલી ગેરહાજરી તેટલો મનોવિકાર વિશેષજોરદાર હોય છે.

**પ્રકારઃ**—મનોવિકારને સાધારણ રીતે ષડ્રિપુ એ નામ અપાય છે, એટલે કે તેને છ દુશ્મનો તરીકે માનવામાં આવે છે. (૧) કામ, (૨) ક્રોધ (૩) લોભ, (૪) મોહ, (૫) મદ, (૬) મત્સર. આ સિવાય કેટલીકવાર ચિંતા કે ઉદાસીનતા થાય છે, તેને એક જુદા વિષય તરીકે જ્ઞાનતંતુઓના વ્યાધિ સાથે આપેલ છે. અહિં જે મનોવિકાર આપેલ છે, તે એકદમ થતા વિકારો સમજવાના છે. દીર્ઘ વિકારો નહિ; તો પણ આ સાથે ઉન્માદ અને બીજા તેવા જ્ઞાનતંતુના વ્યાધિઓના વિષય વાંચવાથી વધારે ખુલાસો મળી શકશે. ભય એ પણ એક મનોવિકાર છે.

**કારણઃ**—મનને ઉશ્કેરે તેવા હરકોઇ કારણથી મનોવિકાર થાય છે. જેમનાં મન પોચાં હોય, નાનપણથી મનને અંકુશમાં રાખવાની કેળવણી મળી ન હોય, જેને હીસ્ટીરીઆ, વાઈ, ચિત્તભ્રમ, લકવો કે એવો કાંઈ મગજનો રોગ હોય અને જેણે બહુ વખત સુધી બળાત્કારે મનને કબજામાં રાખ્યું હોય તેને એકદમ મનોવિકાર થવાનો સંભવ છે. પોતાની ધારણાથી ઉલટો બનાવ બને તો પણ એકાએક સખત મનોવિકાર થવાનો સંભવ છે.

## ચિકિત્સા.

જ્યારે કાંઈ **ભય** થઇ આવ્યો હોય ને તેથી દર્દીનું મન અસ્વસ્થ થઇ ગયું હોય, ત્યારે **ઍકોનાઈટ**[૧×]ની એક બે માત્રા આપવાથી ઠીક થાય છે; તેની સાથે વારાફરતી જરૂર લાગે તો **કૅમ્ફર**[૧×] આપવું. જો ભયને લીધે વાઈ, હીસ્ટીરીઆ કે એવું કાંઇ થઈ આવ્યું હોય, તો **ઇગ્નેશીયા**[૩] ની જરૂર છે. દારૂના વ્યસનનીઓને **નક્સવૉમિકા**[૩×] માફક આવે છે.

જો બહુ **ચિંતાથી** મનની ખરાબી થઇ હોય, તો પણ **ઇગ્નેશીયાથી** ફાયદો થાય છે. જો લાંબા વખતથી ચિંતા રહતી હોય, ને તેથી મન નબળું પડી ગયું હોય, તો થોડાક દિવસ **ફૉસ્ફરીક એસીડ**[૩] આપવું.

જો ક્રોધ રૂપી શત્રુથી શરીર બળી જતું હોય, તો **કૅમોમાલા**[૬×] થી સઘળી માઠી અસરો દૂર થશે.

જ્યારે જ્યારે કામાતુરતાને લીધે દર્દીએ પોતાનું તન ને મન બગાડી દીધું હોય ત્યારે ત્યારે **ચાઈના**[૧×], **ફૉસ્ફરસ**[૩] કે **કૉફીઆ**[૩] માંથી જે યોગ્ય લાગે તે થોડાક દિવસ આપવું. જો સ્ત્રીને તેવી માઠી અસર થઇ હોય તો ઈગ્નેશ્યા[૩] **પ્લેટીનમ**[૬], **પલ્સેટીલા**[૩] **કૉફીઆ** આપવું. (કામાતુરતાનો વિષય જુદો આપ્યો છે તે જોવો.) મનોવિકારના પરિણામે સ્ત્રીને હિસ્ટીરીઆ થતું હોય તો **ઝીન્કમ વેલેરીઅન**[૩] **મૅગ્નીસ્યમ મ્યુરીઆટીકમ**[૩] વગેરે દવા આપવી. (હિસ્ટીરીઆનો વિષય જુદો આપ્યો છે.) મોહનો વિષય દવાની બાબતમાં કામાતુરતાથી જુદો પાડી શકાય તેવો નથી. બન્નેની દવા કામાતુરતાના વિષયમાં આપી છે.

મદ ને મત્સરને માટે **કૉકયુલસ ઇન્ડીકસ**[૩×] ઉપયોગી થાય છે. તોપણ તેના પરિણામ માટે **ઈગ્નેશ્યા**[૩] **કૉફીઆ**[૩] **ફૉસ્ફરસ**[૬] **કૅમોમીલા**[૬] વગેરેની જરૂર પડે છે. કાકયુલસથી અભિમાનની લાગણી ઓછી થાય છે.

**અનુસંગી ઉપાયઃ**—આ વિષય એવો છે કે તે માટે દવા ઉપરજ આધાર રાખવો એ વાજબી નથી; મોટી ઉમ્મરના માણસોએ પોતાના મન ઉપર કાબુ રાખવો જોઈએ, અને નાની ઉમ્મરના માણસને એવી કેળવણી મળવી જોઇએ કે જેથી તેઓ મનની વૃત્તિઓની હલકાઇ સમજી શકે ને વિવેક બુદ્ધિને માન આપતાં શીખે. જુદા જુદા પ્રકારના શૉખને ખીલવવાથી કેટલીકવાર માઠું પરિણામ આવીને ઉભું રહે છે. દરેક શૉખને ખીલવણી મળે તે સાથે તે શૉખ ઉપર કાબુ ન રહે તો કેવાં માઠાં પરિણામ થાય છે, અને તે માટે વર્તન કેવું રાખવું જોઈએ એ બાબતનું શિક્ષણ પણ સાથે સાથે લેવું જોઇએ; અથવા કોઇ વડીલનું તે બાબતમાં ઉપરીપણું સ્વીકારવું જોઇએ. સંસારની માયાને જેઓ થોડું માન આપે છે, જડ પદાર્થોની જેઓને તૃષ્ણાથોડી અથવા નિયમિત હોયછે, અને જેઓ પોતાના કાર્યોની સફલતા ઈશ્વરાધીન સમજે છે, તેઓને મનોવિકાર ઓછા થાય છે, ને હિસ્ટીરીઆ, ઉન્માદ, ધર્મની ઘેલછા, વગેરે ઉપદ્રવોથી દૂર રહે છે.

# ભાગ ૧૧ મો.

## પ્રસૂતિશાસ્ત્ર–Obstetrics–ઑબ્સ્ટેટ્રીક્સ.

## ગર્ભાધાન અને પ્રસવ–પ્રકરણ.

( Pregnancy and Labour )
પ્રૅગનન્સી અને લેબર.

ગર્ભાધાનનો અને પ્રસવનો વિષય સમજવા માટે સ્ત્રીના ગુહ્યાવયવોની રચના સ્થિતિ અને કાર્યની માહીતી હોવાની જરૂર છે. (તેને માટે પુસ્તકનું ૨૫૦-૨૫૧ પૃષ્ઠ વાંચી લેવું.) તે અવયવોથી સ્ત્રીઓના પેટનો નીચલો ભાગ એટલે પેડુ બહારથી તેમજ અંદરથી રોકાએલ છે; ખરી રીતે જોઇએ તો એ પેડુનીજ ત્વચામાંથી નીચે જતાં કેટલાક અવયવો બને છે. આ અવયવો શરીરની બહાર દૃષ્ટિગોચર થાય તેમ હોય છે, અને તેથી તેને **બાહ્યાવયવો** કહેવાય છે. તે સિવાય પેડુમાં અંદરના ભાગમાં કેટલાક અવયવો રહેલા છે તે **અંતરાવયવ** કહેવાય છે.

ગુહ્યકેશભૂ, યોનિલિંગ, યોનિપટલ, યોનિઓષ્ટ અને યોનિદ્વાર એ બાહ્યાવયવો છે. તેમાં સ્વાભાવિક રીતે મૂત્રદ્વારનો સમાવેશ થઇ જાય છે. યોનિમાર્ગ, કમળ સહિત ગર્ભાશય, તેનાં બંધન, તથા સ્ત્રીઅંડ વગેરે અંતરાવયવો છે. આ સઘળા અવયવોના રક્ષણાર્થે લગભગ ચોતરફ હાડકાનું એક બેડોળ ગૃહ છે તે **બસ્તી** ( પેલ્વીસ–Pelvis ) કહેવાય છે. (બસ્તીનો વિષય સમજવા માટે પુસ્તકના ૨૦૦ પૃષ્ઠે પગના અસ્થિના વિષયમાં નિતમ્બાસ્થિનો વિષય વાંચી લેવો.)

આ. નં. ૨૨૬.
સ્ત્રીના બસ્તીપંજરનો અગાડીનો દેખાવ.



Female Pelvis Seen from the front. A. L. Galabin.



આ બસ્તીના પછવાડેના ભાગમાં બરડાની કરોડ તેને મળે છે, અને નીચે જાંઘનાં હાડકાંથી તેને ટેકો મળે છે. તેનો આકાર એક સરખો હોતો નથી, પરંતુ ઘણો અનિયમિત ને બેડોળ હોય છે. તે ચાર હાડકાનું બનેલું છે. પાછળ જે અસ્થિ ઉપર કરોડનો ભાર આવે છે તે ત્રિક ( સેક્રમ–Sacrum ) અને તેની નીચે **ગુદાસ્થિ**–( Coccyx ) કૉકસિક્સ જે ગુદાની પછવાડે છે. બાજુનું અને આગળનું હાડકું એક હોય એમ લાગે છે, પરંતુ પ્રથમ તે ત્રણ જુદાં જુદાં અસ્થિ હોય છે, અને બાળકોની બસ્તીમાં તે સ્પષ્ટ જણાય છે. કેડમાં જે મોટું અને પહોળું હાડકું છે, તે **નિતંબાસ્થિ** ( Ilium–ઇલીઅમ ) કહેવાય છે, અને તેની સાથે જોડાએલ પણ આગળ આવેલ એક નાના ને પાતળા હાડકાને **વંક્ષણાસ્થિ** (Pubis) પ્યુબીસ કહે છે; તે પેડુની છેક નીચે આગળ આવેલ છે, ને દાબવાથી ઓળખી શકાય છે; આવાં વંક્ષણાસ્થિ બે બાજુએ નિતંબાસ્થિમાંથી શરૂ થઇને આગળ આવે છે, અને મળી જાય છે, તે **વંક્ષણસંધી** કહેવાય છે. આ વંક્ષણાસ્થિ જ્યાંથી શરૂ થાય છે, તેની નીચે નિતંબાસ્થિમાંથી બીજાં અસ્થિ બન્ને બાજુએ આગળ નીકળે છે, અને માણસ બેસે ત્યારે તેનો ભાગ આ અસ્થિદ્વારા જમીનને લાગે છે, એથી તેને **આસનાસ્થિ** (Ischium) ઇસ્કિઅમ કહે છે.

ત્રિકાસ્થિની બન્ને બાજુએ નિતંબાસ્થિ જોડાએલ છે, અને તેથી ત્યાં આંકો પડેલો જણાય છે તેવીજ રીતે ત્રિક અને ગુદાસ્થિનો સંયોગ થયો હોય છે તે પણ સ્પષ્ટ જણાય છે. આ બેની સંધીમાં કૂર્ચાનો ભાગ છે ને તેથી તે સંધી બહુ સજડ હોતી નથી, એટલે ગુદાસ્થિ જરા હાલી શકે છે, જરા આગળની બાજુએ જ્યાં વંક્ષણાસ્થિ, આસનાસ્થિ, તથા નિતંબાસ્થિની સંધી થાય છે, ત્યાં એક ગોળ વાટકાના જેવો ખાડો હોય છે, તેમાં જાંઘનાં અસ્થિ સંધાય છે. આ ખાડાને **એસેટાબ્યુલમ** ( Acetabulum ) કહે છે. વંક્ષણાસ્થિની, અને આસનાસ્થિની વચમાં એક છિદ્ર હોય છે તે **ઑબ્ટયુરેટર અગર થાઇરૉઇડ** ( Obturator or thyroid) કહેવાય છે. પુરૂષોમાં આ છિદ્ર મોટું અને જરા અંડાકાર હોય છે, પણ સ્ત્રીઓમાં તે નાનું અને ત્રિકોણાકાર હોય છે. જે સ્થળે બન્ને વંક્ષણાસ્થિની સંધી થાય છે, ત્યાં થોડોએક કૂર્ચાનો ભાગ હોય છે, તેથી તે સંધી જરા નરમ રહે છે. આ સઘળાં અસ્થિ

અને તેની સંધીની ઉપર મજબુત પડ હોય છે, તેથી અસ્તિનો આકાર અને લંબાઇ પહોળાઈ જળવાઇ રહે છે.

આ. નં. ૨૨૭.
બસ્તીપંજરના વ્યાસ માપવાની દિશા.



True Pelvis–ટ્રુ પેલવીસ. Female Pelvis with diameters (a) antero-posterior or congugate, (b) transverse & (c) Oblique.
A. L. Galabin.

બસ્તીના મુખ્ય બે વિભાગ ગણવામાં આવે છે. એક ઉપરની અગર ખોટી બસ્તી–False Pelvis–ફૉલ્સ પેલવીસ અને બીજી તેની નીચેની અગર ખરી બસ્તી. નિતંબાસ્થિનો મોટો પાંખ જેવો ભાગ જે વંક્ષણાસ્થિથી ઘણો ઉંચો ગયેલો છે તે ખોટી બસ્તી કહેવાય છે; તેની નીચેનો ભાગ જે ખરી રીતે ગર્ભાશયના સંબંધમાં આવેલ છે, તે ખરી બસ્તિ કહેવાય છે. બસ્તિની આવી રચનાને લીધે તેનો આકાર કાંઇક પોકળ શંકુના જેવો થાય છે; જાણે શંકુને ઉંધો ટેકાવી રાખ્યો હોય એમ લાગે છે, તેનું તળીઉં ઉપર લાગે છે, અને મથાળાનો અણિવાળો ભાગ નીચે લાગે છે; આમ હોવાથી તેને સ્વાભાવિક રીતે બે દ્વાર હોય છે, એક ઉપર અને એક નીચે. ઉપરનું દ્વાર ઘણું પહોળું ને મોટું હોય છે, તે બસ્તિની ઉપલી કોરથી બનેલું છે; તેને Inlet or Brim–ઇનલેટ–બ્રીમ–આગમનદ્વાર ( superior strait) કહે છે: તેનું outlet–આઉટલેટ નીચેનું દ્વાર નાનું ને સાંકડું હોય છે, તે નિર્ગમન-દ્વાર ( inferior strait ) કહેવાય છે. બેની વચમાની બખોલને cavity–કેવીટી કહે છે, આગમનદ્વાર જરા ત્રિકોણાકારનું હોય છે, અને આગળના કરતાં વાંસા તરફ જરા વધારે પહોળું હોય છે, પણ ત્યાં તેમાં ત્રિકાસ્થિનો ભાગ જરા આગળ વધેલો હોય છે તેથી આગમનદ્વારનો આકાર ગંજીફામાં આવતી લાલ બદામના જેવો થાય છે.

આગમનદ્વારની પહોળાઇ જાણવા માટે તેને ચાર તરફથી માપવામાં આવે છે એટલે તેના ચાર વ્યાસ થાય છે. જુદી જુદી સ્ત્રીઓના આ માપમાં ફેર પડે છે, તોપણ સાધારણ રીતે તે માપ નીચે પ્રમાણે હોય છે.

**પૂર્વ પશ્ચિમ અંતરઃ**—આગળ વંક્ષણ સંધીથી પાછળ ત્રિક સુધી આશરે ૪$\frac{૩}{૪}$ ઇંચ.

**ઉત્તર દક્ષિણ અંતરઃ**—ડાબા પડખાથી જમણા પડખા સુધી આશરે ૫$\frac{૧}{૪}$ ઇંચ.

**તિર્યગ્ અંતરઃ**—દ્વારનું ત્રાંસું લીધેલ માપ આશરે ૪$\frac{૩}{૪}$ ઇંચ.

પૂર્વ પશ્ચિમ વ્યાસ કેટલીક સ્ત્રીઓમાં ૪$\frac{૧}{૨}$ ઇંચ હોય છે, અને ઉત્તર દક્ષિણ વ્યાસ ૫ ઇંચ હોય છે આ દ્વારનો પરીઘ અથવા ઘેરાવો આશરે ૧૩$\frac{૧}{૨}$ ઇંચથી ૧૭ ઇંચ હોય છે.

નિર્ગમનદ્વાર નાનું ને સાંકડું પણ ઘણું ખરૂં અંડાકાર હોય છે, તેના આગળના ભાગમાં એક ખાંચ (motch) હોય છે, તે પુરૂષના કરતાં સ્ત્રીઓમાં જરા વધારે પહોળો હોય છે. ગુદાસ્થિની બન્ને બાજુએ એથી વધારે ઉંડા ખાંચ હોય છે અને આ ત્રણે ખાંચ પ્રસવ વખતે ઘણા ઉપયોગી થઈ પડે છે. નિર્ગમન દ્વારનું માપ પણ ચાર રીતે લેવાય છે.

**પૂર્વ પશ્ચિમ અંતરઃ**—આગળ વંક્ષણાસ્થિથી પાછળ ગુદાસ્થિ સુધી આશરે ૪$\frac{૧}{૪}$ ઇંચ.

**ઉત્તર દક્ષિણ અંતરઃ**—એક આસનાસ્થિથી બીજા આસનાસ્થિ સુધી આશરે ૪ ઇંચ.

**તિર્યગ્ અંતરઃ**—નિર્ગમન દ્વારનું ત્રાંસું લીધેલ માપ આશરે ૪ ઇંચ.

નિર્ગમન દ્વારનો પરીઘ આશરે ૧૨ ઇંચ હોય છે. તેનો પૂર્વ પશ્ચિમ અંતર પ્રસવ વખતે ગુદાસ્થિ પાછું ખસવાથી ૪$\frac{૩}{૪}$ ઇંચ જેટલો થઈ શકે છે.

આ બન્ને દ્વારની વચમાં બસ્તિનું જે પોલાણ રહેલું છે, તે **બસ્તિકક્ષા** કહેવાય છે. તેની ઉંડાઈ આગળ વંક્ષણની બાજુએ માત્ર ૧$\frac{૧}{૨}$ ઇંચ છે, ને

પછવાડે ત્રિકથી ગુદાસ્થિ સુધી ૪⅜ થી ૫ ઈંચ સુધી છે, તેનો પૂર્વ પશ્ચિમ વ્યાસ ૪⅜ ઈંચ છે.

**પુરૂષની અને સ્ત્રીની બસ્તીમાં તફાવતઃ-** જેમ સ્ત્રી અને પુરૂષનાં શારીરિક કાર્યો જુદાં છે, તેમ કુદરતે તેને અનુસરીને તેમની બસ્તીમાં પણ ફેર રાખેલો છે. પુરૂષોની બસ્તી નાની, સાંકડી, ઉંડી અને વધારે ઘેરાવાવાળી હોય છે. તેનાં અસ્થિ વધારે જાડાં અને મજબુત હોય છે, તેની ઉપર સ્નાયુઓ, અને બહારના ખાડા ખડીઓ વધારે સ્પષ્ટ જણાય તેવા હોય છે; વળી તેઓની વંક્ષણસંધી સ્ત્રીઓના કરતાં લગભગ બમણી ઉંડી હોય છે. ત્રિકાસ્થિ વધારે સીધું હોય છે, અને અંદરના ખાંચ તથા ખાડા નાના હોય છે, તો પણ ઑબ્ચુરેટરનો ખાડો વધારે મોટો ને વધારે લંબગોળ હોય છે. ગુદાસ્થિ ત્રિકની સાથે વધારે મજબુત ચોંટેલ હોય છે, અને સાધારણ રીતે પુરૂષની બસ્તિનાં હાડકાં વહેલાં સંધાઇ જાય છે.

સ્ત્રીઓની બસ્તિ વધારે પહોળી હોય છે, અને એસેટાબ્યુલમના ખાડા એક બીજાથી વધારે દૂર હોય છે; તો પણ જાંઘનાં અસ્થિ જુદા પ્રકારનાં હોવાથી સ્ત્રીઓના ઢીંચણ વધારે પાસે પાસે રહે છે. એથી તેમની ચાલમાં ને રૂપમાં ફેર પડે છે. નિતંબાસ્થિમાં સ્નાયુને જોડાવાના ખાડા જરા વધારે પહોળા હોય છે, અને તેની સાથે કરોડનો સંયોગ થાય છે, ત્યાં પણ વિશેષ જગ્યા રહે છે. આથી બસ્તિ પહોળી રહે છે. આગમન દ્વાર વધારે મોટું અને લંબગોળ હોય છે, ત્રિકાસ્થિનો ખાડો વધારે ઉંડો હોય છે. વંક્ષણસંધી પુરૂષના કરતાં અડધી હોય છે, અને એકંદર રીતે સ્ત્રીઓની બસ્તિ વધારે હળવી, વધારે સ્થિતિસ્થાપક, વધારે પહોળી ને વધારે મજબુત હોય છે. પુરૂષ ને સ્ત્રીની બસ્તિમાં મોટો તફાવત સાત વર્ષની ઉમ્મર પછી પડવા લાગે છે, અને તેર ચૌદ વર્ષમાં જોઇએ તેટલો ફેરફાર થઇ જાય છે.

બસ્તિપ્રદેશ સમજ્યા પછી ગુહ્યાવયવોનાં સ્થાન, સ્થિતિ, ને કાર્યો સમજવાની જરૂર છે. આગળ કહ્યું છે તે પ્રમાણે બાહ્યાવયવો ને અંતરાવયવો એવા બે વિભાગ છે, બાહ્યાવયવોમાં સૌથી પ્રથમ ગુહ્યકેશભૂ છે.

## બાહ્યાવયવો.

**ગુહ્યકેશભૂ** ( Mons Veneris ):—પેડુના નીચલા ભાગમાં અને વંક્ષણ સંધીના લગભગ મધ્યમાં આવેલ ચામડીના ભાગને ગુહ્યકેશભૂ કહે છે; તેનો વિસ્તાર ઉપરની બાજુએ પહોળો ને નીચે સાંકડો છે. યોનિઓષ્ટની દરેક બાજુએ ક્રમશઃ પાતળી પટ્ટી જેવો થતો જાય છે. આ ત્વચા ઉપર જ્યારે યુવાવસ્થા આવે છે ત્યારે કુદરતી રીતે વાળ આવે છે, અને યુવાવસ્થાનું તે એક ચિન્હ ગણાય છે. મોટી ઉમ્મરે જ્યારે રજોદર્શન બંધ થાય છે, ત્યારે આ વાળ ઓછા થાય છે. આ ત્વચાની નીચે ચરબીનો જાડો થર હોય છે. ઉપરના ભાગનેજ ખરી રીતે ગુહ્યકેશભૂ કહેવામાં આવે છે ને નીચે જ્યાંથી તેના બે વિભાગ થાય છે, ત્યાંથી યોનિઓષ્ટ શરૂ થાય છે.

**યોનિઓષ્ટ** (Labia) ગુહ્યકેશભૂના જે સ્થળેથી બે વિભાગ થાય છે, તે સ્થળેથી બે બાજુએ બે લાંબી ત્વચાની ઘડી પડેલી લાગે છે, તેને પૃથુયોનિઓષ્ટ (L. Majora ) કહે છે. આ ઓષ્ટની કોરે પણ બારીક ને છુટા છુટા વાળ ઉગે છે. તે ઘડી નીચે છેક સીવણી સુધી જાય છે, અને ત્યાં બીજી ચામડી સાથે મળી જાય છે. તેની અંદરની બાજુએ શ્લેષ્મપડ હોય છે, અને તેની અંદર ચરબી, નાના-નાના પિંડો, એક ખાસ જાતના તંતુઓ વિગેરે હોય છે. તેની અંદરની બાજુનું શ્લેષ્મ-પડ ભીનું, સુંવાળું અને યુવાન સ્ત્રીઓમાં ગુલાબી રંગનું હોય છે; તેમાંથી ચરબીવાળો શ્લેષ્મ-રસ નીકલ્યા કરે છે, અને ઘર્ષણથી તે રસ વિશેષ પેદા થાય છે. કેટલીક વાર, કાંઇ રોગ થવાથી તે રસ દાહક થાય છે, ત્યારે બહુ ચળ આવે છે અને જ્યારે સ્ત્રીનો આ રસ દાહક હોય, ત્યારે કોઇ પુરૂષ તેનો સમાગમ કરે તો તેને પરમીઓ થવાનો સંભવ રહે છે. આ ઓષ્ટમાં ઘણી શિરાઓ હોય છે, અને ગર્ભાધાન વખતે તે ફુલી આવે છે, એથી તેનો મૂળ ગુલાબી રંગ બદલાઇ જાય છે. સ્ત્રીઓમાં પૃથુયોનિઓષ્ટ એ પુરૂષના વૃષણને મળતો આવે છે. પૃથુયોનિઓષ્ટની પડખે પણ અંદરની બાજુએ શ્લેષ્મ-પડની ઘડી હોય છે, તેને લઘુયોનિઓષ્ટ (L. Minora ) કહે છે, કુંવારી સ્ત્રીઓમાં આ લઘુ ઓષ્ટ પૃથુઓષ્ટથી ઢંકાએલ રહે છે. બહાર પૃથુઓષ્ટના શ્લેષ્મ-પડની સાથે તેઓ નિકટ સંબંધમાં હોય છે, અને અંદર યોનિદ્વારના શ્લેષ્મ-પડની સાથે તેઓ જોડાએલ હોય છે. ઉપર સ્ત્રીલિંગ ( Clitoris ) ની નીચેથી તે શરૂ થાય છે અને હેઠે આવતાં યોનિદ્વારના નીચે તેઓ બીજી ત્વચામાં મળી જાય છે. આ દરેક ઓષ્ટ ઉપર લિંગની પાસે એક બીજાને

મળી જાય છે, ત્યાં તેની બે ઘડીઓ પડે છે, તેમાંની આગળ પડતી ઘડી લિંગની ઉપર જાય છે, ને ત્યાં જોડાય છે, અને પાછળ ને નીચે રહેલી ઘડી લિંગની સાથે જોડાય છે. આગળ પડતી ઘડીઓ લિંગ ઉપર જોડાવાથી જે ત્વચા થાય છે, તેને યોનિ-લિંગની ત્વચા (Prepuce of the clitoris) કહે છે, અને તે પુરૂષના લિંગના ઘુમટને મળતી આવે છે. આ લઘુઓષ્ટમાં શ્લેષ્મોત્પાદક ઘણા નાના નાના પિંડો હોય છે. આ ઓષ્ટથી લિંગનું, મૂત્રના છિદ્રનું અને યોનિના ઉપલા ભાગનું રક્ષણ થાય છે.

મદનછત્ર અથવા યોનિ-**લિંગ** (Clitoris):- સ્ત્રીઓને પુરૂષ માફક લિંગ હોય છે, પણ તે નાનો ને ટુંકો હોય છે. તેનું કાર્ય પુરૂષના લિંગ જેવુંજ લાગે છે. સ્ત્રીઓ કામાતુર થાય છે, ત્યારે તેમનો આ અવયવ જાગૃત થાય છે. સાધારણ રીતે તે પોચો હોય છે, તે તેવે સમયે કઠણ થાય છે. સ્ત્રીઓને કામાંધતાનો રોગ થાય છે, તેમાંથી કેટલીકને આ-લિંગ ચાર પાંચ ઇંચની વૃદ્ધિ પામેલ હોય છે. વંક્ષણ સંધીની નીચે તરતજ તે આવે છે. તેનો ઉપરનો છેડો દબાએલ હોય છે, અને નીચેનો છેડો છુટો અને જરા ઉંચો હોય છે, લઘુઓષ્ટની વચમાં રહે છે, તેની ઉપર લઘુઓષ્ટનું એક પડ આવેલ હોય છે અને તેનો નીચેનો છેડો એક નાની ગ્રંથિ જેવો લાગે છે.

**મૂત્રમાર્ગનું** છિદ્ર ( Orifice of the urethra ) ઉપર કહેલ વૅસ્ટીબ્યુલમાં લિંગથી આશરે એક ઈંચ નીચે અને યોનિદ્વારની જરા ઉપર હોય છે; તેની ફરતી શ્લેષ્મ-પડની જરા ઉંચી કિનારી હોય છે. સ્ત્રીઓનો મૂત્રમાર્ગ આશરે દોઢ ઇંચ લાંબો હોય છે, અને તે ઘણો પહોળો થઈ શકે છે. વળી જ્યારે ગર્ભાશય પોતાના સ્થળેથી ફરી ગયેલ હોય છે, ત્યારે મૂત્રમાર્ગનો રસ્તો બદલાઈ ગયો હોય છે. સાધારણ રીતે તે જરા નીચે જઇને પછી ઉપર મૂત્રાશયમાં ઉઘડે છે; પણ ગર્ભાશયની સ્થિતિ બદલાવાથી તે વધારે નીચે કે વધારે ઉંચે જાય છે, માટે તેવે વખતે તેમાં કૅથીટર (પેશાબની સળી) દાખલ કરતી વખતે બહુ સંભાળ રાખવાની છે. સ્ત્રીઓનો મૂત્રમાર્ગ ઘણો પહોળો થઈ શકે તેવો હોય છે, તેથી તેમાંથી પથરી ખેંચી કાઢી શકાય છે.

**યોનિદ્વાર** (Vulva) :—મૂત્રમાર્ગના છિદ્રની નીચે એક વધારે મોટું અને અનિયમિત આકારનું છિદ્ર હોય છે, તેને યોનિદ્વારની સંજ્ઞા અપાય છે, ઉમરના પ્રમાણમાં તેની સ્થિતિ જુદી જુદી હોય છે. કુંવારી અવસ્થામાં અને કેટલીક સ્ત્રીઓમાં આ દ્વારની ઉપર એક પડ હોય છે, તેથી તે દ્વાર થોડું ઘણું ઢંકાએલ રહે છે.

**યોનિપટલ** ( Hymen ):—યોનિદ્વાર ઉપર ને ઘણું કરીને નીચલા ભાગમાં જે પડ હોય છે, તેને યોનિપટલ કહે છે; ઘણી કુમારી સ્ત્રીઓમાં તે પડ હયાત હોય છે, પરંતુ સ્ત્રીની કુંવારી અવસ્થાના ભરોંસાપાત્ર પુરાવા તરીકે, તેની હયાતી કેવળ નિરૂપયોગી છે, કેમકે સ્ત્રી કુંવારી હોય, તો પણ કેટલાક વ્યાધિથી કે કાંઇ બીજી ઇજા થવાથી, તે પટલનો નાશ થાય છે, અને વળી કેટલીક સ્ત્રીઓ સગર્ભા થાય છે, તો પણ તે પટલ હયાત હોય છે. જ્યારે આ પટલ તુટે છે, ત્યારે થોડુંએક લોહી નીકળે છે, કોઇવાર લોહી ઘણું નીકળે છે. આ પડની જાડાઇ અને મજબુતી સ્ત્રી પરત્વે જુદી જુદી હોય છે. કોઇવાર આ પડ એવું સજડ હોય છે, કે તેને શસ્ત્રવડે દૂર કરવાની જરૂર પડે છે. કેટલીક સ્ત્રીઓનો ઋતુસ્રાવ બંધ હોય એમ લાગે છે; પણ તપાસ કરતાં ખરી રીતે યોનિ-પટલથી યોનિદ્વાર બંધ થયેલ હોય છે, તેથી સ્રાવ બહાર આવી શકતો નથી. યોનિ પટલનો આકાર ઘણું કરીને બીજના ચંદ્ર જેવો હોય છે, અને તેનો બાહ્યગોળ ભાગ ગુદા તરફ અને અંતર્ગોળ ભાગ દ્વાર તરફ રહે છે. કોઇવાર તેમ હોવાને બદલે તેની મધ્યમાં એક નાનું છિદ્ર હોય છે; કયારેક યોનિપટલમાં અનેક નાનાં છિદ્રો રજીઆની માફક હોય છે. જ્યારે યોનિપટલ તુટી ગયેલ હોય છે, ત્યારે યોનિદ્વારનો કિનારી ઉપર, લઘુયોનિઓષ્ટની નીચે, અને વૅસ્ટીબ્યુલની ત્વચાની સાથેની ત્વચામાં ગોળ ઉપસી આવેલ દાણા દેખાય છે તે **યોનિપટલની નિશાની** (Caruncale myrtiformes) કહેવાય છે.

યોનિદ્વારના નીચેના છેડા આગળ પૃથુઓષ્ટ જ્યાં એક બીજાને મળી જાય છે, તેની ઉપર શ્લેષ્મ-પડની એક આડી ઘડી આવેલી હોય છે, તેને અંગ્રેજીમાં ફૉરશેટ કહે છે. તે જાણે પૃથુઓષ્ટનો એક ભાગ હોય એમ લાગે છે અને તેથી તેને ઉપૌષ્ટ એવું નામ આપીએ તો ચાલે. વળી યોનિના નીચલા ભાગમાં તે હોય છે, તેથી **યોનિનો અધરોષ્ટ** એ

નામ પણ ચાલે. આ ઘડી અથવા કરચલીની નીચે અને પૃથુઓષ્ટના સંમીલનના સ્થળની ઉપર એક બીજી પણ કરચલી (fossa navicularis) હોય છે.

**સીવણી** (Perinœum):—પૃથુઓષ્ટના સંમીલનના સ્થળથી મળદ્વાર પર્યંતના પ્રદેશને સીવણી કહે છે. તેની ત્વચા ઘણી પહોળી થઇ શકે છે, અને તેથી પ્રસવને સરલતા મળે છે; પણ પુરૂષ કરતાં સ્ત્રીઓની સીવણી નાની હોય છે. ગુહ્યાવયવોની ઉપર કેટલીકવાર નાની નાની રાઈથી બાજરીના દાણા જેવડી ગ્રંથિઓ જોવામાં આવે છે, તે ખરી રીતે સૂક્ષ્મ પિંડ (follicles) હોય છે. યોનિદ્વારની બન્ને બાજુએ યોનિપટલની નિશાનીની પાસે કેટલીકવાર ત્રણ ત્રણ કે ચાર ચાર એવા સૂક્ષ્મ પિંડો જણાય છે; આ પિંડોનું કાર્ય તે ભાગને ભીનાશ અને ચિકાશ પૂરી પાડવાનું છે.

યોનિદ્વારની બન્ને બાજુએ, તેના નીચલા છેડા આગળ ને તેની કિનારીની અંદર બીજા સૂક્ષ્મ પિંડો (Glands of Bartholini) હોય છે. તે રંગે જરા નારંગી અને કદમાં નાના વટાણા જેવડા હોય છે. તેઓ પોતાનો રસ પોતાની નળીદ્વારા સંભોગ વખતે અને પ્રસવ વખતે યોનિદ્વારની અંદર રેડે છે. વળી તે રસ બીજા પિંડોના રસ કરતાં વિશેષ હોય છે, અને તેથી તેને પુરૂષના વીર્યની માફક સંભોગ વખતે સ્ત્રીના અવયવમાંથી નીકળતી ધાત ગણાય છે, તે રસનો ઉપયોગ જોઈએ તેટલી ભીનાશ અને ચીકાશ આપવાનોજ જણાય છે. ઉપર કહેલ પિંડો સિવાય યોનિઓષ્ટ ઉપર અને આસપાસ પરશેવો ને ચરબી જેવા પદાર્થઉત્પન્ન કરનાર ઘણા નાના નાના પિંડો હોય છે, તેથી જોઇએ તેટલી ભીનાસ રહેવા છતાં, ત્વચા પાતળી પડીને બગડતી નથી.

## અંતરાવયવો.

કુદરત પ્રજોત્પત્તિ થવામાં પોતાની જે અદ્‌ભુત સત્તા બતાવે છે, તે તેને આધીન રહેતાં અંદરના અવયવોને વિષે સમાએલી છે. આ અવયવોની રચના સ્થિતિ, ને કાર્યો સમજવાથી પ્રજોત્પત્તિને માટે શું શું જરૂરનું છે, અને મનુષ્ય કુદરતને કયારે મદદ કરી શકે તે સમજી શકાશે.

**યોનિમાર્ગ** (Vagina વેજાઈના)—યોનિદ્વારથી ગર્ભાશય સુધી ગયેલ નળને યોનિ અગર યોનિમાર્ગ કહે છે. તેની સ્વાભાવિક સ્થિતિમાં તે વચમાંથી જરા વળેલ હોય છે; તેનો બાહ્યગોળ ભાગ મળાશય તરફ, અને અંતર્ગોળ ભાગ મૂત્રાશય અગર વંક્ષણ સંધી તરફ રહે છે; તે ચોતરફ ઘણો વિસ્તાર પામી શકે છે, પણ સાધારણ રીતે તે સંકુચિત રહે છે. તેનો આગળનો ભાગ મૂત્રાશય અને મૂત્રમાર્ગની ત્વચા સાથે જોડાએલ હોય છે, અને તેથી જ્યારે ગર્ભાશયની સ્થિતિ બદલાય છે, ત્યારે યોનિમાર્ગની ત્વચા ખેંચાય છે, અને તે ખેંચાવાથી મૂત્રાશય અને મૂત્રમાર્ગની ત્વચા પણ ખેંચાય છે, એટલે આગળની બધી રચના ફેરવાઇ જાય છે તેથી પેશાબની હાજત વારંવાર થયા કરે છે. તેનો પાછળનો ભાગ મળાશય સાથે તેટલો બધો જોડાએલ નથી.

યોનિમાર્ગની લંબાઈ સ્ત્રી પરત્વે જુદી જુદી હોય છે. વળી એકજ સ્ત્રીમાં તેની સ્થિતિને અનુસરીને યોનિમાર્ગ જુદે જુદે વખતે લાંબો ટુંકો હોય છે. સાધારણ રીતે તેની લંબાઈ ચારથી છ ઇંચ સુધીની હોય છે. તેનો આગળનો છેડો એટલે યોનિદ્વાર અને તેનો પાછળનો છેડો જ્યાં તે ગર્ભાશય સાથે જોડાય છે તે બન્ને જરા સાંકડા, અને તેનો વચ્ચેનો ભાગ ઘણો પહોળો હોય છે.

તેની દિવાલોમાં સ્નાયુઓ ને શ્લેષ્મ-પડ હોય છે. યોનિદ્વાર આગળ ગોળ સ્નાયુ હોય છે. તે સિવાય તેમાં ઘણી રકતનળીઓ ને શિરાઓ રહેલી છે. કેટલીક સ્ત્રીઓના સ્નાયુઓ વધારે મજબુત ને પરિપકવ હોય છે અને કેટલીકના નબળા અને અપરિપકવ હોય છે. અંદરનું શ્લેષ્મપડ વાટા વળેલું હોય છે, અને એ વાટા અથવા ઘડીઓ યોનિદ્વાર આગળ વધારે હોય છે. આ ઘડીઓ પ્રસવ વખતે ખેંચાઇ જાય છે, અને તેથી યોનિમાર્ગ ઘણો પહોળો થઇ શકે છે. આ શ્લેષ્મ પડમાં—ગર્ભાશયની પાસેના ભાગમાં ઘણા પિંડો હોય છે, તેમાંથી પણ સંભોગ અને પ્રસવ વખતે શ્લેષ્મ નીકળે છે, તે અમ્લ (acid) હોય છે. યોનિમાર્ગનો નળ ગર્ભાશય સાથે જોડાય છે, ત્યારે ગર્ભાશયની ગ્રીવા તેમાં આગળ પડતી રહે છે, અને તેની ફરતું ગોળ કુંડાળું પડે છે, તે **વર્તુલાકાર દ્રોણી** કહેવાય છે.

આ નળનું કાર્ય પુરૂષના વીર્યને ગર્ભાશય સુધી લઇ જવાનું છે. એવાએ દાખલા મળે છે કે માત્ર યોનિના મુખની અંદર વીર્ય દાખલ થવાથી ગર્ભાધાન થયું હોય; ગર્ભાધાન પછી પ્રસવ વખતે પણ તે નળ ઘણો ઉપયોગી છે; કેમકે તેમાં થઇને જ બાળક બહાર આવી શકે છે.

**ગર્ભાશય** (Uterus) જે પિંડમાં સ્ત્રીનું બીજ આવીને પોષાય છે, અને પ્રસવ સુધી રહે છે, તે પિંડને ગર્ભાશય કહે છે; ટુંકામાં ગર્ભને રહેવાની થેલી તે ગર્ભાશય. સ્ત્રીઓની તન્દુરસ્તી, આનંદ, હોસીઆરી વગેરે, આ ઉત્પત્યાવયવની હાલત ઉપર આધાર રાખે છે. આમાં કાંઈપણ બિગાડ થવાથી તેમની તબીઅત અને સ્વભાવ પણ બદલાય છે.

તે જમરૂખના આકારનો સ્હેજ પોકળ અવયવ છે, તેનો આકાર ઉંધા મુકેલા શંકુના જેવો કહીએ તો ચાલે, પણ તેને અણીદાર ભાગ હોતો નથી. તેનો સાંકડો ભાગ નીચે યોનિમાર્ગમાં ગોઠવાએલ હોય છે. અને તે **ગર્ભાશયની ડોક અગર ગ્રીવા** (cervix) કહેવાય છે. તેની મધ્યમાં લાંબું છિદ્ર હોય છે, તે **ગર્ભાશયનું મુખ અગર કમળ** કહેવાય છે. ગર્ભાશયની ડોક ઉપર ગર્ભાશયનો જે લાંબો ભાગ રહેલો છે, તેના બે વિભાગ ગણવામાં આવે છે; સૌથી ઉપલો ભાગ તે **ગર્ભાશયનું મથાળું** (fundus) અને તે મથાળાની તથા ગ્રીવાની વચ્ચેનો ભાગ તે **ગર્ભાશયનું મધ્યાંગ** (the body) કહેવાય છે

તેની આગળના ભાગમાં મૂત્રાશય આવેલ છે, તેની ઉપર તે જરા નમતો રહે છે, તેની પાછળ અંતરાવરણની ઘડીઓ છે, ને તે ઘડીઓ તરફનો ભાગ બાહ્યગોળ છે. ઘડીઓની પાછળ મળાશય આવેલો છે.

મથાળાનો ભાગ સૌથી વધારે જાડો છે, અને ત્યાંથી તે અવયવ સાંકડો થતો જાય છે, તે ગ્રીવા આગળ આશરે અડધો પાતળો થઈ જાય છે; આ ગ્રીવાનો જરા ઉપસેલો ભાગ યોનિમાં બહાર પડતો જણાય છે.

ગર્ભાશય ઘણો દળદાર અવયવ છે, એટલે કે તેનું માંસ ઘણું જાડું છે, અને તેના કદના પ્રમાણમાં સાધારણ રીતે અંદરનો પોકળ ભાગ ઘણો નાનો ને સાંકડો છે; કમળના મુખની બન્ને બાજુએ બે હોઠ હોય એવું લાગે છે, અને આ હોઠની સ્થિતિ ઉપરથી ગર્ભાશયનું મુખ બીડાએલ છે કે ખુલ્લું છે તે જાણી શકાય છે. તે મુખની અંદર લાંબા ને સાંકડી પોકળ જગ્યા પહેલાં ગ્રીવાની અંદર હોય છે, તે પોણો ઇંચ કે એક ઇંચ લાંબી હોય છે, તે પૂરી થવા આવે છે, ત્યાં ગર્ભાશયનો અંદરનો ભાગ બન્ને બાજુથી જરા વધારે નજીક આવેલો હોય છે, અને તેથી આગળ જતાં વળી બીજી વધારે લાંબી પોકળ જગ્યા આવે છે, તે ગર્ભાશયનું **ખરૂં વિવર-પોલાણ** કહેવાય છે. જે ગર્ભાશયમાં ગર્ભ એક વખત રહ્યો હોતો નથી, તે ગર્ભાશયમાં ખરી રીતે કશું પોલાણ હોતું નથી, પરંતુ સામ સામેની દીવાલો લગભગ કેરીની ગોટલીની માફક ચોટેલી રહે છે. ગર્ભાશયની લંબાઈ આશરે ત્રણ ઇંચ અને જાડાઈ આશરે બે ઇંચ હોય છે. તેનું વજન એકથી ત્રણ આઉંસ સુધી હોય છે.

**ફેલોપ્યન ટયુબ્સ**:—(Fallopian Tubes) ગર્ભાશયના મથાળામાં રહેલ અંદરના પોકળ ભાગની બન્ને બાજુએથી એકેકી નળી શરૂ થાય છે, તેને બીજે છેડે ફુલની પાંખડીઓના જેવી પાંખડીઓ હોય છે; આ નળીઓ ફેલોપ્યન ટયુબ્સ કહેવાય છે. તે નળીઓ ત્રણ ચાર ઈંચ લાંબી ને અંદરથી ઘણી સાંકડી હોય છે; ગર્ભાશય તરફનો તેનો છેડો વિશેષ સાંકડો હોય છે; બીજા છેડાની પાંખડીઓ અંડાશયના છેડાને મળે છે. તેનું કાર્ય અંડાશયમાં પકવ થયેલ અંડને ગર્ભાશયમાં લાવવાનું છે.

**અંડાશય**—(The Ovaries) પ્રજોત્પત્તિને માટે સૌથી વધારે ઉપયોગી આ અવયવ છે. પુરૂષોને જેમ વૃષણ એ વીર્યને માટે જરૂરનો અવયવ છે, તેમ સ્ત્રીઓને બીજ પરિપકવ થવા માટે અંડાશયની જરૂર છે. તેઓ ગર્ભાશયની બન્ને બાજુએ એક એક રહેલ છે. તેઓ ગર્ભાશયની અને ફેલોપ્યન ટયુબ્સની સાથે બંધન (ligaments) થી જોડાએલ છે. તેઓ લંબગોળ આકારની ને બદામ જેવી જરા ચપટી હોય છે, દરેકની લંબાઇ દોઢ ઈંચ, પહોળાઇ પોણો ઈંચ, અને જાડાઇ એક ઈંચના ત્રીજા ભાગ જેટલી હોય છે. યુવાવસ્થા પ્રાપ્ત થયા પછી તેઓ બરાબર પરિપકવ થાય છે. આ અંડાશયને કાપી જોતાં ઉપર પડ હોય છે, અને અંદર અસંખ્ય નાના નાના દાણા દેખાય છે. તે પચીસ ત્રીસથી તે બસો સુધી હોય છે, અને કેટલીક વખત તો તેની સંખ્યા ગણી શકાતી નથી. અંડાશયના આ દાણામાં ત્રણ પડ હોય છે, અને તે ત્રણ પડની વચમાં એકેક અંડ રહેલ છે, જેને **બીજ** (ovum) એ નામ આપી શકાય; તેની ફરતો તે દાણામાં આલ્બ્યુમેનવાળો રસ, અને તેલના પરમાણુઓ હોય છે. દરેક અંડાશયમાં આવા પંદરવીસ દાણા જરા પરિપકવતાને પામેલા ખુલ્લી આંખે

જોઈ શકાય તેવા કોઇ ટાંકણીના માથા જેવડા તો કોઇ નાના વટાણા જેવડા હોય છે.

દરેક બીજ એક ઇંચના ૨૪૦ મા ભાગથી તે ૧૨૦મા ભાગ જેવડું હોય છે, એટલે કે એક ઇંચ જ-આમાં તેવાં લગભગ ૨૦૦ કે વધારે બીજનો સમાવેશ થઇ શકે. વળી આવા નાના બીજની પરીક્ષા કરતાં ઉપર એક પારદર્શક પડ જણાય છે. તેની નીચે ઇંડાના પીળા ભાગ જેવો ભાગ ( yolk ) હોય છે, અને તેમાં **બીજનો દાણો** રહે છે. તે બીજના દાણા ( germinal vesicle ) માં પારદર્શક પાણી જેવો કાંઈ પ્રવાહી હોય છે, અને તે સાથે તેમાં ઘણો સૂક્ષ્મ પીળા રંગનો એક ડાઘ ( germinal spot ) હોય છે.

---

## બીજની પરિપક્વતા, ઋતુ પ્રાપ્તિ–રજોદર્શન.

### ( Ovulation and Menstruation. )
### ઓવ્યુલેશન્ અને મૅન્સ્ટ્રુ એશન.

ગર્ભ કેવી રીતે ઉત્પન્ન થાય છે, અને બંધાય છે તે પહેલાં ગર્ભનું બીજ કેમ પરિપકવ થાય છે, તે સમજવાની જરૂર પડે છે. બીજ અંડાશયમાં પ-રિપકવ થાય છે, અગર જો કે બાલ્યાવસ્થાથી તે સૂક્ષ્મ રૂપે હયાત હોય છે, તોપણ તે યુવાવસ્થા પ્રાપ્ત થયા પહેલાં પરિપકવ થતાં નથી; જેમ મોટી ઉમ્મરે તે પરિપકવ થવા લાગે, અને તેને લીધે ઋતુ–પ્રાપ્તિ મોડી થાય, તેમ ઋતુ કાળ ( Menstrual life ) મોટી ઉમ્મર સુધી રહે છે; એટલે વૃદ્ધાવસ્થા વહેલી આવતી નથી. સ્ત્રીઓનું આયુષ્ય આ રીતે તેમની ઋતુ–પ્રાપ્તિ ઉપર આધાર રાખે છે; અને તેને લીધે આખા દેશનું અને પ્રજાનું આયુષ્ય પણ તેમની સ્ત્રીઓની ઋતુ–પ્રાપ્તિ ઉપર રાખે છે એમ કહીએ તો ખોટું નથી. યુવાવસ્થા વહેલા મોડી આવવાનો આધાર દેશની હવા, વંશમાં ઉતરતી લાયકાત, કુટુંબના રીવાજ અને સોબત ઉપર છે.

યુવાવસ્થા આપણા દેશમાં સાધારણ રીતે તેર ચૌદ વર્ષે શરૂ થવા લાગે છે, અને તે વખતથી અંડાશયના પડ પાસે રહેલ અંડો અગર બીજો એક પછી એક લગભગ અઠાવીસથી તે ત્રીસ દિવસને અંતરે પરિપકવ થઇને (નાનામાંથી મોટા અને યોગ્ય ગુણવાળા થઇને ) અંડાશયના ઉપરના પડને તોડીને બહાર નીકળે છે. દરેક અંડ મોટો થાય છે, ત્યારે તેમાં પારદર્શક પ્રવાહીનો વધારો થાય છે; અને જેમ જેમ મોટો થતો જાય છે, તેમ તેમ તે મધ્ય-માંથી અંડાશયના પડ પાસે આવતો જાય છે. બધા અંડોની પરિપકવ થવાની ક્રિયા એક પછી એક શરૂ થાય છે અને તેથી કોઇ અંડ મોટો તો કોઇ નાનો એમ હોય છે, પરંતુ જેમ તે ઓછો પરિપકવ, તેમ તે મધ્યબિંદુ પાસે વધારે હોય છે. યુવાવસ્થામાં આથી કરીને દશ પંદર અંડો ખુલ્લી નજરે દેખી શકાય તેવા કદના થયા હોય છે, ને તેમાં સૌથી જે વધારે પરિપકવ તે પ્રથમ બહાર નીકળે છે, ને બીજે બીજે માસ, ત્રીજે ત્રીજે માસ એમ ચાલ્યા કરે છે.

અંડાશયમાંથી બીજ નીકળે છે કે તુરતજ ફેલોપ્યનટ્યુબ્સ જાણે પોતાનું કાર્ય સમજતી હોય તેમ તેને ચુસી લે છે, અને ગર્ભાશયમાં દાખલ કરે છે; ત્યાંથી તે બહાર નીકળી જાય છે.

હવે ઋતુપ્રાપ્તિને લીધે દર્શન કેવી રીતે થાય છે, તે આપણે જોઇએ. ઋતુ–પ્રાપ્તિને અને રક્તાસ્રાવને એવો નિકટ સંબંધ છે કે જો અંડાશય ન હોય, અગર કાપી નાખવામાં આવે તો ગર્ભાશયમાંથી રક્તસ્રાવ કદી થતો નથી, અર્થાત્ સ્ત્રી કદી દૂર બેસતી નથી, એટલુંજ નહિ, પણ તેનો બધો દેખાવ બદલાઇ જાય છે, અને તેણી સ્ત્રીના કરતાં પુરુષને વધારે મળતી આવે છે.

જ્યારે બીજને અંડાશયમાંથી નીકળવાનો વખત થાય છે, ત્યારે ગર્ભાશયમાં અને આસપાસના અવયવોમાં લોહીનો જમાવ કુદરતી રીતે થતો આવે છે, અને તે સાથે તે અવયવો અને તેના જ્ઞાનતંતુઓ ઉશ્કેરાઇને જાગૃત ( orgasm) થતા જાય છે. આ જાગૃતિને લીધેજ બીજ બહાર નીકળીને ગર્ભાશયમાં આવે છે, પણ તે જાગૃતિ એટલી જોસવાળી થાય છે કે એટલેથી શાંત થતી નથી અને લોહીનો જમાવ ઘણો થઈ આવે છે; ગર્ભાશય અને બીજા અવયવોની નળીઓમાંથી ને દિવાલોમાંથી લોહી સોંસરું નીકળી આવે છે, અને જેમ વધારે નીકળે છે તેમ ગર્ભાશયમાંથી બહાર વહેવા માંડે છે, જ્યારે આ લોહીનો પ્રવાહ યોનિમાર્ગમાં દાખલ થાય છે, ત્યારે **આર્ત્તવ–ઋતુસ્રાવ** થયો કહેવાય છે, ને ત્યારે સ્ત્રીને રજોદર્શન થયું, અગર તે દૂર બેઠી એમ સાધારણ લોકો કહે છે.

પ્રથમ રજોદર્શન ચૌદમા વર્ષની આસપાસના સમયમાં થાય છે. મોટાં શહેરો જ્યાં મોજશોખ વધારે હોય છે, અને વિષય સંબંધી જ્ઞાન અને ઈચ્છા વહેલાં થાય એવી સોબત ને સહવાસ થવાનો સંભવ વધારે રહે છે, ત્યાં પ્રથમ રજોદર્શન વહેલું થાય છે, પણ પાછળથી તે નિયમિત રીતે ચાલતું નથી; તો પણ કુટુંબમાં અને વંશમાં જે પ્રકૃતિ ચાલતી હોય તે પ્રમાણે સ્ત્રીઓને પ્રથમ રજોદર્શન વહેલા મોડું થાય છે.

રજોદર્શન ચાળીસથી પીસ્તાળીશ વર્ષ સુધીમાં બંધ પડે છે, કોઇ સ્ત્રીને તે એકદમ બંધ થઇ જાય છે, અને કોઇને ધીમે ધીમે બંધ થાય છે. શરૂ થયા પછી તે આશરે બત્રીશ વર્ષ સુધી ચાલે છે.

અંડાશયને પરિપકવ કરનાર અને રજોદર્શનના રક્તનો સ્રાવ કરનાર પેટના ગતિતંતુઓ પોતાની મેળે ચાલનાર અવયવો ઉપર તે ગતિતંતુઓ આપણી ઇચ્છા હોય કે ન હોય તોપણ અમલ ચલાવ્યા કરે છે તેવાજ ( nerves from the solar plexus ) છે.

## ગર્ભની ઉત્પત્તિ.

( Reproduction-રીપ્રોડકશન )

કુદરતે સ્ત્રીને અને પુરૂષને પોતાની ઓલાદ ચલાવ્યા કરવાને માટે સર્વ રીતે યોગ્ય કરેલ છે; તે સાથે તે એમ પણ બતાવે છે કે તેમના સમાગમનો હેતુ માત્ર ઇંદ્રિયસુખ નથી, પણ પ્રજોત્પત્તિનો એ છે. તે તેના નિયમ બોલીને કે લખીને બતાવતી નથી, પણ શિક્ષા કરીને બતાવે છે. સ્ત્રી કે પુરૂષ એ સંબંધમાં અયોગ્ય આચરણ કરે તો વિપરીત પરિણામ આવ્યા વિના રહેતું નથી; વળી પ્રજોત્પત્તિના હેતુને દૂર કરીને માત્ર ઇંદ્રિય-સુખની પ્રાપ્તિ કરવા માટે જેટલો પ્રયત્ન કરવામાં આવે તેટલો શારીરિક ને માનસિક તન્દુરસ્તીમાં બિગાડ કર્યા વિના રહેતો નથી.

સ્ત્રી સાથે પુરૂષનો સમાગમ થયા પછી પુરૂષનું વીર્ય ગર્ભાશયની દીવાલોમાં થઇને અગર તો તેના મુખમાં થઇને અંડાશય સુધી પહોચવા પામે છે, અને ત્યાં જે બીજ સૌથી વધારે પરિપકવ ને લાયક થયું હોય, તેની સાથે જોડાઇ જાય છે, એટલે તે બીજ વધારે પરિપકવ થાય છે.

આ. નં. ૨૨૮.

**સ્ત્રીઅંડબીજમાં પુરૂષબીજનો સમાગમ થઇ ગર્ભ કેમ બંધાય છે તેનો દેખાવ.**



The above engraving, an improvement upon one found in the *Anatomia* of *Thomas Brotholiniana* 1677 Plate 46, page 273, represents the union of the extremes of the sexes.

The male, in all respects, is created for giving, even from his very inmost, the female, for receiving, even into her inmost. Hence the fecundating principle, secreted in the testicle from the bosom of his blood is transmitted,—as shown by the dotted line,—to her ovary; where it is received into the ovule, and becomes conjoined with that which is secreted from the bosom of her blood. Thus the extremes meet in the ovule, within the ovary; and the male and the female principles which are immediately concerned in the first act of reproduction, thus conjointly united, become at once and forever a new creation, a new human being in embryo.

U.—The Uterus. ગર્ભાશય.

T.—The Testicle and Appendages વૃષણ અને તેની નળીયો.

O O.—The Ovaries. અંડાશય.

L L.—The Ovarian Ligaments. અંડાશય અને બંધન.

V.—The Vagina. યોનિ.

The dotted line represents the passage of the fecundating principle—not the visible material semen, but the semen's invisible *fecundating principle*, on its way from the testicle, through the vagina, uterine walls and ovarian ligaments, to the ovaries. The material semen is merely a vehicle for placing the electrifying life-force of the male within the reach of the ovule, by a continuous route.

કેટલાક વિદ્વાનોનો મત એવો છે કે સ્ત્રીનું બીજ અંડાશયમાંજ પુરૂષના વીર્યને ગ્રહણ કરે છે, અને પછી ત્યાંજ વધારે પરિપક્વ થઇને પછી તે ગર્ભાશયમાં આવે છે. અને કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે સ્ત્રીનું બીજ અંડાશયમાં, ફેલોપ્યન ટયુબ્સમાં અગર ગર્ભાશયમાં ગમે ત્યાં પુરૂષના વીર્યને ગ્રહણ કરીને પરિપક્વ થાય છે, અને ગર્ભ બંધાય છે. કેટલાક શોધ કરનારાઓ એવું અનુમાન કરે છે કે પુરૂષનું વીર્ય ગર્ભાશયના મુખમાં દાખલ થઇને ફેલોપ્યન ટયુબ્સ મારફતે અંડાશયમાં જાય છે અને કેટલાક બીજા શોધ કરનારા એમ કહે છે કે ગર્ભાશયની દીવાલો અને બંધનોમાં થઇને પણ પુરૂષનું વીર્ય સ્ત્રીના અંડાશયમાં પ્રવેશ કરે છે. કોઇ કોઇ એવા દાખલા પણ મળ્યા છે કે ગર્ભાશયને મુખ બિલકુલ ન હોય, તોપણ સ્ત્રીને ગર્ભ રહ્યો હોય છે.

બીજને પુરૂષના વીર્યનો મેલાપ થઇને ગર્ભ બંધાયા પછી પણ તે ગર્ભરૂપી અંડ પાંચ દિવસ સુધી અંડાશયમાં રહે છે, અને ત્યાંથી નીકળી બે ત્રણ દિવસે ગર્ભાશયમાં જાય છે. અહિંઆં તે બીજમાં જે ફેરફારો થાય છે, તે ઘણા સૂક્ષ્મ અને ગહન હોય છે. વીર્યના સજીવન પરમાણુ ( spermatozoa ) બીજને મળે છે, ત્યારે ઉપરના પડને તોડીને અંદર દાખલ થાય છે, અને થોડીવાર પછી બીજની અંદરનો પીળો ભાગ ( yelk ) સંકોચાય છે, એટલે અંદર જગ્યા ખાલી થાય છે, ને વીર્યના પરમાણુ બીજની ફરતા તેના પડ ( zona pellucida ) માં ફર્યાં કરે છે. આ ખાલી જગ્યામાં એક બે દાણા નીકળી આવે છે અને તે રીતે તે બીજના પીળા ભાગના ઘણા વિભાગ ( segmentation ) થઇ જાય છે; તેથી બધે દાણા દાણા જેવું દેખાય છે, આવા કેટલાક વિભાગ થયા પછી તે ગર્ભાશયમાં દાખલ થાય છે. તે વખતે તે બીજની ઉપર એક આચ્છાદન ( germinal membrane ) બંધાય છે, આ આચ્છાદનનાં પણ પાછળથી બે જાદાં પડ થાય છે; અંદરનું પડ શ્લેષ્મ-પડના જેવું હોય છે, તેમાંથી પોષક અવયવો થાય છે: બહારનું પડ રસ-પડના જેવું હોય છે, તેમાંથી કરોડ અને અંગનું બંધારણ થાય છે.

ઉપર પ્રમાણે ગર્ભની ઉત્પત્તિ વિશેષે કરીને અંડાશયમાં થઇને ગર્ભાશયમાં પરિપક્વ થાય છે. અહિંઆં તે કેટલીક મુદ્દત—આશરે નવમાસ જેટલી રહીને વૃદ્ધિ પામ્યા પછી બચ્ચા તરીકે તેનો પ્રસવ થાય છે.

સહી સલામત પ્રસવ (બચ્ચાને જન્મ આપવો—છોકરૂં સાંપડવું.) થયા પછી નાળ (નાડીયો) સહી સલામત કાપી, ઑર સહી સલામત નિકળી આવે કે પેટ પાટો બાંધી જણનારીને સુવા દેઈ આરામ આપવો. ૧૨–૨૪ કલાક પછી ઉઠે ત્યારે તેને ઉંઘ આવી, દસ્ત સાફ આવે છે, પેશાબ ઉતરે છે અને જ્વર ન આવવાથી તેણીને તૃષા બહુ લાગતી નથી એમ સવાલોના જવાબ મળે ત્યારે સમજવું કે પ્રસૂતિ સહી સલામત થઈ છે.

---

## ગર્ભાધાન (અધરણી) શ્રીમંતનાં ચિન્હો-લક્ષણો.

### The signs and symptoms of Pregnancy.

ધ સાઇન્સ અને સીમ્પટમ્સ ઑફ પ્રેગનન્સી.

ગર્ભાધાનનાં ચિન્હો કેટલીક સ્ત્રીઓને થોડાક કલાકમાંજ શરૂ થાય છે, અને કેટલીક સ્ત્રીઓને એક બે માસ થાય છે, ત્યાં સુધી કશી ખબર પડતી નથી. અમુક કોઇ સ્ત્રીને ગર્ભ રહેલ છે કે કેમ તેનો નિર્ણય શરૂઆતમાં ચિન્હો ઉપરથીજ થઇ શકે છે; કોઈ સ્ત્રીઓ પોતાના શરીરમાં થતા ફેરફારોનું વધારે અવલોકન કરતી હોય તે વિષે જલદી ખબર આપી શકે છે, જે બેદરકાર અને અજ્ઞાન હોય તેને શરૂઆતમાં થતા ફેરફાર લક્ષમાં આવતા નથી.

શરૂઆતથી સ્ત્રીના જ્ઞાનતંતુમાં સમક્ષોભને લીધે ફેરફાર થાય છે, અને તેથી કાં તો તે વધારે માયાળુ તથા વધારે શાંત ને નમ્ર અગર બીકણુ ને સુસ્ત થાય છે; કેટલીકનો સ્વભાવ ચીડીઓ થઇ જાય છે. માથાનો દુખાવો, દાંતનો દુખાવો, ખાવાની ચીજોનો ભાવ અને અભાવ એ સઘળાં ચિન્હો ગર્ભાધાનને લીધે પણુ થાય છે. ઘણી સ્ત્રીઓને ન ખાવાની ચીજો ખાવાનું મન થાય છે. જેને દોહળા થયો કહે છે.

પાચનક્રિયા સંબંધી કેટલાક રોગ થઇ આવે છે, જે ગર્ભાધાન સમયના વ્યાધિઓમાં આપ્યા છે. રૂધિરના ફરવામાં પણુ થોડો ઘણો ફેરફાર થાય છે. શરીરમાં લોહી વધારે હોય એમ લાગે છે, અને કેટલીક વખત શરીરની ગરમી પણુ વિશેષ રહેતી હોય એમ જોવામાં આવે છે. કોઇ કોઇવાર ત્વચામાં કાંઇ રોગ કે ફેરફાર થાય છે, ને ગાલ બેસી જાય છે, જ્યારે રજોદર્શન તેના યોગ્ય વખતે થતું નથી, ત્યારે શંકા ઘણું કરીને તે વખતેજ થાય છે; પણુ (૧) **રજોદર્શનનું બંધ થવું**–absecce of menses એ ચોક્કસ નિશાની નથી. જો તે સાથે દરરોજ (૨) **સવારમાં મોળ આવે, કે ઉલટી થાય**–morning sickness તો તે ઉપર કાંઇક ભરોસો રાખી શકાય છે, તો પણુ ત્રણુ ચાર માસ થયા પહેલાં કાંઇ નિર્ણય ઉપર આવી શકાય નહિ. ઘણી સ્ત્રીઓને મૉળ આવ્યા કરે છે, ને થુંક ઘણું પેદા થાય છે, તેથી થોડી થોડીવારે થુંકના કોગળા કાઢે છે.

**પહેલે મહીને**—કમળ અને તેનું મુખ પોચું ને ઢીલું લાગે છે, કમળનું મુખ લાંબા ચીરાવાળું રહેવાને બદલે જરા ગોળ આકારનું થાય છે. યોનિમાર્ગની ઉષ્ણુતા વધારે રહે છે, અને તેમાં શ્લેષ્મરસ વિશેષ પેદા થાય છે.

**બીજે મહિનેથી (૩) સ્ત્રીના સ્તનમાં થતા ફેરફારો** (Enlargement of Breasts) તરફ લક્ષ આપવાથી નિર્ણય કરવામાં કાંઇક મદદ મળે છે. સ્તનનું માંસ કાંઇક વધારે નાજુક થાય છે, અને તેની સહનશક્તિ કમી થાય છે, તેમાં કાંઇ ભર્યું હોય અને થડકતું હોય એમ લાગે છે, પહેલાંના કરતાં તેનું કદ વધારે મોટું તથા માંસનો ભાગ વધારે કઠણુ અને ગાંઠાદાર થાય છે. છાતી ઉપરની શિરાઓ વધારે પહોળી થાય છે, અને બારીકાઇથી જોતાં ખુલ્લી નજરે જોઇ શકાય છે.

**(૪) સ્તનની દીંટડીનો રંગ વધારે કાળાશ પડતો થાય છે,** (Darkening of the Areola around the nipple) ને તેની ફરતા ગુલાબી દાણા દેખાય છે. સ્તનની ત્વચા પહેલા કરતાં વધારે સુંવાળી અને ભીની રહે છે; અંદર દુધ થવા માંડે છે અને દાબવાથી જરા બહાર આવે છે.

આ. નં. ૨૨૯.
સ્તનનો અંદરનો દેખાવ.



Mammary Gland and its lobes.
A. Meadows.

આવા સ્તનના ફેરફાર ગર્ભાશયના કે અંડાશયના વ્યાધિથી પણ થાય છે, માટે તે ચોક્સ નિશાની નથી; તો પણ જો સ્તનની દીંટડીના ફરતા ગુલાબી દાણામાં ચરબીવાળો પદાર્થ (sebacious matter) છે એમ ખાત્રી થઇ શકે તો તે કાંઇક વધારે વજનદાર નિશાની ગણાય છે. આ મહિનામાં કમળનું મુખ જરા નીચે હોય છે, ને તે છેક ગોળ થઇને બીડાઇ જાય છે. ગર્ભાશયની ગ્રીવાનો ભાગ વધારે મોટો ને જાડો થાય છે. પેટનો આકાર જરા ચપટો લાગે છે.

**ત્રીજે મહિને (૩) પેડુ જરા બહાર પડતું** મોટું થવા–Enlargement of the abdomen લાગે છે. સ્તનના ફેરફાર વધારે સ્પષ્ટ જણાય છે. તેની દીંટડીની ફરતા દાણા વધારે મોટા થાય છે અને તેથી બરાબર ગણી શકાય છે. તેની સંખ્યા બારથી વીસ સુધી હોય છે. દીંટડી વધારે મોટી થાય છે, અને તેમાંથી **(૬) દુધ નીકળી** ( milk in the Breasts ) **શકે છે.** ગર્ભાશયનું મથાળું આગળ મૂત્રાશય ઉપર નમે છે, અને કમળ પાછળ મળાશય તરફ ગયું હોય એમ લાગે છે. આ ફેરફારથી કેટલીક સ્ત્રીઓને પેશાબની હાજત વખતોવખત થયા કરે છે. આ માસમાં કમળ જરા ઉંચું ગયું હોય એમ લાગે છે.

**ચોથે મહિને** સમક્ષોભથી જ્ઞાનતંતુમાં થતો ફેરફાર કમી થાય છે, પણ પેડુ વધારે મોટું ને આગળ પડતું થાય છે; વળી પેટના બીજા ભાગ કરતાં તે જરા વધારે કઠણ લાગે છે. યોનિમાં પરીક્ષા કરતાં ગર્ભાશયનો આગળનો ભાગ ગોળ લાગે છે; પણ એ સઘળાંથી વધારે ઉપયોગી ચિન્હ એ છે કે, આ મહિનામાં બાળક પેડુમાં ફરતું હોય તેની લાગણી સ્ત્રીના જાણવામાં આવે છે. આ ફરકવાના લક્ષણોને સાધારણ ભાષામાં quickening–ક્વીકનીંગ કહે છે. આ ચિન્હથી બચ્ચું જીવતું છે તેની ખાત્રી માતા અને દાકતરને સારી થાય છે. પહેલ વહેલું ફરકવાનું લક્ષણ જણાય ત્યારથી સાડાચાર મહીને બાળક જન્મશે એવી ગણત્રી ઘણી વખત ખરી પડે છે.

### (૭) ફરકવું.
### ( The Movements of the Child. )
ધ મુવમેન્ટસ ઑફ ધ ચાઇલ્ડ.

નાભી નીચેના હરકોઇ બાજુના ભાગ પર પણ ઘણું કરીને શ્રવણનળી મુકવાથી ગર્ભના રક્તાશયના ધ્વનિ ( The foetal heart sounds–ધ ફીટલ હાર્ટ સાઉન્ડઝ ) સંભળાય છે, અને ડાબી બાજુ પર તે બહુ ઉતાવળા થાય છે. તેથી બીજા ધ્વનિથી તેને જુદા ઓળખી શકાય છે. ઘડીયાળના ટીકટ્રેકના ટકોરા માફક તે એક મીનીટમાં ૧૩૦ થી ૧૫૦ સુધી સંભળાય છે, જેથી ગર્ભની જાત પારખી શકાય છે. વળી જેમ ગર્ભ અંદર ફરે છે, તેમ શ્રવણ કરવાનું સ્થાન ફેરવવું પડે છે. બાળકના રક્તાશયના આ ધ્વનિ એ ગર્ભાશયની ચોક્કસ **નિશાની** છે. કોઈવાર ગર્ભાશયમાં પાણીનો બહુ જમાવ હોય તો વખતે આ ધ્વનિ નથી સંભળાતો.

જો ૧૪૪ ધ્વનિ દર મિનિટે ગણાય તો છોકરીનો જન્મ થશે. અને જો દર મિનિટે ૧૨૪ ધ્વનિ સંભળાય તો ઘણા દરજ્જે છોકરો અવતરશે.

**પાંચમે મહિને** ઉપરનાં બધાં ચિન્હો હોય છે, તે સિવાય એક બીજી સરલતા પણ મળે છે. અને તે **(૧૦) ટકોરા** ( ballottement–બૅલૉટમાં ) મારવાથી થતી પરીક્ષા છે. સ્ત્રીને ઉભી સ્થિતિમાં રાખીને યોનિદ્વારમાં પહેલી આંગળી ( Index Finger ) નાખ્યા પછી તેવડે કમળને તેના મુખને મૂત્રાશયની વચેના ભાગમાં ટકોરો માર્યો હોય તો તરત તે સ્થળેથી કાંઇ ભારે વસ્તુ ઉંચી ચડી ગઈ હોય એમ લાગે છે, અને થોડી વાર સુધી આંગળી તેજ સ્થળે રાખવાથી પાછી તે ભારે વસ્તુ ત્યાં આવીને બેસતી હોય એમ લાગે છે.

આ. નં. ૨૩૦.

ગર્ભસ્થાનની અંદર પાંચ માસનો ગર્ભ અને ઑર.



Fœtus in utero at fifth month
A. L. Galabin.

આ ભારે વસ્તુ બીજું કાંઈ નહિ પણ ગર્ભ હોય છે, તેને હડસેલો લાગવાથી તે ગર્ભાશયના પ્રવાહિમાં ઉંચો ચડે છે, અને પાછો નીચે આવીને બેસે છે. ગર્ભના રક્તાશયના ધ્વનિ સ્પષ્ટ રીતે સંભળાય છે, અને ગર્ભ ફરે છે, તે વિષે તેની માને બરાબર ખબર પડે છે.

છઠ્ઠે **મહિને** ગર્ભાશયનું મથાળું સ્ત્રીની નાભિ સુધી ઉંચું આવે છે, અને તેથી પેટ એક સરખું ગોળ ને આગળ વધેલું જણાય છે. (૧૨) **ઑરનો ખાસ ધ્વનિ** ( Uterine-souffle ) યુટેરાઇન સુફલ તથા ગર્ભના રક્તાશયનો ધ્વનિ ઘણી સ્પષ્ટતાથી સંભળાય છે. ટકોરાની પરીક્ષા પણ સારી રીતે થઇ શકે છે.

**ઑરનો ધ્વનિ** ( Placental Bruit-પ્લૅસૅન્ટલ બ્રુઈ) દૂરથી દરિયાનો અવાજ આવતો હોય તેવો હોય છે તે પેડુની ડાબી કે જમણી બાજુએ સંભળાય છે.

**સાતમે મહિને** નાભિનો ખાડો ઓછો થાય છે, અને કેટલીકવાર તદ્દન અદષ્ટ થઇ જાય છે. ગર્ભાશયનું મથાળું નાભિની ઉપર આશરે બે ઇંચ જેટલું ઉંચું આવ્યું હોય છે. કમળ ઘણું ઉંચું ચડી ગયું હોય છે, અને બીજાં ચિન્હો-ગર્ભના રક્તાશયનો ધ્વનિ તથા ઑરનો ધ્વનિ વધારે સ્પષ્ટ થાય છે. ટકોરાથી પણ સારી પરીક્ષા થઈ શકે છે.

**આઠમે મહિને** નાભિનો ખાડો દેખાતો નથી, પેટ ઘણું મોટું થાય છે; બચ્ચાના માથાને યોનિમાર્ગ મારફતે સ્પર્શ કરી શકાય છે. કમળ ઘણું ઉંચુ ગયું હોય છે, અને આંગળીથી તેનો સ્પર્શ મુશ્કેલીથી થઇ શકે છે. યોનિમાર્ગ ભીનો રહે છે અને તેનો રંગ જરા કાળાશ પડતો થાય છે. સ્તન મોટા ને કઠણ થાય છે, તેમાં દુધ ઘણું હોય એમ લાગે છે. ઑરનો ધ્વનિ, તેમજ ગર્ભના રક્તાશયનો ધ્વનિ સ્પષ્ટ સંભળાય છે. પેટ ઉપર હાથ રાખવાથી પણ ગર્ભ ફરતો જણાય છે.

**નવમે મહિને:**—કમળનો ભાગ જણાતો નથી, અને ગર્ભાશયનું મથાળું નાભિના પ્રદેશમાં ઉંચું ગયું હોય છે. સઘળા ધ્વનિ જોરથી સંભળાય છે, અને ગર્ભ ફરકે છે, તે ઘણી સારી રીતે જાણી શકાય છે.

**દશમે મહિને**—ઉપરની સઘળી નિશાનીઓ હોય છે, ને તેમાંથી ઘણીખરી આ વખતે જેવી સ્પષ્ટ જણાય છે, તેવી સ્પષ્ટ બીજા કોઈ વખતે જણાતી નથી. શ્રવણ-પરીક્ષા કરવાથી ગર્ભાશયનો ધ્વનિ ( souffle ), ગર્ભના રક્તાશયનો ધ્વનિ, fœtal heart sounds, ગર્ભના નાળનો ધ્વનિ ( funic sound ) અને ગર્ભના ફરવાથી થતો ધ્વનિ એ ચારે બરાબર સંભળાય છે. કમળનું મુખ ત્રિકાસ્થિ તરફ ગયેલું હોય છે, અને તે ગોળ ખાડા જેવું લાગે છે. આ મહિનામાં ટકોરો મારવાથી ગર્ભ ઉંચો ચડતો જણાતો નથી, કેમકે ગર્ભના ફરતું પાણી કમી થઇ ગયું હોય છે. યોનિમાર્ગની રક્તનળીઓ લોહીથી ભરેલી દેખાય છે, ને તેથી તેનો એકંદર દેખાવ વધારે કાળો થાય છે. આ મહિનામાં કોઇ કોઇ સ્ત્રીને ધાત જાય છે જેને કીસ્ટીન કહે છે. કેટલીક સ્ત્રીઓને શરૂઆતથી પેશાબમાં આ ધાત પેશાબ ઝીલી રાખવાથી દેખાય છે.

---

## ગર્ભાધાનની મુદત.

Duration of Pregnancy-ડયુરેશન ઑફ પ્રેગનન્સી.

સાધારણ રીતે દરેક સ્ત્રી સમજે છે કે ગર્ભ નવ મહિના સુધી પેટમાં રહે છે, કોઇવાર તે ઉપર પાંચ દશ દિવસ જાય છે, અને કોઇવાર બે ચાર દિવસ તેમાં ઓછા રહે છે; આ ગણતરી કરવામાં કેટલીક મુશ્કેલી નડે છે, તો પણ કાયદામાં બસોને એંસી દિવસની મુદત સાધારણ કાયદેસર ઠરાવવામાં આવે

ગર્ભાધાન થયાની તારીખની નીચે તેનો પ્રસવ થવાની તારીખ છાપેલી છે. છેલ્લા ઋતુસ્રાવના પહેલા દિવસથી દહાડા ગણેલા છે.

| | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જાનેવારી | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ |
| ઓક્ટોબર | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | નવે. ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ફેબ્રુઆરી | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | | | |
| નવેમ્બર | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ડીસે. ૧ | ૨ | ૩ | ૪ | ૫ | | | |
| માર્ચ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ |
| ડીસેમ્બર | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | જાને. ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| એપ્રીલ. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | |
| જાને. | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ફેબ્રુ. ૧ | ૨ | ૩ | ૪ | |
| મે. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ |
| ફેબ્રુ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | માર્ચ. ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| જુન. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | |
| માર્ચ. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | એપ્રી. ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | |
| જુલાઇ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ |
| એપ્રીલ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | મે. ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| આગસ્ટ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ |
| મે. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | જુન ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| સપ્ટેમ્બર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | |
| જુન. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | જુલાઇ ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | |
| ઓક્ટો. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ |
| જુલાઇ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ઓગસ્ટ. ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| નવેમ્બર. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | |
| આગસ્ટ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | સપ્ટે. ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | |
| ડીસેમ્બર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ |
| સપ્ટેમ્બર | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ઓક્ટો. ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |

છે. કેટલાક રાજા રજવાડાઓમાં સણીઓ ભારે વાઇ તેમજ પૈસાદારની તરતની વિધવા થયેલી શેઠાણીઓ ભારેવાઇ હોય છે, તે વખતે દોલત અને રાજના વારસની તકરારો ઉઠે છે અને તેનાપર સરકાર તરફથી ઘણો જાપતો રાખવામાં આવે છે તથા દાક્તરો અને દાક્તરી મડમોને તપાસ કરવા તથા મત લેવા માટે સારા પૈસા ખરચાય છે ત્યારે ગર્ભાધાનની મુદ્દત નક્કી કરવાનો ઘણીજ અગત્યનો સવાલ ઉઠે છે અને ૨૮૦ દિવસ ઉપર અગર અંદર થોડા દિવસે બાળકનો પ્રસવ થાય તો તેને માટે તકરાર લેવા દેતા નથી.

ગર્ભાધાન પછી પ્રસુતીનો દિવસ ઘણી સ્ત્રીઓ પોતાનાં ચિન્હ ઉપરથી શોધી કાઢી શકે છે, પરંતુ ગર્ભ કયે દિવસે રહ્યો તે નક્કી કરી શકાતું નથી. જે સ્ત્રીઓ ગર્ભ રહેતી વખતેજ પોતાને થતાં ચિન્હ ઓળખી શકે છે તે સ્ત્રીઓ તે વખતથીજ પોતાના દિવસો ગણવા લાગે છે, પણ ઘણી ખરી સ્ત્રીઓ રજોદર્શન બંધ થાય, ત્યારથી ગર્ભધાનની મુદ્દત ગણે છે. કોઇ કોઇ સ્ત્રીઓ જે આ બેમાંથી એકે રીતે ગર્ભાધાનની શરૂઆત સમજી શકતી નથી, તે પોતાનો ગર્ભ પ્રથમ ફરકે ત્યારે લગભગ સાડચાર માસ થયા એમ ગણે છે. આ બધી ગણતરી કરવાની રીતમાંથી એકે ચોક્કસ પરિણામ આપી શકતી નથી. કેમકે ગર્ભ ક્યારે રહ્યો તે જાણવાનું સાધન ઘણીવાર કાંઈ હોતું નથી, અને તેથી બે દિવસ વધતા ઓછા થાય છે, કોઇવાર કાંઇ દર્દને લીધે અગર બાળક ધાવતું હોય તેને લીધે ઋતુસ્રાવ બંધ હોય, અને તેવામાં હમેલ રહે ત્યારે ગર્ભાધાનની મુદ્દત ગણવામાં વધારે મુશ્કેલી નડે છે.

ગર્ભ વધારેમાં વધારે પૂરા દશ મહિના સુધી અગર તેથી પણ જરા વધારે વખત સુધી રહે છે, અને ઓછામાં ઓછા ૭ મહિના પૂરા થયા પછી સજીવન અવતરી શકે છે.

આ સાથે ગર્ભાધાનની મુદ્દત ગણવાનું કોષ્ટક આપ્યું છે તે જરૂર પડે ત્યારે ધ્યાનમાં લેઇ મુદ્દત કહેવી.

---

આ. નં. ૨૭૧.

## ગર્ભાધાનના દિવસો નક્કી કરવાની બીજી રીત.

### ન્યુયૉર્કના દા. વીલીઅમ એલ. કે-ટોશનું ગર્ભાધાનની મુદ્દત ગણવાનું કૅલૅન્ડર.



Obstetric Calendar.

આ ચક્રો ઉપરથી પણ પ્રસવ થવાનો દિવસ સહેલાઇથી નક્કી થઈ શકે છે. જે માસમાં જે તારીખે છેલ્લો ઋતુસ્રાવ થયો હોય, તે માસની આગળ જે આંકડા લખ્યો હોય તે તે તારીખથી પછી તરત ચક્રમાં જમણી બાજુએ ચાલતાં જે માસ આવે તેની તેટલામી તારીખમાં તે ઉમેરવો. એટલે પ્રસવની તારીખ આવશે. દાખલા તરીકે છેલ્લો ઋતુસ્રાવ ડીસેમ્બરની ૧૭ મીએ થયો હોય, તો તેની પછી જમણા હાથ તરફ ચાલતાં સપટેમ્બર માસ આવે છે, તો તેની ૧૭ મી તારીખમાં દિવસ ૬ જે ડીસેમ્બરની જમણી બાજુએ લખેલા છે, તે ઉમેરવા એટલે કે ૧૭ + ૬ = ૨૩ આવ્યા, જેથી સપ્ટેમ્બરની ૨૩ મી તારીખે પ્રસવ થશે.

## ગર્ભવાળા ગર્ભાશયના મથાળાની સ્થિતિમાં થતો ફેરફાર.

| | |
|---|---|
| બીજો મહિનો પૂરો થયે | ગુહ્યકેશભૂથી ૧½ ઈંચ ઉપર હોય છે. |
| ત્રીજો મહિનો પૂરો થયે | ગુહ્યકેશભૂ ને નાભિની વચમાં. |
| ચોથો મહિનો પૂરો થયે | ગુહ્યકેશભૂ ને નાભિની વચમાં ⅔ ભાગ ઉપર. |
| પાંચમો મહિનો પૂરો થયે | નાભિની સમાંતર. |
| છઠ્ઠો મહિનો પૂરો થયે | નાભિની ઉપર એક કે દોઢ ઈંચ. |

| | |
|---|---|
| સાતમે મહિને પૂરા થયે | નાભિ ઉપર અઢીથી ત્રણ ઈંચ. |
| આઠમે મહિને પૂરો થયે | નાભિ અને છાતીના મધ્ય હાડકાની વચલા માર્ગમાં કે ભાગે. |

તે પછી ગર્ભાશયનું મથાળું છાતી તરફ ઉંચું ચઢતું જાય છે, અને પ્રસવ થવાના છેલ્લા અઠવાડીઆમાં, તે નીચે ઉતરવા લાગે છે.

## ગર્ભની લંબાઇ, વજન વિગેરે.

| ગર્ભ ધારણના દિવસ. | ગર્ભની લંબાઈ. | ગર્ભનું વજન. |
|---|---|---|
| ૨૮ | એક આડા જવ જેટલી. | ૨૦ ગ્રેઈન્સ. |
| ૫૬ | બે આડા જવથી ત્રણ આડા જવ જેટલી. | ૨ ડ્રામથી ૫ ડ્રામ અથવા આશરે ૧ રૂ. ભાર. |
| ૮૪ | બેથી ત્રણ ઈંચ. | ૧ થી ૨ આઉંસ. |
| ૧૧૨ | ત્રણથી છ ઈંચ. | ૨ થી ૩ આઉંસ. |
| ૧૪૦ | છથી આઠ ઈંચ. | ૫ થી ૭ આઉંસ. |
| ૧૬૮ | આઠથી દશ ઈંચ. | ૧ રતલ. |
| ૧૯૬ | દશથી તેર ઈંચ. | ૨ રતલથી ૩ રતલ. |
| ૨૨૪ | તેરથી સાડાપંદર ઈંચ. | ૩ રતલથી ૫ રતલ. |
| ૨૫૨ | સાડાપંદરથી અઢાર ઈંચ. | ૬ થી ૯ રતલ કે વધારે. |
| ૨૮૦ | અઢારથી સાડીવીસ ઈંચ. | |
| ૨૮૭ | સાડીવીસથીચોવિસઈંચ. | |

ઉત્તમ ગર્ભાધાનમાં જન્મતી વખતે બચ્ચાનું વજન સાધારણ રીતે આશરે ૭ રતલ હોય છે.

## નવું જન્મેલું બાળક.

New–born Infant—ન્યુબૉર્ન ઇન્ફન્ટ.

આપણા દેશમાં નવા જન્મેલા બાળકોનું વજન બહુ હોતું નથી, અને તેથી ઘણાંખરાં નબળાં હોય છે. આ લખાણ ઇંગ્રેજી લલનાઓનાં જન્મેલાં બાળકોના વજનને લાગુ પડે છે.

નવું જન્મેલું બાળકનું વજન ૬½ થી ૯ રતલ હોય છે, છોકરાનું વજન છોકરીના વજનથી જરા વધારે હોય છે, અને જેને અગાડી બચ્ચાં અવતર્યાં હોય છે તેના બચ્ચાંનું વજન પહેલવહેલાં જન્મેલાં બચ્ચાં કરતાં કાંઇક વધારે હોય છે.

બાળકના વજનનો આધાર ધણી ધણીઆણીની ઉંચાઈ, તેમનો બાંધો અને ગર્ભાધાનમાં અડચણો ઉપર રહે છે.

નબળા બાંધાની માતાઓ તેમનામાં રક્તની નિર્બળતા અને પાતળા, નબળા ધણી સાથેનું લગન એનાથી જન્મેલા બાળકોનું વજન ૪½ થી ૭ રતલ હોય છે.

ઘણી ઉલટીવાળી સ્ત્રીના બાળકનું વજન પા રતલ હોય છે. કંઠમાળ અને ઉપદંશવાળી સ્ત્રીના બાળકનું વજન ઓછું થાય છે અને ઉપદંશવાળીમાં ભાગ્યેજ જીવતું અવતરે છે.

બાળકનું વજન જન્મ પછી ત્રણ દિવસમાં ઘટે છે અને ત્યાર પછી અસલ વજન પર આવી જાય છે. અધુરે જન્મેલા બાળકનું વજન જો બાળક નબળું હોય અને દૂધ પી શકતું અગર ધાવી શકતું ન હોય તો વજન ઘટે છે. તેમજ કમળો થાય તો ઓછું થાય છે અને જેમ જેમ વજન ઘટતું આવે તેમ તેમ બાળક ઉછરી આવતું નથી અને આખરે જોખમમાં આવી જાય છે; કારણ કે તેનાથી દુધ પીવાતું નથી, અગર નબળા દુધનું ધાવણ મળે છે, અગર બાળકથી ડીંટડીઓ ખેંચી શકાતી નથી. માના પડખામાં બચ્ચું ધાવ્યા વગર પડયું રહે છે, અને જોખતાં વજન વધતું નથી માટે ધવરાવ્યા પહેલાં તથા પછી વજનની વખતોવખત ખાત્રી કરવી જોઇએ. અને વજન વધતુ જતું ન હોય તો બાળક પોષણ વગર મરણ પામશે એમ ધારવું. કદાચ ધાવ રાખ્યા પછી પણ વજન વધતું ન હોય તો ધાવ પણ બદલવી અને સાત મહીના સુધીમાં વજન વધતું જતું હોય તો એમ ધારવું કે બાળકને બરોબર પોષણ મળે છે, અને ઉછરે છે. આ ખાત્રી કરવા સારૂ દર અઠવાડીએ વજન લેવું જોઇએ.

માતાના અગર ધાવના મંદવાડને લીધે ધાવણમાં થોડા દિવસની અડચણ આવે તો એકદમ ફેરફાર નહી કરતાં ચલાવી લેવું જોઇએ અને લાંબો મંદવાડ હોય તથા દુધ બગડયું હોય તો જરૂર ફેરફાર કરવો. ધાવ બદલવાની હોય તો તેને જરા પણ માલમ પડવા દેવી નહિ, અને જયારે પાસ કરેલી ધાવ તૈયાર હોય ત્યારેજ તેને બદલવાની છે એમ જણાવવું અને ત્યાર પછી તે રજા આપેલી ધાવને બચ્ચું ધવરાવવા આપવું નહિ.

ઑર એ બહુજ ઉપયોગિ વસ્તુ છે.—અને (Placenta—પ્લેસેન્ટા) ફેફસા અને જઠરનું કાર્ય કરે છે.

ઑરના બન્ને પડમાં બચ્ચું નવ માસ રહે છે. અને ઑર અને બચ્ચાની નાળ દ્વારાએ ગર્ભનું પોષણ થાય છે. નાળ જેને ઇંગ્રેજીમાં (Funis or Umbilical Cord—ફ્યુનીસ, અંબીલાઇકલ કૉર્ડ) અંબીલાઇકલ કૉર્ડ કહે છે જેના વતી માતા બચ્ચા સાથે સંધાય છે તથા બચ્ચાની અંબોઇ સાથે તેનો એક છેડો હોય છે, અને નાળનો બીજો છેડો ઑર સાથે સંધાયલો રહે છે અને ઑરના મધ્યભાગ સાથે ઘણાભાગે નાળ લાગેલો હોય છે. પણ કોઇ કોઈ વખત કોરે પણ લાગેલો હોય છે અને કોઇ કોઇ વખત ઑરના કોઇ પણ ભાગ પર લાગેલો હોય છે. પુર્ણ પ્રસવ કાળે ૨૧ થી ૨૩ ઇંચ લાંબો હોય છે; પણ કોઈ કોઈ સ્ત્રીઓમાં પાંચ છ ફીટ લાંબો હોય છે અને ટુંકામાં ટુંકો પાંચ ઇંચ હોય છે. ગર્ભ રહ્યા પછી ત્રણ ચાર અઠવાડીઆ સુધી નાળ કાંઇ દેખાતો નથી; પણ પાંચ છ અઠવાડીયામાં જાડો નાનો દોરડા જેવો નાળ થાય છે. જણતી વખતે ઘણું કરીને નાયડો બાળકની ડોકમાં વિંટલાયલો હોય છે અને મસ્તકમાંથી વખત આવ્યે ખસેડી શકાય છે. આવું હોય છે ત્યારે નાળ બહુ લાંબો હોય છે. કોઈ કોઇ વખત નાળમાં ગાંઠો પડેલી હોય છે; પણ આથી બચ્ચું મરી જતું નથી.

---

## ગર્ભાધાનમાં બાળકનો જન્મ થતાં પહેલાં ગર્ભનું રૂધિરાભિસરણ.

### ( Circulation of the fœtus )

સરકયુલેશન ઑફ ધ ફીટસ.

કેટલીક વિલક્ષણ અને ચમત્કારિક સ્ત્રીઓમાં એવા વિચાર ઉત્પન્ન થાય છે કે માતાના પેટમાં ગર્ભનું પોષણ શ્વાસોચ્છવાસ અને લોહીનું ફરવું કેવી રીતે વગર અડચણે ખાધા વગર હવા મળ્યા વગર અને હૃદયસ્થાન વગર અદૃષ્ય રૂપે થતું હશે? આના ઉત્તરમાં લખવાનું કે માતાના પેટમાં બાળક હોય છે ત્યારે બાળકનું રૂધિરાભિસરણ નીચે પ્રમાણે થાય છે. માતાના ગર્ભાશયમાં ગર્ભ વખતે ઑર (પ્લેસેન્ટ) પહેલી થાય છે ત્યારે ઑરમાંથી રૂધિર બાળકની નાભીમાંથી નાળ દ્વારાએ ડુંટી સુધી ગર્ભમાં જાય છે અને બાકીનું લોહી યકૃત (Liver) તરફ વહે છે; તેમાંથી થોડું તે ઇંદ્રી તર્ફ જાય છે અને બાકીનું ડકટસ વીનોસસ (Ductus Venosus) દ્વારાએ ઍસેન્ડીંગ વીનાકેવામાં જાય છે અને તેની દ્વારાએ જમણી કર્ણિકા (Auricle)માં જાય છે. આમાંથી થોડું લોહી ડીસેન્ડીંગ વીના કેવામાં જાય છે અને થોડું લોહી ફેરામેન ઑવેલી ( Foramen ovale ) દ્વારાએ ડાબી કર્ણિકામાં જાય છે, અને ત્યાંથી પછી ડાબી જવનિકા (Ventricle) માં જાય છે અને થોડો ભાગ જમણી જવનિકાના સંકોચ સાથે પલ્મોનરી ધમનીમાં જાય છે અને પછી ડકટસ આર્ટીરીઓસસ દ્વારાએ મોટી ધમની—એઓર્ટામાં જાય છે. ડાબી જવનિકામાંથી પણ લોહી એઓર્ટામાં જાય છે અને એઓર્ટામાંથી થોડું લોહી ગર્ભના મસ્તક અને હાથો દ્વારાએ ઉપર ફરે છે અને પછી ધડ અને પગો દ્વારામાં લોહી નીચે ફરે છે. બાળકના શરીરના નીચલા ભાગમાં ફરતાં ફરતાં ઇન્ટર્નલ ઈલીઆક ધમનીઓ દ્વારાએ નાળની ડુંટીની ધમનીઓમાં થઇને (પ્લેસેન્ટા) ઑરમાં પાછું સાફ થવા આવે છે.

આ. નં. ૨૩૨.

( ગર્ભાશયમાં ગર્ભનું રૂધિરાભિસરણ ).



Diagram of the Fœtal circulation (from Wilson).

1. Umbilical vein proceeding from. the placenta (2).

3. Umbilical vein, dividing into branches; two (4, 4), to be distributed to the liver; and one (5), the ductus venosus, which enters the inferior vena cava (6).

7. Portal vein, communicating with the right hepatic branch.

8. Right auricle.

9. Left auricle.

10. Left ventricle.

11. The arch of the aorta.

The arrows 12 and 13, represent the return of the blood from the head and upper extremities through the jugular aud subclavian veins.

14. Superior vena cava.

15. Right vena cava.

16. Pulmonary artery.

17. Ductus arteriosus.

18. Descending aorta.

19. Hypogastric arteries.

20. External iliac.

Fœtal Circulation in Utero.

C. Heath F. R. C. S.

**બાળક જન્મે ત્યાર પછી તેનામાં થતા ફેરફારો.**

હવે ગર્ભાધાનમાંથી બાળક બહાર પડેછે અર્થાત્ જન્મે છે કે તરતજ તે રડવા માંડે છે, અને રડયા પછી તેનો નાયડો કાપવામાં આવે છે. તેનું કારણ કે દુનીઆની હવા ખાય છે ત્યારે તે બાળકના ફેફસા દ્વારાએ તેનામાં હવા જાયતોજ બાળક જીવતું રહે છે. બાળક રડે છે ત્યારે રૂધિરાભિસરણ બીજા માણસોમાં ચાલે છે તેમ ચાલવું શરૂ થાય છે; પણ તેની સાથે બાળકના રૂધિરાભિસરણના અવયવોમાં હમેશને માટે તરતજ કુદરત ફેરફાર કરે છે. રડતાં અંદર શ્વાસ લેતાંજ ફેફસાનાં છિદ્રો ઉઘડે છે, અને વધારે રૂધિર તેમાં દાખલ થઈ વહે છે. ડકટસ આરટીરીઓસસની હવે જરૂર રહેતી નથી તેથી તે લંબાઇને બંધ થઇ જાય છે. તેજ વખતે જમણી કર્ણિકાનું સઘળું લોહી જમણી જવનિકામાં જાય છે; ડાબી કર્ણિકા ફેફસાની ચાર પલમોનરી શિરામાંનું લોહી ખેંચી લાવે છે અને રૂધિર અતિ વહેવાથી જમણી કર્ણિકામાં જવા વાસ્તે ફોરામેને આવેલીનું છિદ્ર રૂધિર પાછું વહેવાથી બંધ થઈ જાય છે અને આથી બન્ને કર્ણિકાની વચમાં પૂરેપૂરૂં પડ થઈ બંધાઇ જાય છે.

નાયડો કાપ્યા પછી અમ્બીલાઇકલ નાડીઓ અને શિરાઓમાં લોહી નહી વહેવાથી તે નાયડો સુકાઇ જઈ બંધ થઈ ખરી પડે છે અને તેવોજ ફેરફાર તેજ કારણથી અમ્બીલાઇકલ શિરા અને ડકટસ વીનોસસમાં થાય છે અને આ ફેરફારોથી હમેશને માટે મોટા મનુષ્યની માફક રૂધિરાભિસરણ ચાલે છે.

---

**ગર્ભાશયમાં ગર્ભના મરણનાં લક્ષણો.**

Signs of the Death of the foetus in Utero.

સાઇન્સ ઑફ ધ ડીટસ ઈન યુટેરો,

ગર્ભાધાનની પરીક્ષા કોઇ વખત ગર્ભાશયમાં ગર્ભના મરણ થવાથી વધારે મુશ્કેલીવાળી થઇ પડે છે. આથી કરીને દર્દી અને દાકતરનું મન આ વિષય પર વધારે શંકાશીલ થઇ પડે છે. કારણકે કોઈ વખત ખાત્રી સાથે બાળક જીવતું છે કે મરી ગયું છે તે કહેવાની જરૂર પડે છે. આ મત દાકતર તરીકેજ નહિ પણ પ્રસવ વખતે શસ્ત્રોપચાર કરવામાં અને તેમાં ખાસ કરીને ભ્રમણ કરવામાં તથા ચીપીઆ લગાડી બાળકનો પ્રસવ કરાવવામાં અથવા તો શિરછેદન કરવામાં દાકતરના મત લેવામાં આવે છે. જ્યાં સુધી માતાને જરા ઇજા કરીને બાળકનો સહીસલામત પ્રસવ કરાવાય ત્યાં સુધી બહુજ ઉત્તમ છે. જ્યારે ગર્ભ મરી ગયો છે એમ ખાત્રી થાય તો જેમાં વધારે યશ મળે અને માતાને ઘણુંજ જુજ જોખમ થાય તેવો રસ્તો લેવો એ વધારે ડાહાપણ ભરેલું છે.

બાળક મરી ગયું છે કે જીવતું છે તે ખાત્રીથી કહેવું એ દુર્ભાગ્યે ઘણુંજ કઠણ છે. તે છતાં કેટલાંક લક્ષણોથી કહી શકાય છે. આ લક્ષણોના બે ભાગ કરેલા છે. ૧ વિભાગમાં પ્રસવ પહેલાનાં

લક્ષણો અને ૨ વિભાગમાં પ્રસવ વખતે થતાં લક્ષણો હોય છે.

પ્રસવની શરૂઆત થયાં પહેલાં ગર્ભના મરણનાં લક્ષણો, અને વધારે વખત થઇ આવેલા તેના કીમતીપણાના પ્રમાણમાં અત્રે લખ્યાં છે.

૧ પેડુમાં કાંઇ મરી ગયું છે તેવી લાગણી અને તેનો ભાર લાગવાથી જણનારીને એમ લાગે છે કે તેનો ગર્ભાશય નીચે પડી ગયો છે. તેની સાથેઃ-

૨ પેટમાં ટંડું લાગે છે અને કોઇ કોઈવાર ટાઢની કંપારી થઈ આવે છે. શ્રવણનળી પેટપર મૂકવાથી ગર્ભના કાંઇ અવાજ સંભળાતા નથી અને બાળક ફરકતું લાગતું નથી.

બાળકનું ફરકવું માતાને તેમજ દાકતરને સમજાતું નથી.

૩ પેટ નરમ થઈ ગયેલું લાગે છે. તેની કઠીનતા તેમજ સ્થિતિસ્થાપકતા અને મૉળાશ જતી રહી હોય છે.

ગર્ભ પેટમાં આમ તેમ દર્દીના ફરવા સાથે ફરે છે.

પેટ બેસી જાય છે તેથી ડુંટી પણ બેસી જાય છે, ગર્ભને મરી જવાને દીર્ઘકાળ થઇ જાય તો પેટ ઘણું કદમાં કમી થઇ જાય છે, સ્તન લચી નરમ પડી જાય છે, દુધ પેદા થતું અટકી જાય છે, યોનિમાંથી સ્નિગ્ધ દુર્ગંધીવાળો શ્લેષ્મ નિકળે છે અને આટલાં લક્ષણો સાથે તેણી માંદગીવંત લાગે છે. તથા સુસ્ત ને મનમાં દિલગીરીવાળી દેખાય છે, ક્ષુધા મરી ગઇ હોય છે, ઉબકા થાય છે, શ્વાસ દુર્ગંધવાળો ગંધાય છે, નેત્ર ઉંડાં ગયેલાં દેખાય છે અને આ લક્ષણો કોઇવાર એવાં લાગે છે કે બાળકનો પ્રસવ યોગ્ય વખત પહેલાં કરાવવાનું મન થઇ આવે છે.

અલબત આ બધાં ચિન્હોપર વિશ્વાસ રખાય નહી, તેમ તે લક્ષણો ગર્ભાધાનના કાળપર આધાર રાખે છે; અને કોઇ વખત તો ગુટરસનું આમણ નિકળે છે ત્યારે ઉપલાં ઘણાંખરાં ચિન્હો થઇ આવે છે; છતાં પણ જીવતા બાળકનો પ્રસવ થાય છે.

કોઇ વખત બાળક ફરકતું નથી, શ્રવણનળીથી બાળકની છાતીના અવાજ સંભળાતા નથી, સ્તન નરમ પડી જાય છે, દુધ આવતું નથી ઇત્યાદિ લક્ષણોથી આવા દર્દીનો કેશ બહુ શંકાવાળો થઇ પડે છે.

પ્રસવ થયા પછી બાળકના મરણ બાબતનો ખરો આધાર બાળકપર રહે છે, તથા ખરો આધાર શ્રવણનળીના અવાજોપર રહે છે અને પ્રસવ વખતે બાળકનો કયો ભાગ પ્રસવમાં પહેલો દેખાય છે તેના પર આધાર રહે છે. મસ્તકથી જન્મે તો બે લક્ષણો મુખ્ય છે. નિતંબથી પ્રસવ ન થાય તો બાળકને લોહીનો કાળો દસ્ત આવે છે જેને મૅકોનિયમ-meconium કહે છે અને (૨) ગર્ભજળ ચીકણો, દુર્ગંધીવાળો અને સ્નિગ્ધ નિકળે છે.

મસ્તકથી પ્રસવ થાય તો મસ્તકપર જે સોજો દબાણનો થાય છે તે મરી ગયેલા ગર્ભના મસ્તકપર દેખાતો નથી. મરી ગયેલા ગર્ભના મસ્તકનાં હાડકાં પોચાં, નરમ થયેલાં અને હાલતાં હોય છે અને તેનો અવાજ સંભળાય છે.

નિતંબના પ્રસવમાં ગુદાનું છિદ્ર નરમ પડેલું લાગે છે અને સંકોચ જતો રહ્યો હોય છે. ચહેરાના પ્રસવમાં મરી ગયેલા ગર્ભમાં ઓઠ, જીભ હાલતાં નથી અને પોચાં પડેલાં લાગે છે.

હાથના પ્રસવમાં જીવતા ગર્ભના હાથ સુજેલા, શ્યામ દેખાય છે ને તેની ગરમી લાગે છે. મરી ગયેલા ગર્ભમાં કાંઇ સોજો કે કાળાશ હોતી નથી, હાથ હાલતો નથી અને ગરમી લાગતી નથી તથા ઘણો કાળ થયો હોય તેમ ત્વચા નિકળી પડેલી દેખાય છે. જો પ્રસવ નાડીથી થયો હોય તો મરી ગયેલા ગર્ભની નાળ નરમ, પોચી, ખાલી અને નાડીના ધબકારા વગરની હોય છે. જીવતો ગર્ભ હોય તો નાળ કઠણ, લાલ, સુજેલી અને નાડીના ધબકારા થતી નાડી લાગે છે.

---

## છૉડ.

(Mole Pregnancy-મોલ પ્રૅગનન્સી.)

ગર્ભ બંધાયા પછી નિયમિત રીતે વૃદ્ધિ ને પરિપક્વતા પામવાને બદલે જ્યારે તેના કેટલાક ભાગ નિરર્થક વૃદ્ધિ પામે છે, ત્યારે છૉડ થયું કહેવાય છે.

ઘણા લોકો છૉડનો ખરો અર્થ સમજ્યા વિના જ્યારે ગર્ભાશયમાં કાંઇ ગ્રંથી કે અર્બુદ થયું હોય છે, ત્યારે પણ છૉડ છે, એમ ધારીને અજ્ઞાન સુયાણીઓ પાસે દવા કરાવે છે, ને પછી જ્યારે દર્દ મટતું નથી, ત્યારે ભણેલ ડાકટરો કે પાસ થયેલ સુયાણીઓ પાસે તેઓ જાય છે; એ વખતે પછી

દવા કરવાનો સમય ઘણો ખરો વીતી ગયો હોય છે, જેથી ભૂલ ને અજ્ઞાનનું પરિણામ તે બિચારી સ્ત્રીને ભોગવવું પડે છે. આ થવાનું એક કારણ એ છે કે ખરા છૉડમાં તેમજ ગર્ભાશયના વ્યાધિઓમાં પણ શરૂઆતમાં હમેલના જેવાંજ ચિન્હો થાય છે, અને બે ત્રણ માસ પછી તે ચિન્હો બંધ પડે છે.

**છૉડ થાય છે, ત્યારે કાં તોઃ—**

(૧) ગર્ભનો આકાર બંધાવાને બદલે તેનાં પડ મોટાં ને જાડાં થઇ જાય છે, તે ગર્ભાશયમાં માંસના લોચા જેવાં લાગે છે. (૨) અગર તેના પડની વચમાં રક્તસ્રાવ થાય છે, અને તેથી ગર્ભ વૃદ્ધિ પામવાને બદલે જડ માંસ જેવો થઈ રહે છે. (૩) અગર ગર્ભ ઉપર શરૂઆતમાં જે "કોરીઅન" નામનું પડ થાય છે, તેની ઉપર બારીક રૂંવાટી અગર કેશ (villi) હોય છે, તેમાં બિગાડ થવાથી નાના નાના મોતીઆ બંધાય છે, ને ગર્ભનું રૂપાંતર થઇ જાય છે. આવા છૉડને **મોતીઆબંધ** છૉડ કહે છે, અને તે વિશેષ જોવામાં આવે છે. દરેક મોતીઓ રાઇના દાણાથી દ્રાક્ષ જેવડો થાય છે, ને તેમાં પાણી હોય છે.

ગર્ભનું મૃત્યુ થયા પછીજ ઘણું કરીને તો છૉડ થાય છે, પણ જો કદી છૉડ તે પહેલાં શરૂ થાય, તોપણ થોડા વખતમાં ગર્ભ નાશ પામે છે, અને તેને મળતું પોષણ તેના પડ વગેરેને મળવા માંડે છે, આથી ગર્ભનું માંસ અનિયમિત રીતે જલદી વધવા માંડે છે. માત્ર ચાર પાંચ માસ થયા હોય, તો પણ પેટનો દેખાવ આઠ નવ માસના જેવડો લાગે છે.

**નિર્ણયઃ**—છૉડ છે કે કેમ? તે સવાલ ઘણો અગત્યનો થઇ પડે છે, અને તેનો નિર્ણય કરવો એ સરલ વાત નથી; કેમકે તેનાં ચિન્હો બધી વખત સ્પષ્ટ હોતાં નથી.

શરૂઆતમાં ગર્ભાધાનનાં ચિન્હો જણાય છે, પણ જ્યારે પેટ જેટલું વધવું જોઈએ તેના કરતાં એકદમ વધારે વધતું જણાય ત્યારે છૉડ હોવાનો સંભવ રહે છે. બે ત્રણ માસ સુધી રજોદર્શન બંધ રહ્યા પછી, સ્ત્રીને ઋતુસ્રાવની માફક રક્તસ્રાવ થાય છે; ને તેથી કોઇ કોઇ સ્ત્રીને ઘણું લોહી જાય છે. ગર્ભપાતમાં જેમ ગર્ભ બહાર નીકળે છે, તેમ છૉડમાં ગર્ભ બહાર નીકળતો નથી. ત્રણ ચાર માસ થઈ જાય છે, તોપણ ગર્ભ ફરકતો જણાતો નથી; પાંચમા મહિનામાં એ ગર્ભના રક્તાશયના ધ્વનિ સંભળાતા નથી, ને તેથી ખાત્રી થાય છે કે સ્ત્રીને હમેલ નથી. જો તે અર્બુદ હોય તો ઘણું કરીને શરૂઆતમાં પેડુમાં સણકા આવે છે, અને પાછળથી સ્ત્રીનું શરીર ઘણું લેવાઇ જાય છે, તથા તાવ, રક્તસ્રાવ, ગંધાતી ધાત વગેરે ચિન્હો વખતોવખત જણાય છે. વળી અર્બુદથી પેડું બહુ મોટું લાગતું નથી. છૉડને લીધે પણ વારંવાર રક્તસ્રાવ થાય છે, સ્વચ્છ ધાત જાય છે, પરંતુ તેમ સઘળા પ્રકારના છૉડમાં થતું નથી. આ ઉપરાંત અંદર પરીક્ષા કરવાથી ગ્રંથી કે મસા છે કે કેમ તે નક્કી થઈ શકશે. જ્યારે છૉડ જેવું દર્દ થાય, ત્યારે બનતાં સુધી વહેલી સારવાર શરૂ કરવી અને કોઇ સારા ડાકટર કે સુયાણીની સલાહ લેવી.

ઉપાયઃ—ગર્ભપાતની ચિકિત્સા પ્રમાણે ઉપાય લેવા માટે સારા ડાકટરની કે સુયાણીની સલાહ લેવી.

---

## ખોટું ગર્ભાધાન-હમેલ-અઘરણી-શ્રીમંત.

Spurious Pregnancy–સ્પુરીઅસ પ્રૅગનન્સી.

કેટલીક સ્ત્રીઓમાં હિસ્ટીરીઆ અને બીજી પ્રકૃતીઓને લીધે ખરી અઘરણીને મળતાં લગભગ બધાં ચિન્હો થાય છે ત્યારે કેટલીક સ્ત્રીઓ ખરી અઘરણી છે તેમ માની બેસે છે અને શ્રીમંતની બધી ક્રિયાઓ અર્થાત્ રાખડી બંધાવવી, માતા વવરાવવાં, નાતો જમાડવી, વાયણાં ખાવાં ઇત્યાદિ ક્રિયાઓ કરાય છે અને આખરે ખરૂં શ્રીમંત છે એમ માની જણાવવાની તૈયારી કરવામાં આવે છે, પણ તે વખતે હુશીઆર અનુભવી સ્ત્રીઓનો દાક્તર હોય તો સ્ત્રીનો વ્હેમ કાઢવા વાસ્તે બેશુદ્ધ કરવાની ક્લૉરૉફૉર્મ નામની દવા સુંઘાડવામાં આવે છે ત્યારે તે ખોટી અઘરણીનાં લક્ષણો બેશુદ્ધ કરવાની દવા સુંઘાડવાથી (તેનાં સર્વ લક્ષણો) અદૃષ્ય થઈ જાય છે.) આ ખોટું ગર્ભાધાન પૂરા દિવસ ઉપર પણ થઈ જાય છે અથવા તો થોડાં અઠવાડીયાં સુધી રહી કાંઈ દવાથી અદૃષ્ય થઈ જાયછે.

કારણોઃ—આ રોગનાં કારણો કોઈ પણ રીતે નક્કી નથી. કોઇ કહે છે કે આધ્માનને લીધે થાય છે, કોઇ કહે છે ઉદરપટલના સંકોચનથી થાય છે; પણ આ કારણ ખોટાં છે; કારણ કે એમ થતું હોય તો આ રોગ પુરૂષવર્ગમાં થવો જોઇએ.

ઘણાનું માનવું છે કે આર્ત્તવના રોગથી અથવા તે ગર્ભના અંડાશયના રોગથી થાય છે.

## ગર્ભાશયમાં ગર્ભાધાન રહેવાને બદલે અયોગ્ય સ્થાને રહેલો ગર્ભ.

Extra-Uterine Gestation.

( ઍક્સ્ટ્રા યુટરાઇન જૅસ્ટેશન. )

કુદરતી રીતે ગર્ભાશયમાં ગર્ભ રહેવાને બદલે અને તેમાં પણ અચંબાની વાત એ છે કે વગર પરણેલીઓમાં-ગર્ભબીજ અંડાશયમાંથી નિકળી ફેલોપીઅન ટયુબ્સમાં અનિયમિત રીતે અટકી પડે છે અને ગર્ભાશયમાં નહી જતાં તે નળીમાં જઇ ગર્ભબીજ વૃદ્ધિ પામે છે ત્યારે તે ઍક્સ્ટ્રા યુટરાઇન જેસ્ટેશન કહેવાય છે.

ગર્ભબીજ જે જગ્યામાં વૃદ્ધિ પામે છે તેના પ્રમાણમાં તે તેટલા મહીના ત્યાં રહી શકે છે તેની મુદ્દત એક બે ત્રણ મહીનાથી માંડીને પાંચ મહીના સુધી રહે છે.

આ અયોગ્ય-સ્થાનિક ગર્ભ ચાર પ્રકારનો થાય છે.

૧. **ઓવેરીઅન**—Ovarian એટલે અંડાશયમાં ગર્ભબીજ રહી જાય છે.

૨. **ટયુબેરીઅન**—Tubarian એટલે ફેલોપીઅન નળીમાં અંડાશયમાંથી આગળ વધીને ગર્ભબીજ ફેલોપીઅન ટયુબમાં વૃદ્ધિ પામે છે.

૩. **ઇનટર્સ્ટીશીઅલ**-Interstitial એટલે ગર્ભબીજ ગર્ભાશયના માંસના રેશાઓમાં જઇને અટકી પડે છે. આ પ્રકાર ઘણોજ જુજ વખતે થાય છે.

૪. **વૅન્ટ્રલ**—Ventral એટલે આ પ્રકારમાં ગર્ભબીજ અંડાશયમાંથી નીકળી ફેલોપીઅન નળીમાં જતું નથી અગર તો દાખલ થઇ ત્યાંથી છુટું પડી પેટમાં અગર પેડુમાં પડે છે અને ત્યાં કોઇ અવયવ સાથે વળગી રહી પછી રસોળી તરીકે વૃદ્ધિ પામી ત્યાં રહે છે. ઘણા ખરા દાખલામાં તે મરણ પામે છે અને પછી તેનો અંત આવે છે. તે સ્ત્રીના અંતકાળ સુધી તે રસોળી તરીકે રહે છે અને પછી તેનો કેટલોક ભાગ શોષાઇ જાય છે.

૫. અગર તે રસોળી પાકી પરૂ થાય છે કે ગુમડા તરીકે પાકી ફુટે છે અને તે પરૂ તે પેડુમાં જાય છે એથી તે સ્ત્રી પછી મરણ પામે છે અથવા તો તે ગુમડું બહાર આવે છે અને ફુટીને આરામ થાય છે. તેથી તે સ્ત્રી બચી જાય છે અથવા તે બહાર નીકળતું ગુમડું આંતરડામાં, ગર્ભાશયમાં, યોનિમાં અથવા મૂત્રાશયમાં ફુટે છે. આ અયોગ્ય સ્થાનિક ગર્ભાશયનો પ્રકાર ઘણા વર્ષ લગી રહે છે-આવા ગર્ભમાં ઑર, નાળ અને પડ પણ હોય છે.

**લક્ષણો**—આ ગર્ભનાં લક્ષણો ઘણાં ખરાં એકજ પ્રકારના જેવાં હોય છે. ઘણો ખરો અટકાવ એક સરખો આવ્યા કરે છે અને કોઇ વખત રક્તસ્રાવ થાય છે તેથી તે ગર્ભપાત થયો છે તેમ સૂચવે છે. દુખાવો, પેટમાં વજન, અકળામણ, ઝાડો, ઉનવા, પેટનો એક તરફનો વધારો અને તે ગાંઠમાં દુખાવો હોય છે.

ગર્ભના રક્તાશયના અવાજો પણ થોડી જગ્યામાં સંભળાય છે, બાળક ફરકતું લાગે છે અને સંભળાય છે એમ યોનિદ્વારથી પરીક્ષા કરવાથી કાંઇ સમજાય છે. બાળકના રક્તાશયના અવાજો કુદરતી ગર્ભાધાનમાં જ્યાં સંભળાય છે ત્યાંથી તે ઉંચા સંભળાય છે.

**ચિકિત્સા**—કોઇ ખાત્રીવાળી સુયાણી તથા કોઇ હુંશીઆર દાક્તરની સલાહ લેવી.

## અનિયમિત ગર્ભ-પ્રૅગનન્સી, બહુગર્ભ.

Multiple Pregnancy. Super fœcundation-મલ્ટીપલ પ્રૅગનન્સી-સુપર ફીકન્ડેશન.

સ્વાભાવિક રીતે સ્ત્રીઓ ઘણા અંશે એક બાળકને જન્મ આપે છે પણ જ્યારે એકજ વખતે થોડા વખતને છેટે એક ગર્ભબીજ કરતાં વધારે ગર્ભબીજ પરિપક્વ થઇ એકથી વધારે બચ્ચાંને જન્મ આપે છે ત્યારે તે બહુગર્ભ ( Plural births-પ્લ્યુરલ બર્થ્સ ) કહેવાય છે અને તેને પ્રસવ વિદ્યામાં સુપર ફીકન્ડેશન કહે છે. આ બહુગર્ભ થાય છે ત્યારે કોઇ ઓરતને જોડવાં એટલે બે છોકરાં અવતરે છે ને કોઇ કોઈ વખત ક્વચિત ત્રણ બાળકનો જન્મ થાય છે અને કોઇ વખત સેંકડે બહુજ થોડા ટક્કે ચાર-

પાંચ બાળકોનો જન્મ થાય છે. એવા દાખલા સુવાવડ ખાતાની ઈસ્પીતાલોમાં નોંધાએલા છે.

૭૫ સ્ત્રીઓમાં એકજ જોડવાનો જન્મ નોંધાએલો છે. **મદામ ડી શાપેલ**માં ૩૭૪૧૧ જન્મ નોંધાએલાં છે તેમાં ૪૪૪ સ્ત્રીઓએ જોડવાને જન્મ આપ્યા હતા અને એકજ વખતે ત્રણ બચ્ચાનો જન્મ પાંચ સ્ત્રીઓમાંજ નોંધાયો હતો.

**ચર્ચીલ** લખે છે કે, વિલાયતના સુવાવડ ખાતામાં ૨૫૭, ૯૩૫ સુવાવડના કેસોમાં–જોડવાને જન્મ આપેલા ૩૪૩૧ કેસો બન્યા હતા અને એકજ વખતે ત્રણ બાળકોને જન્મ આપેલા એવા ૪૩ દાખલા નોંધાયા હતા.

આ બહુગર્ભના દાખલા શાથી બને છે તેને માટે જુદા જુદા ગ્રંથકર્તાઓએ અનેક તર્કો આપ્યા છે; પણ આખરે એટલું તો ખાસ કારણ છે કે કેટલીક સ્ત્રીઓમાં અને કેટલાક પુરૂષોમાં પ્રજોત્પત્તિની શક્તિ અદ્ભુત હોય છે તેથી બહુગર્ભ પેદા થાય છે.

સાધારણ રીતે બહુ–ગર્ભના પ્રસવમાં દરેક ગર્ભને રહેવાને પોત પોતાની થેલી અને ઑર પડ હોય છે, જો કે કદી કદી લોહીના અભિસરણ માટે રક્ત–ધમનીઓ અને વાહિનીઓ એક બીજા સાથે મળેલી હોય છે અને કોઈ વખત એકજ ઑર અને એકજ થેલીમાં હોય છે.

બહુગર્ભમાં જોડવાંનો જન્મ થવો બહુજ સાધારણ છે. જોડવામાં ગર્ભો બહુજ નાના કદના હોય છે અને ઉમરમાં વધે છે, તેમ તે બાળકો નાજુક થતા જાય છે. (Delicate children) પણ આ બીજાં સર્વે જોડવામાં જોવામાં આવતી નથી; કારણ જન્મતી વખતેજ કેટલાક જોડવાનાં જન્મેલાં બાળકો પૂરેપૂરાં વજનમાં અને તન્દુરસ્તીમાં પરિપકવ હોય છે, એથી બીજાં બાળકોની માફક ઉમરમાં મોટાં થતાં તદ્દન તન્દુરસ્ત હોય છે, અને જીવતાં રહે છે.

બહુગર્ભના પ્રસવમાં ખાત્રી લાયક અને સંતોષકારક લક્ષણો જોવામાં આવતાં નથી. ગર્ભમાં પેટના બે ભાગ જોવામાં આવે છે; પણ તે બીજાં કારણોને લીધે પણ બે વિભાગ પેટના દેખાય છે.

શ્રવણનળીથી સંભળાતા જુદા જુદા ગર્ભના રક્તાશયના અવાજો પેટની જુદી જુદી જગ્યાએ સંભળાય છે. જોડવાના જન્મ વખતે એકજ બાળક અવતર્યા પછી થોડીવારે બીજું છોકરૂં જન્મે છે તો એક બચ્ચું મસ્તકથી જન્મે છે, તો બીજું તેથી ઉલટી રીતે જન્મે છે. એકનો જન્મ થયા પછી ભારેવાઇ સ્ત્રીના પેટ પર હાથ મુકયાથી બીજું બચ્ચું છે તેની ખાત્રી થાય છે. પહેલા બાળકના નાળને તાણવો નહી અને ઑરને ખેંચવી નહી. પા અડધા કલાકે વેણ આવી બીજું મસ્તક અવતરશે, જો વાર લાગે તો બચ્ચું મુએલું જન્મશે. આશરે અર્ધો કલાક વાટ જોયા પછી બીજા બચ્ચાના અવતરવાનાં ચિન્હો ન દેખાય તો તેનું પડ ફોડવું અને વેણ આવે તેવા ઉપાય લેવા તથા ચરણ–ભ્રમણ અથવા તો ચીપીઆથી બાળકને કાઢવું. કોઈ વખત બન્ને બાળકનાં મસ્તકો એક બીજા સાથે ભરાઈ અથવા તો અટકી જાય (Locking of fœtuses) અને કોઇ ઉપાયે છુટાં ન પડે તો શિર ભેદન અથવા છેદન કરી છુટાં પાડવાં પડે છે.

એક બાળક અવતર્યા પછી કેટલાક દિવસે અથવા કેટલાક અઠવાડીએ બીજું બાળક જન્મે છે. ત્યારે તેને સુપર ફીટેશન (Super fœtation) કહે છે. કેટલીક સ્ત્રીઓ જીવતા જોડવાને જન્મ આપે છે, કેટલીક સ્ત્રીઓ એક બાળકના જન્મ પછી બે ત્રણ મહીના કેડે બીજા બાળકને જન્મ આપે છે.

કેટલીક સ્ત્રીઓમાં એક બાળક ગોરૂં જન્મે છે અને એકજ સ્ત્રીમાં બીજું બાળક એક બે મહીના પછી કાળું અથવા હબસી જેવું જન્મે છે. તેનું કારણ કે એકજ સ્ત્રી પાસે બે પુરૂષનો જુદા જુદા વખતે થોડા દહાડા પછી સંયોગ થાય છે અને પછી તેમના પેટના દહાડા રહે છે. તેમાં ગર્ભાશયની પરીક્ષા કરતાં કેટલીક સ્ત્રીઓ ને એમ માલમ પડે છે કે અગાડીથી ગર્ભાશય એક પણ આગળ જતાં તેમાં બે વિભાગ હોય છે અને યોનિ પણ ડબલ હોય છે આવી વખવમાં ત્રણ ચાર મહીના સુધીમાં પુરૂષબીજ જઇ શકે છે અને ગર્ભાશયનું મુખ બંધ નહી થતાં ખુલ્લું રહે છે તેથી બીજો ગર્ભ રહેવાનો સંભવ હોય છે.

## ગર્ભવંતીમાં ગર્ભને લીધે ગર્ભાશયનું સ્થલાંતર.

Displacement of the gravid Uterus

ડીસ્પ્લેસમૅન્ટસ ઑફ ધ ગ્રૅવીડ યુટરસ.

કેટલીક ગર્ભવંતીઓમાં કેટલાંક કારણોથી ગર્ભને લીધે ગર્ભાશય પોતાની જગ્યાએ નહી રેહેતાં ખશી વળી

નમી જાય છે. તેમાં સેંકડે ઘણા ટકા **પશ્ચાત્પતન**–Retroversion–તે થવાનાં મુખ્ય લક્ષણોમાં ઝાડાની કબજીઅત–બંધકોષ્ટ અને પેશાબ ઉતરતાં બહુ મુશ્કેલી તથા આખરે પેશાબ થતો નથી ત્યારે પેશાબ કરાવવાની સલાકાનો ઉપયોગ કરવો પડે છે. આ અડચણ ચાર મહીના પૂરા થયા પછી ઓછી થઇ જાય છે, અને કોઇ વખત ગર્ભપાત–કસુવાવડ થઇ જાય છે, ત્યારે તે દુઃખ દૂર થાય છે. આ દુઃખને માટે કોઇ કાબેલ સુવાવડના દાકતરની સલાહ લેવી. બીજે નંબરે અગ્ર નમન અને પતન થાય છે અને છેલ્લું ગર્ભાશયનું અધઃપતન પણ જોવામાં આવે છે. ઘણું કરીને ગર્ભ પડી અધુરે કસુવાવડ થાય છે અને પૂરા દિવસ જતા નથી તે છતાં કેટલીક ગર્ભવંતીઓ આવા રોગ સાથે પૂરા દિવસે જણે છે.

---

## પ્રસવ.

(Labour–Parturition–લેબર–પારચ્યુરીશન.)

જ્યારે ગર્ભ બરાબર પરિપક્વ થયા પછી બહાર આવે છે, અર્થાત્ સ્ત્રીને બાળક જન્મે છે ત્યારે **પ્રસવ** થયો કહેવાય છે; પ્રસવના બે મોટા વિભાગ છે.

પ્રસવમાં જ્યારે બાળક કુદરતી મસ્તકથી નિયમ પ્રમાણે કાંઈ શસ્ત્રની કે બીજા મનુષ્યના બળની મદદ વિના જન્મે છે, ત્યારે તે **સ્વાભાવિક પ્રસવ** (Natural Labour–નૅચરલ લેબર) કહેવાય છે; જ્યારે આ નિયમથી જુદી રીતે પ્રસવ બીજા મનુષ્યની કે શસ્ત્રની મદદ વિના થઇ શકતો નથી, ત્યારે તે **અસ્વાભાવિક પ્રસવ** ( Unnatural Labour–અનનૅચરલ લેબર ) કહેવાય છે. કેટલીકવાર પ્રસવ થયા પછી કેટલીક મુશ્કેલીઓ ને વ્યાધિઓ થઇ આવે છે, ત્યારે ઉપાધિયુક્ત પ્રસવ (Complicated Labour–કૉમ્પ્લીકેટેડ લેબર, કહેવાય છે.

પ્રસવ–કાળના ત્રણ વિભાગ પાડવામાં આવ્યાછે.

**પ્રથમ કાળ**માં કમળ–મુખ સંપૂર્ણ વિસ્તૃત થાય ત્યાં સુધી ગણાય છે; તેનો શુમાર છ થી બાર કલાક અગર તેથી વધારે કાળ થાય છે. મુખ સમ્પુર્ણ વિસ્તૃત થાય અને ગર્ભ બહાર પડે ત્યાંસુધીના કાળને **બીજોકાળ** કહે છે, તેને થોડો વખત લાગે છે.

બાળક બહાર પડ્યા પછી ઑર નોકળી આવે તેટલા કાળને પ્રસવનો **ત્રીજોકાળ** ગણવામાં આવેછે.

**પ્રસવની પહેલાં થતાં ચિન્હઃ**—પ્રસવ ખરેખર શરૂ થાય, તે પહેલાં કેટલાંક ચિન્હો થાય છે, અને તે ઉપરથી પ્રસવનો વખત નજીક આવ્યો છે એમ સમજાય છે. ગર્ભના દિવસ પૂરા થઇ રહેવા આવે છે, ત્યારે સ્ત્રીને પોતાંનું શરીર હળવું, અને જરા થોડી અગવડતાવાળું લાગે છે, તેનાથી શ્વાસોશ્વાસ સહેલાઇથી લઇ શકાય છે, હાલવા ચાલવામાં પણ સુગમતા થાય છે, બસ્તીમાં ગર્ભ નીચો આવેલો લાગે છે, કેટલીક સ્ત્રીઓને પેશાબની હાજત વખતો વખત થાય છે, અને પેશાબ ઉતારતાં દુખાવો થાય છે. દસ્તની બાબતમાં પણ કેટલીક સ્ત્રીઓને એવીજ અડચણ નડે છે. દસ્ત ઘણા દિવસથી થોડો થોડો કબજ રહેતો હોય તો, પ્રસવ જલદી થઇ શકતો નથી, કેમકે તેથી મળાશયનો ભાગ કઠણ થઇ ગયો હોય છે. કેટલીક સ્ત્રીઓને રાત વખતે પેટમાં દુખવા આવે છે, ને જ્યારે જરાએક પાતળો દસ્ત આવે છે, ત્યારે ઠીક થાય છે. પ્રસવ થવાના છેલ્લા અઠવાડીઆમાં કોઇ કોઇ સ્ત્રીને પેડુમાં કાંઇ સખત દબાણ ( tight pressure) થતું હોય એમ લાગે છે. આ વખતે પેડુ ઉપર બહારથી હાથ મુકયો હોય તો ગર્ભાશય કઠણ લાગે છે. આવા દબાણને **ખોટી વેંણ** ( Pains–ફૉલ્સ પેઇન્સ ) કહી શકાય કેમકે તે વખતે પણ ગર્ભાશય સંકુચિત થાય છે. આવાં ચિન્હ થોડા કલાકથી માંડી થોડા દિવસ સુધી થાય છે.

પ્રસવને થોડીવાર હોય છે ત્યારે યોનિમાર્ગમાંથી શ્લેષ્મવાળી ધાત જાય છે. તેમાં થોડોએક ભાગ રક્તનો હોય છે; તેને શો (show) કહે છે. આ ચિન્હથી નકી સમજવું કે હવે પ્રસવ નજદીક છે. આવી ધાત ગર્ભાશયની ગ્રીવાની રક્તનળીઓ તુટવાથી જાય છે, પ્રસવનો વખત જેમ નજીક આવતો જાય છે, તેમ આ ધાત વધારે કાળાશ પડતી થતી જાય છે આ પછી થોડીવારે વેંણ આવવા માંડે છે એટલે પ્રસવ શરૂ થયો ગણાય છે. આવી વખતે દાકતરે સ્વચ્છ પાણીમાં હાથ ધોઇ વેસેલીન કે મીઠા તેલમાં–આંગળીઓ બોળી ધીમેથી યોનીમાં તપાસ કરી કહેવાની જરૂર પડે છે કે કેટલે સુધી ગર્ભાશય ઉઘડયો છે અને ગર્ભનો કયો ભાગ પ્રસવનો લાગે છે.

## સ્વાભાવિક પ્રસવ.

( Natural Labour–નૅચરલ લેબર. )

દરેક સ્ત્રી કુદરતી રીતે બાળકને વિના કષ્ટે જન્મ આપવાને યોગ્ય હોય છે, માત્ર જ્યારે તે અશકત,

કે બીમાર હોય, ગર્ભ કાંઇ વિપરીત પ્રકારનો હોય, અગર તો પોતાનાં અંગ કાંઇ ખામીવાળાં હોય, ત્યારે જ તેને બીજા મનુષ્ય કે શસ્ત્રની મદદની જરૂર પડે છે.

## પ્રસવ-યુક્તિ.

કુદરતની આવી અગમચેતીથી આપણને અચંબો લાગ્યા વિના રહેશે નહિ; પણ ગર્ભને દબાણ કરે તેવા કયા અવયવો છે, તથા ગર્ભને આવવાનો રસ્તો કેવો છે, તે જાણવામાં આવશે, ત્યારે તે અચંબો દૂર થશે, અને તે **મહાન સત્તા**ને કેટલુંબધું માન આપવું જોઇએ એ જણાશે.

ગર્ભાશય પોતે સ્ત્રીની ઇચ્છા વિના સંકોચ પામે તેવી થેલી છે; અને તેની આસપાસ પેટના સ્નાયુઓ આવેલા છે, તે તેની ઇચ્છા પ્રમાણે સંકોચાય તેવા છે. ગર્ભાશયની થેલીમાં સ્નાયુઓ ચો તરફ એવી રીતે ગોઠવાએલ છે કે તેઓ સંકોચાય, ત્યારે અંદરનો પોકળ ભાગ નાનો થાય, અને અંદર જે હોય તેને કમળ તરફ જવાનું દબાણ થાય. પ્રસવ વખતે ગર્ભાશયના સ્નાયુઓ સંકોચાવા લાગે છે, એટલે વેંણ (પેટનો દુખાવો–Labour Pains–લેબર પેઇન્સ) શરૂ થાય છે. તે રહી રહીને સંકોચાય છે, ને તેથી વેંણનું દર્દ રહીને રહીને થતું લાગે છે. આ દર્દની સાથે સ્ત્રી પોતાની ઇચ્છાવડે પેટના ને પેડુના બીજા સ્નાયુઓને સંકોચે છે ને બાળકને બહાર કાઢવા અંદરથી જોર કરે છે; કરાંજે છે–પણ થોડીવાર પછી વેંણ વધારે જોરથી આવે છે, એટલે તેનું મનોબળ નરમ પડે છે, પણ તે પેટના સ્નાયુઓ પોતાની મેળે બળ કર્યે જાય છે, ગર્ભને ઉપરથી દાબતે જાય છે, અને નીચે જગ્યા થતી જાય છે. જ્યારે ગર્ભને આ રીતે બહારથી દબાણ થાય, ત્યારે તે કેમ દબાઇ જતો નહિ હોય તે સવાલ સહેજે થાય તેવો છે; આ ગર્ભની ફરતો પ્રવાહી, જે ગર્ભજળ (Liquor Amnii–લાઇકવૉર ઍમનાઇ) કહેવાય છે તે હોય છે, અને દબાણનો કેટલોક માર તે ખમે છે, વળી જ્યારે તે પ્રવાહીને ઉપરથી દબાણ લાગે છે, ત્યારે તે નીચે જોર કરે છે; **બાળકનું મસ્તક** જે ઘણું કરીને નીચે હોય છે, તેને પણ હડસેલો લાગે છે. બાળકનું મસ્તક સ્વાભાવિક રીતે આગળ આવે છે, અને કોઇવાર તે બહુ મોટું હોય તો બહાર આવતાં મુશ્કેલી નડે છે.

બસ્તિની રચનાનું વર્ણન જોવાથી જણાશે કે ગર્ભને કેવી રીતે પ્રથમ આગમન દ્વારમાં આવી નિર્ગમન દ્વારમાંથી બહાર નીકળવું પડે છે; તેની ગતિ સીધી નીચી થતી નથી, પણ વ્યાસની ન્યૂનાધિકતાને અનુસરીને આડી અવળી થાય છે; નીચે ઉતરતાં **ગર્ભનું મસ્તક સ્ક્રુના આંટાની માફક ફરતું જાય છે.**

**પ્રસવનો પ્રથમ કાળ**–પહેલાં વેંણ આવવા માંડે છે તે કેડમાંથી શરૂ થઇને પેટમાં આવે છે, અને જાણે કોઇ પેટમાં કાપી નાખતું હોય એવું દર્દ થાય છે; તે થોડીવાર રહે છે, પણ તેનો દુખાવો વધારે વિષમ લાગે છે. ધીમે ધીમે વેંણ વધારે વખત સુધી રહેવા લાગે છે, કેટલીક સ્ત્રીઓને આ સાથે ઉલટી થાય છે; પણ જો ઉલટીમાં કાફીના કુચા જેવો પદાર્થ નીકળે તો તે સ્ત્રીની અતિ ક્ષીણતાની નિશાની સમજવી.

વેંણ આવવા લાગ્યા પછી કમળ ખીલતું જાય છે, અને જ્યારે કમળ સંપૂર્ણ ખીલે છે, ત્યારે કેટલીક સ્ત્રીઓને ટાઢ વાવા લાગે છે; આ વખતે યોનિમાર્ગ પોચો અને આર્દ્ર થઈ જાય છે.

(અહીંયાં સુધી પ્રસવનો પ્રથમ કાળ છે.)

વેંણ શરૂ થયા પછી કમળને સંપૂર્ણ રીતે ખીલતાં પાંચ છ કલાકથી વધારે વાર થતી નથી. પ્રથમ સુવાવડ વખતે સ્ત્રીને વધારે કષ્ટ પડે છે.

**પ્રસવનો બીજો કાળ**–કમળ ખીલ્યા પછી થોડી વારે અંદરનાં પડ તુટે છે, ગર્ભ-જળ વહેવા માંડે છે, વેંણ વધારે જોરથી આવવા માંડે છે, ને સ્ત્રી શ્વાસ રૂંધીને બળ કરતી હોય એમ લાગે છે. આ પ્રસવની બીજી અવસ્થાની શરૂઆત ગણાય છે ને તે શરૂ થયા પહેલાં સ્ત્રીને જરાવાર આરામ મળે છે. આ વખતે કમળ સ્પષ્ટ દેખાતું નથી, પણ યોનિ ને ગર્ભાશયનો નળ એક થઈ ગયો હોય એમ લાગે છે. વેંણ જેમ જેમ આવતી જાય છે, તેમ તેમ બચ્ચાનું મસ્તક નીચે ઉતરતું જાય છે. ગર્ભાશયમાંથી તે યોનિમાર્ગમાં આવે છે, અને યોનિમાર્ગમાં આવીને સીવણી ઉપર બેસે છે, એટલે યોનિદ્વાર ઉઘડવા માંડે છે. તે વખતે અંદરથી ઘણા જોરથી હડસેલો લાગે છે, **એટલે બાળકનું મસ્તક યોનિદ્વારની બહાર આવે છે.** આ વખતે ફરીથી સ્ત્રીને જરાવાર આરામ

આ. ૨૩૩.

બાળકનું મસ્તક. (a) લલાટ, (b) પાર્શ્વ અસ્થિ, (c) પશ્ચિમ અસ્થિ, (d) પૂર્વ બ્રહ્મરંધ્ર.



The vault of the cranium.
A. Meadows.

મળે છે, પણ ગર્ભાશય પોતાની મહેનત પાછી શરૂ કરે છે. બાળકનો એક ખભો ઉપર વંક્ષણસંધી પાસેથી પસાર થાય છે, અને બીજો ખભો નીચે સીવણી પાસેથી પસાર થાય છે; એમ કરતાં બાળકનો જન્મ સંપૂર્ણ થાય છે, અને તે પછી બાકી રહેલ ગર્ભજળ વહી જાય છે. બચ્ચું જન્મી રહે છે, ત્યારે પ્રસવનો બીજો કાળ—બીજી અવસ્થા પૂર્ણ થઇ ગણાય છે. આ વખતે જણનારીએ કોઇ જાતનું જોર કરવું નહીં.

બાળકનો જન્મ થયા પછી, ગર્ભાશય થોડીવાર વિરામ લે છે; પરતુ તે પછી ફરીને તેમાં દર્દ શરૂ થાય છે ત્યારે સ્ત્રી જો આંખો મિંચી પડી રહે તો ૧૫-૨૦ મીનીટમાં ઑર (Placenta-પ્લેસેન્ટા) છૂટી પડવા માંડે છે. ઑર છૂટી પડીને બહાર નીકળ્યા પછી થોડોએક રક્તસ્ત્રાવ થાય છે; અને તે પછી ગર્ભાશય કડણ ને સંકુચિત થાય છે, તે બહારથી દાબી જોતાં બાળકના મસ્તક જેવું લાગે છે. જ્યારે ઑર બહાર આવી રહે છે, ત્યારે ત્રીજો કાળ-ત્રીજી અવસ્થા પૂર્ણ થઇ કહેવાય છે. પ્રસવ સાધારણ રીતે છથી બાર કલાક સુધી ચાલે છે. કોઇ વાર બે ત્રણ કલાકમાં પ્રસવ થઇ રહે છે. મોટી ઉંમરે હમેલ રહ્યા હોય તો વધારે વખત લાગે છે અને કોઇ વાર ચાર પાંચ દિવસ નીકળી જાય છે.

આ. ૨૩૪.

ગર્ભાશયમાં ઑરનું સ્થળ, નાળ અને પૂરા માસે જન્મેલા ગર્ભને નીચે મૂકી દેખાડયો છે.



Fœtus with Umbilical cord and Placenta. A. Galabin.

આ. ૨૩૫.

ગર્ભાશય તરફનો આરનો દેખાવ.



Uterine Surface of Placenta
A. Galabin.

આ. ૨૩૬.
ગર્ભની સાથનો ઑરનો દેખાવ.



Fœtal surface of Placenta
A. Galabin.

આ. ૨૩૭.
પ્રસવ વખતે સ્ક્રુની માફક મસ્તક બસ્તીમાં ચાર સ્થિતિમાં કેમ ફરે છે તેનો દેખાવ.



Four movements of the positions of the head through the pelvis
A. Meadows.

**આ પ્રમાણે કુદરતની ખુબીથી મસ્તક લાંબા ટુંકા વ્યાસમાં થઇને સ્ક્રુની માફક બહાર પડે છે અને આ સ્વાભાવિક રીતે બાળક મસ્તકથી આવે** અર્થાત્ અવતરે ત્યારે તેને **હેડ પ્રૅઝન્ટેશન** ( Head Presentation. ) કહે છે. પ્રસવમાં મસ્તક ભાગ પહેલો એકજ સ્થિતિમાં અને એકજ રીતે આવતો નથી. તેની ચાર જુદી જુદી સ્થિતિ (Position-પોઝીશન) માં બાળક અવતરે છે.

પહેલી સ્થિતિ–First Position.
બીજી સ્થિતિ–Second Position.
ત્રીજી સ્થિતિ–Third Position.
ચોથી સ્થિતિ–Fourth Position.

ઘણા ભાગે મસ્તક પહેલી સ્થિતિમાં અવતરે છે.

આ. ૨૩૮.
મસ્તક પ્રસવની પહેલી સ્થિતિ.
પ્રસવ વખતે મસ્તક કેવી રીતે બસ્તીમાં સ્ક્રુની માફક ફરે છે તેનો દેખાવ.



First cranial position.
A. Meadows.

**પહેલી સ્થિતિ** ( આ. ૨૩૮ ) માં મસ્તકનો પૂર્વ પશ્ચિમ વ્યાસ આગમન દ્વારના ભાણા ત્રાંસા વ્યાસને મળતો આવે છે. લલાટ પાછળના જમણા સેક્રોઇલીઅમ–sacro–ilium સંધી તરફ રહે છે અને મસ્તકનો પશ્ચિમ ભાગ આગળના ભાગમાં અર્થાત્ ડાબા ઇલિયમ તરફ રહે છે.

આ. ૨૩૯.

મસ્તક પ્રસવની બીજી સ્થિતિમાં અને ત્રીજી સ્થિતિમાં.



Second and third cranial position.
A Meadows.

**બીજી સ્થિતિમાં** પૂર્વ પશ્ચિમ વ્યાસ બસ્તિના ડાબા નિર્ક્રસ વ્યાસને અનુસરે છે. લલાટ પાછળની ડાબી બીજી સેક્રોઇલિયમ સંધી તરફ હોય છે અને મસ્તકનો પશ્ચિમ ભાગ જમણા ઇસ્કિગમ તરફ હોયછે.

**ત્રીજી સ્થિતિમાં** ( આ. ૨૩૯ ) મસ્તક તથા બસ્તિના વ્યાસ પહેલી સ્થિતિની માફક મળતા આવે છે, પણ લલાટ આગળ ડાબા ઇસ્કિયમ તરફ આવે છે અને મસ્તકનો પશ્ચિમ ભાગ બસ્તિના પાછળના જમણા ખુણામાં જાય છે.

આ. ૨૪૦.

મસ્તક પ્રસવની ચોથી સ્થિતિમાં મસ્તક બહાર આવે છે.



Fourth cranical position.
A. Meadows.

**ચોથી સ્થિતિમાં** મસ્તક તથા બસ્તિના વ્યાસ બીજી સ્થિતિને મળતા આવે છે; પણ લલાટ જમણા ઇસ્કિયમ તરફ રહે છે અને મસ્તકનો પશ્ચિમ ભાગ ડાબા પાછળના ખુણામાં જાય છે.

## પ્રસવ સંબંધી ઉપયોગી સૂચના.

The care of the woman during & after labour.

### પ્રસવ પહેલાં અને પછી જણનારીની માવજત.

જ્યારે કોઇપણ સ્ત્રીને પ્રસવ થવાનો હોય ત્યારે તેની પાસે એક પુરૂષની કૅથીટર, એક સ્ત્રીની કૅથીટર, જણાવાનો ચીપીઓ ( a pair of forceps ), કાતર, દોરા અને બૂઠો હૂક એટલી ચીજો તૈયાર રાખવાની જરૂર પડે છે. ચોખ્ખો પાટો અને લીક્વીડ ઍકસ્ટ્રાકટ ઑફ અર્ગટ રાખવું. સારા ભાગ્યે હાલના વખતમાં સ્ત્રી-ડાકટરો અને સુયાણીઓ મળી શકે છે. આપણા દેશમાં તે પ્રસંગે સુયાણીને બોલાવી લાવવાનો રિવાજ હોય છે; જો આ સુયાણી કાંઇ ભણી ગણી હોય તો ઠીક, પણ ઘણી વખત માત્ર અનુભવ સિવાય તેને બીજી કશી ખબર હોતી નથી; આથી જ્યારે મામલો ભયંકર થાય છે, ત્યારે કેટલીક માથાકુટ કર્યા પછી તેણી ડાકટરને બોલાવવાની સલાહ આપે છે; અને જ્યાં સુધી ડાકટર આવે, ત્યાં સુધી તે બિચારી સ્ત્રીના બુરા હાલ થાય છે; આ પ્રસંગે કાંઇપણ હરકત જણાય કે તુરતજ સ્ત્રી-ડાકટર કે હુંશીઆર મીડવાઇફને બોલાવવી એ વધારે સલામતીવાળું છે.

અહિંઆં લખવું જોઇશે કે ઘણીવાર સુવાવડી સ્ત્રીઓનો ખાટલો અને ઓરડો ઘણો ખરાબ હોય છે, અને તેના નબળા શરીરને માટે યોગ્ય ગોદડાં કે તળાઇ હોતી નથી. ઘણી વખત ગરીબ સ્ત્રીયો અગાડીની સુવાવડનાં કપડાં રાખી મુકેલાં વાપરે છે; પણ તે જોખમ ભરેલું છે. જ્યારે તેની ઘણી સંભાળ લેવી જોઇએ, ત્યારે તેના બિછાના તથા ઘણીવાર ખોરાક તરફ આપણા લોકો બેદરકાર રહે છે. તેને સુવાની ઓરડીમાં પુરતી હવા કે પ્રકાશ કે ખાળ કશું હોતું નથી. તેટલા માટે બને તે લોકોએ ઘરમાં સર્વે સુગમતાવાળો સ્વચ્છ ઓરડો મંદવાડ વખતે કે સુવાવડ વખતે ઇલાયદો રોકવો. જે સગાંવહાલાં મન દઇને તેની ચાકરી કરે તેઓ ઘણીવાર તેનો સ્પર્શ પણ કરતાં નથી, ને કોઇ નોકર રાખેલ બાઇ તેનું કામકાજ કરે છે. તેને નવરાવતી વખતે કેવું પાણી જોઇએ, તે કેટલી વખત બેસી શકે કે અગર તે પવન ખમી શકે કે કેમ તેનો કશો વિચાર કર્યા વિના અમુક દિવસે તેને નવરાવવામાં આવે છે. ટુંકામાં આ બાબતની જેટલી સંભાળ લેવી જોઇએ, તેટલી લેવામાં આવતી નથી, અને તેથી એકજ પ્રસવ પછી બાળકની માનું શરીર ઘણીવાર નબળું પડી જાય છે.

આ. ૨૪૧.

પ્રસવવખતે ગર્ભવંતીની યોનિદ્વારા ગર્ભ પરીક્ષા.



Vaginal Examination.

વેજાઇનલ ઍકઝામિનેશન.

આને સભ્ય ભાષામાં પી. વી. (P. V.) કહે છે.

A. Meadows.

સ્ત્રીના પેટમાં કાંઈ દર્દ શરૂ થાય એટલે નિર્ણય કરવો કે તે ખોટી વેણ છે કે ખરી વેણ છે. ખોટી વેણમાં દર્દ ઘણું થોડું થાય છે, અને ખરી વેણ કમ્મરમાંથી શરૂ થાય છે, ને તે પછી આખા પેટમાં ફેલાય છે. આ વખતે નિર્ણય સરલતાથી ન થતો હોય તો ગર્ભાશયની પરીક્ષા કરવી.

સ્ત્રીને ડાબે પડખે સુવારવી, અને તેના પગ પેટ તરફ ઉંચા રખાવવા; પછી જમણા હાથની સૌથી પહેલી આંગળીને તેલ–સ્વચ્છ વૅસેલીન લગાડીને યોનિમાં દાખલ કરવી; અંદર કમળની શું સ્થિતિ છે, તે જોવું; પ્રથમ તો એ ખાત્રી કરવી કે સ્ત્રી સગર્ભા છે કે કેમ? કેટલીકવાર તેવું કાંઇ હોતું નથી, ને માત્ર ગર્ભાશયનો કાંઇ રોગ હોય છે, જેને અણસમજથી ગર્ભાધાન માનવામાં આવ્યો હોય છે. પ્રસવનો વખત ખરેખર નજીક હોય છે, તો વેણ વખતે ગર્ભાશય સંકોચ પામે છે, ને નીચે ઉતરે છે તે અંદર દાખલ કરેલ આંગળીથી જાણી શકાય છે. તે પછી જ્યારે કમળ ઉઘડે, ત્યારે જોવું કે બચ્ચાનો કયો ભાગ આગળ પડતો છે. બીજી વખત આંગળીથી પરીક્ષા કરવી, એટલે સ્વાભાવિક પ્રસવમાં ઘણું કરીને પડ તુટી ગયું હશે, અને બાળકનું મસ્તક આંગળીને અડશે. પ્રસવ જેને પહેલી વખત થતો હોય, તેવી સ્ત્રીઓનું કમળ પાછળ ત્રિકાસ્થિ તરફ ઉંચું ગયેલું હોય છે. આમ હોય ત્યારે તેણીને ચત્તી સુવાડવાથી કમળનો સ્પર્શ સહેલાઇથી થઇ શકશે. કમળ ઉઘડયા છતાં પડ તુટયાં ન હોય તો તેને નખવડે કે હથીઆરથી આસ્તેથી ફોડવાં.

જ્યારે એમ ખાત્રી થાય કે પ્રસવની પ્રથમ અવસ્થા પૂર્ણ થઇ છે ત્યારે તે સ્ત્રીનાં તંગ કપડાં ઢીલાં કરાવવાં, અને તેના હાથ પગ ગરમ રહે તે માટે ઋતુ પ્રમાણે મોજાં પહેરાવવાં. જો તેણીને આ વખત પહેલાં દશ બાર કલાક સુધીમાં દસ્ત આવ્યો ન હોય, તો પિચકારી મારીને મળાશય સાફ કરવો. અને પેશાબ કાઢી નાંખવો જેથી બાળકનાં જન્મ-પ્રસવ વખતે વગર મહેનતે સુગમતા થાય છે. સ્ત્રીના બિછાના આગળ ઘણા માણસોએ રહેવું નહિ, ને કશો ગડબડાટ કરવો નહિ. એક ડાક્ટર ને એક સુયાણી બે બસ છે. ડાકટરે બનતાં સુધી ખાટલાથી દૂર રહેવું ને જરૂર પડે ત્યારેજ પાસે જવું. સ્ત્રીને ડાબે પડખે પગ અડધા વાળીને સુવાડવી,

અને તેને પોતાના પગ વડે જોર કરવું ફાવે એવી કાંઇ ગોઠવણુ કરવી. ખાટલાની પાંગતે ભીત હશે, તો તેના ઉપર પગ ટેકાવીને જોર કરવાનું તેને ઠીક ફાવશે. જ્યાં સુધી પ્રસવ સ્વાભાવિક રીતે થયા કરે, ત્યાં સુધી અંદરના ભાગમાં આંગળી કે શસ્ત્ર બનતાં સુધી દાખલ કરવું નહિ; કેમ કે તેથી પ્રસવ થતાં વાર લાગે છે. કમળ પૂર્ણ વિસ્તૃત થાય કે ટશીઓ (Membrane) ગર્ભજળની થેલી ફાટે છે, ત્યારે અવાજ થાય છે અને કુટતાંજ વેંણુ જોરથી આવવા લાગે છે. જણનારી સ્ત્રીએ બ્હીવું નહિ, કોઇ વાર ઉપર કહ્યું છે, તેમ ગર્ભજળની થેલીને ફોડવાની જરૂર પડે છે. ગર્ભજળની થેલી કમળ બરાબર ખીલ્યા–ઉઘડયા પહેલાં ફુટે નહિ તેની કાળજી રાખવી, કેમકે તેમ થવાથી પ્રસવ કષ્ટવાળો થઈ પડે છે.

પ્રસવની પહેલી અવસ્થામાં જ્યારે વેંણુ જોરથી આવવા લાગે, ત્યારેજ તેણીએ જોર કરવું; વળી જ્યારે ગર્ભ યોનિદ્વાર આગળ હોય, ત્યારે તેણે બહુ જોર કરવું નહિ, કેમકે તેમ થવાથી સીવણીનો ભાગ ( પૅરીનીઅમ ) તુટી જવાનો સંભવ છે. જ્યારે બચ્ચાને યોનિદ્વારની બહાર આવવાનો સમય થાય, ત્યારે સ્ત્રીને દસ્તની હાજત થાય, તો પણ તેણે દસ્ત ઉતારવા ઉઠવું નહિ, પણ યોગ્ય વાસણ (બૅડ-પૅન) ખાટલામાંજ મુકી ત્યાં દસ્ત આવવા દેવો; અને ખાટલો અને પથારી બગડે નહી તેને માટે ચાદર ઉપર લેધર કલૉથ–મીણુ કાપડ પાથરી રાખવું. કદી ખાટલો બગડે, તો પણ બગડવા દેવો. જ્યારે યોનિદ્વારમાંથી બહાર આવતું હોય, ત્યારે યોનિના મુખની એક બાજુએ અંગૂઠો ને બીજી બાજુએ આંગળાં રહે તેમ સુયાણીએ પોતાનો જમણો હાથ દાબીને રાખવો, જેથી સીવણીને બહુ ધક્કો લાગે નહિ; હાથ બગડવાની ધાસ્તી હોય તો, હાથ ઉપર રૂમાલ લપેટી પછી તે પ્રમાણે હાથ દાબી રાખવો. **મસ્તક** આવ્યા પછી શરીરને નીકળતાં વાર લાગે, તો અંદર આંગળી નાખીને બાળકની બગલમાં ભેરવવી, અને આસ્તેથી ખેંચવી, એટલે ખભાનો ભાગ બહાર આવશે.

પ્રસવની ખરી વેંણુ આવવા માંડે, ત્યારથી પેટ ઉપર સુયાણી દબાણુ રાખે છે, અને ગર્ભાશયનો સંકોચ થવામાં દર્દ કરે છે; તેમ કરવાની જરૂર બધી વખત હોતી નથી, પણુ તેમ કરવું એ સારૂં છે, કેમકે તેથી ઑર જલદી નીકળી શકે છે.

જો બચ્ચું બહાર પડયા પછી શ્વાસ ન લે અને રડે નહી તથા એમ લાગે કે જીવશે નહી અગર જીવ આવતો નથી એમ લાગે કે તરતજ ઠંડા ગરમ પાણીમાં વારા ફરતી જબોળી કાઢી રડાવવું અગર બચ્ચાના ગળામાં દાઇયણે મોંહથી ફુંક મારવી અગર કૃત્રિમ શ્વાસોશ્વાસ માટે છાતીપર અને પેટપર તેના હાથ વારા ફરતા દબાવી ક્રિયા ચલાવવી.

કેટલીક સુવાવડોમાં બાળકનું માથું મ્હોટું હોય છે અને પહેલું જણતર હોય છે ત્યારે જણતાં વાર લાગે છે જેથી ગર્ભાશય વિસ્તૃત થવા માટે અને વેંણુ ન હોય તો વેંણુ લાવવા માટે **કાલી-ફૉસ** પાંચ પાંચ ગ્રેઈન્સ દશ પંદર ૧૦–૧૫ મીનીટે આપ્યા જવું અને વિસ્તૃત થયા બાદ બાળક મોટું હોવાથી મસ્તક નિકળતાં મહેનત પડે અને વાર લાગે તો જણાવનારે ધીમેથી નાના ચીપીઆ લગાડવા અને બાળક જણાવવું.

જણતાં સીવણી ફાટી જાય તો ઑર કાઢયા પછીજ ટેભા મારવા. તે પહેલા કદી મારવા નહી. તેમ કરવાથી પછી ઑર કાઢતાં ટેભા તુટી જશે અને પાછા ટેભા મારવા પડશે તેથી તે ભાગ જલદી રૂઝાશે નહી.

### ખાસ સૂચના.

જણાવતાં જણાવતાં દાકતરે એટલી કાળજી રાખવી કે જન્મેલું બાળક જમીન પર ન પડે, તે જો પડશે તો નાયડો ખેંચાઈને તુટી જશે અને ઑર કાઢતાં હરકત થશે. કેટલાક દાકતરો ધીરજ રાખતા નથી અને ઑર કાઢયા વગર ચાલ્યા જાય છે, તથા ૪–૬ કલાક આરામ આપે છે અને પછી ઑર કાઢે છે તે બહુજ મોટી ભુલ છે. તેથી જણનારી અતિ જોખમમાં આવે છે અને ઑર અકબંધ નહી નીકળતાં કટકે કટકે તોડીને કાઢવી પડે છે તેથી તેનું ઝેર લાગી પ્રસૂતિ–જ્વર આવે છે અને અતિ જોખમમાં (મૃત્યુ સમાન) આવી પડે છે.

બાળક જન્મે એટલે જોરથી શ્વાસોશ્વાસ ચાલે તે માટે તેનું નાક અને આંગળી નાખી ગળું સાફ કરવું, તે બહાર આવ્યા પછી ગર્ભાશય થોડીવાર વિરામ લે છે, ને તે પછી ઑર છુટી પડીને બહાર આવે છે. જો **ઑર યોનિમાં** આવી હોય, તો નાળને (નાયડા–Umbilical Cord) ખેંચીને અંદરના પડ

તથા ઑરને ધીમેથી બહાર ખેંચી કાઢવાં.

બાળકનો શ્વાસોશ્વાસ ચાલુ થયો છે, અને સારી રીતે રડે છે, એમ ખાત્રી થાય એટલે નાળનું છેદન કરવું; તે કરવા માટે નાળને નાભીથી ત્રણ ઇંચ છેટે એક દોરો બાંધવો ને બીજો દોરો ઑર તરફ પહેલી ગાંઠથી ત્રણ ઇંચ દૂર બાંધીને વચમાંથી કાપી નાંખવો. પછી બાળકને દૂર મૂકવું અને ઑરને સારી રીતે પકડી રાખવી; પણ કાઢવા ઉતાવળ નહીં કરતાં ધીરજ રાખી આરામ લેવા દેવો. પછી ઑર કાઢવી.

આ. ૨૪૨.
ઑર કાઢવાની રીત.



The mode of delivering placenta.
H. N. Guernsey.

જણતી વખતે સીવણી ફાટી હોય તો ઑર કાઢ્યા પછી તરત તેને ટેભા મારવા (Ligatures) અને તેપર બૉરીક ઍસિડ છાંટી રૂનો પાટો બાંધવો, કે જેથી થોડા કાળમાં સીવણી સંધાઇ જશે અને પાછળ કાંઈ પીડા નહી રહે.

જો ઑર બહાર આવી ન હોય, તો પેડુના ભાગમાં દાબવું અને મસળવું એટલે તરત અંદર વેણુ આવવા લાગશે. ઑર ગર્ભાશયને ચોટેલ છે કે

આ. ૨૪૩.
ચૉટેલી ઑર કાઢવાની રીત.



The mode of breaking up the
Adhesions of the Placenta.
H. N. Guernsey.

નહિ, તેની ખાત્રી નાળમાં ચાલતા લોહીના થડકારાથી થાય છે. કોઇ વાર **ઑરનો થોડો ભાગ ચોંટી રહે છે,** અને રક્તસ્રાવ ચાલે છે, ત્યારે ઑરને ઉખેડવાની જરૂર પડે છે. કોઇ કોઇ વાર ગર્ભાશયમાં આકર્ષ (Spasm) થવાથી તે ખીડાઇ જાય છે, એટલે ઑર નીકળી શકતી નથી; આ વખતે આકર્ષનું જોર દવાથી નરમ પાડવું, પણ બનતાં સુધી શસ્ત્રનો ઉપયોગ કરવો નહિ; કોઈ વાર ગર્ભાશય **રેતીની ઘડીઆળ (Hour-glass)** ની માફક વચમાંથી સંકોચ પામે છે, અને ઑર નીકળી શકતી નથી; તેથી તેનો ઉપાય કરવો.

આ. ૨૪૪.
રેતીની ઘડીયાળ માફક ગર્ભાશયનો સંકોચ.



The hour-glass contraction of the
womb. H. N. Guernsey.

પ્રસવ પૂર્ણ થઇ રહ્યા પછી ઑરને નિમક નાંખી ઉંડા ખાડામાં દાટતાં પહેલા ઉંધી નાંખી તપાસી જોવી ને ખાત્રી કરવી, કે તે કોહી ગઈ નથી તેમ અખંડ નીકળી આવી છે. કટકો રહી જાય છે તો તે સડી જવાથી સુવાવડમાં જ્વર આવે છે અને તેનો ભય રાખવો પડે છે. યોનિદ્વારમાં જંતુનાશક દવાથી સાફ કરી ગરમ પાણીની પિચકારી મારવી. સ્ત્રીના યોનિદ્વાર આગળ કોરા પણ સુંવાળા કપડાનો કડકો Diaper-ડાયાપર અને લંગોટ બાંધવો. પછી સાફ નાનો તકીઓ અને ગાદી ગર્ભાશયના ગોળા ઉપર ગોઠવી નિતમ્બ અને પેટની આસપાસ ૧૨ થી ૧૮ ઈંચ પોહળો અને દોઢ વાર લાંબો પાટો લપેટી તેમાં સેફ્ટીપીન્સ (એક જાતની ટાંકણીઓ છે) નાખવી કે જેથી તે પાટો નરમ પડી ખશી ન જાય. ખમાય તેવો ૧૫ દિવસ

સુધી સખત બાંધી રાખવો અને નરમ પડી જાય તો પાછો બાંધવો જેથી ગર્ભાશયને આરામ મળે છે તથા સંકોચાઈ જઇ અસલ સ્થિતિમાં આવી જાય છે. પછી તેણીને શાંતિથી ઉંઘી જવા દેવી. કોઇએ તેની આસપાસ વાતચિત કે ગડબડાટ કરવો નહિ; તથા અડધી કલાક કે કલાક સુધી તેને બિછાનામાં પણ ફરવા દેવી નહિ; કેટલીક સ્ત્રીઓને સુયાણી પ્રસવ પછી પેટ ઉપર પાટો બાંધે છે, તે એવી મતલબથી કે ગર્ભાશય સંકોચાઇને પૂર્વ-સ્થિતિ પ્રાપ્ત કરે. પાટો બાંધવો તે ડાહાપણવાળું છે; પણ આમ કરવાની જરૂર નથી, કેમકે ગર્ભાશય પોતાની મેળે જ પૂર્વ રૂપ ધારણ કરી શકે છે; વળી પાટાને લીધે ગર્ભાશય પોતાની મૂળ જગ્યાએ રહી શકતું નથી, પણ પેટમાં સીધું રહે છે, આથી આગળ જતાં યોનિભ્રંશ ( prolapsus ) થવાનો સંભવ રહે છે. કલાક બે કલાક પછી, જયારે સ્ત્રી જાગૃત થાય ત્યારે તેણીને સમી સુવારવી, તેનાં બગડેલાં કપડાં દૂર કરીને સારાં સ્વચ્છ કપડાં રાખવાં ને આપવાં. તેના પગને જરા સ્હેજ ગરમ પાણીથી લૂછી સાફ કરવા. પછી જરા ચાહ-કૉફી કે દુધ આપી આરામ લેઈ સુવા દેવી. આ વખતે તેણીને કાંઇ ઉપાધિ, જેવી કે ઉતાવળી નાડી, શરીરની વધારે ગરમી, પેશાબનું બંધ થવું કે એવું કાંઇ જોવામાં આવે તો તેનો ઉપાય કરવો. પ્રસવનો થાક બહુ લાગ્યો હોય તો આર્નિકાની એક વખત આપવો, તેથી થાક ઉતરવા લાગશે. જો નાડી મીનીટમાં ૧૦૦ જેટલી ચાલવા માંડે, તો તરત ઉપાય કરવો; તેણીનાં ચિન્હ જોઇને દવા આપવી. પેશાબ કેટલા વખતથી ઉતર્યો નથી તે તપાસ કરવો, જો પેશાબ ઉતરતો ન હોય, ને મૂત્રાશયને આઘાત થયો લાગતો હોય તો આર્સેનિકમ, કૉસ્ટિકમ, અગર હાયોસાયમસ એ ત્રણમાંથી જે યોગ્ય લાગે તે દવા ચિન્હો જોઇને આપવી.

## પ્રસવ પછી માની અને તેના બાળકની માવજત.

પ્રસવ પછી બાર તેર કલાકે બાળકને તેની માને ધવડાવવા આપવું. ડા. રીગબી એવી સલાહ આપે છે કે પ્રસવ પછી કલાક બે કલાકેજ બાળકને ધવડાવવા આપવું. કેમકે જો બાળક પાંચ સાત મીનીટ પણ ધાવે, અગર વળગે તો તેથી ગર્ભાશયને ફાયદો થાય છે, ને રક્તસ્રાવ થવાનો સંભવ રહેતો નથી; જો સ્ત્રી સશક્ત ને હુશિયાર હોય તો બાળકને પ્રસવ પછી થોડીવારે ધવરાવવા આપવામાં હરકત નથી, પણ જો તે અશક્ત હોય ને સુસ્ત થઇ ગઇ હોય, તો સ્ત્રીને દુધ આવે ત્યાં સુધી બાળકને ધવડાવવાની ઉતાવળ કરવી નહિ. બાળકના નેત્ર ગરમ પાણીથી સ્વચ્છ રાખવાં.

**માતાનું પહેલ વહેલું દુધ રેચક હોવાથી** બાળકને કાળો દસ્ત ઉતરે છે. (મેકોનીઅમ-meconium) ત્યાર પછી બાળકને ગૉળનું પાતળું પાણી (ગળથુથી) અગર પાતળું દુધ આપવું. માતાને તાવ આવી દુધ આવવા માંડે ત્યાર પછી બાળકને ધવરાવવા આપવું.

## બાળકની માવજત.

પ્રસવ પછી **બાળકના નાળને કાપી** નાંખ્યા પછી તેને ઉંચા નરમ સાબુથી ચોળી સમશીતોષ્ણ પાણીથી ન્હવરાવી ગરમ રૂમાલથી સાફ કરી ગરમ કપડામાં અગર શીયાળામાં રૂના પેલમાં, ફલાલીનમાં લપેટી ખુલ્લું મ્હોં રાખી એક પડખે સુવારવું. પછી બાળકની નાભીના ભાગ ઉપર રૂનું એક પૅલ મુકીને ચોખ્ખો કટકો વિંટી બાંધી રાખવો, તે ઉપર ધા કપડું લપેટી દોરા સાથ બાંધવો, અને તે દોરો બાળકના ગળામાં નરમ રાખી મૂકવો અગર છુટો રાખવો તે ૪-૬ દિવસમાં કરમાઇ છુટો પડશે. છુટતાં વાર લાગે તો ઉતાવળ કરી ખેંચી કાઢવો નહી. તેમ કરવાથી લોહી નીકળે છે અને ચાંદી પડવાથી બોરીક ઍસિડની મલમપટી કરવી પડે છે.

જણનારીને તેમજ તેના કુમળા બાળકની વૃદ્ધિ માટે **અજવાળા ને સ્વચ્છ હવાની** જરૂર છે. શરૂઆતમાં થોડા દિવસમાં રૂમાલ અગર ગરમ કપડામાં લપેટી બાળકને ફેરવવું અને પછી થોડી થોડી વારે ઘરમાં અગર ઘર બહાર હવા આપવાની ટેવ પાડવી.

**ગળથુથી**—બાળકને ધવરાવવાથી તેની માને સારો ફાયદો થાય છે. માતાનું પહેલું દુધ રેચક છે અને ધવરાવવાથી ગર્ભાશયનો સંકોચ સારો અને વહેલો થાય છે.

પ્રથમ એક બે દિવસ દુધ નથી આવતું ત્યારે ગળથુથી ગૉળના પાણીમાં સુવા નાંખી ઉકાળી કપડાનો કટકો પલાળી ચુસાડવી, કોઇ સાકરનું પાણી અગર મધ પાણી આપે છે; તેના કરતાં અર્ધું પાણી અને અર્ધું ગાયનું દુધ મેળવી આપવામાં આવે તો સારૂં. મીઠાશ લ સ્યુગર ઑફ મિલ્ક મેળવાય તો વધારે સારૂં

**બાળાગોળી** અફીણવાળી અગર મસાલા અને અફીણ વગરની આપવી નહી, તેથી છેવટે નુકશાન થાય છે. કોઇ પણ રીતનું બંધાણ કરાવવું નહી.

**શરૂઆતમાં ઝાડા અને ઉલટી** થાય તો સમજવું કે ખાન પાનમાં અગર માતાના ખાન પાનમાં ફેરફાર થવાથી થાય છે.

પ્રસૂતા સ્ત્રીને પહેલા પંદર દિવસ સુધી જેમ અને તેમ સુવાડી રાખવી; તેને દસ્તની હાજત થાય તો તેનો ખુલાસો પણ સુતાં સુતાંજ કાંઇક યોગ્ય ઠામમાં કરાવવો; કદી તેને ઉઠવાની જરૂર લાગે, તો પણ પા કલાકથી વધારે વખત તેને બેસી રહેવા દેવી નહિ; તેણીને નવરાવવી હોય, ત્યારે પણ પા કલાકથી વધારે વખત બેસવા દેવી નહિ, ને નવડાવવા માટે તેણીને ઘર બહાર ખુલ્લી હવામાં કાઢવી નહિ. વળી નવડાવ્યા પછી તેણીને બહાર જવા દેવી નહિ; પણ તરતજ સુવારી દેવી ને ગરમ ગરમ કપડાં ઓઢાડી દેવાં. આપણા લોકોમાં દશ ઉઠણુ નવડાવે છે તે વખતે ધર્મના વ્હેમ અને આભડછેટને લીધે ઘણીજ મહેનત આપે છે, તેમ કરવાથી કેટલીક સ્ત્રીઓ ચાકી જાય છે અને એકાએક કાચો ગર્ભાશય ફાટી જાય છે. ( Rupture of uterus-રપચર ઑફ યુટરસ ) અને કેટલાકમાં એકાએક મરણ નિપજે છે; માટે સારી કાળજી પૂર્વક કામ લેવું.

શેકઃ—કેટલાક લોકોમાં પ્રસવ પછી સ્ત્રીના ખાટલા નીચે લાકડાનો, છાણાનો કે બકરીની લીંડીઓનો શેક નાખવાનો રિવાજ હોય છે. આ રિવાજ તદ્દન ખોટો નથી. જો સ્ત્રીનું અંગ થંડુ પડી જાય, તો થોડીવાર શેકની જરૂર પડે છે, નહિં તો નહિ; ખરી રીતે છાણાં બળતાં રાખવાનો હેતુ ઓરડાની ગરમી દિવસે ને રાત્રે એક સરખી રાખવાનો છે, જેથી હવા ચંડી થાય, તેની અસર સુવાવડી સ્ત્રીને લાગે નહિ, તે માટે દિવસે અગ્નિ બહુ થોડો જોઇએ છીએ, અને રાત્રે જરા વિશેષ જોઇએ છીએ; અગર જો કે ઓરડામાં એક સરખી ગરમી રાખવાની જરૂર છે, તોપણ ગરમી વધારે રાખવાની જરૂર નથી, ને રાખવી પણ નહિ. શેક કરવા જતાં સુવાવડી સ્ત્રીઓ રાતમાં ખાટલો સળગી ઉઠવાથી કેટલીકવાર દાઝે છે, એટલા માટે ખાસ કરીને રાત્રે લાકડાનો કે છાણાનો તાપ બહુ રાખવો નહિ. અને દાઝી ન જાય તેની ખાસ કાળજી રાખવી. શેકની શિયાળામાં ને ચોમાસામાં ખાસ જરૂર લાગે છે અને શેક આપવાથી ઝેરી જંતુઓનો પણ નાશ થાય છે.

ખોરાકઃ—પ્રસવ પછી સ્ત્રીને જે નબળાઇ થાય છે, તે દૂર કરવા માટે ઘણો સારો ખોરાક આપવો જોઇએ. દુધ કે જે સર્વોત્તમ ખોરાક છે, તેજ ન ખવાય એવો ઘણાજ લોકોમાં વ્હેમ હોય છે; પણ તે આપવાથી કશું નુકશાન થતું નથી; પ્રસવ પછી તરતજ સાબુ ચોખાની પુષ્કળ દુધમાં કરેલી કાંજી, ચાહ કૉફી અગર રાબ, એવો હલકો ખોરાક આપવો, ને પછી જેમ જેમ સ્ત્રીની ભુખ ઉઘડતી જાય તેમ તેમ તેને વિશેષ દુધ, તથા ઘીનો પદાર્થ આપતા જવો. શિરો એ પણ સારો ખોરાક છે, પણ તે પાચન–શક્તિના પ્રમાણમાંજ દેવો જોઇએ. સુવાવડમાં દુધ બનતાં સુધી તાજું આપવું. પાંચ છ કલાકનું પડતર દુધ કોઇવાર માફક આવતું નથી; કેટલીક વાર જ્યારે ગર્ભપાત થયો હોય, અગર બાળક મુએલું અવતર્યું હોય છે, ત્યારે દેશી રિવાજ એવો હોય છે, કે સુવાવડીને દુધ ઘી તો અપાયજ નહિ; માત્ર ગોળ ને બાજરીનો રોટલોજ ખવાય; આવા આવા રિવાજ ને વ્હેમને લીધે કેટલીક સ્ત્રી પાછળથી બહુ માંદી થાય છે, અને કોઇ કોઈવાર કાંઈ દીર્ઘ રોગનો ભોગ થઇ પડે છે કે સુવારોગ થાય છે; તોપણ ભુલ સમજાતી નથી. કોઈ કોઇ સ્ત્રીઓને પોતાની રૂચિ પ્રમાણે ખાવાનું નહિ મળવાથી ભુખ્યા રહેવું પડે છે; અલબત ન પચે તેવી વસ્તુઓ ન ખાવી જોઇએ, તો પણ બનતાં સુધી તેના સ્વાદ પ્રમાણે ખાવાનું આપવાની હરકત નથી. ચાલતાં સુધી કોઇ જાતનો દારૂ આપવો નહી. જણ્યા પછી દારૂમાં બેસાડવાનો અને યોનિદ્વારમાં હીરાબોળ, હળદર, ગૉળની પોટલી મુકવાના વ્હેમનો ખરાબ રિવાજ છે તે દૂર કરવો.

જણ્યા પછી લીકવીડ ઍકસ્ટ્રાક્ટ ઑફ અર્ગટના ( Secaleφ ) ૨૦–૩૦ ટીંપાં થોડા પાણીમાં એક વખત આપી આરામ લેવા દેવો. આરામમાંથી ઉઠયા પછી તે દવા બે ત્રણ વખત ચાર છ કલાકે આપવી તેથી ગર્ભાશય સંકોચાઇ જશે અને લોહી બહુ જતું હશે તો બંધ થશે. આરામ લીધા બાદ જણનારી તરફથી સારી તબીઅતનો ઉત્તર મળ્યા પછી કોઇ પણ કારણથી કે દુધ આવવા માંડે ત્યાં સુધીમાં દુધનો તાવ (**મિલ્ક ફીવર**) ન આવે તેને માટે **ફૅરમ ફૅાસ**૬× અને કૅલીમ્યુર૬× વારા ફરતી–કલાક

બે કલાકે પાંચ પાંચ ગ્રેઇન્સ ચાર દિવસ આપવાં કે જેથી કોઇ જાતનું તાવનું અગર બીજું જોખમ નહી આવે. નિદ્રા ન આવે તો ફેલીફૉસ[3×]ના પાંચ ગ્રેઇન્સનાં બે ત્રણ પડીકાં બબ્બે કલાકના અંતરે આપવાં.

---

## પ્રસવ પછી ગુહ્યાવયવની સ્થિતિ ને તેમાં થતા ફેરફાર.

(The Uterus &c. after the labour).

પ્રસવ પછી ગર્ભાશય થોડી થોડી વાર આરામ લે છે, અને થોડી થોડી વાર સંકોચાય છે, એમ કરતાં કરતાં તેનું કદ નાનું થવા લાગે છે, અને તે પોતાના પૂર્વ રૂપે પહોંચતો જાય છે. સાધારણ રીતે ગર્ભાશયને પોતાની અસલ સ્થિતિએ પહોચતાં દોઢ માસ લાગે છે; આ ક્રિયાને **ઇન્વોલ્યુશન**–Involution કહે છે. જો અસલ સ્થિતિએ ગર્ભાશય ન પહોચે તો **સબઇન્વોલ્યુશન**–Sub-involution કહે છે. આ સબઈન્વોલ્યુશનમાં ગર્ભાશય ભારે અને મોટો રહી જાય છે અને તેથી અતિશય દુખાવો અને અસહ્ય પીડા થાય છે, તથા તે પહેલાં સ્ત્રીએ કશું કામ બહુ જોર દઈને કરવું જોઇએ નહિ, કેમકે તેથી ગર્ભાશયને હરકત પહોચવાનો સંભવ રહે છે, કોઇ કોઇવાર ગર્ભાશય નાનો થવાને બદલે મોટો થતો હોય એમ લાગે છે; પણ તેથી કાંઇ ધાસ્તી રાખવા જેવું નથી; જો તે ઘણા દિવસ સુધી નાનો થતો લાગે નહિ, તો **ક્રોકસ**[1×] (Crocus-કેસર) નામની દવા આપવી, તેથી ફાયદો થશે. જેમ ગર્ભાશયની સ્થિતિ સુધરતી જાય છે, તેમ તેમાં નવું શ્લેષ્મ-પડ બંધાતું જાય છે; યોનિમાર્ગ પણ સંકુચિત થતો જાય છે; જ્યારે તંતુઓ પોતાના સ્થિતિસ્થાપક ગુણને લીધે સંકોચાતા જાય છે, ત્યારે કશું દર્દ જણાતું નથી, પણ જ્યારે સ્નાયુઓ પોતાની શક્તિ વાપરીને ગર્ભાશયને નાનો કરે છે, ત્યારે વેણના જેવું દર્દ થવા લાગે છે, એ ઉપરથી એ દુખાવાને **પશ્ચાત્વેણ** (After-Pains-આફટર પેઇન્સ) એવું નામ આપવામાં આવે છે.

ધાવણ કોઈ સ્ત્રીને બહુ આવે છે, ને કોઇ ને ઓછું આવે છે. બાળકને માટે તેની માનું ધાવણ એજ સર્વોત્તમ ખોરાક છે, ને તે સિવાય પોષણ આપવાની સઘળી રીતો હાનિકારક છે. પ્રસવ પછી બાળકને જેમ વહેલું ધવડાવવામાં આવે તેમ સ્તનમાં વ્યાધિ થવાનો સંભવ ઓછો. તેથી ધાવણનો તાવ પણ જોર કરી શકતો નથી. ધાવણ જલદી નીકળે તે માટે સ્તનને ગરમ પાણીથી ઝારવા નહિ કે દાબવા નહિ. (વિશેષ માટે ધાવણ સંબંધી વ્યાધિઓ જુવો.)

---

## જન્મેલા બાળકની મૃતવત્ અવસ્થા.

(The apparent death of the new-born)

બાળક અવતર્યા પછી કેટલીકવાર મુએલા જેવું લાગે છે, ને તેનો શ્વસોચ્છ્વાસ ચાલતો હોય એમ જણાતું નથી; ઘણી વખત તો શ્વાસોચ્છ્વાસ ખરેખર ચાલતો નથી. સૌથી પહેલાં એ કહેવું જોઇએ કે જ્યારે આવું બને ત્યારે કદી ઉતાવળ કરીને **બાળકના નાળનું છેદન કરવું નહિ,** પણ શ્વાસોચ્છ્વાસ ચાલવા માંડે, ત્યાં સુધી રાહ જોવી. આવી સ્થિતિ હોય, ત્યારે તુરત ઉપાય કરવો, નહિતો બાળકનો જાન જવાનો સંભવ રહે છે.

**કારણ**:—બાળકની આવી અવસ્થા થવાનાં ત્રણ મુખ્ય કારણો હોય છે; કાં તો આખા શરીરના જ્ઞાનતંતુઓને ધક્કો પહોચ્યો હોય છે ને કાં તો અમુક એક ભાગના જ્ઞાનતંતુઓને ધક્કો પહોચ્યો હોય છે; જ્યારે બસ્તિનો માર્ગ સાંકડો હોય છે, ત્યારે બાળકના જ્ઞાનતંતુઓને અને મગજને ઘણું કષ્ટ તથા દબાણ વેઠવું પડે છે; કોઇ કોઈવાર જ્યારે ચીપીઆ વાપરીને પ્રસવ કરાવવો પડયો હોય છે, ત્યારે મસ્તકને ઘણી જફા પહોચી હોય છે; તેવીજ રીતે જ્યારે પગ પહેલા આવ્યા હોય, અને મસ્તક પાછળથી આવ્યું હોય, ત્યારે પણ મગજના કેટલાક ભાગને હાનિ પહોચે છે; જ્યારે મગજના પાછલા ભાગ (medulla oblongata) ને હાનિ પહોચે છે, ત્યારે શ્વાસોચ્છ્વાસ બંધ પડે છે. બીજા પ્રકારના કારણમાં નાળના રૂધિરની ગતિમાં થતો રોધ હોય છે. પ્રસવ વખતે જો નાળ કોઇ જગ્યાએ બહુ દબાયો હોય, શ્વાસોચ્છ્વાસ ચાલ્યા પહેલાં નાળનું છેદન કર્યું હોય, અગર પ્રસવ થતાં નાળ તુટી ગયો હોય, તો પણ શ્વાસોચ્છ્વાસ બંધ પડે છે. વળી નાકમાં ને મોંઢામાં બહુ શ્લેષ્મ ભરાઇ ગયો હોય, તો તેથી પણ શ્વાસ જલદી ચાલતો નથી. ત્રીજા પ્રકારના કારણોમાં બાળકના રૂધિરને ફરવામાં થતી કાંઇ અ-

**બાળાગોળી** અફીણવાળી અગર મસાલા અને અફીણ વગરની આપવી નહી, તેથી છેવટે નુકશાન થાય છે; માટે કોઈ પણ રીતનું બંધાણ કરાવવું નહી.

**શરૂઆતમાં ઝાડો અને ઉલટી** થાય તો સમજવું કે ખાન પાનમાં અગર માતાના ખાન પાનમાં ફેરફાર થવાથી થાય છે.

પ્રસૂતા–સ્ત્રીને પહેલા પંદર દિવસ સુધી જેમ બને તેમ સુવાડી રાખવી; તેને દસ્તની હાજત થાય તો તેનો ખુલાસો પણ સુતાં સુતાંજ કાંઇક યોગ્ય ઠામમાં કરાવવો; કદી તેને ઉઠવાની જરૂર લાગે, તો પણ ૫ા કલાકથી વધારે વખત તેને બેસી રહેવા દેવી નહિ; તેણીને નવરાવવી હોય, ત્યારે પણ ૫ા કલાકથી વધારે વખત બેસવા દેવી નહિ, ને નવડાવવા માટે તેણીને ઘર બહાર ખુલ્લી હવામાં કાઢવી નહિ. વળી નવડાવ્યા પછી તેણીને બહાર જવા દેવી નહિ; પણ તરતજ સુવારી દેવી ને ગરમ ગરમ કપડાં ઓઢાડી દેવાં. આપણા લોકમાં દશ ઉઠણ નવડાવે છે તે વખતે ધર્મના વ્હેમ અને આભડછેટને લીધે ઘણીજ મહેનત આપે છે, તેમ કરવાથી કેટલીક સ્ત્રીઓ થાકી જાય છે અને એકાએક કાચો ગર્ભાશય ફાટી જાય છે, ( Rupture of Uterus–રપચર ઑફ યુટરસ ) અને કેટલાકમાં એકાએક મરણ નિપજે છે; માટે સારી કાળજી પૂર્વક કામ લેવું.

**શેક:**—કેટલાક લોકોમાં પ્રસવ પછી સ્ત્રીના ખાટલા નીચે લાકડાનો, છાણાનો કે બકરીની લીંડીઓનો શેક નાખવાનો રિવાજ હોય છે, આ રિવાજ તદ્દન ખોટો નથી. જો સ્ત્રીનું અંગ ટંડું પડી જાય, તો થોડીવાર શેકની જરૂર પડે છે, નહિ તો નહિ; ખરી રીતે છાણાં બળતાં રાખવાનો હેતુ ઓરડાની ગરમી દિવસે ને રાત્રે એક સરખી રાખવાનો છે, જેથી હવા ટંડી થાય, તેની અસર સુવાવડી સ્ત્રીને લાગે નહિ, તે માટે દિવસે અગ્નિ બહુ થોડો જોઇએ છીએ, અને રાત્રે જરા વિશેષ જોઈએ છીએ; અગર જો કે ઓરડામાં એક સરખી ગરમી રાખવાની જરૂર છે, તોપણ ગરમી વધારે રાખવાની જરૂર નથી, ને રાખવી પણ નહિ. શેક કરવા જતાં સુવાવડી સ્ત્રીઓ રાતમાં ખાટલો સળગી ઉઠવાથી કેટલીકવાર દાઝે છે, એટલા માટે ખાસ કરીને રાત્રે લાકડાનો કે છાણાનો તાપ બહુ રાખવો નહિ અને દાઝી ન જાય તેની ખાસ કાળજી રાખવી. શેકની શિયાળામાં ને ચોમાસામાં ખાસ જરૂર લાગે છે અને શેક આપવાથી ઝેરી જંતુઓનો પણ નાશ થાય છે.

**ખોરાક:**—પ્રસવ પછી સ્ત્રીને જે નબળાઈ થાય છે, તે દૂર કરવા માટે ઘણો સારો ખોરાક આપવો જોઇએ. દુધ કે જે સર્વોત્તમ ખોરાક છે, તેજ ન ખવાય એવો ઘણાજ લોકોમાં વ્હેમ હોય છે; પણ તે આપવાથી કશું નુકશાન થતું નથી; પ્રસવ પછી તરતજ સાબુ ચોખાની પુષ્કળ દુધમાં કરેલી કાંજી, ચાહ કૉફી અગર રાબ, એવો હલકો ખોરાક આપવો, ને પછી જેમ જેમ સ્ત્રીની ભુખ ઉઘડતી જાય તેમ તેમ તેને વિશેષ દુધ, તથા ઘીનો પદાર્થ આપતાં જવો. શીરો એ પણ સારો ખોરાક છે, પણ તે પાચન–શક્તિના પ્રમાણમાંજ આપવો જોઇએ. સુવાવડમાં દુધ બનતાં સુધી તાજું આપવું. પાંચ છ કલાકનું પડતર દુધ કોઈવાર માફક આવતું નથી; કેટલીક વાર જ્યારે ગર્ભપાત થયો હોય, અગર બાળક મુએલું અવતર્યું હોય છે, ત્યારે દેશી રિવાજ એવો હોય છે, કે સુવાવડીને દુધ ઘી તો અપાયજ નહિ; માત્ર ગૉળ ને બાંજરીનો રોટલોજ ખવાય; આવા આવા રિવાજ ને વ્હેમને લીધે કેટલીક સ્ત્રી પાછળથી બહુ માંદી થાય છે, અને કોઈ કોઈવાર કાંઈ દીર્ઘ રોગનો ભોગ થઇ પડે છે કે સુવારોગ થાય છે; તોપણ ભૂલ સમજાતી નથી. કોઈ કોઇ સ્ત્રીઓને પોતાની રૂચિ પ્રમાણે ખાવાનું નહિ મળવાથી ભુખ્યા રહેવું પડે છે; અલબત ન પચે તેવી વસ્તુઓ ન ખાવી જોઇએ, તો પણ બનતાં સુધી તેના સ્વાદ પ્રમાણે ખાવાનું આપવાની હરકત નથી. ચાલતાં સુધી કોઇ જાતનો દારૂ આપવો નહી, જણ્યા પછી દારૂમાં બેસાડવાનો અને યોનિદ્વારમાં હીરાબોળ, હળદર, ગૉળની પોટલી મુકવાના વ્હેમનો ખરાબ રિવાજ છે તે દૂર કરવો.

જણ્યા પછી **સીકેલી**[૨૦૦] ( ઍકસ્ટ્રાકટ ઑફ અર્ગટનાં ( Secale¢ ) ૫ ટીંપાં થોડા પાણીમાં એક વખત આપી આરામ લેવા દેવો. આરામમાંથી ઉઠયા પછી તે દવા બે ત્રણ વખત ચાર છ કલાકે આપવી તેથી ગર્ભાશય સંકોચાઈ જશે અને લોહી બહુ જતું હશે તો બંધ થશે. આરામ લીધા બાદ જણનારી તરફથી સારી તબીઅતનો ઉત્તર મળ્યા પછી કોઈ પણ કારણથી કે દુધ આવવા માંડે ત્યાં સુધીમાં દુધનો તાવ (**મિલ્ક ફીવર**) ન આવે તેને માટે **ફૅરમ ફૉસ**[૬×] અને કૅલ્કીમ્યુર[૬×] વારા ફરતી–કલાક

બે કલાકે પાંચ પાંચ ગ્રેઈન્સ ચાર દિવસ આપવાં કે જેથી કોઇ જાતનું તાવનું અગર બીજું જોખમ નહી આવે. નિદ્રા ન આવે તો કૅલીફૉસ[3x]ના પાંચ ગ્રેઈન્સનાં બે ત્રણ પડીકાં બબ્બે કલાકના અંતરે આપવાં.

---

## પ્રસવ પછી ગુહ્યાવયવની સ્થિતિ ને તેમાં થતા ફેરફાર.

( The Uterus &c. after the labour ).

પ્રસવ પછી ગર્ભાશય થોડી થોડી વાર આરામ લે છે, અને થોડી થોડી વાર સંકોચાય છે, એમ કરતાં કરતાં તેનું કદ નાનું થવા લાગે છે, અને તે પોતાના પૂર્વ રૂપે પહોંચતો જાય છે. સાધારણ રીતે ગર્ભાશયને પોતાની અસલ સ્થિતિએ પહોંચતાં દોઢ માસ લાગે છે; આ ક્રિયાને **ઈન્વોલ્યુશન**-Involution કહે છે. જો અસલ સ્થિતિએ ગર્ભાશય ન પહોંચે તો **સબઈન્વોલ્યુશન**-Sub-involution કહે છે. આ સબઇન્વોલ્યુશનમાં ગર્ભાશય ભારે અને મોટો રહી જાય છે અને તેથી અતિશય દુખાવો અને અસહ્ય પીડા થાય છે, તેથી તે પહેલાં સ્ત્રીએ કશું કામ બહુ જોર દઇને કરવું જોઇએ નહિ, કેમકે તેથી ગર્ભાશયને હરકત પહોચવાનો સંભવ રહે છે, કોઇ કોઈવાર ગર્ભાશય નાનો થવાને બદલે મોટો થતો હોય એમ લાગે છે; પણ તેથી કાંઇ ધાસ્તી રાખવા જેવું નથી; જો તે ઘણા દિવસ સુધી નાનો થતો લાગે નહિ, તો ક્રોકસ[1x] ( Crocus-કેસર ) નામની દવા આપવી, તેથી ફાયદો થશે. જેમ ગર્ભાશયની સ્થિતિ સુધરતી જાય છે, તેમ તેમાં નવું શ્લેષ્મ-પડ બંધાતું જાય છે; યોનિમાર્ગ પણ સંકુચિત થતો જાય છે; જ્યારે તંતુઓ પોતાના સ્થિતિ સ્થાપક ગુણને લીધે સંકોચાતા જાય છે, ત્યારે કશું દર્દ જણાતું નથી, પણ જ્યારે સ્નાયુઓ પોતાની શક્તિ વાપરીને ગર્ભાશયને નાનો કરે છે, ત્યારે વેણના જેવું દર્દ થવા લાગે છે, એ ઉપરથી એ દુખાવાને **પશ્ચાત્‌વેણ** ( After-Pains-આફ્ટર પેઇન્સ ) એવું નામ આપવામાં આવે છે.

જ્યારથી ગર્ભાશય સંકુચિત થવા લાગે છે, ત્યારથી યોનિમાર્ગમાંથી પ્રવાહ નીકળવા માંડે છે. એ પ્રવાહને **પ્રસવનો સ્વાભાવિક પ્રવાહ** (lochia-lochia ) અને ગુજરાતીમાં સુવાવડમાં મેલું નામ અપાય છે.

**પશ્ચાત્‌વેણઃ**—(After Pain-આફ્ટર પેઇન) કેટલીક વાર પશ્ચાત્‌વેણનો દુખાવો બિલકુલ જણાતો નથી; ને કેટલીકવાર તે બહુ જણાય છે. તે બે દિવસથી આઠ દિવસ સુધી રહે છે. દરેક વેણની સાથે પ્રવાહી ને ગાંઠા બહાર નીકળે છે. કોઈવાર સૂતિકા જ્વર આવવાનો હોય, ત્યારે પેડુમાં દુખાવો ઉપડે છે, પણ તે દુખાવાથી ગર્ભાશય સંકોચાતો નથી, ને સૂતિકાજ્વરનાં બીજાં લક્ષણો પણ થોડી વારમાં દેખાવા લાગે છે.

પશ્ચાત્ વેણ ઘણું કરીને જેને પહેલી સુવાવડ હોય તેને આવતી નથી. કોઈ વાર વેણ આવે તો ઉપાય કરવાની જરૂર પડે છે.

**ઉપાયઃ—કૉલોફાઇલમ**[3] અડધી અડધી કલાકે આપવાથી પશ્ચાત્‌વેણ બંધ પડે છે. બાયોકૅમીસ્ટ્રીમાંથી **મૅગ્નીસ્યમફૉસ** ૬x, ૬ ને **કાલીફૉસ** ૩x વારા ફરતી અડધી અડધી કલાકે આપવાથી વેણ બંધ પડશે.

**લોકિયાનો પ્રવાહઃ**—Lochia (Cleansings) ગર્ભાશયનું કદ નાનું થતું જાય છે, તેમ તેમ તેમાં રહેલા રસો તથા ગાંઠા બહાર નીકળવા માંડે છે. મુખ્યત્વે કરીને જ્યાં ઑર ચૉટેલી હોય છે, તે જગ્યાએથી એ પ્રવાહ નીકળે છે. આ પ્રવાહ તન્દુરસ્ત પ્રવાહ છે અને એક અઠવાડીયા સુધી દેખાય છે. પહેલા ચોવીસ કલાકમાં તે પ્રવાહ ઘણો રક્ત મિશ્રિત હોય છે, ને તેથી ઘણાં લુગડાં બગડે છે. પછી ધીમે ધીમે રક્ત ઓછું થાય છે, ને તે ચીકણા પીળા પાણી જેવો (serous) થાય છે, એમ કરતાં તે પાછો સફેદ દુધ જેવો થાય છે; થોડીવાર પછી તે છેક પરૂ જેવો આવવા લાગે છે, ને તે બંધ થઈ જશે એમ લાગે છે, તો પણ કેટલીકવાર ફરીને પીળું પાણી નીકળવા માંડે છે, ને તેમાંથી પરૂ જેવું થઇને સફેદ અગર લીલો પ્રવાહ થઇ તે બંધ પડે છે. જણાયા પછી આ પ્રવાહ બંધ થઇ જાય છે અગર આ પ્રવાહ દુર્ગંધ મારે છે, ને તેની ગંધ જુદી જુદી સ્ત્રીઓ પ્રત્યે ન્યૂનાધિક હોય છે. જ્યારે ગર્ભના પડના તાંતણા કે કટકા અંદર રહી ગયા હોય છે, ત્યારે તે બહુ ગંધાય છે ને કોઇ કોઈવાર આંગળી નાંખી અંદરનો ભાગ કાઢવો પડે છે, અગર દવાથી ધોઇને સાફ કરવો પડે છે, ત્યારે સુવાવડીને ઝેર

ચઢી પ્રસૂતિજ્વર ઉત્પન્ન થાય છે. કેટલીક નબળી અને બહુ સુવાવડો થઈ હોય તેમાં આ પ્રવાહ કેટલાક અઠવાડીયાં સુધી દેખાય છે. લોકિયાનો પ્રવાહ અનિયમિત હોય, અગર બહુ ગંધાતો હોય, ત્યારે ઉપાય કર્યા વિના રહેવું નહિ.

**ઉપાયઃ**—જો ગંધાતો પ્રવાહ હોય અને તે થોડો આવતો હોય, તો **સલ્ફર**[૩]નું એકેક ટીપું બે બે કલાકે આપવું, અને **કૅલેન્ડ્યુલા** ( સવાશેર પાણીમાં એક ચમચી ભરી ) ગરમ પાણીમાં મેળવીને તેની પિચકારી મારીને અંદરનો ભાગ સાફ કરવો.

આ પ્રવાહ ને વેણુ બંધ થયા પછી ગર્ભાશય પૂર્વ સ્થિતિએ પહોચ્યો હોય છે, તો પણ ઘણીવાર તે પ્રથમના જેવો મજબુત ને કઠણ થતો નથી. તેનું મુખ બરાબર બીડાએલ લાગતું નથી. કોઇવાર તેના ઓષ્ટ બહુ આગળ પડતા લાગે છે; યોનિમાર્ગ આર્દ્ર રહે તો મટે છે, પણ તેનો કાળો રંગ જતો નથી, ને બિલકુલ પ્રસવ થયા પહેલાં તેનો જેવો રંગ હોય છે, તેવો પછી કદી થતો નથી. આથી પ્રસૂતા અને અપ્રસૂતાનો તફાવત જલદી પડી શકે છે. યોનિદ્વારનો તથા તેના ઓષ્ટનો રંગ પણ શ્યામ થાય છે. યોનિદ્વાર ઉપર પહેલાં જે સ્પષ્ટ વિભાગ પડતા હોય છે, તેમાંથી કેટલાક નાશ પામે છે, ને કેટલાક વિભાગના લીંટા છીછરા થઈ જાય છે. કોઇવાર સીવણીનો ભાગ તુટી ગયો હોય છે, અગર કાંઈ શસ્ત્રક્રિયા કરવી પડી હોય છે, તેની નિશાનીઓ પડી રહે છે.

---

## ધાવણુ.

(Secretion of Milk).

પ્રસવ થયા પછી કુદરત બાળકને સ્ત્રીના સ્તન મારફતે પોષણુ આપવા પ્રયત્ન કરે છે, અને તેમ કરતાં જે પ્રત્યાઘાત લાગે છે, તેને લીધે તાવ આવી જાય છે. આ તાવ શરૂ થાય છે ત્યારે ટાઢ વાય છે, શરીર ગરમ થાય છે, માથું દુખે છે, અને કોઇવાર તેમાંથી ચઢીઓ તાવ કે એકાંતરો આવવા લાગે છે. કોઈ કોઇ સ્ત્રીઓને પ્રસવ પહેલાં ધાવણુ સ્તનમાંથી નીકળી શકે, છે, પણ તે ધાવણુમાં ખરૂં સત્વ (milk globules) હોતું નથી.

ધાવણુ કોઇ સ્ત્રીને બહુ આવે છે, ને કોઈ સ્ત્રીને ઓછું આવે છે. બાળકને માટે તેની માનું ધાવણુ એજ સર્વોત્તમ ખોરાક છે, ને તે સિવાય પોષણુ આપવાની સઘળી રીતો હાનિકારક છે. પ્રસવ પછી બાળકને જેમ વહેલું ધવડાવવામાં આવે તેમ સ્તનમાં વ્યાધિ થવાનો સંભવ ઓછો તેથી ધાવણુનો તાવ પણુ જોર કરી શકતો નથી. ધાવણુ જલદી નીકળે તે માટે સ્તનને ગરમ પાણીથી ઝારવા નહિ કે દાબવા નહિ. ( વિશેષ માટે ધાવણુ સંબંધી વ્યાધિઓ જુવો. )

---

## જન્મેલા બાળકની મૃતવત્ અવસ્થા.

(The apparent death of the new-born)

બાળક અવતર્યા પછી કેટલીકવાર મુએલા જેવું લાગે છે, ને તેનો શ્વાસોચ્છવાસ ચાલતો હોય એમ જણાતું નથી; ઘણી વખત તો શ્વાસોચ્છવાસ ખરેખર ચાલતો નથી. સૌથી પહેલાં એ કહેવું જોઇએ કે જ્યારે આવું બને ત્યારે કદી ઉતાવળ કરીને **બાળકના નાળનું છેદન કરવું નહિ,** પણ શ્વાસોચ્છવાસ ચાલવા માંડે, ત્યાં સુધી રાહ જોવી. આવી સ્થિતિ હોય, ત્યારે તુરત ઉપાય કરવો, નહિતો બાળકનો જાન જવાનો સંભવ રહે છે.

**કારણઃ**—બાળકની આવી અવસ્થા થવાનાં ત્રણુ મુખ્ય કારણો હોય છે; કાં તો આખા શરીરના જ્ઞાનતંતુઓને ધક્કો પહોચ્યો હોય છે ને કાં તો અમુક એક ભાગના જ્ઞાનતંતુઓને ધક્કો પહોચ્યો હોય છે; જ્યારે બસ્તિનો માર્ગ સાંકડો હોય છે, ત્યારે બાળકના જ્ઞાનતંતુઓને અને મગજને ઘણું કષ્ટ તથા દબાણુ વેઠવું પડે છે; કોઇવાર જ્યારે ચીપીઆ વાપરીને પ્રસવ કરાવવો પડયો હોય છે, ત્યારે મસ્તકને ઘણી જફા પહોચી હોય છે; તેવીજ રીતે જ્યારે પગ પહેલા આવ્યા હોય, અને મસ્તક પાછળથી આવ્યું હોય, ત્યારે પણુ મગજના કેટલાક ભાગને હાનિ પહોચે છે; જ્યારે મગજના પાછલા ભાગ ( medulla oblongata ) ને હાનિ પહોચે છે, ત્યારે શ્વાસોચ્છવાસ બંધ પડે છે. બીજા પ્રકારના કારણુમાં નાળના રૂધિરની ગતિમાં થતો રોધ હોય છે. પ્રસવ વખતે જો નાળ કોઇ જગ્યાએ બહુ દબાયો હોય, શ્વાસોચ્છવાસ ચાલ્યા પહેલાં નાળનું છેદન કર્યું હોય, અગર પ્રસવ થતાં નાળ તુટી ગયો હોય, તો પણુ શ્વાસોચ્છવાસ બંધ પડે છે. વળી નાકમાં ને મોંઢામાં બહુ શ્લેષ્મ ભરાઇ ગયો હોય, તો તેથી પણુ શ્વાસ જલદી ચાલતો નથી. ત્રીજા પ્રકારના

કારણોમાં બાળકના રૂધિરને ફરવામાં થતી કાંઇ અડચણ હોય છે; પ્રસવ પહેલાં ઑર કે નાળ તુટી જાય તો તેથી બાળકનું લોહી ફરી શકતું નથી, ને નાળમાંથી રક્તસ્રાવ થાય છે.

**ચિન્હ:**—શ્વાસોચ્છવાસ ચાલતો નથી, ચામડીનો રંગ જાંબલી થાય છે, સ્નાયુઓ ગતિહીન થઇ જાય છે, હાથપગ ઢીલા રહે છે, શરીર ગરમ હોય છે, નાળમાં ધમનીઓમાં લોહી બહુ ધીમું ફરે છે, અને રકતાશય મંદ ચાલે છે. જ્યારે રક્તસ્રાવ થયો હોય છે, ત્યારે બાળક ફિકકું થઇ જાય છે, વખતે રડે છે, ને થોડીવાર જીવીને મરણ પામે છે.

## ચિકિત્સા.

હરકોઈ કારણથી બાળક મૃતવત્ દેખાય કે શરીરની ગરમી ઘટી જઈ ઠંડું પડતું દેખાય કે તરતજ વખત ખોયા વગર શ્વાસ ચાલતો રહે તેને માટે ઘટતા ઉપાય લેવામાં ઢીલ કરવી નહી. કેટલાક દર્દીઓનો શ્વાસ ઓછો ચાલતો રહે અને બંધ થતો ન હોય ત્યારે નીચે લખેલી દરેક અથવા વધારે ઔષધો લાગુ પડતાં દેખાય તેમ આપવાં.

**ઍકોનાઇટ[3]:**—બાળક ગરમ હોય, જાંબુડીઓ લાલ રંગ હોય, નાડી શ્વાસ રહિત હોય અગર લગભગ તેવું બાળક હોય તો આ દવા આપવી.

**બૅલાડોના[6]:**—બાળકનો ચ્હેરો લાલ હોય અને નેત્રના ડોળા લોહીથી લાલચોળ હોય તો આ દવા આપવી.

**ચાઇના[3×]:**—જ્યારે મરણનું ખરૂં કારણ પુષ્કળ રક્તસ્રાવ હોય તો ચાઈના આપવું.

**ટારટરઍમૅટીક[3]:**—બાળક ફીકું પડી ગયું હોય અને શ્વાસ ન લેતું હોય પણ નાળ હજી સુધી ધબકતી હોય તો આ દવા પાવી.

**કૅમ્ફર[3×]:**—ટારટર ઍમૅટીકની અસર થોડા વખતમાં ન થાય તો કૅમ્ફર શરબતમાં આપવું.

આ દવાઓનો ઉપયોગ કર્યા છતાં જીવ ન આવતો લાગે તો તરતજ ઠંડા **પાણીમાં બાળકને જબોળવું** અગર તેથી વધારે સારા ઉપાય કરવા હોય તો **ઠંડા અગર બરફ નાંખેલા પાણીની** ધાર કરવી.

કેટલાક ફીકા પડી ગયેલા અગર જીવ વગરના બાળકો પર ઠંડું પાણી રેડવાથી રૂધિરાભિસરણ અને શ્વાસોચ્છવાસ ચાલે છે; પણ તે બાળકને ગરમ કપડામાં જીવ આવે ત્યાં સુધી લપેટી રાખવું.

નાક અને મોંમાં શ્લેષ્મ ભરાયું લાગે તો કાઢી સાફ કરવું.

આટલા ઉપાય કર્યા છતાં જીવ ન આવે તો કૃત્રીમ શ્વાસોચ્છવાસ શરૂ કરવો અને તેમાં **માર્શલ હૉલ** અગર **સીલ્વૅસ્ટરની રીત** વાપરવી, અગર બાળકનું નાક બંધ કરી જણાવનાર દાક્તરે પોતાના ફેફસાંમાંથી તેના મોંમાં મોં લગાડી હવા ફુંકવી અને પછી બાળકની છાતી બે હાથમાં પકડી દબાવી હવા કાઢી નાંખવી અને આ પ્રમાણે કેટલીકવાર અડધી અડધી મીનીટે કરતા રહેવું.

આ બધી રીત જીવ આવે ત્યાં સુધી એક કલાક સુધી ચલાવવી.

---

## પ્રસવ પછી ગર્ભાશયની અસલ સ્થિતિ આવતાં થતા ફેરફાર.

( Involution-ઇન્વોલ્યુશન ).

ગર્ભ રહ્યા પહેલાં કુમારિકાનો ગર્ભાશય બે ઇંચ લાંબો અને એક ઔંસ વજનમાં હોય છે. ગર્ભ રહ્યા પછી અને ગર્ભના પ્રમાણમાં વૃદ્ધિ થવાથી વજન અને લંબાઇના પ્રમાણમાં ફેરફાર થતા જોવામાં આવે છે.

પરિપકવ થયેલું બાળક જન્મે છે તે પહેલાં ગર્ભાશય ૧૪ ઇંચ લાંબું અને ૨૫ ઔંસ વજનમાં થાય છે.

જન્મ્યા પછી તરતજ કદ અને વજન ઘણુંજ ઘટી જાય છે. કદ અડધાથી ઓછું અને તેજ પ્રમાણે વજન પણ કમ થાય છે, આ સંકોચન અને શોષણ સ્થિતિ છ અડવાડીએ પૂરી થાય છે અને તે વખતે ગર્ભાશય ત્રણ ઇંચ લાંબો અને વજનમાં બે ઔંસ જેટલો થાય છે. આ તન્દુરસ્ત ચમત્કારિક ફેરફારને ઇન્વોલ્યુશન કહે છે.

---

## Dystocia-ડીસ્ટોશીઆ-એટલે અનનૅચરલ-લેબોરીઅસ-મૉર્બીડ-ડીફીકલ્ટ લેબર-કષ્ટ સાથ પ્રસવ.

## અસ્વાભાવિક પ્રસવ.

( Unnatural Labour-અનનૅચરલ લેબર. )

પ્રસવ બધી વખત સ્વાભાવિક રીતે અને સહીસલામતીથી થતો નથી; કેટલીકવાર તેમાં મુસ્કેલી ને

જાય નડે છે. કોઇવાર પ્રસવ અશક્ય થઇ પડે છે. આ મુશ્કેલીઓ ઘણી જાતની હોય છે; તોપણ સરલતાની ખાતર તેના મુખ્ય ત્રણ વિભાગ ગણવામાં આવે છે.

પહેલી મુશ્કેલી પ્રસવ કરનારા અવયવોના બળની ન્યૂનાધિકતા છે. બીજી મુશ્કેલી બાળકને બહાર આવવામાં નડતી હરકતો છે. ત્રીજી મુશ્કેલી બાળકના કે તેની માના જાનને હાનિ કરે તેવા અકસ્માતો છે.

જ્યારે માત્ર પ્રસવ કરનારા અવયવોના બળનો દોષ હોય છે, ત્યારે સ્ત્રીનું શરીર ઘણું નબળું હોય છે, તે વાયે રહી ગઇ હોય છે, ગર્ભાશયમાં વરમ થયો હોય છે, તેનું મન ચિંતામાં કે ઉદ્વેગમાં હોય છે, કે ગર્ભાશયમાં જળ ઘણું વધારે હોય છે. જ્યારે બાળકને હડસેલનારા અવયવો અશક્ત હોય છે, ત્યારે ઘણું કરીને પ્રસવ થતાં વિલંબ થાય છે. સાધારણ રીતે વેંણ આવવા લાગ્યા પછી ચોવીસ કલાક સુધી પ્રસવ થાય નહિ, ત્યારે પ્રસવ થતાં ઘણો વિલંબ થયો કહેવાય છે, અને હરેક રીતે ઉપાય કરવાની જરૂર પડે છે. વિલંબ પહેલી, બીજી અગર ત્રીજી અવસ્થામાં થાય છે. જો કમળને ઉઘડતાં ત્રણ કલાક થાય તો પછી બાળકને બહાર આવીને જન્મ લેતાં આશરે એક કલાક થાય છે. પહેલી અવસ્થામાં વિલંબ થાય તો વધારે ભય રહે છે; જો કમળ ઉઘડયા પછી ઘણા વખત સુધી ગર્ભ બહાર હડસેલાય નહિ, તો પછી વેંણ બરાબર જોરથી આવી શકતી નથી, ને પ્રસવ થતાં ઘણું કષ્ટ વેઠવું પડે છે.

**ઉપાયઃ**—સ્ત્રી અશક્ત હોય, વાયે રહી ગઈ હોય, કે તેનું મગજ અસ્વસ્થ હોય, ત્યારે યોગ્ય દવા આપવી. જ્યારે ગર્ભાશયમાં જળ બહુ ભરાયું હોય, ત્યારે ગર્ભના પડને ફોડવું એજ યોગ્ય ઇલાજ છે. જ્યારે અંદર પાણી ઘણું હોય છે, ત્યારે કમળ ખીલે છે. તો પણ તેના મુખમાં ગર્ભનાં પડ આગળ આવતાં નથી. જ્યારે વેંણ આવે ત્યારે આંગળીનો ગોદો પડને મારવાથી કે નખ મારવાથી કે **પરફોરેટર** નામના હથીઆરથી પડ ફુટી જાય છે.

કોઈ વખત એવું બને છે કે ગર્ભાશયનાં પડ ફુટી જાય છે, પણ કમળ બરાબર ખીલ્યું હોતું નથી, આથી થોડું એક ગર્ભજળ વહી જાય છે, ને પછી ગર્ભનું માથું ગર્ભાશયના મુખ આગળ આવીને ભરાય છે, એટલે વધારે ગર્ભજળ જવા પામતું નથી, વેંણ આવે છે, તો પણ તેની કશી અસર થતી નથી; એથી થોડીવાર પછી વેંણ ઓછી થવા લાગે છે.

**ઉપાયઃ**—આ વખતે કમળના મુખમાં આંગળી દાખલ કરવી ને જ્યારે વેંણ આવતી ન હોય, ત્યારે મસ્તકને આંગળી વડે ઉચ્ચું ટેકાવી રાખવું, એટલે જેવી વેંણ આવશે કે તરત ગર્ભજળ વહેવા માંડશે; વેંણ આવી રહે ત્યાંસુધી આંગળી ખેંચી લેવી નહિ, જરૂર પડે તો આ પ્રમાણે બે ચાર વાર ફરી ફરીને કરવું, એટલે વેંણ વધારે જોરથી આવવા લાગશે. જો ગર્ભનાં પડ મસ્તકને ચોંટેલાં રહેતાં હોય તો તેમને તેનાથી અળગાં કરવાં એટલે પાણીને રસ્તો મળશે.

જે સ્ત્રીઓને દમનો, ક્ષયનો, કે જલંદરનો રોગ હોય છે, તેઓ પોતાના પેટના સ્નાયુઓ વડે જોર કરી શકતી નથી, ત્યારે પેટ ઉપર બહારથી દાબીને મદદ આપવી પડે છે. કોઈવાર મૂત્રાશય બહુ વિસ્તૃત થયો હોય છે, અગર મળાશય મળથી ભરાઇ ગયો હોય છે, તો વેંણની કાંઈ અસર થતી નથી, ને તે ધીમે પડવા માંડે છે. આવું હોય ત્યારે બનતાં સુધી પુરૂષની કૅથીટર (મૂત્રશળી) મુકીને પેશાબ ઉતારવો, ને તેવીજ રીતે જરૂર હોય તો પિચકારી મારીને દસ્ત કરાવવો.

જેમ **પ્રસવ થતાં વિલંબ** (Tedious Labour–ટીડીઅસ લેબર) થાય છે, તેમ કોઈવાર પ્રસવ બહુ ઉતાવળથી થાય છે. આવા પ્રસવને (Precipitate Labour–પ્રેસીપીટેટ લેબર) **શીઘ્ર પ્રસવ** કહે છે. તે થવાનું કારણ ગર્ભાશયના જોરથી ને ઉતાવળથી થતો સંકોચ હોય છે. શીઘ્ર પ્રસવને લીધે કોઈવાર સીવણી તુટી જાય છે. કેટલીકવાર નાળ તુટી જાય છે, ને કેટલીકવાર સ્ત્રી હરતી ફરતી હોય ત્યારે પ્રસવ થઈ જવાથી બાળક જમીન ઉપર પછડાય છે. કેટલીકવાર પેશાબ કે દસ્તની હાજત વખતે પ્રસવ થઈ જાય છે. પ્રસવ શીઘ્ર કે વિલંબી થવાની આદત કેટલીકવાર દીકરીમાં વારસાની માફક જણાય છે.

## ચિકિત્સા.

આવી સ્ત્રીઓએ વેંણ થોડી થોડી વર્તાય, ત્યારથીજ સુવાવડના ખાટલામાં સુવું; અને કોઇપણ જાતનું જોર કરતાં અટકવું. તે વખતનાં તથા પહેલાનાં એકંદર ચિન્હો જોવાં, અને પછી **કૉફી, આસીકેલી, બૅલાડોના, કોનાઅમ, નકસવૉમિકા**

ने ट्रुमोमीला એમાંથી જે યોગ્ય લાગે તે આપવી.

**અનુસંગી ઉપાયઃ**—વેંણુ ધીમે પડી હોય તો ધીમે ધીમે પેટ પર કલ્લો કરવો જેથી વેંણુ આવશે, ઓર છુટી પડી નીકળી જાય ત્યાં સુધી કલ્લો કરવો અને પાટા બાંધવો, ત્યાર પછી તે બંધ કરવું.

હવે બીજા પ્રકારની મુશ્કેલીઓનો વિચાર કરવાનો છે. આ મુશ્કેલીઓ કાં તો સ્ત્રીના અવયવની ખામીથી કે ગર્ભના અવયવની ખામીથી ઉત્પન્ન થાય છે. સ્ત્રીના અવયવની ખામીમાં સૌથી પ્રથમ તેની **બસ્તિનો આકાર જોવાનો છે.** કોઈવાર **બસ્તિ અતિશય મોટી** હોય છે, કોઈવાર તે **અતિ સાંકડી** હોય છે, ને કોઈવાર તેનાં અસ્થિ વિચિત્ર રીતે બેડોળ Deformitties of Pelvis—વળેલા હોય છે.

આ. ૨૪૫.

**બેડૉળ બસ્તી.**

ગરણીના આકારે.



Funnel-Shaped Pelvis.
H. Guernsey.

આ. ૨૪૬.

બેડૉળ બસ્તી.



Oblique oval Pelvis.
From M. Naegele's work.
H. Guernsey.

આ. ૨૪૭.

બેડૉળ બસ્તી.

ઈંગ્રેજી આઠડા જેવી.



Figure-of-Eight Pelvis.
H. Guernsey.

આ. ૨૪૮.

બેડૉળ બસ્તી.



A pelvis with contraction of the sacro-pubic Diameter.
H. Guernsey.

બસ્તિની આકૃતિ માપવાનાં જુદાં જુદાં હથિયાર આવે છે. જેને **પેલ્વીમીટર** કહે છે. તેથી તેનો દોષ કઈ જગ્યાએ છે તે જાણી શકાય છે; યોગ્ય આકારની બસ્તીમાં આંગળી નાંખવાથી તે ત્રિકાસ્થિના આગળ પડતા ભાગને અડી શકશે નહિ; પણ જો તેનો પૂર્વ પશ્ચિમ વ્યાસ ટુંકો હશે, તો આંગળી અડકી શકશે. પ્રસવ પહેલાં જેમ આ બાબતનો વહેલો નિર્ણય થાય તેમ વધારે સારૂં. યોનિમાર્ગમાં ચારે આંગળાં નાખીને જરા પહોળાં કરવામાં જો કોઈ અસ્થિ નડે નહિ, તો બસ્તિનો આકાર ઘણું કરીને યોગ્ય હોય છે.

બસ્તીનાં અસ્થિ આ પ્રમાણે બેડૉળ થવાનાં કારણો ઘણાં હોય છે. કેટલીકવાર બાલ્યાવસ્થામાંજ અસ્થિની થયેલ નબળાઈ ( Rachitis-રેકાઈટીસ ) અગર તો તે પછી અસ્થિ પોચાં પડી જવાનો

વ્યાધિ ( mollities ossium–મૉલાઈટીઝ ઓસીઅમ ) એ તેનું કારણ હોય છે. કોઈવાર કરોડનાં અસ્થિ કઢંગી રીતે ગોઠવાએલ હોય છે, અને તેથી બસ્તિનો આકાર બગડે છે. છોકરી અવતરે ત્યારેજ કેટલીકવાર તેની બસ્તિના અવયવો ખસી જાય છે. ( dislocation ) અને બેદરકારી રાખવાથી બસ્તિનો આકાર કઢંગો થાય છે, કયારેક પ્રસવ પછી તેણી બસ્તી ઉપર કાંઇ વાગવાથી કે તે પડી જવાથી તેને એવી ખોટ ભોગવવી પડે છે. માત્ર બસ્તિના અસ્થિને વાગે તોજ તેમાં ખોટ થાય છે એમ નહિ, પણ સાથળના અસ્થિને ઈજા થઈ હોય તો પણ કેટલીકવાર બસ્તિમાં ખોટ આવે છે. બસ્તિમાં કાંઈ પણ ખોડ હોય તો તેની નાની ઉમ્મરમાંજ બને તો તપાસ કરીને ઉપાય કરવો જોઇએ; જેથી પ્રસવ વખતે સ્ત્રીનો જાન જોખમમાં આવી પડે નહિ. જ્યારે બસ્તિ દરેક બાજુથી સાંકડી હોય, ત્યારે તેનું કાંઇ ચોકસ કારણ હોતું નથી, ઘણું કરીને તો માત્ર સ્ત્રીનું શરીરજ એકંદર રીતે દુબળું ને ક્ષીણ ઉંચું હોય છે; કોઈવાર શરીરના પ્રમાણમાં પણ બસ્તિ દરેક બાજુથી નાની હોય છે,

**ઉપાયઃ**—બનતાં સુધી કુદરતી રીતે જેમ પ્રસવ થાય તેમ થવા દેવો, અને જ્યારે જ્યારે બહારથી મદદની જરૂર લાગે ત્યારે ત્યારે મદદ આપવી, જો ગર્ભ પોતાનીમેળે બહાર આવી શકે નહિ, તો ચીપીઆ (forceps) વડે તેને ખેંચી કાઢવાની જરૂર પડેછે. કેટલીકવાર બાળકના મસ્તકનું છેદન ( craniotomy ) કરવું પડે છે, અને કોઈવાર સીઝેરીઅન સૅકશનની રીત પ્રમાણે ઉદર–વિદારણ કરવું પડે છે. જો બાળકનો અસ્તિપ્રદેશ આગળ આવ્યો હોય, તો બુઠા હુક વડે તેને ખેંચી કઢાય છે. જ્યારે તેનું માથું નીકળવા આવે, ત્યારે તેના મોંમાં આંગળી નાખીને દાઢીનો ભાગ તેની છાતી ઉપર દબાવી રાખવો એટલે મસ્તક થોડી જગ્યા રોકશે ને જલદી બહાર આવશે. ઉદર–વિદારણમાં સ્ત્રીના પેડુ ઉપર છેદ મુકીને બાળકને બહાર કાઢવામાં આવે છે.

જેમ બસ્તિના દોષથી પ્રસવ સ્વાભાવિક રીતે થઇ શકતો નથી, તેમ યોનિમાર્ગ, યોનિદ્વાર કે ગર્ભાશયના દોષથી પણ પ્રસવ સારી રીતે થઇ શકતો નથી. યોનિમાર્ગ કે યોનિદ્વાર કોઇ કારણથી બહુ ચોંટેલ હોય તો ગર્ભને બહાર આવતાં મુશ્કેલી નડે છે. નસ્તર જેવા હથિયાર ( scalpel ) વડે તે ચોંટેલ ભાગને વિસ્તૃત કરવાથી પ્રસવ સરલ થાય છે.

કોઇવાર યોનિદ્વાર ઉપર પટલ એવી સખત રીતે ચોંટેલ હોઇ શકે કે તેથી બાળક બહાર આવી શકે નહિ. આ વખતે પણ ઉપર કહેલા નસ્તર જેવા સ્કાલ્પેલ નામના હથિયારનો ઉપયોગ કરવો પડે છે. યોનિમાર્ગ કે યોનિદ્વાર ચોંટેલ ન હોય પણ માત્ર અતિશય સંકુચિત થયેલ હોય, તો શસ્ત્રક્રિયાની જરૂર પડતી નથી. એકોનાઇટ કે એવી કોઇ યોગ્ય દવા આપવાથી તે સંકોચ ઢીલો પડી જાય છે, અને પ્રસવ સારી રીતે થઇ શકે છે.

ઉપર પ્રમાણેજ કોઇવાર સીવણીનો ભાગ અક્કડ રહ્યા કરે છે, ને ઢીલો પડતો નથી, તેમ વિસ્તૃત થતો નથી; તેવે વખતે પણ એકોનાઇટ કે એવી કોઇ દવા આપવાથી ફાયદો થાય છે. કોઇ વાર સીવણીમાં મધ્ય રેષાની બન્ને બાજુએ કાપ મુકવાની જરૂર પડે છે; જ્યારે સીવણી ફાટશે એમ લાગતું હોય, ત્યારે તેને ફાટવા દેવાના કરતાં તેને કાપવાથી તે જલદી રૂઝાઇ શકે છે.

આ અડચણો ઉપરાંત કોઇ વાર યોનિમાર્ગમાં કે બસ્તીના અસ્થિ ઉપર ગ્રંથિઓ થઇ હોય છે, તે બહુ નડે છે. ગ્રંથિ કઠણ હોય ને દૂર થઇ શકે નહિ, તો પછી બસ્તિ જ્યારે બેડોળ હોય ત્યારે જેવા ઉપાય લેવા પડે છે, તેવા ઉપાય લેવા. ગ્રંથિ નરમ હોય, ત્યારે એકોનાઇટ, હૅમામેલિસ, એરિજીરૅાન કે એવી કોઇ દવા આપવી; અગર તેને કાપી કાઢવાની જરૂર પડે, તો કાપી કાઢવી.

ગ્રંથિની માફક મસા–Polypus–પૅાલીપસથી પણ કોઇવાર હરકત આવે છે. કોઇવાર મળાશયમાં મળ ભરાઇ રહ્યા હોય, અગર મૂત્રાશયમાં પેશાબ ભરાઇ રહ્યો હોય, ત્યારે પણ પ્રસવને વિલંબ થાય છે, અને કયારેક મૂત્રાશય તુટી જાય છે; આવે વખતે મળમૂત્રનો ત્યાગ કરાવ્યા વિના રહેવું નહિ. માટે કૅથીટર વાપરવી.

કેટલીક વાર એવું બને છે કે કમળ સજડ (Rigidity of the the Uteri) રીતે બીડાએલ રહે છે, અને કદી તે ખીલે છે, તોપણ થોડુંએક ખીલીને રહી જાય છે. વેણ તો આવ્યા કરે છે, પણ કમળ વધારે વિસ્તૃત થતું નથી; આથી કરીને સ્ત્રી બહુ અશક્ત થઇ જાય છે. આનું કારણ ઘણીવાર આકર્ષ–Spasm હોય છે, અને યોગ્ય દવાથી તે મટી શકે છે.

કોઇવાર **ગર્ભાશય પોતાના યોગ્ય સ્થળે નહિ હોવાથી** પણ પ્રસવને વાર લાગે છે; આવે વખતે કુદરતી રીતે જેમ પ્રસવ થાય તેમ થવા દેવો, અને બને તો ગર્ભાશયને જોઇએ ત્યાંથી ટેકો આપીને તેની ખરી જગ્યામાં લાવવો; તથા પ્રસવ વખતે સ્ત્રીને એવી રીતે સુવાડવી-બેસાડવી કે જેથી કરીને ગર્ભાશય તેના સ્થાનકેથી ખસી જાય નહિ.

ઘણીવાર એમ બને છે કે **કમળનો આગલો હોઠ સુજી ગયો હોય** છે, અને તેથી પ્રસવ થતાં વાર લાગે છે. એમ બને ત્યારે આંગળી વડે આગળના ( anterior ) હોઠને ઉંચો કરીને કમળને વિસ્તૃત કરવું, એટલે પ્રસવ સરલ થઇ પડશે. જો કમળના હોઠ વૃદ્ધિ પામી ગયા હોય, અને તે સાથે કઠણ ( indurated ) થઇ ગયા હોય, તો કમળને વિસ્તૃત કરવાની દવા આપવી, અગર જરૂર લાગે તો છેદ મૂકવો. કયારેક કમળનું છિદ્ર બિલકુલ હોતું નથી, અગર હોય તો પછી છેક નાશ પામ્યું હોય છે, ત્યારે નવું છિદ્ર કરીને પ્રસવ કરાવવો પડે છે.

જેમ ગર્ભ ધારણ કરનારને તેને બહાર આવવામાં મદદ કરનાર અવયવોની ખામીને લીધે પ્રસવ દુઃખકર થઇ પડે છે, તેમ ગર્ભની પોતાની કેટલીક ખોટને લીધે પણ કષ્ટ ભોગવવું પડે છે.

આ. ૨૪૯.

**રાક્ષસી ગર્ભ**. બે ગર્ભ જોડાએલા.



Monstrocities or Fœtal Deformity.
A. L. Galabin.

આ. ૨૫૦.

બે મસ્તકોવાળો રાક્ષસી ગર્ભ.



Double-Headed Monster.
A. Galabin.

આ. ૨૫૧.

રાક્ષસી ગર્ભ-હૃદય અને મસ્તક વગરનો.



Acardiac, acephalic fœtus
( After Lusk. )
A. Galabin.

આ. ૨૫૨.

બહુ ગર્ભ. જોડવાનો પ્રસવ.



Twins in Utero.

A. Galabin.

આ. ૨૫૩.

બે મસ્તક એક બીજા સાથે ભરાઇ બેસે છે અથવા અટકી જાય છે તેનો દેખાવ.



Locked Twins. (A Galabin.)

આ. ૨૫૪.

મસ્તક જલંદરથી પ્રસવમાં અડચણ.



Labour impeded by Hydrocephalus

A. Galabin.

આ. ૨૫૫.

મસ્તકમાં પાણી.



Encephalocele. A Galabin.

આ. ૨૫૬.

અંડાશયની ગ્રંથીથી પ્રસવમાં અડચણ.



Labour impeded by ovarian Tumour A. Galabin.

આ. ૨૫૭

પ્રસવમાં મસ્તકથી દબાએલો મસો.



Uterine Polypus pressed down by the advancing head in parturition From Ramsbotham's work.

આ. ૨૫૮.

યોનિમાં મૂત્રાશયમાં મૂત્રના ભરાવાથી પ્રસવમાં અડચણ.



Vaginal cystocele taken from Ramsbotham.

કેટલીકવાર બચ્ચાનું **મસ્તક જલંદર** (Hydrocephalus-હાઈડ્રોકેફાલસ) કે એવા કોઈ રોગને લીધે ઘણું મોટું થઈ ગયું હોય છે, ત્યારે મસ્તકમાં શસ્ત્ર વડે છેદ મુકવો પડે છે, જેથી મસ્તકમાં ભરાએલ નિરૂપયોગી પદાર્થ છૂટો પડે. જો પ્રસવ નહિ થઈ શકે એમ લાગે તોજ આવી શસ્ત્રક્રિયા કરવી. આ ક્રિયામાં ટ્રોકાર ને કેન્યુલા અગર લાંબી ટ્રેફાઈન વપરાય છે, અને ક્રિયા ઘણી ઉતાવળ ને સાવચેતીથી કરવી જોઇએ છીએ. મસ્તક મોટું હોય અને તેમાં પણ જ્યારે પ્રસવ બાળકની કેડ તરફથી થતો હોય, ત્યારે મહા મુસીબત આવી પડે છે. આ વખતે પણ મસ્તકનું ભેદન કરવું પડે છે.

મસ્તકના જલંદરની માફક કોઈ વાર **છાતીનું ને પેટનું જલંદર** Hydrothorax Ascites પણ હોય છે. કોઈ વાર આખો ગર્ભ ફુલી ગયો હોય છે; આ વખતે જો બચ્ચું જીવતું હોય તો, તેના અંગને બને ત્યાંસુધી દાબીને બહાર કાઢવું, ન બને તો પછી ટ્રોકાર વાપરીને પાણી કાઢવું. જ્યારે ગર્ભ મરી ગયેલ પડયો રહ્યો હોય છે, ત્યારે અંદર પવન ભરાણો હોય છે, તે પણ ટ્રોકાર મારવાથી નીકળી જાય છે.

આ. ૨૫૯.

નાયડા સાથે હાથ પગનો પ્રસવ.



Funis Presentation or Prolapse of the cord with presentation of a hand and foot (A Galabin.)

### બાળક પહેલાં નાળનો પ્રથમ પ્રસવ.

**Funis Presentation–ફ્યુનીસ પ્રેઝન્ટેશન**
**or**
**Prolapse of the Cord–પ્રોલેપ્સ ઑફ ધ કૉર્ડ.**

કોઈ વાર નાળ બહુ ટુંકો હોય છે, અને તેથી બાળક આવે છે. તોપણ છેક બહાર આવતાં તેને વાર લાગે છે. સ્વાભાવિક રીતે નાળ ચાર પાંચ ઇંચ લાંબો હોય છે, નાળ ટુંકો હોય, અને બાળકને જન્મતાં વાર લાગતી હોય, તો નાળ દેખાય, એટલે બાળકના શરીરથી દોઢેક ઈંચને છેટે નાળનું છેદન કરવું અને પછી તેના છેડા બાંધી લેવા.

બાળકનું કદ ઘણું મોટું હોય અગર રાક્ષસી ગર્ભ પેદા થયો હોય, ત્યારે પ્રસવ ખરેખર અસહ્ય થઈ પડે છે; ગર્ભમાં બે બાળકો હોય તેથી બહુ હરકત આવતી નથી, કેમકે એકનો પ્રસવ થયા પછી બીજાનો પ્રસવ થઈ શકે, પણ જ્યારે બે બાળકો એક બીજાને ચોંટેલ હોય, ત્યારેજ ખરી મુસ્કેલી પડે છે; પ્રસવ વખતે જ્યારે ગર્ભનાં બે પડ ફુટે છે, ને ગર્ભજળ વારફરતી નીકળે છે, ત્યારે બાળક જુદાં જુદાં છે, એમ અનુમાન થાય છે, પણ જ્યારે બે પડ ફુટયાની કાંઇ નિશાની ન હોય, અને જ્યારે ગર્ભ નીચે ઉતરે, ત્યારે તેના કોઇ એક ભાગને હલાવવાથી અંદરના બીજા બાળકનું અંગ પણ હાલે, ત્યારે બન્ને બાળક એક બીજાને ચોંટેલ હશે એમ અનુમાન થાય છે; જ્યારે બાળક એક બીજાને ચોંટેલ હોય છે ત્યારે જુદી જુદી રીતે શસ્ત્રક્રિયા કરવાની અગર તો જે યોગ્ય લાગે તે યુક્તિ કામે લગાડવાની જરૂર પડેછે. જ્યારે બાળક છુટાં હોય છે, ત્યારે તેઓનો પ્રસવ એક પછી એક થાય છે. એક તો પ્રસવ થયા પછી આશરે પંદર કે વિશ મીનીટમાં બીજાનો પ્રસવ શરૂ થાય છે. આવા સંજોગમાં ગર્ભાશયને જેમ ઓછો શ્રમ પડે તેમ કરવું જોઇએ. બાળક કોઈવાર એક બાળકનો પ્રસવ થયા પછી, કેટલાક કલાક સુધી અગર કેટલાક દિવસ સુધી બીજાનો પ્રસવ શરૂ થતો નથી. આમ બને ત્યારે કુદરતની આડે આવવું નહિ; પણ રક્તસ્રાવ વગેરે જે જે હાનિકારક નિશાનીઓ જણાય તે તે યોગ્ય દવાથી બંધ કરવી. જો વેણનો ઝીણો ઝીણો દુખાવો રહ્યા કરે, પણ ગર્ભાશય બરાબર જોરથી સંકોચ પામે નહિ, તો યોગ્ય દવા આપી તે વેણ આવે તેમ કરવું. બીજા વર્ગના પડને તોડવાથી અગર કમળમાં આંગળી ભરવીને હલાવવાથી સખત વેણ શરૂ થશે. બીજું બાળક અવતરે ત્યાં સુધી પહેલા બાળકની ઑર કાઢવી નહિ. કેમકે તેથી રક્તસ્રાવ થાય છે.

---

## ગર્ભનું વિપરીત રીતે નીચે ઉતરવું.

(Unusual presentations–અનયુઝયુઅલ લેબર.)

કેટલીકવાર એવું બને છે કે બસ્તિમાં, અને ગર્ભના બંધારણમાં કશી ખામી હોતી નથી, પરંતુ તેનો પ્રસવ સ્વાભાવિક રીતે મસ્તકથી થવો જોઇએ, તેમ થવાને બદલે અનિયમિત રીતે શરૂ થાય છે.

કોઈમાં ગર્ભનો ચહેરો (૧) (Face Presentation-ફ્રેસ પ્રેઝન્ટેશન) (૨) કોઇમાં નિતંબ (Breech–બ્રીચ પ્રેઝન્ટેશન (૩) (Arm–આર્મ) કોઈમાં હાથ અને કોઇમાં પગ (૪) (Foot–ફુટ) પ્રથમ આવે છે ને તે પછી શરીરનો બીજો ભાગ નીચે ઉતરે છે.

બાળકના મસ્તકનું કદ જાણવાથી તે કેવી રીતે નીચે ઉતરે તો સરલતા મળી શકે તે સમજાય છે. બાળકનું માથું કપાળથી તે પછવાડેના ભાગ સુધીમાં ચારથી સાડાચાર ઈંચ લાંબું હોય છે; અને ડાબી બાજુથી જમણી બાજુ સુધીની તેની પહોળાઈ ત્રણથી સાડાત્રણ ઇંચની છે. હડપચી એટલે દાઢીના ભાગથી તે પછવાડે મસ્તકની ટોચ સુધીની લંબાઈ આશરે પાંચ ઈંચ છે; ને માથાના પછવાડેના ભાગથી તે માથાની ઉપરની સપાટીમાં રહેલ મધ્ય બિંદુ સુધીની લંબાઈ આશરે ત્રણથી સાડાત્રણ ઇંચ છે.

સાધારણ રીતે જ્યારે બાળકનું માથું પહેલ વહેલું બસ્તિના આગમનદ્વારમાં આવે છે, ત્યારે તેનો પશ્ચિમ[1] ભાગ સ્ત્રીના ડાબા ઍસેટાબ્યુલમ[2] તરફ અને તેનો પૂર્વ[3] ભાગ નિતંબના અને ત્રિકના અસ્થિની જમણી બાજુએ આવેલ સંધી આગળ હોય છે; આ ઉપરથી સમજાશે કે મસ્તક બરાબર સમાય તેટલા માટે તેનો લાંબો ભાગ આગમન દ્વારના ડાબા તિર્યક વ્યાસ[4]માં આવે છે. જ્યારે બાળક નીચું ઉતરવા લાગે છે, ત્યારે તેની હડપચી છાતીના વચલા

---

૧ પશ્ચિમ=પાછળનો. ૨ આસેટાબ્યુલમ=જાંઘના અસ્થિનો સાંધો મળવાની જગ્યા. ૩ પૂર્વ=આગળનો. ૪ તિર્યક્ વ્યાસ=ત્રાંસી લંબાઈ=આગળ આવેલ ડાબી બાજુના ભાગથી પાછળ રહેલ જમણી બાજુના ભાગ સુધીની લંબાઇ.

સ્ટર્નમ અસ્થિ ઉપર દબાએલ રહે છે, એથી તેને નીચું આવવું પડે છે; માથાનો પછવાડેનો ભાગ આસનાસ્થિ ઉપર ઉતરતો જાય છે, શરીરનો ભાગ કોરેથી વચમાં આવે છે, કપાળનો ભાગ પણ નીચે ઉતરે છે, ને તે પછી વળી પછવાડેનો ભાગ નીચે આવે છે, ને ડાબી બાજુએથી ખસીને વંક્ષણ સંધીની કમાન નીચે પછવાડેનો ભાગ આવેછે; આગળનો કપાળનો ભાગ જમણી બાજુએથી ત્રિકાસ્થિની આગળ આવે છે. આ પ્રમાણે બાળકનું માથું સ્ક્રુની માફક ગોળ ફરતું આગમનદ્વારમાંથી બસ્તિમાં પ્રવેશ કરે છે. બસ્તિનો ઉભો વ્યાસ એટલે કમળ પાસેથી તે યોનિદ્વાર પાસેના ભાગ સુધીનો અંતર બાળકના માથાના પૂર્વ પશ્ચિમ વ્યાસને મળતો આવે છે, તેથી તે પોલાણમાં માથું પણ તેવી જ રીતે આવી રહે છે. આ સ્થળે ગર્ભાશયનું જોર ઉપરથી લાગવાથી માથાનો પછવાડેનો ભાગ પેડુના આગલા ભાગ એટલે કે વંક્ષણ–સંધીની નીચે થોભાઈ રહે છે, ને દાઢી જે છાતીની સાથે અડીને રહેલી હતી તે હવે જુદી પડે છે ને ડોક પેડુ તરફ પાછી વળે છે, ને માથાનો આગળનો ભાગ સિવણી પાસે થઈને બહાર નીકળે છે, આ વખતે બાળકનો ચ્હેરો કેવળ ગુદાસ્થિ તરફ હોય છે, પણ જેવો તે નિગર્મન દ્વારમાંથી બહાર નીકળે છે એટલે તરત તે પોતાની અસલ દિશા તરફ ફરે છે.

બાળકનું માથું જો આ સ્થિતિમાં અગર તેને જરા મળતી સ્થિતિમાં બહાર આવે તો તેથી વધારે ભય જેવું નથી, પણ જો નિર્ગમનદ્વાર પાસે માથાનો આગળનો ભાગ ડાબા આસનાસ્થિ પાસે આવે અને પછવાડેનો ભાગ ગુદા તરફ જમણા ખૂણામાં આવે, અથવા તો તેથી ઉલટું માથાનો પૂર્વભાગ જમણા આસનાસ્થિ તરફ આવે, અને પશ્ચિમ ભાગ પછવાડે ગુદા તરફના ડાબા ખૂણામાં રહે, તો પછી પશ્ચિમ ભાગને ફરીને વંક્ષણ–સંધીની કમાનની નીચે આવવામાં મોટો ફેર ફરવો પડે છે. કેટલીકવાર માથાનો પશ્ચિમ ભાગ એવો ફેર ફરતો નથી, અને પછવાડે ત્રિકાસ્થિની સીધી લીટીમાં નીચે ઉતરે છે, ત્યારે એસણી ફાટવાનો ભય રહે છે.

**ઉપાયઃ**—ગર્ભને ફેરવવો, અને બને તો સ્વાભાવિક સ્થિતિમાં લાવવો; ન બને તો ચીમટા વાપરવા.

ઉપર પ્રમાણે મસ્તકનો ભાગ પ્રથમ આવે છે, ત્યારે પણ કેટલાક સંજોગોથી પ્રસવમાં મુશ્કેલી નડે છે; પણ જ્યારે મસ્તકને બદલે ચ્હેરો હાથપગ વગેરે અવયવો પ્રથમ નીચા આવે છે, ત્યારે ઘણી મુશ્કેલી પડે છે.

આ. ૨૬૦.

અવતરવામાં બાળકના ચ્હેરાની જુદી જુદી સ્થિતિ.



Different stages of Face Presentation. ( A. Galabin. )

આ. ૨૬૧.

ચ્હેરાથી અવતરવું.



Face Presentation. A. Meadows.

આ. ૨૬૨.

ચ્હેરાથી પ્રસવ.



Face-Presentations-ચ્હેરાથી અવતરવું.
A Meadows.

(૧) જ્યારે ચ્હેરો પ્રથમ આવતો હોય, ત્યારે કમળના મુખમાં આંગળીનો પ્રવેશ કરવાથી ખાત્રી થઇ શકે છે. નાકની દાંડીથી ચ્હેરો જણાય છે. ચ્હેરો પણ મસ્તકની માફક જુદી જુદી સ્થિતિઓમાં આવે છે; તો પણ ઘણું કરીને ચ્હેરો આગળ આવે છે, ત્યારે પણ દાઢીનો ભાગ સ્ત્રીની ગુદા તરફના જમણા ખુણામાં હોય છે; કોઇવાર તે ડાબા ખુણામાં પણ હોય છે. ચ્હેરાની બાબતમાં પણ જો હડપચી વંક્ષણ સંધીની નીચે આવે, અને કપાળ સીવણી નજીક રહે તો પ્રસવ સરલતાથી થાય છે. જ્યારે ચ્હેરાવાળા ભાગથી પ્રસવ થાય છે, ત્યારે દાઢી છાતીથી છુટી પડવાને બદલે વધારે નજીક આવતી જાય છે. ચ્હેરાથી પ્રસવ થવાનો બનાવ બહુ થોડીવાર બનતો જણાય છે.

ઉપાયઃ—વૅકટીસનો ઉપયોગ કરી ચ્હેરો છાતી ઉપર બેસે એવી ગોઠવણ કરવી.

Breech Presentation-નિતંબથી પ્રસવ થવો.

૨. જેવી રીતે ચ્હેરાથી પ્રસવ થાય છે, તેવી રીતે કેટલીકવાર બાળકના નિતંબથી, હાથથી, પગથી, ઢુંટણથી કે બન્ને ભાગ સાથેથી પણ પ્રસવ થાય છે. કમળ જરી ઉઘડે, એટલે આંગળીનો પ્રવેશ કર્યા પછી, જો બાળકની ગુદા સાથે સ્પર્શ

આ. ૨૬૩-અ.

નિતંબથી પ્રસવ. અ.



આ. ૨૬૩-બ.



Brocch-Presentations a. b. c. d.

H. Guernsey.

આ. ૨૬૩-ક.



થાય, તો તેનો પ્રસવ નિતંબથી થશે એમ સમજવું. જો તેના પગનાં તળીઆં આંગળીને અડે તો પગથી પ્રસવ થશે એમ સમજવું, ઘુંટણથી પ્રસવ થવાનો હોય ત્યારે પણ એવીજ રીતે પરીક્ષા કરવાથી ખાત્રી થઇ શકે છે. જ્યારે આવી રીતે પ્રસવ થાય છે, ત્યારે કેટલીક મુશ્કેલી તો નાળ સંબંધી હોય છે. બાળકની કેડ ને પેટ બહાર આવ્યા પછી નાળ થોડો ઘણો દબાવા માંડે છે; વળી બાળક જો બાળકનો કદદાર ભાગ બહાર નીકળ્યા પછી અંદર રહેલ માથા જેવા નાના ભાગને ગર્ભાશય, તથા યોનિમાર્ગ બરાબર જોર કરી બહાર કાઢી શકતા નથી.

**ઉપાયઃ**-આવું હોય ત્યારે બનતાં સુધી બાળક અંદર હોય ત્યારેજ તેની સ્થિતિ ફેરવી નાંખવી; (જુવો ગર્ભને ફેરવવાની રીત) જો ફેરવી શકાય નહિ, અગર ફેરવવાનો પ્રયત્ન કર્યા છતાં નિતંબનો ભાગ નીચો આવી જાય, તો બાળકને ખેંચવું નહિ, પણ સ્વાભાવિક રીતે જેમ ફરે તેમ ફરવા દેવું. જ્યારે શરીરનો ભાગ નીકળી રહે, ત્યારે જો ઉપરથી દબાણ સારૂં હોય તો દાઢી છાતીની સાથે ચોંટેલી રહે છે, તે મસ્તકનો ભાગ સહેલાઇથી બહાર આવી શકે છે, પણ જો દાઢીનો ભાગ જુદો રહી જાય તો માથાને નીકળતાં મુશ્કેલી પડે છે. જમણા હાથથી માથાના પછવાડેના ભાગને ઉંચો કરવો ને ડાબા હાથથી આગળનો ભાગ પકડીને નીચે ખેંચવો, એમ કરવાથી બાળકનો પ્રસવ થઈ શકશે. એમ ન ફાવે તો ચીમટો વાપરવો; પણ જ્યાં સુધી બાળક સજીવન હોય, ત્યાં સુધી તેને કાપવાનો પ્રયત્ન કરવો નહિ.

( Arm Presentation-હાથથી અવતરવું. )

( ૩ ) કેટલીકવાર એક હાથ આગળ નીકળે છે, ને પડખાભર પ્રસવ થવાનો હોય એમ લાગે છે, તે વખતે આંગળી નાખી જોવાથી બગલનો ભાગ જણાય છે, એટલે ખાત્રી થઈ શકે છે. જો કોણીનો ભાગજ આગળ આવ્યો હોય તો કોણીના હાડકાના ત્રણ ટેકા હોય છે તે તપાસવાથી ખાત્રી થાય છે. (Cross or Transverse.) આવું બને છે, ત્યારે ગર્ભ આડો આવ્યો કહેવાય છે.

આ. ૨૬૩-ડ.



આ. ૨૬૪. હાથથી પ્રસવ.



Arm presentation. A Meadows.

આ. ૨૬૫. હાથથી પ્રસવ.



આ. ૨૬૬.
હાથ ખભા પછવાડે છે.



A. Galabin.
(Foot Presentation–હાથ પગથી અવતરવું.)

(૪) પડખાભર થતા આવા પ્રસવમાં ઘણીવાર ગર્ભનો જમણો હાથ બહાર નીકળે છે, અને તેની પીઠ આગળ હોય છે; કોઈવાર ડાબો હાથ પણ આવે છે; ને તે વખતે છાતી આગળ હોય છે. સ્હેરાથી પ્રસવ થવાના કરતાં ગર્ભ આડો આવવાના કેસ વધારે બને છે.

આ. ૨૬૭. હાથપગ સાથનો પ્રસવ.



A. Galabin.

આ. ૨૬૮. નાળ સાથેનો પ્રસવ.



Funis presentation.

કોઈ કોઇ વખત કુદરત વગર મદદે એવી મદદ કરે છે કે આડું આવેલું બાળક સહી સલામત જન્મ પામે છે. આ રીતને-Spontaneous Evolution or Expulsion સ્પૅાનટેનીઅસ ઇવોલ્યુશન અથવા સ્પૅાનટેનીઅસ એક્સ પલશન કહે છે. તેની ત્રણ આકૃતિયો છે. (૨૬૯-૨૭૦-૨૭૧)

આ. ૨૬૯.



A. Meadows.

આ. ૨૭૦.



A. Galabin.

આ. ૨૭૧.



A. Galabin.

ઉપાયઃ—ઘણી વખત મદદ આપવાની જરૂર પડે છે. જેમ બને તેમ પેહેલું ચરણુ-ભ્રમણ કરવા માંડવું; કોઇવાર ગર્ભ પોતાની મેળે ફરે છે, ને પછી મસ્તકનો ભાગ આગળ આવે છે. જો કમળમાં ગર્ભ સલવાઇ રહે ને આગળ કે પાછળ ખસે નહિ, ને સ્ત્રીને જાન જોખમમાં આવે, તો ગર્ભ-ભંજન કરવું પડે છે; (જુવો પ્રસવને લગતી શસ્ત્રક્રિયાનો વિષય.)

૪. કયારેક બાળકનું માથું ને પગ સાથે નીકળવા માંડે છે. જો કે આવા બનાવ જુજ બને છે, તો પણ તે હકીકત લક્ષમાં રાખવા જેવી છે. બાળકને ફેરવીને યોગ્ય સ્થિતિમાં લાવવું એજ ઉત્તમ રસ્તો છે.

---

## બાળકના તથા માના જાનને હાનિ કરે તેવા અકસ્માતો.

( Accidents and diseases during labour. )

પ્રસવમાં ઘણી જાતના અકસ્માતો અગર વ્યાધિઓ એકદમ થઇ આવે છે, ને તેથી સ્વાભાવિક પ્રસવ હોય, તો પણ પરિણામે હાનિકારક નીવડે છે, અને તેથી તે અસ્વાભાવિક થઇ પડે છે.

(૧) ઑરનું ગર્ભાશયમાં રહી જવું-Retention of the Placenta-રીટેનશન ઑફ ધ પ્લૅસેન્ટા, (૨) ( Flooding or Hœmorrhage-હેમોરેજ-રક્તસ્રાવ ), (૩) ગર્ભાશયનું ઉથલી જવું ( inversion of the uterus-ઇનિવર્શન ઑફ ધ યુટરસ ), (૪) નાળનું નીચે ઉતરવું એ મુખ્ય અકસ્માતો છે; તેમાંથી આંચકી ને રક્તસ્રાવનો વિષય જુદો આપેલ છે, તે જોવો. (૫) કેટલીકવાર ઑર પેહેલેથીજ કમળના મુખ આગળ હોય છે, ત્યારે પણ બહુ મુશ્કેલી નડે છે. (Placenta Prœvia-પ્લૅસેન્ટા પ્રીવિયા.)

૨ Rupture of the Uterus-રપચર ઑફ ધ યુટરસ. ગર્ભાશયનું ફાટવું.

૩ Rupture of the Bladder-રપચર ઑફ ધ બ્લાડર. મૂત્રાશયનું ફાટવું.

૪ Rupture of the Perineum-રપચર ઑફ ધ પેરીનીઅમ. સીવણીનું ચીરાવું.

૫ Puerperal Convulsions-પ્યુઅર પૅરલ કન્વલઝન્સ. આંચકી.

Rupture of the Vagina-રપચર ઑફ ધ વૅજાઇના-યોનિનું ફાટવું-ચીરાઇ જવું.

Fistulœ-ફીસ્ચુલી ( ભગંદર ).

Vesico-Vaginal Fistulœ-વેસીકો વૅજાઇનલ. ફીસ્ચુલી-મૂત્રાશય અને યોનિમાંથી ભગંદર. આ અકસ્માતમાં સતત પેશાબ વહ્યા કરે છે.

Recto-Vaginal Fistulœ-રૅક્ટોવેજાઇનલ ફીસ્ચુલી-ગુદા અને યોનિમાંથી ભગંદર. આ અકસ્માતમાંથી સતત એની મેળે પુરીષ (મળ-ઝાડો) અને નરકની હવા યોનિમાંથી નિકળ્યાં કરે છે.

---

## ૧. ગર્ભાશય તથા યોનિમાર્ગનું ફાટવું.

**( Rupture of the Uterus & the Vagina-રપચર ઑફ ધ યુટરસ અને વેજાઇના. )**

આ અકસ્માત સૌથી વધારે ભયંકર છે; પ્રસવની કોઈપણ અવસ્થામાં તે બને ખરો, પણ પહેલી અવસ્થા કરતાં બીજી ને ત્રીજી અવસ્થામાં તેનો સંભવ વધારે રહે છે; વળી જે સ્ત્રીને પ્રસવ પહેલી વખત થતો હોય, તેઓ બીજી સ્ત્રીઓના કરતાં વધારે લાયક હોય છે. જ્યારે ગર્ભાશય ગ્રીવામાંથી ફાટે છે, ત્યારે સાથે સાથે યોનિમાર્ગનો કેટલોક ભાગ પણ ફાટે છે.

**કારણ:**—ગર્ભાશયનું મુખ સજ્જડ રીતે બંધ રહેલું હોય, અને ગર્ભાશય પોતે ગર્ભ કાઢવા સખત જોર કરતો હોય, ત્યારે ગર્ભાશય ફાટે છે; જો ગર્ભાશયની દીવાલો કાંઇ રોગથી પાતળી પડી ગઇ હોય, બહાર તેના ઉપર કાંઇ ઇજા થઇ હોય, કે અરગટ જેવી દવાઓ ઘણી આપવામાં આવી હોય તો ગર્ભાશય ફાટી જાય છે.

**ચિન્હ-લક્ષણ:**—ઘણીવાર તો ગર્ભાશયની બધી દીવાલો પેટના અંતરપડ સહિત ફાટે છે; કોઇવાર અંતરપડ નથી ફાટતું, ને કોઇવાર માત્ર અંતરપડ ફાટે છે. ગર્ભાશય ફાટે છે, ત્યારે પેડુમાં એવો તીક્ષ્ણ દુખાવો લાગે છે. સ્ત્રી જોરથી રાડપાડીને રડવા લાગે છે; તેણીને એમ લાગે છે, કે કાંઇક પેટમાં નવાજુની થઈ, અને વેણ આવતી બંધ પડે છે. પરશેવાના ઝેબ આવવા માંડે છે, નાડ પાતળી પણ ઉતાવળી ચાલે છે, બાળક અંદર ઉંડું જતું રહે છે, ને સહેલાઇથી તેને સ્પર્શ થઇ શકતો નથી. બહારથી હાથ લગાડીને જોતાં ગર્ભ પેટમાં આડો અવળો ગયેલો જણાય છે, સ્ત્રી અશક્ત થઇ જાય છે, ને તે બેશુદ્ધની માફક પડી રહે છે. વખતે આંચકી આવે છે; ઉલટી થાય છે; શ્વાસ ઉતાવળો ને મુંઝાતો ચાલે છે, રક્તસ્રાવ ચાલે છે ને ઘણીવાર મૃત્યુ નીપજે છે.

જો દર્દી ક્ષીણતાથી મરણ પામે નહિ, તો થોડીવાર પછી વરમ થઈ આવે છે, ને તે પેટના અંતરપડ વગેરેમાં ફેલાય છે.

**ઉપાય:**—પ્રથમ એ તપાસ કરવો કે બાળક સજીવન છે કે કેમ, અને તે જો સજીવન હોય, અને ગર્ભાશયનો ઉપરનો ભાગ ફાટયો હોય, પણ કમળ સાજું હોય તો, ચીમટા વડે ગર્ભને ખેંચી લેવો; જો ગર્ભ ઉંચો ચડી ગયો હોય, તો પેટને દાબીને તેને નીચે લાવવો, પછી ચીમટા વડે તેને ખેંચી લેવો; ચીમટો ન ફાવે તો ગર્ભને બહારથી દાબીનેજ કમળમાંથી નીકળવા દેવો. ગર્ભને જેમ બને તેમ ઉતાવળથી કાઢી લેવો, કેમ કે તેમ કરવાથીજ સ્ત્રીનો જાન બચાવી શકાય. આ વખતે આંતરડાનો ભાગ ગર્ભાશયમાં આવીને બહાર ખેંચાય નહિ તેની બહુ સાવચેતી રાખવાની છે. જો ઉપરની કોઇ રીત ફાવે

નહિ, તો ઉદરવિદારણ ( Cœsarean section ) કરવું પડે છે. જ્યારે સ્ત્રી અશક્ત થઈને બેભાન જેવી પડી રહે, ત્યારે ઉષ્ણ ને ઉત્તેજક દવાઓ ( stimulants ) આપવાની જરૂર પડે છે.

કોઇવાર માત્ર યોનિમાર્ગજ ફાટે છે, એમ હોય ત્યારે પણ ઉપરના જેવોજ ઉપાય કરવો.

## ૨. મૂત્રાશયનું ફાટવું.

( Rupture of the bladder. )

પ્રસવ વખતે સુયાણી અગર બીજું જે કોઇ સારવારમાં હોય તેની ગફલતથી મૂત્રાશય ફાટે છે. તે થેલી કોઇ વાર યોનિમાર્ગ આગળ ફાટે છે, તો કોઇ વાર અંદર નાભીતરફ ફાટે છે. જ્યારે પ્રસવ શરૂ થાય, ત્યારે પ્રથમ તપાસ કરવો જોઇએ કે પેશાબ મૂત્રાશયમાં ભરેલો છે કે કેમ, અને જો પેશાબ હોય તો મૂત્રાશય જેમ બને તેમ વહેલો ખાલી કરવો; નહિ તો પ્રસવની બીજી ને ત્રીજી અવસ્થામાં તે ફાટવાનો સંભવ રહે છે. જો પેટની અંદર ફાટે છે, તો તેમાંથી અંતરાવરણનો વરમ થાય છે, અને પછી તેને લીધે મૃત્યુ થવાનો સંભવ રહે છે. જો યોનિમાર્ગ આગળ ફાટે, તો ભય થોડો રહે છે, પણ સ્ત્રીને દુખાવો બહુ લાગે છે.

**ચિન્હ-લક્ષણ:**—મૂત્રાશય ફાટે છે, ત્યારે યોનિમાર્ગમાં આંગળી નાખવાથી ખાત્રી થઇ શકે છે; વળી તે સાથે ઘણો દુખાવો પણ થાય છે; પણ યોનિમાર્ગમાંથી ઘણું કરીને લોહી નીકળતું નથી; વેણ આવવી શરૂ રહે છે, ગર્ભ અંદર પેટમાં જતો રહેતો નથી. અને પેશાબ યોનિમાર્ગમાં ટપકયા કરતો હોય તે જણાય છે.

**ઉપાય:**—પ્રસવની શરૂઆતમાં પેશાબ બંધ હોય તો, કૅથેટર મુકીને પેશાબ ઉતારી લેવો તેથી મુશ્કેલી વધતી નથી; તેમ ન થવાથી જો મૂત્રાશય ફાટે તો પ્રસવ જેમ બને તેમ વહેલો કરી લેવો, જો તે નાભિ તરફ ફાટે ને વરમ થાય તો વરમ મટાડવાની દવાઓ આપવી. જો યોનિમાર્ગમાં ફાટે તો ટેભા લઈ લેવા ને ત્વચા સંધાઇ જાય તેવા ઉપચાર કરવા.

## ૩. સીવણીનું ફાટવું.

( Laceration of the Perinœum )

લૅસરેશન ઑફ ધ પેરીનીઅમ.

જે સ્ત્રીઓને પહેલી વખત પ્રસવ થતો હોય છે, તેમને બીજી સ્ત્રીઓના કરતાં સીવણીનો ભાગ ફાટવાનો સંભવ વધારે રહે છે. સીવણી કોઇવાર આખી ચીરાઈ જાય છે ને કોઇવાર તેનો થોડો ભાગ ચીરાય છે.

**કારણ:**—શીઘ્ર પ્રસવ, સીવણીના સ્નાયુઓનું અકડ થવું, અને પ્રસવ અર્થે કરવો પડતો હથિયારનો ઉપયોગ એ ત્રણ તેને ફાટવાનાં મુખ્ય કારણો છે. જ્યારે ગર્ભ યોનિદ્વારમાંથી બહાર આવતો હોય ત્યારે જો સ્ત્રી પોતાના પગ લાંબા કરે તો સીવણી ફાટી જાય છે.

**ઉપાય:**—જ્યારે સીવણીનો યોનિ તરફનો થોડો ભાગ ફાટયો હોય, ત્યારે સીવણીની ત્વચાને પાસે પાસે લાવીને મલમ પટ્ટીથી ચોંટાડી રાખવાથી થોડા દિવસમાં સંધાઈ જાય છે. જ્યારે સીવણી ફાટી હોય, ત્યારે સ્ત્રીને ઝાડો દૂર કરવા માટે, અગર પેશાબ કરવા માટે ઉઠવા દેવી નહિ, તેમજ બળ કરવા દેવું નહિ. પેશાબ બનતાં સુધી સળીથી કાઢી લેવો. ફાટી ગયેલ ત્વચાને ટેભા લઇને એકઠી કરવાની જરૂર પડે તો તેમ કરવું. આ વખતે સ્ત્રીને સંપૂર્ણ આરામની જરૂર પડે છે.

## ૪. ગર્ભાશયનું ઉથલી જવું.

( Inversion of the Uterus-ઇનવર્શન ઑફ ધ યુટરસ ).

આ વિષય ગર્ભાશયના સ્થળાંતર થવાના વિષયમાં ગર્ભાશયભ્રંશ, ગર્ભાશયપતન ઇત્યાદિની સાથે આપવામાં આવ્યો છે. તે થવાનું કારણ શીઘ્ર પ્રસવ, ઑરને બહાર કાઢવા માટે કરેલ અઘટિત પ્રયત્ન, જ્યારે ગર્ભાશય મોટો ને ફુલી ગયેલ હોય, ત્યારે નાળને ખેંચવાનો કરેલ પ્રયત્ન કે નાળનું ટુંકા હોવાપણું એ ગર્ભાશયને ઉથલી જવાનાં (inversion) કારણો છે. કોઇવાર પ્રસવ પછી તે આપોઆપ ઉથલી પડે છે. ગર્ભાશયની અંદર મથાળા પાસે મસા જેવી ગ્રંથિ લાંબો વખત સુધી રહેવાથી, કેટલીકવાર તે ઉથલી જાય છે. ચિન્હ તથા ઉપાય માટે ઉપર બતાવેલ સ્થળે જુવો.

## ૫. નાળનું નીચે ઉતરવું.

( Prolapsus of the funis-પ્રોલૅપ્સસ ઑફ ધ ફ્યુનીસ ).

આગળ એક બે સ્થળે કહેવામાં આવ્યું છે કે

બાળકનો શ્વાસોશ્વાસ શરૂ થાય તે પહેલાં નાળમાં લોહી ફરતું બંધ થવું જોઈએ નહિ, કોઇવાર બાળકના મસ્તકની કે પગની સાથે નાળ બહાર આવે છે, ને સ્ત્રીના અસ્થિની વચમાં દબાઈ જાય છે, તો બાળકનો જીવ જોખમમાં આવી પડે છે.

**ઉપાયઃ**–બાળક જો જીવતું હોય તો અંદર આંગળીથી દબાવી રાખવું. થોડીવારમાં વેણ આવશે એટલે ગર્ભનું માથું આગળ આવશે, ને નાળ હેઠે આવી શકશે નહિ; વળી સ્ત્રીની કેડની નીચે તકીઓ મુકવો, તેણીનું માથું નીચું રહેવા દેવું. એમ કરવાથી પણ પ્રસવ થતાં નાળ આગળ આવી જશે નહિ; જો નાળ દબાણમાં આવી જાય તેમ હોય તો કાં તો ચીમટો લગાડીને તરત પ્રસવ કરાવવો, ને કાં તો ચરણ–ભ્રમણ કરવું. કમળ ખુલ્લું હોય તો ચીમટો વાપરવો, ને જો કમળ જરા બંધ હોય તો ચરણ–ભ્રમણ કરવું.

## ૬. ઑરનું કમળના મુખ આગળ હોવાપણું.

( Placenta Prœvia–પ્લૅસેન્ટા પ્રિવિયા.)

ઑર સ્વાભાવિક રીતે ગર્ભાશયના મથાળામાં ગુદા તરફની બાજુએ રહે છે, અને તે જમણી બાજુના કરતાં ડાબી બાજુએ વિશેષ ચોંટી રહે છે. ફાલોપ્યન નળીનું છિદ્ર તેની નજીકજ હોય છે, પણ કેટલીકવાર કાંઈ અજાણ્યા કારણથી ઑર કમળના મુખ આગળ ગર્ભાશયની ગ્રીવામાંજ મૂળથી બંધાવા લાગે છે, અને તેથી જ્યારે પ્રસવ થાય છે, ત્યારે ઘણો રક્તસ્રાવ થયા વિના રહેતો નથી, અને તેથી તે રક્તસ્રાવનું નામ **અનિવાર્ય રક્તસ્રાવ** (Unavoidable) આપવામાં આવ્યું છે. રક્તસ્રાવ પૂરા મહિના થયા પહેલાં પણ આઠમો મહિનો પૂરો થવા આવે એટલે શરૂ થાય છે, પણ આપોઆપ એકદમ બંધ થઇ જાય છે, ને વળી આઠ દશ દિવસ પછી ફરીથી શરૂ થાય છે. કમળની પરીક્ષા કરતાં તે જાડું ને વાદળી જેવું નરમ લાગે છે, તથા આંગળીની ઉપર ઑરની રક્તનળીઓનો થડકારો જણાય છે. કમળના આગળના હોઠ આગળ આ બધી નિશાનીઓ વધારે સ્પષ્ટ હોય છે.

ઑર જ્યારે કમળના મુખ આગળ બંધાઇ હોય છે, ત્યારે ગર્ભનો પ્રસવ કાં તો એકદમ ઘણો શીઘ્ર થાય છે, અને કાં તો ગર્ભનાં પ્રસવ પહેલાં ઑર નીકળી આવે છે.

**ઉપાયઃ**–પ્રસવ પહેલાં થતા રક્તસ્રાવને માટે રક્તસ્રાવનો વિષય જુવો.

પ્રસવ વખતે રક્તસ્રાવ બહુ થશે એમ લાગતું હોય, તો કમળનું મુખ ઉઘડે એટલે આડી આવેલ ઑરની અંદર ઘડ પડવાથી જે ખાડો પડ્યો હોય, તે શોધી કાઢવો, પછી જેવું વેણનું દર્દ થાય કે તરત સ્ત્રીઓ માટે વપરાતી **મૂત્ર–શલાકાને તે ખાડા સોસરી ગર્ભના પડમાં ઘોંચવી, ને તે શલાકા મારફતે ધીમે ધીમે ગર્ભજળને બહાર વહેવા દેવું**, એટલે ગર્ભાશયનું કદ નાનું થશે, અને લોહી વહેતું બંધ થવા લાગશે, કે કેટલુંક પાણી વહી ગયા પછી, તે છિદ્રને આંગળી વડે મોટું કરવું, ગર્ભને નીચે આવવા દેવો; ને શલાકાને કાઢી લેવી, એટલે પ્રસવ સરલ થશે; કોઇવાર આ પછી ગર્ભને ફેરવવાની, અગર ચીમટા વાપરવાની જરૂર પડે છે.

---

## પ્રસવ પહેલાં થયેલ વ્યાધિથી પ્રસવ વખતે થતી મુશ્કેલી.

Previous diseases causing labour dangerous.

પ્રસવ સંબંધી મુશ્કેલી ઘણીખરી આગળ અપાઇ ગઇ છે, પણ કેટલીકવાર જે રોગ પ્રસવ પહેલાં પણ સ્ત્રીને હોય છે, તેને લીધે પ્રસવ વખતે સ્ત્રીની તબીઅત ભયમાં આવી પડે છે, ને અણધારી મુસીબતો ઉભી થાય છે.

દમનો રોગ, રક્તાશયના વ્યાધિ, રક્તની ધમનિની ગ્રંથિ (aneurism), ફેફસાંમાંથી કે અન્નાશયમાંથી લોહી પડવાનો રોગ, અંતર્ગળ (hernia) નો રોગ, કે એવો કોઇ રોગ જે સ્ત્રીને હોય તે સ્ત્રીને પ્રસવ વખતે બહુ હેરાન થવું પડે છે; કેટલીક હિસ્ટીરીઆ ને વાઇના દર્દવાળી સ્ત્રીઓને પણ તે વખતે પોતાનો અસલ રોગ હેરાન કરે છે. જે સ્ત્રીઓ ક્ષય કે એવા કોઇ દર્દથી બહુ ક્ષીણ થઇ ગઇ હોય છે, તેવી સ્ત્રીઓને આ વખતે એકદમ ઘણી નબળાઇ આવી જાય છે.

**ઉપાયઃ**—જે જે વ્યાધિ હોય તેનો પહેલેથીજ બને ત્યાં સુધી ઇલાજ કરવો જોઇએ; પ્રસવ વખતે જે જે લક્ષણો થાય તે તે દૂર કરવા માટે યોગ્ય દવા આપવી. હિસ્ટીરીઆ થઇ આવે તો ઍમોન્યા સુંઘાડવો, રક્તસ્રાવ થઈ આવે તો તરત બંધ કરવો.

અંતર્ગળ હોય તો, તેને યોગ્ય રીતે દબાવી રાખવી, ને તેમાં વધારો ન થાય, તેની ચોકસી રાખવી. નબળાઈ બહુ થાય, તો તેની શક્તિ જાળવી રાખવી; જરૂર પડે તો સતેજ કરનારી ( stimulants ) દવાઓ આપવી.

---

## પ્રસવને લગતી શસ્ત્રક્રિયાઓ.

( Obstetric Operations–ઑબ્સ્ટેટ્રીક ઑપરેશન્સ )

આ ક્રિયાઓના બે વિભાગ છે:—

A ૧. વિભાગમાં માતા અને બાળક એ બન્નેના જીવ બચાવવામાં આવે છે.

B ૨. વિભાગમાં માતાનો જીવ બચાવવા માટે બાળકનો ઘાત કરવો પડે છે.

(A) પહેલા ભાગમાં ૧ વૅકટીસ ( Voctis ) ૨ ચીપીઆ. ( Forceps–ફૉર્સેપ્સ ). ૩ વર્શન–ફેરવવું, ભ્રમણ કરવું. ( Version–વર્શન, Turning–ટર્નીંગ ). ૪ સીઝેરીઅન સૅકશન–ઉદરવિદારણ. ( Cœsarian Section ). ૫ પ્રસવકાળ થયાં પહેલા જણાવવું–( Induction of Premature Labour ).

(B) બીજા વિભાગમાં શિરભેદન ( Craniotomy–ક્રેનિયોટૉમી ). શિરભંજન ( કેફાલો ટ્રીપ્સી–Cophalotripsy ). ( ઍમ્બ્રીઓટૉમી–Embryotomy. ) જેમાં બાળકના ટુકડેટુકડા કરી કાઢવામાં આવે છે.

## ગર્ભને ફેરવવાની રીત.

( Turning–Version–ટર્નિંગ વર્શન. )

સ્ત્રીને કે બાળકને ઈજા થયા વિના ગર્ભ બહાર આવી શકે; તે માટે તે જો આડી અવળી સ્થિતિમાં હોય તો તેને ફેરવીને યોગ્ય સ્થિતિમાં લાવવામાં આવે છે; અને એ ક્રિયાની રીતને ફેરવવાની રીત કહે છે. તે કરવા માટે ઘણું કરીને માત્ર હાથનોજ ઉપયોગ કરવામાં આવે છે. ગર્ભને ફેરવીને કેટલીકવાર પગેથી પ્રસવ કરાવવામાં આવે છે, તે રીતને ચરણભ્રમણ ( Podalic turning–પોડાલિક ટર્નિંગ ) કહે છે, અને કેટલીકવાર માથેથી પ્રસવ કરાવવામાં આવે છે, તે રીતને મસ્તકભ્રમણ ( Cephalic turning–કેફાલીક ટર્નિંગ કહે છે.

આ વિષયની શરૂઆતમાં કહેવું જોઈએ કે જો કોઈ પણ રીતે એમ અનુમાન થઈ શકતું હોય કે પ્રસવ વખતે ગર્ભ સ્વાભાવિક સ્થિતિથી નીચે ઉતરવાને બદલે કોઈ વિચિત્ર સ્થિતિમાં આવશે, તો હોમીઓપૅથીક પલ્સેટીલા નામની દવા અગર તેના ચિન્હો ઉપરથી બીજી જે દેવા યોગ્ય લાગે તે આપવાથી પ્રસવ વખતે તેવી મુશ્કેલી ઘણીવાર નડતી નથી. ગર્ભને ફેરવતી વખતે ક્લૉરૉફૉર્મ કે ઈથર જેવી દવાઓ બનતાં સુધી સુંઘાડવી નહિ, પણ જો તે વિના ચાલે નહિ તો સ્ત્રીની તબીઅત જોયા પછી યોગ્ય લાગે તો સુંઘાડવી; તેથી તે બેભાન થઈ જાય છે; પણ તેથી સાવધ હોય ને જેવી મદદ આપી શકે તેવી મદદ પછી આપી શકતી નથી.

### ચરણભ્રમણ ( Podalic Turning ).

ચરણભ્રમણ કયારે કરવું એ સવાલ ઘણો અગત્યનો છે. (૧) જ્યારે ચ્હેરાનો ભાગ આગળ પડતો આવ્યો હોય, અને ચ્હેરાથી પ્રસવ થવાનું કાર્ય મુશ્કેલ લાગતું હોય, (૨) જ્યારે ગર્ભ આડો આવ્યો હોય અગર ગર્ભનું ધડ આગળ આવ્યું હોય, (૩) પેટ બહુ ઢીલું હોવાથી ગર્ભ નીચો આવી ગયો હોય, (૪) ગર્ભની ઑર કમળના મુખની ઉપર આવી ગઈ હોય, (૫) આંચકી આવતી હોય, (૬) નાળ નીચો ઉતરી ગયો હોય, (૭) ગર્ભાશય ફાટી ગયો હોય, (૮) સ્ત્રીનું મરણ થયું હોય, (૯) કાંઈ એવો અકસ્માત નડે કે જેથી બીજી રીતે પ્રસવ થઈ શકે નહિ, (૯) બસ્તીનો આકાર બેડોળ હોય, અને મસ્તકછેદન કરવું પડે એમ લાગતું હોય તેવા કેટલાક રોગીઓમાં ચરણભ્રમણ કરવાથી પ્રસવ સરલ થાય છે.

## ચરણભ્રમણ કરવા પહેલાં કરવી જોઇતી ગોઠવણ.

સ્ત્રીને સૌથી પહેલી ખબર આપવી કે ચરણભ્રમણની ક્રિયા કર્યા વિના ચાલે તેમ નથી, અને તેને ધીરજ સાથે ખાત્રી આપવી, કે તે ક્રિયા તેણીના અને બાળકના શ્રેયને અર્થેજ કરવામાં આવે છે. આ પછી તેણીને ચત્તિ અને બનતાં સુધી ખાટલાની કોરે તેણીની બસ્તિનો ભાગ રહે તેવી રીતે સુવાડવી; તેના પગ ઢીંચણમાંથી વળેલા ને ઉભા રાખવા. તેના મસ્તકને તથા ખભાને ઉંચા રાખવા માટે નીચે કાંઈક આધાર આપવો. સુયાણીએ અગર ડાકટરે

પછી પોતાના હાથ ઉપરનાં કપડાં દૂર કરવાં, અને આંગળીઓને તથા હાથના બહારના ભાગને વેસેલીન કે તેલ ઘસવું જેથી તે સુંવાળાં થાય. જે હાથની હથેળી ગર્ભમાં રહેલ બાળકના ચ્હેરાને સહેલાઇથી સ્પર્શ કરી શકે તેમ હોય તેજ હાથ વાપરવો. હાથને સુંવાળો કરતી વખતે એ ધ્યાનમાં રાખવું કે હથેળીના ભાગને તેવો ને તેવોજ રહેવા દેવો.

આ વખતે એ તપાસ કરવી કે હાથ અંદર જઇ શકે તેટલું કમળ ખીલ્યું છે કે નહી, જો તે ખીલ્યું ન હોય તો, તે ખીલે ને વિસ્તૃત થાય તેવી દવા આપવી, અગર તેવો બીજો ઉપાય કરવો, પણ બળાત્કારે અંદર હાથ દાખલ કરવો નહિ, કેમકે તેમ કરવાથી ગર્ભાશય ફાટવાની ધાસ્તી રહે છે.

**ચરણભ્રમણ કરવાની રીતઃ**—યોનિદ્વારમાં પ્રથમ ચાર આંગળીઓનો પ્રવેશ કરાવવો, તે વખતેજ અંગૂઠાને સાથે ચોટેલ હોય તેવી રીતે જવા દેવો. અંદર ગયા પછી પણ અંગૂઠો ને આંગળીઓ શંકુ આકારની માફક ગોઠવાયેલી રહેવા દેવી. પછી અંદર અને જરા ઉપરની બાજુએ તે આંગળીઓના શંકુને જવા દેવો. જે સ્ત્રીઓને પ્રસવ પહેલી વખત થતો હોય, તેમનાથી આ સહન થઇ શકતું નથી, માટે તે વખતે ઉતાવળેથી બળ વાપરવું નહિ, પણ ધીમે ધીમે આંગળીઓ જવા દેવી. યોનિદ્વારમાં કે કમળના બહારના મુખમાં આંગળાના ઢોંચા વાગે નહિ તેમ કરવું, અને તે માટે આંગળાંને જરા સીધાં કરી દેવાં. કમળની અંદર હાથ ગયા પછી આંગળાં ને અંગૂઠો જરા જરા પહોળો કરી નાંખવાં, જેથી હથેળીનો ભાગ ગર્ભને અડી શકે. આ વખતે ગર્ભના પગનો સ્પર્શ થાય છે કે નહિ, તે જોવું; જો સ્પર્શ થતો ન હોય તો હાથ બને તો ઉંચો લઈ જવો એટલે તેનો પગ ( boof ) માલૂમ પડશે. આ વખતે જો ગર્ભજળની થેલી ફુટી ન હોય, તો ગર્ભાશયને ગર્ભજળની ફરતાં રહેલાં પડની વચમાં આંગળાંને પહોળાં કરીને જવા દેવાં, જેથી ગર્ભજળ વહી જાય નહિ; અને આંગળાંને જે ઠેકાણે ગર્ભના પગનો સ્પર્શ થાય ત્યાં ગર્ભજળની થેલીને ફોડવી, ને પગને પકડી રાખવો; આમ કરવાથી ગર્ભને તેના જળમાં જલદી ફેરવી શકાય છે. અંદર હાથ દાખલ કરતી વખતે ગર્ભની થેલી એકાએક ફુટી જાય નહિ તે સંભાળ રાખવી. જ્યારે વેણુ આવે, ત્યારે કાંઇ પ્રયત્ન કરવો નહિ, માત્ર હાથને અંદર ખુલ્લો પડયો રહેવા દેવો ને જ્યારે વેણુનું દર્દ ને જોર નરમ પડે, ત્યારે જરા જરા ને ધીમે ધીમે ગર્ભના એક પગને નીચે ખેંચવા માંડવો, જો ગર્ભના સાથળ કે બસ્તીનો સ્પર્શ થયાથી પગની દિશા નક્કી થાય તોજ તે બાજુએ હાથને આગળ જવા દેવો. બીજો હાથ સ્ત્રીના પેટ ઉપર રાખવો, અને તે વડે પેટને તથા ગર્ભાશયને જોઇતી મદદ આપ્યા કરવી.

જો ગર્ભનો પગ વળેલ હોય તો તેને સીધો કરતાં જવો; પણ કદી પગને બાળકની પીઠ તરફ ખેંચવો નહિ; પછી તે પગને ધીમે ધીમે બહાર કાઢતાં જવો. બીજો પગ અંદર તેને તે સ્થિતિમાં રહેવા દેવો, જેથી કરીને ગર્ભના મસ્તક જેટલી જગ્યા ગર્ભની બસ્તી, તથા પગ રોકી રાખે, ને નાળને કશી ઇજા આવે નહિ. પગને બહાર કાઢતી વખતે બનતાં સુધી બિલકુલ જોર કરવું નહિ, પણ ગર્ભાશયને પોતાના જોરથી ગર્ભને હડસેલવા દેવો; કોઈવાર ગર્ભને ફેરવ્યા પછી થોડીવાર વેણુ બંધ પડે છે, પણ પછી તે એવી જોરથી આવે છે કે બાળક ગર્ભાશયના જોરથીજ બહાર આવી જાય છે; આથી બીજા પગને પણ ખેંચવો પડતો નથી; પ્રસવ થતી વખતે નાળ ગર્ભના મસ્તકની, અને સ્ત્રીના બસ્તિના હાડકાંની વચમાં દબાઇ જવાની દહેસત રહે છે; માટે આ વખતે નાળની અંદર થડકારો થાય છે કે નહિ તે જોયા કરવું. ને તે થડકારો બંધ પડે છે એમ લાગે, તો નાળને જરા નીચે ખેંચવો એટલે પાછો થડકારો ચાલવા માંડશે. જો નાળને ખેંચી શકાય તેમ ન હોય, તો બાળકને ધીમે ધીમે ખેંચીને જલદી પ્રસવ થઇ રહે તેમ કરવું. તેના હાથની કોણીઓ જરા આગળ આવે, એટલે તરત તેમાં આંગળીઓ ભરવીને નીચે ખેંચવી, પછી તેનું માથું નીચું આવે, એટલે તેના નાકની બન્ને બાજુ આગળ આંગળાં દાબીને માથાને છાતી ઉપર વાળી દેવું, એટલે માથું ઉપર ફરી જાય નહિ ને યોનિદ્વાર ગળાને ફરતું સંકોચાઇ જાય નહિ.

કેટલીકવાર એમ બને છે કે બાળકના હાથ માથાની પડખે ઉંચા ચડી જાય છે, અને તેનું શરીર નીચું આવી જાય છે. આમ બને ત્યારે જે હાથ ગુદા તરફ ઉંચો ચડયો હોય, તેને પ્રથમ નીચો ઉતારવો; તે માટે બે આંગળીઓ ખભાપાસેથી હાથ ઉપર લઇ જવો ને ત્યાંથી હાથને પકડીને નીચો ઉતારવો. આંગળાં અંદર દાખલ કરતી વખતે કમળ

બહુ બંધ રહેતું હોય તો હોમીઓપૅથીની **કૅલો-ફાઇલમ, જેલ્સીમીઅમ, ઍકોનાઇટ** કે જે યોગ્ય લાગે તે દવા આપવી, એટલે કમળ ઉઘડશે. આ વખતે લોહી નીકળતું હોય તો તેનો ઉપાય દવા આપીને કરવો, પણ ઉતાવળથી બળાત્કાર કરીને પ્રસવ કરવા કરતાં સ્ત્રીના કુદરતી જોર ઉપર બને તેટલો આધાર રાખવો. **કમળ પુરેપુરૂં ખીલ્યું હોય, અગર ખીલી શકે તે પહેલાં કદી પણ ચરણભ્રમણ કરવું નહિ.**

## બહારથી તથા અંદરથી હાથની મદદવડે થતું ચરણભ્રમણ.

જ્યારે કમળ બરોબર ખીલતું ન હોય, ત્યારે જો ગર્ભજળની થેલી તુટી ન હોય, અગર ગર્ભાશય અંદરથી ઢીલું હોય તો ચરણભ્રમણ કેટલેક દરજ્જે બહારની મદદથી પણ થઇ શકે છે, ને અંદરથી એક બે આંગળીની મદદ આપવાથી તેમાં વધારે સરલતા મળે છે. આ ક્રિયાથી ગર્ભ ગર્ભાશયમાં બહારના દબાણથી જો જલદી ફરી શકે તો આ ક્રિયા ઘણી સફળ થાય છે; વળી ઉપરની રીત કરતાં આ વધારે સહેલી અને સહીસલામતીવાળી છે.

પહેલાં કમળમાં ડાબા હાથની બે આંગળીઓ આખી દાખલ કરવી, અને બાકીની બહાર રહેવા દેવી, પછી ગર્ભની શું સ્થિતિ છે, તે નક્કિ કરવું, ને જમણો હાથ પેડુ ઉપર ગર્ભાશયના મથાળાના ભાગમાં મુકવો; બહારથી કે અંદરથી જ્યાંથી બને ત્યાંથી ગર્ભની બસ્તીનો ભાગ મુકરર કરવો, ને ત્યાં બહારનો હાથ લાવીને એવી રીતે પેડુને ચોળવું અગર દાબવું કે જેથી તે ભાગ અંદર નીચે ઉતરે; એ સાથે ગર્ભાશયમાં રહેલી બે આંગળીઓ વડે ગર્ભના મસ્તકના ભાગને ઉંચો ચડાવાનો પ્રયત્ન કરવો. જેથી ગર્ભના પગ કે ઢીંચણ થોડીવારમાં કમળના મુખ આગળ આવશે, અંદરની આંગળી પાસેથી મસ્તક જેમ દૂર જાય તેમ ખભા છાતી વગેરે જે ભાગ આવતા જાય તેને અંદરથી જરા દબાણ કરીને ઉંચા ચડાવતા જવા.

આ રીત જેમ પગ નીચા લાવવા માટે વપરાય છે, તેમ મસ્તકને નીચું લાવવા માટે પણ વપરાય છે. **ડા. બ્રૅકસ્ટનહીક્સ** લખે છે કે બને ત્યાં સુધી મસ્તકનો ભાગ આગળ પડતો ને નીચો લાવવા પ્રયત્ન કરવો, પણ જો તેમ થઈ શકે નહિ, તો પછી ચરણભ્રમણ કરવું.

## ગર્ભની સ્થિતિ વિપરીત હોય ત્યારે મસ્તકથી પ્રસવ કરાવવાની યુક્તિ.

ડા. **બ્રૅકસ્ટન હીક્સ** ગર્ભનું માથું કમળના મુખ આગળ ન હોય, તો આગળ લાવવા માટે એક યુક્તિ બતાવે છે. ચરણભ્રમણ કરવા માટે જેમ ડાબો હાથ યોનિમાર્ગમાં દાખલ કરાય છે, તેમ આ માટે પણ કરવો; જમણો હાથ પેડુ ઉપર મુકવો ને ગર્ભના બાળકના હાથ પગ ને માથું ક્યાં ક્યાં છે, તે નક્કી કરવું. ડાબા હાથે પણ જોવું કે કમળના મુખ આગળ કયા કયા ભાગ આવેલ છે. હવે ધારો કે કમળના મુખ આગળ ખભા છે, તો તેને ડાબા હાથની એક બે આંગળીઓ વડે તેના પગ તરફ ધીમે ધીમે ખસેડવા ને, તે સાથે બહાર પેડુની ઉપર રહેલ હાથ વડે ગર્ભના મસ્તકને કમળના મુખ તરફ ખસેડતા જવું.

**ગર્ભને ફેરવતી વખતે કયું અંગ પકડીને તેને નીચે ખેંચવો,**—એ નિર્ણય કરવાની ને સમજવાની ઘણી જરૂર છે, કેમકે તેને માટે યુક્તિ વાપર્યા વિના જોઇએ તેવું ભ્રમણ થઇ શકતું નથી; **સર જેમ્સ સીમ્પ્સન** એવી સલાહ આપે છે કે જે ભાગ કમળમાં આગળ પડતો હોય, તે બાજુનો હાથ તે પગ ખેંચવો નહિ, પરંતુ તેની સામેની બાજુનો હાથ કે પગ ખેંચવો, જેથી ગર્ભનું આખું શરીર એક સરખી રીતે નીચે આવે; જો આગળ પડતા ભાગનાજ હાથ કે પગને ખેંચવામાં આવે, તો કેટલીકવાર એવું બને છે કે પગ નીચો આવે છે, પણ આખો ગર્ભ ફરતો નથી.

### મસ્તકભ્રમણ.

(Cephalic Turning).

જ્યારે મસ્તક જોઇએ તેવી સ્થિતિમાં આવવાને બદલે કોઇ અયોગ્ય સ્થિતિમાં નીચું આવ્યું હોય, ત્યારે મસ્તકભ્રમણ કરવાથી ઘણી સરલતા મળે છે. મસ્તકભ્રમણ કરવાની ઘણી યુક્તિઓ હોય છે, અને જુદા જુદા પ્રસંગે જુદી જુદી યુક્તિ વાપરવી પડે છે. કમળની અંદર, જોઇએ તેટલી આંગળીઓ દાખલ કરીને પછી વધારે મદદ બહારથી પેડુને દાબીને આપવામાં આવે છે. મસ્તકભ્રમણમાં ખરી રીતે મસ્તકને બસ્તીમાં નીચે આવતાં જે અડચણો હોય તે દૂર કરીને નીચે લાવવામાં આવે છે.

**મસ્તકભ્રમણ ક્યારે કરવું**–એ નિશ્ચય કરવામાં મસ્તક કેવી સ્થિતિમાં નીચે આવે છે, અને તે વખતે ડોક, ખભા ને હાથની સ્થિતિ કેવી છે, તે પણ જોવું, જો અડચણ થોડી મહેનતે દૂર થાય તેમ હોય, ગર્ભજળની થેલી ફુટી ન હોય, અને બસ્તિનું કદ સ્વાભાવિક હોય તોજ મસ્તકભ્રમણ કરાય છે, ચરણભ્રમણના કરતાં મસ્તક ભ્રમણથી ગર્ભને નુકસાન થવાનો સંભવ થોડો છે, તોપણ પ્રસવ કરાવતાં તેથી વધારે વિલંબ થાય છે, એટલા માટે મસ્તકભ્રમણનો પ્રયોગ કોઈકવારજ કરવામાં આવે છે. ચ્હેરાનો ભાગ આગળ પડતો આવતો હોય, માથાની સાથેજ બાળકનો હાથ કે નાળ આગળ આવતો હોય, ત્યારે કેટલીકવાર ચરણભ્રમણ કરવામાં આવે છે.

## ગર્ભને ફેરવવા સંબંધી અગત્યની સૂચના.

( ૧ ) મસ્તકનો ભાગ આગળ આવ્યો હોય, તેને ફેરવીને તેની જગ્યાએ પગ લાવવા નહિ.

( ૨ ) જ્યારે ચ્હેરાનો ભાગ આગળ આવ્યો હોય, ત્યારે જો બસ્તીનો બધો ભાગ રોકાઈ ગયો ન હોય તો જે હાથની હથેળી ગર્ભના ચ્હેરાની સામે જઈને સહેલાઇથી અડકી શકે તેમ હોય તે હાથને અંદર દાખલ કરવો, અને દાઢીને દાબીને છાતીના ઉપર વાળી દેવી એટલે મસ્તકનો ભાગ આગળ પડતો આવશે.

( ૩ ) જ્યારે બસ્તીનો ઘણો ભાગ ચ્હેરાથી રોકાઈ ગયો હોય, અને દાઢીને દાબી શકાય તેમ નહોય, ત્યારે સ્ત્રીની શક્તિ જાળવી રાખવાનો પ્રયત્ન કરવો, અને જે જે બીજી હરકતો જણાય, તે દૂર કરવી. જો દાઢીનો ભાગ ગુદાસ્થિ તરફ ગયો હશે, તો તે આસ્તે આસ્તે વંક્ષણ સંધિ તરફ આવવા લાગશે, અને પછી પ્રસવ સહેલાઇથી થઇ શકશે; કોઇવાર દાઢી સીવણી પાસે દબાઇ રહે છે, ત્યારે મસ્તકનો ભાગ વંક્ષણ સંધિ પાસેથી નીચો ઉતરે છે, એટલે તે મસ્તકનો ભાગ જલદીથી બહાર આવી જાય છે ને તેની પાછળ ગર્ભનું આખું અંગ સ્વાભાવિક રીતે નીકળે છે.

( ૪ ) જ્યારે બસ્તીનો ભાગ પ્રથમ નીચો આવતો હોય, ત્યારે તેને નીચે આવવા દેવો, પણ બનતાં સુધી ફેરવવો નહિ. જો પ્રસવ થતાં મુશ્કેલી પડે, તો બાળકના સાથળ ઉપર બુઠ્ઠા હુક (blunt hook) ને ભરાવીને ધીમે ધીમે ખેંચવું એટલે ગર્ભ બહાર આવશે. હુકવડે ગર્ભને ખેંચવામાં આવે ત્યારે હુકની અણી ઉપર ડાબા હાથની આંગળી ગર્ભના બન્ને સાથળની વચમાંથી મુકી રાખવી, જેથી તે જરા પણ ગર્ભને કે સ્ત્રીને વાગે નહિ. આ વખતે કેટલાક ડાકટરો હુકને બદલે બેથલના ચીમટા જેવા વધારે વજેળ ચીમટા વાપરવાની સલાહ આપે છે.

( ૫ ) જ્યારે ગર્ભ આડો આવ્યો હોય, ત્યારે જે હાથ ફાવે તે અંદર નાખવો ને ચરણભ્રમણ કરવું, ને તે કરતી વખતે બહારથી પેડુ ઉપર દબાણ કરવું, અગર પેડુ એવી રીતે ચોળવું કે ગર્ભના પગ નીચા ઉતરે. જો એકાદ હાથ બહાર નીકળી ગયો હોય, તો તે બહાર રહેવા દેવો ને અંદર હાથ નાખીને પગ થોડીવાર પકડી રાખવો એટલે મસ્તકનો ભાગ જરા ઉંચો ચડશે; જો તેમ ન થાય તો પગને આસ્તેથી નીચે ખેંચવો.

( ૬ ) ગર્ભ આડો આવતાં હાથ આઘે જઈ શકતો ન હોય, ને ગર્ભના પગને થોભી રાખી શકાય તેમ ન હોય, તો પહેલાં જે હાથ ફાવે તે ગર્ભના પગને માત્ર બરાબર અડાડી પછી તે પગને અડેલ હાથની ફરતો રૂમાલનો ગાળીઓ કરવો, ને બીજા હાથેથી ગાળીઆને હળવે હળવે ઉંચો લેતા જવો; એથી ગાળીઓ બાળકના પગમાં આવી જશે કે આસ્તેથી ખેચવું ઠીક પડશે.

આ. ૨૭૨. બે હાથે ભ્રમણ, પહેલો દરજ્જો.



First stage of Bipolar Version
After R. Barnes.

આ. ૨૭૩.

પહેલા દરજ્જાનો બીજો ભાગ, બે હાથે ભ્રમણ.



2nd part of the 1st stage, Bipolar Version. A. Galabin.

આ. ૨૭૪.

ભ્રમણમાં પહેલા દરજ્જાનો બીજો ભાગ.



Second part of the first stage of Bipolar Version When head becomes extended. After R. Barnes.

આ. ૨૭૫.

ભ્રમણનો બીજો દરજ્જો.



2nd stage Bipolar Version. A. Galabin.

આ. ૨૭૬.

ભ્રમણનો ત્રીજો દરજ્જો.



Third stage Bipolar Version. A. Galabin.

આ. ૨૭૭. બન્ને હાથે બહારથી ભ્રમણ.



Bipalar Version. A. Galabin.

આ. ૨૭૮. અંદર હાથ નાંખી મસ્તકનું ભ્રમણ. પગ પકડીને.



Internal Version Head Presentation seizing the leg.
( After Tyler Smith ).

આ. ૨૭૯.
પાસેના પગથી ભ્રમણ, બાહુ બહાર નીકળી આવેલો છે તેને ફાંસો નાંખ્યો છે.



Version by the nearer leg, or that corresponding to the presenting shoulder. Noose placed upon prolapsed B. arm. A. Galabin.

આ. ૨૮૦. મસ્તકનું સંપૂર્ણ ભ્રમણ થયું છે.



The version is here completed, and the occiput which was placed in the left iliac fossa at the commencement of the operation, will now come down behind the right acetabulum. H. N. Guernsey.

આ. ૨૮૧.

બન્ને હાથથી ભ્રમણ.



In this the head has been pushed up into the left iliac fossa. And one hand takes hold of the foot while the other supports the organ externally.

The same position in which the version is commenced by drawing down the foot.

H. N. Guernsey.

આ. ૨૮૨.

નાળ કાઢતી વખતે સંભાળ સાથે ચતુરાઇ.



**Shows the mode of management of the cord. H. N. Guernsey.**

આ. ૨૮૩.

પશ્ચાત બાહુનો પહેલો પ્રસવ.



Delivery of the posterior **arm first.**

**H. N. Guernsey.**

આ. ૨૮૪.

હડપચી નીચે દબાવી મસ્તક વાળે છે અને પશ્ચાત મસ્તક ઉંચું ખસડે છે.



The mode of flexing the head by drawing down the chin and pushing up the occiput. H. N. Guernsey.

આ. ૨૮૫.

નિતંબ પ્રસવમાં બુઠો (હુક) આંકડો વપરાય છે.



The mode of using the Blunt-Hook in breech. presentations.

H. N. Guernsey.

આ. ૨૮૬.

જમણા ખભાના બીજા દરજ્જાના પ્રસવમાં હાથ દાખલ કરે છે.



Introduction of the hand in the second position of the right shoulder. H. N. Guernsey.

## પ્રસવ માટે થતી શસ્ત્રક્રિયા.

( Obstetric Operation–ઑબ્સ્ટૅટ્રીક ઑપરેશન )

જ્યારે અસ્વાભાવિક પ્રસવ કાંઇપણ હસ્તક્રિયાથી સરલ થાય નહિ, ત્યારે શસ્ત્રનો ઉપયોગ કરવો પડે છે. શસ્ત્રનો ઉપયોગ જો ન કરવામાં આવે, તો કાં તો બાળકની ને કાં તો સ્ત્રીની જીંદગી જોખમમાં આવી પડે છે; વખતે બન્નેના જાનને હાનિ થવાનો સંભવ રહે છે. કોઇવાર સ્ત્રીનો જીવ બચાવવા માટે બાળકના જીવનો ભોગ આપવો પડે છે.

## પ્રસવના ચીમટા.

( The forceps–ફૉર્સૅપ્સ. )

પ્રસવનાં બધાં હથિયારમાં ચીમટા એ ઘણા સારા શસ્ત્ર છે, કેમકે તેથી બાળકને તેમજ સ્ત્રીને ઘણી થોડી હાનિ થાય છે; આ ચીમટા પહેલવહેલા ચેમ્બરલેને શોધ્યા તે પછી તેના કદમાં ને રચનામાં ઘણા ફેરફાર થાય છે. તેના મુખ્ય ત્રણ ઉપયોગ છે.

**(૧) ખેંચવાનો (૨) દાબવાનો** ને (૩) **ઉચ્ચાલન ( lever ) થવાનો અગર ફેરવવાનો.** તેની જાતો સાધારણ રીતે બે છે. (૧) **લાંબા–લૉંગ** ( Long Forceps ) **ચીમટા,** ને (૨) (Short Forceps ) શૉર્ટ–**ટુંકા ચીમટા;** તેમની લંબાઇ ને **ટુંકાઇ માત્ર તેમના હાથમાં રહેલી છે.**

કેટલાક લાંબા ચીમટા સીધા હોય છે, ને કેટલાક વાંકા હોય છે. વાંકા ચીમટાનાં પાંખીઆં વચ્ચેથી ગોળ ને છૂટાં થઇને મથાળે એક બીજાને લગભગ અડી જાય છે. વળી દરેક પાંખીઆની વચમાં સોયના જેવું લંબગોળ મોટું કાણું હોય છે, લાંબા ચીમટા ગર્ભને આગમન દ્વારમાંથી નીચે લાવવા વપરાય છે, ને ટુંકા ચીમટા ગર્ભને નિર્ગમન દ્વારમાંથી બહાર કાઢવા વપરાય છે. ટુંકા ચીમટાને બદલે લાંબો ચીમટો ચાલી શકે છે, પણ લાંબાને બદલે ટુંકો ચાલી શકતો નથી, કેમકે લાંબા ચીમટાવડે વધારે બળ વાપરી શકાય છે.

**પ્રસવના ચીમટા કોના કોના બનાવેલ આવે છે.**

**લાંબા ચીમટાના શોધનાર—ડા. વૉલર્સ**

**ટુંકા ચીમટાના શોધનાર—ડેનમૅન.**

**ચીપીઆના શોધનાર—**

ડા. ડેવીસના અને ડૉ. ગ્રીન હૅાલના

પ્રો. લૅઝારવીચ.

ડા. ઍવલીંગ.

ડા. બાર્ન્સના.

ડા. વૉલર્સ.

## ચીમટાનો ઉપયોગ.

( The uses of the forceps ).

(૧) કમળ ખીલ્યા પછી, વેણ બંધ પડી ગઇ હોય, સ્ત્રી થાકી ગઇ હોય ને ગર્ભ આગળ આવતો ન હોય, ત્યારે લાંબા ચીમટાવડે ગર્ભને ખેંચીને નિર્ગમન દ્વારમાં લાવવો પછી તેજ અગર ટુંકા ચીમટાથી તેને બહાર કાઢવો.

(૨) બસ્તીના કરતાં ગર્ભનું માથું મોટું હોય તો આશરે પાથી અડધા ઈંચ જેટલું તેને ચીમટા વડે દાબવો, ને સાંકડા બસ્તીના બહાર કાઢવો.

(૩) ચ્હેરો કે માથું આગળ આવતું હોય, અને તે બસ્તીમાં આડું આવ્યું હોય એટલે બસ્તીના ટુંકા વ્યાસમાં તેનો લાંબો વ્યાસ આવ્યો હોય, તો ચીમટાવડે તેને ફેરવીને તેના જેવા લાંબા વ્યાસમાં ગોઠવી દેવો.

૪. બાળક પોતાની બસ્તિથી કે પગથી અવતરતું હોય, તેનું માથું જલદી બહાર આવી શકતું ન હોય, અને તેનો નાળ દબાઈ જતો હોય, ત્યારે ચીમટાથી તેનું માથું જલદી ખેંચી કાઢવું.

૫. સ્ત્રીને પ્રસવ વખતે આંચકી આવે, રક્તસ્રાવ બહુ થાય, ગર્ભાશય યોનિમાર્ગ કે મૂત્રાશય ફાટી જાય કે એવો કાંઇ અકસ્માત બને, ત્યારે ચીમટાથી જલદી પ્રસવ કરાવવો પડે છે.

**ચીમટા વાપરવા પહેલાં રાખવી જોઈતી સાવચેતી.**

સૌથી મોટી સાવચેતીએ રાખવાની છે કે વેણુ ચાલુ હોય, ત્યારે ચીમટો દાખલ કરવો નહિ.

ચીમટા વાપરવા પહેલાં સ્ત્રીને તે હકીકત જાહેર કરવી, અને તે વાપરવાનું કારણ અને તેનો ફાયદો સમજાવીને તેની અનુમતિ મેળવવી. ચીમટાના ઉપયોગમાં જો સ્ત્રીની સંમતિ હોય, તો પ્રયોગ સહેલાઇથી થઇ શકે છે.

ચીમટાને દાખલ કરવા પહેલાં લુગડાથી ઘસીને ગરમ કરવો, અગર ગરમ પાણીમાં બોળવો, જેથી તે શરીરની ઉષ્ણતા જેટલો ગરમ થાય, અને તેના બહારના ભાગને તેલ, દિવેલ વેસેલીન લગાડવી.

અંદર દાખલ કરવા પહેલાં જોવું કે કમળ વિસ્તૃત થયું છે કે નહિ. જો વિસ્તૃત થયું ન હોય, અગર યોનિમાર્ગ સંકુચિત ને અક્કડ હોય તો ચીમટા વાપરવા નહિ. તેમજ વળી જ્યારે બસ્તિનાં હાડકાં ઘણાં બેડોળ ને નાનાં હોય, ત્યારે પણ ચીમટા વાપરવાથી કાંઈ ફાયદો થઇ શકતો નથી; મળમૂત્ર બંધ હોય તો તેનો ત્યાગ કરાવવો.

આ. ૨૮૭.

મસ્તક પ્રસવમાં ચીપીઆ લગાડવાની રીતનો દેખાવ.



Mode of applying the Forceps.
A. Meadows.

આ. ૨૮૮. ડૉ. સીમ્પસનના ચીપીઆ.



Simpson's forceps. A. Galabin.

આ. ૨૮૯.
યોનિદ્વારમાંથી મસ્તકપ્રસવની રીતનો દેખાવ.



Mode of delivering head through vulvel out-let.
A. Galabin.

આ. ૨૯૦.
મસ્તકપ્રસવમાં ચીપીઆ લગાડવાની રીતનો દેખાવ.



Mode of applying the Forceps. A. Meadows.

આ. ૨૯૧. આડા પ્રસવમાં પગથી પકડવાની રીત.



Mode of seizing the foot in the same position. H. N. Guernsey.

## ચીમટા દાખલ કરતી વખતે સ્ત્રીને સુવાડવાની રીત.

સ્ત્રીને ખાટલા ઉપર ચત્તિ સુવારવી, અને તેની કેડનો ભાગ ખાટલાની કોર ઉપર રાખવો જેથી ચીમટાને ચોતરફ ફેરવવો ઠીક પડે. તેના પગને એકેક ખુરસીના આધારે ઉંચો રાખવો, કે બે સ્ત્રીઓએ પગને પકડી રાખવો. સૂયાણીએ, કે ડાકટરે જણુનાર સ્ત્રીના પગની વચમાં ઉભા રહેવું; સ્ટુલ કે ખુરસી ઉપર બેસવું. સ્ત્રીના માથા નીચે તકીઓ કે ઓસીકું મુકવું.

## ચીમટા વાપરવાની રીત.

જો સીધા પાંખીઆના ચીમટા વાપરવા હોય,

તો ગમે તે પાંખીઉં ( blade ) પ્રથમ દાખલ કરવામાં અડચણ નથી; પણ વજેલ પાંખીઆના ચીમટા વાપરવા હોય, તો જે પાંખીઉં સ્ત્રીની બસ્તિની ડાબી બાજુમાં વગર હરકતે બરાબર આવી શકે તે ડાબી બાજુનું પાંખીઉં ( male blade, No. 1. ) પહેલું દાખલ કરવું; તે કરવા માટે પહેલાં ગર્ભના મસ્તકની સ્થિતિ જોવી, પછી તે પાંખીઆને ડાબા હાથમાં પકડી રાખવું ને જમણા હાથની બે આંગળીઓથી યોનિમાર્ગ તથા કમળનો ભાગ જરા વિસ્તૃત કરવો, અને ગર્ભાશયની દીવાલોને મસ્તકથી જરા જુદી પાડવી; પછી આ આંગળીઓની, અને ગર્ભાશયની દીવાલોની વચમાં ચીમટાના તે પાંખીઆને મુકી દેવું, અને ધીમેથીઆગળ સરકાવવું; પણ બિલકુલ બળાત્કાર જેવું જોર વાપરવું નહિ; પછી તે પાંખીઆને એવી રીતે અંદર ગોઠવી દેવું કે તે ગર્ભના મસ્તકના બાહ્ય ગોળ ભાગ ઉપર બંધ બેસતું આવે, ત્યાર પછી બીજું જમણી બાજુનું પાંખીઉં દાખલ કરવું. તે માટે પહેલાં ડાબા હાથની આંગળીઓથી માર્ગ કરવો ને તે માર્ગમાં તે પાંખીઆને મુકીને ધીમે ધીમે સરકાવીને આગળ લેતા જવું. બન્ને પાંખીઆં દાખલ થયા પછી તેમને સજ્જડ કરવામાં આવે ( lock ) છે. બીજું પાંખીઉં જો પહેલા પાંખીઆની સમાંતર દાખલ કરવામાં આવ્યું હોય છે, તો પછી બન્ને પાંખીઆને સજ્જડ કરવામાં વાર લાગતી નથી. ચાપીઆ વાપરનારની હુંશીઆરી અને કળાની પરીક્ષા આ વખતે થાય છે. જો યોગ્ય રીતે દાખલ કર્યા હોય તો તેને સજ્જડ કરવામાં કાંઇ વાર લાગતી નથી, નહિ તો મહા મુશ્કેલી આવી પડે છે. જો પાંખીઆં બેસતાં આવે નહિ, તો એકાદ પાંખીઆને ધીમેથી પાછું ખેંચીને ફરીથી બંધ બેસતું આવે એવી રીતે આગળ ખસેડવું. અહિં ફરીથી કહેવું જોઇએ કે ચીમટા દાખલ કરતી વખતે જેમ બને તેમ થોડું જોર રાખવું, ને હળવા હાથે કામ કરવું. બન્ને પાંખીઆના હાથાને સજ્જડ કરતી વખતે એટલું ધ્યાનમાં રાખવું કે સ્ત્રીના ગુહ્યાવયવની ત્વચા કે વાળ તેમાં ભરાઇ જાય નહિ. વળી અંદર મસ્તકની બાજુએ ગર્ભનો નાળ ચીમટામાં દબાઇ જાય નહિ તે પણ જોવાનું છે. ટુંકો ચીમટો દાખલ કરવો હોય તો તે ગર્ભના મસ્તકને અનુસરીને દાખલ કરવો, પણ લાંબો ચીમટો દાખલ કરવો હોય, તો બસ્તીના નિતંબાસ્થિની સમાંતર તિર્યક્ વ્યાસમાં તેના પાંખીઆને જવા દેવાં, ગર્ભના મસ્તકની સ્થિતિ ઉપર લક્ષ આપવાની જરૂર નથી. બાકીની બંને પ્રકારના ચીમટાની દાખલ કરવાની રીત એક સરખી છે.

ચીમટાનાં પાંખીઆં સજ્જડ થયા પછી ચીમટાને ખેંચવાની ક્રિયા કરવી. ચીમટાને સજ્જડ કર્યા પછી, તેના હાથા જે દિશામાં હોય તે દિશામાં પ્રથમ ખેંચવું. ખેંચવાનું જોર વેણના જોરની સાથેજ કરવું. જ્યારે ગર્ભ આગમનદ્વારમાં હોય છે, ત્યારે ચીમટાના હાથા યોનિદ્વારના ગુદા તરફના છેડાએ હોય છે, અને તેથી ખેંચવાનું બળ નીચું ને ગુદા તરફ કરવું. જેમ જેમ મસ્તક નીચું આવતું જશે તેમ તેમ ચીમટાના હાથા ઉંચા ચડશે, અને તે વખતે જોર પણ ઉંચું ને હાથાની દિશામાંજ કરવું. છેવટ જ્યારે યોનિદ્વાર આગળ ગર્ભનું મસ્તક આવશે, ત્યારે ચીમટાના હાથા છેક ઉંચા થઈ જશે. જ્યારે ગર્ભાશય ગર્ભને હડસેલવાનું જોર કરે, ત્યારેજ ખેંચવાનું જોર કરવું, ને જ્યારે તે વિરમિ લે ત્યારે ખેંચવું બંધ રાખવું. વળી ખેંચતી વખતેજ ચીમટાનાં હાથાને દાબવા, અને પછી પોચા મુકી દેવા, જેથી ગર્ભના માથા ઉપર સતત દબાણ રહે નહિ.

ગર્ભ યોનિદ્વાર આગળ આવે ને સીવણીનો ભાગ વિસ્તૃત થવા માંડે, ત્યારે બહુ ધીમેથી ખેંચવું, ને સીવણીને વિસ્તૃત થવાને યોગ્ય વખત આપવો, જેથી તે ફાટી જાય નહિ.

જો બસ્તીથી પ્રસવ શરૂ થયો હોય, મસ્તક આવવું બાકી હોય અને તે સાથે નાળ પણ દબાણમાં આવ્યો હોય, તો ગર્ભના નીચેના અંગને એક માણસે વંક્ષણસંધિ આગળ ઉંચો થોભી રાખવો, ને બીજા માણસે પોતાના ડાબા હાથની બે આંગળીઓ ગર્ભના મસ્તકની ડાબી બાજુએથી દાખલ કરવી, ને તેણે કરેલ માર્ગમાં ચીમટાનું ડાબું પાંખીઉં મુકી દેવું, અને પછી તેજ પ્રમાણે સાચવીને જમણી બાજુનું પાંખીઉં ગોઠવવું; પરંતુ એટલું લક્ષમાં રાખવું કે નાળ દબાણમાં આવી જાય નહિ. ખેંચતી વખતે જો ગર્ભ અંચકાય છે કે તણાય છે, એમ લાગે તો નાળ દબાયો હશે એમ સમજવું; આવા કેસમાં જાળવીને પણ ઉતાવળથી ગર્ભને ખેંચી કાઢવો.

---

## વૅકટીસ.

( The Vectis. )

ચીમટાના એક પાંખીઆને મળતું **વૅકટીસ** નામનું હથિયાર પણ પ્રસવ કરવામાં વપરાય છે. તે ઉચ્ચાલન તરીકે ગર્ભને ફેરવવામાં તથા તેને ખેંચવામાં વાપરી શકાય છે. ગર્ભને તે દાબી શકતું નથી. ચીમટાના પાંખીઆ કરતા તેનું કાણું મથાળે જરા વધારે પહોળું હોય છે. સાધારણ રીતે તે આશરે એક ફુટ લાંબું હોય છે, ને તેનો અડધો ભાગ તો હાથોજ હોય છે. ગર્ભના મસ્તકના પછવાડેના, બાજુના ને આગળના ભાગને તે બંધબેસતું આવે છે, તેથી ગર્ભના મસ્તકની સ્થિતિ ફેરવવામાં તે ઉપયોગી છે. ચ્હેરાનો ભાગ આગળ આવતો હોય ને ચ્હેરાથી પ્રસવ થાય તેમ લાગતું હોય તો મસ્તકના પછવાડે વૅકટીસને ભરાવીને ખેંચવાથી ચ્હેરાનો ભાગ અંદર બેસી જાય છે, ને માથાનો ભાગ આગળ આવે છે. તેનો ઉપયોગ કરતી વખતે, અને પહેલાં ચીમટાની જેવીજ સાવચેતી રાખવાની છે. વૅકટીસને ઉચ્ચાલન તરીકે વાપરવું હોય, એટલે કે તેના વડે ગર્ભનો કોઇ ભાગ ફેરવવો હોય કે ઉંચો કરવો હોય તો તેનો ભાર વચમાં ડાબા હાથ ( fulcrum ) ઉપર ઝીલવો; પરંતુ ગુહ્યાવયવ ઉપર ભાર આવવા દેવો નહિ.

---

## ઉદરવિદારણ.

( The Cœsarian Section ).

જ્યારે બસ્તી–માર્ગમાં થઇને બહાર નીકળી શકે તેમ ન હોય, ત્યારે સ્ત્રીનો તેમજ ગર્ભનો જીવ બચાવવાને ખાતર સ્ત્રીના પેડુમાં છેદ મુકીને ગર્ભને બહાર કાઢી લેવામાં આવે છે; **આ છેદ કરવાની રીતને સીઝેરીઅન સૅકશન કહે છે.** અગર જો કે આ શસ્ત્રક્રિયાનો હેતુ ઘણો સારો છે, તો પણ પ્રયોગમાં મુકી જોવાથી તે કાંઇ બહુ હિતકર હોય એમ જણાતું નથી. જ્યારે બીજો કશો ઉપાય ચાલે તેમ ન હોય, ત્યારે છેલ્લા ઉપાય તરીકે આ શસ્ત્રક્રિયા કરવામાં આવે છે; આ ક્રિયાથી સ્ત્રીનો જીવ વધારે જોખમમાં આવે છે, એટલે જ્યારે તેનો જીવ બીજી રીતે બચવાનો સંભવ થોડો હોય, ત્યારે આ ઉપાય કરવામાં આવે છે, તોપણ જરૂર પડે તે કરવામાં આંચકો ખાવો નહિ. આ શસ્ત્રક્રિયા ઈ. પહેલાં ૫૦૮ ની સાલમાં પહેલ વહેલી કરવામાં આવી હતી.

**ઉદરવિદારણ નીચેના સંજોગોમાં કરવામાં આવે છે,** અને કાબેલ ડાકટરના હાથે કરવામાં આવે, તો ધાસ્તી જેવું થોડું રહે છે.

( ૧ ) જ્યારે બસ્તિનો વ્યાસ બે ઈંચથી પણ થોડો હોય અને તેના અસ્થિ બેડોળ હોવાથી ગર્ભ બહાર આવી શકતો ન હોય.

( ૨ ) એકાએક સ્ત્રી મરણ પામી હોય, અને ગર્ભ બહાર નીકળ્યો ન હોય, પણ અંદર તે જીવતો હોય, +

( ૩ ) ગર્ભાશય ફાટી ગયો હોય, પણ ગર્ભ જીવતો હોય, અને તેને કમળમાંથી બહાર કાઢી શકાય તેમ ન હોય,

( ૪ ) ગર્ભનું બંધારણ ગર્ભાશયની બહાર ( extra-uterine fœtation ) આસપાસના માંસમાં થયું હોય, ને તેથી સ્ત્રીનો જાન જોખમમાં આવી ગયો હોય,

( ૫ ) સ્ત્રીને ગર્ભાશયમાં કે યોનિમાર્ગમાં અર્બુદ કે એવું કાંઈ થયું હોય, ને તેથી થોડીવાર પછી તેણી મરણ પામે તેમ લાગતું હોય, ત્યારે ઉદરવિદારણ કરવું પડે છે. તે ક્રિયાથી સ્ત્રીનું મરણ થવાના કારણ શરીરને પહોંચતો ધકકો, રક્તસ્રાવ, વરમ અને નબળાઇ છે; જો તે પરિણામોને અટકાવી શકાય, અગર સ્ત્રી તેમાંથી પોતાની શક્તિને લીધે સારી રીતે પસાર થાય, તો દેહેશત ઘણી થોડી રહે છે.

---

+ **સ્ત્રીના મરણ પછી ગર્ભ સજીવન હશે કે કેમ તેનો નિર્ણય:**—જો સ્ત્રી પોતાનો શ્વાસોશ્વાસ બંધ થવા ( asphyxia )થી કે રક્તસ્રાવથી મરણ પામી હોય, તો ગર્ભમાં બાળક ઘણું કરીને મરી ગયું હોય છે; જો કાંઇ દીર્ઘ રોગથી સ્ત્રી મરણ પામી હોય, તો ગર્ભ વખતે સજીવન હોય છે, તેમજ જો કાંઇ અકસ્માતથી તે મરણ પામે તો પણ ગર્ભ સજીવન હોય છે. સ્ત્રીના મૃત્યુ પછી ગર્ભમાં બાળક પાંચથી દશ મીનીટ સુધી સજીવન રહી શકે છે; તે દર્મ્યાન તેને બહાર કાઢી લેવું જોઇએ. શ્રવણનળી મુકવાથી જો બાળક જીવતું હોય તો તેના રક્તાશયના ધડકારા સંભળાય છે.

આ ક્રિયા પ્રસવની કઈ અવસ્થામાં કરવી તે સંબંધે સાધારણ રીતે એવો નિશ્ચય કરવામાં આવ્યો છે કે જો તે ક્રિયા કર્યા વિના ચાલે તેમ ન હોય, તો પછી વિલંબ કરવો નહિ; કેમકે વાર લગાડવાથી સ્ત્રી વધારે અશક્ત થતી જાય છે, ને આ પ્રયોગનું સારૂં પરિણામ તેણીના કૌવત ઉપરજ આધાર રાખે છે. વેણ શરૂ થાય કે તરતજ આ પ્રયોગ શરૂ કરવો એટલે તેણીનું ઘણું જોર જળવાઇ રહેશે.

## ઉદરવિદારણ કરવાની રીત.

મળમૂત્રનો ત્યાગ કરાવ્યા પછી સ્ત્રીને ચત્તિ સુવારવી, અને તેના માથા ને ખભા નીચે ઓશીકાં મુકવાં. પેટની પડખેની બાજુઓ મદદગાર શખસે મજબુત રીતે દાબી રાખવી, અને શસ્ત્રવૈદ્યે નાભીની નીચેથી પેટની મધ્ય-રેષા (linea alba) માં ઉભો છેદ લગભગ વંક્ષણ સંધિની ઉપર આવેલ ગુહ્ય કેશભૂ સુધી મુકવો; આ લંબાઇ આશરે આઠ ઈંચની થાય ત્યાં સુધી હરકત નથી; પણ મધ્ય-રેષાની બહાર છેદ જવા દેવો નહિ, કેમકે તેમાં છેદ રહેવાથી રક્તસ્ત્રાવ ઓછો થાય છે, અને ગર્ભાશય આંતરડાથી નિરાળું માલૂમ પડે છે. આ છેદ પેટની અંદર ઉંડો જવા દેવો નહિ, પણ માત્ર ઉપરની ત્વચામાંજ થવા દેવો; તે પછી તે છેદમાં અને ઉંડું છિદ્ર પાડવું, અને છિદ્ર તે મારફતે કાપવાના નસ્તરને અંદર દાખલ કરીને તે છેદ બધો અંદરથી કાપતા જવો, ને તે વખતે ડાબા હાથની આંગળીથી નીચે જોતાં જવું કે આંતરડાનો કાંઈ ભાગ કપાઈ જાય નહિ. આંગળી રાખવાને બદલે ડાયરેકટર નામની ખાંચવાળી સળી વાપરવાથી પણ છેદ સહીસલામતીથી થઈ શકે છે.

આ પ્રમાણે પેટની દીવાલોમાં છેદ મુકાવાથી ગર્ભાશય સ્પષ્ટ રીતે દેખાય છે; હવે ગર્ભાશયમાં છેદ મુકવાના રહે છે, પણ તેમ કરવા પહેલાં અંદર કઈ ઑર કઇ જગ્યાએ છે, તે પ્રથમ નક્કી કરવું; તે માટે ગર્ભાશય ઉપર હાથ મુકી જોવો; જ્યાં નાડી ચાલતી હોય તેવો એક જાતનો ઘણો ઉતાવળો થડકારો (shrill) લાગે, અને આસપાસની જગ્યાના કરતાં જરા સુજેલો ભાગ લાગે, ત્યાં ઑર હોય છે. ઑરની ઉપરના ભાગમાં કદી ગર્ભાશયનો છેદ કરવો નહિ; પણ ગર્ભાશયના મથાળા ને ગ્રીવાની વચમાં આશરે ચાર કે પાંચ ઇંચ લાંબો છેદ ઉપર ઉદરમાં કરેલ છેદની નીચે જ મુકવો. જો ગર્ભાશયના મથાળામાં કે ગ્રીવામાં છેદ થાય, તો પછી ગર્ભાશય સંકોચાઇ શકતું નથી. ગર્ભાશયમાં છેદ મુકયા પછી મદદગાર શખસે છેદના ઉપલા ને નીચલા ખુણામાં પોતાની આંગળી ભરવીને માંસ ઉંચું કરવું, જેથી તે ગર્ભાશયનું માંસ ઉપર પેટની દીવાલોને અડે તેમાંથી નીકળતું રૂધિર પેટમાં જવા પામે નહિ; જો રૂધિર પેટમાં જાય તો સ્ત્રીને કેટલેક દરજ્જે હાનિ પહોંચે છે. હવે જ્યારે ગર્ભાશયને ચીરીને ઉપર પ્રમાણે પહોળું કરવામાં આવ્યું હોય, ત્યારે શસ્ત્રવૈદ્યે બાળકને તેના પગ ઝાલીને બહાર લઇ લેવું; જો તેનું મસ્તક અંદર ચોટેલ હોય, તો છેદ જરા મોટો કરવો; પણ બળાત્કારે મસ્તકને કાઢવું નહિ; તે પછી ઑરને તથા ગર્ભપડને પણ ત્યાંથીજ બહાર કાઢી લેવાં, ને પછી એક સળીઓ કમળમાં સોંસરો પસાર કરીને કાઢી લેવો, જેથી લોકિયાનો પ્રવાહ તેમાંથી વહેવા લાગે.

આટલી ક્રિયા પછી ખરો જોખમનો વખત આવે છે. જો આ વેળાએ ગર્ભાશય પોતાની મેળે સંકોચાવા માંડે તો, તે છેદ આપોઆપ સારો થવા માંડે છે, ને રક્તસ્ત્રાવ કમી થઈ જાય છે; પણ કેટલીક સ્ત્રી બહુ અશક્ત હોય, તો ગર્ભાશય સંકોચાતો નથી. આ વખતે તેને હાથથી દાબવાથી તે સંકોચાવા લાગે છે; પણ જો તેમ કરતાં પણ સંકોચાય નહિ, તો અંદર બરફ મૂકવો અગર બહારથી બરફ તેના મથાળે લગાડવો. જો બરફથી પણ તેને કાંઇ અસર થાય નહિ, તો વીજળી (galvanism) લગાડવી. આ ઉપરથી જણાશે કે ઉદરવિદારણ કરવા પહેલાં બરફ ને વીજળીનો સંચો એ બન્ને તૈયાર રાખવાં.

ગર્ભાશયના છેદને બંધ કરવા માટે ટેભા (sutures) લેવા કે નહિ, તે બાબતમાં મતભેદ છે. જો ગર્ભાશય સશક્ત ને તન્દુરસ્ત હોય, તો ઘણીવાર વગર ટેભાએ છેદ સંધાઈ જાય છે; પણ જો તે અશક્તને પહેલેથીજ કાંઇ રોગીષ્ટ હોય તો છેદ સંધાતો નથી; કાંઇપણ ભયવાળી હાલતમાં રહેવા કરતાં છેદને ટેભા મારીને સાંધી દેવો એ વધારે સલાહ ભરેલું છે. ટેભા લેવા માટે કૅટગટ કદી વાપરવું નહિ, પણ રૂપાનો વાળો વાપરવો. ટેભા લીધા પછી પણ છેદ સંધાવાનો આધાર સ્ત્રીની શક્તિ ને ગર્ભાશયની સારી સ્થિતિ ઉપર છે.

જો પેટના અંતસ્ત્વચાને વધારે સુજ, અંદર રૂધિરસ્ત્રાવ થાય, અગર સેપ્ટીસીમીઆ અને વિકારને લીધે અતિશય જ્વર આવે, તો તેની દવા તરત શરૂ કરવી, તેને દશબાર કલાક સુધી બરફના પાણી સિવાય કશું ખાવા આપવું નહિ. ઉલટી થતી હોય તો ઈપીકાકુઆના ૩x જેવી કાંઈ યોગ્ય દવા આપવી. ઈઠ્ઠીંગાર કલાક પછી તેણીને દુધને પાણી એકઠાં ગરમ કરીને આપતાં જવું, ને ધીમે ધીમે વધારે રૂચિ થાય તેમ પચે તેવો ખોરાક આપવો. રૂપાના વાળાના પેટ ઉપરના ટેભાને છઠ્ઠે કે સાતમે દિવસે કાપી કાઢવા. પહેલા ત્રણચાર દિવસ તો સ્ત્રીને સંપૂર્ણ આરામ આપવો.

---

## અપુર્ણ ગર્ભ પ્રસવ.

(Induction of Premature Labour— ઇનડક્શન ઑફ પ્રિમેચ્યુઅર લેબર.)

સ્ત્રીનો તથા ગર્ભનો જીવ બચાવવાને ખાતર પુરા મહિના થયા પહેલાં પ્રસવ કરવો, એ વાસ્તવિક છે કે કેમ એ ઘણી અગત્યતાનો સવાલ છે. જ્યારે સ્ત્રીનો અને ગર્ભનો જીવ બચાવવાનો બીજો કશો ઇલાજ ન હોય, ત્યારે પુરા નવ માસ થયા પહેલાં પ્રસવ કરાવવો એ કાંઇ ખોટું નથી, પણ બીજી રીતે જીવ બચી શકે કે નહિ, તે વિષે ઘણીવાર ઉતાવળથી નિર્ણય કરવામાં આવે છે.

અપૂર્ણ ગર્ભનો પ્રસવ, ઘણું કરીને, સાતમો મહિનો બેઠા પછી કરવામાં આવે છે, પણ જો પહેલે માસથીજ સ્ત્રીના ગુણાવગુણની તથા એકંદર શરીરની સ્થિતિ જોઇને હોમીઓપૅથીની અગર જીવનરસાયન શાસ્ત્રની દવા શરૂ કરી હોય, તો તેવી જોખમ ભરેલી શસ્ત્રક્રિયાઓ બહુ થોડી કરવી પડે.

સાધારણરીતે નીચેની હકીકતો હોય છે, ત્યારે અપૂર્ણ ગર્ભનો પ્રસવ કરવામાં આવે છે.

(૧) જ્યારે બસ્તિના આગળના ને પાછળના ભાગની વચ્ચે માત્ર ૩$\frac{1}{4}$ ઇંચનો વ્યાસ હોય, અને ગર્ભનું મસ્તક ૪$\frac{1}{4}$ ઇંચના સ્વાભાવિક વ્યાસનું હોય,

(૨) બસ્તીમાં કાંઇ ગ્રંથિ કે અર્બુદ થયું હોય, અગર કોઇ રીતે તેના મહુભાગ નાના થઇ ગયા હોય,

(૩) સ્ત્રીને બહુ દિવસથી ઉલટી કે ઝાડાનું દર્દ હોય, ને તેથી તેનું શરીર એક ક્ષીણ થઇ ગયું હોય [illegible] તેવા દર્દથી સ્ત્રી વધારે દિવસ જીવી શકે તેમ લાગતું ન હોય,

(૪) ઑર કમળનું મુખ આગળ આવી હોય, (Placenta Praevia) અને તેથી ઘણો રક્તસ્ત્રાવ થવાની ધાસ્તી હોય, સ્ત્રીને ફેફસાનું કે રક્તાશયનું કાંઇ ભારે દર્દ થયું હોય, ગર્ભાધાનને લીધે સ્ત્રીને વાઇ, આંચકી, ફેરીઆનો રોગ કે આલ્બ્યુમીન્યુરીઆનો રોગ થયો હોય, અગર

(૫) પહેલાં વખતોવખત સ્ત્રીને ગર્ભ પુરા મહિના સુધી રહ્યાવિના વહેલો પડી જતો હોય.

આ પાંચ હકીકતો જોતાં જણાશે કે એકાદ બે અડચણ સિવાય, બીજી લગભગ સઘળી અડચણો દવા કરવાથી દૂર થઇ શકે તેમ છે. માત્ર દવા જેમ બને તેમ વહેલી શરૂ કરવી જોઇએ, અને જ્યારે પહેલેથી ઉપાય કરવામાં ન આવ્યો હોય, ત્યારે તો પછી બીજો ઇલાજ નથી.

## અપૂર્ણ ગર્ભનો પ્રસવ કરાવવાની રીત.

સૌથી સારી રીત ગર્ભાશયની અને ગર્ભની થેલીની વચમાં સ્થિતિસ્થાપક (Gum elastic catheter) મૂત્રશલાકા પસાર કરવાની છે. તે સળીને ગર્ભાશયમાં ચાર પાંચ ઈંચ જેટલી ઉંડી જવા દેવી ને પછી કાઢી લેવી નહિ, પણ તેમને તેમ રહેવા દેવી, એટલે બારથી ચોવીસ કલાકમાં વેણ શરૂ થાય છે. આ ઉપાયથી સ્વાભાવિક પ્રસવ જેવો પ્રસવ થાય છે, તોપણ જરૂર પડે તો કમળને વિસ્તૃત કરવા માટે ડાઇલેટર નામની સળી તેમાં દાખલ કરવી, અને ગર્ભપડને ફોડવું એટલે જોરથી વેણ આવવા લાગશે; આમ કરવા છતાં પ્રસવ ન થાય, તો ગર્ભને ફેરવવો, અગર ચીપીઆ વાપરવા.

એ સિવાય પુષ્કળ ગરમ પાણીની યોનિ માર્ગમાં કમળને અથડાય તેવી રીતે પિચકારી મારવાથી પણ વેણ આવવા માંડે છે. કેટલીકવાર તે પ્રયોગ દિવસમાં બે ચાર વાર ફરી ફરીને કરવો પડે છે, ને દર વખત પાણી આશરે એક શેર જેટલું વાપરવું પડે છે.

બીજા ઉપાયો પણ આ માટે વપરાય છે, પરંતુ તે બીજી રીતે નુકસાનકારક છે, ને તેથી અત્રે આપવા એ દુરસ્ત લાગતું નથી.

ગર્ભ સાત મહિનાનો થાય, તે પહેલાં સ્ત્રીનો જાન બચાવવાને ખાતર ભાગ્યેજ ગર્ભપાત કરવાની જરૂર પડે છે, અને જરૂર લાગે, તોપણ બીજી રીતે ઉપાયો લીધા છતાં જો સ્ત્રીનો જાન બચે તેમ

નં હોય, અને ગર્ભપાત એજ એક છેલ્લો ને સફળ થાય, તેવો ઉપાય લાગતો હોય, તોજ ગર્ભપાત કરવો. ગર્ભપાત એ સાધારણ રીતે ખૂનના જેવોજ અપરાધ છે, માટે સ્ત્રીનો જાન તે વિના બચશે નહિ, એમ ખાત્રી હોય, ત્યારેજ સ્ત્રી અને તેના પતિની સમ્મતિથી તે ઉપાય કરવાનો છે.

અપૂર્ણ ગર્ભ પ્રસવમાં માતા મરી ગઈ હોય અને બાળક જીવતું હોય, તો બાળક ઉછેરવાનું કામ ઘણુંજ મુશ્કેલ થઈ પડે છે. આમ છતાં પણ બાળકને માતાની ગરમી મળે એની ખાતર એક પારણા જેવો સંચો હોય છે, તેમાં નવા જન્મેલા બાળકને મૂકી ગરમી આપવામાં આવે છે. આ રીત પક્ષીઓના બચ્ચાં સેવવા જેવી છે, આ સંચો હીઅરસને શોધી કાઢયો છે, અને તેનું નામ થર્મોસ્ટેટીક નર્સ (આયા) છે.

આ. ૨૯૨.

અધુરે જન્મેલા માતા વગરના નાના બાળકને ગરમી આપી ઉછેરવાનું પારણુ (આયા.)



Hearson's Thermostatic Nurse. A. Galabin.

પ્રસવમાં શસ્ત્રક્રિયા કરતાં બાળકનો વધ કરવો પડે તેવી શસ્ત્રક્રિયાના નામ ક્રેનયોટૉમી, એમ્બ્રીયુલીશીઆ, ડીકેપીટેશન અને સિફાલોટ્રીપ્સી.

---

## શિરોભેદન.

( Craniotomy–ક્રેનિયોટૉમી ).

જ્યારે ફેરવવાથી કે ચીમટા કે વૅકટીસ એક લગાડવાથી પણ ગર્ભ ને, તેની માતાના જાનને હાનિ કર્યાવિના બહાર કાઢી શકાય તેમ ન હોય, ત્યારે બાળકનો ભોગ દેવો પડે છે; તેના મસ્તકમાંથી છેદ મુકીને કેટલુંક માંસ કાઢી લેવામાં આવે છે, જેથી તેનું મસ્તક નાનું થઈ શકે છે. જો તેની માતાની બસ્તી બહુ સાંકડી હોય, અગર તેનું મસ્તક અસાધારણ રીતે મોટું હોય, તોજ ઘણું કરીને આવો રસ્તો લેવો પડે છે. જ્યારે બાળકના શિરને કોઈ પણ રીતે કાપવાથી પણ સ્ત્રીનો જાન બચાવી શકાતો નથી, ને ગર્ભને અંદરથી બહાર કઢાતો નથી, ત્યારે સ્ત્રીના પેડુમાં છેદ મુકવો પડે છે, તે ક્રિયા ઉદર વિદારણ કહેવાય છે. કોઈવાર ગર્ભનો હાથ અને માથુ બંને સાથે બહાર આવ્યા પછી ગર્ભ ખસી શકતો ન હોય, તો શિરોભેદન કરવું પડે છે. શિરોભેદન કયે સમયે કરવું એ માટે કાંઇ ચોક્કસ નિયમ નથી; પણ જેમ કમળ વધારે ખીલેલું હોય છે, તેમ શસ્ત્રક્રિયા વધારે સહેલાઈથી થઇ શકે છે.

શિરોભેદન માટે ઘણાં શસ્ત્રો વપરાય છે, તેમાં સ્મેલીની અથવા ડૅનમેનની (પરફોરેટર્સ–Perforators) બનાવેલી કાતરો મુખ્ય છે. ડા. ઓલ્ડહામ તથા સર જેઇમ્સ સીમ્પસના પણ પરફોરેટર્સ વખણાય છે. તે સિવાય ગર્ભને બહાર કાઢવા માટે દાંતાવાળા ચીમટા હોય છે. આ ચીમટાની ઘણી જાતો હોય છે. કેટલાક ચીમટાના એક પાંખીઆમા દાંતા હોય છે, ને બીજા પાંખીઆમાં મોટું છિદ્ર હોય છે, તે ક્રેનીઓ ક્લાસ્ટ કહેવાય છે; આ ક્રેનીઓક્લાસ્ટની

જાતના ચીમટા બીજા કરતાં વધારે ઉપયોગી થઈ પડે છે. આ સિવાય એક હુકના જેવું હથિયાર થાય છે જે ક્રોચેટ ( Crochet ) કહેવાય છે, તે માત્ર ગર્ભને ખેંચવાના કામમાં આવે છે.

### શિરોભેદન કરવાની રીત.

શિરોભેદન કરવામાં પ્રથમ ગર્ભના મસ્તકને ફોડવાની જરૂર પડે છે; તે માટે મળ મૂત્રનો સ્ત્રીને ત્યાગ કરાવીને ચીમટા લગાડવા માટે જેમ સુવાડવી પડે છે, તેમ સુવાડવી. પછી ડાબા હાથની બે આંગળીઓ ગર્ભના મસ્તકપર્યંત અંદર લઇ જવી, અને ગર્ભાશયને વિસ્તૃત કરી રાખવું, જેથી કાતરનો અણીદાર ભાગ સ્ત્રીના કોઇ અવયવને વાગે નહિ. એ કાતરના છેડા આગળ દરેક પાંખીઆને બહારની બાજુએ ધાર હોય છે. તેની આકૃતિ જોવાથી તે કાતર કેવી હોય છે તે સમજી શકાશે. આ કાતરના છેડાવાળા આગળના ભાગને આંગળીઓના આધારે અંદર દાખલ કરીને મસ્તકનો જે ભાગ વધારે આગળ આવ્યો હોય, તેમાં હળવેથી ઘોચવી, અને વધારે આઘી પેસારતાં જવી. એ વખતે બીજા શખસે તે સ્ત્રીના ગર્ભાશયનો ભાગ મજબુત રીતે બહારથી પકડી રાખવો, જેથી જ્યારે પેલો શખસ કાતર નાખવાને જોર કરે, ત્યારે ગર્ભ આડો અવળો ખસી જાય નહિ; જો ગર્ભ ખસી જાય, તો સ્ત્રીને સખત જખમ થવાનો સંભવ રહે છે. મસ્તકમાં છેક કાતરનો બધો અણીદાર ભાગ પેસી જાય, ત્યાં સુધી ઉંડી ઘોચી દેવી, પછી તેને પહોળી કરવી, જેથી તેનું પાડેલું છિદ્ર મોટું ને પહોળું થાય; વળી તે સાથે કાતરને અંદર આમ તેમ ફેરવવી, જેથી ગર્ભનું ભેજું ( મગજ ) તુટી જાય, અને તે પછી આંગળીઓના આધારે કાતરને ધીમે ધીમે બહાર કાઢી લેવી.

ગર્ભના મસ્તકનું ભેદન કર્યા પછી, ગર્ભને દાંતાવાળા ચીમટા વડે બહાર ખેંચી કઢાય છે. કેટલાક ડાકટરોની એવી સલાહ છે કે જો વેણ આવે અને પોતાની મેળે ગર્ભ બહાર નીકળે, તો કાંઇ પણ મદદ બહારથી આપવી નહિ, શિરભેદન કર્યા પછી ઘણીવાર કલાક બે કલાક પછી ફરીથી જોરથી વેણ આવવા માંડે છે, ને સ્વાભાવિક રીતે પ્રસવ થઇ શકે છે, પણ તેમ કરવાથી જો સ્ત્રીના શરીરને કાંઇ અડચણ પહોંચે તેમ હોય, તો શસ્ત્ર વાપરવામાં નિરર્થક વિલંબ કરવો નહિ. દાંતાવાળા ચીમટા કે હુક ગમે તે વાપરી શકાય છે; પણ કાળજી એ રાખવાની છે કે સ્ત્રીના ગુહ્યાવયવોને તેથી કશી ઇજા થાય નહિ. હુકનો ઉપયોગ વધારે ભય ભરેલો છે, માટે બનતાં સુધી તે વાપરવો નહિ; દાંતાવાળા ચીમટાને સાધારણ ચીમટાની માફક દાખલ કરવા, અને જરૂર પડે તો તેના વડે ગર્ભના મસ્તકનાં હાડકાં ભાંગીને પહેલાં બહાર કાઢવા, ને પછી આખું મસ્તક દાબીને ખેંચી કાઢવું.

આ. ૨૯૩.
પરફોરેટર. ( મસ્તક ફોડનાર )

Oldham's Perforator. A. Galabin.

આ. ૨૯૪.
ક્રેનીઓ ટૉમી ફૉર્સેપ્સ.

Craniotomy Forceps. A. Meadows.

આ. ૨૯૫.
ક્રોચેટ બ્લંન્ટ હુક,–બુઠો આંકડો.

Crochet with blunt hook. A Meadows.

આ. ૨૯૬.

ક્રેનીઓટૉમી પરફોરેટર



Craniotomy perforator.
A. Meadows.

આ. ૨૯૭.

સિફાલોટ્રાઇબ.



Craniotomy Cephalotribe.
A. Meadows.

## શિરોભંજન.

( Cephalotripsy–સિફાલોટ્રીપ્સી. )

કેટલીકવાર ગર્ભના મસ્તકનાં હાડકાં બહુ મોટાં અગર અનિયમિત હોય છે, ત્યારે તેમાંથી ઘણાં ખરાંને ભાંગી નાખવાં પડે છે, તે ક્રિયાને શિરોભંજન કહે છે. આ ક્રિયા સરલતાથી થઈ શકે તે માટે એક બીજી જાતના ચીમટા ( Cephalotribe સિફાલોટ્રાઇબ ) વપરાય છે, તેને હાથામાં ગોઠવેલ હોય છે, જે ફેરવવાથી ગર્ભના મસ્તક ઉપર દબાણ વિશેષ થતું જાય છે, ને તેથી અસ્થિ ભાંગી જાય છે. આ ચીમટાને સિફાલો ટ્રાઇબ કહે છે, અને જે કેસોમાં શિરોભેદન કરવાની જરૂર પડે છે, તેમાં જ્યારે બધાં અસ્થિને ભાંગ્યા વિના ચાલે તેમ ન હોય, ત્યારે તે વપરાય છે. તે વાપરવા પહેલાં શિરોભેદન કરવાની કાતર વાપરી હોય, તો પછી થોડી મુશ્કેલી પડે છે. સિફાલોટ્રાઇબ ખેંચવાના કામમાં પણ આવી શકે છે, ને તેથી દાંતાવાળા ચીમટાનો પછી કશો ખપ પડતો નથી. કોઇવાર એક વખતે તે લગાડવાથી અસ્થિ ભાંગે નહિતો પછી તેને ફેરવીને જરા પડખેની બાજુએ ગોઠવાય છે, ને પછી સ્ક્રુવડે જોર અપાય છે. અસ્થિ ભાંગ્યા પછી ખેંચવા પહેલાં એ તપાસ કરવી કે કોઈ હાડકું ગુહ્યાવયવમાં વાગે તેવી રીતે બહાર નીકળી આવ્યું હોય નહિ.

---

## ગર્ભ ભંજન.

( Embryulcia–ઍમ્બ્રીયુલ્શીયા. )

કયારેક ગર્ભનું મસ્તક ભાંગીને બહાર કાઢયા છતાં છાતી, પેટ વગેરે બહાર આવી શકતાં નથી; ત્યારે પછી ગર્ભની છાતી પણ તોડવી પડે છે, ને પછી જે જે અવયવ આવી શકે નહિ, તે તે સઘળાં કાપવાં કે ભાંગવાં પડે છે; બસ્તી જો ઘણીજ સાંકડી હોય, અગર ગર્ભની છાતી કે પેટ કાંઇ કારણથી બહુ મોટાં હોય તો આવું કરવું પડે છે; કોઇવાર જ્યારે હાથથી પ્રસવ થવા લાગ્યો હોય, ગર્ભને ફેરવી શકાય તેમ ન હોય ને ગર્ભ જળ વહી ગયું હોય, ત્યારે આ ઉપાય રહે છે. આ [illegible] ક્રિયામાં શિર ભેદન કરવાની કાતરને દાંતાવાળા ચીમટા એ બેજ ઘણું કરીને વપરાય છે.

---

### શિરચ્છેદન.

ડીકેપીટેશન ( Decapitation. )

આ શસ્ત્ર ક્રિયામાં બાળકનું ધડ કાપી કાઢવામાં આવે છે, અને મસ્તક ગર્ભાશયમાં રહેવા દેછે. પછી તે મસ્તક ચીપીઆથી કે બીજા ઉપાયોથી કાઢવામાં આવે છે.

---

### વંક્ષણુસંધિ ભેદન.

Sigaultean operation—સીગૉલ્ટીઅન ઑપરેશન Symphyseotomy સીમ્ફીઝીઑટૉમી.

આ શસ્ત્રક્રિયા સંબંધી ડાકટરોમાં ઘણો મતભેદ છે. કેટલાક આ ક્રિયાને બીજી ક્રિયાઓના કરતાં વધારે સારી ગણે છે, પણ ઘણા તેને તદ્દન નિરૂપયોગી ધારે છે. આ શસ્ત્રક્રિયામાં વંક્ષણુ સંધિને કાપીને તેના અસ્થિ પહોળાં કરવામાં આવે છે, એટલે આશરે એક બે ઇંચની જગ્યાનો વધારો થાય છે, ને બાળક સજીવન બહાર નીકળી શકે છે; પણ ઘણીવાર સ્ત્રીનો જીવ તેથી જોખમમાં આવે છે, ને તેણીને તરત ઇજા આવે નહિ, તોપણુ પાછળથી તેના ગુપ્તાવયવ નાદુરસ્ત રહે છે.

જ્યારે બસ્તિનો અંદરનો વ્યાસ નાનો હોય, ત્યારે આ પ્રયોગ ઉપયોગી નથી, કેમકે તેથી વ્યાસમાં કાંઇ વધારો થતો નથી; પણ નિર્ગમન દ્વારમાંથી નીકળતાં જો કાંઇ બહુ અગવડતા લાગતી હોય, તો આ પ્રયોગ ઉપયોગી થાય છે.

વંક્ષણુ સંધિની નીચે સાંધામાં છેદ મુકવો, અને મૂત્રમાર્ગ કે મૂત્રાશયને ઇજા ન થાય, તે માટે બીજા હાથની આંગળીઓ વડે તેને બચાવી લેવાં; નાની ઉમ્મરની સ્ત્રીઓનાં અસ્થિ આથી જરા માર્ગ આપે એ સ્વાભાવિક છે. આ પ્રમાણે છેદ મૂકયા પછી પ્રસવ આપોઆપ થાય છે, અગર તો ચીપીઆથી ગર્ભને ખેંચવો પડે છે; પણુ છેદ મુકેલા યોનિદ્વારમાં ચીમટાનો પ્રવેશ કરતાં સ્ત્રીને થોડું દુઃખ લાગતું નથી. આટલાજ માટે તેણીને બેશુદ્ધ કરી દુખ ન થાય, તેટલા માટે ક્લોરોફૉર્મ સુંઘાડવાની જરૂર પડે છે; પણુ તે સુંઘાડવાથી સ્ત્રીનું સ્વાભાવિક બળ ઓછું થઈ જાય છે, અને ચીમટા જોરથી વાપરવા પડે છે.

---

# ભાગ ૧૨ મો.

---

## શસ્ત્ર વિદ્યા.

### SURGERY—સર્જરી.

---

આપણા ક્ષણુભંગુર દેહના દરેક અવયવ, સ્નાયુ, ધમની, શિરા, અસ્થિ, મજ્જાતંત્ર, પંચેન્દ્રિ, અંતરાવયવો, અને સ્ત્રીપુરૂષની જનનેન્દ્રિયો વગેરેના રોગની ચિકિત્સા ઔષધવડે થાય, ત્યાં સુધી તો ઔષધથીજ થાય છે, પરંતુ કેટલાક રોગ એવા થાય છે, અને કેટલીક વખત અકસ્માત વગેરે કારણોથી શરીરમાં એવું દુઃખ થાય છે કે શસ્ત્ર સિવાય બીજી કોઇ રીતે તેનો ઉપચાર થઇ શકતો નથી. કેટલાક રોગનું નિવારણુ કુદ્રત પણુ એવીજ રીતે કરે છે કે તેમાં શસ્ત્રક્રિયાની ખાસ જરૂર પડે છે. શસ્ત્રના સાધન વડે શરીરનું દુઃખ નિવારણુ કરવાની વિદ્યાને આપણી ભાષામાં શસ્ત્રવિદ્યા કહે છે, અંગ્રેજી ભાષામાં તેને 'સર્જરી' કહે છે, શસ્ત્રવૈદ્યને 'સર્જન' કહે છે, અને શસ્ત્રના ઉપચારને 'ઑપરેશન' કહેછે.

આપણા દેશમાં પ્રાચીન કાળમાં સારા શસ્ત્રવૈદ્યો હશે ખરા, પણુ આર્ય લોકોના સુધારા પછી જે કેટલોક વખત અંધકાર અને અજ્ઞાનનો ગયેલો જણાય છે, તેમાં શસ્ત્રવિદ્યા હજામ લોકોના હાથમાં હતી,

અને હજુ પણ કેટલેક ઠેકાણે છે. તેવીજ રીતે યુરોપ વગેરે પાશ્ચિમાત્ય દેશોમાં પણ તે વિદ્યામાં હજામો પ્રવીણ ગણાતા, પરંતુ હાલ થોડાએક વર્ષોથી તે દેશોમાં વિજ્ઞાન સંબંધી જે શોધખોળનો જુસ્સો ચાલી રહ્યો છે, તેના એક પરિણામ તરીકે શસ્ત્રવિદ્યામાં પણ ઘણો ઉપયોગી સુધારો વધારો થયો છે તથા થતો જાય છે, અને આપણે તે સુધારા વધારા સંબંધી નવું નવું જ્ઞાન વખતો વખત મેળવીને તેનો જરૂર પડે ત્યારે વ્યાજબી લાભ લેવાનું તથા અજ્ઞાની લોકોને સમજાવવાનું ચૂકવું જોઇએ નહિ.

શસ્ત્રક્રિયા અભણ અને અજ્ઞાની માણસો ઉપર કરવામાં આવે, અને ભણેલા તથા જ્ઞાની માણસો ઉપર કરવામાં આવે, તો તે બન્નેના પરિણામોમાં ઘણી વખત મોટો તફાવત જોવામાં આવે છે, તેનું કારણ એ છે કે ભણેલા માણસો ડાકટરોની સલાહને બરાબર અનુસરી શકે છે, અને કેટલીક બાબતમાં તેમને મદદ પણ કરી શકે છે, પણ અભણ માણસો ડાકટરોની સલાહની મતલબને બરાબર સમજી શકતા નથી, તે પ્રમાણે ચાલતા નથી, અને કેટલીક વખત ડાકટરોની સલાહથી ઉલટા ચાલીને પોતાનો જીવ જોખમમાં નાખે છે, તેથી આ સ્થળે શસ્ત્રવિદ્યા સંબંધી લોકોપયોગી જ્ઞાન આપ્યું છે, તે સાથે કેટલાક ઉપયોગી શસ્ત્રોપચારોનું જ્ઞાન પણ આપ્યું છે, જે વાંચવાથી દર્દી અને ડાકટર બન્ને અરસપરસ પોતાની ફરજ સમજીને વધારે સારૂં કામ કરી શકે, અને દર્દી તથા ડાકટર બન્નેના લાભમાં પરિણામ આવે.

ઔષધોપચાર અને શસ્ત્રોપચાર એ બન્નેમાં સસ્ત્રોપચાર વધારે નિયમિત, ખાત્રીવાળો, અને થોડી ઈજાએ અતિ લાભકારી માર્ગ છે, તે સાથે સરખાવતાં ઔષધોપચાર હજી કેટલેક અંશે અનિશ્ચિત ગુણ આપવાવાળો છે. તેમ છતાં શસ્ત્રોપચારને ઘણી વખત દુખદાયક અને ભયંકર માર્ગ માનવામાં આવે છે, તેનું કારણ શસ્ત્રવિદ્યાની અપૂર્ણતા નથી, પણ શસ્ત્રક્રિયા કરનાર આસામીની કુશળતાની તેમજ દર્દીની માવજતની ખામી હોય છે. પાશ્ચિમાત્ય દેશના કુશળ શસ્ત્રવૈદ્યોએ શસ્ત્રવિદ્યાનેજ લીધે જે ઘણી નામના મેળવી છે, તે તેમની ફરજ પ્રત્યેની ઉંચી લાગણી, તેમની કુશળતા, તેમની ધંધાને લગતી નીતિ, તેમની જ્ઞાન મેળવવાની તીવ્ર ઇચ્છા અને દર્દીનો જીવ બચાવવાની તેમની અત્યંત મમતાને તેમજ તે દેશના કેળવાએલા લોકોની સ્વચ્છતા, અને તન્દુરસ્તી જાળવી રાખવાની મમતાને આભારી છે. આપણે પણ તેવા ગુણો મેળવશું, એટલે તેઓના જેવીજ નામના અત્રેના ડાકટર સાહેબો મેળવી શકશે, અને લોકો પણ ત્યાંની જેવા સુખી થશે.

શસ્ત્રવિદ્યાના બે મોટા ભાગ પાડવામાં આવ્યા છે. જે શસ્ત્રોપચારમાં વાઢકુપ થોડી કરવી પડે છે, અને તેનો આઘાત લાગીને દરદીનો જીવ જોખમમાં આવવાનો ભય નથી, તેને અંગ્રેજીમાં 'માઇનૉર સર્જરી' એટલે અલ્પ શસ્ત્રોપચાર કહે છે. જે શસ્ત્રોપચારમાં વાઢકુપ વધારે કરવી પડે છે, જેને લીધે દરદીની શારીરિક શક્તિને વધારે આઘાત લાગે છે, અને વખતે જીવ જોખમમાં આવવાનો ભય રહે છે, તેવા શસ્ત્રોપચારને અંગ્રેજીમાં 'મૅજર સર્જરી' એટલે મહાન શસ્ત્રોપચાર કહે છે. માઇનૉર સર્જરી તો કોઇ પણ પાસ થયેલો ડાકટર પોતાની હિંમત અને શારીરજ્ઞાનના આધારે કરી શકે છે, પણ મૅજર સર્જરી તો ખાસ અભ્યાસ કરીને, અને અનુભવ મેળવીને કાબેલ થયેલા સર્જનોજ કરી શકે છે. આવા સર્જનો પોતાની નીતિની અને જવાબદારીની ઉંડી લાગણીને લીધે માત્ર અમુક અવયવોનાજ અભ્યાસી થયા હોય છે, અને તેમાં નિપૂણતા મેળવી હોય છે. તેઓ સબ બંદરકા વેપારીની માફક બધા અવયવોના શસ્ત્રોપચારમાં માથું મારતા નથી. શરીરના બધા અવયવોના નિર્ભય શસ્ત્રોપચાર કરવાની કુશળતા થોડાજ ડાકટરોમાં આવી શકે છે. તેવી પૂર્ણ કુશળતા હાલની હિંદની કોઇ કોલેજમાં ભણવાથી આવતી નથી, પણ પોતાની અભ્યાસી વૃત્તિથી અને અનુભવને લીધે મેળવી શકાય છે, માટે જ્યારે જરૂર પડે ત્યારે દર્દીને માટે લાયક સર્જન શોધી આપવો, એ દરેક સાધારણ વૈદ્ય કે ડાકટરની ફરજ છે, પોતે કુશળ નહિ હોવા છતાં, દર્દીના અજ્ઞાનનો લાભ લઇને, પોતાને અનુભવ થશે અને વળી પૈસા પ્રાપ્ત થશે, એવો હલકો ઇરાદો નહિ રાખવામાં દરેક વૈદ્ય અને ડાકટરની ઉચ્ચ નીતિ રહેલી છે. એક સારા ચિકિત્સક થવું તેના કરતાં એક સારા સર્જન થવું, એ વધારે કઠીન કામ છે. સારા સર્જન થવા માટે કોઇ પ્રખ્યાત અને અભ્યાસશીલ સર્જનના હાથ નીચે કેટલાંક વર્ષો સુધી રહેવું જોઇએ, મડદાંઓની ઉપર પુષ્કળ વાઢકાપ કરવી જોઇએ, અનુભવસિદ્ધ શારીરજ્ઞાન થવું જોઇએ, તેમને મોટાં ઑપરેશનો કરતાં જોવાં જોઇએ, તેમની

સ્વચ્છતાની લાગણી સંપાદન કરવી જોઇએ, તેમની દેખરેખ નીચે કેટલાંક ઑપરેશનો પણ કરવાં જોઇએ, અને ઑપરેશનો સફળ કરવા માટે જેટલી કાળજીની જરૂર છે, તેટલી કાળજી રાખવાની ટેવ પડવી જોઇએ. એ પ્રમાણે કર્યા પછી દરેક શસ્ત્રોપચાર કરવા પહેલાં તેનો પુખ્ત વિચાર કરવાથી અને કાળજી તથા હિંમત રાખવાથી એક 'હલકા હાથવાળો' સર્જન ગણાવામાં કશી ન્યુનતા રહેતી નથી.

શસ્ત્રોપચાર સફળ થાય તે માટે દર્દીઓએ પણ બને તેટલું જ્ઞાન મેળવવાની, સ્વચ્છતા જાળવવાની, અને સર્જનની આજ્ઞા અક્ષરસઃ પાળવાની જરૂર છે, કારણકે ઑપરેશનથી મરે છે, તેના કરતાં અજ્ઞાનતાથી, અને મલીનતાથી વધારે મરણ નીપજે છે. મધ્યમસ્થિતિના દર્દીઓ પોતાના કુટુંબીઓની સાથે રહી શકે, અને શસ્ત્રોપચાર કરાવી શકે તેવા મકાનોની આપણા દેશમાં ઘણી અછત છે. સર્જરીને માટે તેમનાં સાધારણ ઘરો તદ્દન નકામાં છે, અને ઇસ્પિતાલોમાં તેમને કેટલીક અગવડ ભોગવવી પડે છે, જનસમાજ તરફથી તેમની દયાને ખાતર પોતાના કુટુંબની સારવારનો લાભ લઈ શકાય, અગર નર્સનો લાભ મળે તેવા અને સ્વચ્છતાના નિયમનું ઉલંઘન ન થઈ શકે તેવા પ્રકારના મકાનો તૈયાર થવા જોઇએ. શસ્ત્રોપચાર પછી સારવાર એ પણ એના જેવોજ અગત્યનો વિષય છે, અને તેથી ડાકટરોએ તથા દર્દીના સગાવહાલાઓએ શસ્ત્રક્રિયા પછી સારવારમાં ઘણી કાળજી રાખવાની છે.

શસ્ત્રોપચારનો વિષય તેની અત્યારની હાલતમાં પણ એટલો મોટો છે કે આવડા એક પુસ્તકમાં પણ તે વિષય સંપૂર્ણ થાય નહિ, તેથી અહિંતો માત્ર તેમાંથી બહુ જરૂરનો થોડો એક વિષયજ આપ્યો છે.

## કૃત્રિમ બેશુદ્ધપણું— ઈંદ્રિયસુપ્તિ.

### Anœsthesia—એનિસ્થેસિયા.

જ્યારે કોઈ મહાન શસ્ત્રોપચાર કરવાનો હોય, ત્યારે દર્દીને પ્રથમ બેશુદ્ધ કરવાની જરૂર પડે છે. તેમ કરવાથી દર્દીને દુખ ઓછું થાય છે, એટલુંજ નહિ પણ દર્દીનું શરીર જડ પડયું રહેતું હોવાથી શસ્ત્રનો ઉપયોગ વધારે સારીરીતે થઈ શકે છે તે માટે દર્દીને દવા સુંઘાડીને બેભાન કરવામાં આવે છે, અને તે ક્રિયાને અંગ્રેજીમાં 'એનિસ્થેસિયા' કહે છે, અને જે દવા સુંઘાડવામાં આવે છે તેને 'એનિસ્થેટીક' કહે છે. અલ્પ શસ્ત્રોપચારમાં દવા સુંઘાડવાની બહુ જરૂર પડતી નથી, તોપણ કોઈ વખત સુંઘાડાય છે ખરી.

અસલના વખતમાં આવી રીતે જડતા ઉત્પન્ન કરવા માટે ઘણી ઘણી દવાઓ અજમાવવામાં આવતી, પણ સને ૧૭૯૯ માં સર હમ્ફ્રી ડેવીએ તેને માટે નાઈટ્રસ ગૅસ (જેને લાફીંગ ગૅસ પણ કહે છે, કેમકે તેને લીધે હસવું આવે છે, તે) નો ઉપયોગ કરવાની ભલામણ કરી. પણ તેથી ધારેલી અસર નહિ થવાથી તે ફાયદાકારક જણાઈ નહિ, અને તેથી ઘણા વર્ષ સુધી તેનો કશો ઉપયોગ થયો નહિ. સને ૧૮૪૬માં ફીલાડેલ્ફીઆમાં મૉર્ટને ઇથર ( Ether ) નામના પ્રવાહીનો ઉપયોગ બતાવ્યો, અને સને ૧૯૪૭ના જાન્યુઆરીમાં ક્લૉરોફૉર્મ (Chloroform) નો ઉપયોગ સર જેમ્સ સીમ્પસને સર્જરીમાં દાખલ કર્યો. ક્લૉરોફૉર્મ, અને તેના મિશ્રણોના ઉપયોગથી આજકાલ વહાડકાપનું કામ ઘણું સરલ, અને સુખરૂપ બન્યું છે. ઇથરનો શોધ અમેરિકામાં થયો છે, અને ક્લૉરોફૉર્મનો શોધ ઈંગ્લાંડમાં થયો છે.

આવી ઇંદ્રિય સુપ્તિના ત્રણ પ્રકાર ગણવામાં આવે છે. (૧) **સ્થાનિક સ્પર્શાનભિજ્ઞતા** જેને અંગ્રેજીમાં 'લોકલ એનિસ્થેસીઆ (Local anœsthesia)' કહે છે તે. (૨) **કશેરૂરજ્જુની અનભિજ્ઞતા,** જેને અંગ્રેજીમાં 'સ્પાઇનલ એનાલ્જીઆ (Spinal analgia)' કહે છે તે. (૩) **સાર્વેન્દ્રિય સુપ્તિ,** જેને અંગ્રેજીમાં 'જનરલ એનિસ્થેસીયા (General anœsthesia)' કહે છે તે.

થોડો વખત ચાલે તેવો સ્વલ્પ શસ્ત્રોપચાર કરવાનો હોય, ત્યારે સ્થાનિક સ્પર્શાનભિજ્ઞતા કરવામાં આવે છે. કોઇક વખત સાર્વેન્દ્રિય સુપ્તિ કરવી પડે તેવો મહાન શસ્ત્રોપચાર કરવાનો હોય, ત્યારે પણ જો દર્દી બહુ અશક્ત હોય, તો માત્ર લોકલ એનિસ્થેસીઆથીજ ચલાવી લેવું પડે છે.

### ૧. સ્થાનિક સ્પર્શાનભિજ્ઞતા.

આ કામને માટે **કોકેઈન** મુખ્યત્વે કરીને વપરાય છે. તે દક્ષિણ અમેરિકામાં ઉગતા એરિથ્રોક્સીલોન કોકા એ નામના ઝાડના સુકા પાંદડામાંથી કાઢેલું એક ઝેરી સત્વ છે. કોકેઈન હાઇડ્રોક્લોરેટ એ તેનું સાધારણ ઉપયોગમાં આવતું સ્વરૂપ છે. પીપરમીંટના ફુલના જેવી રંગવિનાની તેની કણીઓ હોય

છે, અથવા તો તેનો ચકચકતી પતરીવાળો ભુકો હોય છે, અને તે પાણીમાં જલદી ઓગળી જાય છે. આંખનાં શસ્ત્રોપચારમાં તે બહુ ઉપયોગી થઈ પડે છે. શ્લેષ્મપડ ઉપર તેનું ૫ કે ૧૦ ટકાવાળું મિશ્રણ પાંચ દશ મીનીટ રાખવામાં આવે, ત્યારે તે ઠેકાણે સંપૂર્ણ સ્પર્શાનભિજ્ઞતા ઉત્પન્ન થાય છે. વળી આ દવાની ત્વચામાં પિચકારી મારવાથી પણ સ્પર્શજ્ઞાન થોડા વખતસુધી નષ્ટ થઈ જાય છે. પણ તેથી રક્તાશય ઉપર બહુ માઠી અસર થાય છે,અને તેને લીધે ૧/૨ ગ્રેનથી વધારે કદી પણ વપરાતું નથી. વળી **યુકેઇન હાઇડ્રોક્લોરાઇડ** નામની બીજી બનાવટ પણ તૈયાર કરવામાં આવી છે, અને તે કોકેઈનના કરતાં થોડી ઝેરી હોય છે. તેના પાંચ કે સાત ગ્રેઇન ત્વચાને બહારથી લગાડવામાં, અગર પીચકારી દ્વારા વપરાય છે. આંખના શસ્ત્રોપચારમાં તે બનાવટ ઉપયોગી થઈ શકતી નથી.

સલ્ફ્યુરેટ ઑફ કાર્બોન એ નામની દવાથી પણ ઘણી સારી જડતા થોડા વખતમાં ઉત્પન્ન થઇ શકે છે.

બહુ નાની શસ્ત્રક્રિયા, જેમાં માત્ર ઉપરની ત્વચાનું છેદન કરવાનું હોય છે, તેમાં

| | |
|---|---|
| કપુર | ૧ ડ્રામ |
| ઇથર | ૨ ડ્રામ |

એ બન્નેને મિશ્ર કરીને લગાડવાથી ચામડીમાં અનભિજ્ઞતાનો ગુણ મેળવી શકાય છે. ઇથરને બદલે ક્લોરોફાર્મ પણ મિશ્ર કરાય છે.

શસ્ત્રવૈદ્ય હેલ્મથ ઉપરના મિશ્રણને તથા નીચેના મિશ્રણને પણ પોતાની અનુભવસિદ્ધ દવાઓ ગણે છે.

| | |
|---|---|
| ક્લોરલ હાઇડ્રેટ | ૨ ડ્રામ |
| કપુર | ૨ ડ્રામ |
| મોર્ફીસલ્ફ | ૧/૨ ડ્રામ |
| ક્લોરોફોર્મ | ૧ ડ્રામ |

એ મિશ્રણને તૈયાર કરીને ત્વચા ઉપર લગાડવું, અને સુકાઈ જવા દેવું. આ દવાનો કાંઈ ભાગ શસ્ત્રોપચાર પછી જખમમાં જવા પામે નહિ, તે માટે પુરતી સંભાળ રાખવી પડે છે. વળી ઇથરમાં કપડું બોળીને ચામડી ઉપર મુકીને તે ઉપર ધમણ વડે ફુંકવાથી પણ જડતા કરે એવી અસર થાય છે. ક્વચિત્ ક્યાસ્ટિક અને નાઈટ્રીક આસિડ પણ તે માટે ઉપયોગી થઈ પડે છે.

કોકેઇનની પિચકારી મારવાના પ્રવાહિની બનાવટ નીચે પ્રમાણે હોય છે.

| | |
|---|---|
| કોકેઈન હાઇડ્રોક્લોરેટ | ૧૦ ભાગ |
| સાલીસીલીક આસીડ | ૧૫ ભાગ |
| ચોકખું પાણી | ૧૦૦ ભાગ |

એ ત્રણને એકત્ર કરીને જરા ગરમી આપીને ગાળી લેવામાં આવે છે, અને તેમાંથી ૨થી ૫ ટીપાં સુધી ત્વચામાં પીચકારી મારફતે દાખલ કરાય છે.

### ૨. કરોડરજ્જુની અનભિજ્ઞતા.

કશેરૂરજ્જુ અથવા કરોડરજ્જુની અનભિજ્ઞતા કરવા માટે તે રજ્જુના પડમાં એવી દવા દાખલ કરવામાં આવે છે કે તે વડે જે જ્ઞાનતંતુઓ તેમાં થઇને જતી હોય છે, તે સઘળી બ્હેરી થઇ જાય છે આમ કરવા માટે કોકેઇનનો ઉપયોગ બરાબર ફાયદાકારક લાગ્યો નથી. પણ હાલમાં **સ્ટેવેન** નામની દવા તેમાટે શોધી કાઢવામાં આવી છે. તે દવાને ત્વચામાં મારવાની પીચકારી વડે વાંસામાં કરોડરજ્જુમાં દાખલ કરવામાં આવે છે, એટલે નાભિની નીચેનો ભાગ અને પગો થોડા વખત માટે ખોટા પડી જાય છે, એથી દર્દીને બે ભાન કર્યા વિના શસ્ત્રોપચાર કરી શકાય છે. પથરી કાઢવી હોય, મૂત્રાશયનું ઓપરેશન હોય, સારણને સુધારવી હોય, પગ ઉપરનું ગડ ફોડવું હોય કે વૃષણ વગેરે અવવય ઉપર શસ્ત્ર વાપરવું હોય, ત્યારે આ દવા કિંમતી થઈ પડે છે. શસ્ત્રોપચાર ચાલે, ત્યારે પણ દર્દી આનંદથી વાત ચિત કરી શકે છે, એ અત્યારની શસ્ત્રવિદ્યાની એક મોટી ફતેહ છે.

### ૩. સાર્વેન્દ્રિય સુપ્તિ.

આખા શરીરને શુન્ય કરવા માટે ઘણી દવાઓ શોધવામાં આવી છે, અને તેઓને શ્વાસ માટે સુંઘાડીને લોહીમાં દાખલ કરીને જ્ઞાનતંતુઓને અચેતન બનાવાય છે.

**૧ નાઇટ્રસ ઓકસાઇડ ગ્યાસઃ**—જો દર્દીને પથરીનો કે ગુરદાનો કાંઇ રોગ થયો હોય, તો ઇથર અનુકુળ આવતો નથી, અને તેથી તેવે વખતે આ દવા અમુલ્ય થઈ પડે છે. આ દવાને બાટલામાં પેક કરીને રાખવામાં આવે છે, શુદ્ધ સ્વરૂપમાં હોય છે ત્યારે તે પ્રવાહિ રૂપ ધારણ કરી શકે છે, પણ અશુદ્ધ હાલતમાં તે પ્રવાહિ થતો નથી. તે ગ્યાસ ઇથરની સાથે પણ વપરાય છે. ડા. હ્યુવીટનો સંચો તેને માટે વધારે સલામતીવાળો છે. સાંધાના વ્યાધિમાં અંગુઠાના નખ ખેંચવામાં, અથવા ગડ ગુમડા ફોડવામાં અને દાંત કાઢી નાખવામાં આ દવા સાધારણ રીતે વપરાય છે.

## ૨. ક્લૉરોફૉર્મ. (Chloroform).

આ દવા આખા શરીરને ચેતન વિનાનું કરવા માટે સાધારણ રીતે વપરાય છે. તેનો ઉપયોગ કરતી વખતે બે કે વધારે ડાક્ટરોની જરૂર પડે છે. એક જણ શસ્ત્રક્રિયા કરવામાં રોકાય છે, ત્યારે બીજો તેને દવા સુંઘાડવામાં, તથા તેના શ્વાસ, અને નાડી તરફ ધ્યાન આપવામાં રોકાય છે. તે દવા સુંઘાડતી વખતે તેનું ઝેર ચઢે નહિ, તે બાબત ઉપર પુરતું લક્ષ આપવાની જરૂર હોય છે. એ વિષે ડાક્ટરોના કમિશને એમ નિર્ણય કર્યો છે કે સુંઘાડતી વખતે દર્દીના શ્વાસ તરફ પ્રથમ લક્ષ રાખવું, અને તેથી બીજે નંબરે નાડી તરફ ધ્યાન રાખવું, કેમકે ક્લોરોફોર્મના ઝેરથી મરણ નીપજે છે, તે વિશેષે કરીને શ્વાસ બંધ પડવાથીજ નીપજે છે. છોકરાઓને આ દવા સુંઘાડવાથી તેનું ઝેર કાંઈક મોડું પ્રગટ થતું જોવામાં આવે છે. સુંઘાડ્યા પછી ઝેર ચડવાનું હોયતો ૧૨ કલાકે ઝેરી અસર શરૂ થાય છે, માંસના રસની ચાહ જેવી ઉલટી થાય છે, ઘેન ચઢે છે, બે ભાન અવસ્થા થાય છે, અને પાંચ દિવસે છોકરું બેશુદ્ધ હાલતમાં મરણ પામે છે. કેટલાક બચ્ચાંઓને કમળો પણ થતો જણાય છે.

ક્લોરોફોર્મ ઘણી રીતે અપાય છે, થોડીથોડી વારે ૫ાર ટકા જેટલું ક્લોરોફોર્મ હવા સાથે મેળવીને સુંઘાડાયછે. દરેક વખતે માપી નોંધ લઇરાખવી તે બહુજ શાસ્ત્રીય રીતછે. કેટલાક ડાકટરો બે ત્રણ પડ રૂમાલના કરી દવા નાખી સુંઘાડે છે તે નાપસંદ કરવા જેવી અને અશાસ્ત્રીય રીતછે. લોર્ડ લીસ્ટરની દવા સુંઘાડવાની રીત બહુજ ઉત્તમ છે. તેને **ઓપન મેથડ** (open method) યાને ખુલ્લી રીત કહે છે. સુંઘાડ્યા પછી બે ત્રણ મીનીટે શ્વાસોચ્છ્વાસ વધે છે, દર્દી બહુ ઉશ્કેરાય છે, ગાય છે, બકે છે, બુમ પાડે છે, હાથ પગ પછાડે છે, અને બહુ જોર કરે છે. પછી શ્વાસ ઉંડો ચાલવા લાગે છે, એટલે દવા સુંઘાડવી બંધ કરવી પડે છે. દવાની જોઇતી અસર સારી રીતે થઈ છે, એમ ખાત્રી કરવા માટે સ્નાયુઓની શિથિલતા થઈ છે કે કેમ, કનિંઆને અજવાળાથી કાંઈ અસર થાય છે કે નહિ, અને કીકી સંકોચાય છે કે કેમ, એટલી તપાસ કરવામાં આવે છે. જો સ્નાયુઓ બહુ શિથિલ થાય, ને કીકી સંકોચાય નહિ, તો દવાની બરાબર અસર થઈ છે એમ સમજાય છે. આ બધુ થવામાં સાધારણ રીતે માત્ર પાંચ મીનીટ લાગે છે. ઑપરેશનની શરૂઆતમાં દવા વધારે વપરાય છે, અને ટેભા મારીને જરા ભાનમાં આવે, ત્યારે બહુજ ઓછી જોઇએ છે.

નાકની અને ચ્હેરાની વાહાડ કાપમાં જંકર્સ ઈન્હેલર (Junker's inhaler) વપરાય છે. આ હથિયાર સાચવીને વાપરવું જોઇએ. ભુલથી કોઈ વખત દરદીનો જીવ જોખમમાં આવી પડે છે.

### ૩. ઈથર (Ether)

આ પ્રવાહી પણ સુંઘાડવામાં વપરાય છે. ક્લૉરોફૉર્મના કરતાં તે ઓછું જોખમવાળું છે, અને તે સુંઘાડવાથી હૃદય વધારે જોરથી ચાલે છે. તે ક્લોવર્સ (Clover's) ના સંચામાં નાખીને અથવા ઑર્મસ્બીઝના સંચા (Ormsbuy's mask)માં નાખી સુંઘાડાય છે.

### ૪. એ. સી. ઈ. મીક્સ્ચર.

### (A. C. E. Mixture.)

ક્લૉરોફૉર્મ સુંઘાડવાથી રક્તાશય અને શ્વાસોચ્છ્વાસ મંદ પડી જીવ જોખમમાં આવી પડે નહિ, તે માટે એ. સી. ઇ. મીક્સ્ચર નામનું મિશ્રણ સુંઘાડાય છે. તે બનાવવા માટે. આલ્કોહોલ (A) ૧ ભાગ, ક્લૉરોફૉર્મ (C) ૨ ભાગ, અને ઇથર (E) ૩ ભાગ એ પ્રમાણે મેળવીને ઓપન મેથડથી સુંઘાડાય છે. આ મિશ્રણ બાળકોમાં, અને નબળા આદમીઓમાં રેન્ડલની શીશી દ્વારા ઘણું વપરાય છે.

### ૫. ઈથીલ ક્લોરાઇડ (Ethyl chloride).

હાલમાં થોડાક વરસથી આ દવા સાર્વદૈહિક જડતા માટે વપરાય છે, અને તેથી વધારે સારાં ફળ આવે છે, પણ એ વાપરનાર ડાકટર ઘણોજ હોશિયાર હોવો જોઇએ, અને તે પણ દર્દીને તેને માટે સારી રીતે તૈયાર કર્યા પછીજ વપરાય છે.

## પ્રથમ ત્વચામાં પીચકારી મારીને, અને તે પછી દવા સુંઘાડીને ઇંદ્રિયસુપ્તિ કરવાની રીત.

### (Mixed anœsthesia.)

શસ્ત્ર વૈદ્ય વિલિયમ ટૉડ હેલ્મથ મોટા શસ્ત્રોપચારમાં આ રીત પસંદ કરે છે. તેઓ જણાવે છે કે પ્રથમ એવું મિશ્રણ તૈયાર કરવું કે જેના દશ ટીપામાં આટ્રોપીનના ૧/૧૦૦ ગ્રેન, અને મોરફીનના ૧/૪ ગ્રેનનું મિશ્રણ થયું હોય, પછી તે મિશ્રણમાંથી

માઠી અસર ન થાય તેટલાં ટીપાં ડાક્ટરની સલાહ પ્રમાણે ત્વચામાં પીચકારી મારફતે દાખલ કરવામાં આવે છે. પછી જ્યારે તેની અસર સ્પષ્ટ જણાય, ત્યારે એનીસ્થેસ્યાના નિયમોને અનુસરીને ઇથર સુંઘાડવામાં આવે છે. આવી રીતથી દર્દીને લાંબા વખત સુધી બેભાન રાખી શકાય છે. મહાન્ શસ્ત્રોપચાર કરી શકાય છે, અને દવા સુંઘાડવાથી ઉલટી વગેરે જે પરિણામો થઇ આવે છે, તે આ રીતથી કમી થાય છે.

## સ્પર્શાનભિજ્ઞતાજનક દવાઓ વાપરવા માટે સૂચના.

બેભાન કરવામાં એક જાતનું જોખમ રહેલું છે, તે ડાક્ટરે તેમજ દર્દીએ બન્નેએ ધ્યાનમાં રાખવું; માટે બનતાં સુધી દર્દીના રક્તાશય, ગુરદા, ફેફસા વગેરેની પરીક્ષા કર્યા પછીજ બેભાન કરવાનું શરૂ કરવું. દર્દીને કલોરોફૉર્મ આપવાનું નક્કી થાય, એટલે દર્દીની રીતભાતો, અને આદતો અમુક રીત પ્રમાણે સાદી રાખવાની ટેવ પાડવી, અને તેનું રક્તાશય મજબૂત, થાય અને તેનું મનોબળ વધે એમ તજવીજ કરવી. ઑપરેશનની આગલી રાત્રે એકાદ સાદો જુલાબ આપવો. એ માટે એરંડીયું તેલ બહુજ ફાયદાકારક છે. ઑપરેશનને દિવસે સવારમાં જલદી પચે અને હજમ થાય તેવો પણ પૌષ્ટિક ખોરાક વહેલાં આપવો, અને ઑપરેશન પહેલાં ત્રણ કલાક સુધી તેને કશું ખાવા આપવું નહિ. કદાચ નસ્તર મુકવાની અગર ઑપરેશન કરવાની બહુ ઉતાવળ જણાય તો ઉલટી કરાવવી, અગર હોજરી ધોઈ નખાવવી. દવા સુંઘાડવા પહેલાં મોઢામાં હાલતા દાંત છે કે કેમ તેની તપાસ કરવી. દાંત હાલતા હોય ને નીકળી જાય, તેમ હોય તો પહેલાં કાઢી નાખવા, કેમકે દવા સુંઘાડતી વખતે દાંત ભીંસાવાથી ભાંગી જાય છે, ને વખતે ગળામાં ભરાઈ જાય છે, અથવા લોહી નીકળે છે. ગળાની આસપાસના કપડાં કાઢી નાખવાં, અથવા ઢીલાં કરવાં. જો દર્દી પોચા મનનો હોય, તો ત્વચા દ્વારાએ સ્ટ્રીકનીનની પીચકારી મારવી, અને જરૂર લાગે તો પૌષ્ટિક ખોરાકની ગુદાદ્વારાએ પિચકારી મારવી. પોચા મનના દર્દીને દવા કાંઇ એકદમ બળાત્કારે સુંઘાડવી નહિ, પણ તેને ધીરજ અને હિંમત આપીને, તેનું મન વાતચિતમાં રોકીને ધીમેથી દવા સુંઘાડવી કે સુંઘવા દેવી. સુંઘતાં દરદી તોફાન કરે તો, તેના હાથ પગ પકડી રાખી તોફાન અટકાવવું, જેથી તેને જખમ અજાણતાં વાગી બેસે નહિ. દરદીનો શ્વાસ બહુ ઉંડો ચાલવા લાગે, ત્યારે શ્વાસમાં દવાના કરતાં હવા વધારે જાય તેમ ગોઠવણ કરવી.

દરદીનો હાથપગ હલાવી તેની સ્નાયુની શિથિલતા તપાસવી. તેની આંખમાં આંગળી ફેરવી જોવી એટલે આંખ વીંચાવા લાગે છે કે નહિ તે જોવું, અને કીકી સંકોચાઈ ગઈ છે કે વિસ્તૃત છે, તે પણ જોવું એટલે દવાની અસર થયાની ખાત્રી થશે. દવા જોઇએ તેવી સારી હાલતમાં ચઢી હોય છે, ત્યારે શ્વાસોશ્વાસ રીતસર ચાલે છે, કીકી સંકુચિત હોય છે અને નાડીની ગતિ પણ નિયમસર હોય છે, નસ્તરની શરૂઆત કરતાં જો આંખની કીકી હલવા લાગે, અગર દર્દી હાલે તો દવા વધારે પ્રમાણમાં સુંઘાડવાની જરૂર છે એમ સમજવું. કીકી વિસ્તૃત થઈ ગઈ હોય, તો દવા થોડો વખત બીલકુલ સુંઘાડવી નહિ.

બરોબર સ્પર્શાનભિજ્ઞતા ન થઇ હોય, ત્યારે વમન શરૂ થવાનો સંભવ રહે છે, નાડી નરમ અને ઉતાવળી ચાલે છે, ચ્હેરો ફીકકો થાય છે. આમ થવા લાગે એટલે તે દવા જરા વધારે સુંઘાડવાથી તે લક્ષણો દૂર થાય છે. દવા સુંઘાડનારે આ વખતે શ્વાસોચ્છવાસ અને નાડીની ગતિ તરફ ખાસ ધ્યાન રાખવું. કીકીની હાલત તપાસ્યા કરવી, અને ચ્હેરો, હોઠ, ગાલ અને કાનના રંગ તરફ ધ્યાન રાખવું, જેથી રૂધિરાભિસરણ કેવું ચાલે છે, તે સારી રીતે સમજી શકાય. થોડે થોડે અંતરે નાડી તપાસવી, પણ તે કરતાં ઉપરની બાબતો ઉપર વધારે લક્ષ આપવું. પુરતી જડતા થાય ત્યારે ઉપલી ચામડી કાપ્યા પછી નીચેની ચામડી કાપવામાં બહુ દુખ થતું ન હોવાથી દવા બહુ સુંઘાડવી નહિ. પણ જ્યારે જખમ ને અગર કાપેલા ભાગને ટેભા મારવાનું કામ ચાલતું હોય, ત્યારે દર્દીને બરાબર તે દવાના કેફમાં રાખવો, જેથી દરદી ચાલે નહિ અને બુમ બરાડા પાડી તોફાન કરે નહિ. મોઢાની અંદરના ભાગમાં નસ્તર મુકયું હોય, અને લોહી નીકળતું હોય, ત્યારે દર્દીનું મોઢું એવી રીતે ફેરવવું કે જેથી લોહી મોઢાની બહાર નીકળી જાય, અને અંદર ગળાની આસપાસ વાદળી દાબીને લોહી ચૂસી લેવું, જેથી લોહીના ગાંઠા અને બીજા પદાર્થો શ્વાસોચ્છવાસના માર્ગમાં ભરાઇ જાય નહિ. ઇથર વગેરે સુંઘાડતી વખતે પણ

દર્દીનું માથું એક બાજુ તરફ ફેરવી રાખવું, જેથી ગળામાં થુંકનો ગળફો એકઠો ન થતાં, બહાર નીકળી જાય.

## દવા સુંઘાડયા પછી દર્દીની માવજત.

**(The treatment of the patient after anœsthesia).**

શસ્ત્રક્રિયા થયા પછી દર્દીને એક બીછાનામાં તેની પીઠપર અગર વધારે સારૂં તો જમણા પડખા ઉપર, તેનું માથું નીચું રાખીને સુવાડવો પડે છે. તેના શરીરને ઘણો ધક્કો લાગ્યો હોય, તો ગરમ પાણીની બાટલીઓ કપડે લપેટીને દર્દીના પગ અને બાજુએ લગાડવી, તે સાથે ગરમ ધાબળાઓ–રગ–ઓઢાડવા, અને કેટલાક કલાક સુધી તેને બોલાવ્યા ચલાવ્યા સિવાય શાંત અને અંધારા ઓરડામાં સુવાડી રાખવો. દર્દી હરકોઈ રીતે આરામ લે, અને ઉંઘે એવી તજવીજ કરવી. ત્રણ ચાર કલાક સુધી તેને કાંઈ ખોરાક આપવો નહિ, પણ પછી થોડે થોડે તેને નરમ ચાહ, સોડાવાટર, બીફટી નામની માંસરસની ચા, અથવા કાંઈ ખોરાક તરીકે વપરાતી પૌષ્ટિક વનસ્પતિની ચા પાવી. જ્યારે દર્દીને ભાન આવવા લાગે છે, ત્યારે ઉલટી થવા લાગે છે, ઓકારી આવે છે, ને વખતે પિત્ત પડે છે, પણ પ્રથમ સાવચેતીથી સુંઘાડયું હોય, તો તે તરત બંધ પડે છે. કોઇ કોઇ વાર સહન ન થઈ શકે તેવી સખત ઉલટી થાય છે, અને તે બહુ વખત સુધી ચાલે છે. એવા સમયે ત્વચામાં મોર્ફ્યાની પિચકારી મારવી, અને ગરમ પાણીથી કોગળા કરાવીને મોઢું ધોવું, એટલે ઉલટી બંધ પડશે. તેમ છતાં પણ ઉલટી ચાલુ રહે, તો દર્દીને ગુદાદ્વારાએ ખોરાકની પિચકારી આપવી, પણ મોઢા મારફતે કાંઈ પણ ખાવાનું આપવું નહિ. થોડુંક બીઝ્મથ અને ડી. હાઇડ્રોસ્યાનિક આસિડ* સોડાવૉટર જેવા પીણુવળતા મિશ્રણમાં આપવાથી, અથવા શૅમપેઇન નામનો ઉંચો દારૂ આપવાથી ઉલટી બંધ પડે છે. ઉલટી બંધ પડે ત્યાં સુધી કશો ખોરાક મુખદ્વારા આપવો નહિ. હોમીઓપેથીનું ઇપીકાકયુઆના આપવાથી આવી ઉલટી બંધ પડે છે. તેવીજ રીતે વિરેટ્રમ, કૅમ્ફર, કે આમોન્યા એમાંથી જેની જરૂર પડે તે વપરાય છે. વળી અમેરીકન ડાકટરો ભલામણ કરે છે કે દવા સુંઘાડવા પહેલાં છ ચમચા શુદ્ધ પાણીમાં દશ બાર ટીપાં ક્લોરોફૉર્મના નાખીને તે શસ્ત્રોપચાર પહેલાં પાયાં હોય, તો પછી ઉલટી થતી નથી. શસ્ત્રોપચાર થઈ રહ્યા પછી વાઇનિગર સુંઘાડવાથી પણ ઉલટી થતી નથી એમ કેટલાએકને અનુભવ થયો છે.

* આ દવા હલાહલ ઝેર છે તેની સાધારણ માત્રા ૨ થી ૫ ટીપાં છે.

## જડતા જનક દવા સુંઘાડતી વખતે રહેલા ત્રણ ભય.

૧. **શ્વાસોચ્છ્વાસમાં અડચણ:**—જીભનું મૂળ પાછળ ગળામાં પડીને હવાની નળીને બંધ કરે છે. કોઈવાર ઉલટીનો પદાર્થ હવાની નળીમાં જવાથી હવા બંધ થવાથી દર્દી ગુંગળાઇને મરણ પામે છે. ગળામાં શ્વાસનો અવાજ થાય છે, ચ્હેરો કાળો પડી જાય છે, અને ખાલી છાતી થોડી વાર હાલીને બંધ પડશે, એવો દેખાવ થાય છે. આવી રીતે મૃત્યુ નીપજે તો તેમાં દવા સુંઘાડનારનીજ ગફલત અને બેદરકારી ગણાય છે.

**ઉપાય:**—દર્દીનું માથું એક બાજુએ ફેરવવું, અથવા તેનું આખું શરીર બને તો એક પડખે ફેરવવું એટલે જીભનું મુળ આગળ આવી જશે. એમ છતાં શ્વાસ રૂંધાતો હોય, તો જીભને ગમે તેમ કરીને આગળ ખેંચી કાઢવી. દવા સુંઘાડવી બંધ કરવી. મોઢામાં દાંત વચ્ચે ડુચો મુકીને ચીપીઆથી અગર આંગળી વડે જીભને ખેંચવી. ગળાનો માર્ગ ખૂલ્લો છે કે નહિ તેની તપાસ કરવી. શ્વાસ બંધ પડે, તો કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચલાવવો. મોઢું ઉઘડી શકે નહિ, અગર ગળાના ઉપરના ભાગમાં કાંઇ સખત રીતે ભરાઈ ગયું હોય, તો ગળામાં બહારથી છેદ ( tracheotomy or laryngotomy ) મુકવો.

૨. **શ્વાસોચ્છ્વાસનું તદ્દન બંધ થવું:**—ક્લૉરોફૉર્મ વધારે સુંઘાડવાથી શ્વાસોચ્છ્વાસ તદ્દન બંધ પડી જાય છે. ઇથરથી પણ તેમજ થાય છે. શ્વાસ ચાલતો બંધ પડયા પછી કેટલીક સેકન્ડો સુધી નાડી ચાલતી રહે છે.

**ઉપાય:**— દવા સુંઘાડવી એકદમ બંધ કરવી. જીભ બહાર કાઢવી. અને આંગળી વડે ગળું સાફ કરવું. ઓપરેશન ટેબલના છેડે માથું નીચે લટકતું રાખવું. નાનાં બચ્ચાંને તો છેક ઉંધે માથે કરવું. આમ કરવાનો હેતુ દર્દીના માથા તરફ લોહી લાવ-

વાનો હોય છે. વિલંબ કર્યા વિના કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચલાવવો, અને છાતીની બાજુઓ ઉપર વારાફરતી ગરમ, અને ઠંડા પાણીવાળા ટુવાલ લગાડવા જેથી ઉંડા શ્વાસ ચાલે. સ્ટ્રીકનીન, અગર ઇથરની પિચકારી ત્વચા મારફતે આપવી, તથા ફાયદો નહિ થાય અને જીવ જશે એમ ધાસ્તી રહે, તો ફેરાડિક વીજળી આગળના ભાગમાં બીજી કે ત્રીજી પાંસળીની જગ્યાએથી શરૂ કરીને પાછળ પીઠ સુધી લગાડવી. અડધા પોણા કલાક સુધી જીવનને જાગૃત કરવા માટે ઘણીજ કાળજીથી મહેનત કરવી.

### ૩. હૃદયનું બંધ થવું.

કોઇ કોઈ વખત હૃદય બંધ પડવાથી મરણ નીપજે છે. આવી રીતે હૃદય બંધ પડીને મૃત્યુ થાય તેને "કાર્ડીઆક ફેઇલ્યર" (cardiac failure) કહે છે, તેના કારણો નીચે પ્રમાણે હોય છે (અ) દવા સુંઘાડતાં બ્હીક યાને મગજને ધાસ્તી કે ધક્કો પહોચ્યો હોય છે. (બ) દર્દી પુરતો બેભાન થયા પહેલાં શસ્ત્ર ક્રિયા શરૂ કરી હોય, તો મગજને ધાસ્તી લાગી હોય છે. (ક) ક્લૅારોફૅાર્મ અગર ઇથિર હદ ઉપરાંત સુંઘાડયું હોય છે. મૃત્યુ થયા પછી રક્તાશયને કાપી જોતાં હૃદયની સ્નાયુઓ પાતળી અને નરમ થયેલી તથા ચરબીમય માલુમ પડે છે. સ્ટેથોસ્કોપ નામની શ્રવણ પરીક્ષાની નળીથી બહારથી તપાસ કરતાં રક્તાશય સંબંધી આવી કશી ખબર મળતી નથી. છોકરાંઓમાં ગાંઠો થવાથી પણ સુંઘાડતી વખતે એકાએક મરણ નીપજે છે તે વાત હૃદયના બંધ પડવા સાથે સંબંધ રાખે છે.

**ઉપાયઃ**—હૃદય બંધ પડતું માલમ પડે, ત્યારે પણ શ્વાસોચ્છ્વાસ બંધ પડે તે વખતે જેવા ઈલાજ લેવાય છે, તેવાજ ઇલાજ લેવા શરૂ કરવા. દવા સુંઘાડવી બંધ કરવી. પ્રાણવાયુ શ્વાસમાં વધારે જાય તેમ તજવીજ કરવી.

### ક્લૅારૅાફૅાર્મ અને ઇથિરની સરખામણી

| ક્લૅારૅાફૅાર્મ | ઇથર |
|---|---|
| ૧. બાળકો તથા વૃદ્ધ માણસોને માટે વધારે ઉપયોગી છે. | ૧ યુવાન અને પુખ્ત ઉમરના માણસને વધારે સલામતી વાળો છે |
| ૨. સુંઘવામાં મનપસંદ કરે તેવો છે. | ૨ સુંઘવામાં પસંદ પડે નહિ તેવો છે. |
| ૩. પાછળની આડી અસર થોડી હરકતવાળી હોય છે. | ૩ ઉધરસ લાવે છે, લોહી ભરાય છે, ઉલટી થાય છે પણ થોડો વખત ટકે છે કોઈવાર સન્નિપાત જેવુ લાગે |
| ૪. જેનું રક્તાશય નબળું હોય, અને ગુરદાનું દર્દ હોય, તેને સુંઘાડવામાં વધારે જોખમ છે. | ૪ જેને ફેફસાનું કે શ્વાસ નળીનું કાંઇ દરદ હોય કે ઉધરસ આવતી હોય તેને વધારે નુકસાન કરે છે ચ્હેરાના અને મોઢાના ઓપરેશનમાં બીલકુલ વાપરી શકાતું નથી. |
| ૫. મગજની અને પેટની શસ્ત્રક્રિયામાં આ દવા વધારે અનુકુળ થાય છે. | ૫. પરૂ થાય તેવા પેટના ઓપરેશનમાં વધારે સંતોષકારક નીવડે છે. |
| ૬. મરણની સંખ્યા વધારે નીપજે છે. | ૬. મરણની સંખ્યા ઓછી નીપજે છે. |

### દર્દીને દવા સુંઘાડવાની વખતે તૈયાર રાખવાની ચીજો.

૧. ઘડિયાળ.

૨. સુંઘાડવાની દવાઓ, તેની કેપ યાને ટોપી, અથવા કોઈ યંત્ર.

૩. વાદળીના કકડા.

૪. એક મોટા લુગડાનો વીંટો જે મોઢામાં ડુચા તરીકે મુકી શકાય.

૫. ગરમ પાણીના શીશા, અગર રબ્બરની શેક કરવાની કોથળીઓ.

૬. ગરમ ધાબળા, અથવા રગ.

૭. મોર્ફ્યા, સ્ટ્રીકનીન, ઇથિર વગેરે દવાઓ, અને તે જરા ઉપયોગ માટે ત્વચાની પીચકારી—હાઇપોડર્મીક સીરીંજ.

૮. જીભને બહાર ખેંચી કાઢવાના ચીમટા—ફૅારસેપ્સ.

૯. જરૂર પડે તો ગળાનું છેદન ટ્રેકીઑટામી અને લૅરિન્ગો ટોમી—કરવાનાં શસ્ત્રો. ક્વચિત્ જરૂર પડે છે.

૧૦. ગરમ પાણીની અને થંડા પાણીની ડોલ તથા બે ચાર ટુવાલ.

૧૧. ફેરાડિક વીજળીની બૅટરી.

## શસ્ત્રવિદ્યાને લગતી સૂક્ષ્મજંતુ વિષેની કેટલીક બાબતો.

(Bacteriological facts regarding surgery.)

શસ્ત્રક્રિયાથી દરદીને ફાયદો થાય, અને કાંઇ પણ વિપરીત પરિણામ આવે નહિ, તે માટે દરેક ડાકટર અને સર્જન જંતુવિદ્યાનો સારો અભ્યાસ કરે છે; જંતુવિદ્યામાં હજીપણ ઘણા શોધ થયા કરે છે, અને તેથી શસ્ત્રવિદ્યામાં તે અતિ લાભકારી થઇ પડે છે. જે માણસને આવી જંતુવિદ્યાનું જ્ઞાન ન હોય, તે કોઇપણ શસ્ત્રોપચાર કરવાને માટે કાબેલ માણસ ગણી શકાય નહિ, એમ નીચેની હકીકતો વાંચવાથી દરેક માણસને ખાત્રી થશે. સૂક્ષ્મ દર્શક યંત્રની મદદ વડે શોધ ખોળ કરતાં આપણને માલૂમ પડયું છે કે હવાની અંદર અને પાણીની અંદર જાત જાતનાં ઘણાં સૂક્ષ્મજંતુઓ જોવામાં આવે છે. આ જંતુઓને સામાન્ય રીતે 'બૅકટીરીઆ' કહે છે. તે સંબંધી કેટલીક હકીકતો અમે અગાડી આપી ગયા છીએ, અને જેટલી અત્રે ઉપયોગી છે, તેટલી અત્રે આપીએ છીએ. બૅકટીરીઆને એક જાતની હલકી વનસ્પતિ જાતની ઉત્પત્તિ માનવામાં આવે છે. સડતાં માંસ અગર સડતી વનસ્પતિ એ તેમની વૃદ્ધિ થવાનું મુખ્ય સ્થાન છે, અને વરમ, સોજો, પરૂ ઇત્યાદિ ઉત્પન્ન કરીને દર્દ પેદા કરવાની તેમની ખાસિયત ગણવામાં આવે છે. બૅકટીરીઆના મુખ્ય ત્રણ ભાગ કરવામાં આવ્યા છે. ૧ કોકસાઇ, ૨ બેસિલાઇ, ૩ સ્પિરીલા. આ ત્રણ ભાગના પણ અનેક પેટા ભાગ, અને તેની અનેક જાતો શોધવામાં આવી છે. સ્ટેફીલોકોકસ પાયોજીનીસ, અને સ્ટ્રેપ્ટો કોકસાઇ એ બન્ને કોકસાઇના વર્ગના જંતુઓ છે, અને તેઓ ખાસ કરીને પાક યાને વરમ—ઇન્ફ્લેમેશન—અને પરૂ પેદા કરનારાં જંતુ મનાય છે. જો તેઓ ત્વચામાં દાખલ થાય તો ત્યાં ગડ—ગુમડ થાય છે, ગળામાં દાખલ થાય તો, ચોરીઆનો વરમ થાય છે, ફેફસામાં દાખલ થાય, તો ઉધરસ, બ્રોન્કોન્યુમોન્યા કે એમ્પાએમા થાય છે. આંતરડામાં દાખલ થાય, તો આંતરડાનો વરમ થઇ આવે છે, ને તેમાંથી મરડો, ઝાડા વગેરે રોગ પેદા થાય છે. આ બન્ને જાતના બૅકટીરીઆને 'સેપ્ટીક ઑર્ગેનીઝમ' કહે છે, અને તેઓ જો જખમમાં કે શસ્ત્રના કરેલા વ્રણમાં બહારથી દાખલ થઇ જાય, તો તેમાં અસાધારણ વરમ અને પરૂ થવા લાગે છે, અને કોઈ વાર તેથી પણ વધારે ખરાબી થાય છે, તેટલા માટે શસ્ત્રોપચાર વખતે ઘણીજ સ્વચ્છતા રાખવાની જરૂર છે, અને તેવી સ્વચ્છતા વાળી શસ્ત્રોપચારની રીતને 'એન્ટીસેપ્ટિક ટ્રીટમેન્ટ' કહે છે, જે અમો અગાડી જતાં આપી છે.

ઉપર લખેલા કોકસાઇ જંતુ સિવાય બીજાપણ ઘણાં કોકસાઇ જંતુઓ હોય છે. ફેફસામાં વરમ કરનાર જંતુને 'ન્યુમો કોકસ' કહે છે, પરમીઆનું દર્દ ફેલાવનાર જંતુને 'ગોનો કોકસ' કહે છે, ઇત્યાદિ.

બેસિલાઇની કેટલી જાતો આંતરડાનો સોજો, ક્ષય, ધનુર, પત, ટાઇફોઇડ, ડીફથેરીઆ વગેરે પેદા કરવામાં સહાયભૂત થાય છે, તેઓ બેસિલાઇ કોલાઇ, બેસિલાઇ ટયુબરક્યુલોસિસ, બેસિલાઇ ટિટેનાઇ, બેસિલાઇ લેપ્રી, બેસિલાઇ ટાઇફોસસ, બેસિલાઇ ડિફથેરી વગેરે નામથી ઓળખાય છે. ત્રીજી જાત સ્પિરીલાની છે, અને તે જાતનો જાણવા જેવો બૅકટીરીઆ વિબ્રિઑ કોલેરી એસિઆટીકી છે.

બેસિલાઇ ટિટેનાઇ નામના જંતુ જેને લીધે શસ્ત્રક્રિયા પછી ધનુરનો રોગ થઈ આવે છે, તે જંતુ કુદરતી રીતે જમીનમાં અને ખાસ કરીને ખેડેલી જમીનમાં હોય છે, અને તે ત્યાંથી ધૂળ સાથે ઉડીને ગંદા આંગળા વડે, અગર ગંદા લુગડાના પાટા મારફતે અગર મેલા નખ મારફતે જખમમાં દાખલ થાય છે. ઉઘાડી પડી રહેલી વાદળીના કાણામાં પણ તે પેસી જાય છે, માટે જખમ ધોવાની વાદળી સાચવીને બંધ ડાબલામાં રાખવી, અગર તો તેને ઘણા ગરમ પાણીમાં ઓરયા પછી જ વાપરવી.

જુદા જુદા જંતુઓ ઓછી વધતી ગરમીમાં પકવ થાય છે, અથવા મરણ પામે છે. થોડી ગરમી હોય, ત્યારે જંતુઓ પોતાની પ્રવૃત્તિ બંધ કરે છે. પણ તદ્દન નાશ પામતા નથી. લાંબા વખત સુધી ઠંડી રહે તો અમુક જંતુઓ નાશ પામે છે. ઘણી ગરમી લાગવાથી ઘણાખરા નાશ પામે છે. ક્ષયના જંતુ તો સૂર્યના કીરણોથી જ નાશ પામે છે. અંધારાવાળા મકાનમાં ક્ષયનું જોર વધવાનું આ એક મુખ્ય કારણ છે.

### બેકટીરીઆ કયાં વધારે હોય છે, અને કયાં ઓછાં હોય છે ?

સાધારણ રીતે બેકટીરીઆ હવાની અંદર ધૂળ

સાથે અગર પાણીના રજકણો સાથે ચોટેલાં ઉડતાં હોય છે. જે ઘરોમાં ચોકખી હવા બરાબર આવી શકતી નથી, અને માણસો વધારે પ્રમાણમાં રહેતાં હોય છે, અને જે ઘરોના આંગણાંમાં પુરતો પાણીનો છંટકાવ થતો નથી, તેવા ગીચ વસ્તીવાળા ઘરોમાં બેકટીરીઆ વધારે જોવામાં આવે છે. ખુલ્લી હવામાં તેઓ ઓછા માલૂમ પડે છે. વરસાદથી તેમજ પાણીના છંટકાવથી બેકટીરીઆ જમીનને તળીએ બેસી જાય છે. હવા કોરી પડવાથી તે પાછા ઉડવા લાગે છે. પર્વતોના શિખર ઉપર હવા ચોકખી ને સુકી હોય છે, અને તેથી ત્યાં બેકટીરીઆ બહુ ઓછાં હોય છે, તેજ મિસાલે મધ્ય દરિયાની ઉપરની હવામાં બેકટીરીઆ બિલકુલ માલૂમ પડતાં નથી. જો કોઇ ઓરડાની હવાને હાલવા દેવામાં આવે નહિ, અને બધાં બારણાં બંધ કરવામાં આવે તો હવામાં જે ધૂળ હોય તે, તથા તે સાથે બેકટીરીઆ પણ ભોંય તળીએ બેસી જાય છે, અને હવામાં જરાપણ બેકટીરીઆ માલૂમ પડતાં નથી, પણ જો બારણા ઉઘાડવામાં આવે, અને તેમાં માણસો ફરવા લાગે તો થોડા વખતમાં પુષ્કળ બેકટીરીઆ હવાની અંદર ઉડતાં હોય છે. આ કારણથી ઓપરેશનનો ઓરડો ખાલી અને બંધ રાખવામાં આવે છે, ગમે તે માણસને અંદર જવા દેતા નથી, અવાર નવાર ધોઇને સાફ કરવામાં આવે છે, અને ઓપરેશન વખતે પણ દર્દી પાસે જેમ બને તેમ થોડા માણસોને જવા દે છે. વળી જે હવા શ્વાસોચ્છવાસ વાટે આપણે બહાર કાઢીએ છીએ, તેમાં કાંઇ જંતુ હોતાં નથી, પણ જ્યારે આપણે બોલીએ છીએ, ઉધરસ ખાઇએ છીએ, અથવા છીંકીએ છીએ. ત્યારે મોઢામાંથી જે રજકણો બહાર આવે છે, તેમાં બેકટીરીઆ હોય છે, વળી બીજાં બેકટીરીઆ તેમને ચોટે છે, અને તે બધાં હવામાં કેટલાક વખત સુધી ઉડયા કરે છે. આથી કરીને ઓપરેશન વખતે આસપાસના માણસે વાતચિત જેમ બને તેમ ઓછી કરવી જોઇએ, તેમજ છીંક કે ઉધરસ ખાવી જોઇએ નહિ. અને ખાવી પડે તો દર્દીથી દૂર જઇને ખાવી. પાણીમાં પણ બેકટીરીઆ હવામાંથી દાખલ થાય છે, અને તેમાં જીવી શકે છે. આથી કરીને શસ્ત્રોપચાર વખત પાણીને પહેલાં ખુબ ગરમ કરીને તેમાં રહેલાં જંતુ મારી નાખવામાં આવે છે, અને પછીજ તે ચામડી ધોવાના તેમજ જખમ ધોવાના કામમાં લેવાય છે. તેવા પાણીને **સ્ટરીલાઇઝડ વૉટર** કહે છે.

માણસની **ચામડી** ઉપર ઘણા બેકટીરીઆ ચોટેલા હોય છે, અને તેથી તે સાફ કર્યા પહેલાં, તેને શસ્ત્ર અડાડવાથી બેકટીરીઆ જખમમાં જવાનો સંભવ છે, તેથી સાધારણ રીતે ચામડીને ગરમ પાણી અને સાબુ વડે ધોવાથી બેકટીરીઆ ઓછાં થાય છે, પણ તે તદ્દન સલામતીવાળું નથી, તેથી જરૂર પડે, તો પ્રથમ ચામડી ઉપરના વાળ કાઢી નાખવામાં આવે છે, તે પછી ટર્પેન્ટાઇન, સૉફ્ટ સોપ અને સ્ટરીલાઇઝડ વૉટરથી તેને સારી રીતે ધોવામાં આવે છે, અને તે પછી કાર્બોલિક લોશન (૪૦ માં ૧ ના પ્રમાણવાળા) થી ફરીથી ધોવામાં આવે છે, અગર બે ત્રણ કલાક સુધી કાર્બોલિક લોશનમાં બોળેલું કપડું તેની ઉપર મુકી રાખવામાં આવે છે. પછી જ્યારે દર્દીને શસ્ત્રોપચારના ટેબલ ઉપર લઇ જઇને દવા સુંઘાડવામાં આવે છે, ત્યારે શસ્ત્ર લગાડવાની જગ્યાએ ચામડીને છેલ્લી વખત એકવાર ફરીથી સાફ કરે છે. તે વખતે પ્રથમ ટર્પેન્ટાઇન કે ઇથર, લગાડીને ધોવાય છે, અને પછી સોફ્ટ સોપ અને રસકપુરના ગરમ પ્રવાહિ (૨૦૦૦ માં ૧ ના પ્રમાણવાળા) થી ધોવાય છે. તે પછી કાર્બોલિક લોશનનું સખ્ત મિશ્રણ (૨૦ માં ૧ ના પ્રમાણવાળા) લગાડાય છે, અને તે ઉપર કાર્બોલિક આસીડનું બે ત્રણ ટકાવાળું મિશ્રણ રેડવાથી ચામડી છેવટ સ્વચ્છ તથા જરા સુકી થાય છે એટલે શસ્ત્રોપચાર કરવા લાયક ગણાય છે.

શસ્ત્રોપચાર વખતે ચામડીને સાફ કરવાની જે રીત પાળવામાં આવે છે, તેમાંની માત્ર એક રીત ઉપર આપેલી છે. સ્વચ્છતા માટે અને જંતુદોષના નિવારણને માટે જુદા જુદા સર્જનો પોતાની અમુક રીતો પસંદ કરી રાખે છે, અને જેમ જેમ તેમાં નવીન જ્ઞાન તેઓ મેળવે છે, તેમ તેમ તેમાં ફેરફાર કરે છે. જખમને તથા ચામડી સાફ કરવાને માટે જે દવાઓ વપરાય છે, તેમાંથી કેટલીક અમે નીચે આપીએ છીએ.

---

## શસ્ત્રોપચાર માટે વપરાતા જંતુનાશક પ્રવાહિઓ, દવાઓ, અને બીજા ઉપાયો.

( Antiseptics and Germicides. )

**આલ્કોહોલઃ**—આ દવા સાધારણ રીતે જંતુનાશક છે, પણ આળી ચામડી ઉપર તે જરા સહન થઇ શકતી નથી.

**કાર્બોલિક આસીડઃ**—આ દવા સખત જંતુ નાશક છે. તે ત્વચામાં ઉંડી ઉતરે છે, તેથી કોઇ કોઇ વખત ઝહેરી અસર માલુમ પડે છે; ત્વચાને તથા માંસને સતેજ કરે છે, અને સ્પર્શેન્દ્રિને સહેજ શૂન્ય બનાવે છે. રસકપુરના કરતાં આ દવા ક્ષોભ કમતી કરે છે. સેંકડે ૯૫ ટકાવાળું પ્રવાહિ દાહક તરીકે વપરાય છે, અને $\frac{1}{2}$ થી ૫ ટકાવાળો પ્રવાહિ હાથ, હથિયાર, અને જખમ ધોવાના કામમાં આવે છે. શસ્ત્ર લગાડતી વખતે ત્વચા ઉપર કાર્બોલિક આસીડ બહુ હોવું જોઇએ નહિ.

ડ્રેસીંગને માટે ડા. **બીબીનું લોશન** વખણાયછેઃ- કાર્બોલિક આસીડ ( ૫ ટકાવાળા મિશ્રણના ) ૨ ભાગ ગ્લીસરીન ૧ ભાગ એ બન્ને એકત્ર કરીને તેના ૨$\frac{1}{2}$ ટકા જેટલું કેલેન્ડયુલાનો પ્રવાહિ સત્વ મેળવીને વાપરવો.

**બોરાસીક આસીડઃ**—આ દવાની બુકી સખત જંતુનાશક નથી, પણ તે કવચિતજ ક્ષોભ કરે છે, તેમજ તેની ઝહેરી અસર ત્વચા મારફતે જણાતી નથી, તેથી વધારે વપરાય છે. તે ઉપરથી તેની બે જાતની દવા બનાવાય છે.

૧. **સેન્સ ડસ્ટીંગ પાઉડરઃ**—બોરાસિક આસીડ ૮ ભાગ, સાલીસીલીક આસીડ ૧ ભાગ એ પ્રમાણે એકત્ર કરી ખરલ કરીને તેનો ઉપયોગ થાય છે.

૨. **થીર્શનું પ્રવાહિઃ**-બોરાસિક આસીડ ૧૨ ભાગ; સાલીસીલીક આસીડ ૨ ભાગ; શુદ્ધ પાણી ૯૮૬ ભાગ; એ સઘળું મિશ્ર કરી તેનું પ્રવાહિ વાપરે છે.

**બાલસામ ઑફ પેરૂઃ**—આ દવા સહેજ જંતુનાશક છે, પણ તંતુઓને સતેજ કરે છે. તે શુદ્ધરૂપે એકલું વપરાય છે.

**કેલેન્ડયુલા** ( પ્રવાહિસત્વ ):—અગર જો કે આ દવામાં જંતુનાશક ગુણ નથી, તોપણ અકસ્માત થયેલા જખમો, અને ચાંદા માટે ડ્રેસીંગ કરવામાં તે વાપરવાથી સારો ફાયદો થાય છે.

**કેમ્ફો-ફેનિકઃ**—કાર્બોલિક આસિડ, અને કપુરમાંથી આ દવા બનાવવામાં આવે છે. આ દવામાં જંતુનાશક ગુણ ઘણો સખત હોય છે, પણ તે જરા ક્ષોભક અને વિષારી અસર વિનાની છે. તે મૂળ સ્વરૂપમાં, તેમજ બીજી દવા સાથે મેળવીને વપરાય છે.

**ક્રિઓલિનઃ**—આ દવા કાર્બોલિક આસીડના કરતાં વધારે જંતુનાશક છે, વળી તે ઝેહરી નથી, તેમજ ક્ષોભક નથી. તે જખમને ધોવાને તેમજ હાથ ધોવાને ( $\frac{1}{2}$ ટકાથી ૫ટકાવાળા પ્રવાહિને રૂપે ) વપરાય છે.

**ફૉર્મલડી હાઇડીઃ**—( ફૉર્મલ અગર ફૉર્મેલિનનું ૪૦ ટકાવાળું પ્રવાહિ ) આ દવા લગાડવાથી ઝહેર ચડતું નથી, પણ ત્વચાનો ક્ષોભ ઘણો થાય છે; તેનો જંતુનાશક ગુણ ઉગ્ર હોય છે. જુનાં ભગંદર ધોવાને માટે તેનો પ્રવાહિ વપરાય છે. ( સેંકડે $\frac{1}{2}$ ટકાનો પ્રવાહિ વપરાય છે. )

**આયૉડૉફૉર્મઃ**—આ દવા જંતુનાશક નથી, પરંતુ બૅકટીરીઆનાં ઝેરને તોડી નાખે છે, અને વધતાં અટકાવે છે. કોઇ કોઈ માણસને તેનું ઝહેર વધારે લાગે છે. ડસ્ટીંગ પાઉડરમાં તેની મેળવણી કરવામાં આવે છે, અને ટયુબરક્યુલર ફોલ્લાઇના દરદમાં તેનો પ્રવાહિ ( ગ્લીસરીન ૧૦૦+આયૉડૉફૉર્મ ૧૦ ) પીવા અપાય છે.

**સીલ્વર નાઇટ્રેટઃ**—આ દવા સખ્ત દાહક છે, અને તેથી જંતુઓનો સદંતર નાશ કરે છે. વળી તે તંતુઓને સતેજ કરે છે. 'લ્યુનર કૉસ્ટીક' ના નામથી ઓળખાય છે, દંભક તરીકે તેની સળીઓ વપરાય છે, અને ક્ષત વગેરે ધોવા માટે એક ઔંસ શુદ્ધ જળમાં $\frac{1}{2}$ ગ્રેનથી ૪૦ ગ્રેન સુધીના પ્રવાહિઓ વપરાય છે. પ્રકાશને લીધે તે પ્રવાહિઓ બગડી જાય છે, તેથી શીશીને ભુરા કાગળ વીંટીને તેમાં તે પ્રવાહિ રખાય છે.

**પરલોરાઇડ ઑફ મરક્યુરીઃ**—રસાયણીક દવાઓમાં આ સૌથી વધારે જંતુ નાશક છે, પરંતુ તે ત્વચાની અંદર ઉંડી અસર કરી શકતી નથી. આ દવા–રસકપુર–પારદમાંથી બને છે, તેથી ઘણી વખત ત્વચા મારફતે પણ તેની ઝહેરી અસર જણાય છે. તેના પ્રવાહિ હાથ ધોવાને તેમજ જખમ ધોવાને તથા ડ્રેસિંગ કરવાને વપરાય છે. તેનો પ્રવાહિ ૧ ને ૫૦૦ અથવા ૧ ને ૫૦૦૦ પાણીના ભાગમાં બનાવાય છે. તેની અસરથી નીકલ કરેલાં હથિયારો બગડી જાય છે. વળી તે પ્રવાહિ પણ આપોઆપ બગડી જાય છે, તેથી તેમાં દવાના જેટલાજ વજનનું મીઠું, એસેટીક આસીડ, સાઇટ્રીક આસીડ, કે ટાર્ટરીક આસિડ ઉમેરાય છે.

**પોટાશ પરમેન્ગનેટઃ**—આ એક ઉગ્ર જંતુનાશક દવા છે. તે કયાસ્ટિક તરીકે અગર તંતુના ઉત્તેજક તરીકે વપરાય છે. ક્ષત ધોવાના કામમાં

પણ આવે છે. કોલેરાના વખતમાં પાણીને શુદ્ધ બનાવવા માટે, તેમજ કોલેરાના દર્દીને તેના પેટની અંદરના જંતુઓનો નાશ કરવા માટે અપાય છે, અને તેથી ફાયદો જણાય છે. સડના માંસને સાફ કરવા માટે પણ વપરાય છે.

**એસેપ્ટીક મેથડ.**

દવાઓ વડે જંતુઓનો નાશ કરીને શસ્ત્રોપચાર કરવાની રીતને અગાઉ કહ્યા પ્રમાણે **'એન્ટીસેપ્ટીક ટ્રીટમેન્ટ'** કહે છે, પણ તેમ કરવાથી ડાકટરોને એવો અનુભવ મળ્યો છે કે તે દવાઓ શસ્ત્રના કરેલા વ્રણમાં દાખલ થઇને નુકશાન કરે છે, તેટલા માટે તે વ્રણમાં દવાઓ જેમ બને તેમ ઓછી દાખલ થાય, તેમ વધારે સારૂં છે. આથી કરીને માત્ર **ઉષ્ણતાના પ્રયોગ વડે જંતુઓનો સંસર્ગ દૂર કરવાની રીત** થોડા વખતથી દાખલ કરવામાં આવી છે, અને તે રીતને **'એસેપ્ટીક મેથડ'** કહે છે. ગરમ ઉછળતું પાણી, દબાણમાં રહેલી વરાળ, અને સ્પીરીટના દીવાની જવાળા એ ત્રણ મુખ્ય સાધનો તે રીત માટે વાપરી શકાય છે, પણ દર્દીની ચામડી, શસ્ત્રવૈદ્યના હાથ, અને તેના મદદગાર ડાકટરના હાથને જંતુના ચેપથી મુક્ત કરવા માટે આવું દાઝી જવાય તેવું સાધન વાપરી શકાય નહિ, એટલે જંતુનાશક દવાઓ તે માટે તો વાપરવી જ પડે છે, પણ જે હથિયારો વડે ઓપરેશન કરવાનું હોય તે માટે એસેપ્ટીક રીત વાપરી શકાય છે.

**શસ્ત્રને જંતુદોષ રહિત કરવાની રીતઃ-** શસ્ત્રને વાપરવા પહેલાં પાંચ દશ મીનીટ સુધી સોડા બાઇ કાર્બોનેટના સેંકડે એક ટકાવાળા પ્રવાહિમાં રાખીને ઉકાળવાથી શસ્ત્ર સ્ટરીલાઇઝડ એટલે જંતુ દોષ રહિત થયું ગણાય છે; પાણીમાં શસ્ત્રને બોળ્યા પહેલાં પાણીને ઉભરો આવે તેવું ગરમ કરવામાં આવે છે અને તેમાં ઉપર કહ્યા પ્રમાણે પાંચ દશ મીનીટ રાખીને ધોએલા સુકા કપડામાં, એવી રીતે લપેટી રાખવામાં આવે છે કે હવા સ્પર્શી કરી શકે નહિ, અથવા તો કાર્બોલીક લોશન ( ૬૦ માં ૧ વાળા ) માં મુકી રાખવામાં આવે છે. શસ્ત્રોપચાર દર્મ્યાન જો કોઇ શસ્ત્ર એ ાએક વાપરવાની જરૂર પડે, તો તેને પ્રવાહિ બનાવેલા કાર્બોલિક આસીડમાં બોળીને, અને પછી આલ્કોહોલ વડે ધોઇને વપરાય છે. કોઇવાર હથિયાર ઉપર આલ્કોહોલ રેડી તેને સળગાવવાથી હથિયારને સ્ટરીલાઇઝડ કરાય છે. ભોંયપર પડેલું કે ઘણીવાર હવામાં ખુલ્લું પડી રહેલું હથિયાર કદિપણ વાપરવામાં આવતું નથી.

**શસ્ત્રોપચાર કરનારના કપડાં અને હાથની સ્વચ્છતાની જરૂરઃ—**સૂક્ષ્મજંતુઓ હવામાં ઉડતાં હોય છે, અને તે માણસોના કપડા સાથે ચોટીને પણ આવે છે. એ હકીકતો જ્યારે ધ્યાનમાં રાખીએ છીએ, ત્યારે માત્ર શસ્ત્ર સાફ રાખવા ઉપરાંત શસ્ત્રોપચાર કરનારના કપડા તથા તેના હાથ સ્વચ્છ રાખવાની અને ઓરડાની હવા સ્વચ્છ રાખવાની કેટલીબધી જરૂર છે, તે સહેલાઇથી સમજાય છે. તે માટે પ્રથમ તો શસ્ત્રવૈદ્યે સારી રીતે નહાઇને પોતાનું આખું અંગ સાફ કરવું જોઇએ, અને પછી ધોએલાં સ્વચ્છ કપડાં, જે ખરાબ હવામાં ખુલ્લાં પડયાં ન હોય, તે પહેરવાં જોઇએ, અથવા શસ્ત્રોપચારને માટે અમુક જાતની સ્વચ્છતાવાળાં, અને ખાસ બનાવટનાં કપડાં પહેરવાં જોઇએ. તેને મદદ કરનારા બીજા ડાકટરોએ પણ તેવીજ સ્વચ્છતા રાખવી જોઇએ. વળી તેઓએ પોતાના હાથ ખાસ ધ્યાન આપીને સાફ રાખવા જોઇએ, નખ બીલકુલ વધવા દેવા નહિ, અને તેની નીચે જરાપણ મેલ ભરાઇ રહેવા દેવો નહિ. તે માટે ઘણા ડાકટરો સાફ કરવા નખનાં બ્રશ વાપરે છે, અને પછી એકાદ જંતુનાશક દ્રવ્ય ( દાખલા તરીકે ૫૦૦ માં ૧ ના પ્રમાણવાળા બીન આયોડાઇડ ઑફ મર્ક્યુરીના મિથિલેટેડ સ્પીરીટના ૭૦ ટકાવાળા પ્રવાહિમ. અને પછી ૪૦ માં ૧ ના પ્રમાણવાળા કાર્બોલિક પ્રવાહિમાં હાથને એકાદ બે મિનિટ સુધી બોળી રાખે છે. સ્વચ્છ કરેલા હાથને પછી ગમે તેવા ટુવાલથી સાફ કરવા નહિ, પણ માત્ર 'સ્ટરીલાઈઝડ' ટુવાલથી સાફ કરવા જોઇએ, અને વખતો વખત જંતુનાશક દ્રવ્યમાં ફરીથી બોળવા જોઇએ. કેટલાક ડાકટરો રબરનાં મોજાં, કે જે જલ્દી જંતુના ચેપથી મુક્ત થઈ શકે છે તે પહેરીને અથવા રૂનાં મોજાં કે જે પણ તેના ચેપથી મુક્ત કર્યા હોય છે, તે પહેરીને શસ્ત્રોપચાર કરવાનું પસંદ કરે છે.

**શસ્ત્રોપચારના ઓરડાની સ્વચ્છતા.**

જે ઓરડામાં શસ્ત્રોપચાર કરવો હોય, તે ઓરડો પ્રથમ તો ગામની ગીચ વસ્તીથી અને ધૂળ ઉડતી હોય, તેવા ખેતરો અને રસ્તાઓથી દૂર હોવો

જોઇએ. સંપૂર્ણ શાન્તિ, અને તદ્દન સ્વચ્છ હવા એ બન્ને બહુ અગત્યનાં સાધનો છે. એ ઓરડાની બારીઓ બનતા સુધી બેવડા બારણાંવાળી રાખવી જોઇએ, જેથી તેમાં ધુળ અને ખરાબ રજકણો આવે નહિ, પણ શુદ્ધ હવા આવે. શસ્ત્રોપચાર વખતે અને તે પહેલાં કેટલાક કલાકથી તે બારણાં બંધ રાખવાં જોઇએ, જેથી અંદર માત્ર શુદ્ધ હવાજ હોય. તે ઓરડાની દીવાલમાં સાફ અને સ્વચ્છ થઈ શકે તેવી લાદી હોવી જોઇએ, અને તેને બે ત્રણ દિવસે જંતુનાશક દ્રવ્યથી આખો ધોઈ નાખવો જોઇએ. એ સહેલાઇથી સાફ રહી શકે તે માટે બહુ મોટો ન જોઇએ, પણ આશરે દશ પંદર ફુટ પહોળો ને પંદરથી અઢાર ફુટ લાંબો હોવો જોઇએ. તેની અંદર શીશીઓ અને થોડાં હથિયાર રાખવા માટે જે અભરાઇ જેવી ગોઠવણ હોય, તે પણ ઘણી સ્વચ્છ હોવી જોઇએ. ઓપરેશન વખતે મુખ્ય શસ્ત્રવૈદ્ય અને તેના મદદગાર ડાકટરો સિવાય બીજાઓને આવવા દેવાથી ઓરડાની હવા બગડે છે, અને તેથી બીજાઓને દાખલ થવા દેવા જોઇએ નહિ. બની શકે તો દર્દીના સગાને જોવાની સગવડ થાય, તે માટે તે ઓરડાને એક કાચની બંધ બારી હોવી જોઇએ, અને તેમાંથી જોઈ શકાય તેવી રીતે તેમની બેઠક ઓપરેશનના ઓરડામાં નહિ, પણ ઓરડાની બહાર અલગ ચાલીમાં થવી જોઇએ. આ ઓરડાની બાજુમાં દવા સુંઘાડવાની, અને હથિયારો રાખવા માટે જુદી જુદી ઓરડીઓ જોઇએ, ઓપરેશન કરવાના ટેબલ જુદી જુદી બનાવટના આવે છે, અને તેમની બનાવટ સ્વચ્છતા જળવાય તેવી હોય છે.

દર્દીઓને તેમના પોતાના ઘરમાં ઓપરેશન કરવું એ સલાહ ભરેલું નથી, કેમકે ત્યાં કશી સ્વચ્છતા સાચવી શકાય એવી આપણી અત્યારની હાલત નથી, તોપણ અતિશય જરૂર લાગે, તો ઉપર લખ્યા પ્રમાણે સ્વચ્છતા મળે તેવી ગોઠવણ કર્યા પછીજ ઓપરેશન કરવું જોઇએ.

---

## જંતુઓ સામે રક્ષણ કરવાની આપણા શરીરમાં રહેલી શક્તિ.

( Immunity–ઇમ્યુનીટી. )

આપણે જાણીએ છીએ કે જંતુઓ આપણી આસપાસ સઘળે ઠેકાણે હોય છે, પણ ઇશ્વરની કૃપાથી આપણને તેઓ પળે પળે હરકત કરી શકતા નથી, અને તેનું કારણ એ જણાય છે કે આપણા શરીરમાં અમુક એવી શક્તિ છે કે જે વડે આપણું લોહી તે જંતુઓનો નાશ કરીને આપણને રક્ષણ આપે છે. આવી શક્તિને અંગ્રેજીમાં 'નેચરલ ઇમ્યુનીટી' કહે છે. તેવી શક્તિ વિષે વધારે શોધખોળ કરીને લોકોપયોગી સત્ય મેળવવાં એ આજના વૈદ્યક વિદ્વાનોની એક પ્રવૃત્તિ છે, અને જે થોડાં ઘણા સત્યો અત્યાર સુધી માલુમ પડયાં છે, તેનો ઉપયોગી ભાગ અમે અત્રે આપીએ છીએ.

જુદા જુદા પ્રાણીઓમાં જુદા જુદા વ્યાધિયોના જંતુ સામે રક્ષણ કરવાની શક્તિ જન્મથી મળેલી હોય છે. જે જંતુઓ આપણને પ્રાણઘાતક હોય છે, તે જંતુઓ બીજા પ્રાણીઓને કાંઈ હરકત કરી શકતા નથી, અને તેથી ઉલટું જે જંતુઓ બીજા પ્રાણીમાં મહાન રોગ ઉત્પન્ન કરી શકે છે, તે જંતુઓ આપણા તરફ નિર્દોષ નીવડે છે. આટલું છતાં પણ એક જાતના સઘળા પ્રાણીઓ એક સરખી રીતે જંતુઓની સામે ટકાવ કરી શકતા નથી; અગર જો કે એકંદર રીતે અમુક જાતના પ્રાણીઓ કોઇ અમુક જંતુ સામે પોતાનું રક્ષણ કુદરતી રીતે કરી શકતા હોય છે, તોપણ તેમાંથી કેટલાક પ્રાણીઓ તે જંતુના ચેપને એકાએક આધીન થઇ જાય છે, અને જે રોગમાંથી તે જાત મુકત ગણાતી હોય, તેમાં કેટલાક સપડાઇ જાય છે.

આવી નિર્ભયતાની સ્થિતિ કેટલે દરજજે નિયમિત થયેલી છે, તેનું કશું ધોરણ હોતું નથી. કેટલાક પ્રાણીઓ જંતુઓ સામે સંપૂર્ણ રીતે નિર્ભય રહી શકે છે અને કેટલાક તો સહેજસાજમાં જંતુઓથી સપડાઇને મરી જાય છે, અથવા જંતુ જન્ય રોગ તેમને વારંવાર લાગુ પડે છે. જો એક જાતનું પકવ જંતુમય દ્રવ્ય જુદા જુદા પ્રાણીઓમાં એક સરખી સરખી રીતે એકજ વખતે રસી મુકવાની રીતે દાખલ કર્યું હોય, તો તેમાંથી હરકોઇ એકને તેની કશી અસર થશે નહિ, બીજાને રસી મુકેલી જગ્યાએ થોડોક વરમ થઈ આવશે, ત્રીજાને તે વરમ પાકી આવશે, અને આસપાસનું માંસ સડવા લાગશે, અને ચોથાને પ્રાણઘાતક રોગ થઈ આવશે. વળી જે પ્રાણી અમુક જંતુ કે જેનો વિષારી ગુણ થોડો પકવ થયો હોય છે, તેના ઝેર સામે ટકી શકતું

હોય તેજ પ્રાણી જ્યારે તેજ જંતુનો વિષારી ગુણ અમુક સંજોગોને લીધે વધારે ઉગ્ર થાય છે, ત્યારે તેનો ભોગ થઇ પડે છે. આથી કરીને એ વાત ખસુસ યાદ રાખવા જેવી છે કે કોઇ પણ પ્રાણીની ચેપી રોગ સામે ટકાવ કરવાની અગર તેમાં નિર્ભય રહેવાની કુદ્રતી શકિત બધો વખત એક સરખી રહેતી નથી, પણ શરીરની બહારના અને શરીરની અંદરના ફેરફારોને તથા કુદ્રતી સંજોગોને અનુસરીને ઓછી થાય છે, અગર વધે છે. આથી આપણે સમજી શકીએ છીએ કે જંતુઓ પોતે એકલા કોઇ પણ વ્યાધિ ઉત્પન્ન કરી શકતા નથી, પણ કેટલાંક બહારના અને અંદરના કારણો, જેઓ આપણું જીવન ચાંચલ્ય કમી કરે છે, અર્થાત આપણને નબળા પાડે છે, તેઓ તેમને અનુકુળ સ્થિતિ કરી આપે છે, એટલે આપણામાં વ્યાધિ ઉત્પન્ન થાય છે. આ કારણો ઉપર કહ્યા પ્રમાણે બહાર અગર આપણા લોહીમાં રહેલાં હોય છે.

**બહારના કારણો:**—થંડી, શરદી, છેદ, જખમ, કચર, ઇજા, ચાંદા, દાઝવું ઇત્યાદિ હોય છે, તે વડે આપણા શરીરને આઘાત પહોંચે છે, એટલે જંતુના વિષ સામે ટકવાની આપણી શકિત ઓછી થઇ જાય છે. વળી જખમો અને ચાંદાની મારફતે જંતુઓ શરીરમાં દાખલ થતી વખતે પોતાનું ઝેર પકવીને વધારે ઉગ્ર કરી શકે છે. ખરાબ હવામાં લાંબા વખત સુધી રહેવાથી પણ આપણી તે શકિત કમી થાય છે, તેવીજ રીતે વળી ઓપરેશન વખતે દવા સુંઘાડવામાં આવે છે તેને લીધે પણ નબળાઇ આવવાથી તે શકિત કમી થાય છે. કાંઈક દરદ થવાથી કે ખરાબ પોષાકથી રૂધિર બરાબર ફરતું ન હોય, તો તે પણ આવી શકિતને નબળી પાડે છે.

**અંદરના કારણો:**—ભુખ, હલકો અને બગડી જતો ખોરાક, ઉજાગરો, તનનો કે મનનો થાક, ચિંતા, ભય, ખાવાની અનિયમિતતા, રક્તસ્રાવથી થયેલી નબળાઇ, મોજશોખ કે સ્ત્રી સાથેના વૈભવથી થતી નબળાઇ, પોષણ ક્રિયામાં બિગાડ, મરચાં, કે તીખાં જેવા ગરમ પદાર્થનો બેહદ ઉપયોગ, દારૂ જેવા માદક પદાર્થનું સેવન, લાંબા વખત સુધી બાળકને ધવરાવવું ઇત્યાદિ હોય છે. આર્ય ધર્મમાં બ્રહ્મચર્ય, અને સ્વચ્છ સાદા તથા નિયમિત જીવનના નિયમો છે તે અત્યારના સિદ્ધ થતા જંતુના શાસ્ત્રના નિયમોને ઘણા મળતા આવે છે, અને તેથી જંતુજન્ય રોગો સામે રક્ષણ મળે છે. તે પ્રમાણે ઘણાએક ધર્મના કાનુનો પણ જંતુના વિષને ફેલાતાં અટકાવે તેવા હોય છે. લાંબા મંદવાડથી નબળાઇ આવી હોય છે, ત્યારે પણ કેટલાક જંતુઓની વિષારી અસર વધી જાય છે, અને તેમાંથી કોઇ નવું ભારે દરદ થઇ આવે છે.

ઉપર પ્રમાણેની સાધારણ હકીકતો હોય છે. અમુક પ્રાણીઓમાં એવી નિર્ભયતાની હાલત જન્મથી એકસરખી રીતે હતી નથી, ત્યારે પાછળથી અમુક ઉપાયો વડે અથવા જંતુના વિષને અમુક રીતે પકવ કરીને તેની ચામડીમાં પીચકારી મારીને પછી તેવી નિર્ભય હાલત પ્રાપ્ત કરવામાં આવે છે. એક વખત જંતુઓને મંદસ્વરૂપમાં દાખલ કરવાથી લોહીમાં તે સામે થવાની શક્તિ વધે છે, તેવી રીતે કેટલાક રોગ એક વખત થઇ જવાથી તેના બીજા હૂમલા સામે અનાયાસે કેટલુંક રક્ષણ મળે છે. શીતળાના દર્દમાં એ પ્રમાણે થાય છે. એક વખત આપોઆપ શીળી નીકળ્યા પછી બીજી વખત નીકળતા નથી: ચેપ મુકીને શીતલા કાઢવાની રીતથી પણ બીજી વખત નીકળતા શીળી સામે થોડુંઘણું રક્ષણ મળે છે. પ્લેગને માટે ડા. હાફકીનની રસી તૈયાર કરવામાં આવે છે, તેમાં તેના મૃત જંતુઓને પકવ કરીને તેમાંથી મંદ વિષવાળું એક દ્રવ્ય બનાવવામાં આવે છે, જે મનુષ્યના લોહીમાં દાખલ થવાથી, તે વિષનો નાશ કરનારા રજકણો લોહીમાં વધવા લાગે છે, અને તે શક્તિ કેટલાક વખત સુધી ચાલુ રહેવાથી આપણે પ્લેગના હુમલામાંથી બચવા પામીએ છીએ. આ રીત પ્રમાણે અમુક રોગમાંથી બચવા માટે જુદી જુદી રસીઓના પ્રયોગો હજી ચાલુ છે, અને જે જે રસીઓ સંબંધી પાકી ખાત્રી થાય છે, તે તે જાહેરમાં મુકાય છે. તે પ્રમાણે ધનુરનું દર્દ શસ્ત્રોપચાર પછી અથવા તો અકસ્માતથી થયેલા જખમમાંથી ન થાય, તે માટે જંતુવિદ્યાના આધારે એન્ટી ટીટનિક સીરમ—ધનુરની રસી—તૈયાર કરવામાં આવી છે, અને તેથી ધનુર થવાનો ભય હોય, તોતે વાપરવામાં આવે છે. તેનો ઉપયોગ ડાકટરની સલાહ પ્રમાણેજ કરી શકાય છે.

---

## સાધારણ વ્રણચિકિત્સા.

( Dressing—ડ્રેસિંગ. )

કોઇપણ જગ્યાએ અનાયાસે અગર અકસ્માત જખમ થયો હોય, અગર શસ્ત્રોપચારને લીધે જખમ થયો હોય, ત્યારે તેને કાંઇપણ વિપરિત પરિણામ આવ્યા પહેલાં રૂઝવવાની ઘણીજ જરૂર છે અને તે જખમ બગડયા વિના જલદી રૂઝાય, તે માટે જે ઉપચાર કરવામાં આવે છે, તે ઉપચારને અંગ્રેજીમાં 'ડ્રેસીંગ' કહે છે. તે શબ્દનો ખરો અને જૂનો અર્થ વસ્ત્રપરિધાન એટલે કપડું લપેટવું એ થાય છે, પણ હાલના શાસ્ત્ર પ્રમાણે વ્રણને રૂઝવવા માટે તે ઉપર દવા, પ્રવાહિ કે કપડું જે કાંઇ લગાડવામાં આવે છે, તે સઘળાને ડ્રેસિંગ કહે છે, તેથી ગુજરાતી ભાષામાં આપણે તેને વ્રણચિકિત્સા એવું નામ આપી શકીએ.

ડ્રેસીંગનો મૂળ હેતુ જંતુઓને અને બીજા ઝેરી પદાર્થોને જખમમાં દાખલ થતા અટકાવવાનો છે. જો એ પ્રમાણે સાધારણ જખમોને બહારની હવા અને જંતુથી સંપૂર્ણ રીતે બચાવવામાં આવે, તો તેઓ કુદરતી રીતે રૂઝાવા લાગે છે. તોપણ જ્યારે જખમ માલૂમ પડે કે તરત તેમાં કાંઇ બાહ્યપદાર્થ દાખલ થઇ ગયો છે કે કેમ તેની તપાસ કરવાની જરૂર છે. તેમાંની કેટલાક પદાર્થ નરી આંખે દેખી શકાય તેવા હોય છે, અને કેટલાકને શોધવા માટે યંત્ર વાપરવાની જરૂર પડે છે. એ સઘળા પદાર્થને દૂર કરવા માટે જખમને ધોવાની અથવા યંત્ર લગાડવાની જરૂર પડે છે. જખમ જો તાજો હોય, કચરાએલો ન હોય, અગર તેમાંથી માંસ નીકળી ગયું ન હોય, તો તેને સાફ કર્યા પછી તેના ઉપરની ચામડીના છેડા પાસે પાસે લાવવા, અને તેને શાસ્ત્રીય રીતે ટેભા મારવા, અગર તો એડ્હીઝીવ પ્લાસ્ટરની પટી મારવી, અને તે ઉપર સ્વચ્છ પાટો બાંધવો જખમ જરા ઉંડો હોય, તો તેના ભાગોને બહુ દબાવીને બાંધવા નહિ, પણ જરા હલી શકે તેવી રીતે બાંધવા, એટલે તે ભાગોનો પ્રથમ સંયોગ સફલ થશે, અને જખમ રૂઝાવા લાગશે. એવા જખમને સુરેખજખમ કહે છે. જો એ પ્રમાણે તે ભાગોને એકઠા કરવાથી પરસ્પર પહેલો સંયોગ દૃઢ થાય નહિ, અને રૂઝ આવે નહિ, તો પછી બીજા પ્રયાસમાં ગ્રૅન્યુલેશન એટલે કણબંધનની રાહ જોવી પડે છે.

## પ્રાથમિક સંયોગથી ન રૂઝાતાં દ્વીતીય પ્રયાસથી કણબંધનની રીતે રૂઝાતા વ્રણ, અને તેની ચિકિત્સા.

૧. પિષ્ટ વ્રણ, એટલે છુંદાએલા જખમ, 'કન્ટયુઝન વુન્ડ.'

૨. સપૂય વ્રણ, એટલે પરૂ થતું હોય એવો જખમ, 'સુપ્યુરેટીંગ વુન્ડ.'

૩. ગુલિકા વ્રણ, એટલે ગોળી વાગ્યાનો જખમ, 'ગન-શૉટ વુન્ડ.'

આ ત્રણ જાતના વ્રણ પ્રાથમિક સમાગમે રૂઝાતા નથી. સુરેખ જખમમાં તો માત્ર ઉપરની ચામડીમાં કાપો પડેલો હોય છે, અને અંગ્રેજીમાં તે ઉપરથી તેને 'સુપર્ફીશ્યિલ ઇન્સાઇઝ્ડવુન્ડ' એટલે પૃષ્ટ ભેદી વ્રણ કહે છે. તે જેટલી સહેલાઇથી રૂઝાય છે, તેટલી સહેલાઇથી બીજા વ્રણ રૂઝાતા નથી, તેટલા માટે વ્રણોનું રક્ષણ કરવા, સ્વચ્છતા જાળવવા તથા દાહને શાંત પાડવા માટે જુદા જુદા પદાર્થો લગાડવાની જરૂર પડે છે તેમાં (૧) પોટીસ એટલે ઉષ્ણ ઉપનાહ, (૨) વૉટર ડ્રેસિંગ એટલે જલાર્દ્ર વસ્ત્ર પરિધાન, (૩) સીમ્પલ ઑઇન્ટમેન્ટ એટલે સાધારણ અનુલેપન, (૪) આલ્કોહોલ ડ્રેસિંગ એટલે મદ્યસારયુકત વસ્ત્ર પરિધાન, (૫) મેથડ ઑફ ડ્રેસિંગ વિથ ડ્રેઇનેજટ્યુબ એટલે નિર્ગમનનળિકાપ્રયોગ, (૬) એન્ટીસેપ્ટીક મેથડ જંતુનાશકદ્રવ્યપ્રયોગ એ ૭ ઉપાયો મુખ્ય છે. તે ઉપરાંત જખમને સુધારવા માટે શસ્ત્રોપચાર કરીને વ્રણવાળા ભાગની કોઈ વખત કાપ કુપ પણ કરવી પડે છે, અને તેને અંગ્રેજીમાં 'એમ્પ્યુટેશન' કહે છે.

### ૧. પોટીસ.

( Poultice—પોલ્ટીસ. )

૧. પોટીસ લગાડવાનો હેતુ વરમને શાંત પાડવાનો, દુખાવો કમી કરવાનો, સડતા ભાગને જુદો પાડવાનો તથા નવો સડો અટકાવવાનો છે. તેથી જ્યારે પોટીસ લગાડવાની જરૂર પડે, ત્યારે ત્યારે તે નિરંતર ગરમ ગરમ લગાડાય છે; તેનો પ્રયોગ કરતી વખતે જખમમાં લોટ કે કાંઇ પણ સડો કરે તેવી ચીજ બહારથી અંદર જવી જોઇએ નહિ. પોટીસ કેમ કરવી, અને વાપરવી, એ વિષય અગાડી આવી ગયો છે તે જુઓ.

### ૨. પાણીવાળું ડ્રેસિંગ.

( Water dressing-વૉટર ડ્રેસીંગ. )

વૉટર ડ્રેસીંગ એટલે સ્વચ્છ થંડા પાણીવાળું અગર બરફવાળું કપડું મુકવાનો હેતુ પણ દાહને શાંત પાડવાનો છે. તેથી લોહી વહેતું પણ બંધ થાય છે. તે કપડું મુકીને તેની ઉપર મીણવાળું રેશમી કપડું, મીણીઓ કાગળ, અગર રબરનો કકડો મુકીને પાટો બંધાય છે, જેથી અંદર જંતુઓ જવા પામે નહિ, અને પાણી સુકાઇ જાય નહિ.

કેટલીક વખત 'સ્વચ્છ પાણીને બદલે' જંતુ નાશક દવાવાળા પાણીમાં કપડું બોળીને મુકાય છે, અને પછી ઉપર કહ્યા પ્રમાણે પાટો બંધાય છે, ક્રીઓલીન લોશન ( ½ થી ૧ ટકાવાળું ), બીબીઝ લોશન, કાર્બોલીક લોશન, ઝીંકલોશન, લેડલોશન, બોરિક લોશન, આર્નિકા લોશન, ટાર્ટરો-એસેટેટ ઑફ એલ્યુમીનીઅમનું લોશન કેલેન્ડયુલાનું લોશન ઇત્યાદિ લોશનો વપરાય છે. આ રીતને લોશન ડ્રેસીંગ કહે છે. વળી થંડા લોશનને બદલે અને પોટીસથી ગરમી આપવાને બદલે માત્ર સાદા પાણીને ગરમ કરીને તેમાં કપડાં બોળીને વારંવાર મુકવાથી પણ સોજો બેસે છે, અને જખમ રૂઝાવા લાગે છે. બધા દરદીને તે ઉપાય માફક આવે કે કેમ તે અજમાયશ વિના કહી શકાતું નથી.

### ૩. સાદી મલમ પટ્ટી-સ્નિગ્ધલેપનપ્રયોગ.

( Ointment-ઓઇન્ટમેન્ટ ).

સીમ્પલ ઑઇન્ટમેન્ટ એટલે સાધારણ મલમ મીણ, ચરબી અને બદામના તેલનો બનાવીને લગાડાય છે. તે મલમમાં કેટલીક વખત દવાઓ મેળવવામાં આવે છે, અને તેને 'મેડીકેટેડ ઑઇન્ટમેન્ટ' કહે છે, અગર દવાનું નામ તેને લગાડવામાં આવે છે. કાર્બોલિક તેલ, અને આયોડોફોર્મ, એટલે દવા સાધારણ ઉપયોગમાં આવે છે, અને તેના મિશ્રણથી કાર્બોલિક ઑનઇન્ટમેન્ટ અને આયોડોફોર્મ ઓનઈન્ટમેન્ટ એવું નામ અપાય છે.

### ૪. મદ્યાર્ક પ્રયોગ.

( Alcohol dressing-આલ્કોહોલ ડ્રેસિગ )

દારૂના સત્વ-આલ્કોહોલનો ઉપયોગ ડ્રેસીંગના કામમાં સૌથી પહેલો પ્રોફેસર નિલેટને કર્યો જણાય છે. પાઇમ્યા થતો અટકાવવાને તેણે જે પ્રયોગો કર્યા, તેના એક પરિણામ રૂપે તેણે આ ડ્રેસીંગનો શોધ કર્યો, અને તે પછી ઘણા સર્જનોએ તે વાપરીને અનુમોદન આપ્યું છે. લીંટ નામનું કપડું-ખાસ વસ્ત્ર-તૈયાર આવે છે, તેનો કકડો લઇને આલ્કોહોલમાં બોળી રાખવામાં આવે છે, અને પછી જ્યાં જરૂર પડે ત્યાં તે કકડો મુકી રખાય છે, અથવા મુકીને તે ઉપર પાટો બંધાય છે; ચાંદા પડેલા વ્રણને ધોવા માટે પણ કેટલાક આલ્કોહોલ વાપરે છે; સઘળી જાતના વ્રણમાં તે એક સરખો ફાયદો આપતો નથી. તેના ઉપયોગથી વરમના ચિન્હો નરમ પડે છે, અને સડો વધતો અટકે છે તે તેનો મોટો ફાયદો છે. પણ જ્યારે પરૂ નીકળવું શરૂ હોય છે, ત્યારે તે દવાથી નવાં કણને બંધાતાં ઢીલ થાય છે.

### ૫. ડ્રેઇનેજ ટયુબવાળું ડ્રેસિંગ.

( Dressing with the drainage tube )

આ ડ્રેસીંગ ઉંડા અને મોટા જખમોને માટે છે. જખમની અંદર રબરની ડ્રેઇનેજટયુબ નામની એક કે વધારે નળી મુકીને બાકીનો જખમનો ભાગ દોરાથી અને પીનોથી એવી રીતે સીવી લેવામાં આવે છે, કે તે નળીઓ તેમાં સજડ રહે છે, અને આસપાસની જગ્યામાં પવન કે ધૂળ કાંઈ જઈ શકે નહિ તે માટે કપડું વીટીં રખાય છે. તે નળી મારફતે અંદરથી લોહી, રસી, પરૂ વગેરે બહાર નીકળી જઇ શકે છે, અને તળીએથી માંસનો ભાગ રૂઝાવા લાગે છે. ઉપરની ચામડીમાં ભરવેલી પીનો બે ત્રણ દિવસે પોચી પાડીને, તથા જરૂર પડે તો ઉંડેના ટેભા જરા નરમ પાડીને અંદર જખમની શી હાલત છે તે જોવાય છે, દવા લગાડાય છે, સાફ કરવા જેવા ભાગો સાફ થાય છે, અને ફરીને પીનો ગોઠવી દેવાય છે. આ રીતને ઑર્ડો ડ્રેસીંગ પણ કહે છે.

### ૬. જંતુ નાશક દ્રવ્ય પ્રયોગ.

(The Antiseptic Method-ધિ એન્ટીસેપ્ટીક મેથડ)

આ રીત પહેલ વહેલી પ્રોફેસર જોસફ લીસ્ટરે શોધી કાઢેલી છે, પણ તે પછી તેમાં ઘણા સુધારા થયા છે. તે રીતનો મૂળ હેતુ (૧) જંતુઓને જખમથી દુર રાખવાનો (૨) તેમાં દાખલ થઈ ગયેલા જંતુઓનો નાશ કરવાનો છે, તથા (૩) જખમમાંથી નીકળતી રસી પરૂ વગેરેના ઝેરનો નાશ કરવાનો છે. આ કારણથી ઝીંકક્લોરાઇડ, બોરીક આસીડ આયોડોફોર્મ, કાર્બોલિક આસીડના લોશન, તેના ઓઇન્ટમેન્ટ, વગેરે વપરાય છે. તે સિવાય જખ-

અની ઉપર કાર્બોલિકના પ્રવાહિની વરાળ લાંબા વખત સુધી છંટાયા કરે તેવાં યંત્રો વાપરવામાં આવે છે, તે યંત્રોને 'સ્ટીમ સ્પ્રે ઓટોમાઈઝર્સ' કહે છે. તેજુદી જુદી બનાવટનાં હોય છે. તે વડે દવાની વરાળ જોરથી જખમ ઉપર ફુંકાયા કરે છે, એટલે કોઇ જંતુ જખમ આગળ ટકી શકતાં નથી. આ યંત્રમાં કાર્બોલિક આસીડનું પ્રવાહિ ૧ ને ૪૦ કે ૧ ને ૩૦ ના પ્રમાણમાં તૈયાર કરેલું વપરાય છે. શસ્ત્રોપચાર કરતી વખતે કોઇ કોઇ શસ્ત્ર વેદ્યો તેનો ઉપયોગ કરે છે, અને કોઇ જખમ રૂઝવવાને માટે તેની ભલામણ કરે છે.

### વ્રણવસ્ત્ર–ડ્રેસીંગનું કપડું.

(The varieties of gauze and lint)

જે કપડું જખમવાળા ભાગની ઉપર મુકવામાં આવે છે, તેમાં મુખ્ય ત્રણ ગુણ હોવા જોઇએ. (૧) તે જંતુ નાશક હોવું જોઇએ. (૨) જખમની સાથે ઘસાય નહિ, તેમજ બીજી કોઇ રીતે તેમાં ક્ષોભ કરે નહિ તેવું હોવું જોઇએ. (૩) જખમમાંથી લોહી પરૂ રસી વગેરે નીકળે તેને ચૂસી શકે તેવું જોઇએ. આ કારણથી તેને માટે ખાસ કપડું તૈયાર કરવામાં આવે છે, અને તે કપડુંજ જખમની ઉપર મુકાય છે. તેવા કપડાને ગૅાઝ, લીન્ટ વગેરે નામ અપાય છે, અને તેમની બનાવટમાં થોડો થોડો ફેર હોય છે. તે ગૅાઝના કપડાને જુદી જુદી જંતુનાશક દવાનો પટ લગાડગો હોય છે અને તે ઉપરથી તેમનાં નામ પડયાં હોય છે, જેવાં કે (૧) કાર્બોલિક ગૅાઝ, (૨) યુકેલિપ્ટસ ગૅાઝ, (૩) આયૅાડૉફૉર્મ ગૅાઝ, (૪) ઍલેમ્બ્રૉથ ગૅાઝ, (૫) સાઇનાઇડ ગૅાઝ, (૬) ઝીંક ગૅાઝ, (૭) સ્ટરીલાઇઝડગૅાઝ, (દવા વિના ઉષ્ણુતાના પ્રયોગથી જંતુહીન કરેલું ગૅાઝ) વગેરે. એ સિવાય માત્ર બોરીકના પટ વાળા કપડાને બોરિક લીન્ટ કહે છે, અને સાધારણુ વ્રણના ઉપચારમાં તે પુષ્કળ વપરાય છે. તે સિવાય સ્ટરીલાઇઝડ કૉટન, અને વુલ પણુ તૈયાર આવે છ, તે સાધારણુ રૂ અને ઊનના કરતાં ઘણાં સ્વચ્છ અને સારાં હોય છે. થોડુંક લીન્ટ તો લગભગ દરેક ઘરમાં હોવું જોઇએ, જેથી અકસ્માત વખતે તુરત કામમાં લાગે. ઘરના મેલા કુચા તો બીલકુલ વાપરવા લાયક હોતા નથી.

---

## રક્તસ્રાવ, અને તેને બંધ કરવાના ઇલાજ.

( Hœmorrhage and its remedies )

રક્તસ્રાવ, અને જખમનો વિષય નાનારૂપમાં અમે આગળ આપ્યો છે, પણુ તેનો શસ્ત્રવિદ્યામાં સમાવેશ થાય એવો કેટલોક વિષય અત્રે અમે આ પીએ છીએ. જ્યારે કોઈ જખમમાંથી અતિશય લોહી વહેવા લાગે, ત્યારે શું કરવું એ સવાલ થઇ પડે છે. સાધારણુ ઇલાજ તરીકે ખાવામાં ફેરમફોસ અને કેલીફોસ, તથા માત્ર લગાડવામાં કેલેન્ડયુલા લોશન બસ થાય છે. ફેરમફોસ દાબવાથી પણુ સાધારણુ જખમનું લોહી બંધ થાય છે.

### બાહ્યોપચાર.

મોટા જખમમાં, અને ભારે રક્તસ્રાવમાં ઉપરા ઉપરી રક્તસ્તંભક દવાઓ લગાડવી, પાટા બાંધવા, લીંટ લગાડવા ઈત્યાદિથી કેટલીક વખત રક્તસ્રાવ બિલકુલ બંધ થતો નથી, તેનું એક સમજવા લાયક કારણુ એ છે કે જખમમાંથી વહેતું **લોહી બંધ થવા માટે એક ઉત્તમ ઉપાય એ છે કે તેને જરા હવા લાગવા દેવી.**

હવાના સ્પર્શથી લોહીમાં જામી જવાનો ગુણુ આવે છે. ઘણા શસ્ત્રવૈદ્યોએ પણુ એ ઉપરથી એવો નિયમ કર્યો છે, કે જખમને તુરતજ ડ્રેસીંગ કરવું નહિ, પણુ તેને જરાવાર હવા લાગે, અને લોહી જરા જામે તે પછી ડ્રેસીંગ કરવું. લોહી નીકળતું હોય, ત્યાં સુધી તેની ઉપર પાટો બાંધવાથી ફાયદાને બદલે નુકસાન થાય છે.

**૧. શીતતા** (Cold):—બરફ, બરફનું પાણી, અગર બરફના કકડાથી ભરેલી રબરની થેલીઓ રક્ત સ્રાવ બંધ કરવાને માટે બહુ ઉપયોગી છે. ઉંડેથી લોહી આવતું હોય, તો સ્વચ્છ બરફના પાણીની પિચકારી પણુ વપરાય છે. પ્રો. રીચર્ડસન ઇથરના ફુવારાથી થંડી ઉત્પન્ન કરીને પણું રક્તસ્રાવ બંધ કરવાની ભલામણુ કરે છે.

૨. ઉષ્ણુતા–(Heat):—જેમ થંડીથી રક્ત પ્રવાહ બંધ થાય છે, તેમ ગરમીથી પણુ બંધ થાય છે. થંડી લગાડવાથી કોઇ વખત દર્દીને આઘાત–શૅાક–લાગે છે, પણુ ગરમીથી તેમ થતું નથી.

૧૨૦° ફેરેન્હાઇટની ગરમીવાળું પાણી તે માટે યોગ્ય છે. પાણીમાં મીઠું નાખીને તે ઘણુંજ ગરમ

કર્યું હોય, તો તે વધારે ફાયદાકારક છે. કેટલાક ડાક્ટરો અડધી મીનીટ જેટલો વખત પાણીની સ્ટીમ લગાડીને લોહી બંધ કરે છે. અસલ કડકડતા તેલના ચબકા દઇને લોહી બંધ કરતા, અને હજી પણ ગામડામાં કેટલાક લોક એ ઉપાય કરે છે, અને તેથી લોહી બંધ થાય છે.

૩. **દંભન**—( Cauterization ) લોઢાના ખીલાને અગર તેવા કોઇ હથિયારને લાલચોળ ગરમ કરીને વહેતી ધમની ઉપર લગાડવાથી લોહી બંધ થઇ જાય છે. લોહી બંધ કરવાની આ એક ઘણી જુના વખતની રીત છે. લોઢાના ખીલાને બદલે સીસાનો રસ અને ત્રાંબાનો રસ વપરાયાના ક્રૂર દાખલા પણ મળે છે; પણ તેથી બધી વખત લોહીબંધ થતું નથી કેટલીક વખત ચામડી વધારે બળી જવાથી ઉલટું નુકશાન થાય છે, અને રકતસ્રાવ પણ વધારે ચાલે છે, તોપણ જો કોઇવાર જરૂર પડે, તો હાલમાં માત્ર થોડું એક લાલ થયેલું લોઢું માત્ર વહેતી ધમનીને અડાડવામાં આવે છે, એટલે રૂધિર બંધ થાય છે. આ સિવાય દંભનને માટે ગૅલ્વેનોકૉટરી અને થર્મોકૉટરીના યંત્રો આવે છે તે વધારે સલામતીવાળાં અને ફાયદાકારક છે. અગાઉ કેટલાક વખત સુધી **કયાસ્ટિક** એટલે નાઇટ્રેટ ઓફ સીલ્વરની સળી આવે છે, તે લગાડીને પણ રકતસ્રાવ બંધ કરવામાં આવતો, અને હજી પણ કોઇ કોઇવાર તેનો ઉપયોગ કરવામાં આવે છે. દંભનને અંગ્રેજીમાં '**કૉટરાઈઝેશન**' કહે છે.

**૪. ધમનીપીડન અને ધમનીકુંચન** ( Forcipressure & Tortion )—કોઇ પણ રકતવાહીનીમાંથી લોહીની ધાર ઉડતી હોય, તેને **આર્ટરી ફૉર્સેપ્સ** નામના ચીમટાથી દાબી રાખવાથી તથા ચીમટાવડે પકડીને પાંચ સાત તેને આમળા દઇને થોડીવાર પકડી રાખવાથી પણ તેનું મોઢું આપો આપ બંધ થઇ જાય છે. શસ્ત્રોપચાર વખતે આવા નાના મોટા ચીમટા તૈયાર રાખવામાં આવે છે, અને જે જે ધમનીમાંથી સેડ ઉડે, તેને પકડીને વળ દેવામાં આવે છે. આ ક્રિયાને અંગ્રેજીમાં '**ટૉર્શન**' કહે છે, અને માત્ર ચીમટાથી દાબવાની ક્રિયાને '**ફૉર્સીપ્રેસ્યર**' કહે છે.

**૫. ધમનીબંધન** (Ligature):—ધોરી નસમાંથી લોહી વહેતું હોય, તે અટકાવવાને માટે ધોરી નસને મજબૂત દોરીથી બાંધી લેવામાં આવે છે. એ ક્રિયાને અંગ્રેજીમાં '**લિગેચર**' કહે છે. લિગેચરને માટે 'કૅટગટ' નામની દોરી તૈયાર આવે છે તે ઉત્તમ છે. જે ધોરી નસોને માત્ર ચીમટા વડે વળ દીધો હોય છે, તે ધોરી નસોનાં મોઢાં બે ત્રણ દિવસે કોઇવાર ખુલી જાય છે, અને ફરીથી લોહી વહેવા લાગે છે; પણ જો તેને કૅટગટથી બાંધી હોય તો પછી કદી લોહી નીકળી શકતું નથી.

ધમનીબંધન વખતે પાળવાના નિયમો.

૧. જે ધમની બાંધવી હોય, તેને ફરતો દોરો જઇ શકે એટલી આગળ ખેંચો.

૨. બંધનની ગાંઠને એવી રીતે ખેંચો કે જેથી ધમનીના અંદરનાં પડ તુટે, પરંતુ ઉપરના પડ અખંડિત રહે.

૩. ધમનીમાંથી લોહી બંધ થઇ ગયું હોય, અને ધમની જખમમાં દબાઇ ગઇ હોય, તો જાણીજોઇને તેને ખેંચવી નહિ.

૪. જો જુના જખમમાંથી ફરીથી લોહી નીકળે, તો તે વહેતી ધમનીને શોધીને તેનું બંધન કરવું.

૫. ધમનીને બાંધ્યા પછી વારંવાર તેને બાંધછોડ કરવી નહિ, દોરાનો એક છેડો ટુંકો કાપી નાખવો, અને બીજો છેડો લાંબો રાખવો, તે ચારપાંચ દિવસે ખેંચવો, એટલે બંધન છૂટી જશે. જો ત્રણચાર દિવસે પોતાની મેળેજ બંધન છૂટી જાય તો વધારે સારૂં.

૬. ધમનીની પાસેજ તેની કોઇ મોટી શાખા પડતી હોય, અને તે ધમની અથવા તેની આસપાસની ધમની બગડવાથી ફૂલી ગઈ હોય, ( કે જેને 'એન્યુરીઝમ' કહે છે ) તો તે શાખાના મૂળ પાસે બંધન બાંધવું નહિ.

૬. **સંઘટ્ટન** ( Direct pressure ):—ધમનીની આસપાસના ભાગમાં દબાણ થવાથી પણ ધમનીપરથી વહેતું લોહી બંધ થઇ જાય છે. સાધારણ રીતે જ્યાં હાડકા જેવા કાંઇ કઠણ ભાગ હોય છે, ત્યાં તેની સાથે આંગળીવડે અંગુઠાવડે પાટાવડે કે ગાદીવાળા પાટાવડે દબાણ કરાય છે, એટલે વચમાં ધમની પણ દબાય છે, તેથી રકતસ્રાવ બંધ રહે છે. આવા દબાણને અંગ્રેજીમાં '**ડાયરેક્ટ પ્રેસ્યર**' કહે છે.

વળી કેટલોક વખત લોહી નીકળતા આખા અવયવને ફરતો પાટો બાંધીને તેમાં લોઢાનો સળીઓ અથવા લાકડાનો મજબૂત કડકો મુકીને પાટાને

આમળો દેવાથી પણ અવયવ ઉપર ઘણું દબાણ થાય છે, એટલે રૂધિર બીલકુલ ચાલી શકતું નથી. પેટ ઉપર તેમજ બીજા અવયવો ઉપર આવું દબાણ કરવાને લોઢાનાં યંત્ર આવે છે. તેને 'ટુર્નીકેટ' કહે છે. હાથ પગ જેવા મોટા અવયવમાં વાઢ કાપ કરવી હોય ત્યારે રબરની નળીના પટ્ટા આવે છે (જેને એસ્માર્ક બૅન્ડેજ—Esmarch's Bandage કહે છે, તેની અંદર લોઢાની સાંકળ હોય છે, તે ખેંચીને સામે હુક ભરવી દેવાય છે, તેથી ઘણું મજબૂત બંધન રહે છે) તે બાંધ્યા પછી અંગછેદન કરવામાં આવે છે તોપણ લોહી નીકળતું નથી.

૭. **સૂચિબંધન** (Acupressure):—આ રીત પહેલવેહેલી પ્રો. સીમ્પસને ૧૮૫૯ માં જાહેરમાં આણી છે. તેમાં કાચના માથાની પીનો તથા અમુક જાતની સોયો વપરાય છે. તે પીનોને અથવા સોયોનેજ વહેતી ધમનીની પાસેના માંસમાં ભરવી દેવામાં આવે છે, તે એવી રીતે કે ધમનીના ઉપર દબાણ થાય એટલે તેમાંથી નીકળતું લોહી બંધ થાય, અથવા તો પીન કે સોય વહેતી નસની પાસે માંસમાં ભરાવ્યા પછી તે ધમનીને પીનની સાથે વાળાવડે એવી રીતે બાંધવામાં આવે છે કે લોહી વહેતું બંધ થઇ જાય છે. પીનોને એક બે દિવસ પછી કાઢી લેવામાં આવે છે આવી પીનો વાપરવાની આ બે મુખ્ય રીતો છે. તે સિવાય જરૂર પડે બીજી રીતો પણ વપરાય છે.આ રીતને અંગ્રેજીમાં 'એકુપ્રેસર' કહે છે.

૮. **અવયવનું દ્રઢનમન** (over or forced flexion):—કેટલીક વખત હાથ પગ જેવા અવયવને મજબુત રીતે વાળી રાખવાથી, પણ રક્તસ્રાવ બંધ પડે છે. લોહીને બંધ કરવાની આ એક ઘણી સહેલી અને તાત્કાળિક રીત છે. પ્રકોષ્ટ એટલે કોણી ની નીચેના હાથના ભાગને ભુજા તરફ વાળવાથી લોહીની ગતિ પ્રકોષ્ટમાં મંદ પડી જાય છે; વળી જો કોણી પાસેના અંદરના ભાગમાં રૂમાલનો ડુચો મુકીને બાવડા તરફ હાથને વાળીને તથા હથેળી આંગળા વગેરે ભાગ ખભા તરફ દબાવીને એ આખા અવયવને બીજા રૂમાલ વડે દાબી રાખવા માં આવે, તો હાથનાં નીચેના ભાગમાં વહેતું લોહી તદન બંધ થઈ જાય છે. તેવીજ રીતે પગની બાબતમાં પણ કરી શકાય છે. સાથળને પેટ ઉપર લાવવા, પછી ઘુંટણની પછવાડે લુગડાની ગાદી મુકવી, અને ઘુંટણની નીચેના પગને સાથળ ઉપર મજબુત રીતે વાળી દેવો, અને જરૂર પડે તો બાંધી દેવો, એટલે તુરત લોહી બંધ થઇ જાય છે, આવી જાતનું દ્રઢનમન ડાકટરી મદદ આવી પહોંચે ત્યાં સુધી રાખવાથી ઘણો લાભ થાય છે. તેવી સ્થિતિ વધારે વખત સુધી રાખવાથી દર્દીને દુખ થાય છે. તેથી તે સ્થિતિ લાંબા વખત સુધી રાખી શકાતી નથી. હાથ પગનું લોહી બીજી કોઈ રીતે બંધ પડતું નથી, ત્યારે ડાકટરોને પણ આ ઉપાય લેવાની જરૂર પડે છે. વળી જે ભાગમાંથી લોહી પડતું હોય તે ભાગને નીચો નહિ રાખતાં ઉંચો રાખવાથી પણ લોહી ઓછું વહે છે, એ નિયમ સહેલાઇથી સમજાય તેવો છે, અને જરૂર પડે, ત્યારે તે નિયમનો પણ લાભ લેવા ચુકવું નહિ. ગર્ભાશયમાંથી બહુ લોહી વહેતું હોય, તો કમ્મરનો ભાગ ઉંચો રાખીને છાતી મસ્તક વગેરે ભાગ નીચા રાખવા એટલે લોહી ઓછું વહેશે અને સ્ત્રી બેભાન થશે નહિ.

૯. **રક્તસ્તંભક દવાઓ** (Styptics):—કેટલીક દવાઓમાં લોહીને બંધ કરવાનો ગુણ હોય છે, તેવી દવાઓને અંગ્રેજીમાં 'સ્ટીપ્ટીક્સ' કહે છે. તેમાંની કેટલીએક અત્રે આપી છે.

૧. **ફટકડી**:—આ દવા સહેલાઇથી મળી શકે તેવી છે. બજારમાં વેચાતી ફટકડીને ફુલાવીને તેનો ભુકો, અગર તેના ભુકાને પાણીમાં ગાળીને પછી વપરાય છે. કોઇ વખત એલોપેથિક ડાકટરો તેનો ભુકો ખાવાને માટે આપે છે, અને ખાવાથી પણ તે અંદરના રક્ત પ્રવાહને બંધ કરે છે.

૨. **માયાંના સત્વો**:—બજારમાં માયફળ અથવા માયાં નામના સોપારી જેવાં ફળો સુકાઈ ગયેલાં વેચાય છે. તેમાં ગ્રાહી ગુણ ઘણો હોય છે. તેની અંદરથી ટાનીક આસીડ, અને ગાલીક આસીડ એવાં બે ખાટાં અને તુરાં સત્વો કાઢવામાં આવે છે. બહારથી ભુકી રૂપે અગર પાણીમાં મેળવીને લગાડાય છે. અંદરના રક્ત પ્રવાહ અટકાવવા માટે પણ એલોપેથિક ડાકટરો તેનો ઉપયોગ કરે છે.

વળી ફટકડીનો ભુકો અને ટાનીક આસીડ બન્ને એકત્ર કરીને પણ બહારથી લલાડાય છે.

૩. **આલ્કોહોલ અને ટર્પેન્ટાઇન**:—આલ્કોહોલ અને લોકો જેને ટરપીટન તેલ કહે છે, તે બન્ને માં રક્ત સ્થંભક ગુણ છે. વળી તેઓ કેટલેક દરજ્જે જંતુનાશક પણ છે.

૪. એસેટીકઆસીડ, અથવા વાઇનગર :— આ ખટાસવાળી ચીજ પણ કેટલેક દરજ્જે રક્તસ્થંભક છે.

૫. સલ્ફેટ ઑફ્ કૉપર:—તેનું ગુજરાતી નામ મોરથુથુ છે. ત્વચામાંથી થોડું ઘણું લોહી નીકળતું હોય, તે બંધ કરવા માટે આ દવા બહુકામની છે. એક વખત તેની ભૂકી દાબી એટલે જરા બળશે ખરૂં, પણ પછી જખમ હોય, કે ચાંદુ હોય પણ તે તદ્દન રૂઝાઇ જશે. મોરથુથુ એક જાતને ત્રાંબાનો ક્ષાર છે. તેનો ગુણ દાહક, રોપણ અને જંતુનાશક છે.

લીકર ફેરીપરક્લોરાઇડ:—લોહની ઔષધિઓમાં રક્તસ્તંભક ગુણ છે. આ દવા લોહની બનાવટ છે, અને તે બહારથી લગાડાય છે. એલોપેથિમાં ટીંકચર ફેરી પરક્લોરાઇડ અંદરના રક્તસ્રાવને બંધ કરવાને માટે પીવા અપાય છે. કેટલાક ડાકટરો બહારથી લીકર ફેરી પર સલ્ફેટ લગાડવાની ભલામણ કરે છે. આ દવાથી કપડાં બગડે છે, માટે સંભાળથી વાપરવાની જરૂર છે.

કોલોડીઅન:—કોલોડીઅનમાં લીન્ટનો કકડો બોળીને જખમ ઉપર મુકવાથી લોહી બંધ થાય છે અને રૂઝ જલદી આવે છે.

સ્ટીપ્ટીક કોલોઇડ:—ઇથરમાં ટાનીન અને કોલોડીઅનવાળા એકાદ પદાર્થને ઉમેરીને આ દવા બનાવવામાં આવે છે. જ્યારે તે લગાડાય છે, ત્યારે ઇથર ઉડવા લાગે છે એટલે ટાનીનઅને રૂ જેવો પદાર્થ ચામડીને ચોટી રહે છે, તેથી નાના જખમો બહુ સારી રીતે રૂઝાય છે.

ટીંકચર હેમેમેલીસ:—આ દવાનો ૧ ડ્રામ એક આઉંસ પાણીમાં મેળવીને જખમ ઉપર લગાડવાથી પણ લોહી બંધ પડે છે. એલોપથિમાં આ દવા લોહી બંધ કરવા માટે પીવાને પણ અપાય છે.

એ સિવાય લોબાનનાં ફુલ, જસતનાં ફુલ ( ઝીંકસીસલ્ફ ), કાથો, દાડમની છાલ, ચાકનો ભુકો બાવળની છાલ, ધાવડીનાં ફુલ, મોચરસ, અર્ગટ રહૅટની વગેરેમાં રક્ત સ્તંભક ગુણ હોય છે, અને બીજી વસ્તુના અભાવે તેમનો ઉપયોગ થઇ શકે છે, નાના જખમમાં કાથાનો અને ચાકનો ભુકો તાત્કાલિક ઇલાજ માટે સારો છે. પણ તે ફેરમ ફ્રાસની ભુકી જેવો સલામતીવાળો નથી.

ત્વચામાં દવાની પિચકારી મારીને લોહી બંધ કરવાની રીત.—

સીક્લેકોર્નુટમના પ્રવાહિ સત્વનાં દશ ટીપાંની ત્વચામાં પિચકારી મારવાથી શરીરના અંદરના અવયવોમાંથી થતો રક્તસ્રાવ બંધ થાય છે, કેટલાક કેસોમાં અર્ગટના સત્વની પિચકારી તેવીજ રીતે મારવાથી ફાયદો થાય છે.

---

## ફસ ખોલીને લોહી ચઢાવવાની ક્રિયા. રક્તસંક્રામણ.

( Transfusion of blood—ટ્રાન્સ્ફ્યુઝન ઑફ્ બ્લડ. )

લોહી વહેતું બંધ કરવા માટે અને દર્દીને મોતમાંથી બચાવવા માટે જે અનેક ઉપાયો શોધાયા છે, તેમાંનો આ એક ઉપાય ઘણા જુના વખતનો છે. તેમાં દર્દીની શિરા અગર ધમની ખોલીને બીજા સાજા માણુસની ધમનીમાંથી લોહી યંત્રવડે દાખલ કરવામાં આવે છે, તેની બે જુદી જુદી રીતો છે.

૧. તન્દુરસ્ત માણસનું ધોરી નસનું લોહી કાઢીને તેમાંથી ફિબ્રિન કાઢી લઇને પછી દર્દીની શિરામાં તેવી જ હાલતમાં, અગર તો મીઠાના પ્રવાહિ (સેલાઇન સોલ્યુશન ) સાથે મિશ્ર કરીને દાખલ કરાય છે. આ રીતને 'ઇન્ડાયરેક્ટ ટ્રાન્સ્ફ્યુઝન' કહે છે.

૨. તન્દુરસ્ત માણસની શિરામાંથી કાળું લોહી દર્દીની શિરામાં પરબાર્યું ચઢાવાય છે. આ રીતને 'ડાયરેક્ટ ટ્રાન્સ્ફ્યુઝન' કહે છે.

એ બન્ને ક્રિયા અમુક યંત્રોની મદદ વડે કરવામાં આવે છે. અને તે અનુભવી ડાક્ટર સિવાય બીજાએ કરવા જેવી નથી.

---

## શિરાને ખોલીને મીઠા વગેરેનો પ્રવાહિ ચઢાવવાની રીત. પ્રવાહિનિક્ષેપણ.

( Infusion of solutions—ઇન્ફ્યુઝન ઑફ્ સોલ્યુશન્સ. )

ઉપર લખેલા લોહી ચઢાવવાના પ્રયોગો કરવાથી ડાકટરોને એવો અનુભવ થયો કે રક્તસ્રાવ થતો હોય તેવા દર્દીને બચાવવા માટે તથા લોહી બંધ કરવા માટે જે પદાર્થની જરૂર છે, તે માત્ર સારા

માણસનું લોહી નથી, પરંતુ કમી થયેલા લોહીની જગ્યા પુરનાર કોઇ અનુકુળ પ્રવાહિ છે. કેટલાક સર્જનોએ દુધ ચઢાવવાના પ્રયોગો કરી જોયા છે, પણ તેમાં જોઇએ તેવી ફતેહ મળી નથી. ત્યાર પછી મીઠા ( સોડીઅમ ક્લોરાઇડ ) ના પ્રવાહિને પીચકારી વડે દર્દીની શિરામાં ચઢાવવાના પ્રયોગ કરવામાં આવ્યા, અને તે સારી રીતે ફતેહમંદ નીવડયા છે.

આ ઉપાય કરવા માટે જે પ્રવાહિ વપરાય છે, તે ગરમ કરીને નિર્દોષ ( સ્ટરીલાઇઝડ ) કરેલા પાણીના ૧ પીન્ટમાં ૧ ડ્રામ કાંઇપણ મેલ વિનાનું ચોકખું નિમક મેળવીને તૈયાર કરાય છે, અને તે પ્રવાહિ ૧૦૫° થી ૧૧૦° ફેરનહાઇટ ગરમ હોય, ત્યારે દર્દીની શિરામાં દાખલ કરવામાં આવે છે. તેને દાખલ કરવાના યંત્રને 'કેન્યુલા' કહે છે. તે કાચની અગર ધાતુની એક નાની નળી હોય છે, તેને એક છેડે 'કૉક' હોય છે, અને બીજે છેડે ચાંચ જેવી વળેલી અણી અને તે અણીની પાસે જરા દડાની માફક ફુલેલો ભાગ હોય છે. કૉકવાળી બાજુએથી રબરની નળી લગાડાય છે. કેન્યુલાનો અણીવાળો ભાગ દર્દીની શિરામાં દાખલ થાય છે. કેન્યુલા રબરની નળી વગેરે જે જે વસ્તુઓ આ ઉપચારમાં લેવામાં આવે છે, તેને તેજ વખતે ગરમ પાણીમાં ઉકાળીને અથવા કાર્બોલિક લોશનવડે સારી રીતે સાફ કરવામાં આવે છે, અને પછીજ વપરાય છે. સાધારણ કેસોમાં ૪ થી ૫ પીન્ટ જેટલું મીઠાનું પાણી આ રીતે શરીરમાં દાખલ કરવામાં આવે છે. કોઇ વખત થોડી થોડીવારે એ પ્રમાણે ફરીને પાણી ચઢાવવાની જરૂર પડે છે. આ ક્રિયા આટલું વાંચીને કરવા જેવી નથી. અમે માત્ર થોડી સમજવા જેટલીજ હકીકત આપી છે. પ્રયોગ કરનારને ઘણું વધારે જાણવાની જરૂર છે, જે માત્ર ડાકટરો પાસે રહીને કામ કરવાથી માલૂમ પડે છે. લોહી અગર પ્રવાહિ યંત્ર મારફતે ચઢાવવાની જરૂર પડે છે, તેવી સ્થિતિઓ.

૧. લાંબા વખતથી રકતસ્રાવ ચાલ્યા કરતો હોય, અને તેવા રકતસ્રાવને લીધે નબળાઇ આવી ગઈ હોય.

૨. જખમમાંથી ઘણું પરૂ અથવા ઘણી રસી વહેતી હોય, અને તેથી નબળાઇ આવી ગઇ હોય.

૩. સેપ્ટીસીમીઆ, પાયમીઆ કે એવો કોઇ લોહી વિકાર થયો હોય, અને તેથી લોહી પોષણ આપવા લાયક રહ્યું ન હોય.

૪. લોહીમાંથી ફિબ્રીન ખૂટી ગયું હોય, કે તંતુ જાળ-ટીસ્યુ-બગડી ગઈ હોય, અથવા ઘસાઇને નાશ પામી હોય,

૫. કોલેરા જેવા કોઇ સખ્ત વ્યાધિથી, અથવા ભૂખમરાથી શરીરમાં જુદા જુદા રસો તથા લોહી તદ્દન કમી થઇ ગયાં હોય.

ખાસ કરીને આ પાંચ સંજોગોમાં લોહી ચઢાવવાની જરૂર પડે છે.

---

## સ્થાનિક નિર્જીવતા, અને પ્રસરતો અંગ વિકાર.

( Gangrene ગૅન્ગ્રીન. )

કેટલીક વખત જખમ સુધરવાને બદલે બગડતો જાય છે, અને તે એટલો બધો બગડે છે, કે તેને લીધે માંસનો લોચો નિર્જીવ થઇ જાય છે, તથા સડે છે, એવા માંસના લોચાને 'સ્લફ' કહે છે, પણ જ્યારે તેની સાથે હાડકાં અને આસપાસનો વધારેને વધારે ભાગ એક સરખી રીતે ક્રમે ક્રમે નિર્જીવ થતો જાય છે, ત્યારે તેને ગૅન્ગ્રીન એટલે સ્થાનિક નિર્જીવતા કહે છે.

**કારણો:**—(૧) છૂંદાએલો જખમ એ સ્થાનિક નિર્જીવતાનું એક મુખ્ય કારણ છે. અસ્થિભંગકે મૂઢ મારમાં સારવારબરાબર ન થઇ હોય, તોપણ ગ્રેન્ગ્રીન થાય ખરૂં. સુરેખ જખમોમાંથી ચાંદાં નીપજતાં નથી, પરંતુ કચરાએલા જખમમાંથી ચાંદાં પડે છે, અને તે ચાંદાં જો જલદી રૂઝાય નહિ, તો તેમાંથી કોઇવાર વધારે ભયંકર બીગાડ થાય છે. રેલગાડીના, આગબોટોના, મોટા સંચાકામના કે મકાનોના અકસ્માતમાંથી જે મરડ, કચર, માર, જખમ ઇજાઓ વગેરે થાય છે, તે કોઇ વખત એવી સખત હોય છે, કે તેને લીધે અવયવો મડદાલ થઇ જાય છે. (૨) રૂધિરના વહેવામાં કાંઇ અવરોધ થવાથી પણ સ્થાનિક નિર્જીવતા ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે, ધમનીમાં જામી ગયેલા ફીબ્રીનનો કે લોહીનો ગઠ્ઠો કે કાંઇ પણ વિજાતીય પદાર્થ ( એમ્બોલિઝમ ), ધમની ઉપર દબાણ કરતી હોય એવી કોઇ ગ્રંથિ, રક્તાશયની

નબળાઇ, કે અતિશય ટાઇટ કપડાં, પટ્ટા, કે જોડા ઈત્યાદિ કારણોથી લોહી બરાબર ફરી શકતું નથી, અને તેથી પણ થોડાક માંસનું મૃત્યુ થાય છે. (૩) અતિશય થંડા કે અતિશય ગરમ પદાર્થનું દીર્ઘસેવન કરવાથી પણ એવીજ અસર થાય છે. બરફને લીધે શરદી લાગવાથી કે અંગારાથી દાઝવાથી પણ માંસ નિર્જીવ થઇ જાય છે. (૪) હલકી ચાલચલગત, દારૂનું વ્યસન, અનિયમિત આહાર, ખરાબ ખોરાક સીકેલ કૉર્ન્યુટમ, અર્ગટ, કૉકરપર, વિલાયતી રાઇ નામનું અનાજ એ વસ્તુઓના સેવનથી પણ કેટલીક વખત ગૅન્ગ્રીન થઇ આવે છે, (૫) હૉસ્પિટલમાં કેટલીક વખત આ રોગનો ચેપ લાગી જવાથી સારા દર્દીઓને પણ ગૅન્ગ્રીન લાગુ પડે છે. મધુપ્રમેહવાળા અને પેસાબમાં આલ્બ્યુમીન જતો હોય એવા દર્દીને આ રોગ કોઇ વાર એકદમ થઇ આવે છે.

**પ્રકાર:**—તીક્ષ્ણવિકાર અને દીર્ઘ વિકાર આ બે મુખ્ય પ્રકાર છે, પણ તીક્ષ્ણવિકારમાં આર્દ્ર, અન્ય વ્યાધિ જન્ય, અને વ્રણજન્ય એવા ત્રણ પેટાભાગ થાય છે, અને દીર્ઘવિકારમાં શુષ્ક, અને પ્રકૃતિ જન્ય એવા બે વિભાગ પડે છે. કેટલાક શસ્ત્રવૈદ્યો તેના કારણોને અનુસરીને તેના વિભાગ પાડે છે.

**ચિન્હ:**—શરૂઆતમાં ચાંદું સડતું હોય તે સુધરતું નથી, ચાંદામાંથી મરી ગયેલા માંસના રજકણો બહાર નીકળી જાય છે, એમ કરતાં એક કે વધારે મોટા લચકા છૂટા પડી જાય છે. આસપાસનો ભાગ સૌથી પહેલો લાલ થઈ આવે છે, પછી તે જરા ભૂરાશ પકડે છે. સારા ને ખરાબ માંસ વચ્ચે લીટો પડે છે. ખરાબ માંસમાં ચાઠાં પડેલાં જણાય છે; કોઇવાર તે ભાગ સફેદ થઈ જાય છે. ઉપર ફોડલા થઇ આવે છે. સ્પર્શ કરતાં તે ભાગ થંડો પડી ગયેલો લાગે છે; અંદરથી ગંધાતી સડાના જેવી વાસ આવે છે. તે ભાગમાં નાડીનું વહન બંધ પડી જાય છે, સ્પર્શ જ્ઞાન પણ રહેતું નથી, એટલે તે ભાગમાં ચીમટો ભરવાથી કાંઇ લાગણી થતી નથી, તોપણ અંદર દુખાવો લાગ્યા કરે છે. વળી તે અવયવમાં હાલવાની અગર કાંઇ કાર્ય કરવાની પણ શક્તિ રહેતી નથી.

માંસ નિર્જીવ થયું છે કે નહિ તેનો કોઇક વખત નિશ્ચય કરવામાં મુશ્કેલી પડે છે; કેમકે માત્ર શિરાઓનું લોહી ભરાઈ રહ્યું હોય, અને પાછું જઇ શકતું ન હોય, ત્યારે પણ એવોજ દેખાવ થાય છે. એવે પ્રસંગે માંસને દાબી જોવાથી જો રંગ ઓછો થાય, અને દબાણ લઇ લીધા પછી જો રંગ પાછો હતો તેવો થાય, તો એમ સમજવું કે તે માંસ નિર્જીવ થયું નથી.

ઉપરનાં સ્થાનિક ચિન્હોની સાથે દર્દીને થોડો થોડો તાવ જેને 'હેક્ટીવ ફીવર' કહે છે, તે આવવા લાગે છે. બગડી ગયેલા માંસની સીમા બતાવનારી લીંટી, જેને 'ડીમાર્કેશન લાઈન' કહે છે, તે ત્રાંસી હોય છે, અને તે માંસ બગડે છે, તેમ તેમ વધારે સ્પષ્ટ થાય છે.

તીક્ષ્ણને આર્દ્ર વિકાર થાય, ત્યારે ઉપરના જેવાં ચિન્હો શરૂ થાય છે, માંસ સડવા લાગે છે, સોજો ચડે છે, રસી બહુ ગંધાતી હોય છે, અને સડતા માંસમાં દુખાવો ઘણો લાગે છે, તેને દાબવાથી પાણીના પરપોટા ફૂટવાના જેવો અવાજ સંભળાય છે. દર્દીની તન્દુરસ્તી એકંદર રીતે બહુ નબળી પડી જાય છે. ઉંઘ આવતી નથી, ચ્હેરો લેવાઇ જાય છે, લોહીમાં સડાનું ઝેર દાખલ થવાથી તેના ચિન્હ દેખાય છે. બેચેની ઘણી લાગે છે, હેડકી ઉપડે છે, સન્નિપાત થાય છે, અને દર્દી મરણ પામે છે. આ એક સાધારણ વિકારનું રૂપ છે.

જો ટ્રૉમેટિક ગૅન્ગ્રીન એટલે કાંઇ અકસ્માતને લીધે મૂઢ માર પડવાથી કે વાગવાથી નિર્જીવતા થઇ હોય, તો કચરાએલા ભાગો એકાએક નિર્જીવ થઇ જાય છે, અને તેનો ઝેરી વિકાર આસપાસ ઝડપથી ફેલાવા લાગે છે, તેથી કેટલો ભાગ નિર્જીવ થયો છે, તેની સીમા બતાવનારી લાઇન શોધવામાં વખત ગુમાવવો એ ભય ભરેલું છે. એ કારણથી શસ્ત્રવૈદ્યો એવા જખમ થયા પછી તરતજ બગડેલા ભાગનું 'એમ્પ્યુટેશન' એટલે છેદન કરે છે. એ કરવું અને કરવા દેવું એ બન્ને કામ દર્દીને માટે બહુ ફાયદાકારક છે. કેટલાક દર્દીઓ અને તેમના સગા આ અગત્ય સમજતા નથી, તથા સડતા અને મરી ગયેલા ભાગને કાપી કાઢવાની ડાકટરને રજા આપતા નથી, તેથી સડો વધારે ફેલાય છે, એટલે પછી લાંબે વખતે દર્દીને બીલકુલ બચાવી શકાતો નથી. એવા અકસ્માતને વખતે જે મીનીટ જાય છે, તે અમુલ્ય હોય છે, અને છેદન કરવામાં જેટલો વિલંબ થાય છે, તેટલો દર્દીના ગેરલાભમાં છે. છેદન પણ ક્ષય-

રાએલા ભાગથી જેમ વધારે દૂર એટલે કે થોડોક સારો ભાગ મુકીને કરવામાં આવે, તેમ વધારે સારૂં છે, કારણ કે મૃત માંસ કાપ્યા પછી પણ જો જરાએ ચેપ રહી ગયો હોય, તો બાકી રહેલા ભાગમાં ગેન્ગ્રીન પેદા થાય છે. આવી ટ્રૉમેટીક ગૅન્ગ્રીન નબળાઇવાળાને વધારે જોરથી લાગુ પડે છે, અને તેથી એક જુવાન અને મજબુત માણસને કાંઇ વાગ્યું હોય તો ગૅન્ગ્રીન થવાનો જેટલો સંભવ છે, તેના કરતાં વૃદ્ધ નિર્બળ કે વ્યાધિગ્રસ્ત માણસને અકસ્માતથી વાગ્યું હોય, તો ગૅન્ગ્રીન થવાનો વધારે સંભવ છે. આ જાતના વિકારનાં તાવ વગેરે બીજાં ચિન્હો ઘણે ભાગે આર્દ્ર વિકારને મળતાં હોય છે.

સુષ્ક વિકાર જે વૃદ્ધ માણુસોને વિશેષ લાગુ પડે છે, તેનાં ચિન્હો મંદ હોયછે. શરૂઆતમાં નિર્જીવ થનારા ભાગમાં નબળાઇ લાગતી હોય; જરા દાહ થતો હોય તેમાં કે કોઈ ચટકા ભરતું હોય એવું લાગે છે, અને પછી તે દાહ ચટકા કે નબળાઇ એકાએક બંધ પડી જાય છે, અથવા સોજો કે વરમ કે દુખાવો થવાના કાંઇપણ ચિન્હ વિના તે ભાગ થંડો, ને ખોટા રંગવાળો થઇને ચીમળાવા લાગે છે, અને ક્રમે ક્રમે એક કઠણ, સુકાઇ ગયેલો, સ્પર્શ જ્ઞાન વિનાનો, તથા જાંબલી કાળા રંગનો પિંડ હોય એવો થઇ જાય છે. દુખાવો તે ભાગમાં કમીજાસ્તી ચાલ્યા કરે છે, અને દર્દી ઉંઘી શકતો નથી. ઘણું કરીને બગડતા માંસમાંથી કોઇ ભાગ જુદો પડી જતો નથી, પણ ચામડી હાડકા વગેરે એકબીજાને ચોંટી રહે છે, અને તેમાંથી કાંઇપણ વાસ કે રસી નીકળતી નથી. કવચિત ખરાબ વાસ ઉત્પન્ન થઇને થોડુંક માંસ સડવા લાગે છે, અને આખા શરીરને હરકત કરનારાં તાવ વગેરે ચિન્હો જણાય છે, પણ આવું રૂપ જવલ્લે જોવામાં આવે છે. સુષ્કવિકાર બનતાં સુધી પગને અંગુઠેથી શરૂ થતો માલૂમ પડે છે, તોપણ કોઇવાર હાથ, નાક, કાન, કે જીભમાં પણ તેની શરૂઆત થાય ખરી. આવી જાતના વિકારમાં કેટલીક વખત ચામડી ઉપર ખરજવાં, કે ચાંદાં પડે છે. સુષ્કવિકારમાં લાંબે વખતે રક્તદોષ થઇને તાવ આવવા લાગે છે, પાકું થાય છે, રક્તાશય, ફેફસાં, કે ગુરદાનો કાંઇક વ્યાધિ થાય છે, નબળાઇ વધતી જાય છે, અને શરૂઆતથી ઉપચાર બરાબર ન થાય તો અંતે દર્દીનો આત્મા બગડી ગયેલા દેહને છોડી દે છે.

મધુપ્રમેહવાળા આસામીને આવો વિકાર થવાનું એક કારણ એ છે કે તેના લોહીમાં ઝેરી જંતુઓની સામે થવાની શક્તિ કમી થઇ ગઇ હોય છે, અને તેથી ઝેરી જંતુઓ તેને જલદી લાગુ પડે છે. બીજું કારણ એ છે કે તેની ધમનીના પડો અને ચામડી ઉપરની મજ્જાતંતુઓ પણ બગડી ગઇ હોય છે. મધુપ્રમેહના તીક્ષ્ણ દર્દ વાળાને તેમજ ૪૦ વર્ષની અંદરના જુવાનોને આ રોગ ઘણું કરીને લાગુ પડતો નથી. દર્દીને પગ ઉપર કાંઇક વાગે છે, એટલે તેમાંથી એકદમ આવો વિકાર શરૂ થાય છે, અને જો ઉપાય બરાબર થાય નહિ તો પગનો થોડોક ભાગ પરૂ થઇને સડવા લાગે છે.

હોસ્પીટલ ગ્રેન્ગીન નામનો વિકાર હોસ્પીટલોમાં સારવાર માટે રહેનારા દર્દીઓમાં એકાએક થઇ આવતો માલૂમ પડે છે. પુરતી સ્વચ્છતા નહિ જાળવવાથી જંતુઓ એ ચેપ ફેલાવે છે, એમ માનવામાં આવે છે. શરૂઆતમાં માત્ર એક ફોડકો થાય છે, એ ફોડકો ફુટે છે, એટલે અંદર કાળું અને ભુરાશ પડતા રંગનું ચાંદુ દેખાય છે, ચાંદામાંથી પાતળી ગંધાતી રસી નીકળે છે, ચાંદુ મોટા વિસ્તારમાં એકદમ ફેલાતું જાય છે, અને તેની કોર બહાર ઉંચી વળેલી રહે છે. આસપાસની ચામડી જાંબલી અને રંગબેરંગી ચાઠાવાળી થતી જાય છે. આ સાથે, અને કાંઇક વખત તો ચાંદામાં કાંઇપણ ફેરફાર થયા પહેલાં પણ શરીરના ત્રાસજનક ચિન્હો શરૂ થાય છે. ટાઇફૉઇડની જેવો ૧૦૪° કે ૧૦૫° ડીગ્રી તાવ આવે છે, બેચેની અને અશક્તિ એટલી બધી લાગે છે, કે દર્દીનું હૃદય બંધ થઇ જશે એવું ભાસે છે. કોઇક વખત એવા ચાંદામાં રતવા—હૉસ્પીટલ ઇરીસીપેલાસ—થઇ આવે છે, અને તેને લીધે દર્દીની હાલત બહુ બુરી થાય છે. આવો ચેપ કોઇવાર ઉગ્રરૂપ ધારણ કરે છે, ત્યારે હોસ્પિટલના બધા દર્દીઓને અને સારવાર કરનારા માણસોને બચાવવા માટે સખ્ત ઉપાયો લેવા પડે છે. કેટલીક વખત ગેન્ગ્રીન એવું સખ્ત અને ઉગ્રરૂપે થવાને બદલે હલકારૂપમાં પણ રહે છે. તે વખતે દર્દીનો સ્વભાવ ક્રોધી ને ચીઢીઓ થઈ આવે છે, ચાંદાવાળો ભાગ દુખે છે, તૃષા બહુ લાગે છે, ખાવાની રૂચિ થતી નથી અને મોળ આવે છે. તે સાથે થોડો ઘણો તાવ પણ આવે છે. જખમવાળો ભાગ તપાસી જોતાં તે ઉપરના આર્દ્રિની માફક કાળો થવાને બદલે ભુખરા મેલા અને જરા

સફેદ રંગનો દેખાય છે, તેની આસપાસનું માંસ વાદળીના જેવું પોચું પડી જાય છે, અને તેમાં રસીનો જમાવ થયો હોય છે, તે દાબવાથી બડબડીઆનો અવાજ આવે છે. તેમાંની રસી સાથે કોઇવાર જરા પરૂ હોય છે, અને તે ગંધાતી હોય છે. દર્દીની નાડી એક મીનીટમાં આશરે ૧૩૦ થી વધારે ચાલતી હોય છે, અશક્તિ ધીમે ધીમે વધતી જાય છે, કેટલાકને બહુ પરસેવો આવવા લાગે છે તો કેટલાકને ઝાડા થઇ આવે છે, તોપણ ઉપર લખેલું કાળા રંગવાળું ગેન્ગ્રીન જેટલું પ્રાણઘાતક છે, તેટલું આ ફિક્કા રંગનું ગેન્ગ્રીન પ્રાણઘાતક નથી.

કેટલીક વખત જે દર્દી હૉસ્પીટલમાં ન રહેતો હોય, તેને પણ ગેન્ગ્રીનનો ચેપ લાગુ પડે છે, અને તે વખતે તેને ઇન્ફેક્ટીવ ગેન્ગ્રીન થયું એમ કહેવામાં આવે છે, બેસીલસ ઇડીમેટીસ મેલીગ્ની એ નામનો જંતુ એ ચેપી વિકારમાં ઘણી વખત માલૂમ પડયો છે. વળી બેસીલસ ઇરોજીનીસ કૅપ્સ્યુલેટસ નામનો જંતુ પણ કેટલીક વખત હોય છે, અને તે જંતુને લીધે શરીરના જુદા જુદા ભાગોમાં ઘણો વાયુ-ગ્યાસ-ઉત્પન્ન થાય છે. દર્દીના મરણ પછી તેના યકૃતની તપાસ કરતાં આ જંતુને લીધે યકૃતમાં ઘણાં ફીણ અને વાયુ માલૂમ પડે છે.

કેટલીક વખત જ્યારે અસ્થિનો ભંગ થયો હોય છે, અને અસ્થિને સારૂં કરવાને માટે વાંસના ચાપડાં લગાડયાં હોય છે, ત્યારે તેના ઘણા દબાણને લીધે ગેન્ગ્રીનના જેવી સ્થાનિક નિર્જીવતા કોઇવાર થાય છે, અને આજુબાજુનો ભાગ સડે છે. ચાપડાં બાંધ્યા પછી થોડાક દિવસમાં અંદર દુખાવો ( ન્યુરાલ્જીઆની જાતનો ) થવા લાગે છે, પણ તરત તે દુખાવા તરફ દર્દીના સગાં કે સારવાર કરનાર કોઇએ ધ્યાન આપતાં નથી, અને પછી જ્યારે પાટો છોડવામાં આવે છે, ત્યારે અંદર સફેદ અને નિર્જીવ થયેલી ચામડી દેખાય છે. આ નિર્જીવતા કોઇવાર થોડાક ભાગમાંજ હોય છે, અને કોઇવાર ઉંડે સુધી પહોંચી હોય છે. બીછાનામાં લાંબા વખત સુધી પડી રહેવાથી દર્દીઓને જે પાઠાં થાય છે, તે પાઠામાં પણ આવો નિર્જીવતા વાળો વિકાર માલૂમ પડે છે, અને જો દર્દી બહુ નબળો પડી ગયો હોય, વૃદ્ધ હોય, સખ્ત રીતે વ્યાધિગ્રસ્ત હોય કે તેને પક્ષાઘાત થયો હોય, તો તે નિર્જીવતા પાઠાની થોડીક જગ્યામાં રહેવાને બદલે આસપાસ ફેલાવા લાગે છે, અને દર્દીના જીવનને વધારે દુઃખરૂપ બનાવે છે.

કોઇ વખત એવું બને છે કે દર્દીને કાંઇ વાગ્યું હોય છે, અગર ચાંદું પડયું હોય છે, તે ભાગ ઉપર કાંઇ દાહક રસાયણિક દવા લગાડવામાં આવે છે, અગર તો કાર્બોલિક આસિડના લોશનનું કપડું મુકવામાં આવે છે, તેને લીધે અજાયબ જેવી રીતે ગેન્ગ્રીન થઇ આવે છે. તે પ્રસંગે પાટો અસાધારણ રીતે મજબૂત બંધાયાનો દોષ હતો નથી પણ માત્ર દવાની અસરજ દોષપાત્ર હોય છે.

**ઉપાય:**—ઔષધોપચાર અને શસ્ત્રોપચાર બન્ને પ્રકારના ઉપાયની જરૂર પડે છે. તે સાથે સાદા પથ્ય પૌષ્ટિક ખોરાકની ઘણી જરૂર છે.

**ઔષધોપચાર:**—આર્સેનિકમ, આયોડીનમ, ચીનીમમ, ક્રોટેલસ, લૅચિસીસ, સિકેલ કૉર્ન્યુટમ, સીલીસીઆ, એકોનાઇટ, બેલાડોના, કાર્બો વેજીટેબીલીસ, યુફોર્બીઅમ, હેલીબોરસ, હાયોસાયમ, સેબિના, સ્કવીલા, સલ્ફર, વગેરેમાંથી લક્ષણો જોતાં જે યોગ્ય લાગે, તે ખાવા અપાય છે. જો તાવ સખત આવે, અને જખમ બગડશે એમ શંકા થતી હોય, તો એકોનાઇટ દીવસમાં ત્રણ ચાર વખત પીવા આપવું, જખમવાળા ભાગ ઉપર કૅલેન્ડયુલા લગાડવું. ત્વચા તુટી ન હોય, પણ મૂઢમાર વાગ્યો હોય, તો આર્નિકા લગાડવું. દર્દીને ઉંઘ આવે, તે માટે કાલીફોસ, કૉફીઆ કે એવી કોઇ દવા આપવી. મધુપ્રમેહ કે પેસાબનો કાંઇ વ્યાધિ હોય, તો તેની દવા કરવી.

બગડેલા ભાગને હાઇડ્રોજન પર ઓકઝાઇડથી ધોઇને સાફ રાખવો, અને મૃત માંસને કાપીને છુટું પાડવું એ બહુ જરૂરનો ઉપચાર છે. તે ભાગ ઉપર પાટો બહુ કઠણ હોય, તો નરમ કરવો; દબાણ કમી કરવું; શેક કરવાથી ઠીક લાગે, તો ગરમ પાણીમાં કપડું બોળીને શેક કરવો, અગર કાંઇ ગરમ કપડું સારી રીતે વીંટી રાખવું. આસપાસના સારા માંસને ચંપી-મર્દન-કરવું. દર્દવાળો ભાગ ટેકો મુકીને ઉંચો રાખવો. જો એકદમ કાપવાનું બની શકે નહિ, અને થોડાક ભાગજ બગડયો હોય તો કયાસ્ટીક અગર નાઇટ્રીક આસીડ લગાડવું, અગર આયોડોફૉર્મ ભભરાવવું; જો વધારે ભાગ બગડવા લાગે, તો દવાઓ ઉપર વિશ્વાસ રાખીને છેદન કરવાનું મુલતવી રાખવું નહિ; છેદન જેવો સલામતીવાળો બીજો કોઈ ઉપાય નથી.

એસેટેટ ઑફ એલ્યુમીનાનું લોશન લગાડાય છે, અને તેથી પણ નિર્જીવ થતો ભાગ સ્વચ્છ રહે છે, અને સડો બહુ જોરથી ફેલાતો નથી.

| | |
|---|---|
| એલ્યુમીનીસ | ૫ ડ્રામ. |
| પ્લમ્બી એસેટેટીસ | ૧ આઉંસ. |
| ચોકખું પાણી | ૧૩ આઉંસ |

એ દ્રવ્યોને એકઠાં કરીને લોશન બનાવવું, તે વડે ગેન્ગ્રીનનો ભાગ સારી રીતે ધોવો, અગર તેમાં કપડું બોળીને સડતા ભાગ ઉપર મુકી રાખવું.

જો હૉસ્પીટલ ગેન્ગ્રીન લાગુ પડે, તો દરદીને એકદમ બીજા દર્દીઓથી અલગ જગ્યાએ લઈ જવો. તેના દરેક કપડાને જંતુનાશક દવાથી ધોવું; પણ કોઇ દર્દીને તે વાપરવા દેવું નહિ. સડતું માંસ જો છુટું પડી ગયું હોય, તો તેને કાપી નાંખવું. જરૂર પડે તો કૅાસ્ટીક લગાડવું, અગર એલ્યુમીનાલોશન અગર તો બાઈક્લોરાઇડ ઑફ મર્ક્યુરીના ( ૨૦૦૦ ભાગ પાણીમાં ૧ ભાગ દવાવાળો ) પ્રવાહિ અગર ઝીન્કસીક્લોરાઈડના પ્રવાહિથી તે ભાગને સારી રીતે ધોવો. આવી જાતના અંગવિકારમાં પણ આર્સેનિકમની દવા ખાવા આપવાથી ફાયદો થાય છે, કેટલાક ડાકટરો ફાઉલર્સ સોલ્યુશન પીવા આપવાની ભલામણ કરે છે; તે ઉપરાંત આગળ બતાવેલી ક્રોટેલસ, લેચિસીસ, ક્રીઆસોટ, કાર્બો વેજીટેબીલીસ વગેરે દવાઓ ધ્યાનમાં લેવા ગોગ્ય છે.

---

## છેદન.

( Amputation એમ્પ્યુટેશન )

જ્યારે દર્દીના દુખમાં માત્ર દવાથી કે સ્વલ્પ શસ્ત્રોપચારથી કે પાટાપીડીથી કશો ઘટાડો કરી શકાતો નથી, અને તેનું દુઃખ અસહ્ય થઇ પડે છે, અથવા દિન પ્રતિદિન ઘટવાને બદલે વધશે એવું સ્પષ્ટ અનુમાન થાય છે, ત્યારે બગડેલા ભાગને કાપી નાખવો પડે છે. જોકે તત્કાળ દર્દીને કાંઇક વધારે પીડા સહન કરવી પડે છે તો પણ પાછળથી એકંદર રીતે તેને ઠીક લાભ થાય છે. આ હેતુથી છેદન કોઇ વખત માત્ર થોડાક માંસનું કરવું પડે છે, અને કોઇ વખત પગ જેવા મોટા ભાગનું પણ કરવું પડે છે. અમુક કેસમાં છેદન કરવું કે નહિ તેનો નિર્ણય માત્ર સર્જન પોતાના અનુભવથી કરી શકે છે, અને તેથી તે માટે કાંઈ ચોક્કસ નિયમ કરી શકાતો નથી; તો પણ સાધારણ રીતે નીચે બતાવેલા પ્રસંગોમાં છેદનની જરૂર પડે છે. છેદન કેવી રીતે કરવું એ વિષય શસ્ત્ર વૈદ્યનો પોતાનો છે, અને આવા પુસ્તકદ્વારા તે સમજાય કે શિખાય તેવો નથી, તેથી અત્રે આપ્યો નથી.

### છેદનની જરૂર પડે તેવા પ્રસંગો.

(Cases which may require amputation)

૧. છુંદાએલા જખમો, જેમાં માંસ કચરાઇને છુટા લોચા જેવું થઇ ગયું હોય,
૨. સખત રીતે કચરાએલા જખમો જેથી હાડકાં અને માંસ બન્ને દબાણમાં આવવાથી ભાંગીને કે મરડાઇને એક છુટા લોચા જેવાં થઇ ગયાં હોય,
૩. ઉપદંશથી, વાગવાથી કે હરકોઇ ઝેરી વિકારથી હાડકાં સડતાં હોય, અગર વૃદ્ધિ પામતાં હોય,
૪. ચાંદાં સડતાં હોય, અને સાધારણ ઉપાયોથી રૂઝાતાં ન હોય,
૫. માંસ નિર્જીવ થઇ ગયું હોય, અને ગેન્ગ્રીનનો વિકાર લાગુ પડયો હોય,
૬. અસ્થિના સાંધામાં કાંઈ ગ્રંથિ થઇ હોય, અથવા સાંધા બેડોળ કે સજડ થઇ ગયા હોય,
૭. કોઇ ઝેરી કે ચેપી જખમ થયો હોય, અને તે ઝેર કે ચેપ એકદમ સારા માંસમાં ફેલાવાની ધાસ્તી હોય,
૮. કોઇ બાહ્ય પદાર્થ માંસમાં કે અસ્થિમાં કે અસ્થિના સાંધામાં ભરાઇ બેઠો હોય, અને તે પદાર્થ સહેલાઇથી બહાર નીકળી શકે તેમ ન હોય.

### તત્કાળ છેદન, આરામ પછી છેદન અને પાકયાપછી છેદન.

( Immediate, intermidiate, and secondary amputations )

છેદનની જરૂર જણાય, તો પછી જખમ પછી તરતજ છેદન કરવું કે કેટલોક સમય ગયા પછી છેદન કરવું, તેનો નિર્ણય કરવામાં આવે છે.

સખત અકસ્માત જ્યારે માંસ અને હાડકાં બન્ને કચરાઈ ગયાં હોય, અને રક્તસ્ત્રાવ એટલો બધો હોય કે બીજી રીતે બંધ થતો ન હોય, ત્યારે તત્કાળ

છેદન કરવું એજ એક રસ્તો રહે છે. જો એમ ન હોય, તો દર્દીને અકસ્માતથી લાગેલા આઘાતમાંથી આરામ મળવા માટે ચોવીસ કે અડતાળીસ કલાક શાંત રીતે પસાર થવા દેવાની જરૂર પડે છે. આ વખતે સર્જન એ વાત ધ્યાનમાં રાખે છે કે વરમ શરૂ થાય, તે પહેલાં તો છેદન થઈ જવું જોઇએ અને તેથી તેને આરામ કેટલા વખત સુધી લેવા દેવો તે જખમની હાલત ઉપરથી સર્જન નક્કી કરે છે. ક્વચિત્ નિરૂપાયે વરમ થઇને જખમમાં પરૂ થયું હોય છે, ત્યારે છેદન કરવાનો પ્રસંગ બની આવે છે, અને તે પણ હીતકર નીવડે છે, તેમ છતાં પણ જાણી જોઇને ઢીલ કરવામાં કદી ફાયદો થતો નથી. શસ્ત્રવૈદ્યની કાબેલીઅતની ઘણી કિંમત તો કયારે અંગનું છેદન કરવું અને કયારે ન કરવું તેનો નિશ્ચય કરવામાં છે. સર્જરીનો સાધારણ નિયમ એ છે કે છેદન જેમ વહેલું થાય તેમ વધારે સારૂં, અને જેમ વાર લાગે, તેમ તેમાં સડો કરનારો ચેપ દાખલ થવાનો સંભવ વધારે, તો પણ જો આઘાત લાગ્યો હોય, દર્દી બહુ નબળો હોય, કે સાથળમાંથી પગ કાપવો પડે તેમ હોય, તો દર્દીને કેટલોક વખત આરામ આપવો એ વ્યાજબી છે. કેટલાક કચરાએલા જખમોમાં તો દર્દીને આરામને માટે વખત આપવાથી તે બિચારો વધારે પીડા ભોગવતો જણાય છે, તો પછી તે પીડા કરતું અંગ જલદી કાપી નાંખવું એજ વધારે સારૂં છે.

## છેદન પહેલાં દર્દીની ઉમ્મર અને જીવન સામર્થ્યનો વિચાર.

( Consideration of the patient's age, vitality &c. )

યુવાવસ્થામાં ભાંગેલા અવયવો સારા થવાની કુદતી શક્તિ વધારે હોય છે, અને વૃદ્ધાવસ્થામાં તે કમી હોય છે, તેથી જો કોઇ યુવાન આસામીના હાથ પગ જેવા અંગને સાધારણ ઈજા થઈ હોય, તો તે અંગને કાપી કાઢવા માટે સર્જન આગ્રહ રાખતો નથી, પણ વૃદ્ધાવસ્થામાં જો કોઈને તેટલીજ ઇજા થઇ હોય, તો તે અંગને કાપી નાખવું એજ વાજબી રસ્તો છે કેમકે વૃદ્ધાવસ્થામાં અંગ બરાબર સારૂં થઈ શકતું નથી, અને સડો થવાનો અથવા ગેન્ગ્રીન થવાનો સંભવ વધારે રહે છે. ઉમ્મરના કરતાં પણ દર્દીની શારીરતી હાલત ઉપર વધારે ધ્યાન આપવાનું છે. કેટલાકનાં શરીર ૩૦ કે ૪૦ વર્ષે એવાં નિર્બળ થઈ ગયાં હોય છે કે સાધારણ ૫૦ કે ૬૦ વર્ષના આસામીનાં શરીર પણ તે કરતાં વધારે સારાં હોય છે. નિર્બળ શરીરવાળાઓને જે અકસ્માતો અને શસ્ત્રોપચાર પ્રાણઘાતક થઇ પડે છે, તેજ અકસ્માતોમાંથી અને શસ્ત્રોપચારમાંથી કસરતી અને પુષ્ટ બાંધાવાળાઓ સહિસલામતીથી સાજા સારા ઉભા થાય છે. કસરતી અને મજબુત શરીરની ત્યાં કિંમત થાય છે. તેવીજ રીતે જેઓ વ્યસની હોય છે, અગર મધુપ્રમેહ કે આલ્બ્યુમીનયુરીઆની જેવા ગુરદાના વ્યાધિવાળા હોય છે, તેઓના અંગને પણ રાખવાના કરતાં કાપી નાખવું એ વધારે સારૂં છે. પગે વાગ્યું હોય તો આખો પગ સાજો થતાં વાર લાગે છે, પણ હાથને વાગ્યું હોય, તો હાથ જલદી આખો સાજો થઇ શકે છે, તેથી હાથના કરતાં પગને કાપવાની જરૂર વધારે જણાય છે.

## અંગ છેદન વિના કયારે ચાલી શકે ?

( When amputation can be avoided )

અંગનું છેદન કરવું એનો હેતુ હમેશાં સારો હોય છે, તોપણ દર્દીઓને અને સગાવહાલાઓને તે વાત ઘણી વખત રૂચતી નથી. જો ઇજા ઓછી થઇ હોય, ભાંગેલું અંગ સંધાઈ જવાની આશા હોય, દર્દી તન્દુરસ્ત અને મજબૂત બાંધાનો હોય, દર્દીને સુવાના ઓરડાની હવામાં ચેપી જંતુ આવી શકે તેમ ન હોય, હવાને શુદ્ધ રાખવા માટે એવાં મોટાં યંત્રો વાપરી શકાય કે જખમની આસપાસ એક પણ ચેપી જંતુ જવા પામે નહિ, જખમમાંથી રસી ને વહેવા માટે ડ્રેઇનેજટયુબ ગોઠવી શકાય તેમ હોય, અને દવા સુંઘાડીને બગડેલો થોડોક ભાગ દુરસ્ત કરી શકાય તેમ હોય, તો હાથપગ કે આંગળા જેવા આખા ભાગનું છેદન કરવું પડતું નથી. દર્દીની માત્ર નિર્બળતા, વૃદ્ધાવસ્થા કે વ્યાધિગ્રસ્ત હાલતને જોઇને જો અંગ છેદન તદ્દન બંધ રાખવામાં આવે, તો તેથી કાંઈ ફાયદો થતો નથી, પણ ઉલટો જખમ વધારે બગડે છે ને દર્દી બચી શકતો નથી. તેવે પ્રસંગે દર્દીને થોડો વિરામ અને સાંત્વન આપીને, ખોરાક આપીને અને જરૂર પડે તેવી દવા આપીને પછી છેદન કરવું એજ એક સાચો રસ્તો છે.

### છેદનના મુખ્ય ત્રણ આકારો.
### (The chief three forms of amputations)

અંગને કાપતી વખતે કેવી રીતે છેદ મુકવો તેની ઘણી ઘણી રીતો .છે; દરેક પ્રસંગે કેવા છેદની જરૂર છે, તે અગાઉથી નક્કી કરવામાં આવે છે. મૂળ તેની ત્રણ રીતો છે, પણ પાછળથી તે રીતોમાં સંજોગોને અનુસરીને ફેરફાર કરવામાં આવ્યા છે. ૧. વલયાકાર અર્થાત્ ગોળ આકાર ૨. કુંચિકાકાર અર્થાત્ કુંચિના જેવા અગર ટેનીસ રમવાના બૅટના જેવો આકાર એટલે કે એક વર્તુલને એક સિધિ લીટી લગાડવાથી જે આકાર થાય તેવો આકાર. ૩. ધ્વજાકાર અર્થાત્ ધ્વજાના જેવો લંબચોરસ અગર ચોરસ આકાર. આ ત્રણ મુખ્ય આકાર છે. પહેલા આકારને અંગ્રેજીમાં 'સર્ક્યુલર.' બીજાને 'રેકેટશેપ્ડ.' અને ત્રીજાને 'ફ્લૅપ' કહે છે.

ઉપર બતાવેલી રીતોમાંથી હરકોઈ એક રીતે, અગર તે રીતમાં કાંઇ ફેરફાર કરીને અંગનું છેદન કરવામાં આવે છે.

### છેદન પછી થતો મજ્જાતંત્રજન્ય દુખાવો.
### (Neuralgia of the stump after amputation)

અંગનું છેદન કર્યા પછી તે જગ્યાએ વરમ શાંત થયા પછી પણ કેટલીક મુદતે મજ્જા તંત્રજન્ય સખત દુખાવો ઉપડી આવે છે. આવો દુખાવો છેદન ન કર્યું હોય, અને સખત જખમ થયો હોય, તોપણ જખમ રૂઝાયા પછી કોઇ કોઇ વખત થઈ આવે છે. તે દુખાવો કેટલીકવાર સહન ન થઇ શકે એવો સખત હોય છે, અને કેટલીકવાર ઓછો હોય છે. આવા દુખાવાને લીધે કોઇવાર દુખતા અંગના સ્નાયુઓ ખેંચાય છે, અને અસ્થિને આગળ ધકેલે છે.

**ઉપાય:**—ગરમ કપડું વીંટી રાખવું. જેવા લક્ષણો દુખાવાનાં હોય, તે લક્ષણોને અનુસરીને હોમીઓપેથીની દવા શોધી કાઢવી. વૉટરલૂની પ્રખ્યાત લડાઇમાં માર્કવીસ ઑફ્ ઍન્ગલી નામના ઘોડેસ્વારની પલટણના સરદારને પગમાં ગોળી વાગી હતી, તેના પગનું છેદન કર્યા પછી તેને દુખાવાનો રોગ થયો હતો, તે હોમિયોપૅથિના શોધક હેનમેને મટાડયો હતો, અને તેથી તેની પ્રખ્યાતિ એટલી વધી હતી, કે તે સરદારના અંગત વૈદ્યે પણ હોમિયોપૅથિના સિદ્ધાંતો કબુલ કર્યા. હાલના અમેરિકન સર્જનો પણ આવે પ્રસંગે હોમિયોપેથિ વાપરે છે, અને એમના-ઇટ, બેલાડોના, ઇગ્નેશ્યા, કુપ્રમ, વિરેટ્રમ, હેલીબોરસ, સ્પીજેલીયા વગેરેમાંથી હરકોઇ એક પસંદ કરે છે. કેટલાક પાશ્ચિમાત્ય ડાકટરો આવા દુખાવા માટે કાચી ડુંગળી ખાવાની ભલામણ કરે છે, અને તેથી ફાયદો થયાનું દષ્ટાંત રજુ કરે છે, પણ આગળ જણાવે છે કે તેવા કેસમાં ત્યાર પછી **એલિયમ સીપા**[૨૦૦] આપવાથી દુખાવો કાયમને માટે દુર થઈ ગયો છે.

---

## શસ્ત્રવિદ્યાના આકારદ પ્રયોગ.
### ( The Plastic Surgery )

જેમ કેટલીક વખત દેહને જીવાડવાને માટે ત્વચા, માંસ કે અસ્થિનું છેદન કરવું પડે છે, તેમ કેટલીક વખત જે ભાગો ખંડિત થયા હોય તેને તે હતા કરવા માટે તથા જલદી રૂઝ લાવવા માટે નવી ત્વચા, નવું માંસ કે નવું અસ્થિ ચોટાડવામાં આવે છે. ઉપચારની આ કળાને અંગ્રેજીમાં '**ધિ પ્લાસ્ટીક સર્જરી**' કહે છે. શસ્ત્રવિદ્યાની આ કૃતેહ કાંઈ ઓછી સુખપ્રદ નથી.

આવી જાતના પ્રયોગનો આરંભ સોળમા સૈકામાં થયો છે, તથા શરૂઆતમાં માત્ર ઉખડી ગયેલી ત્વચાની જગ્યા ઉપર અગર જુના ચાંદાની ઉપર નવી ત્વચા લગાડવાનું કામ ચાલતું હતું, એમ કેટલાએક પાશ્ચિમાત્ય ડાકટરો જણાવે છે; પણ ડા. જોબર્ટ લખે છે કે ત્વચારોપણની વિધિ સૌથી પહેલી હિંદુસ્તાનમાં જાણીતી હતી. હાલમાં આ કળા ઘણીજ આગળ વધેલી છે; અને હાથપગ જેવાં અંગ પણ કેટલીક વખત નવેસર જોડી દેવામાં આવે છે.

ત્વચારોપણને અંગ્રેજીમાં '**સ્કીન ગ્રાફ્ટીંગ**' કહે છે. નવા માંસ અને તંતુજાલને ચોટાડવાની ક્રિયાને '**ટ્રાન્સપ્લૅન્ટેશન ઑફ્ ફ્લેશ ઍન્ડ ટીસ્યુ**' કહેછે, અને નવાં અસ્થિ જોડવાની ક્રિયાને '**ઑસ્ટીયોપ્લાસ્ટીક ઑપરેશન**' કહે છે.

આ પ્રયોગને ખાતર ત્વચા માંસ વગેરે કોઇ વખત દર્દીના અંગ ઉપરથી લેવામાં આવે છે, અને કોઇ વખત બીજા તંદુરસ્ત માણસના અંગ ઉપરથી લેવામાં આવે છે. કવચિત્ બીજા પ્રાણીઓના માંસ વિગેરેનો ઉપયોગ થાય છે.

કેટલીક વખત સર્જનો ત્વચાને બદલે વાદળીના લાંબા પહોળા પણ પાતળા ચામડીના જેવા કકડા

ફરીને ચાંદા, જખમ વગેરેને ચોટાડી દેછે, તેથી જખમ વગેરે સારી રીતે રૂઝાય છે તે કળાને 'સ્પન્જ ગ્રાફટીંગ' કહે છે. વાદળીના કકડા લગાડવા પહેલાં ડી. નાઇટ્રોહાઇડ્રોક્લોરીક આસીડમાં થોડું પાણી નાખીને તે પ્રવાહીમાં ૪૮ કલાક સુધી બોળી રાખવામાં આવે છે, પછી તેને લીકર પોટાસીમાં ધોવામાં આવે છે, અને ત્યારપછી તેને જખમ કે ચાંદા ઉપર મુકવામાં આવે ત્યાંસુધી હવામાં નહિ રાખતાં માત્ર પ ટકાવાળા કાર્બોલિક લોશનમાં ડુબાડી રાખવામાં આવે છે. આ વાદળીના કકડાને જખમમાં મુકયા પછી સજીવ માંસના રજકણો ચોટવા લાગે છે, અને જખમ યા ચાંદુ સારી રીતે રૂઝાઇ જાય છે.

સાધારણ રીતે નવી ત્વચા, માંસ કે અસ્થિનું રોપણ કરીને સંયોગ મજબૂત કરવા માટે નીચેની ત્રણ બાબતો ઉપર આધાર રાખવો પડે છે.

૧. દર્દીના શરીરની અને મનની હાલત.

૨. જખમ બંધ કરવા પહેલાં રક્તસ્રાવનો સંપૂર્ણ નિગ્રહ.

૩. પ્રથમ સંયોગ દૃઢ થવો, એટલે માંસ વગેરે પહેલે સમાગમેજ અરસ્પરસ ચોટીને એક જીવ થઈ જાય તે. ( જો પ્રથમ સમાગમે જીવીતવનાં કાર્યો અરસ્પરસ થાય નહિ, તો પછી તે જોડાઇ શકાવાનો સંભવ થોડો. )

આ ત્રણ બાબતમાં પહેલી બાબત દર્દીના શરીરની અને મનની હાલત છે, તે મજબૂત બાંધાનો, નિરોગી, આનંદી અને ઉત્સાહી હશે, તો રોપણ કરેલું અવયવ સારી રીતે ચોટી જશે. તે માટે મનને આનંદ ઉપજાવે તેવા દેખાવ, તાજી, સ્વચ્છ, અને ખુશનુમા હવા, શાંત ઓરડા, શુભ લાગણીથી અને કાળજીથી સારવાર કરનારી નર્સ, સાદો પણ પૌષ્ટિક તથા પચે તેવો ખોરાક, અને એ બધાથી વધારે તો હિંમત, આશા અને આસ્થાવાળું તથા ચિંતાથી મુક્ત જીવન એ આ ઉપચાર તેમજ બીજા શસ્ત્રોપચારને સફળ કરવા માટે બહુ ઉપયોગી છે.

રોપણક્રિયા જેના ઉપર કરવાની હોય, તેને પ્રથમ થોડાક દિવસ બીછાનામાં સુવારી રાખવો પડે છે, જેથી તેના તન મનના થાક વગેરેથી તે મુક્ત થાય છે. વળી તે દર્મ્યાન તેને સાદો અને પૌષ્ટિક ખોરાક પચે તેટલોજ, તથા કાંઇક જરૂર જેવી દવા મળવાથી તેની તન્દુરસ્તી સુધરે છે, તેના શરીરમાં ઘર કરી રહેલા વ્યાધિઓનું, તેના જખમનું, તથા તેની ટેવ અને રીતભાતોનું અવલોકન થાય છે. દર્દીને દરરોજ એક વખત સારી રીતે નવડાવવો પડે છે, જેથી તેના પરસેવાના છિદ્રો સાફ રહે; તે સાથે તેને જખમ હોય, તેને પણ દવાવાળા પાણીથી સાફ કરીને પાછું ડ્રેસીંગ લગાડવામાં આવે છે. અજીર્ણના ચિન્હ જણાય, તો તરતજ તેની દવાની, અગર જરા રેચ આપવાની જરૂર પડે છે. જેઓને ઉપદંશની અસર હોય તેને પોટાશ આયોડાઇડ આપીને તે રોગનું જોર નરમ પાડવામાં આવે છે. ચાંદાઓને રૂઝવવા માટે જો ત્વચારોપણ, અગર માંસ રોપણ કર્યું હોય, તો સાથે સાથે જીવન રસાયણ દવાનું **સીલીસ્યા** આપવાથી રૂઝ જલદી વળે છે. એ સિવાય કૅલ્કેરીઆ ફૅાસ, કૅલ્કેરીઆ ફ્લ્યુઓર, કાલીફૅાસ, આર્સેનિકમ વગેરેમાંથી જેની જરૂર પડે તે પ્રસંગોપાત વાપરવાથી સારી મદદ મળે છે.

શસ્ત્રોપચાર વખતે રક્તસ્રાવનો નિગ્રહ કરવા માટે ધમનીને દાબવાના ચીપીઆ ( આર્ટરીફૉર્સેપ્સ ) અથવા દબાણ રાખે તેવી ટાંકણી ( એક્યુપ્રેસ્યરપીન ) વપરાય છે. લોહી બંધ થયા પછી જખમમાં રહેલા લોહીના બધા ગાંઠા ધોઇ નાખવામાં આવે છે, અને જો થોડું ઘણું લોહી કે રક્તરસ ઝમતો હોય તે ઝમતો બંધ થવા દેવો પડે છે, અને પછી ટેભા લેવામાં આવે છે; ઉપચાર કેમ કરવો તે અત્રે અમે લખતા નથી. તે કામ સર્જનનુજ છે. જોડાએલા ભાગો તન્દુરસ્ત હોય છે, તો આરામ થતાં વાર લાગતી નથી, પણ જો ગેન્ગ્રીનની કે બીજા ચેપની કશી અસર હોય કે દર્દી બહુ નિર્બળ હોય, તો આરામ થતાં વિલંબ લાગે છે, અગર પ્રયત્ન તદ્દન નિષ્ફળ જાય છે. જ્યારે પ્રયત્ન સફળ નીવડે છે, અને અંગ બરાબર ચોટી જાય છે, ત્યારે પણ આપણે કબુલ કરવું પડે છે કે કળા કદી કુદરતને પહોંચી શકતી નથી, અને ઐશ્વરી કૃતિમાં અને માનુષી કૃતિમાં ફેર એટલો ફેર.

---

## પાટા બાંધવાની રીત. બંધનકળા.

( The Art of Bandaging )

શરીરના ઇજા પામીને જુદા પડેલા ભાગને એકત્ર રાખવા માટે, ચાંદા વગેરે ઉપર મુકેલા ડ્રેસીંગ ખસી જાય નહિ તે માટે, તથા બહારથી હવા જંતુ

વગેરે સામે જખમને રક્ષણ આપવા માટે પાટા બાંધવાની જરૂર પડે છે, અને પ્રત્યેક અવયવના આકારને અનુસરીને પાટા બાંધવાની જુદી જુદી રીતો નક્કી કરવામાં આવી છે. પાટા બાંધવામાં યુક્તિ અને ચાલાકીની જરૂર પડે છે, અને તેથી તેને એક કળા ગણવામાં આવે છે. અંગ્રેજીમાં તે કળાને 'ધિ આર્ટ ઑફ બૅન્ડેજીંગ' કહે છે. એ કળામાં માત્ર ડાકટરો કે સર્જનો પ્રવીણ થઇ શકે એવું કાંઇ નથી. હરકોઇ સાધારણ માણસ અભ્યાસ વડે તે કળા શીખીને દર્દીને લાભ આપી શકે છે. સ્ત્રીઓએ ખાસ કરીને આ કળા શીખવી જોઇએ. અકસ્માત વખતે તે બહુ ઉપયોગી થઇ પડે છે, તે હેતુથી અમે તે કળા અત્રે થોડાક વિસ્તારથી આપીએ છીએ

**પાટા બાંધનારમાં હોવા જોઇતા ગુણો:**—જેમ વૈદકના બીજા વિષયોમાં જરૂર છે, તેમ આ વિષયમાં પણ શુદ્ધ અંતઃકરણ, દર્દી પ્રત્યે તેનું ભલું કરવાની વૃત્તિ, સ્વચ્છતાનો પ્રેમ, પાટા બાંધવાનો અભ્યાસ, તથા અનુભવ, અને ચાલાકી એ પાંચ ગુણો સારવાર કરનારમાં અવશ્ય હોવા જોઇએ.

**પાટો સારી રીતે બાંધ્યો ક્યારે કહેવાય?** જે બાંધવાથી પીડા કમી થાય, વ્રણવાળા ભાગને આધાર મળે, અંદર મુકેલી દવા કે પટ્ટી પોતાની જગ્યાએથી ખસી જાય નહિ, દર્દી પોતાના અવયવને જરા હલાવે તો, પાટો છૂટી જાય નહિ, જખમને એવું રક્ષણ મળે કે તે ઉપર બહારની કશી ચીજ અડી શકે નહિ કે ખરાબ હવા અંદર જાય નહિ, અને દિનપ્રતિદિન જખમી ભાગ સુધરતો જાય, ત્યારે પાટો સારી રીતે બંધાયો એમ ગણાય છે. તે અતિશય કઠણ કે અતિશય પોચો હોવો જોઇએ નહિ,

**પાટા બાંધવાનું કપડું:**—પાટા બાંધવા માટે છાપ કે ચિત્ર વિનાની સાદી પ્લેન મસ્લીન એ ઉત્તમ કપડું છે. તે સિવાય ધોએલો માદરપાટ, મજબુત મલમલ, કે એવું કાંઇ સફેદ ધોઇને સ્વચ્છ કરેલું કપડું હોય તે ચાલી શકે છે.

જખમો, ચાંદાં અને એવા દર્દો જુદા જુદા અવયવોને ભિન્ન ભિન્ન રીતે લાગુ પડે છે, અને તેથી પાટા બાંધવાની રીતો પણ જુદી જુદી જાતની હોય છે. કોઈ વખત તો નહિ જાણવામાં આવેલી એવી નવી રીત પણ યોજવી પડે છે. એવે પ્રસંગે પાટા બાંધનારની બુદ્ધિ અક્કલ અને ડહાપણ ઉપર આધાર રહે છે. તોપણ કેટલીક રીતો તો તદ્દન પ્રચલિત છે, જેમાંથી ઘણી એક ઉપયોગી રીતો તેમનાં નામ સાથે અમે અત્રે આપીએ છીએ.

(૧) **વીંટાથી થતો પાટો.** ( The Roller Bandage ધિ રોલર બૅન્ડેજ.

(૨) **T આકૃતિવાળો પાટો.** ( The T Bandage ધિ ટી બૅન્ડૅજ )

(૩) **ઘણા છેડાવાળો પાટો.** ( The many tailed bandage ધિ મૅની ટેઇલ્ડ બૅન્ડૅજ )

(૪) **ચાર ખુણેથી મધ્ય તરફ કાપેલો પાટો.** ( The Maltese cross ધિ માલ્ટીઝ ક્રોસ )

(૫) **ત્રિકોણાકૃતિવાળો પાટો.** ( The triangular bandage ધિ ટ્રાયંગ્યુલર બૅન્ડૅજ )

## ૧. પાટાનો વીંટો બનાવવાની રીત.

( Preparation of the Roller Bandage )

મસ્લીનના બે થી પાંચ ઇંચ પહોળા અને પાંચથી દશ વાર લાંબા કકડા ફાડીને વીંટો કરવાના સંચા ઉપર ચઢાવીને તેનો કઠણ ગોળ વીંટો કરવામાં આવે છે. તેનો આકાર રીબનના વીંટા જેવો થાય છે; અગર ચોરસ સરીઆ ઉપર તેને મજબૂત રીતે લપેટવામાં આવે છે, પણ તે વીંટો સંચાના જેવો મજબૂત થતો નથી. આંગળીઓ અને નાના અવયવો ઉપર લગાડવાના પાટા ½ ઇંચથી ૨ ઇંચ સુધીના પહોળા, અને ૨ થી ૫ વાર લાંબા કાપવામાં આવે છે, અને તેના પણ ઉપરની માફક વીંટા કરી રાખવામાં આવે છે. આવા નાના કે મોટા વીંટા જેમ વધારે મજબૂત હોય તેમ તેનો ઉપયોગ વધારે સરલતાથી થઇ શકે છે. તેના છેડા સ્પષ્ટ રીતે કાપેલા, અને છૂટા લટકતા તાંતણા વિના ના હોવા જોઇએ.

જ્યારે સંચો કે સરીઓ કાંઈ મળી શકે નહિ, ત્યારે પાટાને ડાબે હાથે પકડી રાખીને તેનો એક છેડો સાથળ ઉપર મુકીને જમણા હાથની હથેળી વડે તેને વીંટાની માફક ગણવો, અને તેમ કરતી વખતે ડાબા હાથમાં રહેલાં પાટાના કપડાને સરકાવતા જવું, એટલે તે એંચાઇને જમણા હાથની હથેળીની ભીંસથી વીંટાતો જશે. થોડીવાર એમ કર્યા પછી બન્ને હાથની મદદથી તે વીંટો પુરો કરી શકાશે.

## વીંટાનો ઉપયોગ.

### ( The uses of the Roller-Bandage )

બીજી કોઇ જાતના પાટાના કરતાં વીંટા વડે બાંધવાના પાટા વધારે ઉપયોગમાં આવે છે. આવા વીંટાને લપેટવાની ઢબના મુખ્ય ત્રણ પ્રકાર છે. (૧) સ્ક્રુની માફક ચડતા આંટા લઇને પાટો બાંધવાની રીત જેને 'સ્પાઇરલ મેથડ' કહે છે તે. (૨) બાળબોધ ૪ અથવા અંગ્રેજી 8 ના આકારના આંટા લઇને પાટો બાંધવાની રીત, જેને 'ફીગર ઑફ્ એઇટસ મેથડ' કહે છે તે (૩) અંગ્રેજી 8 ના આકારના આંટા સાથે થોડાએક ગોળ આંટા લઇને બાંધવાની રીત, જેને 'સ્પાઇકા બૅન્ડેજ' કહે છે. આ ત્રણ પ્રકાર તો માત્ર તેને વીંટવાની ઢબ ઉપરથી પડેલા છે; વીંટા વડે જુદા જુદા અવયવને પાટા બાંધવા માટે રીત જરા જુદી હોય છે. અને તે રીત ઉપર બતાવેલા ત્રણમાંથી એકાદ પ્રકારને અનુસરીને અથવા તેમાં કાંઇક ફેરફાર કરવાથી થઇ હોય છે. એ ઉપરથી મસ્તકબંધન, ચક્ષુબંધન, હનુબંધન, અંગુલીબંધન, અંગુષ્ઠબંધન, કરબંધન, કરસંધિબંધન કલેવરબંધન, સ્તનબંધન, પાદબંધન, પાદસંધિબંધન, જાનુબંધન, ઉરૂબંધન ઇત્યાદિની જુદી જુદી રીતો છે, અને તે બધામાં ઘણે ભાગે પાટાનો તૈયાર કરેલો વીંટો વપરાય છે.

### ૧. સ્પાઇરલ મેથડ-વ્યાવર્તનશીલબંધન.

### ( The Spiral Method. )

આ ઢબ સમજવા માટે ધારો કે આપણે ઘુંટી અને ઘુંટણની વચ્ચેના પગના ભાગને પાટો બાંધવો છે. તે માટે પ્રથમ તમે મજબૂત રીતે તૈયાર કરેલો વીંટો તમારા જમણા હાથમાં લ્યો; પાટાનો છેડો પગના આગળના ભાગ ઉપર મુકીને ડાબા હાથના અંગુઠાવડે દાબી રાખો, વીંટાને તમારા જમણા હાથ વડે પગની ફરતો તમારી જમણી બાજુએ થઇને જ્યાં સુધી લઇ જવાય ત્યાં સુધી લઇ જાઓ, અને આગળ લઇ જવાય નહિ એટલે ડાબા હાથની આંગળીઓમાં તે વીંટાને મુકો; હવે તમારા જમણા હાથે વીંટાના પેલા છેડાને પકડો એટલે ડાબો હાથ છુટો થશે: ડાબા હાથવડે પાટાને ડાબી બાજુએથી લઇને આગળ લાવો; વીંટાના છેડાને તેની નીચે દબાવો, અને જમણો હાથ છૂટો કરીને જમણા હાથવડે તમારી જમણી બાજુએથી તે વીંટાને પગની પછવાડેની બાજુએ પહોચી શકાય ત્યાં સુધી લઇ જાઓ; તમારા ડાબા હાથવડે તે વીંટાને પકડો અને તમારી ડાબી બાજુએથી તે વીંટાને પગ ઉપર એવી રીતે લપેટો કે તેથી અગાઉના આંટાની અડધી પહોળાઇ દબાય; હવે તમને જણાશે કે જો તે પાટો અગાઉની રીતે ગોળ લેવામાં આવે, તો થોડીક જગ્યામાં તે ઢીલો રહે છે, અને પગના આકારને બંધ બેસતો નથી. આ અડચણ દૂર કરવા માટે પગના આગળના ભાગ ઉપર જ્યાં હાડકું આવેલું છે, તે ઉપર નહિ, પણ તેની પડખે ( આકૃતિમાં બતાવ્યા પ્રમાણે ) વીંટાના કપડાની ઉપર ડાબા હાથનો અંગુઠો મુકીને ત્યાં આગળથી વીંટાને ઉલટાવી નાખો, અને પાટાને જમણી તરફ ઉપરની બાજુએ લઇ જવાને બદલે જમણી તરફજ નીચે લઇ જાઓ, એટલે પગના આગળના વચલા ભાગમાં શિખરના જેવો અને બન્ને બાજુએ ઢાળ પડતો દેખાવ થશે: જમણી તરફનો



આ. નં. ૨૯૮.

આ. નં. ૨૯૯.

પાટો પણ અગાઉના જમણી તરફના પાટાને અડધો અડધ દબાવે તેમ કરો; ફરીથી તે પાટાને પગ પછવાડેથી ડાબા હાથમાં લાવો; ડાબા હાથે ડાબી બાજુના અગાઉના આંટાને અડધો અડધ દબાવે તેવો આંટો આગળના ભાગ સુધી લાવો; જે જગ્યાએ તમે પહેલાં પાટાને ઉલટાવ્યો, તેજ જગ્યાની ઉપર બીજીવાર પાટાને ઉલટાવો; પાછા જમણી તરફના અગાડીના આંટાને અડધો અડધ દબાવે તેવી રીતે નીચે જમણી બાજુએ આંટો ચલાવો; એ પ્રમાણે જોઇએ તેટલા આંટા લઇ શકાય છે. પાટો જ્યારે પૂરો કરવામાં આવે છે, ત્યારે ત્યાં 'સેફ્ટી પીન' લગાડાય છે, અગર તે ન મળે તો એક ગોળ આંટો મારીને ગાંઠ બંધાય છે.

**૨. ડબલ સ્પાઇરલ બૅન્ડેજ–દ્વી વિધાવર્તન બંધન.**

( The double spiral bandage )

ઉપર જે સ્પાઇરલ બૅન્ડેજની રીત બતાવી છે, તે પ્રમાણે એક આંટો ઉલટાવીને લેવો; બીજો ઉલટાવ્યા વિના ઉપર થઇને પછવાડે જવા દેવો; ત્રીજો આંટો બીજાની આગળ આવે ત્યારે બીજાને ક્રોસ કરવો; વળી ચોથો આંટો ઉલટાવવો, અને પાંચમો નહિ, એ પ્રમાણે અવારનવાર ઉલટાવેલા અને ક્રોસ એટલે ઉપર ઓળંગીને જતા આંટા લેવાથી ડબલ સ્પાઇરલ બૅન્ડેજ થાય છે. કોઇ વખત બે ચાર આંટા એક પછી એક ઉલટાવીને પછી જે એક આંટો આવે, તેને અવયવની ફરતા જવા દઇને ક્રોસ કરવામાં આવે છે. આમકરવાનો હેતુ પાટાને હરકોઇ રીતે અવયવને બંધ બેસતો કરવાનું હોય છે.

**૩. ધિ ફીગર ઑફ એઇટ મેથડ–ચતુરંકાકાર બંધન**

( The figure of eight method )

આવી ઢબનો પાટો હથેળી તથા કળાઇ ને માટે તેમજ ચરણને માટે ઉપયોગી છે. તેની ઢબ જાણવાને માટે ધારો કે આપણે દર્દી ના ડાબા હાથને

આ. નં. ૩૦૦.



પાટો બાંધવો છે. આશરે સવા ઈંચ પહોળા, અને ૪ થી ૫ ફુટ લાંબા કપડાનો વીંટો પસંદ કરો. દર્દીની હથેળીને ઉંધી રાખો. વીંટાના છેડાને મણિબંધ એટલે કળાઇના મધ્યમાં મુકો, અને એક ગોળ આંટો તેની અડધી પહોળાઈ રોકે તેવી રીતે લપેટીને તે છેડાને દબાવો. બીજો આંટો પુરો કરીને ત્રીજો આંટો હથેળીની પીઠ ઉપર થઇને ટચલી આંગળી પાસે લાવો, ત્યાંથી હથેળી ઉપર આંગળીઓના મૂળ પાસે પાસે થઇને અંગુઠા આગળ લાવો; ચોથો આંટો હથેળીની પીઠ ઉપર ગોળ ( circular ) ચલાવો, અને નીચે હથેળી ઉપર થઇને અંગુઠાના મૂળ પાસે લાવો; પાંચમો કાટ ખૂણે થઇને તમારી જમણી બાજુએ અંગુઠાના મૂળની સામી બાજુએ લઇ જાઓ. છઠ્ઠો આંટો ચોથા આંટાની માફક મણિબંધ ઉપર ગોળ અને બીબી આંટાને અડધો અડધ દબાવે તેવી રીતે ચલાવો; સાતમો આંટો ત્રીજા આંટાને અડધો અડધ પહોળાઇમાં દબાવે તથા પાંચમા આંટાના મધ્યને કાટખૂણે ઓળંગીને જાય તેવી રીતે ચલાવો; આઠમો આંટો ચોથા આંટાને અડધો અડધ દબાવે, તથા પાંચમા અને સાતમાના છેડાને દબાવે એવી રીતે ગોળ ચલાવો; નવમો આંટો સાતમા આંટાના મધ્યને કાટખૂણે ઓળંગીને–ક્રોસ થઇને–દર્દીના પોંચાના ડાબે છેડે લઇ જાઓ; ત્યાં આગળ પોંચાની નીચે સિદ્ધા ચાલીને અંગુઠાના મૂળ આગળ લાવો; અને જરૂર પડે તો દશમો આંટો ગોળ ચલાવીને એક જગ્યાએ પીન મારો.

જેવી રીતે હાથને પાટો બાંધવાની રીત લખી છે, તેવી રીતેજ પગનો અને પગની ઘુંટીનો પાટો બંધાય છે.

આ. નં. ૩૦૧.



### ૪. સ્પાઇકા બૅન્ડેજ. યવકણિશબંધન.

### ( The Spica Bandage )

આવી જાતના બંધનમાં લગભગ બધા આંટા એક બીજાને મધ્યમાં કાણુખુણે ઓળંગીને જાય છે, જેથી ' ક્રોસ ' એટલે ચોકડી પડતી જાય છે. સ્પાઇકાનો અર્થ જવનું ડુંડું થાય છે, અને જવના ડુંડાનો જેવો આકાર આ બંધનનો થાય છે તે ઉપરથી અંગ્રેજીમાં તેને સ્પાઇકા બૅન્ડૅજ કહે છે. તદનુસાર સંસ્કૃતમાં તેને યવકણિશબંધન કહેવું એ વ્યાજબી લાગે છે.

અંગુઠા જેવા અવયવને બાંધવા માટે સ્પાઇકા બૅન્ડૅજ ઘણો ઉપયોગી છે. તે માટે પોણો ઈંચ પહોળો, અને છ ફુટ લાંબા પાટાનો વીંટા તૈયાર કરો. દર્દીની સામે બેસીને દર્દીના જમણા હાથના અંગુઠાને પાટો બાંધવો છે એમ ધારો. પહેલો આંટો પહોંચા ઉપર અંગુઠાના મૂળ આગળથી શરૂ કરો, અને તેને દબાવે તેવી રીતે બીજો આંટો પણ બીજા આંટાને દબાવે તેવી રીતે ગોળ ચલાવો. ચોથો આંટો હથેલીની પીઠ ઉપર આંગળીઓના મૂળ પાસેથી થઇને અંગુઠા ઉપર નખના મૂળ પાસે લાવો. અંગુઠાની પછવાડેની બાજુએ તમારી જમણી બાજુએથી લઇ જાઓ, અને તમારી ડાબી બાજુએ લાવો. અહિ પાંચમો આંટો ચોથા આંટાને ક્રોસ કરે તેવી ડાબી બાજુથી જમણી બાજુએ અંગુઠાના મૂળ તરફ લઇ જાઓ. ત્યાંથી પાટાને દર્દીની હથેલી ઉપર ચલાવીને ચોથા આંટાની કોરને દબાવે તે રીતે છઠ્ઠો આંટો ચલાવો, અને જેમ ચોથા અને પાંચમાનો ક્રોસ થયો તેવો છઠ્ઠાને સાતમાનો ક્રોસ કરો, અને સાતમો આંટો, પાંચમાની કોરને દબાવી ચલાવો.

એ પ્રમાણે એક એકને ક્રોસ થાય, અને પાસેના આંટાની કોરને દબાવતો જાય એવી રીતે ચૌદ આંટા ચલાવો. દરેક આંટો આંગળાથી વેગળો, અને હાથના મૂળ તરફ આવશે. ચૌદમો આંટો પુરો થાય ત્યારે તે પહેલા આંટા સાથે ગાંઠથી અગર સેફટી પીનથી બાંધો.

આવો સ્પાઇકા બૅન્ડૅજ જાંગનાં મૂળ આગળ પણ બંધાય છે; તે વખતે ગોળ આંટા કમ્મર ઉપર લેવાય છે, અને જવના ડુંડા જેવો આકાર જાંગના મૂળ આગળ ચોકડીઓ પડવાથી થાય છે.

### ૫. ટી બૅન્ડૅજ.

### ( The T Bandage )

આવા પાટા તૈયાર કરાવવા માટે લુગડાના બે લાંબા કકડાની જરૂર પડે છે. અંગ્રેજી T અક્ષરનો નમુનો થાય તેવી રીતે એક બીજાની સાથે બે કકડાને સીવી લેવામાં આવે છે, અગર પીનથી જોડી

આ. નં. ૩૦૨.



દેવામાં આવે છે. કોઇવાર મોટા લુગડામાંથી એવો આકાર ખાસ કાપી કાઢવામાં છે. કેટલીક વખત મથાળે બન્ને બાજુ સરખા ભાગ રાખવાને બદલે એક બાજુ વધારે લાંબો છેડો રાખવામાં આવે છે. જ્યારે કોઇ ભાગ ઉપર બે સામસામી બાજુએથી ખેંચવાથી પુરતું દબાણ થઇ શકે નહિ, અને ત્રીજી દિશામાંથી ખેંચ કરવાની જરૂર રહે, ત્યારે આવો પાટો પસંદ કરવામાં આવે છે. કપાળ, લમણા, માથાની બીજી કોઇ એક બાજુ, ગાલ, નાક કે એવા કોઇ અવયવને બાંધવા માટે આ પાટો ઉપયોગી છે.

આ પાટાની સમજ માટે ધારો કે દર્દીના માથાની જમણી બાજુએ કાનથી જરા ઉંચે જખમ છે, તેની ઉપર કાંઇક ડ્રેસીંગ મુકયું છે, અને તેને પાટાથી સ્થિર રાખવાનું છે. પાટાનો સાંધાવાળો ભાગ લમણા ઉપર એવી રીતે મુકો કે તેના ટુંકા પટ્ટાના એક

આ. નં. ૩૦૩.



છેડો કાન અને દાઢી ઉપર થઇને પછવાડેથી માથા ઉપર આવે, અને મથાળે બીજા છેડા સાથે ગાંઠ બંધાય; હવે તેનો લાંબો ભાગ છૂટો હશે, તેને તમારા હાથમાં લઇને કપાળ ઉપર ચલાવો, અને માથા ફરતો ગોળ આંટા મારીને તેના અસલ સાંધા પાસે લાવો એ પ્રમાણે બેચાર ગોળ આંટા મારીને પછી સેફ્ટીપીન વડે તેને બાંધો.

### ૬. ડબલ ટી ( T ) બૅન્ડેજ.

### ( The Double T Bandage )

જેમ ઉપર બતાવેલા ટી બૅન્ડેજમાં એક આડો પટો અને એક ઉભો પટ્ટો હોય છે, તેમ કેટલીકવાર એક આડા પટ્ટાની સાથે બે ઉભા પટ્ટા થોડે થોડે અંતરે લગાડી શકાય છે, અગર તો કપડુંજ એવી રીતે ફાડવામાં આવે છે કે તેમાંથી એક આડા પાટા સાથે બે ઉભા પાટા નીકળે છે. જરૂર પડે તો એવી રીતે બે કરતાં વધારે ઉભા પાટા લાંબા ટુંકા જોઇએ તેવા રાખી શકાય છે.

આ. નં. ૩૦૪.





આવો ડબલ ટી બૅન્ડેજ નાક ઉપર અને આંખના મૂળ નાકના આગળ, કાંઇ જખમ થયો હોય, તેના ડ્રેસિંગને સ્થિર રાખવા માટે ઉપયોગી થઇ પડે છે. ધારો કે નાકના ઉપરના ભાગ તરફ બન્ને

આ. નં. ૩૦૫.



બાજુએ કાંઇક ડ્રેસીંગ મુકીને સ્થિર રાખવાનાં છે; તો આવી જાતનો એક ડબલ ટી બૅન્ડેજ તૈયાર કરવા માટે સાત કે આઠ ફુટ લાંબો, અને એક ઈંચ પહોળો પાટો લ્યો; તેને મધ્યમાં એકેક ઈંચને છેટે બે પોણો ઈંચ પહોળા અને દોઢ બે ફુટ લાંબા ઉભા પાટા સીવો. પછી આડા પાટાને, આકૃતિમાં છાપ્યા પ્રમાણે ઉપરના હોઠ ઉપર મુકો, અને તેના બન્ને છેડાને માથાની પછવાડે લઇ જાઓ; ત્યાં એકએકની ઉપર જવા દઇને આગળ લાવો; તે તે દરમ્યાન બન્ને ઉભા પાટાને નાક ઉપર ક્રોસ કરીને માથા ઉપર થઇને પછવાડે લઈ જાઓ, અને પછવાડેના ક્રોસની નીચે દબાવો, અગર ત્યાં પીન લગાડો. હવે આગળ આવેલા બન્ને છેડાને નાક ઉપર થઇને એક કે વધારે ગોળ આંટા ચલાવો, અને અનુકુળ જગ્યાએ સેફ્ટીપીન લગાડો, એટલે નાક ઉપરના ડ્રેસીંગ સજડ રહેશે.

### ૭. ત્રિકોણાકૃતિનો પાટો.-ત્રિકોણાકૃતિબંધન.

### ( The Triangular Bandage )

એક ત્રિકોણ આકૃતિનું કપડું એટલું મોટું કાપો કે જેના મોટા ખૂણાની સામેની બાજુ બે ફુટ લાંબી હોય, અને જેનો મોટા ખૂણાવાળો છેડો તેની સામેની બાજુએ આશરે ૧૦ ઈંચથી એક ફુટ સુધી છેટો રહે. આવો પાટો ગાંઠો બાંધીને, અગર તો સેફ્ટીપીનો લગાડીને મજબુત રખાય છે. તેને બાંધવાની ઘણી રીતો છે, અને શરીરના ઘણા જુદા જુદા ભાગને તે બાંધી શકાય છે, સમજને ખાતર

આ નં. ૩૦૬.



ધારો કે ચરણુના ભાગને પાટા બાંધવો છે. પાટાને પહોળો ભાગ આગળ આવે, તેવી રીતે પાટાને જમીન ઉપર મુકો; તેની ઉપર દર્દીનો જમણો પગ વચમાં મુકો, એટલે તેની બન્ને બાજુએ બે છેડા આવશે. પ્રથમ અંગુઠાની અને આંગળાની આગળ જે લુગડું વધે છે, તે તેમની ઉપર ચઢાવો; પછી બન્ને બાજુના છેડાની પગ ઉપર ગાંઠ બાંધો; પછવાડે પાની પાસે જે છેડો વધ્યો છે, તેને ઘુંટી પાસેથી આગળ લાવીને પેલી ગાંઠ સાથે બાંધો, અગર તેમાં સેફ્ટી પીન ભરાવો. માથાનો પાટો બાંધવાની આકૃતિ જોવાથી પણ તેવા પાટા બાંધવાની રીત સમજાશે.

આ. નં. ૩૦૭.



આ. નં. ૩૦૮.



સાધારણ ચોરસ રૂમાલના સામસામા બે છેડા એકઠા કરીને પણ ત્રિકોણાકૃતિ બનાવાય છે, અને તાત્કાળિક બંધન માટે તે બહુ કામમાં આવેછે.

ત્રિકોણાકૃતિવાળા પાટાના પહોળા ખુણાવાળા છેડાને લાંબો પાટો–રોલર બેન્ડેજ–લગાડી શકાય છે, અને પહેલવાન લોકો કચ્છ પહેરે છે, તેવો આકાર બનાવાય છે. તે બંધન ગુહ્યાવયવ, તથા કમ્મરની આસપાસના જખમ વગેરેમાં બહુ ઉપયોગમાં આવી શકે છે.

### ૬. ચાર છેડાવાળો પાટો, ચતુષ્પટબંધન.

( The four tailed bandage. )

આશરે વીશ ઇંચ જેટલો લાંબો, અને ચાર–પાંચ ઇંચ પહોળો લુગડાનો એક કકડો લ્યો. તેને બેવડો કરો, અને છેડાને વચમાંથી એવી રીતે કાપો કે લુગડાના મધ્યમાં એકચોરસ ભાગ અખંડિત રહે. સમજ માટે ધારો કે પગે પાટો બાંધવો છે. તે ચોરસ ભાગને ચરણુનો ઉપલો ભાગ, જ્યાં પગની પાનીનું મૂળ છે, અને જ્યાં આગળ ચરણુ અને પગની સંધિ છે, ત્યાં આગળ મુકો. ઉપર આવેલા બન્ને છેડાને પગની ઉપરની બાજુએ ફરતો આંટો મારીને ગાંઠ બાંધો; અને નીચે આવેલા બન્ને છેડાને પગની નીચેની બાજુએ–જરૂર પડે તો પાનીની નીચેથી બાજુએ લાવીને–ગાંઠ બાધો, આ રીતે કરવાથી ચરણુના મથાળા ઉપરનું ડ્રેસીંગ મજબુત રહી શકશે; તેમજ પાની ઉપરનું ડ્રેસીંગ પણુ મજબુત રહેશે.

એવીજ રીતે પગના ઘુંટણુને પાટો બંધાય છે. વચલા અખંડ ચોરસ ભાગને ઘુંટણુ ઉપર મુકો, ઉપરના બન્ને છેડાને પગ ફરતો આંટો મારીને આગળ **નીચે** લાવો, અને **નીચે** ગાંઠ બાંધો. નીચેના બન્ને છેડાને પગ ફરતો આંટો મારીને આગળના ભાગમાં **ઉપર** લાવો અને **ઉપર** ગાંઠ બાંધો. આમ કરવાથી ઘુંટણુની પછવાડેની બાજુએ સામસામા પાટાઓની ચોકડી પડેલી જણાશે.

આ. નં. ૩૦૯.



વળી આવી જાતનો પાટો માથાને બાંધવાને માટે પણુ વપરાય છે. તે બાંધવાની રીત સાથેની આકૃતિ ઉપરથી સમજી શકાય તેવી છે.

આ. નં. ૩૧૦.



### ૭. ચાર ખુણેથી કાપેલો પાટો—દ્વીધાકૃતકોણબંધન.

( The Maltese Cross—ધિ માલ્ટીઝ ક્રૉસ )

જ્યારે હાથ પગ, આંગળાં, અંગુઠો કે એવું કોઇ અવયવ તેના છેડા આગળના ભાગમાજ ઇજા પામ્યું હોય, અગર કપાઇને ઠુંઠા જેવું થયું હોય, ત્યારે, આવી જાતનો પાટો ઉપયોગી થઇ પડે છે. તેને માટે જોઇએ તેવડું મોઠું ચોરસ કપડું પસંદ કરો, પછી તેના ચાર છેડાને આકૃતિમાં બતાવ્યા પ્રમાણે મધ્ય તરફ કાપો; મધ્યમાં થોડીએક ચોરસ જગ્યા અખંડિત રાખો; અવયવને જ્યાં ડ્રેસીંગ મુકયું હોય, ત્યાં તેનો વચલો ભાગ મુકીને સામસામા છેડા બાંધો એટલે ઠુંઠા જેવા ભાગને રક્ષણ મળશે. આવા પાટામાં જે ચાર પટ પડે છે તે દરેક પટના બન્ને છેડાઓ અનુકુળતા હોય, ત્યારે જુદી જુદી રીતે બાંધી

આ. નં. ૩૧૧.



શકાય છે; અથવા સામસામા ખેંચીને પીનો ભરાવી દેવાય છે. ઠુંઠા ભાગમાંથી પરૂ નીકળતું હોય, તો વચલા ચોરસ ભાગમાં છિદ્ર પડાય છે, અને પછી ઉપરની માફકજ પાટો બંધાય છે. કોઈ વખત જો તેના ચાર છેડાઓની ગાંઠ બાંધવી ફાવે નાહ, તો તે છેડાઓને દબાવે તેવી રીતે બે ચાર ગોળ આંટા સાધારણ રોલર બૅન્ડૅજના ચલાવાય છે અને તેની ગાંઠ બંધાય છે, અગર પીનો લગાડાય છે.

### ૮. ઘણા છેડાવાળો પાટો—બહુખંડબંધન.

( The Many Tailed Bandage—ધિ મૅની-ટેઇલ્ડ બૅન્ડૅજ )

આવા પાટો કરવા માટે આશરે એક બે ફુટ લાંબો અને સાત આઠ ઇંચ પહોળો લુગડાનો કકડો લેવો.

આ. નં. ૩૧૨.



તેના જરૂર જેટલા ભાગ બન્ને તરફથી આકૃતિમાં બતાવ્યા પ્રમાણે કરવા, અને વચમાં બે ત્રણ ઈંચ ઈંચ જગ્યા અખંડ રહેવા દેવી. જે અવયવને બાંધવું હોય, તે અવયવના ડ્રેસીંગવાળા ભાગ ઉપર તેનો કપાયા વિનાનો ભાગ મુકવો, અને પછી છેડાઓને સામસામા બાંધી લેવા, અગર તો પીનો લગાડવી. કોઇ વખત એમ કરી શકાય છે કે પહેલાં ડ્રેસીંગવાળા ભાગ ઉપર રસીને માટે એક છિદ્રવાળો અગર છિદ્ર વિનાનો લાંબો લુગડાનો પાટો મુકીને, પછી તેની ઉપર કાટખૂણે પાસે પાસે જરૂર પડે તેટલા નાના નાના પાટા બંધાય છે.

### ૯. કાણાં પાડેલો પાટો—સચ્છિદ્રબંધન.

( The Perforated Bandage—ધિ પરફોરેટેડ બૅન્ડૅજ )

હાથની હથેળી, કે પગનો ફણો કે એવો કોઈ ભાગ કે જેમાં આંગળાં જેવાં અવયવો છુટા હોય, તેને પાટો બાંધવો હોય, ત્યારે કેટલીક વખત આંગળાં

આ. નં. ૩૧૩.



વગેરેનો પ્રવેશ થઇ શકે તેવાં છિદ્રો પાડીને પછી પાટો બંધાય છે. પાટામાંથી કોઇ વાર ડ્રેઇનેજ ટયુબ બહાર કાઢવી હોય, ત્યારે પણ ડ્રેઇનેજ ટયુબનેલાયક

આ. નં. ૩૧૪.




છિદ્ર પાડીને પછી પાટો બંધાય છે. ગુહ્યાવયવ માટે કોઈવાર આવા પાટાની જરૂર પડે છે; સાથે આકૃતિ

આપી છે, તે ઉપરથી આવો પાટો બાંધવાની રીત વધારે સમજી શકાશે. પાટામાં આંગળીઓ માટે છિદ્રો રાખ્યાં છે.

### ૧૦. સાધારણ રૂમાલવડે પાટો બાંધવાની રીત. કરવસ્ત્રબંધન.

(The handkerchief used as a bandage).

સાધારણ રૂમાલને એવડો કરવો એટલે એક લાંબા લુગડાના પાટા જેવો દેખાવ થશે, તેના મધ્યભાગને જખમવાળા ભાગ ઉપર મુકવો, અને તેની બીજી બાજુએ, તેના બન્ને છેડા સામસામા ક્રોસ કરીને જાય તેમ કરવું; ફરીથી તેના છેડાને જખમવાળી બાજુએ જવા દેવા અને ત્યાં ગાંઠ બાંધવી, અગર પીન લગાડવી. જો રૂમાલના છેડા વધારે લાંબા હોય, તો તે વડે એક બે ગોળ આંટા લેવા (એટલે પાટો વધારે મજબૂત થશે) અને પછી ગાંઠ બાંધવી. અગર પીન લગાડવી.

આ. નં. ૩૧૫.



### આંખનો પાટો. ચક્ષુબંધન.

( Bandage for the Eye. )

આંખને બાંધવા માટે આશરે એક ઇંચ પહોળો, અને ત્રણ ચારવાર લાંબો પાટો જોઇએ છે. તેની સમજ માટે ધારો કે દર્દીની જમણી આંખે પાટો

આ. નં. ૩૧૬.



બાંધવો છે; તે માટે દર્દીની પછવાડે ઉભા રહો, અને કપાળ ફરતા એક બે ગોળ આંટા ચલાવો; પછી ત્રીજો આંટો પછવાડે કાનની નીચેથી, તેની આંખ અને નાક ઉપર થઇને તેના ડાબા લમણા ઉપર પાછળ લાવો; ચોથો આંટો બીજા આંટાની કોરને દબાવે તેવી રીતે અને ત્રીજાને પણ દબાવે તેવી

આ. નં. ૩૧૭.




રીતે ગોળ ચલાવો; પાંચમો આંટો ત્રીજા આંટાની કોરને દબાવે તેવી રીતે કાન, આંખ, નાક વગેરે ઉપરથી ચલાવો. છઠ્ઠો આંટો ચોથાને દબાવે તેવી કપાળ ઉપર એવી રીતે ગોળ ચલાવો કે પાંચમો આંટો તેની નીચે આવે. સાતમો આંટો કાન, આંખ, નાક વગેરે ઉપરથી પાંચમાની કોરને દબાવતો ચલાવો. આઠમો આંટો કપાળ ઉપર ગોળ ચલાવીને અનુકુળ જગ્યાએ સેફટી પીન લગાડો. બન્ને આંખને પાટો લગાડવો હોય ત્યારે પાટો વધારે લાંબો જોઇએ છે. એક આંખને પાટો બાંધવાની રીત વાંચવાથી તથા આકૃતિ જોવાથી આવો પાટો કેમ બાંધવો તે સમજાશે બન્ને આંખનો પાટો ખસી જવાનો સંભવ રહે છે; વધારે પીનો વાપરવાથી પાટો ખસી જતો નથી.

### છાતીનાં પાંસળાં બાંધવાની રીત. વક્ષસ્પંજરબંધન.

( The Trunk Bandage. )

આ બંધનને માટે બેથી અઢી ઇંચની પહોળાઇનો, અને આઠથી દશવાર લાંબો મજબૂત રોલર બૅન્ડેજ તૈયાર કરો, તેનો છેડો દર્દીના જમણા સ્તન ચિન્હ પાસે મુકો, અને પાટાને દર્દીના ડાબા ખભા ઉપર લઈ જાઓ; ત્યાંથી તેની ડાબી બગલમાંથી પાટો આગળ લાવો; પહેલા આંટાને ક્રોસ કરીને પાટો દર્દીના જમણા ખભા ઉપર લઇ જાઓ, અને

આ. નં. ૩૧૮.



ત્યાંથી નીચે બગલમાં થઇને આગળ લાવો. પેલો છેડો જે, ત્યાં રાખેલો છે, તેને દબાવે તેવી રીતે છાતી ફરતો એક ગોળ આંટો ચલાવો. બીજો આંટો આ ગોળ આંટાને અડધોઅડધ દબાવે તેવી રીતે જમણી બાજુ ઉપર ઉલટાવીને ચલાવો. એ પ્રમાણે જરૂર પડે તેટલા આંટા ઉલટાવીને ચલાવો, અને પેટ તરફ નીચે ઉતરતા જાઓ. છેલ્લા આંટાને પીનો લગાડો. આખો પાટો નીચે ઉતરી ન જાય, તેટલા માટે બન્ને ખભા ઉપર બે પાતળા નાના પટ્ટા પીનો વડે લગાડો.

## સ્ત્રીની છાતીને બાંધવાના પાટા. સ્તનબંધન.

( Bandages for the Breast ).

કેટલીક વખત સ્ત્રીના સ્તનમાં ગડ, જખમ, ચાંદા, ખરાબ ગ્રંથિ કે એવું કાંઇ દર્દ થાય છે, ત્યારે તેને પાટા બાંધવાની જરૂર પડે છે. તે માટે પાટા બાંધવા પહેલાં તે કોમળ ભાગ ઉપર પોચું અને દવાથી શુદ્ધ કરેલું રૂ, કે લીન્ટ મુકવું પડે છે. પીનોની મદદ વિના આ પાટો મજબૂત રહી શકતો નથી. પીનો લગાડતી વખતે ઘણી કાળજી રાખવાની જરૂર છે. આવી જાતના પાટાને માટે અઢીથી ત્રણ ઈંચ પહોળા, અને આશરે ૨૦ વાર લાંબા પાટાની જરૂર પડે છે.

સમજને ખાતર ધારો કે આપણે સ્ત્રીના ડાબા સ્તનને પાટો બાંધવો છે. તેના ઉપર પ્રથમ રૂને પહોળું કરીને મુકો; પછી પાટાના છેડાને સ્ત્રીની પીઠ ઉપર પકડી રાખો, અને ત્યાંથી પાટાને તેણીના ડાબા સ્તન ઉપર થઇને તેણીના જમણા ખભા ઉપર લાવો; પેલા છેડા આગળ આવતાં સહન થઇ શકે તેટલો પાટાને મજબુત કરીને પીન લગાડો; પાટાને આગળ ચલાવીને ડાબા સ્તન ઉપર આવેલા પહેલા આંટાની બાજુએ બીજો આંટો ચલાવો, અને તેણીના જમણા ખભા ઉપર લાવો; પીઠ ઉપર પાટાને ચલાવો, અને ડાબા સ્તન ઉપર ત્રીજો પાટો પહેલા બે પાટાની વચ્ચે ટેકારૂપે આવે તેમ કરીને પાટાને જમણા ખભા ઉપર લાવો; ત્યાંથી પીઠ ઉપર ત્રાંસા ચાલીને સ્ત્રીના ડાબા સ્તનની નીચે સુધી લાવો; તે પાટાને ત્યાંથી જમણા સ્તનની નીચે પેટ ઉપર ગોળ ચલાવો, અને છેડાને પછવાડેના આંટા સાથે પીનથી બાંધો.

આ. નં. ૩૧૯.



જ્યારે, બન્ને સ્તનને આધાર આપવાની જરૂર હોય, ત્યારે પાટાને બન્ને ખભા ઉપર ચલાવવા પડે છે, વળી એકેક ક્રોસ આંટો લીધા પછી એકેક ગોળ આંટો છાતી ઉપર ચલાવવો પડે છે. છેવટે બન્ને સ્તનની નીચે પાટો ગોળ ચલાવીને પીનો લગાડવામાં આવે છે. જો બચ્ચાને ધવરાવવાની જરૂર હોય, તો સ્તનમુખને ખુલ્લું રાખી શકાય છે.

આ. નં. ૩૨૦.



## ઘુંટણને બાંધવાનો ચતુરંકાકાર પાટો.

( The Figure of Eight for the Knee )

ઘુંટણને કાંઈ ઇજા થઇ હોય કે ગડ જેવું દર્દ થયું હોય, ત્યારે તેને પાટો બાંધવા માટે બાળબોધ ૪ ના જેવા આકારનો પાટો વધારે અનુકુળ થઇ પડે છે. તેને માટે આશરે ૪ વાર લાંબો, અને પોણાબે ઇંચ પહોળો પાટો પસંદ કરવામાં આવે છે. તે બાંધવાની રીત નીચે પ્રમાણે છે.

આ. નં. ૩૨૧.



રોલર બૅન્ડેજના છેડાને ઘુંટણના પછવાડેના ભાગના મધ્યની જરા ઉપરની બાજુએ મુકો, અને તેની પડખે બીજો એક ગોળ આંટો ચલાવીને તે છેડો ત્યાંથી ખસે નહિ તેમ કરો. ત્રીજો આંટો ત્રાંસો નીચે જાય તેમ ચલાવો, અને ચોથો આંટો ગોળ ચલાવો. પાંચમો આંટો ત્રીજા આંટાને ક્રૉસ કરે તેવી રીતે ત્રાંસો ઉપર ચલાવો. છઠ્ઠો આંટો પાંચમા આંટાને ક્રૉસ કરે અને ત્રીજા આંટાની બાજુને દબાવે તેવી રીતે ચલાવો. સાતમો આંટો છઠ્ઠા આંટાને ક્રૉસ કરે, અને પાંચમા આંટાની બાજુને દબાવે તેવી રીતે ચલાવો; છેવટે તે આંટાને બીજા આંટાની ઉપર એક વખત ગોળ ચલાવીને પીન લગાડો. આ પાટો ઘણી વખત બહુ ઉપયોગી થઇ પડે છે, કેમકે જે ધોરી નસ ઘુંટણની નીચે થઇને જાય છે, તેને જો કોઇ કારણસર દબાવવી હોય, તો આ બંધનથી બહુ સારી રીતે દબાવી શકાય છે. વળી આ પાટો બાંધતી વખતે એ ધ્યાનમાં રાખવાનું છે કે ઘુંટણની પાટલી (kneepan) નો ભાગ ખુલ્લો રહેવો જોઇએ, કેમકે જો તે દબાય તો દર્દીથી પગ હલાવી શકાતો નથી; અને કોઇ વખત તે ભાગ દબાએલો હોય, ત્યારે પગને જોરથી હલાવવા જતાં તે પાટલી ખસી જવાનો સંભવ રહે છે.

## ઝોળીઓ બાંધવાની રીત. સ્રુગબંધન.

( Some useful slings. )

જ્યારે દર્દીનું હાડકું અકસ્માત થવાથી ભાંગી જાય છે, અગર સાંધામાંથી ખડી જાય છે, ત્યારે તેને યોગ્ય સારવાર થયા પછી, અને થયા પહેલાં ડાકટરની મદદ મળે, ત્યાં સુધી ઇજા પામેલા અવયવને એક લુગડાની ઝોળી કરીને આધાર આપવાની જરૂર પડે છે. ઝોળી બાંધવાનું જ્ઞાન દરેક કુટુંબમાં અકસ્માત વખતે ઉપયોગી થઇ પડે છે; એથી તેની થોડીક રીતો અહિં બતાવી છે. ઝોળીઓ બાંધવા માટે સાધારણ રીતે ગાંઠો વાળવામાં આવે છે, પણ 'સેફ્ટી પીન્સ' વધારે અનુકુળ થાય છે. ઝોળીઓ બાંધવા માટે માદરપાટનું ધોએલું સ્વચ્છ કપડું યોગ્ય છે.

ઝોળી બાંધતી વખતે એ ખાસ યાદ રાખવાનું છે કે જેને વાગ્યું હોય, તેના અવયવને વારંવાર અજમાયશને ખાતર ઝોળીમાં મુકવું, અને કાઢવું એમ કદી કરવું નહિ. ઝોળી બાંધનારને બાંધવાની રીત એવી સારી આવડવી જોઇએ કે પહેલીજ વખતે તે દરદીના અવયવને જોઇએ તેવો આધાર આપી શકે. કદાપિ અજમાયશ કરવી હોય, તો સાજા માણસના અવયવ ઉપર અજમાયશ કરવી, અને પછી પોતાની રીતની ખાત્રી થાય, એટલે દર્દીને તેવી રીતે ઝોળી બાંધી આપવી. ઝોળી કદિપણ એવી રીતે બાંધવી નહિ કે જેથી દર્દી હાલે, વાંકો વળે, બેસે, ઉઠે, કે સુએ, ત્યારે તેનું અવયવ ઝોળીમાંથી નીકળી જાય કે ઝોળી છુટી જાય, કેમકે જો એમ થાય, તો ભાંગેલું હાડકું ફરીથી ખસી જવાની ધાસ્તી રહે છે, અને તેમ થાય, તો દર્દીને અત્યંત પીડા ભોગવવી પડે છે. અને આરામ થતાં વાર લાગે છે.

## દાઢીને ઝોળી બાંધવાની રીત.

( The Sling for the Chin. )

આશરે ચાર ફુટ લાંબો, અને પાંચ ઇંચ પહોળો મસ્લીનનો એક કકડો લ્યો, તેને બેવડો કરો, અને તેના છેડાની વચમાંથી તેને એવી રીતે કાપો કે વચમાં બે ઇંચ જગ્યા અખંડ રહે. આમ કરવાથી

આ. નં. ૩૨૨.




ચાર છેડાવાળો એક પાટો તૈયાર થશે, પછી દર્દીની પછવાડે ઉભા રહીને પેલો અખંડ ભાગ દર્દીની દાઢી ઉપર મુકો; ઉપરના બન્ને છેડાને કાનની નીચે લઇ જઇને પછવાડે ગાંઠ બાંધો; અને નીચેના બન્ને છેડાને કાનની પડખે થઇને માથા ઉપર લઇ જાઓ. અને ત્યાં પીન લગાડો, માથાની અને કપાળ ઉપર ફરતો ગોળ પાટો બાંધો, એટલે દાઢીને સારો ટેકો મળશે. દાઢી ઉપર ડ્રેસીંગ રાખવા માટે પણ આવો પાટો બંધાય છે.

### હાથની કળાઇને માટે ઝોળી.

(A plain sling supporting the hand).

હાથની કલાઇને આધાર આપવા માટે સૌથી સાદી ઝોળી આશરે અઢી હાથ લાંબા અને ચાર પાંચ આંગળ પહોળા કપડાની બનાવી શકાય છે. તેવા પાટાના ગેલરબૅન્ડેજ કરીને તેનો છેડો દર્દીના ડાબા ખભા પાસે દબાવી રાખો, અને પાટાને છાતી ઉપર થઇને નીચે ઉતારીને હાથની કલાઇની નીચેથી આગળ લાવો; ત્યાંથી ઉપર ચાલીને દર્દીના જમણા ખભાપાસે લઇને તેની ગરદન ફરતો આંટો મારીને પેલા દબાવી રાખેલા છેડા સાથે પીનથી બાંધો. પેલા છેડાને દબાવી રાખવાનું ફાવે નહિ, તો દર્દીને પોતાની દાઢીવડે અગર બીજા હાથે તેને થોડીવાર દબાવી રાખવાનુ કહેવું. પછી કલાઇની પાસેનું કપડું કરચલી મટાડીને બરાબર પહોળું કરવું એટલે કલાઇને સારો આધાર મળશે.

### એક ખભા ઉપર ભાર આવે તેવી હાથની ઝોળી.

( The sling having the weight on one shoulder ).

દર્દીના ડાબા કે જમણા એક ખભા ઉપર ભાર આવે, અને બીજો ખભો ભાર વિના રહે, તે માટે આવી જાતની ઝોળી કરવામાં આવે છે. દર્દીના ડાબા

આ. નં. ૩૨૩.



હાથને આધાર આપવો હોય, તો આશરે એક હાથ પહોળો, અને આશરે બે હાથ જેટલો લાંબો પાટો તૈયાર કરો, તેનો એક છેડો દર્દીના જમણા ખભા આગળ દબાવી રાખો, અને ત્યાંથી પાટાને છાતી ઉપર ચલાવીને દર્દીની ડાબી કોણી તથા હાથની નીચે થઇને આગળ લાવો; ત્યાંથી દર્દીની ડાબી બગલ પાસે થઇને પાટાને પછવાડે લઈ જાઓ; અને દર્દીના જમણા ખભા ઉપર દબાવેલા છેડા સાથે ગાંઠ બાંધો, અગર પીન લગાડો. કોણીની ઉપલી બાજુએ કપડું ટાઇટ રહેશે નહિ, તેને મજબૂત કરવા માટે આકૃતિમાં બતાવ્યા પ્રમાણે પીન લગાડો.

### દર્દીના બન્ને ખભા ઉપર ભાર આવે તેવી ઝોળી.

( The sling having itse weight on both the shoulders )

પહેલી રીતમાં બતાવ્યા પ્રમાણે આશરે અઢી હાથ લાંબો, પણ એક હાથ પહોળા લુગડાનો કકડો લેવો: તેનો એક છેડો દર્દીના જમણા ખભા ઉપર દબાવી રાખવો. અને ત્યાંથી તેની છાતી ઉપર ચાલીને દર્દીના ઇજા થયેલા હાથ નીચેથી તે પાટાને બહાર કાઢવો; તે વખતે કોણીના ભાગને અંદર

આ. નં. ૩૨૪.



આવવા દેવો, અને આંગળા થોડાંક બહાર રહેવા દેવાં. પછી આગળથી તે પાટાને દર્દીના ડાબા ખભા ઉપર લઇ જઇને ગળા પછવાડે પેલા દબાવી રાખેલા છેડા સાથે બાંધવો, અગર પીન લગાડવી. કોણી પાસે થોડોક ખોલો પડશે, તે મટાડવા માટે કોણીની એક

આ. નં. ૩૨૫.



અગર બન્ને બાજુએ કપડાને છાતી તરફ ખેંચીને પીનોવડે ટાઇટ કરવું, એટલે કોણીને રક્ષણ મળશે. દર્દી અણ સમજુ હોય, અગર બાળક હોય, અને ઝોળીમાંથી હાથ બહાર કાઢી નાંખવાનો સંભવ હોય, તો આકૃતિમાં બતાવ્યા પ્રમાણે ઝોળીની ફરતો રોલર બેન્ડેજનો એક ગોળ આંટો મારવો; અને તેના છેડા પીન વડે પીઠ ઉપર બાંધવા.

## ભાંગેલો પગ બાંધવાનાં ચાપડાં.

( The appartus for the compound fracture of the leg. )

હાથ કે પગનાં હાડકાં ભાંગે છે, ત્યારે તેને ચાપડાં અગર ખાપીઆથી બાંધવામાં આવે છે, તેઓ

આ. નં. ૩૨૬.



વાંસના લાકડાના, અગર કોઈ સારી જાતના લાકડાનાં હોય છે તે બાંધવાથી હાડકાં હાલી શકતાં નથી એટલે જલદી રૂઝાય છે પગનાં હાડકાં અનિયમિત રીતે ભાંગ્યાં હોય, તે માટે લાકડાની ચીપોની રચના કેવી રીતે વપરાય છે, તે સાથેની આકૃતિ ઉપરથી સમજાશે.

## કાબેલ શસ્ત્રવૈદ પાસે ઉપચાર કરાવવાની જરૂર પડે તેવાં દર્દોની યાદી.

## Diseases which may require the aid of operations at the hands of surgical experts.

**વિનંતિઃ**—આ વ્યાધિઓમાં શસ્ત્રક્રિયા કરવાનું કામ દેશી વૈદ્યોએ કે બીન અનુભવી ડૉક્ટરોએ મહેરબાની કરીને હાથ ધરવું નહિ, તેમજ દર્દીએ પોતાની મેળે ઑપરેશન કરવું નહિ, કેમકે ગમે તેવું સાદું ઑપરેશન પણ બરાબર રીતસર થયું ન હોય, તો તેમાંથી માઠું પરિણામ આવે છે.

| ૧<br>લિખિત<br>અંગ્રેજી નામ. | ૨<br>ઉચ્ચારિત<br>અંગ્રેજી નામ. | ૩<br>અર્થ અથવા<br>ગુજરાતી નામ. |
|---|---|---|
| Abscess | ઍબસેસ | વરમ—ગડ, વિદ્રધિ |
| Sinuses | સાઇનસીસ | સ્વલ્પ નાડીવ્રણ |
| Fistula | ફિસ્ચુલા | બૃહદ્ નાડીવ્રણ—ભગંદર |
| Gangrene | ગૅન્ગ્રીન | પ્રસરતો અંગવિકાર, સ્થાનિક નિર્જીવતા. |
| Actino-mycosis | ઍક્ટીનો માઇકોઝીસ | ઍક્ટીનો માઇક્રોસીસ |
| Mycetoma or madura Disease | માઇસીટોમા ઑર મદુરાડીઝીઝ | મદુરાનો રોગ, રાફી, માઇસીટોમા |
| Anthrax | ઍન્થ્રાક્સ | ગળા પાસે થતું એક જાતનું ચેપી ગડ |
| Filariases | ફાઇલૅરીઍસિસ | અમુક કૃમિજન્ય વ્યાધિ |
| Tumours and cysts | ટ્યુમર્સ ઍન્ડ સીસ્ટસ | ગ્રંથિઓ અને રસોળીઓ |
| Fibroma | ફાઇબ્રોમા | તંતુની ગ્રંથિ |
| Lipoma | લિપોમા | ચરબીગ્રંથિ |
| Chondroma | કોન્ડ્રોમા | પાંસળામાં થતી કુર્ચા અથવા અસ્થિ-પડની ગ્રંથિ |
| Osteoma | ઑસ્ટીઓમાં | અસ્થિની ગ્રંથિ |
| Myxoma | મિક્સોમા | સ્નાયુની ગ્રંથિ |
| Odontoma | ઓડોન્ટોમા | દંતની ગ્રંથિ |
| Hæmangioma | હીમૅન્જીઓમા | રક્ત ગડ |
| Lymphangioma | લિમ્ફેન્જીઓમા | રસવાહિનીનું વિસ્તૃત થવું |
| Lymphadenoma | લિમ્ફેડીનોમા | રસોત્પાદક પિંડનો વરમ |
| Myoma | માયોમા | સ્નાયુની ગ્રંથિ |
| Neuroma | ન્યુરોમા | જ્ઞાનતંત્રના તંતુની ગ્રંથિ |
| Glioma | ગ્લાયોમા | ભેજામાં તથા કરોડ રજ્જુમાં ગ્રંથિ |
| Sarcoma | સાર્કોમા | પુનરિત ગ્રંથિ |
| Epithelioma | ઍપિથિલીઓમા | ઍપિથલ્યમની પાતળી ત્વચાની ગ્રંથિ |
| Carcinoma | કાર્સિનોમા | જાડી ત્વચામાં બનારી ગ્રંથિ, અર્બુદ |
| Warts | વૉર્ટસ | મસા |
| Adenoma | ઍડિનોમા | રસપિંડને ચોટેલી તેના જેવા આકારની ગ્રંથી |

| | | |
|---|---|---|
| Teratoma | ટેરાટોમા | અંડાશયમાં થતી રસોળી |
| Cysts | સીસ્ટસ | રસોળી |
| Wounds | વુન્ડઝ | જખમો[1] |
| Punctured | પન્કચર્ડ | છિદ્ર જેવા જખમો |
| Gunshot | ગનશૉટ | બંદુકની ગોળીના જખમો |
| Hæmorrhage | હૅમરેજ | રક્તસ્રાવ |
| **Injuries of Bones** | **ઇન્જરીઝ ઑફ બોન્સ** | **અસ્થિની જફા-ઇજા.** |
| Fractures | ફ્રૅકચર્સ | અસ્થિ ભંગ[2] |
| Ununited Fracture | અનયુનાઇટેડ ફ્રૅકચર | બરાબર નહિ રૂઝાએલ અસ્થિ ભંગ |
| False joint | ફૉલ્સ જૉઇન્ટ | અસ્થિનો ખોટો સાંધો |
| Malunited fracture | મૅલયુનાઇટેડ ફ્રૅકચર | અસ્થિનો ખરાબ રીતે જોડાએલો સાંધો |
| Separation of Epiphysis | સેપરેશન ઑફ એપીફાઇસીસ | એપીફાઇસીસ છુટું પડવાથી અસ્થિના છેડા આગળ થતો સોજો તથા દુખાવો |
| **Of joints** | **ઑફ જૉઇન્ટસ** | **અસ્થિસંધિના વ્યાધિ** |
| Contusion | કન્ટયુઝન | છોલાવું |
| Sprains | સ્પ્રેઇન્સ | લચક |
| Dislocations | ડીસ્લોકેશન્સ | હાડકું ખસી જવું[3] |
| Wounds | વુન્ડઝ | અસ્થિના સંધિના જખમો |
| **Of Muscles & tendons** | **ઑફ મસલ્સ ઍન્ડ ટેન્ડન્સ** | **સ્નાયુ અને સ્નાયુના રજ્જુ વિષે** |
| Contusion | કન્ટયુઝન | છોલાવું |
| Wounds | વુન્ડઝ | જખમ |
| Rupture | રીપ્ચર | તુટવું-ફાટવું |
| Dislocation of Tendon | ડીસ્લોકેશન ઑફ | સ્નાયુ રજ્જુનું ખસી જવું |
| Evulsion of Tendon | ઇવલ્ઝન ઑફ ટેન્ડન | સ્નાયુબંધનની આંટી પાડવી. |
| **Of Arteries & Veins** | **ઑફ આર્ટરીઝ ઍન્ડ વેઇન્સ** | **ધમની અને શિરાઓ વિષે.** |
| Rupture | રપ્ચર | ધમની કે શિરાનું ફાટવું. |
| Wounds | વુન્ડઝ | ધમની કે શિરાના જખમ. |
| **Of Nerves** | **ઑફ નર્વઝ** | **જ્ઞાનતંતુ વિષે.** |
| Wounds | વુન્ડઝ | જ્ઞાનતંતુના જખમ. |
| Rupture | રપ્ચર | [4]જ્ઞાનતંતુનું ફાટવું. |
| Foreign body | ફૉરેન બૉડી | જ્ઞાનતંતુમાં બાહ્યપદાર્થ. |
| **Diseases of Bones** | **ડીઝીઝીઝ ઑફ બોન્સ** | **અસ્થિ સંબંધિ વ્યાધિઓ.** |
| Suppurative Periostitis | સુપ્યુરેટીવ પેરીઑસ્ટાઇટીસ | અસ્થિના બાહ્યપડનું પાકવું. |
| Suppurative Osteomyelitis | સુપ્યુરેટીવ ઑસ્ટિઑમાએલાઇટીસ | અસ્થિના અંતઃપડનું પાકવું. |
| Necrosis & Caries | નિક્રોસીસ ઍન્ડ કૅરીઝ | [5]અસ્થિવણ અને અસ્થિઘાત. |

---

ઓપરેશન:—૧ Skin-grafting સ્કીનગ્રાફ્ટીંગ, ૨ Reduction રીડક્શન, ૩ Reduction રીડક્શન. ૪. Nerve-grafting નર્વ-ગ્રાફ્ટીંગ. ૫. Bone grafting & amputation બોન ગ્રાફ્ટીંગ તથા ઍમ્પ્યુટેશન.

| | | |
|---|---|---|
| **Suppurative Epiphysitis** | સુપ્યુરેટીવ એપીફાઇસીટીસ | અસ્થિના એપીફાઇસીસ નામના ભાગનો સડો. |
| **of Joints** | ઑફ જૉઈન્ટસ | સાંધા સંબંધી. |
| Suppurative Arthritis | સુપ્યુરેટીવ આર્થ્રાઇટીસ | [1]સાંધામાં થતો સડો, સાંધાનું પાકવું. |
| Loose Bodies in joints | લુઝ બૉડીઝ ઇન જૉઇન્ટસ | સાંધામાં છૂટા પડેલા પદાર્થો. |
| Ankylosis | ઍન્કીલૉસિસ | [2]સાંધાની સજ્જડતા. |
| Tubercular Diseases of Bones and Joints | ટયુબરક્યુલર ડીઝીઝીઝ ઑફ બોન્સ ઍન્ડ જૉઇન્ટસ | અસ્થિ અને સાંધાના ટયુબર્કલના દોષથી થતા વ્યાધિઓ. |
| Tumours of Bones | ટયુમર્સ ઑફ બોન્સ | અસ્થિની ગ્રંથિ. |
| Contracture of Muscles | કૉન્ટ્રૅક્ચર ઑફ મસલ્સ | સ્નાયુનો સંકોચ. |
| Diseases of Tendons | ડીઝીઝીઝ ઑફ ટેન્ડન્સ | [3]સ્નાયુ રજ્જુના વ્યાધિઓ. |
| Ganglion | ગૅન્ગ્લીઅન | સ્નાયુ રજ્જુના આવરણમાં થતી રસોળી. |
| Whitelow or Suppurative Tenosynovitis | વ્હીટલો ઑર સુપ્યુરેટીવ ટેનોસાઇનોવાઇટીસ | નખપાક-નખવણુ. |
| **Of Blood Vessels & Lymphatics** | **ઑફ બ્લડ વેસલ્સ ઍન્ડ લીમ્ફેટીક્સ** | **[4]રક્તવાહિનીના અને રસવાહિનીના વ્યાધિઓ** |
| Aneurysms | ઍન્યુરીઝમ્સ | [5]રક્તવાહિનીનું ફુલવું. |
| Varicose Veins | વૅરીકોઝ વેઇન્સ | શિરાનું ફુલવું. |
| Nævus | નીવસ | લાખું. |
| Elephantiasis | એલીફન્ટાયાસિસ | શ્લીપદ. |
| Lymphoma | લિમ્ફોમા | રસવાહિનીનું ફુલવું. |
| Lymphosarcoma | લિમ્ફોસાર્કોમા | રસવાહિનીની ગ્રંથિ. |

**Diseases Of Skin, Hair and Nails ડીઝીઝીઝ ઑફ સ્કીન હેર ઍન્ડ નેઇલ્સ.**

**ત્વચા, વાળ અને નખના વ્યાધિઓ.**

| | | |
|---|---|---|
| Furuncle | ફુરન્કલ | ગુમડું-ગડ. |
| Carbuncle | કાર્બન્કલ | પાકુ |
| Onychia | ઑનીકીઆ | નૈયું પાકવું. |
| Warts | વૉર્ટસ | મસા ચર્મકીલ. |
| Clavus | કલૅવસ | કપાસી. |
| Horns | હૉર્ન્સ | શૃંગરૂપ ગ્રંથિ. |
| Sebaceous cysts | સીબેશ્યસ સીસ્ટસ | સ્નિગ્ધપીંડની ગ્રંથિ. |
| Molluscum contagiosum | મૉલસ્કમ કૉન્ટેજીઑસમ | રસોળીઓ વા. |
| Molluscum Fibrosum | મૉલસ્કમ ફીબ્રોસમ | ત્વચા નીચેના પડમાં થયેલી રસોળી. |
| Lupus | લ્યુપુસ | પ્રસરતુ ચાંદુ |

ઓપરેશન:—૧. Arthrectomy આર્થ્રેક્ટૉમી. ૨. Osteotomy ઑસ્ટીઑટૉમી. ૩. Tenotomy and Tendon-grafting ટેનૉટૉમી અને ટેન્ડન ગ્રાફ્ટીંગ. ૪. Arteriorrhaphy આર્ટિરીઓરાફી. ૫. Acupuncture એક્યુપન્ક્ચર.

**Fracture of the Bones of the skull.** ફ્રૅક્ચર ઑફધિ બોન્સ ઑફ ધિ સ્કલ.
**ખોપરીના અસ્થિનો ભંગ.**

| | | |
|---|---|---|
| Fracture of the Vault | ફ્રૅક્ચર ઑફ ધિ વૉલ્ટ | [1]ખોપરીના મથાળાનું ભાંગવું. |
| Fracture of the Base | ફ્રૅક્ચર ઑફ ધિ બેઇઝ | ખોપરીના તળીઆનું ભાંગવું |

**Injuries to the Brain** ઇન્જરીઝ ટુ ધિ બ્રેઇન.
**ભેજાને થયેલી ઇજા.**

| | | |
|---|---|---|
| Compression | કૉમ્પ્રેશન | [2]ભેજા ઉપર દબાણ. |
| Extravasation of Blood | એક્સ્ટ્રાવેસેશન ઑફ બ્લડ | ભેજામાં ને તેના પડમાં રૂધિરનું વહેવું. |
| Laceration; Bullet wounds | લૅસરેશન; બુલેટ વુન્ડ્ઝ | શસ્ત્ર કે ગોળી લાગવાથી થયેલા જખમ. |
| Hernia Cerebi | હર્નીઆ સીરેબી | ભેજામાં થતી સારણ |

**Injuries to the Nose**—ઇન્જરીઝ ટુ ધિ નોઝ—**નાકને થયેલી ઇજા.**

| | | |
|---|---|---|
| Cut-nose | કટનોઝ | [3]નાસિકા ખંડન, નાકનું કપાવું. |
| Salivary Fistula | સૅલિવરી ફિસ્ચ્યુલા | લાલાસ્રાવી પિંડનું વ્રણ |
| Foreign Bodies in Nose & Ear | ફૉરેન બૉડીઝ ઇન નોઝ ઍન્ડ ઇઅર | નાકમાં અને કાનમાં બાહ્ય પદાર્થો. |
| Foreign Bodies in pharynx & Œsophagus | ફૉરેન બૉડીઝ ઇન ફારીન્કસ ઍન્ડ ઇસોફૅગસ | [4]સ્વર નળીના ઉપરના ભાગમાં અને અન્નનળમાં બાહ્યવસ્તુનું ભરાઇ જવું |
| Foreign Bodies in air-passages | ફૉરેન બૉડીઝ ઇન એરપૅસેજીસ | [5]શ્વાસ માર્ગમાં બાહ્ય પદાર્થો |
| Fracture of jaw and dislocation | ફ્રૅક્ચર ઑફ જૉ ઍન્ડ ડીસ્લૉકેશન | જડબાનું ભાંગવું અને ઉતરી જવું |
| Fracture of Sternum & ribs | ફ્રૅક્ચર ઑફ સ્ટર્નમ ઍન્ડ રીબ્ઝ | ઉરોસ્થિનું અને પાંસળાનું ભાંગવું |
| **Injuries & rupture of Abdominal Viscera** | ઇન્જરીઝ ઍન્ડ રપ્ચર ઑફ ઍબ્ડોમીનલ વિસેરા | [6]**પેટના અવયવોને ઇજા, અને તેમનું ફાટવું અગર તુટી જવું.** |
| Foreign bodies in Stomach | ફૉરેન બૉડીઝ ઇન સ્ટમક | [7]હોજરીમાં બાહ્યવસ્તુનું દાખલ થવું |
| Fracture of Pelvis | ફ્રૅક્ચર ઑફ પેલ્વીસ | અસ્તિભંગ |
| Rupture of Bladder | રપ્ચર ઑફ બ્લૅડર | મૂત્રાશય ભેદ, મૂત્રાશયનું તુટવું |
| Rupture of Urethra | રપ્ચર ઑફ યુરેથ્રા | મુત્ર માર્ગ ભેદ, મૂત્ર માર્ગનું ફાટવું |
| Foreign body in Rectum | ફૉરેન બૉડિ ઇન રેક્ટમ | મળાશયમાં બાહ્યવસ્તુ |
| Injuries of Rectum | ઇન્જરીઝ ઑફ રેક્ટમ | મળાશયને થયેલી ઇજા |
| Injuries of Pudenda | ઇન્જરીઝ ઑફ પ્યુડેન્ડા | સ્ત્રીના બાહ્ય ગુહ્યાવયવને થયેલી ઇજા |
| Wounds of Vagina | વુન્ડ્ઝ ઑફ વજાઇના | યોનિમાર્ગના જખમ |
| Perforation of the walls of Vagina | પરફૉરેશન ઑફ ધ વૉલ્સ ઑફ વજાઇના | યોનિમાર્ગની દિવાલમાં છિદ્ર પડવાં |

---

ઓપરેશન:—૧. Trephining ટ્રિફાઇનીંગ. ૨ Trephining ટ્રિફાઇનીંગ. ૩. Rhinoplasty રહીનોપ્લાસ્ટી. ૪. Pharyngotomy ફૅરિન્ગૉટૉમિ. Esophagostomy ઇસૉફૅગૉસ્ટૉમિ. ૫ Laryngotomy & Tracheotomy લૅરિન્ગૉટૉમિ અને ટ્રેકીઑટૉમિ. ૬. Sutures, Circular Enterorrhaphy, Anastomosis, Implantation સુચર્સ, સર્ક્યુલર એન્ટેરૉરાફી, એનાસ્ટોમોસીસ, ઇમ્પ્લૅન્ટેશન. ૭. Grastrotomy ગૅસ્ટ્રૉટૉમિ.

| | | |
|---|---|---|
| Foreign body in Vagina | ફૉરેન બૉડી ઇન વજાઇના | યોનિમાર્ગમાં બાહ્ય વસ્તુનું ભરાઇ જવું |
| Foreign body in male or female Urethra or Bladder | ફૉરેન બૉડી ઇન મેઇલ ઑર ફિમેઇલ યુરેથ્રા ઑર બ્લૅડર | પુરૂષના અગર સ્ત્રીના મૂત્ર માર્ગમાં અગર મૂત્રાશયમાં બાહ્ય વસ્તુનું ભરાઇ જવું. |
| Ruptured Perinium | રપ્ચર્ડ પેરિનિયમ | સીવણીનું તુટી જવું |
| Injuries of Scrotum and Testis | ઇન્જરીઝ ઑફ સ્ક્રોટમ ઍન્ડ ટેસ્ટીસ | વૃષણની થેલી અને વૃષણને ઇજા |
| Rupture or Fracture of Penis | રપ્ચર ઑર ફ્રૅક્ચર ઑફ પિનીસ | પુરૂષની ઇંદ્રિનું તુટવું અગર ભાંગવું |
| Dislocation of Penis | ડિસ્લૉકેશન ઑફ પિનીસ | પુરૂષની ઇંદ્રિનું ખડી જવું |
| Rupture of Frœnum | રપ્ચર ઑફ ફ્રિનમ | પુરૂષની ઇંદ્રિના સંયોજક રજ્જુનું તુટવું |

**Injuries of Upper Extremity—ઇન્જરીઝ ઑફ અપ્પર એક્સ્ટ્રીમીટી.**

**હાંસડી, બાવડાં, હાથ, હથેળી વગેરે ભાગને થયેલી ઇજા.**

| | | |
|---|---|---|
| Sprains of Joints | સ્પ્રૅઇન્સ ઑફ જૉઇન્ટસ | (હાથના) સાંધાની લચક |
| Rupture of Muscles and Tendons | રપ્ચર ઑફ મસલ્સ ઍન્ડ ટેન્ડન્સ | (હાથના) સ્નાયુ અને સ્નાયુરજ્જુનું તુટવું |
| Wounds of palms | વુન્ડઝ ઑફ પામ્સ | હથેળીના જખમ |
| Whitelow | વ્હીટલો | ખીલી નખ છર |

**Injuries of Lower Extremity—ઇન્જરીઝ ઑફ લોઅર એક્સ્ટ્રીમીટી.**

**નીચેના અવયવો ( પગ )ને થયેલી ઇજા.**

| | | |
|---|---|---|
| Sprain | સ્પ્રૅઇન | પગની લચક |
| Rupture of Muscles & Tendons | રપ્ચર ઑફ મસલ્સ ઍન્ડ ટેન્ડન્સ | (પગના) સ્નાયુ અને સ્નાયુ બંધનનું તુટવું |
| Wounds | વુન્ડઝ | પગને જખમ |
| Foreign bodies | ફૉરેન બૉડીઝ | બાહ્ય વસ્તુનું ભરાઇ જવું |
| Dislocation | ડિસ્લૉકેશન | પગનું ખડી જવું |
| Fractures | ફ્રૅક્ચર્સ | પગનું ભાંગવું. |

**Injuries of the Back—ઇન્જરીઝ ઑફ ધિ બૅક.**

**પીઠને થયેલી ઇજા**

| | | |
|---|---|---|
| Sprain | સ્પ્રૅઇન | (પીઠની) લચક |
| Wounds | વુન્ડઝ | (પીઠને) જખમ |
| Dislocation | ડિસ્લૉકેશન | (પીઠનું) ખડી જવું |
| Fracture | ફ્રૅક્ચર | પીઠનું ભાંગી જવું |
| Fracture-dislocation | ફ્રૅક્ચર ડીસ્લૉકેશન | પીઠનું ખડીને ભાંગી જવું |
| Traumatic Spinal Hæmorrhage | ટ્રૉમૅટિક સ્પાઇનલ હૅમરેજ | પીઠને ઇજા થવાથી થયેલો રક્તસ્રાવ |
| Meningocele | મેનિન્ગોસીલ | કરોડ રજ્જુના બહારના પડમાં રસ ભરાવાથી થતી ગ્રંથિ. |

ઓપરેશન—૧ Laminectomy-લૅમિનેક્ટૉમિ.

| | | |
|---|---|---|
| Septic Thrombosis of the Venus Sinuses of Dura mater | સેપ્ટીક થ્રોમ્બોસિસ ઑફ ધિ વિનસ સીન્યુસીસ ઑફ ડયુરામેટર | કરોડ રજ્જુમાં વિષારી રસનું જામવું |

## Diseases of the brain. ડીઝીઝીઝ ઑફ ધિ બ્રેઇન. ભેજાના વ્યાધિ.

| | | |
|---|---|---|
| Abscess of Brain | ઍબસેસ ઑફ બ્રેઇન | ભેજાનું ગડ |
| Tumours in Brain | ટ્યુમર્સ ઇન બ્રેઇન | ભેજામાં ગ્રંથિ. |
| Foreign bodies in Brain | ફૉરેન બૉડીઝ ઇન બ્રેઇન | ભેજામાં બાહ્ય પદાર્થનું આગમન. |
| Polypus in the Ear | પૉલિપસ ઇન ધી ઇઅર | કર્ણબહુમૂલગ્રંથિ, કાનમાં મસા |
| Mastoid disease | માસ્ટૉઇડ ડીઝીઝ | માસ્ટૉઇડ અસ્થિનું પાકવું |

## Diseases of the Eye. ડીઝીઝીઝ ઑફ ધિ આઇ. આંખના વ્યાધિ.

| | | |
|---|---|---|
| Cysts of Eyelids | સીસ્ટ્સ્ ઑફ આઇલીડસ | આંખની પાંપણની રસોળી-ગ્રંથી |
| Styes | સ્ટાઇઝ | આંજણી |
| Lacrymal Stenosis | લૅક્રિમલ સ્ટેનોસિસ | નાસુર |
| Entropion and Ectropion | એન્ટ્રોપીઅન અને એકટ્રોપીઅન | પાંપણનું અંદર અને બહાર વળવું |
| Pterygium | ટેરીજીઅમ | વેલ |
| Cataracts | કૅટૅરૅક્ટસ | નેત્રપટલ (મોતીઓ) |
| Orbital Abscess & cellulitis | ઑર્બિટલ ઍબસેસ ઍન્ડ સેલ્યુલાઇટીસ | નેત્રમંડળનો પાક. |
| Injuries and Tumours of Eye | ઇન્જરીઝ ઍન્ડ ટ્યુમર્સ ઑફ આઈ. | આંખને ઇજા થવી તથા આંખની ગ્રંથિ. |
| Strabismus | સ્ટ્રૅબિસ્મસ | તિર્યગ્દૃષ્ટિ, મલાકુ જોવું. |

## Diseases of the mouth. ડીઝીઝીઝ ઑફ ધિ માઉથ. મોઢાનાં વ્યાધિ.

| | | |
|---|---|---|
| Ranula | રૅન્યુલા | જીભની નીચે થતી રસોળી. |
| Cleft palate | કલેફ્ટ પૅલૅટ | તાલુરંધ્ર, તાળવું ફાટી જવું.[1] |
| Harelip | હેરલિપ | વિભિન્નૌષ્ઠ, ફાટેલ હોઠ[2] |
| Chronic En-largement of Tonsils | ક્રૉનિક એન્ લાર્જમેન્ટ ઑફ ટૉન્સીલ્સ | ચોરીઆની દીર્ઘકાળથી વૃદ્ધિ.[3] |
| Gingivitis | જીંજીવાઇટીસ | અવાળુ આવી જવા-દંતમાંસપાક. |
| Nasal Polypi | નેઝલ પૉલીપાઇ | નાકનો મસો. |
| Adenoids | ઍડિનૉઇડઝ | નાસાતંતુ વૃદ્ધિ-નાકમાં લિમ્ફૉઇડ તંતુની વૃદ્ધિ. |
| Empyema of Maxillary Antrum | એમ્પાએમા ઑફ મૅકઝીલરી ઍન્ટ્રમ | નાસિકાપાક-નાકના અંદરના ભાગનું પાકવું. |
| Empyema of Frontal sinus | એમ્પાએમા ઑફ ફ્રન્ટલ સાઇનસ | નાસાગ્રપાક-નાકના આગળના ભાગનું પાકવું. |

ઓપરેશન.—૧. Staphylorraphly સ્ટૅફીલોરાફી. ૨. Cheiloplasty કીલોપ્લાસ્ટી.
૩. Tonsillotomy ટૉન્સીલોટૉમી.

## Diseases of the Stomach &c. ડીઝીઝીઝ ઑફ ધ સ્ટમક એટસેટરા
## અન્નાશય વગેરેના વ્યાધિઓ.

| | | |
|---|---|---|
| Tumours of the Stomach | ટ્યુમર્સ ઑફ ધ સ્ટમક | અન્નાશયની ગ્રંથિ |
| Ulcer of the Stomach | અલ્સર ઑફ ધ સ્ટમક | અન્નાશયના ચાંદાં[1] |
| Cancer of the Stomach | કૅન્સર ઑફ ધ સ્ટમક | અન્નાશયનું અર્બુદ[2] |
| Perforation of the Stomach | પરફૉરેશન ઑફ ધ સ્ટમક | અન્નાશય રંધ્ર, હોજરીમાં કાણું પડવું[3] |
| Cholelithiasis | કૉલેલિથિઆસીસ | પિત્તાશયમાં પિત્તની પથરી[4] |
| Hepatic Abscess | હીપૅટીક ઍબસેસ | યકૃતપાક, કલેજાનું પાકવું[5] |
| Moveable spleen & certain diseases of spleen | મુવેબલ સ્પ્લીન ઍન્ડ સર્ટન ડીઝીઝીઝ ઑફ સ્પ્લીન | પ્લીહાનું છુટું પડી જવું અને બીજા કેટલાક રોગો[6] |
| **Intestinal Obstruction** | **ઇન્ટેસ્ટાઇનલ ઑબ્સ્ટ્રક્શન** | **આંતરડાનો અવરોધ.** |
| by (1) Fœces | બાઇ (૧) ફીસીસ | (૧) મળથી |
| „ (2) Gallstones | „ (૨) ગૅાલ સ્ટોન્સ | (૨) પિત્તની પથરીથી |
| „ (3) Foreign bodies | „ (૩) ફૉરેનબૉડીઝ | (૩) બાહ્યપદાર્થથી[7] |
| „ (4) Internal strangulation | „ (૪) ઇન્ટર્નલ સ્ટ્રેન્ગ્યુલેશન | (૪) અંદરના ભાગમાં ચારે બાજુથી ફાંસો પડવાથી |
| „ (5) Internal hernia | „ (૫) ઇન્ટર્નલ હર્ન્યા | (૫) અંદરના ભાગમાં સારણ થવાથી[8] |
| „ (6) Volvulus | „ (૬) વૉલ્વ્યુલસ | (૬) આંતરડા વળ ખાઇ જવાથી થતો ફાંસો |
| „ (7) Intussusception | „ (૭) ઇન્ટસસ સેપ્શન | (૭) આંતરડાના એક ભાગમાં બીજો ભાગ પેસી જવો |
| „ (8) Stricture | „ (૮) સ્ટ્રીકચર | (૮) સંકોચ |
| „ (9) Congenital Malformation | „ (૯) કૉન્જેનીટલ મૅલ-ફૉર્મેશન | (૯) જન્મથી આંતરડાની વિકૃતિ, ખોટ |
| „ (10) Paralysis | „ (૧૦) પેરેલીસીસ | (૧૦) પક્ષાઘાત |
| „ (11) Gangrene | „ (૧૧) ગ્રેન્ગ્રીન | (૧૧) વ્રણ–સડો |
| Appendicitis | ઍપેન્ડીસાઇટીસ | આંત્રાનુબંધપાક[9] |
| Peritypblitis | પેરીટિફ્લાઇટીસ | આંતરડાના અનુબંધનો વરમ |
| Hernia | હર્ન્યા | સારણ[10] |
| Imperforate Anus | ઇમ્પરફૉરેટ ઍનસ | મળદ્વાર નહિ હોવો, નીરંધ્રગુદ |
| Fissura ani | ફિસ્યુરા ઍનિ | ગુદરંધ્ર–મળદ્વારમાં છેદ પડવો |

---

**ઓપરેશન—**

૧ Gastrotomy-ગૅસ્ટ્રૉટૉમી, Gastrostomy-ગૅસ્ટૉસ્ટૉમી. ૨ Gastrectomy-ગૅસ્ટ્રૅક્ટૉમી, Jejunostomy-જેજુનૅાસ્ટૉમી. ૩ Pyloroplasty-પાઇલૉરોપ્લાસ્ટી, Pylorectomy-પાઇલૉરેક્ટૉમી, Gastro-duodenostomy-ગૅસ્ટ્રૉડ્યુઑડિનૅાસ્ટૉમી. ૪ Cholelithotomy-કૉલેલીથૉટૉમી, Cholecystotomy-કૉલેસીસ્ટૉટૉમી, Cholecystostomy-કૉલેસીસ્ટૉસ્ટૉમી. ૫ Incision-ઇન્સીસન, Cholecystendysis-કૉલેસીસ્ટેન્ડાઇસીસ. ૬ Splenectomy-સ્પ્લેનેક્ટૉમી, Exterpation-ઍક્સ્ટર્પેશન, ૭ Enterotomy or Colotomy-એન્ટરૉટૉમી ઑર કૉલૉટૉમી. ૮ Taxis; Herniotomy-ટેક્સીસ; હર્નીઑટૉમી. ૯ Appendicectomy-એપેન્ડીસેક્ટૉમી, ૧૦ Herniotomy-હર્નિઑટૉમી.

| | | |
|---|---|---|
| Hœmorrhoids | હૅમરૉઇડઝ | અર્શ, હરસ |
| Stricture of Rectum | સ્ટ્રીક્ચર ઑફ રેક્ટમ | મળાશયનો સંકોચ |
| Ischio-rectal abscess | ઇશ્કીઓ રેક્ટલ ઍબ્સેસ | મળાશય સંબંધી વિદ્રધિ, મળાશય સુધીનું ગડ |
| Fistula in ano | ફિસ્ચ્યુલા ઇન ઍનો | ભગંદર |
| Rectal and Anal Tumours | રૅક્ટલ એન્ડ ઍનલ ટ્યુમર્સ | મળાશયની અને ગુદદ્વારની ગ્રંથિ |

## Diseases of Kidneys-ડીઝીઝીઝ ઑફ કીડ્નીઝ.

### ગુરદાનાં દરદો

| | | |
|---|---|---|
| (a) Abscess | (એ) ઍબ્સેસ | ગુરદાનું ગડ. |
| (b) Hydronephrosis | (બી) હાઇડ્રો નિફ્રાસીસ | મૂત્રપિંડના બસ્તિનું વિસ્તૃતત્વ[1] |
| (c) Pyonephrosis | (સી) પાયોનિફ્રૉસિસ | મૂત્રપિંડના બસ્તિનો પાક[2] |
| (d) Renal Calculi | (ડી) રેનલ કૅલ્કયુલી | ગુરદાની પત્થરી[3] |
| (e) Cysts and Tumours | (ઈ) સીસ્ટસ ઍન્ડ ટ્યુમર્સ | ગુરદાની રસોળી અને ગ્રંથિ |
| (f) Moveable and Floating Kidney | (ઍફ) મુવેબલ ઍન્ડ ફ્લોટીંગ કિડની | ચલનશીલ મૂત્રપીંડ, છૂટો પડી ગયેલો ગુરદો[4] |
| Vesical calculi | વેસિકલ કૅલકયુલી | મૂત્રાશયમાં અશ્મરી-પથરી[5] |
| Ectopia Vesical | એક્ટોપીઆ વેસીકલ | મૂત્રમ[illegible] વ્યંગતા, મૂત્રાશયની આગળની દીવાલની જન્મથી ગેરહાજરી[6] |
| Vesico-Vaginal Fistula | વૅસિકો-વજાઇનલ ફિસ્ચ્યુલા | મૂત્રાશય અને યોનિમાર્ગ વચ્ચે રંધ્ર-કાર |
| Tumours in Bladder | ટ્યુમર્સ ઇન બ્લૅડર | મૂત્રાશયમાં થતી ગ્રંથિ |

## Diseases of the Prostate Glands &c.-ડીઝીઝીઝ ઑફ ધિ પ્રૉસ્ટેટ ગ્લાન્ડઝ એટસેટરા.

### વીર્યોત્પાદક પ્રૉસ્ટેટપિંડ વિગેરેના વ્યાધિયો.

| | | |
|---|---|---|
| Prostatic abscess | પ્રૉસ્ટૅટિક ઍબ્સેસ | વીર્યાશયનું ગડ[7] |
| Prostatic Hypertrophy | પ્રૉસ્ટૅટિક હાઇપરટ્રૉફિ | વીર્યાશયની વૃદ્ધિ |
| Prostatic Tumours | પ્રૉસ્ટૅટિક ટ્યુમર્સ | વીર્યાશયની ગ્રંથિ |
| Stricture of Urethra | સ્ટ્રિક્ચર ઑફ યુરેથ્રા | મૂત્રમાર્ગનો સંકોચ |
| Extravasation of Urine, | એકસ્ટ્રાવેસેશન ઑફ યુરીન | પેસાબનું વહી જવું |
| Stone in Urethra | સ્ટોન ઇન યુરેથ્રા | મૂત્રમાર્ગમાં અશ્મરી-પથરી |
| Urethral abscess | યુરેથ્રલ ઍબ્સેસ | મૂત્રમાર્ગનું ગડ |
| Urinary Fistula | યુરીનરી ફિસ્ટયુલા | મૂત્રમાર્ગનું ભગંદર[8] |
| Retention of Urine | રિટેન્શન ઑફ યુરીન | મૂત્રાવરોધ[9] |

ઓપરેશન—૧ Nephrotomy-નિફ્રૉટૉમી, ૨ Nephrectomy-નિફ્રેક્ટૉમી, ૩ Nephrolithotomy-નિફ્રાલિથૉટૉમી, ૪ Nephrorrhaphy નિફ્રૉરહાફી, Nephropexcy નિફ્રોપેક્સી, ૫ Lithotrity-લિથૉટ્રીટી, Lithotomy- ૬ Cystectomy-સિસ્ટેક્ટૉમી. Cystotomy-સિસ્ટૉટૉમી. ૭ Prostatectomy-પ્રૉસ્ટેટેક્ટૉમી, ૮ Dilatation-ડાઇલેટેશન, Urethrotomy-યુરેથ્રૉટૉમી, ૯ Use of Catheter-યુસ ઑફ કૅથટર,

| | | |
|---|---|---|
| Paraphimosis | પારાફાઇમૉસિસ | મણિચ્છદનો ઉર્ધ્વ સંકોચ |
| Phimosis Congenital & acquired | ફાઇમૉસિસ કૉન્જેનીટલ ઍન્ડ એક્વાયર્ડ | મણિચ્છદ એટલે ઘુમટાનો સંકોચ જન્મથી અને પાછળથી થયેલી ખોટ |
| Utero-Vaginal Fistula | યુટરો-વજાઇનલ ફિસ્ચ્યુલા | ગર્ભાશય અને યોનિમાર્ગનું ભગંદર |
| Recto-Vaginal Fistula | રેક્ટો-વજાઇનલ ફિસ્ચ્યુલા | મળાશય અને યોનિમાર્ગનું ભગંદર |
| Prolapsus Vagina | પ્રૉલૅપ્સસ વજાઇના | યોનિમાર્ગની ચામડી બહાર નીકળી આવવી. યોનિભ્રંશ |
| Cystocele | સિસ્ટોસીલ | મૂત્રાશયની દિવાલમાં રસગ્રંથિ |
| Rectocele | રેક્ટોસીલ | મળાશયની દિવાલમાં રસગ્રંથિ |
| Pyosalpinx | પાઓસાલપીન્ક્સ | ફાલોપીઅન ટ્યુબમાં પરૂ ભરાવું. |
| Ovarian Cysts & Tumours | ઓવેરીઅન સીસ્ટસ ઍન્ડ ટ્યુમર્સ | અંડાશયની રસોળી, અને ગ્રંથિ[1] |
| Extra-Uterine Fœtation | એક્ટ્રાયુટરાઇન ફીટેશન | સ્થાનભ્રષ્ટગર્ભ ગર્ભાશયની બહાર રહેલો ગર્ભ[2] |
| Pelvic Abscess | પેલ્વીક ઍબ્સેસ | નિતંબપાક |
| Mammary abscess | મૅમરી ઍબ્સેસ | સ્તનપાક |
| Tumours & Cysts in Breast | ટ્યુમર્સ ઍન્ડ સીસ્ટસ ઇન બ્રેસ્ટ | સ્તનની ગ્રંથિ અને રસોળી |
| Uterine Displacement | યુટરાઇન ડીસ્પ્લેસમેન્ટ | ગર્ભાશય સ્થળાંતર |
| Uterine Hæmorrhage | યુટરાઇન હેમરેજ | ગર્ભાશયમાં રક્તસ્રાવ |
| Epithelioma of Penis | એપિથલીઓમા ઓફ પિનીસ | પુરૂષના ઉત્પત્યવયવ ઉપર થતી ત્વચાની ગ્રંથિ |
| Hydrocele | હાઈડ્રોસીલ | વૃષણની જળમય વૃદ્ધિ |
| Hæmatocele | હીમૅટોસીલ | વૃષણની રક્તમય વૃદ્ધિ |
| Tumours and other diseases of Testis | ટ્યુમર્સ ઍન્ડ અધર ડીઝીઝીઝ ઑફ ટેસ્ટીસ | વૃષણની ગ્રંથિ અને વૃષણના બીજા રોગ.[3] |
| Elephantiasis of Scrotum | એલિફન્ટાયાસિસ ઑફ સ્ક્રોટમ | અંડકોશનો શ્લીપદ રોગ |
| Abscess of Vulva | ઍબ્સેસ ઓફ વલ્વા | યોનિવિદ્રધિ; સ્ત્રીના ગુહ્યાવયવનું પાકવું |
| Variocele of Labium | વૅરિઓસીલ ઓફ લેબીઅમ | યોનિઓષ્ટની શિરાની ગ્રંથિ |
| Hæmatoma of Labium | હિમાટોમા ઓફ લૅબિઅમ | યોનિઓષ્ટમાં રક્તની ભરેલી ગ્રંથિ |
| Atresia of Hymen | ઍટ્રેસિઆ ઓફ હિમેન | યોનિ પટલનું આવરણ, યોનિ પટલ આડું આવવાથી યોની માર્ગ બંધ થવો. |
| Mal formations of Vagina | મૅલ ફૉર્મેશન ઓફ વજાઇના | યોનિ માર્ગની વિકૃતિ-ખોટવાળી રચના |
| Tumours & Cysts of Vagina | ટ્યુમર્સ એન્ડ સીસ્ટસ ઓફ વજાઇના | યોનિ માર્ગની ગ્રંથિ અને રસોળી |
| Vesico-Vaginal Fistula | વેસીકો વજાઇનલ ફિસ્ચ્યુલા | સ્ત્રીના મૂત્રાશય અને યોનિમાર્ગ વચ્ચે રંધ્ર-ફાટ |

ઓપરેશન—૧ Oophorectomy-ઉફોરેક્ટોમી, Ovariotomy-ઓવેરીઓટૉમી, Salpingectomy-સાલપીન્જેક્ટૉમી, ૨ Hysterectomy-હીસ્ટરેક્ટૉમી, Ceasarean Section-સીઝેરીઅન સેક્સન, Symphisiotomy-સીમ્ફીઝીઑટૉમી ૩. Epididymectomy-એપીડીડાઇમેક્ટૉમી

| | | |
|---|---|---|
| Uterine Tumours | યુટરાઇન ટ્યુમર્સ | ગર્ભાશયની ગ્રંથિઓ[1] |

## Diseases of Legs & Hands—હાથ પગના વ્યાધિઓ.

| | | |
|---|---|---|
| Hip-joint disease | હિપ જૉઇન્ટ ડીઝીઝ | નિતંબ સંધિ રોગ; કેડના હાડકાંનો વા |
| Flat foot | ફ્લૅટ ફુટ | પગનો ગતિ દોષ |
| Talipes | ટૅલિપીસ | પગની બેડોળ આકૃતિ-ખોટ; પાદ વિકૃતિ[2] |
| Ingrowing toe-nail | ઇન્ગ્રોઇંગ ટોનેઇલ | પગના નખનું અંદર વળી જવું[3] |
| Deformities of Hand | ડીફૉર્મીટીઝ ઑફ હૅન્ડ | હાથમાં ખોટ હોવી; હસ્તવિકૃતિ |
| Dupuytren's Contraction | ડ્યુપ્યુટ્રેન્સ કૉન્ટ્રૅક્શન | હાથનાં આંગળાં વળી જવાં. અંગુલીવાત |
| Deformities of Finger | ડીફૉર્મીટીઝ ઑફ ફીન્ગર | અંગુલી વિકૃતિ આંગળાની ખોટ |
| Webbed Fingers | વેબ્ડ ફીંગર્સ | જાલબદ્ધઅંગુલી-ચામડીથી ચોટેલાં આંગળાં |
| Knocked knee or Genu-Valgum | નૉકડ ની ઑર જેન્યુ વાલ્ગમ | જાનુ દોષ. ઘુંટણમાંથી પગનું બહારની બાજુ તરફ વળવું |
| Bowlegs or Genu Varum | બોલેગ્સ ઑર જેન્યુ વેરમ | ધનુસ્તુલ્યાકૃતિપાદ; અંદરની બાજુ પર કામઠા માફક વળી ગયેલા પગ. |
| Genu Retrorsum | જેન્યુ રિટ્રૉર્સમ | પાછળની બાજુએ વળી ગયેલા પગ |

## Spinal Curvature—સ્પાઇનલ કર્વેચર
## કરોડનું વાંકુ વળવું.

| | | |
|---|---|---|
| Scoliosis | સ્કૉલીઑસિસ | કરોડનું એક બાજુએ વળી જવું. પૃષ્ટવંશની પાર્શ્વ વક્રતા |
| Kyphosis | કાઇફૉસિસ | કરોડનું આગળ પાછળ વળી જવું. પૃષ્ટવંશની અગ્ર વા પશ્ચાત્ વક્રતા. |
| Lordosis | લૉર્ડોસિસ | નિતંબ અસ્થિનો સંધિભેદ |
| Spinal Caries | સ્પાઇનલ કેરીઝ | કરોડના અસ્થિનું વ્રણ-સડો. [4] |
| Spina Bifida | સ્પાઇના બાઇફીડા | કરોડ ઉપર થતી કાળી ગાંઠ; કણાની ફાટ; પૃષ્ટવંશની શ્યામ ગ્રંથિ |



ઓપરેશન—૧ Laparotomy-લૅપરૉટૉમી, Hysterectomy-હીસ્ટરેક્ટૉમી, ૨ Tenotomy-ટેનૉટૉમી, Syndesmotomy-સીન્ડેસ્મોટૉમી, ૩ Tarsectomy and Tarsotomy-ટાર્સેક્ટૉમી અને ટાર્સોટૉમી, ૪ Sequestrotomy-સીક્વેસ્ટ્રૉટૉમી, Lamincetomy-લેમીનેક્ટૉમી.

# ભાગ ૧૩ મો.

## હોમિયૉપૅથિનું ઔષધિગુણશાસ્ત્ર.

## The Homœopathic Materia Medica.

હોમિયૉપૅથિ પ્રમાણે હરકોઇ વ્યાધિને લાગુ પડતી દવા, અને તેનો અંશ પસંદ કરવા માટે હોમિયૉપૅથિનું ઔષધિગુણશાસ્ત્ર જેને અંગ્રેજીમાં 'મૅટીરીઆ મેડિકા' કહે છે, તેનું જ્ઞાન બહુજ ઉપયોગી છે. તે શાસ્ત્ર એટલું બધું વિશાળ છે, કે કોઇપણ ડાકટર તેનું સંપૂર્ણ જ્ઞાન ધરાવવાનું અભિમાન રાખી શકતો નથી; ઘણા ડાકટરો તો વર્ષોવર્ષ એક વખત આખું ઔષધિગુણશાસ્ત્ર ફરીથી વાંચી જઇને પોતાનું જ્ઞાન તાજું કરવાની ટેવ રાખે છે. કેટલાક ડાકટરો દરદીની પાસે બેસીને તેનાં લક્ષણો જોઇને, અને પૂછીને પછી ઔષધિગુણશાસ્ત્રના પુસ્તકમાં તેને માટે યોગ્ય ઔષધની ખોળ કરે છે, અને તેમાં પોતાની હલકાઇ ગણતા નથી. તેમ કરવાથી ઉલટા તેઓ વધારે સારી ફતેહ મેળવી શકે છે.

ઔષધ પસંદ કરતી વખતે દરેક ઔષધનાં પ્રધાન ચિન્હો ઉપર ખાસ ધ્યાન આપવાનું હોય છે, પ્રધાન ચિન્હોને અંગ્રેજીમાં '**કૅરેક્ટરેસ્ટીક્સ**' કહે છે. જ્યારે અમુક લક્ષણો મંદ પડે છે, ત્યારે તેને અંગ્રેજીમાં '**એમિલિઓરેશન**' એટલે શાંતિ કહે છે, અને જ્યારે અમુક લક્ષણો અમુક સંજોગોમાં વધારે જોર બતાવે છે, ત્યારે તેને '**એગ્રેવેશન**' એટલે વૃદ્ધિ કહે છે. આ પ્રમાણે લક્ષણોના રૂપમાં ફેરફાર થવાની ખાસિયતને અંગ્રેજીમાં 'મોડાલિટિ' કહે છે. કેટલાક ઔષધોના ગુણ એક બીજાને થોડાએક મળતા આવે છે, અને અગર જો કે તેઓ એક બીજાને બદલે બીલકુલ ફાયદો કરી શકતા નથી, તોપણ દવા પસંદ કરતી વખતે, તેઓના ગુણ સરખાવવાથી કઇ દવા પસંદ કરવી તેનો નિર્ણય બરાબર થઇ શકે છે, તે માટે સરખાવવા યોગ્ય દવાઓ અમે ઘણે સ્થળે આપીછે.

ઔષધના મુખ્ય બે ભાગ પાડી શકાય છે. પીવામાં વપરાતી દવાઓ જેને '**ઇન્ટર્નલ મેડીસીન્સ**' કહે છે તે એક ભાગ, અને બાહ્યોપચારમાં વપરાતી દવાઓ જેને '**એક્સટર્નલ્સ**' કહે છે તે, બીજો ભાગ. હોમિયૉપૅથિમાં આશરે ૧૨૦૦ ઔષધો મનુષ્યો માટે સિદ્ધ થયાં છે. તેનો મોટો ભાગ વનસ્પતિ વર્ગ, અને ખનિજ વર્ગમાંથી મળ્યો છે. તે સિવાય કેટલીક ઔષધિ પ્રાણીજ વર્ગમાંથી પણ બનાવેલી છે. દવાઓ પસંદ કરતી વખતે પ્રથમ દરદીને થતા સમગ્ર ચિન્હોનો વિચાર કરવાનો હોય છે, અને પછી તે સાથે કઇ દવાના ચિન્હો સમગ્ર રીતે દર્દીના ચિન્હોને મળતાં આવે છે તે જોવાનું છે. એમ કરવાથી જે દવાના ગુણોનો મોટો ભાગ દર્દીના ચિન્હોને મળતો આવે, તેજ દવા અનુકુળ થશે એમ સમજવું. હરકોઇ દવાના થોડાક ગુણ દર્દીના કોઇ થોડાક ચિન્હને મળતા આવે, અને તે ઉપરથી દવા આપવામાં આવે, તો તેથી જરાપણ ફાયદો થવાની આશા રાખી શકાય નહિ. એકંદર ચિન્હોનું વલણ કેવા પ્રકારનું છે તે ઉપર લક્ષ આપીને દવા પસંદ કરવાથી જેટલો ફાયદો થાય છે, તેટલો ફાયદો અમુક થોડાંક ચિન્હો ઉપર લક્ષ આપવાથી કદી થતો નથી. વળી જેમ વ્યાધિઓ જુદા જુદા હોવા છતાં ઘણીવાર તેમનાં લક્ષણો એક બીજાને મળતા હોય છે તેમ ઘણી દવાઓના ગુણો પણ એક બીજાને મળતા હોય છે. જેમ વ્યાધિયોને તેમના ખાસ ચિન્હોથી આપણે જુદા ગણી શકીએ છીએ, તેમ દવાઓને તેમના પ્રધાનલક્ષણો ઉપરથી આપણે જલદી પસંદ કરી શકીએ. એ પ્રધાનલક્ષણોમાં દર્દના જોરની વૃદ્ધિ અને શાંતિની રીતોનો પણ સમાવેશ થાય છે, વળી ઘણીએક દવાઓના ખાસ ગુણો જલદી સમજાય તે માટે તેવાં ઉપયોગી લક્ષણો મોટા ટાઇપમાં છાપ્યા છે. પ્રત્યેક દવાના ગુણો અમોએ બનતાં સુધી એકેક અવયવવાર, અથવા વર્ગવાર આપ્યા છે; પણ તેથી એમ સમજવાનું નથી કે અમુક વર્ગના અથવા અમુક અવયવનાં બધાં લક્ષણો મળતાં આવે છે, માટે અમુક દવા અવશ્ય લાગુ પડશે. સમગ્ર લક્ષણોનું એકંદર વલણ તથા તેના શાંતિ વૃદ્ધિ અને પ્રધાનલક્ષણ એજ ખરાં સૂચક તત્વો છે.

## હોમિયૉપૅથિક ઔષધો, તેમના રૂપ, નામ, અંશ, માત્રા વગેરે.

## Homeopathic Medicines, their forms, names, attenuations, powers, potencies &c.

જ્યાં સુધી હોમિયોપૅથિક ઔષધો કોઇએ વાપર્યા ન હોય, ત્યાં સુધી તેમાં બરાબર વિશ્વાસ બેસે નહિ એ સ્વાભાવિક છે, તેથી શરૂઆતમાં એક નાની દવાની પેટી રાખવાની અમે ભલામણ કરીએ છીએ. તે પેટીની દવાઓના ગુણ સાચવી રાખવા માટે તેમને પ્રકાશ, તડકો, ધુમાડો, અને સખ્ત વાસવાળા પદાર્થો જેવાકે કસ્તુરી, કપુર, હિંગ, ડુંગળી, મરચાં, મસાલા, સુગંધી ફુલો, અત્તરો, ક્લોરોફોર્મ, ઇથર, ઇત્યાદિથી દુર રાખવાની જરૂર છે.

હોમિયૉપૅથિમાં લાગુ પડતી દવા પસંદ કરવાનું કામ અતિ કઠણ છે; અને તેથી શરૂઆત કરનારે દર્દીના લક્ષણનો તથા દવાઓના ગુણદોષનો બરાબર વિચાર કરીને પછીજ દવાનો પ્રયોગ કરવાની જરૂર છે. જેમ જેમ પ્રયોગ બુદ્ધિ પુરઃસર કરવામાં આવશે. અને તેથી સંતોષ ઉપજશે, તેમ તે ઔષધોનો બહોળો ઉપયોગ કરવાની ઇચ્છા સૌ કોઇને થશે.

હોમિયૉપૅથિની ખાત્રીલાયક દવાઓ મેળવવાની પ્રખ્યાત પેઢીઓનાં નામ આ પુસ્તકમાં આપેલા છે, તેથી તે શાસ્ત્રનો અભ્યાસ કરનારાઓને તેની જરૂર પુરી પડે છે. વળી એવી પેઢીઓમાં પ્રયોગને ખાતર નાની મોટી જુદા જુદા કદની તૈયાર પેટીઓ મળે છે, જેમાં એક ડ્રામથી બે ચાર કે વધારે ડ્રામની શીશીઓ ભરેલી હોય છે.

તેવીજ રીતે જીવન રસાયનની દવાઓની પણ નાની મોટી પેટીઓ મળે છે, અને તે પણ પ્રયોગ, અને કાયમી ઉપયોગ બન્નેને માટે અનુકુલ થઇ પડે છે.

દવાની બનાવટ ચાર જાતની હોય છે. તેના નામ—(૧) **ટીંકચર્સ**, (૨) **પીલ્સ**, (૩) **ટ્રીચ્યુરેશન્સ**, (૪) **ટેબ્લેટસ**, અગર **ડીસ્કસ**, હોય છે.

૧. **ટીંકચર્સ**—Tinctures—આ બનાવટ પ્રવાહિ હોય છે, અને તેમાં વનસ્પતિની દવાઓના ખરા ગુણ વિશેષ પ્રમાણમાં હોય છે. એવું માનવામાં આવે છે કે તેઓ પીલ્સ અથવા બીજી કોઈ બનાવટના કરતાં તીવ્ર રોગ-એક્યુટ ડીઝીઝ-માં વધારે ત્વરાથી અને વધારે ખાત્રીલાયક અસર કરે છે, તેટલા માટે આ દવાઓની પ્રેક્ટીસ કરનાર દરેક આસામીએ કેટલાક ટીંકચરોનો જથ્થો રાખવો એ ડહાપણ ભરેલું છે.

૨. **પીલ્સ** અથવા **પીલ્યુલ્સ**—Pills or Pilules—આ બનાવટમાં ઘણું કરીને કેઇન સ્યુગર વાપરીને મૂળ દવામાંથી નાની નાની ગોળીઓ બનાવેલી હોય છે. આ નાની ગોળીઓને જો સારા બુચવાળી બાટલીમાં રાખવામાં આવે, તો તેનો ગુણ ઘણા વર્ષો સુધી જેવોને તેવો રહે છે. પ્રવાહિના કરતાં ગોળીઓને સાથે ફેરવવી એ વધારે અનુકુળ તાવાળું છે. ઘરના ઉપયોગ માટે અને ખાસ કરીને પ્રેક્ટીસની શરૂઆતમાં તે વધારે અગત્યની છે. જ્યારે ગોળીઓ ઘણીજ નાની એટલે કે ખસખસના દાણા જેવડી બનાવવામાં આવે છે, ત્યારે તેને **ગ્લોબ્યુલ્સ** કહે છે, તેને પણ પીલ્સની માફકજ કેઇન સ્યુગરની મેળવણીથી બનાવાય છે. મોટાંઓને તેમજ નાના બચ્ચાંઓને એ આપવી વધારે સગવડ ભરેલી છે. તેમાંની ઘણીએક ઉંચા અંશો નાખીને બનાવેલી હોય છે, અને તેથી ખરેખર ઘણીજ અસરકારક હોય છે, તો પણ તેઓ દેખાવમાં ઘણી નાની હોવાથી હાંસીપાત્ર થાય છે, અને તેને બદલે પીલ્યુલ્સનો ઉપયોગ વધારે થાય છે. ગોળીઓની કેટલીક બનાવટને 'પીલેટસ', એવું નામ પણ આપવામાં આવ્યું છે.

૩. **ટ્રીચ્યુરેશન્સ**—Triturations—આવી બનાવટના મુખ્ય બે પ્રકાર હોય છે. એક પ્રવાહિ અને બીજો ચૂર્ણ. પ્રવાહિ ટ્રીચ્યુરેશનને 'ટીંકચર ટ્રીચ્યુરેસન' કહે છે, અને ચૂર્ણને 'પાઉડર ટ્રીચ્યુરેશન' કહે છે. આવી દવાઓને સ્યુગર ઑફ મીલ્કના અમુક પ્રમાણ સાથે અમુક નક્કી કરેલા વખત સુધી ખરલમાં લસોટીને બનાવાય છે. જે દવાઓ સાધારણ રીતે કઠણ રજકણો વાળી હોવાથી સહેલાઇથી લોહીમાં ભળી શકે તેવી હતી નથી, તેવી દવાઓને ઘણા બારીક રૂપમાં લાવવા માટે આ પ્રમાણે ટ્રીચ્યુરેશન બનાવાય છે. કૅલકેરીઆ, કાર્બોવેજીટેબીલીસ, હેપારસલ્ફ, મર્ક્યુરીઅસ, સીલીસીઆ વગેરે દવાઓ કઠણ રજકણો વાળી હોય છે, અને તેથી તેમનાં ટ્રીચ્યુરેશનો કરીને વપરાય છે.

૪. **ટેબ્લેટ્સ** અગર **ડીસ્કસ**—Tablets or disks.—આ બનાવટમાં મૂળ દવાઓને સ્યુગર અને

ગુંદર જેવા પદાર્થને મેળવીને ટીકડીઓ બનાવેલી હોય છે. જે દવાઓ શરીરના રસ સાથે જલદી ભળી શકે તેવી હોય, તે દવાઓમાંથી આ ટીકડીઓ બનાવાય છે.

### બાહ્યોપચારની મુખ્ય દવાઓ.

### Tinctures for External use.

૧ આર્નિકા મૉન્ટેના. ૨ કેલેન્ડયુલા ઑફીસીનેલીસ. ૩ કેન્થારીસ વેસીકાટેરીઆ. ૪ હૅમામેલિસ વર્જીનિકા. ૫ લૅડમ પૅલૅસ્ટ્રી. ૬ રસ ટૉક્સીકોડૅન્ડ્રૉન. ૭ અર્ટિકા યુરેન્સ ઇત્યાદિ.

બાહ્યોપચારની દવાઓ પીવાની દવાઓથી ખાસ અલગ રાખવી જોઇએ, અને તે ઉપર બાહ્યોપચારની દવા એવા શબ્દો સ્પષ્ટ લખવા જોઇએ. દવાની પેટીમાં પણ તેની સગવડ અલગ જોઇએ. તે દવાઓની સાથે બાહ્યોપચાર માટે આર્નિકાપ્લાસ્ટર, સ્ટ્રૅપીંગ પ્લાસ્ટર, સીઝર્સ (કાતર), ઑઇલસીલ્ક, લીન્ટ (વ્રણરક્ષક વસ્ત્ર), અને નસ્તરની પેટી રાખી શકાય છે, જેથી બાહ્યોપચારના સઘળા સાધનો એકજ સ્થળે સચવાઈ રહે છે.

**શીશીના બુચ**–Corks—શીશીના લાકડાના બુચને અંગ્રેજીમાં 'કૉર્ક' કહે છે, અને હોમીઓપેથિની દવાઓ માટે તે વધારે વપરાય છે. કાચના બુચ કરતાં કૉર્ક પસંદ કરવા જેવા છે, કારણ કે તેને લીધે દવાઓ ઉડી જતી અટકે છે, અને જ્યારે જૂના બુચ નકામા થાય છે, ત્યારે તે જલદી બદલી શકાય છે. આથી કરીને મુસાફરોએ તેમજ પ્રેકટીસ કરનારાઓએ શીશીઓની સાથે કેટલાક નવા બુચનો જથ્થો સાથે રાખવાની જરૂર છે. દવાઓને એક શીશીમાંથી બીજી શીશીમાં કદાપિ કાઢીને બદલવી નહિ, કેમકે તેથી દવાનો ગુણ ઓછો થાય છે. જરૂર પડે બુચ બદલવો, પણ શીશી બદલવી નહિ, એટલે દવાઓ વર્ષો સુધી બગડશે નહિ.

### દવાઓની શુદ્ધતા.

### (Pure and genuine drugs.)

દવાઓ શુદ્ધ અને સારી હોય તોજ આપણે તેમાંથી ફાયદો મેળવી શકીએ છીએ, તેટલા માટે હોમિયોપેથીની દવાઓ ખાત્રીલાયક દુકાનો સિવાય બીજેથી લેવી નહિ. વિશેષ માહીતી માટે હોમીઓપેથીક ડાકટરોની સલાહ લેવી.

### દવાઓની માત્રા.

### Dosage.





દવાની માત્રા અને પાવર નક્કી કરવા માટે દરદીની ઉમર, જાત, ટેવ, રોગનું જોર ઇત્યાદિનો વિચાર કરવો જોઇએ. કોઇપણ ખાસ બાબતો સિવાય નીચેની માત્રાઓ સાધારણ રીતે વ્યાજબી ગણવામાં આવે છે.

| | |
|---|---|
| મોટી ઉમ્મરના માણસને માટે | ટીંકચરનાં ૨ ટીપાં, પીલ્યુલ્સ નં. ૩, ગ્લોબ્યુલ્સ નંગ ૬, પાઉડર્સ ગ્રેન ૨ થી ૩, ટેબ્લેટસ અગર ટીકડીઓ નંગ ૨ થી ૩. |
| છોકરાઓ માટે | મોટા માણસના કરતાં આશરે અડધો ભાગ. |
| બાળકોને માટે | મોટા માણસનાં કરતાં આશરે ત્રીજો ભાગ. |

**દવા આપવાની રીતઃ**—ડ્રૉપ્સ અથવા પીલ્યુલ્સમાં જોઇતા પ્રમાણમાં ચોકખું પાણી ચમચા વડે ઉમેરીને કાચના સ્વચ્છ પ્યાલામાં ભરી રાખવું, તેમાંથી એક ચમચો એક વખતે આપવો. એ પ્રમાણે દિવસમાં ત્રણ ચાર કે જોઇએ તેટલી વખત દવા આપવી. સાધારણ રીતે એક અગર બે ટીપાં માટે એક આઉંસ જેટલું પાણી ઉમેરવામાં આવે છે. ચૂર્ણોને માટે એક ગ્રેન ભુકો સમાઇ શકે, તેવી નાની ચમચીઓ મેળવવી જોઇએ. એક ડ્રામ, બે ડ્રામ, અને ચાર ડ્રામ સમાય તેવડા ચમચાઓ ઘણા મળી શકે છે, અને તે ટીસ્પૂન, ડેઝર્ટસ્પૂન, અને ટેબલ સ્પૂનના નામથી ઓળખાય છે.






આ. નં. ૩૨૭



**દવાનાં ટીપાં પાડવાની રીતઃ**—(૧) દવાની શીશીને આડી પકડવી, અને તેનો બુચ નરમ કરવો, તે એવી રીતે કે તે બુચની નીચલી સપાટી શીશીના મોંઢાની કોરને અડકી રહે, નીચેની બાજુએ બુચ શીશીથી બહાર નીચે ગયેલો રહે, અને ઉપરની બાજુ

શીશી જરાએક ખુલ્લી રહે; પછી શીશીનો બીજો છેડો ધીમેથી જરા ઉંચો કરવો એટલે ટીપાં પડવા લાગશે. (૨) બીજી રીત એ છે કે ડ્રૉપર નામની કાચની નળી આવે છે, તે વડે સંભાળથી ટીપાં પાડવાં. (૩) ત્રીજી રીત એ છે કે કાચનો એક પાતળો નક્કર સળીઓ જેનો વ્યાસ માત્ર એક ઇંચના ⅛ જેટલો હોવો જોઇએ અને જે કાટખૂણે વળેલો હોવો જોઇએ તે લેવો, અને દવાની ભરેલી શીશીમાં મુકીને બુચથી જરા દબાવી રાખવો, અને તે મારફતે ટીપાં પડવા દેવાં.

**વાસણની સ્વચ્છતા**—દવા જે શીશીમાં કે કાચના પ્યાલામાં તૈયાર કરી હોય તેને બીલકુલ ઉઘાડી રહેવા દેવી નહિ, પણ તે ઉપર બુચ અગર કાંઈ વાસણ મુખી ઢાંકી રાખવી. દવા રાખવાના વાસણોને ઘણાંજ સ્વચ્છ રાખવાં; અને વાસણમાં ચમચો પડી રહેવા દેવો નહિ. બે જુદી જુદી દવાઓ થોડે થોડે અંતરે લેવાની હોય તો બન્નેને માટે જુદા જુદા ચમચા રાખવા, અને દરેકનો ઉપયોગ કર્યા પછી તેને સાફ કરીને ધૂળ ન ચઢે તેવે સ્થળે મુકી રાખવો. કાચના વાસણ સિવાય બીજા વાસણમાં દવાઓ રાખવી નહિ. કાચનો ચમચો મળે તો ધાતુનો ચમચો પણ વાપરવો નહિ.

### દવા લેવાની રીત.

પીલ્યુલ્સ અથવા ગોળીઓને પાણી સાથે જરૂર પડે તે પ્રમાણે મેળવવી. તેમ ન બને તો તેને જીભ ઉપર મુકીને ચુસીને ઓગાળવી, પણ આખી ગળી જવી નહિ. પ્રવાહિ દવા લીધા પછી ઘણું પાણી પીવું નહિ.

જલદી પીગળી જાય નહિ તેવાં ચૂર્ણોને સુકાં જીભ ઉપર મૂકીને ધીમે ધીમે ગળી જવાં; જે ચૂર્ણો બરાબર પીગળી જાય તેવાં હોય, તેમને પાણીમાં ઓગાળીને પી જવાં. દવા પીવા પહેલાં મોઢું પાણી વડે સારી રીતે સાફ કરવું. દવા ચાલતી હોય તે દર્મ્યાન ખોરાક ઘણોજ સાદો લેવો તથા તનમનનો શ્રમ અતિશય લેવો નહિ.

### હોમિયૉપૅથીની દવાના ત્રણ મુખ્ય વર્ગ.
### The Three Series of Homeopathic Drugs.

સિદ્ધ થયેલાં હોમિયૉપૅથિક ઔષધોની સંખ્યા શરૂઆતમાં ઘણી નાની હતી, નિરોગી હાલતમાં કરેલા પ્રયોગો ઉપરથી, તેઓ સિદ્ધ થયેલાં હતાં, અને તેમાં ઘણાએક રોગના ચિન્હોનો સમાવેશ થતો હતો તે કારણથી તે ઔષધો અત્યાર સુધી સેંકડે ૮૦ ટકા ઉપરાંત વપરાય છે, અને તે સર્વ માન્ય હોવાથી પૉલીક્રેસ્ટ કહેવાય છે. કેટલાક તેને ફર્સ્ટસીરીઝ એટલે **પહેલા વર્ગની દવાઓ** કહે છે.

વળી હોમિયોપૅથિના ડાકટરો નિરોગી શરીરમાં નવી નવી દવાઓની અસર કેવી થાય છે, તેનો અનુભવ કરીને તેના ગુણદોષ વારંવાર જાહેરમાં મુકે છે, તે વિષે બીજા ડાકટરો અજમાયશ કરીને ખાત્રી કરે છે, અને હોમિઓપૅથિના ડાકટરો તરફથી, જ્યારે છેવટે તે સર્વ રીતે મંજુર કરવામાં આવે છે, ત્યારે તે દવા "ઑફીસીનલ-officinal"-કહેવાય છે અને તેને ઉપર કહેલા પહેલા વર્ગમાં મુકવામાં આવે છે. જે દવાઓને માટે ઘણા ડાકટરો તરફથી મંજુરી મળી હોય છે પણ જે ઓછા ટકા વપરાય છે, તેને 'સેમીપૉલીક્રેસ્ટ' અથવા સેકન્ડ સીરીઝ એટલે **બીજા વર્ગની દવાઓ** કહે છે. કેટલીક દવાઓ હજી સિદ્ધ થઇ નથી, અને અનુભવ લેવા માટે વપરાય છે, તેને થર્ડસીરીઝ યાને **ત્રીજા વર્ગની દવાઓ** કહે છે.

### ઔષધોના ઉંચા અંશોના નામ.
### Highest Potencies.

| | | |
|---|---|---|
| સી. પોટન્સી=C Potency | =૧૦૦ | અંશની દવા |
| એમ. પોટન્સી=M | ,, =૧૦૦૦૦ | ,, |
| ડી. પોટન્સી=D | ,, =૫૦૦ | ,, |
| સી. એમ. પોટન્સી CM | ,, =૧૦૦૦૦૦ | ,, |
| એમ. એમ. પોટન્સી MM. | ,, ૧૦૦૦૦૦ | ,, |
| સી.એમ.એમ.પોટન્સીCMM | ,, ૧૦૦,૦૦૦,૦૦૦ | ,, |
| ડી.એમ.એમ.પોટન્સીDMM | ,, ૫૦૦,૦૦૦,૦૦૦ | ,, |

આવા અંશોની દવા ઉપરાંત કેટલાક ડાકટરોએ અને દવા વેચવાની પેઢીઓએ પોતાની ખાસ બનાવટની દવાઓ તૈયાર કરી હોય છે, અને તે પણ ઉંચા અંશનીજ હોય છે; દાખલા તરીકે ડશેરી[1] ફીન્કી,[2] સ્વૉન,[3] જેનીકેન,[4] અને સ્કીનર[5]ની હાઇ-પોટન્સીઝ. આ ઉંચા અંશોની દવાઓ બોરીક, અને ટેફેલને ત્યાં મળે છે, માટે યુનાઇટેડ સ્ટેટસમાં આવેલા ન્યુયોર્ક ફીલાડેલફીઆ વગેરે અમેરીકાના શહેરોમાંથી તેમની દવાઓનું ડાકટરો માટેનું એક્રદ કૅટલૉગ, અને ચાલતું પ્રાઇસલીસ્ટ ઑર્ડર અને સલાહ માટે મગાવીને પાસે રાખવું.

1. Deschere, 2. Fincke, 3. Swan, 4. Jenichen and 5. Skinner.

## હોમિયૉપૅથિનાં ઔષધો, તેમનાં નામ તથા ગુણ.

**૧. ઍકોનાઇટ્ર, ૧×, ૩૦, ૨૦૦. ગુજ. વછનાગ.**

**સં. વત્સનાભ. મ. વચનાગ.**

( Aconite ).

**વરમની શરૂઆત, શારીરિક ઉષ્ણુતાનો વધારો, ભરેલી નાડી, મરણુનો ભય. અતિ દુખાવો, ઘણી ચિંતા અને બેચેની એ ચિન્હો આ દવાને ખાસ સૂચવે છે.**

જો વરમ આગળ વધી ગયો હોય, શરીરની ગરમી ઓછી હોય, નાડી નબળી હોય, પરસેવો આવતો હોય, કે દર્દીનું ચિત્ત સ્વસ્થ હોય, તો આ દવાની જરૂર નથી. વરમની માત્ર પહેલી અવસ્થા કે જે વખતે લોહી જામી ગયું હોતું નથી, તેજ અવસ્થામાં આ દવા કામમાં આવી શકે છે, તાવમાં જ્યારે ટાઢની શરૂઆત થઇ હોય છે, પણ તાવ ભરાયો હોતો નથી, ત્યારે આ દવાનાં બે ત્રણ ટીપાં પાણી સાથે લેવાથી જરા પરસેવો આવી જાય છે, ને તાવ આવતો બંધ થાય છે, તોપણ ઍકોનાઇટથી લોહીની જાતમાં કશો ફેરફાર થતો નથી, એથી ચૌદ દિવસનો તાવ, ટાઢીઓ તાવ કે રક્તવિકારથી આવતો તાવ તેનાથી દૂર થઇ શકતો નથી.

**ફેફસા**ના વિવિધ ભાગના વરમવાળા વ્યાધિ શરૂ થયા હોય, જેવા કે ખાંસી, ફેફસાનો વરમ, ફેફસાના પડનો વરમ, ફેફસામાં પહોચેલું સળેખમ, શરદી લાગવાથી કે પરસેવો થતો હોય તે વખતે સુકો પવન લાગવાથી શ્વાસમાર્ગના વ્યાધિ થઈ આવ્યા હોય, શ્વાસમાર્ગમાં દાહ ને સુષ્કતા હોય, છીંકો આવતી હોય, આંખો લાલ થઇ આવી હોય ને બળતી હોય, માથું દુખતું હોય, નાકમાંથી પાણી વહ્યા કરતું હોય, ગળું આવી ગયું હોય, અતિ લોહીયાળ માણુસને બડખા વિના ખાલી ઉધરસ આવતી હોય, ને દમની અસર જણાતી હોય.

**મગજ**ના પડમાં વરમની શરૂઆત હોય, વરમનું કારણ ટયુબર્કલ નહિ, પરંતુ ક્રોધ, તડકો, કે પગને લાગેલી શરદી હોય, તો આ દવાની જરૂર છે. માથાનો દુખાવો જે થાક અને અશક્તિની વખતે ઉશ્કેરાઇ જવાથી થયો હોય, મગજ ઉપર લોહીનું જોર વધારે હોય, ને નાડી ભરેલી હોય, ત્વચામાં સોય ગ્રોચ્યાના જેવું દર્દ પક્ષાઘાતમાં થતું હોય, શરદી લાગવાથી કરોડના પડમાં વરમ થયો હોય, દાંત ખીલી થઈ ગયા હોય, બાળકને આંચકી આવતી હોય, નબળા માણુસને ભય, ચિંતા ઇત્યાદિ કારણુથી ધ્રૂજ થઇ હોય,

**રક્તાશયને સંધિવાની અસર** થોડીવારથી લાગુ પડી હોય, તાવ, ક્રોધ, હિસ્ટીરીઆ, કે કાંઇ મનોવિકારથી તે ઉતાવળથી ધબકતું હોય, તેમાં લોહીનો જમાવ થયો હોય, જીવ ઉદાસ રહેતો હોય, રક્તાશયનો ભાગ ગરમ લાગતો હોય, અગર તે ભાગમાં એકાએક દુખાવો (angina pectoris) થઇ આવતો હોય, રક્તાશયની થોડીએક વૃદ્ધિ (hypertrophy) થઇ હોય; કૉલેરા જેવા વ્યાધિમાં નાડી એકવાર જોરવાળી થયા પછી મંદ પડવા લાગી (collapse) હોય.

**દાંત** સંધિવા, લોહીનું જોસ કે શરદીના કારણુથી દુખતા હોય ત્યારે પણ આ દવાની જરૂર છે. દાંત આવતા હોય, ત્યારે બાળકને જે તાવ આવે છે, તે તાવ તથા ઝાડો પણ આ દવાથી મટે છે. જીભ આવી ગઇ હોય, કોરી પડી જતી હોય, મોઢામાં ગળ્યું કે ખાટું પાણી આવ્યા કરતું હોય,

**પેટ**માં વારંવાર વાયુ થતો હોય, પિત્તની ઉલટી કે કરમની ઉલટી થતી હોય કે મોળ આવતી હોય, ઉલટીમાં લોહી પડતું હોય, ને તે સાથે જ્વર રહેતો હોય, શરદીથી અન્નાશય, આંતરડાં કે પેટના અંતરપડમાં વરમ થયો હોય, અર્શમાંથી લોહી પડતું હોય તે સાથે દસ્ત કબજ રહેતો હોય કે તાવ આવતો હોય યકૃતનો તીક્ષ્ણુ વરમ ને કમળાની શરૂઆત હોય એ સર્વે આ દવાને સૂચવે છે.

**મન** બહુ બેચેન હોય, ઉશ્કેરાઇ ગયું હોય, ઉન્માદ હોય, નાડી જોસભેર ચાલતી હોય, તે સાથે સન્નિપાત હોય, અને બીક, મૃત્યુનો ભય, ધૈર્યની ખામી વગેરે જાતની મનોવૃત્તિ થતી હોય.

**ત્વચા** કોરી, સુષ્ક, ખડબચડી ને જરા પીળાસપર હોય, તેપર ચળ આવતી હોય, કે દાહ લાગતો હોય.

**વૃષણુ**નો તીક્ષ્ણુ વરમ થયો હોય, **સ્ત્રીઓનું** રજોદર્શન ભય, કે શરદીના કારણુથી એકદમ બંધ થઇ ગયું હોય, અથવા પીડા થઇને સ્રાવ આવતો હોય, **સગર્ભાવસ્થામાં** સખત મનોવિકાર થઇ આવતા હોય, ખોટા ભય, કે ચિન્તા ઉત્પન્ન થતી હોય, અને ભયથી કે ઉશ્કેરાઇ જવાથી ગર્ભપાત

થવાની ધાસ્તી હોય, તો તે બંધ કરવા માટે આ દવા આપવાની જરૂર છે. ધાવણુ એકદું થવાને લીધે કે પ્રસવ પછી થવા જોઇતા સ્રાવની ગેરહાજરીથી તાવ આવવા લાગ્યો હોય, ત્યારે પણુ આજ દવા કામની છે.

**ખાસ ઉપયોગઃ**—ઠંડા પવનનો સપાટો લાગવાથી, અથવા પસીનો એકાએક બંધ થવાથી જે દર્દ થયાં હોય, તેને માટે આ દવા બહુ ઉપયોગી છે.

**વૃદ્ધિ;**—સાંજે અને રાત્રે દર્દ વધતું હોય, બીછાનામાંથી ઉઠતી વખતે બેચેની વધારે લાગતી હોય, દુખતી બાજુએ સુઇ શકાતું ન હોય, તેમજ ગરમ ઓરડામાં રહેવાથી દુઃખ વધારે લાગતું હોય, તે ચિન્હો આ દવાને ખાસ સૂચવે છે.

**સરખાવોઃ**—બેલાડોના, બ્રાયોનીઆ, ફેરમફૅાસ, સ્પન્જીઆ, કેમોમીલા, કાર્બીઆ, આર્સેનિકમ, રસટૅાક્સ, વિરેટ્રમ વિરિડી.

## ૨. સીમીસીફ્યુજા ઉર્ફે અકટીઆ રેસીમોસા ૧×થી ૬

( Cimicifuja or Actea Racemosa )

આ દવા **સ્ત્રીઓને** તેમના મગજના વ્યાધિઓ, તેમની કમરને પેડુના દુખાવા અને તેમના ઉત્પત્ય વયવોના રોગો માટે ખાસ કરીને અપાય છે. એલોપેથીની **અર્ગટ** નામની દવાને તે અનુસરે છે, પણુ તેના કરતાં તે વધારે સહી સલામતીવાળી છે.

સંધિવાના દર્દમાં આ દવા સારો ફાયદો કરે છે. **શરીરની ડાબી બાજુ એ આ દવાનું અસર કરવાનું મુખ્ય સ્થાન છે.**

**મસ્તક**માં સંધિવા, જ્ઞાનતંતુની નબળાઇ કે રજોદર્શનની અનિયમિતતાથી દુઃખાવો થઇ આવતો હોય, આંખના ગોળાની અંદર, ઉપર કે આસપાસ થાકને લીધે કે સંધિવાથી દર્દ ( neuralgia ) થતું હોય, અને માથુ હલાવવાથી કે આંખો વડે જોઇ રહેવાથી દર્દમાં વધારો થતો હોય, લમણામાં અંદરથી બહારની બાજુ તરફ જતું દર્દ લાગતું હોય, ડોકમાં સણુકા આવતા હોય, માથું ભારે હોય, ગરમ હોય, ધબકતું હોય, અને સીડી ઉપર ચઢતી વખતે માથાનું તાળવું ઉડી જશે એમ લાગતું હોય, માથાના દુખાવાથી ચહેરો બીહામણો થઇ ગયો હોય, કીકી વિસ્તૃત રહેતી હોય, ખભામાં ને કરોડ રજ્જુમાં પણુ દુખાવો જણુાતો હોય, દૃષ્ટિએ વિવિધ વિચિત્ર પદાર્થો દેખાતા હોય, કાળા ડાઘ દેખાતા હોય, માથામાં ગણુગણુાટ થતો હોય, સ્ત્રીને **હિસ્ટીરીઆ** થતું હોય, ને ખોટા ખોટા દેખાવો તેની નજરે આવતા હોય, રજોદર્શન અનિયમિત હોય, અગર ઋતુકાળ પૂર્ણ થવા આવ્યો હોય, તેવા સબબથી માનસિક વ્યાધિ થયો હોય, દારૂડીઆ માણુસને દારૂની અસરથી, કે સખત અભ્યાસ કરનારા વિદ્યાર્થીને અભ્યાસની અસરથી ( બદહજમી વિના ) માથાનો દુખાવો થઇ આવતો હોય.

**મજ્જા તંત્ર** ઇચ્છાવિના ચંચળ અને જાગ્રત રહ્યા કરતું હોય, બેચેની દુર થતી ન હોય, મગજની નબળાઇ બહુ હોય, ક્રોધાદિ મનોવિકાર થયા પછી અફસોસને અશક્તિ થઇ જતી હોય, ચ્હેરા ઉપર દુખાવો (neuralgia) થતો હોય, છાતીમાં, વાંસામાં કે કમ્મરમાં ડાબી બાજુએ દુખાવો જણુાતો હોય, શરદીથી, સંધિવાથી કે રજોદર્શનના કાંઇ વિકારથી શરીરના કોઇ અંગમાં ધ્રુજારી ( Chorea ) થતી હોય, બાળકને બહુ ધવડાવવાથી કે ગર્ભાશયના વ્યાધિથી જીવ ઉદાસ રહેતો હોય, ઉજાગરા થવાથી કે મગજની મહેનતથી સુસ્તી, થાક, મનની અસ્વસ્થતા, ઇત્યાદિ થયું હોય, સંધિવા કે ગર્ભાશયના વ્યાધિથી કરોડ રજ્જુનો ક્ષોભ ( irritation ) થયો હોય.

**શ્વાસોચ્છ્વાસના અવયવો**માં ગર્ભાશયના વ્યાધિથી, હિસ્ટીરીઆથી, કે ગર્ભાવસ્થાથી, કાંઇ ઉધરસના જેવું દર્દ થયું હોય, હિસ્ટીરીઆવાળા દર્દી (સ્ત્રી) ને એકદમ ઉધરસ આવવા લાગતી હોય, ગળામાં અમુક ભાગ કોરો લાગ્યા કરતો હોય, ડાબા પડખામાં દુખતું હોય, અને શ્વાસ ભરવાથી કે શ્રમ લેવાથી તે દુખાવો વધારે થતો હોય; **સ્ત્રીઓને** અને છોકરાંઓને સળેખમ થઇ આવ્યું હોય, આખું શરીર દુખતું હોય, આંખોમાં દુખાવો જણુાતો હોય, નાકમાંથી પાણી વહેતું હોય, ને રાત્રે ખાલી ઉધરસ આવતી હોય.

**સાંધવાની** અસર ડોક, કમ્મર, વાંસો ઇત્યાદિ સ્થળે થઇ હોય, શિયાળામાં, અને અનિયમિત ઋતુમાં સંધિવાનું જોર વધારે લાગતું હોય, ઉભા રહેવાથી કે બેસવાથી કેડનો દુખાવો વધારે જણુાતો હોય, પરંતુ સુઇ જવાથી ઓછો જણુાતો હોય; પડખામાં સૂળ આવતું હોય, પગના સાંધામાં વાની

અસર જણાતી હોય, સાંધાનો ભાગ ગરમ લાગતો હોય, અને સુજી આવ્યો હોય, સ્નાયુઓમાં પણ સંધિવાને લીધે દર્દ થતું હોય.

**અન્નાશય** ઉપર અજીર્ણની નહિ પરંતુ મગજના થાકની, મગજના રોગની કે ગર્ભાશયના રોગની અસર થવાથી ઉલટી થતી હોય, અથવા અન્નાશયમાં દુખતું હોય. (અજીર્ણ ઉપર આ દવાથી કશી અશર થતી નથી.)

**પેશાબ** પાણી જેવો પણ પુષ્કળ હિસ્ટીરીઆના દર્દીને થતો હોય, તે સાથે ગર્ભાશયનું કાંઇ દર્દ હોય, અથવા માત્ર સગર્ભાવસ્થાને લીધે પાણી જેવો પુષ્કળ પેશાબ જતો હોય,

**ત્વચારોગ** ગર્ભાશયના કોઇ વ્યાધિ (રજોદર્શનની અનિયમિતતા ઈત્યાદિ) થી થયો હોય,

**રજોદર્શનની** અનિયમિતતા જેવી કે ન્યુનાર્તવ, અને તેને લીધે થતા કોરીઆ, હિસ્ટીરીઆ કે માથાના દુખાવાના દર્દ, અથવા શરદી લાગવાથી રજોદર્શનનું બંધ થવું, કે મોડા આવવું, અને તેને લીધે માથાનો દુખાવો, છાતીનો થડકારો, અને ઉદાસીનતા થવી; પીડિતાર્તવ અને તેને લીધે થતો વાંસાનો કમ્મરનો ને પેડુનો દુખાવો, આર્તવપછી લાગતી નબળાઈ, માથાનો દુખાવો, ને ઉદાસીનતા, ગર્ભાશયની નિર્બળતાથી થતો અતિઆર્ત્તવ, જામી ગયેલા લોહીનો પ્રવાહ, અથવા શ્વેતપ્રદર.

**સગર્ભાવસ્થામાં** જે સ્ત્રીઓને કેટલાક દિવસો સુધિ દિવસના વખતે ટાઢ વાયા કરતી હોય, તથા સ્તનમાં કાંઇ ટાંકણી ઘોંચ્યાના જેવું દર્દ થયા કરતું હોય, ને તે પછી **ગર્ભપાત કે કસુવાવડ** થઇ જવાની ટેવ પડી હોય, તો આ દવાનું સેવન ગર્ભપાત થવાના સાધારણ વખત પહેલાં કેટલાક વખત સુધી કર્યું હોય તો ગર્ભપાત થવાનો ભય દૂર થાય છે. એ સિવાય ગર્ભાધાન વખતે જણાતી અશક્તિ, હાથપગ ને માથાનો દુખાવો, દાંતનો દુખાવો, ઉંઘનું ઉડી જવું ઇત્યાદિ પણ આ દવાથી મટે છે.

**પ્રસવ** વખતે વેણ અનિયમિત આવતી હોય, તો આ દવા કામની છે. જેઓને દરેક પ્રસવ વખતે વેણ જોઇએ તેવી ન આવતી હોય, તેઓને પ્રસવ પહેલાં એક બે મહિના સુધી આ દવા અને કોસો ફાઈલમ* હમેશાં વારા ફરતી બે વખત આપી હોય, તો પ્રસવ સહેલાઇથી થાય છે. મુશ્કેલીવાળો પ્રસવ થયા પછી ગર્ભાશય બહુ થાકી ગયું હોય ને તેને લીધે દર્દીમાં ઉદાસીનતા, મગજની નબળાઇ, ઉંઘની ગેરહાજરી ઇત્યાદિ ચિન્હો જણાય, તે વખતે પણ આ દવાની જરૂર છે. પ્રસવ પછી થવો જોઇતો પ્રવાહ, શરદી મનોવિકાર વગેરે કારણોથી જો બંધ થઇ જાય, ને તેને લીધે પેડુમાં દુખાવો, હાથપગની ત્રોડ, માથાનો દુખાવો, કે સન્નિપાત ઇત્યાદિ જણાય; અથવા પ્રસવ પછી ગર્ભાશય નબળાઇને લીધે નીચું ઉતરી ગયું હોય, ને પાછું ઉંચે ચડતું ન હોય, તો આ દવા ખરેખર ઉપયોગી થઇ પડે છે.

**રક્તાશયમાં** સંધિવાની અસર પહોંચી હોય, નાડી અનિયમિત ચાલતી હોય, છાતીમાં ધબકારો ને દુખાવો વખતો વખત થઇ આવતો હોય, રક્તાશય એકદમ બંધ થઇ જશે એમ ભય લાગતો હોય, રક્તાશયમાં એકદમ થઇ આવતા દુખાવાના રોગની માફક દર્દીને દુખાવો ઉપડતો હોય, ને તે વખતે શ્વાસ બંધ થઇ જશે એવો ભય લાગતો હોય, પરંતુ ખરી રીતે તે રોગનું કારણ સંધિવાની અસર હોય, કે ગર્ભાશયનું કાંઇ દર્દ હોય, ને **રાતની વખતે દુખાવો વધારે થતો હોય,** રક્તાશયના ભાગ તરફ આખો દિવસ ને રાત લક્ષ વધારે ખેંચાતું હોય, થડકારો થઇ આવતો હોય, વખતે ડાબા હાથમાં પણ દર્દ જણાતું હોય, ઇત્યાદિ લક્ષણો આ દવાને સૂચવે છે.

**સરખાવો:**—કૉલૉફિલમ, લિલિયમ, પલ્સેટીલા કોલોસિન્થીસ, ઇગ્નેશિયા.

---

### ૩. એડોનિસ વર્નાલિસ.

(Adonis Vernalis.)

**આ દવા ફ્રેઅન્ટસ આઇના નામથી ઓળખાતા રોપામાંથી બનાવાય છે. તેમાં એડૉનીડીન અને એડોનીટીક આસીડ એવાં બે તત્વો રહેલાં છે. આ દવા રક્તાશયના વ્યાધ, જળંદરના વ્યાધિ, શરીરે ચડતા સોજાના વ્યાધ અને ગુરદાના વ્યાધિમાં બહુ ફાયદાકારક નીવડે છે. ગુરદાનો વ્યાધ થયા પછી રક્તાશયનો વ્યાધિ થયો હોય તે માટે આ દવા વિશેષ ઉપયોગી છે.**

**રક્તાશયના** વ્યાધિ માટે ઍલૉપૅથીમાં ટીંકચર ડીજીટેલીસ ૧૦ થી ૩૦ ટીપાંની માત્રામાં અપાય

છે. પણ તેના જેવીજ બલકે તેના કરતાં કેટલીક બાબતમાં ચડીઆતી આ દવા છે. રક્તાશયને તે મજબૂત ને નિયમિત કરે છે. જેઓની નાડી એક મીનીટમાં માત્ર ૫૦ કે ૬૦ ચાલતી હોય છે, જેઓ વખતો વખત મૂર્છાગત થઇ જતા હોય છે, અને જેઓના રક્તાશય અતિશય શ્રમને લીધે નબળાં પડી ગયાં હોય છે, તેમને આ દવાનાં બે બે ટીપાં દિવસમાં ત્રણ વખત આપવાથી નાડી ૭૦ ને ૯૦ જેટલી ચાલવા લાગે છે, નાડી નબળીને બદલે ભરેલી રહે છે, અને પેશાબમાં આલ્બ્યુમીન ઓછો જાય છે. રક્તાશયનું વિસ્તરત્વ હોય, **શરીરે સોજા ચડયા હોય**, ને પેશાબમાં આલ્બ્યુમીન જતો હોય, તો આ દવાથી ફાયદો થાય છે. **બ્રાઇટસ ડીઝીઝ** નામના ગુરદાના દર્દમાં પણ આ દવાથી સારો આરામ થાય છે.

રક્તાશયના ભાગમાં દર્દ થતું હોય, રક્તાશયના પડદામાં બીગાડ થયો હોય, ને તેને લીધે ઉપધ્વનિ સંભળાતા હોય, જરાપણ શ્રમ લેવાથી દમ ચડતો હોય, ફેર આવતા હોય, ઇત્યાદિ મટાડવા માટે આ દવા બહુ ઉપયોગી છે.

**માત્રા:**—મધર ટીંકચરના ૧૦ થી ૬૦ ટીપાં સુધી અપાય છે.

**સરખાવો:**—ડીજીટેલીસ, સ્ટ્રૉફેન્થસ.

**૪. એગેરીકસ મસ્કેરીઅસ.** ૩×,૬×,૩૦×,૨૦૦.

( Agaricus M. )

**ચક્કરી આવતી હોય, વાઇ અગર કોરીઆના વ્યાધિમાં એક કે વધારે અવયવો એકાએક ખેંચાતાં હોય, લમણામાં બહુ ભાર લાગતો હોય, કરોડ રજ્જુનો ક્ષોભ થયો હોય, તાવ વખતે અંગમાં ધ્રૂજારી આવતી હોય, ને સૂર્યનો પ્રકાશ ખમી શકાતો ન હોય, ત્યારે આ દવા ખરેખર ઉપયોગી છે. કેટલાક ત્વચાનાં ચિન્હો પણ આ દવાને ખાસ કરીને સૂચવે છે.**

કાન, મોઢું, નાક અને ચામડી છોલાયાં હોય, એવી રીતે દુખાતાં હોય, બહારની ખુલ્લી હવા સહન થઇ શકતી ન હોય, ટાઇફૉઇડ તાવમાં અંગ ધ્રૂજતું હોય, સન્નિપાત થઇ આવ્યો હોય, વાઇ અગર કોરીઆની જેમ અવયવ ખેંચાતાં હોય, મગજના કામ તરફ કંટાળો આવતો હોય, પેટમાં અતિશય વાયુ થતો હોય ને તેથી પેટ ફુલી આવતું હોય, તડકામાં ચાલવાથી અંધારાં આવી જતાં હોય, શૂળ આવતું હોય, માથા ઉપર બરફ મુકયો હોય એમ લાગતું હોય, પેશાબે બળતર થતી હોય, અને ચીકણો શ્લેષ્મ જતો હોય, તથા રૂતુસ્રાવ દર્મ્યાન પેડુમાં ને વાંસામાં સખત દુખાવો થતો હોય, ત્યારે આ દવાના પાંચદશ ટીપાં દરરોજ આપવાથી ઠીક થાય છે.

**સરખાવો:**—સીમીસીફ્યુજા, કેનેબિસ ઇન્ડીકા, હાયોસાયમસ, ઓપીઅમ.

**૫. ઍગ્નસ કૅસ્ટસ** ૩× થી ૬×

( Agnus castus ).

ચેઇસ્ટટ્રીના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**નપુંસકત્વ, ઇંદ્રિની શિથલતા, અને ઇચ્છા વિના થતો વીર્યસ્રાવ મટાડવા માટે આ દવા ઘણી સારી છે.**

પુરૂષના અવયવની શક્તિ કમ થઇ ગઇ હોય, વિષય ભોગવવાની ઇચ્છા નષ્ટ થઈ હોય, યાદશક્તિ ગુમ થઇ ગઇ હોય, અભ્યાસ કે એવા કાંઈ કામ તરફ ચિત્ત લાગી શકતું ન હોય, જીવ ઉદાસ રહેતો હોય, કપાળને લમણામાં દુખાવો રહ્યા કરતો હોય, ગુહ્યાવયવમાંથી ચીકણી પરમીઆના જેવી કે પીળાસ પડતી ધાત જતી હોય, સ્ત્રીઓનો ગુહ્યમાર્ગ ઢીલો પડી ગયો હોય, અંદરથી ધાત જતી હોય, પુરૂષના વ્યવહાર તરફ અપ્રીતિ રહેતી હોય, પ્રસવ થયેલી સ્ત્રીને ધાવણ જોઇએ તેટલું આવતું ન હોય, અને વળી રૂતુસ્રાવ પણ ઓછો થતો હોય, એવા દર્દોમાં આ દવા બહુ ગુણકારી છે.

**સરખાવો:**—લાઇકોપોડીઅમ, નકસવૉમિકા, ફૉસ્ફૉરીક આસીડ, સેલિનિઅમ.

**૬. ઍલેટ્રીસ ફેરિનોસા** ° થી ૩.

( Aletris Farinosa. )

સ્ટાર ગ્રાસના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**સ્ત્રીઓના ગુહ્યાવયવોની—ખાસ કરીને ગર્ભાશયની—નબળાઇ દૂર કરવામાં આ દવા ઉત્તમ છે.**

નબળા બાંધાવાળી સ્ત્રી પોતાના કામકાજથી

અને ફરજેથી કંટાળી જતી હોય, યોનિની આમળ નીકળતી હોય, ગર્ભાશયનું અધઃપતન થયું હોય, ધાત જતી હોય, મળાશયમાં દુખાવો રહેતો હોય, શરીર દુબળું ને ફિકકું રહેતું હોય, મગજની શક્તિ કમ હોય, ઉત્સાહ મંદ રહેતો હોય, કશા કામમાં મન પરોવી શકાતું ન હોય, ફેર આવતા હોય, સુસ્ત થઇને સ્ત્રી પડી રહેતી હોય, અનાજ ભાવતું ન હોય, ખાવાથી પેટમાં દુખાવો જણાતો હોય, સગર્ભાવસ્થામાં ઉલટી થતી હોય, અથવા સ્ત્રીને આર્તવ બહુ વહેલો, અને પુષ્કળ આવતો હોય, અને તે વખતે વેણુ આવ્યા જેવું દર્દ થતું હોય, ગર્ભાશય ભારે લાગતું હોય, ધાત જતી હોય, **વારંવાર ગર્ભપાત** થતો હોય, સગર્ભાવસ્થામાં હાથપગના સ્નાયુઓ દુખતા હોય ઈત્યાદિ ચિન્હોવાળી સ્ત્રીને આ દવા લાંબા વખત સુધી આપવાથી સારો ફાયદો થાય છે. આ ઉપરથી કેટલાક ડાકટરો આ દવાને 'ગર્ભાશયનું ચાઇના ' એમ ઉપમા આપે છે.

**સરખાવો:**—હેલોનિઆસ ડાઇઓકા, નકસ વોમિકા, ફેરમકોસ, વાઇબર્નમ ઑપ્યુલસ.

---

### ૭. એલો સોકોટ્રીના ૩ થી ૩૦,૨૦૦ ગુજ.
### સીકોત્રી એળીઓ, સં. એલય.
### ( Aloe soccotrina )

**અમુક જાતનું ઝાડાનું દર્દ મટાડવા માટે આ દવા પ્રખ્યાત છે.**

એળીઓ દેશી દવામાં તેમજ અંગ્રેજી સાધારણ દવામાં રેચ આપવા માટે, વાયુ હઠાડવા માટે, અને સ્ત્રીઓને રજોદર્શન લાવવા માટે અપાય છે; પરંતુ હોમીઑપૅથીમાં તે તેના કરતાં ઉલટું પણ વધારે સારૂં કામ કરે છે. ઝાડો એવો સખત થતો હોય, કે દરદીને વારંવાર બીછાનામાં ઝાડો થઇ જવાની બ્હીકે ઉઠવું પડતું હોય, ને ઝાડો ઘડી પણ દબાવી શકાતો ન હોય, ઝાડો સવારના ભાગમાં વધારે થતો હોય, ઝાડો પીળા રંગનો અથવા રક્તમિશ્રિત હોય, અથવા પેસાબ કરવા જતાં ઝાડો નીકળી જતો હોય, શરદીને ભેજવાળા ઓરડામાં રહેવાથી ઝાડો વધારે થતો હોય, અર્શ થયા હોય તેમાંથી લોહી પડતું હોય ને બહુ દર્દ થતું હોય, તે ઉપર થંડું પાણી લગાડવાથી સારૂં લાગતું હોય, ઝાડો લાંબા પાતળા ને ચપટા રૂપમાં બહાર નીકળતો હોય, ઝાડાને અટકાવી શકાતો ન હોય. પીળા કેસરના જેવા દસ્ત થતા હોય તે પથારીમાંથી વહેલા ઉઠાડતા હોય. સફરામાં દાહ થતો હોય, ને જાણે કોઇ કાપી નાંખતું હોય એવું દર્દ થતું હોય, દસ્ત આવવા પહેલાં પેડુમાં મોટો ગડ્ડાટ થતો હોય. ઝાડો થયા પછી અશક્તિ આવી જતી હોય, ને પરસેવો થઇ જતો હોય; પેટમાં આંકડી આવતી હોય ને ગરમ પવન છૂટયા પછી આંકડી નરમ પડતી હોય, મરડાના જેવો ઝાડો હોય, ઇત્યાદિ ચિન્હો આ દવાને સૂચવે છે.

**સ્ત્રીઓને** ગર્ભાશયના ભાગમાં ભાર લાગતો હોય, તે સાથે જાંગમાં અને કમ્મરમાં પણ ભાર ને દુખાવો જણાતો હોય, ને ઉભા રહેવાથી દુખાવામાં વધારો થતો હોય, પણ થંડા પાણીનાં પોતાં પેડુ ઉપર મુકવાથી ને વાયુ છુટવાથી દુખાવો કમી લાગતો હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

જો કદાપિ એળીઓ દેશી દવામાં કે અંગ્રેજી દવામાં બહુ અપાયો હોય, ને તેને લીધે માઠી અસર વર્તાની હોય, તો ઍકોનાઇટ આપવો, એથી તે માઠી અસર દૂર થશે.

**શાંતિ:**—થંડા પાણીનું કપડું મુકવાથી દર્દ ઓછું લાગે છે.

**સરખાવો:**—પોડોફાઇલમ, ઓલીઆન્ડર, મ્યુરીઆટીક આસીડ, ગૅમ્બોજ.

---

### ૮. એમોન્યમ કાર્બોનિકમ. ૩× થી ૬×
### ( Ammonium Carbonicum. )

કાર્બોનેટ ઑફ આમોન્યા જે સાધારણ રીતે સ્મેલીંગ સોલ્ટના નામથી ઓળખાય છે, અને માથું દુખતું હોય ત્યારે સુંઘાય છે, તેમાંથી આ દવા બનાવાય છે.

**અતિશય નબળાઇ, સ્વભાવનું પોચાપણું ઘણા શ્રમથી કે માંદગીથી આવેલી અશક્તિ ઈત્યાદિ દર્દોમાં સ્થૂળ શરીરની પણ કોમળ સ્વભાવની સ્ત્રીઓને તથા બેસી રહેનાર આદમીઓને આ દવા અનુકુળ થઇ પડે છે.**

સવારમાં **મોહું** ધોતી વખતે **નસકોરી** ફુટતી હોય, સળેખમને લીધે રાતમાં નાક બંધાઇ જતું હોય, ને મોઢેથી શ્વાસ લેવો પડતો હોય, ઉધરસ બહુ આવતી હોય, ગળું આવી ગયું હોય એમ

લાગતું હોય, **લાલ તાવમાં** ચોરીઆ, જીભ ને ગળા પાસેના પિંડો સુજી આવ્યા હોય, અને વાદળી રંગને મળતા કાળા દેખાતા હોય, નબળાઈ ઘણી હોય, નાનાં બાળકોને દમ ચડયો હોય, શ્વાસ લેતાં મુંઝવણ થતી હોય, ને નસકોરાં બોલતાં હોય, છાતીમાં રક્તાશય પાસે દુખાવો લાગતો હોય, રાતમાં ૩ વાગે ગળામાં કાંઇક ભરાયું હોય એમ લાગતું હોય ને ઉધરસ ચડતી હોય, એવાં એવાં લક્ષણો હોય, અગર છાતીનું જળંદર ( hydrothorax ) થયું હોય, ત્યારે પણ આ દવાની જરૂર પડે છે.

**સ્ત્રીઓને** સહેજ વાતમાં શરદી લાગી જતી હોય, ૠતુસ્રાવ કાળો, જામી ગયેલો, ને દાહ ઉત્પન્ન કરે તેવો હોય, પ્રદર થયું હોય ને પાતળી પાણી જેવી ધાત જતી હોય, તેને લીધે આસપાસના ભાગમાં ચળ આવતી હોય, દાહ થતો હોય ને સોજો ચડતો હોય, તો આ દવાથી ઠીક થઇ જાય છે.

**વૃદ્ધિ અને શાંતિ:**—ભેજથી દર્દ વધે છે, અને કોરી હવાથી ઠીક થાય છે.

**સરખાવો**—લાઇકોપોડીઅમ, સૅમ્બુકસ, નકસ વૉમિકા, સ્ટીકટા પલ્મોનેરીઆ, કાલી કાર્બોનિકા, ઍન્ટીમોનિઅમ ટાર્ટારિકમ, રસ ટોક્સ.

---

### ૯. એનાકાર્ડીઅમ ઓરીએન્ટેલી ૬,×૩૦,૨૦૦
Anacardium Orientale.

આ દવા ભીલામામાંથી બનાવવામાં આવે છે. તેનું સાધારણ અંગ્રેજી નામ 'માર્કીંગ નટ' છે.

**યાદશક્તિનો નાશ, અને બીજા એવા માનસિક વ્યાધિઓમાં આ દવા હિતકર નીવડે** છે.

લક્ષણોનો બરાબર વીચાર કરીને જે દર્દીઓ યાદશક્તિ સુધારવા માટે આ દવા થોડાક દિવસ લે છે, તેમની યાદશક્તિ સુધરવા સાથે બીજા માનસિક રોગો પણ આપોઆપ મટવા લાગે છે. મગજનો થાક, પોતાને વિવિધ વ્યાધિઓ હોવાની ભ્રાન્તિ, ઉદાસીનતા, હિસ્ટીરીઆ, બેચેની, મગજની નબળાઇને લીધે મૂર્છા જેવી હાલત, જરાએક ભૂખ લાગવાથી જણાતી અતિશય નબળાઇ, ભુખ વખતે પેટમાં કે માથામાં દુખાવો લાગતો હોય, તે જમ્યા પછી મટતો હોય, તે વિષયોપભોગ પછી જણાતી મગજની નબળાઇ, જડતા, ને અસ્વસ્થતા, ગરમ ઓરડામાં હોવા છતાં લાગતી શરદી, નજીવી બાબતમાં સમજાવવાની શ્રાપદેવાની કે ત્રાગું કરવાની થતી મનોવૃત્તિ, આત્મઘાત કરવાની વૃત્તિ, શરીરના કોઈ ભાગમાં પાટો બાંધ્યો હોય, અથવા કાંઇ બુઠું હથિયાર દાબ્યું હોય એવી લાગણી થયા કરતી હોય કે બધા બનાવો પોતાના મનથી સ્વપ્ના જેવા લાગતા હોય, તો આ દવાના પંદર વીસ ટીપાં અડધા ગ્લાસ પાણીમાં નાખીને તેમાંથી એકેક નાની ચમચી ભરીને કલાકે કલાકે દર્દીને આપવાથી ફાયદો થાય છે.

**સરખાવો:**—રસટોક્સ, નકસ વૉમિકા.

---

### ૧૦. એન્ગસ્ચ્યુરા કૉર્ટૅક્સ.
( Angustura Cortex )

**ધનુર્ ને ધનુર્‌ના જેવી આંચકીમાં આ દવા બહુ ઉપયોગી થઇ પડે છે.**

જખમને લીધે અગર બીજા કાંઇ કારણથી ધનુર (tetanus) ની આંચકી થઇ આવી હોય, અને સ્નાયુઓ એકદમ ખેંચાતા હોય, ને પછી જરા ઢીલાં પડી જતાં હોય, વાઇ આવતી હોય, ને તે સાથે સંધિવા ને લકવાનાં કાંઈ ચિન્હો હોય, ચાલતી વખતે અતિશય અશક્તિ લાગતી હોય, અને પગે લકવો લાગુ પડશે એમ જણાતું હોય, કે નીચલા જડબામાં અથવા મોટા અસ્થિઓમાં સડો સત્પન્ન થયો હોય, તો આ દવા અડધી અડધી કલાકે અથવા કલાકે કલાકે આપવી.

---

### ૧૧. ઍન્ટીમોનીઅમ ક્રુડમ. ૩ થી ૩૦
( Antimonium Crud. )

**આ દવામાં ઍન્ટીમની (સુરમો) નામની ધાતુ હોય છે; જ્યારે અન્નમાર્ગના શ્લેષ્મપડનો કાંઇ રોગ થયો હોય, અને સાથે સાથે કાંઇ ત્વચા રોગ પણ હોય, ત્યારે આ દવા ખાસ અસરકારક નીવડે છે. ઘણું કરીને બાળકોને કે વૃદ્ધોને આ દવાની જરૂર પડે છે.**

**પાચન ક્રિયાના** કાંઇક દોષની સાથે તાવ આવતો હોય તે છેક ઉતરી જતો હોય, અને પાછો ફરીને (intermittent) દરરોજ એજ વખતે આવતો હોય, જીભ ઉપર અને અન્નમાર્ગ ઉપર શ્લેષ્મ જામ્યો હોય, ગળપણ વાળો કે ખટાસ વાળો ખોરાક માફક આવતો ન હોય, ગંધાતા, કડવા ઓડકાર

આવતા હોય, મોળ આવ્યા કરતી હોય, વખતે ઉલટી થતી હોય, ગંધાતો પવન છૂટતો હોય, અન્ન ઉપર રૂચિ થતી ન હોય, **જીભ સફેદ દુધ જેવી** લાગતી હોય, દસ્ત કબજ રહેતો હોય, પણ ખાટા પદાર્થ ખાવાથી, ગરમી લાગવાથી અગર થંડે પાણીએ નહાવાથી ઝાડો થઇ આવતો હોય, બચ્ચાંને કૉલેરા જેવો ઝાડો થઇ આવ્યો હોય, **વખતો વખત કૃમિ** થતાં હોય, અન્ન બરાબર પાચન થતું ન હોય, કામકાજ કરવાનું મન થતું ન હોય, આંખમાં ઉંઘ ભરી હોય એમ લાગતું હોય, ટાઢે પાણીએ નહાવાથી માથું દુખવા આવતું હોય,

**સ્વરભેદ** ( loss of voice ) ગરમ હવામાં જવાથી થનો હોય,

**મૂત્રાશયનો** દીર્ઘ વરમ હોય, પેશાબ મેલો ને ગંધાતો હોય, અને કોઇ કોઇ વાર પેશાબ થતી વખતે દર્દ થતું હોય,

**ત્વચા** ઉપર ફોડકા, ચાંદાં, શીળસ, ઇત્યાદિ રોગો અજીર્ણ વિકારથી થઇ આવ્યા હોય,

**મનનો** સ્વભાવ ઉદાસ અને હઠીલો થઇ ગયો હોય, તે સાથે અપચો હોય, માથું દુખતું હોય. દર્દીને વાતચિત કરવી પણ ગમતી ન હોય, બાળક પોતાના શરીરને અડવા પણ દેતું ન હોય, એ સઘળાં ચિન્હો આ દવાને સૂચવે છે.

**વૃદ્ધિ:**—જમ્યા પછી, થંડે પાણીએ નહાયા પછી, સૂર્યનો તડકો લાગ્યા પછી, અને દર્દીને અડકવાથી અગર વાતચિત કરવાથી દર્દ જોર પકડે છે.

**શાંતિ:**—આરામથી, ખુલ્લી હવાથી, અને થોડી ગરમીથી સુધારો થાય છે.

**સરખાવો:**—કૅમોમિલા, સિના, નકસ, પલ્સેટીલા, ઇપિકાકયુઆના, સલ્ફર, ઇગ્નેશીઆ, ફૉસ્ફૉરીક આસીડ.

---

## ૧૨. ઍન્ટીમોનીઅમ ટાર્ટરીકમ ૩,૩૦,૨૦૦.

### ( Antimonium Tartaricum ).

સાધારણ રીતે ટાર્ટાર ઇમેટીકના નામથી ઓળખાતી દવામાંથી આ દવા બનાવાય છે.

**આ દવા શ્લેષ્મપડ, ફેફસાં ને ત્વચાના રોગ ઉપર ગુણકારી છે.**

અૅલૉપંથીમાં આ દવા મોટી માત્રામાં વપરાય છે. તેનો ગુણ સ્વેદલ ને વામક ગણાય છે, તે ઉપરથી તેને **ટાર્ટાર ઇમેટીક** કહે છે, અને તાવ, વરમ, વગેરે શાંત કરવા માટે અપાય છે.

**અન્નમાર્ગ**માં શ્લેષ્મપડનો વરમ થયો હોય, જીભ રાતી પણ ભીની રહેતી હોય, ઉબકા થતો હોય, ઉલટી થતી વખતે **બહુ શ્રમ** પડતો હોય, ઉલટીમાં લીલા રંગનું ફીણુ વળતુ પાણી, અને ખોરાક નીકળતો હોય, તે સાથે શરીર બહુ અશક્ત ને સ્વભાવ પોચો થઇ ગયો હોય, પણ અજીર્ણ વિકાર ઓછો હોય, દસ્તકબજ રહેતો હોય, અગર ઉલટી સાથે પાતળો પાણી જેવો ઝાડો થઇ આવતો હોય.

**શ્વાસમાર્ગ**માં ગળાના શ્લેષ્મપડથી વાયુનળીકાઓમાં ને ફેફસાના અંગ સુધી વરંમની અસર પહોંચી હોય, સળેખમ, શરદી, ઉધરસ, ખાંસી, ને ફેફસાના (cells) કોપનો વરમ (pneumonia) થયો હોય, એવે વખતે આ દવા અકસીર થઈ પડે છે. શ્વાસ ઉતાવળો, ને ટુંકો મુશ્કેલીથી ચાલતો હોય; શ્વાસ ન ચાલી શકે તો ગુંગળાઇ જવાની બીક લાગતી હોય; શ્વાસની મુંઝવણને લીધે દર્દી સુઇ પણ શકતો ન હોય; વખતે રાતમાં ત્રણ વાગે શ્વાસની મુંઝવણ થઇ આવતી હોય, ને તેથી તે વખતે દર્દીને ઉંઘમાંથી જાગીને બેઠા થવું પડતું હોય, શ્વાસનળીમાં શ્લેષ્મ કફ ભરાયો હોય, એમ લાગતું હોય, સડસડ બોલતું હોય, પરંતુ ઉધરસથી કફ બહાર નીકળતો ન હોય, મોટી ઉધરસ થઇ હોય, ફેફસામાં સોજો ચડયો હોય, ફેફસાની ગતિતંતુઓનો ઉપઘાત ( paralysis ) થશે એમ લાગતું હોય, રક્તાશય નબળું પડી ગયું હોય, રાત વખતે, ચોમાસાની ઋતુમાં, પાનખર ઋતુમાં અને વસંત ઋતુમાં ફેફસાના વ્યાધિઓ થઈ આવતા હોય, ઇત્યાદિ ચિન્હો આ દવાને સૂચવે છે.

**ત્વચા ઉપર શીળી**ના દાણા ફુટી નીકળ્યા હોય, અને તે વખતે ઉલટી થતી હોય, બાળક ભરાઇ ગયું હોય, છાતીમાં કફ થયો હોય, અથવા ત્વચા ઉપર **સાઇકોસીસ** નામનો રક્તવિકાર જણાતો હોય, પરસેવો આવતો હોય, પરંતુ તેથી કાંઇ દર્દમાં ફેર લાગતો ન હોય.

**કમ્મરનો દુખાવો** ચાલવાથી વધતો હોય, **ટાઢીઓ તાવ** આવતો હોય, ટાઢ વખતે તૃષા લા-

ગતી ન હોય, પણ તાવ આવ્યા પછી પગમાં કળતર ને દુઃખાવો લાગતો હોય તો, તેવો તાવ આ દવાથી મટે છે.

**સરખાવોઃ**–ઇપીકાકયુઆના, ફેરમફોસ, કાલીસલ્ફ.

---

## ૧૩. એપીસ મેલીફીકા. ૩×થી ૩૦.

## ( Apis Mellifica ).

**શરીરના જુદા જુદા ભાગમાં એકદમ થોડીવારમાં થઈ આવેલો તીક્ષ્ણ સોજો (Edema) મટાડવા માટે આ દવા ઉત્તમ છે. ગળાનો સોજો તેમજ મૂત્રમાર્ગના પડનો વરમ મટાડવામાં આ દવા એક્કો છે. રતવાના દર્દમાં પણ ઉપયોગી છે.**

આ દવા મધમાખી ( honeybee ) ના સર્વાંગમાં રહેલા ઝેરી પદાર્થમાંથી બનાવાય છે; ને તેથી મધમાખીના દંશથી જેવો સોજો થઇ આવે, તેવા સઘળા સોજાને આ દવા મટાડી શકે છે. મધમાખીના ડંખવાના અવયવમાંથી એપીસ વાઇરસ નામની બીજી દવા બનાવવામાં આવે છે.

ગળુ આવી ગયું હોય, ચોરીઆ વગેરે સુજી ગયાં હોય, ગળે કાંઈપણ ઉતારવા જતાં કીડી ચટકા ભરે તેવું દર્દ થતું હોય, ગળાનો વરમ એવો સખત હોય કે શ્વાસ પણ બંધાઇ જવાની વકી હોય, સાદ બેસી ગયો હોય, ખાલી ઉધરસ આવતી હોય, જીભ સુજી આવી હોય, **ડીફથેરીઆનું** દર્દ થયું હોય, **છાતીમાં જળંદર** થયું હોય, કે **રક્તાશયના વ્યાધિથી જળંદર થયું હોય** એવા એવા રોગોમાં આ દવા બહુ ગુણકારી નીવડે છે.

**ગુરદા** કે **મૂત્રાશયના શ્લેષ્મપડ**માં વરમ થતો હોય, લાલ તાવ આવી ગયા પછી શરીરે સોજા ચડયા હોય, ને વારંવાર પેશાબની હાજત થતી હોય, પણ પેશાબ બહુ થોડો ઉતરતો હોય.

**તાવ** સાંજે ચાર વાગે ટાઢ આવીને ભરાતો હોય, શરીર ઘણું ગરમ થતું હોય, સુસ્તી અતિશય જણાતી હોય, એકાંતરો તાવ એ પ્રમાણે આવતો હોય.

**ત્વચા** ઉપર રતવા નીકળી આવ્યો હોય, પરંતુ તે વખતે જો ત્વચા લાલ થઇ ન હોય, અથવા તો ભીગડાં વળ્યાં ન હોય તો આ દવા રતવાનો સોજો બેસારવા માટે પીવા અપાય છે. **શીળસ**માં ચળ આવતી હોય, જાણે કીડી ચટકા ભરતી હોય એમ લાગતું હોય, ને શીળસના ચાઠાં બહુ ઉપશી આવ્યાં હોય, પાઠાની આસપાસ રતવાની જેવો સોજો થયો હોય, અને એવા બીજા ત્વચારોગ કે જેમાં દાહ, ચટકા ને ચળ એ મુખ્ય ચિન્હો હોય,

**નિદ્રામાં** બેચેની રહેતી હોય, અગર ભેજાનું દર્દ થયું હોય, ત્યારે દર્દી બેભાન પડ્યો રહેતો હોય પણ વખતો વખત ચીસ પાડતો હોય, તો આ દવા યાદ કરવા જેવી છે.

**સ્ત્રીઓને** ગર્ભપાત થવાની વકી હોય, આર્ત્તવ પુષ્કળ કે અનિયમિત આવતો હોય, અને એવા વિકારોનું કારણ અંડાશયમાં લોહીનો જમાવ કે વરમ હોય, અથવા અંડાશયમાં દુખાવો હોય, દાહ થતો હોય અગર જળંદર હોય, તો તે પણ આથી મટે છે.

**વૃદ્ધિઃ**—રાતમાં દર્દ વધારે થાય છે, અગર ઉંઘ લીધા પછી, ગરમી લાગવાથી, ગરમ ઓરડીમાં રહેવાથી અને સ્પર્શ કરવાથી દુખાવો વધારે લાગે છે.

**શાંતિ**—થંડા પવનથી, થંડા પદાર્થ લગાડવાથી કે થંડા ઓરડામાં રહેવાથી દર્દ કમી લાગે છે.

**પ્રધાનચિન્હઃ**—મધમાખી કે કીડી જેવાં જંતુ ચટકા ભરતાં હોય એમ લાગે, અથવા દાહ થાય અને સોજો હોય, તો તે આ દવાનાં ખાસ ચિન્હ છે.

**સરખાવોઃ**—ઍગૅરિકસ, આર્સેનિકમ, સલ્ફર, બૅપ્ટીસીઆ, લૅચિસીસ, પલ્સેટીલા, કેન્થારીડીસ, બ્રાયોનીઆ.

---

## ૧૪. એપોસાઇનમ કેન્નાબીનમ.

## ( Apocynum Cannabinum )

**જળંદરને મળતા સોથ અને સોજા** (dropsy) **મટાડવા માટે આ દવા ઘણી સારી છે. શ્લેષ્મપડ, ત્વચા અને ગુરદા ઉપર તે સારી અસર કરે છે.**

**ગુરદા** બરાબર કામ કરતા ન હોય, તૃષા બહુ લાગતી હોય, પણ પાણી ઠીક પડતું ન હોય, અથવા ઉલટી થઇને નીકળી જતું હોય, પેશાબ ઓછો ઉતરતો હોય, રક્તાશયના વ્યાધિને લીધે **પગે ને મોઢે સોજા** ચડયા હોય, ઇત્યાદિ દર્દો મટાડવા માટે આ બહુ કામની છે. જ્યારે **મગજના પડમાં વરમ થયો** હોય, ત્યારે તે વરમથી થતો સોજો કે જળંદર આ

દવાથી મટી શકતું નથી, પેશાબનો વધારો કરવા તથા જળંદર મટાડવા માટે આ દવાના મધરટીંકચરના ચાર પાંચ ટીપાં અપાય છે. પાતળા દસ્ત આવી પેસાબ વધે તો સમજવું કે દવા લાગુ પડી છે, પણ જો પેશાબ ન વધે તો દવા બંધ કરવી, સળેખમ થયું હોય, જમ્યા પછી શ્વાસોશ્વાસ ઘુંટાતો હોય, ઇત્યાદિ સમયે પણ ઘણીવાર હિતકર થઇ પડે છે.

**સ્ત્રીઓને** અતિ આર્તવ થયો હોય, શરીર અશક્ત થઇ ગયું હોય, નાડી નબળી હોય, રક્તાશયનો ધબકારો થઇ આવ્યો હોય, ઉલટી થતી હોય, પેસાબ ઓછો ઉતરતો હોય, અને વખતે પગે સોજા ચડયા હોય, તો આ દવા એકલી અથવા બીજી દવાની સાથે વારાફરતી આપવાથી સારો ફાયદો થાય છે; તેવે વખતે ૧૪ વાળી દવાનાં ચાર પાંચ ટીપાં બસ થાય છે. અંડાશયની કેટલીક ગ્રંથીઓ પણ આથી મટે છે.

**રક્તાશયનું જળંદર** (hydropericardium) પણ આ દવાથી મટી જાય છે.

**યકૃત**માં લોહીનો જમાવ થયો હોય, ને પેટનું જળંદર થયું હોય, ત્યારે પણ આ દવાની જરૂર છે.

લાલ તાવ આવ્યા પછી, અગર તેની સખત બીમારી પછી પેસાબમાં આલ્બ્યુમીન જતો હોય, અને શરીરે સોજા ચઢયા હોય ત્યારે આ દવા ઉપયોગી થઈ પડે છે.

**સરખાવો:**—ડીજીટેલીસ, એપીસ મેલિફિકા, આર્સેનિકમ.

---

## ૧૫. આર્જેન્ટમ મેટાલીકમ ૬,૩૦,૨૦૦

ગુજ. **રૂપું. ચાંદી.** સંસ્કૃત **રૂપ્ય.** મ. રૂપે.

( Argentum Metallicum )

રૂપું આર્ય ઔષધમાં દવા તરીકે વપરાય છે, પરંતુ સાધારણ અંગ્રેજી દવામાં તે વપરાતું નથી. હોમીઓપેથીમાં તેની દવા બનાવાય છે; તેની ટીકડીઓ તૈયાર આવે છે તે દિવસમાં એકકી ત્રણ વખત અપાય છે.

**વાઇ, આંખ આવવી, સ્વરભેદ, ગભાર્શયની ગ્રીવામાં ક્ષત, પ્રદર–ધાત જવી, તથા ગર્ભાશયનું અધઃપતન એ વ્યાધિઓમાં આ દવા સારો ફાયદો કરે છે.**

વાઇ આવતી હોય, માથામાં દુખાવો ધીમે ધીમે વધતો હોય, અને પછી ધીમે ધીમે મટતો હોય, નાનાં બાળકોની આંખ દુખવા આવી હોય, ઉધરસ આવતી હોય, ગળું ખરખરતું હોય, **સાદ બેસી ગયો હોય,** બદલાઇ ગયો હોય, અથવા જરા પણ સાદ નીકળતો ન હોય, ગળાની ગાંઠો અંદરથી ને બહારથી સુજી આવી હોય, છાતી બહુ નબળી હોય, રક્તાશયમાં એકાએક ખેંચને ધ્રૂજારી થતી હોય એવું લાગતું હોય, કોણી અગર ઘુંટણમાં સંધિવા જણાતો હોય.

**હસ્તક્રિયા**ના દોષથી શરીર આખું નબળું પડી ગયું હોય, મગજની શક્તિ કમ થઇ ગઈ હોય, મગજના વ્યાધિ થયા હોય, વૃષણમાં દુખાવો થયો હોય ને તે ઉપર લુગડાનું દબાણ ખમી શકાતું ન હોય, વીર્યસ્ત્રાવ થતો હોય.

**સ્ત્રી**ઓના ગર્ભાશયની ગ્રીવાની અંદર ક્ષત પડયાં હોય, ને ચલ લાવે તેવી અને ગંધાતી ધાત અંદરથી નીકળતી હોય, ગર્ભાશયની ગ્રીવાનો ભાગ સુજી આવ્યો હોય, કઠણ થઈ ગયો હોય, કે એવા કારણથી ગર્ભ ધારણ થઇ શકતો નહોય, તો આ દવા આપવાથી ફાયદો થાય છે. ગર્ભાશયનું અધઃપતન થયું હોય, ને ડાબા અંડાશયમાં તથા વાંસામાં દુખાવો લાગતો હોય તો આ દવાથી ગર્ભાશય પોતાની યોગ્ય સ્થિતિએ આવે છે, શરીર સારૂં થાય છે, અને દુખાવો દૂર થાય છે.

**સરખાવો:**—ઑરમ, સેલિનિયમ, પ્લૅટિનમ, સ્ટૅનમ

---

## ૧૬. આર્જેન્ટમ નાઇટ્રીકમ ૬,૩૦,૨૦૦.

( Argentum Nitricum )

આ દવા રૂપાનો નાઇટ્રીક તેજાબ સાથે સંયોગ થવાથી જે ક્ષાર થાય છે, અને જે ઍલૉપથીમાં કયાસ્ટીક તરીકે વપરાય છે, તેમાંથી બનાવવામાં આવે છે; તેને **લ્યુનર કયાસ્ટીક** પણ કહે છે.

**મજ્જા તંત્રની મંદતા, મગજની નબળાઇ, વધતો જતો પક્ષાઘાત, પેટનો દુખાવો, શ્લેષ્મપડનો ક્ષોભ અને શ્લેષ્મવૃદ્ધિ, રક્તની અશુદ્ધિ ચળ, ફેર આવવા, નપુંસકત્વ, અતિમૂત્ર, ઇત્યાદિ વ્યાધિઓમાં આ દવા ગુણકારી નીવડે છે.**

**માથું** સતત દુખ્યા કરતું હોય, ભેજાની અંદર ઉંડો દુખાવો લાગતો હોય, ફેર આવતા હોય

જીવ ઉદાસ રહેતો હોય, કશું કામ સૂઝતું ન હોય, સહેજવાતમાં અફસોસ, ક્રોધ, રીસ, સાહસ ઈત્યાદિ થઇ જતું હોય, યાદશક્તિ ગુમ થઇ ગઇ હોય, નિરૂત્સાહ, અપ્રીતિ, અને બેચેની લાગતી હોય, ઉંઘમાં બીહામણાં સ્વપ્નાં આવતાં હોય દીવસે પણ દર્દી ગાંડા જેવો રહેતો હોય, નજરે સર્પો દેખતો હોય એમ લાગતું હોય, મગજની મહેનત લેવાથી કે થંડો ખોરાક ખાવાથી તેના વ્યાધિમાં વધારો થતો હોય, લોકો મોટર એટેક્ષી (Tabes Dorsalis) વાઇ, ફેરીઆ, પક્ષાઘાત, કરોડરજ્જુની કઠિનતા, કે એવું કાંઇ દર્દ થયું હોય,

**આંખો** દુખવા આવી હોય પોપચામાં ખીલ થયા હોય, નાકમાંથી પાણી વહ્યા કરતું હોય, નાનાં બચ્ચાંઓની આંખ આવી હોય, ચીપડા યાને શ્લેષ્મ બહુ નીકળતો હોય, સવારમાં આંખ ચોટી જતી હોય, દષ્ટિ મંદ હોય, મોતીઆ આવવાની શરૂઆત હોય, **કાનમાં** ભણભણાટ થતો હોય, **નાકમાં** વરમ થયો હોય, ચળ આવતી હોય, ક્ષત પડયાં હોય, અગર નાકનું ગડ થયું હોય, કે નસકોરી ફૂટતી હોય.

**શ્વાસમાર્ગ**માં કંઠ નળીની અંદર કાંઇ ભરાયું હોય એમ લાગતું હોય, ખાલી ઉધરસ આવતી હોય, બડખામાં લોહી પડતું હોય, ગળામાંથી થુંક બહુ નીકળતું હોય, સવારમાં ઉધરસ વધારે આવતી હોય, શ્વાસમાં એટલી બધી મુંઝવણ થતી હોય કે ગુંગળાઇ જવાશે એમ લાગતું હોય, છાતીમાં શળ આવતું હોય, ને ઉરોસ્થિમાં દબાણ ને ભાર લાગતો હોય.

**રક્તાશય**નો ધબકારો રાત્રે થતો હોય, તે સાથે નાડી અનિયમિત ચાલતી હોય, છાતીમાં બળતું હોય (heart burn), અને મોળ આવતી હોય.

**પેટ**માં ભુખ લાગી હોય, જેવી સુસ્તી જણાય, તેવી સુસ્તી થઇ હોય, મોળ આવતી હોય ને ઉબકો થતો હોય તે કાંઇક અનાજ પેટમાં ગયા પછી ઓછો થતો હોય, જમ્યા પછી તરતજ પેટમાં ચટકા ભર્યા જેવું તીક્ષ્ણ દર્દ થતું હોય, હોજરીમાં ક્ષત પડયું હોય, વાયુનું જોર બહુ હોય ને બહુ ઓડકાર આવતા હોય, ઉલટી થતી હોય, તે સાથે ઝાડોને પેટનો દુખાવો હોય, ઉલટીમાં શ્લેષ્મ પડતો હોય, રાત્રે હોજરીના ભાગમાં દુખાવો થતો હોય, ને સવારમાં ઉઠતી વખતે ભૂખ લાગતી હોય, ગળામાં અન્નાશયમાં, અને આંતરડામાં આકર્ષ (spasms) થતો હોય, શરદી લાગવાથી પેટમાં દુઃખવા આવી જતું હોય, ચાલતી વખતે યકૃતમાં સણકા આવતા હોય, ઝાડો કબજ રહ્યા કરતો હોય અગર ઝાડો થઇ આવતો હોય, ઝાડો પાતળો ભૂખરો કે કાળાળ પડતા રંગનો થતો હોય, અગર તેમાં લોહી પડતું હોય, ને તેથી દર્દી અશકત થઈ જતો હોય, આંતરડામાં ક્ષત પડયાં હોય, ગુદા ઉપર સખત ચળ આવતી હોય, કે કૃમિ થયાં હોય એમ લાગતું હોય. અર્શ થયા હોય, અને ચાલવાથી છે દુખના હોય, તે સઘળાં ચિન્હો આ દવાને સૂચવે છે.

**ત્વચા** ઉપર રાત્રે જુદા જુદા સ્થળે બહુ ચળ આવતી હોય, કીડી ચટકા ભરતી હોય એમ લાગતું હોય, ફોડલીઓ થઈ આવી હોય કે મસા થઇ આવતા હોય, તો આ દવાથી આરામ થાય છે. મસાની બાબતમાં **થ્યુજાથી** આ દવા બીજે નંબરે છે.

**મૂત્રમાર્ગ**નો વરમ થયો હોય, તે ઉપર સફેદ ચાંદાં પડયાં હોય, પેશાબ બહુ ઉતરતો હોય, અગર પેશાબ થતી વખતે દુખાવો ને દાહ જણાતાં હોય મૂત્રમાર્ગ શિથિલ ને ટુંકો થઇ ગયો હોય, પેશાબ આપોઆપ થઇ જતો હોય, વારંવાર વીર્યપાત થતો હોય, સ્ત્રી સુખની ઇચ્છા નષ્ટ થઇ ગઇ હોય.

**સ્ત્રી**ને ગર્ભાશયમાંથી અતિ આર્ત્તવ થતો હોય, તે સાથે કમ્મરમાં ને જાંગમાં કાપી નાખવાના જેવું દર્દ થતું હોય, કે યુવાવસ્થાની શરૂઆતમાં છોકરીને પાંડુ ( Chlorosis ) થઇ આવ્યો હોય.

**બહારથી** ત્વચા અને શ્લેષ્મ પડ ઉપર આ દવા લગાડવાથી વરમને ક્ષત સારાં થાય છે.

**વૃદ્ધિઃ**—ગરમ હવાથી અને ચાલવાથી દર્દમાં વધારો થાય છે.

**શાંતિઃ**—થંડી હવાથી અને થંડુ પાણી પીવાથી આરામ લાગે છે.

**સરખાવોઃ**—જેલ્સીમીઅમ, સેપીઆ, નકસવોમિકા, ઇગ્નેશિયા, નેટ્રમ મ્યુર, ફૉસ્ફૉરિકઆસિડ, સલ્ફર, કેન્થારિસ, રસટાક્સ, થ્યુજા, આર્સેનિકમ, પલ્સેટીલા.

## ૧૭. આર્નિકા મૉન્ટેના ૩,૩૦,૨૦૦

( Arnica Montana )

આ દવાના ઝાડ યુરોપના પહાડી મુલકોમાં થાય છે, અને પહાડમાં રહેનારી વસ્તીને પડી જવું, વાગવું, થાક લાગવો ઇત્યાદિ અકસ્માતો થવાનો સંભવ ઘણો હોય છે, તેથી જાણે કુદરતે તેનો ઉપાય લેપર્ડસ બેઇનના સાધારણ નામથી ઓળખાતી આ દવામાં ગોઠવી રાખ્યો હોય એમ લાગે છે.

ટાઢ આવે તે વખતે ઍકોનાઇટ આપવાથી જેમ ગરમ અને તાવ મંદ અને શાંત થઇ જાય છે, તેમ કાંઇ વાગે કે **તરતજ આ દવા આપવાથી અવયવમાં બીગાડ થતો અટકે છે.** પડી જવાથી, માર પડવાથી, ગાડાના ઢઢળાટથી, અતિ અંગ મહેનતને લીધે થતા થાકથી, બહુ ચાલવાથી કે ઘોડે સ્વારીથી શરીરને બહુ ધક્કો પહોંચ્યો હોય, પ્રસવ પછી બહુ વેણુ આવતી હોય, જરાપણ શ્રમ લેવાથી છાતીમાં દુખાવો થઇ આવતો હોય, ઉધરસને લીધે છાતીનાં પાંસળાં દુખતાં હોય, ઉધરસમાં લોહી પડતું હોય, ને બહુ આંખ વાપરવાથી આંખ દુખવા લાગતી હોય, તેવે પ્રસંગે આ દવા અમુલ્ય થઇ પડે છે.

જેઓ શરીરે પુષ્ટ હોય ને ભેજા ઉપર લોહીનો જમાવ થઇ આવે એવી પ્રકૃતિ વાળા હોય, તેઓને આ દવા જલદી અનુકુળ થઇ આવે છે; નબળા બાંધાના ને પોચા માંસ વાળા સખ્સોને તે થોડી અનુકુળ થાય છે. જેઓ કુસ્તી કરવાથી થાકી ગયા હોય, શિકાર કરતાં જેનાં હાથ પગ અતિશય થાકી ગયા હોય, ખેતીની સખત મહેનતથી જેઓના અંગ કળતાં હોય, તેઓને આ દવાની જરૂર છે. લાંબા વખતથી જેઓના અંગમાં આવા કારણથી દુખાવો રહેતો હોય, તેમને શરૂઆતમાં ૩૦ કે ૬૦ એવા મોટા અંશવાળી દવા આપવી, અને પછી ધીમે નાના અંશ આપવા.

**ભેજા** ઉપર વૃદ્ધ માણસને લોહી ચડી જવા લાગ્યું હોય, ને તેથી દરદી બેભાન ( apoplexy ) થઇ જશે એમ લાગતું હોય, તો આર્નિકાથી તરત ફાયદો થવા લાગશે.

**શ્વાસ,** હાલવા ચાલવાથી કે શ્રમ લેવાથી બહુ ઉતાવળો ચાલતો હોય, કે બહુ બોલવાથી સાદ બેસી જતો હોય.

**રક્તાશયની** વૃદ્ધિ યુવાવસ્થામાં કામ ધંધો ગજા ઉપરાંત કરવાથી થઇ હોય, રક્તાશયમાં દુખાવો થતો હોય, છાતી ઉપર કાંઇ વાગવાથી હૃદય દુખતું હોય, કે રક્તાશયના સ્નાયુમાં કાંઇ વ્યાધિ થયો હોય, તો આ દવા વાસ્તવિક રીતે ઉપયોગી થઇ પડે છે. જો રક્તાશયની વૃદ્ધિ થવા પામ્યા પહેલાં, આ દવા કેટલાક દિવસો સુધી લેવામાં આવે, તથા તનમનની મહેનત ઓછી કરવામાં આવે, તો તેવો બૂરો વ્યાધિ થવા પામે નહિ.

**મરડાના** વ્યાધિમાં પેટમાં જે દુખાવો થાય છે, તે પણ ઘણીવાર આ દવાથી મટે છે, ને લોહી પડતું બંધ થાય છે.

**તાવ** અતિશય થાકથી આવ્યો હોય, તો આ દવા (૧×થી૩×) બીજી યોગ્ય દવાની સાથે વારાફરતી આપવાથી તાવ ઉતરી જાય છે, ને હાથપગની કળતર થાક વગેરે મટી જાય છે. વળી ટાઢીઓ તાવ સવારમાં આવતો હોય ને તરસ લાગતી હોય, હાડકામાં દુખાવો લાગતો હોય, ઇત્યાદિ ચિન્હો હોય તો આ દવાની જરૂર છે.

**બહારથી** આ દવાના સખત અર્કનાં વીશ ટીપાં પાશેર પાણીમાં મેળવીને લગાડાય છે. જો ત્વચામાં છેદ પડયા હોય, તો વીશ ટીપાંને બદલે દશ બાર ટીપાં નાખવાં. પછી તે લોશન વડે ત્વચાનો છોલાયેલો કે માર પડેલો ભાગ ધોવો; અથવા તેમાં લુગડું ભીજવીને પછી તે ભાગ ઉપર મુકી રાખવું અને દવા ઉડી ન જાય તેટલા માટે ઑઇલ સીલ્કનું લુગડું તે પર વીંટી પાટો લપેટવો.

**ત્વચા છોલાણી હોય કે મૂઢ માર પડયો હોય,** તેની ઉપર આ દવા લગાડવાથી બહુ સારો ફાયદો થાય છે. જેઓને રતવા થઈ આવે એવી પ્રકૃતિ હોય, તેમને આ દવા બનતાં સુધી બહારથી લગાડવી નહિ; ખાસ કરીને જ્યારે ત્વચામાં જખમના જેવાં છિદ્રો પડયાં હોય, ત્યારે આ દવા બહુ થોડી લગાડવી જોઇએ.

પગે કે હાથે બહુ થાક લાગ્યો હોય ને અંગો દુખતાં હોય, ત્યારે ગરમ પાણીમાં આ દવા નાખીને અવયવો ઝારવાં અર્થાત્ દુખતા ભાગ ઉપર તેવું ગરમ પાણી વારંવાર રેડવું એથી થાક ઉતરી જાય છે. સાથે સાથે બે ટીપાં એક આંઉસ પાણીમાં પીવા આપવાથી જલદી આરામ થાય છે.

**દાંત પાડયા પછી**, આ દવાનાં થોડાંક ટીંપાં ગરમ પાણીમાં નાખીને કોગળા કરાવવાથી દુખાવો દૂર થઇ જાય છે.

થાકથી થતો સંધિવા, આંટણ, ઇત્યાદિ મટાડવામાં પણ આ દવા ઘણીવાર ઉપયોગી થઇ પડે છે.

જો આ દવા લગાડવાથી રતવા થઈ આવે, તો સ્પીરીટસ ઑફ્ કૅમ્ફરનાં ૪૦ ટીંપાં પોણોશેર પાણીમાં ભેળવીને બહારથી લગાડવાં અને પાશેર પાણીમાં ૩ ટીંપાં નાખીને તે દિવસમાં બે વખત પીવા આપવાં.

**સરખાવો:**-બૅપ્ટીસીઆ, ફ્રાઇટૉલૅકા, રસટોક્સ, સામીસીફ્યુગા, બ્રાયોનિઆ.

**આર્નિકા અને બૅપ્ટીસીઆની સરખામણી.**

નીચેનાં લક્ષણો બન્ને દવાને સૂચવે છે.

૧ ત્વચા છોલાયાની લાગણી.

૨ બિછાનું ઘણું કડણ લાગતુ હોય.

૩ દર્દી બેભાન અવસ્થામાં પડયો રહે છે, અને જગાડયા પછી પાછો બેભાન થઇ જાય છે.

૪ જીભ ઉપર કાળા રંગની પટ્ટી હોય છે.

૫ કાળાશપર લાલ રંગ ચ્હેરા ઉપર દેખાય છે.

નીચેનાં લક્ષણો નિર્ણય કરવામાં મદદ કરે છે.

જો દર્દી બીછાનામાં ચારે બાજુએ ફર્યા કરતો હોય, અને તે પોતાના સન્નિપાતમાં એમ બકતો હોય કે સુવાનું ફાવતું નથી, અથવા તો, તેનો ઝાડો, પેસાબ અને પસીનો ઘણોજ વાસ મારતાં હોય, તો બેપ્ટીસીઆ એ યોગ્ય દવા છે.

જો ઝાડો અને પેસાબ દર્દીથી રોકી શકાતાં ન હોય, અને આપોઆપ નીકળી જતાં હોય, તથા ત્વચાની નીચે માર પડયાની નિશાની જેવાં કાળાં ચાઠાં જોવામાં આવે, તો આર્નિકા એ યોગ્ય દવા છે.



**૧૮. આર્સેનિકમ આલ્બમ;** ૨×, ૩×, ૬, ૧૨, ૩૦, ૨૦૦ તથા જેનીકેનની M. વાળી બનાવટ.

**ગુજ. શંખીઓ સોમલ, સં. મલ્લ. મ. સોમલ.**

( Arsenicum Album. )

સોમલ દેશી ઔષધિમાં ત્રણ જાતનો વપરાય છે. (૧) શંખીઓ સોમલ. (૨) રાતો સોમલ અથવા મનશીલ અને ( ૩ ) પીળો સોમલ અથવા હડતાલ. શંખીઓ સોમલ આ દેશમાં થતો નથી, પણ મનશીલ ને હડતાલ થાય છે. આર્ય લોકો ઘણા વર્ષથી આ દવા ત્વચારોગ, સંધિવા, જ્વર, નબળાઇ, ગરમી ઇત્યાદિ રોગો ઉપર વાપરે છે; સોમલને વાસ કે સ્વાદ હોતો નથી; તેના સ્વાભાવિક રૂપમાં તે એક મોટું દાહક અને ક્ષોભક વિષ છે.

**ઘણી અશક્તિ, ઘણી સુસ્તી અને બેચેની, દાહ, સોજો, અતિશય તૃષા, માંસનું સુકાઈ જવું, રોગનું રહી રહીને ફરીથી શરૂ થવું ( intermittance ) ઇત્યાદિ લક્ષણવાળા દર્દોમાં અથવા શ્લેષ્મપડ, રસપડ, કે ત્વચાના વરમમાં અને ઝીણા તાવમાં આ દવા બહુ ફાયદાકારક છે.**

જેઓ લાંબી બિમારી પછી, અગર અતિશય મોજશોખ કર્યા પછી નબળા થઈ ગયા હોય, વ્યસની હોય, આહારવિહારમાં અનિયમિત રહેતા હોય, ખોરાક હલકો લેતા હોય, છતાં તનમનની મહેનત બહુ લેતા હોય, નીચી સપાટી ઉપર, અને ભેજવાળી જગ્યાઓમાં રહેતા હોય, અને જેઓએ કવીનાઇન બહુ લીધું હોય, તેઓને આ દવાની વિશેષ જરૂર પડે છે.

**મોઢામાં** કડવો સ્વાદ અને સુષ્કતા રહેતાં હોય, મોઢું ગંધાતું હોય, અંદર ક્ષત પડયાં હોય, જીભમાં ચીરા પડયા હોય, અગર લાલ રહેતી હોય ને ધ્રૂજતી હોય, ગળું કોરૂં રહેતું હોય ને બળતું હોય, તૃષા લાગતી હોય, પણ પાણી થોડું પીવાતું હોય, ગળાના રસપડમાં કાંઇ રોગ થયો હોય કે ક્ષત પડયાં હોય; લાંબા વખતથી ઉબકાનું ને ઉલટી થવાનું દર્દ હોય, ને તે સાથે અન્નાશયમાં ને પીપડીના ભાગમાં ગરમી ને દાહ લાગતો હોય, તથા તેમ થવાનું કારણ ઘણું કરીને અન્નાશયનું ક્ષત (ulcer) હોય; અજીર્ણથી મોળ આવ્યા કરતી હોય, અને ખોરાક લીધા પછી ઉલટી થઇ જતી હોય; દારૂડીઆ લોકોને સવારમાં ઉલટી થતી હોય, ને પછી શરીર બહુ સુસ્ત થઇ જતું હોય, પેટ બહુ આળું થઇ ગયું હોય, તેથી તે પર સ્પર્શ પણ ખમી શકાતો ન હોય અથવા સખત દુખાવો થતો હોય, અન્નાશયમાં ક્ષત પડયું હોય, કે નબળાઇમાંથી યકૃતના દીર્ઘ વ્યાધિઓ થયા હોય, ઉદરપટલનો વરમ ( peritonitis ) થયો હોય.

**આંતરડાંના** પડમાં વરમ થયો હોય, ને તેથી ઝાડો થઇ આવ્યો હોય, તે ગંધાતો હોય, સવારમાં

વિશેષ થતો હોય, ઝ.ડો ઉતરતી વખતે સફરામાં દુખાવો થતો હોય કે દાહ જણાતો હોય, કે આંતરડાના પડમાં ક્ષત પડયાં હોય.

**શેપી સળેખમ** ( influenza ) થયું હોય, **નાક**માં દાહ, સુષ્કતા, ને સોજો હોય તથા તેને લીધે શ્વાસ બરાબર ચાલતો ન હોય, નાકમાંથી પુષ્કળ દાહક પાતળો રસ નીકળ્યા કરતો હોય, છીંકો બહુ આવતી હોય, રાતે સુઇ ગયા પછી શ્વાસોશ્વાસમાં બહુ મુંઝવણુ થઇ આવતી હોય, ઘણા દિવસથી **ખાંસી** આવતી હોય, શરીર અશક્ત થતું જતું હોય, શ્વાસ મુશ્કેલીથી લેવાતો હોય, બડખા નીકળી શકતા ન હોય, શ્લેષ્મ પડતો હોય તેમાં કોઇવાર લોહી પડતું હોય, પથારીમાં સપાટ સુઇ શકાતું ન હોય, પરંતુ કાંઇક ટેકો મુકીને માથું ઉંચું રાખવું પડતું હોય, દમ ચડી આવતો હોય, ડુંગરાવાળા પ્રદેશમાં ચાલતાં ને ઉંચે ચડતાં શ્વાસ ચડી જતો હોય, અથવા છાતીનું જળંદર થયું હોય.

છાતીમાં **રક્તાશય**ના ભાગમાં અશક્તિ હોય, તે વખતે શ્રમ લેવાથી એકદમ દુખાવો દાહ સાથે ( Angina Pectoris ) થઇ આવતો હોય, તે સાથે નાડી નાની, ઉતાવળી ને ક્ષીણુ ચાલતી હોય, રક્તાશયના બાહ્યપડનો તીક્ષ્ણુ વરમ થયો હોય, રક્તાશયના અંતઃપડનો વરમ થયો હોય, ને રસનો જમાવ થયો હોય, તેની સાથે યુરીમીઆ કે પાઇમીઆનો રક્તવિકાર થયો હોય, રક્તાશયના બાહ્યપડમાં જળંદર થયું હોય, રક્તાશયના સ્નાયુનો ઉપઘાત થવાની ધાસ્તી હોય, એવાં એવાં દર્દોમાં આ દવા કિંમતી થઇ પડે છે, પરંતુ રક્તાશયના જે વ્યાધિઓ જન્મથીજ થવા પામ્યા હોય, કે સંધિવાને લીધે થયા હોય, તે વ્યાધિઓ શરૂઆતમાં આ દવાથી હડતા નથી; જ્યારે બીજા કોઇ દર્દને લીધે રક્તાશયને હરકત થઇ હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**મજ્જા તંત્ર**માં કોઇ સ્થળે અમુક મુદતે દુખાવો ફરી ફરીને થયા કરતો હોય, તંતુના ભાગમાં લાલ ચોળ લોઢાના વાળો ચાંપો હોય, એવું દર્દ લાગતું હોય, સત્રે દુખાવો વધારે લાગતો હોય, ને મગજની મહેનત અનુકુળ થતી ન હોય, થંડા પાણીથી દુખાવો મંદ પડતો હોય, બેચેની ને ફિકર બહુ રહેતી હોય, ઉંઘ આવતી ન હોય, લાંબા વખત સુધી અભ્યાસ, ચિંતા, કલેશ, હલકો ખોરાક ઇત્યાદિનું સેવન કરવાથી મજ્જાતંત્ર નબળું પડી ગયું હોય, જીવ ઉદાસ રહેતો હોય, હિંમત જતી રહી હોય, શરીર સુધરશે નહિ એવો વ્હેમ પેસી ગયો હોય, **મૃત્યુની બીક લાગતી હોય,** માથાનો દુખાવો વારંવાર અમુક મુદતે થઈ આવતો હોય, તે વખતે ફેર આવતા હોય, અને ઉલટી થતી હોય, માથામાં ભાર લાગતો હોય, સ્વભાવ ગાંડા માણુસ જેવો થઇ ગયો હોય, **કોરીયાનો** કે વાઈ આવવાનો રોગ થયો હોય.

**આંખ** દુખવા આવી હોય, આંખમાં દાહ ને સોજો હોય, ચળ આવતી હોય, ને પ્રકાશ ખમી શકાતો નહોય.

**ત્વચા** ભુરાશ પડતા રંગની, માટી જેવી અગર ફિક્કી ને મડદાલ (cadaverous) લાગતી હોય, દાહ સાથે ચૂંટ આવતી હોય, ને તે બળુવાથી ઓછી થતી ન હોય, શીળીએ દુષ્ટ રૂપ (malignant variola) ધારણુ કર્યું હોય, લાલ ફોટકા કે ખીલ નીકળતા હોય, અને તેમાંથી ક્ષત પડતાં હોય, ક્ષત જલદી રૂઝાતાં ન હોય, ક્ષતમાંથી ગંધાતી રસી નીકળતી હોય, અને તેમાં સડો થવાની ધાસ્તી રહેતી હોય, **કરોળીઆ** નીકળતા હોય, **વિસ્ફોટક** જેવું લાગતું હોય, **લુખસ થઇ** હોય, **શીળસ** થઈ આવ્યું હોય, કે **ખરજવું** બહુ દિવસથી મટતું ન હોય, ત્યારે આ દવા આપવાથી ફેર પડવા લાગે છે.

કરોળીઆના વ્યાધિમાં જ્યારે આ દવા અપાય છે, ત્યારે પ્રથમ તે વધારે લાલ થઇને સુજી આવે છે. આથી કરીને તે દવા બંધ કરવી નહિ, કેમકે તેમ થયા પછી તરત તે સારા થવા લાગે છે. **અર્બુદ** મટાડવા માટે આ દવા વખણાય છે.

**કોલેરા**માં જ્યારે શ્વાસ થંડો થઇ જાય છે, કે મૂત્રાશયનો ઉપઘાત ( paralysis ) થાય છે, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**ટાઢીઓ તાવ** જ્યારે અનિયમિત રીતે આવતો હોય, કોઇ વાર ટાઢ આવતી હોય ને કોઇવાર ન આવતી હોય, ત્યારે આસેનિકથી ફાયદો થાય છે; નિયમિત રીતે આવતા ટાઢીઆ તાવ ઉપર ક્વીનાઇન વધારે અસર કરે છે. **ટાઈફસ** (૧૪ દિવસનો), **ઍન્ટરોક** (૨૧ દિવસનો) વિગેરે તાવમાં તથા બીજા મંદ તાવો જેમાં એકદમ અશક્તિ વધી જાય છે,

મૂર્છા જેવું લાગે છે, દાહ, તૃષા, ધ્રૂજ, શરદી, પરસેવો, રાતમાં પીળા રંગના પાતળા ઝાડા ઇત્યાદિ ચિન્હો હોય છે, અને નાડી પાતળી નબળી ને અનિયમિત હોય છે, તે વખતે આ દવા ઉપયોગી થઇ પડે છે.

ગુરદાનો **દીર્ઘ વરમ** થયો હોય, શરીરે સોજા ચડયા હોય, દર્દી માથું ઉંચું રાખીને સુવાનું પસંદ કરતો હોય, **પેસાબમાં** આલ્બ્યૂમીન જતો હોય, અને બીજાં ચિન્હો મળતાં આવતાં હોય ત્યારે આ દવા અપાય છે.

**સ્ત્રીઓને** સમય પહેલાં પૂષ્કળ ઋતુસ્રાવ થતો હોય, તે લાંબા વખત સુધી ચાલતો હોય, પ્રદર થયું હોય તેની ધાત દાહક હોય, અગર ગુહ્યેંદ્રિના ભાગમાં વરમ થયો હોય, તો તેમને આ દવાથી આરામ થાય છે.

**પ્રધાન લક્ષણુ:**—થોડી થોડી વારે જરા જરા પાણી પીવાની તૃષા લાગે, પણ તરસ છીપે નહિ, દાહ લાગે, બેચેની રહે, અને ૧૨ થી ૨ સુધિ મધ્ય રાત્રે રોગનો વધારો જણાય એ સૌથી વધારે ઉપયોગી લક્ષણો છે.

**વૃદ્ધિઃ**—મધ્યરાત્રે ૧ વાગ્યા પછી રોગનું જોર વધતું હોય, બરફ, કે આઇસક્રીમ જેવા થંડા પીણાથી કે થંડા પવનથી તબીઅત બગડતી હોય. દર્દી દારૂનો વ્યસની હોય, અને તેથી તેને દર્દ વધતું હોય, કે દાદર ચઢવાથી અગર ઉતાવળે ચાલવાથી દર્દીની હાલત બગડતી હોય, તો તેને માટે આ દવા ઉપયોગી છે.

**શાંતિઃ**—શેક કરવાથી કે ગરમ હવાથી આરામ લાગે. માથું ઉંચું રાખીને સુવું ફાવે, છાતીના દર્દ વાળો આસામી ઓરડામાં આમતેમ ફરે, અને તેથી તેને ચેન લાગે, એકજ સ્થળે લાંબો વખત રહી શકે નહિ, તેમજ એકલો પણ રહી શકે નહિ, તેવા આસામી માટે આ દવા ઘણી સારી છે.

**સરખાવોઃ**—રસટોક્ષ, એપીસ, યુપેટોરીઅમ, વિરેટ્રમ, બેલાડોના, ઇપીકાકયુઆના, ચાઇના, કાર્બો-વેજી., કેન્થારીડીસ, કાલીફૉસ, મૅગ્નીસીઅમ ફૉસ, આયોડીનમ.

---

## ૧૯. આર્સેનિકમ આયોડટમ.૩×

( Arsenicum Iodatum. )

આ દવામાં સોમલનો આયોડીન સાથે સંયોગ થવાથી થયેલ ક્ષાર હોય છે; અને **સળેખમ, ક્ષય, નબળાઇ,** ઇત્યાદિ દર્દ મટાડવામાં બહુ ઉપયોગી છે. ૩×વાળી દવા વધારે વપરાય છે, તે વાપરતી વખતે તાજી બનાવેલી હોવી જોઇએ.

સખત **સળેખમ** થઇ આવ્યું હોય, નાકમાંથી પુષ્કળ દાહક રસ વહ્યા કરતો હોય, નસકોરાંને અડવાથી પણ તે દુખતાં હોય, અંદર દાહ લાગતો હોય, આંખો પણ બળતી હોય, ને માથું સખત દુખવા આવ્યું હોય, સળેખમમાંથી ફેફસામાં વરમ ( catarrhal pneumonia ) થયો હોય, રાતમાં પરસેવો થતો હોય, બડખામાં શ્લેષ્મને પરૂ નીકળતું હોય, શ્વાસ બરાબર લઇ શકાતો ન હોય, રાતમાં પરસેવો વળતો હોય, ફેફસામાંથી લોહી પડતું હોય, શરીર બહુ **અશક્ત** થઇ ગયું હોય, સુસ્તી અતિશય લાગતી હોય, નાડી ઉતાવળી ચાલતી હોય, ઝીણો ઝીણો તાવ આવતો હોય, શરીર લેવાઇ ગયું હોય, ઝાડો થયો હોય અથવા ટયુબર્કલના વિષ વિના ક્ષય થયો હોય, તો આ દવાથી સારૂં થઇ જાય છે. વળી ધમનની દિવાલ અસ્વાભાવિક રીતે કડણ થઇને ( arterio-sclerosis ) બગડી ગઇ હોય, રક્તાશય નબળું પડી ગયું હોય, વૃદ્ધાવસ્થાને લીધે રક્તાશય અશક્ત થઇ ગયું હોય, ફેર આવતા હોય, રક્તાશયની વૃદ્ધિ થઈ હોય, નાડી અનિયમિત ચાલતી હોય, નાડી પરીક્ષા કરતી વખતે પરીક્ષકની આગળીની નીચે બંદુકની એક ગોળી જેમ ઝડપથી ચાલી જાય, તેવી રીતે નાડી થડકતી જણાય, કે કોઇ કોઇ વખત છાતીમાં રક્તાશયની જગ્યાએ દુખાવો થઇ આવતો હોય, ત્યારે આ દવાથી ફાયદો થાય છે.

એ સિવાય જ્યારે દાઢીએ ખરજવું થયું હોય, તેમાં દાહ સાથે ચળ આવતી હોય, તથા પાણીના ટીપાં આવતાં હોય, પાણી વડે ધોવાથી ખરજવું વધતું હોય, અને ગળાની ગાંઠો સુજી આવી હોય, ત્યારે પણ આ દવા બહુ ગુણકારી નીવડે છે.

આ દવાની ટીકડીઓ આવે છે, તે દિવસમાં ત્રણ ચાર કલાકને અંતરે એકેકી લેવી.

---

## ૨૦. ઑરમ મેટાલીકમ૬,૩૦,૧૦૦૦–ગુજરાતીમાં –સોનું. સંસ્કૃતમાં–સુવર્ણ. મરાઠીમાં–સોને.

( Aurum Metallicum. )

આ દવામાં સુવર્ણ આવે છે. દેશી વૈદામાં સુવર્ણ પ્રાચીન કાળથી વપરાય છે.

**મગજના વ્યાધિ, આત્મઘાતની મનોવૃત્તિ, અતિશય ઉદાસીનતા, અસ્થિના વ્યાધિ, રક્તાશયના વ્યાધિ, ગર્ભાશયની નબળાઇ, ને પારદની માઠી અસર એ વ્યાધિઓ ઉપર આ દવા મુખ્યત્વે કરીને અપાય છે. ઉપદંશથી કે સ્ક્રૉફ્યુલાથી શરીર છેક બગડી ગયું હોય, ત્યારે પણ આ દવાથી ફાયદો થાય છે.**

**આત્મઘાત** કરવાની વૃત્તિ થતી હોય, સ્વભાવ ચીડીઓ થઇ ગયો હોય, પોતાને કશું આવડતું નથી અને આ દુનિયામાં જીવવાની જરૂર નથી એવી ખોટી ભ્રાન્તિ થઇ હોય, એકલા પડયા રહેવાની અને હરકોઇ રીતે મરી જવાની ઇચ્છા થતી હોય, સંસાર વ્યવહાર ઉપર અપ્રીતિ થતી હોય, નજીવી બાબતમાં હાસ્ય આવતું હોય, અગર રડી પડાતું હોય, પોતાને રોગ હોવાની ભ્રાન્તિ હોય, ધર્મની ઘેલછા થઇ હોય. જડબાના ને કાન પાસેના હાડકામાં સડો થયો હોય, રાતે હાડકાં દુખતાં હોય, નાકમાં ક્ષત પડયાં હોય ને નાકનાં હાડકામાં સડો થયો હોય, ઉપદંશની અસરથી કે પારદની માઠી અસરથી તાળવામાં મોટાં ચાંદાં પડયાં હોય, દાંત દુખતા હોય, ને મોઢાવાટે શ્વાસ લેવાથી દુખાવો વધતો હોય, શરદી ખમી શકાતી નહોય, પીડા ખમવાની શક્તિ કમ હોય, દસ્ત કબજ રહેતો હોય, ને તે કઠણ ઉતરતો હોય કોઇ વાર રાત વખતે ઝાડો થઇ આવતો હોય, **પેસાબ વધારે અને ડહોળો ઉતરતો** હોય, પેસાબ બંધ રહેતો હોય, ને મૂત્રાશય ઉપર દબાણ લાગતું હોય, છાતીમાં મુંઝવણ થતી હોય, ઉંડા શ્વાસ લેવાની જરૂર પડતી હોય, વાંસો બહુ દુખતો હોય, ઘુંટણમાં લકવાના જેવી નબળાઇ લાગતી હોય, રાતમાં ઉંઘ આવતી નહોય, પરંતુ ચિંતાજનક સ્વપ્નાં આવતાં હોય; બપોરે જમ્યા પછી ઉંઘ આવતી હોય, મગજનું કામ કરવા તરફ કંટાળો આવતો હોય, શિયાળાની ઋતુ બેસે એટલે તબીઅત બગડતી હોય, ઇત્યાદિ લક્ષણો આ દવાને સૂચવે છે.

**સ્ત્રીનો** ગર્ભાશય વૃદ્ધિ પામ્યો હોય, ગર્ભાશયનું અધઃપતન હોય, અંદર દીર્ઘ વરમ રહ્યા કરતો હોય અંડાશય બગડીને કઠણ થઇ ગયો હોય, પ્રજોત્પત્તિ થઇ શકતી નહોય, જીવ ઉદાસ રહેતો હોય, અને ધાત જતી હોય, તો આ દવાની જરૂર છે.

**વૃષણનો** દીર્ઘ વરમ હોય, વૃષણમાં દુખાવો લાગતો હોય, ઉપદંશની અસરથી વૃષણની વૃદ્ધિ થઇ હોય, રાતમાં વીર્યપાત થતો હોય, વીર્ય નળિકાઓ કઠણ થઈ ગઇ હોય, નપુંસકત્વ પ્રાપ્ત થયું હોય, ઈત્યાદિ દર્દોને માટે આ દવા ઘણી સારી છે.

**રક્તાશય** વૃદ્ધાવસ્થામાં નબળું પડી ગયું હોય, તેની આસપાસ ચરબીનો જમાવ થયો હોય, છાતીમાં ધબકારો થતો હોય, ગળા આગળની નસો થડકતી હોય ઇત્યાદિ માટે પણ આ દવા ઉપયોગી છે.

**હાડકામાં** ઉપદંશની અસર હોય અગર ન હોય તો પણ દુખતાં હોય, ત્યારે આ દવા આપવાથી દુખાવો મટે છે.

**સરખાવો:**—નાજા, નકસવોમિકા, ઇગ્નેશ્યા, બેલાડોના, કાલી આયોડાઈડ, આસાફીટીડા, મર્ક્યુરીઅસ, નાઇટ્રીક આસીડ, સીલીસીઆ.

---

## ૨૧. ઑરમ મ્યુરીઆટીકમ નેટ્રોનેટમ.

( Aurum Mur. Nat. )

આ દવા ક્લોરાઇડ ઑફ ગોલ્ડ અને ક્લોરાઈડ ઑફ સોડિયમના મિશ્રણમાંથી બનાવાય છે.

**મગજના, અંડાશયના, તથા ગર્ભાશયના વ્યાધિયો મટાડવા માટે આ દવા ઘણી સારી છે.**

ઉપદંશની અસરવાળા સક્ષોનું શરીર વ્યાધિથી પાયમાલ થઇ ગયું હોય, અને તેથી તેઓ મરી જવું બહેતર છે એમ માનતા હોય, જીવ બહુ ઉદાસ રહેતો હોય, ખરી રીતે ન હોય એવા રોગ હોવાની ભ્રાન્તિ થતી હોય, ઉપદંશની અસર મસ્તકના હાડકાને થવાથી માથાનો દુખાવો લાંબા વખતથી ચાલ્યા કરતો હોય, મગજની નબળાઇથી અજીર્ણ રહ્યા કરતું હોય, પેટમાં દુખતું હોય, યકૃતના વ્યાધિની શરૂઆત હોય, અગર યકૃત પોતાનું કામ બરાબર કરી શકતું ન હોય, ઇત્યાદિ માટે આ દવા ઘણી કામની છે, પુરૂષને વીર્યસ્રાવ વખતોવખત થઇ જતો હોય, પુરૂષાતન કમી થઇ ગયું હોય, અગર તદ્દન નપુંસ-

કત્વ પ્રાપ્ત થયું હોય, તે સાથે સ્વભાવ ઉપર વર્ણવ્યા પ્રમાણે ઉદાસ અને આત્મહત્યા કરવા તત્પરતાવાળો થઇ ગયો હોય, અશક્તિ ઘણી વર્તાતી હોય, ફેર આવતા હોય, ઇત્યાદિને માટે પણ આ દવા ઘણી સારી છે.

**સ્ત્રીને** ઘણા વખતથી પ્રદર મટતું ન હોય, યોનિમાર્ગના સ્નાયુઓ એકાએક આકર્ષ થઇને સંકોચાઇ જતા હોય, ગર્ભાશયનું મુખ તથા આસપાસનો ભાગ કઠણ થઇ ગયો હોય, અંડાશયનો ભાગ બગડીને કઠણ થઈ ગયો (induration) હોય, અંડાશયનું જળંદર થયું હોય, ગર્ભાશય પોતાની સ્થિતિએથી ખસી ગયું હોય, અગર કોટની બાંયની માફક અવળું થઇ ગયું હોય, પીળાસપરતી લીલી ધાત જતી હોય, ગર્ભાશયનો દીર્ઘ વરમ રહેતો હોય, હીસ્ટીરીઆ થતું હોય, તે અમુક કાળ વીત્યાબાદ નિયમસર વખતે થતું હોય, કેટલાક કલાક સુધી ચાલ્યા કરતું હોય, તે સાથે શ્વાસ ચડતો હોય, છાતીમાં ધબકારો થઇ આવતો હોય, અને શરીર ઠંડુ પડી જતું હોય, એમ દરદીને લાગતું હોય, ગર્ભપાત થવાની સ્ત્રીને ટેવ પડી ગઇ હોય, દરવખત ગર્ભધારણ પછી અમુક મહિનેજ ગર્ભપાત થતો હોય, અને તેનું કારણ ગર્ભાશયમાં અસ્વાભાવિક કઠિનતા ( induration ) વાળો બિગાડ હોય, એવા વખતે આ દવા ( ૩xવાળી ) ના પાંચ ગ્રેઇન્સ દર ત્રણ ત્રણ કલાકે આપવાથી સુધારો થાય છે.

**સરખાવો:**—ઑરમ, હેપાર સલ્ફ્યુરીસ, મર્ક્યુરીઅસ, મેઝેરીઅમ.

## ૨૨. એવેના સેટીવા[θ]

## (Avena Sativa)

**માત્રા:**—૫થી ૧૫ ટીંપાં દિવસમાં બેત્રણ વખત.

**મગજની નબળાઇ, નપુંસકત્વ, નિદ્રાનાશ, તથા અફિણનું અને તંબાકુનું વ્યસન દૂર કરવા માટે આ દવા બહુ પ્રખ્યાત છે. અતિશય અથવા અસ્વાભાવિક વિષય ભોગથી થતા ઘણાએક માનસિક વ્યાધિઓ આ દવાથી મટે છે.**

'ઓટ'ના સાધારણ નામથી ઓળખાતા અનાજમાંથી આ દવા બનાવાય છે.

મજ્જાતંતુઓ ઉશ્કેરાએલી રહેલી હોય, પુરૂષને ગુહ્યાવયવની શક્તિ કમ થઇ ગઇ હોય, વિષય ભોગથી મગજ નિર્બળ થઇ ગયું હોય, આખા શરીરમાં અશક્તિને સુસ્તી પ્રસરી રહી હોય, મગજ ખાલી થવાથી રકતાશયનો ધબકારો ઉપડી આવતો હોય, **અભ્યાસ કે એવા કોઇ મગજના કામમાં મન સજડ પરોવી શકાતું ન હોય,** રાતમાં વીર્યસ્ત્રાવ થતો હોય, હસ્તક્રિયાની માઠી ટેવ પડી હોય, અગર સ્ત્રીના ઉપભોગમાં આસક્તિ થવાથી તબીઅત બગડી હોય, ત્યારે આ દવા ખરેખર અકસીર થઈ પડે છે.

અફીણના બંધાણની બુરી ટેવ દૂર કરવામાં આ દવા બહુ ઉપયોગી થઇ પડે છે. જેઓ હમેશાં આશરે દશબાર ગ્રેઇન્સ જેટલું અફીણ લેતા હોય, અગર આશરે ચાર ગ્રેઇન્સ જેટલું મોર્ફીન લેતા હોય, તેઓને આ દવાના પંદર ટીંપાં બે આઉંસ જેટલા ગરમ પાણીમાં નાખીને દિવસમાં ચાર વખત આપવાં, અને અફીણ કે મૉર્ફીન બીલકુલ આપવું નહિ; જો આ કરતાં વધારે અફીણ કે મૉર્ફીન લેવાની ટેવ હોય, તો દરરોજ એકેક ગ્રેઇન ઓછો કરતાં જવો, અને દિવસમાં ત્રણ વખત આ દવાનાં પંદર ટીપાં ગરમ પાણીમાં આપવાં. આમ કરવાથી અફીણની ટેવ છૂટી જશે, ને બંધાણ છૂટતી વખતે સાધારણ રીતે બેચેની, કળતર વગેરે થાય છે, તે મટી જશે.

## ૨૩. બેસીલીનમ[૩૦,૧૦૦,૨૦૦]

## ( Bacillinum )

આ અતિ ઉપયોગી દવા ડૉ. કોમ્પટન બર્નેટે શોધી કાઢી છે.

**આ દવા ક્ષયના ચેપી જંતુઓમાંથી બનાવાય છે, અને તેથી ક્ષય, ફેફસાનો વરમ, દમ ઇત્યાદિ દર્દો જે ફેફસાના બીગાડથી થાય છે, અને જેમાં ફેફસાનું રૂધિરાભિસરણ મંદ હોય છે તે દર્દો મટાડવામાં ઘણીજ ઉપયોગી થઇ પડે છે.**

આ દવા ૩૦ કે ૨૦૦ અંશ વાળી સાધારણ રીતે વપરાય છે, એ ઉપરથી જણાશે કે ચેપી જંતુનું વિષ કેટલા સુક્ષ્મ પ્રમાણમાં દાખલ કરવામાં આવે છે. વળી તે બે દિવસમાં માત્ર એક વખત કરતાં વધારે અપાતું નથી, એ બતાવી આપે છે કે તેને અસર કરવાને માટે યોગ્ય કાળની જરૂર છે, અને

ઉપરા ઉપરી આપવાથી તે વિષ ફાયદો કરી શકવાને બદલે હાનિ કરે છે. દરેક અઠવાડીયાના અંતરે એક માત્રા બસ થાય છે.

દર્દીને ટયુબર્કલ નામના વિષારી જંતુની અસરથી ક્ષય શરૂ થયો હોય, શરીર ઘણું લેવાઈ ગયું હોય, રાત્રે વારંવાર ઉધરસ આવતી હોય, છાતીમાં સડસડ બોલતું હોય, ને શ્રવણ કરવાથી ફેફસામાં ઉત્પન્ન થતા વિવિધ અવાજો સંભળાતા હોય, હવાના ફેરફારથી જલદી સળેખમ થઇ આવતું હોય, ફેફસામાં ઘણો શ્લેષ્મ કે પરૂ ભર્યું હોય એમ લાગતું હોય, શ્વાસ લેતાં મુશ્કેલી પડતી હોય, બડખો વજનદાર જરા લીલો પણ પીળાસ પડતા રંગનો હોય, ને એવો ચીકણો હોય કે તેને મોઢામાંથી થુંકી કાઢતાં બહુ મુશ્કેલી પડતી હોય, અન્ન ખાવાની જરાપણ રૂચિ થતી ન હોય, રાતમાં પૂરી ઉંઘ પણ લઇ શકાતી નહોય, ઇત્યાદિ ચિન્હો હોય, ત્યારે આ દવાથી આરામ થાય છે. શરૂઆતમાં આ દવા લેવાથી ઘણાએક ક્ષયના કેસો તદ્દન સુધરી જાય છે. અને ક્ષયની બીજી અને ત્રીજી અવસ્થામાં આપવામાં આપવાથી ક્ષયનું જોર નરમ પડે છે, તથા દર્દીનું આયુષ્ય લંબાવી શકાય છે. બડખા ઓછા થાય છે. ઉંઘ આવે છે ને, ઉધરસ ઓછી આવે છે, ને દર્દી હરતો ફરતો થાય છે.

---

## ૨૪. બેપ્ટીસીઆ ૧×થી૩૦.

( Baptisia ).

આ દવા એક જાતની જંગલી ગળીના ઝાડમાંથી થાય છે.

**અન્નમાર્ગમાં રહેલા શ્લેષ્મપડમાં વરમ સાથે કાંઈ રોગ થયો હોય, અજીર્ણ વિકાર સાથે તાવ આવતો હોય, મોઢામાં કે આંતરડાના છેલ્લા ભાગમાં કાંઇ વરમ કે ક્ષત હોય, ટાઇફોઇડના જેવાં ચિન્હો થાય, અને ઘણીજ સુસ્તી જણાય, ઇત્યાદિ સમયે આ દવાનુ મધર ટીંકચર અથવા ૧× વપરાય છે.**

**એકવીસ દિવસના—ટાઇફૉઈડ—તાવની શરૂઆતમાં** આ દવા સૌથી વધારે ઉપયોગી છે. બીજા અઠવાડીઆમાં, જ્યારે નબળાઇ વધી પડે છે, ત્યારે આને બદલે આર્સેનિકની વધારે જરૂર છે. આવા તાવની શરૂઆતમાં આ દવા અપાય, તો ઉલટી, મોળ આવવી, ગંધાતા ઝાડા, પેટમાં દુખવું વગેરે ચિન્હો મંદ પડે છે, અને દર્દી સહેલાઇથી સાજો થઇ શકે છે. **લાલતાવમાં** જ્યારે ટાઇફૉઇડ તાવના જેવાં ચિન્હો થાય, ત્યારે આ દવા આપવાથી રોગનું જોર નરમ પડે છે. કેટલાક તાવ જેમાં અન્નમાર્ગના શ્લેષ્મપડમાં કાંઇ બીગાડ હોય છે, અને ઉલટી થતી હોય છે તથા જે ઍકોનાઇટથી હઠતા નથી, તે ઘણીવાર બેપ્ટીસીઆથી હઠે છે. ક્ષયની શરૂઆતમાં લાગુ પડતા તાવ માટે પણ આ દવા ઉપયોગી છે.

ગળામાં ચાંદાં પડયાં હોય, મોઢું ગંધાતું હોય, કે પેઢામાં ક્ષત પડયાં હોય, તો આ દવાના મધર ટીંકચરનો એક ડ્રામ ચાર આઉંસ પાણીમાં નાખીને કોગળા કરાવવા.

**જીભ મધ્ય ભાગમાં લાલ થઈ આવી હોય, કોરી રહેતી હોય, તે ઉપર તપખીરીઆ રંગનો થર જામ્યો હોય,** શ્વાસ ગંધાતો હોય, ગાલની અંદરના શ્લેષ્મ પડમાં ક્ષત પડયાં હોય, મરડો થઇ આવ્યો હોય, ઝાડો કાળો ઉતરતો હોય, તેમાં શ્લેષ્મ કે લોહી જતું હોય, ઝાડો ઘણી વાસ મારતો હોય, દસ્ત ઉતર્યા પહેલાં આંકડી આવતી હોય, વૃદ્ધાવસ્થામાં મરડો થયો હોય, આખું શરીર દુખતું હોય, એક બાજુએ દરદી વધારે વખત સુઇ શકતો ન હોય, પડખાંને વાંસો જાણે છોલાયાં હોય એમ દુખતાં હોય.

**માથું** ઘણું સખત દુખવા આવ્યું હોય, વિચારો ગોટાયા કરતા હોય, ચ્હેરો ગાંડા જેવો કે **દારૂડીઆ જેવો** લાગતો હોય, સન્નિપાતની કંઇક અસર હોય, ઉંઘ આવતી ન હોય, ફેફસાં બંધ થઇ જવાની બીક લાગતી હોય, અને તેથી દર્દી ઉંઘી શકતો ન હોય, શ્વાસ લેતાં મુશ્કેલી પડતી હોય, **પગમાં બહુ નબળાઇ લાગતી હોય અને ફેર આવતા હોય, ક્ષયની ત્રીજી અવસ્થા પ્રાપ્ત થઇ હોય** પરૂવાળો બડખો નીકળતો હોય, અગર ખાલી ઉધરસ આવતી હોય, તે સાથે તાવ પણ આવ્યા કરતો હોય, **ડીપ્થેરીઆનો** રોગ થયો હોય, ને ગળાનો ભાગ કાળાશ પડતો લાલ હોય, શ્વાસ ગંધાતો હોય, બેચેની ઘણી હોય, અને મંદ તાવ રહેતો હોય, પ્રવાહિ પદાર્થ સિવાય બીજું કાંઇ ગળે ઉતરી શકતું ન હોય, વારંવાર મૂર્છાના જેવું થઇ આવતું હોય, એવાં

લક્ષણો હોય, ત્યારે આ દવાના મધર ટીંકચરનાં દશબાર ટીપાં બે આઉંસ પાણીમાં મેળવીને તેમાંથી એકેક નાની ચમચી કલાકે કલાકે આપવી.

**વૃદ્ધિઃ**—ગરમ અને બંધ ઓરડામાં રહેવાથી બીમારી વધે છે. સવારે ૧૦ વાગે અગર સાંજે ૩ વાગે ટાઢ વાઇને તાવ આવે છે, શરીરની ગરમી વધે છે, અને મોઢામાં મોળ આવે છે.

**શાંતિઃ**—ખુલ્લી અને તાજી હવામાં રહેવાથી બીમારી કમી થાય છે.

**સરખાવોઃ—આર્નિકા,** આર્સેનિકમ, બ્રાયોનીઆ, રસટોક્ષ, જેલસીમીઅમ, યુપેટોરીઅમ.

---

## ૨૫. બેરાઇટા કાર્બ. $^{3\times}$, ૬, ૧૨, ૩૦,

( Baryta carb; Carbonate of Baryta )

કાર્બોનેટ ઑફ બેરીઅમ એ નામના ખનિજ પદાર્થમાંથી આ દવા બનાવાય છે.

**નબળા બાંધાના બાળકો તથા વૃદ્ધો માટે આ દવા ઘણી ઉપયોગી છે.**

જે બાળકોના શરીરને બરાબર પોષણ મળતું નહોય, અને જેઓ શરીરે નબળાં રહેતાં હોય, જેની મનશક્તિ જોઇએ તેવી સારી રીતે ખીલતી નહોય, જે છોકરાંઓની ગળાની અગર બીજી જગ્યાની ગાંઠો મોટી થઈ આવતી હોય, જેને સળેખમ જલદી થઈ આવતું હોય, જેને વખતો વખત ગળાના **ચોરીઆ** દુખવા આવતા હોય, જેનું પેટ મોટું દેખાતું હોય પણ શરીરનો બાંધો નબળો હોય, તેવા છોકરાંઓને માટે આ દવા ઘણી સારી છે. વળી જેને પગે બહુ પરસેવો થતો હોય, તેને પણ આ દવાથી આરામ થાય છે.

જેઓની પ્રોસ્ટેટગ્લાંડની વૃદ્ધિ થઇ હોય, વૃષણ નળિકા કઠણ થઈ ગઇ હોય, જેઓને અકાળ વૃદ્ધત્વ પ્રાપ્ત થયું હોય, જેમને માથા ઉપર લોહી ચઢી જવાની ધાસ્તી રહે તેવી પ્રકૃતિ હોય, અગર જેઓનો સ્વભાવ વૃદ્ધાવસ્થાને લીધે બાલકના જેવો નરમ અને કમઅક્કલ થઇ ગયો હોય, તેમને માંથું દુખવા આવ્યું હોય, ત્યારે અગર તે વિના આ દવા આપવાથી ફાયદો થાય છે, સ્વભાવ સુધરે છે, અને શરીર યોગ્ય પોષણ લેવા માંડે છે.

ઠીંગણા બાંધાની સ્ત્રીઓ જેઓ નાની ઉમ્મરમાં યુવાન દેખાવા લાગી હોય, અને જેમને હિસ્ટીરીઆનું દર્દ લાગુ પડયું હોય, તેમને પણ આ દવા બીજી દવાની સાથે વારા ફરતી આપવાથી ઘણો લાભ થાય છે.

આ દવા એક મહિનાથી ચાર મહિના સુધી લેવાથી તેનો ફાયદો બરાબર જણાય છે.

**સરખાવોઃ**—**કેલ્કેરીઆ કાર્બ, સલ્ફર, કેલ્કેરીઆ ફોસ, કેલ્કેરીઆ ફ્લ્યુઓર, ફેરમફોસ, સીલીસ્યા.**

---

## ૨૬. બેલાડોના $^{1\times}$,$^{3\times}$,$^{30}$.

( Belladona )

ડેડલી નાઇટશેઇડના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે. તેમાં ઍટ્રોપીન અને બેલાડોનીન એવાં બે ઝેરી સત્વોછે.

**મગજ અને કરોડ રજ્જુમાં રહેલ મજ્જા તંતુના વ્યાધિઓ, તથા આંખ, ગળું, મૂત્રાશય, ત્વચા, અને શ્લેષ્મપડના વ્યાધિઓ મટાડવા માટે આ દવા ખાસ કરીને અપાય છે. સ્ત્રી અગર બાળકને ભેજાના વરમ સાથે થઈ આવતા તાવમાં આ દવા ઘણી ઉપયોગી છે.**

સખત વરમને લીધે, કેશવાહિનીઓ તુટી ગઇ હોય, ભેજાનો વરમ થયો હોય, દાહવાળું, અથવા ચટકા ભરતું દર્દ થતું હોય, હાલવા ચાલવાથી દર્દ વધતું હોય, વ્યાધિગ્રસ્ત ભાગ સુજી ગયો હોય, લાલ થઇ ગયો હોય, કે ચળકતો હોય, ત્યારે બીજી દવા કરતાં આ વધારે માફક આવે છે. ઍકોનાઇટ અને આર્સેનિકની સાથે આ દવાની સરખામણી કરીને પછી એકંદર ચિન્હો જે દવાને વધારે મળતાં આવે, તે દવા યોગ્ય સમજવી જોઇએ.

જે માણસોનાં મગજ બહુ ચંચળ રહેતાં હોય, વ્યાધિના જોરથી સન્નિપાત, કે આંચકી થઇ આવે એવાં હોય, જેઓનો સ્વભાવ મિલનસાર હોય, જેઓને જલદી ચરબી વધી જતી હોય, જેઓના વાળ હલકા ને પાતળા હોય, આંખો ભુરી હોય, તથા ત્વચા બહુ કોમળ ને જલદી વરમ થઇ આવે, એવી હોય તેમને આ દવા બહુ માફક આવે છે. નાજુક સ્ત્રીઓને તથા બાળકોને તે વધારે અનુકુળ થઇ પડેછે. બાળકને તાવ દર્મ્યાન ભેજાને અસર થઇ હોય, અને તે ઘેનમાં પડયું રહેતું હોય, ત્યારે આ દવાનાં લક્ષણો સરખાવી જોવાં.

બૅલાડોના તથા ઍકોનાઈટનો તફાવત દવા પસંદ કરવાની રીતમાં આપેલો છે.

**મજ્જાતંત્રના** વ્યાધિથી ચક્કર આવતાં હોય, કપાળમાં બહુ દુખતું હોય, અને વાંકા વળવાથી કે ચાલવાથી દુખાવો વધતો હોય, તડકો લાગવાથી માથું દુખવા આવ્યું હોય, ભેજા ઉપર લોહીની વૃદ્ધિ થવાથી થડકારા કરતું દર્દ માથામાં લાગતું હોય, ચ્હેરો લાલ અને ગરમ થઇ આવ્યો હોય, મગજના કામ તરફ કંટાળો આવતો હોય, અજીર્ણ વિકારની ગેરહાજરી હોય, ભેજાનો તીક્ષ્ણ વરમ તાવ સાથે થઇ આવ્યો હોય, એકાએક **મસ્તકનું જળંદર** થતું હોય, વાઇ આવતી હોય, ને તે વખતે ચ્હેરો સ્યામ પણ રતાશવાળો થઈ આવતો હોય.

**કોરીઆના** રોગથી અંગ ધ્રુજતું હોય, થોડા વખતથી મલાખું જોવાની (squint) જરૂર પડતી હોય, ભેજામાં કાંઇ હરકત હોવાથી બાળકને આંચકી આવતી હોય, અમુક મુદતે ફરી ફરીને માથામાં, દાંતમાં, કે એવા કોઇ સ્થળે દુખાવો (neuralgia) ઉપડી આવતો હોય, તેનું જોર બપોર પછી વધારે લાગતું હોય, ને તે વખતે ચ્હેરો લાલ થઇ આવતો હોય, આંખ આગળ પ્રકાશના ભડકા લાગતા હોય, સન્નિપાત થઇ આવતો હોય, અથવા અમુક અમુક મુદતે ચિત્તભ્રમ થતું હોય ને મટી જતું હોય, ને તે ચિન્હ જલદી બદલાયાં કરતાં હોય, દર્દી બહુ ચિંતાતુર રહેતો હોય, **ઉઠી ઉઠીને ભાગતો હોય,** અથવા **નાસી જવા ધારતો હોય,** ઘેલછા હોય ને દર્દી બહુ ઉતાવળથી લવલવ કર્યા કરતો હોય, ઉંઘ આવતી નહોય, ખેંચતી રહેતી હોય, વારંવાર ઉંઘમાંથી દર્દી જાગી જતો હોય, દિવસે પણ તે થોડી ઘણી ઉંઘમાં રહેતો હોય, પરંતુ બરાબર જાગૃત થતો નહોય, જરાક ઉંઘ આવે કે તરતજ જાગી જવાતું હોય, ભયંકર સ્વપ્ના આવતાં હોય, અને ઉંઘમાં દર્દી બૂમો પાડતો હોય, દર્દી ઉંઘતો હોય ત્યારે તેની આંખો અડધી ઉઘાડી રહેતી હોય, એવાં એવાં ચિન્હો થતાં હોય.

**કીકી વિસ્તૃત** રહેતી હોય, આંખો લાલ, ચળકતી ને મોટી હોય, પાંપણો ખેંચાતી હોય, પ્રકાશ ખમી શકાતો નહોય, આંખો આવી હોય, સોજો દાહ ને દુખાવો હોય, કંઠમાળની અસરથી આંખ આવી હોય, દૃષ્ટિ મંદ પડી ગઇ ( amaurosis ) હોય, વસ્તુઓનો બરાબર ખ્યાલ આવતો નહોય, અગર બેવડી વસ્તુઓ (Diplopia) દેખાતી હોય, દૃષ્ટિતંતુનો વરમ થયો હોય.

**કર્ણમાં** ઘોંઘાટ કે અવાજ સંભળાતો હોય, સળેખમમાંથી કાને બહેરપ આવી ગઇ હોય, તે સાથે ગળું પણ થોડુંએક આવી ગયું હોય, લાલ તાવ કે ટાઇફસ તાવ આવી ગયા પછી બધીરતા આવી ગઇ હોય, કાનમાં કોઇ કાપી નાખતું હોય એવું દર્દ થતું હોય, કાનમાં જ્ઞાનતંતુના દોષથી દુખાવો (otalgia) થઈ આવતો હોય, કાનની નીચેના પિંડો સુજી આવ્યા હોય.

ગળામાં વરમ હોય, તેમાં કાંઇ ભરાયું હોય, એમ લાગતું હોય, ને તેથી ઉધરસ આવતી હોય, ગળે ખોરાક ઉતરી શકતો નહોય, રાત વખતે ઉધરસ ખાલી ને વિશેષ સખત આવતી હોય; ઉધરસ આવતી વખતે ગયું છોલાતું હોય, ને તેથી વધારે દુખતું હોય, મોટી ઉધરસ સ્નાયુઓ એકાએક ખેંચાવાથી આવતી હોય, સાદ ખોખરો હોય.

**અન્નમાર્ગમાં** જીભને મોઢાનો વરમ થયો હોય, જીભ ઉપર લાલ ફેવાટીવાળી છારી જામી હોય, **થંડા પાણીની ઇચ્છા હોય, પરંતુ પાણી ભવાતું ન હોય, દાંતનો સસકો** ઉપડી આવ્યો હોય, તે સાથે ચ્હેરો લાલ ને ગરમ થઇ આવ્યો હોય, પોલા દાંતમાં સણકા મારતું દર્દ થતું હોય, તે લમણા સુધી પહોચતું હોય, ને તે દર્દ કાંઇપણ ખોરાક લેવાથી કે ગરમ પદાર્થ પીવાથી વધતું હોય, અવાળુ લાલ થઇ આવ્યાં હોય ને સ્પર્શ કરવાથી દુખતાં હોય, ગળાના **ચોરીઆ આવી ગયા હોય** તે લાલ દેખાતા હોય, પડજીભનો પણ વરમ હોય, ચ્હેરો લાલ થઇ આવ્યો હોય, ને તે સાથે માથું દુખતું હોય, ગળું એકાએક રૂંધાઇ જાય એમ હોય, બાળકોને એવો ઝાડો થયો હોય કે દસ્ત ઉતરતી વખતે ચ્હેરો લાલ થઇ આવતો હોય, અથવા સફરામાં એકદમ સખત ( spasmodic ) રહી રહીને દુખવા આવી જતુ હોય.

**ત્વચા** લાલ (scarlet) સિંદુરીઆ રંગની થઈ આવતી હોય, તે સાથે શરીર ગરમ થતું હોય, ને ચામડી કોરી રહેતી હોય, ત્વચા રોગ વાળો ભાગ લાલ હોય અને તેમાં દાહ ને સોજો હોય.

સ્તવા થઇ આવ્યો હોય, પરંતુ તે ફોડલાના સ્વરૂપમાં ન હોય ( non-vesicular ), ગુમડાં વખતો વખત થતાં હોય, ભાઠું થઇ આવ્યું હોય.

**પેસાબ** ઓછો ઉતરતો હોય, તે સાથે પેડુમાં દુખાવો થતો હોય, પેસાબ કાળો ને ફૉસ્ફેટ્સથી ડહોળો ઉતરતો હોય, પેસાબ ટપકી જતો હોય, અથવા વારંવાર પેસાબ પુષ્કળ ઉતરતો હોય.

**સ્ત્રીને** પોતાના પેડુમાંથી બધું નીચે ઉતરી પડતું હોય એમ લાગતું હોય, યોનિમાર્ગ કોરોને ગરમ રહેતો હોય, આર્ત્તવ બહુ વહેલો, વધારે પ્રમાણમાં, અને લાલરંગનો આવતો હોય, આર્ત્તવનો પ્રવાહ બહુ ગરમ લાગતો હોય, આર્ત્તવ કે પ્રસવ પછી થતો સ્રાવ ( lochia ) બહુ ગંધાતો અને ગરમ હોય, સ્તનમાં વરમ થઇ આવ્યો હોય, સ્તનમાં દુખાવો, થડકારો, ને રતાશ હોય, સ્તનમુખ પાસેથી લીંટા દેખાતા હોય, સ્તન ભારે લાગતા હોય, કે કડણુ ને લાલ થઈ આવ્યા હોય.

**જ્વર** આવ્યો હોય, ત્યારે દર્દી ઉંઘતો હોય તેમ પડયો રહેતો હોય, અગર જાગૃત થતો ન હોય, દાહ લાગતો હોય, પગો થંડા હોય, ત્વચા લાલ થઇ આવી હોય, માત્ર કપાળેજ પરસેવો થતો હોય, **તૃષા લાગતી ન હોય**, કે સ્કાર્લેટ ફીવર આવ્યો હોય, ત્યારે બીજી દવા કરતાં આ વધારે ઉપયોગી છે.

આ દવા આપ્યા પછી કૅલ્કેરીઆ કાર્બની કોઇ કોઇવાર જરૂર જણાય છે, અને તે આપવામાં આવે છે, ત્યારે દર્દ તદ્દન નાબુદ થવા પામે છે.

બૅલાડોનામાં **ઍટ્રોપીઆ** નામનું ઝેરી તત્વ રહેલું છે, તે પણ હોમીઓપૅથીની રીતે જુદું વપરાય છે, તે દવાથી મગજની અસ્વસ્થતાને લીધે દ્રષ્ટિએ દેખાતા વિચિત્ર દેખાવો, બનાવો, વગેરે દૂર થઇ જાય છે. ધણી ખરી ચિજો હોય તે કરતાં નજરે વધારે મોટી દેખાય, ત્યારે ઍટ્રોપીઆ ખાસ કરીને અપાય છે.

**શાંતિઃ**—ઉભા રહેવાથી, અગર અક્કડ બેસવાથી ઠીક લાગે છે.

**વૃદ્ધિઃ**—અવાજ, પ્રકાશ, સ્પર્શ, હલાવવાથી લાગતો આઘાત, અને બિછાનામાં સુઇ રહેવું એટલી બાબતો પ્રતિકુળ લાગે છે. જે દર્દ સાંજે ૩ વાગે, અને મધ્યરાત્રિ પછી જ્યારે થાય, તથા જમણી બાજુને વધારે લાગુ પડતું હોય, તે દર્દ માટે આ દવા ઘણી સારી છે.

**સરખાવોઃ**—કૅમોમીલા, સીના, ઍકોનાઇટ, કૅન્થારીડીસ, પ્લાટીનીઆ. હાયોસ્યામસ, સ્ટ્રામોન્યમ.

---

## ૨૭. બ્લૅટા ઓરીએન્ટેલીસ[૧×થી૬×].

( Blatta Orientalis. )

આ દવા હિંદુસ્તાનના કેટલાક પ્રાંતોમાં થતા એક જાતના કરોળીઆને તથા વંદાને મળતા "કૉક્રોચ" નામના જીવડામાંથી બનાવવામાં આવે છે. તે પહેલવહેલી કલકત્તાના ડાક્ટર ડી. એન. રાયે વાપરી હોય એમ જણાય છે.

**ચરબી જામી ગયેલા આસામીઓને દમના વ્યાધિમાં આ દવા અકસીર થઈ પડે છે.**

એક દર્દીને તેર વર્ષથી દમ ચડતો હતો, અને જ્યારે તેને આ દવા આપવામાં આવી, ત્યારે તો તેને છ અઠવાડીઆથી એવો સખત દમ ચડયો હતો કે તે કોઇકોઇવાર માત્ર પાંચ મીનીટનો આરામ લઇ શકતો. બાકીનો સઘળો વખત તેને બેસી રહેવું પડતું હતું, ઉધરસ ઘણીજ આવતી હતી, છાતી દુખતી હતી, યકૃતનો ભાગ પણ દુખતો હતો, ઉંઘ આવતી ન હોતી, ખોરાક લઇ શકાતો નહતો, તેને આ દવા ( ૩×વાળી ) ના ચૂર્ણનાં છ પડીકાં—દરેક બે બે કલાકે—આપવાથી બે દિવસમાં આરામ થઇ ગયો.

આ ઉપરથી અને બીજા કેસો ઉપરથી એમ જણાય છે કે હરકોઇ પ્રકારનો દમ આ દવાથી મટી શકે છે. ૧×વાળી દવા પણ વપરાય છે, તેનાં ત્રણ ટીંપાં, અથવા ચૂર્ણનાં પાંચ ગ્રેઇન્સની એક માત્રા ગણાય છે.

વળી જેઓને ખાંસીનું દર્દ થયું હોય, અગર ક્ષયની અસર હોય, તેમને જ્યારે શ્વાસની ગભરામણ થઇ આવે, અને સખત ઉધરસ આવવા લાગે, ત્યારે પણ આ દવા આપવાથી ફાયદો થાય છે.

---

## ૨૮. બોરાકસ[૩,૬,૩૦]. ગુજ. ટંકણખાર. સં. ટંકણ

( Borax ).

દેશી દવામાં ટંકણખાર ઘણા વખતથી વપરાય છે. સુશ્રુતના ગ્રંથમાં પણ તેનું નામ છે. દેશી વૈદ્યામાં

**અગ્નિમાંદ્ય, ઉધરસ,** શ્વાસ, ત્વફ્રેગ, શ્લેષ્મપડના રોગ **અને** ઝાડાના દર્દ ઉપર તે બીજી દવાઓની **સાથે** અપાય **છે.** કેટલીકવાર તે ગર્ભપાત કરવા **માટે,** અને ગર્ભાશયની વેણુ વધારવા માટે પણુ વપરાય **છે.**

**હોમીઓપથીમાં ઓરાફ્સ અન્નમાર્ગના શ્લેષ્મ પડના વ્યાધિ, ઝાડા, પ્રદર, ને ગર્ભાશયના વ્યાધિમાં અપાય છે.**

**બાળકને કમ્મરેથી નીચે** ઉતરતી **વખતે** ( downward motion ) **ભય લાગતો હોય, અને તેથી આયાને પકડી રાખતું હોય છે.** બાળકોને આ દવા ઘણીવાર માફક આવે છે. વાઇના દર્દમાં ઓરાફ્સ બહુ ઉપયોગી છે.

**મગજ** બહુ ચિંતાતુર રહેતું હોય, બાળકને ઘોડીઆમાં સુવારીને હિંચોળવાથી રડરડ કરતું હોય, દાદરે ઉતારતી વખતે રડતું હોય, જમીન ઉપર સુવા-રવાથી રડતું હોય, દર્દીને ભોંયે સુવાડવાથી એમ ભય લાગતો હોય કે પોતે પડી જશે, દર્દીને બહુ બીક લાગતી હોય, **એકદમ અવાજ થવાથી દર્દી ઝબકી જતો હોય,** માથું દુખતું હોય, મોળ આવતી હોય ને આખું શરીર ધ્રુજતું હોય, તે વખતે આ દવાથી ઠીક થાય છે.

**આંખોના** પોપચાના વાળ અંદર ડોળા તરફ વળેલા **હોય, ને** ડોળો તેને લીધે ઘસાતો હોય, દર્દી નાના કે ઝીણા અવાજેથી **બહુ** કંટાળી જતો હોય, પરંતુ મોટા અવાજેથી **મુંઝાતો** ન હોય.

યુવાન **સ્ત્રીઓના નાક** લાલ થઈ આવતાં હોય, નાકનું ટેરવું **સુજી** આવતું **હોય,** અંદર ક્ષત પડતાં હોય.

**મોઢું** આવી ગયું **હોય,** થુલીઓ ( aphthœ ) **થયો હોય,** મોઢું ગરમ ને આળું હોય, ક્ષત **એવાં** પોચાં હોય **કે** સ્પર્શ કરવાથી લોહી નીકળતું હોય, કાંઇ ખોરાક લઇ શકાતો ન હોય, અવાળું આવ્યાં હોય ને તેમાં દુખાવો થતો હોય, અને **એવાં** કારણથી બચ્ચું ધાવતી વખતે રડતું હોય, અથવા ધવડાવતી વખતે બચ્ચું સ્તનને મોઢામાં લેતુંજ ન હોય.

**અન્નાશય** જમ્યા પછી વિસ્તૃત થતો હોય, **ઉલટી થતી હોય, સ્ત્રીને** ગર્ભાશયના કાંઈ વિકારને **લીધે હોજરીમાં** દુખાવો જણાતો હોય, **ઝાડા** પા-**તળો, સહેજ પીળા રંગનો, ગંધાતો ને શ્લેષ્મને લીધે ચીકણો** ઉતરતો હોય, ઝાડો થવા પહેલાં પેટમાં દુખાવો જણાતો હોય, ઝાડામાં **ઘણો** શ્લેષ્મ પડતો હોય, **પેસાબ ગરમ** ઉતરતો **હોય, ને** પેસાબ **કરવા** પહેલાં બાળક રડતું હોય.

**શ્વાસોચ્છ્વાસ સુતી** વખતે બંધાઇ **જતો હોય,** એથી કરીને બેસા થતું પડતું હોય, **છાતીમાં જમણી** બાજુએ દુખાવો થતો હોય, **શ્વાસ** લેતાં **અને ઉધ**-રસ ખાતી વખતે છાતીમાં **ચટકા ભર્યાના જેવું** ( stitches ) દર્દ થતું હોય, **છાતીનાં** પાંસળાંમાં શૂળ (Pleurodynia) આવતું હોય.

**ત્વચારોગ થયો** હોય, તે **સાથે** આંગળાની પછ-વાડેની બાજુ ઉપર ચળ આવતી **હોય,** ત્વચા **બહુ** નબળી રહેતી હોય, **જરાક વાગે કે તરતજ ચામડી** પાકતી હોય, ચ્હેરા ઉપર રતવા **નીકળ્યો હોય,** તે સાથે સોજો હોય **ને ચામડી** ખેંચાતી હોય, **એવા** ત્વચારોગ પણ આ દવાને સૂચવે છે.

**નિદ્રામાં** વિષયી સ્વપ્નાં આવતાં **હોય, માથું** ગરમ થઇ જવાથી ઉંઘી શકાતું ન હોય, **ઉંઘમાં** બીક લાગવાથી બાળક ઝબકી **ને જાગી જતું હોય** ત્યારે જો બીજા ચિન્હો મળતાં આવતાં હોય, તો ઉંઘ લાવવા માટે આ દવા **ઘણી સારી છે.**

**સ્ત્રીને** ઈંડાની સફેદીના **જેવી** ધોળી ધાત જતી હોય, અંદરથી **જાણે** ગરમ પાણી વહેતું હોય **એમ** સ્ત્રીને લાગતું હોય, આર્ત્તવ બહુ વહેલો આવતો હોય, પુષ્કળ આવતો **હોય, અને** તે **વખતે બહુ મોળ** આવતી હોય, **ને પેટમાંથી** દુખાવો **કમ્મર** તરફ જતો **હોય, યોનિમુખ ઉપર ચળ આવતી હોય,** અથવા ત્યાં ખરજવું **થયું** હોય, **પીડિતાર્ત્તવ થતો હોય, અને આર્ત્તવમાં પડના કકડા નીકળતા જણાતા હોય, કે સ્ત્રીને છોકરાં થતાં ન હોય, તો આ** દવા **આપવાથી રજોદર્શન સંબંધી અનિયમિતતા દૂર થાય છે, સ્ત્રી ગર્ભ ધારણુ કરવાને પાત્ર થાય છે** તથા વંધ્યા દોષ **દૂર** થાય છે. **ટંકણખાર, મધ** અગર ગ્લીસરીન અને **સમભાગે** પાણી **નાંખી તેનું** પાણી બ્રશ વડે ચોપડવાથી મોંની **રતાશ અને દાહ** મટે છે, પણ તેના કરતાં **એના** અંશ રૂપે દવા આ-પવાથી સારો જલદી **આરામ** થાય છે. **સ્ત્રીના ગુહ્યા** વયના ખરજવા અને ચળને માટે આ દવા **ખાવા** તેમજ લગાડવા અપાય છે.

**સરખાવો:—**કેમોમિલા, હેપાર **સલ્ફયુરીસ,** મર્ક્યુરીઅસ.

## ૨૯. બ્રાયોનિઆ ⁰,¹×થી³⁰

(Bryonia)

યુરોપમાં થતી 'વ્હાઇટ બ્રાયોની' નામની વનસ્પતિમાંથી આ દવા બનાવે છે.

**આ દવા હોમીઓપેથીમાં ઘણા દર્દો ઉપર ચાલે છે. મુખ્યત્વે કરીને તે રસ પડ** (Serous membrane) **અને રસ પડથી વીંટાએલા અવયવો ઉપર ઘણી સારી અસર કરે છે.**

જેઓની પ્રકૃતિ સંધિવાની અસરવાળી હોય, જેઓને પિત્ત દોષ વારંવાર થતો હોય, જેઓ ક્રોધી સ્વભાવના હોય, જેઓ શ્યામવર્ણના પણ દૃઢ ને મજબૂત બાંધાવાળા હોય, જેઓને પાણીની તૃષા વિશેષ લાગતી હોય, અને લાંબે ગાળે પુષ્કળ પાણી પીતા હોય એવા આસામીઓને આ દવા વિશેષ અનુકુળ થાય છે.

રસપડમાં કે બીજા કોઇ ભાગમાં **સંધિવાને લીધે** અગર બીજા કોઇ કારણથી ચટકા ભર્યાની માફક અથવા કાપી નાખવાની માફક દર્દ થતું હોય, હાલવા ચાલવાથી દર્દમાં વધારો થતો હોય, આરામ લેવાથી ઠીક થતું હોય, **છાતીમાં શૂળ આવતું હોય,** શ્લેષ્મ પડો સઘળે સ્થળે સુષ્ક રહેતા હોય, કે સખત સળેખમ થઇ આવ્યું હોય : માથું ઉચકવાથી ફેર આવતા હોય, કપાળ દુખતું હોય, સવારથી સાંજ સુધી દુખાવો ચાલુ રહેતો હોય, માથા તરફ લોહીનું જોર વધારે હોય, હોઠ સુકાઇને કોરા પડી જતા હોય, તૃષા બહુ લાગતી હોય, મોઢામાં કડવો સ્વાદ રહ્યા કરતો હોય, હોજરીમાં પથરો પડયો હોય એવું જણાતું હોય, ઝાડાની કબજીઅત હોય, અગર **ઝાડો સુષ્ક ને કઠણ** ઉતરતો હોય, દુખાવા સાથે ખાલી ઉધરસ આવતી હોય, **સંધિવાથી** કોઇ સ્થળે સોજો થયો હોય અને પીડા થતી હોય.

**સ્વભાવ** અતિશય ચીડીઓ હોય, સહેજ વાતમાં દર્દી ચીડાઇ જતો હોય, સન્નિપાત થયો હોય, ઘેર જવાના વિચાર થયા કરતા હોય, દર્દી વારંવાર પોતાના ધંધા સંબંધી વાત કાઢતો હોય, ઇત્યાદિ બાબતો આ દવાને સૂચવે છે.

**માથું** સંધિવાથી, લોહીના જોરથી, કે સખત શરદી લાગવાથી દુખતું હોય, હાલવા ચાલવાથી દુખાવો વધતો હોય, માથું ભારે લાગતું હોય, કપાળનો ભાગ વિશેષ દુખતો હોય, વાંકા વળવાથી જાણે ભેજું કપાળને તોડીને બહાર નીકળશે એમ લાગતું હોય, અજીર્ણ વિકારથી માથું દુખતું હોય, પરંતુ મન શાંત રહેતું હોય, માથાનો દુખાવો થયા પછી નાકમાંથી લોહી પડતું હોય, ગાઉટની અસર હોય, કે આંખો ફુલી આવી હોય તે પણ મટે છે.

**ફેફસાના** પડનો વરમ થયો હોય (એકોનાઇટની પછી આ દવાની જરૂર છે) સાથે ફેફસાની તંતુઓને પણ હરકત થઇ (Pleuro-pneumonia) હોય, તીક્ષ્ણ ખાંસી થઇ આવી હોય, હોઠ, મોઢું ને જીભ સુકાં રહેતાં હોય, સળેખમમાંથી છાતી ભરાઇ ગઇ હોય, ખાલી ઉધરસ વારંવાર આવતી હોય, સવારમાં અને સાંજે તેનું જોર વધારે હોય, છાતીમાં શુળ જેવું કે ચટકા ભરતું હોય એવું દર્દ થતું હોય, એવાં એવાં શ્વાસ માર્ગનાં દર્દો મટાડવા માટે આ દવા કામ લાગે છે. પણ જ્યારે રસ જામી ગયો (Serous effusion) હોય, ત્યારે આ દવા ઉપયોગી થઇ શકતી નથી.

**મોઢામાં** મોળ આવવાથી પાણી આવ્યા કરતું હોય, ખાટા ઓડકાર આવતા હોય, કડવો સ્વાદ રહ્યા કરતો હોય, અન્નાશયમાં પથરો પડયો હોય એવો ભાર લાગતો હોય, **દસ્ત કબજ** રહેતો હોય, પિત્તની અગર ખાટી ઉલટી થતી હોય, **યકૃતમાં** લોહીનું જોર રહ્યા કરતું હોય, જમણા ખભામાં દર્દ થતું હોય, જમણી બાજુમાં મંદ દુખાવો રહેતો હોય, કમળાની અસર લાગતી હોય, તથા દસ્તની કબજીઆત અને આંતરડાનો અમુક ભાગનો વરમ જેને **'એપેન્ડીસાઇટીસ'** કહે છે તે હોય તેને માટે પણ આ દવા ઘણીજ સારી છે.

**પેસાબ** લાલ, ગરમ અને થોડો ઉતરતો હોય, તે પણ આ દવાથી સુધરે છે.

**તાવમાં** જ્યારે તૃષા બહુ લાગતી હોય, હાલવાથી દુખાવો અને બેચેની વધતાં હોય, સંધિવામાં તાવ આવતો હોય, તે સાથે કોઇ અંગમાં રતાશ અને સોજો હોય, પસીનો ખાટો ગંધાતો હોય, દર્દી બહુ અશક્ત થઇ ગયો હોય, તેને બેઠો કરવાથી મૂર્છા આવી જતી હોય અને ઉલટી થતી હોય, અગર ઉબકા આવતો હોય, દર્દી દિવસ આખો ભર ઉંઘમાં હોય તેમ પડી રહેતો હોય, અને રાત્રે સન્નિપાતની અસર જણાતી હોય.

**સ્ત્રીઓને** નષ્ટાર્ત્તવ થયો હોય ને તેને લીધે નાકમાંથી લોહી પડતું હોય, શરદીથી આર્તવનો સ્રાવ દબાઇ ગયો હોય, અને માથું દુખવા આવ્યું હોય, આર્ત્તવ વખતે. માથા તરફ લોહીનું જોર થતું હોય, અને માથું દુખ્યા કરતું હોય, ધાવણ સ્તનમાં ભરાઇ રહેવાથી તાવ આવ્યો હોય, શરદી લાગવાથી સ્તન પાકયા હોય, સ્તન ગાંઠાવાળા, ને સુજી ગયેલા હોય, અંદર પીડા થતી હોય ને સ્પર્શ ખમી શકાતો નહોય, ઈત્યાદિ સ્ત્રીઓનાં દર્દો આ દવાથી મટે છે. નસકોરી ફુટી આવે અને અટકાવ બંધ હોય, ત્યારે આ દવા આપવાથી નસકોરી બંધ થઇ કુદરતી રજો દર્શન થાય છે.

**ત્વચા** ઉપર દેખાતા કેટલાક રોગો શરદી વિગેરે કારણથી જ્યારે અંદર દબાઇ ગયા હોય છે, ત્યારે આ દવા આપવાથી ફરીને બહાર ફુટી આવે છે.

**વૃદ્ધિ:—**હાલવાથી, અગર શ્રમ લેવાથી દર્દ વધે છે. તેમજ વળી ગરમીથી કે ગરમ ઓરડામાં રહેવાથી પણ વધે છે. બેઠા થવાથી ઉલટી થાય છે, અને મૂર્છા આવી જાય છે. **હાલવાથી દર્દ વધે છે પણ દાબવાથી ઓછું થાય છે, એ આ દવાનું પ્રધાન લક્ષણ છે.**

**શાંતિ:—**દુખાવાવાળી બાજુ દબાવીને સુવાથી ઠીક પડે છે, તેમજ આરામથી, તથા શાંત અને થડી ખુલ્લી હવાવાળા ઓરડામાં રહેવાથી સારૂં લાગે છે. થંડું પાણી અને થંડા ખોરાક પસંદ પડે છે.

**સરખાવો:—**એકોનાઇટ, બેલાડોના, નકસવોમિકા, પલ્સેટીલા, આર્નિકા, રસટોકસ, બૅપ્ટીસીઆ, યુપેટોરીઅમ, જેલ્સીમીઅમ, કાલીકાર્બોનેટ, ફેરમફોસ.

---

### ૩૦. કૅકટસ ગ્રાન્ડીફ્લોરસ *,૬x.

(Cactus Grandiflorus).

નાઇટ બ્લુમીંગ સીરીઅસના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**રક્તાશયના અને મોટી ધમનીના વ્યાધિવાળા દર્દીનું દુખ કમી કરવામાં, તેમજ કેટલેક દરજ્જે તે દર્દો મટાડવામાં આ દવા બહુ સારો સંતોષ આપે છે.**

**રક્તાશયને જાણે લોહાના પટ્ટાથી બાંધી લીધું હોય,** એમ લાગતું હોય, વખતે રક્તાશયને બદલે અન્નનળી કે મૂત્રાશયના ભાગમાં એવી લાગણી થયા કરતી હોય, **રક્તાશયના અંતઃપડનો વરમ** ( endocarditis ) થયો હોય, પડદાના વ્યાધિથી કે ખામીથી રૂધિર ફરી શકતું ન હોય, તેથી રક્તાશય જોરથી ને ઉતાવળું ધબકતું હોય, ધમનીઓની સ્થિતિસ્થાપકતા ઓછી થઇ ગઈ હોય, અને તેથી રક્તાશય નબળું પડી ગયું હોય, સ્ત્રીને રજોદર્શનનો સમય નજીક આવવાથી છાતીમાં ધબકારો થઇ આવતો હોય, છાતીમાં દુખાવો એકાએક થઇ આવતો હોય તે વખતે છાતી ભીસાંતી હોય, જાણે શ્વાસ ભરી શકાશે નહિ એવી રીતે શ્વાસ મુંઝાતો હોય, પરસેવો આવી જતો હોય, અને રક્તાશયને મજબૂત રીતે દાબી રાખ્યું હોય એમ લાગતું હોય, દર્દ ડાબા હાથ સુધી પહોચતું હોય, ડાબો હાથ ખોટો પડી ગયો છે એમ લાગતું હોય, ફેર આવતા હોય, રક્તાશયમાં શૂળ આવતું હોય, નાડી નબળી ને અનિયમિત હોય, માત્ર અન્નાશયના ક્ષોભથી નાડી અનિયમિત રહેતી હોય, રક્તાશયના ઉપધ્વનિ સંભળાતા હોય, રક્તાશયનો કાંઈ ભાગ વૃદ્ધિ પામ્યો હોય, ડાબે હાથે અને પગે સોજા ચડયા હોય, ઇત્યાદિ રક્તાશયના દર્દો આ દવાથી શાંત પડે છે.

માથું બહુ દુખતું હોય, માથામાં જાણે ભાર વધી ગયો હોય એમ લાગતું હોય, જમણી બાજુએ થડકારા કરતું દર્દ થતું હોય, સ્ત્રીને ગર્ભાશય તરફ લોહીનું જોર હોય, અને તે સાથે માથું દુખવા આવ્યું હોય, મગજ તરફ જતી રક્ત નળીઓ ફુલી ગયેલી હોય, **નાકમાંથી અગર બીજા કોઇપણ ભાગમાંથી લોહી જતું હોય.**

**નિદ્રાનાશ** થયો હોય, શરીરના જુદા જુદા ભાગમાં રક્તાશયનો થડકારો જણાયા કરતો હોય, ને ભયંકર સ્વપ્નાં આવતાં હોય, ત્યારે આ દવાથી ઉંઘ આવે છે.

**તાવ** દરરોજ આશરે બપોરના ૧૧ વાગે આવતો હોય, હાથ થંડા રહેતા હોય, વખતે ટાઢ ઓછી આવતી હોય ને વખતે વધારે આવતી હોય, તે સાથે કોઇ સ્થળેથી રક્તસ્રાવ થતો હોય, ઉલટીમાં લોહી પડતું હોય, શરીર થંડું વધારે રહેતું હોય, પરસેવો પણ બહુ થંડો આવતો હોય, ઇત્યાદિ લક્ષણોવાળો તાવ આ દવાથી હઠે છે.

આ દવાનો ગુણ હોમીઓપેથીના અગર એલો-પેથીના ડીજીટેલીસ જેવો છે, એમ સમજવાનું નથી. શરીરના જુદા જુદા અવયવ-રક્તાશય, છાતી, ડાયાફ્રામ, મૂત્રાશય, ગર્ભાશય, વગેરે-માં જાણે કોઈ સજડ રીતે દાબતું હોય ( constriction ) એવી લાગણી એ આ દવાનું ખાસ સૂચક ચિન્હ છે; કોઇ કોઇ દર્દીને ફેફસાની અને હોજરીની વચ્ચે આવેલા ડાયાફ્રામ નામના પડદામાં અમુક જાતનો દુખાવો ( diaphragmitis ) થાય છે, તે માટે આ દવા ઘણી ઉપયોગી થઇ પડે છે. આયોડિનનું લક્ષણ રક્તાશયને કોઇ નિચોવી નાખતું હોય એવી લાગણી છે. લીલીઅમ ટીગ્રીનમનું લક્ષણ રક્તાશયને કોઇ પકડીને પછી મુકી દેતું હોય, એવી લાગણી છે. ચાલવા જતાં રક્તાશયમાં દબાણની લાગણી થાય, એ આર્સેનિકમનું લક્ષણ છે. ઘણીજ ધીમી નાડી એ હોમીઓપેથીના ડીજીટેલીસનું લક્ષણ છે. જોસબંધ ધબકારો એ સ્પીજેલીઆનું લક્ષણ છે.

**સરખાવો:**—ઉપર બતાવેલી દવાઓ ઉપરાંત ગ્લોનોઇન, કાસ્કયુલસ, ફેરમફોસ, કાલીફોસ, નેટ્રમ મ્યુર, ઇગ્નેશિયા, એકોનાઇટ, રસટોક્સ વિગેરે વિચારવા યોગ્ય છે.

---

## ૩૧. કૅલ્કેરીઆ કાર્બોનિકા ૬, ૩૦, ૨૦૦

( Calcarea Carbonica )

ઑઇસ્ટર માછલીની છીપમાંથી આ દવા બનાવાય છે. દેશી વૈદામાં છીપની ભસ્મ વપરાય છે; તેને શુક્તિ ભસ્મ કહે છે, તેનો ગુણ અને મોતીની ભસ્મનો ગુણ લગભગ સરખો છે. દેશી ઔષધિ પ્રમાણે તે ધાતુપૌષ્ટિક, પિત્તશામક તથા શીતળ ગણાય છે

**શરીરને બરાબર પોષણ મળતું ન હોય, વિવિધ પીંડા સુજી આવતા હોય, નબળાઈ રહેતી હોય, અસ્થિ બરાબર બંધાતા નહોય, યકૃતના વ્યાધિ હોય, કે સંધિવાની અસર હોય, ત્યારે આ દવા બહુ ગુણકારી થઇ પડે છે.**

આ દવામાં શુદ્ધ ચાકની જાતનો ચુનાનો ક્ષાર હોય છે, અને જેઓને સ્ક્રોફયુલા એટલે કંઠમાળ જેવા વ્યાધિની અસર હોય, અસ્થિ નબળાં હોય, જલદી શરદી લાગી જતી હોય, પગે પરસેવો વધારે વળ્યા કરતો હોય, કફ થઇ આવતો હોય, એવા દર્દીઓને, ખાસ કરીને બાળકોને, આ દવા બહુ માફક આવે છે.

જેઓમાં ચરબી પુષ્કળ હોય, જેઓની ત્વચા ધોળી હોય, અને જેઓનું માંસ પોચું હોય તેમને આ દવાની વધારે જરૂર પડે છે.

**માથું** દુખતું હોય, પરંતુ હાથ પગ થંડા રહેતા હોય, મગજનું કામ કરવાથી તે દુખતું હોય ને સાથે મોળ આવવા લાગતી હોય, ચ્હેરો ફિક્કો રહેતો હોય, જમણી બાજુનો માથાનો ભાગ બહુ થંડો લાગતો હોય, બચ્ચાનું માથું શરીરના પ્રમાણમાં બહુ મોટું લાગતું હોય, તાળવામાં ચળ આવતી હોય, ને જાગી ને તરત બાળક માથું ખણતું હોય, બ્રહ્મરંધ્રનાં છિદ્રો ખુલ્લાં હોય, અસ્થિ બરાબર બંધાતાં નહોય, ઇત્યાદિ સંજોગોમાં આ દવાની જરૂર છે.

**આંખે** પ્રકાશ ખમી શકાતો નહોય, સવારમાં અને ખુલ્લી હવામાં જવાથી આંખમાં પાણી આવતું હોય, કૃષ્ણ મંડળમાં ડાઘ કે ક્ષત (ફુલાં) પડયાં હોય, શરદી લાગવાથી અશ્રુ નળીકાઓ બીડાઇ ગઇ હોય, આંખને થોડી મહેનતથી પણ થાક લાગી જતો હોય, દીર્ઘ દૃષ્ટિનો વ્યાધિ થયો હોય, **કીકી લાંબા વખતથી વિસ્તૃત રહેતી હોય,** મોતીઆ બંધાતા હોય, જાણે કે ઝાકળમાંથી જોતા હઇએ એમ દૃષ્ટિ-મંદ થઇ ગઇ હોય, કે કંઠમાળની અસરથી આંખ દુખવા આવી હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**કાનમાં** ધબકારા મારતું દર્દ થતું હોય, જાણે અંદરથી કાંઈ નીકળી પડશે એવું થડકતું દર્દ થતું હોય, પાણીમાં તરવા પડવાથી કે ડુબી જવાથી કાને બ્હેરપ આવી ગઈ હોય, કાનમાં મસા થયા હોય, અને તેમાંથી સહેજ વાતમાં લોહી નીકળી પડતું હોય, કંઠમાળની અસરને લીધે **કાન વહેતો હોય,** અને **કાનની નીચે ગાંઠો** થઇ આવી હોય, કાનમાં ખોટા અવાજો સંભળાતા હોય ને કાનના સ્થાનિક દર્દને લીધે બધીરતા લાગતી હોય, એવે વખતે આ આપવાથી આરામ થાય છે.

**નાકમાં** ક્ષત પડયાં હોય, અંદરથી પીળો ને ગંધાતો શ્લેષ્મ નીકળતો હોય, તેથી નાક બંધાઇ જતું હોય, **નાકમાં મસા થયા હોય,** નસકોરી ફુટતી હોય, **વારંવાર સળેખમ થઈ આવતું હોય,** ઇત્યાદિ લક્ષણો આ દવાથી દૂર થાય છે.

**મોઢામાં** બદસ્વાદ રહ્યા કરતો હોય, ખાટા **ઓડકાર** આવતા હોય, મોળ આવતી હોય ત્યારે પણ ખાટું પાણી મોઢામાં આવી જતું હોય, રાત્રે જીભ ફરી પડી જતી હોય, પેઢામાંથી લોહી નીકળતું હોય, બચ્ચાંઓને દાંત આવતાં બહુ વિલંબ થતો હોય, દાંત આવતી વખતે અનેક રોગ થતા હોય, દાંતનો દુખાવો રહેતો હોય, અને થંડા પવનથી કે કાંઇપણ થંડો પદાર્થ કે ગરમ પદાર્થ લેવાથી તેમાં વધારો થતો હોય, મોઢામાંથી ખરાબ વાસ નીકળતી હોય, જીભના ટેરવા આગળ દાહ લાગતો હોય, ઇત્યાદિ લક્ષણો હોય, તો આ દવાની જરૂર છે.

**પાચનક્રિયામાં** એવો બિગાડ થયો હોય, કે માંસનો ખોરાક કે બાફેલા પદાર્થો ખાવાની રૂચિ થતી ન હોય, ચાક, કોલસા, પેન્સીલ, મૂડ, ભૂતડો, ઇંડા, ખારી વસ્તુઓ અને મિષ્ટાન્ન ખાવાની ખોટી રૂચિ થતી હોય, દુધ પચતું ન હોય, વારંવાર ખાટા ઓડકાર આવતા હોય, ઉલટી પણ ખાટી થતી હોય, મોટા ધચરકા આવતા હોય, પેટમાં દુખતું હોય, દાબવાથી ને થંડા પાણીથી દુખાવો વધારે લાગતો હોય, **ભસ્મક** રોગ (Bulimia) થયો હોય, પરંતુ તેથી દર્દીના શરીરને પોષણ મળતું નહોય, પેટ ફુલી આવતું હોય, ગરમાગરમ ખોરાક લેવા તરફ અપ્રીતિ હોય, તૃષા વધારે લાગતી હોય, થંડા પદાર્થો પીવાની ઇચ્છા થતી હોય, ઇત્યાદિ પાચનક્રિયાના દોષ આ દવાથી દૂર થાય છે.

**યકૃતના** ભાગમાં વાંકા વળવાથી દર્દ થતું હોય, પેટ મોટું થઇ આવ્યું હોય, **જાંગના** મૂળમાં અને પેટમાં ગાંઠો મોટી થઇ આવી હોય, પેટ કઠણ રહેતું હોય, **પિત્તની પથરીને લીધે શૂળ** આવતું હોય, નાભિમાં સારણ થઈ હોય, દસ્ત કઠણ ઉતરતો હોય અથવા **સફેદ ને પાતળો પાણી જેવો ઉતરતો હોય, આમળ** નીકળતી હોય, અર્શ થયા હોય, તેમાં દાહ થતો હોય, ને ચટકા ભર્યા જેવું દર્દ થતું હોય, ખોરાક પચ્યા વિના કાચો દસ્તમાં બહાર નીકળી જતો હોય, દસ્ત કબજ રહેતો હોય, અગર પ્રથમ કઠણ આવતો હોય, તે પછી લચકા પડતો, ને તે પછી છેક પાતળો આવતો હોય, ઝ.ડો થઇ આવતો હોય, ત્યારે બાળકનું શરીર ખાટું ગંધાતું હોય, અને પેટ ફુલેલું રહેતું હોય.

**પેશાબ** ગંધાતો હોય, અને પીડા સાથે બહાર આવતો હોય, અગર ચાલતાં ચાલતાં પેસાબ ટપકી જતો હોય, અને બીજાં લક્ષણો મળતાં આવતાં હોય, તો આ દવા આપવી.

**શ્વાસોચ્છ્વાસ** બહુ મુંઝવણ સાથે ચાલતો હોય, સાદ બેસી ગયેલો રહેતો હોય, દિવસે બડખા નીકળતા હોય, જાડો પીળો ને ખાટો કફ નીકળતો હોય, વખતે બડખામાં લોહી પડતું હોય, છાતી અકડાઈ ગઇ હોય એમ લાગતું હોય, તેથી દમ લેતાં મુશ્કેલી લાગતી હોય, ખુલ્લી હવામાં જવાનું મન થતું હોય, જમ્યા પછી, ને રાત્રે છાતીમાં ખડકારો થઇ આવતો હોય. ભેજવાળી જગ્યામાં જવાથી ઉધરસ વધારે આવતી હોય, જરા પણ ઢાળ ચડવાથી શ્વાસની મુંઝવણ થઈ આવતી હોય, છાતી એટલી બધી નબળી હોય, કે સ્પર્શ પરીક્ષા કરતાં તે દુખતી હોય અગર નાજુક લાગતી હોય ઇત્યાદિ સંજોગોમાં આ દવા ઉપયોગી છે.

**સંધિવાના** જેવો દુખાવો હાથ પગની અંદર ભેજવાળી હવામાં જવાથી જણાતો હોય, **પગ થંડા ને પરસેવાવાળા** રહેતા હોય, જાણે ભીનાં મોજાં પહેર્યાં હોય એમ લાગતું હોય, પગની પીંડીઓમાં દર્દ થતું હોય, **હાથ પગ બહુ નબળા** હોય, **અસ્થિ પરિપકવ રીતે બંધાતાં ન હોય,** પગનાં તળીઆં આળાં લાગતાં હોય, અગર તેમાં દાહ થતો હોય, સંધિવાને લીધે ઘુંટણ સુજી આવતો હોય, અગર શરીરમાં જુદે જુદે સ્થળે ગાંઠા થઇ આવતા હોય ઇત્યાદિ હાથપગમાં થતાં દર્દો આ દવાથી મટે છે.

**ત્વચા રોગ** વારંવાર થઇ આવતા હોય, જરાક પણ વાગવાથી ક્ષત થઇ આવતાં હોય, અને જખમ જલદી રૂઝાતા ન હોય, ગાંઠો સુજી આવતી હોય, **શીળસ** વારંવાર થઇ આવતું હોય, અને થંડી હવામાં તે ઠીક થતું હોય, મોઢા ઉપર ને હાથ ઉપર **મસા** થઇ આવતા હોય, ઇત્યાદિ ત્વચારોગ આ દવા આપવાથી દૂર થાય છે.

**નિદ્રા** દર્મ્યાન વિચારો એટલા બધા આવતા હોય કે પુરી ઉંઘ આવતી ન હોય, આંખો ઉઘાડતી વખતે ભયંકર દેખાવો દેખાતા હોય, દરેક અવાજથી ઝબકી જવાતું હોય, સાંજે વહેલી ઉંઘ આવી જતી હોય, **એકને એકજ દુખકારક વિચાર આવવાથી હમેશાં ઉંઘમાંથી જાગી જવાતું હોય** એવા નિદ્રા દોષને આ દવા હરે છે.

**જ્વર** વખતે આખે શરીરે પરસેવો આવતો ન હોય, પરંતુ માત્ર માથા ઉપર કે એવા કોઇ એકાદ સ્થળે પરસેવો આવતો હોય, ઝીણો તાવ શરીરમાં રહેતો હોય, બચ્ચાંઓને કપાળે એટલો બધો પરસેવો થતો હોય કે ઓસીકા પાસેનાં લુગડાં ભીનાં થઇ જતાં હોય. ઈત્યાદિ ચિન્હો આ દવાને યાદ આપનારાં છે.

**સ્ત્રીઓને** આર્તવ વખતે ગર્ભાશયમાં કાપી નાખવાના જેવું દર્દ થતું હોય, **આર્તવ બહુ વહેલો** આવતો હોય, **પુષ્કળ** લોહી વહેતું હોય, અને **ઘણા દિવસ સુધિ** બંધ થતું ન હોય, ફેર આવતા હોય, દાંતનો દુખાવો થઇ આવતો હોય, પગ થંડા ને પરસેવાવાળા રહેતા હોય, ગર્ભાશય નજીવી હરકતથી પણ સ્થળાંતર થઇ જતું હોય, ધોળી **દુધ જેવી ધાત** જતી **હોય**, આર્ત્તવ પહેલાં, અને આર્ત્તવ પછી બાલાવયવો ઉપર દાહ થતો હોય, ચળ આવતી હોય, કે પરસેવો થયા કરતો હોય, નાની છોકરીઓને બાલાવયવો ઉપર ચળ આવતી હોય, યુવાવસ્થામાં સ્ત્રીને વિષયવાસના વધતી હોય, જલદી ગર્ભ ધારણ થતો હોય, સ્તનમાં દુધ બહુ આવતું હોય, પણ તે બાળકને માફક આવતું ન હોય, જાડી ફુલી ગયેલા બાંધાની સ્ત્રીને ધાવણ ઓછું આવતું હોય, અતિ આર્તવના રોગને લીધે ગર્ભ ધારણ થતો ન હોય, કે ગર્ભાશયમાં મસા હોય, ઇત્યાદિ સ્ત્રીઓનાં દર્દો આ દવાથી નાશ પામે છે.

**વૃદ્ધિઃ**—શ્રમ લેવાથી, શરદી લાગવાથી, ભેજથી, પાણી અડાડવાથી કે પૂર્ણિમાને દિવસે વધારો થાયછે.

**શાંતિઃ**—આરામથી, સુકી અને ગરમ હવાથી, તથા દર્દવાળી બાજુએ સુવાથી દર્દ કમી લાગે છે.

**સરખાવોઃ**—એરાયટા કાર્બ, કેલ્કેરીઆ ફોસ, બેલાડોના, કેમોમીલા, લાઇકોપોડીઅમ, સાલીસીઆ, હેપાર સલ્ફ્યુરીસ, લેચિસીસ.

---

### ૩૨. કેમ્ફોરા૩૪થી૩૦

ગુજ. કપુર. સં. કર્પૂર મ. કાપૂર અં. કેમ્ફર.

( Camphora. )

આ દવામાં કપૂર હોય છે. દેશી દવામાં કપૂર પાચક, ઉત્તેજક અને વૃષ્ય ગણાય છે અને તાવ, ઝાડો, નપુંસકત્વ, ઉધરસ ઇત્યાદિ દર્દોમાં તે અપાય છે. અંગ્રેજી દવામાં તેનો અર્ક અને પાણી જ્વર, ઝાડો ઉધરસ ઇત્યાદિ મટાડવા માટે વપરાય છે. ડૉ. હેનીમાને કૉલેરાના દર્દીઓ જોયા પહેલાં કપુરનું ઝેર ચઢેલા દર્દીઓના લક્ષણો જોવા ઉપરથી કોલેરા માટે શરૂઆતમાં કપુર રામબાણ દવા છે, એવું ભવિષ્ય ભાખ્યું હતું તે ખરૂં પડયું છે. એ હોમિયોપેથિના સિદ્ધાંતનો એક મજબૂત પુરાવો છે.

**હોમીઓપેથીમાં આ દવા બહુ કિંમતી ગણાય છે. જ્યારે દર્દીનું શરીર બરફ જેવું થંડુ થઇ ગયું હોય, એકાએક શરીરની શક્તિ કમ થઇ ગઇ હોય, નાડી નાની ને નબળી ચાલતી હોય, ટાઢીઆ તાવમાં ટાઢ આવવાની શરૂઆત હોય, ને છીંકો આવવા લાગી હોય, કે કૉલેરા થયો હોય, ત્યારે આ દવા ઘણો સારો ફાયદો કરે છે. નેપલ્સના ડૉ. રૂબીનીનું કેમ્ફર તૈયાર આવે છે, તે વિશેષ વપરાય છે. કપુરથી કૉલેરાનો કેસ સુધરતો લાગે, ત્યારે શરીરમાં ગરમી આવે છે, અને પેટમાં પણ ગરમી લાગેછે.**

જ્યારે દર્દી અંગ ઉપર લુગડું રાખતો નહોય, તોપણ અંગ ઘણું થંડુ હોય, કાંઇ **શસ્ત્રક્રિયા કે કાંઇ** બનાવથી દર્દીના મનને ધકકો લાગી આવ્યો **હોય,** વ્યાધિ સંબંધી દર્દી વિચાર કર્યા કરતો હોય, અને તેટલો વખત તેને દુખાવો કમી લાગતો હોય, થંડો પવન ખમી શકાતો નહોય, સ્પર્શ ગમતો નહોય, **સખત આંચકી** આવતી હોય, ધનુરની માફક અંગ ખેંચાતું હોય, કે ઓરીમાંથી કાંઇ નવા રોગ થયા હોય, ત્યારે આ દવા આપવાની જરૂર છે. જો દર્દ સખત હોય, તો દશ દશ મીનીટે પાંચ પાંચ કે બબ્બે ટીપાં અપાય છે, પ્રથમ વધારે ટીપાં આપીને પછી તે ક્રમે ઓછાં કરતા જવાય છે.

માથું દુખતું હોય, તે સાથે સળેખમ થયું હોય, છીંકો આવતી હોય, નાકમાંથી પાણી વહેતું હોય, ઇત્યાદિ લક્ષણો હોય, સેરીબેલમ (એટલે મગજના પાછલા ભાગ) માં મુકી માર્યાના જેવું દર્દ **થતું હોય, નાક થંડુ હોય,** અને બહાર સ્પષ્ટ દેખાતું હોય, જીભ પણ થંડી હોય, લમણામાં ને આંખ પાસે ચટકા ભર્યા જેવું દર્દ થતું હોય, **પશ્ચિમાસ્થિ પાસે એટલે માથાના પછવાડેના ભાગમાં નાડીના ધબકારા સાથેજ ધબકારો લાગતો હોય, ઇત્યાદિ માથાનાં** દર્દો આ દવાથી મટે છે.

**નાક** બંધાઇ જતું હોય, છીંકો આવતી હોય, હવામાં ફેરફાર થવાથી સળેખમ થઇ આવ્યું હોય, ઇત્યાદિ ચિન્હો આ દવાને સૂચવે છે.

**ચ્હેરો** ફિક્કો, ભયંકર ને ચિંતાતુર લાગતો હોય, ત્વચા જરાં વાદળી રંગ પડતી, ને થંડી હોય તેપણ આ દવાને સૂચવે છે.

**પેટમાં** દબાણ કરતો દુખાવો લાગતો હોય તે આ દવાથી મટે છે.

**દસ્ત** દર્દીના કબજામાં રહી શકતો નહોય, તે કાળો ઉતરતો હોય, કૉલેરા થયો હોય, પગની પીંડીઓમાં દર્દ થતું હોય, **શરીર થંડુ પડી ગયું હોય,** અશક્તિ બહુ હોય, જીવ ઉદાસ હોય, દર્દી મૂર્છાગત થતો હોય, તેનું જીવન મંદ પડી જતું હોય, જીભ પણ થંડી પડી જતી હોય, એવે સમયે આ દવા આપવાથી આરામ થવા લાગે છે.

**પેસાબ** કરતી વખતે દાહ થતો હોય, માંત્ર ટીપે ટીપે પીડા થઇને મૂત્ર ઉતરતું હોય, મૂત્રાશયમાં પેસાબ ભરાઇ રહ્યો હોય, પરંતુ ઉતરતો નહોય એવે સમયે આ દવા આપવાથી પેસાબ સારી રીતે છૂટે છે.

**શ્વાસ** ચઢતો હોય, રક્તાશયની જગ્યાએ દર્દ લાગતું હોય, શ્વાસ બહુ ઘુંટાતો હોય, ખાલી સખત ઉધરસ આવતી હોય, છાતીમાં ધબકારો થઇ આવતો હોય, શ્વાસ થંડો હોય, કે શ્વાસોચ્છ્વાસ થોડી વારથી સ્થંભી ગયો હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે.

**ઉંઘ** આવતી નહોય, હાથ પગ થંડા રહેતા હોય, એચેની તથા ચિંતા રહેતી હોય, ત્યારે આ દવાથી અંગ ગરમ થાય છે, ને ઉંઘ આવી જાય છે.

**આઘાત** મન ઉપર બહુ લાગ્યો હોય, તેનું કારણ એકાએક થયેલો અકસ્માત, શસ્ત્રોપચાર કે માઠા સમાચાર હોય, અને શરીર થંડુ પડવા લાગતું હોય, તો આ દવા આપવાથી ઠીક થાય છે.

**જ્વરમાં** નાડી નાની, નબળી ને ધીમી હોય, આખું શરીર થંડુ પડી ગયું હોય, થંડો પરસેવો આવવા લાગ્યો હોય, પેટમાં કે છાતીમાં કયાંઈ વરમની શરૂઆત હોય, ને તેને લીધે ટાઢ વાતી હોય, ને જીભ થંડી હોય, એવા એવા સંજોગોમાં આ દવાની જરૂર છે.

**પ્રધાન લક્ષણ:**—ચ્હેરો થંડો થઇ ગયો હોય, હોઠ કાળા થઇ ગયા હોય, નાડી છેક મંદ પડી ગઈ હોય, અને રક્તાશય ચાલતું બંધ પડવાથી થોડીવારમાં દર્દી મરી જશે એમ લાગતું હોય, ત્યારે પણ આ દવા અકસીર નીવડે છે.

**સરખાવો:**—આર્સેનિકમ, વિરેટ્રમ.

---

### ૩૩. કૅન્નાબીસ સૅટાઇવા[1×થી30],nn.
### ગુજ. એક જાતની ભાંગ.
### ( Cannabis Sativa ).

આ દવા ખાસ કરીને મૂત્રમાર્ગના વ્યાધિ મટાડવા માટે અપાય છે, તેમાં એક જાતની ભાંગ હોય છે, **મૂત્રમાર્ગ બહારથી સ્પર્શ કે** દબાણ **ખમી શકે નહિ,** એ આ દવાનું પ્રધાન લક્ષણ છે.

મૂત્રમાર્ગમાં વરમ થયો હોય, દાહ લાગતો હોય, **કે તે જગ્યાએ જાણે કીડીઓ ચટકા ભરતી** હોય એવું દર્દ થતું હોય, વારંવાર પેસાબની હાજત થતી હોય, પ્રમેહના દર્દને લીધે મૂત્રાશયમાં વરમ થયો હોય, અને પેસાબમાં લોહી પડતું હોય, પ્રમેહ થયો હોય અને ઇંદ્રિનો આગળનો ભાગ સુજી આવ્યો હોય, **પેસાબ બંધ થઈ ગયો હોય,** અગર પેસાબ થોડા થોડા કે ટીપે ટીપે પડતો હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**દમ–શ્વાસ** એવો ચડી આવતો હોય, કે તે વખતે સુઇ શકાતું ન હોય, છાતી ઉપર કાંઇ ભાર હોય, એવી ભીસ લાગવાથી શ્વાસ મુંઝાતો હોય, અથવા રક્તાશય ઉપર પાણી પડતું હોય એવી લાગણી થતી હોય તે પણ આ દવાથી મટે છે.

**માથું** દુખવા આવ્યું હોય, માથા ઉપર કાંઈ બોજો મુકયો હોય, એમ લાગતું હોય, અથવા માથા ઉપર પાણીનાં ટીપાં પડતાં હોય એમ જણાતું હોય, એ લક્ષણો પણ આ દવાને સૂચવે છે.

**રક્તાશય**ના બાહ્યપડમાં વરમ થયો હોય, અને રક્તાશયમાંથી ટીપાં પડતાં હોય એવું લાગતું હોય, ત્યારે પણ આ દવાથી ઠીક થાય છે.

**સરખાવો:**—મર્ક્યુરીઅસ કોરોઝીવસ, મર્ક્યુરીઅસ સોલ્યુબીલીસ, સલ્ફર, કૅપ્સીકમ, કાલી આયોડાઇડ, સેપીઆ, કેન્થારીસ, કોપેવા, ટેરીબીન્થીના, પુક્રેશીઆ.

આ દવાને મળતી **કેન્નેબીસ ઇન્ડીકા** નામની બીજી દવા આવે છે. તે આપણા દેશમાં થતી **ભાંગ**-માંથી બનાવાય છે. માથાનો દુખાવો, નિદ્રાનાશ, કલ્પનાશક્તિની અતિશય અને દુષિત ચંચળતા, ખોટા દેખાવ, સ્પર્શેન્દ્રિની અતિ ચંચળતા અને કોમળતા, વાંચતી વખતે અક્ષરોનો ગોટાળો થતો હોય, પોતાને શું કહેવું છે, અગર શું બોલવું છે, તે યાદ આવતું ન હોય, દર્દી પોતાની જે વાત શરૂ કરે, તે પુરી કરી શકતો ન હોય, ઇત્યાદિ ચિન્હોમાં કેન્નેબીસ ઇન્ડીકા સારૂં કામ કરે છે.

---

### ૩૪. કેન્થારીસ; બ્લીસ્ટર ફ્લાઇ ૩×થી૩૦.

( Cantharis )

આ દવા ફોડલા ઉપાડવા માટે વપરાતી માંખી-ઓમાંથી બનાવાય છે, અને જેવો દાહ તથા વરમ તે માંખીનો દંશ ઉત્પન્ન કરે છે, તેવો દાહ તથા વરમ મટાડવા માટે અપાય છે. હોમીઓપેથીનો સિ-દ્ધાંત મજબુત રીતે પુરવાર કરનાર આ એક ઘણી ખાત્રીલાયક દવા છે.

**રતવા તથા અન્નમાર્ગ, અને મૂત્ર માર્ગના વ્યાધિઓ જેમાં દાહ સાથે દુખાવો હોય છે, તેને માટે આ દવા ઉપયોગી છે.**

મૂત્રાશયનો સખત વરમ થઇ આવ્યો હોય, અને પેસાબ કરતી વખતે કોઇ કાપી નાખતું હોય એવી અતિશય વેદના થતી હોય, **વારંવાર પેસાબની હાજત થતી હોય, પેસાબમાં લોહી પડતું હોય,** પેસાબ **બહુજ થોડો** ઉતરતો હોય, તાવ આવ્યો હોય તે સાથે મૂત્રાશયનો વરમ થયો હોય, અને મૂત્રાશયની ગ્રીવા આગળ ઘણું સખત દર્દ થતું હોય, **ગુરદાનો તીક્ષ્ણવરમ** થયો હોય, અને દાહ વગેરે મળતાં ચિન્હો હોય, પેસાબ ટીપે ટીપે ઉત-રતો હોય, ને તે વખતે કમ્મરમાં દુખાવો થતો હોય શરીર લેવાઇ ગયું હોય, **અતિશય તૃષા** લાગતી હોય, હોઠ, મોઢું ને ગળું બળતાં હોય, **હેડકી** આ-વતી હોય, તે પાછી અન્નાશય તરફ જતી લાગતી હોય, ઇત્યાદિ આ દવાથી મટે છે.

**પ્રમેહ** જેવા દર્દની અસરથી વીર્યપાત થઈ જતો હોય, માથાળમાં દુખાવો રહેતો હોય, કે પેડુમાં દુખાવો જણાતો હોય, ત્યારે તે પણ આ દવાથી દૂર થઇ જાય છે.

**ત્વચા** ઉપર દાહ ને બળતરા સાથે ફોડલા થઇ આવ્યા હોય, ફોલ્લાવાળો રતવા ઉપડી આવ્યો હોય, ભાઠાવાળાં કે સડાવાળાં ચાંદા પડયાં હોય, ખરજ-વામાં બળતર થતી હોય, જળપીટિકા થઇ આવી હોય, ઇત્યાદિ દર્દોમાં આ દવા સારો ગુણ કરે છે.

**હિસ્ટીરીઆનું** દર્દ થયું હોય, તે સાથે ગળાના વ્યાધિઓ થઈ આવતા હોય, પેસાબ થોડો ઘણો બંધ રહેતો હોય, પરંતુ હિસ્ટીરીઆ થઈ ગયા પછી થોડાક કલાકે પુષ્કળ પાણી જેવો પેસાબ ઉતરતો હોય, અથવા રાત્રે પગનાં તળીઆં બળતાં હોય અને તે સાથે પાણી જેવો પેસાબ ઘણો ઉતરતો હોય ત્યારે પણ આ દવાથી આરામ થાય છે.

**સ્ત્રીઓને** ગુહ્ય બાહ્યાવયવોની આસપાસ વરમ હોય, તેની અસર ગુહ્ય બાહ્યાવયવો ઉપર થઇ હોય, યોનિની અંદર પણ દાહ થતો હોય, ને કમળ સુજી આવ્યું હોય, ત્યારે આ દવા આપવાથી દાહ, ચળ, બળતર વગેરે મંદ થવા લાગે છે.

**બહારથી** આ દવાનાં મધર ટીંકચરના દશ બાર ટીપાં નવટાંક પાણીમાં મેળવીને લગાડવાથી દાઝવાને લીધે થતો ફોડલો ઉપડતો બંધ થઇ જાય છે. તાવ અને કેટલાક લાંબા વ્યાધિઓથી જ્યારે માથાના વાળ ઉતરી જાય, ત્યારે આ દવાનું પોમાડ (Cantharidine pomade ચોપડવાનો મલમ) આવે છે, તે લગાડવાથી વાળ પાછા સારી સ્થિતિએ આવી જાય છે.

**સરખાવો:**—એપિસ, આર્સેનિકમ આલ્બમ, કેપ્સીકમ.

---

### ૩૫. કેપ્સીકમ ૧,×૬,૨૦૦ ગુજ. મરચાં.

( Capsicum ).

મરચાં આપણા દેશમાં થોડાક વર્ષથીજ દાખલ થયાં જણાય છે, કેમકે અસલનાં સંસ્કૃત પુસ્તકોમાં તેનું નામ કોઇ સ્થળે જણાતું નથી, આર્ય વૈદકના મૂળ ગ્રંથોમાં પણ તેનું વર્ણન નથી. મરિચ નામની સંજ્ઞા કાળાં મરિ કે તીખાંને આપેલ છે; મરચાંને નહિ. હોમીઓપેથીમાં મરચાંની દવા બનાવાય છે; તે ઘણા દર્દમાં ઉપયોગી થઇ પડે છે.

**અન્નમાર્ગના શ્લેષ્મ પડના વરમ, ટાઢીઓ તાવ, અને દીર્ઘ કાળથી ચાલતી પરૂ થવાની**

**ક્રિયા મટાડવા માટે આ દવા વપરાય છે. મરચાં કે તીખાં ખાવાથી જેવો દાહ શ્લેષ્મ પડમાં થાય, તેવો દાહ આ દવાને સુચવે છે.**

જે દર્દીઓનાં શરીર ચરબીથી ઘણા ફુલી ગયાં હોય, પણ શરીરની ઉપયોગી શક્તિઓ મંદ પડી ગઇ હોય, તેમને માટે આ દવા ઘણી સારી છે.

**અન્નમાર્ગ**ના શ્લેષ્મ પડ ઉપર જાણે મરચાંની ભુકી ભભરાવી હોય, એવી રીતે ચટપટી ને બળતર થતી હોય, મોઢું ને ગળું અતિશય આવી ગયું હોય ને તેમાં દાહ થતો હોય, કે **ડીપ્થેરીઆનો** રોગ થયો હોય, એ સમયે આ દવા આપવાથી વરમ અને દાહ ઓછો થાય છે. ગરમ પાણીમાં આ દવા નાખીને તેના કોગળા કરવાથી પણ મોઢું આવી ગયેલું મટે છે.

શ્લેષ્મ પડ મંદ પડી જવાથી **અજીર્ણ** થયું હોય, પેટમાં **બહુ વાયુ** થયો હોય, તે સાથે પેટમાં બળતર જણાતી હોય, અન્નાશય થંડો થઇ ગયો હોય, ઝાડો થયો હોય, તેમાં શ્લેષ્મ પડતો હોય, ને ઝાડો ઉતરતી વખતે ગુદામાં દાહ અને દર્દ થતું હોય, એવી જાતના અન્નમાર્ગના વ્યાધિઓ આ દવાથી મટે છે.

**ટાઢીઓ તાવ** આવતો હોય, ટાઢ પ્રથમ વાંસામાં આવતી હોય, અને પછી આખા અંગમાં ફેલાતી હોય, ટાઢ બહુ સખત આવતી હોય, અગર લાંબા વખત સુધી રહેતી હોય, સળેખમ થઇ આવ્યું હોય, તે સાથે તાવ આવ્યો હોય, તાવમાં ક્ષીણતા બહુ થઇ ગઇ હોય, લાલ તાવ આવ્યો હોય ત્યારે ગળું આવી ગયું હોય, અથવા સાધારણ તાવમાં પાચન શક્તિ બહુ મંદ પડી ગઈ હોય, યકૃત કામ કરતું ન હોય, ને સુસ્તી બહુ હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે.

**ઉધરસ** આવતી વખતે શરીરના બીજા કોઇ ભાગમાં દુખાવો લાગતો હોય, ઉધરસ એવી સખત આવતી હોય કે દર્દી ઉધરસ વખતે માથું પકડી રાખતો હોય, બેઠાં બેઠાં ઉધરસ ખાવાથી માથામાં તેનો ધકકો ખમી શકાતો નહોય, ત્યારે આ દવાથી ફાયદો થાય છે.

**મૂત્રમાર્ગમાં દાહ** થતો હોય અને વારંવાર પેસાબ કરવો પડતો હોય તો તે પણ આથી મટી જાય છે. વીર્યપાત જે આંતરડાના શ્લેષ્મપડના વરમની અસર થી થતો હોય, તે પણ આ દવાથી બંધ પડી જાય છે.

**દારૂજન્ય ભ્રમ** (delirium tremens) માં આ દવા આપવાથી મગજ શાંત થાય છે, ને દર્દીને ઉંઘ આવી જાય છે. લકવાના દર્દોમાં પણ કેટલીકવાર આ દવા ગુણકારી નીવડે છે.

**કાન**ના પછવાડેના હાડકામાં દુખાવો, અને સોજો થયા પછી પરૂ થવાના ચસકા આવતા હોય તો આ દવાથી મટે છે.

**સરખાવોઃ**—આર્સેનિકમ, ફેરમફોસ.

---

### ૩૬. કાર્બો વેજીટેબીલીસ[૬,૩૦,૨૦૦].

( Carbo Vegetabilis ).

**અજીર્ણ થયું હોય, રક્તસ્રાવની આદત હોય, જીવનની ચંચળતા છેક ઘટી ગઇ હોય, અને અતિશય ક્ષીણતા લાગતી હોય, વાયુનું જોર હોય, સ્વરભેદ થયો હોય કે શરીર થંડુ પડી ગયું હોય, ઈત્યાદિ ઉપર આ દવા મુખ્યત્વે કરીને વપરાય છે. મળમૂત્ર તથા વાયુઓ જે જે શરીરમાંથી નીકળતા હોય, તે તે બહુ દુર્ગંધવાળા હોય, હાથપગ થંડા હોય, અને તંતુઓનો પ્રાણવાયુ સાથે પુરતો સંયોગ થતો ન હોય** ( imperfect oxidation ), **ત્યારે પણ આ દવાની જરૂર પડે છે.**

લાંબા વખતથી **સાદ બેસી ગયો હોય,** અને સાંજની વખતે તથા ચોમાસાની ઋતુમાં તે વધારે ખરાબ થતો હોય, નબળા અને વૃદ્ધ માણસોને ઘણા વખતથી **જૂની ખાંસી** હોય, ફેફસામાં લોહી બરાબર ફરતું ન હોય, કફ ઘણો જામતો હોય ( તે ઘણીવાર ગંધાતો હોય ), પણ દર્દી તેને બહાર કાઢી શકતો ન હોય, કે ફેફસામાં સડો થશે એમ ભય હોય, દર્દી કોઇ તીક્ષ્ણ રોગથી ઘણો અશક્ત થઈ ગયો હોય, તેનો શ્વાસ થંડો લાગતો હોય, અને પવનને માટે ફાંફાં મારતો હોય, ઈત્યાદિ માટે આ દવા બહુ ઉપયોગી છે.

સહેજ વાતમાં **પેઢામાંથી લોહી** નીકળતું હોય, શ્વાસ ગંધાતો હોય, **પેટમાં વાયુ અને ખટાસ** જણાતાં હોય, પેટ મોટું થઇ ગયું હોય, છાતીમાં ધબકારો થતો હોય, ઝાડો કબજ રહેતો હોય, અગર

ગંધાતો ઝાડો થઇ આવતો હોય, દર્દીના **હાથપગ બહુ થંડા** રહેતા હોય, અને અતિશય ક્ષીણુતા ( exhaustion ) આવી જતી હોય, ત્યારે આ દવા આપવી જોઇએ.

જે બાળકોના **શરીરનું** ચેતન ઘટી ગયું હોય, કે **કંઠમાળની પ્રકૃતિ** જણાતી હોય, અથવા જેઓને પારદની દવા હદ ઉપરાંત આપવામાં આવી હોય છે, તેઓને ઉપર બતાવેલા વ્યાધિઓમાં આ દવા બહુ અનુકુળ થઇ પડે છે.

**ત્વચા** ઉપર ગંધાતા ચાંદા પડયા હોય, લાંબા વખતથી કાંઇ ત્વચારોગ થયો હોય, તેમાં ચળ આવતી હોય, દાહ થતો હોય કે જલદી લોહી પડતું હોય, ત્વચા લોહી વિનાની છેક ફિક્કી થઈ ગઈ હોય, બહુ દિવસથી જલપીટિકા થઇ હોય, તે મટતી ન હોય, દાઝવામાંથી દુષ્ટ ચાંદાં પડયાં હોય, તેમાંથી ગંધાતી રસી નીકળ્યા કરતી હોય, ઇત્યાદિ સમયે આ દવા ખાવા તેમજ બહારથી લગાડવા અપાય છે.

વેજીટેબલ ચાર્કોલ (વનસ્પતિના કોલસાની ભૂકી) બહારથી ઍલૉપૅથીમાં વપરાય છે, તેજ આ દવા છે. ઍલૉપૅથીનો વેજીટેબલ ચાર્કોલ એ એક જાતનો કોયલો છે. તે જૂનાં ચાંદાં ઉપર બહારથી ભભરાવવાથી ગંધાતી રસી બંધ થાય છે; કોઇએ સોમલ ખાધો હોય, તો તરત સાધારણ વેજીટેબલ ચાર્કોલ ખાવા આપવો: ને ઉપર દુધ પાવું એટલે સોમલનું ઝેર ઓછું ચઢશે. જીભ ઉપર બહુ જાડો સફેદ થર જામ્યો હોય, ત્યારે તે વેજીટેબલ ચાર્કોલ આપ્યો હોય, તો તે છારી દૂર થાય છે. શ્લેષ્મપડ સાફ થાય છે, ને પેટનો વાયુ કમી થઇ અજીર્ણ દૂર થાય છે.

**પ્રધાનલક્ષણ:**—તદ્દન અશક્ત થઇ ગયેલો દર્દી બિચારો પંખો નાંખો પંખો નાંખો એમ કહે છે, અને તેની ત્વચા લોહી વિનાની છેક ફીકી લાગે છે.

**વૃદ્ધિ:**—ચરબીવાળા ખોરાક, ઘી, દુધ, તેલ, કાફી ઇત્યાદિ **પ્રતિકુળ** થાય છે, એવા દર્દ માટે આ ઉપયોગી છે.

**શાંતિ:**—પંખો નાખવાથી, અને પુષ્કળ હવા આવવાથી દર્દીને ચેન પડે છે.

**સરખાવો:**—કાર્બોનીકમ, આર્સેનિકમ, ચાઇના, કાર્બોરીક આસીડ, ટાર્ટાર ઇમેટીક, વિરેટ્રમ આલ્બમ, કાર્બોલિક આસીડ, લાઇકોપોડીઅમ.

---

## ૩૭. કાર્બોલિક આસીડ ૩×

( Carbolic acid ).

જખમ ધોવાના કામમાં જંતુનાશક તરીકે વપરાતા કાર્બોલીક આસીડમાંથી આ દવા બનાવાય છે.

**ડીપ્થેરીઆ, ગર્ભાશયનાં ક્ષત ત્વચા ઉપરના ફોલ્લા, અતિશય સુસ્તી ને અશક્તિ, અને અમુક જાતની ઉલટી એ દર્દો ઉપર આ દવા ગુણકારી છે.**

ઘણી સુસ્તી થઇ આવી હોય, દર્દીને **મુર્છા** થઇ ગઇ હોય, **રક્તાશય બંધ પડી જાય** એવું લાગતું હોય, જીવનની સઘળી ચંચળતા એકદમ ઓછી થઇ ગઇ હોય, એવે સમયે આ દવાની જરૂર છે.

**ડીપ્થેરીઆની** અસર નાકને તથા મોઢાને થઇ હોય, મોઢામાં ચાંદા પડયાં હોય, નાકમાંથી ગંધાતો શ્લેષ્મ નીકળતો હોય, ઉધરસ આવતી હોય, **શ્વાસ અતિશય ગંધાતો હોય,** કાંઇ પણ પ્રવાહી પીવાથી ગળામાં ગડગડાટ થતો હોય જમતી વખતે મોળ આવ્યા કરતી હોય, **અન્નાશયનું અર્બુદ** થયું હોય, ગુરદાનો વરમ હોય, દારૂડીઆ લોકોને અથવા સગર્ભા સ્ત્રીને દરરોજ ઉલટી થતી હોય, દરીઆની મુસાફરી વખતે ઉલટી થતી હોય, ઝાડો થયો હોય, અને તેમાં ગંધાતો કાળો મળ પડતો હોય અથવા ઝાડો કબજ રહેતો હોય, અને શ્વાસોશ્વાસ ગંધાતો હોય, તો આ દવા આપવાથી ઠીક થાય છે.

કાંઇ **ત્વચાનો** વ્યાધિ ફુટી નીકળ્યો હોય, તે ઉપર જે ભીંગડાં વળનાં હોય, તેમાં લોહી રહેતું હોય અને દુર્ગંધવાળી રસી નીકળતી હોય, તો આ દવા આપવાથી તે ત્વચા રોગ મટી જશે.

**સ્ત્રીઓને** કમળમાં ક્ષત પડયાં હોય, તેમાંથી ગંધાતી ને દાહક ધાત જતી હોય, તે મટાડવા માટે આ દવા સારી છે.

**સરખાવો:**—આર્સેનિકમ આલ્બમ, ક્રીઓસોટ.

---

## ૩૮. કોલોફાઇલમ ૰,૧×,૩×,૩૦,૨૦૦.

( Caulophyllum ).

બ્લ્યુ કોહોશના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે. તેમાં કૉલોફીલીન અને લીગ્યૉનટીન એવાં બે સત્વો હોય છે.

**આ દવા સ્ત્રીઓને આર્તવવિકાર, પ્રદર, હિસ્ટીરીઆ, ને સંધિવા જેવા દરદો મટાડવા માટે અપાય છે. ગર્ભધાન, પ્રસૂતિ અને બાળકને ઉછેરવું એ ત્રણે સમયમાં આ દવા ઉપયોગી થાય છે.**

**સ્ત્રીને** પ્રસૂતિ સમયે વેણ **જોઇએ તેવી આવતી ન હોય,** અને અંગમાં જરા ટાઢના ઉકરાટા આવીને વેણુ બંધ પડી જતી હોય; પ્રસવનો ગોગ્ય સમય પ્રાપ્ત થયા પહેલાં એક બે અઠવાડીઆ અગાઉ ખોટી વેણ આવતી હોય, પ્રસવ વખતે કમળ સખત બીડાએલું રહેતું હોય, પીડા અસહ્ય હોય, અને અંદર સોય ઘોચ્યા જેવું દર્દ લાગતું હોય, અયોગ્ય કાળે અગર અનિયમિત રીતે વેણુ આવતી હોય, ગર્ભપાત થાય એવી દહેશત લાગતી હોય, પ્રસવ પહેલાં અગર પછી રક્તસ્રાવ થવા લાગ્યો હોય, ગર્ભાશયનું અધઃપતન કે પશ્ચાત્ નમન થયું હોય, તે સાથે પીડિતાર્તવ કે ઘણું પ્રદર હોય, અને તેથી નબળાઇ આવતી હોય, પીડિતાર્તવ દર્મ્યાન સ્ત્રીને હીસ્ટીરીઆ થતું હોય, અને આખે શરીરે દુખાવો ફર્યા કરતો હોય, મોટી ઉધરસ થઇ હોય તે વખતે ઉલટી બહુ થતી હોય, અને નાકમાંથી લોહી પડતું હોય, હાથે અને પગે સંધિવા થયો હોય, અને તે માત્ર આંગળીઓ જેવા નાના અવયવોમાંજ ફરતો હોય ઇત્યાદિ લક્ષણો માટે આ દવા અપાય છે.

એલોપેથીમાં જેમ અર્ગટ વપરાય છે, તેમ હોમીઓપેથીમાં ગર્ભાશયને ગોગ્ય રીતે ઉશ્કેરવા માટે કાલોફાઇલમ વપરાય છે. પ્રસવ પહેલાં આ દવા અને સીમીસીફયુજા વારાફરતી થોડાક દિવસ લેવાંથી પ્રસૂતિ સરલતાથી થાય છે.

રજોદર્શન બંધ થઇ ગયું હોય, અને પેડુમાં ચુંક આવતી હોય, ત્યારે પણ આ દવા ઉપયોગી થઇ પડે છે.

**સરખાવો:**–પલ્સેટીલા, કેમોમિલા, સીમીસીફયુજા, લીલીઅમ.

---

### ૭૯. કોસ્ટીકમ ૬,૩૦,૨૦૦
### ( Causticum )

સાધારણ રીતે બહારથી મસા, ચાંદા વગેરેને બાળવા માટે ક્યાસ્ટીક લગાડવામાં આવે છે, પણ હોમીઓપેથીમાં જે ક્યાસ્ટીક વપરાય છે, તે જુદી જાતનું હોય છે, સીલ્વર નાઇટ્રેટ સાથે તેને સંબંધ નથી, અને તે ખાવાને માટે આપી શકાય એવા મંદ ગુણવાળું હોય છે. બાઇસલ્ફેટ ઑફ પોટાશની અમુક મેળવણીમાંથી આ દવા બનાવાય છે.

**સજોખમ ને ઉધરસ સાથે સ્વરભેદ, સંધિવા, ગળાના ભાગનો ધીમે ધીમે વધતો પક્ષાઘાત, કોરીઆ, મૂત્રસ્રાવ, પેસાબમાં ક્ષારની વૃદ્ધિ અર્શ એ દર્દો ઉપર આ દવા સારી અસર કરે છે.**

આ એક એન્ટીસોરીક દવા છે, એટલે સોરાની જાતનાં દર્દો મટાડવા માટે તે ઉપયોગી થઇ પડે છે.

જો ચ્હેરાની ડાબી બાજુએ દુઃખાવો થઇ આવતો હોય, તે ઠંડા પદાર્થો લગાડવાથી ઓછો થતો હોય, વારંવાર પેસાબની હાજત થતી હોય, પેસાબ ફિક્કો ઉતરતો હોય, અને તે સાથે શરીરના સ્નાયુ કે સ્નાયુબંધનમાં દુખાવો થતો હોય, દૃષ્ટિ એ જાળી જેવું અથવા જીવડાં ઉડતાં હોય એવું દેખાતું હોય, રાતે વાઇ આવતી હોય, લોકો મોટર એરેક્ષીનું દરદ વધતું જતું હોય, શરદી લાગવાથી, બહુ બોલવાથી કે ગાવાથી સાદ બેસી ગયો હોય, સવારે સાદ વધારે ખરાબ રહેતો હોય રાતે સુતા પછી ઉધરસ બહુ આવતી હોય, ગળું આળું થયું જણાતું હોય ને ઠંડુ પાણી પીવાથી ઉધરસ નરમ પડતી હોય, છીંક કે ઉધરસ સાથે પેસાબ થોડોએક આપોઆપ છુટી જતો હોય, **દસ્તની કબજીઅત** રહેતી હોય, ઝાડો કઠણ અને ચળકતો ઉતરતો હોય, કૃમિ વિના માત્ર ગરમીથી ગુદાના ભાગ ઉપર ચળ આવતી હોય, **અર્શ** થયા હોય, તે ચાલતી વખતે દુખતા હોય, ને દાબવાથી કે ઠંડા પદાર્થો લગાડવાથી દુખાવો કમી લાગતો હોય, કે મસા અગર ભગંદર થયું હોય એવે સમયે આ દવા આપવાથી ઠીક થાય છે.

બાળકોને તથા વૃદ્ધ આદમીઓને રાતમાં લુગડામાં પેસાબ થઇ જતો હોય, કોઇ સખત માંદગીમાંથી ઉઠયા પછી પેસાબ વધારે ઉતરતો હોય, પરસેવો ખાટા આવ્યા કરતો હોય, જીવ ઉદાસ રહેતો હોય, ઇત્યાદિ ચિન્હો હોય, અથવા હિસ્ટીરીઆવાળા દરદીને વારંવાર પેસાબની હાજત થતી હોય તો આ દવા આપવાથી આરામ થાય છે.

**વૃદ્ધિ અને શાંતિ:**—ચોકખી અને સુંદર હવામાં તબીઅત વધારે બગડે છે, પણ ભેજવાળી હવાથી

ઠીક રહે છે. રસટોક્ષ અને ડલ્કેમેરાથી આ બાબતોમાં આ દવા વિરૂદ્ધ લક્ષણવાળી છે.

**ખાસ ઉપયોગ:**—કૉસ્ટીકમ, રસ ટોક્ષ, અને સલ્ફર એ ત્રણેના ઉપયોગથી દીર્ઘ સંધિવા મટાડી શકાય છે. જેઓને કશું ગમતું ન હોય તથા દરેક વસ્તુ અને બનાવમાંથી દુ:ખમય પરિણામ આવશે એવી ખોટી કલ્પના કરતા હોય તેમને આ દવાની વિશેપ જરૂર પડે છે.

**સરખાવો:**—જેલ્સીમીઅમ, સ્પન્જીઆ.

---

### ૪૦. કેમોમીલા મેટ્રીકેરીઆ ૬,૧૫,૩૦,૨૦૦
(Chamomilla Matricaria)

કૅમોમાઇલ નામની વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**મજ્જાતંત્રમાં બીગાડ થયો હોય, દર્દીમાં ધૈર્ય ન હોય, ક્રોધ કે ચિંતાથી સ્વભાવ બહુ ચીડીયો થયો હોય, યકૃત ઉપર મનોવિકારની માઠી અસર થઇ હોય, શરીરમાં જુદે જુદે સ્થળે દુખાવો લાગતો હોય, તે સહન થઇ શકતો નહોય, તે રાતે વધતો હોય, અને દુખાવો મટયા પછી તે સ્થળની ચામડી બહેર મારી જતી હોય, ચાહ, કાફી કે કોઈ નિદ્રાપ્રદ ઔષધનું સેવન બહુ કરવાથી સ્વભાવ ચીડીઓ થઈ ગયો હોય, ક્રોધથી અગર ચીડાઇ જવાથી તાવ આવ્યો હોય, ઇત્યાદિ દર્દો ઉપર આ દવા ખાસ કરીને અપાય છે. બાળકોને ચૂંક આવતી હોય, બહુ રીસાતાં હોય ને રડતાં હોય, ત્યારે આ દવા ઉપયોગી છે.**

બહારના બનાવો અને પ્રસંગોત્પાત્ થતી વાતચિતો ઉપરથી મગજને અસાધારણ અસર થઇ આવતી હોય, તેથી તાવ, ઉલટી, ઝાડો, કે માથાનો દુખાવો થતો હોય, હવાના સાધારણ ફેરફારથી પણ દુખાવો (neuralgia) અથવા કાંઇ દર્દ ઉપડી આવતું હોય ઉંઘ આવતી ન હોય, શરીર ગરમ થઇ આવતું હોય, છાતીમાં થડકારો થઇ આવતો હોય, પિત્તનું જોર વધી જતું હોય, એવા ચિન્હો હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે. જે દર્દી હઠીલો, રીસાળ, થોડી સહનશક્તિવાળો, બેડોળ ચ્હેરાવાળો અને કજીઆખોર હોય તેને (વિશેષ કરીને સ્ત્રી અગર બાળકને) આ દવા વધારે અનુકુળ છે.

પિત્તના પ્રકોપથી **માથું** દુખવા આવ્યું હોય માથાનો દુખાવો એટલો બધો સખત હોય, કે દર્દી ગાંડા જેવો થઇ જતો હોય, માથામાં શૂળ આવ્યા જેવું કે દાહ થતો હોય, એવું દર્દ હોય, મજ્જાતંત્રના દોષથી માત્ર મસ્તકની એકજ બાજુ દુખતી હોય, અંદર થડકારો લાગતો હોય, એકદમ માથું ગરમ થઈ આવતું હોય, સ્વભાવ ચીડીઓ થઈ જતો હોય, ચ્હેરા ઉપર હરકોઇ ભાગમાં દુખાવો થતો હોય, કે **કાનમાં દુખાવો** થતો હોય, ત્યારે આ દવા આપવાથી દુખાવો નરમ પડે છે.

એકદમ **ઉધરસ** ચડી આવતી હોય, છાતી અકડાઇ ગઇ હોય એમ લાગતું હોય, છોકરાંઓને શરદીથી સળેખમ થતું હોય, પોચા સ્વભાવની સ્ત્રી કે બાળકોનો સાદ બેસી ગયો હોય, અને ઉધરસ આવતી હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે.

**દાઢ** દુખવા આવી હોય ને તે વખતે અજીર્ણ હોય, જમ્યા પછી દાંતનો દુખાવો વધતો હોય, ગરમ પ્રવાહી પદાર્થથી દરદ વધતું હોય, પેઢાનો ભાગ સુજી આવ્યો હોય, અને જાણે જ્ઞાનતંતુનો ભાગ કોઈ ખોતરતું હોય એવું દર્દ થતું હોય, જીભ ઉપર પીળાસ પડતી સફેદ છારીનો થર જામ્યો હોય, અને કોર લાલ હોય, અજીર્ણ હોય, હોજરી ઉપર ભાર લાગતો હોય, એકાએક અંદર સોયના ગોદા જેવું દરદ થતું હોય, ચ્હેરો બેસી ગયેલો હોય, પેટમાં ખટાસ લાગતી હોય, ઝાડો, લીલો ઉતરતો હોય, પિત્તની ઉલટી થતી હોય, ચૂંક આવતી હોય, અને આંતરડાં બહુ દુખતાં હોય, ક્રોધને લીધે યકૃતનો કાંઇ વ્યાધિ થઇ આવ્યો હોય, ઇત્યાદિ સમયે આ દવા આપવાંથી ફાયદો થાય છે.

**બાળકોને** પેટમાં ચૂંક આવતી હોય, દાંત આવતી વખતે ઝાડો, અજીર્ણ વગેરે ઉપાધિ થતી હોય, સ્વભાવ ચીડીઓ હોય, માથું ગરમ થઈ આવતું હોય, તૃષા બહુ લાગતી હોય, બેચેની રહેતી હોય, ઉંઘ આવતી નહોય, દાંત આવતી વખતે કાંઈ ત્વચારોગ ફુટી નીકળ્યો હોય, તે સાથે ઝાડો વારંવાર થઇ આવતો હોય, એવા એવા દરદો મટાડવા માટે આ દવા ઉપયોગી થઇ પડે છે.

**ત્વચા** ઉપર ચાંદાં પડયાં હોય, તેમાં દાહ થતો હોય, અને જરાપણ સ્પર્શ ખમી શકાતો ન હોય,

ને સાથે સાથે પિત્તનો પ્રકોપ હોય, ત્યારે આ દવા પીવા તેમજ બહારથી લગાડવા અપાય છે. જાડી ત્વચા હોવાથી જ્યારે તેના વાટા પડે છે, ત્યારે તેના બે વાટાની વચ્ચે ત્વચા કેટલીકવાર લાલ થઈ આવે છે. ને તેમાંથી પાણી જેવી રસી ઝમે છે, તેવા દરદમાં આ દવા બહારથી લગાડવાથી ત્વચા સારી થઇ જાયછે.

બહારથી આ દવાના મધરટીંકચરનાં પાંચ ટીપાં બે આઉંસ પાણીમાં નાખીને ત્વચા ઉપર લગાડાય છે. એ સિવાય વળી દાઢ દુખતી હોય. ત્યારે કેમોમીલાનું ઇથીરીઅલ ઓઇલ તૈયાર આવે છે, તેનાં થોડાંક ટીપાં રૂ કે કપડા ઉપર નાખીને તેને કાનમાં ખોસવાથી દાઢનો દુખાવો નરમ પડે છે.

**સ્ત્રીઓને** કાળો અતિ આર્ત્તવ હોય, વેણના જેવું દરદ થતું હોય, વારંવાર પેસાબની હાજત થતી હોય, સ્ત્રીનો સ્વભાવ પોચો હોય, પગની શિરાઓમાં દરદ થતું હોય, ગર્ભાધાનના પાછલા મહિનામાં સગર્ભા સ્ત્રીઓના પગમાં દુખાવા સાથે તાણ જણાતું હોય, ખોટી વેણ જેવું પેડુમાં દરદ ( false labor pains ) લાગતું હોય, અને તેથી સ્ત્રી બૂમ પાડી ઉઠતી હોય, ક્રોધાદિ મનોવિકારને લીધે ગર્ભાશયમાં કાંઇ બગાડ થયો હોય, સ્ત્રીઓના સ્તનની દીંટડીઓનો વરમ થયો હોય, ઇત્યાદિ સ્ત્રીઓના રોગને આ દવા હરે છે.

વળી **સંધિવામાં** જ્યારે દુખાવાને લીધે ઉંઘ આવતી ન હોય, બેચેની રહેતી હોય, અને દુખાવાવાળું અંગ બહેર મારી જતું હોય (numbness), ત્યારે આ દવાથી સંધિવા પણ મટે છે.

**વૃદ્ધિઃ—**ક્રોધ થવાથી દર્દ વધે છે. દર્દીને બોલાવવાથી તે વધારે ચીડાય છે, કાફી કે કાંઈ નિદ્રાપ્રદ દવા લેવાથી દર્દ વધે છે. ગરમી સહન થઇ શકતી નથી. સાંજે અથવા રાત્રે તબીઅત વધારે બગડે છે. બાળક જાતજાતની ચીજો માગે છે, પણ ના પાડવાથી ઘણું ચીડાઇ જાય છે, અને તેથી તેનું શરીર વધારે બગડે છે.

**શાંતિઃ—**બાળકને તેડીને ફરવાથી રડતું રહે છે. ગરમ પણ ભેજવાળી ઋતુમાં ( ચોમાસાની શરૂઆતમાં ) દર્દીની તબીઅત સારી રહે છે.

**સરખાવોઃ—**એકોનાઇટ, ઍગૅરીકસ, બેલાડોના, સીના, કાફીઆ, ઇગ્નેશીઆ, નકસવોમિકા.

---

## ૪૨. કેલીડોનીઅમ મેજસથી[૬૪].

( Chelidonium Majus ).

આ દવા સીલૅન્ડાઇનના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી બનાવાય છે.

**યકૃતના તીક્ષ્ણ તેમજ જીર્ણ વ્યાધિઓ માટે આ એક મુખ્ય ઉપાય છે. જમણા ખભાની નીચે સતત થયા કરતું દર્દ, દસ્તની કબજીઅત, ઋતુના ફેરફારથી દર્દનું ફરી ફરીને થવું, જમ્યા પછી આખા શરીરની સુસ્તી, સુઇ જવાની ઇચ્છા તથા જરા પણ ઉદ્યમ કરવા તરફનો અભાવ, એ સૂચક લક્ષણો છે.**

**માથામાં** જમણી બાજુએ આંખ ઉપર દુખાવો થતો હોય, આંખમાંથી પાણી નીકળતું હોય, આવું દર્દ શરૂ થવા પહેલાં યકૃતના ભાગમાં દુખાવો થતો હોય, ઉંઘ આવ્યા કરતી હોય, શરીરની ત્વચા જરા બહેર મારી ગઈ હોય, દર્દીને પડી રહેવાનું મન થતું હોય, ડોકનો ભાગ ને માથાનો પછવાડેનો ભાગ બહુ થંડો લાગતો હોય, ફેર આવતા હોય, ઇત્યાદિ માથાના દર્દને હણવા માટે આ દવા સારી છે.

**આંખોમાં** મેલો પીળો રંગ લાગતો હોય, એકદમ આંસુ આવી જતાં હોય, જમણી આંખમાં દુખાવો જણાતો હોય, ને અશ્રુનો પ્રવાહ ચાલુ રહેતો હોય, કીકી સંકુચિત રહેતી હોય અને આંખ દાબવાથી ઠીક થતી હોય ઇત્યાદિ આંખના દોષને આ દવા દૂર કરે છે.

**જીભ** પીળી દેખાતી હોય, તે ઉપર દાંતની નિશાની હોય, મોઢામાં કડવો સ્વાદ લાગતો હોય, મોઢું ગંધાતું હોય, ઉન્હો ખોરાક, કે પ્રવાહીની રૂચિ થતી હોય, ગરમ પાણી પીવું ઠીક પડતું હોય, પણ ખોરાક લેવાથી ઉબકો આવતો હોય, પેટમાં, વાંસામાં અને છાતીના જમણા ભાગમાં દુખાવો લાગતો હોય, જમ્યા પછી જરાવાર ઠીક રહેતું હોય, પણ પછી યકૃતના ભાગમાં દુખતું હોય, યકૃતની વૃદ્ધિ થઇ હોય, પેટમાં વાયુ જણાતો હોય, પિત્તની પથરી થઇ હોય, **દસ્તકબજ** રહેતો હોય, દસ્ત કઠણ ને બકરાની લીંડીઓ જેવો ગોળ ઉતરતો હોય, કોઇવાર ઝાડો થઇ આવતો હોય ને કોઈવાર ઝાડો બંધ થઇ જતો હોય, ગુદા આગળ દાહ લાગતો હોય, ને ચળ આવતી હોય, ઇત્યાદિ સમયે આ દવા આપવાથી ઠીક થાય છે.

**શ્વાસોચ્છ્વાસ** બહુ ઉતાવળો ને ટુંકો ચાલતો હોય, ઉંડો શ્વાસ લેવાથી દરદ થતું હોય, દમ લેતાં મુંઝવણ થતી હોય, મોટી ઉધરસ આવતી હોય, છાતીમાં ખડખડ બોલતું હોય, પરંતુ બડખો બહુ મુશ્કેલીથી નીકળતો હોય, થોડોક કફ ઉધરસના જોરથી ઉડીને બહાર પડતો હોય, બપોર પછી સાદ બેસી જતો હોય, ને છાતી અકડાઇ ગઈ હોય એમ લાગતું હોય, તો આ દવાની જરૂર છે. **ન્યુમોન્યાની સાથે યકૃતમાં બિગાડ** થયાનાં ચિન્હો હોય, ત્યારે આ દવા બહુ ઉપયોગી છે.

સાથળમાં **સંધિવાની** અસર જણાતી હોય, પગની પાનીઓ જાણે મજબૂત જોડાથી દબાઇ ગઇ હોય એવું લાગતું હોય, પગો લકવાથી રહી જાય એમ લાગતું હોય, **સ્નાયુઓ** નિરર્થક કઠણ થઇ જતા હોય, હાલવા ચાલવાથી કે સ્પર્શ કરવાથી વ્યાધિ વધારે લાગતો હોય, ને કાંઇક ખોરાક લેવાથી કે દુખના ભાગને દાબી રાખવાથી ઠીક લાગતું હોય, ત્યારે આ દવા આપવાથી આરામ થાય છે.

**ખાસ ઉપયોગ:**—લાઇકોપોડીઅમ અને આ દવા બન્ને જરૂર પ્રમાણે આપવાથી યકૃતના ઘણા વ્યાધિઓ સંપૂર્ણ રીતે મટાડી શકાય છે.

**સરખાવો:**—બ્રાયોનિયા, ફૉસ્ફરસ, પૉડૉફીલમ.

---

## ૪૨. ચાઇના; સિંકોના ઑફીસીનાલીસ°, ૧×થી૩૦ ( China ).

શરીરમાંથી વિવિધ રસો વહી જવાથી **નબળાઇ** આવી ગઇ હોય, થંડો પવન ખમી શકાતો ન હોય, અમુક અમુક મુદતે રોગ ફરી ફરીને થઇ આવતો હોય, મનોવૃત્તિઓ એકદમ ઉશ્કેરાઇ જતી હોય, ને ગાઉટની જૂની અસર જણાતી હોય, ત્યારે આ દવા બહુ ઉપયોગી થઇ પડે છે. જે ઝાડની છાલમાંથી કવીનાઇન બનાવવામાં આવે છે, તેજ ઝાડની છાલમાંથી આ દવા બનાવાય છે; સાધારણ કવીનાઇન અને હોમીઓપેથીનું ચાઇના કેવી અસર કરે છે, તે બહુ લક્ષ આપવા જેવી બાબત છે.

**મન** નિર્દય, બેદરકાર, સ્વતંત્ર, ઉપરીની અવગણના કરે તેવું, અથવા નિરાસ થઇ ગયું હોય, અનેક વિચારોથી ચિત્ત વ્યગ્ર થતું હોય, ઉંઘ આવી શકતી ન હોય, પોતાના ઉપરીનું કે બીજા માણસોનું મન દુખવવા તરફ વૃત્તિ જતી હોય, અતિશય મગજની મહેનત, ચિંતા કે વિષય ભોગથી મગજ ખાલી પડી ગયું હોય, એકાએક રૂદન થતું હોય, અને ચેન ન પડતું હોય, ત્યારે આ દવાથી શાંતિ થાય છે. ઉપર કહ્યાં છે તેવા કારણથી કે રકતસ્રાવ થવાથી દરદીને ફેર આવતા હોય, દ્રષ્ટિ મંદ પડી ગઇ હોય, ઇત્યાદિ ચિન્હો પણ દૂર થાય છે.

**માથું** જાણે ફાટી જશે એવું દુખતું હોય, જાણે અંદર ભેજું હલતું હોય, અને ખોપરી સાથે અથડાતું હોય, માથામાં લોહીની નસો જોસથી થડકતી હોય એમ લાગતું હોય, રકતસ્રાવ થયા પછી, મોઢામાંથી અતિશય લાલ વહ્યા પછી, સ્ત્રીને સખત પ્રદર થયા પછી, કે પુરૂષે વીર્યનો ઘણો ક્ષય કર્યા પછી ચ્હેરો લાલ અને ગરમ થઇ આવ્યો હોય, માથું દાબી રાખવાથી અને ગરમ ઓરડામાં રહેવાથી દુખાવો ઓછો લાગતો હોય, તાળવાનો ભાગ એટલો બધો દુખતો હોય કે વાળ ઓળતી વખતે તેની ઉપર કાંચકી કે એવી કાંઇ ચીજ અડે, તે ખમી શકાતું ન હોય, ખુલ્લી હવામાં જવાથી બન્ને લમણા ચસકવા લાગતા હોય, અને પવન ખમી શકાતો ન હોય, ત્યારે આ દવાની જરૂર છે.

**નાક**માંથી સવારમાં ઉઠતી વખતે લોહી પડતું હોય, સળેખમ થયું હોય, નાકમાંથી પાણી ટપકયા કરતું હોય, છીંકો બહુ આવતી હોય, અથવા સળેખમ એકદમ બંધ થઇ ગયું હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે.

**કાન**માં ઘોંઘાટ થતો હોય, કે બહારથી તેની ઉપર સ્પર્શ ખમી શકાતો ન હોય, તે લાલ થઇ આવ્યા હોય તો આ દવા અપાય છે.

**આંખોની** આસપાસ ભૂરો રંગ જામ્યો હોય, આંખે કાળા ડાઘ દેખાતા હોય, કે ચળકતા વાદળાં દેખાતાં હોય, નેત્ર દર્પણની નબળાઇને લીધે રાત્રે કશું દેખી શકાતું ન હોય, દિવસે પ્રકાશ સહન થઇ શકતો ન હોય, આંખના ડોળા બહુ મોટા અગર બેડોળ લાગતા હોય, **આંખમાં ભાર લાગ્યા કરતો હોય**, કે પાંપણમાં દુખાવો રહી રહીને થઇ આવતો હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**દાંત** દુખવા આવ્યો હોય, તેને દાબવાથી કે ગરમી લગાડવાથી ઠીક લાગતું હોય.

**જીભ** ઉપર જાડી ને મેલી છારી વળી હોય, મોઢામાં કડવો સ્વાદ રહેતો હોય, અથવા હરેક પદાર્થ બહુ ખારો લાગતો હોય, એ પણ આ દવાને સૂચવે છે.

**પાચન ક્રિયા** મંદ હોય, અપચો થયો હોય, અજીર્ણવાળા પદાર્થની ઉલટી થતી હોય, ચાહ બહુ પીવાથી પાચનક્રિયા બગડી ગઇ હોય, ભૂખ ને થાક લાગતો હોય, પરંતુ ખાવાની રૂચિ થતી નહોય, પીપડીના પ્રદેશમાં દુખાવો રહેતો હોય, દુધ ભાવતું ન હોય, અગર દુધ પચતું ન હોય, ભૂખ લાગ્યા પછી ખાવાથી પણ ખોરાક પાચન થયા વિના પેટમાં પડયો રહેતો હોય, પેટમાં વાયુ બહુ જણાતો હોય, ઓડકાર આવવાથી કશો ફાયદો જણાતો ન હોય, સફરજન, આલુ, અંજીર વગેરે ફળો ખાવાથી તબીઅત બગડતી હોય, પેટમાં વાયુ થવાથી ચૂંક આવતી હોય, પેટ ઢોલની માફક ડમડમ બોલતું હોય, **પિત્તની પથરીને લીધે ચૂંક આવતી હોય,** યકૃત અને પ્લીહા વૃદ્ધિ પામ્યાં હોય, યકૃતનો દીર્ઘ વ્યાધિ હોય, કમળો થઇ આવ્યો હોય, પેટની અંદર જાણે બધું હલ્યા ચાલ્યા વિના શાંત પડયું હોય, એવા પાચન ક્રિયાના દોષને આ દવા મટાડે છે.

**ઝાડો** પચ્યાવિના પીળાસ પડતો ને ફીણવાળો ઉતરતો હોય, ઝાડો ઉતરતી વખતે જરાપણ દરદ થતું ન હોય, ઉનાળાની ઋતુમાં જમ્યા પછી અને રાત્રે ઝાડો વધારે થતો હોય, કેરી, અંજીર, વગેરે ફળો બહુ ખાવાથી ઝાડો થયો હોય, દુધ કે બીરદારૂ, બહુ લેવાથી ઝાડો થયો હોય, કે બહુ ચાલવાથી ઝાડો થયો હોય, ઝાડો થયા પછી નબળાઇ બહુ આવી જતી હોય, પેટમાં બહુ વાયુ જણાતો હોય, પવન છૂટવાથી કાંઇ આરામ લાગતો ન હોય, ત્યારે આ દવાની જરૂર પડે છે.

**પુરૂષને** વારંવાર વીર્યપાત થતો હોય, ને પછી ઘણી નબળાઈ આવી જતી હોય, તથા વીર્યપાત થવાથી બીજાં અનેક ચિન્હો થતાં હોય, ત્યારે આ દવાથી ફાયદો થાય છે.

**સ્ત્રીને** રૂતુસ્રાવ બહુ વહેલો થતો હોય, સ્રાવમાં **કાળા કટકા** નીકળતા હોય, અને પેડુ ફાટતું હોય, રજોદર્શન સમયે બહુ દુખાવો થતો હોય, સ્ત્રીને રતિવિલાસની ઉત્કંઠા બહુજ સખત થતી હોય, રક્તપ્રદર થયું હોય, પેડુમાં ભાર લાગતો હોય ઇત્યાદિ દોષોને શાંત કરવા માટે આ દવા અપાય છે.

**શ્વાસોચ્છ્વાસ** લેતાં મુશ્કેલી લાગતી હોય, શ્વાસ લેવા માટે માથું ઉંચું કરવું પડતું હોય, સળેખમની અસરથી નાક બંધાઇ ગયું હોય, ને ગુંગળાઇ જવા જેવું લાગતું હોય, છાતીમાં કફ બોલતો હોય, ખાધા પછી સખત ઉધરસ આવતી હોય, ને છાતીમાંથી લોહી પડતું હોય, ત્યારે આ દવા આપવી પડે છે.

આખું **શરીર ને સાંધા** જાણે લચક લાગી હોય એમ દુખતા હોય, સાંધા સુજી આવ્યા હોય, શરીરમાં નબળાઇ બહુ હોય, જરાપણ શ્રમ કે કસરત લેવાનું મન થતું ન હોય, સ્પર્શ ખમી શકાતો ન હોય, ને થાક હોય એવું લાગ્યા કરતું હોય, ત્યારે આ દવાની જરૂર છે.

**ત્વચા** થંડી રહેતી હોય, પરસેવો બહુ વળ્યા કરતો હોય, **સ્પર્શ જરાપણ સહન થતો ન હોય,** પરંતુ દાબવાથી ઠીક લાગતું હોય, એક હાથ બરફ જેવો થંડો લાગતો હોય, પરંતુ બીજો હાથ ગરમ રહેતો હોય, શરીરે સોજા ચડયા હોય.

**ત્વચાનો વરમ** થઇ આવ્યો હોય, કે રતવા થયો હોય, ત્યારે આ દવાથી તેવા ત્વચારોગ દૂર થાય છે.

**ઉંઘ** આવ્યા પછી પણ શરીરની સુસ્તી ઓછી થતી ન હોય, ને વધારે ઉંઘવાનું મન થતું હોય, સવારમા ઉંઘ ઉડી જતી હોય, ઘણા દિવસથી ઉંઘ આવતી ન હોય, અથવા બાળકોને ઉંઘતી વખતે નસકોરાં બોલતાં હોય, તો આ દવા આપવી જોઇએ.

**તાવ** એકાંતરો, કે તરીઓ આવતો હોય, અને તે ટાઢીઆ તાવને બરાબર મળતો આવતો હોય, જરાક પણ શ્રમ લેવાથી પરસેવો આવી જતો હોય, બપોરે આશરે અગ્યાર વાગે ટાઢ આવતી હોય, તે પહેલાં તરસ લાગતી હોય, ને થોડી થોડીવારે જરા જરા પાણી પીવાતું હોય, પછી રાત્રે અશક્તિ આવી જાય એવો પરસેવો વળતો હોય, ત્યારે આ દવાથી તેવાં ચિન્હો હઠે છે. કોઇપણ ચિન્હો જે ત્રીજે ત્રીજે દિવસે જોરથી દેખાતાં હોય, તેને માટે આ દવા અકસીર છે. તોપણ બધી જાતના અંતરીઆ તાવઆ એકજ દવાથી મટે છે એમ સમજવું નહિ. એકજ ઘરમાં ત્રણ સખ્સને અંતરીઓ તાવ આવતો હોય, તોપણ ત્રણેને પ્રકૃતિને અનુસરીને જુદી જુદી દવા આપવી પડે છે.

**વૃદ્ધિઃ**—ત્વચા ઉપર જરાપણ સ્પર્શ ખમી શકાતો નથી.

**શાંતિ:**—મજબૂત રીતે દાબી રાખવાથી સારૂં લાગે છે.

**નાડી:**—નાડ નબળી, અનિયમિત, અને સ્પષ્ટ રીતે ગણી શકાય નહિ તેવી હોય છે.

**સરખાવો:**—ફેરમફૉસ, ફૉસ્ફરસ, અને ક્રોટેલસ ( રક્તસ્રાવ માટે ), કેલ્કેરીઆ ફૉસ ( અજીર્ણવાળા ઝાડા માટે ), યુપેટોરીઅમ, નેટ્રમ મ્યુર, આર્સેનિકમ, ઇગ્નેશીઆ, કૅપ્સીકમ, કાર્બોવેજીટેબીલીસ, ટાર્ટાર ઇમેટિક, લાઇકોપોડીઅમ.

ક્વીનાઇન બહુ લેવાથી તબીઅત બગડી જાય છે, ત્યારે બધી વખત ચાઇનાથી ફાયદો થતો નથી. ચાઇના, ઈપીકાક્યુઆના, આર્સેનિકમ, નેટ્રમ મ્યુર, પલ્સેટીલા, ફેરમફોસ કે બીજી કોઇ એવી દવામાંથી જેને મળતાં લક્ષણો હોય, તે આપવાથી તબીઅત સુધરે છે.

---

## ૪૩. ચીનીનમ આર્સેનિકોઝમ ૩×થા૬×.

( Chininum Arsenicosum ).

આખા શરીરમાં ફેલાએલી થાક નબળાઇ ને સુસ્તીની લાગણી દૂર કરવામાં આ દવા ઘણીજ સારી છે. હોમીઓપેથીમાં તે મુખ્યત્વે કરીને પૌષ્ટિક (general tonic) દવા તરીકે વાપરી શકાય છે. ડીપ્થેરીઆ, માથાનો દુખાવો, દમનો રોગ, અમુક અમુક વખતે આવતો ઝીણો તાવ ઇત્યાદિ દરદોમાં પણ આ દવા સારી અસર કરે છે. આ દવા સાધારણ રીતે ૩× અને ૬× વાળી વપરાય છે.

મગજ કામથી કંટાળી જતું હોય, માથું ભારે લાગતું હોય, ચિંતા બહુ રહેતી હોય, સ્વભાવ ચીડીઓ થઇ ગયો હોય, ફેર આવતા હોય, ઇત્યાદિ મગજના વ્યાધિ આ દવાથી દૂર થાય છે.

**જીભ** ઉપર જાડી છારી વળી આવતી હોય, પીળાસ પડતી છારી હોય, મોઢામાં કડવો સ્વાદ રહેતો હોય, ને ભૂખ લાગતી ન હોય, ત્યારે આ દવા આપવી જોઇએ.

**હોજરી**માં કોઇવાર ખટાસ વધી પડતી હોય, ને કોઇવાર બહુ ઓછી થતી હોય, તરસ બહુ લાગતી હોય, પરંતુ પાણી પીવાથી પેટમાં ગડબડાટ થતો હોય, ત્યારે આ દવાની જરૂર છે.

**રક્તાશય**નો ધબકારો થઇ આવતો હોય, રક્તાશય બંધ પડી જશે, એવી લાગણી થતી હોય, અમુક મુદતે છાતીમાં મુંઝવણ થઇ આવતી હોય, ખુલ્લી હવામાં ફરવાથી ઠીક થતું હોય, પરંતુ ઘર આગળ રહેવાથી તબીઅત બગડતી હોય, ઈત્યાદિ ચિન્હો આ દવાથી દૂર થાય છે.

**તાવ** ઝીણો ઝીણો કાયમ આવ્યા કરતો હોય, નબળાઇ વધતી જતી હોય, અને શરીર લેવાઇ જતું હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**સરખાવો:**—આર્સેનિકમ આલ્બમ.

---

## ૪૪. સાઇના એન્થેલ્મીન્ટીકા૧×,૩,૬,૨૦૦,૫૦૦

( Cina A. )

**બાળકોને કૃમિ થવાથી જે દર્દો થાય છે, તે દરદોમાં આ દવા વપરાય છે. જે ઝાડમાંથી સેન્ટોનાઇન સત્વ નીકળે છે તે ઝાડમાંથી આ દવા બનાવાય છે.**

બાળક પોતાના **દાંત કચરડતું હોય**, રાતમાં ઝબકી જતું હોય, પૂરી નિદ્રા લેતું નહોય, રાતમાં રડયા કરતું હોય, શરીરના જુદા જુદા ભાગ ખેંચાતા હોય, કૃમિને લીધે **આંચકી આવતી હોય,** કે વાઇના જેવું તાણ આવતું હોય, ત્યારે આ દવાની જરૂર છે.

**કીકી** વિસ્તૃત રહેતી હોય, આંખે ઝાંખ વળતી હોય, આંખનાં પોપચાં ખેંચાતાં હોય, દૃષ્ટિ મંદ પડી ગઇ હોય, **નાક ઉપર ચળ** આવતી હોય, અને તેથી **બાળક નાકને ચોળી નાખતું હોય,** હસ્તક્રિયાની કુટેવથી દૃષ્ટિ નબળી પડી ગઇ હોય, **કાનમાં** ચળ આવવાથી બાળક કાનને ખોતરતું હોય, ઈત્યાદિ લક્ષણો દૂર કરવા માટે આ દવા બહુ ઉપયોગી છે.

ચ્હેરો ફિક્કો થઇ ગયો હોય, આંખોની નીચે કુંડાળાં પડયાં હોય, શરીર સુકાઇ જતું હોય, વારંવાર તાવ આવી જતો હોય, ઇત્યાદિ ચિન્હો પણ આ દવાને સૂચવે છે.

મોટી ઉધરસ આવતી હોય, તે સાથે પેટમાં કૃમિ થયાં હોય, એકદમ એવી ઉધરસ આવતી હોય, કે તેથી ઉલટી થતી હોય, ત્યારે આ દવાથી ઉધરસ નરમ પડે છે.

પ્રાચન ક્રિયામાં એવો બગાડ થયો હોય, કે કોઇવાર અતિશય ભૂખ લાગે ને કોઇવાર જરાપણ રૂચિ ન થાય, બાળક ખાવાને માટે ગળપણ માગતું હોય, પેટમાં ચટકા ભર્યા જેવું દરદ લાગતું હોય, ગુદા દ્વાર આગળ ચળ આવતી હોય, ઝાડો થઇ આવતો હોય, પેટ મોટું થઇ આવ્યું હોય, સવારમાં ઉઠતાંજ હોજરીની નીચેના ભાગમાં દુખાવો શરૂ થતો હોય, અને ભુખ્યા પેટે વધારે લાગતો હોય, તથા એ સઘળાનું કારણ પેટમાં કૃમિ લાગતાં હોય, ત્યારે આ દવા આપવાથી આરામ થાય છે.

**તાવ** વખતો વખત ઘણો સખત આવતો હોય, ચ્હેરો લાલચોળ થઇ આવતો હોય, અને આંખોની ફરતી ગોળ કાળી કીનારી થતી હોય, તેને માટે આ દવા ઘણી સારી છે.

**પેસાબ** વારંવાર કરવો પડતો હોય, બાળક રાતમાં પેસાબ કરતું હોય અને બીછાનું બગાડતું હોય, પેસાબ જાડો ને સફેદ ઉતરતો હોય, તથા તેનું કારણ કૃમિ હોય, ત્યારે આ દવા આપવાથી ફાયદો થાય છે.

ઉપર બતાવ્યાં છે તેવાં ચિન્હોથી સાથે કૃમિ હોવાંજ જોઇએ એવો કશો નિશ્ચય નથી, કદાપિ ઉપર કહ્યાં તેવાં ચિન્હો હોય, પરંતુ કૃમિ નહોય, તો પણ આ દવાની જરૂર છે, અને આજ દવા આપવાથી ફાયદો થશે

**સરખાવો:**—કેમોમિલા, ઇગ્નેશિયા.

---

## ૪૫. સાઇનેરેરીઆ મેરીટીમા.

( Cineraria Maritima )

આ દવા આંખમાં આંજવાથી મોતીઆ મટે છે, સાધારણ રીતે મોતીઆને માટે શસ્ત્રક્રિયા કરાવવી પડે છે, **પણ આ દવા વાપરવાથી તેવા કશા જોખમમાં ઉતરવાની જરૂર રહેતી નથી.**

ડસ્ટીમીલરના સાધારણ નામથી ઓળખાતા છોડવા અમેરિકા તથા સ્પેનમાં થાય છે, અને તેનો રસ આંખમાં આંજવાથી ડા. આરમર્સનો મોતીઓ નીકળી ગયો હતો, ત્યારથી આ દવાને મોતીઆ કાઢવા માટે વપરાય છે, તેનો રસ તૈયાર વેચાય છે, તેનું એક ટીપું દિવસમાં ચાર પાંચ વખત કેટલાક દિવસ સુધી આંખમાં નાખવાની જરૂર પડે છે. આંજવાથી પ્રથમ થોડીવાર બળતર લાગે છે, પરંતુ પછી તે બળતર મટી જાય છે.

---

## ૪૬. કૉકયુલસ ઇન્ડીકસ ૩×થા ૩૦ તથા ફીન્ઝીની cm. ની બનાવટ. ગુજ. કાકમારી.

( Cocculus Indicus. )

કાકમારીનાં બીજ દેશી દવામાં કોઇકવાર વપરાય છે, સાધારણ રીતે તે એક ઝેરી પદાર્થ ગણાય છે; તેનાથી જનાવર અને માછલાં મરણ પામે છે. હોમીઓપેથીમાં તે એક બહુ ઉપયોગી દવા ગણાય છે.

**આ દવા વિચારશક્તિના કરતાં હાલવા ચાલવાની શક્તિની સાથે વધારે સંબંધ રાખે છે. ચાલતાં, ઘોડસ્વારી કરતાં, ગાડીમાં બેસતાં કે વહાણમાં મુસાફરી કરતાં ફેર આવતા હોય, અથવા કાંઇ ઝડપથી જતી કે ઉડતી ચીજ જોવાથી પણ ફેર આવતા હોય, એવાં દર્દો મટાડવા માટે આ દવા ઉપયોગી છે.**

**મજ્જાતંત્ર** બહુ ઉશ્કેરાઇ જતું હોય, અપમાન નિંદા કે આશાનો ભંગ ખમી શકાતો ન હોય, જીવ ઉદાસ રહેતો હોય, ચિંતાયુક્ત કલ્પનાઓ આવ્યા કરતી હોય, ખોટા વહેમ થતા હોય, મિથ્યા ભય લાગતો હોય, લોકોમોટર એટેક્ષીનો રોગ દિનપ્રતિદિન વધતો જતો હોય, અર્ધાંગ વાયુ થયો હોય, બન્ને પગો લકવાથી રહી ગયા હોય બરાબર ચાલી શકાતું નહોય અને સ્નાયુઓ સજડ થઇ ગયા હોય, ડીપ્થેરીઆમાંથી પક્ષાઘાત થયો હોય, જમ્યા પછી, કે કાંઇ પ્રવાહી પીધા પછી કે બીછાનામાંથી ઉભા થયા પછી ફેર આવતા હોય, મગજ ખાલી હોય, એમ લાગતું હોય, દ્દષ્ટિમંદ જણાતી હોય, વાંચ્યા પછી નજરે કાળા ડાઘ દેખાતા હોય, તેમને આ દવા આપવાની જરૂર છે. વળી વહાણમાં કે આગબોટમાં બેસવાથી ફેર આવતા હોય, અને ઉલટી થતી હોય, તેને ( જેને સી સીકનેસ કહે છે તેને ) માટે આ દવા સારી છે.

**ગળું કોરૂં** પડી ગયું હોય, અંદર દાહ લાગતો હોય, ગળે કશી ચીજ ઉતારતાં મુશ્કેલી પડતી હોય, ગળું રૂંધાય એમ લાગતું હોય, ફેર આવતા હોય, ચ્હેરો ગરમ ને લાલ થઈ આવ્યો હોય, ગાડીમાં

કે વહાણમાં બેસવાથી માથું દુખવા આવ્યું હોય, જમ્યા પછી મજ્જાતંત્રના દોષને લીધે ઓડકાર કે હેડકી આવતી હોય, દરિયાની મુસાફરીને લીધે ઉલટી થતી હોય. **ખોરાક તરફ અણગમો થતો હોય,** મોઢામાં કાંઇક **ધાતુના કાટ જેવો સ્વાદ** રહ્યા કરતો હોય, પેટમાં અણીદાર પથ્થરો ભર્યા હોય એવું લાગતું હોય, ગોળો ચડયા જેવું પેટમાં સખ્ત દર્દ થતું હોય, પેટના સ્નાયુઓ નબળા હોય, અને સારણનું દરદ થશે એમ લાગતું હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે.

**તાવ** આવતો હોય, ત્યારે ટાઢ આવતી હોય, પેટમાં વાયુ જણાતો હોય, ચૂંક આવતી હોય, મોળ આવતી હોય, ફેર આવતા હોય, પગ થંડા રહેતા હોય, માથું ગરમ રહેતું હોય, કાંઇ મનોવિકારને લીધે થોડો એક તાવ આવી ગયો હોય, ટાઢ વાયા કરતી હોય, ને પરસેવો ને તાવ વારા ફરતી ચડઉતર કર્યા કરતા હોય, અને ત્યારે આ દવા આપવી જોઇએ.

**સ્ત્રીઓને** પીડિતાર્તવ થતો હોય, ઋતુસ્રાવ પુષ્કળ **પણ** કાળો થતો હોય, ઋતુસ્રાવ બહુ વહેલો થતો હોય, તે સાથે પેડુમાં ચૂંક આવતી હોય, રજોદર્શન પહેલાં પરૂ મિશ્રિત ધાત જતી હોય, પ્રદરથી એટલી બધી નબળાઇ આવી જતી હોય કે સ્ત્રીથી બરાબર બોલી પણ શકાતું નહોય, અગર ઋતુસ્રાવથી એટલી બધી નબળાઇ આવતી હોય કે સ્ત્રી ઉભી રહી શકતી નહોય, ઇત્યાદિ સ્ત્રીઓના રોગ આ દવાથી મટે છે.

**વૃદ્ધિ અને શાંતિઃ**—બેઠા થવાથી અને ચાલવાથી દર્દ વધે છે, અને શાંત સુઇ રહેવાથી ઠીક રહે છે.

**પ્રધાન લક્ષણઃ**—ગળાના સ્નાયુઓની નબળાઇ, હાલવાથી ચાલવાથી કે મુસાફરીથી વધતા વ્યાધિ, શરીરના અવયવો ખાલી પડી ગયા હોય એવી લાગણી, ઉજાગરો કરવાથી કે અતિશય મગજની મહેનત લેવાથી નીપજતાં ખરાબ પરિણામ.

**સરખાવોઃ**—ઇગ્નેશીઆ, બ્રાયોનિયા, કાલ્ચીકમ કુપ્રમ, કૅાસ્ટીકમ, નાઇટ્રીક આસીડ, કાર્બોલીક આસીડ (સી સીકનેસ માટે).

---

### ૪૭. કૅાફીઆ ક્રુડા ૩, ×, ૬, ૩૦, ૨૦૦

(Coffea Cruda)

**આ દવા સેકયા વિનાના બુંદ દાણામાંથી બનાવાય છે. ઇન્દ્રીઓની તથા મનની અતિશય ચંચળતા, અને નાજુકાઈ એ આ દવાને સૂચવનારૂં મુખ્ય લક્ષણ છે. કેમોમીલા અને કોકયુલસને મળતી આ ત્રીજી દવા છે. અસહ્ય દુખાવો દાંત, આંખ, મસ્તક વગેરે સ્થળે થતો હોય, તન અને મન અતિશય ચંચળ હોય, કે અતિ હાસ્ય, અતિ શોક, અતિ ચિંતા ઇત્યાદિથી કાંઈ દર્દ થઇ આવ્યું હોય, અગર ઉંઘ આવતી ન હોય તેવે પ્રસંગે આ દવા દુબળા, ઉંચા, ને વાંકા વળી ગયેલા સક્ષોને બહુ માફક આવે છે.**

**સ્વભાવ** ચીડીઓ થઇ ગયો હોય, વખતે આનંદી રહેતો હોય, જે તે વાતની અસર બહુ થઇ જતી હોય, અનેક તર્ક વિતર્ક થતા હોય, સાહસ કરવા તરફ વૃત્તિ દોરાતી હોય, **માથું દુખતું** હોય, અથવા **આધાસીસી** ચડતી હોય, ભેજાને કોઇ ફાડી નાખતું હોય એવું, અથવા **માથામાં ખીલો માર્યાના જેવું** દરદ થતું હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે.

સ્વભાવ બહુ પોચો હોવાથી કાંઇ પણ મનોવિકાર થાય કે તરત છાતીમાં ધબકારો થઈ આવતો હોય, નાડી અનિયમિત ચાલતી હોય, અથવા ઉતાવળી પણ નબળી ચાલતી હોય, કે છાતીમાં શ્વાસ ચડયાની માફક મુંઝવણ લાગતી હોય, ત્યારે આ દવા આપવી જોઇએ.

**દાંતનો દુખાવો** બહુ થઇ આવતો હોય, અને મોઢામાં થંડુ પાણી રાખવાથી ઠીક લાગતું હોય, બહુ ઉતાવળા ખાવા પીવાની ટેવ હોય, જે તે ખોરાક પસંદ કે નાપસંદ કરવાની ટેવ હોય, **ભૂખ અતિશય લાગતી હોય,** ને પોશાક તંગ ખમી શકાતો ન હોય, ત્યારે પણ આજ દવાની જરૂર છે.

**ઉંઘ** આવતી ન હોય, રાતમાં ૩ વાગ્યા પછી ઉંઘ ઉડી જતી હોય, દરદી એકદમ ઝબકી ઉઠતો હોય, ઉંઘમાં સ્વપ્નાં આવ્યા કરતાં હોય, **મગજ** બહુ ચંચળ હોવાથી ઉંઘ આવતી ન હોય, વિચારો ઉપર વિચારો આવ્યા કરતા હોય, નજીવી બાબતથી મન બહુ ઉશ્કેરાઇ જતું હોય, રાતમાં ગુદાદ્વાર ઉપર ચળ આવતી હોય, એવા કોઇ પણ કારણથી ઉંઘ

ઉડી જતી હોય, ત્યારે આ દવા આપવાથી બરાબર ઉંઘ આવે છે કેફી દવાઓથી જેવી ઉંઘ આવે છે, તેના કરતાં ઘણી સારી ઉંઘ આ દવાથી આવી જાય છે. જે જે દરદો મનોવિકારથી, નિદ્રાપ્રદ ઔષધોથી, ગડબડાટથી, ખુલ્લી હવાથી અને રાતની વખતે વધારે થાય, તે તે દરદો તથા બીજાં જે દરદો સુઇ રહેવાથી, ને થંડુ બરફનું પાણી મોઢામાં રાખવાથી ઠીક થાય, તે તે દરદો મટાડવા માટે આ દવા અપાય છે. જેને કાફી લેવાની આદત હોય તેને તે લેવાથી થતાં દર્દ દુર કરવા માટે આ દવા માફક આવતી નથી. પણ તેને તો ઘણું કરીને કેમોમિલા અનુકુળ થઇ પડે છે. વળી જેઓ દરરોજ કાફી અગર ચાહ બહુ પીએ છે, તેમને હોમીઓપેથીની દવાઓ જોઇએ તેવી સારી અસર કરી શકતી નથી.

**વૃદ્ધિ અને શાંતિઃ**—એકાએક અતિશય મનોવિકાર થવાથી દર્દના લક્ષણો જોર પકડે છે. દારૂ પીવાથી તબીઅત વધારે બગડે છે. પણ શાંત રીતે સુઇ રહેવાથી, અને થંડુ પાણી પીવાથી આરામ લાગે છે.

**સરખાવોઃ**—કાલીફોસ, એકોનાઇટ, કેમોમીલા, ઇગ્નેશીઆ, નકસવોમિકા, જેલ્સીમીઅમ.

---

**૪૮. કૅાલચીકમ ઑટમનેલી** ૩×થી૩૦, ૨૦૦.

( Colchicum Autumnale ).

મેડા સેફ્રનના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**દીર્ઘ ગાઉટ અને ગાઉટની અસરથી થતાં દરદો ઉપર, તથા સ્નાયુમાં થતા વા ( rheumatism ) ઉપર આ દવા સારો ફાયદો કરે છે. અતિશય સુસ્તી ( great prostration ), તથા રસોઇ થતી હોય તેની વાસથી એવી ઉલટી થાય કે દર્દી બેભાન થઇ જાય તે બન્ને આ દવાનાં મુખ્ય ચિન્હ છે.**

**મન** એવું નબળું થઇ ગયું હોય કે પ્રકાશ, અવાજ, ગંધ, સ્પર્શ કે બીજાના અનિષ્ટ વર્તનથી તે બહુ દુખાતું હોય, અગર દર્દી પોતે કાંઇ લખે, તો તેમાં શબ્દો કે અક્ષરો ભૂલથી પડતા મુકે.

**ચ્હેરા**ના સ્નાયુઓમાં દર્દ થતું હોય, ચ્હેરા ઉપર સોજા ચડયા હોય, ખોરાકની ગંધ તેમાં પણ ખાસ કરીને માછલાની ગંધ આવવાથી એટલી બધી મોળ આવતી હોય, કે દર્દી તેથી મૂર્છાગત થઇ જતો હોય, મોઢામાંથી પુષ્કળ લાળ વહેતી હોય, **હોજરીમાં બહુ થંડી જણાતી હોય,** વિવિધ ખોરાકની ચીજો ખાવાની ઇચ્છા થતી હોય, પરંતુ તે ચીજોની ગંધ આવ્યા પછી તે ચીજોનો અભાવ થતો હોય, ગાઉટની અસરથી હોજરીના ભાગમાં દુખાવો થઇ આવતો હોય, પેટમાં પવન ભરાવાથી પેટ ફૂલી આવતું હોય.

**દસ્ત**માં પારદર્શક મુરબ્બા જેવો શ્લેષ્મ, થોડો **એક** પણ બહુ દુખ થઇને ઉતરતો હોય, **પેટ ફુલી આવ્યું હોય,** પાનખર ઋતુમાં **મરડો** થઇ આવ્યો હોય, ઝાડામાં સફેદ તાતણા જેવો પદાર્થ પુષ્કળ જતો હોય, દસ્તની હાજત થતી હોય, પરંતુ દસ્ત ઉતરતો ન હોય, અગર રાતમાં ઝાડા થતા હોય અને દિવસે સારૂં રહેતું હોય, કોલેરાને મળતો સખત ઝાડો થયો હોય, અને બીજાં લક્ષણો મળતાં હોય.

**પેસાબ** કાળો ને થોડો ઉતરતો હોય, પેસાબમાં આલ્બ્યુમીન કે લોહી પડતું હોય, અગર પેસાબ કાળા રંગનો ઉતરતો હોય, ત્યારે આ દવા આપવાથી પેસાબ સાફ ઉતરવા લાગે છે.

**રક્તાશય**ના ભાગ તરફ દર્દીનો જીવ રહ્યા કરતો હોય, અંદર કાપવાના જેવું દરદ લાગતું હોય, કાંઇક રક્તાશયમાં બીગાડ છે, એવો ભાસ લાગ્યા કરતો હોય, રક્તાશયનો ધબકારો થઇ આવતો હોય, અગર કોઇવાર જણાતો ન હોય, **નાડી** પાતળી દોરા જેવી ચાલતી હોય, રક્તાશયના **બાહ્યપડનો વરમ** થયો હોય, ને છાતીમાં મુંઝવણ થતી હોય, ઇત્યાદિ રક્તાશયનાં દર્દો આ દવાથી મટે છે.

**પગ ને હાથ** નબળા લાગતા હોય, અંદર ઝણઝણાટ લાગતો હોય, **સાંધા વાયે રહી ગયા હોય,** અને શરીરમાં થોડોએક તાવ રહેતો હોય, સંધિવા એક સ્થળેથી બીજે સ્થળે એમ ફર્યા કરતો હોય, રાતે દુખાવો વધારે લાગતો હોય, સંધિવા લાગુ પડેલા ભાગ ઉપર સ્પર્શ ખમાતો ન હોય, અંગુઠામાં વરમ થયો હોય, પગની પાનીમાં નજલો થયો હોય, તે ઉપર સ્પર્શ પણ ખમી શકાતો ન હોય, આંગળીઓના નખમાં પણ ઝણઝણાટ લાગતો હોય, ઇત્યાદિ ચિન્હો દૂર કરવા માટે આ દવા અપાય છે.

**એપેન્ડીસાઇટીસ** નામનું દર્દ જેમાં આંતરડાના એક ભાગનો સોજો થઈ આવે છે, તે મટાડવા માટે આ દવા ઘણીવાર ઉપયોગી થઇ પડે છે.

**સરખાવોઃ**—એકોનાઈટ, કેન્થારીસ, ફાર્મો વેજીટેબીલીસ, ચાઇના, અને લાઇકોપોડીઅમ.

---

### ૪૯. કૉલૉસીન્થીસ.[૩×, ૬, ૩૦]

### ગુજ. ઈંદ્રવરણાં સં. ઈંદ્રવારૂણી.

### ( Colocynthis )

આ દવા ઈંદ્રવરણામાંથી બનાવાય છે. તેઓ બહુ કડવાં હોય છે, તેથી અંગ્રેજીમાં તેને 'બિટર ઍપલ' કહે છે. દેશી દવામાં ઈંદ્રવરણાંનો ગર રેચ આપવા, તથા કૃમિનો નાશ કરવા માટે અપાય છે. અંગ્રેજી એલોપેથીની દવામાં પણ તે એવાજ કારણ સર અપાય છે, પરંતુ હોમીઓપેથીમાં તેનો ઉપયોગ તેથી ઉલટો છે.

**પેટમાં અને માથામાં થતા સખત દુખાવા મટાડવા માટે આ દવા મુખ્યત્વે કરીને વપરાય છે. સફરાનો વરમ, ઝાડા સાથે ચૂંક, અને મસ્તકનો દુખાવો એ આ દવાનાં ખાસ સૂચક લક્ષણો છે.**

**આધાસીસી** દુખતી હોય, આંખમાં દાહ યુક્ત કે કાપી નાખવાના જેવું દરદ થતું હોય, કપાળમાં ને આંખમાં અંદરથી કોઇ સોયના ગોદા મારતું હોય, એવું દરદ થતું હોય, ચ્હેરાની ડાબી બાજુએ દુખાવો થતો હોય, તે સાથે માથાનો દુખાવો અને **દાંતનો દુખાવો** હોય, તે દુખાવો ગરમીથી અને હાલવા ચાલવાથી વધતો હોય, અને અમુક મુદતે ફરી ફરીને થતો હોય, પગની અંદર રાંઝણ થઇ હોય, પગ ઉંચો કરવા જતાં દુખાવો વધારે થતો હોય પરંતુ લાંબા વખત સુધી પગને હલાવવાથી દુખાવો ઓછો લાગતો હોય, અને તે સાથે ઝાડો ને ચૂંક પણ હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે.

**પેટમાં** અને તેમાં પણ ખાસ કરીને નાભિની પાસેના **પ્રદેશમાં** સખત કાપી નાખવાના જેવું દરદ થતું હોય, ખાવાથી દુખાવો વધતો હોય, તથા વારંવાર સખત ઝાડો થતો હોય, પેટમાં બહુ આંકડી આવતી હોય, અને તે આંકડી ઝાડો ઉતર્યા પછી નરમ પડતી હોય, પરંતુ થોડીવાર પછી ફરીને આંકડી શરૂ થતી હોય, મરડાના જેવો ઝાડો ઉતરતો હોય, પ્રથમ પાતળો શ્લેષ્મ ઉતરતો હોય, પછી પિત્તવાળો ઝાડો ઉતરતો હોય, અને પછી રક્ત મિશ્રિત ઝાડો ઉતરતો હોય, અને તે સઘળા વખત દર્મ્યાન પેટમાં સખત ચૂંક આવતી હોય, આખા પેટમાં જાણે આંતરડાં પથ્થરોની વચ્ચે જોરથી દબાતાં હોય એવું લાગતું હોય, **વાંકા વળવાથી પેટની ચૂંક નરમ પડતી હોય**, ઇત્યાદિ પેટનાં દરદોને આ દવા હરે છે.

**પેસાબ** ચીકણો ને ગંધાતો ઉતરતો હોય, થોડો થોડો પણ વારંવાર ઉતરતો હોય, પેસાબ જે ઠામમાં ભર્યો હોય, તેને લાલ ને કઠણ પાસા ચોટી રહેતા હોય, પેસાબ કરતી વખતે મૂત્રાશયની ગ્રીવા આગળ અગર આખા પેટમાં દરદ થતું હોય, ત્યારે આ દવા આપવાથી પેસાબનાં વિકારો દૂર થાય છે.

**સ્ત્રીઓને** અંડાશયમાં કોઇ સારડીથી છિદ્ર પાડતુ હોય એવું દરદ થતું હોય, બેચેની બહુ લાગતી હોય, અને દુખાવાને લીધે સ્ત્રી પોતાના પગ પેટ ઉપર વાળેલા રાખતી હોય, અંડાશયમાં ગોળ નાની નાની રસોળીઓ થઇ હોય, પેટ દાબી રાખવાથી ઠીક લાગતું હોય, ઇત્યાદિ સ્ત્રીનાં દરદો આ દવાથી મટે છે.

**વૃદ્ધિઃ**—દર્દીને બોલાવવાથી તે ક્રોધ અને રીસ વધારે બતાવે છે, અને તે સાથે દર્દ પણ વધે છે. કોઇવાર તો માત્ર તેના ક્રોધથીજ દર્દના લક્ષણ ઉદ્ભવ્યાં હોય છે. જમ્યા પછી, અને સાંજની વખતે રોગનું જોર વધે છે.

**શાંતિઃ**—કૉફી પીવાથી ઠીક લાગે છે, વાંકા વળવાથી, પગને પેટ ઉપર વાળવાથી, અગર દાબી રાખવાથી સારૂં લાગે છે.

**સરખાવોઃ**—મૅગ્નીસીઅમ ફૉસ, કેમોમીલા, સ્ટૅફીસ ઍગ્રીઆ, ડાયૅસકોરીઆ, આર્સેનિકમ આલ્બમ.

---

### ૫૦. કોનાયમ મૅક્યુલેટમ[૧×, ૬, ૩૦, ૨૦૦].

### ( Conium Maculatum ).

સાધારણ રીતે અંગ્રેજીમાં 'હેમલોક' ના નામથી ઓળખાતી દવામાંથી આ દવા બનાવાય છે.

**વૃદ્ધાવસ્થાની શરૂઆતમાં, તથા ઘણું કરીને સ્ત્રીઓને, જ્યારે લકવો, અર્બુદ, કંઠમાળ,**

**આર્તવ વિકાર કે એવાં દરદો થાય, ત્યારે આ દવા આપવાથી ફાયદો થાય છે. કરોડ રજ્જુ ઉપર તે ખાસ અસર કરે છે. માથુ ફેરવવાથી અગર સુતાં સુતાં પડખું ફરવાથી ફેર આવતા હોય, તે મટાડવા માટે આ દવા ઘણી સારી છે.**

**પગમાં લકવો** શરૂ થયો હોય, અને તે ધીમે ધીમે ઉપર ચડતો હોય, મગજ ઉપર લોહી ચડી ગયા પછી લકવો થયો હોય, જીવ ઉદાસ રહેતો હોય, અને પોતાના વ્યાધિ માટે દર્દીને અનેક શંકાઓ થતી હોય, યાદશક્તિ કમી થઇ ગઈ હોય, દર્દીને નજીવી વાતની અસર બહુ થતી હોય, અને તેમાંથી તે અસાધારણ રીતે ગુસ્સે થઇ જતો હોય, વાંચવાથી કે આંખોનો ઉપયોગ કરવાથી માથાનો દુખાવો વધારે થતો હોય, વાંકા વળ્યા પછી ઉભા થવા જતાં ફેર આવતા હોય, અથવા દાદરેથી નીચે ઉતરતી વખતે, અગર ગોળ ફરવા જતાં અથવા પડખું ફરતાં ફેર આવતા હોય, તો આ દવા આપવાથી ઠીક થાય છે.

**આંખે** પ્રકાશ ખમી શકાતો ન હોય, આંખમાંથી પાણી બહુ વહેતું હોય, દૃષ્ટિ ઝાંખી પડી ગઇ હોય, રાત્રે દીવાના પ્રકાશમાં દૃષ્ટિ વધારે ખરાબ લાગતી હોય, આંખ દુખવા આવી હોય, અને જરાપણ પ્રકાશ ખમી શકાતો ન હોય, ઈત્યાદિ દૃષ્ટિ દોષો આ દવાથી મટે છે; વૃદ્ધ માણસોને ઉમ્મર પહેલાં થતી દીર્ઘદૃષ્ટિ પણ કેટલેક અંશે આ દવાથી સારી થાય છે.

**કંઠનળીમાં** ખોતર્યાના જેવું દર્દ થતું હોય, ખાલી ઉધરસ આવતી હોય, રાતે અને સુઇ ગયા પછી ઉધરસ વધારે આવતી હોય, ને જરાપણ શ્રમ લેવાથી શ્વાસ ચડી જતો હોય, ત્યારે આ દવાથી આરામ થાય છે.

**પુરૂષને** જીવ ઉદાસ રહેતો હોય, લોકોનો સમાગમ પસંદ પડતો ન હોય, વિષયભોગ માટે મનમાં ઇચ્છા વધારે થતી હોય, પરંતુ શરીરમાં શક્તિ ન હોય, શક્તિ બરાબર જાગૃત થતી ન હોય, સ્ત્રી સાથેના વ્યવહારની ઇચ્છાને બળાત્કારે કેટલાક વખત સુધી દબાવી રાખી હોય, અને તેથી શરીર અને મન ઉપર કાંઇ માઠી અસર થઇ હોય, વૃષણ કઠણ ને મોટા થઇ ગયા હોય ઇત્યાદિ દોષો દૂર કરવા માટે આ દવા અપાય છે.

**સ્ત્રીને** પીડિતાર્તવ થતો હોય, સાથળમાં દરદ જણાતું હોય, સ્તન સુક્ક થઇ ગયા હોય, કઠણ હોય ને દુખતા હોય, સ્તનમાં ચટકા ભર્યા જેવું દર્દ થતું હોય, સ્તનની કઠણ ગ્રંથિ થઇ હોય એમ લાગતું હોય, ગુહ્યાવયવો ઉપર ચળ આવતી હોય, અંડાશયનો વરમ હોય, અંડાશયની વૃદ્ધિ થઇ હોય, કે અંડાશય કઠણ થઇ ગયા હોય, વિષયભોગની ઇચ્છાને દબાવવાથી, રજોદર્શન એકાએક બંધ પડી જવાથી, કે અતિશય વિષયભોગથી જે દરદો થયાં હોય, તે મટાડવા માટે આ દવાની જરૂર છે.

**ખાસ લક્ષણ:**—જેઓ જલદી ઉશ્કેરાઇ જાય તેવા સ્વભાવના હોય, તેને આ દવા ખાસ લાગુ પડે છે. મસ્તકને બાજુ ઉપર ફેરવવાથી અગર બિછાનામાં પડખું ફરવાથી ફેર વધે છે. આંખ દુખવા આવી હોય, તો તે જરાપણ પ્રકાશથી અને ખાસ કરીને રાત્રે વધારે દુઃખે છે. દિવસ અને રાત્રે દર્દી ઉંઘવા માંડે, અગર આંખો બંધ કરે કે તરતજ તેને પરસેવો આવવા લાગે છે.

**સરખાવો:**—જેલ્સીમીઅમ, આયોડીનમ, હાઈડ્રાસ્ટીસ.

---

### ૫૧. કોન્વેલેરીઆ મૅજાલીસ૩૦.

( Convallaria Majalis ).

જે વનસ્પતિમાંથી આ દવા બને છે, તેને અંગ્રેજીમાં સાધારણ રીતે લીલી ઑફ ધ વૅલી કહે છે.

**રક્તાશયના વ્યાધિ માટે આ દવા સારી છે. તેનાથી રક્તાશયની ગતિ વધારે નિયમિત થાય છે. જ્યારે જવનિકાઓ વિસ્તૃત થઈ હોય, રક્તાશય નબળું પડી ગયું હોય, તેનું વિસ્તૃતત્વ થયું હોય, રક્તાશયની વૃદ્ધિ થઈ હોય, તે સાથે પડદાઓમાં બગાડ થવાથી રૂધિર પાછું પડતું હોય, અને જ્યારે શિરાઓમાં રૂધિર ભરાઇ રહેતું હોય, ત્યારે આ દવા ઉપયોગી થઈ પડે છે. સ્ત્રીઓને ગર્ભાશયના ભાગમાં દુખાવો હોય, અને તે સાથે રક્તાશયના દર્દથી સોજા ચડયા હોય, અગર રક્તાશયનો ધબકારો ધીમો આવ્યો હોય, ત્યારે આ દવા વધારે ઉપયોગી છે.**

શરીરે **સોજા ચડયા હોય,** તેનું કારણ લોહીને બરાબર ફેરવવાની રક્તાશયની નબળાઇ હોય, સહેજ

સોજ મહેનત લેવાથી શ્વાસ ચડી આવતો હોય, પેસાબ ઓછો ઉતરતો હોય, ને પગેપણ સોજા ચડ્યા હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે. આખી છાતીમાં જાણે રક્તાશય ધબકતું હોય એમ લાગતું હોય, સંધિવાની અસર રક્તાશયને થઇ હોય, રક્તાશયના અંતઃપડમાં વરમ થયો હોય, માત્ર બેઠાં બેઠાંજ શ્વાસ લઇ શકાતો હોય, અને તેમાં પણ મુસ્કેલી પડતી હોય, રક્તાશય જાણે બંધ પડી જશે, એમ થોડીવાર લાગતું હોય, અને પછી તે એકદમ ચાલવા લાગતું હોય, જરા પણ શ્રમ લેવાથી છાતીમાં ધબકારો થઇ આવતો હોય, તંબાકુ ખાવાની ટેવથી કે બહુ બીડીઓ પીવાથી, અગર અતિશય મહેનતથી રક્તાશય નબળું પડી ગયું હોય, રક્તાશયના પ્રદેશમાં દુખાવો થઇ આવતો હોય, તથા **નાડી અતિશય ઉતાવળી અને અનિયમિત હોય,** ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે.

જ્યારે રક્તાશય બંધ પડી જશે એમ લાગતું હોય, ત્યારે આ દવાના મધરટીંકચરના પાંચ ટીપાં પ્રથમ આપીને પછી ત્રણ ત્રણ ટીપાં પાંચ પાંચ મીનીટે આપવાં. પંદર ટીપાં અપાય તે પછી દશ દશ મીનીટે બે બે ટીપાં આપવાં, અને ઠીક થાય, તો પછી અડધી અડધી કલાકે એકેક ટીપું આપવું.

**સરખાવોઃ—**ડીજીટેલીસ, ઍડોનીસ વર્નાલિસ, લીલીઅમ, કૅકટસ.

---

### ૫૨. કોરેલીઅમ રૂબ્રમ. ૧×, ૩×, ૬×, ૩૦
### ગુજ. પરવાળાં. સં. પ્રવાલ.
### ( Corrallium Rubrum )

દેશી દવામાં પરવાળાં ધાતુપૌષ્ટિક ને ખાંસી મટાડનાર તરીકે વપરાય છે. ક્ષયના દરદમાં પ્રવાલ વખણાય છે. હોમીઓપેથીમાં તેનો ઉપયોગ ઘણેભાગે આને મળતોજ છે.

**બચ્ચાંને થતી મોટી ઉધરસ, તેના જેવી ઉપરા ઉપરી આવતી સખત ઉધરસ, જે રાત્રે વધતી હોય, ઉધરસમાં લોહી પડતું હોય, નાકના અંદરના ભાગમાં સળેખમની અસર હોય એ લક્ષણો આ દવાને ખાસ કરીને સૂચવે** છે. રાતા રંગના મૃદુ ચાંદા પણ આ દવાથી મટે છે.

**માથું એટલું બધું દુખતું હોય, કે જાણે અંદરથી હાડકાંને કોઇ તોડીને જુદાં પાડતું હોય એમ** લાગતું હોય, વાંકા વળવાથી દુખાવો વધારે લાગતો હોય, આંખો ગરમ લાગતી હોય ને દુખતી હોય, છીંકો આવતી હોય, પણ નાકમાંથી શ્લેષ્મ નીકળતો નહોય, નાક બંધાઇ જતું હોય, નાકમાં ક્ષત પડતાં હોય કે નસકોરી ફુટતી હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે.

ખોરાક લાકડાના વેર જેવો સ્વાદમાં લાગતો હોય, રોટલી ખડ જેવી લાગતી હોય, ઇત્યાદિ અન્નમાર્ગના દોષને આ દવા હરે છે.

**ઉધરસ** એકદમ ઉપરા ઉપરી આવતી હોય, તેમાં કોઈવાર પુષ્કળ શ્લેષ્મ પડતો હોય, ગળું બહુજ કોમળ હોય, અને હવામાં ફેરફારની અસર જલદી થતી હોય, નાકની પછવાડેના ભાગમાં પણ બહુ શ્લેષ્મ ભરાઇ રહેતો હોય, મજ્જાતંત્રના દોષને લીધે ખાલી ઉધરસ એકદમ એટલી બધી આવતી હોય કે તેથી દર્દી મુંઝાઇ જતો હોય, શ્વાસ માર્ગ બહુજ નાજુક હોવાથી જરાપણ ઉશ્કેરનારી ચીજ શ્વાસમાં જાય કે તરત ઉધરસ આવવા લાગતી હોય, કે હિસ્ટીરીઆને લીધે ઉધરસ ઉપરા ઉપરી, આવ્યાં કરતી હોય, ત્યારે આ દવાની જરૂર છે.

**પુરૂષને** પોતાના ગુહ્યાવયવ ઉપર ક્ષત પડયાં હોય, અને અંદરથી પીળી રસી નીકળતી હોય, વીર્યસ્રાવ થઇ જતો હોય, અને વિષયોપયોગની શક્તિ કમ થઈ ગઇ હોય, ત્યારે પણ આ દવા અપાય છે.

**ત્વચા** ઉપર રાતા રંગનાં ક્ષત પડયાં હોય, તો તે પણ આ દવાથી રૂઝાવા લાગે છે.

**સરખાવોઃ—**હાયોસ્યામસ, ડ્રોસેરા.

---

### ૫૩. ક્રોટેલસ હૉરીડસ ૬, ૩૦.
### ( Crotalus Horridus ).

'રૅટલ સ્નેક' નામના સર્પના ઝેરમાંથી આ દવા બનાવાય છે.

**રક્તવિકાર** થયો હોય, **રૂધિરના રજકણો બગડીને છૂટાં પડી જતાં હોય, શરીરના અનેક દ્વારમાંથી રક્તસ્રાવ થઇ આવ્યો હોય, રક્તસ્રાવનો**

**રંગ કાળો હોય, પરંતુ તે રક્ત જામી જતું ન હોય; દૂષ્ટ લાલ તાવ લાગુ પડયો હોય, પીળો તાવ, પ્લેગ, કોલેરા, ડીપ્થેરીઆ, કે એવા કોઇ ચેપી રોગથી રૂધિર બગડી ગયું હોય, વારંવાર રક્તસ્રાવ થવાની ટેવ પડી હોય, ઇત્યાદિ ઉપદ્રવો મટાડવા માટે આ દવા વપરાય છે.**

**મન** બહુ ઉદાસ રહેતું હોય, દરદી વારંવાર રડી પડતો હોય, યાદશક્તિ ગુમ થઇ ગઈ હોય, દર્દી પોતાનો વ્યાધિ મટાડવા બહુ અધીરીઓ થતો હોય, દર્દી બહુ વાતે વળગતો હોય, અને નાસી જવાની ઇચ્છા ધરાવતો હોય, **માથુ** જમણી બાજુએ દુખતું હોય, ફેર આવતા હોય, શરીરમાં નબળાઇ બહુ હોય અને અંગ ધ્રુજતું હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે.

**આંખે** દીવાનો પ્રકાશ ખમી શકાતો ન હોય, આંખો પીળી પડી ગઈ હોય, આંખોમાં કાપી નાખ્યા જેવું દરદ થતું હોય, આંખની **પાંપણોમાં દુખાવો** લાગતો હોય, ઇત્યાદિ ચક્ષુદોષ આ દવાથી મટે છે.

**નસકોરી** ફુટતી હોય, તે સાથે શરીર વૃદ્ધાવસ્થાથી કે રક્તવિકારથી નબળું પડી ગયું હોય, લોહી કાળું ને તાંતણા જેવું નીકળતું હોય, ઉપદંશ કે એવા કોઇ કારણથી નાકમાં પીનસ થયું હોય, ઇત્યાદિ નાકનાં દરદો પણ આ દવાથી દૂર થાય છે. રક્તસ્રાવની સાથે ઘણી સુસ્તી અને બેચેની એ મુખ્ય સૂચકચિન્હ છે.

**જીભ** લાલ પણ નાની દેખાતી હોય, વચમાં કોરી હોય, મોઢું ગંધાતું હોય, થુંક બહુ આવતું હોય, જીભ બહાર કાઢવાથી જમણી બાજુ તરફ વળતી હોય એ લક્ષણો આ દવાને સૂચવે છે.

**ગળું** કોરૂ, સુજી ગયેલું ને રતાશ પડતું કાળું દેખાતું હોય, અન્નનળમાં આકર્ષ (spasm) થતો હોય, કશો કઠણ પદાર્થ ગળે ઉતારી શકાતો ન હોય, ગળાનો ભાગ અક્કડ થઇ ગયો હોય એમ લાગતું હોય, અંદર સોજો અને સડો વગેરે ઉપદ્રવો હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**પેટ** ઉપર લુગડાં ખમી શકાતાં ન હોય, પેટમાં જરાપણ ખોરાક ટકી શકતો ન હોય, અનાજ લેવાથી સખત ઉલટી થતી હોય, પિત્તની ઉલટી થતી હોય અથવા ઉલટીમાં લોહી પડતું હોય, કાયમ મોળ આવ્યા કરતી હોય, અને દરેક મહિને ઋતુસ્રાવ થયા પછી ઉલટી થતી હોય, દર્દી જમણી બાજુએ સુઇ શકતો ન હોય, ઉલટીમાં બુંદના ભુકા જેવો કાળો પદાર્થ નીકળતો હોય, હોજરીમાં ક્ષત પડયું હોય, લાંબા વખતથી અજીર્ણ રહેતું હોય, દારૂના વ્યસનને લીધે અજીર્ણ રહ્યા કરતું હોય, પેટ ગરમ ને મોટું થઇ ગયેલું રહેતું હોય, યકૃતના ભાગમાં દુખાવો થતો હોય, **દસ્ત** પાતળો, ગંધાતો, ને કાળો ઉતરતો હોય, આંતરડામાં રક્તસ્રાવ થતો હોય, તે લોહી કાળું ને પ્રવાહિ રહેતું હોય, દર્દી ઉભો હોય કે ચાલતો હોય તે વખતે સફરામાંથી લોહી ઝમતું હોય, ઇત્યાદિ પેટનાં દરદો આ દવાથી મટે છે.

ગુરદાનો વરમ થયો હોય, પેસાબ કાળો ને રક્તમિશ્રિત ઉતરતો હોય, તેમાં ઢાળીઆ ( casts ) જેવામાં આવતા હોય, વગેરે મૂત્રમાર્ગના વ્યાધિઓ આ દવાથી મટે છે.

**રક્તાશય** નબળું પડી ગયું હોય, નાડી ધ્રુજતી હોય એમ ચાલતી હોય, કે છાતીમાં ધબકારો ખાસ કરીને રજોદર્શન વખતે થતો હોય, ત્યારે આ દવાથી રક્તાશય નિયમિત થાય છે.

ઉધરસમાં લોહી પડતું હોય, તો આ દવા આપવાથી તે બંધ પડે છે.

**તાવ** રક્ત વિકારને લીધે આવતો હોય, રૂધિરનો કોઇ સ્થળેથી સ્રાવ થતો હોય, અગર લોહીમાં સડો દાખલ થયો હોય, પિત્ત વિકારથી થોડો થોડો તાવ ચડ ઉતર કરતો આવ્યા કરતો હોય, પીળો તાવ આવતો હોય, મજ્જા તંત્રના પડના વરમવાળો ચેપી તાવ આવ્યો હોય, સુસ્તી બહુજ હોય, ઇત્યાદિ સમયે આ દવાની જરૂર પડે છે.

**ત્વચા** શરીરની જમણી બાજુએ બહુ નાજુક થઇ ગઇ હોય, ત્વચામાંથી સહેજ વાતમાં લોહી નીકળતું હોય, ત્વચા ઉપર ફોડકા નીકળતા હોય, શીળી કઢાવ્યા પછી ત્વચા ઉપર તેની માઠી અસર જણાતી હોય.

**સેપ્ટીસીમીઆ** નામનો રક્ત વિકાર થયો હોય, ગુમડાં પાકાં કે એવાં કાંઇ દરદ થતાં હોય, અને તેની આસપાસની ત્વચા કાળી ને સુજી ગયેલી હોય, કે **કાળજ્વર** ( anthrax ) થઇ આવ્યો હોય, વગેરે ત્વચા રોગ તથા રક્ત વિકારના રોગ મટાડવા માટે આ દવા સારી છે.

**સ્ત્રીઓને** લાંબા વખત સુધી ઋતુસ્રાવ આવ્યા કરતો હોય, પીડિતાર્તવ હોય, સાથળમાં દરદ લાગતું હોય, ને તે સાથે રક્તાશયમાં પણ દરદ હોય, ગર્ભાશયમાંથી ઘણું લોહી વહેતું હોય, સૂતિકાજ્વર આવ્યો હોય, પ્રસૂતિ પછી થતો સ્રાવ ગંધાતો હોય, ફ્લૅગ્મેશ્યા આલ્બા ડોલન્સનો વ્યાધિ થઇ આવ્યો હોય, ત્યારે આ દવા આપવાથી સ્ત્રીને આરામ થાય છે.

**વૃદ્ધિઃ**—જે દર્દો **જમણી બાજુ ઉપર** થતાં હોય, જમણી બાજુના અંગ લકવાથી રહી ગયાં હોય; ખુલ્લી હવામાં, સાંજનાં ને સવારમાં તથા ઉનાળાની શરૂઆતમાં, અને ચોમાસામાં જે દરદો વધારે જોર પકડતાં હોય, તે દરદોમાં આ દવા વધારે માફક આવે છે.

**સરખાવોઃ**—આર્સેનિકમ, કાર્બો વેજીટેબીલીસ, લૅચિસીસ, નાજા.

---

## ૫૪. ક્રોટન ટીગ્લીઅમ[૬, ૩૦].

ગુજ. **નેપાળો.** સં. **જયપાળ.** હિ. **જમાલગોટા.**

( Croton Tiglium. )

દેશી દવામાં નેપાળો રેચક તરીકે વપરાય છે. એલોપેથીમાં પણ તે રેચક ને ક્ષોભક તરીકે વપરાય છે. નેપાળાનો રેચ ઘણો સખત લાગે છે.

**હોમિયૉપૅથિમાં નેપાળાની આ બનાવટ પીળા રંગનો સખત ઝાડો, ચૂંક વગેરે દર્દો મટાડવા માટે અપાય છે.**

ઝાડો પુષ્કળ ને પીળા રંગનો પાણી જેવો પાતળો ઉતરતો હોય, ઝાડો જોરથી એકદમ પીચકારીની માફક છૂટતો હોય, પેટમાં ગડુડાટ થતો હોય, જરાક પણ પાણી પીવાથી કે ખોરાક લેવાથી ઝાડો વધારે થતો હોય, દસ્તની હાજત સતત્ રહ્યા કરતી હોય, અને એકાએક ઝાડો ઉતરી જતો હોય પછી નબળાઇ ઘણીજ આવી જતી હોય, ઇત્યાદિ ઝાડાનાં લક્ષણો આ દવાને સૂચવે છે. બાળકોને થતો ઝાડો પણ આ દવાથી મટે છે.

**છાતીમાં** ડાબી બાજુથી વાંસા તરફ દર્દ થતું હોય, દમ ચડતો હોય, અને તે સાથે ઉધરસ આવતી હોય, છાતી દમ ભરીને પહોળી કરી શકાતી નહોય, **સ્ત્રીને** બચ્ચું ધાવતું હોય, તે વખતે સ્તનમાં ને વાંસામાં દર્દ થતું હોય, સ્તનમાં વરમ રહેતો હોય, ઉધરસ એટલી બધી આવતી હોય કે દરદી સુવે કે તરતજ તેને ઉધરસને લીધે બેઠા થવું પડતું હોય, ત્યારે આ દવા યોગ્ય છે.

**ત્વચા** ઉપર અતિશય ચળ આવતી હોય, પણ ખણવાથી દુખાવો થતો હોય, ગુહ્યાવયવો ઉપર ચળ આવતી હોય, ફોડકીઓ થઈ હોય, ફોડકીઓમાંથી પાણી ઝમતું હોય, ફોડકાના સ્વરૂપમાં રતવા થયો હોય, ને ચળ બહુ આવતી હોય, કખવા થયો હોય, અને તેની ફોડકીઓમાં ચટકા ભર્યા જેવું દરદ થતું હોય, ત્યારે આ દવાની જરૂર છે.

**વૃદ્ધિઃ**—જરાપણ ખોરાક કે પ્રવાહિ લેવાથી ઝાડા વધારે થાય છે.

**સરખાવોઃ**—પોડૉફીલમ, આર્સેનિકમ, વિરેટ્રમ આલ્બમ, કૅમ્ફોરા.

---

## ૫૫. કુપ્રમ્ આર્સેનિકમ્[૩].

( Cuprum Arsenicum )

**આ દવા તાંબુ અને સોમલ એકત્ર થવાથી થતા ક્ષારમાંથી બનાવાય છે અને તેથી કોલેરા, ઝાડો, મરડો, મૂત્રાવરોધ ઇત્યાદિ દર્દોમાં વપરાય છે.**

**જીભ** મેલીને ભુખરા રંગની અગર સફેદ હોય, તૃષા લાગતી હોય, મોઢામાં ધાતુના જેવો સ્વાદ રહેતો હોય. **પેટમાં સખત દુખાવો** થતો હોય, ક્ષયના દરદમાં ઝાડો થઈ આવ્યો હોય, કોલેરા થયો હોય, પેટમાં ગડુડાટ થતો હોય, પેસાબ કમી આવતો હોય કે પેસાબ બંધ થઇ ગયો હોય, પેસાબનું ઝેર ચઢયું હોય, આંચકી આવતી હોય, અને તીક્ષ્ણ કાપી નાખવાના જેવું દરદ થતું હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે.

**ત્વચા** ઠંડી રહેતી હોય, રહી રહીને પરસેવો આવતો હોય, ચ્હેરા ઉપર કે ગુહ્યાવયવો ઉપર ખીલ થતા હોય, ચાંદીના જેવાં ક્ષત પડતાં હોય ઇત્યાદિ ત્વક્‌રોગ પણ આ દવાથી મટે છે.

**સરખાવોઃ**—આર્સેનિકમ, કેન્થારીસ, કુપ્રમ.

---

**૫૫. ક્યુપ્રમ મેટાલીકમ્ ૬થી૩૦ ગુજ. તાંબું. સં. તામ્ર.**

**( Cuprum metallicum ).**

દેશી દવામાં તાંબુ અસલથી વપરાય છે. તામ્ર ભસ્મ એ એની મુખ્ય બનાવટ છે, તે રસાયણીક રીતે જોતાં ગંધકને તાંબાનો એક ક્ષાર છે. મોટી માત્રામાં તે રેચક અને વામક ગણાય છે, પણ સુક્ષ્મ માત્રામાં તે પૌષ્ટિક, જ્વરઘ્ન ને શોધક ગણાય છે. પ્લીહોદર, ઝાડો, તાવ, ત્વચારોગ, અજીર્ણ વગેરે ઉપર તે અપાય છે. એલોપેથીમાં તાંબુ મોરથુથુના રૂપમાં વપરાય છે.

**હોમિયૉપૅથિમાં આ દવા અન્નમાર્ગના વ્યાધિઓ તથા મજ્જાતંત્રના વ્યાધિઓ જેવા કે તાણ, આંચકી, ખેંચાવું વગેરે ઉપર અપાય છે. આકર્ષ ( spasm ) એ તેનું મુખ્ય લક્ષણ છે. ખાસ કરીને જે ખેંચ હાથપગની આંગળીઓમાં શરૂ થઇને પછી બીજા અવયવોમાં જાય, તેને માટે આ દવા ઉત્તમ છે.**

**અન્નમાર્ગ**માં કાંઇ બીગાડ થયો હોય, ને તેથી લાંબા વખતથી ઉલટી ને ઝાડાનું દરદ હોય, **કોલેરા** થઇ આવ્યો હોય, આંતરડામાં કાપી નાખવા જેવો દુખાવો થઇ આવતો હોય, પેટની અંદર વરમ થયો હોય, મોઢામાં ધાતુનો સ્વાદ રહ્યા કરતો હોય, ઇત્યાદિ અન્નમાર્ગનાં દરદો આ દવાથી મટે છે.

એકદમ સ્નાયુના આકર્ષથી શ્વાસ ચડી આવતો હોય, કે મોટી ઉધરસ થઇ હોય, ત્યારે પણ આ દવા દેવાથી ઠીક થાય છે. શીળી કે ઓરી જેવા રોગમાં જ્યારે ચામડી ઉપરના લક્ષણો એકદમ દબાઇ જાય, અને આંચકી ઉપડે, ત્યારે પણ આ દવા ફાયદો કરે છે.

**ત્વચારોગ**માં ત્વચા ભૂરા રંગની લાગતી હોય, ક્ષત પડતાં હોય, તે ઉપર ચળ આવતી હોય, સાંધાઓ આગળ જ્યાં ત્વચાની ગ્રેડ પડતી હોય, ત્યાં ફોડલીઓ થતી હોય, ઇત્યાદિ ત્વચારોગમાં આ દવા ગુણકારી નીવડે છે.

પગના તળીઆમાં અને **પીંડીઓમાં ઘણું** દરદ થતું હોય, કોલેરામાં પગના ગોટલા સખત થઈ આવતા હોય, વાઇ આવતી હોય, વાઇ આવવા પહેલાં ઘુંટણમાં કાંઇક સૂચક ચિન્હ જણાતું હોય, હાથ બહુ થંડા રહેતા હોય, હથેળીના માંસમાં દરદ થતું હોય, આંગળાં ખેંચાતા હોય ઇત્યાદિ લક્ષણો હોય તો આ દવા આપવી જોઇએ.

મગજના અતિશય કામને લીધે, અગર ઉંઘ નહિ આવવાથી શરીરને અને મનને જે અશક્તિ આવે છે, તે દૂર કરવા માટે પણ આ દવા ઘણી સારી છે.

**સ્ત્રીને** રજોદર્શનના રોગને લીધે, અગર સુવાવડમાં આંચકી આવતી હોય, ત્યારે જો ઉપર કહ્યાં તેવાં આકર્ષનાં ચિન્હ હોય, તો આ દવા ઉપયોગી થઈ પડે છે.

કોલેરાની મુખ્ય ત્રણ દવાઓમાંની આ એક છે. શક્તિ અત્યંત હીન થઈ ગઇ હોય તે માટે **કેમ્ફોરા** છે. અતિશય ઝાડાને ઉલટી માટે **વિરેટ્રમ** છે, અને પેટમાં બહુ દુખતું હોય તે સાથે પગમાં અત્યંત ગોટલા ચઢતા હોય, તે માટે **કુપ્રમ** છે.

**સરખાવો:**—કોકયુલસ, નકસવોમિકા, આર્સેનિકમ, પ્લમ્બમ, તથા ઉપર લખી છે તે.

---

**૫૭. ડીજીટેલીસ**, ૧×, ૩×, ૨, ૩૦×

**( Digitalis. )**

ડીજીટેલીસ અથવા ફૉકસગ્લવ નામની વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે, ડીજીટેલીન અને ડીજીટોકસીન એવાં બે મુખ્ય તત્વો તેમાં રહેલાં છે. **રક્તાશયના વ્યાધિમાં આ દવા એલોપેથીમાં તેમજ હોમિયૉપૅથિમાં અપાય** છે.

જ્યારે વ્યાધિના એકંદર લક્ષણો જોતાં આ દવાની જરૂર લાગે, ત્યારે તે ૩× થી ૩૦× સુધીની અપાય છે, પણ જ્યારે રક્તાશયને ઉત્તેજન ( stimulation ) આપવાની જરૂર હોય છે, ત્યારે આ દવાનું મધરટીંકચર વપરાય છે.

**મન** નિરાશ રહેતું હોય, આગળ ઉપર શું થશે તેની બહુ ચિંતા થતી હોય, બુદ્ધિ ચાલતી નહોય, દરદી સુતો હોય, ત્યાંથી ઉભો થાય કે ચાલે, તો ફેર આવતા હોય, આઇસ્ક્રીમ જેવો થંડો પદાર્થ ખાવાથી કે થંડુ પાણી પીવાથી કપાળમાં તીક્ષ્ણ દરદ થતું હોય, માથું બહુ ભારે રહેતું હોય, ચ્હેરો જરા વાદળી રંગવાળો લાગતો હોય, ઉંઘમાં ખોટા અવાજો સંભળાતા હોય, ઇત્યાદિ ચિન્હો આ દવાને સૂચવે છે.

**આંખ**નાં પોપચાંએ વાદળી રંગ પકડ્યો હોય, દૃષ્ટિએ માંખીના જેવા કાળા પદાર્થો દેખાતા હોય, ઘણી ખરી ચીજો લીલી અગર પીળી દેખાતી હોય, એવા દૃષ્ટિ દોષ આ દવાથી મટે છે.

**હોજરી**ના ભાગમાં બહુ નબળાઇ લાગતી હોય, મોળ આવ્યા કરતી હોય, અને ઉલટી થયા પછી પણ મોળ ઓછી થતી ન હોય, હોજરીમાં ને અન્નમાર્ગમાં દાહ લાગતો હોય, જરાપણ શ્રમ લેવાથી ઉલટી થતી હોય, બહુજ થોડો ખોરાક લેવાથી પણ પેટમાં ભાર લાગતો હોય, પીપડીનો પ્રદેશ દુખતો હોય, મોઢામાંથી લાળ બહુ વહેતી હોય, હોજરીના ભાગમાં મજ્જાતંત્રના દોષને લીધે દુખાવો લાગતો હોય, પેટમાં બહુ દુખતું હોય, અને પેટની ધમનીનો થડકારો સ્પષ્ટ જણાતો હોય, ઝાડો ચાક કે રાખના રંગનો અને લોહીના જેવો ચીકણો ઉતરતો હોય, અથવા કમળાના દર્દ સાથે ઝાડો થઇ આવ્યો હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે.

**પેશાબ** ટીપે ટીપે, કાળા રંગનો, ગરમ ને દાહક ઉતરતો હોય, તે સાથે તીક્ષ્ણ કાપી નાખવાના જેવું દર્દ થતું હોય, અથવા મૂત્રાશયની ગ્રીવા આગળ ચડકારા મારતું દરદ થતું હોય, રાત્રે પેશાબ સંબંધી હરકત વધારે જણાતી હોય, મૂત્રમાર્ગનો વરમ થયો હોય, પેશાબ ઉતર્યા પછી પણ મૂત્રાશય ભારે લાગતો હોય, મૂત્રમાર્ગ જાણે કે બહુ સાંકડો હોય એમ લાગતું હોય, પેશાબમાં તળીએ ઇંટની ભુકીના જેવો ડહોળ જામતો હોય, ઇત્યાદિ પેશાબનાં દર્દો આ દવાથી મટે છે.

**શ્વાસોચ્છ્વાસ** ઉંડા લેવાની ઇચ્છા થતી હોય, શ્વાસ અનિયમિત ચાલતો હોય, શ્વાસ લેતાં મુશ્કેલી પડતી હોય, ઉંડા નિસાસા મુકાતા હોય, ઉધરસ આવતી હોય, અને તે વખતે છાતી દુખતી હોય, ન્યુમોન્યાના કેસમાં બડખા ગળપણવાળા નીકળતા હોય, વૃદ્ધાવસ્થામાં ફેફસાંનો વરમ થયો હોય, છાતી બહુ નબળી હોય, વાતો કરવી ગમતી નહોય, રક્તાશય નબળું હોય, અને છાતીમાંથી લોહી પડતું હોય વગેરે ચિન્હો આ દવાથી દૂર થાય છે.

**રક્તાશય** એટલું બધું નબળું હોય કે જરાપણ શ્રમ લેવાથી છાતીમાં થડકારો થઇ આવતો હોય, અને જો પોતે ચાલે, તો રક્તાશય બંધ થઇ જાય, એવી લાગણી થતી હોય, રક્તાશયમાં વારંવાર શૂળ આવતું હોય, **નાડી બહુજ ધીમી હોય, વચમાં બંધ પડીને ચાલતી હોય, જરાપણ શ્રમ લેવાથી ઉતાવળી ચાલતી હોય પણ નબળી હોય,** ત્યારે આ દવા આપવાની આવશ્યકતા હોય છે. રક્તાશયના બાહ્યપડનો વરમ થયો હોય, અને રક્તાશય ઉપર ઘણો રસ જામ્યો હોય, અથવા રક્તાશયની નબળાઇ સાથે સખત કમળો થઇ આવ્યો હોય, ત્યારે પણ આ દવાની જરૂર છે. રક્તાશયના દર્દને લીધે **પગે સોજા** ચડયા હોય, હાથપગ થંડા રહેતા હોય, સાંધામાં સંધિવાના જેવું દર્દ થતું હોય, સાંધાઓની ઉપર સોજો ચડયો હોય, સોજાવાળી ત્વચા સફેદ ને ચળકતી જણાતી હોય, ને સ્નાયુઓ નબળા પડી ગયા હોય, ત્યારે આ દવા આપવાથી આરામ થાય છે.

**ઊંઘ** બરાબર આવતી ન હોય, સ્વપ્નાં આવતાં હોય, દરદી પોતે કોઇ ઉંચી જગ્યાએથી પડી જતો હોય એમ ભય લાગતો હોય, કે કાયમ ઉંઘ આવ્યા કરતી હોય, ત્યારે આ દવાથી ઉંઘ બરાબર આવે છે.

**ત્વચા** ઉપર ભૂરા રંગની નસો વિસ્તૃત થયેલી દેખાતી હોય, આંખના પોપચા, કાન, ઓષ્ટ, ને જીભ ઉપર ભૂરી નસો વધારે દેખાતી હોય, ત્વચા સુજેલી જળંદર (dropsy) વાળી લાગતી હોય, ત્વચા ઉપર ચળ આવતી હોય, કે કમળાની અસર હોય, ત્યારે પણ આ દવાથી ફાયદો થાય છે.

**પુરૂષને** રાત્રે વીર્યપાત થતો હોય, વીર્યપાત થયા પછી, અથવા સ્ત્રી સાથે વ્યવહાર થયા પછી નબળાઇ બહુ લાગતી હોય, વૃષણનું જળંદર થયું હોય, વૃષણની કોથળીની વૃદ્ધિ થઇ હોય, પરમીઓ થયો હોય, અને ઇંદ્રિની ઉપર સોજો ચડયો હોય, ગુહ્યાવયવો ઉપર સોજો ચડયો હોય, ઇત્યાદિ દર્દો મટાડવા માટે આ દવા અપાય છે.

**સ્ત્રીને** ઋતુસ્રાવ પહેલાં પેડુમાં ને કમ્મરમાં વેણ આવ્યા જેવું દર્દ થતું હોય, અગર ગર્ભાશયમાંથી રક્તસ્રાવ થતો હોય, તો આ દવા આપવાથી સુધારો થાય છે.

**પ્રધાન લક્ષણ:**—નબળી અને ધીમી નાડી (કોઇવાર છેક ૩૦–૩૫) આંખનાં પોપચાં, હોઠ, જીભ, નખ વગેરેમાં ભુરા રંગનો દેખાવ, હોજરી આગળ નબળાઇની લાગણી, ચાલવા જતાં જાણે રક્તાશય બંધ થઇ જશે, અને મરી જવાશે એવી લાગણી; શ્વાસો-

શ્વાસની અનિયમિતતા, અને મુશ્કેલી; તેને લીધે **ઉંઘ નહિ આવવી.** રહી રહીને લેવા પડતા ઉંડા શ્વાસ અને આખા શરીરના બળની એકદમ થયેલી ક્ષીણતા, તથા સોજા એ મુખ્ય લક્ષણો છે.

**સરખાવો:**—જેલ્સીમીઅમ (જો ચાલવામાં નહિ આવે, તો રક્તાશય બંધ થશે એવી લાગણી), લોબિલીઆ (ગમે તે રીતે રક્તાશય બંધ થશે એવી લાગણી), કૅક્ટસ.

---

## ૫૮. ડ્રોસેરા ૧×,૩૦.

## (Drosera)

સન ડયુના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**આ દવા ખાસ કરીને શ્વાસ માર્ગના વ્યાધિઓમાં વપરાય છે. મોટી ઉધરસને માટે આ દવા હોમિયૉપૅથિના શોધક ડા. હેનીમેને બતાવી હતી. કંઠને લાગુ પડતો ક્ષય આ દવાથી મટે છે, અને સાધારણ ક્ષયના વ્યાધિમાં પણ દવા ઘણીવાર ઉપયોગી થઈ પડે છે.**

ખુલી હવામાં દર્દી ફરતો હોય, ત્યારે ફેર આવતા હોય, અને ડાબી બાજુએ પડી જવાની ધાસ્તી રહેતી હોય, ચ્હેરાની ડાબી બાજુ થંડી રહેતી હોય, જમણી બાજુ સુષ્ક ને ગરમ રહેતી હોય, તથા તેમાં **ચટકા ભર્યાના જેવું દરદ થતું હોય,** એ લક્ષણો આ દવાને સૂચવે છે.

મોટી ઉધરસ યાને **કુકડીઆ ખાંસી** થઇ હોય, ત્યારે એકોનાઇટ ને બેલાડોના આપ્યા પછી આ દવાની જરૂર પડે છે. મોટી ઉધરસ ન હોય, પરંતુ તેને મળતી ઉધરસ માત્ર મજ્જા તંતુના કાંઇ બીગાડને લીધે સ્નાયુઓમાં એકાએક આકર્ષ (spasm) થવાથી ઉપરા ઉપર આવતી હોય, **ક્ષય** લાગુ પડયો હોય, પુષ્કળ કફ છૂટતો હોય, તે પીળા રંગનો હોય, મધ્ય રાત પછી ઉધરસ વધારે આવતી હોય, તે પછી તરત ઉલટી થતી હોય, ઉલટી સાથે વખતે નાકમાંથી લોહી પડતું હોય, **સાદ ઉંડો ને બેસી ગયેલો હોય,** કંઠ નળીનો વરમ થયો હોય, ગળામાં ને તાળવામાં ખોતરવાના જેવી અથવા કાંઇ પીંછાનો કકડો ભરાઇ રહ્યો હોય, એવી લાગણી થયા કરતી હોય, કંઠ નળીને ક્ષય લાગુ પડયો હોય, અને **શરીર એકદમ લેવાઈ જવા માંડયું હોય,** છોકરાંઓને ઓરીના દર્દ સાથે, અગર ઓરી નીકળ્યા પછી ઉધરસ આવતી હોય, દિવસે ઉધરસ ન આવતી હોય, પરંતુ રાતે બહુ ઉધરસ આવતી હોય, ભાષણ કર્તાઓનો કે ગાનારાઓનો કંઠ બેસી ગયો હોય, જોર કર્યા વિના બોલી શકાતું ન હોય, વાતો કરવાનો પ્રયત્ન કરવાથી દમ વધારે ચડતો હોય, ઇત્યાદિ શ્વાસ માર્ગના વ્યાધિયો આ દવાથી મટે છે.

**જવર** આવ્યો હોય, ત્યારે પણ અંદરથી ટાઢ લાગ્યા કરતી હોય, ચ્હેરો ગરમ રહેતો હોય, હાથ થંડા રહેતા હોય, તૃષા લાગતી ન હોય, બીછાનામાં પડયા છતાં પણ શરીર ને થંડી લાગ્યા કરતી હોય, તો આ દવા અપાય છે.

---

## ૫૯. ડલ્કેમારા*,૩×.

## (Dulcamara)

બીટરસ્વીટના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

જે દર્દીઓને હવાના ફેરફારની બહુ અસર થતી હોય, તેમને આ દવા અનુકુળ થઈ પડે છે. ઉનાળો ઉતરવા આવ્યો હોય, અને ચોમાસાની શરૂઆત હોય, ત્યારે **ઝાડો, સાંધવા, સળેખમ** વગેરે જે દર્દો ઉત્પન્ન થાય છે, તેને માટે આ દવા ઘણી સારી છે.

**માથા** ઉપરથી વાળ ખરી પડયા હોય, માથા ઉપર ધાધર થઇ હોય, માથા ઉપર જાડાં ભીંગડાં વળ્યાં હોય ને તે ઉખેડવાથી લોહી નીકળતું હોય, તથા શરદીની ઋતુમાં માથાનો પછવાડેનો ભાગ દુખતો હોય, ત્યારે આ દવાથી ફાયદો થાય છે.

થંડા પવનથી કે ભેજવાળી જગ્યાથી કે વરસાદની અસરથી **શરદી** લાગવાને લીધે **સળેખમ** થઇ આવતું હોય, નાક બંધાઇ જતું હોય, નાકમાં શ્લેષ્મનાં પડ જામતાં હોય, દર્દી પોતાના નાકને ગરમ રાખવા પ્રયત્ન કરતો હોય, અને થંડો પવન લાગવાથી નાક બંધાઇ જવાની દેહશત રાખતો હોય, ત્યારે આ દવા અપાય છે.

શરદી અને સળેખમની અસરથી **આંખ દુખવા આવતી હોય,** આંખમાંથી પીળો ને જાડો શ્લેશ્મ નીકળતો હોય, બહુ પાણી નીકળતું હોય, કે આંખની

પાંપણમાં ખીલ થયા હોય, ત્યારે આ દવાથી આંખ સારી થાય છે.

ચ્હેરાનો કોઇ ભાગ શરદી લાગવાથી દુખવા આવતો હોય, કાનના મૂળમાં દરદ થતું હોય, તો તે પણ આ દવા દૂર કરે છે.

સફેદ ચીકણા શ્લેષ્મની ઉલટી થતી હોય, ખાવાની જરા પણ રૂચિ થતી ન હોય, બરફ વગેરે ઠંડા પદાર્થની તૃષા લાગતી હોય, શરદીને લીધે પેટમાં ચૂંક આવતી હોય, નાભિની આસપાસ કોઇ કાપતું હોય એવું દર્દ થતું હોય, શરદીથી લીલો ને શ્લેષ્મ મિશ્રિત ઝાડો થઇ આવ્યો હોય, અગર મરડો થયો હોય, અને લોહી પડતું હોય ઇત્યાદિ અન્નમાર્ગના દર્દો આ દવાથી મટે છે.

મૂત્રમાર્ગનો મંદ વરમ થયો હોય, ને તેથી પેશાબ ગંધાતો ઉતરતો હોય, અથવા પેશાબમાં શ્લેષ્મ ને પરૂ નીકળતું હોય, તો એવા મૂત્રમાર્ગના દોષને આ દવા મટાડે છે.

ઉધરસ શરદીને લીધે વધારે આવતી હોય, બડખા પુષ્કળ નીકળતા હોય, મોટી ઉધરસના જેવી ઉધરસ આવતી હોય, અગર શિયાળામાં કે ચોમાસામાં શરદી લાગવાથી ખાલી ઉધરસ આવતી હોય, શ્વાસ ચડતો હોય, દમ લેતાં મુંઝવણ થતી હોય, અને બડખો જલદી ન છૂટતો હોય ઇત્યાદિ ચિન્હો હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે.

ત્વચારોગ ચોમાસાની ઋતુમાં વધારે જોર કરતો હોય, ચળ બહુ આવતી હોય, ફોડકા થઇ આવતા હોય, નાનાં નાનાં ગુમડાં થતાં હોય, શરદીથી કે અજીર્ણથી લાલ ચાઠાં, કે શીળસ થઇ આવતું હોય, ચ્હેરા ઉપર કે હાથ ઉપર મોટા મસા થતા હોય, ઇત્યાદિ ત્વચારોગ આ દવાથી દૂર થાય છે.

સ્ત્રીઓને શરદી લાગવાથી ઋતુસ્રાવ બંધ થઇ જતો હોય, ઋતુસ્રાવ થવા પહેલાં ત્વચા ઉપર ફોડકા કે એવું કાંઇ નીકળી આવતું હોય, પીડિતાર્તવ થતો હોય, અને આખે શરીરે ચાઠાં નીકળતાં હોય, સ્તન લોહીથી ભરાઇ જતા હોય, ને શરદી લાગવાથી દુખતા હોય, શરદીવાળી જગ્યામાં બેસવાથી ગુહ્યાવયવોને શરદી લાગી હોય, અને તેથી પ્રદર થયું હોય, ઇત્યાદિ સ્ત્રીઓના રોગને આ દવા હરે છે.

વૃદ્ધિઃ—હવાના ફેરફારથી તે પણ ગરમ હવા મટીને ઠંડી હવા થઇ હોય ત્યારે; દીવસે તડકો પડતો હોય, અને રાત્રે ઠંડી પડતી હોય ત્યારે; અને સાંજની વખતે અને આરામ લેતી વખતે દર્દ વધારે લાગે છે.

શાંતિઃ—ગરમ હવામાં ફરવાથી ઠીક લાગે છે.

સરખાવોઃ—રસટોક્સ, યુપેટોરીઅમ, આર્સેનિકમ, એકોનાઇટ, જેલ્સીમીઅમ.



## ૬૦. યુપેટોરીઅમ પરફોલીએટમ*, ૩×, ૨૦૦.

( Eupatorium Perfoliatum )

બોનસેટના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**આ દવા અમુક જાતના ટાઢીઆ તાવ, હાડકામાં થતા દુખાવા, પિત્તજ્વર, ઇન્ફ્લુઅન્ઝા નામનું ચેપી સળેખમ, સસણી, મજ્જાતંત્રના પડનો વરમ, અને પગના સોજા એટલા વ્યાધિઓમાં ખાસ કરીને ગુણકારી થઈ પડે છે.**

વૃદ્ધ લોકોનાં અને વ્યસની લોકોનાં નબળાં પડેલાં શરીર માટે આ દવા વધારે અનુકુળ થાય છે.

માથામાં ધબકતો દુખાવો થતો હોય, માથા ઉપર જાણે સીસાની ધાતુની વજનદાર ટોપી પહેરી હોય એવું લાગતું હોય, ફેર આવતા હોય, પિત્તની ઉલટી થતી હોય, માથાનું તાળવું ને આંખો દુખતાં હોય, આંખો લાલ થઇ આવી હોય, ત્રણ ત્રણ દિવસે કે સાત સાત દિવસે માથાનો દુખાવો થઇ આવતો હોય, સુતા પછી માથાના પછવાડેના ભાગમાં ભાર ને દુખાવો જણાતો હોય, ઇત્યાદિ મસ્તકનાં દર્દો આ દવાથી મટે છે.

જીભ ઉપર પીળી છારી હોય, મોઢામાં કડવાટ રહેતો હોય, યકૃતનો ભાગ દુખતો હોય, તૃષા બહુ લાગતી હોય, તૃષા લાગ્યા પછી પાણી પીવાથી ઉલટી થતી હોય, હેડકી આવતી હોય, તંગ પોશાક ખમી શકાતો નહોય, વારંવાર ઝાડો થતો હોય, અગર દસ્ત કબજ રહેતો હોય, ઇત્યાદિ ઉદરનાં ચિન્હો આ દવાને સૂચવે છે.

સખત સળેખમ થયું હોય, ઉપરા ઉપર છીંકો આવતી હોય, સાદ બેસી ગયો હોય, છાતી દુખતી હોય, ઉધરસ ખાતાં છાતી દાબી રાખવી પડતી હોય, સળેખમની સાથે આખું શરીર દુખતું હોય,

હાડકાં કળતાં હોય, લાંબા વખતથી ઉધરસ આવતી હોય, રાત્રે ઉધરસ વધારે ચડતી હોય, વાંકાવળીને હાથ અને ઘુંટણભર રહેવાથી ઉધરસ નરમ પડતી હોય ઈત્યાદિ પ્રકારની ઉધરસ અને સળેખમ હોય, ત્યારે આ દવાની જરૂર હોય છે.

**જ્વર** આવ્યો હોય, અને પછી પરસેવો વળતો હોય, તો પણ માથું દુખ્યા કરતું હોય, સવારમાં સાતથી નવ વાગ્યા સુધીમાં પ્રથમ તૃષા લાગતી હોય, પછી ટાઢ આવતી હોય, અને સ્નાયુઓ તથા હાડકાં દુખતાં હોય, મોળ આવતી હોય, ટાઢ આવી રહ્યા પછી, અગર તાવથી શરીર ગરમ થવા લાગે તે પહેલાં પિત્તની ઉલટી થતી હોય, યકૃતના ભાગમાં દુખતું હોય, દસ્ત કબજ હોય, પેસાબ ઘણા ઘેરા રંગનો હોય માથામાં ધબકારા કરતું દર્દ થતું હોય, ઇત્યાદિ ચિન્હોવાળા જ્વરમાં આ દવા આપવી જોઇએ. જે તાવમાં પરસેવો ઓછો હોય, પણ હાડકાનો દુખાવો અને કળતર વધારે હોય, તેને માટે આ દવા વધારે યોગ્ય છે.

**વાંસો** ફાટતો હોય, હાથ પગના હાડકાં કળતાં હોય, ને બધો માંસનો ભાગ પણ દુખતો હોય, હાથમાં અને પોંચીમાં દર્દ થતું હોય, સાંધામાં નજલો થયો હોય એવું દર્દ થતું હોય, કે શરીરના કોઇ ભાગ ઉપર સોજો ચડયો હોય, ત્યારે આ દવા અપાય છે.

**વૃદ્ધિઃ**—સવારમાં ૭ થી ૯ વાગ્યા સુધી દર્દનું જોર વધારે લાગે છે, ટાઢ આવ્યા પહેલાં હાડકાં ઘણાંજ દુઃખે છે, અને તેથી દર્દી બહુ બેચેન થાય છે. તાવ ભરાય ત્યાં સુધી પિત્તની ઉલટી થાય છે.

**સરખાવોઃ**—આર્નિકા, બ્રાયોનિઆ ( પરસેવો વધારે હોય, કળતર થાય, છતાં દર્દી શાંત પડયો રહે.) ચેલીડોનીઅમ.



## ૬૧. યુફ્રેસીઆ *થી૬×

## ( Euphrasia )

'આઇબ્રાઇટ 'ના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**આંખ દુખવા આવી હોય, અને આંખમાંથી ઘણું પાણી વહેતું હોય, તે દાહક ગુણવાળું હોય, ત્યારે આ દવાની ખાસ જરૂર પડે છે. સળેખમની સાથે આંખમાંથી પણ પાણી વહેતું હોય, અને ખુલ્લી હવામાં બેસવાથી ઠીક થતું હોય,** ત્યારે **આ દવા વધારે માફક આવે છે.**

**માથું** ફાટી જતું હોય, અને આંખે પ્રકાશ ખમી શકાતો ન હોય, સળેખમને લીધે માથું દુખતું હોય, અને આંખમાંથી ને નાકમાંથી પાણી ચાલ્યું જતું હોય, મોટી ઉધરસ કે સખત ઉધરસ દિવસે બહુ આવતી હોય, અને પુષ્કળ બડખા નીકળતા હોય, પણ રાત્રે ઉધરસ મંદ પડતી હોય, ઇત્યાદિ ચિન્હોમાં આ દવા આપવાથી ફાયદો થાય છે.

**આંખ** સળેખમના જોરથી દુખવા આવી હોય, **આંખમાંથી પાણી નીકળ્યા કરતું હોય,** આંખમાંથી નીકળતાં અશ્રુ ઉગ્રગુણ ( acrid ) હોય, તેને લીધે આંખના પોપચાંમાં દાહને સોજો હોય, **આંખના કૃષ્ણ મંડળ ઉપર ચીપડા ચોટી જતા હોય,** અને તે દૂર કરવા માટે વારંવાર આંખ મીંચવી પડતી હોય, આંખને કાંઈ વાગ્યું હોય, અને તેથી તેમાં દુખાવો થયો હોય, આંખમાં ભાર લાગતો હોય, કૃષ્ણમંડળનો કોઇ કોઇ ભાગ બ્લીસ્ટરની માફક ઉપસી આવ્યો હોય, ફુલાં પડયાં હોય, સંધિવાને લીધે કનીનિકાનો વરમ ( iritis ) થયો હોય, ઈત્યાદિ નેત્રરોગને આ દવા દૂર કરે છે.

**ઓરીની** શરૂઆતમાં આંખમાંથી પાણી વહેવા લાગ્યું હોય, ત્યારે આ દવાની જરૂર પડે છે.

તાવની દરમ્યાન ટાઢ વાયા કરતી હોય, પ્રકાશ ખમી શકાતો ન હોય, પવન વસમો લાગતો હોય, દિવસે ઉંઘ આવતી હોય, ને અંધારૂં ગમતું હોય, ત્યારે આ દવા માફક આવે છે.

**સ્ત્રીને** ન્યુનાર્તવ થતો હોય, અને તેને લીધે આંખો દુખવા આવતી હોય, અથવા આર્તવ વખતે પેડુમાં દુખાવો થતો હોય, ઉપર કહેલ બીજાં ચિન્હો જણાતાં હોય, અને આર્તવ એકાદ બે કલાક કે એકાદ દિવસ દેખાઈને બંધ થઇ જતો હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

આ દવા સળેખમની અને નાકના વરમની શરૂઆતમાં સારો ફાયદો કરે છે. પાછળથી તે વરમનાં લક્ષણો આ દવાને યોગ્ય રહેતાં નથી.

**સરખાવો:**—આર્સેનિકમ, મર્ક્યુરીઅસ, જેલ્સીમીઅમ. 'એલિઅમ સીપા' નામની એક દવા છે, તે આ દવાને મળતી છે, પણ તેમાં જે આંસુનું પાણી વહેતું હોય છે, તે જરા પણ દાહક હોતું નથી, પણ નાકમાંથી જે પ્રવાહિ વહે છે, તે દાહક હોય છે, એટલે કે તે દવા આ દવાથી ઉલટા ગુણવાળી છે.

---

**૬૨. ફેરમ્ મેટાલીકમ્ ૧થી૩૦.ગુજ. લોહ સં. લોહ.**

**( Ferrum Metallicum ).**

લોહ આયુર્વેદમાં અને એલોપેથીમાં ઘણા વખતથી વપરાય છે. આયુર્વેદમાં (૧) કાંત લોહ, (૨) મંડુર, (૩) ને લોહક્ષાર એ મુખ્ય ત્રણ બનાવટો છે. એલોપેથીમાં ટીકચર સ્ટીલ, સીરપ ફેરીઆયોડાઇડ, રીડયુસ્ડ આયર્ન, ફેરી એટ આમોની સાઇટ્રસ, ફેરીએટ ક્વીની સાઇટ્રસ, ફેરી કાર્બોનેટ સાકરેટા, સીરપ ફેરી ફોસ્ફાસ, અને સલ્ફેટ ઑફ આયર્ન એટલી મુખ્ય બનાવટો છે. હોમીઓપેથીમાં ફેરમ આયોડેટમ, ફેરમ્ મેટાલીકમ્, ફેરમ્ ફોસ્ફોરીકમ્, અને ફેરમ્ પીક્રીકમ એ ચાર મુખ્ય બનાવટો વપરાય છે; તેમાં ફેરમ્ મેટાલીકમ બધાથી વધારે ઉપયોગી છે, માટે તેની હકીકત નીચે આપી છે.

**ફેરમ મેટાલીકમ જે દર્દીઓનો શ્લેષ્મપડ લોહી વિનાનો હોય, કે જેઓને પાંડુરોગ થયો હોય, તેવા દર્દીઓને વધારે માફક આવે છે. જ્યારે હાથ પગ થંડા રહેતા હોય, નબળાઇને લીધે શ્લેષ્મ પડને હવાના ફેરફારની અસર જલદી થતી હોય, કે તનમનનો શ્રમ લેવાથી શરીરને જલદી આઘાત પહોચી જતો હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય** છે.

**સ્વભાવ** ચીડીઓ થઇ ગયો હોય, ગડબડાટ કે અવાજ ખમી શકાતો નહોય, જરાપણ વિરૂદ્ધતા થવાથી ક્રોધ ચડતો હોય, પાણીનો પ્રવાહ જોયાથી ફેર આવતા હોય, **માથું** લોહીના જોરથી દુખતું હોય, ને અંદર ધબકારો લાગતો હોય, દુખાવો દાંતમાં પણ જણાતો હોય, હાથ પગ થંડા રહેતા હોય, માથાની પછવાડેના ભાગમાં દુખાવો લાગતો હોય, ઈત્યાદિ મસ્તકનાં દર્દોમાં આ દવાની જરૂર હોય છે, ચ્હેરો લાલચોળ રહેતો હોય, અને જરાપણ દર્દ, શ્રમ, કે મનોવિકાર થવાથી તે વધારે લાલ થતો હોય, શરીરની રતાશ ઓછી થઇ ગઇ હોય, શરીરમાંથી અને ખાસ કરીને ચ્હેરા ઉપરથી તથા મોઢાના શ્લેષ્મ પડ ઉપરથી રૂધિર કમી થઇ ગયું હોય, અને માંસ સથળું પોચું લાગતું હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે.

**દાંત દુખતા હોય,** અને તે બરફ જેવા થંડા પાણીથી દુખતા મટતા હોય, **મોઢામાં** ધુડ જેવો અને ચીકણો સ્વાદ રહેતો હોય, ભૂખ અતિશય લાગતી હોય, અગર બીલકુલ ન લાગતી હોય, ખાટી ચીજો ખાવાની વૃત્તિ થતી હોય, ખાધા પછી અન્નના ઓડકાર આવતા હોય, **જમ્યા પછી તરત ઉલટી થતી હોય; મધ્યરાત પછી ઉલટી થતી હોય, ઇંડાનો ખોરાક પચી શકતો ન હોય,** જમ્યા પછી અન્નાશયમાં ભાર લાગતો હોય, હોજરીમાં દાહ જણાતો હોય, પેટની દીવાલો દુખતી હોય, ઇત્યાદિ પાચનક્રિયાના દોષ આ દવાથી મટે છે.

**દસ્ત** રાત્રે પચ્યાવિના ઉતરતો હોય, દસ્તની હાજત થતી હોય, પરંતુ દસ્ત ઉતરતો નહોય, અથવા દસ્ત કઠણ ઉતરતો હોય, ને તે પછી વાંસામાં ને ગુદામાં દરદ થતું હોય, આમળ નીકળતી હોય, નાના બચ્ચાંઓને ગુદા ઉપર ચળ આવતી હોય, ઇત્યાદિ દસ્તની હરકતો આ દવાથી દૂર થાય છે.

**ખાલી ઉધરસ** આવતી હોય, ઉધરસ સાથે ઉલટી થતી હોય, છાતી ભીંસાતી હોય, શ્વાસ લેતાં મુશ્કેલી પડતી હોય, છાતીમાં લોહી ભરાઇ આવતું હોય, સાદ બેસી ગયેલો રહેતો હોય, ઇત્યાદિ સમયે આ દવા હિતકર થઇ પડે છે.

**રક્તાશય**નો ધબકારો થઇ આવતો હોય, હાલવા ચાલવાથી કે કાંઇ શ્રમ લેવાથી ધબકારો વધારે થતો હોય, નબળાઇને લીધે રક્તાશયના ઉપધ્વનિ સંભળાતા હોય, **નાડી ભરેલી, પણ પોચી અને દબાઇ જાય તેવી ચાલતી હોય,** અથવા નાની ને નબળી ચાલતી હોય, તો આ દવાથી રક્તાશયને પુષ્ટિ મળે છે, અને નાડીમાં સુધારો થાય છે.

**હાથે પગે** રક્તસ્રાવ કે કોઇ પણ રસ વહી જવાથી સોજા ચડયા હોય, ખભો કે સાથળ વાચે રહી ગયો હોય, ને ધીમે ધીમે તે ભાગોને હલાવવાથી ઠીક લાગતું હોય, સાથળના સાંધામાં, પગના તળીઆમાં કે એડીમાં દર્દ થતું હોય, કે હાથપગ

**ઠંડા રહેતા હોય, તો આ દવા આપવાથી તેવી હરકતો ઓછી થાય છે.**

**ત્વચા** ફિક્કી અથવા લીલી રહેતી હોય, સહેજ વાતમાં તે લાલ થઇ જતી હોય, કે દાબવાથી તેમાં ખાડો પડતો હોય, હાથ પગનાં તળીઆં ગરમ થતાં હોય, ઇત્યાદિ ત્વચાનાં દર્દ આથી નાશ પામે છે.

**જીર્ણ જ્વર** આવતો હોય, અથવા તાવ આવે ત્યારે માથું ને ચ્હેરો ગરમ અને લાલ થઇ આવતાં હોય, હાથ પગ ઠંડા રહેતા હોય, ને રાત્રે બહુ પરસેવો આવતો હોય, અથવા તાવમાંથી બરલ થઈ હોય, તો આ દવાથી આરામ થાય છે.

**પેસાબ** ઇચ્છા વિના ટપકી જતો હોય, કે મૂત્ર માર્ગમાં બળતર થતી હોય તો તે આથી મટે છે.

**સ્ત્રીને** આર્તવ પાંડુનો રોગ થયો હોય, બાંધો નબળો ને નાજુક હોય, પરંતુ ચ્હેરો લાલ હોય, આર્તવ બહુ વ્હેલો આવતો હોય, ઋતુસ્ત્રાવ બહુ થતો હોય, અને ઘણા દિવસ સુધી ચાલતો હોય, આર્તવ એક બે દિવસ બંધ થઈ જતો હોય, અને પછી ફરીને દેખાતો હોય, ગર્ભાશયમાંથી લાંબા કકડા આર્તવ વખતે નીકળતા હોય, કે ઋતુસ્ત્રાવ પાતળો પાણી જેવો અને રતાશ વિનાનો થતો હોય, યોનિમાર્ગમાં દર્દ થતું હોય, અથવા ગર્ભપાત થઇ જાય એવી પ્રકૃતિ હોય, તો આ દવાનું સેવન કરવાથી ફાયદો થાય છે.

**વૃદ્ધિ:**—જમ્યા પછી અથવા કાંઇ પ્રવાહિ પીધા પછી તેમજ શાંત બેસી રહેવાથી રોગનું જોર વધારે લાગે છે; જરાપણ મનોવિકાર થવાથી ચ્હેરો લાલ થઇ આવે છે. માંસનો ખોરાક તેમજ દારૂ કે ચાહ પણ અનુકુળ થતાં નથી.

**શાંતિ:**—ધીમે ધીમે આસપાસની જગ્યામાં ફરવાથી જીવને આનંદ રહે છે, અને રોગની શાંતિ જણાય છે.

**સરખાવો:**—નેટ્રમમ્યુર, પલ્સેટીલા, કેલ્કેરીઆ ફૉસ, કાર્બોવેજી., ચાઇના, ફેરમફૉસ.



### ૬૩. જેલ્સિમીઅમ૧×થી૩૦,૬૦,૨૦૦,

(Gelsemium.)

આ દવા 'યલો જાસ્માઇન' ના નામથી ઓળખાતી વનસ્પતિમાંની બનાવાય છે. તેમાંથી જેલ્સીમાઇન નામનું આલ્કલૉઇડ તત્વ નીકળે છે.

મજ્જાતંત્ર એ આ દવાનું અસર કરવાનું મુખ્ય સ્થાન છે. જ્યારે જેલ્સીમીઅમ દવારૂપે નહિ આપતાં તેની અસર કરવાની રીતનો અભ્યાસ કરવાને ખાતર કુદરતી રૂપમાં અને મોટા ઝેરી પ્રમાણમાં કોઇને ખવડાવવામાં આવે છે, ત્યારે મજ્જાતંતુનો ઉપઘાત (paralysis) થાય છે, ગતિતંતુઓ મંદ થઇ જાય છે, અને તેથી સ્નાયુઓ બળહીણ અને ઢીલા બની જાય છે. નાડી ધીમી પડે છે. ધમનીનું આકર્ષણબળ (tension) કમી થાય છે, શારીરિક ગરમી ઘટતા લાગે છે, શ્વાસોચ્છ્વાસ મુશ્કેલીથી ચાલે છે, અને શાંત પડી રહેવાની ઇચ્છાથી દર્દી જાણે ભર ઉંઘમાં હોય એમ સુઇ રહે છે.

**આ દવા બાળકોને, યુવાન સખ્સોને અને ખાસ કરીને હિસ્ટીરીઆની પ્રકૃતિવાળી સ્ત્રીઓ, જેઓને પોતાનું શરીર અને મન થાકી ગયેલું અને નિરુત્સાહી લાગ્યા કરે છે, તેઓને આ દવા ખાસ ઉપયોગી થઇ પડે છે; તે ઉપરાંત વિષયની અસ્વાભાવિક ટેવથી જે યુવાન પુરૂષોએ પોતાનું તન અને મન ખુવાર કર્યું હોય છે, તેઓને માટે પણ આ દવા સારી છે.**

**દર્દીને–ખાસ કરીને સ્ત્રીઓને–હિસ્ટીરીઆ વખતે ગળામાં કાંઈ ગોળો ભરાઇ આવ્યાના જેવી લાગણી થતી હોય, પણ તે ગોળો પાણી પીવાથી પણ નીચે બેસતો નહોય, રક્તાશયનો થડકારો થઈ આવતો હોય, હાથપગ પક્ષાઘાતની માફક અચેતન થઇ જતા હોય, પેશાબ પાણી જેવો પુષ્કળ છૂટતો હોય, તે સાથે ખોટી ખોટી બ્હીક અને ભય લાગતાં હોય, ત્યારે આ દવા બહુ ફાયદાકારક નીવડે છે.**

**સ્વભાવ** બેદરકારી વાળો થઇ ગયો હોય, મગજ જડ અને થાકી ગયેલું રહેતું હોય, ભય, ધાસ્તી, ઈત્યાદિથી મન અસ્વસ્થ થઇ જતું હોય, નિદ્રામાં દર્દી સન્નિપાતના જેવા ચાળા કરતો હોય ઇત્યાદિ માનસિક વ્યાધિઓ આ દવાને સૂચવે છે.

ફેર આવતા હોય, માથું ભારે લાગતું હોય, માથા ફરતો પટ્ટો બાંધ્યો હોય એમ લાગતું હોય, આંખનાં પોપચાં ભારે જણાતાં હોય, લમણામાં દુખાવો થતો હોય, તે કાનમાં, નાકમાં ને હાડીમાં

ફેલાતો હોય, ડોક અને ખભા દુખતા હોય, તાળવું એટલું બધું દુખતું હોય કે સ્પર્શ ખમી શકાતો નહોય, માથું ઓસીકાં વડે ઉંચું રાખવાથી ઠીક લાગતું હોય.

**છીંકો** આવતી હોય, નાકના મૂળ આગળ કાંઇક ભરાતું હોય એમ લાગતું હોય, નાકમાંથી પાતળું દાહક પાણી વહેતું હોય, સળેખમની સાથે માથાનો દુખાવો તથા તાવ હોય, **આંખના પોપચા ભારે** રહેતા હોય, દર્દી પરાણે આંખ ઉઘાડી શકતો હોય, દૃષ્ટિમંદ થઇ ગઇ હોય, કીકી વિસ્તૃત રહેતી હોય, અને પ્રકાશથી સંકોચાતી નહોય, આંખમાં (neuralgia) દુખાવો રહેતો હોય, અને આંખની સ્નાયુઓ ખેંચાતી હોય, કાચ રૂપ રસમાં બિગાડ થયો હોય, અને ઉંડો વરમ રહેતો હોય.

**મોઢામાં** સડી ગયેલ પદાર્થના જેવો સ્વાદ રહેતો હોય, મોઢું ગંધાતું હોય, **જીભ ધ્રૂજતી હોય,** કે જીભને લકવાની અસર થઇ હોય.

**ગળે** ગરમ પદાર્થ ઉતારવામાં મુશ્કેલી નડતી હોય, તાળવામાં ચળ આવતી હોય, ચોરીઆ સુજી ગયા હોય, ચોરીઆમાં દાહ લાગતો હોય, **ડીપ્થેરીઆમાંથી ગળાના અવયવોને લકવો** લાગુ પડયો હોય, **ગળામાં** કાંઇક ડુચો ભરાણો હોય એમ લાગતું હોય, દર્દીથી બોલી શકાતું ન હોય.

**હોજરી** ખાલી હોય એમ લાગતું હોય, અથવા અંદર કાંઇ ભારે બોજો ભર્યો હોય, એમ જણાતું હોય, હેડકી આવતી હોય, અને સાંજની વખતે તે વધારે ઉપડતી હોય, તેવા હોજરીના ઉપદ્રવ ને આ દવા હરે છે. આ દવાના સંબંધમાં એ એક ખાસ નિયમ છે કે દર્દીને **જરા પણ તરસ લાગતી નથી.**

**ગુદાદ્વારનો** લકવો થયો હોય, દસ્ત દર્દીની ઇચ્છા વિના ઉતરતો હોય, કાંઇ ભય, ત્રાસ, કોઇની માંદગી કે મૃત્યુના સમાચાર સાંભળવાથી કે મારની બીકથી ઝાડો છૂટી જતો હોય, ઇત્યાદિ મળ સંબંધી વિકાર આ દવાથી જતા રહે છે.

**પેશાબ** ઘણો અને સ્વચ્છ પાણી જેવો ઉતરતો હોય, મૂત્રાશયને લકવાની અસર લાગુ પડી હોય, કે પેશાબ ઉતરતી વખતે દર્દ થતું હોય, તો આ દવા આપવી જોઇએ.

**શ્વાસોચ્છ્વાસ** ધીમા ચાલતા હોય, સુસ્તી ઘણી હોય, છાતીમાં મુંઝવણ જણાતી હોય, ખાલી ઉધરસ આવતી હોય, સળેખમ થયું હોય, અથવા શ્વાસોચ્છ્વાસને મદદ કરનારા સ્નાયુઓમાંથી હરકોઇ એકના ગતિ તંતુના દોષથી તેમાં ખેંચ થતો હોય, ઇત્યાદિ શ્વાસમાર્ગના રોગો આ દવાથી સુધરે છે.

**રક્તાશયના** સંબંધે દર્દીને એવી ભીતિ લાગી ગઇ હોય, કે જો પોતે ફરાફર ન કરે, તો રક્તાશય બંધ પડી જશે, **નાડી** ધીમી ચાલતી હોય, છાતીમાં થડકારો થઇ આવતો હોય, નાડી પોચી, નબળી, ભરેલી ને ચાલુ પ્રવાહવાળી લાગતી હોય, દર્દી શાંત હોય, ત્યારે નાડી ધીમી હોય, પરંતુ જ્યારે તે કાંઇ તનમનની મહેનત લેતો હોય, ત્યારે નાડી ઉતાવળી ચાલતી હોય, કે વૃદ્ધાવસ્થાને લીધે નાડી નબળી ને ધીમી ચાલતી હોય, ત્યારે આ દવા આપવાની આવશ્યક્તા હોય છે.

સઘળા અવયવો—**હાથ** પગ વગેરે—અતિશય નબળાં લાગતાં હોય, અને ધ્રૂજતાં હોય, **હિસ્ટીરીઆ** વખતે અંગો ધ્રૂજતાં હોય, અગર જડ જેવાં પડયાં રહેતાં હોય, જરા પણ શ્રમ લેવાથી થાક લાગતો હોય, લહીઆને હાથે દુખાવો થતો હોય, વાંસાના, સાંથળના કે પીંડીના સ્નાયુઓમાં ઉંડો દુખાવો જણાતો હોય.

**નિદ્રા** પુરેપુરી આવતી ન હોય, ઉંઘ આવે કે તરત સન્નિપાતનાં જેવાં લક્ષણો શરૂ થતાં હોય અતિશય થાકને લીધે ઉંઘ આવતી ન હોય, ઉપરા ઉપર વિચારો આવવાથી કે તંબાકુના વિષથી ઉંઘ આવતી ન હોય, બગાસાં આવતાં હોય, પરંતુ હર્ષ, ક્રોધ, ચિંતા, કલેશ, ઇર્ષા, અસંતોષ, કલ્પિત દુખો ઇત્યાદિ મનોવિકારનાં કારણોને લીધે નિદ્રા ન આવતી હોય, ત્યારે આ દવા લેવાથી નિદ્રા બરાબર આવે છે.

**તાવમાં આ દવા બહુ ઉપયોગી છે.** તાવ આવતો હોય, ત્યારે દરદી ધ્રૂજતો હોય, તે પોતાની જાતને દબાવી રાખવાનું બીજાઓને કહેતો હોય, નાડી ધીમી, ભરેલી, નરમ ને દબાઈ જાય એવી હોય, આખા વાંસામાં ટાઢના ઉકરાટા આવતા હોય, તાવ લાંબા વખત સુધી ઉતરતો ન હોય, અને પછી પરસેવો ખૂબ આવતો હોય; ટાઢીઓ તાવ આવતો હોય, શરીરના સ્નાયુઓ દુખતા હોય, માથું સખત દુખતું હોય, પિત્તજ્વર આવતો હોય, તે સંપૂર્ણ રીતે ઉતર્યા પહેલાં બીજો તાવ લાગુ થતો હોય, પણ તૃષા લાગતી ન હોય, તેમજ વળી ...જની નબળાઇથી

કે કાંઇ ભયથી આખા શરીરમાં શરદી આવવા લાગી હોય, અથવા મૂર્છા આવતી હોય, ત્યારે આ દવા આપવાથી ફાયદો થાય છે.

**ત્વચા** ગરમ ને સુષ્ક રહેતી હોય, ચળ આવતી હોય, ઓરીના જેવાં ચાઠાં નીકળ્યાં હોય, રતવા ફુટી નીકળ્યો હોય, ઓરી બરાબર દેખાણાં ન હોય, અને સળેખમના જેવાં ચિન્હો થયાં હોય, ઓરી પાછાં અંદર વહેલાં સમાઇ ગયાં હોય, લાલ તાવ આવ્યો હોય, તે વખતે દર્દીને બહુ ઘેન જણાતું હોય, અને ચ્હેરો જરા ફુલી આવેલો લાગતો હોય.

**પુરૂષને** વીર્યસ્રાવ થતો હોય, અવયવ અશક્ત હોય, વૃષણની થેલી ઉપર પરસેવો વળ્યા કરતો હોય, પરમીઆની શરૂઆત થઇ હોય, દાહક રસી જરા જરા આવતી હોય, ઇત્યાદિ પુરૂષના ખાસ દરદો માટે આ દવાની જરૂર પડે છે.

**સ્ત્રીને** યોનિમાર્ગ સ્પર્શાસહ્ય હોય, ખોટું વેણના જેવું દર્દ થતું હોય, પીડિતાર્તવ થતો હોય, રક્તસ્રાવ બહુ ઓછો થતો હોય, રજોદર્શન દર્મ્યાન સ્ત્રીને સાદ તદ્દન બેસી જતો હોય, હિસ્ટીરીઆ થતું હોય, ઇત્યાદિ ચિન્હો બીજાં લક્ષણોની સાથે મળતાં આવે, તો આ દવા આપવાથી સ્ત્રીઓનાં દર્દ દૂર થાય છે.

**પ્રધાનલક્ષણઃ**—હિસ્ટીરીઆ, મગજની નબળાઇ અને તે સાથે શરીરના બધા સ્નાયુઓની નબળાઇ, તથા તેમની કાર્ય કરવાની શક્તિની ક્ષીણતા, દર્દીની સમજ અને ઇચ્છા છતાં, તેનાં સ્નાયુ બરાબર ચાલી શકે નહિ; દર્દી પોતે ચાલવાનો પ્રયત્ન કરે, તો તેના હાથપગ ધ્રૂજે ( શરીરના અવયવોનો ધ્રૂજારો એ પણ એક મુખ્ય લક્ષણ છે ). વળી તેના સ્નાયુઓ દુખે અને વખતે ખેંચાય, પણ તે સાથે સુસ્તી અને બેચેની ઘણી રહે. કશી વાત ઉપર ધ્યાન આપી શકે નહિ. વાતચિત કરવી ગમે નહિ. પોતે પડી જશે એવી બાળકને ખોટી ધાસ્તી લાગવાથી પોતાની માને બાઝી પડતું હોય, ભેજાના મૂળ આગળ દુખાવો સખત લાગતો હોય, અને માથું ચાંપવાથી સારૂં લાગતું હોય, કોઇવાર પેશાબ સારી રીતે છૂટવાથી દુખાવો મટી જાય, ટાઢ આવે ત્યારે વાંસામાં પાણીના મોજાના જેવી ગતિ નીચેથી માથા તરફ કરતી આવે, ટાઢ ઘણી આવે અને ટાઢના જોરને લીધે દર્દી પોતાના શરીરને દબાવી રાખવાનું કહે, તરસ બહુ ઓછી લાગે પણ તાવ ભરાય ત્યારે દર્દી બેચેની સાથે ભરઉંઘમાં હોય એમ પડયો રહે, અગર સન્નિપાત થાય.

**સરખાવોઃ**—એકોનાઇટ, બેલાડોના, બેપ્ટીસીઆ, ઇગ્નેશીયા, પ્રાયોનીઆ.

---

## ૬૪. ગ્લૅાનૅાઇન[૬], [૩૦].

( Glonoin ).

આ દવાનું બીજું નામ નાઇટ્રોગ્લીસરીન છે. આ દવાની ટીકડીઓ ઍલોપૅથી પ્રમાણે તૈયાર થયેલી બજારમાં વેચાય છે, અને તેવા રૂપમાં રક્તાશયનું શૂળ, શ્વાસ, મસ્તકશૂળ ઇત્યાદિ મટાડવા માટે એકાદ બે ટીકીડી અપાય છે, અને તે એવો સારો ફાયદો કરે છે કે, જ્યારે એવા શૂળને તરત દબાવવાની જરૂર હોય, ત્યારે તેની ભલામણ કર્યા વિના ચાલી શકે નહિ. નાડી નાની ને પાતળા દોરા જેવી ચાલતી હોય, મગજ ઉપર લોહી ઓછું જતું હોય, દર્દીની સઘળી શક્તિઓ નાશ પામવા લાગી હોય, રક્તાશય બહુ મંદ ચાલતું હોય, રક્તાશયનો કાંઇ રોગ થયો હોય, ફેર આવતા હોય, ચ્હેરો ફિક્કો થઇ ગયો હોય, ને દર્દી મરવા જેવો થવા લાગ્યો હોય, ત્યારે આ દવાની જરૂર હોય છે. હોમિયૅાપૅથીમાં તેનો ઉપયોગ નીચેની હકીકતો ઉપરથી કરવામાં આવે છે.

**મસ્તક ઉપર લોહીનું જોર** હોય, ને તેને લીધે ચક્કર આવતાં હોય, તડકો લાગવાથી માથે લોહી ચડી ગયું હોય, ઍપોપ્લેકસી થાય એવું જણાતું હોય, વીજળીના કે ગ્યાસના કારખાનામાં અથવા તડકા વખતે હરકોઇ કારખાનામાં કામ કરવાથી માથે ગરમી ચડી ગઇ હોય, માથું ભારે થઇ ગયું હોય, પરંતુ તેને ઓસીકા ઉપર મુકી શકાતું ન હોય, માથા આગળ જરા પણ ગરમી ખમી શકાતી ન હોય, માથા ઉપરની લોહીની રગો ફુલેલી જણાતી હોય અને થડકતી હોય, ગળા આગળથી થડકારો માથા તરફ જતો હોય, ઉભા થવાથી ફેર આવતા હોય ભેજા ઉપર લોહીનું દબાણ હોય, સ્ત્રીને રજોદર્શનના દિવસોમાં આર્ત્તવને બદલે માથાનો દુખાવો થતો હોય, સગર્ભા સ્ત્રીને મગજ ઉપર લોહી ચડી જતું હોય, લોહીના જોરથી ભેજાની રક્તવાહીની તુટવાનો સંભવ હોય, ભેજાના પડનો વરમ થયો હોય.

**કાનમાં** રક્તાશયનો થડકારો સંભળાતો હોય,

ગળાની નસો લોહીથી ફુલી જતી હોય અને તેથી ગળા આગળ કૉલર ખમી શકાતો ન હોય, ચ્હેરો ગરમ ને લાલ દેખાતો હોય, પરસેવો વળતો હોય, નાકના મૂળ આગળ દુખાવો થતો હોય.

**હોજરી**નો ભાગ ખાલી હોય એમ લાગતું હોય, મોળ આવતી હોય, ને ઉલટી થતી હોય, દર્દીનું રૂધિરાભિસરણ બહુ મંદ હોય, અને તેને લીધે પેટમાં દુખતું હોય.

**દસ્ત** કબજ રહેતો હોય, અર્શ થયા હોય, તેમાં બહુ વેદના થતી હોય, અથવા ઝાડો થઇ આવ્યો હોય, ને પુષ્કળ કાળો ને લચકા પડતો ઝાડો ઉતરતો હોય.

**રક્તાશય** જોરથી ચાલતું હોય, ધબકારો થઇ આવતો હોય, શ્વાસ લેતાં મુંઝવણ થતી હોય, ડુંગરી પ્રદેશમાં ઉંચે ચડી શકાતું ન હોય, જરાપણ શ્રમ લેવાથી રક્તાશય તરફ લોહીનું જોર થતું હોય, અને મૂર્છા આવી જતી હોય, આખા શરીરમાં રક્તાશયનો ધબકારો જણાતો હોય.

**સ્ત્રીને** ઋતુસ્રાવ મોડો થતો હોય, અથવા એકદમ બંધ થઇ ગયો હોય ને તેથી લોહી માથે ચડી ગયું હોય, કે યુવાવસ્થા પૂર્ણ થવા સાથે ઋતુકાળ પૂરો થવા આવ્યો હોય, ત્યારે માથાનો દુખાવો, અથવા ઉપર બતાવ્યાં છે તેવાં લક્ષણો થતાં હોય, અગર **સુવાવડમાં આચકી** આવતી હોય, ચ્હેરો લાલ થઇ આવ્યો હોય, મોઢે ફીણ આવતાં હોય, નાડી ભરેલી અને કઠણ હોય, અતિશય તાપ અતિશય ટાઢ કે શરદીથી મગજ ઉપર લોહીનું જોર હોય, તો તેને માટે આ દવા ઉત્તમ છે.

**સરખાવો:**—બેલાડોના, મેલીલોટસ, નેટ્રમમ્યુર.

---

## ૬૫. ગ્રેફાઇટીસ ૬થી૩૦

## ( Graphites. )

આ દવા પેન્સીલો બનાવવામાં વપરાતા ગ્રેફાઇટ નામના એક જાતના કાર્બોનમાંથી બનાવાય છે.

**ખરજવા જેવા ત્વચારોગ એ તેનો ખાસ પ્રદેશ છે. જેઓનાં શરીર પુષ્ટ હોય, ત્વચા ગોરી હોય, ચરબીનો જમાવ ઠીક હોય, વારંવાર ખરજવા જેવા ત્વચારોગ થઈ આવતા હોય, દસ્ત કબજ રહેતો હોય, ટાઢ વાયા કરતી હોય, આર્ત્તવ મોડો આવતો હોય, અને શરદી લાગવાથી જલદી સળેખમ થઇ આવતું હોય, તેમને આ દવા બહુ માફક આવે છે. જેઓને સહેજસાજ કારણથી રતવા થઇ આવતો હોય, તેમને આ દવાની ૩૦xવાળી બનાવટનું સેવન કરવાથી સારો ફાયદો થાય છે.**

યુવાવસ્થા **પ્રાપ્ત** થતી વખતે જેમ કેટલીક સ્ત્રીઓને **પલ્સેટીલાની** જરૂર પડે છે, તેમ વૃદ્ધાવસ્થા શરૂ થતી વખતે ઋતુકાળ બંધ થાય છે, ત્યારે આ દવાની જરૂર પડે છે.

**સ્વભાવ** બ્હીકણ હોય, નજીવી વાતથી દર્દી ચમકી ઉઠતો હોય, કશી વાતનો નિર્ણય કરી શકતો ન હોય, કામ કરવાનું મન થતું ન હોય, ગાયન ને વાજીંત્રના નાદથી રોઈ પડાતું હોય, ઇત્યાદિ સ્વભાવનાં લક્ષણો આ દવાને સૂચવે છે.

**માથું** સવારમાં ઉઠતાંજ એક બાજુએ દુખવા લાગતું હોય, અને મોળ આવતી હોય, સંધિવાની કાંઇ અસર હોય, અને દુખાવો દાંતમાં ને ગરદનમાં ફેલાતો હોય, **માથાની ટોચના ભાગમાં દાહ લાગતો હોય,** ઇત્યાદિ માથાના દર્દો આ દવાથી મટે છે.

**આંખ** દુખવા આવી હોય, અને દિવાનો પ્રકાશ ખમી શકાતો ન હોય, આંખનાં પોપચાં લાલ થઈ ગયાં હોય, અને સુજી આવ્યાં હોય, પણ કોરાં રહેતાં હોય, અથવા તો તેને ખરજવાની અસર લાગુ પડી હોય ઇત્યાદિ આંખના દોષને આ દવા દૂર કરે છે.

**કાન**ની અંદરનો ભાગ શુષ્ક રહેતો હોય, કાનની પછવાડેનો ભાગ આર્દ્ર રહેતો હોય, અને તે ઉપર ફોડલીઓ નીકળતી હોય, શ્રવણ શક્તિ મંદ પડી હોય, કાનમાં બંદુક ફુટયાના જેવા અવાજ સંભળાતા હોય, ઈત્યાદિ કર્ણરોગ આ દવાના સેવનથી મટે છે.

**મોઢામાંથી** સડી ગયેલ વસ્તુના જેવી વાસ આવતી હોય, શ્વાસ પેશાબના જેવો ગંધાતો હોય, મોઢાની ને દાઢીની આસપાસ ખરજવું થયું હોય, કે રતવા થયો હોય, અને તેમાં દાહ, ને ચટકા ભર્યા જેવું દર્દ થતું હોય, કે, આંખ ઉપર ખરજવું થયું હોય ત્યારે આ દવા આપવી જોઇએ.

**હોજરી**માં ભાર લાગતો હોય, માંસાહારની અરૂચિ થઇ હોય, મિષ્ટ પદાર્થોથી ઉલટી થતી હોય,

હોજરીમાં દુખાવો થતો હોય, પેટ કઠણ લાગતું હોય, પેટ ઉપર પહેરેલું કપડું પોચું કરવું પડતું હોય, ઇત્યાદિ પાચન ક્રિયાના ઉપદ્રવોમાં આ દવાની જરૂર પડે છે.

**દસ્ત** કબજ રહેતો હોય, મોટા કઠણ ગાંડા શ્લેષ્મના તાંતણાથી જોડાએલા ઝાડા વાટે ઉતરતા હોય, અર્શ થયા હોય, અને તેમાં દાહ થતો હોય, આમળ નીકળતી હોય, કે ઝાડો થયો હોય, અને ખોરાક પચ્યાવિના ગંધાતો નીકળતો હોય, ગુદાદ્વાર આગળ ચળ આવતી હોય, ઇત્યાદિ મળાશયનાં દર્દો આ દવાથી દૂર થાય છે.

**શ્વાસોચ્છ્વાસ**માં મુંઝવણુ એવી જણાતી હોય કે **ત્વચા** ઉપર ફોડકીઓ થઇ હોય, તેમાંથી ચીકણી રસી કાયમ નીકળતી હોય, તે બંધ પડતી ન હોય સાંધા પાસેની ત્વચા આળીને પાતળી થઇ ગઇ હોય, ત્વચા બહુજ રોગિષ્ટ હોય, અને જરા પણ વાગે કે ચાંદુ પડે, અને તે ચાંદુ રૂઝાતાં બહુ વાર લાગતી હોય, ચાંદામાંથી ચીકણી અને પાતળી રસી નીકળતી હોય.

**નખ** ભાંગી જતા હોય, એડોળ ઉગતા હોય, નખમાં દર્દ થતું હોય, આંગળીના છેડા, સ્તનની દીંટડી, હોઠ, ગુદાદ્વાર ઇત્યાદિમાં તરડીઆં કે ચીરા પડ્યા હોય, માથા ઉપર ખરજવું થયું હોય, પગે સોજા ચડ્યા હોય, ઇત્યાદિ ત્વચા રોગમાં આ દવા બહુ ઉપયોગી થઇ પડે છે.

**પુરૂષને** સ્ત્રી સમાગમનો કંટાળો આવતો હોય, વિષય ભોગવવાની શક્તિ કમી થઈ હોય, ગુહ્યાવયવ ઉપર જળપીટિકાના જેવી ફોડકીઓ થઈ હોય, ઇત્યાદિ પુરૂષત્વ સંબંધી ખામીઓ આ દવાથી ઓછી થાય છે.

**સ્ત્રીને** આર્ત્તવ અતિશય મોડો આવતો હોય, થોડો આવતો હોય, પેટમાં પીપડીના પ્રદેશમાં દુખાવો થતો હોય; અને આર્ત્તવ પહેલાં ગુહ્યાવયવો ઉપર ચળ આવતી હોય; આર્ત્તવ દર્મ્યાન સ્ત્રીનો સાદ બેસી જતો હોય, સળેખમ અને ઉધરસ થઇ આવતી હોય, પ્રદર થયું હોય, અને સફેદ દાહક ધાત ઘણી જતી હોય, પ્રદરને લીધે કેડમાં બહુ નબળાઇ જણાતી હોય, સ્તન સુજીને કઠણ થઈ ગયા હોય, અને પુરુષ સાથે સમાગમ કરવાનો સંપૂર્ણ કંટાળો આવી ગયો હોય, ત્યારે આ દવા આપવી જોઇએ છે.

**વૃદ્ધિઃ**—વ્યાધિનાં લક્ષણો રાત્રે, આર્તવ દર્મ્યાન અગર આર્તવ પછી વધારે જોર પકડે છે. સ્ત્રીને ઋતુ કાળ બંધ થઇને વૃદ્ધાવસ્થા શરૂ થાય, ત્યારે આ દવાને મળતાં અમુક લક્ષણો બળવાન થાય છે, અગર નવાં ઉદ્‌ભવે છે.

**શાંતિઃ**—દર્દવાળા ભાગ ઉપર કપડુ વીંટી રાખવાથી આરામ લાગે છે.

**સરખાવોઃ**—પલ્સેટીલા, સેપીઆ.

---

### ૬૬. હૅમામિલિસ વર્જીનિકા*, ૩x.

( Hamamelis Virginica ).

આ દવા વિચ-હેઝલ નામના ઝાડવામાંથી બનાવાય છે; ઍલૉપથીમાં તેનો અર્ક રક્તસ્થંભક તરીકે વપરાય છે.

**હોમિયૉપથીમાં આ દવા શિરાઓમાં લોહીનું ભરાઇ રહેવું, કાળા લોહીનો સ્રાવ, શિરાઓની વૃદ્ધિ, અર્શ અને વ્યાધિગ્રસ્ત ભાગમાં છોલાયાના જેવો દુખાવો જણાતો હોય, તે મટાડવા માટે વપરાય છે.**

**માથામાં** એમ લાગતું હોય કે એક લમણામાંથી બીજા લમણા સુધી ખીલો માર્યો હોય, માથું ભારે લાગતું હોય, અને પછી નાકમાંથી કાળું લોહી પડતું હોય, **આંખો** બહાર નીકળી પડશે એમ લાગતું હોય, આંખની અંદર રક્તસ્રાવ થયો હોય, આંખમાં દુખાવો જણાતો હોય, આંખમાં રક્તવાહિનીઓ લોહીથી ભરાઇ ગયેલી સ્પષ્ટ દેખાતી હોય, **નાકમાંથી** પુષ્કળ લોહી વહેતું હોય, તે લોહી થીજી જતું ન હોય, ને નાકમાંથી દુર્ગંધ નીકળતી હોય, ઇત્યાદિ દર્દોમાં આ દવા હિતકર થઇ પડે છે.

**ગળાનું** શ્લેષ્મ પડ વિસ્તૃત અને ભૂરાશ પડતા રંગનું થયું હોય, કે ગળાની શિરાઓ વિસ્તૃત થઇ ગઇ હોય, તો આ દવાની જરૂર પડે છે.

**હોજરીના** ભાગમાં ધડકારો ને દુખાવો જણાતો હોય, જીભ દાઝી હોય એવું જણાતું હોય, તૃષા લાગતી હોય, ઉલટીમાં લોહી પડતું હોય, જીભની કોર ઉપર બ્લીસ્ટરના જેવા ફોડકા થયા હોય, ઇત્યાદિ પાચનક્રિયાના અવયવોના વ્યાધિઓ આ દવાથી મટે છે.

ગુદાદ્વાર ઉપર **અર્શ** થયા હોય, તેમાંથી કાળું લોહી બહુ નીકળતું હોય, અને પીડા થતી હોય, મરડો થયો હોય, મળાશયમાં નાડીનો થડકારો જણાતો હોય, ઇત્યાદિ મળદ્વારના દર્દો આ દવાથી નાશ પામે છે.

**પેશાબમાં** લોહી જતું હોય, તો તે આ દવાથી બંધ થાય છે.

**શ્વાસમાર્ગ**માંથી લોહી પડતું હોય, ખાલી ઉધરસ આવતી હોય, કે છાતી અકડાઇ ગઇ હોય, અને દુખતી હોય, તો તે પણ આ દવાથી મટી જાય છે.

**હાથપગ** થાકી ગયા હોય, એમ દુખતા હોય, સ્નાયુઓ ને સાંધાઓ દુખતા હોય, હાથપગની શિરાઓ ફુલી આવી હોય, વાંસામાં, ને સાથળમાં ટાઢ વાતી હોય, કે કાંઇ દુખાવો જણાતો હોય, અને તે પગોમાં પણ વર્તાતો હોય, કે કેડમાં દુખાવો જણાતો હોય તો તે આ દવાથી કમી થઇ જાય છે.

**ત્વચા** ઉપર ભુરી નસો બહુ દેખાતી હોય, **શિરાઓનો વરમ થયો હોય**, દુષ્ટ ચાંદાં પડયાં હોય, અને તેમાં બહુ વેદના થતી હોય, જખમ થયા પછી ત્વચાનો વરમ થયો હોય, ત્વચામાં અંદર ને અંદર રક્તસ્રાવ થતો હોય, અગર ત્વચાની નીચે રક્તનો જમાવ થવાથી ત્વચાનો રંગ શ્યામ થઇ ગયો હોય, ઇત્યાદિ ત્વચાના રોગને આ દવા હણે છે.

**પુરૂષને** વૃષણરજ્જુમાં દુખાવો થતો હોય, અને તે વૃષણમાં પણ જણાતો હોય, વૃષણની શિરાઓમાં લોહી ભરાઇ રહેવાથી વૃષણવૃદ્ધિ થઇ હોય, વૃષણનો વરમ થયો હોય, વૃષણ ગરમ રહેતા હોય, અને દુખતા હોય, ઇત્યાદિ દર્દોનો નાશ કરવા આ દવા અપાય છે.

**સ્ત્રીને** અંડાશયમાં લોહીનું જોર થયું હોય, ને અંડાશય દુખતા હોય, રજોદર્શન અનિયમિત થતું હોય, કોઇ સ્થળેથી રૂધિર બંધ કરવાથી ઋતુસ્રાવની માફક રૂધિર ગર્ભાશયમાંથી વહેવા લાગતું હોય, ઋતુસ્રાવમાં લોહી ગાંઠાવાળું કાળું અને પુષ્કળ જતું હોય, પેડુ બધું દુખતું હોય, રજોદર્શનના સ્વાભાવિક સમયની અધવચ ગર્ભાશયમાંથી રૂધિર વહેતું હોય, યોનિમાર્ગ બહુ નાજુક થઇ ગયો હોય, ને સ્પર્શ ખમી શકાતો ન હોય, ધાત બહુ જતી હોય, યોનિ મુખ ઉપર ચળ આવતી હોય, સ્તનની દીંટડીઓ દુખતી હોય, અર્શ થઈ આવ્યા હોય, ફ્લેગ્મેશ્યા આલ્બાનો વ્યાધિ (સુવાવડ પછી શિરાઓનો વરમ) થયો હોય, ઇત્યાદિ સ્ત્રીઓનાં દર્દોને આ દવા દૂર કરે છે.

**સરખાવો:**—ઇપીકાકયુઆના, આર્નિકા.

---

## ૬૭. હેલીબોરસ નાઇજર*,³⁰

( Helleborus Niger )

'બ્લેક હેલીબોર' એ નામની વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**જ્ઞાન શક્તિની મંદતા** મટાડવા માટે આ દવા ખાસ કરીને વપરાય છે. દર્દી સન્નિપાત થયો હોય એમ લુગડાં પકડતો હોય, બેભાન પડયો રહેતો હોય, તાકી રહેતો હોય, ચ્હેરો વિચાર શુન્ય લાગતો હોય, નિશ્વાસ મુકવાની માફક શ્વાસ લેતો હોય, ઉદાસ રહેતો હોય, સાંજના ચારથી આઠ દશ વાગ્યા સુધી દર્દનું જોર વધારે લાગતું હોય, વરમ થવાથી ભેજાની ઉપર રસનો જમાવ થયો હોય, અથવા થવાની વકી હોય, પક્ષાઘાતની શરૂઆત હોય, ઇત્યાદિ લક્ષણોમાં આ દવા બહુ ગુણકારી નીવડે છે. પેશાબ બહુ ઓછો આવે અગર તદ્દન બંધ હોય, એ પણ આ ઔષધનું ખાસ સૂચક ચિન્હ છે.

**માથું** એવું સખત દુખતું હોય, કે દર્દી તેથી ગાંડા જેવો થઇ જતો હોય, દીવસ અને રાત દર્દી માથું આમ તેમ ફેરવ્યા કરતો હોય, એકદમ ચીસ પાડતો હોય, માથાનું જળંદર થયું હોય, દર્દી **માથાને ઓસીકામાં ખોશી દેતો હોય**, અને માથા સાથે હાથ પછાડતો હોય, માથું અતિશય દુખવાથી ઉલટી થતી હોય, દર્દી નાક ચોળતો હોય, ઘ્રાણેંદ્રિ મંદ પડી ગઈ હોય, ઇત્યાદિ ચિન્હો આ દવાને સૂચવે છે.

**આંખો** ઉંડી પણ છેક ઉઘાડી રહેતી હોય, કીકી વિસ્તૃત હોય, ડોળા ઉંચા ચડાવી દીધા હોય, અગર ત્રાંસી નજર થઇ ગઇ હોય.

**મોઢામાંથી ઘણીજ ખરાબ વાસ** આવતી હોય, હોઠ કોરા પડી જતા હોય, ફાટી જતા હોય, જીભ લાલ ને કોરી હોય, દર્દી દાંત કચરડતો હોય બરફનું પાણી, અગર ઠંડુ પાણી બહુજ પી જતો હોય, મોઢામાંથી લાળ બહુજ વહેતી હોય.

**પેટમાં** ખુબ પાણી ભર્યું હોય એમ ગડુડાટ કરતો અવાજ થતો હોય, પેટ ફુલી આવ્યું હોય, અને સ્પર્શ કરવાથી દુખતું હોય,

**દસ્ત** મુરબ્બા જેવો સફેદ શ્લેષ્મ વાળો દર્દીની ઇચ્છા વિના નીકળી જતો હોય, દાંત આવતી વખતે બચ્ચાને પાણી જેવા પાતળા ઝાડા થતા હોય.

**પેશાબ** બંધ રહેતો હોય, કાળો ઉતરતો હોય, કાફીના ભુકા જેવો ડહોળ પેશાબને તળીએ જામતો હોય, વારંવાર પેશાબની હાજત થતી હોય, પણ બહુજ થોડો ઉતરતો હોય, કે મૂત્રાશય પેશાબથી ભરાઇ ગયો હોય.

**શ્વાસોચ્છ્વાસ** અનિયમિત ચાલતો હોય, દર્દી વારંવાર નિશ્વાસ મુકતો હોય, છાતી અકડાઈ ગઇ હોય, દર્દી શ્વાસ લેવા ફાંફાં મારતો હોય, કે છાતીનું જળંદર થયું હોય.

**એક હાથ અને એક પગ** પોતાની મેળે હાલ્યા કરતા હોય, અવયવો વજનદાર લાગતા હોય અને દુખતાં હોય, કે દર્દી પોતાનું અંગ બહુ મરડતો હોય, અગર પક્ષઘાત લાગતો હોય.

**ઉંઘમાં** દર્દી એકદમ ચીસ નાખતો હોય, દર્દી ઘેનમાં હોય એમ પડયો રહેતો હોય, જગાડવા છતાં તે સંપૂર્ણ રીતે જાગૃત થતો નહોય.

**ત્વચા** ફિક્કી હોય, તાવ આવી ગયા પછી ત્વચાની નીચે જળંદર હોય, ને તેથી સોજા ચડયા હોય, ચળ આવતી હોય, વાળ ને નખ ખરી પડતા હોય.

**સરખાવોઃ**—એપીસ, ઍપાસાઇનમ, આર્સેનિકમ, ડીજીટેલીસ.



### ૬૮. હેલોનીઆસ ડાયોઇકા*, ૩×૨, ૩૦.

### ( Helonias Dioica )

યુનીકૉર્ન પ્લાન્ટ નામની વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**આ દવા સ્ત્રીઓના ગર્ભાશયને પુષ્ટિ આપવા માટે વખણાય છે. કમ્મરમાં નબળાઇ, ભાર, કે દુખાવો લાગતો હોય, અને સુસ્તી બહુ હોય, સ્ત્રીને થાક બહુ લાગ્યા કરતો હોય કેડ દુખ્યા કરતી હોય, ગર્ભાશય નીચે ઉતરી આવ્યું હોય, કે પોતાને સ્થળેથી ખસી ગયું હોય, આર્તવ બરાબર આવતો ન હોય, અને સ્ત્રી ઉદાસ રહેતી હોય, ત્યારે આ દવા ખાસ ઉપયોગી થઇ પડે છે. સાધારણ રીતે મધરટીંકચરનાં પાંચથી દશ ટીપાં અગર ૩×વાળી દવા અપાય છે.**

**મનમાં** ઘણી બેચેની રહેતી હોય, જ્યારે મન કાંઇ ઉદ્યમમાં લાગેલું હોય, ત્યારે દર્દ ઓછું જણાતું હોય, સ્વભાવ ચીડીઓ થઇ ગયો હોય, ઉંઘ આવતી નહોય, અને કામ ધંધામાં મન રાખવાથી માથાનો દુખાવો કમી લાગતો હોય.

**કમ્મર** દુખતી હોય, ભારે લાગતી હોય, કમ્મરના ભાગમાં **દુખાવો લાગતો હોય, ગુરદાના પ્રદેશમાં દાહ લાગતો હોય**, અગર ગુરદાનો કાંઇ રોગ થયો હોય, દુખાવો છેક જાંગમાં જતો લાગતો હોય, આખા અંગમાં સુસ્તી બહુ જણાતી હોય, પરંતુ કસરત કરવાથી જરા ઠીક થતું હોય.

**સ્ત્રીઓને** ઉપર લખ્યા પ્રમાણે કમ્મરમાં દર્દ થતું હોય, ગર્ભપાત થઈ ગયો હોય, અને તે પછી ગર્ભાશય નીચે આવી ગયું હોય, યોનિ ઉપર બહુ ખરજ આવતી હોય, પેડુમાં ગર્ભાશય ભારે ને વિસ્તૃત થયેલો છે એમ સ્ત્રીને લાગ્યા કરતું હોય, લોહીનો સ્રાવ વારંવાર થયા કરતો હોય, અને તે વખતે લોહી બહુ વહેતું હોય, ધોળી ધાત જતી હોય, સ્તન સુજી ગયા હોય, સ્તનની દીંટડીઓ આળી થઇ ગઇ હોય, અને દુખતી હોય, કે ગર્ભાધાન દર્મ્યાન પેશાબમાં આલ્બ્યૂમીન જતો હોય તો આ દવા ઉપયોગી થાય છે. જરાપણ હદઉપરાંત શ્રમ લેવાથી, અગર ઉશ્કેરાઇ જવાથી ગર્ભપાત થઇ જતો હોય, તો આ દવાના સેવનથી ફાયદો થાય છે.

**પેશાબમાં** આલ્બ્યૂમીન કે ફૉસ્ફૅટસ જતા હોય, પેશાબ ઘણો અને સ્વચ્છ જતો હોય કે તે સાથે સાકર જતી હોય, અને તેથી **મધુપ્રમેહ** જણાતો હોય.

આ દવા લીલીઅમ ટીગ્રીનમની જાતની છે, **તેનું પ્રધાન ચિન્હ એ છે કે જ્યારે સ્ત્રી પોતાનું મન કાંઇક કામમાં પરોવે છે, ત્યારે તેણીને પોતાનું દર્દ ઓછું લાગે છે, પણ પાછળથી તેણી સુસ્ત અને બેચેન થઈ જાય છે. તે સાથે ગર્ભાશય ઘણું કરીને પોતાને સ્થળેથી ખસી ગયેલું હોય છે.**

**સરખાવોઃ**—ઍલેટ્રીસ, લિલિયમ, ફૉસ્ફૉરીક આસીડ.

### ૬૯. હેપાર સેલ્ફ્યુરીસ, ૬×થી૩૦

( Hepar Sulphuris; Calcium Sulphide )

હોમિયોપથીની ઘણીજ કિંમતી દવાઓમાંની આ એક છે, અને તે ( ઑઇસ્ટરની ) છીપની ભસ્મ અને ગંધક એ બન્નેના સંયોગમાંથી બનાવાય છે.

જેઓને **કંઠમાળ** થઇ હોય, અગર તે દર્દના વિષની કાંઇ અસર હોય, **ત્વચારોગ થઇ** આવતા હોય, બગલમાં, સાથળમાં કે કાન પછવાડે **ગાંઠો** સુજી આવતી હોય, શ્વાસ માર્ગમાં રહેલા **શ્લેષ્મ પડ, ચોરીઆ વગેરેનો વરમ** વારંવાર થતો હોય, **સળેખમ** અને **ઉધરસ** જલદી થઇ આવતાં હોય, શરીરે પરસેવો પણ સહેજ વાતમાં થઇ આવતો હોય, **હવાના ફેરફાર ખમી શકાતા ન હોય,** ઉપદંશના વિષથી ત્વચારોગ થતા હોય, નજીવા કારણથી પણ **ગુમડાં** થતાં હોય, **ક્ષત** પડતાં હોય, અને તેમાં **પરૂ થયા કરતું હોય,** અંગમાં ટાઢ વાયા કરતી હોય, હરેક વસ્તુની અસર અતિશય થતી હોય, ખાટા અને ઉગ્ર પદાર્થો ખાવાની ઇચ્છા થતી હોય, અને શરીર ઉપર કોઇ સ્થળે પવન વાયા કરતો હોય એવી લાગણી થતી હોય, ઇત્યાદિ ચિન્હો આ દવાને સૂચવે છે. **ભેજ અને ગરમી જે દર્દોમાં અનુકુળ થાય છે, તે દર્દોમાં આ દવા વિશેષ ફાયદાકારક થાય છે.**

**મન** સાંજે અને રાતમાં અસ્વસ્થ રહેતું હોય, **આત્મહત્યા** કરવાની દુષ્ટ મનોવૃત્તિ થતી હોય, નજીવા કારણથી ક્રોધ થઈ આવતો હોય, ઉદાસીનતા જણાતી હોય, તમોગુણ વધી જતો હોય, અને ઉતાવળથી વગર વિચારે વચનો બોલાઇ જતાં હોય, એવી સ્થિતિ સુધારવા માટે આ દવાનું સેવન કેટલાક દિવસો સુધી કરવું જોઇએ.

**માથાનો** દુખાવો હોય, ફેર આવતા હોય, દરરોજ સવારમાં નાકના મૂળ આગળ, અને જમણા લમણામાં સારડી મુકયાના જેવું દર્દ થતું હોય, માથાનું તાળવું સુજી આવતું હોય, અને તે ઉપર જરાપણ ભાર મુકવાથી કે ઘર્ષણથી દુખાવો થઇ આવતો હોય, તાળવું બળ્યા કરતું હોય, કે કપાળ ઉપર પરસેવો આવે, ત્યારે બળ્યા કરતો હોય.

**આંખમાં** ક્ષત કે ફૂલાં પડયાં હોય, આંખ આવ્યા કરતી હોય, ને તેમાંથી પુષ્કળ ચીપડા નીકળતા હોય, આંખે **સ્પર્શ કે તેજ** કાંઇ ખમી શકાતું **ન હોય.**

**નાકમાં** ક્ષત પડયાં હોય, અંદર સોજો રહેતો હોય, બહાર થંડીમાં જવાથી નાક બંધાઇ જતું હોય, નાકમાંથી ખરાબ વાસ આવતી હોય, સુકા ઘાસમાં રહેવાથી કોરૂ સળેખમ ને તાવ ( **Hay-fever** ) આવવા લાગ્યો હોય.

**કાન** ઉપરથી કે તેની પછવાડેના **ભાગમાંથી** ત્વચા ઉખડી જતી હોય, કાનમાંથી પરૂ નીકળ્યા કરતું હોય, શ્રવણ શક્તિ મંદ પડી ગઇ હોય, અને કાનમાં ધબકારા સંભળાયા કરતા હોય, લાલ તાવની અસરથી કાને બ્હેરપ આવી ગઇ હોય, અગર કાનની પાસેના અસ્થિમાં વરમ થયો હોય, ત્યારે આ દવાનું સેવન કરવું જોઇએ.

**ચ્હેરો** લીલાશપર રહેતો હોય, **નીચલો** હોઠ ફાટી જતો હોય, ચ્હેરાનો જમણો ભાગ દુખતો હોય ચ્હેરાના અસ્થિને સ્પર્શ કરવાથી દર્દ થતું હોય, મુખના ખૂણા ઉપર નાનાં નાનાં ક્ષતો પડતાં હોય, ત્યારે આ દવા કામ લાગે છે.

**ગળું** આવી ગયું હોય, અને ગળામાં કાંઇક તરખલું ભરાયું એમ લાગતું હોય, ગળે કાંઇક ઉતારવા જતાં કાન સુધી દર્દ થતું હોય, મોઢું આવી ગયું હોય, અવાળુમાંથી સહેજ વાતમાં લોહી નીકળતું હોય, ગળામાંથી શ્લેષ્મ નીકળતો હોય ઇત્યાદિ ગળાના દર્દો માટે આ દવા અપાય છે.

**હોજરીમાં** દાહ લાગતો હોય, જમ્યા પછી ભાર લાગતો હોય, તેલ કે ઘીવાળા પદાર્થોની અરૂચિ જણાતી હોય, વારંવાર ઓડકાર આવતા હોય, દારૂ અને ખાટા તીખા પદાર્થો ખાવાનું મન થતું હોય, ત્યારે આ દવા ગુણકારી નીવડે છે. વળી યકૃતના વરમમાં અને પેટમાં લાંબા વખતથી થયેલ દુખાવામાં આ દવા ફાયદો કરે છે.

**દસ્ત** માટીના રંગનો અને ઢીલો આવતો હોય, કે સફેદ ને પચ્યા વગર ઉતરતો હોય, તથા ઢીલો દસ્ત ઉતારવા જેટલી પણ શક્તિ આંતરડામાં ન હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**પેશાબ** ટપકી જતો હોય, અને જાણે અંદર રહી જતો હોય એમ લાગતું હોય, મૂત્રાશય નબળો પડી ગયો હોય કે વૃદ્ધાવસ્થાને લીધે પેસાબની હરકત જણાતી હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**શ્વાસમાર્ગ**માં કાંઇક દર્દ થવાથી સાદ બેસી ગયો હોય, ખાલી ઉધરસ આવતી હોય, શરીર ઉપરથી કપડાં કાઢી નાખવાથી ઉધરસ વધારે ચઢતી હોય, ઉધરસ એવી તો સખત આવતી હોય કે તેથી દર્દીનો શ્વાસ રૂંધાઇ જાય એમ લાગતું હોય, સુકી પણ થંડી હવાને લીધે દમ ચડતો હોય, ભેજવાળી હવાને લીધે ઠીક રહેતું હોય, ને રક્તાશયનો ધબકારો થઈ આવતો હોય, ત્યારે આ દવાથી આરામ થાય છે.

**ત્વચા** ઉપર વારંવાર ગડ થઇ આવતાં હોય, નજીવા કારણથી ગાંઠો પાકવા લાગતી હોય, ત્વચારોગ બહુ થતા હોય, ક્ષુલક ઇજા થવાથી ત્વચા પાકતી હોય, હાથપગ ફાટી જતા હોય, ક્ષતોમાંથી દુર્ગંધ વાળી રસી નીકળતી હોય, ક્ષત ઉપર સ્પર્શ ખમાતો નહોય, રાતદિવસ બહુ પરસેવો વળ્યા કરતો હોય, ગરમ કપડાં પહેરી રાખવાની જરૂર લાગતી હોય ઇત્યાદિ ત્વક્દોષો પણ આ દવાની જરૂર જણાવે છે.

**જ્વર** જો પવનનો સપાટો લાગવાથી ટાઢ વાઇને આવ્યો હોય, પરસેવો બહુ વળતો હોય અને બીજાં ઉપર લખેલ લક્ષણો મળતાં આવતાં હોય તો આ દવાથી ઉતરી જાય છે.

**પુરૂષને** ઉપદંશને મળતાં ક્ષત ઇંદ્રિ ઉપર થયાં હોય, કામની મનોવૃત્તિ વિના વીર્યપાત થતો હોય, ગુહ્યાવયવ ઉપર ને આસપાસ ચળ આવતી હોય, જાંગની ગાંઠ પાકી હોય અને પરૂ નીકળતું હોય, સાથળના મુળમાં ત્વચાનો મંદ વરમ રહેતો હોય, ને ચળ આવતી હોય.

**સ્ત્રીને** ગર્ભાશયમાંથી રક્તસ્રાવ થતો હોય, ગુહ્યાવયવ ઉપર ચળ આવતી હોય, અને રજોદર્શન વખતે તે વધારે થતી હોય, રજોદર્શન અનિયમિત હોય, યોનિઓષ્ટ ઉપર ગડ થયાં હોય, અને તે ઉપર સ્પર્શ ખમાતો નહોય, ગંધાતી ધાત જતી હોય, વગેરે સ્ત્રીનાં દર્દ આ દવાથી મટે છે.

**માત્રાઃ**—આ દવા ૨xથી ૨૦૦ અંશ સુધીની વપરાય છે. ઘણું કરીને મોટા અંશ વાળી દવાથી પાકવાની ક્રિયા બંધ પડે છે, અને નાના અંશથી તેને ઉત્તેજન મળે છે, ગડને જલદી પકવવું હોય તો ૨x વપરાય છે. શરૂઆતમાં નાના અંશો અને આગળ જતાં ઉંચા અંશો ઉપયોગી થાય છે.

**વૃદ્ધિઃ**—થંડી હવા લાગવાથી કે કપડાં કાઢી નાખવાથી, રોગ વધે છે. વળી જે રોગ પારદની દવા વધારે પ્રમાણમાં લેવાથી થયા હોય છે, તે પણ આ દવાથી મટે છે.

**શાંતિઃ**—ગરમીથી, અને ગરમ કપડાં વીંટી રાખવાથી જે રોગ શાંત પડે છે તે રોગ આ દવાથી મટે છે.

**સરખાવોઃ**—એકોનાઇટ, સ્પન્જીઆ, સલ્ફર, સીલીસીઆ, કૅલ્કેરીઆ સલ્ફ.

---

### ૭૦. હાઇડ્રાસ્ટીસ*, ૬, ૨૦૦.

### ( Hydrastis ).

ગોલ્ડન સીલ નામની વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**આ દવા ખાસ કરીને શ્લેષ્મપડના વ્યાધિઓ ઉપર ગુણકારી છે. જ્યારે સળેખમ થયું હોય, કે શરદીને લીધે ગળામાં, અન્નમાર્ગમાં, યોનિમાર્ગ કે એવા કોઈ સ્થાનમાં રહેલા શ્લેષ્મપડમાંથી જાડો, પીળાશ પડતો, અને તાંતણો ચાલે તેવો શ્લેષ્મ નીકળતો હોય, ત્યારે આ દવા આપવાથી આરામ થાય છે. જેઓ વૃદ્ધ જેવા થઇ ગયા હોય, જલદી થાકી જતા હોય, શરીરે દુબળા ને અશક્ત રહેતા હોય, પાચનશક્તિ મંદ હોય, વારંવાર બેચેન થતા હોય, દસ્ત સાફ ન આવતો હોય, તેઓને આ વધારે માફક આવે છે. યકૃત ઉપર પણ તે સારી અસર કરે છે.**

**મન** ખિન્ન રહેતું હોય, મૃત્યુ થશે એમ થતું હોય, અને મરવાની ઇચ્છા પણ થતી હોય.

**માથાનો** આગળનો ભાગ દુખતો હોય અને દસ્ત કબજ રહેતો હોય.

**નાકમાં** સળેખમ થવાથી પીળા રંગનો જાડો ચીકણો શ્લેષ્મ જામ્યો હોય, અને તે ગળામાં ઉતરતો હોય, પાતળો પણ દાહક શ્લેષ્મ નીકળતો હોય, અથવા પીનસ થયું હોય ને નાકના અસ્થિમાં ક્ષત પડયું હોય.

**કાનમાં** સુસવાટાના જેવો નાદ સંભળાતો હોય, પરૂમિશ્રિત શ્લેષ્મ પેદા થતો હોય, શ્રવણશક્તિ મંદ

પડી ગઇ હોય, અને કાનના મૂળમાં શરદીની અસર અસર લાગી હોય.

ગળું આવી ગયું હોય, પીળો ને ચીકણો શ્લેષ્મ નીકળતો હોય, મોઢામાં કડવો સ્વાદ રહ્યા કરતો હોય.

**અન્નાશય**માં દુખાવો લાગતો હોય, લાંબા વખતથી અજીર્ણ રહેતું હોય, છતાં પેટ આગળ અશક્તિ લાગતી હોય. શાક અને રોટલીનો ખોરાક લઇ શકાતો ન હોય, ક્ષત પડયાં હોય, અગર અર્બુદ હોય.

**યકૃત** મંદ પડી ગયું હોય, કમળાની નિશાની જણાતી હોય, પિત્તની પથરી થઇ હોય.

**દસ્ત**ની કબજીઅત રહેતી હોય, આમળ નીકળતી હોય, દસ્ત ઉતર્યા પછી ગુદા આગળ દુખાવો રહેતો હોય, અર્શ થયા હોય ઇત્યાદિ લક્ષણો હોય, તો આ દવા ઘણું સારૂં કામ કરે છે.

**છાતી** બળ્યા કરતી હોય, ખાલી ઉધરસ આવતી હોય, વૃદ્ધાવસ્થાને લીધે, અથવા છાતી ખાલી પડી જવાથી ચીકણો પીળો શ્લેષ્મ નીકળતો હોય, વારંવાર મૂર્છા આવી જતી હોય, અને તે સાથે શરીર ઉપર પરસેવો વળી જતો હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**ત્વચા** ઉપર શીળીના જેવાં ચાઠાં નીકળતાં હોય, ક્ષત પડતાં હોય, અર્બુદના જેવી ઉત્પત્તિ થતી હોય, પરસેવો બહુ નીકળતો હોય, અને ત્વચાના રોગ બહુ થતા હોય ત્યારે આ દવાની જરૂર હોય છે.

**પેશાબ**માં ધાત જતી હોય, અને પેશાબ ગંધાતો હોય છે.

પુરૂષને પરમીઓ થયો હોય, અને અંદરથી જાડો ચીકણો ને પીળો શ્લેષ્મ નીકળતો હોય.

**સ્ત્રીને** પ્રદર થયું હોય, રજોદર્શન પછી પ્રદર વધારે જણાતું હોય, ધાત દાહક ને ચીકણી હોય, આર્ત્તવ વખતે લોહી બહુ જતું હોય, ગુહ્યાવયવ ઉપર ચળ આવતી હોય, સ્તનમાં ગ્રંથી થઇ હોય, અગર સ્તનની દીંટડી અંદર ખેંચાઇ ગઇ હોય.

**સરખાવોઃ**—હૅપ્ટીસીઆ, મર્ક્યુરીઅસ, નકસ-વોમિકા, પોડોફીલમ, આર્સેનિકમ.

---

## ૭૧. હાઇડ્રોફોબીનમ[૬] અને તે ઉપરના અંશો.

### ( Hydrophobinum ).

આ દવા હડકાયા કુતરાના વિષમાંથી કરવામાં આવે છે, અને તે આપવાથી હડકવા મટે છે. વહેતા પાણી કે પડતા પાણીના અવાજથી, જોવાથી અથવા પ્રવાહી પદાર્થોના વિચારથી યાતો પ્રકાશથી કે વાંકા વળવાથી આંચકી વગેરે ચિન્હોમાં વધારો થાય તો તે ચિન્હો આ દવાથી દૂર થાય છે. હોમિયોપૅથીનો નિયમ આ દવા કેટલે દરજ્જે સિદ્ધ કરે છે, તે સહુ કોઇ સમજી શકશે. માથું દુખવા આવ્યું હોય, કપાળમાં અતિશય દુખાવો હોય, મોઢામાંથી થુંક નીકળ્યા કરતું હોય, પાણી પીવા જતાં ગળામાં તાણ આવતું હોય, ઈત્યાદિ ચિન્હો માટે આ દવા ઉપયોગી છે.

**સરખાવોઃ**—કેન્થારીસ, બેલાડોના.

---

## ૭૨. હાયોસ્યામસ[૩×, ૬×, ૩૦, ૨૦૦].

### ( Hyoscyamus–Henbane ).

**ખુરાસાની અજમામાંથી આ દવા બનાવાય છે. ખુરાસાની અજમો એ એક વિષ છે, અને મોટી માત્રામાં લેવાથી વિવેકબુદ્ધિ નાશ પામે છે; સ્વભાવ કજીઆળો અને દુરાચારી થઇ જાય છે, કાર્યમાં, વર્તનમાં અને ચાળામાં બિભત્સતા અને નિર્લજતા જણાય છે; ચિત્તભ્રમ લાગે છે, અને સ્નાયુઓ ખેંચાય છે. ( સાધારણ અંગ્રેજી દવામાં તેનું ટીંકચર નિદ્રા લાવવા માટે વપરાય છે.) મન બહુ વ્હેમી અને શંકાશીલ હોય, નિર્લજતા અને મૂર્ખાઇ વધતી જતી હોય, દરેક વસ્તુ જોવાથી હાસ્ય ઉત્પન્ન થતું હોય, કે નાસી જવાની વૃત્તિ થતી હોય, લાંબા વખતથી ચિત્ત અસ્વસ્થ હોય; કોઇવાર ચિત્તની શાંત અસ્વસ્થતા બદલાઇ જઇને ઉન્માદ થઇ આવે એ આ દવાનાં લક્ષણો છે.**

**માથામાં** વરમ થયો હોય, અને તેથી બેશુદ્ધિ થઇ હોય, કેફ કર્યાની માફક ફેર આવતા હોય, માથું હલ્યા કરતું હોય.

**આંખની** કીકી વિસ્તૃત થઇ હોય, આંખ ઉઘાડી રહેતી હોય, પરંતુ તે વડે કશું જ્ઞાન થતું ન હોય, પાંપણો એકાએક વીંચાઇ જતી હોય, વસ્તુઓની ફરતી રંગીન ઝીનારી લાગતી હોય, મલાખું જોવાતું હોય.

**મોહામાં** ફીણ આવતાં હોય, બોલી શકાતું ન હોય, જીભ કોરી, રાતી ને તરડીઆં પડેલી લાગતી હોય, ને બહાર નીકળી શકતી ન હોય, ચ્હેરો બેસી ગયેલો અને ફિક્કો હોય.

ગળું કોરૂં પડી ગયું હોય, પ્રવાહી ગળે ઉતરી શકતો ન હોય, ને પડજીભ લાંબી થઇ ગઇ હોય.

હેડકી થઈ આવી હોય, **ઉલટી** થતી હોય, **પેટમાં બહુ દુખતું હોય,** અને ઉષ્ણ ગુણવાળો ખોરાક માફક ન આવતો હોય.

**ઝાડો** થઇ આવ્યો હોય, ઉંઘમાં ઝાડો ચાલ્યો જતો હોય, મનોવિકારથી ઝાડો વધારે થતો હોય, કે સુવાવડમાં ઝાડો થયો હોય, તો આ દવાથી મટે છે.

**પેશાબ** બંધ થઇ ગયો હોય, અથવા પેશાબ વહી જતો હોય, ત્યારે પણ આ દવાથી ઠીક થાય છે.

**છાતી**માં મુંઝવણ થઇ આવતી હોય, **રાત્રે ખાલી ઉધરસ એકાએક આવવા લાગતી હોય અને સુઇ શકાતું ન હોય, બેસવાથી ઉધરસ નરમ પડતી હોય** ને ગળામાં કાંઇક ભરાયું હોય એમ લાગતું હોય, કે ઉધરસમાં લોહી પડતું હોય, તો આ દવાથી આરામ થાય છે.

**ઉંઘ** બીલકુલ આવતી ન હોય, અથવા જરા આવતી હોય, ત્યારે આંચકી આવતી હોય, બીક લાગવાથી દર્દી એકદમ ઝબકીને ઉઠતો હોય, ત્યારે આ દવાથી ઉંઘ આવવા લાગે છે.

**પુરૂષને** નપુંસકત્વ પ્રાપ્ત થયું હોય, તે કામાતુરતાના મિથ્યા ચાળા કરતો હોય, ઘેલછામાં અંગ ખુલ્લું કરી નાખતો હોય, કે જ્વર આવ્યો હોય, ત્યારે ગુહ્યાવયવ સાથે ચાળા કરતો હોય.

**સ્ત્રીને** રજોદર્શન થયા પહેલાં, હિસ્ટીરીઆના જેવી તાણ–આંચકી આવતી હોય, કામાતુરતા વિશેષ જણાતી હોય, રજોદર્શન દર્મ્યાન શરીર તણાતું હોય, પેશાબ છુટી જતો હોય, અને પરસેવો આવી જતો હોય, સુવાવડમાં ચાલતો પ્રવાહ બંધ પડી ગયો હોય, સગર્ભા સ્ત્રીને આંચકી આવતી હોય, કે સુવાવડમાં ઉન્માદ થઈ આવ્યો હોય, તો આ દવા આપવાથી ઠીક થાય છે.

**વૃદ્ધિ:—**ઉધરસ સુવાથી વધે છે. સાંજે અગર રાત્રે, ઠંડી હવા લાગવાથી, ઋતુસ્રાવ દર્મ્યાન, મનોવિકાર સતેજ થવાથી, અને અદેખાઇની લાગણીથી ચિન્હો વધારે ઉગ્ર થાય છે.

**શાંતિ:—**બેસવાથી ઉધરસ કમી થાય છે; ઘણાએક ચિન્હો દિવસ દર્મ્યાન અને વાંકા વળવાથી મંદ રહે છે.

**સરખાવો:—સન્નિપાત** દર્મ્યાન આ દવા, બેલાડોના અને સ્ટ્રામોન્યમ એ ત્રણના ચિન્હોનો અભ્યાસ કરવો જોઇએ. હાયોસ્યાયમના લક્ષણમાં બેલાડોનાના જેવું મગજ તરફ લોહીનું જોર કે મગજના કોઈ ભાગનો વરમ હોતો નથી, તેમજ સ્ટ્રામોન્યમના જેવી સખત ઘેલછા કે ઉન્માદ પણ હોતો નથી, પણ માથું ભારે લાગે છે, આંખે કાંઇ સ્પષ્ટ દેખી શકાતું નથી, દર્દી કોઇને ઓળખી શકતો નથી; છતાં વિચિત્ર ચીજો તેની નજરે દેખાતી હોય એમ તે બકે છે. ફેર આવે છે, ઉંઘ આવતી નથી, પોતે વિનય, વિવેક અને મર્યાદાનો ભંગ કરે છે, તથા નિર્લજતા બતાવે છે. એ સિવાય નક્સવોમિકા, અને આર્સેનિકમ, પણ સરખાવવા જેવાં છે.

---

## ૭૩. ઇગ્નેશ્યા ૬,૩૦,૨૦૦.

### ( Ignatia )

આ દવા ' બીન ઑફ ઇગ્નેશ્યસ ' નામની વનસ્પતિમાંથી બનાવાય છે, અને તેમાં સ્ટ્રીકનાઇન અને બ્યુસાઇન એવાં બે તત્વો રહેલાં છે.

**જે સ્ત્રીઓ પોચા સ્વભાવનીહોય, જે આદમીનો સ્વભાવ સ્ત્રીના જેવો નરમ હોય, દુઃસ્ત્રી જલદી ઉશ્કેરાઇ જતી હોય, શ્યામવર્ણની અને નમ્રતાવાળી હોય, જેની જ્ઞાનેંદ્રિ સતેજ હોય, કામકાજમાં ચપળતા હોય, સ્વભાવ થોડા વખતમાં બદલાઇ જતો હોય, તર્કવિતર્ક થયા કરતા હોય, તેમના સ્વભાવને માટે આ દવા બહુ અનુકુળ થઇ પડે છે. પ્લેગમાં ઘણીવાર આ દવા ફાયદાકારક નીવડે છે. હિસ્ટીરીઆ, કોરીઆ, અને વાઇના ઘણાક કેસોમાં આ એક ઉત્તમ દવા થઇ પડે છે.**

**મન** ચિંતાતુર રહેતું હોય, થોડીવાર દર્દી ડસકા ભરતો હોય, કે નિસાસા નાખતો હોય, થોડીવાર પછી પાછો ગમ્મત કરતો હોય અને હસતો હોય, કાંઇ આફત દુખ કે નાઉમેદી થવાથી કાંઈ માનસિક

દર્દ થઈ આવતું હોય, અને દર્દી દુ:ખનો વિચાર કર્યા કરતો હોય, તોપણ સ્વભાવ લાંબા વખત સુધી એકજ જાતનો રહેતો ન હોય.

**માથું** વાંકા વળવાથી વધારે દુખતું હોય, **માથામાં ખીલો માર્યાના જેવું દર્દ થતું હોય, ક્રોધ કે શોકને લીધે પોચા સ્વભાવની સ્ત્રીને માથાનો દુખાવો થઇ આવ્યો હોય, બીડી** પીવાથી કે તમાકુની વાસ આવવાથી માથાનો દુખાવો વધારે થતો હોય.

**ચ્હેરાના** સ્નાયુઓ ખેંચાતાં હોય, અને ચ્હેરાનો રંગ આરામની વખતે પણ સ્વભાવને લીધે બદલાતો હોય.

**મોંઢામાં** ખારો સ્વાદ રહેતો હોય, થુંક આવ્યા કરતું હોય, દાંત દુખતા હોય, કાફી પીધા પછી કે તંબાકુનું ધુમ્રપાન કર્યા પછી દાંતનો દુખાવો વધારે થતો હોય.

**ગળામાં** ગોટો (ડુચો) આવીને હીસ્ટીરીઆવાળી સ્ત્રીને ભરાતો હોય, ચોરીઆ આવી ગયા હોય, અને તે ઉપર ક્ષત પડયાં હોય.

**પેટમાં** બહુ વાયુ થયો હોય, હેડકી આવતી હોય, પેટમાં દુખવા આવ્યું હોય, પેટ બેસી ગયું હોય, અને જીવ ઉંડો ઉતરી જતો હોય દીર્ઘશ્વાસ લેવાથી ઠીક લાગતું હોય, અને પગે ગોટલા ચઢતા હોય.

**દસ્ત** કબજ રહેતો હોય, દસ્ત આવ્યા પછી આમળ નીકળતી હોય, અર્શ થયા હોય તેમાંથી લોહી નીકળતું હોય દસ્ત આવવાથી ગુદા :આગળ દર્દ થતું હોય, મળાશયમાં ઉપરની બાજુ તરફ તીક્ષ્ણ દુખાવો જતો હોય એમ લાગે.

**પેશાબ** પુષ્કળ અને પાણી જેવો આવતો હોય, ત્યારે દર્દ કમી લાગતું હોય.

**શ્વાસમાર્ગમાં** જાણે કાંઇ દર્દ હોય તેમ એકદમ ઉપરા ઉપર ઉધરસ આવતી હોય, કે દર્દી બહુ નિશ્વાસ મુકવા લાગે એવો સ્વભાવ થઇ ગયો હોય.

**નિદ્રા** આવતી ન હોય, ઉંઘમાં શરીર જરા જરા ખેંચાતું હોય, ચિંતા કલેશ વગેરે કારણને લીધે ઉંઘ આવતી ન હોય, સ્વપ્ના બહુ લાંબા વખત સુધી આવતાં હોય.

**જ્વર** આવતો હોય, તે સાથે મનનો સ્વભાવ વિચિત્ર જણાતો હોય, તન્દુરસ્તી સંબંધી વ્હેમ થતા હોય, થોડો વખત આનંદ અને થોડો વખત અફસોસ એમ ચાલતું હોય, ટાઢ આવે ત્યારે તરસ લાગતી હોય તે પછી નહિ. તાવ ભરાયા પછી ગરમીને લીધે કપડા ખમી શકાતાં ન હોય, અને ટાઢ આવે ત્યારે ચ્હેરો લાલ થઇ આવતો હોય.

**સ્ત્રીને** અતિ આર્તવ હોય, આર્તવ વખતે કાળુ રક્ત નીકળતું હોય, અગર આર્તવ બહુ કમી આવતો હોય, કે રજોદર્શન દર્મ્યાન બહુ સુસ્તી જણાતી હોય તો આ દવાથી સ્ત્રીની આર્તવ સંબંધી હરકતો દૂર થાય છે. આર્તવ સંબંધી હરકત સાથે સ્વભાવમાં વારંવાર ફેરફાર થતો હોય, અને હિસ્ટીરીઆ હોય, તો આ દવાથી મટે છે.

**વૃદ્ધિઃ**—થોડો એક સ્પર્શ કરવાથી, હોકો કે બીડી પીવાથી, તમાકુની વાસ આવવાથી, કાફી પીવાથી, અને મનોવિકારથી રોગ જોસ પકડે છે.

**શાંતિઃ**—દુખતો ભાગ દબાવીને સુવાથી, બાંધી રાખવાથી, દાબી રાખવાથી, શેકવાથી, સારી રીતે પાણી જેવો પેશાબ છુટવાથી, દર્દીનું મનોબળ વધવાથી અગર આશ્વાસન આપવાથી આરામ લાગે છે.

**સરખાવોઃ**—કેમોમિલા, કૉફીઆક્રુડા, નક્સવોમિકા, પલ્સેટીલા.

---

## ૭૪. આયોડીઅમ[૩×] થી [૩૦], cm.

## ( Iodium. )

ઍલૉપૅથીમાં આયોડીન વપરાય છે, તેમાંથી આ દવા બનાવાય છે. આયોડાઇડ ઑફ પોટાશ્યમ લાંબા વખત સુધી મોટા પ્રમાણમાં લેવાથી અશક્તિ સળેખમ વગેરે ઉપદ્રવો થાય છે. તેના તે પરિણામોને મળતાં સઘળાં દર્દો મટાડવા માટે હોમિયૉપૅથીની રીતે અપાતું આયોડીઅમ અકસીર નીવડે છે.

**શ્લેષ્મપડનો વરમ, શરીરનું સુકાઇ જવું, સ્કૉફ્યુલાને મળતાં દર્દો, ક્ષય, શરીરના પિંડાનું સોસાઇ જવું, ભસ્મક રોગ, અતિશય અશક્તિ, દાદર ચડતાં શ્વાસ ચડી આવવો, પેટમાં કાયમ વાયુ થવો અને ઓડકાર આવવા ઈત્યાદિ દર્દો આ દવાથી દૂર થાય છે. કાળા વાળવાળા, આંખમાં કાળી કીકીવાળા, અને કાળી ત્વચાવાળા જે માણસોને ઉપર લખ્યા**

**તેવા અગર સ્ક્રોફ્યુલાના જેવાં લક્ષણો હોય, તેમને આ દવા ઘણી માફક આવે છે.**

**નાકમાંથી** ગરમ પાણી ટપકયા કરતું હોય, એકદમ ઇન્ફ્લ્યુએન્ઝાના જેવું સળેખમ થઇ આવ્યું હોય, છીંકો બહુ આવતી હોય, નાક બંધાઇ ગયું હોય, નાકના મૂળમાં દર્દ થતું હોય, કે નાકમાં ક્ષત પડયાં હોય, અને ઘ્રાણેંદ્રિ મંદ થઇ ગઇ હોય, ત્યારે આ દવા આપવાથી ઠીક થાય છે. સળેખમથી કાનમાં બ્હેરપ આવી ગઇ હોય, ત્યારે પણ આ દવાથી ઠીક થાય છે. તેવીજ રીતે સળેખમની અસર ગળાને લાગી હોય, અને તેને લીધે કાને બ્હેરપ જણાતી હોય, ગળાની આસપાસ ગાંઠો સુજી આવી હોય, તો તે પણ આ દવાથી મટે છે.

**માથામાં** ધબક ધબક થયા કરતું હોય, માથા તરફ લોહીનું જોસ વધતું હોય, વાંકા વળવાથી ફેર આવતા હોય, કે વૃદ્ધાવસ્થાને લીધે માથાનો દુખાવો રહ્યા કરતો હોય.

**મન** ચિંતાતુર રહેતું હોય, કાંઇક સારૂં નરસું કરી નાખવાની વૃત્તિ થતી હોય, કોઇને દુખી કરકરવાની કે મારી નાખવાની ખરાબ વૃત્તિ થતી હોય.

**મોંઢામાં** ક્ષત પડયાં હોય, લાળ વહ્યા કરતી હોય, તે બહુ ગંધાતી હોય, અવાળુ આવી જતાં હોય, જીભ ઉપર જાડી છારી રહેતી હોય, ને મોઢું ગંધાયા કરતું હોય.

**ભૂખ** અને તરસ બહુ લાગતી હોય, **ભસ્મકરોગ** જણાતો હોય, અન્નાશય આગળ ધબકારો થતો હોય, વાયુ બહુ થતો હોય, ખાલી ઓડકાર આવ્યા કરતા હોય, જમ્યા વિના ઘડીક પણ ચાલતું ન હોય, અને ખાધા છતાં શરીર દુબળું રહેતું હોય.

**યકૃત કે પ્લીહાની** વૃદ્ધિ થઇ હોય, બગલની કે ગળા પાસે ગાંઠો ફુલી આવી હોય, કમળો થયો હોય, પેંક્રિયાઝ કે ઉદરમાં રહેલા બીજા કોઇ પીંડનો વ્યાધિ થયો હોય, પેટમાં કાપી નાખવાના જેવું દર્દ થતું હોય, કે યકૃતમાં લોહીનો જમાવ (congestion) થયો હોય, તો આ દવાથી સારો ફાયદો થાય છે.

**ઝાડાની** કબજીયત રહેતી હોય, થંડુ દુધ પીવાથી દસ્ત સાફ આવતો હોય, વખતે ઝાડો થઇ આવતો હોય, તે સફેદ ફીણુ વળતો અને ચરબીવાળો લાગતો હોય, કે દસ્ત આવે ત્યારે દરેક વખતે લોહી પડતું હોય.

**પેશાબ** વારંવાર થતો હોય, અને પુષ્કળ જતો હોય, પેશાબ ઘેરો લીલો પણ જરાક પીળાસપર હોય, કે પેશાબ દુધના રંગ જેવો (ચરબી જવાથી) થતો હોય, કે કાઇલ્યૂરિયા હોય તો તે આથી મટે છે.

**શ્વાસમાર્ગ**માં દુખાવો થોડોએક રહેતો હોય, ખાલી ઉધરસ આવતી હોય, કંઠનળી દુખતી હોય ઉધરસ આવવાથી દુખાવો વધારે થતો હોય, બાળકને એટલી બધી ઉધરસ આવતી હોય, કે તે ગળું પકડી રાખતું હોય, કંઠમાળની અસરવાળા બચ્ચાને સખત ઉધરસ આવતી હોય, અગર કંઠમાળની અસર વાળા આસામીને **ન્યુમોન્યા** થયો હોય, **સખત તાવ** આવ્યો હોય, **બડખામાં લોહી પડતું હોય,** અશક્તિ ઘણી હોય, શ્વાસ બરાબર લઈ શકાતો નહોય, સવારમાં ખાલી ઉધરસ આવતી હોય, પ્રથમ સળેખમ થયું હોય, અને તેમાંથી કંઠનળીનો વરમ થઇને સખત ઉધરસ આવવા લાગી હોય, છાતી ખાલી પડી ગઇ હોય, જરાપણ શ્રમ લેવાથી છાતીમાં થડકારો થઇ આવતો હોય, શ્લેષ્મ ઘણો કઠણ નીકળતો હોય, તેમાં લોહી કે પરૂ પડતું હોય, રાતમાં પરસેવો વળતો હોય, ક્ષયને મળતાં ચિન્હો હોય, કે ક્ષય થયો હોય.

**રક્તાશયની** આસપાસ દબાણ લાગતું હોય, નાડી અનિયમિન ચાલતી હોય, છાતીમાં ધબકારો થઇ આવતો હોય, નાડી ઉતાવળી પણ નબળી ચાલતી હોય, વખતે મૂર્છા જેવી સ્થિતિ થઇ હોય, તથા રક્ત અને બીજા રસો પાતળા પડી ગયા હોય; ત્યારે આ દવાથી શરીર સારૂં થાય છે, અને રક્તાશય નિયમિત ચાલે છે. રક્તાશયના દર્દને લીધે સોજા ચડયા હોય, તોપણ આ દવાથી ઠીક થાય છે.

**હાથ પગ** થંડા રહેતા હોય, પગે પરસેવો વળતો હોય, સાંધા દુખતા હોય, રાતે હાડકામાં દુખાવો કે કળતર થતું હોય તો તે ચિન્હો પણ આ દવાને સૂચવે છે.

**પુરૂષને** નપુંસકત્વ પ્રાપ્ત થયું હોય, વધરાવળ થઇ હોય, વૃષણની ગોળીઓ કઠણ થઇ ગઇ હોય, અથવા પોષણ વિના સુકાઇ ગઇ (atrophy) હોય.

**સ્ત્રીનું** શરીર દુબળું અને સુકાઇ ગયેલું હોય, ક્ષયની અસર હોય, આર્ત્તવ અનિયમિત આવતો હોય, અગર થોડો આવતો હોય, સ્તન સુકાઇને નાના થઇ જતા હોય, નીચે નમી જતા હોય,

અગર તેમાં ગાંઠો થઇ હોય, શ્વાસ લેવામાં હરકત જણાતી હોય, કંઠમાળની અસર હોય, આર્તવ દર્મ્યાન બહુ અશક્તિ લાગતી હોય, પીડિતાર્તવ થતો હોય, અગર ગર્ભાશયમાંથી બહુ રક્ત વહેતુ હોય, અંડાશયનો વરમ રહેતો હોય, અંડાશયો પોષણ વિના સુકાઇ ગયા હોય, અંડાશયની રસોળી થઇ હોય, સ્ત્રી વાંઝણી રહેતી હોય, ગર્ભાશયનો દીર્ઘ વરમ રહ્યા કરતો હોય, યોનિમાર્ગનો જીર્ણ વરમ હોય, ધાત જતી હોય, તે ગંધાતી હોય અગર જાડી ચીકણી ને દાહક હોયક, બાળકને ધાવણ બંધ કર્યા પછી પણ દૂધ આવ્યા કરતું હોય, અને શરીર સુકાઇ જતું હોય, તો આ દવાથી સ્ત્રીનું શરીર સર્વ રીતે સારૂં થાય છે, અને વંધ્યત્વ દૂર થાય છે.

**ત્વચા** ચીમળાઇ ગયેલી, ગરમ, સુકી ને પીળાસ પર રહેતી હોય, કંઠમાળની અસરને લીધે વિવિધ ત્વચારોગ થતા હોય, તો આ દવા આપવાથી ત્વચારોગ નાશ પામે છે.

**માત્રા:**—આ દવા ૩x થી ૩૦ અંશ સુધીની વપરાય છે.

**વૃદ્ધિ:**—ભુખ્યા રહેવાથી, ગરમ થવાથી કે ગરમ ઓરડામાં રહેવાથી દર્દનું જોર વધારે લાગે છે.

**શાંતિ:**—જમતી વખતે, ચાલતી વખતે, અને ઠંડી હવાથી આરામ લાગે છે.

**સરખાવો:**—સ્પન્જીઆ.

---

### ૭૫. ઇપીકાકયુઆના, ૩xથી૩૦, ૨૦૦.

( Ipecacuanha ).

બ્રાઝીલ દેશમાં થતી ઇપીકાકયુઆના નામની વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે. આ દવા ઍલૉપૅથીમાં, ઉલટી કરાવવા માટે, ઉધરસ મટાડવા માટે તથા ઝાડો કે મરડો મટાડવા માટે સાધારણ રીતે વપરાય છે.

**હોમિયૉપૅથીમાં આ દવા ઉલટી બંધ કરવા માટે તેમજ હરકોઇ સ્થળે થતો રાતા રક્તનો સ્રાવ બંધ કરવા માટે ઉત્તમ છે, પચે નહિ તેવો ખોરાક લીધા પછી પ્રગટ થતા અન્નમાર્ગના વ્યાધિઓમાં આ દવા સાધારણ રીતે ઉપયોગી છે. ચરબીવાળા બાળકો અને માણસો જેઓ નબળાં હોય, અને ઉનાળાની ગરમ ઋતુમાં કે ચોમાસાની ઋતુમાં જેમને શરદી લાગતી હોય, તેમને આ દવા વધારે અનુકુળ આવે છે. ઉલટી, બાળકોના ઝાડા, મરડો, દમ, ઉધરસ, માથાનો દુખાવો, ન્યુમોન્યા અને ટાઢીઆ તાવના અમુક કેસોમાં આ દવા ખાસ ઉપયોગી છે.**

**આંખો** આવી હોય, લાલચોળ રહેતી હોય, પુષ્કળ આંસુ વહેતાં હોય, આંખમાં વખતો વખત દુખાવો થતો હોય, ઇત્યાદિ આંખના દોષ આ દવાના સૂચક ચિન્હોમાં ગણાય છે.

**નાક**માંથી પાણી વહેતું હોય, શરદી થઇ હોય, નાક બંધાઇ ગયું હોય, ઊલટી થતી હોય કે મોળ આવતી હોય, નસકોરી ફુટતી હોય.

**પેટ**માં કાપી નાખ્યા જેવું દર્દ લાગતું હોય, જીભ ઘણું કરીને સાફ હોય, નાભિની આસપાસ દર્દ વધારે હોય, પેટ કઠણ રહેતું હોય, **ઉલટી** સખત થતી હોય, તેમાં ખોરાક પિત્ત શ્લેષ્મ વગેરે પડતું હોય, સતત મોળ આવ્યા કરતી હોય, અને ઉલટી થતી હોય તે સાથે ચ્હેરો ફિક્કો રહેતો હોય, જીભ ઘણું કરીને સ્વચ્છ રહેતી હોય, પુષ્કળ થુંક અને પાણી આવ્યા કરતું હોય, અને **કશાથી ઉબકો નરમ પડતો ન હોય.**

**દસ્ત** ઘાસના રંગ જેવો **લીલો** આવતો હોય, **ફીણ વળતો** હોય, નાભિ આગળ દુખતું હોય, મરડો થયો હોય, **લોહી કે જળસ પડતું હોય,** તો આ દવા સારો ફાયદો કરે છે. **લાલ લોહી** આ દવાને સૂચવે છે એ ધ્યાનમાં રાખવું.

**છાતી**માં કાયમ ભીંસ લાગ્યા કરતી હોય, રક્તાશયના સ્થાને ભાર લાગતો હોય, શ્વાસ લેતાં મુશ્કેલી પડતી હોય, વર્ષોવર્ષ એકએવાર **શ્વાસ-દમ** ચડી આવતો હોય અને શ્વાસ લઇ શકાતો ન હોય, રાતમાં દમ ચડતો હોય, છીંકો બહુ આવતી હોય, **ઉધરસ** ઉપરાઉપર સખત આવતી હોય, છાતીમાં કફ ભર્યો હોય એમ લાગતું હોય, પરંતુ ઉધરસથી કફ ઓછો થતો ન હોય, કબુતરના જેવા અવાજ થતા સંભળાતા હોય, સડસડ બોલતું હોય, બચ્ચાંને એટલી બધી ઉધરસ આવતી હોય કે તેનો ચ્હેરો વાદળી રંગનો થઇ જતો હોય, **મોટી ઉધરસ થઇ** હોય, તે સાથે નાકમાંથી અને મોઢામાંથી લોહી પડતું હોય, ક્ષયમાં અગર ન્યુમોન્યામાં ફેફસામાંથી લોહી પડતું હોય, અને મોઢે મોળ આવ્યા કરતી હોય,

સળેખમ મટયા પછી સાદ બેસી ગયો હોય કે ખોખરો થઇ ગયો હોય, વૃદ્ધાવસ્થામાં દમનો રોગ થયો હોય, અને તેને લીધે ફેફસાં બગડયાં હોય, ચાલતાં શ્વાસ ચડતો હોય.

**સ્ત્રીને** ગર્ભાશયમાંથી પુષ્કળ લાલ લોહી જતું હોય, તે સાથે મોળ આવ્યા કરતી હોય, ગર્ભાધાન દર્મ્યાન ઉલટી થતી હોય, નાભિથી ગર્ભાશય પર્યંત દુખાવો રહેતો હોય, રજોદર્શન બહુ વહેલું થતું હોય અને લાલ રક્ત બહુ જતું હોય.

**જ્વર** ટાઢ વાઇને આવતો હોય, ક્વીનાઈન આપ્યા પછી પણ થોડો થોડો તાવ આવતો હોય, ટાઢ ઓછી આવતી હોય, પરંતુ અંગ ઘણું ગરમ થતું હોય, મોળ આવતી હોય, **તાવ સાથે ઉલટી થતી હોય**, અને શ્વાસ લેવામાં મુંઝવણ થતી હોય, કે ખાવામાં બરાબર સાવચેતી નહિ રાખવાથી ફરી ફરીને તાવ આવતો હોય, તાવ ભરાયા પછી ઘણી તરસ લાગતી હોય, પણ પાણી થોડુંકજ પીવાતું હોય, અથવા પીવાથી ઉલટી થતી હોય.

**બચ્ચાંઓને** ન્યુમોન્યા થયો હોય, છાતીમાં કફ ભરાયો હોય, ચ્હેરો વાદળી રંગનો થયો હોય, તેમને આ દવા આપવાથી ઘણો સારો ફાયદો થાય છે.

**માથું** દુખવા આવતું હોય, જે સાથે ઉલટી થતી હોય, અને બીજાં ચિન્હો મળતાં હોય તો આ દવાથી મટે છે.

**વ્યસન** અફીણનું થયું હોય, તો તે ધીમે ધીમે મટાડવા માટે આ દવા અપાય છે.

**માત્રાઃ—**આ દવા મધર ટીંકચર અને ૩xથી ૨૦૦ અંશ સુધીની વપરાય છે.

**સરખાવોઃ—**પલ્સેટીલા (અજીર્ણ વગેરેને માટે), આર્સેનિકમ આલ્બમ ( ઇપીક.થી ઉલટી બંધ થાય નહિ, અશક્તિ વધે, અને પેટમાં દાહ થવા લાગે તો ઇપીક.ની પછી આ દવા આપવાથી જલદી આરામ થાય છે ), એન્ટીમોનીઅમ ક્રુડમ, સલ્ફ્યુરીક આસિડ, સિંકોલી, નેટ્રમમ્યુર.

---

## ૭૬. આઈરીસ વર્સીકોલર ૩x, ૩૦, ૫૦m.

( Iris Versicolor ).

**આ દવા પાણીમાં થતા બ્લુફ્લેંગ નામના એક છોડવામાંથી બનાવાય છે. અન્નમાર્ગના શ્લેષ્મપડના, લાલાસ્ત્રાવી પિંડના, યકૃતના, ને પેંક્રિયાઝના વ્યાધિઓમાં મુખ્યત્વે કરીને વપરાય છે. અતિશય સુસ્તી, નબળાઇ, બેચેની અને દાહ એ તેનાં સૂચક ચિન્હો છે. પારદની રસાણીક દવાઓને મળતો તેનો ગુણ છે અને તેથી પિત્તનો પ્રવાહ વધે છે. અમુક મુદતે માથાનો દુખાવો થતો હોય તે સાથે ખાટી અગર કડવી ઉલટી થતી હોય તે માટે આ દવા ઘણી સારી છે.**

**માથું** દુખવું શરૂ થાય, ત્યારે આંખે અંધારા આવે જમણી બાજુ ઉપર લમણામાં દુખાવો રહેતો હોય, અગર કપાળ દુખતું હોય, અને **ઉલટી** થતી હોય, યકૃતના દોષથી માથું દુખવા આવ્યું હોય, જે દુખાવો આરામ લેવાથી વધતો હોય, પણ હેરફેર કર્યા કરવાથી ઓછો થતો હોય જેની સાથે ઉલટી કે ઝાડો હોય, અને બેચેની જણાતી હોય તેવો માથાનો દુખાવો થયો હોય.

**આંખો** ઝાડાના દર્દમાં શરદીને લીધે સુજી આવતી હોય.

**મોંઢામાં** દાહ લાગતો હોય, ગળું અને જીભ બળતાં હોય, પુષ્કળ લાળ વહેતી હોય, મોઢું આવી ગયું હોય એમ લાગતું હોય, ડીફ્થેરીઆના દર્દ પછી મોઢું આવી ગયેલું રહેતું હોય, અગર **આખા અન્નમાર્ગમાં** દાહ જણાતો હોય, ઘણીજ ખાટી, લોહી મિશ્રિત, ગળી અગર પિત્તવાળી ઉલટી થતી હોય, પેંક્રિયાઝનો રસ ઓછો પેદા થવાથી અજીર્ણ થતું હોય, અરૂચિ રહેતી હોય, ઘી તેલવાળા પદાર્થ પચતા ન હોય, **પેટમાં** વાયુ થયો હોય અને સખત દુખવા આવ્યું હોય, ઝાડો થયો હોય, યકૃતનું કાંઇ દર્દ થયું હોય, ઝાડો થઇ આવ્યો હોય, ત્યારે પેટમાં કાયમ ગડબડ રહ્યા કરતી હોય, અને ગંધાતો પવન તથા દસ્ત ઉતરતો હોય, અમુક મુદતે રાતના સમયે ફરીફરીને ઝાડો થઇ આવતો હોય, ઝાડો પાતળો પાણી જેવો ઉતરતો હોય, ગુદા આગળ દાહ લાગતો હોય, ઉનાળાના તાપને લીધે કોલેરા જેવો ઝાડો ને ઉલટી થઇ આવ્યાં હોય, ઇત્યાદિ ચિન્હો આ દવાને સૂચવે છે.

**પુરૂષને** કામાતુરતાના સ્વપ્નાં આવતાં હોય, તેથી વીર્યસ્ત્રાવ થતો હોય, પણ પાછળથી નબળાઇ જણાતી હોય.

**ત્વચા** ઉપર ઝીણી ઝીણી ફોડલીઓ થતી હોય, અથવા ચળકતાં ભીગડાંવાળાં ચાઠાં થતાં હોય, કે ખરજવું થયું હોય, અને તેમાં રાત્રે ચળ આવતી હોય.

આ દવા ૧×થી૩૦ અંશ સુધીની સાધારણ રીતે વપરાય છે. પરંતુ મોટા અંશવાળી બનાવટથી ઘણીવાર સારો ફાયદો જણાય છે.

**વૃદ્ધિ:**—રાતમાં ૨ થી ૩ વાગ્યા સુધી ઝાડા અને ઉલટીનું જોર વધારે રહે છે.

**સરખાવો:**—ઇપીકાકયુઆના, પોડોફીલમ, સેન્ગ્વીનેરીઆ.

---

## ૭૭. જેબોરેન્ડી[3]

(Jaborandi)

જે ઝાડમાંથી **પાઇલોકાર્પાઇન** તૈયાર થાય છે, તેજ ઝાડમાંથી આ દવા તૈયાર થાય છે. સાધારણ રીતે પાઇલોકાર્પાઇન પરસેવો લાવવા માટે અપાય છે.

**આ દવા ક્ષયના દર્દમાં રાતે પરસેવો થતો હોય, તે બંધ કરવા માટે બહુજ ઉપયોગી થઇ પડે છે. ગાલપચોળાં થયાં હોય, ત્યારે આ દવા આપવાથી તે ટુંક મુદ્દતમાં મટી શકે છે.**

**આંખોની** કીકી સંકુચિત રહેતી હોય, વાંચવા લખવા પછી ફેર આવતા હોય, અને મોળ આવવા લાગતી હોય, દૃષ્ટિ આગળ ધોળાં ધાબાં દેખાતાં હોય, ટુંકી નજર થઇ ગઇ હોય, આંખમાં થોડી થોડી વારે દુખાવો થતો હોય, કે પોપચાં ફરકતાં હોય, તો તેવાં દર્દો આ દવાથી મટે છે.

**મોઢામાંથી** ચીકણી ઇંડાની સફેદી જેવી લાળ નીકળતી હોય, પરસેવો બહુ થતો હોય, અને તે સાથે મોઢામાં પુષ્કળ થુંક પેદા થતું હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**રક્તાશયની** આસપાસ દબાણ લાગતું હોય, નાડી અનિયમિત ચાલતી હોય, બેશુદ્ધિ થઇ જતી હોય, કે રક્તાશયને મજ્જાતંત્રની માઠી અસર, બીક, ભય, ચિંતા ઇત્યાદિથી થઇ હોય, ત્યારે આ દવા આપવાથી શરીર પાછું સ્વસ્થ થાય છે.

**માત્રા:**—ઘણું કરીને ત્રીજા અંશવાળી બનાવટ વપરાય છે; તો પણ કેટલીક વખત **જળોદર અને સોજા** (dropsy) મટાડવા માટે તેના મધરટીંકચરનાં ૧ થી ૩૦ ટીપાં અપાય છે. તેવા રૂપમાં આપવાથી પરસેવો વધારે આવે છે, અને સોજા નરમ પડે છે.

---

## ૭૮. કાલી બાઇક્રોમીઅમ[2×, 30]

( Kali Bichromium. )

**આ દવા ડા. ડ્રીસ્ડેલે દાખલ કરી છે, અને તે અન્નાશય, આંતરડાં અને શ્વાસમાર્ગના શ્લેષ્મ પડના તેમજ અસ્થિના વ્યાધિઓમાં બહુ ઉપયોગી થઈ પડે છે. જેઓ શરીરે રૂષ્ટપુષ્ટ ને ચરબી વાળા, અગર ઉપદંશ કે કંઠમાળના વિષની અસર વાળા હોય, તેમને આ દવાની ઘણીવાર જરૂર પડે છે. ચિન્હો સવારમાં વધારે સખ્ત રૂપ ધારણ કરતાં હોય, દુખાવો થોડી વારમાં એક સ્થળેથી બીજે સ્થળે જણાતો હોય, સંધિવાનાં અને અજીર્ણનાં ચિન્હો વારા ફરતી થયા કરતાં હોય, ત્યારે વ્યાધિના તીક્ષ્ણ સ્વરૂપના કરતાં સહેજ મંદ (sub-acute) સ્વરૂપમાં આ દવા વધારે લાગુ પડે છે. ચીકણો તાંતણો ચાલે તેવો શ્લેષ્મ એ આ દવાનું સૂચક ચિન્હ છે.**

**માથાનો** દુખાવો ભ્રમરોની ઉપર વધારે રહેતો હોય, અગર એકાદ આંખની ઉપર દુખાવો વધારે રહેતો હોય, માથાના કે ચ્હેરાના હાડકામાં દુખાવો જણાતો હોય, કે ઉભા થવા જતાં ફેર આવતા હોય, જ્યાં સુધી માથું દુખે, ત્યાં સુધી આંખે કાંઇ દેખી શકાતું ન હોય.

**નાકનાં** દર્દો માટે આ દવા ઘણી સારી છે; નાકનાં મૂળ આગળ દબાણ અને દુખાવો લાગ્યા કરતો હોય, નાકનું અસ્થિ સડતું હોય, અગર તેમાં ક્ષત પડયાં હોય, ગંધાતી વાસ આવતી હોય, નાકમાંથી જાડો, તાંતણા ચાલે તેવો કડણ લીલાસ પડતો પીળો શ્લેષ્મ, અગર છોડાં નીકળતાં હોય, કશી ચીજની વાસનું જ્ઞાન થતું ન હોય, નાકમાંથી શ્વાસ લેવાતો ન હોય, નાક બહુ કોરૂં રહેતું હોય, સખત છીંકો આવતી હોય, કે બીજાં ચિન્હો સાથે નાકમાંથી પુષ્કળ પાણી જેવો શ્લેષ્મ નીકળતો હોય.

**કાનમાં** સોજો ચડયો હોય, કાપી નાખવાના જેવું દર્દ થતું હોય, તથા જાડું પીળાસ પડતું અને ગંધાતું પરૂ નીકળતું હોય.

**આંખમાંથી** પીળાસ પડતા ચીપડા નીકળ્યા કરતા હોય, પોપચાં સુજેલાં રહેતાં હોય, અને બળ્યાં કરતાં હોય, પરંતુ અંદર કાંઈ પીડા થતી ન હોય તાપોડીઆં થઇ આવતા હોય.

**મોઢું** કોરૂં રહેતું હોય, ચીકણી લાળ જતી હોય, જીભ રાતી ચળકતી લીસી અને સુકી હોય, તથા તે સાથે મરડો થયો હોય, કે મોઢાની દીવાલો જાડી થઇ હોય.

**ગળું** સુકું રહેતું હોય, અને આળું લાગતું હોય, પડ જીભ કોથળી જેવી ઢીલી પડી ગઇ હોય, સુજી ગઇ હોય, ચોરીઆ ઉપર અને તાળવાનાં ભાગમાં ખોટાં પડ જામતાં હોય, અન્નાશય સુધી દાહ લાગતો હોય, ચુલીઓ થયો હોય, ડીફ્થેરીઆનું દર્દ થયું હોય, તે વખતે નાડી નરમ ( soft ) ચાલતી હોય, મોઢામાંથી અને ગળામાંથી તાંતણા જેવો લાંબો અને ચીકણો કફ નીકળતો હોય.

**પેટમાં** યકૃત અને બરોળના ભાગમાં ચટકા ભર્યાની માફક દુખતું હોય, અન્નાશયની અંદર ક્ષત પડયું હોય, જમ્યા પછી પેટમાં ભાર લાગતો હોય, પાણી ભાવતું ન હોય, ખાટા પદાર્થોની રૂચિ થતી હોય, સંધિવાની અસર અન્નમાર્ગમાં વારંવાર જણાતી હોય, કે આંતરડામાં ક્ષત હોય.

**દસ્ત** મુરબ્બા જેવો પાતળો પણ જરા ચીકણો ઉતરતો હોય, મરડો થયો હોય, દસ્ત ઉતરતી વખતે ગુદા આગળ દુખાવો થતો હોય, ગુદામાં કાંઇ લાકડાના કડકા જેવું ભરાયું હોય એવી લાગણી થયા કરતી હોય, અને સવારમાં દસ્તની હરકત વધારે જણાતી હોય.

**શ્વાસમાર્ગ**માં કફ બેસી ગયેલો હોય, **સાંજે તે વધારે ખરાબ થતો હોય,** ઉધરસ આવતી હોય, ત્યારે પુષ્કળ, પીળો ને ચીકણો કફ નીકળતો હોય, કંઠ નળી આળી લાગતી હોય, જીર્ણ ખાંસી રહ્યા કરતી હોય, ઈન્ફ્લુએન્ઝાની અસર હોય, ગળામાં ખોટાં પડો જામ્યાં હોય, છાતીના મધ્ય અસ્થિમાં દુખાવો અગર દાહ લાગતો હોય, કફ બહુ ચોંટી રહેતો હોય, અને નીકળે ત્યારે કોઇવાર તે સાથે લોહી જણાતું હોય, સવારમાં ઉઠતી વખતે અને કાંઈ પણ જમવા પછી કે પ્રવાહિ પીધા પછી ઉધરસ વધારે આવતી હોય.



**પેશાબ** કર્યા પછી મૂત્રાશયમાં પેશાબનું એકાદ ટીપું રહી ગયું હોય, અને તે નીકળી શકતું ન હોય, એવી લાગણી થયા કરતી હોય, મૂત્ર માર્ગમાં દાહ જણાતો હોય, મૂત્રમાં તાંતણા વળતો શ્લેષ્મ નીકળતો હોય, ગુરદામાં લોહીનો જમાવ હોય, ગુરદાનો વરમ હોય, પેસાબમાં લોહી કે આલ્બ્યૂમીનના ઢાળીઆ જતા હોય અને પેસાબ ઓછો ઉતરતો હોય, તો તેવી હરકતો આ દવાથી દૂર થાય છે.

**પુરૂષને** ગુહ્યાવયવ ઉપર રાત્રે ચળ આવતી હોય, દુખાવો લાગતો હોય, ઉપદંશનું કે બીજું ક્ષત પડયું હોય, અને તેમાંથી ચીકણી રસી નીકળતી હોય.

**સ્ત્રીને** પીળી ચીકણી તાંતણા પડતી ધાત જતી હોય, ગુહ્યાવયવ ઉપર ચળ આવતી હોય, દાહ લાગતો હોય, ગર્ભાશય નીચું આવી ગયું હોય, કે ગરમ ઋતુમાં આવી હરકતો વધારે જણાતી હોય.

**ત્વચા** ઉપર ઉંડા ક્ષત પડતાં હોય, ચીકણી રસી નીકળતી હોય, કે શીળીના જેવાં ચાંદા પડયાં હોય, અને તેમાં દાહ લાગતો હોય.

**માત્રાઃ**—આ દવાની ૨×થી ૬×અંશ સુધીની વિશેષ વપરાય છે.

**વૃદ્ધિઃ**—ગરમ ઋતુની શરૂઆતમાં, સવારના વખતમાં, પોશાક કાઢી નાખવાથી, કે દારૂ પીવાથી રોગ વધારે થાય છે.

**શાંતિઃ**—ગરમી લગાડવાથી દર્દ શાંત પડે છે.
**સરખાવો:**—આયોડીઅમ, હેપારસલ્ફ.

---

### ૭૯. કાલી કાર્બોનિકા ૨×થી૬×.

### ( Kali carbonica ).

કાર્બોનેટ ઑફ પોટાશ એ એનું સાધારણ નામ છે. એલોપેથીમાં કાર્બોનેટ ઑફ પોટાશ મૂત્રલ તરીકે વપરાય છે.

**હોમિઓપેથીમાં સોય ભોંકવા જેવું, અગર ચટકા ભરતુ દર્દ એ તેનું પ્રધાનલક્ષણ છે. આ દવા કાર્બો વેજીટેબીલીસ આપ્યા પછી કોઈવાર આપવાની જરૂર જણાય છે.**

**છાતી**માં નીચે જમણી બાજુએ દુખાવો હોય, અને તેમાં કોઇ સોય ભોંકતું હોય એમ લાગતું હોય, તે દુખાવાને શ્વાસ લેવા કે કાઢવાની ક્રિયા સાથે કશો સંબંધ ન હોય.

**આંખના** ઉપરનાં પોપચાં બહુ ફુલી ગયેલાં રહેતાં હોય, તે પાણીની નાની કોથળી જેવાં લાગતાં હોય અને તે સાથે નબળાઇ ઘણી હોય.

**પેટમાં** ઘણોજ વાયુ થતો હોય, જે કાંઇ ખોરાક લેવામાં આવે, તેનો વાયુ થઈ જતો હોય.

**વાંસો** દુખતો હોય, પરસેવો આવતો હોય, વાંસાની નબળાઇ ઘણી હોવાથી દર્દી ખુરસીમાં પડી ગયાની માફક બેસી જતો હોય.

**રક્તાશય** નબળું હોય, અનિયમિત ચાલતું હોય, અથવા નાડી અંતરિત બેચાર વખત નાડી જણાય વળી એકાદ વખત ન જણાય એમ ચાલતી હોય, લોહી પાતળું હોય.

**ફેફસાના** દર્દોમાં-તેમના વરમમાં-સોય ભોંક્યા જેવી પીડા થતી હોય.

**દમ ચડતો હોય,** તે રાત્રિમાં બેથી ચાર વાગ્યા સુધી વધારે રહેતો હોય, સુવું ફાવતું ન હોય, પણ બેસવાથી અગર આગળની બાજુએ તકીઓ રાખી, તે ઉપર નમી પડવાથી ઠીક લાગતું હોય, તે સાથે ઉધરસ આવતી હોય, અગર પરસેવો આવતો હોય, અને સવાર પડે સળેખમ થઇ આવતું હોય.

**સ્ત્રીને** યુવાવસ્થાની શરૂઆતમાં ઋતુસ્રાવ દર્મ્યાન અગર પહેલાં વાંસો કે કમ્મર દુખતી હોય, શરીરમાં લોહી બહુ થોડું હોય, આર્તવ થોડા આવતો હોય, ચામડી દુધ જેવી સફેદ થઇ ગઇ હોય, ચટકા ભર્યા જેવું કાંઇ દર્દ થતું હોય, આંખના ઉપરનાં પોપચાં સુજેલાં દેખાતાં હોય, તેવી સ્ત્રીઓને આ દવા બહુ ફાયદો કરે છે.

કોઇવાર આ દવા જીર્ણ સંધિવામાં જ્યારે ચટકા ભરતું, કે સણકા મારતું દર્દ હોય ત્યારે ફાયદો કરેછે.

**વૃદ્ધિઃ**—દર્દો રાત્રિમાં બેથી ચાર વાગ્યા સુધી વધારે જોર કરતાં હોય છે.

**સરખાવો:**—બ્રાયોનિઆ, મર્ક્યુરીઅસ વાઇવસ, ફેરમફૉસ, પલ્સેટીલા.

---

## ૮૦. કાલી આયોડેટમ-પોટાસી આયોડેટમ.

( Kali Iodatum. )

સાધારણ રીતે પોટાશ આયોડાઇડના નામથી ઓળખાતી આ દવા ઍલૉપૅથીક રીતે આપવાથી નાકમાંથી ઘણીવાર પુષ્કળ પાણી જેવો શ્લેષ્મ નીકળવા લાગે છે, અને તેથી હૉમીયૉપૅથીક રીતે આપવાથી નાકમાંથી ઘણીવાર પુષ્કળ પાણી જેવો શ્લેષ્મ નીકળવા લાગે છે, અને તેથી હોમીયૉપૅથીમાં તેવો શ્લેષ્મ એ આ દવાની જરૂરીઆતનું એક મુખ્ય સૂચક ચિન્હ છે. ગ્રંથિઓના સોજા, રક્તસ્રાવ થાય એવી શરીરની ખરાબ સ્થિતિ, ઉપદંશની દ્વીતીય અને તૃતીય અવસ્થા, અસ્થિનો કઠણ સોજો, વિવિધ પડોની સ્નિગ્ધ અવસ્થા ઇત્યાદિ ઉપદ્રવો દૂર કરવામાં આ ઉત્તમ દવા છે, અને તેથી ઉપદંશ, જીર્ણ સંધિવા, ગાઉટ, પારદ કે શીશાની ધાતુનાં ઝેરની દીર્ઘ અસર, ઇત્યાદિ મટાડવામાં આ દવા બહુ ઉપયોગી થઇ પડે છે.

**માથાના** પડખાંઓમાં દુખતું હોય, **માથાનો** દુખાવો ઘણો સખત હોય, આંખોની ઉપર અને નાકના મૂળ આગળ સખત દુખાવો થતો હોય, ભેજાનો ભાગ મોટો થયો છે એમ લાગતું હોય, અસ્થિ સુજી આવતાં હોય, તેમાં દર્દ થતું હોય, ચહેરાના ભાગમાં દાંત, આંખ, જડબા, કે કોઇ એવે સ્થળે જ્ઞાનતંતુના દોષથી પીડા ( neuralgia ) જણાતી હોય.

**નાક** રાતું અને સુજી ગયેલું હોય, અંદરથી પુષ્કળ દાહક, ઉષ્ણ અને પાણી જેવો પાતળો શ્લેષ્મ નીકળતો હોય, કે કદાપિ નાક બંધાઇ ગયું હોય.

**આંખો** દુખવા આવી હોય, રાતી રહેતી હોય, અંદરથી પાણી નીકળતું હોય, કે ઉપદંશની અસરને લીધે આંખોને હરકત ( iritis ) થઇ હોય યા આંખના અસ્થિની ગ્રંથિ થઇ હોય.

**પેટમાં** દાહ થતો હોય, વાયુ જણાતો હોય, ટાઢું દુધ ખાવાથી પેટમાં બગાડ થતો હોય, કે શુક વધારે પેદા થતું હોય.

**છાતીમાં** સોજો ( oedema ) ચડયો હોય, સખત ઉધરસ આવતી હોય, કંઠનળી બાળી લાગતી હોય, કફ ખારો વજનદાર અને લીલો અગર સાબુના પાણી જેવો નીકળતો હોય, ન્યુમોન્યા-ફેફસાનો વરમ-થયો હોય, શરદી લાગવાથી પ્રથમ સળેખમ થયું હોય, અને પછી વરમ છાતી તરફ ફેલાયો હોય, ફેફસામાંથી વાંસા તરફ શૂળ નીકળતું હોય, છાતીનું વચલું હાડકું દુખતું હોય, અગર તેમાં ચટકા ભર્યા જેવું દર્દ થતું હોય, શ્વાસ ચડતો

હોય, સીડી ચડતાં કે ડુંગર ઉપર ચડતાં શ્વાસ ચડી આવતો હોય, અને રક્તાશયમાં દુખાવો થતો હોય, છાતીનું જળંદર થયું હોય, કે ન્યુમોન્યામાંથી **ફેફસામાં રસની વૃદ્ધિ અને જમાવ** થયો હોય.

**અસ્થિમાં** સખત દુખાવો થતો હોય, ને રાત્રિના વધારે થતો હોય, અસ્થિમાં સોજો થયો હોય અથવા અસ્થિનું પડ જાડુ થઇ ગયું હોય, સ્પર્શ ખમી શકાતો ન હોય, સંધિવા થયો હોય, અને રાત વખતે તથા ભેજવાળી ચોમાસાની ઋતુમાં તેની અસર વધારે જણાતી હોય, પગે ઘુંટણ ઉપર વા જણાતો હોય, અને સોજો ચડયો હોય, કમ્મરમાં દુખાવો રહ્યા કરતો હોય, રાંઝણ (sciatica) થઇ હોય.

**ત્વચા** ઉપર જાંબલી રંગનાં ચાઠાં નીકળતાં હોય, પગ ઉપર તે વિશેષ થતાં હોય, નાનાં ગુમડાં થતાં હોય, સાથળના મૂળમાં ગાંઠ થતી હોય, ને શરીર બહુ ગરમ રહેતું હોય.

**સ્ત્રીને** રજોદર્શન બહુ મોડું થતું હોય, પરંતુ લોહી પુષ્કળ જતું હોય, દાહક ધાત જતી હોય, કે રજોદર્શન વખતે ગર્ભાશય નીચોવાઇ ગયું લાગતું હોય.

**ન્યુમોન્યાના** કેસમાં જ્યારે શરૂઆતમાં બાળકનો ચ્હેરો લાલ થઇ આવ્યો હોય, કીકી વિસ્તૃત રહેતી હોય, પોતે ઉંઘમાં કે ઘેનમાં હોય, તેવી રીતે પડી રહેતું હોય, કોઇ કોઇવાર ઉધરસ આવતી હોય, ત્યારે સાધારણ અક્કલથી **બેલાડોના** યોગ્ય લાગે તો પણ તે આપવાથી જરાપણ ફાયદો થાય નહિ, બાળકની હાલત વધારે ખરાબ થતી જાય છે, શ્વાસ વધારે મુંઝાય છે, અને આંખ ઉઘાડતું નથી. કદાપિ ઉઘાડે, તો કોઇને ઓળખતું નથી. પ્રકાશથી આંખની કીકી સંકોચાતી નથી, આથી એમ લાગે છે કે દર્દીને ફેફસાના વ્યાધિ સાથે મગજનો પણ વ્યાધિ થયો છે, અને તે જો અટકાવવામાં નહિ આવે, તો દર્દી મરી જશે. આ વખતે **બેલાડોના** કાંઇ કામ કરતું નથી, કેમકે ફેફસામાં રસનો જમાવ થઇ ગયો હોય છે, અને તેની ખાત્રી માત્ર દર્દીની છાતી ઉપર શ્રવણનળીને પરીક્ષા કરવાથીજ થઈ શકે છે. આ એક મુખ્ય લક્ષણને ધ્યાનમાં લેવામાં ન આવ્યું હોય, અને બીજાં લક્ષણો જોવા ઉપરથી દવા પસંદ કરવામાં આવે, તો કદી ફતેહ મળતી નથી. સઘળાં લક્ષણોની સાથે તપાસ કરવી જોઇએ, અને જે ખાસ લક્ષણ હોય તેને તજી દેવું જોઇએ નહિ. ઉપર બતાવ્યો છે, તેવા કેસમાં કાલી આયોડેટમ બહુ ઉપયોગી થઇ પડે છે.

જો કોઇ સખ્સને કોઈ પ્રકારે પોટાશ આયો-ડાઇડ બહુ આપવામાં આવ્યું હોય, અને તેને લીધે ખરાબ અસર થઇ હોય, તો તે દૂર કરવા માટે હોમિયોપેથિનું હેપાર સલ્ફયુરીસ ઘણું સારૂં છે.

**માત્રાઃ**—આ દવા મૂળ સ્વરૂપમાં (તેના ગાંગડા) તેમજ તેની ૧૨x અંશ સુધીની બનાવટો પણ વપરાય છે, મૂળસ્વરૂપમાં તે ૧ ગ્રેનથી ૩ ગ્રેન જેટલી નાની માત્રામાં અપાય છે. મૂળ રૂપમાં આપવા કરતાં તેના અંશોમાં ઘણી સારી અસર કરે છે.

**સરખાવોઃ**—કાલીકાર્બ, સૅન્ગ્વીનેરીઆ, સ્ટૅનમ, બ્રાયોનિયા, ફૅાસ્ફરસ, સલ્ફર, બેલાડોના.

---

## ૮૧. કૅલ્મીઆ લૅટીફૅાલીઆ°, ૧x, ૩x, ૬.

( Kalmia Latifolia ).

આ દવા 'માઉન્ટન લૅારલ' ના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી બનાવાય છે.

આ દવા સ્પાઇજેલીઆને ઘણી મળતી આવે છે. ડા. હેરીંગની સલાહ એવી છે કે આ દવા રક્તા-શયના વ્યાધિમાં સ્પાઇજેલીઆ આપ્યા પછી આપ-વાની જરૂર પડે છે.

**ચ્હેરા** ઉપર **જમણી** બાજુએ સખત દુખાવો (neuralgia) થયો હોય, જમણા લમણામાં અથવા જમણી આંખમાં દુખાવો હોય, દુઃખવાળી જગ્યા અક્કડ અને જ્ઞાનહીન થઇ ગઇ હોય તેમ જણાતું હોય, દુખાવો **આધાસીસીના** જેવો હોય, શરીરમાં નબળાઇ ઘણી લાગતી હોય.

**રક્તાશય** એવા જોરથી ચાલતું હોય, કે દર્દીની છાતી તરફ જોવાથી પણ તેનો થડકારો દેખાતો હોય, પણ તેવી સ્થિતિ બધો વખત એકસરખી રહે-વાને બદલે કેટલાક વખત સુધી રક્તાશય મંદ પડતું હોય, અને નાડી પણ ધીમી ( ડીજીટેલીસના લક્ષણ જેવી ) ચાલતી હોય, રક્તાશયને સંધિવાની અસર હોય, શરીરના બીજા કોઇ ભાગ ઉપર સંધિવા થયો હોય, અને ત્યાંથી એકદમ સંધિવા રક્તાશયને લાગુ પડયો હોય.

**સંધિવાને** લીધે દુખાવો **ઘણો** સખત થતો હોય, સંધિવા થોડો વખત હાથપગમાં, અને થોડો વખત રકતાશયમાં **એમ ફર્યા કરતો હોય,** તે સાથે તાવ બીલકુલ ન હોય પણ દુખાવાવાળો સાંધો ગરમ, અને સુજેલો હોય, તે ઉપર ભાર ખમી શકાતો ન હોય, અંદર સણકા મારતું દર્દ થતું હોય, સણકા ઉંડા ભાગમાંથી બહારની ત્વચા તરફ જતા હોય. હાડકામાં સંધિવાની અસર દાખલ થઈ હોય, જાણે હાડકાની ઉપર ચોટેલી ત્વચાને કોઇ ઉખેડી નાખતું હોય એવું દર્દ થતું હોય.

**વૃદ્ધિઃ**—આધાસીસી બપોરે વધારે જોર પકડે છે; સંધિવા રાત પડે વધારે જોર પકડે છે.

**શાંતિઃ**—આધાસીસી રાત પડે મંદ પડે છે. સંધિવા બપોરે તાપની વખતે જરા થોડું દુઃખ આપે છે.

**સરખાવોઃ**—સ્પાઇજેલીઆ, રસટોક્સ, ઍકોનાઇટ, કેમોમિલા.

---

## ૮૨ ક્રીઓસોટમ ૩,૬,૩૦,૨૦૦

( Kreosotum )

વુડટારમાંથી ફીનોલ્સ નામનાં જે તત્વો નીકળે છે તેના પ્રવાહિ મિશ્રણમાંથી આ દવા બનાવાય છે.

**નાના જખમોમાંથી પુષ્કળ રક્તસ્રાવ થતો હોય, તે જલદી બંધ થતો નહોય, આખા શરીરમાં નાડીના ધબકારા જણાતા હોય, દાંત, આંખ, કાન વગેરે સ્થળે જ્ઞાનતંતુના દોષથી લાંબા વખતથી દુખાવો ( neuralgia ) થયા કરતો હોય, અને આરામને લીધે તે વધારે જણાતો હોય, શરીરમાંથી દાહક ગંધાતા અને ત્વચાને ઉખેડી નાખે એવા રસો જતા હોય, ક્ષત પડયાં હોય, અથવા અર્બુદનાં ચિન્હો હોય, શરીરના રસો જલદી સડી જાય એવા ખરાબ ઉત્પન્ન થતા હોય,** ઇત્યાદિ **સંજોગોમાં આ દવા ઉપયોગી થઇ પડે છે.**

**માથામાં** કપાળ સાથે કાંઇક પાટીયું દાબી રાખ્યું હોય એવું દર્દ થતું હોય, રજોદર્શન દરમ્યાન માથાનો દુખાવો થયો હોય.

**આંખમાંથી** ખારાં અશ્રુ વહેતાં હોય, અને પોપચાં રાતાં ને સુજેલ હોય.

**કાનની આસપાસ ને અંદરના ભાગમાં ત્વચા-રોગ થયો હોય, કે શ્રવણેંદ્રિ મંદ પડી ગઇ હોય, ને કાનમાં ગણગણાટ સંભળાતો હોય.**

**દાંત બહુ દુખતા હોય, દાંતનો સડો થતો હોય,** પેઢાં પોચાં હોય અને **તેમાથી સહેજ વાતમાં લોહી નીકળતું હોય,** દાંત આવે કે તરતજ **સડવા લાગતા** હોય, દાંત કાળા પડી જતા હોય **અને ભાંગી જતા** હોય, **મોઢુ ગંધાતું હોય,** અને કડવું થઇ જતા હોય, **કે હોઠ** લાલ રહેતા હોય, અને **તેમાંથી લોહી** નીકળતું હોય, પેઢા દુખવા આવતાં હોય, **અને સુજી** આવતાં હોય, તે માટે આ દવા ઘણી સારી છે.

**નાકમાંથી** ગંધાતી વાસ અને શ્લેષ્મ નીકળતાં હોય, કે નાકની અંદરનો ભાગ અડવાની દુખતો હોય.

**પેટમાં** બરફ પડયો હોય તેવી **થંડક** લાગતી હોય, મોળ આવતી હોય, જમ્યા પછી કેટલીક કલાકે ઉલટી થતી હોય, અને તેમાં અન્ન નીકળતું હોય, સવારમાં ઉલટી થતી હોય, અને તેમાં મીઠાસ-વાળો રસ નીકળતો હોય, પેટમાં કોઇ **એક સ્થળે** દુખતું હોય, ઉલટીમાં લોહી પડતું હોય કે પાણી પીધા પછી મોઢામાં કડવો સ્વાદ રહેતો હોય, ત્યારે આ દવાથી આરામ થાય છે. વળી પેટ ફુલી આવ્યું હોય, **અર્શ** થયા હોય, દસ્ત ગંધાતો પણ રક્ત મિશ્રિત આવતો હોય, કે બચ્ચાંને દાંત આવતા હોય તે વખતે તેને લીધે ઝાડો ને ઉલટી થઇ આવ્યા હોય અગર બાળકને તેમનો ખાસ કોલેરા લાગુ પડયો હોય.

**છાતીમાં** દાહ કે દુખાવો ને દબાણ લાગતું હોય, ઉધરસ આવતી હોય, સાદ બેસી ગયો હોય, કંઠ-નળીમાં દુખાવો રહેતો હોય, ઉલટી થશે એમ લાગ્યા કરતું હોય, ફેફસામાં સડો (gangrene) હોય, ક્ષયની અસર હોય. ઉધરસ આવ્યા પછી પુષ્કળ પરૂવાળો શ્લેષ્મ પડતો હોય, વખતે લોહી પડતું હોય, શ્વાસ ઉતાવળો ચાલતો હોય અને છાતીનું વચલું હાડકું દબાયાની માફક દુખતું હોય તો આ દવાથી તેવી હરકત દૂર થાય છે.

'**પેશાબ** ફિક્કો પાણી જેવો હોય, પહેલી રાતે વધારે વખત કરવો પડતો હોય, બાળકને ઉંઘમાં પેશાબ વહી જતો હોય, કે પેશાબની હાજત થાય, ત્યારે દર્દીને બહુ ઉતાવળ કરવી પડતી હોય.

**ત્વચા** ઉપર સાંજની વખતે ચળ આવતી હોય, ઉપદંશના ચાઠાં નીકળી આવ્યાં હોય, નાના ડંખ કે

જખમમાંથી બહુ લોહી નીકળ્યા કરતું હોય, કે ગંધાતા ક્ષત પડયાં હોય, તો આ દવાથી તે સારા થઇ જાય છે; ત્વચા ઉપર ચાંદાં પડયાં હોય કે ત્વચા દાઝી ગઇ હોય તો ક્રીઓસોટના અર્કના એક ટીપા સાથે એંસી ટીપાં પાણીનાં ભેળવીને તે મિશ્રણ લગાડવું.

**સ્ત્રીને** ઋતુસ્ત્રાવ બહુ વહેલો થતો હોય, ધાત પણ જતી હોય, વળી તે રહી રહીને બંધ થઈ જતાં હોય, માથામાં ગણગણાટ થયા કરતો હોય, શ્રવણેંદ્રિ મંદ પડી ગઇ હોય, રજોદર્શન અનિયમિત થતું હોય, ગંધાતી ને દાહક ધાત જતી હોય, ગર્ભાશયમાં ક્ષત પડયાં હોય, અર્બુદની નિશાની જણાતી હોય, ગુહ્યાવયવ ઉપર દાહ જણાતો હોય, પુરૂષ સાથે વ્યવહાર થવાથી રક્તસ્ત્રાવ થતો હોય, ગર્ભાધાન દર્મ્યાન ઉલટી થતી હોય, પ્રસવ પછી ચાલતો પ્રવાહ ગંધાતો હોય, અગર થોડી થોડી વારે બંધ પડી જતો હોય તો આ દવાથી ફાયદો થાય છે. સ્ત્રીને સ્તનમાં ચાંદાં પડયાં હોય, તેમાંથી ગંધાતી રસી નીકળતી હોય, અને ત્યાં અર્બુદ ( cancer ) થાય એવો સંભવ હોય, તો આ દવા પીવા આપવાથી તન્દુરસ્તીમાં સુધારો થાય છે.

**માત્રાઃ**—આ દવા ૩xથી ૩૦ અંશ સુધીની વિશેષ વપરાય છે.

**સરખાવોઃ**—ફૉસ્ફરસ, મર્ક્યુરીઅસ, સેપીઆ, આર્સેનિકમ, કાર્બોવેજી., ઍન્ટીમોનિઅમ ટાર્ટેરિકમ.

---

## ૮૩. લૅચીસીસ ૬,૩૦.

### ( Lachesis )

આ દવા દક્ષિણ અમેરિકામાં થતા એક જાતના સર્પના વિષમાંથી તૈયાર કરવામાં આવે છે. તેના ગુણ પ્રથમ ડા. કૉન્સ્ટન્ટાઇન હેરીંગે સિદ્ધ કર્યા છે. હરકોઇ સર્પના વિષથી સ્વાભાવિક રીતે લોહી બગડી જાય છે.

**લોહીમાં બિગાડ થવાથી જે કેટલાંક દર્દો થાય છે, તે મટાડવામાં આ દવા અકસીર થઇ પડે છે. વળી જે વ્યાધિઓ નિદ્રા લીધા પછી ડાબી બાજુએ સુવાથી, વસંત ઋતુના સમયમાં, ગરમ પાણીએ નહાવાથી, ખાણું કે પીણું ગરમાગરમ લેવાથી, અગર દબાણ કરવાથી વધારે થાય છે, અને શેક કરવાથી, રસી નીકળવા દેવાથી મંદ પડે છે, તેવા વ્યાધિઓ આ દવાથી દૂર થાય છે. રક્તવિકારના વ્યાધિયોમાં આ દવા ખાસ ઉપયોગી થઇ પડે છે.**

**સ્વભાવ** બહુ વાચાળ થઇ ગયો હોય, કોઇવાર એકદમ બહુ ઉશ્કેરાયેલો રહેતો હોય, અને કોઇવાર બહુ ખિન્ન રહેતો હોય, ભવિષ્યવેત્તાની માફક વાતો કરતો હોય, થોડી થોડીવારમાં દર્દી પોતાની વાતનો વિષય ફેરવી નાંખતો હોય, સવારને વખતે દીલગીરી વધારે રહેતી હોય, દુનિયાના વ્યવહાર ઉપર કંટાળો આવતો હોય, રોજના કામધંધા ઉપર અપ્રીતિ થતી હોય, દૂર નાસી જવાની વૃત્તિ થતી હોય, ધર્મ સંબંધી કાંઇ ઘેલછા જણાતી હોય, સવારના કરતા રાત્રે મગજનું કામ સારી રીતે થઈ શકતું હોય.

**માથાના** બધા ભાગમાં ઉંઘમાંથી જાગૃત થતાંજ દુખાવો લાગતો હોય, નાકના મૂળ આગળ ભાર અને દુખાવો રહેતાં હોય, તાળવામાં પણ દાહ અને ભાર લાગતો હોય, હાલવા ચાલવાથી દુખાવો વિશેષ લાગતો હોય, સૂર્યના તાપમાં જ્યારે જ્યારે ફરવાનું થાય, ત્યારે ત્યારે માથું દુખવા આવતું હોય, તે સાથે ચ્હેરો ફિકકો પડી જતો હોય.

**મોઢામાં** ચાંદાં પડયાં હોય, મોઢું આળું રહેતું હોય, દાંત દુખતા હોય, તેની પીડા કાન સુધી જણાતી હોય, પેઢામાંથી લોહી નીકળતું હોય, પેઢાં સુજેલાં રહેતાં હોય, કે ચ્હેરાના અસ્થિમાં દુખાવો જણાતો હોય.

**ચ્હેરો** ફિકકો રહેતો હોય, ડાબી બાજુ ઉપર દાંત, આંખ, જડબું વિગેરે જગ્યાએ દુખાવો થતો હોય, ચ્હેરો સુજેલો અથવા કમળો થયાના જેવો રહેતો હોય.

**ગળું** બહારથી અને અંદરથી બહુ સુજી આવ્યું હોય, ડીપ્થેરીઆનું દર્દ ડાબી બાજુએથી શરૂ થયું હોય, ગળાની આસપાસ પડ કાળાશ પડતું અગર ઝાંખું થઇ ગયું હોય, ગરમ પાણી કે ચા પીવાથી દુખાવો વધારે થતો હોય, શ્લેષ્મ ચોંટી રહેતો હોય, અને આગ્રો પાછો ખસી શકતો ન હોય, ગળાને અડવાથી કે દાબવાથી દુખાવો વધારે લાગતો હોય, ડાબી બાજુ વિશેષ દુખતી હોય, ગળું જાંબલી રંગનું થઇ ગયું હોય, કાંઇ ગળામાં ભરાયું હોય એમ લાગતું હોય, અને થુંક ઉતારતાં પણ વસમું લાગતું હોય, તથા તે દુખાવો કાનના મૂળ સુધી જતો હોય.

**પેટમાં** કાંઇ પણ ખોરાક જવાથી દુખતું હોય, **હોજરીના ભાગને સ્પર્શ** થતાં દુખાવો થતો હોય, દારૂ પીવાની ઇચ્છા બહુ તીવ્ર હોય, ક્ષુધા બહુ લાગતી હોય, ઘડી પણ અન્નની રાહ જોઈ શકાતી ન હોય, યકૃતનો ભાગ દુખતો હોય, કમ્મર આગળ સ્પર્શ ખમી શકાતો ન હોય, પેટ ચડી આવ્યું હોય, દારૂડીઆઓને ઉપર લખ્યા તેવાં ચિન્હો થતાં હોય.

**દસ્ત** કબજ રહેતો હોય, ઉતરે ત્યારે ગંધાતો હોય, ગુદાદ્વાર સખ્ત રીતે સંકુચિત રહેતું હોય, ઉધરસ આવતી વખતે ગુદાદ્વાર આગળ દુખતું હોય, આંતરડામાંથી લોહી પડતું હોય, તે કાળું હોય, **અર્શ** થયા હોય, છીંક આવવાથી તેમાં ચટકા ભર્યા જેવું દર્દ થતું હોય, મળદ્વારમાં હથોડાના ઘા લાગતા હોય એવું દર્દ થયા કરતું હોય.

**શ્વાસમાર્ગ**નો ઉપરનો ભાગ સ્પર્શ સહન કરી શકતો ન હોય, સુતી વખતે ગળાની આગળ કાંઇક લુગડું હોવાથી ગુગળાઇ જવા જેવી મુંઝવણ થતી હોય, શ્વાસોશ્વાસ માટે દર્દી બારી ઉઘાડીને ઘર બહાર મોઢું કાઢતો હોય, તેને ઉંડા શ્વાસોશ્વાસ લેવાની જરૂર લાગતી હોય, છાતીમાં કાંઇ તણાતું હોય એમ લાગતું હોય, ખાલી ઉધરસ આવતી હોય, અથવા ઉધરસ એવી તો જોરથી આવતી હોય કે દમ લેતાં મુંઝવણ થતી હોય, ઉંઘમાંથી જાગ્યા પછી શ્વાસમાર્ગના વ્યાધિ વધારે જોર પકડતા હોય, અથવા ઉંઘમાં શ્વાસ બંધ થઇ ગયા જેવો મંદ ચાલતો હોય.

**રક્તાશય** અનિયમિત ચાલતું હોય, ફિકરને લીધે ધબકારો થઇ આવતો હોય, ધબકારા સાથે દર્દી મૂર્છાગત જેવો થતો હોય, જાણે સર્પદંશ થયો હોય એવી રીતે બેભાન થઇને પડયો રહેતો હોય.

**ઉંઘમાં** દર્દ વધારે થતું હોય, ઉંઘમાંથી દર્દી ઝબકી ઉઠતો હોય, પહેલી રાત્રે ઉંઘ આવતી નહોય.

**તાવ** આવતો હોય, ત્યારે દર્દી બહુ બકતો હોય, વાંસામાં ટાઢ વાયા કરતી હોય, ટાઇફોઇડની જાતનો સખત તાવ આવ્યો હોય, **દર્દી જીભ બહાર કાઢી શકતો ન હોય, જીભ કોરી રહેતી હોય હોય, અને ધ્રૂજતી હોય.** પગ બરફ જેવા ઠંડા રહેતા હોય, ઉષ્ણ પરસેવો આવતો હોય, હેરીવર નામનો ઘાસમાં રહેનારને લાગુ પડતો તાવ આવ્યો હોય, અને ઘણી છીંકો આવતી હોય.

**ત્વચા** ઉપર ગરમ પરસેવો વધતો હોય, ત્વચા વાદળી રંગની અગર જાંબલી રંગની થઇ ગઇ હોય, ગુમડાં થઇ આવતાં હોય, તેની ફરતી જાંબલી રંગની કોર બંધાતી હોય, **પાઇમ્યાનો** રક્તવિકાર થયો હોય, કાળા ફોડલા ઉપડી આવ્યા હોય, **પર્પ્યુરા** નામનો રક્તવિકાર થયો હોય, તે સાથે અતિશય સુસ્તી હોય, વૃદ્ધાવસ્થાને લીધે રતવા થયો હોય.

**સ્ત્રીને** ગર્ભાશયના પ્રદેશમાં દુઃખાવો વધતો જતો હોય, તે એટલે સુધી કે યોનિમાર્ગમાં લોહીનો સ્ત્રાવ થાય, ત્યારે તે બંધ પડે, વળી થોડા દિવસ સારૂં રહે, અને ફરીથી તેજ પ્રમાણે દુખાવો ઉપડે અને રક્તસ્ત્રાવ થાય. રજોદર્શન શરૂ થવા વખતે અથવા તેનો સમય પૂર્ણ થવા વખતે એટલે સ્ત્રીને આશરે ૪૦ વર્ષે છાતીનો ધબકારો, રક્તસ્ત્રાવ, માથાનો દુખાવો, વારંવાર મૂર્છા જેવી અવસ્થા, અશક્તિ, દુખાવો વગેરે જણાતું હોય, ડાબા અંડાશયમાં દુખાવો જણાતો હોય, બેઠા પછી ઉભા થવા જતાં કેડમાં દુખાવો જણાતો હોય, ગર્ભાશયમાં કે અંડાશયમાં ગ્રંથિ કે અબુર્દ થયું હોય.

**પ્રધાન લક્ષણઃ**—મનની ચંચળતા, અને ખિન્નતા બન્ને ઘણા મોટા દરજ્જામાં વારા ફરતી થઇ આવતાં હોય, તાવ આવે, ત્યારે દર્દી જીભને બહાર કાઢી શકતો નહોય, જીભ કોરી પડી ગઈ હોય, અને ધ્રૂજતી હોય, ગળાની આસપાસ કપડું ખમી શકાતું નહોય, તથા દર્દો શરીરની ડાબી બાજુ ઉપર થતાં હોય.

**વૃદ્ધિઃ**—સ્પર્શ કરવાથી, દબાવાથી, તડકાથી, અને ઉંઘ આવ્યા પછી રોગનું જોર વધે છે, સ્ત્રીને પાકી ઉમ્મર થઈ ગયા પછી રજસ્વલા થતી બંધ થાય, ત્યારે ઉપર લખ્યા તેવાં દર્દો વધારે જોરથી થાય છે.

**શાંતિઃ**—શરીરના જે જે રસોનો સ્ત્રાવ બંધ થયો હોય, તે તે પાછો ફરીથી ચાલવાથી શરીરને આરામ લાગે છે.

**સરખાવોઃ**—આસીડમ નાઇટ્રીકમ, કૉટેલસ, નેટ્રમમ્યુર.

———

## ૮૪. લીલીઅમ ટિગ્રીનમ*

( Lilium Tigrinum )

ટાઇગર લીલીના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે. એ વનસ્પતિ વિશેષે કરીને ચીન અને જાપાનમાં ઉગે છે. તેના મધર ટીંકચરના ૧ થી ૫ ટીંપા સાધારણ રીતે અપાય છે.

**પોચા સ્વભાવની અને હિસ્ટીરીઆના દર્દ વાળી સ્ત્રીને ગર્ભાશયનો, રક્તાશયનો, અગર મગજનો કાંઇ વ્યાધિ થયો હોય, ત્યારે આ દવા ઉપયોગી થઇ પડે છે.**

**સ્ત્રીને ગર્ભાશયના પ્રદેશમાં ભારને લીધે કાંઇ નીચે ઉતરી પડતું હોય એવી લાગણી** થતી હોય, ગર્ભાશયનું અધઃપતન થયું હોય, ઋતુસ્ત્રાવ બહુ વહેલો થતો હોય, પણ તે વખતે લોહી બહુ થોડું પણ કાળા રંગનું અને ગંધાતું નીકળતું હોય પોતે હરે ફરે ત્યારે જરા સ્ત્રાવ વહેતો હોય, પણ જ્યારે તેણી શાંત બેસી રહે ત્યારે સ્ત્રાવ બંધ થઇ જતો હોય.

વળી ગર્ભાશયના કોઇ દર્દની સાથે સ્ત્રીનો સ્વભાવ એવો નરમ અને ઉદાસ થઈ ગયો હોય, કે તેણી રડી પડતી હોય, પોતાના વ્યાધિ—કોઇવાર રક્તાશયના વ્યાધિ-સંબંધી ફિકર કર્યા કરતી હોય, પોતે સાજી થશે નહિ એમ માની બેઠી હોય, એકલી રહી શકતી નહોય, અગર પોતે ગાંડી થઈ જશે એમ તેણીને લાગતું હોય, માથું સખત દુખતું હોય, અથવા રક્તાશયને દાબી રાખ્યું હોય એમ અગર તેમાં સોજો થયો થયો હોય એમ તેણીને જણાતું હોય, કોઇ સ્ત્રીને ખરેખર ઉન્માદ થયો હોય, તેણી શ્રાપ અગર ગાળો દેતી હોય, મારવા દોડતી હોય, અપશબ્દ બોલતી હોય, અગર છેક ગાંડી થઈ ગઇ હોય, ઇત્યાદિ લક્ષણો માટે આ દવા ઉત્તમ છે.

**સરખાવો:**—પલ્સેટીલા, સીમીસીફ્યુગા, કૅકટસ, હેલોનિઆસ, સેપીઆ.

---

## ૮૫. લોબીલીઆ ઇન્ફ્લેટા *,૩૦

( Lobelia Inflata ).

આ દવા તંબાકુમાંથી બનાવાય છે, અને તેથી તંબાકુ લેવાથી જે ચિન્હો ઉત્પન્ન થાય છે, તે ચિન્હો જ્યારે વ્યાધિ તરીકે થાય છે, ત્યારે તેને દૂર કરવામાં બહુ ઉપયોગી થઇ પડે છે.

**મોળ આવવી, ઉલટી થવી, શ્વાસની મુંઝવણ થવી, સુસ્તી, સ્નાયુનું ઢીલાપણું, દમનો વ્યાધ ઇત્યાદિ મટાડવા માટે આ દવા અપાય છે. દારૂડીઆ લોકોને આ દવાની ઘણીવાર જરૂર પડે છે. જ્યારે ગતિ તંતુના દોષથી પેશાબ બંધ થઈ ગયો હોય** (Spasmodic stricture) **ત્યારે આ દવાના પંદર ટીંપાં પેશાબના માર્ગમાં નાખવાથી ફાયદો થાય છે.**

માથું દુખતું હોય, તે સાથે મોળ આવતી હોય, ઉલટી થતી હોય, બહુ સુસ્તી જણાતી હોય, ફેર આવતા હોય, કે મૃત્યુની બીક લાગતી હોય, તો આ દવા અપાય છે.

ચ્હેરા ઉપર બહુ પરસેવો થતો હોય, તો તે આ દવાનું સૂચક ચિન્હ છે.

કાનમાંથી પ્રથમ રસી નીકળતી હોય, અને તે બંધ થઇ જવાથી બધીરતા થઇ હોય, તો તે વખતે આ દવાની જરૂર પડે છે.

પેટમાં ખટાસ થઇ હોય, વાયુ જણાતો હોય, જમ્યા પછી શ્વાસ લેવામાં હરકત જણાતી હોય, મોઢામાંથી બહુ થૂંક નીકળતું હોય, સવારમાં ઉલટી થતી હોય, બહુજ મોળ આવ્યા કરતી હોય અને ઉલટી થતી હોય, કે તંબાકુની વાસ ખમી ન શકાતી હોય, ત્યારે આ દવાના સેવનથી ઠીક થાય છે

ગોરી ચામડીના આસામીને ઘણો દારૂ પીવાથી અન્નાશયની જે અનિયમિતતા થાય છે, તે સુધારવા માટે આ દવા ઉપયોગી થઇ પડે છે, પણ કાળી ચામડીના આસામીને નકસવોમિકા વધારે અનુકુળ થાય છે.

શ્વાસોચ્છ્વાસ લેતી વખતે છાતીમાં મુંઝવણ લાગતી હોય, શ્રમ લેવાથી તે મુંઝવણ વધતી હોય, દમ ચડતો હોય, અને તે ચડવા અગાઉ આખે શરીરે ચટકા ભર્યા જેવી લાગણી થતી હોય, રક્તાશય બંધ થઇ જશે એમ લાગ્યા કરતું હોય, છાતીમાં ભાર કે દબાણ લાગ્યા કરતું હોય, અને ઉતાવળા ચાલવાથી ઠીક થતું હોય, ત્યારે આ દવાથી આરામ થાય છે.

**સરખાવો:**—આર્સેનિકમ આલ્બમ, વિરેટ્રમ આલ્બમ.

---

### ૮૬. લાઇકોપોડીઅમ૧૨,૩૦,૨૦૦

( Lycopodium )

સલ્ફર, કેલ્કેરીઆ, તથા લાઇકોપોડીઅમ એ ત્રણે મળીને 'એન્ટીસોરીક' દવાઓની ત્રિપુટી બને છે.

**લાઇકોપોડીઅમ સઘળી ઉમ્મરના માણસોને તેમાં ખાસ કરીને વૃદ્ધ લોકોને અને બચ્ચાંઓને વધારે ઉપયોગી છે, તેઓમાં પણ જે માંદલા અને ફિક્કા દેખાતા હોય, ચ્હેરો બેસી ગયેલો હોય, ખરી ઉમ્મરના કરતાં ચ્હેરા ઉપર વધારે ઘડપણ લાગતું હોય, ચ્હેરા ઉપર કરચલી પડી ગઇ હોય તેમને, તથા છોકરાંઓ જેનાં માથાં મોટાં હોય, પણ શરીર ટુંકા અને માંદલાં હોય, સ્વભાવે બહુ રીસાળ હોય, તેઓ જરા માંદા હોય તે અરસામાં ઉંઘમાંથી ઉઠે, ત્યારે તેમનો ચ્હેરો બેડોળ થઇ જતો હોય, ક્રોધથી લાત મારવા લાગતા હોય, રડતાં હોય, અને તેની મા બેન જે તેડવા આવે, તેને ધકકો મારી દૂર રાખતા હોય, તેઓની પ્રકૃતિને આ દવા લાયક હોય છે.**

જે વ્યાધિઓ **મૂત્રમાર્ગની** કે **અન્નમાર્ગની** કાંઇક હરકતને લીધે ઉત્પન્ન થાય છે, તે વ્યાધિઓમાં આ દવાની ઘણીવાર જરૂર પડે છે.

**યકૃત** પોતાનું કાર્ય કરતું નહોય, અને તેને પરિણામે બીજાં અવયવો મંદ પડી જતાં હોય, **પાચનશક્તિ કમી થઇ** ગઇ હોય, પ્રથમ બહુ ભુખ લાગે પણ થોડુંક ખાવાથી ભુખ મટી જતી હોય, અને અનેક ચિન્હો ધીમે ધીમે પ્રગટ થતાં હોય, તાવ આવે, ત્યારે **ખાટા ઓડકાર ને ખાટી ઉલટી** થતી હોય ત્યારે આ દવા ખાસ કરીને ઉપયોગી થઇ પડે છે. પેશાબમાં **લાલરેત** જતી હોય, કમ્મર દુખતી હોય, **પેશાબ કરતી વખતે પીડા થતી હોય,** થંડા ખાનપાન માફક આવતાં નહોય, ઉષ્ણ પદાર્થોની ઇચ્છા થતી હોય, સમજશક્તિ ઘણી તીવ્ર હોય, પરંતુ સ્નાયુઓ નબળાં હોય, **સાંધવાની અસર** હોય, કે કાંઇ ત્વચારોગ દીર્ઘ રૂપે રહ્યા કરતો હોય, છાતી અને ચ્હેરો દુબળો હોય, પણ પેટ અને પગ જાડા હોય, ત્યારે આ દવા ફાયદાકારક નીવડે છે.

**સ્વભાવ** બહુ બોચો હોય, આત્મશ્રદ્ધા ઓછી હોય, મગજની બધી શક્તિ-ખાસ કરીને યાદશક્તિ કમી હોય, ભાષામાં ખોટા શબ્દો વપરાતા હોય, સાધારણ સમજ નહોય, મુર્ખતા વધતી જતી હોય, દર્દી બધી વાતનો ગોટાળો કરી નાખતો હોય.

**માથાનો** દુખાવો સાંજના ૪ થી ૮ વાગ્યા સુધી વધારે હોય, લમણા દુખતા હોય, વાળ ઉતરી જતા હોય, કાનની પછવાડે ખરજવાં થતાં હોય, કપાળ ઉપર કરોચલી પડી જતી હોય.

**આંખમાં** આંજણી થતી હોય અથવા રાત્રે અંધારો લાગતો હોય.

**શ્વાસમાર્ગમાં** દીર્ઘ વરમ-જુની ખાંસી-હોય, તે સાથે શરીરમાં નબળાઈ જણાતી હોય, ઇન્ફ્લુઅન્ઝાની દીર્ઘ અસર હોય, ગળામાં ને તાળવામાં ત્વચા ઉપર ક્ષત પડયા હોય, તે આસપાસ ફેલાતાં હોય, ક્ષયની શરૂઆત હોય, ખારો કફ પુષ્કળ છુટતો હોય, રાતમાં ઉધરસ વધારે આવતી હોય, સળેખમ થયું હોય, પાણી વહેતું હોય, કે નાક બંધ થઈ ગયું હોય.

**દાંત** બહુ દુખતા હોય, સ્પર્શ ખમી શકાતો ન હોય, ગાલ સુજી આવ્યા હોય, શેક કરવાથી ઠીક થતું હોય, મોઢું કોરૂં રહેતું હોય, જીભ આવી ગઇ હોય, મોઢું ખરાબ ગંધાતું હોય.

**પેટમાં** અજીર્ણ રહેતું હોય, **ખટાસ થતી હોય,** મિષ્ટ ખોરાક ઉપર પ્રીતિ થતી હોય, ખાટા ઓડકાર આવતા હોય, **પેટ ચડી આવતું હોય,** જમ્યા પછી પેટમાં ભાર લાગતો હોય, અને મોઢું કડવું થઇ જતું હોય, ઓડકાર ગળા સુધી આવતો હોય, અને પછી ગળા આગળ દાહ લાગતો હોય, યકૃતનું દર્દ એવું થયું હોય કે યકૃતને તેથી પુષ્ટિ મળતી ન હોય, યકૃતના રોગને લીધે **જળોદર** થયું હોય, કે પેઢુમાં જમણી બાજુથી ડાબી બાજુ તરફ દર્દ થતું હોય.

**દસ્ત** કઠણ ઉતરતો હોય, આંતરડાં સુસ્ત થઇ ગયાં હોય, તેથી દસ્ત ઉતરી શકતો નહોય કે અર્શ થયા હોય, અને તેને સ્પર્શ ખમી શકાતો નહોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**સારણ-હર્ન્યા**-જમણી બાજુએ હોય, તો આ દવાથી સુધરી જાય છે, કેમકે આ દવા જમણી બાજુને ખાસ અસર કરે છે.

**પેશાબ** કરતા **પહેલાં** કમ્મરમાં દુખતું હોય, પેશાબ બહુ ધીમો ઉતરતો હોય, પેશાબ કોઇ કોઇ વાર બંધ રહેતો હોય, નાનમાં પેશાબ વધારે ઉત-

રતો હોય, લાલ રેતી જતી હોય, બચ્ચું પેસાબ કરવા પહેલાં રડતું હોય, ઇત્યાદિ દર્દોમાં આ દવા સારો ફાયદો કરે છે.

**ત્વચા** ઉપર બહુ ક્ષત પડતાં હોય, ગરમી લાગવાથી તે ક્ષત વધારે બગડતાં હોય, ત્વચા જાડી થઇ જતી હોય, સોજો ચડતો હોય, પરસેવો ચીકણો ને ગંધાતો નીકળતો હોય, કે ખરજ બહુ આવતી હોય.

**સાંધા** દુખતા હોય, ખભામાં અને કોણીમાં ચીરી નાખવા જેવું દર્દ થતું હોય, ગાઉટ (નજલા) ની દીર્ઘ અસર જણાતી હોય કે પગે બહુ પરસેવો થતો હોય.

**પુરૂષને નપુંસકત્વ** પ્રાપ્ત થયું હોય, બીલકુલ શક્તિ રહી નહોય, કે મન શાંત થવાના યોગ્ય વખત પહેલાં વીર્યપતન થઇ જતું હોય, ત્યારે આ દવાના ઉંચા અંશ અઠવાડીઆમાં એક વખત આપવાથી શક્તિ આવે છે.

**સ્ત્રીને** રજોદર્શન બહુ મોડું થતું હોય, અને લાંબા વખત સુધી સ્રાવ ચાલુ રહેતો હોય, યોનિમાર્ગ કોરો રહેતો હોય, પુરૂષના સમાગમ વખતે દુખાવો થતો હોય, જમણા અંડાશયમાં પીડા થતી હોય, ધાત જતી હોય અને તે સાથે દાહ થતો હોય અગર દસ્ત ઉતરતી વખતે ગુહ્યાવયમાંથી લોહી પડતું હોય, તો આ દવાના સેવનથી ફાયદો થાય છે.

**ખાસીઅત:**—જે વ્યાધિઓ જમણી બાજુએ વિશેષ લાગુ પડતા હોય, ઉપરથી નીચે પગ તરફ વધતા જતા હોય, તેમને વિશેષ લાગુ પડે છે.

**વૃદ્ધિ:**—સાંજના ૪ થી ૮ સુધી, જમ્યા પછી અને ગરમ ઓરડામાં રહેવાથી રોગનું જોર વધારે લાગે છે.

**શાંતિ:**—શાંત થંડી અને ખુલ્લી હવામાં રહેવાથી, તથા ફરવા હરવાથી આરામ લાગે છે.

**સરખાવો:**—નકસ વૉમિકા, ઍન્ટીમોનિઅમ ક્રુડમ, નેટ્રમ મ્યુર.

---

## ૮૭. મેડૉર્હીનમ ૩૦, ૨૦૦.

## ( Medorrhinum ).

આ દવા પરમીઆના વિષમાંથી બનાવવામાં આવે છે, અને તેથી પરમીઆના વ્યાધિમાં જે જે ચિન્હો થાય છે, તે તમામ ઉપર આ બહુ ગુણકારી નીવડે છે.

**પરમીઓ થયો હોય, અગર પરમીઆને એકદમ દબાવી દીધો હોય, અથવા તો તે પ્રગટ થઇ શકયો ન હોય, ત્યારે જે જે માઠાં પરિણામો આવે છે, તે આ દવાથી દૂર થાય છે. પરમીઆમાંથી અથવા પરમીઆવિના દીર્ઘ સાંધવા, અંગની ધ્રૂજ, અને સાઇકોસીસના રક્તવિકારને માટે પણ આ દવા ઘણી સારી છે.**

**સ્વભાવ** ચીડીઓ થઇ ગયો હોય, વખત બહુ ધીમેથી જતો લાગતો હોય, તો તે આ દવાના સૂચક ચિન્હોમાં ગણાય છે.

**માથામાં** દાહયુક્ત દુખાવો થતો હોય, તાળવામાં ભારને દબાણ લાગતું હોય, વાળ કોરા રહેતા હોય, અને માથામાં ખોડો થતો હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**આંખનાં** પોપચાં સુજેલાં રહેતાં હોય કે આંખના ગોળા દુખતા હોય, તો આ દવાની જરૂર પડે છે.

**મોઢામાં** જીભ જાડી અને ભુખરી થઇ ગઇ હોય, કે તે ઉપર ચાંદાં પડયાં હોય, કે હોઠ અને ગાલની અંદરની ત્વચા ઉપર ફોલ્લા થઇ આવ્યા હોય, તેનો પણ આ દવાનાં સૂચક ચિન્હોમાં સમાવેશ થાયછે.

**પેટમાં** વાયુ થતો હોય, તે છૂટતો હોય, ત્યારે બહુ ગંધાતો હોય, જમ્યા પછી થોડીવારે પાછી બહુ ભુખ લાગતી હોય, તૃષા બહુ જણાતી હોય, કે દારૂ, ફળો, તથા ઉષ્ણ પદાર્થો પીવાની ઇચ્છા બહુ થતી હોય, તથા ગુદા ઉપર ખરજ આવતી હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**પેશાબ** કરતી વખતે દર્દ થતું હોય, કે રાતમાં પેશાબ વહી જતો હોય, તો તે પણ આ દવાનાં સૂચક ચિન્હ છે.

**શ્વાસોચ્છ્વાસની** મુશ્કેલી હોય, છાતીની બાંસ બહુ હોય, દમ બહાર કાઢી શકાતો ન હોય, ક્ષયની શરૂઆત હોય, દમ ચડતો હોય, ગળું સુજી ગયેલું હોય, રાતે ખાલી ઉધરસ આવતી હોય એ સર્વે આ દવાને સૂચવે છે.

**ત્વચા** પીળા રંગની થઇ ગઇ હોય, અતિશય ચળ આવતી હોય, રાત્રે તેમાં વધારો થતો હોય,

કે ત્રાંબાના રંગનાં ચાઠાં નીકળી આવ્યાં હોય, તો તે આ દવાથી મટે છે.

**પુરૂષને** રાતમાં વીર્યપાત થતો હોય અને તે પછી બહુ નબળાઇ વર્તાતી હોય, નપુંસકત્વ પ્રાપ્ત થયું હોય, મૂત્રમાર્ગમાં સોજો હોય, પરમીઆના જેવી ધાત જતી હોય, ત્યારે આ દવા ઉપયોગી થઇ પડે છે.

**સ્ત્રીને** ગુહ્યાવયની આસપાસ બહુ ચળ આવતી હોય, દસ્તાન વખતે કાળું ને ગંધાતું લોહી પુષ્કળ જતું હોય, પેડુમાં બહુ દુઃખાવો થતો હોય, સ્તનમાં સોજો લાગતો હોય, અને સ્પર્શ ખમી શકાતો ન હોય, કે ગર્ભાશયમાંથી લોહી વહેતું હોય, ત્યારે આ દવા ફાયદાકારક થઇ પડે છે.

**માત્રાઃ**—આ દવાની મોટા અંશવાળી બનાવટોજ વપરાય છે, અને અઠવાડીઆમાં તે માત્ર એક કે બે વખતજ અપાય છે.

**સરખાવોઃ**—સલ્ફર, થ્યુજા.

---

### ૮૮. મર્ક્યુરીઅસ ૬×થી૩૦.

( Mercurius Vivus )

આ દવા પારામાંથી બનાવાય છે. આર્ય ઔષધમાં પારાની ઘણી બનાવટો પ્રાચીનકાળથી વપરાય છે.

**શરીરની રસ વાહીનીઓ** ( lymphatics ) **તેની આસપાસનાં પડો, પિંડો, ગાંઠો, અંદરનાં અવયવો, ને અસ્થિઓ એ સઘળા ભાગો ઉપર આ દવા પોતાની અસર વર્તાવે છે. જે લક્ષણો રાત વખતે વધારે સખ્ત રૂપ ધારણ કરતાં હોય, કે બીછાનાની ગરમીને લીધે, ભેજને લીધે, શરદી કે ચોમાસાની ઋતુ ને લીધે કે પરસેવો થતો હોય તે વખતે વધારે દુખદાયી થતાં હોય, તે લક્ષણો આ દવાને ખાસ સૂચવે છે.**

આ દવા પારામાંથી બનાવાય છે, અને પારદથી જે જે માઠાં પરિણામો થાય છે, તેવાં સઘળાં ચિન્હો—જો તે પારદથી થયાં ન હોય તો—આ દવાથી મટે છે. પારદનાં વિષનાં ચિન્હો ઉપદંશના ચિન્હોને મળતાં આવે છે, અને તેથીજ તે ઉપદંશના વ્યાધિ ઉપર અકસીર નીવડે છે, અને તે પરિણામ માત્ર હોમિયોપેથિના નિયમ પ્રમાણે આવે છે.

પારદની ઘણી જુદી જુદી બનાવટો દવામાં વપરાય છે. હોમિયાપેથિના સ્થાપનાર ડા. હેન્હીમેને મર્ક્યુરીઅસ સોલ્યુબીલીસ વાપર્યું હતું; આ ક્ષાર તેણે શોધિ કાઢયો છે—તે સિવાય હાલ મર્ક્યુરીઅસ વાઇવસ, ( quick silver ), મર્ક્યુરીઅસ કો રોઝીવસ, ( corrosive sublimate ), મર્ક્યુરીઅસ આયોડેટસ, (bin-oiodide of mercury) અને સીનબેરીસ ( cinabaris ) વપરાય છે, નીચે લખેલાં ચિન્હો મર્ક્યુરીઅસ વાઇવસનાં સમજવાં.

**મગજની** સારાસાર વિચારવાની શક્તિ ગુમ થતી જતી હોય, યાદ શક્તિ કમ થઇ ગઇ હોય, જીંદગી ઉપર કંટાળો આવતો હોય, ચત્તાં સુતી વખતે ફેર આવતા હોય, માથે પાટો બાંધ્યો હોય એમ લાગતું હોય, સળેખમ થયું હોય, અને માથું દુઃખતું હોય, વાળ ખરી જતા હોય, કપાળ ઉપર ચીકણો પરસેવો આવતો હોય, કે માથા ઉપર દાહક ગંધાતી અને ચટકા ભરતી ફોડલીઓ થતી હોય.

**નાકને** હવાની અસર જલદી થતી હોય, છીંકો બહુ આવતી હોય, પીળાસપર લીલો પરૂ જેવો શ્લેષ્મ નીકળતો હોય, નસકોરાં દુખતાં હોય, અંદર ક્ષત પડયાં હોય, નાકનું હાડકું સુજી ગયું હોય, કે ગરમ ઓરડામાં રહેવાથી નાકની અડચણ વધારે જણાતી હોય.

**આંખોમાંથી** પુષ્કળ દાહક પાણી છુટતાં હોય, અગ્નિના તેજ આગળ રહેવાથી આંખો બગડતી હોય, દષ્ટિએ કાળાં ધાબાં દેખાતાં હોય, પોપચાં રાતાં, જાડાં અને સુજી ગયેલાં રહેતાં હોય, કે ઉપદંશની અસરને લીધે આંખના પડોમાં વરમ રહેતો હોય.

**મોઢામાં** મીઠો સ્વાદ રહ્યા કરતો હોય, ચીકણી લાળ બહુ ઉત્પન્ન થતી હોય, કોઇવાર તેમાં લોહી પડતું હોય, અથવા તો લાળ તાંબાના જેવા સ્વાદવાળી હોય, અને ગંધાતી હોય, જીભ ધ્રૂજતી હોય, અને તેથી બરાબર બોલી શકાતું ન હોય, અવાળું પોચાં પડી ગયેલાં અને બેસી ગયેલાં હોય, તેમાંથી જલદી લોહી નીકળી પડતું હોય, આખું મોઢું થુંકથી ભીનું રહ્યા કરતું હોય, દાંત સડી જતા હોય ને પોચા પડી જતા હોય, જીભ જાડી થઈ ગઇ હોય, તે ઉપર પીળાસ પડતા રંગની છારી રહેતી હોય, અને દાંતની નિશાની કોર ઉપર રહેતી હોય, તેની ઉપર ચાંદાં હોય, અને તે બળતાં હોય, કે

મોઢું અતિશય ગંધાતું હોય, તો એવાં સઘળાં ચિન્હો આ દવાને સૂચવે છે.

**અન્નાશય** બહુ આળો થઈ ગયો હોય, સ્પર્શ કરવાથી દુખતો હોય, અજીર્ણ રહ્યા કરતું હોય, છતાં ભુખ હોય એમ લાગ્યા કરતું હોય, બરફનું પાણી કે એવી જાતના થંડા પદાર્થો પીવાની તૃષા બહુ લાગતી હોય, હેડકી આવતી હોય, કે ગંધાતા ઓડકાર આવતા હોય, અગર યકૃતની વૃદ્ધિ થઇ હોય, કમળો થઇ આવ્યો હોય, પિત્ત બરાબર ઉત્પન્ન થતું ન હોય, જમણા પડખામાં દુખાવો રહ્યા કરતો હોય, **ઝાડા લીલો,-લોહી કે જળસ વાળો-આવતો હોય,** દસ્ત ઉતર્યા પછી પણ વધારે દસ્ત આવશે એવી ખોટી ખણુસ રહ્યા કરતી હોય, દસ્ત આવતી વખતે પેડુમાં દુખતું હોય કે પિત્ત વિનાનો સફેદ દસ્ત ઉતરતો હોય, કે **મરડો** થયો હોય.

**પેશાબની** હાજત વારંવાર થતી હોય, મૂત્ર માર્ગમાંથી લીલા રંગની રસી નીકળતી હોય, પેશાબ કરવા જતાં મૂત્રમાર્ગમાં દાહ થતો હોય, કે પેશાબ કાળો પણ થોડો અને લોહી મિશ્રિત કે આલ્બ્યુમીન વાળો જતો હોય તો આ દવાથી ફાયદો થાય છે.

**શ્વાસમાર્ગ**માં મંદ વરમ રહેતો હોય, ઉધરસ આવતી હોય, ને પીળો ચીકણો કફ નીકળતો હોય, રાત્રે બીછાનામાં ગરમ લુગડાં ઓઢીને સુતા પછી ઉધરસ વધારે આવતી હોય, હવાની અસર જલદી થતી હોય, ટાઢ વાયા કરતી હોય, જમણા ફેફસામાં હરકત જણાતી હોય કે નસકોરી ફુટયા પછી જોરથી ઉધરસ આવ્યા કરતી હોય તો આ દવાથી મટી જાય છે.

**ત્વચા** કાયમ ભીની રહેતી હોય, ગંધાતો પરસેવો પુષ્કળ આવ્યા કરતો હોય, છતાં પણ તન્દુરસ્તી સારી રહેતી ન હોય, ચાંદાં અને ફોડકા થઇ આવતા હોય, ચળ આવ્યા કરતી હોય, ધોળી ફોતરી ઉખડી જતી હોય, ચાંદામાંથી બહુ પરૂ નીકળતું હોય, શરદી લાગવાથી ગળાની ગાંઠો સુજી આવતી હોય, બદ થઈ હોય, કે વૃષણની ત્વચાનો વરમ થયો હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**પુરૂષને** નરમ ચાંદી થઇ હોય, ગુપ્ત ભાગમાં વરમ રહેતો હોય, ચળ આવતી હોય, રાતમાં વીર્યપાત થતો હોય, તેમાં લોહીનો લાલ ભાગ જતો હોય, દાહ થતો હોય કે લીલા રંગની રસી નીકળતી હોય, તો આ દવાથી સારૂં થાય છે.

**સ્ત્રીને** આર્તવ વખતે બહુ લોહી જતું હોય, પેટમાં દુખાવો જણાતો હોય, ધાત જતી હોય, તે દાહક, લીલા રંગની અને રક્તમિશ્રિત હોય, ગુહ્યાવયવનો ભાગ આળો લાગતો હોય, અંડાશયોમાં કીડીના ચટકા જેવું દર્દ થતું હોય, પેશાબ કર્યા પછી ચળ આવતી હોય, સવારમાં મોળ આવતી હોય અને ઉલટી થતી હોય ઇત્યાદિ લક્ષણો હોય, ત્યારે આ દવા ઉપયોગી થઇ પડે છે.

**તાવ** જ્યારે પિત્તવિકારને લીધે આવ્યો હોય, રાતમાં બહુ પરસેવો વળતો હોય, નબળાઇ આવી ગઇ હોય, તે જતી ન હોય, થોડી થોડી વારે ટાઢ વાતી હોય, અને પછી પાછું શરીર ગરમ થઈ આવતું હોય, પરસેવો ઘણો આવતો હોય તોપણ તાવ હલકો પડતો ન હોય, સાંજે અને રાતમાં તાવનું જોર વધતું હોય, તો આ દવાની જરૂર હોય છે.

**વૃદ્ધિ:**—જે વ્યાધિઓ રાત્રે, ચોમાસાની ઋતુમાં, જમણી બાજુએ સુવાથી, કે પરસેવો આવવા છતાં વધારે જોરમાં આવતા હોય, અગર ગરમ ઓરડામાં રહેવાથી કે બીછાનામાં સુતા પછી બીછાનાની ગરમી લાગવાથી વધારે સખત થતા હોય, તે આ દવાથી મટે છે.

**સરખાવો:**—આસીડમ નાઈટ્રીકમ, પોડોફિલીનમ, હેપાર સલ્ફ, ફોસ્ફરસ, ડલ્કેમારા, રસટોક્ષ, મેઝેરીઅમ.

---

## ૮૯. મર્ક્યુરીઅસ કરોઝીવસ૬,૩૦. રસકપુર.

## ( Mercurius Corrosivus ).

કેટલીકવાર **મરડાના વ્યાધિ**માં ઝાડો ઉતરતી વખતે ગુદા આગળ જે પીડા જણાય છે, તે મટાડવા માટે આ દવા ઉત્તમ છે. વળી **પરમીઆના** દરદમાં પેશાબ કરતી વખતે જે પીડા થાય છે, તે મટાડવામાં પણ આ દવા વખણાય છે. આ દવા બાયક્લોરાઇડ ઑફ મર્ક્યુરીમાં બનાવાય છે. તેમાં પણ પારો આવે છે.

**માથાનો** આગળનો કપાળનો ભાગ દુખતો હોય, તો તે આ દવાના સૂચક ચિન્હોમાં ગણાય છે.

**આંખોની** પછવાડેના ભાગમાં આંખો નીકળી પડશે એવું દરદ જણાતું હોય, કૃષ્ણમંડળમાં ફુલાં

પડયાં હોય, પ્રકાશ ખમી શકાતો ન હોય, આંખમાંથી આંસુ વહ્યા કરતાં હોય. આંખના આઇરીસ નામના પડમાં વરમ થયો હોય, આંખમાં દાહ બહુ લાગતો હોય, પોપચાં સુજી આવ્યાં હોય, કે તરતના જન્મેલા બાળકની આંખો દુખવા આવી હોય.

**નાકમાંથી** બહુ સેડા નીકળતા હોય, સળેખમ સખત થઇ આવ્યું હોય, નાકના અસ્થિમાં છિદ્ર પડયું હોય, ગરમીના રોગની અસર નાકમાં જણાતી હોય.

**કાનમાં** વરમ થયો હોય, અને તે પછી ગંધાતુ પરૂ નીકળ્યા કરતું હોય.

**મોઢામાં** દાંત હલતા હોય, અવાળુ આવી ગયેલાં રહેતાં હોય, જીભ સુજી ગયેલી હોય, અથવા તેનો વરમ રહેતો હોય, મોઢામાંથી લાળ વહેતી હોય, મોઢામાં ખારો અને કડવો સ્વાદ રહેતો હોય.

**ગળું** બહુજ આવી ગયું હોય, અતિશય વરમ થયો હોય, પડ જીભ સુજી ગઇ હોય, ગળે અન્ન ઉતરી શકતું ન હોય.

**પેટમાં** આંતરડામાં વરમ સાથે દુખાવો જણાતો હોય, પેટ ચડી આવ્યું હોય, બહારથી સ્પર્શ કરતાં પેડુનો ભાગ દુખતો હોય, વારંવાર **ઉલટી** થતી હોય, તેમાં લીલા રંગનું પિત્ત નીકળતું હોય કે પેટમાં જરા પણ અન્ન કે પાણી ટકતું ન હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**પેશાબ** કરતી વખતે બળતર થતી હોય, પેશાબ થોડો પણ દાહક કે રક્તમિશ્રિત જતો હોય, અથવા પેશાબમાં આલ્બ્યુમીન જતો હોય, તો આ દવાથી સારૂં થાય છે.

**મરડો** થયો હોય, ગુદા **આગળ દુખતું** હોય, દસ્ત ઉતર્યા પછી પણ દસ્તની હાજત મટતી ન હોય, દસ્ત ઉષ્ણ, રક્તમિશ્રિત, જળસવાળો કે ગંધાતો ઉતરતો હોય, તો આ દવાથી આરામ થાય છે.

પુરૂષને **ઉપદંશની કે પરમીઆની** અસર થઇ હોય, અવયવ અને વૃષણ સુજી ગયા હોય, મૂત્રમાર્ગ લાલ થઇ ગયો હોય, અંદરથી જાડી ચીકણી ને લીલી રસી નીકળતી હોય, ઇત્યાદિ વિકારો આ દવાથી મૂળથી નાશ પામે છે.

**વૃદ્ધિઃ**—વ્યાધિઓ થાક લાગવાથી સાંજે કે રાત્રે અથવા ખટાસ ખાવાથી વધારે બળવાન થાયછે.

**શાંતિઃ**—આરામ લેવાથી, અને ખુલ્લી હવામાં માફકસર કસરત કરવાથી રોગનું જોર મંદ પડે છે.

**સરખાવોઃ**—આર્સેનિકમ આલ્બમ, હૅપિસીસ.

---

## ૯૦. મકર્યુરીઅસ ડલ્સીસ3x, 6x

( Mercurius Dulcis: Calomel. )

આ દવા કયાલોમેલ નામની પારદની બનાવટમાંથી તૈયાર થાય છે.

**તે કાનના વરમમાં બહુ સારી અસર કરે છે; તે સિવાય ઝાડાના દર્દમાં અને લાલાસ્રાવી પિંડના દર્દમાં ગુણકારી નીવડે છે.**

**કાનના** મધ્ય ભાગમાં વરમ થયો હોય, કે સ્ક્રોફ્યુલાની અસરને લીધે બચ્ચાંઓને કાનના વ્યાધિ થતા હોય, તો આ દવા બહુ ઉપયોગી થઇ પડે છે.

**મોઢામાંથી** લાળ વહ્યા કરતી હોય, અવાળુ આવી જતાં હોય, શ્વાસ ગંધાતો હોય, જીભ કાળી રહેતી હોય, ગળામાં ચાંદાં પડયાં હોય, કે ગળુ આવી ગયું હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**દસ્ત** થોડો પણ રક્તમિશ્રિત, જળસ વાળો ને પિત્તથી ભરેલો આવતો હોય તે સાથે દસ્તની હાજત બંધ થતી ન હોય, અગર કાળાશ પડતો લીલો ને પાતળો ઝાડો આવતો હોય, ગુદા આગળ વરમ અને દાહ લાગતો હોય કે મરડો થયો હોય, ત્યારે આ દવા ગુણકારી છે.

**ત્વચા** ફુલી ગયેલી પણ પોષણ મળ્યા વિના રહેતી હોય, પિંડો સુજેલા રહેતા હોય, ઉપદંશના ચાઠાં મટતાં નહોય, કે તાંબાના રંગનાં ચાંદાં પડતાં હોય તો આ દવાથી મટે છે.

આ દવા જીવન રસાયણના કૅલીમ્યુર નામના ક્ષારને કેટલેક અંશે મળતી આવે છે.

---

## ૯૧. મકર્યુરીઅસ આયોડટસ3x, 6, 12

( Mercurius Iodatus )

**મકર્યુરીઅસ આયોડટસ ફ્લેવસ** અને **મકર્યુરીઅસ આયોડટસ રૂબ્રાઇ** એવી બે જાતની પારાની બનાવટો આવે છે. **પહેલી બનાવટ સ્તનમાં થતી ગાંઠો-ગ્રંથીઓ મટાડવા માટે અપાય છે.**

બીજી બનાવટના ગુણ નીચે લખ્યા છે. આ દવાના ઉંચા અંશો ઘણીવાર વધારે ફાયદો કરે છે.

**ગળામાં વરમ થયો હોય, ડીપ્થેરીઆની અસર જમણી બાજુએ શરૂ થઇ હોય,** ગળાની બારી લાલ **થઇ** આવી હોય, ગળે થુંક ઉતરતાં વેદના થતી હોય, નાકમાં ને ગળામાં કફ જામ્યો હોય, ગળામાં કાંઇક ભરાઇ રહ્યું હોય એમ લાગ્યા કરતું હોય, ગળાના ને ડોકના સ્નાયુઓ અક્કડ થઇ ગયા હોય એમ જણાતું હોય.

**નાકમાં** સળેખમની અસર થઇ આવી હોય, શ્રવણ માર્ગમાંથી અવાજ બરાબર સાંભળી શકાતો નહોય, નાકમાંથી કફ ગળામાં આવ્યા કરતો હોય કે નાકના અસ્થિમાં સડાની અસર જણાતી હોય.

**મોઢામાં** અવાળું આવી ગયાં હોય, દાંત દુખતા હોય, ગળાના પિંડો સુજી આવ્યા હોય, જીભમાં દાહ લાગતો હોય, મોઢામાં ચુલીઓ થયો હોય, થુંક બહુ વહ્યા કરતું હોય, જીભ હલાવતાં મૂળના ભાગમાં દુખતી હોય ઇત્યાદિ આ દવાથી મટે છે. ડાબી બાજુનો ચોરીઓ આવી ગયો હોય તો, આ દવાથી ઠીક થાય છે.

**ત્વચા** ઉપર ઉપદંશનાં ચાંદાં પડતાં હોય, કે બદ થઇ હોય.

**પ્રધાનલક્ષણ:**—જીભ ઉપર જાડી છારી જામી ગઇ હોય, જેનો રંગ મૂળ આગળ પીળો દેખાતો હોય, અગર જીભ ઉપર દાંતની છાપ પડેલી દેખાતી હોય.

**સરખાવો:**—લાઇકોપોડીઅમ.

## ૯૨. મેઝેરીઅમ[૩×, ૩૦],

( Mezerium )

મેઝેરીઓન નામની વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**આ દવા ત્વચારોગ, લાંબા અને મોટા અસ્થિમાં થતા રોગ, અને દાંત તથા ચ્હેરાના વ્યાધિઓ મટાડવા માટે વખણાય છે. સાંધાનો દુખાવો કે અસ્થિનો દુખાવો પણ આ દવાથી મટે છે.**

**માથું** દુખતું હોય, જમણી બાજુએ દરદ વધારે જણાતું હોય, માથાની ઉપર ખરજવાં થતાં હોય, મડદાલ ચામડા જેવાં પોપડા બંધાતા હોય, અને તેની નીચે પરૂ ભરાઇ રહેતું હોય, ચ્હેરા ઉપર કે દાંતમાં સખત દુખાવો થતો હોય, તે રાત વખતે વધારે જણાતો હોય અને કાન તરફ જતો જણાતો હોય, જમ્યા પછી દાંતનો દુખાવો વધતો હોય, શેક કરવાથી ફાયદો થતો હોય, અને દાંતના મૂળમાં સડો પેઠો હોય એમ જણાતું હોય તો આ દવાથી આરામ થાય છે

**નાકમાં** સળેખમ થયું હોય, નાકની અંદરની ત્વચામાં પડ ઉખડી જતાં હોય, કે નાકની અંદર આસ્થમાં વરમ થયો હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**કાનમાં** પવન લાગતો હોય એમ જણાતું હોય, શ્રવણશક્તિ કમ લાગતી હોય, કાનમાં ઘોંઘાટ સંભળાતો હોય, કે માથામાં ખરજવા જેવાં ગુમડાં થયાં હોય, તે સાથે કાનમાં કાંઇ દરદ થયું હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

**આંખની** પાંપણો ઉપર કે આસપાસ કાંઇ શસ્ત્ર ક્રિયા થયા બાદ વારંવાર દુખાવો થઇ આવતો હોય, કે આંખની આસપાસના અસ્થિમાં વેદના થતી હોય આ દવા આપવી.

**મોઢામાં** પાણી આવતું હોય, જીભ ઉપર દાહ થતો હોય, તે અન્નાશય સુધી જણાતો હોય, મોળ આવતી હોય, ઉલટી થતી હોય, કે અન્નાશયમાં ચાંદું પડયું હોય, તો આ દવાની જરૂર પડે છે.

**પેટ** મોટું થઇ ગયું હોય, આંતરડાની ગાંઠો સુજી ગઇ હોય, કે વાયુ થવાથી પેટમાં બહુ દુખાવો થયો હોય, તો આ દવા આપવી.

**દસ્તની** કબજીઅત રહેતી હોય તે સાથે યકૃતની કે ગર્ભાશયની કાંઇ હરકત હોય, ઝાડો થઇ આવ્યો હોય, તેમાં સફેદ દાણા દેખાતા હોય, અગર લીલો પાતળો ઝાડો ઉતરી જતો હોય, આમળ નીકળતી હોય, કે અર્શની અસર જણાતી હોય તો તે સંબંધી હરકતો આ દવાથી દૂર થાય છે.

**છાતીની** અંદર અસ્થિના ભાગમાં દુખાવો અને દાહ જણાતો હોય, કે ઉધરસ આવતી હોય, તે જમતી વખતે વિશેષ ચહતી હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**પુરૂષને** વૃષણની વૃદ્ધિ થઇ હોય, વિષય માટેની જાગૃતિ બહુ રહેતી હોય, પરમીઓ થયો હોય, પેશાબમાં લોહી પડતું હોય, ઇત્યાદિ હરકતો આ દવાથી દૂર થાય છે.

**સ્ત્રીને** આર્તવ વારંવાર થતો હોય, બહુ રક્ત જતું હોય કે પ્રદર થયું હોય અને ધોળી ધાત જતી હોય તો આ દવાથી મટે છે.

**ત્વચા** ઉપર અતિશય ચળ આવતી હોય, રાતમાં બીછાનામાં સુતા પછી તે વધતી હોય, ચાંદાં પડયાં હોય, તેમાં ચળ અને દાહ ઉત્પન્ન થયાં હોય, ત્વચારોગમાં જાડાં પડ બંધાતાં હોય, અને તે નીચે પરૂ જામતું હોય તો તે ત્વચારોગ ઉપર આ દવા ગુણકારી થઇ પડે છે.

**અસ્થિ** જે 'ટીબીઆ'ની જેવાં લાંબા હોય તેમાં વરમ હોય કે સડો થયો હોય અથવા દુખાવો થતો હોય તો આ દવાથી કમી થાય છે.

**વૃદ્ધિ:**—રોગ થંડીને વખતે, ખાવાથી, રાતમાં સ્પર્શ કરવાથી કે હરવા ફરવાથી વિશેષ થાય છે.

**શાંતિ:**—તાપ પાસે બેસવાથી ઠીક લાગે છે.

**સરખાવો:**—ફાઇટોલેક્કા, કૉસ્ટીકમ.

---

## ૯૩. મ્યુરીઆટીકમ ઍસિડમ૧×, ૩×, ૩.

( Muriaticum Acidum ).

આ દવા મીઠાના તેજાબમાંથી બનાવાય છે, અને **ટાઇફૉઇડની જાતના તાવમાં બહુ ઉપયોગી છે.**

**સ્વભાવ** દર્દ થયા પછી ચીઢીઓ, બીકણુ અને હઠીલો થઇ ગયો હોય.

**નાકમાંથી** લોહી પડતું હોય, અને બહુ છીંકો આવતી હોય.

**મોઢું** કોરૂં રહેતું હોય, તાવમાં **જીભ કોરી, ચામડા જેવી કઠણ ને જાડી, તથા ટુંકી** થઇ ગઇ હોય, જીભને હલાવી શકાતી ન હોય, દર્દી બોલી શકતો ન હોય, મોઢામાં ક્ષત પડયાં હોય, શ્વાસ ગંધાતો હોય, દાંત ઉપર ખેરી જામતી હોય, અવાળુ આવી જતાં હોય, અને થુલીઆની અસર જણાતી હોય.

ગળાની પડજીભ સુજી ગઇ હોય, ગળામાં ક્ષત પડયાં હોય, ગળે કાંઇ ઉતારવા જતાં મુંઝવણ થતી હોય, ખોટાં પડ જામ્યાં હોય, ઇત્યાદિ વિકારો આ દવાથી મટે છે.

**અન્નાશયમાં** ક્ષુધા બહુ લાગતી હોય, પાણી પીવાની ઇચ્છા સતત રહ્યા કરતી હોય, **તરસ બહુ લાગતી હોય, અને પાણી પીવા છતાં જીભ કોરી રહેતી હોય,** માંસાહાર ઉપર અરૂચિ થઇ ગઇ હોય.

**રક્તાશય** અનિયમિત ચાલતું હોય, નાડ ઉતાવળી, નબળી અને નાની ચાલતી હોય, દરેક ત્રીજે થડકારો મંદ પડી જતો હોય, ટાઇફૉઇડ તાવમાંથી નબળાઇ વધી ગઈ હોય.

**દસ્તની** હાલત પેશાબ કરતી વખતે થતી હોય, દસ્ત આપોઆપ ઉતરી જતો હોય, **અર્શ** થયા હોય, તે એવા તો સખત હોય કે **સ્પર્શ જરાપણ સહન થઈ શકતો ન હોય,** આમળ નીકળતી હોય, ગર્ભાધાન દર્મ્યાન અર્શ થયા હોય, અર્શ વાદળી રંગના હોય, લોહીથી ગરમ રહેતા હોય, અને અંદર ચટકા ભરતા હોય એવું દર્દ થતું હોય.

**સ્ત્રીને** આર્તવ બહુ વહેલો આવ્યા કરતો હોય, પ્રદર થયું હોય, આર્તવ દર્મ્યાન ગુદાનો ભાગ દુખતો હોય, કે ગુહ્યાવયવમાં ચાંદાં પડયાં હોય.

**ત્વચા** ઉપર ફોડકીઓ થતી હોય, ચળ બહુ આવતી હોય, **ખાડા પડતા હોય, ભાઠું પડયું હોય,** પગ ઉપર ચાંદાં પડયાં તે ગંધાતાં હોય, લાલ તાવમાં ચાઠાં પડયાં હોય તે કાળો રંગ પકડતાં હોય, ઇત્યાદિ સમયે આ દવા બહુ ઉપયોગી થઇ પડે છે.

**જ્વર** આવતો હોય, ત્યારે હાથપગ થંડા રહેતા હોય, તૃષા લાગતી ન હોય, પણ શરીર ગરમ થતું હોય, ટાઇફૉઇડને મળતો તાવ આવ્યો હોય, સન્નિપાત જેવું લાગતું હોય, રક્તસ્રાવ થતો હોય, બેચેની રહેતી હોય, મળમૂત્રનો ત્યાગ અનાયાસે થઇ જતો હોય, બીછાનામાં પડી રહેવાથી પાકું થયું હોય, નાડી ઉતાવળી પણ નબળી ચાલતી હોય, સુસ્તી અતિશય જણાતી હોય, તૃષા બહુ લાગતી હોય, જીભ કોરી જાડી અને ટુંકી હોય, દર્દી બોલવા પ્રયત્ન કરતો હોય, પણ જીભને લકવો થવાથી બોલી શકાતું નહોય.

ડા. હેરિંગ આ પ્રમાણે વર્ણન આપે છે:-શરીરના સઘળા રસો બગડી જાય છે; પેશાબ કરવા જતાં દર્દીને ઝાડો એકાએક ઉતરી જાય છે; ઝાડો કાળો,

પાતળો, અગર કાળા લોહીવાળો ઉતરે છે. મોઢામાં કાળાં ભુરા રંગનાં ચાંદાં પડયાં હોય છે. દર્દીને બરાબર ભાન હોતું નથી, નબળાઇ ઘણી હોવાથી દર્દી બબડે છે, અને બીછાનામાં નીચે ઉતરતો જાય છે. નીચેનું જડબું ઢીલું પડી જાય છે, તેથી મોઢું ઉઘાડું રહે છે, જીભ સુકી, ચામડા જેવી, અને તેની કુદરતી લંબાઇના કરતાં ત્રીજા ભાગની રહી હોય એટલી ટુંકી થઇ જાય છે, જીભને લકવો (paralysis) થાય છે ( એટલે દર્દીથી સ્પષ્ટ બોલી શકાતું નથી) નાડી નબળી હોય છે, અને થોડી થોડી વારે તેનો થડકારો ખાલી જતો લાગે છે. આવે સમયે આ દવા અમુલ્ય થઇ પડે છે.

**વૃદ્ધિ:**—જે વ્યાધિઓ **ભેજવાળી ઋતુમાં** અથવા તે ઋતુ ઉતરવા આવે ત્યારે થાય છે, તે વ્યાધિઓમાં આ દવા વધારે લાગુ પડે છે. બ્રાયોનીઆ અને રસટોક્ષ પછી કેટલીકવાર આ દવાની જરૂર જણાય છે.

**સરખાવો:**—કાર્બો વેજીટેબીલીસ, ફોસ્ફોરીક આસીડ.

---

## ૯૪. નાજા ટ્રિપુડીઅન્સ—નાગ. ૬થી૩૦.

( Naja Tripudians )

આ દવા કોબ્રા નામના સર્પના વિષમાંથી બને છે.

**તે રક્તાશયની નબળાઈ અને રક્તાશયના વ્યાધિઓ જેવા કે રક્તાશય વૃદ્ધિ, રક્તાશયના પડદાના વ્યાધિ ઈત્યાદિમાં ઉપયોગી થઈ પડે છે. અવયવો જાણે કે ખેંચાઇને એકત્ર થતાં હોય એવી લાગણી એ આ દવાનું ખાસ સૂચક ચિન્હ છે. શરદીની લાગણી જલદી થતી હોય, રક્તાશયના વ્યાધિ દર્મ્યાન માથામાં અને લમણાના ભાગમાં દુખાવો રહેતો હોય, તથા ગતિ તંતુ ( motor cells ) ના બગડી જવાથી જે જે વ્યાધિઓ થયા હોય તે સઘળા આ દવાથી મંદ પડે છે. ડીપ્થેરીઆમાં રક્તાશય જાણે કે બંધ થઇ જશે, એવી લાગણી પણ આ દવાને સૂચવે છે.**

**સ્વભાવ** એટલો બધો બગડી ગયો હોય, કે દર્દીને વાત કરવી ગમતી ન હોય, તે ઉદાસ રહેતો હોય; **આત્મઘાત** કરવા તરફ કાયમ વૃત્તિ થતી હોય, અને દર્દી કલ્પિત દુ:ખોનું મનન કર્યા કરતો હોય, આ બાબતમાં આ દવા **ઑરમ ને જરા મળતી આવે છે.**

**માથામાં** ડાબા લમણામાં અગર ડાબી આંખના ભાગમાં દુખાવો થતો હોય, તે સાથે મોળ આવતી હોય અને ઉલટી થતી હોય, સુકા ઘાસમાં રહેવાથી જ્વર અને માથાનો દુખાવો થયો હોય, શ્વાસ નળી બહુ કોરી પડી ગઇ હોય, કે ઉંઘી ઉઠયા પછી શ્વાસ ઘુંટાતો હોય એવી મુંઝવણ થતી હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**શ્વાસમાર્ગ**ની કાંઇ હરકત રક્તાશયના **વ્યાધિને** લીધે જણાતી હોય, સાંજની વખતે શ્વાસ ઉપડતો હોય, અગર **પ્રથમ** સળેખમ થયા પછી દમ ચડયો હોય તો આ દવાથી શાંત થાય છે.

**રક્તાશય**ને લકવાની અસર થવાથી તે બંધ થઇ જશે એમ લાગતું હોય, તેના **પ્રદેશમાં ચટકા** ભર્યાના જેવું દરદ થતું હોય, અથવા તો વધારે દુ:ખાવો ( angina pectoris ) જણાતો હોય, કે કાંઇ મોટા ચેપી રોગ થયાથી રક્તાશય બગડી ગયું હોય, અને નાડી ઘડીકમાં જોરથી અને ઘડીકમાં મંદ એમ અનિયમિત ચાલતી હોય, કે થડકારો થઈ આવતો હોય, ત્યારે આ દવાની જરૂર પડે છે.

**સ્ત્રી**ને ડાબા અંડાશયમાં દુખાવો થતો હોય, અને પોતાના પેડુનાં અવયવો ખેંચાઇને રક્તાશય તરફ આવે છે એમ લાગતું હોય, તો આ દવાથી તે મટે છે.

**વૃદ્ધિ:**—ઉષ્ણ અને ઉત્તેજક પદાર્થના સેવનથી તેમજ ઉતાવળા ચાલવાથી વ્યાધિ વધે છે.

**શાંતિ:**—ખુલ્લી હવામાં થોડુંક હરવા ફરવાથી વ્યાધિ શાંત લાગે છે.

**સરખાવો:**—લેચિસીસ, ક્રોટેલસ, સ્પાઇજેલીઆ, સ્પન્જીઆ.

---

## ૯૫. નાઇટ્રીકમ ઍસીડમ. ૩x,૩૦.

( Nitricum Acidum. )

આ દવા સુરાખારના તેજાબમાંથી બનાવાય છે.

**શરીરમાં જે સ્થળે દ્વારોની આગળ શ્લેષ્મ પડ અને બાહ્ય ત્વચા એક બીજાને મળે છે, તે સ્થળ ઉપર ખાસ અસર કરે છે; તેવા સ્થળો**

**ઉપર ક્ષત પડયાં હોય, ફોડલા થયા હોય, રસી નીકળતી હોય કે પીડા થતી હોય, તો તે સઘળું આ દવાથી મટે છે. જેઓને કાંઇ જીર્ણ રોગ હોય, શરદીની અસર જલદી થતી હોય, ઝાડો થઈ આવતો હોય, ઉપદંશ કે કંઠમાળના વિષની અસર હોય, કે પથરી જણાતી હોય, તેમને આ દવા બહુ હિતકર થઇ પડે છે.**

**માથા** ફરતો પટ્ટો બાંધ્યો હોય એમ લાગતું હોય, પાઘડી કે ફેંટો બાંધવાથી માથાનો દુખાવો થયો હોય, ભારે ભારે લાગ્યા કરતું હોય, ઘોંઘાટથી વધારે થતું હોય, કે વાળ ખરી જતા હોય ત્યારે આ દવા ઉપયોગી થાય છે.

**કાને** બરાબર સંભળાતું ન હોય, પણ થોડે બેસવાથી કે ગાડીમાં બેસવાથી વધારે સંભળાતું હોય, ગાડાં ચાલતાં હોય એવા અવાજો સંભળાતા હોય, ચાવતી વખતે કાનમાં કડકડાટ સંભળાતો હોય, ઇત્યાદિ ચિન્હો હોય ત્યારે આ દવાથી ઠીક થાય છે.

**આંખે** બેવડું બેવડું દેખાતું હોય, સખત તણખા મારતું દરદ થતું હોય, કે કૃષ્ણ મંડળમાં ક્ષત પડયાં હોય, તો આ દવા આપવી.

**નાકમાંથી** સળેખમ અને વરમને લીધે પાણી તથા શ્લેષ્મ નીકળ્યા કરતાં હોય, દરરોજ સવારે લીલા રંગનો કફ નીકળતો હોય, વખતે લોહી પડતું હોય, નાકનું ટેરવું લાલચોળ રહેતું હોય, નાકમાં કાંઈ ભરાયું હોય એવું લાગતું હોય, નાકના અસ્થિમાં સડો થયો હોય, લાંબા વખતથી નાકનું શ્લેષ્મ મટતું ન હોય, પીળો ગંધાતો અને દાહક કફ નીકળતો હોય, કે નાકમાં ડીફથેરીઆની અસર થઇ હોય તો આ દવાથી ફાયદો થાય છે.

**મોઢામાં** ક્ષત પડયાં હોય, અને તેમાં દુખ થતું હોય, ગંધાતી વાસ આવતી હોય, થુંક ઘણું નીકળ્યા કરતું હોય, અવાળુમાંથી લોહી નીકળતુ હોય, દાંત ઢીલા પડી જતા હોય, અને થુંકમાં પણ લોહીનો કેટલોક ભાગ નીકળતો હોય એવી ખરાબ હાલત માટે આ દવા બહુજ યોગ્ય છે.

**ગળું** દોરૂં રહેતું હોય, વારંવાર કફ નીકળતો હોય, કાંઇ પણ ચીજ ગળે ઉતારવા જતાં તીક્ષ્ણ દરદ થતું હોય, અને ગળામાં સફેદ ચાંદાં લાગતાં હોય, ત્યારે આ દવાથી આરામ થાય છે.

**હોજરીમાં** ઉપરના મુખ આગળ દુખાવો લાગતો હોય, ક્ષુધા બહુ લાગતી હોય, મોઢામાં ગળપણવાળો સ્વાદ રહેતો હોય, કે ચાક, ધૂળ વગેરે પદાર્થ ખાવાનું મન બહુ થતું હોય, ત્યારે આ દવાથી ગુણ થાય છે.

**દસ્ત** ઉતર્યા પછી કેટલાક કલાકો સુધી દુખાવો રહ્યા કરતો હોય, દસ્ત કબજ રહેતો હોય, ઘણું બળ કરવું પડતું હોય, પરંતુ દસ્ત બહુ થોડો ઉતરતો હોય, દસ્ત ઉતરતી વખતે ચીરાઇ ગયા જેવું દરદ થતું હોય, આંતરડામાંથી લોહી નીકળતું હોય, તે ઘણું હોય અને રંગે રાતું હોય, આમળ નીકળતી હોય, અર્શ થયા હોય, તેમાંથી સહેજ વાતમાં લોહી નીકળતું હોય, ઝાડો થયો હોય તેમાં જળસ પડતું હોય, અને ઝાડો ગંધાતો હોય, કે ઝાડો ઉતર્યા પછી બહુ થાક લાગતો હોય એવી એવી હરકતો આ દવાને સૂચવે છે.

**પેશાબ** થોડો પણ કાળાસ પડતો ને ગંધાતો ઉતરતો હોય, ઘોડાના પેશાબ જેવી વાસ મારતો હોય, મૂત્રમાર્ગમાં દાહ થતો હોય, કે પેશાબમાં લોહી ને આલ્બ્યુમીન જતું હોય, તો આ દવાથી બંધ પડે છે.

**શ્વાસમાર્ગ**માં મંદ વરમ હોવાથી સાદ બોખરો બોલતો હોય, કે સાદ બેસી ગયો હોય, ખાલી ઉધરસ આવતી હોય, દાદરે ચડતાં શ્વાસ ચડી જતો હોય કે ઉંઘ દરમ્યાન ઉધરસ આવતી હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**પુરૂષને** ગુપ્ત ભાગમાં સોજો દાહ અને દુખાવો રહેતો હોય, ચાંદા પડયાં હોય કે અંદરથી રસી નીકળતી હોય, તેમાં કોઇ વાર લોહી જતું હોય ઇત્યાદિ વ્યથા આથી દૂર થાય છે.

**સ્ત્રીને** બહારનો ભાગ સુજી ગયો હોય, અને દુખતો હોય, તે ઉપર ચાંદાં પડયાં હોય, પ્રદર થયું હોય, તે દરમ્યાન ગંધાતી પાણી જેવી કે ચીકણી ધાત જતી હોય, કેશભૂ ઉપરથી વાળ ખરી જતા હોય, ગર્ભાશયમાંથી રકતસ્રાવ થયા કરતો હોય, રજોદર્શન બહુ વહેલું થતું હોય, કે પ્રસવ પછી લોહી ઘણું વહેતું હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

**પગ** ઉપર ગંધાતો પરસેવો વળતો હોય, આંગળાં દુખતાં હોય, કે ફાટી જતાં હોય તો આના સેવનથી મટે છે.

ત્વચા ઉપર ફ્પાસી થઇ હોય કે ચાંદા પડ્યાં હોય, અને તેમાંથી સહજ વાતમાં લોહી નીકળતું હોય તો આ દવાથી રૂઝાવા લાગે છે.

શાંતિ:—કોઈ પણ વાહનમાં બેસીને ફરવાથી રોગનું જોર નરમ લાગે છે.

સરખાવો:—મર્ક્યુરીઅસ, થ્યુજા, હેપાર સલ્ફ.

---

## ૯૬. નક્સ મૉસ્કેટા[૬, ૩૦, ૨૦૦]

( Nux Moschata; Nutmeg )

આ દવા જાયફળમાંથી બનાવાય છે.

**દર્દી બેશુદ્ધ થઇ જતો હોય, કે હાથપગ ઠંડા રહેતા હોય, શ્લેષ્મપડો અતિશય કોરાં પડી જતાં હોય, અને ત્વચાપણ સુકાઇ જતી હોય, અગર અતિશય નિદ્રાનું જોર રહેતું હોય, ત્યારે પોચા સ્વભાવના અગર હિસ્ટીરીઆની અસરવાળા દર્દીને આ દવા ઉપયોગી થઇ પડે છે.**

**સ્વભાવ** વારંવાર બદલાતો હોય, યાદશક્તિ ગુમ થઇ ગઈ હોય, દર્દી જાગતો હોય છતાં સ્વપ્નું અનુભવતો હોય એમ ભાસતું હોય, બે માથા હોય એમ જણાતું હોય, મતિ મુંઝાતી હોય, ઇત્યાદિ લક્ષણો હોય, ત્યારે આ દવાની જરૂર છે.

**માથાનો** દુખાવો જરા વધારે જમવા આવ્યું હોય તો ઉપડી આવતો હોય, ખુલ્લી હવામાં ફરવાથી ફેર આવતા હોય, ઉંઘનું જોર મંદ પડતું નહોય માથામાં નાડનો ધબકારો જણાતો હોય, ઇત્યાદિ, આ દવાને સૂચવે છે.

**દૃષ્ટિએ** વસ્તુઓ વધારે મોટી દેખાતી હોય, અગર બહુ દૂર દેખાતી હોય, તદ્દન અદૃશ્ય થઇ જતી હોય, કે આંખે અંધારા આવી જતાં હોય તો આ દવાથી ઠીક થાય છે.

**નાકે** વસ્તુઓની ગંધ બહુ ઉગ્ર લાગતી હોય, નાકમાંથી લોહી નીકળતું હોય, તે કાળું હોય, અગર નાક બંધાઈ જતું હોય, તો આ દવાથી સુધરે છે.

**મોઢું** બહુ કોરૂં રહેતું હોય, જીભ તાળવે ચોટી જતી હોય, પણ પાણીની તૃષા લાગતી ન હોય, જાડું થુંક નીકળતું હોય, ગર્ભાધાન દર્મ્યાન દાંતનો દુખાવો થતો હોય, કે જીભ બ્હેર મારી ગઈ હોય અગર લકવાથી નિર્બળ થઇ ગઇ હોય, તો આ દવા આપવી.

**અન્નાશય** બહુ ફુલી ગયેલું હોય, વાયુ વધી ગયો હોય, હેડકી આવતી હોય, અને મસાલાદાર ખોરાક ખાવાની ઇચ્છા થતી હોય, હોજરીને આઉટના દરદની અસર થઈ હોય, ઇત્યાદિ વિકારો મટાડવા માટે આ દવા અપાય છે. તેમજ વળી પક્ષાઘાતની કાંઇ અસર આંતરડાંને થઇ હોય, અને તેથી દસ્ત ઉતારવામાં હરકત આવતી હોય તોપણ આ દવા અપાય છે.

**ઉધરસ** બીછાનામાં સુવાથી, કે શરીરને ગરમી લાગવાથી વધારે થતી હોય, કે હવામાં ફરવાથી સાદ બેસી જતો હોય, તો આ દવાની જરૂર હોય છે.

**રક્તાશય** ધ્રૂજતું ચાલતું હોય, જાણે કે કોઇએ રક્તાશયને પકડ્યું હોય એમ લાગતું હોય, ધડકારો થઇ આવ્યો હોય, કે નાડી અનિયમિત ચાલતી હોય, ત્યારે આ દવા આરામ કરે છે.

પગમાં તે પણ ખાસ કરીને જમણા પગમાં ઢીંચણની આસપાસ સંધિવાની અસર જણાતી હોય, દાદર ચડવાથી દુખાવો વધારે થતો હોય, શરદીમાં પગનાં તળીઆં રહેવાથી સંધિવાની અસર જણાતી હોય, ગરમ કપડાં વીંટી રાખવાથી તે અસર કમી થતી હોય, જરા પણ શ્રમ લેવાથી થાક લાગતો હોય, વગેરે ચિન્હોમાં આ દવા ઉપયોગી થઇ પડે છે.

**જ્વર** આવતો હોય, ત્યારે ટાઢ વાતી હોય, શરીર ગરમ થઈ આવતું હોય, પણ તૃષા ન લાગતી હોય, ત્વચા કોરી રહેતી હોય, અને દ્વારો તમામ શુષ્ક રહેતાં હોય, ત્યારે આ દવાથી આરામ થાય છે.

**સ્ત્રીને** ગર્ભાશયમાંથી રક્તસ્રાવ થતો હોય, આર્તવ બહુ લાંબા વખત સુધી ચાલ્યા કરતો હોય, તેમાં કાળું ને જાડું રક્ત જતું હોય, પ્રદર થયું હોય, તેમાં જાડી અને રક્ત મિશ્રિત ધાત જતી હોય, કે વારંવાર દર્દી બેભાન થઇ જતી હોય અને ઉંઘમાં પડતી હોય, તથા તે સાથે ધાત વહેતી બંધ પડી જતી હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**વૃદ્ધિ:**—વ્યાધિઓ ઠંડા ભેજવાળા પવનથી, ઠંડા ખોરાકથી, ટાઢે પાણીએ નહાવાથી કે હરવા ફરવાથી વધારે થાય છે.

**શાંતિ:**—વ્યાધિઓ ગરમી લાગવાથી કે સુકી હવાથી મંદ થાય છે.

**સરખાવો:**—ઇગ્નેશિયા, નક્સવૉમિકા.

---

### ૯૭. નક્સ વૉમીકા. ૧,૩૦,૨૦૦
### (Nux Vomica)

આ દવા ઝેર કોચલામાંથી બનાવાય છે. દેશી દવામાં તથા એલોપેથીમાં પણ ઝેર કોચલાનો ઘણો ઉપયોગ થાય છે. હાલના જમાનામાં મનુષ્યોને પોતાના રીતરીવાજ તથા કામ ધંધાને લીધે જે જે પ્રકારની નબળાઇ તથા વ્યાધિઓ ઉત્પન્ન થાય છે, તે સઘળાને માટે આ દવા ઉત્તમ છે; જેઓએ લાંબા વખત સુધી દવાઓ લીધા કરી હોય છે, અને તેથી શરીરની શક્તિ વધવાને બદલે ઓછી થઇ હોય તેઓને માટે પણ આ દવા બહુજ અનુકુળ છે.

જેઓ શરીરે દૂર્બળ હોય, જેને અસ્થિ દેખાતાં હોય, ત્વચા શ્યામ વર્ણની હોય, જેઓ કામકાજમાં ને વિચારમાં બહુ ચંચળ અને ઉતાવળા હોય, જેઓનો સ્વભાવ ચીડીઓ અને પોચો હોય, જેઓ મગજનું કામ બહુ કરતા હોય, અને તેથી ઘણો વખત એકજ સ્થળે શાંત બેસીને કામ કરવામાં ગાળતા હોય—દાખલા તરીકે ઓફીસમાં બેસીને લખ્યા કરતા હોય, કોઇ ગહન વિષયનો અભ્યાસ કરતા હોય, કાંઇ શોધ કરતા હોય; પ્રયોગ, કોતર કામ, ભરત કામ, કે ચિત્ર કામ કરવામાં ઘણા વખત સુધિ તલ્લીન થઇને બેસી રહેતા હોય,—જેઓ વેપાર કે વ્યવહારના બીજા કામકાજ સંબંધી ફીકરોમાં ગરક થઇને એકલા બેસતા હોય, જેઓ ઉપર લખ્યા પ્રમાણે હદ ઉપરાંત મગજ તંતુનો વ્યય કર્યા પછી સતેજ રહેવા માટે કાફી, દારૂ, ચાહ, તંબાકુ કે એવા કોઇ ઉત્તેજક પદાર્થનું સેવન કરતા હોય, પરંતુ મગજની પુષ્ટિને ખાતર જોઇએ તે કરતાં આરામ અને પૌષ્ટિક ખોરાક ઓછો લેતા હોય, એટલુંજ નહિ પણ પુષ્ટિ મળશે ને કૌવત આવશે, એમ મિથ્યા ધારીને તેલ, ઘી ને ચણાનો પદાર્થ વધારે ખાતા હોય, તે સાથે મરચાં, લસણ, ડુંગળી, વગારણી, ગરમ મસાલો વગેરેનો ઉપયોગ પણ અચ્છી તરેહથી કરતા હોય, રાત્રે દિવસની ફિકરચિંતાથી મુક્ત થઇ કૃત્રિમ નિંદ્રા મેળવવા માટે દારૂ, ક્લોરોફૉર્મ, ઇથર, અત્તર, વિષયોપભોગ વગેરેનો દુરૂપયોગ કરતા હોય, અગર નાટકશાળા જેવાં સ્થળોમાં ઉજાગરા કરતા હોય, અને પછી તે દિવસની આહારવિહારની અનિયમિતતાના પરિણામરૂપે બીજે દિવસે જ્યારે અજીર્ણ, માથાનો દુખાવો, બેચેની, સુસ્તિ વગેરે જણાય ત્યારે સોડાવોટર, વીલાયતી મીઠું, રેચની કેથાર્ટીક ગોળીઓ વગેરેમાંથી એકાદ લેતા હોય, અને એમ કરીને શરીરની સુખાકારી ગુમાવતા હોય, તેઓને માટે આ દવા ઘણીજ સારી છે. અનિયમિત જીંદગીને લીધે યકૃત અને મનના સ્વભાવમાં જે બગાડ થાય છે, તેને માટે પણ આ દવા સારી છે.

**સ્વભાવ** બહુ ચીડીઓ હોય, અતિશય મમતાને લીધે ક્રોધ ઉત્પન્ન થતો હોય, જે તે વાતની મનને બહુ અસર થતી હોય, દરદી મોઢું બગાડતો હોય, બીજાનું બુરૂં કરવા તત્પર થતો હોય, પોતાના સગાંવહાલાંને મારવાની કે દુખી કરવાની ખરાબ અને ક્રુર ઇચ્છા થતી હોય, પ્રકાશ, ગડબડાટ કે ગંધ સહન થઇ શકતી ન હોય, ઉદાસીનતા રહેતી હોય, કોઇપણ સ્પર્શ કરે તે ગમતું ન હોય, વખત બહુ ધીમે જતો હોય એમ લાગતું હોય, નજીવું દરદ હોય તોપણ બહુ લાગતું હોય, બીજાને ઠપકો આપવામાં મગજ બહુ ઉશ્કેરાઇ જતું હોય, અને બીજાનાજ દોષ લાગ્યા કરતો હોય, સંસાર વ્યવહારથી કંટાળી ને આત્મઘાત કરવાની ઇચ્છા થતી હોય, પણ મરવું ગમતું ન હોય.

**માથાનો** દુખાવો આંખોની ઉપરના ભાગમાં વધારે જણાતો હોય, તે સાથે ફેર આવતા હોય, મગજ ગોળ ગોળ ફરતું હોય એમ જણાતું હોય, જાણે દારૂનો કે બીજી કોઇ કેફી વસ્તુનો નિશો કર્યો હોય એમ જણાતું હોય, મગજની મહેનત લેવાથી અથવા દારૂ, તંબાકુ, કાફી કે એવું કાંઇ લેવાથી માથાનો દુખાવો વધારે થતો હોય, માથામાં તાળવાના ભાગમાં ખીલો માર્યો હોય એવું દરદ થતું હોય, સવારમાં અને બપોરે જમ્યા પછી ફેર આવતા હોય, માથું બાંધી રાખવાથી દુખાવો કમતી લાગતો હોય, તડકામાં ફરવાથી અથવા બીજી રીતે પડતપો લાગવાથી અગર તડકો જોવાથી માથું દુખતું હોય, કે બહુ વિષયોપભોગ કર્યાના પરિણામે માથાનો દુખાવો રહેતો હોય, તો આ દવાના સેવનથી સારો ફાયદો થાય છે.

**આંખે** તડકાનો પ્રકાશ ખમી શકાતો ન હોય, સવારમાં તડકો વધારે આકરો લાગતો હોય, આંખની નીચેના ભાગમાં દુખાવો વખતો વખત થઇ આવતો હોય, અને તે વખતે આંખમાંથી પાણી નીકળતું હોય, ઉત્તેજક અને માદક પદાર્થોના સેવનથી

આંખની જ્ઞાન તંતુ અશક્ત થઇ ગઇ હોય કે આંખના સ્નાયુનો આઘાત થયો હોય, તે તંબાકુ કે દારૂ જેવા પદાર્થ લેવાથી વધારે થતો હોય તો આ દવાથી સારૂં થાય છે.

કાને અવાજ ખમી શકાતો ન હોય અને મોટા અવાજથી ક્રોધ ચડતો હોય, ત્યારે પણ આ દવાથી ઠીક થાય છે.

નાક રાત્રે બંધાઇ જતું હોય, નાકમાં શ્લેષ્મ બહુ ભરાઇ રહેતો હોય, સુકી પણ થંડી હવાથી શરદી લાગતી હોય, ગરમ ઓરડામાં રહેવાથી સળેખમનું પાણી બહુ વહેતું હોય, પરંતુ બહાર જવાથી અથવા રાતના વખતે નાક બંધાઇ જતું હોય, ઇત્યાદિ લક્ષણો આ દવાથી દૂર થાય છે.

મોઢામાં થુલીઆના જેવાં નાનાં ચાંદાં પડયાં હોય, અને તે સાથે થુંકમાં લોહી પડતું હોય, જીભનો આગળનો અડધો ભાગ સ્વચ્છ દેખાતો હોય, અને પાછળનો ભાગ મેલો દેખાતો હોય, કોર ઉપર ચીરા પડયા હોય, દાંત દુખતા હોય, થંડા પદાર્થો, ખાવાથી દુખાવો વધારે લાગતો હોય, અવાળુ સુજેલાં, ને સફેદ હોય, તથા તેમાંથી લોહી નીકળતું હોય એવી સ્થિતિ આ દવાને સૂચવે છે.

ગળામાં ખરેરી બાઝતી હોય, સવારમાં ઉઠતાં ગળામાં કાંઇક ચોટયું હોય એમ લાગતું હોય, પડજીભ સુજેલી હોય, કાનના મૂળમાં ચટકા ભર્યા જેવું લાગતું હોય એ પણ સૂચક ચિન્હો છે.

હોજરીમાં ભાર અને દુખાવો લાગતો હોય, જમ્યા પછી થોડીવારે તે દુખાવો વિશેષ લાગતો હોય, ઉલટી થઇ જતી હોય, મોઢું ખાટું થઇ જતું હોય, ખાટા કે કડવા ઓડકાર આવતા હોય, ઘચરકા બહુ આવતા હોય, કોઇવાર અણધારી બહુ ભુખ લાગતી હોય, અને તે પ્રમાણે જમ્યા પછી અજીર્ણ થતું હોય, હોજરીના ભાગ ઉપર ભાર ખમી શકાતો ન હોય, ઉત્તેજક પદાર્થો પીવાની રૂચિ થયા કરતી હોય, સખત કાફી પીધાથી અજીર્ણ થયું હોય, પવન છુટતો ન હોય, ઉલટી કરવાની મરજી હોય પરંતુ ઉલટી થતી ન હોય, ઇત્યાદિ લક્ષણોમાં આ દવા ખરેખર ગુણકારી છે.

પેટમાં દુખતું હોય, ગોળો ચઢવાની માફક દરદ થતું હોય, આંતરડાં નબળાં હોય, સારણની શરૂઆત લાગતી હોય, બચ્ચાંને નાભિમાં સારણ થતી હોય, વાયુ જણાતો હોય, ગોળો ચઢતો હોય, અને તે વખતે છાતીનાં અવયવ ઉપર એવું દબાણ થતું હોય કે શ્વાસ પુરો લઈ શકાતો ન હોય, અને દસ્તની હાજત થતી હોય, ત્યારે આ દવા આપવાથી ફાયદો થાય છે.

દસ્ત કબજ રહેતો હોય, વારંવાર હાજત થતી હોય પરંતુ દસ્ત ઉતરતો ન હોય, દસ્ત ઉતર્યો પછી પણ પુરો ઉતર્યો નથી, એવી લાગણી રહ્યા કરતી હોય, વારંવાર હાજત થવાથી જાજરૂમાં જતાં માત્ર થોડોએક દસ્ત દર વખત આવતો હોય, પણ એક વખતે પૂર્ણ ખુલાસો થતો ન હોય, આવી ગડબડ સુધારવા માટે રેચક દવાઓના ઉપયોગ કર્યાથી આંતરડાં એવાં બગડી ગયાં હોય, કે કોઈવાર એકદમ ઝાડો થઇ આવતો હોય, અને કોઇવાર કેટલાક દિવસ સુધી ઝાડાની કબજીઅત રહ્યા કરતી હોય, અર્શ થઈ આવ્યા હોય, તે ઉપર ચળ આવતી હોય, ને તેથી દસ્તની ખોટી હાજત રહ્યા કરતી હોય, અર્શ બહુ દુખતા હોય, આહારવિહારની અનિયમિતતાથી ઝાડો થઈ આવ્યો હોય, સવારના વખતમાં થોડીથોડીવારે દસ્ત ઉતરી જતો, મરડાની જરા અસર લાગતી હોય, મળાશયમાં થોડોઘણો દુખાવો ને ગડબડાટ કાયમ રહ્યા કરતો હોય, કમળાની કાંઇક નિશાની સાથે ઝાડો થઇ આવ્યો હોય, ઇત્યાદિ દરદોમાં આ દવા ઘણી સારી અસર કરે છે.

શ્વાસ સંપૂર્ણ લેવાતો ન હોય, મુંઝવણ લાગતી હોય, દમ ચડતો હોય અને પેટ ભરેલું હોય અગર દસ્ત ન ઉતર્યો હોય ત્યારે વધારે જોર પકડતો હોય, છાતીમાં કાંઇ ભરાયું એમ લાગતું હોય, અને ખાલી ઉધરસ આવતી હોય, કે કોઇવાર ઉધરસ પછી લોહી પડતું હોય, ત્યારે આ દવા ઉપયોગી થઇ પડે છે.

કેડ દુખતી હોય, રાતમાં કમ્મરમાં દાહ લાગતો હોય, પડખું ફરતું હોય ત્યારે બેઠા થવું પડતું હોય, અને વધારે વખત સુધી બેસી શકાતું ન હોય, એ સઘળી ઉપાધિ આથી દૂર થાય છે.

હાથ સુસ્તીવાળા થઇ જતા હોય, લકવાની અસર જણાતી હોય, પગ બ્હેર મારી જતા હોય, પગમાં ગોટલા ચડતા હોય, બહુ થાક લાગવાથી કે પાણીમાં રહેવાથી હાથપગને લકવા (paralysis)

જેવી અસર જણાતી હોય, ચાલતી વખતે ઘુંટણમાં ટાચકા બોલતા હોય, અથવા પગ ઢસડાતો હોય, ગતિ બહુ મંદ થઇ ગઈ હોય, ઇત્યાદિ ગતિતંતુની નબળાઇ સૂચવનારાં લક્ષણોમાં આ દવાની જરૂર છે.

ઉંઘ રાતમાં ત્રણ વાગે ઉડી જતી હોય તે પાછી સવાર નજીક આવતી હોય, રાતમાં ખરાબ લાગણીઓ ઉત્પન્ન થવાથી જાગી જવાતું હોય, જમ્યા પછી દિવસે ઉંઘ આવવા માંડતી હોય, કામધંધાની ઉથલપાથલ અને ઉતાવળનાં સ્વપ્નાં આવતાં હોય, જરાક સારી ઉંઘ આવવાથી મન સ્વસ્થ થતું હોય, ઇત્યાદિ સંયોગોમાં આ દવાની જરૂર છે.

ત્વચામાં આખા શરીર ઉપર લાય બળતી હોય, મોઢાનો ભાગ વધારે બળતો હોય, તોપણ થંડા પવનમાં બહાર જવાથી શરદી લાગતી હોય, શીળસ નીકળ્યું હોય, તે સાથે અજીર્ણ વિકાર થયો હોય, કે ખીલ થયા હોય, ત્વચા લાલ રહેતી હોય કે ચાઠાં થઇ આવતાં હોય, તો આ દવાથી મટે છે.

જ્વર આવતો હોય, ત્યારે ટાઢ ઘણા વખત સુધી રહેતી હોય, ટાઢ એટલી બધી આવતી હોય કે આંગળાના નખો વાદળી રંગના થઇ જતા હોય, હાથપગ ને વાંસો દુખતાં હોય, ટાઢ લાગતી હોય તેથી તાવ ભરાયા પછી પણ કપડાં દૂર કરી શકાતાં ન હોય, પરસેવો ખાટો ગંધાતો હોય, અને તે શરીરની એકજ બાજુએ આવતો હોય, કપડાં દૂર કરવાથી ટાઢ લાગતી હોય, તાવ દર્મ્યાન ત્વચા સુષ્ક રહેતી હોય, એવા લક્ષણોવાળા તાવ માટે આ દવા સારી છે.

પેશાબની હાજત વારંવાર થતી હોય, પણ એક વખતે માત્ર થોડો પેશાબ ઉતરતો હોય, પેશાબમાં લોહી પડતું હોય, પેશાબની ખોટી હાજત થતી હોય, મૂત્રાશયને લકવાની અસર થઇ હોય, મૂત્રાશયમાં ચૂંક આવતી હોય અને થોડો થોડો પેશાબ ટપક્યા કરતો હોય ઇત્યાદિ મૂત્રવિકાર માટે આ દવા ઉપયોગીછે.

પુરૂષને કામવિકાર જલદી પ્રગટ થતો હોય, એશઆરામ અને મોજશોખને લીધે વીર્યપાત થતો હોય, અતિ વિષયભોગને લીધે તનમનની ખુવારી થઇ ગઈ હોય, વૃષણમાં દુખાવો જણાતો હોય, કે વૃષણનો વરમ થયો હોય, તો આ દવાથી કાંઇક સારો સુધારો થાય છે.

સ્રીને આર્તવ બહુ વહેલો આવતો હોય, અને તે ઘણા લાંબા વખત સુધી રહેતો હોય, આર્તવ અનિયમિત આવતો હોય, કાળું લોહી જતું હોય, અને સ્રી મૂર્છાગત જેવી થતી હોય, ગર્ભાશય નીચે ઉતરી આવ્યો હોય, પીડિતાર્તવ થતો હોય, પ્રસૂતિ સમયે વેદના થતી હોય, પરંતુ બાળકનો પ્રસવ થતાં વિલંબ થતો હોય, વેણ આવતી હોય, ત્યારે દસ્તને પેસાબની હાજત થયા કરતી હોય, કે ગર્ભાશયમાંથી લોહી પડતું હોય, તે સાથે દસ્તની હાજત કાયમ રહ્યા કરતી હોય તો આ દવાથી આરામ થાય છે.

**વૃદ્ધિ:**—જરાપણ અડકવાથી, કપડાં દૂર કરવાથી મગજની મહેનત પછી, જમવાથી ( એક બે કલાક સુધી, થંડી પણ કોરી હવાથી, ગરમ ઉત્તેજક પદાર્થો લેવાથી નાસીપાસ થવાથી, મનોવિકાર થવાથી, અને ઝાડો કબજ રહેવાથી રોગનું જોર વધે છે. સવારે ઉંઘમાંથી ઉઠયા પછી તેમાં પણ ખાસ કરીને આશરે ૯ વાગે તબીઅત વધારે નરમ જણાય છે.

**શાંતિ:**—ભેજવાળી પણ ગરમ હવામાં રહેવાથી, કપડાં ઓઢવાથી, અને દસ્ત સાફ આવવાથી રોગનું જોર કમી લાગે છે.

**ઉપયોગ:**—આ દવાની ૧xથી ૩૦ અંશ સુધીની બનાવટો વપરાય છે. તે પહેલાં અગર પાછળથી સલ્ફર આપવાથી સારી અસર થાય છે. સાંજની વખતે આપવાથી વધારે ગુણકારી નીવડે છે.

**સરખાવો:**—કેમોમિલા, ઇગ્નેશીઆ, સ્ટેફિસેગ્રિઆ, ઑરમ, નેટ્રમમ્યુર, બ્રાયોનિઆ ( કબજીઅત માટે ), નેટ્રમ કાર્બ ( ચક્કર આવતાં હોય તે માટે ) લાઇકોપોડીઅમ, હાઇડ્રાસ્ટીસ (અન્નાશયની નબળાઇ માટે), ગ્રેફાઈટીસ, ( આંતરડાના દર્દ માટે ).

## ૯૮. ઇનેન્થી ક્રોકેટા ૧x,૬.

( Œnanthe Crocata ).

વૉટર ડ્રૉપવર્ટ ના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**આ દવા વાઇને મળતી આંચકી મટાડવામાં ઉપયોગી થઈ પડે છે. સ્રીને રજોદર્શન દરમ્યાન અગર ગર્ભાધાન દરમ્યાન જો આંચકી ઉપડી હોય, તો આ દવાથી આરામ થાય છે. આંચકીમાં ચહેરાના સ્નાયુઓ ખેંચાતાં હોય, તે આ દવાનું મુખ્ય લક્ષણ છે.**

માથું ભારે લાગતું હોય, ચક્કર આવતાં હોય, ઉન્માદનાં લક્ષણ જણાતાં હોય, ચ્હેરો કાળો પડી ગયો હોય, આંખો ફાટી રહી હોય, કીકી વિસ્તૃત હોય, ચ્હેરાના સ્નાયુ ખેંચાતાં હોય, મોઢામાં ફીણ આવતાં હોય, ધનુર કે ચમકના જેવું લક્ષણ જણાતું હોય, શ્વાસ ઘુંટાતો હોય, શરીર કમાન વળી જતું હોય, ઇત્યાદિ સમયે આ દવા ઉપયોગી થઈ પડે છે. સીકયુટા અને કાલી બ્રોમાઈડ પણ એવે પ્રસંગે લક્ષણો મળતાં આવતાં હોય, તો કામ લાગે છે.

માત્રા:—૩×થી ૬× સુધીની બનાવટમાંથી બે બે ટીપાં જરૂર પડે તેટલી ઉતાવળે આપવાં.

---

## ૯૯. ઓપીઅમ. ૩×, ૩૦.

( Opium. )

આ દવા અફીણમાંથી બનાવાય છે, અફીણના સેવનથી જેવાં લક્ષણો થાય છે, તેવાં સઘળાં લક્ષણો ઉપર તે અસરકારક નીવડે છે. હોમિયોપથિનો નિયમ આ એક દવા ઉપરથી પણ હરકોઇ સક્ષ સમજી સમજી શકશે, કેમકે અફીણની અસર કેવી થાય છે, તેની વાત કોઇકથીજ અજાણી હશે, અફીણમાં મુખ્ય બે સત્વો રહેલાં છે. મોર્ફાઈન અને કોડીન. અફીણમાંથી કૃત્રીમ રીતે એપોમોર્ફાઇન નામની એક દવા બનાવાય છે.

જ્ઞાનેંદ્રિઓ અસાધારણ રીતે નિર્બળ પડી ગઇ હોય, તે એટલે સુધી કે કોઇવાર કશી દવાની પણ અસર થતી નથી. મન ખિન્ન થઇ ગયું હોય, ઉંઘ આવતી હોય તેવી સુસ્તી રહેતી હોય; શરીરની ફુરસદને ચંચળતા નાશ પામી હોય, અંદરનાં અવયવો પણ મંદ પડી ગયાં હોય, ત્વચા ઉપર પરસેવો રહ્યા કરતો હોય, ઉંઘ બહુ આવતી હોય અને તે દરમ્યાન શ્વાસોચ્છ્વાસનો અવાજ બીજા સાંભળે એવો મોટો થતો હોય, દવાઓની અસર પણ જલદી જણાતી ન હોય, શરીર ગરમ થાય તેવા ઉપાય કરવાથી દરદ વધારે થતું હોય, વગેરે ચિન્હો આ દવાને સુચવે છે.

મન એટલું બધું અસ્વસ્થ થઇ ગયું હોય કે દરદી બરાબર જવાબ દેતો ન હોય, બાહ્ય વસ્તુઓનું જ્ઞાન જરા પણ રહ્યું નહોય, માથે લોહી ચડી ગયું હોય એવા ચિન્હો જણાતાં હોય, ભયંકર સ્વપ્નાં કે વિચારો થતા હોય, પોતાને શું દરદ થાય છે, તે સમજી શકતો ન હોય, કે કાંઈ ભય લાગવાથી ચમકી જતો હોય, અગર ભયથી તન મનને નઠારી અસર થઇ આવી હોય નીતિ સંબંધી જરા પણ લાગણી ન હોય, દર્દી તદ્દન જુઠો બોલો હોય.

માથું ભારે લાગતું હોય, ફેર આવતા હોય, સન્નિપાત થયો હોય, ભય લાગ્યા પછી ચક્કર આવતાં હોય, માથાની પછવાડેના ભાગમાં બોજો લાગતો હોય, માથું ફાટતું હોય કે મગજને લકવાની અસર જણાતી હોય તો આ દવાથી સારૂં થાય છે.

આંખો અડધી ઉઘાડી રહેતી હોય, આંખો મોટી લાગતી હોય, કીકી સંકુચિત રહેતી હોય, કીકી તેજથી નાની મોટી થતી ન હોય, અથવા બીજી રીતે જ્ઞાન થવાની લાગણી દર્શાવતી ન હોય, હાલતી ચાલતી ન હોય ઇત્યાદિ આ દવાને સૂચવેછે.

ચ્હેરો લાલ, સુજેલો, કે કાળાશ પડતો દેખાતો હોય, જાણે કાંઇ માદક પદાર્થ લીધો હોય એમ લાગતું હોય, મોઢાના ખૂણા ખેંચાતા હોય, ચ્હેરાની ભૂરી નસો ફુલેલી હોય, નીચલું જડબું ઢીલું પડી ગયેલું રહેતું હોય, કે ચ્હેરો ખેંચાઇને કદ્રુપ થઈ ગયો હોય વગેરે સૂચક ચિન્હો છે.

મોઢું સુકું રહેતું હોય, જીભ કાળી અને લકવાથી નબળી પડી ગયેલી હોય, થુંકમાં લોહી નીકળતું હોય, તૃષા અતિશય લાગતી હોય, એ સર્વે આ દવાનું સ્મરણ કરાવે છે.

અન્નાશયમાં એવો બગાડ થઇ ગયો હોય કે ભુખ લાગતી હોય, પણ ખાવાનું ભાવતું ન હોય, ઉલટી થતી હોય, પેટમાં દુખતું હોય, ઉલટીમાં મળ પડતા હોય, સારણ થઇ હોય, પેટ કઠણ થઇ ગયું હોય, સીસાની ધાતુના ઝેરને લીધે પેટમાં ચૂંક આવતી હોય, ગોળો ચડતો હોય, અને તે વખતે દસ્તની હાજત થતાં કઠણ દસ્ત આવતો હોય એવે એવે વખતે આ દવા ઉપયોગી થઈ પડે છે.

દસ્તની કબજીઅત મટતી ન હોય, દસ્તને માટે હાજત થતી ન હોય, દસ્તમાં ગોળ કાળા રંગના કઠણ ગાંઠા નીકળતા હોય, દસ્તનો કેટલોક ભાગ ગુદાદ્વારની બહાર નીકળ્યા પછી પણ તરત નીચો

પડવાને બદલે અંદર પાછો ખેંચાઇ જતો હોય, પેડુમાં કે મળાશયમાં દુખાવો લાગતો હોય, અગર દસ્ત કાળો ગંધાતો અને ફીણુ વળતો આપોઆપ ઉતરતો હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**શ્વાસોશ્વાસ** ઉંઘ દર્મ્યાન એટલો બધો મંદ પડી જતો હોય કે બંધ થઇ જશે એમ લાગતું હોય, અને તે બરાબર ચાલે તે માટે દરદીને જાગૃત રાખ્યા કરવો પડતો હોય, સાદ ખોખરો બોલતો હોય, **શ્વાસ ઘુંટાતો હોય, નસકોરાં જોરથી બોલતાં હોય,** લાંબો ટુંકો વિરામ લેતાં અનિયમિત શ્વાસ ચાલતો હોય, રક્તાશય પાસે દાહ લાગતો હોય, ઉધરસ આવતી હોય, શ્વાસ પુરો ન લેવાય તેથી ચ્હેરો ભૂરા રંગનો થઇ જતો હોય, કે ઉધરસ આવ્યા પછી લોહી પડતું હોય તો આ દવાથી આરામ થવા લાગે છે.

**ઉંઘ** બહુ આવતી હોય, **બેભાન થઇ ગયા જેવી નિદ્રા** આવતી હોય, ઉંઘમાં વિષય સંબંધી સ્વપ્નાં આવતાં હોય, બાળકને કુતરા બીલાડા કે કાળા સ્વરૂપવાળાં કાંઇ સ્વપ્નાં આવતાં હોય, દરદી બીછાનાનાં કપડાં ચુંથતો હોય, આંખમાં ઉંઘ ભરી હોય, પણ બરાબર ઉંઘાતું ન હોય, છેટે કાંઇ અવાજ થતા હોય, તેથી ઉંઘમાં ખલેલ પહોચતી હોય બીછાનું બહુ ગરમ લાગતું હોય, વગેરેમાં આ દવા આપવી જોઇએ.

**તાવ** આવ્યો હોય, ત્યારે પ્રથમ એટલી ટાઢ આવી હોય, કે શરીર ધ્રુજતું હોય, પછી શરીર ગરમ થાય, ત્યારે ઉંઘ અને પરસેવો આવતો હોય, તાવ દર્મ્યાન **દરદી તદ્દન બેભાન રહેતો હોય,** નસકોરાં બોલતાં હોય, તથા અવયવો તણાતાં હોય, ન્યુમોન્યામાં દર્દી એવો બેભાન હોય કે કોઇ પણ રીતે શુદ્ધિમાં આવતો ન હોય,

**હાથ પગ** કમ્મર તરફ ખેંચાતા હોય, ગળાની ભુરી રગો ફુલી ગઇ હોય, હાથ પગ કે કોઇ બીજા અવયવને લકવાની અસર થઇ હોય, પણ તેમાં કશો દુખાવો થતો ન હોય, અંગનો કોઇ ભાગ ખેંચાતો હોય, બ્હેર મારી ગયો હોય, આંચકી આવતી હોય, પ્રકાશને લીધે આંચકી વિશેષ ઉપડતી હોય, વગેરે લક્ષણોમાં આ દવા અસરકારક નીવડે છે.

**ત્વચા** ઉપર ઉષ્ણ પરસેવો સાથળ વગેરે નીચલા ભાગો સિવાય સઘળે સ્થળે આવતો હોય, અને દર્દી લુગડાં કાઢી નાખતો હોય.

**પેશાબ** ધીમો ધીમો ઉતરતો હોય, ભય લાગવાથી પેશાબ બંધ થઈ ગયો હોય, અગર પોતાની મેળે ઉતરી જતો હોય, કે મૂત્રાશય શક્તિહીન અગર જ્ઞાનહીન થઇ ગયો હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**સ્ત્રીને** ભય લાગવાથી આર્તવ બંધ થઇ ગયો હોય, વેણુ આવતી હોય, તે બંધ થઇ ગઇ હોય, અને બેશુદ્ધિ સાથે આંચકીનું લક્ષણ જણાતું હોય, પ્રસૂતિની આંચકી ઉપડી આવી હોય, તે સાથે બેશુદ્ધિ પણ રહેતી હોય, ભયથી ગર્ભપાત અધુરે મહિને થાય એમ લાગતું હોય, અગર પ્રસવ પછી ચાલતો પ્રવાહ બંધ થઇ ગયો હોય, અને સ્ત્રી નિદ્રામાં પડી રહેતી હોય, ત્યારે આ દવા કિંમતી થઇ પડે છે.

**વૃદ્ધિ:**—વ્યાધિઓ ગરમીમાં, નિદ્રા દર્મ્યાન, તથા નિદ્રા પછી વધારે બળવાન થાય છે.

**શાંતિ:**—ઠંડા પદાર્થના સેવનથી તથા હરવા ફરવાથી રોગનું જોર મંદ પડે છે.

**સરખાવો:**—હેચિસિસ, હાયોસ્યામસ, કોરીઆ, બેલાડોના, જેલ્સીમીઅમ, નક્સ મૉસ્કેટા.

**માત્રા** વગેરે:—આ દવાની ૩×થી ૩૦ અને ૨૦૦ અંશવાળી બનાવટોને સાધારણ રીતે વપરાય છે, તેની વિરોધી દવા ઇપીકાકયુઆના છે; તેથી તેનું વિષ કમ થાય છે. હૉમીઓપૅથિ સિવાયની અફીણની બીજી બનાવટો પણ એલૉપૅથીક રીતે ઘણી વપરાય છે. સાધારણ રીતે એકલા અફીણની માત્રા ૧ ગ્રેઇન છે. તેમાંથી એલોપેથીમાં **લૉર્ડનમ** નામનો અર્ક બનાવાય છે તેની માત્રા ૫ થી ૧૫ ટીપાં જેટલી છે, તેની શરબત જેવી બનાવટ થાય છે, તે **એલીકઝીર પારીગોરીક** કહેવાય છે, તેની માત્રા આશરે અડધા આઉંસ સુધીની છે, વળી તેમાંથી **મોર્ફીન** તથા **કોડીન** એવાં બે સત્વો કાઢવામાં આવે છે, તેમાંથી પહેલાની માત્રા $\frac{1}{8}$ ગ્રેઇન છે ને બીજાની માત્રા $\frac{1}{2}$ ગ્રેઇન છે.

**ડાવર્સ પાઉડર** વપરાય છે, તેની માત્રા ૫ થી ૧૫ ગ્રેઇન છે. તે ઝાડો બંધ કરવા અગર સળેખમ મટાડવા માટે અપાય છે.

## ૧૦૦. પૅસીફ્લૉરા ઇન્કાર્નેટા.

( Passiflora Incarnata ).

પૅશન ફ્લાવરના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બને છે, અને તે આકર્ષ કે ખેંચતાણ મટાડવા માટે બહુ ઉપયોગી છે. બચ્ચાંઓ રડ રડ કરતાં હોય, તથા પેટમાં કૃમિ થયાં હોય, તેથી તાવ આવતો હોય, કે દાંત આવતા હોય બચ્ચું અંચકાતું હોય, ધનુર્ જેવું લાગતું હોય, હિસ્ટીરીઆ થતું હોય, ઝાડો થયો હોય, તે સાથે પેટમાં દુખતું હોય, સખત ઉન્માદ થઇ આવ્યો હોય, શરીર નબળું રહ્યા કરતું હોય, અને દર્દી **બીલકુલ ઉંઘી શકતો ન હોય,** ત્યારે આ દવાથી ઠીક થાય છે. દમ ચડી આવ્યો હોય, ત્યારે આ દવાના મધર ટીંકચરનાં દશ કે વીશ ટીપાં દશ દશ મીનીટે આપવાં. વૃદ્ધ માણસોને ચિંતા કે મગજના થાકને લીધે ઉંઘ ઉડી ગઇ હોય, ત્યારે આ દવા ઉપયોગી થઇ પડે છે. જેમને આંચકી આવવાની આદત હોય તેમને પણ લાભકારી છે.

ઉપયોગ:—મધર ટીંકચરના ૧૦ થી ૩૦ ટીપાં અપાય છે.



## ૧૦૧. ફીલેન્ડ્રીઅમ ૩×, ૬×

( Phellandrium ).

**આ દવા ક્ષયમાં બહુ ગુણકારી નીવડે છે. જ્યારે ગંધાતો કફ પડતો હોય અને ક્ષયની ઉધરસ આવતી હોય, ત્યારે આ દવાથી ફાયદો થાય છે. ફેફસાના વચલા ખંડમાં બગાડ થયો હોય, બધી વસ્તુઓનો સ્વાદ મીઠાસ ભરેલો લાગતો હોય, ફેફસામાંથી લોહી પડતું હોય, જીર્ણ જ્વર આવતો હોય અને ઝાડો થઈ આવતો હોય, ત્યારે આ દવા ઉપયોગી થઈ પડે છે.**

**માથાના** તાળવાના ભાગમાં ભાર લાગતો હોય માથાનો દુખાવો આંખમાં જતો જણાતો હોય, લમણા અને આંખો દુખતી (neuralgia) હોય, તો તે પણ આ દવાને સૂચવે છે,

**છાતીમાં** મધ્ય અસ્થિ પાસે જમણી બાજુએ દુખાવો કાયમ રહ્યા કરતો હોય, શ્વાસની મુંઝવણ જણાતી હોય, સવારમાં ઉધરસ બહુ આવતી હોય, બહુજ કફ પડતો હોય, અને તે ગંધાતો હોય, સાદ બેસી જતો હોય વગેરે આ દવાથી મટે છે.

**સ્ત્રીને** સ્તનમાં દુધની નળીઓમાં દુખાવો લાગતો હોય, તેને માટે આ દવા યોગ્ય છે.

**જ્વર** ઝીણો ઝીણો આવ્યા કરતો હોય, પરસેવો બહુ આવતો હોય, અને તેથી નબળાઇ થતી હોય, ખાટા પદાર્થો ખાવાની ઇચ્છા થતી હોય, એ સઘળાં ચિન્હો પણ આ દવાથી દૂર થાય છે.

ઉપયોગ:—૩×થી ૬×, અંશ સુધીની બનાવટો વપરાય છે. ક્ષયમાં ૬×થી ઉતરતા અંશની બનાવટ અસર કરતી નથી.

સરખાવો:—કાલીફૉસ, કાલીમ્યુર.

---

## ૧૦૨. ફૉસ્ફૉરીકમ ઍસિડમ ૧×, ૩×

( Phosphoricum Acidum ).

આ દવા ફૉસ્ફરસના તેજાબમાંથી બનાવાય છે.

**મજ્જાતંતુ જેનું મુખ્ય સ્થાન મગજ છે તેની નબળાઈ એ આ દવાનું ખાસ સૂચક ચિન્હ છે. જેઓને પ્રથમ મનની નબળાઇ થતી હોય, અને પછી શરીરની નબળાઇ થતી હોય, જેની જુવાની બહુ થોડા વખત સુધી ચાલ્યા પછી તરત વૃદ્ધાવસ્થા આવેલી જણાતી હોય, જેઓને મગજની મહેનત બહુ પડતી હોય, જેઓને તીક્ષ્ણ વ્યાધિઓ બહુ થતા હોય, જેઓ અફસોસ ચિંતા અને અસંતોષમાં ગરકાવ થઇ રહેતા હોય, જેઓ આહાર વિહારમાં બહુ અનિયમિત રહેતા હોય, વિષયભોગ બેઅંદાજે ભોગવતા હોય, ધાત જતી હોય, કે હરકોઇ સ્થળેથી રક્તસ્રાવ થતો હોય, તેઓને આ દવા ગુણકારી થઈ પડે છે.**

**સ્વભાવ** બેદરકાર થઈ ગયો હોય, યાદશક્તિ ગુમ થઇ ગઇ હોય, કોઇની દયા આવતી ન હોય, પોતાના કામ સંબંધી કે બીજાના શ્રેય સંબંધી પરવા રહેતી ન હોય, બરાબર વિચાર કરવાની તસ્દી લેવાનું મન થતું ન હોય, વાતચિત કરવામાં સાચા શબ્દો જડતા ન હોય, સમજશક્તિ કમ હોય, ચિંતાને લીધે અગર પોતાના ઇરાદામાં નાસીપાસ થવાથી મગજ બગડી ગયું હોય, સન્નિપાત થયો હોય તેમાં જડતા સાથે સમજશક્તિનો નાશ વધારે જણાતો હોય, નાઉમેદી બહુ થઇ હોય એવાં એવાં ચિન્હોમાં આ દવા બહુ ઉપયોગી છે.

**માથું** ભારે રહેતું હોય, હલાવવાથી કે અવાજ થવાથી માથું વધારે ભારે લાગતું હોય, માથું ભંગાતું હોય એવું દર્દ થતું હોય, મથાળા ઉપર દબાણ લાગતું હોય, વૃદ્ધાવસ્થા આવ્યા પહેલાં વાળ ધોળા થઇ જતા હોય, અગર ખરી પડતા હોય, સ્ત્રી સાથે સંયોગ થયા પછી માથાંમાં દુખાવો લાગતો હોય કે બહુ વાંચવા લખવાથી માથાનું દર્દ વધતું હોય, તો આ દવાથી મટે છે.

**આંખોની** ફરતી વાદળી રંગની કુંડાળીઓ પડતી હોય, આંખનાં પોપચાં સુજેલાં રહેતાં હોય, કીકી વિસ્તૃત રહેતી હોય, કાચના જેવી દેખાતી હોય, આંખો બહુ મોટી લાગતી હોય, હસ્ત ક્રિયા કરવાથી નેત્રની શક્તિ મંદ પડી ગઇ હોય, ઇત્યાદિ દર્દો આ દવાથી દૂર થાય છે.

**કાનમાં** ગણગણાટ જેવા મોટા અવાજ સંભળાતા હોય, અને શ્રવણ શક્તિ મંદ પડી હોય, ત્યારે આ પણ આ દવાથી ઠીક થાય છે.

**નાકમાંથી** લોહી પડતું હોય, તો આ દવાથી બંધ થાય છે.

**મોઢાના** હોઠ સુકા રહેતા હોય, અને ફાટી જતા હોય, અવાળુમાંથી લોહી પડતું હોય, દાંતનો ઘણો ભાગ અવાળુથી ઢંકાયાવિના રહેતો હોય, જીભ સુજેલી રહેતી હોય, ચીકણી લાલ ને શ્લેષ્મ જામ્યા કરતાં હોય, એવાં એવાં ચિન્હો આ દવાને સૂચવેછે.

**મોઢું** ફિકકું અને તેજ વગરનું હોય, ચામડી તણાતી હોય ને ચ્હેરાની એક બાજુ થંડી રહેતી હોય, તો તે આ દવાથી સુધરે છે.

**હોજરી**માં જમ્યા પછી ભાર લાગતો હોય, ખાટું ખાધા પછી મોળ આવતી હોય, ખાટા ઓડકાર આવતા હોય, કઠણ પદાર્થ ખાવાની અરૂચિ થતી હોય, પ્રવાહી પદાર્થોની રૂચિ થતી હોય એ લક્ષણો આ દવાને સૂચવે છે.

**પેટમાં** ગડબડ રહેતી હોય, અને પ્લીહાની વૃદ્ધિ થઇ હોય તો આ દવાથી બેસી જાય છે.

**ઝાડો** થઇ આવ્યો હોય, તે આપો આપ ઉતરી જતો હોય તે સફેદ ને પાણી જેવો હોય, પણ તે સાથે બીલકુલ દુખાવો ન હોય, પવન બહુ છૂટતો હોય, વગેરેમાં આ દવા બહુ ઉપયોગી થઇ પડે છે.

**શ્વાસોચ્છ્વાસ** લેતાં મુશ્કેલી પડતી હોય, વાતો કરવાથી છાતી ખાલી પડતી હોય, ખારો કફ નીકળતો હોય, કે ખાલી ઉધરસ આવતી હોય, સાદ બેસી જતો હોય, કે મગજનો થાક લાગવાથી છાતીનાં દરદ થઇ આવતાં હોય, ત્યારે આ દવાથી ફાયદો થાય છે.

**રક્તાશય**નો ધબકારો નાની ઉમ્મરમાં થઇ આવતો હોય, ચિંતા કે હસ્તક્રિયાની માઠી ટેવને લીધે ધબકારો વારંવાર ઉપડી આવતો હોય, નાડી અનિયમિત ચાલતી હોય, એવી રક્તાશયની નબળાઇ સૂચવનારાં લક્ષણો માટે આ દવા સારી છે.

**હાથપગ**માં નબળાઇ લાગતી હોય, સાંધા દુખતા હોય, હાડકામાં દુખાવો લાગતો હોય, કેડ ને વાંસો દુખતો હોય, અશક્તિ બહુ લાગતી હોય, રાતે હાડકાં બહુ દુખતાં હોય, ચાલતાં ઠેસાં બહુ આવતાં હોય અને યોગ્ય સ્થળે પગલું મુકી શકાતું ન હોય, આંગળા, તથા સાંધાની વચમાં ચળ આવતી હોય એ સર્વે આ દવાથી નાશ પામે છે.

**ત્વચા** ઉપર ગુમડાં થઇ આવતાં હોય, ચાંદાં પડતાં હોય, તેમાંથી ગંધાતું પરૂ નીકળતું હોય, વાળ ખરી પડતા હોય, ત્વચા ઉપર કીડીઓ ચાલતી હોય એમ લાગતું હોય, વગેરે દર્દો બીજાં ચિન્હો મળતાં હોય, તો આ દવાથી દૂર થાય છે.

**ઉંઘમાં** દર્દી ઉઠીને હરવાફરવા લાગતો હોય, વિષય સંબંધી સ્વપ્નાં આવતાં હોય, અને તે સાથે વીર્યપાત થતો હોય, તો તે આ દવાથી બંધ થાય છે.

**જ્વર** આવતો હોય ત્યારે ટાઢ વાયા કરતી હોય, રાતમાં અને સવારમાં પુષ્કળ પરસેવો આવતો હોય, ઝીણો તાવ રહ્યા કરતો હોય અને તે દર્મ્યાન સમજશક્તિ કમ રહેતી હોય, તો તે પણ આ દવાને સૂચવે છે.

**પેસાબ**માં દુધ જેવી ધાત જતી હોય, મધુપ્રમેહ થયો હોય, પેસાબ ઉતર્યા પછી દાહ થતો હોય, કે રાતમાં વારંવાર પેસાબ કરવા ઉઠવું પડતું હોય, તો તે આ દવાથી મટે છે.

**પુરૂષ**ને રાતમાં અને દસ્ત ઉતરતી વખતે વીર્યપાત થતો હોય, વીર્યોત્પાદક નળીમાં વરમ થયો હોય, પુરૂષત્વ કમ થઇ ગયું હોય, પુરૂષ ચિન્હ નબળું અને ઢીલું રહેતું હોય, પ્રોસ્ટેટગ્લાંડમાંથી ધાત નીકળી પડતી હોય, વૃષણ ઉપર ખરજવું થયું હોય,

ગુહ્યાવયવ ઉપર સોજો ચડયો હોય, કે સાઇકોસીસના ચિન્હ જણાતાં હોય, તો આ દવા આપવી.

સ્ત્રીને આર્તવ પછી પીળાસ પડતી પ્રદરની ધાત જતી હોય, ચળ બહુ આવતી હોય, આર્તવ બહુ વહેલો આવતો હોય, અને રક્ત બહુ વહેતું હોય, ધાવણ બહુ થોડું આવતું હોય, અને બચ્ચાને ધવરાવવાથી શરીર નબળું પડી જતું હોય, કે કાંઇ વ્યાધિ થઇ આવતો હોય, તો આ દવા ગુણકારી નીવડે છે.

**વૃદ્ધિ:**—તનનો કે મનનો બહુ શ્રમ પડવાથી, વાતો કરવાથી, લાળ જવાથી, રક્તસ્રાવ થવાથી, ધાત જવાથી કે વીર્યપાત થવાથી જે જે વ્યાધિઓ વધતા હોય, તે તે વ્યાધિઓ આ દવાથી મટે છે; વૃદ્ધાવસ્થા વહેલી આવવા લાગી હોય, ત્યારે આ દવા કિંમતી થઇ પડે છે.

**શાંતિ:**—ગરમ કપડાં પહેરવાથી, તથા આરામ અને ઉંઘથી દર્દ નરમ પડે છે.

**સરખાવો:**—ચાઇના, નક્ષવોમીકા, ફોસ્ફરસ, ( કૉફીનો ગુણ આ દવાથી વિરૂદ્ધ છે ).

---

## ૧૦૩. ફૉસ્ફરસ ૬, ૩૦, ૨૦૦.

## ( Phosphorus )

ઉંચા અંશની દવા માત્ર એક વખત આપવી.

**દર્દી શરીરે ઉંચો, પાતળો અને સાંકડી છાતીનો હોય, વીર્ય, રક્ત, કે એવો કોઇ પ્રવાહિ શરીરમાંથી ચાલ્યો જવાથી તેનું શરીર નિર્બળ થઇ ગયું હોય, ક્ષય લાગુ પડે તેવો નબળો બાંધો હોય, વાળ નરમ હોય, બીજા માણસોથી દબાઇ જાય તેવો સ્વભાવ હોય, મજ્જાતંતુઓ થાકી ગયા હોય, શરીર સુકાઇ ગયું હોય, રક્તસ્રાવ વારંવાર નજીવા જખમમાંથી થતો હોય, કોઇપણ અવયવનું ચરબીમય રૂપાંતર થયું હોય, કે હાડકાનો સડો થયો હોય, તેવા સંજોગોમાં આ દવા બહુ ઉપયોગી થઇ પડે છે. આર્સેનિકમની માફક આ દવાને માટે પણ દાહ એ એક ખાસ સૂચક ચિન્હ છે.**

**શ્વાસમાર્ગ**નો વરમ, આયોડીનના ઉપયોગથી થયેલી માઠી અસર, મીઠું બહુ ખાવાથી થયેલી શરીરની હાની, લકવાનાં ચિન્હો, ઉપદંશની તૃતીય અવસ્થા, ત્વચા અને મજ્જાતંતુને ઉપદંશની થયેલી બુરી અસર, સ્કર્વિનો રક્તદોષ, કમળાની અસર, અને રક્તસ્રાવ દૂર કરવામાં આ દવા વખણાય છે.

**મન** બહુ અફસોસ અને ચિંતામાં રહેતું હોય, સહજ ચીડાઇ જતું હોય, બહારના પદાર્થોની લાગણી જલદી થતી હોય, યાદશક્તિ ગુમ થઈ ગઇ હોય, ઘેલછાને લીધે લકવો થયો હોય, અતિ હર્ષયુક્ત ઉન્માદ રહેતો હોય, દરદી એકલા રહેવાની હિંમત ધરી શકતો ન હોય, મગજ થાકી ગયું હોય અને તેથી અભ્યાસ તરફ લક્ષ રહેતું ન હોય, ઘેલછા થઇ હોય, તે વખતે દરદી પોતાની જાતને કોઇ મોટો સક્ષ માનતો હોય.

**માથામાં** વૃદ્ધ માણસને સવારમાં ફેર આવતા હોય, કરોડમાંથી ગરમી ઉપર ચડતી હોય એમ જણાતું હોય, ચ્હેરાના કોઇ ભાગ જેવા કે દાંત, આંખ કે કાનમાં દુખાવો રહેતો હોય, અને તે ભાગ ઉપર ગરમ કપડું વીંટી રાખવાથી દુખાવો કમ થતો હોય, લાંબા વખતથી માથામાં લોહીનો જમાવ રહેતો હોય, દરદીને તેથી ચક્કર આવતાં હોય, અને તે સાથે તે બેભાન રહેતો હોય, માથાના વાળ ખરી પડતા હોય ઇત્યાદિ દર્દો આ દવાથી મટે છે.

**આંખે** મોતીઓ થયો હોય, બધું ઝાંખુ દેખાતું હોય, કાળા ડાઘ ન હોય છતાં દેખાતા હોય, બરાબર જોવાને માટે આંખ ઉપર હાથ રાખીને છાંયો કરવો પડતો હોય, દીવા ફરતું લીલા રંગનું મંડળ દેખાતું હોય, અક્ષરો લાલ દેખાતા હોય, દ્રષ્ટિતંતુ પોષણ વિના નબળું પડી ગયું હોય, **આંખનાં પોપચાં સુજી ગયેલાં રહેતાં હોય,** તંબાકુના વ્યસનને લીધે દ્રષ્ટિ મંદ પડી હોય, વસ્તુઓ બેવડી દેખાતી હોય, વિષયોપભોગ બેઅંદાજે કરવાથી દ્રષ્ટિ નબળી પડી ગઇ હોય, કે ઝામરવા થયો હોય.

**કાને** શ્રવણ શક્તિમંદ થઇ ગઇ હોય, અને તેનું કારણ મગજની નબળાઇ કે ટાઇફોઇડ તાવની અસર હોય, તો આ દવાથી સુધરે છે.

**નાકમાંથી** લોહી પડતું હોય, સ્ત્રીને રજોદર્શનને બદલે નસકોરી ફુટવાનું દરદ થયું હોય, નાકના અસ્થિમાં વરમ થયો હોય, ખોટી દુર્ગંધ લાગ્યા કરતી હોય, લાંબા વખતથી સળેખમ હોય, અને થોડું થોડું લોહી પડતું હોય, નાકમાં મસો થયો હોય, અને તેમાંથી

સહેજ વાતમાં લોહી નીકળતું હોય એવાં એવાં નાકનાં દરદો આ દવાથી મટે છે.

**ચ્હેરો** ફિક્કો માંદલા જેવો કે મડા જેવો થઇ ગયો હોય, આંખોની નીચે વાદળી રંગનાં કુડાળાં પડયાં હોય, ચ્હેરાના અસ્થિમાં ફાડી નાખવા જેવું દર્દ થતું હોય ન્યુમોન્યામાં અમુક ભાગમાં રતાશ થઇ આવી હોય, કે નીચલા જડબાના અસ્થિમાં સડો ઉત્પન્ન થયો હોય, કેટલાક દીર્ઘ વ્યાધિઓમાં પરિણામે ચ્હેરો મડદા જેવો સુકો ને બેસી ગયેલો થઇ જાય છે, તે વખતે આ દવાનો વિચાર કરી જોવો યોગ્ય છે.

**જીભ** કોરી અને ધોળી રહેતી હોય, તરસ બહુ લાગતી હોય, અને **બરફ જેવું થંડુ પાણી પીવાની ઇચ્છા થતી હોય**, તો આ દવાથી ફેર પડે છે.

**હોજરી**માં દુખાવો રહેતો હોય, તે બરફ જેવા થંડા પદાર્થો લેવાથી મંદ પડતો હોય, ઉલટી બહુ થતી હોય, અને જમ્યા પછી તરતજ ખોરાક બહાર નીકળી જતો હોય, પાણી પણ પેટમાં ટકતું ન હોય, જમ્યા પછી બહુ ઓડકાર આવતા હોય, મોઢું ખાટું રહ્યા કરતું હોય, હોજરીના ભાગ ઉપર સ્પર્શ ખમી શકાતો ન હોય, હોજરીનો વરમ થયો હોય, બહુ મીઠુ (salt) ખાવાથી હોજરી બગડી ગઇ હોય, અગર એકી વખતે ઘણો ખોરાક લઇ શકતો ન હોય, અને થોડી થોડીવારે ખોરાક લીધા વિના ચાલતું ન હોય, રાતમાં પણ દર્દી થોડુક ખાવા માટે ઉઠતો હોય ત્યારે આ દવાથી સારો સુધારો થાય છે.

પેટમાં ઝીણું કાપી નાખવા જેવું દર્દ થતું હોય, યકૃતનો તીક્ષ્ણ વરમ થયો હોય, કમળો થયો હોય, કે પેઁઢિયાઝનું દર્દ હોય તો પણ આ દવાની જરૂર પડે છે.

**દસ્ત**માં લાંબા પાતળાને કડણ ગાંઠા નીકળતા હોય, દસ્તની સાથે મળાશયમાંથી લોહી પડતું હોય, કે દુખાવા વિના ઝાડો થઇ આવ્યો હોય અને તેથી બહુ નબળાઈ આવી ગઇ હોય, તો આ દવાથી સારૂં થાય છે.

ગળું આવી ગયું હોય, સાદ બેસી ગયો હોય, ગળામાં દુખાવો થતો હોય, તેથી વાતચિત થઇ શકતી ન હોય, ખાલી **ઉધરસ** આવતી હોય, થંડી હવાને લીધે ઉધરસ વધારે આવતી હોય, છાતી ઉપર બહુ ભાર લાગતો હોય,—ગરમી જણાતી હોય, **ફેફસાનો વરમ** (pneumonia) થયો હોય, તે સાથે ભીંસ બહુ લાગતી હોય, ડાબી બાજુએ સુવાથી વધારે દર્દ લાગતું હોય, ઉધરસના જોરથી આખું શરીર ધ્રૂજતું હોય, બડખા નીકળતા હોય તેમાં લોહી કે પરૂ નીકળતું હોય, વારંવાર ફેફસામાંથી લોહી પડતું હોય વગેરે આ દવાથી દૂર થાય છે ઉંચા અંશ (૨૦૦)ની દવા આપવાથી વ્યાધિ મટે છે, અને નિચા અંશની (૬×) દવા આપવાથી ક્ષય રોગ વધે છે.

**રક્તાશય**નો ધબકારો થઈ આવતો હોય, તે સાથે બેચેની રહેતી હોય, કે નાડી ઉતાવળી, નાની અને પોચી હોય, તો આ દવા આપવી.

**હાથપગ**ના આંગળામાંથી જ્ઞાન શક્તિ અને ગતિ નાશ પામવા લાગી હોય, હાથ બ્હેર મારી-ગયા હોય, કે શ્રમ લેવાથી શરીર ધ્રૂજતું હોય, તો તેવી નબળાઇ આ દવાથી નાશ પામે છે.

**ઉંઘ** વૃદ્ધાવસ્થાને લીધે ઉડી ગઇ હોય, સ્વપ્નાં બહુ આવતાં હોય, રાત્રે મોડી ઉંઘ આવતી હોય, અને સવારમાં ઉઠતી વખતે નબળાઇ જણાતી હોય, થોડીથોડીવાર ઝોકાં આવતાં હોય, અને વળી ઉંઘ ઉડી જતી હોય, કે જમ્યા પછી તરત ઝોકાં આવતાં હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

**તાવ** ઝીણો આવતો હોય, ત્યારે નાડી નાની પણ ઉતાવળી ચાલતી હોય, રાતમાં ચીકણો પરસેવો બહુ આવતો હોય, ભુખ બહુ લાગતી હોય, અગર તીક્ષ્ણ ટાઇફોઇડની જાતનો તાવ હોય, અને બીજાં લક્ષણો મળતાં આવતાં હોય.

**ત્વચા** ઉપરના જખમમાંથી બહુ લોહી વહેતું હોય, ક્ષત પડતાં હોય, પર્પરાનો રક્તદોષ થયો હોય ને તેથી રક્તસ્રાવ થતો હોય, કે સ્કર્વિનો રક્તદોષ થયો હોય, તો આ દવાનું સેવન હિતકર થઇ પડે છે.

**પેશાબ**માં લોહી પડતું હોય, તેનું કારણ ગુરદાનો વરમ હોય, ડોહળો ભુખરા રંગનો પેશાબ આવતો હોય, અને તેમાં લાલ રંગનો જમાવ થતો હોય.

**પુરૂષ**ની મનોવૃત્તિ વિષય તરફ બહુ જતી હોય, પરંતુ પુરૂષત્વ કમ હોય, વિષયવાળાં સ્વપ્નાં આવતાં હોય, અને વીર્યસ્રાવ થતો હોય.

સ્ત્રીને ગર્ભાશયનો વરમ થયો હોય, આર્તવપાંડુ થયો હોય, આર્તવ બહુ વહેલો આવતો હોય, રક્ત થોડું વહેતું હોય, પણ ઘણા દિવસ સુધી બંધ થતું ન હોય, રક્ત બહાર આવે, ત્યારે બીલકુલ જામતું ન હોય, આર્તવ થવા પહેલાં સ્ત્રીનો સ્વભાવ એવો ખિન્ન થઇ જાય કે તેણી રડી પડે, સ્તનમાં ચટકા ભર્યા જેવું દરદ થતું હોય, આર્તવને બદલે પ્રદર થતું હોય તેમાં દાહક ધાત જતી હોય, ન્યુનાર્તાવ થતો હોય, અને રક્તસ્રાવ ગર્ભાશયમાંથી થવાને બદલે બીજે કોઇ સ્થળેથી થતો હોય, સ્તનપાક થયો હોય અને તેમાંથી દાહક પાણી જેવો ગંધાતો પ્રવાહિ નીકળતો હોય, કે મદનોન્માદ થયો હોય, તો આ દવા આપવાથી ફાયદો થાય છે.

વૃદ્ધિઃ—હવાના ફેરફાર થવાથી, ઉનાળામાં નહાવાથી, સાંજની વખતે અંધારૂં થવાથી, ડાબી બાજુએ અથવા દર્દવાળી બાજુએ સુવાથી, વીજળીના ગડગડાટ દર્મ્યાન એકલા હોવાથી, અને સીડી ચઢતી વખતે, વ્યાધિ વધારે જોર પકડે છે.

શાંતિઃ—જમણી બાજુએ સુવાથી, અને થંડા પદાર્થો લેવાથી વ્યાધિ મંદ પડે છે.

સરખાવોઃ—આર્સેનિકમ, સલ્ફર, ચીનીનમ, કૅલ્કેરીઆ કાર્બ.

---

૧૦૪. ફાઇટોલૅક્કા ૩,૩૦.

( Phytolacca ).

આ દવા 'પોક' નામની વનસ્પતિમાંથી બનાવાય છે.

**આ દવા ગળાને તથા પિંડાને બહુજ લાગુ પડે છે. રેસામય તંતુઓ અને અસ્થિના તંતુઓમાં કાંઇ દર્દ થયું હોય, ઉપદંશને લીધે અસ્થિમાં વેદના થતી હોય, દીર્ઘ સંધિવા હોય, ગળું આવી ગયું હોય, ગળાનો ચેપી વરમ થયો હોય, ધનુર થયું હોય, તે વખતે બાહ્યાનતિ થતી હોય, શરીરનું વજન ઓછું થતું જતું હોય, દાંત મોડા આવતા હોય, સ્ત્રીને સ્તનપિંડમાં વરમ અને દુખાવો થયો હોય ઇત્યાદિ લક્ષણો માટે આ દવાની ખાસ જરૂર પડે છે.**

માથામાં આગળના ભાગથી પાછળના ભાગ તરફ દુખાવો જણાતો હોય, લમણાના ભાગમાં અને આંખોની ઉપર ભાર લાગ્યા કરતો હોય, સંધિવાની અસર માથાને થઇ હોય, વરસાદ આવે ત્યારે માથામાં વા ભરાતો હોય, તાળવા ઉપર ભીંગડા વળતાં હોય, ફોડકા થતા હોય, ઉઠતાંજ ફેર આવતા હોય, કે મગજ પાકી આવ્યું હોય, એવું દુખતું હોય, માથું ગરમ થઇ આવ્યું હોય, પણ હાથપગ થંડા હોય.

આંખો દુખતી હોય, પોપચાની નીચે કાંકરી ખૂચતી હોય એમ જણાતું હોય, પાંપણના છેડા ગરમ લાગતા હોય, નાસુર થયું હોય, પુષ્કળ ગરમ પાણી વહ્યા કરતું હોય, વગેરે ચિન્હોમાં આ દવા ઉપયોગી થઈ પડે છે.

નાકમાંથી સળેખમને લીધે શ્લેષ્મ એક નસકોરામાંથી વહ્યા કરતું હોય અને થોડુંએક ગળામાં ઉતરતું હોય, ત્યારે આ દવાથી મટે છે.

મોઢામાંથી ચીકણો તાતણા વળે તેવો થુંકનો પ્રવાહિ નીકળતો હોય, જીભ ખડબચડી હોય, તેની એકાદ બાજુએ ફોડકા થયા હોય, બાળકને દાંત આવતા હોય, ત્યારે પેઢાં કચરડતાં હોય, નીચલો હોઠ ખેંચાઇ જતો હોય, દાઢી છાતી તરફ તણાએલી રહેતી હોય, એવાં એવાં ચિન્હો આ દવાને સૂચવે છે.

ગળામાં કાંઇક ભરાયું હોય એમ લાગતું હોય, ગળું ગરમ લાગતું હોય, ચોરીઆ આવી ગયા હોય, કાંઇપણ ઉષ્ણ પદાર્થ ખાવાથી ગળું વધારે દુખતું હોય, ગળાનો દુખાવો કાનના મૂળ સુધી જતો જણાતો હોય, અગર જીભના મૂળ આગળ જણાતો હોય, ચેપ લાગવાથી ગળાનો વરમ (Quinsy; diptheria) થઇ આવ્યો હોય, પાણી પણ ગળે ઉતરતું ન હોય, ગાલપચોરાં થયાં હોય, વગેરે માટે આ દવા ઉત્તમછે.

પેટમાં નાભિ આગળ દુખતું હોય, વૃદ્ધ માણસોને અથવા નબળા રક્તાશયવાળા માણસોને દસ્તની કબજીઅત થઈ હોય, મળાશયમાંથી રક્તસ્રાવ થયો હોય, અગર બાળકોને ઝાડો-કોલેરા જેવો-થઇ આવ્યો હોય, અને તે પોતાનાં પેઢાં જોરથી દાબતાં હોય.

શ્વાસ લેવામાં મુશ્કેલી પડતી હોય, સુકી ઉધરસ આવતી હોય, રાતે ઉધરસ વધારે ચડતી હોય, છાતીના મધ્ય અસ્થિમાં દુખાવો રહેતો હોય કે

સંધિવાની અસર છાતીનાં પાંસળા ઉપર થઇ હોય તો આ દવાની જરૂર પડે છે.

**હાથમાં** સંધિવાની અસર હોય, જમણા ખભામાં સણુકા મારતું દરદ થતું હોય, હાથ ઉંચો થઇ શકતો ન હોય, રક્તાશયમાં અને જમણા હાથમાં દુખાવો વારાફરતી થતો હોય, દુખાવો વીજળીની માફક ચાલતો હોય, સાથળના મૂળમાં દુખાવો હોય, ઉપદંશને લીધે જમણી બાજુની રાંઝણ થઇ આવી હોય, અને બહારની બાજુમાં વિશેષ દુખાવો પગની એડીમાં રહ્યા કરતો હોય, અને પગ ઉંચા રાખવાથી જરા ઓછો થતો હોય તો આ દવાથી આરામ થાય છે.

**સખત તાવ** આવ્યો હોય, ગરમી બહુ હોય, વારંવાર ટાઢ અને અશક્તિ બહુ વર્તાતી હોય, ત્યારે આ દવાથી તાવ જરા મંદ પડે છે.

**ત્વચા** ઉપર ગુમડાં, ચાંદાં, ફોડલા વગેરે બહુ થતા હોય, ખસ થઇ હોય, દીર્ઘ ઉપદંશની અસરથી ત્વચારોગ થતા હોય, ઉપદંશને લીધે બદ થઇ હોય, વગેરે ત્વચા રોગમાં આ ગુણકારી થઇ પડે છે.

**પેશાબ** થોડો ઉતરતો હોય, ગુરદાના પ્રદેશમાં દુખાવો લાગતો હોય કે ગુરદાનો વરમ થયો હોય, તો આ દવા આપવાથી પેશાબ સાફ ઉતરે છે.

**પુરૂષના** વૃષણ કઠણ થઇ ગયા હોય, અને દુખતા હોય, બેસણીમાંથી શિશ્નમાં દુખાવો જતો લાગતો હોય, નપુંસકત્વ પ્રાપ્ત થયું હોય, કે પરમીઓ થયો હોય તે મટતો ન હોય, તો આથી ફાયદો થાય છે.

**સ્ત્રીને** અતિ આર્તવ થતો હોય, સ્તનનો વરમ થયો હોય, કે ગડ થયું હોય, બાળક ધાવવા લાગે, ત્યારે આખા શરીરમાં દુખાવો ફેલાતો હોય, સ્તન કઠણ થઈ ગયા હોય, જમણી બાજુનો અંડાશય દુખતો હોય, તો આ દવાથી સારૂં થાય છે.

**વૃદ્ધિઃ**—હાલવા ચાલવાથી, વર્ષાઋતુ દર્મ્યાન, ભેજને લીધે, શરદીથી, રાત વખતે અને દાબવાથી દર્દ વધારે થાય છે.

**શાંતિઃ**—હાલવાથી દુખે બહુ તો પણ અવયવ હલે તોજ ઠીક લાગે.

**સરખાવોઃ**—બ્રાયોનિઆ, રસટોક્ષ, હેપારસલ્ફ, સીલીસ્યા, આર્નિકા, કાલી આયોડેટમ, મર્ક્યુરીઅસ.

---

## ૧૦૫. પ્લૅન્ટેગો મેજર°, ૧×, ૩×

(Plantago Major.)

આ દવા કેળામાંથી બનાવાય છે.

**કાનનો દુખાવો, દાંતનો દુખાવો અને પેશાબનું વહી જવું એ ત્રણ વ્યાધિ ઉપર આ દવા બહુ ગુણકારી નીવડે છે.**

કોઇ કોઇવાર દેશી દવામાં પણ દાંતના દુખાવા ઉપર કેળાં ખવરાવાય છે.

**કાનમાં** દુખાવો રહ્યા કરતો હોય, એક કાનમાંથી દુખાવો માથામાં થઇને બીજા કાનમાં જતો હોય, અવાજ ખમી શકાતો ન હોય, દાંતનો કે દાંતના દુખાવા સાથે કાનનો પણ દુખાવો થયો હોય તો આ દવા આપવી.

**દાંત** સડી ગયા હોય, અને તેથી દુખતા હોય, તે ઉપર સ્પર્શ ખમી શકાતો નહોય, ગાલ સુજી આવતા હોય, લાળ બહુ વહેતી હોય, થંડો પવન લાગવાથી દુખાવો વધતો હોય, ખાતી વખતે દુખાવો ઓછો લાગતો હોય, કે દુખાવાની અસર આંખના પોપચાને થઇ હોય, તો આ દવાની જરૂર પડે છે.

**દસ્તની** હાજત રહેતી હોય, પણ દસ્ત સાફ ઉતરતો નહોય, અર્શ એવા સખત થયા હોય કે ઉભા રહી શકાતું નહોય અગર ઝાડો થયો હોય અને પાતળા પાણી જેવા તપખીરીઆ રંગના ઝાડા થતા હોય તો આ દવાથી ઠીક થાય છે.

**પેશાબ** ઘણો ઉતરતો હોય કે રાતમાં પેશાબ આપોઆપ છૂટી જતો હોય તો આ દવાથી ઓછો થાય છે.

**ત્વચા** ઉપર ચળ આવતી હોય, દાહ થતો હોય, શીળસ થતું હોય, કે એવો કાંઇ રોગ થયો હોય તો આ દવાથી મટે છે.

**ઉપયોગઃ**—તેના મૂળ અર્કથી ૩× સુધીની બનાવટો વપરાય છે. દાંત પોલા હોય, શરીરે ચળ આવતી હોય, કે કાન પાકતો હોય તો આ દવાનો અર્ક લગાડવાથી ઠીક થાય છે, કપાએલા જખમ ઉપર લગાડવાથી તે જલદી રૂઝાય છે.

**વૃદ્ધિઃ**—થંડી હવા લાગવાથી દુખાવો વધે છે.

**શાંતિઃ**—દર્દી જમતો હોય છે, ત્યારે દુખાવો જરા કમી લાગે છે.

## ૧૦૬ પ્લૅટીના૩, ૬, ૩૦, ૨૦૦.

( Platina )

**પ્લેટીનમ નામની સુવર્ણ કરતાં વધારે કિંમતી ધાતુમાંથી આ દવા બનાવાય છે. સ્ત્રીઓને આ દવા બહુ ઉપયોગી થઇ પડે છે. જે જે વ્યાધિઓમાં લકવો, નબળાઇ, અંગનું બ્હેર મારી જવાપણું વગેરે ચિન્હો હોય છે, તે તે વ્યાધિઓમાં આ આ દવા વધારે ગુણ કરે છે.**

**સ્વભાવ** અભિમાની પણ ખિન્ન હોય, બીજાઓ પ્રત્યે તુચ્છકારની લાગણી હોય, બધી ચીજો ઉપર કંટાળો આવતો હોય, પોતાના કરતાં સઘળા મનુષ્યો હલકા જણાતા હોય, એ સઘળું આ દવાને સૂચવે છે. હિસ્ટીરીઆ, મદનોન્માદ, ધર્મની ઘેલછા વગેરે પણ સૂચક ચિન્હો છે.

**માથું** જમણા લમણાના ભાગમાં દુખતું હોય, કે જાણે કોઇ માથાને દાબતું હોય એવો દુખાવો લાગતો હોય તો આ દવાથી ઠીક થાય છે,

**આંખે** વસ્તુઓ હોય તે કરતાં નાની દેખાતી હોય, તો તે માટે પણ આ દવા સારી છે.

**ચ્હેરાની** જમણી બાજુ થંડી રહેતી હોય, તે ઉપરથી સ્પર્શ જ્ઞાન નાશ પામ્યું હોય, પણ કાંઇક તે ઉપર ચાલ્યા કરતું હોય એમ જણાતું હોય, કે નાકના મૂળ આગળ દુખાવો લાગતો હોય, તો આ દવાથી સારૂં થાય છે.

**પેટ**માં બહુ વાયુ થયો હોય, ખોટી ભુખ બહુ લાગતી હોય, મોળ આવતી હોય, પેટ તણાતું હોય એ પણ આ દવાથી મટે છે. સીસાની ધાતુના ઝેરથી પેટમાં દુખતું હોય, મુસાફરીમાં અનિયમિત ખોરાક અને જાત જાતનું પાણી પીવાથી **ઝાડાની કબજીઅત થઇ હોય**, કે ઝાડો બહુ થોડો ઉતરતો હોય તો આ દવા અપાય છે.

**સ્ત્રીને** અંડાશયમાં દાહ લાગતો હોય, આર્તવ બહુ વહેલો આવતો હોય, લોહી બહુ જતું હોય, કાળા કટકા તે સાથે જતા હોય, ગુહ્યાવયવ ઉપર સ્પર્શ ખમી શકાતો નહોય, મનનોન્માદ થયો હોય, સ્ત્રીનાં અવયવો સારી રીતે પકવતાને પામ્યાં હોય, અને તેથી સબળ મનોવિકાર થતો હોય, **ગુહ્ય ભાગ ઉપર ચળ** આવતી હોય, વગેરે આ દવાથી મટે છે.

**વૃદ્ધિઃ**—વ્યાધિઓ બેસવાથી કે ઉભા રહેવાથી વધારે થતા જાય છે.

**શાંતિઃ**—ચાલવાથી ઓછા થાય છે.

પ્લેટીનમ મ્યુરીઆટીકમ નામની દવા થાય છે, તે ઉપદંશના કેટલાંક માઠાં પરિણામો જે આયોડાઇડ પોટાસ્યમથી દૂર થઇ શકયા નહોય, તે તથા સખત કપાળનો દુખાવો મટાડવા માટે ઉપયોગી છે.

**સરખાવોઃ**—વેલેરીઅન, સેપીઆ, સ્ટેનમ.

---

## ૧૦૭ પ્લમ્બમ મૅટાલીકમ૬, ૩૦, ૨૦૦

( Plumbum Metallicum )

Fincke's one dose

આ દવા સીસાની ધાતુમાંથી બનાય છે.

**તંતુઓ પોષણ વિના કઠણ થઇ ગયા હોય, પેટ બેસી જવાથી મોટો ખાડો પડતો હોય, લકવાની અસર જણાતી હોય, સ્નાયુઓ પોષણ નહિ મળવાથી ધીમે ધીમે સુષ્ક થતા હોય, બચ્ચાંઓને લકવો થયો હોય, ચાલતાં પગ લંગડાતો હોય, અગર હાથ કાંડામાંથી લકવાને લીધે ખોટો પડી ગયો હોય, શરીર બહુ સુકાઇ જતું હોય, એવાં ચિન્હો માટે આ દવા બહુ સારી છે.**

**સ્વભાવ** એવો બીકણ થઇ ગયો હોય, કે પોતાને કોઇ ગરદન મારશે એમ લાગતું હોય, દર્દી શાંતપણે દીલગીર અને ઉદાસીન રહેતો હોય, જ્ઞાનશકિત મંદ હોય, યાદશક્તિ મંદ હોય, યાદશક્તિ કે વાચા શક્તિ ગુમ થઇ હોય, બુદ્ધિનો નાશ થયો હોય, લકવાની સાથે સન્નિપાત થયો હોય.

**માથું** દુખતું હોય, તે સાથે ગળામાંથી માથા તરફ દડો જતો હોય એમ લાગતું હોય, વાળ બહુ સુકા રહેતા હોય, કે ખોટા અવાજો સંભળાતા હોય તો આ દવાથી સારૂં થાય છે.

**આંખોની** કીકી સંકુચિત રહેતી હોય, પીળાસ રહેતી હોય, આંખની જ્ઞાનતંતુનો વરમ થયો હોય, એવાં દર્દો આ દવાથી મટે છે.

**ચ્હેરો** ફિકકો ને દુબળો હોય, અગર પીળાસ પડતો અને મડા જેવો દેખાતો હોય, કે ગાલ બેસી ગયા હોય, તો આ દવાથી દુરસ્ત થાય છે.

**મોઢામાં** અવાળુ સુજેલાં રહેતાં હોય, **અવાળુની ઉપર વાદળી રંગની લીંટી સ્પષ્ટ દેખાતી હોય**, કે જીભની કોર રાતી રહેતી હોય.

**પેટમાં** બહુ દુખતું હોય, આખા પેટમાં ચુંક આવતી હોય, હોજરીનો ભાગ દુખતો હોય, સારણ થઇ હોય, પેટ **બેસી ગયું હોય**, કે વાયુ થયો હોય પણ તે બહાર નીકળી શકતો નહોય, પેટને અંદર કોઇ ખેંચતું હોય એવું દર્દ થતું હોય.

**દસ્તની કબજીઅત** રહેતી હોય, દસ્ત કઠણ ગાંઠા જેવો કાળો આવતો હોય દસ્તની હાજત મટતી નહોય, કે દસ્ત ઉતરતાં અતિશય મહેનત પડતી હોય.

**પેશાબની** હાજત વારંવાર થતી હોય, અને તે સાથે દુખાવો રહેતો હોય, પેશાબમાં આલ્બ્યુમીન જતો હોય, વિસિષ્ટ ગુરૂત્વ ઓછું હોય, ગુરદાનો દીર્ઘ વરમ હોય, તે સાથે પેટનો દુખાવો રહેતો હોય, કે પેશાબ બહુ ઓછો આવતો હોય.

**વાંસામાં** કરોડ રજ્જુની કઠિનતા થઇ હોય, સાથળની અંદર વિજળીના જેવો સડાકો જણાતો હોય, પગનો લકવો થયો હોય, તો તે પણ આ દવાને સુચવે છે.

**ત્વચા** ઉપર પીળા કે કાળા તપખીરીઆ રંગનાં ચાઠાં થયાં હોય, કમળાની અસર હોય, ત્વચા સુષ્ક રહેતી હોય, કે હાથ પગની શિરાઓ ફુલેલી હોય.

**સાથળના** સ્નાયુમાં થોડી થોડી વારે દર્દ થઇ આવતું હોય, કાંડામાંથી હાથ નિર્બળ થઇ ગયો હોય, પીંડીઓમાં તાણ સહિત દુખાવો હોય, લકવો થયો હોય, પગ સુજી ગયા હોય, પોષણ નહિ મળવાથી સુકાઇ ગયેલ અવયવોમાં દુખાવો થતો હોય, જ્ઞાનતંતુઓ નિર્મળ થઈ ગઇ હોય, કે પેટેલર રીફ્લેક્સ થતો નહોય.

**પુરૂષની** ખાસ શક્તિ નાબુદ થઇ ગઈ હોય, વૃષણ ઉંચા ચડી ગયા હોય, કે દબાઇ ગયા હોય એમ લાગ્યા કરતું હોય.

**સ્ત્રીને** યોનિમાર્ગમાં વરમને લીધે ખૂજલી થઇ હોય, સ્તન કઠણ થઇ ગયા હોય, તેમાં ચટકા ભર્યા જેવું દરદ થતું હોય, એવાં ચિન્હોમાં આ દવા ઉપયોગી થઇ પડે છે.

**વૃદ્ધિઃ**—વ્યાધિઓ રાત્રિના વખતે કે હરવા ફરવાથી વધારે થાય છે.

**શાંતિઃ**—દાબી રાખવાથી કે ઘર્ષણથી રોગનું જોર નરમ પડે છે.

**સરખાવોઃ**—પ્લેટીનમ, ઓપીઅમ, મર્ક્યુરીઅસ.



## ૧૦૮. પોડાફાઇલમ $\phi$, ૩×, ૬×, ૬, ૧૦૦૦

( Podophylum )

મે એપલના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**જેઓને પિત્ત વિકાર, આંતરડાના વ્યાધિ કે હોજરીના વ્યાધિઓ વારંવાર થતા હોય તેમને આ દવા ખાસ ઉપયોગી થઇ પડે છે.** તે **ડયુઓડેનમ, યકૃત, તથા મળાશય ઉપર અસર કરે છે. ગર્ભાધાન દર્મ્યાન જે જે વ્યાધિઓ થતા હોય, તે તે વ્યાધિઓ માટે પણ આ દવા બહુ સારી છે. પ્રસવ પછી સ્ત્રીનું પેટ બહુ વધી ગયેલું રહ્યું હોય, ગર્ભાશયનું અધઃપતન થયું હોય, પેટના દુખાવા વિના ગંધાતા પણ પુષ્કળ ઝાડા ને ઉલટી થતાં હોય, કે યકૃત કામ કરતું નહોય તો આ દવાથી ફાયદો થાય છે.**

**માથું** દુખતું હોય, મોઢું કડવું રહેતું હોય, કોઇ કોઇ વાર ઝાડો થઇ આવતો હોય, દર્દી માથું એક બાજુથી બીજી બાજુ તરફ ફેરવ્યા કરતો હોય કપાળ ઉપર બહુ પરસેવો થતો હોય, વગેરે ચિન્હો આ દવાથી દૂર થાય છે.

**દાંત રાત્રે કચરડાતા હોય,** પેઢાં ઘસાતાં હોય, જીભ પહોળી ને મોટી હોય, જીભ ઉપર દાહ લાગતો હોય એ સર્વે સુચક ચિન્હો છે.

**ઉલટી** બચ્ચાંઓને બહુ થતી હોય, દુધ નીકળી જતું હોય, પેટ ફુલી ગયું હોય, યકૃતનો ભાગ દુખતો હોય, **ગળે ડચુરો ભરાયા જેવું લાગતું હોય,** વાયુ થયો હોય, ઉલટીની સાથે ઝાડો થઈ આવ્યો હોય, **લાંબા વખતથી ઝાડો હોય,** સવારના ભાગમાં ઝાડો વધારે થતો હોય, બચ્ચાંને દાંત આવતા હોય તે દર્મ્યાન ઝાડો થયો હોય, ઉનાળાની ઋતુમાં ખાટાં ફળો ખાવાથી ઝાડો થયો હોય, લીલો પાતળો

પાણી જેવો ગંધાતો ઝાડો જોસબંધ ઉતરતો હોય, આમળ નીકળતી હોય, **દસ્તની કબજીઅત રહેતી હોય, પણ તેમ છતાં કોઇ કોઇવાર ઝાડો થઇ આવતો હોય.** *

**તાવ** ઘણો જોરથી આવતો હોય, તે સવારમાં સાત વાગે ટાઢ આવીને આવતો હોય, તે વખતે યકૃત, ઢીંચણ, કાંડાં વગેરે સ્થળે દુખાવો રહેતો હોય, તાવ દર્મ્યાન દર્દી બહુ વાતો કરતો હોય, કે બડબડ કરતો હોય, પરસેવો પુષ્કળ છૂટતો હોય, ત્વચા પીળી પડી ગઇ હોય.

**સ્રીને** ગર્ભાશયમાં, અને જમણા અંડાશયમાં દુખાવો રહેતો હોય, આંતરડામાં વાયુ જણાતો હોય, આર્તવ બંધ થઇ ગયો હોય, અને તે સાથે પેડુમાં દુખાવો થતો હોય, પ્રસવ પછી ગર્ભાશયનું અધઃપતન થયું હોય, અર્શ થયા હોય, ગર્ભાધાન દર્મ્યાન આમળ નીકળતી હોય, કે બોજો ઉપાડવાથી અગર બળ કરવાથી ગર્ભાશયનું અધઃપતન થયું હોય, તો આ દવાથી આરામ થાય છે.

*વારાફરતી દસ્તની કબજીઅત રહેવી અને ઝાડા થઈ આવવા એ બન્ને દેખીતી રીતે પરસ્પર વિરૂદ્ધ લક્ષણો છે, અને તેથી કેટલાક તે જુદા રોગ હોય એવું પણ સમજે છે, પરંતુ એ પ્રમાણે જ્યારે એકજ માણસને વારાફરતી થવા લાગે, ત્યારે તેને માત્ર એકજ જાતના લક્ષણ તરીકે ગણવાં જોઇએ. ઝાડાની કબજીઅત એ ઝાડાને અટકાવવા માટે કુદ્રતી પ્રયાસ છે, અને જ્યારે તેમ પ્રયાસ કરવાથી શરીરમાં ઘણા ખરાબ રસો એકઠા થાય છે, ત્યારે વળી કુદ્રત તેમને બહાર કાઢી નાખવા માટે ઝાડા ઉત્પન્ન કરે છે. વસ્તુતઃ ઝાડા કે કબજીઅત તે રોગની ખરી હાલત નથી, પણ કુદ્રતના પ્રયાસ છે. ખરી રીતે શરીરના રસોત્પાદક અવયવોનો દોષ એ ખરી રોગની હાલત છે. તેટલા માટે જે દવાની પ્રાથમિક અસર ( primary action ) તે રસોત્પાદક અવયવોના દોષને મળતોજ દોષ કરવાની હોય, તેજ દવા તેને માટે એક યોગ્ય દવા થાય. ઝાડા થાય ત્યારે ઝાડા બંધ કરવાની, અથવા દસ્તની કબજીઅત થાય ત્યારે દસ્ત ઉતારવાની દવાઓ એમ વારાફરતી આપવાથી આવો રોગ કદી મટી શકે નહિ. એકજ સખ્સને વારાફરતી ઝાડા થવાનું અને કબજીઅત થવાનું લક્ષણ ધ્યાનમાં લેવાની સાથે તેને બીજાં કેવાં કેવાં લક્ષણો થાય છે, એ પણ ધ્યાનમાં લેવું જોઇએ, અને તે બધાં લક્ષણો મળીને જે એક નિરાળી રોગમય હાલતનો ચિતાર થાય, તે આખા ચિતારને સૂચવે એવી જે દવા હોય, તેજ તે રોગને સંપૂર્ણરીતે મટાડી શકે.

**વૃદ્ધિઃ**—સવારના સમયમાં, ગરમ ઋતુમાં અને દાંત આવતા હોય તે દર્મ્યાન રોગનું જોર વધારે લાગે છે.

**સરખાવોઃ**—ગૅમ્બોજીઆ, ફાઇટૉલેક્કા, ઇપીકાક્યુઆના, રસટોકસ, નકસવોમિકા.

---

## ૧૦૯ સોરીનમ ૩૦.

( Psorinum )

"સોરા" નામની જે વિક્રિયા અથવા રક્તવિકાર હોમીઓપેથીમાં ગણવામાં આવે છે, તેને માટે આ દવા ઉત્તમ છે, અને તે ખસના ફોડકામાં રહેલ વિષમાંથી બનાવાય છે. કોઇ તીક્ષ્ણ વ્યાધિ થયા પછી નબળાઈ આવી હોય, કોઇપણ ઔષધ અસર કરી શકતું નહોય, કંઠમાળની અસર હોય, શરીરમાંથી નીકળતા રસો બધા ગંધાતા હોય, પરસેવો બહુ આવતો હોય, રક્તાશય નિર્બળ હોય, ત્વચા રોગ બહુ થતા હોય, શરદીની અસર સહન થતી નહોય, ઉપદંશ વારસામાં ઉતર્યો હોય, અગર તૃતીય અવસ્થાએ પહોચ્યો હોય.

**સ્વભાવ** ઘણો ઉદાસીનતાવાળો સતત રહ્યા કરતો હોય, હરકોઇ રીતે દર્દી આશાભંગ થઇ ગયો હોય, વ્યાધિ નહિ મટે એવો વિચાર થયા કરતો હોય, કે આત્મઘાત કરવાની દુષ્ટ વૃત્તિ થતી હોય.

**આંખો** ચોટી જતી હોય, આંખોનો દીર્ઘવરમ રહ્યા કરતો હોય, આંખો વારંવાર દુખવા આવતી હોય, દાહક ચીપડા આવ્યા કરતા હોય વગેરે આ આ દવાથી મટે છે.

**નાક** બંધાઇ જતું હોય, લાંબા વખતથી સળેખમ મટતું ન હોય, નાકમાંથી મોઢામાં ગડફા ઉતરતા હોય એ સર્વે માટે આ દવા અપાય છે.

**કાનની** આસપાસ ખસના ફોડલા હોય, અને તેમાંથી રસી નીકળ્યા કરતી હોય, ખરજવું કાનની પછવાડે હોય, અને તેમાંથી ગંધાતી રસી નીકળતી હોય, ચળ અતિશય આવતી હોય, કાનમાંથી બહુજ ગંધાતું પરૂ નીકળતું હોય, એ સર્વે આ દવાથી દૂર થાય છે.

**ગળું** બહુ આવી ગયું હોય, ચોરીઆ સુજી ગયા હોય, ગંધાતી લાળ નીકળતી હોય, વારંવાર ગળું આવી જતું હોય, કે ગંધાતો કફ વંટાણા

જેવડો પડતો હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**પેટ**માં જમ્યા પછી દુખતું હોય, ગર્ભાધાન દરમ્યાન ઉલટી થતી હોય, ભુખ ખોટી પણ બહુ લાગતી હોય, રાતમાં કાંઈક ખાવું પડતું હોય, ઓડકાર આવતા હોય, ત્યારે ખરાબ થઇ ગયેલા ઈંડાના જેવી ગંધ આવતી હોય, એવાં ચિન્હો આ દવાને સૂચવે છે.

**દસ્ત**માં જળસ, કે લોહી પડતું હોય, દસ્ત કાળો પણ બહુજ ગંધાતો હોય, કઠણ દસ્ત મુશ્કેલીથી ઉતરતો હોય, તે સાથે અર્શમાં દાહ થતો હોય, કંઠમાળની અસર વાળાં બચ્ચાંને દસ્તની કબજીઅત રહેતી હોય એ સર્વ આ દવાથી દૂર થાય છે.

**છાતી**માં મધ્ય અસ્થિની નીચે ક્ષત પડયું હોય એમ લાગતું હોય, સુકો ઉધરસ બહુ જોરથી આવતી હોય, દર વખત શિયાળામાં ઉધરસ ઉપડતી હોય, અને તે વખતે ત્વચા રોગ દબાઇ જતો હોય, શ્વાસ ચડતો હોય, અને તે વખતે બહુ મુંઝવણ થતી હોય, બેસવા કરતાં સુવાથી મુંઝવણ ઓછી થતી હોય, એવાં છાતીનાં દરદ જે કોઇવાર ક્ષયને મળતાં લાગે છે, તે આ દવાથી મટી જાય છે.

**હાથપગ**માં બહુ અશક્તિ રહેતી હોય, કામકાજ પડયું મુકીને સુઇ જવાની ઇચ્છા થતી હોય, ટટાર ઉભા રહેવાતું નહોય, આંગળીઓ ઉપર નખ પાસે ફોડકા થયા હોય, પગનો પરસેવો ગંધાતો હોય.

**ત્વચા** ગંદી અને મેલી લાગતી હોય, વાળ સુકા ને તેજ વગર દેખાતા હોય, સહન ન થઇ શકે એટલી બધી ચળ આવતી હોય, ખરજવાં થતાં હોય, તેમાં બીછાનામાં સુતા પછી બહુ ચળ આવતી હોય, ગળાની, બગલની કે સાથળની ગાંઠો સુજી આવી હોય, જરાપણ શ્રમ લેવાથી પરસેવો અતિશય થયા કરતો હોય, ત્વચા ઉપર ચીકાસ બહુ જામતી હોય, ચાંદાં પડતાં હોય, તે બહુ મુશ્કેલીથી રૂઝાતાં હોય, આંગળીના નખ પાસે ફોડકા થતા હોય વગેરે આ દવાથી દુરસ્ત થાય છે.

**જ્વર**ને લીધે પરસેવો બહુ આવતો હોય, તથા રાતમાં પરસેવો આવતો હોય એ બન્ને સૂચક ચિન્હોમાં ગણાય છે.

**વૃદ્ધિઃ—**ઠંડી હવા લાગવાથી, બીછાનામાં ઘણો વખત પડી રહેવાથી અને તેની ગરમી લાગવાથી, (ખસની ચળ વધે), બેસવાથી કે ચાલવાથી બીજા રોગનું જોર વધે.

**શાંતિઃ—**શરીરની પાસે હાથ લગોલગ રાખવાથી, સુઇને આરામ લેવાથી, કે ઠંડી ન લાગે તે માટે ગરમ કપડાં ઓઢવાથી ઠીક લાગે છે.

**સરખાવોઃ—**સલ્ફર, મર્ક્યુરીઅસ સોલ્યુબીલીસ, સેપીઆ (આંગળીઓમાં અને સાંધાઓમાં થયેલી ખસ માટે), ગ્રેફાઇટીસ, હેપાર સલ્ફ.

**માત્રાઃ—**આ દવાની ૨૦૦ થી વધારે ઉંચા અંશની બનાવટોજ વપરાય છે. અઠવાડીઆમાં આ દવા માત્ર બે વખત અપાય છે, અને વચમાં સેકમ લૅકટીસ એકલું અપાય છે. કેટલાક દિવસો સુધી આ દવા આપ્યા પછી, અથવા તો શરૂઆતમાં સલ્ફર આપવાથી બહુ સારો ફાયદો થાય છે.

---

### ૧૧૦. પલ્સેટીલા[૬, ૩૦].

### ( Pulsatilla ).

**મનનો અમુક—રડી પડાય તેવો પોચો—સ્વભાવ એજ આ દવાનું મુખ્ય સૂચક ચિન્હ છે. જે સ્ત્રીઓ નમ્ર સ્વભાવની પણ સહેજ વાતમાં રડી પડે તેવી ઉદાસ, તથા અનિશ્ચિત પ્રકૃતિવાળી હોય અને જેનો ચ્હેરો ફિક્કો રહેતો હોય, તેમને આ દવા વધારે લાગુ પડે છે. બધાં શ્લેષ્મ પડોને વ્યાધિ લાગુ પડયો હોય, જાડો અને પીળાસ પડતો લીલો શ્લેષ્મ નીકળતો હોય, ખુલ્લી હવામાં રહેવાથી ઠીક લાગતુ હોય, ત્યારે આ દવા સારો ફાયદો કરે છે. લોહની દવાઓ લીધાથી જે નબળા બાંધાની યુવાન સ્ત્રીઓને કાંઇ ફાયદો થયો ન હોય તેમને જો બધાં લક્ષણો તપાસીને આ દવા આપવામાં આવે તો સારી અસર થાય છે, અને તેમનો બાંધો તથા પ્રકૃતિ સુધરે છે. વળી રોગને શું નામ આપવું એ નક્કી થઇ શકતું ન હોય, કેમકે લક્ષણો એકસરખાં રહેતાં ન હોય, અને વારંવાર નવાં નવાં લક્ષણ થઈ આવતાં હોય, ત્યારે પણ આ દવાની જરૂર હોય છે.**

**સ્વભાવ** રોતલ થઇ ગયો હોય, કોઇ પોતાની પ્રત્યે દયાભાવથી જુએ તો વધારે પસંદ પડતું હોય, પોતે જલદી નાઉમેદ થઇ જવાતું હોય, ધાર્મિક

બાબતો માટે ઉદાસી રહેવાતું હોય, સ્ત્રી રૂદનને લીધે પુરી વાત પણ કરતી ન હોય.

**માથું** દુખતું હોય, આધાસીસી ચડતી હોય, તે સાથે બહુ જમવાથી મોળ આવતી હોય, અને ઉલટી થતી હોય, જમણા લમણામાં દુખાવો રહેતો હોય, અને તે સાથે આંખમાંથી દાહક પાણી વહેતુ હોય, બહુ કામ કરવાથી માથું દુખતું હોય, તાળવામાં બીંસ લાગતી હોય.

**કાનનો** વરમ થયો હોય, રાત્રે તેમાં દુખાવા થતો હોય, ગંધાતી રસી નીકળતી હોય.

**આંખોમાંથી** જાડા પીળાસ પડતા ચીપડા બહુ નીકળતા હોય, આંખોમાં ચળ આવતી હોય, પાણી ને શ્લેષ્મ બહુ નીકળતો હોય, પાંપણો ચોંટી જતી હોય, આંજણી થતી હોય, બાળકને અવતર્યા પછી આંખો દુખવા આવી હોય, તે સાથે અજીર્ણ રહેતું હોય.

**નાકમાં** જમણું નસકોરૂં બંધ થઇ ગયું હોય, નાકમાં જાડાં બીંગડાં જામતાં હોય, પીળો કફ સવારમાં નીકળતો હોય, મોઢું કોરૂં રહેતું હોય પણ તરસ લાગતી ન હોય, જીભ ઉપર પીળી કે સફેદ પણ ચીકણી છારી રહેતી હોય, મોઢામાં કડવો, ખારો, ચીકણો વગેરે સ્વાદ બદલાયા કરતો હોય, થુંક બહુ ગળ્યું લાગ્યા કરતું હોય, મોઢું ગંધાતું હોય, દાંત દુખતા હોય, અને મોઢામાં થંડુ પાણી રાખવાથી ઓછા દુખતા હોય, સવારમાં કશી ચીજ મોઢાને ભાવતી ન હોય.

**હોજરીમાં** જમ્યા પછી એક કલાકે દુખવા આવતું હોય, પણ તરસ બહુજ થોડી લાગતી હોય, ચરબીવાળો ખોરાક તથા ઉષ્ણ પદાર્થ ખાવા કે પીવાનો કંટાળો ઉપજતો હોય, અજીર્ણ રહેતું હોય, છાતીમાં બળતું હોય, પેટમાં પથરો પડયો હોય એમ લાગતું હોય, ચરબીવાળા ખોરાકથી થોડાક ઝાડા થઇ આવે, કોઇપણ બે ઝાડાનાં રંગ રૂપ એક સરખાં ન હોય.

**પેશાબની** હાજત બહુ થતી હોય, સુતા પછી વધારે વખત પેશાબ કરવા ઉઠવું પડતું હોય, મૂત્રમાર્ગમાં દાહ થતો હોય, કે મૂત્રાશયમાં દુખાવો પેશાબ કર્યા પછી જણાતો હોય, હિસ્ટીરીઆની અસરથી પેશાબ વધારે વખત થતો હોય.

**છાતી** ઉપર બીંસ લાગતી હોય, સુકી ઉધરસ સાંજે અને રાતમાં આવતી હોય, તેને લીધે સુતેલ દરદીને ઉઠીને બેસવું પડતું હોય, સવાર પડે બહુ કફ નીકળતો હોય, સાદ ખોખરો થઇ જતો હોય, કફનો સ્વાદ ફિકો અથવા કડવો હોય

**હાથે પગે** ટાઢ વાયા કરતી હોય, બેચેની રહેતી હોય, આખું અંગ દુખતું હોય, **ઘડીકમાં પગ દુખતો હોય, તો ઘડીકમાં હાથ દુખે,** એમ દર્દ એક સ્થળેથી મટી બીજે સ્થળે થતું હોય, ઘુંટણ સુજી ગયા હોય, દુખતા ભાગોને લટકતા રહેવા દેવાથી દુખાવો વધારે લાગતો હોય, સાંજની વખતે પગની ઘુંટીમાં બહુ દરદ થતું હોય.

**ત્વચા** ઉપર ચળ આવતી હોય, ને રાતે વધારે થતો હોય, ઓરી નીકળ્યાં હોય, શિરાઓ ફુલી ગઇ હોય, યુવાવસ્થામાં ચરબીવાળા પદાર્થો બહુ ખાવાથી ખીલ નીકળતા હોય, શીળસ થયું હોય વગેરે.

**પુરૂષને** વૃષણનો વરમ થયો હોય, પરમીઆની અસર હોય, જાડી પીળી રસી નીકળતી હોય, પેશાબનાં ટીપાં માત્ર પડતાં હોય, એકસરખી ધાર ચાલતી ન હોય, પ્રોસ્ટેટના પિંડનો વરમ થયો હોય, સ્વભાવ સ્ત્રીના જેવો નરમ થઇ ગયો હોય, પોતે પોતાના દર્દની વાત કરતાં રડી પડતો હોય, અગર કોઇવાર નજીવા કારણથી ઘણો હસતો હોય.

**સ્ત્રીને** ન્યુનાર્તવ હોય, આર્તવપાંડુ થયો હોય, **પગે ભેજ લાગવાથી કે મગજની નબળાઇથી આર્તવ બંધ રહેતો હોય,** આર્તવ બહુ મોડો આવતો હોય, અનિયમિત આવતો હોય, જાડા કાળા ગડફા રહી રહીને જતા હોય, ટાઢ વાયા કરતી હોય, ઉબકા થતો હોય, પ્રદર થયું હોય, કેડ દુખતી હોય, સુસ્તી બહુ રહેતી હોય, આર્તવ દર્મ્યાન કે પછી ઝાડો થઇ આવ્યો હોય, હિસ્ટીરીઆવાળી સ્ત્રી બહુ રડતી હોય, અને ઉદાસ થઇને પડી રહેતી હોય.

**વૃદ્ધિઃ**—મરજી વિરૂદ્ધ કાંઈ કામ થવાથી અને એકલા બેસી વિચાર કરવાથી રોગ વધે છે. તેમજ વળી ચરબીવાળો ને પૌષ્ટિક ખોરાક ઘણો લેવાથી, ગરમીથી, ગરમ હવાથી, સાંજની વખતે, જમ્યા પછી, ગરમ ઓરડામાં રહેવાથી, કે ડાબી બાજુએ સુવાથી રોગ વધારે થાય છે.

**શાંતિઃ**—હરવા ફરવાથી, થંડી અને ખુલ્લી હવાથી, કે થંડા પદાર્થો લગાડવાથી અને ગમ્મત થવાથી રોગ મંદ પડે છે.

સરખાવોઃ—ઇગ્નેશીઆ, નક્સવેમિકા, સીલીસ્યા (દીર્ઘ સ્વરૂપ માટે), મૅગ્નીશ્યમફૉસ, કાલીફૉસ, આર્સેનિકમ.

---

### ૧૧૧. રસ ટૉક્સ. ૬×૩૦

( Rhus Toxicodendron; poison-ioy )

પૉઇઝન આઇવીના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતીમાંથી આ દવા બનાવાય છે.

**ચ્હેરાની અને હાથની આસપાસના ત્વચારોગ, રતવા, સંધિવાનો દુખાવો, શ્લેષ્મ પડનાં દરદો, અને એકવીશ દીવસના તાવ જેવો તાવ એ સર્વ ઉપર આ દવા વધારે ગુણકારી થાય છે. વળી થાક લાગવાથી કે પાણીમાં અગર ભેજમાં રહીને કામ કરવાથી થતાં દર્દો આ દવાથી મટે છે. આરામ લેતી વખતે દર્દનું જોર વધારે લાગે છે, એ તેનું મુખ્ય ચિન્હ છે.**

**સ્વભાવ** એવો ખરાબ થઇ ગયો હોય, કે દર્દી આત્મઘાત કરવા તત્પર થતો હોય, બહુ બેચેની રહેતી હોય, વારંવાર પોતાની સુવા બેસવાની રીતમાં ફેરફાર કર્યા કરતો હોય, રાત્રે બહુ ધાસ્તી લાગતી હોય, એ સર્વે ચિન્હો આ દવાને સૂચવે છે.

**માથું** ભારે રહ્યા કરતું હોય, એટલું બધું દુખતું હોય કે સ્પર્શ ખમાતો નહોય, ઉઠતી વખતે ફેર આવતા હોય, કે માથાની ત્વચા ઉપર ફોડકા કે રતવા થયો હોય.

**આંખો** દુખવા આવી હોય, ખીલ થયા હોય, તેજ ખમી શકાતું નહોય, પીળુ પરૂ બહુ નીકળતું હોય, આંખો ચોંટી જતી હોય, આંખો ઉઘાડવા જતાં ગરમ આંસુ પુષ્કળ નીકળતાં હોય, સંધિવાથી આઇરીસનો વરમ થયો હોય, એવી હરકોઇ જાતનો આંખનો વ્યાધિ આ દવા લેવાથી નાશ પામે છે.

**નાકમાં** ભેજને લીધે શરદી લાગતી હોય, છીંકો ઉપરા ઉપરી આવતી હોય, નાકનું ટેરવું લાલચોળ સુજેલું કે ક્ષતવાળું હોય, વાંકા વળવાથી લોહી પડતું હોય તો તે આ દવાથી મટે છે.

**મોઢાનાં** જડબાં ચાવતી વખતે કડાકા કરતાં હોય, ચ્હેરો સુજી ગયો હોય, કે રતવાની અસર થઇ હોય, તો આ દવાથી આરામ થાય છે.

**દાંત** પોચા અને લાંબા દેખાતા હોય, અવાળુ આવી ગયાં હોય, જીભના ટેરવા આગળ લાલ રંગનો ત્રિકોણુ ભાગ દેખાતો હોય, **જીભની કોર સુકી, અને લાલ (triangular red tip) રહેતી હોય,** કે હોઠ ઉપર બરો સુતરી ગયો હોય, તો તેવાં ચિન્હો આ દવાથી નાબુદ થાય છે.

**ગળું** આવી ગયું હોય, તે સાથે ગળાતી ગાંઠો સુજી આવી હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**પેટનો** ભાગ જમ્યા પછી ફુલી જતો હોય, ફેર આવતા હોય, મોઢામાં કડવો સ્વાદ રહેતો હોય, તરસ અતિશય લાગતી હોય, પાણી પીધાથી તરસ મટતી નહોય, દુધની રૂચિ બહુ થતી હોય એ સર્વે આ દવાનાં સૂચક ચિન્હો છે. પેટમાં ચૂંક બહુ આવતી હોય, તેને લીધે ઉંધા સુવું પડતું હોય, અને ટટાર ઉભા થઇ શકાતું નહોય.

**ઝાડો** થઈ આવ્યો હોય, તેમાં લોહીને જળસ પડતું હોય, મરડો થઇ આવ્યો હોય, તેને લીધે સાથળ સુધી દુખાવો જતો હોય, ઝાડો માંસ જેવો ગંધાતો હોય, કે ઝાડો ફીણુ વળનો ઉતરતો હોય, તો આ દવા આપવી.

**છાતી** ભીંસાતી હોય, શૂળ આવતું હોય, ઇન્ફ્લુઅન્ઝાનું ચેપી સળેખમ થઇ આવ્યું હોય, શરીરનાં હાડકાં દુખતાં હોય, બહુ બોલવાથી સાદ બેસી ગયો હોય, કે બહુ શ્રમ લેવાથી ફેફસામાંથી લોહી પડતું હોય, ખાલી ઉધરસ બહુ જોરથી આવતી હોય, તે અડધી રાત્રેથી સવાર સુધી વધારે આવતી હોય, કે શરદીના વખતમાં હાથ બહાર રહેવાથી વધારે ઉધરસ ચડતી હોય, ન્યુમોન્યાની અસર હોય અને તાવ ભરાયો હોય.

**સાંધાઓમાં** દુખાવા સાથે સોજો રહેતો હોય, ઉષ્ણતા લાગતી હોય, અસ્થિબંધન વગેરેમાં ચીરી નાખવા જેવું દરદ થતું હોય, ડોક, સાથળ હાથપગ વગેરે સંધિવાથી ઝલાઇ ગયાં હોય, અંગો બધાં અકડ અને લકવાથી નિર્બળ થયાં હોય, રાત્રે ભેજવાળી હવા કે થંડી હવાથી સંધિવાનો દુખાવો વધારે થતો હોય, બહુ શ્રમ લીધા પછી કે શરદી લાગ્યા પછી ચામડી ઉપર કીડીઓ ચાલ્યા જેવું દરદ થતું હોય, આંગળાંમાં ને પોંચામાં શક્તિ કમ થઇ ગઇ હોય, આંગળાના ટેરવા ઉપર જીવડાં ચાલતાં હોય એમ લાગતું હોય, કમ્મર દુખતી હોય, આરામ લીધા પછી ઉઠવા જતાં હાથપગ કે કોઇ

અવયવ સંધિવાથી દુખવા લાગતું હોય, પણ થોડી-વાર હરવા ફરવા પછી દુખાવો કમી લાગતો હોય.

**તાવ** ટાઈફોઈડની જેવો આવતો હોય, બેચેની બહુજ રહેતી હોય, દર્દી બરાબર જાગૃત રહેતો ન હોય, સન્નિપાતમાં બડબડ કરતો હોય, થોડોક જવાબ દઈને પાછો ઘેનમાં પડી જતો હોય, તાવમાં ઝાડો થઈ આવતો હોય, જીભ કોરી ને તપખીરીઆ રંગની રહેતી હોય, ટાઢું પાણી રેડયા જેવી સખત ટાઢ આવતી હોય, પછી શરીર ગરમ થતું હોય, ત્યારે શરીર મરડવાનું મન થતું હોય, ટાઢ દર્મ્યાન ઉધરસ આવતી હોય, ન્યુમોન્યા હોય, અગર ભેજાનો કે પેટનો કાંઇ વરમ સાથે હોય, દર્દી વખતો વખત પડખું ફેરવતો હોય.

**ત્વચા** લાલ અને સુજેલી હોય, ચળ અતિશય આવતી હોય, શીળસ રતવા કે એવો કાંઈ ત્વચા રોગ થયો હોય, તો આ દવાથી નાબુદ થાય છે.

ઉંઘમાં બહુજ મહેનત કર્યાનાં સ્વપ્નાં આવતાં હોય, દરદી ઘેનમાં હોય એમ ઉંઘતો હોય, પોતે કાંઈ કોઇવાર જવાબ દેતો હોય, પણ પાછો ભુલી જતો હોય.

**વૃદ્ધિઃ**—દર્દી પાણીમાં રહેવાથી, અગર શરદી ભેજ, વર્ષાઋતુ, ભીનાં કપડાં, કે રાતના સમયને લીધે અથવા સુઇ જવાથી કે પરિશ્રમથી પરસેવો થતો હોય, ત્યારે પવન લાગવાથી વ્યાધિઓ વધારે જોર પકડે છે.

**શાંતિઃ**—ગરમી, ઉન્હાળો, શેક, હરવું ફરવું, અંગ મર્દન, વગેરેથી મંદ થાય છે.

આ દવા સાથે બ્રાયોનીઆ ઘણીવાર ઉપયોગી થઇ પડે છે. આ દવાનો મૂળ અર્ક બહુ ઝેરી હોય છે.

**સરખાવો:**—આ દવા એપીસથી વિરૂદ્ધ ગુણવાળી છે. એકોનાઇટ, .આર્સેનિકમ, બેલાડોના, બ્રાયોનીઆ, જેલ્સીમીઅમ, એપીસ, આર્નિકા, લેચિસિસ, બેપ્ટીસીઆ.

---

## ૧૧૫. સેબીના.[૩૪, ૩૦.]

( Sabina; Savine. )

આ દવા ગર્ભાશય, રસપડ અને રેસાવાળા પડ ઉપર અસર કરે છે. સ્ત્રીના **સેક્રમ અસ્થિથી પ્યુબીસ અસ્થિ સુધી દુખાવો** લાગતો હોય, તો તે મટાડવામાં આ દવા અકસીર છે. વારંવાર ગર્ભપાત થતો હોય, અને તે પણ ખાસ કરીને દર ત્રીજે મહિને થતો હોય, તો આ દવાના સેવનથી તે થતો નથી. સ્ત્રીને આર્તવ વખતે રક્તસ્રાવ બહુ થતો હોય અગર તે વિના, ગર્ભાશયમાંથી ત્યારે લોહીના ગાંઠા જતા હોય તો તે પણ આ દવાથી મટે છે. પ્રસુતિ પછી બહુ સ્રાવ થતો હોય, તે માટે આ દવા ઉપયોગી છે.

**માથાનો** દુખાવો તે ફાટતું હોય એવો હોય, માથા ઉપર અને ચ્હેરા ઉપર લોહીનો જુસ્સો હોય, કે ચાવતી વખતે દાંત દુખતા હોય, તો તે આ દવાને સૂચવે છે.

**પેટમાં** ભાર લાગતો હોય, દુખાવો રહેતો હોય, પેટ ફુલ્યું હોય, દસ્તની કબજીઅત હોય, વાંસામાંથી પેડુ તરફ દુખાવો નીકળતો હોય, અર્શ થયા હોય, લાલચોળ લોહી બહુ નીકળતું હોય, તો એવાં બધાં દર્દો આ દવાથી દૂર થાય છે.

**સાથળની** અંદર દુખાવો લાગતો હોય, પગની એડીમાં ને હાડકામાં પીડા થતી હોય, સાંધામાં વાને લીધે દર્દ થતું હોય, ગાઉટની અસર હોય, કોઇ ભાગ સુજીને લાલ ચળકતો થયો હોય એ સર્વે આ દવાથી નાશ પામે છે.

**ત્વચા** ઉપર મસા થયા હોય, ચળ ને દાહ બહુ હોય, કાળા રંગનાં છીદ્રો પડયાં હોય, વગેરે માટે આ દવા સારી છે.

**પેશાબમાં** લોહી જતું હોય, હાજત બહુ થતી હોય, મૂત્રાશયનો વરમ થયો હોય, અને મૂત્રમાર્ગનો વરમ થયો હોય, તો આ દવાથી શાંત થાય છે.

**પુરૂષને** પરમીઓ થયો હોય, પરૂ જેવી રસી નીકળતી હોય, શિશ્નમાં દાહ ને દુખાવો હોય, ને વરમનું જોર હોય, ત્યારે આ દવાથી વરમાદિ મંદ પડે છે.

**સ્ત્રીને** આર્તવ બહુ આવતો હોય, લાલ ચોળ લોહી જતું હોય, ગર્ભાશયનો દુખાવો સાથળમાં જતો હોય એમ લાગતું હોય, ગર્ભપાત થઇ જશે એમ ધારતી લાગતી હોય, કામાતુરતા વધતી હોય આર્તવ પછી પ્રદર થયું હોય, તેમાં દાહક ગંધાતી ધાત ઘણી જતી હોય, રજોદર્શનનો સમય થયો નહોય, છતાં વખતો વખત લોહી નીકળતું હોય,

ગર્ભપાત પછી અંડાશય અને ગર્ભાશયમાં વરમ થયો હોય, ઓર અંદર રહી ગઇ હોય, ગર્ભાશયમાં છોડ રહ્યું હોય, લોહી નીકળતું હોય, તેમાં ગાંઠા નીકળતા હોય, હાલવાચાલવાથી લોહી વધારે જતું હોય, ગર્ભાશયની સંકોચાવાની શક્તિ કમ થઈ ગઈ હોય, વગેરે મટાડવા માટે આ દવા ખરેખર ઉપયોગી થઈ પડે છે.

**વૃદ્ધિ અને શાંતિઃ**—લક્ષણો હાલવા ચાલવાથી ગરમીથી કે ગરમ હવાથી વધારે સખ્ત રૂપ ધારણ કરે છે, પણ ઠંડી તાજી હવાથી મંદ પડે છે.

મસા ઉપર તેનો મૂળ અર્ક લગાડાય છે. **થ્યુજા** નામની દવા આને જરા મળતી આવે છે.

**સરખાવોઃ**—ફેરમ ફોસ, કોલોફાઈલમ, પલ્સેટીલા.



## ૧૧૩. સૉ પાલમૅટો

( Saw Palmetto )

આ દવા સ્ત્રીઓના અંડાશયના વ્યાધિ, સ્તનના વ્યાધિ, અને પુરૂષના પ્રોસ્ટેટ પિંડના વ્યાધિ તથા નપુંસકત્વમાં ખરેખર ગુણકારી નીવડી છે.

**પેશાબની** હાજત રાતમાં કાયમ થયા કરતી હોય, પેશાબ પોતાની મેળે થઇ જતો હોય, મૂત્રમાર્ગના દ્વારને લકવાની અસર થઇ હોય, પરમીઆની અસર લાંબા વખત સુધી કાંઈક રહી હોય, પેશાબ કરતી વખતે પીડા થતી હોય વગેરે આ દવાથી મટે છે.

**ઉધરસ** લાંબા વખતથી આવ્યા કરતી હોય, પુષ્કળ બડખા નીકળતા હોય, નાકમાંથી પણ બહુ શ્લેષ્મ જતો હોય એ સઘળું આ દવાથી દૂર થાય છે.

પુરૂષને વીર્યનો કેટલોક ભાગ ઉત્પન્ન કરનાર પ્રોસ્ટેટ નામનાં પીંડનો કાંઇ રોગ થયો હોય, તેની વૃદ્ધિ થઇ હોય, અગર તેનો રસ અયોગ્ય વખતે વહી જતો હોય, વૃષણ સુકાઇ ગયા હોય, પુરૂષત્વનો નાશ થયો હોય, વીર્યપાત થતી વખતે મૂળ આગળ દુખાવો લગતો હોય એવાં લક્ષણોમાં આ દવા કિંમતી થઈ પડે છે.

**સ્ત્રીને** અંડાશયોની વૃદ્ધિ થઇ હોય, અડવાથી દુખતા હોય, સ્તન સુકાઇ ગયા હોય, અને કરચલી પડી હોય એ બન્ને હરકતો આ દવાની દૂર થાય છે.

**માત્રાઃ**—મૂળઅર્કનાં ૧૦ થી ૩૦ ટીપાં અપાયછે.



## ૧૧૪. સીકેલી ∅,૩૦,૨૦૦.

( Secale. )

આ દવા અર્ગટ નામની જે દવા એલોપેથીમાં ગર્ભાશયના વ્યાધિઓ માટે વપરાય છે, તેમાંથી બનાવાય છે.

**પટાપટા ાવનાના સ્નાયુઓમાં આ દવા સંકોચ ઉત્પન્ન કરે છે, અને તેથી આખા શરીરમાં સંકોચની લાગણી જણાય છે, તેના પરિણામે નબળાઇ, શરીરની ત્વચાની ઠંડી, બ્હેર મારી જવાપણું, ત્વચાના ચાંદામાં સડો વગેરે થઇ આવે છે. તેથી કરીને વૃદ્ધ સ્ત્રીઓ જેનાં હાડકાં દેખાતાં હોય, શરીર ઉપર માંસ થોડું હોય, દુબળી થઈ ગઇ હોય, રક્તસ્રાવ થતો હોય, ધાત જતી હોય, ત્વચા ચીમળાઇ ગઈ હોય, તેમને આ દવા ગુણકારી થઇ પડે છે.**

**માથા** તરફ લોહીનો જુસ્સો રહેતો હોય, તેને લીધે માથું દુઃખતું હોય, વાળ ખરી પડતા હોય, નાકમાંથી લોહી પડતું હોય તે કાળું હોય, લોહીનાં ટીપાં ઝમીને પડતાં હોય.

**આંખો** ઉંડી હોય, આંખની ફરતી વાદળી રંગની કુંડાળી રહેતી હોય, સ્ત્રીને વૃદ્ધાવસ્થાને લીધે મોતીઓ થતો હોય, કીકી વિસ્તૃત રહેતી હોય, આંખમાં દાહ લાગતો હોય.

ચ્હેરો ફિક્કો અને બેસી ગયેલો હોય, કે ચ્હેરા ઉપર કાળાં ચાઠાં પડયાં હોય.

**હોજરીમાં** ને પેટમાં દાહ લાગતો હોય, ઉલટી થતી હોય તેમાં લોહી અને કાફીના કુચા જેવા પદાર્થથી મિશ્રિત રસો બહાર પડતા હોય, તરસ પાણી પીવાથી છીપતી ન હોય, ભુખ અતિશય લાગતી હોય, ખાટા પદાર્થો ખાવાની રૂચિ થતી હોય, પણ ઓઢવાનું લુગડું ખમી શકાતું ન હોય, **ઝાડો કોલેરાની જેવો થઇ આવ્યો હોય, શરીર ઠંડુ પડી ગયું હોય,** અશક્તિ બહુ વધી ગઇ હોય, આપોઆપ ઝાડો છૂટી જતો હોય, લીલો પાતળો ગંધાતો રક્ત મિશ્રિત ઝાડો ઉતરી જતો હોય, પગમાં દાહ થતો હોય, આગર, ગોટલા ચડતા હોય.

**છાતીની** ભીસ રહેતી હોય, છાતીનો ધ્રબકારો થઇ આવ્યો હોય ને નાડી ઝીણી અને અનિયમિત ચાલતી હોય,

**હાથપગ** ધ્રુજતા હોય, શરીર ઉપર કીડીઓ અગર ઉંદર ચાલતા હોય એમ લાગતું હોય, ત્વચા બ્હેર મારી જતી હોય, હાથ બરફ જેવા થંડા રહેતા હોય, કે લકવાની અસરને લીધે હાલવા ચાલવાની હાથપગની અરસ્પરસ ગતિમાં અનિયમિતતા થઇ હોય; કરોડ રજ્જુ ઉપર અસર થવાથી ઉપર લખ્યું તેવું પરિણામ આવ્યું હોય, અગર પગે ગ્રેન્ગ્રીન થયું હોય.

**ત્વચા** ચીમળાઈ ગયેલી અને ફોરી હોય, દાહ થતો હોય, ત્યારે જાણે અંગારા મુકયા હોય એવું લાગતું હોય, લુગડાં ખમી શકાતાં ન હોય, ટાઢ ઠીક લાગતી હોય, તોપણ ત્વચા પોતે થંડી રહેતી હોય, ઉષ્ણતા પ્રત્યે અભાવ રહેતો હોય, તેનું સ્પર્શજ્ઞાન ઓછું થયું હોય, ત્વચા બ્હેરી લાગતી હોય, અગર ત્વચા ઉપર ઉંદર ચાલતા હોય એવી ખોટી લાગણી થતી હોય.-

**તાવ** વખતે ત્વચા થંડી રહેતી હોય, પરંતુ તૃષા અતિશય લાગતી હોય, ને આળસ આવતું હોય તો આ દવાથી ઠીક થાય છે.

**સ્ત્રીને** આર્તવ દર્મ્યાન ચૂંક આવતી હોય, ગરમી ખમી શકાતી ન હોય, નબળી દુબળી સ્ત્રીઓને આર્તવ દર્મ્યાન બહુ લોહી જતું હોય, ગર્ભાશયમાં દાહ લાગતો હોય, પ્રદરને લીધે ગંધાતી ધાત નીકળતી હોય, આર્તવ અનિયમિત રીતે આવતો હોય, અતિશય કાળું લોહી જતું હોય, આર્તવ સમય ગયા પછી પણ આખો મહિનો થોડું થોડું લોહી નીકળ્યા કરતું હોય, ત્રીજે મહિને ગર્ભસ્રાવ થવાની ધાસ્તી હોય, પ્રસવ વખતે ગર્ભાશય સંકુચિત થઇને બચ્ચાને આગળ લાવતું ન હોય, પ્રસવ પછી દુખાવો રહ્યા કરતો હોય, ધાવણ બરાબર આવતું ન હોય, પ્રસવ પછી દુખાવો રહ્યા કરતો હોય, પ્રસવ પછી કાળો ગંધાતો પ્રવાહિ ( lochea ) નીકળતો હોય.

**વૃદ્ધિઃ**—ગરમી લાગવાથી વ્યાધિ વધે છે.

**શાંતિઃ**—થંડીથી, અંગને ચોળવાથી, શરીર મરડવાથી અને કપડાં ઓઢવા વિના પડી રહેવાથી ઠીક લાગે છે.

**સરખાવોઃ**—કેમ્ફોરા, સલ્ફર.

---

## ૧૧૫. સેલીનીઅમ[૬૪, ૬, ૨૦૦].

( Selenium ).

**પુખ્ત ઉમ્મર થઈ ગયા પછી માણસોને જે નબળાઇ, નપુંસકત્વ, પ્રોસ્ટેટ ગ્લાંડનો વરમ અને કેટલાક મૂત્રમાર્ગના વ્યાધિઓ થઇ આવે છે તેને માટે આ દવા ઘણી સારી છે.**

સેલીનીઅમ તત્વ ગંધક સાથે ખાણોમાંથી નીકળેછે.

**મનમાં** વિષયવાસના રહ્યા કરતી હોય, પરંતુ અવયવમાં શક્તિ ન હોય, અને મગજનું કામ કરવાથી થાક લાગતો હોય.

**માથામાં** ડાબી બાજુ ઉપર દુખાવો રહેતો હોય, વાળ ખરી પડતા હોય, સૂર્યના તાપમાં ફરવાથી, કે ચાહ પીવાથી દુખાવો વધતો હોય, તાળવું અક્કડ લાગતું હોય, એ સર્વે આ દવાથી મટે છે.

**ગળું** જરા આવી ગયું હોય એમ લાગતું હોય, દરરોજ સવારમાં પારદર્શક કફ પડતો હોય, સાદ બેસી ગયેલો રહેતો હોય, સવારમાં ઉધરસ આવતી હોય, તે સાથે લોહી મિશ્રિત કફ પડતો હોય, તેવાં લક્ષણોમાં આ દવા ઉપયોગી છે.

**યકૃતમાં** દુખાવો હોય, તેની વૃદ્ધિ થઇ હોય, યકૃત પ્રદેશ ઉપર ઝીણી ઝીણી ફોડકી થઇ હોય, કે યકૃતનો કાંઇ જીર્ણ રોગ હોય, દારૂની ઇચ્છા બહુ થતી હોય, એ બધાંને માટે આ દવા આપવા જોઇએ.

**ત્વચા** તેલથી ચળકતી હોય એવી લાગતી હોય, ખીલ નીકળતા હોય, વાળ ખરી જતા હોય, હથેળીમાં કે આંગળાં વચ્ચે ખસ જેવા ફોડકા હોય, ને ચળ આવતી હોય, તો તે માટે આ દવા ઠીક છે.

**પેશાબ** પોતાની મેળે ટપકી જતો હોય, મૂત્રમાર્ગમાંથી જાણે પેશાબનું ટીપું પરાણે જોર કરીને નીકળતું હોય એમ લાગે તે સાથે અંદર દાહ કે દુખાવો થાય.

**પુરૂષને** ઉંઘમાં વીર્યનો સ્રાવ થોડો થોડો થયા કરતો હોય, પ્રોસ્ટેટના પીંડમાંથી ધાત વહી જતી હોય, સ્ત્રી સાથે વ્યવહાર થયા પછી દુખાવો લાગતો હોય, નપુંસકત્વ પ્રાપ્ત થયું હોય, વીર્ય બહુ પાતળું પડી ગયું હોય.

**વૃદ્ધિઃ—વ્યાધિઓ ઉંઘ લીધા પછી, ગરમ ઋતુમાં, સિંકોના કે કવીનાઇન લેવાથી, હવાનો**

સપાટો લાગવાથી કે ચાહ પીવાથી વધારે જોર પકડે છે.

**પ્રધાનલક્ષણઃ**—આખા શરીરમાં એકસરખી નબળાઇ જે ટાઇફોઇડની જેવા તાવથી અગર વીર્ય-સ્રાવથી થઇ આવી હોય, અને તે સાથે ઝાડાની કબજીઅત હોય, તે એવી સખત કે પિચકારી કે દુશની મદદ વિના ઝાડો ઉતરી શકે નહિ; વળી દારૂ પીવાની વૃત્તિ એવી સખત હોય કે તે વિના ચાલે નહિ, પણ પીધા પછી તબીઅત બગડે. પોતાના કામ ધંધામાં કશું યાદ રહે નહિ, ઉંઘમાં પોતાના ધંધા સંબંધી ભુલી ગયેલી વાતોનાં સ્વપ્નાં આવે.

**સરખાવોઃ**—સ્ટેનમ, ફૉસ્ફરસ. .

---

## ૧૧૬. સેપીઆ૬,૧૨,૩૦,૨૦૦.

( Sepia ).

આ દવા **સ્ત્રીઓની નબળાઇ**, ચ્હેરાની પીળાસ, શરદી જલદી લાગી જાય તેવી નાજુકતા, ગર્ભસ્રાવ થવાની આદત, સહજ વાતમાં બેશુદ્ધ થઇ જવાય એવી પ્રકૃતિ, લક્ષણો બધાં શરીરની ઉપરની બાજુ તરફ જતાં લાગતાં હોય, અંદરની બાજુએ કાંઇ દડા જેવી વસ્તુ હોય એમ લાગતું હોય, ગુહ્યાવયવ-માંથી કાંઇક નીકળી પડશે એવી લાગણી થતી હોય, એ સર્વે લક્ષણો આ દવાને સૂચવે છે. આ દવાનો હંમેશાં માત્ર એકજ ડોઝ અપાય છે.

**સ્વભાવ** બહુ ઉદાસીન રહેતો હોય, પોતાના સગાવહાલા પ્રત્યે અભાવ રહેતો હોય, કામકાજ કરવાનું મન થતું ન હોય, સાંજ વખતે બેચેની વધારે લાગતી હોય.

**માથામાં** કાંઇક ગોળ ગોળ ફરતું હોય એમ લાગતું હોય, ફેર આવતા હોય, માથે લોહી ચડી જવાની શરૂઆતમાં જેવાં લક્ષણો થાય છે, તેવાં લક્ષણો થયાં હોય, માથું આગળથી પાછળ હલ્યા કરતું હોય, રજોદર્શન વખતે રક્તસ્રાવ ઓછો હોય, અને માથામાં ચસકા આવતા હોય.

**નાકમાંથી** જાડો લીલાશ પડતા રંગનો બલગમ નીકળતો હોય, તો તે સૂચકચિન્હોમાં ગણાય છે.

**આંખે** કાળા ડાઘ દેખાતા હોય, ગર્ભાશયના વ્યાધિની સાથે કાંઇ આંખનો વ્યાધિ થયો હોય, દૃષ્ટિમંદ હોય એવાં લક્ષણો માટે આ દવા ઉપયોગીછે.

**ચ્હેરા** ઉપર પીળા ડાઘ હોય, કે તે ફીકો લાગતો હોય, તો આ દવાથી સુધરે છે.

**પેટમાં** ખાડો લાગતો હોય, જમ્યાથી કાંઇ શક્તિ આવી એમ ન લાગતું હોય, તંબાકુના વ્યસનીને અજીર્ણ થયું હોય, અનાજની ગંધથી ઉલટી થતી હોય, જમ્યા પહેલાં સવારમાં ઉલટી થતી હોય, ને જમ્યા પછી મોળ આવ્યા કરતી હોય, દુધ ખાવાથી વધારે હેરાન ગતિ થતી હોય, ખાટું ખારૂં ખાવાનું મન થતું હોય.

**યકૃતનો** ભાગ દુખતો હોય, જમણે પડખે સુવાથી ઠીક લાગતું હોય, પેટ ઉપર કાળાશ પડતાં ચાઠાં થયાં હોય, વાયુ જણાતો હોય.

**દસ્ત** કબજ રહેતો હોય, મોટા કઠણ ગાંઠા નીકળતા હોય, મળાશયમાં ગોળ દડો ભરાયો હોય એમ લાગ્યા કરતું હોય, આમળ નીકળતી હોય, મળાશયમાંથી કાયમ કાંઇક પ્રવાહી ટપકયા કરતો હોય, બચ્ચાંને ઉકાળેલું દુધ આપવાથી ઝાડો થઇ આવતો હોય, મળાશયમાં અને યોનિમાર્ગમાં સણકા આવતા હોય.

**ઉધરસ** ખાલી આવતી હોય, સવારમાં આવતી હોય, તો બહુ કફ નીકળતો હોય, કફ ખારો લાગતો હોય, કે મોટી ઉધરસ થઇ હોય, અને બીજાં લક્ષણો મળતાં આવતાં હોય.

**ત્વચા** ઉપર છૂટા છૂટા ફોડલા થયા હોય, ચળ આવતી હોય, કોણી અને ઢીચણના સાંધા ઉપર ચળ બહુ આવતી હોય, દરેક વસંતઋતુમાં ખરજવા જેવું થઇ આવતું હોય, બહાર ઠંડી જગ્યામાં જવાથી શિળસ થઇ આવતું હોય, ગરમ ઓરડામાં રહેવાથી ઠીક થતું હોય, ગંધાતો પરસેવો આવતો હોય.

**પેશાબ** રાતો આવતો હોય, તેમાં ચીકણી રેત જતી હોય, કે પહેલી ઉંઘમાં પેશાબ આપોઆપ ઉતરી જતો હોય.

**પુરૂષને** રાતમાં ધાત જતી હોય, પરમીઆની અસર રહી હોય, પણ દુખાવો હોય નહિ, અગર ઇંદ્રિ ઉપર મસા થયા હોય.

**સ્ત્રીને** પેડુમાં બહુ ભાર લાગતો હોય, જાણે પેડુમાંથી કાંઇક નીકળી પડશે એમ લાગતું હોય, સ્ત્રી પગ ઉપર પગ દબાવી રાખતી હોય, પ્રદર થયું હોય તેમાં પીળાસ પડતી લીલી ધાત જતી હોય

અને ચળ બહુ આવતી હોય, આર્તવ બહુ મોડો અને થોડો આવતો હોય, અથવા અનિયમિત વહેલો અને પુષ્કળ આવતો હોય, ગર્ભાશયમાંથી નાભિ સુધી સખત ચટકા ભર્યા જેવું દરદ થતું હોય, ગર્ભાશયનું અધ:પતન થયું હોય.

**વૃદ્ધિ:**—વ્યાધિઓ બપોરે અને સાંજે, નહાવા ધોવાથી, થંડી હવાથી, અને વીજળીના તોફાનની શરૂઆતમાં વધારે જોર પકડે છે.

**શાંતિ:**—કસરત, દબાણ, બીછાનાની ગરમી, શેક વગેરેથી મંદ પડે છે.

**સરખાવો:**—લિલિઅમ, સીલીસ્યા, સલ્ફર.

---

## ૧૨૭. સ્પાઇજીલીઆ^{ડ},^{૩૦}.

( Spigelia ).

**આ દવા આંખ, રક્તાશય અને મજ્જાતંતુ ઉપર અસર કરે છે. પાંચમી તંતુનો દોષ હોવાથી જે દુખાવો આંખ દાંત વગેરે સ્થળે થાય છે, તે મટાડવામાં આ દવા ઘણી ફતેહમંદ નીવડે છે. જેઓ નબળા બાંધાનાં હોય, જેનું લોહી ઓછું થઈ ગયું હોય, સંધિવાની જેને અસર હોય કે સ્ક્રોફ્યુલાનું વિષ જેને હેરાન કરતું હોય તેમને આ દવા કામની છે. જ્યારે સ્પર્શ ખમી શકાતો ન હોય, ટાઢ વાયા કરતી હોય, આખું શરીર ટાઢથી ધ્રૂજતું હોય, પેટમાં કૃમિ થયાં હોય કે બચ્ચાને નાભિ આગળ બહુ દુખાવો રહેતો હોય, અને મોટા માણસને છાતીમાં રક્તાશય જોરથી ધબકતું હોય, ત્યારે આ દવા ઉપયોગી થઈ પડે છે.**

**માથામાં** ડાબી આંખની ઉપર દુખતું હોય, આધાસીસી રહેતી હોય, દુખાવો સખત રહેતો હોય, અને તે આંખમાં જતો હોય એમ લાગતું હોય, કે માથાની ફરતો પટો બાંધ્યો હોય, એવું દર્દ થતું હોય, અને તેજ બાજુની આંખમાંથી પાણી નીકળતું હોય.

**આંખો** ફેરવતી વખતે ભીંસાતી હોય એમ લાગતું હોય, કીકી વિસ્તૃત રહેતી હોય, તેજ ખમી શકાતું ન હોય, સંધિવાને લીધે આંખ દુખવા આવી હોય, કે આંખમાં ને તેની આસપાસ ઉંડું દરદ લાગતું હોય.

**નાકનો** આગળનો ભાગ હમેશાં ઠારો રહેતો હોય, કે નાક પછવાડેના ભાગમાંથી કફ ગળામાં ઉતરતો હોય.

**મોઢું** ગંધાતું હોય, જીભમાં ચીરા પડયા હોય, અથવા ખાધા પછી કે ટાઢું પાણી પીધા પછી દાંતનો દુખાવો બહુ ઉપડતો હોય.

**ચ્હેરાની** એકબાજુએ દુખાવો લાગુ પડયો હોય, આંખ, દાંત, ગાલ, લમણો વગેરેને તેની અસર જણાતી હોય, વાંકા વળવાથી, સ્પર્શ કરવાથી અથવા સવારથી સાંજ સુધી દુખાવો વધારે રહેતો હોય તો આ દવાથી દુખાવો શાંત થાય છે.

**રક્તાશયનો** એવા જોરથી ધબકારો થતો હોય કે લુગડા પહેર્યાં છતાં છાતી ઉછળતી દેખાતી હોય, અને તેના અવાજો રક્તાશયના પ્રદેશથી કેટલાક ઇંચ દૂર આવેલા પ્રદેશમાં પણ સંભળાતા હોય, નાડી નબળી અને અનિયમિત ચાલતી હોય, રક્તાશયના બાહ્યપડનો વરમ થયો હોય, તેથી દુખાવો, ધબકારો ને શ્વાસની મુંઝવણ રહ્યા કરતી હોય, રક્તાશયની જ્ઞાનતંતુમાં બગાડ થયો હોય તેથી તેમાં દુખાવો (neuralgia or angina pectoris) ઉત્પન્ન થયો હોય, તે વારંવાર થઇ આવતો હોય, સંધિવાને લીધે રક્તાશયના બાહ્ય પડમાં વરમ થયો હોય, નાડી ધ્રૂજતી ચાલતી હોય, છાતીની ડાબી બાજુ દુખતી હોય, શ્વાસમાં મુંઝવણ થતી હોય, અને તેથી **જમણી બાજુએ ઉંચું ઓસીકું રાખીને સુવું પડતું હોય,** એવાં દર્દોમાં આ દવા કૅકટસ અને ડીજીટેલીસ સાથે સરખાવવા જેવી છે. તે બન્નેના કરતાં આ દવા માટે છાતીનો ધબકારો વધારે જોસવાળો હોવો જોઇએ.

**મળદ્વાર** ઉપર ચળ આવતી હોય, વારંવાર દસ્તની ખોટી હાજત થયા કરતી હોય, કે તે સ્થળે જીવડા કરડયા જેવું લાગ્યા કરતું હોય, તો તે તમામ મટાડવા માટે આ દવા અપાય છે.

**તાવ** આવતો હોય, ત્યારે જરાપણ હાલવા ચાલવાથી ટાઢ વાતી હોય, તો તે પણ આ દવાને સૂચવે છે.

**વૃદ્ધિ:**—સ્પર્શ કરવાથી, હરવા ફરવાથી, આંખો ફેરવવાથી, વર્ષાઋતુથી, ભેજથી, અવાજ થવાથી કે નહાવા ધોવાથી વ્યાધિઓ વધારે થાય છે.

**શાંતિ:**—જમણી બાજુએ, ઉંચુ ઓસીકું રાખીને સુવાથી, વ્યાધિ જરા મંદ પડે છે.

**ઉપયોગ:**—વરમને માટે ૨ × થી ૩× વાળી બનાવટ અને દુખાવાને માટે ૬ × થી ૩૦ સુધીની બનાવટ અપાય છે.

**સરખાવો:**—એકોનાઇટ, કેક્ટસ, ડીજીટેલીસ, કાલી કાર્બોનિકા, નાજા.

---

**૧૧૮ સ્પન્જીઆ ટોસ્ટા ૩ થી ૩૦, ૨૦૦.**

(Spongia Tosta)

આ દવા વાદળી કે જે નહાવામાં તથા ગડગુમડ વગેરે ધોવામાં વપરાય છે તેમાંથી બને છે.

**ઉધરસ, મોટી ઉધરસ, રક્તાશયના અથવા તેના પડદાના વ્યાધિ, અને શ્વાસની મુંઝવણ ઉપર આ દવા મુખ્યત્વે કરીને અપાય છે.**

સફેદ ચામડીનાં જે બચ્ચાંઓને ટયુબર્કલની કાંઈક અસર હોય, શરીરની તંતુઓ ઢીલી હોય, પિંડો સુજી ગયેલા હોય, તેમને આ દવા વધારે લાગુ પડી શકે છે. જરા પણ શ્રમ લેવાથી નબળાઇ આવી જતી હોય, અને ચ્હેરા ઉપર તથા છાતી ઉપર લોહીનો જુસ્સો થઇ આવ્યો હોય, શ્વાસ લેતાં મુઝવણ થતી હોય, એવાં દર્દો માટે આ દવા કિંમતી થઇ પડે છે.

**માથા** તરફ લોહીનું જોર હોય, માથું ફાટી જતું હોય એમ લાગતું હોય અને કપાળનો ભાગ વધારે દુખતો હોય.

**નાકમાંથી** શ્લેષ્મ વહ્યા કરતો હોય, વળી થોડી વાર પછી નાક બંધ થઇ જતું હોય, કે લાંબા વખતથી નાક કોરૂં રહ્યા કરતું હોય.

**ગળા** આગળ થાઇરોઇડ નામનો પિંડ સુજી આવ્યો હોય, ગળું આવી ગયું હોય, ગળામાં દાહ થતો હોય, કે તેમાં કાંઇક ભરાયું હોય એમ લાગતું હોય, અને તેથી ઉધરસ આવતી હોય.

**તરસ** અતિશય લાગતી હોય, અને ભૂખ પણ બહુ લાગતી હોય.

**શ્વાસનળીઓ** બહુ કોરી હોય, સાદ ખોખરો બોલતો હોય, કંઠ નળી પણ કોરી હોય, અંદર દાહ લાગતો હોય, ખાલી ઉધરસ બહુ જોરથી આવતી હોય, ઉધરસ આવે ત્યારે કોઇએ લાકડું વહેરવા માંડયું હોય, એવો અવાજ થતો હોય, શ્રવણ નળી વડે સાંભળવાથી પણ લાકડું વહેરવાના જેવો અવાજ સંભળાતો હોય, કુકડીઆ ખાંસીના જેવી મોટી ઉધરસ આવતી હોય, ગળામાં કશી ચીજનો સ્પર્શ ખમી શકાતો નહોય, અંતર્શ્વાસ લેતી વખતે અને મધ્ય રાત્રી પહેલાં કુકડીઆ ઉધરસ બહુ જોરથી આવતી હોય, છાતી નબળી હોય, બરાબર જોરથી વાતચીત પણ થઈ શકતી નહોય, કંઠનળીને ક્ષય લાગુ પડયો હોય, ગોઇટર થયો હોય, શ્વાસનળીના વરમને લીધે દમ ચડી આવ્યો હોય, મુંઝવણ લાગતી હોય, શરદીથી વધારો થતો હોય, સુઇ શકાતું નહોય, અને ગરમ ઓરડામાં રહેવાથી વધારે શ્વાસ ચઢતો હોય.

**રક્તાશયનો** ધબકારો થયો હોય, તે સાથે શ્વાસની મુંઝવણ હોય, સુઇ શકાતું નહોય, અડધી રાત પછી દુખાવો ને મુંઝવણ થવાથી દર્દી એકદમ જાગી ઉઠતો હોય, પડદાથી લોહી બરાબર અટકાવી શકાતું નહોય, રક્તાશયના ખાસ દુખાવાનું દર્દ (angina pectoris) થયું હોય, મૂર્છા જેવી સ્થિતિ થઇ આવતી હોય, પરસેવો આવી જતો હોય, કે રકતાશયનું જોસ એટલું બધું હોય કે તે બહાર નીકળી આવશે એમ લાગતું હોય.

**ત્વચા** નીચે રહેલ પિંડોનો સોજો અને કઠિનતા, તથા ચળ અને ઓરી માટે પણ આ દવા અપાય છે.

**તાવ** આવતો હોય, ત્યારે ચ્હેરો બહુ લાલ થઇ આવ્યો હોય, ગરમી બહુ લાગતી હોય, અને બીજાં ચિન્હો મળતાં આવતાં હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**પુરૂષને** વીર્યવાહકનળીકામાં તથા વીર્યોત્પાદક તંતુઓમાં વરમ થયો હોય, તે ઉપર સ્પર્શ ખમી શકાતો નહોય, કે વૃષણનો વરમ થયો હોય, તો આ દવાથી મટે છે.

**સ્ત્રીઓને** આર્તવ પહેલાં કમ્મરમાં દુખાવો થતો હોય, ભુખ લાગતી હોય, છાતીનો ધબકારો થઇ આવતો હોય, આર્તવ દરમ્યાન છાતીની મુંઝવણ થઇ આવતી હોય, તેથી જાગી જવાતું હોય, આર્તવ ન આવતો હોય, અગર ઓછો આવતો હોય, અને તે સાથે દમ ચડતો હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

**વૃદ્ધિ:**—ઉંઘમાં જાગતી વખતે (ઉધરસ ઉપરાઉપરી આવવા લાગે છે) વાત ચિત કરવાથી, વાંચવાથી ગાવાથી, કાંઇ ચીજ ગળે ઉતારવાથી અને માથું નીચું રાખીને સુવાથી ઉધરસ વધારે આવે છે. વળી રકતાશયના પડદાના દર્દ વાળો આસામી ઉંઘમાંથી જાગે છે, ત્યારે શ્વાસ વિના મુંઝાતો હોય એમ લાગે છે. તેનો ચ્હેરો બિહામણો અને ચિંતાગ્રસ્ત થઇ જાય છે, મોટા અવાજ સાથે જોરથી ખાલી ઉધરસ આવે છે, પોતે મોટા ભયમાં હોય એમ તે ગભરાય છે, અને ગભરાટના વેગને દબાવી શકતો નથી. આ બાબતમાં આ દવા લેચીસીસના કરતાં પણ વધારે સારી છે. તેથી માત્ર ઉધરસ ને ગભરામણ મટે છે એટલુંજ નહિ, પણ રકતાશયના પડદાની હાલત પણ સુધરે છે. સાંજના વખતે, થંડી હવા લાગવાથી, ગાવાથી, બોલવાથી, અને ચાલવાથી સઘળા દર્દના લક્ષણોમાં વધારો લાગે છે.

**શાંતિ:**—ગરમ હવાથી, અને તાજી ગરમ રસોઇ ખાવાથી કે ઉષ્ણ પદાર્થ પીવાથી આરામ લાગે છે.

**સરખાવો:**—એકોનાઇટ, હેપાર સલ્ફ, બેલાડોના, ( આ દવા પછી સ્પન્જીઆની કેટલીકવાર જરૂર પડે છે ), ફોસ્ફરસ, લૅચિસીસ, આયોડીનમ્.

---

## ૧૧૯. સ્કવીલા મેરીટીમા૧×થી૩×અને૩.

( Squilla Maritima ).

ઉધરસ વગેરે શ્વાસમાર્ગના બ્યાધિ માટે ઉપયોગીછે.

**શ્વાસમાર્ગ**માં જરા વરમ હોવાથી **છાતીમાં ચટકા ભર્યા જેવું લાગતું હોય,** ઉધરસ બહુ આવતી હોય, નાકમાંથી શ્લેષ્મ નીકળ્યા કરતો હોય, નાકનાં નસકોરાંએ દુખતાં હોય, શ્વાસની મુંઝવણ રહેતી હોય, ઉધરસ સાથે છાતીમાં ખડખડ બોલતું હોય, છીંકો બહુજ આવતી હોય, ઉધરસને લીધે બહુજ કફ નીકળતો હોય, તે સ્વાદે ખારો હોય, ઉધરસના જોરથી પેશાબ છૂટી જતો હોય, બચ્ચાંને ઉધરસ આવતી હોય, ત્યારે તે ચ્હેરાની સાથે પોતાની મુઠી ઘસતું હોય, સવારમાં કફ નીકળતો હોય પણ સાંજના ખાલી ઉધરસ આવતી હોય, આંખમાં પાણી આવી જતું હોય, એવાં લક્ષણો આ દવાને સૂચવે છે.

**પેશાબ** બહુ પાણી જેવો ઉતરતો હોય, હાજત બહુ થતી હોય, કે ઉધરસની સાથે પેશાબ આપોઆપ ઉતરી જતો હોય, તો આ દવાથી ઠીક થાશે.

**સરખાવો:**—બ્રાયોનિઆ આલ્બા, કાલી કાર્બોનિકા.

---

## ૧૨૦. સ્ટૅનમ મૅટાલીકમ૬×, ૧૫×, ૧૨, ૩૦, ૨૦૦, ૫૦૦

( Stannum Metallicum. )

આ દવા કલઇમાંથી બનાવાય છે. દેશી દવામાં કલઇની બનાવટ બહુ વખણાય છે, કલઇની ભસ્મને દેશી વૈદોમાં **બંગભસ્મ** કહે છે; તે શોધક, મૂત્રલ તથા પૌષ્ટિક ગણાય છે.

**લાંબા વખતથી ખાંસીનું દર્દ હોય; કફ ને પરૂ નીકળ્યા કરતાં હોય, છાતી બહુ નબળી પડી ગઇ હોય, વાતો કરવાથી કે બોલવાથી ગળામાં ને છાતીમાં બહુ આઘાત લાગી જતો હોય, કોઇ જગ્યાએ દુખાવો લાગતો હોય, તે ધીમે ધીમે વધતો હોય તેમજ ધીમે ધીમે મંદ પડતો હોય કે લકવાની કાંઇ અસર વર્તાતી હોય, તો આ દવાથી ઠીક થાય છે.**

**મન** નાસીપાસ થઇ ગયું હોય, ચિંતાતુર રહેતું હોય, માણસોને જોવાથી ભય ઉત્પન્ન થતો હોય, બધો વખત દર્દી જાણે રડતો હોય એમ તેને લાગતું હોય, પણ રોવાથી દર્દ વધતું હોય.

**માથાના** લમણાને કપાળ દુખતા હોય, માથા ફરતો જાણે પટ્ટો બાંધ્યો હોય એમ લાગતું હોય દુખાવો ધીમે ધીમે વધતો હોય, અને ધીમે ધીમે ઓછો થતો હોય, ચાલવાથી દુખાવો વધારે લાગતો હોય, કે કાનમાં ચાંદાં પડયાં હોય, તો દવાથી ઠીક થાય છે.

ગળામાં ચીકણો કફ જામતો હોય, તે છૂટતો ન હોય, કફ કાઢવાનો પ્રયત્ન કરવાથી ઉલટી થતી હોય, કે ગળું કોરૂં રહેતું હોય અને અંદર ચટકા ભર્યાં જેવું દરદ થતું હોય તો આ દવા આપવી.

**ઉધરસ** સાંજેથી મધ્યરાત્રિ સુધી જોરથી આવતી હોય, હસવાથી, ગાવાથી, કે વાતો કરવાથી ઉધરસ વધારે જોરથી આવતી હોય, દિવસે પુષ્કળ લીલા રંગનો કફ નીકળતો હોય, શ્વાસ ટુંકો લેવાતો હોય, શ્વાસ લેવાથી, અને ડાબી બાજુએ સુવાથી ડાબી બાજુએ ચટકા ભર્યાં જેવું દરદ થતું હોય, **છાતી નબળી લાગતી હોય, ખાસ્સેજ જોરથી વાત-**

ચિત કરી શકાતી હોય, ક્ષયની કાંઈક અસર જણાતી હોય, ઝીણો ઝીણો તાવ આવતો હોય.

**પેટ ખાલી પડી ગયું હોય,** નાભિ આસપાસ ચુંક આવતી હોય, તે **દાબવાથી શાંત** થતી હોય જે રંધાતુ હોય તેની વાસ આવવાથી ઉલટી થતી હોય, કે મોઢામાં કડવો સ્વાદ રહ્યા કરતો હોય, કૃમિ નીકળતાં હોય.

**હાથપગ**માં પક્ષાઘાતના જેવી નબળાઇ રહેતી હોય, હાથમાંથી વસ્તુઓ પડી જતી હોય, બેસવા જતાં પડી જવાતું હોય, સીડી કે પર્વત ઉપરથી ઉતરતાં ફેર આવતા હોય, અને પડી જવાશે એમ લાગતું હોય, પણ સીડી ચઢવામાં કશી મુશ્કેલી લાગતી નહોય, ટાંક પકડતી વખતે આંગળીઓ ખેંચાતી હોય, દુખતી હોય કે ટાઇપરાઇટરને હાથે લકવા જેવું થયું હોય.

**તાવ** આવતો હોય, તે રાત્રે વધતો હોય, પાછલી રાતમાં બહુ પરસેવો થતો હોય, તે ગંધાતો હોય, કપાળ ઉપર ને ડોક ઉપર પરસેવો વધારે થતો હોય, એવાં લક્ષણો માટે આ દવા અકસીર છે.

**સ્ત્રીને** પેડુમાં ભાર લાગતો હોય, ગર્ભાશયનું અધઃપતન થયું હોય, આર્તવ વહેલો આવતો હોય અને પુષ્કળ લોહી જતું હોય, યોનિ માર્ગમાં દુખાવો હોય, કે પ્રદર થયું હોય અને તેથી ઘણી નબળાઇ લાગતી હોય તે સાથે ફેફસાની પણ નબળાઇ લાગતી હોય તેથી વાતચિત પણ જોરથી કરી શકાતી નહોય ફેફસાનું દર્દ અને પ્રદર બન્ને સાથે હોય, કફ ઘણો નીકળતો હોય, તેનો સ્વાદ કાંતો બહુ ગળ્યો હોય, અગર બહુ ખારો હોય, વગેરે લક્ષણો હોય ત્યારે આ દવા સ્ત્રીઓને બહુ ગુણકારી થઇ પડે છે.

**માત્રા:**—૩x થી ૩૦x અંશ સુધીની બનાવટો વપરાય છે. આની સાથે કોઇ કોઇવાર **પલ્સેટીલા** આપવાની જરૂર હોય છે.

**પ્રધાન લક્ષણ:**—કફ ઘણો નીકળે છે, તે જાડો, ભારે અને લીલા અગર પીળા રંગનો હોય છે. રાતમાં પરસેવો આવે છે. વાતચિત કરવાથી બહુ થાક લાગે છે. દુખાવો (ન્યુરાલ્જીઆ) કોઇ સ્થળે થતો હોય, તો તે ધીમે ધીમે બહુ વધે છે, અને પછી ધીમે ધીમે ઓછો થાય છે. દર્દી ના હિંમત થઈ જાય છે અને તેને એમ લાગે છે કે જાણે પોતે એવો વખત રડયા કરે છે

**વૃદ્ધિ:**—બોલવાથી, જમણી બાજુએ સુવાથી કે ગરમ પદાર્થ ખાવાથી દર્દ વધારે થાય છે.

**શાંતિ:**—કફ નીકળવાથી, અને દુખતો ભાગ દાબવાથી ઠીક લાગે છે.

**સરખાવો:**—આર્જેન્ટમ મેટાલીકમ, કાલી આયોડેટમ, કોલોસીન્થીસ (પેટના દુખાવા માટે), સેપીઆ, કેલ્કેરીઆ કાર્બ.

---

## ૧૨૧. સ્ટૅફીસેગ્રીઆ ૩x, ૩૦-૨૦૦

( Staphisagria. ).

સ્ટૅફીસેગ્રીઆ નામની વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**મજ્જાતંત્રનું ઉશ્કેરાઇ જવાપણું, ક્રોધ, અને રોષ, જનનેંદ્રિ તથા મૂત્રમાર્ગના વ્યાધિ, અને ત્વચા રોગ એ આ દવાનાં ખાસ સૂચક લક્ષણો છે. ચીડીઆ સ્વભાવના, દુબળા શરીરના, ફુલી ગયેલા પેટવાળા, અને બેડોળ દેખાતાં છોકરાં માટે આ દવા સારી છે.**

**મન** ઉદાસ રહેતું હોય, કાંઇક વ્યાધિ થયો છે, એવી ભ્રાંતિ થયા કરતી હોય, પોતાની બાબતમાં બીજા લોકો જે ટીકા કરે તે જરાપણ સહન થતી ન હોય, વિષય સંબંધી વાતો અંદર ખાતેથી બહુ ગમતી હોય, એકાંત વાસ ગમતો હોય, યાદશક્તિ ગુમ થઇ ગઇ હોય, સ્વભાવ હઠીલો હોય, ઘણી ચીજો લેવાનું મન થતું હોય, પરંતુ તેમાંથી એક થોડીવાર પછી ગમતી ન હોય, ભવિષ્યમાં શું થશે તેની ચિંતા થયા કરતી હોય, કોઇનું બોલવું જરા પણ સહન થતું ન હોય.

**માથાનો** દુખાવો એવો સખત હોય કે તેનું બરાબર ભાન રહેતું ન હોય, કપાળમાં સીસાનો ગોળો હોય એવો ભાસ થયા કરતો હોય, કે કાનની પછવાડે ચળ આવતી હોય, અને ફોડલીઓ થઈ હોય.

**આંખમાં** વારંવાર આંજણી થતી હોય, આંખની ફરતી વાદળી રંગની કુંડાળી પડી હોય, **પોપચાની બાજુ ઉપર બહુ ચળ આવતી હોય,** અને ખરજવા જેવું થયું હોય કે કૃષ્ણમંડળ ને કાંઇ ઇજા થઈ હોય.

**દાંત** કાળા રહેતા હોય, અને ખવાઇ જતા

હોય, થુંક બહુ નીકળતું હોય, અવાળુ પોચાં વાદળી જેવાં રહેતાં હોય, ને તેમાંથી જલદી લોહી નીકળતું હોય, જમ્યા પછી ઉંઘ આવતી હોય.

**પેટમાં** ક્રોધના આવેશ પછી અગર જમ્યા પછી કે પાણી પીધા પછી આંકડી આવવા લાગતી હોય, ગરમ પવન છૂટતો હોય, બચ્ચાંને પેટમાં બહુ વાયુ થયો હોય, ગરમ પવન છૂટતો હોય, પેટ ઉપર કાંઇ શસ્ત્રક્રિયા કર્યા પછી સખત દુઃખાવો ઉપડી આવતો હોય, ઠંડુ પાણી પીધા પછી ઝાડો થઇ આવ્યો હોય, દસ્તની કબજીઆત રહેતી હોય, અર્શ થયા હોય તે દુઝતા હોય, અને તે સાથે પ્રોસ્ટેટના પિંડની વૃદ્ધિ થઇ હોય તો આ દવાથી આરામ થાય છે.

**હોજરી** નબળી હોય, તંબાકુ ખાવાની ઇચ્છા બહુ ઉગ્ર થતી હોય, કે **જમ્યા છતાં પણ બહુ ભુખ જણાતી હોય.**

**ત્વચા** ઉપર જુદે જુદે સ્થળે **ચળ બહુ આવતી હોય**, કાન, મોઢું, માથું વગેરે સ્થળે ખાસ કરીને આંખ ઉપર ખરજવાં ફેલાતાં હોય મસા થયા હોય, વાને લીધે ગાંઠાં થયા હોય, કે હાથ પગના હાડકામાં વરમ થયો હોય. મસા, અને કૉલી ફ્લાવરના જેવાં ચાંદાવાળાં ગુમડા મટાડવામાં ૨૦૦ અંશની દવા ફાયદો કરે છે.

પગની પીંડી, વાંસો, સાંધા વગેરે દુખતા હોય.

**પેસાબ**ની હાજત વારંવાર થતી હોય, મૂત્રાશય ઉપર દબાણ લાગ્યા કરતું હોય, મૂત્રમાર્ગમાં પેસાબ નહિ કરતી વખતે દાહ લાગતો હોય, પ્રોસ્ટેટના પિંડના વ્યાધિ થયા હોય, પેસાબ કર્યા પછી દુખાવો થતો હોય, પથરી કાઢયા પછી દુખાવો રહેતો હોય.

**પુરૂષની** વૃત્તિ વિષય તરફ રહ્યા કરતી હોય, હસ્તક્રિયાનું માઠું પરિણામ આવ્યું હોય, વીર્યસ્રાવ થતો હોય, ચ્હેરો બેસી ગયેલો હોય, જાણે કાંઇક અપકૃત્ય કર્યું હોય એવો ચ્હેરો લાગતો હોય, વીર્યપાત થયા પછી કેડમાં દુખાવો લાગતો હોય, શારીરીક શક્તિ અને તે સાથે યાદશક્તિ પણ કમ થઇ ગઇ હોય, ઠપકો કે અપમાન જરા પણ સહન થતું ન હોય.

**સ્રીને** પ્રદર થયું હોય, મૂત્રાશય ઉપર ભાર લાગતો હોય, વારંવાર પેસાબની હાજત થતી હોય, ગુહ્યાવયો બહુ નાજુક થઇ ગયાં હોય, ગર્ભાશયનું અધઃપતન થયું હોય, કે રાતમાં અને સવારે ઉઠતાં પહેલાં કેડ દુખતી હોય, મનનો સ્વભાવ ઉપર લખ્યો તેવો થઇ ગયો હોય, મનમાંને મનમાં રીસાતી હોય, અને અફસોસ કરતી હોય, ઉદાસ થવાથી ઉંઘ આવતી ન હોય, અને તેથી જાત જાતના રોગ પ્રગટ થતા હોય.

**વૃદ્ધિઃ—**ક્રોધ, રોષ, અપમાન, કજીઆ કંકાસ, રંડીબાજી, હસ્તક્રિયા, તંબાકુનું વ્યસન, ઉજાગરો, સ્પર્શ ઇત્યાદિથી રોગ વધે છે.

**સરખાવોઃ—**કેમોમિલા, નકસવૉમિકા, ફૉસ્ફૉરિક આસિડ, નેટ્રમ મ્યુર, ઇગ્નેશિઆ, ઍનાકાર્ડીઅમ, ઑરમ.

**ખાસ ઉપયોગઃ—**આ દવાથી ત્વક્‌પૃષ્ટભેદીવ્રણ ( incised wounds ) જલદી રૂઝાઇ જાય છે.

---

## ૧૯૨. સ્ટ્રામોન્યમ. ૩×, ૩૦.

( Stramonium. )

આ દવા ધંતુરામાંથી બનાવાય છે, અને તેની અસર મુખ્યત્વે કરીને મગજ ઉપર થાય છે, ત્વચા ઉપર અને ગળા ઉપર પણ તેની કેટલીક અસર થાય છે.

**સ્વભાવ** વાતોડીઓ થઇ જાય, બહુ બોલકણો દર્દી ગમે તેમ હસે, ગાય, બોલે, સોગન ખાય, ઇશ્વરની પ્રાર્થના કરે, એકદમ હસતો હોય, ત્યાંથી રોવા લાગે, તોફાન કરવા માંડે, પ્રકાશ વિના કે કોઇની સોબતવિના રહી શકતો ન હોય, પાણી કે કોઇ ચળકતી વસ્તુ જોવાથી અચકાતો હોય, ભાગી જવા માંડતો હોય, કે તેને ધર્મની ઘેલછા થઇ હોય, અથવા પોતાના શરીરનો કોઇ ભાગ અતિશય મોટો છે, એમ ઘેલછામાં માનતો હોય.

**માથું** ભ્રમરની ઉપર કપાળમાં સવારના નવ વાગેથી બપોર સુધી દુખતું હોય, માથા તરફ લોહીનું જોસ રહેતું હોય, લથડીઆં આવતાં હોય, આગળ અથવા ડાબી બાજુ તરફ પડી જવાતું હોય, **દર્દી પોતાનું માથું ઓસીકા ઉપરથી વારંવાર આંચકો મારીને ઉંચું લેતો હોય,**

**આંખો** બહાર નીકળેલી લાગતી હોય, **બહુ** ઉઘાડી રહેતી હોય, કીકી વિસ્તૃત હોય, બરાબર

દેખાતું ન હોય, પ્રકાશ છતાં અંધારૂં લાગતું હોય, અને વધારે પ્રકાશ રાખવાનું દર્દી કહેતો હોય, નાની ચીજો મોટી દેખાતી હોય, શરીર સુજી ગયેલું દેખાતું હોય, મલાખું એટલે ત્રાંસુ દેખાતું હોય.

**ચ્હેરો લાલ, ગરમ ને ભયભીત થઈ ગયો હોય.**

**મોઢું** કોરૂં રહેતું હોય, તરસ અતિશય લાગતી હોય, ચીકણી લાળ જતી હોય, પાણી ગમતું ન હોય, તોતડું બોલાતું હોય, કાંઇ પ્રવાહિ પીવા જતાં ગળાની રગો અંચકાઇ જતી હોય.

**હોજરી**માં પાણી કે અનાજ ટકતું ન હોય, શ્લેષ્મરસ તથા લીલુ પિત્ત બહુ નીકળતુ હોય.

**પેશાબ** ઉતરતો ન હોય, બલ્કે બીલકુલ ઉત્પન્ન થતો ન હોય અને તેથી મૂત્રાશય પણ ખાલી રહેતો હોય, દસ્ત પણ બીલકુલ ઉતરતો ન હોય.

**હાથપગ** નિયમસર હલ્યા કરતા હોય, હાથ અંચકાતા હોય, **કોરીઆ**નો રોગ થયો હોય, ડાબી જાંઘમાં સખત દુખાવો થયો હોય, ચાલતાં લથડીઆં આવતાં હોય, વગેરે આ દવાથી મટે છે.

**ત્વચા** ઉપર ચળકતા લાલ રંગના ફોડકા થયા હોય, લાલ તાવ થઇ આવ્યો હોય, અને તે વખત થયેલાં ચાઠાં એકદમ દબાઇ ગયાં હોય, તેથી સન્નિપાત વગેરે ખરાબ પરિણામ આવ્યું હોય તો આ દવાની જરૂર પડે છે.

**તાવ** બહુ જોરથી આવ્યો હોય, પુષ્કળ પરસેવો આવતો હોય, પરંતુ તેથી કાંઇ તાવ ઉતરતો ન હોય, તો આ દવાથી મંદ પડે છે.

**પુરૂષ**ને વિષયની ઇચ્છા પ્રબળ થતી હોય, તે ભુંડા શબ્દો વાપરતો હોય, કે ગુહ્યાવયવ ઉપર હાથ રાખ્યા કરતો હોય.

**સ્ત્રી**ને ગર્ભાશયમાંથી લોહી જતું હોય, સ્ત્રી બહુ વાતો કરતી હોય, ગાયન ગાતી હોય, કીર્તન ગાતી હોય, પ્રસુતિમાંથી ઉન્માદ થઇ આવ્યો હોય ત્યારે બડબડ કરતી હોય, પરસેવો આવતો હોય, કે પ્રસવ પછી આંચકી આવતી હોય અને પ્રકાશ ખમાતો ન હોય.

**ઉંઘ**માં દરદી બ્હીતો હોય, રાડ પાડી ઉઠતો હોય, નસકોરાં બહુ બોલતાં હોય, આંખમાં ઉંઘ ભરાણી હોય પરંતુ ઉંઘી શકાતું ન હોય તો આ દવાથી મન સ્વસ્થ થાય છે.

**વૃદ્ધિ:—**અંધારામાં, એકાંતમાં, પાણી કે ચળકતા પદાર્થો જોવાથી, ઉંઘ પછી કે કાંઇ ચીજ ગળવા જતાં વ્યાધિ વધારે જોરમાં લાગે છે.

**શાંતિ:—**પ્રકાશ, સોબત, ગરમી એવાં સાધનોથી મંદ પડે છે.

**પ્રધાનલક્ષણ:—**દર્દી અંધારામાં લથડીઆં ખાય છે, આંખો ખુબ ઉઘાડી રહે છે, પ્રકાશ અને માણસોના સહવાસની ઇચ્છા થાય છે, આંચકી આવે છે, તે પ્રકાશથી વધે છે. પાણી જોવાથી ભય લાગે છે ગુમડાઓમાં અતિશય પીડા થતી હોય, એક બાજુનુ અંગ રહી ગયું હોય અને બીજી બાજુ અંચકાતી હોય, તથા દુખાવાની લાગણી તદ્દન નાબુદ થઇ ગઇ હોય. દર્દી તદ્દન બોલ્યાચાલ્યા વગર બેભાન પડયો રહે છે, તે હાયોસ્યાયમને સૂચવે છે પણ તે અતિશય બોલ બોલ કરતો હોય તે લક્ષણ આ દવાને સૂચવે છે.

**ઉપયોગ:—**મૂળ અર્કથી ૩૦ સુધીની બનાવટો વપરાય છે. હાયોસ્યાયમ અને બેલાડોના આને મળતાં આવે છે. હાયોસ્યાયમ જે તાવને લાગુ પડે છે, તેના કરતાં વધારે સખત પરંતુ બેલાડોના જે તાવને લાગુ પડે છે, તેનાં કરતાં મંદ તાવને આ દવા લાગુ પડે છે. જ્યારે મગજનું ઉશ્કેરાવાપણું વધારે હોય ત્યારે આ દવાની જરૂર છે, પરંતુ બલાડોનાની જેટલો સખત વરમ હોય, ત્યારે આ દવા અપાય નહિ. ટેબેકમ, નકસવૅામીકા ને બેલાડોના આ દવાનાં વિરોધિ છે.

**સરખાવો:—**બૅલાડોના, હાયોસ્યાયમસ, ઓપીઅમ.

---

## ૧૨૩. સલ્ફર૧×, ૩૦, ૨૦૦.

## ( Sulphur ).

હોમિયોપથીની ઘણી ઉપયોગી દવાઓમાંની આ એક છે. તે ગંધકમાંથી બનાવાય છે, છતાં દેશી ગંધક રસાયણ ખાવાથી કેટલીકવાર માઠું પરિણામ આવે છે, તેવું પરિણામ આથી કદીપણ આવતું નથી. સોરા નામના વ્યાધિને મટાડવા માટે તથા શરીરના કોઇ પણ અવયવમાં વારંવાર રક્તસંચય ( Local congestion ) થતો હોય, તે મટાડવાને માટે આ દવા ઘણીજ સારી છે.

**ત્વચારોગમાં** અથવા બીજા રોગમાં **ખસ** હોય, **ચળ** બહુ આવતી હોય, બીછાનામાં સુતા પછી ચળ વિશેષ આવતી હોય, શરીરની રગો પોચી થઇ ગઇ હોય, ત્વચાને વાળ કોરા અને કઠણ હોય, શરીરનાં દ્વારો હોઠ, કાન, પોપચાં, ગુદા, મૂત્રમાર્ગ વગેરે લાલ રહેતા હોય, બપોરના અગ્યાર વાગે પેટમાં ખાડો પડયો હોય એમ લાગતું હોય, ઉંઘ બહુ થોડો થોડો વખત આવતી હોય, અને પાછું જાગી જવાતું હોય, ઉભા રહેવાથી ઠીક પડતું ન હોય, નહાવું ધોવું શરીરને અનુકુળ પડતું ન હોય, **વારંવાર ત્વચારોગ** થઇ આવતો હોય, કોઇ જગ્યાએ **વારંવાર વરમ** થઇ આવતો હોય, અગર કોઇપણ રોગ એકવાર થોડોક મટવા છતાં, ફરીથી થઇ આવતો હોય, ત્યારે આ દવા આપવાથી આરામ થાય છે. જ્યારે લક્ષણો જોઇને મળતી આવે તેથી દવા નક્કી કરીને આપી હોય છતાં, તેથી ફાયદો થતો ન હોય અને રસપડ, ફેફસાના પડ, ભેજાના પડ, વગેરે પડોમાં વરમને લીધે રસવૃદ્ધિ થઇ હોય, રસ જામી ગયો હોય, તે પાછો શોષાઇ જતો ન હોય, ત્યારે આ દવા થોડાક દિવસ આપવાથી શરીરમાં જોઇએ તેવો સુધારો થાય છે, દવાઓ લાગુ પડે છે, રસ શોષાવા લાગે છે, અને વરમની નિશાનીઓ દુર થાય છે.

**મન** એટલું બધું નબળું થઇ ગયું હોય, કે કશું યાદ રહેતું ન હોય, વિચારશક્તિ ગુમ થઇ હોય, ભ્રમ થયું હોય, દર્દી પોતે પોતાની જાતને બહુ ધન્યવાન માનતો હોય, પોતે બહુ લોભી હોય, બીજાની દરકાર કરતો ન હોય, જલદી ચીડાઇ જતો હોય, ઉદાસ રહેતો હોય, કે ખાવાની રૂચિ થતી હોય, છતાં શરીર દુબળું રહેતું હોય.

**માથામાં** તાળવામાં કાયમ ગરમી રહેતી હોય, લમણામાં ભાર લાગતો હોય, ફેર આવતા હોય, માથામાં ખરજવાં થયાં હોય, વાળ ખરી પડતા હોય, ચળ આવતી હોય, કે ખંજોળવાથી બળતર થતી હોય.

**કાનની** અંદર વરમ થયો હોય, તેથી બરાબર સંભળાતું ન હોય, કે અંદર સણસણાટ કરતો અવાજ થતો હોય.

**નાક** ઉપર ફખવા જેવી ફોડલી થઇ હોય, ઘરમાં રહેવાથી નાક બંધાઇ જતું હોય, ખોટી દુર્ગંધો આવતી હોય, નસકોરાં લાલચોળ હોય, કોરા પોપડા જામતા હોય, જલદી લોહી નીકળતું હોય, કે મસા થયા હોય.

**આંખોના** પોપચામાં ક્ષત પડયાં હોય, દીવા ફરતો ઝાંખો તેજનો ગોળો દેખાતો હોય, આંખોમાં દાહ ને બળતર હોય, કૃષ્ણમંડળમાં ફુલું પડવાની શરૂઆત હોય, આંખો બહુ વખતથી દુખવા આવી હોય, પણ દુરસ્ત થતી ન હોય, કે કૃષ્ણમંડળ પારદર્શક મટી ગયું હોય.

**મોઢું** લાલચોળ હોય, હોઠ સુકા રહેતા હોય, કડવો સ્વાદ રહ્યા કરતો હોય, અવાળુ આવી ગયાં હોય, કે જીભ ધોળી હોય, પણ તેનું ટેરવું અને કોર લાલ હોય, ચોરીઆનો વરમ ફરી ફરીને થતો હોય.

**પેટમાં** ખટાસ બહુ રહેતી હોય, ખાટા ઘચરકા આવતા હોય, અંદર દાહ થતો હોય, ભાર લાગતો હોય, દુખતું હોય, ભુખ મંદ પડી ગઇ હોય, અગર બહુ લાગતી હોય, ખરાબ ગંધાતા ઓડકારા આવતા હોય, પાણી બહુ પીવાતું હોય, પરંતુ ખવાતું ન હોય, બપોરે અગ્યાર વાગે નબળાઇ લાગતી હોય, અને કશી મહેનત લેવી ગમતી ન હોય, વખતોવખત કાંઇક ખાવાની જરૂર પડતી હોય, દૂધ માફક આવતું ન હોય, વળી પેટ દાબે દુખતું હોય, પેટમાં કાંઇક ફરતું હોય એમ લાગતું હોય, યકૃતનો ભાગ દુખતો હોય, કે કાંઇ પ્રવાહિ પીવાથી ચુંક આવતી હોય.

**દસ્તની** હાજત વારંવાર થતી હોય, કઠણ ગાંઠા ઉતરતા હોય, તો પણ દસ્ત પૂરો નથી ઉતર્યો એમ લાગ્યા કરતું હોય, ગુદાદ્વાર લાલચોળ રહેતું હોય, તે ઉપર ચળ આવતી હોય, સવારમાં પાંચ વાગે ઝાડો થતો હોય, તેને માટે એકદમ બીછાનામાંથી ઉઠવું પડતું હોય તે સાથે આમળ નીકળતી હોય, અર્શ થયા હોય તેમાંથી લોહી પડતું હોય, બચ્ચાંને ગુદાદ્વાર ઉપર કાંઇ દર્દ થતું હોય, તેની બીકે દસ્ત ઉતરતો ન હોય.

**પેશાબ** રાતમાં વારંવાર કરવો પડતો હોય, સ્કોફયુલાની અસરવાળાં બચ્ચાંને પેશાબ આપોઆપ ઉતરી જતો હોય, પેશાબ કરતી વખતે મૂત્રમાર્ગમાં દાહ થતો હોય, અને તે લાંબા વખત સુધી મટતો ન હોય, પેસાબમાં શ્લેષ્મ અને પરૂ નીકળ્યા કરતાં હોય, કે પેસાબ જ્યાં થઇને જતો હોય, ત્યાં ત્યાં દુખાવો થતો હોય.

શ્વાસ લેતાં મુશ્કેલી પડતી હોય, બારી બંધ હોય તે ઉઘાડવાની જરૂર લાગતી હોય, સાદ બેસી ગયો હોય, છાતીમાં ગરમી લાગતી હોય, છાતી ઉપર રાતા પણ જરા કાળાશ પડતા રંગનાં ચાઠાં હોય, ઉધરસ આવતી હોય, ને સવારમાં વધારે આવતી હોય, વાતચિત કરવાથી વધતી હોય, લીલો, પરૂમિશ્રિત અને ગળ્યા સ્વાદવાળો કફ પડતો હોય, કફ બહુ ખડખડ બોલતો હોય, છાતીમાં ચટકા ભર્યા જેવું દરદ લાગતું હોય, અને રક્તાશય મોટું હોય એમ મિથ્યા લાગતું તથા ધબકારો થઇ આવતો હોય, કે છાતી ઉપર ભાર મુકયો હોય એમ લાગતુ હોય, તો આ દવાથી આરામ થાય છે.

હાથપગ ધ્રૂજતા હોય, ડાબો ખભો સંધિવાને લીધે દુખતો હોય, હાથપગનાં તળીઆં રાત્રે બળતાં હોય, બગલમાં પરસેવો થતો હોય, તે લસણના જેવો ગંધાતો હોય, ઘુંટણ અને ઘુંટી વાને લીધે અક્કડ થઇ ગઇ હોય, સિદ્ધા ચાલો શકાતું ન હોય કે ખભા વાંકા વળી ગયેલા હોય, તો આ દવાની જરૂર છે.

તાવની ગરમી વારંવાર વધી જતી હોય, ત્વચા કોરી રહેતી હોય, તરસ બહુ લાગતી હોય, રાતમાં કપાળ ઉપર ને બોચી ઉપર પરસેવો થતો હોય, કે તાવ ઉતરી જતો હોય પણ પછી પાછો આવતો હોય, તો તેવા તાવ માટે આ દવા સારી છે.

પુરૂષને વીર્યસ્રાવ થતો હોય, ઇંદ્રિ ઉપર રાતે ચળ આવતી હોય, પુરૂષત્વ કમ થઇ ગયું હોય, કે ઇંદ્રિની અંદર ચટકા ભર્યા જેવું દરદ થતું હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

સ્ત્રીને ગુહ્યાવયવ ઉપર ચળ આવતી હોય, યોનિમાર્ગમાં દાહ થતો હોય, ઘણો ગંધાતો પરસેવો થતો હોય, આર્તવ બહુ મોડો આવતો હોય, રક્તસ્રાવ બહુ થોડો થતો હોય, આર્તવ કાળો જાડો, ને દાહક હોય, તે લોહી જ્યાં સ્પર્શ કરતું હોય, તે જગ્યા આળી થઇ જતી હોય, આર્તવ આવવા પહેલાં માથુ દુખતું હોય, અથવા આર્તવ એકદમ બંધ થઇ જતો હોય, પ્રદર થયું હોય, તે વખતે દાહક (ચામડી ઉખેડી નાખે એવી) ધાત જતી હોય, સ્તનની દીટડી ઉપર ચીરા પડયા હોય કે અંદર દાહ થતો હોય, તો તેવાં ચિન્હો દૂર કરવા માટે આ દવા ઉત્તમ છે.

ઉંઘમાંથી દરદી ગાતો ગાતો જાગ્રત થતો હોય, વારંવાર જાગી જતો હોય, જરાપણ અવાજ થવાથી જાગી જવાતું હોય, કે ઉંઘમાં દરદી બડબડ કરતો હોય, કે ચાળા કરતો હોય, તો આ દવાની જરૂર સમજવી.

ત્વચા કોરી, ભીંગડાવાળી, ને નાદુરસ્ત રહેતી હોય, જરાપણ ઇજા થવાથી પરૂ થઇ આવતું હોય, ચળ બહુ આવતી હોય, દાહ થતો હોય, ખંજોળવાથી કે નહાવા ધોવાથી ત્વચા રોગ વધારે જોર પકડતો હોય, હાથ પગની જે જગ્યાઓમાં વાટા પડયા હોય, તે જગ્યાએ ખસ જેવાં ગુમડાં થયાં હોય, ખસ થઇ હોય, લુખસ હોય, બહારથી દવા કર્યા છતાં ખસ મટતી નહોય, લુગડાંની ગરમી લાગવાથી કે સાંજની વખતે ખસ વધારે હેરાન કરતી હોય, કે વસંત ઋતુમાં ફરી ફરીને ખસ થતી હોય, તો આ દવાથી નાબુદ થઇ જાય છે.

આરામ લેવાથી, ઉભા રહેવાથી, બીછાનામાં સુવાથી સવારમાં, નહાવા ધોવાથી, દારૂ પીવાથી, કે અમુક અમુક વખતે જે જે વ્યાધિઓ વધારે જોર પકડે છે, પરંતુ સુકી ગરમ હવાથી, કે જમણી બાજુએ સુવાથી, મંદ પડતા હોય, તેઓને માટે આ દવા યોગ્ય છે.

**ઉપયોગઃ**—૩x થી ૬૦ અંશ સુધીની બનાવટ વાળાં ચૂર્ણો વપરાય છે. સારામાં સારૂં પરિણામ ઉંચા અંશની બનાવટો બબે દિવસે એક બે વાર એમ લાંબા વખત સુધી આપવાથી આવે છે. દીર્ઘ વ્યાધિમાં ૨૦૦ અને તે ઉપરના અંશ વાળી બનાવટો પણ વપરાય છે; ત્વચા રોગમાં ૧x પણ ઉપયોગી થઇ પડે છે. સારા દાકતરો ઉંચા અંશનું ગંધક એકજ વખત સવારમાં ખાધા પહેલાં આપે છે ને પછી તેની અસર થતી જોયાં કરે છે, અને જ્યારે તેની અસર કેટલાક દીવસ પછી થતી બંધ થાય છે એમ લાગે છે ત્યારે એક માત્રા પાછી આપે છે.

**વૃદ્ધિઃ**—સવારમાં ૫ વાગે (ઝાડો વધારે થાય) ઉભા રહેવાથી દર્દ વધારે લાગે; ૧૧ વાગે, બંધ ઓરડામાં કે તદ્દન ખુલ્લી હવામાં, તેમજ નહાવાથી કે થંડી ભેજ વાળી હવામાં રહેવાથી રોગ વધારે થાય છે.

**શાંતિઃ**—ઘરના બારી બારણાં ખુલ્લાં રાખવાથી, બેસી રહેવાથી અગર સુઇ રહેવાથી ઠીક લાગે છે.

સરખાવો:—સોરીનમ, કૉસ્ટીકમ, ગ્રેફાઇટીસ, બ્રાયોનીઆ, કાલીમ્યુર, સેપીઆ, પલ્સેટીલા, કૅલ્કેરીઆ કાર્બ.

## ૧૨૪. સીમ્ફાઇટમ

## ( Symphytum )

ગ્રેટબ્રિટનમાં ઉગતી 'કૉન્ફ્રી'ના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે, તેના મધરટીંક્ચરનાં ૧ થી ૧૦ ટીપાં વપરાય છે.

**અસ્થિને અને અસ્થિપડને થયેલી જફા શાંત કરવા માટે આ દવા ઘણી ઉપયોગી છે.**

માર પડવાથી અગર વાગવાથી હાડકાને અગર હાડકાના પડને કાંઇ ઇજા થઇ હોય, અગર હાડકું ભાગી ગયું હોય, ત્યારે દુખાવો કમી કરવામાં તેમજ જલદી આરામ કરવામાં આ દવા બહુ કામની છે. આંખના ગોળાને અગર આંખની આસપાસના હાડકાને કાંઇ વાગ્યું હોય ત્યારે પણ આ દવા સંતોષ આપે છે.

સરખાવો:—આર્નિકા, લેડમ (આંખના નાજુક ડોળાને બહારથી કાંઇ વાગ્યું હોય, તો આ દવાનો ૨૦૦ અંશની બનાવટ ઉત્તમ ફાયદો કરે છે), રૂટા, સ્ટેફિસેગ્રીઆ.

## ૧૨૫. સીફીલીનમ૨૦૦,૧૦૦૦

## ( Syphilinum )

**આ દવા ઉપદંશના ઝેરમાંથી બનાવવામાં આવે છે, અને ઉપદંશને લીધે જે જે વ્યાધિઓ થાય છે, તે સર્વે મટાડવામાં તે ઘણી અકસીર નીવડે છે. ઉપદંશની અસરથી ત્વચારોગ થયા હોય, મજ્જાતંત્રમાં બિગાડ થયો હોય, આખી રાત શરીર દુખ્યા કરતું હોય, અગર સાંજના તાવ આવતો હોય તે સવારે ઉતરી જતો હોય, વંશપરંપરા દારૂનો શોખ રહ્યા કરતો હોય, મોહામાં, નાકમાં, ત્વચા ઉપર, કે ગુહ્યાવયવ ઉપર ચાંદાં પડયાં હોય, કે વારંવાર ગડ થયાં કરતાં હોય તો આ દવાથી ફાયદો થાય છે. જે દર્દીને આ દવાને મળતાં લક્ષણો હોય છે, તેઓના શરીરમાં ઉપદંશનું ઝેહેર કાંઇક માઠી અસર કર્યા કરતું હોય છે એમ પ્રથમ શંકા આવે છે, અને જ્યારે સૂક્ષ્મ જંતુ વિદ્યાના આધારે દર્દીનું લોહી તપાસવામાં આવે છે, ત્યારે તેમાં ઉપદંશનું ઝેહેર છે એમ સિદ્ધ થાય છે.**

**મન** બગડી ગયું હોય, કશું યાદ રહેતું નહોય માંદા પડયા પહેલાંની બધી વાત યાદ હોય, પોતે ગાંડો થઇ જશે અથવા લકવો થઇ આવશે એમ બ્હીતો હોય, **રાત્રે રોગ અને પીડા વધતી હોય અને સવારમાં ઉઠતી વખતે શરીર અશક્ત લાગતું હોય,** કે રોગ મટવાની આશા મનમાંથી જતી રહી હોય, પોતે મરી જશે એમ પોતાને લાગતું હોય, એવી સ્થિતિ આ દવાને સૂચવે છે.

**માથામાં** હરકોઇ જગ્યાએ એક સિદ્ધિ લીંટીમાં દુખાવો થતો હોય, ઉંઘ આવતી નહોય, રાત્રે મંદ સન્નિપાત જેવું થતું હોય, વાળ ખરી પડતા હોય, કે માથાના હાડકામાં દુખાવો રહેતો હોય.

**નાકનાં** અસ્થિમાં સડો હોય, તાળવું કાણું થઇ ગયું હોય, તાળવામાં ક્ષત પડયું હોય, કે પીનસ થયું હોય.

**કાનમાં** ઉપદંશની અસર હોવાથી પાસેના અસ્થિમાં સડો હોય.

**આંખમાં** રાત્રે અતિશય દુખાવો થતો હોય, ખીલ થયા હોય, પ્રકાશ સહન થઇ શકતો નહોય, બહુ આંસુ વહેતાં હોય, વસ્તુઓ બેબે દેખાતી હોય, આંખ ઉપર થંડો પવન વાતો હોય એમ લાગતું હોય.

**મોહામાં** ચાંદાં પડયાં હોય, જીભ ઉપર છારી હોય, દાંતના ખાંચ પડી રહ્યા હોય, લાંબા ચીરા પડયા હોય, દાંત પેઢામાંથી સડતો હોય, દાંત ટુંકા હોય, લાળ બહુ નીકળતી હોય, કે રાતમાં સુતાં સુતાં પણ લાળ મોહામાંથી નીકળ્યા કરતી હોય, દારૂ પીવાનું મન બહુ થતું હોય.

**પગે** રાંઝણ થઇ હોય, રાતે વધારે જોર પકડતી હોય, સવાર પડે ઠીક લાગતું હોય, ખભાના સાંધામાં વા લાગુ પડયો હોય, લાંબા અસ્થિમાં સખત દુખાવો રહેતો હોય, અંગુઠા ને આંગળાની વચમાં રતાશ ને આળાપણું રહેતું હોય, હાથે કે પગે ચાંદાં લાંબા વખત સુધી રૂઝાતાં નહોય, કે સ્નાયુઓ સંકોચાઇને ગાંઠા જેવાં થઇ ગયાં હોય.

શ્વાસમાર્ગમાં કફ બોલતો હોય તે સુકાતો ન હોય, ઉનાળામાં દમ ચડતો હોય, તે દીર્ઘકાળ સુધી તદ્દન મટતો ન હોય, સાદ બેસી જતો હોય, ખાલી ઉધરસ આવતી હોય, તે રાત્રે વધારે જોર પકડતી હોય, કે રક્તાશયમાં નીચેથી ઉપરની બાજુએ ભાલું માર્યા જેવું દર્દ થતું હોય, અને ઉપદંશની અસર રક્તાશયને લાગુ પડી હોય.

ત્વચા ઉપર રાતાં પણ કાળાશ પડતાં ચાઠાં થતાં હોય, તેમાંથી ગંધાતી રસી નીકળતી હોય, ત્વચા અતિશય સુકાઇને પાતળી પડી જતી હોય.

વૃદ્ધિઃ—વ્યાધિઓ રાત્રે, સાંજથી, રાતના ત્રણ ચાર વાગ્યા સુધી અને ઉનાળાની ઋતુમાં અગર તેની શરૂઆતમાં વધારે જોર પકડે છે.

શાંતિઃ—દિવસના ભાગમાં ધીમે ધીમે ચાલવાથી કાંઈક મદદ પડે છે,

ઉપયોગઃ—૨૦૦ કે તે ઉપરના અંશોજ વપરાય છે, અને તે પણ અઠવાડીઆમાં એકાદ વખત જ અપાય છે.

સરખાવોઃ—ઑરમ મ્યુરીઆટીકમ, મર્ક્યુરીઅસ.

---

## ૧૨૬. ટેરીબીન્થીના ૧×, ૬.

( Terebinthina )

આ દવા ટર્પેન્ટાઇનના તેલમાંથી બનાવાય છે.

**પેટનું ફુલી આવવું, અને પેશાબના વ્યાધિઓ એ આ દવાનાં મુખ્ય ચિન્હો છે. ગુરદાનો વરમ, રક્તસ્રાવ, અને તેથી ધુમાડાના જેવો, કાળો ગંધાતો પેશાબ ઉતરતો હોય, ટાઇફૉઇડ તાવને લીધે પેઠ અને મૂત્રાવયનો રોગ હોય, બેશુદ્ધિ હોય તેવી નિદ્રામાં દર્દી પડયો હોય ( Coma ), મૂત્રકૃચ્છ હોય, અથવા દાહથી ચીરા પડતા હોય, તે બરાબર ફાટ્યા ન હોય, ત્યારે આ દવા બહુ ઉપયોગી થઇ પડે છે.**

માથે કાંઇ બાંધ્યું હોય એમ લાગતું હોય, આંખે દેખાતું ન હોય, અને અંધારાં આવતાં હોય.

આંખમાં અને કપાળની બાજુમાં અતિશય દુખાવો થતો હોય, દારૂના વ્યસનથી દષ્ટિ મંદ પડી ગઈ હોય, કે જમણી બાજુની આંખ ઉપર પાંપણુંણમાં દુખાવો હોય.

મોઢામાં શ્વાસોચ્છ્વાસ ઠંડો ને ગંધાતો હોય, ગળામાં શ્વાસ બંધ થઇ જવા જેવી મુંઝવણ થતી હોય, જીભ જરા કોરી પણ લાલ, ચળકતી ને બળતી રહેતી હોય.

પેટ બહુ ફુલી ગયું હોય, ટાઇફૉઇડ તાવની અસરથી પેટમાં બિગાડ થયો હોય, મોળ આવતી હોય, ઉલટી થતી હોય, ઝાડો થઇ આવ્યો હોય, તે વખતે પાતળો પાણી જેવો, લીલારંગનો, ગંધાતો કે વખતે રક્તમિશ્રિત દસ્ત ઉતરી જતો હોય, આંતરડામાંથી રક્તસ્રાવ થતો હોય, કૃમિ થયાં હોય, આંતરડામાં જળંદર ( dropsy ) થયું હોય, પેડુમાં શ્લેષ અંતઃપડમાં વરમ થયો હોય, દસ્ત ઉતર્યા પછી બેભાન થઇ જવાતું હોય, આંતરડામાં ક્ષત પડયાં હોય, કે નાનાં આંતરડામાં વરમ થયો હોય.

શ્વાસોચ્છ્વાસમાં મુશ્કેલી પડતી હોય, ફેફસાં ફુલી ગયાં હોય, એમ લાગતું હોય, કે ફેફસામાંથી બળખાની સાથે લોહી પડતું હોય.

રક્તાશય અનિયમિત ચાલતું હોય, નાડી ઉતાવળી નાની ને દોરા જેવી પાતળી ચાલતી હોય.

પેસાબ બહુ થોડો ઉત્પન્ન થતો હોય, તેમાં લોહી પડતું હોય, દર્દીને મૂત્રકૃચ્છ થયો હોય, પેસાબ વાયોલેટસના જેવો ગંધાતો હોય, તે ધુમાડા જેવા દેખાવનો હોય, મૂત્રમાર્ગનો વરમ થયો હોય, કોઇ તીક્ષ્ણ વ્યાધિ થયા પછી ગુરદાનો વરમ થયો હોય, કે કાયમ પેસાબ કરતી વખતે બળતર કે દુખાવો થતો હોય, પેશાબમાં આલ્બ્યુમીન જતો હોય.

સ્ત્રીને ગર્ભાશયના ભાગમાં અતિશય દાહ થતો હોય, વરમ થયો હોય, પ્રસુતિમાંથી પેટના અંતરાવરણનો વરમ થયો હોય, કે ગર્ભાશયમાં દાહ થતો હોય તે સાથે રક્તસ્રાવ થયો હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

વાંસામાં ગુરદાના ભાગમાં દાહયુક્ત દુખાવો હોય, જમણા ગુરદામાં કમ્મર સુધી ખેંચ્યાના જેવું દરદ થતું હોય.

ત્વચા રોગમાં પર્પ્યુરાનો સ્કર્વિના જેવો રક્ત દોષ થયો હોય, ત્વચા ઉપર ચાઠાં થઈ આવતાં હોય, સ્કાર્લેટ નામના લાલ તાવના ચાઠાં થયાં હોય, શિયાળામાં ત્વચા ફાટતી હોય ને અતિશય ચળ આવતું. અને થડકારા મારતું દરદ હોય.

જ્વર આવતો હોય, ત્યારે તૃષા બહુ લાગતી હોય, જીભ લીસી, ચળકતી, અને લાલ હોય, પુષ્કળ થંડો પરસેવો આવતો હોય, ટાઇફોઇડની જાતનો તાવ આવ્યો હોય, પેટ ફુલી આવ્યું હોય, રક્તસ્રાવ થતો હોય, ઘોર નિદ્રામાં દરદી પડયો રહેતો હોય, બોલતો ન હોય અગર મંદ સન્નિપાત થયો હોય, અશકિત બહુ વધી ગઇ હોય, એવાં લક્ષણો માટે આ દવા ઉત્તમ છે.

**સરખાવો:**—કેથારીસ, કેનેબીસ સેટીવા, લેચીસીસ, એપીસ, કોલ્ચીકમ, બેરબેરીસ.

---

## ૧૨૭. ટયુક્રિઅમ મેરમ.

### ( Teucrium Marum ).

કૅટ થાઇમના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**નાક અને મળાશયના વ્યાધિઓ ઉપર આ દવા ખાસ ઉપયોગી છે. મસા થયા હોય, પીનસ થયું હોય, ઘ્રાણેંદ્રિ નિર્બળ થઇ ગઇ હોય, સળેખમ મટતું ન હોય, ગંધાતા પોપડા કે છોડ નાકમાંથી નીકળતા હોય કે પેટમાં કૃમિ થયાં હોય, એવી હાલતમાં આ દવા કિંમતી થઇ પડે છે.**

મસ્તક ઉશ્કેરાઇ ગયેલું રહેતું હોય, કપાળ દુખતું હોય, વાંકા વળવાથી દુખાવો વધતો હોય, ત્યારે અને દારૂજન્યભ્રમ પછી મગજને મજબૂત કરવું હોય, ત્યારે આ દવા આપવી જોઇએ છે.

નાકમાં સળેખમની અસર બધે સ્થળે થઇ હોય, મોટા ગુંગા કે છોડ નીકળતા હોય, શ્વાસ ગંધાતો હોય, નસકોરામાં કાંઇક ચાલતું હોય એમ લાગતું હોય, આંખમાંથી પાણી નીકળતું હોય, છીંકો બહુ આવતી હોય, કે નાક બંધાઇ જતું હોય, એવી સ્થિતિમાં આ દવા ઉપયોગી છે.

હોજરીમાંથી ઉલટી થવાથી કાળા ને લીલા રંગનો જમાવ પુષ્કળ નીકળતો હોય, કાયમ હેડકી આવતી હોય, તે સાથે વાંસામાં દુખાવો થતો હોય, ખાધા પછી કે ધવરાવ્યા પછી હેડકી ઉપડતી હોય, તોપણ આ દવાથી આરામ થાય છે.

હાથપગના આંગળામાં, સાંધામાં કે નખમાં કાંઇક દરદ થયું હોય, તો આ દવાથી ઠીક થાય છે.

ગુદાદ્વાર ઉપર ચળ આવતી હોય, સાંજે બીછાનામાં સુતા પછી સતત્ ચળ આવ્યા કરતી હોય, રાત આખી ઉંઘ આવતી ન હોય, અને ગુદા ઉપર જીવડા ચટકા ભરતા હોય એમ લાગતું હોય, એવી હેરાનગતિ આ દવાથી દૂર થાય છે.

ત્વચા ઉપર ચળ બહુ આવતી હોય, તે કોરી રહેતી હોય, અને તેથી આખી રાતમાં બરાબર ઉંઘ ન આવતી હોય, તથા દરદી આમતેમ લોટયા કરતો હોય, તો આ દવાથી આરામ થાય છે.

**માત્રા:**—૧× થી ૬× ના અંશ સુધીની બનાવટો આ દવાની વપરાય છે. નાકના મસા થયા હોય, તો આ દવાનું ચૂર્ણ લગાડવાથી ઠીક થાય છે.

**સરખાવો:**—સાઇના, સ્ટેફિસેગ્રીઆ, સૅન્ગ્વીનેરીઆ.

---

## ૧૨૮. થુજા^{*}, ૬, ૧૨, ૩૦.

### ( Thuja ).

ટ્રી ઑફ લાઇફના નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**શરીરના કોઇપણ ભાગપરના (Warts વૉર્ટસ) મસાની આ મુખ્ય દવા છે; આ દવાનો ઉપયોગ ત્વચારોગ અને જનનેંદ્રિના રોગ ઉપર વિશેષ થાય છે. પરમીઆનું વિષ શરીરમાં રહી ગયું હોય, શીળી કઢાવવાથી શરીરમાં વિષ દાખલ થયું હોય, તેનું માઠું પરિણામ આવ્યું હોય, શરીર એકદમ નબળું પડીને સુકાવા લાગ્યું હોય એવે વખતે આ દવા કામની છે. આ દવા એક મુખ્ય એન્ટીસોરીક ઉપાય છે.**

માથામાં જાણે ખીલો માર્યો હોય એવું દર્દ થતું હોય, ચાહ પીવાથી માથાના દુખાવાનું દરદ લાગુ પડયું હોય, ડાબી બાજુએજ દુખાવો રહેતો હોય, માથા ઉપરથી ધોળી ફોતરી ઉખડી જતી હોય, કે વાળ કોરા રહેતા હોય, અને ખરી પડતા હોય, તો આ દવા આપવી.

આંખની પાંપણોમાંથી દુખાવો શરૂ થતો હોય, રાતે પોપચાં ચોટી જતાં હોય, સ્કલેરા નામના પડમાં વરમ થતો હોય, વારંવાર આંખમાં વરમ થઇ આવતો હોય, વગેરે આ દવાથી મટે છે.

**કાનમાંથી** પરૂ નીકળતુ હોય, કાંઇપણ ચીજ ગળે ઉતારવા જતાં કડાકા જેવો અવાજ થતો હોય, કાનમાં દીર્ઘ વરમ હોય, મસા થયા હોય, વગેરે માટે દવા સારી છે.

**મોઢામાં** જીભનું ટેરવું બહુ દુખતું હોય, જીભના મૂળ આગળ બાજુ ઉપર ધોળા ફોડલા થયા હોય, તે બહુ દુખતા હોય, પેઢાની છેક પાસેથી દાંત સડવા લાગતા હોય, દાંત એ દુખતા હોય, પેઢાં પાતળાં પડી ગયાં હોય, પ્રવાહી ગળે ઉતારતાં ગડુ-ડાટ કરતો અવાજ હોજરી સાથે અડતાં થતો હોય, કે જીભ ઉપરની અને મોઢાની ભુરી નસો ફુલી આવી હોય તો આ દવા અપાય છે.

**નાકમાં** ક્ષત પડયાં હોય, નસકોરાં કોરાં રહેતાં હોય, નાકના મૂળ આગળ દુખાવા સાથે ભાર લાગ્યા કરતો હોય, જાડો લીલો કફ, લોહી કે પરૂ નાકમાંથી નીકળતું હોય, તો આ દવાની જરૂર હોય છે.

**હોજરીના** ભાગમાં દુખાવો લાગતો હોય, ચર-બીવાળો ખોરાક લીધા પછી ગંધાતા ઓડકાર આવતા હોય, બટાટા ને માંસ તરફ અરૂચિ ઉત્પન્ન થતી હોય, કે રૂચિ બીલકુલ ન હોય, તો આ દવા આપવાથી ફેર પડે છે.

**પેટ** ફુલેલું રહેતું હોય, પેટનો કાંઈ ભાગ કઠણ થઇ ગયો હોય, સવારમાં ઝાડો થઇ આવતો હોય, ઝાડો જોરથી છૂટતો હોય, વાયુ વધી ગયો હોય, ચૂંક આવતી હોય, દસ્તની કમજીઅત રહેતી હોય, મળાશયમાં સખત આંકડી આવતી હોય, અર્શ સુજી આવ્યા હોય, બેસવાથી અર્શ વધારે દુખતા હોય, ગુદાદ્વાર ઉપર અર્શ થયા હોય, સ્પર્શ ખમાતો ન હોય, કે અંદર કાંઇ જીવડું ચાલતું હોય એમ લાગતું હોય, એવાં લક્ષણો માટે આ દવા ઉપયોગી છે.

**છાતીમાં** ચટકા ભર્યા જેવું દરદ થતું હોય, ખાલી ઉધરસ આવતી હોય, હોજરી પાસે દુખાવો થતો હોય, કે બચ્ચાંને શ્વાસ ચઢી આવતો હોય, તો આ દવાથી ઠીક થાય છે. ( બચ્ચાંને દમ ચઢી આવતો હોય, તો નેટ્રમ સલ્ફ પણ તેવોજ ફાયદો કરે છે )

**મૂત્રમાર્ગનો** વરમ થયો હોય, સોજો રહેતો હોય, પેશાબની પાતળી ધાર છૂટતી હોય, કે પેશાબ ઉતર્યા પછી અંદર કાપી નાખ્યા જેવી બળતર ને દુખાવો લાગતો હોય, તો આ દવાથી તે દરદ શાંત પડે છે.

**હાથપગ** લાકડાના કે કાચના બનાવ્યા હોય, અને જલદી ભાંગી જશે એમ લાગતું હોય, આંગ-ળાનાં ટેરવાં સુજી જતાં હોય, રાતાં અને મડદાલ જેવાં લાગતાં હોય, કે સ્નાયુઓ ખેંચાતાં હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**ત્વચા** ઉપર મસા થયા હોય, ચાંદાં પડયાં હોય, ત્વચા કોરી, ભૂરા ચાઠાં વાળી રહેતી હોય, ફખવા થયો હોય, પિંડાની વૃદ્ધિ થઇ હોય, નખ વળી ગયા હોય, પોચા હોય, કે લુગડાથી ઢંકાએલા ભાગ ઉપર ફોડકા થતા હોય, તે ખણવાથી વધારે દુખતા હોય, તો આ દવા આપવી જોઇએ.

**તાવ** આવે, ત્યારે સાથળમાં ટાઢ વાવા લાગતી હોય, માથા સિવાય બીજી બધી જગ્યાએ પરસેવો આવતો હોય, અથવા માત્ર ઉઘાડા ભાગ ઉપર પર-સેવો આવતો હોય, પરસેવો પુષ્કળ આવતો હોય, અને તે મધ જેવો ગંધાતો હોય, સાંજે લોહીની નસો જોરથી ચાલતી હોય અને ધબકતી હોય, તો તે પણ સૂચક ચિન્હો ગણાય છે.

**પુરૂષને** ગુહ્યેન્દ્રિ ઉપર વરમ થયો હોય, અંદર દુખાવો થતો હોય, મૂત્રાશયના મુખ આગળ દાહ ને દુખાવો લાગતો હોય, અને વારંવાર પેશાબની હાજત થતી હોય, કે પ્રોસ્ટેટના પિંડની વૃદ્ધિ થઇ હોય, તો આ દવાથી આરામ થાય છે.

**સ્ત્રીને** યોનિમાર્ગ બહુ નાજુક થઇ ગયો હોય, તે ઉપર સ્પર્શ ખમી શકાતો નહોય, મસા થયા હોય, પ્રદર થયું હોય, તે વખતે જાડી લીલા રંગની ધાત જતી હોય, ડાબા અંડાશયમાં સખત દુખાવો થયો હોય, તેવીજ રીતે ડાબા સાથળમાં પણ દુખાવો હોય, આર્તવ થોડો આવતો હોય, અગર બંધ થઇ ગયો હોય, ડાબા અંડાશયનો વરમ થયો હોય, એવે એવે સમયે આ દવા આશિર્વાદ રૂપ થઇ પડે છે.

**વૃદ્ધિઃ**—શરદી અને ભેજ લાગવાથી, ઘણી કોરી કે ઘણી ચાહ પીવાથી, કે હાથપગને લંબાવવાનો પ્રયત્ન કરવાથી, રાતને વખતે, રાતમાં આશરે ત્રણ વાગે ચિન્હો વધારે જોર પકડે છે. વળી શીળી કઢાવવા પછી કેટલાક દર્દીઓમાં જે ખરાબ ચિન્હો થઇ આવે છે, અને તેમની તન્દુરસ્તી એકંદર રીતે નબળી રહ્યા કરે છે તેને માટે પણ આ દવા ઘણી ઉપયોગી છે.

**ખાસ ઉપયોગ:**—ડા. હેનિમેને સઘળા જીર્ણ રોગોમાં મુખ્ય ત્રણ પ્રકારના ઝેર વર્ણવ્યાં છે. ૧ ઉપદંશનું ઝેર. ૨. સોરાનું ઝેર. અને ૩. સાઇકોસીસનું ઝેર.

૧. **મકર્યુરીઅસ** એ ઉપદંશના ઝેરને હણનારી મુખ્ય દવા છે.

૨. **સલ્ફર** એ સોરાના ઝેરને હણનારી મુખ્ય દવા છે.

૩. **થ્યુજા** એ સાઇકોસીસના ઝેરને હણનારી મુખ્ય દવા છે.

આ ત્રણે દવાઓનો મુખ્ય ઉપયોગ એ છે, કે જ્યારે દર્દનાં ચિન્હો એ ત્રણમાંથી કોઇ જાતનું ઝેર શરીરમાં હોવાની શંકા ઉત્પન્ન કરે, અને જો તે શંકાને માન આપીને પ્રથમ તે ઝેરનો નાશ કરવાના ઇરાદાથી શરૂઆતમાંજ તે ત્રણમાંથી હરકોઇ એક યોગ્ય દવા આપવામાં આવે, અને પછી સમગ્ર ચિન્હોને અનુસરીને જરૂર લાગે તે દવા આપવામાં આવે, તો વ્યાધિ મૂળમાંથી થોડા વખતની અંદર નાશ પામે છે, પણ જો અંદરના ઝેરનો નાશ કરવા માટે ઉપરની ત્રણ દવાઓમાંથી હરકોઇ જે યોગ્ય લાગે તે શરૂઆતમાં આપવામાં આવે નહિ, અને માત્ર કોઇ જૂના રોગના ચિન્હોને અનુસરીને બીજી કોઇ દવા આપવામાં આવે તો કેટલીક વખત જરાપણ ફાયદો જણાતો નથી. દાખલા તરીકે ધારો કે કોઇને ઉપદંશના ઝેરની અસર આખા શરીરમાં છે એમ તેની હકીકત સાંભળવાથી જણાય છે, પણ તે માત્ર માથાના દુખાવાની ( જે તેને ઘણા વખતથી મટતો નથી એમ તે કહે છે તેની ) દવા કરાવવા માગે છે. આ દર્દીને મકર્યુરીઅસ આપ્યા વિના માથાના દુખાવાના ચિન્હોને અનુસરીને કોઇપણ દવા આપવામાં આવશે, તો જોઇએ તેવો ફાયદો જણાશે નહિ. તેવીજ રીતે અમુક અમુક ઝેર દૂર કરવા માટે સલ્ફર અને થ્યુજાની જરૂર પડે છે. જુઓ પાનું ૨૬૩, ગ્રંથ ૧ લો.

**માત્રા:**—મસાને માટે આ દવા બહારથી લગાડાય છે, પીવાને માટે ૧x થી ૩૦ અંશ સુધીની બનાવટો અપાય છે.

---

**૧૨૯. ટ્યુબરક્યુલીનમ** ૩૦, ૨૦૦, ૧૦૦૦, ૧ m.

( Tuberculinum ).

આ દવા ટ્યુબર્કલના ગડમાં રહેલ વિષમાંથી બનાવાય છે, અને તેથી ટ્યુબર્કલના વિષથી જે જે વ્યાધિઓ થયા હોય છે, તે મટી શકે છે. ટ્યુબર્કલને લીધે ક્ષયની શરૂઆત થઇ હોય, કે કંઠમાળ જેવા કોઇ વ્યાધિની શરૂઆત થઈ હોઇ, ત્યારે આ દવા આપવાથી તે મૂળમાંથી નાશ પામે છે.

છાતી નબળી ને સાંકડી હોય, દર્દીનું શરીર એકદમ સુકાવા લાગ્યું હોય, જરા પણ હવામાં બહાર નીકળવાથી શરદી લાગે અને સળેખમ વગેરે ઉપદ્રવ થઇ આવતા હોય, ટ્યુબર્કલનું ઝેર શરીરમાં હોય, અને તેથી જુદાં જુદાં લક્ષણો થતાં હોય, ત્યારે આ દવા બરાબર લાગુ પડે છે. જ્યારે લક્ષણો વારંવાર બદલાયા કરતાં હોય, એક દિવસ ફેફસાનો રોગ લાગે, બીજે દિવસ ભેજાનો રોગ લાગે, ત્રીજે દિવસ હોજરીનો રોગ લાગે, એમ દર્દ નવાં નવાં લાગતાં હોય, પસંદ કરેલ દવાઓથી સંપૂર્ણ ફાયદો થતો નહોય, તથા ટ્યુબર્કલનું ઝેર હોવાની શંકા હોય, ત્યારે ઘણીવાર આ દવા કિંમતી થઈ પડે છે. વાઇ આવતી હોય, મગજ ખાલી પડી ગયું હોય, બલ્કે ટ્યુબર્કલની અસર ભેજાને થઇ હોય, ભેજામાં ટ્યુબર્કલને લીધે કાંઇ ગ્રંથી થઇ હોય, કાંઈ ત્વચારોગ થઇ આવતો હોય, કે સંધિવા થયો હોય, ત્યારે પણ આ દવાથી ઘણીવાર ફાયદો થાય છે.

**કાનમાંથી** ગંધાતું પરૂ નીકળતું હોય, અંદરના પડ ( membrana tympani ) માં છીદ્ર પડયું હોય, અને કોર ફાટી હોય ત્યારે આ દવાની જરૂર પડે છે.

**માથામાં** સખત દુખાવો હોય, ભેજાનો વરમ થઇ આવ્યો હોય, રાતમાં બીક લાગતી હોય, કે નાકમાંથી લીલુ ગંધાતું પરૂ નીકળતું હોય, કે નાકમાં નાનાં નાનાં ગુમડાં થતાં હોય તો આ દવાથી મટે છે.

**શ્વાસ** ટુંકો ચાલતો હોય, બલગમ જાડો ને સહેલાઇથી નીકળે તેવો હોય, ઉંઘમાં ખાલી ઉધરસ આવતી હોય, એવાં ક્ષયની શરૂઆતનાં ચિન્હો માટે આ દવા ઘણી સારી છે.

**દસ્ત** કાળો, ગંધાતો ને જોરથી નીકળતો હોય, સવારમાં વહેલાં એકદમ પાતળો ઝાડો ઉતરી જતો

હોય, નાનાં બચ્ચાંને હાથપગ પાતળા ને પેટ મોટું રહેતું હોય, અર્થાત્ જેને અંગ્રેજીમાં "ટેબસ મીસેન્ટેરીકા" કહે છે તે વ્યાધિ થયો હોય, ત્યારે પણ આ દવાથી આરામ થાય છે.

**સ્ત્રીને** આર્તવ બહુ વહેલો આવતો હોય, રક્ત ઘણું જતું હોય, લાંબા વખત સુધી રક્ત ગયા કરતું હોય, કે પીડિતાર્તવ થતો હોય, અને તેનું કારણ ટ્યુબર્કલ હોય, તો આ દવાથી ઠીક થાય છે.

**ત્વચા** ઉપર ખરજવું થયું હોય, ચળ બહુ આવતી હોય, રાત્રે ચળ વધતી હોય, ધાધર થઇ હોય ઇત્યાદિ ત્વચારોગ માટે આ દવા સારી છે.

**માત્રા:**—૩૦ ને તેથી ઉંચા અંશની બનાવટો અપાય છે, અને તે પણ અઠવાડીઆમાં માત્ર એક બે વખતજ. તાવ હોય તો તે આપવીજ નહિ. ડા. **કોકનો લીમ્ફ** તૈયાર આવે છે, તે આને મળતો હોય છે તે ફેફસાનો વરમ (pneumonia) અને શ્વાસમાર્ગની નળી સાથે ફેફસાનો વરમ (broncho-pneumonia) મટાડવા માટે બહુ પંકાય છે. પણ તે ગુણકારી નીવડયો નથી. વળી **એવીએરી** (aviaire) નામની એક બનાવટ પક્ષીના ટ્યુબર્ક્યુલીનમાંથી બનાવાય છે, તે સળેખમ સાથે થયેલ ફેફસાનો વરમ (influenzal pnue.) મટાડવામાં અકસીર નીવડે છે.

**ઉપયોગ:**—હૉમિયૉપેથિની સઘળી ઔષધિમાં આ દવા એક ઘણીજ ઉપયોગી ઔષધિ છે. પ્રખ્યાત ડૉ. નૅશ કેટલાક કેશમાં આ દવાનો ઉપયોગ કર્યાનું વર્ણન આપે છે, તે વાંચવાથી આ દવાના ગુણ વધારે સારી રીતે સમજી શકાશે. તે લખે છે કે એક સ્ત્રીને પોતે ઉમ્મર લાયક થયા છતાં રજોદર્શન બહુ મોડું થતું હતું. તેણીના ચોરીઆ વૃદ્ધિ પામ્યા હતા, અને જરાપણ શ્રમ લેતી કે તરત તે થાકી જતી. શ્વાસ ચઢી જતો, અને ત્વચા ફિક્કી થઇ જતી હતી તેણીને પલ્સેટીલા આપવાથી બે વખત રજોદર્શન (ઋતુસ્રાવ) થયું, પણ તે એક મહિનાને અંતરે નહિ, પણ ઘણા મહિનાને અંતરે, અને આખરે રજોદર્શન તદ્દન બંધ થઇ ગયું. તે પછી તેણીને બીજી ઘણી દવા આપી, પણ કાંઈ ફાયદો થયો નહિ, ત્યારે ટ્યુબર્ક્યુલીનમ ૧ m. ની એક માત્રા આપી, એટલે થોડા દિવસમાં તેણીને રીતસર રજોદર્શન થયું, અને તબીઅત સઘળી રીતે સુધરવા લાગી. આ દર્દીની મોટી બહેન ક્ષયના આજારથી થોડા વર્ષ પહેલાં મરણ પામી હતી. બીજા એક કેસનું વર્ણન કરતાં તે લખે છે કે સાત મહિનાનું એક બાળક હતું, તેનું માથું અતિશય મોટું-પુખ્ત ઉમ્મરના માણસના માથાના કરતાં પણ મોટું-હતું, તેની આંખો બહાર નીકળી આવેલી હતી, અને માથું એક બાજુએથી બીજી બાજુ તરફ બહુ થોડું ફરી શકતું હતું. તે ગાંડુ અને અક્કલ વિનાનું થશે એમ લાગતું હતું, તે આખો દિવસ રડયા કરતું અને જ્યારે તેને કોઇ બોલાવતું, ત્યારે તે વધારે રડતું હતું. તે છોકરાના સગાસંબંધીનો વૃત્તાંત પૂછી જોતાં એમ માલૂમ પડયું કે તેની કેટલીક માસીઓ ટ્યુબર્ક્યુલોસીસના દર્દથી મરણ પામી હતી, અને તેના કુટુંબમાં તેની મા એકલીજ જીવતી રહી હતી. તે ઉપરથી તે છોકરાને ટ્યુબર્ક્યુલીનમ ૧m. નું એક પડીકું આપ્યું, અને તેની અસરને લીધે માથું નાનું થવા લાગ્યું. વળી તેજ ડાકટર **ક્ષયનો** એક કેસ આ દવાથી સાજો કર્યાનું લખે છે, અને તેમાં જણાવે છે કે એક બાઇને ૧૧ વર્ષથી વાઇનું દર્દ હતું. તેણીને છેલ્લા બે વર્ષથી કોઇની દવાથી વાઇ ઓછી આવતી હતી, પણ તેણીની મા ટ્યુબર્કલના ઝેરને લીધે ક્ષય લાગુ પડવાથી મરણ પામી હતી. તેણી પોતે તેની સારવારમાં એક મહિના સુધી રહી હતી, પણ તેની મા મરી ગયા પછી તેણીને નીચે પ્રમાણે ચિન્હો થવા લાગ્યાં.

૧ કશું ખાવાનું ભાવે નહિ.

૨ મોઢામાં ખરાબ સ્વાદ રહે; સવારમાં તો વિશેષ.

૩ જે રસોઇ રંધાતી હોય, તેની વાસ આવવાથી ઉલટી થાય.

૪ ઘણીજ ઉધરસ આવે, ખાસ કરીને રાત્રે.

૫ છાતીમાં વચલા હાડકાની નીચે દુખે, ઉધરસ આવે, અથવા ટેકરી કે સીડી ઉપર ચડે, ત્યારે વધારે દુખે.

૬ દિવસ ૨૭ માં શરીરનું વજન ૨૨ પૌંડ કમી થયું.

૭ થાક લાગે, ત્યારે કમ્મર દુખે.

૮ ટાઢ લાગ્યા કરે, અને ટાઢથી શરીર ધ્રૂજતું હોય એમ લાગે, સવારે અને સાંજે વિશેષ.

૯ અશક્તિ ઘણી લાગે, માત્ર ચાલવાથી પણ થાક લાગ્યા વિના રહે નહિ.

૧૦ રજોદર્શનના સમયે બીલકુલ સ્રાવ થયો નહિ.

૧૧ જીવ ઘણો ઉદાસ થઇ ગયો હતો, અને સહજ વાતમાં રડી પડતી હતી.

૧૨ શિયાળામાં સળેખમ થઇ આવ્યા પછી ઉધરસ આવ્યા કરતી હતી.

૧૩ છેલ્લા ચાર અઠવાડીઆથી ઝાડો થઇ આવ્યો હતો.

૧૪ નાડી ૧૦૦ થી ૧૨૦ જેટલી કાયમ રહેતી હતી.

૧૫ દરરોજ રાતમાં પસીનો આવતો હતો.

આ બાઇને પહેલાં તો **પલ્સેટીલા**ની ૨૦૦ અંશવાળી દવા આપી, અને પછી ૧૦ m. વાળી દવા આપી, પણ તેથી કશો ફાયદો થયો નહિ, ત્યારે તેણીને ટ્યુબર્ક્યુલીનમ ૧ m. પંદર દીવસે એક માત્રા એ પ્રમાણે ચાર મહિના સુધી આપ્યું. તે દર્મ્યાન તેણીને એક બે વખત બેસીલીનમની ૨૦૦ અંશની બનાવટ પણ આપી, અને આ પ્રમાણે ચિકિત્સા કરવાથી તેણી સાત આઠ મહિનામાં તદ્દન સાજી સારી થઈ ગઇ.

**સરખાવોઃ—**બેસીલીનમ. ( બેસીલીનમ અને ટ્યુબર્ક્યુલીનમની બનાવટમાં ફેર એટલો છે કે બેસીલીનમ ક્ષયથી દુષિત થયેલા ફેફસામાં ઉત્પન્ન થતા પરૂમાં બનાવાય છે, અને ટ્યુબર્ક્યુલીનમ ક્ષયના પક્વ કરેલા જંતુઓમાંથી બનાવાય છે.

## ૧૩૦. યુરેનીઅમ નાઇટ્રીકમ ૩×.

( Uranium Nitricum. )

આ દવા નાઇટ્રેટ ઑફ યુરેનિયમમાંથી બનાવાયછે.

**મધુપ્રમેહ (diabetes), અતિમૂત્ર, અન્નાશય અને આંતરડાનાં ક્ષત, પેટનું ફુલી આવવું, પેટનો દુખાવો, હોજરીમાં ચાંદું, અશક્તિ વગેરે આ દવાનાં લક્ષણો છે.**

**આંખે** બહુ આંજણી થતી હોય, પોપચાં ચોટી જતાં હોય, અને તેનો વરમ રહેતો હોય એ લક્ષણો આ દવાને સૂચવે છે.

**પેટ** ફુલેલું હોય, અંદર દાહ સહિત દુખાવો હોય, અન્નાશયમાં ચાંદાં પડયાં હોય, તરસ અતિશય લાગતી હોય, મોળ આવતી હોય, ઉલટી થતી હોય એ સર્વે આ દવાથી દુરસ્ત થાય છે.

**પેશાબ** પુષ્કળ ઉતરતો હોય, બહુ મુત્રનો વ્યાધિ થયો હોય, પેશાબ પોતાની મેળે ઉતરી જતો હોય, મધુપ્રમેહ જેવું લાગતું હોય, તૃષા બહુ હોય, શરીર સુકાઇ ગયું હોય, મૂત્રમાર્ગમાં દાહ થતો હોય, પેશાબ અમ્લ હોય, પેશાબ રોકવાથી દુખાવો થતો હોય, એવાં લક્ષણો માટે આ દવા બહુ સારી છે.

**પુરૂષને** સંપૂર્ણ નપુંસકત્વ પ્રાપ્ત થયું હોય, રાતમાં વીર્યસ્રાવ થતો હોય, કે ગુહ્યેંદ્રિ ટાઢી ઢીલી ને પરસેવાવાળી રહેતી હોય, તો આ દવાના સેવનથી ઠીક થાય છે.

**ઉપયોગઃ—**આ દવાની ૨× વાળી **ચૂર્ણ** ( trituration ) ની બનાવટ સાધારણ રીતે અપાય છે. એ સિવાય મધુપ્રમેહ માટે ફૉસ્ફોરીક આસીડ, લૅક્ટીક આસીડ, પૅક્રિયાટીન, આર્સેનિકમ વગેરે વપરાયછે.

**સરખાવોઃ—**આર્સેનિકમ, ફૉસ્ફૉરિક આસીડ.

---

## ૧૩૧. અર્ટીકા યુરેન્સ*,૧.

( Urtica Urens ).

' ડવાર્ફ નેટલ ' નામની વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**શીળસ, અને જળંદર કે રતવાના જેવા સોજા જેમાં દાહ અને બળતર હોય તે માટે, તેમજ સ્ત્રીઓને જ્યારે ધાવણ ક્રમી આવતું હોય, ત્યારે તે વધારવાને માટે આ દવા અપાયછે.**

**શીળસ** થઇ આવ્યું હોય, ત્યારે તેના ફોડકા ચામડી ઉપર સ્પષ્ટ ઉપસી આવ્યા હોય, વચમાં તે ફોડકા જરા સફેદ હોય, પણ તેની કિનારી લાલ હોય, તેની અંદર **ચટકા ભર્યાના જેવું** દર્દ થતું હોય, શરીરના ઉપરના ભાગમાં જળંદરના જેવા સોજા ચડયા હોય, અગર તો મોટા ફોડકા થયા હોય, અને તેમાં સીરમ નામનો રસ ભરાયો હોય, સિંદુરીઓ તાવ ( scarlatina ) આવી ગયા પછી પગે સોજા ચડયા હોય, ગુરદાને કાંઇ હરકત થઇ હોય, અને પેશાબ ઓછો આવતો હોય એ લક્ષણો માટે આ દવા ઉપયોગી થઇ પડે છે.

વળી જ્યારે રતવાના મોટા ફોડકા હાથે કે પગે થયા હોય, તેમાં બળતર થતી હોય, ત્યારે આ દવાથી બળતર શાંત થઇ ફોડકા સુધરે છે.

**સ્ત્રીઓને** ગર્ભાશયમાંથી રૂધિર ઘણું જતું હોય, પણ તે બંધ પડતું હોય, તે દર્મ્યાન અમ્લ ધાત જતી હોય, કાંઇ કોઇ વખત નસકોરી ફુટીને નાકમાંથી લોહી પડતું હોય, અગર ઉલટીમાં લોહી પડતું

હોય, ધાવણુ કમી આવતું હોય, અગર તદ્દન સુકાઇ જવા લાગ્યું હોય, એવી હાલત સુધારવા માટે આ દવા વિશ્વાસપાત્ર છે.

શીળસ એકદમ શરીરમાં પાછું સમાઈ જવાથી કાંઇ નવો રોગ થયો હોય, તો તે માટે પણ આ દવાની જરૂર પડે છે.

**સરખાવો:**—એપિસ, રસટૉક્સ, કેન્થારીસ.

## ૧૩૨. યુવા અર્સી૧.

(Uva Ursi).

બેરબેરીના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

આ દવા **મૂત્રમાર્ગના વ્યાધિ** ઉપર અકસીર છે. મૂત્રાશયનો વરમ થયો હોય, પેશાબમાં લોહી જતું હોય, ગર્ભાશયમાંથી રક્તસ્રાવ થતો હોય, મૂત્રમાર્ગના અવયવમાં દીર્ઘ વરમ રહેતો હોય, પેસાબ કરતી વખતે અથવા પેશાબ કર્યા પછી દાહ કે દુખાવો થતો હોય, પેશાબ ચીકણો ઉતરતો હોય, વારંવાર હાજત થયા કરતી હોય, પેશાબમાં પરૂ જતું હોય કે ચીકણો શ્લેષ્મ જતો હોય, પેશાબ આપોઆપ ઉતરી જતો હોય, તે લીલા રંગનો હોય, બહુ દરદ થઇને પેશાબ ઉતરતો હોય એવાં લક્ષણો મટાડવા માટે આ દવા અપાય છે.

**માત્રા:**—મૂળ અર્કનાં ૫ થી ૩૦ ટીપાં અપાય છે. પેસાબમાં આલ્બ્યુમીન જતો હોય, તો વેસીકેરીઆ (vesicaria) નામની દવા પણ પીવા અપાય છે.

**સરખાવો:**—કૅનૅબીસ સૅટીવા.

## ૧૩૩. યુસ્ટીલેગો મેડીસ૩,૩૦,૨૦૦.

(Ustilago Maydis)

'કૉર્નસ્મટ' નામના વનસ્પતિજન્ય પદાર્થમાંથી આ દવા બનાવાય છે.

**સ્ત્રીઓનાં ગર્ભાશય વગેરે ગુહ્યાવયવ નબળાં પડી ગયાં હોય, તે સાથે તેમાંથી લોહી લાંબા વખત સુધી વહ્યા કરતું હોય, પેડુમાં દાહ અગર દુખાવો રહ્યા કરતો હોય, અને કમ્મર દુખતી હોય તે માટે આ દવા ખાસ ઉપયોગી છે.**

કમ્મરની અંદર રહેલાં અવયવો નબળાં અને ઢીલાં પડી ગયાં હોય છે, ગર્ભાશયમાંથી કાળા રંગનું લોહી નાના નાના ગાંઠા વાળું અને થોડું થોડું પણ લાંબા વખત સુધી—કેટલાક અઠવાડીઆ સુધી—નીકળ્યા કરે છે, તે તદ્દન બંધ થઇ જતું નથી, ગર્ભાશયનું કદ મોટું થઇ ગયું હોય છે, તેનું મુખ પહોળું થયેલું હોય છે, કમળનો ભાગ પોચો પડી ગયો હોય છે, જમણા અંડાશયમાં દાહ અગર દુખાવો હોય છે, સ્ત્રીને અશક્તિને લીધે ફેર આવે છે, કોઇ વાર આખા શરીરમાં ગરમી એકાએક આવી જતી રહેતી હોય એમ લાગે છે. કોઇ કોઇ સ્ત્રીને ગર્ભાશયમાં અને કેડમાં ઘણું દુઃખ થઇને આર્તવ આવે છે, તથા અંડાશયમાં રહી રહીને સણકા આવ્યા જેવો દુખાવો થાય છે, એ સઘળા સ્ત્રીનાં દર્દો માટે આ દવા સારી છે. પાકી ઉંમરની સ્ત્રીઓને ઋતુ બંધ થવાના સમયે કોઇ કોઇ વાર શીળસ જેવો ત્વચારોગ ગર્ભાશયના દર્દની સાથે, અગર તે વિના થઇ આવે છે, તે માટે પણ આ દવાની જરૂર છે.

**સરખાવો:**—સીકેલી, સેબીના.

## ૧૩૪. વેલેરીએના૪,૧×

(Valeriana)

વેલેરીઅનના સાધારણ નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે. એલૉપથીમાં ટીંકચર વેલેરીઅન હીસ્ટીરીઆનું દર્દ મટાડવા માટેની મુખ્ય દવાઓમાંની એક ગણાય છે.

દર્દી એક જગ્યાએ શાંત બેસી રહી શકતો નહોય, પણ તેને ફર્યા ફર કરવું પડતું હોય, તેમ છતાં જરાપણ શ્રમ વધારે લાગવાથી માથું દુખવા આવતું હોય, અંગમાં જુદી જુદી જગ્યાએ દુખાવો થઇ આવે, દુખાવાને લીધે દર્દી મૂર્છાગત જેવો થઇ જાય, હોજરીમાંથી કાંઇક ઉષ્ણ પદાર્થ ગળા તરફ ઉંચો ચડતો હોય, અને તેથી દર્દીને પોતાનો શ્વાસ લેતાં મુશ્કેલી પડતી હોય એમ લાગે, સઘળી જાતની લાગણીઓ બહુ તીવ્ર થઇ આવે, હિસ્ટીરીઆને લીધે સંધિવાની જેવાં ચિન્હ દેખાય, અગર શરીરના કોઇ ભાગમાં કાંઇ વિચિત્ર લાગણી થયા કરે, દર્દી કોઈવાર અસાધારણ રીતે આનંદી, ચાલાક, અને વાતોડીઓ લાગે, તેમજ વળી કોઈવાર તેનો સ્વભાવ

**તેથી ઉલટોજ થઇ જાય ઇત્યાદિ લક્ષણોવાળી હિસ્ટીરીઆની પ્રકૃતિ સુધારવા માટે આ દવા ઉપયોગી છે.**

**સરખાવો:**—ઝીન્કમ, ઝીન્કમ વેલેરીએનેટ.

---

### ૧૩૫. વેરીઓલીનમ૧૨,×૩૦,૨૦૦.

( Variolinum ).

**આ દવા શીળીના ચેપમાંથી બનાવાય છે. શીળીનો ચેપ લાગુ પડતો અટકાવવાને તેમજ જો શીળી નીકળ્યાં હોય, તો તેનું જોર મંદ કરવાને માટે આ દવા અપાય છે. શીળીનો ચેપ લાગુ પડેલો દર્દી આ દવા લે તો, સહીસલામત સાજો થાય છે. વળી કુખવા અને તે સાથેનો દુખાવો પણ આ દવાથી મટે છે.**

**શ્વાસ** માર્ગને અડચણ થઇ હોય, શ્વાસ લેતાં ભીંસ લાગતી હોય, ઉધરસ આવતી હોય, જાડો ચીકણો કે રક્તમિશ્રિત શ્લેષ્મ નીકળતો હોય, ગળું બંધ થઈ ગયું હોય એમ લાગતું હોય, ગળાની જમણી બાજુએ કાંઇ ગાંઠો ભરાયો હોય એવું જણાતું હોય, એવી જાતની લાગણી આ દવાને સૂચવે છે.

**વાંસો** બહુ દુખતો હોય, બેચેની બહુ રહેતી હોય, દુખાવો વાંસામાંથી પેટ તરફ જતો હોય, હાથના કાંડામાં સંધિવાની અસર હોય, પગ દુખતા હોય, કે આખું શરીર થાકી ગયું હોય તેવી રીતે કળતું હોય, ત્યારે બીજા ચિન્હો ધ્યાનમાં લેતાં આ દવાની જરૂર સમજવી.

**તાવ** સખત આવ્યો હોય, ગરમી બહુ વધી ગઇ હોય, પુષ્કળ ગંધાતો પરસેવો નીકળતો હોય એ લક્ષણો માટે આ દવા આપવી જોઇએ.

**ત્વચા** ઉપર ભીગડાં વળેલાં રહેતાં હોય, ફોડલા થયા હોય વગેરે શીળીનાં લક્ષણો આ દવાથી દુરસ્ત થાય છે.

**ઉપયોગ:**—૬× થી ૩૦ અંશ અને તે ઉપરની બનાવટો વપરાય છે, આ દવાની માફક **વૅક્સીનીનમ** નામની દવા પણ વપરાય છે. તેનો ગુણ પણ આના જેવોજ છે, તે લેવાથી શીળીનો ઉડતો ચેપ લાગુ પડતો નથી.

---

### ૧૩૬. વિરેટ્રમ આલ્બમ૩×,૩૦.

( Veratrum Album )

યુરોપમાં અને એસીઆમાં થતી વ્હાઇટ હેલીબોરના નામથી ઓળખાતી વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**છેક મરણ તુલ્ય અશક્તિ, શરીરનું ટાઢા પડી જવાપણું, હાથપગના નખ અને ચ્હેરા ઉપર ભુરાશ, અને અતિશય બેહોસી એ આ દવાનાં મુખ્ય સૂચક ચિન્હો છે. દર્દી બોલ્યા ચાલ્યા વગર પડયો રહેતો હોય, કપાળ ઉપર પરસેવો આવતો હોય, ઉલટી થતી હોય, ચોખાના પાણી જેવો ઝાડો છૂટી જતો હોય, હાથપગમાં ગોટલા ચડતા હોય, સખત હેડકી આવતી હોય, કે ધ્રુજારા આવતા હોય એ સર્વે ઉપરનાં ચિન્હોના અનુસંગી લક્ષણો છે. અમુક જાતના ઉન્માદમાં, તથા કોલેરામાં આ દવા અમુલ્ય થઇ પડે છે.**

**મન** ઉદાસ રહેતું હોય, ઘેલછા થઇ હોય, અને તે ચ્હેરા ઉપર દેખાતી હોય, વધી વસ્તુઓ તરફ તથા માણસો પ્રત્યે બેદરકારી હોય, દરદી ચીસ પાડતો હોય કે શ્રાપ દેતો હોય, પોતે બહુ દુખી છે એમ માનતો હોય, કોઈ સ્થળે સખત દુખાવો ઉપડી આવતો હોય, અને તેથી એટલો બધો ઉશ્કેરાઇ જતો હોય કે પોતે ઉન્માદ કરતો હોય, અગર ગાંડો થઈ જતો હોય, આખી રાત દર્દી રાડો પાડતો હોય, સુતિકા સન્નિપાત થયો હોય, કે દર્દી ખાટલામાંથી ઉઠીને ભાગતો હોય, અગર કપડાં ફાડી નાખતો હોય, કે ધર્મ સંબંધી કે વિષય વાસના સંબંધી ઘેલી ઘેલી વાત કરતો હોય, ત્યારે આ દવા બહુ ઉપયોગી છે.

**માથા** ઉપર તાળવાના ભાગમાં બરફ મુકયો હોય એવી લાગણી થતી હોય, કપાળ ઉપર ઠંડો પરસેવો થતો હોય, માથું દુખતું હોય, તે સાથે ઉલટી ને ઝાડો હોય, માથું ટટાર રહી શકતું નહોય. પરંતુ નમી જતું હોય, એવી સ્થિતિમાં આ દવાની જરૂર પડે છે.

**ચ્હેરો** બેસી ગયો હોય, નાકનું ટેરવું થંડુ પડી ગયું હોય, નાકની અણી બહાર નીકળી હોય, ગાલ લમણા ને આંખોમાં કાપી નાખવા જેવું દરદ થતું હોય, ચ્હેરો ફિકકો, વાદળી રંગ મિશ્રિત, થંડો ને

હોશકોશ વગરનો થઈ ગયો હોય, ત્યારે આ દવા અમુલ્ય થઇ પડે છે. બીજાં લક્ષણો સાથે ઘણીવાર મોઢામાં જાણે પીપરમીંટ મુકયા પછી જેવી થંડકની લાગણી થાય છે, તેવી થંડકની લાગણી હોય છે, અને દાંતમાં સીંસુ ભર્યું હોય, તેમ ભાર લાગે છે, ત્યારે પણ આ દવાજ ફાયદો કરે છે.

પેટમાં ખાડો પડયો હોય, પેટ ખાલી લાગતું હોય, છતાં પણ પાણી પીવાથી તે તરતજ બહાર નીકળી જતું હોય, ટાઢું પાણી દર્દી બહુ માગ્યા કરતો હોય, તરશ છીપતી નહોય, અતિશય ભુખ લાગતી હોય, હેડકી આવતી હોય, અતિશય ઉલટી થતી હોય, ડુબકા આવતા હોય, કાંઇ પીવાથી ખાવાથી કે હાલવા ચાલવાથી ઉલટી વધારે થતી હોય, ફળ, જેવાં કે નારંગી, દાડમ, વગેરે ખાવાની ઇચ્છા બહુ થતી હોય, તેમજ બરફનું મન થતું હોય, ઉલટી થયા પછી બહુ નબળાઇ થઇ જતી હોય, કોલેરામાં ઉલટી થવાથી અશક્તિ વધતી જતી હોય, વગેરે લક્ષણો માટે આ દવા બહુ ઉપયોગી છે.

દસ્ત પાતળો પાણી જેવો આંકડી આવીને જોરથી છુટતો હોય, અને તે પછી શરીર અશક્ત થઇ જતું હોય, કોલેરા થયો હોય; વળી શરદીને લીધે બચ્ચાંને દસ્ત કબજ થઇ ગયો હોય, દસ્ત બહુજ કઠણ ઉતરતો હોય, અને તે ઉતર્યા પછી પરસેવો આવી જતો હોય, તેવે સમયે આ દવાથી શરીરમાં ગરમી આવે છે, અને દસ્ત નિયમિત થાય છે.

છાતીમાં ખડખડ બોલતું હોય, સાદ નબળો પડી ગયો હોય, મોટી ઉધરસ જોરથી આવતી હોય, કુકડીઆ ખાંસી થઇ હોય, ઉધરસના જોરથી મોઢું વાદળી રંગનું થઇ જતું હોય, ગરમ ઓરડામાં રહેવાથી ઉધરસ વધારે આવતી હોય, ત્યારે આ દવાથી ઠીક થાય છે.

હાથપગ દુખતા હોય, રાંઝણ થઇ હોય, વીજળીના ઝટકા જેવું દરદ થતું હોય, પગમાં ગોટલા ચડતા હોય, હાથમાં ને છાતીમાં દુખાવો લાગતો હોય, હાથપગ થંડા રહેતા હોય, સોજો આવ્યો હોય કે લકવો થયો હોય એમ લાગતું હોય, તો આ દવાથી આરામ થાય છે.

ત્વચા ટાઢી, વાદળી રંગની, પરસેવા વાળી ને મડદાલ જેવી થઇ ગઇ હોય, હાથેપગે, ને કપાળે એવે સ્થળે ત્વચાની કરચલી પડી ગઇ હોય, તો તે પણ સૂચક ચિન્હોમાં ગણાય છે.

તાવ આવતો હોય, ત્યારે ટાઢ અતિશય આવતી હોય, અને તૃષા પણ છીપતી ન હોય, ત્યારે આ દવા આપવાથી તાવની ટાઢ કમી થાય છે.

સ્ત્રીને આર્તવ બહુ વહેલો આવતો હોય, પુષ્કળ સ્રાવ થતો હોય, તેને લીધે શરીર અશક્ત થઇ જતું હોય, પીડિતાર્તવ હોય, અને તેથી શરીર થંડુ પડી જતું હોય, જરાપણ શ્રમ લેવાથી મૂર્છા આવી જતી હોય, કે આર્તવ પહેલાં મદનોન્માદ થતો હોય, આંચકી આવતી હોય, સૂતિકા સન્નિપાત થયો હોય, સ્ત્રી કપડાં ફાડી નાખતી હોય, અગર ધર્મ કે વિષય સંબંધી ઘેલછા ભરેલી વાતો કરતી હોય.

**વૃદ્ધિઃ**—ખાવાથી કે પાણી પીવાથી (ઉલટી), અને રાત્રે થંડી કે શરદી લાગવાથી રોગ વધે છે. સંધિવાનો દુખાવો થંડીથી વધે છે.

**શાંતિઃ**—ગરમી લગાડવાથી આરામ લાગે છે.

**ઉપયોગઃ**—૧×થી ૩૦ અંશ સુધીની બનાવટો વપરાય છે. ઝાડો થયો હોય, તો ૬× થી નીચેના અંશો અપાતા નથી.

**સરખાવોઃ**-કેમ્ફોરા, કુપ્રમ, સ્ટ્રામોન્યમ (ઉન્માદ માટે), આર્સેનિકમ, ઇપીકાકયુઆના.

---

## ૧૩૭. વિરટ્રમ વિરિડી[૧×, ૬, ૩૦].

(Veratrum Viride)

અમેરિકન હેલીબોર નામની વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**જેઓનો બાંધો લોહિયાળ હોય, રક્તાશય મજબૂત હોય, અને જેઓનાં ફેફસાં, કે ભેજાના તળીઆના ભાગમાં લોહીનો જમાવ થાય છે, તેઓને માટે આ દવા ઘણી સારી છે. તડકો બહુ લાગ્યો હોય, તેથી માથે લોહી ચડી ગયું હોય, હાથપગ તણાતા હોય, મ્હોંરો જરા કાળો પડયો હોય, ને ફુલી આવ્યો હોય, સખત સન્નિપાત હોય, કે ફેફસાને ન્યુમોન્યાની અસર હોય, ત્યારે આ દવા ઉપયોગી થઇ પડે છે.**

મન કજીઆળું અને ભ્રમિત થઇ ગયું હોય,

અગર આંચકી આવતી હોય, કે સન્નિપાત થયો હોય, ત્યારે આ દવા કામમાં આવે છે.

**માથે** લોહી ચડી ગયું હોય, માથું ગરમ હોય, આંખો લોહીથી લાલ ચોળ થઇ હોય, કીકી વિસ્તૃત હોય, વસ્તુઓ બેવડી દેખાતી હોય, ભેજાના પડનો વરમ થયો હોય, ગરદનમાંથી દુખાવો ઉત્પન્ન થતો હોય, માથું અક્કડ રાખી શકાતું નહોય, માથાની ધોરી નસો ધબકતી હોય, મોઢાના સ્નાયુઓ ખેચાતા હોય, એવી સ્થિતિમાં આ દવા હિતકર છે.

**જીભ** ધોળી કે પીળી હોય, અને **તેના મધ્ય ભાગમાં લાલ લાલ પટી દેખાતી હોય,** કે દાઝેલી હોય, એવી લાગતી હોય, તો તે માત્ર આ દવાને સૂચવે છે.

**પેટ**માં જરાપણ અનાજ કે પાણી જાય, તો તેની ઉલટી થઈ જતી હોય, તરસ બહુ લાગતી હોય, ઉબકા થતો હોય, કે હેડકી આવતી હોય, તે એવી સખત હોય કે તેથી મુંઝવણ થતી હોય, તો આ દવાની જરૂર સમજવી.

**શ્વાસ** લેતાં મુંઝવણ થતી હોય, ફેફસામાં લોહીનો જમાવ હોય, છાતીમાં ભાર ભર્યો હોય એમ લાગતું હોય, ફેફસાનો વરમ ( pneumonia ) થયો હોય, કે મોટી ઉધરસ આવતી હોય તો આ દવા આપવી જોઇએ.

**રક્તાશય** અનિયમિત ચાલતું હોય, તેના ભાગમાં દાહ લાગતો હોય, તથા નાડી પોચી, ને ધીમી ચાલતી હોય, ત્યારે આ દવાથી રક્તાશય નિયમિત ચાલે છે. આ દવા હલકા અંશવાળી વિશેષ અપાય ત્યારે રક્તાશયને મંદ કરે છે, અને નાડીને ધીમી પાડે છે. ( ફેફસાના વરમમાં કદી નાડીને ધીમી પાડવાનો પ્રયત્ન કરવો નહિ ). તોપણ રક્તાશયના પડના વરમમાં આ દવા આપવાની જરૂર પડે છે. સ્ત્રીઓને સુવાવડમાં ઉદર પડનો વરમ થયો હોય, ત્યારે આ દવા ઘણી ઉપયોગી થઇ પડે છે.

**વાંસામાં ને ખંભામાં** દુખતું હોય, સાંધામાં વા આવ્યો હોય, તીક્ષ્ણ સંધિવા થઇ આવ્યો હોય, તીક્ષ્ણ સંધિવાની જેવો જ્વર આવ્યો હોય, વગેરે માટે આ દવા સારી છે.

**ત્વચા** ઉપર રતવા થયો હોય, રતવાની અસર મગજને થઇ હોય, કે શરીરના જુદા જુદા ભાગ ઉપર ચળ આવતી હોય, તો તે આ દવાથી મટે છે.

**સરખાવો:—**જેલ્સીમીઅમ, બેપ્ટીસીઆ, બેલાડોના, ઍકોનાઇટ, ફેરમ ફૉસ.



### ૧૩૮. વાઇબર્નમ્ ઑપ્યુલસ[x]થી[3x] સુધી.

( Viburnum Opulus ).

યુરોપ અને ગ્રેટ બ્રીટનમાં ઉત્પન્ન થતી 'હાઇ ક્રેનબેરી 'નામની વનસ્પતિમાંથી આ દવા બનાવાય છે.

**આ દવા અનેક જાતની આંચકી, તાણ, ખેંચ, અક્કડ હોવાપણું વગેરેને માટે સારી છે. ગર્ભાશયના અંગમાં થતો દુખાવો અને ખેંચ મટાડવા માટે ગુણકારી હોવાથી ઘણીવાર ગર્ભપાત થતો અટકાવે છે. ગર્ભાશયના વ્યાધિને લીધે, હિસ્ટીરીઆ જેવાં તાણ તથા ખેંચ થાય છે, તે માટે આ દવા વધારે ઉપયોગી છે. દુખાવો વાંસામાંથી કે કમ્મરમાંથી શરૂ થઇને જાંગમાં થઇને ગર્ભાશયમાં પ્રવેશ કરીને ત્યાં વધારે સખત થતો હોય તે આ દવાનું ખાસ લક્ષણ છે.**

**માથામાં** લમણાના ભાગમાં દુખાવો હોય, ફેર આવતા હોય, આગળ પડી જવાશે એમ લાગતું હોય, આંખોમાં જરા દુખાવો લાગતો હોય એવી સ્થિતિમાં આ દવા કામની છે.

**પેટમાં** એકદમ ચૂંક આવવા લાગી હોય, નાભિ આગળ દાબવાથી દુખતું હોય, મોળ આવતી હોય, તે કાંઇક ખાવાથી કમતી થતી હોય એવાં લક્ષણો માટે આ દવા આપવી જોઇએ.

**સ્ત્રીને** હિસ્ટીરીઆની અસર હોય, મજ્જાતંત્ર બગડેલું હોય, આતવ બહુ મોડો આવતો હોય, લોહી થોડું જતું હોય, અને માત્ર થોડાક કલાક સુધીજ ચાલતું હોય, તે ગંધાતું હોય, તે સાથે પેડુમાં ચુંક આવતી હોય, અને તે ઠેઠ સાથળ સુધી પહોચતી હોય, અંડાશયનો ભાગ ભારે અને લોહીથી ભરેલો લાગતો હોય, **પીડિતાર્તવ** થતો હોય, અને તે વખતે વેણ આવ્યા જેવું દરદ થતું હોય, કે લોહીની સાથે પડના કકડા જતા હોય, પ્રદર થયું હોય, તેમાં ઝીણી ત્વચા ઉખડીને બહાર જતી હોય એમ લાગતું હોય, ગુહ્યાવયવમાં ચળ આવતી હોય, વારંવાર એકાદ બેમાસ થાય, કે તરત ગર્ભસ્રાવ થઇ

જતો હોય, અને તેથી સ્ત્રી વંધ્યા હોય, એવું ભાસતું હોય, ત્યારે આ દવાના સેવનથી ફાયદો થાય છે.

પેશાબ ફિક્કો પણ પુષ્કળ ઉતરતો હોય, વારંવાર હાજત થતી હોય, કે વાતચિત કરવા જતાં કે ઉધરસ ખાતાં પેશાબ આપોઆપ છૂટી જતો હોય, તો આ દવા આપવાથી ઠીક થાય છે. હાથ-પગની નબળાઇનો પણ આ દવાનાં સૂચક ચિન્હોમાં સમાવેશ થાય છે.

**વૃદ્ધિઃ**—ગરમ ઓરડામાં રહેવાથી, સાંજ વખતે અગર રાત્રે વ્યાધિ વધે છે.

**શાંતિઃ**—આરામથી અને ખુલ્લી હવાથી ઠીક થાય છે.

**સરખાવોઃ**—અંકટીઆ રેસીમોસા, કૅમોમિલા, કૅલોફાઇલમ, મૅગ્નીસીઅમ ફૉસ, પલસેટીલા, કૉકયુલસ, કુપ્રમ, કૅકટસ, બેલાડોના, પ્લેટીનમ.



## ૯૯૭. ઝીન્કમ મૅટાલીકમ[૬x, ૬, ૩૦, ૨૦૦].

( Zincum Metallicum ).

આ દવા જસતમાંથી બનાવાય છે.

**લોહીની ખામી માટે જેમ લોહ ઉત્તમ છે, તેમ મજ્જાતંત્રના પોષણની ખામી માટે ઝીન્કમ ઉત્તમ છે. મગજ નબળું પડી ગયું હોય, દર્દી બહુ ખિન્ન હૃદયવાળો થઇ ગયો હોય, કરોડ રજ્જુના વ્યાધિ થયા હોય, હિસ્ટીરીઆ કે કોરીઆનો રોગ લાગુ પડયો હોય, આંચકી આવતી હોય અને અશક્તિ રહેતી હોય, કોઇપણ ફુટી નીકળતા રોગ ( શીળી, ઓરી વગેરે ) માં ત્વચા ઉપરના ફોડકા બરાબર સારી રીતે ભરાતા ન હોય, અને રોગ અંદર જોર કરતો હોય, ઇત્યાદિ લક્ષણો માટે આ દવા ઉપયોગી છે.**

**મન** ઉદાસ રહેતું હોય, વાત કરવી કે કામ કરવું ગમતું ન હોય, યાદશક્તિ અને સમજશક્તિ મંદ પડી ગઇ હોય, અવાજ અને ગડબડાટ ખમી શકાતાં ન હોય, જે જે કહેવામાં આવે, તે બચ્ચું ફરીને બોલી દેખાડતું હોય, પક્ષાઘાતની શરૂઆતને મળતાં ચિન્હો થતાં હોય, દર્દી મગજની નબળાઇને લીધે ધ્રૂજતો હોય, એ મગજનાં ચિન્હો ખાસ આ દવાને સૂચવે છે.

**માથું** મોટું લાગતું હોય, નાકના મૂળ આગળ દર્દ થતું હોય, જરાપણ દારૂ પીવાથી માથું દુખતું હોય, દર્દી માથાને આમતેમ ફેરવ્યા કરતો હોય, અગર ઓસીકામાં માથું ખોસી દેતો હોય, હાથ અને માથું આપોઆપ હલ્યા કરતાં હોય, કપાળ થંડુ રહેતું હોય, ભેજાનું તળીઉં ગરમ હોય, મગજ ખાલી પડવાથી માથું દુખતું હોય, ઘણો અભ્યાસ કરવાથી માથાના દુખાવાનો રોગ થયો હોય, ઇત્યાદિ સમયે આ દવાથી આરામ થાય છે.

**આંખમાં** વેલ થઇ હોય, આંસુ બહુ વહેતાં હોય, ચળ આવતી હોય, આંખો ફર્યા કરતી હોય, મજ્જાતંતુની નબળાઇને લીધે દૃષ્ટિ મંદ પડી ગઇ હોય, સખત આંખ દુખવા આવી હોય એ બાબતોમાં આ દવાથી આંખ સુધરે છે.

**ચ્હેરો** ફિક્કો હોય, મોઢાના ખુણા ફાટી ગયા હોય અને દાઢી ઉપર રતાશ હોય, તથા ચળ આવતી હોય, તોપણ આ દવાની જરૂર હોય છે.

ગળું કોરૂં રહેતું હોય, ઉબકો આવ્યા કરતો હોય, ગળે ઉતારતાં ગળું દુખતું હોય, જીભ ઉપર ફોડકા હોય, અવાળુમાંથી લોહી નીકળતું હોય, દાંત સહેલાઇથી આવતા ન હોય, એવે વખતે જો બીજાં લક્ષણો મળતાં આવે તો આ દવાની જરૂર પડે છે.

પેટમાં દાહ થતો હોય, ગળી ચીજો ખાવાથી છાતીમાં દાહ થતો હોય, દારૂ કે કોઇપણ ઉત્તેજક પદાર્થ બીલકુલ લઇ શકાતો ન હોય, બપોરે અગ્યાર વાગે બહુ ભુખ લાગતી હોય, મગજની નબળાઇને લીધે અજીર્ણ અને વાયુ રહેતાં હોય, હેડકી થતી હોય, કડવો શ્લેષ્મ નીકળતો હોય, એ સર્વેને માટે આ દવા બહુ સારી છે. વળી પેટમાં વાયુ હોય, ચુંક આવતી હોય, યકૃત મોટું થયું હોય, ગડુડાટ થતો હોય એવાં લક્ષણોમાં પણ આ દવા કેટલીક વખત ઉપયોગી થાય છે.

**દસ્ત** કઠણ અને નાના ગાંઠાના રૂપે નીકળતો હોય, નાના બચ્ચાંને કૉલેરા જેવું થયું હોય, લીલો શ્લેષ્મ નીકળતો હોય, અગર ઝાડો એકદમ બંધ થઇ ગયો હોય, અને તેને પરિણામે ભેજાને લગતાં ચિન્હો થતાં હોય કે હિસ્ટીરીઆની અસરને લીધે ઝાડાને કે પેશાબને કાંઇ હરકત થઇ હોય, મળાશયના દ્વાર ઉપર મગજનો અંકુશ નહિ રહેવાથી ઝાડો અને પેશાબ આપોઆપ છૂટી જતા હોય.

**છાતીના** મધ્ય ભાગના અસ્થિની નીચે દાહને દબાણ લાગતું હોય, છાતી અકડાઈ ગઈ હોય, અને અંદર કપાતું હોય એમ દરદ થતું હોય, જ્ઞાનતંતુના બગાડને લીધે ઉધરસ આવતી હોય, દમની સાથે સસણી હોય, અને છાતી ભીંસાતી હોય, બડખો નીકળ્યા પછી શ્વાસ બરાબર ચાલી શકતો હોય, પરંતુ તે પહેલાં મુંઝવણ થતી હોય, સાદ બેસી ગયેલો અને નબળો હોય એવી જાતની છાતીની નબળાઈ માટે આ દવા સારી છે.

**વાંસામાં** કમ્મરના છેડા આગળ દુખાવો રહેતો હોય, વાંસા ઉપર સ્પર્શ ખમી શકાતો નહોય, કેડ દુખતી હોય, **કરોડરજ્જુમાં દાહ લાગતો હોય,** વાંકા વળીને લખ્યા કરવાથી, કે બીજું કામ કરવાથી થાકની લાગણી સાથે ડોક દુખતી હોય, કે ખભા દુખતા હોય, તો આ દવાથી તે કમી થાય છે.

**હાથપગ** નબળા હોય, ધ્રૂજતા હોય, સ્નાયુઓ ખેંચાતા હોય, **પગને કાયમ હલાવ્યા વિના ચેન પડતું નહોય,** તેમને શાંત રાખવા ગમતા નહોય, કોરીઆનું દર્દ હોય, પગની શિરાઓ ફુલી ગઈ હોય હિસ્ટીરીઆથી કે બીજા કારણથી શરીર અંચકાતું હોય, અને ચ્હેરો તેવે વખતે ફિકો થઈ જતો હોય, ત્યારે આ દવાથી ઘણો સારો આરામ થાય છે.

**ત્વચાની** નીચે પગોના ભાગમાં ભુરી નસો દેખાતી હોય, પગ ઉપર કીડીઓ ચાલતી હોય કે માંકડ ફરતા હોય એવી ખોટી લાગણી થતી હોય, અને તેથી ઉંઘ આવતી નહોય, નબળાઈની સાથે ખરજવાં થતાં હોય, સાથળ ઉપર તથા ઢીંચણમાં ચળ આવતી હોય, ત્વચા રોગ એકદમ દબાઈ ગયો હોય, અગર ત્વચારોગ બરાબર સ્પષ્ટ રીતે બહાર પડી શકતો નહોય, અને અંદરના અવયવ ઉપર જોર કરતો હોય, ત્યારે આ દવાની જરૂર પડે છે.

**તાવ** આવે, ત્યારે શરૂઆતમાં વારંવાર ટાઢ આવતી હોય, અને આખા વાંસામાં ધ્રૂજ લાગતી હોય, હાથપગ થંડા હોય, રાત્રે પરસેવો આવતો હોય, પગે પસીનો થયા કરતો હોય, એવાં લક્ષણો આ દવાને સૂચવે છે.

**પુરૂષને** વૃષણ ઉપર સોજો થયો હોય, વૃષણ પોષણ વિના સુકાઈ ગયા હોય, વૃષણ ઉંચા ચડી ગયા હોય, પોતે અશક્ત હોવા છતાં વિષયવાસના થયા કરતી હોય, થોડીક ઉશ્કેરણીથી પણ વીર્યસ્રાવ વારંવાર થતો હોય, અને તે સાથે પોતાને કોઈ મોટો વ્યાધિ થયો છે, એવી ખોટી ભ્રાન્તિ રહ્યા કરતી હોય, એ લક્ષણો માટે આ દવા બહુ ઉપયોગી છે.

**સ્ત્રીને** અંડાશયમાં દુખાવો હોય, તે ખાસ કરીને ડાબી બાજુમાંજ હોય, શાંત બેસી શકાતું નહોય, સ્ત્રીને પગ હલાવ્યા વિના ચેન પડતું નહોય, ઘરમાં બેસી રહેનાર સ્ત્રીઓને મદનોન્માદ થતો હોય, આર્તવ બહુ મોડો આવતો હોય, અગર બંધ થઈ જતો હોય, પ્રસવ પછી ચાલતો પ્રવાહ એકાએક બંધ થઈ ગયો હોય, સ્તનમાં દુખાવો હોય, બીજાં લક્ષણો આર્તવના પ્રવાહ દર્મ્યાન શાંત થઈ જતાં હોય, પણ જ્યારે કાંઈ મજ્જાતંતુના વિકારવાળા ચિન્હો થતાં હોય ત્યારે બેચેની, ખિન્નતા, હાથપગનું થંડાપણું, કરોડરજ્જુમાં દુખાવો અને પગોની અશાંતિ હોય આખા શરીરમાં અગર કોઈ અવયવમાં ધ્રૂજારો થતો હોય, કે કોરીઆની અસર હોય, ત્યારે આ દવાથી સ્ત્રીઓનું શરીર સુધરે છે.

જેજે વ્યાધિઓ આર્તવનો સમય નજીક આવે ત્યારે, સ્પર્શ કરવાથી, સાંજના પાંચથી સાત સુધીમાં, જમ્યા પછી, ને દારૂ લેવાથી વધારે જોર પકડતા હોય, પરંતુ ખાતી વખતે, ઋતુસ્રાવ ચાલતો હોય ત્યારે, અગર બીજી રીતે શરીરમાંથી રસો બહાર જતા હોય ત્યારે, અને ત્વચારોગ ફુટી નીકળવાથી મંદ પડતા હોય, તે તે વ્યાધિઓને આ દવા વધારે લાગુ પડે છે.

**વૃદ્ધિ:—**સ્ત્રીને આતવનો સમય નજીક આવે ત્યારે, અગર આર્તવ અનિયમિત હોય, તેને લીધે અથવા સ્પર્શ કરવાથી, સાંજના પાંચથી સાત વાગ્યા સુધીમાં, બપોરે જમ્યા પછી, દારૂ જેવા ઉત્તેજક પદાર્થ લેવાથી, કે ઉશ્કેરાઈ જવાથી રોગ વધારે જોર પકડે છે. કેટલાક દર્દીને ૧૧ થી ૧૨ વાગ્યા સુધીમાં બપોરે ઘણી ભુખ લાગે છે, અને દર્દી અકરાંતીઓ થઈને ખાય છે.

**શાંતિ:—**જમતી વખતે ઋતુસ્રાવ નિયમિત ચાલવાથી, અગર શરીરના રસોને વહેવા દેવાથી, ત્વચા રોગ બહાર ફુટી નીકળવાથી, અગર સાત્વિક આહારથી, અને મનને શાંત રાખવાથી વ્યાધિઓ શાંત પડે છે.

**સરખાવોઃ**—ઇગ્નેશ્યા, પલ્સેટીલા, નકસવોમિકા, હેલીબોર, સીમીસીફ્યુગા, સ્ટૅફીસેગ્રીઆ, વાઇબર્નમ.

---

## ૧૪૦. ઝીન્કમ વૅલૅરીએનમ.

### ( Zincum Valerianum ).

આ દવા **હિસ્ટીરીઆ, હૃદયશૂળ** ( angina pectoris), અને **અંડાશયની સાથે સંબંધ રાખનારા કેટલાક વ્યાધિઓ** મટાડવા માટે બહુ ઉપયોગી છે. તે દવા જસત અને વૅલૅરીઅનના મિશ્રણમાંથી થાય છે. સ્રીને અંડાશયમાં ( પેડુમાં ) શૂળ આળતું હોય, કે તેનો દુખાવો છેક જાંઘ ને પગમાં જતો લાગતો હોય, ત્યારે આ દવાથી તે મટે છે, વળી માથાનો સખત દુખાવો હોય, દુખાવાને લીધે દર્દી ગાંડા જેવો થઇ જતો હોય, દુખાવા વખતે માથામાં ભાલું કે છરી ખોસ્યા જેવું લાગતું હોય, માથાના દર્દને લીધે ઉંઘ જરાપણ આવી શકતી નહોય, વખતે કરોડમાં, અને ડોકમાં દુખાવો થતો હોય, શાંત બેસી રહેવાતું નહોય, અંગ બહુ હલતું હોય, હિસ્ટીરીઆ થાય ત્યારે હાથ પગ બહુ પછડાતા હોય, વગેરે લક્ષણો માટે આ દવા ઉત્તમ છે.

**માત્રાઃ**—સાધારણ રીતે ૨x વાળું ચૂર્ણ વપરાય છે.

આ દવાના જેવી ફેરીક વેલેરીએનેટ, આમોન્યમ વેલેરીએનેટ, અને ક્વીનાઇન વેલેરીએનેટની દવાઓ બનાવાય છે, અને તે સર્વે હિસ્ટીરીઆ અને તેને મળતા રોગોમાં વપરાય છે.



# હોમિયૉપૅથિમાં બાહ્યોપચારની પદ્ધતિ.

## External Treatment in Homœpathy.

હોમિયૉપૅથી પ્રમાણે દવા કરનારા કેટલાક ડાક્ટરોનો મત એવો હોય છે કે બાહ્યોપચાર કરવાની કશી જરૂર નથી. ત્વચારોગ, નેત્રરોગ, કર્ણરોગ અને એવા સઘળા બહાર દેખાતા રોગોમાં પણ માત્ર ખાવાની દવા આપીને વ્યાધિ નિર્મૂળ કરવો જોઇએ એમ તેમનો આગ્રહ હોય છે. હોમિયૉપૅથીના મહાન શોધક ડા. હેન્હમેનનો પણ કેટલાક વખત સુધી એવો મત હતો, પરંતુ તેમણે પાછળથી તે માન્યતા એ વખત છોડી દીધી હતી. તેમના ઑર્ગેનન (organon) નામના પુસ્તકના પાના ૨૦૬ મે, અને લેસર રાઈટીંગઝ ( Lesser writings ) માં તેમણે દર્શાવ્યું છે કે શરીરનો દરેક ભાગ ઔષધના ગુણ ગ્રહણ કરી શકે છે, અને જ્યારે ઔષધ પીવાને માટે આપી શકાય નહિ, ત્યારે પેટની ઉપર દવા મુકવી બસ છે, પણ પેટ ઉપર મુકવાની દવા ઉગ્ર સ્વરૂપવાળી હોવી જોઇએ, અને તન્દુરસ્ત ત્વચાના મોટા વિસ્તાર ઉપર લગાડવી જોઇએ. તન્દુરસ્ત ત્વચા ઉપર દવા ઘસવાથી તેની અસર વધારે થાય છે, અને તેજ દવા નાખેલા પાણીમાં દર્દીને આખો અથવા કમ્મર સુધી બેસારવાથી સૌથી વધારે અસર થાય છે. પાણીમાં માત્ર પીગાળેલી દવાઓના કરતાં ટીંકચર (અર્ક) રૂપે બનાવેલી દવાઓ, અને હોમિયૉપૅથીની રીતે કરેલાં ચૂર્ણો વધારે અસર કરી શકે છે, અને માત્ર બહારના સ્થાનિક ઇલાજ તરીકે દવા ગુણ કરે છે, એટલુંજ નહિ, પણ ત્વચા મારફતે લોહીમાં દાખલ થઇને હોમિયૉપૅથીના નિયમ પ્રમાણે લોહીની અંદર જાગૃતિ લાવીને પીવાની દવાની માફક દોષ દૂર કરે છે. બાહ્યોપચારની સાથે પીવાની દવા આપવામાં આવે, તો તેથી કશું નુકશાન થતું નથી, પરંતુ તેથી ઉલટો વ્યાધિ વધારે ઉતાવળથી દૂર થાય છે.

હોમિયૉપૅથીમાં જે દવાઓ બહારથી લગાડવા માટે વપરાય છે, તેની યાદી તેના ઉપયોગ સહિત નીચે આપી છે.

નીચેની દવાઓ બાહ્યોપચારમાં વધારે વપરાય છે. તેઓ પીવા માટેના ઉપયોગમાં પણ આવે છે. અને તેમાંથી ઘણીએકના ગુણદોષ ઔષધિગુણશાસ્ત્રમાં વર્ણવ્યા છે.

**૧ એમોન્યમ કૉસ્ટીકમ. ૨ આર્નિકા. ૩ બેલાડોના. ૪ ફેરમ મ્યુરીઆટીકમ. ૫ હેમામિલીસ. ૬ હાઇડ્રાસ્ટીસ. ૭ હાયપરીકમ. ૮ ફૉસ્ફરસ. ૯ રૂટા. ૧૦ અર્ટિકા. ૧૧ થ્યુજા.**

એ સિવાય એબ્રોટેનમ, એપીસ, કેલેન્ડયુલા, યુફ્રેસિયા, લેડમ, પાઇનસ, રૂહસ, વરએરકમ, વિગેરેના અર્કો, મલમો, સીરેટસ ઇત્યાદિ લગાડવાના કામમાં આવે છે.

### ખાસ બાહ્યોપચારની દવાઓ.

૧ **એરિસ્ટોલ** એ આયોડોફોર્મના જેવી ગુણકારી છે, પણ રતાશપર અને વાસ વિનાની ભૂકી છે.

૨ **બાલ્સામ ઑફ પેરૂ** જખમ અને ચાંદા ઉપર લગાડાય છે.

૩ **ટીંકચર બેલીસ પેરીનીસ** લાખા ઉપર ચોપડવાના કામની છે.

૪ **ડરમેટોલ** એ પણ આયોડોફોર્મના જેવી પીળી વાસ વિનાની ભુકી છે.

### બહારથી જંતુનાશક તરીકે વપરાતી દવાઓ.

એસેટેટ ઑફ એલ્યુમીનીઅમ, કમ્પાઉન્ડ ટીંકચર ઑફ બેન્ઝોઇન, ફ્લ્યુઇડ ઍક્સટ્રૅક્ટ ઑફ કૅલેન્ડયુલા, કેમ્ફો-ફેનિક, ક્રિઓલીન, ફૉર્મેલીન, આયોડીન, આયોડોફોર્મ, પોટાશ્યમ પરમેન્ગનેટ.

## બાહ્યોપચારનાં મિશ્રણો.

**૧. ગ્લીસરીન અને એલોઝ.**

| | |
|---|---|
| મધર ટીંકચર ઑફ એલોઝ | ૧ ડ્રામ |
| ગ્લીસરીન | ૯ ડ્રામ |

ફાટી ગયેલી ત્વચા, હોઠ, નાક, હાથ, વગેરે ઉપર લગાડાય છે. મળદ્વારના દાહને પણ મટાડે છે.

**૨. ગ્લીસરીન અને સ્ટાર્ચ.**

| | |
|---|---|
| મેંદા-સ્ટાર્ચનો ભુકો | ૧ આઉંસ |
| ગ્લીસરીન | ૮ આઉંસ |

બન્નેને સારી રીતે મસળીને એકત્ર કરવાં પછી એક પોર્સલિન (કાચ) ની રકાબીમાં મુકીને નીચે ધીમે ધીમે આંચ ૨૪૦ ડીગ્રી સુધી વધારતા જવી, અને મિશ્રણને હલાવ્યા કરવું. આથી થોડીવારમાં વેસેલાઈનના જેવો પારદર્શક મલમ થશે.

તે મલમ ફાટેલી ત્વચા, ગુદ ભ્રંશ, પાઠાં, ગરમીની ફોડલીઓ વગેરેની ઉપર શીતળ લેપ તરીકે લગાડાય છે.

**૩. ગ્લીસરીન અને બોરાસીસ.**

| | |
|---|---|
| બોરાસીસનો ભુકો | ૧ આઉંસ |
| ગ્લીસરીન | ૪ આઉંસ |

આ બન્નેને એકત્ર કરીને મોઢામાં ચુલીઓ થયો હોય ત્યારે, અને મળદ્વાર કે યોનિદ્વાર ઉપર ખૂજલી આવતી હોય, ત્યારે લગાડાય છે.

**૪. ગ્લીસરીન અને હેમામીલીસ.**

| | |
|---|---|
| એકસ્ટ્રાકટ હેમેમેલીસ | ૧ ડ્રામ |
| ગ્લીસરીન | ૧/૨ ડ્રામ |
| શુદ્ધજળ | ૧/૨ ડ્રામ |

આ મિશ્રણ ભગંદર, ગુદભ્રંશ, ત્વચાનો વરમ, વગેરે ઉપર લગાડાય છે. તે રકતને બંધ કરે છે.

**૫. ગ્લીસરીન અને હાઇડ્રાસ્ટીસ.**

| | |
|---|---|
| મધર ટીંકચર ઑફ હાઇડ્રાસ્ટીસ | ૧ ડ્રામ |
| ગ્લીસરીન | ૩ ડ્રામ |

આ મિશ્રણ ગર્ભાશયનો વરમ, સ્તનનો સોજો, મળદ્વારમાં ચિરા, ફાટેલા હોઠ વગેરે ઉપર લગાડાયછે.

**૬. ગ્લીસરીન અને હાઇડ્રોકલોરીક ઍસીડ.**

| | |
|---|---|
| ડીલ્યુટ ઍસીડ હાઇડ્રોકલોરીક | ૫ ટીપાં |
| ગ્લીસરીન | ૧/૨ આઉંસ |

મિશ્ર કરીને મોઢાનો ચુલીઓ, ગળાનાં ક્ષત વગેરેને લગાડાય છે. પાંચને બદલે દશ ટીપાં મેળવીને પણ લગાડાય છે.

**૭. ગ્લીસરીન અને ફાઇટોલેક્કા.**

| | |
|---|---|
| મધર ટીકચર ઑફ ફાઇટોલેક્કા | ૧ ડ્રામ. |
| ગ્લીસરીન | ૩ ,, |

અસ્થિનો વરમ, ત્વચાની ગ્રંથિ, સ્તનમાં ચીરા, સ્તનનો વરમ ઇત્યાદિ ઉપર લગાડાય છે.

**૮. ગ્લીસરીન અને ઍસીડ ટાનીક.**

| | |
|---|---|
| ગ્લીસરીન | ૪ આઉંસ. |
| ઍસીડ ટાનીક | ૧ આઉંસ. |

ખરલમાં નાખી એકત્ર કરવાં, અને પછી પોર્સીલેનની રકાબીમાં તે મિશ્રણ મુકીને નીચે આંચ આપવી, એટલે એક રસ થઇ જશે. તે મિશ્રણ મળદ્વાર, અર્શ, વગેરે વરમવાળા ભાગને થંડક કરવા માટે બહારથી લગાડાય છે. આ મિશ્રણ ગ્લીસરીન ને સ્ટાર્ચ સાથે મેળવીને પણ લગાડાય છે.

**૯. ગ્લીસરીન અને ઍસીડ સલ્ફ્યુરોઝી.**

| | |
|---|---|
| ઍસીડ સલ્ફ્યુરોઝી | ૨ ડ્રામ. |
| ગ્લીસરીન | ૪ ,, |

આ મિશ્રણ ફાટી ગયેલી ત્વચા, દરાજ, ખસ, વગેરેને લગાડાય છે. તેમાં સાધારણ સલ્ફ્યુરીક ઍસીડ એટલે કે ગંધકનો તેજાબ મેળવવાનો નથી. હોમિયોપૅથીક સલ્ફ્યુરસ આસીડ આવે છે તે વપરાય છે.

**૧૦. ગ્લીસરીન અને વિરેટ્રમ વિરિડી.**

| | |
|---|---|
| મધર ટીંકચર ઑફ વિરેટ્રમ વિરિડી | ૧ ડ્રામ. |
| ગ્લીસરીન | ૯ ,, |

આ મિશ્રણ સ્ત્રીના સ્તનનો વરંમ થયો હોય, ત્યારે લગાડાય છે.

---

## ૨. હોમિયૉપૅથિમાં વપરાતી પિચકારી મારવાની દવાઓ.

### ઇન્જેકશન્સ ઈન હોમિયૉપૅથિ,

(Injections in Homeopathy)

**૧. ગ્લીસરીન અને હાઈડ્રાસ્ટીસ.**

| | |
|---|---|
| મધરટીંકચર ઑફ હાઇડ્રાસ્ટીસ | ૧ ડ્રામ. |
| ગ્લીસરીન | ૩ ,, |
| શુદ્ધ જળ | ૧/૨ આઉંસ. |

સ્ત્રીને પ્રદર હોય, ગર્ભાશયનો વરમ હોય, કે ધાત જતી હોય, તો આ દવાની પિચકારી ગુહ્યાવયવમાં મારવાથી આરામ થાય છે.

**૨. મોર્ફીયા.**

| | |
|---|---|
| શુદ્ધ મોર્ફ્યા | ૧ ગ્રેઇન |
| મીઠી બદામનું તેલ | ૧ આઉંસ. |

એક ખરલમાં આ બન્નેને સારી રીતે ઘસીને એકત્ર કરેલ મિશ્રણ પુરૂષને પરમાઆના મરજમાં ગુહ્યાવયવમાં પીચકારી મારવાથી પીડા શાંત થાય છે. ગુહ્યાવયવમાં ચાંદાં પડેલાં નહોય તેની ખાત્રી કરીને પછીજ આ પીચકારી મારવી. ચાંદાં હોય તો પીચકારી મારવી નહિ.

**૩. પોટાશ પરમેંગ્નેટ.**

| | |
|---|---|
| પોટાશ પરમેંગ્નેટ | ૫ થી ૧૦ ગ્રેઇન |
| શુદ્ધ જળ | ૧ આઉંસ અગર વધારે |

બન્નેને એકત્ર કરી પરમીઆના મરજમાં અવયવમાંથી ચેપ દૂર કરવા માટે પિચકારી મરાય છે.

**૪. લાઇકર પ્લમ્બી.**

| | |
|---|---|
| લીકરપ્લમ્બી ડાયએસેટેટીસ | ½ ડ્રામ |
| શુદ્ધ જળ | ૨ આઉંસ |

પરમીઆની રસી બંધ કરવા માટે વપરાય છે.

**૫. ગ્લીસરીન અને ઍસીડ ટાનીક.**

| | |
|---|---|
| ગ્લીસરીન અને ઍસીડ ટાનીકનું મિશ્રણ ( આગળ છાપેલું છે તે) | ૩ ઔંસ |
| મીઠું તેલ અગર ઑલીવર ઑઇલ | ૧ ઔંસ |
| ગુંદરનું પાણી | ૧ ઔંસ |

સઘળું એકત્ર કરીને પરમીઆના મરજમાં પિચકારી મરાય છે. તેથી રસી બંધ થાય છે, ને દાહ મટે છે,

**૬. ઝીન્કસી કલોરાઇડ.**

| | |
|---|---|
| ઝીન્કસી કલોરાઇડ | ૮ ગ્રેઇન |
| શુદ્ધ જળ | ૮ આઉંસ |

આ મિશ્રણ પરમીઆની રસીના અને સ્ત્રીની ધાતના ચેપને દૂર કરવા માટે પિચકારીમાં વપરાય છે.

---

## ૩. તેલ, લેપ, મલમ વગેરે.

### લીનીમેન્ટસ અને ઑઇન્ટમેન્ટસ.

( Liniments and Ointments. )

**૧. કાર્બોલિક તેલ.**

| | |
|---|---|
| શુદ્ધ કાર્બોલિક આસિડ | ૧ ડ્રામ |
| મીઠું તેલ | ૪ આઉંસ |

આ બન્ને દવા મિશ્ર કરીને સીંદુરીઆ તાવ, ઓરી વગેરેના ચાઠાં ઉપર લગાડાય છે, તેથી ભીંગડાં નીકળીને સારી રૂઝ આવે છે. સાધારણ જખમ ઉપર પણ લગાડાય છે.

**૨. સખત કાર્બોલિક તેલ.**

| | |
|---|---|
| શુદ્ધ કાર્બોલિક આસિડ | ૨ ડ્રામ |
| મીઠું તેલ | ૧ આઉંસ |

બળવા કે દાઝવા ઉંપર રૂઝ લાવવા માટે લગાડાય છે.

**૩. વછનાગનું તેલ.**

| | |
|---|---|
| મધર ટીંકચર ઑફ ઍકોનાઇટ | ૧ ડ્રામ |
| લીનીમેન્ટ સેપોનીસ | ૧ આઉંસ |

બન્નેને એકત્ર કરીને ચસકા ને સંધિવા ઉપર લગાડાય છે.

**૪. બેલાડોનાનું તેલ.**

| | |
|---|---|
| કલોરોફોર્મ | ૧ ડ્રામ |
| મધર ટીંકચર ઑફ બેલાડોના | ૭ ,, |
| મીઠું તેલ | ½ આઉંસ |

આ ત્રણે ચીજો એકત્ર કરીને સાંધાનો દુખાવો ચસકા, વગેરે ઉપર ચોળાય છે.

**૫. ચુનાનું તેલ-કૅરન ઑઇલ.**

| | |
|---|---|
| મીઠું તેલ | ૨ આઉંસ |
| લીકર કેલ્સીસ (કળી ચુનાનું નીતરૂં પાણી) | ૨ આઉંસ |
| ટીંકચર કેલેન્ડયુલા | ૨ ડ્રામ |

ત્વચા દાઝી ગઈ હોય તે ઉપર આ દવામાં લીનન બોળીને મુકવું, અને તે સુકાય, ત્યારે વધારે તેલ તે ઉપર પીંછી વડે લગાડયા કરવું, એટલે રૂઝ આવવા લાગશે.

### ૬. કપુરનું તેલ.

| | |
|---|---|
| કપુર | ૧ આઉંસ |
| મીઠું તેલ | ૪ આઉંસ |

આ બન્ને એકત્ર કરીને ખૂજલી આવતી હોય, અછબડાનાં ભીંગડાં હોય, સીંદુરીઆ તાવનાં ચાઠાં હોય, તે પર લગાડાય છે. શરદીની કે સંધિવાની અસર પણ દૂર કરે છે.

### ૭. રસટોકસનું તેલ.

| | |
|---|---|
| મધરટીંક્ચર ઑફ રસટૉક્સ | ½ આઉંસ |
| લીનીમેન્ટ સેપોનીસ | ½ આઉંસ |

કમ્મર અગર શરીરનો કોઇ ભાગ વાયે રહી ગયો હોય, લચક કે મરડ થયો હોય, સાંધા અકડાઇ ગયા હોય, ઇત્યાદિ માટે આ તેલ ઘણું સારૂં છે.

### ૮. અર્ટીકાનું તેલ

| | |
|---|---|
| મધર ટીંક્ચર ઑફ અર્ટિકા | ૧ ડ્રામ |
| મીઠું તેલ | ૭ ,, |

અગ્નિથી દાઝયા પછી ક્ષત પડયાં હોય, તે જલદી રૂઝવવા માટે લગાડાય છે.

### ૯. વીરેટ્રમનું તેલ.

| | |
|---|---|
| મધરટીંક્ચર ઑફ વિરેટ્રમ વિરિડી | ૧ ડ્રામ |
| લીનીમેન્ટ સેપોનીસ | ૧ ,, |

પક્ષાઘાતની શરૂઆતમાં, અને મજ્જાતંત્રના દોષથી થતા દુખાવામાં ઉપયોગી છે. કરોડરજ્જુના નીચલા ભાગમાં ઘસવાથી પક્ષાઘાતને ફાયદો જણાય છે.

### ૧૦. આર્નિકાનો મલમ.

| | |
|---|---|
| આર્નિકાનો ભુકો | ૪ આઉંસ |
| એડીપીસ પ્રીપેરેટી (ચરબી) | ૨ પાઉન્ડ |

આર્નિકાનાં પાંદડા તથા ફુલનો ભુકો અડધો-અડધ પાણીમાં પલળવા દેવા, પછી એક વાસણમાં ચરબી તથા તે ભુકો એકઠાં કરીને ગરમ પાણીના મોટા વાસણમાં ત્રણ ચાર કલાક સુધી રહેવા દેવાં.

આ દવા માર પડયાપર લગાડવાથી બહુ ફાયદો થાય છે.

### ૧૧. બીઝમથનો મલમ.

| | |
|---|---|
| બીઝમથ નાઇટ્રેટ | ૩૦ ગ્રેઇન |
| ચરબી | ૧ આઉંસ |

અતિશય ખૂજલી આવતી હોય, ત્યારે ખરજવા જેવા દર્દમાં બહારથી લગાડાય છે.

### ૧૨. હેપાર સલ્ફયુરીસનો મલમ

| | |
|---|---|
| શુદ્ધ હેપાર સલ્ફયુરીસ | ૩ ગ્રેઇન્સ |
| ચરબી | ૧ આઉંસ |

આ બન્ને દવાનો મલમ બનાવવો. તે ગ્રંથિશામક છે, તેથી ગાંઠો ઉપર લગાડાય છે.

### ૧૩. હાઇડ્રાર્જીરમ નાઇટ્રીકમનો મલમ.

| | |
|---|---|
| હાઇડ્રાર્જીરમ નાઇટ્રીકમ | ૧ ડ્રામ |
| સીરેટ સીટેસી | ૧ આઉંસ |

આ બન્નેને મિશ્ર કરીને ખૂજલી આવતી હોય, તે જગ્યાએ લગાડાય છે.

### ૧૪. મર્ક્યુરીઅસ બીનઆયોડટસનો મલમ.

| | |
|---|---|
| બીનઆયોડાઇડ ઑફ મર્ક્યુરી | ૨ ગ્રેઇન્સ |
| ચરબી | ૨ ડ્રામ. |

મોઢા ઉપર ખીલ થયા હોય, કોઇ ગ્રંથી થઇ હોય, ગોઇટરના ચિન્હ હોય, કે આંખના પોપચામાં આંજણી થઇ હોય, તો આ દવા લગાડાય છે.

### ૧૫. મર્ક્યુરીઅલ પ્રેસીપીટેટનો મલમ.

| | |
|---|---|
| મર્ક્યુ. પ્રેસી. રૂબ્રમ | ૩ ગ્રેઇન્સ |
| સાદો મલમ | ૧ આઉંસ |

આ દવા આંખની અંદરની ખરજવા જેવી સ્થિતિ ( ટાર્સલ ઑપ્થેલ્મીઆ ) સુધારવા માટે લગાડાય છે.

### ૧૬. પોટાશ આયોડાઇડનો મલમ.

| | |
|---|---|
| પોટાશ આયોડાઇડ | ૫૪ ગ્રેઇન |
| પોટાશ કાર્બોનેટ | ૪ ગ્રેઇન્સ |
| શુદ્ધ જળ | ૧ ડ્રામ |
| ચરબી | ૧ આઉંસ |

પોટાશ આયોડાઇડ ને પોટાશ કાર્બોનેટ પાણીમાં એકઠા કરવા અને પછી ખલમાં ચરબી સાથે ઘુંટીને એક રસ બનાવવા, અગર જરા ગરમ કરેલી ચરબીમાં તે પાણી રેડીને તેમાં ધીમે ધીમે ટીપીને પાણી ચરબીમાં ઉતારી દેવું. આ મલમ મસાને માટે, તથા આયોડીનનો ફાયદો લેવા માટે સારો છે.

**૧૭. ગંધકનો મલમ નં. ૧.**

| | |
|---|---|
| સલ્ફર સબ્લાઇમેટ (ગંધકનાં ફુલ) | ૧ આઉંસ |
| સાદો મલમ | ૪ ,, |

બન્ને મિશ્ર કરીને ખસ, ફાટી ગયેલી ત્વચા, ને દુખતા મળદ્વાર ઉપર લગાડાય છે. આ મલમમાં બાલ્સામપેરૂ, લોબાનનાં ફુલ, ને પેટ્રોલેટી ઉમેરાય છે.

**૧૮. સલ્ફર હાઇપોક્લોરીડીનો મલમ.**

| | |
|---|---|
| સલ્ફર હાઇપોક્લોરીડી | ૨ ડ્રામ |
| ચરબી | ૧ આઉંસ |

આ બન્ને દવા મિશ્ર કરીને ખીલ વગેરે ઉપર લગાડાય છે.

**૧૯. બાલસામ પેરૂનો મલમ.**

| | |
|---|---|
| બાલસામ પેરૂ | ૨ ડ્રામ |
| સીરેટ સીટેસી | ૪ આઉંસ |

આ બન્નેને મિશ્ર કરીને પાઠા ઉપર લગાડાય છે.

**૨૦. ગંધકનો મલમ નં. ૨.**

| | |
|---|---|
| ગંધકનાં ફુલ | ૧ ડ્રામ |
| કપુર | ૧૫ ગ્રેઇન્સ |
| પલ્વીસ ટ્રેગેકેન્થ | ૨૫ ગ્રેઇન્સ |
| ગુલાબજળ | ૧ આઉંસ |
| એકવા કેલ્સીસ | ૧ આઉંસ |

એ સઘળું એકત્ર કરીને ખીલ, ખસ, ખૂજલી, વગેરે ત્વચારોગ ઉપર લગાડાય છે.

---

## બહારથી લગાડવાનાં પ્રવાહી દ્રવ્યો.

### લોશન્સ.

### ( Lotions. )

**૧. લોબાનનાં ફુલનો પ્રવાહી.**

| | |
|---|---|
| શુદ્ધ આસીડ બેન્ઝોઇક | ૧૫ ગ્રેઇન્સ |
| શુદ્ધ જળ | ૮ આઉંસ |
| રેકટીફાઇડ સ્પીરીટ | ૩ આઉંસ |

રેકટીફાઇડ સ્પીરીટમાં લોબાનના ફુલને પહેલાં ગાળી દેવાં, પછી શુદ્ધ જળ ઉમેરતાં જવું, અને ફુલ તળીએ બેસવા માંડે, તો શીશી ખૂબ હલાવવી એટલે પ્રવાહિમાં ફુલ ભળી જશે.

સ્તનનું મુખ સુજી આવ્યું હોય, અંદર પીડા થતી હોય, ત્વચા ઉપર ચળ આવતી હોય, વગેરે આ પ્રવાહિ લગાડવાથી મટી જાય છે.

**૨. કાર્બોલિક ઍસીડનો પ્રવાહી.**

| | |
|---|---|
| શુદ્ધ આસીડ કાર્બોલિક | ૧૦ ગ્રેઇન્સ |
| શુદ્ધ જળ | ૬ આઉંસ |

એકત્ર કરવું. આ મિશ્રણ ચેપ અને દુર્ગંધ દૂર કરવા માટે વપરાય છે, મોઢામાં ક્ષત પડયાં હોય, કે મોઢું આવી ગયું હોય, તો કોગળા કરવામાં પણ કામ આવે છે.

**૩. કાર્બોલિક ઍસીડનો સખત પ્રવાહી.**

| | |
|---|---|
| શુદ્ધ આસીડ કાર્બોલિક | ½ ડ્રામ |
| ગ્લીસરીન | ½ આઉંસ |
| શુદ્ધ જળ | ૬ આઉંસ |

આ ત્રણને મિશ્ર કરીને દાઝેલી ત્વચા ઉપર લગાડાય છે.

**૪. નાઇટ્રીક ઍસીડનો પ્રવાહી.**

| | |
|---|---|
| નાઇટ્રીક આસીડ ફોર્ટીસ (સખત) | ૨૪ ટીપાં |
| શુદ્ધ જળ | ૬ આઉંસ |

ક્ષત, ચાંદાં વગેરેને સાફ કરવા માટે લગાડાય છે.

**૫. ઍન્ટીમની ટારટરેટનો પ્રવાહી.**

| | |
|---|---|
| ઍન્ટીમની ટારટરેટનો ભુકો | ૧ ગ્રેઇન |
| ગરમ પાણી | ½ આઉંસ |
| ગ્લીસરીન | ½ આઉંસ |

ઍન્ટીમનીનો ભુકો ગરમ પાણીમાં મેળવી દેવો પછી ગ્લીસરીન ઉમેરવું. આ પ્રવાહિ ખીલ ઉપર લગાડાય છે.

**૬, સોમલનો પ્રવાહી.**

| | |
|---|---|
| ટીકચર આર્સેનિકેલીસ | ½ ડ્રામ |
| પાણી | ૬ આઉંસ |
| અથવા | |
| લીકર આર્સેનિકેલીસ | ૫ થી ૧૦ ટીપાં |
| પાણી | ૮ આઉંસ |

ત્વચા ઉપર ચાંદાં કે ફોડકા થઇ આવતા હોય ત્યારે આ દવા લગાડાય છે. ખૂજલીનું દરદ બહુ લાંબા વખતથી હોય, તે આ દવાથી જલદી મટે છે.

**૭. બોરાસીસનો પ્રવાહી.**

| | |
|---|---|
| બોરાસીસનો ભુકો | ૨૦ ગ્રેઇન્સ |
| શુદ્ધ જળ | ૨ આઉંસ |

આ બન્ને દવા એકઠી કરીને છોલાએલી ત્વચા કે ભીંગડા ઉપર મુકવાથી આરામ થાય છે. ખુજલી પણ નરમ પડે છે. થોડાક પ્રમાણુમાં ચેપ હારક છે. ક્ષતને સુધારે છે.

**૮. બોરાસીસ તથા કપુરનો પ્રવાહી.**

| | |
|---|---|
| બોરાસીસનો ભુકો | ૧ ડ્રામ |
| સ્પીરીટ કેમ્ફર | ૧ આઉંસ |
| લીનીમેન્ટ સેપોનીસ | ૨ ,, |
| ગ્લીસરીન | ½ ,, |
| શુદ્ધ જળ | ૧૨ ,, |

આ મિશ્રણ ધાધર (દરાજ) ને માથાનો ખોડો દૂર કરવા માટે ઉત્તમ છે.

**૯. કેલ્શ્યમ ક્લોરાઇડનો પ્રવાહી.**

| | |
|---|---|
| ટીકચર કેલ્કેરીઆ મ્યુરીઆટીકા૧× | ૧ ડ્રામ |
| શુદ્ધજળ | ૧ આઉંસ |

આ મિશ્રણ ગડને ધોવા માટે વપરાય છે.

**૧૦. હેમેમીલીસનો સખત પ્રવાહી.**

| | |
|---|---|
| મધર ટીંકચર ઑફ હેમેમીલીસ | ૨ ડ્રામ |
| શુદ્ધ જળ | ૧ આઉંસ |

ફાટેલી ત્વચા, જખમ, રક્તસ્રાવ, ગુહ્યાવયવનો ગરમ ઇત્યાદિ માટે આ દવા લગાડાય છે, અથવા તેનાં પોલ મુકાય છે.

**૧૧. હાઇડ્રાસ્ટીસ મ્યુરનો પ્રવાહી.**

| | |
|---|---|
| હાઇડ્રાસ્ટીસ મ્યુર | ૩ ગ્રેઇન્સ |
| શુદ્ધ જળ | ૩ આઉંસ |

મોઢું આવી ગયું હોય, ત્યારે કોગળા કરવા માટે ઉપયોગી છે.

**૧૨. કાલી હાઇડ્રીઓડીકમનો પ્રવાહી.**

| | |
|---|---|
| કાલી હાઇડ્રીઓડીકમ | ૧ ડ્રામ |
| શુદ્ધ જળ | ૮ આઉંસ |

બન્ને એકત્ર કરીને ગ્રંથિના સોજા, બદ, વગેરે ઉપર લગાડાય છે.

**૧૩. ગંધકનો પ્રવાહી.**

| | |
|---|---|
| મધરટીંકચર ઑફ સલ્ફર | ૧ ડ્રામ |
| શુદ્ધ જળ | ૧૭ ,, |

સડતાં ચાંદાં, ખીલ, ખસના ફોડકા ઇત્યાદિને માટે આ દવા લગાડાય છે.

---

## આંખમાં ટીપાં નાખવાની દવાઓ વગેરે.

( Eye-drops &c. )

**૧. કયાસ્ટીકનાં ટીપાં** (સખત)

| | |
|---|---|
| નાઇટ્રેટ ઑફ સીલ્વર | ૧૦ ગ્રેઇન્સ |
| વરાળ કરીને ચોખ્ખું કરેલું પાણી | ૧ આઉંસ |

આંખમાં વરમ થયા પછી પરૂ નીકળતું હોય, પોપચામાં બહુ ખીલ થયા હોય, અગર ક્ષત પડયાં હોય, ત્યારે આ દવાનાં ટીપાં નાખ્યા પછી એક એક ઔંસ પાણીમાં ૧૦ ગ્રેઇન્સ મીઠું નાંખી તૈયાર કરેલા પાણીથી તે આંખોમાં ટીપાં નાંખી તે ટીપાં ધોઇ નાખવાં, તેથી સફેદ ટીપાં નિકળશે.

**૨. કયાસ્ટીકનાં ટીપાં** (હલકાં)

| | |
|---|---|
| નાઇટ્રેટ ઑફ સીલ્વર | ૧ કે ૨ ગ્રેઇન્સ |
| વરાળ કરીને ચોખ્ખું કરેલું પાણી | ૧ આઉંસ |

આંખ દુખવા આવી હોય, ત્યારે આ દવાનાં ટીપાં દીવસમાં એક કે બે વખત નાખવામાં આવે છે.

કયાસ્ટીકનાં આ બન્ને મિશ્રણોને ઘેરા વાદળી રંગની શીશીમાં રાખવાં જોઇએ, કેમકે પ્રકાશ લાગવાથી તે બગડી જાય છે, અને કાંઇ ગુણ થતો નથી.

**૩. મોરથુથુ.**

આ દવાનો કકડો જુના વખતમાં ખીલ ( મ. ખુપરયાં ) ની ઉપર ઘસવાથી આરામ થાય છે.

**૪. આંખમાં આંજવાની સળી.**

| | |
|---|---|
| મોરથુથુ | ૧ ભાગ |
| ફટકડી | ૧ ભાગ |
| સુરોખાર | ૧ ભાગ |

આ ત્રણે દવા એકત્ર કરીને માટીની કુલડીમાં મુકીને ફુલાવવી પછી તેમાં આખા મિશ્રણના ૫૦મા ભાગ જેટલું કપૂર મેળવીને તેની ગુંદરના પાણીવડે નાની નાની સળીઓ બનાવવી, અને કાચની મજબૂત બૂચવાળી શીશીમાં રાખવી. વારંવાર આંખમાં ખીલ થતા હોય, તે માટે આ સળીઓ ઉપયોગી થઈ પડે છે.

**૫. સ્યુગરલેડનો પ્રવાહી.**

| | |
|---|---|
| લીકરપ્લમ્બી એસેટેટીસ | ૧ ડ્રામ |
| વરાળની રીતે શુદ્ધ થયેલું જળ | ૨૦ આઉંસ |

આંખ લાંબા વખતથી દુખવા આવી હોય, કોર્નિઆ સ્વચ્છ હોય અને ચાંદી ન પડી હોય

પણ પોપચાં બહુ સુજી આવ્યાં હોય, કે અશ્રુ પેસી માં સોજો હોય, તો આ દવાનાં ટીપાં નંખાય છે.

### ૬. સ્પીરીટ લોશન.

| | |
|---|---|
| રેકટીફાઇડ અથવા ગીથીલેટેડ સ્પીરીટ | ૪ આઉંસ |
| પાણી | ૧૬ આઉંસ |

આંખ ઉપર શસ્ત્ર ક્રિયા કર્યા પછી વરમ થઇ આવે નહિ, અથવા થયો હોય તો તે શાંત થાય તેટલા માટે આ મિશ્રણમાં કપડું બોળીને આંખ ઉપર ને આસપાસ મુકાય છે. બનતાં સુધી તેનાં ટીપાં આંખમાં જવા દેવાં નહિ.

### ૭. સ્પીરીટ અને સ્યુગરલેડનું લોશન.

| | |
|---|---|
| સ્પીરીટ લોશન | ૨૦ આઉંસ |
| લીકર પ્લમ્બી એસેટેટીસ | ૨ ડ્રામ |

આ મિશ્રણ ઉપરના મિશ્રણની માફક થંડકને માટે વપરાય છે.

### ૮. કયાલોમેલ (Calomel.)

કોર્નીઆ ઉપર કોઇ કોઇવાર બહુ ક્ષત પડયાં હોય, ત્યારે આ દવા આંજવાના કામમાં આવે છે. ડાકટરની સલાહ વિના તેનો ઉપયોગ કરવો નહિ.

### ૯. પીળો મલમ.

| | |
|---|---|
| યલો ઑકસાઇડ ઑફ મર્ક્યુરી | ૧ થી ૩ ગ્રેઇન્સ |
| વેસેલાઇન | ૧ ડ્રામ |

આંખમાં ફુલું પડયું હોય, અગર બહુ ખીલ થયા હોય, તો આ દવા લગાડાય છે સખત પડે તો એક ગ્રેઇનવાળુ મલમ રાતના આંજવું.

### ૧૦. ઍટ્રોપીનવાળો પીળો મલમ.

| | |
|---|---|
| યલોઑકસાઇડ ઑફ મર્ક્યુરી | ૧ થી ૩ ગ્રેન |
| સલ્ફેટ ઑફ આટ્રોપીઆ | $\frac{1}{2}$ ગ્રેન |
| વેસેલાઇન | ૧ ડ્રામ |

ઉપર મુજબ આ મલમનો પણ ઉપયોગ છે. આ મલમથી દુખાવો કમી લાગે છે. તે ઘણો ઝેહેરી છે, માટે મોઢામાં ન જાય, તે ધ્યાન રાખવું. યલો-ઑકસાઇડને બદલે રેડ ઑકસાઇડ પણ વપરાય છે.

### ૧૧. આયોડલ.

આંખના ક્ષત રૂઝવવા માટે આંખમાં બારીક ભુકો કરીને એકલું અગર વેસેલીઇનની સાથે લગાડાય છે. આયોડોફોર્મનો બારીક ભુકો પણ વપરાય છે, પરંતુ તેની વાસ બહુ ઉગ્ર છે અને કવચિત વપરાય છે.

### ૧૨. જસતનાં ફુલનાં ટીપાં

| | |
|---|---|
| સલ્ફેટ ઑફ ઝીન્ક | ૧ થી ૨ ગ્રેન |
| ગુલાબજળ | ૧ આઉંસ |

એ બન્ને દવા એકત્ર કરીને આંખ દુખવા આવી હોય, તો ટીપાં પડાય છે.

### ૧૩. ફટકડીનાં ટીપાં.

| | |
|---|---|
| ફુલાવેલી ફટકડી | ૧ થી ૪ ગ્રેઇન્સ |
| પાણી | ૧ આઉંસ |

પાણીમાં ફટકડી ગળી જાય, એટલે તેમાંથી ૩ થી ૬ ટીપાં દુખવા આવેલી આંખમાં નાંખવાં. આંખ બહુ દુખવા આવી હોય, કે આંખને કાંઈ વાગ્યું હોય, ત્યારે આ ટીપાં દિવસમાં ચાર પાંચ વખત નાખવાથી આરામ થાય છે, તેનાં પોલ પણ આંખ ઉપર મુકાય છે.

તેવીજ રીતે સલ્ફેટ ઑફ ઝીન્ક (જસતનાં ફુલ) વપરાય છે.

### ૧૪. સોડાનો પ્રવાહી.

| | |
|---|---|
| કાર્બોનેટ ઑફ સોડા | ૧૦ ગ્રેઇન્સ |
| પાણી | ૧ આઉંસ |

આ બન્નેને એકત્ર કરીને તેમાં જરા ગરમ પાણી મેળવવું, તે ચોટી ગયેલી પાંપણો ધોવાને કામ લાગે છે. બાઇબોરેટ ઑફ સોડા પણ વપરાય છે.

### ૧૫. બોરાસીક ઍસીડ લોશન.

| | |
|---|---|
| બોરાસીક ઍસીડ | ૪ ગ્રેઇન્સ |
| શુદ્ધજળ | આશરે ૧ આઉંસ |

આ લોશન ચેપનાશક છે, અને તેથી શસ્ત્રક્રિયા કરવા અગાઉ, અને તે પછી આંખને સાફ રાખવા માટે વપરાય છે. દુખવા આવેલી આંખનો ચેપ પણ તેથી ઓછો થાય છે, અને આંખની અંદરના ક્ષત જલદી રૂઝાવા લાગે છે. બોરીક આસીડ ૬ ગ્રેન ૧ આઉંસ પેરેફીનમાં મેળવીને પણ લગાડાય છે.

### ૧૬. કાર્બોલિક ઍસીડનું લોશન.

| | |
|---|---|
| અતિ શુદ્ધ કાર્બોલિક ઍસીડ | ૧ ભાગ |
| શુદ્ધ જળ | ૧૦૦ ભાગ |

આ દવા આંખનું પરૂ ને ચેપ ધોવાને માટે વપરાય છે. જો કાર્બોલિક ઍસીડ શુદ્ધ ન હોય, અગર બગડી ગયું હોય, તો આંખનો દુખાવો વધી પડે છે, માટે કામેલ ડાક્ટર સિવાય બીજાએ વાપરવું નહિ.

## કીકી વિસ્તૃત કરવાની દવાઓ.

### ૧૭. ઍટ્રોપીઅનો પ્રવાહી.

| | |
|---|---|
| સલ્ફેટ ઑફ ઍટ્રોપીઆ | ૪ ગ્રેઇન્સ |
| વરાળ રૂપે શુદ્ધ કરેલું જળ | ૧ આઉંસ |

આ દવાનાં ટીપાં આંખમાં નાખ્યા પછી પા કે અડધી કલાકમાં આંખ સ્થીર થાય છે, અને કીકી વિસ્તૃત થાય છે, તે કેટલાક કલાક સુધી તેવીને તેવીજ રહે છે. ઉપરની દવા ½ ગ્રેનથી ¼૦ ગ્રેઇનવાળી પણ બનાવાય છે. વળી પાણીને બદલે ૧ આઉંસ વેસેલાઇન સાથે ૧ ગ્રેન આટ્રોપીઆ મેળવીને તે પણ લગાડાય છે. વળી આટ્રોપીઆ માફક ન આવે ત્યારે **સલ્ફેટ ઑફ ધતુરીઆ,** અને **સલ્ફેટ ઑફ ડયુબોઇસીઆ** પણ વપરાય છે.

### ૧૮. હોમેટ્રોપીનનું પ્રવાહી.

| | |
|---|---|
| હાઇડ્રોબ્રોમેટ ઑફ હોમેટ્રોપીન | ૪ ગ્રેઇન્સ |
| વરાળરૂપે શુદ્ધ કરેલું જળ | ૧ આંઉંસ |

આ મિશ્રણ ૫ થી ૧૦ મીનીટમાં કીકીને વિસ્તૃત કરે છે, અને તેથી આંખની પરીક્ષા કરવામાં તે બહુ ઉપયોગી છે. પાંત્રીસ મીનીટે કીકી સંપૂર્ણ વિસ્તૃત થઇ રહે છે, અને આશરે એક કલાક સુધી વિસ્તૃત રહે છે.

## કીકીનો સંકોચ કરનારી દવા.

### ૧૯. ઇસરીનનો પ્રવાહી.

| | |
|---|---|
| સલ્ફેટ ઑફ ઇસરીન | ૪ ગ્રેઇન્સ |
| બાષ્પજળ | ૧ આઉંસ. |

કેલેબરબીનમાંથી ઇસરીન નામનો સત્વ નીકળે છે, તેથી પાંચ મીનીટમાં કીકી સંકોચાવા લાગે છે, અને આશરે પંદરથી ત્રીસ મીનીટમાં પૂર્ણ સંકોચાઇ રહે છે; અને તેની બરાબર અસર એકથી બે કલાક સુધી રહે છે. આ દવાથી આંખમાં ને માથામાં દુખાવો જલદી મટી જાય છે, તેનો ગુણ બરાબર સમજી તે દવા વાપરવી. તે અતિ ઝેહરી છે.

### ૨૦. બૅલાડોનાનો ગરમ પ્રવાહી.

| | |
|---|---|
| એકસ્ટ્રાકટ બૅલાડોના | ૧ ડ્રામ |
| ગરમ પાણી | ૨૦ આઉંસ |

આ પ્રમાણે મિશ્રણ તૈયાર કરીને દુખતી આંખ ઉપર શેક કરાય છે. એને બદલે અફીણ, અને ખસખસના ડોડવા પણ વપરાય છે.

---

## કાનનાં દર્દો માટે વપરાતી દવાઓ.

આંખનાં દર્દો માટે તથા ત્વચારોગ માટે જે દવાઓ બનાવાય છે તેમાંથી ઘણીએક કાનના દરદો માટે પણ વપરાય છે. એ ઉપરાંત કેટલીક નીચે આપી છે, તે પણ ઘણીવાર ઉપયોગી થઇ પડે છે.

### ૧. ગ્લીસરીન ને પાણી.

| | |
|---|---|
| ગ્લીસરીન | ૨ ડ્રામ |
| ગરમ ગુલાબજળ | ૬ ડ્રામ |

બન્ને મિશ્ર કરીને કાનમાં ટીપાં પાડવાથી મેલ પોચો પડે છે, અને જલદી નીકળી શકે છે.

### ૨. મોર્ફીઆનો પ્રવાહી.

| | |
|---|---|
| મોર્ફીઆ | ૨ ગ્રેઇન્સ |
| ગરમ પાણી | ૧ આઉંસ |

એ પ્રવાહીનાં ટીપાં કાનમાં નાખવાથી કાનનો દુખાવો ને ચસકો નરમ પડે છે.

### ૩. સોડા બાઇકાર્બનું પ્રવાહી.

| | |
|---|---|
| સોડા બાઇકાર્બ | ૧૦ ગ્રેઇન્સ |
| ગરમ પાણી | ૧ આઉંસ |

આ મિશ્રણ કાન ધોવાને માટે વપરાય છે, તેથી મેલ જલદી નીકળી આવે છે.

### ૪. શ્યુગરલેડ ને ગ્લીસરીનનું મિશ્રણ.

| | |
|---|---|
| લીકર પ્લમ્બી સબ એસેટેટીસ | ½ આઉંસ |
| કાર્બોલિક ઍસીડવાળું ગ્લીસરીન | ½ આઉંસ |
| પાણી | ૧૦ આઉંસ |

આ મિશ્રણ ગરમ પાણી સાથે મેળવી કાન પાકતો હોય ને રસી નીકળતી હોય, ત્યારે ધોવાને માટે ઉપયોગી છે. તેથી પરૂ વહેતું બંધ થાય છે. શ્યુગરલેડને બદલે ઝીન્કસી સલ્ફાસ પણ વપરાય છે.

**૫. ટૅનીક ઍસીડ કે બોરીક ઍસીડનો ભુકો.**

કાનમાંથી લોહી ને પાસ–પરૂ પડતું હોય, ત્યારે કાગળની કે પીંછાની ભુંગળીવડે અંદર ફુંકની જોરથી દાખલ કરવામાં આવે છે. આયોડોફોર્મ ફટકડી, વગેરે પણ જરૂર પડે તો તેવીજ રીતે કાનમાં નંખાય છે. તે ફુંકવાના હથીઆરને ઇન્સફ્લેટર Insufflator કહે છે.



## ત્વચારોગમાં લગાડવાની કેટલીક દવાઓ.

( Certain Externals for the Skin ).

**૧. મેન્થોલનો પ્રવાહી.**

| | |
|---|---|
| મેન્થોલ | ૩૦ ગ્રેઇન |
| ફીનોલ | ૧ ડ્રામ |
| એકવા હેમેમીલીડીસ | ૧ આઉસ |
| ઝીન્કસી ઓકસાઈડી | ૪ ડ્રામ |
| ગ્લીસરીન | ૨ ,, |
| રેકટીફાઇડ સ્પીરીટ | ૨ આઉંસ |
| કેમ્ફર વૉટર | ૨ ,, |

આ બધી દવાઓ એકત્ર કરીને તે મિશ્રણ બધુ મળીને ૮ આઉંસ થાય, તેટલું બીજું ચોખ્ખું પાણી તેમાં ઉમેરવું.

**૨. ફીનોલનો પ્રવાહી.**

| | |
|---|---|
| ફીનોલીસ | ½ ડ્રામ |
| ગ્લીસરીન | ½ ,, |
| આલ્કોહોલ | ૧ આઉંસ |

એ બધાને એકત્ર કરીને મિશ્રણ બધું મળીને ૮ આઉંસ થાય, એટલું બીજું ચોકખું પાણી તેમાં ઉમેરવું.

**૩. મેન્થોલનો મલમ.**

| | |
|---|---|
| મેન્થોલ | ૧૦ ગ્રેઇન |
| ફીનોલ | ૨૦ ગ્રેઇન |

લોબાનના ફુલ મિશ્રિત સાદો મલમ ૧ આઉંસ આ ત્રણ દવાઓ એકત્ર કરીને તેનો મલમ બનાવવો.

આ ત્રણે બનાવટો ત્વચા ઉપર શીળસનેમાટે લગાડવાના કામમાં આવે છે. ખરજવા માટે પણ ચાલે છે.

**૪. ઝીન્કસી ઓકસાઇડનો મલમ.**

| | |
|---|---|
| ઝીન્કસી ઓકસાઇડ | ૪ ડ્રામ |
| ચરબી | ૪ ,, |
| બદામનું તેલ | ૧ આઉંસ |

ત્રણે એકત્ર કરીને મલમ બનાવવો, તે સાધારણ ચાંદા, ખરજવાં, ઉઝરડા વગેરે ઉપર લગાડાય છે.

**૫. કેલેમીનનું પ્રવાહિ.**

| | |
|---|---|
| કેલેમીન | ૨ ડ્રામ |
| ગ્લીસરીન | ½ ,, |
| ગુલાબજળ | ½ આઉંસ |

તે મિશ્રણ ૪ આઉંસ થાય, તેટલું શુદ્ધ જળ તેમાં ઉમેરવું :એ દવા ખરજવાને ગરમ પાણીથી ધોઇને સાફ કર્યાં પછી લગાડાય છે.

**૬. ચુનાના પાણીનું મિશ્રણ.**

| | |
|---|---|
| ચુનાના પાણીવાળું તેલ (કેરન ઓઇલ) | ૪ આઉંસ |
| ઍસીડ હાઇડ્રોસ્યાનિક ડીલ્યુટ (સખ્ત ઝેર) | ૧ ડ્રામ |
| લીકર પ્લમ્બી સબએસેટેટીસ ડીલ્યુટ | ૨ ડ્રામ |
| ગ્લીસરીન | ૨ ,, |
| ગુલાબજળ | ૪ આઉંસ |

એ સઘળું એકત્ર કરીને તેનો મલઇ જેવો પોચો મલમ થાય, એટલે તે પાતળા શણના કપડા ઉપર લગાડીને ખરજવા ઉપર મુકવો, તેથી ખુજલી, દાહ, દુખાવો વગેરે શાંત થઈ જાય છે, અને ખરજવું સુધરવા લાગે છે.

**૭. તાર અથવા કીલનો મલમ.**

| | |
|---|---|
| મેન્થોલ | ૧૫ ગ્રેઇન |
| ફીનોલ | ૩૦ ગ્રેઇન |
| ટીકચર પીસીસ મીનરાલીસ | ૧ આઉંસ |
| હોમીઓ એકટ્રાકટ હેમેમેલીડીસ | ૧ આઉંસ |
| ગ્લીસરીન | ½ ડ્રામ |
| શુદ્ધજળ | ૪ આઉંસ |

એ સઘળું એકત્ર કરીને જીર્ણ ખરજવા ઉપર લગાડવાથી આરામ થાય છે.

**૮. સાલીસીલીક ઍસીડનો મલમ.**

| | |
|---|---|
| એમ્પ્લાસ્ટ્રમ સેપોનીસ | ૩ આઉંસ |
| ઓલીવઓઇલ અગર મીઠું તેલ | ૨ ડ્રામ |
| આસીડ સાલીસીલીક | ½ ,, |

આ મલમ જીર્ણ ખરજવા ઉપર લગાડાય છે.

**૯. યુકેલીપ્ટસના તેલનું મિશ્રણ.**

| | |
|---|---|
| ઓલીઅમ રીસાઇની | ½ આઉંસ |
| રેકટીફાઇડ સ્પીરીટ | ૧½ ડ્રામ |
| ઓલીઅમ યુકેલીપ્ટી | ½ ડ્રામ |

આ ત્રણે એકત્ર કરીને બચ્ચાના માથામાં થતા ખરજવાને લગાડવાથી ઘણો સારો ફાયદો થાય છે.

**૧૦. ક્રાઇસરોબીનનો લેપ.**

| | |
|---|---|
| ક્રાઇસરોબીની | ૩૦ ગ્રેઇન્સ |
| પલ્વીસ એમીલી | ૨ ડ્રામ |
| પલ્વીસ ઝીન્કસી ઓકસાઇડી | ૨ ડ્રામ |
| પેટ્રોલેટી | ૪ ડ્રામ |

આ દવાઓ મિશ્ર કરીને કરોળીઆ અથવા વિચર્ચિકાના દરદમાં લગાડાય છે.

**૧૧. ગટાપર્ચાવાળો પ્રવાહી.**

| | |
|---|---|
| ક્રાઇસરોલીની | ૧ ડ્રામ |
| એસીડ સાલીસીલીક | ૧૫ ગ્રેઇન્સ |
| લીકર ગટાપર્ચા | ૧ આઉંસ |

આ દવાઓ એકત્ર કરીને કરોળીઆ ઉપર લગાડાય છે. ઉપરના લેપ કરતાં આ વધારે સખત દવા છે, ને એ ત્રણ દિવસે એકવાર લગાડાય છે. ત્વચા કોઇવાર આ દવાને લીધે લાલ થઇ આવે છે.

**૧૨. પારાનો ને સાલીસીલીક આસીડનો મલમ.**

| | |
|---|---|
| આસીડ સાલીસીલીક | ૧૦ થી ૩૦ ગ્રેઇન્સ |
| હાઇડ્રારજીરમ આમોનીએટમ | ૧૦ થી ૩૦ ગ્રેઇન્સ |
| ઝીન્કસી ઓકસાઇડનો મલમ | ૧ આઉંસ |

આ ત્રણેનું મિશ્રણ કરીને કરોળીઆવાળી ત્વચા ઉપર લગાડવાથી ફાયદો થાય છે.

**૧૩. કૅરન ઑઇલનું મિશ્રણ.**

| | |
|---|---|
| કાર્બોલિક ઍસીડ | ૧ થી ૩ ટીપાં |
| મીઠું તેલ | ૩ ડ્રામ |
| લાઇમ વોટર | ૩ ડ્રામ |

દાઝવા ઉપર લગાડાય છે.

**૧૪. ઇકથીઑલસનો પ્રવાહી.**

| | |
|---|---|
| આસીડ સાલીસીલીસી | ૧૫ ગ્રેઇન્સ |
| આસીડ ટાનીસી | ૧ ડ્રામ |
| ફીનોલિસ | ૨૦ ટીપાં |
| ઇકથીઓલિસ | ૧ ડ્રામ |
| ઝીન્કસી ઓકસાઇડ | ૧ આઉંસ |
| લનોલીન | ૨ આઉંસ |

આ દવા ગુહ્યાવયવની આસપાસ થતી ચીડ અટકાવવા માટે લગાડાય છે.

**૧૫. બીટાનેપ્થોલનો મલમ.**

| | |
|---|---|
| બીટાનેપ્થોલ | ૧ ગ્રેઇન્સ |
| સાદો મલમ | ½ આઉંસ |
| ગુલાબનું તેલ | ૧ ટીપુ |

આ દવા ખસ ઉપર લગાડાય છે.

| | |
|---|---|
| ૧૬. આસીડ સાલીસીલીક | ૧૫ ગ્રેઇન્સ |
| એકસ્ટ્રાકટ કેનેબીસ ઇન્ડીકા | ૮ ગ્રેઇન્સ |
| આલ્કોહોલીસ | ૧૫ ટીપાં |
| ઇથર | ૩૯ ટીપાં |
| ફ્લેકસીબલ કોલોડીઅન | ૧ ડ્રામ |

આ દવા કપાસી અગર આંટણ ઉપર લગાડવાથી ફાયદો થાય છે.

**૧૭. કેન્થારીડીસનો પ્રવાહી**

| | |
|---|---|
| ટીકચર કેન્થારીડીસ | ૪ ડ્રામ |
| ટીકચર બેન્ઝોઇક | ૧ ,, |
| રેકટીફાઇડ સ્પીરીટ | ૨ આઉંસ |
| ગુલાબજળ | ૨ આઉંસ |

આ દવા સફેદ કોઢ ઉપર લગાડવાથી કેટલીકવાર ફાયદો થાય છે.

**૧૮. કર્પુરાદિ મલમ.**

| | |
|---|---|
| મેન્થોલ | ૧૦ ગ્રેઇન્સ |
| કપુરનો ભુકો | ૨૦ ગ્રેઇન્સ |
| ફીનોલિસ | ૨૦ ટીપાં |
| લોબાનના ફુલવાળો મલમ | ૨ આઉંસ |

આ સઘળું એકઠું કરીને તેનો મલમ બનાવવો. તે ખસ, અને ત્વચાની ખૂજલી મટાડે છે.

**૧૯. કર્પુરાદિલોશન.**

| | |
|---|---|
| કલોરલ હાઇડ્રાસ | ૧ ડ્રામ |
| કપૂરનો ભુકો | ૧ ,, |
| કોલન વૉટર | ૮ આઉંસ |

આ મિશ્રણ પણ ખૂજલી મટાડવાને માટે લગાડાય છે.

**૨૦. ક્યાલોમેલનો મલમ.**

| | |
|---|---|
| ક્યાલોમેલ | ૩૩ ભાગ |
| લનોલીન | ૫૭ ભાગ |
| વેસેલીન | ૧૦ ભાગ |

આ પ્રમાણે બનાવેલો મલમ ઉપદંશના ચાંદા ઉપર લગાડાય છે.

**૨૧. વાળનો રંગ સફેદ થયો હોય તે માટે લેપ.**

| | |
|---|---|
| આર્જેન્ટમ નાઇટ્રીકમ | ૧ ડ્રામ |
| પ્લમ્બી એસેટેટીસ | ૧૫ ગ્રેઇન્સ |
| કોલન વૉટર | ૧૫ ટીપાં |
| ગુલાબજળ | ૩ આઉંસ |

આ પ્રવાહી હાથથી અડકયા વિના તરત તાજો બનાવેલો કાચની સળીથી વાળને લગાડવો, એથી વાળ તદ્દન કાળા થાય છે.

**૨૨. ઍસીડ લૅકટીકનો પ્રવાહી.**

| | |
|---|---|
| ઍસીડ લૅકટીક | ૨ થી ૪ ડ્રામ |
| રેકટીફાઇડ સ્પીરિટ | ૧ આઉંસ |
| ગુલાબજળ | ૧ આઉંસ |

આ પ્રવાહિમાં રૂ બોળીને જે જગ્યાએ વાળ ઉગતા ન હોય, તે જગ્યાએ ત્વચા લાલ થાય ત્યાં સુધી ઘસવું.

**૨૩. કૅપ્સીકમનો પ્રવાહી.**

| | |
|---|---|
| ટીંકચર કેપ્સીકમ | ૧૫ ટીપાં |
| ટીંકચર કેન્થારીડીસ | ૨ ડ્રામ |
| રેકટીફાઇડ સ્પીરીટ | ½ આઉંસ |
| ગુલાબજળ | ૬ આઉંસ |

આ પ્રવાહી પણ બાલ ન ઉગતા હોય તે જગ્યાએ ઘસવામાં આવે છે. કુમળી ત્વચા ઉપર બનતાં સુધી લગાડવું નહિ.

## વૈદ્યકશાસ્ત્રનાં ઉપયોગી કોષ્ટકો.

### પ્રવાહીનું પહેલું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૧ ટીસ્પૂનફુલ | = | ૧ ડ્રામ (૬૦ ટીપાં જેટલું) |
| ૧ ડેઝર્ટસ્પૂનફુલ | = | ૨ ,, |
| ૧ ટેબલસ્પૂનફુલ | = | ૪ ,, |
| ૧ વાઇનગ્લાસફુલ | = | આશરે ૨ આઉંસ |
| ૧ ટમ્બલરફુલ | = | આશરે ૧૦ આઉંસ |

### પ્રવાહીનું બીજું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૬૦ ટીપાં | = | ૧ ડ્રામ |
| ૮ ડ્રામ | = | ૧ આઉંસ |
| ૨૦ આઉંસ | = | ૧ પાઇન્ટ સવાશેર |
| ૭ પાઇન્ટ | = | ૧ ગ્યાલન આશરે દશ શેર |

શુદ્ધ પાણીના ૧ ટીપાનું વજન આશરે ૦·૯૧ ગ્રેન થાય છે, પણ જુદી જુદી દવાના ટીપાનું વજન ઓછું વધતું હોય છે.

### મેટ્રીક પદ્ધતિના તોલનું કોષ્ટક.

( દશાંક પદ્ધતિ. )

| | | |
|---|---|---|
| ૧ મીલીગ્રામ | = | ·૦૦૧ ગ્રામ=$\frac{૧}{૧૦૦૦}$ ગ્રામ |
| ૧ સેન્ટીગ્રામ | = | ·૦૧ ગ્રામ=$\frac{૧}{૧૦૦}$ ગ્રામ. |
| ૧ ડેસીગ્રામ | = | ·૧ ગ્રામ=$\frac{૧}{૧૦}$ ગ્રામ. |

૧ ગ્રામ=૧ ઘન સેન્ટીમીટર ડીસ્ટીલ્ડ પાણીનું વજન.

| | | |
|---|---|---|
| ૧ ડેકાગ્રામ | = | ૧૦ ગ્રામ. |
| ૧ હેકટોગ્રામ | = | ૧૦૦ ગ્રામ. |
| ૧ કીલોગ્રામ | = | ૧૦૦૦ ગ્રામ |
| ૧ મીરીઆગ્રામ | = | ૧૦૦૦૦ ગ્રામ. |

એક ગ્રામનું વજન ૧૫·૪૩૨ ગ્રેઇન્સની બરાબર થાય છે, અને તેથી એક ગ્રામ અને એક ગ્રેઇનનો તફાવત હર વખત ધ્યાનમાં લેવાની જરૂર છે.

| | | |
|---|---|---|
| શુદ્ધ જળનાં ૧૬ ટીપાં | = | ૧ ગ્રામ વજન |
| સ્પીરીટનાં ૧૫ ,, | = | ૧ ગ્રામ ,, |
| ઇથરનાં ૩૦ ,, | = | ૧ ગ્રામ ,, |

એ પ્રમાણે તે ત્રણે પદાર્થનું વિશિષ્ટ ગુરૂત્વ જુદું જુદું હોય છે.

### સાધારણ અંગ્રેજી તોલનું કોષ્ટક.

૧ ગ્રેઇન=સુમારે ૧ ઘઉં અથવા ½ રતિભાર.

| | | |
|---|---|---|
| ૨૦ ગ્રેઇન્સ | = | ૧ સ્ક્રુપલ |
| ૬૦ ગ્રેઇન્સ | = | ૧ ડ્રામ |
| ૮ ડ્રામ | = | ૧ આઉંસ |
| ૧૬ આઉંસ | = | ૧ પાઉન્ડ આશરે ૩૯ રૂ. ભાર |

### અંગ્રેજી અને દેશી તોલનો સંબંધ.

| | | | |
|---|---|---|---|
| ૧ આઉંસ | = | આશરે | ૨॥ તોલા. |
| ૬ ગ્રેઇન્સ | = | ,, | ૧ વાલ. |
| ૨ ,, | = | ,, | ૧ રતિ |
| આશરે ૧૮૪ ગ્રેઇન્સ | = | ,, | ૧ તોલો. |
| ,, ૪૩૭·૫ ,, | = | ,, | ૧ આઉંસ, ૨॥ તોલા. |

## સાધારણ અંગ્રેજી કોષ્ટક તથા મેટ્રીક સીસ્ટમનો સંબંધ.

૧ ગ્રેઈન = ·૦૬૫ ગ્રામ અથવા ૬૪·૮ મીલીગ્રામ.
૧ ગ્રામ = ૧૫·૪૩૨૪ ગ્રેઇન્સ ગ્રેઇન્સ.
૧ કીલોગ્રામ = ૨ પાઉન્ડ ૩$\frac{૧}{૪}$ આઉંસ.
૧ પાઉન્ડ = ૪૫૩·૫૯૨ ગ્રામ.
૧ આઉંસ = ૨૮·૩૫ ગ્રામ.
૧ લીટર (પ્રવાહી)=૩૫ આઉંસ, ૧ ડ્રામ અને ૩૪ટીપાં

## ગરમી માપવાનાં જુદી જુદી જાતનાં થરમોમિટરો, અને તેમનો તફાવત.

હાલમાં મુખ્યત્વે કરીને બે જાતનાં થરમોમિટરો ઉષ્ણુતા માપવા માટે વપરાય છે, અને તેમનો ઉપયોગ હવાની, કે પાણીની ગરમી માપવામાં થાય છે. શરીરની ગરમી માપવામાં આપણા દેશમાં વિશેષે કરીને ફેરેન્હાઇટ થરમોમિટર વપરાય છે. અન્ય દેશોમાં સેન્ટીગ્રેઇડ થરમોમિટરનો પ્રચાર શરૂ થયો છે.

જ્યારે વાતાવરણ કે તેવા કોઇપણ પદાર્થની ગરમી એટલી બધી ઓછી થાય કે તેના સમાગમને લીધે પાણી ઠરી જવા લાગે ત્યારે તે **શીતકારી અંશ** (freezing point) કહેવાય છે. ફેરેન્હાઇટે જે ઉષ્ણુતામાપક યંત્ર ( thermometer ) બનાવ્યું છે, તેમાં તે અંશ—ડીગ્રી—ને ૩૨ ની સંજ્ઞા આપી છે, અને જેટલી ઉષ્ણુતાથી પાણી ઉકળીને વરાળ થવા લાગે છે, તેટલી ઉષ્ણુતાને ૨૧૨ ની સંજ્ઞા આપી છે. એ પછી દશાંક ઉષ્ણુતા માપક યંત્રો—સેન્ટીગ્રેઇડ થરમોમિટરો—બનાવવા આવ્યા છે. તેમાં જેટલી ઉષ્ણુતા ( ઉષ્ણુતા, કેમકે રસાયણ શાસ્ત્રના સિદ્ધાંતો પ્રમાણે 'શીતતા' એવી સ્થિતિ નથી, પણ માત્ર ઉષ્ણુતાની ન્યુનાધિકતાના દરજ્જાજ છે.)થી પાણી ઠરી જાય છે, તેટલી ઉષ્ણુતાને શૂન્ય અંશ—૦—એમ નામ આપવામાં આવ્યું છે, અને જેટલી ઉષ્ણુતાથી પાણીની વરાળ થાય છે, તેટલી ઉષ્ણુતાને ૧૦૦૦ ની સંજ્ઞા આપી છે. આમ થવાથી બન્ને યંત્રોના અંશો—ડીગ્રીમાં તફાવત પડયો છે, તે નીચેના પત્રક ઉપરથી સમજાશે.

| Fahrenheit<br>ફેહરનહાઇટ | | Centigrade.<br>સેન્ટીગ્રેઇડ |
|---|---|---|
| ૨૧૨° | | ૧૦૦° |
| ૨૦૦ | | ૯૩.૩ |
| ૧૫૦ | | ૬૫.૬ |
| ૧૧૦ | | ૪૩.૩ |
| ૧૦૯ | | ૪૨.૨ |
| ૧૦૬ | | ૪૧.૧ |
| ૧૦૫ | | ૪૦.૬ |
| ૧૦૪ | | ૪૦. |
| ૧૦૩ | | ૩૯.૪ |
| ૧૦૧ | | ૩૮.૯ |
| ૧૦૧·૫ | | ૩૮.૬ |
| ૧૦૧ | | ૩૮.૩ |
| ૧૦૦·૫ | | ૩૮.૧ |
| ૧૦૦ | | ૩૭.૮ |
| ૯૯·૫ | | ૩૭.૫ |
| ૯૯ | | ૩૭.૨ |
| ૯૮·૪ | ( તન્દુરસ્ત માણુસના શરીરની ગરમી ) | ૩૬.૯ |
| ૯૮ | | ૩૬.૭ |
| ૯૭·૫ | | ૩૬.૪ |
| ૯૭ | | ૩૬.૧ |
| ૯૬·૫ | | ૩૫.૮ |
| ૯૬ | | ૩૫.૬ |
| ૯૫·૫ | | ૩૫.૩ |
| ૯૫ | | ૩૫ |
| ૯૪ | | ૩૪.૪ |
| ૯૨ | | ૩૩.૩ |
| ૯૦ | | ૩૨.૨ |
| ૮૮ | | ૩૧.૧ |
| ૮૬ | | ૩૦ |
| ૬૮ | | ૨૦ |
| ૩૨ | | ૦ |

જો ફેરન્હાઇટ ઉપરથી સેન્ટીગ્રેઇડ ડીગ્રી જાણવી હોય, તો પ્રથમ ૩૨ બાદ કરવા. પછી જે રહે તેને ૫ થી ગુણવા અને ૯ થી ભાગવા. જો સેન્ટીગ્રેઇડમાંથી ફેરન્હાઇટ ડીગ્રી જાણવી હોય, તો તેથી ઉલટું કરવું એટલે કે પ્રથમ ૯ થી ગુણવા અને ૫ થી ભાગવા, અને જે આવે તેમાં ૩૨ ઉમેરવા. એ પ્રમાણે અરસ્પરસ ડીગ્રીનો આંકડો માલુમ પડે છે.

# હોમિયૉપૅથિમાં વપરાતી દવાઓનું પત્રક.

( List of drugs in general use in Homœopathy. )

હોમિયૉપૅથિક મૅટીરીઆ મેડિકાનાં ઔષધોનું પત્રક બહુજ મોટું હોય છે. પરંતુ તેમાંથી જે ઔષધો વિશેષ—આશરે ૮૦ ટકા જેટલાં—વપરાય છે, તેઓની આ યાદી છે. તેમનાં મુખ્ય બે વર્ગ હોય છે. પહેલા વર્ગને પૉલીક્રેસ્ટ ( Polycrest ) કહે છે; અને બીજાને સેમી પૉલીક્રેસ્ટ ( Semi-polycrest ) કહે છે. આ યાદીમાં પહેલા વર્ગની ઔષધિઓનાં નામ જાડા અને મોટા ટાઇપમાં છાપ્યાં છે.

| Latin Names. લાટીન નામ. | English Names. અંગ્રેજી નામ. | Abbreviations. ટુંકું નામ. | Pronunciations in Gujarati. ગુજરાતી ઉચ્ચાર. | Attenuations. અંશ. | Gujrati Names. ગુજરાતી નામ. |
|---|---|---|---|---|---|
| Abrotanum | Southernwood | Abrot. | ઍબ્રૉટૅનમ | ૩x | |
| Acid Benzoicum | Benzoic acid | Ac. Benz. | ઍસીડમ બેન્ઝોઇકમ | ૩x,૨ | લોબાનનો તેજાબ |
| „ Carbolicum | Phenol | Ac. Carbol. | „ કાર્બોલિકમ | ૧x,૧ | કાર્બોલિક તેજાબ (ખાવા આપી શકાય તેવા રૂપમાં હોય છે) |
| „ Fluoricum | Hydrofluoric acid | Ac. Fluor. | „ ફ્લ્યુઑરિકમ | ૩x,૩ | |
| „ Hydrocyanicum | Hydrocyanic acid | Ac. Hydrocy. | „ હાઇડ્રૉસ્યાનિકમ | ૧,૩x | કડવી બદામમાં રહેલો વનસ્પતિ તેજાબ |
| „ Muriaticum | Hydrochloric acid | Ac. Mur. | „ મ્યુરીઆટીકમ | ૧x,૧,૩ | મીઠાનો તેજાબ |
| „ Nitricum | Nitric acid | Ac. Nit. | „ નાઇટ્રીકમ | ૧x,૧,૩ | સુરાખારનો તેજાબ |
| „ Oxalicum | Oxalic acid | Ac. Oxal. | „ ઑક્ઝાલીકમ | ૩x,૩. | |
| „ Picricum | Picric acid | Ac. Picri. | „ પીક્રીકમ | ૧x ૩,૩૦ | |
| „ Phosphoricum | Phosphoric acid | Ac. Phos. | „ ફૉસ્ફૉરીકમ | ૧x,૧,૩x,૩ | ફૉસ્ફરસનો તેજાબ |
| „ Sulphuricum | Sulphuric acid | Ac. Sulph. | „ સલ્ફ્યુરીકમ | ૧, ૬, ૧૨ | ગંધકનો તેજાબ |
| „ Sulphurosum | Sulphurous acid | Ac. Sulphs. | „ સલ્ફ્યુરોઝમ | ૧x | ગંધકનો બીજી જાતનો તેજાબ |
| „ Tannicum | Tannic acid | Ac. Tann. | „ ટૅનીકમ | ૧x | માયાના સત્વમાં રહેલો અમ્લ-પદાર્થ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| **Aconitum Napellus.** | Monk's Hood, Aconite | Acon. | ઍકોનાઇટમ નેપેલસ | ø,૧x,૩x,૩,૬,૩૦ | યુરોપમાં થતો વછનાગ* |
| Æsculus Hippocastanum | Horse Chest Nut | Æscul. | એસ્કયુલસ હીપોકેસ્ટેનમ | ૧,૩x,૬ | |
| Agaricus Muscaricus | Fly Agaric | **Agar.** | એગેરીકસ મસ્કેરીઅસ | ø,૧x,૧,૩,૬,૩૦ | |
| Agnus Castus | Chaste Tree | Agn. | ઍગ્નસ કૅસ્ટસ | ૩x,૬x | |
| Ailunthus Glandulosa | Tree of Heaven | Ailan. | એઇલન્થસ ગ્લૅન્ડયુલોસા | ૧x,૧ | |
| Aletris Farinosa | **Star grass** | **Aletris Far.** | એલેટ્રીસ ફૅરીનોસા | ø,૩x | |
| Allium Cepa | Onion | All. C. | એલીઅમ સીપા | ø,૧x,૧ | ડુંગળી |
| Allium Sativum | Garlic | All. Sat. | એલીઅમ સૅટીવમ | ø,૧x,૧ | લસણ† |
| **Aloes** | Common **Aloes** | Aloe. | ઍલોઝ | ૧x,૧,૩,૬,૩૦,૨૦૦ | એળીઓ |
| **Alumina** | Oxide of **Aluminium** | **Alum.** | ઍલ્યુમીના | ૩x,૩,૬,૩૦,૨૦૦ | એલ્યુમીનીઅમ ધાતુનો ક્ષાર, ફટકડી |
| Ambra Grisea | Ambergris | Ambr. | ઍમ્બ્રા ગ્રીસ્યા | ø,૨x,૩,૬,૩૦ | અંબર (સ્પર્મ નામની માછલીમાંથી નીકળતો ચરબીવાળો પદાર્થ) |
| Ammonium Bromidum | Bromide of **Ammonium** | **Ammon. Brom.** | ઍમોન્યમ બ્રોમીડમ | ૧x | એમોન્યા અને બ્રોમીનના સંયોગથી થતો ક્ષાર |
| „ Carbonicum | **Sal** Volatile | Ammon. Carb. | „ કાર્બોનિકમ | ૧x૧,૩x,૬ | એમોન્યા અને કાર્બોનિક આસના સંયોગથી થતો ક્ષાર |
| „ Muriaticum | Sal-ammoniac | **Ammon. Mur.** | „ મ્યુરીઆટીકમ | ૧x,૩x,૩,૩૦ | નવસાગર |
| Anacardium Orientale | **Marking Nut** | Anac. | એનાકાર્ડીઅમ ઓરીએન્ટેલી | ૧x,૧,૬,૩૦ | ભીલામાં |
| **Antimonium Crudum** | **Native sulphide of Antimony** | **Ant. C.** | ઍન્ટીમોનીઅમ ક્રુડમ | ૩,૫,૩૦ | એન્ટીમની નામની ધાતુનો એક ક્ષાર |
| „ **Tartaricum** | **Tartar Emetic** | **Ant. T.** | ઍન્ટીમોનીઅમ ટાર્ટરીકમ | ૧,૩x,૩,૫,૩૦ | એન્ટીમનીનો બીજો એક ક્ષાર |
| **Apis Mellifica** | **Honey Bee** | **Apis.** | એપીસ મેલીફિકા | ø,૧x,૩x,૩,૩૦ | મધમાખીમાંથી બનાવેલો અર્ક |
| **Apocynum Cannabinum** | **American Hemp** | Apoc. | એપોસાઇનમ કેન્નાબીનમ | øનાં ૧૦ ટીપાં ૧x,૧ | અમેરિકામાં થતી એક જાતની ભાંગ |
| **Argentum Metallicum** | **Silver** | **Arg. Met.** | આર્જેન્ટમ મેટાલીકમ | ૧.૩x,૬,૧૫x | શુદ્ધ રૂપું |
| „ **Nitricum** | **Nitrate of silver** | **Arg. Nit.** | આર્જેન્ટમ નાઇટ્રીકમ | ૧,૩x,૬,૩૦,૨૦૦ | રૂપાનો સુરાખારના તેજાબ સાથે સંયોગ થવાથી થતો ક્ષાર(ક્યાસ્ટીક) |

*હિંદુસ્તાનમાં થતા વછનાગને **Aconitum Ferox** ઍકોનાઇટમ ફિરોક્સ કહે છે, અને તે યુરોપના વછનાગ કરતાં વધારે ઝેરી હોય છે. હોમિયોપેથિમાં તેની દવા પણ બનાવવામાં આવે છે. રક્તાશયના વ્યાધિને લીધે થતી ગભરામણ, અને શ્વાસાવયવની અનિયમિત ગતિ ( **Cheyne-stokes respiration** )ને શાંત પાડવા માટે તેનું મધર ટીંકચર વપરાય છે.

†આ દવા ફેફસાને શરદી લાગવાથી થતી ઉધરસ, સળેખમ વગેરે મટાડવા માટે અપાય છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| **Arnica Montana** | Leopard's Bane | Arn. | આર્નીકા મોન્ટેના | ૧x,૩x,૩,૬,૩૦ | |
| **Arsenicum Album** | White arsenic | Ars. | આર્સેનિકમ આલ્બમ | ૧,૩x,૩,૬,૧૨,૩૦, ૨૦૦ | ધોળો સોમલ—શંખીઓ સોમલ |
| „ Iodatum | Iodide of Arsenic | Ars. Iod. | આર્સેનિકમ આયોડેટમ | ૧,૩x, | સોમલ અને આયોડીનના સંયોગથી થતો ક્ષાર |
| Arum Triphylum | Indian Turnip | Arum. T. | ઍરમ ટ્રીફાઇલમ | ૬,૩૦ | |
| Asafœtida | Asafœtida, devil's dung | Asaf. | એસાફીટીડા | ૧x,૨x,૩x,૩૦ | હિંગ, વઘારણી |
| Asclepias Tuberosa | Butterfly weed | Asclep. Tub. | એસ્કલેપીઆસ ટ્યુબરોઝા | ø,૧x | |
| Asparagus | Asparagus | Aspar. | ઍસ્પરેગસ | ø,૧x | |
| Atropinum | Atropine | Atrop. | એટ્રોપીનમ | ૧,૩x | બેલાડોનાનું સત્વ |
| Aurum Metallicum | Gold | Aur. | ઑરમ મેટાલીકમ | ૧,૩x,૫,૬,૩૦ | શુદ્ધ સોનું |
| „ Muriaticum | Trichloride of gold | Aur. Mur. | ઑરમ મ્યુરીઆટીકમ | ૧,૩x,૩ | સોનાનો મિઠાના તેજાબ સાથે સંયોગ થવાથી થયેલો ક્ષાર |
| Bacillinum | Bacilli of Tuberculosis | Bacilli. | બેસીલીનમ | ૩૦,૧૦૦,૨૦૦ | |
| Baptisia | Wild Indigo | Bapt. | બૅપ્ટીસીઆ | ø,૧x,૩x,૩૦ | |
| Baryta Carbonica | Carbonate of Barium | Bary. Carb. | બેરાઇટા કાર્બોનિકા | ૩x,૬,૧૨,૩૦ | |
| „ Muriatica | Chloride of Barium | Bary. Mur. | બેરાઇટા મ્યુરીઆટીકા | ૧x,૩x,૩ | |
| **Belladona.** | Deadly Nightshade | Bell. | બેલાડોના | ø,૧x,૧,૩x,૬,૧૨,૩૦ | |
| Berberis Vulgaris | Common Berberry | Berb. Vulg. | બર્બેરિસ વલ્ગેરીસ, | ø,૧x,૩x,૬ | |
| Bismuthum | White Bismuth | Bismuth. | બિસ્મ્યુથમ | ૧x,૬x | |
| Blatta Orientalis | Indian Cockroach | Blatta. Orient. | બ્લેટા ઓરીએન્ટેલીસ | ૧x,૧,૩x,૬૩૦ | બિસ્મથ નામની ધાતુ |
| Borax | Sodium Borate | Bor. | બોરેક્સ | ø,૧x,૧,૩x, | ટંકણખાર |
| Bovista | Puff-Ball | Bovis. | બોવિસ્ટા | ૩x,૧૨ | |
| Bromium | Bromine | Brom. | બ્રોમીઅમ | ૧ | ‘ બ્રોમીઅમ ’ નામનું રસાયણીક મૂળતત્વ |
| **Bryonia Alba** | White Bryonia | Bry. | બ્રાયોનીઆ આલ્બા | ૧x,૧,૩x,૬,૩૦ | |
| Cactus Grandiflorus | Night blooming cereus | Cact. | કૅક્ટસ ગ્રાન્ડીફ્લોરસ | ø,૧x,૩x,૬x | |
| **Calcarea Carbonica** | Carbonate of lime | Calc. C. | કૅલ્કેરીઆ કાર્બોનિકા | ૩x,૩,૬,૧૨ | શુદ્ધ ચાક |
| „ Fluorica | Fluoride of lime | Calc. Fluor. | કૅલ્કેરીઆ ફ્લ્યુઓરીકા | ૬x,૧૨x,૩૦x,૨૦૦ | |
| „ Muriatica | Chloride of lime | Calc. Mur. | કૅલ્કેરીઆ મ્યુરીઆટીકા | ૧x,૧ | |
| „ Phosphorica | Phosphate of lime | Calc. Phos. | કૅલ્કેરીઆ ફૉસ્ફૉરીકા | ૧x,૩x,૩,૧૨x | |
| „ Sulphurica | Sulphate of lime | Calc. Sulph. | કૅલ્કેરીઆ સલ્ફ્યુરીકા | ૩x,૬x,૧૨x૩૦x | |
| Calendula Officinalis | Marigold | Calend. | કૅલેન્ડયુલા ઑફીસીનૅલીસ | ø | હજારીગોટાનો છોડ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| **Camphora** | Camphor | Camph. | કેમ્ફોરા | ø,૩,૨૦ | કર્પૂર-કપુર |
| Cannabis Indica | Indian Hemp | Cann. Ind. | કેન્નેબીસ ઇન્ડીકા | ø,૧x,૩x,૩૦ | ભાંગ-ગાંજો |
| Cannabis Sativa | Hemp | Cann. Sat. | કેન્નેબીસ સૅટીવા | ø,૧x,૩x,૩૦ | એક જાતની ભાંગ |
| **Cantharis** | Spanish fly | Canth. | કેન્થારીસ | ૧x,૧,૩x,૩,૩૦ | બ્લીસ્ટર મારવા માટે વપરાતી માંખી |
| Capsicum | Capsicum | Caps. | કેપ્સીકમ | ૧x,૩x,૩,૬ | મરચાં |
| Carbo Animalis | Animal Charcoal | Carbo. An. | કાર્બો ઍનીમેલીસ | ૧x,૧,૩x,૬,૩૦ | પ્રાણીજ કોલસો |
| ,, Vegetabilis | Vegetable Charcoal | Carbo. Veg. | કાર્બો વેજીટેબીલીસ | ૧x,૧,૩x,૬,૧૨,૩૦ (૨૦૦ | વનસ્પતિમાંથી થતો કોલસો |
| Carduus Marianus | St. Mary's Thistle | Card. | કાડર્યુઅસ મૅરીએનસ | ø પાંચ ટીપાં | |
| Caulophyllum Thalictroides | Blue Cohosh | Caul. | કૅલોફીલમ થૅલીકટ્રૉઇડીસ | ૧x,૧,૩x,૬,૩૦ | |
| Causticum | Caustic | Caust. | કૉસ્ટીકમ | ૩x,૬,૩૦,૨૦૦ | ક્યાસ્ટીક, રસાયણીક દાહક તત્વ |
| Ceanothus Americanus | New Jersey Tea | Cean. | સીઆનોથસ અમેરીકેનસ | ૧,૩x,૬ | |
| Cedron | Rattle-snake beans | Ced. | સીડ્રોન | ૧x,૩x,૬ | |
| **Chamomilla** | Wild Chamomile | Cham. | કેમોમીલા | ૩x,૬,૧૨,૧૫,૩૦ | |
| Chelidonium Majus | Common Celandine | Chel. | ચેલીડોનીઅમ મેજસ | ૧x,૩x,૩ | |
| Chimaphila | Pipsissewa | Chim. | ચીમાફિલા | ø પાંચ ટીપાં | |
| **China Officinalis** | Peruvian Bark | China. | ચાઇના ઑફીસીનાલીસ | ø,૧x,૩x,૩૦, | |
| Chininum Arsenicosum | Arsenate of Quinine | Chini. Ars. | ચીનીનમ આર્સેનિકોઝમ | ૩x,૬x | |
| Chininum Sulphuricum | Sulphate of Quinine | Chini. Sulph. | ચીનીનમ સલ્ફ્યુરીકમ અથવા સલ્ફેટ ઑફ કવીનાઇન | આ દવાના ૧થી ૩ ગ્રેન સાધારણ રીતે અપાય છે. તે સિવાય ૧x૧, અને ૬ ની બનાવટ પણ વપરાયછે. | કવીનાઇન |
| Chloralum | Chloral Hydrate | Chlor. Hyd. | કલૉરલ હાઇડ્રેટ | ૧x | |
| Cicuta Virosa | Water Hemlock | Cic. | સાઇક્યુટા વિરોસા | ૧x,૩x,૩૦ | |
| Cimicifuga Racemosa | Black Cohosh | Cimic. | સીમીસીફ્યુગા રેસીમોસા | ø,૧x,૩x | |
| Cina | Worm seed | Cin. | સીના | ૧x,૩x,૬,૩૦ | કરમાણી અજમાનો અર્ક |
| Cinnabaris | Cinnabar | Cinnabar. | સીનાબાર | ૧x,૬,૧૨ | હિંગળોક |
| Cistus Canadensis | Frostwort | Cist. Can. | સીસ્ટસ કૅનૅડેન્સીસ | ૧x,૧ | |
| Clematis Erecta | Upright Virgin's bower | Clem. | કલીમેટિસ | ૧x,૧,૩x | |
| Cocculus Indicus | Fish Berries | Cocc. | કૉક્યુલસ ઇન્ડીકસ | ø,૧x,૩x,૩૦ | કમળકાકડીનો અર્ક |
| Coccus Cacti | Cochineal | Cocc. Cact. | કોકસ કૅકટાઇ | ૧x,૬ | કીરમજ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| **Coffea Cruda** | Coffee | Coff. Crud. | કૉફીઆ ક્રુડા | ૩x,૩,૬,૩૦,૨૦૦ | કાફી–બુંદ |
| **Colchicum** | Meadow saffron | Colch. | કોલ્ચીકમ | ø,૧x,૩x,૩,x૩૦ | |
| **Collinsonia Canadensis** | Stone Root | Collin. | કૉલીન્સોનીઆ કૅનેડેન્સીસ | ø,૩x | |
| **Colocynthis** | Bitter Apple | Coloc. | કૉલોસન્થીસ | ૧x,૩x,૩,૬,૩૦ | ઇન્દ્રામણાં |
| **Condurango** | Condor Vine | Cond. | કૉન્ડયુરૅન્ગો | ૧,૩,૬ | |
| **Conium** | Common Hemlock | Con. | કોનયમ | ø,૧x,૩x,૬,૧૨ | |
| **Copaiva** | Balsam of Copaiva | Cop. | કૉપેવા | ૧x,૧ | |
| **Corrallium** | Red Coral | Coral. | કોરેલીઅમ | ૩,૬,૧૨,૩૦ | પરવાળાં–પ્રવાલ |
| **Crocus Sativus** | Common Saffron | Croc. | ક્રોકસ સેટાઇવસ | ø,૧x,૨x,૩x,૩,૩૦ | કેસર |
| **Crotalus Horridus** | Venom of Rattle snake | Crot. Hor. | ક્રોટેલસ હૉરીડસ | ૬,૩૦ | ઘુઘરાવાળા સર્પનું ઝેર |
| **Croton Tiglium** | Croton Oil | Crot. Tig. | ક્રોટન ટીગ્લીઅમ | ૩x,૬,૩૦ | નેપાળો |
| **Cuprum Metallicum** | Copper | Cup. M. | કુપ્રમ મેટાલિકમ | ૩x,૩,૬,૩૦ | ત્રાંબુ |
| **Cyclamen** | Sow Bread | Cycl. | સાઇકલેમન | ૩x,૩ | |
| **Digitalis Purpuria** | Purple Fox–glove | Dig. | ડીજીટેલીસ પર્પ્યુરીઆ | ø,૧x,૩, | |
| **Dioscorea Vilosa** | Colic Root | Diosc. | ડાઓસ્કોરીઆ વિલોસા | ø,૧x,૩x,૬x | |
| **Drosera** | Round–leaved sundew | Dros. | ડ્રૉસેરા | ø,૧x,૩x,૩,૩૦ | |
| **Dulcamara** | Woody night shade | Dulc. | ડલ્કેમારા | ૧x,૩x,૩ | |
| **Echinacea Angustifolia** | Purple Cone Flower | Echin. Angus. | એકીનેસ્યાઍન્ગુસ્ટીફોલીઆ | ø ૫ થી ૨૦ ટીપાં | |
| **Elaps Corallinus** | Coral snake of Brazil | Elaps. | ઇલેપ્સ | ૬x,૭,૮ | |
| **Elaterium** | Squirting Cucumber | Elat. | ઇલેટેરીઅમ | ૧,૩x | |
| **Eupatorium Perfoliatum** | Bone–set | Eup. Perf. | યુપેટોરીઅમ પરફોલીએટમ | ø,૧x,૩x | |
| „ **Purpureum** | Gravel root | Eup. Purp. | યુપેટોરીઅમ પર્પ્યુરીઅમ | ૧x,૧,૩x | |
| **Euphorbium** | Spurge | Euphor. | યુફોર્બીઅમ | ૩x, | |
| **Euphrasia** | Eye Bright | Euph. | યુફ્રેસીઆ | ø,૧x,૩x,૬ | |
| **Ferrum Metallicum** | Iron | Ferr. M. | ફેરમ મેટાલીકમ | ૧,૩x,૫,૩૦ | લોહ ગજવેલ |
| „ **Muriaticum** | Muriate of Iron | Ferr. Mur. | ફેરમ મ્યુરીઆટીકમ | ø,૧x,૩x, | લોહ અને મિઠાના તેજાબના સંયોગવડે થયેલો ક્ષાર |
| „ **Phosphoricum** | Phosphate of Iron | Ferr. Phos. | ફેરમ ફૉસ્ફૉરીકમ | ૧,૩x,૬x,૧૨x | લોહ અને ફૉસ્ફોરસના તેજાબના સંયોગવડે થયેલો ક્ષાર |
| „ **Redactum** | Reduced Iron | Ferr Red. | ફેરમ રીડેકટમ | ø,૧x | લોહ ભસ્મ |
| **Filix Mas.** | Male Fern | Fil. M. | ફીલીકસ માસ | ø | |
| **Gelsemium** | Yellow Jasmine | Gels. | જેલ્સીમીઅમ | ø,૧x,૩x,૩૦ | |
| **Glonoinum** | Glonoine | Glon. | ગ્લોનૉઇન | ૩x,૩,૬,૩૦ | |
| **Graphites** | Black Lead | Graph. | ગ્રેફાઇટીસ | ૨,૬,૧૨,૩૦ | પેનસીલની ધાતુ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| Hamamelis Virginica | Witch Hazel | Ham | હેમેમેલીસ | ૧x,૩x,ø | |
| Helleborus Niger | Christmas Rose | Hell. | હેલીબોરસ નાઇજર | ૧x,૩,૩૦ | |
| Helonias Dioica | Blazing Star | Helon. | હેલોનીયામ ડાઇઓકા | ø,૧x,૩x | |
| Hepar Sulphuris | Sulphuret of lime | Hep. S. | હેપર સલ્ફ્યુરીસ | ૧,૩x,૩,૬,૩૦ | ચુનો અને ગંધકના સંયોગથી થયેલો એક ક્ષાર. |
| Hydrastis Canadensis | Golden Seal | Hydras | હાઇડ્રાસ્ટીસ કૅનૅડેન્સીસ | ø,૧x,૩x,૩ | |
| Hyoscyamus Niger | Hen-bane | Hyos. | હાયોસ્યામસ નાઇજર | ø.૧x,૩x,૩,૩૦ | |
| Hypericum Perforatum | St. John's Wort | Hyper. | હાઇપરીકમ પરફોરેટમ | ø,૧x,૬ | |
| Ignatia Amara | St. Ignatius's Bean | Ign. | ઇગ્નેશ્યા અમારા | ø,૧x,૩x,૩,૬,૩૦ | પપીતો. |
| Iodium | Iodine | Iod. | આયોડીઅમ | ૧,૧x,૩x | 'આયોડીન' નામનું રસાયણીક તત્વ. |
| Ipecacuanha | Ipecacuanha | Ipec. | ઇપીકાક્યુએના | ø,૧x,૩x,૩,૩૦ | |
| Iris Versicolor | Blue Fag. | Iris. | આઇરીસ વર્સીકોલર | ø,૧x,૩x,૩,૩૦ | |
| Jaborandi | Pilocarpus | Jab. | જેબોરેન્ડી | ૧x,૩,૬ | |
| Juglans Cinerea | Butternut | Jug. C. | જુગ્લન્સ સાઇનેરીઆ | ø ૧ થી ૨ ટીપાં | |
| Justicia Adhatoda | *Sans.* Vasak | Just. Adhat. | જસ્ટીસ્યા અધાટોડા | ø ૧ થી ૧૦ ટીપાં | અરડુશી. |
| Kali Bichromium | Bichromate of Potash | K. Bich. | કૅલી બાઇક્રોમીઅમ | ૧,૩x,૩ | |
| „ Bromidum | Bromide of Potash | K. Brom. | „ બ્રોમીડમ | ø,૧x | પોટાશ બ્રોમાઇડ. |
| „ Carbonicum | Carbonate of Potash | K. Carb. | „ કાર્બોનિકમ | ૬,૧૨ | |
| „ Chloratum | Chlorate of Potash | K. Chlor. | „ ક્લૉરેટમ | ø,૧,૩x,૩ | |
| „ Phosphoricum | Phosphate of Potash | K. Phos. | „ ફૉસ્ફૉરીકમ | ૧x,૩x,૬x,૧૨ | |
| „ Hydriodicum | Iodide of Potash | K. Hyd. | „ હાઇડ્રીઓડીકમ | ø,૧x,૩x, | પોટાશ આયોડાઇડ |
| „ Nitricum | Nitrate of Potash | K. Nit. | „ નાઇટ્રીકમ | ૧x,૩x | સુરોખાર |
| „ Sulphuricum | Sulphate of Potash | K. Sulph. | „ સલ્ફ્યુરીકમ | ૧x,૩x,૬,૧૨ | |
| „ Permanganicum | Permangnate of Potash | K. Permang | „ પરમૅન્ગેનીકમ | ૧x,૩,૬ | પોટાશ પરમૅન્ગ્નેટ |
| Kalmia Latifolia | Mountain Laurel | Kal. L. | કાલ્મીઆ લૅટીફોલીઆ | ø,૧x,૩x,૬ | |
| Kreosotum | Kreosote | Kreos. | ક્રીઑસોટમ | ૧,૩x,૬,૧૨,૩૦ | |
| Lachesis | Lachesis | Lach. | લૅચેસિસ | ૧,૬,૧૨,૩૦ | એક જાતના સર્પનું ઝેર |
| Laurocerasus | Common Cherry Laurel | Lauro. | લૉરોસિરેસસ | ø,૧x,૩x | |
| Ledum Palustre | Silesian Rosemary | Led. Pal. | લીડમ પેલસ્ટ્રી | ૧,૩x,૬,ø | |
| Leptandra Virginica | Black root | Leptand. | લેપટેન્ડ્રા વર્જીનિકા | ø,૧x,૩x | |
| Lilium Tigrinum | Tiger lily | Lil. T. | લીલીઅમ ટીગ્રીનમ | ૩x,૩૦ | |
| Lobelia Inflata | Indian Tobacco | Lob. | લોબેલીઆ ઇન્ફ્લેટા | ø,૧x,૩x,૩૦ | તંબાકુ. |
| Lycopodium | Club Moss | Lyc. | લાઇકોપોડીઅમ | ૬,૧૨,૩૦,૨૦૦ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| Manganum Aceticum | Acetate of Manganese | Mang. A. | મેન્ગેનમ ઍસૅટીકમ | ૧x,૩x,૩ | |
| Magnesia Carbonica | Carbonate of Magnesia | Mag. C. | મૅગ્નીસીઆ કાર્બોનિકા | ૧x,૩x | |
| Magnesia Phosphorica | Phosphate of Magnesia | Mag. Phos. | મૅગ્નીસીઆ ફૉસ્ફૉરીકા | ૩x,૬x,૧૨x,૩૦ | |
| Malaria Officinalis | Malaria | Malar. off. | મેલેરીઆ ઑફીસીનાલીસ | ૩૦,૨૦૦,૧૦૦૦ | |
| Melilotus Alba | White Melilotus | Melil. | મેલીલોટસ આલ્બા | ø (૧ થી ૧૫ ટીપાં) | |
| Mephites Putorius | Polecat | Meph. Put. | મેફાઇટીસ પ્યુટોરીઅસ | ૬x,૧૨ | |
| Mercurius Biniodatus | Red Iodide of Mercury | Mer. Biniod. | મર્ક્યુરીઅસ બીનઆયોડેટસ | ૧x,૩x | હિંગળોક પારાનો આયોડીન સાથે સંયોગ થવાથી થયેલો એક ક્ષાર |
| „ Corrosivus | Corrosive sublimate | Mer. Cor. | મર્ક્યુરીઅસ કરોઝીવસ | ૧,૩x,૩,૩૦ | „ „ બીજો ક્ષાર |
| „ Dulcis | Calomel | Mer. Dul. | „ ડલ્સીસ | ૩x,૬ | ક્યાલોમેલ. |
| „ Iodatus | Green Iodide of Mercury | Mer. Iod. | „ આયોડેટસ | ૧,૩x | |
| „ Solubilis | Hahnemann's soluble mercury | Mer. S. | „ સોલ્યુબીલીસ | ૧,૩x,૫,૬ | ડા. હેનમેને બનાવેલો દ્રાવ્યપારદ. |
| „ Vivus | Metallic Mercury | Mer. V. | „ વાઇવસ | ૧,૩x,૫,૬,૩૦ | શુદ્ધ પારદ. |
| Mezerium | Spurge Olive | Mez. | મેઝેરીઅમ | ૧x,૩x,૩,૩૦ | |
| Millefolium | Milfoil, Yarrow | Mill. | મીલીફોલીઅમ | ø,૧x,૩x | |
| Moschus | The musk | Mosch. | મૉસ્કસ | ø,૧x,૩x,૬ | કસ્તુરી. |
| Murex Purpuria | Purple Fish | Murex | મ્યુરેક્સ પર્પ્યુરીઆ | ૩ | |
| Naja Tripudians | Hooded Snake | Naja. | નાજા ટ્રિપુડીઅન્સ | ૬ | નાજા નામના સર્પનું ઝેર |
| Naphthalinum | Naphthalin | Naph. | નેફ્થાલીન | ૩x,૬x | |
| Natrum Carbonicum | Carbonate of soda | Nat. Carb. | નેટ્રમ કાર્બોનિકમ | ૫,૧૨ | સોડીઅમ અને કાર્બોનિક આસિડના સંયોગથી થયેલો ક્ષાર. |
| „ Muriaticum | Chloride of sodium | Nat. Mur. | „ મ્યુરીઆટિકમ | ૧x,૬,૧૨ | સોડીઅમનો ક્લોરીન સાથે સંયોગ થવાથી થયેલો ક્ષાર મીઠું—નિમક |
| „ Phosphoricum | Phosphate of sodium | Nat. Phos. | „ ફૉસ્ફૉરિકમ | ૧x,૩x,૬x,૧૨ | |
| „ Sulphuricum | Sulphate of sodium | Nat. Sulph. | „ સલ્ફ્યુરીકમ | ૩x,૬x,૧૨,૩૦ | |
| Nuphar Luteum | Yellow pond lily | Nuph. | ન્યુફાર લ્યુટીઅમ | ૧x,૩x | |
| Nux Juglans | Wal nut | Nux Jug. | નક્સ જુગલેંસ | ૧,૩ | અખરોટનો અર્ક. |
| „ Moschata | Nut Meg | Nux Mosch. | નક્સ મૉસ્કેટા | ૩x,૩,૬,૩૦,૨૦૦ | જાયફળનો અર્ક. |
| „ Vomica | Poison Nut | Nux V. | નક્સ વૉમિકા | ø,૧x,૧,૩x,૩,૬,૨૦૦ | ઝેર કોચલું. |
| Œnanthe Crocata | Water Hemlock | Œnan. Croc. | ઇનેન્થી ક્રોકેટા | ૧x,૬ | |
| Oleander | Common Rose-bay | Olean | ઓલીઆન્ડર | ø,૧x,૩x | |
| Opium. | White Poppy | Opi. | ઓપીઅમ | ૧x,૩x,૩,૩૦ | અફીણ. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| Passiflora Incarnata | Passion Flower | Pass. Incarn. | પૅસીફ્લોરા ઇન્કાર્નેટા | ø નાં પાચ ટીપાંથી ૬૦ ટીપાં સુધી | |
| Petroleum | Rock Oil | Pet. or Petrol. | પેટ્રોલીઅમ | ૩x,૬ | શુદ્ધ પેટ્રોલીઅમ તેલ. |
| Petroselinum Sativum | Parsley | Pet. Sat. | પેટ્રોસેલીનમ સેટીવમ | ૧x,૩x,ø નાં ૧ થી ૩૦ ટીપાં | |
| Phellandrium | Water Fennel | Phell. | ફિલાન્ડ્રીઅમ | ૩x ૫ | |
| **Phosphorus** | Phosphorus | Phos. | ફૉસ્ફરસ | ૩x,૩,૬,૩૦,૨૦૦ | 'ફૉસ્ફરસ' રસાયણીક તત્વ |
| Phytolacca Decandra | Poke | Phyto. | ફાઇટોલેક્કા ડીકેન્ડ્રા | ø,૧x,૩x,૩૦ | |
| Plantago Major | Greater Plaintain | Plant. | પ્લૅન્ટેગો મેજર | ø,૧x,૩,૬ | કેળાંનો અર્ક. |
| **Platinum** | Platinum | Plat. | પ્લૅટીનમ. | ૩x,૫,૬,૧૨,૩૦ | પ્લૅટીનમ નામની સોના કરતાં વધારે કિંમતી ધાતુ |
| Plumbum Metallicum | Lead | Plumb. | પ્લમ્બમ | ૩x,૩,૫ | સીસું. |
| Podophyllum | May-apple | Podoph. | પૉડૉફાઇલમ | ø,૧x,૩x, | |
| Psorinum | The nosode of Psora | Psorin. | સોરીનમ | ૩૦,૨૦૦,૧૦૦૦ | |
| **Pulsatilla Nigricans** | Pulsatilla | Puls. | પલ્સેટીલા નાઇગ્રીકન્સ | ø,૧x,૩x,૩,૬,૨૦૦ | |
| Pyrogenium | Sepsin | Pyro. | પાયરોજેનીઅમ | ૬,૩૦,૨૦૦ | |
| Ranunculus Bulbosus | Crowfoot | Ran. Bul. | રેનન્ક્યુલસ બલ્બોસસ | ø,૧x,૩x,૩ | |
| Ratanhia | Krameria, Rhatany | Ratan. | રૅટેનીઆ | ૧,૩x | |
| Rheum | Rhubarb | Rheum. | રીઅમ | ૧,૩x | |
| Rhododendron | Rosebay | Rhod. | રૉડોડેંડ્રોન | ૧,૩x,૩ | |
| **Rhus Toxicodendron** | Poison Ivy | Rhus. | રસ ટૉકસીકૉડેન્ડ્રોન | ø,૧x,૩x,૩ | |
| Robinia Pseudacacia | Locust Tree | Rob. | રોબીનીઆ સ્યુડાકેસ્યા | ø,૧x,૩x | |
| Rumex Crispus | Yellow dock | Rumex. | રૂમેક્સ ક્રિસ્પસ | ø,x | |
| Ruta Graveolens | Rue | Ruta. | રૂટા ગ્રેવીઓલેન્સ | ø,૧,૩x | સીતાબ. |
| Sabadilla | Cevadilla | Sebad. | સેબાડીલા | ø,૧,૩x,૩ | |
| **Sabina** | Savin | Sabi. | સેબીના | ø,૧x,૩x | |
| Sambucus Niger | Elder | Samb. | સેમ્બ્યુકસ નાઇજર | ø,૧x,૩x,૩ | |
| Sanguinaria Canadensis | Blood-root | Sang. | સૅન્ગ્વીનેરીઆ કેનેડેન્સીસ | ૧x,૧,૩x | |
| Santoninum | Santonin | Sant. | સેન્ટોનીનમ | ૧x,૧ | કરમાણી અજમાનું સત્વ. |
| Sarza | Sarsaparilla | Sarz. | સાર્સાપરીલા | ø,૧x,૩x | સાર્સાપરીલા. |
| **Secale Cornutum** | Ergot | Sec. | સીકેલી કૉર્ન્યુટમ | ø,૧x,૩x,૩ | |
| Senecio Aureus | Life Root | Senec. | સીનીસીઓ ઑરીઅસ | ø,૩x | |

૮૫

| | | | | | |
|---|---|---|---|---|---|
| **Senna** | Senna | Sen. | સેના | ø,૧x૩x | મીઢીઆવળ, સોનામુખી |
| **Senega** | Snake root | Seneg. | સેનિગા | ø,૧x,૩x | |
| **Sepia** | A colouring liquid found in the ink bag of the cuttle fish | Sep. | સેપીઆ | ૩x,૬,૧૨,૨૦૦ | |
| **Silicea** | Pure Flint | Sil. | સીલીસ્યા | ૩x,૬,૧૨ | ચકમકનો પત્થર. |
| Skookum Chuck | A mineral Salt | Skook. Ch. | સ્કુકમ ચક | ૧x,૬x | |
| **Spigelia** | Pink root | Spig. | સ્પાઇજીલીઆ | ૧x,૩x,૩,૬ | |
| Spongia Tosta | Turkey Sponge | Spong. | સ્પન્જીઆ | ૧x,૩x,૩ | વાદળી. |
| **Stannum** | Tin | Stann. | સ્ટેનમ | ૩x,૫,૬,૧૨ | શુદ્ધ કલઇ. |
| **Staphisagria** | Stavesacre | Staph. | સ્ટૅફીસેગ્રીઆ | ૧x,૩x,૩,૬ | |
| Sticta Pulmonaria | Lungwort | Stict. Pul. | સ્ટીકટા પલ્મોનેરીઆ | ø,૧x,૩, | |
| Stillingia Sylvatica | Queen's delight | Still. | સ્ટીલીન્જીઆ સીલ્વેટીકા | ø,૧x,૩x, | |
| **Stramonium** | Thorn-apple | Stram. | સ્ટ્રૅમોનીઅમ | ø,૧x,૩x,૩ | ધંતુરો. |
| Strychnia | An alkaloid of Nux V. | Strych. | સ્ટ્રીક્નીઆ | ૧,૩x,૬ | ઝેરકોચલાંમાંથી કાઢેલું એક સત્વ. |
| **Sulphur** | Sublimed Sulphur | Sulph. | સલ્ફર | ø,૩,૬,૧૨,૨૦૦ | શુદ્ધ ગંધક. |
| Symphytum | Confrey | Sym. | સીમ્ફાઇટમ | ø ના માત્ર ૧ થી ૧૦ ટીપાં, | |
| Syphilinum | The virus of syphilis | Syph. | સીફીલીનમ | ૩૦,૨૦૦,૧૦૦૦ | |
| **Tabacum** | Tobacco | Tabac. | ટૅબૅકમ | ૩x,૩,૬ | તંબાકુ. |
| **Taraxacum** | Dandelion | Tarax. | ટૅરૅકસેકમ | ø,૧x | |
| **Tellurium** | A semi-metallic element | Tellur. | ટેલ્યુરીઅમ | ૩x,૫,૬,૩૦ | |
| **Terebinthina** | Oil of Turpentine | Tereb. | ટેરીબિન્થીના | ø,૧x,૩x | ટરપેન્ટાઇન. |
| **Teucrium** | Cat Thyme | Teuc. | ટયુક્રીઅમ | ૧x,૩x | |
| **Thlaspi Bursa Pastoris** | Shepherd's Purse | Thlaspi. Bur. Pas. | થલૅસ્પી બર્સા પૅસ્ટોરીસ | ø,ના ૧થી ૨૦ ટીપાં | |
| **Thuja Occidentalis** | Arbor Vitæ | Thuja. | થ્યુજા ઑકસીડેન્ટેલીસ | ૩x,૬,૧૨ | |
| **Tuberculinum** | The nosode of Tubercle | Tuberc. | ટ્યુબર્ક્યુલીનમ | ૩૦,૨૦૦,૧૦૦૦ | |
| Uranium Nitricum | Nitrate of Uranium | Urni. Nit. | યુરેનીઅમ નાઇટ્રીકમ | ૧x,૩x | |
| Urtica Urens | Dwarf Nettle | Urt. U. | અર્ટીકા યુરેન્સ | ø,૧ | |
| Ustilago | Corn smut | Ust. | યુસ્ટીલેગો | ø,૩x,૩૦,૨૦૦ | |
| Uva Ursi | Bearberry | Uva. | યુવા અર્સી | ø,૧x,૩x | |
| **Vaccininum** | A nosode of vaccine | Vaccin. | વૅકસીનીનમ | ૩૦,૨૦૦,૧૦૦૦ | |
| **Valeriana Officinalis** | Valerian | Val. | વૅલેરીએના ઑફીસીનાલીસ | ø,૧x | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| **Veratrum Album** | White Hellebore | Ver. Alb. | વિરેટ્રમ આલ્બમ | ૧x,૩x૩ | |
| ,, **Viride** | American Hellebore | Ver. Vir. | વિરેટ્રમ વીરીડી | ø,૧x,૩x,૩ | |
| **Verbascum** | Great Mullein | Verbas. | વર્બૅસ્કમ | ø,૧x,૩x,૩ | |
| **Vinca Minor** | Lesser Periwinkle | Vin. M. | વિન્કા માઇનૉર | ø,૧x,૩x | |
| **Viola Odorata** | Sweet violet | Viola O. | વાયોલા ઑડોરેટા | ø,૧x,૩x | |
| ,, **Tricolor** | Pansy; Heart's ease | Viola Tric. | વાયોલા ટ્રાઇકોલર | ø,૧x,૩x | |
| **Xanthoxylum Fraxineum** | Prickly ash | Xanth. | ઝેન્થોક્સીલમ ફ્રેક્સીનીઅમ | ø,૧x,૩x | |
| **Zinci Valeriana** | Valerianate of Zinc | Zinc. Val. | ઝીન્કસી વેલેરીઆના | ૧,૩x | જસત અને વેલેરીઅનના સંયોગથી થયેલો ક્ષાર. |
| **Zincum Metallicum** | Zinc. | Zinc. | ઝીન્કમ મેટાલીકમ | ૩x,૫ | શુદ્ધ જસત. |

# ભાગ ૧૪ મો.

## જીવનરસાયણશાસ્ત્ર પ્રમાણે ચિકિત્સા.

( The Biochemic Treatment of Diseases. )

આ ભાગમાં કેટલાક મુખ્ય વ્યાધિઓની ચિકિત્સા જીવનરસાયણશાસ્ત્રની પદ્ધતિ અનુસાર આપેલી છે, અને ઔષધો પણ તેજ શાસ્ત્રનાં બતાવ્યાં છે. વ્યાધિઓનો ક્રમ ગુજરાતી ભાષાના મૂળાક્ષરોના ક્રમ પ્રમાણે રાખ્યો છે, જેથી હરકોઇ વ્યાધિની ચિકિત્સાદિ બાબતો શોધી કાઢતાં મુશ્કેલી પડે નહિ. ચિકિત્સા બતાવવામાં ઉપયોગી ઔષધનું નામ આપીને તેની સામે જે જે લક્ષણોમાં તે ઔષધ ફાયદો કરી શકે છે, તે તે લક્ષણોનું વર્ણન આપ્યું છે. હોમિયોપૅથિની માફક જીવન રસાયણશાસ્ત્રમાં પણ એક દવાની જગ્યાએ બીજી દવા કોઇ વખત ચાલી શકતી નથી, અને તેથી દર્દીનાં લક્ષણોનું બરાબર અવલોકન કરવાની જરૂર આ પદ્ધતિ પ્રમાણે પણ રહે છે. વળી એ વાત પણ ધ્યાનમાં લેવા જેવી છે કે આ પદ્ધતિ પ્રમાણે દર્દીનો અમુક રોગ હડાડવો કે મટાડવો એવું કાંઇ નથી, પણ અમુક દોષ યુક્ત ચિન્હો જે દેખાવા લાગ્યાં હોય, તે ચિન્હો એમ સૂચના કરતાં હોય છે કે અમૂક સ્થળે તંતુઓની અંદર અમુક ક્ષાર ખૂટી ગયો છે, અને તે ક્ષારને પુરો પાડવાની જરૂર છે; એટલે જ્યારે તે ક્ષાર પુરો પાડવામાં આવે છે, ત્યારે પેલાં દોષયુક્ત ચિન્હો દૂર થાય છે. કેટલીક વખત એવું બને છે કે જ્યારે કોઇ અમુક ક્ષાર આપવાથી અમુક ચિન્હો દૂર થાય છે, ત્યારે બીજાં નવાં ચિન્હો ઉદ્ભવે છે, અને તે કોઈ બીજા ક્ષારને સૂચવે છે. એવે પ્રસંગે હિંમત નહિ મૂકી દેતાં તુરત તે બીજો ક્ષાર આપવા માંડવો. આ પ્રમાણે બે ચાર ક્ષાર એક પછી એક આપવાની જરૂર પડે તો બેશક આપવા. કોઇવાર બે ક્ષાર એક પછી એક થોડે થોડે અંતરે વારાફરતી આપવાની જરૂર લાગે, તો અપાય છે.

તીક્ષ્ણ વ્યાધિમાં સાધારણ રીતે ૩× વાળી બનાવટો વપરાય છે, અને જીર્ણ વ્યાધિમાં ૬× વાળી વપરાય છે, પણ તે છતાં ૧× થી માંડીને ૩૦ અને તે ઉપરાંતના અંશો આપવાની પણ જરૂર પડે છે. વ્યાધિ જ્યારે જીર્ણ વધારે થાય છે, ત્યારે ઉંચા અંશો વધારે કામના છે.

આ દવાઓ સાધારણ વ્યાધિઓમાં માત્ર ચૂર્ણ રૂપે મોઢામાં મુકીને ગળે ઉતારી દેવાય છે, કેમકે તેમાં સ્યુગર ઑફ મિલ્કની મીઠાસ ભળેલી હોય છે. ઉગ્રરૂપના વ્યાધિઓમાં, અને જીર્ણ વ્યાધિઓમાં વધારે સારી અસર કરવાને ખાતર દવાઓને જરા ગરમ પાણીમાં મેળવીને આપવાની જરૂર હોય છે.

અમે આ ભાગમાં બનતાં સુધી દરેક વ્યાધિની બાયોકેમિક ચિકિત્સા પછી હોમિયૉપૅથિક દવાઓનાં નામ આપ્યાં છે, તેનો હેતુ માત્ર એટલોજ છે કે હોમિયૉપૅથિના અભ્યાસીને તે દવાઓ જલદી સ્મૃતિમાં આવે, અને જીવન રસાયણ સાથે તેમને સરખાવી શકે. જેઓ આ ભાગનો ઉપયોગ ખરેખરા અભ્યાસને ખાતર નહિ કરતાં માત્ર ઉપચારને ખાતર દવાઓ શોધતા હોય, તેમને અમારી ખાસ વિનંતિ છે કે હોમિયૉપૅથિની દવાનાં નામ વાંચીને તુરત તે દવાઓ અજમાવવા પ્રયાસ કરવો નહિ. વળી અમે જે લીસ્ટ એ પ્રમાણે આપ્યું છે, તે ઉપરથી હોમિયૉપૅથિના અભ્યાસીએ એમ ન સમજવું કે માત્ર એટલીજ દવા કામમાં આવતી હશે. અમે તો માત્ર જે દવાઓ તે તે વ્યાધિઓમાં વધારે ઉપયોગી થઈ પડે છે, તેનાંજ નામ માત્ર સૂચન થવા માટે આપ્યાં છે, પણ હરકોઇ વ્યાધિએ શરીરનો એક એવી જાતનો દોષ છે કે તેમાં હરકોઇ લક્ષણોને લીધે હોમિયૉપૅથિની હરકોઇ ગમે તે દવાની જરૂર પડે, માટે કોઇ પણ પ્રસંગે અમુક દવાઓનેજ વળગી રહેવાનો આગ્રહ રાખવો નહિ.

# અજીર્ણ, અપચો, ક્ષુધામંદ, ઉલટી, મોળ આવવી ઇત્યાદિ.

(Indigestion and other gastric disorders).

પેટમાં ઘણાં ખરાં આવાં દર્દો પાચન કરનારા રસમાં પુરતા ક્ષારો નહિ હોવાથી થાય છે.

**ફેરમ ફોસ:**—હોજરીના વરમને લીધે પેટમાં દુખતું હોય અને ખોરાક પચ્યા વગર ઉલટીમાં નીકળી જતો હોય, તથા હોજરીના ભાગમાં શેક કરવાથી ફાયદો થતો હોય ત્યારે. **અજીર્ણને લીધે તાવ આવ્યો હોય,** અગર હોજરીના વરમ સાથે તાવ આવ્યો હોય, અગર તાવ આવ્યા પછી હોજરી ઉપર લોહીનું ભ્નેસ હોય ત્યારે. ખોરાક ખાધો હોય તેના ઓડકાર આવતા હોય ત્યારે; અપચો થયો હોય ને તેથી ચ્હેરો ગરમ ને લાલચોળ થયો હોય ત્યારે; ફેરમ ફોસની ખોટ હોય છે, ત્યારે **જીભ સ્વચ્છ ને લાલ હોય છે,** અગર કાળાશ પડતી લાલ અને સુજેલી હોય છે.

વળી હોજરીના સ્નાયુઓ ઢીલા પડી ગયા હોય, અને તેથી પચતું ન હોય, તથા ચ્હેરો સુજેલો હોય ને ચામડી બળતી હોય ત્યારે; શરદી લાગ્યા પછી પેટમાં દુખતું હોય, અને પાતળો ઝાડો આવતો હોય ત્યારે; શરીરમાં થોડો એક તાવ રહેતો હોય, અને ક્ષુધામંદ પડી હોય ત્યારે.

**કાલી મ્યુર:**—સવારમાં **જીભ ઉપર સફેદ** અગર ભુખરી સફેદ છારી રહેતી હોય ત્યારે; યકૃતના ભાગમાં દુખતું હોય, અને તે સાથે અજીર્ણ રહેતું હોય ત્યારે; કાંઇ પ્રવાહી બહુ ગરમ પીવાથી હોજરીમાં દાહ થયો હોય અગર ઉપરનું પડ દાઝયું હોય ત્યારે આ ક્ષાર સારો ફાયદો કરે છે.

યકૃત કામ ન કરતું હોય, અને તેથી પેટમાં બાદી લાગતી હોય; અગર ઘણો ભારે ખોરાક કે ઘી તેલ વાળો ખોરાક લીધાથી પેટમાં ભાર લાગતો હોય ત્યારે; પાચન ક્રિયાના દોષથી જ્વર આવ્યો ત્યારે બીજી સ્થિતિમાં **ફેરમ ફોસ** વાપર્યા પછી; અજીર્ણની સાથે ઝાડો બંધ હોય ત્યારે.

**નેટ્રમ ફોસ:**—અજીર્ણને લીધે **ખટાસ** વધી ગઇ હોય ત્યારે; ખાટા ઘચરકા આવતા હોય, જીભની પછવાડેના ભાગમાં, પાતળી, ભીની, ને પીળી છારી હોય ત્યારે; વળી હોજરીમાં ક્ષત પડયું હોય ત્યારે; ખાધા પછી પેટમાં દુખાવો થતો હોય અને ખાટા ઓડકાર આવતા હોય ત્યારે; હોજરીના ભાગમાં દાહની લાગણી થતી હોય (heart-burn) ત્યારે; ક્ષુધા મંદ પડી ગઈ હોય, અને શરીરમાં ખટાસ વધતી હોય ત્યારે;

**નેટ્રમ મ્યુર:**—અજીર્ણ હોય, અને **મોઢામાં** પાણી આવ્યા કરતું હોય અગર ફીણુવાળતા પાણીની (ખાટી નહિ) ઉલટી થતી હોય ત્યારે; ઉપરના ચિન્હ સાથે કબજીઅત હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફોસ:**—અજીર્ણમાં બીજા ક્ષારોસાથે આપવાથી સારો ફાયદો કરે છે. આ ક્ષારથી ખોરાકનાં રજકણો છુટાં છુટાં થઇ જાય છે, ને તેથી જલદી પચી જાય છે **ગમે તેટલો થોડો ખોરાક કે થંડું પાણી લેવાથી પણ પેટમાં દુખવા માંડતું હોય ત્યારે** આ ક્ષાર આપવો. ડા. ફોસ્ટર કહે છે કે હોજરીમાં અતિશય પવન ભરાણો હોય તે દૂર કરવા માટે આ અકસીર ઇલાજ છે. શરીર નબળું હોય, અગર જ્વર આવી ગયો હોય તે પછી, ક્ષુધા મંદ હોય ત્યારે આ ક્ષાર આપવાથી પાચન શક્તિ સુધરે છે ને શરીરમાં લોહી ભરાય છે.

**કાલી ફોસ:**—મગજના તંતુઓની નબળાઇ કે દોષને લીધે પાચનક્રિયા મંદ રહેતી હોય, ત્યારે અગર ભસ્મકરોગ થયો હોય, અગર ખાધા પછી પણ જાણે કાંઇ ખાધું નથી એમ લાગતું હોય, અને ખાધા છતાં શરીરને કાંઇ ટેકો મળતો ન હોય ત્યારે; હોજરી ઉપર થોડાક ભાગમાં કાયમ દુખાવો રહ્યા કરતો હોય ત્યારે; તરસ બહુ લાગ્યા કરતી હોય; હોજરીમાં ક્ષત કે ચાંદુ પડયું હોય ત્યારે, રક્તાશયની નબળાઈ હોય અને તે સાથે અજીર્ણ થતું હોય તથા ડાબી બાજુમાં કાંઇ મુઝવણ લાગતી હોય ત્યારે.

**કાલી સલ્ફ:**—હોજરીના શ્લેષ્મ પડનો વરમ જીર્ણ થઇ ગયો હોય ત્યારે જીભ ઉપર પીળી છારી હોય અથવા **જમ્યા પછી હોજરીમાં બહુ ભાર લાગતો હોય અને જીભ ઉપર પીળી છારી રહેતી હોય ત્યારે;** જમણા નળમાં ડુંટી નજીક ઉંડો દુખાવો રહેતો હોય ત્યારે; જ્યારે **મેગ્નીસી-**

**અમ ફૉસ** આપવાથી દુખાવો નરમ પડે નહિ ત્યારે આ ક્ષાર આપવો.

**મેગ્નીસીઅમ ફૉસ:—જીભ સાફ** હોય તો પણ પેટમાં **વાયુ જણાતો હોય,** અને ગોળા વળતા હોય અગર **ચુંક કે આંકડી** આવતી હોય; સહેજ ધચરકા કે ઓડકાર આવતા હોય પણ તેથી ફાયદો લાગતો ન હોય; શેક કરવાથી કે ગરમ પાણી પીવાથી ઠીક થતું હોય; પેટમાં જાણે કોઇ બટકા ભરતું હોય અને કરડી ખાતું હોય તેવું દરદ થતું હોય ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**નેટ્રમ સલ્ફ:—**પિત્તનો પ્રકોપ હોય, મોઢામાં કડવો સ્વાદ લાગતો હોય, કડવી ઉલટી થતી હોય; જીભ ઉપર **ભુખરો લીલો** થર જામ્યો હોય; માથું દુખતું હોય, ફેર આવતા હોય, સુસ્તિ જણાતી હોય; યકૃતના ભાગમાં તણખાની મીસાલે દરદ થતું હોય, પિત્તની કે લીલા રંગની ઉલટી થતી હોય ત્યારે;

**સીલીસ્યા:—**બચ્ચું ધાવે કે તરત તેને ઉલટી થતી હોય, લાંબા વખતથી અજીર્ણ રહ્યા કરતું હોય, અને ખાટા ઓડકાર આવતા હોય, શરીરને પોષણ મળતું ન હોય, કાચો દસ્ત ઉતરી જતો હોય, ખોરાક બરાબર લોહી સાથે મળતો ન હોય, ઇત્યાદિ માટે આ દવા ઘણી સારી છે.

### સાજા થએલ કેસ.

એક જણને વખતો વખત હોજરીના ભાગમાં બીમારી થઇ આવતી, અને વખતે રાતમાં પણ દુખવા માંડતું, તે કેટલીક વખત અડધો કલાક કે કલાક ચાલતું; તેની ક્ષુધા મંદ પડી ગઇ હતી. **ફેરમ ફૉસ** આપ્યાથી તેને ઠીક થયું, અને ખૂબ ભુખ ઉઘડી. ( રો. )

એક જુવાન માણસને ઘણા વખતથી અજીર્ણ જણાતું હતું તેને કેટલીક દવાઓ આપી જોઇ તેથી ફાયદો થયો નહિ. છેવટે તેના **તાળવાના ભાગમાં પીળાશ પડતી** છારી જોવામાં આવી, આથી **નેટ્રમ ફૉસ** આપવા માંડયું ને તેને લીધે તેને થોડા વખતમાં આરામ થયો ( સી. એચ. જી. )

એક સાઠ વર્ષના વૃદ્ધ માણસને અજીર્ણ વર્તાતું હતું; તેનો ચ્હેરો ફીક્કો ને લેવાઇ ગયેલો હતો; ભુખ લાગતી નહોતી; ચેન પડતું નહોતું, આંતરડાં બરાબર કામ કરતાં નહોતાં, ઝાડો કોઇ કોઇવાર બંધ રહેતો હતો; જીભ ઉપર તપખીરીઆ રંગની પીળાશ પડતી છારી રહેતી હતી, મોઢામાં કડવાટ રહેતો હતો. ચામડી ઉપર કરચલી પડી ગઇ હતી, પેટ બેસી ગયું હતું, તથા ખાધા પછી પેટમાં કાંઇક બળતું હોય એમ લાગતું હતું, તે કોઇ એક ડાકટરની પાસેથી "આર્જેન્ટમ" નામની દવા લેતો હતો, પણ તેથી તેને કાંઇ ફાયદો થયો નહિ; ને તે દિવસે દિવસે સુકાતો ગયો. તેની હકીકત સાંભળીને, અને તેનું શરીર જોઇને મને એમ લાગ્યું કે તેને અજીર્ણ જણાતું હતું, તે ખરી રીતે અનાજ બરાબર લોહીમાં ભળી જતું નહોતું તેને લીધે હતું, ને તેથી મેં તેને **નેટ્રમ સલ્ફ** ૭ અંશવાળું તથા તેના મગજને પુષ્ટિ મળવા માટે **કાલી ફૉસ** ૭ અંશવાળું આપવા માંડયું. પંદર વિશ દિવસ તેણે આ દવા લીધી એટલે તેની ભુખ ઉઘડી, અને હોંસીઆરી આવવા લાગી. ( એ. પી. ડેવીસ એમ. ડી. )

ચુંમાળીશ વર્ષના એક જાગીરદારે કેટલાક અઠવાડીઆ ઉપર મને લખ્યું હતું કે "તમે આપેલી દવા મેં લીધા કરી છે, અને ખાવાની પરહેજી પાળી છે; તો પણ મારી તન્દુરસ્તી તેવી ને તેવીજ છે, ખરાબ છે, પણ સારી નથી. મારી સ્થિતિ આવી છે ૧. મારા મોઢામાં કડવાટ લાગ્યા કરે છે; ૨. મારી જીભ ઉપર ફોદા ફોદા જેવી ને કડવી છારી વળેલી છે; ૩. દિવસના વખતમાં ખાધા પછી કડવા કે સ્વાદ વગરના ઓડકાર આવ્યા કરે છે; ૪. મારો ચ્હેરો જરા પીળા રંગનો છે ૫. ભુખ લાગતી નથી, તરસ બીલકુલ લાગતી નથી; બીઅર દારૂ મને બહુ ગમે છે તે પણ મને ભાવતો નથી; ૬. મને ટાઢ વાયા કરે છે, અને જરા બેભાન જેવો રહું છું. મારા માથાને કાંઇ દરદ નથી, પણ એક આંખ ઉપર જરા ભાર હોય એવું લાગ્યા કરે છે. ૮. ઝાડો બરાબર આવતો નથી, કેમકે હું બહુ થોડું ખાઉં છું. આ બધું જોતાં મને લાગે છે કે પેટમાં પિત્તનો જમાવ થયો હશે. મારા દરદીનું પોતાનું કહેવું આ પ્રમાણે છે. આ ઉપરાંત મારે કહેવું જોઇએ કે મારા કહેવાથી દરદીએ હોમીઓપેથીનું નકસ વોમીકા ( ઝેર કોચલું ) અને પલસેટીલા લીધું હતું. તેણે ગયે વર્ષે કોઇ ડાકટરની સલાહથી મેરીઅન બાડનાં પાણીનો ઉપયોગ કર્યો હતો, હવે મેં તેને **નેટ્રમ સલ્ફ** દરરોજ ત્રણ વખત લેવા માટે મોકલ્યું, સાતેક દિવસ પછી તે દરદી મારી પાસે

આવ્યો ને ઉપકાર માનવા લાગ્યો, તે દવાથી ચમત્કારી ફાયદો થયો છે તેમ તેણે કહ્યું. ( સુન્ડર )

ઓગણત્રીસ વર્ષની એક સ્ત્રીને પાંચ વર્ષથી અજીર્ણના ચિન્હો વર્તાતાં હતાં. તેનો બાંધો લોહીઆળ હતો ને તેનો ચ્હેરાનો રંગ તેજદાર હતો. એક વખત જ્યારે તેણીનું શરીર ગરમ હતું, અને તેમાંથી પરસેવો નીકળતો હતો, તે વખતે ઘણું થંડું પાણી પીવાથી તેને પેટનું દરદ થઇ આવ્યું હતું. ત્યાર પછી તેને હાલમાં ખાવાની ઇચ્છા થતી નથી, અને દુધ પીવું પણ ગમતું નથી. ખાધા પછી તેને મોળ આવે છે, અને ઉલટી થાય છે, અને ઉલટીમાં એટલી બધી ખટાસ હોય છે, કે તેથી તેના દાંત અંબાઇ જાય છે. તેણી ખાટું તો જરાપણ ખાઇ શકતી નથી. માંસ, અને મીઠું ચડાવેલ મચ્છી ખાવાથી તેને પેટમાં દુખે છે, તેવીજ રીતે કેક ને કાફી પીવાથી પણ દુખે છે. સવારમાં કેટલીકવાર "બ્રેકફાસ્ટ" નો નાસ્તો લેવા પહેલાં પણ તેને મોળ આવે છે, ને હુબકા કરે છે; જો સવારમાં હુબકા આવે નહિ તો ખાધા પછી આવે છે. આ ઉપરાંત તેણીને માથાનો દુખાવો થઇ આવે છે. તેના કપાળમાં ને લમણામાં જાણે કોઇ હથોડા મારતું હોય તેવું દરદ થાય છે. પહેલાં ડાબા લમણામાં થતું, હમણાં જમણા લમણામાં થાય છે. તેણીને ત્રણ અઠવાડીએ ઋતુસ્રાવ થાય છે, ને તે વખતે ઘણું લોહી વહે છે. તેણીને રાતમાં સ્વપ્ન આવે છે. સવારમાં શરીર દુખે છે, ને સાંજના મુંઝવણ લાગવાથી કપડાં ખમી શકતી નથી. તેની નાડી એક મીનીટમાં ૧૦૦ વખત ચાલે છે. આટલું છતાં તેનું શરીર બહુ લેવાયું નથી. તે સ્ત્રીએ આ પ્રમાણે તેની હકીકત જણાવી, તેથી મેં ફેરમ ફૉસ દિવસમાં ત્રણ વખત જમ્યા પહેલાં લેવાનું કહ્યું. જ્યારે હું તેણીને ફરીથી મળ્યો ત્યારે તેણીએ કહ્યું કે હવે ઠીક રહે છે ( ડા. મોસ્સા. )

**હોમિયોપેથી**—ઍનાકાર્ડીઅમ, આર્જેન્ટમ નાઇટ્રીકમ, આર્સેનિકમ, કૅપ્સીકમ, કાર્બોવેજી, ચાઇના, ગ્રેફાઇટીસ, કાલી કાર્બ, લાઇકોપોડીઅમ, નકસ વૉમિકા, ફૉસ્ફરસ, પલ્સેટીલા, સેપીઆ, સલ્ફર.

---

## અતિનિદ્રા.

( Drowsiness ).

**નેટ્રમ મ્યુર:**—ઉંઘ બહુ આવતી હોય; જગાડયા છતાં ઉંઘવાનું મન થતું હોય; આંખમાં ઉંઘ ભરી રહેતી હોય; માથું ભારે રહ્યા કરતું હોય; મોઢામાંથી લાળ વહેતી હોય; સળેખમ થયું હોય અને નાકમાંથી પાણી નીકળ્યા કરતું હોય; ઝાડો બંધ રહેતો હોય; મગજ ઉપર ભેજ રહેતો હોય ને તેથી બહુ ઉંઘ આવતી હોય, હંમેશના જેટલી ઉંઘથી આરામ લાગતો ન હોય; સવારમાં શરીર થાકેલું લાગતું હોય, જીર્ણજ્વર રહેતો હોય ને તે સાથે ઉંઘ પણ બહુ આવતી હોય ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**નેટ્રમ સલ્ફ:**—પિત્ત વિકારને લીધે ઉંઘ બહુ આવતી હોય; જીભ ઉપર લીલી છારી રહેતી હોય, અને મોઢામાં કડવાટ લાગતો હોય, કમળાનાં ચિન્હ વર્તાતાં હોય ઇત્યાદિ વખતે.

**હોમિયોપેથી**—ઍકોનાઇટ, આર્નિકા ( થાક સાથે ઉંઘ હોય તો ), બેલાડોના, કેમ્ફોરા, કેન્નાબિસ ઇન્ડીકા, નકસવૉમિકા, નકસ મૉસ્કેટા, પલ્સેટીલા, ફૉસ્ફરસ, ગ્રેફાઇટીસ, ઍન્ટીમોનીઅમ ક્રુડમ (બપોરે ઉંઘ આવે તે માટે ), ચાઇના ( નબળાઇ સાથે ઉંઘ આવતી હોય તે માટે ).

---

## અર્શ, દુઝતા અર્શ, હરસ.

( Hemorrhoids ),

અર્શ થવાના કારણના ત્રણ ભાગ હોય છે, તે જો બરાબર સમજવામાં આવે, તો તેનો ઉપાય બરાબર થઇ શકે, અને ઉપાયમાં નિષ્ફળ થવાનો સંભવ રહે નહિ.

**પહેલી અનિયમિતતા:**—યકૃતના રસોમાં અમુક ક્ષાર—સોડીઅમ સલ્ફેટ અગર પોટાસીઅમ ક્લોરાઇડ—ઓછો થાય છે, અને તેથી કાંતો પિત્ત ઘટ્ટ થઇ જાય છે, અગર પિત્ત કમી થઇ જાય છે.

**બીજી અનિયમિતતા:**—બરાબર નહિ પચેલો ખોરાક, અને અસાધારણ અગર દૂષિત મળ આંતરડાના છેડા ( sigmoid flexure ) આગળ ઉપરના કારણને લીધે આવીને ભરાય છે.

**ત્રીજી અનિયમિતતાઃ**—આ દૂષિત, સડતા અને સહેજ દાહક મળને લીધે આંતરડાં બરાબર સંકોચ પામી શકતાં નથી, પણ માત્ર પોતાના વજનને લીધે તથા તેમાંથી પેદા થતા વાયુઓના હડસેલાને લીધે મળ આંતરડાંમાં આગળ ચાલતો જાય છે, અને ગુદાની આસપાસ ડુચાની માફક ભરાઇ રહે છે. જ્યારે મળ આંતરડામાં ડુચાની માફક ભરાઈ રહે છે, ત્યારે શ્લેષ્મ પડનો કેટલોક ભાગ પણ ટટાર ન રહેતાં ત્યાં દબાઇ તેની ભેગો ભળે છે, તેમાં વરમ થઇ આવે છે, અને કેટલીક વાર તેમાં ક્ષત પડે છે. ઘણી વખત શ્લેષ્મ પડનો ભાગ આ પ્રમાણે શિથિલ થઇ ગયા પછી, મળની સાથે ગુદાની બહાર નીકળે છે; આ સ્થિતિ બતાવી આપે છે કે સ્થિતિસ્થાપકતા કમી થયેલી છે, ને તેનું કારણ **કેલ્કેરીઆ ફ્લ્યુઓર** નામના ક્ષારની તંગી છે. શરીરના હરકોઇ છિદ્રોમાંથી જ્યારે અંદરનાં પડ બહાર નીકળતાં જણાય, ત્યારે આજ ક્ષારની ખામી હોય છે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઑરઃ**—આ મુખ્ય દવા છે, ને આની સાથે લોહી તથા જીભની સ્થિતિ જોતાં જે જે ક્ષારોની જરૂર લાગે તે તે ક્ષારો આપવા. **અર્શમાંથી લોહી પડતું હોય, અને તેની સાથે મસ્તક ઉપર લોહીનું જોર રહેતું હોય,** અંતર અર્શ થયા હોય, તથા પીઠની નીચે છેડાના ભાગ આગળ દુખાવો રહેતો હોય, જીભ ઉપર તરડીઆં પડયાં લાગતાં હોય; **અર્શની સાથે ઝાડાની કબજીઆત રહેતી હોય,** ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે. વળી આ ક્ષાર બહારથી વેસેલાઇનની સાથે લગાડાય છે અગર પાણીમાં ગાળીને તેમાં લીન્ટ બોળીને પણ મુકાય છે.

**ફેરમ ફૉસઃ**—હરસમાંથી **લાલચોળ લોહી** પડતું હોય, અને જલદીથી થીજી જતું હોય ત્યારે; વળી બહારથી આ ક્ષાર લગાડવાથી સોજો ને દુખાવો નરમ પડે છે.

**કાલી મ્યુરઃ**—જ્યારે લોહી કાળું, અને જાડું હોય ત્યારે કેલ્કેરીઆ ફ્લ્યુઓરની સાથે તંતુઓ શિથિલ થયાં હોય તેને સારાં કરવા માટે આપવું.

**કાલી સલ્ફઃ**—જ્યારે જીભ ઉપર પીળી ને ચળકતી છારી હોય ત્યારે કેલ્કેરીઆ ફ્લ્યુઓરની સાથે ક્રમવાર અપાય છે.

**નેટ્રમ સલ્ફઃ**—આંતરડાના છેડા આગળ ગરમી લાગતી હોય તથા પિત્તનો દોષ લાગતો હોય ત્યારે; વળી આ સાથે જીભની પરીક્ષા કરવી ને આ ક્ષારની જરૂર જણાય તો કેલ્કેરીઆ ફ્લ્યુઓરની સાથે ક્રમવાર આપવો.

**કેલ્કેરીઆ ફૉસઃ**—નબળા બાંધાના માણસને હરસ થયા હોય ત્યારે બીજી દવાની સાથે આ પણ પુષ્ટિ આપવાને ખાતર અપાય છે.

**નેટ્રમ મ્યુરઃ**—જ્યારે મોઢામાં બહુ થુંક રહેતું હોય, અને દસ્ત કઠણ, સુક્કો અને કટકે કટકે આવતો હોય ત્યારે.

**મેગ્નીસીઅમ ફૉસઃ—અર્શ દુખતા હોય ત્યારે;** ખાસ કરીને જ્યારે બાહ્ય અર્શમાં સુયા ભોંકયા જેવું તીક્ષ્ણ સણકા મારતું થતું હોય ત્યારે.

**સીલીસીઆઃ—અર્શમાં અતિશય** દરદ થતું હોય, અંદરથી જાડું પીળાશ પડતું પાસ નીકળતું હોય, ચળ આવતી હોય, અને વૃષણમાં તેમજ ગુદાની અંદર પણ દરદ થતું હોય ત્યારે.

## સાજા થયેલા કેસો.

મી. એફ. એ. નામના એક ગૃહસ્થને અર્શમાં વખતોવખત લોહી પડતું હતું; તેણે બાહ્યોપચાર ઘણા કરી જોયા હતા; તેને **કેલ્કેરીઆ ફ્લ્યુઓર** (૩ અંશવાળો) રોજ રાત્રે આપવાથી ફાયદો થયો. (જ્યોર્જ ડબલ્યુ. કેરી એમ. ડી.)

મેં દુઝતા અર્શના ઘણા કેસોમાં **કાલી મ્યુરનો** ક્ષાર જ્યારે લોહી કાળું ને જાડું હોય છે, ત્યારે **કેલ્કેરીઆ ફ્લ્યુઑરની** સાથે આપ્યો છે, ને તેથી ઘણાને ફાયદો થયો છે; અગર જો કે મને એમ લાગ્યું છે કે **કેલ્કેરીઆ ફ્લ્યુઑર** એકલું પણ અંતર અર્શ, બાહ્ય અર્શ, ને દુઝતા અર્શમાં પણ જરૂરનું છે, વળી જ્યારે જીભ જોતાં જરૂર લાગતી ત્યારે મેં **નેટ્રમ સલ્ફ** અને **કાલી સલ્ફ** પણ વાપર્યા છે. ( ચાર્લ્સ. એફ. રાઇટ, એમ. ડી. )

**હોમિયૉપૅથી—**ઍલોઝ, હૅમામિલિસ, નકસ-વૉમિકા, ઇગ્નેશ્યા, લાઇકોપોડીઅમ, સલ્ફર, ગ્રેફાઇટીસ, આર્સેનિકમ, કૅપ્સીકમ, મ્યુરીઆટીકમ ઍસિડમ.

## અસ્થિના વ્યાધિ–અસ્થિ વ્રણ ઇત્યાદિ

( Diseases of Bones ).

**કેલ્કેરીઆ ફૉસ:**—હાડકાના તમામ વ્યાધિ (જખમ સિવાય) આ ક્ષારની ખામીને લીધે થાય છે, કેમકે ચુનો એ હાડકાનું મુખ્ય તત્વ છે, અને આ ક્ષારથી તે પુરૂં પડે છે. જ્યારે હાડકાં નબળાં અને કુણાં હોય ત્યારે, તેમજ શસ્ત્રક્રિયા કર્યા પછી જલદી હાડકાં સંધાઇ જાય તે માટે. વળી બચ્ચાંના પગ વળી ગયેલા રહેતા હોય ત્યારે, તેમજ કરોડ વાંકી વળી ગયેલી રહેતી હોય તે વખતે અસ્થિવ્રણ હોય ત્યારે બીજી દવા સાથે ક્રમવાર.

**સીલીસીઆ:**—અસ્થિવ્રણમાં જ્યારે જાડું પીળું ને ગંધાતું પરૂ નીકળતું હોય ત્યારે, બસ્તીની બાજુના હાડકામાં વ્યાધિ થયો હોય ત્યારે, તથા પરૂ દુર્ગંધ મારતું હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઑર:**—હાડકામાંથી રજકણો બહાર નીકળતાં હોય અને તેની કોર ઉપર કઠણ ખડબચડી કિનારી કરતાં હોય ત્યારે આ ક્ષારની જરૂર છે. હાડકાની સપાટી ઘસાઇ ગઇ હોય, અને કઠણ ખડબચડા લચકા જામતા હોય ત્યારે. સજેખમ થઇને જ્યારે નાકના હાડકામાં સડો પેઠો હોય અને ખરાબ વાસ નીકળતી હોય ત્યારે; હાડકાની સપાટી ઉપર ચાંદાં પડયાં હોય ત્યારે; તથા અવતરેલ બાળકના મસ્તક ઉપર લોહીની ગ્રંથી થઇ હોય ત્યારે સીલીસીઆના કરતાં આ વધારે ફાયદો કરે છે.

**કેલ્કેરીઆ સલ્ફ:**—અસ્થિમાં જ્યારે ચાંદાં પડયાં હોય અને પરૂ વહેતું હોય ત્યારે.

**ફેરમ ફૉસ:**—જ્યારે અસ્થિના કોમળ ભાગમાં વરમ થયો હોય, અને તે સાથે ગરમી અને દુખાવા હોય ત્યારે.

અસ્તિ અને નિતંબના સાંધામાં વ્યાધિ થયો હોય ત્યારે પ્રથમ આ ક્ષાર આપવો. વળી કોઈ પણ અસ્થિ કે તેના પડના વરમની શરૂઆતમાં પણ આપવો.

**કાલી મ્યુર:**—અસ્થિ અને તેના પડના વરમની બીજી સ્થિતિમાં.

**કાલી ફૉસ:**—જ્યારે અસ્થિનું પોષણ બરાબર ન થતુ હોય તથા ભૂડો વાસ મારતો આવતો હોય ત્યારે.

**નેટ્રમ સલ્ફ:**—હાડમાં દુખાવો રહેતો હોય અને સાંધા અકકડ થઇ જતા હોય ત્યારે, તથા તેમાં એક જાતનો સડો (Sycosis) થતો હોય ત્યારે.

**સાજા થએલા કેસ.**

ડેઝી નામની અઢાર મહિનાની એક છોકરી હતી તેને બીલકુલ હાડકાં વધતાં નહોતાં. શરીરે નાની લાગતી હતી અને માત્ર ચારજ દાંત આવ્યા હતા. તેના માથાના અસ્થિ સંધાયા નહોતા, ચ્હેરો ફીકકો હતો તથા તેનો સ્વભાવ પોચો હતો. તેને દરરોજ “ કલ્કેરીઆ ફોસ અને કાલી ફોસ ” આપવાથી ફાયદો થયો. તેને બે મહિનામાં અગ્યાર દાંત આવ્યા, અને તે દરમ્યાન જરાપણ દુખી થઇ નહિ અને માથાના અસ્થિ સંધાઇ ગયા (જે. બી. ચેપમેન)

ચૌદ વર્ષની એક માબાપ વગરની છોકરી હતી તેને પગે હાડકાનું દરદ ઘણા વખતથી થયું હતું. અને તેના ડાકટરે તેને પગ કાપવાની સલાહ આપી તેના લાગતાવળગતાઓને તેથી ઘણી ફીકર લાગી, અને આ નવા ઉપાયો અજમાવી જોવાનો વિચાર કર્યો. તેને દર કલાકે ‘સીલીસીઆ” નું એકેક પડીકું ખાવા આપ્યું તથા બહારથી તેને પાણીમાં પલાળી તેમાં લુગડું બોળીને તે ઉપર લગાડવાનું કહ્યું. પાંચમે દિવસે ઘુંટીનું હાડકું એટલું બધું સારૂં થઇ ગયું કે તે કાપવાની કાંઇ જરૂર રહી નહિ. તેણે થોડાક વધારે દિવસ સુધી દવા લીધી તેથી તે તદન સાજી થઇ ગઇ. (એમ. ડી. ડબલ્યુ.)

**હોમિયો.**—ઑરમ, મર્ક્યુરીઅસ, મેઝેરીઅમ, નાઇટ્રીકમ ઍસિડમ, ફૉસ્ફરસ, સલ્ફર.

---

## અસ્થિદોષ.

### બચ્ચાના હાડકાંની નબળાઇ.

( Rachitis. )

**કેલ્કેરીઆ ફૉસ:**—બચ્ચાંઓને ખોરાક નહિ જરવાથી તેઓ દુબળાં, હાડકાના માળા જેવાં, દેખાય છે, તથા તેમનાં હાડકાં નરમ ને અતિશય પોચાં હોવાથી, જલદી વળી જાય તેવાં હોય છે; તેમના મસ્તકનાં અસ્થિ બરાબર જોડાયાં હોતાં નથી, અને તેમને જલદીથી દાંત આવતા નથી; તેમની કરોડ કઠણ નહિ હોવાથી વળીજાય છે, તેઓ ટટાર બેસી શકતાં નથી કે ઉભાં થઈ શકતાં નથી; તેમનું માથું તેઓ ઉચકી શકતાં નથી; આ સઘળાનું

કારણ એ છે કે તેમના શરીરમાં ચુનાનો ક્ષાર (ફૉસ્ફૉરીક આસિડ સાથેનો જે ક્ષાર થાય છે, તે) ઓછો હોય છે; બચ્ચાંને ઘણીવાર દુધ સાથે ચુનાનું નિતરૂં પાણી આપવામાં આવે છે, પરંતુ તેથી ખરી પુષ્ટિ મળતી નથી. માટે આ ક્ષાર આપવાની જરૂર છે. આવા બચ્ચાંને ઝાડો રહેતો હોય ત્યારે પણ આજ દવાથી મટી જાય છે. જે સ્ત્રીના બચ્ચાં અસ્થિની બાબતમાં નબળાં અવતરતાં હોય, તે સ્ત્રીને ગર્ભાધાન દર્મ્યાન આ ક્ષાર આપ્યો હોય તો બચ્ચું સારૂં અવતરે છે.

**નેટ્રમ ફૉસ:**—ખોરાક બરાબર હજમ થતો નહોય, અને પેટમાં ખટાસ રહેતી હોય તેવા બચ્ચાંને આ ક્ષાર આપવો.

**સીલીસીઆ:—પરસેવો માથાની આસપાસ ઘણો** વળતો હોય, અને ઝાડો દુર્ગંધવાળો આવતો હોય ત્યારે **કેલ્કેરીઆ ફૉસ**ની સાથે અનુક્રમે.

**કાલી ફૉસ:-શરીર લેવાતું જતું હોય,** અને ઝાડો સડયાની માફક ગંધાતો હોય, ત્યારે મુખ્ય ક્ષારની સાથે અનુક્રમે.

### સાજો થયેલ કેસ.

લીઝી મેકવીલન નામના ચાર વર્ષના એક બાળકને દવાખાને આણ્યું હતું. તેનો દેખાવ નિર્માલ્ય બચ્ચા જેવો હતો; તેણીનું માથું પહોળું અને ચપટું હતું, પણ શરીરનો બાકીનો ભાગ જરાપણ વૃદ્ધિ ને પકવતા પામ્યો નહોતો; વળી તેના મોટા અસ્થિ વાંકા વળી ગયાં હતાં, ચ્હેરો ફિક્કો, અને ત્રિકોણાકૃતિનો હતો, દાંત એક પણ આવ્યો નહોતો ડોક એટલી બધી નબળી હતી, કે તેણી પોતાનું માથું ટટાર રાખી શકતી નહોતી; આંખો વારે ઘડીએ ફર્યા કરતી હતી, અને તે ઉપરથી કાંઇ જ્ઞાન શક્તિ જણાતી નહોતી. તેની માએ કહ્યું કે તે છોડી ચાર પાંચ મહિનાની થઇ, ત્યાં સુધી સાજી સારી લાગતી હતી, ને તે પછી તે બાર મહિનાની થઇ ત્યાં સુધી તેણીને વખતો વખત આંચકી આવ્યા કરી, ત્યાર પછી તેણીનું શરીર જરાપણ વધ્યું નથી; તેણીના હાથમાં કાંઇપણ શકિત નથી; અને તેના મોં આગળ કાંઇ ખોરાક ધર્યો હોય તો તે ખાવાનો છે તેમ તે સમજી નથી, તેણીને હાથ વડે ખવરાવવું પડે છે; કોઇ દિવસ પગ વડે ઉભા થવાનો કે ચાલવાનો તેણે પ્રયત્ન કર્યો નથી; બેસે ત્યારે પણ આગળ કાંઇક વસ્તુ ઉપર તેણીને બેહાથ મુકીને તે ઉપર મોઢું મુકવું પડે છે. બીછાનામાં પણ તે પોતાની મેળે ફરી શકતી નથી. તેની દવા ઘણી વખત કરાવી પણ કાંઇ ફાયદો થયો નથી. તેની માએ બે ત્રણ વખત કહ્યું કે તેને પહેલીવાર ને બીજી વાર દાંત આવ્યા તે બન્ને જતા રહ્યા છે. તે કેસમાં આશા રાખી શકાય તેવું નહોતું; તો પણ **કેલ્કેરીઆ ફૉસ અને કાલી ફૉસ**નું એકેક પડીકું દર કલાકે લેવાનું, અને દોઢ મહિના પછી ફરીથી મારી પાસે આવવાનું મેં કહ્યું. કહેલે વખતે તેણી હરખાતી આવી. તે છોડીમાં ચમત્કારી ફેરફાર થયો હતો; તેનું માથું ડગડગતું નહોતું; અને જ્યારે મેં મારી નોંધ પોથીનાં પાનાં ફેરવવા માંડયાં ત્યારે તેણીએ તે પકડવાને હાથ લાંબા કર્યા. તેની માએ ઉપકાર માન્યો ને કહ્યું કે છેલ્લા એક બે અઠવાડીઆથી તે છોડી તેના બાપ પાસે રમતી હોય છે, ત્યારે પાડોસીઓ જોવાને આવે છે. બીજા દોઢ મહિના સુધી **કેલ્કેરીઆ ફૉસ** હમેશાં, અને **કાલી ફૉસ** અને **કાલીમ્યુર** એકેક દિવસને અંતરે લેવાનું કહ્યું; ત્યાર પછી તેનું શરીર સુધરતું ગયું છે, તેણી ખાવા શીખી છે; જેવું તેવું બોલતાં પણ આવડયું છે; અને તેની ખુરસીને તે આખા ઓરડામાં ફેરવે છે. આ બધા ઉપરાંત તેને આગલા બે દાંત પણ આવ્યા છે. ( ડા. જે. બી. ચેપમેન એમ. ડી.)

**હોમિયૉ૦**—કૅલ્કેરીઆ કાર્બ, હેપાર સલ્ફ્યુરીસ, મર્ક્યુરીઅસ, સલ્ફર, મેડોર્હીનમ, કાલી આયોડેટમ, બેરાયટા કાર્બોનિકા ( બાળકનું શરીર વધતું ન હોય ત્યારે. )

---

## આંખના વ્યાધિ, નેત્ર દોષ.

( Diseases of the Eye. )

**ફેરમ ફૉસ:**—પરૂ કે શ્લેષ્મ કાંઇ વહેતું ન હોય, અને આંખમાં વરમ કે સોજો થઈ આવ્યો હોય ત્યારે; આંખના ગોળામાં પીડા થતી હોય, અને ચાલવાથી વધતી હોય ત્યારે; આંખમાં બળતર થતી હોય ત્યારે; આંખો દુખવા આવી હોય અને તે લાલ થઈ ગઇ હોય ત્યારે; નેત્ર દર્પણનો વરમ થયો હોય ત્યારે; આંખમાં કાંકરા કે રેતી ખુત્યાની મીસાલે ખટકો થતો ત્યારે; આંખના સ્નાયુઓ ઢીલા પડી ગયા હોય ત્યારે;

**કાલી મ્યુર:**—આંખમાંથી સફેદ પરૂ કે પીળાશ પડતું લીલું પરૂ કે શ્લેષ્મ નીકળતું હોય ત્યારે; આંખમાં કણું પડયાની મીસાલે દુખતું હોય ત્યારે; કોર્નીઆ એટલે કે કૃષ્ણ મંડળ ઉપર ફોડલીઓ પડી હોય ત્યારે; કૃષ્ણ મંડળના વરમ કે ગડમાં તે બહુ ઉપયોગી છે.

**કાલી સલ્ફ:**—વરમની ત્રીજી સ્થિતિમાં પરૂ પીળુ હોય અગર લીલું હોય ત્યારે; મોતીઓ હોય અગર સ્ફટિકરૂપ રસ બગડવાથી આંખને ઝાંખ લાગતી હોય; આ ક્ષાર કેટલીક વખત **નટ્રમ મ્યુરની** સાથે અપાય છે.

**કાલી ફોસ:**—કાંઈ પણ બીમારી થયા પછી શરીર અશક્ત થવાથી દૃષ્ટિ નબળી પડી હોય ત્યારે; દર્શન તંતુનો પક્ષાઘાત થયો હોય, અગર તે તંતુનો થોડો ઘણો નાશ થયો હોય ત્યારે; કીકી વિસ્તૃત રહેતી હોય, અને આંખ ફાટી રહેતી હોય, અને તેથી કાંઇ મજ્જા તંતુનો રોગ અટકળી શકાતો હોય ત્યારે; સ્નાયુનો પક્ષાઘાત થવાથી પોપચાં બીડાએલાં રહેતાં હોય ત્યારે; ડીફ્થેરીઆ મટયા પછી આંખને કાંઈ અસર રહી ગઇ હોય ત્યારે.

**મેગ્નીસીઅમ ફોસ:**—આંખોના પોપચાં બીડાએલાં રહે છે, ત્યારે મજ્જાની તંતુને નિયમિત કરવા માટે **કાલી ફોસની** સાથે વારા ફરતી. આંખની કીકી સંકુચિત રહેતી હોય, અને પ્રકાશ ખમી ખમી શકાતો ન હોય ત્યારે; દૃષ્ટિ બગડી ગઇ હોય, અને આંખે અગ્નિના તણખા કે વિચિત્ર રંગની ચીજો ઉડતી દેખાતી હોય ત્યારે; આંખની તંતુઓ બગડવાથી દુખ કે પીડા (neuralgia) લાગતી હોય ત્યારે; શેક કરવાથી આંખ ઠીક થતુ હોય, અને ઠંડી ચીજ લગાડવાથી આંખ વધારે દુખતી હોય ત્યારે, આંખ પટપટ થયા કરતી હોય કે આંખે કોરીઆનો વ્યાધિ થયો હોય ત્યારે.

**નેટ્રમ મ્યુર;**—આંખમાંથી અતિ અશ્રુ વહેતું હોય, અગર બીજો કોઇ **રસ વહેતો હોય, અને તેને લીધે આંખ સુણી** જતી હોય ત્યારે; આંખની પાંપણોમાં ખીલ થયા હોય, અને પાણી વહેતું હોય, અગર ન વહેતું હોય, ત્યારે તે ખીલનો રસ ચુસી લેવા માટે; કૃષ્ણ મંડળ ઉપર સફેદ ચાઠાં પડતાં હોય ત્યારે; વળી આ ક્ષારને પાણીમાં નાખીને આંખ ધોવાય છે, તથા અંદર પીચકારી પણ મરાય છે. અમુક કાળને અંતરે આંખમાંથી પાણી વહેતું હોય, અને તે સાથે આંખમાં દરદ પણ થતું હોય ત્યારે; કૃષ્ણ મંડળ ઉપર ફોડલા થયા હોય ત્યારે; સળેખમની સાથે આંખ દુખવા આવતી હોય, ત્યારે પણ આ દવા ઉપયોગી થઇ પડે છે.

**કેલ્કેરીઆ સલ્ફ:**—આંખમાં વરમ થયા પછી, **તેમાંથી પરૂ** વહેતું હોય અને તે **પીળા રંગનું** હોય ત્યારે; કૃષ્ણ મંડળમાં ક્ષત થયું હોય, અને તેમાંથી પરૂ નીકળતું હોય ત્યારે; કૃષ્ણ મંડળના ગડમાં નેત્ર પડદામાં કે બીજે કોઇ પણ સ્થળે વરમ થયા પછી પરૂ વહેતું હોય ત્યારે.

**સીલીસીઆ:**—આંખમાં ઉંડા ને મોટાં ક્ષત પડયાં હોય, કે પીળા પરૂથી આંખ સુણી ગએલી રહેતી હોય ત્યારે; આંખમાં ખીલ થતા હોય અગર આંજણી થતી હોય ત્યારે ખાવા અપાય છે, તેમજ બહારથી લગાડવા અપાય છે. આંખની આસપાસ નાની નાની ફોડલીઓ થતી હોય ત્યારે પણ આ વપરાય છે.

**નેટ્રમ ફોસ:**—આંખનો વરમ થયો હોય તે વખતે અંદરથી સોનેરી **પીળું પરૂ** નીકળતું હોય, અને **આંખો સવારમાં ચોટી જતી હોય** ત્યારે; વળી જીભ ઉપરની છારી જોતાં આ ક્ષારની જરૂર લાગતી હોય ત્યારે; પેટમાં કરમ હોય ત્યારે.

**નેટ્રમ સલ્ફ:**—યકૃતના વ્યાધિને લીધે આંખમાં પીળાશ આવી હોય ત્યારે, તથા કમળાના વ્યાધિમાં.

**કેલ્કેરીઆ ફોસ:**—મજ્જાતંતુના દોષને લીધે આંખો પટપટ વીંચાયા કરતી હોય ત્યારે મેગ્નીસીઅમ ફોસ વાપરવાથી ફાયદો ન જણાય તો આ ક્ષાર આપવો. વળી મજ્જાતંતુના દોષથી આંખમાં વેદના (neuralgia) થતી હોય ત્યારે પણ **મેગ્નીસીઅમ ફોસ** ગુણ ન કરે તો આ ક્ષાર દેવો, દરદીને સ્ક્રોફ્યુલાનો વ્યાધિ હોય, ને તેથી આંખના વ્યાધિ થતા હોય ત્યારે આ દવા ઉપયોગી છે. વળી આ દવાના સેવનથી **મોતીઓ** થતો નથી, એમ કેટલાક ડાકટરોનો અભિપ્રાય છે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓર:**—આંખની આગળ કાંઈ ઉડતું દેખાતું હોય, કૃષ્ણમંડળ ઉપર ચાઠાં પડયાં હોય; આંખ દુખતી હોય, અને સંયોજક તંતુ નબળાં હોય કે મોતીઓ થયો હોય ત્યારે.

### સાજા થયેલ કેસ.

કૃષ્ણમંડળના ક્ષતમાં **કાલી મ્યુરથી** ઘણો ફાયદો થાય છે, તેના ચાર કેસો ડા. **જયોર્જ એસ. નોર્ટન** એમ. ડી. એ બતાવ્યા છે.

ડા. કોચ લખે છે કે બોંતેર વર્ષની એક ડોસીને આંખમાંથી પાણી વહ્યા કરતું હતું. તેની આંખો બળ્યા કરતી હતી તેણીને તરસ ઘણી લાગતી હતી, પણ ભુખ લાગતી નહોતી. કેટલાક વખત પહેલાં તેને આંખ દુખવા આવી હતી, પણ તેનો દીર્ઘ વરમ તદ્દન બેસી ગયો નહોતો. નાકની બન્ને બાજુએ અશ્રુપ્રવાહને લીધે ચામડી ઉપર ફોતરી વળતી હતી; અશ્રુ નળીનાં મુખ વિસ્તૃત થયેલાં હતાં, પરંતુ નળીઓમાં કાંઇ અવરોધ થયેલો નહોતો, મને વિચાર થયો કે **નેટ્રમ મ્યુર** આપવું કે **આર્સેનિક** (હોમિયૉપથીનો સોમલ) આપવું, પરંતુ ડા સુષ્લરે **નેટ્રમ મ્યુરની** ભલામણ અત્યશ્રૂના વ્યાધિ માટે કેટલી કરી છે તે સાંભર્યું, ત્યારે મેં નક્કી કર્યું કે તેજ આપવું. તેથી મેં એક દિવસમાં તેનાં ત્રણ પડીકાં આપ્યાં ત્રણ અઠવાડીઆમાં તેણીની આંખો સારી થઇ. વળી ડા. કોચ એક બીજો કેસ એવો જણાવે છે કે તેમાં દરદીની આંખમાં કાંઇક લાકડાનો કડકો વાગ્યો હતો; ને તેણે દવા પણ કરાવી જોઇ હતી; રેચ પણ લીધો હતો, જળો મુકાવી હતી, અને થંડા પાણીનાં પોતાં પણ મુકાવ્યાં હતાં, અને હવે તે કાંઇપણ દેખી શકતો નહોતો આંખનો ગોળો પાકી ગયો હતો, અને બહારની આંખમાં વરમ પણ હતો, કૃષ્ણમંડળ ઝાંખું હતું, અને આંખમાં કાંઇક તરતું હોય એમ દેખાતું હતું. બહારની કાંઇ વસ્તુ અંદર ગઈ હોય એમ તો મને લાગ્યું નહિ. તેની આંખમાં ઘણો દુખાવો થતો હતો, અને આંસુ વહ્યા કરતાં હતાં, તેની આંખે પાટો બાંધી રાખતો હતો, તેને ભુખ લાગતી હતી, અને નાડી સાધારણ હતી. તેની આંખમાં બે દોષ હતા; એક એ કે અંદર પરૂ હતું, અને બીજો એ કે તેની આંખમાં વરમ હતો. પહેલાં તો મેં તેને **ફેરમ ફોસ** દર બબે કલાકે આપ્યું; અને એક અઠવાડીઆમાં આંખનીબળતરા ને પાણી ઓછાં થયાં. બીજું અઠવાડીયું પુરૂં થવા આવ્યું, ત્યારે તેણે કહ્યું કે હજી બરોબર દેખી શકાતું નથી; હવે મારૂં કામ તે પરૂનું શોષણ કરાવી લેવાનું અને કૃષ્ણમંડળને નિરાળું કરવાનું હતું. મેં તેને હોમિયૉપથીનું **હેપાર સલ્ફ** આપવા માંડયું, પણ પંદર દિવસ સુધીમાં કાંઇ ફાયદો જોવામાં આવ્યો નહિ. પરૂનું શોષણ થતું નહોતું. ડા. કવેસ્લીઓ સુષ્લરના **કેલ્કેરીઆ સલ્ફને** આ બાબતમાં વધારે ગુણકારી ગણતો હતો તે યાદ આવવાથી દિવસમાં તેનાં ત્રણ પડીકાં આપવા માંડયાં. પાંચ છ દિવસ પછી તે મારી પાસે આવ્યો ને રાજી થતો થતો કહેવા લાગ્યો કે તેની વ્યાધિગ્રસ્ત આંખવડે તે કાંઇ પ્રકાશ જેવું દેખી શકતો હતો. મેં જોયું તો તેનું કૃષ્ણમંડળ કાંઈક ચોખ્ખું થયું હતું, અને પરૂ પણ ઓછું થયું હતું, એટલે પછી બબે પડીકાંજ સવારસાંજ લેવાનાં આપ્યાં. બીજાં ત્રણ અઠવાડીઆં જતાં બધું પરૂ સુકાઇ ગયું ને કૃષ્ણમંડળ ઝાંખુ પડી ગયું હતું તે ચોખ્ખું થયું, તથા તેની દૃષ્ટિ પણ સારી થઇ.

**હોમિયૉ૦**—બેલાડોના, બ્રાયોનિઆ, યુફ્રેસીઆ, જેલ્સીમીઅમ, ગ્રેફાઇટીસ, મર્ક્યુરીઅસ, પલ્સેટીલા, રસ ટોકસ, સલ્ફર.

---

## આંખ દુખવા આવવી; વાવલુ.

( Ophthalmia. )

**ફેરમ ફૉસઃ**—સઘળા વરમવાળાં ચિહ્નો હોય ત્યાં સુધી.

**નેટ્રમ ફૉસઃ**—આંખમાંથી પીળાશ પડતું પરૂ નીકળતું હોય; બચ્ચાંને વાવલું થયું હોય, અગર **તરતના જન્મેલા બાળકની આંખમાંથી પરૂ નીકળતું હોય** ત્યારે.

**કાલી સલ્ફઃ**—આંખમાંથી લીલાશ પડતા રંગનું પરૂ નીકળતું હોય.

**કેલ્કેરીઆ સલ્ફઃ**—વાવલું થયું હોય, અને જાડું પરૂ નીકળતું હોય, તેમાં કોઇ કોઇ વાર લોહી પણ નીકળતું હોય.

**હોમિયૉ૦**—ઍકોનાઇટ, બેલાડોના, સ્પાઇજેલીઆ ( આંખમાં થતા દુખાવા માટે ), રસ ટૉકસ ( આંખનો સોજા અને પરૂ સ્કોફ્યુલાવાળા બાળકોને થાય છે તે માટે ), મર્ક્યુરીઅસ.

---

## આળસ થવું; અસ્વાસ્થ્ય.

( Indisposition )

**કાલી ફૉસઃ**—મગજ ખાલી પડી ગયું હોય, થાકી ગયું હોય, બહુ અભ્યાસથી મજ્જા તંતુઓ ઘસાઇ ગયા હોય, ઉજાગરાથી કે અવસ્થાને લીધે મગજ શકિત ક્ષીણ પડી ગઇ હોય, ત્યારે આ દવાથી મગજને પુષ્ટિ મળે છે, અને થોડા વખતમાં આળસ દૂર થઇ કામ કરવાનો ઉત્સાહ વધે છે. કોઇ વખત ઉંઘ ન આવી હોય, અને તેથી આળસ આવતું હોય તો આ દવાની એક માત્રા લઇને ઉંઘી જવું, એટલે શરીર પૂર્ણ સ્ફુરતીમાં આવશે.

**મેગ્નીસ્યમ ફૉસઃ**—સ્પષ્ટ વિચાર આવી શકતા ન હોય, યાદ શકિત કમ થઇ ગઇ હોય, જીવ ઉદાસ રહેતો હોય, મગજ નબળું હોય, પેટમાં વાયુ જણાતો હોય, કામ કરવાના અવયવમાં—હાથનાં આંગળાં વગેરેમાં—દુખાવો જણાતો હોય, માથું દુખતું હોય, બેસવું ગમતું ન હોય, બગાસાં આવતાં હોય, દર્દી સુઇ રહેવા માગતો હોય, દીવસે ઉંઘ આવ્યા કરતી હોય, અને દર્દી જાગીને બરાબર હોંશિયાર થતો ન હોય, ઇત્યાદિ સમયે આ દવાની વધારે જરૂર હોય છે.

**નેટ્રમ મ્યુરઃ**—ઉંઘમાં મન જતું હોય, ઘણી ઉંઘ આવ્યા કરતી હોય, શરીરના સ્નાયુઓ નબળાં પડી ગયાં હોય, સવારમાં કામ કરવા તરફ વૃત્તિ જતી ન હોય, શરીર આખું દુખતું હોય, જરા જરા ટાઢ વાતી હોય એમ લાગતું હોય, તાવની કે સળેખમની કાંઇ અસર હોય, રકતાશય નબળું હોય, અગર તેનો ધબકારો થઇ આવતો હોય, અને તેથી કામકાજમાં મન જતું ન હોય, ભવિષ્યમાં રોગ થશે એવી ખોટી ચિંતા કરીને અગર પોતાને કાંઇ રોગ છે એમ ધારી દર્દી જીવ બાળતો હોય, અને કામ ધંધો કરવામાં તેનું મન ખૂચતું ન હોય, ઇત્યાદિને માટે આ દવાનું સેવન થોડા દિવસ કરાવવું.

**સીલીસ્યાઃ**—કામ કરવાથી પોતે નબળો થશે એવી ખોટી બ્હીક પેસી ગઇ હોય, દર્દી પાસેથી પરાણે કામ કરાવવું પડતું હોય, ખોરાકથી પોષણ મળતું ન હોય, દર્દી ઉશ્કેરાઇ જઇને અગર જુસ્સો લાવીને પછી કામ કરવા માંડતો હોય, પણ પાછળથી બહુ નબળો પડી જતો હોય વિગેરે ને માટે આ દવા બહુ કામની છે.

**હોમિયૉ૦**—ફૉસ્ફૉરિક આસીડ, ઝીન્કમ મેટાલીકમ, લાઇકોપોડીઅમ, નકસવોમિકા, પલ્સેટીલા, ચાઇના.

---

## આંચકી, તાણ, બેંચ, વાઇ, આકર્ષક ધનુર્ વગેરે.

(Convulsions, Epi., Spasms, Tetanus &c.)

જે ક્ષાર મગજના દોરના તથા સ્નાયુના શ્વેત તાંતણા ઉપર અંકુશ રાખે છે, તે ક્ષાર કમી થવાથી સ્નાયુ એકાએક પોતાની મેળે સંકોચ પામીને પછી પોતાનું પૂર્વરૂપ ધારણ કરે છે, વળી થોડીકજ વારમાં તે ફરીથી સંકોચ પામે છે, અને ફરીથી પૂર્વરૂપ ધારણ કરે છે. આમ થવાથી અવયવો ખેંચાવા લાગે છે; આમ થતી વખતે કાંઇ નિયમ રહેતો નથી, પણ માત્ર દરદીની ઇચ્છા વગર અવયવો ખેંચાવા લાગે છે, અને કેટલીકવાર જાણે કે દરદી તરફડીઆં મારતો હોય તેવો દેખાવ થાય છે. કેટલીકવાર સ્નાયુનો સંકોચ ઝડપથી એક મીનીટમાં દશ પંદરવાર થાય છે, કેટલીકવાર સંકોચ ચાર ચાર કે પાંચ પાંચ મીનીટ સુધી રહે છે, ત્યારપછી સ્નાયુઓ ઢીલા પડવા લાગે છે; ધનુર્ના વ્યાધિમાં સ્નાયુનો સંકોચ ઘણા વખત સુધી રહે છે, અને તે ઘણીવાર મૃત્યુ પર્યંત તદ્દન દૂર થતો નથી. તાણ થઇ આવે છે, ત્યારે કેટલીક વખત દરદીને ભાન હોય છે, અને કેટલીક વખત નથી હોતું.

આ રોગનું કારણ દુર્વ્યસન, કુટેવ, પેટના કરમીઆ, અતિશય ચિંતા, મગજની નબળાઇ, અતિશય કામ, જખમ વગેરે હોય છે.

**મેગ્નીસીઅમ ફૉસઃ**—ગમે તે પ્રકારનાં તાણ આવતાં હોય તે આ ક્ષારથી મટે છે. આંચકી આવતી હોય, હાથપગ કે આંગળાં ખેંચાતાં હોય, પેટમાં ચુંક આવતી હોય; શરીર થરથર ધ્રુજવા લાગતું હોય; લહીઆના હાથમાં રહી રહીને દુખાવો થતો હોય; ગળામાં આકર્ષ આપોઆપ થતો હોય; ચ્હેરાના સ્નાયુઓ દરદીની ઇચ્છા વગર ખેંચાતાં હોય અને ઢીલાં પડતાં હોય, ઇત્યાદિ લક્ષણોમાં; વળી દાંત સજડ થઇ ગયા હોય ( Lock-jaw ), ત્યારે પણ આ ક્ષાર પેઢામાં ઘસીને ઉતારી દેવાથી ફાયદો થાય છે.

**કેલ્કેરીઆ ફોસ:**—હીસ્ટીરીઆ જેવા વ્યાધિમાં શરીર ખેંચાતું હોય ત્યારે **મેગ્નીસીઅમ ફોસને** ક્ષાર વાપર્યા પછી; બાળકોને દાંત આવતા હોય તે દર્મ્યાન, આંચકી આવતી હોય, અને દાંત જલદી ફુટી શકતા ન હોય ત્યારે, તેમજ નબળા અને ફિક્કા પડી ગયેલ દરદીનું અંગ કોઇ પ્રકારે ખેંચાતું હોય ત્યારે.

**કાલી ફોસ:**—ધાસ્તીને લીધે શરીર ખેંચાતું હોય, ચ્હેરો ફિકકો હોય, મગજ નબળો હોય ઇત્યાદિ વખતે.

**કાલી મ્યુર:—વાઇની અકસીર દવા;** આ આપવાથી ફરીથી વાઇ આવતી અટકે છે; જ્યારે વાઇ આવી હોય, અને શરીર ખેંચાતું હોય ત્યારે **મેગ્નીસીઅમ ફોસ** આપવો.

**ફેરમ ફોસ:**—બાળકને દાંત આવતા હોય તે દર્મ્યાન આંચકી આવતી હોય, અને તાવ શરીરમાં રહેતો હોય ત્યારે.

**સાજા થયેલ કેસ.**

એક મોટી ઉમ્મરે પહોંચેલી સ્ત્રીને જોવા માટે મને લઇ ગયા હતા; તેનું શરીર સવા મહિનાથી આંચકીના માફક ખેંચાતું હતું. છેલ્લા ચોવીસ કલાક દર્મ્યાન તેનું શરીર ત્રીસ વખત ખેંચાયું હતું, તેના સ્નાયુઓનો આકર્ષ થતો, તે વખતે જાણે કે તેણીની ઉપર વીજળી પડી હોય તેમ તે જમીન ઉપર પડી જતી; તેનું શરીર થોડીક મીનીટ સુધી ખેંચાતું, જે પછી તેને ઠીક થતું, પણ નબળાઇ વર્તાતી. હવે પોતાને ઇજા થવાની બીકથી તે બીછાનામાંથી નીકળવાની હિંમત ધરતી ન હતી. તેના પહેલા ડાકટરે **જસતનાં ફુલ** (ઝીન્કસાઇ સલ્ફાસ), **ફાઉલર્સ સોલ્યુશન** (સોમલવાળું) અજમાવી જોયાં, તથા ઘર્ષણ પ્રયોગ પણ કરી જોયો, પરંતુ કશાથી ફાયદો થયો નહિ. જ્યારે તે સ્ત્રીને મેં જોઇ ત્યારે મેં ડા. સુશ્લરની દવાઓ વાપરી જોવાનો નિશ્ચય કર્યો. **મેગ્નીસીઅમ ફૉસ**, અને **કેલ્કેરીઆ ફૉસ** એ બે ક્ષારો તાણ બંધ પાડવા માટે વપરાય છે એમ જાણીને, આ બાઇને માટે **કેલ્કેરીઆ ફૉસ** પસંદ કર્યો. બીજેજ દિવસે તેની આસપાસના સઘળા માણસો અજાયબ પામે તેમ તેણીએ ઓરડામાં હરતી ફરતી મેં જોઈ. મને જોઇને તેણી હસી પડી, અને બોલી ઉઠી "અરે ડાકટર સાહેબ, મારૂં શરીર ખેંચાતું મટી ગયું!" અને ખરેખર તેણીને એમજ થયું. ફરીથી તેનું શરીર ખેંચાયું નહિ.

( ડા. **ફેરટમાન** ).

હંગરી દેશમાં આવેલ ઓલસો શહેરના ડાકટર એક લખે છે કે એક માણસની છાતીનાં તથા પેટનાં સ્નાયુઓ ત્રણ દિવસથી તેની મરજી નહિ છતાં, જાણે કે તે ડસકાં ભરતો હોય તેમ, વખતોવખત આકર્ષ પામતાં હતાં. તેને બીછાનામાંજ સુઇ રહેવું પડતું હતું. તેની ત્વચામાં મોર્ફ્યા (અફીણના સત્વ) ની પીચકારી મારી હતી, કલોરોફૉર્મ ધરયો હતો, રાઈની પોટીસો મારી હતી, પણ કશાથી ફાયદો થયો નહોતો અગર જો કે આવી ડસકાં ભરવાની ક્રિયા બે ત્રણ કલાક ધીમી પડી, તોપણ ફરીથી વધારે પ્રબળતાથી તે ચાલવા લાગી. મેં તેને **મેગ્નીસીઅમ ફૉસ** નામના ક્ષારનું એક પડીકું અચ્છેરક પાણીમાં નાખીને તેમાંથી ચમચો ચમચો આપવા માંડયું. બીજો ચમચો પાયા પછી તરતજ, તે ડુસકાં ભરતો બંધ થયો, અને જેટલા ત્યાં હતા, તેટલાને બહુ નવાઇ લાગી (સુશ્લરના પુસ્તકમાંથી).

મીસ કેરી ડબલ્યુ નામની એક બાઇ એક મોટી પેઢીમાં કાગળના શિરનામાં લખવા માટે નોકર રહી હતી; તેણી જ્યારે બહુ વખત સુધી લખ લખ કરતી, ત્યારે તેનો હાથ એકદમ દુખવા આવતો, અને પાછળથી લખતી વખતે વખતોવખત તેના હાથને આરામ આપવો પડતો, ત્યારપછી તેનાં પહેલાં ત્રણ આંગળાં જરા જરા દુખવા મંડતાં, તે ધીમે ધીમે એટલાં બધાં દુખવા લાગતાં કે તેણી હોલડરને પકડી શકતી નહિ; આ દુખાવો ઠેઠ ખભા સુધી પહોંચ્યો, અને તેનો હાથ ધ્રુજવા લાગ્યો, તેથી તેણીથી બીલકુલ લખી શકાયું નહિ, અને પોતાનો ધંધો મુકી દેવો પડયો. મે તેને **મેગ્નીસીઅમ ફોસનો** ૩ અંશવાળો ક્ષાર બબે કલાકે આપ્યો, તેના હાથને ગરમ પાણીએ હમેશાં બે વખત ઝાર્યો, અને ખડબચડા ટુવાલથી ઘસ્યો. આ પ્રમાણે બે અઠવાડીઆ સુધી કર્યું, તેથી તેણીને એટલો બધો ફાયદો થયો કે તેણી ફરીથી પોતાની નોકરી કરવા લાગી, તેણી હાથ જોઇએ તેટલોજ વાપરવા લાગી, અને હોલ્ડર જાડું પણ હલવું રાખ્યું. ત્યારપછી છ મહિના થઇ ગયા, પણ તેવો દુખાવો જોવામાં આવ્યો નહિ; તોપણ **મેગ્નીસીઅમ ફોસના** ૬ અંશવાળા ક્ષારના

બે પડીકાં દર અઠવાડીએ આપ્યા કર્યાં. ( ડા. સી. આર. વોજલ એમ. ડી. )

એ. આર. વી. જી નામની અઢાર વર્ષની એક જુવાન છોડી તેની માની સાથે જળ ચિકિત્સાનો લાભ લેવાના એક સ્થળે ગઇ હતી; ત્યાં પોતાને કાંઇ બીમારી નહોતી, તેમ છતાં ઋતુસ્રાવ દર્મ્યાન પણ નાહવાના પ્રયોગો કરતી. આ પછી તરતજ તેને આંકડી આવતી હોય તે પ્રમાણે દુખાવો ઉપડી આવવા લાગ્યો. આ દુખાવો હમેશ થવા લાગ્યો, અને તેઓ પાછા ઘેર આવ્યા, તો પણ મટયો નહિ. તેણીએ કેટલીક દવા લઇ જોઇ પણ ઠીક થયું નહિ, તેથી એક ડાકટરની સલાહ લેવામાં આવી, ને બીજાને પણ બોલાવ્યો. મોર્ફ્યાની પીચકારી ત્વચામાં મોટા પ્રમાણમાં અને વારે ઘડીએ મારવા માંડી; પણ તેથી દરદ હઠયું નહિ; ઉલટી આંકડી વધારે સખત, અને વારે ઘડીએ આવવા માંડી, તે ડાકટરોએ છેવટે એમ કહ્યું કે વસંત ઋતુમાં તે છોડી ઉપર સ્ટીમ બાથનો પ્રયોગ અજમાવવો જોઇએ, તે સિવાય કાંઇ ફાયદો થવાની આશા નથી. તેના માબાપને ધાસ્તી લાગી કે છોડી વસંત ઋતુ સુધી જીવશે નહિ, અને જો કદાચ જીવશે તો તેને ફેરવવી મુસ્કેલ પડશે. તેથી તેઓએ મને તાર કરીને બોલાવ્યો તા. ૬ ઠ્ઠી સપ્ટેમ્બરને રોજ તે છોડીને મેં જોઇ. પહેલાં મેં તેનું શરીર જોયું હતું, તે વખતે તેનું શરીર ખીલતું, અને તન્દુરસ્ત હતું; અત્યારે તેનું શરીર ફિકકું અને સુકાઇ ગયેલું હતું; અને હું તેને પુરી ઓળખી પણ શકત નહિ. હું તેની પાસે હતો તે વખતેજ તેનું દરદ ઉપડી આવ્યું, તેનો ચ્હેરો બેડોળ થઇ ગયો, આંખો ઉપર ખેંચાઇ ગઇ, મોઢામાં ફીણ આવ્યાં, અને પછી તેના હાથ પગ એવી રીતે પછડાવા લાગ્યા કે એવું મેં પહેલાં કદી જોયું નહોતું. આતો માત્ર શરૂઆત હતી; તે પછી એકાએક તેણીનું શરીર કમાનની માફક વળી ગયું, માથાની પછવાડેનો ભાગ ઓશીકામાં ખુતી ગયો, પગો પાંગેત સામે જોર કરવા લાગ્યા, તેની છાતી ને પેટ પુલની માફક બીછાનાથી આશરે દોઢ ફુટ ઉંચે કમાન વળી ગયાં. આ અસાધારણ સ્થિતિમાં તેણી કેટલીક સેકન્ડો સુધી રહી, અને તેનું આખું શરીર તે પછી એકદમ ઉછળ્યું, આમ તેમ ગલોટીઆ ખાવા લાગ્યું; તો પણ તેનો વાંસો તો વળેલો ને વળેલોજ રહ્યો, આ બધું થોડીએક મીનીટ સુધી ચાલ્યું, અને તે દર્મ્યાન તેણી તદ્દન બેભાન રહી; તેને ચોંટીઆ ભર્યા, થપ્પડ મારી પણ તેને કાંઇ લાગ્યું નહિ; તેના ચ્હેરા ઉપર ટાઢું પાણી છાંટયું; તેના નાક આગળ બળેલું પીછું ધર્યું, પણ એ કશાથી તે જાગૃત થઇ નહિ. ઈગ્નેસીઆથી ફાયદો થયો નહિ. તે દરદ જેટલી વાર ને જેવું થતું હતું તેટલીજવાર, અને તેવુંજ થયા કર્યું. તા. ૪ થી ઓકટોબરને રોજ હું તેને જોવા ગયો, ત્યારે તેને એટલા જોરથી તાણ આવ્યું, કે ખાટલો ભાંગી ગયો. અત્યાર લગી મોર્ફ્યાની પીચકારી તેણીના મિત્રોની સલાહથી ત્વચામાં મારવાનું કામ જારી રાખ્યું હતું, હવે મેં સુષ્લરની ચોપડીમાં દવાને માટે જેયુ, અને **મેગ્નીસીઅમ ફોસ** આપવા માંડયું. આ દવા આપ્યા પછી તા. ૧૦ મીએ તેને રજોદર્શન થયું, પણ તેની તબીઅત બીજી બાબતોમાં તેવીને તેવીજ રહી. તાણ તેટલાને તેટલા જોરથી આવ્યા કર્યું, પછી સાંભર્યું કે જ્યારે **મેગ્નીસીઅમ ફોસ**ને યોગ્ય લક્ષણો હોય, તોપણ તે ક્ષારથી ફાયદો ન થાય, ત્યારે **કેલ્કેરીઆ ફોસ** આપવો જોઇએ. તેને તા. ૧૬ મી ઓકટોબરથી આ ક્ષાર આપવા માંડયો. રોજ બે બે કલાકે એક મોટું પડીકું લેવાથી તાણ થોડી વખત આવવા લાગ્યાં; છઠે દિવસે તાણ આવ્યું, તે નરમ હતું, તથા થોડો વખત ચાલ્યું, આ વખતથી તા. ૬ ઠ્ઠી નવેમ્બર સુધી તેને ઠીક રહ્યું; આ દિવસે તેણી છેટે બેઠી, પણ તે પહેલાં તેનું શરીર જરાવાર અંચકાયું તા. ૧૪ મી ડીસેમ્બરે તેની શ્વાસનળીને જરા બીમારી થઇ હતી તે માટે મને બોલાવ્યો હતો; તેણીએ કહ્યું કે હવે કોઇ વખત શરીર ખેંચાતું નથી, અને આ મહિનો બેઠો ત્યારથી ઠીક રહે છે ને કાંઇ વર્તાતું નથી. ( સુષ્લરના પુસ્તકમાંથી )

**જખમથી થયેલ ધનુરઃ**—ઑગસ્ટ માસની ૧૯ મી તારીખે બે વર્ષના એક છોકરાને જોવા માટે મને લઇ ગયા હતા; તેના પગે જખમ થયો હતો, ને તેથી અસ્થિ ભંગ થયો હતો, તથા આસપાસનું માંસ પણ કચરાયું હતું. હાડકાના કકડાને મેં બરાબર ચડાવી દીધા, અને તુટી ગયેલ ભાગોના છેડાને ગમ પ્લાસ્તરની પટ્ટીઓ વડે એક બીજાની નજીક આણી દીધા; તે પછી તેણીને **નોન–આલ્કોહોલીક કેલેન્ડયુલા** લગાડયું, અને દર બે બે કલાકે **આમોન્યા** તથા **ફેરમ ફૅાસ** લેવાનું કહીને હું ગયો. બીજે દિવસે મને બોલા-

વવાને તેઓ દોડતાં આવ્યા, અને એથી હું તેને જોવા ગયો ત્યારે તેને એક કલાકમાં આઠ વખત આંચકી આવતી માલૂમ પડી; તેને **ધનુર** થયો હતો. હું આમોન્યાને **ફેરમ ફૉસ** આપતો હતો, તેથી તે ઉપર મને ભરોંસો રહ્યો નહિ; મેં **મેગ્નીસીઅમ** ફ્રૉસના ૭ અંશવાળા ક્ષારનું મોટું પડીકું ગરમ પાણીમાં પલાળીને, તેમાંથી એક એક ચમચી ભરી પંદર પંદર મીનીટે આપવા માંડયું. આથી એટલો બધો ફાયદો થયો કે ત્રીજી ચમચી પાયા પછી તેને આંચકી આવતી બંધ થઇ. આ બધા વખત દર્મ્યાન તેના શરીરની ગરમી ૧૦૩° હતી.

તા. ૨૬ મી ઑગસ્ટના રોજ તેના માબાપને એમ લાગ્યું કે છોકરાને ઠીક રહેતું નથી, અને જખમ જલદી રૂઝાતો નથી, તેથી એલોપેથીના ડાક્ટરને બોલાવ્યો. તેણે મારી દવા ને ઉપચાર બંધ કરાવ્યા. જખમ ઉપર આયોડોફૉર્મ લગાડયો, ખાવાની દવા કશી આપી નહિ, અને પાંચ દિવસ પછી ધોવાનું ને આયોડોફૉર્મ લગાડવાનું કહ્યું. તા. ૧ લી સપ્ટેમ્બરને રોજ તે ડાકટરની સલાહ મુજબ તેના માબાપે તે પટ્ટો છોડવાનો પ્રયત્ન કર્યો; પણ તે એટલો બધો ચોંટી ગયો હતો કે તે ઉખેડવાનો પ્રયત્ન કરવા જતાં, લોહી નીકળતું હતું. આથી તેઓએ તેને ગાડીમાં બેસારીને મારી પાસે આણ્યો. તેના બાપે કહ્યું, " ડાકટર સાહેબ, છોકરાનો પગ એટલો તો ગંધાય છે કે ઘરમાં રહી શકાતું નથી. તમે જે કાળી દવા લગાડી હતી તે અમારે જોઇએ છીએ; તે દવા ગંધાતી નહોતી.' જ્યારે મેં આયોડોફૉર્મવાળો પાટો ઉખેડવા માંડયો, ત્યારે તે છોકરાને આંચકી આવી, તેના દાંત સજડ પડી ગયા ને ડોક પણ અક્કડ થઇ ગઇ. તેનાં લક્ષણો કાંઇક વાઇને મળતાં આવ્યાં. મેં ફરીથી કેલેન્ડયુલા લગાડયું, અને હૉમીઓપેથીમાંથી **એકોનાઇટ** ( વછનાગ ), **નકસવોમીકા** ( ઝેરકચોલું ), **જેલ્સીમીઅમ, બેલાડોના, પાસીફ્લોરા ઇન્કાર્નેટા,** તથા **મેગ્નીસીઅમ ફૉસ ને કેલ્કેરીઆ ફૉસ** એક પછી એક આપી જોયાં, પણ આ બધું છતાં તેમજ ત્વચામાં કલોરલ હાઇડ્રેટની પીચકારી મારવા જેવા બીજા ઉપચારો કર્યા તે છતાં, તે છોકરાનું શરીરને દાંત સજડ ને સજડ રહ્યાં. દશમે દીવસે તેના દાંતની વચમાં થુંકનાં ફીણ આવતા જણાયાં, તેથી મેં તેને **નેટ્રમ મ્યુરનો** ૬ અંશવાળો ક્ષાર આપવા માંડયો. આથી તેને ચોવીસ કલાકમાં આરામ થયો. અહિં મારે કહેવાની રજા લેવી જોઇએ કે આ બધા વખત દર્મ્યાન અમે તે દરદીને દુધને ઇંડાનો પીળો ભાગ સવાર સાંજ ગુદાદ્વારા પીચકારી મારીને આપતા. હાલમાં તે છોકરો સારી રીતે સાજો થયો છે, અને પોતાની મેળે ખાય છે. તેને પગે પણ ઠીક છે, કેલેન્ડયુલા કે જે હું સઘળા પ્રકારના જખમમાં વાપરૂં છું, તેથી તે જખમ ઘણો ખરો રૂઝાયો છે. તે ખરાબ વાસને દૂર કરે છે.

( ડા. જ્યોર્જ ડબલ્યુ કેરી. એમ. ડી. )

**હૉમિયૉ:**--બેલાડોના, કૅલ્કેરીઆ કાર્બ, કૅપ્સીકમ, કુપ્રમ મેટાલીકમ, હાયોસ્યામસ, નકસવોમિકા, પ્લમ્બમ, સ્ટેનમ, સ્ટ્રામોન્યમ, સલ્ફર, ઝીન્કમ.

---

## આંતરડાનો વરમ, તથા ગડ.

( Typhlitis and Appendicitis ).

**ફેરમ ફૉસ:**—આંતરડાના વરમની શરૂઆતમાં તાવ આવ્યો હોય, ને પેટમાં દુખતું હોય ત્યારે.

**કાલી મ્યુર:**--પેટ ચડી આવ્યું હોય, આંતરડામાં સોજો થયો હોય, અગર પેટને અડવાથી કે દાબવાથી દુખતું હોય ત્યારે.

**સીલીસીઆ:**--જ્યારે પરૂ થશે એમ લાગતું હોય, અને ઘણા દિવસ થયા છતાં દુખાવો મટતો ન હોય, તેમજ પરૂ પણ થતું ન હોય તે વખતે.

**કેલ્કેરીઆ સલ્ફ:**--જ્યારે પરૂ નીકળ્યા કરતું હોય, અને બંધ થતું ન હોય ત્યારે.

**નેટ્રમ સલ્ફ:**—પેટના જમણા પડખામાં દુખતું હોય; પેટ દાબવાથી પણ દુખતું હોય; પેટના જુદા જુદા ભાગમાં વાયુ લાગતો હોય ઇત્યાદિ લક્ષણોમાં.

### સાજા થયેલ કેસ.

સને ૧૮૮૭ ના એપ્રીલની ૧૪ મી તારીખે મી. ઇ. કે. નામના ૨૨ વર્ષના એક જુવાન માણસને જોવા મને બોલાવ્યો હતો. તેનો બાંધો વંશપરંપરાના ક્ષયના દર્દથી દૂષિત હતો. તે કનેકટીકટનો રહેવાસી હતો. તે તન્દુરસ્તીને ખાતર અમારા ગામમાં રહ્યો હતો. તેના પેટમાં જમણે પડખે "ઇલીઅમ"

આંતરડાના પ્રદેશમાં દુખાવો થતો હતો. આ દુખાવો રાતમાં બે વાગે એકાએક ઉપડી આવ્યો હતો, અને હું તેને જોવા ગયો તે પહેલાં તેને કેટલીક વખત ઉલટી થઇ હતી. પરીક્ષા કરતાં એમ માલૂમ પડયું કે તેના જમણી બાજુના આંતરડામાં ગ્રંથિ થઈ હતી, અને તેથી તેનું પેટ એટલું તો આળું થઇ ગયું હતું, કે તેના ઉપર કશા લુગડાનો ભાર પણ ખમી શકાતો નહોતો. થોડાક વખતમાં તેને બે વખત દસ્ત આવી ગયો. મને ખબર પડી કે તેણે આગલે દિવસે ભજીઆં ખાધાં હતાં, અને દસ્તમાં એક વાર દ્રાક્ષનાં બી નીકળ્યાં હતાં. આથી તરતજ હું વ્યાધિનો નિર્ણય કરી શકયો કે તેના આંતરડામાં વરમ થયો છે. તેના શરીરની ગરમી ૧૦૩° હતી, અને નાડી ૧૨૦ વખત ચાલતી હતી. તે ગ્રંથિની પડખે કેટલાક ઇંચ જગ્યામાં પેટ એટલું તો કઠણ હતું કે તે પથ્થર જેવું લાગતું હતું. મેં એકદમ **ફેરમ ફોસ** અને **કાલી મ્યુર** દર અડધી કલાકે વારા ફરતી આપવા માંડયાં. સાથે પોટીસ પણ પેટ ઉપર લગાવી. છત્રીસ કલાક પછી તેના શરીરની ગરમી ૧૦૦° જેટલી થઇ અને નાડ પણ ધીમી પડી ને ૯૦ વખત ચાલવા લાગી. આજ દવાઓ ચાલુ રાખી તેથી ગ્રંથિ નાની થવા લાગી, અને વરમ બેસતો ગયો. એક અઠવાડીયું થયું ત્યારે શરીરની ગરમી અને નાડ તન્દુરસ્ત માણસના જેવાં થયાં, અને ગ્રંથિ આખી ફેલાઇ ગઈ; માત્ર તેનું પેટ ઉપરથી આળું રહ્યું. તેણે બીજી કાંઇ દવા લીધી નહોતી. વરમ અને તાવ મટાડવા માટે **ફેરમ ફોસ** જેવી, અને સોજો બેસાડી દેવા માટે **કાલી મ્યુર** જેવી એકે દવા નથી.

( ડા. આઈ. ઇ. નિકોલસન ).

**હોમિયો૦**—એકોનાઇટ, આર્નિકા (શ્રમ લેવાથી દુખાવો થયો હોય ), આર્સેનિકમ, બેલાડોના, બ્રાયોનિઆ, કોલોસીન્થીસ, હેપાર, લૅચિસસ, મકર્યુરીઅસ, પ્લમ્બમ, રસ ટોક્ષ.

---

## આમળ નીકળવી.

( Prolapsus ani ).

**ફેરમ ફોસ:**—બાળકને ઝાડાનું દર્દ થયું હોય, કાચા ઝાડા ઉતરી જતા હોય, અર્શ થયા હોય, બાળક ગુદા આગળ ખણતું હોય, ઝાડામાં લાલ લોહી પડતું હોય ઇત્યાદિ પ્રસંગે આ દવા લેવાથી આમળ નીકળવાનો સંભવ ઓછો થાય છે.

**કેલ્કેરીઆ સલ્ફ:**—બાળકને આમળ નીકળતી હોય, ઝાડા બહુ થતા હોય અગર મરડો થયો હોય, પેટમાં અગર પેડુમાં દુખતું હોય, ઝાડામાં પરૂ અને લોહી આવતું હોય, આંતરડામાં ચાંદા પડયાં હોય, ઇત્યાદિ માટે આ દવા બહુ ઉપયોગી છે.

**કાલી ફોસ:**—ઝાડો ગંધાતો અને જોરથી અવાજ કરતો આવતો હોય, મળાશયમાં દાહ લાગતો હોય, ચાલવાથી ગુદાનો ભાગ દુખતો હોય, આમળ નીકળતી હોય, પેટમાં ઘણો વાયુ થતો હોય, પેટ ફુલી આવતું હોય, વગેરે આ દવાને સૂચવે છે.

**નેટ્રમ મ્યુર:**—કોઇવાર ઝાડાની કબજીઅત રહેતી હોય, અને કોઇવાર ઝાડા થઇ આવતા હોય, ઝાડા પાતળા પાણી જેવા થતા હોય, તે બાળકને ખબર ન પડે તેમ ચાલી જતા હોય, કઠણ ઝાડો થયા પછી મળાશય દુખતો હોય, તરસ બહુ લાગતી હોય, અને આમળ નીકળી પડતી હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

**હોમિયો૦**—મ્યુરીઆટિકમ આસડમ, પોડોફિલિનમ, ઍલોઝ, પલ્સેટીલા, સ્ટૅફી સેગ્રીઆ, ઇગ્નેસ્યા.

---

## ઇન્ફલ્યુઅન્ઝા, તાવ સાથે સખત સળેખમ.

( La grippe, influenza. )

આ ઇન્ફલ્યુઅન્ઝા અગર સખત સળેખમ વિષે કેટલાક એમ ધારે છે કે તે સુક્ષ્મ જંતુને લીધે થાય છે, પરંતુ જીવનરસાયણવિદ્યા પ્રમાણે તો આ વ્યાધિ પણ શરીરમાં ખુટેલા ક્ષારને લીધેજ થાય છે. જંતુ દોષને માન આપનારાઓ કહે છે કે આવા ક્ષાર આપવાથી ઝેરી જંતુઓનો નાશ થતો નથી, ને જ્યાં સુધી નાશ થતો નથી; ત્યાં સુધી તન્દુરસ્તી પાછી આવવાની આશા રહેતી નથી, પણ જેઓએ આ ક્ષારો વાપર્યા છે તેઓ કહી શકે છે કે જંતુઓ નાશ પામતા હોય કે ન પામતા હોય, વ્યાધિનું કારણ જંતુદોષ હોય કે નહિ, તોપણ આ ક્ષારોથી દરદીઓ સાજા થાય છે, અને તેથી તે અનાદરને જરાપણ પાત્ર નથી; બલકે ઘણી વખત બીજી દવાઓના કરતાં આથી વધારે સારો ફાયદો થાય છે.

હવામાં વીજળીના ફેરફારો થવાથી માણસમાંથી લોહ અને બીજી ધાતુના ક્ષારો કમી થાય છે, આથી જીવનની ચંચળતા નબળી પડે છે, અને પરસેવા વગેરેનાં છિદ્રો બંધ થઇ જાય છે, આથી નિરૂપયોગી થયેલા ક્ષારો બાહ્યગતિ કરવા પહેલાં આંતર્ ગતિ કરે છે, અંદર જઇને પાણી આલ્બ્યુમીન વગેરેની સાથે ભળી જાય છે, અને પછી તે બધાં બાહ્યગતિ કરે છે. સળેખમ, છાતીમાં વરમ થવો, ઇત્યાદિ દરેક વ્યાધિમાં લગભગ મળતાંજ લક્ષણો થાય છે ને તે સઘળાં તેનાં ખાસ ક્ષારથી દૂર થાય છે.

જંતુઓ તો કુદરતી રીતે દરેક ઠેકાણે હોય છે, પણ જ્યારે કોઇ ભાગ નબળો પડે છે, અગર નાદુરસ્ત થાય છે, ત્યારે તે ત્યાં ચોટે છે. કોઇપણ ભાગ નબળો પડવાનું કે નાદુરસ્ત થવાનું કારણ ક્ષારની તંગી છે, ક્ષારની ખામીને લીધે શરીરનો કોઇપણ ભાગ સડવા માંડે છે, અને સડાને લીધે જંતુ (microbes) ઉત્પન્ન થાય છે, જે સડો રહે છે, ત્યાં સુધી રહે છે, ને સડો બંધ પડે છે, ત્યારે પેદા થતા અટકે છે.

**ફેરમ ફ્રોસ:**—શરૂઆતમાં જ્વરનાં ચિન્હો લાગે ત્યારે.

**કાલી મ્યુર:**—જ્યારે જીભ ઉપર સફેદ છારી હોય અગર ગળામાં સોજો લાગતો હોય ત્યારે ફેરમફૉસની સાથે ક્રમવાર.

**કાલી સલ્ફ:**—જો બપોર પછી ટાઢ વાતી હોય, અગર વ્યાધિ બીજી રીતે જોર પકડતો હોય ત્યારે ફેરમફૉસની સાથે.

**કાલી ફૉસ:**—જ્યારે બેચેની વધતી જતી હોય, અને સ્વભાવ ચીડીઓ થતો જતો હોય, ત્યારે **ફેરમ ફૉસ**ની સાથે.

**નેટ્રમ મ્યુર:**—છીંકો બહુ આવતી હોય, અને નાકમાંથી પાણી પડતું હોય, આંખમાં આંસુ આવી જતાં હોય ત્યારે ફેરમ ફૉસની સાથે.

**નેટ્રમ સલ્ફ:**—જીભ જોવાથી આ ક્ષારની જરૂર લાગે ત્યારે આપવો. ઘણીવાર આથીજ ફાયદો થાય છે ને આને ખાસ દવા પણ ગણી શકાય છે. જો દસ્ત બરાબર ન આવતો હોય તો સ્વચ્છ પાણીને ગરમ કરીને તેની પિચકારી મારીને દસ્ત ઉતારવો; તેમાં સાબુ કે બીજું કાંઇ નાખવાની જરૂર નથી; ફક્ત પાણીનીજ જરૂર છે. દરદીએ ગરમ પાણી પીવાય તેટલું પીવું; તેથી સારો ફાયદો થાય છે, ત્વચાના છિદ્રો બંધ થઇ ગયા હોય તો ગરમ પાણીમાં વાદળી બોળી બોળીને ત્વચા ઉપર લગાડયા કરવી; આ પ્રમાણે આખા શરીરને ગરમ પાણી લગાડવું.

### સાજા થયેલા કેસ.

ગયા શિયાળામાં જ્યારે ઇન્ફ્લ્યુએન્ઝાનો રોગ ચાલ્યો હતો, ત્યારે તેના ઉપચારમાં જીવન રસાયણના ક્ષારો અજમાવીને ખાત્રી કરવાની મને ઘણી સારી તક મળી હતી. હું ખુલ્લા દીલથી માનું છું કે આ વ્યાધિને માટે આખરે દવા હાથ લાગી છે, ને તેને લીધે તે રોગ કેવળ સાધારણ સળેખમની માફક મટવા લાગે છે. આ રોગ થયા પછી ઘણા લોકો લાંબા વખત સુધી હેરાન થાય છે, તેનું કારણ આ રોગ નથી, પરંતુ આ રોગની શરૂઆતથી દવા બરાબર કરવામાં આવતી નથી તે છે. ઉપાયમાં તો **નેટ્રમ સલ્ફ**થી મેં ઘણા કેસો સુધાર્યા છે, અને સુધરશે એમ આશા રાખું છું. તે ક્ષાર શરૂઆતમાં તેમજ પાછળથી પણ અપાય છે. (ચાર્લ્સ. એસ. વાટ એમ. ડી.)

મી. આર. નામનો છવીશ વર્ષનો એક ચોપડીઓ વેચનારો સવારે તેને ધંધે તદ્દન સાજો સારો ગયો હતો. આશરે દશવાગે તેને નબળાઇને સુસ્તિ લાગવા માંડી; પછી છીંકો આવવા લાગી અને નાકમાંથી પાણી નીકળવું શરૂ થયું. તેને ઘેર જવું પડયું, અને ઘેર જઇને મને બોલાવ્યો. એ દિવસ સુધી ૧૦૩ ને ૧૦૪ ડીગ્રી તાવ રહ્યા કર્યો; તેનાં સ્નાયુઓ બધાં સજડ થયાં હોય ને દુખતાં હોય તેમ તેને લાગતું હતું; વાંસો ને હાડકાં પણ સખત દુખતાં હતાં, ને જ્યારે કાંઈ વસ્તુ તે ગળે ઉતારતો ત્યારે કાનના મૂળ સુધી તેને દુખતું હતું. મેં હોમિયૉપૅથી પ્રમાણે તેને જેલ્સીમીઅમ અને યુપેટોરીઅમ પરફોલીએટમ આપ્યું, પણ તેથી કાંઇ ફાયદો થયો હોય એમ લાગ્યું નહિ. આ વખતે શ્લેષ્મ પાણી જેવો હતો તે મટીને જાડો લીલા રંગનો થયો હતો, અને તે ગળામાં, અને મોઢામાં ઘણો ભરાઇ રહેતો હતો. પછી મેં તેને **નેટ્રમ સલ્ફ**નો ૬ અંશવાળો ક્ષાર દર કલાકે પાંચ ગ્રેન જેટલો આપ્યો થોડા કલાકમાં તેને એટલો બધો ફેર પડયો કે તેણે બહાર જવા માંડયું ને તેને મુશ્કેલીથી ઘેર રહેવાનું સમજાવી શકાયું. બીજે દિવસે તે તેના કામે ગયો, ને તે

પછી તેને કાંઇ હરકત આવી નહિ. ( ડાં. હેન્રી લાડર્ની, એમ. ડી. )

**હોમિયૉ૦-**ઍકોનાઇટ, એલીઅમ સીપા, આર્સેનિકમ, બૅપ્ટીસીઆ, બ્રાયોનીઆ, કૅમ્ફ્રેરા, ડલ્કેમારા, યુપેટોરીઅમ, જેલ્સીમીઅમ, રસ ટૉક્ષ, સૅબૅડિલા, ટ્યુબરક્યુલીનમ.

---

## ઉધરસ, ખાંસી.

( Cough. ).

**ફેરમ ફૉસ:—**એકદમ જોરથી ખાલી ઉધરસ આવતી હોય, તે થોડો વખત ચાલતી હોય, તે સાથે છાતીમાં દુખાવો રહેતો હોય, બડખો બીલકુલ નીકળતો ન હોય, શ્વાસ નળીમાં કાંઇ ભરાયું હોય, એમ લાગતું હોય ત્યારે આ દવાની જરૂર છે. ઉધરસ વખતે પેસાબ વહી જતો હોય, તે પણ આ દવાથી મટે છે.

**કાલી મ્યુર:—**ઉધરસ લાંબા વખત સુધી આવતી હોય, કફ નોકળતો હોય, તે જાડો ને ચીકણો ને દુધ જેવો સફેદ હોય, મોટી ઉધરસની માફક ઉપરા ઉપર ઉધરસ આવતી હોય, ઉધરસ વખતે આંખો બહાર નીકળી પડતી હોય, અને જીભ ઉપર સફેદ, અગર જરા કાળાશપર સફેદ છારી હોય, ત્યારે આ દવાનો ઉપયોગ કરવો.

**કાલી સલ્ફ:—**જ્યારે કફ પીળાસ પડતા રંગનો હોય, અથવા પાણી જેવો શ્લેષ્મ ઉધરસ વખતે પડતો હોય, ગરમ ઓરડામાં અથવા સાંજની વખતે ઉધરસ વધારે આવતી હોય, ખુલ્લી હવામાં થંડીના વખતે ઉધરસ મંદ રહેતી હોય, કફ બહાર નીકળી શકતો ન હોય, પણ ગળી જવાતો હોય, ગળાની બારી નબળી પડી ગઇ લાગતી હોય, કે ઉધરસનો અવાજ જબરો પણ ખોખરો હોય, ત્યારે આ દવા આપવી.

**કાલી ફૉસ:-**ઉધરસની સાથે શ્વાસનળીમાં દુખાવો ને વરમ હોય, તથા કફ જાડો, પીળો, ખારો અને ગંધાતો હોય, ત્યારે આ દવા અપાય છે.

**નેટ્રમ સલ્ફ:—**ઉધરસ આવતી હોય, ત્યારે છાતીમાં બહુ નબળાઇ લાગતી હોય, શ્લેષ્મની સાથે પરૂ નીકળતું હોય, બડખો જાડો, ચીકણો, અને પીળાશ પડતો લીલો નીકળતો હોય, કે છાતીનો દુખાવો, અને નબળાઇ મટાડવા માટે છાતી દાબવી પડતી હોય, તો આ દવા ફાયદો કરે છે.

**મેગ્નીશ્યમ ફૉસ:—**મોટી ઉધરસ જેને કુકડીઆ ખાંસી કહે છે, તે થઇ હોય, તો આ દવા કાલી-મ્યુરની સાથે વારાફરતી આપવી. એકદમ ઉધરસ ઉપડી આવતી હોય, અને બડખો બીલકુલ ન પડતો હોય, ફેફસામાં દુખાવો લાગતો હોય, અને ઉધરસ આવ્યા પછી થાક જણાતો હોય, ગરમ પાણી પીવાથી ઉધરસ થોડીવાર બંધ પડતી હોય, મજ્જાતંત્રમાં કાંઇ બીગાડ થવાથી કે હીસ્ટીરીઆ જેવા વ્યાધિને લીધે ઉધરસ ઉપરાઉપરી આવવા માંડતી હોય, ત્યારે આ દવાની જરૂર પડે છે.

**સીલીસીઆ:-**ક્ષયના દરદમાં છેલ્લી અવસ્થામાં બડખો જાડો, પીળાશપડતા લીલા રંગનો આવતો હોય, અને તે સ્વાદમાં ગળપણવાળો તથા ચીકણો લાગતો હોય, થંડુ પાણી પીવાથી ઉધરસ વધારે આવતી હોય, ક્ષયના દરદીને સવારના ભાગમાં ઉધરસ ચડતી હોય, બીછાનામાં સુવા જતાં તેનું જોર વધતું હોય, બડખો ગંધાતો હોય, અને પાણીના વાસણમાં તે છેક તળીએ જઇને બેસતો હોય, ઈત્યાદિ લક્ષણો આ દવાને સૂચવે છે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓર:—**ઉધરસ આવતી હોય, ત્યારે બલગમના ઝીણા અને પીળા રંગના તાતણા ગળામાં ચોટી રહેતા હોય, અને તે કોઇ કોઇવાર ગંધાતા હોય, ગળામાં પડજીભ મોટી થઇ ગઇ હોય, અને તેને લીધે અગર નાકના અંદરના ભાગમાંથી શ્લેષ્મ ગળા તરફ વહેતો હોય, તેને લીધે ઉધરસ આવતી હોય, તો આ દવા આપવી જોઇએ.

**નેટ્રમ મ્યુર:—**ઉધરસમાં શ્લેષ્મ પાણી જેવો પાતળો અને ખારા સ્વાદનો નીકળતો હોય, આંખમાં, નાકમાં અને મોઢામાં પાણી આવતું હોય, તે સાથે કોઈવાર નાક બંધાઇ જતું હોય; દસ્ત કબજ રહેતો હોય, કે એવી શ્લેષ્માવરણની અનિયમિતતા હોય, ત્યારે આ દવા આપવાથી આરામ થાય છે.

**કેલ્કેરીઆ ફૉસ:—**ઉધરસ આવતી હોય, અને તે વખતે ઈંડાની સફેદીના જેવો ધોળો અને આલ્બ્યુમીનના જેવો બલગમ પડતો હોય, ત્યારે આ દવાનો ઉપયોગ બીજી દવાની સાથે વારાફરતી થાય છે.

**કેલ્કેરીઆ સલ્ફ:—**ક્ષય, ન્યુમોન્યા કે શ્વાસ-

નળીના વરમમાં છેલ્લી અવસ્થામાં જ્યારે અલગમની સાથે લોહી, પરૂ કે પાણી જેવો શ્લેષ્મ પડે, ત્યારે આ દવા બીજી દવાની સાથે વારાફરતી અજમાવવી.

### સાજો થયેલો કેસ.

એક ૧૮ મહિનાનું બાળક હતું; તે ચાલી શકતું નહિ, તેના માથાના અસ્થિ બરાબર બંધાયાં નહતાં, તેને સખત ઉધરસ આવતી હતી, તે ઘણા ઉપાય કર્યા છતાં મટતી નહતી. આખરે તેના માબાપે આ બાર દવાઓ અજમાવવાનો વિચાર કર્યો, અને તેને કેલ્કેરીઆ ફ્રૉસ આપવા માંડ્યું, એથી તેને આરામ થયો એટલુંજ નહિ, પણ તે બાળક થોડા વખતમાં ચાલતાં પણ શીખ્યું.

---

## ઉટાંટીઓ, કુકડીઆખાંસી, મોટી ઉધરસ.

( Whooping Cough )

આ વ્યાધિ થાય છે, ત્યારે **પ્રથમ**-ફ્રીબ્રીન અને બીજા સેંદ્રિય પદાર્થો ગળાની નસોની આસપાસ જામે છે, અને તેઓની યોગ્ય વ્યવસ્થા કરનારા નિરીંદ્રિય ક્ષારો કમી થયા હોય છે; ને તે પછી-મેગ્નીસીઅમ ફ્રૉસ્ફેટ અને વખતે કેલ્સ્યમ ફ્રૉસ્ફેટના ક્ષારો પણ ઓછા થાય છે, તેથી સ્નાયુમાં થોડી થોડી વારે આકર્ષ થયા કરે છે.

**કાલી મ્યુર:**—**જીભ ઉપર સફેદ છારી હોય, અગર જાડો સફેદ કફ નીકળતો હોય, ત્યારે આ મુખ્ય દવા છે;**

**મેગ્નીસીઅમ ફ્રૉસ:**— જ્યારે ઉધરસમાં સ્નાયુનો આકર્ષ (spasm) થયા કરતો હોય; ઉધરસ બહુ આવ્યા કરતી હોય, અને નરમ પડતી નહોય, ત્યારે ગરમ પાણીમાં પલાળીને થોડી થોડી વારે આપવો. મોટી ઉધરસ ઘણા વખતની જુની હોય ત્યારે **કાલી મ્યુર**ની સાથે ક્રમવાર આ ક્ષાર આપવો.

**કાલી ફ્રૉસ:**—મોટી ઉધરસમાં જ્યારે ક્ષીણતા બહુ જણાતી હોય, અગર દરદીના મગજમાં કાંઇ અસ્વસ્થતા લાગતી હોય ત્યારે.

**ફેરમ ફ્રૉસ:**—મોટી ઉધરસમાં જ્યારે જ્વરનાં કે વરમનાં લક્ષણો જોવામાં આવતાં હોય, અગર બહુ ઉધરસ આવવાથી લોહી પડતું હોય ત્યારે.

**કાલી સલ્ફ:**—મોટી ઉધરસમાં જ્યારે બડખા પીળાશ પડતા રંગના હોય, અને બપોર પછી સાંજ વખતે રોગનું જોર વધારે લાગતું હોય, થંડી હવાથી ઠીક થતું હોય, સાંજે શરીર તપી આવતું હોય ઇત્યાદિ લક્ષણોમાં.

**નેટ્રમ મ્યુર:**—પાણી જેવો શ્લેષ્મ નીકળતો હોય, દસ્ત કબજ હોય, એવાં એવાં આ ક્ષારને મળતાં લક્ષણો હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફ્રૉસ:**—**મેગ્નીસીઅમ ફ્રૉસ** આપ્યા પછી આ ક્ષાર આપવાથી ઘણીવાર જલદી ફાયદો થાય છે; મોટી ઉધરસ થયેલ બચ્ચાનાં હાડકાં નબળાં હોય, અનાજ પચતું ન હોય, શરીર ફીકકું રહેતું હોય ઇત્યાદિ વખતે.

### સાજા થયેલ કેસ.

સને ૧૮૮૧ માં બધાં છોકરાંઓને મોટી ઉધરસ થવા લાગી હતી, તે વખતે દશ મહિનાના એક બાળકને એટલી સખત ઉધરસ થઇ આવી કે તે કુટુંબના વૈદ્યે તેની દવા કરવાની હિંમત ધરી નહિ તે બાળકના પિતાએ મને આ વાત કરી, અને કહ્યું કે આખા દિવસમાં ફકત દશ મીનીટ તે બાળકને ઉધરસ આવે છે, પણ આવે છે ત્યારે એવી તો સખત આવે છે કે તેનો ચ્હેરો કાળાશ પડતો વાદળી રંગનો થઇ આવે છે, અને સુજી જાય છે. મેં તેને તરતજ **મેગ્નીસીઅમ ફ્રૉસ** આપ્યો; એકજ પડીકાથી તેની ઉધરસ મોળી પડી, પાંચ દિવસ પછી **કાલી ફ્રૉસ** આપ્યો, તેથી કાંઇ ફેર પડ્યો નહિ; પછી **કેલ્કેરીઆ ફ્રૉસ** દીધો; તેણે પણ કાંઇ ગુણ કર્યો નહિ; **મેગ્નીસીઅમ ફ્રૉસ** નહિ મળવાથી, તેને વધારે ઉધરસ આવવા લાગી, તેથી ફરીથી તે ક્ષાર આપ્યો, એટલે તેને આરામ થવા લાગ્યો (રન્ડસ્યાઉમાંથી)

અઢાર મહિનાના એક છોકરાને ઘણા વખતથી ઉધરસ થઈ હતી; તેના હોઠ ઉપર બરો સુતરી ગયો હતો, તેને કાળો, પાતળો ને ગંધાતો ઝાડો દિવસમાં પાંચ વખત આવતો હતો; તેનું પેટ કઠણ અને ફુલેલું હતું. તેનું શરીર અતિશય ક્ષીણ થઇ ગયું હતું અને તેના માબાપે અને વૈદ્યે આશા છોડી હતી. તેને **કાલી સલ્ફ** આપવાથી તદ્દન સુવાણ થઇ ગઇ. (ડા. સી. બી. નેર એમ. ડી.)

**હોમિયૉ૦**—ઍન્ટીમોનિઅમ ટાર્ટ, બેલાડોના, સાઇના, કૉકસ કૅકટી, કૉરેલ્યમ રૂબ્રમ, કુપ્રમ, ડ્રૉસેરા, ઇપીકાકયુઆના, કાલી બાઇ ક્રોમીઅમ.

---

## ઉપદંશ, ચાંદી, ગરમી, ઇત્યાદિ.

( Syphilis )

ઉપદંશ ચેપને લીધે થાય છે, અને તે વ્યાધિ સમૂળગો જતો નથી એવી અદ્યાપિ પર્યંત ઘણા વૈદ્ય ને ડાકટરોની માન્યતા છે, પરંતુ જીવન રસાયણ વિદ્યા પ્રમાણે તેમ નથી. ચેપી રોગ, પણ અમુક ક્ષારની તંગીને લીધે પ્રબળતા ભોગવે છે, અને જો તે ક્ષાર પુરો પાડવામાં આવે તો તે રોગ જલદી દૂર થાય છે, પોટાસ્યમ કલોરાઇડ એટલે કે કાલી મ્યુર નામનો ક્ષાર કમી થવાથી, ફિબ્રીન નિરૂપયોગી થાય છે, અને વહેવા લાગે છે, માટે તેજ ક્ષાર જો પુરો પાડવામાં આવે તો ઉપદંશ મટી જાય છે.

**ફેરમ ફોસઃ**—બદ થઇ હોય, અને તેમાં પીડા થતી હોય, તથા તાવ આવ્યો હોય ત્યારે.

**કાલી મ્યુરઃ**—બદ સુજી આવી હોય, નરમ ટાંકી થઇ હોય; **ઉપદંશે જીર્ણરૂપ ધારણ કર્યું હોય** ઇત્યાદિ સંજોગોમાં **આ ક્ષાર ઉપદંશને માટે એક ખાસ દવા છે,** અને તે ખાવા તેમજ લગાડવા અપાય છે.

**નેટ્રમ સલ્ફઃ**—ઉપદંશના વ્યાધિને લીધે ગુદા ઉપર એક જાતના મસા થાય છે, તે મટાડવા માટે ખાવા તેમજ લગાડવા માટે અપાય છે.

**નેટ્રમ મ્યુરઃ**—ઉપદંશના જીર્ણ વ્યાધિમાં, જ્યારે પાતળી રસી નીકળતી હોય, અને બીજાં લક્ષણો ઉપરથી આ ક્ષારની તંગી લાગતી હોય ત્યારે.

**કાલી ફોસઃ**—સડતી ચાંદી થઇ હોય, અગર ક્ષત ગંધાતું હોય ત્યારે.

**કાલી સલ્ફઃ**—ઉપદંશમાં તે ક્ષારની તંગી જણાતી હોય ત્યારે ( જુવો તે ક્ષારની તંગીથી થતાં લક્ષણો. )

**કેલ્કેરીઆ સલ્ફઃ**—ચાંદીમાંથી પરૂ નીકળતું હોય ત્યારે પરૂ બંધ કરવા માટે; વળી બદ ફુટયા પછી પરૂ નીકળતું હોય તે બંધ કરવા માટે. ( ઘણીવાર સીલીસીઆની સાથે અપાય છે )

**સીલીસીઆઃ**— બદમાંથી પરૂ નીકળતું હોય ત્યારે **કેલ્કેરીઆ સલ્ફ**ની સાથે અનુક્રમે; **જીર્ણ** ઉપદંશના વ્યાધિમાં જ્યારે થોડું થોડું પરૂ નીકળતું હોય, અગર ચાંદામાંનો ભાગ કઠણ થયો હોય; **ત્વચા ઉપર ક્ષત ફુટી નીકળ્યાં હોય, અને પારાની દવા બહુ આપવામાં આવી હોય;** તૃતીય ઉપદંશમાં અસ્થિમાં વ્યાધિ થયો હોય ઇત્યાદિ સંયોગોમાં.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓરઃ**—કઠણ **ચાંદી થઇ હોય,** અને બીજાં લક્ષણો ઉપરથી આ ક્ષારની તંગી જણાતી હોય ત્યારે.

### સાજો થયેલો કેસ.

એક દરદીને બે ત્રણ જગ્યાએ ચાંદી થઇ હતી, તેની કોર સુજી આવી હતી, અને તેમાંથી ભુખરા રંગનું પરૂ નીકળતું હતું. તેનાથી ચાંદા ડટાઇ રહેતાં હતાં, તેમાં ઉંડા ખાડા પડયા હતા, અને તે તળીએ પહોળા હતા; પેશાબ કરતી વખતે પીડા થતી હતી. તેને દર ત્રણ કલાકે **કાલી મ્યુર** આપ્યો. તરતજ તેની તબીયત સુધરવા લાગી, પેશાબ કરતી વખતે પીડા થતી હતી તે મટી ગઈ, અને ચાંદા થોડા વખતમાં રૂઝાઈ ગયાં. (ડા. એ૫. એ. રોકવીથ).

**હોમિયૉ૦**—આર્સેનિકમ, ઑરમ, હેપારસલ્ફ, લાઇકોપોડિઅમ, મકર્યુરીઅસ, નાઇટ્રીકમ આસિડમ, થ્યુજા.

---

## ઉલટી, હુબકો, વમન.

( Vomiting )

**ફેરમ ફોસઃ**—ખોરાક પચ્યા વગર ઉલટીમાં નીકળી જતો હોય, અગર ઉલટીમાં **લાલ ચોળ લોહી** પડતું હોય, અને તે જલદી થીજી જતું હોય ત્યારે.

**કાલી મ્યુરઃ**—જાડો સફેદ બલગમ ઉલટીમાં નીકળતો હોય, અગર કાળું ચીકણું ગડી જામેલું લોહી નીકળતું હોય ત્યારે.

**નેટ્રમ્ મ્યુરઃ**—ખાટો ને પાણી જેવો પ્રવાહી ઉલટીમાં નીકળતો હોય; પાણી જેવો સ્વચ્છ શ્લેષ્મ હુબકો આવીને નીકળી જતો હોય; મોઢામાં મોળ આવતી હોય; થુંકના કોગળા નીકળી જતા હોય; દસ્ત કબજ રહેતો હોય ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**કાલી ફોસ:**—ઉલટીમાં કોફીના ભુકા જેવો કાળો પદાર્થ નીકળતો હોય.

**નેટ્રમ ફોસ:**—**ખાટી** ઉલટી થતી હોય, અગર ફોદા ફોદા જેવો પદાર્થ નીકળતો હોય, ત્યારે જીભનો પછવાડેનો રંગ કેવો છે તે જોઇને આ દવા આપવી.

**નેટ્રમ સલ્ફ:**—પિત્તની ઉલટી થતી હોય, અને મોઢામાં કડવાટ રહેતો હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફોસ**—રાત્રે અમુક મુદત વીત્યા પછી ઉલટીમાં ખોરાક પચ્યા વિનાનો નીકળી જતો હોય અગર બચ્ચાંને ટાઢું પાણી કે દુધ પાવાથી ઊલટી થઇ જતી હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓર:**—ખોરાક પચ્યા વિના ઉલટીમાં નીકળી જતો હોય ત્યારે જો **ફેરમ ફોસથી** ફાયદો થતો ન હોય તો આ ક્ષાર આપવો.

**સાજા થયેલા કેસ.**

ડા. કેરી જણાવે છે કે મી. એફ નામના ૫૪ વરસના એક વૃદ્ધ આદમીને છ મહિનાથી ખાધા પછી ઉલટી થતી હતી. જો તે હરફર કર્યા કરતો તો એકાદ કલાક સુધી ઉલટી થતી નહિ, ને ઉલટી થયા પછી તે પાછો ખાઈ શકતો હતો. તેને **ફેરમ ફોસનો** ૬ અંશ વાળો ક્ષાર આપવાથી પંદરેક દિવસમાં આરામ થઇ ગયો હતો.

મીસીસ ડબલ્યુ. નામની ૩૫ વર્ષની એક બાઇને દરરોજ સવારમાં ચાર વાગે ઉલટી થતી; કાંઈ દુખાવો રહેતો નહોતો; ગરમ પાણીથી ઠીક થતું; તેને ઘણી દવાઓ આપી જોયા પછી **કેલ્કેરીઆ ફોસનો** ૬ અંશવાળો ક્ષાર સુતા પહેલાં આપવા માંડયો તેથી આઠ દિવસમાં આરામ થયો. (ડા. કેરી. એમ. ડી.)

તેવીજ રીતે મીસીસ એલ નામની ૫૪ વર્ષની એક બાઇને અડધી રાત્રે ઉલટી થતી હતી; તે સાથે કશો દુખાવો જણાતો નહોતો. તેને કેલ્કેરીઆ ફોસનો ૬ અંશવાળો ક્ષાર આપવાથી ફાયદો થયો હતો. (ડા. જે. બી. ચેપમેન).

ડા. ડબલ્યુ. જે. માર્ટીન એમ. ડી. એક કેસ વિષે જણાવે છે કે દરદીને થોડી થોડીવાર ઉલટી થયા કરતી હતી, અને તે સાથે તેના પેટમાં સખત દુખાવો હતો તેને હોમીયોપેથીની દવાઓ આપી જોઈ પણ ફાયદો થયો નહિં, તેથી **મેગ્નીસીઅમ ફોસ** આપ્યો, એટલે આરામ થયો.

**હોમિયો૦**—એન્ટીમોનીઅમ ક્રુડમ, બેલાડોના, કેલ્કેરીઆ કાર્બ, ક્રેમ્ફોરા, ઈપીકાકયુઆના, આઈરીસ વર્સીકોલર, ક્રિઓસોટ, ફૉસ્ફરસ, સ્ટ્રૉનૉઇન.

---

## ઓરી.

( Measles. )

ઓરી ઘણી વખત **કાલી મ્યુર** નામનો ક્ષાર ખુટવાથીજ થાય છે.

**ફેરમ ફૉસ:**—ઓરીના વ્યાધિમાં જ્યારે વરમ થયો હોય, ત્વચા લાલ થઇ હોય, આંખો પણ લાલ થઇ હોય, છાતીમાં દુખતું હોય, ત્યારે ઓરીના વ્યાધિની શરૂઆતમાં.

**કાલી મ્યુર:**—ઓરીની બીજી સ્થિતિમાં ખાલી ઉધરસ આવતી હોય, જુદી જુદી ગ્રંથિઓમાં વરમ થયો હોય, જીભ ઉપર સફેદ છારી હોય, ઓરી નીકળી ગયા પછી, પણ કાંઇ બીમારીનાં લક્ષણો જોવામાં આવતાં હોય; કાને બરાબર સંભળાતું ન હોય, ગળામાં વરમ થયો હોય, ઝાડો થયો હોય, ને તે ઢીલો ને આછા રંગનો આવતો હોય, ઈત્યાદિ લક્ષણો હોય ત્યારે **ફેરમ ફૉસની** સાથે ક્રમવાર આપવામાં આવે, તો ઓરી મટી ગયા પછી તેની પાછળ થતી માઠી અસરથી ભાગ્યેજ પીડાવું પડે છે.

**કાલી સલ્ફ:**—ઓરી અગર બીજા ફુટી નીકળતા વ્યાધિમાં જ્યારે ત્વચા ઉપર દેખાતા ચિન્હો એકદમ દબાઇ જાય છે, અને ત્વચા કઠણ ને સુષ્ક થઇ રહે છે, ત્યારે આ આપવાથી ત્વચા ઉપર જે નીકળવાનું હોય છે તે અને પરસેવો બહાર આવવા લાગે છે; આ ક્ષાર આપતી વખતે ગરમ કપડાં પહેરાવ્યાં હોય તો જલદી ફાયદો થાય છે.

**નેટ્રમ મ્યુર:**—પાણી જેવા રસ નાક, મોઢું કે આંખમાંથી નીકળતા હોય ત્યારે.

જો આ વ્યાધિ દર્મ્યાન બીજાં લક્ષણો જોવામાં આવે તો તે ઉપરથી જે ક્ષારની તંગી જણાય, તે ક્ષાર આપવા ચૂકવું નહિ.

**સાજો થયેલ કેસ.**

મ્યુનિચનો ડા. કોક લખે છે કે:—મારી પાસે

ઓરીના પાંત્રીશ કેસ આવ્યા તેમાં સળેખમને ઉત્ત્ર-રસ શરૂઆતમાં બહુ થોડાં હતાં; દરદીની આંખો થોડીઘણી આવેલી હતી, અને તેઓ પ્રકાશ સહન કરી શકતા નહોતા. તે પછી થોડા દિવસમાં ઓરી નીકળતાં, તે પાંચ કે છ દિવસ સુધી રહેતાં, ને પછી કરમાવા લાગતાં; પણ ઓરી નીકળતા તેની શરૂઆતમાં અગર તે કરમાવા લાગતાં તે વખતે કાન નીચેનો એકાદ નાનો પિંડ સુજી આવતો, ને તેમાં પીડા થતી તે બાળકોને તાવ ચડી આવતો, ને દિવસને રાત રો રો કરતાં. આ વખતે મેં **ફેરમ ફ્રોસ** આપવાનો વિચાર કર્યો, અને જ્વરના જોર પ્રમાણે તે ક્ષારને ગરમ પાણીમાં કલાકે કલાકે અગર બબે કલાકે આપવા માંડયો, હું આ ક્ષાર શરૂઆતમાંથીજ આપતો, અને તેથી ગુણ થતો, એટલે બીજા ક્ષારની જરૂર લાગતી નહિ. પિંડના સોજાને માટે તથા રતાશ માટે તેમજ પીડાને માટે પણ હું તેજ દવા વાપરતો, અને મારા કેસો સાજા થતા હતા.(સુષ્લર).

**હોમિયો૦**—એકોનાઇટ, આર્સેનિકમ, બૅપ્ટીસીઆ, બ્રાયોનીઆ, યુફ્રેસીઆ, જેલ્સીમીઅમ, લૅચિસીસ, પલ્સેટીલા, સ્ટ્રામોન્યમ, સલ્ફર, ઝીન્કમ.

---

## કંમરનો દુખાવો.

( Lumbago or Backache )

**કેલ્કેરીઆ ફ્રોસ:**—સવારમાં ઘણું કરીને ઉઠતાંજ વાંસો ને કમ્મર દુખતાં હોય ત્યારે.

**નેટ્રમ મ્યુર**—કાંઇક કઠણ ચીજ ઉપર સુવાથી દુખાવો નરમ પડતો હોય ત્યારે; ઝાઝો વખત વાંકા ઉભા રહીને કામ કરવાથી વાંસામાં કે કમ્મરમાં જાણે કે કાંઈ છોલાતું હોય ને દુખે તેવું દરદ થતું હોય ત્યારે; વાંસો નબળો હોય અને સવારમાં ઉઠતાંજ દુખતો હોય ત્યારે.

**હોમિયો૦**—ઍકોનાઇટ ઍન્ટીમોનિઅમ ટાર્ટ, સીમીસીફ્યુજા, લાઇકોપોડીઅમ, નકસ મૉસ્કેટો, રસટૉકસ, સેપીઆ, સિકેલી.

---

## કરોડના વ્યાધિઓ.

( Spine diseases. )

( જુઓ બચ્ચાંની નબળાઇ, અસ્થિદોષ, અને કેલ્કે. ફોસનો વિષય. )

**કેલ્કેરીઆ ફ્રોસ**—ચુનાના ક્ષારની તંગીને લીધે, જ્યારે કરોડના હાડકામાં કાંઈ રોગ થયો હોય, ત્યારે આ ક્ષાર આપવાથી હાડકાની નવેસર બનાવટને મદદ મળે છે; કરોડની નબળાઇ હોય; કરોડ વાંકી વળી ગઇ હોય; કરોડને પુરતું પોષણ ન મળતું હોય, વાંસામાં, અને કમ્મરમાં દુખાવો લાગતો હોય; બચ્ચાંની કરોડ નબલી હોય, અને પોતાનું માથું ઉચકી શકતાં ન હોય; માથાનાં અસ્થિ બરાબર જોડાયાં ન હોય, ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે, કરોડ બહુ વાંકી વળી જતી હોય તો તેને ટેકો આપવાની જરૂર પડે છે. આ ક્ષારના રોજ એક કે બે પડીકાં લાંબા વખત સુધી આપ્યા કરવાં.

**નેટ્રમ મ્યુર:**—કરોડ દુખતી હોય, અને વાંસામાં નબળાઇ લાગતી હોય, અગર શરીરમાં કોઈ સ્થળે પાણી વિશેષ લાગતું હોય, અને બીજો ભાગ સુષ્ક લાગતો હોય ત્યારે; કરોડની નબળાઇ લાગતી હોય તો ખાવાનું મીઠું બારીક કરીને કરોડના ભાગમાં ખૂબ ઝપાટાબંધ ઘસ્યું હોય તો ઠીક થાય છે; વળી સહેજ મહેનત કરવાથી પણ થાક લાગતો હોય, ચાલવાથી માથું દુખવા આવતું હોય એ લક્ષણો સાથે હોય ત્યારે પણ આ દવા આપવી.

**કાલી ફ્રોસ:**—કરોડના **રજ્જુમાં નબળાઈ તથા પોચાપણું** આવ્યું હોય; તેમાંથી નીકળતા તંતુઓ ખોટાં પડવા લાગ્યાં હોય; ક્ષીણતા લાવે તેવા વ્યાધિને લીધે કરોડને પુરતું પોષણ ન મળ્યું હોય; કરોડમાં દુખાવો થતો હોય, તેથી ચાલવાનું મન ન થતું હોય, ચાલવા જતાં, દુખાવો વધતો હોય, પણ હલકી ને ધીમી કસરતથી જરા ઠીક લાગતું હોય ઇત્યાદિ લક્ષણોમાં.

**કાલી મ્યુર:**—કરોડ રજ્જુ નબળું પડતું જતું હોય ત્યારે બીજા ક્ષારોની સાથે ક્રમવાર.

**નેટ્રમ ફ્રોસ;**—પેટમાં ખટાસ વધી ગઇ હોય, અને તેથી કરોડ નબળી પડી ગઇ હોય; આ ક્ષાર ચુનાને ગાળી દે છે, અને તેથી **કેલ્કેરીઆ ફ્રોસનો** થર જલદી જામી શકે છે.

**સીલીસીઆ:**—કરોડ દુખતી હોય અને પગનો પરસેવો ગંધાતો હોય, બાળકોને પેટમાં કરમીઆં થયાં હોય, ત્યારે આ ક્ષાર અને તેની સાથે **નેટ્રમ ફ્રોસ** આપવો; બાળકોને કપાળ આગળ પરસેવો થયા કરતો હોય; કરોડના હાડકામાં પરૂ થાય એવું લાગતું હોય; પગ ખોટા પડી જશે એમ લાગતું હોય; પગ ટાઢા રહેતા હોય ઇત્યાદિ સંજોગોમાં.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓર:**—સ્પાઇના વેન્ટોઝા ( Spina Ventosa ) થયો હોય ત્યારે **મેગ્નીસીઅમ ફ્રોસ**ની સાથે ક્રમવાર; વાંસો નબળો હોય, અંગ નમી પડતું હોય, તથા ઝાડો બંધ રહેતો હોય ત્યારે.

ડા. જે. ટી. કેન્ટ લખે છે કે કરોડ રજ્જુનો વરમ થયો હોય ત્યારે **નેટ્રમ સલ્ફ** આપવાથી ફાયદો થાય છે. ડોકને માથાની પછવાડે સખત દુખાવો થયો હોય, ડોક પાછળ ખેંચાતી હોય, બરડામાં આંચકી આવતી હોય, મગજ ઉશ્કેરાઇ જતું હોય, અને ઉન્માદ જણાતો હોય તે વખતે આ ક્ષારથી ફાયદો થાય છે.

**હોમિયો:**—સિમિસિફ્યુજા, કૉકયુલસ, જેલ્સીમીઅમ, ઇગ્નેશ્યા, નક્સ વૉમિકા, ફૉસ્ફરસ, પલ્સેટીલા, ઝીન્કમ.

---

## કાનના વ્યાધિ.

### ( Diseases of the Ear. )

**ફેરમ ફોસ:**—શરૂઆતમાં વરમ, તાવ, પીડા, દાહ, લોહીનું જોર વીગેરે મંદ પાડવા માટે આ દવા ઉપયોગી છે. કાનના વરમની સાથે સણકા મારતું, કે ચસકા આવતું દરદ હોય, તો તે પણ આ દવાથી મટે છે. કાનની શિરાઓ લોહીને બરાબર પાછી લઇ જઇ શકતી ન હોય, તેથી કાનના મૂળ આગળ લોહીનું દબાણ રહેતું હોય, અને તેને લીધે કાનમાં દર્દની લાગણી થતી હોય, રક્તાશયના ધબકારાની સાથેજ કાનમાં સણકો આવતો હોય, કાનમાં નાડી ચાલતી હોય, તે બરાબર જણાતી હોય, ને ગણી શકાતી હોય, ઇત્યાદિ લક્ષણો આ દવાને સૂચવે છે. વરમ થયા પછી બધીરતા રહે, તો તે માટે પણ પ્રથમ આ દવા શરૂ કરવી.

**કાલી મ્યુર:**—વરમ મંદ પડયા પછી, જ્યારે અંદરનાં પડો જાડાં થઈ જાય, અને બંધીરતા જણાવા લાગે, ત્યારે ઉપરની દવાની સાથે આ દવા વારાફરતી આપવી. યુસ્ટેકીઅન નળીમાં સોજો થવાથી બધીરતા આવી હોય, કાનના પિંડોમાં સોજો હોય, નાકમાંથી પવન કાઢતી વખતે, અગર જમતી વખતે કાનમાં કાંઇ પડ ફાટતું હોય એવો અવાજ લાગતો હોય, ગળાના પડના સોજાની સાથે કાનમાં પણ સોજો થયો હોય, જીભ ઉપર સફેદ અગર ભુખરી સફેદ છારી હોય, કે કાનમાંથી દુધ જેવું પાણી નીકળતું હોય, ત્યારે આ દવા આપવી.

**કાલી ફ્રોસ:**—મજ્જાતંત્ર નબળું પડી ગયું હોય, તે સાથે કાનમાં ઘોંઘાટ સંભળાતો હોય, વિચારોનો ગોટાળો થતો હોય, કાનમાં ક્ષત પડયાં હોય, તેમાંથી પરૂ નીકળતું હોય, તે ગંદુ ને દુર્ગંધ મારતું હોય, વૃદ્ધાવસ્થામાં પોષણ ન મળવાથી કર્ણેંદ્રિ નબળી પડી ગઇ હોય, અને બરાબર સાંભળી શકાતું ન હોય, એ બધાં લક્ષણો આ દવાને સૂચવે છે.

**મેગ્નીસીઅમ ફ્રોસ:**—કાનના જ્ઞાનતંતુની નબળાઇને લીધે બ્હેરપ આવી ગઇ હોય, તો આ દવા ઉપરની દવાની સાથે વારાફરતી અપાય છે. જો જ્ઞાનતંતુના બિગાડથી કાનમાં અગર કાનની આસપાસ ચસકા આવતા હોય, તોપણ આ દવાથી આરામ થાય છે.

**કાલી સલ્ફ:**—કાન દુખતો હોય, અને તે સાથે તેમાંથી પાતળી પાણી જેવી લીલા રંગની રસી આવતી હોય, કાનની નીચે સખત સણકા આવતા હોય, કોઇ કાપતું હોય, અગર ચટકા ભરતું હોય એમ જણાતું હોય, અંદર કાંઈ પડો સુજી ગયાં હોય, કે પાતળો પીળા રંગનો પ્રવાહિ અંદરથી નીકળતો હોય, ને જીભ ઉપર પીળી ચીકણી છારી જામી હોય, તો આ દવાની જરૂર પડે છે.

**કેલ્કેરીઆ ફ્રોસ:**—કાનનો બહારનો ભાગ થંડો લાગતો હોય, કાનના હાડકામાં દુખાવો જણાતો હોય, બચ્ચાંને સ્કોફ્યુલાની કાંઇ અસર હોય, અને તે સાથે કાનમાં દુખાવો જણાતો હોય, દાંત આવતા હોય, તે વખતે બાળક નબળું હોય, અને કાનમાંથી રસી વહ્યા કરતી હોય, ઇત્યાદિ વખતે આ દવાથી ફાયદો થાય છે.

**નેટ્રમ મ્યુર:**—કાન પાકયો હોય, તે વખતે અંદરથી પાણી જેવી રસી નીકળતી હોય, અને જીભમાંથી તથા મોઢામાંથી પણ થુંક બહુ નીકળતુ હોય, ઘણું ક્વીનાઇન લીધા પછી કાનમાં મોટા અવાજ સંભળાતા હોય, તો આ દવા ઉપયોગી થઇ પડે છે.

**કેલ્કેરીઆ સલ્ફ:**—કાન પાકયો હોય, અને અંદરથી જાડી રસી કોઇ વાર રક્ત મિશ્રિત નીકળતી હોય, ત્યારે રસી બંધ કરવાને માટે આ દવા અપાય છે. જુઓ નીચેની દવા.

**સીલીસીઆ:**—કાનની બહારનો ભાગ સુજીને પાકયો હોય, કાનમાંથી ગંધાતું પરૂ નીકળતું હોય, કાન સુજી ગયો હોય, પણ તેમાં પરૂ થતાં વાર લાગતી હોય, યુસ્ટેકીઅન નળીમાં સોજો થયો હોય, પણ જલદી પાકીને ફુટતી ન હોય, ઇત્યાદિ સંજોગોમાં આ દવા આપવી જોઇએ.

**નેટ્રમ્ ફ્રાસ:**—કાનનો બહારનો ભાગ સુજેલો હોય, તે ઉપર દુધની તરના જેવા રંગનાં ફોડકા થતા હોય, અજીર્ણ રહેતું હોય, પેટમાં ખટાસ જણાતી હોય, ઈત્યાદિ લક્ષણો જોતાં જે આ દવાની જરૂર લાગે, તો આ દવા એકલી અગર બીજી દવાની સાથે આપવી.

### સાજા થયેલા કેસ.

મી. બી. નામના એક ગૃહસ્થને જમણા કાનના બહારના ભાગ ઉપર સોજો થયો હતો; તેથી કરીને કાનનું છિદ્ર લગભગ પુરાઈ ગયા જેવું થયું હતું, અને અંદરથી પાતળી દુધ જેવી રસી નીકળતી હતી. ઘડીઆળ માત્ર ચાર ઈંચ છેટેથી સાંભળી શકાતી હતી. **કાલી મ્યુર** 3× આપ્યું, અને થોડા દિવસ તે દવા ચાલુ રાખી, એટલે કાનમાંથી રસી આવતી બંધ થઈ, અને બે અડવાડીઆમાં સાંભળવાનું કામ તદ્દન સારી રીતે ચાલવા લાગ્યું. તે દરદીને એકોનાઇટ, પલ્સેટીઆ, મકર્યુરીઅસ, હાઇડ્રાસ્ટીસ, અને સલ્ફર હોમીઓપેથી પ્રમાણે આપી જોયાં હતાં, પણ તેથી કાંઇ લાભ થયો નહોતો.

સ્ક્રોફ્યુલાની અસરવાળી એક છોકરીને જમણા કાનમાંથી ગંધાતુ પરૂ નીકળ્યા કરતું હતું. તે કાનના કાણા આગળ એક મસો હતો. આઠ અઠવાડીઆથી તેણી આ કાને બીલકુલ સાંભળી શકતી નહતી, અને છેલ્લા ચાર મહિનાથી તેણી વધારે બ્હેરી થઇ હતી. **કાલી સલ્ફ** 12× આપવા માંડયું. એથી બે અઠવાડીઆમાં તેની દુર્ગંધ બંધ થઇ ગઇ; તપાસ કરી, ત્યારે મસો સુકાઇને કઠણ તથા કાળો થઈ ગયેલો માલૂમ પડયો. તે પછી તે સારી રીતે સાંભળી શકે છે, પણ તેને કાનમાં જરા ગણગણાટ સંભળાયા કરે છે. આથી દર ત્રીજે દિવસે બે પડીકાં આપ્યાં, એટલે તે તદ્દન સાજો થઈ ગયો. ( ડબલ્યુ. પી. વેસલ હોફ્ટ, એમ. ડી. )

ડા. ગાઉલન જણાવે છે કે એક વૃદ્ધ આસામીને કાનમાં ઘણો ગણગણાટ થયા કરતો હતો, અને જ્યારે તે ઘોંઘાટવાળા રસ્તા ઉપર ચાલતો, ત્યારે તેને અતિશય ઘોંઘાટ લાગતો. તેને વારંવાર સંધિવાના વરમ સહિત લક્ષણો થઇ આવતાં, અને આ ઘોંઘાટ પણ વાનો હશે એમ લાગતું. તેનું મન ઘણું ખિન્ન રહેતું અને તેની શ્રવણ શક્તિ મંદ પડી ગઇ હતી. તેને થોડાક દિવસ **કાલી ફોસ** 6× આપ્યું, એટલે સઘળાં માઠાં ચિન્હો દૂર થઇ ગયાં.

ડા. એ. ટી. શર્મન માસ્ટોઇડ અસ્થિના પડનો વરમ **સીલીસીઆ** 200× આપીને મટાડયાનું જણાવે છે. માત્ર ગરમ અને પાણીના ભેજવાળી પોટીસ લગાડવાથી આરામ લાગે છે, એમ દરદીએ કહ્યું, એ ઉપરથી તેણે એ દવા પસંદ કરી હતી; અને તેની પસંદગી ખરી નીવડી હતી; ઓપરેશન કરવાની જરૂર રહી નહોતી, અને વરમ મટવા માંડયો હતો.

ડા. એ. પી. ડેવીસ એમ. ડી. જણાવે છે કે ચાર વર્ષની ઉમરના એક બાળકને એક કાનમાંથી એવી, પાતળી ને ગંધાતી રસી નીકળતી હતી; તે ચેપ કાનની બહાર જ્યાં જ્યાં અડકતો, ત્યાં ત્યાં ફોડકા અને ગુમડાં થતાં, તેને **કાલી ફોસ** 6× બે બે કલાકે ત્રણ માસ પર્યંત આપવાથી આરામ થયો હતો. વળી પોતે જણાવે છે કે જ્યારે સંયોજક તંતુને અડચણ આવી હોય, ત્યારે ત્યારે હું **સીલીસીઆ** અને **કાલી ફોસ** વાપરૂં છું.

ડા. એ. પી. ડેવીસ બીજો એક કેસ જણાવે છે, તેમાં દર્દીના કાનની અંદરના ભાગમાં અસ્થિમાં પાક થયો હતો, અને આખો માસ્ટોઈડ અસ્થિનો ભાગ સુજી જવાથી કાન પાસે મોટા સોજો થઈ આવ્યો હતો; કાનમાંથી ઘણીજ દુર્ગંધ આવતી હતી. અને નસ્તર મુકયા પછી અંદરથી આશરે અઢધા

પીન્ટ જેટલું પરૂ ને લોહી નીકળ્યું; તે ગડને યુકેલીપ્ટસ વડે ધોઇને સાફ કર્યું, અને પરૂ નીકળવા માટેની નળી જેને "ડ્રેઇનેજ ટ્યુબ" કહે છે, તે ગોઠવીને બાકીનો ભાગ પાટાથી બાંધી લીધો. હમેશાં તે ગડને ધોઇને સાફ રાખવાની સાથે સીલીસીઆ બે બે કલાકે આપવાનું શરૂ કર્યું, એટલે ચાર અઠવાડીઆમાં બધું દર્દ નાશ પામ્યું અને ફરીથી કાંઇ પણ માઠાં ચિન્હો થયાં નહિ.

હોમિયો૦—એકોનાઈટ, બેલાડોના, ઓરાકસ, કેપ્સીકમ, કૉસ્ટીકમ, કેમોમિલા, હેપાર સલ્ફ, મર્ક્યુરીઅસ, પ્લૅન્ટેગો, પલ્સેટીલા, સોરીનિઅમ, સલ્ફર.

---

## કોરિઆ; કંપવા.

( Chorea. )

**મેગ્નીસીઅમ ફોસ:**—હાથ પગ આપો આપ હલ્યા કરે, અગર શરીરનો કોઈ પણ ભાગ ખેંચાયા કરે, દરદી મુંગો બેસી રહે, અને દયામણો ચહેરો કર્યા કરે, વગેરે લક્ષણો હોય, ત્યારે આ મુખ્ય દવા છે.

**કેલ્કેરિઆ ફૉસ**—ઉપરની દવા આપ્યાથી ફાયદો ન લાગતો હોય ત્યારે; વળી દર્દી તે સાથે સ્ક્રોફ્યુલાનો આજારી પણ હોય ત્યારે.

**સીલીસીઆ:**—અંગમાં વખતો વખત આંચકા આવતા હોય, ઉંઘમાં ભયાનક સ્વપ્નાં આવતાં હોય, આંખો બેડોળ લાગતી હોય, ચ્હેરો ફિક્કો લાગતો હોય. જો માત્ર કરમીઆં (worms)ને લીધે એવાં આંચકા આવતા હોય, તો નેટ્રમ ફોસની સાથે વારા ફરતી આ ક્ષાર આપવો.

**નેટ્રમ્ મ્યુર:**—જો શરીરમાંથી રસો બરાબર ન નીકળતા હોય, અને તેને લીધે કંપ થતો હોય તો આ ક્ષાર તેનાં લક્ષણો જોઇને આપવો.

**નેટ્રમ્ ફોસ:**—જો કંપારી પેટમાંના કરમને લીધે કે ખટાસને લીધે થતી હોય તો.

**કાલી ફોસ:**—જ્યારે મગજ ખાલી પડી ગયું હોય, અગર મગજતંતુની ઘણી નબળાઇ હોય ત્યારે.

**સાજો થયેલ કેસ.**

ડેવીડ નામનો બાર વર્ષનો એક છોકરો હતો, તેના અવયવો એક મીનીટ પણ શાંત રહી શકતા નહતા; કેટલીક વાર તો તેને આંચકી આવવા માંડતી ને જ્યાં ત્યાં બાઝવા માંડતો, તેનો બાપ દારૂડીઓ હતો, અને તેથી તેનું શરીર નાનપણથીજ નબળું ને તેનો સ્વભાવ પોચો હતો. લોકો એમ કહેતા કે "ડાકટર સાહેબ, તમારાથી તે સાજો નહિ થાય;" "તેને બચાવવાની આશા તમારે રાખવી નહિ;" ને "જુવો તો ખરા, તે કેવો ભયાનક દેખાય છે". તેને મેગ્નીસીઅમ ફોસ અને કાલી ફોસ પંદર પંદર ગ્રેન એક દિવસમાં પાણીમાં પલાળીને થોડી થોડીવારે આપવા માંડયું, અને તે સાથે સવારે કેલ્કેરીઆ ફોસ આઠ ગ્રેન પાણીમાં મિશ્ર કરીને રોજ આપવા માંડયું, પાંચ છ મહિના એમ કરવાથી તે તદ્દન સાજો થઇ ગયો, અને ત્યાર પછી આઠ મહિનાથી તેને તે વ્યાધિ જણાયો નથી.

( જે. બી. ચેપમેન )

હોમિયો૦—ઍગૅરિકસ, બેલાડોના, સાઇના, સીમીસીફ્યુજા, કૅમ્ફોરા, કુપ્રમ, હાયોસ્યામસ, ઇગ્નેશ્યા, સ્ટ્રામોન્યમ, ટૅરૅન્ટયુલા, ઝીન્કમ્, ઝીન્કમ્ વેલેરીએનમ.

---

## કોલેરા.

( Cholera. )

જીવન રસાયણ વિદ્યા પ્રમાણે કોઇપણ વ્યાધિ ફક્ત જંતુને લીધે થતો નથી; પરંતુ શરીરમાંથી ઓછા થયેલ ક્ષારને લીધેજ થાય છે. તે વખતે જે ઝાડો થાય છે તે સફેદ કાંજીના રંગનો હોય છે, અને તે એમ બતાવે છે કે જ્ઞાનતંતુના ભુરા પદાર્થમાં બગાડો થયેલો છે, અને શરીરના દરેક ભાગમાંથી પાણી જુદું પડવા લાગે છે, તે એટલા માટે કે તે વખતે શરીરમાં મીઠાનો ભાગ ઓછો થયો હોય છે. સીત્તેર ડીગ્રીથી ઓછી ગરમીમાં કોલેરા ભાગ્યેજ થતો જોવામાં આવે છે. ઉન્હાળાની રૂતુમાં હવામાં જ્યારે ભેજ હોય છે, ત્યારેજ કોલેરા થાય છે; અને જે માણસ ગરમ હવામાં રહીને પછી થંડી હવામાં જાય છે તેમને કોલેરા જલદીથી થાય છે. જે માણુસ ગરમ હવામાં ગયા વિના કોલેરાના દરદીના સંગમાં આવ્યો હોય, તેને કોલેરા થતો જોવામાં આવ્યો નથી. જ્યારે શરીરમાં પાણી વધી જાય છે, ત્યારે લોહી દરેક તંતુને જોઇતો ખોરાક પુરો પાડી શકતું નથી, અને જો પાણી-

નો વધારો થોડો હોય છે તો તો માત્ર ટાઢ વાઇને તાવજ આવે છે. તાવ આવે છે તે એટલા માટે કે તે વખતે શરીરના તંતુઓને ઓકસીજન વાયુ પુરો પાડવાને લોહી ઉતાવળથી ફરે છે; તેમ છતાં પણ જો પાણી ઘણું હોય છે તો ઝાડો થાય છે, અને યકૃત તથા આંતરડા મારફતે શરીરમાંથી પાણી બહાર નીકળવા લાગે છે.

**નેટ્રમ સલ્ફ:**—જો વખતો વખત લીધું હોય તો તેથી કોલેરા થતું નથી, કેમકે તેનાથી પાણી લોહીની અંદર બરાબર ભળેલું રહે છે, અને આ ક્ષાર ઉનાળાની રૂતુમાં નીચા પ્રદેશોમાં રહેનાર લોકોએ લેવા યોગ્ય છે.

**ફેરમ ફોસ:**—શરૂઆતમાં જ્યારે શરીર ગરમ હોય અને લોહી ઉતાવળથી ફરતું હોય ત્યારે.

**કાલી ફોસ:**—જ્યારે ચોખાના ધોણ જેવો પાતળો ને વાસ મારતો ઝાડો આવતો હોય ત્યારે; આની સાથે ફેરમ ફોસ વારા ફરતી અપાય છે; જ્યારે નાડી ક્ષીણ પડવા માંડે તથા ચ્હેરો લેવાઇ જાય અને કાળો પડવા માંડે ત્યારે.

**મેગ્નીસીઅમ ફોસ:**—પેટમાં આંકડી આવે અને હાથે પગે ગોટલા ચડવા માંડે; ઉલટી થવા માંડે અને પાણી જેવો ઝાડો આવવા માંડે; એવા કોઇ પણ લક્ષણ હોય ત્યારે આ ક્ષાર આપવો. વળી કોલેરા કે એવો આંતરડાનો મરજ થયો હોય, ત્યારે આ ક્ષારને પાણીમાં પલાળીને તેની પીચકારી ગુદા દ્વારા મારવાથી શ્લેષ્માવરણ સ્વચ્છ થાય છે, આંકડી આવતી નથી, અન્ન વિગેરે શોષાઈ જવા લાગે છે, અને બધાં માઠાં ચિન્હો દૂર થવા લાગે છે.

### સાજો થયેલ કેસ.

એક વૃદ્ધ માણસને સખત ઉલટી ને ઝાડો થયો હતો, અને તે સાથે પગમાં ગોટલા ચડવા લાગ્યા હતા. તેનો ઝાડો ચોખાના ધોણ જેવો સફેદ પાતળો આવતો હતો. તેને "કાલી ફોસ" આપવામાં આવ્યું, તેથી તેને આરામ થયો. ( સુશ્લર. )

---

## બચ્ચાને થતો ઉલટી ને ઝાડો.

( Cholera Infantum. )

**ફેરમફોસ ૩ˣ**—મેરી નામની અઢાર માસની એક છોકરીને ઝાડો ને ઉલટી થઇ આવ્યું. તેને લગભગ પાંચ પાંચ મીનીટે લીલા રંગનો પાણી જેવો શ્લેષ્મ મિશ્રિત ઝાડો આવતો હતો, અને તેનું શરીર ઘણુંજ ક્ષીણ થવા લાગ્યું; તેણી ઉંઘમાં ઝબકી જતી; નાડી ઉતાવળથી ચાલતી હતી; શ્વાસ પણ જોરથી ચાલતો હતો ને પાણી જેવી ઉલટી થતી હતી. તેને છ કે આઠ કલાક સુધી કલાકે કલાકે ઉના પાણીમાં ફેરમ ફોસ ૩ અંશનું આપ્યું, અને ત્યાર પછી કેલ્કેરીઆ ફૉસ દર કલાકે ફેરમ ફોસની સાથે અનુક્રમે આપ્યું, તેથી પંદર દિવસમાં તેને સાવ સુવાણ થઇ ગઇ. ( પી. આર. વોજલ, એમ. ડી. )

**હોમિયો૦**—આર્સેનિકમ, કૅમ્ફોરા, કાર્બોવેજીટેબીલીસ, ક્રોટન, કુપ્રમ, ઇપીકાકયુઆના, પૉડૉફીલમ, સીકેલી, વિરેટ્રમ આલ્બમ.

---

## કંઠદોષ.

(Hoarseness, Loss of Voice &c.)

**ફેરમ ફોસ:**—ગવૈયાઓને, ભાષણ કર્તાઓને તથા મહેતાજીઓને કંઠનો બહુ ઉપયોગ કરવાથી જરા ગળામાં સોજો થાય છે, અને તેથી ગળું ખરેરે છે ને સાદ બેસી જાય છે ત્યારે; સાદ તદ્દન બેસી ગયો હોય, ને અવાજ માત્ર નીકળી શકતો ન હોય ત્યારે.

**કાલી ફોસ:**—જ્યારે મગજનું કામ કર્યા પછી સાદ બેસી જતો હોય, અને નબળાઇ લાગતી હોય ત્યારે; વળી સંધિવાને લીધે ગળામાં થાકતી લાગણી રહેતી હોય ત્યારે; ઘણીવાર ફેરમ ફોસની સાથે દેવાથી સારો ફાયદો કરે છે.

**કાલી મ્યુર:**—શરદીને લીધે સળેખમ થયા પછી અગર ગળું આવી ગયા પછી સાદ બેસી ગયો હોય અગર ભારે બોલતો હોય ત્યારે.

**કાલી સલ્ફ:**—ઉપરની દવાથી ફાયદો ન થાય, ત્યારે આ દવા આપવાથી ફાયદો થશે.

હોમિયૉ૦—ઍકોનાઇટ, ઍપીસ, આર્સેનિકમ, ઍરમ ટ્રાઇફ, કાર્બોવેજી., કૉસ્ટીકમ, હેપાર સલ્ફ., ફૉસ્ફરસ, સ્પન્જીઆ, સલ્ફર.

---

## ક્ષય.

### ( Consumption. )

ફેફસાના તંતુઓને વખતોવખત ઇજા પહોંચવાથી કેટલીકવાર ક્ષય થાય છે, તે ઇજા કાંતો હવાના ફેરફારને લીધે થાય છે, અગર ધુળ જેવાં ખરાબ રજકણો શ્વાસોશ્વાસમાં જવાથી થાય છે, અગર જન્મથી છાતીનો બાંધો નબળો હોય તો થાય છે. જેને જન્મથી છાતીનો બાંધો નબળો હોય છે, તેના શરીરમાં ક્ષયના જંતુ હોય છે, એમ અમારૂં કહેવું નથી; ક્ષયવાળાનાં છોકરાં બધાં ક્ષયવાળાંજ થાય એમ પણ માનવાનું નથી. કોઇની પાચનશક્તિ ને શોષણશક્તિ સારી ન હોય, અગર છાતીના અંદરના અવયવો બરોબર ખીલેલાં ને પકવતાને પામ્યાં ન હોય તો તેવાં નબળાં અને નાજુક છાતીનાં બચ્ચાંને આ રોગ થવાનો સંભવ છે.

ફેફસાના તંતુઓનો નાશ (૧) તે તંતુઓનો વ્યય જેટલી ઉતાવળથી થતો હોય, તેટલી ઉતાવળથી રક્તદ્વારા પોષણ નહિ મળવાથી અગર (૨) ફેફસાના પડને ઇજા થયા પછી તેમાં સડો શરૂ થાય ને તેનાથી કફ નીકળવા લાગે, તેથી થાય છે. જે કફ આજે નીકળે છે તે ગઇકાલે આલ્બ્યુમીન, ફીબ્રીન, ચરબી અને બીજા સેંદ્રિય પદાર્થો સારી હાલતવાળા હતા, અને તેમાં જોઇએ તે નિરીંદ્રિય ક્ષારો નહિ હોવાથી તે બહાર નીકળવાનો પ્રયત્ન કરે છે, અને અંદર હોય છે તે વખતે તે નિર્જીવ હાલતમાં હોવાથી એટલે યોગ્ય રસાયણીક ફેરફારોમાં નહિ વપરાતા હોવાથી સડવા લાગે છે, અને કોઇ કોઇવાર જ્વર ઉત્પન્ન કરે છે.

**ફેરમ ફોસ:**—જ્વર હોય ત્યારે, ઉધરસ સુકી હોય, અને શ્વાસનળીમાં તાંત બોલતી હોય ત્યારે; ફેફસામાંથી લોહી પડતું હોય ત્યારે; લોહી પડતું હોય તે લાલ રંગનું હોય, ત્યારે ફેરમ ફોસ ફાયદો કરે છે.

**કેલ્કેરીઆ ફોસ:**—નાનપણથી શરીર નબળું હોય અને તેથી શરીર સારૂં ન થતું હોય ત્યારે પૌષ્ટિક તરીકે ઘણીવાર બીજી દવાઓની સાથે વારાફરતી અપાય છે.

**કેલ્કેરીઆ સલ્ફ:**—બડખામાં પરૂ કે લોહી વગર પ્રયાસે આવતું હોય ત્યારે.

**નેટ્રમ મ્યુર:**—જ્યારે બડખામાં નિર્મળ પાણી જેવો રસ નીકળતો હોય; પાણી જેવા રસની સાથે લોહી પડતું હોય; છાતીમાં કફ બોલતો હોય; દરિયા કિનારાની હવા માફક ન આવતી હોય; ફીણ વળતો શ્લેષ્મ નીકળતો હોય, ઇત્યાદિમાંથી કોઇ પણ લક્ષણ જણાતું હોય ત્યારે.

**સીલીસીઆ:**—ક્ષયની પાછલી સ્થિતિનાં ઘણાં ખરાં લક્ષણો આથી દુર થાય છે. બડખા બહુ નીકળતા હોય, ગંધાતુ પરૂ પડતું હોય; મોઢામાં મીઠાશ પડતો બદસ્વાદ રહેતો હોય; રાતમાં ઘણો પરસેવો આવતો હોય; જીર્ણજ્વર આવતો હોય; પગે પરસેવો વળ્યા કરતો હોય, અને તે દુર્ગંધ મારતો હોય ઇત્યાદિમાંથી કોઇ એક કે વધારે લક્ષણો હોય ત્યારે.

**કાલી સલ્ફ:**—ત્વચા સુકી ને બરસક રહેતી હોય ત્યારે, અગર છાતીમાં બહુ કફ બોલતો હોય ત્યારે.

**કાલી મ્યુર:**—જીભ ઉપર સફેદ છારી હોય, અગર સફેદ ચીકણા બડખા પડતા હોય, અગર જીભ ઉપર ભુખરી સફેદ છારી હોય.

**કાલી ફોસ:**—શ્વાસ પુરતો લઇ શકાતો ન હોય; બડખા ગંધાતા હોય; મગજ ખાલી પડયું હોય, શરીર તેમજ મન નબળાં પડી ગયાં હોય, અને ઉંઘ ન આવતી હોય ત્યારે.

**નેટ્રમ સલ્ફ:**—ઉધરસમાં પરૂવાળો બડખો બહુ પડતો હોય, અને ભેજવાળી હવામાં રહેવાથી શ્વાસ ચડતો હોય ત્યારે.

હોમિયૉપથિની દવા માટે જુઓ નીચે ફેફસાના ક્ષયનો વિષય.

---

## ફેફસાનો ક્ષય.

### ( Phthisis Pulmonalis. )

મી. ટી. નામનો ૩૦ વર્ષનો પિત્તપ્રકૃતિનો એક દરદી હતો; તે લોહીઆળ હતો અને તેનો ચ્હેરો જરા કાળો હતો; શરીરે પાંચ ફુટ ને દશ ઇંચ

ઉંચો હતો; તન્દુરસ્તીમાં તેનું વજન ૧૬૬ શેર હતું; તેનું કુટુંબ ક્ષયના રોગવાળું હતું; બે બહેનો, અને એક ભાઇ મરણ પામ્યા હતા, અને એક ભાઇ હજી જીવતો ને સાજો સારો હતો. ઘાસના ખેતરમાં કામ કરતી વખતે ઉનાળામાં તેને છાતીમાંથી કેટલીકવાર લોહી પડયું હતું; અને ત્યારથી તેની તન્દુરસ્તી લથડતી જતી હતી; તે પછીના એપ્રીલ માસમાં તે મને મળ્યો; તેણે કેટલાક ડાકટરો પાસે દવા કરાવી હતી, અને આ વખતે તેની તબીઅત એટલી તો બગડી હતી, કે તેના ડાકટરે કહ્યું કે તે દોઢ મહિનો માંડ જીવશે; અને મેં તેને જોયો ત્યારે મારો અભિપ્રાય પણ તેવોજ થયો હતો. તેના જમણા ફેફસામાં છાતીના વચલા હાડકાની જમણી બાજુએ ત્રણ ઈંચને છેટે બીજી ને ત્રીજી પાંસળીની વચ્ચે મોટો ખાડો હતો; તેની ડાબી શ્વાસનળીમાંથી અવાજ સંભળાતો હતો, વળી થુંક ભારે, અને પરૂવાળું હતું; તેનો શ્વાસ ગંધાતો હતો, અને ફેફસામાં સડો થયો હોય તેમ લાગતું હતું; ભૂખ લાગતી ન હતી, અને માત્ર બીછાનું સાફ કરવું હોય તેટલા વખત સિવાય તેમાંથી ઉઠતો નહિ, તેની ત્વચા ટાઢી અને પરસેવાવાળી રહેતી હતી; દર્દીમાં શારીરિક ગરમી પણ જોઇએ તેટલી રહેતી ન હતી; આવું હોવાથી તે કેસ લેવાની મારી મરજી ન હતી, અને મને બીજીવાર બોલાવવા આવ્યો ત્યારે જવાની મેં ના પાડી. તે ચાલીસ માઇલ દૂર રહેતો હતો તેને દરરોજ રાત્રે **સેકમ લેકટીસ**ની સાથે **સીલીસીઆ** લેવા માટે આપ્યો અને તેને કેમ રહે છે, તેના ખબર આઠ દિવસમાં લખવાનું કહ્યું. પહેલાજ કાગળમાં ખબર આવ્યા કે તે દવાથી ચમત્કારી ફાયદો થયો છે, ને બીજી દવા મોકલજો. મેં તેને દવા મોકલી, જેથી તેને એક અઠવાડીઆમાં બે વખત **સીલીસીઆ** મળતું, અને એ પ્રમાણે જુન મહિના સુધી દવા મોકલી, અને તે મહિનામાં તે મને મળવાને આવ્યો. ડાબું ફેફસું સ્વચ્છ ને વ્યાધિથી મુક્ત થયું હોય એમ લાગ્યું, રાત્રે પરસેવો આવતો ન હતો, ભૂખ લાગતી હતી, અને તેના શરીરમાં ધીમે ધીમે માંસ અને બળ ભરાતું જતું હતું, તોપણ જમણા ફેફસામાં કાંઇક થોડુંઘણું ગડ ( vomica ) રહ્યું હતું, અને તેમાંથી જરા જરા શ્લેષ્મ ને પરૂ નીકળતું હતું. તેને વધારે ક્ષાર ( સીલીસીઆ ) આપ્યો, અને જુલાઇ માસની અધવચમાં તો તે ખડ લણવાનું કામ કરવા મંડી પડયો. ત્યારપછી ચાર વર્ષ સુધી તે દર્દી જીવતો હતો એવા ખબર મળ્યા છે. (જી. એન. બી.)

**હોમિયો૦**—આર્સેનિકમ, બૅસિલિનમ, બ્રાયોનિયા, કૅલ્કેરીઆ કાર્બ, ડ્રોસેરા, ડલ્કેમારા, ફેરમ મેટાલિકમ, કાલી કાર્બ, લાઇકોપોડિઅમ, ફૉસ્ફરસ, સ્ટૅનમ, સલ્ફર, ટયુબર્ક્યુલીનમ.

---

## કૃમિ, કરમીઆં, જીવડા.

( Worms. )

**નેટ્રમ ફૉસ**:—અમે તે પ્રકારનાં કરમીઆં થયાં હોય, ત્યારે આ ક્ષાર આપવાથી લૅકટીક આસીડ (જે ખાઇને કૃમિ જીવે છે તે)નો નાશ થાય છે, અને તેથી કૃમિ પોષણ નહિ મળવાથી બહાર નીકળી જાય છે. વળી બચ્ચાંઓના પેટમાં ખટાસ અને દુખાવો રહેતો હોય, ઉંઘમાં બચ્ચાં ઝબકી જતાં હોય, દાંત કચરડતાં હોય, નાક ચોળતાં હોય, ગુદાના ભાગમાં ખંજોળતાં હોય, ઇત્યાદિ લક્ષણો આ દવાને સૂચવે છે. આ દવાની ૩× વાળી બનાવટ લાંબો વખત લેવાથી ફાયદો થાય છે. કૃમિ બહુ નાનાં હોય, ત્યારે આ ક્ષાર ગરમ પાણીમાં મેળવીને મિશ્રણની પિચકારી ગુદાદ્વારા મારી હોય, તો તેથી ફાયદો થાય છે.

**કૅલ્કૅરીઆ ફ્લ્યુઑર**:—હરસ થયા હોય, અને તેને લીધે ગુદા ઉપર ચળ આવતી હોય, ત્યારે નેટ્રમ ફૉસના કરતા આ દવા વધારે સારી છે.

**કાલી મ્યુર**:—ઝીણાં ઝીણાં દોરા જેવાં કૃમિ હોય, જીભ ઉપર સફેદ છારી રહેતી હોય, અને ગુદા ઉપર ચળ આવતી હોય, ત્યારે આ દવા નેટ્રમ ફૉસ ની સાથે વારાફરતી આપવાથી ફાયદો થાય છે.

**ફેરમ ફૉસ**:—આંતરડામાં ગોળ કૃમિ હોય, ખોરાક પચ્યાવિના નીકળી જતો હોય, અને દર્દી ફિક્કો પડી ગયો હોય, અગર કૃમિને લીધે તાવ આવતો હોય, ત્યારે આ દવા ઉપયોગી થાય છે.

### સાજો થયેલો કેસ.

ડા. સુશ્લર નેટ્રમ ફૉસના ક્ષારને કૃમિ રોગમાં અને અમુક જાતના ઝાડા, અજીર્ણ વગેરે દર્દમાં અકસીર ગણે છે. ડા. એ. સી. ક્રીમ્બોલ એક કેસનું વર્ણન આપે છે કે પાંચ વર્ષના એક છોકરાના સ્નાયુઓ ખેંચાતાં હતાં ( આંચકી આવતી હતી.)

અને કેટલાક ડાકટરોએ તેની દવા કરી, પણ કાંઇ ફેર પડયો નહિ. તેને નેટ્રમ ફૉસ ડોઢ માસ સુધી દરરોજ ત્રણ વખત એ પ્રમાણે આપ્યું તેને લીધે ચાર ફુટ અને ત્રણ ઈંચની લંબાઈનો એક મોટો કૃમિ નીકળ્યો, તે જોઇને સૌને ઘણી અજાયબી લાગી. આ દવાથી આવો સારો ફાયદો થયાનો આ પહેલ વહેલો દાખલો છે. તે પછી કૃમિનાં કાંઇ ચિન્હો તે દર્દીને જણાયાં નહતાં. તંતુ જેવા નાનાં કૃમિ થયાં હોય, ત્યારે પણ આ ક્ષાર ઘણો સારો ફાયદો કરેછે.

**હોમિયૉ૦**—સાઇના, ઇગ્નેસ્યા, નકસવોમિકા, સ્પાઇજેલીઆ, સ્ટૅનમ, ટયુક્રીઅમ.

## ખાંસી, શ્વાસનળીનો વરમ.

( Bronchitis & Bronchial Catarrh ).

**ફેરમ ફોસઃ**—હોમિયૉપથીમાં એકોનાઇટ વપરાય છે, તે જગ્યાએ શરૂઆતમાં **ફેરમ ફૉસ** વપરાય છે, તેથી જવર અને વરમનાં ચિન્હો નરમ પડે છે. થોડી થોડી ગણુ જોરથી ખાલી ઉધરસ આવતી હોય ત્યારે; સુકી ખાંસીમાં દમ લેતાં મુશ્કેલી પડતી હોય ત્યારે.

**કાલી મ્યુરઃ**-શરૂઆત પછી ફેરમ ફોસની સાથે ક્રમવાર જ્યારે બડખા પડતા હોય, તે ચીકણા ને સફેદ હોય, તથા જીભ ઉપર સફેદ અગર ભુખરી છારી વળી હોય ત્યારે.

**કાલીસલ્ફઃ** —ત્રીજી સ્થિતિમાં જ્યારે બડખા સુકાવા લાગે અને તે જરા પીળા, પાણી જેવા અગર લીલાશ પડતા હોય ત્યારે, તેમજ જવર હોય તો ફેરમ ફોસની સાથે ક્રમવાર.

**સીલીસીઆઃ**—જ્યારે બડખા જાડા, પીળા અને ભારે હોય ત્યારે, તેમજ **થંડા પ્રવાહી પીવાથી ઉધરસ વધારે આવતી હોય,** અને ગરમ પ્રવાહી પીવાથી ઠીક થતું હોય ત્યારે.

**નેટ્રમ મ્યુરઃ—પાણી જેવો નિતરો ને ફીણ વળતો બડખો** નીકળતો હોય ત્યારે; સખત ખાંસીમાં, વળી જુની ખાંસીમાં ને શિયાળાની રૂતુમાં થતી ઉધરસમાં પાણી જેવો કફ હોય ત્યારે; જે દર્દીને દરિયાની હવા માફક આવતી હોય, અને તેથી ખાંસી કમી થતી હોય, તેને આ ક્ષાર આપવો. જેને ખાંસીમાં વખતો વખત મોઢામાં થુંક બહુ આવતું હોય, તેને પણ આ ક્ષાર સારો છે.

**કેલ્કેરીઆ ફૉસઃ**—ચીકણો આલ્બ્યુમીનવાળો કફ પડતો હોય તેને, અગર નબળા શરીરને લીધે ખાંસી રહ્યા કરતી હોય, ને ખોરાક પચતો ન હોય તેને.

**કેલ્કેરીઆ સલ્ફઃ**—ખાંસીની છેલ્લી સ્થિતિમાં જ્યારે કફની સાથે પરૂ કે લોહી પડતું હોય ત્યારે.

**નેટ્રમ સલ્ફઃ**—જ્યારે **ઉધરસ ખાતી વખતે છાતી દાબવી પડતી હોય,** અગર સવારના વખતે દમ ચડતો હોય, અગર ભેજવાળી હવામાં રહેવાથી તન્દુરસ્તી વધારે બગડતી હોય, અગર સાથે ઝાડાનું દરદ હોય ત્યારે.

### સાજો થયેલ કેસ.

લેડી લ્યુસા નામની એક બાઇને ફેફસાના વરમ સાથેનો સખત જવર ( Pneumonia ) થઇ ગયા પછી દર શિયાળે ખાંસી થતી હતી, તેના વરે પુછાવ્યું કે તેને કયા ક્ષાર આપવા જોઇએ ? આથી કેટલાક દિવસ સુધી દર કલાકે **ફેરમ ફોસ** અને કયારેક કયારેક તેણી થાકી ગઇ હોય, ત્યારે **કાલી ફોસ** અને તે લીધા પછી **ફેરમ ફોસ** અને **કાલી-મ્યુર** અનુક્રમે લેવાનું લખી મોકલ્યું. થોડા વખતમાં તેનો કાગળ આવ્યો કે ઠીક છે, અને ખાંસી જરા પણ નથી.

( જી. ડબલ્યુ. કેરી એમ. ડી. )

**હોમિયૉ૦**—ઍકોનાઇટ, ઍન્ટીમોનિઅમ ટાર્ટરીકમ, આર્સેનિકમ, બેલાડોના, બ્રાયોનિઆ, કાર્બોવેજી., ઇપીકાકયુઆના, મર્ક્યુરિયસ, નકસવૉમિકા, ફૉસ્ફરસ, પલ્સેટીલા, રસ ટૉક્સ, સલ્ફર.

## ગડ, ગુંમડાં, પાઠું વગેરે.

( Abscess. )

**ફેરમ ફોસઃ**—દરેક પ્રકારના ગુમડાંની શરૂઆતમાં જ્યારે ગુંમડાંની જગ્યાએ દાહ થતો હોય, તથા દુઃખાવો હોય, અને જવરના લક્ષણો લાગતાં હોય ત્યારે; આ ક્ષાર કાલી મ્યુરની સાથે વારાફરતી આપવામાં આવે તો ઘણી વખત ગુંમડું પાકયા વગર બેસીજ જાય છે.

**કાલી મ્યુર:**—ગડ અથવા ગુમડાની બીજી સ્થિતિમાં જ્યારે સોજો ચડયો હોય, પણ પરૂ કે પાસ થયું ન હોય ત્યારે કાલી મ્યુર નામના ક્ષારની ખોટ પડી છે એમ સમજવું. જો ફેરમ ફોસની સાથે આપવામાં આવે તો સોજો બેસી જશે ને પરૂ થશે નહિ. આ ક્ષાર લગાડવાના કામમાં પણ આવે છે. ત્રણ અંશવાળો ક્ષાર પાણીમાં પલાળી તેમાં લીંટ બોળીને દુખતા ભાગપર લગાડયા કરવું. સ્તનનું ગડ થયું હોય તોપણ સોજો થયો હોય ત્યારે અને પરૂ થયા પહેલાં આ ક્ષાર વેસેલાઈનની સાથે અગર ઉપર પ્રમાણે પાણીની સાથે લગાડવાથી આરામ થાય છે.

**સીલીસીઆ:**—કાલી મ્યુરનો ઉપયોગ થયા પછી અગર જ્યારે પરૂ થવા લાગ્યું હોય, ત્યારે સીલીસીઆની જરૂર છે, તે આપવાથી જલદી ગડ પાકી જાય છે, અને ઘણીવાર શસ્ત્રક્રિયા કર્યા પહેલાં આપોઆપ ગડ ફુટે છે. ગડ ફુટયા પછી સીલીસીઆ અંદરથી તેમજ બહારથી આપ્યા કરવું. જ્યારે નખ પાકતો હોય ત્યારે પણ આ ક્ષાર આપવો તેથી નખ જલદીથી ઉગવા લાગે છે.

**કેલ્કેરીઆ સલ્ફ:**—સીલીસીઆ આપ્યા પછી જ્યારે પરૂ નીકળ્યા કરતું હોય અને આસપાસની નસો નબળી પડી ગઇ હોય ત્યારે કેલ્કેરીઆ સલ્ફ આપવું. સીલીસીઆથી જલદીથી પાકે છે અને કેલ્કેરીઆ સલ્ફથી તે જલદીથી રૂઝાય છે. તેનાથી પરૂ સુકાઇ જાય છે, તેથી પરૂ થયા પહેલાં આપવાથી ઘણીવાર પરૂ થતું અટકે છે, પણ જો પરૂ થવા લાગ્યું હોય તો સીલીસીઆજ આપવું.

**કેલ્કેરીઆ ફલ્યુઓર:**—જ્યારે હાડકામાં સડો પેસે ત્યારે આ ક્ષાર આપવો. બસ્તીની આસપાસ ગડ થયું હોય અને હાડકામાં સડો પેઠો હોય ત્યારે આ ક્ષાર આપવો.

**નેટ્રમ સલ્ફ:**—લાંબા વખતનું ભગંદરના જેવું ગડ નીચેના અંગમાં થયું હોય, અને પાણી જેવું પરૂ નીકળતું હોય ત્યારે, તથા ગડના મોઢા આગળ કાળા ભુરી કીનારી થઇ હોય ત્યારે આ ક્ષારથી ફાયદો થાય છે.

**કાલી ફોસ:**—જ્યારે ગડમાં પરૂ સારૂં ન થતું હોય, ને તેમાં રક્ત આવતું હોય, તથા વાસ મારતું હોય ત્યારે; સ્તન સુજી ગયા હોય તથા તેમાંથી ગંધાતો ને ગંદો પદાર્થ વહેતો હોય ત્યારે.

**સાજા થયેલા કેસો.**

સને ૧૮૭૭ માં એક માણસ વાયે રહી ગયાથી વખતો વખત ત્વચામાં મોર્ફીઆની પીચકારી મરાવતો હતો. આમ કરવાથી તેને તે જગાએ ગુમડું થઇ આવ્યું, અને તેમાંથી પુષ્કળ પરૂ વહેતું અને રૂઝાતું નહિ. એક વખત જ્યારે તે રૂઝાવા આવ્યું ત્યારે દર્દીને સળેખમ થઇ આવ્યું, અને ફરીથી તે ગુમડું પાકયું, અને ઘણુ પરૂં વહેવા લાગ્યું. તેની માને ઘણી ધાસ્તી લાગી, કેમકે તે શરીરે લેવાઈ ગયો હતો, અને અન્ન ઉપર રૂચી થતી નહિ. તેને ઉંઘ આવતી નહિ ને તરસ બહુ લાગ્યા કરતી. તેને નરણે કોઠે સીલીસીઆ આપવા માંડયું. એક અઠવાડીઆ પછી તેની માએ સારી ખબર દીધી કે પરૂં એટલું તો ઓછું થઇ ગયું છે કે જાણે નથીજ એમ લાગે છે. તરસ પણ ઓછી લાગે છે, અને ભૂખ પણ લાગવા માંડી છે. હવે તેને ઉંઘ આવે છે અને ટાઢ વાતી હતી તે પણ બંધ થઇ છે. સીલીસીઆથી કેટલા ફાયદા થાય છે તે આ ઉપરથી જણાશે. (ડા ગાઉિલન)

લીલી નામની ૭ વર્ષની એક છોકરીના દાંતમાં સડો થયો અને તે સાથે પેઢું પણ સુજી આવ્યું. પેઢાનો સોજો બેસતો નહતો, તેથી તેને કેલ્કેરીઆ સલ્ફ ટીકડીના રૂપમાં આપ્યું. આથી તેના દાંતમાં સડો પણ મટયો, ને સોજો બેસી ગયો.

( એમ. એફ. આર. )

એક બાઇનો પગ એટલો બધો સડયો હતો, અને તેમાંથી એટલું બધું પરૂ વહ્યા કરતું હતું કે ડાકટરોનો એમ મત થયો કે પગને કાપવો જોઇશે. તેનો પગ સિધ્ધો પણ થઈ શકતો નહોતો ને ઘુંટણમાંથી વાળેલોજ રાખતીજ હતી. મેં તેને હમેશ સીલીસીઆ ખાવાનું કહ્યું. ત્રણ મહિના પછી તે બાઇ ચાલતી મારી પાસે આવી, અને પગ તદ્દન સારો થઈ ગયો હતો. આજ પ્રમાણે એક સક્ષના કાનમાંથી પરૂં વહેતું હતું તે પણ આજ ક્ષાર આપવાથી બંધ થઇ ગયું હતું, (સુબ્લર).

**હોમિયો૦**—આર્નિકા, આર્સેનિકમ, ઑરમ, બેલાડોના, હેપાર, લૅચિસીસ, લાઇકોપોડિઅમ, મર્ક્યુરિયઅસ, નાઇટ્રીકમ આસીડમ, ફૉસ્ફરસ, રસટૉક્સ, સલ્ફર.

## ગળું આવી જવું.

( Sore Throat )

**ફેરમ ફોસઃ**—ગળામાં કોઇપણ કારણથી વરમ થયો હોય ત્યારે શરૂઆતમાં, આ ક્ષાર થોડે થોડે વખતે જીભ ઉપર મુકયા કરવો, અને આ ક્ષાર ને પાણીમાં ગાળી તેના કોગળા કરવા. ગળું આવી ગયું હોય, અને સાથે તાવ અને દુખાવો હોય; ગળામાં ક્ષત પડયું હોય; કંઠના ભાગમાં વરમ થયો હોય; ગાયન ગાનારાઓનું તથા ભાષણ કર્તાઓનું ગળું આવી ગયું હોય; ઇત્યાદિ પ્રસંગે.

**કાલી મ્યુરઃ**—વરમની બીજી હાલતમાં જ્યારે ગળામાં સોજો થયો હોય, અને તે સાથે ચોરીઆ આવ્યા હોય તથા પિંડો સુજી ગયા હોય; ગળામાં ક્ષત પડયું હોય, અને તે ઉપર ભુખરૂં સફેદ પડ બંધાતું હોય, અગર જીભ ઉપર ભુખરી સફેદ છારી વળતી હોય; ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે આ ક્ષાર અંદરથી તેમજ બહારથી કોગળા કરવા માટે પણ અપાય છે..

**કાલી ફોસઃ**—ગળાના ક્ષતમાં સડો થતો હોય અને મોઢું ગંધાતું હોય ઇત્યાદિ લક્ષણોમાં

**કેલ્કેરીઆ ફોસઃ**—ભાષણ કર્તાઓનું ગળું આવી ગયું હોય; અને ઘણો વખત થયા છતાં કંઠ સારો થતો નહોય; ગળામાં કાંઇક તરખલું ભરાઇ રહ્યા જેવું લાગતું હોય, અને તેથી વારે ઘડીએ ગળાનાં અવયવો સામસામાં છોલાતાં હોય, અને સફેદ આલ્બ્યુમીન વાળો કફ નીકળતો હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફલુઓરઃ**—ગળાની નસો ઢીલી પડી હોય, ગળામાં કફ ભરાઇ રહેતો હોય તથી ગદગદીઆં થતાં હોય, અને મુંઝવણ લાગતી હોય ઈત્યાદિ લક્ષણોમાં સ્થિતિસ્થાપકતા લાવવા માટે.

**નેટ્રમ મ્યુરઃ**—ગળાના સોજામાં જ્યારે મોઢા· માંથી લાળ વહેતી હોય, **ચોરીઆની આસપાસ ફીણ વળતો પાણી જેવો શ્લેષ્મ વળગ્યો હોય,** ગળાની નળી ઢીલી પડી હોય, અને પાણી જેવો શ્લેષ્મ હોય (તો કેલ્કેરીઆ ફલ્યુઓરતી સાથે ક્રમ· વાર) ઈત્યાદિ લક્ષણોમાં.

**મેગ્નીસીઅમ ફોસઃ**—ગળાના અવયવોમાં રહી રહીને આકર્ષ ( spasm ) થતો હોય, અને કાંઇક ગળે ઉતારવાનો પ્રયત્ન કરતાં ગળું રૂંધાઇ જવાની ધાસ્તી લાગતી હોય ત્યારે.

**નેટ્રમ ફોસ**—ગળાનો વરમ થયો હોય, અને ગળામાં કે ચોળીઆ ઉપર સોના જેવો પીળો શ્લેષ્મ જામ્યો હોય, **ગળું સવારમા ઉઠતી વખતે કઠણ કાચા ફળ જેવું લાગતું હોય,** ત્યારે.

**કેલ્કેરીઆ સલ્ફઃ**—ગળામાં સોજો થયા પછી તેમાં ક્ષત પડયું હોય, અને પરૂ નીકળતું હોય; પરૂમાં કોઇ વખત લોહી પડતું હોય ઈત્યાદિ લક્ષણોમાં.

**નેટ્રમ સલ્ફઃ**—ગળામાં થોડોએક વરમ થયો હોય, અને ગળે કાંઇ ઉતારવાનો પ્રયત્ન કરતી વખતે ત્યાં લચકા જેવું લાગતું હોય, અગર પિત્તવિકાર સાથે જણાતો હોય.

**હોમિયૉ**૦—ઍપિસ, બૅપ્ટીસીઆ, બેલાડોના, કેન્થારિસ, કૅપ્સીકમ, હેપારસલ્ફ, કાલી બાઇક્રોમીઅમ લૅચિસીસ, મકર્યુરીઅસ, નકસવૉમિકા, ફાઇટોલેક્કા, પલ્સેટીલા, ઝીન્કમ વેલેરીએનમ.

——:o:——

## ગાલપચોરાં.

( Mumps. )

**ફેરમ ફૉસઃ**—વ્યાધિની શરૂઆતમાં જ્વરનાં લક્ષણો હોય ત્યારે.

**કાલી મ્યુરઃ**—પિંડ સુજી આવ્યો હોય, **અગર** તેની સુક્ષ્મ નળીઓમાંથી રસ બહાર નીકળી આવ્યો હોય ત્યારે, ફેરમ ફોસની સાથે અનુક્રમે આપવાથી ગાલપચોરાં મટી જાય છે.

**નેટ્રમ મ્યુરઃ**—ગાલપચોરાં થયાં હોય, અને તે સાથે મોઢામાંથી ઘણી લાળ વહેતી હોય, અગર ગાલપચોરાંની સાથે વૃષણવૃદ્ધિ પણ થઈઆવી હોય, ત્યારે બીજા ક્ષારની સાથે ક્રમવાર.

### સાજા થયેલ કેસ.

ગયા વર્ષમાં લગભગ બાર કેસ ગાલપચોરાના મારી પાસે આવ્યા હતા, અને બીજી કોઇ દવા- ઓથી મને આવી ફતેહ મળી ન હતી. એક જણને એટલો સખત તાવ આવ્યો હતો કે તેને સન્નિપાત પણ થયો હતો, ને સોજો તથા દુખાવો પણ ઘણો હતો. તેને **ફેરમ ફોસ** અને **કાલી મ્યુર** વારાફરતી આપવાથી તાવ પાંચ કે ૭ કલાકમાં ઉતરી ગયો,

અને સોજો, દુખાવો વગેરે બીજાં લક્ષણો ત્રણચાર દિવસમાં તદ્દન નરમ પડી ગયાં. એકજ કુટુંબમાં બે જણને આવો રોગ થયો હતો, તેને પણ તેજ દવાઓ આપવાથી આરામ થયો હતો, (ડા. એસ. પાવેલ બરડીક એમ. ડી.)

**હોમિયૉ૦**—બેલાડોના, મકર્યુરીઅસ, પલ્સેટીલા, રસ ટૉકસ.

---

## ઘેલછા, માનસિક અસ્વસ્થતા; દીવાનાપણું ઇત્યાદિ.

( Mental Derangements ).

આ વિષયમાં જે આપ્યું છે તેને લગતું કેટલુંએક **મગજના વ્યાધિ, સન્નિપાત,** અને **કાલી ફોસ**ના વિષયોમાં પણ આપ્યું છે, માટે જરૂર લાગે તો તે આની સાથે વાંચવું. વળી મગજના નાનામાં નાના દોષથી મોટામાં મોટા વ્યાધિઓ માટે, **ફેરમ ફોસ, કાલી ફોસ, નેટ્રમ મ્યુર, મેગ્નીસીઅમ ફોસ,** અને **નેટ્રમ સલ્ફ** એ મુખ્ય ક્ષારો છે, તે ક્ષારોની તંગીથી શું શું લક્ષણો થાય છે, તે આગળ આપ્યાં છે તે જોઇને જરૂર લાગે તે ક્ષાર વાપરવા.

**કાલી ફોસઃ—આ ક્ષાર** મગજના હરેક પ્રકારના દોષને માટે **મુખ્ય છે.** બેચેની, ચીડીઓ સ્વભાવ, ધીરજ ન રહેવી, નિદ્રાનાશ, યાદશક્તિનું ગુમ થવું, **અતિશય મગજનું કામ કરવાથી મગજની નબળાઇ થવી,** વિચારશક્તિ મંદ થવી, સ્વભાવ બહુ નાજુક—કોઇ કાંઇ કહે તો બહુ અસર થઇ જાય, તેવો—હોવો; ભીરૂતા; બીકણપણું; સુસ્તિ; સામર્થ્યહીન થવું; અવાજ પણ ખમી ન શકાય તેવી મગજની નબળાઈ, મૂર્છા આવશે અગર બેભાન થઇ જવાશે એવી ભયવાળી લાગણી, ખોટા કે માઠા વિચાર આવવા મતિ વિભ્રમ અગર (Hallucinations), જે મરી ગયું હોય અગર જે થઇ ગયું હોય તેને માટે વ્યર્થ જીવ બાળવાનું વલણ, અફસોસ, હઠીલાઈ, થોડોએક શ્રમ લેવાથી પણ થાકી જવું; ખોટા ખોટા દેખાવો દેખાય, કોઇની સાથે માત્ર કલ્પિત રાગદ્વેષ થવા લાગે, કાંઇક ખુશી થવા જેવો પ્રસંગ બની આવે તો શરીરને તથા મનને ઠોક લાગે; પરંતુ એકલા રહેવું વધારે પસંદ પડે; નિશાસા નાખવા ગમે, તથા દરેક બાબતમાં દોષ દેખાવા લાગે, અને ગુણ તરફ લક્ષ રહે નહિ; ઉંઘમાં પણ રૂદન થવા લાગે અગર નિશાસા મુકાય; બાળકો ઉંઘમાં બીવા લાગે; કોઇપણ જાતનો મનમાં આવેશ આવવાથી ચ્હેરા ઉપર રતાશ ઘણી આવી જાય; એકદમ ચમકી જવાય; કકળાટ ને વિલાપ કરવાનો સ્વભાવ હોય, છોકરાંઓનો સ્વભાવ ચીડીઓ અને હઠીલો હોય, તથા મગજની નબળાઇથી સ્વભાવ બગડતો હોય; છોકરાં સહજ વાતમાં રોઇ પડતાં હોય; દીવાનાપણું અગર સારાસાર વિચારવાની શક્તિ કમી થઇ હોય; ઘેલછા ગમે તે પ્રકારની, અને ગમે તે પ્રમાણની હોય; સન્નિપાત થયો હોય ઇત્યાદિ લક્ષણોમાં આ ક્ષાર જરૂર લાગે ત્યાં એકલો કે **ફેરમ ફોસ**ની સાથે અપાય છે.

**ફેરમ ફોસઃ**—ક્રોધાવેશ અગર બીજા આવેશ થયા પછી, મગજને કાંઈ હરકત પહોંચી લાગતી હોય ત્યારે; મગજ ઉપર લોહીનો જમાવ થયાથી કે જોસ થયાથી દીવાનાપણું, અગર ઉન્માદ થઇ આવ્યો હોય ત્યારે.

**નેટ્રમ મ્યુરઃ**—બેચેની અને તે સાથે રકતાશયનો ધબકારો થતો હોય; આગળ ઉપર શું થશે તેની ચિંતા ને ફીકર નકામી લાગ્યા કરતી હોય; ખલાસીઓને માનસિક વ્યાધિ જણાતો હોય, અને હીસ્ટીરીઆના જેવાં ચિન્હો થતાં હોય; ધીરજ આપવાથી મનને અફસોસ વધારે થતો હોય; આનંદી મન રહેવાને બદલે **દીલગીર રહેવાતું હોય, અને તે સાથે ઝાડાની કબજીઆત હોય;** આંખમાં આંસુ જલદી આવી જતાં હોય; સન્નિપાત થયો હોય; દારૂ બહુ પિવાથી ભ્રમ થયું હોય ઇત્યાદિ લક્ષણોમાં.

**મેગ્નીસીઅમ ફોસઃ**—મગજના તંતુના દોષથી દૃષ્ટિએ વિચિત્ર દેખાવો દેખાતા હોય, મગજનું કામ કરવાની હોંસ આવતી ન હોય, અને ગોટાળા વગરના સ્પષ્ટ વિચાર આવી શકતા ન હોય ઇત્યાદિ લક્ષણમાં જરૂર લાગે તો **કાલી ફોસ**ની સાથે.

**નેટ્રમ સલ્ફઃ**—આત્મઘાત કરવાનું મન થતું હોય, અને મનને મુશ્કેલીથી વારી શકાતું હોય; માથાને કાંઇ વાગવાથી કે પડી જવાથી મગજની અસ્વસ્થતા થઇ હોય; સંગિત પસંદ ન પડતું હોય અગર સહન ન થઈ શકતું હોય; જે તે વસ્તુથી

પોતે અફસોસમાં પડી જતો હોય; પિત્તનો દોષ લાગતો હોય ઈત્યાદિ લક્ષણોમાં.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓરઃ**—પૈસા સંબંધી આપત્તિ આવી પડશે, એવી ખોટી ધાસ્તીની સાથે ઘણી દીલગીરી રહેતી હોય, અને શું કરવું તે બાબતનો નિશ્ચય થઇ શકતો ન હોય ત્યારે.

### સાજા થયેલા કેસ.

એક વખત સને ૧૮૯૧ ના જાનેવારી માસમાં એક બાઇ તેનાં નાના છોકરાની માનસિક ઉપાધિ માટે મને પૂછવા આવી હતી. તેનો છોકરો છવીસ વર્ષનો હતો, પાંચ ફુટ ને આઠ ઈંચ ઉંચો હતો, અને અગર જોકે શરીરે મજબુત હતો, ભૂખ બરાબર લાગતી હતી, તોપણ તે ખરેખર દીવાનો હતો, અને કાંઇ પણ તેને પૂછવામાં આવતું તો હા કે ના સિવાય બીજું કાંઇ કહેતો નહિ, અને આટલું બોલતો તે પણ વગર વિચારે મૂર્ખની માફક બોલતો, તેનો દેખાવ અને હાલવા ચાલવાની ટેવ બે ચાર વર્ષના છોકરાની જેવી હતી. મને લાગ્યું કે તેના બધા દાંત સડી ગયા હતા, અને તેનાં માથાની ડાબી બાજુ જમણી બાજુના કરતાં નાની હતી; તે બહુ પોચા સ્વભાવનો હતો, અને ખુરસી ઉપર પાંચ મિનિટ પણ શાંત રીતે બેસી શકતો નહિ; અને જ્યારે તેને ઉન્માદ થઇ આવતો, ત્યારે તે તેનાં લુગડાં ફાડી નાખતો, તથા તેને ચારે બાજુ નાખી દઇને નાગો થઇ જતો; તોપણ તેની વૃદ્ધ માની તેને બીક લાગતી હતી અને તેની પાસે તે સિદ્ધો ચાલતો હતો. તેને હસ્તક્રિયાની માઠી ટેવ પડી ન હતી, પરંતુ તેને કશી ચીજથી ચેન પડતું ન હતું. કેટલાક વર્ષથી એલોપેથીના ડાકટરો તેની દવા કરતા હતા, પરંતુ તે સાજો થયો નહિ. તે તેના ભાઇ બેનોમાં સાતમો હતો, અને તે કુટુંબમાં તેના સિવાય સઘળા તન્દુરસ્ત હતા. મેં તપાસ કરી કે આ છોકરો પેટમાં હતો, ત્યારે તેની માને કાંઇ અકસ્માત થયો હતો અગર કાંઇ ધાસ્તી હતી કે કેમ? તેની માએ કહ્યું કે ના ન હતી, તેણીએ તો સર્વદા શાંત અને સુખી જીંદગી પસાર કરી હતી.

મેં તેને **મેગ્નીસીઅમ ફોસ** અને **કેલ્કેરીઆ ફોસ**ના ૩ અંશવાળા ક્ષારના પાંચ પાંચ ગ્રેનનાં પડીકાં દર કલાકે વારાફરતી લેવાનું કહ્યું, કેમકે તેને ઉંઘ તો રાત્રે બરાબર આવતી હતી. મેં તેને દર અઠવાડીએ એક વખત મારી પાસે લાવવાનું કહ્યું; ખરેખર મેં વચન ન આપ્યું કે તે દરદી સાજો થશેજ, પણ કહ્યું કે દવા ઘણા વખત સુધી લેવી પડશે, માટે ધીરજ રાખીને જુવો કે પરિણામ શું આવે છે.

એક મહિના પછી તેની માએ ખબર આપ્યા કે, હવે તે છોકરો લુગડાં ફાડી નાખતો નથી; તથા શાંત થયો છે, અને હું પોતે જે જે ઘરનું કામ કરૂંછું, તેમાં જાણે તે સમજતો હોય, અને આનંદ પામતો હોય તેમ આખા ઘરમાં પાછળ પાછળ ફરે છે.

બે મહિના પછી તેની સમજશકિત કોઇ કોઇ બાબતમાં ખીલવા લાગી; તે ઘરનું વાસીંદુ કાઢવા, અને રકેબીઓ સાફ કરવા લાગ્યો, અને ચિત્રોને ફોટોગ્રાફો જોઇને તે કોના કોના છે તે સત્યતાથી કહેવા લાગ્યો. ચાર મહિના સુધી તેણે દવા ખાધા પછી મેં તેને તેના ભાઇઓની સાથે સુતારનું કામ કરવા જવા દેવાનું કહ્યું. તે કામે જવા લાગ્યો, અને દર અઠવાડીએ કામમાં તેનું મન વધારેને વધારે ખુતતું ગયું.

આખરે આઠ મહિના સુધી તેણે દવા (માત્ર મેગ્નીસીઅમ ફોસ અને કેલ્કેરીઆ ફોસજ) ખાધા પછી આઠ કલાક સુધી સુતારનું સાધારણ કામ કરવાને અને રોજના બે ડાલર કમાવાને શક્તિવાન થયો. આમ કરવામાં હવે તેને કંટાળો કે થાક પણ પછી લાગ્યો નહિ. હજી પણ તે કામ કરે છે, અને અગર જો કે થોડી સમજશકિતવાળા માણસની જેવું કામ કરે છે, તોપણ તે બોજારૂપ થઇ પડતો નથી, અને તેથી તેની ગરીબ વૃદ્ધ માને ઘણો સંતોષ થયો છે, તેનામાં જે સુધારો થયો છે, તે હજી કાયમ રહ્યો છે. (ડા. ઇ. એ. ડી. કેઇલ હોલ).

મીસ. એમ. નામની એક છોકરીનું મગજ તે અઢાર વર્ષની થઇ ત્યારથી ફરવા લાગ્યું હતું, ને જેમ જેમ તે મોટી થતી ગઇ તેમ તેમ તેનું મગજ વધારે ભમવા લાગ્યું. વખત જતાં તેના ભાઇને એમ લાગ્યું કે તેને ગાંડા માણસોની ઇસ્પિતાલ ( asylum )માં મોકલવી પડશે. છેવટના ઉપાય તરીકે એક મિત્રે સલાહ આપી કે આ નવા ઉપાયો અજમાવી જુવો. **કાલી ફોસથી** ફાયદો થશે એમ ખાત્રી કરાવીને કેટલાક અઠવાડીઆ સુધી તે દવાના રોજ ચાર

પડીકાં આપવા માંડયાં. પરિણામ ઘણુંજ સંતોષકારક આવ્યું. તે લેવા માંડયા પછી તેનું મગજ ભમી જતું બંધ પડયું છે. હવે તે ઘરના કામકાજમાં દેખરેખ રાખી શકે છે, અને કોઇ મળવા આવે તો મળી શકે છે, અને પોતે પણ મળવા જઈ શકે છે. પહેલાં તો કોઇ મળવા આવે તો તે તેને મળતી પણ નહિ. આવા કેટલાક કેસો અને તેમાં બે તો સુતિકા ઉન્માદના કેસો ફતેહમંદ રીતે સાજા થયા છે.

( એમ. ડી. ડબલ્યુ. )

ડા. એ. લખે છે કે મેં એક સ્ત્રીને માનસિક અસ્વસ્થતાવાળી જોઇ હતી. તેને ઉદાસીનતા રહેતી હતી, અને તેનું મૂળ કારણ ધાર્મિક લાગણીઓ હતી. હાલમાં તેણી કહેતી હતી કે તેણીનું મન ઠેકાણે નથી. બુદ્ધિને યાદશક્તિ બન્ને નાશ પામ્યાં છે; તેણી અફસોસ કરવા બેસતી, રોવા માંડતી, હાથ મચરડતી, અને લુગડાં કે કાગળ જે પાસે પડયું હોય, તે ફાડવા લાગતી. આસપાસ જે બેઠાં હોય, તેને ઓળખી શકતી નહિ, અને ઉંઘ આવતી નહિ. તે જાણે અસાવધ હોય તેમ ટગ ટગ ઉઘાડી આંખે જોઈ રહેતી અને તેને નીચે બેસારવા માટે ઘણી વખત બે માણસોની જરૂર પડતી. જો તેને કાંઇ દવા ખવરાવવી હોય, અગર ખોરાક આપવો હોય, તોપણ નાક બંધ કરવું પડતું, અને થોડો ઘણો બળાત્કાર કરવો પડતો. મેં તેને કાલી ફ્રોસ લખી આપ્યું, કેમકે અગર જો કે તેનો મનોવિકાર આવેશવાળો હતો. તોપણ તેનું મૂળ કારણ મગજની નબળાઇ, અને અફસોસ હતાં, જેને માટે કાલી ફોસ યોગ્ય છે. (ડા. સુષ્લર પોતાની ચોપડીમાં લખે છે કેઃ—આ ક્ષારનાં પરમાણુઓના કાર્યમાં કાંઇ વિઘ્ન આવે તો, મન નિરૂત્સાહી અને આનંદહીન (depressed) થઇ જાય છે, અને તેથી સ્વભાવ ચીડીઓ, બીકણ, શેકણ, ને પોચો થઇ જાય છે, તથા મગજનો કેટલો ભાગ વસ્તુતઃ નરમ પડવા લાગે છે. તેને કાલી ફોસ આપવાથી ઘણો ફાયદો થયો. આ ઉપાય આ પહેલા એકજણ ઉપર અજમાવવાથી ફાયદો થયો હતો, તેથી આ વખતે સુઝી આવ્યો હતો. (સુષ્લર).

મી. જે નામનો છત્રીસ વર્ષનો એક પડઘમ વગાડનારો હતો, તે પોતાને ઘેર રહેતો હતો, અને તેની સ્ત્રી અને તેનો એક નાનો ચંચળ છોકરો પણ સાથે રહેતાં હતાં. તે કેટલાક વર્ષથી વીસ્કીનો દારૂ બહુ પીતો હતો. પણ મારી પાસે આવ્યો તે પહેલાં થોડાક દિવસે તેણે તે બંધાણ મુકી દીધું હતું. મગજને અને પાચન ક્રિયાને ઘણો સંબંધ છે તે જાણીને તપાસ કરી એટલે માલુમ પડયું કે, તેની હોજરીમાં અને આંતરડામાં દુખાવો હતો, અને કોઈ કોઇવાર પેટ ફુલી આવતું હતું; મોઢામાં બચરકા આવતા હતા; અને ગુદાદ્વારા ગંધાતો વાયુ નીકળતો હતો, રાત્રે ઉંઘ આવતી ન હતી, ને સવારમાં ઉઠતો ત્યારે શરીર થાકી ગયું હોય કે ભરાઇ ગયું હોય તેમ લાગતું હતું. હોજરીમાં જોઇએ તેટલા રસ ઉત્પન્ન થતા નહિ, યકૃત મંદ રહેતું હતું; આતરડાં કામ ન કરતાં તેથી ઝાડો બંધ રહેતો હતો; શ્વાસ પણ ગંધાતો હતો; જીભ ઉપર છારી રહેતી હતી; જીવ ઉદાસ રહેતો હતો, અને પેટમાં વાયુ રહેતો. દરરોજ માથામાં રક્તસંચય આગળના ભાગમાં અને તાળવાના ભાગમાં રહેતો, અને તે વખતે ત્યાં ભાર લાગતો હતો, તે કેસમાં મુખ્ય લક્ષણ એ હતું કે તેને પોતાને એમ લાગતું હતું કે પોતેજ છરો લઇને છોકરાને મારી નાખશે; તે કહેતો કે જ્યારે હું છરાને હાથમાં લઉ છું, અગર કોઇ ખાટકીના હાથમા છરો જોઉં છું ત્યારે મને તે સાંભરી આવે છે, અને એમ બીક લાગે છે કે હું તે છોકરાને મારી નાખીશ. મેં તેને સમજાવ્યો, ને કહ્યું કે દવાથી ઠીક થશે એટલે તેણે દવા ખાવા માંડી. મેં તેને કહ્યું કે તમારે તમારી સ્ત્રી ને છોકરાથી જુદા સુવું. થોડા દિવસ પછી તેણે મને કહ્યું કે તેનો એક મિત્ર જે હમણાં પોતાના કામથી ફારગત છે, તે મારી સાથે સુવે છે, અને હું મારે ધંધે જાઉં છું, ત્યાં સાથે આવે છે. મને આ વખતે એમ લાગ્યું કે જો તેને અજીર્ણ થશે તો તેની પ્રકૃતિ વધારે બગડશે, તેથી મેં તેને નિયમિત રીતે ખાવાનું, અને માંસાહાર થોડો કરવાનું કહ્યું. ઔષધોપચારની બાબતમાં મેં તેને પેપસીનનું સત્વ આપવા માંડયું, અને તે સાથે કાલી ફોસનો ૩ અંશ વાળો ક્ષાર પણ દર ત્રણ કલાકે ટીકડીના રૂપે આપવા માંડયો. આ પ્રમાણે બે અઠવાડીઆં સુધી દવા આપ્યા કરી, તેમાં કોઈ વખત જ્યારે બહુ બેચેની લાગતી ને ઉંઘ ન આવતી ત્યારે નિદ્રાપ્રદ દવા આપવી પડતી, તોપણ મેં મુખ્ય ઉપાય તો એનો એજ ચાલુ રાખ્યો, અને પેપ્સીનના સત્વને બદલે પેપોઇડ એટ સોડી બાઇકાર્બની ટીકડીઓ આપવા માંડી. આ પ્રમાણે તેને બાર

અઠવાડીઆં સુધી એટલે લગભગ ત્રણ માસ સુધી દવા આપી, અને હાલમાં તે મને ઘણીવાર મળે છે, તેની તન્દુરસ્તી સારી છે, તથા હવે તેને મનુષ્ય વધ કરવાની દુષ્ટ વૃત્તિ થતી નથી.

( ડા. ઓ. ડી. વ્હીટ્ટીઅર એમ. ડી. )

**હોમિયો૦**—ઍકોનાઇટ, ઍગૅરિકસ, ઍનાકાર્ડીઅમ, ઍન્ટીમોનિયમ ક્રુડમ, ઍપિસ, આર્સેનિકમ, ઑરમ મેટાલિકમ, બૅપ્ટીસીઆ, બેલાડોના, કૅમ્ફોરા, કૅન્નાબિસ ઇન્ડીકા, કૅમોમિલા, કૉફીઆ, સીમીસીફયુગા, હાયોસ્યામસ, ઈગ્નેશ્યા, લૅચિસિસ, નકસ વોમિકા, ફૉસ્ફૉરીક આસિડ, પ્લૅટીનમ, પલ્સેટીલા, રસ ટૉકસ, સેપીઆ, સ્ટ્રામોન્યમ, સ્ટૅન્નમ, સલ્ફર.

---

## ચસકા; વા; દુખાવો.

### ( Neuralgia ).

ચસકાની જાતનો દુખાવો જ્ઞાનતંતુના દોષથી થાય છે. જ્ઞાનતંતુના સફેદ તાંતણા મેગ્નીસીઅમ ફૉસ્ફેટ, આલ્બ્યુમીન ઓક્સીજન વગેરે પદાર્થના બનેલા છે. આથી આ ક્ષાર કમી થવાથી ચસકા આવે છે જેને લોકો ભૂલથી વાનું દરદ પણ કહે છે, અને જેઓ તફાવત સમજાવી શકતા નથી, તેઓ માત્ર દુખાવો થાય છે, એટલુંજ કહે છે. આ સિવાય બીજા ક્ષારો જેવા કે મીઠાનો ક્ષાર વગેરેની તંગીને લીધે પણ ચસકા આવે છે, તેમજ જ્ઞાનતંતુમાં આલ્બ્યુમીન કે ફિબ્રીનના બારીક લચકા જામી જઇને તંતુપ્રવાહને અટકાવે તેથી પણ ચસકા આવે છે. આવું દરદ થોડી થોડીવારે વીજળીના સડાકાની મીસાલે થાય છે, અગર તો ઘણી સખત અને સતત્ વેદનાના રૂપે થાય છે. આની સાથે વરમ ક્યારેકજ હોય છે.

**ફેરમ ફોસ:**—વરમ થયાને લીધે અગર શરદી લાગવાથી ચસકા આવતા હોય, ને જાણે કે કોઇ ખીલો મારતું હોય તેની મીસાલે દરદ થતું હોય; આંખની ઉપર અગર લમણામાં એક બાજુએ દરદ થતું હોય તેથી દૃષ્ટિ નબળી પડી જતી હોય; ( જો આથી ફાયદો ન થાય તો પછી કેલ્કેરીઆ ફ્રોસ આપવો;) ચસકા આવતા હોય તે સાથે ચ્હેરો લાલ થઇ આવતો હોય, તાવ આવતો હોય, દંતશૂળ (Tic Douloureux) થયું હોય ઇત્યાદિ લક્ષણોમાં.

**મેગ્નીસીઅમ ફોસ:**—જ્યારે શેક કરવાથી ફાયદો થતો હોય, અને થંડી લગાડવાથી વધારો થતો હોય ત્યારે; વળી જ્યારે ચસકા બહુ સખત, હથિયાર ભોંકયાની જેવા, અને અસહ્ય હોય; છાતીના હાડકાની વચમાં દુખાવો (intercostal neuralgia) લાંબા વખતથી હોય; કાપી નાખ્યાની જેવું કે આંકડી આવ્યાની જેવું દરદ થતું હોય; જ્ઞાનતંતુના છેડામાં પીડા થતી હોય; અમુક મુદતે દુખાવો ફરીથી અતિશય થતો હોય, અગર જ્ઞાનતંતુના માર્ગમાં દુખાવો થતો હોય; ચ્હેરાના ભાગમાં ચસકા આવતા હોય, ગરમ ઓરડામાં ઠીક પડતું હોય, ને ઉઘાડી હવામાં જવાથી કે રહેવાથી દુખાવો વધારે થતો હોય.

**કાલી ફોસ:**—નબળા શરીરના ને પોચા મગજના સખ્સને ચસકા આવતા હોય; સ્વભાવ ચીડીઓ અને હઠીલો હોય; હાલવા ચાલવાથી દુખાવો કમી લાગતો હોય; કાંઇક આનંદનો પ્રસંગ મળવાથી ઠીક લાગતું હોય; એકલા રહેવાથી વધારે દુખાવો થતો હોય, તેવીજ રીતે બેસીને ઉઠયા પછી અગર ઘણું કામ કર્યા પછી દુખાવો વધતો હોય; ચસકા આવતા હોય તે સાથે જીવ ઉદાસ રહેતો હોય, અને કૌવત ઓછું થતું હોય; પ્રકાશ અને અવાજ ખમી શકાતાં ન હોય; ઉંઘ આવતી ન હોય; કાનમાં ગણગણાટ સંભળાતો હોય; જ્ઞાનતંતુમાંજ દુખાવો લાગતો હોય, અને તે સાથે પક્ષાઘાત થવાની કે લુલા થવાની કે એવી કોઇ ઇંદ્રિય શકિત કમી થવાની દેહેશત કે ચિન્હ જણાતાં હોય; ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફોસ:**—જ્યારે યોગ્ય ક્ષાર આપતા છતાં ચસકા મોળા પડતા ન હોય ત્યારે આ ક્ષાર અજમાવી જોવા ભૂલવું નહિ. જીર્ણ વ્યાધિમાં બીજા ક્ષારો સાથે ક્રમવાર આપવો. અમુક મુદતે રાતના વખતે દુખાવો થઇ આવતો હોય, અને તે જાણે કે હાડકામાં ઉંડો હોય તેવું જણાતું હોય ત્યારે; દુખાવાની સાથે શીતળતા, અને ગતિ મંદતા જાણે કે શરીરના કોઇ ભાગમાં ધીમે ધીમે આવતી હોય તેવી લાગણી થયા કરતી હોય; રાતના વખતે ખરાબ ઋતુમાં દુખાવો વધારે થતો હોય; ગુદાના ભાગમાં જ્ઞાનતંતુના દોષથી દુખાવો થતો હોય, અને દસ્ત ઉતર્યા પછી ઘણા વખત સુધી રહેતો હોય; ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**નેટ્રમ મ્યુર**:—દુખાવો અમુક મુદતે થતો હોય અને તે સાથે થુંક કે લાળ બહુ વહેતી હોય અગર આંસુ બહુ પડતા હોય; અણીદાર હથિયાર ભોંકયા જેવું દરદ જ્ઞાન તંતુના માર્ગમાં થતું હોય, અને આંસુ ચાલ્યાં જતાં હોય; આ ક્ષારની તંગીથી જે દરદ થાય છે, તે **મેગ્નીસીઅમ ફોસ**ના દર્દને મળતું આવે છે, પરંતુ તેમાં લાળ વહેતી નથી, તેમજ આંખમાંથી આંસુ પોતાની મેળે વહ્યા કરતાં નથી. ચ્હેરા ઉપર આવેલી પાંચમી જ્ઞાનતંતુના ક્ષોભની સાથે ઘણી પીડા લાગતી હોય, અને આંખમાંથી પાણી નીકળ્યા કરતું હોય; દુખાવાની સાથે આંતરડાં સુષ્ક રહેતાં હોય, અને બીજાં પડોમાંથી રસ અતિશય ઉત્પન્ન થતો હોય, ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**કાલી મ્યુર**:—દુખાવો ઘણો હોય, અને તે સાથે જીભ ઉપર સફેદ અગર ભુખરી સફેદ છારી રહેતી હોય ત્યારે.

**કાલી સલ્ફ**:—દુખાવો સાંજની વખતે વધારે થતો હોય, અગર ગરમ હવામાં જવાથી કે રહેવાથી વધતો હોય, ને થંડી ને ખુલ્લી હવામાં ઓછો થતો હોય ત્યારે.

**સીલીસીઆ**:—શરીરને બરોબર પોષણ ન મળતું હોય તેને લીધે દુખાવો મટતો ન હોય ત્યારે બીજાં યોગ્ય ક્ષારની સાથે ક્રમવાર.

### સાજો થયેલ કેસ.

એપ્રીલની ૧૩ મી તારીખે એક દર્દીએ મને લખ્યું કે નવ દિવસથી મગજ ભમાવી દે એવા સખત દર્દને લીધે હું કાંઈ પણ દવા લીધા વિના બીછાનામાં પડી રહુંછું. શરદી લાગવાથી કાનમાં સખત દુખાવો ઉપડયો, અને પછી ચ્હેરાનો ડાબો ભાગ—માથાની ડાબી બાજુએથી ગરદન સુધી—તમામ સ્થળે ફેલાયો (Prosopalgia). પછી હું ગાંધીને ત્યાં બ્રાયોનીઆ લેવાને ગઈ, પણ તેણે મને બેલાડોનાની ભલામણ કરી. કાનમાં ઉંડે ગડ થઇ આવ્યું, ને તે ગડ બે દિવસ ઉપર ફુટયું. તેમાંથી પરૂ નીકળ્યું ને પાછળથી પાણી નીકળે છે, આ પાણી દાહક છે, કેમકે જ્યાં જ્યાં અડે છે, ત્યાં ત્યાં ચામડી ઉપર ફોડલીઓ થઇ આવે છે. કાનમાં હજી દુખાવો છે; અને ચ્હેરાની ડાબી બાજુએ પણ ચસકા આવે છે. દુખાવો એટલો તો સખત રહે છે કે મગજ ભમી જાય છે, તાવ આવે છે, અને ઉંઘ આવતી નથી; રાત્રે તો બીલકુલ ઉંઘ આવતી નથી; ફકત દિવસે કલાક કે બે કલાક ઉંઘ આવે છે, પરસેવો બહુ આવ્યા કરે છે; અને આટલો પરસેવો મને કોઇક-વારજ આવે છે. ગઇકાલે નાહ્યા પછી મને જમણા નિતંબમાં ઘણો સખત દુખાવો ઉપડી આવ્યો છે. આ પ્રમાણે હકીકત તેના કાગળમાં હતી, અને હું તેને જાતે મળી શકું તેમ ન હતું કેમકે તેણી લીપ્ઝીકમાં રહેતી હતી. મેં વિચાર્યું કે મારે શું આપવું? **સીલીસીઆ**? રાત્રે પીડા વધારે થતી હશે તે આથી મટશે. પણ તેને ગડ તો મટી ગયું હતું, તોપણ ચ્હેરા ઉપર દરદ રહ્યું હતું. શું **સ્પાઇજીલીઆ** આપું? લક્ષણો તે દવા સૂચવનાં હતાં, કેમકે હું જાણતો હતો કે તેને રકતાશયનો વ્યાધિ થવાનું વલણ હતું, તેને પહેલાં પોંચામાં, કોણીમાં, અને પડખામાં દુખાવો થયો હતો, અને તે વખતે રકતાશયના પ્રદેશમાં દુખાવો ઘણોજ સખત હતો, તે વખતે તેણીએ કહ્યું હતું કે રકતાશય જાણે કે નીચોવાતું હોય એમ લાગેછે,તેનો થડકારો થાય છે, તથા જાણે કે કાંઇ ચીજનો વળ ઉતારી નખાતો હોય તેવી લાગણી થાય છે. કદાચ તેણીને ચ્હેરાના ભાગમાં વા થયો હશે; પણ તેમ હોય તોપણ **સ્પાઇજીલીઆની** જરૂર હતી; વળી **આર્નિકા**ના પણ આવી બાબતમાં વખાણ થયાંછે; વળી મને **સ્ટેનમ** ઉપર પણ કેટલોક વિશ્વાસ હતો, કેમકે ચસકાના જે જે કેસો **કવીનાઇન**થી સુધર્યા ન હતા તે તે આનાથી સુધર્યા હતા. મારી મુસ્કેલી હજી વધતી ગઇ. **કેમોમાઇલ** અસહ્ય વેદના માટે આપવું જોઇએ. વળી પરસેવો આવતો હતો, માટે **પારદ** (Mercur.) અને ઉંઘ આવતી ન હતી માટે સોમલ (Arsenic) આપવો જોઇએ. તોપણ આ સઘળી દવાઓના કરતાં સુષ્લરનો **મેગ્નીસીઅમ ફોસ**નો ક્ષાર લેવાનું કહ્યું, તે એવા રીતે કે તેનું એક પડીકું એક આઉંસ પાણીમાં પલાળીને, તેમાંથી એક નાની ચમચી જેટલું દર ત્રણ કલાકે લેવું. એપ્રીલની ૧૭ મી તારીખે મારા ઉપર કાગળ આવ્યો કે તમે મારા ઉપર જે તત્કાળ મેહેરબાની બતાવી છે, અને મદદ આપી છે તે માટે આભાર માનું છું. મને તેથી તરતજ આરામ થયો છે, હું સુખી છું અને તમારી આભારી છું; તે ભયંકર વેદના મારા ચ્હેરા ઉપરથી જતી રહી છે; માથાની ચામડી તોપણ ઘણી આળી છે, અને એક જગ્યા જેને તે કાનની સાથે

સંબંધ છે તે હજી દુખે છે. કાન પણ હજી થોડો થોડો દુખે છે, અને તેમાંથી પરૂ વહે છે.

( ડા. ગૌસીઅન )

**હોમિયૉ૦—**ઍકોનાઇટ, આર્સેનિકમ, બેલાડોના, કૅલ્કેરીઆ કાર્બ, ચાઇના, કૅલોસિન્થીસ, મેઝેરીઅમ, નક્સવોમિકા, પ્લૅટીનમ, સ્પાઇજેલીઆ.

## ચાંદા, ક્ષત.

( Ulcers & Ulcerations. )

**કાલી મ્યુર:—**જ્યારે ક્ષતમાંથી ચીકણી સફેદ ફીબ્રીનવાળી રસી નીકળતી હોય; કમળ ઉપર ક્ષત થયું હોય, અને તેમાંથી એવી રસી આવતી હોય; રસીથી આસપાસની ત્વચામાં ચેળ આવતી ન હોય; જીભ ઉપર વખતો વખત સફેદ છારી રહેતી હોય ઇત્યાદિ લક્ષણવાળું ક્ષત થયું હોય તો ખાવા તેમજ લગાડવા.

**ફેરમ ફૉસ:—**ક્ષત દર્મ્યાન તાવ આવતો હોય, ક્ષતની આસપાસ ગરમ થયો હોય, તે લાલ થઇ આવ્યું હોય, અંદર પીડા થતી હોય એ બધી વખતે આ ક્ષાર ઉપયોગી છે.

**સીલીસીઆ:—**હાથ પગના આંગળાં અગર માથા ઉપર ક્ષત થયાં હોય, તે ઉંડા હોય, અને **હાડકાના પડને પણ તેથી નુકસાન થતું હોય:** ક્ષતમાંથી પાતળી ગંધાતી ને પીળી રસી નીકળતી હોય; ભગંદરના જેવાં ક્ષત પડયાં હોય; કઠણ ગુમડાં થયાં હોય, અને તે પાકે તેમ લાગતું હોય ત્યારે જલદી પકવવા માટે આ ક્ષાર અપાય છે. આ ક્ષાર લગાડવાના કામમાં પણ આવે છે.

**કેલ્કેરીઆ સલ્ફ:—**ગડ બેસી ગયા પછી પણ જ્યારે પરૂ નીકળ્યા કરતું હોય, ત્યારે વળી **સીલીસીઆ** આપ્યા પછી ક્ષત રૂઝાવવા માટે આ ક્ષાર અપાય છે. **પિંડની ઉપર ક્ષત થયું** હોય ત્યારે; વળી ક્ષતમાંથી પીળું લોહી મિશ્રિત પરૂ નીકળતું હોય કે કાંઇ જખમ થયાથી, દાઝયાથી કે છોલાયાથી ક્ષત થયું હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફલ્યુઓર:—**અસ્થિ ઉપર ક્ષત થયાં હોય ત્યારે; વળી પીળું જાડું પરૂ નીકળતું હોય, અને તેમાં હાડકાની કણીઓ નીકળતી હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફૉસ:—**નબળા શરીરવાળા દરદીને ક્ષત થયું હોય, અને તે જલદી રૂઝાતું ન હોય; વળી ક્ષતથી હાડકાને ઇજા પહોચી હોય; દરદીનાં હાડકાં નબળાં હોય ઇત્યાદિ સંયોગોમાં.

**નેટ્રમ ફૉસ:—**હોજરીમાં અગર આંતરડામાં ક્ષત થયું હોય, અને કોફીના કુચા જેવા રંગની અગર ખાટી ઉલટી થતી હોય ત્યારે; તેમજ ઉપદંશના ક્ષત થયાં હોય, અને જીભ ઉપર પીળી છારી હોય ત્યારે.

### સાજો થયેલ કેસ.

એ. એસ. નામના સોળ વર્ષના એક દરદીને ત્રણ વર્ષથી પગ ઉપર ક્ષત થયાં હતાં, તે રૂઝાતાં નહતાં, તે ઉંડા ભગંદરના જેવાં હતાં ને તેમાંથી જાડું પીળું પરૂ નીકળતું હતું; તેમાંથી કેટલીક વખત હાડકાની કણીઓ પણ નીકળી હતી; તેનો પગ લાલ સુજી ગયેલો હતો. રાત્રે પીડા વધારે થતી હતી; તેનું શરીર સુકાઇ ગયું હતું, અને ક્ષુધા મંદ પડી ગઇ હતી; સવારમાં ઉધરસ આવતી તે વખતે જાડા પીળા બડખા નીકળતા, અને બહુ ક્ષીણતા વર્તાતી; ફેફસાં તન્દુરસ્ત હતાં; **કેલ્કેરીઆ ફ્લ્યુઓર**નો છ અંશવાળો ક્ષાર સવાર સાંજ એક અઠવાડીઆ સુધી આપ્યો પછી ચાર દિવસ દવા બંધ કરીને વળી તેજ ચાલુ કરી. આ પ્રમાણે પાંચ માસ સુધી કર્યા કર્યું, તેથી તેને પગે સુવાણ થઇ ગઇ. બહારથી ફક્ત ગ્લીસરીન લગાડવા આપતો. છ મહિના પછી તે પગ તદ્દન સાજો સારો થઇ ગયો. ( ડા. હસન. )

**હોમિયૉ૦—**આર્સેનિકમ, એપીસ, ગ્રેફાઇટીસ, હાઇડ્રાસ્ટીસ, હેપાર સલ્ફ, મર્ક્યુરીઅસ, મેઝેરીઅમ, નાઇટ્રીકમ આસીડમ, સોરીનમ, પલ્સેટીલા, રસટૉક્ષ, સેપીઆ, સલ્ફર.

## ચુંક આંકડી; પેટમાં દુખવું.

( Colic. )

પેટમાં હોજરી ઉપર જે સ્નાયુનાં આવરણ છે તે આવરણમાં મેગ્નીશ્યમ ફૉસ નામનો ક્ષાર ઓછો થાય છે, તેથી સ્નાયુ ખેંચાય છે, અને તેને લીધે ચુંક કે આંકડીનું દર્દ થાય છે. જ્યારે સ્નાયુ ખેંચાય છે, અગર સંકોચાય છે, તે વખતે કુદરતી રીતે પેટમાં પવન ઉત્પન્ન થાય છે, અને તે કોઇ કોઇવાર ઓડકારમાં બહાર નીકળે છે.

**મેગ્નીસીઅમ ફોસઃ**—ચુંકને લીધે જ્યારે દર્દી પગ વાળીને પેટ પાસે રાખતો હોય ત્યારે, બચ્ચાંને ચુંક આવતી હોય અને પગ ઉંચાને ઉંચા રાખતું હોય ત્યારે; બચ્ચાંને અવતર્યા પછી તરતજ ચુંક આવતી હોય ( અજીર્ણને લીધે નહિ ) ત્યારે; પેટમાં વાયુ બહુ થયો હોય, અને ચોળવાથી કે શેકવાથી ફાયદો લાગતો હોય ત્યારે; અને મરડા જેવાં દર્દમાં ચુંક આવે ત્યારે પણુ આ ક્ષાર ઉપયોગી છે.

**નેટ્રમ સલ્ફઃ**—પિત્ત દોષથી પેટમાં દુખતું હોય ત્યારે; મોઢામાં કડવો સ્વાદ રહેતો હોય અને જીભના મુળ આગળ ભુખરી લીલી છારી લાગતી હોય ત્યારે; યકૃતમાંથી બરાબર પિત્ત વહેતું ન હોય ત્યારે; અને સીસાની ધાતુ ખાવાથી કે વાપરવાથી પેટમાં દુખાવો થયો હોય ત્યારે, આ ક્ષાર થોડી થોડીવારે એક કે બે અંશવાળો આપવાથી ફાયદો થાય છે.

**કાલી ફૉસઃ**—પેટ આખું પવનને લીધે ફુલી ગયું હોય અને વખતો વખત દસ્તની હાઝત થતી હોય, પરંતુ દસ્ત ઉતરતો ન હોય ત્યારે.

**કાલી સલ્ફઃ**—જ્યારે મેગ્નીસીઅમ સલ્ફ આપવાથી ફાયદો જણાય નહિ ત્યારે; પેટ ટાઢું રહેતું હોય ત્યારે; ગંધકના જેવી વાસ મારતો પવન છુટતો હોય ત્યારે; અને એકદમ ઉત્તેજિત થયા પછી એકદમ ઠંડા થવાથી દુખાવો થઈ આવ્યો હોય ત્યારે.

**ફેરમ ફોસઃ**—ઋતુસ્રાવ વખતે પેટમાં દુખાવો થતો હોય, તથા શરીર ગરમ થયું હોય, અને નાડી જલદ હોય ત્યારે.

**હોમિયૉ૦**—કૅમોમિલા, કૉકયુલસ ઈન્ડીકસ, કૅાલોસીન્થીસ, ડાયોસ્કોરીઆ, ઇપીકાકયુઆના, નકસવોમિકા, પલ્સેટીલા, પ્લમ્બમ, વિરેટ્રમ આલ્બમ.

---

## ચોરીઆ આવી જવા.

( Tonsilitis. )

**ફેરમ ફોસઃ**—શરૂઆતમાં દુખાવો, તાવ, વરમ વગેરે હોય ત્યારે થોડી થોડીવારે ખાવા, તેમજ કોગળા કરવા માટે આ ક્ષાર આપવો.

**કાલી મ્યુરઃ**—ચોરીઆ સુજી ગયા હોય, ત્યારે **ફેરમ ફોસ**ની પછી આ ક્ષાર દેવો; ચોરીઆ ઉપર સફેદ અગર **ભુખરા રંગનાં ચાઠાં** પડયાં હોય, ત્યારે આ ક્ષાર ખાવા તેમજ કોગળા કરવા અપાય છે; જીભ ઉપર સફેદ છારી હોય, અને ચોરીઆ આવી ગયા હોય; ચોરીઆનો દીર્ઘ વરમ હોય ઇત્યાદિ સંયોગોમાં.

**કેલ્કેરીઆ સલ્ફઃ**—ચોરીઆનો વરમ થયા પછી તેમાંથી **પરૂ નીકળવા** માંડયું હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફોસઃ**—ચોરીઆના દીર્ઘ વરમમાં જ્યારે કોળીઆ ગળે ઉતારતી વખતે કોઇ કોઇ વાર મુશ્કેલી પડતી હોય, ત્યારે બીજા ક્ષારની સાથે ક્રમવાર.

**નેટ્રમ્ ફોસઃ**—ચોરીઆ સુજી આવ્યા હોય, અને તેની ઉપર સોના જેવી પીળી છારી હોય; પેટમાં ખટાસ રહેતી હોય, અને ચોરીઆ આવી ગયા હોય ઈત્યાદિ વખતે.

**નેટ્રમ મ્યુરઃ**—પડ જીભી ( uvula ) નો વરમ થયો હોય, અને જીભ ઉપર તથા મોઢામાં પાણી વિશેષ આવ્યા કરતું હોય એવાં એવાં આ ક્ષારને મળતાં લક્ષણો થતાં હોય ત્યારે.

### સાજા થએલ કેસ.

જે જે કેસમાં દરદીઓને લાળ બહુ વખત સુધી વહ્યા કરતી હતી, તે તે કેસોમાં મેં **નેટ્રમ મ્યુર** વાપરીને ઘણુાંજ સારાં પરિણામો જોયાં છે; તેમાં ખાસ કરીને એક બાઇને ઘણી ઉતાવળથી ફાયદો થયો હતો. તે બાઇ વીશ વર્ષની હતી, અને તેના ચોરીઆ એટલા બધા આવી ગયા હતા, કે તેણી ભાગ્યેજ દુધ કે પાણી ગળે ઉતારી શકતી; તેને પારદની દવા આપી; આથી ચોરીઆ બેસી ગયા, પણ બીજી ઉપાધિ ઉત્પન્ન થઇ મોઢામાંથી ખૂબ લાળ વહેવા લાગી. તેનાં પેઢાં પોચાં હતાં તેમાંથી સહેજ વાતમાં લોહી નીકળતું, અને દાંત હાલતા હતા; આ સઘળું હોમિયૉપૅથીની પારદની દવાથી મટાડવાનો મેં વિચાર કર્યો, કેમકે પહેલાં આવા કેટલાક કેસો મેં તે દવાથી સુધાર્યા હતા. હવે તે દરદીને પૂછતાં મને ખાત્રી થઇ કે ગયા ઉનાળામાં જ્યારે તેણી માંદી પડી હતી, ત્યારે ડાકટરે તેને ઘણો કયાલોમેલ (પારદની દવા ) ખવરાવ્યો હતો, અને તેથી તેને લાળ ચાલ્યા કરતી હતી. આથી મેં પારદની દવા બંધ રાખી, અને દર બે કલાકે **નેટ્રમ મ્યુર** આપવા માંડયો. આથી મેં ધાર્યું હતું તેના કરતાં પણ સારૂં

પરિણામ આવ્યું. ચોવિસ કલાકમાં પિંડનો સોજો બેસી ગયો, અને ત્રણ દિવસમાં તો તેણીને તદન આરામ થઇ ગયો. ( સુષ્લરના પુસ્તકમાંથી. )

ડા. ડબલ્યુ પાસે એક કેસ આવ્યો હતો, તેમાં દરદીના બન્ને ચોરીઆ આવી ગયા હતા; અને તે એટલા બધા સુજી ગયા હતા કે કાંઇ પણ ગળે ઉતારવું હોય તો બહુ મુશ્કેલી પડતી. તેના શરીરની ગરમી ૧૦૨ ને નાડી ૧૩૦ હતી, તથા સ્વભાવે બહુ ઢીલો થઇ ગયો હતો. તેને ફેરમ ફોસનો ૬ અંશવાળો તથા કાલી ફોસનો પણ ૬ અંશવાળો ક્ષાર પંદર પંદર મીનીટે આપ્યો; ૭ કલાક પછી તે દરદીને ફરીથી જોયો તો રોગ વધ્યો હતો, આથી કાલી ફોસને બદલે કાલી મ્યુરનો ૬ અંશ વાળો ક્ષાર આપ્યો, અને ફેરમ ફોસ તો ચાલ્યુજ રાખ્યો. બીજે દિવસે સવારે માલૂમ પડયું કે તે દરદીએ રાત મહા મુશ્કેલીએ પસાર કરી હતી; હવે તેને ફેરમ ફોસનો ૧૨ અંશવાળો અને કાલી મ્યુરનો પણ ૧૨ અંશવાળો ક્ષાર આપ્યો. ૭ કલાકમાં તે દર્દીની તબીઅત ઘણી સુધરી; દુખાવો નરમ પડી ગયો, સોજો ઓછો થયો, શરીરની ગરમી ૧૦૦ થઈ, ને નાડી ૧૦૦ વખત ચાલી; તેને તેજ દવાઓ ચાલુ રાખી, અને બે દિવસમાં દરદી હરતો ફરતો થયો, ને ચોરીઆ પાકયા નહિ. ઘણી વખત ચોરીઆ પાકે છે, તેમાંથી પરૂ નીકળે છે, અને બધું કરતાં છતાં સાત આઠ દિવસ સુધી દર્દીને હેરાન થવું પડે છે. છઠ્ઠા અંશવાળા ક્ષાર આપવાથી રોગ વધારે થયો એ હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે. જ્યારે બારમા અંશવાળી દવા આપી, ત્યારે દર્દીએ કહ્યું કે તે લેવાથી બધે થંડક લાગે છે, અને ઠીક થતું જાય છે. ( ડા. જી. એચ. માર્ટીન, એમ. ડી. )

**હોમિયૉ૦**—ઍકોનાઇટ, ઍપીસ, બેરાટાકાર્બ, બેલાડોના, કૅપ્સીકમ, જેલ્સીમિઅમ, હેપાર સલ્ફ, ઇગ્નેશ્યા, લાઇકોપોડીઅમ, મરક્યુરીઅસ, ફાઇટૉલૅક્કા.

---

## જખમ; ઘા; છોલાવું; વાગવું; ઇત્યાદિ.

( Mechanical Injuries ).

**કેલ્કેરીઆ ફોસઃ**—હાડકાને જખમ થયો હોય ત્યારે આ ક્ષાર ફેરમ ફૉસની સાથે ક્રમવાર આપવો.

**ફેરમ ફોસઃ**—આ ક્ષાર જુદે જુદે સ્થળે ઓક્સીજનને લઇ જાય છે, અને નાશ પામેલ તંતુઓને સ્થળે નવાં તંતુઓ પેદા કરવામાં મદદ કરે છે. જ્યારે માંસમાં જખમ થયો હોય, ત્યારે આ ક્ષાર શરૂઆતમાં દેવો જોઇએ, પછી જે જે ક્ષારોની જરૂર લાગતી જાય તે તે ક્ષારો આપવા. આ ક્ષાર અંદરથી તેમજ બહારથી પણ આપી શકાય છે. જખમ ગમે તે પ્રકારનો હોય તોપણ શરૂઆતમાં આપવાથી દરદ તથા રતાશ નરમ પડે છે, વળી લોહી વહેતું અટકે છે અને તંતુઓ નવાં થવા લાગે છે.

**કાલી મ્યુરઃ**—જખમની બીજી સ્થિતિમાં જ્યારે સોજો ચડી આવ્યો હોય ત્યારે.

**સીલીસીઆઃ**—જ્યારે પરૂ થવાની ધાસ્તી હોય, પણ જલદી પરૂ થતું ન હોય, અગર પરૂ પીળું ને જાડું નીકળતું હોય ત્યારે.

**કેલ્કેરીઆ સલ્ફઃ**—જ્યારે જખમની કાળજી રાખી ન હોય, અને તેમાંથી પરૂ બહુ લાંબા વખત સુધી નીકળ્યા કરતું હોય, વળી પરૂમાં ક્યારેક લોહી પડતું હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફલ્યુઓરઃ**—હાડકાં છોલાયાં હોય ત્યારે, ( જુવો અસ્થિના વ્યાધિઓ ); જખમની પછી ક્ષત, વ્રણ, વગેરે જે જે લક્ષણો થાય તે માટે ક્ષતને અસ્થિ વ્રણનો વિષય જુવો.

### સાજા થયેલ કેસ.

ગયા સપ્ટેમ્બરમાં એટલે પાનખર ઋતુમાં હું હાઇલેન્ડસમાં હતો. ત્યાં એક ભરવાડે મને કહ્યું કે દાતરડાને ધાર કાઢતાં કાઢતાં તેના અંગુઠાને જખમ થયો હતો. તે કેસ આવો નીવડયો હતોઃ—ડાબા હાથનો આખો અંગુઠો સુજી ગયો હતો, અને તે જાંબલી રંગનો થયો હતો, તથા સ્પર્શ કરતાં બહુ દુખતો હતો, અને નખની ઉપર સંધિ થાય છે ત્યાં એક્ટેન્સર સ્નાયુ પાસે નાનો જખમ થયો હતો. દાબવાથી પીળાશ પડતો સફેદ પદાર્થ અંદરથી નીકળતો હતો, ને તેમાં ધોળા નાના નાના કડકા નીકળતા હતા. અંગુઠાનાં બન્ને હાડકાં સહેલાઇથી છુટાં પડી જતાં હતાં, અને આવા કેસોમાં મેં અગાઉ સાંભળ્યો હતો તેવો ખાસ અવાજ પણ તેમાંથી નીકળતો હતો. આ હકીકત ઉપરથી કેલ્કેરીઆ ફલ્યુઓર આપવાનો મેં નિશ્ચય કર્યો. મારી પહેલાં

જે ડાકટરને તેણે અંગુઠો બતાવ્યો હતો, તેણે કહ્યું હતું કે તે કાપી નાખવો પડશે. તેણે કેલ્કેરીઆ ફ્લ્યુઓર લેવા માંડયું ને થોડાક દિવસ પછી જ્યારે તેનો શેઠ જે એક ખેડુત હતો તે મળ્યો, ત્યારે તેણે મને કહ્યું કે તેના નોકરના અંગુઠે સંપૂર્ણ આરામ છે. ( સુબ્લર ).

ડા. ઓ. એ. પામર એમ. ડી. લખે છે કે મી. જી. નામના એક સખ્સને અઢાર વર્ષ ઉપર જખમ થયો હતો, ને ત્યારથી એ ત્રણ ઠેકાણેથી પરૂ નીકળતું હતું; વળી પરૂ કયારેક બંધ થતું ને કયારેક નીકળવા માંડતું. રાત્રે તેને વધારે પીડા થતી ને પરૂ નીકળતું. શેક કરવાથી દરદ ઓછું લાગતું. પરૂ જાડું ને પીળું હતું. આ સાથે તેને અજીર્ણ રહેતું, છાતીમાં બળતું હતું, ને ટાઢ વાયા કરતી. મને તરતજ લાગ્યું કે **સીલીસીઆ** એજ યોગ્ય ઉપાય હતો. તેને મેં ચાર મહિના સુધી આ ક્ષાર આપ્યો, તેથી તેને સારો ફાયદો થયો છે.

**હોમિયૉ૦**—આર્નિકા, કૅલેન્ડયુલા ( ખાવાને તેમજ લગાડવાને ), કોનાયમ મૅક્યુલેટમ, રૂટા ગ્રેવિઓલન્સ, રસ ટૉકસ, હાઈપરીકમ, ( આ દવાના મધર ટીંકચરનું ૧ ટીપું ગરમ પાણીના દશ ટીપાં સાથે મેળવીને કપાએલા જખમ lacerated wound ઉપર લગાડવાથી મોર્ફ્યાની પિચકારી માર્યાની માફક પીડા શાંત થઈ જાય છે), સીમ્ફાઇટમ ( અસ્થિની ઇજા માટે. )

---

## જળંદર; જળોદર; સોજા.

( Dropsy ).

સોજા થવાનું મૂળ કારણ કેલ્સ્યમ ફોસ્ફેટ, અને સોડીઅમ કલોરાઇડના ક્ષારોની તંગી છે; તે એ ક્ષારોની ગેરહાજરીથી પાણી અને આલ્બ્યુમન સંયોજક તંતુમાં ભરાઇ રહે છે, અને પછી જેમ જેમ વ્યાધિ વધે છે, તેમ તેમ બીજા ક્ષારો પણ કમી થતા જાય છે. આ રોગની એક ખાસીઅત એ છે કે ત્વચાનાં છિદ્રો ધીમે ધીમે બંધ થઇ જાય છે, અને પસીનો ભાગ્યેજ બહાર નીકળવા પામે છે; એથી પાણી ત્વચાની નીચે વધારે જમા થતું જાય છે, અને સોજા વધે છે.

**કાલી મ્યુર:**—રકતાશય, યકૃત કે ગુરદાના વ્યાધિથી જળંદર અગર સોજા થઈ આવ્યા હોય, અને તે સાથે જીભ ઉપર સફેદ છારી રહેતી હોય, પેશાબમાં સફેદ શ્લેષ્મ પડતો હોય, રકતાશય નિર્બળ હોય, ધબકારો થઇ આવતો હોય, યકૃતની પિત્તવાહિનીઓમાં કાંઇ હરકત થવાથી જળંદર થયું હોય, તો આ દવા એકલી અગર તો બીજી યોગ્ય દવાની સાથે અપાય છે.

**નેટ્રમ્ સલ્ફ:**—શરીરની હરકોઈ પાતળી ત્વચામાં અગર શિરાઓમાં પાણીનો જમાવ થવાથી સોજા ચડયા હોય, તે સાથે દમનો રોગ હોય, અગર ન હોય, તો પણ આ દવા ઘણી ઉપયોગી થઈ પડે છે. વળી વૃષણમાં પાણીનો જમાવ થયો હોય, તોપણ આ દવાથી ઘણીવાર મટે છે.

**નેટ્રમ્ મ્યુરઃ**—જળંદર, સોજા અને વૃષણવૃદ્ધિના ઘણા કેસોમાં આ દવા બીજી દવાની સાથે વારંવાર આપવાની જરૂર લાગે છે.

**કેલ્કેરીઆ ફોસ:**—નબળાઇ, લોહીની ખામી, ખોરાક નહિ પચવો ઇત્યાદિ સંજોગોથી સોજા થયા હોય, તો આ દવા એકલી, અગર ફેરમ ફોસની સાથે અપાય છે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓરઃ**—શરીરની રગો નરમ પડી ગઇ હોય, રકતાશયનું વિસ્તૃત્વ થયું હોય, અને તે સાથે સોજા વગેરે ચિન્હો સ્પષ્ટ દેખાતાં હોય, તો આ દવા આપવી. જો બળ કરવા જતાં વૃષણમાં સોજો થઇ આવ્યો હોય, તો આ દવાથી ફાયદો થાયછે.

**કાલી સલ્ફ:**—સ્કાર્લેટ નામનો સિંદુરીઓ તાવ આવી ગયા પછી, જો સોજા ચઢયા હોય, તો આ દવાની જરૂર પડે છે. વળી તેની સાથે નેટ્રમ્ મ્યુર વારાફરતી આપવાથી જલદી આરામ થાય છે.

### સાજો થયેલો કેસ.

ડા. ગાઉલને પગના સોજા મટાડવામાં કાલી મ્યુર આપીને ફતેહ મેળવી છે, અને તેના ઉપયોગ માટે નીચેનાં લક્ષણો જણાવે છે. પગ ઉપર શરૂઆતમાં સોજા નરમ હોય છે, તે વખત જતાં સ્પર્શ કરવાથી કઠણ લાગે છે, તે સાથે દુખાવો કે રતાશ કાંઇ હોતું નથી. વળી સુજેલી ત્વચા ઉપર ચળ આવે છે, અને તે કોઈ વખત બરફ જેવી ધોળી અને ચળકતી લાગે છે; છેવટે સાંજના કરતાં સોજા

સવારે ઓછા દેખાય છે, પણ કોઈ કોઈ વખત તે એટલા બધા વધી જાય છે કે ત્વચા ફાટશે એવું લાગે છે.

**હોમિયૉ૦—**એકોનાઈટ, ઍપિસ, એપોસાઇનમ, આર્સેનિકમ, ડીજીટેલીસ, હેલીબોરસ, લૅચિસીસ, લાઇકોપોડીઅમ, મર્કર્યુરીઅસ, મ્યુરીઆટીકમ આસીડમ, રસ ટૉક્સ.

## જ્વર; તાવ; બુખાર.

( Fevers. )

જીવનરસાયણ વિદ્યા પ્રમાણે જ્વરને જુદા જુદા ગણવામાં આવતા નથી, પરંતુ માત્ર તેનાં લક્ષણોજ જોઇને નક્કી કરવામાં આવે છે કે જ્વરમાં અમુક વખતે શરીરમાં કયો ક્ષાર ઉમેરવાની જરૂર છે. મેલેરીઆના જ્વર કે બીજા વિષના જ્વરો પણ જ્યાં લગી લોહીમાં પુરતા ક્ષારો હોય ત્યાં સુધી હુમલો કરતા નથી; માટે જો તે ક્ષારો રકતમાં પાછા દાખલ થાય તો જ્વર રૂપે કુદરતને માગણી કરવાનું કારણ રહે નહિ.

અહિં ટાઢ શાથી આવે છે તેનો ખુલાસો જાણવાની ઉત્કંઠા થાય તેવી છે. શરીરમાં વધી પડેલ પાણીના પ્રમાણને કમી કરવાનો મજ્જાતંતુ, સ્નાયુઓ અને રકતવાહીની પ્રયત્ન કરે છે, અને તેથી ટાઢ વાય છે; પછી લોહી જોસથી ફરવા માંડે છે, અને પસીનો આવવા માંડે છે, તથા પેસાબ ઉતરવા માંડે છે, તેથી લોહીમાંથી પાણી ઓછું થાય છે. ફરીથી ટાઢ ચોવીસ કલાકે અગર વધારે વખત ગયા પછી આવે છે તેનું કારણ એ છે કે લોહીમાં પાણીની વૃદ્ધિ ફરીથી થવાને એટલો વખત લાગે છે, વળી જુવો કે પર્વતની હવામાં રહેવાથી ટાઢીઓ તાવ આવતો નથી; કેમકે ત્યાં શિયાળાની ઋતુમાં હવા સુષ્ક હોય છે; વળી શિયાળામાં ઘણીવાર ટાઢીઓ તાવ મોળો પડી જાય છે અને ચોમાસું ઉતરતાં જોર પકડે છે. ટાઢીઓ તાવ કાઢવો હોય તો પર્વત ઉપર ચઢવાથી ટાઢ આવતી બંધ થઇ જશે, ને ત્યાં રહેવાથી ફરીથી આવશે નહિ.

વળી બીજી વાત પણ લક્ષ્યમાં લેવા જેવી છે કે જો લોહીમાં **નેટ્રમ્ સલ્ફ** નામનો ક્ષાર કમી થાય છે, તો ગુરદા મારફત મૂત્રમાં સાકર અને ઘણું પાણી વહેવા લાગે છે; તે ક્ષાર આપવાથી મધુપ્રમેહ પણ મટી જાય છે. ટાઢીઆ તાવમાં પણ પાણીની વૃદ્ધિ થઇ જાય છે, અને **નેટ્રમ્ સલ્ફ**થી તેની યોગ્ય વ્યવસ્થા થઈ જાય છે. પાણીની યોગ્ય વ્યવસ્થા થયા પછી રકત જોઇએ તેટલો ઓક્સીજન લઇ શકે છે, અને તેથી તન્દુરસ્તી જળવાઇ રહે છે. પર્વતની હવામાં ઓક્સીજન વધારે હોય છે, અને તેથી લોહીમાં વધારે ઓક્સીજન ભળે છે, અને વધારે પાણી શરીરમાંથી નીકળી જાય છે, લોહીમાં પાણીનો વધારો થાય છે, તે માત્ર પાણી બહુ પીવાથી થતો નથી, પરંતુ શ્વાસોશ્વાસ મારફતે રકત શુદ્ધ થતું હોય ત્યારે વધારે પાણી લોહીમાં દાખલ થવાથી થાય છે.

**ફેરમ ફોસઃ—સઘળા જ્વરની શરૂઆતમાં,** અને પાછળથી બીજા ક્ષારની સાથે વારાફરતી; આ ક્ષાર આપવાથી નાડી નિયમિત થાય છે, શરીરની ગરમી અને દાહ કમી થાય છે, અને વરમ નરમ પડે છે.

**કાલી મ્યુરઃ—લાલ તાવ અગર સ્કાર્લેટીનામાં ખાસ; બધા જ્વરમાં અપાતી બીજી દવા;** આ ક્ષાર જ્યારે **જીભ ઉપર જાડી સફેદ છારી હોય ત્યારે** અગર દસ્ત કબજ હોય ત્યારે ખાસ અપાય છે. ટાઢ વાયા કરતી હોય ને તાપ પાસે બેસવાનું મન થતું હોય ત્યારે પણ ફાયદો કરેછે.

**કાલી ફોસઃ—**મજ્જાતંતુના દોષથી, અગર મનોવિકારથી જ્વર આવ્યો હોય ત્યારે **ફેરમફૉસ**ની સાથે ક્રમવાર; આ ક્ષારથી અતિશય ગરમી ઓછી થાય છે, ઉતાવળી અને અનિયમિત નાડી સુધરે છે તથા મનનો વેગ અને નબળાઇ હઠે છે. સન્નિપાતમાં ફાયદો કરે છે. વળી પરસેવો બહુ વળતો હોય ત્યારે તથા ગંધાતા ઝાડા થતા હોય ત્યારે અપાય છે.

**કાલી સલ્ફઃ—**જ્યારે સાંજની વખતે શરીરની ગરમી વધતી હોય ત્યારે; વળી જો **ફેરમ ફોસ** આપવાથી પસીનો આવતો ન હોય તો આ ક્ષાર પસીનો લાવવા માટે પણ અપાય છે. રકતવિષ (Blood-poisoning) ને લીધે જ્વર આવ્યો હોય ત્યારે.

**નેટ્રમ્ મ્યુરઃ—**સળેખમની સાથે તાવ આવ્યો હોય, અને આંખમાંથી ને નાકમાંથી પાણી વહેતું હોય ત્યારે **ફેરમ ફોસ**ની સાથે વારાફરતી.

વધારે લક્ષણો થતાં હોય તે માટે ઉપરના ક્ષારોના ઉપયોગ કરતી વખતે તે ક્ષારના સવિસ્તર ફાયદાઓ લખ્યા છે તે જોવા, અને લક્ષણથી જે જે ક્ષારની જરૂર જણાતી જાય તે તે ક્ષાર આપવા.

**હોમિયૉપ**—ઍકોનાઇટ, આર્સેનિકમ, બૅપ્ટીસીઆ, બેલાડોના બ્રાયોનિઆ, જેલ્સીમીઅમ, મર્ક્યુરીઅસ, નક્સવોમિકા, પલ્સેટીલા, રસ ટૉક્સ, સલ્ફર વિરેટ્રમ વિરિડિ.

---

## ટાઢીઓ તાવ, એકાંતરીઓ તાવ.

( Ague & Intermittent Fever )

**નેટ્રમ સલ્ફઃ**—તાવ ઉતરી ગયા પછી ફરીથી પાછો એક બે કે વધારે દિવસ પછી ટાઢ વાઇને આવ્યા કરતો હોય ત્યારે **પિત્તનો પ્રકોપ મટાડવા** સારૂ આ ક્ષાર અપાય છે. એકાંતરીઆ-ને ટાઢીઆ તાવમાં આ અકસીર દવા છે. દર્દીએ હલકો ખોરાક ખાવો, અને ઇંડા, દુધ, માંખણ, ઘી, તેલ, મચ્છી વગેરે ખાવું નહિ. નબળાઇ વધી જાય તો દુધ લેવું, પણ બીજી ભારે વસ્તુ લેવી નહિ.

**ફેરમ ફોસઃ**—તાવ મોળો પાડવા માટે, અથવા અનાજ પચ્યા વિનાનું ઉલટીમાં નીકળી પડતું હોય તે અટકાવવા માટે; આ ક્ષાર ઘણીવાર તાવ હોય ત્યારે **નેટ્રમ્ સલ્ફ**ની સાથે અનુક્રમે આપવાથી ફાયદો થાય છે.

**કાલી ફોસઃ**—જ્યારે નબળાઇ હોય, અને પસીનો ઘણો વળતો હોય ત્યારે; તાવ ઉતરતી વખતે અગર તેની છેલી સ્થિતિમાં એકાએક નબળાઇ થઈ આવે તે દૂર કરવા માટે આ ક્ષાર ઘણો ઉપયોગી છે.

**કાલી મ્યુરઃ**—જીભ ઉપર સફેદ ને જાડી છારી હોય ત્યારે બીજા ક્ષારની સાથે ક્રમવાર.

**નેટ્રમ્ મ્યુરઃ**—જ્યારે **પાણી આંખ નાક મોઢું** વગેરે સ્થળેથી બહુ વહેતું હોય ત્યારે; તૃષા ઘણી લાગતી હોય અને હોઠ ઉપર ફોડલા ઉપડી આવ્યા હોય ( આ લક્ષણને આપણે "બરો મૂતરી ગયોછે" એમ કહીએ છીએ) ત્યારે વળી કવીનાઇન બહુ લેવામાં આવ્યું હોય, અને તેના ખરાબ પરિણામો જોવામાં આવતાં હોય ત્યારે.

**સીલીસીઆઃ**—સવારે ને સાંજે ટાઢ વાયા કરતી હોય, અને શરીરમાં કમ કમાટી લાગવાથી સુઇ જવું પડતું હોય; હાથ પગ ટાઢા રહેતા હોય; બપોરે ખુબ તાવ ચઢી આવતો હોય; પગેથી પરસેવો આવતો હોય તે ગંધાતો હોય; ઈત્યાદિ ચિન્હો હોય ત્યારે બીજા ક્ષારની સાથે ક્રમવાર.

### જ્વરના સાજા થયેલા કેસો.

**સાદો જ્વરઃ**—મી. એલ નામનો એક ગૃહસ્થ હતો તેને પરસેવો આવતો હતો, તે વખતે પવન લાગવાથી શરદી લાગી હતી, અને તેથી તેના અંગમાં દુખાવો થતો હતો, કાનમાં ઘોંઘાટ થયા કરતો હતો, શ્રવણ શકિત બગડી હતી, અને લમણાના ભાગમાં માથું દુખ્યા કરતું હતું. આ બધા દર્દની સાથે તેને તાવ પણ ચડી આવ્યો, અને તેને રાતમાં પરસેવો આવતો હતો, તોપણ તેથી તેને કાંઇ ફાયદો થતો નહોતો. તેને ભુખ લાગતી નહોતી, અને જીભ ઉપર સફેદ છારી વળી હતી. મેં તેને બબ્બે કલાકે થોડું થોડું **કાલી મ્યુર** આપવા માંડયું તેથી તરત ફેર પડવા માંડયો. પણ તેના પગમાં હજી દુખાવો રહેતો હતો. વળી પગે પરસેવો વળવો જોઇએ ત્યાં પરસેવો વળતો નહોતો. આથી તેને **સીલીસીઆ**-ના રોજનાં બે પડીકાં પ્રમાણે આઠ દિવસ સુધી આપ્યાં. આથી પગે પરસેવો આવવો શરૂ થયો. જ્યારે આ પરસેવો બંધ પડયો ત્યારે બીજાં લક્ષણો પણ દૂર થયાં. ( સુષ્લર )

**સખત જ્વરઃ**—ડા. જી. એ. માર્ટીન એક સખત જ્વરનો કેસ જણાવે છે. તેમાં દર્દીને ૧૦૪ ડીગ્રી તાવ રહેતો હતો, શરીર ઘણું ક્ષીણ થયેલું હતું, સ્નાયુમાં અશકિત હતી, માથુ દુખતું હતું, અને ભુખ લાગતી ન હતી. તે કેસમાં **ફેરમ ફૉસ** ૧૨ અંશવાળો આપ્યો પણ તેથી દર્દીને કાંઇ ફાયદો થયો નહિ. બીજે દિવસે **ફેરમ ફોસ** ૬ અંશવાળો આપ્યો તેથી તરત ફાયદો થવા લાગ્યો.

**ટાઢીઓ તાવઃ**—મી. એશ. નામના એક ગૃહસ્થને ત્રણ મહિનાથી ટાઢીઓ તાવ આવતો હતો, અને તેણે કવીનાઇન ને બીજી દવાઓ કેટલાક વખત સુધી લીધી હતી. ત્રીજે ત્રીજે દિવસે અગ્યાર વાગે ટાઢ આવતી, અને વાંસો બહુ દુખવા લાગતો. ટાઢ લગભગ બે કલાક સુધી રહેતી હતી, અને તે વખતે તરસ લાગતી ન હતી; બપોર આખો તાવ રહેતો

હતો, માથું સખત દુખતું હતું, અને ટાઢા પાણીની ઘણી તરસ લાગતી હતી. પરસેવો વળતો ન હતો તેને ૩૦ અંશવાળો **નેટ્રમ્ મ્યુર**નો ક્ષાર દર ચાર કલાકે આપ્યો તેથી ફાયદો થયો. બીજે દિવસે ટાઢ પણ થોડી વાઇ અને તાવ પણ આવ્યો નહિ.

**સાંધવાના જ્વરમાં** પણ **ફેરમ ફોસ** શરૂઆતમાંથીજ આપવાથી જ્વર નરમ પડે છે, અને રોગ વધારે જોર પકડતો નથી. વધારે માટે જુવો સંધિવાનો વિષય.

**પ્લેગનો તાવ:**—હિંદુસ્તાનમાં જુદે જુદે સ્થળે જ્યાં બાયોકેમીસ્ટ્રીની દવાઓ વપરાય છે, ત્યાં પ્લેગના દરદીઓને **ફેરમ ફોસ** જ્વરની શરૂઆતમાં, **કાલી મ્યુર** જ્યારે ગાંઠ નીકળ્યાની ખબર પડે ત્યારે એકલો અગર ફેરમ ફોસની સાથે ક્રમવાર, અને જો પિત્તનો દોષ સાથે જોવામાં આવે, તો **નેટ્રમ સલ્ફ** આ ત્રણ ક્ષારો મુખ્યત્વે કરીને વપરાય છે. ઘણી વખત તે ત્રણ ક્ષારો ક્રમવાર પંદર પંદર મીનીટે કે અડધી અડધી કલાકે અપાય છે. વળી જો તરસ અતિશય લાગતી હોય, અગર નાકમાંથી કે મોઢામાંથી પાણી વહેતું હોય તો **નેટ્રમ્ મ્યુર** પણ આપવું; પણ જો નબળાઇ બહુ લાગતી હોય, સન્નિપાત થતો હોય, ગંધાતો ઝાડો છૂટી જતો હોય, તો કાલી મ્યુરની સાથે **કાલી ફોસ** પણ ક્રમવાર આપવા માંડવો. જો ચિન્હો જોતાં જરૂર લાગે તો **નેટ્રમ્ ફોસ** આપવો, તેથી ખટાસ ઓછી થાય છે. જો પસીનો આવતો હોય નહિ, ગરમ ઓરડામાં ઠીક ન પડતું હોય, તથા થંડી અને ખુલ્લી હવાથી ઠીક લાગતું હોય તો **કાલી સલ્ફ** આપવો. આ ક્ષારોના ઉપયોગથી પ્લેગના દર્દીઓ પણ બચી શકે છે, અને જો શરૂઆતમાંથીજ આ દવાઓ બરાબર લેવામાં આવે તો ઘણાક કેસો સાજા થવાની આશા છે. તાવ ઉતરી ગયા પછી પણ ગાંઠ તેવીને તેવી હોય તો **કૅલ્કૅરીઆ ફ્લ્યુઑર** આપવાથી તે ફેલાઇ જશે. જો તે ગાંઠ પાકવા લાગી હોય તો ગ્રંથિ દોષના વિષયમાં આપ્યા પ્રમાણે ઉપચાર કરવો.

**હોમિયો૦**—ઍપીસ, આર્સેનિકમ, કૅપ્સીકમ, કાર્બોવેજી., ચીનીમમ સલ્ફ, સિંકોના, ચીનીમમઆર્સ, યુપેટોરીઅમ, જેલ્સીમીઅમ, ઇગ્નેશ્યા, ઇપીકાકયુઆના, લૅચિસીસ, નક્સ વૉમિકા, પલ્સેટીલા, રસ ટૉક્સ.

**પ્લેગને માટે:**—ક્રોટેલસ, લૅચેસીસ, કોબ્રા, ઇલેપ્સ કોરેલીનસ, ફૉસ્ફરસ, બૅપ્ટીસીઆ, આર્સેનિક, ઇગ્નેશ્યા, મર્ક્યુરીઅસ, ઍકોનાઇટ, કાર્બોલિક આસીડ, કાર્બો ઍનિમૅલીસ ( જુઓ ગ્રંથ ૧ લો પાનું ૩૮૦ ).

---

## ટાઇફસ; ચૌદ દિવસનો તાવ.

( Typhus Fever. )

**ફેરમ ફોસ:**—શરૂઆતમાં.

**કાલી ફોસ:**—જ્યારે માનસિક લક્ષણો હોય, શરીરમાં કોઇ જગ્યાએ સડો થતો હોય, અગર દુર્ગંધ આવતી હોય, ઉંઘ જતી રહી હોય, સન્નિપાત કે ઘેલછા લાગતી હોય, દર્દી બેભાન પડ્યો રહેતો હોય ઇત્યાદિ લક્ષણોમાં.

**કાલી મ્યુર:**—ટાઇફસ તાવમાં જ્યારે ઝાડો બંધ રહેતો હોય ત્યારે; આ ક્ષાર વળી **કાલી ફોસ**ની સાથે ક્રમ વાર તાવ ઉતારવા માટે પણ અપાય છે.

**નેટ્રમ્ મ્યુર:**—જ્યારે દર્દી જાગૃત થતો ન હોય, અને તે બેભાન જેવો ઉંઘમાં પડ્યો રહેતો હોય ત્યારે **કાલી ફૉસ**ની સાથે ક્રમવાર; વળી તાવમાં મોઢામાંથી થુંક બહુ આવતું હોય અગર ઉલટીમાં પાણી નીકળતું હોય ત્યારે.

**હોમિયો૦**—બૅપ્ટીસ્યા, બેલાડોના, હાયોસ્યામસ.

---

## ટાઇફોઇડ, એન્ટેરીક, કે ૨૧ દિવસનો તાવ.

( Typhoid Fever. )

વ્યાધિ સમયે શરીરમાં શો વિકાર થયો હોય છે તે જેઓ જીવન રસાયણ વિદ્યાના નિયમ પ્રમાણે સમજે, છે તેઓ સહેલાઇથી સમજી શકશે કે જે જે લક્ષણો હોય તે જોઇનેજ દવા આપવી જોઇએ, પછી તે લક્ષણો ગમે તે વ્યાધિમાં ગમે તે નામથી ઓળખાતાં હોય. તાવ આવે છે, ત્યારે ઓક્સીજનને લઇ જનાર લોહનાં પરમાણુઓ ઓછાં થયાં હોય છે, અને તેથી થોડા લોહને ઉતાવળથી ફરીને ઓક્સીજન પુરો પાડવો પડે છે. આથી નાડી ઉતાવળી ચાલે છે, અને તેને લીધે ગરમી પણ વધે

છે. આ વ્યાધિમાં શરીરમાંથી ગંધ છૂટે છે, તેનું કારણ એ છે કે જ્ઞાનતંતુના રસમાંથી **કાલી ફૉસ** ઓછો થયો હોય, તેને લીધે ફૉસ્ફ્યુરેટેડ હાઇડ્રોજન છુટો પડીને બહાર નીકળવા લાગે છે. આથી જણાશે કે જ્યારે જ્યારે શરીરમાં સડાનાં લક્ષણો હોય ત્યારે ત્યારે **કાલી ફૉસ** આપવાથી ફાયદો થવો જોઇએ.

**ફેરમ ફૉસઃ—શરૂઆતમાં** ટાઢ વાતી હોય કે તાવ આવતો હોય ત્યારે; જ્વરમાં ક્ષીણતા બહુ થઇ હોય કે રક્તસ્રાવ થતો હોય ત્યારે.

**કાલી મ્યુરઃ**—આ રોગમાં **મુખ્ય દવા** ફેરમ ફૉસની સાથે ક્રમવાર; જીભ ઉપર સફેદ છારી હોય; ઝાડો થઇ આવ્યો હોય; પેટ ચડી આવ્યું હોય ઈત્યાદિ લક્ષણોમાં.

**કાલી ફૉસઃ**—સન્નિપાત થયો હોય, અગર મગજની અસ્વસ્થતાના બીજાં લક્ષણો થતાં હોય ત્યારે તેમજ નબળાઇ અને અશક્તિ બહુ થઈ હોય; ગંધાતો ઝાડો આવતો હોય, ઉંઘ આવતી નહોય; શ્વાસ ગંધાતો હોય, રક્તાશય નબળું પડયું હોય; જીભ સુકાઈ જતી હોય, જીભ વળતી ન હોય અને તેથી બોલી શકાતું નહોય, ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**કાલી સલ્ફઃ**—જ્યારે **સાંજની વખતે તાવ વધતો હોય,** અગર નાડી ધીમી અને મંદ ચાલતી હોય, અને રકત વિષ ( blood-poisoning ) ના લક્ષણો જણાતાં હોય ત્યારે.

**નેટ્રમ્ મ્યુરઃ**—તાવ દર્મ્યાન મોઢામાં પાણી કે થુંક બહુ રહેતું હોય, ઉલટીમાં પાણી નીકળતું હોય જીભ કોરી રહેતી હોય, ઉંઘ આવ્યા કરતી હોય, દરદી જાગ્રત રહેતો નહોય ઈત્યાદિ લક્ષણોમાં.

**કેલ્કેરીઆ ફૉસઃ**—વ્યાધિ મટવા આવે ત્યારે શરીરમાં કૌવત લાવવા માટે તથા નવું લોહી ભરાવા માટે. વળી વ્યાધિ દર્મ્યાન પણ નબળાઇ હોય, ત્યારે આ ક્ષાર આપવો.

ટાઇફોઈડ જ્વર હોય, ત્યારે વખતો વખત ગરમ પાણીની પીચકારી ગુદાદ્વારા મારવી. જ્યારે તાવ વધતો જતો હોય ત્યારે પણ ગરમ પાણીની પિચકારી મારવાથી ઘણીવાર અજાયબ જેવો ફાયદો થાય છે; જ્યારે દસ્ત કબજ હોય ત્યારે પીચકારીથી દસ્ત આવશે, અને રેચથી નબળાઇ વગેરે દુર્લક્ષણો થાય છે, તેથી દરદી બચશે; ઝાડો થઇ આવ્યો હોય, ત્યારે પણ પીચકારી મારવાથી નુકશાન થતું નથી. તેથી શોષણક્રિયા સારી ચાલશે, અને દર્દી જલદી સારો થવા લાગશે.

**સાજા થયેલ કેસ.**

એક જુવાન માણસને ટાઇફોડ જ્વર આવવા લાગ્યો અને તે સાથે બેચેન રહેવા માંડયો; જાણવા જેવું લક્ષણ એ હતું કે તે હીસ્ટીરીઆના દર્દી જેવો થવા લાગ્યો; મનમાં આવે ત્યારે રોવા ને ડુસકા ભરવા લાગતો. હોમિયૉપેથીમાંથી **ઈગ્નેસીઆ, હાયોસાયમ, સ્ટ્રામોન્યમ,** અને **કોફીઆ** એ દવાઓ આપી, પણ કશાથી ફાયદો થયો નહિ. **કાલી ફૉસ** આપવાથી તેની તબીઅત સુધરી, અને તાવ ઉતર્યો ત્યાં સુધી એજ દવા આપ્યા કરી. દર્દી હરતો ફરતો થયો, ત્યારે પણ આ દવા આપ્યા કરી તેથી તેને પુષ્ટિ થઇ. ( ડા. મૅાનરો )

**હોમિયૉ૦**—ઍકોનાઇટ, આર્નિકા, આર્સેનિકમ બૅપ્ટીસીઆ, બૅલાડોના, બ્રાયોનીઆ, કાર્બોવેજી., ક્રોટન, જેલ્સીમીઅમ, હૅમૅમેલિસ, હાયોસ્યામસ, લૅચિસીસ, મ્યુરીઆટિકમ આસીડમ, ફૉસ્ફૉરીકમ આસીડમ, રસ ટૉકસ, સ્ટ્રામોન્યમ, ટેરીબિન્થીના.

---

## તાવમાં સન્નિપાત, ઉન્માદ, ચિત્તભ્રમ.

( Delirium ).

બાયૉકેમીસ્ટ્રીના નિયમો પ્રમાણે ઉન્માદના વ્યાધિ સંબંધે એવી માન્યતા છે કે જ્યારે શરીરની અંદર પાણી બરાબર એક સરખી રીતે સઘળી તંતુઓમાં વહેચાયેલું રહેવાને બદલે ભેજાના તળીઆ પાસે એકઠું થાય છે, અને કરોડ રજ્જુમાં તથા કરોડ રજ્જુ સાથે ભેજાના થતા સંયોગના સ્થળ આગળ પાણી જોઇએ તે કરતાં ઓછું રહે છે, ત્યારે મજ્જાતંત્ર ઉપર એટલે કે મગજના જુદા જુદા ભાગ ઉપર દબાણ થવાથી ચિત્તભ્રમ જેવાં લક્ષણો ઉદ્ભવે છે.

**કાલી ફૉસઃ**—દારૂડીઆને દારૂ જન્ય ઉન્માદ જેને ડીલીરીઅમ ટ્રીમેન્સ કહે છે તે થઇ આવ્યો હોય, ઉંઘ આવતી ન હોય, બેચેની રહેતી હોય, અને તે સાથે વ્હેમ બહુ થતા હોય, દર્દી બરાબર વાતચિત કરી શકતો ન હોય, તેની કલ્પનામાં ખોટી વસ્તુઓ દેખાતી હોય, અને એવી મિથ્યા દેખાતી

વસ્તુઓથી દર્દી દૂર નાસવા પ્રયત્ન કરતો હોય, ત્યારે આ દવા નીચેની દવાની સાથે વારાફરતી આપવાથી ફાયદો થાય છે.

**નેટ્રમ મ્યુરઃ**—શરીરના રસોને અને પાણીને નિયમિત કરવા માટે આ દવા ઉત્તમ છે, તેથી સન્નિપાતમાં જ્યારે દર્દી બડબડતો હોય, તેનું શરીર ચમકી જતું હોય, મોઢામાં ફીણ આવતાં હોય, તે સાથે તાવ હોય, અગર ન હોય, અને દસ્ત કબજ હોય, ત્યારે આ દવા ખાસ ઉપયોગી છે.

**ફેરમ ફૉસઃ**—તાવનું જોર વધારે હોય, તો આ દવા ઉપરની દવામાંથી જે યોગ્ય લાગે તેની સાથે વારાફરતી અપાય છે.

**કેલ્કેરીઆ ફૉસઃ**—સન્નિપાત વખતે પેટમાં સખત અજીર્ણ હોય, પાતળા અજીર્ણના ઝાડા થઈ આવ્યા હોય, ને નબળાઇ હોય તો આ દવાની જરૂર પડે છે.

**હોમિયૉ૦**—ઍગૅરિકસ, બૅપ્ટીસીઆ, બેલાડોના, કૅપ્સીકમ, સીમીસીફ્યુજા, હાયોસ્યામસ, લૅચિસીસ, ફૉસ્ફરસ, સ્ટ્રામોન્યમ, વિરેટ્રમ આલ્બમ.

## સ્કાર્લેટ જ્વર, લાલ તાવ.

( Scarlatina ).

**ફેરમ ફૉસઃ**—તાવ આવ્યો હોય, ત્યારે તેની **શરૂઆતમાંજ; કાલી મ્યુરની સાથે ક્રમવાર.**

**કાલી મ્યુરઃ**—સ્કાર્લેટ જ્વર થોડો ઘણો હોય તો તો આ એકજ દવાથી ઘણીવાર આરામ થાયછે.

**કાલી સલ્ફઃ**—ત્વચા ઉખડી જતી હોય; **ત્વચા ઉપરથી એકદમ લાલ તાવના ચિન્હો બેસી ગયાં હોય;** તાવમાં શરીરની ગરમી ઘણી થઇ ગઇ હોય ઇત્યાદિ સમયે.

**કાલી ફૉસઃ**—લાલ તાવને લીધે ગળામાં સડો થયો હોય, ને મોં ગંધાતું હોય, અશક્તિ બહુ થઇ ગઈ હોય, બેભાન થઇ જવાતું હોય ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**નેટ્રમ્ મ્યુરઃ**—તાવમાં જ્યારે **પાણી જેવી ઉલટી થતી હોય,** સુસ્તી રહેતી હોય, ઉંઘ આવ્યા કરતી હોય, આંચકી આવતી હોય ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

આ વ્યાધિ મટવા આવે, ત્યારે જે જે લક્ષણો હોય તેને અનુસરીને યોગ્ય ક્ષાર આપવો.

### સાજો થયેલ કેસ.

ડા. હોલબ્રુક એક કેસ એવો જણાવે છે કે તે ફક્ત **કાલી મ્યુર** આપવાથીજ સારો થયો હતો, અને આજ ક્ષાર તે કુટુંબના બીજા છોકરાઓને આપ્યો, તેથી તેમને લાલ તાવનો ચેપ લાગ્યો ન હતો. આથી એમ લાગે છે કે **કાલી મ્યુર** લેવાથી આ પ્રકારનો તાવ હઠે છે, **તેમજ તે ક્ષાર લેનારને તેનો ચેપ લાગતો નથી.**

**હોમયો૦**—ઍકોનાઇટ, એપીસ, બેલાડોના, બ્રાયોનીઆ, કૅપ્સીકમ, કાર્બોલિક આસીડ, જેલ્સીમીઅમ, લૅચિસીસ, મર્ક્યુરીઅસ, મ્યુરીઆટીકમ આસીડમ, રસ ટૉક્સ, સલ્ફર, ઝીન્કમ.

## પીળો તાવ.

( Yellow Fever. )

આ તાવ આપણા દેશમાં ક્વચિત્ જોવામાં આવે છે. ઘણું કરીને તે આટલાંટિક મહાસાગરને કાંઠે આવેલ પ્રદેશમાં થાય છે; પાસિફીક મહાસાગરના કાંઠે આવેલ દેશોમાં તે તાવ જોવામાં આવતો નથી.

આ પીળો તાવ જ્યારે આવવાનો હોય છે, ત્યારે પિત્તદોષ પહેલો થયેલો હોય છે, અને તેથી મોટા આંતરડામાં વરમ થાય છે, અને પિત્ત વહેતું બંધ પડે છે. સમુદ્ર પાસેના નીચા પ્રદેશમાં રહેવાથી ગરમીની ઋતુમાં લોહીમાં જોઇએ તે કરતાં પાણીનો ભાગ વિશેષ રહ્યા કરે છે, આથી યકૃતમાં બીગાડ થાય છે. યકૃતના અને પ્રાંક્રીયાઝના રસો યોગ્ય રસ્તે વહેવાને બદલે રક્તની સાથે ભળી જાય છે; ત્વચાના છિદ્રો બુરાઇ જાય છે, અને ગુરદા પોતાનું કામ કરતા અટકે છે. આથી જે મળ બહાર નીકળી જવો જોઇએ તે મળ શરીરમાં ને શરીરમાં ફેલાયા કરે છે, અને પિત્તનો પદાર્થ પોતાની પીળાશ ત્વચા મારફતે તે આપણી નજર આગળ લાવે છે, તાવ તો માત્ર રૂધીર ઉતાવળથી ફરે છે, તેને લીધેજ આવે છે, અને ઓક્સીજન તથા બીજા ક્ષારો જે થોડા હોય, તે સઘળે સ્થળે પુરા પાડવાનો પ્રયત્ન કરવામાં લોહીને ઉતાવળું ફરવું પડે, એ સ્હેજ સમજી શકાય તેવી વાત છે.

આ ઉપરથી જણાશે કે જેવી રીતે મેલેરીઆના તાવમાં પિત્તવિકાર થાય છે, તેવીજ રીતે આ તાવમાં પણ થાય છે, અને જેમ મેલેરીઆના તાવમાં શ્વાસોશ્વાસ મારફતે લોહીમાં પાણીનો ભાગ વિશેષ થઇ પડે છે, તેવીજ રીતે આ તાવમાં પણ પાણી વિશેષ થઈ પડે છે. પીળા તાવમાં મેલેરીઆના અગર પિત્ત વિકારના તાવનાં લક્ષણો વધારે સખત હોય છે.

**નેટ્રમ સલ્ફ:**—આ દવાથી જેમ મેલેરીઆનો તાવ અટકે છે, તેવીજ રીતે આ પીળો તાવ પણ અટકે છે, કેમકે શ્વાસોશ્વાસથી લોહીમાં વધી પડેલો પાણીનો ભાગ આ ક્ષારથી દૂર થાય છે.

**ફેરમ ફ્રોસ:**—તાવ નરમ પાડવા માટે નેટ્રમ્ સલ્ફની સાથે ક્રમવાર.

**કાલી સલ્ફ:**—પરસેવો આવતો ન હોય, બપોર પછી સાંજ વખતે તાવ વધારે આવતો હોય, ઈત્યાદિ લક્ષણોમાં.

**કાલી મ્યુર તથા કેલ્કેરીઆ ફ્રોસ:**—તાવ ઉતરી ગયો હોય, ક્ષુધા મંદ રહેતી હોય, અશક્તિ જણાતી હોય ઇત્યાદિ વખતે શરીરને પાછું તન્દુરસ્ત સ્થિતિમાં લાવવા માટે ક્રમવાર.

**કાલી ફ્રોસ:**—અતિશય ક્ષીણતા આવી ગઇ હોય, દરદી બકવા લાગ્યો હોય, નાડી બહુ મંદ હોય અગર બરાબર જણાતી ન હોય, ઇત્યાદિ ચિન્હોમાં.

**હોમિયૉ૦**—ઍકોનાઇટ, આર્જેન્ટમ નાઇટ્રીકમ, આર્સેનિકમ, બેલાડોના, બ્રાયોનિયા, કૅમ્ફોરા, કાર્બો વેજી., ક્રોટેલસ, જેલ્સીમીઅમ, ઇપીકાકયુઆના, લૅચિસીસ, ફૉસ્ફરસ.

---

## જીભ, તેના વ્યાધિઓ, રંગ, અને સ્વાદ.

( The Tongue, its taste &c.)

જેવી રીતે વરાળ કરવાનાં બૉયલરની સાથે તેમાં રહેલી વરાળનું જોર માપવાનું યંત્ર હોય છે, ને જુદા જુદા સંચાની સાથે તેમની ગતિ જોવાનું યંત્ર હોય છે, તેવીજ રીતે મનુષ્યના દેહની સ્થિતિ વખતો વખત કેવી છે, તે જોવાનું યંત્ર ઈશ્વરે કરેલું છે, અને તે યંત્ર દેહમાંજ રહેલું છે, ત્યારે એ યંત્ર કયું? **જીભ,** આ યંત્રની પરીક્ષા કરતાં જો બરાબર આવડે તો વ્યાધિ સહેલાઈથી ઓળખી શકાય છે, અને ખાસ કરીને જીવનરસાયણ વિદ્યા પ્રમાણે જ્યારે શરીરમાં કયો ક્ષાર ખુટયો છે તે નક્કી કરવું હોય છે, ત્યારે તો જીભની પરીક્ષા કરવાની ઘણી જરૂર હોય છે, અને તે જો બરાબર રીતે થાય, તો ખૂટેલો ક્ષાર તરત માલૂમ પડે છે, અને તેથી વ્યાધિ મટાડવાનું કામ સરલ થઇ જાય છે. જ્યારે જીભ કે અન્નનળનો સ્થાનિક વ્યાધિ હોય, અને તેમાં તે સાથે કોઇ તીક્ષ્ણ વ્યાધિ ઉપડી આવે, ત્યારે જીભની પરીક્ષા કરીને નવો રોગ પારખવાનો પ્રયત્ન મિથ્યા જાય છે, કેમકે જીભને અન્નમાર્ગ સાથે વધારે સંબંધ હોવાથી, તેની અસર તેના ઉપર લગભગ કાયમ રહ્યા કરે છે.

**ફેરમ ફ્રોસ:**—જીભનો વરમ થયો હોય, અને તે કાળાશ પડતી લાલ, તથા સુજેલી હોય ત્યારે; જીભના વરમમાં આ ક્ષારની સાથે **કાલી મ્યુર** પણ અનુક્રમ આપવો. **જીભ લાલ થઇ હોય,** ત્યારે શરીરમાં કોઇ સ્થળે વરમ થયો છે, એમ સમજવું, અને તે વખતે આજ ક્ષાર ઉપયોગી છે.

**કાલી મ્યુર:**—જીભના વરમની બીજી સ્થિતિમાં; જીભ ઉપર જાડી સફેદ અગર ભુખરી સફેદ છારી વળી હોય, ત્યારે ફિબ્રીનનો વધારો, અને આ ક્ષારની તંગી સમજવી; એવે વખતે આ ક્ષાર દેવાથી ફાયદો થાય છે.

**કાલી ફ્રોસ:**—**રાઇતું બગડી ગયું હોય તેના જેવા એટલે કે બ્રાઉન પેપરને જરા મળતા રંગની છારી જીભ ઉપર વળી હોય,** જીભ ઘણીજ સુકી રહેતી હોય, સવારમાં તો ખાસ કરીને સુકી રહેતી હોય, મોઢામાં બદસ્વાદ રહેતો હોય, અને શ્વાસ ગંધાતો હોય; જીભનો વરમ થયો હોય, અને જીભ સુકી રહેતી હોય તે સાથે જીર્ણજવર અગર બીજા રોગમાં નબળાઇ વધતી હોય ઇત્યાદિ લક્ષણોમાં આ ક્ષાર ગુણકારી છે.

**નેટ્રમ્ મ્યુર:**—**જીભ ઉપર સ્વચ્છ પાણી જેવો શ્લેષ્મ રહેતો હોય;** કોઇ કોઇ વખત કોર ઉપર ફીણ વળગી રહેતાં હોય; જીભ ચોકખ્ખી ને ભીની રહેતી હોય, તથા થુંક બહુ આવતું હોય, ઇત્યાદિ સંયોગોમાં આ ક્ષારની જરૂર છે.

**કાલી સલ્ફ:**—**પીળી ચીકણી છારી રહેતી હોય;** કયારેક કોર સફેદ છારીવાળી હોય; મોઢામાં

મોળો સ્વાદ રહેતો હોય ઈત્યાદિ ચિન્હો આ ક્ષારને સૂચવે છે.

**નેટ્રમ્ ફોસ:**—જીભના મૂળ આગળ, અને ચોરીઆ ઉપર **સોનાના જેવી પીળી ને લીની છારી** રહેતી હોય; અને કોઈ કોઇવાર ખાટો સ્વાદ લાગતો હોય, ત્યારે આ ક્ષારની માગણી સમજવી.

**નેટ્રમ્ સલ્ફ:**—જીભ ઉપર **મેલી, ભૂખરી લીલી અગર પીળાશ પડતી લીલી છારી** રહેતી હોય; જીભ ઉપર અને મોઢામાં બહુ ચિકાસ જામી જતી હોય, અને કડવો સ્વાદ રહેતો હોય ત્યારે પિત્ત વિકાર સમજવો જે આ ક્ષારથી મટેછે.

**કેલ્કેરીઆ ફ્લોર:**—જીભ જાડી, જરા અક્કડ ને મડદાલ જેવી, સ્વાદ ને લાગણી વિનાની લાગતી હોય, ત્યારે આ ક્ષાર તેમજ **કાલી મ્યુર** બન્નેની ખોટ પડી હોય છે, અને તે દેવા જોઇએ.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓર:**—જીભમાં ચીરા પડયા હોય, અગર ફાટી ગઇ જણાતી હોય; અને તેમાં દરદ થતું હોય અગર ન થતું હોય; જીભનો વરમ થયા પછી જીભ કઠણ થઇ ગઈ હોય; ઇત્યાદિ સમયે આ ક્ષાર ફાયદો કરે છે. **સીલીસીઆ** પણ વપરાય છે.

**કેલ્કેરીઆ સલ્ફ:**—જીભનો વરમ થયા પછી તેમાંથી પરૂ નીકળતું હોય, તે બંધ કરવા માટે.

**મેગ્નેસીઅમ ફોસ**—પીળી ચીકણી છારી વળતી હોય, પેટમાં દુખાવો રહેતો હોય, તથા હોજરીમાં ભાર લાગતો હોય ત્યારે.

**હોમિયો૦**—ઍકોનાઇટ, આર્જેન્ટમ નાઇટ્રીકમ, આર્સેનિકમ, ઍરમ, બૅલાડોના, નાઇટ્રીકમ આસીડમ, પલ્સેટીલા, સલ્ફર, વિરેટ્રમ વિરીડી.

## ઝાડાનું દરદ.

( Diarrhœa. )

ઝાડા થવાનું કારણ અનાજના પચવામાં અને શોષણમાં રહેલી ખામી છે. અન્નાશયના રસોમાં રહેલા ક્ષારોની ખામી થાય છે, એટલે ખોરાકનો રસ લોહીની સાથે બરાબર મળી જતો નથી.

ટાઇફોઇડ જેવા ચેપી રોગોમાં ઝાડા થઇ આવે, ત્યારે તેનું કારણ સડેલો સેંદ્રિય પદાર્થ અને નાશ પામેલાં તંતુઓ હોય છે.

**ફેરમ ફોસ:**—આંતરડાની અંદર શોષણ શક્તિ કમી થઈ હોય, તો આ દવાથી સુધારો થાય છે. જ્યારે ખોરાક પચ્યાવિના ઝાડામાં ઉતરી જતો હોય, શરદી લાગવાથી ઝાડા થઇ આવ્યો હોય, ઝાડો પાણી જેવો વારંવાર ઉતરતો હોય, તે સાથે સાથે તાવ અને તૃષા હોય, તો આ દવા આપવી. એવા ઝાડાની શરૂઆતમાં ગરમ પાણીની પીચકારી મળ દ્વારમાં મારવાથી શોષણ શક્તિ એકદમ સુધરે છે.

**નેટ્રમ્ ફોસ:**—પેટમાં ઘણીજ ખટાસને લીધે ઝાડા થઇ આવ્યો હોય, ઝાડો ખાટો ગંધાતો હોય, અને લીલા રંગનો હોય, બચ્ચાંઓને દાંત આવતી વખતે આ દવામાં બતાવ્યા મુજબના લક્ષણો જણાતાં હોય, પેટમાં કૃમિ હોય, જીભનો પછવાડેનો ભાગ પીળો, અગર મલાઇના રંગનો હોય, ઉનાળાના દિવસોમાં અપચો રહેતો હોય, તેથી અગર કાચા કાચાં ફળો ખાવાથી ઝાડા થઇ આવતા હોય, ઇત્યાદિ સમયે આ દવાની જરૂર છે.

**કેલ્કેરીઆ ફોસ:**—બચ્ચાંઓને દાંત આવતી વખતે ઝાડા થતા હોય, અને અનાજ બરાબર પચતું નહોય, ત્યારે આ દવા ઘણીજ કિંમતી થઇ પડે છે. બચ્ચાંના શરીરમાં અસ્થિનું બંધારણ નબળું હોય, તેમને માટે ખાસ કરીને આ દવા ઉપયોગી છે. ઝાડા, ગરમ, પાણી જેવા પાતળા, ગંધાતા અને અવાજ કરતા હોય, તે આ દવાની નિશાની છે.

**કાલી મ્યુર:**—ફીક્કા રંગના અથવા માટી જેવા રંગના ઝાડા આવતા હોય, ટાઇફોઈડ તાવમાં ઝાડા થઇ આવ્યા હોય. બહુ ઘી, દુધવાળો ખોરાક લીધા પછી સફેદ અથવા ચીકણા ઝાડા થતા હોય, તે સાથે જીભ સફેદ છારી વાળી રહેતી હોય, દસ્તમાં લોહી અગર શ્લેષ્મ પડતો હોય, અને આ દવાને સુચવનારાં બીજાં લક્ષણો હોય, ત્યારે આ દવા આપવી જોઇએ.

**કાલી ફોસ:**—ગંધાતા ઝાડા થતા હોય, આંતરડામાંથી દુર્ગંધ મારતો પ્રવાહી ઝાડો નીકળતો હોય ચોખાના ધોવણના જેવો પાતળો ને જરા સફેદ ઝાડો થઇ આવ્યો હોય, ઝાડાના આજારમાં દર્દી અશક્ત અને બેચેન થઇ જતો હોય, પેટમાં દુખાવો થઇને અથવા થયા વિના વાસ મારતો દસ્ત આવતો હોય, ટાઇફોઇડ તાવની અસર હોય, ઇત્યાદિ લક્ષણોમાં આ દવા ગુણકારી નીવડે છે.

**કાલી સલ્ફ:**—ઝાડા પીળા, પાણી જેવા અગર પરૂવાળા આવતા હોય; ને કોઈ કોઈ વાર આંતરડામાં દુખાવો થતો હોય; ત્યારે જીભનો રંગ, જે મૂળ આગળ આછો પીળો હોવો જોઇએ, તે જોઇને આ દવા આપવી.

**નેટ્રમ મ્યુર:**—મીઠું નાખેલા પદાર્થો ઘણા મોટા પ્રમાણમાં લેવાથી ઝાડા પાણી જેવા પાતળા શ્લેષ્મમય અને પારદર્શક આવતા હોય, અગર ચળકતા શ્લેષ્મ વાળા હોય, તો આ દવાનો ઉપયોગ કરવો.

**નેટ્રમ સલ્ફ:**—ઝાડા પરૂવાળા, કે કાળા રંગના કે પિત્તવાળા થતા હોય, ઝાડાનું દર્દ જીર્ણ સ્વરૂપમાં લાંબા વખતથી હોય, સવારમાં દરરોજ નરમ ઝાડા આવતા હોય, શરદી, થંડી, કે ભેજવાળી હવામાં ઝાડાનું દરદ વધારે જોર કરતું હોય, તો આ દવા અવશ્ય આપવી.

**કેલ્કેરીઆ સલ્ફ**—દસ્તમાં પરૂ અગર લોહીને પરૂ બન્ને આવતાં હોય, તો આ દવાથી આરામ થાય છે.

**મેગ્નીસીઅમ ફોસ:**—પેટમાં વાયુ જણાતો હોય, અને દુખાવા સાથે ઝાડા હોય, શેક કરવાથી ઝાડો ઓછો થતો હોય, ઓડકાર આવતા હોય ઇત્યાદિ સમયે આ દવા એકલી, અગર બીજી કોઇ દવાની સાથે અપાય છે.

**સીલીસીઆ:**—બચ્ચાંને ઝાડો થઈ આવ્યો હોય, તે દુર્ગંધ મારતો હોય; શીળી કઢાવ્યા પછી ઝાડાનું દર્દ થઇ આવ્યું હોય, માથા ઉપર ખાટો પરસેવો થતો હોય, અને પેટ કઠણ, ગરમ, અને ફુલેલું રહેતું હોય, તો આ દવા વપરાય છે.

ડા. કેરી જણાવે છે કે લાંબા વખતના ઝાડાના રોગ જેમાં દસ્ત સવારના ભાગમાં વધારે આવે છે, તે પણ **નેટ્રમ** મ્યુર કે નેટ્રમ સલ્ફને મળતા હોય છે, અથવા શ્લેષ્મ બહુ પડતો હોય છે, તો **નેટ્રમ સલ્ફ**થી ઘણો સારો ફાયદો થાય છે. કોઇ કોઇવાર કેલ્કેરીઆ ફોસ, અને કેલ્કેરીઆ કાર્બ આપવાની જરૂર પડે તો તેની સાથે વારા ફરતી આપવાં, એટલે ઝાડાનો રોગ જલદી મટવા લાગશે.

**હોમિયો૦**—ઍલોઝ, આર્જેન્ટમ નાઇટ્રીકમ, આર્સેનિકમ, કૅલ્કેરીઆ કાર્બ, કાર્બોવેજી., સીંકોના, કૉલોસિન્થિસ, ક્રોટન, ડલ્કેમારા, ઇલેટેરીઅમ, ગૅમ્બોજીઆ, જેલ્સીમીઅમ, હેપાર સલ્ફ, ઇગ્નેશ્યા, આઇરીસ વર્સી કોલર, મકર્યુરીઅસ, ફૉસ્ફરસ, પૉડોફિલમ, પલ્સેટીલા, સલ્ફર, વિરેટ્રમ આલ્બમ.

---

## ઝાડાની કબજીઆત; બંધકોશ.

### ( Constipation. )

શરીરના રસોમાં **નેટ્રમ સલ્ફ, નેટ્રમ ફોસ, કાલી મ્યુર,** અગર **નેટ્રમ મ્યુર,** એ ચાર ક્ષારોમાંથી એકાદ કમી થવાથી રસોત્પાદક ક્રિયા બગડે છે; આંતરડાં જોઇએ તેવું કામ નથી કરતાં, અને તેથી ઝાડો કબજ રહે છે. કોઇક વાર નાનાં આંતરડાંમાં રહેલ સુક્ષ્મ પોષણ વાહિનીઓ સુસ્ત થવાથી અગર આંતરડાની પાસેના સ્નાયુઓ નબળા પડવાથી દસ્ત કબજ રહે છે.

**ફેરમ ફોસ:**—નીચેના આંતરડામાં રક્ત સંચય થવાથી દસ્ત બંધાઇ ને કઠણ થઇ જતો હોય ત્યારે; અર્શ થયા હોય ત્યારે; યોનિ માર્ગમાં અગર ગર્ભાશયમાં કે આજુબાજુના અવયવોમાં વરમ થયો હોય અને તેથી દસ્ત ઉતરતો ન હોય ત્યારે; તથા દસ્ત ઘણો સુકો હોય ત્યારે, આપવાથી ફાયદો થાય છે.

**કાલી મ્યુર:**—યકૃત બરોબર કામ કરતું ન હોય અને પિત્તની ખામીને લીધે દસ્ત ન ઉતરતો હોય ત્યારે; કબજીઆતની સાથે જીભ ઉપર સફેદ અગર ભુખરી સફેદ છારી વળતી હોય ત્યારે; અને આંખના ડોળા ઉપસેલા લાગતા હોય ત્યારે.

**કાલી ફોસ:**—દસ્ત કાળાશ પડતો અને લીલા રંગના શ્લેષ્મવાળો હોય, તથા મગજની નબળાઇ રહેતી હોય ત્યારે આ દવા બીજી કોઇ દવાની સાથે અથવા એકલી આપવાથી દસ્ત બરાબર સાફ આવે છે.

**નેટ્રમ મ્યુર:**—આંતરડામાં જોઇએ તેટલી ભીનાશ નહી હોવાથી દસ્ત કબજ રહેતો હોય ત્યારે; આંતરડામાં જોઇએ તેટલી ભીનાશ રહેતી હોય પણ મોઢામાં, આંખમાં વગેરે બીજે સ્થળે વધારે ભીનાશ રહેતી હોય તથા ઝાડો કબજ રહેતો હોય, રાતમાં લાળ વહેતી હોય, અગર સળેખમના દર્દ સાથે કબજીઆત હોય ત્યારે.

**કેલ્કેરિઆ ફ્લ્યુર્ઓર:**—દસ્ત બહાર કાઢવામાં મુશ્કેલી પડતી હોય ત્યારે; સુવાવડમાં જ્યારે પેડુના સ્નાયુઓ નબળાં પડયાં હોય ત્યારે; દસ્ત મુશ્કેલીથી ઉતરતો હોય તો.

**કેલ્કેરીઆ ફૉસ:**—દસ્ત કઠણ આવતો હોય તથા વખતો વખત આલ્બ્યુમીનવાળો શ્લેષ્મ પડતો હોય તો.

**નેટ્રમ ફૉસ:**—બાળકોને દસ્ત કબજ રહેતો હોય, અને કોઈ કોઇવાર ઝાડો થઇ આવતો હોય ત્યારે જો મોટા પ્રમાણમાં આ ક્ષાર આપ્યો હોય, તો તે સુક્ષ્મ વિરેચન કરે છે.

**નેટ્રમ સલ્ફ:**—કઠણ ગાંઠા ગાંઠાવાળો દસ્ત આવતો હોય, અને તેમાં લોહીના ડાઘ પડેલા હોય ત્યારે; જો આ ક્ષાર મોટા પ્રમાણમાં આપ્યો હોય તો તેથી જુલાબ લાગે છે. આ દવા ઝાડો બંધ કરવા માટે પણ ઉપયોગી થઈ પડે છે.

**સીલીસીઆ:**—દસ્ત કાઢવાની શકિત જતી રહી હોય ત્યારે; દસ્ત જરા બહાર નીકળ્યા પછી અંદર પાછો જતો રહેતો હોય ત્યારે; અપૂર્ણ પોષણ મળતું હોય, તેવા બાળકોને દસ્ત ન આવે ત્યારે.

**સાજો થયેલ કેસ.**

કે. નામના એક ત્રીશ વર્ષના આદમીને બેસી રહેવાને લીધે ઝાડો કબજ રહેતો. તેને પીચકારી મારવામાં આવે અગર જુલાબ આપવામાં આવે તોજ દસ્ત ઉતરતો, અને તે પણ કઠણ અને થોડો માંડ માંડ ઉતરતો. પરીક્ષા કરતાં જણાયું કે તેનું યકૃત મંદ હતું. અને પિત્ત જોઇએ તેટલું પેદા થતું ન હતું. કાલી મ્યુર ૭ અંશવાળું દશ ગ્રેન આપવા માંડયું, તેથી થોડા દિવસમાં તેને આરામ થયો.

( જે. બી. ચેપમેન. )

**હોમિયો૦**—બ્રાયોનિઆ, ગ્રેફાઇટીસ લાઇકોપોડીઅમ, નકસવોમિકા, ઓપીઅમ, પ્લૅટીનમ, પ્લમ્બમ, સલ્ફર, સેપીઆ, વિરેટ્રમ આલ્બમ.

---

## ત્વચારોગ.

### ( Skin Diseases. )

**ફેરમ ફોસ:**—ત્વચા રોગમાં જ્યારે તાવ આવ્યો હોય, ત્યારે શરૂઆતમાં; ત્વચામાં દુખાવો, રતાશ, ગરમી વગેરે વરમનાં લક્ષણો હોય ત્યારે.

**કાલી મ્યુર:**—ત્વચાના વરમની બીજી સ્થિતિમાં, ત્વચા ઉપર ફોડલીઓ થઇ હોય, અને તેમાં જાડો સફેદ રસ ભરાયો હોય અગર ત્વચા રોગમાં અજીર્ણ હોય કે ઝાડો ઉતરતો ન હોય, જીભ ઉપર સફેદ છારી રહેતી હોય; ચ્હેરા ઉપર ફોડલીઓ કે બીજો ત્વચા રોગ થયો હોય, અને તે **સાથે ગર્ભાશયનાં કાર્યમાં પણ અનિયમિતતા** થઇ હોય; મસા, સાઇકોસીસ ( એક જાતનો ગરમીનો રોગ ); અંગુઠાનું સુજી આવવું; જળપિટિકા; ચામડાં અગર ચાભાં ( Erythema ) સુજી આવ્યાં હોય, હ્યુપુસની જાતનો ધાધર થઇ હોય ( ત્યારે **આ ખાસ ઉપાય છે** ); ખરજવું થયું હોય, ને લોટ જેવાં ભીંગડાં વળતાં હોય ને જીભ ઉપર સફેદ છારી રહેતી હોય; દૂષિત રસીવડે શીળીનો ચેપ મૂકયો હોય, અને પછી ખરજવું થયું હોય; ખરજવામાંથી સફેદ ને જાડો ચેપ નીકળતો હોય, ઈત્યાદિ લક્ષણો હોય, ત્યારે અંદરથી તેમજ બહારથી આ દવા અપાય છે. **ખરજવા માટે આ એક ખાસ દવા છે.**

**કાલી સલ્ફ:**—ફોડલીઓ થઇ હોય, અગર ખરજવું થયું હોય, અને તેમાંથી પાણી જેવો, પીળાશ પડતો, અને ગંધાતો પ્રવાહિ નીકળતો હોય; શરદીથી અગર બીજા કારણથી ચામડી ઉપર નીકળેલ ચાઠાં કે ફોડલીઓ એકદમ બેસી ગઇ હોય; ત્વચા બહુ કોરી રહેતી હોય (ત્યારે પરસેવો લાવવા માટે ફેરમ ફોસની સાથે ક્રમવાર ); નખમાં કાંઇ રોગ થયો હોય, અગર તેની વૃદ્ધિ થતી ન હોય; ત્વચા ખરી જતી હોય; ત્વચા રોગમાં જે રસી નીકળતો હોય તે બહુ ચીકણો હોય; માથામાં ખોડો થયો હોય અને પીળાશ પડતા અગર સફેદ ભીંગડાં નીકળી જતાં હોય, વાળ ખરી જતા હોય, ઇત્યાદિ લક્ષણોમાં આ દવા ખાવાથી ફાયદો થાય છે, બહારથી ત્વચા ધોવાના કામમાં પણ આવે છે.

**નેટ્રમ મ્યુર:**—ત્વચા રોગમાં ફોડલીઓ થઇ હોય અગર ફોડલા ઉપડી આવ્યા હોય તેમાં **સ્વચ્છ પાણી જેવો પ્રવાહિ હોય;** ખરજવું થયું હોય, સફેદ ભીંગડાં વળતાં હોય, પાણી જેવો રસ અંદરથી નીકળતો હોય, અને તે રોગ બહુ મીઠું ખાવાની ટેવથી થયો હોય; બાળકોને ખરજવું થયું હોય, અને તેમાંથી પાણી નીકળતું હોય, ઉંદરી થઇ હોય, અને કાલી સલ્ફથી ફાયદો થતો ન હોય; સાઇકોસીસ...

નામનો ગરમીનો રોગ થયો હોય, તે ફોડલામાં પાણી ભરાયું હોય; ઝામરો થયો હોય ને તેના ગડમાં પાણી ભરાણું હોય; બાળ ઉપદંશ થયો હોય, અને ત્વચામાંથી પાણી જેવો પ્રવાહિ નીકળતો હોય; કોઇ પણ જીવજંતુ કરડી ગયું હોય, અને તેને લીધે ફોડલા ઉપડી આવ્યા હોય; ( ફોડલા ન ઉપડયા હોય તે વખતે એટલે દંશ થયા પછી તરતજ આ ક્ષાર બહારથી લગાડયો હોય, તો દંશની અસર થતી નથી, અને દર્દ થતું બંધ પડે છે. ) જળ પિટિકા થઈ હોય; ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**નેટ્રમ ફોસ:**—ખરજવું અને બીજા વ્યાધિ થયા હોય તે વખતે પીળાશ પડતો, મધ જેવા રંગનો અગર સોના જેવો પીળો પ્રવાહિ અગર ભીંગડાં નીકળતાં હોય; ત્વચારોગ થયો હોય તે વખતે પેટમાં ખટાસ હોય; જીભના મૂળ આગળ પીળી છારી હોય; આખે શરીરે ચળ આવતી હોય, શરીરમાં ખટાસ હોય, પીળા રસો નીકળતા હોય ઇત્યાદિ લક્ષણોમાં.

**કાલી ફોસ:**—ત્વચા રોગમાં જ્યારે **ગંધાતી રસી** નીકળતી હોય, **સડો થયા કરતો હોય, સ્વભાવ ચીડીઓ** અને પોચો થઈ ગયો હોય ત્યારે; તથા જે રસી નીકળતી હોય તે જ્યાં અડે ત્યાં ચળ આવતી હોય, તથા સોજો ને પીડા કરતી હોય; અગર રસીમાં પાણીને લોહી નીકળતું હોય; સ્કર્વિનો રોગ થયો હોય; **ત્વચામાં ચળ આવતી હોય, અને જાણે કે કાંઇ જંતુઓ ચાલતાં હોય તેવો સળવળાટ થતો હોય;** ટાઢને લીધે હાથપગ ઉપર ગ્રંથિ બહુ થતી હોય, અને તેમાં ચળ આવતી હોય અને દરદ થતું હોય, ( ત્યારે **કાલી મ્યુર**ની સાથે ક્રમવાર ); પસીનો અતિશય આવતો હોય, અને તે બહુ ગંધાતો હોય, અગર જમતાં જમતાં પસીનો આવતો હોય, અને હોજરીના સ્થળે નબળાઇ લાગતી હોય ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફોસ**--ચ્હેરા ઉપર ખીલ થયા હોય, **ખરજવું થયું હોય અને શરીર બહુ નબળું** હોય, ત્વચારોગમાં ચળ આવતી હોય; **વૃદ્ધાવસ્થામાં ત્વચા ઉપર ચળ આવતી હોય (ત્યારે કાલી ફોસની સાથે)**; બહુ પરસેવો વળતો હોય, સ્ક્રોફ્યુલાવાળા દરદીને લ્યુપુસની જાતનું ખરજવું થયું હોય, (ત્યારે **કાલી મ્યુર**ની સાથે ક્રમવાર).

**કેલ્કેરીઆ ફ્લ્યુઓર:**—ચામડી ફાટી જતી હોય; હાથપગ ઉપર ચીરા અગર વાઢીઆ પડતા હોય; ક્ષતમાં પરૂ નીકળતું હોય તે વખતે કોર કઠણ થઈ ગઇ હોય; ત્વચા કઠણ થઇ ગઇ હોય પણ અંદરથી દુખતી હોય, ઇત્યાદિ લક્ષણો હોય, ત્યારે આ ક્ષાર ખાવા તેમજ લગાડવા અપાય છે. વેસેલાઇનની સાથે આ દવા મિશ્ર કરીને મલમ બનાવાય છે.

**કેલ્કેરીઆ સલ્ફ:**—ત્વચા રોગમાં, જ્યારે **જાડું ને પીળાશ પડતું પરૂ** નીકળતું હોય અગર પીળાશ પડતાં ભીંગડાં વળતાં હોય ( ત્યારે **કાલી મ્યુર** આપ્યા પછી આ ક્ષાર આપવો); ખીલ જેવા ફોડકા થતા હોય, અને તેમાંથી પરૂ નીકળતું હોય; ટાઢને લીધે ચામડી ઉપર ગ્રંથિ (Chilblains) થતી હોય, ને તેમાંથી પરૂ નીકળતું હોય ( ત્યારે **કાલી મ્યુર** વાપર્યા પછી ); બાળકોના માથામાંથી પીળાશ પડતો ખોડો નીકળતો હોય, અગર ભીંગડાં ઉખડતાં હોય અને તેની નીચે પરૂ રહેતું હોય.

**સીલીસીઆ:**—ત્વચા ઉપર નાનાં નાનાં ગુમડાં થતાં હોય, અને તેમને મોઢાં થતાં ન હોય; ત્વચા રોગમાં જ્યારે પરૂને લોહી સાથે નીકળતું હોય, અગર પરૂ નીકળવા માંડયું હોય; પગમાંથી પરસેવો બહુ નીકળતો હોય, અગર ગંધાતો નીકળતો હોય અગર શરદીથી બંધ થઈ ગયો હોય; ને છોકરાંઓને માથા ઉપર પરસેવો વળ્યા કરતો હોય ત્યારે.

**નેટ્રમ સલ્ફ:**—ખરજવું થયું હોય; ત્વચા રોગમાં પીળાશ પડતા પાણીવાળો પ્રવાહિ નીકળતો હોય; ત્વચા રોગમાં પીળાશ પડતાં ભીંગડાં હોય અને તેની નીચે ભીનાશ રહ્યા કરતી હોય, તથા તે સાથે પિત્તવિકાર લાગતો હોય; ત્વચા ઉપર ઘર્ષણને લીધે ખરજવા જેવું થયું હોય ( chafing ); ત્વચાનો ભાગ જળંદરની માફક સુજી આવ્યો હોય, અને તે સાથે પિત્તવિકાર તાવ, કે ઝાડાની અડચણ હોય અગર ન હોય ત્યારે.

### સાજા થયેલ કેસ.

એક ગૃહસ્થનો પંદર વર્ષનો છોકરો મારી પાસે દવા કરાવવા આવ્યો હતો. તે નાનો હતો, ત્યારથી તેને આખે શરીરે ઝામરા થયા કરતા હતા; તે શરીરે નાનો ને ઠીંગણો હતો; તે કોઇ દિવસ સાધારણ કપડાં પહેરી શકતો નહિ; પણ નાડી બાંધીને એક ખુલતું કપડું પહેરી રાખતો, ને પગે પણ દોરીથી બાંધવાના સપાટ પહેરતો હતો. તેના મો ઉપર, પગ

ઉપર, અને આખા શરીર ઉપર ઝામરા જુદી જુદી સ્થિતિએ પહોચેલા હતા. ત્વચા રોગના વિષયમાં પ્રવીણ ગણાતા સઘળા ડાક્ટરોનો મત લેવામાં આવ્યો હતો, અને તેમની દવાઓ પણ અજમાવી હતી; તેથી લાંબો વખત રહે તેવો કશો ફાયદો થયો નહિ, તેના લક્ષણો ને રોગ જોતાં, **નેટ્રમ્ મ્યુર** દેવો યોગ્ય લાગ્યો, તેને આ ક્ષાર ખાવા માટે તેમજ બહારથી લગાડવા માટે આપ્યો; તેથી એટલો બધો ફાયદો થયો કે ત્રણ મહિનાથી થોડી મુદતમાં તેણે પહેલી વખત દરજીનો સીવેલ પોશાક પહેર્યો, અને ત્યાર પછી આજ આઠ વર્ષથી તેની તન્દુરસ્તી સારી રહે છે, અને તેના કુટુંબમાં જોરાવર અને કદાવર ગણાય છે. (ડા. જ્યોર્જ ડબલ્યુ કેરી. એમ. ડી.)

એક બાળકને ગાલ ઉપર, દાઢી ઉપર અને કાનની પછવાડે **ખરજવાં** થયાં હતાં; ત્વચા સુજેલી અને વરમ વાળી હતી, અને તેની નીચેનો ભાગ કઠણ થયેલો હતો; તે ઉપર જલદીથી ભીંગડાં થયાં કરતાં હતાં, તેને દર ચાર કલાકે **કાલી મ્યુરનો** ૬ અંશવાળો ક્ષાર આપવાથી એક અઠવાડીઆમાં આરામ થયો. (ડા. ડી. બી. વ્હીટ્ટીઅર એમ. ડી.)

ડા. સી. એચ. જણાવે છે કે એક સખ્શને પાંચ વર્ષથી ઝીણી ઝીણી **રાતી ફોડલીઓ** (pimples) થતી હતી, અને તેમાંથી ખારવાળી રસી બહુ નીકળતી હતી; અને તે નીકળ્યા પછી, વરમ બેસી જતો, અને ભીંગડાં ઉખડી જતાં. તે ફોડલીઓ ઉપર ચળ આવતી અને તેમાં ચટકા ભર્યા જેવું દર્દ થતું હતું; પાનખર ઋતુમાં, અને વસંત ઋતુમાં તે ફોડલીઓ બહુ થતી, અને તેનું સ્થાન ઘણેભાગે ચ્હેરો, બાવડાં અને છાતી હતાં. તેને ઝાડાની કબજીઅત રહેતી હતી; થોડાક દિવસ **કાલી સલ્ફ** આપ્યા પછી તેને ગુમડાં નીકળવા લાગ્યાં, પણ પાછળથી ત્વચા ઘણી સારી થઈ ગઇ, અને દસ્ત પણ બરાબર આવવા લાગ્યો.

**હોમિયો૦**—ઍકોનાઇટ, ઍપીસ, આર્સેનિકમ, બેલાડોના, ગ્રેફાઇટીસ, હેપાર સલ્ફ, મેઝેરીઅમ, આસિડમ નાઈટ્રીકમ, ઓલીઆન્ડર, સોરીનમ, પલ્સેટીલા, રેનન્ક્યુલસ, રસટૉક્સ., સેપીઆ, સલ્ફર, થ્યુજા.

---

## દાંત આવવા.

( Dentition ).

દાંત આવવાની સરલતા અને સુખ બાળકના અંગમાં રહેલ ફોસ્ફેટ ઑફ્ લાઇમ નામના ક્ષાર ઉપર આધાર રાખે છે. જો તે ક્ષાર કમી હોય, તો બાળકને વિવિધ પ્રકારના રોગ થઇ આવે છે, પણ તે સઘળા એ ક્ષાર પુરો પાડવાથી દૂર થઇ જાય છે.

**કેલ્કેરીઆ ફોસઃ**—શરીરમાં ચુનાનો ક્ષાર પુરો પાડવા માટે આ મુખ્ય દવા છે. તે આપવાથી દાંત જલદી ફુટે છે. દાંત આવતાં બહુ વાર લાગતી હોય, અથવા દાંત ફુટતી વખતે બાળક જાતજાતના રોગથી પીડાતું હોય, તો આ દવા આપવી. જે સ્ત્રીના બાળકોને દાંત આવતી વખતે ઘણાં દરદો થતાં હોય, તે સ્ત્રીને ગર્ભાધાન વખતે જો આ દવા વારંવાર આપી હોય, તો બાળક તન્દુરસ્ત અવતરે છે, અને તેને દાંત આવતી વખતે કશી હરકત આવતી નથી.

**મેગ્નીસીઅમ ફોસઃ**—દાંત આવતી વખતે બાળકને આંચકી આવતી હોય, તો આ દવા ગરમ પાણીમાં થોડી થોડી વારે આપવી; અને તેની સાથે કેલ્કેરીઆ ફોસ પણ વારાફરતી આપવું.

**ફેરમ ફોસઃ**—તાવ આવે ત્યારે આ દવા આપવી.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓરઃ**—દાંતની ઉપરનું ચળકતું પડ જેને "એનામેલ" કહે છે, તે નબળું હોય, અગર ઘસાઇ જતું હોય, ત્યારે આ દવાની જરૂરછે.

**સીલીસીઆઃ**—દાંત આવવા દર્મ્યાન માથામાં બહુ પસીનો રહેતો હોય, ગુમડાં નીકળતાં હોય, આંચકી આવતી હોય, બાળકને ધાવણનો ઉબકો થતો હોય ઇત્યાદિ લક્ષણોમાં આ દવા કેલ્કેરીઆ ફોસની સાથે વારાફરતી અપાય છે.

**નેટ્રમ્ મ્યુરઃ**—ઉંઘમાં અગર જાગૃત અવસ્થામાં જ્યારે મોઢામાંથી લાળ વહેતી હોય, ત્યારે આ દવાથી બંધ થાય છે.

### સાજો થયેલ કેસ.

અઢાર મહિનાનું એક બાળક હતું, તેને માત્ર નીચેના બે દાંત અને ઉપરના તથા નીચેના જડબાના 'મોલર્સ' નામના દાંત ફુટયા હતા. તેનું શરીર પાતળું અને પુષ્ટિ મળ્યા વિનાનું હતું, અને

તેની છાતી કબુતરના જેવી સાંકડી અને ગોળ, જેને અંગ્રેજીમાં "પીજયન બ્રેસ્ટ" કહે છે તેવી હતી; તે ચાલતાં શીખ્યું નહતું, અને તેનાં હાડકાં એકંદર રીતે અપરિપકવ અને પોચા હતા. તેને કેલ્કેરીઆ ફ્રોસ૩× એક દિવસમાં ત્રણ વખત એ પ્રમાણે દશ દિવસ સુધી આપ્યું, તે સાથે ખોરાક પુષ્ટિકારક આપ્યો, અને કૉડલીવર તેલ શરૂ કર્યું. ત્રણ મહિનામાં તે બાળક એટલું બધું રૂષ્ટપુષ્ટ થઈ ગયું કે તે ઓળખી શકાયું નહિ.

**હોમિયૉ૦**—ઍકોનાઇટ, બેલાડોના, કેલ્કેરીઆ કાર્બ., કેમોમિલા, ક્રિઓસોટ, ટેરિબિન્થીના, ઝીન્કમ.

—:૦:—

## દંતશૂળ; દાંતનો દુખાવો ને કળતર.

( Toothache ).

**મેગ્નીસીઅમ ફોસઃ**—જ્ઞાન તંતુના દોષને લીધે ( neuralgia ) દાંતમાં દુખાવો થતો હોય; દાંતમાં અતિશય પીડા થતી હોય, અને શેક કરવાથી ફાયદો થતો હોય, અને શરદીથી વધારો થતો હોય; **જ્ઞાનતંતુના આખા રસ્તામાં ઘણું સખત, અને ચસકાના રૂપમાં** દરદ થતું હોય; દાબવાથી દરદ નરમ પડતું હોય; થંડી હવા લાગવાથી દર્દ વધારે થતું હોય ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**ફેરમ ફોસઃ—પેઢાં સુજી આવ્યાં હોય, અગર જ્ઞાન તંતુ સુજી ગઇ હોય;** થંડા ઉપચારથી કે થંડીને ખુલી હવાથી ઠીક થતું હોય; ગરમી લગાડવાથી દર્દ વધતું હોય; અવાળુ આવી ગયાં હોય ઇત્યાદિ સંયોગોમાં.

**કાલી મ્યુરઃ**—અવાળુ આવી ગયાં હોય તે સાથે પેઢાં બહુ સુજી ગયાં હોય, વખતે ગાલ ઉપર પણ સોજો આવી ગયો હોય, તે વખતે સોજો બેસાડવા માટે **ફેરમ ફોસ**ની સાથે અનુક્રમે.

**કાલી ફૉસઃ**—નબળા મગજના, ફિક્રા ચ્હેરાવાળા, અગર બહુ મગજની મહેનત લેનારા દરદીઓને દાંતની પીડા થતી હોય; જરા આનંદને ગમતથી પીડા ઓછી થતી હોય; દાંતમાંથી સહજ લોહી નીકળતું હોય, અગર પેઢા ઉપર લાલ ચોળ લીટી રહેતી હોય ઇત્યાદિ વખતે.

**કેલ્કેરીઆ ફ્રોસઃ**—જ્યારે દાંત સડતો હોય ત્યારે તે **કળતો હોય, અગર દુખતો હોય; દાંત બહુ વહેલા નાશ પામતા હોય અગર સડી જતા હોય; દાંત આવતી વખતે કાંઈ પીડા થતી હોય;** કે રાતે દાંત વધારે દુખતા હોય ત્યારે.

**કાલી સલ્ફ઼ઃ**—સાંજની વખતે દાંતનો દુખાવો વધારે થતો હોય, અગર ગરમ ઓરડામાં રહેવાથી દર્દ વધતું હોય, અને થંડી તથા ખુલી હવામાં રહેવાથી ઠીક થતું હોય ત્યારે.

**નેટ્રમ મ્યુરઃ**—દાંત દુખતા હોય, અને આંખમાંથી પાણી વહેતું હોય, અગર મોઢામાંથી બહુ લાળ વહેતી હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓરઃ**—દાંત દુખતા હોય, અને હાલતા હોય, દાંતને કાંઇક ખોરાક અડે તેની બહુ અસર થતી હોય; દાંતનું પડ પાતળું હોય, અગર વખતો વખત ઉખડી જતું હોય; એવાં એવાં ચિન્હો હોય ત્યારે.

**સીલીસીઆઃ**—દાંતના દર્દમાં જ્યારે ગડ થતું હોય, ઉંડો દુખાવો હોય; અને દાંત ખેંચવાથી ઠીક લાગતું હોય. **પગને શરદી લાગવાથી દાંતનો દુખાવો ઉપડી આવ્યો હોય.** રાતે દુખાવો અતિશય થતો હોય, અને શેક કરવાથી કે થંડી લગાડવાથી કશાથી ઠીક થતું ન હોય ઇત્યાદિ સમયે.

**હોમિયૉ૦**—આર્નિકા, બેલાડોના, કેમોમિલા, કાફીઆ, ક્રિઓસોટ, મર્ક્યુરીઅસ, પ્લૅન્ટેગો, સેપીઆ, સ્પાઇજેલીઆ, સ્ટેફીસેગ્રીઆ.

—◆—

## નબળાઇ.

( General Debility ).

**ફેરમ ફોસઃ**—શરીરમાં લોહી ઓછું હોય, અન્ન ખાવા તરફ રૂચિ થતી ન હોય, શરીરમાં કોઇ જગ્યાએ વરમની નિશાની હોય, અગર કોઇ પણ જાતનો રક્તસ્રાવ હોય, તો આ દવા લાંબા વખત સુધી આપવી. તેથી તેવું દર્દ હશે તે મટશે, એટલુંજ નહિ, પણ શરીરમાં સારૂં લોહી ભરાશે. આ દવામાં લોહ હોય છે, તે ઘણુજ બારીક સ્વરૂપમાં હોય છે.

**કેલ્કેરીઆ ફોસઃ**—અનાજ પચતું ન હોય, અજીર્ણની કાંઇ નિશાની લાગતી હોય, હાડકાં નબળાં હોય, હાથ પગમાં ચેતન ન હોય; લોહી બહુ ધીમું

ફરતું હોય, દસ્ત કાચો ઉતરી જતો હોય, અગર વારંવાર આફરાનું દર્દ થઈ આવતું હોય, બચ્ચાંઓનાં પગ વાંકા વળેલા રહેતા હોય, કામ કરવાનું મન થતું ન હોય, આખા શરીરમાં થાક લાગ્યા કરતો હોય, ઉંઘી રહેવાનું મન થતું હોય, રાતમાં પરસેવો થતો હોય, થંડી ઋતુ થવાથી એકદમ શરદી લાગતી હોય, ઇત્યાદિ માટે આ દવા ઘણી સારી છે.

**કેલ્કેરીઆ ફલુઓર:**—ખોરાકનું અજીર્ણ રહેતું હોય, અને હોજરીમાં વાયુ ઘણો થતો હોય, પચ્યા વિનાના ખોરાકની ઉલટી થતી હોય, દસ્ત સાફ આવતો ન હોય, હરસ થયા હોય, તેમાંથી લોહી પડતું હોય, નજીવી બાબતથી વીર્યપાત થઇ જતો હોય, ધોરી નસો મોટી થઇ ગઇ હોય, રક્તાશયનું વિસ્તૃતત્વ થયું હોય, અગર રક્તાશયની વૃદ્ધિ થઇ હોય, અને શરીર ઉપર ભુરી નસો ઘણી દેખાતી હોય, ઉંઘમાં ભયંકર સ્વપ્નાં આવતાં હોય, કાંઇ નવીજ વસ્તુઓ દેખાતી હોય, રક્તાશયના વ્યાધિથી પગે સોજા ચડયા હોય, કે ભેજવાળી ઋતુમાં તબીઅત વધારે બગડતી હોય ત્યારે આ દવા કામની છે.

વળી સ્ત્રીઓની બાબતમાં તેમના ગર્ભાશયના સ્નાયુઓ નબળા પડી ગયા હોય, અને તેથી લોહી ઘણું જતું હોય, ગર્ભાશય પોતાને સ્થાનેથી નીચું ઉતરી આવ્યું હોય, પેડુમાં અસ્વાભાવિક ભાર લાગતો હોય, સ્તનમાં કઠણ ગાંઠો થઇ હોય એમ લાગતું હોય, ગુહ્યાવયવ ઉપર શિરાઓ ફુલી આવી હોય, એ સઘળું આ દવા આપવાથી મટે છે. વળી ગર્ભાધાન વખતે નબળાઇ બહુ હોય, ત્યારે આ દવા આપવાથી સ્વાભાવિક પ્રસૂતિ સરલતાથી થાય છે, અને કષ્ટ વેઠવું પડતું નથી.

**કાલી મ્યુર:**—ઘી તેલ વગેરે પદાર્થ ખાવાથી અજીર્ણ થતું હોય, ખાવાની રૂચિ બિલકુલ થતી ન હોય, હોજરીમાં દુખતું હોય, દસ્ત કબજ રહેતો હોય, અગર ઝાડો કે મરડો થઇ આવતો હોય, હરસ થયા હોય, તેમાંથી કાળું જામી ગયેલું લોહી પડતું હોય, પુરૂષને પરમીઓ કે ઉપદંશ થયો હોય, અને તેના ઝેરને લીધે શરીર નબળું રહ્યા કરતું હોય, મુત્રમાર્ગમાંથી પાતળી ધાત જતી હોય, બદ થઇ આવી હોય, હાથે કે પગે સાંધાઓમાં વાની અસર જણાતી હોય, સાંધા સુજી આવ્યા હોય, વાઇ આવતી હોય, વિગેરે ચિન્હો હોય, ત્યારે આ દવા આપવાથી દર્દો દુર થઇ, શરીરમાં શક્તિ આવે છે.

સ્ત્રીને દુધ જેવી ધોળી ધાત જતી હોય, ગુહ્યાવયવ ઉપર ખરજવું હોય, રજોદર્શન અનિયમિત હોય, આવમાં કાળું અને ગાંઠાવાળું લોહી જતું હોય, કમળના ભાગને દાબી જોતાં દુખતું હોય, ગર્ભાધાન વખતે સવારમાં ઉલટી થતી હોય, ચરબીવાળા ખોરાક લેવા તરફ અણગમો હોય, અને શરીર અશક્ત રહેતું હોય, ત્યારે આ દવા ફાયદો કરે છે.

**નેટ્રમ મ્યુર:**—અનાજ પચતું ન હોય, મોળ આવ્યા કરતી હોય, મોઢામાં થુંક અને પાણી વિશેષ આવ્યા કરતું હોય, અગર ઉલટી થાય, ત્યારે માત્ર મોળું પાણીજ નીકળતું હોય, તરસ બહુ લાગતી હોય તેથી ઘણું પાણી પીવાતું હોય, અને પછી રોટલી વગેરે ખોરાક બહુ ઓછો લેવાતો હોય, દસ્ત કબજ રહેતો હોય, કઠણ ઝાડો મુશ્કેલીથી ઉતરતો હોય, પરમીઆની અસર હોય, અને તેને લીધે પાતળી પાણી જેવી દાહક રસી નીકળતી હોય, વખતો વખત સળેખમ થઈ આવતું હોય, ત્યારે નાકમાંથી પાણી જેવો શ્લેષ્મ નીકળતો હોય, છીંકો ઘણી આવતી હોય, નાડી ઉતાવળી રહેતી હોય, છાતીમાં ધબકારો થઇ આવતો હોય, હાથ પગ થંડા રહેતા હોય, સ્નાયુઓ નબળા હોય, અને શરીરની મહેનત બહુ થોડી થઇ શકતી હોય, બહુ સારી રીતે જીવન ગાળતા છતાં, શરીર નબળું અને દુબળું રહ્યા કરતું હોય, મનને હિસ્ટીરીઆની અસર હોય, અગર મગજ પોચું હોય, સવારમાં તબીઅત વધારે નરમ રહેતી હોય, દરિયા કિનારાની હવા તથા શિયાળાની ઋતુ અનુકુળ આવતી ન હોય, ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે આ દવાનું સેવન કરવાથી નબળાઇ દૂર થાય છે.

**કાલી ફોસ:**—મગજની નબળાઇ હોય, મન ચિંતાતુર રહેતું હોય, ઉંઘ બરાબર આવતી ન હોય, યાદશક્તિ ગુમ થઈ ગઇ હોય, હિસ્ટીરીઆ થતું હોય, કોઇ જગ્યાએથી કાળુ લોહી જતું હોય, આંખ નબળી પડી ગઈ હોય, કોઇવાર બરાબર દેખી શકાતું ન હોય, જીભ સવારમાં તદન કોરી રહેતી હોય, મગજના થાકને લીધે ખાવા તરફ રૂચિ થતી ન હોય, ઉલટી થતી હોય તે ખાટી અગર કડવી થતી હોય, અને તેમાં કોઇવાર લોહી પડતું હોય, વાયુ ઘણો થતો હોય, રક્તાશય નબળું હોય, અને નાડી રહી રહીને ચાલતી હોય, અગર મગજ ઉશ્કેરાય

ત્યારે છાતીમાં ધબકારો થઇ આવતો હોય, પક્ષાઘાતની કાંઇ અસર જણાતી હોય, શરીરના જુદા જુદા ભાગમાં બહુ દુખાવો થઇ આવતો હોય, રાતમાં ઠંડો પવન થાય, ત્યારે દુખાવો વધારે થતો હોય, ઇત્યાદિ લક્ષણોવાળા દર્દીને આ દવાથી હરેક પ્રકારની નબળાઇ દૂર થાય છે.

સ્ત્રીને આર્તવ અનિયમિત વખતે આવતો હોય, તે વખતે સુસ્તી અને બેચેની ઘણી લાગતી હોય, સ્રાવ કાળો અને દુર્ગંધ મારતો હોય, ધાત જતી હોય, તે જરા રાતા પીળા રંગની દાહક ગુણવાળી હોય, શરીર ઉપર ખૂજલી ઘણી આવતી હોય, ઇત્યાદિ દર્દ સાથે નબળાઇ ઘણી હોય, તો આ દવાઓના સેવનથી શરીર ઘણું સુધરે છે.

ઉપર લખી તે મુખ્ય દવાઓ છે તે સિવાય કોઇ કોઈ વખત સીલીસ્યા, મેગ્નીસીઅમ ફૉસ વગેરેની પણ જરૂર પડે છે.

**હોમિયૉ૦**—એલેટ્રીસ, એનાકાર્ડીઅમ, આર્સેનિકમ, કાર્બોવેજી., ચાઇના, કૉકયુલસ, આસીડમ મ્યુરીઆટીકમ, ફેરમ મેટાલીકમ, ફૉસ્ફરસ, આસિડમ ફૉસ્ફૉરીકમ, સોરીનમ, વિરેટ્રમ આલ્બમ, ઝીન્કમ.

## નસકોરી ફુટવી.

( Epistaxis )

**ફેરમ ફૉસ[2x]:**—બચ્ચાંઓને નાકમાંથી લાલચોળ લોહી નીકળતું હોય, ત્યારે આ દવાના ત્રણ ત્રણ ગ્રેઇન પાંચ પાંચ મીનીટે આપવા, તથા નાકમાં પણ તેનો ભુકો ભરવો.

**કાલી ફૉસ:**—નબળા બાંધાના કે નાજુક તબીઅતના આસામીને નબળાઈ કે જન્મથી મળેલી ખરાબ પ્રકૃતિને લીધે વારંવાર નસકોરી ફુટતી હોય, તો આ દવાનું થોડાક દિવસ સુધી સેવન કરવું. લોહી કાળું, પાતળું, અગર દુર્ગંધ વાળું હોય, ત્યારે આ દવાથી ફાયદો થાય છે.

**હોમિયૉ૦**—એકોનાઇટ, ફેરમ મેટાલીકમ, હેમેમેલીસ, અર્ટીકા યુરેન્સ, લૅચિસીસ ( પાકી ઉમરે પહોંચેલી સ્ત્રીને જ્યારે રજોદર્શન બંધ થાય છે, ત્યારે નસકોરી ફુટે છે તે બંધ કરવા માટે આ દવા ઉત્તમ છે), મર્ક્યુરીઅસ, પલ્સેટીલા ( યુવાન સ્ત્રીને રજોદર્શનને બદલે નાકમાંથી લોહી પડતું હોય, તો તે અટકાવવા માટે.)

## નિદ્રાનાશ; અજંપો.

(Sleeplessness)

આ વિષયમાં ઉંડા ઉતરવા પહેલાં **કાલી ફૉસ** નામના ક્ષારની તંગીથી કેવાં ચિન્હો ઉત્પન્ન થાય છે, તે જો વાસ્તવિક રીતે વાંચવામાં આવશે, તો ઘણી ખરી મુશ્કેલી દૂર થશે; તોપણ સરલતાને ખાતર **કાલીફૉસ**ના કેટલાક લક્ષણો નીચે આપ્યા છે.

**કાલી ફૉસ:—મગજનું કામ અતિશય કરવાથી, અગર મનને અતિશય વિકાર કે આવેશ અનુભવવો પડયો હોય તે પછી, અગર ધંધા કે સંસાર સંબંધી ચિંતાથી, અગર મગજની નબળાઈથી** નિદ્રા આવતી ન હોય; વિચારે જીવ ચડી જતો હોય; હીસ્ટીરીઆ વાળો હોય; ભ્રમ કે, ઉન્માદના લક્ષણો જણાતાં હોય; દર્દી ગાંડા જેવો લાગતો હોય; દરદી રાતમાં ખાટલામાંથી બેઠો થઇને આમ તેમ ફરતો હોય, અને સવારમાં પુછતાં તેને તે વિષે કશું જ્ઞાન ન હોય (somnambulism), ઇત્યાદિ પ્રસંગે આ ક્ષાર ઘણો ઉપયોગી છે.

રાત્રે ઉંઘ આવવા વખતે મગજ તરફ લોહી લઇ જનાર નાની નાની ધમનીઓ સંકોચ પામે છે, અને તેથી મગજને થોડું રક્ત પુરૂં પાડે છે, આથી કરીને મગજનાં સુક્ષ્મ અંડો ધીમે ધીમે કામ કરે છે, અને નિદ્રા નામથી ઓળખાતી સ્થિતિ સાધારણ રીતે પ્રાપ્ત થાય છે. આ ઉપરથી જણાશે કે નિદ્રા દર્મ્યાન મગજની આસપાસ લોહી થોડું હોય છે, અને થોડું હોવું જોઇએ. મોર્ફ્યા વગેરે નિદ્રાપ્રદ દવાઓ મગજ તરફ જતું લોહી ઘણું અટકાવે છે, અને તેનું પોષણ પણ કમી કરીને મગજમાં બીગાડ કરે છે. **કાલી ફૉસથી** રક્ત વાહિનીઓ મગજને જોઇતું પોષણ થોડા લોહી મારફતે પણ પુરૂ પાડી શકે છે, અને તેથી વધારે લોહી મગજ તરફ લઈ જવાની જરૂર રહેતી નથી; આથી મગજ થોડા લોહીથી પણ પુષ્ટિ પામી ને શાંત રહી શકે છે. આ વિના કોઇફજ દવા એવી હશે કે જે મગજને પોષણ આપે, ને તેજ વખતે નિંદ્રા પણ સારી રીતે લાવે. મગજને પોષણ મળવાનો ઉપાય કરવા પહેલાં માત્ર નિદ્રા લાવવાનો ઉપાય કરવો નહિ.

**ફેરમ ફૉસ:**—મગજ ઉપર **લોહીનું જોસ બહુ** હોય, ત્યારે **કાલી ફૉસ**ની સાથે ક્રમવાર.

**મેગ્નીસીઆમ ફ્રોસ:**—જ્યારે ઉપરના ક્ષારથી ફાયદો ન થાય ત્યારે આ ક્ષાર આપવો; જ્યારે કાંઇ દરદને લીધે ઉંઘ ન આવતી હોય. ત્યારે આથી ફાયદો થાય છે.

**સાજો થયેલો કેસ.**

ફ્રેન્ક એચ નામના એક ગંધિઆણાના વહેપારી ને સટો કરતાં દેવું થઇ ગયું; આથી તેને બહુ ચિંતા થવા માંડી, અને ઉંઘ પણ ઉડી ગઇ; ઓરડામાં આમ તેમ ફરવા લાગ્યો; અને સુતો હોય ત્યારે પણ બબડવા માંડયો; જ્યારે ઉઠે એટલે તે આળસ મરડતો, અને તેને બગાસાં આવવા માંડતાં; પોતાના ધંધામાં પણ વારે ઘડીએ દીલગીર થતો, ને ખારે બળતો; પોતાની પાસે કોઇ માણસ ગમતું નહિ. તે જ્યારે દવા કરાવવા આવ્યો, ત્યારે કોઇ ડાકટરની સલાહથી કલોરલ અને મોર્ફ્યાની દવા લેતો હતો મેં તેને કોઇ સારે સ્થળે હવાફેર કરવા જવાની, હમેશાં "બાથ" લેવાની, એટલે કે અમુક પ્રકારે સ્નાન કરવાની, સારો પૌષ્ટિક ખોરાક ખાવાની, અને કાલી ફ્રોસના ત્રણ અંશ વાળા ક્ષારના પાંચ ગ્રેનનું એક પડીકું દર ત્રણ કલાકે લેવાની સલાહ આપી, તેણે હવાફેર કર્યો અને તેનો કાગળ આવ્યો છે, તેમાં લખે છે કે તેની તબીયત હરેક રીતે સુધરતી આવે છે; ત્યાંથી પાછા આવતી વખતે તે ક્ષારનું એક પડીકું હમેશ લેવા માંડયું છે.

( ડા. સી. આર. વોજલ એમ. ડી.)

**હોમિયૉ૦**—એકોનાઇટ, બેલાડોના, કેન્નાબીસ ઇન્ડીકા, કેમોમિલા, સિંકોના, કૉફીઆ, જેલ્સીમીઅમ, હાયોસ્યામસ, ઇગ્નેશ્યા, લાઇકોપોડીઅમ, નકસવોમિકા, ઓપીઅમ, ફૉસ્ફરસ, પ્લૅટીનમ, પલ્સેટીલા, સ્ટ્રામોન્યમ, સલ્ફર, ઝીન્કમ મેટાલીકમ.

---

## પરમીઓ, પ્રમેહ.

( Gonorrhœa. )

અગર જો કે આ દર્દ મલીન પદાર્થના સમાગમથી અમુક સૂક્ષ્મ જંતુઓ દ્વારા ફેલાય છે, તો પણ જીવન રસાયણ વિદ્યા પ્રમાણે જોતાં અમુક ક્ષારો સળેખમ જેવા દર્દમાં જેવી રીતે કમી થયા હોય છે, તેવીજ રીતે પ્રમેહ વખતે પણ તે કમી થયા હોય છે.

**કાલી મ્યુર:**—પરમીઆના વ્યાધિમાં આ મુખ્ય દવા છે. કોઈપણ જગ્યાએ સોજો થયો હોય ત્યારે આ અકસીર દવા છે. સફેદ ને જાડુ અગર જરા પીળાશ પડતું ધોળું પરૂ નીકળતું હોય ત્યારે; (દાબીને પરૂ કાઢવું નહિ કેમકે તેથી સોજો વધે છે, અને જલદી આરામ વળતો નથી.)

**ફેરમ ફૉસ:**—પરમીઆની સાથે વરમ થયો હોય ને તાવ આવતો હોય તે મટાડવા માટે.

**કાલી ફૅાસ:**—ઇંદ્રિની ત્વચામાં મુખ આગળ વરમ થયો હોય ત્યારે આ ક્ષાર અંદરથી તેમજ બહારથી અપાય છે; વળી પ્રમેહમાં લોહી પડતું હોય ત્યારે પણ આ ક્ષાર અપાય છે.

**કેલ્કેરીઆ સલ્ફ:**—જ્યારે ઇંદ્રિમાંથી લોહી ને પરૂ નીકળતું હોય ત્યારે.

**નેટ્રમ્ મ્યુર:**—પરમીઓ થયા પછી લાંબે વખતે અંદરથી પાણી જેવી પારદર્શક રસી નીકળતી હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફ્રોસ:**—પ્રમેહ થયો હોય ને તે સાથે શરીર ક્ષીણ હોય ત્યારે; વળી અંદરથી રસી નીકળતી હોય ત્યારે નેટ્રમ્ મ્યુરની સાથે; અંદરથી આલ્બ્યુમીનવાળો રસ નીકળતો હોય ત્યારે.

**કાલી સલ્ફ:**—પ્રમેહ દર્મ્યાન અંદરથી લીલાશ પડતા રંગની રસી નીકળતી હોય, ત્યારે અગર પીળાશ પડતું પરૂ નીકળતું હોય ત્યારે.

**નેટ્રમ્ સલ્ફ:**—જીર્ણ પ્રમેહમાં ઘટ ને પીળાશ પડતી લીલી રસી નીકળતી હોય ત્યારે.

**સીલીસીઆ:**—ઘણો જુનો પરમીઓ હોય અને જાડુ ગંધાતુ પરૂ નીકળતું હોય ત્યારે; કસરત કરતી વખતે પણ ટાઢ વાયા કરતી હોય ત્યારે; ઇંદ્રિની ત્વચા સુજેલી રહેતી હોય ત્યારે.

**મેગ્નીસીઅમ ફૉસ:**—પ્રમેહને લીધે પેડુમાં બહુ દુખાવો થતો હોય ત્યારે.

**નેટ્રમ્ ફ્રોસ:**—સુશ્લર પોતાની છેલ્લી આવૃત્તિમાં જણાવે છે કે આ ક્ષાર ૨૫ અંશવાળો બનાવીને આપવાથી પ્રમેહ ઉપર ઘણો ફાયદો કરે છે.

**હોમિયૉ૦**—ઍકોનાઇટ, કેનેબિસ સેટીવા, કેન્થારીસ, કૅપ્સીકમ, કોપેવા, મર્ક્યુરીઅસ, પલ્સેટીલા, સેપીઆ, સલ્ફર, થ્યુજા.

---

## પક્ષાઘાત.

### ( Paralysis ).

પક્ષાઘાત એટલે પક્ષનો આઘાત, એટલે કોઇ પડખાની ગતિ તંતુઓનું થોડું ઘણું મૃત્યુ અગર નાશ. આ વ્યાધિ થાય છે, ત્યારે આપણી ઇચ્છા છતાં આપણું અંગ કામ કરતું નથી. ગતિ તંતુને, અને સ્નાયુને જે પોષણ મળવું જોઇએ તે નહિ મળવાથી, આ પરિણામ આવે છે.

કેટલીક વખત એવું બને છે કે સેંદ્રિય પદાર્થો જેવા કે આલ્બ્યુમીન, ફ્રિબ્રીન વગેરે મજ્જાતંતુ, અને સ્નાયુના તંતુની પાસેના સંયોજક તંતુઓમાં એકઠા થાય છે અને જામી જાય છે, તેથી મજ્જા તંતુના રસનો પ્રવાહ બરાબર ચાલી શકતો નથી, અને તેથી પક્ષાઘાતમાં વધારો થાય છે

**કાલી ફ્રોસઃ**—સઘળી જાતના **પક્ષાઘાતના વ્યાધિમાં આ મુખ્ય ઉપાય** છે; પક્ષાઘાત ધીમે ધીમે થતો ગયો હોય, અગર એકદમ થયો હોય; કંઠના દોરનો પક્ષાઘાત થવાથી સાદ બેસી ગયો હોય; ચાલવાના અંગમાં પક્ષાઘાત થયો હોય; પક્ષાઘાતની સાથે અંગ સુકાઇ જવા લાગ્યું હોય; ચૈતન્ય ઓછું થયું હોય; ઝાડો ગંધાતો આવતો હોય; ચ્હેરાના ભાગનો પક્ષાઘાત એટલે કે અડદિયો વા થયો હોય; કોઇ અંગના થોડા એક ભાગનો પક્ષાઘાત થયો હોય; અર્ધાંગનો પક્ષાઘાત થયો હોય, બાળકને પક્ષાઘાત થયો હોય ઇત્યાદિ પ્રકારના પક્ષાઘાતમાં અપાય છે, અને આ ક્ષાર એક ખાસ ઇલાજ થઇ પડે છે.

**મેગ્નેસીઅમ ફોસઃ**—મગજની તંતુઓના સફેદ તાંતણામાં બીગાડ થવાથી કે અપૂર્ણ પોષણ મળવાથી પક્ષાઘાત થયો હોય, હાથ કે મસ્તક દર્દીની ઇચ્છા વિરૂદ્ધ ધ્રુજ્યા કરતું હોય; સ્નાયુમાં ગતિ ઉત્પન્ન કરનાર તંતુના દોષથી પક્ષાઘાત થયો હોય. ઇત્યાદિ વ્યાધિમાં **કાલી ફ્રોસની સાથે** ક્રમવાર.

**કેલ્કેરીઆ ફોસ**—નીચેના અંગોમાં શીતતા, બ્હેરાપણું, અને કાંઇ કીડી જેવાં જનાવર ચાલતાં હોય તેવું સ્પર્શ જ્ઞાન થવા લાગે, અંગ હળવે હળવે રહી જતું હોય, ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે મુખ્ય દવાની સાથે ક્રમ વાર.

**સીલીસીઆ**—લોકો મોટર એટેકસીઆ નામનો વ્યાધિ જેમાં ચાલતી વખતે દરદી પોતાના પગ ધાર્યા પ્રમાણે મુકી શકતો નથી, તેવો વ્યાધિ થયો હોય; સાંધાના ભાગમાં પક્ષાઘાતનો વ્યાધિ વિશેષ જણાતો હોય ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે **કાલી ફ્રોસની સાથે.**

### સાજો થયેલ કેસ.

એક દારૂના પીઠામાં કામ કરનાર હેનરી કે નામના ૨૪ વર્ષના સક્ષને તેના પિતાએ મારી પાસે દવા કરાવવા આણ્યો હતો. તેના ચ્હેરાની જમણી બાજુને પક્ષાઘાત થયો હતો. ગાલ ઉપર જ્ઞાનશક્તિ બીલકુલ રહી નહતી; તે કહેતો હતો. કે તેનો ગાલ બ્હેર મારી ગયો હોય તેવો લાગે છે, અને બોલવામાં અડચણ કરે છે; મોંઢું ડાબી બાજુએ ખેંચાઇ ગયું હતું. ચાલતી વખતે પગ બરાબર મુકી શકતો ન હતો, તેથી મને લાગ્યું કે તેનું શરીર વાયે રહી જશે; અગર લોકો મોટર એટેક્સીઆ થશે. તેને જોઇને શંકા થઇ કે તેને હસ્તક્રિયાની કુટેવ હશે, પણ તેણે ના પાડી. તેના હાથ વખતો વખત તેની સાથે ઇચ્છા વિના ધ્રુજતા હતા; તેને પક્ષાઘાત ( palsy ) થયો હશે, એટલો ખુલાસો તેના બાપે કર્યો. તેના હાથ પગ ટાઢા હતા.

મેં એમ અનુમાન કર્યું કે તેને આ રોગ પાણીમાં બહુ વખત કામ કરવાથી અગર વિષય ભોગ અતિશય કરવાથી, અગર બન્ને કારણો એકઠા થવાથી થયો હશે. તેને કાલી ફોસનો ૩ અંશવાળો ક્ષાર, અને કેલ્કેરીઆ ફ્રોસનો પણ ૩ અંશ વાળો ક્ષાર દર ત્રણ કલાકે વારાફરતી બે અઠવાડીઆ સુધી આપ્યો; પછી એક માસ દવા બંધ રાખીને પછી એકલો કાલી ફોસ આપવા માંડયો. ત્યાર પછીથી અત્યાર સુધી ત્રણ મહિનામાં તેની તબીઅત ધીમે ધીમે સુધરતી આવી છે, અને તેના ચ્હેરાનો પક્ષાઘાત હવે ભાગ્યેજ તેને લાગે છે; વ્યાધિવાળી બાજુએ પણ જ્ઞાન શક્તિ ઘણી છે, તે વધારે નિયમિત રીતે ચાલે છે. પગ મુકે છે, ત્યારે પણ સાજો માણસ પગ મુકે તેવી રીતે પગ મુકે છે, અને એકંદર રીતે તેના શરીરમાં સુધારો થયો છે. મારે કહેવું જોઇએ કે પાછળથી એક વખત તેને મળ્યો, ત્યારે તેણે તેની હસ્તક્રિયાની કુટેવ કબુલ કરી, અને મેં તેને બરોબર શિખામણ આપી, ત્યારે તેણે તે ટેવ છોડવાનો પ્રયત્ન કરવાનું વચન આપ્યું; અને હું

ધારૂં છું કે તેણે તે ટેવ મુકી દીધી હશે તેથી તેનું શરીર જલદી સુધારવા લાગ્યું હશે.

( સી. આર. વોજલ, એમ. ડી. )

**હોમિયો૦**—એકાનાઇટ, એલ્યુમિના, આર્જેન્ટમ નાઇટ્રીકમ, કૅાસ્ટીકમ, જેલ્સીમીઅમ, નકસવોમિકા, ફૉસ્ફરસ, પ્લમ્બમ, રસ ટોક્સ, સેપીઆ, સ્ટેફીસેગ્રીઆ. સલ્ફર.

---

## પાંડુ રોગ; રક્તકણુની ન્યુનતા.

( Anœmia )

પાંડુરોગ એટલે રકતકણુ ઓછા હોવાથી શરીરનો દેખાવ લાલ નહિ દેખાતાં તદ્દન સફેત અગર ફિક્કો લાગે, તથા શરીરમાં નબળાઇ લાગે તે વ્યાધિ.

**કેલ્કેરીઆ ફોસઃ**—આ ક્ષારથી નવાં રકતકણુ થાય છે, તેથી અયોગ્ય પોષણને લીધે થતા પાંડુરોગમાં ફાયદાકારક છે.

**ફેરમ ફોસ**—કેલ્કેરીઆ ફોસ આપ્યા પછી પણ રકત કણની ખામી લાગતી હોય, ત્યારે આ ક્ષારથી રકત સાથે ઓકસીજન જલદીથી ભળે છે. દેશી ઔષધિમાં તેમજ વિલાયતી દવામાં લોહ અપાય છે, પણ રજકણો મોટાં હોય છે, અને તેથી તે બરાબર અસર કરતાં નથી, તથા ઘણીવાર ઝાડાની કબજીઆત કરે છે, ને ક્ષુધા મંદ પાડી દે છે.

**નેટ્રમ મ્યુરઃ**—જ્યારે લોહી **પાણી જેવું પાતળું** થઇ ગયું હોય ત્યારે; તથા યુવાવસ્થામાં આવેલ છોકરીઓનો ચ્હેરો જરા લીલાશ પર થયો હોય, અને આર્તવ નિયમસર આવતો ન હોય ત્યારે

**કાલી મ્યુરઃ**—જ્યારે પાંડુરોગની સાથે ત્વચા રોગ પણ હોય ત્યારે બીજા ક્ષારો સાથે વારાફરતી અપાય છે.

**નેટ્રમ સલ્ફઃ**—મેલેરીઆવાળી અને ભેજવાળી જગ્યામાં રહેવાથી શરીર બગડયું હોય ત્યારે.

**સીલીસીઆઃ**—બચ્ચાંઓને પુષ્ટિ ન થતી હોય અને દુબળાં રહેતાં હોય ત્યારે બીજી દવાઓની સાથે વારા ફરતી.

**હોમિયો૦**—એલેટ્રીસ, આર્સેનિકમ, કેલ્કેરીઆ કાર્બ, ચીનીનમ આર્સ, ચાઇના, ફેરમ મેટાલીકમ, ફેરમ રીડેકટમ. હેલોનિઆસ, કાલીકાર્બ, નકસવોમિકા, પ્લમ્બમ, પલ્સેટીલા, સિકેલી.

---

## પિંડ દોષ.

( Glandular Affections )

**કાલી મ્યુરઃ**—ગળામાં કે બીજી જગ્યાએ નાના નાના પિંડ હોય છે, તે સુજી આવે ત્યારે આ ખાસ દવા છે. પિંડ મૂળથી દેખાતો ન હોય, તોપણ કોઇ જગ્યાએ દરદ વિના ત્વચામાં ગાંઠ જેવું ફુલી આવે ત્યારે આ ક્ષાર ફાયદો કરે છે, અને બહારથી લગાડી શકાય છે. સ્કોફ્યુલાના વ્યાધિને લીધે ગળા આગળની પિંડની ગાંઠો સુજી આવી હોય ત્યારે તથા પેટમાં કોઇ પિંડની વૃદ્ધિ થઇ હોય, ને ઝાડા થઇ આવ્યો હોય ત્યારે; અવાળુ આવી ગયાં હોય, ત્યારે, અને પ્લેગમાં ગાંઠ ઉપડી આવે છે, ત્યારે પણ આ ક્ષાર ગુણ કરે છે.

**નેટ્રમ મ્યુરઃ**—લાલાસ્રાવી ( થુંકની ) પિંડના દીર્ઘ વરમમાં જ્યારે થુંક બહુ વહેતું હોય ત્યારે; લીંફ વાહિનીના દીર્ઘ વરમમાં જ્યારે પાણી જેવો રસ ભરાઇ રહેતો હોય ત્યારે; અવાળુ આવી ગયા હોય, અને તેમાંથી પાણી નીકળતું હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓર**—પિંડ કઠણ હોય ત્યારે કાલી મ્યુરની સાથે ક્રમવાર આપ્યા કરવું; સ્ત્રીઓના સ્તનમાં કઠણ ગાંઠા થયા હોય ત્યારે: પિંડના દીર્ઘ વરમમાં તેને પોચો કરવા માટે; વળી જ્યારે પિંડનુ ગડ રૂઝાવા આવે ત્યારે કોર કઠણ થઇ જતી હોય ત્યારે.

**ફેરમ ફોસઃ**—કોઇ પિંડના વરમને લીધે જ્વર આવ્યો હોય ત્યારે.

**કેલ્કેરીઆ સલ્ફઃ**—પિંડના **દીર્ઘ વરમમાં ખાસ દવા;** ગોઇટરના વ્યાધિમાં અકસીર છે; વળી કંઠમાળના દર્દમાં પણ વપરાય છે.

**સીલીસીઆઃ**—પિંડ પાકવા આવ્યો હોય, ત્યારે જલદી પરૂ થાય તે માટે આ ક્ષાર આપવામાં આવે છે. કંઠમાળના વ્યાધિમાં ગુણકારી છે.

**કેલ્કેરીઆ સલ્ફઃ**—પરૂ વહેતું હોય ત્યારે પરૂ બંધ કરવા માટે આ ક્ષાર અપાય છે. જુઓ ગડનો વિષય.

હોમિયો૦—બેલાડોના, કેલ્કેરીઆ કાર્બ., કૉસ્ટી એનિમેલીસ, કાર્બો વેજી., કોનાયમ, ગ્રેફાઇટીસ, હેપાર, આયોડીઅમ, મર્ક્યુરીઅસ, સ્પન્જીઆ, સલ્ફર.

## પેશાબનું વહી જવું.

( Enuresis. )

**ફેરમ ફોસ:**—જો ગર્ભાધાન હાલતમાં મૂત્રાશયના સંકોચક સ્નાયુની નબળાઇને લીધે પેશાબ આપો આપ વહી જતો હોય, અથવા છોકરીઓને અગર મોટી ઉમ્મરની સ્ત્રીઓને ઉધરસ ખાતી વખતે પેશાબ થોડો અગર વધારે વહી જતો હોય, તો આ દવાથી ફાયદો થાય છે. વળી સ્ત્રી અગર પુરૂષને મૂત્રાશયની ગ્રીવા આગળ કોઇ જાતનો વરમ કે દાહ રહેતો હોય, અને તે સાથે પેશાબ વહી જતો હોય, કે ટપકતો હોય, તોપણ આજ દવા ફાયદો કરે છે.

**કેલ્કેરીઆ ફોસ:**—નબળા બાંધાના છોકરાંઓને, અથવા વૃદ્ધ માણસોને પેશાબ વહી જતો હોય, તો આ દવા એકલી, અગર બીજી કોઈ યોગ્ય દવાની સાથે અપાય છે.

**કાલી ફોસ:**—જો પક્ષાઘાતની કાંઇ અસરને લીધે, અગર મજ્જા તંત્રની નબળાઇને લીધે પેશાબ વહી જતો હોય, તો આ દવાની જરૂર પડે છે.

### સાજો થએલો કેસ.

પાંત્રીસ વર્ષની ઉમરની એક સ્ત્રીને ત્રણ વર્ષથી પેશાબ વહી જવાનો વ્યાધિ હતો. તેની તન્દુરસ્તી સાધારણ રીતે સારી હતી, અને રાત્રિમાં પેશાબ અટકી શકતો હતો, તોપણ દિવસે ઘણો ખરો આપો આપ ચાલ્યો જતો હતો, તેને ફેરમ ફોસ૩× એક દિવસમાં ચાર વખત આપવા માંડયું. એક અઠવાડીઆમાં તેનામાં સુધારો થયો; અને તેજ દવા બીજાં ત્રણ અઠવાડીઆં સુધી ચલાવી, તેથી મૂત્રાશયના સ્નાયુઓ મજબુત થયાં, અને પેશાબ બરાબર નિગ્રહમાં રહેવા લાગ્યો. નવ મહિના પછી તે સ્ત્રી ફરીથી તેજ વ્યાધિને માટે આવી, અને અગર જો કે આ વખતે તેણી સગર્ભા હતી, તોપણ તેને ફેરમ ફોસ આપ્યું એટલે પેશાબ બરાબર કાબુમાં રહેવા લાગ્યો. ( વાઈલ્ડ. )

હોમિયો૦—જેલ્સીમીઅમ, સેન્ટોનીનમ, કૉસ્ટીકમ, ફેરમ મેટાલીકમ, પ્લેન્ટેગો મેજર.

## પોષણની ખામી; શરીરનું સુકાવું.

( Atrophy ).

**કેલ્કેરીઆ ફોસ:**—સ્ક્રોફ્યુલાના વ્યાધિવાળાં બાળકોમાં હાડકાની નબળાઇ ને અપુર્ણ પોષણ (આ સાથે અહીં કેલ્કેરીઆ ફ્લ્યુઓર દેવું ). ખોરાક બરાબર પચતો નહી હોવાથી નીપજતી નબળાઇમાં તેમજ બચ્ચાંને જલદી દાંત ન આવતા હોય ત્યારે. વળી પાણી જેવો ઝાડો આવતો હોય, અને બાદી રહેતી હોય ત્યારે, તથા પેટ બેસી ગયેલું રહેતું હોય ત્યારે, તથા નાની ઉમ્મર છતાં ચ્હેરો ઘરડા જેવો લાગતો હોય ત્યારે.

**કાલી ફોસ**—મગજતંતુના બીગાડથી બચ્ચાંનું શરીર દિન પર દિન લેવાઇ જતું હોય, તથા ઝાડો ગંધાતો આવતો હોય ત્યારે, તેમજ હાડકાને તથા મગજને પુર્ણ પોષણ ન મળતું હોય ત્યારે.

**સીલીસીઆ:**—શરીર દુબળું હોય, અને માથું ઘણું મોટું હોય ત્યારે, અગર બચ્ચાંને પરસેવો બહુ થતો હોય અને પોચ્ચા સ્વભાવનું હોય, તથા ચ્હેરો લેવાઈ ગયો હોય; વળી તેને ધાવણ સદતું ન હોય અને ઓકી કાઢતું હોય ત્યારે, અગર ઝાડો ગંધાતો હોય, અને પાણી જેવો હોય ત્યારે, અગર હવાફેરથી તેને ઘણી નબળાઇ ને બેચેની થતી હોય ત્યારે.

**નેટ્રમ મ્યુર:**—ડોક અને ગળું બચ્ચાનું એકદમ સુકાઇને પાતળું થવા લાગે છે; તેનો સ્વભાવ ચીઢીઓ થઈ જાય છે, અને બોલતાં શિખવામાં ઘણો વખત વાગે છે. ટાઢ વાયા કરે છે, અને ઝાડો કબજ રહે છે, ત્યારે આ ક્ષાર ઉપયોગી છે.

**નેટ્રમ ફૉસ**—જે બચ્ચાઓને શીશીથી ધવડાવવામાં આવતા હોય તેઓ નબળા રહેતા હોય અને શરીર સુકાઇ જતું હોય તેમને. વળી પેટ ફુલેલ હોય ત્યારે તેમજ વૃદ્ધિ થઇ હોય ત્યારે તથા જમ્યા પછી પેટમાં દુખવા લાગતું હોય ત્યારે, તથા અનાજ પચ્યા વગર ઝાડામાં નીકળી જતું હોય ત્યારે, અગર હાથ પગ દોરડી ને પેટ ગાગરડી જેવું હોય ત્યારે, આ ક્ષાર આપવો.

**નેટ્રમ સલ્ફ:**—વારસામાં ઉતરી આવેલ નબળાં શરીર, તથા ફુલેલ પેટ અને વાયુમાં; વળી ઝાડો પાણી જેવો, પીળો ને ચાલતાં ચાલતાં નીકળી પડતો હોય ત્યારે.

**હોમિયૉ૦**—પ્લમ્બમ, ફૉસ્ફરસ, સેન્ટોનીનમ, પીઝોસ્ટીગ્મા.

---

## ફેફસાના પડનો વરમ; છાતીનું શૂળ.

( Pleurisy. )

**ફેરમ ફોસ:**—જ્વર હોય ત્યારે **પ્રથમની હાલતમાં;** છાતીમાં દુખતું હોય, પડખામાં શૂળ આવતું હોય, થોડી થોડી પણ સખત ઉધરસ આવતી હોય, શ્વાસ લેવામાં મુશ્કેલી પડતી હોય ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે; આ સાથે ગરમ પાણીનો વરાળીઓ શેક તે જગ્યા ઉપર કરવો.

**કાલી મ્યુર:**—જ્યારે વરમ થયાથી ફેફસાનાં કોઈ ભાગમાં સોજો થયો હોય, ને જીભ ઉપર સફેદ અગર ભુખરી સફેદ છારી વળી હોય ત્યારે.

**કેલ્કેરીઆ સલ્ફ:**—ત્રીજી સ્થિતિમાં જ્યારે ફેફસાના કોઇ ભાગમાં પરૂ થયું હોય ત્યારે પરૂ સુકવી નાખવા માટે.

### સાજો થયેલ કેસ.

એક પાંચ વર્ષના છોકરાને જમણા પડખામાં શૂળ આવતું હતું; ઉધરસ ખાતી વખતે, અને ઉંડો શ્વાસ લેતી વખતે વધારે દુખતું હતું. જમણા ખભાના સાંધામાં વાયે રહી ગયા જેવું દરદ થતું હતું; શરીર ગરમ થયું હતું; તરસ લાગતી નહોતી; બ્રાયોનિઆ આપ્યું, તેથી કાંઇ ફાયદો થયો નહિ; ફેરમ ફોસ દર બે કલાકે આપવાથી બીજેજ દિવસે તેને તદ્દન સુવાણ થઇ ગઇ.

( ડા. ડબલ્યુ. પી. વેઝલહોફ્ટ એમ. ડી. )

**હોમિયૉ૦**—એકોનાઇટ, કેન્થારિસ, એપીસ, આર્નિકા, આર્સેનિકમ, બેલાડોના, બ્રાયોનિઆ, કેન્થારિસ, હેપારસલ્ફ, રેનન્કયુલસ, સ્ટેનમ, સલ્ફર.

---

## ફેફસાની વાયુ નળીનો વરમ.

( Croup )

**કાલી મ્યુર:**—મોટી ઉધરસમાં આ એક મુખ્ય ઇલાજ છે, અને તે વારંવાર આપવાની જરૂર છે. શરૂઆતમાં ફેરમફોસ અને આ દવા બન્ને વારાફરતી આપવી. વળી આ દવા ગરમ પાણીમાં નાંખીને કોગળા કરાવવા માટે પણ અપાય છે.

**ફેરમ ફોસ:**—શરૂઆતમાં તાવ, અને શ્વાસની મુંઝવણ હોય, તો ઉપરની દવા સાથે ચાલુ કરવી.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓર:**—જો ઉપરની બન્ને દવાથી કાંઈ ગુણ માલુમ પડે નહિ, તો આ દવા થોડાક દિવસ તેમની સાથે વારા ફરતી આપતા જવી.

**કેલ્કેરીઆ ફોસ:**—બાળક શરીરે બહુ નબળું હોય, અને ઉધરસ મટતી ન હોય, તો આ દવા આપવાથી ઘણીવાર બાળકની તબીઅતમાં સુધારો થાય છે. જ્યારે બલગમ શ્લેષ્મ પડમાંથી છૂટો પડતો ન હોય, ત્યારે આ દવાથી તે છૂટો પડે છે.

**કેલ્કેરીઆ સલ્ફ:**—જ્યારે બલગમમાં પરૂ નીકળતું હોય, કે લોહી પડતું હોય, જીર્ણ જ્વર રહેતો હોય, ત્યારે આ દવા કાલી મ્યુરની સાથે વારાફરતી આપવામાં આવે છે.

**કાલી ફોસ:**—જ્યારે ઘણા વખત સુધી કાંઈ ઉપચાર કરવામાં ન આવ્યો હોય, અને દરદી અતિ ક્ષીણતાથી મરણ પામશે એવી દહેશત હોય, મજ્જા તંત્ર બહુ નબળું પડી ગયું હોય, તથા ચ્હેરો ફીક્કો અને નિસ્તેજ થઇ ગયો હોય, ત્યારે આ દવા કાલી મ્યુરની સાથે વારા ફરતી અપાય છે.

### સાજો થયેલો કેસ.

ડી. આર. નામનો સાત વર્ષની ઉમ્મરનો એક છોકરો હતો. તેને શીયાળામાં સખ્ત પવનના વખતમાં ક્રુપની જાતના વાયુ નળીના વરમના જેવો રોગ ( spurious croup ) થઇ આવ્યો હતો. તેને કેટલાક વર્ષ ઉપર ક્રુપનીજ જાતનો સખ્ત વરમ થઈ આવ્યો હતો; પણ આ વખતે તેને તાવ અને મોટા અવાજથી ને ઉંડેથી નીકળતી ઉધરસ હતી.

તેને હોમીઓપેથી પ્રમાણે એકોનાઈટ અને લીવર ઓફ સલ્ફર કેટલાક દિવસ સુધી આપ્યા કર્યું; તો પણ રાત્રે ઉધરસ બહુ જોરથી આવતી અને તેના

સગા વહાલાંઓને તેને માટે ચિંતા થઇ પડી. ઉધરસની સાથે દાહ અને ભીંસ હતી. હેપાર સલ્ફ્યુરીસ, જેને ઉપર લીવર ઓફ સલ્ફર એવું નામ આપ્યું છે, તેને બદલે મેં કાલી મ્યુર બેએ કલાકે આપવા માંડયું. એ દવાનાં થોડાંક પડીકાં આપ્યાં, એટલે ઉધરસ છૂટી થઇ, તેનો મોટો ને ખોખરો અવાજ બંધ પડયો, અને તે છોકરો આખી રાત સારી રીતે ઉંઘ્યા પછી સવારમાં તદ્દન હોંશીયાર થઇને ઉઠી શકયો.

**હોમિયૉ.—**એકોનાઇટ, એન્ટીમોનીઅમટાર્ટરીકમ, હેપાર સલ્ફ. આયોડીઅમ, કાલી બાઇક્રોમીઅમ, લૅચિસીસ, સૅન્ગ્વીનેરીઆ સ્પન્જીઆ, વિરેટ્રમ વિરીડી.

---

## ફેફસાનું જળોદર.

( Edema of the lungs )

**નેટ્રમ મ્યુર:—**ફેફસામાં એકદમ વરમ વિના સોજો થઇ આવ્યો હોય, અને તેમાં રસ ભરાઇ ગયો હોય, તથા શ્વાસોચ્છ્વાસ ચાલતી વખતે સર્ડ સર્ડ બોલતું હોય; મોઢામાંથી, નાકમાંથી ને આંખમાંથી પાણી વહેતું હોય; ઇત્યાદિ લક્ષણ હોય ત્યારે.

**કાલી ફ્રોસ:—**ફેફસાનું જળોદર થયું હોય, એકદમ ઉધરસ આવવા લાગતી હોય; શ્વાસોશ્વાસ બંધ થઈ જશે એવી મુંઝવણ લાગતી હોય, ફેફસાં જાણે સંકોચાઈ ગયાં હોય, અને તેમાં શ્વાસ ભરી શકાશે નહિ તેવી મુશ્કેલી ( Dyspnea ) લાગતી હોય, અને ચ્હેરો લીલો લાગતો હોય; ઇત્યાદિ ચિન્હો હોય ત્યારે ( ઘણી વખત નેટ્રમ મ્યુરની સાથે અનુક્રમે આપવાથી ફાયદો થાય છે. )

**હોમિયૉ.—**એપીસ, એપોસાયનમ, કાલી આયોડેટમ, કેન્થારિસ, થાઇરૉઇડીનમ.

( આ છેલ્લી દવા થાઇરૉઇડ નામના પિંડમાંથી તૈયાર કરવામાં આવે છે. તે જળોદરના સોજા મટાડવા તથા રકતાશયને નિયમિત કરવા માટે અપાય છે.)

---

## ફેફસાંનો વરમ, ન્યુમોન્યા, સન્નિપાત જ્વર.

( Pneumonia. )

આ વ્યાધિ આયુર્વેદમાં ત્રિદોષ અગર સન્નિપાત જ્વર એવા નામથી ઓળખાય છે, અને દેશી વૈદો તેમજ ડાકટરો પણ આ વ્યાધિને ભયંકર ગણે છે; આયુર્વેદમાં આ વ્યાધિ માટે ત્રિદોષ—એટલે કફપિત્ત અને વાતને હણવા માટેની દવાઓ આપે છે. ઘણા વખતથી એલોપેથી પ્રમાણે પણ આ વ્યાધિનો ઉપચાર થતો આવ્યો છે, પરંતુ તેમાં ફળીભૂત થતા ચોકસ ઉપાયો નક્કી થયા નથી; ઉલટી કરાવવાની દવાઓ, આમોન્યા જેવી અમુક ઉત્તેજક દવાઓ, અને બાહ્યોપચાર વપરાય છે. જંતુ વિદ્યાના શોધકો આ વ્યાધિનું કારણ અમુક જંતુઓ છે એમ જણાવે છે, પણ જીવન રસાયણ વિદ્યા ફેફસાના વરમનું કારણ ખુલાસાસહિત બીજી રીતે દર્શાવે છે, અને તેનો ઇલાજ સમજાવે છે.

હવામાં રહેલી વીજળીમાં એવા ફેરફારો થાય છે કે તેથી મનુષ્યના શરીરમાં લોહ અને બીજા ક્ષારો કમી થઇ જાય છે, અને તેથી જીવન ચાંચલ્ય ઓછું થાય છે, તથા ત્વચાના છિદ્રો બંધ થઇ જાય છે. આથી જે મળ ત્વચા દ્વારા બ્હાર નીકળવાના હોય છે તે પાછા અંદર જવાનું જોર વાપરે છે, અને ત્યાં રસ્તો કરે છે, તેની સાથે પાણી આલ્બ્યુમીન વગેરે વાહક થઇને ચાલે છે, અને કોઈ એક અનુકુળ જગ્યાએ જામવા લાગે છે. ફેફસામાં જ્યારે એ પ્રમાણે મળ જોર કરે છે, ત્યારે કાંતો તેથી વરમ થાય છે, અગર તો જંતુઓને ફાવવાને માટે યોગ્ય ક્ષેત્ર મળે છે. આ વખતે નાડી ઉતાવળી ચાલે છે કેમકે (૧) તે મળને દૂર કરવાની જરૂર છે, અને (૨) રકતમાં લોહ ઓછું હોવાથી પૂરતો ઓકસીજન તંતુઓને આપવામાં જલદી કામ કરવું પડે છે. વધારે લોહથી જેટલો ઓકસીજન પુરો પાડી શકાય તેટલોજ ઓકસીજન પુરો પાડવાનું કામ થોડા લોહથી કરવા માટે લોહીને વધારે ઉતાવળ કરવી પડે છે, અને તેથી ઉષ્ણતા સાથે નાડીની ત્વરા જણાય છે. ગમે તે રીતે ઉપચાર કરવામાં આવે, તોપણ સારી સારવાર એ આ રોગમાં ખાસ અગત્યની બાબત છે.

**ફેરમ ફોસ:—ફેફસાના વરમની શરૂઆતમાં,** દુખાવો, તાવ, અલ્પશ્વાસ ઇત્યાદિ હોય ત્યારે; ઉધરસ આવતી હોય પણ બડખા ન નીકળતા હોય, અગર બડખામાં લોહી અગર કાટના જેવા રંગનો કફ નીકળતો હોય ત્યારે; આ ક્ષાર થોડી થોડી વારે આપ્યા કરવો; આ સાથે છાતી ઉપર શેક કરવો.

**કાલી મ્યુર:—બીજી સ્થિતિમાં જ્યારે ફેફસામાં ફીબ્રીન જામ્યું હોય, અને સોજો ચડયો હોય;** ઉધરસ આવીને સફેદ બડખાં નીકળતા હોય; જીભ ઉપર સફેદ અગર ભૂખરી સફેદ છારી રહેતી હોય; આ ક્ષાર જ્વર દર્મ્યાન **ફેરમ ફોસની** સાથે ક્રમવાર પણ અપાય છે.

**કાલી સલ્ફ:—**જો એકલો ફેરમ ફોસ આપવાથી પસીનો આવતો ન હોય, તો આ ક્ષાર તેની સાથે ક્રમવાર આપવો; **છાતીમાં કફ બોલતો હોય, છૂટો પડયો હોય, અને પીળાશ** પડતા રંગનો હોય, અગર શ્લેષ્મ પાણી જેવો ને પીળાશ પડતો હોય; શ્લેષ્મ બહાર નીકળવાને બદલે ગળે ઉતરી જતો હોય; ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**નેટ્રમ મ્યુર:—**છાતીમાં કફ બોલતો હોય, તે સ્વચ્છ, પાણી જેવો, અને ફીણ વળતો હોય; જીભની કોર ઉપર ફીણ વળતા ઘણા પરપોટા થતા હોય; ઉધરસ બહુ આવતી હોય, આંખમાંથી આંસુ આવતા હોય, અને માથું ભારે રહેતું હોય ને અંદર જાણે કે કોઇ હથોડો મારતું હોય તેવો દુખાવો થતો હોય ઈત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**કેલ્કેરીઆ સલ્ફ:—**ફેફસાનો વરમ થયા પછી અંદરથી પરૂ વગેરે નીકળતું હોય તે વખતે.

**સાજા થયેલ કેસ.**

ડા. એ. એલ. ફીશરે એક છોકરો જેને ફેફસામાં વરમ થયો હતો, અને શરીરની ગરમી તાવને લીધે ઘણી વધી હતી, તેને **ફેરમ ફોસ,** અને **કાલી સલ્ફ,** આપીને સાજો કર્યો હતો. તે છોકરાને જાડો પીળાશ પડતો કફ નીકળતો હતો.

( હોમીઓપેથીક જર્નલ ઓફ ઓબ્સ્ટેટ્રીકસ )

એક કેસમાં નીચે પ્રમાણે લક્ષણો હતાં; ફેફસાનો વરમ થવાથી ફેફસાનો મોટો ભાગ સુજી ગયો હતો; અંદર લોહી જામી ગયું હતું; દુખાવો સખત હતો, ઉધરસ બહુ આવતી હતી, અને તેથી દરદી ક્ષીણ થઈ જતો હતો; બડખો નીકળતો હતો, પણ ઉંઘ આવતી નહોતી. દશ દિવસ સુધી એકોનાઇટ, બ્રાયોનીઆ, ફોસ્ફરસ વગેરે હોમીઓપેથીક દવા આપી, પણ કાંઇ ફેર પડયો નહિ; અને મેં કેટલાક વર્ષથી, નહિ જોયેલ એટલો બધો ખરાબ તે કેસ થતો ગયો, તેથી **ફેરમ ફોસ,** અને **કાલી મ્યુર** વારા ફરતી આપવા માંડયા. ચોવીસ કલાકમાં જાણવા જેવો સુધારો થયો, અને એમ થતાં થતાં થોડા વખતમાં તે સાજો થવા લાગ્યો. કેસ ખરેખર ગંભીર હતો, કેમકે તેનો હાથ ભાંગી ગયો હતો, તેથી ત્રણ માસથી તે ખાટલાવશ હતો, અને તેને વરમ થયો, ત્યારે તેનું શરીર ઘણું નબળું હતું.

( ડા. એસ. પાવેલ બર્ડીક એમ. ડી. )

**હોમિયૉ૦—**એકોનાઇટ, એન્ટીમોનિઅમ ટાર્ટ; બેલાડોના, બ્રાયોનિઆ, ચેલીડોનીઅમ, જેલ્સીમીઅમ, હેપાર સલ્ફ, હાયોસ્યામસ, આયોડીઅમ, ઈપીકાકયુઆના, કાલી બાઇક્રોમીઅમ, કાલીકાર્બોનેટમ, લાઇકોપોડીઅમ, મકર્યુરીઅસ, ફૉસ્ફરસ, સૅન્ગ્વીનેરીઆ, સલ્ફર, ટયુબરક્યુલીનમ, વીરેટ્રમ વીરીડી.

---

## ફેર આવવા; ચક્કર આવવા.

( Vertigo and Dizziness. )

**કાલી ફૉસ:—**મગજની નબળાઇને લીધે અગર લોહી ઓછું હોવાથી ફેર આવે, ત્યારે આ દવા ઉપયોગી થઇ પડે છે; બેઠા થવાથી, અને ઉંચું જોવાથી ફેર આવે, તે ખાસ આ દવાને સૂચવે છે.

**ફેરમ ફૉસ:—**માથા તરફ લોહી ચઢી જવાથી, માથામાં દુખાવો થઇ આવ્યો હોય, તે સાથે ફેર આવતા હોય, તો આ દવા આપવી.

**મૅગ્નીસ્યમ ફૉસ:—**આંખની દૃષ્ટિ તંતુઓ બગડી ગઇ હોય અને તેથી બધું ફરતું હોય એમ દેખાતું હોય, ત્યારે આ દવા ફાયદો કરે છે.

**નેટ્રમ સલ્ફ:—**પિત્તનો પ્રકોપ થયો હોય, અને તેથી મોઢામાં કડવો સ્વાદ આવતો હોય, ઉલટી થતી હોય, અજીર્ણનાં ચિન્હ જણાતાં હોય, દર્દીને ફેર આવતા હોય, ત્યારે તે જમણી બાજુ તરફ પડી જતો હોય ઇત્યાદિ ચિન્હો માટે આ દવા ઉત્તમ છે.

**નેટ્રમ ફૉસ:—**પેટમાં ખટાસ થઇ આવી હોય, ખાવાની રૂચિ મંદ પડી ગઇ હોય, કૃમિ હોય અને

તે સાથે ફેર આવતા હોય, તો આ દવા લાગુ પડે છે.

**કેલ્કેરીઆ ફોસ:**—શરીરમાં શક્તિ ન હોય, અન્ન બરાબર પચતું ન હોય, ખોરાક જે ખાય તે ઝાડામાં નીકળી જતો હોય, પણ તેથી કશી પુષ્ટિ મળતી ન હોય, તો આ દવા ૧×ના અંશવાળી આપવાથી ફાયદો થાય છે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓરઃ**—રક્ત વાહીનીઓની સ્થિતિ સ્થાપકતા મંદ પડી ગઇ હોય ત્યારે આ દવાની જરૂર પડે છે.

**હોમિયો૦**—એકોનાઇટ, બ્રાયોનિઆ, કૉકયુલસ, કોનાયમ, ફેરમ, જેલ્સીમીઅમ, આયોડીઅમ, નક્સવોમિકા, ફૉસ્ફરસ, પલ્સેટીલા, રસટૉક્સ,



## બળવું; દાઝવું.

( Burns and Scalds )

**કાલી મ્યુરઃ**—જ્યારે ત્વચા બહારથી દાઝી હોય અને દાઝવાની જગ્યાએ ચાંદાં પડયાં હોય, તેમાંથી સફેદ અથવા ભુખરા રંગની રસી નીકળતી હોય, ત્યારે આ દવા વેસેલાઇન, અગર મલમની સાથે મેળવીને દાઝેલી ત્વચા ઉપર લગાડવી. કોરી ભુકી પણ ભભરાવી શકાય છે; વળી દાઝ્યા પછી તુર્ત લગાડવા માટે *કૅરન ઑઇલ ઘણુંજ સારૂ છે, પણ તે ન મળે, ત્યારે આ દવા અગર ફેરમ ફૉસ વેસેલાઇન સાથે લગાડવાથી બળતર વગેરે શાંત થાય છે, અને ત્વચામાં અસાધારણ બગાડ થતો અટકે છે. દાઝેલા માણસને આ દવા થોડા દિવસ ખાવા પણ આપવી જેથી ત્વચા જલદી સુધરી જશે.

**નેટ્રમ મ્યુરઃ**—જ્યારે પાણીથી ભરેલા ફોડલા થયા હોય, અને તેમાં પાણી ભરાયા કરતું હોય, ત્યારે આ દવા ખાવા આપવાથી પાણી ભરાતું બંધ થશે.

**કૅલ્કૅરીઆ સલ્ફ઼ઃ**—જ્યારે દાઝેલા ભાગમાં પરૂ થવા લાગે, ત્યારે આ દવાની જરૂર પડે છે.

**નેટ્રમ ફોસઃ**—બળેલી ત્વચામાંથી પરૂ ચાલ્યા કરતું હોય ત્યારે આ દવા ઉપયોગી છે.

* ચુનાનું નીતર્યું પાણી અને તાજું તેલ બન્ને સરખે ભાગે લઈને એકઠાં કરવાથી જે મિશ્રણ થાય છે, તેને કેરન ઓઇલ કહે છે.

**હોમિયો૦**—કેન્થારિસ, હેમામિલિસ, રસટૉક્સ, અર્ટીકા યુરેન્સ.

---

## ભગંદર.

( Fistula in ano )

**કેલ્કેરીઆ ફોસ અને સીલીસીઆઃ**—કેલ્કેરીઆ ફોસ ૬ અંશનો, અને સીલીસીઆ ૩ અંશનો લક્ષણો જોઇને ક્રમવાર અથવા એક ક્ષાર પહેલાં અને પછી બીજો આપવાથી ફાયદો થાય છે.

**કેલ્કેરીઆ સલ્ફ઼ઃ**—જ્યારે પરૂ બહુ વહેતું હોય ત્યારે, સીલીસીઆ પછી આ ક્ષાર આપવાથી ભગંદર જલદી રૂઝાવા લાગે છે.

**ફેરમ ફૉસઃ**—નબળાઇ ઘણી આવી ગઇ હોય, દર્દી ફિક્કો પડી ગયો હોય, લોહી નીકળતું હોય અગર ભગંદર સાથે તાવ આવવા લાગે તો આ દવા આપવી.

**કાલી ફૉસઃ**—ભગંદરમાંથી કાળું ગંદું લોહી, અગર ગંધાતી રસી નીકળે તો આ દવા બીજી દવાની સાથે વારાફરતી આપવી. દર્દીને દુખને લીધે ઉંઘ ન આવે, ત્યારે પણ આ દવા આપવાથી ફાયદો થાય છે.

**હોમિયો૦**—ગ્રેફાઇટીસ, નાઇટ્રીકમ આસિડમ, પેટ્રોલીઅમ, પ્લૅટીનમ,

---

## મગજના વ્યાધિ.

( Diseases of the Brain. )

**કાલી ફોસઃ**—મગજના વ્યાધિ માટે કાલી ફોસ ઉત્તમ છે. તે ક્ષાર વડે મગજતંતુ નવાં થાય છે, મગજની નબળાઇ ઘણું કામ કરવાથી થઈ હોય, અને તે સાથે ભુખ મંદ થઇ ગઇ હોય, હોસ કોસ ઉડી ગયા હોય, વાંચવા લખવાનો ઉત્સાહ જતો રહ્યો હોય, સ્વભાવ ચીડીઓ થઇ ગયો હોય, ધીરજ રહી શકતી ન હોય, યાદશક્તિ જતી રહી હોય, અગર ઉંઘ પણ ન આવતી હોય, ત્યારે આ દવા આપવાથી બહુ સારો ફાયદો થાય છે, અને ઉંચી જાતના ખોરાકની ગરજ સારે છે. વળી જ્યારે મગજના પડ વરમ થયા પછી ઢીલાં પડી ગયાં હોય, ત્યારે કાલી

મ્યુરની સાથે ક્રમવાર આ દવા આપવાથી જરૂર હોય છે. જો મસ્તક ઉપર જળ જેવા પ્રવાહિનો જમાવ થયો હોય, તો કૅલ્કેરીઆ ફોસની સાથે ક્રમવાર; મગજતંતુની નબળાઇથી સુસ્તી આવતી હોય ત્યારે આ દવા એકલી અગર મૅગ્નસ ફૉસની સાથે વારા ફરતી આપવી.

**ફેરમ ફોસઃ**—મગજના વરમ સહિત થતા વ્યાધિઓની શરૂઆતમાં; તથા મગજના પડના સોજામાં તેમજ મગજ ઉપર લોહીનું જોર હોય, એવા જવરમાં ગરમી અને રકત સંચય નરમ પાડવા માટે આ દવા કામની છે.

**કેલ્કેરીઆ ફોસઃ**—મગજની નબળાઇ હોય અને તે સાથે ચ્હેરો ફિકકો અને સુકાઇ ગયેલો રહેતો હોય, તથા હાથ પગ થંડા રહેતા હોય, રાતમાં પરસેવો આવતો હોય, તથા પુરૂષત્વ કમી હોય ત્યારે.

**નેટ્રમ મ્યુરઃ**—જીવ ઉદાસ રહેતો હોય, દીલગીરીવાળા વિચારો આવતા હોય, બધું દુઃખમય અને શુન્યકાર ભાસતું હોય, કયાંહીં ગમતું ન હોય, અને દસ્ત સાફ આવતો ન હોય, રોઇ પડાતું હોય, તથા જલદી થાકી જવાતું હોય, ત્યારે આ ક્ષાર સારો ફાયદો કરે છે.

**નેટ્રમ સલ્ફઃ**—મસ્તકને ઈજા થયા પછી મગજના વ્યાધિઓ ઉત્પન્ન થયા હોય ત્યારે, તથા ચક્ષુની આસપાસના ભાગમાં ઘણું દર્દ થયું હોય ત્યારે.

**મેગ્નીસીઅમ ફોસઃ**—મગજના વ્યાધિમાં જ્યારે તાણુ કે આંચકી આવતી હોય, મગજનો થાક ઘણો જણાતો હોય, શરીર ધ્રુજતું હોય, વાઇ કે કોરીઆની અસર હોય, હિસ્ટીરીઆમાં બહુ તાણુ આવતાં હોય ઇત્યાદિ માટે.

### સાજો થયેલ કેસ.

ઇ. એ. એસ. નામનો એક હિસાબી કારકુન મોડી રાત સુધી કામ કરી કરીને એટલો બધો થાકી ગયો કે તેને નોકરી છોડી દેવાની જરૂર પડી; તેને રાતે ઉંઘ પણુ આવતી નહિ, અને અતિશય કામ કરવાથી તેનું શરીર ને મગજ પણુ ખવાઇ ગયું. તેની પાસે કોઇ આવે તો તેને ગમે નહિ; ખાવું ભાવે નહિ; સૌ તેને દુઃખ દેતું હોય એમ લાગે; અને તેને સખ્ત તાવ આવશે એમ લાગવા માંડયું. તેને હવાફેર કરાવ્યો, તથા આરામ લેવાનું કહ્યું તે સાથે કાલી ફોસ ૩ અંશવાળું આપ્યું એથી તેને તદ્દન આરામ થયો. (સી. આર. વોજલ્સ એમ. ડી.)

**સૂચનાઃ**—મગજના વ્યાધિમાં આ ક્ષારો ઘણો સારો ફાયદો કરે છે, કેમકે તે વડે મગજને જે પોષણુ જોઇએ છીએ તે મળે છે, અને ખાલી પડી ગયેલ મગજ પાછું જલદી તર થઇ જાય છે. નબળા મગજના માણુસો જેને સાધારણુ ઔષધી કાંઈ ફાયદો કરતી નથી, બદામ જેવો પદાર્થ ઘણી વખત પચી પણુ શકતો નથી, તથા કોડ લીવરની દવાઓ પીવી પડે છે, અને તે પણુ કેટલાકને સદતી નથી, તેથી મગજનું કામ છોડી દેવું પડે છે, તેમને માટે આ ક્ષારો એક અમુલ્ય બક્ષીસ છે. કાલીફોસ એ મુખ્ય ક્ષાર છે, અને તેની સાથે કેલ્કેરીઆ ફોસ અને ફેરમ ફોસ વખતો વખત આપવામાં આવે તો મગજના વ્યાધિઓ જે અત્યારે ઘણુા જોવામાં આવે છે તે કમી થવા લાગે. જ્યારે તાણુ કે આંચકી હોય ત્યારે સાથે મેગ્નીસીઅમ ફોસ પણુ આપવો.

---

## મગજની નબળાઇ.

### ( Brain Fag. )

**કેલ્કેરિઆ ફોસઃ**—મગજ તંતુઓ સુસ્ત થઈ જાય અને જીવ ઉદાસ રહે; રાતમાં પરસેવો વળે, ઉંઘ બરોબર આવે નહિ; પુરૂષત્વ કમી થઇ જાય, નબળાઇને લીધે હાથપગ થંડા રહ્યા કરે ભુખ મંદ પડી જાય વગેરે ચિન્હો થતા હોય ત્યારે.

**સીલીસીઆઃ**—એકાગ્રચિત્ત થઇ શકે નહિ, ચિંતાતુર મન રહ્યા કરે, વાંચવું લખવું ગમે નહિ, કાંઇ વિચાર કરી શકાય નહિ, ઘણી નબળાઈ લાગે, પણ દર્દી પોતાની મેળે જાગૃત થાય, અને કામ કરવા જાય પણુ જલદી થાકી જાય અને આરામ લેવો પડે એવાં ચિન્હો આ ક્ષારને સુચવે છે.

**કાલી ફોસઃ**—મગજ તંતુ ઘસાઇ ગયાં હોય તે નવાં કરવામાં ઉપયોગી છે; હરકોઇ રીતે મગજ ખાલી થઇ ગયો હોય, ત્યારે આ ક્ષાર આપવો; તેથી નિંદ્રા પણુ આવે છે અને ભુખ પણુ લાગે છે. તેની સાથે મેગ્નીસીઅમ ફોસ પણુ ક્રમવાર અપાય છે.

**નેટ્રમ મ્યુરઃ**—ઉંઘ ન આવતી હોય તથા આગળ ઉપર શું થશે એ વિષે માઠા તર્ક આવતા હોય,

વાતચિત કર્યા પછી ક્ષીણતા આવી જતી હોય એવાં ચિન્હો થતાં હોય તથા મન મુંઝાતું હોય ત્યારે.

**હોમિયો૦**—એકોનાઇટ, બેલાડોના, ફેરમ, હાયોસ્યામસ, નક્સવોમિકા, ફૅાસ્ફરસ, ફૅાસ્ફેરીક આસિડ, ઇગ્નેસ્યા, પલ્સેટીલા, સ્ટ્રામોન્યમ, ઝીન્કમ.

## મગજના પડનો વરમ.

(Meningitis).

**ફેરમ ફૅાસ:**—મગજના પડના વરમની શરૂઆતમાં જ્યારે તાવ સખત હોય, નાડ ઉતાવળથી ચાલતી હોય, અને સન્નિપાત જણાતો હોય ત્યારે.

**કાલી મ્યુર:**—જ્યારે સૂક્ષ્મ રક્તવાહિનીઓમાંથી રસ બહાર નીકળીને સોજો થવા લાગ્યો હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફૅાસ:**—માથાનું જળંદર (Hydrocephalus) થયું હોય ત્યારે (તીક્ષ્ણમાં તેમજ દીર્ઘમાં); બાળકના મસ્તકનાં અસ્થિ બરાબર જોડાયાં ન હોય, ત્યારે; જેના વંશમાં માથાનું જળંદર થતું હોય તેના બચ્ચાંઓને આ ક્ષાર આપ્યો હોય તો જળંદર થતું નથી. આવે વખતે ડા. ગ્રોવોગલ બીજા અંશનો ક્ષાર સવાર સાંજ આપવાનું, ને જ્યારે જળંદર થયું હોય ત્યારે હૅામિઓપૅથીના આર્જેન્ટમ નાઇટ્રીકમની ૬ અંશવાળી દવાની સાથે અનુક્રમે આપવાનું કહે છે.

**નેટ્રમ સલ્ફ**—સખત માથાનો દુખાવો થતો હોય, અને તે ખાસ કરીને માથાની નીચે અને ગરદનની પછવાડે થતો હોય; જાણે કે મગજને કોઈ કચરી નાખતું હોય કે દળી નાખતું હોય કે કરડી ખાતું હોય એવું દરદ થતું હોય ત્યારે. મસ્તકને કોઇપણ રીતે ઇજા થયા પછી તેના પડનો વરમ થયો હોય ત્યારે આ ક્ષાર આપવો.

### સાજો થયેલ કેસ.

મી. ડી. નામના એક સક્ષને મગજના પડનો વરમ થયો હતો, અને એક એલોપેથી પ્રમાણે દવા કરનાર ડાકટરે કહ્યું કે આમાંથી શું થશે તે કહી શકાતું નથી, અને તેણે કાંઇ દવા આપી નહિ. ખરેખર તે કેસ ભયંકર હતો, કેમકે તેના વંશમાં મગજનો વ્યાધિ પેઢી ઉતાર હતો, અને તેના નજીકના સગાંઓમાં જેટલા પુરૂષો હતા, તેટલા તેથી મરણ પામ્યા હતા. જ્યારે મને બોલાવ્યો ત્યારે તેને સન્નિપાત ઉપડયાને બે દિવસ થયા હતા, અને સન્નિપાતમાંથી તેને ઉન્માદ થઇ આવ્યો હતો. ભાન બીલકુલ રહ્યું નહતું. મેં તેને **ફેરમ ફૅાસ** અને **કાલી ફૅાસ**નો ૬ અંશવાળો ક્ષાર આપવા માંડયો. એક અઠવાડીઆ પછી તે દર્દીને તાવ ઉતર્યો, અને નબળાઇ હતી તોપણ તેનો વ્યાધિ દૂર થયો હતો, તેને શક્તિ આવવા માટે મેં **કેલ્કેરીઆ ફૅાસ** દીધો, અને બીજા આઠ દિવસ પછી તે દર્દી ઉઠીને પોતાને ધંધે જવા લાગ્યો. (ડા. ફ્વેસ્સી).

**હોમિયો૦**—એકોનાઇટ, એપીસ, બેલાડોના, બ્રાયોનીઆ, કેલ્કેરીઆ કાર્બ, કેમ્ફોરા, જેલ્સીમીઅમ, હેલીબોરસ, સલ્ફર, ટયુબકર્યુલીનમ, વિરેટ્રમ વિરીડી, ઝીન્કમ મેટાલીકમ.

## મધુપ્રમેહ; મીઠો પરમીઓ.

( Diabetes Melitus. )

આ વ્યાધિના કારણ સંબંધી બાયોકેમીસ્ટ્રીમાં એવી શોધ થયેલી છે કે લૅકટીક આસીડ કાર્બોનિક આસીડ અને પાણીનો બનેલો છે, અને ફેફસામાં જવા પહેલાં તેનું પૃથક્કરણ થઇ જવું જોઇએ. સોડીઅમ ફોસ્ફેટ લોહીમાં રહીને આ કામ કરે છે, અને જ્યારે તે ક્ષારની ખામી પડે છે, ત્યારે લૅકટીઆસીડ કે કાર્બોનિક આસીડ હદ ઉપરાંત એકઠું થાય છે, અને તે બરાબર કાઢવાનો પ્રયત્ન કરતાં મધુપ્રમેહના લક્ષણો પ્રગટ થાય છે. એ ઉપરથી સમજાશે કે સોડીઅમ ફૅાસ્ફેટની ખામી એ આ વ્યાધિનું કારણ છે; તોપણ દવા તરીકે સોડીઅમ સલ્ફેટ મુખ્ય છે, કેમકે તેથી લોહીમાં રહેલ પાણી બરાબર નિયમિત રીતે વહેંચાઇ રહે છે. વળી સોડીઅમ સલ્ફેટથી લોહીમાં જોઇએ તેટલો પ્રાણવાયુ પણ પુરો પાડવામાં આવે છે, એટલે સાકરાદિ પદાર્થોનું જલદી પૃથક્કરણ થાય છે, તેથી સાકર ગુરદા સુધી પોતાના મુળસ્વરૂપમાં પહોંચી શકતી નથી. વળી તે ક્ષાર પિત્તની સ્થિતિમાં પણ એવો સુધારો કરે છે, કે તેથી સાકરાદિ પદાર્થ બરાબર પચી શકે છે. જ્યારે મધુપ્રમેહ લાંબા વખતથી હોય છે, ત્યારે ગુરદાઓમાં લૅકટીક એસીડ, અને સાકરને લીધે વરમ થઇ આવે છે. આ વરમને માટે લોહીમાં રહેલ

લોહના ફૉસ્ફેટની જરૂર પડે છે, અને તે વધારે ખપવાથી તેની તંગી જણાવા લાગે છે. તે તંગી પુરી પાડવા માટે મજ્જાતંત્રના પોષક ક્ષાર, પોટાસ્યમ ફૉસ્ફેટ ઉપર ધાડ આવે છે, અને તે ખુટી જવાથી દરદી બેચેની વગેરે મજ્જાતંત્રના બિગાડના લક્ષણો બતાવે છે. આથી કરીને નીચે લખેલી દવાઓ સાથે જો ખોરાકમાં ચરબી ને સાકર વાળા પદાર્થો ઓછા લેવામાં આવે, તો ઘણાએક મધુ પ્રમેહના દરદીઓ સાજા થયા વિના રહે નહિ.

**નેટ્રમ્ સલ્ફ:**—આ વ્યાધિ માટે આ દવા મુખ્ય છે; તે ઉપરની હકીકત વાંચવાથી સ્પષ્ટ સમજાશે.

**કાલી ફૉસ:**—અન્નાશય અને ફેફસાની ઉપર અમલ ચલાવનારા મજ્જાતંત્રના તંતુઓને સુધારવા માટે, તથા બેચેની, અતિશય ભુખ, નિદ્રાનાશ વગેરે મટાડવા માટે આ દવા આપવી.

**ફેરમ ફૉસ:**—મધુપ્રમેહમાં જ્યારે નાડી ઉતાવળી ચાલે, અથવા શરીરના કોઇ ભાગમાં દાહ, વરમ કે દુખાવો હોય, તો બીજી દવાની સાથે આ દવા વારા ફરતી આપવી.

**કેલ્કેરીઆ ફૉસ:**—વારંવાર પેશાબ ઉતરતો હોય, બહુજ નબળાઇ હોય, તૃષા લાગતી હોય; મોઢું જીભ કોરાં રહેતાં હોય, પેટ બેસી ગયેલું રહેતું હોય, કે ફેફસાનો કાંઇ વ્યાધિ તે સાથે જણાતો હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

**કાલી મ્યુર:**—પેશાબ અતિશય ઉતરતો હોય, અને તેમાં સાકર જતી હોય, તથા નબળાઈ પણ ઘણી હોય તો આ દવાની જરૂર છે.

**નેટ્રમ્ મ્યુર:**—પેશાબ વારંવાર ઉતરતો હોય, તૃષા કોઇ રીતે છીપતી ન હોય, શરીર સુકાઇ ગયું હોય, નિદ્રા અને રૂચિનો નાશ થયો હોય, નબળાઇ અને બેચેની ઘણી હોય, તો આ દવા અપાય છે.

### સાજો થયેલો કેસ.

મીસીસ એમ. ઉમ્મર વર્ષ ૪૨, મારી પાસે આવી, અને જાહેર કર્યું કે ચોવીસ કલાકમાં તેણીને આશરે એક મણુ જેટલો પેશાબ ઉતરે છે. તેના પેશાબની પરીક્ષા કરી તો તેનું વિશિષ્ટ ગુરૂત્વ ૧૦૪૦ હતું. તેની વાતચિતમાંથી એમ પણ સમજવામાં આવ્યું કે તેણીએ પોતાના ગુહ્યાવયવનો ઉપભોગ વિપરીત રીતે કરવાથી તેણીના મજ્જાતંત્રને ધક્કો પહોંચ્યો હતો, અને તે પછી આ દર્દ લાગુ પડયું હતું. તેણીને નેટ્રમ સલ્ફ, નેટ્રમ ફૉસ, કાલી ફૉસ, અને મૅગ્નસ ફૉસ એ દવાઓ લક્ષણો જોતાં જેમ જેમ જરૂર લાગી, તેમ તેમ આપવાથી તેણી તદ્દન તન્દુરસ્ત થઇ, તથા ફરીથી તેણીને તેવાં લક્ષણો થયાં નહિ. ( ઇ. એ. ડી. કઇલ્હોલ. એમ. ડી. )

મદ્રાસના શેરીફ મારફતે નેટ્રમ સલ્ફ આપીને મધુપ્રમેહ એ કેસમાં મટાડયાની હિંદુસ્તાનની હકીકત પણ જાહેરમાં આવી છે.

**હોમિયો૦**—બાયોનીઆ, કૉસ્ટીકમ, લાઇકો પોડીઅમ, ફૉસ્ફરસ, પ્લમ્બમ, પૉડૉફાઇલમ.

---

## મરડો.

( Dysentery ).

ઝાડાના મરજમાં જે સુચના આપી છે, તેમાંથી ઘણી ખરી આ દર્દમાં લાગુ પડે છે; પણ આ દર્દમાં આંતરડાની આસપાસની રકત નળીઓની ગોળ દિવાલોમાં લોહના પરમાણુઓની ખામી હોય છે, અને તે ખામી પુરી પાડવામાં આવતી નથી, ત્યાં સુધી આંતરડામાં વરમ, વાયુ, અપકવ મળ, અને રકસ્રાવ રહે છે.

**મેગ્નીસીઅમ ફૉસ:**—મરડા દર્મ્યાન પેટમાં આંકડી આવતી હોય, દુખાવો રહેતો હોય, વાયુ જણાતો હોય, ગોળો ચડતો હોય, પેટ દબાવીને બેસવાથી, અગર શેક કરવાથી દુખાવો કમી લાગતો હોય, દસ્તની હાજત સતત્ રહ્યા કરતી હોય, દસ્ત ઉતરતી વખતે મળાશયમાં દુખ થતું હોય, ઇત્યાદિ લક્ષણો માટે આ દવા ઘણી ઉપયોગી છે. વળી આ દવા ગરમ પાણીમાં મેળવીને તેની મળદ્વારમાં પીચકારી આપી હોય, તોપણ ઘણો આરામ થાય છે.

**કાલી મ્યુર:**—આ દવા જો શરૂઆતથી ફેરમ ફૉસની સાથે આપવામાં આવે, તો વ્યાધિને શાંત કરી શકે છે. પેટમાં સખત દુખાવો રહ્યા કરતો હોય, વાઢ આવતી હોય અર્થાત્ કાપવાની મિસાલે દર્દ થતું હોય, દસ્તની હાજત મટતી ન હોય, દસ્ત શ્લેષ્મ-વાળો, પીળાપરતા રંગનો કે રકત મિશ્રિત હોય, તો આ દવા ઉપયોગી છે.

**ફેરમ ફોસઃ**—મરડાની સાથે તાવ હોય, અગર તો મળાશયમાં દાહ લાગતો હોય, તો આ દવા અવશ્ય આપવી. મરડાની શરૂઆતમાં જ્યારે ગરમ અને પાણી જેવા અગર લોહીવાળા ઝાડા આવતા હોય, ત્યારે આ દવાની જરૂર હોય છે.

**કાલી ફોસઃ**—ગંધાતા ઝાડા થતા હોય, તે સાથે જીભ કોરી રહેતી હોય, ઝાડામાં એકલું લોહી પડતું હોય, દર્દીને સન્નિપાત થઇ આવ્યો હોય, તે સાથે પેટ ચડી આવ્યું હોય, અને ઝાડા ગંધાતા હોય, તો આ દવા આપવી.

**કેલ્કેરીઆ સલ્ફઃ**—ઝાડામાં પરૂ ને જળસ પડતું હોય, તે સાથે કોઈવાર લોહી પણ પડતું હોય, તો આ દવા કામ લાગે છે. તે કાલી મ્યુરની સાથે વારાફરતી અપાય છે.

**સાજા થયેલા કેસ.**

એક બાઇને દસ્ત આવતી વખતે ઘણું કષ્ટ થતું હતું, અને પેશાબની તથા ઝાડાની હાજત ચાલુ રહેતી; તેને વારંવાર ઉઠવું પડતું હતું, અને દુખાવાને લીધે તેણી વારંવાર વાંકી વળી જતી હતી. માત્ર ગરમ પાણીથી તેને આરામ લાગતો હતો. મેગ્નીસીઅમ ફોસ ૨૦૦× થી તદ્દન આરામ થઇ ગયો. (ડા. રીડ.)

ડા. લીઓ નાર્ડ જણાવે છે કે મરડામાં પેડુનો દુખાવો મટાડવા માટે મેગ્નીસીઅમ ફોસ ગરમ પાણીમાં આપ્યું, તેથી એટલી બધી ઉતાવળથી ફાયદો થયો, કે મોર્ફીઆની ત્વચામાં પીચકારી મારી હોય, તોપણ એટલી ઉતાવળથી ફાયદો થાય નહિ.

**હોમિયો૦**—એકોનાઈટ, એલોઝ, આર્સેનિકમ, બેલાડોના, કેન્થારીસ, કૅપ્સીકમ, કોલોસીન્થીસ, હેમામિલિસ, ઇપીકાકયુઆના, લાઇકોપોડીઅમ, મર્ક્યુરીઅસ, નક્સવૉમિકા, સલ્ફર.

---

## માથાનો દુખાવો; આધાશીશી વગેરે.

(Headache).

**ફેરમ ફોસઃ**—શરદીને લીધે માથું દુખવા આવ્યું હોય; તડકામાં ફરવાથી માથું દુખવા આવ્યું હોય; માથામાં સોયા ભોંકયાની મીસાલે દરદ થતું હોય; ગાઉટના લક્ષણોની સાથે માથાનો દુખાવો રહેતો હોય, ત્યારે નેટ્રમ સલ્ફની સાથે; માથું દુખતું હોય, અને ખોરાક પચ્યા વગર ઉલટીમાં નીકળી જતો હોય; માથામાં લોહીનો જુસ્સો રહેતો હોય, અને માથુ અડવાથી પણ દુખતું હોય; માથામાં કોઇ એક જગ્યા ઉપર વધારે દુખાવો થતો હોય અને ત્યાં કાંઇક થંડી વસ્તુ લગાડવાથી ઠીક લાગતું હોય ત્યારે; નાનાં બચ્ચાંઓનું માથું દુખતું હોય ત્યારે; માથામાં ધબકારા થતા હોય ત્યારે; જમણી બાજુએ વધારે દુખતું હોય ત્યારે; માથાના દુખાવા સાથે ચ્હેરો લાલ થઇ આવતો હોય ત્યારે; હલવા ચાલવાથી કે વાંકા વળવાથી માથું વધારે દુખતું હોય ત્યારે; ઋતુસ્રાવ વખતે માથાનો દુખાવો થઇ આવતો હોય ત્યારે; માથા ઉપર થંડો પવન ખમી ન શકાતો હોય, અવાજ ગમતો ન હોય, વાળને કોઇ અડે તે પણ ખમી ન શકાતું હોય ત્યારે.

**કાલી મ્યુરઃ**—માથું દુખતું હોય અને તે સાથે ઉલટીમાં દુધ જેવો ધોળો શ્લેષ્મ નીકળતો હોય ત્યારે; જીભ ઉપર સફેદ છારી હોય, ભૂખ લાગતી ન હોય, તથા યકૃત સુસ્ત લાગતું હોય ત્યારે.

**કાલી ફૉસઃ**—માથું બહુ દુખતું હોય, મગજ ખાલી હોય, અગર મગજ તંતુમાં બગાડ થયો હોય, સ્વભાવ ચીડીઓ થયો હોય, જીવ મુંઝાતો હોય, શરીરમાં થાક ને નબળાઇની લાગણી રહ્યા કરતી હોય, કાંઇ વાંચવું લખવું કે વિચારવું ગમતું ન હોય, બગાસાં આવ્યાં કરતાં હોય, આળસ આવ્યા કરતું હોય, દરદીને હીસ્ટીરીઆ થતું હોય, અગર મગજની નબળાઇનાં બીજાં કોઇપણ લક્ષણો જોવામાં આવતાં હોય, ખાતી વખતે માથાનો દુખાવો નરમ પડતો હોય, માથામાં ગણગણાટ થતો હોય, રાતમાં ઉંઘ ન આવતી હોય, ઋતુસ્રાવ વખતે ભુખની સાથે માથાનો દુખાવો પણ થઇ આવતો હોય, પથારીમાંથી ઉભા થવાની હિંમત ન આવતી હોય ત્યારે.

**કાલી સલ્ફઃ**—ગરમ હવામાં અને સાંજની વખતે વધારે માથું દુખતું હોય, પણ થંડી અને ખુલ્લી હવામાં જવાથી ઠીક રહેતું હોય ત્યારે.

**મેગ્નીસીઅમ ફોસઃ**—જ્યારે મગજ તંતુના બીગાડને લીધે માથામાં સડાકા આવતા હોય, અગર ચટકા ભર્યાની મિસાલે દરદ થતું હોય, માથાની પછવાડે વધારે દુખતું હોય, અને નિશાળે જઇને લક્ષ આપવાથી કે બારીકાઇથી લક્ષ આપ્યા પછી વધારે દુખતું હોય ત્યારે કાલી ફોસની સાથે ક્રમવાર;

દૃષ્ટિદોષને લીધે માથું દુખવા આવતું હોય ત્યારે; માથાનો દુખાવો અમુક વખતે ઉપડી આવતો હોય, અગર એક સ્થળેથી બીજે સ્થળે ફર્યા કરતો હોય ત્યારે.

**નેટ્રમ મ્યુરઃ**—માથું ભારે રહેતું હોય, અને આંખમાંથી કે નાકમાંથી પાણી વહ્યા કરતું હોય; મોઢામાંથી બહુ થુંક વહેતું હોય; ઝાડો કબજ રહેતો હોય, શ્લેષ્મ પાતળો પાણી જેવો થઇ ગયો હોય, ઉલટીમાં પારદર્શક પાણી જેવો પ્રવાહિ નીકળતો હોય, બહુ લાંબા વખતથી માથાનો દુખાવો રહ્યા કરતો હોય, દસ્ત ના આવવા પહેલાં, અને આવ્યા પછી માથું દુખ્યા કરતું હોય, સવારમાંથી માથું દુખવા માંડતું હોય ને સાંજના નરમ પડતું હોય, **અર્ધશીર્ષ** ( આધાશીશી ) **દુખતું હોય,** ગાફલતા રહેતી હોય, અને હાથપગમાં દુખાવો રહેતો હોય ઇત્યાદિમાંથી કોઇ એક અગર વધારે લક્ષણો હોય ત્યારે.

**નેટ્રમ સલ્ફઃ**—પેટમાં અજીર્ણ લાગતું હોય તથા મોઢે મોળ આવ્યા કરતી હોય, ને માથાનો દુખાવો રહ્યા કરતો હોય; મોઢામાં કડવાટ લાગતો હોય; ફેર આવતા હોય, જીભ ઉપર લીલાસ પડતી ભુખરી છારી રહેતી હોય, વસંતઋતુમાં ઋતુસ્રાવ વખતે એકાએક માથાનો દુખાવો ઉપડી આવતો હોય, અને પછી અમુક મુદતે તે ફરીથી થયા કરતો હોય, માથા ઉપર લોહીનો જુસ્સો લાગતો હોય, તાળવામાં ગરમી લાગતી હોય, આખા માથામાં દબાણ લાગતું હોય, મન ખિન્ન અને બેચેન રહેતું હોય, ફેર આવતા હોય, મોળ આવતી હોય, અને હરવા ફરવાથી ઉલટી થતી હોય, પણ શાંત રહેવાથી ઠીક રહેતું હોય, માથાની પછવાડેના ભાગમાં વધારે દુખતું હોય, માથામાં મગજના તળીઆ આગળ સખત દુખાવો હોય, ત્યાં કાંઇક કરડતું હોય એમ લાગતું હોય, કે ચાલવાથો લમણામાં દુખતું હોય ત્યારે.

**સીલીસીઆઃ**—માથા ઉપર વટાણા જેવડો સોજો થઈ આવ્યો હોય, અને તેસાથે માથું દુખ્યા કરતું હોય, અજીર્ણ દોષથી, મગજ તંતુના બીગાડથી કે સંધિવાના દર્દથી માથું દુખ્યા કરતું હોય, દરદીને સ્કોફ્યુલા એટલે કંઠમાળ થયો હોય, પોચા મગજના માણસોને ત્વચા સુષ્ક રહેતી હોય, રાતમાં પરસેવો આવતો હોય, ઝાડો રહેતો હોય, વળી શરીર નબળું હોય અને સ્નાયુઓ પોચાં ને ઢીલાં હોય તથા ખોરાક ખાતાં છતાં શરીરને બરોબર પોષણ મળતું ન હોય ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**નેટ્રમ્ ફોસઃ**—સવારમાં ઉઠતાંજ માથાના ઉપરના ભાગમાં દુખાવો રહેતો હોય, મોઢામાં તાળવાના પછવાડેના ભાગમાં પીળાશ પડતી ચળકતી ને સુંવાળી છારી રહેતી હોય, ખાટા ઓડકાર આવતા હોય, જીભ ઉપર પાણી વાળી ને પીળી છારી રહેતી હોય, મોળ આવ્યા કરતી હોય, માથું અતિશય દુખતું હોય, અને ફાટ ફાટ થતું હોય, તથા ફેરમ ફોસથી નરમ પડતું નહોય, મોઢામાંથી ખાટું થુંક ફીણુ વાળું નીકળતું હોય, દુધ પીવાથી કે દારૂ પીવાથી માથું વધારે દુખતું હોય ત્યારે ફાયદો કરે છે.

**કેલ્કેરીઆ ફોસઃ**—માથામાં થંડીની લાગણી લાગ્યા કરતી હોય, તથા અડવાથી પણ માથું ટાઢું લાગતું હોય, શરદી લાગવાથી કે ગરમી લાગવાથી માથું વધારે દુખતું હોય, છોકરાંઓ અને છોડીઓ જે નીશાળે જતી હોય તેમને મગજની નબળાઇને લીધે માથું દુખતું હોય, અજીર્ણને લીધે અગર વાને લીધે માથું દુખતું હોય, માથા ઉપર ટોપી કે પાઘડી ખમી શકાતી ન હોય; બચ્ચાના હાડકાં બરાબર પક્વ ન થતાં હોય, તેમને માથું દુખતું હોય, કાંઈ કામ કરવું ન ગમતું હોય; યાદશક્તિ નબળી હોય ઇત્યાદિ ચિન્હ હોય ત્યારે **કાલી ફોસ**ની સાથે અગર **ફેરમ ફોસ**ની સાથે ક્રમવાર આ ક્ષાર આપવો.

**કેલ્કેરીઆ સલ્ફઃ**—મોળ આવતી હોય, અગર ઉલટી થતી હોય, ફેર આવતા હોય, અને માથુ દુખતું હોય, તે સાથે આંખો ઉંડી ઉતરી ગઇ હોય એવું લાગતું હોય; આખું માથું દુખતું હોય, અને કપાળના ભાગમાં વધારે દુખતું હોય ત્યારે.

### સાજા થયેલા કેસ.

પંચાવન વર્ષની એક ડોસીને એટલું બધું માથું દુખતું હતું કે તેણી ગાંડા જેવી બની ગઇ હતી, તેણી બુમ પાડી ઉઠતી કે તેનું માથું તુટી જતું હતું, અને તેનું મગજ તેની આંખોમાંથી નીકળી પડતું હતું, તેની આંખમાંથી ચીપડા પીળાશ પડતા ભુખરા રંગનાં નીકળતાં હતાં. તેને કેટલાક દિવસથી આ પ્રમાણે રહેતું હતું. મેં તેને **કાલી ફોસ**નો ૬ અંશવાળો ક્ષાર આપ્યો, તેથી તુરત જાદુઇ અસર થઇ, બે કલાક પછી તે ફરીથી આપ્યો, ને તેને

તદ્દન સુવાણુ થઇ. થોડા અઠવાડીઆ પછી તેને ફરીથી માથું દુખવા આવ્યું, પણ પહેલાના જેટલું નહિ. આ વખતે **કાલી ફોસને** ૬ અંશ વાળો ક્ષાર આપ્યો, ને બે કલાક પછી તેને કેમ છે એમ જોવા ગયો. તેણીએ કહ્યું " પહેલાં તમે દવા આપી હતી તે આ નહતી; અસર તરતજ વર્તાણા વગર રહે ખરી કે ? " પછી મેં ૩ અંશ વાળો ક્ષાર આપ્યો અને બે કલાકમાં તેને ઠીક થયું. આ પ્રમાણે જુદા જુદા અંશથી પણ જુદો જુદો ફાયદો જણાય છે.

એક બાઇને ઋતુસ્રાવ વખતે માથાના તાળવામાં દુખાવો થઇ આવતો હતો; તેને **ફેરમ ફોસનાં** થોડાંક પડીકાંથી આરામ થયો હતો. ( ડા. રૌ. )

એમ. કે. નામની સોળ વર્ષની એક સ્ત્રીને અમુક મુદતે માથામાં દુખાવો થઇ આવતો; વળી તે જમણા લમણામાં વિશેષ થતો, અને જાણે કે તેને તેમાં સ્ક્રુ મારવામાં આવતો હોય તેવું દર્દ થતું હતું. આ દુખાવો શરૂ થયા પહેલાં તેની હોજરીમાં જરા દાહની લાગણી થતી, મોઢામાં કડવાટ આવતો, અને શરીર સુસ્ત થઇ જતું. આવાં લક્ષણો કાંતો રાતે ને કાંતો સવારમાં થતાં; તે પછી તેને પિત્તની ઉલટી થતી, અને ત્યાર પછી સુધારો થવા લાગતો. હમેશાં મુંદના દાણા જેટલો **નેટ્રમ્ સલ્ફ** પાણી સાથે આપવાથી તે સ્ત્રીને તદ્દન આરામ થયો. ( સુષ્લર ).

**હોમિયો૦**—આર્જેન્ટમ નાઇટ્રીકમ, બેલાડોના, બ્રાયોનીઆ, કેન્નેબિસ, સીમીસીફ્યુજા, કૉકયુલસ, કાફીઆ, જેલ્સીમીઅમ, ઇગ્નેશ્યા, આઇરીસવર્સીકોલર, કાલી બાઇક્રોમીઅમ, મેલીલોટસ, નક્સવોમિકા, સોરીનમ, સેન્ગ્વીનેરીઆ, સેપીઆ, સ્પાઇજીલીઆ, થ્યુજા.

---

## મૂત્રપિંડના વ્યાધિઓ.

( Affections of the Kidneys. )

મૂત્રપિંડનો તીક્ષ્ણ વરમ થાય છે, તેમજ દીર્ઘ વરમ પણ થાય છે. તીક્ષ્ણ વરમને 'નીફ્રાઇટીસ' (Nephritis) કહે છે, અને દીર્ઘ વરમને 'બ્રાઇટ્સ ડીઝીસ' (Bright's disease) કહે છે. આ વ્યાધિમાં પેશાબમાં શરીરમાંથી જુદી જુદી જાતના પદાર્થો વહી જાય છે, તેથી શરીર ઘણું ક્ષીણ પડી જાય છે.

બ્રાઇટ્સ ડીઝીસમાં શરીરમાંથી આલ્બ્યુમીન જતું રહે છે. જીવન રસાયણ વિદ્યાના બાર ક્ષારોમાં **કેલ્કેરીઆ ફોસને** આલ્બ્યુમીન સાથે એવો સંબંધ છે કે તે આલ્બ્યુમીનને હરેક રીતે શરીરમાં યોગ્ય વ્યવસ્થાએ પહોંચાડે છે.

જીવન રસાયણ વિદ્યાએ સિદ્ધ કરી બતાવ્યું છે કે શરીરનો કોઇએક અગર વધારે ક્ષાર કમી થાય છે, ત્યારે તે ક્ષાર લોહીમાંથી બહાર કાઢવામાં આવે છે; તે ક્ષાર તમામ બહાર એકદમ કાઢવામાં આવતો નથી, પરંતુ ધીમે ધીમે લોહી તેને સ્વીકારતું બંધ પડે છે, અને તે ક્ષાર તથા જે સેંદ્રિય પદાર્થ ઉપર તે કામ કરતો હોય છે, તે પદાર્થ પણ નિરૂપયોગી થઇ શરીર બહાર નીકળવાનો પ્રયત્ન કરે છે. જો તે નિરીંદ્રિય ક્ષાર તથા તેની સાથે રસાયણીક યોગનો સંબંધ રાખનાર સેંદ્રિય પદાર્થ કોઇપણ પડમાં અગર નિર્ગમનદ્વારમાં અગર સંયોજક તંતુમાં જઇ પહોંચે છે, તો વરમ પેદા થાય છે.

જ્યારે **કેલ્કેરીઆ ફોસ** ( ચુનાનો ફોસ્ફરીક આસીડ સાથે સંયોગ થવાથી થયેલો ક્ષાર) શરીરમાં ઓછો થાય છે, ત્યારે તેનાં પરમાણુઓ બહાર નીકળવા લાગે છે, અને સાથે સાથે આલ્બ્યુમીન પણ જવા લાગે છે; જો તેઓ મૂત્રપિંડદ્વારા બહાર નીકળે છે, તો આલ્બ્યુમીન્યુરીઆનો વ્યાધિ થયો કહેવાય છે. આ જોતાં કેલ્કેરીઆ ફોસનો વિશેષ અંશવાળો ક્ષાર એજ ઉત્તમ દવા છે. ત્રીશ અંશથી વધારે આગળ કયારેકજ જવું પડે છે. બ્રાઇટ્સ ડીઝીસ એ આલ્બ્યુમીન્યુરીઆનું દીર્ઘરૂપ છે.

**ફેરમ ફોસઃ**—ગુરદાના તમામ વ્યાધિઓમાં જ્યારે વરમનાં ચિન્હ જણાતાં હોય, તાવ હોય અગર પીડા થતી હોય; ગુરદાનો તીક્ષ્ણ વરમ થઇ આવ્યો હોય, અગર બ્રાઇટસ ડીઝીઝ લાગુ પડતો હોય, ત્યારે શરૂઆતમાં મૂત્રપિંડ તરફ અતિશય લોહી વગેરે જતુ અટકાવવા માટે.

**કાલી મ્યુરઃ**—ગુરદાનો તીક્ષ્ણવરમ થયા પછી બીજી સ્થિતિમાં, જ્યારે સોજો ચડયો હોય ત્યારે.

**કાલી ફોસઃ**—મગજ તથા જ્ઞાનતંતુનો બીગાડ થયો હોય ત્યારે યોગ્ય ક્ષારની સાથે ક્રમવાર; મધુપ્રમેહમાં પણ અપાય છે.

**કેલ્કેરીઆ ફોસઃ**—બ્રાઇટસ ડીઝીઝ તથા આલ્બ્યુમીન્યુરીઆની ખાસ દવા; મગજની નબળાઇ લાગતી હોય, તો આની સાથે કાલી ફોસ અપાય છે.

**સાજા થયેલ કેસ.**

જી. એસ. નામનો એક ૭૭ વર્ષનો ડોસો હતો, તે મને સલાહ પૂછવા આવ્યો હતો, તેણે કહ્યું કે "ગુરદા સુસ્ત થયા હોય એમ લાગે છે". ખરી રીતે જોઇએ તો પેશાબ કમતી આવતો હતો, અને તેમાં ઘણો આલ્બ્યુમીન જતો હતો. પહેલાં તો તે કેસ અસાધ્ય લાગ્યો; તેની યાદ શક્તિ જતી રહી હતી, ને તેનો સ્વભાવ બહુ પોચો હતો, મેં તેને **કેલ્કેરીઆ ફોસ**નો ૭ અંશવાળો ક્ષાર બબ્બે કલાકે **કાલી ફોસ**ની સાથે ક્રમવાર આપવા માંડયો. ૭ અઠવાડીઆં પછી તેને પેસાબ બરાબર આવવા લાગ્યો, તેની યાદશકિત સુધરી, અને ૭ મહિનાથી તેને કાંઈ હરકત જણાતી નથી.

( ઇ. એ. ડી. કેઇલહોલ એમ. ડી.)

લાલ તાવ આવ્યા પછી બે જણને બ્રાઇટસ ડીઝીઝ થયો હતો. મૂત્રની પરીક્ષા કરી જોતાં નળીના ઢાળકા જોવામાં આવતા હતા; શરીરે સોજા ચડયા હતા, રક્તાશય નબળું પડયું હતું, નેત્ર દર્પણનો વરમ થયો હતો, તથા પેશાબમાં આલ્બ્યુમીન જતો હતો. મૂત્રપિંડની ઘણી નળીઓનો નાશ થતો હતો, આથી મેં **કેલ્કેરીઆ ફોસ**નો ૭ અંશવાળો ક્ષાર આપવા માંડયો, આથી તેને જલદી આરામ થયો.

( ડા. સી. ઇ. ફિશર એમ. ડી. )

**હોમિયૉ૦**—એકોનાઇટ, એપીસ, એપોસાઇનમ, આર્સેનિકમ, બેલાડોના, કેન્થારિસ, કુપ્રમ, ડીજીટેલીસ, હેપાર, મકર્યુરીઅસ કરોઝીવસ, ફૉસ્ફરસ, પ્લમ્બમ, ટેરિબીન્થીના.

---

## મૂત્ર માર્ગના વ્યાધિઓ.

( Urinary Disorders ).

**ફેરમ ફોસઃ**—મૂત્રાશય તથા મૂત્ર માર્ગનો વરમ થયો હોય, ને તે સાથે તાવ તથા પીડા હોય; નાના છોકરાં બીછાનાંમાં પેશાબ કરી જતાં હોય; સ્નાયુની નબળાઇને લીધે પેશાબ બહુ વખત કરવો પડતો હોય; **સ્ત્રીઓને ઉધરસ આવે, ત્યારે પેસાબ ટપકી જતો હોય;** વરમ થવાથી પેશાબ બંધ થયો હોય; પેશાબ ઝાઝો વખત બંધ રાખ્યો હોય, અને તેથી **મૂત્રાશયનો વરમ થયો હોય, અને તેને લીધે** વારે વારે પેશાબ કરવાની હાજત થતી હોય; પેસાબ અતિશય ઉતરતો હોય ઇત્યાદિ દોષો હોય ત્યારે.

**કાલી મ્યુરઃ**—મૂત્રાશયના વરમની બીજી હાલતમાં જ્યારે સોજો થયો જણાતો હોય ત્યારે, મૂત્રાશયના **દીર્ઘ વરમમાં આ મુખ્ય દવા છે;** પેશાબની સાથે ચીકણી સફેદ ધાત જતી હોય, અને મૂત્રાશયના દીર્ઘ વરમના ચિન્હો હોય; પેશાબ કાળાશ પડતા રંગનો આવતો હોય, યુરીક આસીડ પેશાબમાં બહુ જણાતું હોય, અને યકૃત મંદ હોય ત્યારે.

**મેગ્નીસીઅમ ફોસઃ—સ્નાયુમાં આકર્ષ** (spasm) **થવાથી પેશાબ બંધ થતો હોય;** પથરી ગઇ હોય, અને બહુ પીડા થતી હોય, ત્યારે.

**કાલી ફોસઃ**—નબળાઇ વધી ગઇ હોય, અને મૂત્રાશયનો વરમ થયો હોય ત્યારે ગ્યોય ક્ષારની સાથે આ અપાય છે. મગજની નબળાઇને લીધે વખતો વખત પેસાબ કરવો પડતો હોય, મૂત્રાશયના સ્નાયુઓ વાએ રહા ગયા હોય (paralysed) અને તેથી પેસાબ બંધ રહેતો ન હોય; પેસાબ જ્યાં જ્યાં અડતો હોય ત્યાં ત્યાં દાહ થતો હોય; પેસાબમાં લોહી પડતું હોય, પેસાબ રાતમાં ટપકી જતો હોય ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે એકલો અગર **ફેરમ ફોસ**ની સાથે ક્રમવાર અપાય છે.

**નેટ્રમ્ સલ્ફઃ—પેસાબમાં ઇંટની ભુકી જેવો જમાવ જામતો હોય;** પેસાબને રાખી મુકવાથી **ઠામની બાજુએ તથા તળીએ પથરીની જાતની કાંકરી જામતી હોય;** પેસાબ બહુ રંગદાર આવતો હોય, અને તે સાથે ગાઉટ થયો હોય, અગર પિત્ત વિકાર જણાતો હોય; પેસાબમાં કાંકરી અગર રેત જતી હોય, અને પથરી થવાની ધાસ્તી હોય ઇત્યાદિ સમયે આ ક્ષારથી પથરી બંધાતી અટકે છે.

**કેલ્કેરીઆ ફોસઃ**—પથરી થઇ હોય, અગર પથરીના જેવો જમાવ પેસાબમાં જામતો હોય, ત્યારે **નેટ્રમ સલ્ફ**ની સાથે ક્રમવાર; પેસાબના ઠામમાં તળીએ લચકા જામતા હોય; પેસાબમાં ધાત જતી હોય (જો ધાત જતી હોય તે વીર્ય હોય, તો **નેટ્રમ ફોસ** વધારે ફાયદાકારક છે); પેસાબમાં આલ્બ્યુમીન જતો હોય ઈત્યાદિ પ્રકારના પેસાબના રોગમાં આ ક્ષાર ગુણકારી છે.

**કેલ્કેરીઆ સલ્ફઃ**—મૂત્રાશયના વ્યાધિમાં જ્યારે પરૂ નીકળતું હોય ત્યારે.

**નેટ્રમ્ ફ્રોસ:**—છોકરાંઓને પેસાબ વહી જતો હોય, અને તે સાથે પેટમાં ખટાસ રહેતી હોય, અગર કરમીઆં થયાં હોય ત્યારે; ગુરદામાં રેત થયો હોય, અગર પથરી થઈ હોય ત્યારે.

**નેટ્રમ મ્યુર:**—પેસાબ ઘણો આવતો હોય, અને બીજાં લક્ષણો ઉપરથી જરૂર જણાતી હોય ત્યારે.

### સાજા થયેલ કેસ.

મીસ એમ. નામની અઢાર વર્ષની એક છોડીનો સ્વભાવ બહુ ચીડીઓ હતો; તેણી એક દિવસ બહુ ચીડાઇ ગઇ, અને તેથી તેનો ગર્ભાશય નીચે ઉતરી આવ્યો, તથા મૂત્રાશયના ભાગમાં વરમ થઈ આવ્યો તેણી કેટલોક વખત સુધી હેરાન થયા પછી, ગર્ભાશયને પાછું પોતાને સ્થાનકે ગોઠવી શકાયું, પણ પછી વરમ રહ્યો. આથી ગરમ પાણીની પિચકારી યોનિમાર્ગમાં મારવાનું કહ્યું, અને **ફેરમ ફ્રોસ** તથા **કાલી ફ્રોસ** ખાવાને આપ્યા. તેથી તેને તરતજ આરામ થવા લાગ્યો. **ફેરમ ફૉસથી** વરમ બેસી ગયો, અને **કાલી ફ્રોસથી** તેના મગજને શાંતિ તથા પુષ્ટિ મળી. (ડા. જે. બી. ચેપમેન એમ. ડી.)

ડા. કોર્નિલીઅસ લખે છે કે એક દર્દીનો પેસાબ સ્નાયુઓના આકર્ષ (Spasm) ને લીધે બંધ થઇ ગયો હતો. તેને કેથેટર મુકી, પણ તેથી પેસાબ ઉતર્યો નહિ; **મેગ્નીસીઅમ ફ્રોસ** આપવાથી જરા પેશાબ છૂટયો; પણ પાંચ દિવસ સુધીમાં આ ક્ષારથી જોઇએ તેવો ફાયદો લાગ્યો નહિ, તેથી ડા. સુબ્લરની સલાહ પ્રમાણે **કેલ્કેરીઆ ફોસ** આપ્યો, તેથી એક દિવસમાં ઘણો ફેર પડી ગયો, અને પેશાબ બરાબર આવવા લાગ્યો. થોડાક મહિના પછી ફરીથી પેશાબ બંધ થયો, તે વખતે પણ આજ ક્ષાર આપ્યો એટલે બીજેજ દિવસે દર્દીને ઠીક થયું.

( આલ્જીમીની હોમીઓપેથીસ્કઞીટન્ગ )

**હોમિયૉ૦**—એકોનાઇટ, એપીસ, એપોસાઈનમ, આર્સેનિકમ, બેલાડોના, બેરબેરીસ વલ્ગેરીસ, કેમ્ફોરા, કેન્થારીસ, કૉસ્ટીકમ, ડીજીટેલીસ, મકર્યુરીઅસ, નકસવોમિકા, સેપીઆ, ટેરીબિન્થીના, ઝીન્કમ.

---

## મોઢાના વ્યાધિઓ.

( Diseases of Mouth. )

મોઢાના વ્યાધિ થાય છે, ત્યારે પણ ડીફ્થેરીઆ સળેખમ વગેરે રોગમાં જે જે ક્ષારો ખુટયા હોય છે, તેજ ક્ષારો ખૂટયા હોય છે.

**ફેરમ ફૉસ:**—મોઢાના કોઇપણ ભાગમાં વરમ થયો હોય ત્યારે શરૂઆતમાં, અવાળુ આવી ગયાં હોય, લાલ થયાં હોય અને દુખતાં હોય ત્યારે.

**કાલી મ્યુર:**—નાના બાળકના મોઢામાં તથા ધવડાવનારી માના મોઢામાં ધોળાં ચાંદાં પડયાં હોય; થુલીઓ થયો હોય ને મોઢામાંથી પાણી નીકળતું હોય ત્યારે ( નેટ્રમ મ્યુરની સાથે ); મોઢામાં ચાંદા પડયાં હોય, અગર મોઢામાં કોઇ જાતનો સડો થયો હોય ને તે સાથે જીભ ઉપર સફેદ છારી રહેતી હોય; અવાળુ આવ્યાં હોય, પણ પરૂ થવા માંડયું નહોય ત્યારે; અવાળુ સુજી આવ્યાં હોય; મોઢામાંથી જાડો સફેદ રસ નીકળતો હોય ઇત્યાદિ લક્ષણ હોય ત્યારે.

**નેટ્રમ ફૉસ:**—મોઢાના ચાંદાને માટે ઉત્તમ દવા છે, અને જ્યારે ચળકતી ને પીળાસ પડતી લાલ રસી નીકળતી હોય ત્યારે ખાસ કરીને ફાયદો કરે છે. પેટમાં ખટાસ હોય ત્યારે પણ આ ક્ષાર જરૂરનો છે.

**કેલ્કેરીઆ ફૉસ:**—પેઢાં ફીક્કાં પડયાં હોય, અને શરીરમાં લોહીનાં લાલ રજકણો ઓછાં હોય, ત્યારે આ ક્ષાર કેટલાક દિવસ આપવાની જરૂર છે; આ ક્ષાર પછી ફેરમ ફોસ આપવો; બાળકને દાંત આવતા હોય ત્યારે પેઢાં દુખતાં હોય તે મટાડવા માટે આ ક્ષાર આપવો તેથી દાંત જલદી ફુટે છે. સોજો બેસારવા માટે ફેરમ ફોસ સાથે સાથે આપવા જવું.

**કાલી ફૉસ:**—અવાળુમાંથી લોહી નીકળતું હોય, અગર તેની ઉપર લાલ ચોળ કિનારી બંધાણી હોય; મોઢાનો શ્વાસ ગંધાતો હોય; મોઢામાં સડો થયો હોય; સ્કર્વિનો રોગ થયો હોય; ગાલનો ભાગ સડતો હોય, અને તેમાં ભુખરા રાખોડીઆ રંગનાં ચાંદા પડયાં હોય, ઇત્યાદિ લક્ષણોમાં.

**નેટ્રમ મ્યુર:**—અતિશય લાળ વહેતી હોય, અગર મોઢાની આસપાસ પાણીથી ભરેલા ફોડલા થતા હોય ત્યારે આ ક્ષાર ઉપયોગી છે.

**કાલી સલ્ફ:**—નીચલા હોઠની ત્વચા સુકાઇ જતી હોય, અને ખરી પડતી હોય, ત્યારે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓર:**– જડબાની ઉપર કઠણ સોજો થયો હોય, અને તે સાથે અવાળુ પણ સુજી ગયાં હોય, અગર કોઇ ઠેકાણે સોજો કઠણ હોય તે નરમ ન પડતો હોય, ત્યારે આ દવાથી આરામ થાય છે.

**હોમિયૉ૦**—આર્જેન્ટમ નાઇટ્રીકમ, આર્સેનિકમ, ઑરમ મ્યુર, બૅપ્ટીસીઆ, બોરાક્સ, બ્રાયોનીઆ, હેલિબોરસ, હાઇડ્રાસ્ટીસ, ક્રીઓસોટમ, લૅચિસીસ, લાઇકોપોડીઅમ, મર્ક્યુરીઅસ, મ્યુરીઆટિકમ આસિડમ, નાઇટ્રીકમ આસિડમ, ફાઇટોલેક્કા, પલ્સેટીલ્લા, રસ ટૉક્સ.

---

## મોઢું આવી જવાનો ચેપીરોગ.

## અં. ડીફ્થેરીઆ.

### ( Diphtheria. )

એક જાતના ચેપી સુક્ષ્મ જંતુમાંથી આ રોગ ફેલાય છે, પણ તે જંતુઓને બળવાન થવા માટે મોઢામાં કે ગળામાં પ્રથમ એકાદ ક્ષત પડ્યું હોવું જોઇએ છે, બાયોકેમીસ્ટ્રીના નિયમ પ્રમાણે પોટાસ્યમ કલોરાઇડ નામનો ક્ષાર, જેને કાલી મ્યુર સાધારણ રીતે કહે છે, તે લોહીમાં ઓછો થવાથી આ વ્યાધિ ઉત્પન્ન થાય છે. વ્યાધિ ઉત્પન્ન કરનારાં કારણો જેવાં કે જંતુઓ, હવાના ફેરફાર વગેરે જ્યાં સુધી એ ક્ષાર શરીરમાં જોઇએ તેટલો હોય છે, ત્યાં સુધી પ્રબળ થઇ શકતાં નથી, અને ફ્રીબ્રીન આલ્બ્યુમન લોહીમાંથી છૂટા પડી કોઇ જગ્યાએ જામતા નથી.

**ફેરમ ફોસ:**–ડીફ્થેરીઆની પહેલીજ અવસ્થામાં તાવનું જોર નરમ પાડવા માટે આ દવા કાલી મ્યુરની સાથે વારાફરતી આપવી.

**કાલી મ્યુર:**—આ વ્યાધિમાં આ ક્ષાર એ મુખ્ય દવા છે, અને શરૂઆતથીજ જો ફેરમ ફોસની સાથે આપવામાં આવશે, તો ઘણા કેસોમાં બીજી કોઇપણ દવાની જરૂર પડશે નહિ. એક ગ્લાસ પાણીની અંદર કાલી મ્યુર દશ કે પંદર ગ્રેન નાખીને વારંવાર કોગળા કરવામાં વાપરવું, એથી મોઢું સાફ થશે, અને વરમ ઓછો થશે.

**નેટ્રમ્ મ્યુર:**—જ્યારે ઉલટીમાં પાણી જેવો રસ નીકળતો હોય, અથવા પાણી જેવો ઝાડો થઇ આવ્યો હોય, ચ્હેરો સુજેલો, પણ ફિક્કો રહેતો હોય, ને મોઢામાંથી બહુજ લાળ વહેતી હોય, ત્યારે આ દવાની જરૂર પડે છે.

**નેટ્રમ્ સલ્ફ:**—જો ઉલટીમાં લીલા રંગનો અગર કડવા સ્વાદનો પ્રવાહિ નીકળે, તો આ દવા કાલી મ્યુરની સાથે વારાફરતી અપાય છે.

**કાલી ફોસ:**—આ વ્યાધિ દર્મ્યાન, જ્યારે દર્દી બહુ અશક્ત ને બેચેન થઇ જાય, કે મોઢામાંથી બહુજ દુર્ગંધ મારતો શ્વાસ નીકળે, ત્યારે કાલી મ્યુરની સાથે વારાફરતી આ દવા આપવી.

**કેલ્કેરિઆ ફ્લ્યુઓર:**—જ્યારે શરૂઆતથી બાયોકેમીસ્ટ્રીની દવા વપરાઈ ન હોય, અને તેથી વરમ શ્વાસનળીમાં આગળ વધ્યો હોય, ત્યારે આ દવા કેલ્કેરીઆ ફોસની સાથે વારાફરતી આપવી.

**કેલ્કેરીઆ ફોસ:**—ડીફ્થેરીઆની અસર શ્વાસનળીમાં આગળ ચાલતી હોય, કે મોઢામાંથી સઘળાં પડ ઉખડી ગયા, પછી એક સફેદ ડાઘ ચોટી રહેતો હોય, ત્યારે આ દવા આપવી.

**નેટ્રમ્ ફોસ:**—મોઢાની અંદરના તાળવા ઉપર, ચોરીઆ ઉપર, ને જીભના પાછલા ભાગ ઉપર બીનું પીળાસ પડતા રંગનું પડ જામ્યું હોય, તે સાથે બીજાં લક્ષણો પણ આ દવાને સૂચવે તેવાં હોય, તો આ દવા કામ લાગે છે.

### સાજો થયેલો કેસ.

ગયા ઉનાળામાં મારી પાસે ડીફ્થેરીઆનો એક વિચિત્ર કેસ આવ્યો હતો. તે કેસ મેં જુલાઇ માસની ૨૧ મી તારીખને શનિવારે જોયો. એક સાધારણ ક્ષત પડેલા ગળાના સોજા જેવું મને લાગ્યું, અને મેં કેલ્કેરીઆ સલ્ફ આપીને તેની માને કહ્યું, કે જો બપોર સુધીમાં કાંઇ આરામ ન લાગે, તો ખબર આપજો. જ્યારે બપોર પછી હું ચાર વાગે ઘેર ગયો, ત્યારે તે છોકરી, અને તેનો બાપ બન્નેને મેં જોયાં. છોકરીને તાવ આવ્યો હતો, અને સ્પષ્ટ રીતે બોલી શકતી ન હતી. મેં તેનું ગળું તપાસી જોયું તો ચોરીઆ ઉપર ભુખરા રંગનાં ચાઠાં દેખાયાં. હવે મેં તેને ફેરમ ફોસ અને કાલી મ્યુર વારાફરતી આપવાનું કહ્યું. રાત્રે નવ વાગે ખબર કાઢી ત્યારે માલુમ પડ્યું કે તેની તબીઅતમાં કાંઇ સુધારો થયો નથી. હવે તેણી કહેવા લાગી કે કાંઈ ચીજ વારંવાર તેના

ગળામાં આવીને ભરાઇ જાય છે, મને લાગ્યું કે કદાચ તે થુંક અને પાણી વિગેરે હશે, તેથી મેં નેટ્રમ ફૉસ આપ્યું, પણ તે દવાથી કશો લાભ થયો નહિ. આખી રાત ફેરમ ફોસ અને કાલી મ્યુર ચાલુ રાખ્યાં. બીજે દિવસે સવારે જોયું, તો તેની તબીઅત વધારે ખરાબ લાગી. તે પડ વધારે ફેલાયાં હતાં, અને ચોરીઆ ઘણા સુજી ગયા હતા; હજી પણ તેના ગળામાં કાંઇક આવ્યા કરતું હતું. રવિવારને દિવસે તેને ત્રણ વખત જોવા ગયો, અને તેજ દવાઓ હલકા અંશમાં આપીને આખી રાત માત્ર ૩×ની દવા આપી, તોપણ સોમવારે સવારમાં તેની મા અશ્રુ ભરેલી આંખે મારી પાસે આવી, અને મને પૂછ્યું કે મારે બીજા ડાકટરની સલાહ લેવી કે કેમ ? તે છોકરીને જોઇ, તો ખરેખર ભયમાં હતી. મને તરત સાંભરી આવ્યું કે ગળામાં કાંઇપણ શ્લેષ્મ ચડી આવવાનું લક્ષણ નેટ્રમ સલ્ફનું છે; એટલે મેં તે દવા એકલીજ ૨૦૦× વાળી આપી, અને થોડાક કલાકમાંજ આરામ થવા લાગ્યો; તે પછી થોડાક દિવસે તેણી તદ્દન સાજી થઈ ગઇ.

**હોમિયૉ૰**—ઍપિસ, આર્સેનિકમ, બેપ્ટીસીઆ, કેન્થારિસ, કાર્બોલિકમ આસીડમ, ક્રોટેલસ, કાલી બાઇક્રોમીઅમ, લૅચિસીસ, લાઇકોપોડીઅમ, મકર્યુરીઅસ બીનઆયોડેટસ, મ્યુરીઆટીકમ આસીડમ, નાજા, નાઈટ્રીકમ આસીડમ, ફાઇટોલેકા, રસ ટૉકસ.

---

## યકૃતના વ્યાધિઓ.

( Affections of the Liver. )

બંધકોષ, ઝાડો, પિત્તની પથરી, હરસ, ટાઢીઓ તાવ, વગેરે વ્યાધિઓ શા શા દોષથી થાય છે, તે સમજવામાં આવે છે, તો પછી યકૃતના વ્યાધિ કયા દોષથી થાય છે, તે સહેજ સમજી શકાય છે.

**ફેરમ ફોસ**:—યકૃતનો તીક્ષણ વરમ થયો હોય ત્યારે શરૂઆતમાં લોહીની ગતિ મંદ કરવા માટે.

**કાલીમ્યુર**:—યકૃત બરાબર કામ કરતું ન હોય અને જીભ ઉપર સફેદ અગર ભુખરી સફેદ છારી રહેતી હોય, ત્યારે યકૃતના પ્રદેશમાં દરદ થતું હોય, તથા જમણા ખભાની નીચે દુખતું હોય ત્યારે, દસ્ત કબજ રહેતો હોય, તથા તેનો રંગ બહુ આછો હોય ત્યારે. ડયુઓડેનમ નામના આંતરડામાં શ્લેષ્મ વરણનો વરમ થયાથી ટાઢ વાઇને કમળો થયો હોય, તથા આ ક્ષારને મળતાં લક્ષણો હોય ત્યારે.

**નેટ્રમ સલ્ફ**:—કમળો થયો હોય તે સાથે **ત્વચા પણ સફેદ કે જરા પીળી હોય, જીભ ઉપર લીલાશ પડતી છારી રહેતી હોય, આંખો પીળી થઇ હોય**, પિત્તનો પ્રકોપ લાગતો હોય, મોઢામાં કડવાટ રહેતો હોય, યકૃતનો વરમ થયો હોય, તેમાં સખત દુખાવો થતો હોય; ઉલટીમાં પિત્ત પડતું હોય, પિત્તનો દોષ હોય તે માટે આ મુખ્ય દવા છે. આ દવા કેલ્કેરીઆ ફોસની સાથે આપવાથી **પિત્તની પથરી** બંધાતી અટકે છે.

**નેટ્રમ મ્યુર**:—કમળામાં દરદી બહુ ઉધંટો રહેતો હોય, તથા આ ક્ષારને યોગ્ય બીજાં લક્ષણો જોવામાં આવતાં હોય ત્યારે.

**કેલ્કેરીઆ સલ્ફ**:—યકૃતના પ્રદેશમાં દુખતું હોય, અને તે ઠેઠ બસ્તીની જમણી બાજુમાં પણ દર્દ કરતું હોય, તથા તે સાથે બહુ નબળાઇ હોય, ઉલટી થતી હોય, અને હોજરીમાં દુખતું હોય; યકૃતનું ગડ થયું હોય, ત્યારે પરૂ અતિશય થતું હોય તે અટકાવવા માટે.

**કાલી સલ્ફ**:—પેટમાં શ્લેષ્મ પડનો વરમ થયા પછી કમળો થયો હોય ત્યારે; વળી કમળામાં ઝાડો થયો હોય ત્યારે.

**સીલીસીઆ**:—યકૃતના ગડમાં; યકૃતના પ્રદેશમાં કાંઇ ચડકારો થતો હોય, અને પાકતું હોય, તેવું દર્દ થતું હોય ત્યારે.

**હોમિયૉ૰**—ઍલોઝ, બ્રાયોનીઆ, કેમોમિલા ચેલીડોનિઅમ, ડીજીટેલીસ, હાઇડ્રાસ્ટીસ, ઇપીકાકયુઆના, આઇરીસ, લૅચિસિસ, લાઇકોપોડીઅમ, મકર્યુરીઅસ, નકસવોમિકા, ફૉસ્ફરસ, પોડોફાઇલમ, પલસેટીલા, રસ ટૉકસ, સેપીઆ, સ્ટ્રામોન્યમ, સલ્ફર, ટૅરૅકસૅકમ.

---

## રતવા; વિસર્પ.

( Erysipelas. )

એરીસીપેલાસ એ શબ્દ ગીક ભાષામાંથી થયેલો છે; તેનો અર્થ લાલ ત્વચા થાય છે. ગુજરાતી

ભાષામાં પણ રતવાનો અર્થ રાતો વા થાય છે તેમાં ફેલાવાનો ગુણ છે, તેથી તે વા કહેવાય છે. તેનું ખરૂં નામ 'રક્તવાત' છે.

આવા વ્યાધિમાં ઉપચાર કરવાની રીત નીચેના સવાલ જવાબ ઉપરથી વધારે સ્પષ્ટ સમજાશે.

**સવાલઃ**—ત્વચા લાલ થવાનું કારણ બાયોકેમીસ્ટ્રી પ્રમાણે શું છે?

**જવાબ:**—સેંદ્રિય અને નિરીંદ્રિય પદાર્થ, તેમાં મુખ્યત્વે કરીને સેંદ્રિય પદાર્થ જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં એકઠો થવાથી ત્વચામાં રતાશ ગરમી અને વરમ થાય છે.

**સવાલ ૨:**—કોઇ એક જગ્યાએ આ પદાર્થ એકઠો થવાનું શું કારણ છે.

**જવાબઃ**—લોહ, સોડીઅમ, ચુનો, મેગ્નીસીઆ, સીલીકા અને પોટાશ્યમના ક્ષારોની ગેરહાજરીમાં શરીરના સેંદ્રિય પદાર્થો નિરૂપયોગી થઇ પડે છે, અને તેથી તે પદાર્થ કોઈ એક જગ્યાએ એકઠો થઇ જાય છે. જ્યારે તે ક્ષારોમાંથી કોઇએક કમી થાય છે, ત્યારે આલ્બ્યુમન, ફીબ્રીન, તેલ, ચરબી, સાકર, વગેરે નિરૂપયોગી, અને હાનિકારક થઇ પડે છે; કારણ કે તેમને બરાબર ઠેકાણે પાડનાર અને તેમાંથી શરીરને ઉપયોગી નવા તંતુઓ બાંધનાર એ ક્ષારો વિના બીજું કોઇ નથી.

**સવાલ ૩:**—તે સેંદ્રિય પદાર્થોને ઉપયોગમાં, લેવાનું કામ શા નિયમથી થાય છે?

**જવાબ:**—રસાયણિક યોગ, જેને અંગ્રેજીમાં 'કેમીકલ કોમ્બીનેશન' કહે છે, તેને લીધે ખોરાકના વિજાતિય પદાર્થના રજકણો એકબીજા સાથે મળી જઇને નવાં રસાયણિક મિશ્રણો તૈયાર થાય છે, અને તેના ગુણ અને ઉપયોગ શરીરના જીવનને પોષક થઇ પડે છે.

**સવાલ ૪:**—નિરીંદ્રિય ક્ષારોની ખોટ પડવાનું કારણ શું?

**જવાબ:**—કાંતો પાચનક્રિયા કે શોષણક્રિયામાં કાંઇ ખામી હોવાને લીધે જોઇએ તેટલા ક્ષારો લોહીમાં નવેસર દાખલ થઈ શકતા નહોય, કાંતો હવામાં ઉષ્ણતા, શરદી, ભેજ, કે વીજળીના ફેરફારને લીધે શરીર ઉપર એવી અસર થતી હોય કે તેથી શરીરના અમુક ક્ષારો વધારે પ્રમાણમાં ખપી જતા હોય, અથવા તો અતિશય શ્રમને લીધે, અગર ખાવા પીવાની અનિયમિતતા કે કુટેવને લીધે કોઇ કોઇ ક્ષારો વિશેષ વપરાઇ જતા હોય, તો તે ક્ષારોની ખોટ પડે છે.

**સવાલ ૫:**—શું, ત્યારે રતવા એ ચેપથી ઉત્પન્ન થતો વ્યાધિ નથી?

**જવાબ:**—બાયોકેમીસ્ટ્રીના નિયમ પ્રમાણે ચેપ એ આવા રોગનું મૂળ કારણ ગણાતું નથી, પણ માત્ર ક્ષારની પડેલી ખોટ એજ અગત્યનું કારણ ગણાય છે.

**સવાલ ૬:**—વરમ થવાનું કારણ શું?

**જવાબ:**—ખુટી ગયેલા ક્ષારો પુરા પાડવા માટે કુદ્રત વધારે લોહીને ખોટ પડેલી જગ્યાએ મોકલે છે, અને આ પ્રમાણે થતાં લોહીની કેશવાહિનીઓ લોહીથી ભરાઈ જવાથી ગરમી દાહ વગેરે વરમનાં ચિન્હ થાય છે.

**સવાલ ૭:**—ત્યારે શું જંતુઓથી વ્યાધિ ફેલાય છે એ વાત ખોટી છે?

**જવાબ:**—બાયોકેમીસ્ટ્રીના નિયમ પ્રમાણે એમ માનવામાં આવે છે કે પ્રથમ નિરીંદ્રિય ક્ષારની ખોટ પડે છે, તે પછી સેંદ્રિય પદાર્થ નિરૂપયોગી થવાથી સડવા લાગે છે. અને સડામાંથી વિવિધ જંતુઓ ઉત્પન્ન થાય છે, અગર જંતુઓને યોગ્ય ક્ષેત્ર મળે છે. આ વિષય ઘણો ગહન છે, અને તેના વિષે ઘણો મતભેદ છે. અત્રે જીવનરસાયણશાસ્ત્રનો મત દર્શાવ્યો છે.

**સવાલ ૮:**—વ્યાધિ મટાડવા માટે શો ઇલાજ લેવો જોઇએ?

**જવાબ:**—દર્દીને થતાં લક્ષણો જોઇને કયા કયા ક્ષારની ખોટ પડી છે, તે નક્કી કરીને તે ક્ષારો દવા રૂપે પુરા પાડવા.

**સવાલ ૯:**—"રતવા થયો છે" એમ કોઈપણ માણુસ આવીને કહેતો તે ઉપરથી દર્દીને જોયા વિના દવા આપી શકાય કે કેમ?

**જવાબ:**—તે દર્દીને થતાં તમામ લક્ષણો ધ્યાનમાં લીધા પહેલાં કાંઈપણ દવા આપી શકાય નહિ.

**સવાલ ૧૦:**—સેંદ્રિય પદાર્થો નિરૂપયોગી થયા

પછી જુદા જુદા વ્યાધિઓ ઉત્પન્ન કરે છે, તેનું કારણ શું?

**જવાબઃ**—જુદા જુદા ક્ષારો શરીરના જુદા જુદા સેંદ્રિય પદાર્થને ઉપયોગમાં લે છે, અને તેમાંથી જે જે ક્ષારોની ખોટ પડે છે, તેને લીધે અમુક અમુક સેંદ્રિય પદાર્થો અમુક અમુક પ્રમાણમાં નકામા થઇ પડે છે. આલ્બ્યુમન, ચરબી, અને સાકર એ ત્રણ પદાર્થો નિરૂપયોગી થવાથી જે વ્યાધિ રૂપી લક્ષણો દેખાય છે, તેના કરતાં ફીબ્રીન પાણી અને સાકર નિરૂપયોગી થાય છે, ત્યારે જુદાજ પ્રકારના વ્યાધિરૂપી લક્ષણો પ્રગટ થાય છે.

આ વ્યાધિમાં ૩×થી ૬×ના અંશની દવાઓ સારો ગુણ કરે છે, છતાં પણ કોઇવાર ૩૦× અને ૨૦૦×ના અંશની દવા પણ અપાય છે.

**ફેરમ ફૉસઃ**—શરૂઆતમાં વરમ થઇ આવ્યો હોય ત્યારે આ દવા આપવાથી રતાશ, દાહ, તાવ, દુખાવો વગેરે કમી થાય છે. ગુલાબી રંગની ત્વચા થઇ આવી હોય, ત્યારે આ દવા ખાવા માટે, તેમજ બહારથી લગાડવા માટે આપવી.

**નેટ્રમ સલ્ફઃ**—રતવાની આ મુખ્ય દવા છે. ત્વચા ચળકતી લીસી, લાલ અને દાહયુકત અગર પીડાવાળી હોય ત્યારે, પિત્તની ઉલટી થતી હોય કે ન થતી હોય, તોપણ આ દવાની જરૂર છે.

**કાલી મ્યુરઃ**—રતવાને લીધે રસ ભરેલા ફોડકા કે નાની ફોડલીઓ થઇ આવી હોય, તો આ દવા ફેરમ ફોસની સાથે અનુક્રમે આપવી.

**કાલી સલ્ફ**—બ્લીસ્ટરના જેવા ફોલ્લા થઇ આવ્યા હોય, ત્વચા બહુજ લાલ હોય, તો આ દવા ઉપયોગી થઇ પડે છે.

**નેટ્રમ ફોસઃ**—રતવામાં ત્વચા સુંવાળી, લાલ, ચળકતી, તણખા નાખતી, કે દુખાવાવાળી હોય, અને બીજાં લક્ષણો જોતાં આ દવાની જરૂર લાગે તો ફેરમ ફોસની સાથે આ દવા અનુક્રમે આપવી.

**સાજા થયેલા કેસ.**

મીસ્તર જે. નામના ૫૬ વર્ષનો ઉમ્મરના એક વૃદ્ધ આસામીને ચ્હેરા ઉપર રતવા થયો હતો; ચ્હેરો સુજી ગયો હતો, તે ઉપર ચળકાટ અને બળતર હતાં; તાવ સખત હતો, અને દુખાવો ઘણો હતો. તેને ફેરમ ફોસ અને નેટ્રમ સલ્ફ વારા ફરતી આપવાનું શરૂ કર્યું. ફેરમ ફોસનો ભુકો બહારથી પણ લગાડયો, અને કોઇ કોઇ વાર જરૂર જણાતાં કાલી મ્યુર પણ આપ્યું, એટલે તેને એવી સારી અસર થઇ કે તે જીવનરસાયણની દવાઓને પૃથ્વી ઉપરની માત્ર એકજ સત્ય અને ઉત્તમ દવા તરીકે માનવા લાગ્યો. ( જે. બી. ચૅપમૅન )

મીસીસ ફોર્બ્સ નામની એક વિધવા રતવાથી માંદી થઇને પડી હતી; તાવ સખત હતો, અને તે સાથે ઘણી બેચેની હતી; સન્નિપાત શરૂ થયો હતો, તેથી તેના સગાંવહાલાંએ તેની આશા છોડી હતી. તેનું કપાળ અને ચ્હેરો એટલાં બધાં સુજી ગયાં હતાં કે આંખો ઉઘડી શકતી નહિ, અને તેણીને અતિશય પીડા થતી હતી. નેટ્રમ સલ્ફ અને ફેરમ ફોસ વારા ફરતી કલાકે કલાકે ઘણીવાર આપ્યા કર્યાં. શનિવારે બીજી વખત દવા આપ્યા પછી તેણીને ઉલટી થઇ. તેમાં ઘણું પિત્ત નીકળ્યું: અને સખ્ત ચિન્હો હતાં તે નરમ પડયાં; નાડી જરા ધીમી પડી, એટલે ફેરમ ફોસ લાંબે લાંબે અંતરે આપવાનું ઠરાવ્યું, અને બીજી દવા પહેલાની માફક બે બે કલાકે આપવાનું ચાલુ રાખ્યું. બુધવારે સવારે તેણીની તબીઅત એટલી બધી સુધરી ગઇ કે તેણી તેણીનું દરરોજનું કામ કરવાને બહાર ગઇ, અને તે જાણીને તેના સંબંધીઓને ઘણી અજાયબી લાગી; જ્યારે આયોડીન લગાડવાથી કાંઈ ફાયદો થતો નથી, ત્યારે પણ આ દવાઓથી ફાયદો થયાના દાખલા છે. ( એમ. ડી. ડબલ્યુ ).

**હોમિયો૦**—એકોનાઇટ એપીસ, આર્નિકા, બેલાડોના, કેન્થારિસ, યુફોર્બીઆ, ગ્રેફાઈટીસ, લૅચિસીસ, રસટૉક્સ, સ્ટ્રામોન્યમ, અર્ટીકા યુરેન્સ, વિરેટ્રમ વિરીડી.

---

## રક્તસ્રાવ.

( Hemorrhage. )

જ્યારે કોઇ પણ પડમાં ભીનાશ, મજબુતી ને સ્થિતિસ્થાપકતા રહે નહિ, ત્યારે તેમાંથી રક્તસ્રાવ થાય છે. મીઠાનાં રજકણોને લીધે ત્વચામાં ભીનાશ જોઇએ તેટલી રહે છે, અને લોહનાં રજકણોથી તેમાં મજબૂતી ને સ્થિતિ સ્થાપકતા રહે છે. રક્તસ્રાવનાં સાધારણ કારણો માત્ર છ છે. (૧) ગરમી (૨)

રક્તની અતિશયતા કે અલ્પતા (૩) રક્તનું જોસથી વહેવું (૪) આંતરડાં વગેરે અન્નના અવયવોમાં ખોરાકની વિશેષતા (૫) રક્તમાં ઝેરી બાહ્યવસ્તુનો કે નિરૂપયોગી વસ્તુનો પ્રવેશ (૬) આદત ઈત્યાદિ.

**ફેરમ ફોસ:—શરીરના કોઈપણ ભાગમાંથી જ્યારે લાલ ચળકતા રંગનું રક્ત નીકળતું હોય, ત્યારે આ મુખ્ય દવા છે.** કોઇપણ કારણથી નસકોરી ફુટતી હોય, ત્યારે આ ક્ષાર જ્યાં બને ત્યાં બહારથી પણ લગાડી શકાય છે. બહુ લોહી નીકળતું હોય ત્યાં આ દવાનો ભુકો એમને એમ ભભરાવવો અગર સારી રીતે દાબવો; ફેફસામાંથી લોહી પડતું હોય ત્યારે પણ ગુણ કરે છે. **લાલચોળ લોહીની ઉલટી થતી હોય,** વળી **નબળા શરીરવાળાને નસકોરી ફુટવાની આદત** પડી ગઇ હોય, ત્યારે **કેલ્કેરીઆ ફોસ** અગર **કાલી ફોસ**ની સાથે ક્રમવાર.

**કાલી ફૉસ:**—નબળા શરીરનાને પાતળા પડી ગયેલ રક્તવાળાઓને લોહી પડતું હોય; લોહી કાળાશ પડતું, ને પાતળું હોય, અને જામી જતું ન હોય, લોહી પડવાની આદત નબળા માણુસને પડી હોય ત્યારે **ફેરમ ફોસ ને કેલ્કેરીઆ ફોસ**ની સાથે; લોહી બગડી ગયેલું ને ગંધાતું નીકળતું હોય, **પેશાબમાં લોહી પડતું હોય;** ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**કાલી મ્યુર:**—રક્તસ્રાવમાં કાળું ચીકણું અને ગડી બંધાયલું લોહી પડતું હોય ત્યારે.

**નેટ્રમ મ્યુર:**—જ્યારે રક્ત પાતળું, સફેદ પડતું કે પાણી જેવું હોય, ને જલદી જામી જતું હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓર:**—ગર્ભાશયમાંથી રક્તસ્રાવ થતો હોય, ત્યારે **કાલી ફોસ**ની સાથે ક્રમવાર. ગર્ભાશયમાંથી રક્ત પ્રવાહ નીકળતો હોય ત્યારે, તેને સંકુચિત કરવા માટે એકલો પણ અપાય છે, અર્શ (piles) માંથી લોહી પડતું હોય ત્યારે.

### સાજા થયેલ કેસ.

વીલીએન નામના એક સોળ વર્ષના છોકરાને કેટલાક વર્ષથી નાકમાંથી લોહી પડતું હતું; પહેલ વહેલાં તો તડકાને લીધે તેની નસકોરી ફુટી હતી; લોહી લાલ ચોળ નીકળતું હતું; તેનો ચ્હેરો નબળા માણસના જેવો હતો; બે મહિના **ફેરમ ફોસ** લેવાથી રક્તસ્રાવ તદ્દન બંધ પડયો. આ પછી જ્યારે તે વાગે રહી ગયો, ત્યારે તેને એકવાર નસકોરી ફુટી હતી. (ડા. જ્યોર્જ કેરી એમ. ડી.)

એક બોંતેર વર્ષની ડોસી હતી તે શરીરે ફુલી ગયેલી હતી, તેની આંખો ને વાળ કાળા હતા, તેને **માથે લોહી ચડી** આવતું હતું અને જો મસ્તકની કોઇ રક્તવાહિની તુટે તો મૃત્યુ થવા સંભવ હતો; તેને માથે લોહી ચડી આવતું તે વખતે તેના હાથ પગ થંડા થઈ જતા, કપાળ ઉપર પરસેવો આવતો, માથું ગરમ રહેતું, તેણી બેભાન થઇ જતી ને શ્વાસોશ્વાસમાં મુંઝાતી; તેને એક વખત આવું થઈ આવ્યું, ત્યારે **ફેરમ ફૉસ** છ અંશ વાળો અડધી અડધી કલાકે આપ્યો, તેથી બે કલાકમાં ભાન આવ્યું, બીજે દિવસે તેણી બેઠી થઇ, અને ત્યાર પછી જ્યારે તેણીને તેવું વર્તાય છે, ત્યારે તેણી તે ક્ષાર લે છે. આથી તેને જલદી આરામ થાય છે.

( ડા. એફ. એ. રોકવીથ).

**હોમિયો૦**—એકોનાઈટ, એલોઝ (અર્શમાંથી), આર્નિકા, આર્સેનિકમ, બોવિસ્ટા, બ્રાયોનીઆ, કૅકટસ કાર્બો વેજી, સિંકોના, ફેરમ મેટાલીકમ, હેમામિલિસ, ઇપીકાકયુઆના, લૅચિસીસ, ઓપીઅમ, પ્લેટીનમ, પલ્સેટીલા, સેબીના, સિકેલી, યુસ્ટીલેગો.

---

## રક્તાશયના વ્યાધિ.

( Diseases of the Heart. )

ગડમાં જેમ થાય છે તેવી રીતે રક્તપ્રવાહમાંથી કોઇ કોઇ વખત નિરૂપયોગી પદાર્થો એક બાજુ કાઢવામાં આવે છે, આવા પદાર્થોના લચકા જામી જાય છે, અને રક્તાશયના કાર્યને અડચણ કરવા લાગે છે; જીવન રસાયણ વિદ્યા પ્રમાણે રક્તાશયમાં **"એમ્બોલીઝમ"** નો વ્યાધિ થાય છે, તે આ કારણથી થાય છે; અને આજ કારણથી કોઇ કોઇ વખત રક્તાશયનો ધબકારો પણ ઉપડી આવે છે. રક્તાશયના પડદાનો વ્યાધિ થાય છે, તે પણ તે પડદામાં જોઇએ તેટલા ક્ષારો નહિં હોવાથી થાયછે.

કોઇ પણ પડની અંદર લોહનાં રજકણો જોઇએ તેટલાં નહિ હોય, તો તે પડમાં **વરમ થઇ આવે છે, કારણકે લોહનાં પરમાણુઓ ઓકસીજન ( પ્રાણવાયુ ) વાહક હોય છે, અને જ્યારે તે પરમાણુઓ કમી થાય છે, ત્યારે કુદરત થોડાં**

**પરમાણુઓ ચરુ પણ જોઇએ તેટલો ઓકસીજન વાયુ આખા શરીરમાં પહોંચાડવા પ્રયત્ન કરે છે;** આથી લોહીની ગતિ વધે છે, અને ગતિ વધવાની સાથે ગરમી પણ વધે છે. વળી રક્તાશયના પડમાં લોહી ઉતાવળથી ફરવા માંડે છે અને પડદાઓને વધારે શ્રમ પડે છે, તેથી ત્યાં રક્તનો જમાવ થવા લાગે છે, અને તેનાં તંતુજાળ મોટાં અને જાડાં થવા લાગે છે. રક્તાશયના કાર્યમાં આથી પણ અડચણ આવવા લાગે છે, અને તેના કોઇએક ભાગમાં વધારે રક્તનો જમાવ થવાથી અગર તંતુઓ હદ ઉપરાંત જાડી થવાથી રક્તાશયના મોટા વ્યાધિઓ થવાનો સંભવ રહે છે; કેટલીક વખત રક્તાશયના વ્યાધિ માત્ર ગતિતંતુ કે જ્ઞાનતંતુ બગડવાથીજ થાય છે, પણ તે બહુ નુકસાનકારક નથી.

**કાલી ફોસઃ**—રક્તાશયના ધબકારા અનિયમિત અને જલદીથી થતા હોય; અગર તે અનિયમિત હોય, સાથે ક્ષીણુતા અને સુસ્તિ ઘણી હોય તથા તેનો અવાજ બહુ મંદ થતો હોય; અગર **સંધિવાનો જ્વર આવ્યા પછી રક્તાશયનો ધબકારો જલદીથી ઉપરાઉપરી થતો હોય, અગર રક્તાશય નબળાઇને લીધે મંદતાથી ચાલતું હોય;** જીર્ણ જ્વર અગર બીજા જ્વર પછી જ્યારે શરીર નંખાઈ ગયું હોય, અને નાડી બહુ પાતળી ને નબળી પડી ગઇ હોય, ત્યારે **કાલી ફોસ** એક અમુલ્ય ઈલાજ છે, આવે વખતે તે આર્સેનિક કે ડીજીટેલીસના કરતાં પણ સારૂં કામ કરે છે. ચિંતાની સાથે કે બેચેની સાથે રક્તાશયનો ધબકારો ઉતાવળથી થતો હોય, ત્યારે અગર મગજની નબળાઇથી ઉંઘ ન આવતી હોય, અગર શરીર નિસ્તેજ અને નિર્માલ્ય જેવું થઇ ગયું હોય ત્યારે; વળી કોઇ પણ કારણથી દરદી ગાફલ થઇ ગયો હોય અગર બેભાન થઇ ગયો હોય તે વખતે પણ ઉપયોગી છે.

**ફેરમ ફોસઃ**—**રક્તાશયનું વિસ્તૃતત્વ અગર રક્તવાહિનીઓનું વિસ્તૃતત્વ થયું હોય, ત્યારે કેલ્કેરીઆ ફલ્યુઓરની સાથે આ મુખ્ય ઉપાય છે;** રક્તાશયનો અગર તો તેના કોઇપણ પડનો વરમ (carditis, pericarditis, endo-carditis) થયો હોય ત્યારે ફાયદો કરે છે. વળી નબળાઇને લીધે રક્તાશયનો ધબકારો ઉતાવળથી થતો હોય, ત્યારે **કાલી ફોસ**ની સાથે લોહનો આ ક્ષાર આપવાથી શક્તિ આવશે ને ધબકારો સુધરશે.

**કેલ્કેરીઆ ફલ્યુઓરઃ**—સ્નાયુના તંતુઓ ઢીલા પડી ગયા હોય, અને તેને લીધે રક્તાશય વિસ્તૃત રહેતું હોય, અગર તો રક્તવાહિનીઓ વિસ્તૃત રહેતી હોય (aneurism) ત્યારે સ્નાયુઓમાં બરાબર સ્થિતિસ્થાપકતા લાવવા માટે આ ક્ષાર ઉપયોગી છે. ઘણી વખત આની સાથે **ફેરમ ફોસ** પણ અપાય છે. રક્તાશયની ઉપર રક્ત કે બીજા રસના જમાવથી તેનું કાર્ય મંદ પડયું લાગતું હોય ત્યારે.

**કાલી મ્યુરઃ**—રક્તમાં માંસના ઝીણા ઝીણા કડકા (Embolus) છુટા પડીને ફરવા લાગ્યા હોય, અગર રક્તની એવી હાલત થઈ હોય કે તેથી તેના કડકાઓ થઈ થઇને તેની અંદર ફરવા લાગે, અને નળીઓને બંધ કરે તે વખતે રૂધિરાભિસરણ નિયમિત ને શુદ્ધ કરવા માટે **ફેરમ ફોસ**ની સાથે; વળી રક્તાશય કે રક્તવાહિનીના વરમની બીજી સ્થિતિમાં; તેમજ રક્તાશય તરફ લોહી ઘણું વહ્યું હોય, ત્યારે તેનો ધબકારો ને નબળાઈ થઇ આવ્યાં હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફોસઃ**—રક્તાશયની નબળાઇ દૂર કરવા માટે ફેરમ ફોસ, તથા કાલી ફોસની સાથે કોઈ કોઈવાર અપાય છે.

**કાલી સલ્ફઃ**—નાડી જલદ હોય, નાભિના ભાગ ઉપર ધીમું પણ થડકારા મારતું દરદ થતું હોય, બોલવું ગમતું ન હોય, ચ્હેરો ફિક્કો થઇ ગયો હોય ત્યારે ( ડા. વોકર ). આની સાથે પણ **ફેરમ ફૉસ** વખતો વખત અપાય છે. વળી જ્યારે ગરમીથી દર્દ વધતું હોય, ફેર આવતા હોય, ત્યારે પણ ફાયદો કરેછે.

**મેગ્નીસીઅમ ફોસઃ**—રક્તાશયનો ધબકારો માત્ર ગતિતંતુના બીગાડથી થતો હોય; રક્તાશયના પ્રદેશમાં તીક્ષ્ણ, સણકા મારતું દર્દ થતું હોય, (angina pectoris) અને શેક કરવાથી નરમ પડતું હોય ત્યારે આ ક્ષાર થોડી થોડીવારે ગરમ પાણીમાં પલાળીને આપવો.

**નેટ્રમ મ્યુરઃ**—લોહી વિનાના નબળા શરીરના માણસને રક્તાશયનો ધબકારો થતો હોય, રક્ત પાણી જેવું થઈ ગયું હોય, જળંદરનાં કે સોજો ચડયાનાં ચિન્હો દેખાતાં હોય તે વખતે; વળી મન અફસોસમાં રહેતું હોય, અગર બીજી રીતે પાણી શરીરના કોઈ ભાગમાં વિશેષ જોવામાં આવતું હોય ત્યારે.

**હોમિયો૦**—**ઍકોનાઇટ, એપીસ, એપોસાઇનમ, આર્નિકા, આર્સેનિકમ, બ્રાયોનિઆ, કૅકટસ ગ્રાન્ડી**

ફ્લોરસ, કૅશીઆ, સીમીસીફ્યુજા, કૉલિન્સોનીઆ, કૉન્વેલેરીઆ, ડીજીટેલીસ, જેલ્સીમીઅમ, ગ્રેફાઇટીસ, કૅલ્મીઆ, કાલી આયોડેટમ, લૅચિસીસ, લીલીઅમ, ટીગ્રીનમ, નાજા, પેટ્રોલીઅમ, પલ્સેટીલા, રસ ટૉક્સ, સ્પાઈજીલીઆ, સલ્ફર, વિરેટ્રમ વિરીડી.

---

## ધોરી નસનું ફુલવું.

### ધમનીનું વિસ્તૃત્વ; ઍન્યુરીઝમ.

( Aneurism ).

**ફેરમ ફૉસ**—કોઇ પણ ધોરી નસ પોતાના સાધારણ કદના કરતાં મોટી થાય છે, એમ માલૂમ પડે કે તરતજ આ દવા શરૂ કરવી. તેથી લોહી બરાબર ફરશે, નાડી ધબકતી મંદ પડશે, અને રક્તાશયમાં ઘણો બિગાડ થતો અટકશે. કોઇ વાર ધમનીના વિસ્તૃત્વ સાથે વરમ જેવાં ચિન્હો માલૂમ પડે છે, તેને માટે પણ આ દવા ઘણી સારી છે, તે વડે દાહ અને રતાશ બન્ને શાંત થાય છે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઑર**:—આ દવામાં તંતુઓનો સ્થિતિસ્થાપક ગુણ સુધારવાની શક્તિ છે, તેથી જ્યારે કોઈ ધોરી નસ ફુલી ગઈ છે, એમ સિદ્ધ થાય, ત્યારે આ દવા એકલી અગર ફેરમ ફૉસની સાથે વારા ફરતી કેટલાક દિવસો સુધી આપવાથી ફાયદો થાય છે. જો પોટાશ આયોડાઇડ આપવાનું શરૂ કર્યું હોય, તો આ દવા આપવી નહિ.

**હોમિયૅા**૦—કાલી આયોડેટમ, લાઇકોપોડીઅમ, વિરેટ્રમ વિરીડી.

---

## રક્તાશય શૂળ-છાતીની ગભરામણ.

( Angina Pectoris. )

**ફેરમ ફૉસ**:—જો દર્દી થાકી ગયો હોય કે છેક ફિક્કો પડી ગયો હોય, અગર ચ્હેરા ઉપર લોહી ચઢી આવ્યું હોય, કે છાતીમાં દાહ લાગતો હોય, તો આ દવા આપવી.

**મેગ્નીસીઅમ ફોસ**:—છાતી ભીંસાતી હોય, અગર રક્તાશયની જગ્યાએ સખત દુખાવો અને મુંઝવણ લાગતી હોય, તો આ દવા ગરમ પાણીમાં એકદમ બે બે મીનીટે આપવા માંડવી, એથી રક્તાશયના માંસમાં જે ખેંચતાણ અને દર્દ થતું હશે, તે ધીમે ધીમે બંધ પડશે.

**કાલી ફૅાસ**:—રક્તાશય ધીમું ચાલતું હોય, નાડી અનિયમિત ચાલતી હોય, વખતે એક બે નાડી ખાલી જતી હોય, દર્દીને મુર્છા આવે એમ લાગતું હોય, તો આ દવા ગરમ પાણીમાં એકદમ આપવા માંડવી.

ઉપરના ઉપાયોથી ફાયદો ન થાય, તો એમીલ-નાઇટ્રેટ સુંઘાડવું.

**હોમિયૅા**૦—એકોનાઇટ, આર્નિકા, આર્સેનિકમ, ઑરમ, કૅક્ટસ, સીમીસીફ્યુજા, ક્રેટીગસ, કુપ્રમ, કૅલ્મીઆ, નકસવોમિકા, સ્પાઇજીલીઆ, સ્ટેફીસેગ્રીઆ, ટૅબેકમ.

---

## રસ વિકાર.

( Disorders of the Membranes. )

રસવિકાર એ સ્વતંત્ર વ્યાધિ નથી, પરંતુ બીજા વ્યાધિનાં લક્ષણોજ છે. શરીરમાં જે જે રસ ઉત્પન્ન થાય છે, તેને નિયમમાં રાખવાનું કામ જુદા જુદા નિરીંદ્રિય ક્ષારો કરે છે, અને તેથી જ્યારે કોઇ એક ક્ષાર કમી થાય છે, ત્યારે તેના સંબંધવાળો રસ વિશેષ નીકળે છે, અગર તેની જાતમાં કાંઇ બીગાડ થાય છે, તેથી તેને રસ વિકાર એવું નામ આપ્યું છે. જુદા જુદા રસવિકાર અને તેને મટાડનાર ક્ષારો નીચે આપ્યા છે, તે ઉપરથી સમજાશે કે અમુક પ્રકારનો રસવિકાર થયો હોય, ત્યારે અમુક ક્ષાર આપવાથી રસોત્પાદક પડને ફાયદો થશે, એટલુંજ નહિ પણ તે સાથેનો બીજો વ્યાધિ પણ મટશે.

રસ, "ફિબ્રીન"વાળો—કાળી મ્યુર.
" "આલ્બ્યુમીન"વાળો—કેલ્કેરીઆ ફોસ.
" પીળાશ પડતો અને નાના નાના લચકાવાળો—કેલ્કેરીઆ ફ્લ્યુઓર.
" પીળો સોના જેવો—નેટ્રમ ફોસ.
" પીળાશ પડતો—કાલી સલ્ફ.
" લીલાશ પડતો—કાલી સલ્ફ.
" નિર્મળ અને પાર દર્શક—નેટ્રમ મ્યુર.
" પરૂવાળો—કેલ્કેરીઆ સલ્ફ
" ખરાબ વાસ મારતો—કાલી ફોસ.
" સોજો પેદા કરે, અને ભીંગડાં વળે એવો—નેટ્રમ મ્યુર તથા કાલી ફોસ.

**હોમિયૉ૦**—બ્રાયોનિઆ, કેલ્કેરીઆ કાર્બ, લાઇકો પોડીઅમ મર્ક્યુરીઅસ, પલ્સેટીલા વગેરે લક્ષણોને અનુસરીને દવા પસંદ કરવી.

---

## રસોળી, ગ્રંથિ, ક્ષત, અને અર્બુદ.

( Tumors & Cancers )

**કાલી સલ્ફ:**—ત્વચા ઉપર ક્ષત હોય, અને **તેમાંથી પાતળી પીળી રસી** નીકળતી હોય ત્યારે ખાવા તેમજ લગાડવા અપાય છે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓર**:—સ્તનમાં ગ્રંથિ અગર ગાંઠાં થયા હોય; **બાળકોના માથા ઉપર લોહીની ભરેલી ગ્રંથિ** થઇ હોય; શરીરના કોઇ ભાગમાં કઠણ સોજો થયો હોય; સ્થિતિ સ્થાપક તંતુના ઉપર દબાણ થવાથી કોઇ જગ્યાએ ગ્રંથિ થઇ હોય ઇત્યાદિ પ્રકારની ગ્રંથિમાં.

**કાલી ફોસ:**—ક્ષત ગંધાતું હોય, અને અંદરથી ગંધાતી રસી નીકળતી હોય, તથા ક્ષતની આસપાસની તંતુઓ કાળી કે ફિક્કી થઇ ગઇ હોય ત્યારે. વળી ક્ષતમાં પીડા થતી હોય, તે પણ આ ક્ષારથી શાંત પડે છે.

**નેટ્રમ મ્યુર:**—જીભની નીચેની જળમય ગ્રંથિ માટે.

**ફેરમ ફોસ:**—ક્ષતમાં પીડા થતી હોય, ત્યારે યોગ્ય ક્ષારની સાથે આ પણ ક્રમવાર અપાય છે.

**કેલ્કેરીઆ ફોસ:**—સ્ક્રોફ્યુલાના વ્યાધિ વાળા સક્ષને ક્ષત થયું હોય ત્યારે. વળી ગળાની આગળ મોટી રસોળી (goitre) થઇ હોય, કે બીજી કોઇ જગ્યાએ રસોળી થઇ હોય, ત્યારે.

**સીલીસીઆ**:—ગ્રંથિ પાકે એમ લાગતું હોય, પરંતુ જલદી પાકતી ન હોય; ગર્ભાશયનું ક્ષત થયું હોય; ઉપરના હોઠ અને ચ્હેરાના ભાગમાં નક્કર ગ્રંથિ થઈ હોય ઇત્યાદિ સમયે.

**નેટ્રમ ફોસ**:—જીભ ઉપર ક્ષત પડયું હોય, ત્યારે આ ક્ષારથી ફાયદો થાય છે,

### સાજા થયેલા કેસ.

ન્યુએર્કના ડાકટર સ્પીથોફ **કેલ્કેરીઆ ફ્લ્યુઓર** અને **સીલીસીઆ** આપીને નક્કર ગ્રંથિ મટાડયાનું લખે છે. દરદીને ઉપલા જડબામાં નક્કર ગ્રંથિ (sarcoma) થઇ હતી, તેથી ચ્હેરો વિચિત્ર લાગતો હતો. આઠ મહિના સુધી એલોપેથીના ડાકટરોએ તે ગ્રંથિ પકવવાની મહેનત કરી, પણ તે પાકી નહિ. તેને જરા કાપી ત્યારે ગંધાતો સ્વચ્છ રસ અંદરથી નીકળ્યો. પાકવાની કશી ખાત્રી વિના, તેને **સીલીસીઆ** આપ્યો. બે અઠવાડીઆ સુધી કાંઇ ફેર પડયો નહિ, માત્ર તે ગ્રંથિના વચલા ભાગમાં જરા મોઢું થયું હોય તેમ લાગ્યું. હવે તેને **કેલ્કેરીઆ ફ્લ્યુઓર** આપ્યો, અને બીજેજ દીવસે તેમાંથી ખૂબ પરૂ વહેવા માંડયું, આથી તેને ઠીક થવા લાગ્યું. આ બે ક્ષાર આપવાથી કેટલી ઉતાવળથી ફાયદો થયો તે ખાસ જાણવા જેવું છે.

એક દરદી જે એક કારખાનામાં કામ કરતો હતો, તેને નાકની જમણી બાજુએ મસો થયો હતો; અને તેમાંથી રસ નીકળતો હોય, તે આંખને અડતો હોય કે ગમે તે થતું હોય, પણ આંખનો વ્યાધિ પણ સાથે થઇ આવ્યો હતો. આ મસો તેને ચાર વર્ષથી હતો, તેણે ઘણા ડાકટરોની પાસે દવા કરાવી હતી, પરંતુ કાંઈ ફાયદો થયો નહોતો. આંખની દવા તેણે કોઇ નેત્ર વૈદ્ય પાસે કરાવી હતી, તો પણ તેથી આંખ પણ સુધરી નહતી. **કાલી સલ્ફ** સવાર સાંજ ખાવા આપવા માંડયું, ને બહારથી પણ તેજ ક્ષાર લગાડવાનું કહ્યું. થોડાક દિવસમાં તે મસો બેસી ગયો, અને ક્ષત પણ સારૂં થવા લાગ્યું, અને તે ઉપર સારી ચામડી આવી. ( સુષ્લર. )

મીસીસ આર નામની એક બાઇને નાકમાંથી અર્શના પ્રકારની ગ્રંથિ થઈ હતી, તેમાંથી લોહી સહજ નીકળી આવતું. તેને રોજ સવારમાં **કેલ્કેરીઆ ફોસ**નું એક પડીકું આપ્યું. ત્રણ અઠવાડીઆમાં તેને તદ્દન આરામ થઇ ગયો. તે ગ્રંથિઓમાંથી મોટી ખરી પડી, અને નાની હતી તેનું શોષણ થઇ ગયું. ( સુષ્લર. )

**હોમિયૉ૦**—આર્સેનિકમ, બેરાયટા કાર્બ, કેલ્કેરીઆ આયોડેટમ, કાર્બોલિકમ આસિડમ,; કોનાયમ મેક્યુલેટમ, હાઈડ્રાસ્ટીસ, ફેરમ આયોડેટમ, મર્ક્યુરીઅસ આયોડેટસ ફ્લેવસ, આયોડીનમ, ફૉસ્ફરસ, ફાઇટોલેક્કા, પ્લમ્બમ, થ્યુજા.

---

## રાંઝણ; સાયેટીકા.

( Sciatica ).

રાંઝણ એ ન્યુરાલ્જીઆની એક જાત છે. તેમાં જ્ઞાનતંતુના દોષથી નિતંબના ભાગમાંથી જાંગના

પાછળના ભાગમાં ચસકા આવે છે, તે ઘૂંટણ સુધી અગર ક્યારેક પગની એડી સુધી પણ પહોંચે છે.

**કાલી ફ્રોસ:**—આ વ્યાધિની **ખાસ દવા.** ઘણો દુખાવો હોય; કમરની બાજુ સજડ રહી ગઇ હોય; બેચેની લાગતી હોય; ચાલવાની શકિત મંદ પડી ગઇ હોય; થોડુંક ચાલવાથી ઠીક લાગતું હોય ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**મેગ્નીસીઅમ ફ્રોસ:**—થોડી થોડીવારે કાપી નાખ્યાના જેવું દરદ થતું હોય, અને શેક કરવાથી આરામ લાગતો હોય ત્યારે મુખ્ય દવાની સાથે ક્રમવાર.

**નેટ્રમ સલ્ફ:**—જ્યારે ગાઉટનાં ચિન્હો લાગતાં હોય ત્યારે **કાલી ફ્રોસ**ની સાથે.

**કેલ્કેરીઆ ફ્રોસ:**—અશકિત હોય; ત્યારે બીજા ક્ષારની સાથે ક્રમવાર; વળી **મેગ્નીસીઅમ ફ્રોસ**થી ફાયદો ન થાય ત્યારે આ ક્ષાર અજમાવી જોવો.

### સાજો થયેલ કેસ.

મી. બી. નામના એક સખ્શને કેટલાક મહિનાથી ડાબા પગમાં ચસકા આવતા હતા; દરદ ઘણું દુ:ખદાયક હતું, અને તેની તન્દુરસ્તી એકદમ બગડતી જતી હતી; આ વખતે એક બાહોશ ડાકટરે તેની ઘણી દવા કરી હતી, અને લગભગ તમામ ઉપાય અજમાવી જોયા હતા; આખરે ડાકટરે કહ્યું કે હવે મારાથી કાંઇ બની શકે તેમ નથી, અને તે કેસ તેણે મુકી દીધો; મને બોલાવવામાં આવ્યો; જોયું તો માલમ પડયું કે દરદીને ડાબા પગની આખી સાયેટિક જ્ઞાનતંતુમાં દરદ થતું હતું, અને હાલવા ચાલવાથી તેમાં વધારો થતો હતો; **કાલી ફ્રોસ**ના ૬ અંશવાળા ક્ષારનું એક નાનું પડીકું લઇને એક આઉંસ જેટલા પાણીમાં પલાળ્યું, અને દશ દશ મીનીટે તેમાંથી એક નાની ચમચી ભરી ભરીને પાયા કર્યું. આ પ્રમાણે એક કલાક કર્યું, એટલે દરદ નરમ પડયું; ને દરદી સવાર સુધી ઉંઘી રહ્યો; બીજે દિવસ રાત્રે ફરીથી દરદ થવા લાગ્યું; તેજ દવા આપી, પણ ફાયદો થયો નહિ, **કાલી ફ્રોસ**નો ૧૨ અંશવાળો ક્ષાર આપ્યો, અને તરતજ દરદ નરમ પડયું. તે વખતથી એક અઠવાડીઆ સુધી **કાલી ફ્રોસ**નો ૧૨ અંશવાળો ક્ષાર દર બબે કલાકે અને તે પછી એક મહિના સુધી દિવસમાં ચાર વખત લીધો. આ વખત દરમ્યાન તેને એક વખત જરા દુખાવો ઉપડી આવ્યો હતો, પણ તેનું એક પડીકું પાણીમાં પલાળીને દશ દશ મીનીટે તેમાંથી ચમચી ભરીને આપવા માંડયું, એટલે થોડીવારમાં દુખાવો બંધ પડી ગયો હતો. આ પછી એક વર્ષ થઇ ગયું, પણ તેને ફરીથી દુખાવો થયો નથી. (ડા.જી. એચ. માર્ટીન એમ. ડી)

**હોમિયો૦**—ઍકોનાઇટ, આર્નિકા, આર્સેનિકમ, બેલાડોના, બ્રાયોનિઆ, કેમોમિલા, કાફીઆ, કાલ્ચીકમ, કાલોસીન્થીસ, ફેરમ મેટાલીકમ, જેલ્સીમીઅમ, ગ્રેફાઇટીસ, કાલી બાઇક્રોમીઅમ, કાલી આયોડેટમ, લેડમ, લાઇકોપોડીઅમ, નકસવોમિકા, પલ્સેટીલા, રસ ટોકસ, સેપીઆ, સલ્ફર, ટેરીબિન્થીના.

---

## લુ લાગવી; તડકો લાગવો.

( Sun-stroke ).

**નેટ્રમ્ મ્યુર:**—આ રોગમાં આ **ખાસ દવા છે.** આ રોગ થાય છે, ત્યારે તંતુઓમાંથી ભીનાશ એકદમ કમી થઇ જાય છે. જ્યારે મગજ ઉપર લોહી ચડી ગયું હોય, અને બકવાટ વગેરે થતું હોય, ત્યારે આની સાથે **કાલી ફ્રોસ** આપવાથી ફાયદો થાય છે લુ લાગ્યાનું જોર કાંઇ નરમ પડે, ત્યાર પછી **ફેરમ ફ્રોસ**નાં એક બે પડીકાં આપવાં.

### સાજો થયેલ કેસ.

ગયા જુલાઇ મહિનામાં એક દિવસ સવારે જ્યારે ઉકળાટ થતો હતો, તે વખતે એક જુવાન માણસને જોવા માટે મને લઇ ગયા હતા, તે માણસને તડકો લાગ્યો હતો: તે બેભાન હતો, થોડી ઘણી આંચકી આવતી હતી; ચ્હેરો લાલ થઇ આવ્યો હતો; શ્વાસ ઉંડેથી, અને મુશ્કેલીથી લેવાતો હતો; નાડી ઉતાવળથી પણ નરમ ચાલતી હતી, તેને એમીલ નાઇટ્રેઇટ ( Amyl nitrate ) સુંઘાડયો, તેથી તેનામાં હુંશિયારી આવી, અને પછી મેં તેને **નેટ્રમ મ્યુર**નો ૩ અંશવાળો ક્ષાર દર બબે કલાકે એક અઠવાડીઆ સુધી આપ્યો તેથી તેને તદ્દન આરામ થયો, અને જે ખોટ કેટલીક વખત રહી જાય છે, તેવી કશી ખોટ રહી નહિ.

( ડા. ફ્રેન્ક ઇ. મીલર, એમ. ડી. )

**હોમિયો૦**—ઍકોનાઇટ, બેલાડોના, જેલ્સીમીઅમ, ગ્લોનોઇન, લૅચિસીસ, નેટ્રમ કાર્બ.

---

## વધરાવળ; વૃષણની જળમય વૃદ્ધિ.

(Hydrocele.)

**નેટ્રમ મ્યુર:**—વધરાવળમાં અંદરથી પાણી શોષાતું ન હોય ત્યારે, આ દવાથી પાણી કમી થાય છે.

**નેટ્રમ સલ્ફ:**—જ્યારે રતવાની સાથે અગર ઝાડાની સાથે વધરાવળ થઈ આવી હોય, ત્યારે **નેટ્રમ મ્યુરની** સાથે ક્રમવાર.

**કેલ્કેરીઆ ફ્રોસ:**—બીજી દવાની સાથે આ પણ ક્યારેક અપાય છે.

**કેલ્કેરિઆ ફ્લ્યુઓર:**—જ્યારે વૃષણના સ્નાયુઓનાં તંતુઓ ઢીલા પડી ગયાં હોય, ત્યારે તેમને સ્થિતિસ્થાપક કરવા માટે આ ક્ષાર અપાય છે; આથી પાણીનું શોષણ પણ કેટલેક દરજ્જે થાય છે.

**સીલીસીઆ:**—બચ્ચાંઓને વધરાવળ થઇ હોય ત્યારે, અગર કંઠમાળના વ્યાધિની સાથે થઇ હોય ત્યારે આ દવાથી આરામ થાય છે.

### સાજો થયેલા કેસ.

**સીલીસીઆનો** ૨૦૦ અંશવાળો ક્ષાર આપવાથી એ બાળકની વધરાવળ મટી ગઇ હતી; ચાર દિવસનાં એક બાળકને ડાબી બાજુએ થઇ હતી, અને ચાર વર્ષનાં બીજા બાળકને જમણી બાજાએ થઈ હતી. (ડા. ગર્નસી.)

એક આદમીને જળ પીટિકા (Herpetic Eruption) થઈ હતી, તેને માટે તેને **સીલીસીઆ**, આપ્યું. પણ આ ક્ષાર આપ્યો તેથી તેને સગ્રંથીક વૃષણ વૃદ્ધિ (sarco-hydrocele) હતી, તે તદ્દન મટી ગઇ. (અમેરીકન જર્નલ ઑફ હોમીઓપૅથીક મેટીરીઆ મેડીકા)

**હોમિયૅા૦**—એપિસ.

---

## વરમ, સોજો.

( Inflamation. )

જ્યારે કોઇ જગ્યાએ વરમ થાય, ત્યારે તેના મુખ્ય ત્રણ દરજ્જા ગણવામાં આવે છે. ૧ રતાશ અને ગરમી, ૨ પાકવું અને રસી થવી, ૩ રસી નીકળી ને પછી રૂઝ આવવી.

**ફેરમ ફ્રોસ:**—**પ્રથમ રક્તસંચય થતો હોય ત્યારે, નળીઓમાંથી રક્ત તથા બીજા રસો બહાર નીકળીને જામવા લાગ્યા પહેલાં**; મુખ્ય લક્ષણો-ગરમી, રતાશ, દુખાવો વગેરે છે. અંદરથી તેમજ બહારથી પણ અપાય છે, અને જો શરૂઆતમાંજ આપવામાં આવે તો સુક્ષ્મ નળીઓની આરપાર રક્તજળ વગેરે રસો નીકળતા નથી.

**કાલી મ્યુર:**—વરમની બીજી સ્થિતિમાં જ્યારે સુક્ષ્મ નળીઓમાંથી રસો બહાર નીકળી ગયા હોય છે, અને તાજો સોજો ચડયો હોય છે, અગર સફેદ અને ઘટ શ્લેષ્મ નીકળતો હોય ત્યારે.

**કાલી સલ્ફ:**—અંદરથી નીકળતો રસ પકવ, પીળારંગનો હોય અગર પીળો અને ચીકણો હોય, ત્યારે આ દવા ઉપયોગી છે.

**કેલ્કેરીઆ સલ્ફ:**—વરમની ત્રીજી હાલતમાં **જાડું પીળું ને પુષ્કળ પરૂ** નીકળતું હોય; વળી અંદરથી પરૂ સાથે લોહી નીકળતું હોય ત્યારે.

**સીલીસીઆ:**—વરમ થયા પછી જ્યારે પરૂ થવા માંડયું હોય ત્યારે આ ક્ષાર આપ્યો હોય, તો જલદી પરૂ થવા લાગે છે, વરમ ગમે તે સ્થળે હોય ચહાય તો શરીરની અંદરના ભાગમાં હોય કે બહારના ભાગમાં હોય તો પણ ઉપચાર સરખોજ રહે છે. સીલીસીઆથી પરૂ જલદીથી થાય છે, અને કેલ્કેરીઆ સલ્ફથી તે બહુ વખત સુધી ચાલતું હોય તો તે બંધ થાય છે.

**હોમિયૅા૦**—એકોનાઇટ, આર્નિકા, આર્સેનિકમ, બેલાડોના, કેલ્કેરીઆ કાર્બ, મર્ક્યુરીઅસ, હેપાર સલ્ફ, આયોડીઅમ.

---

## વાઇ, અપસ્માર, ફેફરૂં.

( Epilepsy. )

અંગ્રેજી 'એપીલેપ્સી' શબ્દ ગ્રીક ભાષામાંથી આવેલો છે, તેનો અર્થ પોતાને કબજે લેવું એવો થાય છે; વાઇ દર્મ્યાન દરદી બેશુદ્ધ રહે છે, હાથપગ ખેંચાય છે, અને અંગ ધ્રૂજે છે. ખરાબ ટેવોને લીધે શરીરના ઉપયોગી રસો અને ક્ષારો શરીરમાંથી કમી થાય છે, અને તેથીકરીને ઘણીવાર વાઇ થઇ આવે છે; કોઇવાર કૃમિને લીધે પણ વાઇ થતી જણાય છે.

**કાલી મ્યુર:**—વાઇના દરદમાં આ મુખ્ય ઉપાય છે. જ્યારે જીભ ઉપર સફેદ અગર ભુખરા રંગની છારી રહેતી હોય, ખરજવા જેવા કાંઈ ત્વચા રોગ મટી ગયા પછી એકદમ વાઈ થઇ આવી હોય, ઇત્યાદિ પ્રસંગે આ દવા અતિ કિંમતી થઈ પડે છે.

**ફેરમ ફોસ:**—વાઈ ચઠી આવે, ત્યારે માથા તરફ લોહીનું જોર વધારે રહેતું હોય, ત્યારે આ દવા કાલી મ્યુરની સાથે વારાફરતી અપાય છે.

**કાલી ફોસ:**—વાઇને લીધે આંચકા આવતા હોય, હાથપગ સજડ થઇ જતા હોય, જડબાં ચોટી જતાં હોય, મગજની શક્તિ નબળી પડી ગઇ હોય, કાંઇ કુટેવોને લીધે વાઇનો રોગ લાગુ પડયો હોય, ઇત્યાદિ સંજોગોમાં આ દવા એકલી અગર બીજી દવાની સાથે આપવી.

**મેગ્નીસીઅમ ફોસ:**—હસ્ત ક્રિયાની કુટેવને લીધે વાઈનો રોગ થઇ આવ્યો હોય, અંગ ઘણુંજ ખેંચાતું હોય, વાયુ જણાતો હોય, ઇત્યાદિ લક્ષણને માટે આ દવા ઉપયોગી છે.

**નેટ્રમ ફોસ:**—આંતરડામાં કૃમિ હોય, અને તેને લીધે આ રોગ થયો હોય, તો આ દવા કાલી મ્યુરની સાથે વારાફરતી આપવી.

**સીલીસીઆ:**—જો રાતના વખતે વાઇ વધારે આવતી હોય, અથવા દરેક માસમાં ચંદ્રના ઉદયની શરૂઆતને દિવસે એટલે કે શુદ એકમના રોજ વાઇનું જોર વધારે રહેતું હોય, તો આ દવા બીજી દવાની સાથે અનુક્રમે આપવી.

### સાજા થયેલા કેસ.

ડા. સી. સી. જે. વૉચન ડૉર્ફ જણાવે છે કે ૪૫ વર્ષની ઉમ્મરના એક માણસને સને ૧૮૮૮ ના સપ્ટેમ્બર માસમાં એક ત્વચારોગ થઈ આવ્યો હતો તે મટયા પછી સને ૧૮૮૯ ના ઑગસ્ટ માસ સુધી દેખાયો નહિ; પણ જ્યારે તે ઑગસ્ટ માસમાં થઇ આવ્યો, ત્યારે તેને નવેમ્બર માસમાં બાહ્યોપચારથી દબાવી દેવામાં આવ્યો; ત્વચારોગ સમાઇ ગયો, પણ વાઇના જેવો રોગ થઇ આવ્યો તેને નકસવોમીકા, બ્યુફો, અને આર્સેનિકમ હોમીઓપેથી પ્રમાણે આપ્યાં હતાં, પણ તેથી કાંઇ ફાયદો થયો નહતો. પછી કાલી મ્યુર ૬× આપ્યું એથી એકદમ ફેર પડવા લાગ્યો, અને છઠ્ઠા દિવસ પછી તેને એક વખત પણ થઇ આવી નહિ; તે પછી તે વખતો વખત તેજ દવા લે છે, પણ વાઇની અસર બીલકુલ જણાતી નથી.

સને ૧૮૯૧ ની પાનખર ઋતુમાં મીસ્ટર સી. નામનો એક વૃદ્ધ સક્ષ પોતાના ૪૨ વર્ષના એક પુત્રને લઇને મારી પાસે સલાહ લેવા માટે આવ્યો હતો. તે પુત્રને વાઇનો મરજ થયો હતો. વાઇ થઇ રહેવા આવતી, ત્યારે તેને આંચકાને ધ્રૂજ થઇ આવતાં હતાં, અને તે દિવસના ઘણાખરા ભાગમાં ચાલુ રહેતા હતા. આ રોગ તેને ૩૫ વર્ષથી થયો હતો, અને તેના પિતાના તાબામાં તે એક બાળકની માફક રહેતો હતો. મને પુછવામાં આવ્યું કે તમે તેને સાજો કરી શકશો કે કેમ? આવા લાંબા વખતના વ્યાધિમાં મારી સલાહ એ હતી કે તમે એક મહિના સુધી દવા લ્યો, અને તેથી જો કાંઇ ફાયદો ન જણાય, તો દવા બંધ કરજો. મેં તેને **કેલ્કેરીઆ ફોસ**ના આશરે ચાર ગ્રેન દરરોજ સવારમાં જરા પાણીની અંદર, અને **મૅગ્નીસીઅમ ફોસ** અને **કાલી ફોસ** દરેકના બાર બાર ગ્રેન કાચના જુદા જુદા ગ્લાસમાં પાણી સાથે મેળવીને આખા દિવસમાં થોડી થોડી વારે અનુક્રમે લેવા માટે આપ્યા. મહિનાની આખરે તે વૃદ્ધ સક્ષે લખી જણાવ્યું કે મારા પુત્રની તબીયત એટલી બધી સુધરી છે કે આખા મહિનામાં એક વખત કરતાં વધારે વખત તેને વાઇ આવી નથી, અને આંચકા ઘણાજ હલકા હતા. થોડાક મહિના પછી તેણે લખ્યું કે મારો પુત્ર હજી તમારી દવા લે છે, અને મને આશા છે કે તમારી દવાથી તે તદ્દન સાજો થશે. તેનો વ્યાધિ લાંબા વખતનો છે, અને ઘણો હઠીલો છે, કેમકે ૩૫ વર્ષથી તેને વાઇ આવે છે. તમારી દવાથી મેં ધાર્યું હતું તે કરતાં તેને વધારે ફાયદો થયો છે; તેની તબીયત સુધરતી જાય છે, અને તેથી અમને વધારે ફાયદાની આશા બંધાય છે. ( ડા. કેરી. )

હોમિયૉ૦—એગેરિકસ, આર્જેન્ટમ, નાઇટ્રીકમ, બેલાડોના, કેલ્કેરીઆ કાર્બ, કેમ્ફોરા, કૉસ્ટીકમ, ચીનીનમ આર્સ, કુપ્રમ મેટાલિકમ, હેપાર, હાયોસ્યામસ, નકસવોમિકા, ઇનેન્થી ક્રોકેટા, પ્લમ્બમ, સોરીનમ, સીકેલી, સીલીસ્યા, સ્ટેનમ, સ્ટ્રામોન્યમ, સલ્ફર, ઝીન્કમ.

## વિછીનો ડંખ-વિષારી દંશ.

( Bites of Insects ).

**નેટ્રમ મ્યુરઃ**—કોઇ પણ સાધારણ ઝેરી દંશ થયો હોય, તો આ દવા ખાવા આપવી, તેમજ બહારથી ઘસવી. વીંછી કરડગો હોય, તો છ અંશવાળું નેટ્રમ મ્યુર બહારથી જરા પાણી લગાડીને પછી ખુબ ઘસવું, તેમજ તેના પાંચ ગ્રેન દશ દશ મીનીટે ખાવા આપવા. સર્પ દંશ ઉપર આ દવા ફાયદો કરી શકતી નથી, પણ ભમરીના જેવા બીજા હલકા દંશ ઉપર સારો ફાયદો કરે છે. નેટ્રમ મ્યુરની સાથે કાલી ફોસ વારા ફરતી ખાવા આપવાથી પણ સારો ફાયદો થાય છે. સર્પ દંશ થાય, તો દંશવાળા ભાગમાં તીક્ષ્ણ ચપ્પુ વડે કાપા કરવા, અને **પોટાશ પરમેંગ્નેટ**ની ભુકી થોડાક પાણીમાં મેળવીને તે જગ્યાએ મુકવી.

---

## વીર્યસ્રાવ.

( Spermatorrhœa ).

વીર્યસ્રાવ થવો એટલે વીર્યનું અયોગ્ય પ્રસંગે વહી જવું; વીર્યોત્પાદક અને વીર્ય વાહક અવયવોમાં જે સ્નાયુઓ અને મગજના તંતુઓ રહેલા છે, તેઓ નબળાં પડી જાય છે, ત્યારે તે અવયવો ઉપર બરાબર અંકુશ રહેતો નથી.

**નેટ્રમ ફોસઃ**—પેટમાં ખટાસ થઇ હોય, અને વીર્યસ્રાવ થયા પછી નબળાઇ લાગતી હોય, અને શરીર ધ્રુજતું હોય ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**કાલી ફોસઃ**—મગજની નબળાઇને લીધે, અતિશય મગજનું કામ કરવાથી, અગર અતિશય વિષય ભોગવવાથી વીર્યસ્રાવ થતો હોય, અને તેથી મગજની નબળાઇ વધતી જતી હોય; આંખે અંધારા આવી જતા હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફોસઃ**—વીર્યસ્રાવ થતો હોય, એકંદર રીતે શરીર નબળું હોય, ઇંદ્રિય શક્તિ પણ કમી હોય ઇત્યાદિ સંજોગોમાં પુષ્ટિ મળવા માટે આ ક્ષાર અપાય છે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓરઃ**—જ્યારે સ્થાનિક એટલેકે માત્ર અવયવોની નબળાઇને લીધે વીર્ય તથા પ્રોસ્ટેટ રસ કાયમ ટપકયા કરતો હોય, વૃષણ ક્ષીણ થઇ ગયા હોય, અને એકંદર રીતે સ્થિતિસ્થાપક તંતુઓમાં દોષ જણાતો હોય તે વખતે.

### સાજો થયેલ કેસ.

મીસીસ પી. નામની એક બાઇએ તેના અઢાર વર્ષના છોકરાના સંબંધમાં મારી સલાહ લીધી હતી; તે છોકરો ઉંચો, દુબળો, ને શર્માળ હતો; તેની ચામડી ફીકકી માંદા માણસના જેવી હતી; તેને શું દર્દ હતું, તે મને કહેવા તે ઇચ્છતો નહતો; ઉદાસ રહ્યા કરતો હતો; તેની માએ મને કહ્યું કે તેને ઘણીવાર અંધારાં આવે છે, અને માથું ભારે રહ્યા કરે છે; હમેશાં થાકી ગયેલા જેવો રહે છે; કાંઇ હોંશ કે જુસ્સો રહેતો નથી; કોઇની સોબત ગમતી નથી; આંખે કાળા ધાબાં દેખાય છે; વાંચતી વખતે અક્ષરો બરાબર ઉકલતા નથી; ખાતી વખતે તેના હાથ ધ્રુજે છે, તેથી હાથમાંથી છરી કે કાંટો ઘણી વખત પડી જાય છે; આંગળામાં એકાએક દુખાવો થઇ આવે છે, અને તેમાં તાણ આવે છે; અઠવાડીઆમાં ત્રણ કે ચાર વખત તેને વીર્યસ્રાવ થાયછે; અને તેની સાથે ઘણું કરીને વિષયી સ્વપ્નાં પણ આવે છે. મને એમ લાગ્યું કે તેને હસ્તક્રિયાની કુટેવ હશે, તેથી તેને ખાનગીમાં પૂછી જોયું, ત્યારે રોતાં રોતાં તેણે કહ્યું કે એવી કુટેવ પડી છે, અને હવે તે કુટેવ કોઇ રીતે છોડાય તો છોડી દેવી છે. **કેલ્કેરીઆ ફોસ**નો ૨ અંશવાળો ક્ષાર પુષ્ટિ આપવાને માટે, અને તેની સાથે **કાલી ફોસ**નો ૩ અંશ વાળો ક્ષાર દર ચાર કલાકે ક્રમવાર આપ્યો. રાત્રે અને સવારે થંડા પાણીથી વાદળી વડે ઝડપથી થતું સ્નાન ( quick sponge bath ) કરવાનું કહ્યું; માંસાહાર કરવાની ના પાડી, અને હલકો ખોરાક લેવાનું કહ્યું, ધીમે ધીમે તેની તબીઅત સુધરવા લાગી; વીર્યસ્રાવ બંધ થઇ ગયો; તેના શરીરમાં કૌવત આવવા લાગ્યું; મગજ મજબૂત થયું, અને તેનામાં ચાલાકી આવી. તે મને કહે છે કે "ડાકટર સાહેબ, હું બધી રીતે બદલાઇ ગયો છું, અને તેને માટે મારે તમારી સલાહ અને દવાનો આભાર માનવાનો છે.

( ડા. સી. આર. વોજલ એમ. ડી).

**હોમિર્યો૦**—એગ્નસ કૅસ્ટસ, ઑરમ, કેલ્કેરીઆ કાર્બ, સિન્કોના, કોનાયમ, ડીજીટેલીસ, જેલ્સીમીઅમ, ગ્રેફાઇટીસ, લાઇકોપોડીઅમ, નકસવોમિકા, ફૉસ્ફરસ,

ફૉસ્ફૉરીક આસીડ, સેલિનીઅમ, સેપીઆ, સ્ટેફિસેગ્રીઆ, સલ્ફર, ઝીન્કમ.

## વૃષણના વ્યાધિઓ.

( Diseases of Testicles ).

**ફેરમ ફોસઃ**—વૃષણના વ્યાધિમાં જ્યારે દુખાવો, ગરમી, રતાશ વગેરે **વરમનાં લક્ષણો હોય** ત્યારે.

**કાલી મ્યુરઃ**—વૃષણને વરમ થયા પછી તેની ઉપર સોજો ચડયો હોય, અગર **પરમીઓ બંધ થયા પછી વૃષણનો** વ્યાધિ થઇ આવ્યો હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફોસઃ**—વૃષણને વરમ થયો હોય અગર વધરાવળ થઈ હોય ( ત્યારે **નેટ્રમ્ મ્યુર**ની સાથે ક્રમવાર ); વળી વૃષણમાં આંતરડું ઉતર્યું હોય ( ત્યારે **કેલ્કેરીઆ ફ્લ્યુઓર**ની સાથે ક્રમવાર ) ઇત્યાદિ સંયોગોમાં. વૃષણમાં આંતરડું ઉતર્યું હોય, ત્યારે યાંત્રિક ટેકો આપવાની જરૂર પડે છે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓરઃ**—વૃષણનું જળંદર થયું હોય, કે અંદર કાંઇ રસ ઉતરતો હોય તે વખતે **કેલ્કેરીઆ ફોસ**ની સાથે આ ક્ષાર સ્થિતિસ્થાપક અને સંકોચક તંતુને પુષ્ટિ આપવા માટે આપવો. વળી આંતરડુ ઉતર્યું હોય ત્યારે પણ વૃષણના સ્નાયુને પુષ્ટિ આપવા માટે આ ક્ષાર આપવો.

**નેટ્રમ મ્યુરઃ**—વૃષણમાં પાણી ભરાયું હોય, વૃષણ રજ્જુમાં સોજો ને દુખાવો થતો હોય, વૃષણની કોથળી ઉપર ચળ આવતી હોય, ગુહ્ય કેશ ખરી પડતા હોય ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**હોમિયોo**—પલ્સેટીલા, હેમામેલીસ, બેલાડોના, ક્લિમેટીસ, જેલ્સીમીઅમ, રોડોડેન્ડ્રોન, ઑરમ, સ્ટેફિસેગ્રીઆ, સ્પન્જીઆ. ( આર્નિકા-વૃષણને વાગવાથી સોજો થયો હોય ત્યારે. )

## શિરા દોષ; શિરાનું ફુલી જવું વિગેરે.

( Diseases of the Veins ).

શરીરના કોઇ ભાગ ઉપર ભુરી રગો બહુ દેખાય; ત્યારે તે શિરા દોષ કહેવાય છે.

**ફેરમ ફોસઃ**—શિરા કોઈ કોઇ સ્થળે ફુલી જાય છે, અને ત્યાં ગ્રંથિ જેવું થઇ આવે છે; અગર ધોરી નસ ફુલી આવે છે, જેને અંગ્રેજીમાં 'ઍન્યુરીઝમ' કહે છે, તેને માટે પણ આ દવા શરૂઆતમાં ઘણી સારી છે. નસ થડકતી હોય, તો આ દવાથી ધડકતી મટે છે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓરઃ**—શિરાઓ ફુલી ગઇ હોય, તેની સ્થિતિ સ્થાપકતા કમી થઇ ગઇ હોય, અને વાદળી રંગનાં ધુંચળા અગર લીંટા ત્વચાની નીચે દેખાતા હોય ત્યારે, તેમજ શિરાની ઉપર ચાંદા પડયાં હોય, ત્યારે આ દવા ઉપયોગી છે. ખાવાને માટે અપાય છે, તેમજ બહારથી આ ક્ષારનું પાણી કરી તેમાં લીન્ટ બોળીને ચાંદા ઉપર અને ભુરી રગો ઉપર મુકાય છે.

**હોમિયોo**—હેમામેલિસ, પલ્સેટીલા.

## શીળી.

( Small-pox. )

શીળી એ ચેપી રોગ માનવામાં આવે છે, પરંતુ કોઇ રોગ ચેપી હોય કે ન હોય તે સવાલ જીવન રસાયણ વિદ્યા આગળ નિરર્થક છે. ચેપી હોય, તોપણ શરીરમાંથી અમુક ક્ષારો કમી થયા પહેલાં રોગ લાગુ પડતો નથી.

**ફેરમ ફોસઃ**—**શરૂઆતમાં જ્વર ચડતો હોય**, નાડી ઉતાવળથી ચાલતી હોય, શરીર ઘણું ગરમ થયું હોય, તે વખતે મુખ્ય દવાની સાથે ક્રમવાર.

**કાલી મ્યુરઃ**—આ વ્યાધિમાં આ મુખ્ય દવા છે, કેમકે તે વડે પરૂને ભીંગડાં થતા અટકે છે.

**કાલી ફોસઃ**—અતિશય ક્ષીણતા થઇ હોય, બાળક બેભાન રહેતું હોય, શીળીના ગુમડાં ગંધાતાં હોય, લોહી બગડી ગયું હોય, ઇત્યાદિ લક્ષણોમાં.

**કાલી સલ્ફઃ**—નવી ત્વચા લાવવા માટે.

**નેટ્રમ મ્યુરઃ**—મોઢામાંથી લાળ વહેતી હોય, નાકમાંથી પાણી વહેતું હોય, બાળક આંખો વીંચીને પડયું રહેતું હોય, બેભાન લાગતું હોય, ઇત્યાદિ લક્ષણોમાં આ દવા કામની છે.

**કેલ્કેરીઆ સલ્ફઃ**—જ્યારે શીળીના ગુમડામાંથી પરૂ નીકળતું હોય, ત્યારે પરૂ બંધ કરવા માટે.

**સાજા થયેલ કેસ.**

ડા. એમ લખે છે કે આ ઉનાળામાં ડા. સુશ્લરની દવાઓ વાપરવાથી જે પરિણામ આવ્યું તેનો

સંતોષ ભરેલો રીપોર્ટ આપતાં મને ઘણી ખુશી ઉપજે છે. તે કેસો અગર જોકે જ્યારે તેનું પ્રાબલ્ય હતું, ત્યારે ઘણા સખત હતા, તોપણ મારા મિત્રો કે જેમણે હોમિયૉપૅથીની વેરીઓલિનમ, મેલિઆન્ડ્રીનમ, ફોસ્ફરીક આસીડ, અને બેપ્ટીસીઆ નામની દવાઓ વાપરી હતી, તેના કરતાં આ બાર દવાઓથી પરિણામ વધારે સારૂં આવ્યું છે. શરૂઆતમાં તાવ નરમ પાડવા માટે પહેલાં **ફેરમ ફોસનો** ૩ અંશ વાળો ક્ષાર, અને તે પછી **કાલી મ્યુરનો** ૩ અંશ વાળો ક્ષાર આપતો, આથી ગુમડાં બહુ ભરાતાં નહિ, અને જ્યારે પરૂ થવા માંડતું ત્યારે **કેલ્કેરીઆ સલ્ફ** આપતો, તેથી પરૂ બહુ વહેતું નહિ. આ પછી **કાલી સલ્ફ** આપતો, તેથી ભીંગડાં જલદી ઉખડી જતાં, અને નવી ચામડી આવવા લાગતી. આ પરિણામથી મને સારો સંતોષ થયો છે, અને એમ ધારૂં છું કે જો પહેલેથીજ આ દવાઓ આપવામાં આવે તો શીળીના રોગથી નીપજતાં મરણોની સંખ્યા થોડી થાય.

(ડા. સી. આર. વોજલ, એમ, ડી.)

**હોમિયૉ૦**—એકોનાઇટ, એનાકાર્ડીઅમ, એન્ટીમોનીઅમ ટાર્ટ, એપીસ, આર્સેનિકમ, બેપ્ટીસીઆ, બેલાડોના, બ્રાયોનીઆ, સીમીસીફ્યુજા, ક્રોટેલસ, જેલ્સીમીઅમ, હેમામેલિસ, હેપાર, હાઇડ્રાસ્ટીસ, રસ ટૉકસ, સલ્ફર, થ્યુજા, વેકસીનીનમ, વેરીઓલીનમ, વિરેટ્રમ વિરીડી.



## શ્વાસ; દમ; હાંફણ.

(Asthma.)

નબળાઇથી ચાલતાં દમ ચડે છે તેમાં, અને ખરા દમના વ્યાધિમાં ફેર હોય છે. સ્થિતિસ્થાપક તંતુમાં જોઇતા ક્ષારની તાણ પડવાથી આ વ્યાધિનાં લક્ષણો થાય છે.

**કેલ્કેરીઆ ફોસઃ**—શ્વાસ નળીના વરમ સાથે થયેલ શ્વાસના વ્યાધિમાં; જ્યારે બહાર નીકળતો રસ સ્વચ્છ અને ચીકણો હોય છે, તથા બડખા પીળા રંગના હોય છે. છોકરૂં ઘણીવાર ઘોડીઆમાંથી બહાર લેતાંજ શ્વાસ લેવામાં મુસ્કેલી બતાવે છે, ત્યારે તેને આ ક્ષાર અને તેની સાથે નેટ્રમ ફોસ વારાફરતી આપવાથી ઠીક થાય છે.

**કાલી ફોસઃ**—શ્વાસને માટે ખાસ ઉપાય. આ ક્ષાર ૩ અંશ વાળો વખતો વખત મોટા પ્રમાણમાં આપવો. મગજતંતુઓ નબળા હોય, અને તેથી દમ વખતો વખત ચડી આવતો હોય, તો આ ક્ષાર આપવો, તેમજ જરાપણ અનાજ લેવાથી દમ ચડતો હોય, તોપણ આજ આપવો.

**કાલી મ્યુરઃ**—જ્યારે અન્નાશયમાં બીગાડ થયો હોય ત્યારે, તથા જીભ ઉપર સફેદ છારી વળી હોય, દસ્ત કબજ હોય, અને પ્રકૃતિ સુસ્ત થઇ ગઇ હોય ત્યારે. વળી બડખા ચીકણા ને સફેદ હોય તથા જલદી બહાર નીકળી શકતા ન હોય ત્યારે. દમના વ્યાધિમાં આ ક્ષાર કાલીફોસની સાથે વારાફરતી અપાય છે.

**કાલી સલ્ફઃ**—શ્વાસ નળીના વ્યાધિથી થયેલ દમમાં જ્યારે કફ હલકો હોય, અને પીળાશ પડતો હોય, તથા જલદીથી છુટો પડી જતો હોય, ત્યારે. તેમજ ગરમ હવામાં કે ઉનાળાની રૂતુમાં વધારે જોર પકડતો હોય, અને ઠંડી હવામાં ઠીક રહેતું હોય, ત્યારે આ ક્ષાર આપવો.

**નેટ્રમ્ મ્યુરઃ**—નિર્મળને ફીણ વળતો બડખો નીકળતો હોય, તથા નાકમાંથી ને આંખોમાંથી પાણી વહેતું હોય, ત્યારે કાલી ફોસ સાથે વારાફરતી આ ક્ષાર આપવો.

**મેગ્નીસ્યમ ફોસઃ**—પેટમાં બાદી લાગતી હોય, અને છાતી તરફ દબાણ થતું જણાતું હોય ત્યારે, તેમજ જ્યારે મગજ તંતુના વ્યાધિથી (spasmodic nervous asthma) દમ ચડતો હોય, ત્યારે પણ આ ક્ષાર ઉપયોગી છે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓરઃ**—જ્યારે નાના નાના પીળા ગડફા નીકળતા હોય, અને તે કાઢવામાં બહુ મુસ્કેલી પડતી હોય, ત્યારે કાલી ફોસ સાથે વારાફરતી આ દવા ચલાવવી.

**નેટ્રમ સલ્ફઃ**—જુવાન માણસોને થતા દમના વ્યાધિમાં આ અગત્યનો ક્ષાર છે. ખાસકરીને જ્યારે ભેજવાળી હવાથી વધારે થતો હોય, તથા સવારમાં કાચો ઝાડો ઉતરી જતો હોય ત્યારે.

**સીલીસીઆઃ**—જ્યારે શ્વાસ મુસ્કેલીથી લઇ શકાતો હોય, તથા ખુલ્લી હવામાં જવાથી ઠીક લાગતું હોય, ત્યારે નેટ્રમ સલ્ફની સાથે અગર કાલીફોસની સાથે ક્રમવાર.

## સાજા થયેલા કેસો.

**જે. સી.** નામના એક માણસને કેટલાક વરસથી દમનો આજાર થયો હતો, અને ઘણા ઉપાયો કર્યા છતાં ફાયદો થયો નહતો, તોપણ તેણે જીવન રસાયણની દવામાંથી **કાલી ફોસ** અને **કાલી મ્યુર** વાપરી જોયું તેથી ઘણો ફાયદો થયો, તથા દવા સાથે રાખવામાં સરલતાવાળી હતી, તેથી સાથે રાખવા લાગ્યો. ( સુષ્લર )

એક બાઇ ૪૨ વર્ષની હતી. તેને કેટલાક વરસથી શ્વાસનો રોગ થયો હતો. ગડફા લીલા રંગના પડતા હતા. તેને નેટ્રમ સલ્ફ ત્રણ ત્રણ કલાકે આપવા માંડયું તેથી ગડફા ઓછા થવા લાગ્યા.

પહેલાં તેને દમ ચડતો, ત્યારે કેટલાક અઠવાડીઆં સુધી ગડફા નીકળ્યા કરતા, પણ આ લીધાં પછી ગડફા તરતજ ઓછા થવા લાગ્યા. ( ડબ્લ્યુ. જે. ગર્નસી. એમ. ડી. )

**હોમિયો૦**—એન્ટીમોનીઅમ ટાર્ટરિકમ, એપીસ, આર્સેનિકમ, બ્લેટા ઓરીએન્ટાલીસ, કેન્નેબિસ સેટીવા, કાર્બોવેજી, કોરેલિયમ રૂબ્રમ, ડલ્કેમારા, ઇપીકાકયુઆના, કાલી બાઇક્રોમીઅમ, લોબિલીઆ, લાઇકોપોડીઅમ, મૉસ્કસ (કસ્તુરી), નકસ વોમિકા, સેએડીલા, સ્ટ્રામોન્યમ, વિરેટ્રમ વિરીડી, ઝીંજીબર (આદું)

---

## સળેખમ.

( Cold; Catarrh. )

સળેખમ થયા પછી નાકમાં જુદા જુદા પ્રકારના રસ વહે છે. જ્યારે માત્ર પાણી વહેતું હોય, ત્યારે એમ સમજવું કે નેટ્રમ મ્યુર નામનો ક્ષાર; જ્યારે ફાઇબ્રીનવાળો સફેદ ને ચીકણો કફ નીકળતો હોય, ત્યારે કાલીમ્યુર નામનો ક્ષાર; જ્યારે આલ્બ્યુમીનવાળો કફ હોય, ત્યારે કેલ્કેરીઆ ફોસ, અને જ્યારે તેલ જેવો સ્નિગ્ધ પદાર્થ નીકળતો હોય, ત્યારે કાલી સલ્ફ નામનો ક્ષાર કમી થયો છે.

**ફેરમ ફોસ:**—શરૂઆતમાં વરમનાં લક્ષણો હોય, ત્યારે અગર સળેખમ સાથે તાવ આવ્યો હોય ત્યારે.

**કાલી મ્યુર:**—સળેખમ અગર તાવની બીજી સ્થિતિમાં કફ સફેદ અને ચીકણો હોય ત્યારે.

**નેટ્રમ મ્યુર:**—માથું ભારે રહેતું હોય, અને નાકમાંથી પાણી વહ્યા કરતું હોય, નબળા બાંધાના આસામીને સળેખમ થયું હોય, અને નાકમાંથી ફીણ વળતો પાતળો શ્લેષ્મ નીકળતો હોય, સળેખમ ઘણી વખતથી થયું હોય, અને જલદી મટતું નહોય, તથા કફ પાતળો હોય, સળેખમથી શ્વાસ નળીમાં પણ જરા વરમ થયો હોય, બહુ છીંકો આવતી હોય, નાક સુકાઇ ગયેલું રહેતું હોય, દસ્ત સાફ આવ્યો નહોય, મોળ આવતી હોય, ઇત્યાદિ માટે.

**કેલ્કેરીઆ ફોસ:**—નબળા બાંધાના માણસોને સળેખમ બહુ વખત સુધી રહેતું હોય, તેમને માટે આ ક્ષાર ઘણો ઉપયોગી છે. જ્યારે નાકમાંથી ઈંડાની સફેદી જેવો કફ પડતો હોય ત્યારે આ ક્ષારથી શરીરને પુષ્ટિ મળે છે, માટે બીજા ક્ષારની સાથે વારાફરતી પણ અપાય છે.

**કાલી સલ્ફ:**—સળેખમની ત્રીજી સ્થિતિમાં જ્યારે સળેખમ મટવા આવ્યું હોય ત્યારે; કેટલીક વાર કાલી મ્યુર આપ્યા પછી આ ક્ષાર અપાય છે; નાકમાંથી પીળાશ પડતો જરા પાતળો કફ પડતો હોય, અને ત્વચા સુકી અને ગરમ રહેતી હોય, ત્યારે ફેરમ ફોસની સાથે પસીનો લાવવા માટે; ગરમ ઓરડામાં રહેવાથી વધારે સળેખમ થતું હોય, અગર સાંજના વખતમાં સળેખમ વધારે થતું હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઑર:**—નાકમાં કફ સુકાઇ જતો હોય, અને તે ગંધાતો હોય, શ્વાસ નળીમાં સોજો થયો હોય, અને તેમાંથી પરાણે બડખો નીકળી શકતો હોય; સળેખમથી નાકના હાડકાને પણ ઇજા પહોંચી હોય અને તેમાંથી દુર્ગંધ આવતી હોય ત્યારે.

**કેલ્કેરીઆ સલ્ફ:**—ચીકણો, પીળો ને પરૂવાળો કે લોહીવાળો કફ નાકમાંથી પડતો હોય, અને ઘણો વખત થયા છતાં બંધ ન પડતો હોય, ત્યારે.

**કાલી ફોસ:**—જ્યારે પીનસ થયું હોય, અને તેમાંથી ગંધાતો પદાર્થ નીકળતો હોય ત્યારે.

**નેટ્રમ ફોસ:**—જ્યારે શરીરમાં ખટાસનો વધારો થયો હોય, ત્યારે બીજા ક્ષારોની સાથે ક્રમવાર.

**નેટ્રમ સલ્ફ:**—ઋતુને રજોદર્શન સમયે નાકમાંથી લોહી પડતું હોય; ઉપદંશને લીધે પીનસ થયું હોય; ગરમ હવામાંથી ભેજવાળી હવામાં જવાથી સળેખમ વધારે થતું હોય, શ્લેષ્મ પડમાંથી લીલા રંગનો

શ્લેષ્મ ઘણોજ વહેતો હોય; "ઇન્ફ્લ્યુએન્ઝા" નામના સખત સળેખમના વ્યાધિમાં આ ખાસ ઉપાય છે.

**મેગ્નીસીયમ ફ્રોસ:**—નાકમાં વખતો વખત સળેખમ સુકાઈ જતું હોય, અને લીલું થતું હોય; કશી ચીજની "વાસ બરાબર નાકને લાગતી નહોય," નાકમાંથી પ્રવાહ જોરથી વહેતો હોય, પેટમાં વાયુ જણાતો હોય, ઇત્યાદિ લક્ષણ હોય ત્યારે.

**સીલીસીઆ:**—નાકમાંથી પીનસને લીધે ગંધાતો પદાર્થ નીકળતો હોય, અને શ્લેષ્મ પડની નીચેના સંયોજક પડમાં અગર અસ્થિના પડમાં કાંઇ સડો કે દદ પેઠું હોય, ત્યારે અંદરથી તેમજ બહારથી અપાય છે. નાક ઘણા દિવસથી તદન સુકું રહેતું હોય, અગર નાકની કોર ઉપર ચાંદાં પડયાં હોય, કે નાકના ટેરવા ઉપર ચળ આવતી હોય ત્યારે.

### સાજો થયેલ કેસ.

એક સ્ત્રીને અઢાર મહિનાથી પીનસ થયું હતું, અને તેના નાકમાંથી ચીકણો અને ગંધાતો કફ નીકળતો હતો, તેને કશી ચીજની વાસ આવતી નહતી. ત્રણ ત્રણ અઠવાડીએ તેને ૠતુસ્રાવ થતો હતો. તેને વખતો વખત સળેખમ થઇ આવતું હતું, અને ત્રણ વર્ષ પહેલાં તેને મુવેલું બાળક અવતર્યું હતું. ૧૨ અંશવાળા કેલી સલ્ફના ત્રણ પડીકાં પાણીમાં આપ્યાં, અને તે દર અઠવાડીઆમાં એક વખત લેવાનું કહ્યું. આથી તેનું સળેખમ મટી ગયું, અને ઘ્રાણેન્દ્રિ પણ સારી થઇ.

( ડબલ્યુ. પી. વેસલહોફ્ટ એમ. ડી. )

**હોમિયૉ૦**—એકોનાઇટ, એલીઅમ સીપા, આર્સેનિકમ, ઍરમ ટ્રીફાઇલમ, ઑરમ મેટાલીકમ, બેલાડોના, કૅલ્કેરીઆ કાર્બ, કેમ્ફોરા, ચાઇના, ડ્રોસેરા, ડલ્કેમારા, યુફ્રેસીઆ, જેલ્સીમીઅમ, કાલી બાઇક્રોમીઅમ, કાલી આયોડેટમ, લૅચિસીસ, લાઇકોપોડીઅમ, મર્ક્યુરીઅસ, નક્સ વોમિકા, ફૉસ્ફરસ, પલ્સેટીલા, સેપીઆ, હેપાર સલ્ફ.

---

## સંધિના વ્યાધિ; સાંધાનાં દર્દ.

( Affections of Joints. )

**ફેરમ ફ્રોસ:**—સાંધામાં વરમ થયો હોય ત્યારે ગરમી, દુખાવો અને તાવ નરમ પાડવા માટે આ દવા ઉપયોગી છે. વળી આ ક્ષાર તે સ્થળે લગાડી પણ શકાય છે.

**કાલી મ્યુર:**—બીજી સ્થિતિમાં જ્યારે વરમ જરા નરમ પડયો હોય, પણ અંદરથી પરૂ થવા ન લાગ્યું હોય, ત્યારે આ દવાથી ફાયદો થાય છે. વાને લીધે સાંધા દુખતા હોય, ત્યારે આ દવાથી તે સંધિવા દૂર થાય છે.

**સીલીસીઆ:**—પરૂ થતું અટકાવવા માટે અગર થયા પછી બંધ કરવા માટે; વળી અસ્થિ ખવાઈ જતું હોય, તેપણ આથી બંધ થાય છે.

**કેલ્કેરીઆ સલ્ફ:**—અંદરથી પરૂ ને માંસ નીકળતું હોય, ત્યારે ફેરમ ફ્રોસની સાથે. આ સ્થિતિ હોય, ત્યારે તે સાંધાને સંપૂર્ણ આરામ આપવો.

**કેલ્કેરીઆ ફોસ:**—સાંધાના અસ્થિ સડી ગયાં હોય, તે કાપી નાખ્યાં હોય, અને અસ્થિનો ભાગ નવો ઉગવાનો હોય, ત્યારે આ દવા આપવી.

**હોમિયૉ૦**—એકોનાઇટ, આર્નિકા, એન્ટીમોનિઅમ, બ્રાયોનીઆ, લેડમ, લાઇકોપોડીઅમ, રોડોડેન્ડ્રોન, સ્ટેફીસેગ્રીઆ, સીમ્ફાઇટમ (જખમ અને દુખાવા માટે), અર્ટીકા યુરેન્સ.

---

## સંધિવા.

( Rheumatism )

સંધિવાના નામ સાથે ઘણા ઘણા જુદા જુદા જુદા વ્યાધિઓને જોડવામાં આવે છે. લોહીમાં **નેટ્રમ ફ્રોસ** નામનો ક્ષાર કમી થવાથી, ખટાશ વધી જાય છે, અને સાથે સાથે સાંધામાં રહેનાર રસ ( synovial fluid ) માં પણ ખટાસ વધે છે, અને તેથી કેટલાક સાંધામાં તંતુઓને, અને પડો વગેરેને ઇજા પહોંચે છે. આથી દુખાવો થાય છે, એટલે કે જીવન રસાયણ વિદ્યા પ્રમાણે ખૂટેલ ક્ષારની માગણી થાય છે. જે ક્ષાર ફીબ્રીનને વાપરે છે, અને અંદાજમાં રાખે છે, તે ક્ષાર કમી થાય છે, ત્યારે સાંધાઓમાં સોજો ચડે છે, અને આવી જાતનો પણ સંધિવા થાય છે.

વળી સ્નાયુ અને મજ્જાતંત્રના ક્ષાર ઓછા થાય છે, ત્યારે સ્નાયુઓ અક્કડ થઇ જાય છે, અને તેમાં દુખાવો થવા લાગે છે, ત્યારે સ્નાયુનો વા થયો કહેવાય છે.

**ફેરમ ફોસ**—સાંધવાની શરૂઆતમાં જ્વરનાં લક્ષણો હોય ત્યારે. જો શરૂઆતમાં થોડી થોડીવારે આ ક્ષાર આપ્યો હોય તો બીજી દવાનો ખપ પડતો નથી. હાથ પગના આંગળાના સાંધામાં વા (arthritis) થયો હોય, અગર સાંધામાં સખત સંધિવા થઇ આવ્યો હોય, અને તે હલાવવાથી દરદ વધારે થતું હોય; કોઇપણ જગ્યાએ સખત સંધિવા થયો હોય; આખું શરીર અકડાઈ ગયું હોય, અગર વાથી સજડ થયું લાગતું હોય; કમ્મરનો વા (lumbago) થયો હોય; શરદીને લીધે ડોક સજડ રહી ગઇ હોય; હાલવા ચાલવાથી વાનું દરદ વધારે થતું હોય ઈત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**કાલી મ્યુર**:—સંધિવાના જ્વરની બીજી સ્થિતિમાં **ફેરમ ફોસ** વપરાયા પછી જ્યારે સોજો ચડયો હોય; વાયે રહી ગયેલ ભાગ હલાવવાથી વધારે દુખતો હોય, અને જીભ ઉપર સફેદ છારી વળેલી હોય, જીર્ણ સંધિવામાં જ્યારે વાયે રહી ગયેલ ભાગમાં સોજો હોય, જીભ ઉપર સફેદ છારી હોય, અને હાલવા ચાલવાથી દરદ વધારે થતું હોય.

**નેટ્રમ ફોસ**:—સાધામાં તીક્ષ્ણ કે દીર્ઘ સંધિવા થયો હોય, અને ખાટો ગંધાતો પરસેવો બહુ આવતો હોય; જીભ ઉપર તેમજ ચોરીઆ ઉપર પીળાશ પડતી છારી હોય; તીક્ષ્ણ કે દીર્ઘ ગાઉટ થયો હોય; કોઇ પણ પ્રકારનો સંધિવા એટલે કે સાંધામાં વા થયો હોય, ત્યા બીજા ક્ષારની સાથે ક્રમવાર આપવો.

**મેગ્નીસીઅમ ફૉસ**:—સાંધામાં થોડી થોડી વારે સખત દુખાવો થઇ આવતો હોય, ત્યારે મુખ્ય દવાની સાથે ક્રમવાર.

**કાલી સલ્ફ**:—સંધિવા એક જગ્યાએથી બીજી જગ્યાએ ફર્યા કરતો હોય; ગરમ ઓરડામાં અગર સાંજના વખતે વધારો થતો હોય, ને થંડીને ઉઘાડી હવામાં ઠીક રહેતું હોય; વાને લીધે માથુ દુખતું હોય, અને સાંજના વખતે, અગર ગરમ હવામાં વધારે થતું હોય, વાંસામાં, ડોકમાં, અગર બીજા અંગમાં ઉપર લખ્યા પ્રમાણે દર્દ થતું હોય ત્યારે.

**કાલી ફોસ**:—તીક્ષ્ણ સંધિવામાં અગર દીર્ઘ સંધિવામાં જ્યારે શરીર સજડ થઇ ગયું હોય; ચાલવાનું શરૂ કરતાં દુખાવો વધારે થતો હોય, પરંતુ ધીમે ધીમે ચાલવાથી ઠીક થતું હોય; વાનું દર્દ સવારમાં અગર સુઇને ઉઠતી વખતે વધારે થતું હોય; કામ વધારે કરવાથી વાનું દર્દ વધતું હોય, પણ જરા હરફર કરવાથી ઓછું થતું હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફોસ**:—રાતના વખતે, અને હવા ખરાબ હોય ત્યારે દર્દ વધારે થતું હોય, ત્યારે **ફેરમ ફોસ**ની સાથે ક્રમવાર; હવાફેર કરવાથી દર્દ ઓછું થતું હોય, શરદીથી અગર ગરમીથી વાનું દર્દ વધતું હોય; હાથ પગ થંડા રહેતા હોય, અગર બ્હેર મારી જતા હોય; શરદી અગર ભેજને લીધે ડોક સજડ રહી ગઇ હોય તો **ફેરમ ફોસની સાથે**; ઢીંચણ અગર નિતંબ જળંદરની માફક સુજી ગયો હોય; રૂમેટીક ગાઉટ ( Rheumatic gout ) થયો હોય, અને રાત્રે અગર ખરાબ હવામાં વધારે થતો હોય, ત્યારે.

**નેટ્રમ સલ્ફ**:—ગાઉટ થયો હોય, ત્યારે શરૂઆતમાં ફેરમ ફોસની સાથે આ ક્ષાર આપવો. **દીર્ઘ ગાઉટના વ્યાધિમાં આ મુખ્ય દવા** છે; દર્દીએ દારૂ કોઇ પણ જાતનો પીવો નહિ. સંધિવાની સાથે પિત્ત દોષ થયો હોય, અને ભેજવાળી જગ્યામાં અગર ચોમાસાની ઋતુમાં વા વધારે થતો હોય ત્યારે.

**નેટ્રમ્ મ્યુર**:—દીર્ઘ સંધિવામાં સાંધાના કડાકા બોલતા હોય, અને તે સાથે પાણીની ન્યુનાધિકતા દર્શાવનારાં લક્ષણો હોય; **કાલી મ્યુર** આપ્યા પછી તાવ હોય, અને આ ક્ષારનાં લક્ષણો થતાં હોય ઇત્યાદિ હકીકત હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓર**:—ગાઉટને લીધે **સાંધા મોટા થઇ ગયા હોય**, ત્યારે **નેટ્રમ્ સલ્ફ**ની સાથે.

**કેલ્કેરીઆ સલ્ફ**:—સાંધામાં પરૂ થયું હોય ત્યારે આ તથા સીલીસીઆ અપાય છે. જેવી જાતનું પરૂ હોય તેવો ક્ષાર આપવો.

**સાજા થયેલ કેસ.**

ડા. શ્લેજરમાન લખે છે કે રીજન્સબર્ગનો મી. એલ નામનો છવીસ વર્ષનો એક મજબૂત બાંધાનો માણસ હતો, તેને પરસેવો થતો હતો. તે દર્મ્યાન શરદી લાગવાથી તીક્ષ્ણ સંધિવા થઇ આવ્યો હતો, તે સાથે તાવ પણ હતો. પહેલાં તો જમણો ખભો વાયે રહી ગયો હતો; દર્દીને ઘણો દુખાવો થતો હતો, અને તાવ સખત આવ્યો હતો; તેનાં લક્ષણો (હોમીયૉ.) **બ્રાયોનીઆ**ને મળતાં આવતાં હતાં; પણ તેથી તેને માત્ર એટલું થયું કે બીજે દિવસે સવારે વા તે ઠેકાણેથી ખસીને ડાબા ઢીંચણમાં આવ્યો, આ પ્રમાણે તેણે દવા લેતાં લેતાં કેટલાક દિવસ કાઢી

નાખ્યા. વા એક સાંધામાંથી ખસી બીજા સાંધામાં એમ ફરતો ગયો. દિવસ ને રાત તેને ઘણીજ વેદના થતી હતી; અને તેનું શરીર ઘણું લેવાઇ ગયું, છેવટે મેં સુષ્લરના ઈલાજો અજમાવી જોવાનો વિચાર કર્યો. મેં તેને કાલી સલ્ફ આપ્યો. પરિણામ ઘણું સંતોષકારક નીવડયું. વા એક ઠેકાણેથી બીજે ઠેકાણે એમ ફરતો બંધ થઇ ગયો, અને દુખાવો છેવટે જમણા ખભામાં રહ્યો, પણ તે પહેલાનાં કરતાં ઘણો થોડો હતો. આ દવા જારી રાખવાથી તાવ અને દુખાવો ધીમે ધીમે દૂર થયાં; ઉંઘ ને ભુખ બન્ને નિયમિત થયાં, અને બીજા સાંધાઓમાં વા થયો નહિ. કાલી સલ્ફ આપવા માંડયા પછી આઠમે દિવસે દરદી વ્યાધિથી મુક્તપણે સાજો થતો હોય એવી સ્થિતિમાં હતો. ફરીથી તેને વા થયો નહિ.

ડા. બ્રીસ્કન જણાવે છે કે એક દર્દીને સંધિવાથી સાંધા એટલા બધા સુજી ગયા હતા કે તે બીછાનામાં સુઇ પણ શકતો નહતો. સવારમાં તેને કાલી મ્યુર આપ્યું, તેથી એટલો બધો ફાયદો થયો કે બીજીજ રાતે તે સુઇ શકયો, અને બાર દિવસમાં તે તદ્દન સાજો થયો.

મીસ એ. ડબલ્યુ નામની આશરે દશ વર્ષની એક છોકરીને ૧૮૮૪ ના જાનેવારી પહેલી તારીખે ટાઢ આવી. બીજે દિવસે તેણીને સખત તાવ આવ્યો; નાડ ૧૨૦ વખત ચાલવા લાગી; વાંસામાં અને હાથ પગમાં ઘણો દુખાવો થવા લાગ્યો; મોઢે મોળ આવવા લાગી અને ઉલટી થવા માંડી; સાંધા નાના મોટા તમામ સુજી આવ્યા. હાથ પગ ને બીજા અંગો જળંદરની માફક સુણી ગયા, કોઇ તેને અડે કે ફેરવે તો તે ખમી શકતી નહતી. તેણીના શરીરમાં સઘળે ઠેકાણે ઘણું દરદ થતું હતું. રાત્રે દરદ એટલું બધું થતું હતું કે પાડોસીઓ સાંભળે એવી તેણી ચીસો પાડતી હતી; ટાઢા પાણીની તરસ બહુ લાગતી હતી; અને કાંઇક ખાતી કે પીતી તે તરતજ ઉલટીમાં નીકળી જતું હતું, જીભ ઉપર પીળી છારી હતી, અને કોઇ ધાતુની ચીજ જેવો સ્વાદ તેના મોમાં રહેતો હતો. કેટલાક દિવસથી તેને ગળ્યું ગળ્યું ખાવાનું મન બહુ હોવાથી તેણે ખૂબ ખાધું હતું, પહેલા અઠવાડીઆના ચાર પાંચ દિવસ જુદી જુદી દવાઓ અજમાવ્યા પછી, કાંઈ ફાયદો નહિ લાગવાથી સુષ્લરની પદ્ધતિ વાળી દવાઓને વળગી રહેવાનો મેં નિશ્ચય કર્યો. તાવ, ઉલટી ને વરમ મટાડવા માટે મેં ફેરમ ફૉસનો ૬ અંશ વાળો ક્ષાર આપ્યો. રાત્રે દરદ વધારે થતું હતું તેથી કેલ્કેરીઆ ફૉસનો ૬ અંશ વાળો ક્ષાર આપ્યો; અને શરીરે સોજો ચડયો હતો તથા જીભ જોતાં પિત્તવિકાર લાગતો હતો, તેથી નેટ્રમ સલ્ફનો ૩ અંશવાળો ક્ષાર દીધો. આ છેલ્લા ક્ષારના દશ ગ્રેન એક આઉંસ પાણીમાં દર ત્રણ કલાકે લેવાના હતા, અને પહેલા બે ક્ષારો કોરા દર ત્રણ ત્રણ કલાકે જીભ ઉપર મુકવાના હતા. આ પ્રમાણે દવા આપવા માંડી ત્યારથી તેણીની તબીઅત સુધરવા લાગી, અને ચૌદમે દિવસે તેણી બેઠી થઇ શકી. વાયે રહી ગયા પહેલાં તેણીનું શરીર એટલું બધું વધ્યું હતું કે તેના જોડાનાં બટન વાંકી વળીને બીડી શકતી નહતી; જ્યારે સાજી થઈ ત્યારે તેણી વાંકી વળતી શકતી, અને તેના શરીર ઉપરનો ડગલો (cloak) જેનાં બટન પહેલાં બીડાતાં નહતાં, તે હવે ખલતો પડતો હતો. (ડા. ઇ. એચ. હોલ્બ્રુક, એમ. ડી.)

હોમર્યો૦—એકોનાઇટ, એન્ટીમોનીઅમ, એપોસાઇનમ, આર્નિકા, ઍસ્પરેગસ, બ્રાયોનિઆ, કૅલોફાઇલમ, કેમોમિલા, સીમીસીફ્યુજા, સિંકોના, કોલ્ચીકમ, કોન્વેલેરીઆ, ડલકેમારા, કાલી કાર્બોનેટમ, કૅલ્મીઆ લૅટીફોલીઆ, લાઇકોપોડીઅમ, મેડોર્હીનમ, મર્ક્યુરીસ, મેઝેરીઅસ, નકસ વોમિકા, ફાઇટૉલૅક્કા, પલ્સેટીલા, રોડોડેન્ડ્રોન, રસ ટૉકસ, સૅન્ગ્વીનેરીઆ, સ્પાઇજીલીઆ.

---

## હેડકી.

( Hiccough. )

**મેગ્નીસીઅમ ફૉસઃ**—જ્યારે મોર્ફ્યા અને બીજી દવાઓ વાપર્યા પછી પણ ફાયદો ન લાગતો હોય; ગતિતંતુના દોષથી હેડકી આવતી હોય, અગર પેટની બાદીને લીધે હેડકી આવતી હોય ત્યારે; વળી હેડકી સાધારણ ઉપાયો કરતાં છતાં બંધ ન થતી હોય, ત્યારે આ ક્ષારથી ઘણીવાર એકદમ બંધ પડે છે.

**નેટ્રમ મ્યુરઃ**—કવીનાઇન નામની દવા બહુ લેવામાં આવી હોય, ને તેથી હેડકી ઉપડી હોય ત્યારે.

**કાલી ફૉસઃ**—હીસ્ટીરીઆ વાળી સ્ત્રીઓને કે મરદોને મગજની નબળાઇ કે એવા દોષને લીધે

હેડકી આવતી હોય, ત્યારે મેગ્નીસીઅમ ફોસ સાથે ક્રમવાર.

**સાજા થયેલ કેસ.**

ડા. બર્નેટ નેટ્રમ મ્યુર નામના ક્ષાર વિષે ચોપડી લખી છે, તેમાં એક સક્ષને ક્વીનાઈન લેવાથી હેડકી થઈ હતી, અને તે જ્યારે ક્વીનાઇન લેતા ત્યારે તે ફરીથી ઉપડી આવતી તે પ્રમાણે દશ વર્ષથી તે હેરાન થતા હતા, તેને નેટ્રમ મ્યુર આપવાથી ફાયદો થયાનું લખે છે.

એક સક્ષને ટાઇફોઇડ જ્વરમાંથી એવી હેડકી આવવા લાગી, કે ત્રણ દિવસ સુધી તે બીચારો સજડ ને સજડ થઇ રહ્યો, ઘણી દવાઓ કરી પણ તેથી તેને ફાયદો થયો નહિ; તેને મેગ્નીસીઅમ ફોસ આપ્યું, તેથી ચમત્કારી ફાયદો થયો; બીજે દિવસે પણ ઠીક રહ્યું, આથી તેણે થોડાક દિવસ સુધી એ દવા જારી રાખી. (ડા. જોન ફર્ન એમ. ડી.)

**હોમિયૉ૦**—રૅનન્કયુલસ બલ્બોસસ, એ સિવાય એકંદર ચિન્હો જોઇને બેલાડોના, હાયોસ્યામસ, ઇગ્નેસ્યા, નકસવોમિકા, અને પલ્સેટીલા એમાંથી જે યોગ્ય લાગે તે આપવાથી ફાયદો થાય છે.

---

# સ્ત્રીઓના રોગ.

## અતિ આર્તવ; અનિયમિત આર્તવ.

( Menorrhagia ).

સ્ત્રીઓ દૂર બેસે ત્યારે લોહીવાળો જે પ્રવાહ ચાલે છે તેને આર્તવ કહે છે; પ્રવાહ ઘણો હોય ત્યારે તેને અતિ આર્તવ કહે છે તે કેટલીક વખત થોડો આવે છે; અગર તો વહેલો મોડો આવે છે, તેનું કારણ કાંતો (૧) કાલી મ્યુર નામનો ક્ષાર ઓછો હોવાથી ફીબ્રીન સાથે લોહી થીજી જાય છે, અને બરાબર ફરતું નથી તે હોય છે, અને કાંતો (૨) કેલ્કેરીઆ ફ્લ્યુઑર ઓછું હોવાથી કમળના સ્નાયુઓ બરાબર મજબૂત અને સ્થિતિ સ્થાપક હોતાં નથી તે હોય છે.

**ફેરમ ફૉસ:**—દુખાવા સાથે આર્તવ આવતો હોય, અને ચ્હેરો રક્તને લીધે લાલ થયો હોય; નાડી ઉતાવળી ચાલતી હોય; લોહી લાલચોળ અને ઘણું નીકળતું હોય, જલદી થીજી જતું હોય; ખાધું હોય તે પચ્યાવિના ઋતુસ્રાવ વખતે ઉલટીમાં નીકળી જતું હોય; ઇત્યાદિ લક્ષણો જે ગર્ભાશયમાં બહુ લોહી એકઠું થવાથી થાય છે, તે આ ક્ષારથી દૂર થાયછે.

**કાલી ફોસ:**—મગજના તંતુઓના દોષને લીધે આર્તવ અનિયમિત આવતો હોય; શરીરનો બાંધો નબળો હોય, સ્વભાવ પોચો ને ચીડીઓ હોય; આર્તવ બહુ મોડો આવતો હોય, તથા બહુ થોડો આવતો હોય, અગર તો અતિશય આવતો હોય; રક્તસ્રાવ આવતો હોય તે ઘેરો લાલ અગર કાળાશ પડતો લાલ હોય, અને થીજી જતો ન હોય; વળી કોઇ કોઇવાર આર્તવ બહુ ગંધાતો હોય; આર્તવ દર્મ્યાન દુખાવો રહેતો હોય; આર્તવ આવતો ન હોય, અને જીવ ઉદાસ રહેતો હોય ત્યારે.

**કાલી મ્યુર**—શરદી લાગ્યાથી આર્તવ મોડો આવતો હોય; જીભ ઉપર સફેદ અગર ભુખરી સફેદ છારી રહેતી હોય, આર્તવ બહુ વહેલો આવતો હોય અગર થોડે થોડે દિવસે આવતો હોય; પ્રવાહ ગડી બંધાયેલ, ને ડામર જેવો કાળો આવતો હોય; ઋતુ સ્રાવ બહુ વખત સુધી ચાલતો હોય ત્યારે.

**નેટ્રમ્ મ્યુર:**—પ્રવાહ બહુ પાતળો ને પાણી જેવો હોય ત્યારે કાલી ફોસની સાથે ક્રમવાર; યુવાન છોકરીઓને આર્તવ આવતો હોય તે સાથે શરીર નબળું હોય, સવારમાં માથું દુખતું હોય, બેચેની લાગતી હોય, ને ઉંઘવાનું મન થયા કરતું હોય ત્યારે.

**મેગ્નીસીઅમ ફોસઃ**—જ્યારે આર્તવ બરાબર ન આવતો હોય, અને પેટમાં, પેડુમાં, કે માથામાં દુખાવો બહુ થતો હોય, ત્યારે આ ક્ષારનું એક એક પડીકું ત્રણ ત્રણ કલાકે આપવાથી ઋતુસ્રાવ બરોબર ચાલવા લાગે છે.

**કેલ્કેરીઆ ફોસઃ**—નબળા શરીરની સ્ત્રીઓને ઉમ્મર થવા છતાં આર્તવ બરોબર ન આવતો હોય, ત્યારે આ ક્ષાર બીજા ક્ષારની સાથે પૃષ્ટિ આપવા માટે અપાય છે. વળી જુવાનીમાં આવતી છોકરીઓને આર્તવ બહુ વહેલો આવતો હોય, તેમનું શરીર તેમની ઉમરના કરતાં વહેલું યુવાન દેખાતું હોય, ધાવણ આવતું હોય તે દર્મ્યાન ઋતુસ્રાવ થતો હોય, ઉત્પત્યવયમાં નાડીનો થડકારો લાગતો હોય, અને વિષયવાસના પ્રબળ થતી હોય ઇત્યાદિ લક્ષણોમાં.

**કેલ્કેરિઆ ફ્લ્યુઓર:**—અતિશય આર્તવ આવતો હોય, અને પેડુમાં ભાર સાથે દુખાવો લાગતો હોય; આર્તવ અતિશય આવતો હોય ત્યારે આ ક્ષાર આપવાથી ગર્ભાશય સંકુચિત થાય છે, ને તેની સંકોચ પામવાની શક્તિ વધે છે. ફેરમફોસ કે કાલી ફોસ પણુ સાથે આપવાથી ફાયદો થાય છે.

**કાલી સલ્ફ:**—જીભ ઉપર પીળી ને ચળકતી છારી હોય તથા કોઇ કોઇવાર ફરતી સફેદ કીનારી હોય, મોઢું મોળું મોળું લાગતું હોય, **ઋતુસ્રાવ બહુ મોડો થતો હોય, અને થોડો થતો હોય** ઈત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**નેટ્રમ્ ફોસ:**—આર્તવ **ખાટો ગંધાતો હોય, અગર દાહક હોય;** વળી તે સાથે પેટમાં ખટાસ વધારે હોય, અને જીભ ઉપર પીળાશ પડતી છારી હોય; આર્તવનું રક્ત જ્યાં જ્યાં અડે ત્યાં ત્યાં દાહક ગુણ બતાવે, અને ત્વચા જરા સુજી આવે ત્યારે.

**સીલીસીઆ—આર્તવ ઘણી વાસ મારતો** હોય ને તે સાથે ઝાડો કબજ રહેતો હોય; આર્તવ દર્મ્યાન શરીર બહુ ઠંડુ રહેતું હોય; ટાઢા પાણીમાં કામ કરવાથી ગર્ભાશય વગેરે અંદરના ગુહ્યાવયવોમાંથી રક્ત સ્રાવ થતો હોય; તથા સ્રીઓમાં કામવિકાર અતિશય બળવાન થઇ આવવાના વ્યાધિ ( Nymphomania )માં આ દવા ઉપયોગી છે.

### સાજો થયેલ કેસ.

એક સ્રીને અતિ આર્તવ થતો હતો; તેણી જ્યારે જ્યારે છેટે બેસતી, ત્યારે ત્યારે એટલું લોહી વહેતું કે તેણી મરી જશે એમ લાગતું. પરીક્ષા કરતાં એમ માલૂમ પડયું કે ગર્ભાશય કઠણ હતું, અને એટલું મોટું થઇ ગયું હતું, કે યોનિમાર્ગનો ઘણો ખરો ભાગ રોકાયો હતો. ૭ વર્ષ ઉપર તેને એક બાળક અવતર્યું, ત્યાર પછીથી તેણીને આ પ્રમાણે થવા લાગ્યું હતું; તેણી કહેતી હતી કે તે વખતથી તે ભાગમાં ભાર લાગ્યા કરતો હતો. મેં તરતજ તેને **કેલ્કેરીઆ ફ્લ્યુઓર** આપવા માંડયો. રોજના ત્રણ પડીકાં લેવાથી દોઢ મહિનામાં ગર્ભાશયનું કદ અસલના જેવડું થઇ ગયું; અને પાંચ વર્ષ તે પછી થઇ ગયાં, પણ તે દર્દ ફરીથી થયું નથી.

( ડા. એ. પી. ડેવીસ એમ. ડી. )

**હોમિયા૦**—અકટીઆ રેસીમોસા, ઍલોઝ, આર્ટિમિસીઆ, બોરાકસ, બોવિસ્ટા, હેલોનીઆસ, નકસવોમિકા, પલ્સેટીલા, સૅબિના, સીકેલી, યુસ્ટીલેગો.

---

## ન્યુનાર્તવ*

( Amenorrhœa. )

**કાલી મ્યુર:**—સુસ્ત યકૃત, સફેદ છારી વાળી જીભ, અને એકંદર ગ્રંથીઓની કમી થયેલી ચંચળતા હોય, તથા શરીર ચરબીથી ફુલી ગયું હોય તેવી સ્રીને આર્તવ થોડો આવતો હોય તે માટે.

**કાલી ફોસ:**—પ્રવાહ કમી હોય તે સાથે બેચેની રહેતી હોય, શરીરની નબળાઇ હોય, તથા પ્રવાહ કમી રહેવાથી છાતીનાં તથા મગજનાં દર્દ હોય ત્યારે.

**કાલી સલ્ફ:**—પ્રવાહ કમી હોય, અને તેને લીધે કમ્મર ભારે લાગતી હોય ત્યારે.

**નેટ્રમ મ્યુર:**—દુર્બળ શરીરની યુવાન્ છોકરીઓને જ્યારે આર્તવ ન થતો હોય, અગર થતો હોય તો તે ઘણો થોડો થતો હોય, અગર ઘણા વખતે થતો હોય, ત્યારે.

**કેલ્કેરીઆ ફોસ:**—પાંડુરોગવાળા દર્દીઓને આર્તવ ન થતો હોય, શરીરના અસ્થિ નાનાં અને પોચાં હોય, અનાજ બરાબર પચતું ન હોય ઇત્યાદિ માટે, ફેરમ ફોસની સાથે આપવાથી પુષ્ટિ મળશે, અને આર્તવ બરાબર આવશે.

### સાજો થયેલ કેસ.

વીશ વર્ષની એક બાઈ જેનું નામ એના હતું તેને કેટલીક વખત બીલકુલ રજોદર્શન થતું નહિ, અને થતું તો ઘણું થોડું હતું, અને તે પણ દર મહીને મોડું થતું. તે પોચા સ્વભાવની હતી, તેનો ચહેરો ફીકકો રહેતો, જલદી થાકી જતી, માથું ભારે રહ્યા કરતું, ઘડીઘડીમાં ચીડાઇ જતી, ઘણીવાર દીલગીર થતી, અને તેને માણસો ગમતા નહિ, તેમાં ખાસ કરીને પુરૂષ વર્ગ, તેને કેટલીક વખત હીસ્ટીરીયા પણ થતું હતું, તેને **કેલ્કેરીઆ ફોસ** ૭ અંશનું અને **કાલી ફોસ** ૩ અંશનું દરરોજ આપવાથી ફાયદો થયો. પહેલી દવાનું પડીકું રાત્રે લેવાનું હતું, અને બીજી દવાનું પડીકું સવારમાં લેવાનું હતું.

---

*સ્રીઓને રજોદર્શન વખતે લોહી ઓછું વહે તે.

આથી દોઢ મહીને તેના મગજની નબળાઇ પણ દુર થઈ અને રજોદર્શન પણ નિયમિત થયું.

(સી. આર. વોજલ. એમ. ડી.)

**હોમિયૉ૦**—ઍકોનાઇટ, એપીઍાલ, બેલાડોના, ફેરમ આયોડેટમ, ગ્લોનોઇનમ, ગ્રેફાઇટીસ, કાલી-કાર્બ, પલ્સેટીલા, સિનેસીઓ, સેપીઆ, સલ્ફર.

## પીડિતાર્તવ.

( Dysmenorrhœa. )

**ફેરમ ફૉસઃ**—પીડિતાર્તવ વખતે ગુહ્યાવયવના કોઈ ભાગમાં વરમ હોય, સ્રાવ ચળકતો લાલ હોય; ચ્હેરો લાલ થઈ આવતો હોય, નાડી ઉતાવળ ચાલતી હોય; કોઇવાર અપકવ અનાજની ઉલટી થતી હોય હોય, પીડિતાર્તવમાં અંદરથી પડના છોલાં કે ઝીણા ઝીણા કકડા નીકળતા હોય, ઋતુકાળ નજીક આવે, ત્યારે સ્રીના ગુહ્યાવયવોમાં લોહીનું જોર ઘણું સખત થઇ આવતું હોય, યોનિમાર્ગ સુષ્ક, અને સ્પર્શ સહન કરી શકે નહિ, એવો થઇ ગયો હોય, તો આ દવાથી આરામ થાય છે. જો આવું દરદ લાંબા વખતથી ચાલતું હોય, તો રજોદર્શનનો વખત થયા પહેલાં પંદર વિશ દિવસ અગાઉથી આ દવા શરૂ કરવી. વચમાં કોઇ કોઇ વખત તેની સાથે કાલી ફોસ, અને કેલ્કેરીઆ ફૉસ પણ આપવું.

**મેગ્નીસીઅમ ફોસઃ**—જ્યારે અતિશય પીડા થઇ આવે, સ્રી તેને લીધે મુંઝાતી હોય કે ગભરાતી હોય એમ લાગે, આંકડી અગર ચસકા આવ્યાની મિસાલે સખ્ત દરદ થતું હોય, મજ્જાતંત્ર નિર્બળ હોય, કે શેક કરવાથી આરામ થતો હોય, એ વખતે આ દવા આપવાથી દુખાવો એકદમ શાંત પડી જાય છે, અને સ્રીની બેચેની દુર થાય છે. આ દવા સહન થઇ શકે તેવા ગરમ પાણીમાં પીગાળીને તેમાં કપડાં બોળીને સ્રીના ગર્ભાશય ઉપર અગર ગુહ્યાવયવમાં વારંવાર મુકવાં. દુખાવા સાથે અંદરથી પડના કકડા નીકળતા હોય, તો આ દવા ઉપરની દવા સાથે વારાફરતી આપવાથી સારો ફાયદો થાય છે.

**કાલી ફોસઃ**—જે સ્રીઓ નબળા મગજની હોય, ફિકી રહેતી હોય, સ્હેજવાતમાં રડી પડતી હોય, કે ચીડાઇ જતી હોય, તેમને પીડિતાર્તવ થાય તો આ દવા ફેરમ ફોસની સાથે વારા ફરતી આપવી. આર્તવ ઘણોજ લાલ અથવા ઘેરો લાલ હોય, અગર ગંધાતો હોય, તો બીજી દવાના કરતાં આ દવાની વધારે જરૂર સમજવી.

### સાજા થયેલા કેસ.

મીસ. એસ. નામની ૨૨ વર્ષની એક સ્રી હતી; તેનું મગજ ઘણું બુદ્ધિશાળી ને ચંચળ હતું; યુવાવસ્થા પ્રાપ્ત થયા પછી દર મહિને તેને આર્તવ વખતે પીડા થતી હતી. સ્રાવ શરૂ થવા પહેલાં, અને રજોદર્શનને પહેલે દિવસે, ગર્ભાશય, કેડ, અને જાંગમાં પીડા થતી, અને તે એવી તો અસહ્ય થતી હતી કે હિસ્ટીરીઆ થઇ આવશે એમ લાગતું હતું.

એક વખત જ્યારે તે કુમારિકાને એવી પીડા થઇ આવી, ત્યારે મને બોલાવવામાં આવ્યો હતો; જોયું તો તેણી બીછાનામાં સુતેલી હતી, પગને ગરમ પાણીમાં બોળ્યા હતા, અને પેડુ ઉપર કેટલાક કલાકથી ગરમ પાણીમાં બોળીને કપડાં શેક માટે મુકતા હતા, પણ તેથી દુખાવો કાંઈ કમી થતો ન હતો. મેં તરતજ તેણીને મેગ્નીસીઅમ ફોસ ૬x ની મોટી માત્રા આપી. અડધા કલાકની અંદર દુખાવો કમી થયો, મેં તેટલીજ માત્રા ફરીને આપી એટલે થોડા વખતમાં તેણીની બેચેની દૂર થઇ, ને સ્રાવ બરાબર ચાલ્યો, બીજે મહિને તે દવા રજોદર્શન પહેલાં એક દિવસ આગળથી લેવાની સલાહ મેં તે બાઇને આપી. તેણીએ મારા કહેવા મુજબ તે દવા સ્રાવની પહેલા ને દિવસે ત્રણ વખત લીધી, અને સ્રાવને દિવસે બે બે કલાકે લીધી, એથી જરા પણ દુખાવો જણાયો નહિ. ત્રીજે મહિને પણ તેજ પ્રમાણે દવા-આપી, એટલે લેશ માત્ર દુખાવો થયો નહિ, અને હાલ ૩ વર્ષ સુધીમાં તેણીની કશી ફરિયાદ આવી નથી.

(મેડીકલ એડવાન્સ ડીસેમ્બર ૧૮૮૯)

ડા. ડી. બી. વ્હીટ્ટીઅર પંદર વર્ષથી એક હીસ્ટીરીઆવાળી અને બગડી ગયેલાં જ્ઞાનતંતુવાળી સ્રીને પીડિતાર્તવ થતો હતો, તે મટાડયાનું વર્ણન આપે છે. તે સ્રીનો દુખાવો મટાડવા માટે એલોપેથી, અને હોમિઓપેથી એ બન્ને રીતે જેટલી દવાઓ યોગ્ય લાગી, તેટલી કરી જોઇ હતી, પણ કાંઇ ફાયદો થયો ન હતો. સ્રાવ દર્મ્યાન તેના સ્તન એવા તો દુખતા કે તે ઉપર તેનું વસ્ર અડતું, તે પણ પોતે ખમી શકતી નહિ, અને પેડુમાં સણકા મારતું દરદ

થતું હતું. જ્યારે દુખાવો ઘણોજ સખ્ત ઉપડી આવતો, ત્યારે અન્નાશયના નીચેના ભાગથી ઉપરના ભાગ તરફ ઘણું તીક્ષ્ણ સણકા મારતું દરદ જતું જણાતું, અને તે પછી તરત પિત્ત, ખાટા ફીણ વળતા પ્રવાહિ, કે કોઇવાર રક્ત મિશ્રિત પ્રવાહિની ઉલટી થતી. ઉલટી થવાથી અન્નાશયનો દુખાવો નરમ પડતો, પણ ગર્ભાશયમાં દુખાવો વધતો, અને તે કોઈવાર ચોવીસ ચોવીસ કલાક સુધી મટતો નહિ. માથાનો દુખાવો, જે શરૂઆતમાં માત્ર આખા માથામાં જણાતો હતો, તે થોડીવાર પછી ડાબી આંખની ઉપરના ભાગમાં રહેતો. જ્યારે માથાનો દુખાવો સખ્ત રહેતો, ત્યારે બીજી જગ્યાએ દુખાવો મંદ રહેતો, અને તેથી ઉલટું જ્યારે બીજી જગ્યાએ દુખાવો જોર કરતો, ત્યારે માથાનો દુખાવો નરમ પડતો. એ બાઇને કાલી ફૉસ પહેલી વખત આપ્યું ત્યારથીજ આરામ થવા લાગ્યો, અને લગભગ છ મહિના સુધી જ્યારે દવા ચલાવી, ત્યારે તો તદ્દન આરામ થઇ ગયો.

( હૉમીઓપૅથિક જર્નલ ઓફ ઑબ્સ્ટેટ્રીક્સ. )

**હોમિયૅા૦**—એપીઓલ, કોલિન્સોનીઆ, ડાયોસ્કોરીઆ, જેલ્સીમિઅમ, પલ્સેટીલા, યુસ્ટીલેગો, વાઇબર્નમ.

---

## ગર્ભાશયના વ્યાધિઓ.

( Diseases of the Uterus. )

( અતિઆર્તવ, પીડિતાર્તવ, પ્રદર, પ્રસવ અને ગર્ભાધાન ઇત્યાદિ વિષયો જુદા આપ્યા છે. )

**ફેરમ ફોસ:**—ગર્ભાશયનો **વરમ થયો હોય ત્યારે શરૂઆતમાં** આ ક્ષાર આપવો. યોનિમાર્ગનો વરમ થયો હોય, ત્યારે પણ આજ ક્ષારની જરૂર પડે છે. ગરમ પાણીમાં ફેરમ ફોસ પલાળીને તેની પીચકારી યોનિમાર્ગમાં મારવાથી તેનો વરમ મટે છે.

**કાલી મ્યુર:**—**વરમ શરૂ થયા પછી જ્યારે સોજો થયો હોય; કમળ ઉપર ક્ષત થયું હોય, અને જાડા સફેદ પ્રવાહિ-ધાત**-શ્લેષ્મ પડમાંથી **નીકળતો હોય**; ગર્ભાશયનો દીર્ઘ વરમ થયો હોય; નિરર્થક ગર્ભાશયના કદની વૃદ્ધિ થઇ હોય; અને તેમાં કઠણ ગાંઠા લાગતા ન હોય, ઈત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**કાલી ફોસ:**—ગર્ભાશયમાંથી લોહી પડતું હોય, અને તે લોહી પાતળું ને કાળાશ પડતું હોય ત્યારે. વળી ગર્ભાશય સ્થાનભ્રષ્ટ થયો હોય ત્યારે, માનસિક સ્વસ્થતા જાળવી રાખવા માટે.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓર:**—ગર્ભાશય નીચે ઉતરી ગયો હોય, અગર સ્થાન ભ્રષ્ટ થયો હોય ને તેના સ્નાયુઓ નબળા પડી ગયા હોય ત્યારે આ ક્ષારથી સારો ફાયદો થાય છે, ગર્ભાશય અને સાથળના ભાગમાં તેમજ કરોડના છેલ્લા મણકામાં દુખાવો રહેતો હોય; વિષયવૃત્તિ જાગૃત થવાથી સ્ત્રીના ગુહ્યાવયવ ફરકવા લાગતાં હોય ( pulsate ), અને તે સાથે અવયવોમાં નબળાઇ લાગતી હોય; જ્યારે ગર્ભાશયની વૃદ્ધિ નિરર્થક થઇ હોય, અને પથ્થર જેવો કઠણ હોય; કમળ મુખ બહુ ઉઘાડું રહેતું હોય ઇત્યાદિ લક્ષણો હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફોસ:**—ગર્ભાશય નીચે ઉતરી ગયો હોય, અને શરીર બહુ ક્ષીણ થયું હોય; ગર્ભાશય સ્થાનભ્રષ્ટ થયો હોય, અને વાએ રહી ગયાના જેવું દરદ થતું હોય, ગર્ભાશય પ્રદેશમાં નબળાઇ ને દુખાવો લાગતો હોય ઇત્યાદિ લક્ષણોમાં ફાયદો કરે છે. વળી બીજાં લક્ષણો સાથે નબળાઇ હોય, ત્યારે પણ આ ક્ષાર પુષ્ટિને ખાતર અપાય છે.

### સાજા થયેલા કેસ.

મીસીસ પી. નામની બેંતાળીસ વર્ષની એક ધોબણ લુગડાં નીચોવવાનો સંચો ફેરવતી હતી, તેવામાં તેને ચોટ લાગી અને ડાબા અંડાશયમાં તીક્ષ્ણ વરમ થઈ આવ્યો. કેટલાક કલાક થયા પછી મને બોલાવ્યો, અને મેં જોયું તો સ્નાયુના આકર્ષ (spasm) ના લક્ષણો શરૂ થઈ ગયાં હતાં. મેં તેને થોડી થોડી વારે **ફેરમ ફોસ** અને **મેગ્નીસીઅમ ફોસ**ના ક્ષારો ક્રમવાર આપવા માંડયા. અડધા કલાકમાં તે દરદીનો દુખાવો તદ્દન બંધ પડી ગયો અને જલદી આરામ થવા લાગ્યો. પેડુના ભાગમાં શેક પણ કરાવ્યો હતો. (ડા. જે. બી. ચેપમેન)

ચાળીસ વર્ષની ઉમ્મરની એક બાઇનો ગર્ભાશય વળી ગયો હતો (anteflexion); અને તે સાથે તેનો સ્વભાવ બદલાઈ ગયો હતો; શરીર નબળું પડી ગયું હતું; સહજ વાતમાં તે ચીડાઈ જતી; અને જેવી બાબતોથી પહેલાં તેને માઠું ન લાગતું તેવી બાબતોથી હવે તેને માઠું લાગવા માંડયું; આ સાથે તેને ઘણી ફીકર ચિંતા રહેતી; અને તેના મગજ ઉપર

લોહી વિશેષ રહેતું હતું. તેને કાલી ફોસનો ૩૦ અંશ વાળો ક્ષાર આપ્યો તેથી તદ્દન સુવાણુ થઇ ગઇ.

(સારાહ. એન. સ્મીથ. ન્યુયોર્ક.)

મીસ બી. નામની વીસ વર્ષની એક છોડીને બે વર્ષથી ઋતુસ્ત્રાવ સમયે અંડાશયમાં દુખાવો (ovaralgia) થતો હતો; તેણીએ કેટલાક ડાકટરો પાસે દવા કરાવી હતી; તેઓ તેણીને મોર્ફાઇન (અફીણનું તત્વ) આપતા, તેથી થોડી વાર દુખાવો લાગતો નહિ. એક વખત મોડી રાત્રે તેને જોવા માટે મને લઇ ગયા, અને તે વખતે તેના ડાબા અંડાશયમાં ઘણું સખત દરદ થતું હતું. તે દર્દ થોડી થોડી વારે જાણે કોઈ અંદર ખેંચતું હોય તેવું થતું હતું. દરદીને હિસ્ટીરીઆ થતું હતું, અને તેનું મન ષડ્‌વિકારને જલદી આધીન થઇ જતું હતું, તેને ફાલી ફૅાસનો ૬ અંશવાળો ક્ષાર પાણીમાં પલાળીને દશ દશ મીનીટે આપવા માંડયો. આ પ્રમાણે અડધોક કલાક દવા આપી એટલે તેણી ઉંઘી ગઇ, ને સવારે ઉઠી ત્યારે દરદ બીલકુલ ન હતું. એક મહિના સુધી તેને કાલી ફોસનો ૬ અંશવાળો ક્ષાર સવાર સાંજ આપ્યા કર્યો. બીજી વખત જ્યારે તેણીને ઋતુસ્ત્રાવ થયો ત્યારે મને બોલાવ્યો. આ વખતે પણ તેને પહેલાના જેવોજ દુખાવો થવા લાગ્યો હતો. તેને કાલી ફૅાસનો ૧૨ અંશવાળો ક્ષાર દરરોજ એક વખત એ પ્રમાણે એક મહિના સુધી આપ્યો; અને તે પછી આજ અઢાર માસ થયા પણ તેને ફરીથી તેવો દુખાવો જણાયો નથી.

( ડા. જી. એચ. માર્ટીન, એમ. ડી.)

હોમિયો૦—સીમીસીફયુજા, લિલિયમ, પલ્સેટીલા, સેપીઆ, વાઇબર્નમ.

---

## ગર્ભાશયનો વરમ.

( Metritis. )

**ફેરમ ફોસઃ**—શરૂઆતમાં જવર, દરદ વગેરે હોય ત્યારે અંદરથી તેમજ ગર્ભાશયના ભાગ ઉપર ગરમ પાણીમાં નાખીને લગાડયા કરવા માટે વપરાય છે.

**કાલી મ્યુરઃ**—જ્યારે વરમ થયા પછી ગર્ભાશયનો સોજો થયો હોય, અને ધાત જતી હોય ત્યારે આ ક્ષાર અપાય છે.

**હોમિયો૦**—તીક્ષ્ણ સ્વરૂપમાંઃ-ઍકોનાઇટ, વિરેટ્રમ વીરીડી, બેલાડોના, આર્સેનિકમ, મંદ સ્વરૂપમાંઃ-હાઇડ્રાસ્ટીસ, મર્ક્યુરીઅસ, સીમીસીફયુજા, ક્રીઓસોટ, કેલ્કેરીઆ કાર્બ, નકસવોમિકા, કાલી બાઇક્રોમીઅમ, ચીનીનમ આર્સ.

---

## પ્રદર; ધાત જવી.

( Leucorrhœa. )

**કેલ્કેરીઆ ફોસઃ**—ચીકણી ગુંદરના પાણી જેવી ધોળી ધાત જતી હોય, અને તેમાં આલ્બ્યુમીન તથા શ્લેષ્મ જતો હોય ત્યારે; ઋતુસ્ત્રાવ થયા પછી ધાત જતી હોય ત્યારે; ગુહ્યાવયવ નબળાં હોય, ત્યારે પુષ્ટિ આપવા માટે આ ક્ષાર અપાય છે; વળી બીજા ક્ષારોની સાથે વારાફરતી પણ અપાય છે.

**કાલી મ્યુરઃ**—જ્યારે ધાત દુધ જેવી સફેદ હોય, અને ચળ આવ્યા વિના શ્લેષ્મ જતો હોય ત્યારે.

**કાલી ફોસઃ**—અંદરમાં ધાત જતી હોય ત્યારે તે જ્યાં જ્યાં અડે ત્યાં દાહ થતો હોય ત્યારે; નબળા મગજની સ્ત્રીઓને ગંધાતી ધાત જતી હોય ત્યારે.

**નેટ્રમ મ્યુરઃ**—પાણી જેવી પણ દાહક ધાત જતી હોય ત્યારે; આ સાથે માથું દુખતું હોય, અને યોનિ ઉપર ચળ આવતી હોય ત્યારે. નાઇટ્રેટ ઓફ સીલ્વર વાપર્યું હોય, તો તેની અસર દૂર કરવા માટે પણ આ ક્ષાર અપાય છે.

**કાલી સલ્ફઃ**—પીળી, લીલી, ચીકણી કે પાણી જેવી ધાત જતી હોય ત્યારે.

**નેટ્રમ ફોસઃ**—ખાટી કે મધ જેવી વાસ વાળી કે પાણી જેવી ધાત જતી હોય ત્યારે.

આ ક્ષારો અંદર ખાવા માટે લેવા, તેમજ ગરમ પાણીમાં કોઇ એક ક્ષારનો થોડોક ભાગ ગાળી દેવો ને પછી તેની પિચકારી મારવી, અગર તેમાં કપડું બોળીને મુકવું. લોહી સાથે ધાત જતી હોય, તો ફેરમ ફોસ લેવું.

### સાજા થયેલા કેસ.

એમ. એમ. નામની સત્તર વર્ષની એક છોડીને ધાત જતી હતી; તે કોઈ પણ ઉપાયે મટતી ન હતી તથા તે જરા દાહક હતી; મેં ઘણા ઇલાજો કરી જોયા પણ તેને ફાયદો થતો ન હતો. તેને મેં કાલી મ્યુર આપ્યો, ને તેથી તરતજ સારો ફાયદો થયો.

( ડા. એસ. સુષ્લરની બુકમાંથી )

મીની. એસ. નામની સત્તર વર્ષની એક બીજી છોકરીને દાહક, આલ્બ્યુમીન વાળી, ચીકણી ધાત જતી હતી, અને ઋતુસ્રાવ પછી ખાસ કરીને વધારે જતી હતી; ઋતુકાળ અનિયમિત હતો. ચોવીસ દિવસે તે છેટે બેસતી હતી; કોઇ વખત તેથી વહેલી તો કોઇ વખત મોડી; ગર્ભાશયના ભાગમાં ભાર લાગતો હતો; સુસ્તી બહુ રહેતી; કાંઇ કામકાજ કરવાનું મન થતું નહિ; ચહેરો ફિક્કો રહેતો હતો; શરીર દુબળું હતું, ને રક્તના રજકણો ઓછાં લાગતાં હતાં. આથી તેને **કેલ્કેરીઆ ફ્રોસનો** ૩ અંશવાળો ક્ષાર ચાર ચાર કલાકે આપવા માંડયો, અને બે બે કે ત્રણ ત્રણ દિવસે તે ભાગને દવાથી ધોવાનું કહ્યું. આથી થોડા દિવસ પછી ફાયદો થવા લાગ્યો. તે પછી તેને **ફેરમ ફ્રોસ** નબળાઇને માટે આપ્યું, જેથી રક્તકણો વધારે થાય અને ઋતુ કાળ નિયમિત રીતે આવે. ( સી. આર વોજલ એમ. ડા.)

**હોમિયો૦:**—ઍસિડમ ફૉસ્ફૉરીકમ, ઍગ્નસ કૅસ્ટસ, ઍલોઝ, આર્જેન્ટમ મેટાલિકમ, બેરબેરીસ વલ્ગેરીસ, બોરાક્સ, કૅાલોફાઇલમ, ચાઇના, એરીજીરોન, હેલોનિઆસ, આયોડીઅમ, ક્રીઓસોટમ, મર્ક્યુરીઅસ, મ્યુરેક્સ, પલ્સેટીલા, સેપીઆ, સ્ટેનમ થ્યુજા, અર્ટીકા યુરેન્સ.

## ગર્ભાધાન તથા પ્રસૂતિના વ્યાધિઓ.

( Labour and Pregnancy )

જીવન રસાયણના નિરીંદ્રિય ક્ષારો ગર્ભાધાન વખતે તેમજ પ્રસૂતિ વખતે ઘણાજ ઉપયોગી થઇ પડે છે. આ ક્ષારોને જો યોગ્ય રીતે વાપરવામાં આવે, તો અજ્ઞાનતાથી સ્ત્રીઓને જે અતિશય દુઃખ વેઠવું પડે છે, તેમાંથી તેઓ મુક્ત થાય. જે ક્ષણે સ્ત્રીને એમ લાગે કે તેણી સગર્ભા છે, તે ક્ષણથી તે બાળક અવતરે તે ક્ષણ સુધી તેણીના મગજ ઉપર એક જાતનો બોજો રહે છે, એટલે કે તેના મગજનો રસ જેટલી ઉતાવળથી પાચન ક્રિયા તથા શોષણ ક્રિયા હાલમાં પુરો પાડી શકે તેના કરતાં વધારે ઉતાવળથી વપરાય છે.

અમને એમ અનુભવ થયો છે કે જો **કાલી ફ્રોસનો** ક્ષાર ગર્ભાધાન દરમ્યાન દરરોજ ત્રણ વખત લેવામાં આવે તો પ્રસવ થતી વખતે કાંઇ પણ અડચણ નડતી નથી, અને જ્યારે અમે પ્રસવ અગાઉ એક બે દિવસેજ તે ક્ષાર આપવા માંડયો હતો, ત્યારે પણ સખત દુખાવો નહિ થતાં, સ્વસ્થતાથી પ્રસવ થયો હતો. બચ્ચુ અવતરે તે કુદરતી ક્રિયા છે, અને તેમાં લેશ માત્ર પીડા થવી જોઇએ નહિ. મજ્જા તંતુ તથા સ્નાયુઓને પુરતો રસ એટલે કે બળ હોવું જોઇએ, તે જો ન હોય તો સ્નાયુઓ બરોબર સંકોચાઈ શકે નહિ, અને કશી ચીજને આગળ હડસેલી શકે નહિ. હાલમાં જીવનરસાયણવિદ્યાના મત પ્રમાણે કોઇ પણ સ્થળમાં દરદ થાય છે તેનો અર્થ એ છે કે કુદરત વધારે ક્ષાર મળવા માટે માગણી કરે છે, અને ક્ષારની તંગી જેમ વિશેષ તેમ માગણી પણ વિશેષ, એટલે દરદ પણ વિશેષ. પ્રસુતિ સમયે જે વેદના થાય છે તે માટે **કાલી ફ્રોસ** એ મુખ્ય દવા છે, પણ જ્યારે વેણ ચૂંકની માફક આવતી હોય ત્યારે **મેગ્નીસીઅમ ફ્રોસ** આપવો વાસ્તવિક છે. પ્રસવ થયા પહેલાં સ્ત્રીને અજીર્ણનાં લક્ષણો જણાતાં હોય તો **કેલ્કેરીઆ ફ્રોસ** આપવો, કેમકે તે વિના બાળકનાં અસ્થિ વગેરે અવયવો નબળા રહેવાનો સંભવ છે.

સૂતિકા જ્વર ઓર વગેરે બહાર કાઢવામાં જો બળાત્કાર કરવામાં આવતો નથી તો ભાગ્યેજ આવે છે, ને તેમ છતાં જો તે જ્વર આવ્યો હોય, તો **ફેરમ ફ્રોસ, કાલી ફ્રોસ, કાલી મ્યુર** વગેરે આપવાની જરૂર પડે છે. ફેરમ ફ્રોસ વરમ અટકાવવા માટે બહારથી પણ ગરમ પાણીની સાથે વપરાય છે.

**કાલી ફ્રોસ:**—આ ક્ષાર ઘણો ચમત્કારી ફાયદો કરે છે. પ્રસુતિ પહેલાં એક મહિના સુધી આ ક્ષાર વખતો વખત આપ્યો હોય, તો શરીરમાં કૌવત આવે છે, અને તેથી પ્રસવ સરલતાથી ને સહીસલામતીથી થાય છે. પ્રસવને વખતે પણ **કાલી ફ્રોસ** અર્ગટના જેવું કામ કરે છે, અને સ્ત્રીને કશી અડચણ આવતી નથી.

નબળા શરીરને લીધે પ્રસવ વખતે ઘણું દર્દ સહન કરવું પડે છે, અને તેમ છતાં પણ બાળકને બહાર લાવવામાં ઘણો શ્રમ પડે છે, કેટલીક વખત કમળ સખત રીતે બંધ રહે છે, દર્દી બેચેન થઇ જાય છે, દર્દ સહન થઇ શકતું નથી, અને તે રોવા લાગે છે. જો **કાલી ફ્રોસનો** ક્ષાર લેવામાં આવ્યો હોય તો એમાંનું કશું થતું નથી. ડા. રોઝસ જણાવે છે કે ત્રણ વર્ષથી હું **કાલી ફ્રોસનો** ૪ અંશ

વાળો ક્ષાર દશ દશ કે પંદર મીનીટે આશરે પાંચ ગ્રેન જેટલો વેણ લાવવા માટે આપુંછું. આ ક્ષાર આપવાથી હું કદી નિષ્ફળ થયો નથી, અને મારે ક્યારેજ તે ક્ષાર ત્રીજી વખત આપવો પડે છે. મારે ઘણી સારી પ્રેક્ટીસ ચાલે છે, અને છ મહિનામાં નેવું ઉપરાંત કેસો મારી પાસે આવ્યા છે. જ્યારે દર્દ ચુંક કે આંકડીના જેવું હોય છે ત્યારે તથા આંચકી માફક દર્દીના અંગ ખેંચાવા લાગે છે ત્યારે મેગ્નીસીઅમ ફોસ આપવાથી ફાયદો થાય છે. પ્રસવ થયા પછી વરમ ન થાય, તે માટે હું હમેશાં ફેરમ ફોસનું એક પડીકું આપુંછું." ડા. ચેપમેન લખે છે કે "મારો પોતાનો અનુભવ તથા બીજા ડાક્ટરોના મત જોતાં, હું એમ માનવાને દોરાઉં છું કે ડા. રોઝસનું કહેવું ગેરવાજબી નથી."

આ ક્ષાર આ ઉપરાંત સુતિકા જ્વરમાં સન્નિપાત થાય, ત્યારે તથા રક્તજન્યવિષદોષ (Blood-poisoning) થયો હોય, ત્યારે ખાસ ઉપાય છે. આ વખતે કાલી સલ્ફ પણ અપાય છે. વળી જે પોચા સ્વભાવની સ્ત્રીઓને ગર્ભપાત થવાની દહેશત હોય તેમને પણ આ ક્ષાર આપ્યો હોય, તો ગર્ભ સહીસલામત રહે છે.

**ફેરમ ફોસઃ**—પ્રસવ થયા પછી પશ્ચાત્ વેણ નરમ પાડવા માટે, અને સોજો સહેજ થયો હોય તે બેસારવા માટે અંદરથી તેમજ બહારથી પ્રસવ પછી સ્તનમાં દુધ ઘણું ભરાવાથી જ્વર આવે છે, તે નરમ પાડવા માટે; જ્વર વિના સ્તનનો વરમ થઇ આવ્યો હોય, ત્યારે શરૂઆતમાં; વળી ગર્ભાધાન દર્મ્યાન મોળ આવતી હોય, ઉલટીમાં અનાજ પચ્યા વગર નીકળી જતું હોય ત્યારે.

**મેગ્નીસીઅમ ફોસઃ**—થોડી થોડી વારે વેણ આવતી હોય, અને તે ચુંક કે આંકડીની માફક દર્દ કરતી હોય ત્યારે; વળી **અંગ ખેંચાવા લાગતું હોય ત્યારે** ગરમ પાણીમાં વખતો વખત.

**કાલી મ્યુરઃ**—સુતિકા જ્વરની શરૂઆતમાં મુખ્ય દવા. સ્તનનો વરમ થયો હોય, ત્યારે તેને સુજી જતા અટકાવવા માટે પરૂ થવા માંડયા પહેલાં, ગર્ભાધાન દર્મ્યાન સવારમાં ઉલટી થતી હોય, અને સફેદ શ્લેષ્મ નીકળતો હોય ત્યારે.

**કેલ્કેરીઆ ફોસઃ**—પ્રસવ પહેલાં અગર પછી શરીર નબળું પડવા લાગતું હોય ત્યારે; દુધ ખરાબ આવતું હોય, ખારૂં હોય, અને જરા વાદળી રંગનું હોય, તથા બાળક ધાવતું ન હોય ત્યારે; ધાવણું આવતું હોય તે દર્મ્યાન ઋતુસ્રાવ થતો હોય ત્યારે.

**કેલ્કેરીઆ સલ્ફઃ**—સ્તનનો વરમ થયા પછી, જ્યારે પરૂ નીકળતું હોય ત્યારે પરૂ બંધ કરવા માટે; **સીલીસીઆ** આપ્યા પછી ઘણી વખત આ દવાની જરૂર પડે છે.

**સીલીસીઆઃ**—સ્તનના વરમમાં, **કાલી મ્યુર** આપ્યા પછી જ્યારે પરૂ થવા લાગ્યું હોય ત્યારે; સ્તનના મુખ ઉપર ક્ષત પડયાં હોય ત્યારે; સ્તનમાં ગાંઠા થઇ ગયા હોય, ત્યારે જો **કાલી મ્યુરથી** ફાયદો ન થાય તો આ ક્ષાર આપવો.

**કેલ્કેરીઆ ફ્લ્યુઓરઃ**—જ્યારે પશ્ચાત્વેણ બરાબર આવતી ન હોય, અને ગર્ભાશય સંકોચ પામતું ન હોય ત્યારે; વળી જો ગર્ભાશય નીચે ઉતરી આવ્યું હોય, તો આ ક્ષારને પાણીમાં પલાળી ને તેની અંદર પીચકારી મારવાથી ફાયદો થશે, અને ગર્ભાશય પોતાના સ્થાનેજ રહેશે. સ્તનમાં પથ્થર જેવા કઠણ ગાંઠા થયા હોય ત્યારે પણ આ ક્ષાર દેવો. ગર્ભપાત થયો હોય, અને ઘણું લોહી વહેતું હોય ત્યારે ગર્ભાશયની સંકોચ શક્તિ વધારવા માટે પણ ઉપયોગી છે. ડા. પીઅરસોલ કહે છે કે ધાવણુ આવતું ન હોય, ત્યારે **કેલ્કેરીઆ ફ્લ્યુઓર** ઘણા કેસોમાં ગુણકારી નીવડે છે.

**નેટ્રમ્ મ્યુરઃ**—ગર્ભાધાન દર્મ્યાન સવારમાં પાણી જેવી ને ફીણ વળતી ઉલટી થતી હોય ત્યારે.

**નેટ્રમ્ ફોસઃ**—ગર્ભાધાન દર્મ્યાન સ્ત્રીને ખાટી ઉલટી થતી હોય ત્યારે.

**નેટ્રમ્ સલ્ફઃ**—ગર્ભાધાન દર્મ્યાન સ્ત્રીને મોઢામાં કડવાટ રહેતો હોય, અને કડવી ઉલટી થતી હોય ત્યારે.

**સાજા થયેલ કેસ.**

મીસીસ ડબલ્યુ નામની એક સ્ત્રીને ગર્ભાધાન દર્મ્યાન ફેરમ ફોસ ૧૨× તેને થોડાક દિવસ ખાવાને માટે આપ્યું, ત્યાર પછીથી તેણીની ઉલટી ઘણી નરમ થઇ, અને એક મહિનામાં તે તદ્દન બંધ પડી ગઇ, અને જ્યારે સુવાવડ માટે સૂતી ત્યારે તેની તન્દુરસ્તી ઘણી સારી હતી.

(જી. એચ. માર્ટીન, એમ. ડી.)

આ બાર ક્ષારોના ગુણની ખાત્રી જ્યારે મેં તે ક્ષારો પ્રસુતી વખતે વાપર્યા ત્યારે થઇ છે. વેણ

બરાબર આવતી નહોય, ત્યારે **કાલી ફ્રોસ** આપવાથી તે જોરથી આવવા માંડે છે, અને જલદી પ્રસવ થાય છે; **મૅગ્નીસીઅમ ફૅાસ** જ્યારે દરદ ચુંક કે આંકડીની મિસાલે થતું હોય ત્યારે ગુણકારી છે; **ફેરમ ફ્રોસ** જ્યારે વરમ થવાની ધાસ્તી હોય અગર થવા લાગ્યો હોય ત્યારે ફાયદા કારક છે. (સી. આર. વોજલ એમ. ડી.)

આ પદ્ધતિ સાથે જેમ જેમ હું માહિતગાર થતો જાઉં છું તેમ તેમ હું વધારે ખુશી થતો જાઉં છું. પ્રસવ વખતે જ્યારે વેણુ અનિયમિત રીતે આવતી હોય; અને તે પણ બરાબર જોરથી આવતી નહોય, ત્યારે **કાલી ફ્રોસ**ના કરતાં વધારે ઉતાવળથી અને વધારે અસરકારક રીતે ફાયદો કરનારી મેં કોઇ દવા જોઇ નથી. જ્યારે દરદ આંકડીની માફક થતું હોય છે, ત્યારે **મેગ્નીસીઅમ ફૅાસ** એ એક અમુલ્ય વસ્તુ છે. પ્રસવ થયા પછી જ્યાં જ્યાં હું પહેલાં એકોનાઇટ અને એકટીઆ રેસીમોસા આપતો ત્યાં ત્યાં હું **ફેરમ ફૅાસ** આપું છું, અને તે પછી જે જે લક્ષણો જોવામાં આવે તેને અનુસરીને બીજા ક્ષારો આપું છુ. વળી યોનિ તથા પેટનો ભાગ ધોવા માટે તથા યોનિમાર્ગમાં પીચકારી મારવા માટે હું તેજ ક્ષાર (૩ અંશ) વાળો વાપરૂં છું. આથી કરી તે ભાગો જલદીથી સારા થઈ જાય છે, અને જેમ જેમ જરૂર લાગે, તેમ તેમ બીજા ક્ષારો આપવાથી સ્ત્રી સારી તન્દુરસ્તી સહિત સુવાવડમાંથી ઉભી થાય છે. ( ડા. ઈ એચ. હોલ્બ્રુક એમ ડી. )

**હોમિયૅા૦**—ગર્ભાધાન તથા પ્રસવ માટેઃ-ઍકોનાઇટ, એનાકાર્ડીઅમ, કૅાલૅાફાઇલમ, સીલીસીફ્યુજા, કોલીન્સોનીઆ, નકસમોસ્કેટા, નકસવોમિકા, સેપીઆ, સિકેલી, વાઇબર્નમ.

**પ્રસુતિની વેદના માટેઃ**—નકસવોમિકા, કેમોમિલા, પલ્સેટીલા, કૅાલૅાફાઇલમ.

**પ્રસુતિ પછીઃ**—ઍકોનાઇટ, આર્નિકા, બેલાડોના, સીમીસીફ્યુજા, કોફીઆ, કુપ્રમ, જેલ્સીમીઅમ હેમેમિલિસ, કાલીકાર્બ, નકસવોમિકા, પલ્સેટીલા, સિકેલી.

## સ્ત્રીને સવારમાં તબીયત નરમ હોવી.

( Morning Sickness. )

**નેટ્રમ મ્યુર, નેટ્રમ ફૅાસ,** તથા **નેટ્રમ સલ્ફ** માંથી જેની જરૂર લાગે તે આપવી.

**હોમિયૅા૦**—ઍસિડમ કાર્બોલિકમ સવારમાં રોજ થતી ઉલટીને માટે), આર્સેનિકમ, કૅાકયુલસ ( ઘણી સખત ઉલટીને માટે ), કુપ્રમ ( ઘણું થંડુ પાણી પીવાથી ઉલટી બંધ પડતી હોય તો), ઇપીકાકયુઆના (ખાટી ઉલટી, ઘચરકા, મોળ આવ્યા કરવી વગેરે માટે), પલ્સેટીલા (સાંજે ઉલટી થતી હોય તે માટે), સેપીઆ (ખોરાક ભાવતો નહોય, સવારમાં મોઢામાં મોળ આવતી હોય, મોઢામાં કડવો અગર ખારો સ્વાદ રહેતો હોય દસ્ત કબજ હોય ઇત્યાદિ માટે).

## હીસ્ટીરીઆ.

( Hysteria ).

**કાલી ફૅાસઃ**—હીસ્ટીરીઆને માટે **મુખ્ય દવા.** એકદમ લાગણી થઈ આવવાથી હીસ્ટીરીઆ થતું હોય,અગર મગજ ઘણું પોચું હોવાથી હીસ્ટીરીઆ થઇ આવતું હોય ત્યારે; હીસ્ટીરીઆને લીધે **એકદમ બહુ દાંત આવતા હોય, અગર રોવું આવતું હોય; પેટમાંથી** કાંઇક ગોળા જેવું ગળા **તરફ ચડતું હોય,** અને તે પછી હીસ્ટીરીઆ થઇ આવતું હોય; સ્વભાવ ઘણો ચીડીઓ હોય ઈત્યાદિ મગજની નબળાઇનાં ચિન્હો પણ હોય ત્યારે.

**નેટ્રમ મ્યુરઃ**—સ્વભાવ બદલાઇ ગયો હોય, તથા વખતો વખત બદલાતો હોય, ઋતુસ્રાવ અનિયમિત હોય, બેચેની રહેતી હોય, ત્યારે **કાલી ફૅાસ**ની સાથે.

**મેગ્નીસ્યમ ફૅાસઃ**—હાથ પગ અંચકાતા હોય, અગર તરફડીઆ મારતા હોય, ત્યારે **કાલી ફ્રોસ**ની સાથે અનુક્રમે; વળી કોઇ તંતુના દોષથી પીડા થતી હોય ત્યારે.

**હોમિયૅા૦**—ઍસાફીટીડા, કોલોફાઈલમ, કોકસ, યુપેટોરીઅમ, ફેરી વેલેરીએનેટ, જેલ્સીમીઅમ, ઇગ્નેશ્યા, લીલીઅમ, મૅાસ્કસ, નકસમૅાસ્કસ, વેલેરીએના, વાઇબર્નમ, ઝીન્કમ, ઝીકસીવેલેરીઅન; વિશેષ માટે જુઓ ગ્રંથ ૧ લો પા. ૪૭૯ થી ૪૮૪.

# ભાગ ૧૫ મો.

## જીવન રસાયણનું ઔષધિગુણશાસ્ત્ર.

### The Biochemic Materia Medica.

આ ભાગમાં જીવનરસાયણશાસ્ત્રની દવાઓ, જે સંખ્યામાં માત્ર બાર છે, તેના ગુણ દોષ, ઉપયોગ વગેરેનું સવિસ્તર વર્ણન આપ્યું છે. તે દરેક દવા આપણા શરીરના લોહીમાં અને તંતુ જાળમાં રહેલો એકેક ક્ષાર છે. જ્યારે તેમાંથી કોઇ એક ક્ષાર આપણા શરીરમાંથી કમી થાય છે, ત્યારે શરીરના અમુક સેંદ્રિય પદાર્થોમાં બિગાડ થાય છે, અથવા તો તે પદાર્થો નિરૂપયોગી થાય છે, એટલે તે ક્ષારની તંગી સૂચવનારાં લક્ષણો અમુક નિશાની રૂપે ઉત્પન્ન થાય છે; તે લક્ષણોને આપણે જુદાં જુદાં દર્દના નામ આપીએ છીએ.

આ દરેક ક્ષારનાં લક્ષણો અવયવવાર વર્ણવ્યાં છે, તેથી જ્યારે કોઇ પણ દર્દની ચિકિત્સા કરતી વખતે કયો ક્ષાર આપવો એ વિષે શંકા થાય, ત્યારે જુદા જુદા ક્ષારની ખામીને લીધે આખા શરીરમાં જે લક્ષણો થાય છે, તે તમામ વાંચી જવાં, અને તેમને દર્દીની હકીકત સાથે સરખાવી જોવાં એ ઉત્તમ રસ્તો છે. દરેક ક્ષારની મુખ્ય નિશાની જીભ ઉપરથી વધારે સારી રીતે માલૂમ પડે છે, અને તેથી જીભના લક્ષણો શરૂઆતમાંજ આપ્યાં છે. વળી દરેક ક્ષારને સૂચવનારી દર્દની વૃદ્ધિ અને શાંતિ થવાની રીત ખાસ જુદી હોય છે, અને તે દરેક ક્ષારના વર્ણનને છેડે આપી છે, તે પણ નિર્ણય કરવામાં ઘણી મદદ કરશે. વૉન્ડર ગૉલ્ટઝ નામના એક વિદ્વાન શોધકે આ બાર ક્ષાર ઉપરાંત બીજા કેટલાક ક્ષારો પણ આપણા શરીરમાં રહેલા છે, એમ સિદ્ધ કર્યું છે અને તેના ઉપયોગ સમજાવ્યા છે. તેનું વર્ણન આ બાર ક્ષારની પછી આપેલું છે. આ સઘળા ક્ષારો સંખ્યામાં થોડા છે, તેથી તેનો અભ્યાસ સહેલાઇથી થઇ શકે તેવો છે. વળી તેઓ ખાવામાં સ્વાદિષ્ટ પણ બીલકુલ ઝેરી નથી, તથા સાથે રાખવામાં અને ફેરવવામાં સરલતાવાળા છે, તેથી દરેક કુટુંબની વડીલ સ્ત્રીએ તેનો સારો અભ્યાસ કરીને પોતાના બાળબચ્ચાની તન્દુરસ્તીને ખાતર તેનો ઉપયોગ કરતાં શીખવું એવી અમારી ભલામણ છે.

## કૅલી ફૉસ્ફૉરીકમ્.

### ( Kali. Phosphoricum. )

આ દવા ફૉસ્ફેટ ઑફ્ પોટાસ્યમની બનેલી હોય છે. તેનું ટુંકું નામ કાલી ફૉસ છે.

મગજના ભુરા પદાર્થ ઉપર આ નિરિંદ્રય ક્ષારનો સંપુર્ણ અમલ તથા કાબુ હોય છે. આ ક્ષાર આલ્બ્યુમન સાથે જલદી મળે છે, અને તેની સાથે ઑક્સીજન મળવાથી મજ્જાતંતુનો પ્રવાહી પદાર્થ, અથવા મગજનો ભૂરો પદાર્થ ઉત્પન્ન થાય છે. જો કે બીજા ક્ષારો તથા કેટલાક બીજા સેંન્દ્રિય પદાર્થો મજ્જામાં હોય છે, પરંતુ પોટાસીઅમ ફૉસ્ફેટ એ તેમાં રહેલો મુખ્ય ક્ષાર છે. માનસિક જીવનમાં જે જે પદાર્થો જરૂરના છે, તેનું આકર્ષણ કરીને તેનો તે યોગ્ય ઉપયોગ કરે છે.

કૅલી ફૉસ એ એક હજુ સુધી નહિ શોધાએલો એવો મગજના વ્યાધિનો અકસીર ઇલાજ છે, અને તેનાથી થતા ફાયદા અસંખ્ય છે. ચિકિત્સકોને આ દવાના ગુણની પુરેપુરી માહીતગારી જેમ જેમ થતી જશે, તેમ તેમ મનુષ્યની શારીરિક સંપત્તિનો આ એક અત્યુત્તમ ઉપાય થશે, એમ માની શકાય છે.

નિરીંદ્રિય ક્ષારો શરીરમાં રહેલા બીજા પદાર્થોની સાથે મળી જઇને શરીરને ઉપયોગી, અને આરોગ્યને જાળવનારા દ્રવ્યો ઉત્પન્ન કરે છે. વ્યાધિમાં પણ આ બીજા પદાર્થો કાયમ હોય છે ખરા, પણ માત્ર આ નિરિંદ્રિય તત્વો ઘટી જાય છે, એટલે તે

પદાર્થો નકામા પડયા રહે છે, કારણ કે તેનો ઉપયોગ કરનાર તે ક્ષારજ છે. એ પ્રમાણે હકીકત હોવાથી જે કાંઇ રોગ થાય છે, તે આ કાર્ય કરનારા ક્ષારની ખામીથીજ થાય છે. જેમકે જઠર રસમાં ક્ષારના કમતીપણાથી તે રસ બગડી જાય છે, તેથી પાચન ક્રિયામાં બિગાડ થાય છે, અને હોજરીનાં અંદરના પડોમાં રોગ લાગુ પડે છે. પિત્ત જાડું થઇને બંધાઇ જાય છે, અને તેથી ઝાડાના અને બીજા પિત્તના સંબંધી રોગો થાય છે. આવી હાલતમાં નેટ્રમ સલ્ફ આપવાથી ફાયદો થાય, જો કે નેટ્રમ ફોસથી પણ આવા રોગ અટકે છે. એ રીતે અમુક નિરિંદ્રિય ક્ષારના કમતી થવાથી, એટલે તે ક્ષારની ખામીથી રોગ થાય છે, ત્યારે કેટલાક ચિકિત્સકો એમ માને છે કે કોઇ પણ ઉગ્ર દવાથી દર્દીના યકૃતને જાગૃત કરવાની જરૂર છે. જયારે પિત્તમાં ફકત નેટ્રમ ફૉસ, કે નેટ્રમ સલ્ફની ખામી છે, ત્યારે યકૃતને જાગૃત કરવાની જરૂર છે, એમ માનવું એ આશ્ચર્યજનક છે તે ભુખ્યા માણસની હોજરીને ઉગ્ર દવાથી જાગૃત કરવા જેવું છે. ભુખ્યા માણસને ખોરાકની જરૂરછે, માટે તેને ખોરાક આપવો જોઇએ, તેી રીતે યકૃતને અમુક ક્ષારની જરૂર છે, ત્યારે તે ક્ષાર શા માટે પુરો પાડવો જોઇએ નહિ ? જયારે તેઠેકાણે ફૉસ્ફેટ ઓફ સોડા ( નેટ્રમ ફોસ)ની જરૂર છે, ત્યારે "બાય કલોરાઇડ ઓફ મરકયુરી" જેવી દવા શા માટે આપવી જોઇએ ?

**સામાન્ય ઉપયોગ:**—મજ્જા તંતુની નબળાઈથી થતા તમામ ચિન્હો જેવાં કે, મનની નિર્માલ્યતા, થાક લાગવો, માનસિક શકિતનું કમીપણું, ઉદાસીનતા, ગ્લાનિ વિગેરેને માટે, ધણે ભાગે મનનું સુસ્તપણું રહેતું હોય, અને કામ પ્રસંગે મન સતેજ થઇ શકતું હોય, અગર વધારે કામ કર્યાથી મન સુસ્ત થઇ જતું હોય તો આ દવાની જરૂર છે. કોઇ સખત રોગ થયા પછીથી થતી સ્નાયુની નિર્બળતા, સ્નાયુના ચરકા, સ્નાયુની ક્ષીણુતા જે મજ્જાતંતુની અવ્યવસ્થાથી થાય છે તેમાં, વૃદ્ધાવસ્થામાં શરીરની ક્ષીણુતા થાય છે તેને માટે, રકતકણો અને સ્નાયુના રસનું બગડવું, જેથી દુષિત લોહીનો સ્રાવ થાય છે, અને દુર્ગંધ મારતું કાળું લોહી નીકળે છે, મોઢું આવી ગયું હોય છે, કોઇ જગ્યાએ સડો થવા લાગ્યો હોય, અને તેને લીધે દુખાવો થતો હોય, પ્રસરતી ટાંકી, દુર્ગંધવાળા ઝાડા, તથા તાવ દર્મ્યાન બેભાન, અથવા સન્નિપાતવાળી હાલત (typhoid condition) થાય છે, તેને માટે પણ આ ક્ષાર ઉપયોગી છે.

**જીભ:**—સવારમાં જીભ ઘણી સુકી થઇ જતી હોય, અને જાણે તાળવે ચોટી જશે એમ લાગતું હોય, જીભ સફેદ, મેલી અને ભુખરા રંગની હોય, મોઢાનો અગર જીભનો વરમ થયો હોય, તે સાથે જીભ બહુ કોરી રહેતી હોય, પોતાનું કામ બરાબર બજાવી શકતી નહોય, તેની કોર લાલ થઇ ગઇ હોય, જીભમાંથી અગર મોઢામાંથી ગંધાતો પ્રવાહિ નીકળતો હોય, અગર જીભના કોઇ ભાગને કે મોઢાના ભાગને દુષ્ટ જાતનો સડો લાગુ પડયો હોય, અથવા તેમાં દુષ્ટ ચાંદા પડયાં હોય, ઇત્યાદિ ચિન્હો આ દવાનું સૂચન કરે છે.

**દાંત:**—પોચા મિજાસના પણ તીવ્ર લાગણીવાળા માણસોને દાંત દુખતા હોય (મેગ્નીશીઆ ફોસ સાથે) મનના શ્રમથી, અથવા ઉંઘ નહિ આવવાથી દાંતમાં પીડા થતી હોય, અને તે પીડા ધીમેથી હીલચાલ કરવાથી નરમ પડતી હોય, પેઢામાંથી સહેજ વાતમાં લોહી નીકળતું હોય, પેઢામાંથી લોહી નીકળવાની આદત પડી ગઇ હોય, હિસ્ટીરીઆવાળા દર્દીને દાંતના મૂળમાંથી લોહી નીકળતું હોય, મજ્જાતંતુની નબળાઇથી દાંત કકડતા હોય, સડેલા અગર કોહી ગયેલા દાંતમાં સખત વેદના થતી હોય, દાંતની પીડા અને કપાળમાં દુખાવો વારા ફરતી થતો હોય, એવાં લક્ષણોને માટે આ દવા ગુણકારી છે.

**ગળું:**—ડીપ્થેરીઆ (કંઠ રોહિણી) પછી થયેલી માઠી અસરોની સાથે ગળામાં દુષ્ટ જાતનો સડો હોય, ( વાયુ નળીના વરમના છેલ્લા રૂપમાં રકનાશય બંધ ન પડે તેને માટે, અને મજ્જાતંતુની શક્તિ જાળવી રાખવા માટે ફીકકો અને ખુલ્લા રંગનો ચહેરો થઇ ગયો હોય, ત્યારે તેની મુખ્ય દવા કૅલી મુરની સાથે,) દરદી બહુ ધીમેથી પણ અસ્પષ્ટ બોલતો હોય ( તેનું કારણ પક્ષાઘાતનું પૂર્વરૂપ હોય ), અવાજના તંતુઓને લકવાની અસર થઇ હોય, કંઠના તમામ વ્યાધિઓ ( જેમાં મગજની નબળાઇ હોય), ચોરીયાના પીંડ મોટા અને જાડા થઈ આવ્યાં હોય, અને તેની સાથે "ડીપ્થેરીઆ" ની માફક સફેદ નકર પદાર્થ જામતો હોય, ગળુ ઘણું કોરૂં થઇ જતું હોય, કાયમ કાંઇક ગળવાની લાગણી થતી હોય, ગળામાંથી ખારો બલગમ નીકળતો હોય, ગળાના અગર

મગજના દર્દને લીધે ગુંગણું બોલાતું હોય વગેરે ઉપદ્રવોને માટે આ દવા હિતકર્તા છે.

**ચહેરો:**—મજ્જાતંતુની નબળાઇથી, અગર તેના રેસાઓમાં બિગાડ થવાથી જમણી બાજુ ઉપર આવતા ચસકા, ખુલ્લા રંગનો, બેસી ગયેલો ચહેરાનો દેખાવ, માંદલો, ફિક્કો અને પીળચટો ચહેરો, કોઇવાર રાતો, ગરમ અને દાહયુક્ત, પણ બીજી વખત ફીક્કો અને પીળો થઈ જતો ચહેરો, ચસકા જે થંડક લગાડવાથી કમી થાય, પાણીમાં કામ કરવાથી થતો ચ્હેરાનો અર્દિત વાયુ, જડબાના અસ્થિનો દુખાવો (જે ખાવાથી બોલવાથી અને અડકવાથી નરમ પડતો હોય,) ઉપલા દાંતથી ડાબા કાન સુધી આવતા ચસકા, ચહેરાના સ્નાયુની શક્તિ જતી રહેવાથી ચહેરો બદસીકલ થવો, ઇત્યાદિ ચ્હેરાનાં ચિન્હો આ દવાને સૂચવે છે.

**મસ્તક:**—નબળા મગજના માણસોનું એકદમ ઉશ્કેરાઇ જવું, માથાનો સખત દુખાવો, અવાજ સહન કરવાની શક્તિનો નાશ, વિચાર કરવાની શકિતનું ગુમ થવું, મનની અશકિત, બગાસાં, શરીર અમળાવું, નિર્માલ્યતા અને હિસ્ટીરીઆ વિગેરે ચિન્હની સાથે માથાનો દુખાવો, કાનમાં ગણગણાટ ને બેચેની જે એકલા રહેવાથી વિશેષ જોર કરે, અથવા આંખમાં આંસુ ઝટ આવી જાય એવી પ્રકૃતિ સહિત માથામાં સચકા આવતા હોય, કંટાળો અને થાક સાથે માથાના પાછલા ભાગમાં તેમજ આંખની ઉપર ભાર અને દુખાવો જણાતો હોય અને ખાતી વખત રાહત જણાય (ફેરમ ફોસની પછી), વિદ્યાર્થીઓ અને જે મગજના કામથી નબળા થઇ ગયા હોય, તેમને ઉંઘ નહી આવવાથી, મગજ નબળું થઇ ગયું હોય, પેટ ખાલી થઇ ગયાની અને હાથ પગમાં ચેતન નહિ હોવાની લાગણી થતી હોય, દુખાવો હળવેથી હીલચાલ કરવાથી, અને આનંદથી કમી થાય, અશક્ત હાલત, મગજની જફા, વિસ્તૃત કીકી વિગેરે ચિન્હો હોય, મગજની રકતહીન સ્થિતિ જેથી મગજ નબળું પડી ગયું હોય, માથાનું ભમી જવું, ચક્કર આવવા, વિગેરે ચિન્હો મગજની અસ્વસ્થતાથી જણાતા હોય, અશકિતથી અને થાકથી ચક્કર આવતા હોય, ઉંઘ આવતી ન હોય, અગર ઉંઘ આવે, ત્યારે માથામાં ઘોંઘાટ જણાતો હોય, ઉઠતાં, સુતાં, ઉભા થતાં, બેસતાં, અગર ઉચું જોતાં ચક્કર આવતા હોય, પેટ ખાલી લાગવા સાથે માથું દુખતું હોય, આર્તવ દોષ અને ભુખ સાથે માથું દુખતું હોય, મગજમાં પાણી ભરાયું હોય, તાલકામાં ખરજ આવતી હોય, માથામાં વાળ ખેંચાયા જેવી લાગણી થતી હોય, ડાબા કાનની પછવાડેના હાડકામાં દુખાવો થતો હોય, ખુલી હવામાં અગર હાલવા ચાલવાથી દરદ વધારે થતું હોય, તો આ દવા ઉપયોગી છે.

**કાન:**—જ્ઞાનતંતુઓની નબળાઇ, અને લાગણીની શકિત ઓછી થવાથી થતું બહેરાપણું, ઉંઘ આવતી વખતે મજ્જાતંતુની નબળાઇથી કાનમાં થતો અવાજ, કાનમાંથી ગંધાતી, પાતળી, અને મેલી રસીનું વહેવું, કાનના પડદાના ક્ષત અને કાનના વચલા ભાગનું પાકવું, જ્યારે સ્રાવ મલીન દુર્ગંધયુકત અગર રકતમિશ્રીત હોય, કાનમાં ગણગણાટ થવો (મેગ્નીસીયા ફોસ સાથે), શ્રવણ નળમાં ખરજ આવવી, અવાજ સહન નહિ થઇ શકવો, વિગેરે માટે આ દવા ફાયદાકારક છે.

**નાક:**—સલેખમ સાથે નાકમાંથી ગંધાતો કફ નીકળતો હોય, અને શ્લેષ્મ પડમાં બિગાડ થયો હોય, પીનસ થયું હોય, ત્યારે નાકમાંથી ગંધાતો રસ નીકળતો હોય, અને પીળા પોપડા બાઝતા હોય, તેમજ ચાંદા પડતા હોય, નાજુક પ્રકૃતિના માણસોને નાકમાંથી લોહી પડતું હોય, અને તે લોહી પાતળુ ઘેરા રંગનું કાળાશ પડતુ (જે પછી જામી જતું ન હોય તેવું) નીકળતું હોય, વારંવાર નાકમાંથી લોહી પડતું હોય (ફેરમ ફોસની સાથે), જાડો અને પીળો રસ અથવા પીળા રંગના પોપડા નાકમાંથી નીકળતા હોય; ત્યારે આ દવા ઉપયોગી થઇ પડે છે.

**આંખ:**—"ડીપ્થેરીઆ"થી અગર શરીર અશક્ત થવાથી દૃષ્ટિ નબળી પડી ગઇ હોય, ઉશ્કેરાયલી ગાંડા માણસોના જેવી આંખ થઇ હોય, અગર ધારી ધારીને જોવાના જેવો આંખનો દેખાવ હોય; આંખ તદ્દન ભાવ શુન્ય હોય, ડીપ્થેરીઆથી આંખ બગડી ગઈ હોય, અને દર્દી ત્રાંસુ જોતો હોય, આંખના પોપચાંનું નમી જવું, કોઈ પણ વ્યાધિમાં કીકીનુ વિસ્તૃત્વ થવું, દ્રષ્ટિની મંદતા, જે રહી રહીને કમી જાસ્તી ન થતાં, સ્નાયુની નબળાઇથીજ થએલ હોય, આંખમાં રેતી ભરેલી હોય એમ ખુચતું હોય, આંખના ડોળાનો સોજો અને પોપચાની કિનારીઓ

સોજો, તથા બલતરા હોય, અને ધુમાડાથી થતી પીડના જેવી પીડા થતી હોય, પોપચાં ખેંચાતાં હોય, દૃષ્ટિ અસ્પષ્ટ હોય, આંખે કાળા ડાઘા દેખાતા હોય, નજીકની ચીજો બરાબર જોઈ શકાતી ન હોય, ઇત્યાદિ આંખનાં દર્દોમાં આ દવા હિતકર છે.

**જઠર:**—હોજરીનો વરમ જેની સાથે અશક્તિ અને મગજની નબળાઈ વિગેરે ઉપદ્રવો થએલા હોય, હોજરીનું ચાંદુ, ચિંતા, મગજનો થાક, ફીકર, વિગેરે કારણોથી મજ્જાતંતુની અશક્તિ થઇ ને પેટમાં દુખતું હોય, અગર ચુંક આવતી હોય, ભુખ અસ્વાભાવિક રીતે લાગે, ભસ્મક રોગના જેવી ભુખ લાગે, જવરાદિ વ્યાધિથી મુક્ત થયા પછી જોવામાં આવે છે તેવી સખત ભૂખ લાગતી હોય, ખાધા પછી પણ ભૂખ રહે, અને ભૂખ કદી સંતુષ્ટ થાય નહિ, રકતાશયના ઉપર દબાણ થાય, એવી બાદી અગર પેટને ડાબે પડખે વાયુ ભરાય, પીપડી આગળ નબળાઇની લાગણી થતી હોય, મગજની નબળાઇને લીધે અજીર્ણું ચાલ્યા કરતું હોય, કે ભય અગર લાગણીઓ ઉશ્કેરાવાથી ચુંક, મોળ આવવી, અગર ખાટી કે કડવી ઉલટી થવી, ખાટા કે કડવા અડકાર આવવા, પીપડી આગળ કાયમનો થોડી જગામાં થતો દુખાવો, ઘેરા લીલા રંગની અગર આસમાની રંગની ઉલટી (જે મગજના વ્યાધિથી થઇ આવે છે તે) વિગેરે લક્ષણો હોય તે માટે આ દવા કામની છે.

**ઉદર:**—મરડાના દર્દમાં ઝાડામાં ફક્ત લોહી પડતું હોય, પેટ ફુલેલું હોય, ઝાડો ગંધાતો હોય, જીભ સુકી હોય, લાંબા વખતના ઝાડાના દર્દમાં ગંધાતા ઝાડા આવતા હોય, તે સાથે મજ્જા તંતુની અશક્તિ હોય, તો આ દવાનો ઉપયોગ કરવો. દરેક વ્યાધિમાં જ્યારે આંતરડા (નળ)ના ઉપદ્રવ હોય, અને ખાસ કરીને ખરાબ વાસ સાથે વરમાદિ ચિન્હો હોય, ત્યારે જરૂર લાગતી દવાને ગરમ પાણીમાં મેળવી તેનો પીચકારીથી ઉપયોગ કરવામાં આવે છે. રકતાશય ઉપર દબાણ કરે, અને પેટમાં ડાબે પડખે દુખાવો કરે તેવી બદહજમી થઇ હોય, કોલેરામાં જ્યારે ઝાડા પુષ્કળ અને ચોખાના ધોવણ જેવાં થતા હોય, ટાઇફોઇડ તાવમાં ઝાડા થઈ આવ્યા હોય, તે ઘણી ખરાબ વાસ મારતા હોય, તે સાથે સડેલ વાસ વાળું લોહી જતુ હોય, અશક્તિ વિગેરે ચિન્હો હોય, તેને માટે આ દવા ગુણકારી છે. આમળ નીકળતી હોય, તો ફેરમ ફોસની સાથે આ દવા ઉપયોગી છે. પેઢુમાં દુખાવો હોય, દસ્તની હાજત છતાં, દસ્ત ઉતરે નહિ, અને ટુટીઆ વાળવાથી આરામ લાગે, ઝાડાના વ્યાધિમાં મૂર્છા (રકતાશયના મંદ પડવાથી થાય તે) લાગતી હોય, ફીકાશ અને આસમાની રંગનો ચહેરો થઇ જાય, વિગેરે ચિન્હો હોય, ભયથી અગર બીજા ખેદદાયક કારણોથી થતા દુખાવા રહિત પાણી જેવા પાતળા ઝાડા, ઝાડાની હાજત સખત થઈ આવે, અને પછીથી કરાંજ ઘણી થાય, ગુદાએ દાહ બળે, અને ગુદા આળી થઇ જાય ઇત્યાદિ ચિન્હોને માટે આ દવા ઉપયોગી છે. તેથી ઉલટું કોઇને ઝાડાની કબજીઅત રહેતી હોય, દસ્ત શ્યામ રંગનો ભુખરો, અને તેમાં પીળા રંગના શ્લેષ્મના ડાઘા સહિત હોય, મોટા આંતરડાનો અને મળાશયનો આઘાત (paralysis) હોય, અર્શ થયા હોય, તેમાં પીડા, અને ચળ આવતી હોય, એવાં ચિન્હો આ દવાથી શાંત પડે છે.

**મૂત્રાવયવો:**—મોહોટી ઉમરના છોકરાંને બેઅખત્યાર પેશાબ થવો (મુખ્ય દવા ફેરમ ફોસની સાથે), અને તે કૃમીને લીધે હોય તો (નેટ્રમ ફોસની સાથે), મૂત્રાશયનો આઘાત, મૂત્ર માર્ગમાંથી લોહીનો સ્રાવ, મૂત્રાશયનો વરમ નબળાઇ, અને તે સાથે મનની નબળાઇ; (મૂત્ર પિંડના દીર્ઘ વરમમાં મજ્જા તંતુના ચિન્હો માટે આલ્બ્યુમિનને માટે કેલ્કે ફોસ). મધુ પ્રમેહમાં મજ્જાતંતુની અશક્તિ, અતિશય ભૂખ અને ઉંઘ ન આવતી હોય તે માટે, તથા પરમીઆના રોગમાં લોહી જતું હોય, કેસરી રંગ જેવો પીળો રંગનો પીસાબ થતો હોય, મૂત્ર માર્ગમાં ખરજ થતી હોય, મૂત્રાશય અને મૂત્ર માર્ગમાં કાંઇ કપાતું હોય, એવી પીડા થતી હોય વિગેરેને માટે આ દવા બહુ લાભકારી છે.

**જનનેંદ્રિયો:**—પ્રસરતી ટાંકી, કે પરમીઆમાં રકતસ્રાવ, વિષયની માનસિક તીવ્ર ઇચ્છા, ખાનગી અવયવની નબળાઇ, વીર્યસ્રાવ, વિષયવૃત્તિ મંદ હોવી, અને ઘણે ભાગે તદ્દન નષ્ટ હોવી, સંયોગ પછી દૃષ્ટિ મંદ થવી વિગેરેમાં આ દવા ઉપયોગી છે.

પોચા મીજાજવાળી સ્રીઓને નાની ઉંમરે પુષ્કળ આર્તવ જતો હોય, અનિયમિત, ઓછો, કે કાળા રંગનો ગંધાતો આર્તવ જતો હોય, અગર આતવ આવતોજ ન હોય, તે સાથે બેચેની, અશ-

ફિક્ત અને મગજની નબળાઇ હોય, આર્તવ સમયે માથામાં થોડો એક દુઃખાવો થતો હોય થાક લાગતો હોય, પગમાં દુખાવો થતો હોય, બસ્તીમાં કે ગર્ભાશયમાં પીડા થતી હોય, ડાબી બાજુએ, સ્ત્રીના અંડમાં દુખાવો થતો હોય, અને ત્રિકસ્થિમાં અતિશય વેદના થતી હોય, પ્રદરમાં પીળા રંગની કે નારંગી જેવા રંગની, અને બળતર સાથે ફોલ્લા થાય તેવી ધાત જતી હોય ( નેટ્રમ મ્યુરની સાથે), આર્તવ પછી વિષયની ઇચ્છા ઘણી તીવ્ર થતી હોય, ફિક્કા ચહેરાવાળી પણ પોચા સ્વભાવની અને સહજમાં આંખમાં આંસુ આવી જાય, એવી પ્રકૃતિવાળી સ્ત્રીઓને આર્તવની ચૂંક આવતી હોય ( મેગ્નસ ફોસ સાથે ), હીસ્ટીરીઆના દર્દમાં ગળામાં ગોળો ચઢતો હોય, એવી લાગણી થતી હોય, તે સાથે પોચો સ્વભાવ અગર મનની નબળાઇ વિગેરે લક્ષણો હોય, તો આ દવાથી ગુણ થાય છે. સ્ત્રીને રજોદર્શન વખતે સ્રાવ અતિશય થતો હોય, ને વખતે પાતળું, અને જામી જાય નહિ તેવું લોહી પુષ્કળ જતું હોય, આર્તવના સમયે હિસ્ટીરીઆનું દર્દ થતું હોય, વિગેરે ચિન્હો માટે પણ આ દવા જરૂરની છે.

**ગર્ભાવસ્થા દરમ્યાન** નબળા બાંધાની સ્ત્રીઓને કસુવાવડ થવાનો સંભવ હોય, ( કેલ્કે. ફ્લ્યુઓરની સાથે ), સ્તનનો વરમ થયો હોય, અગર સ્તન પાકતા હોય, તેમાંથી ગંધાતા ભુખરા અને મેલા રંગનું પરૂ નીકળતું હોય, ( બાહ્યોપચારમાં પણ આજ દવાનો ઉપયોગ કરવો ), સુતિકા જ્વર આવતો હોય, સુતિકાનો ઉન્માદ થયો હોય, અને મન અસ્વસ્થ હોય, પ્રસુતિની વેણુ જો ધીમી હોય, અગર ખોટી હોય, કે શરીરના નબળા બાંધાથી કે મગજની નબળાઇથી પ્રસવમાં વિલંબ થાય, તો આ દવા ઉપયોગી છે. વળી પ્રસવ કાળ પહેલાં એક મહીના આગમચથી કાયમ રીતે કેલ્કેરીઆ ફ્લ્યુઓરની સાથે આ દવાનો ઉપયોગ કરવામાં આવે, તો પ્રસવ બહુ સહેલાઇથી થાય છે.

**નિદ્રાઃ**—નિદ્રામાં ભ્રમણ કરવું, હિસ્ટીરીઆના બગાસાં, શરીરના અમળાત્રા સાથે આવતાં બગાસાં ( તે મજ્જાતંતુના કારણથી હોય ), કોઇ વખત ઓરુચી જરૂર નહિ છતાં પેટ ખાલી લાગે, અને બગાસાં આવતાં હોય, મજ્જાતંતુના કારણથી અને તનના કે મનના થાકથી ઉંઘ આવતી ન હોય, મગજમાં લોહીનો વિશેષ જમાવ થયાથી ઉંઘ ન આવતી હોય, ઉંઘમાં હમેશાં અગ્નિ, ચોર, પડી જવું, ભુત વિગેરેનાં સ્વપ્નાં આવતાં હોય, ઉંઘમાંથી એકદમ ભયથી ચીસ પાડીને જાગી જવાતું હોય, વિષયી સ્વપ્નાં આવતાં હોય, ઉંઘ લેવા છતાં શરીરમાં જોઇએ તેવી ફુરસદ આવી જણાતી ન હોય વગેરે ચિન્હોમાં આ દવા ફતેહમંદ નીવડે છે.

**મજ્જાતંત્રઃ**—શરીરના કોઇ પણ ભાગના આઘાત (paralysis)ને માટે ( જેવા કે પક્ષાઘાત, ઉરૂસ્થંભ, અર્દિત, મૂત્રાશયનો આઘાત, આંખના ઉપલા પોપચાનો આઘાત વિગેરેને માટે ) આ મુખ્ય દવા છે. એકાએક વાચાના તંતુઓનો આઘાત થઇને વાચા બંધ થઇ જાય, જે આઘાતને લીધે જીવન શકિત કમી થઇ જાય, સ્વાદ ખરાબ થઇ જાય, શ્વાસ ગંધાય, દુર્ગંધવાળો ઝાડો થાય, વિગેરે લક્ષણો જણાય તેવા આઘાતમાં, પગના અગર ચહેરાના સ્નાયુનો આઘાત કે જે વડે ચાલવાનું અને ખાવાનું કામ બરાબર થઇ શકતું નથી. પોચા મગજના ઉપદ્રવો જેવા કે દર્દીને એકદમ થતો ક્રોધ, અધીરાઇ, નિરાશા, વિગેરે જે જુજ બાબત હોય તે ઘણી મ્હોટી લાગે, લાગણીઓ ઘણી તીવ્ર થઇ આવે, દુઃખાવો બીજા કરતાં તેને ઘણો લાગતો હોય, અને મનપસંદ બાબતોમાં લક્ષ રોકાવાથી શાંતિ લાગતી હોય વિગેરે ઉપદ્રવોમાં આ દવા ફાયદો કરે છે. વાસ્તવિક કારણ સિવાય મગજની અશકિત હોય, પોતાના ચિન્હો કહેતાં આંખમાં આંસુ આવી જતાં હોય, એકાએક મનના આવેશથી હિસ્ટીરીઆ થઇ આવતું હોય, તેમાં ગળામાં ગોળો ચઢતો હોય એવું લાગે, અને બેચેની જણાતી હોય, કરોડ રજ્જુમાં રકતની ક્ષીણતા ( તે કાંઇ પણ સખ્ત વ્યાધિમાં થતી અશકિતથી થએલ ) હોય, વાઇ આવતી હોય, ચ્હેરો બેસી ગયેલો હોય, શરીરનું ઠંડાપણું, છાતીમાં થડકારો વિગેરે ચિન્હો હોય, તે માટે મુખ્ય દવા કાલી મુરની સાથે આ દવા વારાફરતી અપાય છે. બાળકોને થતો પક્ષાઘાત, રાંઝણ, જાંગના પાછલા ભાગથી ઢીચણ લગી દુખાવો થતો હોય, સ્નાયુની હિલચાલ કરવાની શકિત જતી રહી હોય, ધીમે ધીમે વધતો પક્ષાઘાત ( જેમાં સ્પર્શની લાગણી તદ્દન જતી રહી હોય, અને અસર થએલા ભાગો પાતળા થતા જતા હોય ) શરીરની અંદર ધ્રુજારો, કંપ, વિષયના અતિશયથી

થતી મજ્જા તંતુનો અશકિત, જેની સાથે કરોડ રજ્જુમાં પણ બિગાડ થયો હોય, વિગેરે ઉપદ્રવોને માટે આ દવા ગુણકારી છે.

**મનઃ**—કોઇ વ્યાજબી કારણ સિવાય ચિંતા, માનસિક ભય, ગ્લાનિ, પોતે દુખી હોવાના ખોટા ખોટા વિચારો, અશુભ ખ્યાલો, ધંધાના અને પૈસા સબંધી ઘણી નિરાશા, લોકોના સહવાસ તરફ અપ્રીતિ, વાતચિતનો પણ અણગમો અને કંટાળો આવવો વિગેરે ચિન્હો હોય, ઘણા ક્રમથી થતો મનશકિતનો લોપ, નિર્માલ્ય જુસ્સાઓ, સીઘ્ર ક્રોધી સ્વભાવ અગર અધિરાઇ, યાદશકિત ઘટી જવી, લખતા અક્ષરો અને શબ્દો પડવા ( રહી જવા ), વિચારોનો ગોટાળો, ઘોંઘાટથી ભય લાગવો, અગર સહન નહિ થઇ શકવો, સુસ્તિ, થાક, કામ ઘણું મ્હોટું લાગવું, વિચાર ઘડી ઘડી બદલાયા કરવા, સ્વભાવ ચિઢિયો થઇ જવો, જાગૃત સ્થિતિમાં બબડવાની ટેવ હોવી ( નેટ્રમ મ્યુર), દહેસતની અસર, ગએલી બીનાઓના ચિતાર નજરે આવતા હોય, અને તેના વીષે આકાંક્ષા રહેતી હોય, એકાએક જુસ્સાથી હીસ્ટીરીઆ થઈ આવતું હોય, અને તે વખતે દર્દી રોતો હોય, અગર હસતો હોય, તેને જુઠા ખ્યાલ થતા હોય, **દિવાનાપણું** અને મનની બીજી અવ્યવસ્થાઓ, ખોટા ખોટા રોગો પોતાને હોવાની ભ્રાંતિ તથા ઉદાસીનતા, સુતિકા સન્નિપાત, ચીઢીઓ અને કંકાસી સ્વભાવ, શરમાળપણું, અને જુસ્સાના આવેશથી ( મનથી ) શરમાવું. સુસ્તિ અને ભ્રમ, હીસ્ટીરીયાના બગાસા, દારૂજન્ય ભ્રમ ( નેટ્રમ મ્યુર ), મગજનું પોચાપણું, જરા અડકવાથી ચમકવું, બાળકોના માનસીક ચિન્હો, જેવા કે આડાઇ, કંકાસ, ચીઢીયાપણું, કજીઆ, રાતમાં બીહવું, ઉંઘમાં ફરવું, ( કેટલાક માણસોને રાતમાં ઉંઘ દર્મ્યાન ફરવાની અને અમુક કામ કરવાની ટેવ પડી હોય તે ), જરા અવાજ થવાથી ચમકવું, સહેજમાં જાગી જવું, ઘેર મુકીને પરદેશ જનારાઓને ઘર અને સગાંસબંધી યાદ આવવાથી ઉદાસ વૃત્તિ થઇ જવી, ઇત્યાદિ સઘળા મનના રોગ માટે આ મુખ્ય ઇલાજ છે. આરામ અને કાલી ફોસ અસંખ્ય દર્દીઓને ગાંડા થઇ જતા અટકાવે છે.

**શ્વાસમાર્ગઃ**—ગળાને વધારે મહેનત પડવાથી થાક અને મજ્જા તંતુની અશકિતથી અવાજનું બેસી જવું, ઉપરના લક્ષણો સાથે ઉટાંટીઓ, દમ, શ્વાસાવરોધ અને ફેફસાની અશક્તિ, ( તેને માટે વારંવાર અને વધારે માત્રામાં ૩×વાળી દવા ), શ્વાસનળીના દર્દને લીધે થતો દમ ( જેમાં ખાસ પ્રકારનો બલગમ હોય, અને જીભ ભુખરા રંગની હોય ), અવાજના તંતુના આઘાતથી અગર અતિશય નબળાઇથી સ્વર ભંગ થવો એટલે સાદ બેસી જવો, સુકા ઘાસની ખરાબ હવા લાગવાથી દમ ચડગો હોય, તે સાથે અશકિત અને શ્વાસની મુંઝવણ લાગતી હોય, ફેફસામાં રસ જામી ગયો હોય, તીક્ષ્ણ પ્રકારનો સોજો થયો હોય, રહી રહીને ઉપરાઉપરી ઉધરસ આવતી હોય, શ્વાસ ગુંગલાઈ જાય તેવું લાગતું હોય ( નેટ્રમ મ્યુરની સાથે જો ફીણવાળો અને પાણી જેવો બલગમ હોય તો ) 'ક્રુપ" ના છેલા રૂપમાં ફીક્કો ચહેરો, અતિશય અશકિત, મુર્છા વિગેરે ચિન્હો હોય ( મુખ્ય દવા ફેરીમુરની સાથે વારા ફરતી ), દમથી શ્વાસ ટુંકો ચાલતો હોય, અગર મજ્જાતંતુની અશકિતથી, અને હાલવાચાલવાથી કે શ્રમથી શ્વાસ ટુંકો ચાલતો હોય, ઉંઘમાં અગર જાગૃત અવસ્થામાં બેઅખત્યાર નિઃશ્વાસ થતો હોય; શ્વાસ નળી ( ટ્રેકીઆ ) ના ક્ષોભથી ઉધરસ આવતી હોય, જરા શ્રમ પડવાથી, અગર ઉંચે ( શીડી ઉપર ) ચઢવાથી શ્વાસ ચઢી આવતો હોય, વિગેરે ચિન્હોમાં આ દવા ઉપયોગી છે.

**રૂધિરાભિસરણઃ**—રકતાશયની ગતિમંદ પડી હોય, અગર ભયથી, થાકથી કે નબળાઇને લીધે મૂર્છા આવી હોય, રકતાશય વચમાં વિરામ લઇને ચાલતું હોય, તેની સાથે મનની લાગણીઓ ઘણી તીવ્ર હોય, અને દિલગીરી અગર ચિંતાની અસર રકતાશયને થઇ હોય, રક્તની ક્ષીણતાથી ઉંઘ આવતી ન હોય, છાતીમાં ધબકારો થઈ આવતો હોય, ઈત્યાદિ માટે આ દવા ઉપયોગી છે.

**હાથ પગ વગેરે અવયવોઃ**—કરોડ રજ્જુ નરમ હોય, તેની સાથે મજ્જા સ્થાનના પરમાણુઓ મૃત જેવાં થઇ જતાં હોય, અવયવોનો પુર્ણ અગર અપુર્ણ આઘાત ( paralysis ) હોય, તેથી હાથપગ લંગડાય, રોગવાળા ભાગમાં કચર થયો હોય, પીડા થતી હોય, અને આસ્તે હાલવા ચાલવાથી જરા ઠીક લાગતું હોય, તીક્ષ્ણ અગર દીર્ઘ સંધિવાની અસર હોય, કોઇ સ્થળે પીડા સખત હોય, જડતા હોય, અને સવારમાં, શ્રમથી કે બેસતાં, ઉઠતાં પીડા

વિશેષ જોર કરતી હોય, અને ધીમેથી હાલવા ચાલવાથી પીડા નરમ લાગતી હોય, હાથે, પગે અગર કોઇ પણ ભાગ ઉપર થંડી લાગવાથી ચામડી બહેર મારી ગઈ હોય, ( ખરજ અને ચટકાને માટે બાહારથી અને અંદરથી આપવાને આ દવા ઉપયોગી છે ). વાંસામાં અને ખભાની ઢાલ વચ્ચે દુખાવો થતો હોય, આંગળીનાં ટેરવાં શુન્ય થઇ ગયાં હોય, પગમાં દાહ થતો હોય, રાત્રે પગમાં ખરજ આવતી હોય, પક્ષાઘાતની અસરથી અવયવો જડ થઇ ગયાં હોય, અગર ઉઠતાં બેસતાં તેમાં પીડા થતી હોય, તો આ દવાના ઉપયોગથી ફાયદો થાય છે.

**જ્વર:**—આંતરીઆ તાવમાં પુષ્કળ પરશેવો થતો હોય તે ગંધાતો હોય, અને અશક્તિ લાગતો હોય, ટાઈફસ તાવ, ભેજવાળી જમીનથી થતો તાવ, અગર મગજનો તાવ, ટાઇફોઇડ તાવ, પિત્તજ્વર, વિગેરેમાં ભુખરા રંગની સુકી જીભ, નિંદ્રા રહિતપણું, બેચેની, ઘેન, ભ્રમ વિગેરે ઉપદ્રવોને માટે તથા તમામ ટાઇફોઇડની જેવા, અને દુષ્ટ પ્રકારના ચિન્હોને માટે આ દવા ઉપયોગી છે. તાવમાં શરીરની ગરમી અતિશય વધવી, સિંદુરીઆ તાવમાં ગળાનો સડો, અશક્તિ, ઘેન વિગેરે હોય, જમતી વખતે પરસેવો થતો હોય, પણ હોજરીના ભાગમાં અશક્તિ જણાતી હોય, શરીર ગરમ ઘણું હોય, અને નાડી છેક ધીમી, અગર ઉતાવળી, અને લગભગ માલુમ ન પડે એવી હોય ( નેટ્રમ મ્યુરની સાથે ) વિગેરે લક્ષણોને માટે પણ આ દવા ઉપયોગી છે.

**ત્વચા:**—ત્વચાના તમામ વ્યાધિ, જેમાંથી ગંધાતી રસી નીકળતી હોય, ઘણી પીડા થતી હોય, દુષ્ટ પ્રકારનો ઝામરો, ફોલ્લા વિગેરે શરીર ઉપર થતાં હોય, અને તેમાં લોહીની સાથે પાણી જેવી રસી આવતી હોય, શીળીમાં સડો અગર દુર્ગંધયુકત અગર દુષ્ટ પ્રકારના ફોલ્લા થયા હોય, ચામડીમાં વવળાટ તથા ખરજ આવતી હોય, અને આસ્તેથી ઉપર ઘસવાથી સારૂ લાગતું હોય, પરંતુ દાબીને ઘસવાથી એ ભાગ આળો થઈ જતો હોય (કેલ્ક. ફોસની સાથે ), ગંધાતા અને ચીકણા ભીંગડા વળતાં હોય, હથેલી અગર પગના તળીયાં કે જ્યાં ચામડી જાડી હોય ત્યાં ખરજ આવતી હોય, કોઇ પણ જાતના સ્ત્રાવથી તે ભાગ આળો થઇ જતો હોય, શરદીથી બહેર મારી જતી, હોય, તેમાં ખરજ અને ઝણઝણાટ થતો હોય ( મુખ્ય દવા કાલી મ્યુરની સાથે ), વાળનું ખરી જવું વિગેરે ઉપદ્રવોમાં આ દવા હિતકર નીવડે છે.

**વૃદ્ધિ:**—શરીરના કે મગજના થાકથી, ચિંતાથી કે મનોવિકારથી રોગ વધારે જોર પકડે છે. થંડી હવા લાગવાથી દુખાવા વધારે સખત થાય છે. રાતમાં ૨ થી ૫ વાગ્યા સુધી દુખાવા, અને ખરજ વધારે ઉગ્ર હોય છે. એકલા રહેવાથી માનસિક હાલત વધારે ખરાબ થાય છે. વળી ઘણો ઘોંઘાટ, અને લાંબા વખત સુધી કંટાળા સાથે કરવું પડતું કામ, એ બન્ને બાબતોથી દર્દીની તબીઅત વધારે ખરાબ થાય છે.

**શાંતિ:**—આરામ લેવાથી, પૌષ્ટિક ખોરાક ખાવાથી, અને સાધારણ રીતે સહન થાય, તેવી ગરમીથી દર્દી શાંત પડે છે. રૂચિ પ્રમાણે ખોરાક લેવાથી, આનંદી પણ નીતિવાળી સોબતથી, અને થોડી એક કસરતથી તબીઅત સુધરે છે.

**ઉપયોગ:**—સાધારણ રીતે ઓછા અંશ એટલે કે ૩×થી ૧૨× સુધીની દવાઓ સારી અસર કરે છે. દમના વ્યાધિમાં ડા. સુષ્લર ૩× ની ભલામણ કરે છે.

---

## કૅલી મ્યુરીઍટીકમ્

( Kali. Muriaticum. )

આ દવાનું સાદું અને ટુકું નામ **કાલી મ્યુર** છે. પોટાસયમ કલોરાઇડ અને પોટાસયમ કલોરેટ એ બે વચ્ચે ભુલ કરવી નહિ. એ બન્ને પોટાસ્યમના જુદી જુદી જાતના ક્ષારો છે. પરમાણુંઓ કે જેના સંયોગથી પ્રાણીના શરીરમાં તંતુ જાળની રચના બને છે, તેના સંબંધનું ખરૂ જ્ઞાન મળે છે, ત્યારેજ ખરા વૈદકશાસ્ત્રની કુંચી હાથ આવે છે. શારીરિક પ્રવાહી, જેમાં ફિબ્રીન મળેલું હોય છે, તે પ્રવાહી શરીરની બહાર નીકળ્યા પછી તુરત બારીક તંતુના રૂપમાં નક્કર થઇ ફિબ્રીન, "આલ્બ્યુમન" અને "કેસીન" થી જુદુ થઈ જાય છે. જીવનરસાયણ શાસ્ત્રથી સ્પષ્ટ જણાય છે કે આ પોટાસયમ કલોરાઇડના નિરિંદ્રિય ક્ષાર સિવાય "ફિબ્રીન" બની શકતું નથી, તેમજ વળી એ પણ જણાયું છે કે આ ક્ષાર યોગ્ય પ્રમાણમાં હોવા સિવાય ફિબ્રીનનો જોઇએ તેટલો ભાગ લોહીમાં મળેલો રહેતો નથી.

કેટલાક "આલ્બ્યુમિનોઇડ" પદાર્થોના સંયોગથી "ફ્રિબ્રીન" બને છે, પરંતુ આ સંયોગ પોટાસ્યમ કલોરાઇડ વિના થતો નથી. શિરાના લોહીમાં ૧૦૦૦ માં ૩ ભાગ ફ્રિબ્રીન હોય છે. ધમનીના લોહીમાં ઓછો અને "લીંફ" માં તેથી પણ થોડો હોય છે. વરમમાં જે કાંઇ ઝમે છે તેમાં, **રસપડોથી ઢંકાએલા પોલાણુ** જેવાંકે ફેફસાનું આચ્છાવરણ, ઉદર રસપડ, વિગેરેમાં અને "ક્રુપ" ડીપ્થીરીઆ" સલેષ્મ વિગેરેમાં શ્લેષ્મ પડમાં "ફ્રિબ્રીન" માલમ પડે છે. તમામ વરમની સ્થિતિમાં ફેરમફોસની સાથે પોટાસ્યમ કલોરાઇડ વારાફરતી આપવું જોઇએ કારણકે "ફ્રિબ્રીનના" બહાર નીકળી જવાથી જે ઓક્સિજન-પ્રાણવાયુ-કમતી થઇ જાય છે, તે ઓકસીજન લોહના પરમાણુંઓથી પુરો પડે છે. કેટલાક "આલ્બ્યુમિનોઇડ" પદાર્થોના ઉપર ઑકિસજનની મદદથી પોટાસીઅમ કલોરાઇડની ક્રિયા થવાથી ફ્રિબ્રીન ઉત્પન્ન થાય છે.

જીભ શ્લેષ્મ પડ કે ચોરિયાના પીડ ઉપર સફેદ અગર પીળા રંગની છારી બંધાય છે, તે જે ફ્રિબ્રીન પોટાસીઅમ કલોરાઇડ અને ઓક્ષીજનની ન્યુનતાથી બિનઉપયોગી થઇ છુટું થએલું છે, તે છે. કેટલાક સ્રાવો, અથવા બલગમ, જે સફેદ, જાડા, ચીકણા, કફમય, કોઇ શ્લેષ્મ પડમાંથી આવતા હોય, અથવા ચામડી ઉપર સફેદ રંગની ફોતરી ઉખડતી હોય, તેમાં ફેબ્રીન હોય છે. દરેક પ્રકારના પોચા સોજાઓ આજ પદાર્થથી થાય છે. ( સખત સોજામાં કેલ્શીયમના ક્ષાર, ચોકખું આલ્બ્યુમન અથવા સીલીકા કારણભૂત હોય છે ). બળવા અગર દાઝવામાં ગરમી લાગવાથી તે ભાગમાંથી ફ્રિબ્રીનનો નાશ થાય છે, જે ખામી પોટાસીઅમ કલોરાઇડ એલ્બ્યુમનવાળા પદાર્થો સાથે મળી જઇ નવું ફેબ્રીન ઉત્પન્ન કરીને પુરી પાડે છે. તેથી બળવા અગર **દાઝવાની અસરને** પોટાસ્યમ કલોરાઇડ દુર કરે છે.

**સામાન્ય ઉપયોગઃ**—રસ પડ ( serous membrane) ના **વરમના બીજા રૂપમાં** જ્યારે ચીકણો લચકા જેવો રસ ઝમીને જામવા લાગે છે, ત્યારે કૅલી મ્યુરનો ઉપયોગ કરવાની જરૂર પડે છે. જ્યારે આવા લચકા જેવા પદાર્થનું શોષણ થતાં બગડી ગયેલા પડના કકડા બાકી રહે, ત્યારે નેટ્રમ ફૅાસ ઉપયોગી થાય છે. 'ક્રુપ' નામની વાયુ નળીના વરમથી થતી ઉધરસ, અને ડીફ્થેરીઆના સ્રાવોને માટે કૅલી મ્યુર ઉપયોગી છે, અને તેથી કરીને **"ડીપ્થરીઆ" ક્રુપ" "મરડા" ક્રુપના પ્રકારના "ન્યુમોનીઆ"** મધ્યસ્થ સંયોજકમાં "ફ્રિબ્રીનનું ભરાવું," **લીંફના ભરાવાથી ગાંઠો મોટી થવી, ખસગ્ન ચેપથી શીળી કાઢયાથી શરીર ઉપર સ્ફોટ થવા,** અને રસનો જમાવ થાય એવા પ્રકારના વરમમાં વ્યાધિઓમાં પોટાસ્યમ કલોરાઇડ ફાયદાકારક થઇ પડે છે. આ ક્ષારના ઉપયોગને માટે, જીભના મુળમાં સફેદ અગર ભુરા રંગની છારી, સફેદ અગર ભુરા રંગનો અંતર્ગતસ્રાવ, ગાંઠનું વધવું, શ્લેષ્મ પડમાં અગર રસ પડમાં સફેદ ફ્રિબ્રીનયુક્ત ચીકણો, અગર કફનો જમાવ અથવા લોટની મીસાલના ચામડી ઉપરથી ફોતરી ઉખડવી, યકૃતના કાર્યની મંદતા વિગેરે ખાસ ચિન્હો છે.

કૅલી મ્યુર એ તમામ બીજા ક્ષારોના કરતાં કાનના વ્યાધિમાં બહુજ ઉપયોગી દવા છે, અને તે ખાસ કરીને શરદીથી ઉત્પન્ન થતા વ્યાધિઓના બીજા અગર તે પછીના રૂપમાં વધારે ઉપયોગી છે.

**જીભઃ**—જીભના ઉપર ભુરાશ પડતા સફેદ રંગનું પડ જામ્યું હોય, સુકી અથવા ચીકણી જીભ હોય, જીભનો વરમ થયો હોય ( ફેરમ ફોસ ) ત્યારે સોજાને માટે; જીભ ઉપર જુદા જુદા આકાર પડી રહ્યા હોય, ઈત્યાદિ ચિન્હો આ દવાને સૂચવે છે.

**દાંતઃ**—ગાલ અગર અવાળુના સુજવા સાથે દાંત દુઃખતા હોય, તો ઝમતા અને નિરર્થક જામેલા ઍલ્બ્યુમિનોઇડ પદાર્થો કાઢી નાંખવા માટે, તથા અવાળુ આવી તે પાકવા માંડે તે પહેલા [ ફેરમ ફોસ સાથે અને સીલીસીઆ સાથે ] આ દવા ઉપયોગી છે.

**મોઢુંઃ**—જડબા અગર ગળાની ગાંઠોનું સુજવું, હોઠ અગર મોઢામાં આળાશ, તથા ચાંદા, અગર ચાંદી પડવી, નાના બાળકને તથા ધવડાવતી માતાને મોઢુ આવવું, અગર થુલીઓ વા [illegible] થવો તેમજ સફેદ ચાંદા પડવા, વિગેરે દર્દોમાં આ દવાથી ફાયદો થાય છે.

**ગળુંઃ**—ગળું આવી ગયું હોય, અને તેની સાથે ગળામાં સફેદ અગર ભુખરા રંગના ચાંદા હોય, જીભ સફેદ અગર ભુરા રંગની હોય, કે ચોરીઆના પીંડ સુજી આવ્યા હોય, તે આ દવાથી મટે છે. કવીન્ઝી

નામનો ગળાનો વરમ તીવ્ર, અગર દીર્ઘ હોય, તો તેમાં સોજો જણાય અથવા બીજે દરજ્જે શરૂ થાય, ત્યારે ઇલાજ તરીકે આ દવાનો ઉપયોગ કરવામાં આવે છે. ડીપ્થેરીઆમાં આ દવા ફેરમ ફોસની સાથે મુખ્ય દવા તરીકે અપાય છે. ડીપ્થેરીઆ અને બીજા ગળાના વ્યાધિઓમાં એજ દવા કોગળા કરવાના ઉપયોગમાં વારંવાર અપાય છે. (કોગળા માટે એક ગ્લાસ પાણીમાં ૨x અગર ૩x અંશની દવા ૧૦ અગર ૧૫ ગ્રેન સુધી નાખી મેળવવું.) સાદ બેસી ગયો હોય, તો તે આ દવાથી મટે છે. ગાલપચોરીઆમાં (ફેરમ ફોસ સાથે વારાફરતી.) અને જો તેની સાથે અંડકોષનુ સુજવું અગર મોંમાંથી બહુ થુંક પેદા થતું હોય, તો (નેટ્રમ મ્યુરની સાથે) આ દવા ઉપયોગી છે. ચોરીઆ આવવામાં સોજો જણાય કે તુરત આ દવા શરૂ કરવી. ચોરીઆ એટલા બધા સુજી આવ્યા હોય કે શ્વાસનો અવરોધ થાય, તે વખતે આ દવા અમુલ્ય થઇ પડે છે. ઉપદંશથી ગળું આવી ગયું હોય, ચોરીઆના પીંડ ઉપર ભુરા અગર સફેદ ચાંદાં પડતા હોય, વિગેરે ઉપદ્રવોમાં આ દવા ફાયદાકારક છે.

**ચ્હેરો:**—ગાલ ઉપર દુખાવા સાથે સોજો થયો હોય, ગાલ અગર અવાળુના સોજાથી જ્યારે ચ્હેરામાં દુખાવો થતો હોય, ત્યારે ફેરમ ફોસની સાથે આ દવા આપવાથી આરામ થાય છે.

**મસ્તક:**—જીભ ઉપર સફેદ અને જાડુ પડ હોય, સફેદ કફ સાથે ઉલટી થતી હોય, અથવા ખોંખારવાથી સફેદ શ્લેષ્મ પડતો હોય એ લક્ષણો સહિત માથું દુઃખતું હોય, યકૃતની ક્રિયા મંદ ચાલતી હોય, ફેર આવતા હોય, કે પિત્તની ખામીથી અને કબજીઅતથી માથું દુખતું હોય, તો આ દવાથી ફાયદો થાય છે. મગજના વરમમાં આ દવા બીજા દરજ્જામાં ઉપયોગી છે. માથામાં થતો ખોડો, સફેદ ફોતરી વિગેરેને માટે પણ આ દવા ગુણકારી છે.

**કાન:**—કાનની પાસેની ગાંઠો સુજી આવી હોય, તે સાથે જીભ ઉપર સફેદ છારી હોય, યુસ્ટેકીઅન નળીમાં અગર ચોરીઆના પીંડમાં વરમ થવાથી કાનનું બહેરાપણું થયું હોય (ફેરમ ફોસ), મધ્ય કાનમાં શરદી લાગવાથી વરમ થયો હોય; અંદરના કાનના સુજવાથી થતું બહેરાપણું, નાક ખંખેરતા કે કાંઈ પણ ગળતાં કાનમાં કડકડાટ જેવો અવાજ થવો, કાનનો ઢોલ જાડો થવાથી થતું બહેરાપણું, કંઠના વ્યાધિથી અથવા મધ્ય કાનના સુજી જવાથી થતું બહેરાપણું. કાનમાં ખીલ થયા હોય અને તે ભીનાસવાળા ભૂરા રંગના હોય, અથવા કાનમાંથી સફેદ અને જાડો સ્રાવ થતો હોય, કાનમાં ફફડાટ અને કડકડાટ જેવા અવાજો થતા હોય, મધ્ય કાનનો દીર્ઘ વરમ, યુસ્ટેકીઅન નળીનું બંધ થવું, કર્ણ પડદા ઉપરથી એપીથિલીઅલનું ઉખડવું, કર્ણ પડદાનું પાછુ હઠવું, બાહ્યકર્ણનળીની દીવાલોનુ નાનું થવું, વિગેરે રોગોમાં આ દવાથી ફાયદો થાય છે.

**નાક:**—માથાને શરદી લાગવાથી નાક બંધ થઈ ગયું હોય, નાકમાંથી સફેદ અને જાડો બલગમ (શ્લેષ્મ) નીકળતો હોય, ભુરા અગર સફેદ પડવાળી જીભ હોય, એ નિશાની સાથે સળેખમ થયું હોય, કોરા સળેખમ સાથે નાક બંધ થઇ ગયું હોય, ગળાના નળના ઘુમટમાં સફેદ ચીકણું પડ બાઝયું હોય, બપોર પછીના ભાગમાં નાકમાંથી લોહી પડતું હોય, વિગેરે લક્ષણો હોય, ત્યારે આ દવા ગુણકારી છે.

**નેત્ર:**—આંખના તમામ વ્યાધિ, જેમાં સફેદ અને જાડો શ્લેષ્મ નીકળતો હોય (જો લીલાશ પડતો પીળો સ્રાવ થતો હોય તો કાલી સલ્ફની સાથે વારા ફરતી) તેમાં, આંખો દુખવા આવી હોય, અને પરૂના ડાઘા પોપચા ઉપર હોય, અથવા પીળા પરૂના જેવા ભીંગડા વળતાં હોય (કેલી સલ્ફની સાથે), ઉપર છલાં ફોલ્લી થઇ ને પડતા છીછરાં ચાંદા, આંખના વરમમાં જ્યારે ખાસ પ્રકારનો સ્રાવ હોય, ત્યારે બીજા દરજ્જાના ઇલાજ તરીકે, પોપચામાં ખીલ પડયા હોય, અને આંખમાં રેતીની માફક ખુંચતું હોય (ફેરમ ફોસની સાથે), નેત્ર દર્પણના વરમમાં જ્યારે તેમાંથી સ્રાવ થતો હોય, કૃષ્ણમંડળ ઉપર થતી ફોલ્લીઓ, કનીનીકાનો વરમ, મોતીઓ (કેલ્ક ફ્લ્યુઓર સાથે), ચાંદા, આંખના જુદા જુદા ભાગમાં પરૂ ભરાઈ ગયું હોય, વિગેરેમાં ઉપયોગી છે.

**જઠર:**—ભુરી અગર સફેદ છારી વાળી જીભ રહેતી હોય, યકૃત (લીવર) બરાબર કામ કરતું ન હોય, ખોરાક ખાવાની ઇચ્છા થતી ન હોય, ભુખ બરાબર લાગતી ન હોય, સફેદ અને ભુરી છારી વાળી જીભ સાથે જમણુ ખભાની ઢાલ આગળ દુખાવો હોય, તેમજ આંખો ભરેલી અને બહાર નીકળતી જણાતી હોય, એ ચિન્હો સહિત અજીર્ણ હોય, ઘી તેલવાળા સ્નિગ્ધ અને ભારે પદાર્થો અનુકુળ પડતા

ન હોય, વાયુના અડકાર આવતા હોય, અને તેની સાથે મોળ ચઢે એવો ચીકણો સ્વાદ મોંમા થતો હોય, સ્નિગ્ધ અને ભારે પદાર્થોથી પેટમાં દાહ તથા દુખાવો લાગતો હોય, અજીર્ણ હોય, અને તેની સાથે સફેદ ચીકાશવાળો અપારદર્શક શ્લેષ્મ ઉલટી થઇને નીકળતો હોય, હોજરીના વરમના બીજા રૂપમાં જીભ ઉપર સફેદ છારી હોય, અગર ઉન્હા પદાર્થો પીવાથી વરમ થયો હોય, તો તુરત આ દવા ( ફેરમ ફોસની સાથે ) ફાયદો કરે છે. યકૃતની મંદ સ્થિતિ સાથે બાદી, કમળો, કબજીયત સાથે પેટમાં દુખવું, સફેદ અને જાડો કફ ઉલટીમાં પડવો, અગર ખોખારવાથી ગળામાંથી પડવો; કાળુ ચીકણું અને જામી ગએલું લોહી ઉલટીમાં પડવું, એ માટે આ દવા બહુ ઉપયોગી છે.

**ઉદર:**—ફીકા પીળા રંગના અગર માટી જેવા રંગના પિત્તની ખામી દર્શાવતા દસ્ત થતા હોય યકૃતની મંદતા હોય, તેની સાથે ફીકા દસ્ત થતા હોય, તથા જમણા ખભાની નીચે દુખાવો થતો હોય, યકૃત મંદ હોય, તેની સાથે કબજીઅત, સફેદ છારી, વાળી જીભ, અને બહાર પડતી આંખો હોય, ઠંડીથી થએલ કમળો, અને તેથી " ડ્યુઓડેનમ " માં શરદી લાગી હોય, અને જીભ ઉપર સફેદ પડ હોય, તથા ફીકા રંગનો દસ્ત થતો હોય, ટાઇફોઇડની જાતનો તાવ, સફેદ પડવાળી જીભ, અને ઝાડા થતા હોય, ઝાડા ફીકા રંગના હોય, તો સાથે પેટ ફુલેલુ, અને સ્પર્શાસહ્ય હોય, " ડાઇફસ " તાવમાં ઝાડાની કબજીઅત હોય, ફીકા, પીળા રંગના ઝાડા થતા હોય, પેટ ચઢતું હોય, ચીકણા ઝાડા થતા હોય, સ્નિગ્ધ અને ચીકણા પદાર્થો ખાવાથી ઝાડા થતા હોય, મરડામાં ચીકણા અને લોહી મિશ્રિત ઝાડા પેટમાં દુખાવો સતત હોય, કરાંજ, અને ગુદામાં દુખાવો હોય, તો આ દવાથી ફાયદો થાય છે. આ દવા " ફેરમ ફોસ " ની સાથે વારા ફરતી આપવાથી કબજીઆત, તથા યકૃતના મંદપણાથી, અને પિત્ત કમી હોવાથી થતા ફીકા રંગના ઝાડા મટે છે. ઉદરના અંતરાવરણ, આંતરડા, આંતરડાના બાહ્યાવરણ વિગેરે, તેમજ ઉદરના વરમના બીજારૂપમાં, ( પ્રથમરૂપમાં ફેરમ ફોસ દવા છે ), તથા અર્શમાં લોહી કાળું અને જાડું અગર ફિબ્રીન યુકત લોચાવાળું પડતું હોય, ત્યારે બીજી યોગ્ય દવાઓની સાથે, આ દવા આપવાથી લોહી અને ઝાડા બંધ થાય છે. માટે આ દવા ઘણી ઉપયોગી છે. વળી સ્થિતિસ્થાપક રેસાઓને પણ તે સુધારે છે.

**મૂત્રમાર્ગ:**—મૂત્રાશયના વરમના બીજારૂપમાં જ્યારે સોજો, તથા જાડો, સફેદ, અને ચીકણો સ્રાવ થતો હોય ત્યારે તેમજ દીર્ઘ વરમમાં એક મુખ્ય દવા તરીકે વપરાય છે. ઘેરા રંગનો પેશાબ થતો હોય, યુરીક આસીડ જામતો હોય, અને યકૃત મંદ હોય ( નેટ્રમ સલ્ફની સાથે ) ત્યારે, તથા મૂત્ર પિંડના વરમના બીજા સ્વરૂપમાં ફેરમ ફોસની સાથે આ દવા ઉપયોગી થઈ પડે છે,

**જનનેંદ્રિયો:—પરમીઆને** માટે આ એક મુખ્ય અને ચોક્કસ દવા છે. પ્રમેહ બંધ થઇ ગયાથી અંડનો વરમ થયો હોય, જીર્ણ ટાંકી અગર ચાંદી જ્યારે તેમાંથી ખાસ પ્રકારનો સફેદ રંગનો સ્રાવ થતો હોય, અને જીભ ભૂખરા રંગની કે સફેદ હોય, નરમ ટાંકી, નરમ બદ, પુરૂષને ધાત જતી હોય, અને તે સાથે શરીરના કોઇ ભાગ ઉપર ખરજવું ઉગ્રરૂપમાં અગર મંદ અને જીર્ણરૂપમાં રહ્યા કરતું હોય, ત્યારે આ દવા ખાવાને તેમજ બાહ્યોપચાર તરીકે ( ૩x અંશની ) ઉપયોગી થાય છે.

**સ્ત્રીને** પ્રદરમાં દુધ જેવી ધોળી અને જાડી ધાત જતી હોય, કમળના મુખમાંથી અને કમળનાં ચાંદામાંથી જાડો અને સફેદ સ્રાવ થતો હોય, ( આ દવા લગાડવાને તેમજ પીચકારી તરીકે ઉપયોગમાં લેવાય છે ), આર્તવ લાંબે વખતે આવતો હોય, અગર બંધ થયો હોય, અને જ્યારે કાળા લોચા યુકત લોહીનો આર્તવ આવતો હોય, અગર જાડુ અને કાળા રંગનું લોહી ઘણું વહેતું હોય, ગર્ભસ્થાનમાં લોહીનો જમાવ હોય, ( તેના બીજારૂપમાં અગર તેના જીર્ણ પ્રકારમાં) થોડે થોડે અંતરે આર્તવ આવતો હોય ( કેલ્ક ફોસ ), તે વધારે વખત જારી રહેતો હોય (કાલી ફોસ), ગર્ભાશય વરમ થઇ આવ્યા પછી મોટું થઇ ગયું હોય, ( કેલ્ક ફ્લ્યુઓર જુઓ ) વગેરેમાં આ દવા ગુણકારી છે.

**ગર્ભાવસ્થામાં** ખાવાનો અભાવ, અને તેની સાથે સફેદ કફ યુક્ત ઉલટીઓ થવી; સુતીકા જ્વર આવ્યો હોય, ત્યારે શરૂઆતમાં મુખ્ય દવા તરીકે ફેરમફોસ-

ની સાથે ) સ્તનમાં ગાંઠા થયા હોય, ( ત્યારે પાકવા પહેલા સોજો ઓછો કરવાને ), અગર સૂતિકા જ્વર આવ્યો હોય, ત્યારે ( કાલી ફોસ સાથે ) આ દવા ઉપયોગી છે.

**નિદ્રા:**—સહેજ અવાજથી ચમકીને જાગી જવાય, આંખ ઉપર ઉંઘનો ભાર રહે, અને સુસ્તી લાગે, અને ઉંઘમાં બચેની રહેતી હોય, તો આ દવા ગુણકારી છે.

**મજ્જાતંત્ર:**—વાઈ આવતી હોય, જીભ સફેદ હોય અને આંખો બહાર પડતી હોય, ત્યારે આ અકસીર દવા છે ( મૅગ્નીસીઆ ફોસ સાથે ). ખરજવુ અગર બીજા ત્વચા રોગના સમાઇ જવાથી ઉત્પન્ન થતા ફેફરાના દર્દ ( વાઇ—અપસ્માર ) તથા કરોડ રજ્જુને થતા એક પ્રકારના ક્ષય રોગ ઉપર આ દવા ઘણી ઉપયોગી છે.

**શ્વાસમાર્ગ:**—શ્વાસમાર્ગના વરમના બીજારૂપમાં જ્યારે **સફેદ, જાડો, અને ચીકણો બલગમ** પડતો હોય, ઉપરના લક્ષણો સાથે ક્ષયની અસર હોય અને ભારે ઉધરસ હોય, મ્હોટા અવાજની સાથે પેટમાંથી ઉધરસ આવતી હોય, તેની સાથે સફેદ બલગમ, સફેદ પડવાળી જીભ, અને આંખો બહાર નીકળતી જણાતી હોય, ટુંકી અને રહી રહીને ઉપરા ઉપર ઉટાંટીયા જેવી ઉધરસ આવતી હોય ( ફેરમ ફોસ ), વાયુનળીના વરમથી ( ' ક્રુપ ' થી ) અવાજ બેસી ગયો હોય, અને ઉધરશ આવતી હોય, " ક્રુપ "માં સ્રાવ શરૂ થયો હોય, ( ત્યારે મુખ્ય ઈલાજ તરીકે ફેરમ ફોસ ), ફેફસાની સાથેના તથા ફેફસાના પડના વરમના બીજા રૂપમાં જ્યારે જાડો ચીકણો અને સફેદ બલગમ નીકળતો હોય, ( જીભના રંગ ઉપર ધ્યાન આપવું ), જઠરના ઉપદ્રવથી ચડતો દમ જેમાં જીભ અને બલગમ સફેદ હોય, અને બલગમ મુશ્કેલીથી નીકળતો હોય, ( શ્વાસાવરોધને માટે કાલી ફોસ ) ઠંડીથી અવાજ બેસી ગયો હોય ( કેલી સલ્ફ ), ઉટાંટીઆમાં ખાસ પ્રકારનો બલગમ હોય, છાતીમાં સણુસણાટ થતો હોય, છાતીમાં પરપોટા જેવા ધ્વનિ થતા હોય, અને બલગમ મુશ્કેલીથી નીકળતો હોય, તથા ઉધરશ ઉપડે, તે વખતે બાળક પોતાનું ડોકું પકડી રાખતું હોય, વિગેરે લક્ષણો હોય, ત્યારે આ દવાની જરૂર હોય છે.

**રૂધિરાભિસરણ:**—રક્તાશયમાં લોહીનુ વધારે વહન થવાથી તેનું કદ મોટુ થવાને લીધે થતો રક્તાશયનો ધમકારો, રક્તાશયના બાહ્યાવરણના વરમના બીજા રૂપમાં, ( પુર્ણ રીતે વ્યાધિ નાબુદ કરવા સારૂ ફેરમ ફોસ મુખ્ય દવા છે તેની સાથે ) રક્તવાહિનીમાં લોહીમાંથી, અગર રક્તાશયમાંથી ફિબ્રીન છુટો થઈ જઇને, તેના કણ બંધાઇને વચમાં રક્ત પ્રવાહને અટકાયત કરે, એવો સંભવ હોય, ( ત્યારે ફેરમ ફોસની સાથે) ઈત્યાદિ માટે આ દવા જરૂરની છે.

**હાથ પગ વગેરે અવયવો:**—કોઇ પણ ભાગમાં **સંધિવા** થયો હોય, અને તે ભાગમાં **સોજો** હોય, જીભ સફેદ હોય, વાનો દુખાવો ફક્ત હાલચાલ કરવાથી થતો હોય, અથવા વધતો હોય, જીર્ણ સંધિવા, જેમાં સોજો તથા હાલચાલથી વધે એવો દુખાવો હોય, વાતજ્વરના બીજારૂપમાં, જ્યારે રસનો જમાવ થાય છે, અને સાંધાઓ ઉપર સોજો થાય છે ત્યારે, આ દવાથી ફાયદો થાય છે. રસોત્પાદક, અને રસશોષક ભાગોની બંધ પડેલી ક્રિયાનું પુનઃસ્થાપન કરીને આ દવા સોજાને મટાડે છે, પોચા સોજાઓ ઉપર આ દવાનો અમલ છે, પણ કઠણ સોજા હોયતો કૅલ્ક. ફ્લ્યુઑરની સાથે વારાફરતી આ દવા આપવાથી સારો ફાયદો થાય છે. ગરદનની ગંઠિાનુ સુજવું, પગનો અને પગના કાંડાનો જીર્ણ સોજો, થાપાના સાંધાના વ્યાધિમાં પાકવુ શરૂ થાય, તે પહેલા સોજો હોય, હાથ અને પગમાં ચાંદાં પડયાં હોય, અને તેમાંથી ફિબ્રીનયુક્ત ખાસ પ્રકારનો સ્રાવ થતો હોય ( કૅલ્ક—ફ્લ્યુઑરની સાથે ), આંટણમાં ખાવાના અને લગાડવાના ઇલાજ તરીકે ( ફેરમ ફોસના પછી ), હાથ અગર પગની ચામડી ટાઢને લીધે ફાટી ગઇ હોય ( ત્યારે બાહ્યોપચાર તરીકે ), ખરજને માટે ( કાલી ફોસની સાથે ), કાંડાં તથા હાથ ( બાહુ ) ના હાલવાથી સ્નાયુઓ ચીરાતા હોય એવી લાગણી હોય (ત્યારે ફેરમ ફોસ પછી), જો સોજો કાયમ રહેતો આ દવા ખરેખર ફાયદાકારક થઇ પડે છે. વળી વાના દરદમાં જ્યારે પથારીની હુંફથી રાતે દર્દ જોર વધારે કરે, અને વાંસામાંથી પગ સુધી વીજળીના જેવો સટાકો લાગે, અને તેથી દર્દીએ એકદમ ઉઠીને બેસવાની જરૂર લાગે એવાં ચિન્હોવાળા વા ઉપર આ દવા ઘણો ફાયદો કરે છે.

**જ્વર:**—કોઇ પણ અવયવોનો વરમ, અગર તેમાં લોહીનો જમાવ થાય, તેના બીજા સ્વરૂપમાં,

પિત્ત જ્વર, અને ટાઇફોઇડ તાવમાં તંતુઓ અ-વ્યવસ્થિત થઇ ગયાં હોય, તેને સુધારવા માટે, સિંદુરીઆ તાવમાં ( ફેરમ ફોસની સાથે તે મટાડવાને માટે તેમજ અટકાવવા માટે, તથા ટાઇફસ તાવમાં ઝાડાની કબજીયતને માટે, આ દવા ઉપયોગી છે. સૂતિકા જ્વરની શરૂઆતમાં આ દવાથી સારો ફાયદો થાય છે. ફેરમ ફોસ અને કાલી ફોસની સાથે ) સંધિવાના તાવમાં રસનો જમાવ થાય તેનું શોષણ કરાવવા સારૂ, અંતરીઆ તાવમાં અમુક ખાસ ચિન્હો હોય, અને જીભ ભુરાશ પડતી સફેદ રંગની અગર ચીકણા પડ યુકત હોય, ત્યારે આ દવાના ઉપયોગથી ઘણો સારો ફાયદો થાય છે. શરદીના તાવમાં અને જેમાં ટાઢ વિશેષ લાગતી હોય, અને સહેજ ઠંડો પવન લાગતાં શરદી લાગતી હોય, અને આજારીને ઘણે ભાગે તાપની પાસે બેઠા છતાં, ટાઢ લાગતી હોય, એ ચિન્હ પણ આ દવાને સૂચવે છે.

**ત્વચા:**—ત્વચાના જે વ્યાધિયોમાં સફેદ ફિબ્રીન વાળી રસીથી ભરાયલો ફોલ્લા થતા હોય, અથવા સફેદ રંગનાં ભીંગડા વળતાં હોય, શીતળાનો ખરાબ ચેપ લાગવાથી ત્વચા રોગ થઇ આવ્યા હોય, ગર્ભાશયની નિયમિત ક્રિયા બંધ થવાથી થતાં ખરજવાં, (જીભનો રંગ લક્ષમાં રાખવો), સફેદ ભીંગડા વળતુ સુકુ, અગર એલ્બ્યુમિનોઇડ જાતનો સફેદ સ્રાવવાળું ખરજવું થયું હોય, જીભ સફેદ હોય, અને ખરજવું ઘણા વખતથી મટતું ન હોય, તો કેલ્કે ફોસની સાથે, સ્ફોટ, ખીલ, ફોડલા વિગેરેમાં જ્યારે સફેદ અને જાડો પદાર્થ અંદર ભરાયા કરતો હોય, ચામડામાં ( ફેરમ ફોસની પછી તેમાં ) સોજો હોય, તથા સફેદ રંગની જીભ હોય, બાળકના ચહેરા ઉપર અને માથામાં ખોડા જેવી સફેત ફોતરીઓ થતી હોય ( કેલ્કે. ફોસની સાથે ), ઝીણી ઝીણી ફોડલીઓની સાથે રતવા થઈ આવ્યો હોય, ત્યારે આ મુખ્ય દવા છે. ( તાવને માટે ફેરમ ફોસની સાથે ). ગડ, ગુમડા, પાઠાં, વિગેરેના બીજારૂપમાં પરૂ થવા પહેલાં સોજાને માટે, ગરદન, અને ચહેરા ઉપર જાડી રસી વાળા ખીલ, કખવા ( નેટ્રમ મ્યુર ), ત્વચા ફાટી જવી, ત્વચાનો ક્ષોભ, અને લ્યુપુસ નામના પ્રસરતા દુષ્ટ ચાંદામાં, ઓરીના આજારમાં સફેદ રૂવાટી વાળી જીભ હોય, ઓરીના પશ્ચાત ચિન્હો જેવા કે ઝાડો, સફેદ રંગનો ઝાડો, ગળાના સુજવાથી થતું બહેરાપણું વિગેરેને માટે; સિંદુરીઆ તાવમાં ( ફેરમ ફોસની સાથે ) તથા અંદર વધતો નખ ( શસ્ત્રોપચારની સાથે ) રસોળી ( ઓછા અંશની દવા અંદરથી તેમજ ઉપરથી ) વિગેરે ઉપદ્રવોમાં પણ આ દવા ફાયદો કરે છે. આપોઆપ શીળી નીકળ્યાં હોય, ત્યારે આ દવા સારો ફાયદો કરે છે. આ દવાના ઉપયોગથી દાણા બગડતા અટકે છે.

**સામાન્ય ચિન્હો:**—પાંડુ રોગમાં ત્વચાના ઉપદ્રવો હોય, તો બીજી દવાઓ સાથે આ દવા વાપરવાથી ફાયદો થાય છે કોઇ પણ જખમોમાં ( ફેરમ ફોસ પછી જો સોજો હોય, અગર રસ ઝમતા હોય ), તો આ દવાથી સારૂં થાય છે. બળવા અને દાઝવા ઉપર આ મુખ્ય દવા છે, અને તે ખાવામાં તેમજ બાહ્યોપચારમાં વપરાય છે. બહારથી લગાડવાને એક કપડાનો કકડો (લીંન્ટ) આ દવાના ઘટ્ટ મિશ્રણમાં બોળી દાઝેલા ભાગ ઉપર મુકી પછીથી વારંવાર તે મિશ્રણ કપડાને ખસેડયા વગર તે ઉપર નાંખ્યા કરવું. વરમ થયાં પછી ફિબ્રીન યુકત જાડો અને સફેદ રસ કોઇ ભાગમાંથી ઝમે, અથવા આવા પ્રકારનો રસ પાછો નહિ શોષાઇ જવાથી સોજો કરે, તેને માટે આ દવા જરૂરની છે. હરકોઇ પ્રકારની ગ્રંથિના સુજવા ઉપર આ મુખ્ય દવા છે. તેમજ વધેલું માંસ અને મહોટા અંકુરો ( ચાંદા અગર ક્ષતમાં થાય છે તે ) માટે પણ આ દવા ઉપયોગી છે. સ્ક્રોફ્યુલાને લીધે વધતી ગાંઠો, લચક ( ફેરમ ફોસ પછી ) તથા સ્કર્વિમાં કઠણ પદાર્થ ઝમીને એકઠો થતો હોય, રક્તાશય, યકૃત, મૂત્રપિંડના રોગથી અગર પિત્ત માર્ગમાં અટકાયત થવાથી અને રકતાશયની નબળાઇ, અને ધબકારાથી થતું જળંદર (સોફ) જેમાં જીભ સફેદ હોય, હાથ પગ ઉપર ચળકતા અને કઠણ સોજા, પેશાબમાં શ્લેષ્મનો થર, રકતસ્રાવમાં કાળા, અગર ઘેરા રંગનું અને ગલફા યુકત લોહી, મધ્યસ્થ સંયોજકમાં ફિબ્રીન અને લીમ્ફનો જમાવ ઈત્યાદિ સામાન્ય ચિન્હોમાં આ દવા ખરેખર ગુણકારી છે.

**વૃદ્ધિ:**—ચરબીવાળા એટલે ઘી, તેલ વાળા ખોરાકથી પેટનાં દર્દો જોર પકડે છે. હાલવા ચાલવાથી સંધિવાના દુખાવો વધારે લાગે છે.

**શાંતિ:**—હલકો ખોરાક લેવાથી, અને આરામથી ઠીક થાય છે.

**ઉપયોગ:**—ભુકાના રૂપમાં અગર પ્રવાહિનારૂપમાં વપરાય છે. ૬x થી ૧૨x અંશની બનાવટ ઉપયો-

એમાં સારી છે, પરંતુ અનુભવથી એથી ઓછા અંશની પણુ ગુણુ સારો કરે છે. " ડીપ્થીરીઆ " ના વ્યાધિમાં ૩x ના ૧૦ થી ૧૫ ગ્રેન સુધી એક મ્હોટા પ્યાલા જેટલા પાણીમાં મેળવી કોગળા કરાવવાના ઉપયોગમાં આવે છે. તેમજ એક કપડાના કડકાને આવા મિશ્રણમાં બોળીને દાઝ્યા ઉપર, ગુમડા, પાર્ઠા, ત્વચાના વ્યાધિ ઉપર, ને રસોળી વિગેરે ઉપર પોતા મુકવાના કામમાં આવે છે.

---

## કૅલી સલ્ફ્યુરીકમ્.

### ( Kali. Sulphuricum. )

આ દવાનું સાદું અને ટુંકુ નામ **કાલી સલ્ફ** છે. સાધારણુ રીતે તે પોટાસ્યમ સલ્ફેટના નામથી ઓળખાય છે તંદુરસ્તીમાં સુક્ષ્મ દર્શક યંત્રથી ત્વચાનું અવલોકન કરતાં જણાય છે, કે ચામડીના લગભગ સિત્તેર લાખ જેટલાં છિદ્રોમાંથી કાયમ વરાળ નીકળ્યા કરે છે, પરંતુ જ્યારે કોઇ પણુ કારણુથી આ છિદ્રો બંધ થાય છે, ત્યારે ગંભીર પ્રકારના ઉપદ્રવો ઉત્પન્ન થાય છે, ત્વચામાં સ્નિગ્ધતા પુરેપુરી ન હોય, તો ત્વચાનું કાર્ય બરોબર ચાલતું નથી, અને ત્વચાના છિદ્રો સંકોચાઇ જાય છે, અને ત્વચા રૂક્ષ થઇ જાય છે. આ ઉપરથી " શ્વાસનુ ગુંગળાવું " અને " ઠંડા પવનની આકાંક્ષા " એ લક્ષણો આ દવાની જરૂરીઆત સૂચવે છે, તેનું કારણુ સમજી શકાય છે.

આ ક્ષાર એટલે **પોટાસીઅમ સલ્ફેટની** ન્યુનતાને લીધે શરીરની ગરમી બપોર પછી શા માટે વધે છે? આ સવાલના જવાબમાં એ હકીકત છે કે માણુસ જાગૃત સ્થિતિ કરતાં ઉંઘમાં વધારે ઉંડા શ્વાસ લે છે, તેથી લોહીમાં ઓક્સિજન વધારે થાય છે, પરંતુ જે માણુસમાં આ ક્ષાર ઓછો હોય, તે અડધી રાત સુધી જાગૃત રહે છે; જ્યારે પછીથી શ્રમિત થઇ ઉંઘી જાય છે, દીર્ઘ શ્વાસ શરૂ થાય છે જેથી લોહીને ઓક્ષીજન મળે છે, અને છિદ્રો ખુલ્લાં થાય છે. આથી લોહીની ગતી મંદ થાય છે અને શરીરની ગરમી આ છીદ્રો વાટે બહાર નીકળી જાય છે. બપોર પછી અને શ્વાસોશ્વાસની આ ક્ષારની ખામીથી ચાલતી અપુર્ણ ક્રિયાને લીધે ફરીથી છીદ્રો બંધ થઇ, ખાસ ચિન્હો ઉત્પન્ન થવાને વિલંબ લાગે છે.

**સામાન્ય ઉપયોગ**—વરમના **ત્રિજા રૂપમાં**, અથવા જે રૂપમાં વરમાદિ ચિન્હો સમાઈ જાય, તે રૂપમાં આ દવા લાગુ થાય છે. શરીરમાં રહેલ તંતુ જાળના પદાર્થોને ઑક્સિજન મળવાથી સલ્ફેટો બને છે, અને પોટાસીઅમનો ખાસ અમલ શારીરિક નક્કર પદાર્થો ઉપર છે, તેથી ઉત્પન્ન થએલ ક્ષાર શરીરની રાખમાં મુખ્ય ભાગે હોય છે. માટે હોમિયૉપૅથિના સિદ્ધાંતનુસાર આ ક્ષાર તે સ્થિતિમાં ઉપયોગી છે, ચામડીની ખોલ ( છાલાં ) પુષ્કળ ઉખડતી હોય, શરીરના અંદરના અવયવોમાંથી રાતે શરીરની ગરમી વધતી હોય અને **સાંજે ઉપદ્રવો વિશેષ જણાતા હોય, થંડી અને ખુલ્લી હવાથી આરામ જણાતો હોય**, સ્ફોટાદિ રોગોમાં સ્ફોટ ( ફોડકા ) સમાઇ જવાથી ઉત્પન્ન થતા રોગો વગેરે આ દવાનાં ઉપયોગી સૂચક ચિન્હો છે. વળી ફેરમ ફોસથી ફાયદો ન થાય, ત્યારે પરસેવો લાવવા માટે આ દવા અપાય છે.

**જીભઃ**—જીભ ઉપર **પીળા રંગનું મેલું** પડ થઇ આવે, અને કોઇ વખત જીભની કીનારો તેની સાથે સફેદ હોય, જીભ ઉપર બદસ્વાદ હોય, અગર તો બિલકુલ સ્વાદ ન હોય, હોઠ જીભ અને અવાળુ સફેદ હોય, અને કશો સ્વાદ જણાતો ન હોય, તો આ દવા ગુણકારી છે.

**દાંતઃ**—સાંજે અને હુફવાળા ઓરડામાં દાંતે વધારે પીડા થાય, અને ઠંડી હવામાં નરમ પડે, એ પ્રકારનો દાંતનો દુખાવો, કે અવાળુમાં દીર્ઘ પ્રકારનો દુખાવો થતો હોય, તો આ દવા ઉપયોગી છે.

**મોઢુંઃ**—હોઠ ઉપરની ત્વચાનું અર્બુદ જેમાં ખાસ પ્રકારનો સ્રાવ થતો હોય, નીચેના હોઠની ચામડી સુકાઇને ઉપરની ચામડી ઉખડી જતી હોય, નીચેનો હોઠ સુજી જતો હોય, મોઢામાં દાહ થતો હોય, વિગેરે ચિન્હો હોય તો આ દવા ઉપયોગી છે.

**ચ્હેરોઃ**—ચિન્હો સાંજે વિશેષ થાય, અને એક જગ્યાએથી બીજી જગ્યાએ ચસકો ફરતો હોય, દુખાવો થંડી હવામાં નરમ પડતો હોય, અને હુફવાળા ઓરડામાં વધારે થતો હોય, તો આ દવાથી ફાયદો થાય છે. ચ્હેરો ફીક્કો હોય, અગર ચ્હેરો લાલ થઇ

અને આકૃતિ વિરૂપ થઇ ગઇ હોય, ચહેરા ઉપર ગ્રંથિ થઇ હોય, અગર અર્બુદ હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

**મસ્તકઃ**—ઉઠતાં અગર ધારીને જોતાં ચક્કર આવતા હોય, હુંફવાળા મકાનમાં તેમજ સાંજની વખતે વિશેષ જોર કરે, અને ઠંડી તેમજ ખુલ્લી હવામાં રાહત મળે એવા પ્રકારનું માથુ દુઃખતું હોય, વાથી માથુ દુખતું હોય અને તે સાંજે, હુંફવાળી હવાથી કે માથુ હલાવવાથી, વધારે દુખતું હોય, ખોપરી ઉપરથી ફોતરીઓ ઉખડતી હોય, માથામાં ખોડો થયો હોય, ( અંદર તેમજ બહારથી નેટ્રમ મ્યુર ), વાળ ખરી જતા હોય, માથા ઉપર ફોડકાં થતા હોય, અને તેમાંથી ચોકખા પીળા રંગની અને પાતળી રસી નીકળતી હોય, માથા ઉપર ચીકણા સ્રાવ સહિત ભીંગડા વળતાં હોય, તો આ દવા ગુણકારી છે.

**કાનઃ**—પીળા અને પાણી જેવા સ્રાવ સાથે કાનનો દુખાવો, કાનની નીચે તીવ્ર અને કપાતું હોય એવી વેદના, કાન અને ગળામાં શરદી થઇ હોય, અને તેને લીધે યુસ્ટેકીઅન નળીમાં અસર થઈ હોય, પીળો અને ચીકણો સ્રાવ થતો હોય, અંદરના કાનના સુજવાથી બહેરપ થઈ હોય, અને તેની સાથે ખાસ પ્રકારનો સ્રાવ હોય ( જીભનો રંગ ધ્યાનમાં લેવો ), અને સાંજે ઉપદ્રવો વિશેષ જોરમાં થતા હોય, કાનનો વરમ થઈ ગયા પછી પાતળો, પીળો અગર લીલો સ્રાવ થતો હોય, ( પરૂ જેવો જાડો સ્રાવ થતો હોય, તો કેલ્ક. સલ્ફ) જીભના ઉપર પીળી અને ચીકણી છારી હોય, મસાની જેવી નાની નાની ગ્રંથિઓ થઇ હોય અને તેથી કર્ણ નળ બંધ થએલ હોય, તો આ દવા ઉપયોગી છે

**નાકઃ**—માથામાં, નાકમાં, કે ગળામાં દીર્ઘ અગર તીક્ષ્ણ પ્રકારની શરદી લાગીને ચીકણો, પીળો અગર પાણી જેવો લીલાશ પડતો સ્રાવ થતો હોય, તથા સાંજે અને હુંફાળા ઓરડામાં વધારે ઉપદ્રવ જણાતો હોય, શરદી લાગવાની શરૂઆતમાં ( ફેરમ ફોસની સાથે પરસેવો લાવવા માટે ), ચોખ્ખા પીળા રંગનો કે લીલાશ પડતા પીળા રંગનો બલગમ પડતો હોય, નાકની જ્ઞાનેંદ્રિને વાસની ખબર પડતી નહોય, પીનસ થયું હોય, નાકમાં અવરોધ થઇ પીળો અને ચીકણો બલગમ પડતો હોય, ઇત્યાદિ લક્ષણો હોય, તો આ દવા ઉપયોગી છે. શરદી લાગવામાં આ દવા વારંવાર આપ્યાથી શરદી અટકી જાય છે. નાક બઝાઈ જતું હોય, અને લીલાશ પડતો ઘણોજ બલગમ એકઠો થતો હોય ( સીલીશીઆ ) એ પણ ધ્યાનમાં લેવા જેવું લક્ષણ છે.

**આંખઃ**—આંખમાંથી કે પોપચામાંથી પીળો ચીકણો કે પાતળો રસ નીકળતો હોય, આંખે પીળા ખરેટા બાઝતા હોય, મોતીયા સાથે સ્ફાટીકરૂપ રસ ઝાંખો થઇ ગયો હોય, આંખ આવ્યા પછી આંખમાંથી પીળો અગર લીલાસ પડતો પરૂમય સ્રાવ થતો હોય, કૃષ્ણમંડળનુ ગડ થયું હોય, આગલા ખંડમાં પરૂ ભરાઇ રહ્યું હોય, વિગેરે ઉપદ્રવો આ દવાથી મટે છે.

**જઠરઃ**—હોજરીમાં શરદી લાગી હોય, અને જીભ પીળી અને મેલી હોય, એવી જીભની સાથે મંદાગ્નિ હોય, પીપડીમાં ભાર તથા દબાણયુક્ત અજીર્ણ, દુખાવા સહિત અજીર્ણમાં ( નેટ્રમ મ્યુર અને કેલી મ્યુર ) પીળી અને મેલી જીભ સાથે પેટમાં ચુંક આવતી હોય, અને મેગ્નીશીઆ ફોસથી આરામ ન થાય ત્યારે, ગરમ ( ઉન્હા ) પદાર્થો પીવાનો શ્રાસ લાગતો હોય, તરસ બીલકુલ લાગતી ન હોય, પિત્ત જ્વર આવતો હોય, જેમાં સાંજે તાવ વિશેષ ભરાતો હોય, ( જીભનો રંગ લક્ષમાં લેવો ), અને ત્વચારૂક્ષ તથા ગરમ હોય ( ફેરમ ફોસની સાથે પરશેવો લાવવા સારૂ ) ત્યારે આ દવાનો ઉપયોગ કરવો, જો અજીર્ણમાં પીપડી આગળ ભાર, દબાણ, વિગેરે જણાય, અને મોંમાં પાણી બહુ ભરાતું હોય, હોજરીમાં ચુંથારો થતો હોય, તેમજ આંતરડામાં બગાડ થવાથી કે ઝાડો થવાથી કમળો થયો હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

**ઉદરઃ**—ઉદરના તમામ વ્યાધિઓ જેમાં ખાસ પ્રકારની જીભ, સ્રાવ તથા મળના લક્ષણો હોય, અને જે રંગ આ દવાના ઉપયોગ માટે જરૂરીઆતનો છે, તેવો રંગ હોય તેવા તમામ વ્યાધિઓમાં આ દવા ગુણકારી છે. પીળા અને મેલા રંગના અગર પરૂ યુક્ત ઝાડા થતા હોય, ગરમીમાંથી એકાએક થંડી લાગવાથી થતી પેટની ચુંક, પેટને હાથ લગાડયાથી થંડું લાગે અને ગંધકના જેવી વાસ મારતો પવન છુટતો હોય, અર્શમાં (મુખ્ય દવા કેલ્ક. ફ્લ્યુઓરની સાથે ), જ્યારે જીભ ઉપર પીળી અને મેલી

**ભારી હોય,** અગર તો ખાસ પ્રકારનો સ્રાવ થતો હોય, પેટ ફુલી આવ્યું હોય, ટાઇફોઇડ તાવમાં અગર ટાઇફસ તાવમાં સાંજે ગરમી વધારે વધતી હોય; પેટમાં આફરો ચઢતો હોય, આંકડી આવે, પેટના રસ પડનો વરમ થયાનાં પુર્વ ચિન્હો જણાય, **કોલેરામાં,** કે સિંદુરીઆ તાવ પછી થતો મૂત્રપિંડનો વરમ, કાળો અને પાતળો ઝાડો દુર્ગંધવાળો ઉતરતો હોય, અને નાભિના મથાળાના ભાગમાં દુખતું હોય ત્યારે આ દવાનો ઉપયોગ કરવો.

**મૂત્રમાર્ગ:**—મૂત્રાશયના વરમમાં ખાસ પ્રકારનો પીળો, મેલો અગર લીલાશ પડતો પીળો મૂત્રનળમાંથી સ્રાવ થતો હોય, તે આ દવાને સૂચવે છે.

**જનનેંદ્રિયો:**—પરમીઓ થયો હોય, ત્યારે લીલી અગર પીળાસપર રંગવાળી ચીકણી રસી નીકળતી હોય, પરમીઓ દબાઇ ગયા પછી વૃષણનો વરમ થઇ આવ્યો હોય, ઉપદંશની અસર હોય, અને તેને લીધે સાંજની વખતે વૃદ્ધિ પામનારાં દર્દો થતાં હોય, ઇત્યાદિ માટે આ દવા જરૂરની છે.

**સ્ત્રીને** ધાત જતી હોય, તે લીલા અગર પીળા રંગની અને ચીકણી અગર પાણી જેવી હોય, આર્તવ બહુ થોડો અને મોડો આવતો હોય, તે સાથે પેડુમાં ભાર લાગતો હોય, અગર આર્તવ ઘણો આવતો હોય, અને કમ્મરમાં ભાર લાગતો હોય, અવયવોની અંદર દાહ લાગતો હોય, ઇત્યાદિ ચિન્હો માટે આ દવા ઉપયોગી છે.

**નિદ્રા:**—સ્વપ્નામાં હરેક બાબતનો આબેહુબ અને અસરકારક ચિતાર દેખાતો હોય, વારંવાર ઉંઘમાંથી જાગી જવાતું હોય, અગર સ્વપ્નામાં બીક લાગતી હોય, તો તે આ દવાને સૂચવે છે.

**મજ્જાતંત્ર:**—દુખાવો અગર ચરકા એક ભાગમાંથી બીજા ભાગમાં જતા હોય, અથવા કંપવા થયો હોય, ત્યારે આ દવા ફાયદો કરે છે.

**મન:**—સ્વભાવ ઘણો ચીડીઓ હોય, અગર બ્હીકણ હોય, સાંજ વખતે ચિંતા થતી હોય, દરેક બાબતમાં દર્દી બહુ ઉતાવળો હોય, મગજનો શ્રમ લેવાથી વ્યાધિનું બળ વધારે લાગતું હોય, એવી મનની સ્થિતિ આ ક્ષારને સૂચવે છે.

**શ્વાસમાર્ગ:**—શ્વાસાવયવોનો વરમ થઇને પીળો, અગર લીલાશ પડતો પીળા રંગનો, અને ચીકણો કફ નીકળતો હોય, શ્વાસ નળીનો વરમ, ક્ષય વિગેરેમાં સાંજે શરીર વધારે તપ્ત થતું હોય, ( જીભનો રંગ ધ્યાનમાં લેવો ), શ્વાસ નળીમાં થતો દમ, જેમાં પીળા રંગનો બલગમ પડતો હોય, શ્વાસાવરોધને માટે કાલી ફોસ. ) **ઉધરસમાં** જ્યારે ખાસ પીળા બલગમ પડતો હોય, અને **સાંજે અને હુંફાળી હવામાં વિશેષ જોર કરે, અને ખુલ્લી અને ઠંડી હવાથી રાહત મળતી હોય,** ઉધરસમાં જ્યારે પીળો, ચીકણો અને તાંત જેવો બલગમ હોય, અને તે નીકળતાં ગળામાં પાછો સરકીને ઉતરી જતો હોય, "ક્રુપ"ના જેવો શ્વાસ નળીનો વરમ થયા પછી ગળું બેસી ગયું હોય, સાદ બરાબર નીકળતો ન હોય, ( મુખ્ય દવા કૅલ્કી ફોસની સાથે ), ફૅરીંક્ષ ( નરગોટા ) ની હાલત નબળી થઈ ગઇ હોય, અને બોલવાથી શ્રમ લાગતો હોય, **ઉટાંટીયામાં પીળો અને મેલો બલગમ પડતો હોય,** ( ઉટાંટીઆના ખાસ ઇલાજ મેગ્નસીઆ ફોસ સાથે ) ન્યુમોનીઆ ( ફેફસાના વરમમાં ) માં પીળો બલગમ હોય, **છાતીમાં કફથી ખડખડ થતા પરપોટી જેવા અવાજ થતા હોય,** ગરમીવાળા ઓરડામાં શ્વાસ મુંઝાતો હોય, અને રાહતની ખાતર ખુલ્લા પવનની જરૂર જણાતી હોય, ઉધરસમાં પીળો, લીલાશ પડતો, મેલો કે પાણી જેવો પુષ્કળ બલગમ પડતો હોય, એ ચિન્હો આ દવાનાં સૂચક છે.

**રૂધિરાભિસરણ:**—ઇલીઅમના ઉપરના ભાગમાં દુખાવા સાથે અને ફીકકા ચહેરાની સાથે નાડી ઘણા વેગથી ચાલતી હોય, શરીરની ગરમી સાંજે વધતી હોય, નાડી ઘણી મંદ, અને સુસ્ત જેવા પ્રકારની મંદ જ્વર ( જેથી રક્ત દુષીત થવાનો સંભવ રહે છે તે)માં હોય છે, તેવી હોય, ત્વચા ગરમ, ઘણી રૂક્ષ અને બરછટ હોય, નાડીનો વેગ અતિશય મંદ એવો હોય કે નાડી લગભગ બે માલુમ હોય, પણ દર્દીને આખા શરીરમાં નાડીનો થડકારો લાગતો હોય તો આ દવા ઉપયોગી છે.

**હાથ પગ વગેરે અવયવો;**—સાંધાઓમાં વા આવતો હોય, અને તે એકથી બીજી જગાએ સ્થલાંતર થતો હોય, શરીરના કોઇ પણ ભાગમાં વાંસામાં, ડોકમાં કે હાથ પગમાં વા આવ્યો હોય, સાંજે અને હુંફ થવાથી દુખાવો વધારે જોર કરે, અને

ચંડા તથા ખુલ્લા પવનથી રાહત મળે તેવા પ્રકારનો વાંસામાં અગર હાથ પગ વિગેરેમાં ચસક વા, અગર વા થયો હોય, સાંધાનો સોજો અને ગરમ થયો હોય હાથ પગ ભીંગડા વળે એવા સ્ફોટ થતા હોય તો આ દવાથી આરામ થાય છે.

**જ્વરઃ**—સાંજે શરીરની ગરમી વધવા લાગતી હોય, અને તે અડધી રાત પછી કમી થતી હોય, ચઢ ઉતરીઓ તાવ આવતો હોય, અને તે વખતે જીભનો દેખાવ આ ક્ષારને સૂચવે તેવો હોય, રક્ત દોષવાળા તાવ જેવા કે અજીર્ણ જ્વર, એન્ટેરીક અથવા આંત્રજ્વર, લાલ તાવ, પ્લેગ, ઉપદંશ જન્ય જ્વર, પ્રમેહ જન્ય જ્વર, શીળી વગેરેમાં આ ક્ષાર બીજા ક્ષારોની સાથે આપવાની જરૂર પડે છે. આ ક્ષારમાં પરસેવો લાવવાનો ગુણ છે; તેથી પરસેવો લાવવો હોય તો આ ક્ષાર પાંચ પાંચ મીનીટે ગરમ પાણીમાં નાખીને અપાય છે.

**ત્વચાઃ**—ત્વચાની ક્રિયા મંદ હોય ( તો આ દવા ગરમ પદાર્થમાં મેળવી પાવાથી અને ગરમ કપડાં ઓઢવાથી ફાયદો થાય છે ), ઉપત્વચાનું અબુર્દ અને ખરજવું જેમાંથી પીલા રંગનો અગર લીલાશ પડતો પાણી જેવો સ્રાવ થતો હોય, કોઇ પણ સ્ફોટ વ્યાધિ એકદમ અંદર સમાઇ ગયો હોય, ત્વચા રૂક્ષ અને બરછટ હોય, ફોલ્લાવાળો રતવા થયો હોય, ભીંગડાં વળીને ચામડી ઉખડી જતા વિલંબ થતો હોય, દાહ અને ખરજ સાથે ખીલ થયા હોય, નખની હાલત સારી રહેતી ન હોય, ( સીલી સીઆની સાથે ) ત્વચા ઉપરથી ભીંગડા જલદી ઉખડી ગયા પછી નીચેની જમીન ચીકણી રહેતી હોય, સીળસ નીકળ્યું હોય, શીળીમાં ભીંગડા વળતા અને ઉખડી જતાં વિલંબ થતો હોય, ત્યારે ત્વચા ઉખડી જવાની સહાય માટે, તથા તાવ દર્મ્યાન પરસેવો લાવવા માટે અપાય છે.

**વૃદ્ધિઃ**—સાંજે અને હુંફવાળી હવાથી ઉપદ્રવો વિશેષ થાય છે.

**શાંતિઃ**—ઠંડી અને ખુલ્લી હવાથી રાહત મળે છે.

**પ્રધાન લક્ષણઃ**—પીળો, ચીકણો અને મેલો સ્રાવ શ્લેષ્મ પડમાંથી નીકળે છે.

**ઉપયોગઃ**—આ દવા ૬× કે ૧૨× અંશની વપરાય છે. જ્વરમાં આ દવા વારંવાર અપાય છે. માથાના ખોડા વિગેરેમાં બાહ્યોપચાર તરીકે પણ આ દવાનો ઉપયોગ થાય છે. કેલી મ્યુરથી જે કામ બાકી રહ્યું હોય તે આ દવાથી પુર્ણ થાય છે.

---

## કેલ્કેરીઆ ફૉસ્ફૉરિકા.

( Calcarea Phosphorica. )

આ ક્ષારનું સાદું અને ટુંકું નામ કેલ્ક. ફોસ છે અને સાધારણ રીતે તે ફોસ્ફેટ ઑફ લાઇમ ના નામથી ઓળખાય છે, આ ક્ષાર ચુનાની સાથે ફૉસ્ફૉરિક આસીડના સંયોગથી ઉત્પન્ન થાય છે, અને તેથી શરીરમાં જ્યારે જ્યારે ચુનાના પૌષ્ટિક ક્ષારની તંગી પડે છે, ત્યારે ત્યારે તે બહુ ઉપયોગી થઈ પડે છે. આલ્બ્યુમીન સાથે તેને રસાયણિક યોગ (સ્નેહ) હોય છે, તેથી જ્યાં જ્યાં આલ્બ્યુમીન નકામો પડયો રહે છે, ત્યાં ત્યાં તે તેનો સદુપયોગ કરીને શરીરને સુધારે છે. એ ઉપરાંત જરૂર પડે ત્યારે, એ ક્ષાર આલ્બ્યુમીનને મળી જઇ ને શરીરના અસ્થિનું બંધારણ કરે છે; અને તે વખતે આલ્બ્યુમીન લાહી જેવા એક ચીકટ પદાર્થની ગરજ સારે છે. મનુષ્યના હાડકાનું પ્રથકકરણ કરવાથી તેમાં ૫૭ ટકા ફૉસ્ફેટ ઑફ લાઇમ બાકીનો ભાગ જીલેટાઇન નામનો ચીકટ પદાર્થ, કાર્બોનેટ ઑફ સોડા, મૅગ્નેસીઅમ ફૉસ્ફેટ, અને સોડીઅમ ક્લોરાઇડ હોય છે.

જ્યારે કોઈ કારણથી આ ક્ષારના પરમાણુનો જથ્થો જોઇએ તે કરતાં ઓછો થાય છે, ત્યારે કેટલાંક વ્યાધિરૂપ લક્ષણો ઉત્પન્ન થાય છે. હાડકાના રજકણો જે ઘસાઇને નાશ પામે છે તે ફરીથી તેવાં મજબૂત બંધાતાં નથી, આલ્બ્યુમીન નકામો થવાથી શરીરને પુષ્ટિ નહિ આપતાં મળ મૂત્ર દ્વારા બહાર નીકળી જાય છે, લોહી પાતળું પડી જાય છે, અને શરીરમાં એક જાતની નબળાઇ આવી જાય છે.

શરીરમાં દાખલ થતા અને પેદા થતા આલ્બ્યુમીનનો પુરતો ઉપયોગ કરે, એટલો ફૉસ્ફેટ ઑફ લાઇમનો ક્ષાર લોહીમાં ન હોય, તો આલ્બ્યુમીન એક ઉપદ્રવ કરનારૂં તત્વ થઈ પડે છે, ગુરદાની મારફતે તે બહાર નીકળવા લાગે છે, અને તેની આદત થઈ જવાથી ગુરદાની ખરાબી થાય છે, એટલે 'બ્રાઇટસ ડીઝીઝ' ઉત્પન્ન થયો એમ

કહેવામાં આવે છે. જો નાકને રસ્તે તેની નિકાશ થાય, તો તે એક જાતનું સળેખમ કહેવાય છે, જો ફેફસાં વાટે બહાર નીકળે, તો ઉધરસ થાય છે, ત્વચા મારફતે બહાર નીકળવા પ્રયત્ન કરે, તો ફોલ્લીઓ, ખરજવાં, ઇત્યાદિ ત્વચા રોગ કરે છે. કોઇ પિંડમાં તે જોર કરે તો તે પિંડો સુજી આવે છે, અને કંઠ માળની જેવી ગાંઠો સુજી આવે છે. વળી એ ક્ષારની ખામીને લીધે અજીર્ણ વિકારનાં દર્દો પણ થઇ આવે છે, કેમકે પાચન ક્રિયામાં તે બહુ ઉપયોગી ક્ષાર છે. કેટલીક વખત સંધિવા પણ આ ક્ષારની ખામીને લીધે થઇ આવે છે.

કેલ્કેરીઆ ફૅાસ, અને મૅગ્નીસ્યમ ફૅાસ એ બન્ને ફૅાસ્ફેટસ અરસ્પરસ ઉપયોગી થાય છે, એટલે કે તેમાંથી હરકોઇ એકના પરમાણુઓ પ્રથમ કમી થાય છે, એટલે બીજા ક્ષારનાં પરમાણુઓ તેની જગ્યાએ વપરાવા લાગે છે, અને ફક્ત તે ક્ષારથી બંને તેટલો લાભ શરીરને આપીને આરોગ્ય જાળવવા પ્રયત્ન કરે છે. શરીરના રસોમાં અમ્લતા વધી ગઇ હોય તે કમી કરવા માટે, અને તેને ઠેકાણે પાડવા માટે નેટ્રમ ફોસ ( સોડીઅમ ફૅાસ્ફેટ ) કામ કરે છે, પણ જ્યારે શરીરમાં કેલ્કેરીઆ ફૅાસ કમી થઈ જાય છે, ત્યારે તેનું કેટલુંક કામ કરવામાં નેટ્રમ ફૅાસ વપરાવા લાગે છે, અને તેથી જ્યારે નેટ્રમ ફૅાસ હદ ઉપરાંત વપરાઈ જાય છે, ત્યારે અમ્લરસો વધી પડે છે, એટલે પરિણામે ખટાસનાં, અને સંધિવાના જેવાં લક્ષણો પ્રગટ થાય છે, ત્યારે આપણું ધ્યાન એકાએક બહાર પડેલા દર્દ તરફ ખેંચાય છે. તેવીજ રીતે કેટલીક વખત લોહીમાં કેલ્કેરીઆ ફૅાસના ક્ષારની તંગી પડવાથી મેગ્નીસીઅમ ફૅાસની જરૂર પડતાં મેગ્નીસીઅમ ફૅાસ વધારે વપરાયા લાગે છે, કેમકે તેને પોતાના કાર્ય ઉપરાંત કેલ્કેરીઆ ફૅાસનું કાર્ય પણ કરવું પડે છે, તેથી આખરે મેગ્નીસ્યમ ફૅાસના ક્ષારની પણ તંગી પડવા લાગે છે, અને વાયુ, જ્ઞાનતંતુની નબળાઇ વગેરે દર્દો પ્રગટ થાય છે; એવે સમયે મેગ્નીસીયમ ફૅાસ દવા તરીકે આપવા છતાં જોઇએ તેવો ફાયદો જણાતો નથી, અને તેથી તેની સાથે અગર તેને બદલે કેલ્કેરીઆ ફૅાસ આપવાની જરૂર જણાય છે. કોઇવાર મેગ્નીસીઅમ ફૅાસ્ફેટના ક્ષાર પ્રથમ ખૂટે છે, અને પછી કેલ્કેરીઆ ફૅાસ્ફેટના ક્ષાર ખૂટે છે, એવે પ્રસંગે પણ બન્ને ક્ષાર વારાફરતી આપવાથી વધારે ફાયદો થાય છે.

વળી લોહીના નવા રજકણોના બનાવટમાં પણ આ ક્ષારની જરૂર હોય છે, તેથી જ્યારે કોઇ કારણથી શરીર ફિક્કુ પડી ગયું હોય, અગર પાંડુ રોગની અસર જણાય, ત્યારે પણ આ દવા ઘણી કામની છે. બાળકોના લોહીમાં જ્યારે ચુનાના ક્ષાર પુરતા પ્રમાણમાં હોતા નથી, ત્યારે તેમનાં હાડકાં નરમ થઇ જાય છે, અને વળી જાય છે. એવી સ્થિતિ સુધારવા માટે પણ આ દવાની જરૂર હોય છે,

ઘણા વ્યાધિઓમાં આ દવા પૌષ્ટિક તરીકે ગુણ કરે છે, અને તેથી જીર્ણ અને તંતુનો ઘણો ઘસારો કરે તેવા ક્ષયની જાતના દર્દોમાં, હાડીજ્વરમાં, શોષણ-ક્રિયાના દોષમાં, અને પેશાબમાં ફૅાસ્ફેટ જતો હોય તેવા દર્દમાં આ ક્ષાર ઉપયોગી છે. જ્યારે મજ્જા તંત્ર નિર્બળ થવાથી પ્રજોત્પતિ કાર્યની શક્તિ મંદ પડે છે, ત્યારે કાલી ફૅાસની સાથે આ ક્ષાર આપવાથી ફાયદો થાય છે. વીર્યસ્રાવ અને હસ્તક્રિયાથી નિર્બળ થયેલા યુવાનો માટે પણ ઉપર લખેલી બન્ને દવાનો ઉપચાર હિતકર નીવડે છે.

અસ્થિ નબળાં હોય, બરાબર કદની વૃદ્ધિ થતી નહોય, વાંકા વળી ગયેલાં હોય, અગર તેમની સંધિ જોઇએ તેવી મજબુત નહોય, અસ્થિની સંધિમાં મંદ પણ વવળાટ સાથે પીડાની અને થંડીની લાગણી રહેતી હોય, અસ્થિની ગ્રંથિ થઇ આવી હોય, ઇત્યાદિ અસ્થિના દોષ માટે આ દવા ઘણી ઉપયોગી છે.

જ્યારે રસ પડની જાળમાં આ ક્ષાર કમી થાય છે, ત્યારે રસયુક્ત આલ્બ્યુમન રસકોશમાં ભરાઇ જવા લાગે છે, અને ઘુંટણ જેવા સ્થળે રસ સંચય જન્ય સોજા થાય છે, તેવીજ રીતે ત્વચાના પડમાં, અથવા શ્લેષ્મ પડમાં આ ક્ષાર ઘટે છે, ત્યારે આલ્બ્યુમનના પોપડા જામવા લાગે છે, અને તે લક્ષણો આ દવા આપવાથી દૂર થાય છે.

**જીભ:**—સવારમાં ઉઠતાં જીભમાં કડવો સ્વાદ રહેતો હોય, જીભ સુજેલી હોય, અક્કડ હોય, જ્ઞાન શુન્ય હોય, અગર તે ઉપર ઝીણી ફોડકીઓ હોય કે તે ઉપર સફેદ છારી હોય, તો તે લક્ષણ આ દવાને સૂચવે છે.

**દાંત:**—બાળકોને દાંત જલદી ફુટતા ન હોય, દાંત ફુટતી વખતે અનેક ઉપદ્રવો થતા હોય, દાંત બહુ જલદી સડી જતા હોય, દાંતનું દર્દ થતું હોય, તે રાતની વખતે વધતું હોય ( ત્યારે સીલીસ્આની

સાથે વારાફરતી ), અવાળુમાં પીડા થતી હોય, અને અવાળુ સુજી આવ્યાં હોય ( ત્યારે ફેરમફોસની સાથે વારાફરતી ), આ ક્ષારથી ફાયદો થાય છે. દાંત ફુટતી વખતે આંચકી આવે, તો મેગ્નીસીઅમ ફૉસની સાથે આ દવા આપવી, અને જો પહેલાં એકલું મેગ્નીસીઅમ ફૉસ આપ્યું હોય અને તેથી કશો ફાયદો થયો ન હોય, તો પછી આ દવાના થોડા એક પડીકાં આપવાં એથી આંચકી બંધ પડશે

**મોઢું:**—અનાજ બરાબર નહિ પચવાથી સવારમાં બદરવાદ રહેતો હોય, ચોરીઆ આવી જવાથી દર્દી બરાબર મોં ઉઘાડતો ન હોય, ઉપલો હોઠ સુજી આવ્યો હોય, અને દુખતો હોય એ ચિન્હો આ દવાને સૂચવે છે.

**ગળું:**—ગળું બહુ દુખતું હોય, ગળે કોઇ પણ ખોરાક ઉતારવાનો પ્રયત્ન કરતાં ઘણું દદ થતું હોય, ચોરીઆ ઘણા વખતથી મોટા થઇ ગયા હોય, અને તે બરાબર દુરસ્ત થતા ન હોય, તેથી આખો દિવસ સાદ બેસી ગયેલો રહેતો હોય, ગળું બળ્યા કરતું હોય, ઇત્યાદિને માટે આ દવા સારી છે.

**ચ્હેરો:**—ચ્હેરો ફિક્કો, બેસી ગયેલો, મેલા, રંગનો અને ચીકાસવાળો—જાણે તેલ કે ચરબી લગાડી હોય તેવો—દેખાતો હોય, ચ્હેરા ઉપર થંડો પરસેવો આવતો હોય, જડબાની નીચે ગાંઠોમાં દુખાવો થઇ આવતો હોય, ચ્હેરા ઉપર ખીલ ઘણા થઇ આવતા હોય, ખાસ કરીને નબળા બાંધાની છોકરીઓને ખીલ થતા હોય, બાળકને દાંત આવતી વખતે ચ્હેરાનાં દર્દ થતાં હોય, લ્યુપસ નામનું ચાંદુ થયું હોય ઇત્યાદિ હકીકતો માટે આ દવા જરૂરની છે.

**મસ્તક:**—માથા ઉપર જાણે બરફ મુકયો હોય તેવી થંડક જણાતી હોય, પેટમાં અજીર્ણ, અને વાયુ હોય, તે સાથે માથાનો દુખાવો હોય, ખટાસવાળાં અથાણાં ખાવાથી ઝાડા થઇ આવતા હોય, તે સાથે માથું દુ:ખતું હોય, બાળકની ખોપરીના સાંધા બરાબર જોડાયા ન હોય, મગજની આસપાસ પાણીનો જમાવ થયો હોય ઇત્યાદિ માટે આ દવા ઉપયોગી છે.

**નાક:**—નાકની અંદર મોટા લટકતા મસા થયા હોય, નાકની કોર સુજી આવતી હોય, સળેખમ થઇ આવતું હોય, ત્યારે ઘણી છીંકો આવતી હોય, નસકોરામાંથી આલ્બ્યુમીનનો રસ નીકળતો હોય, થંડીને લીધે તે રસ વધારે નીકળતો હોય, પણ હવા ગરમ થાય, અને દર્દી બહાર ખુલ્લી હવામાં ફરે, ત્યારે તે બંધ થતો હોય, સળેખમમાંથી ઉધરસ થઇ આવતી હોય, નાકનું ટેરવું બરફની જેવું થંડું રહેતું હોય, કપાળ દુખતું હોય, નાકના મૂળ આગળ દુખાવો વધારે લાગતો હોય, સળેખમમાં શ્લેષ્મ થોડો નીકળતો હોય, પણ તે સાથે નાકની અંદરની ત્વચાના પોપડા અગર કોઇવાર લોહી નીકળતું હોય, નબળા બાંધાના બાળકોને વારંવાર સળેખમ થઇ આવતું હોય, ઇત્યાદિ દર્દો માટે આ દવા બહુ સારી છે. પીનસના દર્દમાં કેલ્ક. ફ્લ્યુઓરની સાથે આ દવા વારાફરતી આપવાથી ફાયદો થાય છે.

**કાન:**—નબળા બાંધાના અને સ્ક્રોફ્યુલાની અસરવાળાં બાળકોને ગળાની ગાંઠો સુજી આવી હોય, અને તે સાથે કાનમાં દુખાવો થતો હોય, નબળાઇ સાથે સંધિવાની કાંઇ અસર હોય, અને તેથી કાન દુખતો હોય, કાનમાંથી લાંબા વખતથી ગંધ વિનાનું પરૂ નીકળ્યા કરતું હોય, અગર ગંધાતી રસી નીકળતી હોય, અને તે સાથે ગળામાં દર્દ થતું હોય, અને એકંદર રીતે દર્દીના નબળા બાંધા ઉપરથી, અગર કોઇ સ્ક્રોફ્યુલા જેવા દર્દ ઉપરથી ચુનાના આ ક્ષારની તંગી જણાતી હોય, ત્યારે આ દવા આપવાથી કાનનું પરૂ વગેરે બંધ પડે છે, તથા અનુસંગી દર્દો દુર થાય છે.

**નેત્ર:**—પ્રકાશ ખમી શકાતો ન હોય, આંખનો ડોળો દુખતો હોય, તેની ઉપર ક્ષત પડયાં હોય, આંખ દુખવા આવ્યા પછી દૃષ્ટિમંદ પડી ગઈ હોય, સ્પષ્ટતાથી દેખી શકાતું ન હોય, સ્ક્રોફ્યુલાની કાંઇક અસર હોય, અને તેથી આંખનાં દર્દો થઇ આવતાં હોય, આંખમાં ચસકા આવતા હોય, અગર આંખનાં પોપચાં બેઅખત્યાર ઉઘાડવાસ થયા કરતા હોય, ( તો મેગ્નીસીઅમ ફોસથી ફાયદો ન થાય, ત્યારે આ દવા આપવી ), નબળા અસ્થિવાળાં કે સ્ક્રોફ્યુલાની અસર વાળાં બાળકોને જન્મથી દૃષ્ટિની કાંઇ ખોટ હોય, કે નેત્રદર્પણની તંતુઓનો આઘાત થયો હોય, ઇત્યાદિ માટે આ દવા ગુણકારી છે. કેટલાંક બાળકોને દાંત આવતી વખતે આંખનો દુખાવો, આંખનું કોરાપણું વગેરે ચિન્હો થાય છે, તે ચિન્હો પણ આ દવાથી નરમ પડે છે.

**જઠર:**—ખોરાક પચ્યાવિના એક લોચાની માફક પડયો રહેતો હોય, હોજરી દાબતાં દુખતી હોય,

ભુખ ઘણી લાગે પણ ખોરાક લીધા પછી પેટમાં દુખે, ઓડકાર આવવાથી કોઇ વાર દુખાવો કમી લાગે, બાળકોને કોકડા બાઝેલા ખાટા દુધની ઉલટી થઇ જાય ( નેટ્રમ ફોસની સાથે ), બાળક સદંતર ધાવ્યાજ કરે, પણ તેનું પેટ ફુલેલું રહ્યા કરે, થંડા પદાર્થો પીવાથી ઉલટી થાય, પણ ગરમ પદાર્થ માફક આવે, અજીર્ણ સાથે માથાનો દુખાવો રહે, ઇત્યાદિ જઠરના દોષને આ દવા મટાડે છે.

**ઉદર:**—બાળકને દાંત આવતી વખતે ઝાડા થઇ આવતા હોય, પચ્યા વિના, લીલા રંગના, ચીકણા ઝાડા ચુંક સાથે થતા હોય, બાળકોને કોલેરા-ની જેવો ઉલટી ઝાડાનો રોગ થઇ આવ્યો હોય, તેમને નહિ ખાવા યોગ્ય પદાર્થો ખાવાનું મન થતું હોય, ઝાડો ગરમ, અવાજ કરતો, અને દુર્ગંધીવાળો થતો હોય ( તો કાલી ફોસની સાથે ), ઉનાળાની ઋતુમાં કેરી જેવો મેવો ખાવાથી, અગર તે વિના પણ ગરમ ઋતુને લીધે ઝાડો થઇ આવ્યો હોય, નાભિની આસપાસ બાળકને દુખતું હોય, અને તેથી રડતું હોય, ( તો મેગ્ની. ફોસની સાથે ), અર્શ થયા હોય, તે સાથે ખરજ આવતી હોય, અર્શમાં-થી ઇંડાની સફેદી જેવી રસી નીકળતી હોય, ભસ્મક રોગ થયો હોય, અને ખોરાક લેવા છતાં શરીર પુષ્ટ થતું ન હોય, ઇત્યાદિ લક્ષણો માટે આ દવા ઘણી સારી છે. વળી પેટમાં થતી સારણ ગાંઠ, પિત્તની કાંકરી, આંતરડાં તવાઇ જવાં ગુદા-ગળ ઇત્યાદિ દર્દમાં પણ ઉપયોગી થઇ પડે છે, જ્યારે ભગંદર થયું હોય, અગર મળદ્વાર આગળ ચિરા પડયા હોય, ત્યારે કલ્કેરીઆ ફ્લ્યુઓર કે સીલીસ્યા એ બેમાંથી જે યોગ્ય લાગે તેની સાથે આ દવા આપવાથી ફાયદો થાય છે.

**મૂત્રાવયવો:**—પેશાબ ઘણો જતો હોય કે પેશા-બમાં આલ્બ્યુમીન હોય, અગર પેશાબ બેઅખ-ત્યાર થતો હોય, તો આ દવા કાલી ફૉસની સાથે અપાય છે. મૂત્રાશયના મુખ આગળ અને મૂત્રમાર્ગમાં કપાતું હોય એવી પીડા સાથે વારવાર હાજત થતી હોય, તો આ દવા ફેરમ ફોસની સાથે આપવાથી ફાયદો કરે છે. પેશાબમાં ફોસ્ફેટ કે રેતી જતી હોય, કે પથરી બંધાતી હોય, તો નેટ્રમ સલ્ફ અગર બીજી કોઇ દવાની સાથે આ દવા હિતકર થઇ પડે છે. મધુપ્રમેહ અને તેની સાથે થતાં ફેફસાના દર્દમાં પણ આ દવા કામની છે.

**જનનેંદ્રિયો:**—પુરૂષને થતી વધરાવળ સારણ ( કે. ફ્લ્યુઓર સાથે ), અંડનો દુખાવો—વરમ ( ફે. ફોસ સાથે ), વૃષણની થેલીમાં રસનું ભરાવું, જીર્ણ પ્રમેહ ઇત્યાદિ માટે આ દવા સારી છે. સ્ત્રીને ગર્ભ-સ્થાનના ભાગમાં નબળાઇ હોય, ગર્ભસ્થાન નીચે અગર બહાર આવી જતું હોય, ઝાડો થયા પછી પેડુમાં ચુંથારો થતો હોય, આર્તવ વખતે અગર તે વિના ગર્ભાશયમાં અને કમરમાં દુખતું હોય, સફેદ દુધ જેવી ચીકણી ધાત જતી હોય, આર્તવ આવતોજ નહોય, અગર ઉમ્મર લાયક થયા પહેલાં છોકરીને આર્તવ આવવા લાગ્યો હોય, સ્ત્રીને સ્ક્રો-ફ્યુલાની અગર અગર સંધિવાની કાંઈ અસર હોય અને તેથી ઉપર લખ્યાં તેવાં દર્દ થતાં હોય ઇત્યાદિમાં કલ્કેરીઆ ફ્લ્યુઓર અગર બીજા યોગ્ય ક્ષારની સાથે આ દવા આપવાથી ઘણો સારો આરામ થાય છે. ગર્ભાધાન દર્મ્યાન સ્તનમાં દુખાવો થતો હોય, પ્રસૂતિ પછી માતાનું ધાવણ બગડી ગયું હોય, લાંબા વખત સુધી ધવડાવવાથી માતા નબળી પડી ગઈ હોય, ઉધરસ આવવા લાગી હોય, અને કંઠનો અવાજ નબળો પડી ગયો હોય, ત્યારે આ દવાથી શરીર સુધરે છે.

**મજ્જાતંત્ર:**—વખતો વખત રાત્રે દુખાવો થઈ આવતો હોય, હાડકાં કળતાં હોય, હવામાં ફેર-ફાર થવાથી દુખાવો વધારે લાગતો હોય, સંધિવા અને પક્ષાઘાત બન્ને સાથે હોય, શરીરમાં થાક ઘણો લાગતો હોય, હાથપગ ધ્રૂજતા હોય, વાઇ આવતી હોય, દાંત આવવા દર્મ્યાન બાળકને આંચકી જેવાં મગજનાં દર્દ થતાં હોય, વૃદ્ધ માણસોને ઉંઘથી પુરતો આરામ મળતો ન હોય, ( કાલી ફોસની સાથે ), કોઈ અંગમાં ઝ્હેર મારી ગયા જેવી, અને થંડી લાગણી વવળાટ સાથે લાગતી હોય, અગર વીજળીના ઝટકાના મીસાલે દર્દ થતું હોય એવી લાગણી આ દવાને સૂચવે છે.

**મન:**—દુ:ખ, અફસોસ, નાઉમેદી, ચિંતા, અસં-તોષ વગેરે કારણોને લીધે મનની અને તનની હાલત બગડી હોય, યાદશક્તિ મંદ થઇ ગઈ હોય, ચિંતાને લીધે સઘળું દુ:ખમય લાગતું હોય, વૃદ્ધાવસ્થામાં નબળાઇને લીધે ચક્કર આવતાં હોય, નબળા બાંધાની છોકરીઓનું મગજ અભ્યાસને લીધે ખવાઇ જતું હોય, અને માથાનો દુખાવો રહેતો હોય, ઉમ્મરના

પ્રમાણમાં શરીર બરાબર પકવ થયા પહેલાં મુવાવસ્થાનાં ચિન્હ જણાતાં હોય, ઇત્યાદિ મનની હાલતમાં આ દવા આપવાથી ફાયદો થાય છે.

**શ્વાસમાર્ગ:**—ઉધરસ સવારમાં આવતી હોય, આલ્બ્યુમનવાળો કફ નીકળતો હોય, ઉધરસ ઘણા લાંબા વખતથી હોય, ક્ષયરોગ ગુપ્ત સ્વરૂપમાં રહેતો હોય, છાતી દુખતી હોય, રાત્રે પરસેવો થતો હોય, કફ ચીકણો હોય, અને તેને કાઢવાને માટે ખોંખારીને જોર કરવું પડતું હોય, બાળકને ઉધરસ એવા જોરથી આવતી હોય કે તે ગુંગળાઇ જતું હોય. ઇત્યાદિ દર્દો માટે આ ક્ષાર કિંમતી થઇ પડે છે.

**રૂધિરાભિસરણ:**—લોહીની ગતિ મંદ હોય, હાથપગ થંડા રહેતા હોય, છાતીમાં ધબકારો થતો હોય, પગની પીંડીમાં નબળાઈ લાગતી હોય, લાલ રજકણોની તંગી હોય, અને શ્વાસ લેતાં રક્તાશયની આસપાસ દુખાવો થતો હોય, ત્યારે આ ક્ષારથી ફાયદો થાય છે. જન્મેલા બાળકના હૃદયમાં એક છિદ્ર હોય છે, તે કુદરતી રીતે થોડા વખત પછી બંધ થઇ જાય છે, પણ જ્યારે તે બંધ થયું ન હોય, ત્યારે શ્રવણ પરીક્ષા કરવાથી એક જાતનો ઝીણો અવાજ નીકળે છે, તે સ્થિતિ સુધારવાને માટે આ દવા ઘણી સારી છે.

**હાથપગ વિગેરે અવયવો:**—જરાપણ શરદી કે થંડી લાગવાથી સાંધા વાયે રહી જતા હોય, સંધિવા થયેલો ભાગ થંડો અગર બ્હેર મારી ગયેલો હોય, કમ્મરની વક્રતા થઇ હોય, **પગ વાંકા** વળી ગયા હોય, ખભાને અગર ડોકને સંધિવાની અસર થઇ હોય, આખું શરીર દુખતું હોય, અગર કળતું હોય, ( તાવ આવતો હોય ત્યારે ફેરમ ફોસ સાથે ) સંધિવાનો દુખાવો આખા શરીરમાં જુદે જુદે સ્થળે ફરતો હોય, અગર ઉપદંશની અસરને લીધે હાડકામાં વરમ થઇને ક્ષત પડતાં હોય ( ત્યારે કાલી મ્યુરની સાથે ), ઇત્યાદિ દર્દોમાં આ દવાની જરૂર છે.

**ત્વચા:**—વૃદ્ધાવસ્થાને લીધે ત્વચા ઉપર ચળ આવતી હોય, નાહ્યા પછી ચળ આવતી હોય, શરીર ઉપર ઝીણી ફોડલીઓ થતી હોય, નબળા બાંધાના સક્ષને ખરજવું થયું હોય, તેમાંથી પીળી અગર સફેદ ફોતરીઓ ઉખડી જતી હોય, વૃદ્ધ સ્ત્રીઓને ગુહ્યાવયવ ઉપર ખુજલી આવતી હોય, સ્ક્રોફ્યુલાની અસરથી ત્વચામાં અગર હાડકામાં ગુમડાં કે ચાંદાં થતાં હોય ઇત્યાદિ ત્વચા રોગ માટે આ દવા ઘણી ઉપયોગી થઇ પડે છે.

**વૃદ્ધિ:**—પાણીમાં ભીંજાવાથી શરદી કે થંડી જલદી લાગે છે, અને તેથી દુઃખાવો વધે છે. હવાના ફેરફાર સહન થઈ શકતા નથી. ઘણું હરવા ફરવાથી કે પરિશ્રમ પડવાથી રોગનું જોર વધે છે.

**શાંતિ:**—ગરમ કપડાં પહેરી રાખવાથી, વિશાળ ઓરડામાં જ્યાં હવાની ગરમી એક સરખી રહેતી હોય, ત્યાં રહેવાથી, અને આરામ લેવાથી રોગનું જોર કમી રહે છે.

**ઉપયોગ:**—બચ્ચાંને માટે ૩× થી ૬× સુધીના અંશો જરૂરના છે, તોપણ એકી વખતે પંદર દિવસથી વધારે વખત સુધી તથા બહુ મોટા પ્રમાણમાં તેમને આપવી નહિ. તેમને એકેક અઠવાડીઉં ખાલી જવા દેવું. કારણ કે બહુ લાંબા વખત સુધી આપવાથી પથરી થઇ આવે છે. વૃદ્ધ માણસોને માટે ૩૦ થી ૨૦૦ સુધીના અંશો કામના છે, કેમકે તેમને આ ક્ષાર અસ્થિ બંધનને માટે જરૂરનો નથી, માત્ર ઔષધિ તરીકે જરૂરનો છે.

---

## કૅલ્કેરીઆ ફ્લ્યુઑરિકા.

(Calcarea Fluorica)

આ ક્ષારનું સાદું અને ટુંકુ નામ કૅલ્ક. ફ્લ્યુઓર છે. કુદરતી રીતે આ ક્ષાર ચકમક નામના ખનિજ પદાર્થમાંથી મળી આવે છે. ફ્લ્યુઑરિક આસિડની સાથે ચુનાનો સંયોગ થવાથી તે ક્ષાર બને છે. પાણીમાં તે ક્ષાર બિલકુલ ઓગળતો નથી, તોપણ તેને ઘુંટીને એવો બારીક બનાવવામાં આવે છે કે ક્ષાર લોહીમાં જલદી મળી જઇને ઘણી સારી અસર કરી શકે છે. આપણા શરીરમાં તે ક્ષાર **હાડકાની સપાટીમાં, દાંતના ઉપરના ચળકતા પડમાં, સ્થિતિ સ્થાપક રેસાઓમાં,** અને **ચામડીના ઉપલા પડમાં** કાયમ હોય એમ માલુમ પડે છે. સ્થિતિ સ્થાપક રેસાઓ ચામડીમાં, સંયોજક તંતુ જાળમાં અને નાડીઓની દીવાલોમાં હોય છે, અને તેથી તે ભાગો જ્યારે નરમ પડવાથી—સ્થિતિ સ્થાપક મટી જવાથી—માઠાં ચિન્હો જણાય છે, ત્યારે આ દવા ખરેખર ફાયદાકારક થઇ પડે છે.

દાખલા તરીકે જ્યારે કોઇ તંતુ જાળને વધારે મહેનત પડે છે, અને તેથી તેની સ્થિતિસ્થાપકતા જાળવી રાખનારો આ ક્ષાર કમી થઇ જાય છે, ત્યારે તે જાળમાં ફરતા રસોનું બરાબર શોષણ થતું નથી, તેમજ તેમને આગળ જવા જોઇએ તેવી ગતિ મળતી નથી, તેથી તે તંતુ જાળનો કેટલોક ભાગ કઠણ અને નક્કર થવા લાગે છે. જો કદાપિ તેવો બિગાડ રક્તવાહિનીની જાળમાં થવા પામે, તો રક્તવાહિનીઓ ફુલી જાય છે, અને તેથી **રક્તના જમાવવાળી ગાંઠો, કઠણ ગ્રંથિઓ, શિરાનું વિસ્તૃતત્વ, અર્શ, રક્તસ્રાવ, ત્વચા ઉપર કઠણ ચાંદા, ગર્ભાશયનું ખસી જવું, ઉદરપ્રાકારની નબળાઇ** વગેરે પરિણામો થાય છે. દાંતના ભાગમાં બિગાડ થાય છે, ત્યારે તે સડે છે, અગર મૂળ ખવાઇ જાય છે, અને દાંત હલવા લાગે છે. હાડકાંને ઇજાને થઇ ગયા પછી તેમાં આ ક્ષારની તંગી પડવાથી હાડકાં બેડોળ થઇ જાય છે, અને ફુલી આવે છે. સ્ત્રીના સ્તનના ભાગમાં આ ક્ષાર કમી થવાથી તેમાં કઠણ ગાંઠો થઇ આવે છે.

**જીભઃ—**જીભ ફાટી ગઇ હોય, તેમાં દુખાવો થતો હોય, અગર ન થતો હોય, જીભ કઠણ થઇ ગઇ હોય, અને લાંબા લખતથી તેનો વરમ હોય તે દુરસ્ત થતો ન હોય ( સરખાવોઃ—સીલીસ્યા ) તે આ દવાને સૂચવે છે.

**દાંતઃ—**દાંત હાલતા હોય, તેમાં પીડા થતી હોય, અગર ન થતી હોય, દાંતનું પડ જે ચળકે છે, અને જેને 'એનામેલ' કહે છે, તે પાતળું અને ખડબચડું થયું હોય, દાંત કોહી જતા હોય ( કેલ્કેરીઆ ફોસની સાથે ), અને મૂળમાંથી પોચા પડી ગયા હોય તો આ દવાથી સુધરે છે.

**મોઢુંઃ—**ઓષ્ટ ઉપર ચીરા પડયા હોય, મોઢું બહુ કોરૂં રહેતું હોય, પેઢાંનું ગડ થઇ આવ્યું હોય, ગાલના કે જડબાના હાડકામાં પત્થર જેવો કઠણ સોજો થયો હોય, બાળ ઉપદંશને લીધે મોઢામાં અને ગળામાં ક્ષત પડયાં હોય.

**ગળુંઃ—**ડીપ્થેરીઆની અસર થવાથી વાયુ નળીનો વરમ થયો હોય, ગળું બહુજ [illegible] પડી જતું હોય, ગળાની આસપાસની ચામડી [illegible] પડી ગઇ હોય, પડ જીભ મોટી થઇ ગઇ હોય, તેથી વખતો વખત ઉધરસ આવતી હોય, ચોરીઆ મોઢા થઇ ગયા હોય, તે માટે (બેરાઇટા કાર્બ આપ્યા પછી) આ દવા આપવી.

**મસ્તકઃ—**બપોરની વખતે માથું દુખવા આવે, અને તે સાથે ચક્કર આવે તથા ઉબકા થાય. પણ સાંજ પડે ત્યારે તબીઅત સારી થાય. તરતના જન્મેલા બાળકના માથામાં લોહીની ભરેલી ગ્રંથિઓ જણાતી હોય, માથાના હાડકાંને ઇજા થયા પછી ઉઝરડા પડયા હોય, અગર ચાંદા પડયાં હોય તે તે જલદી રૂઝાતાં ન હોય, અગર કઠણ ધાર બંધાતી હોય, ત્યારે આ દવાથી ફાયદો છે.

**કાનઃ—**કાનના હાડકામાં અગર કાનની પછવાડેના હાડકામાં કે હાડકાના પડમાં વરમ કે દુખાવો થયો હોય ત્યારે આ દવાની જરૂર પડે છે.

**નાકઃ—**શરદીની અસરથી નાક કોરૂં પડી ગયું હોય, બંધાઇ ગયું હોય, અગર તેમાંથી જાડો લીલા રંગનો કે પીળા રંગનો, ગંધાતો શ્લેષ્મ નીકળતો હોય, નાકનાં અસ્થિ વધતાં હોય, સડતાં હોય, અગર એવો કાંઈ રોગ અસ્થિને લાગુ પડયો હોય, કે નાકના પાછળના ભાગમાં મસા જેવી માંસ વૃદ્ધિ થઇ હોય, તે આ દવાથી મટે છે.

**આંખઃ—**વાંચતાં વાંચતાં આંખ થાકી જતી જતી હોય, અક્ષરો સ્પષ્ટ દેખાતા ન હોય, આરામ લીધા પછી બરાબર વાંચી શકાતું હોય, આંખે ઝાંખ લાગતી હોય, આંખમાં ફુલાં અને ક્ષત પડયાં હોય, આંખના પોપચામાં ગ્રંથિ થઇ હોય, મોતીઓ થઇ થઈ આવ્યો હોય ત્યારે આ દવા કામની છે.

**ઉદરઃ—**ખોરાક પચ્યા વિના ઉલટી થઇને નીકળી જતો હોય ( ફેરમ ફોસ સાથે ); પેટમાં વાયુ જણાતો હોય, હેડકી આવતી હોય, દસ્ત કબજ રહેતો હોય, યકૃતના ભાગમાં દુખાવો રહેતો હોય, અર્શ થયા હોય, તેમાંથી લોહી નીકળતું હોય, અર્શની સાથે કોઇ કોઇ વાર મગજ ઉપર લોહીનું જોસ રહેતું હોય; મોટા આંતરડામાં મળાશય પાસે ઘણો પવન ભરાઇ રહેતો હોય, ઇત્યાદિ માટે આ દવા બહુ ઉપયોગી છે.

**મૂત્રમાર્ગઃ—**પેશાબ ઘણો આવતો હોય, તેની હાજત વખતો વખત થતી હોય, અગર પેશાબ થોડા જથ્થામાં પણ ઘણો રંગદાર, અને ઉગ્રવાસવાળો હોય, તો આ દવાની જરૂર પડે છે.

**જનનેંદ્રિયોઃ**—વધરાવળ થઇ હોય, વૃષણ કઠણ, અને ગાંઠાવાળા થયા હોય, નજીવી વાતની અસરથી વીર્યપાત થઇ જતો હોય, ગર્ભાશયને પોતાના સ્થળે પકડી રાખનાર સ્નાયુઓ ઢીલા પડી ગયા હોય, ગુહ્યેંદ્રિ પાસે ભુરી નસો ફુલી આવી હોય, ગર્ભાશયમાં કાંઇ ગ્રંથિ થઇ હોય, ગર્ભાશયમાંથી અતિશય લોહી વહેતું હોય, સ્તનમાં કઠણ ગાંઠા થયા હોય, ઉપદંશનાં ચાંદા થયાં હોય, અને તેનાં તળીઆં કઠણ થઇ ગયાં હોય, ત્યારે આ દવા સારો ગુણ કરે છે. વળી સગર્ભા સ્ત્રીને આ દવા કાલી ફોસ, કે કેલ્ક. ફોસની સાથે આપવામાં આવે તો પ્રસૂતિ સુખરૂપ થાય છે.

**મજ્જાતંત્ર અને નિદ્રાઃ**—સવારમાં થાક અને નબળાઇ લાગે, પૈસા સંબંધી કાંઇ આફત આવી પડશે એવાં સ્વપ્ન આવે, તદ્દન નવા દેખાવો અને જગ્યાઓ સ્વપ્નામાં દેખાય, ઇત્યાદિ ચિન્હો આ દવાને સૂચવે છે.

**મનઃ**—પૈસા સંબંધી મિથ્યા ચિંતા થયા કરે, કશી બાબતમાં પોતે સ્વતંત્ર રીતે એક નિશ્ચય ઉપર આવી શકે નહિ, ઉદાસ રહ્યા કરે, ધનની કિંમત પોતાના મનને અતિશય લાગે, અને તેથી તેનો ખર્ચ થાય તે સહન થઇ શકે નહિ, ઇત્યાદિ લક્ષણો આ ક્ષારની તંગીથી ઉદ્ભવે છે.

**શ્વાસ માર્ગઃ**—શ્વાસ નળી કોરી લાગતી હોય, સ્વર નળીમાં કાંઈ ભરાયું હોય, એમ લાગતું હોય, અને તેથી ખાલી ઉધરસ આવતી હોય, વાયુ નળીનો વરમ થયો હોય, દમ ચઢતો હોય, તેની સાથે પીળા રંગનો કફ ઘણી મહેનતે બહાર નીકળતો હોય, દર્દી સુવે કે તરતજ ગળામાં કાંઈ અથડાતું હોય, અને તેને લીધે ઉધરસ ઉપરા ઉપર આવતી હોય, શ્વાસ લેતાં મુશ્કેલી પડતી હોય, જાણે શ્વાસ અંદર ખેંચવામાં ઘણી મહેનત કરવી પડતી હોય એમ લાગતું હોય.

**રૂધિરાભિસરણઃ**—રક્ત વાહિનીઓની સ્થિતિ સ્થાપકતા કમી થઇ હોય, તેઓ ફુલી ગઇ હોય, અગર તેમની ગ્રંથિ ( aneurism ) થઇ હોય, રક્તાશયની વૃદ્ધિ અગર વિસ્તૃતત્વ થયું હોય, શિરાઓ ફુલી ગઇ હોય, અને તેથી ભુરી રગો ઘણી દેખાતી હોય, તો તેવી સ્થિતિ આ દવાથી સુધરે છે.

**હાથ પગ વગેરેઃ**—શરીરના કોઇ ભાગ ઉપર કઠણ ગાંઠો થતી હોય, પીઠ અને કમ્મર દુખતાં હોય, હાથપગમાંથી થાક મટતો ન હોય, અસ્થિ અગર અસ્થિના પડમાં ચાંદા કે સડો થયો હોય અસ્થિ નકામું વધી ગયું હોય, ઇત્યાદિ માટે આ દવાની જરૂર પડે છે.

**જ્વરઃ**—આઠ દશ દિવસ કે વધારે મુદત સુધી તાવ રહ્યા કરે, અને તે સાથે તૃષા હોય, જીભ કોરી, સુકી અને ભુખરા રંગની હોય, શરીર આખું થાકની માફક દુખતું હોય, ઇત્યાદિ ચિન્હોવાળા તાવમાં આ દવા ઉપયોગી છે.

**ત્વચાઃ**—હથેળીમાં કે પગમાં ચીરા પડતા હોય, આંટણ અથવા કપાસીની માફક ચામડી કઠણ થઈ જતી હોય, છેદ જખમ, કે ચાંદુ હોય તેમાં કોર અગર તળીયું કઠણ થઇ જતું હોય, ભગંદર થયું હોય, ચાંદામાંથી સફેદ અગર પીળા રંગનું અને જાડું પરૂ નીકળતું હોય, શિરાઓની ઉપર ચાંદાં પડયાં હોય, તે ઘણા વખતથી રૂઝાતાં ન હોય, પાઠાં થયાં હોય, અગર ખરજવાં થયાં હોય, તે ચોમાસાની ઋતુમાં વધારે જોર કરતાં હોય, અર્શ થયા હોય તે સાથે ગુદા આગળ ખરજવું થયું હોય ઇત્યાદિ ત્વચારોગ માટે આ દવા ઘણી સારી છે.

**વૃદ્ધિ:**—ભેજવાળી હવામાં, અને આરામના વખત દરમ્યાન દર્દ વધારે લાગે છે.

**શાંતિ:**—શેક કરવાથી, અંગમર્દન કરવાથી અને થંડા ઉપચારથી ફાયદો જણાય છે.

**ઉપયોગઃ**—હાડકાના દર્દ માટે ઉંચા અંશો વાપરવા. ચાંદા, ભગંદર, અર્શ, શિરાના ક્ષત વગેરે ઉપર ૩xથી ૬x ના અંશના આશરે ૧૫ થી ૨૫ ગ્રેન બે ત્રણ આઉંસ પાણીમાં મેળવીને તેમાં સ્વચ્છ લીન્ટનું કપડું બોળીને મુકવું, એથી જલદી આરામ થશે.

---

## કેલ્કેરીઆ સલ્ફ્યુરિકા.

( Calcarea Sulphurica )

આ દવાનું સાદું અને ટુંકું નામ કેલ્ક. સલ્ફ છે. આ દવાનું સાધારણ રસાયણીક નામ સલ્ફેટ ઑફ લાઇમ છે, અને તે ચુનો અને ગંધકના તેજાબના સંયોગથી ઉત્પન્ન થાય છે. સલ્ફેટ ઑફ લાઇમ શરીરના જુદા જુદા ભાગોના મધ્ય ભાગમાં

એકઠો થએલો વિરૂદ્ધ પરમાણુઓના પદાર્થ કાઢી નાખી શરીરના ભાગોને ચોકખો કરવામાં, અને જે ભાગોમાં સેન્દ્રિય પદાર્થો ઝરીને ભરાઇ રહ્યા હોય, અને તે રીતે ભરાઇ રહ્યાથી સડી જઇને આજુ-બાજુના ભાગને ખરાબ કરે, તે સમયે તેવા ભાગો-માંથી એવી રીતે ભરાઇ રહેલ પદાર્થને જલદીથી ખાલી કરવામાં કામે લાગે છે. આ ક્ષારની ખામીથી ઘણો વખત પરૂ થયાજ કરે છે, ત્યારે આ દવા પરૂને થતું જલદી બંધ કરે છે. **શરીરની ત્વચા-માંથી બગડેલો પદાર્થ નીકળી ગયા છતાં, પણ જો ત્વચા સડતી હોય, તો આ દવા આપ-વાની જરૂર પડે છે.** શરદીથી થતા વરમના ત્રીજા દરજ્જામાં તમામ ભાગમાં, ફેફસાના વ્યાધિમાં, અને ગુમડાં, પાઠાં, ચાંદા અથવા ગડના ત્રીજા રૂપમાં આ ક્ષારની જરૂર છે.

સીલીસીયા નામની દવા જો પરૂ થતું હોય તો તે પરૂને જલદી બહાર લાવે છે, અને જો લોહીમાં પુરતા જથામાં હોય, તો પરૂ થતું અટકાવી રૂજ જલદી લાવે છે.

કેલ્ક. સલ્ફ આટલી ઝડપથી તે ક્રિયાને બંધ શી રીતે કરે છે, તે સવાલના જવાબમાં એટલુંજ કહેવાનું કે આ ક્ષારની ખામીથી તંતુજાળની ઉપરના પરમાણુ તુટી જાય છે, તેથી તે ભાગો છુટા પડી જાય છે, અને તેથી રૂધિરમાંનો સીરમ નામનો પ્રવાહી પદાર્થ નિરૂપયોગી પરમાણુને કુદરતી છિદ્રો દ્વારાએ અગર કૃત્રીમ છિદ્રો વાટે બહાર કાઢે છે. આવા પ્રકારમાં બીજા ક્ષારો અલબત ઉપયોગી છે, પરંતુ પરૂ થવાની ક્રિયાના ખરા રૂપમાં તો કેલ્ક. સલ્ફ. એ મુખ્ય દવા છે. કારણ કે જો આ ક્ષાર પુરતા જથ્થામાં હોય તો પરૂ કદી પેદા થતુંજ નથી.

**સામાન્ય ઉપયોગ:**—શ્લેષ્મ પડમાંથી પરૂના સ્રાવને અને રસ પડની નીચે પોકળ જગ્યામાં પરૂ થતું અટકાવે છે. તેમજ આંતરડાનાં ચાંદા, ગડ, આંખમાં પડતાં ચાંદાં વિગેરેને મટાડે છે. પરૂ નીક-ળતા દર્દોમાં, જ્યારે પરૂ ભરાયેલ ભાગ, ખાલી થયા છતાં પણ પરૂ નીકળ્યા કરતું હોય, ત્યારે આ ક્ષાર પરૂ થતું બંધ કરે છે. પરૂ ઘણા લાંબા વખત સુધી થયાં કરે, અને અસર કરે તેવી રીતે ત્વચાના ઉપરના પડને બગાડે તેવાં તમામ દર્દોમાં આ ઉપ-યોગી છે. તેના જોઇતા પ્રમાણ કરતાં જરાપણ આ ક્ષાર કમતી હોય, તો પરૂ થવા લાગે છે. શરીરમાં આ ક્ષાર કમી થવાથી નીચે પ્રમાણે લક્ષણો ઉત્પન્ન થાય છે, અને તેવા લક્ષણવાળા રોગોમાં આ દવા ગુણકારી છે.

**જીભ—જીભ પોચી, સુકાયલી માટીના પડ જેવા રંગની** હોય, સાબુ જેવો તથા ખાટો અને **તીખો** સ્વાદ હોય, તેના મૂળમાં પીળા રંગ હોય, જીભનો વરમ થઇ પરૂ થતું હોય, ( સીલી-સીયા સાથે ) તો આ દવા કામની છે.

**દાંત:**—અવાળુ અને ગાલના સોજા સાથે દાંત-ના મૂળમાં ચાંદાં થયા હોય; તો પરૂને બંધ કરવા-ને તેમજ થએલ પરૂને કાઢી નાખવામાં આ દવા ઘણી ગુણકારી છે. વાથી દાંત દુખતા હોય, દાતણ કરતી વખતે દાંતમાંથી લોહી નીકળતું હોય, વગેરે માટે ઉપયોગી છે.

**મોઢું:**—હોઠની અંદરના ચાંદા, હોઠ ઉપર આળાં ચાંદા, એ સિવાય મોંના જે દર્દોમાં પરૂ નીકળતું હોય, તે દર્દોમાં પણ આ દવા ફાયદો કરે છે.

**ગળું:**—ગળું સુજી આવ્યા પછી પરૂ થતું હોય, ગળામાં ચાંદાં પડયાં હોય, તેના છેલ્લા દરજ્જામાં પરૂ થતું હોય, ચોરીઆનો વરમ થયા પછી તે પાકે એમ લાગતું હોય, તાળવાના ભાગમાં, અગર ગળાની બારી પાસે વરમ થઇને ઘણો સોજો થઈ આવ્યો હોય, ઇત્યાદિ દર્દો જેમાં પરૂ થવાનો સંભવ હોય, તેમાં આ દવા બહુ ઉપયોગી થઇ પડે છે.

**ચ્હેરો:**—યુવાવસ્થામાં પરૂથી ભરેલા ખીલ થતા હોય, હડપચી ( દાઢી ) નીચે થતા ખીલ, જેમાં પરૂ અને રકત મિશ્રીત રસી નીકળતી હોય, ચ્હેરા ઉપર સોજા અને નાની ગાંઠો હોય, ( કાલી મ્યુરની સાથે ), ત્યારે નવા પરૂને બંધ કરવાને અને જુનાને કાઢી નાખવાને આ ક્ષારની જરૂર પડે છે. ગાલ ઉપર સોજો થઇ પરૂ થવા ( પાકવા ) નો સંભવ હોય, ત્યારે આ દવા બહુ ઉપયોગી છે. યકૃત ( લીવર ) ના રોગોમાં ખીલ થયા હોય, તો આ દવાથી મટે છે.

**મસ્તક:**—માથામાંથી કે તાળવામાંથી પીળા રંગનું પરૂ નીકળતું હોય, અગર તેવી જાતના પોપડા બાઝતા હોય, રક્તયુક્ત સ્રાવ થતો હોય. અને પોપડા વીખરાવવા લાગે તે વખતે ( કાલી મ્યુરની પછી ) આ દવા ઉપયોગી છે. મોળ આવતી હોય તે સાથે

માથું દુખતું હોય, અને આંખો ઉંડી ઉતરતી હોય એમ લાગતું હોય, તથા કપાળમાં વિશેષ દુઃખતું હોય, ઘણી મોળ આવવા સાથે ચક્કર આવતાં હોય, વિગેરે સારૂ આ દવા ઘણી સારી છે.

**કાન:**—કાનના વચલા ભાગમાંથી પરૂ અગર રક્ત મિશ્રિત પરૂના વહેવાની સાથે બ્હેરાશ લાગતી હોય, તો આ દવા એકલી અગર સીલીસ્યા સાથે વારાફરતી આપવી. કાનની આસપાસ ખીલ, કે ગુમડાં થયાં હોય, અગર સોજો થયો હોય, અને પાકે એમ લાગતું હોય, ત્યારે આ દવા સીલીસ્યા સાથે કિંમતી થઇ પડે છે.

**નાક:**—માથામાં થએલ શરદીના ત્રીજા રૂપમાં, નાકમાંથી પરૂમય, પીળો અને જાડો અને વખતે **રક્તમિશ્રીત સ્રાવ** હોય, માથાની જીર્ણ શરદીમાં નાકના પાછળા અગર આગલા છીદ્રમાંથી પરૂ નીકળતું હોય, તો આ ક્ષારનો ઉપયોગ ( કાલી સલ્ફ. કે સીલીસીયા સાથે ) થાય છે. નસકોરી ફુટતી હોય, નાકની એક બાજુથી સ્રાવ થતો હોય, નસકોરાની કોરો સુજી આવી આળી થઇ હોય, વિગેરેમાં આ દવા ઉપયોગી છે.

**આંખ:**—આંખ દુખવા આવી હોય, તે સાથે તેમાંથી જાડું અને પીળા રંગનું પરૂ નીકળતું હોય, કૃષ્ણમંડળનું ગડ થયું હોય, કે ચાંદું પડયું હોય, તેમાંથી પરૂ આવતું હોય, રેટીના ( નેત્ર દર્પણ ) નો વરમ થયો હોય, નેત્રના અગ્રખંડમાં પરૂ જામ્યું હોય, આંખમાં પરૂ બંધાઇ જવાથી કણું પડયા જેવું દુખતું હોય, આંખના દોષને લીધે પદાર્થોનો માત્ર અડધો ભાગજ જોઇ શકાતો હોય, પોપચું ખેંચાતું હોય, આંખના ખૂણામાં વરમ થયો હોય, વગેરે દર્દોમાં આ દવાથી આરામ થાય છે.

**જઠર:**—કલેરેટ નામનો દારૂ, મેવો, ચા, લીલા અને ખાટા શાક ભાજીની તૃષ્ણા, ઘણી ભુખ અને તરસ લાગવી, ફેર આવવા અને તેની સાથે મોળ ચઢવી. ( ખાતી વખતે ) તાળવાનું આળાપણું અને પેટમાં દાહ સાથે દુખાવો હોય, તો આ દવાથી મટેછે.

**ઉદર:**—આંતરડામાંથી પરૂ, અગર લોહી અને પરૂ (મિશ્રીત) પડવું, પરૂ જેવો ચિકણો સ્રાવ થવો; **પરૂ નીકળતા યકૃતના ગડ,** યકૃતના ભાગનું પાકવું, મરડાના, અગર અતિસારના દર્દમાં પરૂ, અથવા **પરૂ મિશ્રિત દસ્ત** થતા હોય, હાડજ્વરમાં બંધકોષ હોય, આંતરડાંમાં ચાંદાં થયાં હોય ( ટાઇફસ જાતના તાવમાં થાય છે. ) ગુદાની આસપાસ પીડા વગરના ગડ (ભગંદર), થયાં હોય, બસ્તિના જમણા ભાગમાં દુખાવો હોય, અને તેથી અશક્તિ હોય, મોળ ચઢીને પેટમાં દુખતું હોય, ખાંડ ખાવાથી અગર હવા બદલથી ઝાડા થઇ આવતા હોય, આમળ નિકળતી હોય, વિગેરેમાં આ દવા ઉપયોગી થઇ પડે છે.

**મૂત્રમાર્ગ:**—મૂત્રાશયના દીર્ઘ વરમમાં જ્યારે લોહી જેવો, રક્તમિશ્રિત અગર પરૂ મિશ્રિત સ્રાવ થતો હોય, ત્યારે આ ક્ષાર ફેરમ ફોસ અગર કાલી મ્યુરની સાથે અપાય છે. જીર્ણ જ્વરમાં અગર હાડીજ્વરમાં લાલ રંગનો પેશાબ થતો હોય, ત્યારે ફેરમ ફોસ સાથે આ દવા આપવી.

**જનનેંદ્રિયો:**—પ્રોસ્ટેટ પીંડનું ગડ થયું હોય, બદ, ઉપદંશ કે પ્રમેહના પરૂવાળા દરજ્જામાં, રક્તમિશ્રિત, અગર પરૂવાળી રસી નીકળતી હોય, વીર્યસ્રાવ પોતાની મેળે ઘણીવાર થતો હોય, ઇત્યાદિ લક્ષણો માટે આ દવા અગત્યની છે.

**સ્ત્રીને** પીળી, ઘટ્ટ, લોહીવાળી અગર પરૂવાળી ધાત જતી હોય, કે અંડાશયમાં અગર તેની આસપાસ પરૂનો જમાવ થયો હોય, ત્યારે આ દવા એકલી, અગર સીલીસ્યા, ફેરમ ફોસ કે કાલી મ્યુરની સાથે આપવાની જરૂર પડે છે.

**ગર્ભાવસ્થામાં** અથવા પ્રસુતિ પછી સ્તન પાકીને અંદરથી પરૂ નીકળતું હોય, ત્યારે સીલીસ્યાની સાથે આ દવા વપરાય છે.

**નિદ્રા:**—દિવસના ઉંઘ ઘણી આવતી હોય, પણ રાત્રે ઉંઘ આવતી ન હોય, જીર્ણજ્વરમાં સુસ્તી અને આળશ હોય, તે સારૂ આ દવા ઉપયોગમાં આવે છે.

**મજ્જાતંત્ર:**—નબળાઇ અને થાકની લાગણી રહ્યા કરતી હોય, વૃદ્ધાવસ્થામાં જુદે જુદે સ્થળે ચસકા ( neuralgia ) આવતા હોય, શરીરની નબળાઇ દૂર કરવા માટે દર્દીને ઉત્તેજક પદાર્થોનું સેવન કરવાનું મન થતું હોય, ઈત્યાદિ લક્ષણો આ દવાને સૂચવે છે.

**મન:**—વારંવાર સ્વભાવ બદલાતો હોય, દર્દી ઘડીમાં બહુ રાજી થાય, અને ઘડીમાં રડી પડે, યાદ શક્તિ કમી થઇ હોય, પોતે બેભાન જેમ પડયો રહે, બોલાવીએ તો બરાબર જવાબ આપે નહિ, અગર ચીડાઇ જાય, નિરર્થક અફસોસ કરે, કદી

રીતે સંતોષ પામે નહિ, રડી રડીને અસંતોષ બતાવે, ખુલ્લી હવાથી ઠીક લાગે, વગેરે માટે આ દવા સારી છે.

**શ્વાસમાર્ગ:**—ઝીણો ઝીણો તાવ આવતો હોય, અને દમ ચઢતો હોય, ફેફસામાં અગર ફેફસાના પડમાં પરૂ થયું હોય, ઉધરસ આવતી હોય, ત્યારે પરૂવાળો અગર લોહીવાળો કફ નીકળતો હોય, ન્યુમોન્યા—ફેફસાના વરમ—નો ત્રીજો દરજ્જો શરૂ થયો હોય, પરૂ વાસણને તળીએ જઇને પસરી જાય તેવું હોય ( ત્યારે સીલીસ્યા સાથે ), ક્ષય લાગુ પડયો હોય, છાતી ભીંસાતી હોય, બચ્ચાંને સાદી અગર મોટી ઉધરસ થઈ હોય તે ઘણા દિવસથી મટતી ન હોય, ઈત્યાદિ માટે આ દવા ઉપયોગી છે.

**રૂધિરાભિસરણ:**—રકતાશયના બાહ્યાવરણના વરમમાં પરૂ થવા માંડે, ત્યારે આ ક્ષારનો ઉપયોગ કાલી મ્યુરની સાથે કરવાથી ફાયદો થાય છે.

**હાથ પગ વિગેરે:**—વાંસામાં અને ગુદાસ્થિમાં થતો દુખાવો મટાડવા, તથા આંગળીની જડતા અને તેના પાકયા પછીના છેવટના રૂપમાં પરૂ થતું બંધ કરવાને ( બહારથી લીંટ તેના લોશનમાં બોળી લગાડવું ), સાંધાઓના પાકયા ઉપર સીલીસીઆ સાથે, દરેક જખમ પાકયા પછી જો પરૂ ખરાબ વાસ મારતુ હોય તો કાલી ફોસની સાથે, થાપાના સાંધાના દર્દમાં સીલીસીયા અને ફેરમફોસ સાથે આ દવા આપવાથી, અને તે ભાગને તદ્દન આરામ આપવાથી તે સાંધાનું દર્દ મટી જાય છે. ક્ષય રોગમાં પગના તળીઆં બળતાં હોય, તે બળતર દૂર કરવા માટે, અને વાંસા ઉપરના પાઠાંમાં પરૂ અટકાવવાને કાલીમ્યુર અનેસીલીસીઆ સાથે આ દવા ઉપયોગી છે. સ્નાયુનું સંકુચીત થવું કે ખેંચાવું, અશકિત, અને સુસ્તી, વૃદ્ધાવસ્થામાં આવતા ચસકા વિગેરે વાત વ્યાધિમાં આ દવા ફાયદો કરે છે.

**જ્વર:**—ટાઇફોઇડ અને ટાઈફસ નામના જ્વરમાં અતિસાર કે મરડો વિગેરે થઈ આવ્યું હોય, રૂધિર યુકત અગર રૂધિરમય ઝાડા થતા હોય, તેના માટે, અને ક્ષય જેવા વ્યાધિયોમાં, તથા શરીર ઉપર ( બરો મૂતરે :છે, તેવી જાતના ) ફોલ્લા થાય તેને માટે આ દવા કામની છે.

**ત્વચા:**—ગુમડામાં પરૂને કમતી કરવા અને બંધ કરવા સારૂ, કપાયલા, અને છોલાયલા જખમો મુડદાલ થઇ પરૂ નીકળે ત્યારે, તેમને સુધારવા, દાઝવા, કે બળવાથી દાઝેલો ભાગ પાકે તે દુરસ્ત કરવા અને વહેતા પાઠા હોય, ટાઢથી ત્વચા ફાટી ગઇ હોય, ત્વચાની નીચે અગર ઉપરના ભાગમાંથી પરૂ નીકળતું હોય, ગુમડાં, ખીલ, પરૂવાળા ફોડલા, પીળાસ પડતાં ભીંગડાં વળતા ત્વચાના વ્યાધિ હોય, શાળીના દાણામાંથી પરૂ નીકળતું હોય, પરૂવાળા ચાંદાં, પડયાં હોય, પરૂ વગરની વાળ નીચે થતી ફોડકીઓ, જેને ખણતા લોહી નીકળે તેવી હોય, વિગેરે ઉપર આ દવા બહુ ઉપયોગી છે.

**સમગ્ર તંતુઓ:**—દરેક પરૂ થવાની ક્રિયા ( પાકવા ) ના દર્દોમાં, જ્યારે પરૂ લાંબી મુદત સુધી થયા કરે, અને નીકળ્યા કરે, અને ચાંદું જલદી સુધરે નહિ, ત્યારે સીલીશીયાની પછી આ દવા આપવી તેથી જખમ ચાંદાં વગેરે રૂઝાઈ જાય છે. શરીરના કોઇ પણ ભાગમાંથી ઘટ, પીળો અથવા રકતયુકત સ્રાવ થતો હોય, ( ચાંદાં પરૂ યુકત હોય ત્યારે બાહ્યોપચારમાં પણ વપરાય છે) પ્રમેહ, ઉપદંશ બદ, પ્રદર, સલેખમ, ક્ષય વિગેરે, જેમાં પરૂ નીકળતું હોય, તેમાં આ ક્ષાર જરૂરનો છે. પીળો, જાડો, અને ગાંઠાવાળો શ્લેષ્મ જો ઉધરસ પ્રદર, પ્રમેહ વિગેરે દર્દમાં નીકળતો હોય, કે રસપીંડોમાંથી પણ પરૂ પડતું હોય, રૂજ આવતાં અંકુર ઘણા થતાં હોય, પણ દુખતા હોય તો આ ક્ષાર અવશ્ય ઉપયોગી છે.

**વૃદ્ધિ:**—ભીંજાવાથી દર્દો વિશેષ જોર કરે છે.

**શાંતિ**—ગરમ ને સુકી હવાથી દર્દો જલદી મટે છે.

**ઉપયોગ:**—આ દવા, ક્ષત, ચાંદા, ગડ, વિગેરે ઉપર બાહ્યોચાર તરીકે વપરાય છે. સામાન્ય રીતે ખવડાવવા અગર પીવા આપવામાં આ દવા ૬x અને ૧૨xના અંશની સારી છે. તેથી ઓછા અંશની દવા આંખના વ્યાધિ ( જેમાં પરૂ નીકળે તેવા ) માં ઘણી ઉપયોગની છે.

---

## નેટ્રમ્ ફૉસ્ફૉરિકમ્.

( Natrum Phosphoricum. )

આ દવાનું સાદુ અને ટુંકુ નામ નેટ્રમ ફોસ છે, અને સાધારણ રીતે ફૉસ્ફેટ ઓફ સોડાના નામથી ઓળખાય છે. આ દવા સોડીઅમ અને ફૉસ્ફૉરીક આસીડના સંયોગથી થાય છે. એક ઉપદ્રવ તરીકે

ખટાસથી ઓળખાય છે. અમ્લતા જ્યારે હદ ઉપરાંત થાય છે, ત્યારે શરીરના સઘળા ભાગને માઠી અસર કરે છે; તેથી થતી વિક્રિયાના જુદા જુદા નામો ગમે તે હોય, તો પણ અમ્લતા ઘણા ઉપદ્રવ જેવાં ચિન્હો ઉત્પન્ન કરે છે. શરીરમાંના પ્રવાહી પદાર્થોમાં અમ્લ અને અમ્લ વિરૂદ્ધ એવા બન્ને વિભાગો રહેલ છે, પરંતુ જ્યાં સુધી સારી રીતે ખોરાક લેવામાં આવે છે, ત્યાંસુધી અમ્લતા કમતી હોતી નથી, કારણકે તે સેંદ્રિય છે, અને આલ્બ્યુમિનની માફક સદંતર જોઇતા પ્રમાણમાંજ રહે છે, અને જેવી રીતે આલ્બ્યુમિનની સાથે મળી અને અસ્થિ વિગેરે શારીરિક ભાગોને માટે ઉપયોગી પદાર્થ બનાવવામાં કેલ્શીઅમ ફોસફેટની જરૂર હોય છે, તેવીજ રીતે અમ્લતાની સાથે મળી અને શરીરને ઉપયોગી અને જરૂરીઆતના પદાર્થો બનાવવામાં ફોસ્ફેટ ઓફ સોડાની જરૂરીઆત છે. આ ઉપરથી જણાશે કે "અમ્લતાનો વધારો" એમ વ્યાખ્યા કરવાના કરતાં "ફોસ્ફેટ ઓફ સોડાની ન્યુનતા" એમ વ્યાખ્યા કરવી એ વધારે યોગ્ય છે. આ રીતે નિરિંદ્રીય ક્ષારમાં અમુક ઉત્પાદક ગુણ રહેલો છે, તે સ્પષ્ટ જણાઈ આવે છે.

દાખલા તરીકે જેમ કડીઓ ઈંટો વડે એક મ્હોટી દીવાલ તૈયાર કરે છે, તેમ સેંદ્રીય પદાર્થો, જે ઇંટોની મીસાલ છે, તેને નિરિંદ્રીય ક્ષારો–કડીઆની માફક–શરીરને જરૂરીઆતના પદાર્થો દીવાલની માફક તૈયાર કરી આપે છે. નિરિંદ્રીય ખનિજ ક્ષારોને જો પુરતા સાહિત્યો મળે તો શરીરને ઉપયોગી પદાર્થો બનાવવાની તેમનામાં શકિત છે, પરંતુ સાહિત્યો અહર્નિશ મોજુદ હોય છે; માત્ર તેને યોગ્યરૂપમાં બનાવનાર ક્ષારની ન્યુનતાથીજ વિવિધ ઉપદ્રવો ઉત્પન્ન થાય છે. જઠર રસમાં ક્ષારની ન્યુનતાથી તે રસ બગડી જઇ પાચનશક્તિ મંદ થાય છે, અને અંદરના પડો વિકાર યુકત થાય છે. પિત્તનો વિકાર થઇ ઝાડો અગર પિત્તના વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. જો કે નેટ્રમ ફોસ આ વિકારોને અટકાવી શકે છે, તો પણ તે માટે નેટ્રમ સલ્ફ આપવું જરૂરનું છે. આ હકીકત ઉપરથી એ વાત ખુલ્લી છે કે આવા ચિન્હો અમુક ક્ષારના કમતીપણાથી ઉત્પન્ન થાય છે, તોપણ હાલના કેટલાક ચિકિત્સા કરનારાઓ અક્રમપણે માને છે કે દર્દીને સખત દવાઓ આપીને યકૃતને સતેજ કરવાની જરૂર છે. "જ્યારે પિત્તમાં ફકત સોડીઅમ ફોસ્ફેટ ખુટતા પ્રમાણમાં છે, ત્યારે યકૃતને સતેજ કરવું" જરૂરનું છે, એ માન્યતા વિચિત્ર લાગે છે, અને તે ભુખ્યા માણસની હોજરીને ઉગ્ર દવાથી સતેજ કરવા જેવું છે. જો માણસને ખોરાકની જરૂર છે, તો તેને ખોરાક આપવો જોઇએ, તેવી રીતે જ્યારે યકૃતને અમુક ક્ષારની જરૂર છે, ત્યારે તે શા માટે પુરો નહિ પાડવો ? જ્યારે ફોસ્ફેટ ઓફ સોડાની જરૂર છે, ત્યારે બાઇ કલોરાઇડ ઓફ મકર્યુરી શા માટે આપવું જોઇએ ?

**સામાન્ય ઉપયોગ:**—બાળકોને દુધ અને સાકર વધારે પ્રમાણમાં આપવાથી લેક્ટીક એસીડ (દુધમાં રહેલો અમલ દ્રવ્ય) વધી જવાથી ઉત્પન્ન થતા તમામ વ્યાધિઓ, જીભ ઉપર પાતળું અને ભીનું પડ હોય, તાળવા પાછળનો મૃદુ ભાગ પીળાશ પડતો અને છારીવાળો હોય, ખાટા ઓડકાર આવતા હોય, ખાટી ઉલટી થતી હોય, લીલા રંગના ઝાડા હોય, દુખાવો, આંકડી, અને અમ્લતાના ચિન્હ સહિત જ્વર હોય, તો આ દવા ઉપયોગી છે. આ દવાની અસર હાડકાં, ગ્રંથીઓ, ફેફસાં, અને ઉદરના અવયવો ઉપર છે. ડા. સુબ્લરે આ દવાનો અમલ ઘણા વિસ્તારમાં છે, એવું થોડા વરસ થયાં સિદ્ધ કર્યું છે. આ દવા અલ્પ માત્રામાં ત્વચામાં (પીચકારીથી) નાખવાથી "મોરફીન" ની તલપ સમાવે છે; અને તેની બુરી આદતને દુર કરે છે, એવું માલુમ પડયું છે.

**જીભ:**—આ ક્ષારનું મુખ્ય સૂચક ચિન્હ એ છે કે જીભ **ભીની, મલાઇના જેવી, અથવા જીભના પછવાડેના ભાગ આગળ સોનેરી પીળા રંગની** હોય છે. જીભના ટેરવા ઉપર વાળ ચોટયા હોય એવી લાગણી થાય છે, અને બોલવામાં મુશ્કેલી લાગે છે.

**દાંત:**—જઠરની અવ્યવસ્થાથી કે કૃમિથી બાળક ઉંઘમાં દાંત કચડતું હોય, **દાંત આવતી વખત જઠરના વ્યાધિયો જણાતા હોય,** તો દવાથી ફાયદો થાય છે.

**મોઢું:**—**તાળવાના પાછલા ભાગ ઉપર પીળો મલાઇ જેવો થર જામેલો હોય,** ગળાની નળીમાંથી કે ચોરીઆના પીંડમાંથી સોનેરી પીળા રંગનો જાડો સ્રાવ થતો હોય, **મોંમાં ખાટો સ્વાદ રહેતો હોય, અને કોઇ વખત તેની સાથે ચાંદા વિગેરે થયાં** હોય, અગર મોંમાં તાંબાના જેવો સ્વાદ રહેતો હોય, તો આ દવા ઉપયોગી છે.

**ગળું:**—ઉપર મુજબ બીની છારીવાળી અગર સોનેરી પીળી પડવાળી જીભ પાછલા ભાગમાં હોય, અગર તાળવાના પાછલા ભાગમાં, ચોરીઆના પીંડ ઉપર કે પડ જીભ ઉપર એવું પડ હોય, આવા ચિન્હો સાથે ગળાના કોઇ ભાગ ઉપર વરમ થયો હોય, હોજરીમાં ખટાસ હોય, ગળામાં કાંઇ ડુચો ભરાયલો હોય એમ લાગતું હોય, અને પાણી પીતાં અડચણ થતી હોય, નાકના છિદ્રમાં (પાછલા) થી પીળા અને જાડો શ્લેષ્મ ટપકતો હોય, અને તે રાત્રે વધારે થતો હોય, નાક અને ગળાની નળીમાં શરદી લાગી હોય, ડીપ્થેરીઆના જેવો વ્યાધિ હોય, અને આ દવા સૂચવનારા રંગનું પડ તાળવા ઉપર અને જીભના પાછલા ભાગમાં હોય તો આ દવાનો ઉપયોગ જરૂરનો છે.

**ચ્હેરો:**—ખટાશથી ચ્હેરો રાતો ઉપસેલો દેખાય, અને નાકનુ ટેરવું સફેદ હોય, પરંતુ તાવ ન હોય, ચહેરામાં ચસકા આવતા હોય, અને તેમાં ચટકા ભર્યા જેવું દર્દ થતું હોય, નીચેના જડબાના જમણે પડખે સોજો હોય, ચ્હેરો ફિકકો અગર સહેજ આસમાની રંગનો, કે રતાશ ઉપર દેખાતો હોય, તેની સાથે ખાટા અડકાર આવતા હોય, અગર પેટમાં કૃમિ હોવાથી ઉપાધિઓ થઇ જણાતી હોય, તો આ દવા કામની છે.

**મસ્તક:**—માથાના તાલકામાં દુખવું, જાડુ અને ખાટુ દુધ ખાવાથી માથુ દુખવું, તાલકામાં કે પાછળના ભાગમાં કે કપાળમાં દુખે, અને ખોપરી બારેલા જેવી લાગે, ચકરની સાથે માથુ દુખે અને તેની સાથે ખાટી ઉલટીઓ થાય, પેટમાં અજીર્ણ લાગે અને તેની સાથે ખાટી ઉલટીઓ થાય ( ફેરમફોસની સાથે આ દવા આપવી ), સવારમાં ઉઠતી વખતે માથુ દુખતું હોય, ત્યારે જીભનો રંગ ધ્યાનમાં લેવો અને તેમાં જો જીભની પાછળ છારી હોય અને જીભ પીળા રંગની અને ભીની હોય તો આ દવા જરૂરની છે. તાલકામાં સખત દુખાવા સાથે દબાણ વિશેષ હોય, માથાના દુખાવા સાથે પેટમાં દુખતું હોય; અને ફીણયુકત ખાટી ઉલટી થતી હોય ત્યારે પણ આ દવાનો ઉપયોગ કરવો.

**કાન:**—એક કાન રાતો અને ગરમ થાય, અને ચુંટ આવે, અને તેની સાથે પાચન ક્રિયાની અવ્યવસ્થા, અને અમ્લતા હોય, બહારનો કાન સુજેલો ભીગડાવાળો હોય, અને તેમાંથી મલાઈ જેવો સ્રાવ થતો હોય, અગર ભીગડા મલાઇ જેવા પીળા હોય, કાનમાં બળત્રા થતી હોય, તે સાથે પાચનક્રિયા બગડી હોય, ત્યારે આ દવાની જરૂર પડે છે.

**નાક:**—હોજરીમાં ખટાશ અને પેટમાં કૃમિને લીધે નાકે ચુંટ આવતી હોય, નાક આગળ ખરાબ વાસ આવતી હોય, માથામાં શરદી થઇ નાકેથી પીળા મલાઈ જેવો બલગમ નીકળતો હોય, વિગેરે ચિન્હો જણાય, તો આ દવાનો ઉપયોગ કરવો.

**આંખ:**—સોનેરી પીળા રંગનો જાડો સ્રાવ આંખમાંથી થતો હોય, તે સાથે આંખ દુખવા આવી હોય, આંખના ખંડમાં પરૂ ભરાઇ જતું હોય, બળે એવાં આંસુ વહેતાં હોય, આંખ આગળ તણખા દેખાતા હોય, કૃમિને લીધે આંતરડામાં ક્ષોભ થઇ આંખ ત્રાંસી થઇ જતી હોય, આંખમાં ખીલ થયા હોય, કે જે ખીલ થયા હોય, તે ખીલ નાની ફોલ્લીઓ જેવો હોય, સ્કોફ્યુલાના વિકારને લીધે આંખ દુખવા આવી હોય, ઝાંખી દૃષ્ટી થઈ હોય, જાણે કે આડો પડદો હોય એમ લાગતુ હોય ઇત્યાદી આંખના દર્દોમાં જીભના મુળનો અને તાળવાનો રંગ ધ્યાનમાં લેતાં આ દવાની જરૂર જણાય, તો આ દવા આપવી.

**જઠર:**—લેકટીક ઍસીડના વધારાથી હોજરીમાં ખટાશ થવી, અને ખાટા ગચરકા આવવા, હોજરીમાં છાલાં પડવા ખાધા પછી ( હોજરીમાં ) એકજ ભાગમાં દુખાવો થવો, ખાસ પ્રકારના ધુચરકા, મંદાગ્નિ, ( ફેરમ ફોસની સાથે જઠરાગ્નિ સુધારે છે. ) કોઇ વખત ખોરાક લીધા પછી બે કલાક પછી પેટમાં દુખાવો થતો હોય, જીવ ડોહોળાઇને ઉલટી થતી હોય, અને તેમાં ખોરાક નીકળતો ન હોય, પણ ખાટો જામી ગએલો પદાર્થ નીકળતો હોય, મોંમાં પાણી ભરાતું હોય, અને તેની સાથે ખટાશ જણાતી હોય, નાના બાળકોને ચુંકની સાથે ખટાશના ચિન્હો હોય, જેવાકે ખાટા જામી ગએલા દુધની ઉલટીઓ થતી હોય, પિત્ત થોડું હોવાથી ચરબીવાળો ખોરાક બરાબર પચતો ન હોય, પાચનક્રિયાની અવ્યવસ્થા સાથે માથું દુખવું, ફેર આવવા વિગેરે હોય, સગર્ભાને સવારમાં આવતા ફેરની સાથે ખાટા પદાર્થની ઉલટી થતી હોય, હોજરીમાં ચાંદા પડેલા હોય, જેથી યત્કિંચિત ખોરાકથી

દુખાવો થતો હોય, અને તેની સાથે જીભ અને તાળવા ઉપર ખાસ રીતનું પડ હોય, તેમજ ફેરી (ફુલેલા ઝુંદદાણા) જેવા રંગની ઉલટી થતી હોય, (ફેરમ ફોસ, અને કેલ્ક. ફોસ), વિગેરે લક્ષણો હોયતો આ દવાથી ફાયદો થાય છે.

**ઉદર:**—ખટાસને લીધે બાળકને લીલા અને ખાટી વાસ મારતા ઝાડા થતા હોય, પેટમાં બાદી સાથે ચુંક આવતી હોય, ઝાડા થતા હોય, અને તેની સાથે ઘણું કરાંજવુ થતું હોય, અને ખણુસ સદંતર રહેતી હોય, અને તેની સાથે જાડો શ્લેષ્મ જતો હોય, ને ખટાશ સુચવતો હોય, દરેક જાતના કૃમિ જેની સાથે નાકનું ચુંટવું, ગુદાએ ચુંટ આવવી, બેચેની, નિદ્રા, પેટમાં દુખવું, ખટાશ વિગેરે ચિન્હો હોય (પીચકારી તરીકે પણ ઉપયોગી છે), અગર આંતરડાનાં ક્ષત સાથે ખાસ લક્ષણો હોય તો આ દવા ગુણકારી છે.

બાળકોને હમેશની કબજીયતની સાથે અવારનવાર ઝાડા થતા હોય, યકૃતની તંતુજાળ કઠણ અને નિઃસત્વ થઇ ગઇ હોય, ઝાડાની હાજત એકાએક થઇ આવે, અને દસ્ત પુરતી શક્તિથી કબજ રહી શકતો નહોય, જમણી જાંગમાં દુખાવો થતો હોય, કૃમિથી ગુદામાં ખાસકરીને રાત્રિએ પથારીની હુંફથી ખરજ ઉત્પન્ન થતી હોય, ત્યારે આ દવાથી તબીઅત સુધરે છે.

**મૂત્રમાર્ગ:**—યકૃતના દોષથી થતો મધુપ્રમેહ પેશાબની સદંતર હાજત રહેતી હોય, અને પેશાબ રહી રહીને કરાંજ સાથે થતો હોય, સંધિવા સાથે પેશાબ ઘેરો રાતા રંગનો થતો હોય, મૂત્રાશયની નબળાઇ હોય, અને પેશાબ વારંવાર થતો હોય, ત્યારે આ દવા ઉપયોગી છે.

**જનનેંદ્રિયો:**—સ્વપ્ના સિવાય વીર્યપાત થતો હોય, વિષયની ઇચ્છા કાંતો વિશેષ હોય, અગર બીલકુલ ન હોય, તેની સાથે અમ્લતાનાં ચિન્હો હોય, વૃષણ અને વૃષણ રજ્જુ અંદર ખેંચાતાં હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

**સ્ત્રીને** ગર્ભસ્થાનમાંથી અગર ગુહ્યાવયમાંથી નીકળતા સ્રાવો-ધાત-અમ્લ, પીળા, પાણી જેવા અને મલાઇ જેવા હોય, સ્ત્રીને અમ્લ એટલે ખાટી ધાત જતી હોય, અને પુરૂષના વીર્યના જંતુઓ તેના સમાગમમાં આવવાથી મરી જતાં હોય, તેથી સ્ત્રીને પ્રજા થતી નહોય, પ્રદરમાં પાણી જેવી ચીકણી પીળી અને અમ્લધાત નીકળતી હોય, કે જેથી આજુબાજુની ચામડી બાળી કરી નાખતી હોય, અગર ચુંટ ઉત્પન્ન કરતી હોય, સુગ ચઢે એવી ખાટી વાસ મારતી ધાત જતી હોય, અનિયમીત આર્તવની સાથે કપાળમાં દુખાવો હોય, પ્રદર (અમ્લ) દર્મ્યાન ખાટા પાણીની ઉલટીઓ થતી હોય (પણ ખોરાક નીકળતો નહોય), આર્તવ વહેલો આવતો હોય, તેની સાથે ચ્હેરો ફિક્કો હોય, અને બપોર પછી આંખની ઉપર માથાનો દુખાવો અને ઢીંચણમાં ખેંચાતું હોય, એવી લાગણી થતી હોય, આર્તવના સમય પહેલાં ઉંઘ ઉડી જતી હોય, અને મન ઉશ્કેરાયલું રહેતું હોય, વિગેરે લક્ષણો હોય, ત્યારે આ દવા ઉપયોગી છે. ગર્ભાધાન દર્મ્યાન સવારમાં ખાટી ઉલટીઓ થતી હોય તો આ દવાથી ફાયદો થાય છે.

**નિદ્રા:**—કૃમિને લીધે ઉંઘમાં બેચેની થતી હોય, સુસ્તી રહેતી હોય, અગર બેઠે બેઠે ઉંઘ આવતી હોય, અગર અતિશય ખરજ આવવાથી ઉંઘ આવતી ન હોય; સહેજમાં જાગી જવાતું હોય, અગર વિષય સંબંધી સ્વપ્ના આવતાં હોય, તો આ દવાના ઉપયોગની જરૂર છે.

**મજ્જાતંત્ર:**—કૃમિને લીધે આંતરડામાં ક્ષોભ થઇ, આંખો ત્રાંસી થઇ જતી હોય, મોના સ્નાયુઓ ખેંચાતા હોય, ઉંઘમાં દાંત કચરડાતા હોય, હોજરીના રસની ખટાસને લીધે રક્તાશયના જ્ઞાનતંતુઓમાં બિગાડ થયો હોય, ત્યારે આ દવા યાદ કરવા જેવી છે.

**મન:**—ચિંતા, દુર અંદેશી, ભય, લોભ રહિત મનનુ સ્થુલપણું, ઉંઘમાંથી જાગી જતાં મકાનના સર સમાનને બદલે માણસો છે, એવો ખોટો ભાસ લાગવો, અગર પડખેના ખંડમાં માણસના પગલા સંભળાય છે, એવો ભાસ થવો, જુજ કારણથી ચીડાઇ જવું, વિગેરે ચિન્હો આ ક્ષારની જરૂરને સૂચવે છે.

**શ્વાસમાર્ગ:**—ક્ષય રોગમાં બલગમ (ખાટો હોવાથી) જીભ હોઠ વિગેરે સ્થળની ચામડીને બાળી કરતો હોય, નાની વયના માણસોને વારસામાં ક્ષય ઉતર્યો હોય, અને તેમાં ખાસ કરીને સ્ત્રીને આર્તવ સમયે નિઃશ્વાસ બહુ મુકાતો હોય, પાંસળાની વચલા ભાગના સ્નાયુમાં, કે છાતીની વચમાં રહેલા હાડકાના નીચલા ભાગમાં દુખાવો થતો હોય, છાતીમાં એવો દુખાવો થતો હોય કે જે દબાવવાથી કે ઉંડો શ્વાસ

લેવાથી વધારે થતો હોય, વિગેરે ચિન્હો આ દવાને સૂચવે છે.

**રૂધિરાભિસરણ:**—રક્તાશયની આસપાસ **ભુજારો લાગતો હોય, અને ખાધા પછી વિશેષ થતો હોય,** રક્તાશયના નીચેના ભાગ આગળ દુખાવો થતો હોય, તેથી રક્તાશયના દર્દનો ખોટો વ્હેમ થતો હોય, હાથમાં, પગમાં અને પગના અંગુઠામાં દુખાવો થતો હોય, રક્તાશયનો ધબકારો થઈ આવ્યો હોય, અને શરીરના જુદા જુદા ભાગમાં ચડકારો જણાતો હોય, ધમનીમાં જેમ ગોળી જતી હોય એવી લાગણી થતી હોય, પાચન ક્રિયા બરોબર નહિ હોવાથી રક્તાશયની અનિયમીત ગતિ હોય, વિગેરે લક્ષણોને માટે આ દવા ઉપયોગી છે. ખોરાક અને દસ્ત ઉપર ધ્યાન આપીને તેમાં સુધારો કરવા સાથે આ દવા આપવાથી જલદી આરામ થાય છે.

**હાથ પગ વગેરે અવયવો:**—સાંધાઓમાં થતા સંધિવાના તમામ પ્રકારમાં આ દવા હિતકર થાય છે, તેથી આ દવા બીજી યોગ્ય દવાની સાથે વારંવાર અપાય છે. આ દવા અમ્લ પ્રકૃતિવાળાઓને તથા અમ્લ રસોવાળા દર્દીને ખાસ ઉપયોગી થઈ પડે છે. **સાંધાઓમાં વાનો દુખાવો હોય** અને પગમાં અશક્તિ જણાતી હોય, પસીનો ( સ્વેદ ) ખાટી વાસ મારતો હોય, સંધિવા સાથે સોજો અને દુખાવો હોય, નજલો થયો હોય, કંઠમાળનું દર્દ હોય, વાંસામાં અને હાથ પગમાં અશક્તિ હોય, ચાલવાની ગતિ અસ્થિર હોય, કરોડ રજ્જુમા પોષક દ્રવ્યની ક્ષીણતા હોય, અને તેથી તેમાં રહેલા મજ્જાતંતુ નબળા પડયા હોય, ચાલતા પગ લથડી જતા હોય, પગના સ્નાયુઓ ખેંચાતાં હોય, ડોક હલાવતાં હાડકાના કડાકા બોલતા હોય, પગની એડીમાં ધુંટી, ઢીંચણ વિગેરે સ્થળે હાડકાના કડાકા બોલતા હોય, હાથ નિર્માલ્ય થઇ ગયા હોય, હાથના પાછળના સ્નાયુઓ સંકુચિત થઇ ગયા હોય, આંગળીઓના સાંધામાં વા આવ્યો હોય, દુખાવો એકાએક રક્તાશય લગી પહોચી જતો હોય, ઇત્યાદિ ચિન્હોમાં આ દવા ઘણી કિંમતી થઇ પડે છે.

**જ્વર:**—ચડ ઉતરીઆ નિયમિત તાવમાં ખાટી ઉલટી થતી હોય, ખાટો પરસેવો આવતો હોય, દિવસે પગ બરફ જેવા થંડા રહેતા હોય, અને રાત્રિએ દાહ થતો હોય, ચ્હેરા ઉપર લોહીનો આવેશ આવીને બપોર પછી માથુ દુખતુ હોય, ત્યારે આ દવાથી તાવ નરમ પડે છે.

**ત્વચા:**—ચામડી ફાટી જતી હોય, ખરજવાં થયાં હોય, તે સાથે **અમ્લતાનાં ચિન્હ હોય, અને તેમાંથી મધ જેવા રંગનો મલાઇ જેવો સ્રાવ થતો હોય,** ચકામાં થતાં હોય, જેમાં સોનેરી પીળા રંગના ભીંગડા વળતાં હોય, ( ફેરમ ફોસની સાથે વારા ફરતી ) પીળા અને મધ જેવા સ્રાવ થતા હોય, અને તેથી ચામડી ચાળી થતી હોય, જીવડાં કરડયા જેવી ચાખે શરીરે ખરજ આવ્યા કરતી હોય, ધુંટી ઉપર ખરજવું થઇ ઘણી ખરજ આવતી હોય, અને ફોડકીઓ થઇ આવતો હોય, વિગેરે ચિન્હો હોય તો આ દવા ઉપયોગી છે.

**સમગ્ર ચિન્હો:**—કોઇ પણ શ્લેષ્મ પડમાંથી, અગર ચાંદામાંથી પીળા મધ જેવા રંગનો મલાઇ જેવો સ્રાવ થતો હોય, કે જેનું મૂળ કારણ સોડીઅમ ફોસફેટના પરમાણુની ન્યુનતા હોય, સંધિવામાં અમ્લતાનાં ચિન્હો હોય, બાળક શરીરે દીગણું રહેતાં હોય, અને તેમના લીંદ્દના પિંડો વધતા હોય, તથા કઠણ થતા હોય, અસ્થિના વ્યાધિમાં કેલ્શીઅમ ફોસ્ફેટનો જમાવ કરવાને માટે, સાંધાનો વા, સ્ક્રોફયુલામાં ગ્રંથિઓને ગાળી નાખવાને અને ગુડદાલ પદાર્થોને ગાળી નાંખવા માટે આ દવા ઉપયોગી છે.

**વૃદ્ધિ:**—કેટલાંક દર્દો ગાજવીજ દર્મ્યાન વધારે જોર પકડે છે. આર્તવ સમયમાં, બપોર પછી, અને સાંજે દર્દો વધારે જોર કરે છે.

**ઉપયોગ:**—ડા. સુબ્લર આ દવા ૬× અંશની વાપરવા ભલામણ કરે છે. કૃમિના ઉપદ્રવમાં આ દવા પીચકારી તરીકે ઉપયોગી છે. ડા. મોર્ગનના મત પ્રમાણે ૩૦ અંશની દવા પણ સારી અસર કરે છે, અને કોઇ વખતે તેથી પણ વધારે અંશની દવાથી સારા ફાયદા થએલા છે.

---

## નેટ્રમ્ મ્યુરિઍટિકમ્.

( Natrum Muriaticum. )

આ દવાનું સાદું અને ટુંકું નામ **નેટ્રમ મ્યુર** છે, અને સાધારણ રીતે **ક્લોરાઇડ ઓફ સોડીઅમ** એ નામથી ઓળખાય છે.

ફોસ્ફેટ આફ લાઇમ બાદ કરતાં બાકીના ક્ષારો કરતાં મનુષ્યના શરીરમાં સોડીઅમ કલોરાઇડ એટલે **મીઠાનો ઘણો ભાગ હોય છે.** આપણા શરીરમાં ૭૦ ટકા પાણીનો ભાગ છે, જે મીઠાની ગેરહાજરીથી નિરૂપયોગી થઈ પડે છે. પાણીના ભાગને શરીરને માટે ઉપયોગમાં લેવું, એ આ ક્ષારનુ કામ છે. વનસ્પતિમાં પણ આ પ્રમાણેજ હોય છે.

જીવન ક્રિયા ચાલુ રાખવામાં સોડીઅમ કલોરાઇડ એટલે મીઠા વડે પાણીનો ઉપયોગ થાય છે; વળી શરીરમાંથી નિરૂપયોગી પદાર્થો પણ તેજ ક્ષાર વડે બહાર કાઢી નાખવામાં આવે છે. આ ક્ષારની ખામીથી મનુષ્યના શરીરમાંનો કેટલોક પાણીનો ભાગ નિરૂપયોગી થઇ પડે છે. લુ લાગવામાં આ ક્ષારની ખામી થવાથી એક ભાગમાંથી અને ખાસ કરીને ગરદનના ભાગમાંથી ભીનાશ બીજા ભાગમાં ખેંચાઇ જાય છે, જેથી મગજના ઉપર દબાણ થઇ ને એવા વિપરીત અને બલકે ભયંકર ચિન્હો થાય છે, અને મૃત્યુ પણ થાય છે. આ પ્રસંગે આ ક્ષાર ૩x કે ૬x અંશનો આપવાથી તુરત અને સારી રીતે આ દુઃખદ ચિન્હો નાબુદ કરી શકાય છે. "દારૂ જન્ય ભ્રમ" માં સોડીઅમ કલોરાઇડના પરમાણુની ન્યુનતાથી પાણીની સમતામાં વિક્ષેપ થાય છે, જેથી આ ક્ષારના ચિન્હો ઉત્પન્ન થાય છે. આ દવા ઘણે થોડે અંતરે અને વારંવાર આપવાથી આ રોગના ઘણા સખત પ્રકારમાં એક કલાકના અરસામાં ફાયદો જણાયો છે. હરેક ચિકિત્સકને અમુક દવામાં આરામ કરવાની શકિત છે, એ જાણવા ઉપરાંત તે "કેવી રીતે અને શાથી" આરામ થાય છે, તે જાણવાની જીજ્ઞાસા સ્વાભાવિક રીતે થાય છે, અને તેના ખુલાસામાં એજ હકીકત છે કે જેમ કારીગર સાહીત્ય અને સાધનોમાંથી એક નવીન ઘાટ બનાવે છે, તેવી રીતે આ ક્ષારો શરીરમાં રહેલા પદાર્થો વડે શરીરને જરૂરીઅતના દ્રવ્યો બનાવે છે. આ રીતે જીવન રસાયણ ક્રિયા ચાલે છે.

**સામાન્ય ઉપયોગઃ**—નેટ્રમ મ્યુર તંતુજાળના રૂપાંતર થવામાં સહાયભૂત થાય છે, અને "યુરીયા" નો નિકાસ વધારે કરે છે; તેથી સ્ક્રોફ્યુલાના ઉપદ્રવો જે પિંડોમાં, આંતરડામાં, અને ત્વચામાં થાય છે તેને માટે ઉપયોગી છે. લોહી, લીંફ, અન્નમાર્ગના શ્લેષ્મપડ, યકૃત અને પ્લીહાની ઉપર આ દવાની અસર છે. જે રક્ત અને જીવનપ્રવાહી બગડી જાય છે, અને વરમ, ક્ષત વિગેરે ઉત્પન્ન કરે છે, તે રક્ત અને જીવનપ્રવાહીને આ દવા શુદ્ધ કરે છે. આથી મેલેરીઆ ( તાવ ) અને "ક્વીનાઇન" બન્નેના સંયોગથી જે વિકાર ( cachexia ) થાય છે, તેને આ ક્ષાર મટાડી શકે છે. શરીરની કૃશતા, નબળાઇ, રકતહીનતા, કેવળશ્વેત જીવનપ્રવાહી, કેવળ જળમય જીવનપ્રવાહી, પાંડુરોગ અને શ્લેષ્મ પડના વરમવાળા દર્દોમાં આ દવા ફાયદો કરે છે. સીરમના સ્રાવ ઉપર તો આ દવા ખાસ ઉપયોગી છે. શરીરના કોઇપણ ભાગમાં દુખાવો હોય, જેની સાથે થુંક વધારે નીકળતું હોય, આંખમાંથી પાણી વધારે નીકળતું હોય, અગર શ્લેષ્મ કે પાણીની ઉલટી થતી હોય, વિગેરે લક્ષણો આ દવાને ખાસ સૂચવે છે.

દરેક ભાગમાં શ્લેષ્મ પડ વ્યાધિગ્રસ્ત થઇ જાય છે, તે સાથે વિભાગો પોચા અને સૂજેલા થાય છે, શિરાઓમાં લોહીનો ભરાવો થાય છે, રકતસ્રાવ થાય છે, અને શ્લેષ્મ રસનો સ્રાવ ઘણો વધી જાય છે. આથી કરીને આ દવા શ્લેષ્મ પડમાં શરદી લાગવાથી થતા વ્યાધિઓ જેમાં **પારદર્શક સ્વચ્છ પાણી જેવો, ફીણયુક્ત, અને પાતળો શ્લેષ્મ** પડતો હોય, તેમાં ઉપયોગી થાય છે. પાણી ભરેલી ફોડલીઓ જે ફુટયા પછી પાતળા ભીંગડા વળતા હોય, પાણી જેવી ઉલટી થતી હોય, શરીરમાં ભીનાશ વિશેષ જણાતી હોય, મગજમાં પાણીનો ભરાવો થયો હોય, જીભ સ્વચ્છ ચળકતી હોય, અગર ફીણવાળું થુંક જે ઠેઠ જીભની કીનારી સુધી વળગેલું દેખાય, અગર **જીભ પહોળી, ફીકી, સુજેલી અને ચીકણા પડવાળી હોય,** અને કોઇપણ ભાગમાંથી કુદરતી સ્રાવ કમી થઇ ગયા હોય, અને ખારો સ્વાદ લાગતો હોય, ત્યારે આ દવાથી ફાયદો થાય છે.

ડા. લીઓન રોઝનબુશ આ દવા જ્યારે લોહીની ગતિ એકાએક મંદ થઈ જાય, અગર થઈ જવાનો ભય હોય, તે પ્રસંગે ચામડીમાં પીચકારી તરીકે વાપરવાથી સારો ફાયદો થયાનું જણાવે છે. તે સિવાય નીચે જણાવેલા પ્રમાણના મિશ્રણોનો પીચકારીમાં ઉપયોગ કરવાથી નીચેના વ્યાધિઓમાં સારો ફાયદો થાય છે.

૧. એકાએક રકતાશયની ગતી બંધ થવી ( ૬ ટકાનું મિશ્રણ ૮ ડ્રામ વાપરવું.

૨. તીક્ષ્ણ વ્યાધિથી રકતાશયના સ્નાયુઓનો આઘાત થવો. ( ૫ થી ૮ ડ્રામ એકી વખતે અને પછીથી બે ડ્રામ હમેશાં વાપરવું. )

૩. હોજરી અને આંતરડાના વરમમાં તથા કોલેરાના આજારમાં અશક્તિ વિશેષ હોય, અને ઉલટી તેમજ ઝાડા પણ થતા હોય, ત્યારે ૮ થી ૨૦ ડ્રામ જેટલું સહેજ ગરમ મિશ્રણ ( ૧૦૦૦ માં ૬ ના પ્રમાણનું ) ગુદામાં પિચકારી મારવા માટે વાપરવું; શિરાવાટે પણ ચડાવાય છે.

૪. ફેફસામાંથી હોજરીમાંથી કે આંતરડામાંથી લોહીનું પડવું ( ૫ ડ્રામ પહેલું અને પછીથી ૧॥ ડ્રામ હમેશાં. )

૫. જીર્ણ વ્યાધિને લીધે રકતાશયનું મંદ પડવું ( ૧॥ ડ્રામ દરરોજ વાપરવું. )

**જીભઃ—જીભ ઉપર સ્વચ્છ પાણી જેવું અથવા ફીણવાળું ચીકણું પડ હોય, અને જીભની** કોર અને બાજુ ઉપર ઝીણી પરપોટીઓ વળગેલી હોય, જીભના ટેરવા ઉપર ફોલ્લીઓ થઇ હોય, મંદ જ્વર સાથે જીભ સુકી પડી ગઇ હોય, અને પાણી જેવા ઝાડા થતા હોય, સ્વાદ સમજાતો ન હોય, સ્વાદેન્દ્રિ મંદ પડી ગઈ હોય, બાળકો બોલતાં બહુ મોડું શીખતાં હોય, જીભ ઉપર વાળ હોય એવું લાગતું હોય, વિગેરે ચિન્હો આ ક્ષારને સૂચવે છે.

**દાંતઃ—દાંતના દુખાવા સાથે થુંક, અને આંખમાંથી પાણીનું** વધારે નીકળવું હોય, અને ચહેરાના તંતુઓમાં ચસકા આવતા હોય, નાના બાળકોને દાંત આવતા હોય, ચાંદાવાળા ભાગમાંથી સહેજમાં લોહી નીકળતું હોય, એવાં અવાળુ થયા હોય, દાંત ઢીલા પડી ગયા હોય, દાંત આવતી વખતે મોંમાથી લાળ ઝરતી હોય, લબકારા નાખતા દર્દ સાથે અવાળું સુજી ગયાં હોય, વિગેરે લક્ષણોમાં આ દવા લેવાથી દુખાવો કમી થાય છે.

**મોઢું**:—મોઢાની આજુબાજુ મોતી જેવા ફોડલા થયા હોય, હોઠના સાંધામાં ભીનાં ચાંદા હોય, થુલીઆના દર્દમાં થુંક વહેતું હોય, હોઠમાં ચિરા પડ્યા હોય, અને તેમાં બળતર અને દુખાવો હોય, બાળકોને શરદી લાગી હોય, મોઢું અગર ગળું આવી ગયું હોય, અને તેની સાથે **પાણી જેવો પારદર્શક અને ફીણ યુકત સ્રાવ થતો હોય** ( આલ્બ્યુમનનો સ્રાવ હોય, તો કેલ્ક. ફોસ વાપરવો ) થુલીઆમાં ( કેલી મ્યુરની સાથે ), થુંક પેદા કરનારા પિંડોનો વરમ થયો હોય, અને થુંક વધારે નીકળતું હોય, હમેશાં પાણી જેવો ફીણવાળો સ્રાવ કે થુંક વધારે નીકળતું હોય, મોઢામાંથી મેળ આવતી હોય, ત્યારે આ દવા ઉપયોગી છે.

ગળુંઃ—ગળાના શ્લેષ્માવરણનો વરમ થયા પછી તેમાંથી પાણી જેવો સ્રાવ થતો હોય, ગળાનો કાકડો વધી ગયો હોય, અને તેની સાથે થુંક ઘણું આવતું હોય ( મુખ્ય દવા કેલ્ક. ફ્લ્યુઓર છે ), કંઠમાળામાં પાણીનો ઉપદ્રવ જણાતો હોય, ( મુખ્ય દવા કેલ્ક. ફોસ છે ), ગળું સુજી ગયું હોય, અને તે બહુ કોરૂં રહેતું હોય, અગર તેમાંથી ઘણું થુંક નીકળતું હોય, **ડીપ્થીરીઆના** દર્દમાં સુસ્તિ અને ઘેન વિશેષ હોય, ચહેરો ફુગેલો અને ફીકકો હોય, ગાલ પચોરીઆમાં પાણીનો સ્રાવ વિગેરે ચિન્હો હોય ( મુખ્ય દવા કાલી મ્યુર છે ), રકત હીનતા સાથે ડોક ઘણી પાતળી હોય, ડીપ્થીરીઆના રોગ પછીથી ગળાનો આઘાત થયો હોય, જેથી ખોરાક આડે રસ્તે જતો હોય, અને ફકત પ્રવાહીજ પી શકાતું હોય, ગળાના કાકડા મોટા થઈ ગયા હોય, ગળાનો જીર્ણ વરમ હોય, જેમાં ચોરીઆના પિંડ ઉપર પાણી જેવો પદાર્થ વળગેલો રહેતો હોય, અગર ગળામાં ડુચો ભરાએલ હોય, એવું લાગતું હોય, અને ગળું અતિશય કોરૂં રહેતું હોય, તમાકુ પિનારાઓને ગળાનો વરમ થયો હોય, ( તેમાં નાઇટ્રેટ આફ સીલ્વરના ઉપયોગ પછીથી ) જડબાની નીચેના અને ગરદનના પિંડો સુજી આવ્યા હોય, વાસ મારતો શ્વાસ આવતો હોય, અને સ્વાદ ખારો રહેતો હોય, વિગેરે લક્ષણો હોય તો આ દવા ફાયદાકારક છે.

**ચહેરો**:—ઝાડાની કબજીયતની સાથે ચહેરાનું દુખવું- બલગમ અગર પાણીની ઉલટી સાથે ચહેરામાં દુખાવો હોય, ચહેરામાં ચસકા આવતા હોય, અને તેની સાથે આંખમાંથી સ્વચ્છ શ્લેષ્મનો સ્રાવ થતો હોય ( બાહ્યોપચાર તરીકે પણ ઉપયોગમાં આવે છે ) સાઇકોસીસ નામનો વિકાર થયો હોય, મુછનાવાળ ખરી જતા હોય, તે સાથે પાણી જેવા સ્રાવનાં ચિન્હો હોય, **જમતાં મોં ઉપર પરસેવો બહુ થતો હોય**, ચહેરો લોહી વિનાનો દેખાતો હોય,

કપાળ ઉપર, પરૂ ભરેલા અગર પાણી ભરેલા ફોલ્લા થતા હોય, ક્વીનાઈનની વિક્રિયાથી આંખમાંથી પાણી નીકળતું હોય, પાણી જેવા સ્રાવ સાથે ચ્હેરામાં ચસકા આવતા હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

**મસ્તકઃ—લુ લાગવા ઉપર મુખ્ય દવા છે.** લુ લાગવાનું કારણ પણ દારૂ જન્ય ભ્રમની માફક સોડીઅયમ ક્લોરાઇડના પરમાણુની ન્યુનતા છે. મગજની રકત નળીઓમાં સુષ્કતા થવાથી તે રોગ ઉત્પન્ન થાય છે; કેટલાક શ્લેષ્મ પડવાળા ભાગમાં સુષ્કતા હોય, અને કેટલાકમાંથી વિશેષ સ્રાવ થતો હોય, આ લક્ષણો સહીત માથુ દુખતું હોય, બંધકોશની સાથે માથુ દુખવું, ફીણ યુકત જીભ અને પાણી જેવી ઉલટીની સાથે અગર **આંખમાંથી પાણી ઝરતું હોય તેની સાથે માથું દુખતું હોય,** અને નિરાશા અને નિર્માલ્યપણું હોય, ગરદનના સ્નાયુના નરમ પડવાથી બેઅખત્યાર માથું આગળ નમતું હોય, આંતરડાની સુષ્કતા અને અશકિતને લીધે માથું દુઃખતું હોય, ફેર આવવા સાથે માથુ દુખતું હોય ( કેલ્ક ફોસ. ) આધાશીશીની સાથે બેભાનપણુ અને સ્નાયુનું ખેંચાવું થતુ હોય, **માથામાં હથોડા વાગતા હોય, એવો દુખાવો** જે સવારે વિશેષ થતો હોય, જુવાન છોકરીઓને આર્તવ સમયે માથુ દુખતું હોય, અને ખોપરીમાં બળતરા થતી હોય, શિરાઓ ઘણી ભરાઇ જઈ, તેમાંથી લોહી બહાર ઝમી જવા સંભવ રહેતો હોય, મગજમાં લોહીનો જમાવ થતો હોય, **ગરદનમાં વાળના મુળ આસપાસ ખરજ આવતી ફોડકીઓ થતી હોય,** અને તેમાંથી ચીકણાં ભીંગડાં નીકળ્યા કરતાં હોય, ખોપરી ઉપરથી સફેદ ફોતરી ઉખડતી હોય અને કોઇ વખતે તેની સાથે મોઢામાંથી, નાકમાંથી અગર આંખોમાંથી પાણી નીકળતુ હોય, વાળ ખરી જતા હોય, ઘેન અગર સુસ્તી રહેતી હોય ઇત્યાદિ ઉપદ્રવોમાં આ દવા ફાયદો કરે છે.

**કાનઃ—**યુસ્ટેકીઅન નળીના સોજાથી થતી બહેરાશ ( કાલી મ્યુર, કાલી સલ્ફ. ) કાનના બીજા દર્દો **જેમાં થુંક અતિશય** નીકળતું હોય, અગર કાનમાંથી ખાસ પ્રકારનો સ્રાવ થતો હોય, જીભની ખાસ નિશાની સાથે કર્ણ પડદાના સોજાથી થતી બહેરાશ, કર્ણ પડદાને અગર યુસ્ટીકીઅન નળીને શરદી લાગવી ( કાલી સલ્ફ ), કાનમાં ઘોઘાટ થતો હોય, કાનમાંથી પરૂમય સ્રાવ થતો હોય, **ચાવતાં કાનમાં કડકડ અવાજ થતો હોય,** કાનમાં ચૂંટ આવતી હોય, અને બળતર થતી હોય, કે ચટકા ભરતા હોય તેવું દર્દ થતુ હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

**નાકઃ—સળેખમની શરૂઆતમાં પુષ્કળ છીંકો** આવતી હોય, તેની સાથે સ્વચ્છ પારદર્શક **પાણી જેવો બલગમ** નીકળતો હોય, નાકના પાછલા ભાગમાંથી સ્વચ્છ, પાણી જેવો અને ખારો બલગમ ટપકતો હોય, ( કેલ્ક ફોસ ) પાંડુ રોગવાળાને જીર્ણ શ્લેષ્મ હોય, ઘાસવાળી જગ્યાએ થતો **શ્લેષ્મ જ્વર, ઈન્ફ્લુએન્ઝા,** જેમાં છીંકો આવતી હોય, અને આંખોમાંથી અને નાકમાંથી પાણી ઝરતાં હોય, વાસ અને સ્વાદનું જ્ઞાન કમી થયુ હોય, ફેરીંક્સ કોરી અને આળી હોય, પાંડુ રોગીને નાકમાંથી લોહી પડતું હોય, નાક ઘણું સુકાઇ જતું હોય, અને તેની સાથે નાકમાં ખરેટા જામતા હોય, નીચે જોતાં કે ઉધરસ આવતાં નાકમાંથી લોહી પડતું હોય, નાક રાતું થઇ જતું હોય અને તેમાં ખીલ, ફોલ્લી અગર દુખદ ઝીણી ગ્રંથીઓ થતી હોય, ત્યારે આ દવા કામની છે.

**આંખઃ—**દૃષ્ટિનું કમીપણું, કૃષ્ણ મંડળ ઉપર ફોડલા થવા ( કાલી મ્યુર ) અગર સફેદ ડાઘ પડવા, વાંચતાં અક્ષરો એક બીજા સાથે ભેળાઈ જતા દેખાવા; આંખ આગળ જાણે પડદામાંથી જોતા હોય એવું દેખાવું, અજવાળાથી આંખો ઝંખાઇ જવી, સ્ક્રોફ્યુલાની જાતનું આંખમાં ચાંદુ પડવું, ખાસ કરીને દર્દીની સ્ક્રોફ્યુલા અગર ક્ષય રોગની પ્રકૃતિ હોવી, આંખો આવી હોય, અને તેમાં ખાસ કરીને **સફેદ ચીપડા** વળતા હોય, અગર **પાતળું પાણી** ઝરતું હોય, આંખના પોપચામાં ખીલ થયાં હોય પાંપણને કીડ લાગવી, **પાંપણ ખરી જવાના રોગમાં** પોપચા જાડાં રાતા તથા સુજેલા, અને ચટકા ભરતા હોય, અને પાતળું પાણી ઝરતું હોય, અશ્રુનું ઝરવું, વિશેષ થતું હોય, અને તેથી સાથે નાના ફોડકા થતા હોય, તેમજ બળતરા થતી હોય, આંખમાં અમુક અંતરે ચસકા આવવા (મેગ્ની ફોસ), અને તેની સાથે પાણી ઝરવું અને આંખના પોપચાના અંદરના પડનું લાલ થવું, સીલ્યરી સ્નાયુમાં સુર્ય ઉગ્યાથી સુર્ય અસ્ત થયા સુધી ચસકા આવવા, અશ્રુ નળીનું સંકુચિત થવું વિગેરે ઉપદ્રવોમાં આ દવા સારી અસર કરે છે.

**જઠર:**—જઠરના તમામ વ્યાધિ, જેમાં થુંક જ્યારે નીકળતું હોય, અગર પાણીની ઉલટી થતી હોય, જીભ ઉપર પારદર્શક ફીણવાળા અને સ્વચ્છ પડ હોય, **પાણી જેવી ઉલટી સાથે અજીર્ણ હોય,** અને મોંમા ખારો સ્વાદ હોય, કોઇ વખત દર્દીને **ખાસ પદાર્થ ખાવાની ઇચ્છા થાય,** અજીર્ણ સાથે મોઢામાં પાણી આવ્યા કરતું હોય, અને ખાટો કે ખારો સ્વાદ લાગતો હોય, **અતિશય તરસ લાગતી હોય,** પેટમાં દુખાવા સાથે અજીર્ણ હોય, અને પાણીના સ્રાવ આદિ લક્ષણો હોય, કમળામાં સુસ્તી અને પાણીના સ્રાવનાં ચિન્હો હોય, **પાણીના ઘચરકા આવતા હોય,** અને તેની સાથે ઝાડાની કબજીયત હોય, ખાધા પછી છાતીમાં દાહ બળતો હોય, પેટ તણાતું હોય, તે સાથે પેટમાં ભાર લાગતો હોય, અને તેની સાથે ખારા પદાર્થને માટે રૂચિ થતી હોય, ખાવાની ઇચ્છા બીલકુલ થતી નહોય, અથવા અતિશય ક્ષુધા લાગતી હોય, પીપડી આગળ ચુંચારો થતો હોય, અગર અશક્તિ જણાતી હોય, અગર ત્યાં લાલ ચાંદાં થતાં હોય, તો આ દવા ઉપયોગી છે.

**ઉદર:**—આંતરડાં કોરાં રહેતાં હોય, અને તેના શ્લેષ્માવરણના સુષ્કપણાને લીધે **ઝાડાની કબજીઆત** રહેતી હોય, અને તેની સાથે બીજા શ્લેષ્મ પડવાળા ભાગોમાંથી પાણીનો સ્રાવ વિશેષ થતો હોય, જેમકે પાણીની ઉલટી, આંખમાંથી પાણીનું ઝરવું, સળેખમ, ઇત્યાદિ. યકૃત અને પ્લીહાના ભાગમાં દુખવો થતો હોય, **અર્શની સાથે રહેતી કબજીઆત;** આંતરડાની અશક્તિથી થતી કબજીઆત ઝાડામાં સુષ્ક મળ નીકળતા હોય, જેથી ગુદામાં બળતરા, અને ચીરાડા થતા હોય, ઝાડો થયા પછી લોહી નીકળતું હોય, ઝાડો સખત હોય, અને ગાંઠા વળી જાય એવો હોય, ગુદા શુળ થતું હોય, ઉદરની કુંડળીમાં દુખાવો થતો હોય, પાણી જેવા અને ફીણ યુક્ત ઝાડા થતા હોય, **કબજીઆત અને ઝાડા વારાફરતી થતાં હોય,** દાહક અને પાતળો ઝાડો એવો થતો હોય કે દર્દીને પવન જાય છે કે મળ જાય છે, તે ખબર ન પડે, ઉદરના સ્નાયુ અને અંતરાવયવો નબળાં પડી ગયાં હોય, (પ્રસંગોપાત નેટ્રમ મ્યુર. ગરમ પાણીમાં મેળવી પીચકારી આપવાથી પણ સારો ફાયદો થાય છે.) આ દવાથી પાણીના સ્રાવને ફાયદો થાય છે, એટલુંજ નહિ પરંતુ ઉદરના સ્નાયુ અને અંતરાવયવો સતેજ અને મજબુત થાય છે.

**મૂત્રમાર્ગ**—મૂત્રાશયને શરદી લાગી હોય, જેથી પારદર્શક અને પાણી જેવો સ્રાવ થતો હોય, પેશાબ બહુ ઉતરતો હોય, પેશાબ થયા પછી કપાતું હોય એવી વેદના થતી હોય, **પાણી જેવો પેશાબ પુષ્કળ થતો હોય,** અને તેની સાથે **તૃષા ઘણી** લાગતી હોય, વખતે પેશાબમાં લોહી પડતું હોય, ચાલતાં, ઉધરસ ખાતાં પેશાબ બે અખત્યાર થતો હોય, વિગેરે ચિન્હો હોય તો આ દવા ગુણકારી છે.

**જનનેંદ્રિયો:**—પરમીઆના જુના રોગમાં પાણી જેવી પાતળી અને દાહક રસી નીકળતી હોય, ચાંદીના જુના દર્દમાં 'સીરમ'નો પાણી જેવો પાતળો સ્રાવ થતો હોય, ધુમટામાં રસ ભરાયો હોય (નેટ્રમ સલ્ફ), વૃષણની થેલીમાં રસ ભરાયો હોય, ગુહ્ય ભાગ ઉપરથી વાળ ખરી જતા હોય, વીર્ય સ્રાવ થયા પછી ટાઢ લાગે, અશક્તિ જણાય, અને તેની સાથે મનમાં વિષય ઇચ્છા પ્રબળ રહે, પ્રોસ્ટેટ પિંડમાંથી રસ નીકળી પડતો હોય, સ્ત્રીના સમાગમ પછી શરદી લાગીને ઉધરસ, સળેખમ વગેરે દરદ ઉપડતાં હોય, વૃષણમાં અને તેના રજ્જુમાં જતો દુખાવો પણ થતો હોય, તે આ દવાથી મટે છે.

**સ્ત્રીને** આ દવા સૂચવનારા સ્રાવ સહિત પ્રદર કે ઉપદંશ હોય, **પાતળું અને પાણી જેવું રક્ત આર્તવમાં વહેતું હોય,** ઘણો મોડો આર્તવ આવતો હોય, અને તેની સાથે દર્દી ગમગીન રહે, માથુ દુખે, અને રોઇ પડે, અને શરીર ઉપર પુરતું લોહી કે ચરબી કાંઇ ન હોય, પેશાબ થયા પછી મૂત્ર માર્ગ પાસે ચટકા ભરાતા હોય એમ લાગે, ગુહ્યાવયવ ઉપર ચળ આવે, આર્તવ અને પ્રદર સાથે સાથે ચાલતું હોય; અને દાહક ધાત જતી હોય, અગર ગુહ્યાવયવ તદ્દન કોરાં રહેતાં હોય, અને તેથી વિષયથી દુખાવો થતો હોય, તથા **ગર્ભાશયના ઉપદ્રવો જેમાં ચિત્તા સુવાથી કે વાંસે તકીઆનું દબાણ આપવાથી રાહત મળતી હોય,** એવા વ્યાધિમાં આ દવા ઉપયોગી છે. આ દવા અડધો ઔંસ આશરે અઢી શેર ગરમ પાણીમાં મેળવી **પીચકારી** વડે ઉપયોગમાં લેવાથી સારો ફાયદો થાય છે. **ગર્ભાધાન** વખતે પાણી જેવી, ફીણવાળી, શ્લેષ્મ યુક્ત ઉલટીઓ થતી હોય અને તે ખાટી ન હોય, ગર્ભાધાન દરમ્યાન કે પ્રસવ દરમ્યાન

વાળ ખરી જતા હોય તો આ દવા ઉપયોગી છે.

**નિદ્રાઃ**—મગજમાં ઘણી ભીનાસ હોવાથી ઘણી ઉંઘ આવતી હોય, કુદરતી ઉંઘ લેવા છતાં આરામ મળ્યો લાગતો ન હોય, ઉંઘમાં મન રહેતું હોય, ઉંઘમાં ઝબકી જવાતું હોય, અગર ઉંઘમાં બહુ વિચારો આવ્યા કરતા, ગાઢ નિદ્રા થોડી આવતી હોય, ઉંઘ ઘણી મોડી આવતી હોય, તો આ દવા લેવાથી નિદ્રા જોઇએ તેટલી અને સારી આવે છે.

**મજ્જાતંત્રઃ**—વ્યાધિગ્રસ્ત ભાગોમાં બહેરપ જણાતી હોય, ધડ અને અવયવોના સ્નાયુઓમાં થોડાક આઘાતની એટલે જરા પક્ષઘાત જેવી અસર જણાતી હોય, કરોડ રજ્જુ સ્પર્શ અને દબાણ ખમી શકતાં ન હોય, તેમજ ક્ષોભ પામેલી હોય, સ્નાયુમાં ચુંથારો હોય, સ્નાયુમાં આંકડી આવતી હોય, વાંસામાં પક્ષાઘાત જેવું દર્દ થતું હોય, પક્ષાઘાત શરૂ થાય એમ લાગતું હોય, ભ્રમરની નીચેના સ્નાયુમાં અમુક મુદતે ચસકા આવતા હોય, અને તેની સાથે થુંક અને આંસુ નીકળતાં હોય, જ્ઞાન તંતુમાં શૂળ આવતું હોય, અને તેની સાથે પાણી ભરેલા ફોડકા થતા હોય, લકવા, હીસ્ટીરીઆની નબળાઈ, જે સવારમાં વિશેષ જણાય, હીસ્ટીરીઆનુ તાણ આવતું હોય, દર્દીને શરદી ઝટ લાગી જતી હોય, જલદીથી થાક લાગી થતો હોય, વિગેરે ઉપદ્રવોમાં આ દવા ગુણકારી છે.

**મનઃ**—ભવિષ્યને માટે **નિરાશા,** મનોવૃત્તિની નિર્માલ્યતા, જેમાં દીલાસાથી વધારો લાગે, અને પછીથી રક્તાશયમાં ફફડાટ થતો હોય, **ભ્રમ** જેમાં દર્દી ચમકતો હોય કે **લવરી કરતો હોય,** અને **ભટકતો હોય,** જીભ ઉપર ફીણ દેખાતું હોય, અગર સુકી પડી ગઇ હોય, **ઉદાસીનતા,** તે સાથે બંધકોશ હોય, મન ઉશ્કેરાયલું હોય, અને દર્દી અતિશય ટીખળ કરે, અને નાચવા ગાવા લાગી જાય, અગર ઘણા ક્રોધમાં અને આવેસમાં આવી જાય, દારૂ જન્ય ભ્રમમાં ઘેન રહેતું હોય, મનમાં કંટાળો અને થાક જણાતાં હોય, તે સઘળા માટે આ દવા ઉપયોગી છે. મગજમાં સુષ્કપણું થઈ વ્યાધિ ઉત્પન્ન થયો હોયતો મુખ્ય દવા તરીકે ( કેલી ફોસની સાથે ) આ દવા ફાયદો કરે છે.

**શ્વાસમાર્ગઃ**—દમના આજારમાં બલગમ પાણી જેવો, અને ફીણયુક્ત નીકળતો હોય, તેમજ કોઇ વખત બલગમ કાઢતાં ઘણું જોર પડતું હોય, પાતળો રસ ભરાયો હોય, અને તેની સાથે પાણી જેવો બલગમ હોય, શ્વાસ નળીને શરદી લાગી હોય, શિયાળામાં ઉધરસ થઇ હોય, અને બીજાં ચિન્હો મળતાં હોય, ક્ષય રોગની જીર્ણ ઉધરસમાં ફીણ યુક્ત, અને ખારો બલગમ નીકળતો હોય, ઉધરસની સાથે માથું દુખતું હોય, અગર આંખમાં પાણી વધારે નીકળતું હોય, પેશાબ બેઅખત્યાર નીકળી જતો હોય ( ફેરમફોસ ), **ન્યુમોનીઆમાં** ( ફેફસાના વરમમાં ) **પાણી જેવો બલગમ** નીકળતો હોય, **છાતીમાં કફ છુટો બોલતો હોય,** ફેફસાંના પડના વરમમાં સીરમ નામનો રસ ભરાયો હોય, ઉધરસથી છાતીમાં દુખાવો થતો હોય ( ફેરમ ફોસ ), પીપડી આગળ ક્ષોભ થયાથી દીવસે અને રાતે લુખી અને ટુંકી ઉધરસ આવતી હોય, ઉધરસથી નાભિ આગળ, વૃષણ રજ્જુમાં અને છાતીમાં દુખાવો થતો હોય, છાતીમાં ફફડાટ થતો હોય, અવાજ બેસી ગયો હોય, વગેરે દર્દોમાં આ દવા ઉપયોગી થઇ પડે છે.

**રૂધિરાભિસરણઃ**—**નાડી જલદ અને અનિયમિત એટલે રહી રહીને ચાલતી હોય, રક્તાશયનો ધબકારો થઈ આવતો હોય,** અને ડાબે પડખે સુતાથી વધારે જોરમાં થતો હોય, આખા શરીરમાં ધબકારો લાગતો હોય, અને ખાસ કરીને પીપડી આગળ જણાતો હોય, રક્તાશય ફફડતું જણાતું હોય, અગર અંદર સંકુચીત થયા જેવી લાગણી થતી હોય, ચિંતાથી રક્તાશય ધડકતું હોય, અને તે સાથે દર્દી રક્તહીન દેખાતો હોય, રક્તાશયના કદની વૃદ્ધિ થઇ હોય, જેમાં દર્દીને સુઇ રહેવાની જરૂર પડે, અને લોહીના ફરવાની ગતી મંદ હોવાથી હાથ ઠંડા હોય, તથા હાથ પગ બહેર મારી ગયા હોય, અગર લોહી પાતળું પાણી જેવું હોય, રસવિકારના સોજા ચડયા હોય, વગેરે દર્દો માટે આ દવા હિતકારી છે.

**હાથ પગવગેરે અવયવોઃ**—**અશિકત અને થાકની લાગણી** સાથે સુસ્તી હોય, હાથ ઉપર અને આંગળા ઉપર પાણી જેવા સીરમ ભરેલા ફોલ્લા થતા હોય, પગ બેઅખત્યાર હલ્યા કરતા હોય, જેથી સ્થીર બેસી રહેવાતું ન હોય, નિદ્રામાં હાથ અંચકાતા હોય, ( મેગ્નસ ફોસ ), વાના કે નજલાના દુખાવામાં પાણી જેવા સાવનાં લક્ષણો હોય, સંધિ-

વાની અસર જણાતી હોય, અને તે સાથે પાણી જેવા સ્રાવના ચિન્હો હોય, **સખ્ત બીછાના અગર પદાર્થ ઉપર સુવાથી રાહત મળે એવા પ્રકારનું વાંસાનું દુખવું,** બાળકોની ગરદન ઘણી દુર્બળ અને પાતળી હોય, કરોડ રજ્જુ અને હાથ પગ ઉપર ઘણો સ્પર્શ ખમી શકાતો ન હોય, વાંસામાં થંડક લાગતી હોય, વારંવાર નજલાનો ઉપદ્રવ થતો હોય, સાંધાઓ ફાટતા હોય, જડતા સાથે સાંધાઓમાં સોજા હોય, પગની ઘુંટીઓ નિર્બળ હોય, ઉઠતા વાંસામાં દુખતું હોય, નખની પાસેની તેમ બીજા ભાગની ચામડી રૂક્ષ અને ફાટેલી હોય, હથેલીમાં મસા થયા હોય, કમરના થાપામાં દુખાવો હોય, ગુદાસ્થિમાં શળ આવતું હોય, રાંઝણ, ગુંઠણ અને પગની પીડીમાં દુખાવો થતો હોય, સ્નીગ્ધ પડનો વરમ હોય, પગના ઉપર પાણીના ભરેલા ફોલ્લા થતા હોય, સાંધાઓની આજુબાજુ શીળસ ઉપડી આવતું હોય, પગના આંગળાની વચમાં ફાટો પડતી હોય, વિગેરે ઉપદ્રવોમાં આ દવા ઉપયોગી છે.

**જ્વરઃ**—તમામ પ્રકારના જ્વર જેમાં ઘેન, સુસ્તી, મોળ આવવી, પાણીની ઉલટી, સ્નાયુમાં દુખાવો થવો, આંકડી આવવી વિગેરે ચિન્હો હોય, ભીનાશવાળી જગ્યામાં કે નવી ખેડેલી જમીનમાં રહેવાથી તાવ ઉત્પન્ન થયા હોય, કવીનાઇનના અતિશય ઉપયોગ પછી ચાલતો નિયમિત જ્વર ( નેટ્રમ સલ્ફ મુખ્ય દવા છે ), સવારે આશરે દશ વાગે ટાઢ ચડે, તે બપોર સુધી રહે, અને તેમાં પાણીની ઉલટી થતી હોય અને તેની સાથે માથાનો અને વાંસાનો દુખાવો હોય, પરસેવો પુષ્કળ આવે, અશક્તિ ઘણી હોય, હોઠ ઉપર ફોલ્લીઓ થાય, એવા પ્રકારના તાવમાં, વાંસામાં ટાઢ લાગે, પાણી જેવું થુંક હોય, માથુ ભારે અને તેમાં મંદ દુખાવો થતો હોય, **તૃષા વિશેષ લાગતી** હોય, જ્વરમાં આંખમાંથી, અને નાકમાંથી પાણી ઝરતાં હોય તેવાં જ્વરનાં લક્ષણો માટે આ દવા કામની છે.

**ત્વચાઃ**—ત્વચાના તમામ વ્યાધિઓ જેમાં પાણી ઝરતું હોય, અગર ત્વચા ઘણી પાતળી ને કોરી હોય, સફેદ ભીંગડા વળતું ખરજવું થયું હોય, ( બાહ્યોપચાર તરીકે પણ ઉપયોગમાં આવે છે ), **પાણીથી ભરેલા ત્વચા ઉપર ફોડકા થતા હોય,** અને આલ્બ્યુમનનો ભાગ થોડો હોય, ( જીભ અને પાણીના સ્રાવના લક્ષણો ધ્યાનમાં લેવાં ), રંગ વગરના પાણી ભરેલા ફોલ્લા થતા હોય, કોઈ પણ વ્યાધિ દર્મ્યાન ફોલ્લા થઇ આવ્યા હોય, માથામાં સફેત ફોતરીઓ થઇ હોય, ભમરી કે વિંછી જેવા જંતુનો ડંખ થયો હોય, ( ખાવા તેમજ લગાડવા ) બાળકોની ચામડી ફાટી ગઇ હોય, શીળીમાં ઘેન હોય, અને મોઢામાંથી થુંક વધારે નીકળતું હોય, ફખવામાં અમુક ખાસ લક્ષણો હોય, ત્વચા અને શ્લેષ્મા વરણમાં વરમ થયા પછીથી પાણી ઝર્યા કરતું હોય, શીળસના દર્દમાં ઘણી ચુંટ આવતી હોય, ઘણું મીઠું ખાવાથી થતું ખરજવું ત્વચાના જીર્ણ વ્યાધિઓ ( જે શીળસની જેવા પ્રકારના હોય. વિષમ જ્વરમાં થઇ આવતું શીળસ, ) વિગેરેમાં આ દવા ગુણકારી છે.

**સમગ્રચિન્હોઃ**—શરીરના કોઇ પણ ભાગમાં પાણી કે રસથી ભરેલા સોથ હોવા, કોઇ શ્લેષ્મા વરણવાળો ભાગ કોરો હોવો, અને બીજા શ્લેષ્મા વરણવાળા ભાગોમાંથી વિશેષ સ્રાવ થવો, લોહી પાણી જેવું પાતળું પડી જવું, સારી રીતે ખાવા પીવા છતાં શરીર દુબળું રહેવું, મેલેરીઆમાં અતિશય કવીનાઇન લેવાથી શરીર બગડવું, વગેરે ચિન્હો માટે આ દવા અકસીર નીવડે છે.

**વૃદ્ધિઃ**—વ્યાધિઓ સવારમાં, દરીઆ કીનારે, ઠંડા પવનમાં, અને નિયમિત અંતરે વિશેષ જોર કરે છે; પેશાબ કર્યા પછી દર્દ વધે છે, તેમજ દસ્ત કબજ હોવાથી પણ વધે છે.

**શાંતિઃ**—ઉપદ્રવો સાંજની વખતે અગર શરૂઆત પછી કેટલોક વખત ગયા પછી નરમ પડે છે.

**ઉપયોગઃ**—ડા. સુષ્લર આ દવા ૬ અંશની વાપરવાની, અને ડા. એલન આ દવા વધારે અંશની, એટલે ૩૦ અંશની દવા ઉતાવળથી જોઇતા ફાયદા માટે ભલામણ કરે છે. ડા. સુષ્લર જંતુના ડંખમાં ઉપર લગાડવામાં, અને શરદીના ઉપદ્રવમાં કોગળા અને પીચકારી તરીકે પણ વાપરવા ભલામણ કરે છે.

---

## નેટ્રમ્ સલ્ફ્યુરિકમ્.

( Natrum Sulphuricum. )

આ દવાનું સાદું અને ટુંકુ નામ **નેટ્રમ સલ્ફ.** છે, અને સાધારણ રીતે સલ્ફેટ ઓફ સોડાના નામથી ઓળખાય છે.

આ ક્ષાર તંતુજાળની વચમાં રહેતા પ્રવાહીમાં હોય છે, અને **તેનું કાર્ય શરીરમાં પાણીને નિયમિત રાખવાનું** છે. આ ક્ષારની ખામીથી શારીરીક ભાગોમાંથી જે પાણી શારિરીક પદાર્થોના ઓક્સીજન સાથે મળવાથી પેદા થાય છે, તેનો નિકાસ થતો અટકે છે. સોડીઅમ ક્લોરાઇડ ( મીઠું ) પાણીને યોગ્ય સ્થાને પહોંચાડે છે, પણ સોડીઅમ સલ્ફેટ જરૂઆત કરતાં વિશેષ પાણીના ભાગને બ્હાર કાઢી નાખે છે. જરૂરીઆત કરતાં પાણીનો ભાગ વિશેષ થવાના કારણમાં પ્રથમ લેકટીક એસીડનુ સોડીઅમ ફોસ્ફેટથી છુટા પડવું છે, અને જો સોડીઅમ સલ્ફેટ પુરતા પ્રમાણમાં ન હોય, તો પાણીનો વધારો થઇને વ્યાધિ ઉત્પન્ન થાય છે. બીજુ કારણ ગરમ હવામાં હવાની ગરમીથી પાણીનો ભાગ હવામાં મળેલો રહે છે, જેથી શ્વાસદ્વારાએ ફેફસાંમાં જઇ તે લોહી સાથે મળે છે. આથી કરી નિર્બળ જીવન ચાંચલ્યવાળા માણુસોને, અને જે માણુસોની પાચન શકિત મજબુત ન હોય, તેને "મેલેરીઆ" ની અસર થઇ આવે છે, કારણકે રૂધિરાભિસરણમાં વધારાનો પાણીનો ભાગ સોડીઅમ સલ્ફેટની ખામીને લીધે કાઢી નાખવાની શક્તિ નથી. જીવન રસાયણશાસ્ત્રથી નિર્ણય થએલો છે કે વિષમજ્વર ( મેલેરીઅલ ), કોલેરા, પીળો તાવ, અને ગરમ હવાથી ઉત્પન્ન થતા વ્યાધિઓ લોહીમાં પાણી વધારે હોવાથી થાય છે. વળી જ્યારે પાચનશક્તિ કમ હોવાથી પુરતા પ્રમાણમાં સોડીઅમ સલ્ફેટ ઉત્પન્ન થતું નથી. ત્યારે પાણીની વ્યવસ્થા બરાબર થતી નથી. વિષમ જ્વરને માટે એક ખુલાસો એ રીતનો છે કે જ્યારે લોહીમાં પાણીનો ભાગ વિશેષ વધી જાય છે, ત્યારે જુદા જુદા શારીરિક ભાગોના પોષણમાં ખામી આવે છે; આથી શારીરિક ક્રમમાં અવ્યવસ્થા થાય છે, અને જ્યારે તે પાણીનો નિકાસ કરનારા પરમાણુઓ પુરતા પ્રમાણમાં નથી હોતાં, ત્યારે કુદરત તે નીકાસ કરવાની કોશિષ કરે છે. તે સિવાય કુદરત બીજુ કાર્ય પણ કરે છે, તે એકે શિરાઓના, મજ્જા તંતુના, અને સ્નાયુઓના તંતુજાળમાં આંકડી પેદા કરે છે, તેથી ઘણા જોરથી પાણીનો ભાગ બહાર નીકળે છે. આથી કરીને જ્વરને અંતે પરસેવો થાય છે. જ્યારે નેટ્રમ સલ્ફ પુરતા જથ્થામાં પુરૂ પાડવામાં આવતું નથી, ત્યારે લગભગ અડતાળીસ કલાકમાં ફરીથી જ્વર આવે છે, કારણકે ફરીથી લોહીમાં પાણીનો ભાગ હદ ઉપરાંત થવાને અમુક વખત લાગે છે. જે કોઇ નેટ્રમ સલ્ફ ૩× નો ઉપયોગ વિષમ જ્વરમાં કરે છે, તેને એમ જણાય છે કે એ જ્વર કાંતો જંતુઓથી પેદા થએલ નથી, અગર તો તેવા જંતુઓ તે ક્ષારથી ટકી શકતાં નથી. બીજો દાખલો એ છે કે જ્યારે મેલેરીઆના વિષમ જ્વરથી પીડિત માણુસ ઉંચા પહાડ ઉપરની જગાએ જાય છે, ત્યારે એટલી ઉંચાઇએ વાતાવરણમાં પાણીનો ભાગ નહિ હોવાથી, તેનો તાવ જલદી મટી જાય છે, કારણકે ત્યાં તેને ઓક્સીજન વધારે મળે છે, જેથી હદ ઉપરાંત પાણીનો ભાગ તેના શરીરમાંથી નિકાસ થઇ જાય છે. આ રીતે સોડીઅમ સલ્ફેટ શરીરમાં રહેલા પાણી સાથે નીસબત રાખે છે, પિત્ત અને પેન્ક્રીયાટીક રસને જોઇતા રૂપમાં રાખે છે. તંતુજાળમાં મધ્યસ્થ રહેલ પ્રવાહીમાં જોઈતું પાણી પુરૂ પાડે છે, અને લોહીમાંથી વધારાનું પાણી નીકાસ કરે છે,

**સામાન્ય ઉપયોગઃ**—બીજા ક્ષારોના સલ્ફેટની માફક આ પણ સખત રેચક દવા છે, અને એલોપેથીમાં સોડીઅમ સલ્ફેટ માત્ર રેચક તરીકે વપરાય છે. જીવન રસાયણ પ્રમાણે યુરીક એસીડમય પ્રકૃતિને મળતા ગુણો તેમાં છે, અને બહુરૂપી વ્યાધિના અનેક જુદા જુદા રૂપોને માટે તે એક ચોકસ ઇલાજ છે, હોજરીના અને પિત્તના વિકારો, પાણીનું એકઠુ થવું, ત્વચાના ઉપરથી પાણીનું ઝરવું અગર પીળા રંગના ભીંગડા વળવા કે જેમાં ત્વચા ઉપર પાણી ભરેલા સ્ફોટ થતા હોય, **પિત્તનું વિશેષ પેદા થવું, યકૃતના વિકારો, પેસાબમાં કાંકરી અગર રેતી જવી, મધુ પ્રમેહ, નજલો, મસા,** વિગેરે વ્યાધિઓમાં ઉપયોગી છે. આ દવાના ઉપયોગને માટે ખાસ ચિન્હ **જીભના મૂળમાં મેલી ભુરાશ પડતી લીલી છારી, અને ડાબે પડખે સુવાથી વ્યાધિનું જોર વિશેષ જણાય એ** છે.

વળી જે ઉપદ્રવો ભીનાશવાળી જગ્યામાં, મકાનના ભોંય તળીઆમાં કે ભોંયરામાં રહેવાથી ઉત્પન્ન થાય છે, અગર ભેજવાળી હવાથી વૃદ્ધિ પામે છે, તેવા ઉપદ્રવોને માટે આ દવા ફાયદો કરે છે. શરીરમાં પાણીનું વિશેષપણું થાય એવું બંધારણજ થયું હોય, **સાઇકોસીસ નામનો રકત વિકાર થયો** હોય, તે માટે, તેમજ બાળકોને વર્ષા ઋતુમાં જે

વિકારો ઉધરસ્ અગર દમ વિગેરે પેદા થાય છે, તેને માટે આ દવા ગુણકારી છે. નેટ્રમ સલ્ફની વિક્રિયા મોટા આંતરડાના નિચેના ભાગમાં માલમ પડે છે, અને ઇલીઅમ નામના આંતરડામાં પણ જણાય છે. આંતરડાના ઉપર જણાવેલા ભાગમાં અંદરના અંકુરો સુજેલા દેખાય છે, નાની ઝીણી નસોની કીનારો રાતી થઇ જાય છે, અને શ્લેષ્મ પડ કાંતો ફીકા રંગનું કે રાતાં વળીઆં પડયાં હોય એવું દેખાય છે. ઇલીઅમ નામના નાના આંતરડાંના નીચેના ભાગમાં શ્લેષ્મ પડ, ભીનું, ને લાલ થઇ આવે છે.

વળી આ દવા ( સલ્ફેટ ઓફ સોડીઅમ ) રકત સ્થંભક છે, અને એક પ્રખ્યાત દાકતરે તેનો આવી અસરને માટે પુષ્કળ ઉપયોગ કરેલો છે, અને તેમાં તે ફતેહમંદ થએલ છે.

આ સબબ માટે આ દવા અલ્પ માત્રામાં એટલે દર કલાકે ½ ગ્રેનથી ૧ ગ્રેન આપવાથી ફાયદો થાય છે. તે રકતશ્રાવ આગંતુક કારણથી હોય કે, સ્વજન્ય હોય, કોઇ અર્બુદની શસ્ત્રક્રિયાથી થયો હોય, અગર સ્ત્રીને અતિ આર્તવ હોય તો પણ આ દવાની સારી અસર થાય છે.

**જીભ:—મેલો, લીલાશ પડતા ભુરા રંગનો થર જીભના મુળ ઉપર જામેલો હોય,** અને તેની સાથે ચીકણો શ્લેષ્મ હોય, કડવો સ્વાદ રહેતો હોય, જીભ જરા રાતી હોય, બળત્રા બળે તેવા હોઠ ઉપર ફોલ્લા થયા હોય, તાળવું અસહ્ય હોય અને થંડા પદાર્થો લેવાથી રાહત મળતી હોય, એવાં જીભનાં ચિન્હો આ દવાને સૂચવે છે.

**દાંત:**—દાંતનો દુખાવો, જે તમાકુ પીવાથી, પવન ખાવાથી કે ઠંડા પાણીનો કોગળો લેવાથી નરમ પડતો હોય, ( હો૦ કોફીઆ ) અવાળુ બળતાં હોય, અવાળુ ઉપર ફોલ્લા થયા હોય, તો તે આ દવાથી મટે છે.

**મોઢું:**—મોંઢામાં સદંતર બદ સ્વાદ હોય, અને ચીકણુ જાડા અને લીલાશ પડતા સફેદ રંગના શ્લેષ્મથી તે ભરેલુ રહેતું હોય, મોઢામાં કડવાશ રહેતી હોય હરદમ બાસ મારતો મેલો બલગમ ગળાની નળીઓમાંથી અને હોજરીમાંથી ખોંખરાવાથી નીકળતો હોય કે મોંમાં દાહ બળતો હોય તો આ દવાની જરૂર હોય છે.

**ગળું:**—ડીપ્થીરીઆના રોગમાં **લીલા રંગની ઉલટી થતી હોય,** તો આ દવા મુખ્ય દવા ( કેલી મ્યુર ) ની સાથે અપાય છે. **ગળાનો સોજો હોય, અને કાંઈ ગળતા ગળામાં ડુચો હોય એવું લાગતું હોય,** ગળાના નળમાંથી કે ગળામાંથી ચીકણો જાડો અને ભુરાં રંગનો બલગમ નીકળતો હોય, અને જીભના ચિન્હો ખાસ તરેહના હોય, ગળામાં ક્ષત પડેલાં હોય કે સવારમાં ખારો બલગમ નીકળતો હોય, તો આ દવા ઉપયોગી છે.

**ચ્હેરો:**—ચ્હેરાનો રંગ પીલચટો, કમળા જેવો પિત્તને લીધે રહેતો હોય, ચહેરા ઉપર ખીલ વીગેરે થયા હોય, ચ્હેરાના **સ્તવામાં** ( ફેરમ ફોસ તાવને માટે ) **સોજો લીસો રાતો, અને બળતો હોય,** વિગેરે ઉપદ્રવોમાં આ દવાથી ફાયદો થાય છે.

**મસ્તક:**—માથાના તાલકામાં દુખતું હોય, દાહ અને થડકારા થતા હોય, મોંમાં કડવાશની સાથે માથુ દુખતું હોય, અગર તેની સાથે પિત્તની ઉલટી થતી હોય, કે પિત્તના ઝાડા થતા હોય, ચક્કર અને ઘેનની સાથે માથુ દુખતું હોય, પિત્તના વધારાથી ફેર આવતા હોય, મગજની બેસણી આગળ દુખાવો થતો હોય, કરોડ રજ્જુના પડનો વરમ અને તેની સાથે માથામાં લોહીનો જમાવ થયો હોય, આંચકીના ચિન્હો હોય, તથા ભ્રમ થયો હોય, ( ફેરમ ફોસ કે મેગ્નીશીઆ ફોસ સાથે ) માથાના પાછલા ભાગમાં દુખતું હોય, પડવાથી કે બીજી જફાથી માંથામાં કાંઈ ઉપદ્રવ થયો હોય, અગર માનસિક અવ્યવસ્થા થઇ હોય, માથાના તાલકામાં દાહ હોય, તાલકાનો ભાગ દાબે અગર અડે દુખતો હોય, વાળ ઓળતાં ચામડી દુખતી હોય, વિગેરે ચિન્હો માટે આ દવા કામની છે.

**કાન:**—કાનમાં કાંઇ પદાર્થ બહાર નીકળવાને જોર કરતું હોય તેવી પીડા, અને તે ભેજવાળો હવામાં વિશેષ થતી હોય, તથા ચસકા આવતા હોય, તે આ દવાથી મટે છે. પીનસ ( ઉપદંશથી થએલો હોય ), જે ભેજવાળી હવાથી વધારે જોર કરતો હોય, નાકમાં સુષ્કપણુ અને બળત્રા થતી હોય, પર જ્યારે પ્રકાશમાં રહેવાથી લીલુ થઇ થઇ જતું હોય, આર્તવ સમયે નાકમાંથી લોહી પડતું હોય, નાક બંધાઇ ગયું હોય, નસ્કોરામાં ચુંટ આવતી હોય, સલેખમમાં ખંખારવાથી ખારો શ્લેષ્મ નીકળતો હોય, ત્યારે આ દવા ઉપયોગી છે.

**આંખ:**—આંખોના **શ્લેષ્માવરણની પીળાશ, પોપચાની કીનારીનું બળવું**, દાહક આંસુ ઝરવાં, આંખોના જીર્ણ વરમની સાથે પોપચા ઉપર ફોલ્લા જેવા ખીલ થવા, આંખોના જીર્ણ વરમ સાથે લીલા રંગનું પરૂ નીકળવું, અજવાળુ સહન નહિ થવુ, સવારમાં આંખો ચોટી જવી, કૃષ્ણ મંડળ ઉપર ફુલ્લું પડવું વિગેરે આ દવાથી દુરસ્ત થાય છે.

**જઠર:**—સાંજે તરસ લાગતી હોય, પેટ ચઢી આવતું હોય, અને ભારે લાગતું હોય, જીવ ગભરાયા કરતો હોય, પિત્તની ખાટી અગર કડવી ઉલટીઓ થતી હોય, પિત્તનો સખત પ્રકોપ થયો હોય, પિત્તની ચુંક આવતી હોય, ખારી અને લીલા રંગના પાણીની ઉલટી થતી હોય, ઝાડા ઘેરા લીલા રંગનો થતો હોય, લીલા ઝાડા પીળચટો ચહેરો અને પીળી આંખો હોય, સીસાના પદાર્થના ઝેરથી પેટમાં ચુંક આવતી હોય ( તો ૧× કે ૨× ની દવા વારંવાર આપવી ), ખાટા ઓડકાર, પેટમાં બાદી થવી, પેટમાં પવન ભરાઇને ચુંક થવી, જે ખોરાક લીધા પહેલાં વિશેષ જોરમાં હોય, **યકૃતમાં લોહીનો જમાવ થવો, જેથી ડાબે પડખે સુતા પીડા થતી હોય**, ડાબા પડખામાં દુખાવો થતો હોય, કે જેની સાથે ઉધરશમાં પરૂમય બલગમ નીકળતો હોય, પેટમાં આફરો ચડયો હોય, **યકૃતની વૃદ્ધિ** થઇ હોય, વિગેરેમાં આ દવા ગુણકારી છે.

**ઉદર:**—ઝાડો ઘેરા **લીલા રંગનો પિત્તવાળો થતો હોય**, સવારમાં પાતળા ઝાડા થતા હોય, અને થંડી હવામાં કે ચોમાસાના ભેજમાં તે વધારે થતા હોય, નીચેનાં આંતરડામાં દાહ બળતો હોય, અને પિત્તના ઝાડા થતા હોય, મગજના શ્રમથી બાદી થઇ ચુંટ આવતી હોય, યકૃત જલદી બગડી જતું હોય, યકૃત સ્પર્શાસહ્ય હોય, તેમાં તીવ્ર અને તીક્ષ્ણ પીડા થતી હોય, યકૃતમાં લોહીનો જમાવ થયો હોય ( ફેરમ ફોસ ), પેટમાં વાઢ થતી હોય ( મેગ્નીસ ફોસ, ફેરમ ફોસ ), (આંતરડાના વરમમાં સોજો ઓછો કરવાને મુખ્ય દવા ફેરમ ફોસની સાથે ), વૃદ્ધ માણસોને થતા ઝાડા, કમર ઉપર તાણીને પહેરેલ કપડુ ખમાતું ન હોય, પિત્ત જ્વરમાં પેટનું ઢમઢોલ થવું, **બાદીથી થતી ચુંક**, જે પેડુના જમણા ભાગમાંથી શરૂ થતી હોય, વૃદ્ધ સ્ત્રીઓને વારસામાં ઉતરેલ અતિસારનું દર્દ હોય, ગુદામાં અને જાંગમાં મસા થવા, વિગેરેમાં આ દવા ઘણી ગુણકારી છે.

**મૂત્ર માર્ગ:**—પેશાબમાં પિત્ત જતું હોય, **મધુ પ્રમેહ હોય**, મૂત્ર પિંડનો જીર્ણ વરમ હોય, મૂત્ર નળીમાંથી પીળાશ પડતા લીલા રંગનો સ્રાવ થતો હોય, નજલાના વ્યાધિમાં પીસાબમાં લીથેટસ, ઇંટના ભુકા જેવો પદાર્થ, જતો હોય, પેશાબ કરતાં બળત્રા બળે, પેશાબમાં કાંકરી પડે, **બહુ મૂત્રમાં** કે જ્યારે રોગીને મધુ પ્રમેહની અસર હોય, ત્યારે જીભનાં ચિન્હો મળતાં હોય, તો આ દવા આપવી.

**જનનેંદ્રિયો:**—અંડ કોષમાં પાણીનું ભરાવું ( કૅલ્ક. ફોસ ), ઘુમટમાં રસ ભરાવો, ( નેટ્રમ મુર સાથે ), જીર્ણ ઉપદંશમાં જ્યારે ખાસ સૂચક લક્ષણો હોય, ઉપદંશને લીધે ચાંદાં થતાં હોય ( બાહ્યોપચાર તરીકે ), જીર્ણ મેહમાં ખાસ પ્રકારનો સ્રાવ હોય, પ્રોસ્ટેટ પિંડની વૃદ્ધિ, પેશાબમાં શ્લેષ્મ ને પરૂનું પડવું. જનનેંદ્રિમાં ચુંટ આવવી, વિગેરે હોય તો આ દવા સારી છે.

**સ્ત્રીને** સવારમાં ઝાડા સાથે પુષ્કળ આર્તવ આવે, અથવા તેની સાથે **ચુંક અને કબજીઅત હોય**, જીભનાં ચિન્હો મળતાં આવતાં હોય, લોહીવામાં **બળત્રા ઉત્પન્ન કરે એવું પાતળું લોહી** જતું હોય, પ્રદરમાં પાતળી અને દાહક ધાત જતી હોય, ગુહ્યાવયવ ઉપર દાહ સાથે ફોલ્લા થયા હોય, કે આર્તવ સમય પહેલાં નાકમાંથી લોહી પડતુ હોય તો આ દવાથી આરામ થાય છે.

**ગર્ભાધાન દર્મ્યાન** સવારમાં કડવી ઉલટી થવી, જાંગનુ સુજવું, ફોલ્લાયુકત ગુહ્યાવયવનો વરમ વિગેરેમાં આ દવા ઉપયોગી છે.

**નિદ્રા:**—**કમળાની પહેલાં સુસ્તી** થતી હોય, અને તેની સાથે પિત્તનાં ચિન્હો હોય અને તે ચિન્હો બપોર પહેલાં, કે વાંચતી વખતે વિશેષ જણાતાં હોય, **ભારે અને ચિંતાપ્રદ સ્વપ્નાં** આવતાં હોય, ઉંઘમાંથી દમના જોરથી જાગી જવાતું હોય, ઉંઘમાંથી જાગતી વખતે પેટમાં બાદીથી દુખાવો માલમ પડતો હોય, સવારમાં સુસ્તી અને ઉંઘ રહેતી હોય, અને સાંજની ચાલાકી વધારે રહેતી હોય, પિત્તના ચિન્હ સાથે રાતમાં ભુતાદિનો ભય લાગતો હોય, છાતી ઉપર કોઇ દાબતુ હોય એમ લાગતું હોય, ( નેટ્રમ-મ્યુર. કાલી ફોસ ), એવાં ચિન્હો જણાય તો આ દવાથી ફાયદો થાય છે.

**મજ્જાતંત્ર:**—નિરૂત્સાહીપણું, કામ કરવાનું આળસ, થાક, અને કંટાળો, આંખો અને ચહેરામાં તે સાથે પિત્તના લક્ષણો, ને પીળાશ જણાતી હોય, **ઉંઘમાં હાથ પગ ખેંચાતા હોય,** પેટમાં ચુંક સાથે આખા અંગમાં અશક્તિ જણાતી હોય, કબજીયત સાથે **લકવો** ( પગનો ) હોય, આખું શરીર ધ્રુજતું હોય, લખતાં હાથ ધ્રુજતો હોય ઇત્યાદિ લક્ષણોને માટે આ દવા ગુણકારી છે.

**મન:**—**પુરતો જાપતો રાખવો પડે એટલે દરજ્જે થઇ ગએલ આત્મઘાત કરવાની વૃત્તિ,** અને તેની સાથે ગુસ્સો અને શીઘ્રક્રોધીસ્વભાવ, વિગેરે પિત્તના પ્રકોપથી થએલું હોય, ભ્રમ હોય, ગાયનથી અને તેમાં પણ શોકજન્ય ગાયનથી વિશેષ ઉપદ્રવો જણાઇ આવે, **મન છેક નિરાશ અને નિરૂત્સાહી** થઇ ગયું હોય, અને ભેજવાળી હવામાં અને સવારના વખતમાં ગ્લાની વિશેષ હોય, તો આ દવા યાદ કરવી.

**શ્વાસમાર્ગ:**—સાદ બેસી ગયો હોય, **ભેજવાળી હવાથી દમ ઉપડતો હોય,** અગર ઉધરસ થઇને પછીથી દમ ઊત્પન્ન થતો હોય, **બલગમી દમ** જેમાં કફ બોલતો હોય, ઉધરસમાં જાડો તાંત જેવો, અને પીળો પરૂમય બલગમ પડતો હોય, અને છાતીમાં દુખાવો થતો હોય, જે દબાવ્યાથી નરમ પડતો હોય, અને જેથી દર્દી ઉધરસ ખાતી વખતે છાતી પકડી રાખતો હોય, છાતીમાં ડાબે પડખે શળ આવતું હોય, સવારમાં ઉધરસ બહુ જોર કરતી હોય ( હો૦ કાલી કાર્બ ), દમમાં પીળા રંગ કે લીલા રંગનો બલગમ પડતો હોય, અને પુષ્કળ પડતો હોય, અને દરેક ચિન્હો ભેજથી અને વરસાદથી વૃદ્ધિ પામતાં હોય, તે સાથે જીભનો દેખાવ ઉપર જણાવ્યા મુજબનો હોય, તો આ દવા આપવી.

**રૂધિરાભિસરણ:**—ફેર, અગર ચકકર આવવા, **રકતાશયના પ્રદેશમાં દબાણ અને બેચેની** જણાવી, જેથી ખુલ્લા પવનમાં દર્દીને જવાની જરૂર પડે અને ત્યાં ઠીક લાગે, તો આ દવા ઉપયોગી છે.

**હાથ પગ વગેરે અવયવો:**—બરડાના નીચલા ભાગમાં અને છેક નીચેના હાડકામાં દુખાવો થતો હોય, ગરદનમાં અને કરોડમાં દુખાવો હોય, કરોડ **રજ્જુના પડનો વરમ થયો હોય** ( તો અગત્યની દવા તરીકે ), વાંસામાં આંકડી, અગર ખેંચ તાણ થતી હોય, અને ગરદન પાછળ ખેંચાતી હોય, બગલની ગંઠિ પાકી હોય, ડાબા થાપામાં દર્દ થતું હોય હાથ કંપતા હોય, અને પગમાં અશક્તિ અને સોજા હોય, નખના મુળ આગળ પાકીને પરૂ થતું હોય, નખની નીચે ઝણઝણાટ થતો હોય, અને ક્ષત પડેલાં હોય, પગની આંગળીઓમાં ચુંટ હોય, જાંગના થાપાથી ગુંઠણ લગી દુખાવો થતો હોય, સુતામાંથી બેસતા વધારે જોર કરે તેવી રાંઝણ હોય, અને કોઈ પણ સ્થિતિમાં રાહત મળતી ન હોય, અવયવોમાં દુખાવો હોય, અને અમુક ખાસ ચિન્હો મળતાં હોય, સાંધાઓ ફાટતા હોય, નજલો થયો હોય, પગના તળીઆ બળતાં હોય, અને તે દાહ ઢીંચણ લગી અસર કરતો હોય, સાંધાઓમાં વા હોય, સંધિવામાં પિત્તવિકાર થયો હોય, ત્યારે આ દવા ઉપયોગી છે.

**જ્વર:**—જ્વરના દરેક **રૂપમાં આ મુખ્ય દવા છે. પિત્તની ઉલટી** થતી હોય, અગર કાળા કે ભુખરા રંગની **કડવી ઉલટી** થતી હોય, પિત્ત જ્વરમાં, કે પીળા તાવમા (કેમકે તે તાવ સખ્ત પિત્ત જ્વરનું રૂપ ધારણ કરે છે ) ભુખરા રંગની કે કાળા રંગની ઉલટીને માટે ( તાવને માટે ફેરમ ફોસની સાથે ), દરેક પ્રકારના જ્વરમાં ( જીભના ઉપરની છારી ઉપર ધ્યાન આપવું. ) એટલે કે તે ઉપર **લીલા ભુખરા રંગની છારી** હોય તો આ દવા ઉપયોગી છે. શરીરની અંદરથી થંડક લાગવી, સાંજની વખતે ઠંડી લાગવી, માથાના તાલકામાં દાહ થવો તરસ વગર પરસેવો થવો, યકૃતના પ્રદેશમાં દુખાવો રહે, પેટમાં વાયુનું ફરવું, અને સહજ વાતમાં ઝાડા થવા, વિગેરે લક્ષણો હોય તો આ દવા ઉપયોગી છે.

**ત્વચા:**—આંખો, તાલકુ ચહેરો, છાતી અને ગુદાની આસપાસ **મસા** થતા હોય, પિત્તના ચિન્હ સાથે બાળકોની ચામડી ઉપરથી ફોતરી ઉખડવી ખરજ આવવી, પીળા પાણીના ભરેલા ફોલ્લા થવા, આંગળીઓનું સુજવું, અને જડ થવું. હાથેળીમાં સોજો થઈ પાણીનું ઝરવું, લીસો, રાતો અને ચળકતો રતવાનો સોજો, ઝામરામાં પાણી ભરાવું, ફોલ્લા વિગેરે ફુટી જઇ **પીળા રંગના ભીના ભીંગડા વળવાં,** ત્વચાના રસ યુક્ત વ્યાધિઓ જેમાં પિત્તનાં ચિન્હ જણાતા હોય, ત્વચામાં રસમય સોજા, પીળી ત્વચા થઈ તેમાં **કપડા કાઢતી વખત ચુંટ આવ-**

તી હોય, જીર્ણ ભગંદરના ગડ જેમાંથી પરૂ નીકળતું હોય, અને આસપાસ પહોળી આસમાની લીટી દેખાતી હોય અને અંદર રસ્તા થએલા હોય, ઇત્યાદિ માટે આ દવા ગુણકારી નીવડે છે.

**સમસ્ત ચિન્હોઃ**—જલંદર અગર સોથ, રસનું અંદરના ભાગમાં ઝરી એકઠું થવું, શરીરના કોઇ ભાગમાંથી પીળા રંગના પાણી જેવો સ્રાવ થતો હોય, રસથી ઉત્પન્ન થએલ **લીલા સોજા, ક્ષયમાં** જ્યારે **પીળો પાણી જેવો** અગર **લીલો** બલગમ પડતો હોય અને પિત્તના લક્ષણો હોય, લોહીમાં સફેદ ભાગ વિશેષ હોય, **શરીરનું બંધારણ પાણીમય થઇ ગયું હોય,** કે રાંઝણ વિગેરે ઉપદ્રવો હોય તો આ દવા ફાયદો કરે છે. આ દવા શિરાઓમાં પાણીનું પ્રમાણ સમતોલ રાખે છે.

**વૃદ્ધિઃ**—વ્યાધિઓ ભેજમાં, ભોંયતળીએ રહેવાથી, અને ભેજવાળી હવાથી તથા પાણીને કાંઠે ઉગેલી વનસ્પતિ ખાવાથી વૃદ્ધિ પામે છે.

**શાંતિઃ**—હુંફ કે ગરમી તથા ખુલ્લી હવાથી નરમ પડે છે.

**પ્રધાન લક્ષણઃ**—પીડાને લીધે દર્દી વારે ઘડીએ પાસાં બદલે છે, અને ડાબે પડખે **સુવાથી** દર્દ વૃદ્ધિ પામે છે, ઉપદ્રવો સવારમાં જોર કરે છે, ગમે **તે રૂપમાં પાણી પીવાથી ચિન્હો વધારે થાય** છે, અગર કોઇ કારણોથી શરીરમાં પાણીનો વધારો થાય તો વ્યાધિ વધારે જોર કરે છે.

**ઉપયોગઃ**—સીસાના પદાર્થો પેટમાં જવાથી પેદા થએલ ચુંકને માટે ૧x કે ૨x અંશની વારંવાર આપવી, ડા. સુષ્લર ૬x અંશની વાપરવા ભલામણ કરે છે. ૨x થી ૬x સુધીની પણ વપરાય છે, તેમજ ૩૦ અને ૨૦૦ અંશની પણ સારો ફાયદો કરે છે.

---

## ફેરમ્ ફૉસ્ફૉરિકમ્.

( Ferrum Phosphoricum. )

આ દવાનું સાદું અને ટુંકું નામ **ફેરમ ફોસ** છે. સાધારણ રીતે તે ફોસ્ફેટ ઓફ આયર્નના નામથી ઓળખાય છે, અને તે લોહની સાથે ફૉસ્ફરિક આસીડના સંયોગથી ઉત્પન્ન થાય છે. લોહનો ફૉસ્ફેટ લોહીના રાતાં રજકણ ને રંગ આપે છે, શરીરના બધા ભાગમાં ઑક્સિજન પહોંચાડે છે, અને આ રીતે જે જીવનની ક્રિયા જીંદગી ને ટકાવી રાખે છે, તે જીવનની ક્રિયાને ચાલુ રાખવામાં તે મદદ કરે છે. રૂધિરમાં લોહ યોગ્ય પ્રમાણમાં ન હોય, તો આરોગ્યતા રહેતી નથી. જ્યારે દરેક તંતુ જાળમાં રહેનારો આ ક્ષાર ઓછો થાય છે, ત્યારે રૂધિરાભિસરણની ગતિ વેગવાન થાય છે, કારણ કે શરીરના તમામ ભાગમાં ઑક્સિજન પહોંચાડવાને લોહીને ( લોહનો થોડો ભાગ હોવાથી ) વધારે ઉતાવળથી ફરવું પડે છે, દાખલા તરીકે દસ માણુસનું કામ કરવાને સાત માણુસને દસ માણુસના કરતાં વધારે ઝડપ રાખવી પડે છે. આવી રીતે વધેલી ગતિને લીધે શરીરમાં ગરમી ઉત્પન્ન થાય છે, એટલે તાવનું રૂપ પ્રગટ થાય છે. રૂધિરાભિસરણને વેગવાન કરવાને ખાતર જે જીવન શક્તિના ભંડોળમાંથી નવી શકિત ઉત્પન્ન કરવી પડે છે, તે શકિતરૂપાંતરની ક્રિયા ( Conversion of energy ) ને લીધે શરીરની ગરમી વધે છે. જે શકિત અમુક ગરમી ઉત્પન્ન કરીને લાંબે વખતે અમુક ફ્લ આપતી હોય, તેજ ફળ સ્વલ્પ વખતમાં મેળવવું હોય, તો તેથી ગરમી વધવીજ જોઇએ, એવો કુદ્રતી નિયમ છે. હીપોક્રેટીસથી માંડીને તે ડા. કોક સુધીના વૈદ્યકી લેખો તપાસશો, તો જણાશે કે તાવનું કારણ જીવન રસાયણ શાસ્ત્ર જેવું સ્પષ્ટ, અને સંતોષકારક સમજાવે છે, તેવું બીજું કોઇ સમજાવતું નથી.

તાવ અગર ગરમી એ દર્દ છે, એમ સમજવાનું નથી, તે તો માત્ર નિશાની છે, પરંતુ લોહના પરમાણુઓની ખામી અને તેથી થતી ઓક્સિજન વાયુ —પ્રાણવાયુ—ની ખામી એ ખરી બીમારી છે. લોહની ખામી પડે તે જો તરત પુરી ન પડાય, તો પોટાશીઅમ કલોરાઇડ ( કાલી મ્યુર ) ની ખામી પડે છે.

લોહના પરમાણુ ઓછાં થવાથી "શરદી" અગર વ્યાજબી રીતે કહેતાં "ગરમી" થાય છે. જ્યારે લોહની ખામી પડે છે, ત્યારે કુદરતી નિયમાનુસાર બહારના ભાગ ( ત્વચા ) માંથી અંદર રકતાશય, ફેફસાં, યકૃત, હોજરી, મગજ વિગેરે અવયવોની આસપાસ જીવન ક્રિયા વધારે પુર્ણ રીતે ચલાવવાને લોહી ખેંચાઇ જાય છે; જેથી શરૂઆતમાં અંદર લોહી વધારે, અને બહારના ભાગમાં લોહી ઓછું, એવી હાલત થાય છે. ત્વચાની નાની

રક્તવાહિનીઓમાં લોહીના ઓછાપણાથી તેના છિદ્રો **બંધ થઈ જાય છે,** અને ઘસાઇ ગયેલા અને તેથી નિરૂપયોગી થયેલા પદાર્થો આ રસ્તે નીકળી જવા જોઇએ, તે બહાર નીકળવાને બદલે અંદરના અવયવો તરફ પાછા જાય છે. આ નકામા પદાર્થનો જમાવ તેમજ તેને ઠેકાણે પાડનાર નિરીંદ્રિય ક્ષારોની ખામી એ બન્નેને લીધે શરદી, ઉધરસ, સલેખમ, ન્યુમોનીઆ, શૂળ, વગેરે દર્દો બહાર પડે છે.

આવા તમામ ઉપદ્રવોમાં જ્યારે **વરમ, હોય,** ( પછી તે ગમે તે નામથી ઓળખાતો હોય, તોપણ ) **ત્યારે આ ક્ષાર પહેલી અને મુખ્ય દવા છે.** લોહનાં પરમાણુઓ રકતવાહિનીના ગોળ પડના પરમાણુઓની રચનાને દઢ અને મજબુત કરે છે, પણ આ ક્ષારની ખામીથી ઝીણી રકતવાહનીઓના પડ જલદી તુટી જાય છે, એટલે **રકતસ્રાવ** થાય છે. તેથી શરીરના કોઇ પણ ભાગમાંથી લોહી નીકળતું હોય, ત્યારે ફેરમ ફોસની જરૂર છે. તેની સાથે વારાફરતી આપવાને સારૂ ચિન્હના પ્રમાણે નેટ્રમ મ્યુર કે કાલી ફોસની જરૂર પડે છે. સ્નાયુના ઢીલાપણામાં, અને રકતના રજકણુની અસ્વાભાવિકતાને લીધે ઉત્પન્ન થતા વ્યાધિઓમાં પણ ફેરમ ફોસ એ પ્રથમ ઉપચાર છે. જે વ્યાધિઓ લોહીના ભરાવાથી, અગર જામવાથી ઉત્પન્ન થાય છે, અને જેના ચિન્હોમાં **દુખાવો, ગરમી, સોજો, રતાશ, ઉતાવળી નાડી** હોય છે, એટલે કે જ્વરાદિ ઉપદ્રવો **અને તેની સાથે વરમ હોય, તેવા તમામ વ્યાધિઓમાં રસનું ઝરવું શરૂ થયા અગાઉ આ ક્ષાર આપવો ઉપયોગી છે.** પાંડુ રોગ જેમાં રૂધિરના રાતાં રજકણોની ન્યુનતા હોય છે, બાળકોને ક્ષુધાની મંદતા સાથે થતી નબળાઈ, અને બેચેની, સુસ્તી અને વજનનું ઓછું થવું વિગેરે ચિન્હો ઉપર પણ આ દવા કામની છે. ફેરમ ફોસ ફક્ત શરીરને આરોગ્ય કરે છે, એટલુંજ નહિ પરંતુ દસ્તને સાફ લાવે છે, અને શરીરના બંધારણ અને ખીલવણીમાં પુષ્ટિ કરે છે. ટુંકામાં આ ક્ષાર નીચે બતાવેલી બાબતોમાં ફાયદાકારક છે.

૧. સઘળા પ્રકારના વરમના પ્રથમ સ્વરૂપમાં.

૨. જે દુખાવા હીલચાલથી વધતા હોય, અને થંડકથી નરમ પડતા હોય તેવા દુઃખાવામાં.

૩. લોહીના ભરાવાથી થતા રક્તસ્રાવમાં.

૪. કાંઇ ઇજા થવાથી થતા તાજા જખમોમાં.

**જીભ:—રૂંવાટીવાળી અથવા સ્વચ્છ, અને સ્પષ્ટ રાતી જીભની** સાથે માથુ દુખતું હોય, જીભનો ઘેરા રાતા રંગના સોજા સાથે થએલ વરમ એ ચિન્હોમાં આ દવા ગુણકારી છે.

**દાંત:**—ગરમ ગાલની સાથે દાંતનો દુખાવો હોય, જે ગરમ પદાર્થથી વિશેષ, અને થંડા ખાવાના અગર પીવાના પદાર્થથી કમતી થતો હોય, દાંતના વ્યાધિઓ જ્વર સાથે હોય, દાંત સ્પર્શ અગર દબાણ ખમી શકતા હોય, ત્યારે આ દવા ઉપયોગી છે.

**મોઢું:**—અવાળુ ગરમ લાગવા સાથે આવેલાં હોય, મોંનું શ્લેષ્માવરણ રાતા રંગનું થયું હોય, તો આ દવા ફાયદો કરે છે.

**ગળું:**—ગળાની દિવાલોનો વરમ થયો હોય, તેમાં રસ નહિ ઝરતાં રતાશ અને દુખાવો હોય, ક્ષતમાં વરમ, ગરમી, તાવ, થડકારો, અને દુખાવો હોય, ગળાની બારીમાં ગડ થયું હોય, ચોરીઆ અને ગળાની ગાંઠોનો વરમ થઇ સોજો થયો હોય, “ડીપ્થીરીઆ”ના રૂપમાં તાવ આવતો હોય, ગળાના કોઈ પણ ભાગમાંથી લોહી પડતું હોય, કે લોહીનો જમાવ થયો હોય, ગાનારા અને અવાજનો હમેશ ઘણો ઉપયોગ કરનારાઓના ગળામાં વરમ થઇને સોજો આવ્યો હોય, વિગેરેમાં આ દવા ગુણ કરે છે.

**ચહેરો:**—“બેલાડોના” ના ઉપયોગની જરૂર જરૂર પડે તે કરતાં મજ્જા તંતુ ઉપર થોડી અસર હોય, અને ચહેરા ઉપર રતાશ જણાતી હોય, **રતાશ પડતો ગરમ ચહેરો** હોય, અને જલદ નાડી સાથે ચેહેરાનો દુખાવો હોય, જે મોં હલાવવાથી વધારે થતો હોય, જેમાં થડકારા મારતો અગર દબાણથી થતો હોય, તેવો દુખાવો હોય, ગરદન ઉપર ટાઢ લાગવા જેવી લાગણી સાથે ચહેરાની રતાશ હોય, પાંડુ રોગની અસરવાળો **ફિકકો ચહેરો,** માટીના રંગ જેવો ફીક્કો પીળચટો ચહેરો, તથા ગાલો સુજેલા અને ગરમ હોય, અને થંડક અગર થંડા પદાર્થ લગાડવાથી રાહત મળતી હોય; વરમ સાથે ચહેરાનું દુખવું વિગેરે ચિન્હો ઉપર આ દવાનો ઉપયોગ છે.

**મસ્તક:**—માથે લોહીનુ ધસવું, નજલાની અસરથી માથું દુખવું ( નેટ્રમ ફોસની સાથે ), આંખની ઉપર મસ્તકનુ દુખવું, અથવા તાળવા ઉપર દુખવું

( નેટ્રમ સલ્ફની સાથે ), મંદ ભાર, સાથે ચડકતો દુખાવો, ચહેરા ઉપર લોહી ચઢી આવવા સાથે ( રતાશ પડતા ચહેરા સાથે ), અગર તાવની સાથે દુખાવો થતો હોય, તો આ દવા વપરાય છે. માથાને અડકતાં દુખાવો થતો હોય, વાળ ખેંચવાથી દુખતું હોય, આંખો બંધ કરી રાખવી પડે તેવો દુખાવો હોય, ફેર ચઢતા હોય, ઠંડક લગાડયાથી ( અતીભાર રક્ત જામેલા સ્નાયુઓના સંકોચાવવાથી ) આરામ મળતો હોય, નાકમાંથી લોહી પડવાથી, (નસકોરી ફુટવાથી) કે લોહી કમતી થવાથી, આરામ મળતો હોય, સ્ત્રીને રજોદર્શન વખતે માથું દુખતું હોય, અપકવ અન્નની ઉલટી સાથે માથું દુખતું હોય, ( તો નેટ્રમ ફોસ સાથે ), તાળવાનો વરમ, ચહેરામાં ચસકા ( કેલ્ક ફોસ અને મેગ્નીસીઆ ફોસની સાથે ), લોહીના જમાવથી માથું દુખવું, જમણા પડખાનું માથુ દુખવું, મગજના પડનો વરમ થયો હોય, ઘેન અને સુસ્તી સાથે જણાતાં હોય, કે તાળવું આળું થઈ ગયું હોય, ત્યારે સ્પર્શ તથા અવાજ ખમાતો ન હોય, ત્યારે આ દવાનો ઉપયોગ કરવામાં આવે છે; બાળકોમાં રતાશ પડતા ચહેરા અને રાતી આંખો સાથે માથુ દુખતું હોય, માથુ હલાવતાં, નીચું જોતાં, હાલતાં ચાલતાં દુખાવો વધારે થતો હોય, તડકો લાગવાથી માથુ દુખતું હોય તો ( નેટ્રમ મ્યુર સાથે ) આ દવા ખાસ ગુણકારી છે.

**કાન:**—કાનના વરમ સહિત થતા ઉપદ્રવો,–શરદી લાગવાથી કાનમાં થડકારા સાથે થતી પીડા, તીવ્ર સોયા ઘોચતા હોય તેવી વેદના, કાનમાં થતા અવાજો, નસોમાં લોહીના કમી જાસ્તી પણાથી થતા પાણીના ધોધ જેવો અવાજ, કાનના વરમના પહેલા રૂપ, જેમાં એક જગ્યાથી બીજી જગ્યા ખસતી વેદના હોય, રક્તાશયનો થડકારો લાગતો હોય, નાડી જલદ નબળી અને પોચી હોય અને તેથી અશક્તિ થતી હોય, તેમાં, તાવના જોરથી કાનમાં થતું બહેરાપણું બાહ્યકર્ણનો વરમ, જેમાં **માંસ જેવો રાતો રંગ** હોય, અને દાહ હોય, કાનના પડદાનો વરમ, એક જગ્યાએ વરમ નહિ રહેતા ફેલાવાના લક્ષણો દેખાતાં હોય, લોહી કે પરૂ મિશ્રિત શ્લેષ્મનો સ્રાવ થતો હોય ( કૅલ્ક સલ્ફ સાથે ), રક્તસ્રાવ થવાના ચિન્હ દેખાતાં હોય, પરૂ થઇ ગયાં છતાં પણ વેદનાની શાંતિ થતી ન હોય, અમુક વખતને અંતરે થતી વેદના અને તે એક જગ્યાએથી બીજી જગ્યાએ જતી હોય, વચલા કાનનો વરમ અને પડનું જાડું થવું વિગેરે સારૂ આ દવા ઉપયોગી છે.

**નાક:**—હરકોઇ પ્રકારની માથામાં શરદી લાગવાના પ્રાથમિક રૂપમાં, શરદી વારંવાર લાગે તેવી પ્રકૃતિ હોય, ખાસ કરીને જમણા નસકોરામાં શ્વાસ અંદર લેતી વખત વિશેષ ચટકો લાગતો હોય, સલેખમની સાથે નાકમાં કાંઇ ખુંચતુ હોય, અગર ભરાયું હોય, એવી ભાવના થતી હોય, નાકના શ્લેષ્માવરણુનો વરમ હોય, **શ્લેષ્મજ્વર** આવ્યો હોય, નાકમાંથી લોહી પડતું હોય, ( તે ખાસ કરીને બાળકને ), અને કોઇ બીજા રોગની સાથે તે પડતું હોય; નાકમાંથી પડતું લોહી **ચળકતા રાતા રંગનું** હોય તો આ ક્ષાર ઉપયોગી છે. આ દવાનો ગુણ દરેક શ્લેષ્માવરણુના વરમની શરૂઆતમાં હો० "એકોનાઈટ"ની જેવો છે, પરંતુ " ઍકોનાઈટ "ના કરતાં આ દવાનો ઉપયોગ વ્યાધિની આગળ વધેલી સ્થિતિ સુધી કરી શકાય છે. " એકોનાઇટ " જો થંડી લાગતાં વારજ વાપરવામાં ન આવે, તો પછીથી તેનો ઉપયોગ નિરથક છે, પરંતુ ફેરમ ફોસ તો વ્યાધિનું કારણ થયા પછી કેટલાક કલાકને અંતરે આપવાથી પણ ગુણ કરે છે એવું અનુભવથી જણાય છે.

**નેત્ર:**—આંખના તીક્ષ્ણ વરમમાં ( કેલી. મ્યુર. સાથે ) **ઓરીમાં** અને બીજા ફુટી નીકળતા વ્યાધિઓમાં થતો આંખનો વરમ, આંખ ફેરવવાથી કે ફેરવવાની કોશિષ કરતાં થતું સખત દર્દ, આંખની રતાશ અને કોરાપણું, અને કોઇ વખતે સોજો થઇને પાણીનું ઝરવાપણું ( નેટ્રમ મ્યુરની સાથે ), રેટીનાના વરમનું પહેલું રૂપ, કૃષ્ણ મંડળના ગડની શરૂઆત, પોપચામાં ખીલ ( કેલી મ્યુરની સાથે ), આંખનુ દુખવા આવવું, પ્રકાશનું અસહ્યપણું, આંખના પોપચાની ગ્રંથિ, જમણી આંખના નીચેના પોપચા ઉપર આંજણી, આંખની અંદરના ખુણા અને નાકની વચ્ચે થતા ચસકા વગેરેમાં આ દવા ઉપયોગી છે.

**જઠર:**—માંસ અને દુધ તરફ અરૂચિ, થંડા પાણી માટે તરસ, દારૂ વિગેરે ગરમ પીવાના પદાર્થની ઇચ્છા, છારીઆ અડકાર હોજરીના વરમનું પહેલું રૂપ ( જેની અંદર પીપડીમાં દુખાવો, સોજો અને અસહ્યપણુ હોય છે ), રૂંવાટીવાળી જીભ, થડકારા સાથનો દુખાવો, **નહિ પચેલા અનાજની ઉલટી થવી**, આવા લક્ષણોમાં આ દવા ફાયદો કરે

છે. બાળકોને થંડીથી થતા વરમ સહિત **પેટમાં દુખવું**, અને તેની સાથે **નરમ ઝાડા થવા**, ચળકતા **રાતા રંગના લોહીની ઉલટી થવી**, બાદી જેમાં ખાધેલા ખોરાકનો સ્વાદ ફરી આવતો હોય, ભૂખ બંધ થાય, ઉલટી કોઇ વાર ઘણી ખાટી હોય, ખાટો પદાર્થ, **માછલી**, માંસ, કે રોટલી વિગેરે લઇ શકાતું ન હોય, હર વખત ખોરાકની ઉલટી થતી હોય, કે કોઇ વખત ખોરાક લીધા પહેલાં ઉલટી થતી હોય, તો આ દવાથી આરામ થાય છે.

**ઉદર:**—અજીર્ણ વિકાર જેમાં પેટના ઉપદ્રવ સહિત જ્વર હોય છે, અને "**ટાઇફોઇડ**" તાવ ( જેમાં આંતરડાનો ઉપદ્રવ ખાસ હોય છે, તેના પ્રથમ સ્વરૂપમાં), ટાઢ ચઢતી વખતે, કોલેરાના અને ઉદર પટલના વરમમાં પ્રથમ રૂપમાં, બાળકને નરમ ભરેલી નાડી, અને તગતા ચહેરા સાથેનો **કોલેરા** જેમાં **પાણી જેવા** અગર **લોહીયુક્ત ઝાડા** ( પરસેવાના અટકવા પછીથી) હોય, **અતિસાર**, નીચેના નળમાં દાહ સહિત બંધકોશ હોય, અને તેની સાથે **આમળ, અર્શ** વિગેરે હોય, ઝાડાની હાજત હોય, પરંતુ કરાંજ ન હોય, **આંતરડાના શોષક** તંતુની નબળાઇથી ભીનાશનો ભાગ વિશેષ અંદર નહી લઈ શકાયાથી થતા ઝાડા, **અજીર્ણના** ઝાડા, સખ્ત **ટાઢથી થતા ઝાડા**, ભરાયલા અગર દુઝતા **અર્શ** જેમાં ચળકતા રાતા રંગનુ લોહી પડતું હોય, **આમળ** વારંવાર બહાર આવતી હોય, સારણમાં વરમ થયો હોય, આંતરડામાં ઝીણા દોરા જેવાં કૃમિ થયાં હોય તો આ દવા ઉપયોગી છે.

**મૂત્રમાર્ગ:**—પેશાબની હાજત વારંવાર થતી હોય, ઉધરશ ખાતાં પેશાબ ટપકતો હોય, પેશાબમાં લોહી પડતું હોય, મૂત્રાશયના વરમના પ્રથમ રૂપમાં પીડા અગર જ્વર સાથે હોય, મધુમેહમાં જ્યારે જલદ નાડી અગર કોઈ ભાગમાં પીડા, દાહ, થડકારા યુક્ત દુખાવો વિગેરે હોય, **પેશાબને રોકી શકનાર સ્નાયુની અશક્તિથી પેશાબનું બેઅખત્યાર વહી જવું**, મુત્રાશયના મુખના ક્ષોભથી દીવસમાં પેશાબનું બેઅખત્યાર જવું, ગરમી સાથે પેસાબ ખાસ કરીને બાળકને બંધ થવો, મૂત્રપિંડમાં વરમ સાથે દુખાવો, "બ્રાઇટસ ડીઝીઝ" ની સાથે જ્વરાદિ ઉપદ્રવો, મૂત્રાશયના મુખનો કે પ્રોસ્ટેટ પીંડનો ક્ષોભ, દર્દીના ઉભા રહેવાથી ચિન્હો વધારે જણાય, અને પેશાબ કર્યા પછી કમતી જણાય, બહુ મૂત્ર વિગેરેમાં આ દવા ગુણકારી છે.

**જનનેંદ્રિયો:**—વૃષણમાં દુખાવો હોય, રક્તના જમાવવાળી વૃષણ વૃદ્ધિ થઇ હોય, વૃષણનો વરમ થયો હોય, તે સાથે તાવ વિગેરે ચિન્હો હોય, વીર્ય સ્રાવ થતો હોય, પરમીઆની શરૂઆત હોય, અને તે સાથે વરમ અને તાવનાં લક્ષણો હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

**સ્ત્રીને** આર્તવ વખતે પીડા થતી હોય, ચ્હેરો ફુલી આવતો હોય, નાડ ઉતાવળી ચાલતી હોય, ઉલટીમાં પચ્યા વિનાનો ખોરાક નીકળી જતો હોય, ગર્ભાશયનો વરમ થયો હોય, આર્તવમાં **લોહી ઘણું જતું હોય**, તે લાલચોળ રંગનું હોય, દર ત્રણ અઠવાડીએ આર્તવ જતો હોય, પેડુમાં ભાર લાગતો હોય, તે આર્તવને પહેલે દિવસે વધારે જણાતો હોય, ગુહ્યાવયવનો વરમ થયો હોય, અંદરનો ભાગ શુષ્ક, અને ગરમ હોય, સ્પર્શ ખમી શકાતો ન હોય, ઇત્યાદિ લક્ષણો માટે આ દવા અકસીર છે.

**ગર્ભાધાન** દર્મ્યાન સ્ત્રીને સવારમાં આવતી મોળ ( જીવતુ ડોહોલાવું ), નહી પચેલ ખોરાકની ઉલટી થવી અને તેમાં ખટાઇ ( નેટ્રમ ફોસની સાથે ), સ્તનના વરમનું પ્રાથમિક રૂપ, પશ્ચાત્ વેણ વિગેરેમાં આ દવા ઉપયોગી છે. **પ્રસુતિ** પછી તુરત આ દવા આપવાથી ઇજા પામેલા ભાગો દુરસ્ત થઇ જાય છે, અને તેથી ઘણે ભાગે સુતિકા જ્વરનો ભય દૂર થાય છે.

**નિદ્રા:**—મગજમાં લોહીનો વધારે જમાવ થવાથી ઉંઘ આવતી ન હોય, રાતમાં બેચેની, ચિંતાતુર સ્વપ્ના, બપોરના વખતમાં સુસ્તી, એવાં લક્ષણો થતાં હોય તો આ દવાથી સારી નિદ્રા આવે છે. ચિંતાથી, ઉશ્કેરાએલા મનથી કે નબળાઇથી ઉપરના ચિન્હો જણાતાં હોય, તો ( કાલી ફોસની સાથે ) આ દવા ઉપયોગી છે.

**મજ્જા તંત્ર:**—શરદી લાગવાથી રક્તાવરોધ અને વરમાદિ ચિન્હો સાથે ચસકા, ફેફરામાં મગજમાં લોહી ધસી જતું હોય, અને સાથે જ્વરાદિ ચિન્હો હોય, દાંત આવતી વખતે જ્વર સહિત આંચકી થતી હોય, બાળકને અંતરાવયવોના કોઇ પણ વ્યાધિ સિવાય બેચેની અને અશક્તિ જણાતી હોય, રાત્રે વાનો દુખાવો જણાતો હોય, ઇત્યાદિ લક્ષણોને માટે આ દવા હિતકર્તા છે.

**મન**:—મગજમાં લોહીનું ચઢવું, તેથી થતો ભ્રમ; મગજમાં લોહીનો જમાવ થવો, અગર લોહીનો વધારો થવો, દીવાનાપણું, વિગેરેમાં આ દવા હિતકર છે. ઘણા ગુસ્સાથી, મગજમાં લોહીનો જમાવ થવાથી મગજનું ભમી જવું, મગજનો વરમ, વ્યાકુળતા, ઉન્માદ વિગેરેમાં ( કેલ્ક ફોસ અને કાલી ફોસની સાથે ) આ ક્ષાર ઉપયોગી છે. દારૂ જન્ય ભ્રમ ( જેમાં નેટ્રમ મ્યુર એ મુખ્ય દવા છે ) તેમાં આ દવા અપાય છે. સામાન્ય બાબતો તરફ બેદરકારી, હિંમત અને આશાનો ભંગ, જુજ બાબતો મ્હોટી લાગે, જુજ વાતમાં નારાજ થઈ જવું, ઉંઘી ઉઠયા પછી સુધારો લાગે એવા માનસિક લક્ષણો માટે ઉપયોગી છે.

**શ્વાસમાર્ગ**:—**તીક્ષ્ણ અને તાવવાળા શ્વાસના અવયવોના વરમની શરૂઆતમાં**, ન્યુમોનીઆ ( ફેફસાનો વરમ ), શ્વાસ નળી, ફેફસાના પડ, વગેરે શ્વાસ માર્ગના અવયવોના વરમ અને સોજાની શરૂઆતમાં આ દવા ફાયદો કરે છે. ( ઉપર જણાવેલ વ્યાધિઓના બીજા રૂપમાં એટલે સફેદ જાડો બલગમ પડવા લાગે, ત્યારે **કાલી મ્યુર** ઉપયોગી છે ) **બાળકોની ખાંસી**, ફેફસામાંથી **રાતા ચળકતા લોહીનું પડવું**, ઘણા જુજ અને લોહી મળેલા બલગમનું પડવું, શ્વાસ ટુંકો અને ઉતાવળો રોગની શરૂઆતમાં અથવા દરમીયાનમાં હોય, અને તાવ પણ હોય, છાતીમાં શરદી લાગ્યા પછી **ખાલી લુખો, અને સખત ઉધરસ** આવે, અને છાતીમાં તે સાથે સોજો હોય, ત્યારે ( કાલી મ્યુરની સાથે ) આ દવા ઉપયોગી છે. છાતીના પડખામાં શુળ, શ્વાસની મુંઝવણ, ઉધરસ વિગેરે ઉપદ્રવોમાં આ દવા મુખ્ય છે. ( જ્યાં સુધી પરસેવો ન થાય, ત્યાં સુધી આ દવા છુટથી વપરાય છે ). ફેફસાંમાં લોહીનો જમાવ હોય, અને તેની સાથે અશક્તિ હોય, દોડવાથી, પછાડથી, ચોટથી, કે થાકથી છાતીમાંથી લોહી પડે, અને તેની સાથે શ્વાસની મુંઝવણ હોય, અને સખત તાવ હોય, જીર્ણ કાસમાં ચિન્હો ફરી ફરીને વિશેષ થતાં હોય, ટુંકી, તીક્ષ્ણ, ખાલી દુખાવા સહિત અને શ્વાસ નળીમાં વવળાટ સાથે ઉધરસ હોય, એકાએક ઉપરાઉપરી ઉધરશ ચઢી આવતી હોય ( મેગ્ની ફોસ સાથે ), અને ઉધરશની સાથે પેશાબ બેઅખત્યાર નીકળી પડતો હોય, છાતીમાં કફ ખડખડતો હોય, અને રાતની વખતે તેનું વિશેષ જોર થતું હોય, એવી ઉધરસમાં, કુપના રોગમાં તાવને કમી કરવામાં, ઉટાટીયામાં ( ખોરાક ઉલટીમાં નીકળી જતો હોય), **અવાજનું બેસી જવું અગર અવાજનું ભારે થવું**, ગાવાથી અગર વધારે બોલવાથી ઘાંટો બેસી જવો, શ્વાસ નળીમાં દુખાવો તથા તેના ક્ષોભમાં ( કેલ્ક. ફોસ સાથે ) આ દવા ફાયદો કરે છે. સઘળા પ્રકારની **ઉધરસ અને સળેખમની શરૂઆતમાં** આ દવાનો પહેલો ઉપયોગ છે. ફેફસા, કે હોજરી જેવા ઉંડા ભાગમાં દુખાવો હોય તો આ દવા ખાવા સાથે ગરમ પાણી, શેક, અગર રાઇ તે ભાગના ઉપર ક્ષોભના પ્રતિકાર તરીકે લગાડાય છે.

**રૂધિરાભિસરણઃ**—રક્ત વાહિનીનો વરમ થયો હોય, જ્વરમાં **ભરેલી, ઝડપવાળી અને જોસદાર નાડી** હોય, કોઈ પ્રકારના વરમને લીધે રક્તાશયનો ધબકારો થતો હોય, રક્તાશયનો, રક્તાશયના અંતરાવણ, અગર બાહ્યાવરણનો, શિરાઓનો અથવા ધમનીનો વરમ થયો હોય, તો તેમાં શરૂઆતની લોહીના જમાવ થએલી સ્થિતિમાં આ દવા ઉપયોગની છે. લોહીમાં રાતા રજકણ કમી થઈ ગયાં હોય, ( કેલ્ક ફોસ સાથે ) કોઈ ઘોરી નસ ફુલી ગઈ હોય અગર રક્તવાહિનીનું વિસ્તૃતત્વ હોય, ( કેલ્ક ફ્લ્યુઓરની સાથે ) બચ્ચાંને લાખું થયું હોય, નસો ફુલીને ગુંછળા થયાં હોય, કોઇ પણ રક્ત વાહિનીમાં લોહીનો વધારો થઈ, લોહી એકઠુ થયું હોય, તેવા પ્રકારના દર્દોમાં આ દવા ગુણકારી છે.

**હાથ પગ વગેરે અવયવોઃ**—વાંસામાં, કમરમાં અને મૂત્ર પિંડની આજુબાજુ વરમ સાથે દુખાવો હોય, કમ્મર સંધિવાને લીધે દુખતી હોય ( કેલ્ક ફોસની સાથે ), ગરદન શરદીથી અકડાઇ ગઈ હોય, જેમાં હીલચાલથી દુખાવો વધારે થતો હોય, પગની ઘુંટીમાં અને ઢીંચણમાં વેદના થતી હોય, સંધિવાની શરૂઆત હોય, અને હીલચાલથી પીડા વિશેષ થતી હોય, ત્યારે વરમ અને જ્વરના દરજ્જામાં, વાથી દુખાવો થતો હોય, ને જે હાલવા ચાલવાથી વિશેષ થતો હોય, અને ગરમીથી રાહત મળતી હોય; ખાસ કરીને સંધિવામાં ખભાના સાંધા પકડાયા હોય, જેનો દુખાવો છાતી સુધી થતો હોય, અને એક પછી એક બીજા સાંધાઓ પકડાતા હોય, તેમજ સ્નાયુમાં થતા વાના દાહમાં અને મધ્યમરૂપના સંધિવામાં આ દવા લેવાથી આરામ થાય છે. થંડી લાગવાથી

હાથ પગનું લુલાપણું, અગર અકડાવાપણું, જમણા હાથના કાંડામાં થતો વા, આંગળીઓનો વરમ, અને ખીલીના પ્રથમ રૂપમાં, આ દવા ઉપયોગી છે. વાંસામાં ચસક થતી હોય, હાલવાથી વાંસામાં કડાકા બોલતા હોય ( કેલ્ક. સલ્ફની સાથે ), હાથ સુજેલા અને દુખાવાવાળા હોય, હથેલીમાં દાહ થતો હોય, તો આ દવાથી ફાયદો થાય છે. આવી બાબતોમાં જ્યાં બની શકે ત્યાં આ દવાનો બાહ્યોપચાર તરીકે ઉપયોગ કરવો એ પણ ગુણકારક છે.

**જ્વર:—વરમ યુકત જ્વરની શરૂઆતમાં,** શરીર ગરમ થતું જતું હોય, નાડી જલદ હોય, અને શરીરના કોઇ પણ ભાગમાં દુખાવો વિગેરે લક્ષણો હોય, તે માટે આ દવા ઉપયોગી છે. વાત જ્વર, અજીર્ણ જ્વર, ટાઇ ફોઇડ જાતના તાવમાં, વાઢની શરૂઆતમાં અને કોઇ પણ રોગની શરૂઆતમાં તાવ અને શરીરની ગરમ વધે, ત્યારે આ દવાનો ઉપયોગ કરવાથી ફાયદો થાય છે. આંતરીઆ તાવ, જેમાં ખોરાકની ઉલટી થતી હોય, લાલ તાવ, ઓરી, શીળી, ટાઇફ્સ તાવ વિગેરેની શરૂઆતમાં, જે તાવ માં **બપોરે એક વાગે દાહ ચડતી હોય,** તેવા તાવમાં, જે તાવ ઘણો જોરમાં હોય, અને તેની સાથે નાડી ઘણી જલદ હોય,, શરીરની ગરમી ઘણી હોય, રાતના પુષ્કળ પરશેવો થતો હોય, તે પ્રકારમાં; વળી હાથમાં પગમાં, ગળામાં અને છાતીમાં રૂક્ષતા સાથે દાહ હોય, ત્યારે આ દવા સારો ગુણ કરે છે.

**ત્વચા—ત્વચાના તમામ રોગના વરમાદિ ચિન્હોને માટે,** આ દવાની જરૂરીઆત છે. કાંઇ વાગવાથી, જખમથી, અગર તેવા સબબથી ત્વચાનો વરમ થએલ હોય તો તે પાકવા માંડે તે પહેલાં આ દવાનો ઉપયોગ કરવો. ગડ, ગુમડાં, પાઠાં અછબડા, શીળી, રતવા ઓરી, વિગેરેની શરૂઆતમાં જ્વરાદિ ચિન્હો હોય, તે વખતમાં ( કેલી. મ્યુરના પહેલા અગર સાથે ) ખીલ અને ગુમડાં વિગેરેમાં દુખાવો હોય, ત્યારે ગરમી, અને લોહીનો જમાવ ઓછો કરવામાં આ દવાની અસર ઘણી સારી છે. ચાંદા થયાં હોય, તે સાથે તાવ આવતો હોય, અને કેશવાહિનીનો જથ્થો સુજી આવ્યો હોય, ત્યારે પણ આ દવા સારો ફાયદો કરે છે.

**સામાન્ય ચિન્હો:—શરીરના** મૃદુ ભાગ પર થતી તમામ ઇજાઓ, વધારે જોર પડવાથી થતી ઉપાધિ, લચક, કાપા, જરમ, ઉઝરડા વિગેરે માટે આ દવા પેટમાં લેવામાં તેમજ બહારથી લગાડવામાં ઘણી ઉપયોગી છે. આથી તાવ, વરમ અને દુખાવો નરમ પડે છે. હાડકાના વ્યાધિમાં, અગર હાડકાના ભાગવાથી આજુબાજુના પોચા ભાગોનો વરમ થયો હોય, અને પીડા થતી હોય, ત્યારે આ દવાથી પીડા ઓછી થાય છે.

**પાંડુ રોગમાં,** લોહી પાતળું અને ફિકકું પડી ગયું હોય ( કેલ્કે ફોસ સાથે ) **જલંદર થયું હોય** અને તે સાથે રૂધિરની ક્ષીણતા હોય, બાલકોને અને પાંડુ રોગવાળાને **નાકેથી લોહી પડતું** હોય તો ( કેલ્કે ફોસની સાથે ), તેમજ **રકતસ્રાવ જેમાં રાતા ચળકતા રંગનું** અને તુરત જામી જાય એવું લોહી પડતું હોય, તો આ દવા સારી અસર કરે છે. ઉપરની નાની નસોમાંથી લોહી નીકળતું અટકાવવાને આ દવા બહારથી લગાડવાના, તેમજ તેનાં પોતાં પલાળીને મુકવાના કામમાં આવે છે, નાકમાંથી લોહી પડતું હોય તો આ દવા નાકમાં ફુકી દેવાના ઉપયોગમાં આવે છે. કોઇ વખત નાકમાં ડુચો દેવાના ઉપયોગમાં પણ આ દવા આવે છે.

**વૃદ્ધિ—લોહી તપવાથી, ઉશ્કેરાવાથી કે હીલચાલથી પીડા વધારે થાય.**

**શાંતિ:—લોહી શાંત રહેવાથી થંડકથી અને આરામ લેવાથી ઠીક લાગે છે.**

**ઉપયોગ—**ડા. સુષ્લર આ દવા ૬× થી ૧૨× અંશની વાપરવાની ભલામણ કરે છે. જો કે પાંડુ રોગ માટે ૧× અગર ૨× ના અંશ વધારે સારા છે. અનુભવી ચિકિત્સકો આ દવા ૧૨× થી ઓછા અંશની રાતે વાપરવાની સલાહ આપતા નથી કેમકે ઓછા અંશની દવાથી ઉંઘને ખલેલ પહોંચે છે, બાહ્યોપચાર તરીકે, દુખાવો, જખમ, રકતસ્રાવ, અર્શ વિગેરેમાં ઉપયોગમાં લેવા ડા. સુષ્લર સુચવે છે. શ્લેષ્મ, ઉન્હાળામાં થઇ આવતા ઝાડા વગેરે ઉપદ્રવો, તથા પ્રમેહ વિગેરેમાં આ દવા ૨૦૦ અંશની ઉપયોગમાં લેવાથી સારો ફાયદો થાય છે.

## મૅગ્નીશિયા ફૉસ્ફૉરિકા.

( Magnesia Phosphorica. )

આ દવાનું સાદું અને ટુંકું નામ **મૅગ્નીસ ફૅાસ** છે. સાધારણ રીતે તે ફૉસ્ફેટ ઑફ મેગ્નીશિયમના નામથી ઓળખાય છે.

આ ક્ષારનાં પરમાણુઓ મજ્જા તંતુ, અને અસ્થિ, મગજ, અને સ્નાયુઓમાં હોય છે. કરોડ રજ્જુના અને વીર્યના પ્રવાહિમાં આ ક્ષાર ઘણો હોય છે. મજ્જા તંતુ અને સ્નાયુ જુદા જુદા રંગના રેસાઓના બનેલ છે, અને પ્રત્યેક રેસાઓ વીજળીના તારની માફક અમુક વાહક ગુણ ધરાવે છે. સફેદ રેસામાં આ ક્ષાર હોય છે.

જ્યારે આ ક્ષાર ઘટી જાય છે, ત્યારે અમુક તંતુઓ આપોઆપ સંકુચિત થાય છે, અને તેથી આંકડી–આકર્ષ–પેદા થાય છે.

હોજરીના પડના સ્નાયુના જાળાંમાં જ્યારે મેગ્નીશીઅમ ફૉસ્ફેટ ઘટી જાય છે, ત્યારે તેના મજ્જા તંતુઓ સંકુચીત થાય છે, અને હોજરીની પોલ નાની થાય છે, જેથી એકદમ દબાઈ જતી અટકાવવાને કુદરતના નિયમાનુસાર એ ભાગમાંના પદાર્થોમાંથી હવા ઉત્પન્ન થાય છે, અને સામુ જોર કરી હોજરીને દબાઇ જતાં અટકાવે છે. મેગ્નીશિયા આ સ્થિતિનુ તુરત નિવારણુ કરે છે. આવી સ્થિતિમાં ક્ષારની ખામી પુરી પાડવાથી જેવું સારૂં પરિણામ આવે છે, તેવું સારૂં પરિણામ બીજી કોઇ પણ દવાથી આવતું નથી.

આ દવાની યોજનાથી કોઇવાર તુરત આરામ થાય નહિ, ત્યારે એ વાત યાદ લાવવી કે બીજા ક્ષારોના કરતાં કૅલ્ક. ફૉસને મેગ્નીસ્યા ફૉસ સાથે વધારે સંબંધ છે, અને જ્યારે મેગ્નીસ્યા ફૉસથી તુરત ફાયદો ન થાય, ત્યારે કૅલ્ક. ફૉસ આપવાથી પરમાણુઓની સંકલના જોડાઈ જઈ બન્ને ક્ષારો યથાસ્થિત થઇ તુરત ફાયદો કરશે. વળી જે દર્દીમાં કૅલ્શીઅમ ફૉસની ખામી હોય છે, તે દર્દીમાં મેગ્નીસ. ફૉસની ખામી પણ ઘણીવાર જોવામાં આવે છે.

આ ચમત્કારી દવા ખરેખર **આકર્ષહારી** એટલે આંકડી, ખેંચ, તાંણુ વગેરેને નરમ પાડનારી છે. આ દવાથી ઘણા કંપવાના દર્દીઓને ત્રણથી ચાર અઠવાડીયાના અરસામાં આરામ થએલ છે. હોજરીના રક્તાશય તરફનો ભાગ ફુલવાથી રક્તાશયની થતી તમામ ઉપાધિઓને માટે આ એક અકસીર દવા છે.

**સામાન્ય ઉપયોગ:**—જે વ્યાધિઓનુ સ્થાન મજ્જાતંતુના રેસામય પરમાણુઓમાં, સ્નાયુમાં રહેલા અગ્રભાગની ગોળીઓમાં, અગર સ્નાયુના તંતુજાળમાં હોય, તેવા તમામ વ્યાધિમાં આ દવાથી આરામ થાય છે. દુખાવો જે ઘણો તીવ્ર હોય, રહી રહીને આંકડીની માફક ઉપડી આવતો હોય, અગર વીજળીની માફક સટાકા નાખતો હોય, અને તેની સાથે ખેંચાવા જેવી લાગણી થતી હોય, દુખાવો વખતે એક જગ્યાએથી બીજી જગ્યાએ જતો હોય, અને **હુંફથી અને દબાવવાથી** નરમ પડતો હોય તો તે, આ દવાથી મટે છે. આ દવા વળી **પીડાશામક** છે, અને તેથી ગળામાં આંકડી આવતી હોય, ધનુરવા, વાઇ, સ્નાયુના સંકુચીતપણાથી થતો મૂત્રાવરોધ, હીસ્ટીરીઆના ખેંચતાણુ, ધ્રુજતો લકવો વિગેરે મટે છે. આ દવા પાતળા અને કૃશ શરીરવાળા, પોચા મગજવાળા, અને ખુલ્લા રંગના ચહેરાવાળા માણસોને અને શરીરના જમણા પડખાના દરદોમાં વધારે સારી અસર કરે છે. સાધારણ રીતે થંડક આ દવાની અસરને વધારે અનુકુળ છે, અને હુંફ તથા દબાણ તેની અસર દરમીયાન કામમાં આવે છે, તેથી આજારીને રાહત મળે છે. આ દવાનો ઉપયોગ કરવો પડે, તેવા વ્યાધિના હુમલા સાથે અશક્તિ, અને પુષ્કળ પરશેવો હોય, આજારી નબળો, અને થાકી ગયેલો હોય, અને જો કે વ્યાધિ ઉગ્ર અગર મંદ પ્રકારનો હોય, તોપણ દર્દી ઉઠી બેસી શકતો નથી.

**જીભ:**—સ્વચ્છ અને ચોકખી, ઝાડાના દર્દમાં સફેદ, અગર લાલચોળ, અને ડાબી બાજુએ ગુમડાની માફક દુખતી અને આળી હોય છે.

**દાંત:**—આંચકી કે આંકડી વિગેરે દાંત ફુટતી વખતે થતી હોય, ( કૅલ્ક–ફૉસની સાથે ) દાંતનો દુખાવો જે તીક્ષ્ણ શૂળ મારતો હોય, અને જે ગરમી લગાડયાથી નરમ પડે, ( જો થંડીથી નરમ પડે તો ફેરમ ફૉસ ), દાંતનો દુખાવો રહી રહીને થતો હોય, અગર એક જગ્યાએથી બીજી જગ્યાએ થતો હોય, તો આ દવા ઉપયોગી છે. દાંતના દુખાવામાં જો મેગ્નીસ ફૉસથી ફાયદો ન જણાય, અગર દાંત ઘણોજ સડી ગયો હોય, તો **કાલી ફૉસ** આપવો.

પણ દાંતમાં ક્ષત પડી ચહેરાના ગળાના તથા ગરદનના પીંડા સુજી જાય; સુતા પછી દાંતની પીડા વિશેષ જણાય, ઠંડકથી વધારે થાય, અને ગરમીથી રાહત મળતી હોય તો આ દવાથી ફાયદો થાય છે.

**મોઢું:**—મોંનુ તથા હોઠનું રહી રહીને ખીડાઇ જવું, ધનુર્‌ની જેવુ સ્નાયુનું ખેંચાવું, આકર્ષને લીધે જીભનુ બોલતાં અટકવું, ધીમે ધીમે બોલવું અને દાંત બંધ કરીને બોલાવું, જડબાં ખેંચાઇ જવાં, ( જો મજ્જા તંતુની અશક્તિથી હોય તો કાલી ફોસ ) મોઢાનો ધનુરવા એ માટે આ દવાની જરૂર પડે છે. ( જડબાં બંધ થઈ ગયાં હોય, તો અવાળુ ઉપર દવા ઘસવી, અને ગરમ પાણી સાથે પીવા આપવી ).

**ગળું:**—આકર્ષથી ગળું બંધ થવું, શ્વાસનળીનું રહી રહીને સંકુચિત થવું, કાંઇ પદાર્થ ગળતી વખતે શ્વાસાવરોધ થવો, ઉપરા ઉપરી આવતી ઉધરસ, ગળું નાનું થયું હોય એવું લાગવું, કંઠનળીમાં રહી રહીને ખેંચ, અગર આંકડી આવવી, બોલતાં અગર ગાતાં વચમાં અવાજનુ, શ્વાસનળીની આંકડીને લીધે અનિયમિત રીતે તીક્ષ્ણ થવું ( કાલી ફોસ ), એકદમ સાદ બેસી જવો, ગળાની જમણી બાજુ આળી અને જડ લાગે, તે ભાગો પવનથી ભરેલા લાગે, તેની સાથે થંડી લાગે, અને દુખાવો હોય, ખોરાક ગળતાં ગરદનમાં દુખતું હોય, અને નાકના પાછલા છીદ્રમાંથી રસ ગળામાં ટપકે અને છીંકો આવે, જીભના મુળ આગળના સ્નાયુનો આકર્ષ થાય, ઇત્યાદિ આ દવાને સૂચવે છે.

**ચહેરો:**—ભ્રમરની ઉપરના અને નીચેના સ્નાયુઓમાં ચસકા આવતા હોય, વીજળીના જેવા રહી રહીને સટાકા મારતા હોય, જમણી તરફ અને બપોરના બે વાગ્યા પછી, પથારીમાં, ઠંડક, સ્પર્શ, કે દબાણથી વિશેષ જણાય, અને ગરમીથી રાહત રહે એવા ચસકા આવતા હોય, ભ્રમરના નીચલા સ્નાયુથી કાપનારા દાંત સુધી જમણે પડખે, અને ધીમે ધીમે આખા જમણા પડખામાં ફરી વળતા ચસકા હોય, જે મોં ઉઘાડતાં, થંડીથી, સ્પર્શથી, કે શરીરને થંડક લાગવાથી વિશેષ થાય, અગર નહાવા ધોવાથી કે ઉત્તર તરફનો પવન લાગવાથી વિશેષ થાય, વાથી ચહેરો દુખવા આવતો હોય, અને થંડા પવનથી તે વધારે થતો હોય, અને ગરમાવો લાગ્યાથી કમતી થતો હોય એવો દુખાવો હોય, તો આ દવા ઉપયોગી છે. ચહેરાના ચસકા સાથે આંખમાંથી પાણી નીકળતું હોય ( નેટ્રમ મુર ), અને વરમ વગેરે લક્ષણો હોય તો ફેરમ ફોસનો ઉપયોગ થાય છે.

**મસ્તક:**—બાળકના ઉપદ્રવો, બેભાનપણું અને તે સાથે આંચકી, શળા નાખતું, તીવ્ર ભાલા ઘોંચાયા જેવું એકથી બીજી જગ્યાએ જતું, રહી રહીને થતું ચસકવાના જેવું, અને હમેશ ગરમીથી નરમ પડતું માથાનું દરદ થતું હોય; માથાના ચસકા સાથે આંખે તણખા દેખાતા હોય, ઘણે ભાગે જુવાન અને મજબુત છોકરાઓને નિશાળમાં અગર ઘેર માનસિક શ્રમ લીધા પછી માથું દુખવા આવતું હોય, અગર ગરમ પદાર્થોના સેવનથી માથું દુખતું હોય, માથાના ઉપલા ભાગમાં દુખાવો થતો હોય, અને તે કરોડ લગી જણાતો હોય, ખભાની વચમાં દુખાવો થતો હોય; પશ્ચિમાસ્થિથી આગળ વધી આખા માથામાં દુખાવો થતો હોય, અને તેની સાથે મોળ ચઢે, અને રૂંવાટાં ઉભાં થતાં હોય, ટાઢની કમકમાટી લાગતી હોય, ખોપરી ઉપરથી ખડબચડી હોય, ફોલ્લા યુક્ત ખોડો હોય ઇત્યાદિ લક્ષણોને માટે તથા માથામાં ચસકા આવતા હોય અને પીડા સખત હોય ( ફેરમ ફોસની સાથે ), ઓચીમાં તીવ્ર દુખાવો થતો હોય, **માથું બેઅખત્યાર હલતું હોય, ત્યારે** આ દવા ( કેલી ફોસની સાથે ) આપવાથી શાંતિ થાય છે.

**કાન:**—કાનના તંતુના રેસાની અશક્તિથી બ્હેરપ થઇ હોય, કાનના ચસ્કા, ચસકવા, અગર સ્નાયુના સંકુચીત થવાથી આવતા હોય, ચસકા ગરમીથી નરમ પડતા હોય, જમણા કાનની પછાડી વધારે સખત ચસકા આવતા હોય, અને ઠંડા પવનથી વધારે આવતા હોય, અગર ઠંડું પાણી લગાડવાથી વધારે જોરમાં આવતા હોય, તે અને અંદરના કાનના તમામ દરદો ઉપર આ દવા લાગુ પડે છે.

**નાક:**—વાસ બીલકુલ આવતો ન હોય, અગર વસ્તુની ખરી વાસના કરતા જુદી જાતની વાસ આવતી હોય, જો કે તેની સાથે સલેખમ ન હોય, અગર સલેખમથી થએલ ન હોય, વારા ફરતી નાકનું બંધ થવુ અને વહેવું, નાકમાં ચટકા ભરતા હોય, અને આળાશ હોય, અને ખાસ કરીને તે ડાબે પડખે હોય, માથામાં શરદી લાગ્યાનાં ચિન્હો હોય, વિગેરે ઉપદ્રવોમાં આ દવા સુધારો કરે છે.

**આંખ:**—આંખના પોપચાંનું ઢળી જવું ( કાલી ફોસ ) કીકીનું સંકુચીતપણું, આંખે તણુખા અને રંગ દેખાવા, દષ્ટિનો ભ્રમ ( તરેહવાર દેખાવ નજરે પડવા ), પ્રકાશનું અસહ્યપણું, દરેક વસ્તુ બેવડી દેખાવી, આંખના પોપચાં વારે ઘડીએ ઉઘાડ વાસ થવાં ( કેલ્ક. ફોસ સાથે ), આંખના ચસકા, આંખનું ત્રાંસાપણું ( કેલ્ક ફોસ ), વગેરે માટે આ દવા કામની છે. વળી બાહ્યોપચાર તરીકે ગરમ પાણીમાં વાપરવાથી સારો ફાયદો થાય છે. આંખના દુખાવા સાથે આંખમાંથી પાણી નીકળતું હોય ( નેટ્રમ મ્યુર), દૃષ્ટિ તંતુની નબળાઇથી અગર નેત્ર દર્પણના વ્યાધિથી દૃષ્ટિ મંદ થઇ હોય ( કૅલી ફોસ ), ભમર અગર ભમરની ઉપરના ભાગમાં, અને ખાસ કરીને **જમણી બાજુમાં ચસકા** આવતા હોય, અને ગરમી લગાડયાથી નરમ પડતા હોય, ( તો બહારથી લગાડવામાં ), પોપચાંમાં ખરજ આવતી હોય, કે નેત્ર દર્પણનો વરમ થઇ ગયો હોય, તો આ દવા ઉપયોગી છે.

**જઠરઃ**—હોજરીમાં ચસકા આવતા હોય, જીભ ચોકખી હોય, ગોળો ચઢયા જેવો દુખાવો હોય, પીડા ગરમીથી અગર દબાણથી નરમ પડતી હોય, પેટમાં આંકડી આવતી હોય, અગર વાઢ આલતી હોય, અજીર્ણમાં ખોરાકથી ચુંક આવતી હોય ( કેલ્ક ફોસ, ફેરમ ફોસ ), હેડકી, પેટના અતિશય દુખાવા સાથે ઉલટી થતી હોય, અગર પેટના સ્નાયુના સંકુચિત થવાથી ઉલટી થતી હોય, રહી રહીને આંકડી આવતી હોય, વાયુના અડકાર આવતા હોય, અને તેની સાથે સહેજ દુખાવો જણાતો હોય, અને ગરમ પાણી પીવાથી રાહત મળતી હોય, અને ઠંડા અગર ખાટા પદાર્થો પીવાથી વિશેષ જણાય, હેડકીની સાથે હુબકા રાતે અને દીવસે આવતો હોય, ખોરાક જઠરમાં બીલકુલ ટકી શકતો ન હોય, દાહ યુકત, સ્વાદ રહિત, ખચરકા આવતા હોય, અને તે ગરમ પાણી પીવાથી નરમ પડતા હોય, પેટમાં ચુંક આવતી હોય, અને તે શેકથી અગર બેવડા વળવાથી નરમ પડતી હોય, પેટ પવનથી તણાતું હોય, અને તેની સાથે દુખાવો થતો હોય, બાદી સાથે અજીર્ણ ઉલટી વિગેરે હોય ત્યારે આ દવાથી આરામ થાય છે.

**ઉદર:—આંતરડામાં આંકડી અગર ચુંક આવતી હોય, અને તેમાં દર્દી બેવડા વળી જતો હોય, અને મસળવાથી, ગરમીથી, અને દબાવાથી રાહત મળતી હોય, અને વાયુના અડકાર આવતા હોય, છતાં તેથી નરમ પડતી ન હોય,** પેટમાં પવનથી ગડબડાટ થતો હોય, અડકાર આવતા હોય, પેટમાં દુખાવો આજુબાજુ વિસ્તારમાં થતો હોય, અને પાણી જેવા ઝાડા થતા હોય, નાના બાળક અગર નવા જન્મેલા બાળકને વાયુના ભરાવા સાથે ચુંક આવતી હોય, પેટ ફુગેલું હોય, પેટ ભરેલુ લાગે, અને કપડાં ઢીલા કરવાની અને હરવા ફરવાની જરૂર પડે અને હમેશ પવન છુટયાં કરતો હોય, મરડાની અંદર આવતી આંકડી ચુંક વિગેરે જે મસળવાથી કે ગરમી લગાડવાથી નરમ પડતી હોય, આંતરડામાં કાંઇ કપાતુ હોય એવું દુખવું વિગેરેમાં ( કેલી મુરની સાથે ), તથા **કોલેરામાં** પાણી જેવા ઝાડા જેની સાથે ઉલટી અને પગમાં પણ આંકડી આવતી હોય, પેટમાં દુખાવો અને થંડ લાગતી હોય, પેશાબ વાયુથી બંધ થયો હોય, અર્શમાં તીવ્ર અને અતિશય વેદના થતી હોય, દસ્ત થતી વખતે મળ માર્ગમાં દુખતુ હોય, બાળકોને બંધકોશ હોય, અને દસ્ત આવતી વખત દુખાવો થતો હોય, જેથી બાળક ચીસ પાડતું હોય, વિગેરે ઉપદ્રવો હોય તો આ દવાના ઉપયોગથી એવો સારો ફાયદો થાય છે કે ભાગ્યેજ બીજી કોઇ દવા તેટલી સારી અસર કરી શકે છે.

ઝાડા, મરડા, તથા આંતરડાના વરમ અને ચસકામાં ગરમ પાણીનો અને આ દવાનો પીચકારીથી ઉપયોગ કરવાથી અંદરના ભાગ સાફ થઇ સ્નાયુઓ નરમ પડવાથી ફાયદો થાય છે.

**મૂત્રમાર્ગ:**—સ્નાયુના સંકુચિત થવાથી પેશાબનું અટકવું ( ફેરમ ફોસની સાથે ), મૂત્રાશયની **આંકડી,** અને મૂત્રનળીની આંકડી જેમાં પેશાબ કરતાં કે કરાંજતાં પીડા થતી હોય ( ફેરમ ફોસને કેલી ફોસની સાથે ), પેશાબમાં કાંકરી જતી હોય, અને તેથી પીડા થતી હોય ( નેટ્રમ ફોસની સાથે ), બાળકને પુષ્કળ પેશાબ થતો હોય, ઉભા રહેતાં કે ચાલતાં પેશાબની સતત્ હાજત રહેતી હોય, મજ્જાતંતુના ક્ષોભથી રાતના બેઅખત્યાર પેશાબ થતો હોય, કેથેટર નામની નળી નાખ્યા પછીથી ચસકા આવતા હોય, વિગેરે ઉપદ્રવોમાં આ દવા જરૂરની છે.

**જનનેંદ્રિયો:**—વિષય વૃત્તિ અસાધારણ રીતે

તીવ્ર અગર મંદ હોય, અવયવમાં એકાએક આકર્ષ થઇ આવતો હોય, તો આ દવાનું સેવન કરવું.

**સ્ત્રીને** પીડીતાર્તવમાં દુખાવો ઘણો થતો હોય, ( તો કાલી ફોસ અને ફરીથી દુખાવો ન થાય તે માટે ફેરમ ફોસ ), વેણના જેવી પીડા થતી હોય, અને શેક કરવાથી ઠીક લાગતું હોય, **સ્ત્રી અંડમાં ચસકા આવતા હોય** ( બાહ્યોપચાર તરીકે પણ ), પીડીતાર્તવમાં અંદરના પડના કકડા નીકળતાં હોય અગર રેસા જેવો પદાર્થ નીકળતો હોય, ગુહ્યાવયવ સ્પર્શાસહ્ય અને તંગ હોય ( ફેરમ ફોસની સાથે ), આર્તવ આવવા પહેલાં દુખાવો થતો હોય, તે જમણી બાજુ વિશેષ હોય, સ્ત્રીના અંડાશયમાં વરમ હોય, આર્તવ વહેલો આવતો હોય, વિગેરે માટે આ દવા ખાવાથી આરામ થાય છે. જરૂર પડે તો તેની પિચકારી પણ વપરાય છે.

**ગર્ભાધાન દર્મ્યાન** રહી રહીને વેણ આવતી હોય, અગર પગમાં આંકડી આવે અને ચુંથારો થતો હોય, પેટમાં આફરો ચઢતો હોય, વિગેરે માટે આ દવા ઉપયોગી છે. સૂતિકા જ્વરમાં **આંચકી** આવે, ત્યારે ફેરમ ફોસ, અને કાલી ફોસની સાથે આ દવા બહુ ફાયદો કરે છે.

**નિદ્રાઃ—**જોરથી ઉપરા ઉપર બગાસાં આવતાં હોય કે જેથી કોઇ વખત નીચેનું જડબું ઉતરી જાય, સુસ્તી અગર ઘેન રહેતું હોય, શ્રમથી કે મગજની નબળાઇથી ઉંઘ નહિ આવતી હોય, ખરાબ સ્વપ્નાથી ઉંઘમાં ખલેલ પડતી હોય, પશ્ચિમાસ્થિમાં ગરદનમાં કે હરકોઇ ઠેકાણે દુખાવો થઇ ઉંઘમાં ખલેલ થતી હોય, તો આ દવા ઉપયોગી છે.

**મજ્જાતંત્રઃ—**મજ્જાતંતુનું પોષણ કરનાર અને તેની ક્રિયા ચલાવનાર આ દવા છે. **નિર્માલ્યપણું અને અશક્તિ થવી** જેથી બેસી શકાય નહિ, દારૂજન્ય ઉપદ્રવો, રાતે **ચસકા** આવવા, જાગૃતાવસ્થામાં સ્નાયુનું ખેંચાવું, અવયવોનું જડતા સહિત **તણાવું**, અંગુઠો રહે અને આંગળીઓ બીડાઇ જાય, પગનો કંપવા, બેઅખત્યાર રીતે સ્નાયુનું હાલવું, **હેડકી**, અતિશય કુટેવ કે કુપથ્યથી થતો અપસ્માર (વાઇ), જેમાં આંકડી, શરીરની જડતા, મુઠી વળી જવી, અને દાંત જકડાઈ જવા વિગેરે લક્ષણો હોય, મજ્જાતંતુનો આઘાત, હાથનો કંપવા, હિસ્ટીરીઆ, ધનુરવા ( દાંત ઉપર દવા ઘસવી ) આંચકી જેવાં ડસકાં આવવાં, કોઇ પણ **કારણથી અપસ્માર થએલ હોય, તેમાં** ખેંચતાણને માટે ( મુખ્ય દવા કાલી મ્યુરની સાથે ), ને બાહ્ય લાગણી મંદ થવી વિગેરે લક્ષણોને માટે આ દવા ગુણકારી છે

**મનઃ—**મનનું કે, જ્ઞાનેંદ્રિયોનું **અવ્યવસ્થિતપણું**, ભુલકણો સ્વભાવ, મનનુ સુસ્તપણુ, સ્પષ્ટ અને નક્કી વિચારો કરવાની શક્તિ ન હોય તેથી વિચારો ગોટાય, કશીવાતનો એક નિર્ણય થઇ શકે નહિ, માનસિક શ્રમ તરફ અપ્રીતિ હોય, દર્દી ઉદાસ થઇને ડસકા ખાધાં કરે, અને વિલાપ કર્યા કરે, પોતાની ખરાબ હાલત અને દર્દને માટે બૂમો પાડી ઉઠે, અને હેડકી ખાધા કરે, જાણે કે તે બીજાની દયા માગતો હોય તેમ તાકી રહે, એકલો વાતો કરે છે, તેમ લાગે, અગર નિરંતર જડની માફક બેસી રહે, એક જગ્યાએથી બીજી જગ્યાએ ચીજો ફેરવ્યા કરે, વિગેરે લક્ષણો હોય, તો આ દવા ઉપયોગી છે. **મેગ્નીશીઆ ફોસ અને કેલી ફોસ** ગુણમાં ઘણાજ મળતા છે. એકની અસર મજ્જાતંતુના આછા સફેદ પદાર્થ ઉપર છે, અને બીજાની મજ્જાતંતુના ભૂરા પદાર્થ ઉપર છે. જ્યારે એક પદાથમાં સમ વિષમતા થાય છે, ત્યારે બીજામાં પણ તુરત થાય છે તેથી બન્ને ક્ષારની જરૂર પડે છે.

**શ્વાસમાર્ગઃ—**દમ જેમાં અડકાર આવતા હોય, છાતીમાં દુખાવો હોય, ઉધરસ હોય, અને દર્દીને બેસી રહેવું પડતું હોય, રહી રહીને ઉધરસ ઉપડતી હોય અને બલગમ નીકળતો ન હોય, એકાએક તીક્ષ્ણ અવાજ થઈ ગયો હોય, છાતીમાં તીક્ષ્ણ વેદના હોય, અને શ્વાસ ટુંકો થઇ જતો હોય (ફેરમ ફોસની સાથે ), ઉટાંટીયામાં ( કાલી મુરની સાથે ) રહી રહીને ઉપરા ઉપરી ઉધરસ આવતી હોય, અને છાતીમાં મુંઝવણ લાગતી હોય, અને બલગમ બીલકુલ નહિ અગર ઘણો થોડો પડતો હોય, ઉપરા ઉપરી આવતી ઉધરસ રાતે અગર સુતાથી વિશેષ ઉપડતી હોય તો આ દવાની જરૂર સમજવી.

**રૂધિરાભિસરણઃ—**હૃદય શૂળ, ચસકા, આંકડી, ( મજ્જાતંતુને લીધે થતી ) છાતીની ફડક, રક્તાશયનો ધબકારો, અગર કોઇ પણ પ્રકારની પીડા ઘણી અસહ્ય હોય, ત્યારે ગરમ પાણીમાં અને વારંવાર આ દવા આપવાથી ફાયદો થાય છે.

**હાથ પગ વિગેરે અવયવોઃ—**વાંસામાં અને

હાથ પગમાં રહી રહીને ચસકાના જેવો ઘણો તીવ્ર અને શળના જેવો દુખાવો થવો, ગરદન અને વાંસામાં થતો દુખાવો, જેમાં ગરમીથી રાહત મળતી હોય, અવયવોની જડતા સહિત આંચકી આવતી હોય ( કલ્ક ફોસની સાથે ), સાંધાનો દુખાવો, કે સંધિવા શરૂ થયો હોય, રાંઝણમાં સખત વેદના થતી હોય, તેમાં બહારથી લગાડવામાં. વીજળીના પ્રવાહની મીસાલે શળા મારતો હાથ પગનો દુખાવો કે હાલવા ચાલવાની ગતિમાં ખામી થઇ હોય, વાંસાના કોઇ ભાગમાં તીક્ષ્ણ અને શળના જેવી વેદના થતી હોય, દુખાવો એક જગ્યાએથી બીજી જગ્યાએ ખસતો હોય; પાંસળાના વચલા ભાગમાં હીક આવતી હોય, બરડાની કરોડ રજ્જુમાં દુખાવો થતો હોય, અને તે ભાગ સ્પર્શો સહ્ય હોય, ધ્રુજતો લકવો થયો હોય, ઝણઝણી ચઢતી હોય, પગમાં ચસકા આવતા હોય, જે રાત્રે વિશેષ જણાતા હોય, પગે ગોટલા ચઢતા હોય, વગેરે માટે આ દવા જરૂરની છે.

**જ્વર:**—પોચા મીજાજને લઇને થંડી ઘણી લાગતી હોય, અને દાંત કકડતા હોય ( કેલી ફોસ ), તાવની સાથે ટાઢ અને શરીરમાં ગોટલા ચઢતા હોય ( ફેરમ ફોસની સાથે ), નિયમિત તાવમાં પગની પીંડીમાં આંકડી આવતી હોય, **કરોડમાં ટાઢ ચઢતી અને ઉતરતી જણાતી હોય,** અને ખાધા પછી, આશરે સાંજે સાત વાગે **કમકમી આવતી** હોય, **તેથી શરીર ધ્રુજતું હોય,** અને તે પછી શ્વાસ ગુંગળાતો હોય એવું લાગતું હોય, સવારમાં આશરે નવ વાગે ટાઢ ચઢતી હોય, પિત્ત જ્વર હોય; તાવમાં પુષ્કળ પરસેવો વળતો હોય, ત્યારે આ દવા કામની છે.

**સમગ્ર ચિન્હો:**—આંકડી, ચસકા, તાણ, દમ, કંપવા, ધનુર વા, ગરમ નિશાના પદાર્થોથી થતા વ્યાધિઓ, વિગેરેને માટે આ દવા ગુણકારી છે.

**વૃદ્ધિ:**—દર્દો જમણે પડખે વિશેષ હોય, **ઠંડીથી** કે **ઠંડા પવનથી,** ઠંડા પાણીથી નહાવા ધોવાથી અથવા **સ્પર્શથી** વિશેષ જણાય છે.

**શાંતિ:**—**હુંફથી, ગરમીથી, દબાણથી,** બેવડા **વળવાથી અને ઘર્ષણથી** નરમ પડે છે.

**ઉપયોગ:**—આ દવા ૬x અંશની સામાન્ય રીતે વાપરવામાં ઉપયોગી છે. જો કે કોઇ વખત આ અંશની દવાથી ફરક ન જણાય તો ૧x અગર ૨x થી ફાયદો થાય છે. ચુંકના ઉપર ૩૦x ની ગરમ પાણીમાં વારંવાર વાપરવાથી સારા ફાયદા જણાયા છે. જ્યારે ઉતરતા અંશથી ફાયદો ન થાય, ત્યારે ચઢતા અંશની દવાનો ઉપયોગ કરવાથી ફાયદો થાય છે.

---

## સીલીશ્યા.

( Silicea. )

આ દવા સાધારણ રીતે સીલીકા અથવા પ્યુર ફ્લીંટના નામથી ઓળખાય છે.

હાલ સુધીમાં જેટલું માલુમ પડયું છે તે પ્રમાણે સીલીશ્યા (ચકમક) **વાળમાં, નખમાં, ત્વચાના પડમાં અસ્થિના બાહ્ય પડમાં,** અને કિંચિત ભાગે અસ્થિમાં હોય છે. તમામ પરૂ થતા દર્દોમાં, જ્યાં સુધી પરૂ ભરાઇ રહેલા ભાગોમાંથી પરૂ વિગેરે વિજાતીય પદાર્થો અને સડી જતા સેંદ્રિય પદાર્થો, જેને કુદરત કાઢી નાખવાની કોશિષ દર્મ્યાન અમુક દરજ્જે બહાર લઈ ગએલ હોય, તે તદ્દન બહાર નીકળી જાય ત્યાં સુધી, આ ક્ષારની જરૂર પડે છે. દરેક પ્રકારના વરમના પ્રથમ સ્વરૂપમાં "**ફેરમ ફોસ-અને કાલી મ્યુરનો** ઉપયોગ કરવામાં આવે છે. પરંતુ જ્યારે એ બે દવાઓ વિકારને સમૂળ બહાર કાઢી નાખવામાં નિષ્ફળ થાય છે, ત્યારે સીલીશ્યા તરત આપવો જોઇએ. સીલીશ્યાના પરમાણુઓ તીક્ષ્ણ ખુણાવાળા હોવાથી કુદરતી આકર્ષણથી તે પ્રમાણુઓ એકઠા થઇ, જે નિરૂપયોગી સેંદ્રિય પદાર્થોને કુદરત શરીરની બહાર કાઢી નાખવાની કોશિષ કરે છે, તેને માટે ઉપરના પરમાણુઓ કાપીને રસ્તો કરી આપે છે. આ રીતે આ પરમાણુઓ કુદરતને તેનુ કાર્ય કરવામાં સાધનરૂપ થઇ પડે છે. સીલીશ્યાના પરમાણુઓ જોઇએ તેટલા હોય, તો પરૂ થવાની ક્રિયા સ્વાભાવિક રીતે સારી ચાલે છે. જ્યારે સીલીશ્યા કમતી હોય છે, ત્યારે પરૂ થવાની ક્રિયા ઘણી મંદ ચાલે છે, અને જેમ આ ક્ષાર ઘણો કમતી હોય છે, તેમ જે સોજા અને પીડા યુક્ત ભાગોમાંથી પરૂ નીકળી જવાનો યત્ન કરે છે, ( એટલે ખરી રીતે જોતાં જે દ્વારોએ કુદરત તેને કાઢી નાખવાને કોશિષ કરે છે ) તે ભાગોના સોજા અને પીડા ઘણા હઠીલા હોય છે. આ ઉપરથી જણાય છે કે માત્ર "એન્થ્રેક્ષ એસીલસ" ( એક પ્રકારના જંતુઓ )

મે લીધે નહિ પણ, તે સાથે સીલીકાની ( મનુષ્યના રૂધિરમાં રહેલા એક કુદરતી ખનીજ ક્ષારની ) ખામી થીજ પાઠાનો વ્યાધિ ઉત્પન્ન થાય છે. મગજના સેરીબ્રમ અને સેરીબેલમ ભાગની વચેના સંયોજકમાં આ ક્ષારની ખામી હોવાથી મનની એ સ્થિતિ થાય છે કે જેમાં વિચાર કરવા મુશ્કેલ થઇ પડે છે, કારણકે આ ક્ષાર કમી થવાથી સંયોજક એટલે બધે દરજ્જે નિર્માલ્ય થાય છે કે જેથી ( પોટાશીઅમ ફોસ્ફેટ અને આલ્બ્યુમનથી બનેલ ) મગજમાંના ભુખરો પદાર્થ લઇ જવા અને લાવવાનું કામ થઇ શકતું નથી, જેથી વિચાર શુન્ય સ્થિતિ પેદા થાય છે. બારીક પરમાણુંના રૂપમાં સીલીસ્યા પુરૂં પાડવાથી રસાયણ સંયોગનું પુનઃસ્થાપન થઇ વિચારની ક્રિયા ફરીથી થવા માંડે છે.

**સામાન્ય ગુણ:**—શરીરના સેંદ્રીય પદાર્થો ઉપર સીલીસ્યાની ખાસ અસર છે. અસ્થિ, સાંધા, પીંડો, ત્વચા અને શ્લેષ્મ પડ વિગેરે વિકાર યુક્ત થઇને આખા દેહનું બંધારણ ખામીવાળું રહેછે, અને સ્કોફ્યુલા જેવી પ્રકૃતિ થઇ આવે છે, તેવામાં આ ક્ષારની સારી અસર છે. આ દવાની અસર ઘણી ઉંડી અને ઘણો વખત સુધી કાયમ રહે તેવી છે. તે ખાસ કરીને શરીરને બાંધનારાં તત્વોનું બરોબર પાચન નહિ થવાથી અપુર્ણ રીતે પોષણ મળેલા બાંધાના માણસોને માટે ઘણી ઉપયોગી છે.

જે રોગમાં પરૂ થતું હોય, અગર પરૂ શરીરના ભાગમાં કોતરીને રસ્તો કરતું હોય, તેવા તમામ જાતના રોગમાં આ દવા એક ખાસ ઇલાજ છે. જ્યારે સંયોજકમાં અથવા ત્વચામાં પરૂ થતું હોય, ત્યારે આજ દવાનો ઉપયોગ કરવો. "સ્કોફ્યુલા" ના બારીક ઉપદ્રવો, તથા ચેપી અને વિષજન્ય ઉપદ્રવોની સામાન્ય ચિકિત્સામાં આ કિંમતી દવા છે. કેલ્ક સલ્ફની માફક સીલીસ્યાનો ગુણ પરૂ થવાની ક્રિયા ઉપર છે, પરંતુ એમાં તફાવત એ છે **સીલીસ્યા પરૂ થવાની ક્રિયાને વધારે પ્રબળ કરે છે**, તેથી ગડને ઝડપથી પકવે છે, અને **કેલ્ક સલ્ફ પરૂ થવાની ક્રિયાને કાબુમાં લે છે**, અને તેથી પરૂ વહેતા વ્રણને જલદી રૂઝવે છે. પરૂમય છિદ્રો વિગેરે જે પરૂ નીકળી ગયા પછીજ નાબુદ થાય છે, તે જ્યાં સુધી કાયમ હોય, ત્યાં સુધી તેને માટે સીલીશીઆ એજ દવા છે, અને તેનો ઉપયોગ જ્યાં સુધી આવાં છિદ્રો તદ્દન નાબુદ થાય, ત્યાં સુધી ચાલુ રાખવો જોઇએ, તેમ છતાં પણ જો ઘારાં વિગેરે રૂઝાતાં ન હોય, તો કેલ્ક. સલ્ફનો ઉપયોગ કરવો જોઇએ. શરીરના ઉંડા ભાગોમાં પરૂ થતું હોય, પરૂ જાડું અને પીળા રંગનું હોય, અસ્થિના બાહ્યાવરણના તમામ વ્યાધિઓ, અને મજ્જા તંતુના કેટલાક પ્રત્યાઘાતી ચિન્હોને માટે આ ક્ષાર ઉપયોગી છે. પરૂ થવાની ક્રિયા મંદ પડી જઈ નારાં વિગેરે ઝટ નહિ રૂઝાતાં કાયમ રહે, તેમજ વ્યાધિગ્રસ્ત દર્દી શીઘ્રકોપી સ્વભાવનો, અને અશક્ત હોય, તથા તેના મજ્જાતંતુ શ્રમને લીધે ક્ષુભિત થઇ જતાં હોય, એવાં હોય ( ડા. ડન્હામ " કહે છે કે જો મજ્જાતંતુઓ તદ્દન નિર્માલ્ય થઇ ગયાં હોય, તો આ દવા વિરૂદ્ધોપચાર છે ) તો આ ક્ષાર તેને માટે ખાસ દવા છે. સ્થાનિક ક્ષીણતામાં જ્યારે ચિન્હો પક્ષાઘાતને મળતાં હોય, દાખલા તરીકે ગુદભ્રંશ, વિસ્તૃત થએલ તથા નાજુકને ચંચળ રક્તાશય, પ્રસૂતિ પછીથી થએલી અશક્તિ વિગેરે માટે આ દવાનો ઉપયોગ છે. બાહ્ય લાગણીનુ જ્ઞાન ઘણુ તીવ્ર હોય, અને પ્રત્યાઘાતી ચિન્હો ઘણા ઉગ્ર હોય તો તે આ દવાને સૂચવે છે.

સીલીસ્યામાં રક્તમય અને "સીરો–આલ્બ્યુમીન" રસ જેનો લીંફેટીકને લીધે તંતુજાળમાં જમાવ થાય છે, તેનું શોષણ કરવાનો ગુણ છે, અને આવા વિકારોમાં કેલ્ક ફોસના પછીથી આ દવાનો ઉપયોગ છે.

સીલીસ્યા જીર્ણ નજલા સહિત સંધિવાના ઉપદ્રવોમાં, સંયોજકને સતેજ કરી સંયોજકમાં "લીંફેટીક" ના યોગે એકઠા થએલ "યુરેટ" ના ભાગને કાઢી નાખી ફાયદો આપે છે.

સીલીસ્યા પગમાં વળતો પરશેવો બંધ થયો હોય, તો ફરીથી ચાલુ કરે છે, જેથી પગનુ સ્વેદન બંધ થવાથી ઉત્પન્ન થતા વ્યાધિઓ જેવા કે દૃષ્ટીની નબળાઇ, મોતીઓ, પક્ષાઘાત વિગેરેમાં ગુણ કર્તા ઔષધ છે.

સંયોજકના કોઈ પણ ભાગના પરમાણુંઓમાં સીલીસ્યા ઓછા હોય, તો તે ભાગનું કદ નાનુ થઇ જાય છે.

**જીભ:**—જીભ કડણ થઇ ગઈ હોય, જીભ ઉપર ચાંદુ પડયું હોય, કે જીભ ઉપર વાળ હોય એવી લાગણી થયા કરતી હોય, તો તે આ દવાને સૂચવે છે.

**દાંત:**—દાંતનો દુખાવો જે રાતના વિશેષ થતો હોય, અને જેને ગરમી લગાડયાથી અથવા ઠંડક લગાડયાથી આરામ કે રાહત મળતી ન હોય, અને તે દુખાવો પગને શરદી લાગવાથી થએલો હોય; **પગને પરસેવો થયો હોય, અને તે વખતે એકા એક ઠંડી લાગવાથી દાંતનો દુખાવો ઉપડી આવ્યો હોય,** ઉંડાણમાં છેક દાંતના અસ્થ્યાવરણ-માં દર્દ થતું હોય, અગર દાંતના મૂળમાં દર્દ હોય, બાળકને દાંત આવતા હોય, ત્યારે તે દુ:ખી થતું હોય, અવાળુમાં ગડ થયું હોય, અવાળુ સ્પર્શાસહ્ય, અને ઉપર ફોલ્લા થએલા હોય, વિગેરે ઉપદ્રવોમાં આ દવાથી આરામ થાય છે.

**મોઢું:**—થુંકના પિંડમાં પરૂ થવું, મોંઢાનો સડો, જેની સાથે તાળવામાં ચાંદા હોય, ગળાની બારીનો દીર્ઘ વરમ, અને તેની સાથે કબજીઅત હોય, મોંના ખુણામાં ચાંદાં થયાં હોય, મોંઢાના પિંડમાં ગડ થવાથી આ દવાને યોગ્ય ખાસીયતવાળું પરૂ થયું હોય, તો આ દવાનો ઉપયોગ ફાયદાકારક છે.

**ગળું:**—ગળામાં જાડા અને પીળા રંગના પરૂ નીકળતાં હોય એવાં ચાંદા પડયાં હોય, ચોરીઆ આવ્યા પછી પાકવા લાગ્યા હોય, તો પરૂ ઝડપથી થઇ જાય તેને માટે, તથા કંઠમાળની ગાંઠો વિગેરેને માટે આ દવા ગુણકારી છે. વળી અમુક મુદતે ગળાનો વરમ ( quinsy ) વારંવાર થઇ આવતો હોય, અગર ગળાના સ્નાયુનો આઘાત થયો હોય, તે માટે પણ આ દવા ઉપયોગી છે. ચોરીઆ વિગેરે ગાંઠો-માં પરૂ થવા માંડયા બાદ તેને રૂઝાતા બહુ વિલંબ થતો હોય, અગર પરૂ ભરાયેલાં છિદ્રો બંધ થઇ જતાં હોય તો કેલ્ક. સલ્ફ. નો ઉપયોગ કરવો.

**ચ્હેરો:**—ચેહરા ઉપર, અને ખોપરી ઉપર ઝીણી ગાંઠો થઇ હોય, અને ચ્હેરો દુખતો હોય, લ્યુપુસ નામનું દુષ્ટ ચાંદુ થયું હોય, તેમાંથી પીળું અને જાડું પરૂ નીકળતું હોય, દરેક જાતના સ્ફોટ વ્યાધિ, જેમાંથી એવું પરૂ નીકળ્યા કરતું હોય, જડ-બાના અસ્થિનો સડો અથવા વરમ હોય, અવાળુનું ગડ થયું હોય, દાઢી ઉપર કે ચ્હેરા ઉપર સાઇકો-સીસને લીધે અસ્ત્રો ઉડયાના જેવું ગડ થઈ આવ્યું હોય, ચ્હેરાની ત્વચા ફાટતી હોય, હોઠની ઉપર ગ્રંથિઓ થઇ હોય, ફીક્કા માટી જેવા રંગનો ચ્હેરો વિગેરે ચિન્હો હોય, તો આ દવા ઉપયોગી છે.

**મસ્તક:**—માથાનુ દુખવું, અને તેની સાથે ઝીણી વટાણા જેવડી ગાંઠ ખોપરી ઉપર ( તાલકામાં ) હોય, **તાળવું સ્પર્શાસહ્ય હોય, અને બાળું લા-ગતુ હોય,** પીડાયુક્ત ફોલ્લા, પરૂ વહેતા વ્રણ ( જખમો ), જેમાંથી પીળા રંગનું અને જાડું પરૂ વહેતું હોય, માથા ઉપર ઢીમડાં અને નાની ગાંઠો થતી હોય, વાળ ખરી જતા હોય, ( કાલી સલ્ફની સાથે ) **બાળકોને માથામાં પરશેવો થતો હોય,** ચક્કર આવવા, ફેર આવવા, માથાના દુખાવા સાથે ચક્કર આવવા, માથામાં થડકારો, અને તે સાથે દબાણથી માથુ નીકળી પડશે, એવી રીતનું દુખવું તેની સાથે માથુ થંડુ હોય, અને માથે બાંધી રાખવાની હમેશ જરૂર જણાતી હોય, ભુખથી અતિશય ગુસ્સાથી, ઘણા અભ્યાસથી, કે મગજના થાકથી માથું દુખતું હોય, **માથાનુ દુખવું જેમાં ગરદન તરફથી તાલવા તરફ દુખાવો થતો હોય, જમણે પડખે વિશેષ દુખાવો હોય, અને તે ઘોંઘાટથી, શ્રમ-થી, પ્રકાશથી, અભ્યાસથી, વધતો હોય અને ગરમીથી કમી થતો હોય,** માથાનો દુખાવો જેમાં દુખાવો માથાના ઉપરના ભાગમાંથી નીચેના ભાગ તરફ ફરતો હોય, અને જેની સાથે સ્ત્રીને ગુહ્યાવય-વના બાહ્યભાગમાં રહી રહીને ખરજ આવતી હોય, મગજમાં લોહીનું ચઢવું, કે જેના પહેલા જમણા પાર્શ્વાસ્થિની આજુ બાજુ દુખાવો થાય, અને હાથમાં મંદ આંકડીયુક્ત દુખાવો થાય, માથાના પાછલા ભાગમાં દુર્ગંધયુક્ત ચકામાં થાય, બ્રહ્મરંધ્ર ઉઘાડાં હોય, માથાની ગ્રંથિયો થઇ હોય, વિગેરે ઉપર આ દવા ફાયદો કરે છે.

**કાન:**—મોટા અવાજ સહન થઇ શકતા ન હોય, કાનમાં ઘોંઘાટ થતો હોય, મધ્ય કાનનો વરમ થયો હોય, અને ઘણા દિવસથી તે વહેતો હોય, કાનના બાહ્યદ્વારનો વરમ યુક્ત સોજો, "યુસ્ટેકી-અન" નળીમાં અને કર્ણ પડદાની બખોલમાં શરદી લાગવી, કાનમાંથી જાડું અને પીળા રંગનું પરૂ વહેતુ હોય, "માસ્ટોઇડ" ના કોષનો વરમ થવાથી કાનની અંદરથી પાતળી દહીં જેવી રસી નીકળે, નહાયા પછી કાનનો વરમ થઇ આવે, કાન બહેરો થઇ ગયો હોય, અને મહોટા ધડાકાથી તેની ધાક ઉઘડે, વિગેરે ઉપદ્રવોને માટે આ દવા ઉપયોગી છે. આ દવા પાણીમાં મેળવી જરૂર જણાયે કાનમાં પીચકારી તરીકે પણ ઉપયોગમાં આવે છે.

**નાકઃ**—માથામાં શરદી લાગી નાકમાંથી જાડો અને પીળો શ્લેષ્મ નીકળવો, સળેખમ, **પીનસમાં સડેલ દુર્ગંધયુક્ત શ્લેષ્મ** વહેતો હોય, વ્યાધિ નાકના **શ્લેષ્મ પડ નીચેના સંયોજકમાં** અગર હાડકાના બાહ્ય પડમાં થયો હોય, જીર્ણ શ્લેષ્મ જેમાં નાકના શ્લેષ્મ પડનું સુજવું, શુષ્કતા, છાલાં પડવા, પોપડા બાઝવા વિગેરે લક્ષણો હોય, અને દર્દીને કશી ચીજની વાસ આવતી ન હોય; નાકના હાડકાનું ઉપદંશથી અગર સ્કોફ્યુલાથી સડવું, નાકના ટેરવામાં અસહ્ય ખરજ, ચાંદાની સાથે ચાંદામાંથી દાહયુક્ત અને આજુબાજુ બળતરા થાય એવી રસીનું નિકળવું, નાકના નસ્કોરાં તથા હોઠ ઉપર ફોલ્લા થવા વિગેરેમાં આ દવા ઉપયોગી છે.

**આંખઃ**—અશ્રુ અવયવો અને અશ્રુકોષના વ્યાધિઓમાં, કે નાસુરમાં આંખનો વરમ, જેમાં પીળો અને જાડો સ્રાવ થતો હોય, આંખમાં આગંતુક વ્યાધિને લીધે **પરૂ પીળા રંગનું જાડુ પેદા થતું હોય,** આંખની આસપાસ ગુમડાં, અગર સખત ગાંઠો વિગેરે થતું હોય; **આંજણી**માં ખાવામાં, તેમજ બહારથી લગાડવામાં અને જો આંજણીમાં વરમનો ભાગ વિશેષ હોય તો ( ફેરમ ફાંસની સાથે ), પગનો પરસેવો બંધ થવા પછીથી થતા **મોતીઆ,** અગર સ્ફોટક વ્યાધિઓ પછીથી થતા મોતીઆ, પોપચાની ગ્રંથી પરૂયુક્ત કૃષ્ણમંડલનો વરમ, કૃષ્ણમંડલનું ચાંદુ, જે ખાસ કરીને નાનું ગોળાકાર હોય, અને જેથી આર પાર છિદ્ર પડવાનો સંભવ હોય, અગર ભીંગડા વળતું ચાંદુ હોય, દષ્ટિની મંદતા, જે પગનો પરસેવો બંધ થવાથી ઉત્પન્ન થાય છે, અગર સ્ફોટક વ્યાધિને લઇને થાય છે, કૃષ્ણમંડળના વ્રણો, અને શીળીથી થતા આંખના ફુલાં, આંખના સ્નાયુનો ચસકવા ખાસ કરીને જમણી બાજુનો હોય, વાંચતા અગર લખતાં અક્ષરો એક બીજાની ભેગા થઇ જતા દેખાય, આંખના ગૃહના અસ્થિમાં સડો વિગેરે વિકારોમાં આ દવાની જરૂર સમજવી.

**જઠરઃ**—હોજરીના **નિર્ગમન** દ્વારનું સખત થવું, જીર્ણ પ્રકારનું અજીર્ણ, જેમાં ખારા ગચરકા આવતા હોય, છાતીમાં દાહ થતો હોય, અને ટાઢની કમકમી આવતી હોય ( નેટ્રમ ફોસ, કેલ્ક ફોસ ), બાળક ધાવવાની સાથે ઉલટી કરી નાખતું હોય, અને ઉલટીમાં ખટાસ ન હોય, ( ફેરમ ફોસ કે કેલ્ક ફોસની સાથે ) આલ્કોહોલ (દારૂના સત્વ) જેવા ગરમ પદાર્થો સહન થઇ શકતા ન હોય, દિવસના ચઢતા પહોરમાં ઉલટીઓ થતી હોય, માંસાદિ અને ઉષ્ણ પદાર્થો તરફ અરૂચિ હોય, કે ભુખ ખોટી અતિશય લાગતી હોય, તો આ દવા ફાયદો કરે છે.

**ઉદરઃ**—યકૃતનું ગડ, જે કઠણ થઇ ગયું હોય, **બાળકોને પેટ મોટું થઇ દુર્ગંધયુક્ત ઝાડા થાય, અને માથામાં પુષ્કળ પરસેવો થાય,** અતિશય પીડાયુક્ત **અર્શ, જેમાંથી** પીળું અને જાડું પરૂ પડતું હોય, ભગંદર વિગેરે ઉપરના લક્ષણ સાથે હોય, કરોડ રજ્જુના વ્યાધિની સાથે કબજીઅત હોય, અને તે સાથે ગુદાના સ્નાયુનો આઘાત થયો હોય, અને તેથી **દસ્ત સહેજ નીકળ્યા બાદ પાછો ચઢી જતો હોય,** શીતળા કઢાવ્યા પછી બાળકને માથામાં પુષ્કળ પરસેવા સાથે પેટનું ચડવું, અને ગરમ લાગવું અને તેની સાથે દુર્ગંધમય ઝાડા થવા વિગેરે ઉપદ્રવોમાં આ દવા ઉપયોગી છે.

**મૂત્રમાર્ગઃ**—મૂત્રપિંડમાં પરૂ થવું, અને પેશાબમાં પરૂ તથા શ્લેષ્મનું જવું, જ્વરાદિ રોગોના પેશાબમાં એવો સ્રાવ થવો, પેશાબમાં રાતી રેતી જેવા કણ પડવા, અગર " યુરીક આસીડ " જવું, કૃમિથી અગર " કોરીઆ " ના વ્યાધિમાં પેશાબનું બેઅખત્યાર વહી જવું, પરમીઆના જુના દર્દમાં જાડી વાસ મારતી, અને પરૂમય રસી નીકળવી, ઉપદંશમાં તેવી રસી નીકળવી, અગર ચાંદી પડેલો ભાગ કઠણ થવો, તે માટે આ દવા ખરેખર ઉપયોગી છે.

**જનનેંદ્રિયોઃ**—"પ્રોસ્ટેટ" પિંડનો વરમ હોય, **અંડકોશ ઉપર ખરજ ઘણી આવતી હોય, તેની સાથે પરસેવો થતો હોય;** વિષયના નિરંતર વિચારો થતા હોય, અને વારંવાર રાતમાં વીર્યસ્રાવ થતો હોય, તેની સાથે સ્નાયુઓનો કાંઇ આઘાત હોય, અંડકોશમાં પાણી ભરાયું હોય, કે બેઅખત્યાર વીર્ય સ્રાવ થતો હોય, તો આ દવા ખચિત ફાયદો કરે છે. **સ્ત્રીને રજોદર્શનની વખતે શરીરની શીતળતા, કબજીયત, અને દુર્ગંધયુક્ત પગમાં પરસેવો થતો હોય,** થોડે અંતરે પરંતુ પ્રમાણમાં ઘણા ઓછા સ્રાવવાળો આર્તવ આવતો હોય, ગુપ્ત ભાગનું બળવું, અને ખરજ આવવી, વિષયોન્માદ, યોનિમાં "સીરસ" ની ગ્રંથી, યોનિઓષ્ટનું ગડ, જેમાં નારાં પડેલાં હોય, **ઠંડા પાણીમાં ઉભા રહેવાથી ગર્ભસ્થાનમાંથી**

થતા **રક્તસ્રાવ** વિગેરે ઉપદ્રવોમાં આ દવાનો ઉપયોગ ગુણ કરે છે. **પ્રદર**, જેમાં જાડી, પીળા રંગની દુર્ગંધયુક્ત ધાત જતી હોય, તે માટે આ દવા ઘણી સારી છે.

**ગર્ભાધાનદર્મ્યાન** સ્તનનો વરમ, જેમાં પરૂ થતું હોય ( પરૂ થતું અટકાવવાને પ્રથમ કેલ્કી મ્યુરનો ઉપયોગ કરવો), **નારાં સહીત સ્તનમાં ચાંદા થયા હોય**, અને તેમાંથી જાડુ અને પીળા રંગનું પરૂ અગર રસી નીકળતી હોય, પગનાં કાંડાથી તળીયા સુધી સુધી પગની પાટલીઓ લંગડી અને આળી થઈ હોય, સ્તનમાં ગાંઠા બંધાઇ તેમાં પરૂ થવાનો સંભવ જણાતો હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

**નિદ્રા:**—લોહીના ઉસ્કેરાવાથી ઉંઘ આવતી ન હોય, શરીર ગરમ થાય, અને તે સાથે નાડી ઉતાવળી ચાલે, રક્તાશય થડકે, ઉંઘમાં અવયવોને આંચકા લાગે, અગર ખરાબ સ્વપ્નાં આવે, તો આ દવા વાપરવાથી ફાયદો થાય છે.

**મજ્જાતંત્ર:**—જલદી ન મટે તેવો ચસકવા, જે રાતની વખતે વધારે જોર કરે, અગર થઈ આવે, અને ઠંડક કે ગરમી લગાડવાથી રાહત ન મળે તેવો ખરાબ હોય, હીસ્ટીરીઆ, ફેફ્રૂ અને **રાતમાં તાણ થતું હોય**, તે સ્હેજ ઉશ્કેરાયાથી ઉપડી આવતું હોય, અને તેવા દર્દના ઘણા હઠીલા પ્રકારમાં ( મેગ્નેસ ફોસ, કેલ્ક ફોસ અને કાલી મ્યુર કે કાલી ફોસની સાથે) આ દવા ઉપયોગી છે. ક્ષતના જેવી શરીરના જુદા જુદા ભાગમાં પીડા થવી, "સ્ફીન્કટર" સ્નાયુનું વાયુથી સંકુચિત થવું, પીડાયુક્ત ભાગોમાં ઠંડી લાગતી હોય, અને તે ભાગોથી ભીનાશ સહન થતી ન હોય, અશક્તિ કે જેને લીધે દર્દીને પડી રહેવાનું મન થાય, હાથ ધ્રૂજતા હોય, અને તેની સાથે પક્ષાઘાતની કાંઇક અસર હોય, "ટબીઝ ડોર સાલીસ" નામનો કરોડ રજ્જુનો વ્યાધિ થયો હોય, કામાતુરતાની સાથે અંગમાં અશક્તિ ઘણી હોય, તો આ દવાના ઉપયોગથી સુધારો થાય છે.

**મન:**—**આજારી ચિંતાતુર, હઠીલો, અને જીંદગીથી કંટાળેલો રહે**, સ્પષ્ટ વિચાર કરવામાં મુશ્કેલી પડે, જરૂરની વાત ઉપર લક્ષ ઘણી મુશ્કેલીથી લાગે, પરંતુ પોતે તુરત કંટાળી જાય, અવાજ કે ઘોંઘાટ સહન થઇ શકે નહિ, મન ચિંતાતુર રહે, સ્વભાવ શીઘ્રકોપી, અને ચીડીયો રહે, શરીરમાં શક્તિ ન હોય, તોપણ દર્દી કામ કરવાની હિંમત બતાવે, મગજ ખાલી પડી ગયું હોય, નિશાળે ભણતી છોકરીઓ કવીતા વિગેરે બોલતાં ગભરાઈ જાય, વિચાર કરવાની મરજી થાય, પણ વિચાર થઇ શકે નહિ, વિગેરે લક્ષણો આ દવાના ઉપયોગને સુચવે છે.

**શ્વાસમાર્ગ:**—ફેફસાના વરમમાં પરૂ થવાના દરજ્જે વ્યાધિ ગએલ હોય; પરૂમય, ખડખડ અવાજ કરતો, છુટો, પુષ્કળ, અને જાડો તથા પીળો લીલાશ પડતા રંગનો બલગમ પડતો હોય, અને તેની સાથે હાડજ્વર હોય, **રાતના પુષ્કળ પરસેવો થતો હોય**, આવી રીતના લક્ષણો સાથે **અશક્તિ** પણ હોય ( નેટ્રમ મ્યુર, કેલ્ક ફોસ ) તો આ દવાના ઉપયોગની જરૂર હોય છે. જીર્ણકાસ, ક્ષય, કે ફેફસાંમાં ગડ થએલ હોય, તો તેમાં પરૂ જલદી કરવાને અને ચાંદામાં પરૂ થવા લાગ્યુ હોય, તે વખતે તેમાં રૂઝ જલદી લાવવા માટે, અગર બલગમ જાડો અને પરૂમય હોય, તે સમયે આ દવા ઉપયોગી છે. નબળાં છોકરાંને ઉધરસની સાથે રાતે પરસેવો બહુ થતો હોય, અવાજ બેસી ગયો હોય, સ્વભાવ ચીડીઓ અને ક્રોધી હોય, ઉધરસ આવતી હોય, જીભ ઉપર વાળ હોય એવી લાગણી થતી હોય, અથવા ગળામાં કાંઇ અડકતું હોય એવી લાગણીથી ઉધરસ ઉપડતી હોય, બલગમ પરૂમય પડતો હોય, અને સાથે છાતીના ઉંડાણમાં દુખાવો અને શરીરની અશક્તિ હોય, તો આ દવા ગુણકારી છે. બલગમમાં દુર્ગંધવાળા દાણા જેવા કણ નીકળતા હોય, અને ગળુ આવી ગએલું હોય, અને તેને માટે આ દવા ઘણી સારી છે.

**રૂધિરાભિસરણ:**—ઉતાવળા ચાલવાથી અગર શાંત બેસી રહેવાથી થતો રક્તાશયનો ધબકારો, અને રકતાશયના કેટલાક જીર્ણ વ્યાધિઓ માટે આ દવા ઉપયોગી છે.

**હાથ પગ વગેરે અવયવો:**—ખભાની વચ્ચે થએલ સોજો, કરોડની વક્રતા, કરોડ રજ્જુનો ક્ષોભ, ઘોડા ઉપર બેસવાથી ગુદાસ્થિને થતી ઈજા, કરોડ ઉપરતું પાઠું, **સ્પાઇના બીફીડા**, જાંગના ગડ, જાંગના સાંધાના વ્યાધિ, પરૂ થતા જખમો, જેમાંથી જાડું અને પીળા રંગનું પરૂ નીકળતું હોય, ઉંડી જગ્યામાંથી પરૂ નીકળ્યા કરતું હોય, ખીલી થઇ હોય, આંગળીનાં ટેરવામાં પાકતું હોય, એવો ઝણઝણાટ થતો હોય, તો પરૂ થવામાં મદદ કરવાને,

તેમજ તેને અટકાવવાને માટે, વધતુ માંસ અને હાડનો સડો, જીર્ણું ચાંદા જેમાં બળતરા સાથે સોયા ઘોંચાય એવી પીડા હોય, ઢીંચણના સ્નિગ્ધ પડનો જીર્ણું વરમ ઘણા સોજા સાથે હોય, અસ્થિનો સડો, અને તેની સાથે નારાં પડયાં હોય, અને તેમાંથી અસ્થિના દાણા સાથે પાણી જેવી રસી નીકળતી હોય ( ફેલ્ક ફ્લ્યુઓર ), હમેશાં નખ અસાધારણ રીતે વધતો હોય, પગમાં ગંધાતો પરસેવો થતો હોય, અને તે બંધ થવાથી બીજા વ્યાધિ ઉત્પન્ન થતા હોય, બગલમાં ગંધાતો પસીનો થતો હોય, **નખ સળ પડેલા, અને બરડ હોય** અને એમાં સફેત ડાઘા હોય, પગની ઘુંટીથી પગના તળીઆ સુધી પાટલીઓ દુખતી હોય, ઘુંટી નબળી હોય, અને તેની સહનશકિત કમી હોય, કરોડ રજ્જુની ઇજાથી મજ્જાતંતુમાં બિગાડ થયો હોય, **લખતી વખતે હાથ ખેંચાઇ જતો હોય** બાવડાં તથા હાથ ભારે અને રહી ગયા જેવા હોય, ખભામાં અને બાહુમાં રાતમાં દુખાવો થતો હોય, જેમાં ગરમી અને અંગ મર્દનથી વખતે રાહત મળતી હોય, **પગ અને પગના આંગળાંઓ ઘણુ ચાલવાથી ખેંચાતાં હોય,** વાસાં ઉપર પવનનો ઝપાટો લાગવાથી કાંઇ ઉપદ્રવ થઇ આવ્યો હોય, તો આ દવાથી આરામ થાય છે.

**જ્વર:**—ઘણા લાંબા વખત સુધી પરૂ થયા કરે અને તેથી થતો હાડી તાવ આવ્યા કરે, આખો દીવસ તેમજ હીલચાલ કરવામાં શરીરમાં દાહ જણાતી હોય, ઠંડો પવન સહન થતો ન હોય, અને પાછલા પહોરથી આખી રાત શરીર સતપ રહેતું હોય, અને પગના તળીઆંમાં દાહ બળતો હોય, અશકિત હોય, અનાજ પચતું ન હોય, અને **રાતે પરસેવો થતો હોય,** માથે અતિશય સ્વેદ થતો હોય, પગે દુર્ગંધયુકત પરસેવો થતો હોય, નાના બાળકોને માથે બહુ પરસેવો થતો હોય, તો આ દવા ઉપયોગી છે.

**ત્વચા:**—ત્વચા આળી હોય, તે ઉપર ખરજ આવતી હોય, અને બળતરા થતી હોય એવા ખીલ, ઝીણી ગ્રંથીઓ, ચાંદા ગુમડાં, પાઠાં વિગેરે ઉંડા હોય, અને જ્યારે તેમાંથી પીળું અને જાડું પરૂ નીકળતું હોય, પરૂ ભરેલા ફોલ્લા થતા હોય, જેમાંથી ગંધાતી રસી ઝરતી હોય, ખરજવું, ખીલ, શરીરના ગમે તે ભાગ ઉપર **વારંવાર ગુમડાં થાય,** અને **તે ખાસ વસંત રૂતુમાં વધારે થાય,** ગડ અગર પાકુ થઈ પછીથી સખત થઇ જાય; ચાંદામાં માંસ વધી જાય, તેમજ ચાંદાની કીનારીઓ ઉપડેલી અને આસમાની જેવા રંગની હોય, અને તેમાંથી ખરાબ વાસવાળી. અને છાલા પડે એવી રસી પાણી જેવી નીકળતી હોય, ઉંડાં નારાં પડેલા ચાંદા, અને નખની આસપાસના ચાંદાને માટે આ દવા જરૂરની છે. **સહેજ ઇજા થતાં જલદી પાકી જાય, અને રૂઝાતાં બહુ વાર લાગે એવી જાતની ચામડી હોય, સ્ક્રોફ્યુલાની અસરથી સ્ફોટ થતા હોય,** ત્વચાનાં ઉંડાંણમાં થતો રતવા, રકત પિત્તમાં ખાસ કરીને નાકમાં ચાંદા અને તાંબા જેવા રંગના ચકામા તથા નાની ગાંઠો થતી હોય, ચહેરા અને ગરદન ઉપર પરૂયુકત અને પીડાયુકત ફોલ્લા થયા હોય ત્યારે તથા શીળીનો ફોલ્લા ખરાબ રૂપ ધારણ કરે ત્યારે આ દવા ઉપયોગી છે.

**સમગ્ર ચિન્હો:**—ગડમાં નારાં પડયાં હોય, અને પરૂ થયા પછી તેમાંથી સહેલાઇથી લોહી નીકળતું હોય, તો પરૂ ઝટ કરવા સારૂ આ મુખ્ય દવા છે ( પરૂ થવા અગાઉ કાલી મ્યુર ઉપયોગી છે ), ગાંઠોનું સુજી આવવું ( પ્રથમ કાલી મ્યુરના ઉપયોગથી ફાયદો ન થાય, અને પરૂ થવા માંડે તો ), **ખરાબ વાસ મારતા, જાડા અને પીળા રંગના પરૂ સાથે પાકતી ગાંઠો,** સ્ક્રોફ્યુલાની ગાંઠો, પાકતા જખમો, અસ્થિનો વરમ અને ચાંદા, દુષ્ટ પ્રકારના અને તે ભાગને મુડદાલ કરતા વરમો ( કાલી ફોસની સાથે ), વરમવાળા ભાગનું કઠણ થવું, કઠોદર, સ્ક્રોફ્યુલા વગેરે માટે આ દવા ફાયદાકારક છે.

**વૃદ્ધિ:**—રાત્રે, છેક સવારમાં, અને શુકલપક્ષમાં એટલે અજવાળીઆના દિવસોમાં ઉપદ્રવોનું જોર વધારે જણાય છે. વળી શિયાળાની ઋતુમાં, ખુલ્લી હવામાં, પવન વાતો હોય તેવી જગ્યામાં, થંડા પાણીએ નહાવાથી અગર પગે પરસેવો થતો હોય, ત્યારે પગને શરદી લાગવાથી તેમજ ચોમાસાની શરૂઆતમાં દરિયા કિનારે થતા તોફાનની વખતે, અગર જ્ઞાનતંતુના ઉશ્કેરાવાથી દર્દનું જોર વધે છે. સઘળા નજીવા ઉપદ્રવો પણ થંડીથી વધારે થયા કરે છે.

**શાંતિ:**—ઉનાળામાં, ગરમીથી, અને ગરમ ઓરડામાં રહેવાથી દર્દ શાંત લાગે છે. માથે કપડું વીંટી

રાખવાથી, અગર શેક કરવાથી માથાનો દુખાવો નરમ પડે છે. ઉધરસ, અને વાના દુખાવા પણ શેક કરવાથી કમી થાય છે.

ઉપયોગ;—ડા. સુષ્લર ૬× અને ૧૨× ની દવા વાપરવાની ભલામણ કરે છે, પણ એથી વધારે અંશીની દવાથી પણ સારા ફાયદા થાય છે એમ અનુભવ થયો છે. આ દવા બાહ્યોપચાર તરીકે લગાડવાના કામમાં પણ આવે છે. પાઠાં, ચાંદાં, ગર્ભાશયનાં ચાંદા, ગડ વગેરેમાં લગાડવામાં તેમજ પીનસમાં પીચકારી તરીકે વાપરવામાં આવે છે. સ્કોફ્યુલામાં નહિ પાકેલી ગાંઠો ઉપર, વધારે માત્રામાં અને વખતો વખત આપવાથી લાભ થાય છે, પરંતુ જ્યારે પરૂ થવું શરૂ થાય, અગર થવાની તૈયારી હોય, ત્યારે આ દવા અલ્પમાત્રામાં, ઘણે અંતરે, ૩૦મા અંશની વાપરવાથી ફાયદો થાય છે. દિવસમાં એક વખત અગર તેથી પણ વધારે અંતરે જીર્ણ વ્યાધિયોમાં અપાય છે. મધ્યમ પ્રકારના વ્યાધિમાં સવારે અને સાંજે, અને ઉગ્ર પ્રકારના વ્યાધિમાં દરેક બેથી ત્રણ કલાકે અપાય છે.

સીલીસ્યાનો બાહ્યોપચાર તરીકે ઉપયોગ કરવાની અસરકારક રીત એ છે કે ઘાસને વાટી તેનો ઉકાળો કરીને તે ઉકાળો ઉપયોગમાં લેવો; કારણ કે તેમાં સીલીશીઆ ઘણે અંશે રહેલ છે.* સીલીકેટ ઑફ સોડાને તેના પ્રવાહિ રૂપમાં વાપરવામાં લેવું જોઇએ. ડા. પર્સી વાઇલ્ડ આ બનાવટનો ઉપયોગ કરે છે. આ બનાવટનાં ત્રણથી ચાર ટીપાં ½ ટંબલર જેટલા પાણીમાં (અગર દુધમાં ઉત્તમ છે) દિવસમાં ત્રણ વખત અપાય છે. ગ્રંથિ માટે આ દવાની અસર ધ્યાનમાં રાખવા જેવી છે. કેમકે અડતાળીસ કલાકમાં આ દવાથી ગ્રંથિમાં ઘણો સારો ફેરફાર થઇ જાય છે.

---

* લોકો વાળને બારીક વાટીને ગુમડાં ઉપર લગાડે છે, તેથી ગુમડાં સુધરે છે, કેમકે વાળમાં પણ સીલીશ્યા છે.

## ડા. વૉન્ડર ગૉલ્ટઝના શોધેલા નવા ક્ષારોના જુદા જુદા વિભાગો.

(The Different Groups of the New Salts.)

### ૧. સોમલ અને સોમલની બનાવટો.

(Arsenic and Arsenic Preparations.)

#### (અ) આર્સેનિક આલ્બમ

ગુરદાના, રક્તના, મજ્જાતંત્ર (કરોડ રજ્જુ તથા ભેજાના પદાર્થ) ના અને ત્વચાના વ્યાધિઓમાં આ દવા ફતેહમંદ નીવડે છે.

વળી આથી કરીને નીચેના દર્દોમાં પણ તે ઘણો સારો ફાયદો કરે છે.

(૧) શરીર કાંઇ સખ્ત બીમારીથી કે અતિ શ્રમથી અતિશય ક્ષીણ પડી ગયું હોય, કે ક્ષીણતાથી મૂર્છા, સ્વેદ, ઇત્યાદિ ( collapse ) ચિન્હો શરૂ થયાં હોય.

(૨) કરોડ રજ્જુના વ્યાધિને લીધે પગો ખોટા પડી ગયા હોય, અગર પગનો પક્ષઘાત થયો હોય,

(૩) રક્તાશયના વ્યાધિને લીધે જળંદર થયું હોય, રક્તાશય અતિશય મંદ ચાલતું હોય, વગેરે રક્તાશયની નબળાઇના વ્યાધિ હોય,

(૪) શરીર નિર્બળ રહેતું હોય, હીસ્ટીરીઆની અસર જણાતી હોય, મજ્જાતંત્ર એવી રીતે બગડી ગયું હોય કે દાંત, આંખ, મસ્તક, કે એવા કોઇ સ્થળમાં મિથ્યા દરદ વારંવાર થઈ આવતું હોય, દરદ સહન કરવાની શક્તિ ઘણી મંદ પડી ગઇ હોય,

(૫) રક્તની અંદર કાંઈ પણ ચેપ કે કાંઇ બીજું કારણ મળવાથી રક્ત દોષ વધી પડયો હોય, રક્ત ઘણું અશુદ્ધ રહેતું હોય,

(૬) અમુક બાંધેલી મુદતે વ્યાધિ ફરી ફરીને પ્રગટ થતો હોય,

(૭) શરીરમાં થતી પીડા, અને બીજા દુર્લક્ષણો ઉષ્ણતા લગાડવાથી મંદ પડતાં હોય,

(૮) ચ્હેરાનો રંગ મટોડી જેવો થઇ ગયો હોય, તે ચરબી કે મીણ જેવો દેખાતો હોય, ફીકરને લીધે નિસ્તેજ અને બેસી ગયેલો દેખાતો હોય,

છાતી ઉપર પીળા ચાઠાં પડેલાં હોય, આંખો-
ની ફરતાં કુંડાળાં પડેલાં હોય,

(૯) દરદી પોતાના દરદને માટે બહુ ચિંતાતુર રહેતો હોય, અને તેની દવા તૈયાર કરીને તેને આપવામાં આવે તેટલો વખત પણ દરદ સહન કરવાની શકિત ગુમાવી બેઠો હોય,

(૧૦) સ્ત્રીઓને પેડુનાં અવયવો જેવા કે ગર્ભાશય, ગર્ભાશય મુખ, કે ગર્ભાશયના બીજા કોઇ ઉપાંગમાં વ્યાધિ થયો હોય.

### (ब) કેલ્કેરીઆ આર્સેનિકોસા.

આ દવાના ગુણો કેલ્કેરીઆ ફોસ, અને આર્સેનિકમ્ આલ્બમ બન્નેને એકત્ર રીતે મળતા આવે છે, અને તેથી નીચેના વ્યાધિઓમાં ઉપયોગી થઇ પડે છે.

(૧) ઉન્હાળાની ઋતુમાં સખત ઝાડા થઇ આવ્યા હોય, બચ્ચાંઓને કોલેરાની જેવા ઝાડા તથા ઉલટી હોય,

(૨) શરીરમાં અશકિત રહ્યા કરતી હોય, કેલ્કેરીઆ ફોસથી કાંઇ ફાયદો થતો ન હોય, ક્ષય અગર કંઠમાળવાળા આસામીની માફક શરીર ગળી જતું હોય, પણ તે વ્યાધિ સ્પષ્ટ જણાતો ન હોય, વાઇ આવતી હોય,

(૩) શરીરના કોઇ કોઈ ભાગમાં કાંઇ પણ ખાસ કારણવિના દુખાવો ઉપડી આવતો હોય, ક્ષુધા મંદ પડી ગઇ હોય, હિસ્ટીરીઆ થઈ આવતું હોય, હીસ્ટીરીઆના મરજવાળાને શરીરના વિવિધ ભાગમાં દુખાવો જણાતો હોય,

(૪) ત્વચાના જે રોગ કેલ્કેરીઆ ફોસથી મટી જવા જોઇએ, પણ તેથી મટતા ન હોય, તે આ દવાથી એકદમ મટવા માંડે છે.

### (क) કુપ્રમ આર્સેનિકોસમ.

આ દવા તામ્ર અને સોમલમાંથી બનાવેલી હોય છે, અને તેથી તેના ગુણો તેમને મળતા આવે છે, પણ ખાસ કરીને તેમાં આર્સેનિકમના ગુણો વિશેષ જોવામાં આવે છે.

જ્યારે પેટના અને મજ્જાતંત્રનાં વ્યાધિઓ (ઝાડા, ઉલટી, કોલેરા, મૂર્છા, અજંપો, અતિશય ઉદ્વેગ, ફિકર વગેરે ) માં માત્ર આર્સેનિકથી દરદીને હોંશીઆરી આવતી નથી, ત્યારે આ દવાથી દરદી ઘણી વખત ગાફલ થતો અટકે છે, અને શરદી વગેરે દૂર થઇ શરીરમાં કુદરતી ગરમી આવે છે.

### (ड) કેલીઅમ આર્સેનિકોસમ.

આ દવાના ગુણ આર્સેનિક આલ્બમને મળતા હોય છે; તેમાં પણ જ્યારે કેલી મ્યુર અને આર્સેનિકમ બન્ને વારાફરતી આપવાની જરૂર લાગે, ત્યારે આ એક દવાથી આરામ થાય છે. આર્સેનિકની સઘળી બનાવટોને બદલે ઘણી વખત આ દવા ચાલી શકે છે.

### (ह) નેટ્રમ આર્સેનિકોસમ.

આ દવા આર્સેનિક અને નેટ્રમ મ્યુર બન્નેની જરૂર લાગે, ત્યારે અપાય છે. સ્ત્રીને રજોદર્શન સમયે બહુ પીડા થતી હોય, અને નેટ્રમ મ્યુર આપ્યા છતાં કાંઈ ફાયદો થતો ન હોય, પરંતુ સઘળા લક્ષણો જોતાં નેટ્રમ મ્યુરની જરૂર લાગતી હોય, તો આ દવાથી ખાસ કરીને ફાયદો થાય છે. આંખના કેટલાક વ્યાધિ (ટ્રૅકૉમા) માં પણ આ દવાથી જલદી આરામ થાય છે.

## ૨. આયોડમ અને આયોડમની બનાવટો.

(Iodum and Iodum Combinations)

નીચે જણાવેલા લક્ષણોમાં આ દવાઓ ઉપયોગી થઈ પડે છે.

(૧) અતિશય ક્ષુધા લાગતી હોય, ભસ્મક રોગ થયો હોય, શરીર દિનપ્રતિદિન કૃશ થતું હોય, શરીરના પિંડો શુષ્ક થઇ જતા હોય, સ્ત્રીઓના સ્તન બેસી ગયા હોય, મન ચિંતાતુર રહેતું હોય, શરીરમાં શકિત છેક કમ થઇ ગઇ હોય,

(૨) સાધારણ રીતે દરદી પોચા સ્વભાવનો હોય, અને શરીરને ક્ષીણ કરી નાખે એવા વ્યાધિમાં પણ દરદી ઘણી મુશ્કેલીએ પોતાનો જીવ આનંદમાં રાખતો હોય,

(૩) સ્ત્રીને રજોદર્શન વખતે અતિશય પીડા થતી હોય,

(૪) શરીરમાં ટયુબરકર્યુલોસીસ, સીફીલીસ (ઉપદંશ) કે લ્યુસીમીઆનો રકત દોષ ઉંડું ઘર કરીને બેઠો હોય,

(૫) શરીરના પિંડો અને રસવાહિનીઓમાં વરમ રહેતો હોય,

(૬) શરીરમાં ઘણીજ નબળાઇ હોવાનો વહેમ રહ્યા કરતો હોય, પણ જ્યારે પ્રસંગ આવે, ત્યારે શરીર ખરેખર મજબૂત જણાતું હોય,

(૭) વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ હોય, વાળ અને ચ્હેરો શ્યામ રંગનો હોય, ઉપદંશને લીધે રાત્રે સ્નાયુઓમાં અને સાંધામાં દુખાવો ને કળતર થતાં હોય, સૂરનળીના દીર્ઘ વરમને લીધે અવાજ લાંબા વખતથી ખોખરો રહેતો હોય તે સુધરતો ન હોય,

(૮) દરદી સહજસાજ કારણને લીધે ચિંતાતુર થઈ જતો હોય, તેના જીવને બેચેની રહ્યા કરતી હોય,

(૯) ટાઇફોઇડ જ્વરમાં હાથના આંગળાં ધ્રૂજતાં હોય, કે અતિશય બેચેની રહેતી હોય, શરીરની શુષ્કતા (atrophy); માથાનો દુખાવો, રક્તદોષ, અંડાશય, અને ગર્ભાશય, તથા પુરૂષના પ્રોસ્ટેટ પિંડના વ્યાધિમાં આ દવા ફાયદાકારક નીવડે છે.

### ( अ ) કેલ્કેરીઆ આયોડેટા.

આ દવા નીચેના દરદોમાં લાગુ પડે છે.

(૧) શરીરના હરકોઇ પિંડની અંદર વરમ રહેતો હોય, મસા થઇ આવતા હોય, ગ્રંથીઓ થઇ આવતી હોય,

(૨) રાતદિવસ ખાંસી લાંબા વખતથી આવ્યા કરતી હોય, તે સાથે રાત્રે પરસેવો આવતો હોય, અને લીલા રંગનો પરૂ મિશ્રિત કફ પડતો હોય,

(૩) સ્ત્રીનું શરીર અતિશય ક્ષીણ થઇ ગયું હોય, અને તેણીને અતિશય રકતસ્રાવ થતો હોય,

(૪) ગળાના ચોરીઆ, ગર્ભાશય, કે સ્ત્રીના અંડ સુકાઇને કઠણ થઈ ગયા હોય, ત્વચાની નીચે નાની નાની ગાંઠો બધાતી હોય, અને તે હલાવવાથી હાલતી હોય,

### ( ब ) કાલી આયોડેટમ.

આ દવા આયોડીનની બનાવટોમાં મુખ્ય છે. એલોપેથીમાં તેની પોટાશ આયોડાઇડ નામની બનાવટ છે. તે પોટાશ આયોડાઇડ અને બાયોકેમીસ્ટ્રીના કાલી આયોડેટમના સ્વરૂપમાં ફેર હોય છે. જેમ બાયોકેમીસ્ટ્રીમાં શુદ્ધ આર્સેનિકમને બદલે ઘણીવાર કાલી આર્સેનિકમ વપરાય છે, તેમ શુદ્ધ આયોડીનને બદલે કાલી આયોડેટમ વપરાય છે.

(૧) સ્ત્રીના અંડાશયો શુષ્ક અને નિઃસત્વ થઇ ગયા હોય, સ્ત્રીને વૃદ્ધાવસ્થાની શરૂઆતમાં રજોદર્શન અનિયમિત, અતિશય, અથવા પીડાયુક્ત હોય,

(૨) ઝાડાનો મરજ થયો હોય, અને ઝાડામાં મુરબ્બા જેવો શ્લેષ્મ પડતો હોય,

(૨) કંઠનળીના દીર્ઘ વરમને લીધે ખાલી ઉધરસ આવ્યા કરતી હોય,

(૪) સ્ત્રીના સ્તન કે પુરૂષના વૃષણ યોગ્ય પોષણ નહિ મળવાથી શુષ્કને નિઃસત્વ થઇ ગયા હોય,

(૫) રાત્રે સઘળા દરદોમાં વધારો થતો હોય,

(૬) ગ્રંથીઓ થઇ આવતી હોય ( આ વ્યાધિમાં ૩૦ અંશની બનાવટની એકેક માત્રા બે બે કે ત્રણ ત્રણ દિવસે આપવાથી આરામ થાય છે ),

(૭) પિંડોમાં કે અસ્થિમાં ક્ષત કે વ્રણ થતા હોય,

(૮) ત્વચારોગમાં ઘણી ખૂજલી થતી હોય, ચ્હેરા ઉપર ઝીણી ઝીણી ફોડલીઓ થતી હોય, ગડ થઇ આવતાં હોય, અને તેનાં ચાઠાં પડી રહેતાં હોય,

### ( क ) નેટ્રમ આયોડેટમ.

જે જે વ્યાધિમાં કાલી આયોડેટમ અને નેટ્રમ મ્યુર બન્નેની જરૂર લાગે તે તે વ્યાધિમાં આ દવા અપાય છે. શરીર છેક નિર્બળ થઇ ગયું હોય, અને તે સાથે રક્ત દોષને લીધે શરીર બહુ ફીકું અને શ્વેત કણવાળું (leucœmic) રહેતું હોય, ને કાલી ફોસ કે નેટ્રમ સલ્ફ આપવાથી કાંઈ સુધારો જણાતો ન હોય તો આ દવાથી ફાયદો થાય છે.

### ( ड ) પ્લમ્બમ આયોડેટમ.

(૧) પક્ષાઘાત કે લકવાના દરદમાં દુખાવો થઈ આવતો હોય,

(૨) રક્તવાહિનીઓ અયોગ્ય પોષણને લીધે દૂષિત ( arterio-sclerosis ) થયેલી હોય, તો આ દવા આપવી.

(૩) પિંડોની વૃદ્ધિ થઈ હોય, તો આ દવાથી ફાયદો થાય છે.

### ( इ ) ઝીન્કમ આયોડેટમ

જ્યારે આયોડમ અને ઝીન્કમ બન્નેની જરૂર જણાય, ત્યારે આ દવા ઉપયોગી થઈ પડે છે.

( ક ) બેરાયટા આયોડટા

જ્યારે આયોડમ, અને બેરીઅમ બન્નેને સૂચવે એવા લક્ષણો હોય, ત્યારે આ દવા કામની છે.

પિંડના વ્યાધિઓ, સ્ક્રોફ્યુલા, પક્ષાઘાત, લકવો, મગજના વ્યાધિઓ, રક્તવાહિનીના વ્યાધિઓ, અને ગ્રંથિઓ થતી હોય, ત્યારે આ દવાથી આરામ થાય છે.

### ૩. કુપ્રમ, પ્લમ્બમ, અને ઝીન્કમ.

આ ત્રણે ધાતુઓ મુખ્યત્વે કરીને મજ્જાતંતુઓમાં જોવામાં આવે છે; વળી યકૃત અને આંતરડાના ભાગમાં પણ તે માલુમ પડે છે. તે પ્રત્યેકના ઉપયોગ નીચે મુજબ છે.

( અ ) **કુપ્રમ** ( તામ્ર ) આ દવા નીચેના વ્યાધિમાં અપાય છે.

૧ પેટમાં થતો દુખાવો અગર ગોળાનો મરજ જે થંડા પદાર્થો પીવાથી શાંત પડતો હોય,

૨ ત્વચા ઉપર ભુરાશ પડતો રંગ આવી ગયો હોય, શરીર ક્ષીણ પડી ગયું હોય,

૩ શરીરના અવયવો ખેંચાતાં હોય, આંચકી થઇ હોય, હાથના આંગળાં વળી જતાં હોય,

૪ પગે ગોટલા ચડતા હોય, અગર પેટમાં સખત આંકડી આવતી હોય, અને તેથી દરદી બુમો પાડતો હોય,

૫ સ્ત્રીને પીડિતાર્તવ હોય, તે સાથે આંચકી થઈ આવી હોય, આંતરડાની અંદર અન્નને અવરોધ થતો હોય, સખત ગોળો ચઢી આવ્યો, હોય, પેટની સ્નાયુઓનો વારંવાર આકર્ષ થતો હોય,

૬ દરદી ભર ઉંઘમાં હોય એવી રીતે બેશુદ્ધ પડી રહેતો હોય,

૭ અતિશય બેચેની વર્તાતી હોય,

૮ કોલેરાની છેવટની સ્થિતિમાં શરીરે શીતવાળો પરસેવો આવતો હોય, ( બચ્ચાના કોલેરામાં કેલ્કેરીઆ ફોસ સરખાવો )

૯ હિસ્ટીરીઆ કે અશક્તિની શરૂઆત થઇ હોય હોય, અને બીજાં લક્ષણો જોતાં જરૂર લાગતી હોય,

૧૦ યુવાન છોકરીઓને :આર્તવ અનિયમિત હોય, તે સાથે દુખાવો, અશક્તિ કે ક્ષુધા મંદ વગેરે દરદો હોય, આર્તવ બહુ ઓછો આવતો હોય, શરીરમાં લોહી ભરાતું ન હોય, યુવાવસ્થા બરાબર ખીલી નીકળતી ન હોય,

૧૧ પગમાં ગોટલા ચડતા હોય, તે સાથે અગર તે વિના કરોડ રજ્જુમાં દુખાવો માલુમ પડતો હોય,

૧૨ સ્પર્શ કરવાથી દુખાવો વધારે થતો હોય (જુઓ મેગ્નીસીઅમ ફોસ અને આર્સેનિકમ ),

૧૩ ગળાના સ્નાયુનો આકર્ષ થવાથી હેડકી, કે ઉધરસ જણાતી હોય,

૧૪ કોરીઆનો એટલે કે મરજી વિના હાથ પગ જેવા અવયવો હલ્યા કરવાનો વ્યાધિ થયો હોય, હાથનો અંગુઠો વળી ગયેલો રહેતો હોય,

( બ ) **પ્લમ્બમ** ( સીસું ) એ દવા નીચેના દરદોમાં અપાય છે.

૧ સ્ત્રીને ન્યુનાર્તવ, કે અતિઆર્તવ હોય, અને તે સાથે પેડુમાં દુખાવો થતો હોય; સ્ત્રીના ગુહ્યાવય ઉપર ખૂજલી આવતી હોય, પેડુનો ભાગ ભારે જણાતો હોય,

૨ ચ્હેરો લેવાઇ ગયો હોય, ચ્હેરાનો દેખાવ મડા જેવો થઇ ગયો હોય,

૩ સાંજ વખતે શરીરના બહારના ભાગમાં ગરમી જણાતી હોય, પરંતુ અંદરથી ટાઢ લાગતી હોય,

૪ પગમાં રાંઝણનો દુખાવો હોય, હાથ કે પગના સ્નાયુમાં ગોટલા ચડયાની માફક દુખાવો હોય,

૫ કરોડ રજ્જુનું નિરૂપયોગી રૂપાંતર થયું હોય, અને તેમાં પણ ખાસ કરીને આગળનો ભાગ બગડયો હોય, કરોડ રજ્જુના ઉપરના પડોમાં વરમ રહેતો હોય,

૬ પેટમાં અગર મળદ્વાર આગળ અંદર કાંઇ ખેંચાતું હોય એવી લાગણી થતી હોય,

૭ પીઠમાંથી જાંગ તરફ કાંઇ ભોંકાતું હોય તેવું દરદ થતું હોય, પગનો લકવો થયો હોય,

૮ ઘણું દાબી રાખવાથી દુખાવો કમી લાગતો હોય, ( જુઓ મેગ્નીસીઅમ ફોસ ).

૯ લકવામાં હાથ પગ ધ્રૂજતા હોય,

૧૦ દસ્ત અનિયમિત હોય, દસ્તની કબજીઅત હોય, વખતે ઝાડા થઇ આવતા હોય, પેટમાં દુખવા આવતું હોય,

૧૧ સ્ત્રીને આર્તવ દોષની સાથે ક્ષીણતા રહેતી હોય,

( ફેરમ ફોસની પછી આ દવાની કોઇવાર જરૂર પડે છે. )

૧૨ સ્ત્રીના પેડુમાં રહેલાં ઉત્પત્યવયો પૂરા પરિપકવ સ્થિતિમાં આવતા વિલંબ થતો હોય,

૧૩ આંખ, દાંત, કાન, કે મસ્તકના કોઇ ભાગમાં ઘણોજ સખત ચસકો આવતો હોય, ( જો તે ચસકો વીજળી જેવો ત્વરિત હોય, તો પ્લમ્બમ આયોડેટમ આપવું ); મેગ્નીસીઅમ ફોસ આપ્યા છતાં કાંઈ ફાયદો જણાયો ન હોય,

**કુપ્રમ અને પ્લમ્બમ વચ્ચે રહેલા ખાસ તફાવતો.**

**કુપ્રમઃ**—દુખાવો હોય છે; એક જગ્યાએથી તાણુ સહિત દુખાવો શરૂ થાય છે, અને પછી આસપાસ ફેલાય છે; પેટ ફુલી આવે છે, સ્પર્શ કરવાથી દુખાવો અને તાણુ વધે છે; દુખાવો અને ખેંચ તાણુ ઘણું કરીને આંતરડાના ભાગમાં જણાય છે.

**પ્લમ્બમઃ**—પેટમાં ઘણોજ સખત ગોળો ચડયો હોય એમ લાગે છે; પેટના સ્નાયુઓ કઠણુ, અને અંદર ખેંચાયેલાં જણાય છે; શરીરના સઘળા ભાગમાં દુખાવો ચાલતો હોય એમ લાગે છે; દસ્તની કબજીઅત ઘણી સખત રહેતી હોય છે, ને મળ ગંઠાઇ ગયેલા નીકળે છે.

( क ) **ઝીન્કમ** (જસત) એ દવા નીચેના લક્ષણો હોય, ત્યારે અપાય છે.

૧ આ દવાને સૂચવનાર મુખ્ય લક્ષણુ ચીડીઓ ને ઉશ્કેરાઇ જાય તેવો સ્વભાવ છે. દરદીને કાંઈ પણુ ઠપકો આપવાથી કે તેની ઉપર અંકુશ રાખવાથી તેનો સ્વભાવ બગડે છે, અને તેના દરદમાં વધારો થયો જણાય છે. આ મુખ્ય લક્ષણુની સાથે બીજા લક્ષણો ને ઉપદ્રવો શરૂ થાય છે.

૨ દરદીને હિસ્ટીરીઆની અસર હોય, અને તેને લીધે તેના ઉત્પત્યવયવનો કોઇ ભાગ પક્ષાઘાતથી ખોટો પડી ગયો હોય,

૩ શરીરનો કાંઇ ભાગ હથિયારથી કપાઈ જતો હોય, તેવી રીતે દરદ થતું હોય, તે એટલે સુધી કે તે ભાગ તદ્દન ખોટો પડી ગયા જેવો થઇ ગયો હોય.

૪ આંચકી આવતી હોય, હાથ પગ ખેંચતા હોય,

૫ મળદ્વાર અને મૂત્રાશયને પક્ષાઘાતની અસર થઇ હોય, અને તેથી મળમૂત્ર બેઅંદાજે પડ્યા કરતા હોય,

૬ સ્ત્રીને કે પુરૂષને ગુહ્યાવયવની અતિ જાગૃતિ થવાથી કામાંધતા થઇ હોય,

૭ સ્નાયુઓ દરદીની ઇચ્છા વિના હિસ્ટીરીઆ કે કોરીઆના વ્યાધિથી આપોઆપ ખેંચાયા કરતાં હોય,

૮ ચિત્તભ્રમની નિશાનીઓ જણાતી હોય ( જુઓ કાલી ફોસ. )

૯ કરોડ રજ્જુનો ક્ષોભ થયો હોય, તે સાથે હાથ પગ ધ્રૂજતા હોય, જાંગમાં રાંઝણનું દરદ થયું હોય, તે કાલી ફોસથી સુધરતું ન હોય.

૧૦ શરીરના કોઇ ભાગ ઉપર બહુ ચળ યાને ખૂજલી આવતી હોય, અને મેગ્નીસીઅમ ફોસથી કાંઇ સુધારો જણાતો ન હોય,

૧૧ ત્વચા ઉપર કીડી ઝીણા ચટકા ભરતી હોય, તેવું દરદ થતું હોય, અને કેલ્કરીઆ ફોસથી કાંઇ ફેર પડતો ન હોય,

૧૨ દારૂ પીવાથી દરદમાં વધારો થતો હોય,

૧૩ શરીર કૃશ થઇ ગયું હોય, મગજ જલદી થાકી જતું હોય, યાદ શકિત ગુમ થઇ હોય, અભ્યાસ તરફ કંટાળો આવતો હોય.

૧૪ માથું દુખ્યા કરતું હોય, અને હમેશાં દુખાવો આંખોની ઉપરના ભાગમાં વિશેષ રહેતો હોય.

૧૫ આંખો બળ્યા કરતી હોય.

૧૬ મગજ છેક થાકી જવાથી બહુ બેચેની થઇ આવી હોય,

મજ્જાતંત્ર થાકથી નિર્બળ થવાથી દરદી મૂર્છામાં હોય એમ પડી રહેતો હોય, આંખો ખાડામાં ઉંડી ઉતરી ગઇ હોય, હોસકોસ ઉડી ગયા હોય, દરદી ગાફલ જણાતો હોય, ઇત્યાદિ મગજ ખાલી પડવાના દરદમાં આ દવા અપાય છે. તે સાથે ફેરમ ફોસ, સીલીસીઆ, ફોસ્ફરસ, કે કાલી ફોસની જરૂર છે કે કેમ તેનો નિર્ણય કરવો.

**૪. બ્રોમીઅમ અને તેની બનાવટો**

**( Bromium and its Compounds )**

જેવી રીતે આયોડીન સાથે પોટાશના સંયો-

ગથી કાલી આયોડેટમ, અને આર્સેનિક સાથે તેના સંયોગથી કાલી આર્સેનિકમ થાય છે, તેવી રીતે બ્રોમીઅમ સાથે તેનો સંયોગ થવાથી કાલી બ્રોમેટમ બને છે.

૧. બ્રોમીઅમ, અને કાલી બ્રોમીઅમની અસર મુખ્યત્વે કરીને ભેજાં, મજ્જાતંત્ર, ત્વચા, ગુહ્યાવયવ અને શ્લેષ્મ પડ ઉપર થાય છે.

૨. જ્યારે જ્યારે ભેજામાં કે મજ્જાતંત્રમાં કાંઇ બીગાડ થયો હોય, ત્યારે ત્યારે આ દવા વધારે પસંદ કરવા યોગ્ય છે.

૩ જે જે વ્યાધિમાં શરીર ધીમે ધીમે કૃશ થઇ જતું હોય, તે તે વ્યાધિમાં આયોડીનને બ્રોમીઅમનો દવાઓ લક્ષમાં લેવી.

**આયોડમ અને બ્રોમીઅમ વચ્ચે રહેલો તફાવત.**

**બ્રોમીઅમઃ**—જ્યારે ભેજાના તંતુઓના રજકણોનું નિર્માલ્ય રૂપાંતર થયું હોય, ત્યારે આ દવાની ખાસ જરૂર હોય છે. જો કાંઇ સ્ટીમ્યુલન્ટ એટલે કે ઉત્તેજક પદાર્થ દરદીને આપવામાં આવે, અને તેથી સુધારો જણાય, તો બ્રોમીઅમની આવશ્યકતા સમજાય છે, પણ જો કાંઈ સુધારો ન જણાય, તો આયોડમની જરૂર સમજવી. બ્રોમીઅમની જરૂરવાળા દરદી શરીરે પુષ્ટ અને જાડા હોય છે, આયોડમની જરૂરવાળા દુર્બળ ને પાતળા હોય છે.

બ્રોમીઅમના સંયોગથી **આર્સેનિકમ બ્રોમેટમ, કેલ્કેરીઆ બ્રોમેટમ, કૅલીઅમ બ્રોમેટમ, નેટ્રમ બ્રોમેટમ, લીથીઅમ બ્રોમેટમ,** અને **ઝીન્કમ બ્રોમેટમ** એટલી બનાવટો બને છે.

જ્યારે કૅલી બ્રોમેટમથી ફાયદો થતો નથી, ત્યારે લીથીઅમ બ્રોમેટમ વપરાય છે. લીથીઆના લક્ષણો જોવાની વધારે સમજણ પડશે.

જ્યારે હિસ્ટીરિયાના વ્યાધિમાં ભિન્ન ભિન્ન લક્ષણો જોવામાં આવે, સ્વભાવ બદલાયા કરે, અને બીજી દવાઓથી કાંઈ સુધારો જણાય નહિ, ત્યારે ઝીન્કમ બ્રોમેટમ અકસીર થઇ પડે છે.

---

# ભાગ ૧૬ મો.

## વિષ અને તેના ઉપાય.

## POISONING.

### Symptoms, Treatment &c.

હરેક વસ્તુ તેના માપના કરતાં વધારે લેવાથી વિષરૂપ થઇ પડે છે. જે દ્રવ્યો આપણા જીવનને ટકાવી શકે છે, તે દ્રવ્યો પણ હદ ઉપરાંત લેવાથી અથવા વાપરવાથી આપણા જીવનને હાનિ કરે છે. કોઈ પણ વસ્તુ એવી નથી કે જેને આપણે આપણી નિરંકુશિત અથવા દુષ્ટ ઇચ્છાવડે, અજ્ઞાનથી, અગર ગફલતથી ગમે તેટલી અને ગમે તે રીતે વાપરી શકીએ, વિષથી નીપજતાં મરણો એ મરનાર આસામીની અગર બીજા કોઇ સખ્સની નિરંકુશિત અથવા દુષ્ટ ઇચ્છા, અજ્ઞાન અગર ગફલતનાં પરિણામો હોય છે. એ મરણો અટકાવવાના મુખ્ય બે ઇલાજ છે. ( ૧ ) લોકોનું અજ્ઞાન દુર કરી, તેમના મનની હાલત સુધારવી. ( ૨ ) ઝેરના ઉપાય કરવાના જ્ઞાન અને સાધનનો બહોળો પ્રચાર કરવો. આ બેમાં પહેલો ઇલાજ અગર જો કે ઓછી અગત્યનો નથી, તોપણ આ પુસ્તક વૈદ્યક વિષયનું હોવાથી તે ઇલાજને અલગ રાખીને અત્રે માત્ર બીજા ઇલાજ સંબંધી હકીકત આપી છે.

જ્યારે કોઇએ વિષ લીધાની હકીકત જાહેરમાં આવે, ત્યારે તેના મુખ્ય ત્રણ ઈલાજ હોય છે.

૧. વિષને પોતાના સ્થાનમાંથી–જઠરમાંથી–બહાર કાઢવું.

૨. ઝેરને તોડી નાખનારી દવા–પ્રતિકાર–ખવરાવીને ઝેરની અસર ઓછી થવા દેવી.

૩. જે ખરાબ અસર થઇ હોય, તેને સુધારવાનો પ્રયત્ન કરવો.

ઉપર બતાવેલા મુખ્ય ત્રણ ઇલાજો કરતી વખતે દર્દીએ કયું ઝેર ખાધું છે, તે શરૂઆતમાંજ જાણવાની જરૂર પડે છે. ઘણીવાર દર્દીએ કયું વિષ ખાધું છે, તે તેના અગર તેના સગાવહાલાના કહેવા ઉપરથી ખબર પડે છે, પણ કેટલીકવાર કાંતો તેની વાચા બંધ થવાથી, અગર તેને માલૂમ નહિ હોવાથી કયું વિષ ખાધું છે, તે કોઇ કહી શકતું નથી; તે વખતે માત્ર ચિન્હો ઉપરથીજ વિષનું અનુમાન કરવામાં આવે છે. હોમીઓપેથીમાં દવા તરીકે વપરાતી ઝેરી દવાનાં લક્ષણો તેના ગુણ દોષ આપ્યા છે, તે જોવાથી જણાશે; તોપણ નીચે આપેલ હકીકત ધ્યાનમાં રાખવાથી વિષનો નિર્ણય સહેલાઇથી થઈ શકે છે. હોમીઓપૅથી અને જીવન રસાયણની દવાઓ સદ્‌ભાગ્યે એવી છે કે તે ભૂલથી વધારે લેવાય, તોપણ ભાગ્યેજ એલૉપૅથીક ઝેરી ઔષધોની માફક પ્રાણઘાતક નીવડે છે. વિષના ખાસ લક્ષણો પણ આગળ જતાં આપ્યાં છે, પણ આ યાદી ઘણી ઉપયોગી થઇ પડે તેવી છે, ને તેથી સૌથી પહેલી આપી છે.

**(૧) દર્દી ઉંઘમાં હોય તેમ શાંત પડયો રહેતો હોય,**

તો ડીજીટેલીસ, અફીણ, દારૂ, કલોરલ હાઇડ્રાસ, કલૉરોફોર્મ, કપૂર ઇત્યાદિ ઝેરમાંથી એકાદ હોવાનો સંભવ છે.

**(૨) દર્દી નંખાઇને બેહોશ થઈ ગયો હોય,**

તો જલદ તેજાબ, જલદ ખાટા રસો, (એસીડ) અમ્લવિરૂદ્ધ દ્રવ્યો (આલ્કલીઝ), વછનાગ, એન્ટીમની, સોમલ, તંબાકુ, લોબિલીઆ વગેરેમાંથી કોઇ એક હોય છે. વળી ઘણાખરા વિષથી છેવટમાં આવી અવસ્થા થાય છે.

**(૩) દર્દીને સન્નિપાત થઇ આવ્યો હોય, ને ઘેલછા બતાવતો હોય,**

તો બેલાડોના, હાયોસ્યામસ, ધંતૂરો, ભાંગ એટલે લીલાગર, ( વિજયા ) દારૂનું સત્વ, કપૂર, ખુરાસાની અજમો કે એવું કોઇ ઝેર હોય છે.

**(૪) દર્દીને ચમકના જેવી આંચકી આવતી હોય,**

તો ઝેરકોચલું અગર તેનું સત્વ સ્ટ્રીકનિયા, એન્ટીમની, સોમલ, જલદ ઍમોન્યા ઇત્યાદિમાંથી કોઇ વિષ હોય છે.

**(૫) દર્દીને સાધારણ આંચકી હોય,**

તો ઍન્ટીમની, સોમલ, વછનાગ, જલદ તેજાબ, કે જલદ અમ્લ વિરૂદ્ધ ક્ષારોમાંથી કોઈ હોય છે.

**(૬) દર્દીનું અંગ રહી ગયું લાગતું હોય,**

તો ફીઝોસ્ટીગ્માઇન, કોનીઅમ, જેલ્સીમીઅમ, વછનાગ, સોમલ, સિંસાના ક્ષાર ઇત્યાદિમાંથી કોઇ હોય છે.

**(૭) દર્દીની કીકી સંકુચિત હોય,**

તો અફીણ, ક્લોરલ, કે ફીઝોસ્ટીગ્માઇન હોય છે.

**(૮) દર્દીનીકીકી વિસ્તૃત હોય,**

તો બેલાડોના કે તેનું સત્વ એટ્રોપીન, હાયોસાયમસ અગર ખુરાસાની અજમો, ધંતુરો, અફીણ [ છેલ્લી અવસ્થામાં ], વછનાગ, દારૂનું સત્વ, કલોરોફોર્મ ( પ્રવાહી ), કોનીઅમ ઇત્યાદિમાંથી એકાદ કે વધારેની અસર હોય છે. કોનીઅમને હેમલોક પણ કહે છે.

**(૯) દર્દીની ત્વચા સુકી ને કોરી હોય,**

તો બેલાડાના કે તેનું સત્વ ઍટ્રોપીન, હાયોસાયમ, ધંતુરો કે એવું કાંઇ વિષ હોય છે.

**(૧૦) ત્વચા ભીની હોય,**

તો અફીણ, વછનાગ, ઍન્ટીમની, દારૂનું સત્વ આલ્કોહોલ, તંબાકુ, કે લોબીલીઆ હોય છે. લગભગ બધા વિષની છેલ્લી ક્ષીણતા (collapse) ની અવસ્થા વખતે ત્વચા ભીની રહે છે.

**(૧૧) ત્વચા ઉપર કાંઇ ફુટી નીકળ્યું હોય,**

તો બેલાડોના, ધંતુરો, કલોરલ હાઇડ્રાસ, સોમલ, ઍન્ટીમની, અફીણ, બ્રોમાઇડ ઓફ પોટાસ્યમ. ટાર, [ કીલ, ડામરની જાત ] કોપેવા, ચણીકબાબ, સૅલીસીલીક અસીડ, આયોડાઇડ ઓફ પોટાસ્યમ, ક્રોટન ઓઇલ એટલે જમાલ ગોટાનું અથવા નેપાળાનું કે કનક બીજનું તેલ, ટારટાર ઇમેટીક, સુરમો, ગંધક, હાઇડ્રૂસ્ટીસ, અને આર્નિકા એટલામાંથી એકાદ વિષ હોય છે.

**(૧૨) શ્વાસ ગંધાતો હોય,**

તો પ્રસીક અથવા હાઇડ્રોસ્યાનિક એસીડ ( જે ઘણુંજ હલાહલ ઝેર છે, લૉડેનમ અગર અફીણનું પ્રવાહિ સત્વ, દારૂનું સત્વ—જે બ્રાન્ડી, વીસ્કી વગેરેમાં હોય છે તે, કાર્બોલિક એસીડ, આયોડોફોર્મ એસેટીક એસીડ, એમોન્યા, કલોરોફોર્મ, ટરપેન્ટાઇન, ક્રીઓસોટ, આયોડીન, ફોસ્ફરસ, કપૂર, નાઇટ્રો બેન્ઝોલ, પેટ્રોલીઅમ કે એવી કોઇ ઝેરી દવા હોય છે, પરંતુ શ્વાસની ગંધ ઉપર બહુ વિશ્વાસ રખાતો નથી, કેમકે કાંઇ ગંધાતા દ્રવ્યમાં ભેળવીને પણ ઝેરી દવા લેવામાં આવી હોય છે.

**(૧૩) મોઢુંને જીભ સુકાઇ જતાં હોય,**

તો બેલાડોના, કે તેનું સત્વ એટ્રોપીન, હાયોસાયમસ અથવા ખુરાસાની અજમો, ધંતુરો, અફીણ, કે એવું કાંઈ વિષ હોય છે. **સીંસાની ધાતુના** ક્ષારથી પણ મોંને ગળું સુકાઈ જાય છે.

**(૧૪) થુંક બહુ પેદા થતું હોય ને ગળું આવી ગયું લાગતું હોય,**

તો જલદ તેજાબ, જલદ અમ્લ વિરૂદ્ધ ક્ષાર ( strong alkalies ) જેવા કે પોટાશ, સોડા ને એમોન્યા; સોમલ; કેન્થારીડીસ અથવા તો બ્લીસ્ટરની માંખીનો અર્ક, રાઈ, તીખાં, મરચાં, કે એવી કોઇ દાહક ઔષધિ હોય છે. પારદની દવાઓથી પણ થુંકની લાળ ચાલે છે, ને મોં આવી જાય છે.

**(૧૫) હોઠને મોઢાની ત્વચાનો રંગ બદલાઈ ગયો હોય,**

તો લોહના ક્ષાર, કાર્બોલિક એસીડ, જલદ એમોન્યા, જલદ પોટાશ, સોડા, નાઇટ્રીક એસીડ, રસ કપૂર, કયારટીક કે એવી કોઈ ચીજ મુખદ્વારા પેટમાં ગઇ હોય છે. ઓકઝાલીક એસીડથી મોઢાનો ભાગ સફેદ થઇ જાય છે.

**(૧૬) દર્દીને ઉલટી થતી હોય,**

તો સોમલ ( લોહીવાળી ઉલટી ), ઍન્ટીમની ( સુરમાની ધાતુ=સફેદ શ્લેષ્મવાળી ઉલટી ), ડીજીટેલીસ ( લીલા ઘાસના રંગની ઉલટી ), વછનાગ, કોલચીકમ, ઇંદ્રવરણું (કોલોસિંથ), એમોન્યા (લોહીવાળી, ફીણ વળતી તથા વરાળ નીકળતી હોય તેવી ઉલટી ), ફોસ્ફરસ ( અંધારામાં ચળકતીને તેજ મારતી ઉલટી ), મોરથુથુ, ( ત્રાંબાનો ક્ષાર ) ટારટાર ઇમેટીક, જસતનાં ફુલ, કેન્થારીડીસ, ત્રાંબાનો કાટ, નેપાળાનું તેલ કે બીઆં, તંબાકુ, લો-

બીલીઆ, નાઇટ્રેટ ઑફ સીલ્વર (૬૫) નામનું ક્યાસ્ટીક, સુરોખાર, ઓક્ઝાલીક એસીડ, હિંગળોક, રસકપુર, કેલોમેલ, સેવીન, ગંધકનો તેજાબ, ઇત્યાદિમાંથી કોઇ એક કે વધારે હોવાનો સંભવ રહે છે. આયોડીનનો શુદ્ધ ભુકો અગર આયોડાઇડ ઓફ પોટાશ્યમથી ઉલટીને ઝાડો થાય છે. તેવીજ રીતે ચણોઠી, કડવી બદામ, કાકમારીનો ગર ઇત્યાદિથી પણ ઉલટી થાય છે.

**(૧૭) દર્દીને ઝાડો થઇ આવ્યો હોય,**

તો સોમલ (દુખાવો થઇને લોહી મિશ્રીત ઝાડો આવે છે), એન્ટીમની, રસકપુર (લીલા રંગનો લોહીવાળો ઝાડો), કેન્થારીડીઝ, ડીજીટેલીસ, કોલચીકમ, કોલોસિંથ, એટલે ઇંદ્રવરણા, નેપાળો અથવા જમાલગોટો, ઓક્ઝાલીક એસીડ, ત્રાંબાના કાટને ક્ષાર, આયોડાઇડ ઓફ પોટાશ્યમ, ઇત્યાદિમાંથી હર કોઇ એક અથવા વધારે હોય છે.

**(૧૮) દર્દીને પેટમાં ચુંક આવતી હોય,**

તો સિંસાની ધાતુનો કાટને ક્ષાર (નાભિ ઉપર દાબવાથી દર્દ કમી થાય છે), ત્રાંબાનો કાટ ને ક્ષાર, સોમલ, ઇંદ્રવરણા, એસેટીક એસીડ, ઇત્યાદિમાંથી કોઇ એક હોય છે.

**(૧૯) વિષ ત્વચામાં પીચકારી મારીને દાખલ કર્યું હોય,**

તો અફીણનું સત્વ મોર્ફીન, બેલાડોનાનું સત્વ એટ્રોપીન, કે ઝેરકોચલાનું સત્વ સ્ટ્રીકનીન હોય છે. કવચિત્ ચણોઠીનુ સત્વ, હાઇડ્રોસ્યાનિક એસીડ કે કોકેઇન હોય છે.

**(૨૦) વિષ શ્વાસોશ્વાસ મારફતે દાખલ થયું હોય,**

તો એમોન્યા, પ્રુસીક એસીડ અથવા તો હાઇડ્રોસ્યાનીક એસીડ, જે કડવી બદામમાં હોય છે; કલોરોફોર્મ, ઇથર, બેન્ઝીઇન, કાર્બોનિક એસીડ ગ્યાસ, કાર્બોનિક ઓકસાઇડ, કોલગેસ, ગંધકનો ધુમાડો, ફોસ્ફરસનો ધુમાડો કે એવો કોઇ દાહક ધુમાડો, નાઇટ્રસ ઓકસાઇડ, ઇત્યાદિમાંથી હરકોઇ એક હોય છે. અફીણનો ધુમાડો શ્વાસમાં જવાથી પણ મૃત્યુ નીપજે છે.

---

## વિષ નિવારણનાં સામાન્ય સાધનો*

વિષની અસર દૂર કરવા માટે મુખ્ય ત્રણ યંત્રો વપરાય છેઃ—(Stomach–Pump) સ્ટમકપંપ અથવા તો અન્નાશયમાં મુકવાની નળીકા, ત્વચામાં મારવાની સોયવાળી પિચકારી, (Hypodermic Syringe) ને વળી શકે તેવી નં. ૮ ની કેથીટર એટલે મૂત્ર શલાકા.

સ્ટમક પંપથી હોજરી ધોઇને સાફ કરાય છે, ત્વચામાં મારવાની પિચકારી વડે કેટલીક દવાઓ શરીરમાં દાખલ કરાય છે, અને વળી શકે તેવી કેથીટરવડે દર્દીનો પેસાબ બહાર કાઢી લેઇ શકાય છે. સ્ટમક પંપના બહારના છેડાને પીચકારી લગાડવી ને હોજરીની નળીને તેલ લગાડવું, ને આગળનો ભાગ વાંકો વાળીને ગળામાં ઉતારવો, જેથી તે હોજરી સુધી પહોંચે.

દર્દી વિષના બેભાનપણાથી અન્નાશયની નળી કરડી ન ખાય, તેને માટે બે ઓઠ વચે લાકડાનો સંચો વચમાંથી ગોળ કાણાવાળો અને બન્ને છેડે દોરીઓ નાંખેલી હોય છે તે, ઓઠ વચ્ચે પકડાવી તે ગોળ કાણામાંથી અન્નાશયની નળી પાસ કરવી કે જેથી તેને જોખમ ન થાય.

આ સિવાય વીજળીની બેટરી હોય, તો તે પણ બહુ ઉપયોગી થઇ પડે છે. પારીસની એ. ગેફી (Gaiffe)ની બનાવેલી નાની બેટરી (વિજળીની પેટી) આવે છે, તે ચાલી શકે છે.

ઉપરનાં યંત્રો સિવાય કેટલાંક ઔષધો ને અંગ્રેજી ઍલૉપૅથીની દવાઓ પણ ઝેરની અસર નરમ પાડવા માટે દર્દીને મુખ વાટે તેમજ ચામડી મારફતે અપાય છે. તેમાંનાં કેટલાંક તો માત્ર ઉલટી કરાવવા માટેજ અપાય છે, જેવાં કે મીઠું, રાઇનો લોટ, જસતનાં ફુલ, (Zinc Sulphate), ઇપીકાક્યુઆનાનો ભુકો, મોરથુથુ, ટારટાર ઇમેટીક, કાર્બોનેટ ઑફ ઍમોનિયા એમાંથી હરકોઇને પાણીમાં પલાળીને

---

* વિષ નિવારણના ઉપાયો અત્રે આપ્યા છે, પરંતુ તેના ઉપર સઘળો આધાર રાખીને કાબેલ ડાકટરની સલાહ ન લેવી અગર સરકારી દવાખાને ન જવું, તેમાં દર્દીનું સંપૂર્ણ હિત સમાએલું નથી. ત્યાં જેવાં સાધનો મળી શકે તેવાં સાધનો ઘર આગળ મળવાં મુશ્કેલ છે. માટે દર્દી તદ્દન સાજો થાય, ત્યાં સુધી ડાકટરનો અગર સરકારી દવાખાનાનો લાભ લેવો એ ઉત્તમ રસ્તો છે.

આપવાથી ઉલટી થાય છે; તે સિવાય ઍપોમો-ર્ફાઇન (Apomorphine)નામનું મિશ્રણ મોરફીઆમાંથી બનાવેલું તૈયાર વેચાય છે, તેની ત્વચામાં પિચકારી મારવાથી પણ ઉલટી થવા લાગે છે; તે દવાની બે જાત આવે છે, તેમાં જે પાસાદાર કણીઓ (crystals) વાળી હોય છે તેજ વપરાય છે, બીજી નહિ. બચ્ચાંઓને તે દવા કદી કોઇ રીતે અપાતી નથી; અને મોટી ઉમ્મરનાં માણસોમે પણ તેના પ્રવાહિ ( સેંકડે $\frac{1}{10}$ થી $\frac{1}{6}$ ગ્રેઇન )ની પિચકારીજ મારવામાં આવે છે.

**ઉલટી કરાવવા માટે બનાવાતાં મિશ્રણ.**

**સાદું મીઠું:**—આશરે રૂ. પાંચ ભાર, જરા ગરમ હોય તેવા પોણોશેર પાણીમાં.

**રાઇનો લોટ:**—એક ચમચો ભરીને, આશરે પોણો શેર પાણીમાં.

**જસતના ફુલ:**—૩૦ ગ્રેઇન્સ, આશરે પોણોશેર પાણીમાં.

**ઇપીકાકયુઆનાનો ભુકો:**—૩૦ કે ૩૫ ગ્રેઇન્સ, આશરે પોણોશેર પાણીમાં.

**મોરથુથુ:**—૫ થી ૧૦ ગ્રેઇન્સ, આશરે પોણો-શેર પાણીમાં.

**ટારટાર ઇમેટીક:**—૩ ગ્રેઇન્સ આશરે પોણો-શેર પાણીમાં ( ક્યારેકજ વપરાય છે, કેમકે તેથી નબળાઈ બહુ આવે છે ).

**કાર્બોનેટ ઑફ આમોન્યા:**—૩૦ થી ૩૫ ગ્રે-ઇન્સ, આશરે પોણોશેર પાણીમાં.

**જસતનાં ફુલ ને ઇપીકાકયુઆનો ભુકો:**—૩૦ ગ્રેઇન્સ ને ૫૦ ગ્રેઇન્સ, બન્ને સાથે આશરે એક શેર ગરમ પાણીમાં ભેળવીને.

**અરીઠાંનો ભુકો:**—૩૦ થી ૩૫ ગ્રેઇન્સ, આ-શરે પોણોશેર ગરમ પાણીમાં નાખી પલળવા દેવાં પછી ગળેલ પાણીમાં પાવું.

ઉલટી કરાવવા માટે જે હાજર તે હથિયાર તે નિયમ પ્રમાણે જે પાસે હોય તેનો ઉપયોગ જલદી કરવો જોઇએ. જે કશી દવા ન હોય, તો પછી ગળામાં આંગળી નાખીને કે પીંછું ફેરવીને ઉલટી કરાવવી. ઉલટી કરાવવાનો હેતુ પેટમાં ગયેલ ઝેરી પદાર્થને બહાર કાઢી નાખવાનો છે. કેટલાંક ઝેરને લીધે આપો આપ ઉલટી થવા લાગે છે; તો પણ અંદરથી ઝેર જલદી કાઢી નાખવાં માટે દવા આપી ને ઉલટી વધારે જોરથી કરાવવી પડે છે.

દર્દીને ઉલટી કરાવવા સાથે એ જોવાનું છે કે તેની શક્તિ છેક હઠી જાય નહિ, ને રક્તાશયની મંદ-તાથી તે મરણ પામે નહિ. દર્દીનું મગજ ને રક્તાશય મંદ પડી જાય નહિ, તે માટે ગરમ સતેજ કરનારી દવાઓ આપવી. કૉફી, બ્રાન્ડી, સાલ વોલેટાઇલ, ક્લોરિક ઇથર વગેરે તે માટે વપરાય છે. કોઇવાર કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચલાવવો પડે છે; વખતે દર્દીને શેક કરવો પડે છે, એવી એવી જે સૂચના જરૂરની છે, તે દરેક વિષની સાથે આપી છે.

**વિષની અસરમાં ન્યુનાધિકતા કરનારાં કારણો.**

પ્રત્યેક વિષનાં લક્ષણને ઉપાય જાણવા પહેલાં, જે સાધારણ રીતે વિષની અસર ઓછી વધતી શાથી થાય છે, તે જાણવામાં આવે, તો વિષનું નિવારણ સહેલાઈથી કરી શકાય છે. વિષની અસર (૧) તેનાં પ્રમાણને રૂપ, (૨) જે સ્થળે તેને લગાડવામાં આવ્યું હોય, અગર શરીરના જે દ્વાર મારફતે તેને દાખલ કર્યું હોય, ને (૩) તે વખતે શરીરની જે સ્થિતિ હોય તે ત્રણ બાબતો ઉપર આધાર રાખે છે.

(૧) જેમ કોઇપણ વિષ વધારે મોટા પ્રમા-ણમાં લેવામાં આવે, તેમ તેની અસર વધારે વહેલી શરૂ થાય છે, ને થોડા વખતમાં તે પ્રાણઘાતક નીવડે છે. કેટલાંક વિષ એવાં હોય છે, કે તે મોટા પ્રમા-ણમાં લીધાથી શરીરના જે એક અમુક અવયવને હાની થતી હોય, તો પણ થોડા પ્રમાણમાં લેવાથી બીજા અવયવને હાની થાય છે. તેમના રૂપ મુખ્ય ત્રણ હોય છે; વિષ કાંતો કોઇ પ્રવાહિમાં સારી રીતે ગાળી દીધું ( solution ) હોય છે, કાંતો તેનો રસાયનિક સંયોગ થાય, તેવી રીતે તે લેવાય છે, ને કાંતો તે વિષને બીજા પદાર્થો સાથે મિશ્ર કર્યું હોય છે. પ્રવા-હિમાં ગાળેલ વિષ ( solution )ની અસર સૌથી વધારે થાય છે, કેમકે તેમાં વિષનાં રજકણો સુક્ષ્મ રૂપે વહેંચાઇ ગયેલાં હોય છે, એટલે લોહીમાં તેને ભળી જતાં વાર લાગતી નથી. કેટલાંક વિષ પાણીમાં વધારે ગળી જાય છે, ને કેટલાંક તેલમાં વધારે ગળી જાય છે; કેટલાંક દારૂના સત્વ આલ્કોહોલમાં ગળી જાય છે, ને કેટલાંક કશામાં ગળતાંજ નથી.

રસાયણિક સંયોગ થાય તેવી રીતે વિષ લીધું

હોય તો કેટલીકવાર ઝેરની જરા પણ અસર થતી નથી, કેટલીકવાર ધાર્યા કરતાં વધારે અસર થાય છે, ને તેનાં લક્ષણો તેમાં રહેલા વધારે જલદ વિષને મળતાં આવે છે. કેટલાંક વિષ આપવાથી પ્રવાહીમાં ગળી શકતાં નથી, ને કેટલાંક વધારે ઝડપથી ગળી જાય છે. સીસાનો ક્ષાર (કાર્બોનેટ ઓફ લેડ) હોજરીમાં રહેલા ખાટા રસને લીધે જલદી ગળી જાય છે, ને તેથી જલદી અસર કરવા પામે છે. જ્યારે કયું વિષ લેવામાં આવ્યું છે, તે ચોકસ રીતે જાણવામાં આવ્યું હોય છે, ત્યારે બનતાં સુધી તે (ઉતાર મારણ antidote) ના નિવારણ માટે એવી દવા અપાય છે કે જે તે વિષની સાથે બને તો ભળી જાય છે, ને તેની અસર ઓછી કરી નાખે છે. આવી દવાઓ **ખરી વિષપ્રતિયોગી** કહેવાય છે.

કેટલીકવાર ઝેરી દવાઓનાં એવાં મિશ્રણો કરવામાં આવે છે કે તેથી ઝેર જલદી ગળી જઇને લોહીમાં ભળે છે; પણ કેટલાંક બીજાં મિશ્રણો થવાથી તે લોહીમાં ભળવા પામતું નથી; વિષની અસર શરીરને થતી અટકાવવા માટે ઝેર પેટમાં ગયા પછી ત્યાં તેની સાથે બીજી ચીજો ભેળવવી પડે છે. અફીણ જેવા ઝેરની અસર ખટાસથી વધે છે, ત્રાંબાના કાટને ત્રાંબાના ક્ષારની અસર પણ ખટાસથી વધારે થાય છે; પણ ઘી, તેલ, ગુંદરનું પાણી, લોટનું પાણી, ઈંડાની સફેતી, બટાટા, ચોખાનું ધોવણ ઈત્યાદિથી ઘણાક વિષની અસર ઓછી થાય છે, અને તેટલાજ માટે જ્યારે કોઇએ ઝેર ખાધું હોય, ત્યારે તેવા પદાર્થો તેને ખવડાવવામાં આવે છે. આ ઉપરથી વળી એ પણ સ્પષ્ટ છે કે જ્યારે જમ્યા પછી મુખ દ્વારા કાંઈ ઝેર લીધું હોય, ત્યારે તેની અસર તરત થતી નથી. એનું કારણ એ છે કે ઘી, ગુંદરનું પાણી, લોટનું ચીકણું પાણી ઇત્યાદિથી ઝેર જલદી પેટના રસમાં ગળી શકતું નથી. કોયલાનો ભુકો ઘણો રસ ચુસી લે છે, અને તેથી સોમલ જેવું ઝેર પેટમાં ગળી શકતું નથી, આથી સોમલનું વિષ લેવાયું હોય, ત્યારે તે વપરાય છે.

(૨) વળી ઝેર જે સ્થળે લગાડયું હોય, અથવા જે દ્વાર મારફતે લોહીમાં ગયું હોય, તેને અનુસરીને તેની અસર ઓછી વધતી થાય છે. જખમ દ્વારા ઝેર સૌથી વધારે ઉતાવળથી અસર કરે છે; તેથી થોડી ઉતાવળથી રસ પડ ( serous surface ) માંથી અસર કરે છે; તેથી મોડી હોજરી મારફતે ને તેથી મોડી બહારની ત્વચા મારફતે અસર કરે છે. ત્વચામાં સોય વાળી પિચકારીથી થોડું વિષ દાખલ કરવામાં આવ્યું હોય, તોપણ તેની અસર સૌથી વહેલી થાય છે, ને ઉપાય કરવાનો વખત પણ થોડો રહે છે. સર્પ દંશ તે રીતને ઘણો મળતો આવે છે, ને તેથીજ તે એટલો બધો પ્રાણઘાતક થઈ પડે છે. સર્પ પોતાના દાંતવડે ત્વચામાં જખમ કરે છે, ને તેમાં દાંત પાસેની કોથળીમાંથી ઝેરી રસનાં ટીપાં પાડે છે; તેજ ઝેરનાં તેટલાં ટીપાં મુખદ્વારા લેવાથી તેવી ઝેરી અસર થતી નથી; પણ કવચિત્ એવું બને છે કે મોઢામાં કાંઇ જખમ હોય છે, ને દર્દીને કાંઇ બીજું દર્દ મટાડવા માટે ઝેરી દવા આપવામાં આવે છે, તે તે મુખદ્વારા લે છે, ને તેથી થોડીવારમાં માઠાં ચિન્હો થવા વાગે છે. દવા સાધારણ પ્રમાણમાં આવી હોય, તોપણ આવું પરિણામ આવવાથી દવા આપનાર વિચારમાં પડે છે, પણ તેનું કારણ ઘણું કરીને મોઢામાં કે અન્ન માર્ગમાં પડેલ જખમ હોય છે.

(૩) વિષની અસર કમી જાસ્તી કરવામાં શરીરની સ્થિતિ પણ ઘણો અગત્યનો ભાગ બજાવે છે; તેને લીધે વ્યસન યાને ટેવ, પ્રકૃતિ અને શરીરનો વ્યાધિ એ ત્રણ બાબતો લક્ષમાં લેવી જોઇએ. અફીણ, દારૂ, તંબાકુ, ભાંગ, ગાંજો, ધંતુરો, વછનાગ, સોમલ વગેરેનું બંધારણ હોય છે. જેઓને બંધારણ હોય છે, તેઓ એક વખતે ઝેરી પદાર્થને મોટા પ્રમાણમાં ક્રમે ક્રમે લેતા શિખ્યા હોય છે, ને તેથી તેમને પ્રાણઘાતક ચિન્હો એકદમ થતાં નથી, તો પણ લાંબા વખતે તેમનાં શરીરને ધક્કો તો પહોંચ્યા વિના રહેતો નથી. દારૂડીઆઓને ફેફસાના, યકૃતના, અન્નાશયના, ગુરદાના ને ભેજાના વ્યાધિઓ ધીમે ધીમે લાગુ પડે છે. તંબાકુ ખાનાર તથા બીડી વગેરે પીનારની નાડી ત્વરીત્ ચાલે છે, ને લાંબા વખતે રક્તાશયનો વ્યાધિ કરે છે, અફીણીઆની પાચનશક્તિ, મળાશય, મગજશક્તિ વગેરે નબળાં પડી જાય છે, ને શરીર લેવાઇ જાય છે.

કેટલાક માણસોની પ્રકૃતિજ જન્મથી એવી હોય છે કે તેમને અમુક ઝેરની અસર બીજા માણસોના કરતાં વધારે અગર ઓછી થાય છે. કોઈને પારદની દવાના થોડા એક ગ્રેઇનથી મોઢું ઘણું આવી જાય છે, ને કોઇને ઘણા ગ્રેઇન્સ આપ્યા છતાં મોઢું

આવતું નથી. કોઇને વીલાયતી મીઠું આપવાથી દસ્ત કબજ રહે છે, ને કોઇને અફીણ આપવાથી ઝાડો થઇ આવે છે, કોઇને સાધારણ ખાવાની ચીજ વિષરૂપ થઇ પડે છે, ને કોઇને અમુક ફળો ખાવાથી ઉલટીને ઝાડો થઇ આવે છે. પ્રકૃતિની માફક શરીરમાં થયેલ રોગોને લીધે પણ ઝેરની માઠી અસર વધતી ઓછી થવા પામે છે; તેની અસર નથી થતી એમ નહિ, પણ તે અસર પ્રાણઘાતક બધી વખત થતી નથી. તાવથી કે બીજા તેવા કારણથી જેઓ ક્ષીણ થઈ ગયા હોય, તેઓને સતેજ કરનારી દવાઓ ( stimulants ) મોટા પ્રમાણમાં આપવામાં આવે, તો પણ હરકત નથી. લાંબા વખતના જારી તાવમાં ને પીળા તાવમાં પારદની દવાઓ વિશેષ લેવાથી ઘણીવાર કાંઈ માઠું પરિણામ આવતું નથી; પણ લકવાના ને અશક્તિવાળા દર્દીઓને પારદ થોડો આપ્યો હોય, તો પણ વિક્રિયા થઈ આવે છે. મરડાના, કોલેરાના, ને રકતસ્રાવના દર્દમાં અફીણ મોટા પ્રમાણમાં લેવાથી કશી હરકત આવતી નથી; તેવી રીતે જ્ઞાનતંતુથી નબળાઇ હોય, કે તે સંબંધી લકવા જેવા વ્યાધિઓ થયા હોય, ત્યારે બધી દવાઓ ને તેમાં પણ ખાસ કરીને નિદ્રાપ્રદ દવાઓ ઘણા મોટા વજનમાં દેવી પડે છે, ને દેવાથી કશી હરકત પણ આવતી નથી. એ બધા કરતાં વધારે જાણવા જેવું એ છે કે નિદ્રા દર્મ્યાન બધાં ઔષધો ને ઝેરો બહુ મંદ રીતે અસર કરે છે, તેથી જો કદાપિ નિદ્રાપ્રદ ઔષધિની સાથે સોમલ જેવી ઝેરી દવા આપી હોય, તો તે બહુ ધીમે ધીમે ને મોડી અસર કરે છે.

**ઝેરના પ્રકાર પાંચ છે:—(૧) વનસ્પતિ ઝેર (૨) ખનીજ ઝેર (૩) પ્રાણીજ ઝેર, (૪) વાયુરૂપી ઝેર** આ ચાર પ્રકારના મુખ્ય ઝેર છે; પણ કેટલીક વસ્તુઓ જે ખરી રીતે ઝેરી હોતી નથી, તે શરીરમાં અમુક રૂપે દાખલ થવાથી યાંત્રિક નિયમને અનુસરીને તંતુઓને ઇજા કરે છે, ને તેથી પરિણામે મૃત્યુ નીપજે છે. દાખલા તરીકે કાચની કણીઓ, ટાંકણી, સોય, કે એવું કાંઈ પેટમાં જવાથી પેટની અને આસપાસની તંતુઓને ઇજા કરે છે ને આખરે મૃત્યુ થાય છે.

ઝેરને દાખલ થવાનાં માર્ગ પાંચ છે (૧) અન્ન માર્ગ, (૨) શ્વાસમાર્ગ, (૩) ત્વચા (૪) ઉત્પત્ય-વયનનાં છિદ્રો (૫) મળ દ્વાર. ઝેરની અસરના પ્રકાર તીક્ષ્ણને દીર્ઘ બે છે.

---

## વનસ્પતિ ઝેર.

### અફીણ.

ઉત્તમ દવાઓમાંની આ એક છે, પરંતુ તેનો ઝેર ઉપયોગ થવાથી તેનું નામ તિરસ્કાર ઉત્પન્ન કરાવે છે. આ દવાના બંધાણીઓ કે જેઓ તેની દીર્ઘ અસરથી પીડાય છે, તેની દશા કેવી થાય છે, તે સહુ કોઇ જાણે છે. ઘણાં બાળકોને આવી ઝેરી વસ્તુ "બાળાગોળી" ના રૂપે આપવામાં આવે છે, તેથી કશો ફાયદો થતો નથી, પણ સદાને માટે તેનું મગજ બગડી જાય છે. હાલમાં બાળકોને ઉંઘાડવા માટે ઝેરની જરા પણ અસર વિનાની દવાઓ મળી શકે છે, તે તેને બદલે વાપરવી જોઇએ. અફીણથી ઝાડાનું દર્દ મટે છે, રક્તસ્રાવ બંધ થાય છે, પીડા શાંત થાય છે, ઉંઘ આવે છે, વરમ મંદ પડે છે, ઇત્યાદિ કારણથી કેટલીકવાર દર્દી તેનું સેવન કરે છે, તેમાંથી પણ બંધાણ થઇ જાય છે.

અફીણનો સ્વાદ કડવો હોય છે, અને રંગ કાળો હોય છે, તેથી એળીઆને બદલે વપરાવાનો સંભવ રહે છે, પણ એળીઆની ને અફીણની ગંધમાં ઘણો તફાવત હોય છે.

અફીણમાં મોર્ફિયા, નારકોટાઇન, નારસીન, મેકોનાઇન, થીબેઇન, કોડીન, પેપેવરીન અને ક્રીપ્ટોપીઆ નામનાં ઝેરી તત્વો રહેલાં છે. મોર્ફીયાને મેકોનાઇન બન્ને મિશ્ર થઇને રહે છે; અને દવાના ઉપયોગ માટે હાલમાં મોર્ફીયા ને મેકોનીક એસીડ જુદાં પાડવામાં આવે છે.

**ચિન્હો:**—અફીણ લીધા પછી દશેક મીનીટ કે વધારે વખત ગયા પછી દર્દીની આંખો વીંચાવા માંડે છે, જાણે તેને ઉંઘ આવતી હોય તેમ તે ઉંઘવા તૈયાર થાય છે, અને આસપાસના માણસો તથા વસ્તુઓ પ્રત્યે અનાદર બતાવે છે. તે ઉંઘતો હોય તેમ બેભાન પડયો રહે છે, શ્વાસોચ્છ્વાસ બહુજ મંદ પડી જાય છે, કીકી સંકુચિત હોય છે, અને પ્રકાશથી તે હલતી નથી, નાડી કાંતો ઉતાવળી ને કાંતો ભરેલી ને મંદ ચાલે છે. ત્વચા ગરમ ને ભીની હોય છે, અને ચ્હેરો જરા ફીકો આવેલો હોય છે. પ્રથમ દર્દીને જગાડવા માટે ઘણા ઘાંટા પાડવા પડે છે, કે તેનું શરીર ખૂબ હલાવવું પડે છે, પણ વખત જાય છે, તેમ તેવા ઉપાયથી એ જાગ્રત થતો નથી

ત્યારે તેના ઉપર થંડુ પાણી રેડવું પડે છે, તેના નાકમાં લુગડાના બારીક તાંતણાની દીવેટ નાંખવી પડે છે, ને એવા એવા અનેક ઉપાય કરવા પડે છે, છેવટે તે તદ્દન બેશુદ્ધ થાય છે, શ્વાસ ઘુંટાતો ચાલે છે, નાડી બહુ મંદ થઇ જાય છે, ચ્હેરો ફિક્કો પડી જાય છે, ત્વચા થંડી ને ભીની રહે છે; કદી તેને બહુ હલાવવામાં આવે છે, તો ઉબકો આવે છે. જો ઉલટી થાય, તો તેથી તેને આરામ થવાનો સંભવ રહે છે. દસ્ત ઘણું કરીને બંધ રહે છે, મૃત્યુ થાય છે, ત્યારે મગજ ઉપર લોહીનું દબાણ વધી જાય છે. તે વખતે આંચકી, દાંતખીલી, બકવાટ, વગેરે ચિન્હો પણ થાય છે. અફીણના બે ત્રણ ગ્રેઇન કાન, નાક, કે ઉખડી ગયેલી ત્વચા ઉપર લગાડવાથી કોઈકવાર માઠું પરિણામ આવે છે.

**ઔષધ તરીકે માત્રા:**—લીકર મોર્ફીયા ૧૦ થી ૩૦ ટીપાં, લોડેનમ ૫ થી ૧૦ ટીપાં ને અફીણનો ½ થી ૧ ગ્રેઇન છે. દર્દની પીડા શાંત કરવા માટે તથા રક્તસ્રાવ બંધ કરવા માટે અપાય છે.

**નિર્ણય:**—જ્યારે કાંઇ રોગને લીધે મગજ ઉપર લોહી ચડી આવ્યું હોય ( apoplexy ), ત્યારે પણ અફીણના વિષને મળતાં ચિન્હો થાય છે. આવે વખતે દર્દીની આગલી હકીકત સઘળી શું છે, તે જાણવાની જરૂર પડે છે. જો દર્દી જાગૃત થઇ શકતો હોય, તો ભેજામાં રક્તસ્રાવ થયો નથી, એમ માની શકાય છે. જો એકજ બાજુએ આંચકી આવતી હોય, તે સાથે તાવ હોય, યા ના હોય, તોપણ એક બાજુએ ભેજા ઉપર રક્તસ્રાવ થયો હોય છે, અને તે સાથે કીકી પણ એક સંકુચિત તો એક વિસ્તૃત હોય છે. જો પોન્સવેરોલાઇ નામના મગજના ભાગમાં રક્તસ્રાવ થયો હોય, તો કીકી સંકુચિત હોય છે. પણ માત્ર ચિન્હો ઉપર કશો આધાર રાખી શકાતો નથી, દર્દીનો હેવાલ સઘળો જાણવો જોઇએ, અને મૃત્યુ પછી દેહની પરીક્ષા કરવી જોઇએ.

**મૃત્યુ પછી પરીક્ષા:**—ફેફસામાં વખતે લોહીનો જમાવ હોય છે, વખતે લોહીની સ્થિતિ પ્રવાહીજ રહે છે, વખતે શરીર ગંધાઇ ઉઠે છે પણ એ બધા કરતાં **મગજની રગો ફુલી આવે છે,** અને તેમાં રસ કેટલીકવાર ઘણો ભરાયો હોય છે એ એક ખાસ નિશાની થઇ પડે છે.

**મૃત્યુ કાળ:**—ઝેરનો પ્રવેશ થયા પછી અડધા પોણા કલાકથી બાર કલાક સુધીમાં મૃત્યુ નીપજે છે, બાર કલાક પછી બચવાની આશા મળે છે.

**વિષારી માત્રા:**—આ સંબંધે કશું ચોક્કસ નથી, પણ એક બે ગ્રેઇન્સથી કાંઇ હરકત આવતી નથી. ઘણું કરીને ત્રણેક ગ્રેઇન્સ ઉપરાંત લેવાય તો મૃત્યુ નીપજે છે. પ્રવાહીરૂપે થોડી માત્રા પણ જલદી નુકસાનકારક નીવડે છે. તેનો ધુમાડો ઘણોજ પ્રાણઘાતક છે, કેટલાક માણસોનો બાંધો એવો હોય છે કે અફીણ એકાદ બે ગ્રેઇન્સ લેવાથી પણ ઘણી માઠી અસર થાય છે.

**બંધારણ યાને વ્યસન:**—જેઓ બંધાણી થાય છે, તેઓ ધીમે ધીમે અફીણની માત્રા વધારતા જાય છે, કેમકે ઝેરી પદાર્થો હમેશાં શરીરમાં દાખલ થવાથી, મજ્જાતંત્ર ઉપર દિન પ્રતિદિન ઓછી અસર કરે છે, અથવા તો મજ્જાતંત્ર ધીમે ધીમે તે ઝેર તરફ અનાદર બતાવે છે અને જેવી રીતે જાગૃત યા મંદ થવું જોઇએ તેવું થતું નથી, કુદરતના આ અતિશય ઉપયોગી ને હિતકર નિયમનો ગેરલાભ લઇને વ્યસની માત્રા વધારવા તરફ દોરાય છે અને તનમનની ખુવારી કરે છે. આશરે ૩૦ ગ્રેઇન્સથી તે ૩૩૩ ગ્રેઇન જેટલું અફિણ લેનારા બંધાણીઓ પણ હોય છે. અફીણનો અર્ક જે **લૉડેનમ**ના નામથી ઓળખાય છે, તેનું વ્યસન પશ્ચિમ દેશો તરફ જોવામાં આવે છે. આપણા દેશમાં લોકો **કસુંબો** કાઢે છે. કેટલાક અફીણની ગાંગડી લે છે, તે **રોગુ લીધું** કહેવાય છે. કોઇ કોઈ લોકો તંબાકુને અફીણનો પટ આપે છે, ને પછી તે તંબાકુ ચલમમાં પીએ છે.

**વ્યસનની માઠી અસર:**—ક્રૉનિક પૉઇઝનીંગ—અફીણના વ્યસનથી લાંબે વખતે શરીર પાતળું પડી જવા લાગે છે, બળ ઘટી જાય છે, ક્ષુધામંદ પડે છે, દસ્તની કબજીઅત થાય છે, મનોબળ રહેતું નથી, શરીરના જુદા જુદા ભાગમાં દુખાવો થવાનું દર્દ લાગુ પડે છે, વૃદ્ધાવસ્થા વહેલી આવે છે, અને આયુષ્ય ટુંકું થાય છે, તે લોકોનો ચ્હેરોજ એવો લેવાઇ ગયેલો હોય છે, કે હરકોઇ સખ્શ તેને જોઇને તે બંધાણી છે એમ કહી શકે છે.

વ્યસની લોકોની પ્રજા પણ નિસ્તેજ ને બુદ્ધિહીન થાય છે. અફીણીઆનું ખાનપાન સુખી હોય તો તેમને માઠી અસર જણાતી નથી. ચીનાઓમાં

અફીણની ટેવ હોય છે, તે તેમના ચહેરા ઉપરથી જલદી ઓળખી શકાય છે.

**ઉપાયઃ**—ગરમ પાણી પાઇને વારંવાર ઉલટી કરાવવી: દરેક ઝેહેર ખાધેલા દર્દીની ઉલટી નાંખી દેવી નહિ, પણ વાસણમાં લઇ રાખવી. તે ઝેહર કઇ જાતનું છે તે પરીક્ષા કરવામાં અને ઉપાય કરવામાં બહુ ઉપયોગી છે. સ્ટમકપંપ વાપરવો, ને જો તે તરત ન મળી શકે તો સલ્ફેટ ઓફ ઝીન્કનું કે ઇપીકાકયુઆનાનું વમન કરાવવાનું મિશ્રણ આપવું. જો તે દવા પણ ન મળે, તો એક ચમચો ભરીને રાઇનો લોટ સવાશેર પાણીમાં નાંખીને તે પાવું એટલે ઉલટી થવા લાગશે.

દર્દીને મોંઢા ઉપર ને શરીર ઉપર થંડા પાણીની ઝલક મારવી, પાણી રેડવું, ને થંડા પાણીમાં બોળેલાં લુગડાં વીંટવાં કે મારવાં, તેને ઉંઘવા દેવો નહિ, જાગૃત રાખ્યા કરવો, ને તે માટે તેને પકડીને હલાવવો, ફેરવવો, ચલાવવો, બેઠો કરવો, વાતો કરાવવી, અક્ષર વંચાવવા, ગપ્પા મારીને તેની જીજ્ઞાસા વધારવી, એમોન્યા સુંઘાડવો, રાઇ વાટીને અથવા તમાકુ સુંઘાડવી, પણ દારૂ હરગીજ આપવો નહિ. જો દર્દીને ખૂબ ઉલટી થઇ હોય અગર સ્ટમક પંપથી અફીણનો ભાગ નીકળી ગયો હોય, તો સ્ટ્રોંગ કૉફી થોડી થોડી વારે પાશેર પાશેર આપવી, અગર એકદમ એક શેર કાફીની સફરા વાટે આંતરડામાં પીચકારી મારવી. તે કૉફીમાં લીંબુ નાખવાથી વધારે ફાયદો કરે છે. જો દર્દી તેમ છતાં બેભાન થતો હોય, તો સલ્ફેટ ઑફ ઍટ્રોપીનના ૧/૬ ગ્રેઈન્સ અથવા તો સલ્ફેટ ઓફ ઍટ્રોપીનના સોલ્યુશનની અગર તેની ત્રણ ટીકડીઓ ( tabloids ) ની ત્વચામાં પીચકારી મારવી. ઍટ્રોપીન ન હોય તો ટીંકચર બેલાડોનાનાં ૨૦ ટીપાં પાણી સાથે પીવા આપવાં, અને ત્રીસ ત્રીસ મીનીટે તે ફરી ફરીને આપવાં. કીકી વિસ્તૃત થાય એટલે બેલાડોના આપતાં અટકવું. તોપણ બેલાડોના એક બે વખતથી વધારે દેવું નહિ. ગૅલ્વેનો-ઈલેકટ્રીસીટી નામની વીજળી લગાડવાથી પણ ફાયદો થાય છે. એમ છતાં શ્વાસ બંધ પડવા લાગે તો કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ બે કલાક સુધી ચલાવવો. આવે વખતે સારવાર ઘણી ખંતથી કરવી જોઇએ, અને દર્દીને દશ બાર કલાક સુધી ઉંઘવા દેવો નહિ. નાઇટ્રાઇટ ઓફ એમીલ સુંઘાડવાથી પણ ફાયદો થાયછે.

### ઇંદ્રવરણાં.

આ દેશી દવા રેચક તરીકે વપરાય છે; એ રીજ રીતે એળીઓ નસોતર, એરંડી વગેરે બીજી ઘણી દેશી દવાઓ અસાધારણ મોટી માત્રામાં લેવાથી નુકસાનકારક નીવડયા વિના રહેતી નથી. કવચિત્ ગર્ભપાત કરવા માટે ઇંદ્રવરણાં વપરાય છે. અંગ્રેજી રેચક દવાઓમાં ઇંદ્રવરણાં વપરાય છે, તેને કોલોસિન્થ કહે છે.

**વિષારી માત્રાઃ**—આશરે ૭ આની ભાર જેટલો ભુકો પ્રાણઘાતક નીવડે છે.

**ચિન્હોઃ**—સખત ઉલટી ને ઝાડો થઇ આવે છે, પેટમાં ચૂંક આવે છે, ઝાડામાં લોહી ને જળસ પણ પડે છે. શરીરમાં અશક્તિ વધી પડે છે, હાથ પગ થંડા થઇ જાય છે, નાડી નબળી ચાલે છે, દર્દી બેહોસ થઇને પડી રહે છે ને મૃત્યુ નીપજે છે.

**ઉપાયઃ**—રાઇ, જસતનાં ફુલ કે ઇપીકાકયુઆનાથી ઉલટી કરાવવી. સ્ટમકપંપ વાપરવો, કપૂરના સ્પીરીટનાં દશ ટીપાં અગર ઇસેન્સનાં ત્રણ ટીપાં ખાંડમાં મેળવીને અથવા દુધ સાથે પાપા કલાકે આપવા. જો ઉલટી બહુ થતી હોય, ને ઇંદ્રવરણાંનો ઘણો ખરો ભાગ નીકળી ગયો લાગતો હોય, તો લૉડેનમ ( અફીણના અર્ક )ના વીશેક ટીંપાં થોડાક બ્રાન્ડી સાથે આપવાં. જો આ દવા દર્દીને ગળે ઉતરે નહિ, તો આ દવા ચોખાના ધોણમાં મેળવીને દર્દીના સફરા વાટે પેટમાં દાખલ કરવી. સૅાલ વોલેટાઇલ, બ્રાન્ડી, ઇથર વગેરે ઉષ્ણ દવાઓ આપવી. ચોખાનું ધોણ, ઇંડાની સફેદી, જવની લાહ, ગુંદરનું પાણી, આરારૂટની કાંજી વગેરે ખોરાક તરીકે આપવાં. દર્દીનું શરીર થંડુ પડવા લાગે, તો ગરમ ધાબળા (બ્લાન્કેટસ) ઓઢાડવા, શેક કરવો, શરીરે સુંઠ ઘસવી, પેટ ઉપર પોટીસ મુકવી વગેરે ઇલાજ કરવા.

એળીઆ માટે પણ એવાજ ઇલાજ લેવા. તે બહારથી વાપર્યો હોય, તો તેલ લગાડવું એટલે વરમ મંદ પડશે. તેલને બદલે હેઝેલાઇન લગાડવાથી પણ ઠીક થાય છે. એળીઓ કુંવારનાં પાંદડાંના રસમાંથી થાય છે.

### કડવી બદામ ને તેનું તેલ.

કડવી બદામથી હાઇડ્રોસ્યાનિક એસીડના જેવાંજ ચિન્હો થાય છે, કેમકે તેમાં પણ હાઇડ્રોસ્યાનિક

એસીડ છે, અને તેને લીધેજ કડવી બદામ ને તેનું તેલ પ્રાણઘાતક નીવડે છે.

**વિષારી માત્રા:**—આશરે વીસ ટીપાંથી મૃત્યુ થાય છે. કોઇવાર દશબાર ટીપાંથી પણ મૃત્યુ નીપજે છે. કેટલી બદામથી ઝેર ચડે તે ચોક્કસ નથી. કેમ કે બધી બદામોમાં સરખું તેલ હોતું નથી. દશેક કડવી બદામથી ઉલટી વગેરે ચિન્હો થાય છે, ને કોઇવાર મૃત્યુ પણ નીપજે ખરૂ. બાળકો ભૂલથી કડવી બદામ ખાઇ જાય તો ઉલટી થાય છે.

**ચિન્હો અને ઉપાય:**—હાઈડ્રોસ્યાનિક ઍસીડ પ્રમાણે.

### કણેર.

કણેરના ઝાડના સઘળા ભાગ ઝેરી છે, તેનાં ફુલ કોઇવાર ભૂલથી બીજા ફુલોની માફક ખાવામાં આવવાથી નુકસાન કરે છે. જનાવરો પણ તે ઝાડનાં પાંદડાં આદિનું ભક્ષણ કરતાં નથી, તેનાં મૂળીઆં આવે છે, તે કોઇવાર ખરાબ દાનતથી ખોરાકમાં અપાય છે.

**ચિન્હો:**—ઉલટી થાય છે, ચક્કર આવે છે, દર્દી બેભાન થાય છે. શરીર ખેંચાય છે, નાડી નબળી ચાલે છે, અંગ થંડુ પડે છે, હોજરીમાં ક્ષોભ લાગે છે, શ્વાસ ઘુંટાઇ ઘુંટાઇ ને ચાલે છે, ને છેવટ બંધ થઇ જાય છે.

**ઉપાય:**—સ્ટમક પંપ વાપરવો ને ઉલટી કરાવવી; પણ શક્તિ રાખવા માટે જરા એમોન્યા આપવો. શ્વાસ ઘુંટાય તો કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચલાવવો. ઉલટી કરાવવા માટે ઘી ઉનું કરીને પાવું એ પણ ઠીક છે.

### કપૂર.

અફિણની માફક આ પણ એક કિંમતી દવા છે. તેની ઘણી બનાવટો હોય છે. રૂબીનીનું કૅમ્ફર, બરમનનું કૅમ્ફર, એલીક્સીર પૅરીગોરીક, સ્પીરીટસ ઑફ કૅમ્ફર, લીકર એમોનીએટ કૅમ્ફોરી, કેમ્ફર ઑઇલ, ઇત્યાદિ; કપુરના કકડા આવે છે, તે છોકરાંઓ ભૂલથી સાકરને બદલે ખાઇ જાય છે.

**વિષારી માત્રા:**—પંદર ગ્રેઇન્સથી વધારે કપૂર લેવાથી નુકસાન જણાય છે. દવા તરીકે તેની માત્રા ૧ થી ૧૫ ગ્રેઇન્સ છે, તોપણ વીશ કે પચીસ ગ્રેઇન લીધા પછી દર્દી બચવા પામ્યાના દાખલા છે.

**ચિન્હો:**—શ્વાસમાં કપૂરની ગંધ આવે છે, શરીર અશક્તને સુસ્તી ભરેલું થઇ જાય છે, ચક્કર આવે છે, આંખે બરાબર દેખાતું નથી, કાનમાં ભણભણાટ થાય છે. સન્નિપાત, આંચકી, વગેરે સાથે ત્વચા થંડીને ભીની થઇ આવે છે. કેટલીકવાર પેડુમાં દુખે છે, ને પેસાબની હાઝત થાય છે. નાડી ઉતાવળી પણ નબળી ચાલે છે.

**ઉપાય:**—સ્ટમક પંપ લગાડવો, ઉલટી કરાવવી. એપોમોર્ફાઇનની ત્વચામાં પિચકારી મારવી. રાઇનો લોટ એક ચમચો ભરીને શેર પાણીમાં મેળવીને તે સઘળું પાવા માંડવું, એટલે ઉલટી થશે.

સાલવાલેટાઇલ સુંઘાડવું અથવા જરાક ઇથર સુઘાડવો, એટલે જાગૃતી આવશે. જો કપૂરના કકડા ગળ્યા હોય, તો કોઇ જાતનો દારૂ પીવા આપવો નહિ. ગરમ કપડાં વીટી રાખવાં; હાથે પગે સુંઠ કે બ્રેન્ડી ચોળવો. મર્દન કરવું. છાતી ઉપર વારાફરતી થંડુ ને ગરમી પાણી લગાડવું. કપુર, દારૂ ઇથર, કલોરોફોર્મ, તેલ, ઘી વગેરે પદાર્થોમાં જલદી ગળી જાય છે, માટે તેમાંથી કોઇ પણ ચીજ ઉપાય કરતી વખતે આપવી નહિ. ઉલટી કરાવ્યા પછી એરંડીઆનો જુલાબ આપવાથી સારો ફાયદો થાય છે.

### કાકમારીનો ગર.

સાધારણ રીતે આ ફળો વાળ સાફ કરવા માટે વપરાય છે. તેનો ગર કડવો લાગે છે, અને તેમાં પીક્રોટોક્ષીન નામનું વિષ રહેલું છે.

**ચિન્હ:**—અન્નમાર્ગમાં ક્ષોભ થાય છે, દર્દીને ચક્કર આવે છે, બડબડ કરે છે, બેશુદ્ધ રહે છે ને અંચકાય છે. વખતે ચામડી ઉપર કાંઇ ત્વચારોગ જેવા ચાંભા થઇ આવે છે.

**ઉપાય:**—ઉલટી કરાવવી, તે માટે રાઇનો લોટ, જસતનાં ફુલ ઇત્યાદિ વપરાય છે. ગળામાં પીછું ફેરવવાથી પણ ઉલટી થાય છે. ઉનું કરીને ઘી પાવું એથી પણ ઉલટી થશે. પછી એરંડીઆનો જુલાબ આપવો. તેમાં જરા ખાંડ ને કલોરલ હાઇડ્રાઇસના ૨૦ ગ્રેઈન્સ પાણીમાં નાંખીને આપવાને પંદર મીનીટ પછી ફરીને જરૂર પડે તો દશેક ગ્રેન આપવા, એટલે ઠીક થશે, ને આંચકી નરમ પડશે. તેમ છતાં આંચકી બહુ હોય તો પોટાસી બ્રોમાઇડ ઉપલી દવા સાથે દશ પંદર ગ્રેઇન્સ ભેળવીને પા પા કલાકે આપવો.

### કોકેઇન.

અમેરીકાનાં પેરૂ ને બોલાવીઆ પરગણામાં કોકાના ઝાડ ઉગે છે, અને તે ઝાડ સાધારણ કોફી ને ચાહની માફક પીવાતા કોકાના ઝાડથી તદ્દન જુદાજ છે, એ ખાસ ધ્યાનમાં રાખવું. ઝેરી કોકાનું ખરૂં નામ **એરીથ્રોકસીલોન** કોકા છે, ને નિર્દોષ કોકાનું નામ **થીઓબ્રોમા** કોકો છે. ત્યાંના લોકો થાક ન લાગે તે માટે ઝેરી કોકોના પાંદડા ચાવે છે, અને તેમાં સ્નાયુઓને જાગૃત કરવાનો ગુણુ રહેલો છે

**વિષારી માત્રાઃ**—શુદ્ધ રૂપે કોકેઇન અડધો ગ્રેઇનથી વધારે લેવાતું નથી. તેનું પ્રવાહી સત્વ આવે છે, તે અડધા ડ્રામથી એક ડ્રામ સુધી ઔષધ તરીકે વપરાય છે. તેની ટીકડીઓ ત્વચામાં પિચકારી મારવા માટે આવે છે, તેમજ તેના મલમ પણુ આવે છે.

**ચિન્હઃ**—જ્યારે થોડી એક માત્રામાં લેવામાં આવે છે, ત્યારે ભેજું ઘણું ઉશ્કેરાઇ જાય છે, પણુ તેથી જ્ઞાનતંતુ ઉપર કશી અસર થતી નથી. કોઇકવાર જ્ઞાન શક્તિ ઓછી થયેલી જણાય છે. જ્યારે તે બહારથી અને અંદરથી મોટી માત્રામાં લેવામાં આવે છે, ત્યારે જ્ઞાન શક્તિ બહુ કમી થઇ જાય છે થાકનું ભાન જતું રહે છે. શ્વાસોચ્છ્વાસ ઉતાવળા ચાલે છે, ને પેસાબ વધારે ઉતરે છે.

વિષારી અસર શરૂ થાય છે, ત્યારે ત્વચા ફિક્કી ને સુકી થઇ જાય છે. ફેર આવે છે, ને દર્દી મૂર્ચ્છાગત થાય છે, નાડીને શ્વાસોચ્છ્વાસ ઉતાવળાં ચાલે છે. હાથપગ ધ્રૂજે છે, વિવિધ મિથ્યા પણુ બીહામણુા દેખાવો નજરે પડે છે, ને આંચકી શરૂ થાય છે.

આંચકીના થાકથી ને શ્વાસોચ્છ્વાસ બંધ થવાથી મૃત્યુ નીપજે છે. વળી તે સાથે શરીર ઘણું ગરમ થઇ આવે છે

**ઉપાયઃ**—સ્ટમક પંપ લગાડવો, ઉલટી કરાવવી, બ્રેન્ડી, એમોન્યા વગેરે ઉત્તેજક પદાર્થો આપવા, સ્ટ્રીકનીન સલ્ફેટની ત્વચામાં પિચકારી મારવી, ને તે માટે 1/60 ગ્રેનની ટીકડીઓ આવે છે તે વાપરવી. એમાઇલ નાઇટ્રાસ સુંઘાડવું, અગર એમોન્યા નાક આગળ ધરવું, શ્વાસ બંધ થવા લાગે તો કૃત્રિમ શ્વાસ ચલાવવો.

**કોકેઇનનું વ્યસનઃ**—હાલની સુધરેલી પ્રજામાં જે નવાં નવાં દૂષણો પેસે છે, તેમાંનું આ એક છે. અફીણુનું વ્યસન દૂર કરવામાં કોકેઇન કેટલીકવાર ઉપયોગી થઇ પડે છે ખરૂં, પણુ તેવે વખતે કોકેઇનનું વ્યસન થવાનો ભય ઉત્પન્ન થાય છે. વિષયી લોકોમાં તેવું વ્યસન વધારે જોવામાં આવે છે. વ્યસનથી માંસ સુકાઈ જાય છે, રક્તાશયને ધમનીનાં દર્દો થાય છે, મગજ શક્તિ કમ થાય છે, તથા અફીણુને દારૂના કરતાં પણુ આનું વ્યસન દુર કરવું મુશ્કલ પડે છે. એકદમ કોકેઇન બંધ કરવાથી દર્દી બેશુદ્ધ થઇ પડયો રહે છે, ને જીંદગી ભયમાં આવી પડે છે.

### કૉલચીકમ.

આ દવા ઍલોપૅથીમાં સંધિવાના દર્દ ઉપર વપરાય છે, બહાર લગાડવાથી ત્વચાનો ક્ષોભ થાય છે. યુરોપમાં એક જાતના છોડવા થાય છે, તેના બી વગેરે દવામાં વપરાય છે. અર્ક, સત્વ, આસવ, ઇત્યાદિ રૂપોમાં તે અપાય છે. અન્ન માર્ગ ઉપર તે ખાસ અસર કરે છે.

**વિષારી માત્રાઃ**— દવા તરીકે શુદ્ધરૂપે કૉલ્ચીકમ ભાગ્યેજ વપરાય છે. આસવનાં ૩૦ ટીપાં, સત્વના ૨ ગ્રેઇન ને પ્રવાહી સત્વના ૪ ટીપાં એ મોટામાં મોટી માત્રાઓ છે. અર્કના ૬૦ ટીપાં ઉપરાંત ભાગ્યેજ વપરાય છે. આસવના એક આઉંસથી મૃત્યુ નીપજેલાં છે.

**ચિન્હઃ**—મોળ આવે છે, પેટમાં સખત દુખે છે, દાહ લાગે છે, ચુંથાય છે, વારંવાર દસ્ત થાય છે, તેમાં જાડું જળસ પડે છે, દસ્તની હાજત વધે છે, પણુ દસ્ત ઉતરતાં દુખે છે. થુંક ઘણું પેદા થાય છે, અન્ન માર્ગમાં બધે વરમ થઇ આવે છે, ને દર્દી બહુજ રીબાઇ રીબાઇને\ બેહોસ થઇને પડયો રહે છે. નાડીને શ્વાસ મંદ પડી જાય છે.

**ઉપાયઃ**—સ્ટમક પંપ વાપરવો. રાઈનો લોટ એક ચમચો ભરીને એક શેર ગરમ પાણીમાં નાંખવો, અને તે પાઇને, અગર જસતનાં ફુલથી કે ઇપીકા કયુઆનાથી ઉલટી કરાવવી. દશ દશ ને બાર બાર મીનીટે ટાનીક આસીડને ગૅલીક એસીડના ૩૦ ગ્રેઇન્સ ચ્હા સાથે આપવા. અથવા તે ન મળે તો એકલી ચ્હા ગરમ પાણીમાં ખૂબ નાખીને પાંચ પાંચ મીનીટે આપ્યા કરવી વળી ઇંડાની સફેતી, જવની ચાહ, આરારૂટની કાંજી વગેરેમાંથી જે મળે તે આપવું.

## ચણોઠી.

લાલ ચણોઠી ને સફેદ ચણોઠી એમ બે પ્રકારની ચણોઠીઓ થાય છે. તેમાં સફેદ ચણોઠી દેશી વૈદકમાં વીર્યવર્ધક ગણાય છે. લાલ ચણોઠી ઝેરી છે. નાના છોકરાઓ રમવા માટે ચણોઠીઓ લે છે, અને નિર્દોષપણે ખાય છે, ત્યારે તેમને ઉલટી થવા લાગે છે. વિશેષે કરીને જનાવરોની હત્યા કરવા માટે લાલ ચણોઠી વપરાય છે.

**વિષારી માત્રાઃ**—ચણોઠી ખાવાથી મૃત્યુ થયું હોય તેવા દાખલા હજી જાણવામાં આવ્યા નથી. ત્વચામાં તેનો ભુક્કો કાંઇ હથિયાર સાથે દાખલ થવાથી મૃત્યુ નીપજે છે.

**ઉપાયઃ**—ઉલટી કરાવવાથી આખી ચણોઠી બહાર નીકળી આવે છે. ઉલટીમાં ન નીકળે, તો એરંડીઆનો જુલાબ આપવો, પરસેવો આવે તેવા ઉપાયો લેવા ને જ્યારે જરૂર પડે ત્યારે એમોન્યા, દારૂ વગેરે ઉત્તેજક દવાઓ આપવી.

## ઝેરકોચલાં ને તેનાં સત્વ સ્ટ્રીકન્યા વગેરે.

ઝેર કોચલાં એ દેશી દવામાં, ને એલોપેથીમાં બન્નેમાં વપરાય છે. હોમીઓપેથીમાં પણ તે સુક્ષ્મ રૂપે વપરાય છે. તે આકારે ગોળને બે બાજુથી ચપટાં હોય છે, ને તેની ઉપર ઝીણી ઝીણી ભુખરા પીળાસ પડતા રંગની રૂંવાટી હોય છે. દેશી ઔષધમાં વાપરવા પહેલાં તેને તળીને શુદ્ધ કરે છે. ઉંદર વગેરે જનાવર મારવા માટે ઘણીવાર ઝેર કોચલાં કે તેનું સત્વ વપરાય છે. તેનો સ્વાદ બહુજ કડવો હોય છે, તેના સત્વને સ્ટ્રીકન્યા કહે છે, ને એલોપેથીની ઘણી એક પૌષ્ટિક અને વાજીકરણ દવાઓમાં તે વપરાય છે.

**વિષારી માત્રાઃ**—એક આખું ઝેર કોચલું ઘણી વાર પ્રાણઘાતક નીવડે છે, અને તેથી ઓછું હોય તોપણ માઠું પરિણામ આવવાનો સંભવ છે; કેમકે ઝેર કોચલામાં આશરે પાથી અડધો ભાગ સ્ટ્રીકન્યા તત્વનો છે. ઝેર કોચલું અથવા તેનો ભુક્કો ૩૦ ગ્રેઇન્સ હોય, તો જીવનનો નાશ કરવા માટે બસ થઇ પડે છે. બે ગ્રેઇન્સ કરતાં વધારે સ્ટ્રીકન્યા લેવાય તો પણ તેવુંજ પરિણામ આવે છે.

**ચિન્હોઃ**—આ વિષનાં ચિન્હો ધનુરને ઘણાં મળતાં આવે છે, ને કેટલીકવાર નિર્ણય કરવામાં મુશ્કેલી પડે છે, ચિન્હો ઘણું કરીને એક કલાકે શરૂ થાય છે, વખતે પા કલાકમાં ને વખતે બે ત્રણ કલાક પછી શરૂ થાય છે, શરૂઆતમાં ચ્હેરો ફાળો પડવા લાગે છે, અને જીભ ઉપર ઘણોજ કડવો સ્વાદ લાગે છે, શ્વાસમાં મુંઝવણ લાગે છે, ને પવન નથી લેવાતો એમ દર્દી કહે છે, થોડીવારમાં સ્નાયુઓ ખેંચાય છે, અંગ મરડાય છે, હાથ પગમાં દુખાવો અને તાણ જણાય છે, માથાનું પણ ઠેકાણું રહેતું નથી, હાથ શરીર ઉપર સામે સામાં ખેંચાય છે, ને પગ કાંતો પેટ તરફ ને કાંતો વાંસા તરફ ખેંચાય છે. પેટના સ્નાયુઓ ખેંચાઇને સખત થઇ જાય છે, શ્વાસ માંડ માંડ ચાલે છે, નાડી બહુ ઉતાવળી ચાલે છે, આંખો ઘણીજ વિસ્તૃત થાય છે, તે બહાર પડતી ને તાકી રહેલી દેખાય છે. તૃષા બહુ લાગે છે, ગળું ઘણું કોરૂં પડી જાયછે, તેથી પાણી ગળે ઉતારવામાં પણ મુશ્કેલી નડે છે. કોઇવાર મોઢે ફીણ આવી જાય છે, અને તેમાં લોહીનો કાંઇ ભાગ પણ કયારેક હોય છે. રહી રહી ને દર્દીનું શરીર અંચકાય છે, અને આશરે બે કલાકમાં તેનો આત્મા દુખી થતા દેહને છોડી જાય છે. જો તેટલો સમય વીત્યા પછી પણ દર્દી સજીવન રહેવા પામે, તો બચવાની કાંઇક આશા રહે છે.

**નિર્ણયઃ**—ધનુરના કરતાં આ વિષનાં ચિન્હો જુદાં સમજવાની જરૂર છે. ( ૧ ) ધનુરમાં ચિન્હો ધીમે ધીમે શરૂ થાય છે; આ ઝેરથી તેઓ એકાએક શરૂ થાય છે, ને જલદી વધે છે; (૨) ધનુરમાં સૌથી પહેલાં ગળાનાં ને જડબાના સ્નાયુઓ ખેંચાય છે; પછી ડોક, કેડ પગ ને હાથના સ્નાયુઓ એકજ વખતે ખેંચાવા લાગે છે, અને જડબાના સ્નાયુઓ કેટલીકવાર તો બીલકુલ ખેંચાતાજ નથી. (૩) ધનુરમાં શરીર શરૂઆતમાં કમાન માફક વળતું નથી, પરંતુ કેટલાક કલાકો કે એક બે દિવસ ગયા પછી કમાન થવા લાગે છે; સ્ટ્રીકન્યાને લીધે શરૂઆતમાંજ શરીર કમાનની માફક ખેંચાવા માંડે છે. (૪) ધનુરમાં ખેંચતાણ જરાપણ નરમ જણાવામાં આવતાં નથી, પણ આ ઝેરને લીધે થોડીવાર તદ્દન વિસમ જણાય છે. જો મસ્તક જેવા ભાગમાં ઇજા થઈ હોય, તો ધનુર બહુ સખત હોય છે, થોડીવારમાં શરૂ થાય છે, અને મૃત્યુ પણ જલદી નીપજે છે. (૫) ધનુરમાંથી દર્દી સાજો થવાનો હોય,

તો કેટલાક દિવસ કે અઠવાડીઆં સુધી તે દર્દી પીડાય છે ને પછી ફેર પડવા લાગે છે, પણ આવી જાતનુ વિષ ચડયું હોય, તો પા કલાકમાં કે ત્રણ ચાર કલાકમાં દર્દી મરણ પામે છે, અથવા સાજો થવા લાગે છે. (૬) ધનુરનું કારણ કાંઇ ઇજા કે જખ્મ હોય છે, ને તે શોધ કરતાં જણાઇ આવે છે, ઝેરની અસર હોય, તો તેવું સંતોષકારક કારણ જડતું નથી.

**ઉપાયઃ**—ધનુરના આંચકા આવે તે પહેલાં સ્ટમક પંમ્પ અગર સ્ટમક સીફૉન મળે તો એકદમ લગાડવો. વમન માટે ઝીન્ક સલ્ફેટ અગર બીજી વમનની દવાઓ પાવી. અગર ઉલટી કરાવવા માટે એપોમોર્ફિનની પિચકારી ( $\frac{1}{10}$ ગ્રેઇન્સની ) આપવી. જનાવરના હાડકાના કોયલા અગર ટેનીક એસિડ અગર ટીંકચર આયોડીન સ્ટમક પમ્પ પછી આપવો. બ્રોમાઈડ ઓફ પોટાસીઅમ અને કલોરલ હાઇડ્રેટ ઓછા વધતા ૧૫ થી ૨૦ મીનીટે જરૂર લાગે ત્યાં સુધી આપવાં.

નાઇટ્રાઇટ ઓફ એમીલ, કલોરોફોર્મ અગર ઇથર આંચકી મટે ત્યાં સુધી સુંઘાડવો. $\frac{1}{4}$ ગ્રેઇનની કયુરારીની પિચકારી ( ૪ ટીપાં ) આપવી. કૃત્રીમ શ્વાસોશ્વાસ ચલાવવો.

### ટીંકચર અથવા લી. એ. ઓફ અર્ગટ.

આ દવાનો ઉપયોગ એલોપેથીમાં ગર્ભાશયના વ્યાધિઓમાં થાય છે. સગર્ભા સ્ત્રીઓને આ દવા વિષારી માત્રામાં અપાય તો ઘણું નુકસાન કરે છે. તેનું ઘન, સત્વ, અર્ક, ચાહ વગેરે વપરાય છે. દવા તરીકે એક આંઉસ ચાહ, અર્કનાં ૩૦ ટીપાં ને પ્રવાહી સત્વના ૧૫ ટીપાં ગર્ભાશયનો સંકોચ કરવા અપાય છે.

**ચિન્હઃ**—નબળાઇ વધી પડે છે, આંખે અંધારાં આવે છે, હાથમાંને પગમાં ઝણઝણી થાય છે, સ્નાયુઓમાં દર્દ જણાય છે. શરીર થંડુ પડી જાય છે, કીકી વિસ્તૃત થાય છે ને નાડી નાની લાગે છે. ઉબકા આવે છે, ઝાડો થાય છે, ને કેટલીકવાર મોંઢામાંથી લાળ વધારે વહે છે.

**ઉપાયઃ**—સ્ટમક પંપ વાપરવો અથવા બીજી રીતે ઉલટી કરાવવી. એરંડીઆનો જુલાબ આપવો. જો ગર્ભને હરકત થઇ હોય, ને તે બહાર નીકળે એમ લાગતું હોય, તો રેચ આપવો નહિ, પણ ટેનીક એસીડ, ગેલીક એસીડ કે ચાહ થોડી થોડી વારે આપવી. અશક્તિ દૂર કરવા બ્રેન્ડી, સાલવોલે ટાઇલ વગેરે દેવું, ને દર્દીને સુવારી રાખવો. હાથે પગે ગરમી આપવી.

જો ગર્ભપાત થાય એમ લાગતું હોય, તો સ્ત્રીને સંપૂર્ણ આરામ આપવો, ને અફીણની દવા લોડેનમનાં પાંચ ટીપાં અડધી અડધી કલાકે બે ચાર વખત થોડા ઠંડા પાણીમાં આપવાં.

### ડીજીટેલીસ.

આ દવા એલોપેથીમાં રક્તાશયની નબળાઇને બીજા રક્તાશયના દરદોમાં વપરાય છે. તે ઝાડના રોપા યુરોપમાં થાય છે, ને તેના મૂળ, પાંદડાં ને બીઆં એ સર્વે પ્રાણઘાતક છે. તેનાં બી બહુ નાનાં હોય છે. ને આશરે ૧૧૨૬ બીઆંનું વજન એક ગ્રેન થાય છે. ઔષધ તરીકે તેના અર્કના દશ પંદર ટીપાં, ને તેના સુકા પાનની ચાહના આશરે બે ડ્રામ વપરાય છે. આ દવા ઔષધ તરીકે લાંબા વખત સુધી કાયમ લેવાથી પણ કેટલીકવાર એકદમ ઝેરી અસર કરે છે.

**વિષારી માત્રાઃ**—અર્કના ૫૦ ટીપાં કરતાં વધારે ને ચાહના ત્રણ ડ્રામથી વધારે લેવામાં ફાયદો નથી, કેમકે કેટલી માત્રા ઝેરી થઇ પડશે તે ચોકસ કહી શકાતું નથી.

**ચિન્હોઃ**—પેટમાં સખત દુખાવો થાય છે, ને ઝાડો થઈ આવે છે, ઉલટી થાય છે, તેનો રંગ સુકા ઘાસના જેવો હોય છે, નાડી નબળી, નાની અનિયમિતને ધીમી ચાલે છે, માથુ ભારે થઇ આવે છે, સુસ્તી વધે છે, ને સન્નિપાત તથા આંચકી થઈ આવે છે. કીકી વિસ્તૃત થાય છે, પ્રકાશનું જ્ઞાન થતું નથી, ત્વચા થંડી પડી જાય છે, ચ્હેરો ફીકો થઇ જાય છે, ને પરસેવો વળે છે. પેસાબ બંધ થઇ જાય છે, અને એકાએક બેશુદ્ધિ વધી જાય છે, ને મૃત્યુ નીપજે છે.

**ઉપાયઃ**—સ્ટમક પંપ વાપરવો, ઉલટી કરાવવી. રાઇનો લોટ, જસતનાં ફુલ કે ઇપીકાકયુઆનાનો ભુકો તે માટે પાણી સાથે વાપરવો. એપોમોર્ફાઇન વાપરવું પડે તો વાપરવું. ગરમા ગરમ પાણીમાં ટાનીક આસીડ ગાલીક એસીડ કે એ બેમાંથી એકે ન હોય, તો માયાનો ભુકો આશરે ૨૦ ગ્રેઇન

જેટલો નાંખીને વારંવાર આપવો, અથવા તેને બદલે સખત ચાહ પીવા આપવી. જીન, બ્રાન્ડી, સાલવોલેટાઇલ, વગેરે ઉષ્ણ દવાઓમાંથી જેની જરૂર પડે તે આપવી. ટીંકચર એકોનાઇટના છ ટીંપાં પાણી સાથે પીવા આપવાં, અથવા તો તેની પીચકારી ગુદા વાટે મારવી, ને જો રક્તાશયની ગતિ સુધરે તો પા કલાક પછી તેજ દવા કરીને આપવી, ને દરદીને સુવારી રાખવો બેઠો કરવાથી જીંદગી જોખમમાં આવી પડે છે.

### તંબાકુ.

આપણા દેશમાં તંબાકુ સુંઘાય છે, ખવાય છે, ને ઘસાય છે. તંબાકુનું વ્યસન અફીણના વ્યસન જેવું ખરાબ છે, એટલુંજ નહિ, પરંતુ અફીણના કરતાં તંબાકુનું વ્યસન રક્તાશયને વધારે નુકસાનકારક ગણાય છે. વ્યસન ન હોય, ત્યારે પણ તે બહુ નુકસાનકારક નીવડે છે; તેમાં **નિકોટીન** નામનું મુખ્ય ઝેરી તત્વ છે. તે એવું તો હળાહળ વિષ છે કે તેના એક ટીપાથી બીલાડી બે મીનીટમાં મરણ પામે છે. તે તેલ **ટોબેકો કેમ્ફરના** નામથી ઓળખાય છે. બીડીઓ પીનારા પણ જો કોઈ વખત બહુ બીડીઓ પીએ છે, તો ઝેરી અસર જણાય છે.

**વિષારી માત્રા:**—તંબાકુ ૩૦ ગ્રેન લેવાથી માઠાં પરિણામ આવેલાં જણાય છે; પરંતુ તેથી ઓછાથી બચી શકાય એમ માનવું નહિ. પહેલીજ વખત એક ચલમમાં માય તેટલી બધી તંબાકુ જો કાંઇ વ્યસન વિનાનો માણસ ધુમાડી તરીકે દમમાં લે, તો તેનું મૃત્યુ થવાનો ભય રહે છે, તેવીજ રીતે પહેલીજ વખત ચાળીસ જેટલી બીડીઓ પીવાથી પણ માંઠી અસર થાય.

**ઉપયોગ:**—ઉલટી કરાવવા અપાય છે, દાંત હલતા હોય, ત્યારે ઘસવામાં આવે છે, કાંઇ વાગ્યું હોય તો ભાંગ દાબવામાં આવે છે, કૃમિનો નાશ કરવા માટે કોઇવાર ખવાય છે, ને ખસ મટાડવા માટે બહારથી લગાડાય છે.

**ચિન્હો:**—ઉબકા થાય છે, મોળ આવે છે, અશક્તિ વધી જાય છે, ને ફેર આવે છે. વિચાર ગોટાય છે. આંખે બરાબર દેખાતું નથી, નાડી નબળી ચાલે છે, ત્વચા થંડી પડી જાય છે, પરસેવો આવે છે, ને દર્દી મૂર્ચ્છામાં હોય તેમ પડયો રહે છે. રક્તાશય મંદ પડતું જાય છે, અને લાંબા વખત સુધી ઉત્તેજક દવા મળે નહિ, તો બંધ પડી જાય છે.

**ઉપાય:**—ઉલટી કરાવવી, થોડી થોડીવારે ટાનીક આસીડ ૩૦ ગ્રેન પાણી સાથે ભેળવીને આપવું, અગર સખત ચાહ પાયા કરવી. મોઢેથી ચાહ દાખલ થાય નહિ, તો સફરામાંથી પીચકારી મારવી. ટીંકચર નકસવોમીકાના વીશ ટીંપાં પીવા આપવાં, અગર સ્ટ્રીકન્યાની ટીકડી $\frac{1}{30}$ ગ્રેનવાળી ૧ લઇને તેની ત્વચામાં પીચકારી મારવી. બ્રાન્ડી, ચેમ્પેન, સાલવોલેટાઇલ, ઈથર વગેરેમાંથી હરકોઈ ઉત્તેજક દવાઓ આપવી. શરીરે ગરમ કપડાં લગાડવા. ગરમ નળીઆના કડકા લુગડાના બેવનમાં રાખીને હાથે પગે ફેરવવા. સુંઠ ચોળવી. ગરમી આવે તેવી રીતે ઉતાવળથી અંગ મર્દન કરવું. દર્દીને બેઠા કરવો નહિ પણ સુવારીજ રાખવો.

### દારૂ, આસવ, મદીરા, મદ્યપાન.

અનેક પ્રકારના દારૂ થાય છે, તેમાં આલ્કોહોલ એ મુખ્ય તત્વ છે, અને તેને લીધેજ કેફ ચડે છે. જ્યારે આ તત્વમાં સેંકડે સોળ ટકા જેટલું પાણી ઉમેરવામાં આવે છે, ત્યારે **રેકટીફાઇડ સ્પીરીટ** થાય છે, અને જ્યારે ભારોભાર કરતાં જરા વિશેષ પાણી ઉમેરવામાં આવે છે, ત્યારે **પ્રુફ સ્પીરીટ** થાય છે. એ બન્ને સ્પીરીટો ટીકચરો બનાવવામાં વપરાય છે. કેટલાક જલદ દારૂઓમાં આલ્કોહોલ સેંકડે ૫૦ થી ૫૪ ટકા જેટલો હોય છે, અને હલકા દારૂમાં ૫ થી ૧૭ ટકા જેટલો હોય છે. આલ્કોહોલની ગંધ બહુ મીઠી હોય છે, જલદી સળગી ઉઠે છે, ને ઉઘાડો રહે તો ઉડી જાય છે. શુદ્ધ આલ્કોહોલ શ્વાસમાં જાય, તોપણ કેટલીકવાર પ્રાણ હરે છે. વીસ્કીમાં સૌથી વધારે આલ્કોહોલ હોય છે.

**વિષારી માત્રા:**—પુખ્ત ઉમ્મરનો માણસ પોણો શેર જીન, કે પોર્ટવાઇનના બે શીશા પીએ, તો મૃત્યુ થાય છે. આલ્કોહોલના આશરે ત્રણ આઉંસ બહુ નુકસાનકારક નીવડે છે. કેટલાક દારૂઓમાં આલ્કોહોલ સિવાય બીજા માદક પદાર્થો પણ હોય છે, તે તેથી તે વધારે હાનીકારક નીવડે છે. દવા તરીકે બ્રૅન્ડીના ૩૦ ટીપાં અપાય છે, ને તેથી બહુ ગેરફાયદો નથી.

**ચિન્હો:**—દારૂ પીધા પછી એક કલાકમાં ચિ-

ન્હો શરૂ થાય છે. વિચારો ગોટવાય છે, યોગ્ય રસ્તો સૂજતો નથી. ફેર આવે છે, ઉભા રહી શકાતું નથી, ચાલતાં લથડીઆં આવે છે; ચ્હેરો બદલાઇ જાયછે, ને ગાંડા જેવો દેખાય છે, આંખો લાલ થઇ આવે છે, હોઠ કાળા પડે છે, શ્વાસમાં દારૂની ગંધ આવે છે, પરસેવાથી ચામડી ભીની થઇ જાય છે, કીકી વિસ્તૃત થાય છે, આંચકી આવે છે, બેશુદ્ધિ થઇ જાય છે, તથા છેવટ રક્તાશય બંધ પડવાથી મૃત્યુ થાય છે. કેટલીકવાર એવાં ભયાનક ચિન્હો બંધ પડી જાય છે, ને પછી કેટલાક કલાક કે દિવસો પછી મૃત્યુ થાય છે. રક્તાશયની ગતિતંતુનો ઘાત થવાથી મરણ નીપજે છે.

**નિર્ણય:**—દર્દીએ દારૂ પીધો છે, અફીણ ખાધું છે કે તેના મગજમાં લોહીનો સ્રાવ થયો છે. તેનો નિર્ણય કરવો મુશ્કેલ પડે છે. શ્વાસોચ્છ્વાસમાં દારૂની અને અફીણની ગંધ જુદી માલૂમ પડે છે, દારૂથી ચ્હેરો જરા ફૂલેલ લાગે છે, ને અફીણથી બેસી ગયેલો લાગે છે. દારૂથી દર્દી ઉન્માદના જેવાં લક્ષણ બતાવે છે, જે થાય છે ને ઘડીક ઘડીક બંધ પડે છે.

**ઉપાય:**—સ્ટમક પંપ વાપરવો, ઉલટી કરાવવી, ઍપોમોર્ફીન વાપરવું, દર્દીને ઉંઘવા દેવો નહિ, તેને હાથેથી ઝાલીને ચલાવવો, જાગૃત રાખવો, થંડુ પાણી છાંટવું, આમોન્યા સુંઘાડવો, ગડબડાટ, અવાજને વાતો ચિતોથી તેને શાંત થઇને પડી રહેવા દેવો નહિ, જરૂર પડે તો ચીમટા લેવા, માથાપર પાણીની ધાર કરવી. પગે વીજળી (interrupted current) લગાડવી. અંગમર્દન કરવું. સ્ટ્રોન્ગ કૉફી પાવી, અગર ગુદા મારફતે પીચકારી મારવી, નાઇટ્રાઇટ ઑફ એમાઇલ સુંઘાડવું.

### ધંતુરો.

આપણા દેશમાં ધંતુરો બહુ ઉગે છે, અને તેથી તે ભૂલથી ખવાઇ જવાનો સંભવ રહે છે. તેનાં પાંદડાં દમના રોગ ઉપર બીડીની માફક પીવાય છે, ને તેથી ફાયદો જણાય છે, પરંતુ મોટા પ્રમાણમાં પીવાથી હાની થાય છે. તેનાં ફુલ શિવાલયોમાં મહાદેવ ઉપર ચડાવાય છે, અને રમતમાં છોકરાં તે ખાય તોપણ હેરાન થાય છે. તેની બે જાત છે. ધોળો ને કાળો. ઝેર દેવામાં અથવા ભાંગની સાથે આપવામાં તેનાં બીજ વપરાય છે. લુચ્ચા લફંગા લોકો ખરાબ દાનતથી પુરૂષ તથા સ્ત્રીને ધંતુરાને ખોરાકના પદાર્થ સાથે ખવરાવીને દુષ્કૃત્ય કરે છે. કેટલાક ત્વચા રોગમાં ધંતુરો, પોટીસ કે મલમમાં વપરાય છે, ને તે વખતે પણ વિષારી અસર જણાવે છે.

**વિષારી માત્રા:**—એકસો બીજ કરતાં વધારે લેવાથી હાની થાય છે. પાંદડાં પણ ઝેરી છે. એક આખા મોટા પાંદડા કરતાં વધારેનો ઉપયોગ સલામતીવાળો નથી.

**ચિન્હો:**—પા કલાકથી એક કલાક સુધીમાં ચિન્હો શરૂ થાય છે. બેલાડોનાના વિષને આ વિષ ઘણું મળતું આવે છે; થોડું ઘણું હાયોસાયમને પણ મળતું આવે છે. દશ પંદર મીનીટમાં બકવાટ શરૂ થાય છે. દર્દી ઉન્માદ કરે છે, ચાળા કરે છે, અગર ગાંડું ઘેલું લવ લવ કરે છે. ગળું સુકાઇ જાય છે, તૃષા લાગે છે, ચ્હેરો જરા ભરેલો લાગે છે, કીકી વિસ્તૃત રહે છે, આંખે વિચિત્ર દેખાવ દેખાય છે, શરીર અંચકાય છે, દર્દી બેહોસ થઇ જાય છે, ને વખતે ઉલટી કે ઝાડો થઇ આવે છે, અંગ થંડુ પડી જાય છે, ને પછી મરણ નીપજે છે.

**ઉપાય:**—એકદમ ઉલટી કરાવવી, ને પછી એરંડીઆનો જુલાબ આપવો, એટલે બીજ નીકળી જશે. જો બીજ વાટેલાં હોય, તો જુલાબથી કાંઇ બહુ ફાયદો નથી. માથા ઉપર થંડા પાણીની ધાર કરવી. નાડી મંદ પડતી હોય, તો બ્રેન્ડી, ઍમોન્યા વગેરે ઉત્તેજક દવાઓ આપવી. કૉફીથી પણ ઠીક થાય છે. જો લોહીનું જોર ને નાડીની તીવ્રતા બહુ હોય, તો હાથમાંથી લોહી કાઢવું. મૉર્ફીયાની નાની માત્રા ઔષધ તરીકે આપવી, અગર લમણા ઉપર જળો મુકવી.

### નેપાળો.

નેપાળો દેશી દવામાં રેચ તરીકે બહુ વપરાય છે, તેમાં એક જાતનું તેલ હોય છે, તેને લીધે તેમાં એવો ગુણ રહેલો છે, નાના બાળકોને કોઇકવાર નેપાળાની ગોળી દેવાથી બહુ હરકત થઇ આવે છે, ને મોટા આદમીઓ પણ ભૂલથી નેપાળો રેચ માટે વાપરે છે, ત્યારે બહુ હેરાન થાય છે. તેનાં ઝાડ નદી કે તળાવ કિનારે બહુ થાય છે, ને તેના ફુલ બહુ સુંદર દેખાય છે. છોકરાઓ તે રમવા લે છે, ને વખતે ભૂલથી ખાય છે. નેપાળાનું તેલ અંગ્રેજી એલોપેથીની દવામાં વપરાય છે. જ્યારે દર્દીનું મો ઉઘડતું ન હોય, ને થોડા વખતમાં રેચ લગાડવાની

જરૂર હોય છે, ત્યારે તે તેલનું એક ટીપું જીભ ઉપર મુકી દેવાય છે. નેપાળાના બીને ઘસીને બહારથી લગાડવાથી ફોલ્લો ઉપડી આવે છે.

**વિષારી માત્રા:**—તે ઝાડનું એક બીજ ખાવાથી પણ ઘણી ભયંકર હાલત થાય છે, ને વધારે લેવાથી મૃત્યુ થયા વિના રહેતું નથી. તેના તેલના દશ ટીપાંથી વધારે લેવાય, તો પણ તેવુંજ પરિણામ આવે છે.

**ચિન્હો:**—પેટમાં બહુજ દુખે છે, ને કોલેરાની માફક ઉલટી ને ઝાડો થાય છે. ઝાડો ઘણો પાતળો પાણી જેવો પુષ્કળ ઉતરે છે. ચ્હેરો લેવાઈ જાય છે, ટીક્રો પડી જાય છે, નાડી બહુ પાતળી ને નાની ચાલે છે, ત્વચા ભીની રહે છે, શ્વાસ ટુંકો ચાલે છે, પરસેવો આવે છે ને શુદ્ધિ રહે છે, તો પણ દર્દી હોસ કોસ વિનાનો થઇને મરણ પામે છે.

**ઉપાય:**—ઉલટી કરાવવી, ઘી પાવું, ચોખાનું ધોણ પાવું. આરારૂટની કાંજી પાવી, ઇંડાની સફેદી ને પાણી અગર જવની ચાહ પાવી. કપૂરના અર્કનાં ત્રણ ટીપાં સાકરના ભુકામાં અથવા પતાસામાં નાખીને દશ દશ મીનીટે પાંચ છ વખત આપવાં. બ્રૅન્ડી, સૅલવૅાલેટાઇલ, કલોરીક ઇથર વગેરે ઉષ્ણ દવાઓ પણ આપવી.

એરડીના બીજથી પણ માઠાં પરિણામ આવેછે. બે ત્રણ બીજ ખાવાથી મૃત્યુ નીપજેલાં છે. એક સ્ત્રી ૨૦ બીજ ખાઇ ગઇ હતી, તેને કોલેરા જેવાં ચિન્હો થયાં હતા. એળીઆનો ગુણ પણ રેચક છે, અને કવચિત સ્ત્રીઓ તેનો દુરૂપયોગ કરે છે. સુંવાળી ત્વચા ઉપર લગાડવાથી વરમ થઈ આવે છે.

**ઉપાય:**— આવી રેચક દવાઓ માટે અફીણ થોડુક આપવું, અને ખોરાક તરીકે જવની ચાહ, અગર આરારૂટની કાંજી આપવી. નબળાઇ વધી જાય તો સાલવોલેટાઇલ, કપુર, બ્રેન્ડી ઇત્યાદિમાંથી હરકોઈ ઉષ્ણ દવા આપવી. બરફના કકડા ચુસવાથી પણ કેટલીકવાર ઠીક થાય છે. લીંબુ ચુસાડવું એ પણ સારો ઉપાય છે.

### બેલાડોના.

એલોપેથીમાં આ દવાના મૂળીઆં ને પાંદડાં મુખ્યત્વે કરીને વપરાય છે, તેનાં **સત્વ, લેપ, તેલ, રસ,** ને **અર્ક** વપરાય છે; તે ઉપરાંત તેમાં આટ્રોપીન નામનું તત્વ રહેલ છે, તેનું **પ્રવાહી ને ટીકડીઓ** ( discs ) વપરાય છે; તેનો મુખ્ય ગુણ દુખ શામક, શોષક ને સ્નાયુશૈથિલ્યકૃત ગણાય છે ને તેથી દંમ, ઉધરસ, ધનુર, મસ્તક શૂળ, થુંકના પ્રવાહ ઇત્યાદિ દરદોમાં વપરાય છે. ઘણા ખરા આંખના દરદોમાં તથા તેની પરીક્ષા કરવા માટે આટ્રોપીનના પ્રવાહીનું ટીપું નખાય છે. ત્વચામાં પણ તેની પીચકારી મરાય છે.

**ઔષધ તરીકેની અને વિષારી માત્રા:**—તેના અર્કના ૫ થી ૧૨ ટીપાં, ને તેના સત્વ આટ્રોપીનના પ્રવાહીના ૧ થી ૩ ટીપાં અપાય છે. તેનો લેપ, તેલ વગેરે બહારથી લગાડવાના કામમાં આવે છે. પણ જો તેનો અડધો ડ્રામ કે વધારે પેટમાં જાય, તો માઠી અસર જણાવા લાગે છે. ઔષધ તરીકેની માત્રાથી વધારે પ્રમાણમાં અર્ક આદિ લેવાય તો પણ હાનિ થાય છે.

**ચિન્હો:**—મોઢું, જીભ, ને હોઠ સુકાઇ જાય છે, ગળું બહુ કોરૂ પડે છે ને કશી ચીજ ગળે ઉતારી શકાતી નથી; વાચા મંદ પડી જાય છે અગર બીલકુલ બોલી શકાતું નથી; તૃષા બહુ લાગે છે, ફેર આવે છે, હાથ પગ જુઠા પડી જાય છે, બરાબર ચાલી શકાતું નથી, ઉન્માદ કે સન્નિપાત થઇ આવે છે, વિચિત્ર દેખાવો દૃષ્ટિગોચર થાય છે, નાડી ઉતાવળી ને જોરવાળી હોય છે, ચ્હેરો ફુલેલો લાગે છે, કીકી બહુ વિસ્તૃત રહે છે, આંખો બહાર નીકળેલી જણાય છે, દૃષ્ટિમાં અસ્પષ્ટતા રહે છે; છેવટે દરદી ઉંઘમાં હોય તેમ પડી રહે છે, ને તેમાંથી મૃત્યુ નીપજે છે. કોઇકવાર ઉબકો થાય છે ને કોઇકવાર આંચકી જણાય છે. વખતે પેસાબ બંધ થઇ જાય છે. પેસાબમાં લોહી પડે છે, અને ત્વચા ઉપર એક જાતના ચાંભા ઉપડી આવે છે.

આ સઘળાં ચિન્હો અડધા કલાકમાં શરૂ થાય ખરાં, પણ ઘણીવાર બે ત્રણ કલાક પણ વીતી જાય છે, ને મૃત્યુ થવાનું હોય, તો ચોવીસ કલાકમાંજ થઇ જાય છે.

**ઉપાય:**—સ્ટમકપંપ વાપરવો, ઉલટી કરાવવી, ને તે માટે રાઇનો લોટ, જસતનાં ફુલ, ઇપીકાકયુઆનાવાઇન કે એપોમોરફાઇન વાપરવું. બ્રાન્ડી, સાલવોલેટાઇલ, કે કલોરીક ઇથર જેવી ઉષ્ણ દવાઓ આપવી. ગળેથી દવા ઉતરી શકતી ન હોય

તો સ્ટ્રૅાન્ગ કાફીની (આશરે એક શેર જેટલી) સફરામાં પીચકારી મારવી, પગે રાઇ ચોળવી; ગરમ પાણીના સીસાથી શેક કરવો, થંડા પાણીમાં લુગડું બોળીને અંગ ઉપર લગાડવું. વીજળી (interrupted currents) લગાડવી, કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચલાવવો. તે સિવાય મોર્ફીની કે પીલોકાર્પાઇનની ત્વચામાં પીચકારી મારવાની પણ કેટલાક ડાકટરો ભલામણ કરે છે.

## બેહેડાં.

બહેડાં જાયફળ જેવડાં હોય છે, ને ગાંધીને ત્યાં મળે છે, રંગરેજો તેનો પુષ્કળ ઉપયોગ કરે છે. તેનો તેનો ગુણ સારક, શિતળ ને કફઘ્ન છે. તે ઉપરથી દેશી વૈદ્યામાં તે બંધકોશ, ઉધરસ, ત્વચા રોગ, કંઠ નળીનો વરમ, ઇત્યાદિ મટાડવા માટે અપાય છે. તેમાં બીજ હોય છે, તે ખાધે મધુર લાગે છે, પણ તે ઝેરી છે. બીજ કઠણ હોય છે, તેથી પેટમાં ગયા પછી કેટલાક કલાક સુધી કશી માઠી અસર જણાતી નથી.

**ચિન્હો:**—અફીણના જેવાં હોય છે.

**ઉપાય:**—ઉલટી કરાવવી, એરંડીઆનો જુલાબ આપવો, નબળાઇને બેશુદ્ધિ જણાય, તો આમોન્યા બ્રાન્ડી વગેરે ગરમ દવાઓ આપવી.

## લીલાગર, ભાંગ, દુધીઉં, ગાંજો, માજમ ઇત્યાદિ.

ભાંગના ઝાડમાંથી ગાંજો, ચરસ, માજમ વગેરે બનાવાય છે. તે બહુ માદક છે, ને અગર જો કે તેનાથી મૃત્યુ થયાના દાખલા થોડા જોવામાં આવે છે, તોપણ તે મગજની શક્તિને બહુ નુકસાન કરે છે. તેના વ્યસની અને શોખીન માણસોનો સ્વભાવ ઘણીવાર ઘેલછાવાળો થઇ જાય છે. નિશો કરવા અને એક જાતની લ્હીજત અથવા આનંદ લેવા માટે તેનું સેવન કરવામાં આવે છે. ગરમીની ઋતુમાં અને ઉપવાસને દિવસે લોકો ભાંગ કાઢીને પીએ છે, કેટલાક દુધીયું કરે છે, અને તેથી કેટલાકને ઘેલછા જેવાં ચિન્હો જણાય છે. ભાંગમાં ધંતુરાનો દગો કરવામાં પણ આવે છે, ને તેવે વખતે પીનારની દશા બહુ બુરી થાય છે. ભાંગ ને માજમ ખાવામાં આવે છે. ગાંજો ને ચરસ ધુમ્રપાન તરીકે વપરાય છે. ગાંજો બહુ પીવાથી પણ ચિત્તની અવ્યવસ્થા નીપજે છે દારૂની માફક મનની ખિન્નતા દુર કરવા માટે કેટલાક માણુસો ભાંગ પીએ છે પણ તેમાં સાર નથી.

**વિષારી માત્રા:**—આ વિષથી મૃત્યુ ભાગ્યેજ નીપજે છે. ઉન્માદ ને ઘેલછા એ તેનું મુખ્ય પરિણામ છે. એક માણુસને ભાંગના આઠ દશ ગ્રેન નિશો કરવા માટે બસ છે; તેથી વધારે હોય તો ઉપાય કરવાની જરૂર પડે છે.

**ચિન્હો**— આંખ લાલ થાય છે, ચ્હેરો પણ લાલ લાગે છે, દરદી કાંઇ બડબડ કરે છે, અગર લાજ, શરમ, વિવેક, બધું એક બાજુ મુકીને ખુલ્લા દિલથી પણ અનિયમિત રીતે વાતો કરવામાં મંડી પડે છે; વખતે ગાળો ભાંડે છે, મારવા તૈયાર થાય છે, અગર બહુજ આજીજી કરે છે, પાછો ઘડીકમાં ખૂબ હસે છે, કે પોતાનું દુઃખ સંભારીને રડવા બેસે છે. તેનો સ્વભાવ તે વખતે હિસ્ટીરીઆવાળી ને પોચા મનની સ્ત્રીના જેવો થઇ જાય છે, પછી તે નિદ્રામાં પડે છે. અને સાત આઠ કલાક પછી ધીમે ધીમે સ્વસ્થ થતો જાય છે. કેટલાકને ઉન્માદ કે ઘેલછા કશું થતું નથી, પણ ઘડીક ફેર આવે છે, ને પછી તે લાંબા વખત સુધી ઉંઘી જાય છે.

**ઉપાય:**—ઉલટી કરાવીને દરદીની ઉપર થંડુ પાણી રેડવું, નાક આગળ આમોન્યા ધરવો. બનતાં સુધી તેની આગળ બહુ પ્રકાશ લાવવો નહિ, પણ તેને અંધારામાં રહેવા દેવો.

## ભીલામાં.

દેશી વૈદ્યામાં નારસિંહ ચુરણ અને અમૃત ભલાતકી બનાવવામાં ભીલામાં વપરાય છે. તેનો મુખ્ય ગુણ બહારથી ફોડલો ઉપાડવાનો છે, ને અંદર લેવાથી ઉષ્ણ, પૌષ્ટિકને શોધક ગણાય છે. તેનું તેલ ઘણું કરીને બહારથી લગાડવા માટે વપરાય છે. ભીલામાના રસથી લુગડા ઉપર નામ લખ્યું હોય, તો કાળા અક્ષર ઉઘડે છે, ને તે અક્ષર જતા નથી. ગર્ભપાત માટે કવચિત્ વપરાય છે.

**ચિન્હો:**—પેસાબમાં ને મળમાં લોહી પડે છે. ત્વચા ઉપર બળતર થાય છે, ને ફોલ્લાને ચાઠાં થઇ આવે છે બહારથી લગાડવાથી કાળા ડાઘ પડે છે.

**ઉપાય:**—ભીલામાનો કાંઇ ભાગ પેટમાં ગયો હોય તો તરત ઘી પાવા માંડવું. તલ કે ટોપરૂં ખવરાવવું, બહારથી લગાડયું હોય તો ટોપરાનું તેલ લગાડવું, અથવા આંબલીના પાણીમાં કપડું બોળીને ત્વચા ઉપર મુકવું અગર આખે શરીરે ચોળાવવું.

### મરચાં મરી, વગેરે દાહક તેજાના.

મરચાં, મરી, હિંગ, તજ રાઇ, સુંઠ, વગેરે ગરમ ઔષધિઓ તેજાનામાં ગણાય છે. તે સઘળી થોડી ઘણી દાહક હોય છે, તેમાં મરચાં, મરી, કે રાઇ સિવાય બીજી ચીજો ભાગ્યેજ પ્રાણુ ઘાતક નીવડે છે. તેમના દાહક ગુણને લીધે તેઓ વરમ ઉત્પન્ન કરે છે, ને તેટલા માટે જો કદી તે મોઢા વાટે બહુ મોટા પ્રમાણુમાં લેવામાં આવે, તો ગળું બંધ થઇ જાય છે, એટલે પછી શ્વાસ લેતાં પણુ મુંઝવણુ થાય છે, ને દરદી ગુંગળાઇને મરણુ પામે છે, તે સાથે પેટમાં ને આંતરડામાં દાહ થાય છે. તેથી દુખાવો ઝાડો, બળતર, ઉલટી, ઇત્યાદિ ચિન્હો જણાય છે.

**માત્રાઃ**—થોડાં ઘણાં મરચાં મરી વગેરે સૌ કોઇ વાપરે છે, પણુ જ્યારે એક આઉસ જેટલાં મરચાં, મરી, હિંગ કે એવી ગરમ ચીજ એક વખત ખાવામાં આવે છે, ત્યારે સખ્ત ને નુકસાનકારક ચિન્હો જણાવા લાગે છે.

**ઉપાયઃ**—પુષ્કળ ઘી ખાવા માંડવું, તથા બહાર કોઇ સ્થળે તેવો પદાર્થ લગાડયો હોય, તો ત્યાં પણુ ઘીઇને ચોપડવું, એટલે તરત ફેર પડવા લાગશે ઝાડો ને ઉલટી થવા લાગે, તો પણુ શેર જેટલું ઘી પાવું. ઝાડો ને ઉલટી બહુ હોય તો અફિણુ ½ ગ્રેન અગર લાડેનમનાં એક બે ટીપાં આપવાં.

### વછનાગ.

આ ઝેર બહુ ઉતાવળથી પ્રાણુઘાતક રીતે અસર કરે છે. તેનો ભુકો નાકમાં જવાથી પણુ થોડીક ઝેરી અસર વર્તાય છે.

દેશી દવામાં આનંદ ભૈરવની ગોળીઓમાં તે વપરાય છે, અંગ્રેજી દવામાં તેનો અર્ક (ટીંકચર ઍકોનાઇટ) તાવ ઉતારવા માટે અપાય છે. તેનું તેલ દેશી વૈદો સંધિવા જેવા દરદોમાં વાપરે છે. હિમાલય ઉપર જે વછનાગનાં ઝાડ થાય છે, તે સૌથી વધારે ઝેરી છે. વછનાગમાંથી એક સત્વ નીકળે છે, તેને અંગ્રેજીમાં એકોનીસ્યા કહે છે, તે હળાહળ ઝેર ગણાય છે.

**વિષારી માત્રાઃ**—વછનાગનો ભુકો બે ગ્રેન કરતાં વધારે લેવાથી હાની થાય છે. તેના અર્કના પંદર વીશ ટીપાંથી વધારે એક વખતે લેવાય તો સલામતી દૂર થાય છે. સખત દર્દ હોય, ત્યારે જરા વધારે માત્રા સહન થઇ શકે છે.

**ચિન્હોઃ**—વછનાગનો ભુકો કે અર્ક મોઢામાં ગયા પછી તરતજ હોઠ, મોઢું, જીભ વગેરે જરા ગરમ લાગે છે, તેમાં કાંઇક સળવળાટ (stinging) લાગે છે. હોજરીમાં ગરમી જણાય છે. આખે શરીરે ધીમે ધીમે તે સળવળાટ ફેલાતો જાય છે. હાથ પગનાં આંગળાં બેર મારી જાય છે; પછી ત્વચાની જ્ઞાનશક્તિ પણુ કમી થતી જાય છે; ઉબકો આવે છે ને વખતે ઉલટી થાય છે, પરંતુ આ ચિન્હ કોઇ કોઇવાર હોતું નથી. કાનની શ્રવણુ શકિત ને નેત્રની દ્રષ્ટિ પણુ મંદ પડી જાય છે. પગ ઝલાઇ જાય છે ને પછી હાથ પણુ ઝલાઇ જાય (paralysis) છે. નાડી કમજોર ને ધીમી ચાલે છે, પછી અનિયમિત થઇ જાય છે, અને છેવટ એટલી તો પાતળી ને નબળી ચાલે છે, કે તેનો સ્પર્શ પણુ જણાતો નથી. શ્વાસોચ્છ્વાસ ઉપર ઉપરથી, નબળાને બહુ ધીમા ચાલે છે. વખતે આંચકી આવે છે, પરંતુ સન્નિપાત કે બેશુદ્ધિ થતી નથી. કીકી વિસ્તૃત થાય છે, પણુ વખતે સંકુચિત પણુ રહે. અશક્તિ ને સુસ્તી વધી પડે છે, ને મૃત્યુનો ભય લાગે છે. આખર વખતે થંડો પરસેવો આવે છે, હાથ પગ થંડા પડી જાય છે, ત્વચા શ્યામ રંગ પકડે છે, અને મૃત્યુ અચાનક થઇ જાય છે.

**ઉપાયઃ**—ઉલટી કરાવવી, ને તે માટે રાઇનો લોટ, જસતનાં ફૂલ, કે ઇપીકાકયુઆના વાઇન જે મળી આવેતે વાપરવું. એપોમોર્ફાઇનના પાંચ ટીંપાં ની ત્વચામાં પીચકારી મારવી એથી પણુ ઉલટી થશે. ઉષ્ણુ દવાઓ, કાફી, બ્રાન્ડી, સ્પીરીટસ ક્લોલોફોર્મ, સાલવોલેટાઇલ ઇત્યાદિમાંથી જેની જરૂર લાગે તે આપવું. જો દવા મોઢેથી લેવાતી ન હોય અગર ઉલટીમાં નીકળી જતી હોય, તો ઉષ્ણુ દવાને પુષ્કળ પાણીમાં મેળવી તેની સફરામાં પીચકારી મારવી; જો વછનાગનો ભુકો લીધો હોય, તો એરંડી આનો જુલાબ ઉલટી કરાવ્યા પછી આપવો, એથી ઠીક થાય છે. એ પછી થોડીવારમાં આટ્રોપીનના $\frac{1}{60}$ ગ્રેનની ત્વચામાં પીચકારી મારવી, અથવા તેમ ન બની શકે તો, આટ્રોપીનના પ્રવાહીના ચાર ટીપાં પીવા આપવાં, અથવા બેલાડોનાના અર્કના ૨૦ ટીપાં પીવા આપવાં, અથવા સફરા વાટે દાખલ કરવા. જો આમ કરવાથી નાડી સુધરે, તો પા કલાક પછી ફરીને તેજ પ્રમાણે દવા આપવી. હાથે પગે ગરમી લગાડવી. ગરમ પાણીના સીસા પડખામાં

મુકવા, સુંઠ ઘસવી, રક્તાશય ઉપર રાઇની પોટીસ મુકવી. દરદીને બેઠો થવા દેવો નહિ, પણ સુતેલોજ રહેવા દેવો. જો આમ છતાં ફેર પડે નહિ, તો ડીજીટેલીનના $\frac{1}{100}$ ગ્રેનની પીચકારી ત્વચામાં મારવી, અથવા ટીંકચર ડીજીટેલીસના ૨૦ ટીપાં વીશ વીશ કે પચીસ પચીસ મીનીટે બે ચાર વખત આપવાં. નાઈટ્રાઇટ ઓફ એમાઇલ સુંઘાડવું અને જરૂર પડે તો કલાક બે કલાક સુધી કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચલાવવો.

**હાઇડ્રોસ્યાનિક આસીડ.**

આ આસીડ બહુજ ઝેરી છે. તેનું બીજું નામ પ્રસ્સીક આસીડ છે, અને કડવી બદામમાં પણ તેજ રહેલું છે. અંગ્રેજી દવામાં તે પીડાશામક, ને વીર્યસ્તંભક તરીકે વપરાય છે. ઉલટી ને હેડકી મટાડવા માટે પણ અપાય છે. તેમાં એક જાતની ખાસ વાસ હોય છે, ને તેને લીધે તે જલદી ઓળખાય છે.

**વિષારી માત્રાઃ**—દવા તરીકે ૨ થી ૭ ટીપાં અપાય છે. તે ઉપરાંત આપવાથી માઠી અસર વર્તાય છે, ને જેમ માત્રા મોટી તેમ ભય વધારે.

**ચિન્હોઃ**—પ્રથમ ચક્કર આવે છે, ને પછી દર્દી એકદમ બેભાન થઇ જાય છે, ઉભો હોય તો પડી જાય છે, અગર બેઠો હોય તો સુઈ જાય છે, તેના મોઢામાંથી ને નાકમાંથી એક જાતની ખાસ વાસ આવે છે. માત્રાના પ્રમાણમાં ચિન્હોમાં પણ તફાવત હોય છે. જો આ ઝેર વધારે લેવામાં આવ્યું હોય તો બે ચાર સેકન્ડમાં કે એક બે મીનીટમાંજ ચિન્હો શરૂ થાય છે. ચકકર આવીને બેશુદ્ધિ થાય છે; તે પછી શ્વાસ ઉંડો ચાલે છે, ને એકાએક પ્રાણ છુટી જાય છે. મરતી વખતે ઘણીવાર શ્વાસોચ્છ્વાસથી નીપજતો ઘર્ષણ ધ્વનિ સ્પષ્ટ સંભળાય છે. ત્વચા થંડી ને વાદળી રંગની થઇ જાય છે. કીકી વિસ્તૃત થાય છે, નાડી ને શ્વાસ બહુજ ઉતાવળાં ચાલે છે. જડબાં સખત રીતે બીડાઇ જાય છે. હાથ પગ તણાય છે, ને મળમૂત્રનો ત્યાગ થઇ જાય છે. કેટલીકવાર દરદી ચીસ પાડે છે, ને પછી જાણે તેની ઉપર વીજળી પડી હોય, તેમ પોતે પડી જાય છે. વિષ થોડું હોય તો દરદી ગુંગળાતો હોય એમ લાગે છે, વખતે તેથી થોડુ હોય તો ઉબકા આવે છે, લાળ વહે છે, મોઢામાં ચાંદાં પડે છે, માથું ભારે થાય છે, ને સ્વભાવ ચિંતાગ્રસ્ત થઇ જાય છે. વિષ બહુ લેવાયુ હોય, તો બેથી પાંચ મીનીટની અંદર મૃત્યુ નીપજે છે.

ફોટોગ્રાફીની દવાઓમાં પણ આ ઝેર આવે છે, ને તે દવાઓ સાઇનાઈડસના નામથી ઓળખાય છે તે ખવાઇ ગઇ હોય, તોપણ આ પ્રમાણેજ ચિન્હો થાય છે. તેનો ઉપાય પણ આ પ્રમાણેજ કરવો.

**ઉપાયઃ**—રક્તાશયને ચાલુ રાખવા પ્રયત્ન કરવો.

**ખુરાસાની અજમો, હાયોસાયમ, હેનબેન.**

આનો અર્ક અંગ્રેજી દવામાં પીડાશામક તરીકે વપરાય છે. દેશી વૈદ્યમાં ખુરાસાની અજમો કવચિત વપરાય છે, તે બીઆં એક ઈંચના અઢારમા ભાગ જેવડાં હોય છે, ને એક ગ્રેનમાં ૧૨૦ જોખાય છે. તેની ઉપર નાના ટેકરા હોય છે, ને તે ટેકરા ફરતી કાળી લીટી હોય છે. તેના પાંદડાં ને મુળીઆં પણ ઝેરી છે, તેના અર્ક સિવાય તેનું સત્વ ( extract ) પણ અંગ્રેજી દવામાં વપરાય છે.

**વિષારી માત્રાઃ**—અર્કના એક ડ્રામ કરતાં વધારે ને સત્વના ૧૦ ગ્રેનથી વધારે લેવામાં હાનિ છે.

**ચિન્હોઃ**—આ વિષ પેટમાં ગયા પછી થોડીક મીનીટથી અડધા કલાક સુધીમાં માઠી અસર જણાવા લાગે છે. ચ્હેરો લાલ થઇ આવે છે. નાડ ભરેલી ચાલે છે. દરદી ઉશ્કેરાઈ જાય છે, ઉન્માદ જણાય છે, પણ થોડીવારમાં તે અશક્ત થઇ જાય છે, હાથ પગ ધ્રુજે છે, દર્દી ચાલી શકતો નથી, કીકી વિસ્તૃત થાય છે, આંખે બેવડું બેવડું દેખે છે, વિચાર ગોટાય છે, વાચા બંધ થાય છે, અગર રીતસર બોલી શકાતું નથી, ઉલટી થાય છે, વખતે દૃષ્ટિ નાશ પામે છે, ઉન્માદ પછી દરદી બેભાન ને હોસકોસ વિનાનો થઇ જાય છે, અથવા થોડોક સન્નિપાત રહે છે ને છેવટ મરણ પામે છે. કોઇવાર ઝાડા થઈ આવે છે ને કોઇવાર કાંઇ ત્વચા રોગ ફુટી નીકળે છે, વખતે ગળામાં દાહ લાગે છે.

**ઉપાયઃ**—બેલાડોનાની જેવો કરવો.

**હેમલોક.**

આ વિષ અંગ્રેજી દવામાં ઘણીવાર સ્નાયુશૈથિલ્યકૃત તરીકે આંચકી, ઉન્માદ, ધનુર, ખાસી, દમ વગેરે ઉપર અપાય છે, તેનો અર્ક, ગોળીઓ, રસને નાસ વપરાય છે.

**વિષારી માત્રાઃ**—અર્કના ૬૦ ટીપાં, ગોળીના ૧૦ ગ્રેનને રસના ૧ ડ્રામથી વધારે લેવાથી વિષાઅસર શરૂ થાય છે.

**ચિન્હોઃ**—પગમાં અશક્તિ જણાય છે. બરા-

બર ચાલી શકાતું નથી, હાથ ખોટા પડી જાય છે, પછી ધીમે ધીમે બધાં ઐચ્છિક સ્નાયુઓ જુઠા થાય છે. ગળે પણ કશું ઉતરતું નથી, શ્વાસોચ્છ્વાસની ક્રિયા બંધ પડવા લાગે છે, કીકી વિસ્તૃત થાય છે ને હલતી ચાલતી નથી, મુંઝવણ થાય છે, છેવટ દુખી થતો થતાં દરદી મરણ ને શરણે જાય છે.

**ઉપાયઃ**—ઉલટી કરાવવી તે માટે જરૂર પડે તો સ્ટમક પંપ વાપરવો. ટાનીક આસીડ કે ગ્યાલીક આસીડ ગરમ પાણીમાં પુષ્કળ આપવું અથવા તે ન મળે તો શેર ગરમ પાણીમાં એક આઉંસ જેટલી ચાહ ઉકાળીને તે પાણી પાયા કરવા, ને તે પછી ફરીને ઉલટી કરાવવી. ઉષ્ણ દવાઓ બ્રાન્ડી, ઇથર, આમોન્યા વગેરે પણ આપવી. હાથે પગે ગરમી લગાડવી. કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચલાવવો. આટ્રોપીનના સોલ્યુશનના બે ટીપાંની ત્વચામાં પીચકારી મારવી.

---

## ખનિજ વિષ.

### કાર્બોલિક તેલ ને આસીડ.

આ તેલમાં મુખ્ય ભાગ કાર્બોલિક આસીડનો હોય છે. તે આસીડ ને તેલ બન્ને બહારથી ચાંદાને જખમ રૂઝાવવા માટે વપરાય છે. તેનો મુખ્ય ગુણ દુર્ગંધ અને ચેપ દુર કરવાનો છે. ત્વચાને આસીડ અડે તો દાહક ગુણ દર્શાવે છે, મુખની અંદર ગુદાની અંદર કે ગર્ભાશયમાં ક્ષત રૂઝાવવા માટે આ તેલ લગાડવાથી પણ મૃત્યુ નીપજે છે. ગંધ ઉપરથી આ વિષ જલદી ઓળખાય છે, થુંક, પેસાબ, પરસેવો, શ્વાસ વગેરેમાં તેની ગંધ આવે છે

**વિષારી માત્રાઃ**—બે ગ્રેન કરતાં વધારે લેવાથી નુકસાન થાય છે. કવચિતજ આ વિષ ખાવા માટે અપાય છે, ને અપાય છે, ત્યારે ગ્લીસરીન સાથે અગર ગોળીના રૂપમાં અપાય છે. પ્રવાહી રૂપમાં આસીડ આવે છે, તેના ત્રણ ટીપાંથી વધારે લેવામાં સલામતી નથી.

**ચિન્હોઃ**—આ ઝેર પેટમાં જાય છે, કે તરતજ મોઢેથી હોજરી સુધી સખત બળતરા પેદા કરે છે, ને હોઠ ને મોઢાની ત્વચા સફેદ ને કઠણ થઈ જાય છે, શરીર થંડુ પડી જાય છે, ને પરસેવો છુટે છે. હોઠ આંખોના પોપચાં, ને કાન શ્યામ વર્ણના થઇ જાય છે કીકી સંકુચિત થાય છે, પેસાબ કાળો ઉતરે છે, ને વખતે બંધ થઇ જાય છે, દર્દીને ચક્કર આવે છે, તે બેશુદ્ધ થઈ જાય છે, શ્વાસ ઘુંટાતો ચાલે છે, અંગ મડદા જેવું થઇ જાય છે, પછી દમ ઉપડે છે, ને મૃત્યુ થાય છે. ઉલટી ને આંચકી કવચિતજ થાય છે.

**ઉપાયઃ**—સ્ટમકપંપથી અગર રાઇ વગેરે દવાથી ઉલટી કરાવવી; પછી જરા ગરમ પાણીમાં વીલાયતી મીઠું, ગ્લોબર્સ સોલ્ટ, અથવા સોડા સારી પેઠે નાંખીને તે પાયા કરવું, અથવા વધારે સારૂં તો સેકરેટેડ લાઇમ* જરા ગરમ પાણીમાં ભેળવીને આપવું એ છે. જ્યાં સુધી કાર્બોલીક આસીડની ગંધ મોઢામાંથી આવતી બંધ થાય, ત્યાં સુધી ઉપર લખેલી દવામાંથી હરકોઈ આપ્યાજ કરવી. ઇંડાની સફેદી મળે, તો પાણી સાથે પુષ્કળ આપવી. તે કાંઇ ન બને, તો એરંડીઉ રૂ. રાા ભાર અગર ઓલીવનું તેલ અચ્છેર જેટલું પાઈ દેવું. દર્દી અશક્ત થઇ જતો હોય, તો બ્રાન્ડી, ઇથર, કે સાલવોલેટાઇલ આપવું. હાથે પગે ગરમી લગાડવી; નાઇટ્રાઇટ ઑફ એમાઇલ સુંઘાડવું. વખતે આટ્રોપીનના પ્રવાહી ( ૧૦૦ માં ૧ વાળા)ના બે ટીપાંની ત્વચામાં પીચકારી મારવાથી પણ ઠીક થાય છે.

### કયાસ્ટીક.

ચાંદા, ગ્રંથિ, વગેરેને બાળવા માટે કયાસ્ટીક વપરાય છે. તેમાં મુખ્ય નાઇટ્રેટ ઑફ સીલવર હોય છે. તેનાં ટીપાં ( ૧ ગ્રેન એક આંઉસ પાણીમાં ) નંખાય છે. ચોરીઆ આવી ગયા હોય, પેઢાં સુજી આવ્યાં હોય, કે તાળવામાં ક્ષત પડયાં હોય, ત્યારે કયાસ્ટીક વપરાય છે. ચોરીઆને કયાસ્ટીક લગાડવા જતાં કોઇવાર તે પડી જાય છે. પોટાસ ને સોડા પણ કયાસ્ટીક તરીકે વપરાય છે.

---

* બનાવવાની રીતઃ—૧૬ રૂપીઆ ભાર સાકર એક શેર પાણીમાં ગાળી નાખવી પછી તેમાં ૫ રૂપિયા ભાર કળી ચૂનો નાખવો તેને ત્રણ દિવસ પડયું રહેવા દઇને પછી પાણી બધું બળી જાય, ત્યાં સુધી ચુલા ઉપર રાખવું. તે ભુકાને પાણીમાં નાખીને પીવા આપવો. તરત બનાવવું હોય તો એક શીશીમાં સવાશેર પાણી નાખવું પછી તેમાં કળી ચુનો રાા ભાર ને ધોયેલી સાકર ૫ ભાર નાખીને હલાવવું. એક બે કલાક પછી ઉપરનું નીતર્યું પાણી વાપરવું.

**ચિન્હો:—** ગળાનો ભાગ ને મોઢાનો ભાગ સફેદ લાગે છે, અથવા બળી ગયેલો જણાય છે. ગળેથી પેટ સુધી દાહ લાગે છે. વખતે ઉલટી થાય છે, તો તેમાં લોહી પડે છે, ત્વચા થંડી ને ભીની રહે છે, વખતે ઝાડો થાય છે. ગળું ફુલાઇ જવાથી મૃત્યુ નીપજે છે. પોટાશ વધારે પ્રાણઘાતક નીવડે છે.

**ઉપાય:—**જો નાઇટ્રેટ ઓફ સીલ્વર ગયું હોય, તો પાણીમાં મીઠું નાખીને ખૂબ પાવું, ને ઉલટી કરાવવી, પછી ઇંડાની સફેદી કે કાંજી પાવી. જો પોટાશ હોય તો વાઇનગર લીંબુનો રસ નારંગી વગેરેમાંથી મોટા પ્રમાણમાં હરકોઇ એક આપવું; તે સાથે પુષ્કળ ઘી, ચોખાનું ધોણ, ગુંદરનું પાણી વગેરે આપવાથી પણ ફાયદો થાય છે.

### ગ્યાસલેટ તેલ.

ગ્યાસલેટ તેલ કોઇવાર ભૂલથી છોકરાંઓ પાણીને બદલે પી જાય છે.

**ચિન્હો:—**મોઢામાં, ગળામાં અને હોજરીમાં દાહ લાગે છે, ઉલટી થાય છે, તેમાં ગ્યાસલેટ ઉપર તરે છે, અને ગંધાય છે, તૃષા બહુ લાગે છે, ને રાત્રે દરદી બહુ બેચેન રહે છે. શ્વાસમાં પણ ગ્યાસલેટની ગંધ આવે છે. શરીર થંડુ પડે છે, ચ્હેરો ફિક્કો થઇ જાય છે, અને ચિંતાતુર લાગે છે. નાડી નબળી પણ નિયમિત ચાલે છે. શ્વાસોચ્છ્વાસ નિઃશ્વાસ નાખવા જેવા ચાલે છે, અને છેવટે કોઇકવાર દરદી બેશુદ્ધ ને હોસકોસ વિનાનો થઇ જાય છે.

**ઉપાય:—**સ્ટમક પંપ વાપરવો; ઉલટી કરાવવી; બ્રાન્ડી, કાફી વગેરે ગરમ દવાઓ આપવી. શરીર ખૂબ ચોળવું. સુંઠ ઘસવી, ગરમ પાણીના સીસા દરદીના પડખામાં મુકવા. સ્ટ્રીકનાઇન સલ્ફેટના $\frac{1}{60}$ ગ્રેન અગર લીકર સ્ટ્રીકન્યાના બે ટીપાંની ત્વચામાં પીચકારી મારવી. બાળક હોય તો લીકર સ્ટ્રીકન્યાનું માત્ર એકજ નાનું ટીપું બસ છે; ઉલટીમાં ગ્યાસલેટ બધું નીકળી જતું હોય, તો આટલા બધા ઉપચારની ક્વચિતજ જરૂર પડે છે.

### ચુનો ને તેના ક્ષાર.

કળી ચુનો દાહક છે, અને તેના ક્ષાર પણ દાહક ગુણવાળાજ હોય છે. તેને લીધે અન્નમાર્ગમાં ફોડલા થઇ આવે આવે છે, ગળું આવી જાય છે, શ્વાસ રૂંધાવાથી દરદી મરણ પામે છે. હોજરીમાં તેને લીધે દાહ ને વરમ થઇ આવે છે. ઉલટી થાય છે, પેટમાં દુખે છે, ઈત્યાદિ ચિન્હો પછી જો દરદીનો શ્વાસ ચાલી શકે નહિ, તો મુંઝવણ, આંચકી, ઇત્યાદિ ચિન્હો થાય છે.

**માત્રાઃ—**થોડો ઘણો ચુનો પાનમાં સૌ કોઇ ખાય છે, પણ એકલો કળીચુનો થોડો એક પણ મોઢામાં મુકયો હોય, તો ફોલ્લો ઉપડે છે. એક ડ્રામ જેટલો સખત કળીચુનો હોય, તો તેથી ગળું બંધ થઇ જવાનો સંભવ છે.

**ઉપાય:—**ઘી પાવું, ને ઉલટી થવા દેવી, જવની ચાહ, કાજી, ગુંદરનું પાણી, ઇત્યાદિ જેટલું પીવાય તેટલું પીવા દેવું. અશક્તિ વધતી જાય, તો બ્રાન્ડી, સાલવોલેટાઇલ વગેરે દવાઓમાંથી યોગ્ય લાગે તે આપવી.

### જસત અને જસતના ક્ષાર.

જસતના ક્ષાર દેશી વૈદામાં તેમજ અંગ્રેજી દવામાં પણ વપરાય છે. ખાપરીઉં છોકરાંઓને ખવરાવે છે, તેમાં જસતનો ક્ષાર હોય છે. અંગ્રેજીમાં જસતનાં ફુલ—સલ્ફેટ ઓફ ઝીન્ક ને ઓકસાઇડ ઓફ ઝીન્ક બે મુખ્યત્વે કરીને વપરાય છે. સલ્ફેટ ઓફ ઝીન્કના એક બે ગ્રેન એક આઉંસ પાણીમાં નાખીને આંખમાં ટીપાં નાખવા માટે અપાય છે. તેનો એક ગ્રેન બીજી પૈષ્ટિક દવાઓ સાથે ભેજાને મજબુતી મળવા માટે ગોળીના રૂપમાં અપાય છે, તથા મોટા પ્રમાણમાં ઉલટી કરાવવા માટે પાણીમાં ભેળવીને પીવા અપાય છે. ઓકસાઇડ ઓફ ઝીન્ક ચાંદા ખરજવા વગેરે ઉપર સાદા મલમ સાથે મેળવી લગાડાય છે. ક્યારેક તેના એક બે ગ્રેન ગોળીના રૂપમાં ક્ષયનો પરસેવો તથા ઝાડો બંધ કરવા માટે અપાય છે. કલોરાઇડ આફ ઝીન્ક આવે છે, તે આ બન્નેના કરતાં વધારે દાહક ને પ્રાણઘાતક છે. તેનો મલમ ચાંદા ઉપર વપરાય છે. વેલેરીએનેટ ઓફ ઝીન્ક ૧ થી ૩ ગ્રેનની માત્રામાં હિસ્ટીરીઆ કોરીઆ વગેરે મગજના વ્યાધિ મટાડવા માટે અપાય છે. ઉપર દર્શાવી છે તે કરતાં મોટી માત્રામાં જો હરકોઇ ક્ષાર લેવામાં આવે, તો વિપરીત પરિણામનો સંભવ રહેછે.

**ચિન્હો:—**હોઠ ને મોઢાના શ્લેષ્મ પડનો દાહ થાય છે, અન્ન માર્ગમાં દરદ થાય છે, ને સખત ઉલટી થયા કરે છે. નાડ ને શ્વાસ જોરથી ને ઉતાવળા ચાલે છે. કીકી વિસ્તૃત થાય છે. પછી હાથ

પગ શીથીલ થઇ જાય છે, છેવટે લકવા જેવાં લક્ષણ જણાય છે, અને દરદી હોસકોસ વિનાનો થઈ મરણ પામે છે.

**ઉપાયઃ**—સોડા અગર પોટાસ ( કાર્બોનેટ ) ગરમ પાણીમાં ભેળવીને ખૂબ પાયા કરવો, તે ન મળે તો ખારો પાણીમાં નાખીને ખાવો. દુધ સારી રીતે પીવા દેવું, ઇંડાની સફેદી મળે તો ગરમ પાણીમાં મેળવીને આપવી. ટાનીક આસીડ, ગ્યાલીક આસીડ, માયાનો ભુકો કે ચાહ ગરમ પાણીમાં મેળવીને થોડી થોડીવારે આપવી, ઉલટી બહુ થતી હોય, તો પેટ ઉપર અળસીની પોટીસ મુકવી; ને લાડેનમનાં ૨૦ કે ૨૫ ટીપાં પાણી સાથે પાવાં, એમ છતાં પેટમાં દરદ બહુ થતું હોય, તો ચોખાના ધોણની સફરા વાટે પીચકારી મારવી.

### ટરપેન્ટાઇન.

જ્યારે સંધિવા, વરમ ઈત્યાદિ ચિન્હો હોય છે, ત્યારે બહારથી ત્વચા ઉપર ચોળવા માટે આ દવા વપરાય છે. કોઇવાર મૂત્રલ તરીકે ૫ કે ૧૦ ટીપાં પીવા અપાય છે. કૃમિનો નાશ કરવા માટે તથા રેચ આપવા માટે ૧ ડ્રામ અપાય છે. પણ તેથી વધારે આપવાથી ખરાબ ચિન્હો થતાં જોવામાં આવે છે.

**ચિન્હોઃ**—શ્વાસમાં ટરપેન્ટાઇન ગંધાય છે. નીસો ચઢગો હોય એમ લાગે છે. કીકી સંકુચિત રહે છે. શ્વાસ ઘુંટાતો ચાલે છે, વખતે પેડુમાં દુખે છે. દરદી બેહોસ થઇ જાય છે, શુદ્ધિ જતી રહે છે, ને ધનુરના જેવી આંચકી ઉપડે છે. પેસાબ થોડો ઉતરે છે, ને તેમાં એક જાતની ખાસ વાસ ઉત્પન્ન થાય છે. અફીણના ચિન્હોને આ ચિન્હો કેટલેક દરજ્જે મળતાં આવે છે.

**ઉપાયઃ**—ઉલટી કરાવવી, એપોમોર્ફાઇનની ત્વચામાં પીચકારી મારવી. વીલાયતી મીઠું એક આઉંસ પાશેર પાણીમાં ભેળવીને પાવું. તે પછી દુધ, ઈંડાની સફેદી જવની રબ્હા, ગુંદરનું પાણી વગેરે પુષ્કળ પીવા દેવું. જો પેડુમાં દુખાવો બહુ થાય, તો લાડેનમનાં ૨૦ –૨૫ ટીપાં પાઇ દેવાં, અથવા મોર્ફાઈનની ત્વચામાં પીચકારી મારવી.

### તેજાબ.

વ્યાપારની ચીજો બનાવવામાં અને અંગ્રેજી દવામાં તેજાબ ઘણા વપરાય છે. તે કોઇવાર ભૂલથી પી જવાય તો ભારે હાનિ થઇ પડે છે, તેજાબ કેટલાક સખત ને કેટલાક મોળા હોય છે. સખત તેજાબના શીશા ઉઘાડા હોય, તો માંહેથી કેટલીકવાર વરાળો નીકળતી જોવામાં આવે છે. મોળા તેજાબો સખત તેજાબમાં પાણી ભેળવવાથી થાય છે.

તેજાબ મીઠામાંથી, સુરા ખારમાંથી ને ગંધકમાંથી થાય છે, અને તે ઉપરથી મીઠાનો, સુરાખારનો ને ગંધકનો એમ જુદી જુદી જાતના તેજાબ કહેવાય છે. તે સિવાય ફોસ્ફરીક, એસેટીક, ક્રોમીક, ફ્લ્યુઓરીક, ઓકઝાલીક ઈત્યાદિ આસીડો પણ વપરાય છે. સખત તેજાબ જરા પણ પીવાય નહિ, ને મોળા તેજાબના ૨૦ ટીપાંથી વધારે લેવાતાં નથી.

જુદા જુદાં આસીડથી ચિન્હોમાં કેટલોક ફેર પડે છે, ને તેથી તેનાં ચિન્હો નીચે પ્રમાણે જુદાં જુદાં આપ્યાં છે.

**મીઠાનો તેજાબઃ**—ગળાથી હોજરી સુધી બળતર થવા લાગે છે, ઉલટીમાં શ્લેષ્મ ને લોહી ખાટું ને કાળા રંગનું નીકળે છે, જીભ સુજી ને કોરી પડી જાય છે, તૃષા બહુ લાગે છે, ગળે કાંઇ પણ ઉતારી શકાતું નથી. નાડી નાની ઉતાવળી ને અનિયમિત ચાલે છે. ત્વચા થંડી ને પરસેવા વાળી રહે છે. મગજ શક્તિ છેવટ સુધી સારી રહે છે.

**સુરાખારનો તેજાબઃ**—સખત ઉલટી થાય છે, ને મેલો લોહી મિશ્રિત શ્લેષ્મ નીકળે છે. હોઠ, જીભ, ને ગળાનો ભાગ દાઝી જાય છે, તે પ્રથમ સફેદ લાગે છે, પછી કાળો પડી જાય છે. ગળે કશું ઉતરતું નથી, તેમ બોલી શકાતું નથી. દસ્ત કબજ રહે છે, ને વખતે પેસાબ પણ બંધ થઇ જાય છે.

**ગંધકનો તેજાબઃ**—ઉલટીની સાથે ઉબકા થાય છે. કાળા લોહીના ગડફા ઉલટીમાં નીકળે છે, પેટમાં સખત દુખાવો રહે છે, ને તેથી ધનુરના જેવી આંચકી આવે છે. મૃત્યુ એકાએક થાય છે, અથવા હોજરીમાં ચાંદા પડે છે. તૃષા બહુજ લાગે છે, ગળે પાણી પણ ઉતરી શકતું નથી. મોંઢામાંથી લાળ ચાલી જાય છે, ને કેટલીકવાર બીજા કોઇ કારણથી નહિ પણ ગળું રૂંધાઇ જવાથી મૃત્યુ નીપજે છે.

બીજા તેજાબો ભાગ્યેજ સાધારણ ઉપયોગમાં આવે છે, ને તેથી તેને લીધે મૃત્યુ નીપજવાના દાખલા બહુ થોડા છે.

**ઉપાયઃ**—નીતરેલું ચુનાનું પાણી, સાબુનું પાણી, ખડીનું પાણી, એકલું પુષ્કળ પાણી, સોડા બાઇ-કાર્બોનેટવાળું પાણી, દુધ, તેલ, ઇંડાની સફેદી, ઘી, કાંજી, ગુંદરનું પાણી, આરારૂટની કાંજી, ઇત્યાદિ-માંથી જે મળે તે બને તેટલી ઉતાવળથી દર્દીના અન્ન માર્ગમાં દાખલ કરવું. દવાની પસંદગીમાં વખત ગાળવો નહિ, પણ હાજર તે હથિયાર એમ સમજી આટલામાંથી જે મળે તે તરત પાવું. પછી અળસી-ની ચાહ કરીને તેમાં દુધ ભેળવીને દર્દીના મોમાં થોડે થોડે રેડયા કરવી. સ્ટમકપંપ વાપરવો નહિ. મોર્ફાઇનના અડધા ગ્રેનની ત્વચામાં પીચકારી મારવી. ગળું રૂંધાઇ જાય એમ લાગે, તો કાબેલ ડાકટર પાસે ગળામાં છેદ ( tracheotomy ) મુકાવવો. તે-જાબ બહારની ત્વચા ઉપર બહુ લાગ્યો હોય, તો ત્યાં પાણીમાં લુગડું બોળીને મુકવું, ને તે ઉપર થંડા પાણીની ધાર કર્યા કરવી. પછી ચાંદાની પ્રમાણે તેનો ઉપચાર કરવો.

### તાંબુ ને તેના ક્ષાર.

આપણા દેશમાં રાંધવામાં તાંબાના વાસણો બહુ વપરાય છે; અગર જો કે તેમાં ચેપ દૂર કરવાનો ગુણ છે, તેથી કેટલેક અંશે તે સારાં છે, પરંતુ તેનો કાટ જ્યારે મોટા પ્રમાણમાં પેટમાં જાય છે, ત્યારે એકદમ અથવા લાંબે કાળે પણ તબીઅતમાં બગાડ થયા વિના રહેતો નથી; ખાસ કરીને બાળકો તેનો કાટ ખમી શકતાં નથી. દીર્ઘ રીતે તેનું ઝેર ઘણા-ઓને હરકત કરતું જણાય છે. તાંબાના ઠામમાં પાણી, તેલ, ઘી, આથણું, લીંબુનો રસ, છાસ, વગેરે રાખ-વાથી તેનું ઝેર ચડે છે. પીતળમાં તાંબુ હોય છે તે સૌ કોઇ જાણે છે. તાંબા પિતળના ઠામને કલઇ કરાવવાનો રીવાજ ઉત્તમ છે. તાંબાનો કાટ રંગવા-ના કામમાં વપરાય છે. તામ્રભષ્મ દેશી ઔષધમાં વપરાય છે, તેનો ઉપયોગ ઘણીજ સુક્ષ્મ માત્રામાં હોમીઍાપેથીના જેવો થવો જોઇએ.

**ચિન્હોઃ**—મોઢામાં કાટનો સ્વાદ રહ્યા કરે છે, ગળું કોરૂં પડી જાય છે, પેટમાં ચુંક આવે છે, ઉબકો ને ઉલટી થઇ આવે છે, ઝાડો થઈ આવેછે, ને તે સાથે પેડુમાં દરદ થાય છે, વીટ આવે છે, ને બહુ બળ કરવું પડે છે. પેસાબ થોડો ઘણો બંધ થઇ જાય છે. કમળાની જેવી આંખો લાગે છે, શ્વાસ ઉતાવળો ચાલે છે, પણ તે સાથે મુંઝવણ રહે છે, નાડી નાની ને ઉતાવળી ચાલે છે, નબળાઇ બહુ વધી પડે છે, તૃષા બહુ લાગે છે, શરીર થંડુ પડી જાય છે, પરસેવો વળે છે. માથું દુખે છે, ચકકર આવે છે, ને દર્દી બેભાન થઇ મરણ પામે છે.

ઉપાયઃ—દુધને ઈંડાની સફેદી પુષ્કળ આપવાં, અગર એકલું દુધ પાંચશેર કે વધારે પાઇ દેવું. જો કાટ પેટમાં બહુ ગયો હોય, તો પહેલાં ઉલટી થવા દેવી ને વધારે થાય, તે માટે સ્ટમકપંપ અથવા રાઇનો લોટ વાપરવો. ઉલટી થોડીએક થયા પછી જવની ચાહ, ગુંદરનું પાણી, ચોખાનું ધોણ, કે આરારૂટની ચાહ કે દુધ પાવું. પેટ ઉપર અળસીની પોટીસ મુકવી, ને ત્વચામાં મોર્ફાઇનના ⅙ ગ્રેનની પીચકારી મારવી.

### પારદ ને તેના ક્ષાર.

અંગ્રેજી તેમજ દેશી દવામાં પારદ વપરાય છે. તેને કેટલાક લોકો પારો–હરણીઓ પારો–કહે છે; કેટલાક વૈદો તેને એક અમુલ્ય ઔષધ લેખે છે. શુદ્ધ ને એકલો પારદ કવચિતજ દવામાં અપાય છે. દેશી વૈદો જેને શોધેલો પારો કહે છે, તે પણ એક જાતનો ક્ષારજ હોય છે, ખરી રીતે પારદ એ એક મોટું વિષ છે, અને ઉપદંશ જેવાં મહાન વ્યાધિ ને દૂર કરવા તે શકિતવાન છે, પરંતુ તેનો દુરૂપ-યોગ ઘણી વખત થતો જણાય છે, ને ઘણા દરદીઓ પારદના ઝેરની દીર્ઘ અસરથી પીડાતા જોવામાં આવે છે.

**પારદની બનાવટોઃ—દેશી** (૧) કજ્જળી જે પારા ને ગંધકને સાથે ખરલ કરવાથી થાય છે, (૨) હિંગળોકને (૩) રસકપૂર આ ત્રણ મુખ્ય બનાવટ છે, ને તે સિવાય દેશી રસાયણના અનેક નુસકામાં તે આવે છે.

**અંગ્રેજીઃ**—(૧) પારદની ગોળીઓ (૨) પારદ નો ગ્રેપાઉડર ( ચાક સાથે લઢવાથી થતું ચૂર્ણ ) (૩) રસકપૂરનું પ્રવાહિ (૪) કયાલોમલ, એ ચાર મુખ્ય બનાવટો છે, તે સિવાય બીજી બનાવટો બા-હ્યોપચાર માટે ઘણી છે, ને તે વધારે વિષારી છે. હિંગળોકનો મલમ અંગ્રેજી દવામાં વપરાય છે. રસ-કપુરનું વિષ વધારે જોવામાં આવે છે.

**વિષારી માત્રાઃ**—તેની બનાવટો ઘણી હોય છે, ને તે સઘળી ઓછા વધતા દાહક ગુણવાળી

હોય છે; ભાગ્યેજ કોઈ દવા નુકસાન વિના ખાવાના ઉપયોગમાં લઇ શકાય તેવી હોય છે. દવા તરીકે અપાય છે, છતાં પણ કેટલીકવાર નુકશાન કરે છે. દેશી વૈદો મોઢું લાવે છે, તે પણ વિષારી અસર છે. જુદી જુદી બનાવટોની માત્રા જુદી જુદી છે.

**ચિન્હો:**—દવા મોટા પ્રમાણમાં પેટમાં જાય છે કે તરતજ મોળ આવવા લાગે છે, મોઢામાં એક જાતનો કાટ જેવો સ્વાદ રહ્યા કરે છે, હોઠ ને ગળું બળે છે, ગળું દાબવાથી કે કાંઇ પણ ચીજ ગળે ઉતારવાનો પ્રયત્ન કરવાથી વધારે બળે છે. ઉલટીમાં ને ઝાડામાં શ્લેષ્મ, પિત્ત ને રક્ત જણાય છે; ને ઉલટી તથા ઝાડો ચાલુ રહે છે, પેટ ફુલી આવે છે, ને તેમાં ઘણુંજ દરદ થાય છે. ચ્હેરો ઘણું કરીને સુજી આવે છે, ને આંખો ચળકે છે, વખતે ચ્હેરો ચિંતાતુર થઇ જાય છે. ઝાડો થતી વખતે ગુદાદ્વારમાં દુખાવો વર્તાય છે, ને ઘણીવાર પેસાબ બંધ થઇ જાય છે. આ ઉપરાંત કેટલીકવાર ચિન્હો વરમને તથા તાવને મળતાં આવે છે ને કેટલીકવાર અશકિત ને નબળાઇ ને મળતાં આવે છે. નાડ વખતે ભરેલી ને ઉતાવળી હોય છે, વખતે નબળી ને અનિયમિત હોય છે. કોઇ કોઇવાર દરદી ઉંઘતો હોય એમ લાગે છે, વળી કોઇવાર તે સ્વસ્થ જણાય છે, ને પાછો ઘણોજ બે ભાન થઇ જાય છે. શરૂઆતથીજ કેટલીકવાર આંચકી, તાણ, ખેંચ, સ્નાયુમાં દુખાવો ઇત્યાદિ જણાવા લાગે છે, ને કોઇ કોઇવાર તેને પક્ષાઘાતનાં ચિન્હ પણ જણાય છે. આ બધાની સાથે મોઢામાંથી લાળ વહ્યા કરવાનું મુખ્ય ચિન્હ લક્ષમાં લેતાં પારદની ખાત્રી થયા વિના રહેતી નથી. લાળ વહેવાની સાથે મોંઢાનો ભાગ લાલ થઈ આવે છે, દાબે પોચો લાગે છે અને પેઢામાં ક્ષત પડે છે એટલે બીજા કારણોથી તેને સ્પષ્ટ રીતે જુદું સમજાય છે.

પારદના દીર્ઘ વિષમાં દરદીને બહુ હેરાનગતિ ભોગવવી પડે છે, કેટલાકને કાયમ વધારે લાળ આવ્યા કરે છે, મોઢું આવેલું મટતું નથી, કશો ગરમ પદાર્થ ખાઇ શકાતો નથી, આંખો બળે છે, દાંત હલે છે, વહેલા પડવા માંડે છે, દાંતમાં દરદ થયા કરે છે, વખતે તેથી વધારે વિષ હોય, તો હાડકાને તથા ત્વચાને પણ ધીમે ધીમે હરકત પહોંચે છે. કેટલાકને એક જાતની ધ્રુજ પણ તે પહેલાં થાય છે. મોઢું લાવ્યા પછી દીર્ઘ અસર ઘણા વખત સુધી રહે છે.

**ઉપાય:**—સ્ટમક પંપ વાપરવો, કે ઉલટી કરાવવી. ઈંડાની સફેદી ઉકાળ્યા વિના પાણી સાથે મેળવીને પુષ્કળ આપ્યા કરવી, અગર પાણીમાં ઘઉનો આટો ચોળીને તેનો રસ પાઇ દેવો, પછી આરારૂટની કાંજી અથવા ચોખાનું ધોવણ પાવું, જવની ચાહ પણ સારી. દરદી નબળો પડી જાય તો બ્રાન્ડી-કોફી વગેરે ગરમ દવાઓ આપવી. પેટમાં દુખાવો અતિશય હોય તો અફીણના અર્કનાં ૨૦ ટીપાં પાણીમાં મેળવીને આપવાં.

## ફોસ્ફરસ.

ફોસ્ફરસ એ વનસ્પતિ અને પ્રાણી બન્નેને બહુ ઉપયોગી તત્વ છે, અને તેમના દેહના બંધારણમાં તે ઘણો અગત્યનો ભાગ બજાવે છે, ભેજામાં જ્ઞાનતંતુ તથા ગતિતંતુ ને અસ્થિમાં તે વિશેષ રહેલ છે, એટલુંજ નહિ પરંતુ જીવનનાં ઘણાંક કાર્યો તેને લીધેજ ચાલી શકે છે, એમ કહીએ તો ખોટું નથી. કેટલાક તત્વવેત્તાઓ એમ અભિપ્રાય આપે છે કે જો ભેજામાં ફોસ્ફરસ ન હોય તો મનુષ્ય બીલકુલ વિચાર કરી શકે નહિ; તેના દરેક વિચારમાં ફોસફરસ તત્વનો વ્યય થાય છે; ગાંડા માણસોના ભેજામાં તે તત્વ ઓછું હોય છે. હાલના ડાકટરો ધીમે ધીમે આ તત્વની કિંમત સમજવા લાગ્યા છે, અને તેથી ઘણીખરી પૌષ્ટિક દવાઓમાં હાલ તે વપરાય છે, એમ છતાં તે એક ભારે વિષ છે એ ભૂલી જવું જોઇએ નહિ.

દીવાસળીના ટોપકાં ઉપર આ ઝેર લગાડેલું હોય છે, કેમકે ઘર્ષણથી જેટલી ગરમી ઉત્પન્ન થાય છે તેટલી ગરમીથી તે સળગી શકે છે, ને બીજાને સળગાવી શકે છે. કોઇવાર છોકરાં દીવાસળીનાં ટોપકાં ચૂસે છે, ત્યારે ફોસ્ફરસનું ઝેર ચઢે છે, સફેદ ને લાલ એવા બે જાતના ફોસ્ફરસ હોય છે, સફેદ ફોસ્ફરસ ઝેરી છે; લાલ નથી.

**ચિન્હો:**—પેટમાં દુખે છે, ઉલટી થાય છે, ને ઉલટીમાં નીકળેલ પદાર્થ અંધારામાં લઇ જવાથી સળગતો હોય એમ ચળકે છે. શ્વાસમાં ફોસ્ફરસની ગંધ આવે છે. યકૃતના ભાગમાં દુખાવો જણાય છે, ને કેટલીકવાર તેની વૃદ્ધિ થયેલી જણાય છે, રક્તાશય અતિશય નબળું પડી જાય છે; ને નાક,

હોજરી, ફેફસા ઇત્યાદિમાંથી રક્તસ્રાવ થાય છે, સ્રીને રજોદર્શન થાય છે. બુદ્ધિ નાશ પામે છે, ને કેટલીકવાર સખત ઉન્માદ થઇ આવે છે, ઘણીવાર આંચકી પણ થાય છે, પેસાબ ઓછો આવે છે, ને તેમાં આલ્બ્યુમીન જાય છે. મૃત્યુ એકાએક થાય છે. અગર સારૂં થતાં ઘણા દિવસ લાગે છે,

**ઉપાય:**—જસતનાં ફુલ કે ઇપીકાકયુઆનાના ભુકાથી ઉલટી કરાવવી. પાણીમાં મોરથુથુના ૩ ગ્રેન ભેળવીને ઉલટી થાય ત્યાં સુધી પાંચ પાંચ મીનીટે પીવાં આપવાં. ઉલટી થોડીએક થઇ જાય, ત્યાર પછી પણ પા પા કલાકે મોરથુથુનો એક ગ્રેન પાણીમાં ભેળવીને પાયા કરવો, ને જો તે પહેલાં ટકે નહિ, તો એસેટેટ ઑફ મોર્ફાઇનનાં દશ ટીપાં તેની અંદર નાખવાં. વળી ફ્રેન્ચ ઓઇલ ઑફ ટરપેન્ટાઇનનો અડધો ડ્રામ અડધી અડધી કલાકે આપવાથી પણ ઠીક થાય છે. બીજી કોઇ જાતનું ટરપેન્ટાઈન વાપરવાથી ફાયદો નથી. આ સિવાય વીલાયતી મીઠાનો રેચ આપવાથી ઠીક થાય છે, પણ એ બધાની સાથે એ ખાસ યાદ રાખવું કે ફોસ્ફરસનું ઝેર છે, એમ ખાત્રી હોય, તો તો જરાપણ તેલ કે ઘી પેટમાં જવા દેવું નહિ, કેમકે તેમાં તે ગળી જઇને શરીરને નુકસાન કરે છે.

## ફોસ્ફરસનું દીર્ઘ વિષ.

દીવાસળીના કારખાનામાં રહેનારને તથા કામ કરનારને ફોસ્ફરસના દીર્ઘ વિષનાં ચિન્હો થાય છે. કારખાનામાં લાલ ફોસ્ફરસ વપરાતો હોય, તો તેથી નુકસાન નથી.

**ચિન્હો:**—અજીર્ણને ઝાડાનું દરદ બહુ દિવસ સુધી રહે છે, તે સાથે જીર્ણજ્વર આવે છે. દાંત સડે છે, ને પોલા થઈ જાય છે. દાંતનો દુખાવો થોડો ઘણો વારંવાર થઇ આવે છે; દાંત પડાવી નાખવાની જરૂર પડે છે, પણ પેઢાં એટલાં બધાં બગડી ગયાં હોય છે કે પાડી નાખેલ દાંતની નીચેથી ગંધાતી રસી નીકળવા લાગે છે, ને તે ભાગને રૂઝાતાં બહુ વાર લાગે છે, વખતે તેને લીધે પડખેના દાંતને પણ હરકત થાય છે, તેનું શરીર નબળું પડી જાય છે, ને કાંઇક બીજો રોગ તેની અશક્તિને લીધે લાગુ પડે છે, તો તેમાંથી તે સાજો થઈ શકતો નથી.

**ઉપાય:**—તેના વિષથી દૂર રહેવું. દુધનો ખોરાક વધારે લેવો, અને દાંતના દરદ માટે દાક્તરની સલાહ લેવી. આ દરદવાળા લોકોએ આરારૂટની કાંજી, ઘઉંના થુલાની કાંજી, બટાટા, તાજાં શાક, અળસીની કે જવની ચાહ ઇત્યાદિ વધારે ખાવું. હમેશાં ગુંદરનું પાણી ૧ આઉંસ, મેગ્નીસીઆ ૧૦ ગ્રેન એકત્ર કરીને પીવું, એથી જરા ફાયદો રહે છે ફોસ્ફરસના વિષના આગળ ઉપાયો આપેલા છે, તે પણ જરૂર લાગે તો યોજવા.

## સીસું ને તેના ક્ષાર.

સીસાના ક્ષાર દેશી દવામાં તેમજ અંગ્રેજી દવામાં વપરાય છે. તેની મુખ્ય બનાવટ સ્યુગર લેડ, ઓક્સાઇડ ઑફ લેડ (ઓદાર કાંકરો) ને સફેતો છે, સ્યુગરલેડ સાધારણ રીતે મરડો, સંગ્રહણી, રક્તસ્રાવ, ઇત્યાદિ ઉપર બે ત્રણ ગ્રેનની માત્રામાં અપાય છે. તેને પાણીમાં ભેળવીને આંખ, મોઢું, યોનિ માર્ગ ઇત્યાદિનો સોજો મટાડવા માટે વપરાય છે, તેનો સ્વાદ ગળ્યો પણ જરા તુરો છે. ઓદારને સફેતાનો મલમ લુખસ, ખરજવું, ચાંદા ઇત્યાદિ મટાડવા માટે વપરાય છે. સિંદૂર પણ સીસામાંથીજ બને છે. દશ—પંદર ગ્રેન કરતાં વધારે સ્યુગરલેડ લેવાથી માઠી અસર વર્તાય છે. સિંદૂરના એક ગ્રેનથી પણ ગળું આવી જાય છે.

**ચિન્હો:**—દસ્તની કબજીઅત એ આ ઝેરનું મુખ્ય ચિન્હ છે, કારણ કે તેનો ગુણ ગ્રાહી છે. તે સાથે ગળું કોરૂં પડી જાય છે. મોઢામાં સીસાનો સ્વાદ રહ્યા કરે છે, તૃષા બહુ લાગે છે. નાભિની આસપાસ બહુ દુખે છે, ને તે દુખાવો દાબવાથી કમી થાય છે. પગમાં ગોટલા થાય છે, ને તે દુખે છે. શીતળ પરસેવો આવી જાય છે. પગનો લકવો થઇ જાય છે, ને આંચકી ઉપડે છે.

**ઉપાય:**—સ્ટમકપંપ વાપરવો, રાઇનો લોટ, જસતનાં ફુલ કે ઇપીકાકયુઆનાની ભુકી નાખીને ઉલટી કરાવવી. એક કાચની શીશીમાં પાશેર પાણી ભરીને તેમાં ગંધકના મોળા ( dilute ) તેજાબના ૨૫ ટીપાં નાખવાં, ને તે પાંચ પાંચ મીનીટે એક આઉંસ પાયા કરવું; અથવા વિલાયતી મીઠું પાણીમાં એક આઉંસ પાઇ દેવું, અથવા સલ્ફેટ ઑફ સોડીઅમ અડધો આઉંસ પાણીમાં ભેળવીને પાવું; બને તો ગંધકનો તેજાબ ઉપર કહ્યા પ્રમાણે પહેલાં પાવો, ને પછી આ દવાઓમાંથી જે મળે તે પાવી. થોડીવાર પછી દુધ, ઇંડાની સફેદીને પાણી, જવની ચાહ, ઇત્યાદિમાંથી હરકોઇ આપવું. પેટ ઉપર ગરમ

પાણીનો શીશો મુકવો, અગર અળસીની પોટીસ પાપા કલાકે ગરમ ગરમ મુકયા કરવી. પેટમાં બહુ દુખતું હોય, તો મોર્ફાઈનના ¼ ગ્રેનની ત્વચામાં પીચકારી મારવી, તે પછી સખ્ત ચિન્હો નરમ પડે, ત્યારે આયોડાઇડ ઑફ પોટાસ્યમ થોડાક દિવસ સુધી આપવું.

## સીસાની ધાતુનું ઝેર.

સીસાની દવા પેટમાં અગર બહાર બહુ દિવસ સુધી વાપરવાથી તેનું ઝેર આખા શરીરમાં ફેલાય છે; તેવીજ રીતે કેટલાક પદાર્થો કે જે સીસાની ધાતુના ઠામમાં રાખ્યા હોય છે, અગર રાંધ્યાં હોય છે, તે ખાવાથી કે પીવાથી, તથા સીસાની ધાતુનો વખતોવખત સ્પર્શ કરવાથી અગર તેની પાસે રહેવાથી પણ દિવસે દિવસે તેનું ઝેર શરીરમાં જામતું જાય છે. સિસાના રંગથી ચિત્રકામ કરનારાઓ, તથા કંપોઝીટરો ઘણીવાર આ ઝેરથી પીડાતા હોય છે. કલઇને સીસાનું મિશ્રણ કરીને કેટલાંક ઠામ બનાવાય છે, તેમાં છાસ, તેલ વગેરે રાખવાથી કાટ આવે છે, ને પછી તેવા પદાર્થ લાંબી મુદત સુધી ખાવાથી પેટમાં દુખાવો થવાનું દરદ લાગુ પડે છે. ઝેરના પ્રમાણમાં ચિન્હો ઓછા વધતા જણાય છે.

**ચિન્હોઃ**—નાભિ આગળ ચૂંક આવે છે, ને પેટની દીવાલ જાણે અંદર ખેંચાતી હોય એમ લાગે છે. મોઢું કોરૂં રહે છે, શ્વાસ ગંધાય છે. તૃષા લાગે છે, મોઢામાં કાંઇક કાટ જેવો બદસ્વાદ લાગે છે. ભૂખ લાગતી નથી, ને ઝાડાની કબજીઅત રહે છે. સ્નાયુનો ઉપઘાત (paralysis) થાય છે. હાથ કાંડામાંથી ખડી ગયો હોય તેમ લટકે છે. સ્વભાવ ચીડીઓ થઇ જાય છે. ઉંઘ આવતી નથી, ખભામાં દુખાવો થાય છે. શરીર દુબળું ને ફિકકુ રહે છે, પાચનશક્તિ નબળી પડી જાય છે. સાંધાઓમાં સંધિવા જેવું દરદ થાય છે. ત્વચાનો કેટલોક ભાગ બેર મારી જાય છે, શંઢત્વ પ્રાપ્ત થાય છે, સ્ત્રીઓને ગર્ભપાત થાય છે, કેટલીકવાર દ્રષ્ટિ પણ મંદ પડી જાય છે. સીસાના ઝેરથી નીચલા પેઢાની ઉપર કાળાશ પડતી ભુરી લીટી દેખાય છે.

**ઉપાયઃ**—સુતી વખતે એરંડીઆનો જુલાબ આપવો, ને જો સવારમાં રેચ લાગે નહિ ને પેટમાં દુખાવો રહે, તો સવારમાં ફરીને થોડુંક એરંડીયું ગરમ પાણીમાં કે ચાહમાં આપવું. સીસાની થોડીક અસર આથી દૂર થાય છે, પણ જો ચિન્હો વધારે સખત હોય તો

વીલાયતી મીઠું ૧ ડ્રામ,
( હીરાકસી ) ફેરીસલ્ફાસ ૩ ગ્રેન,
આસીડ સલ્ફયુરીક ડીલ્યુટ ૧૫ ટીપાં,
સ્પીરીટ કલોરોફોર્મ ૧૫ ટીપાં,
ટીંકચર બેલાડોના ૧૦ ટીપાં,
પીપરમીંટ વોટર ૧ આઉંસ.

એટલી ચીજો એકઠી કરીને દિવસમાં ત્રણ વખત પાવી ને ઠીક થાય, તો આ દવા પાંચ છ દિવસ ચલાવવી.

જો સંધિવા કે લકવા જેવા ચિન્હો વધારે હોય તો,
આયોડાઇડ ઑફ પોટાસ્યમ ૫ ગ્રેન.
સ્પીરીટ કલોરોફોર્મ ૧૦ ટીપાં,
ટીંકચર નકસવોમીકા ૫ ટીપાં.
કરિયાતાની ચાહ ૧ આઉંસ,

એ પ્રમાણે મિશ્રણ તૈયાર કરીને બે ત્રણ અઠવાડીઆ સુધી આપવું, એથી પણ ઘણો સારો ફાયદો થાય છે. તે પ્રમાણે દવા આપવા સાથે સારો ખોરાક કોડલીવર ઓઇલ, કેપ્લરનું માલ્ટાઇન, પુષ્કળ દુધ, ઇંડા વગેરે ચાલુ રાખવું. લકવાની અસર મટાડવા માટે અંગમર્દન બહુ ઉપયોગી છે. શિથિલ અવયવ ઉપર તાજું તેલ, કપુરનું તેલ, કે કોડલીવર ઓઇલ સારી રીતે મસલવું, અગર હમેશાં દશ પંદર મીનીટ સુધી ફેરાડિક વીજળી લગાડવી; તેને બદલે વિજળીનો ભિન્ન પ્રવાહ ( interrupted current) વધારે ફાયદો કરે છે, પણ વીજળીનો ઉપયોગ ઓછામાં ઓછા ત્રણ માસ સુધી થવો જોઇએ.

સીસાની અસર કાઢવાની સાથે નવી અસર ન થતી જાય તે માટે પણ ઇલાજ લેવાની જરૂર છે. પેઇન્ટરોએ એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે, કેમકે તેમાં તેમની આજીવિકા હોવાથી તેઓ તે ધંધો પડયો મુકી શકતા નથી. (૧) તેઓએ ચિત્ર કામ ખુલીને પ્રકાશવાળી જગ્યામાં કરવું, જેથી તેમના રંગોમાંથી નીકળતી ઝેરી હવા બીજી હવા સાથે ભળી જાય, અને તેમના અંગમાં શ્વાસ મારફતે અને ત્વચા મારફતે ઓછી જવા પામે. (૨) તેમના રંગનો સ્પર્શ તેમની આંગળીઓને અને શરીરના બીજા ભાગને જેમ બને તેમ થોડો થવા દેવો, જેથી તે ત્વચા મારફતે અંગમાં જવા પામે નહિ. (૩) ચિત્ર

કામ કરી રહ્યા પછી તે ચિત્રને અને રંગોને પોતાને સુવા બેસવાના ઓરડામાંથી દૂર કરવા, જેથી તે ચિત્ર મુકાય ત્યારે પોતાના ઓરડાની હવાને બગાડે નહિ. રંગોને પેટીમાં બંધ કરી શકાય છે, પણ ચિત્રને ફેરવવાનું ઘણીવાર બનતું નથી, તો પણ ચિત્રકામ કરવાનો ને સુવાનો તથા રાંધવાનો ઓરડો અવશ્ય અલગ હોવો જોઇએ. ઓરડામાં સ્વચ્છ હવા આવે તેમ કરવું, ને ન આવતી હોય તો પંખો વાપરવો. (૪) ચિત્રકામ કર્યા પછી હાથ ગરમ પાણીને સાબુથી ધોઇ નાખવા, ને થોડીવાર બહાર ખુલ્લી હવામાં ફરવા જવું. ખાતી વખતે રંગવાળા હાથ રહેવા દેવા નહિ; તેમ ચિત્ર કામ પાસે બેસીને ખાવું નહિ, કે તે પાસે રહેલ ઉઘાડું પાણી પીવું નહિ. (૫) સલ્ફયુરીક આસીડનાં ૩ ટીપાં બે આઉંસ પાણીમાં નાખીને દિવસમાં બે વખત પીવાથી પણ સીસાની અસર ઓછી થાય છે. (૬) અઠવાડીઆમાં એકાદ વખત પીપમાં ગરમ પાણી ભરીને તેમાં નહાવા બેસવું, ને સાબુ વડે આખું શરીર ખૂબ ધોવું; તથા રંગવાળાં કપડાંથી જેમ બને તેમ દૂર રહેવું.

## સુરોખાર.

સુરોખાર કેટલાક ધંધામાં વપરાય છે, તેમજ અંગ્રેજીને દેશી દવામાં પણ વપરાય છે. પાણીને બરફ જેવું ટાઢું કરવું હોય, ત્યારે તેમાં સુરોખાર ને મીઠું કે નવસાર નાખવાથી બહુ થંડુ થાય છે, પણ તે પાણી પીવાલાયક હોતું નથી, માત્ર બાહ્યોપચારમાં ઉપયોગી છે, તેનો ગુણ મૂત્રલને સ્વેદલ છે, તેથી સંધિવા, જ્વર, ઉધરસ, વરમ ઈત્યાદિ શાંત કરવા માટે અપાય છે. તેની સાધારણ માત્રા ૫ થી ૩૦ ગ્રેન છે, તે કરતાં વધારે લેવાથી માઠી અસર વર્તાય છે, તે રકતાશયને બંધ કરી દેછે.

**ચિન્હો:**—પેટમાં સખત બળતર થાય છે. ઉલટી થાય છે, વખતે ઝાડો થાય છે, હાથ પગ થંડા પડવા લાગે છે, પક્ષાઘાતની જેવાં ચિન્હો થાય છે. ધ્રૂજ થઇ આવે છે, દરદી અંચકાય છે, ને પછી બેહોસ થઇને મરણ પામે છે.

**ઉપાયઃ**—સ્ટમક પંપ વાપરવો, અગર રાઇ, જસતનાં ફુલ કે ઇપીકાકયુઆના આપીને ઉલટી કરાવવી. ઈંડાની સફેદી ને પાણી, અળસીની ચાહ, તેલ, ઘી, ગુંદરનું પાણી, લોટ ને પાણી, ચોખાનું ધોણ, ઈત્યાદિમાંથી હરકોઇ પીવા આપવું. જો દરદી ક્ષીણ થઈ જતો હોય, તો કપુરના અર્ક ( essence ) ના ચાર પાંચ ટીપાં સાકર સાથે આપવાં, અથવા બ્રાન્ડીને ગરમ પાણી આપ્યા કરવાં. જો ગળે કાંઇ દવા ન જતી હોય, તો બ્રાન્ડીની ત્વચામાં પીચકારી મારવી. દરદીને શરીરે સુંઠ ચોળવી, ગરમ ઈંટો લુગડે વીંટીને તેના પડખામાં મુકવી; દરદીને બેઠો થવા દેવો નહિ, પણ સુતોજ રહેવા દેવો; રકતાશય બંધ થઇ જાય એમ લાગતું હોય, તો આટ્રોપીનના પ્રવાહીના ૩ ટીપાંની ત્વચામાં પીચકારી મારવી.

## સોમલ.

આ વિષ લોકોને ઘણું કામનું છે, પરંતુ તેનો ગેરઉપયોગ થવાથી તે નિંદાને પાત્ર થાય છે. લોકો પયોગી ઘણી ચીજોની બનાવટમાં તે આવે છે, પણ તે સાથે આત્મહત્યા ખૂન ઇત્યાદિ દુષ્ટ કૃત્યો માટે પણ તે સાધન થઇ પડે છે. તેને સ્વાદ હોતો નથી, થંડા પાણીમાં તે ગળતો નથી, પણ ગરમ પાણીમાં ગળી જાય છે.

**તેની જાતો તથા દવાઓ:**—સોમલની ત્રણ જાત આવે છે. (૧) સફેદ સોમલ અથવા શંખીઓ સોમલ ( white arsenic ) (૨) રાતો સોમલ અથવા મણશલ, (૩) પીળો સોમલ અથવા હડતાલ. મણશલ ફટાકડા ને મલમ બનાવવામાં કામ લાગે છે, ને હડતાલ વાળ કાઢવાનો લેપ બનાવવામાં વપરાય છે. સોમલ દેશી દવામાં તાવ હઠાડવા માટે જ્વરાંકુશ ઈત્યાદિ માત્રાઓમાં અપાય છે. સંધિવા ઉપર પણ તે વખણાય છે. અંગ્રેજી દવામાં સફેદ સોમલને આર્સેનીઅસ આસીડ કહે છે, અને તે પૌષ્ટિક જ્વરઘ્નને ત્વકરોગને મટાડનાર ગણાય છે. તેનું પ્રવાહી પણ વપરાય છે.

**વિષારી માત્રા:**—$\frac{1}{2}$ ગ્રેન કરતાં વધારે અપાતો નથી. અડધા ગ્રેનથી વધારે ખવાય તો ભય સમજવો. એક ગ્રેન પેટમાં ગયા પછી તરત ઉપાય થાય, તો વખતે દર્દી બચે ખરો. આખા ગાંગડા મોમાં ગયા હોય, તો તે જલદી નીકળી શકે છે, ને તેથી ઓછું નુકસાન થાય છે. ભુખ્યા પેટે લેવાયું હોય, તો ભય વિશેષ, ખાધા પછી લેવાયું હોય, તો ભય ઓછો.

**ચિન્હો:**—આ વિષ પેટમાં ગયા પછી પાથી એક કલાક સુધીમાં ચિન્હો શરૂ થાય છે, વખતે વધારે

વખત પણ જાય છે. દર્દી મૂર્છાગત થઇ જાય છે, સુસ્તી અતિશય જણાય છે, પેટમાં અગ્નિ બળતો એમ દાહ થાય છે, ઉબકો જણાય છે, ઉલટીમાં શ્લેષ્મ ને લોહીનો ભાગ નીકળે છે, જો સોમલની ભેગી ગળી હોય, તો ઉલટીમાં વાદળી રંગનો શ્લેષ્મ નીકળે છે, તૃષા બહુ લાગે છે, ગળું કોરૂં પડી જાય છે ને દર્દી થંડા પાણી માટે ઝંખે છે, તેને વારંવાર ઝાડાની હાજત થાય છે, પણ તે વખતે તેને બહુ બળ કરવું પડે છે, ને કેટલુંક દર્દ થયા પછી રક્તમિશ્રિત શ્લેષ્મ પડે છે. પગમાં ગોટલા થાય છે, ને તે સખત દુખે છે, તેથી તે જાગૃત થાય તો પગ ચાંપવાની માગણી કરે છે. આખુ શરીર થંડુ પડી જાય છે, ને પરસેવો આવે છે; પણ કેટલીકવાર શરીર ગરમ પણ જોવામાં આવ્યું છે. નાડી નાની ઉતાવળી, અનિયમિત અને વખતે છેક નબળી ને ન વર્તાય એવી હોય છે. હાથના કાંડા આગળ નાડ ન જણાય, ત્યારે બગલમાં, સાથળમાં, ને ગળા આગળ જોવાની જરૂર પડે છે. પેટમાં વરમ હોય છે, તેથી પેટ ઉપર સ્પર્શ ખમી શકાતો નથી, ને શ્વાસ લેતી વખતે પેટ દુખે છે, તેથી દરદી શ્વાસ બહુ ધીમે ધીમે લે છે, અગર ઓછો લે છે. કોઇ વાર પેટ સુજી આવે છે, કોઈવાર નાભિનો ભાગ અંદર ખેચાએલો લાગે છે. કોઇ કોઈવાર લાળ વહેવા લાગે છે. પેસાબ બંધ થઈ જાય છે, વૃષણમાં દરદ થાય છે, ત્વચા ઉપર શીળસ જેવું નીકળે છે, આંખો લાલચોળ થઇ આવે છે, પણ કોરી લાગે છે, ને સન્નિપાત આંચકી કે ઘેન જેવી સ્થિતિ પ્રાપ્ત થઇને છેવટ મૃત્યુ નીપજે છે.

**મૃત્યુ કાળઃ**—સોમલનું વિષ લીધા પછી દરદી બે ત્રણ દિવસ કાઢે છે; ત્રીજો દિવસ ખાસ સંભાળવાનો છે. જો ઝેર ઘણા મોટા પ્રમાણમાં લેવાયું હોય, તો મૂર્છા, નબળાઇ ને દાહ સખત રહે છે; ને દરદી ચોવીશ કલાકમાં મરણ પામે છે. બે કલાકમાં મરણ નીપજવાના પણ દાખલા છે. તેની ઝેરી અસરથી પીડાઇને પંદર વીશ દિવસે પણ કોઇ મરણ પામે છે.

**ઉપાયઃ**—જેમ બને તેમ જલદી ઉલટી કરાવવી, સ્ટમક પંપ વાપરવો; અથવા **એપોમોર્ફિનની** ( પાંચ ટીંપાની ) ત્વચામાં પિચકારી મારવો. એ કાંઇ ન મળે તો એક શેર ગરમ પાણીમાં ચાર રૂપિઆભાર જેટલું મીઠું નાંખીને પાવા માંડવું, એટલે ઉલટી થશે. ગળામાં પીછું ફેરવવું, અગર આંગળી ખોસવી એથી પણ ઉલટી થાય છે. રાઇનો લોટ, જસતનાં ફુલ, ને ઇપીકાકયુઆનાનો ભૂકો પણ વપરાય છે, સ્ટમક પંપના કરતાં આવા પ્રયોગથી ઉલટી કરાવવી એ વધારે સારૂં છે, કેમકે સોમલના કડકા સ્ટમક પંપથી નીકળતા નથી; દર્દીને થોડી એક ઉલટી થયા પછી ઉન્હું ઘી કરીને પાવું, એથી દાહ ઓછો થાય છે, ને સોમલની અસર નરમ પડે છે. બશેર ત્રણ શેર ઘી પવાય, તો વધારે સારૂં. જો તે ન બને તો ચુનાનું નીતર્યું પાણી ને તાજું તેલ મિશ્ર કરીને પાઈ દેવું, એથી પણ દાહ કમી થાય છે. જો ઘી ઘણું પાયું હોય, તો તેની રેચક અસર થશે, ને ઝાડામાં સોમલ નીકળી જશે, પણ વધારે સારૂં એ છે કે પ્રથમ ઘી ને થંડુ પાણી આપ્યા પછી, થોડીવાર કેવળ ઘીજ આપવું, તે પછી ગરમ ઘીની સાથે એક રૂપીઆભાર જેટલું એરંડીયું પાઇ દેવું. દરદીને શકિત રહે તે માટે ને દાહ મટે તે માટે ઈંડાની સફેદી, જવની ચાહ, અળસીની ચાહ કે ઘહુના લોટના રસવાળું પાણી મેગ્નીસીઆને બરફ નાંખીને આપવું. બરફ ચુસવા આપવાથી પણ ઠીક થાય છે. પેટ ઉપર અળસીની પોટીસ મૂકવી.

સોમલની અસર મટાડવા માટે **મેગ્નીસીઆ** અપાય છે. મેગ્નીસીઆનો ભુકો ખાંડમાં ભેળવીને દરદીથી ખવાય તેટલો ખાવા દેવો; અગર **ડાએલાઇઝ્ડ આયર્ન*** આપવું. જો ડાએલાઇઝ્ડ આયર્ન ન મળે તો **ટીંકચર ફેરાઇમાં લીકર આમોન્યા** ઉમેરવું, એટલે **હાઇડ્રેટેડ પરઓકઝાઈડ ઓફ આયર્ન** થશે, તે થોડું થોડું શુદ્ધ પાણીમાં મેળવીને પીવા આપવું; પણ તે આપવા પહેલાં દરદીને સારી રીતે ઉલટી થઇ હોવી જોઇએ.

જો દરદી અશકત થતો જાય, તો થોડી થોડી વારે દુધમાં બ્રાન્ડી નાંખીને પાવો; તે સાથે જરા બરફ ઉમેરાય તો સારૂં.

### સોમલની દીર્ઘ ઝેરી અસર.

સોમલ હમેશાં થોડો થોડો પેટમાં જવાથી લાંબે વખતે તેની ઝેરી અસર જણાયા વિના રહેતી નથી.

* શરીર થંડુ પડવા લાગે તો ગરમ કપડાં ઓઢાડવાં હાથે પગે સુંઠ ઘસવી, ને ગરમ પાણીના સીસા તેના પડખામાં મુકવાં.

ઘણીવાર એલોપેથીની રીત પ્રમાણે અગર દેશી વૈદ્ય-ના નિયમ પ્રમાણે સોમલની દવા લાંબી મુદત લેવા-માં આવે છે, ત્યારે એવું પરિણામ આવે છે. વળી પાણીમાં ભેળવવાના રંગોમાં કેટલીકવાર પણ સોમલ હોય છે; દીવાલો ઉપર ચોડવામાં આવતા કાગળો-માં પણ સોમલ હોય છે, ને રંગીન કપડાંમાં પણ તેનો ભાગ હોય છે. આજકાલ લોકોપયોગી ઘણી ચીજોમાં તે વિષ રહેલું છે. દાખલા તરીકે મીણબત્તી, રંગીન સેતરંજી, જાજમ, ગંજીપા, રબ્બરના દડા, પૂતળીઓ, ચોપડીઓનાં પુંઠા, રંગીન કાગળીઆ, કાચની બનાવટમાં, અને એનામેલના રંગ બનાવ-વામાં પણ તે વપરાય છે. ડામરની સાથે સોમલ ભેળવીને લાકડાંને લગાડાય છે. અફીણ ને દારૂની માફક કેટલાકને સોમલનું વ્યસન હોય છે. સોમલનું ઝેર શ્વાસોચ્છ્વાસ મારફતે અને ત્વચા મારફતે પણ અસર કરે છે. રંગીન કાગળોથી સુશોભિત કરેલ ઘરમાં રહેવાથી સોમલનું ઝેર ચઢે છે.

**ચિન્હો:**—જાણે શરદી લાગી હોય, તેમ છીંકો આવવા લાગે છે, આંખો ફુલી આવે છે ને લાલ થઇ જાય છે, અગર હમેશાં સળેખમ જેવું રહ્યાજ કરે છે, ઉધરસ આવે છે, ઉબકા જણાય છે, ખાવા-ની રૂચિ થતી નથી, વખતે ઝાડો થઇ આવે છે, પેટમાં દુખે છે, પગના સ્નાયુઓમાં દરદ થાય છે, જીભને ગળું કોરૂં પડયા કરે છે, સુસ્તીને નબળાઈ વધતી જાય છે, માથું દુખે છે, શરીર સુકાઇ જાય છે, ઉંઘ આવ્યા કરે છે, ને વખતે પગ ઝલાઇ ( palsy ) જાય છે, તે સાથે કોઇ ને છાતીમાં ધબકારો, શ્વાસની મુંઝવણ, જરા તાવ, દૃષ્ટિમાંદ્ય, ને આંચકીની અસર પણ વર્તાય છે. તે સિવાય સોમલને લીધે ત્વચા ઉપર એક જાતના ગોળ ફોડકા ( papular rash ) થઇ આવે છે. જો સળેખમ ખુલી હવાથી મટતું હોય, તો આ ઝેરનો નિર્ણય જલદી થાય છે.

**ઉપાય:**—સોમલનું ઝેર જે કારણથી ચડતું હોય તે કારણ દૂર કરવું. જેમ બને તેમ ખુલી હવામાં વધારે રહેવું, ને પૌષ્ટિક દવાઓનું સેવન કરવું. લોહની દવા લેવી ને કોડલીવર તેલ પીવું.

---

## ઝેરી વાયુઓ.

### આમોન્યા.

રસાયણીક રીતે જોતાં આમોન્યા એ નાઇટ્રોજનના ૧ ભાગ સાથે હાઇડ્રોજનના ૩ ભાગથી બનેલ છે. અંગ્રેજી દવામાં આમોન્યા અને તેની બના-વટો બહુજ ઉપયોગી છે. તે વાયુરૂપમાં હોય છે, ત્યારે આમોન્યા શુદ્ધ કહેવાય છે; તેનો મુખ્ય ગુણ ઉત્તેજન ( stimulus ) આપવાનો છે; તેથી તેની વાસ નાકમાં જવાથી પણ આદમી જાગૃત થઇ જાય છે; વળી તે ક્ષોભક ( irritant ) પણ છે. ચોખ્ખો આમોન્યા શ્વાસમાં અથવા ગળામાં ( તેનું સખત પ્રવાહી ) જાય તો શ્વાસ નળીને ગળું સુજી આવે છે, ને મૃત્યુ નીપજે છે. જરા મોળા સ્વરૂપમાં લેવામાં આવે, તો પણ ઉધરસ ને ફેફસાનો વરમ થાય છે.

**બનાવટ**—(૧) લીકર આમોની ફોર્ટીસ; (૨) લીકર આમોની; (૩) સ્પીરીટ આમોની એરો-મેટીકસ; (૪) સ્પીરીટ આમોની ફેટીડસ (૫) આમોન્યા કાર્બોનેટ (૬) લીનીમેન્ટમ આમોની (૭) આમોન્યા કલોરાઇડ (૮) આમોન્યા બ્રોમાઇડ (૯) આમોન્યા આયોડાઈડ (૧૦) આમોન્યા વેલે-એનેટ ને (૧૧) એસેટેટ ઓફ આમોન્યા આ તેની મુખ્ય બનાવટો છે. તેમાં પહેલી પાંચ વધારે ક્ષોભક છે; બાકીની દવાઓના ગુણ આમોન્યા કરતાં જુદી તરેહના થઇ જાય છે, કેમકે તે કલોરીન, બ્રોમીન, આયોડીન, આસીડ વેલેરીએનીક, વગેરે સાથે સંયુક્ત છે, અને તે તે દવાઓ શરીરમાં દાખલ કરવા માટે આમોન્યા સહાયભૂત થાય છે. વાસ્ત-વિક રીતે જોઈએ તો આમોન્યા નવસારને ચૂના માંથી બનાવાય છે. કોઇનું માથું દુખતું હોય, ત્યારે નવસારને કળીચૂનો એક ડાબલીમાં એકઠાં કરીને તેમાં પાણીનાં એક બે ટીપાં નાખવા, એટલે તરત આમોન્યા થશે તે સુંઘાડવો, એટલે માથાનો દુખાવો નરમ પડશે.

### સાધારણ માત્રા ને વિષારી માત્રા.

લીકર આમોની ફોર્ટીસ ભાગ્યેજ પીવા અપાય છે, સુંઘવામાં પણ જો એકદમ ઘણી વરાળ નાકમાં જાય, તો દરદીને ધક્કો પહોચી જાય છે, કદાપિ લીકર આમોની ફોર્ટીસ પીવા આપવું હોય, તો તેના એક બે ટીપાં પુષ્કળ પાણી સાથે અપાય છે. સેરકવી

કાર્બોનેટ ઓફ આમોન્યા વધારે વપરાય છે; તે સ્મેલીંગ સોલ્ટ, હાર્ટહોર્ન, કાર્બોનેટ ઓફ આમોન્યા ઈત્યાદિ નામથી ઓળખાય છે. તેના ૩ થી ૧૦ ગ્રેન પુષ્કળ પાણીમાં ભેળવીને પીવા અપાય છે; હીસ્ટીરીઆ, મૂર્છા ઇત્યાદિ સમયે તેની શીશી સુંઘાડાય છે, એરોમેટીક આમોન્યા જેને સાલવોલેટાઇલ કહે છે, તેના ૩૦ ટીપાંથી ૧૦૦ ટીપાં દવા તરીકે વપરાય છે, તે ઉપરાંત વધારે આપવાથી હાની થવાનો સંભવ રહે છે. ફેટીડ સ્પીરીટ પણ તેજ પ્રમાણે અપાય છે. આમોન્યા ક્લોરાઇડને ગુજરાતીમાં નવસાર કહે છે, તે ૫ થી ૩૦ ગ્રેન અપાય છે.

**ચિન્હો:**—એકદમ મોઢામાં ગળામાં છાતીમાં ને પેટમાં બળતર ઉઠે છે, દરદી તેને લીધે બહુ ગભરાય છે, હોઠને જીભ સુજી આવે છે, લાલ રંગની ચકચકાટી મારે છે, તથા તે ઉપર એપીથલ્યમના કડકા છુટા પડેલા જણાય છે, ચ્હેરો ફિક્કો થઇ જાય છે, ને આંખો રાતી ચોળ પણ નાની લાગે છે, નાડી ધીમી ચાલે છે, ને હાથ પગ થંડા થઈ જાય છે. ગળું, ફેફસા ઇત્યાદિમાં ક્ષોભ થઈ આવે છે. કંઠ બેસી જાય છે, દરદી મોઢેથી બોલી શકતો નથી, માત્ર ગળામાંથી ધીમો ધીમો અવાજ કાઢે છે, મૃત્યુ એકાએક થાય છે.

**ઉપાય:**—વાઇનગર કે પુષ્કળ પાણી એકઠું કરીને આપવું, અથવા લીંબુનો રસ કે નારંગીનો રસ પુષ્કળ પીવા દેવો; અથવા એસેટીક આસીડ કે બીજા કોઇ પણ આસીડના બે ચાર ટીપાં પુષ્કળ પાણીમાં મેળવીને પાવાં, જો ગળે કશી દવા જઇ શકતી ન હોય, તો રૂમાલ ઉપર એસેટીક આસીડ કે વાઇનગરનાં થોડાંક ટીપાં નાખીને સુંઘાડવાં, તે સિવાય ઈંડાંની સફેદીને પાણી, દુધ, કાંજી, જવની ચાહ, ઘી, તાજુ તેલ ગુંદરનું પાણી ઇત્યાદિ ચીજોમાંથી જે મળે તે સારી રીતે પીવા દેવું. જો ગળું રૂંધાઇ જાય, એમ ભીતિ લાગતી હોય, તો ગળામાં છેદ મુકવો. જો વરમ ઓછો હોય, પણ ગળાની સ્નાયુનો એકદમ આકર્ષ (spasm) થઇ આવે એમ લાગતું હોય, તો જરા ક્લોરોફોર્મ સુંઘાડવો. જો ગળામાં ને ફેફસામાં વરમ હોય, તો ગરમ વરાળ કીટલીમાંથી શ્વાસમાં જાય એવી ગોઠવણ કરવી. જો બળતરા ને ગભરામણ બહુ થતી હોય, તો મોર્ફાઇનના પ્રવાહી (૧૦૦ માં ૧ વાળા) ના ૫ ટીપાં ની ત્વચામાં પીચકારી મારવી.

## આયોડીન.

આ દવાનો અર્ક સોજા ને વરમ ઉપર બહારથી લગાડવાના કામમાં આવે છે; તેનો અર્ક લાલ રંગનો હોય છે, ત્વચા ઉપર લગાડવાથી તે ઉડી જાય છે, તથા રાતો ડાઘ પડી રહે છે, તે ઉપર પાણી અડે તો ત્વચા તતડી આવે છે. તેની વાસ ઉગ્ર હોય છે, તે આંખમાં જાય, તો આંખ દુખવા આવે છે. આયોડીનનો ગુણ શોથઘ્ન છે, તેથી આયોડાઈડ ઑફ પોટાશ્યમ પણ તેવાજ ઉપયોગ માટે વપરાય છે, ઉપદંશની અસર, જીર્ણ સંધિવાની અસર વગેરે મટાડવામાં તે બહુ વખણાય છે, તોપણ ૫ થી ૧૫ ગ્રેન કરતાં ભાગ્યેજ મોટી માત્રામાં તે અપાય છે, ને કેટલાક સક્ષો તો તેટલી માત્રા પણ ખમી શકતા નથી, શુદ્ધ આયોડીન કાંકરી જેવું હોય છે, ને તે એક જાતની વાસ મારે છે; તે ભાગ્યેજ તેવા રૂપમાં દવા તરીકે વપરાય છે; તે રૂપે બે ગ્રેન થી વધારે હોય તો પણ નુકશાન કરે છે. ટીંકચર આયોડીન પ્લેગમાં પીવા માટે અપાય છે, અને સારો ફાયદો કરે છે.

**ચિન્હો:**—ગળામાં ને હોજરીમાં દુખાવો ને દાહ થઇ આવે છે; તે સાથે ઉલટીને ઝાડો પણ થાય છે; અને ઉલટીમાં નીકળતો પદાર્થ ઘણું કરીને પીળા રંગનો હોય છે, પણ જો તે વખતે પેટમાં કાંઇ ચોખા કે બટાટા જેવું સ્ટાર્ચવાળું અનાજ હોય, તો ઉલટી વાદળી રંગની થાય છે. ઝાડો પણ તેવોજ થાય છે; વખતે તેમાં લોહી પડે છે. ચક્કર આવે છે. મૂર્છા થઈ જાય છે, ને થોડીક આંચકી આવે છે, તે દરદીનો પ્રાણ લઇ જાય છે. વખતે આંચકી વિના પણ તે મરણ પામે છે.

**ઉપાય:**—સ્ટમક પંપ વાપરવો, ઉલટી કરાવવી; ચોખાનું ધોણ જેટલું બને તેટલું પાવું. સાબુ ચોખાની કાંજી કે આરારૂટની કાંજી પાવી, અગર ઈંડાની સફેદી ને પાણી પાવાં. કાર્બોનેટ ઑફ સોડાના દશ ગ્રેન અચ્છેર પાણીમાં ભેળવીને પીવા આપવાં. નાઇટ્રાઇટ ઓફ એમાઇલ સુંઘાડવું; અને પીડાં બહુ થતી હોય, તો મોર્ફાઇનના ¼ ગ્રેનની ત્વચામાં પીચકારી મારવી.

## આયોડાઇડ ઓફ પોટાશ્યમ.

ઉપદંશ અને સંધિવાના દરદમાં આ દવા એટલી

બધી વપરાય છે, કે ઘણા લોકો તેને પોટાશના નામથી ઓળખે છે, ને કોઇને તેવા રોગથી પીડાતાં જુવે છે, તો પોટાશના ગાંગડા કરિયાતાની ચાહમાં પીવાની ભલામણ કરે છે; અને તે ફાયદાકારક નીવડે પણ છે. તેની ૫ ગ્રેનથી ૧૫ ગ્રેનની સાધારણ માત્રામાં પણ લાંબા વખત સુધી લેવાથી કોઇ કોઈના શરીર ઉપર માઠી અસર થાય છે. કેટલાકની પ્રકૃતિજ એવી હોય છે કે એક વખત આ દવાના પાંચ ગ્રેન આપ્યા હોય, તો પણ ખરાબ ચિન્હો થઈ આવે છે. તેવી અસરને 'આયોડીઝમ' કહે છે.

**ચિન્હો:**—મોઢામાં એક જાતનો સ્વાદ રહ્યા કરે છે, ઉલટીને ઝાડો થઈ આવે છે, પેટમાં આંકડી સાથે દુખાવો થાય છે. આંખમાંથી ને નાકમાંથી પાણી વહ્યા કરે છે, ચ્હેરો સુજી આવે છે, માથું દુખે છે, ગળું કોરૂં પડી જાય છે, તૃષા બહુ લાગે છે, શ્વાસ લેતાં મુંઝવણ થાય છે, નાડી ઉતાવળી ચાલે છે, અને અશક્તિ વધતી જાય છે. જો વિષારી અસર થોડી થઇ હોય, તો સખત સળેખમ થયાના જેવાં ચિન્હો થાય છે, કોઇ કોઇવાર મોઢામાંથી લાળ વહે છે, ને પારદની દવાથી જેમ મોઢું આવે છે, તેમ આ દવાથી મોઢું આવી જાય છે. કેટલાકને ધ્રૂજ, રક્તાશયનો ધબકારો, ને સ્તનાદિ પિંડની શુષ્કતા પણ થઇ આવે છે.

**ઉપાય:**—દવા આપવી બંધ કરવી; ઉલટી તરત બંધ ન કરવી પણ થવા દેવી. પેટમાં દુખાવો બહુ હોય, તો લાડેનમનાં બે ત્રણ ટીપાં આપવાં, દુધ, કાંજી, અળસીની ચાહ, જવની ચાહ, ગુંદરનું પાણી વગેરે સાત આઠ દિવસ સુધી સારી રીતે આપવું, કંપારો, રક્તાશયનો ધબકારો, અશક્તિ વગેરે થઇ આવ્યું હોય, તો દુધનો ખોરાક વધારવો, ને પૌષ્ટિક દવા આપવી.

### આયોડોફોર્મ.

ઉપદંશ, ચાંદા, જખમ વગેરેનાં વ્રણ રૂઝાવવા માટે આયોડોફોર્મ વખણાય છે ને બહુ વપરાય છે. ક્વચિત્ તેની ગોળમાં ગોળી કરીને ખવરાવાય છે. તે રંગે નારંગી હોય છે, ને તેની ઝીણી ઝીણી કણીઓ ચળકાટ મારે છે, તેની વાસ બહુ ઉગ્ર હોય છે, ને તેથી કેટલાક લોકો તેનો ઉપયોગ પસંદ કરતા નથી. તે પાણીમાં ગળતો નથી, પણ તેલમાં ગળી જાય છે. કેટલીકવાર બહારથી લગાડવાથી પણ ઝેરનાં ચિન્હો થઇ આવે છે. બે ગ્રેન કરતાં વધારે પેટમાં જાય, તો ઘણીવાર વિષારી ચિન્હો શરૂ થાય છે.

**ચિન્હો:**—આળસ આવે છે, શરીર ભારે લાગે છે, તાવ આવ્યો હોય એમ જણાય છે, ઉબકા થાય છે, માથું દુખે છે, દરદીને કાંઇ વિચિત્ર ગંધ આવે છે, યાદશક્તિ જતી રહે છે, ભુખ લાગતી નથી, નાડી ઉતાવળી ચાલે છે, ઉન્માદ કે સન્નિપાત થઇ આવે છે, પછી દર્દી મૂર્છાગત જેવો થઇ જાય છે, ખૂબ ઉંઘે છે, નાડ ઉતાવળી પણ નાની થતી જાય છે, પેશાબ ઉતરતો નથી, અગર પેશાબમાં લોહી પડે છે, બેચેની ને ઉન્માદ વખતો વખત થઈ આવે છે ને રક્તાશય તથા ફેફસા બન્ને બંધ થઇ જવાથી મૃત્યુ નીપજે છે. નાકમાં સુઘવાથી પણ ઝેર ચડે છે. ને દરદી કોઇવાર બેશુદ્ધ થઇ જાય છે. કોઇ કોઇવાર ત્વચારોગ થઇ આવે છે.

**ઉપાય:**—દરદી ને સ્વચ્છ હવામાં રાખવો, પવન નાખવો, બ્રાન્ડી પીવા આપવો, સોડા બાઇકાર્બનાં પંદર ગ્રેન અચ્છેર પાણીમાં ભેળવીને કલાકે કલાકે પીવા આપવા, શરીર થંડુ પડવા લાગે, તો ગરમ કપડાં ઓઢાડવાં, પગ ગરમ પાણીમાં બોળવા અને આખે શરીરે કામળા ઓઢાડવા, એટલે પરસેવો છૂટશે, જેથી કેટલુંક ઝેર નીકળવા પામશે. ચાંદામાં કે જખમમાં તે લગાડયું હોય, તો તેની ઉપર જરા ગરમ તેલ પુસ્કળ રેડવું, એટલે આયોડોફોર્મ તેમાં ગળી જશે, ને બહાર નીકળી આવશે, અગર તેમ ન બને તો ગરમ પાણી પીચકારીમાં ભરી તે વડે જખમને ધોઇ નાખવો.

### ઇથર.

શસ્ત્રક્રિયા કરવા માટે દરદીઓને બેભાન કરવા સારૂ આ દવા ઘણીવાર વપરાય છે. તેનો ગુણ હવામાં ઉડી જવાનો હોય છે, અને જો અગ્નિ કે ગરમી લાગે છે, તો તે સળગી ઉઠે છે; તેના ઉડવાના ગુણને લીધેજ શસ્ત્રક્રિયા વખતે દીવો કે સગડી પાસે રખાતું નથી. ઓછામાં ઓછું ૫ ફુટ છેટે રાખવું જોઇએ. જે પદાર્થ ઉપરથી તે ઉડે છે તે પદાર્થની ગરમી પોતે લઇ લે છે, ને તે પદાર્થને તે થંડો કરે છે, કલોરોફોર્મ પણ આજ રીતે દરદીને બેભાન કરવા માટે વપરાય છે; પણ તે ઇથર કરતાં ઓછો વાપરવો પડે છે; કેટલીકવાર બન્ને સાથે વપરાય છે; કલોરોફોર્મ કરતાં ઇથર થોડો નુકસાન

કારક છે. એક રકાબીમાં ઇથર રાખ્યો હોય, તો સઘળો ઉડી ગયા પછી તળીએ કશું રહેતું નથી; તે પાણીમાં ગળતો નથી, પણ આલ્કોહોલ ( દારૂના સત્વ ) માં ગળી જાય છે.

ઇથરનું બીજું નામ સલ્ફ્યુરીક ઇથર પણ છે, તેની વાસ બહુ ઉગ્ર હોય છે, સ્વાદ દાહક હોય છે. પ્રાણીઓ ઉપર તે એકદમ અસર કરે છે, પણ તેની અસર ક્ષણીક છે. કપાળ ઉપર આંખમાં ન જાય તેમ લગાડવાથી કપાળની ત્વચા એકદમ થંડી પડી જાય છે. રકતાશયને થોડીક વારમાં તે બહુજ ઉત્તેજિત કરે છે, પણ તેની એવી ઉપયોગી અસર જરા વારજ ટકે છે. શ્વાસમાં જવાથી પ્રથમ તો શ્વાસોચ્છ્વાસ મંદ પડી જાય છે; પછી શ્વાસ ઉતાવળો ચાલે છે.

પેટમાં વાયુને લીધે ચુંક આવતી હોય, ત્યારે સ્પીરીટ ઈથરનાં પંદર વીસ ટીપાં બરફથી સારી રીતે થંડા કરેલા પાણીમાં બે ચાર વખત આપવાથી ઠીક થઇ જાય છે, વળી જ્યારે દરદી મૂર્છાગત થઈને મરવાની અણી ( collapse ) ઉપર હોય, ત્યારે ઇથરના બે ચાર ટીપાંની ત્વચામાં પીચકારી મારી હોય, તો રક્તાશયની નબળાઇ દુર થાય છે, ને તે ઉતાવળથી ચાલવા લાગે છે.

**ચિન્હો:—**પ્રવાહિ ઇથરની મોટી માત્રાઓ જેવી કે એક બે દ્રામ લેવાથી કે શ્વાસોચ્છ્વાસમાં જવાથી તેની માઠી અસર શરૂ થાય છે, ને તે દારૂને મળતી હોય છે. પ્રથમ ઉન્માદ જણાય છે, ને પછી ઘેન ચડે છે, એટલે દરદી નિદ્રામાં હોય તેમ પડયો રહે છે. આ દવા પેટમાં જાય તે કરતાં શ્વાસમાં જવાથી વધારે નુકસાન કરે છે. શરૂઆતમાં નાડને શ્વાસોચ્છ્વાસ ઉતાવળા ચાલે છે. ચ્હેરો ફુલી આવે છે, આંખો મારકણી લાગે છે, ને ઉન્માદ શરૂ થાય છે, એ પછી પણ જો ઇથર સુંઘાડવામાં આવે, તો દરદી બે શુદ્ધ થવા લાગે છે, શ્વાસ ઘુંટાતો ચાલે છે, ને નાડ ઉતાવળી રહે છે. ચ્હેરો ને હોઠ શ્યામ રંગ પકડે છે, ત્વચા ફિક્કી ને થંડી પડી જાય છે, કીકી વિસ્તૃત અને સ્થિર રહે છે, આંખો કપાલ તરફ ખેચાએલી રહે છે, અને આખા શરીરના સ્નાયુઓ ઢીલા પડી જાય છે. આ પછી પણ જો ઇથર ચાલુ રાખવામાં આવે, તો આ બધાં ચિન્હો વધારે સખત રૂપ ધારણ કરે છે, અને દરદીને જગાડવામાં બહુ મુસ્કેલી નડે છે, જ્યારે આ ઔષધની અસર સંપૂર્ણ રીતે જામે છે, ત્યારે જ્ઞાન શક્તિ દૂર થાય છે, એટલે જે શસ્ત્રક્રિયા કરવી હોય, તે સહેલાઇથી થઇ શકે છે, પણ બધી વખત આનાં ચિન્હો એક સરખાં હોતાં નથી, કોઇ કોઇવાર દરદી વધારે વખત તોફાન કરે છે; કોઈવાર સખત ઉધરસ આવવા લાગે છે, ને કોઈવાર દરદીને ઉલટી થવા લાગે છે, જ્ઞાન શક્તિ દૂર થયા પછી પણ જો ઇથર શ્વાસમાં જાય તો અંતે મૃત્યુ નીપજે છે.

વળી ઇથર (૧) બાળકોને અને (૨) ફેફસાના કે ગુરદાના વ્યાધિવાળા દરદીઓને માફક આવતો નથી; માટે તે વિષે સાવચેતી રાખવી જોઇએ. મધુપ્રમેહવાળા દરદીને તે વધારે નુકશાન કરે છે.

**ઉપાય:—**જીભને ખેંચીને બહાર કાઢીને લુગડાથી બાંધી લેવી, અને મોઢામાં કશી હરકત કરે એવી ચીજ હોય, તો તે લઇ લેવી, પછી તરતજ કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચલાવવો. એક મીનીટમાં અઢાર વખત શ્વાસોચ્છ્વાસ થાય એ પ્રમાણે બે કલાક સુધી કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચાલુ રાખવો. દરદીની છાતી ઉપર જે લુગડાં હોય તે દૂર કરવાં, અને બને તો શરીરનો જેટલો ભાગ ખુલ્લો થઇ શકે તેટલો કરવો. કેડે કચ્છ મરાવી દેવો એથી ઘણો ભાગ ખુલ્લો થઇ શકશે, અને ત્વચા મારફતે કેટલોક શુદ્ધ પવન શરીરમા દાખલ થવા પામશે. મકાનનાં બારી બારણાં ખુલ્લાં કરવાં, ને દરદી ને સારી રીતે પવન નાંખવો. નાઇટ્રાઇટ ઓફ એમાઇલ સુંઘાડવું, અને જરૂર પડે તો ગળામાં છેદ મુકીને ત્યાંથી શ્વાસોચ્છ્વાસ ચાલે એમ કરવું. છાતી ઉપર થંડાને ગરમ પાણીમાં રૂમાલો બોળીને વારા ફરતી છાતી ઉપર મારવા અગર મુકવા. આમ થંડો ને ગરમ સ્પર્શ વારાફરતી એકદમ થવાથી પણ રકતાશય સતેજ થાય છે.

### કાર્બોનિક આસિડ ગ્યાસ.

જ્યાં જ્યાં વનસ્પતિ કે પ્રાણી પદાર્થ બળે છે, ત્યાં ત્યાં આ વાયુ ઉત્પન્ન થાય છે. લાકડામાં કે પ્રાણીઓના દેહમાં રહેલ કાર્બોન તત્વ હવામાં રહેલ પ્રાણવાયુની સાથે મળી જાય છે, અને આ વિષારી વાયુને ઉત્પન્ન કરે છે, કુદરત આ વિષારી વાયુથીજ સજીવન વનસ્પતિને પોષણ આપે છે, પરંતુ તે વાયુ પ્રાણીઓને ઝેરરૂપ થઇ પડે છે. તે વાયુમાં દિવો પણ બુઝાઈ જાય છે. નજરથી ન દેખી શકાય તેવું

આ વિષ છે, અને તેથી અજ્ઞાની લોકો તે વિષને એકદમ માનતા નથી.

**ઉત્પત્તિ ને વૃદ્ધિ:**—ઉપર કહ્યા પ્રમાણે જ્યાં લાકડાં, કોયલા, ગ્યાસલેટ, દિવેલ, મીણુ બત્તિ કે એવી હરકોઇ વસ્તુ બળતી હોય, અગર જ્યાં જના વરો પક્ષીઓ કે મનુષ્યો રહેતાં હોય, સુતાં હોય કે કામકાજ કરતાં હોય, ત્યાં આ વાયુ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થયાજ કરે છે, ને જો તે સાથે બહારથી કોઇ પણ જગ્યાએથી ચોખ્ખી હવા આવીને ભળતી ન હોય, તો ધીમે ધીમે તેમાં વધારો થાય છે, ને અંદર રહેનાર જીવોની હાની કરે છે. એક નાની કોટડી જેમાં બહારથી સારી હવા આવવા માટે પુરતી બારી ન હોય, તેમાં સંખ્યાબંધ માણસોને પુરવામાં આવે, તો અંદરની હવા શ્વાસોચ્છ્વાસથી બગડી જાય છે, ને તેના ઝેરથી અંદરના માણસો મરણ પામે છે. આવા ઘણા દાખલા બનેલા છે. વળી એક ઓરડામાં શિયાળાની ઋતુમાં બારી બારણા બંધ કરીને માણસો સળગતી સગડી મુકીને સુઇ જાય છે, ત્યારે પણ આજ વાયુ અંદર ભરાય છે, ને માણસોના જીવને હાની કરે છે; મોટા કુવામાં અને ભોંયરામાં પણ આજ પવન ઘણીવાર ભરાઇ રહ્યો હોય છે; ને તેથી તેમાં ઉતરવાથી માણસો મરણ પામે છે.

**ચિન્હો:**—ગળામાં ક્ષોભ થઇ આવે છે, માથું ભારે ભારે લાગે છે, આંખમાં ઉંઘ આવતી હોય એમ જણાય છે, હાથ પગમાંથી જોર ઓછું થઇ જાય છે, દરદીમાં જરા પણ ફુરસદ રહેતી નથી; જો તે ઉભો હોય તો પડી જાય છે, ને તેનું માથું તેની છાતી ઉપર વાળી દેછે. ચ્હેરો ને શરીર કાળું પડી જાય છે, રકતાશય જોરથી ધબકે છે, શ્વાસ ઉતાવળો ચાલે છે, દરદીને મૂર્છા આવી જાય છે, ને તે મરણ પામે છે. રાતમાં શ્વાસોચ્છ્વાસમાં શુદ્ધ હવા લેવામાં આવી ન હોય, તો સવારે ઘણીવાર માથું ભારે થઇ આવે છે, ને પછી બારી બારણાં ઉઘડે છે ત્યારે ઠીક થવા લાગે છે.

**ઉપાય:**—એકદમ બધાં બારી બારણાં ખુલ્લાં કરી નાખવાં, ને દરદીને પવન નાખવા માંડવો. શ્વાસ બંધ પડી જતો લાગે, તો કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચલાવવો, નાકે આમોન્યા સુંઘાડવો. હાથે પગે સુંઠ ઘસવી; ને શેક કરવો વીજળી ( interrupted current ) લગાડવી. આમોન્યા, બ્રાન્ડી વગેરેમાંથી જો બને તો થોડુંક પીવા આપવું, અથવા સ્ટ્રોન્ગ કાફી તૈયાર કરીને તેની સફરામાં પિચકારી મારવી. જો મળી શકે તો ઓકસીજન ( પ્રાણવાયુ ) થોડી એક હવા સાથે મેળવીને શ્વાસોચ્છ્વાસમાં જાય એમ કરવું. ઠંડુ પાણી માથા ઉપર ને છાતી ઉપર રેડવું. શ્વાસ માર્ગ માટે એક જાતની નળી ( catheter ) આવે છે, તે દાખલ કરીને તેમાં ફુંક મારવી, એટલે શુદ્ધ હવા દાખલ થઈ શકે. એ ખરૂં છે કે જો કોઇ આદમી પોતાના દમની ફુંક મારે, તો અશુદ્ધ હવા જાય, પણ તેવી રીતે તે એક બેવાર કરે ને પછી કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચલાવે તો સારો ફાયદો થાયછે. જો નાની ધમણથી પવન અંદર ફુંકવામાં આવે, તો પણ ઠીક, પણ એ યાદ રાખવું કે ધમણથી પાછો અંદરનો શ્વાસ બહાર ખેંચાવો જોઈએ નહિ.

## કલોરોફોર્મ.

જેમ આયોડોફોર્મમાં આયોડીન રહેલ છે, તેમ કલોરોફોર્મમાં કલોરિન રહેલ છે. આમોન્યા, ઇથર, વગેરે ઉષ્ણ દવાઓ નાની માત્રામાં જેમ ક્ષણિક પણ ઉત્તેજક અસર દર્શાવે છે, તેમ આ પણ તેવીજ અસર દર્શાવે છે, ને મોટા પ્રમાણમાં વિષરૂપ થઇ પડે છે. ઇથરની માફક કલોરોફોર્મ શસ્ત્રક્રિયા કરતી વખતે દર્દીને બેભાન કરવા માટે સુંઘાડાય છે, પણ ઇથર કરતાં આમાં વધારે ભય છે; આથી કરીને કેટલાક ડાકટરો A. C. E. નામનું મિશ્રણ સુંઘાડે છે, જેમાં ૧ ભાગ આલ્કોહોલ, ૨ ભાગ કલોરોફોર્મને ૩ ભાગ ઇથર હોય છે; આવું કોઇ પણ મિશ્રણ પ્રાણુવિનિમયના પ્રયોગથી થતી બેશુદ્ધિના જેવી નિર્દોષ ને નિર્ભય બેશુદ્ધિ ઉત્પન્ન કરી શકતું નથી; પણ પ્રાણવિનિમયનો પ્રયોગ બધી વખત સફળ કરવામાં બહુ મુશ્કેલી પડે છે. સ્પીરટસ ઓફ કલોરોફોર્મને ટીકચર કલોરોફોર્મ કંપાઉન્ડ પીવાના કામમાં વપરાય છે. તેની વાસ મીઠીને સફરજનને મળતી આવે છે.

**ચિન્હો:**—આ વિષ શ્વાસમાં કે અન્ન માર્ગમાં જાય તો ઇથરના જેવાં ચિન્હો પેદા કરે છે. પેટમાં જાય તો દાહક વિષના જેવી અસર પણ વર્તાય છે. આ દવા સુંઘાડવાથી પ્રથમ જરા સન્નિપાત જેવાં લક્ષણો થાય છે, ને પછી ઉન્માદની માફક દર્દી તરફડીઆં મારે છે. રક્ત ને શ્વાસ ઉતાવળાં ચાલે છે,

ચ્હેરો લોહીથી ભરાઇ જાય છે, ને કીકી સંકુચિત થાય છે. આ પછી દર્દી ધીમે ધીમે શાંત થતો જાય છે, ઉંઘતો હોય એમ પડી રહે છે, શ્વાસ ઘુંટાય છે, તેના સ્નાયુઓ ઢીલા પડી જાય છે, અને સંપૂર્ણ બેશુદ્ધિ થતી જાય છે. આંખની જ્ઞાનશક્તિ નાશ પામે છે, અને સ્પર્શ કરવા છતાં તે હલતી ચલતી નથી. કલોરોફોર્મ સુંઘાડતાં શરૂઆતમાંજ કેટલીક વાર મૃત્યુ નીપજે છે; માટે શરૂઆતમાં બહુ સાવચેતી રાખવાની જરૂર છે.

**વિષારી માત્રાઃ**—કલોરોફોર્મના પંદર ટીપાંની વરાળ શ્વાસમાં જવાથી પણ કોઇ કોઇવાર મૃત્યુ નીપજે છે. સ્પીરીટ ને ટીંકચર એક ડ્રામ જેટલું લેવાથી હાનિ છે, તેનું એક ટીંકચર મોર્ફ્યા સહિતનું આવે છે, તે ઉલટી, ઝાડા, ચૂંક, આંકડી, વગેરે માટે અપાય છે, તેની યોગ્ય માત્રા ૧૦ ટીપાંથી વધારે નથી.

**ઉપાયઃ**—કલોરોફોર્મ આપતી વખતે શરૂઆતમાં બને તેટલી શુદ્ધ હવા શ્વાસમાં ભળવા દેવી, ને તે દવાવાળા રૂમાલને અથવા ટોપીને ધીમે ધીમે નાક પાસે લેતા જવી. દર્દી ધીમા પણ ઉંડા શ્વાસ લઇ શકે એમ કરવું, ને તેને એકદમ મુંઝવવો નહિ; આમ કરવાથી માઠા પરિણામનો ભય થોડો રહે છે. રક્તાશય બહુ નબળું હોય, તો આ દવા સુંઘાડવી નહિ, શ્વાસ ઘુંટાવા લાગે ને આંખ બેર મારી જાય, કે તરત કલોરોફોર્મ દૂર કરવું. તેમજ વળી ચ્હેરો શ્યામ થઇ જાય, કે ચ્હેરા ઉપર કાળો છાંયો કે કાળા રંગનું વાદળું આવી ગયું લાગે, તો પણ તરત દૂર કરવું. આવી અસર વર્તાય કે તરતજ દર્દીનું માથું છેક ભોંય નીચું નમાવી દેવું, ને પગ ઉંચા લેવા. બનતાં સુધી પહેલેથીજ ઓસીંકું રાખવું નહિ. કપાળ ઉપર ને છાતી ઉપર થંડા પાણીની ઝાલક મારવી. પંખાથી પવન નાખવા માંડવો, ને ગરમ ને થંડા પાણીમાં બોળેલા રૂમાલ વારાફરતી તેની છાતીએ તેમજ કપાળે મુકયા કરવા. જેમ બને તેમ વહેલો કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચલાવવો, તથા રક્તાશયના પ્રદેશમાં ખૂબ ઘર્ષણ કરવું. વીજળી લગાડવી. આટ્રોપીનના ચાર ટીપાં ( ૧૦૦ માં ૧ વાળા )ની ત્વચામાં પીચકારી મારવી.

પેટમાં કલોરોફોર્મ ગયો હોય, તો ઉલટી કરાવવી, ને કાર્બોનેટ ઓફ સોડીઅમના દશ દશ ગ્રેન પાણીમાં નાખીને પા પા કલાકે આપવા. દરદીને ઉંઘવા દેવો નહિ. આમોન્યા સુંઘાડવો. રક્તાશય ઉપર રાઇની પોટીસ મુકવી; ને પેટમાં દાહ બહુ હોય, તો ઘી પાવું. કાફી સ્ટ્રોન્ગ બનાવીને પીવા આપવી, અગર તો તેની સફરામાં પિચકારી મારવી. એમીલ નાઇટ્રાઇટ સુંઘાડવું; દુધ પાંચ પાંચ મીનીટે પાશેર શરૂ કરીને વધારતાં જવું.

## કલોરલ હાઇડ્રેટ.

નિદ્રા લાવવા માટે આ દવા એલોપેથીમાં શરબત સાથે પીવા અપાય છે. તે દવા એક કરતાં વધારે વાર આપવાથી એકઠી થાય છે, અને એ પ્રમાણે માત્રા વધી જવાથી નુકશાન કરે છે. તેનાથી ઝાડો બંધ થતો નથી, ને ઉંઘ આવે છે, તેથી ઘણા લોકો તે પીએ છે.

**માત્રાઃ**—તેના શરબતના એક ડ્રામમાં દશ ગ્રેન કલોરલ હાઇડ્રેટ હોય છે; તેનો અડધો ડ્રામ એ સાધારણ માત્રા ગણાય છે. બે ડ્રામ સુધી પણ કોઇકવાર અપાય છે, પણ એક ડ્રામથી વધારે આપવામાં બહુ સલામતી નથી.

**ચિન્હોઃ**—ગાઢ નિદ્રા આવે છે, હાથ પગની શક્તિ ક્ષીણ પડી જાય છે, સ્નાયુઓમાંથી પરાવર્તન શક્તિ ( reflex action ) જતી રહે છે. ચ્હેરો શ્યામ પડી જાય છે. નાડી ધીમી અગર બહુજ નબળી ને ઉતાવળી ચાલે છે, શ્વાસ મંદ પડી જાય છે, વખતે નિઃશ્વાસ નાખ્યાની માફક શ્વાસ લેવાય છે. ઉંઘમાં કીકી સંકુચિત હોય છે, પણ દરદીને જાગૃત કરતાં કીકી વિસ્તૃત થાય છે. હાથ પગ થંડા પડી જાયછે, ને શરીરની ગરમી લગભગ ૯૧° જેટલી ઓછી થઈ જાય છે, વખતે ત્વચા ઉપર એક જાતની ફોડકીઓ થઇ આવે છે. રક્તાશય કે ફેફસાં બંધ થવાથી મૃત્યુ નીપજે છે.

**ઉપાયઃ**—ઉલટી કરાવવી, તે માટે જસતનાં ફુલ, રાઇનો લોટ, કે ઈપીકાકયુઆનાનો ભુકો વાપરવો. શરીરે સારી પેઠે સુંઠ ચોળવી, ગરમ પાણીના શીશા દરદીના પડખામાં મુકવા, અંગમર્દન કરવું. દરદીને ઉંઘવા દેવો નહિ, તેની સાથે વાતચિત કરવી. થંડા પાણીમાં રૂમાલ બોળીને તેની ઝાપટ મારવી. ચોટીઆ ભરવા. પગે રાઇ ચોળવી. વીજળી લગાડવી. સ્ટ્રીકનાઇન પ્રવાહીનાં બે ટીપાંની ત્વચામાં પીચકારી

મારવી, અગર ટીંક્ચર નકસ વોમીકાના પંદર ટીપાં પાણી સાથે પીવા આપવા. કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચલાવવો. એમાઇલ નાઇટ્રાઇટ સુંઘાડવું.

### ક્લોરોડાઇન.

ચૂંક, ઝાડો, કોલેરા સળેખમ, દમ, આંકડી, પેટનો દુખાવો, તાવ ઇત્યાદિ દરદોમાં પીડાશામક, ગ્રાહી, નિદ્રારોપક, અને હલકા ઉત્તેજક તરીકે આ ઘણીવાર વપરાય છે, અને મોટા કુટુમ્બોમાં તે રાખવા લાયક છે. કોલીન્સ બ્રાઉન, ફ્રીમેન, પીટીટ, પાવેલ, કેમ્પ, બરગોઇન વગેરે કંપનીઓની તે બનાવટ આવે છે. તેમાં ક્લોરોફોર્મ ને અફીણ એ બે મુખ્ય છે. તેની માત્રા સાધારણ રીતે ૫ થી ૧૦ ટીપાં છે. વીશ પચીસ ટીપાં કરતાં વધારે લેવાય તો ઝેરી અસર જણાય છે. કોઇ દરદનું જોર બહુ હોય તો માત્રા ૩૦ ટીપાં સુધી વધારાય છે.

**ચિન્હો;—**અફીણ, ક્લોરોફોર્મ, ને હાઇડ્રોસ્યાનિક આસીડને મળતાં ચિન્હો થાય છે. નિદ્રા સુસ્તિને બેશુદ્ધિ એ મુખ્ય હોય છે.

**ઉપાયઃ—**ઉલટી કરાવવી, સ્ટમક પંપ વાપરવો, અથવા એપોમોર્ફાઇનની ત્વચામાં પીચકારી મારવી, સખત કાફી એટલે બુંદ દાણાનો કાવો કરીને દરદીને પાવો, આમોન્યા સુંઘાડવો. દરદીને ઉંઘવા દેવો નહિ. માથેને છાતીએ ઠંડુ પાણી છાંટયા કરવું. શરીર થંડુ પડવા લાગે, તો ગરમ પાણીના શીશા પડખામાં મુકવા. સુંઠ ઘસવી. આટ્રોપીનના ચાર ટીપાં ( ૧૦૦ માં ૧ વાળા ) ની ત્વચામાં પીચકારી મારવી. સ્ટ્રીકનાઇનના પ્રવાહીના ( ૫૦ માં ૧ ) ના બે ટીપાંની ત્વચામાં પીચકારી મારવાથી ક્લોરોફોર્મને મળતાં ચિન્હો દૂર થશે. કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચલાવવો.

## પ્રાણી જન્ય વિષ.

### કેન્થારીડીસ—બ્લીસ્ટરમાં વપરાતી માંખી.

યુરોપ ખંડમાં કેન્થારીડીસ નામની માંખીઓ થાય છે, તે બહુ ક્ષોભક ( irritant ) હોય છે. દવામાં ઉપયોગ કરવા માટે તેને પકડીને શીસામાં ભરવામાં આવે છે, ને તેનું બ્લીટર અર્ક વગેરે બનાવાય છે. આપણા દેશમાં કવચિત એવી માંખીઓ ડંખે છે કે જેથી ફોડલા થઇ આવે છે. કેન્થારીડીસનાં પ્લાસ્ટર બનાવાય છે, તેની એક જાતને વેર્મ પ્લાસ્ટર કહેવાય છે. વિશેષે કરીને જૂના પરમીઆ ઉપર તેનો અર્ક પીવા અપાય છે.

**માત્રાઃ—**તેનો અર્ક ૨૦ ટીપાંથી વધારે અપાતો નથી, કેમકે તે બહુ દાહક છે. કોઇવાર બ્લીસ્ટર લગાડયું હોય છે, તોપણ તેમાંથી ઝેરી અસર આવે છે. તેની ભુકીના પાંચ ગ્રેન પેટમાં જાય, તો પણ દાહને વરમ થઈ આવે છે.

**ચિન્હોઃ—**ગળેથી તે હોજરી સુધી દાહ થઇ આવે છે, ને કશી ચીજ ગળે ઉતારી શકાતી નથી. મોઢામાંથી લોહીને શ્લેષ્મ ઉલટીમાં નીકળે છે, અને જો ભુકી પેટમાં ગઇ હોય તો તેના ચળકતાં રજકણો ઉલટીમાં માલૂમ પડે છે. ઝાડો થઇ આવે છે, તેમાં પણ જળસને લોહી પડે છે. લાલાસ્ત્રાવી પિંડો સુજી આવે છે, અને મોઢામાંથી લાળ વહ્યા કરે છે. પેશાબની હાજત વારંવાર થાય છે, પરંતુ પેશાબ બહુજ થોડો ઉતરે છે, અને કેટલીકવાર તો માત્ર થોડુંક લોહી પડે છે, અગર પેસાબમાં આલ્બ્યુમીન જાય છે. ઉદર પટલનો વરમ થઇ આવે છે, અને તાવ ભરાય છે, માથું દુખે છે અને જ્ઞાનશક્તિ નષ્ટ થાય છે, ને દરદી બેહોસને બેશુદ્ધ થઇ ને પડયો રહે છે, અથવા આંચકી ઉપડે છે, ને તેમાંથી દરદી મરણ પામે છે. સ્રીને ગર્ભપાત થઇ જાય છે, અને સ્રીનો જાન પણ જોખમમાં આવી પડે છે.

**ઉપાયઃ—**જો ગળામાં સ્ટમકપંપ જઈ શકે તો દાખલ કરવો, નહિ તો એપોમોર્ફાઇનનાં ૫ ટીપાંની ત્વચામાં પીચકારી મારીને ઉલટી કરાવવી. જવની આહ, ગુંદરનું પાણી, ઇંડાની સફેદી, ચોખાનું ધોણુ અળસીની આહ, આરારૂટની કાંજી વગેરે પુષ્કળ પીવા દેવાં, પણ ઘી કે તેલ આપવું નહિ. જો પેટમાં બહુ દુખતું હોય, તો ઉલટી કરાવ્યા પછી અળસીની પોટીસ મોં ઉપર બાંધવી, અગર દરદીને ગરમ પાણીમાં બેસારવો, એટલે પેસાબ પણ ઉતરશે. તે પછી જરૂર લાગે તો લાડેનમનાં ૨૦ કે ૨૫ ટીપાં પાણીમાં મેળવીને પીવા આપવાં, એથી ઝાડો, પેસાબમાં જતું લોહી, કે આલ્બ્યુમીન અને દુખાવો નરમ પડશે. સખ્ત ચિન્હો નરમ પડયા પછી થોડાક દિવસ સુધી કેમ્ફર ૧x આપવું, એથી આરામ આવી જશે.

## વીંછીનો દંશ.

વીંછીનો દંશ કોઈકવારજ પ્રાણઘાતક નીવડે છે, તોપણ તેના દંશથી જે દાહ ને પીડા ઉત્પન્ન થાય છે, તે અસહ્ય હોય છે. જે ઠેકાણે તેનો દંશ થાય છે, ત્યાં એકાએક અંગારો ચાંપ્યો હોય, તેવી બળતર થાય છે, અને થોડીવારમાં તેની વેદના આગળ વધવા લાગે છે. કોઈવાર તેનું ઝેર એટલું બધું ચડે છે કે પ્રથમ દરદીને પરસેવો ચાલ્યો જાય છે, તેનાથી રાડો પાડયા વિના રહેવાતું નથી, ને પછી થોડીવારમાં તે અશક્ત ને બેભાન થવા લાગે છે, તે પોતે ચાલી શકતો નથી, ને ધીમે ધીમે તેની જ્ઞાનશક્તિ નાશ પામવા માંડે છે. લીંબડાના પાંદડા જેવી કડવી દવાઓ તેના મોઢામાં નાખવા છતાં કડવાટ લાગતો નથી, ને દરદીની આંખો માણસોને ઓળખી શકતી નથી. રક્તાશય મંદ પડવા લાગે છે, ને પછી શ્વાસોચ્છ્વાસ પણ નિશ્વાસ નાખતા ચાલે છે, તેની વેદના એક બે કલાકથી બે ત્રણ દિવસ સુધી રહે છે. વીંછીની પુંછડી ઉપર બારીક વાળ જેવો પોકળ કાંટો હોય છે, તે વાટે તેનું ઝેર શરીરમાં દાખલ થાય છે.

**ઉપાયઃ—**જીવન રસાયણમાંથી **નેટ્રમ મ્યુર** ૩× અગર ૧× દંશની જગ્યાએ ચોળવા માંડવું, અને તેના પાંચ ગ્રેન શરૂઆતમાં પાંચ પાંચ મીનીટે આપવા ને પછી પંદર મીનીટે ને અડધી કલાકે એમ ધીમે ધીમે વખત વધારતાં જવો; અશક્તિ બહુ વધતી જાય ને જ્ઞાન ઓછું થાય, તો **ફેરમ ફોસ** ૩×ને **મેગ્નીસીઅમ ફોસ** ૩× વારા ફરતી આપવા માંડવું. બુંદ દાણાની કાશી કરીને પાવી; થોડી થોડીવારે આમોન્યા સુંઘાડવો. ડુંગળીનો રસ ચોળવાથી કેટલીકવાર વીંછીની અસર જલદી દૂર થાય છે. આમોન્યા, અગર ફટકડીના પાણીનું પોતું પણ મુકાય છે કોકેનના ( ૧૦૦ માં ૧૦ વાળા ) પ્રવાહિના ચાર પાંચ ટીપાંની ત્વચામાં પીચકારી મારવાથી પણ આરામ થાય છે.

## સર્પ દંશ.

હિંદુસ્તાનમાં બહુ ઝેરી સર્પો થાય છે, અને તેના દંશથી ઘણા માણસો મરણ પામે છે. કવચિત્ કોઇ સાપ ઝેરી હોતા નથી, તો તેના દંશથી આદમી બચવા પામે છે, સાધારણ રીતે સર્પ છંછેડયા સિવાય કરડતો નથી, તો પણ દક્ષિણ હિંદુસ્તાનના કેટલાક ભાગમાં તે બહુ ચડીલા હોય છે, અને એક વાર તેને જરા ઇજા કરી હોય, તો તે કદી વેર ભૂલતા નથી, ને કેટલાક ગાઉ સુધી દૂર ગયા, પછી પણ તે આવીને તેનું વેર લેવા પ્રયત્ન કરે છે. ફેણવાળા નાગ વધારે ઝેરી હોય છે.

**તેની દંશ કરવાની રીતઃ—**સર્પના બન્ને ઉપરના જડબામાં લમણા તરફ એક જાતનો વિષારી રસ ઉત્પન્ન કરનારી થેલી હોય છે; તે થેલીને એક રસવાહીની હોય છે, ને તેનો એક છેડો તેના પોકળ દાંતની અંદર રહે છે. જ્યારે તે દંશ કરે છે, ત્યારે તે પોકળ દાંતથી ત્વચામાં જખમ થાય છે, અને તેમાં તે વિષારી રસ દાખલ થાય છે. આ વિષ બધા સર્પોમાં એક સરખું હોતું નથી.

**ચિન્હોઃ—**જો ઝેર હલકું ને ક્ષોભક હોય તો દરદી બેશુદ્ધ થતો નથી, પણ દંશ થયેલ ભાગ ઉપર સોજો ચડે છે, ને તેમાં વેદના થવા લાગે છે, નજીકના રસ પિંડો સુજી આવે છે, તે સોજો પાકે છે, ફુટે છે, અને અંદરથી ઘણું પરૂ ને માંસ નીકળે છે; વખતે હાડકાનો કાંઇ ભાગ સડીને નીકળે છે; આવાં ચિન્હો સાથે જો નબળાઇ વધી જાય, તો દરદી મરણ પામે છે; પણ જો ઝેર સખત ને પ્રાણઘાતક હોય, તો સોજો ચડવાને બદલે શરીર થંડુ પડવા લાગે છે, પરસેવો ચાલ્યા જાય છે, ને અફીણ લીધું હોય, તેમ દરદી ઉંઘવા લાગે છે, વખતે ડોલે છે, અને બેશુદ્ધ થતો જાય છે. નાકે આમોન્યાની અસર પણ ઓછી થાય છે. આંખમાં ગ્રાહી કે દાહક વસ્તુથી બળતર જણાતી નથી, ને જીભે પણ કડવાટ કે તીખાસ લાગતી નથી. નાડી મંદને અનિયમિત થતી જાય છે. અશક્તિ વધતી જાય છે, હાથ પગનો પક્ષાઘાત થયો હોય એમ લાગે છે, વખતે ગળે પણ કશી ચીજ ઉતરી શકતી નથી; પેસાબમાં આલ્બ્યુમીન જાય છે. નાકમાંથી ને મોંઢામાંથી લોહી પડે છે, નાડીની માફક શ્વાસ પણ મંદ પડી જાય છે, કોઇવાર ઝાડો ને પેશાબ આપોઆપ ચાલ્યું જાય છે; દરદી અચકાય છે, અને બેશુદ્ધ હાલતમાં તે મરણ પામે છે.

**ઉપાયઃ—**હોમીઓપેથીનું **આમોન્યા** ૧× પીવા આપવાથી આરામ થાય છે, અને તે ઉપરથી વિલાયતના કેટલાક ડાકટરો તેની ભલામણ કરે છે, પણ એવી પીવાની કશી દવા શોધવા પહેલાં જે ઠેકાણે

દંશ થયો હોય, તેની અને રક્તાશયની વચ્ચે સખ્ત પાટો બાંધી રાખવો, જેથી ખરાબ લોહી રક્તાશય તરફ જાય નહિ, અને તેની જ્ઞાનતંતુઓનો તથા ગતિતંતુઓનો ઘાત કરે નહિ, પાટા માટે રૂમાલ, ધોતીઆની કોર, સુરવાળનું નાડું, નેકટાઇની પટ્ટી, ઇત્યાદિમાંથી જે મળે તે બાંધવામાં વિલંબ કરવો નહિ, કેમકે તેમાં **વખતની કિંમત છે, વસ્તુની નહિ.** પાટો બાંધ્યા પછી તરતજ દંશવાળા ભાગને બાળવો, તે માટે દીવાસળી સળગાવવી ને તરતજ કોડીઆમાં દીવો કરવો, અગર મીણબત્તી, બીડી, સાંઠીનો કડકો, કોયલાનો કડકો, દશબાર દીવાસળીની ઝૂડી કે એવું કાંઇ સળગાવવું ને તરતજ દંશવાળા ભાગ ઉપર લગાડવું જેથી દંશવાળો ભાગ બળી જાય છે, માત્ર ત્વચાજ નહિ, પરંતુ અંદરનો ભાગ પણ બાળવાની જરૂર છે. લાલચોળ કરેલો લોઢાનો સરીઓ ઉત્તમ છે, પરંતુ તે મળવો મુશ્કેલ. આ કાંઇ ન બને તો **સખત નાઇટ્રીક આસીડ**, તે જગ્યા ઉપર મુકવું, જેથી ઘણો ભાગ બળી જશે. પછી તે ઉપર થંડા પાણીની ધાર કર્યા કરવી, તેને બદલે **પોટાશ્યમ પરમેંગ્નેટનું** પ્રવાહી લગાડવાથી પણ ઠીક થાય છે; કાંઇ નહિ, તો છેવટ ગંધકનો ભુકો ચામડી ઉપર મુકીને તે ઉપર દીવાસળી અડાડવી એટલે તે ત્વચા સળગી જશે. જો બાળવાનું ન બને, તો તે ભાગને કાપી કાઢવો. હાથ પગનાં આંગળાં ઉપર દંશ હોય, તો કાપવાનો ઇલાજ બહુ સારો છે; કાપીને અંગનો ભાગ જુદો પડાય તેમ ન હોય, તો તે ભાગમાં ચાર પાંચ છેદ મુકવા, અને બને તેટલું લોહી દાબી દાબીને બહાર કાઢવું, અને તે છેદ ઉપર પોટાશ્યમ પરમેંગ્નેટના ભુકો દાબવો, અથવા તેના પાણીનું પોતું મુકયા કરવું. જો ચિન્હો શરૂ થાય, તો લાઇકર આમોન્યાના ૧૦ મીનીમ પાણી સાથે પા પા કલાકે આપવાં; ક્ષોભક ચિન્હો હોય, તો શેક કરવો, પોટીસ બાંધવી, સોજા ઉપર છેદ મુકવો ઇત્યાદિ ઇલાજ કરવા. પરમેંગ્નેટ ઓફ પોટાસના એક ભાગમાં ૯૯ ભાગ ચોખ્ખુ પાણી મેળવીને તે પ્રવાહીનાં ૨૦ ટીપાંની દંશવાળા ભાગમાં ત્વચાની આરપાર પીચકારી મારવી, અથવા ચામડી કાપીને તેમાં સખત પ્રવાહી મુકયા કરવો. અવયવ સુજી આવ્યું હોય, તો પણ આ પીચકારી મારવાને કશો બાધ નથી.

## પાણીમાં ડુબી જવું; ગુંગળાઇ જવું.

પાણીમાં ડુબી જવાથી, અને ખરાબ હવાથી ગુંગળાઇ જવાથી ફેફસામાંનું રૂધિર શુદ્ધ થવા પામતું નથી; ગળે ફાંસો દેવાથી અથવા ગળામાં ડુચો ખોસવાથી પણ એજ રીતે રૂધિરની શુદ્ધિ બંધ પડેછે, ને અશુદ્ધ લોહી રક્તાશયને તથા ફેફસાને ગતિહીન કરી નાખે છે, એટલે મૃત્યુ નીપજે છે. કાર્બોનિક આસીડ વાયુથી પણ એજ મિસાલે મૃત્યુ થાય છે.

**ચિન્હોઃ—**આ વખતે મનુષ્ય કેટલાં તરફડીઆં મારે તેનો ખ્યાલ વગર વર્ણને પણ સૌ કોઇને આવી શકશે. તે સિવાય ત્વચા તેમાં પણ ખાસ ચ્હેરાની શ્યામ થઇ જાય છે. ચ્હેરા ઉપરનો રંગ એકસરખો રહેતો નથી; કોઇ જગ્યાએ તે વધારે કાળો તો કોઈ જગ્યાએ વધારે ફિકકો થઇ જાય છે; રક્તાશય બંધ હોય છે. જીભ સુજી ગઇ હોય છે, ને પેટ ફુલી ગયું હોય છે. પુરૂષની ઈંદ્રિ ઘણું કરીને ખેંચાઈ ગઇ હોય છે, ગુંગળાટને લીધે અવાજ ઘણું કરીને થયા વિના રહેતો નથી. બાળકના મોઢા ઉપર લુગડાનો ડુચો આવી ગયો હોય, તો તેનો અવાજ ઘણીવાર મંદ હોવાથી સંભળાતો નથી, ને તે મરણ પામે છે.

**ઉપાયઃ—**જો દર્દીનો શ્વાસ બંધ થઈ ગયો હોય, તો તરતજ તેની છાતીની આસપાસનાં લુગડાં કાઢી નાખવાં, આમોન્યા સુંઘાડવો, માથે પવન નાખવો, શરીર ચોળવા માંડવું, ગરમ પાણીના શીશા તેના પડખામાં મુકવા. લીનીમેન્ટમ કેમ્ફોરી એટ આમોન્યા શરીરે ચોળવું. વીજળી લગાડવી, ને **કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ** ચલાવવો.

## કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ.

કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ જુદી જુદી ૭ રીતે થાયછે.

(૧) દર્દીના મોઢામાં થોડી થોડી વારે ફુંક મારવી; તરતના જન્મેલા બાળકનો શ્વાસોચ્છ્વાસ ચલાવવા માટે કોઇવાર આ પ્રયોગ કરવાની જરૂર પડે છે.

(૨) નાની ધમણની નળી દર્દીની શ્વાસ નળીમાં મુકવી ને પછી એક મીનીટમાં આશરે પંદર વખત તે ધમણને દાબવી એટલે શ્વાસોચ્છ્વાસના જેવું કામ ચાલશે.

(૩) એક જાડા ને એક ફુટ પહોળા તથા ચારેક ફીટ લાંબા કપડાને દરદીની છાતીની ફરતા ગોળ લપેટીને સામ સામેના છેડાને ઉભા ચીરવા, પછી ચીરેલા છેડા સામ સામી બાજુએ ખેંચીને ઢીલા મુકવા એ પ્રમાણે વારંવાર કરવું એથી પણ શ્વાસોચ્છ્વાસ ચાલુ થાય છે.

(૪) દર્દીને માથું નીચું ને કેડ ઉંચી રહે તેવી રીતે છાતી ભર સુવારવો, પછી તેના વાંસા ઉપર બીજા આદમીએ પોતાની છાતીનો ભાર લગાડવો અગર સુઈ જવું અને દર્દીની છાતીએ પોતાના હાથ લગાડી ને ભીંસ દેવી, અને તરતજ ભીંસ ઓછી કરવી એ પ્રમાણે થોડીકવાર કરવાથી પણ શ્વાસ ચાલે છે.



આ. નં. ૩૨૮



આ. નં. ૩૨૯

(૫) દર્દીને ઓસીકાપર કે લુગડાના ડુચા ઉપર ચતો સુવારવો, ને સારવાર કરનારે તેના માથા તરફ ઉભા રહેવું. દર્દીના પગે બને તો કાંઇક ટેકો રાખવો જેથી તે ખસે નહિ. પછી સારવાર કરનારે દર્દીના હાથનાં કાંડા પકડીને પોતાની તરફ ખેંચવાને હાથ લાંબા કરી દેવા, પછી તરતજ દર્દીના હાથને કોણીમાંથી વાળી દેવા, અને તેને તેના પડખામાં દબાવવામાં જેથી તેની છાતી દબાશે: આ રીતે પ્રથમ શ્વાસ અંદર ભરાશે, ને પછી છાતી દબાવાથી શ્વાસ બહાર નીકળશે. આ રીત વધારે ફાયદાકારક છે. આ કાર્યમાં બીજો મદદગાર હોય ને તે જો હાથની ગતિ સાથે છાતી વારંવાર દાબે, તો શ્વાસોચ્છ્વાસની ક્રિયા વધારે સારી થાય છે.

(જુવો આ. નં. ૩૨૮-૩૨૯)

(૬) દર્દીને મોટા ઓસીકા ઉપર કે લુગડાના વીંટા ઉપર ઉંધો સુવારવો, ને મોઢા ને પેટ કરતાં શ્વાણુંજ નીચું રાખવું. પછી પ્રથમ પેટની પછવાડેનો ભાગ દાબવો, અથવા દર્દીના પેટની નીચે બન્ને હાથ નાખીને દર્દીને ઉંચો કરવો. (જુઓ આ. નં. ૩૩૦) એટલે પાણી બધું નીકળી જશે. પછી તરતજ તેને ચતો કરી નાખવો જેથી તેની પીઠ તે ઓસીકા ઉપર રહે ને તેનું માથું નીચે નમે. દર્દીના બન્ને હાથ માથા તરફ લાંબા કરી મુકવાને તેનું મ્હો ખુલ્લું રાખવું. જીભને બહાર ખેંચી કાઢવી ને હોઠની સાથે બાંધી રાખવી, જેથી અંદર ખેંચાઇ જાય નહિ. પછી સારવાર કરનારે દર્દીના પગ તરફ ઉભા રહેવું. અને પોતાના બન્ને હાથ દર્દીની છાતીના સૌથી આગલા ભાગ ઉપર મુકવા પછી ધીમે



આ. નં. ૩૩૦

ધીમે ભીંસ આપતા જવી ને હાથને ડોક તરફ લપસવા દેવા, આથી ફેફસાં સંકોચાશે ને પવન બહાર નીકળશે; પછી એકદમ ભીંસ મુકી દેવી એટલે છાતી વિસ્તૃત થશે ને પવન અંદર ભરાશે; સાધારણ રીતે આ પ્રમાણે એક મીનીટમાં દશથી પંદર વખત કરવાની જરૂર છે અને ઓછામાં ઓછા એક કલાક સુધી જારી રાખવી.

આપણા દેશમાં ડુબી ગયેલ માણસને કુંભારના ચાકડા ઉપર બેસારીને ગોળ ગોળ ફેરવે છે; અથવા મોટા દોરડાના સીંકામાં ઉંધો લટકાવીને ગોળ ગોળ ફેરવે છે, આથી પેટમાંનું પાણી બહાર નીકળી જાય છે, પરંતુ શ્વાસોચ્છ્વાસને કાંઇ મદદ મળતી નથી.

## ત્વચા ઉપર ફોડકા ખીલ વગેરે પેદા કરે તેવી ઝેરી દવાઓ.

કેટલીક દવાઓ પોતાની વિષારી અસરને લીધે ત્વચા ઉપર કેટલીક જાતના ફોડકા, ચાઠાં, ખીલ ઇત્યાદિ ઉત્પન્ન કરેછે. દરેક દવાના ચાઠાં (eruption) જુદી જાતનાં હોય છે; અને તે કોઈ સક્ષને થોડી માત્રાથી થઇ આવે છે, તો કોઇને મોટી માત્રાથી પણ થતાં નથી. અંદર ખાવાથી તેમજ બહારથી વાપરવાથી પણ ફોડકા વગેરે થઇ આવે છે.

ગંધક, ટરપેન્ટાઇન, થાઇરોઇડ ગ્લાંડનો દવામાં વપરાતો પદાર્થ, સલ્ફોનલ, ધંતુરો, સીલ્વરનાઇટ્રેટ અથવા લ્યુનર કયાસ્ટીક, ઝેર કોચલા, પારદની દવાઓ, વછનાગ, એન્ટીપીરીન, એન્ટીમની, એન્ટીપાઇરીન, આર્નિકા, બાલ્સામ ઓફ પેરૂ, બેલાડોના, બોરીક આસીડ, ટંકણખાર, પોટાસ બ્રોમાઇડ, એમાન્યા બ્રોમાઇડ, ભાંગ, કેન્થારીડીસ, કાર્બોલીક આસીડ, કલોરલ હાઇડ્રેટ, ક્રાઇસેરોબીન, કોપેવા, ચણીકબાબ, જમાલગોટાનું તેલ અથવા નેપાળાની ગોળીઓ, અર્ગટ, પોટાશ્યમ આયોડાઇડ, લોહ, સીંસાની ધાતુના ક્ષાર, અફીણ, ફીનાસીટીન કવીનાઈન, સાલીસીલીક આસીડ, મરચાં, ઇપીકાકયુઆના, કોડલીવર ઓઇલ ઇત્યાદિ દવાઓમાં એવો ગુણ રહેલો છે.

## કેફ; નિસો; વ્યસન.

### દારૂનું લાંબા વખતનું વ્યસન, મદ્યપાન.

જેઓને દારૂનું વ્યસન હોય, તેઓને છોડાવવા માટે દારૂ એકદમ બંધ કરવો, એજ ઉત્તમ રસ્તો છે. મહેરબાની દાખલ જરા પણ દારૂ આપવો નહિ. તેને બદલે માત્ર બરફનું પાણી, લીંબુ, તજ, સુંઠ વગેરેનું પાણી આપવું; અગર કાફી, ચાહ, કોકો, દુધ ઇત્યાદિમાંથી જે પસંદ પડે તે આપવું, અને તે પણ ધીમે ધીમે દીવસો જતાં તદ્દન બંધ કરવું.

જો આ પ્રમાણે કરવા જતાં કદાપિ અનાજ પચે નહિ, ઉલટી થાય, કે અરૂચિ થાય, તો સોડાવોટરને દુધ મિશ્ર કરીને દિવસમાં બે ચાર વખત આપવું, તે સાથે હોમીઓપેથીની **નકસ વોમીકા** $2^{\times}$ વાળી દવા દરરોજ બે વખત આપવી, જેથી અન્ન પાચન થવામાં હરકત આવશે નહિ. જો જરા પણ ખોરાક મોઢેથી લઇ શકાય નહિ, તો મળદ્વાર વાટે ખોરાકની પિચકારી મારવી, પણ દારૂ હરગીજ આપવો નહિ. ફળો સારી રીતે ખાવા આપવાં. ઉલટી બહુજ થાય, તો ગરમ પાણી અગર બરફનું પાણી પીવા માટે આપવું. જ્યારે મજ્જાતંત્ર બહુ ઉશ્કેરાઇ જતું હોય, અગર ઉંઘ ન આવતી હોય, ત્યારે દરદીને ભીના લુગડાંમાં ( wet-pack ) વીંટી રાખવો.

**ઔષધોઃ**—જ્યારે શરીર બહુ નબળું પડી ગયું હોય, ત્યારે **સ્ટ્રીકનીન નાઇટ્રેટ** $2^{\times}$ શરીરે પુષ્ટિ આપવાના હેતુથી અપાય છે. અન્નાશયનો દીર્ઘ વરમ લાગે, તો **હાઇડ્રાસ્ટીસના** મૂળ અર્કનું એક ટીપું ત્રણ ત્રણ કલાકે આપવું. જો હોજરી નબળી પડી ગઇ હોય, તો કેપ્સીકમના મધર ટીંકચરનું એક ટીપું ચાર ચાર કલાકે આપવું.

દરદીને સંપૂર્ણ કબજામાં રાખવો, તેને હમેશાં સારી રીતે નહવડાવવો, કસરત કરવા દેવી અને નવરો બેસી રહેવા દેવો નહિ. એવેના સેટીવાથી પણ ઘણો ફાયદો થાય છે. તેનાં દશ દશ ટીપાં હમેશાં પાણીમાં આપવાં. અતિશય દારૂને લીધે તીવ્ર લક્ષણો થાય, ત્યારે પણ એ દવા કામ લાગે છે. બેચેની માટે કાલી ફોસ $3^{\times}$ આપવું તેથી ઉંઘ પણ આવશે.

### અફીણનું બંધાણ.

અફીણનું બંધાણ મટાડવા માટે સર્વોત્તમ ઉપાય દરદીને બરાબર કબજામાં લેવો એ છે. બંધાણ મટાડવા માટે દરદીનું વ્યસન ઓછું કરતાં કરતાં ત્રણ અઠવાડીઆં પૂરા થયે તદ્દન અફીણ મુકાવી દેવું. મોર્ફીયા જે અફીણનું એક સત્વ છે તેનું બંધાણ પણ એજ રીતે મુકાય છે.

શરૂઆતમાં દરદીને બીછાનામાં સુવારીજ રાખવો, અને એક માણુસને તેની સંભાળ માટે ગોઠવવો. જો અનાજ પચવામાં ગડબડ લાગે, તો સોડાવોટર, લેમન વોટર, દુધ, કાંજી વગેરે હલકો ખોરાક આપવો. અન્નાશયને સાફ કરવાની જરૂર લાગે, તો નળી મુકીને ( lavage ) સાફ કરવો.

**ઔષધ:—એવેના સેટીવા** એ દવાના મધર ટીંકચરના ૧૫ ટીપાં દીવસમાં ત્રણ ચાર વખત પાણીની સાથે મેળવીને આપવાં. એથી અફીણનું બંધાણ જલદી છૂટી શકે છે, અને દવામાં પૌષ્ટિક ગુણ હોવાથી બંધાણ છૂટયાની માઠી અસર કશી વર્તાતી નથી.

### તંબાકુનું વ્યસન.

તંબાકુના વ્યસનને લીધે આંખ, રક્તાશય, અન્નાશય, ગળું, અને આખા મજ્જાતંત્રમાં વ્યાધિઓ ઉત્પન્ન થાય છે, દુખાવો, અને તે પણ માત્ર મજ્જાતંત્રના દોષથી થતો દુખાવો એ તેનું મુખ્ય લક્ષણ છે.

**ઉપાય:—**આંખે ઓછું દેખાય, રાત્રે દીવાની બત્તીથી બરાબર વાંચી શકાય નહિ, એવે વખતે ફૉસ્ફરસ3× બે બે કલાકે આપવું. દૃષ્ટિની અંદર વસ્તુનું સ્પષ્ટ ભાન ન થાય, બેવડી વસ્તુઓ દેખાય, ત્યારે પ્લમ્બમ એસેટીકમ3×ના પાંચ પાંચ ગ્રેન ચાર કલાકે આપવા. રક્તાશયમાં દુખાવો કે બેચેની લાગે, તો સ્પાઇજીલીઆ3× બે બે કલાકે આપવું. ગળામાં ફોડલીઓ થઇ આવે, તો કેલ્કેરીઆ ફૉસ3×ના ૫ ગ્રેન બેબે કલાકે આપવો. અજીર્ણ થઇ આવતું હોય, તો નકસવોમિકા3× બે બે કલાકે આપવું. નબળા ને દૂર્બળ માણસોને થંડા પદાર્થો પીવાની રૂચિ થાય, મોળ આવે, ને ઉલટી થાય, તો આસેનિકમ3× ચાર ચાર કલાકે આપવું.

તંબાકુનું વ્યસન છોડાવી દેતી વખતે નકસવોમીકા3× ચાર ચાર કલાકે આપવું. અને જ્યારે તલપ થઇ આવે, ત્યારે કેમ્ફર ( કપુર ) ½ ગ્રેન આવે એવી એક ગોળી ગળી જવી. જેઓ નબળા મજ્જાતંત્રવાળા હોય, ચરબીવાવાળા હોય કે અજીર્ણથી પીડાતા હોય, તેમને જો તંબાકુ મુકતી વખતે તે ખાવાની ઇચ્છા થઇ આવતી હોય, તો આઇના3× ચાર ચાર કલાકે આપવું.

### સડતા ખોરાકથી ચડતું ઝેર.

( ટોમેઇન પોઇઝનીંગ. )

સડતાં ફળો, બગડી ગયેલાં દુધ, કોહી ગયેલ માછલાં વગેરે માંસના પદાર્થો અને તૈયાર ડબ્બાઓમાં વેચાતા ખાવાના પદાર્થોમાંથી આ ઝહેર ઉત્પન્ન થાય છે. તેને લીધે હોજરી અને આંતરડામાં વરમ થઇ આવે છે. અને તેનાં લક્ષણ તરીકે ઉલટી ને ઝાડા થાય છે. પેટમાં સખત ચુંક આવે છે, તે સાથે તાવ આવે છે, અને દરદી સુસ્ત થઇને પડયો રહે છે; કેટલીકવાર તાવને બદલે શરદી આવવા માંડે છે. દરદી છેક નંખાઈ જાય છે, અને બે ભાન થવા માંડે છે. મૃત્યુ પણ ઘણીવાર થાય છે.

**ઉપાય:—**દરદીને ખૂબ ઉલટી કરાવવી, અથવા થવા દેવી, ઝાડા ન હોય, તો ઝાડા થવા માટે રેચ આપવો, પેટને ( lavage ) ધોઇ નાંખવું. મળ માર્ગ પણ બધો પીચકારીથી સાફ કરવો. રક્તાશય મંદ પડવા લાગે, તો ઉત્તેજક દવાઓ આપવી. પરમેન્ગનેટ ઓફ પોટાશના પોર્ટ વાઇનના જેવા રંગના પ્રવાહિમાં એટલે કે એક બે આઉંસ પાણીમાં આશરે પાંચ ગ્રેન જેટલું નાખીને તે શરૂઆતમાં એક આઉંસ આપવું. વળી બે ત્રણ મીનીટમાં બીજો એક આઉંસ આપવો, અને કાંઇ ફાયદો લાગે, તો ત્રીજો આઉંસ આપવો. જો ઉલટીમાં નીકળી જાય, તો ફરી ફરીને આપવું. આશરે ત્રણ આઉંસ જેટલી દવા પેટમાં રહેવી જોઇએ.

# ભાગ ૧૭ મો.

## કેટલાક પરચુરણ વિષયો.

( Certain additional matter. )

આ ભાગમાં જે કેટલીક વૈદ્યક બાબત લોકોપયોગી હોવા છતાં છપાયા વિના રહી ગઇ છે, એમ લાગ્યું, તેનો સમાવેશ કર્યો છે, અગર જો કે એવી ઘણી બાબતો હજી ઉમેરી શકાય એવી રહી ગઇ હશે, પણ જે સમયમાં અમે આ પુસ્તક પ્રસિદ્ધિમાં લાવવા પ્રયત્ન કર્યો છે, તેટલા અવકાશમાં જે કાંઇ થોડીએક બાબતો અગત્યની જણાઇ એટલીજ અત્રે આપી શકયા છીએ.

### મેદ વૃદ્ધિ—અતિશય જાડાપણું.

( Obesity; Corpulence )

જ્યારે કોઇ સક્ષના શરીરમાં સાધારણ રીતે હોવી જોઇએ, તે કરતાં વિશેષ ચરબી હોય, અને તે ચરબીને લીધે તેના શરીરની ચપળતા ઓછી થઇ હોય, ત્યારે તેને મેદની વૃદ્ધિ થઇ એમ કહેવાય છે. શરીર ફુલી જાય, તેથી તે મજબૂત ગણાતું નથી, પણ વ્યાધિ ગ્રસ્ત તથા બીજા વ્યાધિને લાયક ગણાય છે.

**લક્ષણઃ**—ત્વચાની નીચે ચરબીના જાડાં પડો જામેલાં લાગે છે, પેટ, નિતંબ, છાતી અને ડોકનો ભાગ અસાધારણ રીતે મોટો અને બેડોળ દેખાય છે. સાધારણ રીતે મનુષ્યમાં ચરબીનો ભાગ આખા શરીરના વજનનો $\frac{1}{20}$ હોવો જોઇએ, એથી વધારે ફાયદાકારક નથી. આવા માણસોને જ્યારે કાંઇ વધારે શ્રમ પડે, કે ત્વરાથી કામ કરવાનું હોય, ત્યારે શ્વાસ ચડી આવે છે, છાતીમાં ધબકારો થઇ આવે છે, કે તે ઉપરાંત બીજા કાંઇ પણ ખરાબ ચિન્હો માલૂમ પડે છે. કોઇને ફેર આવે છે, કોઇ પડી જાય છે, કોઇને પેટમાં દુખી આવે છે, કોઇને છાતીમાં દુખ થવા લાગે છે વિગેરે; જેઓનું વલણ મેદની વૃદ્ધિ તરફ હોય છે, તેઓને વારંવાર યકૃતની ગડબડ વર્તાય છે, પેટમાં વાયુ થઇ આવે છે. દસ્ત કબજ રહે છે, જમ્યા પછી સુઇ જવાનું મન થાય છે, કઠણ ને ભારે ખોરાક ભાવતો નથી, ગરમ મસાલા બહુ પસંદ પડે છે. રક્તાશય ઘણી વખત નિર્બળ હોય છે. આ સઘળાં મેદની વૃદ્ધિના લક્ષણો છે.

**કારણઃ**—આ વ્યાધિનાં મુખ્ય છ કારણો છે, (૧) વારસામાં ઉતરેલ મેદવાળી પ્રકૃતિ, (૨) બેસી રહેવાની અને આળસની ટેવ, (૩) ઉમ્મર, (૪) ધંધો, (૫) ખોરાક, (૬) હવાપાણી.

કેટલાક માબાપનાં છોકરાં જન્મથી વધારે મેદની પ્રકૃતિવાળાં હોય છે, કેટલીક વખત મેદની પ્રકૃતિની સાથે જન્મથી સંધિવા, ગાઉટ, પથરી થવાનું દર્દ, પેસાબમાં ઓકઝાલીક એસિડના પદાર્થો કે પિત્તના પદાર્થો વધારે જવાની પ્રકૃતિ પણ સાથે સાથે હોય છે.

જે માણસો સવાર સાંજ ખાઇ પીને સારી રીતે ઉંઘતા હોય, અને તેના પ્રમાણમાં અંગકસરત ઓછી કરતા હોય, જેનો સ્વભાવ સંતોષી અને આનંદી હોય, તેઓ જલદી ફુલી જાય છે.

બાળકને સાધારણ રીતે ચરબી વધારે હોય છે, અને જેમ જેમ તે મોટુ થતું જાય છે, તેમ તેમ તે દુબળું થતું જાય છે, સ્ત્રીઓ ઋતુકાળ બંધ થવા વખતે અથવા બંધ થયા પછી ઘણીવાર અતિશય ફુલી જાય છે, તેનું કારણ ઘરમાં બેસી રહેવાની ટેવ, શાંત ને સંતોષી સ્વભાવ, અને ઉત્પત્યવયવોમાં થયેલા ફેરફાર હોય છે. મોટી ઉમ્મરે પહોચેલા કેટલાક પુરૂષો પણ એજ કારણથી શરીરે વધી જાય છે.

ધંધાની બાબતમાં એ જોવાનું છે કે જેઓને દિવસનો ઘણો ભાગ બેઠા બેઠા કામ કરવાનું હોય છે, માથે ચિંતા ઓછી હોય છે, અંગને કસવાનો વખત હોતો નથી, તેઓને સ્હેલાઇથી ચરબી વધી જાય છે. ખુરસી ઉપર બેસીને કામ કરનારના કરતાં ગાદી ઉપર બેસનારને ઘણીવાર ચરબી વિશેષ હોય છે.

ખોરાકમાં જેઓ મિષ્ટાન્ન, ઘી, દુધ વગેરે ખૂબ લેતા હોય, તેઓને ચરબી જલદી વધે છે. દારૂ પીનારાઓને પણ મેદ વધતાં વાર લાગતી નથી, તો પણ કેટલાકની પ્રકૃતિ એવી હોય છે કે સાદા ખોરાકથી એ ઘણા ફુલી જાય, અને કેટલાકની પ્રકૃતિ એવી હોય છે કે ઘણો ઉંચો ખોરાક લે અને દેખીતા સુખમાં ઉછરે, તોપણ શરીર કૃશ રહ્યા કરે. દારૂના શોખીનોને જે ચરબી જામે છે તે બહુ નરમ હોય છે. બીરનો દારૂ સૌથી વધારે ચરબી કરે છે.

હવાપાણી કેટલેક સ્થળે એવાં હોય છે કે ચરબી લોકોને એકદમ વધવા માંડે છે, અને કેટલેક સ્થળે એકદમ ઘટવા માંડે છે. હવામાં ભેજ વધારે હોય તેમ ચરબી વધારે જામે છે. હવા જેમ શુષ્ક હોય, તેમ ચરબી ઘટવા લાગે છે. દરીઆ કિનારાના લોકો રણ આગળના રહેવાસીઓના કરતાં વધારે ચરબીવાળા હોય છે. વલંદા લોકો, અંગ્રેજ લોકો, જરમનો વગેરે પુષ્ટ પ્રજા ગણાય છે, અને મધ્ય પ્રાંતના હિંદુઓ, આરબો, કચ્છી, મારવાડી વગેરે ચરબી વિનાના હોય છે. હવામાં થોડો ફેરફાર થાય, તેમ તે ચરબીને વધારે છે.

આ વ્યાધિવાળા માણસોના રક્તાશય ઘણીવાર ચરબીથી ઘેરાએલાં હોય છે, તેથી રૂધિરાભિસરણ મંદ હોયછે, અને કૌવત તેમનામાં ઘણું ઓછું હોયછે.

કેટલીકવાર રક્તસ્રાવ બહુ થયા પછી અગર પારદ કે સોમલની ઝેરી અસરથી ચરબીમાં એકદમ વધારો થતો માલુમ પડે છે. દેશી વૈદક પ્રમાણે પારદની કોઇ દવાની માત્રાથી પુષ્ટિ થતી કહેવામાં આવતી હોય, તો તે મેદની વૃદ્ધિ હોય એમ હાલની શોધ પ્રમાણે લાગે છે. પારદ સુક્ષ્મરૂપે આપવાથી શું ફાયદા થાય છે, તે હોમીઓપેથીની મેટીરીઆ મેડીકામાં જોવું.

**ઉપાયઃ**—ખાનપાનમાં ઘટતો ઘટાડો અને સુધારો કર્યા વગર પીવાની દવા કાંઇ ફાયદો કરતી નથી.

**ટીંકચર ફુસી વેસીકયુલોસી**ના ૪૦ ટીંપા પાણીમાં નાંખી ત્રણ વખત વાસ્તે આપવાં.

**કેલ્કેરીઆ એસેટીકાના** અસલ અર્કના પાંચ ટીંપાં સાંજ સવાર.

**હોમિયૉપેથીઃ**—"ફાઇટોલેક્કા બેરી"ના મધર ટીંકચર (અસલ અર્ક)ની ટીકડીઓ અથવા ટીંપા બે આઠ આઠ કલાકે આપવાં. એ દવા એક માસ પર્યંત આપ્યા છતાં, જો કાંઇ ફાયદો ન જણાય, તો **એમોનિયા બ્રોમાઇડ** ૩× અથવા **કેલ્કેરીઆ કાર્બ** ૩× ના પાંચ ગ્રેન અથવા **કેલ્કેરીઆ આર્સેનિકા** ૩×ના બે ગ્રેન આઠ આઠ કલાકે આપવા. **આર્નિકા** ૩× હૃદયના દુખાવા વખતે.

**બાયોકેમીસ્ટ્રીઃ**—બ્રોમીઅમ; કુપ્રમ; નેટ્રમ આર્સેનિકમ; નેટ્રમ મ્યુર; આ દવા અજમાવવાની ભલામણ ડા. વૉનડર ગોલ્ટઝ, જેણે બાયોકેમીસ્ટ્રી વધારી છે, તે કરે છે.

**અનુસંગી ઉપાયઃ**—સૌથી સહેલી રીત એ છે કે લીંબુનો રસ જો પ્રતિકૂળ ન થાય, તો થોડાક દિવસ સુધી સવાર સાંજ બે અઢી તોલા જેટલો પાણી સાથે લેવો. એ સિવાય ચરબી ઉત્પન્ન ન થઇ શકે, તે માટે વિધવિધ જાતના ખોરાક નક્કી કરવામાં આવ્યા છે, તે નીચે પ્રમાણે છે.

પુખ્ત ઉમરના માણસને સાધારણ મહેનત કરતો હોય તે વખતે ૪ આંઉસ જેટલો આલ્બ્યુમીનવાળો, ૩ આંઉસ જેટલો ચરબીવાળો, અને ૧૩ આંઉસ જેટલો સ્ટાર્ચને સાકરવાળો ખોરાક આપવો જોઇએ. જે માણસ બહુ થોડું કામ કરતો હોય, તેને ૨ આંઉસ આલ્બ્યુમીનવાળો, ૧½ આંઉસ ચરબીવાળો, અને ૯ આંઉસ જેટલો સ્ટાર્ચ ને સાકરવાળો ખોરાક આપવો. ચરબીવાળો તેમજ સાકર ને સ્ટાર્ચવાળો ખોરાક એકદમ બંધ કરવો નહિ, પરંતુ ધીમે ધીમે ઓછો કરવો. દારૂ કોઇપણ રૂપે આપવો નહિ, પ્રવાહિ પદાર્થ જેમ બને તેમ ઓછો આપવો, આખા દિવસમાં પ્રવાહિ માત્ર ૩૫ થી ૪૦ આંઉસથી વધારે આપવું નહિ.

કેટલાક ડાકટરો એમ ભલામણ કરે છે કે દરદીને થોડાક અડવાડીઆ સુધી બીછાનામાં સુવારી રાખવો, અને માત્ર સંચાથી મલાઇ કાઢી લીધેલું દુધ જેને "સ્કીમ્ડ મીલ્ક" કહે છે, તેજ ખોરાકમાં આપવું. તે સિવાય બીજો કાંઇ પણ ખોરાક આપવો નહિ. વેર મીચેલનો પણ તેવોજ મત છે, અને અને તે ભલામણ કરે છે કે હલકા ખોરાકને લીધે દરદી બહુ નાકૌવત થઇ જાય, તો કોઇ કોઇવાર થોડો એક સેરવો આપવો. ખોરાકથી સારવાર કરતી વખતે રૂધિરાભિસરણની મંદતા ઉપર વૈદ્યે અવશ્ય લક્ષ આપવું. વળી કેટલાક ડાકટરો એવી ભલા

મણુ કરે છે કે જો જમ્યા પછી એ કલાક સુધી કાંઈ પણ પ્રવાહિ લેવામાં આવે નહિ, તોપણ ઘણો ફેર પડે છે.

આ સિવાય હમેશાં અમુક નિયમો પ્રમાણે અડધા કલાક સુધીની કસરતથી વધતાં વધતાં બે ત્રણ કલાક સુધીની કસરત ખુલ્લી હવામાં કરવાથી પણ ચરબીમાં ઘણો ઘટાડો થાય છે. શરૂઆતમાં દરદીને નાની ટેકરી જેવી જગ્યાઓમાં હમેશાં બે ચાર વખત અડધા કલાક સુધી ફેરવવો. બે ત્રણ દિવસ તેમ કર્યા પછી વધારે ઉંચી ટેકરી ઉપર એક કે બેજ વખત તેને ચડાવવો, અને આસપાસ ફેરવવો, તે વખતે ટાઇમ ઉપર વિશેષ લક્ષ ન આપતાં દરદીની શક્તિ ઉપર વધારે ધ્યાન આપવું. એ પ્રમાણે દિનપ્રતિદિન વધારે ને વધારે ઉંચાઇની ટેકરીઓપર ચડાવવાથી અને ફેરવવાથી ચરબીમાં ઘણો ઘટાડો થઇ જાય છે. આ સિવાય સેન્ડોની કસરતથી પણ મેદ ઓછો થઇ જાય છે. મેદ ઓછો કરવાની સઘળી રીતોમાં દરદીના રક્તાશયની શક્તિને હાનિ થાય છે, કે ફાયદો એ હમેશાં તપાસ્યા કરવાનું છે.

વળી હમેશાં એક વખત અગર બે બે દિવસે એક વખત દરદીને એક નેતરની ભરેલી ખુરસી ઉપર બેસારવો, તેની નીચે પાણીની વરાળ નીકળતું મોટું ઠામ મુકવું, અને આખે શરીરે તેમજ ખુરસીની ફરતું ગરમ કપડું વીંટી લેવું, એથી વરાળની ગરમી દરદીને લાગતાં પરસેવો છૂટવા લાગશે. આ પરસેવા સાથે શરીરમાંથી ઘણોએક મેદ પણ ઓગળી આવશે, અને એ રીતે મેદ કમી થશે.

એવા બાષ્પ સ્નાનના કરતાં માત્ર ઉષ્ણ વાયુના પ્રયોગથી વધારે ફાયદો થાય છે, વળી એ બધા ઉપાયની સાથે પેટ ઉપર એક પહોળો ને મજબુત પટો કાયમ પહેરી રાખવો એ બહુ ઉપયોગી છે. તેથી બહુ ખોરાક લેવાતો નથી, ને ઘણું પાણી પીવાતું નથી; તેમજ વળી તેથી પેટનાં અવયવોને તેનો ઘણો આધાર મળી શકે છે, અને તેઓ પોતાનું કામ ઘણી સારી રીતે બજાવે છે. મેદ ઓછો થતો લાગે, ત્યારે દર્દીને વખતો વખત દરેક અડવાડીએ જોખતાં રહેવું, ને ત્રણ પાઉંડથી વધારે વજન દરેક અડવાડીયે ઘટે નહિ તેમ યોજના કરવી.

## સાલ્સ્બરી સીસ્ટમ ( અજીર્ણ મટાડવાની ને ચરબી ઘટાડવાની રીત. )

( The Salisbury System. )

અજીર્ણ ને ચરબીનો વધારો મટાડવા માટે જે. એચ. સાલ્બરી નામના માણસે સને ૧૮૮૭ માં એક રીત પ્રસિદ્ધિમાં આણી છે, અને તે ઉપરથી તે રીત સાલ્સ્બરી સીસ્ટમના નામથી ઓળખાય છે.

જુદી જુદી જાતનાં અજીર્ણો, અને મેદ વૃદ્ધિ ( obesity ) મટાડવા માટે આ એક ઉત્તમ ઇલાજ છે. તેમાં મુખ્ય નિયમ ગરમ પાણી પીવામાં વાપરવાનો છે. જેઓ માંસાહારી હોય, તેમણે ¾ ભાગ ચરબી વિનાનું માંસ અને ¼ ભાજી પાલો ખાવો જોઇએ, અને જેઓ વનસ્પતિનોજ આહાર કરતા હોય, તેમણે તેલ, ઘી, સાકર, ચોખા વગેરેનો ખોરાક ઓછો કરીને ઘહું, બાજરો, મગ, તુર ઇત્યાદિનો ખોરાક વધારવો જોઇએ. ગાંઠીયા, ભજીઆં વગેરે પણ કમી કરવાની જરૂર છે. તે સાથે દરરોજ યોગ્ય કસરત લેવામાં આવે, તો ફાયદો થયા વિના રહે: નહિ, ખોરાકના નિયમ સાથે જે પાણી પીવું હોય. તે સઘળું ગરમ કરેલું અને પીતી વખતે પણ જરા ગરમ હાલતમાં હોવું જોઇએ. દરદીએ સવારમાં જાગૃત થતાંજ, એક શેર પાણી-પોતાથી પી શકાય તેટલું ગરમ-પી જવું, અને પોતાને જમવાના વખત પહેલાં આશરે દોઢ કલાકે બીજું એક શેર પાણી-તેવીજ ગરમ સ્થિતિમાં પીવું; વળી સાંજે જમ્યા પછી એક કલાકે સુવા પહેલાં આશરે અડધી કલાકે તેજ પ્રમાણે બીજું એક શેર પાણી પીવું, એ સિવાય તરસ લાગે, તો બપોરે ત્રણ ચાર લાગે લેમોનેડ, ચાહ, કાફી, કે લીંબુનો રસ, કે ગુંદરનું પાણી પીવું. આમ કરવાથી તૃષા છીપે છે, અને મેદની વૃદ્ધિ થતી નથી. જમતી વખતે પાણી પીવાની જરૂર પડે, તો તે વખતે પણ ગરમ થયા પછી જરા ઠરવા આવેલું પાણીજ અને તે પણ અચ્છેર કરતાં વધારે આપવું નહિ; બળાત્કારે નહિ પણ સ્વાભાવિક રીતે જેટલી બને તેટલી તૃષા સહન કરવી. એથી પણ મેદની વૃદ્ધિ ઓછી થશે. દિવસમાં ત્રણ કરતાં વધારે વખત ખોરાક આપવો નહિ, અને દુધનો ખોરાક એક વખતે અચ્છેર કરતાં વધારે આપવો નહિ, ખોરાક

હમેશાં નિયમિત વખતેજ આપવો, અને દરદી સશક્ત હોય, તો બપોરે જમ્યા પછી અડધી કલાકથી વધારે વખત તેને ઉંઘવા દેવો નહિ. અશક્ત હોય તો વધારે આરામની જરૂર રહે છે.

## બેન્ટીંગ સીસ્ટમ.

( The Banting System )

ઉપરની રીતને અનુસરતી આ રીત છે તેમાં **સાકરવાળા પદાર્થો જેમ બને તેમ ઓછા** ખાવાની અને **ખોરાક બહુજ સુક્ષ્મ લેવાની સલાહ છે.** તેના પરિણામે ચરબી ઘણીજ ઘટી જાય છે, અને તન્દુરસ્તી તથા બળમાં વધારો થાય છે. ખોરાકમાં માંસને બદલે અનાજ ગોઠવ્યું છે. સવારમાં ( ૭ કે ૮ વાગે ) **ખોરાક**—બાજરાની એક ખાખરી સાથે દુધ તેમજ સાકર વિનાની મોળી ચાહ, અથવા સવારમાં એકલી મોળી ચાહને. બપોરે ૧૧ વાગે, બાજરાની ખાખરી ને દાળ, શાકમાં રીંગણાં, મૂળા, દુધી વગેરે જેમાં ચરબીને ચીકાસ ઓછી હોય તે ખાવાં. બપોરે ( ૧૨ કે ૧ વાગે ) ઘઉં કે બાજરાની બે ખાખરી ને શાક તથા દાળ ( બનતાં સુધી ચોખા બીલકુલ લેવા નહિ. સાંજે ( ૪ કે ૫ વાગે ) મોળી સાકરને દુધ વિનાની ચાહ કે કાફી; નારંગી, ને દાડમની જરૂર લાગે તો એકથી વધારે લેવું નહિ. રાત્રે ( ૮ કે ૯ વાગે ) બાજરાની એક ખાખરીને શાક. દારૂ હરગીજ કોઈ જાતનો લેવો નહિ.

---

## ન્યુમોન્યા વિષે કેટલીક વધારે બાબતો.

( Some more facts about Pneumonia )

આ વ્યાધિની ઘણીએક હકીકત ગ્રંથ ૧ લામાં પાને ૭૦૪ મે આપી છે, પણ આ વ્યાધિ કેટલેક દરજ્જે ભયંકર છે, તેથી તે સંબંધે લોકોને વધારે જ્ઞાન મળે, અને તેમાંથી બચવાને તથા સાજા થવાને વધારે પ્રયત્ન કરી શકે, એ હેતુથી તે વિષે નીચે વધારે માહીતી આપી છે.

**ખાસ સૂચક ચિન્હ:**—તન્દુરસ્તીમાં શ્વાસોચ્છ્વાસ અને નાડીનો સંબંધ ૧ ને ૪ અથવા ૧ ને ૪½ નો હોય છે, એટલે કે એક શ્વાસ લેવાય તેટલા વખતમાં નાડી બરાબર ૪ વખત ચાલે છે, અગર કોઇવાર ૪ વખત ચાલ્યા પછી થોડો વખત ખાલી જાય છે. ન્યુમોન્યા લાગુ પડે છે, ત્યારે આ પ્રમાણ ૧=૨ નું અથવા ૧=૧½ નું થાય છે, એટલે કે જેટલા સમયમાં ૪૦ શ્વાસ ચાલે, તેટલા સમયમાં નાડી ૧૦૦ વખત ચાલે છે.

**શ્વાસોચ્છ્વાસ:**—ન્યુમોન્યા તાવની સાથે શરૂઆતમાં ઘણી વખત છાતીમાં દુખાવો હોય છે, પણ કેટલીક વખત દુખાવો કે ઉધરસ કશું હોતું નથી, પણ શ્વાસોચ્છ્વાસ ઉતાવલા ચાલવા લાગે છે. યુવાન તંદુરસ્ત માણુસ એક મિનિટમાં ૧૪ થી ૧૮ શ્વાસ લેછે પણ આ દર્દ લાગુ પડયા પછી તેને એક મીનીટમાં ૩૦ થી ૪૦ શ્વાસ લેવાની જરૂર પડે છે. કોઇવાર તેથી પણ વધારે ૬૦ કે ૭૦ લેવાની જરૂર પડે છે. બચ્ચાંને ન્યુમોન્યા થાય છે, ત્યારે તે ભરાઇ ગયું છે, એમ ઘણા લોકો કહે છે; તે વખતે તેના શ્વાસ ૧ મીનીટમાં ૫૦ થી ૮૦ સુધી વધી જાય છે. ૮૦ શ્વાસ ચાલેલ દર્દી પણ બચી શકે છે. સાધારણ કેસોમાં ૫૦ થી વધારે શ્વાસ ચાલતા જોવામાં આવતા નથી.

**નાડી:**—ન્યુમોન્યાના સાધારણ કેસોમાં નાડી એક મીનીટમાં ૧૦૦ થી ૧૩૦ સુધી ચાલે છે. નાડી ઘણીજ ક્ષીણ, અથવા અનિયમિત રીતે–થાક ખાઈખાઇને–ચાલે ત્યારે રક્તાશય નબળું પડી ગયું છે, એમ અનુમાન થાય છે.

**ઉધરસ:**—આ દર્દના ઘણાક કેસોમાં ઉધરસ વહેલી મોડી પણ પ્રગટ થયા વિના રહેતી નથી, તોપણ ઉધરસ હોવીજ જોઇએ, અને ઉધરસ હોય, તોજ ન્યુમોન્યા કહેવાય, એવું કાંઇ નથી. કોઇ કેસમાં ઉધરસ બહુજ હોય છે, કોઇમાં ઘણી ઓછી હોય છે, અને કોઇમાં બીલકુલ હોતી નથી.

**સન્નિપાત:**—આ રોગને લીધે બધા દર્દીઓને સન્નિપાત થતો નથી, કોઇને સન્નિપાત ઘણો હોય છે, કોઇને થોડો હોય છે. કોઇ બેભાન પડી રહે છે, અને કોઇને છેવટ સુધી સારૂં ભાન હોય છે, દારૂડીઆને આ દર્દ થાય, તો તેનું શરીર સન્નિપાત સાથે ધ્રૂજવા લાગે છે, એટલે કે ડીલીરીઅમ ટ્રીમેન્સ થઇ આવે છે.

**પેશાબ:**—આ વ્યાધિમાં પેશાબની પરીક્ષા કરવાની ઘણી વખત જરૂર હોય છે. આ દર્દ દર્મ્યાન પેશાબ કમી આવે છે, ને તેનો રંગ ઘેરો હોય છે. તેનો ગુણ અમ્લ ( ઍસીડ ) અને તેનું વિશિષ્ટ ગુરૂત્વ વધારે હોય છે. પેશાબમાં યુરીઆ ઘણો માલૂમ પડે છે, પણ કલોરાઇડઝ ઓછા હોય છે,

અગર બીલકુલ હોતા નથી. કોઇ વાર પેશાબમાં આલ્બ્યુમીન પણ હોય છે, જુઓ મૂત્રપરીક્ષાનો વિષય ગ્રંથ ૧ લો. પાનું ૭૬૨.

ઉપાય:—એકોનાઇટ, બેલાડોના, આયોડીન, જેલ્સીમીઅમ, વિરેટ્રમ વિરિડી, કાર્બો વેજી, એમોનીઆ, ફૉસ્ફરસ, ચેલીડોનીઅમ, એન્ટીમોનીઅમ ટાર્ટ, હાઇડ્રો., સલ્ફર, આર્સેનિકમ વિગેરેમાંથી યોગ્ય લાગે તે દવા આપવી. જુઓ ગ્રંથ ૧ લો પાનુ ૭૦૪

અનુસંગી વ્યાધિઓ:—આ દર્દ પોતેજ ઘણી વખત બીજા રોગોમાં પ્રગટ થતો એક રોગ છે. ટાઇફૉઇડ તાવ, સ્તવા, ઓરી, શીળી, સળેખમ, જખમ, અને કેટલાક ચેપી રોગોમાં તે ઘણીવાર સાથે સાથે થઇ આવે છે. સાધારણ પ્લેગમાં પણ ન્યુમોન્યા થઇ આવે છે, અને પ્લેગની અમુક જાતજ એવી છે કે તેમાં ન્યુમોન્યા અવશ્ય થાય છે, તેને 'ન્યુમોનિક પ્લેગ' કહે છે. ક્ષયના દર્દીઓને પણ આ રોગ કેટલીકવાર થઇ આવે છે. તેથી ઉલટું કોઇવાર ન્યુમોન્યા થઇ ગયા પછી ક્ષય લાગુ પડે છે. મગજના પડનો વરમ ઘણી વખત આ દર્દની સાથે થઈ આવે છે, એવે પ્રસંગે છાતીને શેક કરવા પહેલાં માથા ઉપર પ્રથમ બરફ મુકવાની વધારે જરૂર પડે છે. કોઇ કોઇ બાળકને મગજના પડના વરમમાંથી ભેજા ઉપર રકતસ્ત્રાવ થઇ આવે છે, અને તે તદ્દન બેભાન પડયું રહે છે. કોઇને ઝાડો પેશાબ બંધ થઇ જાય છે. કોઇને ઝાડો પેશાબ એ અખત્યાર ચાલ્યા કરે છે. કોઇવાર રકતાશયને વધારે હરકત પહોંચે છે, અને તેના અંતઃપડમાં પણ વરમ થાય છે.

પરિણામ વિચાર:—સાધારણ રીતે ન્યુમોન્યાના કેસોમાંથી આશરે ૧૦ થી ૧૫ ટકા મરણ નીપજે છે. વૃધ્ધો અને બાળકોને તે વધારે પ્રાણઘાતક નીવડે છે. એક વખત આ રોગ લાગુ પડયા પછી ફરીથી તરત ઉથલો મારવાનો અથવા થોડા દિવસ ગયા પછી ફરીથી લાગુ પડવાનો સંભવ રહે છે. જો સાથે સાથે મગજના ભાગને બહુ હરકત થઈ હોય, તો કોઇવાર પક્ષાઘાત, બ્હેરપ, કે કાંઇ આંખની ખોટ રહી જાય છે. જો રકતાશયના અંતઃપડને હરકત થાય, તો વધારે કાળજી રાખવાની જરૂર પડે છે. દર્દી જરા સાજો થાય એટલે તરત તેને હરવા ફરવા દેવો નહિ. તેનું રકતાશય એટલું બધું નબળું પડી ગયું હોય છે કે તે જરા પણ શ્રમ ખમી શકતો નથી. તદ્દન સાજા દેખાતા દર્દીઓ પણ આ પ્રમાણે શ્રમ લેવા જતાં એકાએક મરણ પામ્યાના દાખલા જાહેરમાં આવ્યા છે.

અનુસંગી ઇલાજ:—દર્દીને ગરમ કપડાં પહેરાવી રાખવાં. વાદળી અગર ગરમ કપડાં ને ગરમ પાણીમાં અગર વરાળમાં મુકીને ગરમ કરીને તે વડે છાતી ઉપર શેક કરવો. ટરપેન્ટાઇન, એમોન્યા અગર કપૂરનું તેલ છાતીએ લગાડવું, એન્ટીફ્લોજીસ્ટાઇનના ડબ્બા આવે છે, તેનો લેપ કરાય છે, તેથી દુખાવો કમી થાય છે. તે લેપનાં તરડીઆં પડી જાય નહિ તેટલી સંભાળ રાખવાની જરૂર હોય છે. સન્નિપાત ન થાય, તે માટે શરૂઆતથીજ માથા ઉપર બરફ રાખવો. દુધ, કાંજી કે ચોખા એવો હલકો ખોરાક આપવો. ખાંડ, ખટાસ, કે તીખાસ આપવી નહિ. પાણી પુષ્કળ પીવા દેવાને હરકત નથી. રકતાશય બહુ નબળું પડી જાય, તો આલ્કોહોલવાળો રસ—બ્રાન્ડી—થોડોએક આપવો. સ્પીરીટસ ઑફ કેમ્ફરનાં થોડાંક ટીપાં ખાંડ સાથે આપવાથી પણ રકતાશય જોઇએ તેવું સતેજ થશે. વધારે માટે જુઓ ગ્રંથ ૧ લો, પાનું ૭૦૭, ફેફસામાં સડાની નીચે આપેલા અનુસંગી ઉપાય.

અટકાવવાના ઇલાજ:—આ રોગ જ્યારે આટલો ભયંકર છે, ત્યારે તેને લાગુ પડતો અટકાવવાનો ઇલાજ શું હશે, તે જાણવાની ઇચ્છા સૌ કોઇને થાય તેવી છે. આ રોગ અમુક જંતુઓને લીધે ફેલાય છે એમ સિદ્ધ થયું છે. વળી બીજા ઘણા રોગો જંતુઓથી ફેલાય છે, એમ દિન પ્રતિદિન સાબીત થતું જાય છે, તેથી આપણા પોશાક, આપણા ઘરબાર, આપણી રીતભાત વગેરેમાં વધારે સ્વચ્છતા રાખવાની જરૂર છે. ગંદા કપડાં, ગંધાતી ખાળ અને ચોકડીઓ, ગમે ત્યાં થુંકવાની અગર બલગમ નાખવાની ગંદી ટેવ વિગેરેથી આવા ચેપી રોગ વધારે ફેલાય છે. એ સિવાય શરીરને રોગને લાયક થતાં અટકાવવાથી પણ રોગમાંથી મુક્ત રહી શકાય છે. શરીરને અથવા મનને બહુ થાક લાગવા દેવો નહિ, ફિકર ચિંતા ઓછી કરવી, વિષયભોગ હદ ઉપરાંત કરવો નહિ. (કોઇપણ ચેપી રોગ ચાલતો હોય, ત્યારે બ્રહ્મચર્ય પાળવું એ વધારે સલામતી ભર્યું છે.) કોઇપણ રોગમાંથી સાજા થઇ ઉઠેલા સખ્શે ઠંડીમાં બહાર ફરવું નહિ. ઉજાગરો કરવો નહિ, તેમજ અજીર્ણ થવા દેવું નહિ. ઠંડો પવન વાતો હોય ત્યાં ઘણો વખત રહેવું નહિ.

## ટાઇફૉઇડ જ્વર સંબંધી કેટલીક વધારે બાબતો.

( Some more facts about Typhoid )

આ વ્યાધિની ઘણી એક હકીકત ગ્રંથ ૧ લાને પાને ૩૨૪ મે આપી છે, પરંતુ તે વિષે હાલમાં કેટલીક વધારે બાબતો જાણવામાં આવી છે, અને તે ઉપયોગી છે તેથી અહીં પ્રગટ કરી છે.

**કારણ:**—ડા. એબર્થે સને ૧૮૮૦ માં આ ચેપી રોગનાં જંતુઓ શોધી કાઢયાં છે, તે ઉપરથી તેના જંતુને કેટલાક ડાક્ટરો 'બેસીલસ ઑફ એબર્થ' એવું નામ આપે છે. ચેપથી દુષિત થયેલ પાણી, દુધ, સોડાવોટર, બરફ, કે ખોરાક ઇત્યાદિથી આ રોગ ફેલાય છે, એ વાત ખરી છે; પરંતુ માખીઓ આ રોગના ચેપને ફેલાવી શકે છે, અને માખીઓ પાણી તથા ખોરાકને દુષિત કરી શકે નહિ તેવો બંદોબસ્ત કરવાથી આ રોગ ફેલાતો બંધ પડયો છે, એમ ઘણે ઠેકાણે સાબીત થયું છે. માખી પોતાના પગો અને સૂંઢ વડે ગંદા પદાર્થોને ઠેકાણે ઠેકાણેથી લઈ જઈ શકે છે. તેમજ વળી પોતાની લાળ, ઉલટી વગેરેથી પણ મનુષ્યને પીવાનાં પાણી, દુધ, ખોરાક વગેરે ને બગાડી શકે છે. મનુષ્યના મળમૂત્ર ખુલ્લા રહેવાથી તે ઉપર માખીઓ બેસે છે, અને ત્યાંથી ગંદો ચેપ મનુષ્યના ખોરાકમાં દાખલ કરે છે. સ્પેનીશ અમેરિકન લડાઇ ચાલી, ત્યારે ઘણા લડવૈયાઓ ટાઇફોઇડના ભોગ થઇ પડયા હતા; તે વખતે માખી એ રોગને ફેલાવનારૂં ભયંકર સાધન હોવાનું માલુમ પડયું હતું. માત્ર હવામાં આ રોગના જંતુઓ ફેલાઇને નુકસાન કરતાં હોય એમ સાબીત થતું નથી. છેક ૧૯૧૨ ની સાલમાં ડા. ફીલે પ્રયોગ દ્વારા એમ સિદ્ધ કરી બતાવ્યું છે કે "ચેપી રોગના દર્દીની ગંદકી જે જમીનમાં દાટવામાં આવી હોય, તે જમીનમાં જે છોડવાઓ ઉગે, તે છોડવાઓના થડ અને પાંદડામાં પણ તે ચેપી રોગના જંતુઓ દાખલ થાય છે" ચોમાસાના વષાદથી પણ તે ચેપ વનસ્પતિમાંથી કમી થતો નથી. આથી સમજાશે કે ચોમાસાની શરૂઆતમાં તાજી ઉગેલી વનસ્પતિ ખાવાથી લોકોમાં ઘણીવાર બીમારી ફેલાય છે, તેનું કારણ આજ હશે. વળી કેટલાક માણસોના શરીર ઉપર ટાઇફોઇડના જંતુઓ કેટલાક વર્ષો સુધી રહેવાનું વધારે પસંદ કરે છે, અને તે માણસો દ્વારા તે જંતુઓ એક સ્થળેથી બીજે સ્થળે ફેલાય છે એમ પણ સિદ્ધ થયું છે. મેરી નામની એક સ્ત્રીના સંબંધમાં ઘણા વર્ષો સુધી અમેરિકામાં ન્યુયોર્ક શહેરમાં તપાસ ચલાવી હતી. તેના શરીરમાંથી ટાઇફોઇડના જંતુઓ ખસતાંજ ન હતાં, અને અગર જો કે તેણી પોતે તેથી બીમાર થયાનું જાણવામાં આવ્યું નથી, તોપણ તેના શરીરના જંતુઓને લીધે, જયાં જ્યાં તે જતી, ત્યાં તથા તે તાવ ફેલાતો. તેના મળ મૂત્રની પરીક્ષા કરવાથી તેમાં ટાઇફોઇડના જંતુઓ માલુમ પડયાં હતાં.

**ફેલાતો અટકાવવાના ઉપાય**—આ દર્દનું કારણ જાણવા ઉપરથી સમજાશે કે બીજા ચેપી રોગોની માફક આ દર્દમાંથી બચવા માટે પણ સ્વચ્છતા વધારે જરૂરની છે. દર્દીના મળ મૂત્રને જમીન દાટી દેવાં, અગર તે ઉપર પુષ્કળ ચુનો અને રાખ એકત્ર કરીને નાખવાં, જેથી માખી વગેર જંતુઓ તે ઉપર બેસીને ચેપ ફેલાવી શકે નહિ. કોરોઝીવ સબ્લાઇમેટ અને પોટાશ પરમેન્ગેનેટ જંતુ નાશક તરીકે વાપરવાં. આસપાસમાં જયારે આ દર્દનો ચેપ ચાલતો હોય, ત્યારે પાણી તથા દુધ ગરમ કરીને પીવાના ઉપયોગ લેવું. વળી રસોઇ થતી વખતે અને જમતી વખતે ખોરાક ઉપર માંખીઓ* બેસે નહિ, તેવી ગોઠવણ કરવી. આ વ્યાધિ લાગુ ન પડે તે માટે રસી તૈયાર કરવામાં આવી છે, અને તે રસી મુકવાથી ફાયદો થતો જણાય છે. લશ્કરોમાં તેનો ઉપયોગ કેટલીકવાર કરવામાં આવે છે; અને એકવાર તેવી રસી મુકવાથી બે વર્ષ સુધી રોગ લાગુ પડતો નથી એમ પુરવાર થયું છે.

**સ્વચ્છતા:**—દર્દીના મળમૂત્ર બલગમ ઉલટી વગેરે દૂર કરવા પહેલાં તેમાં જંતુ નાશક દવાઓ નાખવી, જેથી ચેપ રહેવા પામે નહિ. દર્દીના જમવામાં કે પીવામાં વાપરેલાં વાસણો બને તો અગ્નિમાં તપાવવાં, અગર ધગ ધગતા પાણીમાં બોળવાં; તે સિવાય કોઇએ તેનો ઉપયોગ કરવો નહિ. જે ઘરમો

---

*માખીઓ ઘણા ચેપી રોગો ફેલાવવામાં ઘણી સહાયભૂત છે એમ હાલમાં સિદ્ધ થયું છે; તેથી આરોગ્યને ખાતર આપણે તેને દુર રાખવાની જરૂર છે. તેને માટે ભરૂચની સેનીટરી એસોસિએશન તથા ભાવનગરની એસોસિયેશને છપાવેલી ચોપડીઓ વાંચવાથી વધારે માહિતી મળશે.

મેટર વિગેરે માટે વપરાયું હોય, તે પણ બાઈક્લોરાઇડ ઑફ મર્ક્યુરીના ( ૧ ને ૫૦૦ ) ના મિશ્રણમાં બોળીને સાફ કરવું. દર્દીની સારવાર કરનારે દર્દીને અડક્યા પછી પોતાના હાથ ક્લોરીનેટેડ સોડા ( ૧ ને ૩ ) ના મિશ્રણથી અથવા ક્લોરાઇડ ઑફ લાઇમના મિશ્રણથી, અગર કાર્બોલિક સાબુથી ધોઇ ને સાફ કરવા, દર્દીના વાપરેલાં કપડાં બીજાએ ઉપયોગમાં લેવા પહેલાં ઘણુજ ગરમ પાણીમાં બાફવાં. દર્દીના મોઢાને અંદરથી સ્વચ્છ રખાવવું; તે માટે બોરાસીક આસીડના કોગળા કરાવવા. મોઢું બહુ સુકાઇ જાય, તો ગ્લીસરાઈન ચોપડવું.

## ધ્રૂજારી થઇ આવવાનો રોગ.

( The Trembles; Milk Sickness. )

ગાયોને કેટલીક વખત કંપવા જેવું દર્દ થઇ આવે છે, અને તેવી ગાયોનું દુધ, માંખણ, અથવા માંસ ખાવાથી મનુષ્યને પણ ધ્રૂજારી થઇ આવવાનું દર્દ લાગુ પડતું જણાય છે.

**ચિન્હ:**—શરૂઆતમાં બેચેની વર્તાય છે, શ્વાસ ગંધાય છે. દસ્ત કબજ રહે છે, જીભ સુજી આવે છે, અને ધ્રૂજે છે. તે સાથે મોળ આવે છે, અને ઉલટી થાય છે. તાવ થોડો આવે છે, પણ તે સાથે કેટલીકવાર સન્નિપાત પણ થઈ આવે છે. ઘણુંકરીને બધા દર્દીઓ સાજા થાય છે, તોપણ કોઇવાર મરણ પણ નીપજે છે.

**ઉપાય:**—એવી ગાયોનું દુધ વિગેરે બંધ કરવું. તે સિવાય નકસ વોમિકા, આર્સેનિકમ આલ્બમ, કેપ્સીકા ક્યુઆનામાંથી જે યોગ્ય લાગે તે દવા આપવી.

## કૃમિજન્ય ફેફસાના અને યકૃતના વ્યાધિ.

( Trematodosis. )

ટ્રેમાટોડઝ નામના અમુક કૃમિ થાય છે, તેની મુખ્ય બે જાત છે. એક જાત ફેફસાને બગાડે છે, અને બીજી જાત યકૃતને બગાડે છે. ગંદા પાણી મારફતે આ કૃમિ મનુષ્યના શરીરમાં દાખલ થાય છે. વરમ ઉત્પન્ન કરવાનો તેમનામાં ગુણ રહેલો છે.

**ચિન્હ:**—ફેફસાને બગાડનારાં કૃમિથી ઉધરસ, અને ફેફસાનો રક્તસ્રાવ થાય છે. શરૂઆત ધીમી હોય છે. વખત જાય છે, તેમ ઉધરસ જણાય છે, અને દર્દી ઉલટી કરે છે, તેમાં ફેફસામાંથી લોહી પડે છે. દર્દી દીવસે દીવસે દુર્બળ અને કૃશ થઇ જાય છે, અને શ્રમ લેવાથી શરીર વધારે બગડે છે. યકૃતને બગાડનારાં કૃમિથી યકૃત સુજી આવે છે, અને તે ઉપર સ્પર્શ ખમી શકાતો નથી. રૂચિ મંદ પડી જાય છે, અને ઝાડા થઇ આવે છે. દર્દી લેવાતો જાય છે, અને વખતે જલંદર પણ થઇ આવે છે.

**ઉપાય:**—કોઇ ચોકસ ઉપાય જાણવામાં આવ્યો નથી. દર્દીનું શરીર ખોરાકથી ટકાવી રાખવું જેથી લાંબે વખતે કૃમિ મરી જાય, તો આરામ થવાનો સંભવ છે.

## તાવમાંથી અંગ રહી જવાનું દર્દ.

( Acute anterior poliomyelitis. )

શરૂઆતમાં બાળકોને સખત તાવ આવે છે, ત્યારે શરીરની ગરમી લગભગ ૧૦૫° થાય છે, અને તેમાંથી એક બે દિવસમાં અથવા આઠ દશ દિવસમાં બાળકને એકાદ હાથ, એકાદ પગ અથવા બન્ને હાથ અને બન્ને પગ પક્ષાઘાતની માફક વાયે રહી જાય છે. આ દર્દ ચેપી હોય એમ માનવામાં આવે છે.

**ચિન્હ:**—એકાએક સખત તાવ-૧૦૫° અથવા વધારે આવે છે. માથું દુખે છે, આંચકી આવે છે અને કોઇવાર માથું પછવાડેની બાજુએ ખેંચાએલું રહે છે. કોઇવાર ઉલટી થાય છે અને કોઇવાર ઝાડા થાય છે. આ પ્રમાણે તાવ સાત આઠ દિવસથી વધારે રહેતો નથી, પણ તે દરમ્યાન એકાદ અંગ પક્ષાઘાતનાં ચિન્હો એક અઠવાડીઆથી છ અઠવાડીઆમાં સ્પષ્ટ દેખાય છે, અને પછી તે ચિન્હો દૂર થવા લાગે છે, તોપણ આખરે કોઈ કોઈ સ્નાયુઓમાં પક્ષાઘાતની અસર કાયમ રહી જાય છે. જેઓને પક્ષઘાતની અસર કાયમી દેખાતી હોય છે, તેઓના સ્નાયુઓ પણ ઘણો વખત જતાં જરા સુધરે છે પણ કાંઇક ખોટ તો અવશ્ય રહે છે.

**પરિણામ વિચાર:**—જ્યારે આ રોગ એક ચેપી રોગ તરીકે ફેલાતો હોય છે, ત્યારે આશરે દશ ટકા મરણ નીપજે છે. શરીરની ખોટ તો લગભગ દરેક બાળકને થોડી ઘણી રહે છે.

**ઉપાય:**—બાળકને બિછાનામાં સુવારીને સંપૂર્ણ આરામ આપવો, તેને બધો વખત ચત્તા પીઠપર

સુધ રહેવા દેવું નહિ. જ્યારે પક્ષઘાતની અસર જણાય, ત્યારે તે અવયવને ગરમ કપડાંમાં વીંટી રાખવું. સ્વચ્છતા જાળવવાના નિયમો પાળવા જેથી બીજાં બાળકોને તે લાગુ પડે નહિ. ખોરાક સારો આપીને ઘણું પોષણ મળે એવી ગોઠવણ કરવી. રહી ગયેલા અંગને અંગમર્દન અથવા વીજળીના પ્રયોગ કરવા.

તાવ દર્મ્યાન એકોનાઇટ, જેલ્સીમીઅમ, બેલાડોના, કેલ્કેરીઆ કાર્બ ઇત્યાદિમાંથી જેની જરૂર જણાય તે આપવું. ડા. કોપરથ્વેઇટ ફ્લ્યુડ એક્સ્ટ્રાક્ટ ઓફ અર્જટનાં ત્રણ ટીપાં ત્રણ ત્રણ કલાકે આપવાની ભલામણ કરે છે.

## બચ્ચાંને થતો સ્કર્વિનો વ્યાધિ.

( Infantile Scurvy; Barlow's disease. )

બચ્ચાંઓને માના ધાવણ ઉપર નહિ રાખતાં કૃત્રિમ ખોરાકથી ઉછેરવામાં આવે છે, ત્યારે કોઇવાર આ દર્દ લાગુ પડે છે. ડા. બાર્લોએ આ રોગનો પ્રથમ અભ્યાસ કરીને જાહેરમાં આણ્યો છે તેથી તે બાર્લોઝ ડીસીઝના નામથી પણ ઓળખાય છે, માલ્ટેડ મીલ્ક અને કન્ડેસ્ડ મીલ્ક નામના ખોરાક આપવાથી આ રોગ વિશેષ થતો જણાય છે. આ દર્દ બાર મહિનાની અંદરની ઉમ્મરના બાળકોને વધારે લાગુ પડે છે.

**ચિન્હો:**—બાળકનું શરીર લેવાઇ જાય છે. તેને ખાવાની જરાપણ રૂચી થતી નથી. ઉલટી અગર ઝાડા થઇ આવે છે. દર્દ લાંબો વખત રહે છે એટલે શરીરના કોઇ સાંધાઓ સુજી ગયેલા દેખાય છે. ત્વચામાં અંતર્ગત રક્તસ્રાવ થાય છે. જો એકાદ દાંત આવ્યો હોય, તો પેઢામાંથી લોહી નીકળે છે. છાતીનું વચલું હાડકું અંદર બેસી ગયું જણાય છે. કોઇવાર આંખમાં પણ રક્તસ્રાવ થાય છે. તાવ આવે તો તે અનિયમિત આવે છે. ૧૦૦° થી ૧૦૩° સુધી ચડ ઉતર થયા કરે છે. આ દર્દમાંથી કોઇવાર 'રીકેટસ 'નો વ્યાધિ થઈ આવે તે.

**ઉપાય:**—ખોરાકમાં ફેરફાર કરવો. તાજું સારું દુધ પીવાને આપવું, નારંગીનો રસ દરરોજ એક બે ચમચા આપવો, એટલે જલદી આરામ થવા લાગશે.

## બાળકોને વારંવાર ઉલટી થવાનું દર્દ.

( Cyclic vomiting. )

નાનાં બાળકોને કોઇ ખાસ કારણ વિના અમુક મુદતે ફરી ફરીને ઉલટી થઈ આવે છે. આ વ્યાધિને થોડા વખતથી એક જુદા વ્યાધિ તરીકે ગણીને તેનો અભ્યાસ કરવામાં આવે છે.

**કારણ:**—નબળા મગજના અથવા ગાઉટની અસરવાળા કુટુંબોમાં છોકરાંઓને આ દર્દ થતું જોવામાં આવે છે. હોજરીના પાઇલોરસ દ્વારમાં આકર્ષ ( spasm ) થઈ આવવાથી એવી ઉલટી થવા લાગે છે એમ ઘણાકનું માનવું છે.

**ચિન્હ:**—બાળકને સુસ્તિ જણાય છે, અને અરૂચિ થઇ આવે છે. ઉપટી ઉપરા ઉપર સખત થવા લાગે છે. પ્રથમ ખોરાક નીકળે છે, પછી પિત્ત નીકળે છે, અને કોઇવાર જરા લોહી પણ નીકળે છે. બાળક છેક નંખાઇ જાય છે, એટલે સુઇ જાય છે, અને તેનું અંગ જરા તપી આવે છે. તેનું ગળું લાલ થઇ આવે છે, અને ખાટી ઉલટીથી આળું થઇ જાય છે. આ પ્રમાણે એક બે દિવસ સુધી ઉલટી થાય છે, અને પેટમાં કશો ખોરાક ટકતો નથી. પછી તે દર્દ થોડાક અઠવાડીઆ કે મહિના સુધી મટી ગયું જણાય છે, પણ પાછું ફરીથી તેવાજ જોસમાં ઉપડી આવે છે. એ પ્રમાણે બે ચાર વરસો સુધી અમુક અમુક મુદતે ઉલટી થવાની આદત ચાલ્યા કરે છે. પણ તે કશા ઉપાયથી બંધ પડતી નથી.

**ઉપાય:**—ઉલટી થાય ત્યારે ખોરાક આપવો નહિ, દર્દીને સુવારી રાખવો. હો૦ ઇપીકાકયુઆના એ આ દર્દ માટે ઘણી સારી દવા છે. તે સિવાય આર્સેનિકથી પણ કેટલીકવાર ફાયદો થાય છે. ઉલટી ન થતી હોય, તે સમયમાં પલ્સેટીલા, ઇગ્નેસ્યા, નક્સવોમિકા ઇત્યાદિમાંથી યોગ્ય લાગે તેનું સેવન કરાવવું.

